ભાગ્યોદય—ગ્રંથાવલી.

# કાયદાનો શિક્ષક

યાને

## ફોજદારી, રેવન્યુ અને દિવાની કાયદાઓનું જુથ.

[ સને ૧૯૧૭ આખર સુધીના સુધારા વધારા સાથે. ]

[ જેમાં ફોજદારી, રેવન્યુ અને દિવાની કોર્ટોને
લગતા તમામ કાગળીઆઓનો સંગ્રહ છે. ]

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી ભાગ્યોદય.

( ધનવાન, ભવિષ્યવેત્તા, ડીપાર્ટમેન્ટલ પુસ્તક, ઘરનો વૈદ્ય
વિગેરે પુસ્તકોના કર્ત્તા. )

આવૃત્તિ ૨ જી.  સને ૧૯૧૭.  પ્રત ૧૧૦૦.

કીંમત રૂ. ૮—૦—૦.

આ પુસ્તકનાં પાન ૧ થી ૪૮ સત્યનારાયણ પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદમાં મોતીલાલ કાળીદાસે, પાન ૪૯ થી ૫૬૮ સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસ અમદાવાદમાં-સાંકળચંદ હરીલાલે, બીજા ભાગનાં પાન ૧થી ૨૨૪ સુધી અમદાવાદ ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં સોમાલાલ મંગળદાસે છાપ્યાં છે. અને તે સિવાયનું તમામ પુસ્તક-અમદાવાદ ખાડીઆમાં આવેલા, ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં દવે જેઠાલાલ દેવશંકરે છાપ્યું.

પ્રસિદ્ધ કરનાર

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ

# અર્પણ પત્રિકા.

અનેક દૈવિ સદ્‌ગુણાલંકૃત, ઑનરેબલ શ્રીમાન

## વિઠલભાઈ ઝવેરભાઈ પટેલ.

બૅરીસ્ટર-એટ-લૉ.

ના. ગવર્નર ઇન કૌંસીલની ધારાસભાના મેમ્બર.

મુ. મુંબાઈ.

મુરબ્બી સાહેબ !

આપ નામદારના સહવાસનાં આવતાં મનુષ્ય પોતે પોતાની ઉન્નતિ કેવી રીતે અને કેટલે સુધી કરી શકે છે તેનું યથાર્થ જ્ઞાન મને થયું છે. તેમજ પોતે પોતાની ઉન્નતિ કરી મહાન પદ ઉપર સ્થિત થયા પછી પણ જનસમૂહનું કેટલું કલ્યાણ કરી શકે છે, તેનું આપ એક પ્રત્યક્ષ દ્રષ્ટાંતરૂપ છો.

આપે ધારાસભામાં બિરાજી જનસમુહના કલ્યાણના, અને કેળવણીના અનેક પ્રશ્નોને પોતાના કરી લઇ નિડરતાથી ચર્ચા ચલાવી તેમાં વિજય મેળવી લોકપ્રીતિ સંપાદન કરી છે. અને તેવીજ રીતે હજુ પણ આપ જ્યારે અને ત્યારે લોક કલ્યાણનાજ વિષયોમાં મન લગાવેલું રાખો છો, તેથી તેમજ આ સેવકને જુનો સંબંધ યાદ લાવી વિસારતા નથી, તથા પોતાના બંધુ તરીકે પ્રેમની દ્રષ્ટિથી જોતા રહ્યા છો. તે સ્નેહના સ્મરણ ચિન્હ તરીકે આ પુસ્તક હું આપનેજ અર્પણ કરવું યોગ્ય ધારૂં છું. અને હું આશા રાખું છું કે આપ તેનો સ્વિકાર કરી સેવકને કૃતકૃત્ય કરશો.

| | |
|---|---|
| ભાગ્યોદય ઓફીસ, અમદાવાદ.<br>નિવૃત્તિ નિવાસ, આણંદ.<br>તા. ૨૫—૪—૧૯૧૭. | લી. આપનો સેવક<br>જેઠાલાલ દેવશંકર દવે.<br>કર્તા |

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

આજકાલ કાયદાનું બંધારણ એવું થઇ ગયું છે કે દરેક માણસે કાયદાનું જ્ઞાન પ્રાપ્ત કરી તે પ્રમાણે વર્તવું જાઇએ. જો તે પ્રમાણે ન વર્તે તો તેને ઘણીવાર નુકસાન ખમવું પડે છે.

પરંતુ ઘણા કાયદા અંગ્રેજીમાં હોવાથી અને ગુજરાતી કાયદા પૈસા ખર્ચતાં પણ મળી શકતા નહિ હોવાથી ઘણા માણસો કાયદાનું જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી.

વળી કેટલાક ગુજરાતી કાયદા મળી શકે તે જુદા જુદા ખરીદ કરવાથી વધારે ખર્ચના બોજામાં ઉતરવું પડે, અને તે પ્રમાણે ખર્ચ કરવાની કેટલાક માણસની શક્તિ નહિ હોવાથી તેમજ ખર્ચ કરવાની શક્તિ હોય તો મુળ કાયદાની ભાષા સમજી શકવાને કેટલાકો અસમર્થ હોવાથી તેમને કાયદાથી અજ્ઞાન રહેવું પડે છે.

કાયદો જાણવા અને તે પ્રમાણે દરેક માણસે વર્તવુંજ જોઇએ, છતાં જ્યારે આવી અડચણોને લીધે આ પ્રમાણે તેઓ કાયદાના જ્ઞાનથી અજ્ઞાન રહે છે, ત્યારે તેમને ઘણી વખત નુકશાનમાં ઉતરવું પડે છે. એટલુંજ નહિ પણ આબરૂ, ધન અને એવી બીજી હાનીને પણ ખમવી પડે છે, અને વારંવાર નજીવી બાબતોમાં કાયદાની સલાહ લેવા વિગેરે બાબતમાં પૈસા ખરચતાં પણ લોકોના ઓશીઆળા રહેવું પડે છે.

ગેરકાયદેસર કાંઇ કૃત્ય કરવાથી શિક્ષાને પાત્ર થવું પડે ત્યારે કાયદાની અજ્ઞાનતા પુરાવામાં ચાલી શકે નહિ. કારણકે સરકારે કાયદો પ્રસિદ્ધ કરી લાગુ કર્યો એટલે તે પ્રમાણે વર્તવાની દરેક માણસને ફરજ પડે છે પછી તે કાયદાનું જ્ઞાન મેળવે કે ન મેળવે તોપણ, તે કાયદા પ્રમાણે વર્તવાની દરેક માણસને માથે જવાબદારી રહે છે.

આથી દરેક માણસ થોડી કિંમતે તમામ કાયદાનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે, અને વળી થોડું ભણેલા માણસો પણ કાયદો સમજી શકે, એટલા માટે આ પુસ્તક બહાર પાડવાની જરૂર પડી છે.

તેમાં ન્હાના મ્હોટા ૯૫ ઉપરાંત કાયદાઓનો સમાવેશ કર્યો છે. જેમાં તમામ વિષયને લગતા તમામ કાયદા આવી જાય છે. અને વળી કિંમત પણ તન અને મનની મહેનત તથા ખર્ચના સામું ન જોતાં ફક્ત તે સર્વત્ર ઉપયોગનું થઇ પડે અને તેનો લાભ ગરીબ અને પૈસાદાર તમામ માણસો લઇ શકે તેટલા માટે જેટલી રાખવાની હતી તેથી ઘણીજ થોડી રાખવામાં આવી છે. જેથી આશા છે કે હવે દરેક માણસ પોતાની પાસે આ પુસ્તક રાખશે અને કાયદાનું અજ્ઞાન દુર કરી પોતાની કાયદેસર શું ફરજ તથા જવાબદારી અને હક છે તે જાણી પોતાને પડતી અડચણોને દુર કરશે.

કાયદો જાણવાની દરેક માણસને જીજ્ઞાસા હોય છે પણ, ઉપર બતાવેલાં કેટલાંક અનિવાર્ય કારણને લીધે તેમજ આવા પુસ્તકની ખોટને લીધે તેઓ કાયદાથી અજ્ઞાન રહે છે એ વાત હવે સ્હેજ સમજાઇ છે.

પ્રથમ મેં જ્યારે **સબોર્ડીનેટ નેટીવ એસ્ટાબ્લિશમેન્ટની પરિક્ષાનું પુસ્તક યાને સરવે રેવન્યુ અને ફોજદારી** કાયદાનું જુથ બનાવ્યું અને તેમાં ફક્ત ન્હાના મ્હોટા ૧૪ કાયદાઓનો સમાવેશ કરેલો હતો છતાં તેની પ્રથમાવૃત્તિ એજ વર્ષમાં ખપી ગઇ અને જે સદગૃહસ્થો તેના ગ્રાહક થયા તેમાંના કેટલાકે મ્હને તમામ કાયદા જેમાં આવી જાય એવું કાયદાનું જુથ બનાવવા વારંવાર ભલામણ કરી તેથી મ્હારી ખાત્રી થઇ કે આવા પુસ્તકની હાલ ઘણી જરૂર છે અને તે ઉપરથી મેં આ પુસ્તક તૈયાર કરવાનો વિચાર કર્યો જ્યારે મેં આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થવાને માટે નોટીસ કાઢી અને તેથી તેના ટુંક સમયમાં લગભગ ૪૦૦ ઉપરાંત ગ્રાહકો થઇ ગયાં ત્યારે કાયદો જાણવાની દરેક માણસના મનમાં કેટલી જીજ્ઞાસા રહે છે તે મ્હને સહેજ સમજાયું. અને તેથી આવું રૈયત ઉપયોગી પુસ્તક વેળાસર બહાર પાડી પ્રજાની જીજ્ઞાસા તૃપ્ત કરવાને માટે મ્હારો ઉત્સાહ વધ્યો.

આ પુસ્તકમાં દાખલ કરેલા તમામ કાયદાઓ જો કોઇ માણસ જુદા જુદા કરે તો, તેને લગભગ [illegible] પાંત્રીસ રૂપીઆ ઉપરાંત ખર્ચ થાય તેમ છે, છતાં આ પુસ્તકનો તમામ માણસ ગરીબ અને તવંગર

લાભ લઇ શકે તેટલા માટે તેની કિંમત ઘણીજ ન્હુજ રાખવામાં આવી છે તેથી દરેક માણસ આ પુસ્તકનો લાભ લઇ પોતાને પડતી અડચણોથી બચશે એવી આશા છે.

આ પુસ્તક રૈયત વર્ગને તેમજ સરકારી નોકરોને તેમજ પરિક્ષા આપનારાઓને ઉપયોગનું થાય તેવા હેતુથી તેમાં જોઇતી તમામ વિગત આપવામાં આવેલી છે.

આ પુસ્તક દરેક સરકારી નોકર, જેવાકે, કારકુન, તલાટી, પોલીસ અમલદાર, સ્કુલમાસ્તરો, અને બીજા તમામ સરકારી નોકરો, અને રૈયત વર્ગના તમામ માણસો જેવાકે, શેઠીઆઓ, શાહુકારો, જમીનદારો, ખેડુતો, નરવાદારો, મતાદારો, મુખીઓ, ઇનામદારો, અને બીજા તમામ માણસોને અને પરિક્ષા આપનારા અમલદારોને ઉપયોગનું થાય એવા ક્રમથી લખવામાં આવ્યું છે જેથી આ પુસ્તકનો આશ્રય લઇ દરેક માણસ સુખી થશે તો લેખકનો શ્રમ સાર્થક થશે.

આ પુસ્તક દરેક માણસ વાંચી તે પ્રમાણે વર્તશે અને બીજાને કાયદાના અજ્ઞાનથી બચાવી પોતે પોતાને તથા બીજાને પડતી અડચણો દુર કરશે તો આ પુસ્તકમાં લીધેલો શ્રમ સાર્થક થશે.

| | |
|---|---|
| નાપાડ. તા. આણંદ.<br>તા. ૧૨-૬-૦૯.<br>સંવત ૧૯૬૫ ના જેઠ વદ ૮ શની. | જેઠાલાલ દેવશંકર દવે.<br>પ્રસિદ્ધકર્તા. |

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

દરેક માણસે કાયદો જાણવોજ જોઇએ એવી સરકારે, માણસ માત્રને માટે ધારો નાંખેલી છે. અને તેથી કાયદાના અજ્ઞાનથી કોઇ પણ માણસ ગુનો કરે તો તે શિક્ષાથી બચી જઇ શકતો નથી. માટે પોતાના હિતની ખાતર, પોતાના હક, ફરજ અને જવાબદારી શું છે તે જાણવાની ખાતર માણસ માત્રે કાયદાનું જ્ઞાન મેળવવું જોઇએ.

અમે આ પુસ્તક સને ૧૯૦૯ માં છપાવી બહાર પાડ્યું હતું. અને તેની બે હજાર નકલો ઘણાજ ટુંક સમયમાં ખપી ગઇ એજ તે પુસ્તકની લોકપ્રિયતા જણાવે છે. પ્રજામાં આ પુસ્તક પ્રિય થઇ પડયું હતું, પણ તેમાં ઘણા સુધારા વધારા ને ફેરફાર કરવાની મને ઘણા સજ્જનો તરફથી સુચના પણ થઇ હતી. તે સુચના અનુસાર આ પુસ્તકની બીજી આવૃત્તિ તદ્દન નવેસરથી લખીને તૈયાર કરવી પડી છે.

તેમાં પ્રથમ આવૃત્તિમાં ઘણા કાયદાઓ ટુંકાણમાં હતા તે આ વખતે ઘણા અગત્યના કાયદાઓ પુરેપુરા અને કેટલાક મુખ્ય અગત્યના હતા તેમાં તો અગત્યની ટીકા અને નોટ પણ આપી છે જેવા કે;

**ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઈંડિઅન પીનલ કોડ, સીવીલ પ્રોસીજર કોડ, લેન્ડ રેવન્યુ કોડ, પુરાવાનો કાયદો, મામલતદારની કોર્ટોનો એકટ, રેલ્વેનો એકટ, વિગેરે વિગેરે** આ પ્રમાણે પુરેપુરા કાયદા લેવામાં પુસ્તક ઘણુંજ વધી ગયું અને તેમ છતાં, ચાલુ લડાઇના પ્રસંગેજ પ્રથમ આવૃત્તિ ખૂટી જતાં તેની ચાલુ માગણી ઉપરા ઉપરી થતાં અમારે જે કાગળો સાત રૂપીએ મળે તેના પચીસથી ત્રીસ રૂપિએ રીમ ખરીદવાં પડયા અને—એક તો પ્રથમ આવૃત્તિ કરતાં કદ મોટું, લખાણ વધુ, અને કાગળોના ભાવ પણ વધુ એટલુંજ નહિ પણ છપામણી તેમજ બાંઇડીંગનું ખર્ચ પણ—ઘણુંજ આવી પડતાં આ પુસ્તકમાં પ્રથમ આવૃત્તિ કરતાં ચાર ઘણુ વધારે ખર્ચ આવ્યું છે.

વળી મોટું પુસ્તક હોવાથી જાનેવારી ૧૯૧૭ માં છપાવાનું શરૂ કર્યુ છતાં તે સત્યનારાયણ પ્રેસ, સત્યવિજય પ્રેસ અને ગુજરાત પ્રેસ એમ જુદા જુદા પ્રેસમાં ઉતાવળે બહાર પાડવા માટે છાપવા આપ્યું પણ, તે ધારવા પ્રમાણે છપાઇ શકયું નહિ. અને અંતે આ પ્રમાણે પ્રેસમાં પડતી અડચણો દુર થાય અને આ પુસ્તક સત્વર બહાર પડે તે માટે અમારે જાતે છાપખાનું કરવાની ફરજ પડી અને

તેનું નામ " ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ-" રાખ્યું. અને અમારા છાપખાનામાં આ પુસ્તક રાત દિવસ ચલાવી છાપી તૈયાર કરવામાં આવ્યું છે.

મારા તરફથી ભાગ્યોદય નામનું માસીક આજે પાંચ વર્ષથી નીકળે છે, અને તેથી છાપખાનાનું નામ પણ ભાગ્યોદય પ્રેસ રાખવામાં આવ્યું છે.

આ પુસ્તક તાકીદે પુરૂ કરવા માટે, જુદા જુદા પ્રેસમાં છપાવા આપવું પડયું અને તેથીજ પાન ૪૮—અ—બ ક—ડ કરવાં પડયાં તથા બીજા ભાગથી પાન ૧ થી શરૂ કરવું પડયું હતું. અને તેથી પાનના નંબરો તુટક તુટક આવ્યા છે.

આ પ્રમાણે આ પુસ્તક જલ્દી તૈયાર કરવામાં ઘણી મુશ્કેલીઓ અને ખર્ચ થઇ ગયું છે, છતાં પણ આ પુસ્તકનો સાધારણ : માણસ તેમજ તવંગર વર્ગ છુટથી એક સરખો લાભ લઇ શકે તે માટે તેની કિંમત વધારે ન રાખતાં માત્ર રૂ. ૮—૦—૦ જ રાખી છે. અને તે જો તેના ગ્રાહકો છુટથી લાભ લેઇ કાયદાનું જ્ઞાન મેળવી, ગુન્હા અને શિક્ષામાંથી બચશે તો ગ્રંથ કર્ત્તાને આનંદ અને સંતોષજ થશે.

આ પુસ્તકમાં કેટલાક કાયદા મેળવી આપવામાં બોરસદના મારા જુના મિત્ર મી. નરસીદાસ ખુશાલદાસે મને કેટલીક મદદ કરી છે. તેમજ આ પુસ્તક સંબંધી કેટલાક વિષયો તપાસી આપવામાં મને અત્રેના સુપ્રસિદ્ધ વકીલ અને મારા મિત્ર મી. ભાઇલાલ નંદલાલ દેશાઇ બી. એ. એલ. એલ. બી. એ ખાસ મદદ કરી છે. જેથી તેમનો આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે.

કાયદાઓનાં નામ આપી અનેક માણસો જેમ તેમાં કાયદાનું નામ નિશાન ન મળે તેવાં પુસ્તકો પ્રગટ કરે છે જેમકે, ઉપર પુસ્તકનું નામ એવું હોય કે જે નામથી અજાણ્યા માણસો એમ ધારે કે, અહો આટલું મોટું પુસ્તક અને તેમાં આટલા બધા કાયદા હશે. છતાં કીંમત આટલી થોડી પણ જ્યારે મંગાવી જુવે ત્યારે તેમાં હેડીંગમાં કાયદાનું નામ આપેલું હોય પણ તેમાંની બસે ત્રણસે કલમો-માંથી માત્ર પાંચ સાત કલમોનો સાર, અને ચાર કે પાંચ પાનમાંજ એટલો મોટો કાયદો પુર્ણ થયેલો હોય. અને વળી કહે કે ૧૦૦ કાયદાઓનો સંગ્રહ અને પાન ત્યારે માત્ર પાંચસોંજ અને તે વળી એવાં કે બે પાનનું આ પુસ્તકનું તો એકજ પાન થાય. એટલે માત્ર અઢીસોજ પાન. અને કાયદા ત્યારે પીનલ કોડ જેવા સો કે સવાસો ! આ મેળ ક્યાંથી ખાય ! માટે બંધુઓ ! સાવચેત રહેજો કે તમામ કાયદાઓનો સંગ્રહ તો માત્ર આ એક 'કાયદાના શિક્ષક' માંજ છે. અને તે સિવાય જેમાં તમામ કાયદાઓનો સંગ્રહ હોય એવું એક પણ બીજું પુસ્તક છેજ નહિં. કદાચ કોઇ હશે તો માત્ર સાર રૂપેજ. માટે જેમને ખરૂં જ્ઞાન મેળવવું હોય તેમણે તો આ પુસ્તકજ ખરીદવું. આ એકજ પુસ્તક પાસે રાખવાથી બીજા કાયદા ખરીદવાની કે જોવાની જરૂર પડતી નથી.

તેમાં—વધારામાં—કાયદાઓ ઉપરાંત ફોજદારી, રેવન્યુ અને દિવાની કોર્ટોમાં કરવાની અરજીઓ અને દાવાઓના, તથા તેના જવાબોના નમુનાઓ તેમજ દસ્તાવેજોના નમુનાનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે. તેથી આ પુસ્તક વધુ ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

કાગળોની ઘણીજ મોંઘવારી હોવાથી કોપી પણ ઘણીજ જુજ કઢાવી છે. માટે તાકીદે ખરીદી લેનારનેજ તેનો લાભ મળશે.

ભાગ્યોદય ઓફીસ, અમદાવાદ.
તા. ૨૫-૯-૧૯૧૭
સંવત ૧૯૭૩ ના ભાદ્રપદ શુદ ૧૧

જેઠાલાલ દેવશંકર દવે.
કર્ત્તા.

# કાયદાનો શિક્ષક.

## વિષયાનુક્રમણિકા.

### ભાગ ૧ લો.

### ફોજદારી કાયદા.

## ભાગ ૨ જો.

### રેવન્યુ વિષયને લગતા કાયદાઓ.



## ભાગ ૩ જો.

### દિવાની વિષયને લગતા કાયદાઓ.

ભાગ ૪ થો.

ફોજદારી રેવન્યુ અને દિવાની કોર્ટમાં કરવાની અરજીઓ, જવાબો અને દસ્તાવેજોના નમુના.



# કાયદાના શિક્ષકની પ્રથમ આવૃત્તિ સંબંધી વિદ્વાનોના અભિપ્રાયો

**સુરતના મે. ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટર અને સબડીવીઝનલ ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ સાહેબ, મે. રા. બા. નારાયણભાઇ લલુભાઈ દેશાઇ લખે છે કે**—સદરહુ પુસ્તકમાં લગભગ ઘણાખરા કાયદાઓનો સમાવેશ કર્યો છે, કાયદો કહે છે કે દરેક માણસે દરેક કાયદાથી સજ્ઞાન હોવું જોઇએ. અને કાયદાનું અજ્ઞાન બતાવી શિક્ષામાંથી બચી જઈ શકાતું નથી, તો આ પુસ્તક જુવાન અને વૃદ્ધ, સધન અને નિર્ધન સર્વને ઘણુંજ ઉપયોગી છે, અને તેનો દરેક માણસે સત્કાર કરવો જોઇએ. કાયદાનો અભ્યાસ કરનાર અગર પરીક્ષા આપવા જનારને તો એ ખાસ ઉપયોગી છે કેમકે એ પુસ્તક હાથમાં હોય તો બીજું જોવા અગર શોધવાનો શ્રમ બચે, અને જેથી તેને બને તેમ વિશેષ ઉપયોગી કરવા મી. બેહાલાલે કંઇ શ્રમ કરવો બાકી રાખ્યો નથી. એકંદર આ પુસ્તક દરેકના ઘરમાં રાખવા યોગ્ય છે કેમકે કોઇ એકજ વખતમાં એનાં ખર્ચેલાં નાણાં વળી જાય એમ છે ? તેનું ઉદાહરણ હું મારૂં પોતાનુંજ આપીશ. હું રજા ઉપર હતો અને એક કાયદાની મ્હને જરૂર જણાઇ ત્યારે આ પુસ્તક જોતાં તેમાંથી તે મળી આવ્યો. શ્રમના અને કદના પ્રમાણમાં કિંમત પણ ઓછી છે.

**લુણાવાડાના મે. દિવાન સાહેબ રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા લખે છે કેઃ—"કાયદાનો શિક્ષક" એ નામનું પુસ્તક** વાંચી જોતાં હાલના સુધરેલા જમાનાના વધતા જતા વ્યવહારમાં હંમેશના ઉપયોગમાં આવતા ફોજદારી દીવાની અને મુલકી કાયદાઓનો સમાવેશ કરી રચાયેલું પુસ્તક સાધારણ માણસોને પોતપોતાના હકો તથા ફરજો સમજવામાં તેમજ પરીક્ષા આપવા જનાર ઉમેદવારોને કાયદાઓનું જ્ઞાન મેળવવામાં ઉપયોગી થઇ પડશે અને તેથી જે ઉદ્દેશથી આ પુસ્તક લખવામાં આવ્યું છે તે ઉદ્દેશ ઘણે દરજ્જે પાર પડી શકશે એમ હું ધારું છું.

**વડોદરા રાજ્યના મે. પોલીસ કમીશનર તથા ઈન્સ્પેક્ટર જનરલ ઓફ પ્રીઝન્સ સાહેબ, પણ હાલ સુબા સાહેબ મે. રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઈ દેશાઇ બી. એ. એલ. એલ. બી. લખે છે કેઃ—"કાયદાનો શિક્ષક"** એ નામનું આપનું બનાવેલું પુસ્તક મેં વાંચ્યું છે.

ગુજરાતી ભાષામાં આવા કાયદાના સંગ્રહની ખોટ હતી તે આ સંગ્રહથી સારી રીતે પુરી પડે એમ છે. સરકારી નોકરો, જમીનદારો વિગેરે સર્વને ઉપયોગી થાય એવી માહિતીવાળા આ ગ્રંથનો બહોળો ફેલાવો થઇ આપે લીધેલી મહેનતનો સારો બદલો મળશે એવી મ્હને ઉમેદ છે.

**મુંબઇ ગવર્નમેન્ટના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર સાહેબ પણ હાલ વઢવાણ સ્ટેટના એડમીનીસ્ટ્રેટર સાહેબ. મે. ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ** લખે છે કે:—Dear Mr. Jethalal, your book entitled "**કાયદાનો શિક્ષક**" is nicely Gat up and contains useful information on General topics. I trust the book will be popular amongst students as well as those who are unaccuainted with English. The Gnjrati style is simple and intelligible (**અર્થ**—પ્રિયભાઈ **જેઠાલાલ** તમારૂં પુસ્તક નામે **કાયદાનો શિક્ષક** ઘણુંજ સરસ બનાવેલું છે, અને તેમાં ઘણા ઉપયોગી વિષયોનો સમાવેશ કરેલો છે. મ્હને આશા છે કે આ પુસ્તક કાયદાનો અભ્યાસ કરનારને તેમજ જે લોકો અંગ્રેજી જાણતા નથી તેઓમાં લોકપ્રિય થઇ પડશે. તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરસ છે.)

**અમદાવાદના માજી ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ પણ હાલ ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર અને વાંકરા મ્યુનીસીપાલીટીના ચીફ એકઝીક્યુટીવ ઓફીસર સાહેબ મે. રા. સા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ.** લખે છે કે:-Mr. Jethalal's compendians of Acts & rules in Gujrati styled Kaidano Sixak is an exellent compitation useful to all vernacular knowing Mukhtyars, and public servants in the Revanu, judicial and Police Departments. The volume is brought up to date and its get up is abmirable. I Trust the volume will suplly the long felt want of the intelligent Gajrati knowing section of our community.

(**અર્થ**—**મી. જેઠાલાલ** કૃત '**કાયદાનો શિક્ષક**' એ નામનું પુસ્તક કે જેમાં કાયદાઓ અને રૂલોનો સમાવેશ કર્યો છે, તે તમામ ગુજરાતી જાણનારા મુખત્યારો તથા રેવન્યુ, દિવાની અને પોલીસ ખાતાના સઘળા સરકારી નોકરોને ઘણુંજ ઉપયોગી થઇ પડશે. અને તેમાં અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કરેલા છે. તેના કાગળો ટાઇપો અને બાંધણી વીગેરે વખાણવા લાયક છે અને મને ખાત્રી છે કે આપણા હાલના જમાનાના ગુજરાતી જાણનારા બુદ્ધિશાળી વર્ગની તે ઘણા લાંબા વખતની ખોટ પુરી પાડશે. )

**વાંકાનેર રાજ્યના મે. દિવાન સાહેબ, રા. બા. નાથાભાઈ અવિચલદાસ દેશાઇ** લખે છે કે—**રા. રા. જેઠાલાલ દેવશંકર દવેએ** પ્રસિદ્ધ કરેલું '**કાયદાનો શિક્ષક**' એ નામનું પુસ્તક મેં જોયું છે, તે બહુ ઉપયોગી છે, સાધારણ વ્યવહારમાં વારંવાર જાણવા જોવાની જરૂર પડે તેવા કાયદા તેમાં સંગ્રહેલા છે. એ પુસ્તક ગુજરાતી ભાષાના જાણનારાને અને તેમાં મુખ્યત્વે કરીને રેવન્યુ ખાતાના નોકરો અને તે ખાતા સાથે સંબંધ રાખનારને બહુજ ઉપયોગી થાય તેવું છે. કેટલાક કાયદાની ગુજરાતી પ્રતો જરૂર વખતે મેળવવામાં પડતી મુશ્કેલી આ પુસ્તકથી દુર થાય છે. **રા. જેઠાલાલનો** પ્રયાસ સ્તુતિપાત્ર છે. સંગ્રહેલા કાયદાનો સમુહ જોતાં પુસ્તકની કિંમત જુજ છે.

**ખેડા જીલ્લાના મે. ડીસ્ટ્રીકટ ડીપોટી કલેકટર સાહેબ અને ફર્સ્ટકલાસ સબડીવીઝનલ માજીસ્ટ્રેટ સાહેબ બહાદુર મે. રા. બા. દુર્ગેશ્વર નટવરજી ત્રિવદી બી. એ.** લખે છે કે:-આપને અત્યંત હર્ષપૂર્વક જણાવવાનું રહે છે કે આપે એક અપૂર્વ લોક હિતાર્થ ધર્મ બજાવ્યો છે, કાયદાનું અજ્ઞાન બચાવમાં નહિ ચાલે એટલુંજ કહીને રાજ્ય બેસી રહેલું છે છતાં તે અજ્ઞાનને દુર કરવાનું સરલ અને કિંમત ઉપર નજર રહેતાં સુલભ એવું સાધન તો આ તમેજ પ્રથમ પુરૂં પાડયું છે. કાયદાઓના અનંત રાશીઓ ભારે કિંમતના બોજા તળે દબાઈ રહેલા તેમજ સામાન્ય રીતે સર્વને જેનો ઘણો ઉપયોગ થાય નહિ તેવા વિષયો સાથે ખીચડીમાં સેળભેળ થઇ ગયેલા છતાં વિવિધ સ્થળે છિન્ન ભિન્ન રૂપે

વેશયલા છે. આપણા વેદના રાશીની આવાજ સ્થિતી હતી. વેદ અનંત છે તેમાંથી વિવિધ પાત્રોના ઉપયોગમાં આવે તેવા ભાગોને સુક્ષ્મ વિવેક બુદ્ધિથી તારવી કહાડી એકત્ર કરી શ્રી વ્યાસ ભગવાને ચતુર્વેદરૂપે સંહિતાઓ કરી છે, તેવીજ રીતે ખરી મહેનત, આગ્રહ અને ઉદાર બુદ્ધિથી કાયદાઓના સમુદ્રમાંથી મંથન કરીને 'કાયદાનો શિક્ષક' એ નામથી ઓળખાતું અમૃત તમે ઘણીજ જુજ કિંમતે જન સમૂહની સેવા માટે રજુ કરી શકયા છો તે માટે તમને ધન્યવાદ ઘટે છે. કાયદાના અજ્ઞાન રૂપી વિષથી દુર રહેવા ઇચ્છનાર દરેક કુટુંબમાં અનિવાર્ય સાધન રહેવા માટે તેનો અવતાર હોવો જોઇએ.

**સુરતથી હાઇકોર્ટ વકીલ પણ હાલ સબજડજ સાહેબ મી. પ્રલ્હાદ ચંદ્રશેખર દિવાનજી એમ. એ. એલ. એલ. બી.** લખે છે કે:—સદરહુ પુસ્તકમાં તમોએ ઘણા શ્રમથી ફોજદારી, રેવન્યુ, દિવાની તથા કેટલાક પરચુરણ કાયદાનો સમુહ એકત્ર છપાવી પ્રસિદ્ધ કર્યો છે અને તે ઘણીજ જુજ કિમતમાં ગુજરાતના પ્રજા વર્ગમાંના જીજ્ઞાસુઓને લાભ આપવાનું બીડુ ઝડપ્યું છે એ ઘણું આનંદદાયક તથા ઉત્તેજનને લાયક છે. કેવળ કાયદાઓના જ્ઞાનની જરૂર ધરાવતા ફોજદારી, દિવાની, આબકારી વિગેરે કોર્ટોના વકીલ, કારકુન, મુખત્યાર વર્ગ વગેરેને એ ઉપયોગી થઇ પડશે એટલુંજ નહિ પણ સામાન્ય પ્રજાજનોને તે પોતાના હકો તથા ફરજોનું જ્ઞાન પ્રાપ્ત કરવા રૂપી થોડે ખર્ચે સારો લાભ આપી શકશે એવું મારૂં ધારવું થાય છે.

**અમદાવાદથી મી. લક્ષ્મીશંકર કે. દવે બેરીસ્ટર-એટ-લો** લખે છે કે:—'કાયદાનો શિક્ષક' એ નામનું પુસ્તક મેં વાંચ્યું છે. કાયદાનું જ્ઞાન દરેક માણસે પ્રાપ્ત કરવું જોઇએ અને તે મેળવવાનું આ પુસ્તક ખાસ સાધન છે. આ પુસ્તકનો દરેક માણસ લાભ લે એવા હેતુથી તેની કિંમત પણ ઘણી જુજ રાખેલી છે તેમાં ફોજદારી, રેવન્યુ, દિવાની અને પરચુરણ મળી ૯૫ કાયદાઓનો સમાવેશ કર્યો છે કે જેમાં લગભગ તમામ કાયદા આવી જાય છે. જો તે તમામ કાયદા જુદા જુદા ખરીદવા જાય તો ઘણીજ કીંમત બેસે તેમ છે. મ્હને આશા છે કે આ પુસ્તક દરેક માણસને ઘણુંજ ઉપયોગી થઇ પડશે અને જેથી તેનો બહોળો ફેલાવો થશે. આવા પુસ્તકની ખોટ હતી તે હવે પુરી પડી છે અને કેટલાક ગુજરાતી કાયદા પૈસા ખર્ચતાં પણ મળતા નહોતા તેથી પડતી અડચણો હવે આ પુસ્તકથી દુર થઇ છે.

**ધોળ કોર્ટના મે. ન્યાયાધિશ સાહેબ દોલતરામ વજેરામ બુચ બી. એ. એલ એલ. બી.** લખે છે કે;—"કાયદાનો શિક્ષક" એ નામનું પુસ્તક મેં વાંચ્યું છે તેમાં દિવાની, ફોજદારી, અને બીજા અનેક પરચુરણ કાયદાઓનો સંગ્રહ કરવામાં કર્તાએ ખરેખર ઘણી મહેનત લીધેલી છે. સીવીલ તથા ક્રીમીનલ પ્રોસીજર કોડ અને પીનલકોડ વિગેરે મુળ કાયદાઓ એકવાર વાંચી ગયા પછી આ ગ્રંથ બેંચ-બાર વિગેરેને એક ડાઇજેસ્ટ રૂપે સારી રીતે ઉપયોગી થશે એમ મારૂં માનવું છે. આ સાહસમાં કર્તાને દરેક જાતની ફતેહ ઇચ્છું છું.

**ખેડાજીલ્લાના મે. કલેકટર સાહેબ બહાદુરના ચીટનીસ મે. રા. સા. લાલભાઇ અંબારામ** લખે છે કે આપનું પુસ્તક ધારેલી ખોટ પુરી પાડે છે.

**મુંબઇથી એક પ્રખ્યાત ગ્રંથકાર મી. કહાનજી ધર્મસિંહ** લખે છે કે:—આપના તરફથી કાયદાનો શિક્ષક નામે આપે દીર્ઘકાલ પર્યંત કરેલા શ્રમનું પરીણામ રૂપ પુસ્તક જોતાં પરમ સંતોષ થયો. આપે આ પુસ્તક રચી અજ્ઞાનતાને લીધે કાયદાનો ભોગ થઇ પડતા લોકો પર અને ખાસ કરી ઇંગ્રેજી નહિ જાણનાર સ્વદેશી પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યો છે. વ્યવહાર માર્ગે વિચારનારને આ પુસ્તક એક કિંમતી સાધન રૂપ થઇ પડશે. એમ હું ધારૂં છું અને આપના શ્રમની નિરંતર અભિવૃદ્ધિ ઇચ્છું છું. આ પુસ્તકની વધુ એક પ્રત અવકાશે મોકલશો.

**શ્રીમત મહા રાઉલજી શ્રી દિપસીંગજી સાહેબ સ્વસ્થાન માલપુરથી** લખે છે કે:—આપના તરફથી 'કાયદાનો શિક્ષક' નામનું પુસ્તક વી. પી. થી આવ્યું તે પહોંચ્યું છે. આ પુસ્તક ઘણુંજ ઉપયોગી હોવાથી તેમાંનું એક બીજું પુસ્તક અમારે સરનામે વી. પી. થી મોકલશો.

---

# કાયદાનો શિક્ષક

યાને

## ફોજદારી રેવન્યુ અને દિવાની કાયદાનું જુથ.

### ભાગ ૧ લો.

# ફોજદારી કાયદા.

## ક્રીમીનલ પ્રોસીજર કોડ

યાને

### ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો.

( સને ૧૮૯૮ નો ઍક્ટ ૫ મો—સુધારા સાથે. )

### પ્રથમ ઠરાવ.

### બાબ ૧ લો.

૧ (૧) આ આક્ટને સને ૧૮૯૮ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો; કહેવો. (૨) તે એક્ટ આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે. પરંતુ આ આક્ટ માંહેનો કોઈ પણ મજકુર (અ) કલકત્તા, મદ્રાસ તથા મુંબાઈ શહેરોમાં પોલીસ કમીશનરોને અથવા કલકત્તા તથા મુંબાઇ એ શહેરોમાં પોલીસને, અને (બ) મદ્રાસ ઇલાકાના ગામના પોલીસ અમલદારોને લાગુ નથી.

પહેલા પરિશિષ્ટમાં કહેલા કાયદા સદરહુ પરિશિષ્ટના ચોથા આસનમાં લખ્યું છે તેટલે સુધી રદ થશે.

૩ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા ઉપર તથા બીજા રદ કરેલા કાયદા ઉપરના હવાલા આપ્યા હોય તે પ્રસ્તુત કાયદા ઉપર કે બાબ કે કલમ ઉપર આપ્યા છે એમ સમજવું.

૪ હેઠળ લખેલા શબ્દોનો તથા વાક્યોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે થાય છે.

**(અ) એડવોકેટ જનરલ**—સરકારી એડવોકેટ જનરલ અથવા સ્થાનિક સરકાર વખતે આ અર્થે નિમે તે અમલદાર.

**(બ) જામીન લઇ શકાય એવો ગુન્હો**—જે ગુન્હા બાબત જામીન લઈ શકાય તે, અને **જામીન નહિ લઈ શકાય એવો ગુન્હો**—એટલે બીજો કોઈ પણ ગુન્હો સમજવો.

**(ક) ચાર્જ**—આ શબ્દમાં એવા ચાર્જમાં એક કરતાં વધારે સદરો હોય ત્યારે તે કોઈ પણ સદરનો સમાવેશ છે.

**(ડ) ચીફજસ્ટીસ**—પંજાબની ચીફ કોર્ટના ચીફ જડજનો અને રંગુનના રેકર્ડઝનો પણ સમાવેશ થાયછે.

**(ઇ) કલાર્ક ઓફ ધી ક્રાઉન**—કાયદાથી કલાર્ક ઓફ ધી ક્રાઉનને જે કામો સોંપ્યા છે તે કામો બજાવવા માટે ચીફ જસ્ટીસે નિમેલો હરકોઈ અમલદાર.

(ફ) **કૉગ્નિઝેબલ ગુન્હો**—એટલે જે ગુન્હા બાબત અને **કૉગ્નિઝેબલ મુકદ્દમો** એટલે જે મુકદ્દમામાં ઇલાકાના મુખ્ય શહેરોની અંદર તથા બહાર પોલીસ અમલદાર બીજા પરિશીષ્ટ પ્રમાણે અથવા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હો અથવા મુકદ્દમો સમજવો.

( ગ ) **કમીશનર ઑફ પોલીસ**—આ શબ્દમાં ડેપ્યુટી કમીશનર ઑફ પોલીસનો પણ સમાવેશ થાય છે.

( હ ) **ફરીયાદ**—એટલે આ કાયદા પ્રમાણે માજીસ્ટ્રેટની પાસે કોઇ માણસે કોઈ ગુન્હો કર્યો છે એવો મજકુર લખીને જાહેર કરવો તે. તેમાં પોલીસ અમલદારના રીપોર્ટનો સમાવેશ થતો નથી.

( આઇ ) **રાણીની વિલાયતી રૈયત**—આ શબ્દમાં ગ્રેટબ્રીટન, આયર્લંડના સંયુક્ત રાજ્ય અથવા યુરોપ, અમેરિકા, આસ્ત્રેલીયામાંની મલીકા માઆઝમની કોઈ પણ વસાહતોમાં કે મુલકોમાં કે ન્યુઝીલાંડ, કેપગુડહોપ, કે નાતાલની વસાહતોમાં મલીકામુઆઝમની જે રૈયત જન્મી હોય અને જે રૈયતને તે દેશના અધિકાર પ્રાપ્ત હોય અને જે રૈયતે ત્યાં હંમેશાં રહેવાનું ઠેકાણું કર્યું હોય એવી હરકોઈ રૈયત (૨) તે પ્રકારના હરકોઇ માણસનું ઔરસ છોકરૂ તેનો સમાવેશ થાય છે.

( જ ) **હાઇકોર્ટ**—રાણીની વિલાયતી રૈયતની ઉપર તહોમત મૂકયું હોય તો તે ચલાવવાના સંબંધમાં હાઇકોર્ટ એ શબ્દોનો અર્થ, કલકત્તા મદ્રાસ કે મુંબઇની હાઇકોર્ટ, વાચ્ચ પ્રાંતની હાઇકોર્ટ, પંજાબની ચીફ કોર્ટ અને રંગુનના રેકાર્ડરની કોર્ટ સમજવી.

( કે ) **ચોકશી**—એ શબ્દમાં મેજીસ્ટ્રેટે કે કોર્ટે આ કાયદાની રૂએ ઈન્સાફ સિવાય કરેલી બીજી દરેક ચોકશીનો સમાવેશ થાય છે.

( લ ) **તપાસ**—આ શબ્દમાં પોલીસ અમલદાર કે જેને આ બાબત કોઇ માજીસ્ટ્રેટે અધિકાર આપ્યો હોય તે સખસે પુરાવો એકઠા કરવા સારૂ આ કાયદા પ્રમાણે ચલાવેલાં સઘળાં કામનો સમાવેશ થાય છે.

( મ ) **ઇન્સાફી કામ**—એ શબ્દોમાં કોઇ પણ કામનો પુરાવો કાયદેસર રીતે સોગન ઉપર લેવામાં આવે છે અથવા લેવાનો અધિકાર છે તેવા કોઈ પણ કામનો સમાવેશ થાય છે.

( ન ) **નાનકોગ્નીઝેબલ ગુન્હા**—એટલે જે મુકદ્દમામાં પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખતિયાર નથી તેવો ગુન્હો.

( ઓ ) **ગુન્હો**—કોઇપણ ચાલુ કાયદાથી શિક્ષાલાયક કરેલું કૃત્ય અથવા કસુર.

( પી ) **જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર**—જેના તાબામાં થાણું હોય તે અમલદાર, જ્યારે તે ગેરહાજર હોય ત્યારે તે પછીના દરજ્જાના પોલીસ કોન્સ્ટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર થાણાના મકાનમાં હાજર હોય તે અમલદાર સમજવો.

( ક્યુ ) **જગા**—આ શબ્દમાં ઘર, ઇમારત, તંબુ તથા વહાણનો સમાવેશ થાય છે.

( આર ) **પ્લીડર**—કોઇ પણ કોર્ટમાં કામ ચાલતું હોય તે કામના સંબંધમાં 'પ્લીડર' આ શબ્દનો ઉપયોગ કર્યો હોય ત્યારે તે શબ્દનો અર્થ તે કોર્ટમાં વકીલનું કામ કરવાનો અધિકાર કાયદાની રૂએ જે પ્લીડરને આપ્યો હોય તે પ્લીડર, જેમાં હાઇકોર્ટના એડવોકેટ, વકીલ તથા અટરનિનો અને જે કામ ચાલતું હોય તે કામ કરવા સારૂ કોર્ટની પરવાનગીથી નીમેલા કોઇપણ મુખત્યાર અથવા બીજા સખસનો સમાવેશ થાય છે.

ટીકા—મુખત્યાર રાખવો કે નહિ એ માજીસ્ટ્રેટની મુખત્યારી પર રાખેલું છે. (૭. મ. હા. કો. અપે. ૩૭.)

( એસ ) **પોલીસથાણું**—જે જગાને સ્થાનીક સરકારે સામાન્ય રીતે અથવા વિશેષે કરીને પોલીસ થાણું ઠરાવ્યું હોય તે જગા.

( ટી ) **પબ્લીક પ્રોસીક્યુટર**—એટલે ૪૯૨ મી કલમ પ્રમાણે નીમેલો કોઈ પણ સખસ, કોર્ટ પોતાની ફોજદારી હકુમત ચલાવતી હોય ત્યારે તે કોર્ટમાં મલીકામુઆઝમા તરફથી ફરીયાદીનું કામ ચલાવનાર હરકોઈ સખસ સમજવા.

( યુ ) **પેટાતુકડી**—એટલે જીલ્લાની પેટા તુકડી.

( વ ) **સમનનો મુકદ્દમો**—એટલે જે મુકદ્દમો વારંટના મુકદ્દમા પૈકી ન હોય અને એકાદા ગુન્હા સંબંધી હોય તે મુકદ્દમો.

**( ઠબ્બલ્યુ ) વારંટનો મુકદમો**—જે ગુન્હા બાબત મોતની કે સમુદ્રપારની કે ૭ મહીનાથી વધારે મુદત સુધી કેદની શિક્ષા કરી શકાય તેવા ગુન્હા સંબંધી કોઈ મુકરદમો.

( ૨ ) જે શબ્દો કરેલાં કૃત્યોના સંબંધમાં વાપર્યાં હોય તે શબ્દો ગેરકાયદેસર કરેલી કસુરોને પણ લાગુ છે અને જે શબ્દો તથા વાક્યો આ કાયદામાં વાપર્યાં હોય અને જેઓની વ્યાખ્યા હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં આપી હોય ને ઉપર આપી ન હોય તે સર્વે શબ્દોના તથા વાક્યોના અર્થ સદરહુ કાયદામાં જે પ્રમાણે આપ્યા હોય તે પ્રમાણે સમજવા.

**૫** (૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના સઘળા ગુન્હાઓની આ કાયદામાં આગળ કહેલા ઠરાવો પ્રમાણે તપાસ, ચોકશી, તથા ઇન્સાફ કરવો, અને બીજી રીતે નિકાલ કરવો.

( ૨ ) બીજા કાયદા મુજબના સઘળા ગુન્હાઓની તપાસ, ચોકશી, તથા ઇન્સાફ કે બીજા પ્રકારનો નીકાલ તેજ ઠરાવ પ્રમાણે કરવો, પણ તેવા ગુન્હાની તપાસ, ચોકશી કે ઇન્સાફ, કે ઇતર પ્રકારે કરવાનો નીકાલ કરવાની રીત અથવા જગા સંબંધી નિયમ ન કરવા બાબત વિદ્યમાન કાળે જે કોઈ કાયદો ચાલુ હોય તેને અનુસરીને કરવી.

---

# ફોજદારી કોર્ટોની તથા હોદ્દાઓની રચના ને અધિકાર.

## બાબ ૨ જો.

## ફોજદારી કોર્ટોની તથા હોદ્દાઓની રચના બાબત.

### અ ફોજદારી કોર્ટોના દરજ્જા.

**૬ હાઇકોર્ટો સિવાય**—તથા કાયદા પ્રમાણે ઠરેલી કોર્ટો સિવાય બ્રિટિશ હિંદુસ્તાનમાં પાંચ દરજ્જાની ફોજદારી કોરટો હશે. એટલે:—

૧ સેસન કોરટો, ૨ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટોની કોરટો, ૩ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટોની કોરટો, ૪ બીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો. ૫ ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો.

**ટીકા**—પોલીસ પટેલની કોરટ એ ફોજદારી કોર્ટ નથી.

### બ. મુલકની તુકડીઓ.

૭ (૧) દરેક પ્રાંત સેસન તુકડી થશે. અને આ કાયદાના કારણ સારૂ દરેક સેસન તુકડી જીલ્લો થશે.

( ૨ ) તુકડીઓમાં તથા જીલ્લાઓમાં ફેરફાર કરવાને ગવર્નર જનરલ ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઇને સ્થાનિક સરકારને અધિકાર છે.

(૩) હાલની તુકડીઓ તથા જિલ્લાઓમાં જ્યાં સુધી ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી તે કાયમ રહેશે.

( ૪ ) ઇલાકાના મુખ્ય શહેરોને જીલ્લા સમજવા.

૮ જીલ્લાઓની પેટા તુકડીઓ કરવાના અધિકાર સ્થાનિક સરકારને છે.

### ક ઇલાકાનાં મુખ્ય શહેરોની બહાર કોરટો તથા હોદ્દા.

૯ (૧) સ્થાનિક સરકારે દરેક સેસન તુકડી માટે એક સેસન કોર્ટ સ્થાપવી અને તે કોર્ટનો એક જડજ નિમવો.

(૨) સેસન કોરટે બેઠક કઇ જગાએ ભરવી તે ફરમાવવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

(૩) એક કે વધુ કોર્ટોમાં હકુમત ચલાવવાને એડીશનલ સેસન જડજો, આસીસ્ટંટ જડજો નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

(૪) સેસન જડજને બીજી તુકડીના એડીશનલ સેસન જડજ તરીકે નિમવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

(૫) જે સેસન કોરટો ચાલુ હોય તે સઘળી આ કાયદા પ્રમાણે સ્થાપેલી છે એમ સમજવું.

**૧૦ જીલ્લા માજીસ્ટ્રેટ**—ઇલાકાના મુખ્ય શહેરોની બહાર દરેક જીલ્લામાં સ્થાનિક સરકારે પેલા વર્ગનો એક માજીસ્ટ્રેટ નિમવો અને તેને જીલ્લા માજીસ્ટ્રેટ કહેવો.

**ટીકા—જીલ્લા માજીસ્ટ્રેટનો અર્થ ડીસ્ટ્રીક માજીસ્ટ્રેટ સમજવો.**

પોલીસ કમીશનરને તેમના જીલ્લાની અંદર અને ઇન્સ્પેકટર જનરલ ઓફ પોલીસને આખા ઇલાકાની અંદર ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટનો અધિકાર છે. પણ તે સરકાર ફરમાવે તેવી હદમાં રહીને વાપરવાના છે.

૧૧ જીલ્લા માજીસ્ટ્રેટનો હોદ્દો ખાલી પડે ત્યારે થોડી મુદતને માટે નિમાયલા અમલદારે જીલ્લા માજીસ્ટ્રેટના જે અધિકાર આપ્યા હોય તે ચલાવવા.

૧૨ કોઇપણ જીલ્લામાં જીલ્લા માજીસ્ટ્રેટો સિવાય, પેલા વર્ગના, બીજા કે ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટો પોતાની નજરમાં આવે તેટલા નિમવાને સ્થાનિક સરકારને અધિકાર છે.

૧૩ કોઇ પેટા તુકડી, પેલા, કે બીજા વર્ગના કોઇ માજીસ્ટ્રેટના હવાલામાં મૂકવાને અને તે હવાલો છોડાવવાને સ્થાનિક સરકાર મુખ્તેયાર છે. (૨) તે માજીસ્ટ્રેટોને પેટા તુકડી માજીસ્ટ્રેટો કહેવા (૩) સ્થાનિક સરકાર આ કલમમાં કહેલા પોતાના અધિકાર જીલ્લા માજીસ્ત્રેટને સોંપવાને મુખ્તીયાર છે.

૧૪ પેલા, બીજા કે ત્રીજા વર્ગના માજીસ્ત્રેટને જે અધિકાર આ કાયદા પ્રમાણે આપ્યા છે કે આપી શકાય તે સર્વ કે તેમાંના હરકોઇ અધિકાર ઇલાકાના મુખ્ય શહેરોની બહાર હરકોઈ સ્થાનિક પ્રદેશમાં અમુક વર્ગના મુકદમાના સંબંધમાં હરકોઇ માણસને આપવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

૧૫. ઇલાકાનાં મુખ્ય શહેરોની બહાર હરકોઇ જગામાં બે અથવા વધારે માજીસ્ટ્રેટોની બેંચ તરીકે બેસવાનું ફરમાવવાને સ્થાનિક સરકારને અધિકાર છે, અને તે બેંચને ૧લા, ૨જા કે ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોના અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખ્યાર છે.

૧૬. મેજીસ્ટ્રેટોની બેંચોની, તેઓના કામની સમજુત માટે, (અ) ઇન્સાફ કરવાના મુકદમાના વર્ગો, (બ) બેસવાની જગા (ક) બેંચની રચના (ડ) બેઠેલા માજીસ્ટ્રેટો વચ્ચે મતભેદ પડે તો નિકાલ કરવાની રીત એ સારૂ કાનુનો કરવાને સ્થાનીક સરકાર અથવા જીલ્લા માજીસ્ટ્રેટ મુખ્તીયાર છે.

ટીકા—ગુંચવણવાળા અને કઠણ કેસો બેંચને સોંપવા એ યોગ્ય નથી. (ઇ. લૉ. રી. ૨. ક. ૨૩.)

૧૭ ૧ સઘળા માજીસ્ટ્રેટો તથા સઘળી બેંચોએ જીલ્લા માજીસ્ટ્રેટના તાબામાં રહેવું.

(૨) પેટા તુકડીમાં અધિકાર ચલાવનાર દરેક માજીસ્ટ્રેટ તથા દરેક બેંચ પેટા તુકડી માજીસ્ટ્રેટના પણ તાબામાં છે એમ સમજવું (૩) સઘળા આસિસ્ટંટ સેસનજડજોએ સેસનજડજના તાબામાં રહેવું. (૪) સેસનજડજની ગેરહાજરીમાં જરૂરી અરજીનો નિકાલ એડીશનલ આસીસ્ટંટ સેસન જડજે કરવો. (૫) જીલ્લા માજીસ્ટ્રેટ તેમ ૧૨, ૧૩ ને ૧૪ મી કલમ પ્રમાણે નિમેલા માજીસ્ટ્રેટો, ને ૧૫મી કલમ પ્રમાણે રચેલી બેન્ચો, સેસન જડજના તાબામાં નથી એમ સમજવું. પણ આ કાયદામાં ખાસ ઠરાવ્યું છે તેટલે સુધી તેના તાબામાં છે એમ સમજવું.

## ડ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટોની કોર્ટો.

૧૮ (૧) સ્થાનિક સરકારે દરેક ઇલાકાના મુખ્ય શહેરમાં જોઈએ તેટલા માણસોને માજીસ્ટ્રેટો તરીકે નીમવા અને તેમાંના એકને તે દરેક શહેરના ચીફપ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ તરીકે નીમવો. (૨) આ કાયદા મુજબના માજીસ્ટ્રેટના અધિકાર, ચીફપ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ કે પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટે કે પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની બેંચે ચલાવવા.

૧૯ એવા માણસોમાંના હરકોઇ બે કે વધારે માણસોએ બેંચ તરીકે એકઠા બેસવું.

૨૦ દરેક પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ જે ઇલાકાના મુખ્ય શહેર માટે તે નિમાયો હોય તેમાંની સઘળી જગામાં તે શહેરના બંદરની તથા વહાણુ ચાલી શકે એવી તે બંદર તરફ જતી હરકોઈ નદી કે ખાડીની જે હદ ઠરાવેલી હોય તે સઘળી જગાઓમાં હકુમત ચલાવવી.

૨૧ (૧) દરેક ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટે, જે અધિકાર આ કાયદાથી તેને આપ્યા છે તે સઘળા પોતાના હકુમતની સ્થાનિક હદમાં ચલાવવા (૨) કયા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટો ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટના તાબા હેઠળ છે તે ઠરાવવાનો ને નકી કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

## ઈ જસ્ટીસ ઑફ ધી પીસ.

૨૨ ગવર્નર જનરલ ઇનકૌન્સિલ કે સ્થાનિક સરકાર પોતાને યોગ્ય લાગે તેવી રાણીની વિલાયતી રૈયતને સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તે જાહેરનામામાં કહેલા મુલકોની અંદર અને તે મુલકો માટે જસ્ટીસ ઓફ ધી પીસ તરીકે નિમવાને મુખ્ત્યાર છે.

૨૩ કલકત્તા મદ્રાસ તથા મુંબઈ શહેરના સંબંધમાં સ્થાનિક સરકાર બ્રિટિશ હિંદુસ્થાનમાં રહે-નારા સખસો કોઈપણ પર રાજ્યની રૈયત ન હોય અને જેમને સરકાર યોગ્ય ધારે તેમને ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જસ્ટીસ ઓફ ધી પીસ તરીકે નિમવાને મુખ્તીયાર છે.

૨૪ જસ્ટીસ ઓફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારને ૨૨ મી કલમ પ્રમાણે ગવર્નર જનરલ ઇનકૌંસીલે નિમ્યો છે એમ સમજવું અને સદરહુ શહેરમાંના હરકોઇ શહેર માટે સ્થાનિક સરકારે નિમ્યો છે એમ સમજવું.

૨૫ પોતાના હોદ્દાના સબબથી, ગવર્નર જનરલ, ગવર્નરો, લેફ્ટેનંટ ગવર્નરો, ચીફ કમીશનરો, ગવર્નર જનરલની કૌંસિલના મામુલ મેંબરો, હાઈકોર્ટોના જડજો, એ આખા બ્રિટીશ હિંદુસ્તાનને માટે જસ્ટીસ ઓફ ધી પીસ છે અને સેસન જડજો, જીલ્લા માજીસ્ટ્રેટો તે જે સ્થાનક સરકારના તાબામાં નોકરી કરતા હશે તે સરકાર વહીવટના સઘળા મુલકને માટે જસ્ટીસ ઓફ ધી પીસ છે, અને પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટો જે શહેરમાં તે માજીસ્ટ્રેટ હોય તે શહેરોની અંદર જસ્ટીસ ઓફ ધી પીસ છે.

**ફે સસ્પેન્ડ કરવા બાબત કે દુર કરવા બાબત**

૨૬ હાઈ કોર્ટો સિવાય બીજી ફોજદારી કોરટોના સઘળા જડજોને અને સઘળા માજીસ્ત્રેટોને સસ્પે-ન્ડ કરવા કે દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે. પણ જેમને હોદ્દા ઉપરથી સસ્પેન્ડ કે દુર કર-વાનો અધિકાર ફક્ત ગવર્નર જનરલ ઇનકૌન્સિલને છે તેમને હોદ્દા ઉપરથી બીજા કોઈએ સસ્પેન્ડ કે દુર કરવા નહિ.

૨૭ જે જસ્ટીસ ઓફ ધી પીસને ગવર્નર જનરલ ઇનકૌંસીલે નિમ્યો હોય તેને સસ્પેન્ડ કે દૂર કરવો એ ગવર્નર જનરલ ઇનકૌંસીલને અધિકાર છે અને જેને સ્થાનિક સરકારે નિમ્યો હોય તેને સસ્પેન્ડ કે દુર કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

---

## બાબ ૩ જો.

## કોરટનો અધિકાર.

૨૮. હિંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબના હરકોઇ ગુન્હાનો ઇન્સાફ આ કાયદાના બીજા ઠરાવોને અનુસરીને, (અ) હાઇકોર્ટને, (બ) સેસનકોર્ટને અને (ક) બીજા પરીશીષ્ટના ૮ મા આસનમાં બતાવ્યા પ્રમાણે બીજી જે કોરટથી સદરહુ ગુન્હાના ઈન્સાફ થઇ શકે તે કોરટને છે.

૨૯. બીજા કોઇપણ કાયદા મુજબના ગુન્હાનો ઇન્સાફ જ્યારે સદરહુ કાયદામાં આ બાબત કોઇ કોરટનું નામ કહ્યું હોય ત્યારે તે કોરટે ૪૪૭ મી કલમના ઠરાવોને પાત્ર રહીને કરવો.

૩૦. જે મુલકોનો કારભાર પંજાબ ને બ્રહ્મદેશના લેફ્ટેનન્ટ ગવર્નરો, અયોધ્યા ને સેન્ટ્રલ પ્રોવીન્સીસ, કુર્ગ ને આસામના ચીફ કમીશનરો, ચલાવતા હોય તે મુલકોમાં મોતની શીક્ષાને લાયક નહીં હોય એવા સઘળા ગુનાહોનો ઈન્સાફ માજીસ્ટ્રેટ તરીકે કરવાનો અધિકાર જીલ્લા માજીસ્ત્રેટને કે પેલા વર્ગના કોઇ માજીસ્ત્રેટને આપવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

**બ જુદા જુદા દરજાની કોરટોને જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર છે તે.**

૩૧ (૭) જે શિક્ષાનો હુકમ કરવાને કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કર-વાને હાઇકોર્ટ મુખ્તીયાર છે.

(૨) જે શિક્ષાનો હુકમ કરવાને કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષા કરવાને સેસન-જડજ કે એડીશનલ સેસન જડજ મુખ્તીયાર છે. પણ મોતની શિક્ષાનો હુકમ કાયમ થવાને માટે હાઇ-કોર્ટની મંજુરી જોઇએ. (૩) મોતની કે સાત વર્ષ કરતાં વધારે મુદતની કે સમુદ્ર પારની કે સાત વર્ષ કરતાં વધુ મુદતની કેદની શિક્ષા વગર જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર મળ્યો હોય તેવી હરકોઇ શિક્ષા કરવાને આસિસ્ટંટ જડજને અધિકાર છે.

૩૨ માજીસ્ત્રેટોને નિચે લખ્યા પ્રમાણે શિક્ષા કરવાનો અધિકાર છે.

| | |
|---|---|
| અ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટો તથા પહેલા વર્ગના માજીસ્ત્રેટોની કોર્ટોને. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વર્ષ સુધીની કેદની અને એક હજાર રૂપિયા સુધીના દંડની અને ફટકા મારવાની શિક્ષા કરવાનો અધિકાર છે. |

(ય) બીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોર્ટોને. કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં ૭ મહીના સુધીની કેદની અને બસેં રૂપીયા સુધી દંડની અને ફટકા મારવા વિશેષે કરીને અધિકાર આપ્યા હોય તો તે તેને શિક્ષા કરવાનો અધિકાર છે.

(ફ) ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોર્ટો. એક મહીના સુધીની મુદતની કેદની અને પચાસ રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવાનો અધિકાર છે.

(૨) જે શિક્ષા ફરમાવવાનો કાયદેસર પોતાને અધિકાર હોય તેમાંની ગમે તે શિક્ષા એકઠી કરીને કાયદાસર ગમે તે શિક્ષા ફરમાવવાનો અખ્ત્યાર હરકોઇ માજીસ્ટ્રેટને છે.

(૩) સ્થાનિક સરકારે વિશેષે કરીને અધિકાર આપ્યો ન હોય તો બીજા વર્ગના માજીસ્ટ્રેટોએ ફટકા મારવાની શિક્ષા કરવાનો હુકમ કરવો નહિ.

૩૩ (૧) દંડ ન આપે તો જેટલી મુદતની કેદ કાયદેસર થઇ શકે તેટલી મુદતની કેદ, તે દંડ ન આપે તો ઠરાવવાને દરેક માજીસ્ટ્રેટની કોર્ટ મુખત્યાર છે. અ પણ તે મુદત તે માજીસ્ટ્રેટના અધિકાર કરતાં વત્તી નહી જોઇએ. (બ) જે મુકદમામાં ફેંસલો કોઈ માજીસ્ટ્રેટે કર્યો હોય અને જેમાં પહેલાંની શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે મુકદમામાં દંડ ન આપે તો કેદ કરવાની જે મુદત ઠરાવી હોય તે, દંડ ન આપેથી જે કેદ ઠરાવવામાં આવે તે સિવાય, ગુન્હા સારૂ જેટલી મુદતની બીજી કેદની શિક્ષા કરવાનો તે માજીસ્ટ્રેટને અધિકાર હોય તે મુદતના ચતુર્થાંશ કરતાં વધારે ન હોવી જોઇએ.

(૨) આ કલમ પ્રમાણે કેદ ઠરાવવી તે, ૩૨મી કલમ પ્રમાણે ઘણામાં ઘણી જે મુદતની પહેલાંની કેદની શિક્ષાનો હુકમ તે માજીસ્ટ્રેટથી કરી શકાય તે ઉપરાંત ઠરાવવાનો અધિકાર છે.

૩૪ ૩૦મી કલમ પ્રમાણે વિશેષે કરીને અધિકાર આપેલા કોઇપણ માજીસ્ટ્રેટની કોરટને, મોતની શિક્ષા, કે સાત વર્ષ કરતાં વધુ સમુદ્રપારની કે કેદની શિક્ષા વગર, બીજી જે કોઈ શિક્ષા કરવાનો અધિકાર કાયદાથી હશે તે બીજી શિક્ષા કરવાનો અખ્ત્યાર છે.

૩૫ (૧) કોઇ સખસની ઉપર એકજ ઇન્સાફના કામમાં બે અથવા વધારે ગુન્હા સાબિત થાય ત્યારે સદરહુ ગુન્હાઓને માટે ઠરાવેલી જુદીજુદી જે શિક્ષાઓ કરવાનો કોરટને અધિકાર હોય તે શિક્ષાઓનો હુકમ તે સખસ ઉપર કરવાને તે કોરટ મુખ્ત્યાર છે. જો તેવી શિક્ષાઓ સાથે ચાલવી જોઇએ એમ સદરહુ કોર્ટ ન ફરમાવે તો તે શિક્ષા કોર્ટ ફરમાવે તેવા અનુક્રમમાં, એક પુરી થઇ રહ્યા પછી બીજી શરૂ કરવી જોઇએ.

(૨) એક પછી એક શરૂ થવાની શિક્ષાના હુકમની બાબતમાં એક જ ગુન્હો સાબીત થયેથી જેટલી શિક્ષા કરવાનો કોર્ટને અધિકાર હોય તે કરતાં જુદા જુદા ગુન્હાની એકઠી શિક્ષા વધારે થાય છે એ સબબથી ઉપલી કોર્ટ પાસે ઈન્સાફ થવા મોકલવાની જરૂર નથી; પણ (ઝ) કોઈપણ મુકદમામાં સદરહુ સખસને ચૌદ વર્ષ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહિ. (બ) પોતાને જેટલી શિક્ષા કરવાનો અધિકાર હોય તેથી બમણી શિક્ષા કરતાં એકઠી શિક્ષા વધારે ન હોવી જોઇયે.

(૩) અપીલના કારણ સારૂ, જુદા જુદા ગુન્હાઓ માટે એકઠી કરેલી શિક્ષા તે એકજ શિક્ષા છે એમ સમજવું.

ખુલાસો—ફોજદારી કાયદાની ૭૧મી કલમના ઠરાવોની અંદર આવનાર જુદા પાડી શકાય તેવા ગુન્હા આ કલમના અર્થની રૂયે જુદા જુદા ગુન્હા થતા નથી.

દૃષ્ટાંત—અ એ ચોરી કરવાના ઇરાદાથી ઘર ફોડીને પ્રવેશ કર્યો અને મિલકત ચોરી છે, તો તેમાં અ એ જુદા જુદા ગુ[illegible] કર્યા નથી.

## ક સાધારણ ને જાસ્તી.

૩૬ સર્વે જીલ્લા માજીસ્ટ્રેટો, પેટાતુકડી, પેલા બીજા કે ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોના અધિકાર આ કાયદામાં હવે પછી આપેલા છે તે પ્રમાણે સમજવા. તે "સાધારણ અધિકાર" સમજવા.

૩૭ મેજીસ્ટ્રેટોને સાધારણ અધિકાર સિવાય, સ્થાનિક સરકારથી કે જીલ્લા માજીસ્ટ્રેટથી આપી શકાય તેવા હરકોઇ અધિકાર આપવાને તેઓ મુખત્યાર છે.

૩૮ ૩૭મી કલમથી જીલ્લા માજીસ્ટ્રેટને આપેલો અધિકાર સ્થાનિક સરકારના નિર્બંધહેઠળ રહીને ચલાવવો.

## અધિકાર આપવા, જારી રાખવા કે રદ કરવા.

૩૯ આ કાયદા પ્રમાણે અધિકાર આપવા તે સ્થાનિક સરકાર હુકમ કરીને અમુક માણસોને

તેમના નામથી કે તેમના હોદ્દાના સબબથી કે અમલદારોના સામાન્ય વર્ગોને તેમના હોદ્દાના નામથી અધિકાર આપવાને મુખ્તિયાર છે. (૨) જે માણસને સદરહુ પ્રમાણે અધિકાર આપ્યો હોય તે માણસને જે તારીખે તે હુકમ જણાવવામાં આવે તે તારીખથી સદરહુ હુકમ અમલમાં આવશે.

૪૦ સરકારી નોકરીમાં કોઇ માણસ કોઇ હોદ્દા ઉપર હોય તે માણસને, હરકોઇ સ્થાનિક પ્રદેશમાં સઘળે ઠેકાણે આ કાયદા પ્રમાણે હરકોઈ અધિકાર આપ્યા હોય, અને તેજ સ્થાનિક સરકારના તાબાના તેવાજ સ્થાનિક પ્રદેશમાં તેવાજ અથવા તે કરતાં ઉંચા હોદ્દા ઉપર બદલી થાય, ત્યારે સ્થાનિક સરકાર બીજી રીતનો હુકમ ન કરે તો જે સ્થાનિક પ્રદેશમાં પોતાની બદલી થઇ હોય તેમાં તેણે તેજ અધિકાર ચલાવ્યા કરવા.

૪૧ આ પ્રમાણે આપેલા અધિકાર રદ કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે. જીલ્લામાજીસ્ટ્રેટે આપેલો અધિકાર તે પોતે પાછો લેવાને મુખત્યાર છે.

---

## બાબ ૪ થો.

## માજીસ્ટ્રેટોને તથા પોલીસને તથા પકડનારા માણસોને મદદ તથા ખબર આપવા બાબત.

૪૨—ઇલાકાના મુખ્ય શહેરોની અંદર કે બહાર કોઇ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વ્યાજબી રીતે મદદ માગે તેવા દરેક માણસે તેને મદદ કરવી જોઇએ.

(અ) બીજા કોઇ પણ માણસને પકડવાનો સદરહુ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદારને અધિકાર હોય તેવાં માણસને પકડવામાં, અથવા તેને નાસી જતો અટકાવવામાં.

(બ) સુલેહના ભંગનો અટકાવ કરવામાં અથવા તે દાબી દેવામાં અથવા હરકોઇ રેલવે, નેહેર ટેલીગ્રાફ, અથવા સાર્વજનીક મીલકતને નુકશાન કરવાની કોશીશનો અટકાવ કરવામાં,

૪૩ જ્યારે પોલીસ અમલદાર સીવાય બીજા કોઇ શખસના નામનું વારંટ કરવામાં આવે ત્યારે જે શખસના નામનું તે વારંટ કર્યું હોય તે શખસ નજદીક હોય અને વારંટ બજાવવાનું કામ કરતો હોય તો બીજો કોઈ પણ શખસ તે વારંટ બજાવવામાં મદદ કરવાને મુખ્ત્યાર છે.

૪૪ હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૧ મી, અ, ૧૨૨ મી, ૧૨૩, ૧૨૪ મી, ૧૨૪ અ, ૧૨૫ મી, ૧૨૬ મી, ૧૩૯, ૩૦૨ જી, ૩૦૩ જી, ૩૦૪ થી, ૩૮૨ મી, ૩૯૨ મી, ૩૯૩ મી, ૩૯૪ મી, ૩૯૫ મી, ૩૯૬ મી, ૩૯૭ મી, ૩૯૮ મી, ૩૯૯ મી, ૪૦૨ જી, ૪૩૫ મી, ૪૩૬ મી, ૪૪૯ મી, ૪૫૦ મી, ૪૫૬ મી, ૪૫૭ મી, ૪૫૮ મી, ૪૫૯ મી, અને ૪૬૦ મી. કલમ પ્રમાણે શીક્ષા થઇ શકતી હોય એવો હરકોઈ ગુન્હો કર્યા વિશે અથવા કરવાના બીજા હરકોઇ શખસના ઇરાદા વિશે ઇલાકાના મુખ્ય શહેરોની અંદર કે બાહાર જે શખસ જાણતો હોય તેવા દરેક શખસે વ્યાજબી સબબ હોય તો, પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને તે બાબતની ખબર તાબડતોબ આપવી વ્યાજબી સબબ છે તે સાબીત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર શખસને માથે છે એમ સમજવું.

(૨) આ કલમના કારણુ સારૂ "ગુન્હો" એ સંજ્ઞામાં, જે કાંઇ પણ કૃત્ય બ્રિટીશ હિંદુસ્તાનમાં કરવામાં આવ્યું હોય તો ગુન્હો બનત, તે કૃત્ય બ્રીટીશ હિંદુસ્તાન બાહારની કોઈ પણ જગાએ કર્યું હોય તેનો સમાવેશ થાય છે.

૪૫. દરેક ગામના મુખીએ, ગામના તલાટીએ, ગામના રખવાળે, ગામના પોલીસ અમલદારે, જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારે; તથા એવા કોઈ પણ ધણીના અથવા ભોગવટા કરનારાના મુખત્યારે તથા સરકારની તરફથી અથવા કોરટ ઑફ વૉર્ડસની તરફથી મેહેસુલ અથવા જમીનનો ગણોત વસુલ કરવાના કામ ઉપર જે અમલદારને નીમ્યા હોય તે દરેક અમલદારે હેઠળ લખેલી વાતો બાબત જે ખબર પોતાને મળે તે પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને અથવા પાસેમાં પાસેનું પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને (એ બેમાંથી જે વધારે પાસે હોય તેને) તાબડતોબ આપવી.

(અ) જે ગામનો પોતે મુખી, તલાટી, રખવાળ અથવા પોલીસ અમલદાર હોય તે ગામમાં

અથવા જે ગામમાં પોતાની જમીન હોય અથવા પોતે જમીનનો ભોગવટો કરતો હોય અથવા મુખત્યાર હોય અથવા ગણોત અથવા મેહેસુલ વસુલ કરતો હોય તે ગામમાં ચોરીની મીલકત લેનારા અથવા વેચનારા હરકોઈ મશહુર માણસનું કાયમ અથવા કામ ચલાઉ રહેવાનું ઠેકાણું હોય એ વાત બાબત.

(બ) ફલાણો માણસ ઠગ, અપહરણ કરનાર, નાશી ગયેલો ગુન્હેગાર અથવા ઢંઢેરાથી પ્રસિધ્ધ કરેલો ગુન્હેગાર છે, એવું પોતાને માલમ હોય અથવા વ્યાજબી રીતે શક હોય તે માણસ સદરહુ ગામમાંની કોઇ જગાએ આવતો જતો હોય અથવા સદરહુ ગામમાં થઇ જતો હોય તે વાત બાબત.

(ક) સદરહુ ગામમાં અથવા ગામની પાસે જામીન નહીં લઇ શકાય તેવો અથવા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૪૩-૧૪૪-૧૪૫-૧૪૭ અથવા ૧૪૮ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકતો હોય એવો હરકોઇ ગુન્હો કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત.

(ડ) સદરહુ ગામમાં અથવા ગામની પાસે કોઈ પણ આકસ્મીક અથવા સૃષ્ટીક્રમ વિરૂધ્ધ મોત થયાની વાત અથવા શક ભરેલી કોઇ પણ મોત થયાની વાત બાબત.

(ઈ) જે કાંઇ પણ કૃત્ય બ્રીટીશ હિંદુસ્તાનમાં કર્યું હોય તો તે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૦૨-૩૦૪-૩૮૨-૩૯૩-૩૯૪-૩૯૫-૩૯૬-૩૯૭-૩૯૮-૩૯૯-૪૦૨-૪૩૫-૪૩૬--૪૪૯--૪૫૦ ૪૫૭-૪૫૮-૪૫૯-૪૬૦ મી કલમો પઇકી કોઇ પણ કલમ પ્રમાણે શીક્ષા કરવા લાયક ગુન્હો થાય તેવું કાંઇ પણ કૃત્ય એવા ગામ પાસેની બ્રીટીશ હિંદુસ્તાન બાહારની કોઈ પણ જગોએ કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત.

(ફ) બંદોબસ્ત રાખવામાં અથવા ગુન્હો અટકાવવામાં જેથી ખલેલ થવાનો અથવા જાન માલની સહીસલામતીને જેથી ધોકો પહોંચવાનો સંભવ હોય તેવી જો કોઇ વાતની ખબર આપવાનું જીલ્લા માજીસ્ટ્રેટ અથવા સ્થાનીક સરકારની અગાઉથી મંજુરી લેઇને કરેલા સામાન્ય અથવા ખાસ હુકમ ઉપરથી પોતાને ફરમાવ્યું હોય તે વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઇએ.

(૨) આ કલમમાં "ગામ" એ શબ્દમાં ગામની જમીનનો સમાવેશ થાય છે અને (૨) "ઢંઢેરાથી પ્રસીધ્ધ કરેલો ગુન્હેગાર" એ સંજ્ઞામાં ગવરનર ઇન કૌંસીલે હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં સ્થાપેલી અથવા ચાલુ રાખેલી કોઇ પણ કોરટ અથવા અધિકારીએ હેઠળ લખેલા કૃત્યના સંબંધમાં એટલે જે કોઇ પણ કૃત્ય બ્રીટીશ હિંદુસ્તાનમાં કર્યું હોય તો તે બદલ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૦૨-૩૦૪-૩૮૨-૩૯૨-૩૯૩-૩૯૪-૩૯૫-૩૯૬-૩૯૭-૩૯૮-૩૯૯-૪૦૨-૪૦૫-૪૩૬-૪૪૯-૪૫૦-૪૫૭-૪૫૮-૪૫૯ અને ૪૬૦ કલમો પૈકી કોઇ પણ કલમ પ્રમાણે શીક્ષા થઇ શકતી હોય તેવા કોઇ પણ કૃત્યના સંબંધમાં જે કોઇપણ શખસ ગુન્હેગાર છે એવો ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો હોય તે શખસનો સમાવેશ કરવો જોઇએ.

(૩) જે કોઇ ગામ સારૂ બીજા કોઇ પણ કાયદા મુજબ ગામનો મુખી નીમવામાં આવ્યો ન હોય તે ગામમાં ઉપરની છેલ્લી કલમના કારણ સારૂ વખતો વખત એક અથવા વધારે શખસોને ગામના મુખી નીમવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધીકાર છે માત્ર તેણે એવી નીમણુંક સ્થાનીક સરકાર તરફથી આ અર્થે જે જે કાનુનો કરવામાં આવે તેને અનુસરીને કરવી જોઇએ.

---

## બાબ ૫ મો.

## પકડવા, નાશી જવા તથા ફરીથી પકડવા બાબત.

### અ—પકડવા બાબત સામાન્ય ઠરાવો

૪૬ (૧) કોઇ શખસને પકડવો તે એવી રીતે કે જે પોલીસ અમલદાર અથવા બીજો શખસ પકડતો હોય તેણે તે શખસના શરીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું પણ જો તે શખસ કાંઇ બોલીને અથવા કાંઇ કરીને પેહેરાને તાબે થાય તો તેમ કરવું નહીં. (૨) જો સદરહુ શખસ પોતાને પકડવા કોશીશની સામે જબરદસ્તી કરે અથવા પોતે ન પકડાય એવી કોશીશ કરે તો તેને પકડવા સારૂ જે જે ઉપાયો કરવા જરૂર હોય તે સરવે ઉપાયો કરવાને સદરહુ પોલીસ અમલદાર અથવા બીજો અમલદાર મુખત્યાર છે,

(૩) જે શખસની ઉપર મોતની અથવા જીવતા સુધીની સમુદ્રપારની શીક્ષા કરવા લાયક કોઇ ગુન્હાનું તોહોમત આવ્યું ન હોય તે શખસનું મોત આણુવાનો હક આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી આપવામાં આવતો નથી.

૪૭. જો પકડવાના વારંટ પ્રમાણે કામ કરનારા હરકોઇ શખસને અથવા પકડવાના અધીકાર-વાળા હરકોઇ પોલીસ અમલદારને એવું માનવાનું કારણ હોય કે જે માણસને પકડવો છે તે ફલાણી જગામાં પેસી ગયો છે અથવા ફલાણી જગામાં છે તો જે માણસ સદરહુ જગામાં રહેતો હોય અથવા જે માણસના હવાલામાં સદરહુ જગા હોય તે માણસે ઉપર કહ્યા પ્રમાણે કામ કરનારા શખસને અથવા સદરહુ પોલીસ અમલદારને તેની માગણી ઉપરથી તે જગામાં વગર અડચણે જવા દેવો અને તેમાં શોધ કરવા સારૂ સઘળા પ્રકારની યોગ્ય મદદ આપવી જોઇએ.

૪૮. અગર ૪૭ મી કલમ પ્રમાણે સદરહુ જગામાં જઇ શકાતું નહી હોય તો ગમે તે પ્રસંગે વારંટ પ્રમાણે કામ કરનારા શખસને અને જે પ્રસંગે વારંટ કાહાડવાનો અધીકાર હોય પણ જે શખ-સને પકડવો છે તેને નાશી જવાની તક આપ્યા વગર તે વારંટ મળી શકતું ન હોય એવે કોઇ પણ પ્રસંગે કોઈ પોલીસ અમલદારને સદરહુ જગામાં પેસીને તેમાં શોધ કરવાનો અખત્યાર છે, અને તેણે પોતાનો અખત્યાર તથા આવવાનું કારણ જાહેર કર્યા પછી તથા મને પેસવા દો એમ યોગ્ય રીતે કહ્યા પછી તેને અંદર જવાને બીજી રીતે લાગ ન મળે તો તેને સદરહુ જગામાં પેસવાને માટે કોઇ પણ ઘર અથવા જગાનો બહાર કે માંહેનો દરવાજો અથવા બારી ફોડવાનો અખત્યાર છે, પછી તે ઘર કે જગા જે માણસને પકડવો છે તેની હોય કે કોઈ બીજા સખસની હોય તો પણ.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની કોઇ જગા ઓરડો હોય અને તેમાં ( જે સખસને પકડવો હોય તે સખસ ન હોય એવી ) કોઇ બાયડી ખરેખાત રહેતી હોય અને તે બાયડી રીવાજ પ્રમાણે ચાર લોકમાં મોંહું દેખાડતી ન હોય તો સરરહુ સખસે અથવા પોલીસ અમલદારે સદરહુ ઓ-રડામાં પેહેલાં સદરહુ બાયડીને ખબર આપવી કે તમને એ ઠેકાણેથી નીકળીને બીજે ઠેકાણે જવાની છુટ છે તથા તે બાયડીને ત્યાંથી નીકળી જવું જેમ સહેલ પડે તેવો દરેક ઘટતો ઉપાય કરવો અને પછી તે સદરહુ ઓરડો ફોડીને તેમાં પેસવાને મુખત્યાર છે.

૪૯. જે પોલીસ અમલદારને અથવા બીજા સખસને પકડવાનો અધીકાર આપ્યો હોય તે પો-લીસ અમલદારને અથવા બીજા શખસને, કોઇ પણ ઘરનો અથવા જગ્યાનો, બહારનો અથવા માંહેનો દરવાજો અથવા બારી, ખુદ પોતાને છોડાવવા સારૂ અથવા પકડવા સારૂ, કાયદેસર રીતે પેઠેલા જે માણસને તે ઘરમાં અથવા જગામાં અટકાવી રાખ્યો હોય તેને છોડવવા સારૂ ફોડીને રસ્તો કરવાનો અખત્યાર છે.

૫૦. પકડેલા સખસને નાશી જતો અટકાવવાને માટે જરૂર હોય તે કરતાં વધારે પ્રતીબંધ કરવો નહી.

૫૧. જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું નહી હોય તેવા વારંટ ઉપરથી કોઇ પોલીસ અમલદારે કોઇ શખસને પકડયો હોય ત્યારે અથવા જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું હોય તેવા વારંટ ઉપરથી કોઇ પોલીસ અમલદારે કોઇ સખસને પકડયો હોય પણ તે સખસને જામીન મળતો નહી હોય ત્યારે અને

કોઇ સખસને વગર વારંટે અથવા કોઇ ખાનગી સખસે વારંટ ઉપરથી પકડયો હોય અને કાય-દાસર તેના જામીન લેઇ શકાતા ન હોય અથવા તે જામીન આપી શકતો નહી હોય ત્યારે.

પકડનારો અમલદાર અથવા પકડવાનું કામ કોઇ ખાનગી શખસે કર્યું હોય ત્યારે પકડેલા સખસને તે જે પોલીસ અમલદારને હવાલે કરે તે પોલીસ અમલદાર સદરહુ સખસનો ઝાડો લેવાને તથા તેના શરીર ઉપર જરૂરનાં પહેરવાનાં કપડાં શીવાય બીજી વસ્તુ જડે તે સઘળી સંભાળીને રાખવાને મુખત્યાર છે.

૫૨. જ્યારે કોઈ બાયડીનો ઝાડો લેવાની જરૂર હોય ત્યારે લોકલજ્યા ઉપર પક્કી રીતે નજર રાખીને બીજી કોઈ બાયડી પાસે તે ઝાડો લેવરાવવો.

૫૩. આ કાયદા પ્રમાણે પકડનારો અમલદાર અથવા બીજો શખ્સ પકડેલા શખસની પાસે જે કાંઈ મારવાનાં હથીયારો હોય તે તેની પાસેથી લેવાને મુખતીયાર છે અને પકડેલા શખ્સને આ કાયદા

પ્રમાણે જે કોરટની અથવા અમલદારની આગળ પકડનારા અમલદારે અથવા શખ્સે રજુ કરવો જોઇએ તે કોરટને અથવા અમલદારને ઉપર લખ્યા પ્રમાણે લીધેલાં સઘળાં હથીયારો તેણે સ્વાધીન કરવાં.

## બ—વગર વારંટે પકડવા બાબત.

૫૪. કોઇ પણ પોલીસ અમલદાર માજીસ્ત્રેટના હુકમ વગર તથા વગર વારંટે હેઠળ લખેલા સખસોને પકડવાને મુખતીયાર છે.

પહેલું—જે શખસ હરકોઇ કૉગનીઝેબલ ગુન્હામાં સામીલ થયો છે અથવા જે સખસની ઉપર સદરહુ પ્રમાણે સામીલ થયો છે એવી વ્યાજબી ફરીયાદ કરવામાં આવી હોય અથવા ખાતરીલાયક ખબર મળી હોય; અથવા વ્યાજબી શક રહેતો હોય તે શખસને.

બીજું—જે શખસના કબજામાં ઘર ફોડવાનું કાંઇ ઓજાર કાયદેસર કારણ વગર હોય તે શખસને; કાયદેસર કારણ સાબીત કરવાનો બોજો તે શખસને માથે છે એમ સમજવું.

ત્રીજું—જે શખસને આ કાયદા પ્રમાણે અથવા સ્થાનીક સરકારના હુકમથી ઢંઢેરો કહાડીને ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ કર્યો હોય તે શખસને.

ચોથું—આ ચોરીની મીલકત છે એવો વ્યાજબી રીતે શક હોય તેવી કાંઈપણ વસ્તુ જે શખસના કબજામાં જડે અથવા જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઇ ગુનોહ કર્યો છે એવો વ્યાજબી રીતે શક હોય તે શખસને.

પાંચમુ—કોઇ પોલીસ અમલદારને પોતાનું કામ કરવામાં જે શખસ હરકત કરે તે શખસને અથવા જે શખસ કાયદેસર પહેરામાંથી નાશી ગયો હોય અથવા નાશી જવાની કોશીશ કરતો હોય તે શખસને.

છઠું—મલીકા મોઆઝમાંની જમીનપરની અથવા દરીઆઇ ફોજમાંથી ફલાણો શખસ નાશી ગયો છે એવો અથવા મલીકા મયાઝમાની ઇન્ડીયન મરીન સરવીશમાં હોય અને તે સરવીશમાંથી કાયદેસર રીતે ગેરહાજર રહેલો છે એવો વ્યાજબી રીતે શક હોય તે શખસને.

સાતમુ—બ્રીટીશ હીંદુસ્તાનની બહારની કોઇપણ જગાએ કરેલું જે કાંઈપણ કૃત્ય બ્રીટીશ હિંદુસ્તાનમાં કરવામાં આવ્યું હોત તો તે બદલ એક ગુન્હા તરીકે શિક્ષા કરી શકાત અને જે બદલ હેઠળ લખેલો શખસ ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતના કોઇપણ કાયદા મુજબ અથવા સન ૧૮૮૧ ના ફ્યુજીટીવ ઓફેન્ડર્સ ( નાસી ગએલા ગુન્હેગારો બાબતના ) આકટ મુજબ અથવા બીજી રીતે બ્રીટીસ હિંદુસ્તાનમાં પકડાવાને અથવા અટકાયતમાં રહેવાને પાત્ર થતો હોય તે કૃત્યમાં જે કોઇ શખસ સામીલ થયો છે અથવા જે શખસની ઉપર સદરહુ પ્રમાણે સામીલ થયો છે એવી વ્યાજબી ફરીયાદ કરવામાં આવી હોય અથવા ખાત્રી લાયક ખબર મળી હોય અથવા વ્યાજબી શક રહેતો હોય તે સખસને.

આઠમું—કલમ ૫૬૫ ની પેટા કલમ (૩) ની રૂએ કરેલી કોઇપણ કાનુનનો ભંગ જે કોઈપણ છુટી ગએલો ગુન્હેગાર કરશે તેને.

(૨) આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શહેરમાંની પોલીસને પણ લાગુ પડે છે.

**ટીપ**—કલમ ૫૬૫ ની પેટા કલમ ૩ માં ફરમાવ્યું છે કે સ્થાનીક સરકાર ગવરનર જનરલ ઇનકૌંસીલની પ્રથમ મંજુરી લેઇને છોડી મુકેલા ગુન્હેગારોની રહેવાની જગા જાહેર કરવા સંબંધી આ કલમના ઠરાવો અમલમાં મુકવા સારૂ કાનુનો કરવાને મુખ્ત્યાર છે.

**૫૫.** (૧) તેમજ જેના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેવો હરકોઇ પોલીસ અમલદાર હેઠળ લખેલા સખસોને પકડવાને મુખત્યાર છે. એટલે,

(અ) સદરહુ થાણાની હદમાં કોઇપણ શખસ પોતે નજરે ન પડે તેવો પૂર્વોપાય કરતો માલમ પડે, અને તે શખસ કાંઇ કાગ્નીઝેબલ ગુન્હો કરવાના હેતુથી સદરહુ પૂર્વોપાય કરે છે એવું માનવાનું કારણ પ્રસંગ ઉપરથી દેખાતું હોય તો તે શખસનો અથવા,

(બ) સદરહુ થાણાની હદમાં જે શખસની પાસે પોતાના ગુજરાનને માટે કાંઇ સાધન જણાતું નહી હોય અથવા જે પોતાને વીશે ખુલાસા ભરેલા જવાબ આપી શકતો નહી હોય તે શખસને, અથવા,

(ક) જે શખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની અથવા ફલાણી મીલ-

ક્ત ચોરીની છે એમ જાણીને તે ચોરીની મિલકત લેવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે શખસને અથવા જેને જબરીથી કહાડવાની ટેવ છે અથવા જબરીથી કહાડવાના સારૂ કોઈ શખસોને હાની કરવાનો ભય દેખાડવાની અથવા હાની કરવાનો ભય દેખાડવાની કોશીશ કરવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે શખસને.

(૨) આ કલમ કલકત્તા અને મુંબાઇ શહેરની પોલીસને લાગુ પડે છે.

**૫૬.** (૧) જેના હવાલામાં કોઈ પોલીશ થાણું હોય એવો હરકોઇ પોલીસ અમલદાર, જે શખસને વગર વારંટે પકડવાનો પોતાને કાયદેસર અધીકાર હોય તે શખસ ( પોતાની સમક્ષ નહી પણ બીજી રીતે ) વગર વારંટે પકડવાનું પોતાના તાબા માંહેના કોઈ પણ અમલદારને ફરમાવે ત્યારે તે શખસને પકડવાનું જે અમલદારને પોતે ફરમાવે તે અમલદારને તેણે એક હુકમ લખીને આપવો, અને તે હુકમ મધ્યે કયા શખસને પકડવો છે તે તથા કયા ગુન્હાને માટે અથવા બીજા કયા કારણસર તેને પકડવો છે તે લખવું

(૨) આ કલમ કલકત્તા અને મુંબઇ શહેરની પોલીસને લાગુ પડે છે

**૫૭.** (૧) કોઇ પોલીસ અમલદારની સમક્ષ કોઇ પણ શખસ કાંઇ નોનકૉગ્નીઝેબલ ગુનોહ કરે અથવા એવો ગુનોહ કરવાનું તેના પર તહોમત મુકવામાં આવે, અને કોઇ પોલીસ અમલદારના કહ્યા ઊપરથી તે શખસ પોતાનું નામ તથા રહેવાનું ઠેકાણું આપવાને ના પાડે અથવા એવું નામ અથવા રહેવાનું ઠેકાણું આપે કે જે ખોટું છે એમ સદરહુ અમલદારને માનવાનું કારણ હોય ત્યારે તેનું નામ અથવા રહેવાનું ઠેકાણું શું છે તે ખોળી કહાડવા માટે સદરહુ અમલદાર તે શખસને પકડવાને મુખત્યાર છે.

(૨) એવા શખસનું ખરૂ નામ તથા રહેવાનું ઠેકાણું જાણવામાં આવે ત્યારે માજીસ્ત્રેટ આગળ હાજર થવાનું ફરમાવવામાં આવે તો તેની રૂબરૂ હાજર રહેવા બદલ તે જામીન સહીતનું અથવા જામીનો વગરનું ખત લખી આપે એટલે તેને છુટો કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે એવો સખસ બ્રીટીશ હીંદુસ્તાનમાં રહેનારો ન હોય તો તે ખતના તારણ દાખલ બ્રીટીશ હિંદુસ્તાનમાં રહેનારા એક અથવા વધારે શખસો જામીનો હોવા જોઇએ.

(૩). તેનું ખરૂં નામ તથા રહેવાનું ઠેકાણું તેને પકડયા પછી ચોવીશ કલાકમાં જાણવામાં ન આવે તો, અથવા તે ખત ન લખી આપે તો, અથવા તેને પુરતા જામીન આપવાનું ફરમાવવામાં આવેથી જામીન ન આપે તો તેને હકુમત હોય એવા પાસેમાં પાસેના માજીસ્ત્રેટ પાસે તાબડતોબ મોકલી દેવો જોઇએ.

**૫૮.** જે શખસને આ બાબ પ્રમાણે પકડવાનો અખ્તીકાર કોઇ પોલીસ અમલદારને હોય તે શખસને વગર વારંટે પકડવાના કારણ સારૂ તે પોલીસ અમલદાર બ્રીટીશ ઈન્ડીયામાંની હરકોઈ જગામાં સદરહુ શખસની પાછળ જવાને મુખત્યાર છે.

**૫૯.** (૧) કોઇ શખસ જામીન નહી લેઈ શકાય તેવો અને કૉગ્નીઝેબલ ગુન્હો કોઇ ખાનગી શખસના દેખતાં કરે તો, તે ખાનગી શખસ તેને પકડવાને મુખત્યાર છે; અથવા કોઇ શખસ ગુનેહગાર છે એવું જાહેરનામું કહાડયું હોય તો તેને પકડવાને કોઈ પણ ખાનગી શખસ મુખત્યાર છે.

અને સદરહુ પ્રમાણે પકડેલા શખસને તેણે નકામી ઢીલ કર્યા વગર કોઇ પોલીસ અમલદારને સ્વાધીન કરવો અથવા પોલીસ અમલદારની ગેરહાજરીમાં સદરહુ શખસને પાસેમાં પાસેના પોલીસ થાણામાં લેઇ જવો.

(૨) સદરહુ શખસને ૫૪ મી કલમના ઠરાવો લાગુ પડે છે એમ માનવાનું કારણ હોય, તો તેને કોઇ પોલીસ અમલદારે ફરીથી પકડવો.

(૩) તેણે કાંઈ નૉનકૉગ્નીઝેબલ ગુનોહ કર્યો છે એમ માનવાનું કારણ હોય અને કોઇ પોલીસ અમલદારના પુછવાથી તે પોતાનું નામ અથવા રહેવાનું ઠેકાણું આપવાને ના પાડે અથવા એવું નામ અથવા રહેવાનું ઠેકાણું આપે કે જે ખોટું છે એમ માનવાનું સદરહુ અમલદારને કારણ હોય તો તેની તજવીજ ૫૭ મી કલમના ઠરાવો પ્રમાણે કરવી; તેણે કાંઈ ગુનોહ કર્યો છે એમ માનવાનું કાંઇ પુરતું કારણ ન હોય તો તેને એકદમ છોડી મુકવો.

૬૦. વગર વારંટે પકડનારા પોલીસ અમલદારે પકડેલા શખસને તે કામમાં હકુમતવાળા માજીસ્ત્રેટની આગળ અથવા જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેની આગળ નકામી ઢીલ કર્યા વગર અને જામીન સંબંધી આ કાયદા માંહેના ઠરાવોને અનુસરીને લેઈ જવો અથવા મોકલવો.

૬૧. વગર વારંટે પકડેલા શખસને કોઈ પણ પોલીસ અમલદારે તે કામની સઘળી હકીકત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે મુદત સુધી પેહેરામાં અટકાવી રાખવો નહી, અને ૧૬૭ મી કલમ પ્રમાણે કોઇ માજીસ્ત્રેટનો ખાસ હુકમ નહી થયો હોય તો સદરહુ મુદત ચોવીશ કલાકથી વધારે ન હોવી જોઇએ. પણ જે જગાએ તે શખસને પકડયો હોય ત્યાંથી માજીસ્ત્રેટની કોરટ સુધી જતાં જેટલો વખત લાગે તેટલો વખત સદરહુ મુદતમાં ગણવો નહી.

૬૨. જે અમલદારના હવાલામાં પોલીસ થાણાં હોય તેમણે પોતપોતાના થાણાંઓની હદોમાં વગર વારંટે પકડેલા સઘળા શખસો વીશે જીલ્લા માજીસ્ત્રેટને અથવા જીલ્લા માજીસ્ત્રેટ ફરમાવે તો પેટા તુકડી માજીસ્ત્રેટને રીપોર્ટ કરવો, પછી સદરહુ શખસોના જામીન લીધા હોય કે નહીં તોપણ.

૬૩. જે શખસને પોલીસ અમલદારે પકડયો હોય તેનું પોતાનું ખત લીધા વગર અથવા તેના જામીન લીધા વગર અથવા કોઇ માજીસ્ત્રેટના ખાસ હુકમ વગર તેને છોડી મુકવો નહી.

૬૪. જ્યારે કોઈ ગુન્હો કોઈ માજીસ્ત્રેટની સ્થાનિક હદમાં તે માજીસ્ત્રેટની સમક્ષ કરવામાં આવે ત્યારે ગુનેગારને પોતે જાતે પકડવાને અથવા પકડવાનો કોઈ પણ શખસને હુકમ કરવાને અને ત્યાર પછી જામીન લેવા સંબંધી આ કાયદા માંહેના ઠરાવોને અનુસરીને તે ગુન્હેગારને કેદ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૬૫. જે વખતે તથા જે પ્રસંગે કોઈ સખસને પકડવાનું વારંટ કાહાડવાનો અધીકાર કોઈ માજીસ્ત્રેટને હશે તે વખતે તથા તે પ્રસંગે તે સખસને પોતાની હકુમતની સ્થાનીક હદમાંહે પોતાની સમક્ષ પકડવાને અથવા પકડવાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૬૬. જે સખસ કાયદાસર કેદમાં હોય તે સખસ નાશી જાય અથવા તેને છોડવામાં આવે તો જે સખસના પહેરામાંથી તે નાશી ગયો હોય અથવા તેને છોડાવ્યો હોય તે સખસ તુરત તેની પાછળ જઇને બ્રીટીશ ઇંડીયામાં હરકોઇ જગાએ તેને પકડવાને મુખત્યાર છે.

૬૭. ૬૬ મી કલમ પ્રમાણે પકડનારો સખસ વારંટની રૂએ ચાલતો ન હોય અને તે શખસ પકડવાના અખત્યારવાળો પોલીસ અમલદાર ન હોય તોપણ સદરહુ કલમ પ્રમાણે પકડવાની બાબતોને ૪૭ મી, તથા ૪૮ મી તથા ૪૯ મી કલમોના ઠરાવો લાગુ પડશે.

---

## બાબ ૬ ઠો.

## હાજર થવાની જરૂર પાડવા વીશે પ્રોસેસો બાબત.

### અ—સમન.

૬૮. (૧) આ કાયદા પ્રમાણે કોઇ કોરટે કહાડેલો દરેક સમન લખેલો જોઇએ, તથા તે ડુપ્લીકેટ જોઇએ અને તે ઉપર સદરહુ કોરટના પ્રમુખ અમલદારે અથવા હાઈકોરટ વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવા બીજા અમલદારે સહી કરવી તથા મોહોર કરવી.

(૨) સદરહુ સમન કોઇ પોલીસ અમલદારે બજાવવો; અથવા કાયદાને અનુસરતી હોય એવી જે કાનુનો સ્થાનીક સરકાર આ બાબત ઠરાવે તે કાનુનોને અનુસરીને તે સમન કહાડનારી કોરટના કોઇ અમલદારે બજાવવો જોઇએ.

(૩) આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શહેરમાં પોલીસને લાગુ છે.

૬૯. (૧) સમન કરેલા સખસને જો બની શકે તો તે સમનની એક ડુપ્લીકેટ આપીને અથવા આપવા માટે કહાડી લો એમ કહીને ખુદ તેની ઉપર તે સમન બજાવવા જોઇએ.

(૨) જેની ઉપર સદરહુ પ્રમાણે સમન બજાવ્યો હોય તેવા દરેક શખસે જો સમન બજાવનારો અમલદાર કહે તો તેની બીજી ડુપ્લીકેટની પછવાડે તે સમન પહોંચ્યાની સહી કરવી જોઇએ.

(૩) કોઈ પણ સંસ્થાસ્પીત અથવા બીજી મંડળી ઉપર સમન બજાવવો હોય તો તે સદરહુ મંડળીના સેક્રેટરી ઉપર, સ્થાનીક મેનેજર ઉપર, અથવા બીજા મુખ્ય અમલદાર ઉપર બજાવવો અથવા તે મંડળીનો જે મુખ્ય અમલદાર બ્રીટીશ હિંદુસ્તાનમાં હોય તેના સરનામા ઉપર રજીસ્ટર પોષ્ટથી પત્ર મોકલીને બજાવવો જોઇએ. એવે પ્રસંગે તે પત્ર પોષ્ટના નિત્યક્રમ પ્રમાણે જે વખતે આવી પહોંચે તે વખતે સમન બજાવવામાં આવ્યો છે એમ સમજવું જોઇએ.

૭૦. જ્યારે સમન કરેલો શખસ ઘટતી મહેનત કરતાં ન જડે ત્યારે તેના કુટુંબમાંના કોઇ પાકી ઉમરના મરદ માણસને અથવા ઇલાકાના મુખ્ય શેહેરમાં તેની સાથે રહેનારા ચાકરને તે સમનની એક ડુપ્લીકેટ તેને સારૂ સોંપીને તે સમન બજાવવાનો અધિકાર છે અને જેને સદરહુ સમન આવી રીતે સોંપ્યો હોય તે શખસે જો સમન બજાવનારો અમલદાર કહે તો તેની બીજી ડુપ્લીકેટની પછવાડે તે સમન પહોંચ્યાની સહી કરવી જોઇએ.

૭૧. ૬૯ મી અને ૭૦ મી કલમમાં કહેલી સહી ઘટતી મેહેનત કરતાં ન મળે તો જે ઘરમાં અથવા ઘર કે વાડીમાં સમન કરેલો સખસ ઘણું કરીને રહેતો હોય, તે ઘરના અથવા ઘર કે વાડીમાંના કોઇ પ્રસીધ્ધ ભાગ ઉપર તે સમનની એક ડુપ્લીકેટ, સમન બજાવનારાં અમલદારે ચોડવી, અને પછી તે સમન યોગ્ય રીતે બજાવ્યો છે એવું સમજવામાં આવશે.

૭૨ (૧) સમન કરેલો સખસ સરકારની અથવા કોઇ રેલવે કંપનીની નોકરીમાં કામગીરીમાં હોય ત્યારે જે કોરટે સમન કહાડ્યો હોય તે કોરટે તે સમન સાધારણ રીતે જે કચેરીમાં સદરહુ સખસ નોકરીએ રહેલો હોય તે કચેરીના ઉપરી ઉપર ડુપ્લીકેટ મોકલવો જોઇએ અને પછી સદરહુ ઉપરીએ ૬૯ મી કલમમાં ઠરાવેલી રીતે તે સમનની બજાવણી કરાવવી, અને તે કલમથી ફરમાવેલા શેરા સાથે તે સમન પોતાની સહી સાથે તે કોરટની ઉપર પાછો મોકલવો જોઇએ.

(૨) એવી સહી તે સમન યોગ્ય રીતે બજાવ્યા બદલનો પુરાવો થશે એમ સમજવું જોઇએ.

૭૩. જ્યારે કોઇ કોરટે કહાડેલો સમન પોતાની હકુમતની સ્થાનીક સીમાની બહાર કોઇ પણ જગાએ બજાવવો એવી તે કોરટની મરજી હોય ત્યારે સાધારણ રીતે કોરટે તે સમન જે માજીસ્ત્રેટની હકુમતની સ્થાનીક સીમામાં સમન કરેલો શખસ રહેતો હોય અથવા હોય તે માજીસ્ત્રેટને ત્યાં બજાવવા સારૂ ડુપ્લીકટ મોકલવો જોઇએ.

૭૪. (૧) જ્યારે કોઇ કોરટે કહાડેલો સમન પોતાની હકુમતની સ્થાનીક સીમાની બહાર બજાવ્યો હોય ત્યારે, અને જે અમલદારે સમન બજાવ્યો હોય તે અમલદાર મુકદમાની સુનાવણી વખતે હાજર ન હોય તેવે હરકોઇ પ્રસંગે સદરહુ સમન બજાવ્યો છે એવી કોઈ માજીસ્ત્રેટની આગળ કરેલી આફીડેવીટ, અને જે શખસને સદરહુ સમનની એક ડુપ્લીકેટ પ્રત આપી હોય અથવા આપવા માટે કહાડીને લો એમ કહ્યું હોય અથવા જેને તે પ્રત સોંપી હોય તે શખસે (૬૯ મી અથવા ૭૦ મી કલમથી ઠરાવેલી રીતે) શેરો લખી આપેલી એવી પ્રત પુરાવામાં ગ્રાહ્ય થશે અને તેમાં લખેલા મચકુરની વિરૂદ્ધ સાબીતી આપવામાં નહી આવશે તો અને આપવામાં આવતાં સુધી તે મચકુર ખરો છે એમ સમજવું.

આ કલમમાં કહેલી આફીડેવીટ સદરહુ સમનની ડુપ્લીકેટ પ્રત સાથે જોડીને સદરહુ કોરટને મોકલી શકાય

## બ—પકડવાનું વારંટ.

૭૫. (૧) આ કાયદા પ્રમાણે કોઇ કોરટે કહાડેલું દરેક પકડવાનું વારંટ લખેલું હોવું જોઇએ અને તે ઉપર તે કોરટના પ્રમુખ અમલદારે અથવા માજીસ્ત્રેટોની બેંચ હોય ત્યારે તે બેંચના કોઇપણ મેમ્બરે સહી કરવી જોઇએ, અને તે ઉપર કોરટની મોહોર કરવી જોઇએ. (૨) જે કોરટે તે વારંટ કાહાડ્યું હોય તેણે જ્યાં સુધી તે રદ કર્યું નથી ત્યાં સુધી અથવા તે બજાવવામાં આવે ત્યાં સુધી તે દરેક વારંટ અમલમાં રહેશે.

૭૬ (૧) હરકોઇ શખસને પકડવા સારૂ વારંટ કહાડનારી હરકોઇ કોરટની નજરમાં આવે તો તે કોરટ સદરહુ વારંટ ઉપર શેરો લખીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે જો સદરહુ શખસ કોઇ અમુક વખતે અને પછી કોરટ બીજી રીતે ફરમાવે ત્યાં સુધી તે કોરટની આગળ હાજર રહેવા સારૂ જોઇએ

તેટલા જામીન સાથે એક ખત કરી આપે તો જે અમલદારના નામનું વારંટ કર્યું હોય તે અમલદારે સદરહુ તારણ લેવું અને સદરહુ શખસને પેહેરામાંથી છુટો કરવો.

(૨) સદરહુ શેરામાં હેઠળ લખેલી બાબતો લખવી (અ) જામીનોની સંખ્યા (બ) તેમણે તથા જે શખસને પકડવા સારૂ તે વારંટ કહાડેલું હોય તેણે જે રકમનો મુચરકો કરી આપવો તે તથા (ક) જે વખતે તેણે કોરટની આગળ હાજર રહેવું તે,

(૩) જ્યારે આ કલમ પ્રમાણે તારણ લેવામાં આવે ત્યારે જે અમલદારના નામનું સદરહુ વારંટ કર્યું હોય તે અમલદારે સદરહુ ખત સદરહુ કોરટની ઉપર રવાના કરવું.

૭૭ (૧) પકડવાનું વારંટ ઘણું કરીને એક અથવા વધારે પોલીસ અમલદારના નામનુ કહાડવું જોઇએ, અને જ્યારે તે વારંટ કોઇ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટે કહાડયું હોય ત્યારે તે હંમેશાં તે પ્રમાણેજ કાઢવું જોઇએ; પણ સદરહુ પ્રકારનું વારંટ કહાડનારી બીજી કોઈ પણ કોરટ જો તે તાબડતોબ બજાવવાની જરૂર હોય અને કોઇ પોલીસ અમલદાર તુરત મળતો ન હોય તો બીજા કોઇ પણ શખસ અથવા શખસોના નામનું કહાડવાને મુખત્યાર છે, અને સદરહુ શખસે અથવા શખસોએ તે વારંટ બજાવવું જોઇએ.

(૨) જ્યારે કોઇ વારંટ એક કરતાં વધારે અમલદારો અથવા શખસોના નામનું કહાડયું હોય ત્યારે તે અથવા તેઓમાંથી ગમે તે એક અથવા વધારે અમલદારો અથવા શખસો તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

૭૮ (૧) કોઇ માજીસ્ત્રેટ પોતાના જીલ્લામાં અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ પોતાની પેટા ટુકડીમાં હરકોઇ જમીનદારના અથવા જમીનના ઇજારદારના અથવા વહીવટદારના નામનું વારંટ તકસીરવાર ઠરેલો હરકોઇ શખસ નાસી ગયો હોય તેને અથવા જે ગુન્હેગાર બાબત ઢંઢેરો કહાડયો હોય તે ગુન્હેગારને અથવા કોઇ શખસ ઉપર.

જામીન લઇ નહી શકાય એવા કોઇ ગુન્હાનું તોહોમત આવ્યું હોય, અને તે તેની પાછળ લાગનારાના દાવમાંથી છટકી ગયો હોય તો તેને પકડવા સારૂ કાહાડવાને મુખત્યાર છે.

(૨) સદરહુ જમીનદારે, અથવા ઇજારદારે તે વારંટની પોહોંચ લખીને આપવી, અને જે શખસને પકડવા સારૂ તે વારંટ કાહાડયું હોય તે શખશ પોતાની જમીનમાં અથવા ઇજારાની જમીનમાં, અથવા પોતાના હવાલા માંહિની જમીનમાં હોય અથવા પેસે, તો તેણે તે વારંટ બજાવવું.

(૩) જે શખશના ઉપર સદરહુ વારંટ કહાડ્યું હોય તે શખશ પકડાય, ત્યારે તેને વારંટ સુદ્ધાં પાસેમાં પાસેના પોલીસ અમલદારને સ્વાધીન કરવો, અને ૭૬ મી કલમ પ્રમાણે તારણ નહી લીધું હોય તો, તેને તે કામમાં હકુમતવાળા માજીસ્ટ્રેટની પાસે મોકલી દેવો.

૭૯. જે પોલીસ અમલદારના નામનું કોઇ વારંટ કહાડેલું હોય તે પોલીસ અમલદાર અથવા જે અમલદારનું નામ તે વારંટની પાછળ લખ્યું હોય તે અમલદાર તે વારંટની પાછળ બીજા જે પોલીસ અમલદારનું નામ લખે તે પોલીસ અમલદાર પણ તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

૮૦. પકડવાનું વારંટ બજાવનાર પોલીસ અમલદારે અથવા બીજા શખસે જે શખસને પકડવો હોય તે શખસને તે વારંટનો સાર જણાવવો અને તે શખસ કહેતો, વારંટનો સાર જાહેર કરવો. તેને વારંટ બતાવવું.

૮૧. પકડવાનું વારંટ બજાવનારા પોલીસ અમલદારે અથવા બીજા શખસે નકામી ઢીલ ન કરતાં ( જામીન સંબંધી ૭૬ મી કલમના ઠરાવોને અનુસરીને ) જે કોરટની આગળ કાયદા પ્રમાણે તે પકડેલા શખશને રજુ કરવો જોઇએ તે કોરટની આગળ તેને આણવો.

૮૨. પકડવાનું વારંટ બ્રીટીશ ઇન્ડીયામાં કોઇપણ જગોએ બજાવવાનો અધીકાર છે.

૮૩. (૧) જ્યારે કોઇ વારંટ કહાડનારી કોરટની હકુમતની સ્થાનીક શીમાની બાહાર તે વારંટ બજાવવું હોય, ત્યારે સદરહુ કોરટે તે વારંટ કોઇ પોલીસ અમલદારના નામનું કહાડવાને બદલે જે માજીસ્ત્રેટની અથવા ડીસ્ત્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ પોલીસની અથવા ઇલાકાના મુખ્ય શેહેરમાં કમીશનર ઓફ પોલીસની હકુમતની સ્થાનીક હદમાં તે વારંટ બજાવવું હોય તે માજીસ્ટ્રેટને ડીસ્ત્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ

ઑફ પોલીસને અથવા કમીશનરને સદરહુ વારંટ ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલવાને મુખત્યાર છે.

(૨) જે માજીસ્ટ્રેટને અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટને અથવા કમીશનરને સદરહુ વારંટ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય તેણે તેની પાછળ પોતાના નામની સહી કરવી અને પોતાની હકુમતની સ્થાનીક હદની અંદર બજાવી શકાતું હોય તો આમાં આગળ કહેલી રીતે વારંટની બજાવણી કરાવવી.

૮૪ (૧) જ્યારે કોઇ પોલીસ અમલદારના નામનું કહાડેલું વારંટ જે કોરટે તે વારંટ કહાડયું હોય તે કોરટની હકુમતની સ્થાનીક હદની બાહાર બજાવવું હોય ત્યારે જે માજીસ્ટ્રેટની અથવા જે અમલદારના હવાલામાં કોઇ થાણું હોય તે અમલદારના કરતાં ઉતરતા દરજ્જાનો ન હોય એવા જે પોલીસ અમલદારની હકુમતની સ્થાનીક હદમાં તે વારંટ બજાવવું હોય ત્યારે તે માજીસ્ટ્રેટની અથવા પોલીસ અમલદારની પાસે સહી કરાવવા સારૂ તેણે તે વારંટ સમાન્યતઃ લેઇ જવું.

(૨) સદરહુ માજીસ્ટ્રેટે અથવા પોલીસ અમલદારે તે વારંટની પાછળ પોતાના નામની સહી કરવી અને સદરહુ સહી ઉપરથી જે પોલીસ અમલદારના નામનું વારંટ કહાડયું હોય તે પોલીસ અમલદારને તે વારંટ સદરહુ હદમાં બજાવવાનો પુરતો અધીકાર મળશે અને સદરહુ અમલદાર કહે તો સ્થાનીક પોલીસે તેને સદરહુ વારંટ બજાવવામાં મદદ કરવી.

(૩) જે માજીસ્ટ્રેટની અથવા પોલીસ અમલદારની હકુમતની સ્થાનીક હદમાં સદરહુ વારંટ બ-જાવવુ હોય તે માજીસ્ટ્રેટની અથવા પોલીસ અમલદારની સહી મેળવવાથી જે ઢીલ થાય તેથી સદરહુ બજાવણી થતી અટકશે એવું માનવાનું જ્યારે કારણ હોય ત્યારે જે પોલીસ અમલદારના નામનું વારંટ હોય તે, વારંટ કાહાડનારી કોરટની હકુમતની સ્થાનીક હદની બાહાર કોઇ પણ જગામાં સદરહુ સહી લીધા વગર તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

(૪) આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શહેરમાં પોલીસને લાગુ છે.

૮૫. જ્યારે પકડવાનું કોઈ વારંટ જે જીલ્લામાં તે વારંટ કાહાડયું હોય તેની બાહાર બજાવ્યું હોય ત્યારે જે કોરટે તે વારંટ કહાડયું હોય તે કોરટ પકડવાની જગાથી વીશ માઇલની અંદર ન હોય તો જે માજીસ્ટ્રેટની અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ અથવા ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસ કમીશનરની હકુમતની સ્થાનીક હદમાં પકડવાનું કામ કર્યું હોય તે માજીસ્ટ્રેટ અથવા સુપ્રીન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ અથવા પોલીસ કમીશનર કરતાં સદરહુ કોરટ પાસે ન હોય તો અથવા ૭૬ મી કલમ પ્રમાણે તારણ લીધું ન હોય તો પકડેલા શખસને સદરહુ માજીસ્ટ્રેટની અથવા કમીશનરની અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ આગળ લઇ જવો.

૮૬. (૧) જે કોરટે સદરહુ વારંટ કહાડયું હોય તેણે જે શખસ ધારેલો તેજ પકડેલો શખસ છે એવું જણાય તો સદરહુ માજીસ્ટ્રેટે અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટે અથવા કમીશનરે તે શખસને પહેરામાં આપીને સદરહુ કોરટની પાસે લઇ જવાનું ફરમાવવું, પણ એવું ઠરાવ્યું છે કે જો જામીન લઇ શકાય એવો ગુનોહ હોય અને તે શખસ સદરહુ માજીસ્ટ્રેટની અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ અ-થવા કમીશનરની ખાત્રી લાયક જામીન આપવાને તઇઆર તથા રાજી હોય, અથવા ૭૬ મી કલમ પ્રમાણે તે વારંટ ઉપર શેરો લખીને હુકમ કરેલો હોય, અને તે શખસ સદરહુ હુકમથી ફરમાવેલું તારણ આપવાને તઇઆર તથા રાજી હોય તો તે માજીસ્ટ્રેટે, ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટે, અથવા કમીશનરે સદરહુ જામીન અથવા તારણ જેમ હોય તેમ લેવું, અને જે કોરટે વારંટ કહાડયું હોય તેની ઉપર તે ખત રવાના કરવું.

(૨) આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી કોઇ પોલીસ અમલદારને ૭૬ મી કલમ પ્રમાણે તારણ લેવાની મના છે એમ સમજવું નહી.

## ૬—જાહેરનામું તથા જપ્તી.

૮૭. (૧) જો કોઈ કોરટને ( પૂરાવો લીધા પછી કે લીધા વગર ) એમ માનવાનું કારણ હોય કે જે શખસની ઉપર પોતે વારંટ કહાડયું છે તે શખસ નાહાશી ગયો છે અથવા સંતાઇ જાય છે, તેથી સદરહુ કોરટ એક લખેલું જાહેરનામું પ્રસિધ્ધ કરીને તેમાં સદરહુ શખસને કોઇ મુકરર કરેલી

જગાએ તથા કોઇ મુકરર કરેલી મુદતે હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે તે મુદત સદરહુ જાહેર નામું પ્રસિધ્ધ કરવાની તારીખથી ત્રીસ દિવસ કરતાં ઓછી ઠરાવવી નહીં.

(૨) તે જાહેરનામું હેઠળ લખ્યા પ્રમાણે પ્રસીધ્ધ કરવું.

(અ) જે શહેરમાં અથવા ગામમાં સદરહુ શખસ ઘણું કરીને રહેતો હોય તે શહેરની અથવા ગામની કોઇ પ્રસીધ્ધ જગામાં તે જાહેરનામું જાહેર રીતે વાંચવું.

(બ) તે શખસ જે ઘરમાં અથવા ઘર વાડીમાં ઘણું કરીને રહેતો હોય તે ઘરના અથવા સદરહુ શહેરની અથવા ગામની કોઇ પ્રસીદ્ધ જગાપર તે જાહેરનામું ચોહોડવું.

(ક) અને તે જાહેરનામાની એક નકલ તે કોરટના મકાનના કોઈ પ્રસીદ્ધ ભાગપર ચોહોડવી.

(૩) તે જાહેરનામું કોઇ અમુક દીવસે યોગ્ય રીતે પ્રસીધ્ધ કર્યું હતું એ મુજબ તે જાહેરનામું કહાડનારી કોરટે મજકુર લખ્યો હોય તે મજકુર હેઠળ લખેલી બાબતોનો નીર્ણયકારક પુરાવો છે એમ સમજવું એટલે આ કલમથી ફરમાવેલી વાતોનો અમલ કરવામાં આવ્યો છે અને તે જાહેરનામું સદરહુ દીવસે પ્રસિદ્ધ કર્યું હતું.

૮૮. (૧) ૮૭ મી કલમ પ્રમાણે જાહેરનામું કહાડયા પછી જે સખસ બાબત તે જાહેરનામું કહાડયું હોય તે સખસની જંગમ મિલકત અથવા સ્થાવર મીલકત અથવા એ બંને મિલકત જપ્ત કરવાનું ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.

(૨) તે હુકમ જે જીલ્લામાં કર્યો હોય તે જીલ્લામાં સદરહુ સખસની કોઇ પણ મીલકત જપ્ત કરવાનો અખત્યાર તે હુકમ ઉપરથી છે એમ સમજવું અને સદરહુ જીલ્લાની બહાર સદરહુ શખસની કોઇ પણ મિલકત જપ્ત કરવાનો અખત્યાર જે જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટના જીલ્લામાં સદરહુ મિલકત આવેલી હોય તે જીલ્લા માજીસ્ટ્રેટ તે હુકમ પાછળ સહી કરશે એટલે તે હુકમ ઉપરથી છે એવું સમજવું.

(૩) જે મીલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મીલકત લહેણું હોય અથવા બીજી જંગમ મીલકત હોય તો આ કલમ પ્રમાણે કરવાની જપ્તી હેઠળ લખ્યા મુજબ કરવી એટલેઃ—

(અ) પકડીને; અથવા

(બ) ઉપજ વસુલ કરનાર નીમીને; અથવા

(ક) જે શખસ બાબત જાહેરનામું કહાડયું હોય તે શખસને અથવા તેની તરફથી કોઇને પણ સદરહુ મીલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખી હુકમ કરીને; અથવા

(ડ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઇપણ બે રીતે

(૪) જે મીલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મીલકત સ્થાવર હશે ત્યારે આ કલમ પ્રમાણે કરવાની જપ્તી સરકારને મહેસુલ ભરનારી જમીન હોય તો જે જીલ્લામાં તે જમીન આવેલી હોય તે જીલ્લાના કલેકટરની મારફતે કરવી અને બીજી સઘળી બાબતોમાં હેઠળ લખ્યા પ્રમાણે કરવીઃ—

(ઇ) કબજો લઇને; અથવા

(ફ) ઉપજ વસુલ કરનાર નીમીને; અથવા

(ગ) જે શખસ બાબત જાહેરનામું કહાડયું હોય તે સખસને અથવા તેની તરફથી કોઇને પણ ભાડુ અથવા ગણોત આપવાની અથવા મીલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખી હુકમ કરીને; અથવા

(હ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઈ પણ બે રીતે.

(૫) જે મીલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મીલકત જીવતાં જનાવરો હશે અથવા જલદી નાશ થવા જેવી હશે તો કોરટ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તેનું તાબડતોબ વેચાણ કરવા બાબત હુકમ કરવાને મુખત્યાર છે, અને એવે પ્રસંગે તે વેચાણના આવેલા પૈસાની વ્યવસ્થા કોરટના હુકમ પ્રમાણે કરવી.

(૬) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાનાં ૩૬ મા બાબ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારના જે અધીકાર, કામ તથા જવાબદારી હોય તેજ અધીકાર કામ તથા જવાબદારી આ કલમ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારની છે એમ સમજવું.

(૭) જે સખસ બાબત જાહેરનામું કહાડયું હોય તે સખસ જો જાહેરનામામાં લખેલી મુદતમાં હાજર ન થાય તો તે જપ્તીવાળી મીલકત ઉપર સરકારનો વ્યવસ્થાધીકાર થશે, પણ જપ્તીની તારીખથી ૭ મહિના પુરા થતાં સુધી તે મીલકત વેચવી નહી, પણ તે મીલકત બગડી જાય તેવી હોય અથવા તે વેચાણથી માલીકને ફાયદો થશે એમ કોરટની નજરમાં આવે તો એ બંને પ્રસંગે કોરટને જ્યારે યોગ્ય લાગે ત્યારે તે સદરહુ મીલકત વેચવાને મુખત્યાર છે.

**૮૯.** ૮૮ મી કલમની પેટાકલમ (૭) પ્રમાણે જે શખસની મીલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થાય અથવા થયો હોય તે સખસ જે કોરટના હુકમથી તે મીલકત જપ્ત કરી હોય તે કોરટની આગળ અથવા જે કોરટના તાબા હેઠળ એવી કોરટ હોય તે કોરટની આગળ જપ્તીની તારીખથી બે વરસમાં પોતાની મેળે હાજર થાય અથવા તેને પકડીને આણવામાં આવે અને સદરહુ કોરટની ખાતરી થાય એવી રીતે તે સાબીતી આપે કે પોતાની ઉપર વારંટ બજે નહી એવા હેતુથી પોતે નાસી ગયો અથવા સંતાઈ ગયો નહોતો અને જાહેરનામામાં લખેલી મુદતમાં હાજર થવાનું બની શકે એવી રીતે તે જાહેરનામાની ખબર પોતાને મળેલી નહોતી તો સદરહુ મીલકત અથવા જો તે વેચી હોય તો તે વેચાણનું નક્કી ઉત્પન્ન અથવા જો તે મીલકતનો ફક્ત થોડોક ભાગ વેચ્યો હોય તો તે વેચાણનું નક્કી ઉત્પન્ન તથા તે મીલકતનો બાકી રહેલો ભાગ સદરહુ જપ્તીને લીધે થએલો એ સઘળો ખરચ તેમાંથી લીધા પછી તે સખસને સ્વાધીન કરવો.

ડ—પ્રોસેસ સંબંધી બીજી કાનુનો.

**૯૦.** જે બાબતમાં હાજર થવા સારૂ જ્યુરર અથવા આસેસર શીવાય બીજા કોઇપણ શખસની ઉપર સમન કહાડવાનો કોઇ કોરટને આ કાયદા પ્રમાણે અધિકાર હોય તેવી હરકોઇ બાબતમાં તે કોરટ સદરહુ શખસને પકડવા સારૂ પોતાનાં કારણ લખીને વારંટ કહાડવાને મુખત્યાર છે.

**(અ)** જો સદરહુ સમન કહાડતા પહેલાં અથવા તે કહાડયા પછી પણ તે શખસ હાજર થાય તેને માટે મુકરર કરેલા વખત પહેલાં તે કોરટને એવું માનવાનું કારણ જણાય કે તે શખસ નાહાશી ગયો છે અથવા તે સમન નહી માને તો; અથવા,

**(બ)** જો સદરહુ વખતે તે શખસ હાજર ન થાય અને તે સમન પ્રમાણે હાજર થવાનું તેનાથી બની શકે એવે વખતે સમન યોગ્ય રીતે બજાવ્યાની સાબીતી થાય અને એ પ્રમાણે હાજર નહી થવા બાબત કાંઇ વ્યાજબી કારણ આપવામાં ન આવે તો.

**૯૧.** જે શખસને હાજર થવા સારૂ અથવા જે શખસને પકડવા સારૂ સમન અથવા વારંટ કહાડવાનો કોઇ પણ કોરટના પ્રમુખ અમલદારને અધિકાર હશે તે શખસ જ્યારે સદરહુ કોરટમાં હાજર હોય ત્યારે સદરહુ અમલદાર તે શખસને તે કોરટમાં હાજર થવા સારૂ જામીન સાથે અથવા જામીન વગર એક ખત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

**૯૨.** આ કાયદા પ્રમાણે લીધેલા કોઇ પણ ખત પ્રમાણે જે શખસ કોઈ કોરટની આગળ હાજર થવાને બંધાએલો હોય તે શખસ એ પ્રમાણે હાજર ન થાય ત્યારે સદરહુ કોરટનો પ્રમુખ અમલદાર વારંટ કહાડીને સદરહુ શખસને પકડીને પોતાની આગળ રજુ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

**૯૩.** સમન બાબત તથા વારંટ બાબત તથા તે કહાડવા બાબત તથા બજાવવા બાબત આ બાબ માંહેના ઠરાવો આ કાયદા પ્રમાણે કહાડેલા હરએક સમનને તથા પકડવાના દરએક વારંટને બની શકે તેટલે સુધી લાગુ પડશે.

---

## બાબ ૭ મો.

દસ્તાવેજો તથા બીજી જંગમ મીલકત રજુ કરવાની જરૂર પાડવા સારૂ તથા ગેરવ્યાજબી રીતે કેદ કરેલા શખસોને શોધી કહાડવા સારૂ પ્રોસેસો બાબત.

અ—રજુ કરવા વિશે સમન.

**૯૪.** (૧) જ્યારે કોઇ કોરટની અથવા કલકત્તા અને મુંબઇ એ શહેરોની હદ બહાર કોઈ જગામાં જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ-થાણું હોય એવા કોઇપણ અમલદારની નજરમાં આવે

કે આ કાયદા પ્રમાણે પોતે અથવા પોતાની આગળ કોઈ પણ તપાસ અથવા ચોકસી અથવા ઇનસાફ અથવા બીજુ કામ ચલાવવાના કારણ સારૂ કોઈપણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવી જરૂરની અથવા યોગ્ય છે ત્યારે જે શખસના કબજામાં અથવા અખત્યારમાં સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ છે એવું માનવામાં આવે તે શખસે ફલાણી વખતે અને જગાએ તે દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર થઇને રજુ કરવી એવો તેને સમન કરવાને સદરહુ કોરટ અથવા એવો લખેલો હુકમ કરવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

(૨) જે સખસને ફક્ત કોઈ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાનું આ કલમ પ્રમાણે ફરમાવ્યું હોય તે શખસ તે દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવા સારૂ જાતે હાજર થવાને બદલે તે મુખત્યાર મારફત રજુ કરાવે તો તે સદરહુ હુકમ પ્રમાણે ચાલ્યો છે એમ સમજવું.

(૩) આ કલમ માંહેના કોઇ પણ મજકુર ઉપરથી સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૧૨૩ મી તથા ૧૨૪ મી કલમોને બાધ આવે છે અથવા તે મજકુર ટપાલ ખાતાના અથવા તાર ખાતાના અધીકારીઓના હવાલામાં કોઈ કાગળ, પોષ્ટકયાર્ડ, તાર, અથવા બીજો દસ્તાવેજ અથવા કોઇ પણ પારસલ અથવા વસ્તુ હોય તેને લાગુ પડે છે એમ સમજવું નહીં.

**૯૫.** (૧) જો કોઇ જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટના અથવા હાઈ કોરટના અથવા સેશન કોરટના મત પ્રમાણે સદરહુ હવાલા માંહેનો કોઇ પણ દસ્તાવેજ અથવા પારસલ અથવા વસ્તુ આ કાયદા પ્રમાણે કોઇ પણ તપાસ, ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચલાવવાના કારણ સારૂ જોઇતી હોય તો, સદરહુ માજીસ્ટ્રેટ અથવા કોરટ ફરમાવે તેવા શખસને સદરહુ દસ્તાવેજ, પારસલ, અથવા વસ્તુ સ્વાધીન કરવાનું ટપાલ ખાતાના, અથવા તાર ખાતાના, જેમ હોય તેમ અધીકારીઓને ફરમાવવાને તે માજીસ્ટ્રેટ અથવા કોરટ મુખત્યાર છે.

(૨) જો બીજા કોઇ પણ માજીસ્ટ્રેટના અથવા કોઇ પણ પોલીસ કમીશનર અથવા પોલીસના કોઈ પણ ડીસ્ત્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટના મત પ્રમાણે સદરહુ પ્રકારનો કોઇ દસ્તાવેજ અથવા પારસલ અથવા વસ્તુ સદરહુ પ્રકારના કોઇ પણ કારણ સારૂ જોઈતી હોય, તો સદરહુ જીલ્લા માજીસ્ટ્રેટનો અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટનો અથવા કોરટનો હુકમ થતાં સુધી સદરહુ દસ્તાવેજની પારસલની અથવા વસ્તુની શોધ કરાવીને તે અટકાવી રાખવાનું ટપાલ ખાતાને અથવા તાર ખાતાને જેમ હોય તેમ ફરમાવવાને તે મુખત્યાર છે.

બ—ઝાડા લેવાના વારંટ બાબત.

**૯૬.** (૧) જે શખસને ૯૪ મી કલમ પ્રમાણે સમન અથવા હુકમ કર્યો હોય અથવા કરવાનો અધિકાર હોય અથવા જે શખસને ૯૫ મી કલમના પહેલા પારેગ્રાફ પ્રમાણે ફરમાશ કરી હોય અથવા કરવાનો અધિકાર હોય તે શખસ સદરહુ સમનમાં અથવા ફરમાશમાં ફરમાવ્યા મુજબ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરશે નહી એવું માનવાનું કોઇ કોરટને કારણ હોય, ત્યારે.

અથવા સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ ફલાણા શખસના કબજામાં છે એવું કોરટના જાણવામાં ન હોય ત્યારે,

અથવા આ કાયદા પ્રમાણે કોઈ પણ ચોકસી, ઈનસાફ અથવા બીજા કામની મતલબ સામાન્ય રીતે ઝાડા લેવાથી અથવા જોવાથી સરસે એવું કોરટની નજરમાં આવે ત્યારે,

તે કોરટ ઝાડા લેવાનું વારંટ કહાડવાને મુખત્યાર છે અને જે શખસના નામનું સદરહુ વારંટ કર્યું હોય તે શખસ તે વારંટ મુજબ અને કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ ઝાડા લેવાને અથવા જઇને જોવાને મુખત્યાર છે.

(૨) ટપાલ ખાતાને અથવા તાર ખાતાના અધીકારીઓના હવાલામાં કોઇ દસ્તાવેજ પારસલ અથવા બીજી વસ્તુ હોય તે બાબત ઝાડા લેવાનું વારંટ આપવાનો જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ સીવાય બીજા કોઈ માજીસ્ટ્રેટને આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી અધીકાર છે એમ સમજવું નહીં.

**૯૭.** ફક્ત ફલાણી જગાનોજ અથવા તેના ફલાણા ભાગનોજ ઝાડા લેવો અથવા જઇને તે

જોવો એવું કોરટ જો પોતાને યોગ્ય લાગે તો વારંટમાં લખી જણાવવાને મુખત્યાર છે, અને તે વારંટ બજાવવાનું કામ જે સખસને સોંપ્યું હોય તે સખસે પછી ફક્ત સદરહુ પ્રમાણે લખેલી જગ્યાનોજ અથવા ભાગનોજ ઝાડો લેવો અથવા જઇને તે જોવો.

૯૮ (૧) જો કોઈ જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા ટુકડી માજીસ્ટ્રેટને, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને, અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટને ખબર મળ્યા ઉપરથી તથા તેની નજરમાં જરૂર જણાય તેની ચોકશી કર્યા પછી એવું માનવાનું કારણ હોય કે ફલાણી જગા ચોરીની મીલકત મુકવા સારૂ અથવા વેચવા સારૂ વાપરવામાં આવે છે.

અથવા બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો, અથવા ખોટા સ્ટાંપ અથવા સીક્કા અથવા ખોટા સીક્કા અથવા સ્ટાંપ બનાવવાના, અથવા ખોટા દસ્તાવેજ બનાવવાનાં હથીયારો અથવા સામાન મુકવા અથવા વેચવા અથવા બનાવવા સારૂ વાપરવામાં આવે છે.

અથવા ફલાણી જગાએ કોઈ પણ બનાવટના દસ્તાવેજો ખોટી મોહોરો અથવા ખોટા સ્ટાંપ અથવા સીક્કા અથવા ખોટા સીક્કા અથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરવાના હથીયારો અથવા સામાન રાખવામાં અથવા મુકવામાં આવ્યાં છે.

તો કોનસ્ટેબલના કરતાં ઊંચા દરજ્જાના કોઈ પણ પોલીસ અમલદારને તે પોતાના વારંટથી હેઠળ લખ્યા પ્રમાણે અધિકાર આપવાને મુખત્યાર છે.

(અ) જેટલી મદદ જોઇએ તેટલી મદદ લઇને સદરહુ જગામાં પેસવાને, તથા

(બ) વારંટમાં લખેલી રીતે તે જગાએ ઝાડો લેવાને; તથા

(ક) કાંઇ મિલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, અથવા સીક્કા તે જગાએ જડે, અને તે મીલકત ચોરીની છે અથવા ગેરકાયદેસર મેળવેલી છે અથવા તે દસ્તાવેજો બનાવટના છે અથવા તે મોહોરો ખોટી છે અથવા તે સ્ટાંપ અથવા સીક્કા ખોટા બનાવેલા છે એવો તેને શક આવે તો તે મિલકતનો, દસ્તાવેજોનો, મોહોરોનો, સ્ટાંપનો અથવા સીક્કાઓનો અને વળી સદરહુ પ્રકારના કાંઇપણ હથીઆરોનો તથા સામાનનો કબજો લેવાને, તથા,

(ડ) સદરહુ મીલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, સીક્કા, હથીઆરો અથવા સામાન કોઈ માજીસ્ત્રેટની આગળ લઇ જવાને અથવા જ્યાં સુધી ગુન્હેગારને માજીસ્ત્રેટની આગળ લઈ જવામાં આવ્યો ન હોય ત્યાં સુધી તે જગ્યાએ સંભાળી રાખવાને અથવા કોઈ નીરભય જગાએ તેની બીજી રીતે વ્યવસ્થા કરવાને, તથા

(ઇ) સદરહુ પ્રકારની કોઇ મીલકત ચોરેલી છે અથવા બીજી રીતે ગેર કાયદેસર મેળવેલી છે અથવા સદરહુ દસ્તાવેજો અથવા મોહોરો, સ્ટાંપ, સીક્કા, હથીઆરો અથવા સામાન ખોટો બનાવેલો છે અથવા સદરહુ હથીઆરો અથવા સામાન ખોટા સીક્કા અથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરેલો છે અથવા વાપરવા માટે યોજેલો છે એવું જાણવા છતાં અથવા એવો શક લાવવાને વ્યાજબી કારણ છતાં ફલાણા શખસે સદરહુ પ્રકારની મીલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ, સીક્કા, હથીયારો અથવા સામાન મુકવા, વેચવામાં અથવા બનાવવામાં અથવા રાખવામાં અંદરખાનેથી ભાગ લીધેલો છે એવું જણાય તેવો જે શખસ સદરહુ જગાએ માલમ પડે તે સખસને પેહેરામાં લેવાને તથા કોઇ માજીસ્ત્રેટની આગળ લઈ જવાને.

(૨) આ કલમ માંહેના ઠરાવો—

(અ) ખોટા સીક્કા બદલ,

(બ) ખોટા છે એવો શક આવેલા સીક્કા બદલ, અને

(ક) ખોટા સીક્કા બનાવવાનાં હથિઆર અથવા સામાન બદલ.

જેટલે દરજ્જે લાગુ પાડી શકાય તેટલે દરજ્જે નીચે લખેલી બાબતોને અનુક્રમે લાગુ પડશે એમ સમજવું એટલે—

(અ) સન ૧૮૮૯ ના ધાતુના પ્રતીનાણાં બાબતના આકટ વિરૂદ્ધ બનાવેલા ધાતુના કકડાને, અથવા સન ૧૮૭૮ ના જળ માર્ગના કસ્ટમના આકટની ૧૯ મી કલમ મુજબ વિદ્યમાન કાળે અમ-

લમાં હોય એવી હરકોઇ જાહેરખબર વિરૂદ્ધ બ્રિટીશ હિંદુસ્તાનમાં આણેલા ધાતુના કકડાને,

(બ) સદરહુ પ્રમાણે બનાવેલા છે અથવા સદરહુ પ્રમાણે બ્રીટીશ હિંદુસ્તાનમાં આણેલા છે એવો શક આવેલા અથવા સન ૧૮૮૯ ના ધાતુના પ્રતીનાણાં બાબતના આકટ વિરૂદ્ધ બહાર પાડવાનો ઇરાદો છે એવા ધાતુના કકડાને, અને

(ક) સદરહુ આકટ વિરૂદ્ધ ધાતુના કકડા બનાવવાના હથીઆર અથવા સામાનને.

૯૯. જે કોરટે ઝાડો લેવાનું વારંટ કહાડ્યું હોય તે કોરટની હકુમતની સ્થાનીક શીમાની બહાર કોઈ પણ જગાએ તે વારંટ બજાવતાં જે વસ્તુઓને માટે ઝાડો લેવામાં આવે તેમાંની કોઈ પણ વસ્તુઓ જડે ત્યારે સદરહુ વસ્તુઓ તેમજ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ તે વસ્તુઓની તઇઆર કરેલી ટીપ તાબડતોબ તે વારંટ કહાડનારી કોરટની આગળ લઈ જવી પણ સદરહુ જગા તે કોરટ કરતાં જે માજીસ્ત્રેટને તે જગામાં હકુમત હોય તે માજીસ્ત્રેટની વધારે નજીક હોય તો તે ટીપ અને તે વસ્તુઓ સદરહુ માજીસ્ત્રેટની આગળ તાબડતોબ લઇ જવી અને જો વિરૂધ્ધ પડતું પાકુ કારણ ન હોય તો સદરહુ માજીસ્ટ્રેટે હુકમ કરીને તે ટીપ તથા વસ્તુઓ સદરહુ કોરટની પાસે લઇ જવાનો અધિકાર આપવો.

### ક—ગેરવ્યાજબી રીતે કેદ કરેલા શખસોની શોધ કરવા બાબત.

૧૦૦. જો કોઇ પણ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટને અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટને એવું માનવાનું કારણ હોય કે કોઈ પણ શખસને એવી રીતે અટકાયતમાં રાખ્યો છે કે જેથી કરીને એ પ્રમાણે અટકાયતમાં રાખવાનું કૃત્ય ગુનાહ થાય છે તો ઝાડો લેવાનું વારંટ કાહાડવાને તે મુખત્યાર છે; અને જે સખસના નામનું તે વારંટ કહાડવામાં આવે તે સખસને સદરહુ પ્રમાણે કેદ કરેલા સખસ માટે ઝાડો લેવાનો અધીકાર છે અને તે વારંટ મુજબ સદરહુ ઝાડો લેવો અને જો તે સખસ જડે તો તેને કોઇ માજીસ્ત્રેટની આગળ તાબડતોબ લઇ જવો. અને તે કામની હકીકત ઉપરથી યોગ્ય જણાય એવો હુકમ તે માજીસ્ત્રેટે કરવો.

### ડ—ઝાડો લેવા સંબંધી સામાન્ય ઠરાવો.

૧૦૧. ૪૩ મી, ૭૫ મી, ૭૭ મી, ૭૯ મી, ૮૨ મી, ૮૩ મી, અને ૮૪ મી, કલમોના ઠરાવો જેટલે સુધી બની શકે તેટલે સુધી ૯૬ મી, ૯૮ મી અથવા ૧૦૦મી કલમ પ્રમાણે કહાડેલાં સઘળાં ઝાડો લેવાનાં વારંટોને લાગુ છે એવું સમજવું.

૧૦૨. (૧) આ બાબ પ્રમાણે જે જગ્યા ઝાડો લેવાને અથવા જઇને જોવાને પાત્ર હોય તે જગા બંધ હોય ત્યારે જે સખસ તે જગામાં રહેતો હોય અથવા જે સખસના હવાલામાં તે જગા હોય તે સખસે વારંટ બજાવનારા અમલદારની અથવા બીજા સખસની માગણી ઉપરથી તથા વારંટ રજુ કર્યા ઉપરથી તે અમલદારને અથવા બીજા સખસને તે જગાની અંદર વગર હરકતે જવા દેવો તથા ત્યાં શોધ કરવો, જેમ સહેલ પડે તેવા સઘળા ઘટતા ઉપાયો કરી દેવા.

(૨) જો સદરહુ જગાની અંદર સદરહુ પ્રમાણે જવા દેવામાં ન આવે, તો વારંટ બજાવનારો અમલદાર અથવા બીજો સખસ ૪૮ મી કલમથી ઠરાવેલી રીતે ચાલવાને મુખત્યાર છે.

(૩) જ્યારે સદરહુ જગાની અંદર અથવા સદરહુ જગાની પાસે હોય એવો કોઇપણ સખસ જે વસ્તુનો શોધ કરવો જોઇએ એવી કોઇપણ વસ્તુ પોતાના શરીર ઉપર સંતાડે છે. એવો વ્યાજબી શક આવે ત્યારે સદરહુ સખસનો ઝાડો લેવાને અધીકાર છે, જો એવો સખસ કોઈ બાયડી હોય તો ૫૨ મી કલમ માંહેના હુકમ પ્રમાણે અમલ કરવો જોઇએ.

૧૦૩ (૧) આ બાબ પ્રમાણે ઝાડો લેતા પહેલાં ઝાડો લેવા જનારા અમલદારે અથવા બીજા સખસે જે જગાનો ઝાડો લેવો હોય તે જગા જે લત્તામાં આવેલી હોય તે લત્તાના બે અથવા વધારે આબરૂદાર રહેવાશીઓને ઝાડો લેતી વખતે હાજર રહેવા તથા તે જોવા સાફ બોલાવવા.

(૨) તે ઝાડો તેઓની સમક્ષ લેવો, અને તે ઝાડો લેતી વખતે જપ્ત કરેલી સઘળી ચીજોની તથા જે જે જગાએ તે ચીજો જડી હોય તે તે જગાઓની એક ટીપ સદરહુ અમલદારે અથવા બીજા સખસે તઇયાર કરવી અને તેની ઉપર સદરહુ સાહેદોએ સહી કરવી પણ આ કલમ પ્રમાણે લેવાતો

ઝાડો જોનારા કોઇ પણ સખસને કોરટે ખસુસ સમન કર્યો નહી હોય તો તેને કોરટમાં સાહેદ દાખલ હાજર થવાનું ફરમાવવું નહીં.

(૩) ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારને અથવા તેની તરફથી કોઇ સખસને દરએક પ્રસંગે ઝાડો લેવાતો હોય ત્યારે હાજર રહેવા દેવો, અને સદરહુ ભોગવટો કરનારો અથવા સદરહુ સખસ કહે એટલે તેને આ કલમ પ્રમાણે તઇયાર કરેલી ટીપની એક નકલ સદરહુ સાહેદોની સહી કરાવીને સ્વાધીન કરવી.

(૪) જ્યારે કોઇ સખસનો ૧૦૨ જી કલમની પેટા કલમ (૩) પ્રમાણે ઝાડો લેવામાં આવે ત્યારે કબજામાં લીધેલી વસ્તુઓની એક ટીપ તૈયાર કરવી અને તેની નકલ તે સખસ માગે તો આપવી.

ઇ—પરચુરણ.

૧૦૪. આ કાયદા પ્રમાણે પોતાની આગળ રજુ કરેલા હરકોઈ દસ્તાવેજને અથવા બીજી વસ્તુને યોગ્ય લાગે તો અટકાવી રાખવાને હરકોઇ કોરટ મુખત્યાર છે.

૧૦૫. જે જગાનો ઝાડો લેવા સારૂ વારંટ કહાડવાનો પોતાને અખત્યાર હોય, તે જગાનો ઝાડો પોતાની સમક્ષ લેવાનું ફરમાવવાને હરકોઈ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

---

## બાબ ૮ મો.

## ગુન્હા અટકાવવા બાબત.

### સુલેહ રાખવા સારૂ તથા સારી રીતે ચાલવા સારૂ તારણ બાબત.

### અ—ગુનોહ કર્યા ઉપરથી સુલેહ સારૂ તારણ.

૧૦૬ (૧) જ્યારે હંગામો, હુમલો અથવા સુલેહનો ભંગ કરવાનું અથવા તેમાં મદદગારી કરવાનું અથવા તેમ કરવાના સાફ ઇરાદાથી હથીઆરવાળા માણસોને એકઠા કરવાનું અથવા કાયદા વિરૂદ્ધ બીજા ઉપાયો કરવાનું અથવા સાપરાધ ધમકી આપવાનું તહોમત જે સખસની ઉપર આવ્યું હોય તે સખસની ઉપર કોઇ હાઇકોરટની આગળ, સેશન કોરટની આગળ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની, જીલ્લા માજીસ્ટ્રેટની, પેટા ટુકડી માજીસ્ટ્રેટની, અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોરટ આગળ તે ગુન્હો ઠરે.

અને તે કોરટનો એવો અભીપ્રાય હોય કે, સુલેહ રાખવા સારૂ ખત કરીને આપવાનું સદરહુ શખસને ફરમાવવા જરૂર છે.

ત્યારે સદરહુ કોરટ તે શખસની ઉપર શિક્ષાનો હુકમ કરતી વખતે ત્રણ વરસ કરતાં વધતી ન હોય એવી જે મુદત તે કોરટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદત સુધી સુલેહ રાખવા સારૂ જામીન સાથે કે વગર જામીને, તેની સ્થિતિને ઘટતી રકમનું ખત કરી આપવાનો તે શખસને હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) અપીલ ઉપરથી અથવા બીજી કોઈ રીતે જો ગુન્હો સાબીત થયાનો ઠરાવ રદ થાય તો એ પ્રમાણે કરી આપેલું ખત રદ થશે.

(૩) તેમજ આ વખત મુજબ હુકમ, કોઇ પણ એપેલેંટ કોરટને અથવા હાઇકોરટ જ્યારે પોતાની તપાસણીના અધિકાર ચલાવતી હોય ત્યારે તેને કરવાનો અખતીયાર છે.

### બ—બીજા કામોમાં સુલેહ રાખવા સારૂ સારી રીતે ચાલવા સારૂ તારણ.

૧૦૭. (૧) જ્યારે કોઇ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા ટુકડી માજીસ્ટ્રેટને અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે ફલાણો શખસ સુલેહનો ભંગ કરશે અથવા લોકની સમાધાનીનો ભંગ કરશે એવો સંભવ છે અથવા જેથી સુલેહનો ભંગ ઘણું કરીને થાય અથવા લોકની સમાધાનીનો ઘણું કરીને ભંગ થાય એવું કાંઈ પણ ગેરવ્યાજબી કામ કરશે એવો સંભવ છે ત્યારે એક વરસ કરતાં વધતી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદત સુધી સુલેહ રાખવા સારૂ જામીન સાથે કે વગર જામીને એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ ન કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે શખસને આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૨) જે શખસની સામે ખબર આપી હોય તે શખસ અથવા જે જગાએ સુલેહનો ભંગ અથવા ફીસાદ થવાની ધાસ્તી હોય તે જગા એવા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનીક હદમાં ન હોય તો આ કલમ પ્રમાણે કામ ચલાવવામાં આવશે નહી, અને કાંઇ પણ કામ ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ સીવાય બીજા કોઇ માજીસ્ત્રેટની આગળ ચલાવવું નહિ; પણ જે શખસની સામે ખબર આપી હોય તે શખસ તથા જે જગામાં સુલેહનો ભંગ અથવા ફીસાદ થવાની ધાસ્તી હોય તે જગા એવા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનીક હદમાં હોય તો તે માજીસ્ત્રેટની આગળ કામ ચલાવવાને હરકત નથી.

(૩) કલમ (૧) પ્રમાણે કામ ચલાવવાનો જે માજીસ્ત્રેટને અધિકાર ન હોય તે માજીસ્ત્રેટને એવું માનવાનું કારણ હોય કે ફલાણો શખસ સુલેહનો ભંગ અથવા લોકની સમાધાનીનો ભંગ અથવા જેથી સુલેહનો ભંગ અથવા લોકની સમાધાનીનો ભંગ ઘણું કરીને થાય એવું કાંઈ ગેરવ્યાજબી કામ કરશે એવો સંભવ છે, અને સદરહુ સખસને પહેરામાં અટકાવી રાખ્યા વગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઇ શકવાનો નથી ત્યારે (જો તે શખસ પહેરામાં અથવા કોરટની આગળ આવી ચુકયો ન હોય તો ) તેને પકડવા માટે પોતાનાં કારણો લખીને વારંટ કહાડવાનો તથા તે મુકદમાની તજવીજ કરવાનો જે માજીસ્ત્રેટને અધિકાર હોય તેની આગળ તે શખસને પોતાના કારણોની યાદીની એક નકલ સહીત મોકલવાનો, સદરહુ માજીસ્ત્રેટને અથવા કોરટને અધિકાર છે.

(૪) આ કલમ પ્રમાણે જે માજીસ્ત્રેટની આગળ કોઇ શખસને મોકલ્યો હોય તે માજીસ્ત્રેટ આ કાયદામાં આગળ કહેલી ચોકશી પુરી થતા સુધી પોતાની નજરમાં આવે તો તે શખસને અટકાવી રાખવાને મુખત્યાર છે.

૧૦૮ જ્યારે જ્યારે કોઈ ચીફપ્રેસીડેન્સી માજીસ્ત્રેટને, જીલ્લા માજીસ્ત્રેટને અથવા આ અર્થે સ્થાનીક સરકારે વીશેષ રીતે અધિકાર ઓપેલ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને અથવા પહેલા વર્ગના માજીસ્ત્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનીક હદમાં એવો કોઇ શખસ છે કે જે એવી હદની અંદર અથવા બહાર મોઢેથી અથવા લખીને––

(અ) જે કોઈ પણ દંગાખોર મજકુર પ્રસીધ કરવાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ મુજબ શિક્ષાને પાત્ર થવાય છે તેવો મજકુર, અથવા.

(બ) જે કાંઈ મજકુર પ્રસીદ્ધ કરવાથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૫૩ અ મુજબ શીક્ષાને પાત્ર થવાય છે એવો મજકુર, અથવા.

(ક) કોઈ જડજ સંબંધી જે મજકુર હિંદુસ્તાનના કાયદા મુજબ સાપરાધ ધમકી જેવો અથવા આબરૂ લેવા જેવો થાય તે મજકુર ફેલાવે છે અથવા ફેલાવવાની કોશીશ કરે છે અથવા ફેલાવવામાં કોઈ પણ રીતે મદદગારી કરે છે, ત્યારે ત્યારે એક વરસ કરતાં વધતી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ત્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે અથવા વગર જામીને, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહીં કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે શખસને (આ કાયદામાં ઠરાવેલી રીતે ) ફરમાવવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

સને ૧૮૬૭ના પ્રેસ બાબત તથા બુકો નોંધવા બાબતના આકટમાં લખેલી કાનુનો મુજબ નોંધેલા અથવા તેને અનુસરીને છાપેલા અથવા પ્રસિદ્ધ કરેલા કોઈ પણ લખાણના એડીટર, માલીક, છાપનાર, અથવા પ્રસીધ્ધ કરનાર સાથે આ કલમની રૂએ કાંઈ પણ કામ, ગવરનર જનરલ ઇનકાઉંસીલના, સ્થાનીક સરકારના, અથવા આ અર્થે ગવરનર જનરલ ઇનકાઉંસીલે અધીકાર આપેલા કોઈ અમલદારના હુકમ વગર અથવા તેના અધિકાર વગર ચલાવવું નહીં.

૧૦૯. જ્યારે જ્યારે કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને, જીલ્લા માજીસ્ત્રેટને, પેટા ટુકડી માજીસ્ત્રેટને અથવા પહેલા વર્ગના માજીસ્ત્રેટને એવી ખબર મળે.

(અ) કે કોઇ પણ શખસ સદરહુ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનીક હદમાં પોતાની હાજરી છુપાવવાને પુરવોપાય કરે છે અને સદરહુ શખસ કાંઈ ગુન્હો કરવાના હેતુથી આવા ઉપાયો કરે છે એવું માનવાનું કારણ છે અથવા.

(બ) સદરહુ હદમાં એવો કોઈ સખસ છે કે જેની પાસે ગુજરાનનું કાંઇ પણ સાધન દેખાતું.

નથી અથવા જે પોતાને વિશે કાંઇ ખાતરી લાયક હકીકત કહી શકતો નથી, ત્યારે ત્યારે એક વરસ કરતાં વધતી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ જામીનો સાથે એક ખત કરી આપવાનો હુકમ સદરહુ સખસને શા સારૂ નહી કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે સખસને આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**૧૧૦.** જ્યારે કોઈ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને, જીલ્લા માજીસ્ટ્રેટને, અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટને અથવા પહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને સ્થાનીક સરકારે આ બાબત વિશેષે કરીને અધીકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનીક હદમાં ફલાણા શખસને.

( અ ) અપહરણ કરવાની, ઘર ફોડવાની, અથવા ચોરી કરવાની ટેવ છે. અથવા.

( બ ) ફલાણી મીલકત ચોરીની છે એમ જાણીને ચોરીની મીલકત લેવાની ટેવ છે. અથવા

( ક ) ચોરોનું સંરક્ષણ કરવાની અથવા તેઓને આશરો આપવાની અથવા ચોરીની મીલકતની વ્યવસ્થા કરવાના કામમાં અથવા તે સંતાડવાના કામમાં મદદ કરવાની ટેવ છે, અથવા

( ડ ) બીગાડ કરવાની અથવા જબરાઇથી કાહડવાનો ગુન્હો, ઠગવાનો ગુન્હો, શીકા, ચલણી નોટો અથવા સ્ટાંપ ખોટા બનાવવાનો ગુન્હો કરવાની અથવા તેમ કરવાની કોશીશ કરવાની ટેવ છે, અથવા

( ઇ ) સુલેહનો ભંગ થાય એવા ગુન્હા કરવાની, અથવા ગુન્હાની કોશીશ કરવાની, અથવા એવા ગુન્હા કરવામાં મદદગારી કરવાની ટેવ છે. અથવા.

( ફ ) તારણ વગર છુટો મુકવામાં આવે તો લોકોને જોખમ પહોંચવાનો સંભવ છે એટલો તે મરણી તથા ભયંકર છે.

ત્યારે ત્રણ વરસ કરતાં વત્તી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ; જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહીં કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે શખસને આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**૧૧૧.** જે કામોમાં રાણીની વિલાયતી રૈયતની તજવીજ સને ૧૮૭૪ ના યુરોપીઅન વેગ્રનસી આકટ પ્રમાણે થઇ શકતી હોય તે કામોમાં તે રૈયતને ૧૦૯ મી તથા ૧૧૦ મી કલમના ઠરાવો લાગુ નથી.

**૧૧૨.** જ્યારે ૧૦૭ મી ૧૦૮ મી ૧૦૯ મી, અથવા ૧૧૦ મી કલમ પ્રમાણે ચાલનારા કોઈ માજીસ્ટ્રેટને સદરહુ કલમ પ્રમાણે કારણ બતાવવાનું કોઇ પણ શખસને ફરમાવવાની જરૂર લાગે ત્યારે તેણે એક લેખી હુકમ કરીને તેમાં જે ખબર મળી હોય તેનો સાર તથા કેટલી રકમનું ખત કરી આપવું તે તથા કેટલી મુદત સુધી તે અમલમાં રહેશે તે, તથા જામીન (જોઇતા હોય તો) કેટલા કેવા પ્રકારના, અને કયા વર્ગના જોઇએ તે જણાવવું.

**૧૧૩.** જે શખસની બાબતમાં સદરહુ હુકમ કર્યો હોય તે શખસ જો કોરટમાં હાજર હોય તો તે હુકમ તેને વાંચી સંભળાવવો અથવા તે કહે તો તે હુકમનો સાર તેને સમજાવવો.

**૧૧૪.** જો સદરહુ શખસ કોરટમાં હાજર ન હોય તો માજીસ્ટ્રેટે સમન કહાડીને તે સખસને કોરટની આગળ હાજર થવાનું ફરમાવવું અથવા, જ્યારે સદરહુ શખસ પેહેરામાં હોય ત્યારે માજીસ્ટ્રેટે વારંટ કહાડીને જે અમલદારના પેહેરામાં તે શખસ હોય તેને એવું ફરમાવવું કે એને કોરટની આગળ આણો

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઈ પોલીસ અમલદારના રીપોર્ટ ઉપરથી અથવા બીજી ખબર ઉપરથી ( તે રીપોર્ટનો અથવા ખબરનો સાર માજીસ્ટ્રેટે દફતરમાં લખવો ) સદરહુ માજીસ્ટ્રેટને એવું જણાય કે સુલેહનો ભંગ થવાની બીક રાખવાનું કારણ છે અને તે સદરહુ શખસને તુરત પકડયા વગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઇ શકશે નહી તો તે માજીસ્ટ્રેટ તેને પકડવા સારૂ ગમે તે વખતે વારંટ કહાડવાને મુખત્યાર છે.

**૧૧૫.** ૧૧૪ મી કલમ પ્રમાણે કહાડેલા દરેક સમન અથવા વારંટની સાથે ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમની એક નકલ મોકલવી અને જે સખશને સદરહુ સમન પહોંચાડવામાં આવે અથવા જે શખસને વારંટ પ્રમાણે પકડવામાં આવે તે શખસને તે સમન પહોંચાડનારા અથવા તે વારંટ બજા-

વનારા અમલદારે સદરહુ નકલ આપવી.

**૧૧૬.** સુલેહ રાખવા સારૂ ખત કરી આપવાનો હુકમ શા સારૂ નહી કરવો જોઇએ તેનું કારણુ બતાવવા જે સખશને ફરમાવ્યું હોય તેને જો માજીસ્ત્રેટને પુરતું કારણુ જણાય તો જાતે હાજર થવાનું માફ કરવાનો તે માજીસ્ત્રેટને અધીકાર છે તથા કોઇ પ્લીડર મારફતે હાજર થવાની પરવાનગી આપવાને તે માજીસ્ત્રેટને અધીકાર છે.

**૧૧૭** (૧) જે શખસ કોરટમાં હાજર હોય તે શખસને ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલો હુકમ ૧૧૩ મી કલમ પ્રમાણે વાંચી સંભળાવ્યો હોય અથવા સમજાવ્યો હોય અથવા કોઇ પણુ શખસ ૧૧૪ મી કલમ પ્રમાણે કાહાડેલા સમનની રૂએ માજીસ્ત્રેટની આગળ હાજર થાય અથવા તે કલમ પ્રમાણે કહાડેલા વારંટની બજાવણી કરીને તેને માજીસ્ત્રેટની આગળ આણ્યો હોય ત્યારે જે ખબરને આધારે ચાલ્યો હોય તે ખબર ખરી છે કે નહી તે વીશે માજીસ્ત્રેટે ચોકસી કરવી અને જે જાસ્તી પુરાવાની જરૂર જણાય તે લેવો.

(૨) જ્યારે સદરહુ હુકમમાં સુલેહ રાખવા સારૂ તારણુ માગ્યું હોય ત્યારે સમનના મુકદમામાં ઇન્સાફ ચલાવવા સારૂ અને પુરાવો લખી રાખવા સારૂ આ કાયદામાંના મુકદમામાં ઇન્સાફ ચલાવવા સારૂ અને પુરાવા લખી રાખવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે બની શકે તેટલે સુધી સદરહુ ચોકશી કરવી અને જ્યારે સદરહુ હુકમમાં સારી રીતે ચાલવા સારૂ તારણુ માગ્યું હોય ત્યારે વારંટના મુકદમામાં ઈન્સાફ થવા સારૂ પુરાવા લખી રાખવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે બની શકે તેટલે સુધી સદરહુ ચોકસી કરવી પણુ એમાં તોહોમતનામું તઈયાર કરવાની જરૂર નથી.

(૩) આ કલમના કારણુ સારૂં કોઇ શખસને ગુન્હો કરવાની ટેવ છેએ વાત ( તેની ) સાધારણુ લૌકીક સંબંધી પુરાવા આપીને અથવા બીજી કોઇ રીતે સાબીત કરવાનો અધિકાર છે.

(૪) ચોકશી ચાલેલા પ્રકરણુમાં બે અથવા વધારે શખસોને એકઠા સામેલ હોય ત્યારે તેમનો નિકાલ માજીસ્ત્રેટને વ્યાજબી લાગે તે પ્રમાણે એકજ ચોકશી અથવા જુદી જુદી ચોકશી કરીને કરવો.

**૧૧૮.** જે શખસની બાબતમાં સદરહુ ચોકશી કરી હોય તે શખસે સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ જેમ હોય તેમ જામીન સાથે કે વગર જામીને ખત કરી આપવું જરૂરનું છે એવું જો સદરહુ ચોકશી ઉપરથી સાબીત થાય તો માજીસ્ત્રેટે તે મુજબ હુકમ કરવો.

તારણુ માગતા પહેલાં પણુ એવું ઠરાવેલું છે કેઃ—

પહેલું—૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમમાં જે પ્રકારનું જે રકમનું અથવા જે મુદતનું તારણુ કહ્યું હોય તેથી જુદા પ્રકારનું અથવા વતી રકમનું અથવા વત્તી મુદતનું તારણુ આપવાનો કોઇ પણુ શખસને હુકમ કરવો નહી.

બીજુ—દરેક ખતની રકમ તે કામની હકીકત ઉપર ઘટતું ધ્યાન આપીને મુકરર કરવી અને તે અતીશે ભારે હોવી નહી જોઇએ.

ત્રીજું—જે શખસ સંબંધી ચોકસી કરવામાં આવે તે શખસ સગીર હોય ત્યારે તેના જામીનોએજ ખત કરી આપવું.

**૧૧૯.** જે શખસની બાબતમાં ૧૧૭ મી કલમ પ્રમાણે ચોકશી કરી હોય તે શખસે સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ જેમ હોય તેમ ખત કરી આપવું જરૂરનું છે, એવું સદરહુ ચોકશી ઉપરથી સાબીત ન થાય તો માજીસ્ટ્રેટે દફતરમાં તેવી મતલબની નોંધ કરવી, અને જો સદરહુ શખસને ફકત ચોકસીનાં કારણુ સારૂ પેરામાં રાખેલો હોય તો તેને છુટો કરવો, અથવા જો સદરહુ શખસને પેરામાં રાખેલો નહી હોય તો તેને છોડી મુકવો.

**ક. તારણુ આપવાનો હુકમ કર્યા પછી સઘળી બાબતમાં કામ ચલાવવા બાબત.**

**૧૨૦.** જે શખસની બાબતમાં ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણુ આપવાનો હુકમ કર્યો હોય તે શખસની ઉપર સદરહુ હુકમ કર્યો હોય તે વખત જો કેદની શીક્ષાનો હુકમ કર્યો હોય, અથવા કેદની શીક્ષા તે ભોગવતો હોય તો જે મુદત સુધી સદરહુ તારણુ માગ્યું હોય તે મુદત સદરહુ

શીક્ષાના હુકમની મુદત પુરી થએથી શરૂ થવી જોઇએ.

બીજા કામોમાં સદરહુ મુદત માજીસ્ત્રેટ પુરતા કારણસર મોડી તારીખ ન ઠરાવે તો તે હુકમની તારીખે શરૂ થવી જોઇએ.

**૧૨૧.** જે ખત સદરહુ પ્રકારના કોઇ શખસે કરી આપવાનું હોય તે ખતમાં પ્રસંગ પ્રમાણે સુલેહ રાખવી અથવા સારી રીતે ચાલવું એ પ્રમાણે તે શખસને બાંધી લેવો. અને સારી રીતે ચાલવા બાબત ખત હોય તો કેદની શિક્ષા કરવા લાયક કાંઇ પણ ગુનોહ કરવાથી અથવા કરવાની કોશીશ કરવાથી અથવા કરવામાં મદદગારી કરવાથી; પછી તે ગુનોહ ગમે તે ઠેકાણે બને, તે ખતની શરત તુટી એમ સમજવું.

**૧૨૨.** આ બાબ પ્રમાણે આપવા માંડેલો કોઈ પણ જામીન ન લાયક શખસ છે એ સબબ ઉપરથી તેને નાકબુલ કરવાનો અધિકાર માજીસ્ત્રેટને છે પણ તે માજીસ્ત્રેટે તેમ કરવાનાં કારણો દફ્તરમાં લખવાં.

**૧૨૩.** (૧) ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણ આપવાનો જે શખસને હુકમ કર્યો હોય તે શખસ જે મુદત સુધી તારણ આપવાનું હોય તે મુદત જે તારીખે શરૂ થતી હોય તે તારીખે અથવા તે પહેલાં જો સદરહુ તારણ ન આપે તો આનીજ હેઠળ લખેલા પ્રસંગે બારેજ કરીને સદરહુ મુદત પુરી થતાં સુધી, તે શખસને તુરંગમાં મોકલવો અથવા તે અગાઉથીજ તુરંગમાં હોય તો તેને તુરંગમાં અટકાવી રાખવો. એ પ્રમાણે તુરંગમાં મોકલવો અથવા અટકાવી રાખવો, તે સદરહુ મુદત પુરી થાય ત્યાં સુધી અથવા તારણ માગવાનો હુકમ કરનારી કોરટને અથવા માજીસ્ત્રેટને સદરહુ મુદતની અંદર તે તારણ આપે ત્યાં સુધી તેને તુરંગમાં મોકલવો જોઇએ, અથવા અટકાવી રાખવો જોઇએ.

(૨) જ્યારે એક વરસ કરતાં વધતી મુદત સુધી તારણ આપવાનો સદરહુ શખસને કોઈ માજીસ્ત્રેટે હુકમ કર્યો હોય ત્યારે જો સદરહુ શખસ ઉપર કહ્યા મુજબ તારણ ન આપે તો તે માજીસ્ટ્રેટે વારંટ કહાડીને એવું ફરમાવવું કે સેસન કોરટનો હુકમ થતાં સુધી અથવા સદરહુ માજીસ્ટ્રેટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ હોય તો હાઈ કોરટનો હુકમ થતાં સુધી તે શખસને તુરંગમાં અટકાવી રાખવો અને બની શકે તેટલી તાકીદે તે કામ સદરહુ કોરટની આગળ રજુ કરવું.

(૩) સદરહુ કોરટ તે કામ તપાસીને કાંઈ પણ વધારે ખબર અથવા પુરાવો પોતાને જરૂરનો લાગે તે સદરહુ માજીસ્ટ્રેટ પાસેથી માગીને તે તે કામમાં પોતે દુરસ્ત ધારે તેવો હુકમ કરવાને મુખત્યાર છે પણ એવું ઠરાવ્યું છે કે તારણ નહી આપવા બાબત કોઈ પણ સખસને કેદ કર્યો હોય તો તે કેદની મુદત ત્રણ વરસ કરતાં વત્તી હોવી ન જોઈએ.

(૪) જો તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને તારણ આપવાને કહાડવામાં આવે તો, તેણે એકદમ તે બાબત સદરહુ હુકમ કરનારી કોરટ તરફ અથવા માજીસ્ટ્રેટ તરફ ગુજારવી જોઈએ અને સદરહુ કોરટના અથવા માજીસ્ટ્રેટના હુકમની રાહ જોવી જોઇએ.

(૫) સુલેહ રાખવા સારૂ તારણ નહી આપવા બાબત કેદ આસાન હોવી જોઇએ.

(૬) સારી રીતે ચાલવા સારૂ તારણ નહી આપવા બાબત કેદ દરેક કામમાં કોરટ અથવા માજીસ્ટ્રેટ ફરમાવે તે પ્રમાણે સખત મજુરી સાથે અથવા આસાન થઈ શકે.

**૧૨૪.** (૧) જ્યારે જ્યારે જીલ્લા માજીસ્ટ્રેટનો અથવા કોઇ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહી આપવા બાબત કેદ કરેલા કોઈપણ સખસને છુટો કરવાથી લોકને અથવા કોઈપણ બીજા શખસને જોખમ પહોંચશે નહી ત્યારે તે સદરહુ શખસને છુટો કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે પછી તે સખસને કેદ કરવાનો હુકમ તેણે પોતે કરેલો હોય કે પોતાના હોદ્દા ઉપર અગાઉ જે અમલદાર હોય તેણે કરેલો હોય કે કોઇ તાબા મહિના માજીસ્ટ્રેટે કરેલો હોય તોપણ.

(૨) આ બાબ પ્રમાણે તારણ નહી આપવા બાબત કોઈ પણ સખસને કેદ કર્યો હશે ત્યારે ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ, અથવા જીલ્લા માજીસ્ટ્રેટ (પોતાની કોરટ કરતાં કોઇ વરિષ્ટ કોરટે સદરહુ હુકમ કર્યો ન હોય તે પ્રસંગે ) તારણની રકમ અથવા જામીનોની સંખ્યા અથવા તારણ જે મુદતને માટે માગ્યું હોય તે મુદત કમી કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) જ્યારે જ્યારે જીલ્લા માજીસ્ટ્રેટનો અથવા કોઈ ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહી આપવા બાબત સેશનકોરટના અથવા હાઇકોરટના હુકમ પ્રમાણે કેદ કરેલા કોઇ પણ શખસને સદરહુ જોખમ વગર છુટો કરી શકાય એવું છે ત્યારે ત્યારે સદરહુ માજીસ્ટ્રેટે પ્રસંગ પ્રમાણે સેશન કોરટના અથવા હાઇકોરટના હુકમ સારૂ તે કામનો તુરત રીપોર્ટ કરવો અને સદરહુ કોરટ દુરસ્ત ધારે તો તે સદરહુ શખસને છુટો કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૧૨૫. ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ પોતાના જીલ્લામાંની જે કોર્ટ પોતાની કોર્ટથી ચઢતા દરજ્જાની હોય તેવી કોર્ટના હુકમથી સુલેહ રાખવા સારૂ અથવા સારી ચાલચલણ સારૂ જે ખત આ બાબ પ્રમાણે કરી આપ્યું હોય તે ખત પાકાં કારણો સારૂ ગમે તે વખતે રદ કરવાને મુખત્યાર છે. તે કારણો દફતરમાં લખવા.

૧૨૬. (૧) કોઈ પણ શખસની સુલેહ ભરેલી અથવા સારી ચાલ માટે બીજો જે શખસ જામીન થયો હોય તે શખસ કોઇ કોઇ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની, જીલ્લા માજીસ્ટ્રેટની, પેટા ડુકડી માજીસ્ટ્રેટની અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનીક હદમાંહે આ બાબ પ્રમાણે કરી આપેલું હરકોઈ ખત રદ કરવા બાબતની અરજી ગમે તે વખતે સદરહુ માજીસ્ટ્રેટ કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ અરજી થયા ઉપરથી તે માજીસ્ટ્રેટે પોતાને દુરસ્ત લાગે તે પ્રમાણે પોતાનો સમન અથવા વારંટ કહાડીને જે શખસને માટે સદરહુ જામીન બંધાએલો હોય તે શખસને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવું.

(૩) જ્યારે તે માજીસ્ટ્રેટની આગળ સદરહુ શખસ હાજર થાય અથવા તેને આણ્યો હોય ત્યારે સદરહુ માજીસ્ટ્રેટે તે ખત રદ કરવું અને તે ખતની મુદતના બાકી રહેલા ભાગને માટે અસલ તારણના જેવાજ પ્રકારનું નવું તારણ આપવાનો સદરહુ શખસને હુકમ કરવો. સદરહુ પ્રકારનો દરેક હુકમ ૧૨૧ મી, ૧૨૨ મી, ૧૨૩ મી અને ૧૨૪ મી કલમનાં કારણ સારૂ પ્રસંગ પ્રમાણે ૧૦૬ ઠ્ઠી અથવા ૧૧૮ મી કલમ મુજબ કરેલો હુકમ છે એવું સમજવું.

---

## બાબ ૯ મો.

## કાયદા વિરૂદ્ધ મંડળીઓ.

૧૨૭. (૧) કોઈ પણ કાયદા વિરૂદ્ધ મંડળીને, અથવા જેથી લોકની સુલેહમાં ગડબડ થવાનો સંભવ હોય એવી પાંચ અથવા વધારે શખસોની મંડળીને વીખરાઈ જવાનો હુકમ કરવાને કોઇ પણ માજીસ્ટ્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદાર મુખત્યાર છે અને એવો હુકમ થએથી તે હુકમ મુજબ વીખરાઇ જવાની તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભૂતોની ફરજ છે.

(૨) આ કલમ કલકત્તા તથા મુંબાઈ એ શહેરોમાં પોલીસને લાગુ છે.

૧૨૮. એ પ્રમાણે હુકમ કર્યા ઉપરથી સદરહુ પ્રકારની કોઈ મંડળી વીખરાઈ નહિ જશે. અથવા એ પ્રમાણે હુકમ કર્યા વગર તેની વર્તણુંક ઉપરથી વીખરાઇ નહિ જવાનો તેનો નિશ્ચય જણાય તો હરકોઇ માજીસ્ટ્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસથાણું હોય તે અમલદાર પછી તે ઈલાકાના મુખ્ય શહેરોની અંદર કે બહાર હોય, સદરહુ મંડળીને જબરીથી વીખેરી નાંખવાને મુખત્યાર છે અને સદરહુ મંડળી વીખેરી નાંખવાના કારણ સારૂ અને જરૂર હોય તો સદરહુ મંડળી વીખેરી નાંખવાને અથવા તે મંડળીના માણસોને કાયદા પ્રમાણે શીક્ષા કરવામાં આવે તે માટે તે માણસોને પકડવા તથા કેદ કરવા સારૂ મલીકામાયાઝમાના લશ્કરમાંના અમલદાર અથવા સીપાઇ નહિ હોય તેવા અથવા ૧૮૬૯ ના હિંદુસ્તાનના વૉલંટીઅરોના આક્ટ પ્રમાણે નોંધેલા વૉલંટીઅર નહિ હોય અને તેવા તરીકે કામ કરતા ન હોય એવા કોઈ પણ મરદ માણસની મદદ માગવાને મુખત્યાર છે.

૧૨૯. જો સદરહુ પ્રકારની કોઈ મંડળી બીજી રીતે વીખેરી નંખાતી નહિ હોય અને લોકોની સહિસલામતી રાખવા સારૂ તે મંડળી વીખેરી નાંખવાની જરૂર હોય તો ઉંચામાં ઉંચા દરજ્જાનો જે માજીસ્ટ્રેટ હોય તેને તે મંડળી લશ્કરી જબરીથી વીખેરી નંખાવવાનો અખત્યાર છે.

**૧૩૦.** (૧) જ્યારે કોઇ માજીસ્ટ્રેટ સદરહુ પ્રકારની કોઇ પણ મંડળી લશ્કરી જબરીથી વીખેરી નાંખવાનો નિશ્ચય કરે ત્યારે મલીકામાઆઝમાંના લશ્કરમાંની હરકોઇ સીપાઇઓની અથવા ૧૮૬૯ના હિંદુસ્તાનના વૉલંટીઅરોના આકટ પ્રમાણે નોંધેલા હરકોઈ વૉલંટીઅરોની કમાંડ જે કોઇ સનંદી અથવા બીનસનંદી અમલદારની પાસે હોય તે અમલદારને સદરહુ મંડળી તેવી જબરીથી વીખેરી નાંખવાનું તથા પોતે ફરમાવે તેવા અથવા તે મંડળી વીખેરો નાંખવા અથવા કાયદા પ્રમાણે શીક્ષા કરવામાં આવે તે માટે જેમને પકડી અટકાવી રાખવાની જરૂર હોય તેવા તે મંડળીના માણસોને પકડી અટકાવી રાખવાનું ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૨) સદરહુ પ્રકારના દરએક અમલદારે પોતાને દુરસ્ત લાગે એવી રીતે સદરહુ હુકમ પ્રમાણે ચાલવું પણ તેમ કરવામાં તેણે તે મંડળી વીખેરી તો નાંખવીજ તથા સદરહુ માણસોને પકડી અટકાવી તો રાખવાંજ પણ તેમ કરવામાં જેટલી ઓછી જબરી થાય તેટલી ઓછી જબરી કરવી અને જાન માલને જેટલું ઓછું નુકશાન થાય તેટલું ઓછું નુકશાન કરવું.

**૧૩૧.** જ્યારે સદરહુ પ્રકારની કોઈ પણ મંડળીથી લોકોની સહીસલામતીને ઉઘાડી રીતે ધોકો પહોંચતો હોય, અને કોઇ માજીસ્ટ્રેટને જણાવી શકાતું નહી હોય ત્યારે મલીકામાઆઝમાના લશ્કરના હરકોઈ કમીશનર (સનંદી) અમલદારને સદરહુ મંડળી લશ્કરી જબરીથી વીખેરી નાંખવાનો અધિકાર છે, તથા સદરહુ મંડળીને વીખેરી નાંખવા માટે અથવા કાયદા પ્રમાણે શીક્ષા કરવામાં આવે તે માટે તે મંડળીના હરકોઇ માણસોને પકડીને કેદ કરવાનો તેને અધીકાર છે. પણ જ્યારે આ કલમ પ્રમાણે તે ચાલતો હોય તેવામાં કોઇ માજીસ્ટ્રેટને તે બાબતની હકીકત જાણવાની તક મળી આવે તો તેણે તેમ કરવું અને ત્યાર પછી પોતે સદરહુ પ્રમાણે કરવાનું જારી રાખવું કે નહી તે બાબત તેણે તે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે ચાલવું.

**૧૩૨.** આ બાબ પ્રમાણે કરેલું છે એવું કહેવામાં આવતું હોય તેવા કોઇ પણ કામ બાબત કોઇ પણ શખસ ઉપર કાંઇ પણ ફરીઆદ ગવરનર જનરલ ઇનકાઉનસીલની મંજુરી વગર કોઇ પણ ફોજદારી કોરટમાં માંડવી નહી તથા.

(અ) આ બાબ પ્રમાણે શુદ્ધબુદ્ધિથી ચાલનારા કોઇ પણ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદારે.

(બ ૧૩૧ મી કલમ પ્રમાણે શુદ્ધબુદ્ધિથી ચાલનારા કોઇ પણ અમલદારે.

(ક) ૧૨૮ મી અથવા ૧૩૦ મી કલમ પ્રમાણે કોઇ પણ હુકમ મુજબ શુધ્ધબુધ્ધિથી હરકોઇ કામ કરનારા કોઇ શખસે, અને

(ડ) જે હુકમ માનવાને પોતે બંધાએલો હોય તે હુકમને તાબે થઇને કાંઈ પણ કામ કરનારા કોઇ હલકા દરજ્જાના અમલદારે અથવા સીપાઇએ અથવા વાલંટીયરે તે ઉપરથી કાંઇ ગુનોહ કર્યો છે એમ સમજવું નહી.

---

## બાબ ૧૦ મો.

## લોકોપકારક કૃત્યો.

**૧૩૩.** પોલીસના રીપોર્ટ કે બીજી ખબરો મળ્યા ઉપરથી આ બાબત અધિકાર મળ્યો હશે તેવા કોઈ માજીસ્ટ્રેટના વિચારમાં એમ આવે કે;

૧ લોકો વાપરતા હોય તેવા કોઇ રસ્તામાંથી, નદીમાંથી કાંસમાંથી અથવા સાર્વજનિક જગામાંથી ફલાણી કાયદા વિરૂદ્ધ અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડવી જોઇએ, અથવા

૨ લોકની તંદુરસ્તી કે શરીર સુખને નુકશાનકારક હોય તેવો કોઇ ધંધો બંધ કરવો અથવા ખસેડવો જોઇએ, અથવા તેવો માલ કે વેપારની જણસ રાખવાનું બંધ કરી નાંખવું કે ખસેડવું જોઇએ. અથવા

૩ ઇમારત બાંધવાથી કે કોઈ પદાર્થની વ્યવસ્થા કરવાથી આગ લાગવાનો કે અવાજ થઇ ફુટવાનો સંભવ હોય તે અટકાવવો જોઇએ, અથવા

૪ કોઇ ઇમારત એવી હાલતમાં હોય કે તે પડશે, અગર લોકોને નુકશાન થશે એવો સંભવ છે.

માટે તેને ખસેડવા કે મરામત કરવાની જરૂર છે, અથવા

૫ કોઇ રસ્તા અથવા સારવજનિક જગા પાસેના કોઈ તળાવની, કુવાની, કે ખાડાની આસપાસ પાળ, કે વાડ કરી લેવાની જરૂર છે.

ત્યારે તેણે તેના માલીક અથવા વહીવટદારને અમુક મુદતમાં તે કામ બંધ કરવા, અથવા અટકાવવા હુકમ કરવો.

**૧૩૪.** અને તે હુકમ તે સખસને પહોંચાડવો, અને તેમ ન બને તો તેની ખબર તે સખસને પહોંચાડવા માટે પ્રસીધ્ધ જગા ઉપર તેની નકલ ચોંટાડવી.

**૧૩૫.** તે સખસે તે હુકમ માનવો, અથવા તેની વિરૂધ્ધ કારણ બતાવવું, અથવા ઇન્સાફ કરવા જ્યુરી માંગવી.

**૧૩૬.** તે સખસ તે હુકમ નહી માને અગર તેમ નહિ કરવાનું કારણ ન બતાવે તો ઇ. પી. કોડ. કા. ૧૮૮ મુજબ તે શિક્ષાને પાત્ર થશે.

**૧૩૭.** (૧) જો તે હાજર થઇ હુકમ વિરૂધ્ધ કારણ બતાવે તો માજીસ્ટ્રેટે તે બાબત પુરાવો લઇ તપાસ કરવી અને તેમાં તે (૨) હુકમ ગેરવ્યાજબી ઠરે તો આગળ કામ ચલાવવું નહિ. (૩) જો તેવી ખાત્રી ન થાય તો તે હુકમ નિઃસંકેત કરવો.

**૧૩૮** જ્યુરી મુકરર કરવા સારૂ ૧૩૫ મી કલમ પ્રમાણે અરજી આવે એટલે માજીસ્ટ્રેટે ( અ ) એક જ્યુરી મુકરર કરવી. તેમાં પાંચ કરતાં ઓછા સભાસદો ન હોવા જોઇએ. તેમાં અડધા સભાસદો તથા પ્રમુખ માજીસ્ટ્રેટે, ને બીજા અરજદારે મુકરર કરવા. (બ) તેમને માજીસ્ટ્રેટ દુરસ્ત ધારે તેવી જગામાં હાજર થવા સમન કરવા (ક) અને કેટલી મુદતમાં ઠરાવ આપવો તે મુદત નક્કી કરવી. (૨) આ વખત વધારવાને માજીસ્ટ્રેટને અધિકાર છે.

**૧૩૯** જો તે જ્યુરીને તથા તેમાંના અડધાથી વધારે જણને માજીસ્ટ્રેટનો હુકમ વ્યાજબી ને યોગ્ય જણાય તો તે હુકમ માજીસ્ટ્રેટે નિઃસંકેત કરવો.

**૧૪૦.** (૧) જ્યારે હુકમ નિઃસંકેત કરવામાં આવે ત્યારે જે સખસ ઉપર તે કરવામાં આવ્યો હોય તેને તે પ્રમાણે વર્તવાને નોટીસ આપવી.

(૨) જો તે ઠરાવેલી મુદતમાં હુકમમાં ફરમાવેલું કામ ન કરે તો માજીસ્ટ્રેટે તે કામ કરાવવું, અને તેથી જે ખર્ચ થાય તે તેની મિલકત જપ્ત કરીને કે વેચીને વસુલ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**૧૪૧.** જો ગફલતથી કે બીજી રીતે અરજદાર જ્યુરી મુકરર થતી અટકાવે, કે મુકરર કરેલી જ્યુરી ઠરાવેલી મુદતમાં પોતાનો ઠરાવ ન આપે તો માજીસ્ટ્રેટ પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે. અને તે હુકમ ૧૪૦ મી કલમ પ્રમાણે અમલમાં લાવવો.

**૧૪૨.** (૧) જો ૧૩૩ મી કલમ પ્રમાણે હુકમ કરનાર માજીસ્ટ્રેટના મનમાં આવે કે લોકોને તુરત થનાર જોખમ કે ભારે નુકશાન અટકાવવાને તાબડતોબ ઈલાજ કરવો જોઇએ તો તે બાબતનો નિકાલ થતાં પહેલાં જે સખસની ઉપર હુકમ કર્યો હોય તે સખસને જેવી જોઈએ તેવી તાકીદ મોકલવાને માજીસ્ટ્રેટ મુખતિયાર છે. (૨) તે તાકીદ પ્રમાણે ચાલવામાં જો તે સખસ કસુર કરે તો તે જોખમ દુર કરવાને માટે પોતે યોગ્ય ધારે તેવા ઈલાજો કરવાને કે કરાવવાને તે માજીસ્ટ્રેટ મુખતિયાર છે. (૩) આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટે કરેલા શુદ્ધ બુદ્ધિથી કાર્ય માટે કાંઇ પણ દાવો ચાલશે નહિ.

**૧૪૩.** લોકોપકારક કૃત્યની વ્યાખ્યા ફોજદારી કાયદામાં લખી છે, તે ફરીથી નહી કરવાનો કે જારી નહી રાખવાનો હુકમ કરવાને જીલ્લા માજીસ્ટ્રેટ કે પેટાતુકડી માજીસ્ટ્રેટ કે બીજા જે માજીસ્ટ્રેટને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

---

## બાબ ૧૧ મો.

## અપકારક કૃત્ય સંબંધી કે થવાની ધાસ્તી હોય તેવા ભય સંબંધી તાકીદના મુકરદમાઓમાં હંગામી હુકમો.

**૧૪૪** (૧) જે બાબતોમાં જીલ્લા માજીસ્ટ્રેટ, ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ, પેટાતુકડી માજીસ્ટ્રેટ કે

બીજા જે માજીસ્ટ્રેટને અધિકાર હોય, તેની નજરમાં તાબડતોબ અટકાવ કરવો કે વહેલો ઇલાજ કરવો. યોગ્ય જણાય તે બાબતમાં, જો સદરહુ માજીસ્ટ્રેટના વિચારમાં એમ આવે કે ફલાણા સખસને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવ્યાથી કાયદાસર રીતે કામ કરનારા કોઇ માણસોને અડચણ, દુઃખ કે નુકશાન થતું, અથવા જોખમ થતું, કે માણસની જીંદગી ને કે તંદુરસ્તીને જોખમ થતું, કે લોકોની સલામતીનો ભંગ થતો, કે હંગામો કે બખેડો થતો અટકશે કે અટકે એવું છે, તો તે માજીસ્ટ્રેટ એક લખેલો હુકમ કહાડીને તેમાં તે કામની મુદાની હકીકત જણાવીને ૧૩૪ મી કલમમાં ઠરાવેલી રીતે તે હુકમ પહોંચાડીને તે સખસને એવું ફરમાવવાને મુખતીયાર છે કે તમારે ફલાણા કામથી દુર રહેવું અથવા તમારા કબજામાંની કે વહીવટમાંની ફલાણી મિલકતની તમારે ફલાણી બ્યવસ્થા કરવી.

(૨) જરૂરી પ્રસંગે કે જે સખસ ઉપર હુકમ ફરમાવ્યો હોય તે સખસની ઉપર યોગ્ય વખતમાં નોટીસ બજાવવાનું બનતું ન હોય એવી હકીકત હોય તેવે પ્રસંગે આ કલમ પ્રમાણે એકતરફી હુકમ કરવાનો અધિકાર છે.

(૩) આ કલમ પ્રમાણે હુકમ મુકરર માણસનું નામ લખીને કોઈ મુકરર જગાએ લોકો મળતા હોય અથવા જતા હોય ત્યારે સામાન્ય રીતે સઘળા લોકોને ફરમાવવાનો અખત્યાર છે.

(૪) પોતાની જાતે કે પોતાના તાબામાંના કોઇ માજીસ્ટ્રેટે પોતાના હોદ્દા ઉપર પોતાની અગાઉ જે અમલદાર હોય તેણે આ કલમ પ્રમાણે જે હુકમ કર્યો હોય તે હુકમ રદ કરવાનો કે ફેરફાર કરવાનો અખત્યાર કોઇ માજીસ્ટ્રેટને છે.

(૫) માણસની જીંદગીને કે તંદુરસ્તીને કે સલામતીને જોખમ થાય તેવા પ્રસંગે અથવા કોઇ હંગામો કે બખેડો થવાનો સંભવ હોય તેવા પ્રસંગે સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સ્થાનિક સરકાર બીજી રીતે ફરમાવે નહિ તો આ કલમ મુજબ કરેલા કાંઇ પણ હુકમ તે કર્યા પછી બે મહીના કરતાં વધારે મુદત સુધી અમલમાં રહેશે નહિ.

---

## બાબ ૧૨ મો.

## સ્થાવર મિલકત સંબંધી તકરારો બાબત.

**૧૪૫** (૧) કોઇ પણ માજીસ્ટ્રેટની એમ ખાતરી થાય કે પોતાની હકુમતની સ્થાનિક હદમાં, કોઇ પણ જમીન સંબંધી, જલાશય સંબંધી કે તેની હદ સંબંધી તકરારથી સુલેહનો ભંગ થવાનો સંભવ હોય ત્યારે તે માજીસ્ટ્રેટે તકરાર કરનાર પક્ષકારોને, તકરારની વસ્તુ ખરેખર કોના કબજામાં છે તે વાત સાબીત કરવા માટે અમુક મુદતે હાજર થવા એક લખી હુકમ કહાડવો, અને મુદતે પુરાવો લઇ તે બાબત ચોકશી કરી તકરારની વાત ઉપર કહેલા હુકમની તારીખે કોના કબજામાં હતી તે બની શકે તો ઠરાવવું. પણ તે તારીખથી અગાઉના બે મહીનાની અંદર કબજો જોર જુલમથી ગેરવ્યાજબી રીતે તે લઇ લેવામાં આવ્યો હોય એવું જણાય તો, જેનો કબજો લઇ લેવામાં આવ્યો હોય, તેનો તે તારીખે કબજો હતો એમ ગણવું, તેમ જરૂર લાગે તો પોતાના ઠરાવ થતાં સુધી તકરારી વસ્તુ ગમે તે વખતે જપ્ત કરવાને તે મુખત્યાર છે, પણ તે મુદતે તે પક્ષકાર તકરાર નથી એવું બતાવે તો કરેલો હુકમ રદ કરવો.

જ્યારે તે વસ્તુ ફલાણા પક્ષકારના કબજામાં હતી એવું તે માજીસ્ટ્રેટ ઠરાવે તો તેણે, એક હુકમ કહાડવો અને તેમાં લખવું કે સદરહુ પક્ષકારના કબજામાંથી તે વસ્તુ કાયદા પ્રમાણે લઇ લેવામાં આવે ત્યાં સુધી તે વસ્તુનો કબજો રાખવાનો તેનો હક છે. માટે ત્યાં સુધી તે કબજામાં કોઇએ હરકત કરવી નહિ.

**૧૪૬.** તકરારી વસ્તુ તે વખતે કોઇના કબજામાં નથી, અથવા તો કોના કબજામાં તે ખાત્રી ન થાય તો માજીસ્ટ્રેટે તેનો કબજો કોને મળવાનો છે તે બાબત અધિકારવાળી કોરટનો ફેંસલો થતા સુધી તે વસ્તુ જપ્ત કરવી, અને તે માટે યોગ્ય લાગે તો વહીવટદાર નીમવો.

**૧૪૭** જ્યારે ઉપર કહ્યા પ્રમાણે હરકોઇ માજીસ્ટ્રેટને એવી ખાત્રી થાય કે પોતાની હદમાં આવેલી કોઈ પણ જમીન કે જલાશયના ઉપયોગના હક બાબત તકરાર છે, ને તેથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે ત્યારે તે બાબત ૧૪૫મી કલમમાં કહેલી રીતે ચોકશી કરવાને તે મુખતિયાર છે. અને સદરહુ

હક વિદ્યમાન છે એમ તેને જણાય તો જે સખસ તે વસ્તુ કરવામાં હરકત કરતો હોય કે દાવો કરતો હોય તેને પ્રસંગ પ્રમાણે તેમ ન કરવા દેવાનો, અને તેનો હક છે એવો કોઇ અધિકારવાળી કોર્ટનો ઠરાવ મેળવે ત્યાં સુધી તેમ કરવા દેવા કે ન કરવા દેવા બાબત પ્રસંગ પ્રમાણે એક હુકમ કરવાને માજીસ્ટ્રેટ મુખતિયાર છે. પણ જ્યારે કોઇ વસ્તુ કરવાનો હક વર્ષમાં સઘળી વખતે બજાવી શકાય તેવો હોય ત્યારે તે ચોકશીના શરૂઆત પહેલાં ત્રણ મહિનામાં સદરહુ હક બજાવ્યો ન હોય તો આ કલમ પ્રમાણે તે વસ્તુ કરવા દેવાનો કે, જ્યારે તે હક મુકરર મોસમે જ બજાવી શકાય તેવો હોય, ત્યારે ચોકશી શરૂ થયા પહેલાંની સદરહુ મોસમ પૈકી છેલી મોસમે તે હક બજાવ્યો ન હોય તો આ કલમ પ્રમાણે તે વસ્તુ કરવા દેવાને કોઇ પણ હુકમ કરવો નહિ.

**૧૪૮.** જ્યારે આ બાબતના કારણ સારૂ કાંઇ સ્થાનિક ચોકશી કરવાની જરૂર હોય ત્યારે તે ચોકશી કરવાને પોતાના તાબામાંના માજીસ્ટ્રેટને મોકલવાને, અને તેનો ખર્ચ કોણે આપવો તે ઠરાવવાને હરકોઇ જીલ્લા માજીસ્ટ્રેટ કે પેટા તુકડી માજીસ્ટ્રેટને અધિકાર છે.

---

## બાબ ૧૩ મો.

## અટકાવ કરવા બાબત પોલીસનું કામ,

**૧૪૯.** કોઇ પણ કોગ્નીઝેબલ ગુનોહ થતો અટકાવવાનાં કારણ સારૂ દરેક પોલીસ અમલદાર વચ્ચે પડવાને મુખત્યાર છે, અને તેણે બનતો પ્રયત્ન કરીને સદરહુ ગુનોહ થતો અટકાવવો જોઇએ.

**૧૫૦.** કોઈ પણ કોગ્નિઝેબલ ગુનોહ કરવાની ધારણા વિષે જે પોલીસ—અમલદારને ખબર પડે તે પોલીસ—અમલદારે તે ખબર જે પોલીસ અમલદારના તાબામાં પોતે હોય તે પોલીસ અમલદારને તથા તે ગુનોહ થતો અટકાવાનું અથવા તે સાંભળવાનું બીજા જે અમલદારનું કામ હોય તે અમલદારને આપવી.

**૧૫૧.** કોઇ પણ કોગ્નિઝેબલ ગુનોહ કરવાની ધારણા જે પોલીસ અમલદારના જાણ્યામાં હોય તે પોલીસ અમલદારને જો એમ જણાય કે તે ગુનોહ થતો બીજી રીતે અટકાવી શકાશે નહી, તો કોઇ માજીસ્ત્રેટના હુકમ શિવાય અને વગર વારંટે તેવી ધારણા કરનાર શખસને પકડવાને તે અમલદાર મુખત્યાર છે.

**૧૫૨.** કોઇ પોલીસ અમલદારના દેખતાં કાંઈ સાર્વજનીક સ્થાવર અથવા જંગમ મિલકતને જે નુકશાન કરવાની કોશીશ કરવામાં આવે તે નુકશાન થતું અટકાવા સારૂ, અથવા કાંઇ સાર્વજનિક ભૂમી ચિન્હ અથવા બોયું અથવા વાહાણ ચલાવવાના કામમાં વપરાતી હોય એવી બીજી કોઈ નિશાની કાહાડી નંખાતી અથવા તેને નુકશાન થતું અટકાવવા સારૂ પોતાનાજ અખત્યારથી વચ્ચે પડવાને તે પોલીસ અમલદાર મુખત્યાર છે.

**૧૫૩.** (૧) કોઇ પોલીસ—થાણું જે અમલદારના હવાલમાં હોય તે અમલદારને જ્યારે એમ માનવાનું કારણ હોય કે પોતાના થાણાની હદ માંહેની ફલાણી જગામાં કાંઇ ખોટાં કાટલાં અથવા માપ અથવા તોળવાનાં યંત્ર છે ત્યારે તે જગામાં વપરાતાં અથવા રાખેલાં કાટલાં અથવા માપ અથવા તોળવાનાં યંત્ર તપાસવાને અથવા તેનો શોધ કરવાને વગર વારંટે તે જગામાં પેસવાને તે અમલદાર મુખત્યાર છે.

(૨) જો તે અમલદારને તે જગામાં કાંઇ ખોટાં કાટલાં માપ અથવા તોળવાનાં યંત્ર જડે, તો તે પકડવાને પોતે મુખત્યાર છે, અને હકુમતવાળા માજીસ્ટ્રેટને તેણે તે પકડયાની તરત ખબર આપવી.

---

## બાબ ૧૪ મો.

## પોલીસને ખબર આપવા બાબત તથા તપાસ કરવાના તેના અધિકાર બાબત.

**૧૫૪.** જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેને કાગ્નિઝેબલ ગુનોહ કર્યા સંબંધી જે જે ખબર મોહોડેથી આપવામાં આવે તે દરેક ખબર તેણે અથવા તેના હુકમ પ્રમાણે બીજાએ લખી

લેવી અને ખબર આપનારને વાંચી સંભળાવવી અને સદરહુ પ્રકારની ગમે તે ખબર લખીને આપી હોય કે ઉપર કહ્યા મુજબ લીધી હોય તોપણુ તે આપનાર શખસે તે દરેક ઉપર સહી કરવી અને આ બાબત સ્થાનીક સરકાર ફરમાવે તેવા નમુનાની જે એક બુક તે અમલદારે રાખવી જોઇએ તે બુકમાં તેનો સાર નોંધવો.

**૧૫૫.** (૧) જ્યારે કોઇ પોલીસ થાણાની હદમાં કોઇ નોનકોગ્નીઝેબલ ગુનોહ કર્યાની ખબર જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તેને આપવામાં આવે ત્યારે તે અમલદારે ઉપર કહ્યા મુજબ એક બુક રાખીને તેમાં સદરહુ ખબરનો સાર નોંધવો અને તે ખબર આપનારને માજીસ્ત્રેટની આગળ જવાનું ફરમાવવું.

(૨) કોઇ નોનકોગ્નીઝેબલ મુકદમાની તપાસ પહેલા વર્ગના અથવા બીજા વર્ગના જે માજીસ્ટ્રેટને તે મુકદમાનો ઇન્સાફ કરવાનો અથવા ઈનસાફ કરવા સારૂ તે મુકદમો કમીટ કરવાનો અધીકાર હોય તે માજીસ્ટ્રેટના અથવા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટના હુકમ વગર કોઇ પણુ પોલીસ અમલદારે કરવી નહી.

(૩) જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર જેટલો અધીકાર કોગ્નીઝેબલ મુકદમામાં ચલાવી શકતો હોય તેટલોજ અધીકાર ( વગર વારંટે પકડવાના અધીકાર સીવાય ) સદરહુ હુકમ પહોંચેથી હરકોઇ પોલીસ અમલદાર તે તપાસના સંબંધમાં ચલાવવાને મુખત્યાર છે.

**૧૫૬.** (૧) કોઈ પોલીસ-થાણાની હદ માંહેના સ્થાનીક ક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય તે કોરટને ચોકશી અથવા ઈનસાફની જગા સંબંધી ૧૫ મા બાબના ઠરાવો પ્રમાણે જે કાગ્નીઝેબલ મુકદમાની તપાસ કોઈ માજીસ્ટ્રેટના હુકમ વગર કરવાનો અધિકાર સદરહુ પોલીસ-થાણું જે અમલદારના હવાલામાં ાય તે અમલદારને છે.

(૨) સદરહુ પ્રકારના કોઇ પણુ મુકરદમામાં કોઈ પોલીસ-અમલદાર જે કાંઈ કામ ચલાવે તે વીશે સદરહુ અમલદારને આ કલમ પ્રમાણે તે મુકરદમાની તપાસ કરવાનો અધિકાર નહોતો એ સબબ ઉપરથી મુકરદમો ચાલતાની દરમિયાન કોઇ પણુ વખતે તકરાર ઉઠાવવી નહી.

(૩) ૧૯૦ મી કલમ મુજબ અધિકાર આપેલા કોઇ પણુ માજીસ્ટ્રેટને ઉપર કહેલા પ્રકારની તપાસ કરવાનો હુકમ કરવાનો અધીકાર છે.

**૧૫૭.** (૧) જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદારને ૧૫૬ મી કલમ પ્રમાણે જે ગુન્હાની તપાસ કરવાનો અધિકાર હોય તે ગુન્હો થયો છે એ મુજબ તે અમલદારને ખબર મળ્યા ઉપરથી અથવા બીજી રીતે શક આણુવાનુ કારણુ હોય તો જે માજીસ્ટ્રેટને પોલીસના રીપોર્ટ ઉપરથી સદરહુ ગુન્હો સાંભળવાનો અધીકાર હોય તે માજીસ્ટ્રેટને તે બાબતનો તાબડતોબ રીપોર્ટ મોકલવો અને તે મુકરદમાની હકીકતની તથા બીનાની તપાસ કરવા સારૂ તથા ગુન્હેગારને શોધી કહાડવા તથા પકડવા માટે જરૂર હોય તેવા ઉપાયો કરવા સારૂ પોતે જાતે તે ઠેકાણે જવું અથવા પોતાના તાબા માંહેના અમલદારોમાંના એક અમલદારને મોકલવો.

પણુ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.—

**(અ)** જ્યારે સદરહુ પ્રકારનો કોઇ પણુ ગુન્હો થયા વિશે કાંઇ પણુ ખબર કોઇ શખસનું નામ લઇને તે શખસના વિરૂદ્ધ આપવામાં આવે અને તે કામ ભારે ન હોય ત્યારે જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેને તે ઠેકાણે તપાસ કરવા સારૂ જાતે જવાની અથવા તાબા માંહેના કોઇ અમલદારને મોકલવાની જરૂર નથી.

**(બ)** જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ-થાણું હોય તે અમલદારને જો એમ જણાય કે તપાસ કરવા માંડવાનો કાંઇ પુરતો સબબ નથી તો તેણે તે મુકદમાની તપાસ કરવી નહીં.

(૨) પેટા કલમ (૧) ના વીશેશ ઠરાવની **(અ)** તથા **(બ)** રકમોમાં કહેલે દરેક પ્રસંગે જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારે તે પેટા કલમમાં ફરમાવ્યા પ્રમાણે પુરતી રીતે નહી ચાલવાનાં પોતાનાં કારણુ સદરહુ રીપોર્ટમાં લખવાં.

**૧૫૮** (૧) સ્થાનીક સરકાર ફરમાવે તો ૧૫૭ મી કલમ પ્રમાણે માજીસ્ટ્રેટને મોકલવાનો દરેક રીપોર્ટ સ્થાનીક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને પોલીસના જે ઉપરી અમલદારને આ

બાબત નીમે તે અમલદારની મારફતે મોકલવો.

( ૨ ) જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેને સદરહુ ઉપરી અમલદાર પોતાને દુરસ્ત લાગે એવી સમજુત આપવાને મુખત્યાર છે અને તેણે તે સમજુત સદરહુ રીપોર્ટ ઉપર લખીને તે માજીસ્ટ્રેટને તે રીપોર્ટ વગર ઢીલે મોકલી દેવો.

૧૫૯ સદરહુ રીપોર્ટ પહોંચેથી સદરહુ માજીસ્ટ્રેટ આ કાયદામાં ઠરાવેલી રીતે તે કામની તપાસ કરવાને હુકમ કરવાનો અથવા પોતાને દુરસ્ત લાગે તો આ કાયદામાં ઠરાવેલી રીતે તેની પ્રથમારંભી ચોકશી અથવા બીજી કાંઇ વ્યવસ્થા પોતે તુરત કરવાને અથવા પોતાના તાબા માંહેના કોઇ માજીસ્ટ્રેટને કરવાનું કહેવાને મુખતીયાર છે.

૧૬૦. આ બાબ પ્રમાણે હરકોઇ પોલીસ અમલદાર જે કામની તપાસ કરતો હોય તે કામની હકીકત પોતાના થાણાની અથવા કોઇ પાસેના થાણાની હદ માંહેનો ફલાણો શખસ વાકેફ છે એમ મળેલી ખબર ઉપરથી અથવા બીજી રીતે તેને જણાય તો તે અમલદાર લેખી. હુકમ કરીને તે શખસને પોતાની આગળ હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે. અને તે હુકમમાં ફરમાવ્યા પ્રમાણે તે શખસે હાજર થવું જોઇએ.

૧૬૧. (૧) આ બાબ પ્રમાણે તપાસ કરનાર હરકોઈ પોલીસ અમલદાર તે કામની બીના તથા હકીકતથી ફલાણો શખસ વાકેફ છે એમ ધારવામાં આવે તે શખસની મુખ જુબાની લેવાને મુખત્યાર છે.

( ૨ ) સદરહુ કામ સંબંધી જે સવાલોનો જવાબ દેતાં પોતાની ઉપર કાંઈ ફોજદારી ગુન્હાનું તોહોમત આવી પડે અથવા કંઇ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે તે સવાલો સીવાય બીજા જે સવાલો પોતાને સદરહુ અમલદાર પુછે તે સઘળા સવાલોના ખરા જવાબ સદરહુ શખસે દેવા જોઇએ.

૧૬૨. (૧) આ બાબ પ્રમાણે તપાસ ચાલતી હોય ત્યારે પોલીસ અમલદારને કોઈ પણ શખશે તે કહેલો મજકુર લખી લેવામાં આવ્યો હોય તો તે મજકુર કહેનાર શખસે તે ઉપર સહી કરવી નહી અથવા તે શખસની વિરૂદ્ધ પુરાવાતરીકે વાપરવો નહી.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, જે કોઇ પણ શખસનો કહેલો મજકુર ઉપર પ્રમાણે લખી લેવામાં આવ્યો હોય તે શખસને ફરીયાદીની તરફથી સાહેદી તરીકે બોલાવ્યો હોય ત્યારે કોરટે તોહોમતવાળાની અરજ ઉપરથી તે મજકુર જોવો, અને પછી પોતાને ન્યાયના લાભમાં જોતાં જરૂરનું જણાય તો, તેની નકલ તોહમતવાળાને આપવાનું ફરમાવવું અને એવો મજકુર સાહેદના ભરોંસા ઉપર શક લાવવા માટે સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટમાં ઠરાવેલી રીતે વાપરી શકાશે.

( ૨ ) આ કલમ માંહેનો કોઇ પણ મજકુર સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૩૨ મી કલમની રકમ (૧) ના ઠરાવો જેને લાગુ પડતા હોય એવા કોઇ પણ લખી આપેલા મજકુરને લાગુ પડે છે એમ સમજવું નહી.

૧૬૩ (૧) કોઇ પણ પોલીસ અમલદારે અથવા અધિકારવાળા શખસે સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૨૪ મી કલમમાં કહ્યું છે તેવી કાંઇ પણ લાલચ અથવા ધમકી દેખાડવી નહી અથવા દેખડાવવી નહી અથવા એવું વચન આપવું નહી અથવા અપાવવું નહીં.

( ૨ ) પણ આ બાબ પ્રમાણે કોઈ પણ તપાસ ચાલતી હોય ત્યારે કાંઇ મજકુર પોતાની રાજીખુશીથી કહેવાની કોઈ પણ શખશની મરજી હોય તો કોઇ પણ પોલીસ અમલદારે અથવા બીજા શખસે ચેતવણી આપીને અથવા બીજી રીતે તે શખસને, તે મજકુર કહેતાં અટકાવવો નહી.

૧૬૪. (૧) જે માજીસ્ટ્રેટ પોલીસ અમલદાર ન હોય તે દરેક માજીસ્ત્રેટ આ બાબ પ્રમાણે કોઈ તપાસ ચાલતી હોય, ત્યારે અથવા પછી પણ ચોકશી અથવા ઇનસાફ શરૂ થતાં પહેલાં કોઈપણ વખતે પોતાને કહેલો કાંઇપણ મજકુર અથવા પોતાની આગળ કબુલ કરેલી કાંઈપણ વાત દફતરમાં દાખલ કરવાને મુખત્યાર છે.

(૨) પુરાવો દફતરમાં દાખલ કરવા સારૂ આ કાયદામાં આગળ કહેલી રીતોમાંની જે રીત તે કામની હકિકત જોતાં પોતાની નજરમાં ઘણીજ યોગ્ય આવે તે રીતે સદરહુ મજકુરો દફતરમાં દાખલ કરવા. ૩૬૪ મી કલમમાં ઠરાવેલી રીતે સદરહુ કબુલ કરેલી વાતો દફતરમાં દાખલ કરવી તથા તે ઉપર

## દૃષ્ટાંતો.

(અ) અ નામનો શખસ ક્ષ કોરટની હકુમતની સ્થાનિક હદમાં જખમી થયો અને તે જ્ઞ કોરટની હકુમતની સ્થાનિક હદમાં મરણ પામ્યો.. અ ના શિક્ષણીય મનુષ્યવધના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ ક્ષ ને અથવા જ્ઞ ને કરવાનો અખત્યાર છે.

**૧૬૮.** જ્યારે તાબા માંહેના કોઈ પોલીસ અમલદારે આ બાબ મુજબ કાંઈ તપાસ કરી હોય ત્યારે જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને તેણે તે તપાસના પરિણામનો રીપોર્ટ કરવો.

**૧૬૯.** તોહોમતવાળાને કોઇ માજીસ્ટ્રેટની પાસે મોકલવાનું વ્યાજબી થાય એટલો પુરતો પુરાવો અથવા એવા વાજબી આધારવાળો શક નથી એમ જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કર્યા ઉપરથી, જણાય તો, જે માજીસ્ટ્રેટને પોલીસ રિપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાના અધિકાર તથા તોહોમતવાળાનો ઈનસાફ કરવાનો કે ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટની આગળ હાજર થવાનું ફરમાવવામાં, જો અને જ્યારે આવે તો અને ત્યારે હાજર થવા બાબત, સદરહુ અમલદાર ફરમાવે તે મુજબ, જામીન સાથે અથવા જામીન વગર, તે શખસ એક ખત લખી આપે એટલે, જો તે પેહેરામાં હોય તો, તેને તે અમલદારે છુટો કરવો.

**૧૭૦.** (૧) ઉપર કહ્યા પ્રમાણે પુરતો પુરાવો અથવા વાજબી આધારવાળો શક છે એમ જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કર્યા ઉપરથી જણાય તો જે માજીસ્ટ્રેટને પોલીસ રિપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધિકાર તથા તોહોમતવાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટની પાસે સદરહુ અમલદારે તોહમતવાળાને પેહેરામાં આપીને મોકલી દેવો, અથવા જો તે ગુન્હો જામીન લઈ શકાય એવો હોય અને તોહમતવાળો તારણ આપી શકતો હોય તો, કોઈ મુકરર દિવસે સદરહુ માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ તથા જ્યાં સુધી બીજી રીતે ફરમાવવામાં આવે નહિ ત્યાં સુધી સદરહુ માજીસ્ટ્રેટની આગળ રોજ રોજ હાજર રહેવા સારૂ તેની પાસેથી તે અમલદારે તારણ લેવું.

(૨) જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર જ્યારે આ કલમ પ્રમાણે કોઇ તોહોમતવાળા શખશને માજીસ્ટ્રેટની પાસે મોકલે અથવા સદરહુ માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી તારણ લે, ત્યારે તે માજીસ્ટ્રેટની આગળ જે હથિયાર અથવા બીજી વસ્તુ હાજર કરવાની જરૂર હોય તે પણ તેણે મોકલવાં, અને કોઇ ફરીયાદી હોય તો તેને તથા ફલાણા શખસો તે કામની હકીકતથી વાકેફ છે એમ તે અમલદારને જણાય તેમાંના જેટલાંની પોતાને જરૂર લાગે તેટલા શખસોને ખતમાં ફરમાવેલી વખતે તથા રીતે તોહોમતવાળાની ઉપર મુકેલા તોહોમતના કામમાં માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ, તથા પ્રસંગ પ્રમાણે, ફરિયાદનું કામ ચલાવવા સારૂ અથવા પુરાવો આપવા સારૂ, એક ખત લખી આપવાનું ફરમાવવું.

(૩) જો તે ખતમાં જીલ્લા માજીસ્ટ્રેટની અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટની કોરટ કહી હોય તો જે કોરટની પાસે સદરહુ માજીસ્ત્રેટ તે કામ ચોકસી અથવા ઈનસાફ કરવા સારૂ મોકલે તે કોરટનો તેમાં સમાવેશ થાય છે એવું સમજવું, પણ એવું ઠરાવ્યું છે કે આ પ્રમાણે કામ મોકલવાની વાજબી નોટીસ સદરહુ ફરિયાદીને અથવા શખસોને આપવી જોઇએ.

(૪) આ કલમ પ્રમાણે મુકરર કરવાનો દહાડો તોહોમતવાળા શખસ પાસેથી હાજર થવાનું તારણ લીધું હોય તો તેને જે દહાડે હાજર થવાનું હોય તે દહાડો, અથવા તે શખસને પેહેરામાં આપીને મોકલવો હોય તો, જે દહાડે તે માજીસ્ટ્રેટની કોરટ આગળ આવી પોહોંચવાની તેની વકી હોય તે દહાડો હોવો જોઇએ.

(૫) જે અમલદારની સમક્ષ તે ખત લખી આપ્યું હોય તે અમલદારે તેની એક નકલ જે શખસોએ તે ખત લખી આપ્યું હોય તેમાંના એક જણને આપવી; અને પછી તે અસલ ખતને પોતાના રિપોર્ટ સાથે માજીસ્ટ્રેટ ઉપર મોકલવું.

**ટીકા**—તારીખ પછી એક મહીને હાજર થવાનો સાહેદીઓનો પોલીસ મુચરકો લઈ શકે નહી.

**૧૭૧.** કોઇ પણ ફરિયાદી અથવા શાહેદ માજીસ્ત્રેટની કોરટમાં જતો હોય ત્યારે રસ્તે તેને કોઈ પોલીસ અમલદારની સાથે જવાનું ફરમાવવું નહિ.

અથવા કોઇ પણ ફરીયાદીને અથવા શાહેદને નકામો પ્રતિબંધ અથવા અડચણ કરવી નહિં, અને હાજર થવા બાબત તેના પોતાના જાત મુચરકા શિવાય કાંઇબીજું તારણ આપવાનું તેને ફરમાવવું નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે, ૧૭૦ મી કલમમાં ફરમાવ્યા મુજબ કોઇ પણ ફરિયાદી અથવા શાહેદ હાજર થવાની ના કહે અથવા ખત લખી આપવાની ના કહે તો, જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર તે ફરિયાદીને અથવા શાહેદને પેહેરામાં આપીને માજીસ્ત્રેટની પાસે મોકલવાને મુખત્યાર છે, અને તે ફરિયાદી અથવા શાહેદ સદરહુ ખત લખી આપે ત્યાં સુધી, અથવા તે કામની સુનાવણી થાય ત્યાં સુધી, તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**૧૭૨.** (૧) આ બાબ મુજબ તપાસ કરનારા દરેક પોલીસ અમલદારે તે તપાસમાં ચલાવેલું પોતાનું કામ રોજ એક રોજનામામાં લખવું, તે મધ્યે પોતાની પાસે ખબર, ક્યારે આવી તે વખત, પોતે તપાસ ક્યારે કરવા માંડી તથા કયારે બંધ કરી તે વખત, જે જે જગાએ પોતે જઈ આવ્યો હોય, તેઓનાં નામ, તથા પોતે કરેલી તપાસથી જે જે હકીકત માલમ પડી હોય તેની વિગત, એટલી વાત લખવી.

(૨) પોતાની આગળ જે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય તે મુકદમા બાબત પોલીસનાં રોજનામાં હોય તે રોજનામાં મંગાવવાનો, અને તે રોજનામાં તે મુકર્દમામાં પુરાવા દાખલ નહિ પણ તે ચોકસીમાં અથવા ઇનસાફમાં પોતાને મદદ મળે એટલા સારૂ વાપરવાનો હરકોઇ ફોજદારી કોરટને અખત્યાર છે. તોહોમતવાળાને અથવા તેના મુખત્યારોને તે રોજનામાં મંગાવવાનો હક્ક નથી, અથવા કોરટે તે જોવા લીધાં એટલાજ સબબથી તે જોવાનો તોહોમતવાળાને અથવા તેના મુખત્યારોને હક્ક નથી; પણ જે પોલીસ અમલદારે તે રોજનામાં લખ્યાં હોય તેણે પોતાની યાદદાસ્ત તાજી કરવા સારૂ કોરટે તે કામમાં લીધાં હોય તો સન ૧૮૭૨ ના હિંદુસ્થાનના પુરાવાના આકટની ૧૬૧ મી અથવા ૧૪૫ મી, જેમ હોય તેમ, કલમના ઠરાવો લાગુ પડશે.

**ટીકા**—પોલીસના રોજની નોંધ વાસ્તવીક રીતે કાયદેસર પુરાવામાં મુકવી નહી અથવા જ્યુરીને વાંચી સંભળાવવા નહી. ( રાણી વી. હરદત ૮ વિ. રી. ૬૮. )

( બ ) અ નામનો સખસ ક્ષ કોરટની હકુમતની સ્થાનિક હદમાં જખમી થયો અને દસ દહાડાસુધી ય કોરટની હકુમતની સ્થાનિક હદમાં અને બીજા દસ દહાડા સુધી ઝ કોરટની હકુમતની સ્થાનીક હદમાં રહ્યો. અને ય કોરટની કે ઝ કોરટની હકુમતની સ્થાનિક હદમાં તેનાથી પોતાનો મામુલ ધંધો કરાયો નહિ, અ ને મહાવ્યથા કરવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ ક્ષ ને અથવા ય ને અથવા ઝ ને કરવાનો અખત્યાર છે.

( ક ) અ નામના શખસને નુકશાન કરવાનો ભય ક્ષ કોરટની હકુમતની સ્થાનિક હદમાં ઉત્પન્ન કર્યો અને જે માણસે એવો ભય ઉત્પન્ન કર્યો તેને તે કારણથી માલ સ્વાધીન કરવાને ય કોરટની હકુમતની સ્થાનિક હદમાં અ લલચાયો, અની ઉપર જબરાઇથી કહાડવાનો ગુન્હો કર્યો તેની ચોકસી અથવા ઇનસાફ ક્ષ ને અથવા ય ને કરવાનો અખત્યાર છે.

( ડ ) અ વડોદરાના દેશી સંસ્થાનમાં જખમી થયો, અને તે જખમોથી તે પુનામાં મરી ગયો. બ નું મરણ નિપજાવવાના ગુન્હાની ચોકસી તથા ઈનસાફ પુનામાં કરવાનો અખત્યાર છે.

**ટીકા**—" તે વસ્તુ " અને " તે પરીણામ " આ શબદો કાઢી નાંખી એવી કોઈપણ વસ્તુ અને એવું કોઇ પરીણામ આ શબદો મુક્યા છ દસ્ટાંત છેલ્લુ નવું વધાર્યું છ અને તે પરથી એમ જણાય છે કે –રાણી સરકાર સાથે મૈત્રી ધરાવનાર દેશી સંસ્થાનમાં ગુન્હો કરવામાં આવ્યો હોય અને તેનું પરીણામ બ્રીટીશ હીંદુસ્થાનમાં થાય ત્યારે બ્રીટીશ ઈંડીયામાં કામ ચલવાય. રાણી. વી. પીરતાઈ ૧૦ મુ. હા. કો. રી. ૩૨૬ માં ઠરાવેલું કે—આ કાયદો બ્રીટીશ ઈંડીયામાં લાગુ છે અને આ કલમનો ભાવાર્થ એમ દેખાય છે કે—બ્રીટીશ કોર્ટની હકુમતમાં વસ્તુ કરી હોય તે પર હદમાં રહેનારા કોઈ પારકા રાજ્યના માણસે ગુન્હો કરવાની ઉશકેરણી કરી અને તે ઉશકેરણીથી ગુન્હો ઇંગ્રેજી હદમાં બન્યો તેમાં ઠરાવેલું કે–આ કોડમાં બતાવેલા કોઈ પણ ડીસ્ટ્રીકટમાં ઉશકેરણી થએલી નહી હોવાથી ઉશકેરનાર માણસ આ કાયદાની બનેલી કોઈ પણ ઇંગ્રેજી કોર્ટને જવાબદાર નથી.

**પરિણામ થયું હોય**–કીસબણુનો ધંધો કરવા એક છોકરીને વેચાણુ લઇ કબજે રાખી. તે ગુન્હો જ્યાં વેચાણુ રાખી કબજે લીધી ત્યાં પુર્ણ થઇ જાય છે, તેથી કરી દેશી રાજ્યમાં તેવા ઇરાદાથી કબજે લીધી ને પછે બ્રીટીશ ઈંડીયામાં લાવવામાં આવી. ઠરાવ્યું કે–માજીસ્ટ્રેટને કમીટ કરવાની સત્તા નથી. (રાણી વી. લછમન ઈ. લો. રી. ૧ મુ. ૩૪૦ ( ૧ વી. રી. પા. ૧ )

જે કંપનીને ઑફીસ કાનપુરમાં છે તેની નોકરીમાં બ છે તેની સામે ક. ૪૦૮ પ્રમાણે વિશ્વાસઘાતનું તોહમત છે. ફરીયાદ એવી હતી કે બના કબજામા બંગાલામાં કેટલોક માલ કંપનીની વતી હતો. તે માલ કાનપુર મોકલવા કીધો તે મોકલ્યો નહી ને તેનો હિસાબ પણુ આપ્યો નહી ને કંપનીને નુકશાન થયું, ઠરાવ્યું કે—ફરીયાદની હકીકત પરથી કાનપુરની કોર્ટને હકુમત છે. બ ના કૃત્યથી કંપનીને નુકસાન કાનપુરમાં થયું છે. (ઓબ્રીયાન ઈ. લો. રી ૧૯ અ. ૧૧૧) લાઇબલના કેસની તપાસ જ્યાં તે લખાણુ થયું હોય ત્યાં અથવા જ્યાં એ લખાણુ પ્રગટ થયું હોય ત્યાં થઇ શકે છે. એક માણુસે બીજા માણુસને કાગળદ્વારે ગુન્હો કરવાની ઉસકેરણી કરે તો મદદગારીનો ઉસકેરણીથી ગુન્હો જેના નામનુ સરનામુ હોય તેને મળે એટલે ત્યાં પુર્ણ થાય છે ને તેથી જ્યાં કાગળ મળે ત્યાં ચોકશી થઇ શકે. (રાણી વી. શીવો દયાલમાલ ઈ. લો. રી. ૧૬ અ. ૩૮૯)

**૧૭૩** (૧) આ બાબ પ્રમાણે દરેક તપાસ નકામી ઢીલ ન કરતાં પુરી કરવી જોઇએ અને તે પૂરી થઈ રહે કે તુરત જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તેણે સ્થાનીક સરકારે ફરમાવેલા નમુના મુજબ એક રીપોર્ટ જે માજીસ્ટ્રેટને પોલીસ રીપોર્ટ ઉપરથી તે ગુનોહ સાંભળવાનો અધીકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટની પાસે મોકલવો તેમાં પક્ષકારોનાં નામ, ખબરનો પ્રકાર તથા જે સખ્સો તે મુકદમાની હકીકતથી વાકેફ જણાતા હોય તેઓનાં નામ એ વીગત લખવી અને તોહોમતવાળા શખસને પેહેરામાં આપીને મોકલ્યો છે કે તેને તેના ખત ઉપરથી છુટો કર્યો છે અને અગર તેને એ પ્રમાણે છુટો કર્યો હોય તો જામીન સાથે કે જામીન વગર તેમ કર્યું છે તે પણુ લખવું.

(૨) જ્યારે ૧૫૮ મી કલમ પ્રમાણે કોઇ ઉંચા દરજ્જાના પોલીસ અમલદારને નીમ્યો હોય ત્યારે સદરહુ રીપોર્ટ જે પ્રસંગોમાં સ્થાનીક સરકાર મારફત મોકલવો જોઇએ અને માજીસ્ટ્રેટનો હુકમ થતાં સુધી જે અમલદારના હવાલામાં તે પોલીસથાણું હોય તે અમલદારને વધારે તપાસ કરવાનું ફરમાવવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

(૩) આ કલમ પ્રમાણે મોકલેલો રીપોર્ટ જ્યારે એમ જણાય કે તોહોમતવાળાને પોતાના ખત ઉપરથી છુટો કર્યો છે ત્યારે તે માજીસ્ટ્રેટે તે ખત રદ કરવાનો અથવા બીજી રીતનો જે હુકમ તેને વ્યાજબી લાગે તે કરવો.

**૧૭૪** (૧) જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદારને તે કારણુ સારૂ સ્થાનીક સરકારે નીમેલા બીજા દરેક પોલીસ અમલદારને ખબર મળે કે—

(અ) કોઇ શખસે આતમઘાત કર્યો છે, અથવા

(બ) કોઇ શખસને કોઇ બીજા શખશે અથવા કોઈ જાનવરે મારી નાંખ્યો છે અથવા કોઇ શખસ સંચાથી અથવા અકસ્માતથી મરણુ પામ્યા છે, અથવા

(ક) કોઈ શખસ એવી રીતે મરણુ પામ્યો છે કે તે ઉપરથી કોઇ બીજા શખસે ગુનોહ કર્યાનો વ્યાજબી શક ઉત્પન્ન થાય છે.

એટલે તુરત તે અમલદારે પાસેમાં પાસેના જે માજીસ્ટ્રેટને ઈનકવેસ્ટ ભરવાનો અધીકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટને તે બાબત ખબર આપવી અને સ્થાનીક સરકારે કરેલી કાંઈ પણુ કાનુનથી અથવા જીલ્લા માજીસ્ટ્રેટના અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટના કોઇ પણુ સામાન્ય અથવા વિશેષ હુકમથી બીજી રીતે ફરમાવ્યું ન હોય તો જે જગાએ સદરહુ મરેલા સખસનું મડદુ હોય તે જગાએ જવું અને ત્યાં પાડોશમાંના બે અથવા વધારે આબરૂદાર રહેવાશીઓ સમક્ષ તપાસ કરીને મોતનાં દેખાઇતાં કારણુનો રીપોર્ટ તઈઆર કરવા અને તેમાં તે મુડદાં ઉપર જે જખમ, ભાગેલા અવયવ, ચગદાયાની તથા નુકશાનની બીજી નિશાનીઓ માલમ પડે તેનું વર્ણન કરવું તથા શી રીતે અથવા કેવા (જો હોય તો) શસ્ત્રવડે અથવા હથીયાર વડે સદરહુ નિશાનીઓ કરેલી જણાય છે તે લખવું.

(૨) તે રીપોર્ટપર તે પોલીસ અમલદારે તથા બીજા શખસોએ અથવા તેઓમાંના જેટલાનો વિચાર લખ્યા પ્રમાણે હોય તેટલાઓએ સહી કરવી અને પછી તુરત તે રીપોર્ટ જીલ્લા માજીસ્ટ્રેટની પાસે અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટની પાસે મોકલી દેવો,

(૩) જ્યારે મોતના કારણ સંબંધી કાંઇ પણ શક હોય અથવા જ્યારે બીજા કોઇ પણ કારણસર પોલીસ અમલદાર તેમ કરવું યોગ્ય ધારતો હોય, ત્યારે આ બાબત સ્થાનીક સરકાર જે જે કાનુનો ફરમાવે તે તે કાનુનોને અનુસરીને તે પોલીસ અમલદાર તે મડદું પાસેમાં પાસેના સીવલસરજન પાસે તપાસવા સારૂ અથવા આ બાબત સ્થાનીક સરકારે બીજા જે યોગ્ય વઇદકીય શખસને નીમ્યો હોય તે શખસ પાસે તપાસવા સારૂ મોકલી દેવું, પણ હવા તરફ જોતાં તથા કેટલે દુર તે મડદું મોકલવું છે તેનો વિચાર કરતાં એમ જણાય છે કે સદરહુ તપાસ નીરૂપયોગી થઈ પડે એવી રીતે તે મડદું રસ્તે જતાં સડી જવાનો ભય નથી તો એ પ્રમાણે મોકલવું.

(૪) મદ્રાસ ઈલાકામાં તથા મુંબઇ ઈલાકામાં આ કલમ પ્રમાણે તપાસ કરવાનો અધિકાર ગામના મુખીને છે અને પછી એ મુખીએ પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને ઇનકવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તે માજીસ્ટ્રેટને તે તપાસનાં પરિણામનો રીપોર્ટ કરવો.

(૬) હેઠળ લખેલા માજીસ્ટ્રેટોને ઇન્કવેસ્ટ ભરવાનો અધિકાર આપ્યો છે, એટલે હરકોઇ જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટ, તથા જે માજીસ્ટ્રેટને આ બાબત સ્થાનીક સરકારે અથવા જીલ્લા માજીસ્ટ્રેટે વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ.

**૧૭૫.** (૧) કલમ ૧૭૪ મુજબ કામ ચલાવનારા પોલીસ અમલદારને સદરહુ તપાસ કરવા સારૂ ઉપર કહ્યા પ્રમાણે બે અથવા વત્તા માણસોને અને તે કામની હકીકતથી બીજું જે માણસ વાકેફ જણાતું હોય તે માણસને હુકમ લખીને બોલાવવાનો અખત્યાર છે. એ પ્રમાણે બોલાવેલો દરેક માણસ હાજર થવાને અને સવાલોનો જવાબ દેતાં કાંઇ ફોજદારી ગુન્હાનું તહોમત પોતાની ઉપર આવી પડે અથવા કાંઈ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે એવા સવાલો સીવાય બીજા સઘળા સવાલોના ખરા જવાબ દેવાને બંધાયેલો છે એમ સમજવું.

(૨) એવો કોઇ કૉગ્નિઝેબલ ગુન્હો હકીકત ઉપરથી દેખાતો ન હોય કે જેને ૧૭૦ મી કલમ લાગુ પડતી હોય તો, તે માણસોને માજીસ્ટ્રેટની કોરટમાં હાજર થવાનું તે પોલીસ અમલદારે ફરમાવવું નહી.

**૧૭૬.** જ્યારે કોઈ શખસ પોલીસના હવાલામાં હોય તેવામાં તે મરણ પામે તો પાસેમાં પાસેના જે માજીસ્ટ્રેટને ઇન્કવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તેણે તે પોલીસ અમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતના કારણની ચોકસી કરવી, અને ૧૭૪ મી કલમની પેટા કલમ ૧ ની (અ) (બ) અને (ક) રકમોમાં કહેલી બીજી કોઇ પણ બાબતમાં જે માજીસ્ટ્રેટને એ પ્રમાણે અધિકાર મળ્યો હોય તે માજીસ્ટ્રેટ તે પોલીસ અમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતનાં કારણની ચોકશી કરવાને મુખત્યાર છે, અને તે પ્રમાણે ચોકસી કરે તો કોઇ ગુન્હાની ચોકશી કરવા બાબત તેને જેટલો અધિકાર હોય તેટલો સઘળો અધિકાર તેને સદરહુ પ્રકારની ચોકશી કરવા બાબત છે એમ સમજવું સદરહુ પ્રકારની કોઇ ચોકશી કરનારા માજીસ્ટ્રેટે તે ચોકસીના સંબંધમાં પોતે લીધેલો પુરાવો કામની હકીકત પ્રમાણે આ કાયદામાં આગળ કહેલા રીતો માંની ગમે તે રીતે દફતરમાં દાખલ કરવો.

(૨) જે શખસનું મડદું દાટી દીધું હોય તે શખસના મોતનું કારણ શોધી કહાડવા માટે તેના મુડદાની તપાસ કરવાનું જ્યારે એવો માજીસ્ટ્રેટ યોગ્ય ધારે ત્યારે, તે મુડદું ખોદી કહાડવાનો તથા તેની તપાસ કરાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે,

---

## બાબ ૧૫ મો.

## ચોકસી તથા ઇનસાફ કરવામાં ફોજદારી કોરટોની હકુમત બાબત.

### અ.—ચોકસી અથવા ઇનસાફ કરવાની જગા.

**૧૭૭.** દરેક ગુન્હાની ચોકસી તથા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે ગુન્હો કર્યો હોય તે કોરટે ઘણું કરીને કરવો.

**૧૭૮.** ૧૭૭ મી કલમમાં ગમે તે કર્યું હોય તે છતાં, ફલાણા જીલ્લામાં ઇનસાફ કરવા સારૂ કમિટ કરેલા ફલાણા કે ફલાણા વર્ગના મુકદમાનો ઇનસાફ ફલાણી સેશન તુકડીમાં કરવાનો અધિકાર છે એવો હુકમ ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે સન ૧૮૬૧ ના હિંદુસ્થાનની હાઇકોરટો બાબતના આકટની ૧૫ મી કલમ પ્રમાણે અથવા આ કાયદાની ૫૨૬ મી કલમ પ્રમાણે હાઇકોરટે કાંઇ હુ મ અગાઉથી કાહાડયો હોય તેની વિરૂદ્ધ સદરહુ હુકમ હોવો નહિ જોઇયે.

**૧૭૯.** કાંઇ વસ્તુ કર્યાના સબબથી, અને તેનું કાંઇ પરિણામ થયું હોય તે સબબથી, કાંઇ ગુન્હો કર્યાનું તોહોમત કોઇ શખસ ઉપર આવ્યું હોય, ત્યારે જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં એવી કોઇ પણ વસ્તુ કરી હોય અથવા એવું કોઇ પણ પરિણામ થયું હોય તે કોરટને તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાનો અધિકાર છે.

**૧૮૦** જે કૃત્ય ગુન્હો હોય અથવા જે કૃત્યનો કરનાર ગુન્હો કરી શકતો હોય તો તે ગુન્હો થાય તેવાં કાંઇ કૃત્યની સાથે સંબંધ હોવાના સબબથી બીજું કાંઇ કૃત્ય પણ ગુન્હો હોય ત્યારે આ છેલ્લા કહેલા ગુન્હાના તોહોમતની ચોકસી અથવા ઇન્સાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં એ બેમાંનું ગમે તે કૃત્ય કર્યું હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

**દષ્ટાંતો.**

( અ ) મદદગારીનાં તોહોમતની ચોકસી અથવા ઇનસાફ, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં મદદગારી કરી તે કોરટને, અથવા મદદગારી કરેલો ગુન્હો જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં કર્યો તે કોરટને કરવાનો અધિકાર છે.

( બ ) ચોરીનો માલ લેવાનાં અથવા રાખવાનાં તોહોમતની ચોકસી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં માલ ચોર્યો હોય તે કોરટને અથવા તે માલમાંનો કંઇ પણ માલ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં કોઈપણ વખતે બદદાનતથી લીધો અથવા રાખ્યો હોય તે કોરટને કરવાનો અધિકારછે.

( ક ) કોઈ શખસનું હરણ થયું છે એવું જાણીને તે શખસે ગેરવાજબી રીતે સંતાડવાના તોહોમતની ચોકસી અથવા ઇનસાફ, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં ગેરવાજબી રીતે સંતાડવાનું કામ બન્યું હોય તે કોરટને, અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે સખસનું હરણ થયું હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

**૧૮૧.** (૧) ઠગ હોવાના, ઠગ થઇને ખુન કરવાના, ડાકાઇટી કરવાના, ખુન કરીને ડાકાઇટી કરવાના, ડાકાઇટોની ટોળીમાં હોવાના, અથવા પેહેરામાંથી નાહાસી જવાના, ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તોહોમતવાળો શખસ હોય તે કોરટને કરવાનો અધિકારછે.

(૨) સાપરાધ ખોટો ઉપયોગ કરવાના અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ જે મિલકત બાબત તે ગુન્હો કર્યો હોય તે મિલકતનો કોઈ પણ ભાગ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તોહોમતવાળા શખસે લીધો હોય અથવા રાખ્યો હોય તે કોરટને, અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે ગુન્હો કર્યો હોય તે કોર્ટને કરવાનો અધિકાર છે.

(૩) કંઇપણ વસ્તુ ચોરવાના ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ, જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે વસ્તુ ચોરી હોય અથવા ચોરના કબજામાં હોય અથવા તે ચોરેલી છે એવું જાણ્યા છતાં અથવા એવું માનવાનું કારણ છતાં તે વસ્તુ લેનાર અથવા રાખનારા કોઇપણ શખસના કબજામાં હોય તે કોર્ટને કરવાનો અધિકાર છે.

(૪) હરણ કરવાના અથવા ફોસલાવી લઇ જવાના ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ જે કોર્ટની સ્થાનિક હદમાં સદરહુ હરણ કરેલા અથવા ફોસલાવી લઇ ગયેલા માણસનું હરણ કર્યું હોય અથવા તેને ફોસલાવી લઈ ગયા અથવા સંતાડી રાખ્યા હોય અથવા અટકાવી રાખ્યા હોય તે કોર્ટને કરવાનો અધિકાર છે.

**૧૮૨.** ઘણાંએક સ્થાનિક ક્ષેત્રોમાંનાં કયાં સ્થાનિક ક્ષેત્રમાં ગુન્હો થયો તેનો નિશ્ચય નહિ હોય ત્યારે, અથવા,

ગુન્હાનો કાંઇક ભાગ એક સ્થાનિક ક્ષેત્રમાં અને કાંઇક ભાગ બીજાં સ્થાનિક ક્ષેત્રમાં થયો હોય ત્યારે, અથવા

ગુન્હો ચાલુ રહે તેવો હોય અને એક કરતાં વત્તા સ્થાનિક ક્ષેત્રોમાં તે કરવાનું ચાલુ રહેલું હોય ત્યારે અથવા.

જુદા જુદા સ્થાનિક ક્ષેત્રોમાં કરેલાં ઘણુંએક કૃત્યો મળીને એક ગુન્હો થયો હોય ત્યારે.

સદરહુ પ્રકારનાં ગમે તે સ્થાનિક ક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય તે કોરટને તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાનો અધિકાર છે.

**૧૮૩.** કોઇ ગુન્હો જ્યારે ગુન્હેગાર મુસાફરી અથવા સફર કરતો હોય ત્યારે કર્યો હોય તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ, ગુન્હેગાર અથવા જે શખસની વિરૂદ્ધ અથવા જે વસ્તુના સંબંધમાં તે ગુન્હો કર્યો હોય તે શખસ અથવા વસ્તુ એ પ્રત્યેક તે મુસાફરી અથવા સફર કરતાં કરતાં જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં થઇને અથવા હદમાં ગયાં હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

**૧૮૪.** રેલવે, ટેલીગ્રાફ, પોસ્ટ ઓફીસ—અથવા હથિયાર તથા યુદ્ધસામગ્રી સંબંધી હરકોઇ ચાલુ કાયદાના ઠરાવો વિરૂધ્ધ સઘળા ગુન્હાઓની ચોકસી અથવા ઇનસાફ ઇલાકાના મુખ્ય શેહેરમાં કરવાનો અધિકાર છે, પછી તે ગુન્હો સદરહુ શેહેરમાંહે કરેલો છે એવું જણાવ્યું હોય કે નહિ હોય તોપણ એવું ઠરાવ્યું છે કે ગુન્હેગાર તથા તેની ઉપર મુકદમો ચલાવવા માટે જરૂરના સઘળા શાહેદો સદરહુ શેહેરમાં માલમ પડવાં જોઇએ.

**૧૮૫.** (૧) જ્યારે જ્યારે ફલાણા ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ આ બાબમાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે કઇ કોરટે કરવો તે બાબત કાંઇપણ સંશય પડે, ત્યારે ત્યારે જે હાઇકોરટની અપેલેટ ફોજદારી હકુમતની સ્થાનીક હદમાં ગુન્હેગાર ખરેખર હોય તે હાઇકોરટ તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કઇ કોરટે કરવો તે ઠરાવવાને મુખત્યાર છે.

૨) દક્ષિણ બ્રહ્મદેશમાં, જ્યારે ગુન્હેગાર રાણીની વિલાયતી રૈયત હોય ત્યારે, રંગુનના રિકાર્ડની કોરટ અને બીજે સઘળે પ્રસંગે, જુડિશિયલ કમિશનરની કોરટ આ કલમનાં કારણો સારૂ હાઇકોરટ છે એમ સમજવું.

**૧૮૬.** (૧) જ્યારે કોઈ પ્રેસિડેન્સી માજીસ્રેટને, કોઇ જીલ્લા માજીસ્રેટને, કોઇ પેટા ટુકડી માજીસ્રેટને અથવા પહેલા વર્ગના જે માજીસ્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટને એવું માનવાનું કારણ જણાય કે પોતાની હકુમતની સ્થાનિક હદમાંહેના કોઇપણ શખસે સદરહુ હદની બાહાર ( પછી બ્રિટિશ હિંદુસ્તાનની અંદર કે બાહાર ) એવો કોઇ ગુન્હો કર્યો છે કે ચોકસી અથવા ઇનસાફ ૧૭૭ થી ૧૮૪ સુધીની કલમો ( એ બન્ને કલમો સુદ્ધાં ) કલમોના ઠરાવો પ્રમાણે, અથવા બીજા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે, સદરહુ હદની અંદર થઇ શકે એમ નથી, પણ જેનો ઇનસાફ કોઇ ચાલુ કાયદા પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનમાં થઇ શકે એમ છે, ત્યારે તે ગુન્હો જાણે સદરહુ હદમાં થયો હોય એવી રીતે તેની ચોકસી કરવાને, તથા સદરહુ શખસને પોતાની આગળ હાજર થવાની આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે જરૂર પાડવાને, તથા સદરહુ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ટ્રેટને હોય તે માજીસ્ટ્રેટની પાસે તે શખસને મોકલવાને, અથવા, સદરહુ ગુન્હો જામીન લઇ શકાય એવો હોય તો સદરહુ માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી જામીન સાથે કે વગર જામીને ખત લેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૨) જ્યારે સદરહુ હકુમતવાળા એક કરતાં વધારે માજીસ્ટ્રેટો હોય અને સદરહુ સખશને કયા માજીસ્ટ્રેટની પાસે મોકલવા, અથવા કયા માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ બાંધી લેવો, તે બાબત આ કલમ પ્રમાણે ચાલનારા માજીસ્ટ્રેટની ખાત્રી થાય નહિ, ત્યારે હુકમ મળવા સારૂ હાઇકોરટને તે કામનો રિપોર્ટ કરવો.

**૧૮૭** (૧) ૧૮૬ મી કલમ પ્રમાણે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ટ્રેટે કહાડેલા વારંટ ઉપરથી જો તે શખસને પકડવામાં આવ્યો હોય તો સદરહુ માજીસ્ટ્રેટે તે શખસને જે જીલા અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટના તાબામાં પોતે હોય તે જીલા અથવા પેટા ટુકડી માજીસ્રેટની પાસે મોકલવો, પણ તેવા ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાની જે માજીસ્રેટને હકુમત હોય તે માજીસ્રેટે જો તે શખસને પકડવા માટે પોતાનું વારંટ કહાડયું હોય, તો તે પકડેલા શખસને જે પોલીસ—અમલદાર તે વારંટ બજાવતો હોય તે પોલીસ અમલદારને હવાલે કરવો, અથવા જે માજીસ્રેટે તે વારંટ કહાડયું હોય તેની પાસે મોકલવો.

(૨) જો તે પકડેલા શખસે જે ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય અથવા કર્યાનો શક આવ્યો હોય તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ તેજ જીલ્લામાં ૧૮૬ મી કલમ પ્રમાણે ચાલનારા માજીસ્ત્રેટની કોર્ટ શિવાય બીજી કોઇ ફોજદારી કોર્ટને કરવાનો અધિકાર હોય, તો સદરહુ માજીસ્ત્રેટે તે શખસને સદરહુ કોરટની પાસે મોકલવો.

**૧૮૮.** જ્યારે માલિકામાઆઝમાની હિંદુસ્તાન માંહેની કોઈ દેશી રઇયત બ્રિટિશ હિંદુસ્તાનની હદની બાહાર તથા પેલીગમ કોઈપણ જગાએ કાંઈ ગુન્હો કરે, અથવા

કોઇ બ્રિટિશ રઇયત હિંદુસ્તાન માંહિના કોઇ રાજાના અથવા સરદારના મુલકોમાં કાંઈ ગુન્હો કરે, અથવા

રાણીનો કોઇ નોકર ( પછી તે બ્રિટિશ રઇયત હોય અથવા ન હોય ) હિંદુસ્તાનમાંના કોઇ રાજા અથવા સરદારના મુલકોમાં કંઈ ગુન્હો કરે,

ત્યારે બ્રિટિશ ઇંડિયામાંહેની જે જગાએ તે રઇયત જડી આવે તે જગાએ જાણે તે ગુન્હો કર્યો છે એવી રીતે તે ગુન્હા સંબંધી તેની તજવીજ કરવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુલકમાં સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય તો તેના મત પ્રમાણે તે તોહોમતની ચોકસી બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવી જોઇયે એવો દાખલો તે આપે નહિ તો સદરહુ ગુન્હાસંબંધી કોઇપણ તોહોમતની ચોકસી બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવી નહિ; અને જ્યાં ન હોય ત્યાં સ્થાનિક સરકારની મંજુરી મેળવવી જોઇએ.

વળી એવું પણ ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે કોઈપણ શખસની ઉપર કાંઇપણ કામ ચલાવ્યું હોય તેથી, જો તેજ ગુન્હો બ્રિટિશ હિંદુસ્તાનમાં કર્યો હોત તો તે ગુન્હા બાબત સદરહુ શખસની ઉપર પછીથી કામ ચલાવતાં જેમ અટકાવ થાત તેમજ સદરહુ ચલાવેલા કામથી બ્રિટિશ હિંદુસ્તાનની હદની બાહાર કોઈ પણ મુલકમાં તેજ ગુન્હા સંબંધી સન ૧૮૭૯ ના પરરાજમાંહેની હકુમત બાબતના અને ગુન્હેગારો સ્વાધીન કરવા બાબતના આકટ પ્રમાણે આગળ બીજાં કામ ચલાવતાં અટકાવ થશે એમ સમજવું.

**૧૮૯.** જ્યારે જ્યારે ૧૮૮ મી કલમમાં કહેલા કોઇપણ ગુન્હાની ચોકસી અથવા ઈનસાફ ચાલતો હોય ત્યારે ત્યારે, સ્થાનિક સરકારને યોગ્ય લાગે તો જે મુલકમાં સદરહુ ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય તે મુલકમાંના અથવા તે મુલકના પોલીટિકલ એજંટ અથવા કોઈ જુડિશીયલ ( ન્યાય ખાતાના ) અમલદારની આગળ આપેલી જબાની અથવા રજુ કરેલા કાગળો જે બાબતો સાથે સંબંધ રાખતા હોય તે બાબતો સંબંધી પુરાવો લેવા સારૂ સદરહુ ચોકશી અથવા ઈનશાફ કરનારી કોરટ જે પ્રસંગે કમિશન કાહાડી શકે તે પ્રસંગે સદરહુ જબાનીની અથવા રજુ કરેલા કાગળોની નકલો સદરહુ કોરટે પુરાવા દાખલ લેવી એવું સ્થાનિક સરકાર ફરમાવવાને મુખત્યાર છે.

## બ,—કામ ચલાવવા માટે જે શરતો અવસ્ય છે તે.

**૧૯૦.** (૧) આ કાયદામાં આગળ ઠરાવ્યું છે તે શિવાય હરકોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જીલ્લા માજીસ્ત્રેટ, અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ, અને બીજા જે માજીસ્ત્રેટને આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ હેઠળ લખ્યા પ્રમાણે હરકોઇ ગુન્હો સાંભળવાને મુખત્યાર છે.

(અ) જે હકીકતનો સદરહુ ગુન્હો બનેલો હોય તે હકીકતની ફરીયાદ આવ્યા ઉપરથી;

(બ) સદરહુ હકીકત વિશે કોઈ પોલીસ રિપોર્ટ ઉપરથી;

(ક) પોલીસ—અમલદાર શિવાય બીજા કોઈપણ શખસ પાસેથી ખબર મળ્યા ઉપરથી. અથવા સદરહુ ગુન્હો થયો છે એવું પોતેજ જાણ્યા ઉપરથી અથવા એવો પોતાનેજ શક આવ્યા ઉપરથી.

(૨) જે માજીસ્ટ્રેટને જે ગુન્હાઓનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો અધિકાર હાય તે માજીસ્ત્રેટને તે ગુન્હો પેટા કલમ (૧). રકમ (અ) અથવા રકમ (બ) પ્રમાણે સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકાર અથવા સ્થાનિક સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમને અનુસરીને જીલ્લા માજીસ્ટ્રેટ આપવાને મુખત્યાર છે.

(૩) પેહેલા અથવા બીજા વરગના જે માજીસ્ટ્રેટને જે ગુન્હાઓનો તે ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ટ્રેટને તે ગુન્હા, પેટા કલમ (૧) રકમ (ક) પ્રમાણે સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકાર આપવાને મુખત્યાર છે.

૧૯૧. ઉપલી કલમની પેટા કલમ (૧), રકમ (ક) પ્રમાણે માજીસ્ટ્રેટ મુકદમો હાથમાં લે ત્યારે તોહમતવાળા શખસને કંઇપણ પુરાવો લેવાય તે પહેલાં, ખબર આપવી કે તે મુકદમાનો ઇનસાફ બીજી કોઇ કોરટ પાસે કરાવવાનો તેને હક છે, અને કોઇપણ તોહોમતવાળો શખસ અથવા તોહોમતવાળા શખસો વધારે હોય ત્યારે તેઓમાંનો કોઈ એક એવા માજીસ્ટ્રેટથી પોતાનો ઇનસાફ થવા બાબત હરકત લે ત્યારે, તે મુકદમાનો ઇનસાફ તે માજીસ્ટ્રેટ પાસે કરાવવાને બદલે તે મુકદમો સેશન કોરટમાં કમિટ કરવો અથવા બીજા માજીસ્ટ્રેટ પાસે મોકલવો.

૧૯૨ (૧) જે મુકદમો પોતે હાથમાં લીધો હોય તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ પોતાના તાબા માંહેના હરકોઇ માજીસ્ટ્રેટની પાસે તે મુકદમો મોકલવાને હરકોઈ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, જીલ્લા માજીસ્ટ્રેટ, અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૨) પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટે જે મુકદમો હાથમાં લીધો હોય તે માજીસ્ટ્રેટને તે મુકદમો પોતાના જીલ્લામાંનો બીજો વિશેષે કરીને કહેલો જે કોઇ માજીસ્ટ્રેટ આ કાયદા પ્રમાણે તે તોહોમતવાળાનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને લાયક હોય. તે માજીસ્ટ્રેટની પાસે ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલવાનો અધિકાર આપવાને હરકોઇ જીલ્લા માજીસ્ટ્રેટ મુખત્યાર છે; અને તે મુજબ સદરહુ માજીસ્ટ્રેટને તે મુકદમાની વ્યવસ્થા કરવાનો અધિકાર છે.

૧૯૩ (૧) આ કાયદાથી અથવા બીજા હરકોઇ ચાલુ કાયદાથી બીજી રીતે સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તે શિવાય, આ અર્થે યોગ્ય અધિકાર મળેલા કોઇ માજીસ્ટ્રેટે તોહોમતવાળા શખસને કમિટ કર્યા વગર કોઇ પણ સેશન કોરટે અસલ હકુમતની કોરટ દાખલ કોઇપણ ગુન્હો સાંભળવો નહિ.

(૨) આડિશનલ સેશન જડજોએ તથા આસિસ્ટન્ટ સેશન જડજોએ ફકત જે મુકદમાનો ઇનસાફ કરવાનું સ્થાનિક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને તેમને ફરમાવે, તેવાજ મુકદમાનો ઇનસાફ તેમણે કરવો અથવા આસિસ્ટંટ સેશન જડજોની બાબતમાં જે મુકદમા તે તુકડીનો સેશન જડજ સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ઇનસાફ કરવા સારૂ તેમને સોંપે તેવાજ મુકદમાનો તેમણે ઇનસાફ કરવો.

૧૯૪. (૧) હાઇકોર્ટ હરકોઈ ગુન્હો આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે પોતાને ત્યાં કમિટ કર્યા ઉપરથી સાંભળવાને મુખત્યાર છે.

સન ૧૮૬૧ ના હિંદુસ્તાનની હાઇકોરટો બાબતના આકટ પ્રમાણે આપેલા હરકોઈ લેટર્સપેટન્ટના ઠરાવોને અથવા આ કાયદાના બીજા કોઈપણ ઠરાવને આ કલમ માંહેના કોઈ પણ મજકુરથી બાધ આવે છે એવું સમજવું નહિ.

(૨) (અ) આ કાયદામાં ગમે તે ઠરાવ હોય તોપણ, ગવરનર જનરલ ઇન કૌન્સિલની અથવા સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને, એડવોકેટ જનરલને, હાઇકોરટની હકુમતને પાત્ર થનારા શખશો વિરુધ્ધ હાઇકોરટને, જે કારણ સારૂ

મલિકામાઆઝમના એટર્ની જનરલ ઇંગ્લંડ દેશમાંહેની ન્યાયાધિકારી હાઇકોરટમાં સરકાર તરફથી માહિતી આપી શકે, તે સઘળાં કારણોસર માહિતી આપવાનો અધિકાર છે.

(બ) આવી દરેક માહિતીની બાબતમાં કામ ચલાવવું તે. એવી માહિતી મલિકામાઆઝમના એટર્ની જનરલ દાખલ કરે છે તે બાબતમાં જે પ્રમાણે કામ કાયદા પ્રમાણે ચલાવવામાં આવે છે, તે પ્રમાણે મુકદમાની હકીકત ઉપરથી તથા સદરહુ હાઇકોરટના વહિવટ તથા કામ ચલાવવાની રીત ઉપરથી જેટલા દરજ્જાસુધી ચલાવવામાં આવે તેટલે દરજ્જે ચલાવવાનો અધિકાર છે.

(ક) આવી માહિતી પ્રમાણે અથવા માહિતીની રૂએ વસુલ કરેલો અથવા લીધેલો સઘળો દંડ, શિક્ષા દાખલ દંડ, ગુન્હેગારી બદલનો દંડ, કરજ તણા પૈસાની રકમ હિંદુસ્તાન સરકારની મિલકત થશે.

(ડ) આ કલમના ઠરાવો અમલમાં આણવા સારૂ હાઇકોરટને કાનુનો કરવાનો અધિકાર છે.

**૧૯૫.** (૧) (અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૨ થી ૧૮૮ સુધીની કલમો ( એ બંને કલમો સુદ્ધાં ) પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇપણ ગુન્હો, જે સરકારી નોકરનું લાગતું વળગતું હોય તેની અથવા તે જે સરકારી નોકરના તાબામાં હોય તેની, પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરિયાદ વગર કોઇપણ કોરટે સાંભળવો નહિ;

(બ) સદરહુ કાયદાની ૧૯૩ મી, ૧૯૪ મી, ૧૯૫ મી, ૧૯૬ મી, ૧૯૯ મી, ૨૦૦ મી. ૨૦૫ મી, ૨૦૬ ઠી, ૨૦૭ મી, ૨૦૮ મી, ૨૦૯ મી, ૨૧૦ મી, ૨૧૧ મી, અથવા ૨૨૮ મી, કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઈપણ ગુન્હો જ્યારે તે હરકોઇ કોરટમાં ચાલેલાં હરકોઈ કામમાં અથવા કામના સંબંધમાં કર્યો હોય ત્યારે, તે કોરટની અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તેની, પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરિયાદ વગર કોઇપણ કોરટે સાંભળવો નહિ;

(ક) તેજ કાયદાની ૪૬૩ મી કલમમાં વર્ણવેલો અથવા ૪૭૧ મી, ૪૭૫ મી, અથવા ૪૭૬ મી, કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇ પણ ગુન્હો, જ્યારે તે હરકોઇ કોરટમાં હરકોઈ કામના કોઇ પક્ષકારે તે કામમાં પુરાવામાં રજુ કરેલા અથવા આપેલા કોઇ દસ્તાવેજના સંબંધમાં કર્યો હોય, ત્યારે તે કોરટની અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તે કોરટની પ્રથમ મંજુરિયત લીધા વગર અથવા તેની ફરિયાદ વગર કોઇ પણ કોરટે સાંભળવો નહિ.

(૨) પેટા કલમ ૧ની રકમો (બ) તથા (ક) માં "કોરટ" એ શબ્દનો અર્થ દિવાની, મુલકી. અથવા ફોજદારી કોરટ થાય છે, પણ તેમાં સને ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવાના આકટ પ્રમાણેના રજીસ્ટાર, અથવા સબરજીસ્ટારનો સમાવેશ થતો નથી.

(૩) પેટા કલમ ૧માં કહેલા ગુન્હાઓ સંબંધી ઠરાવો, એવા ગુન્હા કરવામાં કરવાની મદદગારીને તથા તે ગુન્હા કરવાના પ્રયત્નને પણ લાગુ પડે છે.

(૪) આ કલમમાં સુચવેલી મંજુરિયત મોઘમ રીતે આપવાનો અખત્યાર છે, અને તેમાં તોહોમત વાળા શખસનું નામ લખવાની જરૂર નથી; પણ બની શકે તેટલે સુધી, જે કોરટમાં અથવા બીજી જગામાં, અને જે પ્રસંગે તે ગુન્હો કર્યો હોય તે કોરટ અથવા જગા, અને તે પ્રસંગ, એ વિશેષે કરીને તેમાં જણાવવા.

(૫) જ્યારે આ કલમમાં સુચવેલા હરકોઇ ગુન્હાના સંબંધમાં મંજુરિયત આપી હોય ત્યારે તે મુકદમો સાંભળનારી કોરટને સદરહુ પ્રમાણે સુચવેલો બીજો જે ગુન્હો હકીકત ઉપરથી જણાઇ આવે તે ગુન્હાનું તોહોમતનામું તૈયાર કરવાનો અધિકાર છે.

(૬) જે મંજુરિયત આ કલમ પ્રમાણે આપી હોય અથવા આપવાની ના કહી હોય તે મંજુરિયત રદ કરવાનો અથવા આપવાનો અખત્યાર જે અધિકારીના તાબામાં તે મંજુરિયત આપનારો અથવા આપવાની ના કહેનારો અધિકારી હોય તે અધિકારીને છે; અને જે તારીખ સદરહુ પ્રકારની કોઇ પણ મંજુરિયત આપી હશે, તે તારિખથી ૭ મહિના કરતાં વત્તી મુદત સુધી તે મંજુરિયત અમલમાં રહેશે નહિ, પણ એવું ઠરાવ્યું છે કે સારૂ કારણ બતાવ્યું હશે તો હાઇકોરટ તે મુદત વધારી શકશે.

(૭) આ કલમનાં કારણો સારૂ દરેક કોરટ ફક્ત જે કોરટમાં તેની ઉપર અપીલો ઘણું કરીને ચાલી શકતી હોય તેજ કોરટના તાબામાં છે એવું સમજવું, એટલે—

(અ) જ્યારે એવી અપીલો એક કરતાં વધારે કોરટમાં ચાલતી હશે, ત્યારે જે અપીલેટ કોરટની સૌથી ઓછી હકુમત હશે તે અપીલેટ કોરટના તાબા હેઠળ એવી કોરટ છે એમ સમજવું;

(બ) જ્યારે એવી અપીલો દિવાની તેમજ મુલકી કોરટમાં ચાલતી હશે ત્યારે જે બાબતના સંબંધમાં એવો ગુન્હો કર્યાનું કહેવામાં આવતું હોય તે બાબતના સ્વરૂપ પ્રમાણે એવી કોરટ સદરહુ દિવાની અથવા મુલકી કોરટના તાબા હેઠળ છે એવું સમજવું.

(ક) જ્યારે અપીલ ચાલતી ન હોય ત્યારે એવી કોરટ અસલ હકુમતવાળી જે મુખ્ય કોરટની હકુમતની સ્થાનિક હદમાં હોય તે કોરટના તાબા હેઠળ છે એવું સમજવું.

**૧૯૬.** હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૭ મી કલમ શિવાય ૬ ઠ્ઠા બાબ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો અથવા તેજ કાયદાની કલમ ૧૦૮ અ, બ અથવા કલમ ૧૫૩ અ, અથવા કલમ ૨૯૪ અ, અથવા કલમ ૫૦૫ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો કોઇપણ ગુન્હો ગવરનર જનરલ ઇન કૌન્સિલના

અથવા સ્થાનિક સરકારના અથવા જે અમલદારને ગવર્નર જનરલ ઇન કૌન્સિલે આ બાબત અધિકાર આપ્યો હોય તે અમલદારના હુકમથી અથવા અખત્યારથી ફરિયાદ કર્યા વગર કોઇપણ કોરટે સાંભળવો નહિ.

ટીકા—ક. ૧૦૮ અ. ત્થા. ૧૫૩ અ. ત્થા. ક. ૫૦૫ એ નવીન વધારેલ છે.

૧૯૭. (૧) હિંદુસ્તાન સરકારની અથવા સ્થાનિક સરકારની મંજુરિયત વગર પોતાના હોદ્દા ઉપરથી ખસેડી ન શકાય એવા હરકોઈ જડજની ઉપર અથવા એવા હરકોઈ સરકારી નોકરની ઉપર તે સદરહુ પ્રકારનો જડજ છે અથવા સરકારી નોકર છે તે સબબથી કોઇ ગુન્હાનું તોહોમત મુકવામાં આવે, ત્યારે તેને ખસેડવાનો હુકમ કરવાનો જે સરકારને અધિકાર હોય તે સરકારની અગાઉથી મંજુરિયત લીધા વગર અથવા એવી મંજુરીયત આપવા બાબત જે અમલદારને તે સરકારે અધિકાર આપ્યો હોય તે અમલદારની અથવા જે કોરટના અથવા બીજા અધિકારીના તાબામાં સદરહુ જડજ અથવા સરકારી નોકર હોય અને સદરહુ મંજુરિયત આપવાના જેના અધિકારની સદરહુ સરકારે મર્યાદા કરી ન હોય તે કોરટની અથવા બીજા અધિકારીની અગાઉથી મંજુરિયત લીધા વગર કોઇ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહિ.

(૨) કયા શખસે તથા કઇ રીતે તથા કયા ગુન્હા અથવા ગુન્હાઓ બદલ શદરહુ જડજ અથવા સરકારી નોકરની ઉપર ફરિયાદનું કામ ચલાવવું તે નક્કી કરવાને તથા જે કોરટની આગળ ઈનસાફ કરાવવો હોય તે કોરટ વિશેષે કરીને જણાવવાને એવી સરકાર મુખત્યાર છે.

૧૯૮. જે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૯ મા અથવા ૨૧ મા બાબમાં અથવા તેજ કાયદાની ૪૯૩થી ૪૯૬ સુધીની ( એ બન્ને કલમો સુધ્ધાં ) કલમોમાં આવતો હોય તે ગુન્હાથી જે શખસને નુકશાન પહોંચ્યું હોય તે શખસે કરેલી ફરિયાદ વગર કોઇ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહિ.

૧૯૯. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૭ મી અથવા ૪૯૮ મી કલમ મુજબના કોઇ ગુન્હા બાબત. તે સ્ત્રીના ધણીએ, અથવા, તેની ગેરહાજરીમાં, તેની તરફથી જે શખસની સંભાળમાં સદરહુ સ્ત્રી તે ગુન્હો કરવામાં આવ્યો તે વખતે હોય તે શખસે ફરિયાદ ન કરી હોય, તો કોઇ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહિ.

---

## બાબ ૧૬ મો.

## માજીસ્ત્રેટોએ ફરિયાદ કરવા બાબત.

૨૦૦. ૪૭૬ મી કલમના ઠરાવોને પાત્ર રહીને ફરિયાદ ઉપરથી કોઈ ગુન્હો સાંભળનારા માજીસ્ત્રેટે તુરત ફરિયાદીની કસમ ઉપર જબાની લેવી, અને તે જબાનીનો સાર લખી લેવો તથા તે ઉપર ફરિયાદીએ અને માજીસ્ત્રેટે પણ સહી કરવી;

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) જ્યારે ફરિયાદ લખીને કરવામાં આવે, ત્યારે આ કલમ માંહેના કોઈપણ મજકુરથી, ૧૯૨ મી કલમ પ્રમાણે તે મુકદમો બીજાની પાસે મોકલતાં પહેલાં કોઇ માજીસ્ત્રેટને ફરિયાદીની જબાની લેવાની જરૂર છે એવું સમજવું નહિ;

(બ) જ્યારે સદરહુ માજીસ્ત્રેટ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ હોય, ત્યારે દરેક મુકદમામ તે માજીસ્ત્રેટ દુરસ્ત ધારે તે પ્રમાણે સદરહુ જબાની કસમ ઉપર અથવા તે વગર લેવાનો અધિકાર છે, અને તે લખી લેવાની જરૂર નથી, પણ પોતે દુરસ્ત ધારે તો, ફરિયાદની બાબત પોતાની આગળ આણતાં પહેલાં તે માજીસ્ટ્રેટ તે બાબત લખી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(ક) જ્યારે તે મુકદમો ૧૯૨ મી કલમ પ્રમાણે કોઇ બીજા પાસે મોકલવામાં આવ્યો હોય અને આ પ્રમાણે મોકલનારો માજીસ્ટ્રેટ ફરિયાદીની જુબાની લઇ ચુકયો હોય, ત્યારે જે માજીસ્ટ્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવ્યો હોય તે માજીસ્ત્રેટ ફરિયાદીની ફરીથી જબાની લેવાને બંધાયલો નથી.

૨૦૧. (૧) જે માજીસ્ત્રેટને તે મુકદમો સાંભળવાનો અધિકાર ન હોય તેને તે ફરિયાદ લખીને કરી હોય તો, તેણે તે ફરિયાદ યોગ્ય કોરટની આગળ રજુ કરવા અરજી પાછી આપવી અને તેની ઉપર તે મતલબનો શેરો લખવો.

(૨) જો તે ફરિયાદ લખીને કરી ન હોય તો, તે માજીસ્ટ્રેટે ફરિયાદીને યોગ્ય કોરટ કઇ તે કહેવું જોઇએ.

૨૦૨ (૧) ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને અથવા બીજા જે પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને સ્થાનિક સરકાર આ બાબત વખતે વખતે અધિકાર આપે તે પ્રેસિડેન્સી માજીસ્રેટને અથવા પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટને જે ગુન્હો સાંભળવાનો અધિકાર હોય તે ગુન્હાની ફરિયાદના ખરાપણા બાબત તેની ખાત્રી ન થાય તો ફરિયાદીની જબાની લીધા પછી પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાને, અને પછી જે શખસની ઉપર ફરિયાદ થઇ હોય તે શખસને હાજર થવાની જરૂર પાડવા માટે પ્રોસેસ કહાડવાનું મુલતવી રાખવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, અને ફરિયાદનું ખરાપણું અથવા ખોટાપણું નક્કી કરવા સારૂ માજીસ્ટ્રેટ તે મુકદમાની પોતાની જાતે ચોકસી કરવાને અથવા પોતાના તાબા માંહેના હરકોઈ અમલદારને અથવા કોઇ પોલીસ અમલદારને અથવા પોતે યોગ્ય ધારે એવો બીજો જે શખસ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર ન હોય તે શખસને પ્રથમ સ્થાનિક તપાસ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(૨) જે શખસ માજીસ્રેટ અથવા પોલીસ અમલદાર ન હોય તેવો કોઇ શખસ સદરહુ તપાસ કરે, તો જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારને આ કાયદાથી આપેલા સઘળા અધિકાર તે શખસે ચલાવવા, પણ વગર વારંટે પકડવાનો અધિકાર તેને નથી.

(૩) આ કલમ કલકત્તા મુંબઇ એ શેહેરોની પોલીસને લાગુ છે.

૨૦૩. જે માજીસ્રેટની આગળ ફરિયાદ કરી હોય અથવા જે માજીસ્રેટની પાસે તે ફરિયાદ મોકલી હોય તે માજીસ્રેટ, ફરિયાદીની જબાની લીધા પછી અને ૨૦૨ જી કલમ પ્રમાણે તપાસ કરી હોય તો તેના પરિણામ ઉપર વિચાર કર્યા પછી આગળ કામ ચલાવવાનો પુરતો સબબ નથી એવું તેની નજરમાં આવે, તો તે ફરીયાદ કાહાડી નાંખવાને મુખત્યાર છે. એવે પ્રસંગે એમ કર્યા બાબતનાં પોતાનાં કારણ ટુંકમાં લખી રાખવાં જોઇએ.

**ટીકા**—આ કલમ પ્રમાણે ફરીયાદ રદ કરતા પહેલાં આ કાયદાની ક. ૨૦૦ થી ૨૦૩ સુધી સાથે વાંચવી જોઇએ અને નિચે બતાવેલા ત્રણ કારણો જેવા કે—આ કાયદાની ક. ૨૦૦ મુજબ લખી લીધેલી ફરીયાદીની હકીકત પરથી કાંઇ ગુન્હો બન્યો નથી એમ માલમ પડે તો (૨) અને ફરીયાદીએ બતાવેલી હકીકત પરથી તે વિસ્વાસ રાખતો ના હોય તો (૩) અને તે હકીકત ઉપર તે ભરોંસો ના રાખે પણ તે અણભરંસો જોઇયે તેવો મજબુત નથી કે જેને માટે ક. ૨૦૨ મુજબ વધારે તજવીજ કર્યા શીવાય ચાલી શકે એ ઉપરથી તો તેનાં કારણો લખવાં જોઇએ. (બઇદનાર ઇ. લો. રી. ૧૪ ક. ૧૪૧) ફરીયાદીની જુબાની લીધા પછી માજીસ્રેટે સમન કાઢવા અથવા ક. ૨૦૨ પ્રમાણે તપાસ કરાવવી અથવા આ કલમ પ્રમાણે રદ કરવી. (ઉમરઅલી વી. શફરઅલી ઇ. લો. રી. ૧૩ ક. ૩૩૪ રાણી વી. જાનકીદાસ ઇં. લો. રી. ૧૨ મુ. ૧૬૧.) ફરીયાદી જે બાબત કહેતો હોય તે તેની જાત માહીતીની હકીકત કહેતો નથી, એટલા પરથી ફરીયાદ કાઢી ન નાંખવી પણ ફરીયાદીને સાબીત કરવાની તક આપવી જોઇએ. (કંકુચંદ શીવચંદ મુ. હા. કો. ક્રી. રૂ. ૨૬ જુન ૧૮૯૩.) ફરીયાદ અરજી રદ કરી હોય તો તેની તેજ બાબતમાં ફરી ફરીયાદ રદ કર્યાનો હુકમ રદ થયા શીવાય ચાલી શકે નહી (કોમલચંદ્ર પાલ ઇ. લો. રી, ૨૪ ક. ૨૮૬).

---

## બાબ ૧૭ મો.

## માજીસ્રેટોની આગળ કામ શરૂ કરવા બાબત.

૨૦૪ (૧) કોઇ ગુન્હો સાંભળનારા માજીસ્રેટના મત પ્રમાણે આગળ કામ ચલાવવાનો પુરતો સબબ હોય અને બીજા પરિશિષ્ટના ચોથા આસન પ્રમાણે પ્રથમજ સમન નિકળવો જોઇએ એવો તે મુકદમો જણાય તો, તોહોમતવાળો હાજર થાય એટલા માટે તે માજીસ્રેટે પોતાનો સમન કાહાડવો, જો તે મુકદમો એવો જણાતો હોય કે તેમાં તે આસન પ્રમાણે પ્રથમજ વારંટ નિકળવું જોઇએ તો, તે માજીસ્રેટ તોહોમતવાળાને પોતાની આગળ અથવા (પોતાને હકુમત ન હોય તો) હકુમતવાળા બીજા કોઇ માજીસ્રેટની આગળ અમુક વખતે પકડી મંગાવવા સારૂ વારંટ, અથવા, પોતાને યોગ્ય લાગે તો સમન કહાડવાને મુખત્યાર છે.

( ૨ ) આ કલમ મહિના કોઇ પણ મજકુરથી ૯૦ મી કલમના ઠરાવોને બાધ થાય છે એવું સમજવું નહિ.

(૩) જ્યારે વિધમાન કાળે અમલમાં હોય એવા કોઇ પણ કાયદાથી કોઇપણ પ્રોસેસ કાહાડવામાં આવશે નહિ, અને વાજબી મુદતની અંદર તે ફી આપવામાં નહિ આવે તો તે ફરિયાદ કાઢી નાંખવાનો તે માજીસ્ટ્રેટને અધિકાર છે.

**પ્રોસેસ ફી બાબત નચે મુજબ નિયમ છે** ( મુ. હા. કો. સ. બુક ) જે ગુન્હાને માટે પોલીસ અમલદાર વગર વારંટે પકડે તે શીવાયના ગુન્હાની બાબતમાં કોઇપણ માજીસ્ટ્રેટની કોર્ટ તરફથી પ્રોસેસો તૈયાર કરી લાગુ કરવા અને બજાવવા માટે જોઈતી ફી નીચે મુજબની છે.

૧ પીનલકોડ કાયદાના ૧૯, ૨૦, ૨૧, મા બાબમાં જણાવેલા ગુન્હામાં દરેક સમન્સ અથવા નોટીસના ચાર આના, દરેક પકડવાના વારંટનો એક રૂપીઓ, નાહાસી ગએલા પક્ષકાર અથવા સાહેદને માટે દરેક જાહેરનામાનો રૂપીઓ એક, જપતીના દરેક વારંટનો રૂ. ૧ એક લેવાશે. તે બાબ શીવાયના બીજા બધા કામોમાં દરેક પ્રોસેસ માટે બતાવેલી ફીનો એક ચતુર્થાંસ ભાગ લેવામાં આવશે, પરંતુ એમ ઠરાવ્યું છે કે—સરકારી કામ કરતો હોય તેવા કામમાં પ્રોસેસ ફી ન લેવા લખ્યું છે ને કોર્ટ ૧૯, ૨૦, ૨૧, મા બાબ શીવાયના બીજા કામમાં થોડી અથવા બધી પ્રોસેસ ફી માફ કરવાને મુખત્યાર છે.

**૨૦૫** (૧) જ્યારે માજીસ્ટ્રેટ સમન કહાડે, ત્યારે તોહોમતવાળાને જાતે હાજર થવાનું માફ કરવાનું અને તેના પ્લીડરની મારફતે હાજર થવાની છુટ આપવાનું પોતાને કારણ જણાય તો તેમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૨) પણ તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરનારા માજીસ્ટ્રેટની નજરમાં આવે તો, કામ ચાલતું હોય ત્યારે ગમે તે વખતે, તે માજીસ્ટ્રેટ તોહોમતવાળાને જાતે હાજર થવાનું ફરમાવવાને, અને જરૂર હોય તો, આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે તેને જબરજસ્તીથી હાજર કરાવવાને મુખત્યાર છે.

ટીકા—તોહમતદારને જાતે હાજર થવાનું માફ કરવાને ને વકીલ મારફતે હાજર થવાનું એકલા સમનના મુકરદમામાં કરમાવી શકે એમ નહી, પણ જે મુકદમામાં સમન કાઢે તેવા તમામ મુકરદમામાં માફ કરી શકે ( બસુ મોતી અંધકારી ( ઇ. લો રી. ૨૧ ક ૫૮૮ ) જો જાતે હાજર થવાનું માફ કર્યું હોય ને એજંટને હાજર થવાની પરવાનગી આપી હોય તો તેનું મુખત્યારનામુ આઠ આનાના સ્ટાંમ્પપર જોઇએ.

---

## બાબ ૧૮ મો.

## સેશન કોર્ટ અથવા હાઇકોર્ટ ઇનસાફ કરી શકે એવા મુકદમાની ચોકસી બાબત..

**૨૦૬.** (૧) કલમ ૪૪૩ ના ઠરાવોને પાત્ર રહીને, હરકોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, જીલ્લા માજીસ્ટ્રેટ, પેટા તુકડી માજીસ્ટ્રેટ, પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ, અથવા જે માજીસ્ટ્રેટને આ બાબત સ્થાનિક સરકારે અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ સેશન કોર્ટથી અથવા હાઇકોર્ટથી ઈનસાફ થઈ શકે એવા હરકોઇ ગુન્હા બાબત હરકોઇ શખસને સદરહુ કોર્ટમાં ઈનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.

(૨) પણ આ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું છે તે શિવાય, જે શખસનો ઇનસાફ સેશન કોર્ટથી થઇ શકતો હોય તે શખસને હાઇકોર્ટમાં ઈનસાફ થવા સારૂ કમિટ કરવો નહિ.

**૨૦૭.** જે મુકદમાનો ઇનસાફ ફકત સેશન કોર્ટજ અથવા હાઇકોર્ટજ કરી શકે, અથવા જે મુકદમાનો ઇનસાફ, માજીસ્ટ્રેટના મત પ્રમાણે સદરહુ કોર્ટે કરવો જોઇએ, તેવા મુકદમાની ચોકસી માજીસ્ટ્રેટોની આગળ ચાલતી હોય ત્યારે હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

**૨૦૮.** (૧) જ્યારે માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે ત્યારે ફરિયાદી હોય તો તેનો મજકુર માજીસ્ટ્રેટે સાંભળવો અને ફરીયાદી પક્ષની સાબીતીમાં અથવા તોહોમતવાળાની તરફથી જે પુરાવો રજુ કરવામાં આવે અથવા જે પુરાવો માજીસ્ટ્રેટ માગે તે સઘળો પુરાવો આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે લેવો.

(૨) તોહમતવાળાને, ફરિયાદી પક્ષના સાક્ષીઓની ઉલટપાલટ તપાસ કરવાની છુટ છે, અને એવે પ્રસંગે તેઓની ફરી તપાસ કરવાનો ફરીયાદીને અધીકાર છે.

(૩) જો ફરિયાદી અથવા ફરિયાદી પક્ષ ચલાવનારો અમલદાર અથવા તોહોમતવાળો હરકોઈ શાહેદને હાજર થવાની અથવા હરકોઇ દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ કહાડવાની માજીસ્ટ્રેટને અરજી કરે તો તે પ્રોસેસ કહાડવાની જરૂર નથી એમ ધારવાનાં માજીસ્ટ્રેટને કારણ નહી હોય તો, ( જો હોય તો તે દફતરમાં દાખલ કરવાં જોઇએ ) તેણે તે પ્રોસેસ કહાડવું જોઇયે;

(૪) આ કલમ માંહેના કોઈપણ મજકુરથી કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાની જરૂર છે એવું સમજવું

તોહોમતદાર તેની આગળ જે પુરાવો રજુ કરે તે બધો પુરાવો લે નહી ત્યાં સુધી તોહમત ફરમાવવાનો કે કમીટ કરવાનો અધિકાર માજીસ્ટ્રેટને નથી.

૨૦૯. (૧) જ્યારે ૨૦૮ મી કલમની પેટા કલમ (૧) તથા (૩) માં કહેલો પુરાવો લીધો હોય અને જે હકીકત તોહમતવાળાની વિરૂદ્ધ પુરાવામાં જણાતી હોય તે હકીકતનો તે ખુલાસો કરી શકે એટલા સારૂ તે તોહમતવાળાની પોતે જબાની લીધી હોય, ત્યારે, જો પોતે એવું ઠરાવે કે ઇનસાફ થવા સારૂ તોહમતવાળા શખસને કમિટ કરવાનો પુરતો સબબ નથી તો સદરહુ માજીસ્ત્રેટે પોતાનાં કારણ લખી રાખવાં તથા તેને છોડી મુકવો, પણ પોતાની આગળ અથવા બીજા કોઇ માજીસ્ટ્રેટની આગળ સદરહુ શખસના ઇનસાફ કરવો જોઇએ એવું તે માજીસ્ટ્રેટને જણાય તો તે મુજબ કરવું.

(૨) જો માજીસ્ટ્રેટ એમ ધારતો હોય કે તોહોમત પાયા વગરનું છે તો મુકર્દમો ચાલતો હોય તેવામાં અગાઉ કોઇ પણ વખતે તોહોમતવાળાને છોડી મુકતાં તેને આ કલમના કોઇપણ મજકુરથી અટકાવ થશે એવું સમજવુ નહિ; પણ સદરહુ માજીસ્ટ્રેટે તેમ કરવાનાં કારણો દફતરમાં દાખલ કરવાં.

૨૧૦. (૧) જ્યારે સદરહુ પુરાવો લીધા ઉપરથી અને સદરહુ જુબાની ( જો હોય તો ) લીધા ઉપરથી, માજીસ્ટ્રેટની એવી ખાત્રી થાય કે તોહમતવાળાનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો પુરતો સબબ છે, ત્યારે તેણે પોતાની સહીવાળું એક તોહોમતનામું તઇયાર કરવું, અને તોહોમતવાળાની ઉપર કયા ગુન્હાનું તોહમત મુકયું છે તે તેમાં જણાવવું.

(૨) તોહોમતનામું તૈયાર થઇ રહે એટલે તુરત તોહોમતવાળાને તે વાંચી સંભળાવવું તથા સમજાવવું, અને, તે માગેતો તેની એક નકલ તેને મફત આપવી.

૨૧૧. (૧) પોતાના ઈનસાફની વખતે પુરાવો આપવા સારૂ જો કોઇ શખસોને સમન કરાવવાની તોહોમતવાળાની મરજી હોયતો તે શખસોની ટીપ, મોહોડેથી બોલીને અથવા લખીને,આપવાનું તેને તુરત ફરમાવવું

(૨) માજીસ્ટ્રેટની નજરમાં આવે તો પાછળથી કોઇ વખતે તે તોહોમતવાળાને શાહેદોની બીજી ટીપ આપવા દેવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે; અને તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ હાઈકોરટમાં કમિટ કર્યો હોય, ત્યારે તેના ઇનસાફની વખતે પુરાવો આપવા સારૂ જે શખસોને સમન કરવાની તે તોહોમતવાળાની મરજી હોય તે શખસોની બીજી ટીપ પોતાનો ઇનસાફ થવાની અગાઉ કોઈપણ વખતે, ક્લાર્ક ઓફધી ક્રૌનને આપવામાં આ કલમમાંહેના કોઇપણ મજકુરથી તે તોહોમતવાળાને બાધ છે એવું સમજવું નહિ.

૨૧૨ માજીસ્ત્રેટની નજરમાં આવે તો, ૨૧૧ મી કલમ પ્રમાણે પોતાને આપેલી હરકોઇ ટીપમાં જે શખસનું નામ લખેલું હોય તે શખસને સમન કરીને તેની જબાની લેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૨૧૩ (૧) જ્યારે ૨૧૧ મી કલમ પ્રમાણે ટીપ આપવાનું તોહોમતવાળાને ફરમાવેથી તેણે તેમ કરવાની ના કહી હોય, અથવા જ્યારે સદરહુ ટીપ તેણે આપી હોય અને તે માંહેના ( જો હોય તો ) જે શાહેદોની જબાની લેવાની તે માજીસ્ત્રેટની મરજી હોય તે શાહેદોની ૨૧૨ મી કલમ પ્રમાણે સમન કરીને તેમની જબાની લીધી હોય, ત્યારે તે માજીસ્ટ્રેટ તોહોમતવાળાનો હાઇકોરટમાં અથવા સેશન કોરટમાં ( જેમ હોય તેમ ) ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને ( તે માજીસ્ટ્રેટ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ ન હોય તો ) તેણે આવી રીતે કમિટ કરવાનાં કારણ પણ ટુકમાં દફતરે દાખલ કરવાં.

(૨) બચાવ તરફના શાહેદોને સાંભળ્યા બાદ, જો માજીસ્ટ્રેટની ખાત્રી થાય કે તોહોમતવાળા શખસને કમિટ કરવાનાં પુરતાં કારણ નથી, તો તેને તે ચાર્જ રદ કરવાનો તથા તોહોમતવાળા શખસને છોડી દેવાનો અખત્યાર છે.

૨૧૪. ( રાણીસાહેબની વિલાયતી રઈયત નહિ હોય એવા ) કોઇ શખશે રાણી સાહેબની કોઇ વિલાયતી રઇયતની સાથે મળીને કાંઈ ગુનો કર્યો છે એવું તે શખસની ઉપર પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઈ માજીસ્ટ્રેટની આગળ તોહોમત મુકવામાં આવે, અને રાણીસાહેબની સદરહુ વિલાયતી રૈયતને તેજ કામમાંથી ઉઠેલા તેવાજ તોહોમત ઉપરથી હાઇકોરટમાં તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવાની, અથવા તેનો ઈનસાફ કરવાની, તૈયારી હોય, અને તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાના પુરતા સબબ છે એવું તે માજીસ્ટ્રેટ ઠરાવે, તો તેણે તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા શારૂ સેસન કોરટમાં કમિટ ન કરતાં, હાઇકોરટમાં કમિટ કરવો.

૨૧૫. ૨૧૩ મી અથવા ૨૧૪ મી કલમ પ્રમાણે કોઈ યોગ્ય અધિકારવાળા માજીસ્ટ્રેટે, અથવા ૪૭૭ મી કલમ પ્રમાણે કોઈ સેશન કોરટે, અથવા ૪૭૮ મી કલમ પ્રમાણે કોઇ દિવાની અથવા મુલકી કોરટે કમિટ કરવાનો હુકમ એક વખતે કર્યો એટલે પછી તે ફકત હાઇકોરટથીજ રદ થઇ શકે, અને ફકત કાયદાની કોઈ બાબત ઉપરથીજ રદ થઈ શકે.

૨૧૬. જ્યારે તોહોમતવાળા શખસે ૨૧૧ મી કલમ પ્રમાણે શાહેદોની કોઇપણ ટીપ આપી હોય અને તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કર્યો હોય. ત્યારે તે ટીપમાંહેના જે શાહેદો પોતાની આગળ હાજર થયા ન હોય તે શાહેદોને જે કોરટમાં તોહોમતવાળાને કમિટ કર્યો હોય તે કોરટની આગળ હાજર થવા સારૂ તે માજીસ્ટ્રેટે સમન કરવા.

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે સદરહુ શખસને હાઇકોરટમાં કમિટ કર્યો હોય, ત્યારે માજીસ્ટ્રેટની નજરમાં આવે તો સદરહુ શાહેદોને સમન કરવાનું કામ કલાર્ક ઓફ ધી ક્રૌનની પાસે રહેવા દેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે, અને સદરહુ શાહેદોને તે પ્રમાણે સમન કરવાનો અધિકાર છે.

વળી એવું પણ ઠરાવ્યું છે કે જો તે ટીપમાં કોઇપણ શાહેદનું નામ તસદી આપવા સારૂ અથવા વિલંબ કરવાસારૂ અથવા ન્યાયની મતલબ પાર ન પડે એમ કરવાસારૂ દાખલ કરેલું છે એવું તે માજીસ્ટ્રેટ ધારે, તો સદરહુ શાહેદનો પુરાવો મુદ્દાનો છે એવું માનવાનાં યોગ્ય કારણો છે એવી પોતાની ખાત્રી કરીઆપવાનુ તોહોમતવાળાને ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે અને પોતાની તેવી ખાત્રી ન થાય તો, તે શાહેદને સમન કરવાની ના કહેવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે ( એ પ્રમાણે ના કહેવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં ) અથવા તે શાહેદને સમન કરતાં પહેલાં તેને હાજર કરાવવાનો ખરચ તથા બીજો સઘળો યોગ્ય ખરચ પુરો પાડવા સારૂ પોતે જરૂરની ધારે તેવી રકમ અનામત મુકવાનું ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૨૧૭. (૧) ફરિયાદીઓ તથા ફરિયાદી પક્ષના અને તોહોમતવાળાના શાહેદો, જેઓની હાજરી સેશન કોર્ટમાં જરૂરની હોય, અને જેઓ તે માજીસ્ટ્રેટની આગળ હાજર થાય, તેઓએ જ્યારે તેમને ફરમાવવામાં આવે ત્યારે, પ્રસંગ પ્રમાણે, ફરિયાદનું કામ ચલાવવા સારૂ અથવા સાક્ષી આપવા સારૂ સેસન કોર્ટમાં અથવા હાઇકોર્ટમાં હાજર થવા બાબતના મુચલકા તે માજીસ્ટ્રેટની આગળ લખી આપવા.

(૨) જો કોઇપણ ફરીયાદી અથવા શાહેદ સેસન કોર્ટ અથવા હાઇકોર્ટની આગળ હાજર થવાની, અથવા ઉપર ફરમાવ્યા મુજબ મુચરકો લખી આપવાની, ના કહે, તો તે એવો મુચરકો લખી આપે ત્યાં સુધી, અથવા સેશન કોર્ટમાં અથવા હાઇકોર્ટમાં તેની હાજરીની જરૂર પડે ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે અને જ્યારે સદરહુ પ્રમાણે જરૂર પડે ત્યારે તે માજીસ્ટ્રેટે તેને પેહેરામાં આપીને, પ્રસંગ પ્રમાણે, સેશન કોર્ટની અથવા હાઇકોર્ટની પાસે મોકલી દેવો.

૨૧૮. (૧) જ્યારે તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે જે શખસને સ્થાનિક સરકાર આ બાબત નિમે તે શખસની ઉપર તે માજીસ્ત્રેટે એક હુકમ મોકલવો તેમાં કમિટ કર્યાની વાત જણાવવી, અને તોહોમતનામાના પ્રમાણેજ ગુન્હો લખી જણાવવો પણ કમિટ કર્યાની તથા તોહોમતનામાના નમુનાની ખબર સદરહુ શખસને થઈ ચુકી છે એવી તે માજીસ્ત્રેટની ખાત્રી થાય તો તેમ કરવાની જરૂર નથી.

અને તોહોમતનામું, ચોકસીનું દફતર તથા જે હથિયાર અથવા બીજી વસ્તુ પુરાવામાં રજુ કરવાની હોય તે, તે માજીસ્ત્રેટે સેશન કોરટને અથવા ( જ્યારે તે કામ હાઇકારટમાં કમીટ કર્યું હોય ત્યારે )

ક્લાર્ક ઓફ ધી ક્રૌનને અથવા બીજા જે અમલદારને હાઇકોરટે આ બાબત નીમ્યો હોય તે અમલદારને મોકલવું.

(૨) જ્યારે તે કામ હાઇકોરટમાં કમિટ કર્યું હોય અને દફતરનો કોઈપણ ભાગ અંગ્રેજી ભાષામાં ન હોય, ત્યારે સદરહુ ભાગનો અંગ્રેજીમાં તરજુમો દફતર સાથે મોકલવો.

**૨૧૯.** (૧) સદરહુ માજીસ્ટ્રેટ, પોતાને યોગ્ય લાગે તો, કામ કમિટ કર્યા પછી અને ઇનસાફ શરૂ થતા પેહેલાં, પુરવણી શાહેદોને સમન કરીને તેઓની જબાની લેવાને, અને હાજર થઇને સાક્ષી આપવા સારૂ આ કાયદામાં અગાઉ ઠરાવેલી રીતે તેમને બાંધી લેવાને મુખત્યાર છે.

(૨) સદરહુ જબાની, બની શકે તો, તોહોમતવાળાની સમક્ષ લેવી, અને, જ્યારે તે માજીસ્ત્રેટ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ ન હોય ત્યારે, તોહોમતવાળો માગે તો, સદરહુ શાહેદોના પુરાવાની એક નકલ તેને મફત આપવી.

**૨૨૦.** ઇનસાફ શરૂ થતાં સુધી, ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે માજીસ્ત્રેટે જામીન લેવા સંબંધી આ કાયદાના ઠરાવોને અનુસરીને, તોહોમતવાળાને વારંટ કાહાડીને કેદ કરવો.

---

## બાબ ૧૯ મો.

## તોહોમતનામા બાબત.

### તોહોમતનામાનો નમુનો.

**૨૨૧.** (૧) તોહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો આ કાયદા મુજબના દરેક તોહોમતનામામાં લખવો.

(૨) જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઇ મુકરર નામ પાડયું હોય તો તોહોમતનામામાં ફકત. તે નામ લખીને તે ગુન્હાનું વર્ણન કરવામાં આવે તો ચાલે.

(૩) જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઇ મુકરર નામ પાડયું ન હોય, તો તોહોમતવાળાની ઉપર જે બાબતનું તોહોમત મુકયું હોય તે બાબતની તેને ખબર મળે એટલો તે વ્યાખ્યાનો ભાગ લખવો જોઇએ.

(૪) જે કાયદાની તથા તેની જે કલમની વિરૂદ્ધ તે ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે કાયદો તથા કલમ તોહોમતનામામાં જણાવવાં.

(૫) તોહમતનામું કર્યું છે એ વાત, જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો થવાને કાયદાસર જે જે શરત કાયદા પ્રમાણે જોઇએ તે તે શરત તે અમુક કામમાં પાર પડી છે એવું કહ્યા સમાન છે.

(૬) ઈલાકાનાં મુખ્ય શેહેરોમાં તોહોમતનામું અંગ્રેજીમાં લખવું બીજે ઠેકાણે તે અંગ્રેજીમાં અથવા કોરટની ભાષામાં લખવું.

(૭) તોહોમતવાળાની ઉપર અગાઉ કાંઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે શિક્ષા ઠરાવવાનો કોરટને અધિકાર હોય તે શિક્ષા ઉપર અસર થવા સારૂ અગાઉનો ઠરાવ સાબિત કરવાનો ઇરાદો હોય તો અગાઉ ગુન્હો સાબિત થયાના ઠરાવની વાત તથા તેની તારીખ તથા જગા તોહોમતનામામાં લખવી. તે મજકુર લખ્યો નહિ હોય તો શિક્ષાનો હુકમ કરતાં પેહેલાં કોઈપણ વખતે તે મજકુર વધારવાનો કોરટને અધિકાર છે.

### દ્રષ્ટાંતો.

(અ) બનું ખુન કર્યાનું તોહમત અની ઉપર મુકયું છે. એ વાત હેઠળ કહ્યા સમાન છે, એટલે, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૯૯ મી અને ૩૦૦મી કલમમાં ખુનની વ્યાખ્યા લખી છે તે વ્યાખ્યામાં અનું કૃત્ય આવે છે; અને તેજ કાયદાના સાધારણ અપવાદમાંના કોઈ અપવાદમાં તે કૃત્ય આવતું નથી, અને ૩૦૦ મી કલમમાં પાંચ અપવાદ છે, તેમાંના કોઇ અપવાદમાં તે કૃત્ય આવતું નથી; અથવા પેહેલા અપવાદમાં તે કૃત્ય આવતું હોય તો તે અપવાદમાં ત્રણ શરતો છે તેમાંની એક નહીં તો બીજી શરત તેને લાગુ પડે છે.

(બ) ગોળી મારવાના હથિયારવડે બને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનું તોહોમત હિંદુસ્તાનના ફોજ-

દારી કાયદાની ૩૨૬ મી કલમ પ્રમાણે અની ઉપર મુકયું છે. એ વાત હેઠળ કહ્યા સમાન છે, એટલે, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૫૫ મી કલમમાં તે બાબત સંબંધી ઠરાવ્યું નથી, અને તે બાબતને સાધારણ અપવાદો લાગુ પડતા નથી.

(ક) અ ની ઉપર ખુનનું અથવા ઠગાઇનું અથવા ચોરીનું અથવા જબરાઇથી કઢાવવાનું અથવા છિનાળાનું અથવા સાપરાધ ધમકીનું અથવા મિલકતની ખોટી નિશાની વાપરવાનું તોહોમત આવ્યું છે. હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં એ ગુન્હાઓની જે વ્યાખ્યાઓ લખી છે તે કાંઇપણ કહ્યા વગર, અ એ ખુન અથવા ઠગાઇ અથવા ચોરી અથવા જબરાઇથી કઢાવવાનો ગુન્હો અથવા છિનાળું કર્યું છે અથવા સાપરાધ ધમકી દેખાડી છે, અથવા મિલકતની ખોટી નિશાની વાપરી છે એટલુંજ તોહોમતનામામાં લખવામાં આવે તો ચાલે; પણ તે ગુન્હા બાબત જે કલમો મુજબ શિક્ષા થઇ શકતી હોય તે કલમો પ્રત્યેક પ્રસંગે, તોહોમતનામામાં લખવી.

(ડ) સરકારી નોકરના કાયદેસર અખત્યારથી વેચવા કહાડેલી મિલકતના વેચાણમાં ઇરાદાપૂર્વક અડચણ કરવાનું તોહમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૪ મી કલમ પ્રમાણે અની ઉપર મુકયું છે. ત્યારે તોહોમતનામામાં એ શબ્દો લખવા.

૨૨૨. (૧) જે ગુન્હો કર્યાનું કહેવામાં આવ્યું હોય તે ગુન્હાના વખત સંબંધી તથા જગા સંબંધી અને (કોઇ શખસની વિરૂદ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તો) તે શખસ સંબંધી અથવા (કોઈ વસ્તુની બાબતમાં તે ગુન્હો કરવામા આવ્યો હોય તો) તે વસ્તુ સંબંધી જેટલી વિગત તોહોમતવાળાની ઉપર મુકેલા તોહોમતની બાબત વિશે તેને ખબર આપવાને વાજબી રીતે બસ થાય તેટલી વિગત તોહોમતનામામાં લખવી.

(૨) જયારે તોહોમતવાળાની ઉપર સાપરાધ વિશ્વાસઘાતનું અથવા બદદ્યાનતથી પૈસાનો ખોટો ઉપયોગ કરવાનું તોહોમત મુકયું હોય ત્યારે જે રકમના સંબંધમાં ગુન્હો કર્યાનું કહેવામાં આવતું હોય તે કુલ રકમ તથા જે તારીખોની દરમિયાન તે ગુન્હો કર્યાનું કહેવામાં આવતું હોય તે તારીખો લખી એટલે બસ થશે; ચોકસ રકમો અથવા ચોકસ તારીખો લખવાની જરૂર નથી, અને એવી રીતે ઘડેલું તોહોમતનામું ૨૩૪ મી કલમના અર્થ મુજબ એક ગુન્હાનું તોહોમતનામું છે એમ સમજવું.

પણ એવું ઠરાવ્યું છે કે એવી તારીખોમાંની પહેલી તથા છેલ્લી તારીખ વચ્ચેની મુદત એક વર્ષ કરતાં વધારે હોવી ન જોઇએ.

૨૨૩. જયારે કામનું સ્વરૂપ એવું હોય કે ૨૨૧ મી તથા ૨૨૨ કલમમાં કહેલી વિગત ઉપરથી તોહોમતવાળાનું મુકેલું તોહોમત તેને પુરતું સમજાતું નહીં હોય, ત્યારે જે ગુન્હો કરવાનું કહેવામાં આવતું હોય તે ગુન્હો જે રીતે કર્યો હોય તે રીત સંબંધી જેટલી વિગત તે કારણસારૂ બસ થાય તેટલી વિગત તોહોમતનામામાં લખવી.

## દ્રષ્ટાન્તો.

(અ) ફલાણી વખતે ફલાણી જગાએ ફલાણી જણસની ચોરી કર્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે, ત્યારે કઇ રીતે ચોરી કરી તે રીત તોહોમતનામામાં લખવાની જરૂર નથી.

(બ) ફલાણી વખતે ફલાણી જગાએ બ ને ઠગ્યાનું તોહોમતદારની ઉપર આવ્યું છે, ત્યારે અ એ બ ને શી રીતે ઠગ્યો તે રીત તોહોમતનામામાં લખવી જોઇએ.

(ક) ફલાણી વખતે ફલાણી જગાએ ખોટી શાહેદી આપવાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ત્યારે અએ આપેલી શાહેદીનો ફલાણો ભાગ ખોટો છે એવું કહેવામાં આવ્યું હોય તે ભાગ તોહોમતનામામાં લખવો જોઇએ.

(ડ) ફલાણી વખતે ફલાણી જગાએ નામનો કોઇ સરકારી નોકર પોતાનું સરકારી કામ કરતો હતો ત્યારે તેને અડચણ કરવાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે, ત્યારે બ પોતાનું કામ કરતો હતો ત્યારે તેને અએ જે રીતે અડચણ કરી તે રીત તોહોમતનામામાં લખવી જોઇએ.

(ઇ) ફલાણી વખતે ફલાણી જગાએ બનું ખુન શી રીતે કર્યાનું તોહોમત અની ઉપર આવ્યું છે, ત્યારે અ એ બનું ખુન શી રીતે કર્યું તે રીત તોહોમતનામામાં લખવાની જરૂર નથી.

(ફ) બને શિક્ષામાંથી બચાવવાના ઇરાદાથી કાયદામાં ફરમાવેલો હુકમ નહીં માનવાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ત્યારે જે હુકમ નહીં માન્યાનું તોહોમત હોય તે હુકમ નહીં માન્યાની વાત અને જે કાયદો તોડયો હોય તે કાયદો એ બેઉ વાનાં તોહોમતનામામાં લખવાં જોઇયે.

૨૨૪. દરેક તોહોમતનામામાં ગુન્હાનું વર્ણન કરવામાં વાપરેલા શબ્દો જે કાયદા પ્રમાણે સદરહુ ગુન્હો શિક્ષા કરવા લાયક હોય તે કાયદામાં તેમનો જે અર્થ કર્યો હોય તે અર્થમાં વાપરેલા છે એવું સમજવું

**૨૨૫.** તોહોમતનામામાં જે ગુન્હો અથવા વિગત લખવી જોઇયે તે લખવામાં કાંઇ ચુક પડે તેથી, અને તે ગુન્હો અથવા વિગત લખવામાં કાંઇ કસુર થાય તેથી તોહોમતવાળો ખરેખર ઉલટું સમજ્યો નહીં હોય તથા અન્યાય થયો નહીં હોય તો તે ચુક અથવા કસુર મુકદમો ચાલતો હોય ત્યારે કોઈપણ વખતે સમજવું નહીં.

**દૃષ્ટાંતો.**

(અ) " ખોટો શિક્કો પોતાના કબજામાં આવ્યો તે વખતે તે ખોટો છે એમ જાણ્યા છતાં તે શિક્કો પોતાના કબજામાં રાખ્યાનું " તોહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૨ મી કલમ પ્રમાણે **અ** ની ઉપર મુકયું છે. " દગલબાજીથી " આ શબ્દ તોહોમતનામામાં મુકી દીધો છે. આ શબ્દ મુકી દીધાથી **અ** ખરેખર ઉલટું સમજ્યો એવું જણાતું નહીં હોય તો તે ચુંક મુદ્દાની છે એવું સમજવું નહી.

(બ) **બ** ને ઠગવાનું તોહોમત **અ** ની ઉપર મુકયું છે અને તેણે **બ** ને શી રીતે ઠગ્યો તે રીત તોહોમતનામામાં લખી નથી અથવા ખોટી લખી છે. **અ** પોતાનો જવાબ કરે છે, અને શાહેદોને બોલાવે છે, તથા એ કામ શી રીતે બન્યું તે વિશે પોતાનો હેવાલ આપે છે. ત્યારે ઠગાઇ શી રીતે કરી તે રીત તોહોમતનામામાં લખવાની કસુર કરી તે મુદ્દાની નથી એવું અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ક) **બ** ને ઠગવાનું તોહોમત **અ** ની ઉપર મુકયું છે, અને તેણે **બ** ને શી રીતે ઠગ્યો તે રીત તોહોમતનામામાં લખી નથી **અ** ને તથા **બ** ને ઘણી આપ લે થઈ હતી, અને તોહોમત કઇ આપલે બાબત છે તે જાણવાનું સાધન **અ** ની પાસે નહી હતું માટે તેણે કાંઈ જવાબ કર્યો નહીં. ઠગાઇ શી રીતે કરી તે રીત તોહોમતનામામાં લખવાની કસુર કરી તે મુદ્દાની ચુક છે એવું અનુમાન સદરહુ વાતો ઉપરથી કરવાનો કોરટને અખત્યાર છે.

(ડ) સન ૧૮૮૨ ના જાન્યુઆરી મહિનાની ૨૧ મી તારીખે ખુદાબક્ષનું ખુન કર્યાનું તોહોમત **અ** ની ઉપર મુકયું છે. ખરૂં જોતાં જે માણસનું ખુન કર્યું તેનું નામ હઇદરબક્ષ હતું અને ખુન થયાની તારીખ ૨૦ મી જાન્યુઆરી સન ૧૮૮૨ એ હતી, એક ખુન સિવાય બીજા કોઈ ખુનનું તોહોમત **અ** ની ઉપર મુકેલું નહીં હતું, અને માજીસ્ત્રેટની આગળ જે ચોકસી થઇ તે હઇદરબક્ષના મુકદમા બાબતજ હતી, અને તે ચોકસી **અ** એ સાંભળી છે **અ** ઉલટું સમજ્યો નથી; અને તોહોમતનામા માંહેની તે ચુક મુદ્દાની નથી એવું એ વાતો ઉપરથી અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ઈ) **અ** ની ઉપર સન ૧૮૮૨ ના જાન્યુઆરી મહિનાની ૨૦ મી તારીખે હઇદરબક્ષનું ખુન કર્યાનું અને તેને તે ખુન બાબત પકડવાનો યત્ન ખુદાબક્ષ કરતો હતો તેનું સન ૧૮૮૨ ના જાન્યુઆરી મહિનાની ૨૧ મી તારીખે ખુન કર્યાનું તોહોમત મુકયું છે. હઇદરબક્ષના ખુનનું તોહોમત મુકયું હતું ત્યારે ખુદાબક્ષના ખુનના તોહોમત બાબત તેનો ઈનસાફ થયો. તેને જવાબ કરતી વખતે જે શાહેદો હાજર હતા તે હઇદરબક્ષના મુકદમાના શાહેદો હતા. એ ઉપરથી **અ** ઉલટું સમજ્યો હતો, અને તે ચુક મુદ્દાની હતી એવું અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

**૨૨૬.** જ્યારે કોઇપણ શખસને તોહોમતનામા વગર અથવા અધુરૂં અથવા ભુલ ભરેલું તોહોમત મુકીને તેનો ઈનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે કોરટને અથવા હાઇકોરટની બાબતમા કલાર્ક ઓફ ધી ક્રૌનને તોહોમતનામું તૈયાર કરવાનો અથવા તોહોમતનામામાં ઉમેરો કરવાનો અથવા બીજી રીતે ફેરફાર કરવાનો, જેમ હોય તેમ અધીકાર છે, અને તેમ કરવામાં તોહોમતનામા બાબત આ કાયદા માંહેના નમુના સંબંધી કાનુનો ઉપર ધ્યાન આપવું.

**દૃષ્ટાંતો.**

૧ **ક** નું ખુન કર્યાનું તોહોમત **અ** ની ઉપર મુકયું છે. તે તોહોમતમાં **ક** ના ખુનમાં મદદગારી કર્યાનું તોહોમત ઉમેરવાનો અથવા તેને બદલે તે તોહમત મુકવાનો અધિકાર છે.

૨ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમ મુજબ એક કીમતી દસ્તાવેજ ઉપર ખોટી સહી કર્યાનું તોહોમત **અ** ની ઉપર મુકયું છે. કલમ ૧૯૩ મુજબ ખોટો પુરાવો બનાવવાનું તોહોમત ઉમેરવાનો અધિકાર છે.

૩ અમુક ચોરેલી મિલકત ચોરાયલી છે એવું જાણીને તે લેવાનું તોહોમત **અ** ની ઉપર મુકયું છે. ઇનસાફ વખતે અકસ્માત એવું માલમ પડી આવે છે કે તેના કબજામાં ખોટા શિકકા બનાવવાનાં હથિયાર છે. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૩૫મી કલમ મુજબનું તોહોમત તેના તોહોમતનામામાં ઉમેરી શકાશે નહીં.

**૨૨૭.** (૧) કોઈપણ કોરટ ફેંસલો જણાવતાં પહેલાં અથવા સેશન કોરટની અથવા હાઇ કોરટની આગળ ઇનસાફનાં કામ ચાલતાં હોય તે બાબતમાં જ્યુરી પોતાનો ઠરાવ કરે તેની પેહેલાં અથવા આસેસરો પોતાના અભિપ્રાય જણાવે તેની પેહેલાં કોઇપણ વખતે કોઇ પણ તોહોમતનામામાં ફેરફાર કરવાને અથવા તેમાં વધારે મજકુર દાખલ કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ પ્રકારનો દરેક ફેરફાર અથવા વધારેલો મજકુર તોહોમતવાળાનેવાંચી સંભળાવવો તથાસમજાવવો

**૨૨૮.** ૨૨૬ મી કલમ મુજબ અથવા ૨૨૭ મી કલમ મુજબ તઇયાર કરેલું તોહોમતનામું અથવા કરેલો ફેરફાર અથવા વધારેલો મજકુર જો એવી તરેહનો હોય, કે પછી તુરત તે ઇનસાફનું કામ ચલાવવાથી કોરટના અભિપ્રાય પ્રમાણે, તોહોમતવાળાને પોતાનો જવાબ કરવામાં અથવા ફરિયાદનું કામ ચલાવનારને તે મુકદમો ચલાવવામાં કાંઇ નુકશાન થવાનો સંભવ નથી, તો સદરહુ તોહોમતનામું તૈયાર કર્યા પછી અથવા સદરહુ ફેરફાર અથવા વધારો કર્યા પછી, જાણે તે નવું અથવા ફેરફાર કરેલું તોહોમતનામું અસલ તોહોમતનામું હોય એવી રીતે, તે ઇનસાફનું કામ પોતાની નજરમાં આવે તો ચલાવવાને તે કોરટ મુખત્યાર છે.

**૨૨૯.** જો તે નવું અથવા ફેરફાર કરેલું અથવા વધારેલું તોહોમતનામું એવી તરેહનું હોય કે પછી તુરત તે ઇનસાફનું કામ ચલાવવાથી, કોરટના અભિપ્રાય પ્રમાણે, તોહોમતવાળાને અથવા ફરિયાદનું કામ ચલાવનારને ઉપર કહ્યા મુજબ નુકશાન થવાનો સંભવ છે, તો નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને અથવા જેટલી મુદત જરૂરની હોય તેટલી મુદત સુધી ઇનસાફનું કામ મુલતવી રાખવાને, તે કોરટ મુખત્યાર છે.

**૨૩૦.** જો તે નવા અથવા ફેરફાર અથવા વધારો કરેલા તોહોમતનામામાં લખેલા ગુન્હા બાબત ફરિયાદનું કામ ચલાવવા સારૂ અગાઉથી મંજુરિયત લેવી જરૂરની હોય, તો તે મંજુરિયત મેળવવામાં આવે ત્યાં સુધી તે મુકદમો ચલાવવો નહી પણ જે હકીકતોને આધારે તે નવું અથવા ફેરફાર કરેલું તોહોમતનામું બનાવ્યું હોય તેજ હકીકતોને આધારે ફરિયાદનું કામ ચલાવવા સારૂ મંજુરિયત લેવાઈ ચુકી હોય તો તે મુકદમો ચલાવવાને હરકત નથી.

**૨૩૧.** જ્યારે ઈનસાફ શરૂ થયા પછી કોર્ટ કોઇ તોહોમતનામામાં ફેરફાર કરે અથવા તેમાં વધારે મજકુર દાખલ કરે, ત્યારે જે શાહેદની જબાની લેવાઇ હોય તે શાહેદને ફરીથી બોલાવીને અથવા ફરીથી સમન કરીને સદરહુ ફેરફારના અથવા વધારેલા મજકુરના સંબંધમાં તેની જબાની લેવાની તથા જે કોઇ બીજા શાહેદની સાક્ષી કોરટને મુદ્દાની લાગે તેને બોલાવવાની છુટ ફરિયાદનું કામ ચલાવનારને તથા તોહોમતવાળાને આપવી,

**૨૩૨** (૧) કોઈપણ અપેલેંટ કોરટના અથવા હાઇકોરટ તપાસ કરવાનો અથવા ૨૭ માં બાબ મુજબનો પોતાનો અધિકાર ચલાવતી હોય ત્યારે કોરટના મતમાં એમ આવે કે જે શખ્સની ઉપર કોઈ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયેલો છે તે શખ્સ કાંઇ તોહોમતનામું નહીં હોવાને લીધે અથવા તોહોમત નામામાં કાંઇ ચુકને લીધે પોતાનો જવાબ કરવામાં ઉલટું સમજ્યો છે, ત્યારે પોતે દુરસ્ત ધારે એવી ગમે તે રીતે તોહોમતનામું તૈયાર કરીને ઉપરથી ઈનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું.

(૨) જો તે કોરટની નજરમાં એવું આવે કે સાબિત થયેલી હકીકતોના સંબંધમાં તોહોમતવાળાની ઉપર કાંઈ કાયદેસર તોહોમત મુકી શકાય નહીં એવી મુકદમાની હકીકત છે, તો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ તે કોરટે રદ કરવો.

**દ્રષ્ટાંત.**

**અ** ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, અને જે શાહેદી અથવા પુરાવાને ખરી શાહેદી અથવા ખરા પુરાવાની માફક તેણે દુષ્ટ શબ્દથી વાપર્યો અથવા વાપરવાની કોશીસ કરી તે શાહેદી ખોટી છે અથવા તે પુરાવો બનાવટનો છે એવું તે જાણતો હતો એવો મજકુર તોહોમતનામામાં મુકી દીધો છે અને સદરહુ પ્રકારનું જ્ઞાન હતું અને તે વાતનો મજકુર તોહોમતનામામાં મુકી દેવાથી તે પોતાનો જવાબ કરવામાં ઉલટું સમજેલો એવું તે કોરટને સંભવિત લાગે, તો તોહોમતનામામાં સુધારો કરીને તે ઉપરથી ઈનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું; પણ **અ** ને સદરહુ પ્રકારનું કાંઇ જ્ઞાન હતુંજ નહીં એવું ચલાવેલા કામ ઉપરથી સંભવિત જણાય, તો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ તે કોરટે રદ કરવો.

## તોહોમત એકઠાં કરવા બાબત.

૨૩૩. કોઇપણ શખ્સની ઉપર જુદા જુદા ગુન્હાનાં તોહોમત મુકવામાં આવે ત્યારે તે દરેક ગુન્હા બાબત જુદું જુદું તોહોમત મુકવું, અને તે દરેક તોહોમતનો ઇનસાફ જુદો જુદો કરવો જોઇયે, પણ ૨૩૪ મી, ૨૩૫ મી, ૨૩૬ મી, અને ૨૩૯ મી કલમમાં કહેલી બાબતોમાં તેમ કરવું નહીં.

**દ્રષ્ટાંત.**

**એક વખતે ચોરી કર્યાનું અને બીજી વખતે મહા વ્યથા કર્યાનું તોહોમત અ ની ઉપર આવ્યું છે. ચોરી બાબત અને મહા વ્યથા કર્યા બાબત અ ની ઉપર જુદું જુદું તોહમત મુકીને જુદો જુદો ઈનસાફ કરવો.**

**૨૩૪. (૧) જ્યારે એકજ જાતના એક કરતાં વત્તા ગુન્હા પહેલેથી તે છેલ્લા ગુન્હા સુધી બાર મહિનાની મુદત માંહે કર્યાનું તોહોમત કોઈ શખ્સની ઉપર આવ્યું હોય, ત્યારે તે ગુન્હાઓમાંના ઘણામાં**

ઘણા ત્રણ ગુન્હા સુધી ગમે તેટલા ગુન્હાઓનું તોહોમત તે શખસની ઉપર મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

(૨) જે ગુન્હાઓ બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા હરકોઈ વિશેષ અથવા સ્થાનિક કાયદાની એકજ કલમ પ્રમાણે એક સરખી શિક્ષા થઇ શકે તે ગુન્હાઓ એકજ જાતના છે.

**૨૩૫** (૧) કેટલાંએક કૃત્યોનો એક બીજા સાથે એવો સંબંધ હોય કે તેથી તે કૃત્યો મળીને એકજ કામ થાય તેવાં કૃત્યો કરવામાં જો એકજ શખસે એક કરતા વત્તા ગુન્હા કર્યા હોય તો એવા દરેક ગુન્હાનું તોહોમત તે શખસની ઉપર મુકીને તે બાબત તેનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

(૨) જે કૃત્યો કર્યાનું કેહેવામાં આવતું હોય તે કૃત્યો મળીને એક ગુન્હો થાય અને જે કોઇ ચાલુ કાયદામાં ગુન્હાઓની વ્યાખ્યા અથવા શિક્ષા કહેલી હોય તે કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યા તે ગુન્હાને લાગુ હોય તો જે શખસની ઉપર તે કૃત્યોનું તોહોમત આવ્યું હોય તે શખસની ઉપર સદરહુ ગુન્હાઓમાંના દરેક ગુન્હાનું તોહોમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

૩ જે કૃત્યોમાંનું એક અથવા એક કરતાં વધારે કૃત્ય જાતેજ કાંઈ ગુન્હો થાય, તેવાં કેટલાંક કૃત્યો જ્યારે એકઠાં કરવામાં આવે ત્યારે કાંઇ જુદોજ ગુન્હો થાય, તો જે શખસની ઉપર તે કૃત્યોનું તોહોમત આવ્યું હોય તે શખસની ઉપર જે ગુન્હો સદરહુ કૃત્યોમાંના એક અથવા વધારે કૃત્યથી થતો હોય તે ગુન્હાનું તોહમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

( ૪ ) આ કલમના કોઇપણ મજકુરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૭૧ મી કલમને બાધ આવશે નહિ.

## દૃષ્ટાંતો.

૧ લી પેટા કલમમાં.

(અ) **બ** નામનો શખસ કાયદાસર કેદમાં છે, તેને **અ** છોડાવે છે અને તે કરવામાં **ક** નામના જે કોનસ્ટેબલના પેહેરામાં **બ** હતો તે કોનસ્ટેબલને મહાવ્યથા કરે છે. **અ** ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૫ મી તથા ૨૩૩ મી કલમમાં કહેલાં ગુન્હાનાં તોહોમત મુકવાનો અને તે ગુન્હા સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(બ) છિનાળુ કરવાના ઇરાદાથી **અ** દહાડે ઘર ફોડે છે, અને જે ઘરમાં એ પ્રમાણે પ્રવેશ કર્યો તે ઘરમાં **બ** ની બાયડી સાથે છિનાળુ કરે છે. **અ** ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૫૪ મી તથા ૪૯૭ મી કલમ મુજબના ગુન્હાનું જુદું જુદું તોહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુના સાબિત થયાના જુદા જુડા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ક) **બ** જે **ક** ની બાયડી છે તેની સાથે છિનાળું કરવાના ઇરાદાથી **અ** **બ** ને ફોસલાવીને **ક**ની પાસેથી લઈ જાય છે, અને પછી તેની સાથે છિનાળું કરે છે **અ** ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૮ મી તથા ૪૯૭ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ડ) **અ**ના કબજામાં કેટલીએક મોહરો છે અને તે ખોટી છે એવું તે જાણે છે, અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૬ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કેટલાએક ખોટા લેખ બનાવવાના ગુન્હા કરવા સારૂ તે મોહોરોનો ઉપયોગ કરવાનો તે ઇરાદો રાખે છે. **અ**ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૭૩ મી કલમ પ્રમાણે દરેક મોહર રાખવા બાબત જુદું જુદું તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ઇ) **બ**ને નુકશાન કરવાના ઇરાદાથી **અ** તેની ઉપર ફોજદારી કામ માંડે છે અને એ પ્રમાણે કામ માંડવા માટે કાંઇ વાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે; અને વળી તે **બ**ની ઉપર કાંઇ ગુન્હો કર્યાનું જુદું તોહોમત મુકે છે, અને તે તોહોમત માટે કાંઇ વાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે. **અ**ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧૧ મી કલમ પ્રમાણે બે ગુન્હા કરવા બાબત જુદા જુદા તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ફ) **બ**ને નુકશાન કરવાના ઇરાદાથી **અ** તેની ઉપર કાંઇ ગુન્હો કર્યાનું જુદું તોહોમત મુકે છે, અને તે તોહોમત માટે કાંઇ વાજબી અથવા કાયદેસર કારણ નથી એવું તે જાણે છે. ઇનસાફની વખતે **અ** **બ** ની વિરૂદ્ધ ખોટી શાહેદી આપે છે, અને એ પ્રમાણે **બ** ની ઉપર દેહાન્ત શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરાવવાનો ઇરાદો રાખે છે. **અ**ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧૧ મી અને ૧૯૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હો સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

(ગ) **અ** બીજા છ માણસોની સાથે મળીને હંગામાનો, મહાવ્યથાનો, અને કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાનું કામ બજાવતાં તે હંગામો બંધ પાડવાનો યત્ન કરતો હોય ત્યારે તેની ઉપર હુમલો કરવાનો ગુન્હો કરે છે. **અ** ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૪૭ મી, ૩૨૫ મી અને ૧૫૨ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ઘ) **બ**, **ક** અને **ડ**ના મનમાં દેહશત ઉત્પન્ન કરવાના ઇરાદાથી **અ** તેમનાં શરીરને નુકશાન કરવાની ધમકી એકજ વખતે ત્રણેને દેખાડે છે. **અ**ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે એ ત્રણ ગુન્હામાંનાં દરેક ગુન્હા બાબત જુદું જુદું તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે. (**અ**) થી **ઇ** સુધીનાં દષ્ટાંતોમાં કહેલાં જુદાં જુદાં તોહોમતોનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

૨ જી પેટા કલમનાં—

(આઇ) **અ** એક નેતરવતી **બ** ને ગેરવાજબી રીતે મારે છે. ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૫૨ મી તથા ૩૨૩ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હો સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

(જ) કેટલીએક ચોરેલી દાણાની ગુણો **અ** ને તથા **બ** ને સંતાડવાનાં કારણ સારૂ સ્વાધીન કરવામાં આવી છે, તે ચોરીની મિલકત છે એવું તેઓ જાણે છે. પછી તે ગુણો એક કોઠારને તળીએ સંતાડવાને **અ** તથા **બ** એક બીજાને બુદ્ધિપુર્વક મદદ કરે છે. **અ** તથા **બ** ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૧૧ મી તથા ૪૧૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેમની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ક) **અ** પોતાનું બચ્ચું ખુલ્લું મુકે છે તેથી તે એનું મોત આણશે એવું તે જાણે છે. સદરહુ પ્રમાણે ખુલ્લું મુકવાથી તે બચ્ચું મરી જાય છે. **અ**ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૧૭ મી તથા ૩૦૪ થી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(લ) **બ** નામના એક સરકારી નોકર ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૬૭મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત કરવા માંટે **અ** એક બનાવટના દસ્તાવેજનો ખરા પુરાવા માફક બદદાનતથી ઉપયોગ કરે છે. **અ** ની ઉપર તેજ કાયદાની ૪૭૧ મી કલમ ( સાથે ૪૬૬ મી કલમ ધ્યાનમાં લઇને ) અને ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

૩ જી પેટા કલમનું—

(મ) **અ**, **બ** નું અપહરણ કરે છે, અને તેમ કરવામાં તેને બુદ્ધિપુર્વક વ્યથા કરે છે. **અ** ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૧૩ મી તથા ૩૯૨ મી તથા ૩૯૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહમતો મુકવાનો અને તેની ઉપર તે ગુન્હા સાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો, અધિકાર છે.

૨૩૬. જે વાતો સાબિત થઇ શકે છે તે ઉપરથી કેટલાએક ગુન્હાઓમાંનો કયો ગુન્હો થાય છે તે બાબત શક પડે એવા પ્રકારનું કૃત્ય હોય અથવા કૃત્યોનો સમુદાય હોય ત્યારે તોહોમતવાળાની ઉપર સદરહુ પ્રકારના સઘળા ગુન્હા અથવા તેમાંના હરકોઈ ગુન્હો કર્યાનું તોહોમત મુકવાનો અધિકાર છે; અને સદરહુ પ્રકારનાં ગમે તેટલાં તોહોમતોનો એકી વખતે ઈનસાફ કરવાનો અધિકાર છે; અથવા સદરહુ ગુન્હાઓમાંનો એક નહીં તો બીજો ગુન્હો કર્યાનું તોહોમત વિકલ્પની રીતે તેની ઉપર મુકવાનો અધિકાર છે.

## દષ્ટાંતો.

(અ) ચોરી કરવાનો અથવા ચોરીની મિલકત લેવાનો, અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાનો, અથવા ઠગાઇ કરવાનો ગુન્હો થાય એવા કાંઇ કૃત્યનું તોહોમત **અ** ની ઉપર આવ્યું છે. ત્યારે ચોરી કરવાનું, ચોરીની મિલકત લેવાનું, સાપરાધ વિશ્વાસઘાત કરવાનું, અને ઠગાઇ કરવાનું તોહમત તેની ઉપર મુકવાનો અધિકાર છે, અથવા ચોરી કર્યાનું અથવા ચોરીની મિલકત લીધાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું અથવા ઠગાઇ કર્યાનું તોહોમત તેની ઉપર મુકવાનો અધિકાર છે.

(બ) માજીસ્ટ્રેટની રૂબરૂ **અ** સોગન ઉપર કહે છે કે તેણે **ક** ને સોટાથી મારતાં **બ** ને જોયો. સેશન કોરટમાં **અ** સોગન ઉપર કહે છે કે **બ** એ **ક** ને માર્યોજ નથી. જો કે આ બે વિરોધી હકીકતમાંની કઇ ખોટી તે સાબિત થઇ શકે નહીં તો પણ **અ** ની ઉપર વિકલ્પની રીતે તોહોમત મુકીને તે

ની ઉપર જાણી જુજીને ખોટી સાક્ષી આપ્યાનું તોહોમત સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

૨૩૭. (૧) ૨૩૬ મી કલમમાં કહેલી બાબતમાં જો તોહોમતવાળાની ઉપર એક ગુન્હાનું તોહોમત મુકયું હોય અને જે જુદા ગુન્હા બાબત તે કલમના ઠરાવો પ્રમાણે તેની ઉપર તોહમત મુકી શકય તેવો જુદોજ ગુન્હો તેણે કર્યો છે એવું પુરાવા ઉપરથી દેખાય, તો ફલાણો ગુન્હો તેણે કર્યો છે એવું બતાવવામાં આવે તે ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું ન હોય તોપણ ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(૨) જ્યારે તોહમતવાળા ઉપર એકાદા ગુન્હાનું તોહોમત મુકવામાં આવે ત્યારે તે ગુન્હો કરવાના પ્રયત્ન કીધાનું તોહોમત તેના ઉપર મુકયું નહીં હોય તોપણ તે પ્રયત્ન કીધાની સાબિતીનો ઠરાવ તેના ઉપર કરવાનો અધિકાર છે.

દૃષ્ટાંત.

અની ઉપર ચોરીનું તોહોમત મુકયું છે તેણે સાપરાધ વિશ્વાસઘાત કરવાનો અથવા ચોરીનો માલ લેવાનો ગુન્હો કર્યો એવું જણાય છે. સાપરાધ વિશ્વાસઘાત કરવાનું, અથવા ચોરીનો માલ લેવાનું, ( પ્રસંગ પ્રમાણે ) તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધીકાર છે.

૨૩૮. (૧) જે ગુન્હાનું તોહોમત કોઇ સખસની ઉપર મુકયું હોય તે ગુન્હો કેટલીએક બાબતનો બનેલો હોય અને તે બાબતોમાંની ફક્ત કેટલીક બાબતોને એકઠી કરવાથી કોઇ પુર્ણ ન્હાનો ગુન્હો થતો હોય અને સદરહુ રીતે એકઠી કરેલી બાબતો સાબિત કરવામાં આવે પણ બાકી રહેલી બાબતો સાબિત ન કરવામાં આવે ત્યારે તે ન્હાના ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું નથી તો પણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(૨) કોઇ શખસ ઉપર કોઇ ગુન્હાનું તોહોમત મુકયું હોય અને એવી હકીકત સાબિત થાય કે તેથી તે ગુન્હો ઓછો થઇને ન્હાનો ગુન્હો થાય ત્યારે તે ન્હાના ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(૩) જ્યારે ૧૯૮ મી અથવા ૧૯૯ મી કલમથી ફરમાવ્યા પ્રમાણે કાંઇ ફરિયાદ કરવામાં આવી ન હોય ત્યારે તે કલમમાં કહેલો કોઇપણ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર આ કલમ-માંહિના કોઇપણ મજકુરથી છે એવું સમજવું નહિ.

દૃષ્ટાંતો.

(અ) અ ને ભારવાહક દાખલ કાંઇ મિલકત સોંપી તે બાબત સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત હિંદુ-સ્તાનના ફોજદારી કાયદાની ૪૦૭ મી કલમ પ્રમાણે તેની ઉપર મુકયું છે તે મિલકત બાબત તેણે ૪૦૬ ઠી કલમ પ્રમાણે વિશ્વાસઘાત કર્યો પણ તે મિલકત તેને ભારવાહક દાખલ સોંપેલી નહીં એમ જણાય છે. ૪૦૬ ઠી કલમ પ્રમાણે એ સાપ-રાધ વિશ્વાસઘાતનો ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ મી કલમ મુજબ અની ઉપર મહાવ્યથા કર્યાનું તોહોમત મુકયું છે. ભારે તથા આકસ્મીક ક્રોધ ચડયાથી તેણે એમ કર્યું એવું તે સાબિત કરેછે. તે કાયદાની ૩૩૫ મી કલમ મુજબ તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

૨૩૯ જ્યારે એકજ ગુન્હો કર્યાનું અથવા એકજ કામમાં જુદા જુદા ગુન્હા કર્યાનું તોહોમત એક કરતાં વત્તા શખસો ઉપર આવ્યું હોય, અથવા કોઇ પણ ગુન્હો કર્યાનું તોહોમત એક શખસની ઉપર આવ્યું હોય અને તે ગુન્હામાં મદદગારી કરવાનું અથવા તે ગુન્હો કરવાની કોશિસ કરવાનું તોહોમત કોઇ બીજા શખસ ઉપર આવ્યું હોય, ત્યારે કોરટની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે તે શખસ ઉપર એકઠું તોહોમત મુકીને ઇનસાફ કરવાનો અથવા જુદાં જુદાં તોહોમત મુકીને ઇનસાફ કરવાનો અધિકાર છે; અને આ બાબના પાછલા ભાગમાંહિના ઠરાવો એવાં સઘળાં તોહોમતને લાગુ પડશે.

દૃષ્ટાંતો.

(અ) અ તથા બ ની ઉપર એકજ ખુનનું તોહોમત આવ્યું છે. તે ખુન બાબત અ તથા બ ની ઉપર એકઠું તોહોમત મુકીને ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(બ) અ તથા બ ની ઉપર અપહરણ કરવાનું તોહોમત આવ્યું છે, તે અપહરણ કરવામાં બ એ ખુન કર્યું એ ખુનમાં અ નો કાંઇ સંબંધ નથી; તો અ તથા બ એ બેઉની ઉપર અપહરણ કરવાનું તોહોમત મુકીને અને એકલા બ ની ઉપર

ખુનનું તોહોમત મુકીને તેઓનો એકઠો ઇનસાફ કરવાનો અધિકાર છે.

( ક ) ઘ તથા ચ એ બન્નેની ઉપર એક ચોરી કર્યાનું તોહોમત મુક્યું છે, અને તેજ કામમાં ચ એ બીજી બે ચોરી કર્યાનું તોહોમત ચ ની ઉપર મુક્યું છે. અ તથા ચ એ બન્નેની ઉપર એક ચોરીનું તોહમત મુકીને અને એકલા ચ ની ઉપર બીજી બે ચોરીનુ તોહોમત મુકીને એ બન્નેનો એકઠો ઇન્સાફ કરવાનો અધિકાર છે.

૨૪૦ જ્યારે એકજ શખસ ઉપર જેમાં એક કરતાં વધારે બાબત હોય એવું તોહોમત મુકયું હોય અને જ્યારે તેમાંના એક અથવા વધારે તોહોમત ઉપરથી ગુન્હો ઠરે, ત્યારે ફરિયાદી અથવા ફરિયાદનું કામ ચલાવનારો અમલદાર કોરટની સંમતિ લઇને બાકીનું તોહોમત અથવા બાકીનાં તોહોમતો પાછાં લઇ લેવાને મુખત્યાર છે, અથવા તે કોરટ તે બાકીના તોહોમતો અથવા તોહોમતોની ચોકશી અથવા ઇનસાફ કરવાનું પોતાનીજ મેળે બંધ રાખવાને મુખત્યાર છે. સદરહુ પ્રમાણે તોહોમત અથવા તોહોમતો પાછાં લઇ લેવાનું ફળ, સદરહુ તોહોમત અથવા તોહોમતો બાબત ગુન્હો નાસાબિત થયાના ઠરાવ જેવું થશે, પણ જો ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ્દ કરવામાં આવે તો તે પ્રસંગે ( તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ્દ કરનારી કોરટના હુકમને અનુસરીને ) સદરહુ કોરટ એ પ્રમાણે લઇ લીધેલા તોહોમતની અથવા તોહોમતોની ચોકશી અથવા ઇનસાફનું કામ ચલાવવાને મુખત્યાર છે.

---

## બાબ ૨૦ મો.

## સમનના મુકદ્દમાઓનો માજીસ્ટ્રેટોએ ઇન્સાફ કરવા બાબત.

૨૪૧. સમનના મુકદ્દમાઓનો ઇનસાફ કરતી વખતે માજીસ્ટ્રેટોએ હેઠળ લખેલી રીતે કામ ચલાવવું.

ટીકા—વારંટના મુકદ્દમાનો ઇનસાફ આ બાબ પ્રમાણે થઈ શકે નહી ( રાણી વી. ચાપડું ઈ. લો. રી. ૭ મ. ૪૫૪ ) જો કોઇ પણ ફરીયાદમાં બે જુદા જુદા વિષયોના તોહમતો માલમ પડે તેમાં એક વારંટ કેસનુ અને બીજુ સમન્સ કેસનુ તો તે ગુન્હાઓની તજવીજ વારંટ કેસ મુજબ થવી જોઇએ ( રાજનારાયણ કુનવાર વી. લાલા ટમ્બોલી ઇ. લો. રી. ૧૧ ક. ૯૧)

૨૪૨. જ્યારે માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે ત્યારે જે ગુન્હાનું તોહોમત તેની ઉપર આવ્યું હોય તે ગુન્હાની વિગત તેને કહી જણાવવી, અને તેને પુછવું કે તમારી ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ શા સારૂ નહીં કરવો જોઇએ તેનું કોઇ કારણ તમારે બતાવવાનું છે; પણ કાંઇ પદ્ધતી પ્રમાણે તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી.

૨૪૩. તોહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહોમત આણ્યું હોય તે ગુન્હો મેં કર્યો છે એવું તે કબુલ કરેતો તેની કબુલત બની શકે તેટલે સુધી તેણે વાપરેલા શબ્દોમાં નોંધી લેવી; અને તેની ઉપર ગુન્હો સાબિત થવાનો ઠરાવ શા સારૂ નહીં કરવો જોઇએ તેનું પુરતું કારણ તે ન બતાવે, તો એ પ્રમાણે તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ માજીસ્ટ્રેટે કરવો.

ટીકા—આ બાબ પ્રમાણે ચોકશી ચાલતી હોય ત્યારે તોહમતદાર લખીત જવાબ રજુ કરે તો માજીસ્ટ્રેટ જાતે તપાસી જવાબ લખી લેવાને બંધાએલ નથી. (ડીલા મન્ડલ વી. કાલીશાહ ૧૬ વિ. રી. ૬૩)

૨૪૪. (૧) જો તોહમતવાળો સદરહુ પ્રકારની કાંઇ કબુલત કરે નહીં, તો માજીસ્ટ્રેટે ફરિયાદી હોય તો તેની વાત સાંભળવી, અને ફરિયાદનું કામ ચલાવવાની પુષ્ટિમાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો લેવો અને વળી તોહોમતવાળાની વાત સાંભળવી તથા તે પોતાના જવાબમાં જે પુરાવો રજુ કરે તે સઘળો લેવો

(૨) જો માજીસ્ટ્રેટ દુરસ્ત ધારે તો તે, ફરિયાદીની અથવા તોહોમતવાળાની અરજી ઉપરથી કોઇ પણ શાહેદને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કોઇ પણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ કહાડવાને મુખત્યાર છે.

(૩) સદરહુ અરજી ઉપરથી કોઇ પણ શાહેદને સમન કરતાં પેહેલાં તેને તે ઇનસાફના કારણસાર હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોર્ટમાં અનામત મુકવો એવું ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૨૪૫. (૧) ૨૪૪ મી કલમમાં કહેલો પુરાવો અને પોતે પોતાનીજ મેળે કાંઇ વધારે પુરાવો રજુ

કરાવે તો તે પુરાવો લીધા ઉપરથી, અને ( પોતે યોગ્ય ધારે તો ) તોહોમતવાળાની જબાની લીધા ઉપરથી જો માજીસ્ત્રેટ એવું ઠરાવે કે તોહોમતવાળો તકસીરવાર નથી, તો તેણે ગુન્હો ના સાબિત થયાના ઠરાવનો હુકમ દફતરમાં નોંધવો.

(૨) તોહોમતવાળો તકસીરવાર છે એવું માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવો.

**૨૪૬.** ફરિયાદનો અથવા સમનનો પ્રકાર ગમે તેવો હોય તોપણ, આ બાબ પ્રમાણે ઇનસાફ થઇ શકે એવો કોઇ પણ ગુન્હો કબુલ કરેલી અથવા સાબિત થયેલી હકીકત ઉપરથી તોહોમતવાળાએ કરેલો છે એમ જણાય તે ગુન્હા બાબત તેની ઉપર ૨૪૩ મી અથવા ૨૪૫ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાને કોઇ પણ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**૨૪૭.** જો સમન ફરિયાદ થયા ઉપરથી કહાડયો હોય અને તોહોમતવાળાને હાજર થવા સારૂ મુકરર કરેલે દિવસે અથવા ત્યાર પછી જે દિવસ સુધી સુનાવણી મુલતવી રાખવામાં આવે તે દિવસ ફરિયાદી હાજર ન થાય, તો, આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, માજીસ્ટ્રેટે તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવો. પણ કાંઇ કારણસાર પોતે તે કામની સુનાવણી બીજા કોઇ દિવસ સુધી મુલતવી રાખવાનું યોગ્ય ધારે તો, તેમ કરવું નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે ફરિયાદી એકાદો સરકારી નોકર હોય અને તેને જાતે હાજર રહેવાની જરૂર ન હોય, તો માજીસ્ટ્રેટ તેને હાજર રેહેવાની ફરજ ન પાડવાને અને તે મુકદમો આગળ ચલાવવાને મુખત્યાર છે.

ટીકા—જે દીવસે કેસ મુલતવી રાખ્યો હોય ને જે દીવસ સુનાવણીનો ઠરાવ્યો હોય તે દીવસે ફરીયાદી હાજર ન થાય તો માજીસ્ત્રેટ ફરીયાદ માંડી વાળી શકે છે (મહુ સુદનશા વી. હરીદાસ ૨૨ વિ. રી. ૪૦ સને ૧૮૮૨ ) પણ ફરીયાદી તેની શક્તિના બાહારના કારણથી હાજર થવાને અટકે, જેમકે મોટી રેલ આવે તેવા કેસોમાં માજીસ્ત્રેટે અવશ્ય કેસ બંદ રાખવો જોઇએ ( શ્રીમતીટાગુનીસા વી. વાસીલ ૨૪ વિ. રી. ૬૪ )

આ કલમ મુજબ નાસાબીત ઠરાવ્યા પછી તેજ બાબતની ફરીયાદ ફરીથી તાજી કરી શકે નહી ( રાણી વી. ભવાનીપ્રસાદ ક. વિનો. ૧૮૮૫ પા. ૪૩- ) આ કલમ મુજબ કાઢી નાંખવામાં આવે તોપણ તેનો ઇનસાફ થએલો ગણાય અને તેનું પરીણામ એકે બીજા માણસની ફરીયાદ ઉપરથી તેજ ગુન્હા માટે અને તેજ હકીકતોપર તેનો ફરી ઇન્સાફ થાય નહી. ( સુરીયાં શાસ્ત્રી મ. હા. કો. પ્રો. તા. ૨૭-૩-૮૮ ) ફરીથી તાજી ન થાય તોપણ ખાત્રી લાયક કારણ બતાવેતો તે ફરીથી તાજી થશે. ને તે અરજ જેણે અરજી કાઢી નાંખી હોય તેને કરવી પણ બીજાને નહી (દયારામ મુ- હા-કો. ડી ૩. ૩૧ અગષ્ટ સ. ૧૮૭૧ ) ફરીયાદી એ અરજ કરીકે અનીવાર્યે કારણને લીધે ગેરહાજર હતી આ બાબતની માજીસ્ટ્રેટે તજવીજ ન કરી ઠરાવ્યુ કે-ફરીયાદણે બતાવેલી હકીકત માજીસ્ત્રેટે ધ્યાનમાં લઇ વધારે વિચાર કરવો જોઇતો હતો (તાજુ નિસ્સા ૨૪ વિ. રી. ૬૪.)

**૨૪૮** આ બાબ પ્રમાણે કોઇ પણ કામમાં છેવટનો હુકમ થતા પેહેલાં કોઇ પણ વખતે જો કોઇ ફરિયાદી માજીસ્ત્રેટની એવી ખાત્રી કરી આપે કે પોતાની ફરિયાદ પાછી લઇ લેવાની પોતાને પરવાનગી આપવાનાં પાકાં કારણ છે, તો તે ફરીયાદ પાછી લઇ લેવાની તેને પરવાનગી આપવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તે ઉપરથી તેણે તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવો.

**૨૪૯** ફરિયાદ શિવાય બીજી રીતે માંડેલા કોઇ પણ મુકદમામાં, ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેંસલો આપ્યા વગર કોઇ પણ વખતે કામ બધ કરવાને પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટ, અથવા જીલ્લા માજીસ્ત્રેટની અગાઉથી મંજુરી લઇને બીજો કોઇપણ માજીસ્ત્રેટ મુખત્યાર છે. પણ તેમ કરવાનાં કારણો તેણે દફતરમાં લખવાં, અને પછી તોહોમતદારને છોડી મુકવાને તે મુખત્યાર છે.

## સમનના તથા વારંટના મુકદમાઓમાં નવી ફરિયાદો બાબત.

**૨૫૦.** (૧) આ કાયદામાં વ્યાખ્યા કર્યા મુજબની ફરિયાદ થયા ઉપરથી, અથવા કોઇ પોલીસ અમલદાર અથવા માજીસ્ત્રેટને આપેલી ખબર ઉપરથી માંડેલા કોઇ પણ મુકદમામાં હરકોઇ માજીસ્ત્રેટની રૂબરૂ કોઇ શખસ ઉપર માજીસ્ત્રેટ તપાસ કરી શકે એવા હરકોઇ ગુન્હાનું તોહોમત આવ્યું હોય અને

તે મુકદમાની તપાસ કરનારો માજીસ્ટ્રેટ તે તોહોમતવાળાને છોડી મુકે અથવા તેની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરે, અને તે માજીસ્ટ્રેટની એવી ખાત્રી થાય કે સરદરહુ તોહોમત વાળા ઉપર આણેલું તોહોમત નજીવું અથવા તસ્દી આપે છે, ત્યારે તોહોમતવાળાને છોડી મુકવાના અથવા તેના ઉપર ગુન્હો નાસાબિત થયાના પોતાના હુકમમાં પોતાની મરજીમાં આવે તે પ્રમાણે જે શખસની ફરિયાદ અથવા જ્યારે એક કરતાં વધું તોહોમત્ત આણ્યું હોય તે શખસે તે તોહોમતવાળાને અથવા જ્યારે એક કરતાં વધ્ધા તોહોમતવાળા હોય ત્યારે તેમાંના દરેક ને, ઘણામાં ઘણા પચાસ રૂપિયાસુધીનો પોતાને યોગ્ય લાગે તેટલો નુકસાનીનો અવેજ આપવો એવું ફરમાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ મુજબ ફરમાવતાં પેહેલાં તે માજીસ્ટ્રેટે નિચે પ્રમાણે કરવું જોઇએ, એટલે—

(અ) સદરહુ ફરમાન કરવા વિરૂદ્ધ સદરહુ ફરિયાદી અથવા ખબર આપનાર જે કાંઇ હરકત રજુ કરે તે દફતરમાં દાખલ કરીને તેનો વિચાર કરવો, અને

(બ) જો પોતે નુકસાનીનો કાંઇ અવેજ આપવાનું ફરમાવે, તો તે અવેજ અપાવવા બાબતનાં પોતાનાં કારણ તોહમતવાળાને છોડી મુકવાના અથવા તેના ઉપર ગુન્હો નાસાબિત થયાના પોતાના હુકમમાં લખવાં જોઇએ.

(૨) પેટા કલમ (૧) મુજબ માજીસ્ટ્રેટે નુકસાનીનો જે અવજ આપવાનો હુકમ ફરમાવ્યો હોય તે અવેજ જાણે દંડ હોય એવી રીતે વસુલ થઇ શકશે.

પણ એવું ઠરાવ્યું છે કે તે અવેજ વસુલ ન થઈ શકે, તો જે કેદ ઠરાવવી તે આસાન હોવી જોઇયે અને ઘણામાં ઘણા ત્રીસ દિવસ સુધીની જેટલી મુદત માજીસ્ટ્રેટ ફરમાવે તેટલી મુદત સુધીની હોવી જોઇએ.

(૩) તોહોમતવાળા શખસને નુકસાનીનો અવેજ આપવા બાબત બીજા અથવા ત્રીજા વર્ગના કોઇ માજીસ્ટ્રેટે જે ફરિયાદીને અથવા ખબર આપનારને પેટા કલમ (૧) મુજબ હુકમ ફરમાવ્યો હોય તે ફરીયાદ અથવા ખબર આપનાર ઉપર જાણે સદરહુ માજીસ્ટ્રેટે કરેલા ઇનસાફ ઉપરથી ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય એવી રીતે તેને, સદરહુ હુકમ અવેજ આપવા બાબતના સંબંધમાં હોય તેટલે સુધી. એવા હુકમ ઉપર અપીલ કરવાનો અધિકાર છે.

(૪) તોહોમતવાળા શખસને નુકસાનીનો અવેજ આપવા બાબત હુકમ જે મુકદમામાં કર્યો હોય તે મુકદમામાં પેટા કલમ (૩) મુજબ અપીલ કરવાનો અધિકાર હોય, ત્યારે તે અપીલ રજુ કરવા માટે ઠરાવેલી મુદ્દત પુરી થતાં પેહલાં, અથવા, અપીલ રજુ કરવામાં આવી હોય તો તેનો નિકાલ થતા પેહેલાં, સદરહુ નુકસાનીનો અવેજ તેને આપવો નહિ.

(૫) પછી તેજ બાબત સંબંધી દિવાનીમાં કાંઇ પણ ફરિયાદ કરવામાં આવે તેમાં નુકસાનીનો અવેજ આપવાનો હુકમ કરતી વખતે આ કલમ મુજબ જે રકમ નુકસાનીના અવેજ દાખલ આપેલી અથવા વસુલ કરેલી હોય તે રકમ કોર્ટે હિસાબમાં લેવી.

ટીકા—તોહોમતવાળાને હાજર કરવા સારૂ પ્રોસેસ કાઢ્યા શીવાય ફરીયાદ કાઢી નાંખી હોય તો નુકસાન અપાવી શકાય નહી. ( બસ્તાસીંગ ૩૨ પં. રે ઠી. રૂ. નં. ૮ સને ૧૮૯૭ ક. ૨૪૮. એવી ખાત્રી થવી જોઇએ કે ફરીયાદ ખોટી અથવા તસદી આપે એવી હતી. સરનામ (ક. વિ. નો. ૧૮૮૧ પા. ૧૬૭)

---

## બાબ ૨૧ મો.

## વારંટના મુકદમાઓનો માજીસ્ટ્રેટોએ ઇનસાફ કરવા બાબત.

૨૫૧. વારંટના મુકદમાઓનો ઇનસાફ કરતી વખતે માજીસ્ટ્રેટોએ હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

૨૫૨. (૧) જ્યારે માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળો હાજર થાય અથવા તેને આણ્યો હોય, ત્યારે તે માજીસ્ટ્રેટે ફરિયાદી ( જો હોય તો ) જે કહે તે સાંભળવું, અને ફરિયાદનું કામ ચલાવવાના ટેકામાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો પુરાવો લેવો.

(૨) જે શખસો તે મુકદમાની હકીકતથી વાકેફ હોય એવો અને ફરિયાદનું કામ ચલાવનારની

તરફથી શાહેદી આપી શકે એવો સંભવ હોય તે શખસોનાં નામ ફરિયાદી પાસેથી અથવા બીજી રીતે માજીસ્ટ્રેટે નક્કી કરી લેવાં, અને તેમાંના જે શખસોની પોતે જરૂર ધારે તેઓને પોતાની આગળ શાહેદી આપવા સારૂ સમન કરવા.

ટીપ—ફરીયાદી જેટલા સાક્ષીઓનાં નામ લે તેટલા સાક્ષીઓને માજીસ્ટ્રેટે બોલાવવા એવી જરૂર નથી, નજરમાં યોગ્ય લાગે તેટલાને બોલાવે ( જલધરસીંગ ૨૩ વિ. રી ૯)તોહોમતદારને તેના વિરૂધનો પુરાવો જેમ બને તેમ જલદીથી લઈ લેવરાવવાનો તેને હક છે. ગુન્હાને લગતી તમામ હકીકત ગ્રાહ્ય થઇ શકે એવા પુરાવાથી સાબીત કરી આપવી એ ફરીયાદ પક્ષની ફરજ છે.

૨૫૩. (૧) ૨૫૨ મી કલમમાં કહેલો સઘળો પુરાવો અને પોતાને જરૂર લાગે એવી તોહોમતવાળાની જુબાની ( જો હોયતો ) લીધા ઉપરથી જો માજીસ્ટ્રેટ એવું ઠરાવે કે તોહોમતવાળાની વિરૂદ્ધ એવી કાંઇ બાબત સાબિત કરવામાં આવી નથી કે જે તોડી પાડવામાં ન આવે તો તેની ઉપર ગુન્હો સાબિત થવાનો ઠરાવ કરવાનું વાજબી થાય, તો તે માજીસ્ટ્રેટે તેને છોડી મુકવો.

(૨) જો કાંઇ કારણસર કોઇ માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે તોહોમત પાયા વગરનું છે, તો તે માજીસ્ટ્રેટને મુકદમો ચાલતો હોય ત્યારે અગાઉ કોઇપણ વખતે તોહોમતવાળાને છોડી મુકવામાં અટકાવ થશે એવું આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી સમજવું નહિ. સદરહુ કારણો તેણે દફતરમાં નોંધવાં જોઇએ.

ટીકા—તોહોમતનામું ન ઘડયું હોય ને તોહોમતદારનો બચાવ પુછયા શીવાય માજીસ્ટ્રેટને એમ માલમ પડે કે—ગુન્હો પુરવાર થયો નથી તો તે ફક્ત છોડી મુકી શકે, પણ તોહમતદાર નિર્દોષ ( એકવીટલ ) છે. એમ ઠરાવી શકે નહી. છોડી મુકવું ( ડીસચાર્જ ) એ નાસાબીત નથી. ( એકવીટલ ) ને જો નવો પુરાવો મળી આવે અથવા એવી કાંઇ હકીકત મળી આવે તો છોડી મુકેલો ગુન્હેગાર તોહમત માટે ફરી જવાબદાર થઈ શકે છે. (શંણી વી. શાબર્ટ શેરીફ ૬ વિ. રી. ૧૩. )

૨૫૪. એવો પુરાવો તથા જુબાની લીધા પછી, અથવા મુકદમો ચાલતો હોય ત્યારે અગાઉ કોઇ પણ વખતે, જો તે માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે આ બાબ પ્રમાણે ઇનસાફ થઇ શકે એવા જે ગુન્હાનો ઇનસાફ કરવાનો પોતાને અધિકાર છે તથા જે બાબત પોતાના મતપ્રમાણે પોતે યોગ્ય શિક્ષા કરી શકશે તેવો કાંઇ ગુન્હો તોહોમતવાળાએ કર્યોછે એવું અનુમાન કરવાનો સબબ છે તો તે માજીસ્ટ્રેટે તહોમતવાળાની ઉપર એક તોહોમતનામું લખીને તૈયાર કરવું.

૨૫૫. (૧) પછી તે તોહોમતનામું તોહોમતવાળાને વાંચી સંભળાવવું તથા સમજાવવું, અને તેને પુછવું કે તું તકસીરવાર છે કે તારે કોઇ જવાબ કરવાનો છે.

(૨ જો તે તોહોમતવાળો હું તકસીરવાર છું એવો જવાબ આપે, તો તે જવાબ માજીસ્ટ્રેટે દફતરમાં લખી લેવો, અને તે ઉપરથી પોતાની નજરમાં આવે તો તે માજીસ્ટ્રેટ તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

૨૫૬ (૧) જો તે તોહોમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહિ અથવા મારો ઇનસાફ થવો જોઇએ એવો દાવો કરે તો ફરિયાદી પક્ષના જે શાહેદોની જબાની લીધી હોય તેમાંના કોઇ પણ શાહેદની ઉલટ તપાસણી કરવાને તે ખુશી છે કે કેમ અને ખુશી હોય તો કયા સાહેદોની ઉલટ તપાસણી કરવાને તે ખુશી છે તે કહેવાનું ફરમાવવું. જો તે એમ કહે કે તે પ્રમાણે કરવાની મારી ખુશી છે તો તેણે નામ દીધેલા શાહેદો પાછા બોલાવવા, અને તેમની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી ( જો હોય તો ) કર્યા પછી તેમને છોડી મુકવા. ત્યાર પછી ફરિયાદી પક્ષના બાકીના શાહેદોની જબાની લેવી, અને તેમની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી ( જો હોય તો ) કર્યા પછી તેમને પણ છોડી મુકવા. ત્યાર પછી તોહોમતવાળાને પોતાનો જવાબ કરવાનું અને પોતાનો પુરાવો રજુ કરવાનું ફરમાવવું.

(૨) જો તોહોમતવાળો કાંઇ લખેલો મજકુર આપશે તો તે દફતરમાં માજીસ્ટ્રેટે ફેલ કરવો.

૨૫૭. (૧) જો તોહોમતવાળા પોતાનો જવાબ કર્યા પછી, કોઇ પણ શાહેદની તપાસણી અથવા ઉલટ તપાસણી કરવા સારૂ તેને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કાંઇ દસ્તાવેજ અથવા

બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત કાંઇ પણ પ્રોસેસ કાહાડવાની માજીસ્ટ્રેટને અરજી કરે, અને સદરહુ અરજી તરદી આપવા સારૂ અથવા વિલંબ કરવા સારૂ અથવા ઇનસાફનો હેતુ પાર ન પડે એમ કરવા સારૂ કરી છે એવું તેને દેખાઇ ન આવે તો માજીસ્ટ્રેટે તે પ્રોસેસ કાહાડવું જોઇયે. તે સબબ માજીસ્ટ્રેટે દફતરમાં લખવો.

પરંતુ એવું ઠરાવ્યું છે કે તોહોમતનામું તૈયાર કર્યા પછી તોહોમતવાળાએ કોઇ પણ શાહેદની ઉલટ તપાસણી કરી હશે અથવા ઉલટ તપસણી કરવાની તેને તક મળી હશે, ત્યારે સદરહુ શાહેદની હાજરીની ઇનસાફના કારણસર જરૂર છે એમ માજીસ્ટ્રેટની ખાત્રી થાય તે શિવાય આ કલમની રૂયે તેને હાજર રહેવાની ફરજ પાડવામાં આવશે નહિ.

(૨) સદરહુ અરજીપરથી કોઇપણ શાહેદને સમન કરતાં પેહેલાં તે ઇનસાફના કારણ સારૂ તે શાહેદને હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોરટમાં અનામત મુકવો એવું ફરમાવવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૨૫૮. (૧) આ બાબ પ્રમાણે જે મુકદમામાં તોહોમતનામું તૈયાર કર્યું હોય તે મુકદમામાં જો માજીસ્ટ્રેટ એમ ઠરાવે કે તોહોમતવાળો તકસીરવાર નથી તો તેણે ગુન્હો નાસાબિત થયાનો હુકમ દફતરમાં નોંધવો.

(૨) સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં જો તોહોમતવાળો તકસીરવાર છે એમ માજીસ્ટ્રેટ ઠરાવે, તો તેણે કાયદા પ્રમાણે તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

૨૫૯. જ્યારે ફરિયાદ થયા ઉપરથી કામ ચલાવવામાં આવ્યું હોય અને મુકદમાની સુંનાવણી માટે મુકરર કરેલે કોઇ પણ દિવસે ફરિયાદી ગેરહાજર હોય અને ગુન્હો કાયદા પ્રમાણે માંડીવાળવાનો અખત્યાર હોય, તો આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, તોહમતનામું તૈયાર કર્યાની અગાઉ કોઇપણ વખતે પોતાની નજરમાં આવે તો માજીસ્ટ્રેટ તોહોમતવાળાને છોડી મુકવાને મુખત્યાર છે.

---

## બાબ ૨૨ મો.

## સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવા બાબત.

૨૬૦. (૧) આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં,—

(અ) જીલ્લા માજીસ્ટ્રેટ.

(બ) પહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ અને

(ક) માજીસ્ટ્રેટોની જે બેંચને પેહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધિકાર આપ્યો હોય અને જેને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે બેચ.

તેને અથવા તેઓને યોગ લાગેતો, હેઠળ લખેલા સઘળા અથવા હરકોઇ ગુન્હાનો ઇનસાફ સંક્ષિપ્ત રીતે કરવાને મુખત્યાર છે;—

(અ) જે ગુન્હા મોતની, સમુદ્રપારની, અથવા છ મહિના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષા કરવા લાયક નહિ હોય તેવા ગુન્હા.

(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૬૪ મી, ૨૬૫ મી, અને ૨૬૬ મી કલમ પ્રમાણે કાટલાં તથા માપ સંબંધી ગુન્હા;

(ક) તેજ કાયદાની ૩૨૩ મી કલમ પ્રમાણે વ્યથા;

(ડ) તેજ કાયદાની ૩૭૯ મી અથવા ૩૮૦ મી અથવા ૩૮૧ મી કલમ પ્રમાણે ચોરી, ચોરીની મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ હોય ત્યારે;

(ઇ) તેજ કાયદાની ૪૦૩ જી કલમ પ્રમાણે બદદાનતથી મિલકતનો ખોટો ઉપયોગ કરેલી મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ, હોય ત્યારે;

(ફ) તેજ કાયદાની ૪૧૧ મી કલમ પ્રમાણે ચોરીની મિલકત લેવી અથવા રાખવી, સદરહુ મિ-

લકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ હોય ત્યારે,

( ગ ) તેજ કાયદાની ૪૧૪ મી કલમ પ્રમાણે ચોરીની મિલકત સંતાડવામાં અથવા તેની વ્યવસ્થા કરવામાં મદદ કરવી, સદરહુ મિલકતની કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે નહિ હોય ત્યારે;

( હ ) તેજ કાયદાની ૪૨૭ મી કલમ પ્રમાણે બિગાડ;

(આઇ) તેજ કાયદાની ૪૪૮ મી કલમ પ્રમાણે ગ્રહપ્રવેશ, તથા ૪૫૧ મી, ૪૫૬ મી અને ૪૫૭ મી કલમો પ્રમાણેના ગુન્હા;

( જ ) તેજ કાયદાની ૫૦૪ કલમ પ્રમાણે સુલેહનો ભંગ કરવાના ઇરાદાથી અપમાન કરવું; અને તેજ કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે સાપરાધ ધમકી;

( કે ) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇપણ ગુન્હામાં મદદગારી કરવી

( લ ) ઉપર કહેલા ગુન્હાઓમાંનો કોઇપણ ગુન્હો કરવાની કોશિસ, તે કોશિસ ગુન્હો હોય ત્યારે,

( મ ) સન ૧૮૭૧ ના ઢોરોના અતિક્રમણ બાબતના આકટની ૨૦ મી કલમ પ્રમાણેના ગુન્હા;

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં કોઇ જીલ્લા માજીસ્ટ્રેટ ૩૪ મી કલમમાં આપેલા વિશેષ અધિકાર ચલાવતો હોય તેવા કોઇ પણ મુકદમાનો ઇનસાફ સંક્ષિપ્ત રીતે કરવો નહિ.

(૨) સંક્ષિપ્ત રીતે ઇનસાફ ચાલતો હોય તે દરમિયા માજીસ્ટ્રેટને અથવા બેચને એમ જણાય કે તે મુકદમો એવી રીતનો છે કે સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવો એ ઇષ્ટ નથી, ત્યારે તે માજીસ્ટ્રેટે અથવા બેંચે, જે શાહેદોની તપાસ થઇ ગઈ હોય એવા કોઇ પણ સાહેદને પાછો બોલાવી આ કાયદામાં ઠરાવેલી રીત પ્રમાણે મુકદ્દમાની ફરીથી સુનાવણી કરવા માંડવી જોઇયે.

૨૬૧. માજીસ્ટ્રેટોની જે કોઇ બેંચને બીજા અથવા ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપેલો હોય તે બેંચને હેઠળ લખેલા સઘળા ગુન્હાઓનો અથવા તેઓમાંના કોઇ પણ ગુન્હાનો સંક્ષિપ્તરીતે ઇનસાફ કરવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છેઃ—

(અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૭ મી, ૨૭૮ મી, ૨૭૯મી ૨૮૫ મી, ૨૮૬ મી, ૨૮૯ મી, ૨૯૦ મી, ૨૯૧ મી, ૨૯૩ મી, ૨૯૪ મી, ૩૨૩ મી, ૩૩૪ મી, ૩૩૬ મી, ૩૪૧ મી, ૩૫૨ મી, ૪૨૯ તથા ૪૪૭ મી. કલમ વિરૂદ્ધ ગુન્હાઃ—

(બ) મ્યુનિસિપલ આકટ વિરૂધ અને શેહેરનું જતન કરવા બાબત જે કલમો પોલીસ આકટોમાં છે તે કલમો વિરૂદ્ધ જે ગુન્હા માટે ફક્ત દંડની, અથવા એક મહિના કરતાં વધારે ન હોય એટલી મુદતસુધીની કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હાઃ

(ક) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇપણ ગુન્હામાં મદદગારી કરવી.

(ડ) ઉપર કહેલા ગુન્હાઓમાંનો કોઇપણ ગુન્હો કરવાની કોશિસ, તે કોશિસ ગુન્હો હોય ત્યારે.

૨૬૨. ૧) આ બાબ પ્રમાણે ઇનસાફ કરતી વખતે, સમનના મુકદ્દમા માટે ફરમાવેલી રીત પ્રમાણે સમનના મુકદમામાં કામ ચલાવવું, અને વારટના મુકદમા માટે ફરમાવેલી રીત પ્રમાણે વારંટના મુકદમામાં કામ ચલાવવું, પણ આ કાયદામાં આગળ કહેલી બાબતોમાં તેમ કરવું નહિ.

આ બાબપ્રમાણે હરકોઇ ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ત્રણ મહિના કરતાં વધારે મુદતની શિક્ષાનો હુકમ કરવો નહિ.

૨૬૩. જે મુકદમામાં અપીલ ચાલતી નહિ હોય તે મુકદ્દમામાં માજીસ્ટ્રેટને અથવા માજીસ્ટ્રેટોની બેંચને શાહેદોનો પુરાવો દફતરમાં દાખલ કરવાની અથવા પદ્ધતી પ્રમાણે તોહોમતનામું તૈયાર કરવાની જરૂર નથી, પણ સ્થાનિક સરકાર ફરમાવે એવા નમુનામાં હેઠળ લખેલી વિગત માજીસ્ટ્રેટે અથવા માજીસ્ટ્રેટોની બેંચે દાખલ કરવીઃ—

(અ) અનુક્રમ નંબર;

(બ) ગુન્હો થયાની તારીખ;

(ક) રિપોર્ટના અથવા ફરિયાદની તારીખ.

(ડ) ફરિયાદી હોય તો તેનું નામ;

(ઈ) તોહોમતવાળાનું નામ, તેના બાપનું નહી તો માનું નામ, તથા તેનું રેહેવાનું ઠેકાણું;

(ફ) જે ગુન્હાની ફરિયાદ થઇ હોય તે ગુન્હો તથા ( કાંઇ ) ગુન્હો સાબિત થયો હોય તો તે ગુન્હો, અને ૨૬૦ મી કલમની પેટા કલમ (૧)ની રકમ (ક), રકમ (ખ) રકમ (ફ) અથવા રકમ (ગ)માં આવે એવી બાબતોમાં જે મિલકતના સંબંધમાં ગુન્હો કર્યો હોય તે મિલકતની કિમંત;

(ગ) તોહોમતવાળાનો જવાબ (હોય તો) તથા તેની જબાની (જોહોયતો ;

(હ) ગુન્હા બાબત ઠરાવ અને ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તો તેનાં કારણનો મુકતેસરમાં મજકુર;

(આઇ) શિક્ષાનો હુકમ અથવા બીજો આખરનો હુકમ અને

(જ) જે તારીખે કામ પુરૂં થયું તે તારીખ.

૨૬૪. (૧) જે મુકદમાનો ઇનસાફ કોઇ માજીસ્ટ્રેટ અથવા બેંચ સંક્ષિપ્ત રીતે કરે અને જેમાં અપીલ ચાલતી હોય તેવા દરેક મુકદમામાં તે માજીસ્ટ્રેટે અથવા બેંચે. શિક્ષાનો હુકમ કરતાં પેહેલાં, ફેંસલો દફતરમાં દાખલ કરવો, અને તે ફેંસલામાં સાક્ષી પુરાવાનો સાર દાખલ કરવો, અને ૨૬૩ મી કલમમાં કહેલી વિગત પણ દાખલ કરવી.

(૨) ફક્ત સદરહુ પ્રકારનો ફેંસલો આ કલમ લાગુ હોય તેવા મુકદમાઓનું દફતર છે એવું સમજવું.

**૨૬૫.** (૧) ૨૬૩ મી કલમ પ્રમાણે તૈયાર કરેલાં દફતર તથા ૨૬૪ મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલા ફેંસલા પ્રમુખ અમલદારે અંગ્રેજીમાં અથવા કોર્ટની ભાષામાં, અથવા એવો અમલદાર જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટ ફરમાવે તો પોતાની સ્વભાષામાં લખવા.

(૨) માજીસ્ટ્રેટોની જે બેંચને ગુન્હાઓનો સંક્ષિપ્ત રીતે ઇનસાફ કરવાનો અધિકાર આપેલો હોય તે બેંચ જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટે આ બાબત નિમેલા કોઇ અમલદાર પાસે સદરહુ દફતર અથવા ફેંસલો તૈયાર કરાવવાનો અધિકાર તે બેંચને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને એ પ્રમાણે તૈયાર કરેલાં દફતર ઉપર અથવા ફેંસલા ઉપર તે બેંચના જે મેમ્બર હાજર રહીને કામમાં ભાગ લેતા હોય તેવા દરેક મેમ્બરે સહી કરવી.

(૩) જો એવો અધિકાર આપવામાં ન આવે તો, બેંચના કોઇ મેમ્બરે તૈયાર કરેલું તથા ઉપર કહ્યા પ્રમાણે સહી કરેલું દફતર યોગ્ય દફતર થશે.

(૪) બેંચમાં મતભેદ થાય, તો ના કબુલ થનારા મેંબરને જુદો ફેંસલો લખવાનો અધિકાર છે.

---

## બાબ ૨૩ મો.

### હાઇ કોરટોની આગળ તથા સેશન કોરટોની આગળ ઇનસાફ ચલાવવા બાબત.

### અ.—પ્રથમ નિયમો.

૨૬૬. ૨૭૬ મી તથા ૩૦૭ મી કલમ શિવાય આ બાબમાં, તથા ૧૮ મા બાબમાં " હાઇ કોરટ " એ શબ્દોનો અર્થ સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇ કોરટો બાબતના આકટ પ્રમાણે ઇનસાફની જે હાઇ કોરટ સ્થાપી હોય અથવા સ્થાપવાની હોય તે હાઇ કોરટો એવો સમજવો, અને તેમાં પંજાબની ચીફ કોરટનો, રંગુનના રેકાર્ડરની કોરટનો તથા બીજી જે કોરટને ગવર્નર જનરલ ઇનકોન્સિલ વખતે વખતે ઈંડીયા ગેઝેટ જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ બાબનાં કારણસારૂ હાઇ કોરટો ઠરાવે એવી કોરટોનો સમાવેશ થાય છે.

૨૬૭. હાઇ કોરટની આગળ આ બાબ પ્રમાણે સઘળા મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કરવો;

અને આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં, આ કાયદા પ્રમાણે અથવા સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇ કોરટો બાબતના આકટ પ્રમાણે સ્થાપેલી કોઇ પણ હાઇ કોરટના લેટર્સ પેટંટ પ્રમાણે કોઇ હાઇ કોરટની પાસે મોકલેલા સઘળા ફોજદારી મુકદમામાં, જો તે હાઇ કોરટ ફરમાવે તો ઇનસાફ જ્યુરીથી કરવાનો અધિકાર છે.

**૨૬૮.** સેશન કોરટની આગળ સઘળા મુકદમાઓના ઇનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી કરવા.

**૨૬૯.** (૧) કોઈ પણ સેશન કોરટની આગળ સઘળા ગુન્હાઓનો અથવા કોઇ પણ અમુક વર્ગના ગુન્હાઓનો ઇનસાફ કોઇ પણ જીલ્લામાં જ્યુરીથી કરવો એવું સ્થાનિક સરકાર ગવર્નર જનરલ ઇનકૌન્સિલની પ્રથમ મંજુરી લઇને, તથા સરકારી ગેઝીટમાં હુકમ પ્રસિદ્ધ કરીને ફરમાવવાને, અને તે હુકમ એવીજ રીતે મંજુરી લઇને રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

( ૨ ) સ્થાનિક સરકાર એવોજ હુકમ કરીને વળી એમ ફરમાવવાને મુખત્યાર છે કે, જે કોઇ પણ ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી થવાનો હોય તે જીલ્લાની બાબતમાં, તેવા ગુન્હાઓનો ઇનસાફ, વિશેષ જ્યુરીની ટીપમાંથી સમન કરીને બોલાવેલા જ્યુરરોથી કરવો એમ સદરહુ જડજ પોતાને અરજી કરવામાં આવે તે ઉપરથી અથવા પોતાની મેળે હુકમ કરે તો, તેવા ગુન્હાઓનો ઇનસાફ એવી રીતે કરવો, અને સદરહું સરકાર એવો હુકમ રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

( ૩ ) જ્યારે કેટલાએક ગુન્હાઓનું તોહોમત, તોહોમતવાળા ઉપર એકજ ઇનસાફની વખતે મુકવામાં આવ્યું હોય અને તેમાંના થોડાએક ગુન્હાઓનો ઇનસાફ જ્યુરીથી થઇ શકે અને થોડાએકનો ઇનસાફ જ્યુરીથી ન થઇ શકે એમ હોય તેમનો ઇનસાફ જ્યુરરોનેજ એસેસરો સમજી તેમની મદદથી સેસન કોરટે કરવો.

**૨૭૦.** સેશન કોરટની આગળ જે જે ઇનસાફ થાય તેમાં ફરિયાદનું કામ પબ્લિકપ્રોસિક્યુટરે ચલાવવું.

## બ.—કામ ચલાવવાની શરૂઆત.

**૨૭૧.** ( ૧ ) જ્યારે ઇનસાફ શરૂ કરવાને કોરટ તૈયાર હોય ત્યારે, તેની આગળ તોહોમતવાળાએ હાજર થવું અથવા તેને આણવો, અને તોહોમતનામું કોરટમાં વાંચી સંભળાવવું તથા તેને સમજાવવું. અને તેને પુછવું કે જે ગુન્હાનું તોહોમત મુકયું છે તેનો તું તકસીરવાર છે કે તારો ઇનસાફ થાય એવો તું દાવો કરે છે.

( ૨ ) જો તોહોમતવાળો એવો જવાબ આપે કે હું તકસીરવાર છું, તો તે જવાબ દફતરમાં દાખલ કરવો અને તે ઉપરથી તે તોહોમતવાળાને ગુન્હેગાર ઠરાવવો.

**૨૭૨.** જો તોહોમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહિ અથવા મારો ઇનસાફ થવો જોઇયે એવો દાવો કરે, તો કોરટે જ્યુરરો અથવા આસેસરો આ કાયદામાં આગળ કહ્યા પ્રમાણે પસંદ કરીને તે મુકદમાનો ઇનસાફ કરવા માંડવો;

પણ એવું ઠરાવ્યું છે કે આ કાયદામાં આગળ હરકત લેવાનો જે હક્ક કહ્યો છે તેને અનુસરીને, કોરટને યોગ્ય લાગે તેટલા તોહોમતવાળા શખસોનો એક પછી એક એ રીતે ઇનસાફ તેની તેજ જ્યુરી કરી શકે, અથવા તેના તેજ આસેસરો તે ઇનસાફના કામમાં મદદ કરી શકે.

**૨૭૩.** (૧) હાઇ કોરટની આગળ ઇનસાફ ચાલે તેમાં જે શખસની ઉપર તોહોમત મુકયું હોય તે શખસનો ઇનસાફ શરૂ થતાં પેહેલાં કોઇ પણ વખતે તે હાઇકોરટને એમ જણાય કે તોહોમતનામું અથવા તેનો કોઇ ભાગ સાબિત થઈ શકશે નહિ એ સ્પષ્ટ છે, ત્યારે જડજે તે તોહોમતનામા ઉપર તે મતલબની એક નોંધ કરવી.

(૨) સદરહુ નોંધનું ફળ એવું થશે કે, પ્રસંગ પ્રમાણે તોહોમતનામા ઉપરથી અથવા તેના ભાગ ઉપરથી ચલાવવાનું કામ બંધ થશે.

## ક.—જ્યુરી પસંદ કરવા બાબત.

**૨૭૪.** (૧) હાઇ કોરટની આગળ ઇનસાફ થતી વખતે જ્યુરીમાં નવ માણસો હોવા જોઇયે.

(૨) સેશન કોરટની આગળ જ્યુરીથી ઇનસાફ થતી વખતે, ત્રણ કરતાં ઓછી ન હોય અને નવ કરતાં વત્તી ન હોય એવી જે વિષમ સંખ્યા સ્થાનિક સરકાર કોઇ પણ અમુક જીલ્લાને અથવા તે જીલ્લામાં કોઇ પણ અમુક વર્ગના ગુન્હાઓને લાગુ પડે એવી વખતે વખતે ફરમાવે તે સંખ્યા જ્યુરીના

માણુસોની હોવી જોઇએ

૨૭૫. યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા કોઈ શખસનો ઇનસાફ સેશન કોરટની આગળ જ્યુરીથી કરવામાં આવે ત્યારે જો તે શખસની ઇચ્છા હોય તો, તે જ્યુરીમાં અર્ધાધિક યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા માણુસો હોવા જોઇયે.

૨૭૬. જ્યુરરો પસંદ કરવા તે જ્યુરર તરીકે કામ કરવા સારૂ સમન કરેલા માણુસો મધ્યેથી કોરટ વખતે વખતે કાનુન કરીને ફરમાવે તેવી રીતે ચિઠ્ઠી કાહાડીને પસંદ કરવા;—

પણુ એવું ઠરાવ્યું છે કે—

પ્રથમ, આ કલમ પ્રમાણે કોઇપણુ કોરટને માટે કાનુનો કાહાડવામાં આવે, ત્યાંસુધી તે કોરટમાં જ્યુરરો પસંદ કરવાની બાબતમાં જે રીવાજ હાલ ચાલુ હોય તે રીવાજ પ્રમાણે ચાલવું.

બીજું, સમન કરેલા માણુસો પુરતા ન હોય, તો બીજા જે માણુસો હાજર હોય તે મધ્યેથી કોરટની રજા લઇને જ્યુરરોની જોઇતી સંખ્યા પસંદ કરવાનો અધિકાર છે.

ત્રીજું, ઇલાકાના મુખ્ય શેહેરોમાં—

(અ) તોહોમતવાળા શખસની ઉપર મોતની શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હો કર્યાનું તોહોમત મુકયું હોય તો, અથવા

(બ) બીજા કોઈ પણુ મુકદમામાં હાઇ કોરટનો કોઇ જડજ એમ ફરમાવે તો.

આ કાયદામાં આગળ વિશેષ જ્યુરીની જે ટીપ કહી છે તે ટીપ મધ્યેથી જ્યુરરો પસંદ કરવા; અને

ચોથું, અમુક ગુન્હાઓનો ઇનસાફ વિશેષ જ્યુરીથી કરવાની છુટ છે એમ જે કોઇ પણુ જીલ્લા બાબત સ્થાનિક સરકારે ઠરાવ્યું હોય તે જીલ્લામાં, કલમ ૩૨૫ માં કહેલી વિશેષ જ્યુરીની ટીપમાંથી જ્યુરરો પસંદ કરવા એવું જડજ જે કોઇ પણુ મુકદમામાં ફરમાવે તે મુકદ્દમામાં તે પ્રમાણે જ્યુરરો પસંદ કરવા જોઇયે.

૨૭૭. (૧) જ્યુરર પસંદ કરવામાં આવતા જાય તેમ તેમ તે દરેકનું નામ મોંઢેથી બોલાવવું અને તે હાજર થાય એટલે તોહોમતવાળાને પુછવું કે એ જ્યુરરથી તારો ઇનસાફ થાય એમાં તને હરકત છે.

(૨) તે વખતે તે જ્યુરર બાબત તોહોમતવાળો અથવા ફરિયાદનું કામ ચલાવનારો હરકત લેવાને મુખત્યાર છે, અને તે હરકતનાં જે કારણુ હોય તે કેહેવાં;

પણુ એવું ઠરાવ્યું કે, હાઇકોરટમાં સરકારની તરફથી આઠ સંખ્યા સુધી અને જે શખસની અથવા શખસોની ઉપર તોહોમત મુકયું હોય તે શખસની અથવા તે સઘળા શખસોની તરફથી આઠ સંખ્યા સુધી કારણો કહ્યા વગર હરકતો થવા દેવી.

૨૭૮. કોઇ જ્યુરર બાબત હેઠળ લખેલાં કારણોમાંનાં કોઇપણુ કારણુપરથી હરકત લીધી હોય અને કોરટની ખાત્રી થાય એવી રીતે તે સાબિત થાય તો તે હરકત મંજુર રાખવી;

(અ) તે જ્યુરર અનુમાન પ્રમાણે અથવા ખરેખરો પક્ષપાત છે;

(બ) જાતનું કાંઈ કારણુ, જેમ કે પરદેશના વતની હોવું, અથવા કોઇ પણુ ચાલુ કાયદાથી અથવા કાયદા પ્રમાણે અમલ થતો હોય એવી કોઇ પણુ કાનુનથી ફરમાવેલી યોગ્યતામાં ખામી હોવી, અથવા એકવીસ વર્ષની અંદરની વયના અથવા સાઠ વર્ષથી વત્તી વયના હોવું;

(ક) તેણે પોતાની રીતથી અથવા ધર્મ સંબંધી સંકલ્પથી દુનિયાદારીની સઘળી ચીંતા તજી દીધીછે;

(ડ) તે કોરટ મધ્યે અથવા તેના હાથ તળે કંઇ હોદ્દો ધારણુ કરે છે.

(ઈ) તે પોલીસનું કાંઈ કામ કરે છે અથવા પોલીસનું કાંમ તેને સોંપેલું છે;

(ફ) તેની ઉપર કોઇ પણુ ગુન્હો સાબિત થયો છે જે પરથી તે કોરટની નજરમાં જ્યુરીમાં કામ કરવાને તે અયોગ્ય થાય;

(ગ) જે ભાષામાં શાહેદી અપાતી હોય તે ભાષા, અથવા જ્યારે તે સાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા, સમજવાને તે અશક્ત છે;

(હ) બીજી કોઇ હકીકતથી તે કોરટની નજરમાં, તે જ્યુરર તરીકે નાલાયક થાય તે હકીકત.

**૨૭૯.** (૧) કોઈ જ્યુરર બાબત જે હરકત લેવામાં આવે તે દરેક હરકત વિશે કોરટે ઠરાવ કરવો, અને તે ઠરાવ દફતરમાં નોંધવો અને તે આખરનો છે એવું સમજવું.

(૨) જો તે હરકત મંજુર કરવામાં આવે, તો તે જ્યુરરને ઠેકાણે સમન મુજબ હાજર થયલા અને ૨૭૬ મી કલમથી ઠરાવેલી રીતે પસંદ કરેલા બીજા કોઇપણ જ્યુરરને નિમવો, અથવા તેવો બીજો કોઈ જ્યુરર હાજર ન હોય, તો જેનું નામ જ્યુરરોની ટીપમાં હોય અથવા જે માણસ કોરટની નજરમાં તે જ્યુરીમાં કામ કરવાને યોગ્ય જણાય એવો બીજો જે માણસ કોરટમાં હાજર હોય તે માણસને નિમવો; પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ જ્યુરર અથવા બીજા માણસ બાબત

૨૭૫ મી કલમ પ્રમાણે હરકત લીધી ન હોય અને મંજુર રાખી ન હોય તો તેમ કરવું.

**૨૮૦.** (૧) જ્યારે જ્યુરરોને પસંદ કરવામાં આવે, ત્યારે તેમણે પોતાનામાંથી એક જણને અગ્રેસર નિમવો.

(૨) તે અગ્રેસરે જ્યુરીની તકરારોમાં ઉપરીપણું કરવું, જ્યુરીનો ઠરાવ કોરટને કહી સંભળાવવો, અને જ્યુરીને તેમાંના કોઇપણ જ્યુરરને કાંઇ ખબર જોઇતી હોય તે કોરટ પાસેથી પુછી લેવી.

(૩) જડજને વાજબી લાગે એટલા વખતમાં જો જ્યુરીમાંના ઘણા જણ કોઇ અગ્રેસર નિમવામાં એકમત ન થાય, તો તેની નિમણુંક કોરટે કરવી.

**૨૮૧.** જ્યારે અગ્રેસર નિમવામાં આવે, ત્યારે સન ૧૮૭૩ ના હિંદુસ્તાનના સમનના આક્ટ પ્રમાણે જ્યુરરોને સમ ખવડાવવા.

**૨૮૨.** (૧) જ્યુરીથી ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પેહેલાં કોઇપણ વખતે કાંઇ પુરતાં કારણસર કોઇ જ્યુરર તે ઇનસાફનું કામ પુરૂં થતા સુધી હાજર ન થઇ શકે, અથવા કોઈ જ્યુરર ગેરહાજર રેહે, અને તેને હાજર ન કરી શકાય એવું હોય, અથવા જે ભાષામાં શાહેદી અપાતી હોય તે ભાષા કોઇ જ્યુરર સમજી શકતો નથી અથવા તે શાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા સમજી શકતો નથી, એવું જો દેખાય તો, એક નવો જ્યુરર માંહે લેવો, અથવા તે જ્યુરીને રજા આપવી અને નવી જ્યુરી પસંદ કરવી.

(૨) સદરહુ પ્રસંગોમાંના દરેક પ્રસંગે ઈનસાફ નવેસરથી શરૂ કરવો,

**૨૮૩.** જ્યારે કેદી પાંજરામાં રેહેવાને અશક્ત થાય, ત્યારે જ્યુરીને રજા આપવાને પણ જડજ મુખત્યાર છે.

## ડ.—આસેસરો પસંદ કરવા બાબત.

**૨૮૪.** જ્યારે ઇનસાફ આસેસરોની મદદથી કરવાનો હોય, ત્યારે આસેસર તરીકે કામ કરવાને સમન કરેલા માણસોમાંથી જડજને યોગ્ય લાગે તેપ્રમાણે બે અથવા વધારે માણસો પસંદ કરવા.

**૨૮૫.** (૧) આસેસરોની મદદથી કોઇ ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જો ઠરાવ થતાં પહેલાં કોઇ પણ વખતે કાંઇ પુરતાં કારણસર કોઇ આસેસર તે ઇનસાફનું કામ પુરૂં થતાં સુધી હાજર ન થઈ શકે અથવા ગેરહાજર રહે અને તેને હાજર કરવાનું બની શકે નહિ, તો બાકીના આસેસરની અથવા આસેસરોની મદદથી તે ઇનસાફનું કામ ચલાવવું

(૨) જો સઘળા આસેસરો હાજર થતાં અટકે અથવા ગેરહાજર રહે, તો કામ ચલાવવાનું બંધ રાખવું, અને નવા આસેસરોની મદદથી તે ઇનશાફનું કામ નવેસરથી ચલાવવું.

## ઇ.—ફરિયાદી તરફનો તથા તોહોમતવાળા તરફનો મુકદમો પુરો થતાં સુધી ઇનસાફનું કામ.

**૨૮૬.** (૧) જ્યુરરો અથવા આસેસરો પસંદ કરવામાં આવ્યા બાદ ફરિયાદનું કામ ચલાવનારે હિંદુસ્તાનના ફોજદારી કાયદામાંથી અથવા બીજા કાયદામાંથી જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હાનું વર્ણન વાંચીને તથા કયા પુરાવા ઉપરથી તે તોહોમતવાળાની તકસીર સાબિત કરવાની આશા રાખે છે તે ટુંકામાં કહી જણાવીને પોતાનો મુકદમો શરૂ કરવો.

(૨) પછી ફરિયાદનું કામ ચલાવનારે પોતાના શાહેદોને તપાસવા.

**૨૮૭.** તોહોમતવાળાની જે જબાની કમિટ કરનારા માજીસ્ટ્રેટે અથવા તેની રૂબરૂ યોગ્ય રીતે દફ-

તરમાં દાખલ કરી હોય, તે જબાની ફરિયાદનું કામ ચલાવનારે રજુ કરવી અને તે પુરાવા દાખલ વાંચવી.

૨૮૮. કમિટ કરનારા માજીસ્ટ્રેટની આગળ તોહોમતવાળાની સમક્ષ કોઇ શાહેદની જબાની યોગ્ય રીતે લેવામાં આવી હોય તે જબાની પ્રમુખ જડજની નજરમાં આવે અને તેની તપાસ કરવામાં આવે તો તે કામમાં પુરાવા દાખલ ગણવાનો અધિકાર છે.

૨૮૯. (૧) ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની અને તોહોમતવાળાની જબાની ( જો હોય તો ) પુરી થઇ રહે, ત્યારે તોહોમતવાળાને પુછવું કે તારો પુરાવો રજુ કરવો છે કે નહિ.

(૨) ને કહે કે મારે પુરાવો રજુ કરવો નથી, તો ફરિયાદનું કામ ચલાવનારે પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવો. અને, જો કોરટની નજરમાં એવું આવે કે તોહોમતવાળાએ ગુન્હો કર્યો છે એવો કાંઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા, જે કામમાં જ્યુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

(૩) જો તોહોમતવાળો અથવા કેટલાએક તોહોમતવાળાઓમાંનો હરકોઇ તોહોમતવાળો કેહે કે મારે પુરાવો રજુ કરવો છે, અને કોરટની નજરમાં એમ આવે કે તોહોમતવાળાએ ગુન્હો કર્યો છે એવો કોઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા જે કામમાં જ્યુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકસીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને, કોરટ મુખત્યાર છે.

(૪) જો તોહોમતવાળો અથવા કેટલાએક તોહોમતવાળાઓમાંનો હરકોઇ તોહોમતવાળો કહેકે મારે પુરાવો રજુ કરવો છે, અને કોરટની નજરમાં એમ આવે કે તેણે ગુન્હો કર્યો છે એવો પુરાવો છે, અથવા મારે પુરાવો રજુ કરવો નથી એવું તેના કેહેવા ઉપરથી ફરિયાદનું કામ ચલાવનાર પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવે અને કોરટની નજરમાં એમ આવે કે તોહોમતવાળાએ ગુન્હો કર્યો છે એવો પુરાવો છે, તો તોહોમતવાળાને તેનો જવાબ કરવા માંડવાનું કોરટે ફરમાવવું.

૨૯૦. પછી તોહોમતવાળો અથવા તેનો પ્લીડર પોતાની તરફનો મુકદમો શરૂ કરવાને મુખત્યાર છે, અને તેણે તેમાં જે હકીકત ઉપર અથવા કાયદા ઉપર અથવા કાયદા ઉપર આધાર રાખવાનો પોતાનો ઇરાદો હોય તે હકીકત અથવા કાયદો કેહેવો, તથા ફરિયાદનું કામ ચલાવનારની તરફના પુરાવા ઉપર જે જે ટીકા પોતાને જરૂરની લાગે તે કરવી. પછી તે પોતાના શાહેદો હોય તો તેઓને તપાસવાને મુખત્યાર છે, અને તેઓની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી કરવી હોય તો તે કર્યા પછી પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે.

૨૯૧. જે શાહેદનું નામ તોહોમતવાળાએ અગાઉ નહિ કહ્યું હોય, તે શાહેદ હાજર હોય તો તેની જબાની તોહોમતવાળાને લેવા દેવી; પણ જે માજીસ્ટ્રેટે તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કર્યો હોય તે માજીસ્ટ્રેટને આપેલી ટીપમાં જે શાહેદોનાં નામ લખ્યાં હોય તે શિવાય બીજા કોઈ પણ શાહેદને સમન કરીને બોલાવવાનો ૯૬, ૨૧૧ મી તથા ૨૩૧ મી કલમમાં કહેલા પ્રસંગ શિવાય બીજે પ્રસંગે નથી.

૨૯૨. જો તોહોમતવાળો અથવા તોહોમતવાળાઓમાંનો હરકોઇ પુરાવો રજુ કરે, તો ફરિયાદનું કામ ચલાવનારને પ્રત્યુત્તર આપવાનો હક છે એવું સમજવું.

૨૯૩. (૧) જ્યારે કોરટ એમ ધારે કે જે ગુન્હાનું તોહોમત મુકયું છે તે ગુન્હો જે જગાએ કર્યાનું કેહેવામાં આવ્યું છે તે જગા, અથવા બીજી જે જગાએ ઇનસાફને લગતી મુદ્દાની બીજી કોઇ પણ વાત બન્યાનું કેહેવામાં આવ્યું છે તે જગા, જ્યુરીએ અથવા આસેસરોએ નજરે જોવી જોઇએ ત્યારે કોરટે તે પ્રમાણે હુકમ કરવો, અને કોરટના કોઇ અમલદારના હવાલમાં તે જ્યુરીને અથવા આસેસરોને એકઠા તે જગાએ લઇ જવા, અને તે જગા કોરટે નિમેલા કોઇ શખસે તેઓને દેખાડવી.

(૨) તે અમલદારે કોરટની રજા શિવાય બીજા કોઇ પણ શખસને તે જ્યુરીમાંના અથવા

આસેસરોમાંના કોઈની જોડે બોલવા અથવા ચિઠી પત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવા દેવો નહિ અને કોરટ બીજી રીતે ફરમાવે નહિ તો તે જગા જોવાનું કામ પુરૂં થઇ રેહે એટલે તુરત તેઓને પાછા કોરટમાં લઇ જવા.

૨૯૪. કોઈ જ્યુરર અથવા આસેસર સંબંધ રાખનારી કોઇ લગતી હકીકતથી પોતાની જાતે વાકેફ હોય તો, હું એ વાતથી વાકેફ છું એવું જડજને જાહેર કરવાની તેની ફરજ છે, અને પછી બીજા કોઈ શાહેદની માફકજ તેને સમ આપીને તેની તપાસણી, ઉલટ તપાસણી તથા ફરી તપાસણી કરવાનો અધિકાર છે.

૨૯૫. જો કોઇ ઇન્સાફનું કામ મુલતવી રાખવામાં આવે, તો જ્યુરીએ અથવા આસેસરોએ મુલતવી રાખેલી બેઠકે હાજર થવું અને ઇનસાફનું કામ પુરૂં થતાં સુધી પછીની દરેક બેઠકે હાજર રેહેવું.

૨૯૬. હાઈકોરટની આગળ કોઈ મુકદમાનો ઇનસાફ એક કરતાં વધારે દિવસ સુધી ચાલે તે દરમિયાનમાં જ્યુરીને એકઠી રાખવા બાબત તે હાઇકોરટ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે; અને જ્યુરરોને તે કોરટના કોઇ અમલદારના હવાલામાં એકઠા રાખવા કે તેમને પોત પોતાને ઘેર પાછા જવા દેવા, અને રાખવા તો કેવી રીતે રાખવા તે બાબત પ્રમુખ જડજ સદરહુ કાનુનોને અનુસરીને હુકમ કરવાને મુખત્યાર છે.

## ૬.—જે મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમાઓમાં ઇનસાફનો છેડો.

૨૯૭ જે મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કર્યો હોય તે મુકદમાઓમાં તોહોમતનો જવાબ દેવાનુ કામ પુરૂં થઇ રેહે અને ફરિયાદનું કામ ચલાવનારને પ્રત્યુત્તર આપવો હોય તો તે પ્રત્યુત્તર આપે એટલે કોરટે જ્યુરીને આદેશ આપવા માંડવો, તેમાં ફરિયાદનું કામ ચલાવનારની તરફના તથા તોહોમતવાળાની તરફના શાહેદીપુરાવાનો સાર કહી સંભળાવવો અને જે કાયદા પ્રમાણે જ્યુરીએ ચાલવું તે કાયદો કહેવો.

૨૯૮. (૧) સદરહુ મુકદમાઓમાં જડજનું કામ હેઠળ લખ્યા પ્રમાણે છે.

(અ) કાયદાની જે તકરારો ઇનસાફ ચાલતી વખતે નિકળે તે સઘળી તકરારોનો, અને વિશેષે કરીને જે હકીકતો સાબિત કરવાનો વિચાર હોય તે હકીકતોના લાગુપણાબાબત, તથા કાંઇ પણ પુરાવો દાખલ થઇ શકે કે નહિ તે બાબત અથવા પક્ષકારોએ અથવા તેમની તરફથી પુછેલા સવાલોની યોગ્યતા બાબત સઘળી તકરારોનો ફેંસલો કરવો; અને પોતાની નજરમાં આવે તો, દાખલ ન થઈ શકે એવો પુરાવો રજુ થતો અટકાવવો, પછી તે પુરાવા બાબત પક્ષકારોએ હરકત લીધી હોય કે ન હોય તો પણ.

(બ) ઇનસાફની વખતે પુરાવામાં આપેલા સઘળા દસ્તાવેજોના અર્થ તથા અન્વય બાબત ફેંસલો કરવો;

(ક) મુકરર બાબતોનો પુરાવો અપાય એટલા માટે હકીકતની જે બાબતો સાબિત કરવાની જરૂર હોય તે સઘળી બાબતોનો ફેંસલો કરવો.

(ડ) કાંઇ તકરાર નિકળે તેનો નિકાલ પોતે કરવો કે જ્યુરીએ કરવો તે બાબત ફેંસલો કરવો, અને એ બાબત તેનો ફેંસલો જ્યુરરોને બંધક છે.

(૨) શાહેદી પુરાવાનો સાર કહી સંભળાવતી વખતે પોતાની નજરમાં યોગ્ય જણાય તો હકીકતની કાંઈ તકરાર અથવા કાયદાની અને હકીકતની એ બેઉની ભેગી કાંઇ તકરાર તે કામને લગતી હોય તે બાબત પોતાનો અભિપ્રાય જ્યુરીને જણાવવાને મુખત્યાર છે.

દૃષ્ટાંતો—(અ) જે શખસ તે કામમાં શાહેદ ન હોય તે શખસે કાંઈ મંજકુર કહેલો હોય તે મંજકુરનો પુરાવો જે હકીકત ઉપરથી દાખલ થઈ શકે તે હકીકત સાબિત થઇ છે એ સબબ પરથી તે મંજકુર સાબિત કરવાનો વિચાર છે.

તેવી હકીકત હતી એહું સાબિત થયું છે કે નહિ તેનો નિશ્ચય કરવો એ જડજનું કામ છે. જ્યુરીનું કામ નથી.

(બ) જે અસલ દસ્તાવેજ ખોવાઇ ગયાનું અથવા જેનો નાશ થઈ ગયાનુ કેહેવું હોય તે દસ્તાવેજનો ઉપપુરાવો આપવાનો વિચાર છે. તે અસલ દસ્તાવેજ ખોવાઈ ગયલો છે કે નહિ અથવા તેનો નાશ થઇ ગયો છે કે નહિ તેનો નિશ્ચય કરવો એ જડજનું કામ છે.

૨૯૯. જ્યુરીનું કામ હેઠળ લખ્યા પ્રમાણે છે—

(અ)મુકદમામાંની હકીકતોની કઇ બાજુ ખરી છે તે નક્કી કરવું અને પછી તે બાજુને આધારે જે ઠરાવ જડજના આદેશ પ્રમાણે કહી સંભળાવવો જોઇયે તે ઠરાવ કહી સંભળાવવો;

(બ) ( કાયદાના શબ્દો શિવાય બીજા ) જે પારિભાષિક શબ્દોનો તથા જે શબ્દોનો અર્થ અસાધારણ અર્થમાં કર્યો હોય તથા તે નકકી કરવાની જરૂર હોય તે સઘળાનો અર્થ નક્કી કરવો પછી તે શબ્દો દસ્તાવેજમાં આવ્યા હોય કે નહિ તોપણ;

જે તકરારોને કાયદા પ્રમાણે હકીકતની તકરારો ગણવી જોઇયે તે સઘળી તકરારોનો ફેંસલો કરવો;

(ડ) સામાન્ય મોંઘમ વાકયો હોય તે અમુક પ્રસંગને લાગુ છે કે નહિ તેનો ઠરાવ કરવો, પણ તે વાકયોનો સંબંધ કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીત સાથે હોય અથવા તેઓનો અર્થ કાયદાથી નક્કી કર્યો હોય તો એ બેઉ પ્રસંગે તેઓનો અર્થ ઠરાવવો એ જડજનું કામ છે, જ્યુરીનું નથી.

દ્રષ્ટાંતો—( અ ) ય ના ખુન બાબત અ નો ઇનસાફ ચાલે છે.

ખુનમાં અને શિક્ષણીય મનુષ્ય વધમાં કેટલો ફેર છે તે જ્યુરીને સમજાવવો અને હકીકતોની કઈ સમજ પ્રમાણે અ ની ઉપર ખુનનો અથવા શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવો, અથવા કઇ સમજ પ્રમાણે અ એ ગુન્હો કર્યો નથી એવો ઠરાવ કરવો એ તેઓને કહેવું, એ જડજનું કામ છે.

હકીકતોની કઇ સમજ ખરી છે એનો નિશ્ચય કરવો, અને જડજનો આદેશ ખરો અથવા ખોટો હોય, અને તે પ્રમાણેજ પોતાનું મત હોય કે નહિ તોપણ તે આદેશ પ્રમાણે પોતાનો ઠરાવ કહી સંભળાવવો એ જ્યુરીનું કામ છે

(બ) તકરાર એવી છે કે કોઇ અમુક બાબત ઉપર કોઈ શખસે વાજબી મત ધારણ કરેલો કે નહિ,—કામ ઘટિત હુંશીયારીથી અથવા બરાબર મેહેનત કરીને કરેલું કે નહિ.

આમાંની દરેક તકરારનો નિશ્ચય કરવો એ જ્યુરીનું કામ છે.

૩૦૦. જે મુકદ્દમાઓનો ઇનસાફ જ્યુરીથી થતો હોય તે મુકદમાઓમાં જડજે પોતાનો આદેશ પુરો કર્યા પછી જ્યુરી પોતાના ઠરાવ બાબત વિચાર કરવાને એકાંતમાં જવાને મુખત્યાર છે.

કોરટની રજા વગર જ્યુરર શિવાય બીજા કોઇ શખશે સદરહુ જ્યુરીના કોઇપણ મેંબરની જોડે બોલવું નહિ અથવા ચિઠ્ઠી પત્રી વગેરે વડે વ્યવહાર ચલાવવો નહિ.

૩૦૧. જ્યારે જ્યુરી પોતાના ઠરાવ બાબત વિચાર કરી રેહે ત્યારે તેમનો જે ઠરાવ હોય તે અથવા તેમાંના અર્ધાધિકોનો જે ઠરાવ હોય તે જ્યુરીના અગ્રેસર જડજને જણાવવો.

૩૦૨. જ્યુરીનાં સઘળાં માણસો એક મત ન હોય, તો વધારે વિચાર કરવા સારૂ એકાંતમાં જવાનું તે જ્યુરીને ફરમાવવાને જડજ મુખત્યાર છે. જડજ યોગ્ય ધારે તેટલી મુદત પછી જ્યુરીનાં સઘળાં માણસો એક મત ન હોય તોપણ તે જ્યુરી પોતાનો ઠરાવ કહી સંભળાવવાને મુખત્યાર છે.

૩૦૩. (૧) કોરટે બીજી રીતે હુકમ કર્યો ન હોય, તો જે તોહોમતો ઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળાં તોહોમતો બાબત જ્યુરીએ પોતાનો ઠરાવ કહી સંભળાવવો, અને તેમનો ઠરાવ શો છે તેનો નિશ્ચય કરવા સારૂ જે સવાલો પુછવાની જરૂર હોય તે સવાલો તેઓને પુછવાને જડજ મુખત્યાર છે.

( ૨ ) સદરહુ સવાલો તથા તેમના જવાબો દફતરમાં દાખલ કરવા.

૩૦૪. જ્યારે અકસ્માતથી અથવા ભુલથી ખોટો ઠરાવ કહી સંભળાવ્યો હોય, ત્યારે તે દફતરમાં દાખલ કરતા પહેલાં અથવા દાખલ કર્યા પછી તુરત તે ઠરાવમાં સુધારો કરવાને જ્યુરી મુખત્યાર છે, અને આખરે સુધાર્યા પ્રમાણે તે ઠરાવ થવો જોઇયે,

૩૦૫. ( ૧ ) જ્યારે હાઇકોરટની આગળ જે મુકદ્દમાનો ઇનસાફ કર્યો હોય તે મુકદમામાં જ્યુરીનાં સઘળાં માણસો એકમત હોય અથવા જ્યારે તેમાંના ૭ જણ એકમત હોય અને જડજ તેમની સાથે મળતો આવે, ત્યારે જડજે સદરહુ મત પ્રમાણે ફેંસલો આપવો.

(૨) જ્યારે સદરહુ પ્રકારના કોઇ પણ મુકદ્દમામાં જ્યુરીની ખાત્રી થાય કે અમે એકમત થઇશું નહિ, પણ તેમાંના ૭ જણ એકમત હોય, ત્યારે અગ્રેસરે જડજને તે મુજબ ખબર આપવી.

(૩) જો જ્યુરીમાંના અર્ધાધિક સાથે જડજ મળતો ન આવે, તો તેણે જ્યુરીને એકદમ રજા આપવી,

( ૪ ) જ્યુરીમાંના નિદાન ૭ જણ એકમત ન હોય તો, પોતાને યોગ્ય લાગે એટલો વખત વિત્યા પછી જડજે જ્યુરીને રજા આપવી.

૩૦૬. ( ૧ ) જે મુકદમાનો ઇનસાફ સેશન કોરટની આગળ કર્યો હોય તે મુકદમામાં જ્યુરરોનો અથવા જ્યુરરોમાંના અર્ધાધિકનો ઠરાવ નાકબુલ કરવાની જરૂર નથી એમ જડજને લાગે, ત્યારે તેણે તે ઠરાવ મુજબ ફેંસલો આપવો.

( ૨ ) તોહોમતવાળો બીન તકસીરવાર ઠરે, તો જડજે તેની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ફેંસલો દફતરમાં દાખલ કરવો. તોહોમતવાળો તકસીરવાર ઠરે, તો જડજે કાયદા મુજબ તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

૩૦૭. ( ૧ ) સદરહુ પ્રકારના કોઇ પણ મુકદમામાં જે જે તોહોમત ઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળા અથવા કોઇ પણ તોહમત બાબત જ્યુરરોના ઠરાવથી અથવા જ્યુરરોમાંના અર્ધાધિકોના ઠરાવથી જડજ જુદો પડે, અને ઇનસાફની મતલબ પાર પાડવાસારૂ તે મુકદમો હાઇ કોરટમાં મોકલવાની જરૂર છે એમ તેને સ્પષ્ટપણે લાગે, તો તે મુજબ તે મુકદમો તેણે મોકલવો, અને પોતાના મતનાં કારણ લખવાં, અને જ્યારે જ્યુરીનો ઠરાવ ગુન્હો નાસાબિત થયાનો હોય, ત્યારે જે ગુન્હો થયેલો પોતાને લાગે તે ગુન્હો જણાવવો.

(૨) આ કલમ પ્રમાણે જડજ કોઇ મુકદમો મોકલે, ત્યારે જે તોહોમતો ઉપરથી તોહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તેમાંના કોઇ પણ તોહોમત બાબત તેણે ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેંસલો દફતરમાં દાખલ કરવો નહિ, પણ તોહોમતવાળાને પાછો પેહેરામાં મોકલવાને અથવા તેના જામીન લેવાને તે મુખત્યાર છે.

( ૩ ) અપીલમાં હાઇકોરટ જે અખત્યાર ચલાવી શકે તેમાંનો હરકોઇ અખત્યાર આવી રીતે મોકલેલા મુકદમાની તજવીજ કરતી વખતે ચલાવવાને તે કોરટ મુખત્યાર છે; અને સદરહુ અધિકારને અનુસરીને તથા સઘળા પુરાવાનો વિચાર કર્યા પછી અને સેશન જડજના તથા જ્યુરીના મતને યોગ્ય વજન આપ્યા પછી, જે તોહોમતનામું તૈયાર કરીને પોતાની આગળ રજુ કર્યું હોય, તે તોહોમતનામા ઉપરથી જે ગુન્હો તોહોમતદાર ઉપર જ્યુરી ઠરાવી શકત તેવો કોઇપણ ગુન્હો તોહોમતવાળાની ઉપર નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ કરવો જોઇયે; અને જો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરે, તો સેશન કોરટ જે શિક્ષાનો હુકમ કરી શકત તેવી શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે.

### ગ.—જ્યુરીને રજા આપ્યા પછી તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ કરવા બાબત.

૩૦૮. જ્યારે જ્યુરીને રજા આપવામાં આવે ત્યારે તોહોમતવાળાને ( પ્રસંગપ્રમાણે ) પેહેરામાં અટકાવી રાખવો અથવા જામીન ઉપર છોડવો, અને બીજી કોઇ જ્યુરીથી તેનો ઇનસાફ કરવો, પણ જો જડજની નજરમાં એમ આવે કે તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ નહિ કરવો જોઇયે, તો તે પ્રસંગે જડજે તોહોમતનામાની ઉપર તે મતલબની નોંધ કરવી, અને તે નોંધનું ફળ ગુન્હો નાસાબિત થયાના ઠરાવ જેવું થશે.

### ઙ.—આસેસરોની મદદથી ઇનસાફ કરવાના મુકદમામાં ઇનસાફનો છેડો.

૩૦૯ (૧) જે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી કર્યો હોય તે મુકદમામાં જ્યારે તોહમતનો જવાબ દેવાનું કામ પુરૂં થઇ રેહે અને ફરિયાદનું કામ ચલાવનારને પ્રત્યુત્તર આપવો હોય તો તે આપે એટલે, કોર્ટ ફરિયાદનું કામ ચલાવનારની તરફના અને તોહોમતવાળાની તરફના શાહેદીપુરાવાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે, અને પછી કોરટે દરેક આસેસરને તેનો મત મોહોડેથી કેહેવાનું ફરમાવવું અને તે મત દફતરમાં દાખલ કરવો.

(૨) પછી જડજે ફેંસલો આપવો, પણ તેમ કરવામાં તે આસેસરોના મત પ્રમાણે ચાલવાને બંધાયલો નથી.

(૩) જો તોહોમતવાળા ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થાય, તો જડજે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

## આઇ.—અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય તે પ્રસંગે કામ ચલાવવાની રીત.

**૩૧૦.** જ્યુરીથી અથવા આસેસરોની મદદથી ઇનસાફ કરવામાં આવે તેમાં તોહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હો અગાઉ કોઇ ગુન્હાની સાબિતીનો, ઠરાવ થયા પછી કરેલો હોય ત્યારે ર૭૧ મી, ર૮૬ મી, ૩૦૫ મી, ૩૦૬ ઠી અને ૩૦૮ મી કલમમાં કામ ચલાવવાની જે રીત ઠરાવી છે તેમાં હેઠળ લખ્યા મુજબ ફેરફાર કરવો.

(અ) પછવાડેના ગુન્હાનો હું તકસીરવાર છું એવો જવાબ તોહોમતવાળાએ દીધો ન હોય અથવા પછવાડેનો ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો નહિ હોય તો અને ત્યાં સુધી, તોહોમતનામાના જે ભાગમાં અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાત લખી હોય તે ભાગ કોરટમાં વાંચી સંભળાવવો નહિ, અને તોહોમતનામામાં કહ્યા મુજબ અગાઉ તમારી ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો છે કે નહિ એવું તોહમતવાળાને પુછવું નહિ.

(બ) પછવાડેના ગુન્હાનો હું તકસીરવાર છું એવો જવાબ તે આપે અથવા તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે, તો પછી તેને પુછવું કે તોહોમતનામામાં કહ્યા મુજબ તમારી ઉપર અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો છે કે નહિ.

(ક) મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયેલો છે એવો જવાબ તે આપે તો જડજ તેની ઉપર તે મુજબ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, પણ મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયેલો નથી એમ તે કહે, અથવા સદરહુ સવાલનો જવાબ દેવાની ના કહે અથવા જવાબ દે નહિ, તો પછી જ્યુરીએ અથવા કોરટે અને આસેસરોએ ( જેમ હોય તેમ ) સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાત સંબંધી પુરાવો સાંભળવો જોઇયે, અને તે પ્રસંગે ( જ્યુરીથી ઇનસાફ થતો હોય ત્યારે ) જ્યુરરોને ફરીથી સમ આપવાની જરૂર નથી.

**૩૧૧.** ઉપલી છેલ્લી કલમમાં ગમે તે ઠરાવ થયા હોય તોપણ પછવાડેના ગુન્હાનો ઇનસાફ કરતી વખતે અગાઉ કોઇ ગુન્હાની સાબિતીના ઠરાવનો પુરાવો, એવા અગાઉના ગુન્હાની સાબિતીના ઠરાવની હકીકત સન ૧૮૭ર ના હિંદુસ્તાનના પુરાવાના કાયદાના ઠરાવ પ્રમાણે લગતી હોય તો આપવાનો અધિકાર છે.

## જે.—હાઇકોરટ સારૂ જ્યુરરોની ટીપ તથા તે કોરટ સારૂ જ્યુરરોને સમન કરવા બાબત.

**૩૧ર.** સ્પેશ્યલ જ્યુરરોની ટીપમાં એકી વખતે ચારસેં કરતાં વત્તા સખસોનાં નામ નોંધવાં નહિં.

**૩૧૩.** (૧) દરેક વર્ષમાં એપ્રિલ મહિનાની પેહેલી તારિખની અગાઉ અને હાઇકોરટ વખતે વખતે ફરમાવે તેની કાનુનોને અનુસરીને કલાર્ક ઓફ ધી ક્રૌને,

(અ) કૉમન જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સઘળા શખસોની ટીપ તૈયાર કરવી; અને, (બ) ફક્ત સ્પેશિયલ જયુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખસોની ટીપ તૈયાર કરવી.

(ર) આ બીજી ટીપ તૈયાર કરવામાં, જે સખસોનાં નામ તેમાં નોંધવામાં આવે તે શખસોની મિલકત, આબરૂ તથા કેળવણી ઉપર નજર રાખવી.

(૩) કોઇ શખસનું નામ કોઇ અગાઉના વર્ષની સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં દાખલ કરેલું હતું તેટલાજ સબબપરથી તે શખસનું નામ સ્પેશિયલ જ્યુરરોની ટીપમાં દાખલ કરાવવાનો તેને હક્ક થશે નહિ.

(૪) કલકત્તાની હાઇકોરટની બાબતમાં ગવનર જનરલ ઇન કૌન્સિલ, અને બીજી બાબતમાં સ્થાનિક, કોઇપણ પગારવાળા સરકારી અમલદારને જ્યુરર દાખલ કામ કરવાનુ માફ કરવાને મુખત્યાર છે.

(પ) ઉપર કહેલી કાનુનોને અનુસરીને સદરહુ ટીપ પોતાને વાજબી જણાય તેવી રીતે તૈયાર

કરવાની કલાર્ક ઓફ ધી ક્રાઉનને પુરતી મુખત્યારી છે એવું સમજવું, અને તેના ઉપર કાંઇ અપીલ ચાલશે નહિ અથવા તે ઠરાવની તપાસ થસે નહિ.

**૩૧૪.** (૧) કૉમન જ્યુરર દાખલ અને સ્પેશિયલ જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખસોની પ્રારંભની ટીપો ઉપર કલાર્ક ઓફ ધી ક્રાઉને સહી કરવી, અને તે તઈયાર થાય ત્યાર પછીના એપ્રિલ મહિનાની ૧૬ મી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિદ્ધ કરવી

(૨) કોમન જ્યુરર દાખલ તથા સ્પેશિયલ જ્યુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા શખસોની સુધારેલી ટીપો ઉપર સદરહુ મુજબ સહી કરીને તે તઇયાર થાય ત્યાર પછીના મે મહિનાની પેહેલી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિદ્ધ કરવી.

(૩) સદરહુ ટીપોની નકલો કોરટના મકાનના કોઈ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોહોડવી.

**૩૧૫.** (૧) સદરહુ સુધારેલી ટીપોમાં જે શખસોનાં નામ નોંધ્યાં હોય તે શખસોમાંથી જેઓ સ્પેશિયલ જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા સતાત્રીશ શખસોને, અને જેઓ કોમન જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા ચોપન શખશોને દરેક ઇલાકાના મુખ્ય શેહેરમાં દરેક સેશનમાટે સમન કરવા.

(૨) કોઇ શખસને છ મહિનામાં એક કરતાં વધારે વાર તેના વગર સંખ્યા પુરી થઈ શકતી ન હોય તો એ પ્રમાણે સમન કરવો નહિ.

(૩) કોઇપણ સેશન ચાલતી હોય તે દરમિયાનમાં જો એમ જણાય કે સદરહુ પ્રમાણે સમન કરેલા શખસોની સંખ્યા પુરતી નથી, તો ઉપર કહ્યા મુજબ કામ કરવાને પાત્ર હોય એવા બીજા શખસોની જેટલી સંખ્યાની જરૂર હોય તેટલી સંખ્યાને સદરહુ સેશન માટે સમન કરવી.

**૩૧૬.** જ્યારે કોઈ હઇકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ ઇલાકાના મુખ્ય શેહેરોની બાહાર કોઇપણ જગાએ બેઠક કરવાના પોતાના ઇરાદાની નોટીસ આપી હોય, ત્યારે તે હાઇકોરટ કાંઇપણ હુકમ કરે તેને અનુસરીને, સદરહુ જગાની સેસન કોરટે પોતાની આગળ જ્યુરરોને સમનકરવા બાબત આ કાયદામાં આગળ ફરમાવેલી રીતે પોતાની ટીપમાંથી જ્યુરરોની પુરતી સંખ્યાને સમન કરવી.

**૩૧૭** (૧) એ પ્રમાણે જ્યુરર દાખલ સમન કરેલા શખશો ઉપરાંત જો સદરહુ શેશન કોરટને જરૂર લાગે તો મલિકામાઆઝમાના લશ્કરમાંના જે શનંદી તથા વગર સનંદી અમલદારો પોતાની બેઠકની જગાથી દસ માઇલની અંદર રહેતા હોય તે અમલદારોની જેટલી સંખ્યા ઉપર કહ્યા મુજબ હઇકોરટની આગળ જે શખસોની ઉપર ગુન્હાનાં તોહોમત મુકયાં હોય તે શખસોનો ઇનસાફ કરવા સારૂ જોઇતી જ્યુરીઓ પુરી કરવાને પોતે જરૂરની ધારે તેટલી સંખ્યાને તે સેશન કોરટે, કમાંડીંગ અમલદારને લખી જણાવ્યા પછી, સમન કરાવવી.

(૨) એ પ્રમાણે સમન કરેલા સઘળા અમલદારો, આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં, સદરહુ જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર થસે, પણ સદરહુ પ્રકારના જે અમલદારને તેનો કમાંડીંગ અમલદાર તાકીદના લશ્કરી કામના સબબથી, અથવા બીજા કોઇ પણ વિશેષ લશ્કરી કારણસાર, માફ કરાવવા માગતો હોય તે અમલદારને સમન કરવો નહિ.

**૩૧૮.** ૩૧૫ મી, ૩૧૬ મી, અથવા ૩૧૭ કલમ પ્રમાણે સમન કરેલો જે શખસ કાયદેસર કારણ વગર તે સમનથી ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને જડજની રજા લીધાવગર જતો રહે, અથવા કોરટે કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તે શખશે તિરસ્કારનો ગુન્હો કર્યો છે એવું સમજવું, અને જડજને યોગ્ય લાગે એટલો દંડ તેના હુકમથી આપવાને તે શખશ પાત્ર થશે; અને સદરહુ દંડ આપવામાં કસુર થાય તો, તે આપે ત્યાં સુધી દિવાની તુરંગમાં વધારેમાં વધારે છ મહીનાની મુદ્દત સુધી કેદને પાત્ર થશે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે કોરટની નજરમાં આવે તો આ પ્રમાણે કરેલો કોઇપણ દંડ અથવા કેદ માફ કરવાનો તેને અધિકાર છે.

## કે.—સેસન કોરટ સારૂ જ્યુરરોની તથા આસેસરોની ટીપ, અને તે કોરટ સારૂ જ્યુરરોને તથા આસેસરોને સમન કરવા બાબત.

૩૧૯. હેઠળ કહ્યું છે તે સિવાય કરીને એકવીસથી તે સાઠ વરસની ઉમ્મર સુધીના સઘળા મરદો જે જીલ્લામાં તેઓ રેહેતા હોય તે જીલ્લાની અંદર, અથવા સ્થાનિક સરકારે સ્થાનિક હકીકતનો વિચાર કરીને આ બાબતમાં બીજો કાંઇપણ તેનાથી નાનો પ્રદેશ મુકરર કર્યો હોય તો તે પ્રમાણે મુકરર કરેલા પ્રદેશની અંદર જે ઇનસાફ કરવામાં આવે તેમાં જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાને પાત્ર છે એવું સમજવું.

૩૨૦. હેઠળ લખેલા શખસોને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી માફી છે, એટલે:—

(અ) જીલ્લા માજીસ્ત્રેટથી ઉંચા દરજ્જાના જે અમલદારો સિવિલ ખાતામાં ચાકરીએ હોય તે અમલદારો;

(બ) પગારવાળા જડજો;

(ક) રેવન્યુ અથવા કસ્ટમના કમિશનરો તથા કલેકટરો;

(ડ) પોલીસ અમલદારો તથા કસ્ટમ ખાતામાં પ્રિવેનટિવ સર્વિસમાં કામે લાગેલા શખશો;

(ઈ) મેહેસુલની વસુલાતના કામમાંલાગેલા જે શખસોને તેઓના હોદ્દાના કામના સબબથી માફ કરવાનું કલેકટર યોગ્યધારે તે શખસો;

(ફ) જે શખશો પોતપોતાના ધર્મમાં ખરેખર ઉપાધ્યાય અથવા ઉપદેશકનું કામ કરતા હોય તે શખસો;

(ગ) મલિકામાઆઝમના લશ્કરમાંના શખસો, પણ જ્યારે વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઈ કાયદાથી તેઓને જ્યુરર અથવા, આસેસર દાખલકામ કરવાને વિશેષેકરીને પાત્ર કર્યા હોયતે શિવાય કરીને;

(હ) સર્જન તથા બીજા જે સખસો ખુલ્લી રીતે તથા હમેશ વૈદ્યનો ધંધો કરતા હોય તે શખસો;

(આઈ) સન ૧૮૭૯ ના કાયદાનો ધંધો ચલાવનારા બાબતના આકટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે કાયદાનો ખરેખર ધંધો ચલાવનારા;

(જ) જે શખસો પોરટ ઓફીસમાં તથા તાર ખાતાઓમાં નોકર હોય તે શખશો;

(કે) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૪૦ મી તથા ૬૪૧ મી કલમના ઠરાવો પ્રમાણે જે શખસોને કોરટમાં જાતે હાજર થવાનું માફ કર્યું હોય તે શખસો;

(લ) બીજા જે શખસોને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી સ્થાનિક સરકારે માફી આપી હોય તે શખસો;

૩૨૧. (૧) જે શખસો જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને પાત્ર હોય, અને જેઓ સેશન જડજના તથા જીલ્લાના કલેકટરના અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નીમે તે અમલદારના વિચાર પ્રમાણે જ્યુરર અથવા આશેસર દાખલ કામ કરવાને યોગ્ય હોય, અને જેઓની વિરૂદ્ધ ૨૭૮ મી કલમની ઘ થી ઠ સુધીની ( એ બંન્ને સુદ્ધાં ) રકમો મુજબ સફળ થાય એવી રીતે હરકત લેવાનું સંભવતું ન હોય તે શખસોની કક્કાવાર એક ટીપ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર કહ્યા મુજબ બીજા અમલદારે તૈયાર કરવી.

(૨) ટીપમાં સદરહુ પ્રકારના દરેક શખસનું નામ, રેહેવાનું ઠેકાણું અને તે કોણ છે તે અથવા તેનો ધંધો શો છે તે લખવું; અને જો તે શખસ યુરોપિયન અથવા અમેરીકન હોય, તો તેની કોમ તે ટીપમાં લખવી.

૩૨૨. સદરહુ ટીપની નકલો કલેકટરની અથવા ઉપર કહેલા બીજા અમલદારની ઓફીસમાં તથા જીલ્લા માજીસ્ત્રેટની કોરટના તથા જીલ્લા કોરટના મકાનોમાં ચોડાવી તથા જે શેહેર અથવા શેહેરોમાં અથવા જે જે શેહેર અથવા શેહેરોની પાસે તે ટીપમાં કહેલા શખસો રેહેતા હોય તે શેહેર અથવા શેહેરોમાંની કોઈ પ્રસિદ્ધ જગામાં તે ટીપમાંના ઇન્તેખાબ ચોડવા.

૩૨૩. તેવી દરેક નકલ નીચે અથવા તેવા દરેક ઇન્તેખાબ નીચે એક નોટીસ જોડવી એવી રીતે કે એ ટીપ બાબત જે હરકતો કરવામાં આવશે તે, સેશન કોરટના મકાનમાં ફલાણી વખતે સેશન જડજ તથા કલેકટર અથવા ઉપર લખેલો બીજો અમલદાર સાંભળીને તેનો ફેંસલો કરશે, અને તે વખત નોટીસમાં લખવો.

૩૨૪. (૧) સદરહુ હરકતો સાંભળવા માટે સેશન જડજે, કલેકટર અથવા ઉપર કહેલા બીજા અમલદારની સાથે બેસવું, અને, તે નોટીસમાં લખેલી વખતે તથા જગાએ, તે ટીપ તપાસવી અને તે સુધારવામાં જેઓનું લાગતું વળગતું હોય તેવા શખસોની હરકતો ( જો હોય તો ) સાંભળવી, અને પોતાની નજરમાં જે શખસ જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને યોગ્ય ન જણાય તેવા શખસનું નામ અથવા જે શખસ ૨૨૦ મી કલમ ઉપરથી આપેલી માફી ઉપર પોતાનો હક સાબિત કરે તેવા શખસનું નામ કહાડી નાખવું, અને તે ટીપ મધ્યે જે શખસનુ નામ લખ્યું નહિ હોય પણ જેને તે કામસારૂ પોતે યોગ્ય સમજે તે શખસનું નામ તેમાં દાખલ કરવું.

(૨) સેશન જડજનું અને કલેકટરનું અથવા ઉપર લખેલા બીજા અમલદારનું મત જુદું પડે, તો જે શખસને જ્યુરર અથવા આસેસર કરવાનો વિચાર હોય તેનું નામ ટીપમાંથી કાહાડી નાંખવું.

(૩) તે તપાસેલી ટીપની એક નકલ ઉપર સદરહુ શેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે સહી કરવી અને સેશન કોરટને તે નકલ મોકલવી.

(૪) તે ટીપ તૈયાર કરવામાં તથા તપાસવામાં સદરહુ સેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે કાંઇપણ હુકમ કર્યો હોય તે આખરનો છે એવું સમજવું.

(૫) આ કલમ મુજબ માફીનો દાવો કર્યો નહિ હોય તો તે ટીપ પાછી તપાસવામાં આવે ત્યાં સુધી તે માફી હક્ક છોડી દીધો છે એમ સમજવું.

(૬) એ પ્રમાણે તૈયાર કરેલી તથા તપાસેલી ટીપ દરવરસે એકવાર ફરી તપાસવી.

(૭) એ પ્રમાણે તપાસેલી ટીપને નવી ટીપ ગણવી, અને અસલ તૈયાર કરેલી ટીપબાબત આ કાયદામાં પાછળ કહેલી સઘળી કાનુનો તેને લાગુ પડશે.

૩૨૫. જે કોઇપણ જીલ્લાબદલ સ્થાનિક સરકારે એમ ઠરાવ્યું કે અમુક ગુન્હાઓનો ઇનસાફ, જડજ ફરમાવે તો, વિશેષ જ્યુરીથી કરવો, તે જીલ્લાની બાબતમાં, સેશન જડજે અને તે જીલ્લાના કલેકટરે અથવા સદરહુ બીજા અમલદારે આમાં અગાઉ કહેલી તપાસેલી ટીપ શિવાય વળી એવી તપાસેલી ટીપમાં જે જ્યુરરોનાં નામો દાખલ કર્યા હોય અને જેઓ મિલકતની, ચાલ ચલણની અથવા કેળવણીની બાબતમાં વિશેષ લાયકી ધરાવવાના કારણથી સદરહુ સેશનજડજના અને કલેકટરના અથવા સદરહુ બીજા અમલદારના અભિપ્રાય પ્રમાણે વિશેષ જ્યુરરો તરીકે કામ કરવાને યોગ્ય હોય તેવા જ્યુરરોનાં નામો દાખલ કરીને એક વિશેષ ટીપ તૈયાર કરવી જોઇયે; પણ હંમેશને માટે એવું ઠરાવવામાં આવે છે કે એવી વિશેષ ટીપમાં કોઈપણ માણસનું નામ દાખલ કર્યાને લીધે તપાસેલી ટીપમાંથી તેનું નામ કહાડવાનું થશે નહિ. તેમજ વિશેષ જ્યુરીથી ઇનસાફ ન થયેલા મુકદમામાં સાધારણ જ્યુરર દાખલ કામ કરવાની તેની પાત્રતામાંથી તે મુક્ત થાય છે એમ સમજવું નહિ.

૩૨૬. (૧) સેશન ભરવા સારૂ વખતે વખતે જે દિવસ સેશન જડજ ઠરાવે તે દિવસથી ઘણું કરીને ઓછામાં ઓછા સાત દિવસ પેહેલાં સેશન જડજે જીલ્લા માજીસ્ટ્રેટને પત્ર મોકલવો અને તેમાં લખવું કે તે સેશનમાં જ્યુરીથી જે કામોનો ઇનસાફ થવાનો હોય તથા આસેસરોની મદદથી જે કામોનો ઈનસાફ થવાનો હોય તે કામોના ઇનસાફને સારૂ જેટલાનો ખપ સેશન જડજને જણાય તેટલા સદરહુ તપાસેલી ટીપ મધ્યે અથવા સદરહુ વિશેષ ટીપ મધ્યે લખેલા શખસોને સમન કરવા, તેવા હરકોઇ કામના ઇનસાફને સારૂ જેટલા શખશોનો ખપ હોય તેથી બમણા કરતાં ઓછાને સમન કરવા નહિ.

(૨) જે શખસોને સમન કરવા હોય તેઓનાં નામ ખુલ્લી કોરટમાં ચીઠ્ઠીથી કાહાડવાં, અને જે શખસોએ છ મહિના મધ્યે કામ કર્યું હોય તે શખસોને બાતલ કરવા, પણ જોઇતી સંખ્યા તેમના વગર પુરી ન થાય તો તેમને બાતલ કરવા નહિ; અને એ પ્રમાણે કાહાડેલાં નામ સદરહુ પત્રમાં વિશેષે કરીને જણાવવાં.

૩૨૭. સેશન કોરટની આગળ એટલાં બધાં કામનો ઇનસાફ થવાનો હોય કે એકજ વરગના જ્યુરરોને અથવા આસેસરોને એક આખી સેશન સુધી હાજર રાખવા એ જુલમ ભરેલું થાયે, અથવા બીજા કારણોને લીધે તેમ કરવાની જરૂર જણાય, ત્યારે ૩૨૬ મી કલમમાં કહેલા વખત શિવાય બીજે વખતે જ્યુરરોને અથવા આસેસરોને સમન કરવાનું ફરમાવવાને તે સેશન કોરટ મુખત્યાર છે.

૩૨૮. જ્યુરર અથવા આસેસરને જે સમન કરવો તે લખીને કરવો, અને તેમાં એ પ્રમાણે ફરમાવવું કે તમે જ્યુર અથવા આશેસર દાખલ, જેમ હોય તેમ,ફલાણી વખતે તથા જગાએ હાજર થાઓ; તે વખત તથા જગા સમનમાં લખવી જોઇયે.

ટીકા—મુંબાઇ હાઇકોરટ સરકયુલર બુકમાં જણાવ્યુછે કે આસેસરો તથા જ્યુરરોની મહત્તા લોકોના વિચારમાં જળવાઈ રહે અને તેમના કામથી તેમને જેમ બને તેમ કંટાળો ન ઉપજે એમ ચાલવુ એ ઘણુ વાસ્તવીક છે. કોઇપણ આસેસરને જરૂર કરતાં વધારે વારંવાર સમન કરવા નહી, જ્યારે આસેસરો કે જ્યુરરોને સમન કરવામા આવે ત્યારે તેઓના ઉપર રીવાજ તથા નિયમ પ્રમાણે નોટીસ મોકલવી અને તેઓની મહતા રહે એવી રીતે તથા માનથી તેઓની સાથે વર્તવુ જ્યારે કોર્ટની રૂબરૂ તેઓની હાજરીની જરૂર હોય ત્યારે તેમને માટે બેસવાની યોગ્ય જગા આપવી.

૩૨૯. જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાને સમન કરેલો કોઇપણ શખસ સરકારની અથવા કોઇ રેલવે કંપનીની ચાકરીમાં હોય, અને જે આફીસમાં તે નોકર હોય તે આફીસના ઉપરીએ જાહેર કરવા ઉપરથી એમ જણાય કે લોકોને અડચણ થયા વગર તે શખસથી, પ્રસંગ પ્રમાણે, જ્યુરર અથવા આસેસરનું કામ થઇ શકશે નહિ તો જે કોરટમાં કામ કરવા સારૂ તે શખસને એ પ્રમાણે સમન કર્યો હોય તે કોરટ તે શખસને હાજર થવાનું માફ કરવાને મુખત્યાર છે.

૩૩૦. (૧) યોગ્ય કારણસર કોઇપણ જ્યુરરને અથવા આસેસરને કોઇ પણ અમુક સેશનમાં હાજર થવાનું માફ કરવાને સેશન કોરટ મુખત્યાર છે.

(૨) વિશેષ જ્યુરરોની મદદથી કરેલો કોઇપણ ઇનસાફ પુરો થાય ત્યારે, સેશન કોરટ પોતાને વાજબી જણાય તો, જે જ્યુરરોએ એવી જ્યુરીમાં કામ કીધુ હોય તેઓને બાર મહીના સુધી જ્યુરરો તરીકે ફરી નહિ બોલાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૩૩૧. (૧) દરેક સેશને તે સેશનમાં જ્યુરર અથવા આસેસર દાખલ જે શખસો હાજર થયા હોય તેઓનાં નામની ટીપ સદરહુ કોરટે તૈયાર કરાવવી.

(૨) ૩૨૪ મી કલમ પ્રમાણે તપાસેલી જ્યુરરોની તથા આસેસરોની ટીપની સાથે સદરહુ ટીપ રાખવી.

(૩) આ કલમ પ્રમાણે તૈયાર કરેલી ટીપમાં જે નામો લખેલાં હોય તેમાંનાં દરેક નામ વિશેષનો સદરહુ તપાસેલી ટીપના હાંસીઆમાં હવાલો આપવો.

૩૩૨. (૧) જ્યુરર અથવા આસેસર દાખલ હાજર થવાને સમન કરેલો જે શખસ કાયદેસરકારણ વગર, સમનમાં ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને કોરટની રજા લીધા વગર જતો રહે, અથવા કોરટ કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તે શખસ, સેશન કોરટના હુકમથી સો રૂપિયા સુધીના દંડને પાત્ર થશે.

સદરહુ જ્યુરરની અથવા આસેસરની કંઇ પણ જંગમ મિલકત તે હુકમ કરનારી કોરટની હકુમતની સ્થાનિક હદ માંહે હોય તે મિલકત જપ્ત કરીને તથા વેચીને જીલ્લા માજીસ્ત્રેટે સદરહુ દંડ વસુલ કરવો.

(૩) સારૂ કારણ બતાવવામાં આવે, તો આ પ્રમાણે કરેલો કોઇ પણ દંડ માફ કરવાનો અથવા કમી કરવાનો, તે કોરટને અધિકાર છે.

(૪) સદરહુ જપ્તિ તથા વેચાણથી જો તે દંડ વસુલ ન થાય તો, સદરહુ જ્યુરરને અથવા આસેસરને સેશન કોરટના હુકમથી પંદર દિવસની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ કરવાનો અધિકાર છે, પણ જો સદરહુ મુદત પુરી થતાં પેહેલાં તે દંડ આપવામાં આવે તો તેને તરત છોડી મુકવો.

## સ.—હાઇ કોરટો બાબત વિશેષ ઠરાવો.

૩૩૩. આ કાયદા પ્રમાણે કોઇ હાઇ કોરટની આગળ કોઇ પણ કામનો ઇનસાફ થાય ત્યારે જ્યુ-

રીતે ઠરાવ કહી સંભળાવવામાં આવે તેની અગાઉ કોઇ પણ વખતે આડવોકેટ જનરલને યોગ્ય લાગે તો મલિકામાઆઝમાના તરફથી કોરટને એવું જાહેર કરવાને તે મુખત્યાર છે કે તોહોમતવાળાની ઉપર મુકેલાં તોહોમત બાબત હું ફરિયાદનું કામ આગળ ચલાવીશ નહિ; અને તે ઉપરથી સદરહુ તોહોમત બાબત તોહોમતવાળાની ઉપર સઘળું કામ ચલાવવાનું બંધ કરવું, અને તેને તે તોહોમત બાબત અને તેમાંથી છોડી મુકવો. પણ પ્રમુખ જડજ બીજી રીતે નહિ ફરમાવે તો, એ પ્રમાણે છોડી મુકવાની વાત ગુન્હો નાસાબીત થયાના ઠરાવની બરાબર છે એમ સમજવું નહિ.

**૩૩૪.** દરેક હાઇકોર્ટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ તે કોરટનો ચીફ જસ્ટીસ વખતે વખતે ઠરાવે એવે દિવસે તથા એવે અંતરે બેઠકો ભરવી.

**૩૩૫.**(૧) હાઇકોરટે પોતાની બેઠકો જે જગાએ તે હાલ કરતી હોય તે જગાએ અથવા કલકતાની હાઇકોરટની બાબતમાં ગવરનર જનરલ ઇન કૌન્સિલ, અને બીજી હાઇ કોરટોની બાબતમાં સ્થાનિક સરકાર ફરમાવે તેવી બીજી ( જો હોય તો ) જગાએ, કરવી,

(૨) પણ કલકત્તાની હાઇકોરટ ગવરનર જનરલ ઇનકૌન્સિલની સંમત્તિથી, અને બીજી સઘળી હાઇકોરટો સ્થાનિક સરકારની સંમત્તિથી, પોતાની અપેલેટ હકુમતની સ્થાનીક હદમાંહેની બીજી જે જગાઓ પોતે મુકરર કરે તે જગાએ વખતે વખતે બેઠકો કરવાને મુખત્યાર છે.

(૩) જે અમલદારને ચીફ જસ્ટીસ ફરમાવે તે અમલદારે હાઇકોરટની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ જે બેઠકો કરવાનો વિચાર હોય તે સઘળી બેઠકોની નોટીસ અગાઉથી સ્થાનિક સરકારી ગેઝેટમાં આપવી.

**૩૩૬.** હાઇકોરટને એવું ફરમાવવાનો અધિકાર છે કે રાણીની સઘળી વિલાયતી રઇયતનો તથા જે શખસોનો ઇનસાફ ૨૧૪ મી કલમ મુજબ હાઇકોરટથી કરવા યોગ્ય હોય તેઓનો ઇનસાફ હાઇકોરટમાં કરવા સારૂ તેઓને કેટલાએક વીશેષ જીલ્લામાં અથવા વરષની કોઇ વીશેષ મુદત માંહે કમીટ કર્યા હોય તેવી સઘળી વિલાયતી રઇયતનો અને તેવા સઘળા શખસોનો ઇનસાફ પોતાની મામુલ બેઠકની જગાએ કરવામાં આવશે, અથવા એવું ફરમાવવાનો અધિકાર છે કે ફલાણી જગાએ તેઓનો ઇનસાફ કરવામાં આવશે.

## બાબ ૨૪ મો.

## ચોકસી તથા ઇનસાફ બાબત સામાન્ય ઠરાવો.

**૩૩૭.** (૧) જે ગુન્હાનો ઇનસાફ શેશન કોરટથીજ અથવા હાઇકોરટથીજ થઇ શકે તેવા કોઇ પણ ગુન્હાની બાબતમાં જીલ્લા માજીસ્ટ્રેટ, પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, ગુન્હાની ચોકસી કરનારો પેહેલા વરગનો કોઇ પણ માજીસ્ટ્રેટ, અથવા જીલ્લા માજીસ્ટ્રેટની મંજુરીયત લઇને બીજો કોઇ પણ માજીસ્ટ્રેટ જે ગુન્હાની ચોકસી ચાલતી હોય તે ગુન્હામાં ફલાણો શખસ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે સામીલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે શખસની શાહેદી લેવાના હેતુથી તેને, તે ગુન્હા સંબંધી તથા બીજો જે શખસ તે ગુન્હો કરવામાં મુખ્ય અથવા મદદગાર તરીકે સામીલ હોય તે દરેક સખસ સંબંધી જે જે કેફિયત તેના જાણ્યામાં હોય તે સઘળી કેફિયત પુરેપુરી તથા ખરેખરી તેણે જાહેર કરવી એવી શરતથી માફી આપવાનું વચન આપવાને મુખત્યાર છે.

(૨) આ કલમ પ્રમાણે માફી આપવા માંડી હોય તે કબુલ કરનાર દરેક શખસની તે મુકદમામાં શાહેદ દાખલ જુબાની લેવી.

(૩) સદરહુ શખસને જો જામીન ઉપર છોડયો ન હોય તો, પ્રસંગ પ્રમાણે સેશન કોરટ અથવા હાઇકોરટ તે ઇનસાફનું કામ પુરું કરે ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવો.

(૪) પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજો જે માજીસ્ટ્રેટ આ કલમ પ્રમાણે માફી આપવાનું કેહે, તે માજીસ્ટ્રેટે તેમ કહેવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં, અને જ્યારે કોઇ પણ માજીસ્ટ્રેટે એ પ્રમાણે માફી આપવાનું કહ્યું હોય અને જે શખસને તે આપવાનું કહ્યું હોય તે શખસની જુબાની લીધી હોય, ત્યારે તે મુકદમાનો ઇનસાફ તેણે જાતે કરવો નહિ, પણ જે ગુન્હો સદરહુ શખસે કર્યાનું જણાવું

હોય તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર તે માજીસ્ટ્રેટને હોય તોપણ.

૩૩૮. મુકદમો કમિટ થયા પછી પણ ફેંસલો કરતા પહેલાં ગમે તે વખતે, જે કોરટમાં મુકદમો કમિટ કર્યો હોય તે કોરટ, સદરહુ પ્રકારના કોઇપણ ગુન્હામાં ફલાણો શખસ પોતે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે સામિલ છે અથવા તે તે બાબત જાણીતો છે, એમ ધારવામાં આવતું હોય તે શખસની શાહેદી ઇનસાફનાં વખતે લેવાના હેતુથી તે શખસને તેજ શરતથી માફીનું વચન આપવાને અથવા કમિટ કરનારા માજીસ્ટ્રેટે તેજ શરતે તેવા શખસને માફીનું વચન આપવું એવું ફરમાવવાને મુખત્યાર છે.

૩૩૯. (૧) જ્યારે ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે માફીનું વચન આપ્યું હોય, અને જે શખસે સદરહુ માફીનુ વચન કબુલ કર્યું હોય તે શખસ જાણી જોઇને કાંઇ મુદાની વાત છુપાવીને અથવા ખોટી શાહેદી આપીને, જે શરતથી સદરહુ માફી આપેલી તે શરત પ્રમાણે ચાલ્યો નહિ હોય, ત્યારે જે ગુન્હા બાબત તે માફીનું વચન એ પ્રમાણે આપેલું હોય તે ગુન્હા માટે, અથવા તેજ બાબતના સંબંધમાં બીજા જે ગુન્હાનો તે તકસીરવાર થયલો જણાય તે ગુન્હા માટે તેનો ઇનસાફ કરવાનો અધીકાર છે.

(૨) જે શખસે માફીનું વચન કબુલ કર્યું હોય તે શખસે જે મજકુર કહ્યો હોય તે મજકુર, જ્યારે તે માફી આ કલમ પ્રમાણે રદ કરી હોય ત્યારે, તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાને અધિકાર છે.

(૩) સદરહુ મજકુરના સંબંધમાં ખોટી શાહેદી આપ્યાના ગુન્હા બદલ હાઇકોરટની મંજુરી વગર કાંઇપણ ફરિયાદ લેવી નહિ.

૩૪૦. કોઈપણ ફોજદારી કોરટની આગળ જે સખસના ઉપર તોહોમત આવ્યું હોય તેવા દરેક શખસને કોઇ પ્લીડરની મારફતે પોતાનો જવાબ કરવાનો હક્ક છે.

૩૪૧. તોહોમતવાળો દિવાનો નહિ હોય તોપણ ચાલેલું કામ તેને સમજાવી શકાતું નહિ હોય. તો ચોકસી અથવા ઇનસાફનું કામ ચલાવવા કોરટને અખત્યાર છે; અને હાઇકોરટ શિવાય બીજી કોઈ કોરટની બાબતમાં, જો તે ચોકસી કરતાં તોહોમતવાળાને કમિટ કરવો પડે, અથવા તે ઇનસાફ કરતાં તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવો પડે, તો ચલાવેલા કામના કાગળ તથા તે કામની હકીકતનો રીપોર્ટ હાઇકોરટમાં મોકલવો, અને હાઇકોરટને યોગ્ય લાગે તેવો તે બાબત હાઇકોરટે હુકમ કરવો.

૩૪૨. (૧) તોહેમતવાળાની વિરૂદ્ધ પુરાવામાં કાંઇ હકીકત જણાતી હોય તેનો ખુલાસો તોહોમતવાળો કરી શકે એટલા સારૂ, હરકોઇ ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય ત્યારે કોઇપણ વખતે, તેને અગાઉથી ચેતવણી આપ્યા વગર, તેને જે સવાલો પુછવા જરૂર જણાય તે સવાલો પુછવાને તે કોરટ મુખત્યાર છે. અને ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની લેવાઇ રહ્યા પછી અને તે તોહોમતવાળાને જવાબ આપવાનું ફરમાવતાં પહેલાં, ઉપર કહેલાં કારણસારૂ કોરટે તે મુકદમા બાબત તેને સવાલ સામાન્યતઃ પુછવા.

(૨) તે સવાલોના જવાબ આપવાની ના કેહેવાથી, અથવા તે સવાલોના ખોટા જવાબ દેવાથી, તે તોહોમતવાળો શિક્ષાને લાયક થશે નહિ; પણ એ પ્રમાણે ના કેહેવા ઉપરથી અથવા એવા જવાબ આપવા ઉપરથી પોતાને વ્યાજબી લાગે એવું અનુમાન કોરટ તથા જ્યુરી હોય તો તે કરવાને મુખત્યાર છે.

(૩) તોહોમતવાળાએ આપેલા જવાબો સદરહુ ચોકસી અથવા ઈનસાફની વખતે ધ્યાનમાં લેવાનો અખત્યાર છે, અને સદરહુ જવાબો ઉપરથી બીજો જે ગુન્હો તેણે કર્યાનું દેખાતું હોય તે ગુન્હા બાબત ચોકસી અથવા ઇનસાફ થતી વખતે તે જવાબો તેની તરફ અથવા વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અખત્યાર છે.

(૪) તોહોમતવાળાને કાંઇ સોગન આપવા નહિ.

૩૪૩. ૩૩૭ મી અને ૩૩૮ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય, કોઇ તોહોમતવાળા શખસના જાણવામાં કાંઇ પણ વાત હોય તે પ્રગટ કરવાને અથવા નહિં કરવાને તે લલચાય એટલા માટે તેને કાંઇ પણ વચન અથવા ધમકી આપીને અથવા બીજી રીતે તેની ઉપર કાંઇ દાબ વાપરવો નહિ.

ટીકા—માજીસ્ટ્રેટ ફરીયાદી તરીકે કેદીને ગુન્હો કબુલ કરવાની કાંઇ લાલચ બતાવે તો તે પુખ્ત વિચાર કર્યા વગર કામ ચલાવે છે એમ કહી શકાય (રાણી વી. રામધનસીંગ ૧ વિ. રી. ૨૪) ગેરરીતે કબુલત મેળવી છે એવા પુરાવાની ગેરહાજરીમાં કબુલાત લાલચથી મેળવી છે એવું અનુમાન થઇ શકે નહી. ગેરરીતે કબુલત મેળવી છે એમ

જ્યારે કોરટ ધારે ત્યારે ગેરલગતી છે (રાણી વી. બલવંત ૧૧ મુ. હા. કો. રી. ૧૩૭) તોહમતદારને જવાબ લેતા પેહલા તેને ચેતવણી આપવાની જરૂર નથી (૫ મ. અપે. ૧૬.)

**૩૪૪.** (૧) કોઈ શાહેદની ગેરહાજરીને લીધે, અથવા બીજાં કાંઇ યોગ્ય કારણને લીધે, કોઇ પણ ચોકશી અથવા ઇનસાફનું કામ શરૂથી અથવા વચમાં મુલતવી રાખવું જરૂર અથવા યોગ્ય જણાય, તો કોરટ પોતાને યોગ્ય લગે તો વખતે વખતે લખેલો હુકમ કરીને અને તે બાબતનાં કરણ જણાવીને પોતાને દુરસ્ત લાગે એવી શરતે, અને પોતાને યોગ્ય લાગે એટલી મુદત સુધી, સદરહુ ચોકસી અથવા ઇનસાફનું કામ શરૂથી અથવા વચમાંથી મુલતવી રાખવાને મુખત્યાર છે, અને તોહોમતવાળો પેહેરામાં હોય તો વારંટ કહાડીને તેને પાછો મોકલવાને મુખત્યાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ માજીસ્ટ્રેટે આ કલમ પ્રમાણે કોઇ તોહમતવાળા શખસને એકકી વખતે પંદર દિવસ કરતાં વત્તી મુદત સુધી પેહેરામાં પાછો મોકલવો નહિ.

(૨) હાઇ કોરટ શિવાય બીજી કોઇ કોરટે આ કલમ પ્રમાણે કરેલો દરેક હુકમ લખેલો હોવો જોઇયે અને તેની ઉપર પ્રમુખ જડજે અથવા માજીસ્ટ્રેટે સહી કરવી.

ખુલાસો—તોહોમતવાળાએ કાંઇ ગુન્હો કર્યો હશે એવો વેહેમ આવે તેવો પુરતો પુરાવો મળ્યો હોય અને તેને પાછો મોકલવાથી વધારે પુરાવો મળે તેવું છે એવું દેખાય તો તેને પાછો મોકલવાનો આ વ્યાજબી સબબ છે.

**૩૪૫.** (૧) આ નીચેના કોષ્ટકનાં પેહેલાં બે આસનોમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમોનું વરણન કર્યું છે તે કલમો મુજબ શિક્ષા કરવા લાયક ગુન્હાઓ તે કોષ્ટકના ત્રીજા આસનમાં કહેલા શખસોને માંડીવાળવાનો અધિકાર છે:—

| ગુન્હો. | હિંદુસ્તાનના ફોજદારી કાદાની લાગુ પડતી કલમો. | જે શખસને ગુન્હો માંડી વાળવાનો અધિકાર છે તે શખસ. |
|---|---|---|
| ધર્મસંબંધી કોઇપણ શખસનું દિલ દુખાવવાના પાકા ઇરાદાથી કાંઇ શબ્દો બોલવા વગેરે. | ૨૯૮ ... ... | ધર્મ સંબંધી જે શખસનું દિલ દુખવવાનો ઇરાદો હોય તે શખસ. |
| વ્યથા કરવી. ... ... ... | ૩૨૩, ૩૨૪ ... | જે શખસને વ્યથા કરી હોય તે શખસ. |
| હરકોઇ શખસને ગેરવાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ૩૪૧, ૩૪૨ ... | જે શખસને અટકાવ કર્યો હોય અથવા કેદ કર્યો હોય તે શખસ. |
| હુમલો અથવા સાપરાધબળ વાપરવું. | ૩૫૨, ૩૫૫, ૩૫૮ ... | જે શખસની ઉપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપર્યું હોય તે શખસ. |
| કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી. | ૩૭૪ ... ... | જે શખસ પાસે જબરાઇથી મજુરી કરાવી હોય તે શખસ. |
| બિગાડ, જ્યારે જે હાનિ અથવા નુકસાન કરવામાં આવે તે ફક્ત કોઇ ખાનગી શખસને કરેલી હાની અથવા નુકસાન હોય ત્યારે. | ૪૨૬, ૪૨૭ ... ... | જે શખસને હાનિ અથવા નુકશાન કરવામાં આવે તે શખસ. |
| સાપરાધ પ્રવેશ. ... ... | ૪૪૭ ... | જે મિલકતમાં પ્રવેશ કર્યો હોય તે મિલકતજે શખસના કબજામાં હોય તે શખસ. |
| ગૃહ પ્રવેશ. ... ... | ૪૪૮ ... | |

| | | |
|---|---|---|
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦, ૪૯૧, ૪૯૨ ... | જે શખસની સાથે ગુન્હેગારે કરાર કર્યો હોય તે શખસ. |
| છિનાળું... ... ... ... ... | ૪૯૭ ... | જે સ્રી હોય તેનો ધણી. |
| આપરાધ ઇરાદાથી કોઇ પરણેલી સ્રીને ફોસલાવી જવી અથવા લઇ જવી અથવા રોકી રાખવી. | ૪૯૮ ... | |
| આબરૂ લેવી. ... ... ... | ૫૦૦ ... | |
| કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧ ... | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબત છે એવું જાણીને તે વસ્તુ વેચવી. | ૫૦૨ ... | જે શખસની આબરૂ લીધી હોય તે શખસ. |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી તિરસ્કાર કરવો. | ૫૦૪ ... ... | જે શખસને તિરસ્કાર કર્યો હોય તે શખસ. |
| સાપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વર્ષની કેદની શિક્ષા કરવા લાયક ન હોય ત્યારે. | ૫૦૬ ... ... | જે શખસને ધમકી આપી હોય તે શખસ. |

(૨) વ્યથા કરવાના તથા મહાવ્યથા કરવાના જે ગુન્હા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૪ મી, ૩૨૫ મી, ૩૩૫ મી, ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક છે તે ગુન્હા જે શખસને વ્યથા કરી હોય તે શખસને જે કોરટની આગળ તે ગુન્હા બાબત કાંઇ પણ ફરિયાદનું કામ ચાલતું હોય તે કોરટની રજા લઇને માંડી વાળવાનો અધિકાર છે.

(૩) આ કલમ મુજબ હરકોઈ ગુન્હો માંડી વાળવાનો અધિકાર હોય ત્યારે તે ગુન્હામાં મદદગારી કરવાનો ગુન્હો અથવા (જ્યારે સદરહુ ગુન્હો કરવાની કોશિસ જાતે ગુન્હો હોય ત્યારે) તે કોશિસ કરવાનો ગુન્હો એવીજ રીતે માંડી વાળવાનો અધિકાર છે.

(૪) જો કોઇ શખસ બાળક, અથવા ગાંડો અથવા દિવાનો હોય અને જો તેવો ન હોત તો તે આ કલમ મુજબ કાંઈ ગુન્હો માંડીવાળવાને લાયક થાત તો તે શખસની તરફથી કરાર કરવાનો જે શખસને અધિકાર હોય તે શખસ સદહુ ગુન્હો માંડી વાળવાને મુખત્યાર છે.

(૫) જ્યારે તોહોમતવાળાનો ઇનસાફ કરવા સારૂ કમિટ કર્યો હોય અથવા તેનાપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય અને અપીલ થઇ હોય, ત્યારે, પ્રસંગ પ્રમાણે જે કોરટમાં તેને કમિટ કર્યો હોય, અથવા જેની રૂબરૂ તે અપીલની સુનાવણી થવાની હોય તે કોરટની પરવાનગી શિવાય ગુન્હો માંડીવાળવા દેવો નહિ.

(૬) આ કલમ મુજબ કાંઇ ગુન્હો માંડી વાળવાનું ફળ એવું થશે કે તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ થશે.

(૭) આ કલમમાં ઠરાવ્યું છે તે શિવાય (બીજી રીતે) કોઇપણ ગુન્હો માંડીવાળવો નહિ.

૩૪૬ (૧) ઇલાકાનાં મુખ્ય શેહરોની બાહાર કોઇપણ જીલ્લામાં કોઇ માજીસ્રેટની આગળ કાંઇ ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતું હોય ત્યારે જો પુરાવા ઉપરથી તે માજીસ્રેટને એવું અનુમાન કરવું વાજબી જણાય કે સદરહુ જીલ્લામાં બીજા કોઈ માજીસ્ટ્રેટે તે મુકદમાનો ઇનસાફ કરવો જોઇયે, અથવા કરવા સારૂ તે કમિટ કરવો જોઇયે, તો તેણે તે કામ ચલાવવું બંધ રાખીને જે માજીસ્રેટના હાથ તળે પોતે હોય તે માજીસ્રેટની આગળ અથવા જીલ્લા માજીસ્રેટ ફરમાવે તેવા બીજા હકુમતવાળા માજીસ્રેટની આગળ તે મુકદમો મોકલવો, અને તેની સાથે ટુંકામાં એક રિપોર્ટ કરીને તેમાં તે મુકદમાનો પ્રકાર સમજાવવો.

(૨) જે માજીસ્ટ્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવે, તેને જો ઇનસાફ કરવાનો અખત્યાર આપેલો હોય, તો તે મુકદમાનો ઇનસાફ તે જાતે કરવાને અથવા પોતાના હાથ તળેના જે માજીસ્ટ્રેટને હકુમત હોય તે માજીસ્ટ્રેટને તે મુકદમો સોંપવાને, અથવા તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.

૩૪૭ (૧) કોઇ માજીસ્ટ્રેટની આગળ કોઇપણ ચોકસીનું કામ ચાલે તેમાં, અથવા કોઇ માજીસ્ટ્રેટની આગળ કોઇપણ ઇનસાફનું કામ ચાલે તેમાં, ફેંસલા ઉપર સહી કરતા પેહેલાં, તેને કોઇપણ વખતે એમ જણાય કે તે કામનો ઇનસાફ સેશન કોરટે અથવા હાઇકોરટે કરવો જોઇયે, અને જો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અખત્યાર તેને આપેલો હોય, તો તેણે કામ આગળ ચલાવવાનું બંધ કરવું, અને આ કાયદામાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે તોહમતવાળાને કમીટ કરવો.

(૨) જો ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો અખત્યાર સદરહુ માજીસ્ટ્રેટને આપેલો ન હોય તો તેણે ૩૪૬ મી કલમ પ્રમાણે ચાલવું.

૩૪૮ હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨ મા અથવા ૧૭ મા બાબ પ્રમાણે ત્રણ વરસની અથવા તે ઉપરાંતની મુદત સુધી કેદની શિક્ષા કરવા લાયક કોઈ ગુન્હાનું ફરીથી તોહોમત આવ્યું હોય, તેને, જે માજીસ્ટ્રેટ આગળ કામ ચાલ્યું હશે તે માજીસ્ટ્રેટની નજરમાં તોહમતવાળા ઉપર ગુન્હો સાબિત થાય તો પોતે પુરતી શિક્ષા કરી શકશે. એમ નહિ આવે તો તેણે, પ્રસંગ પ્રમાણે સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરવો જોઇયે.

પણ એવું ઠરાવ્યું છે કે જીલ્લા માજીસ્ટ્રેટને કલમ ૩૦ પ્રમાણે અધિકાર આપ્યો હોય તો, તે મુકદ્દમો શેશન કોરટમાં કમિટ નહિ કરતાં તે માજીસ્ટ્રેટને ત્યાં મોકલવાનો અધિકાર છે.

૩૪૯ (૧) જ્યારે બીજા અથવા ત્રીજા વરગના જે માજીસ્ટ્રેટને હકુમત હોય તે માજીસ્ટ્રેટ ફરિયાદનું કામ ચલાવનારની તરફનો તથા તોહોમતવાળાની તરફનો શાહેદી પુરાવો સાંભળે ત્યાર પછી તેનો મત એવો થાય કે તોહોમતવાળો તકસીરવાર છે, અને તેને જે શિક્ષા કરવાનો પોતાને અધિકાર છે તેથી જુદી જાતની અથવા તે કરતાં વધારે સખત શિક્ષા તે તોહોમતવાળાને મળવી જોઇએ, અથવા તેને ૧૦૬ ઠી કલમ પ્રમાણે ખત કરી આપવાનું ફરમાવવું જોઇએ, ત્યારે તે માજીસ્ટ્રેટ પોતાનો મત લખીને પોતે ચલાવેલું કામ તથા તોહોમતવાળાને જે જીલ્લા માજીસ્ટ્રેટના અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટના તાબામાં પોતે હોય તેની પાસે મોકલવાને મુખત્યાર છે.

(૨) જે માજીસ્ટ્રેટની પાસે તે કામ મોકલવામાં આવે તે માજીસ્ટ્રેટને દુરસ્ત લાગે તો તે પક્ષકારોની જુબાની લેવાને તથા જે શાહેદ તે મુકદમામાં શાહેદી આપી ચુકયો હોય તે શાહેદને પાછો બોલાવીને તેની જુબાની લેવાને મુખત્યાર છે; અને કાંઇ પણ વધારે પુરાવો માંગવાને તથા લેવાને મુખત્યાર છે, અને તે મુકદમામાં પોતાને યોગ્ય લાગે એવો, અને કાયદા પ્રમાણે હોય એવો ફેંસલો અથવા શિક્ષાનો હુકમ અથવા હુકમ તે માજીસ્ટ્રેટે કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે ૩૨ મી તથા ૩૩ મી કલમ પ્રમાણે જેટલી શિક્ષા કરવાનો પોતાનો અખ્તિયાર હોય તે કરતાં વધારે સખત શિક્ષા તેણે કરવી નહિ.

૩૫૦ (૧) જ્યારે કોઇ મુકદમાની ચોકસીમાં અથવા ઇનસાફમાં સઘળો પુરાવો અથવા તેમાંનો કાંઇ ભાગ સાંભળ્યા પછી તથા દફતરમાં દાખલ કર્યા પછી કોઇ માજીસ્ટ્રેટ તેમાં હકુમત ચલાવતો બંધ પડે, અને તેની પછી તેની જગા ઉપર બીજો જે માજીસ્ટ્રેટ આવે તેને સદરહુ હકુમત હોય અને તે સદરહુ હકુમત ચલાવતો હોય, ત્યારે જે પુરાવો પોતાની અગાઉના માજીસ્ટ્રેટે એ પ્રમાણે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે, અથવા જે પુરાવો થોડોક પોતાની અગાઉના માજીસ્ટ્રેટે અને થોડોક પોતે જાતે દફતરમાં દાખલ કર્યો હોય તે પુરાવાને આધારે સદરહુ પછીથી આવેલો માજીસ્ટ્રેટ કામ ચલાવવાને મુખત્યાર છે; અથવા તે શાહેદોને ફરીથી સમન કરવાને અને તે ચોકસી અથવા ઇનસાફ ફરીથી શરૂ કરવાને મુખત્યાર છે.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) કોઇ પણ ઇનસાફના કામમાં તે બીજો માજીસ્ટ્રેટ પોતાનું કામ શરૂ કરે ત્યારે શાહેદોને અથવા તેઓમાંના હરકોઇને ફરીથી સમન કરવાની તથા તેઓની જબાની ફરીથી સાંભળવાની માંગણી કરવાને તોહોમતવાળો મુખત્યાર છે.

(બ) કોઇ માજીસ્ટ્રેટની આગળ ગુન્હો સાબિત થયો હોય તે સાબિતી જે પુરાવા ઉપરથી થઇ તે સઘળો તેણે લીધેલો નથી તેથી તોહોમતવાળાને મુદાની બાબતમાં ન્યાય મળવામાં હરકત થઇ છે એમ હાઇકોરટની, અથવા, જે મુકદમાઓનો ઇનસાફ જીલ્લા માજીસ્ટ્રેટના તાબા માંહેના માજીસ્ટ્રેટો કરે તે મુકદમામાં જીલ્લા માજીસ્ટ્રેટની, નજરમાં આવે, તો સદરહુ કોર્ટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરવાને મુખત્યાર છે, પછી તે ઠરાવ ઉપર અપીલ હોય કે નહિ હોય તોપણ; અને નવેસરથી ચોકસી અથવા ઈનસાફ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) જે મુકદમાઓમાં ૩૪૬ મી કલમ પ્રમાણે કામ આગળ ચલાવવાનું બંધ કર્યું હોય તે મુકદમાઓને આ કલમ માંહેનો કોઇ પણ મજકુર લાગુ નથી.

૩૫૧. (૧) કોઇ શખસ ફોજદારી કોરટમાં હાજર હોય, પછી તે પકડાઇને અથવા સમન થઇને નહિ આવ્યો હોય તોપણ, તે શખસને, સદરહુ કોરટ સાંભળી શકે એવો ફલાણો ગુન્હો કરવામાં આવ્યો છે, એવું પુરાવા ઉપરથી જણાય તે ગુન્હા બાબત ચોકસી કરવા સારૂ અથવા ઇનસાફ કરવા સારૂ, અટકાવી રાખવાનો તે કોરટને અખત્યાર છે; અને જાણે તેને પકડેલો હોય અથવા સમન કરેલો હોય એવી રીતે તેની ઉપર કામ ચલાવવાનો અખત્યાર છે.

(૨) જ્યારે ( સદરહુ શખસને ) ૧૮ મા બાબ પ્રમાણે ચોકસી ચાલતી હોય તે દરમિયાન અથવા ઇનસાફનું કામ ચાલવા માંડયા પછી અટકાવી રાખ્યો હોય, ત્યારે તે શખસ બાબત કામ નવેસરથી ચલાવવું અને શાહેદોની જબાની ફરીથી સાંભળવી.

૩૫૨. કોઇ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ જે જગાએ કોઇ ફોજદારી કોરટ બેઠી હોય તે જગા ખુલ્લી કોરટ સમજવી, અને તેમાં વગર અડચણે માઇ શકે તેટલે સુધી સામાન્ય રીતે સઘળા લોકોને તેમાં જવાનો અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે, કોઇ પણ અમુક મુકદમાની ચોકસી અથવા ઇનસાફ ચાલે ત્યારે કોઇ પણ વખતે પ્રમુખ જડજ અથવા માજીસ્ટ્રેટ, જો તેને યોગ્ય લાગે તો, એવો હુકમ કરવાને મુખત્યાર છે કે સામાન્ય રીતે લોકોએ, અથવા કોઇ પણ અમુક સખસે, કોરટના ઉપયોગ માંહેના ઓરડામાં અથવા મકાનમાં આવવું, હોવું અથવા રેહેવું નહિ.

ટીકા—જે પોલીસ અમલદારે કામની તપાસ કરી હોય તેને કોરટમાં તે કામની તજવીજ ચાલતી હોય ત્યારે હાજર નહી રાખવો જોઇએ (રાણી વી રામાનંદ ક. વિ. નોટસ સન ૧૮૮૫ પા. ૨૨૧.)

---

## બાબ ૨૫ મો.

## ચોકસી તથા ઇનસાફ કરતી વખતે પુરાવો લેવાની તથા દફતરમાં દાખલ કરવાની રીત બાબત.

૩૫૩. સ્પષ્ટ રીતે જુદી રીતનો ઠરાવ કર્યો હોય તે શિવાય, ૧૮ મા, ૨૦ મા, ૨૧ મા, ૨૨ મા, અને ૨૩ મા બાબ પ્રમાણે લેવાનો સઘળો પુરાવો તોહોમતવાળાની સમક્ષ લેવો, અથવા, જ્યારે તેને જાતે હાજર થવાનું માફ કર્યું હોય, ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો.

૩૫૪. આ કાયદા પ્રમાણે (પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા) કોઇ માજીસ્ટ્રેટે અથવા માજીસ્ટ્રેટની આગળ અથવા શેશન જડજે અથવા સેસન જડજની આગળ કરવાની ચોકસીઓમાં સાહેદી હેઠળ લખેલી રીતે દફતરમાં દાખલ કરવી.

૩૫૫, (૧) પ્રેસિડેન્શી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ટ્રેટની આગળ સમનના જે મુકદમાઓનો ઇનસાફ કરવામાં આવે તેમાં, તથા ૨૬૦ મી કલમની પેટા કલમ (૧) ની (બ) થી (મ), (એ બંને સુદ્ધાં) ૨કમોમાં કહેલા ગુન્હાઓનો ઇનસાફ પેહેલા અથવા બીજા વરગનો માજીસ્ટ્રેટ કરે ત્યારે તે ગુન્હાઓની બાબતમાં, તથા ૫૧૪ મી કલમ પ્રમાણે ચલાવેલાં સઘળાં કામ (ઇનસાફની દરમિયાનમાં ન

હોય તો તે) માં, દરેક સાહેદના જબાની ચાલતી જાય તેમ તેની શાહેદીની મતલબની યાદ તે માજીસ્ટ્રેટે લખવી.

(૨) તે યાદ તે માજીસ્ટ્રેટે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરમાં દાખલ કરવી.

(૩) ઉપર ફરમાવ્યા મુજબ જો તે માજીસ્ટ્રેટ યાદ લખી ન શકે તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ દફતરમાં દાખલ કરવું, અને ખુલ્લી કોરટમાં પોતે મોઢેથી બોલીને તે યાદ કરાવીને તે ઉપર સહી કરવી, અને તે યાદ દફતરમાં રાખવી.

૩૫૬. (૧) સેશન કોરટોની આગળ તથા (પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટો શિવાય બીજા) માજીસ્ટ્રેટોની આગળ બીજા સઘળા મુકદમાઓનો ઇનસાફ ચાલે તેમાં, અને ૧૨ મા તથા ૧૮ મા બાબ પ્રમાણે ચોકસીઓમાં દરેક શાહેદીની શાહેદી માજીસ્ટ્રેટે અથવા સેશન જડજે, અથવા તેની હજુરમાં તે સાંભળે તેમ, તેના ફરમાવ્યા મુજબ તથા તેની નિગેહબાની નીચે કોરટની ભાષામાં લખી લેવી, અને તે ઉપર માજીસ્ટ્રેટે અથવા સેશન જડજે સહી કરવી.

(૨) જ્યારે સદરહુ શાહેદની શાહેદી અંગ્રેજીમાં આપવામાં આવે ત્યારે તે માજીસ્ટ્રેટ અથવા સેશન જડજ તે શાહેદી પોતાને યોગ્ય લાગે તે ભાષામાં લખી લેવાને મુખત્યાર છે, અને તોહોમતવાળો અંગ્રેજી સારી રીતે જાણતો ન હોય, અથવા કોરટની ભાષા અંગ્રેજી ન હોય, તો કોરટની ભાષામાં સદરહુ શાહેદીનો સહી સાથેનો તરજુમો દફતરમાં રાખવો.

(૩) જે મુકરદમામાં તે માજીસ્ટ્રેટ અથવા સેશન જડજ પોતે શાહેદી લખી લેતો ન હોય તેમાં તેણે દરેક શાહેદની શાહેદી લેવાતી જાય તેમ તેમ શાહેદની જુબાનીની મતલબની એક યાદ કરવી, અને તે યાદ તે માજીસ્ટ્રેટે અથવા સેશન જડજે પોતાને હાથે લખીને તે પર સહી કરવી, અને તે દફતરમાં રાખવી.

(૪) ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસ્ટ્રેટ અથવા સેશન જડજ યાદ રાખી ન શકે તો તે પોતે કેમ લખી શકતો નથી તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

૩૫૭. (૧) કોઇ જીલ્લામાં અથવા જીલ્લાના કોઇ પણ ભાગમાં, અથવા કોઇ સેશન કોરટની આગળ અથવા કોઇ માજીસ્ટ્રેટની અથવા કોઇ પણ માજીસ્ટ્રેટના વર્ગની આગળ ચાલેલા કામમાં, ૩૫૬ મી કલમમાં કહેલે પ્રસંગે દરેક શાહેદની શાહેદી સેશન જડજે અથવા માજીસ્ટ્રેટે પોતાના હાથે પોતાની ભાષામાં લખવી તેવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, પણ કાંઇ પુરતા કારણને લીધે કોઇ પણ શાહેદની શાહેદી તેનાથી લખી ન લેવાય તો તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું. અને પોતે ખુલ્લી કોરટમાં મોઢેથી બોલીને તે શાહેદી લખવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

(૨) એ પ્રમાણે લખી લીધેલી શાહેદી ઉપર તે સેશન જડજે અથવા માજીસ્ટ્રેટે સહી કરવી, અને તે દફતરમાં દાખલ કરવી.

પણ એવું ઠરાવ્યું છે કે સેશન જડજે અથવા માજીસ્ટ્રેટે શાહેદી અંગ્રેજી ભાષામાં અથવા કોરટની ભાષામાં લખી લેવી, એવું તેને ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, તે ભાષા તેની સ્વભાષા ન હોય તોપણ.

૩૫૮. ૩૫૫ મી કલમમાં કહેલી જાતના મુકદમાઓમાં જો માજીસ્ટ્રેટને દુરસ્ત લાગે તો તે કોઇ પણ શાહેદની શાહેદી ૩૫૬મી કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખત્યાર છે; અથવા જો સદરહુ માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદની અંદર ૩૫૭ મી કલમમાં કહેલો હુકમ સ્થાનિક સરકારે કર્યો હોય તો, તેજ કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખત્યાર છે.

૩૫૯. (૧) ૩૫૬ મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી શાહેદી ઘણું કરીને સવાલ જવાબના રૂપમાં લખી લેવી નહિ, પણ બ્યાનના રૂપમાં લખી લેવી.

(૨) માજીસ્ટ્રેટની અથવા સેશન જડજની નજરમાં આવે તો કોઇ પણ અમુક સવાલ તથા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તે મુખત્યાર છે.

૩૬૦. (૧) ૩૫૬ મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી દરેક શાહેદની શાહેદી પુરી થાય ત્યારે જો તોહોમતવાળો હાજર હોય તો તેની સમક્ષ અથવા તે પ્લીડર મારફતે હાજર થાય તો તેના

પ્લીડરની સમક્ષ, તે શાહેદી તે શાહેદને વાંચી સંભળાવવી, અને જરૂર હોય તો સુધારવી.

(૨) જયારે તે શાહેદી શાહેદને વાંચી સંભળાવવામાં આવે ત્યારે તે શાહેદ શાહેદીના કોઇ ભાગના ખરાપણાની ના કહે, તો તે શાહેદી સુધારવાને બદલે તે ભાગપર શાહેદે જે હરકત લીધી હોય તેની તે ઉપર યાદ કરી લેવાને માજીસ્ટ્રેટ અથવા સેશન જડજ મુખત્યાર છે અને પોતાને જરૂર જણાય એવો અભિપ્રાય માજીસ્ટ્રેટે અથવા સેશન જડજે લખવો.

(૩) જે ભાષામાં તે શાહેદી આપી હોય તેથી જુદી ભાષામાં તે લખી હોય અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા શાહેદ સમજતો ન હોય, તો તે લખી લીધેલી શાહેદી જે ભાષામાં આપી હોય તે ભાષામાં, અથવા જે ભાષા શાહેદ સમજતો હોય તે ભાષામાં તેને સમજવી.

૩૬૧. (૧) તોહોમતવાળો સમજતો ન હોય એવી ભાષામાં કાંઇ પણ શાહેદી આપવામાં આવે, અને તે જાતે હાજર હોય, ત્યારે તે સમજતો હોય એવી ભાષામાં તે શાહેદી તેને ખુલ્લી કોરટમાં સમજાવવી.

(૨) જો તે પ્લીડરની મારફતે હાજર થાય અને તે શાહેદી કોરટમાંની ભાષા શિવાય બીજી કોઇ ભાષામાં આપવામાં આવે, અને તે ભાષા તે પ્લીડર સમજતો ન હોય. તો તે શાહેદી સદરહુ પ્લીડરને કોરટની ભાષામાં સમજાવવી.

(૩) જયારે પદ્ધતિ પ્રમાણે પુરાવા સારૂ દસ્તાવેજો રજુ કર્યા હોય, ત્યારે કોરટની નજરમાં આવશે તો તે દસ્તાવેજનો જેટલો ભાગ સમજાવવાની જરૂર જણાય તેટલો ભાગ સમજાવવો.

૩૬૨. (૧) જે મુકદમામાં કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ બસેં રૂપિયાથી વત્તા દંડની, અથવા છ મહિનાથી વત્તી મુદતસુધીની કેદની શિક્ષા કરે તેવા દરેક મુકદમામાં તેણે શાહેદોની શાહેદી પોતાને હાથે લખી લેવી, અથવા ખુલ્લી કોરટમાં પોતે મોડેથી બોલીને લખી લેવડાવવી. એ પ્રમાણે લખી લીધેલી સઘળી શાહેદી ઉપર તે માજીસ્ટ્રેટે સહી કરવી અને તેને દફતરમાં રાખવી.

(૨) એ પ્રમાણે લખી લીધેલી શાહેદી ઘણું કરીને બ્યાનના રૂપમાં દફતરમાં દાખલ કરવી, પણ માજીસ્ટ્રેટની નજરમાં આવે તો કોઇપણ અમુક સવાલ અથવા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તે મુખત્યાર છે.

(૩) એજ કામમાં ૭૫ મી કલમ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમ, આ કલમના કારણ સારૂ, એકજ શિક્ષાના હુકમ દાખલ ગણવા જોઇયે.

૩૬૩. સેશન જડજે અથવા માજીસ્ટ્રેટે શાહેદીની શાહેદી દફતરમાં દાખલ કરી હોય, ત્યારે તેણે શાહેદ શાહેદી આપતો હોય તે વખતની તેની વર્તણુંક સંબંધી પોતાને મુદ્દાનો લાગે એવો કાંઇ શેરો હોય તો તે શેરોપણ દફતરમાં દાખલ કરવો.

૩૬૪. (૧) જયારે કોઇપણ માજીસ્ટ્રેટે અથવા રાયલ ચાર્ટરથી સ્થાપેલી હાઇકોરટ શિવાય અથવા પંજાબની ચીફ કોરટ શિવાય બીજી કોઇપણ કોરટ તોહોમતવાળાની જુબાની લે, ત્યારે તેને પુછેલો દરેક સવાલ અને તેણે આપેલો દરેક જવાબ સુદ્ધાં તે સઘળી જુબાની જે ભાષામાં લીધી હોય તે ભાષામાં અથવા તેમ ન બની શકે તો કોરટની ભાષામાં અથવા અંગ્રેજીમાં પુરેપુરી દફતરમાં નોંધવી; અને તે જબાની તે તોહમતવાળાને બતાવવી અથવા વાંચી સંભળાવવી, અથવા જે ભાષામાં તે જબાની લખેલી હોય તે ભાષા તે સમજતો નહિ હોય તો જે ભાષા તે સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી, અને તેના જવાબો માંહેની કોઇ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઇ વાત વધારવાને તે મુખત્યાર છે.

(૨) એ સઘળી જબાની બરાબર છે એવું તે કહે, ત્યારે તે દફતર ઉપર તોહોમતવાળાએ તથા માજીસ્ટ્રેટે અથવા સદરહુ કોરટના જડજે સહી કરવી, અને તે જુબાની મારી સમક્ષ અને મારા સાંભળતાં લીધી છે તથા તોહોમતવાળાએ કહેલા મજકુરનું પુરેપુરૂં તથા ખરૂં બયાન તે દફતરમાં છે એપ્રમાણે સદરહુ માજીસ્ટ્રેટે અથવા જડજે લખીને તેપર સહી કરવી.

(૩) જે મુકદમાઓમાં તોહોમતવાળાની જુબાની તે માજીસ્ટ્રેટ અથવા જડજ પોતાની જાતે દફતરમાં દાખલ ન કરે તે મુકદમાઓમાં,જુબાની લેવાતી જાય તેમ તેમ તેની યાદ કોરટની ભાષામાં,અથવા અંગ્રેજી ભાષા પોતાને બરાબર આવડતી હોય તો, તે ભાષામાં તે માજીસ્ટ્રેટે અથવા જડજે, પોતે પ્રત્ય-

ડેન્સી માજીસ્ટ્રેટ ન હોય તો, કરવી જોઇયે, અને સદરહુ યાદ તે માજીસ્ટ્રેટે અથવા જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફતરની સાથે જોડી રાખવી. ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસ્ટ્રેટથી અથવા જડજથી યાદ ન થાય તો, તે પોતાથી ન થવાનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

(૪) આ કલમ માંહેનો કોઇપણ મજકુર ૨૬૩ મી કલમ મુજબની કોઇ તોહોમતવાળા શખસની જુબાનીને લાગું છે એવું સમજવું નહિ.

૩૬૫. રૉયલ ચાર્ટરથી સ્થાપેલી દરેક હાઇકોરટ તથા પંજાબની ચીફ કોરટ પોતાની આગળ જે મુકદમા આવે તેમાં શાહેદી લેવાની રીત વખતે વખતે સામાન્ય કાનુન કરીને ફરમાવવાને મુખત્યાર છે, અને એ પ્રમાણે કાંઇ કાનુન કરવામાં આવી હોય તો સદરહુ કોરટના જડજોએ શાહેદી અથવા તેની મતલબ તે કાનુન પ્રમાણે લખી લેવી.

---

## બાબ ૨૬ મો.

## ફેંસલા બાબત.

૩૬૬. (૧) અસલ હકુમતની કોઇ પણ ફોજદારી કોરટમાં દરેક મુકદમાના ઇનસાફનો ફેંસલો—

(અ) ખુલ્લી કોરટમાં સદરહુ ઇનસાફ પુરો થયા પછી તરતજ અથવા ત્યાર પછી કોઈ વખતે કહી સંભળાવવો અથવા તેનો સાર સમજાવવો. પણ તે પછીના વખતની નોટીસ પક્ષકારોને અથવા તેઓના પ્લીડરોને આપવી જોઇએ અને

(બ) કોરટની ભાષામાં અથવા તેનો પ્લીડર સમજતો હોય એવી બીજી કોઇ ભાષામાં કહી સંભળાવવો અથવા તેનો સાર સમજાવવો.

પરંતુ એવું ઠરાવ્યું છે કે ફરિયાદનું અથવા તોહોમતવાળા તરફનું કામ ચલાવનાર, સદરહુ આખો ફેંસલો વાંચવાની પ્રમુખ જડજને અરજ કરે તો તેણે તે આખો ફેંસલો વાંચવો જોઇયે.

(૨) ફેંસલો આપવામાં આવે તે સાંભળવા માટે જો તેહોમતવાળો પેહેરામાં હોય તો તેને આણવો જોઇયે અથવા જો તે પેહેરામાં ન હોય તો કોરટે તેને હાજર થવાનું ફરમાવવું જોઇયે, પણ ઇનસાફ ચાલતો હોય ત્યારે જાતે હાજર થવાનું તેને માફ કર્યું હોય અને ફક્ત દંડની શિક્ષાનો હુકમ કરવો હોય અથવા તેના ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવો હોય, તો તે પ્રસંગે તે ફેંસલો તેના પ્લીડરની સમક્ષ કહી સંભળાવવાનો અધિકાર છે.

(૩) કોઈ પણ ફોજદારી કોરટે આપેલો ફેંસલો, તે આપવા સારૂ જાહેર કરેલી તારીખે અથવા જગાએ કોઇ પણ પક્ષકાર અથવા તેનો પ્લીડર ગેરહાજર હોય એટલાજ કારણને લીધે, અથવા એવી તારીખ તથા જગાની નોટીસ પક્ષકારો ઉપર અથવા તેઓના પ્લીડરો ઉપર અથવા તેમનામાંના કોઇ પણ પક્ષકાર અથવા પ્લીડર ઉપર બજાવવામાં કાંઇપણ કસુર અથવા ખામી થઇ હોય એટલાજ કારણને લીધે, ગેરકાયદેસર થાય છે એમ સમજવું નહિ.

(૪) આ કલમના કોઇ પણ મજકુર ઉપરથી ૫૩૭ મી કલમના ઠરાવોની વ્યાપ્તિ કોઇપણ રીતે ઓછી થાય એવો તે મજકુરનો અર્થ કરવો નહિ.

૩૬૭. (૧) આ કાયદાથી બીજી રીતે સ્પષ્ટપણે ઠરાવ્યું હોય તે શિવાય, સદરહુ પ્રકારનો દરેક ફેંસલો તે કોરટના પ્રમુખ અમલદારે કોરટની ભાષામાં અથવા અંગ્રેજીમાં લખવો; અને જે મુદ્દાની વાત અથવા વાતો ઠરાવવાની હશે તે તથા તે વિશે કરેલો ઠરાવ, તથા તે ઠરાવનાં કારણ તે ફેંસલામાં લખવાં, અને તે ફેંસલો કહી સંભળાવતી વખતે પ્રમુખ અમલદારે ખુલ્લી કોરટમાં તેની ઉપર તારીખ લખીને સહી કરવી.

(૨) તેહોમતવાળાની ઉપર કાંઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તો તે ગુન્હો, અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા બીજા કાયદાની જે કલમ પ્રમાણે તેના ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે કલમ તથા તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શિક્ષા, એટલું તે ફેંસલામાં લખવું જોઇયે.

(૩) જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય, અને તે કાયદાની બે કલમોમાંની કઈ કલમમાં અથવા તે કાયદાની એકજ કલમના બે ભાગોમાંના કયા ભાગમાં તે ગુન્હો આવે છે એ વિશે શક હોય,ત્યારે કોરટે તે શક સ્પષ્ટ રીતે બતાવીને વિકલ્પની રીતે ફેંસલો કરવો.

(૪) જો તે ફેંસલામાં ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો હોય, તો તોહોમતવાળાની ઉપર જે ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે ગુન્હો તે ફેંસલામાં લખવો, અને તોહોમતવાળાને છુટો કરવો એવું તેમાં ફરમાવવું.

(૫) જે ગુન્હા બાબત મોતની શિક્ષા થઈ શકતી હોય તે ગુન્હો તોહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ થયો હોય, અને તેની ઉપર મોતની શિક્ષા શિવાય બીજી કોઈ પણ શિક્ષાનો હુકમ તે કોરટ કરે, તો મોતની શિક્ષાનો હુકમ નહિ કર્યાનું કારણ પોતાના ફેંસલામાં તે કોરટે લખવું;

પણ એવું ઠરાવ્યું છે કે, જ્યુરીથી ઇનસાફ કર્યો હોય તેમાં ફેંસલો લખવાની કોરટને જરૂર નથી, પણ સેશન કોરટે જ્યુરીને આપેલા આદેશનાં મથાળાં દફ્તરમાં દાખલ કરવાં.

૩૬૮. (૧) જ્યારે કોઈ શખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે શિક્ષાના હુકમમાં એમ ફરમાવવું કે એ શખસને મરતાં સુધી ગળેથી લટકાવવો.

(૨) સમુદ્રપારની શિક્ષાના કોઈપણ હુકમમાં, જે શખસની ઉપર તે શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસને સમુદ્રપાર કઈ જગાએ લઈ જવો તે લખવું નહિ.

૩૬૯. હાઇકોરટ શિવાય બીજી કોઈ કોરટે પોતાના ફેંસલા ઉપર સહી કરી એટલે પછી ૩૯૫ મી તથા ૪૮૪ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય અથવા કાંઈ હસ્તદોષની ચુક સુધારવાની હોય તે શિવાય, તે કોરટે તે ફેંસલામાં ફેરફાર કરવો નહિ અથવા તે તપાસવો નહિ.

૩૭૦. પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે ફેંસલો દફ્તરમાં દાખલ કરવાને બદલે, હેઠળ લખેલી વિગત દફ્તરમાં દાખલ કરવી.—

(અ) મુકદમાનો અનુક્રમ નંબર;

(બ) ગુન્હો કર્યાની તારીખ;

(ક) ફરિયાદી હોય તો તેનું નામ,

(ડ) તોહોમતવાળા શખસનું નામ, અને ( તોહોમતવાળો રાણીની વિલાયતની રૈયત ન હોય તો ) તેના બાપનું અગર ના હોય તો તેનું નામ અને રેહેવાનું ઠેકાણું;

(ઇ) જે ગુન્હા વિશે ફરિયાદ થઈ હોય અથવા જે ગુન્હો સાબિત થયો હોય તે ગુન્હો;

(ફ) તોહોમતવાળાનો જવાબ અને તેની જબાની ( જો હોય તો )

(ગ) આખરનો હુકમ;

(હ) સદરહુ હુકમની તારીખ; અને

(આઇ) જે મુકદમાઓમાં તે માજીસ્ત્રેટ કેદની, અથવા બસેં રૂપિઆથી વત્તા દંડની અથવા એ બન્નેની, શિક્ષા કરે તે સઘળા મુકદમામાં, ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યાનાં કારણોની મુખ્તેસરમાં વિગત

૩૭૧. (૧) તોહોમતવાળાની અરજી ઉપરથી ફેંસલાની એક નકલ, અથવા તે માગે ત્યારે બની શકે તો, તેની પોતાની ભાષામાં, અથવા કોરટની ભાષામાં તે ફેંસલાનો તરજુમો તેને વગર ઢીલે આપવો. સમનના મુકદમા શિવાય બીજા કોઇપણ મુકદમામાં સદરહુ નકલ મફત આપવી.

(૨) સેશન કોરટમાં જ્યુરીથી ઇનસાફ કરવામાં આવે તેમાં તોહોમતવાળો માગે તો, જ્યુરીને આપેલા આદેશનાં મથાળાંની એક નકલ તેને વગર ઢીલે અને મફત આપવી.

(૨) જ્યારે તોહોમતવાળાની ઉપર સેશન જડજ મોતની શિક્ષાનો હુકમ કરે ત્યારે તે જડજે તેને એ પ્રમાણે કેહેવું કે અપીલ કરવાની તમારી મરજી હોય તો આટલી મુદતમાં તમારે અપીલ કરવી જોઇયે.

૩૭૨. અસલ ફેંસલો કામના કાગળોની સાથે દફ્તરમાં દાખલ કરવો; અને તે અસલ ફેંસલો કોરટની ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય, અને તોહોમતવાળો કહે ત્યારે, કોરટની ભાષામાં તેનો તરજુમો કરીને સદરહુ દફ્તરમાં દાખલ કરવો જોઇયે.

૩૭૩ સેશન કોરટે ઈનસાફ કરેલા મુકદમાઓમાં, તે કોરટે પોતાના ઠરાવની તથા ( જો હોયતો ) શિક્ષાના હુકમની એક નકલ જે જીલ્લા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં ઇનસાફ કર્યો હોય તે જીલ્લા માજીસ્ત્રેટની ઉપર મોકલવી.

---

## બાબ ૨૭ મો.

## શિક્ષાનો હુકમ મંજુર થવા માટે મોકલવા બાબત.

૩૭૪. જ્યારે સેશન કોરટ મોતની શિક્ષાનો હુકમ કરે ત્યારે ચલાવેલા કામના કાગળપત્ર હાઇકોરટમાં મોકલવા જોઇએ, અને તે શિક્ષાનો હુકમ હાઇકોરટે મંજુર કર્યા વગર અમલમાં લાવવો નહિ.

૩૭૫. (૧) જ્યારે તે ચલાવેલા કામના કાગળપત્ર હાઇકોરટમાં મોકલવામાં આવે, ત્યારે, જો હાઇકોરટ એમ ધારે કે જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો છે તે શખસ તકસીરવાર છે કે બિન તકસીરવાર છે એવિષેની ફલાણી બાબતસારૂ વધારે ચોકસી કરવી જોઇયે અથવા વધારે પુરાવો લેવો જોઈએ તો તે ચોકસી જાતે કરવાને અથવા એવો પુરાવો જાતે લેવાને અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું સેશનકોરટને ફરમાવવાને મુખત્યાર છે.

(૨) જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ સદરહુ ચોકસી કરવી નહિ અથવા સદરહુ પુરાવો લેવો નહિ, અને હાઇકોરટ બીજી રીતનો હુકમ ન કરે તો, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસને તે ચોકસી કરતી વખતે અથવા તે પુરાવો લેતી વખતે હાજર નહિ રાખશે તો ચાલશે.

(૩) જ્યારે હાઇકોરટે તે ચોકસી ( હોય તો ) કરી નહિ હોય તથા તે પુરાવો ( હોય તો ) લીધો ન હોય, ત્યારે તે ચોકસીનું પરિણામ તથા તે પુરાવો દાખલા સહિત તે કોરટને મોકલવો.

૩૭૬. જે મુકદમો ૩૭૪ મી કલમ પ્રમાણે મોકલ્યો હોય તે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી અથવા જ્યુરીથી કરેલો હોય તે મુકદમામાં હૈકોર્ટ—

(અ) શિક્ષાનો હુકમ બાહાલ કરવાને. અથવા બીજી જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, અથવા

(બ) ગુન્હાની સાબિતીનો ઠરાવ રદ કરવાને, તથા જે ગુન્હો તોહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ સેશન કોરટ કરી શક્ત તેવો કોઇ ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેજ તોહમત બાબત અથવા સુધારેલા તોહમત બાબત નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અથવા

(ક) તોહોમતવાળા શખસની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કરવા સારૂ જે મુદત આપી હોય તે મુદત પુરી થાય ત્યાં સુધી અથવા અપીલ સદરહુ મુદતની અંદર કરી હોય તો તે અપીલનો નિકાલ થાય ત્યાં સુધી આ કલમ પ્રમાણે મજુરિયતનો કાંઇ પણ હુકમ કરવો નહિ.

૩૭૭ એ પ્રમાણે મોકલેલા દરેક મુકદમામાં તે શિક્ષાના હુકમની મંજુરિયત, અથવા હાઈકોરટ જે નવી શિક્ષાનો હુકમ અથવા ( બીજો ) હુકમ કરે તો સદરહુ કોરટમાં બે અથવા વધારે જડજો હોય. ત્યારે તેમાંના ઓછામાં ઓછા બે જડજોએ આપવી જોઇયે, અને હુકમ કેહેવો જાઇયે અને તેની ઉપર સહી કરવી જોઇયે.

૩૭૮. જ્યારે સદરહુ પ્રકારના કોઇપણ મુકદમાની સુનાવણી જડજોની બેંચ આગળ થાય અને સદરહુ જડજોના બે પક્ષ થઇને તે બેઉ પક્ષનાં સરખાં મત પડે, ત્યારે તેઓના મત સુદ્ધાં તે મુકદમો બીજા કોઇ જડજની પાસે મુકવો, અને સદરહુ જડજે પોતાને યોગ્ય લાગે એવી સુનાવણી કર્યા પછી પોતાનો મત આપવો, અને સદરહુ મતને અનુસરીને ફેંસલો અથવા હુકમ થવો જોઇયે,

૩૭૯. મોતની શિક્ષાનો હુકમ મંજુર થવા સારૂ સેશન કોરટ જે મુકદમાઓ હાઇકોરટમાં મોકલે તે મુકદમાઓમાં હાઇકોરટ મંજુરિયતનો અથવા બીજો હુકમ કરે ત્યાર પછી હાઇકોરટના યોગ્ય અમલદારે તે હુકમની એક નકલ ઉપર હાઇકોરટનો મોહોર કરીને અને પોતાના હાથની સહી કરીને તે

નકલ સેશન કોરટને વગર ઢીલે મોકલી દેવી.

૩૮૦ જ્યારે ૫૬૨ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે કાગળ પત્ર એકાદા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટને મોકલ્યા હોય ત્યારે એવા માજીસ્ટ્રેટે તે મુકદમો પોતે અસલ સાંભળ્યો હોત તો જે શિક્ષાનો હુકમ અથવા જે હુકમ પોતે કરી શકત તે શીક્ષાનો હુકમ અથવા બીજો કાંઇ પણ હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે અને બીજી કોઇ પણ બાબતસર વધારે ચોકસી કરવાની અથવા વધારે પુરાવો લેવાની જરૂર છે એમ તેને લાગે તો તે, પોતાની જાતે સદરહુ ચોકસી કરવાને અથવા સદરહુ પુરાવો લેવાને મુખત્યાર છે, અથવા તે ચોકસી કરવાનું અથવા તે પુરાવો લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

## બાબ ૨૮ મો.
## અમલમાં લાવવા બાબત.

૩૮૧. સેશન કોરટે મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મંજુર થવા સારૂ હાઇકોરટની પાસે મોકલ્યો હોય ત્યારે; તે ઉપરથી હાઇકોરટે જે મંજુરિયતનો અથવા બીજો હુકમ કરે તે પોહોંચેથી સદરહુ શેશન કોરટે વારંટ કાહાડીને અથવા બીજા જે ઉપાયો જરૂરના હોય તે ઉપાયો કરીને સદરહુ હુકમ અમલમાં અણાવવો.

૩૮૨. જે સ્ત્રીને મોતની શિક્ષાનો હુકમ કર્યો હોય તે ગર્ભવંતી છે એવું દેખાય, તો હાઇકોરટે તે શિક્ષાના હુકમનો અમલ બંધ રાખવાનો હુકમ કરવો, અને તેને યોગ્ય લાગે, તો તે શિક્ષાને બદલે જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવાને હાઇકોરટ મુખત્યાર છે.

૩૮૩. જે મુકદમાઓ બાબત ૩૮૧ મી કલમમાં ઠરાવ્યું છે તે મુકદમાઓ શિવાય બીજા મુકદમાઓમાં તોહોમતવાળાને સમુદ્રપારની અથવા કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય ત્યારે તે શિક્ષાનો હુકમ કરનારી કોરટે જે તુરંગમાં તેને કેદ રાખ્યો હોય અથવા રાખવો હોય તે તુરંગમાં તાબડતોબ એક વારંટ મોકલવું અને તોહોમતવાળાને તુરંગમાં અગાઉ કેદ રાખેલો નહિ હોય તો, તે વારંટ સુદ્ધાં તેને એવી તુરંગમાં મોકલવો.

૩૮૪. કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરેક વારંટ, જે તુરંગમાં અથવા બીજી જગામાં કેદીને કેદ રાખ્યો હોય અથવા કેદ રાખવો હોય તે તુરંગ અથવા બીજી જગા જે અમલદારના હવાલામાં હોય તે અમલદારના નામનું કરવું.

૩૮૫. જ્યારે કેદીને કોઇ તુરંગમાં કેદ રાખવો હોય, ત્યારે તે વારંટ જેલરની પાસે રાખવું.

૩૮૬. કોઇ ગુન્હેગારની ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે દંડ ન આપવામાં આવે તો તે ગુન્હેગારને કેદ કરવો એમ તે શિક્ષાના હુકમમાં ફરમાવ્યું હોય તો પણ તે શિક્ષાનો હુકમ કરનારી કોરટની નજરમાં આવે તો તે સદરહુ ગુન્હેગારની કાંઇપણ જંગમ મિલકત જપ્ત કરીને તથા તે વેચીને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

૩૮૭. સદરહુ વારંટ એવી કોરટની હુકુમતની સ્થાનિક હદમાં અમલમાં લાવી શકાશે, અને સદરહુ કેદની બહાર જે જીલ્લામાજીસ્ટ્રેટની અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ પ્રકારની કાંઇપણ મિલકત જડે તે જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફપ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ તે વારંટની પાછળ શેરો કરશે એટલે તે વારંટ ઉપરથી તે મિલકત જપ્ત કરીને વેચી શકાશે.

૩૮૮. (૧) કોઇ ગુન્હેગારની ઉપર માત્ર દંડનીજ શિક્ષાનો અને તે દંડ ન આપે તો કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય, અને ૩૮૬ મી કલમ પ્રમાણે કોરટ વારંટ કાહાડે, ત્યારે તે કોરટને એવો અધિકાર છે કે તે કોરટ કેદની શિક્ષાનો હુકમ બજાવવાનું મોકુફ રાખે અને સદરહુ વારંટના માટે મુકરર કરેલે દિવસે સદરહુ કોરટની આગળ હાજર થવાની શરતનું એક ખત, તે કોરટને દુરસ્ત લાગે તે પ્રમાણે જામીન સાથે કે વગર જામીને, તે ગુન્હેગાર પોતાની સહી સાથે કરી આપે એટલે તેને છુટો કરે, અને સદરહુ સ્ટિનેસાર દિવસ નિમવો તે જે વખતે તે ખત કરી આપવામાં આવે

તે વખતથી ૫ંદર દિવસ કરતાં વધારે લાંબી મુદતનો નીમવો નહીં જોઇએ; અને તે દંડ વસુલ ન થાય તો તે કેદની શિક્ષાનો હુકમ તાબડતોબ અમલમાં લાવવો એવું ફરમાવવાનો અધિકાર તે કોરટને છે.

(૨) જે કોઇ પણ બાબતમાં પૈસા આપવાનો હુકમ કર્યો હોય અને તે પૈસા વસુલ ન થાય તો કેદ કરવાનો અધિકાર હોય અને તે પૈસા તાબડતોબ આપવામાં ન આવે તે બાબતમાં જે શખસને પૈસા, આપવાનો હુકમ કર્યો હોય તે શખસને પેટા કલમ (૧) માં ઠરાવ્યા પ્રમાણેનું ખત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે, એને તે પ્રમાણે તે ન કરે તો, જાણે તે પૈસા વસુલ ન થયા હોય તેમ એકદમ કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે.

૩૮૯ જે જડજે અથવા માજીસ્ટ્રેટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે જડજને અથવા માજીસ્ટ્રેટને અથવા તેના હુદ્દા ઉપર જે સ્થાપન થાય તેને તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરેક વારંટ કઢાડવાને અખત્યાર છે.

૩૯૦. જ્યારે તોહોમતવાળાની ઉપર ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે કોરટ ફરમાવે તેવી જગાએ તથા વખતે શિક્ષાનો હુકમ અમલમાં લાવવો.

૩૯૧. (૧) જે મુકદ્દમામાં અપીલ ચાલી શકતી હોય તે મુકદ્દમામાં તોહોમતવાળાની ઉપર કેદ શિવાય વળી ફટકા મારવાની શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે તે શિક્ષાના હુકમની તારીખથી ૫ંદર દિવસ સુધી, અથવા તે મુદતમાં અપીલ કરી હોય તો તે શિક્ષાનો હુકમ અપીલ કોરટ મંજુર કરે ત્યાં સુધી તે ફટકા મારવા નહીં; પણ પંદર દિવસ થયા પછી જેમ બને તેમ જલદીથી અથવા અપીલ કરી હોય તો શિક્ષાનો હુકમ મંજુર કર્યાનો અપીલ કોરટનો હુકમ આવી પોહોંચ્યા પછી જેમ બને તેમ જલદીથી તે ફટકા મારવા.

(૨) જડજ અથવા માજીસ્ટ્રેટ તે ફટકા પોતાના દેખતાં મારવાનો હુકમ ન કરે, તો જે અમલદારના હવાલામાં તુરંગ હોય તે અમલદારના દેખતાં ફટકા મારવા.

(૩) જ્યારે એકાદા તોહોમતવાળાને કેદની શિક્ષા કરી હોય અને તે કેદની મુદત ૩ મહિનાથી ઓછી હોય, ત્યારે તેને કેદ ઉપરાંત ફટકા મારવાની શિક્ષા કરવી નહી.

૩૯૨. (૧) સોળ વરસની ઉમરનો અથવા તે કરતાં વત્તી ઉમરનો સખસ હોય ત્યારે જેનો વ્યાસ અડધા ઇંચ કરતા ઓછો ન હોય એવી ઝીણી નેતરવડે સ્થાનિક સરકાર ફરમાવે તે રીતે અને શરીરના તે ભાગ ઉપર ફટકા મારવા; અને સોળ વર્ષ કરતાં ઓછી ઉમરનો સખસ હોય ત્યારે સ્થાનિક સરકાર ફરમાવે તેવી રીતે અને શરીરના તેવા ભાગ ઉપર તથા તેવા સાધનવડે ફટકા મારવા.

(૨) કોઇપણ પ્રસંગે સદરહુ શિક્ષા ૩૦ ફટકા કરતાં વત્તી હોવી નહીં જોઇયે.

૩૯૩. ફટકા મારવાની શિક્ષાનો કોઇ પણ હુકમ કડકે કડકે અમલમાં લાવવો નહીં, અને હેઠળ લખેલા શખસમાંના કોઇપણ શખસને ફટકા મારવાની શિક્ષા કરી શકાશે નહીં (એટલે);—

(અ) સ્ત્રીઓને;

(બ) જે મરદોની ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા શાસનિક દાસત્વની અથવા પાંચ વર્ષ કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તે મરદોને.

(ક) જે મરદો પીસતાલીસ વર્ષ કરતાં વત્તી ઉમરના છે એવું કોરટને લાગતું હોય તે મરદોને;

૩૯૪. (૧) ફટકા મારવાની શિક્ષા ખમવા લાયક ગુન્હેગારની પ્રકૃતિ છે એવો દાખલો વૈદકીય અમલદાર હાજર હોય તો તેણે આપ્યા વગર અથવા વૈદકીય અમલદાર હાજર નહીં હોય તો જે માજીસ્ટ્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એ પ્રમાણે આવ્યા વગર, સદરહુ શિક્ષા કરવી નહીં.

(૨) ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં આવતો હોય ત્યારે બાકી રહેલી શિક્ષા ખમવાલાયક ગુન્હેગારની પ્રકૃતિ નથી એવો દાખલો વૈદક અમલદાર આપે, અથવા માજીસ્ટ્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એ પ્રમાણે આવે, તો ફટકા મારવાનું છેક મોકુફ રાખવું.

૩૯૫. (૧) ૩૯૪ મી કલમ પ્રમાણે ફટકા મારવાની શિક્ષાનો હુકમ સર્વતઃ અથવા અંશતઃ અમલમાં આવ્યો નહિ હોય એવે કોઇ પણ પ્રસંગે, જે કોરટે તે શિક્ષાનો હુકમ કર્યો હોય તે કોરટ તે

હુકમ દુરસ્ત કરે ત્યાંસુધી ગુન્હેગારને કેદમાં રાખવો; અને સદહુ કોરટની નજરમાં આવે તો તે સદરહુ શિક્ષાનો હુકમ માફ કરવાને મુખત્યાર છે, અથવા ફટકા મારવાને બદલે અથવા ફટકા મારવાની જેટલી શિક્ષાનો હુકમ અમલમાં આણ્યો નહિ હોય, તેટલી શિક્ષાને બદલે બાર મહિના સુધીની હરકોઇ મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે. અને આ ફટકા મારવાને બદલે કરેલી શિક્ષા તેજ ગુન્હા બાબત ગુન્હેગાર ઉપર કાંઇ બીજી શિક્ષા કરી હશે તે શિક્ષા ઉપરાંત થઇ શકશે.

(૨) કાયદા પ્રમાણે જેટલી મુદતની કેદની શિક્ષાને તોહોમતવાળો પાત્ર હોય તેટલી મુદતમાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અખીકાર હોય તેટલી મુદત કરતાં વધી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર તે કોરટને આ કલમમાંહેના કોઇ પણ મજકુરથી છે એમ સમજવું નહિ.

૩૯૬. (૧) જ્યારે કોઇ ફરારી થયલા ગુન્હેગારની ઉપર આ કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યાર જો સદરહુ શિક્ષા મોતની, દંડની અથવા ફટકા મારવાની હોય, તો આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોને અનુસરીને તે તાબડતોબ અમલમાં આવશે, અને, જો સદરહુ શિક્ષા કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની હોયતો તે હેઠળ લખેલા કાનુનો પ્રમાણે અમલમાં આવશે, એટલે;—

(૨) જો નવી શિક્ષા સદરહુ ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખત પ્રકારની હોય, તો તે નવી શિક્ષાનો હુકમ તાબડતોબ અમલમાં આવશે.

(૩) જ્યારે નવી શિક્ષા તે ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખત પ્રકારની ન હોય ત્યારે તે ગુન્હેગાર ફરારી થયો તે વખતે તેની આગલી શિક્ષાની જેટલી મુદત બાકી રહેલી હોય તેટલી બીજી મુદતસુધી તેણે, કેદ શાસનિકદાશત્વ અથવા સમુદ્રપાર, જેમ હોય તેમ ભોગવ્યા પછી તે નવી શિક્ષાનો હુકમ અમલમાં આવશે.

ખુલાસો—આ કલમનાં કારણ સારૂ—

(અ) સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની શિક્ષા કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું

(બ) એકાંત કેદ સાથે કેદની શિક્ષા, એકાંત કેદ વગર તેજ પ્રકારની કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું; અને

(ક) સખત મજુરી સાથે કેદની શિક્ષા, એકાંત કેદ સાથે કે એકાંત કેદ વગર આસાન કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું.

૩૯૭. કોઈ શખસ કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા ભોગવતો હોય, તેવામાં તેની ઉપર કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે તેની ઉપર આગળ થયલા શિક્ષાના હુકમમાં ફરમાવેલી કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાની મુદત પુરી થયેથી સદરહુ કેદની શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા શરૂ થશે;

પણ એવું ઠરાવ્યું છે કે, જો તે શખસ કેદની શિક્ષા ભોગવતો હોય, અને તેના ઉપર એ પ્રમાણે પછવાડેથી ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરીને કરેલી શિક્ષા સમુદ્રપારની હોય, તો તે કોરટની નજરમાં આવે તો, આ બીજી શિક્ષાના હુકમનો અમલ તુરત શરૂ થાય એવું ફરમાવવાને અથવા તે શખસને આગળ કરેલી કેદની શિક્ષાની મુદત પુરી થયેથી તે શરૂ થાય એવું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

૩૯૮. (૧) ૩૯૬ મી અથવા ૩૯૭ મી કલમમાંહેના ઠરાવ ઉપરથી એમ સમજવું નહિ કે કોઇપણ શખસ તેના આગલા કે પાછલા સાબિત થયલા ગુન્હાને માટે જે શિક્ષાને લાયક થયો હોય તે શિક્ષાના કોઇપણ ભાગમાંથી તે શખસ બચી જશે.

(૨) જ્યારે કેદની મુખ્ય શિક્ષાના ઠરાવ ઉપરાંત અથવા કેદની શિક્ષા કરવા લાયક ગુન્હા બદલની સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની શિક્ષાના ઠરાવ ઉપરાંત દંડ ન આપે તો કેદ કરવાની શિક્ષાનો ઠરાવ કર્યો હોય, અને સદરહુ શિક્ષા ભોગવનારા શખસને તે શિક્ષા પુરી થયા પછી કેદની, સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની મુખ્ય શિક્ષા અથવા શિક્ષાઓ ભોગવે ત્યાં સુધી દંડ નહિ આપે તો કેદ કરવાનો ઠરાવ અમલમાં આણવો નહિ.

૩૯૯. (૧) જ્યારે પંદર વરસ કરતાં ઓછી ઉમરના કોઇપણ શખસની ઉપર કોઇપણ ગુન્હા માટે

કોઇપણ ફોજદારી કોરટ કેદની શિક્ષાનો હુકમ કરે, ત્યારે, તેને ફોજદારી તુરંગમાં કેદ કરવાને બદલે હેઠળ લખેલા પ્રકારની કોઇપણ સન્માર્ગે પ્રવર્તક શાળામાં કેદ રાખવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે. એટલે કેદ રાખવાની લાયક જગા દાખલ જે સન્માર્ગ પ્રવર્તકશાળા સ્થાનિક સરકારે કાહાડી હોય, અને જેમાં ઘટિત કેળવણી આપવાના તથા કાંઇ ઉપયોગી ધંધો શિખવવાનાં સાધન હોય, તેવી સન્માર્ગપ્રવર્તકશાળામાં, અથવા સન્માર્ગપ્રવર્તક શાળામાં કેદ કરેલા શખસોને કેળવણી આપવા તથા શિખવવા સંબંધી સ્થાનિક સરકાર ફરમાવે એવા નિયમ પ્રમાણે ચાલવાને રાજી હોય એવા કોઈ સખસને જે સન્માર્ગપ્રવર્તક શાળા રાખેલી હોય તેમાં કેદ કરવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

(૨) આ કલમ મુજબ કેદ કરેલા સઘળા સખસોને ઉપર મુજબ ઠરાવેલા નિયમ લાગુ પડશે,

(૩) આ કલમ જે કોઇ જગામાં, સન ૧૮૯૭ નો સન્માર્ગપ્રવર્તકશાળા બાબતનો આકટ લાગુ હશે તે જગામાં લાગુ પડશે નહિ

૪૦૦. જ્યારે કોઇ શિક્ષાનો હુકમ પુરેપુરો બજી રેહે ત્યારે તે બજાવનાર અમલદારે, તે શિક્ષાનો હુકમ શી રીતે બજાવ્યો છે તે વિશે પોતાની સહી સાથેનો તે વારંટની પાછળ શેરો કરીને તે વારંટ જે કોરટમાંથી નિકળ્યું હોય તે કોરટમાં પાછું મોકલી દેવું.

## ભાગ ૨૯ મો.

## શિક્ષા મોકુફ રાખવા, માફ કરવા તથા બદલવા બાબત.

૪૦૧. (૧) જ્યારે કોઇપણ શખસની ઉપર કાંઇ ગુન્હા બાબત શિક્ષાનો હુકમ કર્યો હોય, ત્યારે કોઇ પણ વખતે, બિન સરતે અથવા જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ કબુલ કરે એવી કાંઇ સરત કરીને તેની ઉપર જે શિક્ષાનો હુકમ કર્યો હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો અથવા જે શિક્ષાનો હુકમ તેની ઉપર કરેલો હોય તે સઘળી શિક્ષા અથવા તેમાંનો કોઇપણ ભાગ માફ કરવાનો ગવર્નર જનરલ ઇનકૌન્સિલ અથવા સ્થાનિક સરકારને અધિકાર છે.

(૨) જ્યારે કોઇ શિક્ષા મોકુફ રાખવા અથવા માફ કરવા સારૂ ગવર્નર જનરલ ઇનકૌન્સિલને અથવા સ્થાનિક સરકારને અરજી કરવામા આવે, ત્યારે જે કોરટની આગળ અથવા જે કોરટે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય અથવા મંજુર કર્યો હોય તે કોરટના પ્રમુખ જડજને, પ્રસંગ પ્રમાણે, ગવર્નર જનરલ ઇનકૌન્સિલ અથવા સ્થાનિક સરકારને, તે અરજી કબુલ કરવી જોઇયે કે નાકબુલ કરવી જોઇયે તે વિશે તે જડજનો મત તથા તે મતનાં કારણ જણાવવાનુ ફરમાવવાનો અધિકાર છે.

(૩) જે કોઇપણ શરતે કોઇ શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શરત પાળવામાં નથી આવી એમ પ્રસંગ પ્રમાણે ગવર્નર જનરલ ઇનકૌન્સિલને, અથવા સ્થાનિક સરકારને લાગે તો આ પ્રમાણે મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો હુકમ, ગવર્નર જનરલ ઇનકૌન્સિલ અથવા સ્થાનિક સરકાર રદ કરવાને મુખત્યાર છે, અને તે પછી જે શખસ બાબત તે શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શખસ છુટો હોય તો તેને કોઈ પણ પોલીસ અમલદારને વગર વારંટે પકડવાનો અને બાકી રહેલા ભાગની શિક્ષા ભોગવવા માટે તેને પાછો કેદમાં મોકલવાનો અધિકાર છે.

(૪) કોઇ શિક્ષા જે શરતે આ કલમ પ્રમાણે મોકુફ કરી હોય અથવા માફ કરી હોય તે સરત જે શખસ બાબત તે શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તેણે પુરી કરવી એવી હોવી જોઇયે અથવા તેની ઇચ્છા ઉપર આધાર ન રાખે તેવી હોવી જોઇયે.

(૫) માફી આપવાના, શિક્ષા મોકુફ રાખવાના, મુલતવી રાખવાના અથવા માફ કરવાના શહેનશાહના અધિકારને આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી બાધ આવે છે. એમ સમજવું નહિ.

(૬) શિક્ષા તહકુબ રાખવાના સંબંધમાં અને જે શરતોએ અરજીઓ રજુ કરવાની તથા તેની વ્યવસ્થા કરવાની તે શરતોના સંબંધમાં, સાધારણ કાનુનો અથવા વિશેષ હુકમ કરીને હુકમ ફરમાવવાનો ગવર્નર જનરલ ઇનકૌન્સિલને અથવા સ્થાનિક સરકારને અધિકાર છે.

૪૦૨. જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસની સંમતિવગર ગવર્નર જનરલ

ઇનકોન્સલ અથવા સ્થાનિક સરકાર હેઠળ કહેલી શિક્ષાઓમાંની કોઇ પણ શિક્ષાને બદલે તે શિક્ષાની આગળ લખેલી બીજી કોઇ પણ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છેઃ—

મોત, સમુદ્રપાર, શ્વાસાનકદાસત્વ જેટલી મુદતનો શિક્ષાનો હુકમ તે શખસની ઉપર થયો હોય તેટલી મુદત સુધીની સખત મજુરીના કેદ, તેટલીજ મુદત સુધીની આસન કેદ દંડ.

---

## બાબ ૩૦ મો.

## અગાઉ ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે બાબત.

૪૮૩. (૧) યોગ્ય હકુમતવાળી કોઇ કોરટે કાંઇ ગુન્હા બાબત કોઇ શખસનો એક વખત ઇનસાફ કર્યો હોય, અને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ કરયો હોય, ત્યારે, જયાંસુધી તે ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ અમલમાં રહે ત્યાં સુધી, તે શખસ તેજ ગુન્હા બાબત ફરીથી ઇનસાફને પાત્ર થશે નહિ, અથવા તેની ઉપર મુકેલાં તોહોમતથી કાંઇ જુદું તોહોમત જે બીજા ગુન્હા બાબત તેની ઉપર ૨૩૬ મી કલમ મુજબ મુકી શકાય તે ગુન્હા બાબત અથવા બીજો જે ગુન્હો ૨૩૭ મી કલમ મુજબ તેની ઉપર સાબીત થઇ શકત તે ગુન્હા બાબત તેને તેજ હકીકત ઉપરથી તે શખસ ફરીથી ઇનસાફને પાત્ર થશે નહિ.

(૨) જે શખસની ઉપર કાંઇ ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસનો અગાઉ ઇનસાફ થયો તે વખતે જે કોઇ પણ જુદા ગુન્હા બાબત તેની ઉપર ૨૩૫ મી કલમની (૧) લી પેટા કલમ મુજબ જુદું તોહોમત મુકી શકાત તેવા ગુન્હા બાબત પછી ઇનસાફ કરવાનો અખત્યાર છે.

(૩) કોઇ શખસની ઉપર કાંઇ પણ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે કૃત્યથી તે ગુન્હો બનેલો હોય તે કૃત્ય તથા તે ઉપરથી થયલું પરિણામ એ બેઉ મળીને એવો એક ગુન્હો થયો હોય કે તે ગુન્હો સદરહુ શખસની ઉપર સાબિત થયેલા ગુન્હાથી જુદો હોય, ત્યારે આ છેલ્લા કહેલા ગુન્હા બાબત તે શખસનો પછી ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે, તે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો તે વખતે સદરહુ પરિણામ થયલાં નહતાં અથવા તે થયાં છે એવી કોરટને ખબર નહતી એમ હોય તો.

(૪) કાંઇ પણ કૃત્યોથી બનેલો કાંઇ ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ જે શખસની ઉપર થયો હોય તે શખસે તેજ કૃત્યોથી બનેલો બીજો જે કોઇ પણ ગુન્હો કર્યો હોય તેગુન્હા બાબત આગળ તેની ઉપર, સદરહુ ઠરાવ થયા હોય તોપણ તોહોમત મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે, એટલે જે કોરટથી તેનો પ્રથમ ઇનસાફ થયો તે કોરટને તેની ઉપર જે ગુન્હાનું તોહોમત પછી મુકયું તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર ન હતો એમ હશે તો.

( ૫ ) આ કલમ માંહેના કોઈ પણ મજકુર ઉપરથી સન ૧૮૯૭ ના સામાન્ય કલમો બાબતના આકટની ૨૬ મા કલમના અથવા આ કાયદાના ૧૮૮ મી કલમના ઠરાવોને બાધ આવે છે એમ સમજવું નહિ.

ખુલાસો.—કોઇ પણ ફરિયાદ કાહાડી નાંખવી, ૨૪૯ મી કલમ મુજબ કામ ચલાવવાનું બંધ કરવું, તોહોમતવાળાને છોડી મુકવો, અથવા ૨૭૩ મી કલમ પ્રમાણે તોહોમતનામાં ઉપર નોંધ કરવી, એ આ કલમનાં કારણ સારૂં ગુન્હો નાસાબિત થયાના ઠરાવ બરાબર નથી.

દષ્ટાંતો–( અ ) અ એ ચાકર થઇને ચોરી કરી તે વિશેના તોહોમત બાબત તેનો ઇનસાફ થયો અને તેના ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ કર્યો. જયાંલગી તે ઠરાવ અમલમાં હોય ત્યાં લગી તેની ઉપર ચાકર થઇને ચોરી કર્યાનું અથવા તેની તેજ હકીકત ઉપરથી એકલી ચોરી કર્યાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કર્યાનું તોહોમત પછી મુકાશે નહિ.

( બ) ખુનના તોહોમત બાબત અનો ઇનસાફ થયો અને તેના ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કર્યો. અપહરણ કરવાનું તોહોમત તેની ઉપર નહિ હતું; પણ ખુન કર્યું તે વખતે અ એ અપહરણ કર્યું એવું હકીકત ઉપરથી જણાય છે; અપહરણ કરવાનું તોહોમત તેની ઉપર પછી મુકીને તેનો ઇનસાફ કરવાના અખત્યાર છે.

( ક ) મહાવ્યથા કરવા બાબત અનો ઇનસાફ થયો અને તેના ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો. જે શખસને વ્યથા કરી તે શખસ પછી મરણ પામ્યો. શિક્ષણીય મનુષ્ય વધના ગુન્હા બાબત અ નો ફરીથી ઈનસાફ કરવાનો અખત્યાર છે.

( ડ ) બ નું શિક્ષણીય મનુષ્યવધ કર્યાનું તોહોમત અ ની ઉપર સેશન કોરટની આગળ મુકવામાં આવ્યું અને તેની ઉપર તે ગુન્હો સાબિત થયો. પછી તેજ હકીકત ઉપરથી બ ના ખુન બાબત અનો ઇનસાફ કરી શકાશે નહિ.

( ઇ ) બ ને બુદ્ધિપુર્વક વ્યથા કરવાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે અની ઉપર મુકીને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. તે કામને આ કલમનો ત્રીજો પારેગ્રાફ લાગુ ન હોય, તો બને બુદ્ધિપુર્વક મહાવ્યથા બાબત તેજ હકીકત ઉપરથી અનો પછી ઇનસાફ કરી શકાશે નહિ.

(ફ) બના શરીર ઉપરથી મિલકત ચોરવાનું તોહોમત બીજા વર્ગના માજીસ્ટ્રેટે અની ઉપર મુકીને ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. પછી તેજ હકીકત ઉપરથી અપહરણ કરવાનું તોહોમત અ ની ઉપર મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

( ગ ) કનું અપહરણ કર્યાનું તોહોમત પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે અ, બ તથા ક ની ઉપર મુકીને તે ગુન્હો તેઓની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો. પછી તેજ હકીકત ઉપરથી ડાકાઇટી કર્યાનું તોહોમત અ, બ તથા ક ની ઉપર મુકીને તેઓનો ઈનસાફ કરવાનો અખત્યાર છે.

---

## અપીલ બાબત, લખી મોકલવા બાબત તથા તપાસ બાબત.

## બાબ ૩૧ મો.

### અપીલો બાબત.

૪૦૪ આ કાયદાથી અથવા વિદ્યમાનકાળે ચલુ હોય એવા બીજા કોઇપણ કાયદાથી ઠરાવ્યું હોય તે શિવાય ફોજદારી કોરટના કોઇપણ ફેંસલા અથવા હુકમ ઉપર અપીલ ચાલશે નહિ.

૪૦૫ મિલક્ત અથવા તેના વેચાણનું ઉપજ પાછું આપવા બાબતની જે કોઇ શખસની ૮૯ મી કલમ મુજબ કરેલી અરજી કોઇ કોરટે નાકબુલ કરી હશે તે શખસને તે કોરટે કરેલા શિક્ષાના હુકમો ઉપર જે કોરટમાં સામાન્યતઃ અપીલ ચાલતી હશે તે કોરટને અપીલ કરવાનો અધિકાર છે.

૪૦૬. જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ટ્રેટે ૧૧૮ મી કલમ પ્રમાણે સારી રીતે ચાલવા બાબત તારણ આપવાનું જે શખસને ફરમાવ્યું હોય તે શખસ જીલ્લા માજીસ્ટ્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

૪૦૭ (૧) બીજા અથવા ત્રીજા વર્ગના કોઇપણ માજીસ્ટ્રેટે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસ, અથવા બીજા વર્ગના કોઇ પેટાતુકડી માજીસ્ટ્રેટે ૩૪૯ મી કલમપ્રમાણે જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ, જીલ્લા માજીસ્ટ્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

(૨) આ કલમ પ્રમાણેની કોઇપણ અપીલ, અથવા કોઇ પણ વર્ગની એવી અપીલો, સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકારે જીલ્લા માજીસ્ટ્રેટના તાબામાંહેના પેહેલા વર્ગના જે કોઇપણ માજીસ્ટ્રેટને આપ્યો હોય તે માજીસ્ટ્રેટે તે અપીલો સાંભળવી એવું ફરમાવવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર છે, અને એ પ્રમાણે ફરમાવેથી તેવી અપીલ અથવા તેવા વર્ગની અપીલો તે તાબામાંહેના માજીસ્ટ્રેટને કરવી, અથવા, તે જીલ્લા માજીસ્ટ્રેટને કરવામાં આવી ચુકી હોય તો તે સદરહુ પ્રકારના તાબા માંહેના માજીસ્ટ્રેટ પાસે મોકલવી. એ પ્રમાણે કરેલી અથવા મોકલેલી કોઇપણ અપીલ અથવા કોઇપણ વર્ગની અપીલો સદરહુ માજીસ્ટ્રેટની પાસેથી લઇ લેવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર છે.

૪૦૮. આસિસ્ટન્ટ સેશન જડજે, જીલ્લા માજીસ્ટ્રેટે અથવા પેહેલા વર્ગના બીજા કોઇ માજીસ્ટ્રેટે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસ, અથવા પેહેલા વરગના કોઇ માજીસ્ટ્રેટે ૩૪૯ મી કલમ પ્રમાણે જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ, સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે; પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છેઃ—

( અ ) કોઇ યુરોપિયન બ્રિટિશ રૈયત ઉપર એ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે રૈયત પોતાની નજરમાં આવે તે મુજબ હાઈકોરટને અથવા સેશનકોરટને અપીલ કરવાને મુખત્યાર છે;

( બ ) જ્યારે કોઇ પણ મુકદમામાં કોઈ આસિસ્ટન્ટ સેશન જડજ અથવા ૩૦ મી કલમની રૂએ

ખાસ અધિકાર આપ્યો હોય એવો કોઇ માજીસ્ટ્રેટ ચાર વર્ષથી વધારે મુદતસુધીની કોઇપણ કેદની શિક્ષા અથવા કોઇ પણ સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરે ત્યારે અપીલ હાઇકોર્ટમાં ચાલશે;

(ઠ) જ્યારે કોઇપણ શખસ ઉપર કોઇ માજીસ્ટ્રેટે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ ની રૂએ કોઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે અપીલ હાઇકોર્ટમાં ચાલશે;

૪૦૯. સેશન કોરટને અથવા સેશન જડજને કરેલી અપીલ સેશન જડજે અથવા આડિશનલ સેશન જડજે સાંભળવી.

૪૧૦. કોઇ શેશનજડજે અથવા આડિશનલ સેશનજડજે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસ હાઇકોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

૪૧૧. કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે ઇનસાફ કરીને કોઇપણ સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે જો તે માજીસ્ટ્રેટે તે શખસની ઉપર છ મહિના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ અથવા બસેં રૂપીયા કરતાં વત્તા દંડની શિક્ષાનો હુકમ કર્યો હોય, તો તે શખસ હાઇ કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

૪૧૨. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જ્યારે તોહોમતવાળા શખસે પોતે તકસીરવાર છે એવો જવાબ આપ્યો હોય અને સેશન કોરટે અથવા કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે અથવા પહેલા વગરના માજીસ્ટ્રેટે સદરહુ જવાબ ઉપરથી તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, ત્યારે શિક્ષા ઘણી છે અથવા કાયદાસર નથી એવા સબબ શિવાય બીજા કોઇપણ સબબથી અપીલ ચાલશે નહીં.

૪૧૩. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદમાઓમાં સેશન કોરટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટે અથવા પહેલા વરગનો બીજો કોઇ માજીસ્ટ્રેટ વધારેમાં વધારે ફક્ત એક મહિનાસુધી કેદની, અથવા વધારેમાં વધારે ફક્ત પચાસ રૂપીયા સુધી દંડની અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે, તે મુકદમાઓમાં જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસની અપીલ ચાલશે નહિ.

ખુલાસો.—જ્યારે પહેલાં કેદની શિક્ષાનો હુકમ કર્યો ન હોય, અને દંડ ન આપવામાં આવે તો કેદની શિક્ષાનો હુકમ સદરહુ કોરટે અથવા માજીસ્ટ્રેટે કર્યો હોય, ત્યારે તે શિક્ષાના હુકમ ઉપર કાંઈ પણ અપીલ ચાલશે નહિ.

૪૧૪. આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદમાનો ઇનસાફ સંક્ષિપ્ત રીતે કર્યો હોય તે મુકદમામાં ૨૬૦ મી કલમ પ્રમાણે કામ કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ વધારેમાં વધારે ફક્ત ત્રણ મહિનાસુધી કેદની, અથવા વધારેમાં વધારે ફક્ત બસેં રૂપિયાસુધી દંડની અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે તે મુકદમામાં જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસની અપીલ ચાલશે નહિ.

૪૧૫. ૪૧૩ મી અથવા ૪૧૪ મી કલમમાં કહેલા કોઇ પણ શિક્ષાના હુકમથી તે કલમોમાં કહેલી કોઇ પણ બે અથવા વધારે શિક્ષા એકઠી કરી હોય તે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવાનો અધિકાર છે, પણ જે શિક્ષાના હુકમ ઉપર બીજી રીતે અપીલ થઇ શકતી નહિ હોય તે શિક્ષાના હુકમ ઉપર, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસને સુલેહ રાખવા માટે તારણઆપવાનું ફરમાવ્યું હોય તેટલાજ સબબથી, અપીલ કરવાનો અધિકાર નથી.

ખુલાસો—દંડ ન આપવામાં આવે તો કેદની શિક્ષા આ કલમના અર્થ પ્રમાણે બે અથવા વધારે શિક્ષા જેમાં એકઠી કરવામાં આવી છે એવા પ્રકારની શિક્ષા છે એમ સમજવું નહિ.

૪૧૬. ૩૩ મા બાબપ્રમાણે યુરોપિયન બ્રિટિસ રૈયતઉપર કરેલા શિક્ષાના હુકમ ઉપર જે અપીલો કરવામાં આવે તે અપીલોને ૪૧૩ મી તથા ૪૧૪ મી કલમો માંહેના કોઈપણ મજકુર લાગુ નથી.

૪૧૭. હાઇ કોરટ શિવાય બીજી કોઇપણ કોરટે ગુન્હો નાસાબિત થયાનો હુકમ અસલ કામમાં અથવા અપીલમાં કર્યો હોય તે હુકમ ઉપર હાઇકોરટમાં અપીલ કરવાનું પબ્લિક પ્રોસિક્યુટરને ફરમાવવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

૪૧૮. હકીકતની કોઇ વાત બાબત તેમજ કાયદાની કોઇ વાત બાબત અપીલ કરવાનો અધિકાર છે, પણ જ્યાં તે ઇનસાફ જ્યુરીએ કર્યો હોય ત્યાં તે ફક્ત કાયદાનીજ કોઇ વાત બાબત અપીલ ચાલશે.

ખુલાસો—કોઇ શિક્ષાનો હુકમ સખત છે એવું કહેવામાં આવ્યું હોય તે વાત આ કલમનાં કારણ સારૂ કાયદાની વાત છે એમ સમજવું.

૪૧૯. દરેક અપીલ લખેલી અરજીના રૂપમાં કરવી અને તે અરજી અપેલેન્ટે અથવા તેના પ્લીડરે આપવી, અને ( જે કોર્ટને તે અરજી આપવામાં આવે તે કોરટ બીજી રીતે નહિ ફરમાવે તો ) જે ફેંસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે ફેંસલાનો અથવા હુકમની એક નકલ, અને જે મુકદમાઓનો ઇનસાફ જ્યુરીએ કર્યો હોય તે મુકદમાઓમાં ૩૬૭ મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલાં આદેશનાં મથાળાંની એક નકલ સદરહુ પ્રકારની દરેક અરજી સાથે આપવી.

૪૨૦. જો અપેલેન્ટ તુરંગમાં હોય, તો જે અમલદારના હવાલામાં તે તુરંગ હોય તે અમલદારને તે પોતાની અપીલની અરજી તથા તેની સાથે જોડેલી નકલો આપવાને મુખત્યાર છે, અને પછી તે અમલદારે સદરહુ અરજી તથા નકલો યોગ્ય અપીલ કોરટની પાસે મોકલવી.

૪૨૧ (૧) ૪૧૯ મી અથવા ૪૨૦ મી કલમ પ્રમાણે અરજી તથા નકલ આવી એટલે અપીલ કોરટે તે વાંચી જોવી, અને તે કામમાં હાથ ઘાલવાનો કાંઈ પુરતો સબબ નથી એમ તેનાં નજરમાં આવે, તો તે અપીલ સંક્ષીપ્ત રીતે કાઢી નાંખવાને તે કોરટ મુખત્યાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે ૪૧૯ મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે ત્યારે તેના ટેકામાં તકરાર કહી સંભળાવવાની વાજબી તક અપેલેન્ટને અથવા તેના પ્લીડરને આપ્યા વગર તે અપીલ કાહાડી નાંખવી નહિ.

(૨) આ કલમપ્રમાણે કોઇ અપીલ કાહાડી નાંખતાં પેહેલાં, સદરહુ કોરટ તે મુકદમાનું દફતર મંગાવવાને મુખત્યાર છે, પણ તેમ કરવાને તે બંધાયલી છે એમ સમજવું નહિ.

૪૨૨. જો અપીલ કોરટ તે અપીલ સંક્ષિપ્ત રીતે કાહાડી ન નાંખે, તો તે અપીલ સાંભળવાના વખતની તથા જગાની નોટીસ અપેલેન્ટને અથવા તેના પ્લીડરને તથા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નિમે તેને તે કોરટે અપાવવી, અને અપીલના સબબોની એક નકલ સદરહુ અમલદાર માગે તો તેને તે કોરટે આપવી.

અને ૪૧૭ મી કલમ પ્રમાણે કરેલી અપીલોની બાબતમાં તેવીજ એક નોટીસ તોહોમતવાળાને અપીલ કોરટે અપાવવી.

૪૨૩. ( ૧ ) પછી તે મુકદમાનું દફતર અપીલ કોરટમાં આવી ચુકયું ન હોય તો તે કોરટે તે મંગાવવું. તે દફતર વાંચી જોયા પછી અને અપેલેન્ટ અથવા તેનો પ્લીડર હાજર થાય તો તેની તકરાર તથા પબ્લિક પ્રોસિક્યુટર હાજર થાય તો તેની તકરાર અને ૪૧૭ મી કલમ મુજબ કરેલી અપીલની બાબતમાં તોહોમતવાળો હાજર થાય તો તેની તકરાર સાંભળ્યા પછી, જો તે કોરટની નજરમાં એમ આવે કે તે કામમાં હાથ ઘાલવાનો કાંઇ પુરતો સબબ નથી તો, તે સદરહુ અપીલ કાહાડી નાંખવાને મુખત્યાર છે, અથવા

(અ) ગુન્હો નાસાબિત થયાના હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં પ્રસંગ પ્રમાણે સદરહુ હુકમ રદ કરીને વધારે ચોકસી કરવાનું ફરમાવવા, અથવા તોહોમતવાળાનો ફરીથી ઇનસાફ કરવાનું, અથવા તેને ઇનસાફ સારૂ કમિટ કરવાનું, ફરમાવવાને, અથવા તેને તકસીરવાર ઠેરવીને તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે;

(બ) ગુન્હો સાબિત થયાના ઠરાવ ઉપર અપીલ કરી હોય તેમાં (૧) ઠરાવ તથા શિક્ષાનો હુકમ રદ કરીને તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેને છોડી મુકવાને, અથવા પોતાના તાબામાંહેની યોગ્ય હુકમતવાળી ફલાણી કોરટે તેનો ફરીથી ઇનસાફ કરવો એમ ફરમાવવાને અથવા તેવા ઇનસાફ સારૂ કમિટ કરવો એમ ફરમાવવાને મુખત્યાર છે, અથવા (૨) શિક્ષાનો હુકમ કાયમ રાખીને ઠરાવમાં ફેરફાર કરવાને, અથવા ઠરાવમાં ફેરફાર કરીને અથવા ફેરફાર કર્યાવગર શિક્ષા ઓછી કરવાને મુખત્યાર છે, અથવા (૩) એ પ્રમાણે શિક્ષા ઓછી કરીને અથવા ઓછી કર્યાવગર તથા ઠરાવમાં ફેરફાર કરીને અથવા ફેરફાર કર્યાવગર, શિક્ષાના પ્રકારમાં ફેરફાર કરવાને મુખત્યાર છે, પણ, કલમ ૧૦૬ ની પેટા કલમ (૩) ના ઠરાવને પાત્ર રહીને, તે શિક્ષા વધે એમ કરવું નહિ જોઇયે;

(ક) બીજા કોઈ પણ હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં સદરહુ હુકમમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને મુખત્યાર છે;

(ડ) યોગ્ય અથવા વાજબી હોય એવો કંઇપણ સુધારો અથવા કોઇ પણ અનુસારી અથવા અનુષંગિક હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) આ કલમમાંના કોઇપણ મજકુરથી જ્યુરીના ઠરાવમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર તે કોરટને છે એમ સમજવું નહિ; પણ તે કોરટના મત પ્રમાણે જડજે ખોટો આદેશ કર્યો તેથી અથવા તેણે કહ્યા પ્રમાણેનો કાયદો જ્યુરી ખોટો સમજી તેથી સદરહુ ઠરાવ ભુલ ભરેલો હોય તો અધીકાર છે.

૪૨૪. અસલ હકુમતની ફોજદારી કોરટના ફેસલા બાબત ૨૬ મા બાબમાંહેની કાનુનો બની શકે તેટલે સુધી, હાઇકોરટ શિવાય બીજી કોઇપણ અપીલ કોરટના ફેંસલાને લાગુ પડશે; પણ એવું ઠરાવ્યું છે કે, અપીલ કોરટ બીજી રીતનો હુકમ નહિ કરે, તો ફેંસલો આપવામાં આવે તે સાંભળવા સારૂ તોહોમતવાળાને આણવો નહિ અથવા તેને હાજર થવાનું ફરમાવવું નહિ.

૪૨૫. (૧) જ્યારે જ્યારે આ બાબ પ્રમાણે હાઇકોરટ અપીલમાં કોઇ મુકદમાનો ફેંસલો કરે ત્યારે ત્યારે જે ઠરાવ અથવા શિક્ષાના હુકમ અથવા (બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જે કોરટે દફતરમાં નોંધ્યા હોય અથવા કર્યા હોય તે કોરટને સદરહુ હાઇકોરટે પોતાનો ફેસલો દાખલા સહિત લખી મોકલવો. જો તે ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા ( બીજો ) હુકમ જીલ્લા માજીસ્રેટ શિવાય બીજા કોઇ માજીસ્રેટે દફતરમાં નોંધ્યો હોય અથવા કર્યો હોય, તો તે દાખલો જીલ્લા માજીસ્રેટની મારફતે મોકલવો જોઇયે.

(૨) જે કોરટને હાઇકોરટ પોતાના ફેંસલા બાબત અથવા હુકમ બાબત દાખલો લખી મોકલે તે કોરટે તે ઉપરથી હાઇકોરટના ફેંસલાને અથવા હુકમને અનુસરતા હુકમ કરવા; અને જરૂર હોયતો, દફતરમાં તે પ્રમાણે સુધારો કરવો.

૪૨૬. (૧) જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસે કરેલી અપીલ ચાલતી હોય ત્યાંસુધી, જે શિક્ષાના હુકમ ઉપર અથવા (બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો, અને જો તે શખસ કેદમાં હોય તો, તેને જામીન ઉપર અથવા તેનાં પોતાના ખતઉપર છોડવાનો હુકમ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે; પણ તેમ કરવાનાં કારણો દફતરમાં લખવાં જોઇયે.

(૨) આ કલમથી અપીલ કોરટને જે અધિકાર આપ્યો છે તે અધિકાર. જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસે હાઇકોરટના તાબામાંહેની કોરટમાં અપીલ કરી હોય તે બાબતમાં હાઇકોરટને પણ ચલાવવાનો અખત્યાર છે.

(૩) જ્યારે અપેલેન્ટની ઉપર આખરે કેદની, સાસનિકદાસત્વની અથા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જેટલો વખત તે એ પ્રમાણે છુટો રહેલો હોય તેટલો વખત તેની ઉપર સદરહુ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમની મુદત ગણવામાં બાતલ કરવો.

૪૨૭. જ્યારે ૪૧૭ મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે, ત્યારે હાઇકોરટને, વારંટ કાહાડીને તેમાં તોહોમતવાળાને પકડીને પોતાની આગળ અથવા પોતાના તાબામાંહેની કોઇ પણ કોરટની આગળ આણવાનું ફરમાવવાનો અખત્યાર છે, અને જે કોરટની આગળ તેને આણ્યો હોય તે કોરટને તે અપીલનો નિકાલ થતાં સુધી તેને કેદ કરવાનો અથવા તેના જામીન લેવાનો અધિકાર છે.

૪૨૮. (૧) આ બાબ પ્રમાણે કોઇપણ અપીલની તજનીજ કરવામાં જો અપીલ કોરટને વધારે પુરાવાની જરૂર લાગે તો તે કોરટે પોતાનાં કારણો દફતરમાં લખી મુકવાં જોઇયે. અને તે કોરટને સદરહુ પુરાવો પોતાની જાતે લેવાનો, અથવા તે લેવાનું કોઇ માજીસ્રેટને ફરમાવવાનો અથવા અપીલ કોરટ હાઇકોરટ હોય ત્યારે સેસન કોરટને અથવા કોઇ માજીસ્રેટને ફરમાવવાનો અખત્યાર છે.

(૨) જ્યારે તે સેસન કોરટ અથવા તે માજીસ્રેટ વધારે પુરાવો લે, ત્યારે તેણે અપીલ કોરટને તે

પુરાવાનો દાખલો લખી મોકલવો, અને તે પછી સદરહુ કોરટે તે અપીલનો નિકાલ કરવા માંડવો.

(૩) અપીલ કોરટ બીજીરીતે ફરમાવે નહિ તો, જ્યારે તે વધારે પુરાવો લેવાય ત્યારે તોહોમતવાળાએ અથવા તેના પ્લીડરે હાજર રેહેવું; પણ સદરહુ પુરાવો જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ લેવો નહિ.

(૪) આ કલમ પ્રમાણે પુરાવો લેવો તે, ચોકસીમાં લેવામાં આવે છે તે પ્રમાણે ૨૫ મા બાબના ઠરાવોને અનુસરીને લેવો જોઇયે.

**૪૨૯.** જ્યારે અપીલ કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉ પક્ષનાં સરખાં મત પડે, ત્યારે તે મુકદમો તેઓના અનુમત સુદ્ધાં તેજ કોરટના બીજા કોઈ જડજની પાસે મોકલવો, અને તે જડજને યોગ્ય લાગે એવી સુનાવણી ( જો હોય તો તે ) કર્યા પછી તેણે પોતાનો મત આપવો, અને ફેંસલો અથવા હુકમ સદરહુ મતપ્રમાણે કરવો જોઇયે.

**૪૩૦** અપીલ ઉપરથી જે ફેંસલા તથા હુકમ અપીલ કોરટ કરે તે ફેંસલા તથા હુકમ આખરના છે એમ સમજવું, પણ ૪૧૭ મી કલમમાં તથા ૩૨ મા બાબમાં જે બાબતો વિશે ઠરાવ્યું છે તે બાબતોમાં તેમ સમજવું નહિ.

**૪૩૧.** ૪૧૭ મી કલમ મુજબ કરેલી દરેક અપીલ, જ્યારે તોહોમતવાળો મરણ પામે ત્યારે આખરની બંધ પડશે; અને ( દંડની શિક્ષા ઉપર કીધેલી અપીલ શિવાય ) આ બાબ પ્રમાણે કરેલી બીજી દરેક અપીલ જ્યારે અપેલેન્ટ મરણ પામે ત્યારે આખરની બંધ પડશે.

---

## બાબ ૩૨ મો.

## લખી મોકલવા બાબત તથા તપાસણી બાબત.

**૪૩૨.** કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને યોગ્ય લાગે તો તે પોતાની આગળ ચાલતા કોઇપણ મુકદમાની સુનાવણી વખતે કાયદાની જે તકરાર નિકળે તે તકરાર હાઇકોરટના અભિપ્રાય માટે લખી મોકલવાને મુખત્યાર છે, અથવા એ પ્રમાણે લખી મોકલ્યા ઉપરથી હાઇકોરટ જે ઠરાવ કરે તે ઠરાવને પાત્ર રાખીને સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં ફેંસલો આપવાને મુખત્યાર છે અને, સદરહુ ઠરાવ થતાં સુધી, તોહોમતવાળાને તુરંગમાં પુરવાને, અથવા જ્યારે તેને ફરમાવવામાં આવે ત્યારે ફેંસલા માટે હાજર થવાને તેના જામીન લઇને તેને છોડવાને મુખત્યાર છે.

**૪૩૩.** (૧) જ્યારે કાંઇ તકરારના સંબંધમાં એ પ્રમાણે લખી મોકલ્યું હોય, ત્યારે તે ઉપર હાઇકોરટે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો, અને જે માજીસ્ત્રેટે તે તકરારના સંબંધમાં લખી મોકલ્યું હોય તે માજીસ્ત્રેટને સદરહુ હુકમની એક નકલ મોકલાવવી, અને તે માજીસ્ત્રેટે સદરહુ હુકમને અનુસરીને તે મુકદમાનો નિકાલ કરવો.

(૨) એ પ્રમાણે લખી મોકલવાનો ખરચ કોણે આપવો તે બાબત હાઇકોરટ હુકમ કરવાને મુખત્યાર છે.

**૪૩૪.** (૧) એક કરતાં વત્તા જડજોની અને અસલ ફોજદારી હકુમત ચલાવતી હોય એવી કોઇ હાઈકોરટના કોઇ જડજની આગળ થયલા ઇનસાફમાં કોઇપણ શખસની ઉપર કાંઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય ત્યારે તે શખસનો ઇનસાફ થતી વખતે કાયદાની જે કંઇ તકરાર નિકળી હોય અને જેના નિકાલની અસર તે ઇનસાફનાં પરિણામ ઉપર થાય એમ હોય તે તકરાર પોતાને યોગ્ય લાગે તો, અનામત રાખીને સદરહુ કોરટના બે અથવા વધારે જડજોની કોરટના ઠરાવ માટે લખી મોકલવાને તે જડજ મુખત્યાર છે.

(૨) જો તે જડજ સદરહુ પ્રકારની કાંઇપણ તકરાર અનામત રાખી મુકે, તો, તકરાર બાબત ઠરાવ થતાંસુધી, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસને તુરંગમાં પાછો મોકલવો, અથવા જો તેજ મુકદમો અથવા તેનો જેટલો ભાગ જરૂરનો હોય તેટલો ભાગ તપાસવાનો તથા સદરહુ તકરારનો છેવટ નિકાલ કરવાનો અને તે ઉપરથી અસલ હકુમતવાળી કોરટે જે શીક્ષાનો હુકમ કર્યો હોય તે શીક્ષાના હુકમમાં ફેરફાર કરવાનો અને પોતાને યોગ્ય લાગે એવો ફેંસલો આપવાનો અથવા હુકમ કરવાનો અધિકાર તે હાઇકોરટને છે એમ સમજવું.

૪૩૫. (૧) હાઇકોરટની અથવા કોઇપણ સેસન જડજની અથવા જીલ્લા માજીસ્ત્રેટની અથવા જે પેટા તુકડી માજીસ્ત્રેટને આ બાબત સ્થાનિક સરકારે અખત્યાર આપ્યો હોય તેની હકુમતની સ્થાનિક હદમાં આવેલી કોઇપણ નીચલી ફોજદારી કોરટે કરેલો અથવા દફતરમાં દાખલ કરેલો કોઇપણ ઠરાવ, હુકમ અથવા (બીજો) હુકમ ખરો અથવા કાયદેસર અથવા વાસ્તવિક છે કે નહિ તે બાબત, અને સદરહુ નીચલી કોરટમાં ચલાવલું કાંઇ કામ નિયમસર ચલાવેલું છે કે નહિ તે બાબત પોતાની ખાત્રી કરવા સારૂ તે હાઈકોરટ અથવા સેશનકોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ સદરહુ નીચલી કોરટ આગળ ચાલેલાં કોઇપણ કામનું દફતર મંગાવીને તપાસી જોવાને મુખત્યાર છે.

(૨) પેટા કલમ (૧) મુજબ ચાલનારા કોઇપણ પેટા તુકડી માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે સદરહુ પ્રકારનો કોઇપણ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કાયદેસર અથવા વાસ્તવિક નથી, અથવા સદરહુ પ્રકારનું કોઇપણ કામ નિયમસર ચલાવેલું નથી, તો તેણે દફતર ઉપર જે શેરો પોતાને યોગ્ય લાગે તે શેરો કરીને જીલ્લા માજીસ્ત્રેટ ઉપર તે મોકલી દેવું.

(૩) ૧૪૩ મી તથા ૧૪૪ મી કલમ પ્રમાણે કરેલા હુકમો તથા ૧૨ મા બાબ તથા ૧૭૬ મી કલમમુજબ ચલાવેલાં કામ, આ કલમના અર્થ પ્રમાણે ચલાવેલાં કામ નથી.

(૪) આ કલમ મુજબ એકાદી દરખાસ સેશન જડજ અથવા જીલ્લા માજીસ્ત્રેટ પૈકી એકને કરી હોય, તો બીજાએ કોઈપણ દરખાસ લેવી નહિ.

૪૩૬ જ્યારે ૪૩૫ મી કલમપ્રમાણે અથવા બીજી કોઇ રીતે કોઇપણ મુકદમાનું દફતર તપાસી જોયા ઉપરથી સેશન જડજની અથવા જીલ્લા માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે તે મુકદમો ફક્ત સેશન કોરટજ ઇનસાફ કરી શકે એવો છે, અને નીચલી કોરટે તોહોમતવાળા શખસને ગેરવાજબી રીતે છોડી મુકયો છે, ત્યારે સેશન જડજ અથવા જીલ્લા માજીસ્ત્રેટ તેને પકડાવવાને અને ત્યાર પછી નવેસરથીચોકસી કરવાનું ફરમાવવાને બદલે પોતાના મતપ્રમાણે જે બાબતમાં તેને ગેરવાજબી રીતે છોડી મુકયો હોય તે બાબતપર ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કેઃ—

(અ) તોહોમતવાળાને શા સારૂ કમિટ નહિ કરવો જોઈએ, તેનું કારણ સદરહુ જડજને અથવા માજીસ્ત્રેટને બતાવવાની તક તોહોમતવાળાને મળેલી જોઇએ.

(બ) પુરાવો જોતાં તોહોમતવાળાએ બીજો કોઇ ગુન્હો કરેલો છે એમ સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટ ધારે, તો નીચલી કોરટને સદરહુ ગુન્હાની ચોકસી કરવાનું ફરમાવવાને તે જડજ અથવા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૪૩૭. ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઇરીતે કોઈપણ દફતર તપાસી જોયા ઉપરથી હાઇકોરટ અથવા સેશન જડજ એવું ફરમાવવાને મુખત્યાર છે કે, ૨૦૩ જી કલમ પ્રમાણે અથવા ૨૦૪ થી કલમની પેટા કલમ (૩) પ્રમાણે કાહાડી નાંખેલી કોઇપણ ફરિયાદ બાબત અથવા જે તોહોમતવાળાને છોડી મુકવામાં આવ્યો હોય તે તોહોમતવાળાની મુકદમાબાબત વધારે ચોકસી જીલ્લા માજીસ્ત્રેટે પોતાની જાતે કરવી અથવા પોતાના તાબા માંહેના કોઇપણ માજીસ્ત્રેટ પાસે કરાવવી; અને તે ચોકસી જાતે કરવાને અથવા કોઇપણ તાબામાંહેના માજીસ્ત્રેટને તેમ કરવાનું ફરમાવવાને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યારછે.

૪૩૮ (૧) સેસન જડજ અથવા જીલ્લા માજીસ્ત્રેટ કોઈપણ ચલાવેલાં કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઇ રીતે તપાસી જોઇને પોતાને યોગ્ય લાગે તો તે તપાસના પરિણામનો રિપોર્ટ હાઇકોર્ટના હુકમ માટે કરવાને મુખત્યાર છે અને જ્યારે સદરહુ રીપોર્ટમાં કોઈ શિક્ષાનો હુકમ ફેરવવાની અથવા તેમાં ફેરફાર કરવાની ભલામણ કરવામાં આવે, ત્યારે સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવાનું મોકુફ રાખવાનો, અને જો તોહોમતવાળો કેદમાં હોય તો તેને જામીન ઉપર તેના પોતાના ખત ઉપર છોડવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) જે કોઈ પણ મુકદમો સેશન જડજ તરફથી આડિશનલ સેશન જડજને મોકલવામાં આવે તે મુકદમાના સંબંધમાં આ બાબની રૂએ સેશન જડજના સઘળા અધિકાર આડિશનલ સેશન જડજને છે એમ સમજવું અને તે સઘળા અધિકાર ચલાવવાને આડિશનલ સેશનજડજ મુખત્યાર છે.

૪૩૯ (૧) જ્યારે કોઇ પણ ચાલેલાં કામનું દફતર હાઇકોરટે પોતેજ મગાવ્યું હોય, અથવા હુકમ થવામાટે તે કામનો રિપોર્ટ આવ્યો હોય, અથવા બીજી રીતે તે કામ હાઈકોરટના જાણવામાં આવે, ત્યારે ૧૯૫ મી, ૪૨૩ મી, ૪૨૬ મી, ૪૨૭ મી, અને ૪૨૮ મી કલમથી અપીલ કોરટને અથવા ૩૩૮ મી કલમથી કોઈ કોરટને આપેલા અધિકારમાંનો કોઈ પણ અધિકાર પોતાની નજરમાં આવે તો, ચલાવવાને અને શિક્ષા વધારવાને, હઇકોરટ મુખત્યાર છે, અને જ્યારે તપાસની કોરટના જડજોના બે પક્ષ થઈને બેઉનાં સરખાં મત પડે, ત્યારે ૪૨૯ મી કલમથી ઠરાવેલી રીતે તે કામનો નિકાલ કરવો જોઇએ.

(૨) તોહોમતવાળાને પોતાના જવાબમાં જે કહેવું હોય તે જાતે અથવા પ્લીડરની મારફતે કહી સંભળાવવાની તેને તક આપ્યા વગર તેને નુકશાન થાય એવો કાંઇ પણ હુકમ આ કલમ પ્રમાણે કરવો નહિ.

(૩) જે શિક્ષાના હુકમની તજવીજ આ કલમ પ્રમાણે કરવામા આવે તે શિક્ષાનો હુકમ ૨૪ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજી રીતે કામ કરનારા માજીસ્ટ્રેટે કર્યો હોય ત્યારે જે ગુન્હો તે કોરટના મત પ્રમાણે તોહમતવાળાએ કર્યો હોય તે ગુન્હા બાબત જેટલી શિક્ષા કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ કરી શકત તે કરતાં વત્તી શિક્ષા તે ગુન્હા બાબત તે કોરટે કરવી નહી.

(૪) આ કલમ માંહેનો કોઇ પણ મજકુર ૨૭૩ મી કલમ પ્રમાણે કરેલી નોંધને લાગુ છે એમ અથવા તે ઉપરથી ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ બદલીને ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર હાઇ કોરટને છે એમ સમજવું નહિ.

(૫) આ કાયદા અન્વયે અપીલ ચાલી શકતી હોય અને અપીલ આણી ન હોય તે પ્રસંગે જે પક્ષકાર અપીલ કરી શકતે તેના કેહેવા ઉપરથી તપાસ માટેનું કાંઈપણ કામ દાખલ કરવું નહિ.

૪૪૦. જ્યારે કોઇપણ કોરટ તપાસ કરવાનો પોતાનો અધિકાર ચલાવતી હોય ત્યારે તેની આગળ જાતે અથવા પ્લીડરની મારફતે પોતાની હકીકત કહી સંભળાવવાનો હક્ક કોઇપણ પક્ષકારને નથી.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ અધિકાર ચલાવતી વખતે કોઇ પણ પક્ષકાર જાતે અથવા પ્લીડરની મારફતે જે કહે તે સાંભળવાનું કોરટને દુરસ્ત લાગે તો, તે સદરહુ કોરટ સાંભળવાને મુખત્યારછે, અને આ કલમ ઉપરથી ૪૩૯ મી કલમની પેટા કલમ (૨) ને બાધ આવે છે એમ સમજવું નહિ.

૪૪૧. જ્યારે કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે ચલાવેલાં કોઇપણ કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે હાઈ કોરટે મંગાવ્યું હોય ત્યારે તે માજીસ્ટ્રેટ પોતાના ઠરાવનાં અથવા હુકમના કારણોનો, તથા જે કાંઇ હકીકત તકરારી વાત બાબત પોતાને મુદ્દાની લાગે તે હકીકતનો મજકુર તે દફતરના સાથે મોકલવાને મુખત્યાર છે; અને સદરહુ ઠરાવ અથવા હુકમ નામંજુર કરતાં પેહેલાં અથવા રદ કરતાં પેહેલાં તે કોરટે સદરહુ મજકુર ધ્યાનમાં લેવો.

૪૪૨. જ્યારે આ બાબ પ્રમાણે હાઇકોરટે કોઇ મુકદમો તપાસ્યો હોય, ત્યારે તપાસેલો ઠરાવ શિક્ષાનો હુકમ અથવા ( બીજો ) હુકમ જે કોરટે દફતરમાં દાખલ કર્યો હોય તે કોરટને હાઇકોરટે પોતાનો ઠરાવ અથવા હુકમ, આમાં આગળ ૪૨૫ મી કલમમાં ઠરાવેલી રીતે સહી સીકા સહિત લખી જણાવવો અને પછી જે કોરટને અથવા માજીસ્ટ્રેટને તે ઠરાવ અથવા હુકમ એ પ્રમાણે લખી જણાવ્યો હોય તે કોરટે અથવા માજીસ્ટ્રેટે એ પ્રમાણે લખી જણાવેલા ઠરાવને અનુસરતો હુકમ કરવો, અને જરૂર હોય તો તે મુજબ દફતર સુધારવું.

---

## વિશેષ કામ ચલાવવા બાબત.

## બાબ ૩૩ મો.

## યુરોપીયનો તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

૪૪૩. જે માજીસ્ટ્રેટ જસ્ટીસ ઓફ ધી પીસ ન હોય અને (જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની બાબતમાં સિવાય કરીને ) પેહેલા વરગનો માજીસ્ટ્રેટ તથા યુરોપીયન બ્રિટિશ રઇયત ન હોય

તેવા કોઇ પણ માજીસ્ટ્રેટે કોઇપણ યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર મુકેલા કોઇપણ તોહોમતની ચોકસી અથવા ઇનસાફ કરવો નહિ.

૪૪૪. સેશન જડજ શિવાય સેશન કોરટમા અધ્યક્ષ સ્થાને બેસનારો જે કોઇ જડજ પોતે યુરોપીયન બ્રિટીશ રઇયત ન હોય તેણે યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર હકુમત ચલાવવી નહિ; અને જો તે આસિસટન્ટ સેશન જડજ હોય તો તેણે આસિસ્ટન્ટ સેશન જડજના હોદા ઉપર ઓછામાં ઓછા ત્રણ વર્ષ સુધી રહ્યા વગર અને આ બાબત સ્થાનિક સરકાર તરફથી પોતાને વિશેષે કરીને અધિકાર મળ્યા વગર સદરહુ હકુમત ચલાવવી નહિ.

૪૪૫. ૪૪૩ મી, અથવા ૪૪૪ મી કલમ માંહિના કોઇપણ ઠરાવ ઉપરથી એમ સમજવું નહિ કે યુરોપીયન બ્રિટિશ રઇયત શિવાય બીજા કોઇપણ શખસે કાંઇ ગુન્હો કર્યો હોત, તો જે બાબતમાં તે ગુન્હો જે કોઇપણ માજીસ્ટ્રેટ સાંભળી શક્ત તે બાબતમાં તેવી કોઇપણ રઇયતે કરેલો તેવો ગુન્હો તે માજીસ્ટ્રેટને સાંભળવાની મના છે. પણ એવું ઠરાવ્યું છે કે, જે યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર કાંઇ ગુન્હાનુ તોહોમત આવ્યું હોય તે રઇયતને હાજર થવાની જરૂર પાડવા સારૂ જો તે માજીસ્ટ્રેટ કાંઇપણ પ્રોસેસ કાહાડે, તો તે બાબતની ચોકસી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ટ્રેટને હોય તે માજીસ્ટ્રેટની પાસે સદરહુ પ્રોસેસ પાછી મોકલાય એમ કરવું.

૪૪૬. ૩૨ મી અથવા ૩૪ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર ત્રણ મહિના સુધીની મુદતની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બન્ને શિક્ષા શિવાય બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવો નહિ, અને જીલ્લા માજીસ્ટ્રેટે છ મહિના સુધીની મુદતની કેદની અથવા બેહજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બન્ને શિક્ષા શિવાય એવી કોઇ શિક્ષાનો હુકમ કરવો નહિ.

૪૪૭. (૧) જ્યારે કોઇ માજીસ્ટ્રેટની આગળ યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર કોઇ ગુન્હાનું તોહોમત આવ્યું હોય, અને, સદરહુ માજીસ્ટ્રેટના મત પ્રમાણે, તે ગુન્હા બાબત પોતે યોગ્ય શિક્ષા કરી શકતો નહિ હોય, અને તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક ન હોય, ત્યારે, તોહોમતવાળાને કમિટ કરવો જોઇયે, એમ પોતે ધારે તો, તે માજીસ્ટ્રેટે તેને સેશનકોરટમાં કમિટ કરવો, અથવા તે પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ હોય તો, હાઇકોરટમાં કમિટ કરવો જોઇયે.

(૨) જે ગુન્હો કરેલો જણાતો હોય તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષાને લાયક હોય, ત્યારે તોહોમતવાળાને હાઇકોરટમાં કમિટ કરવો જોઇયે.

૪૪૮. જ્યારે ૪૪ મી કલમ પ્રમાણે હાઇકોરટમાં કમિટ કરેલા કોઇપણ શખસ ઉપર કેટલાએક ગુન્હાનાં તોહોમત મુકયાં હોય અને તેમાંનો એક ગુન્હો મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય અને બીજા ગુન્હા ઓછી શિક્ષાને લાયક હોય, અને જે ગુન્હો મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય તે ગુન્હા બાબત તે શખસનો ઇનસાફ કરવો નહિ જોઇયે, એમ હાઇકોરટની નજરમાં આવે, ત્યારે, તેમ હોય તોપણ, બીજા ગુન્હાઓ બાબત તે શખસનો ઇનસાફ કરવાનો તે હાઇકોરટને અધિકાર છે.

૪૪૯. (૧) ૩૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઇપણ યુરોપીયન બ્રિટિશ રઇયત ઉપર એક વરસ સુધીની મુદતની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની, શિક્ષા શિવાય બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવો નહિ.

(૨) જો કમિટ થયા પછી અને ફેંસલા ઉપર સહી કરતાં પેહેલાં કોઇપણ વખતે પ્રમુખ જડજને એમ લાગે કે ગુન્હો સાબિત થયેલો જણાય છે તે ગુન્હા બાબત સદરહુ પ્રકારની શિક્ષાના હુકમથી પુરતી શિક્ષા થઇ શકે એમ નથી, તો તેણે તેવી મતલબનો પોતાનો મત દફતરમાં દાખલ કરવો અને તે મુકદમો હાઇકોરટની પાસે મોકલી દેવો. સદરહુ જડજે ફરિયાદીને તથા શાહેદોને હાઇકોરટની આગળ હાજર થવા માટે પોતાની જાતે બાંધી લેવા અથવા (એમ) બાંધી લેવાનું કમિટ કરનારા માજીસ્ટ્રેટને ફરમાવવું

૪૫૦. (૧) હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ યુરોપીયન બ્રિટિશ રઇયતનો ઇનસાફ કરવામાં આવે ત્યારે, પ્રસંગ પ્રમાણે, પેહેલા જ્યુરરને બોલવામાં આવે અને કબૂલી રાખવામાં આવે તે પહેલાં, અથવા પેહેલા આશેસરને નીમવામાં આવે તે પેહેલાં એવી કોઇ રઇયત મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવાનું માગે તો જે જ્યુરીમાં ઓછામાંઓછા અડધા યુરોપીયન અથવા અમેરિકન હોય, અથવા યુરોપીયન અને અમેરીકન એ બન્ને હોય તે જ્યુરીથી તે ઇનસાફ થવો જોઇયે.

(૨) જ્યારે સેશન કોરટની આગળ એવો કોઈ ઇનસાફ સાધારણ રીતે આસેસરોની મદદથી થવાનો હશે, ત્યારે જે યુરોપીયન બ્રિટિશ રઇયત તોહોમતદાર હોય તે, અથવા યુરોપીયન બ્રિટિશ રઇયત હોય એવા કેટલાએક તોહોમતદારો હોય તો તે સઘળાએ એકત્રપણે પેટા કલમ (૧) પ્રમાણે મિશ્ર જ્યુરીથી પોતાનો ઇનસાફ થવો જોઇએ એવું માગવાને બદલે ઓછામાં ઓછા અડધા આસેસરો યુરોપીયન અથવા અમેરીકન હોવા જોઇએ, અથવા યુરોપીયન અને અમેરિકન એ બન્ને હોવા જાઇએ એવી માગણી કરવાને મુખત્યાર છે.

૪૫૧. (૧) યુરોપીયન બ્રિટિશ રઈયતનો ઇનસાફ જીલ્લા માજીસ્ત્રેટની આગળ ચાલતો હોય ત્યારે એવી કોઇ રઇયતને, સમનના મુકદમામાં ૨૪૪ મી કલમ પ્રમાણે તેના જવાબમાં તેનું કેહેવું સાંભળવામાં આવે તેની અગાઉ, અથવા વારંટના મુકદમામાં ૨૫૬ મો કલમ પ્રમાણે જવાબ આપવાનું કામ તેણે શરૂ કર્યાની અગાઉ, ૪૫૦ મી કલમમાં કહેલી રીતે બનેલી જ્યુરીથી પોતાનો ઇનસાફ કરવો એવો દાવો કરવાનો અખત્યાર છે.

(૨) સમનના મુકદમામાં તોહોમતદારનું કેહેવું સાંભળવાનું ૨૪૪ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટ શરૂ કરે તે વખતે, અથવા વારંટના મુકદમામાં તોહોમતદારને પોતાનો જવાબ કરવાનું ૨૫૬ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટ કહે તે વખતે પેટા કલમ (૧) પ્રમાણે દાવો કર્યો હોય તો ઉપર કહ્યા પ્રમાણે જ્યુરીથી ઇનસાફ થવા સારૂ જરૂરનો હુકમ માજીસ્ત્રેટે તાબડતોબ કરવો જોઇએ.

(૩) જો સદરહુ પ્રકારનો દાવો, ચાલતા કામમાં અગાઉ તે કોઇ વખતે કર્યો હોત તો લખી લીધેલા પુરાવા ઉપરથી જ્યારે જ્યારે માજીસ્ત્રેટને લાગે કે જ્યુરી આગળ જવા જોગ મુકદમો છે ત્યારે ત્યારે તેવા પ્રકારનો હુકમ કરવો.

(૪) એવા દરેક મુકદમામાં ઉપર કહ્યા પ્રમાણેનો હુકમ કરવાની અગાઉ ૨૪૨ મી કલમમાં ગમે તે કહ્યું હોય તોપણ માજીસ્ત્રેટે પદ્ધતિ પ્રમાણે તોહોમતનામું તઇયાર કરવું જોઇયે.

(૫)આ કલમ પ્રમાણે ચલવવાના દરેક ઇનસાફની વખતે ફરિયાદી, તોહોમતવાળા તથા સાહેદોને હાજર થવું પડે એમ કરવા સારૂ ૨૧૧ મી ૨૧૬, ૨૧૭ મી, ૨૧૯ અને ૨૨૦ મી કલમના ઠરાવ બને તેટલે સુધી લાગુ થશે.

(૬) સેશન કોરટની આગળ જ્યુરીથી કરવાના ઇનસાફમાં કામ ચલાવવા સંબંધી આ કાયદાના ઠરાવ, બને તેટલે સુધી આ કલમ પ્રમાણે ચલાવવાના દરેક ઇનસાફને, જાણે જીલ્લા માજીસ્ત્રેટ સેશન-જડજ હોય અને તોહોમતવાળાને ઇનસાફ થવા સારૂ તેની કોરટમાં કમિટ કર્યો હોય તે પ્રમાણે લાગુ પડશે.

(૭) સઘળી કોરટો પેટા કલમ (૫) અથવા (૬)માં કહેલા કોઇ પણ ઠરાવ, તે પેટા કલમો ઉપરથી લાગુ કર્યા હોય તેટલે સુધી, તે પોતાની રૂબરૂ ચાલતા કામમાં લાગુ થાય એટલા સારૂ જરૂરના અથવા યોગ્ય હોય એવા શાબ્દિક ફેરફાર ઉપરથી તે ઠરાવોના મતલબને બાધ ન આવે તે ફેરફાર સહીત તેમનો અર્થ કરવાને મુખત્યાર છે.

(૮) આ કલમમાં કોઇપણ ઠરાવ ઉપરથી, ૩૪૭ મી અથવા ૪૪૭ મી કલમ પ્રમાણે તોહોમતવાળાને ઇનસાફ થવા સારૂ કમિટ કરવાના માજીસ્ત્રેટના અધિકારને બાધ આવેછે એમ સમજવું નહિ.

(૯) તોહોમતદાર આ કલમ પ્રમાણે પોતાનો ઇનસાફ જ્યુરીથી થવો જોઇયે એવો દાવો કરે અને જીલ્લા માજીસ્ત્રેટના મત પ્રમાણે ૪૫૦ મી કલમમા ફરમાવેલી રીતે બનેલી જ્યુરી પોતાની આગળ ઇનસાફ થવા સારૂ ભરવાનું અશક્ય છે એવું, અથવા ઘણો વિલંબ, ખરચ અથવા અગવડ પડયા વગર એ પ્રમાણે તે ભરી શકવાનું અશક્ય છે, તથા તેવો વિલંબ ખરચ અથવા અગવડ કરવી એ તે મુકદ્

માની હકીકત જોતાં ગેરવાજબી થશે એવું માનવાને કારણ હશે તો, તે આ કલમ પ્રમાણે પોતાની સમક્ષ ઇનસાફ થવા બાબતનો હુકમ કરવાને, હાઇકોરટ આ બાબત પોને કરેલી તથા સ્થાનિક સરકારે મંજુર કરેલી કાનુનોથી અથવા ખાસહુકમ કરીને વખતે વખતે ફરમાવે તેવા બીજા જીલ્લામાજીસ્ટ્રેટ પાસે અથવા તેવા સેશનજડજ પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે.

(૧૦) આ કલમ પ્રમાણે સેશનજડજની આગળ અથવા જીલ્લામાજીસ્ટ્રેટની આગળ મુકદમો મોકલવામાં આવે, ત્યારે તેણે તે મુકદમાનો ઇનસાફ પોતે આ કલમ પ્રમાણે કામ કરનારો જીલ્લા માજીસ્ટ્રેટ હોય તે પ્રમાણે તેવાજ અધિકાર, ( કમિટ કરવાના અધિકાર સહિત ) ચલાવીને અને તેવીજ રીતે કામ ચલાવીને બનતી તાકીદે કરવો જોઇયે.

૪૫૨. કોઈ યુરોપીયન બ્રિટિશ રૈયત ઉપર યુરોપીયન બ્રિટિશ રઇયત ન હોય તેવા સખસની સાથે એકઠું તોહોમત આવે, અને સદરહુ યુરોપીયન બ્રિટસ રઇયતને હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ ઇનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે, ત્યારે સદરહુ રઇયતનો તથા શખસનો ઇનસાફ એકઠો કરવાનો અધિકાર છે, અને સદરહુ યુરોપીયન બ્રિટિશ રઇયતનો જુદો ઇનસાફ કર્યો હોત તો જે રીત પ્રમાણે કામ ચલાવવામાં આવત તેજ રીતે સદરહુ ઇનસાફની વખતે કામ ચલાવવું.

પણ એવું ઠરાવ્યું છે કે જો સદરહુ યુરોપીયન બ્રિટિશ રઇયત ૪૫૦ મી કલમ પ્રમાણે મિશ્ર જુરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઇનસાફ કરવાનુ માગે, અને જે સખસ યુરોપીયન રઇયત ન હોય તે શખસ પોતાનો ઇનસાફ જુદો કરવાનું માગે, તો આ છેલ્લા શખસનો ઇનસાફ ૨૩ મા બાબના ઠરાવો મુજબ જુદો કરવો જોઇએ.

૪૫૩. (૨) જ્યારે કોઇ પણ શખસ યુરોપીયન બ્રિટિશ રઇયત પમાણે તજવીજ થવી જોઈએ એવો દાવો કરે, ત્યારે જે માજીસ્ટ્રેટની આગળ ચોકસી અથવા ઇનસાફનાં કારણ સારૂ તેને આણવામાં આવે તે માજીસ્ટ્રેટને તે શખસે સદરહુ દાવાના સબબો જાહેર કરવા; અને તે માજીસ્ટ્રેટે સદરહુ મજકુરનો ખરાપણુ બાબત ચોકસી કરવી અને તે મજકુર ખરો છે એવું સાબીત કરવા માટે તે મજકુર કહેનારા શખસને યોગ્ય વખત આપવો અને પછી તે યુરોપીય બ્રિટિશ રઇયત છે કે નહિ તે બાબત નિશ્ચય કરવો અને તે પ્રમાણે તે શખસની તજવીજ કરવી. જો સદરહુ પ્રકારના કોઇ પણ શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ સદરહુ માજીસ્ટ્રેટ કરે, અને તે ઠરાવ ઉપર તે શખસ અપીલ કરે, તો તે માજીસ્ટ્રેટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તે શખસને માથે છે.

(૨) જ્યારે સદરહુ પ્રકારના કોઇપણ શખસને માજીસ્ટ્રેટ સેશન કોરટની આગળ ઇનસાફ થવા સારૂ કમિટ કરે, અને તે શખસ યુરોપીયન બ્રિટિશ રઇત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઇયે એવો દાવો સદરહુ કોરટની આગળ કરે, ત્યારે કાંઇપણ જાસ્તી ચોકસી કરવાનું સદરહુ કોરટને યોગ્ય લાગે તો તે કર્યા પછી, તે શખસ યુરોપીયન બ્રિટિશ રઇયત છે કે નહિ તે બાબત નિશ્ચય કરવો, અને તે મુજબ તે શખસની તજવીજ કરવી. જો સદરહુ કોરટ તે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરે, અને ઠરાવ ઉપર તે શખસ અપીલ કરે, તો તે કોરટનો સદરહુ નિશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તે શખસને માથે છે.

(૩) જે કોરટ એવો નીશ્ચય કરે તે શખસ યુરોપીયન બ્રિટીશ રઇયત નથી, ત્યારે સદરહુ ઇનસાફમાં જે [શિક્ષાનો હુકમ અથવા (બીજો] હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ કરવાને સદરહુ નીશ્ચય એક સબબ થશે.

૪૫૪ (૧) જે માજીસ્ટ્રેટની આગળ કોઇ યુરોપીયન બ્રિટિશ રઇયતનો ઇનસાફ કરવામાં આવે, અથવા જે માજીસ્ટ્રેટ તે રઇયતને કમીટ કરે તે માજીસ્ટ્રેટે તેની તજવીજ યુરોપીયન બ્રિટીશ રઇયત પ્રમાણે કરવી જોઇયે એવો દાવો ન કરે, અથવા જો સદરહુ દાવો કમીટ કરનારા માજીસ્ટ્રેટની આગળ કર્યા છતાં માજીસ્ટ્રેટે ના મંજુર કર્યા પછી જે કોરટમાં તેને કમીટ કરવામાં આવે તે કોરટની આગળ તે દાવો તે ફરીથી ન કરે, તો તેણે યુરોપીયન બ્રિટિશ રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવાનો પોતાનો હક છોડી દીધો છે એમ ગણવું, અને તેજ મુકદમો ચાલે તેમાં પછી કોઇપણ વખતે તે હક તેણે જાહેર કરવો નહિ.

(૨) માજીસ્ત્રેટની આગળ જે શખસને આણ્યો હોય તે શખસ યુરોપીયન બ્રિટિશ રૈયત નથી એવું માનવાનું કારણ તે માજીસ્ત્રેટે તેને પુછવું જોઇએ.

૪૫૫. જે શખસ યુરોપીયન બ્રિટિશ રઇયત ન હોય તે શખસની તજવીજ આ બાબ મુજબ યુરોપીયન બ્રિટિશ રઇયત પ્રમાણે કરવામાં આવે, અને તે બાબત તે શખસ હરકત ન લે તો. તેની એ પ્રમાણે તજવીજ કર્યાના સબબથી, તેની ચોકસી અથવા તેને કમીટ કરવાનો હુકમ અથવા ઇનસાફ અથવા શિક્ષાનો હુકમ, જેમ હોય તેમ, ગેરવાજબી થશે નહિ.

૪૫૬. જ્યારે કોઇ પણ યુરોપીયન બ્રિટિશ રઇયત કોઇ પણ શખસે કાયદા વિરૂદ્ધ પેહેરામાં અટકાવી રાખી હોય, ત્યારે જે જગાએ તે રઇયતને અટકાવી રાખી હોય તે જગાએ, સદરહુ યુરોપીયન બ્રિટિશ રઇયતે કરેલા કોઈ પણ ગુન્હા બાબત તેની ઉપર જે હાઈકોર્ટને હકુમત હોય તે હાઈકોર્ટને, અથવા સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો તેનીઉપર સાબિત થયાના ઠરાવ ઉપરથી જે હાઇકોરટમાં અપીલ કરવાનો તે રઇયતને હક્ક હોય તે હાઇકોરટને, સદરહુ રઈત અથવા તેની તરફથી કોઇપણ શખસ એવી અરજી કરવાને મુખત્યાર છે કે તે રઇયતને અટકાવી રાખનાર માણસ તેને હાઇકોરટની આગળ હાજર કરે અને તે કોરટ બીજો જે હુકમ કરે તે પ્રમાણે તે માણસ ચાલે એવો હુકમ કરો.

૪૫૭. સદરહુ હુકમ કરતાં પેહેલાં જો તે હઇકોરટને યોગ્ય લાગે તો જે સબબો વિશે, સોગનનામું લઇને અથવા બીજી રીતે, ચોકસી કર્યા પછી સદરહુ અરજી કબુલ કરવાને અથવા તે હાઇકોરટ તે હુકમ પ્રથમ કરવાને મુખત્યાર છે, અને પછી જ્યારે તે હુકમ થવા બાબત અરજી કરનારા સખસને તેની આગળ આણવામાં આવે, ત્યારે તેને કાંઇપણ ચોકસી કરવાની જરૂર લાગે તો તે કર્યા પછી તેને યોગ્ય લાગે એવો બીજો હુકમ તે કામમાં કરવાને મુખત્યાર છે.

૪૫૮. હાઇકોરટને પોતાની અપેલેંટ ફોજદારી હકુમતની સ્થાનિક હદમાં મુલકોમાં, અને ગવર્નર જનરલ ઇન કૌન્સીલ ફરમાવે તેવા બીજા મુલકોમાં, સઘળે ઠેકાણે સદરહુ પ્રકારના હુકમ કરવાનો અખત્યારછે.

૪૫૯. (૧) આગલા પાછલા સંબધ ઉપરથી બાધ આવતો ન હોય તો, ગવર્નર જનરલ ઇન કૌન્સીલે જે જે કાયદાઓ અત્યાર સુધીમાં કર્યા હોય અથવા તે હવે પછી કરે અને જેમાં ગુન્હાઓ સંબંધી હકુમત માજીસ્ત્રેટોને અથવા શેશન કોરટને આપી હોય, તે સઘળા કાયદાઓ યુરોપીયન બ્રિટિશ રૈયતને લાગુ છે એમ સમજવું, પછી તે રૈયત વીશે તેમાં સ્પષ્ટ રીતે જણાવ્યું ન હોય તો પણ:—

(૨) આ કલમમાંહિના કોઇપણ મજકુરથી એમ સમજવું નહિ કે, કોઈ પણ કોરટને યુરોપીયન બ્રિટિશ રૈયતને શિક્ષા કરવાની હદ બાબત જે મર્યાદા આ બાબ ઉપરથી ઠરાવેલી હોય તે મર્યાદાબાહાર જવાનો તે કોરટને અધીકાર મળે છે અથવા જે માજીસ્ત્રેટ અથવા સેશન કોરટમાં પ્રમુખ સ્થાને બીરાજનાર જે જડજ ઓફ ધી પીસ ન હોય તે માજીસ્ત્રેટને અથવા તે જડજને હકુમત મળે છે.

૪૬૦. જે મુકદમાનો ઈનસાફ જયુરીથી અથવા આસેસરોની મદદથી થઇ શકે તેવા દરેક મુકદમામાં તોહોમતવાળો શખસ અથવા તોહોમતવાળાઓમાંનો એક શખસ ( યુરોપીયન બ્રિટિશ રૈયત ન હોય એવો ) યુરોપીયન અથવા અમેરીકન હોય ત્યારે બની શકેતો અને સદરહુ યુરોપીયન અથવા અમેરીકન દાવો કરે તો, ઓછામાં ઓછા અડધા જયુરરો અથવા આસેસરો યુરોપીઅન અથવા અમેરિકન હોવા જોઇયે.

૪૬૧. જ્યારે જ્યારે સેશન કોરટની આગળ કોઇ યુરોપીયન અથવા અમેરીકન ઉપર, યુરોપીયન અથવા અમેરિકન ન હોય એવા શખસ સાથે એકઠું તોહમત મુકવામાં આવે, અને ૪૬૦ મી કલમ મુજબ કરેલો દાવો મંજુર કરીને જેમાં ઓછામાં ઓછી અડધી સંખ્યા યુરોપીયનોની હોય એવી જયુરીથી અથવા એવા વર્ગના આસેસરોની મદદથી સદરહુ યુરોપીયનનો અથવા અમેરીકનનો ઇનસાફ કરવામાં આવે ત્યારે ત્યારે જો સદરહુ પાછળ કહેલો સખસ દાવો કરે તો, તેનો ઇનસાફ જુદો કરવો.

૪૬૨. (૧) જ્યારે સેશન કોરટની આગળ કોઇ મુકદમાનો ઇનસાફ થવાનો હોય અને તેમાં તોહમતવાળા શખસને અથવા તોહોમતવાળાઓમાંના એક શખસને પોતાનો ઇનસાફ ૫૨૦ મી અથવા ૪૬૦ મી કલમના ઠરાવો પ્રમાણે રચાયલી જયુરીથી થવાનો હક હોય ત્યારે અથવા ૪૫૧ મી કલમ પ્રમાણે

કામ ચલાવનારા જીલ્લા માજીસ્ટ્રેટની અથવા સેશન જડજની કોરટમાં ઇનસાફ થવાનો હોય ત્યારે, સદરહુ ઇનસાફ કરવા માટે મુકરર કરેલા દીવસથી ઓછામાં ઓછા ત્રણ દીવસ પેહેલાં તે કોર્ટે સદરહુ ઇનસાફ સારૂ જેટલા જોઇએ તેટલા યુરોપીયન તથા અમેરીકન જ્યુરરોને, આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે. સમન કરાવવા.

(૨) વળી તપાસેલી ટીપમાં બીજા જે શખસોનાં નામ લખ્યાં હોય તે શખસોમાંની તેટલીજ સંખ્યા તે કોરટે તેજ વખતે અને તેવીજ રીતે સમન કરાવવી; પણ જો તે સેશનમાં જ્યુરીએકરવાના ઇનસાફ સારૂ સદરહુ પ્રકારના બીજા શખસોની સદરહુ સંખ્યા સમન થઇ ચુકી હોય તો તેમ કરવાની જરૂર નથી.

( ) સમન પોહોચાડીને જેઓનાં નામ રિપોર્ટ કર્યાં હોય તે સઘળા શખસોમાંથી જ્યુરી રચવા માટે ૨૭૬ મી કલમમાં ઠરાવેલી રીતે ચિઠ્ઠી કરીને જ્યુરરો પસંદ કરવા, અને જ્યુરીમાટે યુરોપીયનોની અથવા અમેરિકનોની યોગ્ય સંખ્યા, અથવા બની શકે તેટલે સુધી તે સંખ્યાની લગભગ હોય એવી સંખ્યા પૂરી થઇ રેહે ત્યાંસુધી તેમ કરવું.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં યુરોપીયનોની તથા અમેરિકનોની યોગ્ય સંખ્યા બીજી કોઇ રીતે પુરી ન થઇ શકે, તો કોરટના ધ્યાનમાં આવેતો જ્યુરી રચવા માટે, જે શખ૦ને ૩૨૦ મી કલમ મુજબ માફ કર્યાના સબબથી બાતલ કર્યા હશે તેવા કોઇપણ સખસને સમન કરવાને તે કોરટ મુખત્યાર છે.

૪૬૩. બીજી રીતનો સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તે સિવાય કોરટની તથા હઈકોરટની આગળ યુરોપીયન બ્રિટિશ રૈયત ઉપર, તથા યુરોપીયન બ્રિટિશ રૈયત ન હોય એવા યુરોપીયનો ઉપર તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ આ કાયદાના ઠરાવો પ્રમાણે ચલાવવું.

---

## બાબ ૩૪ મો.

## ગાંડા માણસો બાબત.

૪૬૪. (૧) કોઇ મુકદમાની ચોકસી અથવા ઇનસાફ કરનારા માજીસ્ટ્રેટને એમ માનવાનું કારણ હોય કે તોહોમતવાળો ગાંડો છે અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત છે, ત્યારે તે ગાંડપણની વાતબાબત તે માજીસ્ટ્રેટે ચોકસી કરવી, અને તે જીલ્લાના સિવિલ સર્જન પાસે અથવા સ્થાનિક સરકાર ફરમાવે એવા બીજા વૈદકીય અમલદાર પાસે તે શખસની પરિક્ષા કરાવવી, અને તે ઉપરથી સદરહુ સરજન અથવા બીજા અમલદારની શાહેદ દાખલ જબાની લેવી, અને તે જબાની લખી લેવી.

(૨) તોહોમતવાળો ગાંડો છે અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત છે; એવો સદરહુ માજીસ્ટ્રેટનો મત થાય, તો તેણે તે મુકદમામાં આગળ કામ ચલાવવાનુ મુલતવી રાખવું.

૪૬૫. (૧) સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં ઇનસાફ કરવા સારૂ કમિટ કરેલો શખસ પોતાના ઇનસાફની વખતે તે કોરટને ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત જણાય, તો તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશક્ત છે કે કેમ તે વાતનો જ્યુરીએ અથવા આસેસરની મદદથી તે કોરટે પ્રથમ ઇનસાફ કરવો, અને તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશક્ત છે એવી તેની ખાત્રી થાય તો તેણે તે મુજબ ફેંસલો કરવો, અને તે ઉપરથી તે ઇનસાફ મુલતવી રાખવો.

(૨) તોહોમતવાળો ગાંડો તથા અશક્ત છે કે નહિ તે વાતનો જે ઇનસાફ કરવામાં આવે તે સદરહુ કોરટની આગળ તોહોમતવાળાના ઇનસાફનો ભાગ છે એમ સમજવું.

૪૬૬. (૧) જ્યારે જ્યારે તોહોમતવાળો શખસ ગાંડો તથા પોતાનો જવાબ કરવાને અશક્ત છે એવું ઠરે, ત્યારે ત્યારે, પ્રસંગ પ્રમાણે, માજીસ્ટ્રેટ અથવા કોરટ જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર હોય, તો તે શખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેના જાનને અથવા બીજા કોઈપણ શખસને નુકશાન નહિ કરવા દેવા બાબત, અને, તે માજીસ્ટ્રેટની આગળ અથવા કોરટની આગળ અથવા આ બાબત જે અમલદારને તે માજીસ્ટ્રેટ અથવા કોરટ નીમે તેની આગળ, હાજર થવાનુ ફરમાવવામાં આવે ત્યારે હાજર થવા બાબત પુરતું તારણ આપેથી તે શખસને છુટો કરવાને મુખત્યાર છે.

(૨) જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર નહિ હોય અથવા જો પુરતું

તારણ આપવામાં નહિ આવ્યું હોય તો તે માજીસ્ત્રેટે અથવા કોરટે તે મુકદમાનો રિપોર્ટ સ્થાનિક સરકારને કરવો જોઇયે, અને હુકમ થતાં સુધી તોહોમતવાળાને પહેરામાં પાછો મોકલવો જોઇયે, અને સ્થાનિક સરકાર તોહોમતવાળાને ગાંડા માણસનાં કોઇ આશ્રય સ્થાનમાં, તુરંગમાં અથવા સુરક્ષિત કબજામાં રાખવાની બીજી યોગ્ય જગામાં કેદ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને તે માજીસ્ત્રેટે અથવા કોરટે સદરહુ હુકમ અમલમાં લાવવો.

૪૬૭. (૧) ૪૬૪ મી અથવા ૪૬૫ મી કલમ પ્રમાણે કાંઇ ચોકસી અથવા ઇનસાફનું કામ મુલતવી રાખવામાં આવે ત્યારે, પ્રસંગ પ્રમાણે માજીસ્ત્રેટ અથવા કોરટ, કોઇપણ વખતે તે ચોકસી અથવા ઇનસાફ પાછા જારી કરવાને તથા તોહોમતવાળાને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(૨) જ્યારે તોહોમતવાળાને ૪૬૬ મી કલમ પ્રમાણે છુટો કર્યો હોય અને તેના હાજર થવા બાબત જેઓ તેના જામીન થયા હોય તેઓ, જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ આ બાબત નિમે તે અમલદારની આગળ તોહોમતવાળાને રજુ કરે, ત્યારે તોહોમતવાળો પોતાનો જવાબ કરવાને શક્તિવાન છે એવું સદરહુ અમલદારનું સરટીફિકેટ પુરાવામાં લઇ શકાશે.

૪૬૮. (૧) જ્યારે તોહેમતવાળો પ્રસંગ પ્રમાણે માજીસ્ત્રેટ અથવા કોરટની આગળ હાજર થાય અથવા તેને ફરીયો આણવામાં આવે, ત્યારે તે પોતાનો જવાબ કરવાને શક્તિવાન છે એવું જો તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે તો તે ચોકસી અથવા ઇનસાફ આગળ ચલાવવો.

(૨) જો તોહોમતવાળો પોતાનો જવાબ કરવાને હજુ અશક્ત છે, એવું તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે તો, તે માજીસ્ત્રેટે અથવા કોરટે પ્રસંગ પ્રમાણે ૪૬૪ મી અથવા ૪૬૫ કલમના ઠરાવો પ્રમાણે પાછું કામ ચલાવવું.

૪૬૯. જ્યારે ચોકસી અથવા ઇનસાફની વખતે તોહમતવાળો ગાંડો નથી એમ જણાય, અને માજીસ્ત્રેટની આગળ આપેલા પુરાવા ઉપરથી તેની એવી ખાત્રી થાય કે જે કૃત તોહોમતવાળાએ કરેલું છે તે જો ગાંડો ન હોત તો, ગુન્હો થાત અને તે કૃત્ય કરતી વખતે તે ગાંડો હોવાને લીધે, તે કૃત્યનો પ્રકાર, અથવા તે ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને અશક્ત હતો એમ માનવાનુ કારણ છે, ત્યારે તે માજીસ્ત્રેટે તે મુકદમો આગળ ચલાવવો, અને જો તોહોમતવાળાને સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરવો જોઇયે એમ હોયતો તેને પ્રસંગ પ્રમાણે સેશન કોરટની અથવા હાઇકોરટની આગળ ઇનસાફ થવા સારૂ મોકલવો.

૪૭૦ જ્યારે જ્યારે કોઇ માણસના ઉપર એવાં કારણ ઉપરથી ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવામાં આવે કે તેણે જે વખતે કાંઇ ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે વખતે તે ગાંડો હોવાને લીધે, તેનું જે કૃત્ય ગુન્હો થાય છે એવું કહેવામાં આવ્યું હોય તે કૃત્યનો પ્રકાર જાણવાને અથવા તે ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને તે શખસ અશક્ત હતો ત્યારે ત્યારે ઠરાવમાં તે શખસે તે કૃત્ય કરેલું કે નહિ તે વિશેષે કરીને જણાવવું.

૪૭૧ (૧) જ્યારે જ્યારે તે ફેંસલામાં એમ જણાવવામાં આવે કે, જે કૃત્ય કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે કૃત્ય તોહોમતવાળા શખસે કરેલું છે, ત્યારે ત્યારે જે મનની અશક્તિ ઠરાવવામાં આવી તે અશક્તિ નહેત તો સદરહુ કૃત્ય ગુન્હો થાત એમ હોય તો, જે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તે શખસનો ઇનસાફ થયો હોય તે માજીસ્ત્રેટને અથવા કોરટને યોગ્ય લાગે તેવી જગાએ તથા તેવી રીતે સદરહુ શખસને સુરક્ષિત પહેરામાં રાખવાનો હુકમ તે માજીસ્ત્રેટે અથવા કોરટે કરવો, અને સ્થાનિક સરકારના હુકમ માટે તે મુકદમાનો રીપોર્ટ કરવો.

(૨) સ્થાનિક સરકાર સદરહુ શખસને ગાંડા માણસના કોઇ આશ્રયસ્થાનમાં અથવા તુરંગમાં અથવા સુરક્ષિત બીજી યોગ્ય જગામાં કેદ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) ગવર્નર જનરલ ઇન કૌન્સિલને સાધારણ અથવા વિશેષ હુકમ કરીને એવું ફરમાવવાનો અધિકાર છે કે જે કોઇ સખસને સ્થાનિક સરકારે આ બાબ પ્રમાણે ગાંડાઓના આશ્રયસ્થાનમાં, તુરંગમાં

અથવા સુરક્ષિત કબજામાં રાખવાની બીજી જગામાં કેદ રાખવાનો હુકમ કર્યો હશે તેને જે જગામાં પુરી રાખ્યો હશે તે જગાએથી બ્રિટિશ હિંદુસ્તાન માંહેના કોઇ પણ ગાંડાઓનાં આશ્રય સ્થાનમાં તુરંગમાં અથવા સુરક્ષિત કબજામાં રાખવાની બીજી જગાએ લઇ જવો.

(૪) કલમ ૪૬૬ મી અથવા આ કલમ મુજબ જે તુરંગમાં કોઇ શખસને કેદ રાખ્યો હોય તે તુરંગ જેના તાબામાં હોય તે અમલદારને ૪૭૨ મી, ૪૭૩ મી અથવા ૪૭૪ મી કલમ મુજબનાં ઇન્સ્પેકટર જનરલ ઓફ પ્રિઝન્સનાં સઘળાં અથવા કોઇ કામો કરવાનો અખત્યાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

૪૭૨. જ્યારે કોઇ શખસને ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય ત્યારે જો તે સખસને કોઇ તુરગમાં કેદ રાખ્યો હોય તો તુરંગનો ઇન્સ્પેકટર જનરલ અથવા જો ગાંડા માણસોના આશ્રય સ્થાનમાં કેદ રાખ્યો હોયતો, ગાંડા માણસોના આશ્રયસ્થાનના વિઝીટરો અથવા તે વિઝીટરોમાંના કોઇ બે તે શખસના મનની સ્થિતિ કેવીછે એ નક્કી કરવા સારૂ તેને જોવા જવાને મુખત્યાર છે અને દર ૭ મહિનામાં ઓછામાં ઓછી એકવાર સદરહુ ઇન્સપેકટર જનરલે અથવા ઉપર લખેલા વિઝીટરોમાનાં બે વિઝીટરોએ જઇને તે શખસને જોવો જોઇયે અને સદરહુ ઇન્સ્પેકટર જનરલે અથવા વિઝીટરોએ તે શખસના મનની સ્થિતિ સંબંધી એક વિશેષ રિપોર્ટ સ્થાનિક સરકારને મોકલવો જોઇએ.

૪૭૩ જો તે સખસને ૪૬૬ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખ્યો હોય અને સદરહુ ઇન્સ્પેકટર જનરલ અથવા વિઝીટરો તે સખસ પોતાનો જવાબ કરવાને શક્તિવાન છે, એવો પોતાના અભિપ્રાયનો દાખલો આપે, ત્યારે પ્રસંગ પ્રમાણે માજીસ્ત્રેટ અથવા કોરટ મુકરર કરે તે વખતે તે માજીસ્ત્રેટની અથવા કોરટની પાસે તે શખસને લઇ જવો અને તે માજીસ્ત્રેટે અથવા કોરટે તે સખસની તજવીજ ૪૬૮ મી કલમના ઠરાવો મુજબ કરવી, અને સદરહુ ઇન્સ્પેકટર જનરલનો અથવા વિઝીટરોનો દાખલો પુરાવામાં લઇ શકાશે.

૪૭૪. (૧) જો તે સખસને ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય, અને સદરહુ ઇન્સ્પેકટર જનરલ અથવા વિઝીટરો એવો દાખલો આપે કે તેને છોડી મુકવામાં આવે તો તે પોતાની જાતને અથવા બીજા કોઇ પણ શખસને નુકશાન કરે એવો ભય નથી એવું અમારી નજરમાં આવે છે. તો તે દાખલા ઉપરથી સ્થાનિક સરકાર તે શખસને છોડી મુકવાનો. અથવા પહેરામાં અટકાવી રાખવાનો, અથવા તેને ગાંડા માણસોના કોઇ સાર્વજનિક આશ્રયસ્થાનમાં નહિ મોકલ્યો હોય તો તેવા કોઇ આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરવાને મુખત્યાર છે; અને સ્થાનિક સરકાર તેને આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરે તો, એક ઇનસાફ ખાતાના અમલદાર અને બે વૈદકીય અમલદારનું કમિશન નીમવાને મુખત્યાર છે.

(૨) જરૂર હોય તેવો પુરાવો લઇને સદરહુ કમિશને તે શખસના મનની સ્થીતી વિશે રીત પ્રમાણે ચોકસી કરવી, અને સ્થાનિક સરકારને રીપોર્ટ કરવો, અને તે સરકાર પોતાની નજરમાં આવે તે પ્રમાણે તે શખસને છોડી મુકવાનો અથવા અટકાવી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૪૭૫. (૧) જ્યારે જ્યારે ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખેલો કોઇ પણ શખસોનો કોઇ સગો અથવા મિત્ર તે શખસને પોતાની સંભાળમાં તથા હવાલામાં લેવાની ખાયશ બતાવે ત્યારે ત્યારે તે સગો અથવા મિત્ર અરજી કરે એટલે અને તે હવાલે કરેલા શખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેની જાતને અથવા બીજા કોઇપણ શખસને નુકસાન નહિ કરવા દેવા બાબત, સ્થાનિક ખાત્રી લાયક તારણ આપે એટલે, તે શખસને સદરહુ સગા અથવા મિત્રના હવાલમાં સોંપવાનો હુકમ કરવાને તે સરકાર મુખત્યાર છે.

(૨) જ્યારે જ્યારે તે શખસને એ પ્રમાણે હવાલે કરવામાં આવે, ત્યારે ત્યારે સ્થાનિક સરકાર ફરમાવે એવા અમલદારને તે સરકાર ફરમાવે એવે વખતે તે શખસને જોવા માટે હાજર કરવામાં આવશે એવી શરતે તેને હવાલે કરવો.

(૩) ૪૭૨ મી તથા ૪૭૪ મી કલમના ઠરાવો, આ કલમના ઠરાવો, પ્રમાણે સોંપેલા શખસોને

જરૂરના ફેરફાર સાથે લાગુ પડશે એમ સમજવું; અને આ કલમ પ્રમાણે જે અમલદારને જોવાસારૂ નિમવામાં આવે તેણે આપેલો દાખલો પુરાવામાં લેવાઇ શકાશે.

## બાબ ૩૫ મો.

## ઇનસાફ ચલાવવાની હરકત થાય એવા કેટલાક ગુન્હાઓની બાબતમાં કામ ચલાવવા બાબત.

૪૭૬. (૧) જ્યારે કોઇપણ દિવાની, ફોજદારી અથવા મુલકી કોરટને એમ લાગે કે ૧૯૫ મી કલમમાં કહેલા તથા પોતાની આગળ કરેલા અથવા ઇનસાફી મુકદમો ચાલતો હોય તે દરમિયાનમાં પોતાની જાણમાં આવેલા કોઇ ગુન્હાની ચોકસી કરવાનો સબબ છે, ત્યારે તે કોરટ કાંઇ પણ પ્રથમ ચોકસીની જરૂર હોય તો તે કર્યા પછી, પાસેમાં પાસેના પહેલા વરગના માજીસ્ત્રેટની પાસે તે મુકદમો ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલવાને, તથા તોહોમતવાળાને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ત્રેટની પાસે મોકલવાને, અથવા તે માજીસ્ત્રેટની આગળ હાજર થવા બાબત તેની પાસેથી પુરતું તારણ લેવાને, મુખત્યાર છે; અને સદરહુ ઇનસાફની અથવા ચોકસીની વખતે હાજર થઇને પુરાવો આપવા માટે કોઇપણ શખસને બાંધી લેવાને મુખત્યાર છે.

(૨) સદરહુ માજીસ્ત્રેટે પછી કાયદા મુજબ અને જાણે ૨૦૦ મી કલમની રૂએ અરજી થઇને તે દફતરમાં દાખલ કરી હોય તે પ્રમાણે કામ ચલાવવું જોઇયે, અને ૧૯૨ મી કલમ પ્રમાણે મુકદમા બીજાની પાસે મોકલવાનો તેને અધિકાર મળ્યો હોય તો, બીજા કોઇ યોગ્ય અધિકારવાળા માજીસ્ત્રેટની પાસે તે ચોકસી અથવા ઇનસાફ કરવાનું કામ મોકલવાને તે મુખત્યાર છે.

૪૭૭. (૧) ૪૪૪ મા કલમ માંહેના ઠરાવોને અનુસરીને, સેશન કોરટ ૧૯૫ મી કલમમાં કહેલા અને પોતાની આગળ કરેલા અથવા કાંઇ ઇનસાફી મુકદમો ચાલતો હોય તે દરમિયાનમાં તેની જાણમાં આવેલા ગુન્હા બાબત કોઇપણ સખસની ઉપર તોહોમત મુકવાને, અને પોતે મુકેલાં તોહોમત ઉપરથી તે સખસને કમિટ કરવાને અથવા તેને જામીનપર છોડવાને અને તેનો ઇનસાફ કરવાને મુખત્યાર છે.

(૨) તે ઇનસાફના કારણ સારૂ કોઇપણ શાહેદોને હાજર કરાવવાનું માજીસ્ત્રેટને ફરમાવવાને સદરહુ કોરટ મુખત્યાર છે.

૪૭૮. (૧) જ્યારે સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો કોઇ દિવાની અથવા મુલકી કોરટની આગળ કરવામાં આવે, અથવા કોઇ ઇનસાફી મુકદ્દમો ચાલતો હોય તે દરમિયાનમાં કોઇ દિવાની અથવા મુલકી કોરટની નજર હેઠળ આણવામાં આવે, અને તે મુકદમાનો ઇનસાફ ફક્ત હાઇકોરટ અથવા સેશન કોરટ કરી શકે એમ હોય, અથવા તે મુકદમાનો ઇનસાફ હાઇકોરટે અથવા સેશનકોરટે કરવો જોઇયે એમ સદરહુ દિવાની અથવા મુલકી કોરટ ધારે, ત્યારે સદરહુ દિવાની અથવા મુલકી કોરટ ૪૭૬ મી કલમ પ્રમાણે કોઇ માજીસ્ત્રેટની પાસે તે મુકદ્દમો ચોકસી માટે મોકલવાને બદલે પોતાનીજ મેળે તે ચોકસી પુરી કરવાને, અને તોહોમતવાળા શખસને, પ્રસંગ પ્રમાણે, હાઇકોરટની અથવા સેશનકોરટના આગળ ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને અથવા તેને જામીન ઉપર છોડવાને મુખત્યાર છે,

(૨) આ કલમ પ્રમાણે કોઇ ચોકસી કરવાનાં કારણસારૂ, તે દિવાની અથવા મુલકી કોરટ ૪૪૩ મી કલમ માંહેના ઠરાવોને અનુસરીને માજીસ્ત્રેટના સઘળા અખત્યાર ચલાવવાને મુખત્યાર છે; અને એવી ચોકસીમાંનું તે કોરટનું કામ, બની શકે તેટલે સુધી, ૧૮ મા બાબના ઠરાવો પ્રમાણે ચલાવવું, અને તે કામ કોઇ માજીસ્ત્રેટે ચલાવ્યું હતું એમ સમજવું.

૪૭૯. જ્યારે કોઇ દિવાની અથવા મુલકી કોરટ એ પ્રમાણે કોઇપણ મુકદ્દમો કમિટ કરે, ત્યારે તે કોરટે તોહોમતનામું તથા મુકદમો કમિટ કરવા બાબતનો હુકમ તથા તે મુકદ્દમાનું દફતર પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની અથવા જીલ્લા માજીસ્ત્રેટની અથવા ઇનસાફ સારૂ કમિટ કરવાનો અધિકાર બીજા જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલી દેવું; અને એવા માજીસ્ત્રેટે તે મુકદ્દમો તથા ફરિયાદી તરફનો અને તોહોમતવાળા તરફના શાહેદોને પ્રસંગ પ્રમાણે, હાઇકોરટની અથવા સેશન કોરટની આગળ આણવો.

૪૮૦. (૧) જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૫ મી, ૧૭૮ મી, ૧૭૯, મી, ૧૮૦ મી, અથવા ૨૨૮ મી કલમમાં વરણવેલો કોઇપણ ગુન્હો કોઇપણ દિવાની, ફોજદારી અથવા મુલકી કોરટના દેખતાં અથવા તેની સમક્ષ કરવામાં આવે, ત્યારે તે કોરટ તે ગુન્હેગારને પેહેરામાં અટકાવી રાખવાને મુખત્યાર છે, પછી તે ગુન્હેગાર યુરોપીયન બ્રિટિશ રઇયત હોય કે નહિ હોય તોપણ; અને તેજ દિવસે તે કોરટ ઉઠે તેની પેહેલાં કોઈપણ વખતે, પોતાને દુરસ્ત લાગે તો, તે કોરટ તે ગુન્હો સાંભળવાને અને ગુન્હેગારને ઘણામાં ઘણા બસે રૂપિયા સુધી દંડની અને, દંડ ન આપે તો એક મહિના સુધીની મુદતની આસાન કેદની શિક્ષા કરવાને મુખત્યાર છે. પણ જો સદરહુ દંડ તે મુદત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તેને તરત છોડી દેવો.

(૨) ૪૪૩ મી અથવા ૪૪૪ મી કલમ માંહેનો કોઈપણ ઠરાવ આ કલમ પ્રમાણે ચલાવેલાં કામને લાગુ પડે છે એમ સમજવું નહિ.

૪૮૧. (૧) સદરહુ પ્રકારના દરેક મુકદમોમાં, તે ગુન્હો જે હકીકતનો બનેલો હોય તે હકીકત, તથા ગુન્હેગારે કાંઈ મજકુર જાહેર કર્યો હોય તો તે મજકુર, તેમજ ઠરાવ તથા શિક્ષાનો હુકમ તે કોરટે દફતરમાં દાખલ કરવાં.

(૨) જો તે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૮ મી કલમ પ્રમાણે હોય, તો જે કોરટને હરકત કરી હોય અથવા જે કોરટની બેઅદબી કરી હોય, તે કોરટ જે ઇનસાફી મુકદમો ચલાવવાને બેઠી હતી તે ઇનસાફી મુકદમાનો પ્રકાર તથા તે કેટલે સુધી ચાલ્યો હતો તે, અને જે હરકત અથવા બેઅદબી કરી હોય, તેનો પ્રકાર દફતરમાં બતાવવો.

૪૮૨. (૧) જો તે કોરટને કોઇપણ કામમાં એમ લાગે કે ૪૮૦ મી કલમમાં કહેલા ગુન્હાઓમાંનો કોઈપણ ગુન્હો પોતાના દેખતાં અથવા પોતાની સમક્ષ કર્યાનું તોહોમત જે શખસની ઉપર આવ્યું હોય તે શખસને દંડ ન આપેથી કેદની શિક્ષા કરવામાં આવે તે શિવાય બીજી રીતની કેદની શિક્ષા કરવી જોઇયે, અથવા તેને બસેં રૂપિયા કરતાં વધતો દંડ કરવો જોઇયે, અથવા બીજા કોઇપણ કારણને લીધે તે કોરટનો મત એમ હોય કે તે મુકદમાનો નિકાલ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવો નહિ જોઇયે, તો તે ગુન્હો આ કાયદામાં પાછળ ઠરાવ્યા પ્રમાણે જે હકીકતનો બનેલો હોય તે હકીકત તથા તોહોમતવાળાનો મજકુર દફતરમાં દાખલ કર્યા પછી સદરહુ કોરટ, તે મુકદમાનો ઇનસાફ કરવાની હકુમત જે માજીસ્ટ્રેટને હોય તે માજીસ્ટ્રેટની પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે, અને તે તોહોમતવાળા શખસને સદરહુ માજીસ્ટ્રેટની આગળ હાજર થવા બાબત તારણ આપવાનું ફરમાવવાને મુખત્યાર છે, અથવા પુરતુ તારણ આપવામાં ન આવે તો, તે કોરટે સદરહુ શખસને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ટ્રેટની પાસે મોકલવો.

(૨) જે માજીસ્ટ્રેટની પાસે આ કલમ પ્રમાણે કોઇપણ મુકદમો મોકલવામાં આવે તે માજીસ્ટ્રેટે તોહોમતવાળા શખસની ઉપર થયલી ફરિયાદ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે સાંભળવા માંડવી.

૪૮૩. સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવા બાબતના આકટ પ્રમાણે નિમેલો હરકોઇ રજીસ્ટ્રાર અથવા હરકોઇ સબરજીસ્ટ્રાર, સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના અરથ પ્રમાણે દિવાની કોરટ છે એમ સમજવું.

૪૮૪. કોઇ શખસને કાયદા મુજબ કાંઇ વસ્તુ કરવાનું ફરમાવ્યું હોય તે કરવાની તેણે ના કહી હોય અથવા કસુર કરી હોય તેને સારૂ અથવા તે શખસે જાણી જોઇને બેઅદબી અથવા હરકત કરી હોય તેને સારૂ કોઇ કોરટે ૪૮૦ મી કલમ પ્રમાણે તેને શિક્ષા કરવાનો ઠરાવ કર્યો હોય, ત્યારે તે ગુન્હેગાર સદરહુ કોરટના હુકમને અથવા ફરમાનને તાબે થાય, અથવા તે કોરટ સંતોષ પામે તે રીતે તે માફ માગે એટલે તે કોરટ પોતાની મરજી મુજબ તેને છોડી દેવાને અથવા શિક્ષા માફ કરવાને મુખત્યાર છે.

૪૮૫. જો કોઇ ફોજદારી કોરટમાં એકાદો દસ્તાવેજ અથવા વસ્તુ હાજર કરવા સારૂ બોલાવેલા કોઇપણ સાહેદને અથવા શખસને જે સવાલો પુછવામાં આવે તે સવાલોના જવાબ દેવાની અથવા તે શખસના કબજા માંહેનો અથવા અખત્યાર માંહેનો જે દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાનું તે કોરટ તેને

ફરમાવે તે દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાની તે સખસ ના કહે, અને એ પ્રમાણે ના કેહેવાનું કોઈ પણ વાજબી કારણ તે શખસ ન બતાવે, તો સદરહુ કોરટ ઘણામાં ઘણા સાત દિવસ સુધીની ગમે તે મુદત સુધી તે શાહેદને આસન કેદની શિક્ષાનો હુકમ કરવાને, અથવા પ્રમુખ માજીસ્ત્રેટની અથવા જડજની સહીનું વારંટ કાહાડીને કોરટના કોઇ અમલદારને હવાલે કરવાને મુખત્યાર છે; અને તેમ કરવાનાં કારણો તે કોરટે દફતરમાં લખવાં; પણ જો દરમયાનમાં સદરહુ સખસ જબાની આપવાને તથા જવાબ દેવાને અથવા સદરહુ દસ્તાવેજ અથવા વસ્તુ રજુ કરવાને કબુલ થાય. તો તેમ કરવું નહીં, જો તે ઉપર મુજબ ના કહ્યા કરે, તો ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના ઠરાવો પ્રમાણે તેની તજવીજ કરવાનો અધિકાર છે, અને રાયલ ચારટરથી સ્થાપેલી કોઇ કોરટની બાબતમાં તે શાહેદે તિરસ્કારનો ગુન્હો કર્યો છે એમ સમજવું.

**૪૮૬.** (૧) જે કોઈ પણ શખસને ૪૮૦ મી અથવા ૪૮૫ મી કલમ પ્રમાણે કોઇપણ કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય તે સખસ આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં તે કોરટમાં કરેલા હુકમનામા અથવા હુકમો ઉપર અપીલો સાધારણ રીતે જે કોરટને થઇ શકતી હોય તે કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

(૨) ૩૧ મા બાબના ઠરાવો જેટલે સુધી લાગુ પડી શકતા હોય તેટલે સુધી આ કલમ પ્રમાણે કરેલી અપીલોને લાગુ પડશે, અને જે ઠરાવ ઉપર અથવા જે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવામાં આવી હોય તે ઠરાવમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અથવા તે શિક્ષા ઓછી કરવાનો અપીલ કોરટને અધિકાર છે.

(૩) ઇલાકા શેહેરમાંની કોઇ સ્માલકાઝ કોરટે એ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય તે ઉપર અપીલ હાઇકોરટમાં ચાલશે, અને

બીજી કોઇ સ્માલકાઝ કોરટે એ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય તે ઉપર અપીલ જે સેશન તુકડી માંહે સદરહુ કોરટ આવેલી હોય તે સેશનતુકડીની સેશન કોરટમાં ચાલશે,

(૪) ઉપર કહ્યા મુજબ નિમેલા રજીસ્ટાર અથવા સબરજીસ્ટાર જેવા કોઇ પણ અમલદારે એ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ કર્યો હોય, અને સદરહુ અમલદાર કોઈ દિવાની કોરટનો જડજ પણ હોય, ત્યારે જો સદરહુ ઠરાવ તે અમલદારે સદરહુ પ્રકારના જડજ તરીકે પોતાના હોદ્દાની રૂએ કરેલું હુકમનામું હોય તો આ કલમના પાછલા ભાગ પ્રમાણે, જે કોરટને અપીલ કરવામાં આવે તે કોરટને સદરહુ ઠરાવ ઉપર અપીલ કરવાનો અધિકાર છે, અને બીજાં કામોમાં જીલ્લા જડજને અથવા ઇલાકાના શાહેરોમાં હાઇકોરટને તે અપીલ કરવાનો અધિકાર છે.

**૪૮૭.** (૧) ૪૭૭ મી, ૪૮૦ મી અને ૪૮૫ મી કલમમાં ઠરાવ્યુ છે, તે શિવાય બીજી રીતે કોઇ હાઇકોરટના જડજ શિવાય, તથા રંગુનના રિકોર્ડર શિવાય, બીજા કોઇ ફોજદારી કોરટના જડજે અથવા માજીસ્ત્રેટે ૧૯૫ મી કલમમાં કહેલો કોઇ પણ ગુન્હો તેની આગળ અથવા તેના અધિકારનો તિરસ્કાર થાય એવી રીતે કરવામાં આવે અથવા કોઇ ઇનસાફી મુકદ્દમો ચાલતો હોય ત્યારે સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટ તરીકે તેની નજર હેઠળ આણવામાં આવે ત્યારે તેણે તે ગુન્હા બાબત કોઇપણ શખસનો ઇનસાફ કરવો નહિ.

(૨) ૪૭૬ મી અથવા ૪૮૨ મી કલમ માંહેના કોઇપણ ઠરાવ ઉપરથી એમ સમજવું નહિ કે સેશન કોરટમાં અથવા હાઇકારટમાં કમિટ કરવાનો અધિકાર જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટને પોતાને કોઇપણ મુકદ્દમો સદરહુ કોરટમાં કમિટ કરવાની મનાઈ છે.

---

## બાબ ૩૬ મો.

## ઓરતોનાં તથા બાળકોનાં ગુજરાન બાબત.

**૪૮૮.** (૧) જો કોઇ શખસની પુરતી દ્રવ્યશક્તિ હોય, અને તે પોતાની ઓરતનું અથવા પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત હોય એવાં કોઇ ઔરસ અથવા અનૌરસ છોકરાનું ગુજરાન

ચલાવવાની ગફલત કરે અથવા ના કેહે તો, એ પ્રમાણે ગફલત કર્યાનું અથવા ના કહ્યાનું પુરવાર થએથી, જીલ્લા માજીસ્ટ્રેટ, કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, કોઇ પેટા તુકડી માજીસ્ટ્રેટ અથવા કોઇ પેહેલા વરગનો માજીસ્ટ્રેટ તે શખસની ઓરતનાં અથવા સદરહુ પ્રકારનાં બાળકનાં ગુજરાનને માટે દર મહિને એકંદર પચાસ રૂપિયાથી વધારે નહિ હોય એવું જે લવાજમ સદરહુ માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તે લવાજમ કાહાડીને તે માજીસ્ટ્રેટ વખતે વખતે ફરમાવે તેવા શખસને આપવાનો હુકમ સદરહુ શખસની ઉપર કરવાને મુખત્યારછે.

(૨) સદરહુ લવાજમ હુકમની તારીખથી અથવા તેવો હુકમ કરવામાં આવે તો પોષણ સારૂ કરેલી ફરીયાદની તારીખથી આપવું પડશે.

(૩) જે શખસને એ પ્રમાણે હુકમ કર્યો હોય તે શખસ તે હુકમ માનવાની જાણી જોઇને ગફલત કરે, તો સદરહુ પ્રકારનો કોઇપણ માજીસ્ટ્રેટ, તે હુકમ જેટલી વાર તોડવામાં આવે તેટલી વાર, લેહણી રકમ, દંડ વસુલ કરવા માટે જે રીત આ કાયદામાં પાછળ ઠરાવી છે તે રીત પ્રમાણે, વસુલ કરવા માટે વારંટ કાહાડવાને મુખત્યાર છે, અને તે વારંટ બજાવ્યા પછી બાકી રહેલા દરેક મહિનાના સઘળી લવાજમ બદલ અથવા તેના કોઇપણ ભાગ બદલ એક મહિનાની મુદત અથવા લવાજમની રકમ વહેલી ભરવામાં આવે તો તે ભરવામાં આવે ત્યાં સુધી, સદરહુ શખસને કેદની શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે જો તે શખસ એમ કહે કે મહારી ઓરત મહારી સાથે રહેતો તેનું ગુજરાન ચલાવવાને હું તઇયાર છું, અને તેની ઓરત તેની સાથે રેહેવાની ના કેહે, તો એ પ્રમાણે ના કેહેવાનાં જે કાંઇ કારણો તે ઓરત જણાવે તે કારણો ધ્યાનમાં લેવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે, અને આ કલમ પ્રમાણે હુકમ કરવાનું યોગ્ય કારણ છે એવી તે માજીસ્ટ્રેટની ખાત્રી થાય તો, તે શખસ ઉપર કહ્યા પ્રમાણે ગુજરાન કરવાનું કહેતો હોય તોપણ, તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે.

(૪) જો કોઇ ઓરત છિનાળું કરતી હશે, અથવા કાંઇ પુરતાં કારણ વિના પોતાના ધણીની સાથે રેહેવાની ના કેહશે, અથવા તેઓ બેઉ માંહોમાંહે સમજુતી કરીને જુદાં રેહેતાં હશે, તો તે ઓરતને આ કલમ પ્રમાણે તેના ધણી પાસેથી કાંઇ લવાજમ મળવાને હક થશે નહી,

(૫) જે ઓરતના લાભમાં આ કલમ પ્રમાણે હુકમ કર્યો હોય તે ઓરત છિનાળું કરે છે અથવા પુરતાં કારણ વિના પોતાના ધણીની સાથે રેહેવાની ના કહે છે અથવા તેઓ બેઉ સમજુતી કરીને જુદાં રહેછે એવી સાબિતી થયેથી તે માજીસ્ટ્રેટે તે હુકમ રદ કરવો.

(૬) આ બાબ પ્રમાણે સઘળો પુરાવો, પ્રસંગ પ્રમાણે, ધણીની અથવા બાપની, સમક્ષ લેવો, અથવા, તેને જાતે હાજર થવાનું માફ કર્યું હોય ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો, અને સમનના મુકદ્દમાઓની બાબતમાં ઠરાવેલી રીતે તે દફતરમાં દાખલ કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે, માજીસ્ટ્રેટની ખાત્રી થાય કે તે શખસ જાણીજોઇને બજાવણી કરવાનું ટાળે છે અથવા કોરટમાં હાજર થવાની જાણીજોઇને ગફલત કરે છે, તો તે માજીસ્ટ્રેટ તે કામ એકતરફી સાંભળી લઇને તેનો નિકાલ કરવાનું કામ શરૂ કરવાને મુખત્યાર છે. આ પ્રમાણે કરેલા કોઇપણ હુકમની તારીખથી ત્રણ મહિનામાં અરજી કરીને સારૂં કારણ બતાવવામાં આવે તો, તે હુકમ રદ કરવાનો અધિકાર છે.

(૭) તોહોમતવાળો પોતાને સાક્ષીમાં બોલાવવાને મુખત્યાર છે, અને આવે પ્રસંગે તેને સાહેદ તરીકે તપાસવો જોઇએ.

(૮) આ કલમ મુજબ અરજીઓની વ્યવસ્થા કરતી વખતે કોરટને ખરચ સંબંધી વાજબી હોય એવો હુકમ કરવાનો અધિકાર છે એમ સમજવું.

(૯) તોહોમતવાળો જે જીલ્લામાં રહેતો હોય અથવા હોય, અથવા જે કોઇપણ જીલ્લામાં તે, પ્રસંગ પ્રમાણે, પોતાની ઓરત સાથે અથવા અનૌરસ બાળકની મા સાથે છેલ્લો રહ્યો હોય તે જીલ્લામાં તેના ઉપર કામ ચલાવવું,

**ટીકા**—આ બાબનો મતલબ ધણી ધણીઆણીનો લગ્ન સંબંધ જારી હોય તે વખતને માટે છે, તે જ્યારે લગ્ન સંબંધ બંધ પડે છે ત્યારે ભરણ પોષણ બાબત કરેલો હુકમ પણ બંધ પડે છે. જે છોકરો બેહરો ને બોબડો છે ને જે ગુજરાન ચલાવવાને અશક્ત છે તે જો કે ઉમરે પુગ્યો હોય તોપણ ભરણ પોષણ માગવાને હકદાર છે (ઠોંડની

અરજી બાબત ૫ નો. વે પ્રો. ૨૬૭) ઔરસ અથવા અન ઔરસ અન ઔરસ છોકરાની મા બીજાની સ્ત્રી છે એટલા પરથી ફરીયાદ કાઢી ન શકાય (કનાકા મદ્રા. કો. રી. ૧૨-૧૦-૮૬) પરણેલી સ્ત્રી તેના અનઔરસ છોકરા માટે ગુજરાનનો દાવો કરી શકે એટલા બોહળા આ કલમના શબ્દો છે (રેજીસ્ટ્રી ઇ. લો. રી. ૧૮ મુ. ૪૬૮) પણ જો તેમની મા છીનાળ હોય અને તેની મા તેના બાપની વગર રજા લઇ ગઇ હોય ને છોકરા તેની મા સાથે રહેવા ખુશી હોયતો હુકમ ન કરી શકાય. ( વેનકઠા સુબઇય ન મ. હા કો. પ્રો. ૧૦-૯-૮૬) ધણીએ પોતાની સ્ત્રીની ખોરાકી તરીકે દર માસે અમુક રકમ આપવી. એવો માજીસ્ટ્રેટે હુકમ કરેલો તે હુકમ હાઇ કોર્ટે એવા કારણથી રદ કરયો કે—સ્ત્રી જે તેણીના બાપના ઘરમાં રહેતી હતી તેણીનુ ગુજરાન કરવાને માટે ધણીને પુછવામાં નહી આવેલ ને બાપે પૈસા લીધા શીવાય તેણીને ધણીને ત્યાં મોકલવાની ના પાડેલી એવું સાબિત થવાથી રદ કર્યો. ( મુસામત સોમરી વી. જીટન સોનાર ૨૨ વિ. રી ૩૦ ) ધણી પોતાની ઓરતનુ ગુજરાન કરવામા ગફલત કરે અથવા ના કહે અને તે વાત પુરવાર કરવામાં આવે ને ધણી સાથે રેહેતો ગુજરાન કરવાની હા પાડે ને સ્ત્રી સાથે રેહવાની ના પાડે તો માજીસ્ટ્રેટ, ધણી નિરદય પણાથી વર્તે છે એવા સબબથી ગુજરાન આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે. પણ ધણીએ ભરણ પોષણ આપવાને ના પાડી ના હોય અથવા ગફલત કરી ના હોય પણ પોતાની ખુશીથી ધણીના ઘરનો આશ્રય છોડીને નિરદયપણે વર્તે છે એવુ કારણ બતાવી જુદી ભરણ પોષણ માટે અરજી કરે તેની અરજી સાંભળવાને અને નિરદયતાના પુરાવાપરથી લવાજમ આપવાનો અધીકાર નથી (થોગ્રા સજા અરજી બાબત ૬ નો વે પ્રો ૨૦૫)

૪૮૯. ૪૮૮ મી કલમ પ્રમાણે માસિક લવાજમ જે કોઇ શખસને મળતું હોય તે શખસની, અથવા તેજ કલમ પ્રમાણે પોતાની ઓરતને અથવા બાળકને માસિક લવાજમ આપવાનો હુકમ જે શખસની ઉપર કર્યો હોય તે શખસની, હાલતમાં ફેરફાર થયો છે એવુ પુરવાર થયેથી તે લવાજમમાં પોતાને યોગ્ય લાગે એવો ફેરફાર કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. માત્ર એટલુંજ કે જો તે સદરહુ લવાજમ વધારે તો એકંદર દરમહીનાની રકમ પચાસ રૂપિયાથી વધારે થવી નહિ જોઇએ.

૪૯૦ ગુજરાનનો હુકમ જે શખસના લાભમાં કર્યો હોય તે શખસને, અથવા તેનો કોઇ વાલી હોય તો તેને, અથવા જે શખસને તે લવાજમ આપવાનું હોય તેને, વગર ખરચે તે હુકમની એક નકલ આપવી; અને જે સખસની ઉપર તે હુકમ કર્યો હોય તે શખસ જે જગાએ હોય તે જગામાં કોઈપણ માજીસ્ટ્રેટની એવી ખાત્રી થાય કે હુકમના પક્ષકાર તેજ છે, અને જે લવાજમ દેવું થયું છે તે લવાજમ આપ્યુ નથી, તો સદરહુ હુકમ અમલમાં લાવવાનો અધિકાર સદરહુ માજીસ્ટ્રેટને છે.

---

## બાબ ૩૭ મો.

## હેબીયસકાર્પસના જેવા પ્રકારના હુકમ બાબત.

૪૯૧. (૧) કલકત્તા, મદ્રાસ તથા મુંબઈ માંહેની ઇનસાફની હાઇકોરટમાંની કોઇપણ હાઇકોરટને દુરસ્ત લાગે ત્યારે, તે હેઠળ લખ્યા મુજબ ફરમાવવાને મુખત્યાર છે—

(અ) પોતાની મામુલ અસલ દિવાની હદ માંહેના કોઇ શખસની કાયદા મુજબ તજવીજ થવા માટે તે શખસને પોતાની આગળ આણવો,

(બ) સદરહુ હદ માંહે સરકારી અથવા ખાનગી પેહેરામાં ગેરકાયદેસર અથવા ગેરવાજબી રીતે અટકાવી રાખેલા કોઇ શખસને છોડી દેવો;

(ક) સદરહુ હદમાંહે આવેલી કોઈપણ તુરંગમાં અટકાવી રાખેલા કોઈ કેદીને સદરહુ કોરટમાં જે કામ ચલુ હોય અથવા જે કામની ચોકસી કરવાની હોય તે કામમાં સાહેદ દાખલ તપાસવા માટે તેને તે કોરટની આગળ આણવો.

(ડ) ઉપર કહ્યા મુજબ અટકાવી રાખેલા કોઇ કેદીને કોઇ કોરટ માર્શીયલની આગળ અથવા ગવરનર જનરલ ઇન કાઉન્સિલ તરફથી કહાડેલા કોઇપણ કમિશનને આધારે કામ કરનારા કોઇપણ કમિશનરોની આગળ ઇનસાફ થવા સારૂ અથવા સદરહુ કોરટ માર્શિયલની અથવા કમિશનરોની આગળ જે બાબત ચાલુ હોય તે બાબત સંબંધી તેને તપાસવાસારૂ સદરહુ કોરટ માર્શિયલની અથવા કમિશનરોની આગળ આણવો.

(ઇ) સદરહુ હદ માંહેના કોઈ કેદીનો ઇનસાફ થવા સારૂ તેને એક પેહેરામાંથી ખસેડીને બીજા

પેહેરામાં લઇ જવા; અને

(ફ) પકડવાના હુકમ ઉપરથી શેરીફ શિપીકાર્પસનું *રિટર્ન મોકલે એટલે સદરહુ હદમાંહિના કોઇ પ્રતિવાદીને જાતે આણવો.

(૨) સદરહુ પ્રકારની દરેક હાઇકોરટ, આ કલમ મુજબની બાબતમાં કામ ચલાવવાનીરીત સંબંધી નિયમ કરવા સારૂ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે.

(૩) આ કલમ માંહેનો કોઇ પણ મજકુર બંગાળાના સન ૧૮૧૮ ના રાજકારણ વાસ્તે બંદીખાનામાં આવેલા માણસો બાબતના કાયદા પ્રમાણે અથવા મુંબઇના સન ૧૮૨૭ ના ૨૫ મા કાયદા પ્રમાણે અથવા સન ૧૮૫૦ના રાજકારણ વાસ્તે બંદીખાનામાં આવેલા માણસો બાબતના આકટ પ્રમાણે અટકાવી રાખેલા સખસોને લાગુ નથી.

---

## બાબ ૩૮ મો.

## પબ્લિક પ્રોસિક્યુટર બાબત ( એટલે સરકાર તરફથી ફરિયાદ પક્ષનું કામ ચલાવવા સારૂ ઠરાવેલા માણસ બાબત )

૪૯૨. (૧) સામાન્ય રીતે અથવા ગમે તે મુકદમામાં અથવા ગમે તે નિર્દીષ્ટ કરેલા વરગના મુકદમાઓ સારૂ કોઇપણ સ્થાનિક ક્ષેત્રમાં એક અથવા વધારે અમલદારો ( જેમને પબ્લિક પ્રાસિક્યુટરો કહેવા તેમને ) નિમવાને ગવરનર જનરલ ઇનકાઉન્સિલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે.

(૨) સેશન કોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરેલા કોઇપણ મુકદમામાં પબ્લિક પ્રાસિક્યુટર ગેરહાજર હોય, અથવા કોઇપણ પબ્લિક પ્રાસિક્યુટર નિમ્યોજ ન હોય, ત્યારે બીજો જે શખસ આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ સુપરિટેન્ડન્ટથી ઉતરતા દરજ્જાનો પોલીસ અમલદાર ન હોય તે શખસને તે મુકદમાના કારણ સારૂ પબ્લિક પ્રાસિક્યુટર નિમવાને જીલ્લા માજીસ્ત્રેટ, અથવા જીલ્લા માજીસ્ત્રેટના નિબંધ હેઠળ રહીને પેટાતુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૪૯૩. પબ્લિક પ્રોસીક્યુટરને સોંપેલા હરકોઇ મુકદમાની ચોકસીનું,ઇનસાફનું અથવા અપીલનુ કામ જે કોઈપણ કોરટમાં ચાલુ હોય તે કોરટમાં તેને લખેલા કોઇપણ મુખત્યારનામાં વગર હાજર થઇને બોલવાનો અખત્યાર છે; અને સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં કોઈપણ શખસની ઉપર કોઇપણ કોરટમાં ફરિયાદ ચલાવવા માટે કોઇપણ સખસ કોઇ પ્લીડરને નીમે, તો ફરિયાદનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે ચલાવવું, અને જે પ્લીડરને એ પ્રમાણે નિમ્યો હોય તેણે તે મુકદમામાં તેના હુકમ પ્રમાણે ચાલવું.

૪૯૪. ગવરનર જનરલ ઇન કૌન્સિલે અથવા સ્થાનિક સરકારે નિમેલો કોઇ પણ પબ્લિક પ્રાસિક્યુટર જ્યુરીથી ઇનસાફ કરવાના મુકદમાઓમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતા પેહેલાં અને બીજા મુકદમાઓમાં ફેંસલો આપતા પેહેલાં કોરટની સંમતીથી કોઇપણ શખસની ઉપર ફરિયાદનું કામ ચલાવવાનું છોડી દેવાને મુખત્યાર છે; અને આ પ્રમાણે કામ ચલાવવાનું છોડી દેવામાં આવેથી,—

(અ) જો તોહોમતનામું તઇયાર કરતાં પેહેલાં એ પ્રમાણે કામ ચલાવવાનું છોડી દેવામાં આવે તો તોહમતવાલાને છોડી મુકવો.

(બ) જો તોહોમતનામું તઇયાર કર્યા પછી એ પ્રમાણે કામ ચલાવવાનું છોડી દેવામાં આવે તો અથવા આ કાયદા પ્રમાણે તોહમતનામાની જરૂર ન હોય ત્યારે, તોહમતવાળા ઉપર ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરવો.

૪૯૫. (૧) કોઇપણ મુકદમાની ચોકસી અથવા ઇનસાફનું કામ કરનાર કોઇપણ માજીસ્ત્રેટ ગવરનર જનરલ ઇન કૌન્સિલની પ્રથમ મંજુરી લઇને સ્થાનિક સરકાર જે દરજ્જો ઠરાવે તેથી ઉતરતા દરજ્જાના પોલીશ અમલદાર શિવાય બીજા કોઇપણ શખસને ફરિયાદ પક્ષનું કામ ચલાવવાને પરવાનગી આપવાને મુખત્યાર છે; પણ આડવોકેટ જનરલ, સ્ટાંડીંગ કૌન્સેલ, સરકારી સોલિસિટર, પબ્લિક પ્રાસિક્યુટર અ-

---

* જેને પકડેલો હોય તેને કબજામાં લીધો છે. એવું પત્રક.

થવા બીજા જે અમલદારને સ્થાનિક સરકારે આ બાબત સામાન્ય રીતે અથવા વિશેષે કરીને અધિકાર આપેલો હશે તે અમલદાર શિવાય બીજા કોઇપણ શખસને સદરહુ પરવાનગી વગર એ પ્રમાણે કામ ચલાવવાનો હક નથી.

(૨) આવા કોઇપણ અમલદારને, ફરિયાદનું કામ છોડી દેવા બાબત ૪૯૪ મી કલમમાં જે અધિકાર ઠરાવ્યો છે તેવો અધિકાર છે, અને તે કલમના ઠરાવો એવા અમલદારે કામ ચલાવવાનું છોડી દીધું હોય તેને લાગુ પડશે.

(૩) ફરિયાદ પક્ષનું કામ ચલાવનાર કોઇપણ સખસ પોતાની જાતે અથવા કોઈ પ્લીડરની મારફતે એમ કરવાનો મુખત્યાર છે.

(૪) જે ગુન્હાને સારૂ તોહમતવાળા ઉપર ફરિયાદ ચાલતી હોય તે ગુન્હા વિશેની તપાસમાં કંઇ પણ ભાગ લીધો હોય તેવા પોલીસ અમલદારને ફરિયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી આપવામાં આવશે નહિ.

---

## બાબ ૩૯ મો.

## જામીન બાબત.

૪૯૬. જામીન નહિ લઇ શકાય એવા કોઇ ગુન્હાનું તોહેમત જે સખસ ઉપર આવ્યું હોય તે શિવાય બીજા કોઇપણ સખસને જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઇ કોરટની આગળ તે સખસ હાજર થાય અથવા તેને આણવામાં આવે, અને તે સખસ સદરહુ અમલદારના પહેરામાં હોય ત્યારે અથવા સદરહુ કોરટની આગળ કામ ચાલતું હોય ત્યારે કોઈપણ વખતે જામીન આપવાને તઇયાર હોય, ત્યારે તેને જામીન ઉપર છોડવો; પણ એવું ઠરાવ્યું છે કે જો સદરહુ અમલદારને અથવા કોરટને દુરસ્ત લાગે, તો તે સદરહુ સખસ પાસેથી જામીન લેવાને બદલે તે શખસ હાજર થવા બાબત આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે વગર જામીને એક ખત કરી આપે એટલે તેને છોડી દેવાને મુખત્યાર છે.

૪૯૭. (૧) જામીન નહી લઇ શકાય એવા કોઇપણ ગુન્હાનું તોહેમત જે સખસની ઉપર આવ્યું હોય તે શખસને જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઇ કોરટની આગળ તે સખસ હાજર થાય અથવા તેને આણવામાં આવે, ત્યારે તેને જામીન ઉપર છોડવાનો અધિકાર છે, પણ જે ગુન્હાનુ તોહેમત તે સખસની ઉપર મુકયુ હોય તે ગુન્હો તેણે કર્યો છે એમ માનવાના વાજબી સબબ જણાય તો તેને એ પ્રમાણે છોડવો નહિ.

(૨) જો પ્રસંગ પ્રમાણે, તપાસ, ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય ત્યારે કોઇપણ વખતે સદરહુ અમલદારને અથવા કોરટને એમ જણાય કે તોહેમતવાળાએ સદરહુ ગુન્હો કર્યો હોય એમ માનવાના વાજબી સબબ નથી, પણ તેના તકસીર બાબત વધારે ચોકસી કરવાનાં પુરતાં સબબ છે, તો સદરહુ ચોકસી થતાં સુધી તોહેમતવાળાને જામીન ઉપર છોડવો. અથવા સદરહુ અમલદારની અથવા કોરટની નજરમાં આવે તો, આ કાયદામાં આગળ ઠરાવ્યા પ્રમાણે તોહેમતવાળો હાજર થવા માટે વગર જામીને ખત લખી આપે તો તેને છોડવો.

(૩) આ કલમ પ્રમાણે જે સખસને છોડવામાં આવ્યો હોય તે સખસને, આ કાયદા પ્રમાણે ચાલતાં કોઇપણ કામમાં પછી કોઇપણ વખતે, પકડાવવાને અને તેને કેદમાં મોકલવાને હરકોઇ મુખત્યારછે.

૪૯૮. આ બાબ પ્રમાણે કરી આપવાના દરેક ખતની રકમ, મુકદમાની હકીકત તરફ યોગ્ય લક્ષ આપીને, મુકરર કરવી, અને તે અતિશય ભારે હોવી નહિ જોઇયે; અને કોઇ પણ મુકદમામાં કોઈ પણ શખસના જામીન લેવાનું અથવા કોઈ પોલીસ અમલદારે અથવા માજીસ્ત્રેટે માગેલા જામીનની રકમ ઓછી કરવાનું ફરમાવવાને હાઇ કોરટ અથવા સેશન કોરટ મુખત્યાર છે, પછી તે મુકદમામાં ગુન્હો સાબિત થવાના ઠરાવ ઉપરથી અપીલ ચાલતી હોય કે નહિ હોય તોપણ.

૪૯૯. (૧) કોઇપણ શખસને જામીન ઉપર અથવા તેના પોતાના ખત ઉપર છોડતા પેહેલાં જેટલી

રકમ, પ્રસંગ પ્રમાણે, પોલીસ અમલદારને અથવા કોરટને, પુરતી જણાય તેટલી રકમનું ખત સદરહુ શખસે કરી આપવું, અને તેને જામીન ઉપર છોડવામાં આવે ત્યારે એક અથવા વધારે પુરતા જામીનોએ સદરહુ ખત કરી આપવું, એવી સરતે કે ખતમાં જણાવેલે વખતે તથા જગાએ સદરહુ સખસ હાજર થશે, અને, પ્રસંગ પ્રમાણે, તે પોલીસ અમલદાર અથવા કોરટ જુદી રીતે ફરમાવે ત્યાં સુધી, તે તે પ્રમાણે હાજર થયા કરશે.

(૨) જો તેવી જરૂર હોય તો, વળી જામીન ઉપર છોડેલા સખસને હઇકોરટમાં, સેશનકોરટમાં અથવા બીજી કોરટમાં તોહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે હાજર થવાને તેને તે ખતથી બાંધી લેવો.

૫૦૦ (૧) તે ખત કરી આપવામાં આવે એટલે તુરત જે સખસે હાજર થવા બાબત તે ખત કરી આપ્યું હોય તે સખસને છોડી મુકવો; અને તે તુરંગમાં હોય, ત્યારે જે અમલદારના હવાલામાં તે તુરંગ હોય તે અમલદારની ઉપર તોહોમતવાળાના જામીન લેનારી કોરટે છોડી દેવાનો હુકમ મોકલવો, અને તે હુકમ પોહોંચેથી સદરહુ અમલદારે તેને છોડી મુકવો.

(૨) આ કલમમાંહેના અથવા ૪૯૬ મી અથવા ૪૯૭ મી કલમમાંહેના કોઇ પણ મજકુરથી એમ સમજવું નહિ કે જે બાબતના સંબંધમાં તે ખત કરી આપ્યું હોય તે શિવાય બીજી કોઈ બાબત સારૂ અટકાવી રાખવા લાયક કોઇ સખસને છોડવાની જરૂર છે.

૫૦૧. જો ભુલથી, દગાથી અથવા બીજી રીતે કાચા જામીન કબુલ કરવામાં આવ્યા હોય, અથવા પછવાડેથી તેઓ કાચાથાય, તો કોરટ પકડવાનું વારંટ કાહાડીને જામીન ઉપર છોડેલા શખસને પોતાની આગળ આણવાનું ફરમાવવાને અને પુરતા જામીન ખોળી આપવાને તેને હુકમ કરવાને, અને એ પ્રમાણે કરવામાં તે કસુર કરે તો તેને તુરંગમાં મોકલવાને કોરટ મુખત્યાર છે.

૫૦૨. (૧) જામીન ઉપર છોડેલા કોઇ શખસે હાજર રેહેવા બાબત તથા હાજર થવા બાબત જેઓ જામીન થયા હોય તે સઘળા અથવા હરકોઇ જામીન સદરહુ ખત તદન અથવા જેટલું પોતાની સાથે સંબંધ રાખતું હોય તેટલું રદ કરવાની અરજી કોઇપણ વખતે કોઇ માજીસ્ત્રેટને કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ અરજી કર્યા ઉપરથી તે માજીસ્ત્રેટે પોતાનું પકડવાનું વારંટ કાહાડીને એ પ્રમાણે છોડેલા સખસને પોતાની આગળ આણવાનું ફરમાવવું જોઇયે.

(૩) સદરહુ સખસ તે વારંટની રૂયે હાજર થાય અથવા તે પોતાની મેળે આવીને તાબે થાય એટલે તે માજીસ્ત્રેટે તે વખત તદન અથવા જેટલું અરજદારોની સાથે સંબંધ રાખતું હોય તેટલું રદ કરવાનું ફરમાવવું અને સદરહુ શખસને બીજા પુરતા જામીન ખોળી આપવાનું કહેવું, અને જો તે એ પ્રમાણે ન કરે, તો તેને પેહેરામાં મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

---

## બાબ ૪૦ મો.

## શાહેદોની જબાની લેવા સારૂ કમશનો બબત.

૫૦૩. (૧) આ કાયદા પ્રમાણે કોઈ ચોકસીનું, ઇનસાફનું અથવા બીજું કામ ચાલતું હોય તે દરમિયાનમાં કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને, જીલ્લા માજીસ્ત્રેટને, સેશન કોરટને અથવા હઇકોરટને એમ જણાય કે ઇનસાફનો હેતુ પાર પાડવા માટે કોઇ શાહેદની જબાની લેવાની જરૂર છે, અને ઘણી વાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પડયા વગર સદરહુ શાહેદને હાજર કરી શકાતો નથી, અને તેટલી બધી વાર લગાડવી, ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વાજબી નથી ત્યારે સદરહુ માજીસ્ત્રેટ અથવા કોરટ તે શાહેદ હાજર ન થાય તો ચાલે એવું ઠરાવવાને મુખત્યાર છે, અને જે જીલ્લા માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે સદરહુ શાહેદ રેહેતો હોય તે જીલ્લા માજીસ્ત્રેટની અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટની ઉપર સદરહુ શાહેદનો પુરાવો લેવા સારૂ કમિશન મોકલવાને મુખત્યાર છે.

(૨) જ્યારે તે શાહેદ હિંદુસ્તાનમાંના કોઇપણ રાજાના અથવા સરકારના મુલકોમાં રેહેતો હોય

અને તેમાં હિંદુસ્તાનની બ્રિટિશ સરકાર તરફનો અમલદાર હોય, ત્યારે કમિશન સદરહુ અમલદાર ઉપર મોકલવાનો અધિકાર છે.

(૩) જે માજીસ્ટ્રેટની અથવા અમલદારની ઉપર તે કમિશન મોકલવામાં આવે તે માજીસ્ટ્રેટે અથવા અમલદારે, અથવા જો તે જીલ્લા માજીસ્ટ્રેટ હોય તો તેણે, અથવા પેહેલા વર્ગના જે માજીસ્ટ્રેટને તે આ બાબત નિમે તે માજીસ્ટ્રેટે, જે જગાએ તે શાહેદ હોય ત્યાં જવું અથવા તે શાહેદને પોતાની આગળ સમન કરી બોલાવવો, અને આ કાયદા પ્રમાણે વારંટના મુકદમાઓનો ઇનસાફ કરવા સારૂ જબાની લખી લેવાની જે રીત ઠરાવી છે તે રીતે જબાની લખી લેવી, અને સદરહુ પ્રકારના મુકદમાઓનો ઇનસાફ કરવા સારૂ જે અધિકાર આપેલા છે તે અધિકાર આ કારણ સારૂ ચલાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૪) સદરહુ કમિસન પેટાકલમ (૨) માં કહેલા પ્રકારના કોઇ અમલદાર ઉપર મોકલ્યું હોય ત્યારે, તે અમલદારને તે કમિશનની રૂયે જે અધિકાર તથા કામ હોય તે અધિકાર તથા કામ પોતાના હાથ હેઠળના જે અમલદારના અધિકાર બ્રિટિશ હિંદુસ્તાનમાંના પહેલા વર્ગના માજીસ્ટ્રેટના અધિકાર કરતાં ઓછા નહિ હોય તેને સોંપવાને તે અમલદાર મુખત્યાર છે.

૫૦૪. (૧) જો તે શાહેદ કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે હોય, તો કમિશન કહાડનારો માજીસ્ટ્રેટ અથવા કોરટ તે કમિશન સદરહુ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની ઉપર મોકલવાને મુખત્યાર છે, અને તે ઉપરથી તે પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ સદરહુ શાહેદ જાણે પોતાની આગળ કોઇ ચાલુ મુકદમામાં સાહેદ હોય એ પ્રમાણે તેને હાજર થવાની જરૂર પાડવાને અને તેની જબાની લેવાને મુખત્યાર છે.

(૨) આ કલમ માંહેના કોઇપણ મજકુરથી એમ સમજવું નહિ કે સન ૧૮૭૬ ના ગુલામોના ધંધા બાબતના આકટની ૩ જી કલમ પ્રમાણે કમિશનો કહાડવાનો હાઇકોરટને જે અધિકાર છે તેને બાધ થશે.

૫૦૫. કાયદાપ્રમાણે ચલાવેલા કોઇપણ કામમાં કમિશન કહાડ્યું હોય તે કામના પક્ષકારો, જે સવાલો તે કમિશન મોકલનારો માજીસ્ટ્રેટ અથવા કોરટ તકરારી બાબતને લગતા ધારે તેવા પોતપોતાના સવાલો લખીને મોકલવાને મુખત્યાર છે. અને જે માજીસ્ટ્રેટની અથવા અમલદારની ઉપર તે કમિશન મોકલવામાં આવે તે માજીસ્ટ્રેટે અથવા અમલદારે સદરહુ સવાલો ઉપર તે શાહેદની જબાની લેવી જોઇયે.
(૨) સદરહુ પ્રકારનો હરકોઇ પક્ષકાર તે માજીસ્ટ્રેટની અથવા અમલદારની આગળ પ્લીડરની મારફતે, અથવા જો તે પેહેરામાં ન હોય તો, જાતે હાજર થવાને મુખત્યાર છે, અને સદરહુ શાહેદની તપાસણી ઉલટ તપાસણી તથા ફરી તપાસણી ( જેમ હોય તેમ ) કરવાને મુખત્યાર છે.

૫૦૬ જયારે જયારે પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટે અથવા જીલ્લા માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇપણ માજીસ્ટ્રેટની આગળ આ કાયદા પ્રમાણે કાંઇ ચોકસી અથવા ઇનસાફ અથવા કોઇપણ બીજુ કામ ચાલે તે દરમિયાનમાં એમ જણાય કે ઇનસાફનો હેતુ પાર પાડવા માટે જેનો પુરાવો જરૂરનો છે એવા શાહેદની જબાની લેવા માટે એક કમિશન મોકલવું જોઇયે, અને ઘણીવાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પડયાવગર સદરહુ શાહેદને હાજર કરી શકાતો નથી અને તેટલી બધી વાર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વાજબી નથી, ત્યારે ત્યારે સદરહુ માજીસ્ટ્રેટે જીલ્લા માજીસ્ટ્રેટને અરજી કરવી, અને તેમાં તે અરજી કરવાનાં કારણ જણાવવાં; અને જીલ્લા માજીસ્ટ્રેટ આમાં પાછળ ઠરાવેલી રીતે કમિશન કાહાડવાને અથવા તે અરજી નાકબુલ કરવાને મુખત્યાર છે.

૫૦૭. (૧) ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમપ્રમાણે મોકલેલું કોઇપણ કમિશન યોગ્યરીતે બજાવી રહ્યા પછી, જે કોરટમાંથી તે મોકલ્યું હોય તે કોરટની ઉપર તે કમિશન અને તે ઉપરથી તપાસેલા શાહેદની જબાની, એ પાછાં મોકલવાં; અને તે કમિશન તથા તેનું રિટર્ન ( પરિણામની હકીકત ) તથા સદરહુ જબાની સઘળે યોગ્ય વખતે જોવાની તે પક્ષકારોને છુટ છે એમ સમજવું, અને સઘળા બાજબી અપવાદોને અનુસરીને તે કમિશન તથા તેનું રિટર્ન તથા તે જબાની એમાંના ગમે તે પક્ષકારને તે પુરાવામાં વાંચવાને અધિકાર છે, અને તે દફતરમાં દાખલ કરવી.

(૨) એવી રીતે લીધેલી કોઇપણ જબાની સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૩૩ મી

કલમમાં ઠરાવેલી શરતો બરહુકમ હોય તો તે જબાની બીજી કોઇપણ કોરટમાં તે મુકદમામાં પાછલી વખતે દાખલ કરવાનો પણ અધિકાર છે.

૫૦૮. જે જે મુકદમામાં ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમપ્રમાણે કમિશન મોકલવામાં આવે તે તે મુકદમામાં તે કમિશન બજાવવા તથા રિટર્ન મોકલવા માટે જેટલો વખત બાજબી રીતે જોઇયે તેટલા અમુક વખત સુધી ચોકસી અથવા ઇનસાફ અથવા બીજું કામ મુલતવી રાખવાનો અધિકાર છે.

---

## બાબ ૪૧ મો.

## પુરાવા બાબત વિશેષ નિયમો.

૫૦૯. (૧) કોઇ સિવિલ સરજન અથવા વૈદ્યકીય શાહેદની જે જબાની કોઇ માજીસ્ટ્રેટે તોહોમતવાળાની સમક્ષ લઇને તે ઉપર સહી કરી હોય અથવા જે ૪૦ મા બાબની રૂએ કમિશનથી લીધી હોય તે જબાની આ કાયદા પ્રમાણે કોઇપણ ચોકસી, ઇનસાફ અથવા બીજા કામમાં પુરાવામાં આપવાનો અધિકાર છે, પછી તે જબાની આપનારને શાહેદ દાખલ બોલાવ્યો ન હોય તોપણ હરકત નથી.

(૨) જો કોરટને દુરસ્ત લાગે તો તે સદરહુ જબાની આપનારને સમન કરીને તેની જબાનીના વિષય બાબત તેને તપાસવાને મુખત્યાર છે.

૫૧૦. આ કાયદાપ્રમાણે કોઇ પણ કામ ચાલતું હોય તે દરમિયાનમાં. કાંઇ પદાર્થ અથવા વસ્તુની પરિક્ષા અથવા પૃથક્કરણ કરીને તે બાબત રિપોર્ટ કરવાનું કામ સરકારના કોઇ કેમિકલ એકઝામિનર (રસાયન પરિક્ષક ) ને અથવા આસિસ્ટંટ કેમિકલ એકઝામિનરને બરાબર રીતે મોકલ્યું હોય તે બાબત તેની સહીવાળા રિપોર્ટ તરીકે જે દસ્તાવેજ હોય તે દસ્તાવેજ આ કાયદાપ્રમાણે કોઇપણ ચોકસી, ઇનસાફ અથવા બીજા કામમાં પુરાવા દાખલ વાપરવાનો અધિકાર છે.

૫૧૧. આ કાયદાપ્રમાણે કોઇપણ ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચાલે તેમાં અગાઉ ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ કોઇ પણ વિદ્યમાનકાળે ચાલુ કાયદામાં ઠરાવેલી બીજી કોઇપણ રીત ઉપરાંત હેઠળ લખેલી રીતે સાબિત કરવાનો અધિકાર છે, એટલે—

(અ) જે કોરટમાં સદરહુ ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ થયો હોય તે કોરટનાં દફતર જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે જે ઇન્તેખાબ બાબત પોતાની સહી કરીને દાખલો આપ્યો હોય કે એ ઇન્તેખાબ શિક્ષાના હુકમની અથવા બીજા હુકમની નકલ છે તે ઇન્તેખાબથી; અથવા

(બ) ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તો; જે તુરંગમાં શિક્ષા અથવા તેનો કોઇપણ ભાગ અમલમાં આણ્યો હતો તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારની સહીવાળા દાખલાથી અથવા કેદ કરવાનાં જે વારંટ પ્રમાણે શિક્ષા ભોગવવામાં આવી હતી તે વારંટ રજુ કર્યાથી; અને આમાંના દરેક પ્રસંગે, જે શખસની ઉપર સદરહુ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ થયો હોય તે સખસ આજ તોહોમતવાળો સખસ છે એવો પુરાવો આપ્યાથી.

૫૧૨. (૧) જો એવું સાબિત થાય કે કોઇ તોહોમતવાળો સખસ નાસી ગયો છે, અને તેને પકડવાની તુરત કાંઇ આશા નથી, તો જે ગુન્હાની ફરિયાદ થઇ હોય તે ગુન્હા માટે સદરહુ સખસનો ઇનસાફ કરવા માટે કમિટ કરવાને જે કોરટ લાયક હોય તે કોરટ તે સખસની ગેરહાજરીમાં, ફરિયાદી પક્ષ તરફથી શાહેદો રજુ કર્યા હોય તો તેઓની જબાની લેવાને અને તે જબાનીઓ દફતરમાં લખી લેવાને મુખત્યાર છે. સદરહુ સખસને પકડવામાં આવે એટલે, જો તે જબાની આપનાર મરણ પામ્યો હોય અથવા શાહેદી આપવાને અશક્ત હોય અથવા ઘણીવાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયાવગર અથવા ઘણી અડચણ પડ્યા વગર તેને હાજર કરી શકાતો નહિ હોય અને તેટલી બધી વાર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી બાજબી થતી નહિ હોય તો, જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હાબાબત તોહોમતવાળાની ચોકસી અથવા ઇનસાફ થાય, તે તે વખતે સદરહુ જબાની તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અખ્તીઆર છે.

(૨) એવું માલમ પડે કે મોતની અથવા દેશનીકાલની સજા કરવા લાયક ગુન્હો કોઇ શખસ, અથવા

શખસોએ કર્યો છે અને તેઓ માલમ પડયા નથી, ત્યારે હાઇકોર્ટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે પહેલા વર્ગના કોઈ માજીસ્ટ્રેટે ચોકસી કરવી, અને તે ગુન્હાબાબત પુરાવો આપી શકે એવા શાહેદોને તપાસવા. જો જુબાની આપનાર સખસ મરણ પામ્યો હોય અથવા પુરાવો આપવાને અશકત હોય અથવા બ્રિટિશ હિંદુસ્તાનની હદની પેલીગમ હોય, તો સદરહુ પ્રમાણે લીધેલી જુબાની. પછીથી તે ગુન્હા સારૂ જેના ઉપર તોહોમત આણવામાં આવે તે શખસની વિરૂદ્ધ પુરાવામાં આપી શકાશે.

---

## બાબ ૪૨ મો.

## ખત સંબંધી ઠરાવો.

**૫૧૩.** જ્યારે કોઇપણ કોરટ અથવા અમલદાર કોઈ સખસને જામીનસાથે અથવા વગર જામીને ખત કરી આપવાનું ફરમાવે, ત્યારે સારી રીતે ચાલવા બાબત ખત કરી આપવાનું હોય તે શિવાય, તે ખત કરી આપવાને બદલે નાણાંની અથવા સરકારી પ્રોમિસરી ( વ્યાજની ) નોટની જેટલી રકમ સદરહુ કોરટ અથવા અમલદાર ઠરાવે તેટલી રકમ અનામત મુકવાની પરવાનગી તે શખસને આપવાને સદરહુ કોરટ અથવા અમલદાર મુખત્યાર છે.

**૫૧૪.** (૧) જયારે જયારે જે કોરટે આ કાયદા પ્રમાણે કાંઈ ખત લીધું હોય તે કોરટની અથવા કોઇ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની કોરટની અથવા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોરટની ખાત્રી થાય એવી રીતે નિચે પ્રમાણે સાબિત કરવામાં આવે.

અથવા સદરહુ ખત કોઈ કોરટની આગળ હાજર થવા બાબતનું હોય ત્યારે, તે કોરટની ખાત્રી થાય એવી રીતે નિચે પ્રમાણે સાબિત કરવામાં આવે.

કે સદરહુ ખત દંડમાં લેવા જોગ થયું છે, ત્યારે ત્યારે સદરહુ કોરટે તે સાબિતિના સબબ દફતરમાં દાખલ કરવા, અને તે ખતમાં કહેલો દંડ આપવાનું અથવા તે શાસારૂ નહિ આપવો જોઇયે તેનું કારણ બતાવવાનું સદરહુ ખતથી બાંધી લીધેલા કોઇપણ શખસને ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.

(૨) જો પુરતું કારણ બતાવવામાં ન આવે, અને સદરહુ દંડ આપવામાં ન આવે, તો સદરહુ સખસની જંગમ મિલકત અથવા સદરહુ સખસ મરી ગયો હોય તો તેની ઇસ્ટેટ જપ્ત કરવા તથા વેચવાસારૂ વારંટ કાહાડીને તે દંડ વસુલ કરવા માંડવાને તે કોરટ મુખત્યાર છે.

(૩) સદરહુ વારંટ જે કોરટે કાહાડયું હોય તે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે વારંટ બજાવવાનો અધિકાર છે; અને સદરહુ હદની બાહાર તે શખસની કાંઈપણ જંગમ મિલકત હોય, તો જે જીલ્લા માજીસ્ટ્રેટની અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનિક હદમાંહે સદરહુ મિલકત જડે તે જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ તે વારંટની ઉપર શેરો કરે એટલે તે મિલકત જપ્ત કરીને વેચવાનો અધિકાર તે વારંટથી મળશે.

(૪) જો સદરહુ દંડ આપવામાં નહિ આવે, અને સદરહુ જપ્તી તથા વેચાણથી તે વસુલ કરી શકાય નહિ, તો સદરહુ પ્રમાણે જે સખસને બાંધી લીધો હોય તે સખસ તે વારંટ કાહાડનારી કોરટના હુકમથી દિવાની તુરંગમાં વધારેમાં વધારે છ મહિના સુધીની મુદતની કેદને લાયક થશે.

(૫) સદરહુ કોરટની નજરમાં આવે, તો તે લખી આપેલા દંડનો કોઈપણ ભાગ માફ કરવાને અને ફકત થોડોક ભાગજ વસુલ કરવાને મુખત્યાર છે.

(૬) ખત દંડમાં લેવા જોગ થાય તે પેહેલાં જો તે ખતનો જામિન મરણ પામે તો, તેની ઇસ્ટેટ સદરહુ ખત બાબતની સર્વ જવાબદારીમાંથી મુક્ત છે. એમ સમજવું, પરંતુ જે પક્ષે સદરહુ ખત કરી આપ્યું હશે તે પક્ષને નવો જામિન મેળવાનો હુકમ ફરમાવવાનો અધિકાર છે.

**૫૧૫.** પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ પણ માજીસ્ટ્રેટે ૫૧૪ મી કલમપ્રમાણે કરેલા સઘળા હુકમો ઉપર જીલ્લા માજીસ્ટ્રેટને અપીલ કરી શકાશે, અથવા જો એ પ્રમાણે અપીલ કરવામાં નહિ આવે, તો તે હુકમો દુરસ્ત કરવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર છે.

૫૧૬. હાઇકોરટમાં અથવા સેશન કોરટમાં હાજર થવા તથા હાજર રેહેવા બાબતનાં ખત ઉપરથી લેહેણી થયલી રકમ વસુલ કરવાનું કોઇપણ માજીસ્ત્રેટને ફરમાવવાને સદરહુ હાઇકોરટ અથવા સેશન કોરટ મુખત્યાર છે.

## બાબ ૪૩ મો.

## મિલકતની વ્યવસ્થા કરવા બાબત.

૫૧૭. (૧) જયારે કોઇપણ ફોજદારી કોરટમાં કાંઇ ચોકસી અથવા ઇનસાફનું કામ પુરૂં થઇ રેહે, ત્યારે તે કોરટના આગળ રજુ કરેલી અથવા તેના કબજામાંહેની કોઇ પણ મિલકત અથવા દસ્તાવેજની વ્યવસ્થા કરવા બાબત, અથવા જે મિલકત અથવા દસ્તાવેજ સંબંધી કાંઇ પણ ગુન્હો કર્યાનું જણાતું હોય અથવા જે દસ્તાવેજનો અથવા મિલકતનો ઉપયોગ કોઇપણ ગુન્હો કરવા માટે કરવામાં આવ્યો હોય તેવા દસ્તાવેજની અથવા મિલકતની વ્યવસ્થા કરવા બાબત, પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

(૨) જયારે કોઇ હાઇ કોરટ અથવા સેશન કોરટ સદરહુ પ્રકારનો હુકમ કરે, અને સદરહુ મિલકત ઉપર જે સખસનો હક્ક હોય તે શખસને તે મીલકત તે કોરટના પોતાના અમલદારની મારફતે સ્વાધીન કરવાનું સુગમ પડી શકતું નહિ હોય, ત્યારે જીલ્લા માજીસ્ત્રેટે તે હુકમ અમલમાં લાવવો એવું ફરમાવવાને સદરહુ કોરટ મુખત્યાર છે.

(૩) જે મુકદમામાં અપીલ ચાલતી હોય તે મુકદમામાં આ કલમ મુજબ કાંઇ હુકમ કરવામાં આવે, ત્યારે ( તે મિલકત જીવતાં જાનવર નહિ હોય અથવા તે એની મેળે વેહેલી બગડી જાય એવી નહિ હોય તો ) સદરહુ અપીલ કરવા સારૂ આપેલી મુદત વીતી જાય ત્યાંસુધી અથવા સદરહુ અપીલ તે મુદતની અંદર કરવામાં આવે ત્યારે સદરહુ અપીલનો નિકાલ કરવામાં આવે ત્યાંસુધી. સદરહુ હુકમ બજાવવો નહિ.

ખુલાસો—આ કલમમાં " મિલકત એ શબ્દમાં, જે મિલકત સંબંધી ગુન્હો કર્યાનું જણાતું હોય તેવી મિલકત હોય તો, જે મિલકત અસલ કોઇ પણ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવી મિલકતનો સમાવેશ થાય છે એટલુંજ નહિ, પણ તે મિલકતની જે બીજી મિલકત કરી હોય તેનો અથવા તે મિલકત બદલીને જે બીજી મિલકત લીધી હોય તેનો પણ સમાવેશ થાય છે, અને એ પ્રમાણે રૂપાંતર કરીને અથવા અદલો બદલો કરીને સાક્ષાત અથવા બીજી રીતે સંપાદન કરેલી કોઇપણ વસ્તુનો સમાવેશ થાય છે.

૫૧૮. કોરટે પોતે જાતે ૫૧૭ મી કલમ પ્રમાણે હુકમ કરવાને બદલે તે મિલકત જીલ્લા માજીસ્ત્રેટને અથવા પેટા ડુંડી માજીસ્ત્રેટને સ્વાધીન કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને તે માજીસ્ત્રેટે, એવે પ્રસંગે, જાણે તે મિલકત પોલીસે પકડેલી હોય અને તે પકડયાનો રિપોર્ટ આ કાયદામાં આગળ કહેલી રીતે પોતાને કર્યો હોય એવી રીતે તે મિલકતની તજવીજ કરવી.

૫૧૯. જે ગુન્હામાં ચોરીનો અથવા ચોરીની મિલકત લેવાનો સમાસ થતો હોય તે ગુન્હો અથવા જે ગુન્હો ચોરી અથવા ચોરીની મિલકત લેવી એવો થતો હોય તે ગુન્હો, કોઇપણ શખસની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે અને એવું સાબિત થાય કે તે મિલકત ચોરેલી છે એવું જાણ્યા વગર અથવા એવું માનવાનું કારણ હોયા વગર બીજા કોઇ શખસે તે ચોરીની મિલકત તેની પાસેથી ખરીદ કરેલી તથા ગુન્હો સાબિત થયલા શખસને પકડયો ત્યારે તેના કબજામાંથી કાંઇપણ પૈસા કાહાડેલા છે, ત્યારે સદરહુ કોરટ ખરીદદારની અરજી ઉપરથી અને ચોરીની મિલકતનો કબજો લેવાનો જે શખસનો હક્ક હશે તે શખસને તે મિલકત પાછી આપવામાં આવેથી, સદરહુ ખરીદદારે આપેલી કિંમત કરતાં વત્તી ન હોય એવી એક રકમ તેને સદરહુ પૈસામાંથી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૫૨૦. અપીલની, મંજુરિયતની, લખીને મોકલવાની અથવા તપાસની કોઇ પણ કોરટ ૫૧૭ મી, ૫૧૮, મી, અથવા ૫૧૯ મી કલમ મુજબ પોતાના તાબામાંહેની કોઇ કોરટે કરેલા કોઇ હુકમ બાબત પોતે વિચાર કરે ત્યાં સુધી તે હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવાનું ફરમાવવાને મુખત્યાર છે; અને

તે હુકમ બદલવાને અથવા તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને અને યોગ્ય લાગે તેવા બીજા હુકમ ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.

**૫૨૧.** (૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૯૨ મી, ૨૯૩ મી, ૫૦૧ મી, અથવા ૫૦૨ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે, ત્યારે જે વસ્તુના સંબંધમાં તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે વસ્તુની જે નકલો કોરટના હવાલામાં હોય અથવા ગુન્હો સાબિત થયેલા શખસના કબજામાં અથવા અખત્યારમાં રહેલી હોય તે સઘળી નકલોનો નાશ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

(૨) તેવીજ રીતે. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૨ મી, ૨૭૩ મી, ૨૭૪, મી અથવા ૨૭૫ મી કલમ પ્રમાણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ખાવાની અથવા પીવાની જે વસ્તુના સંબંધમાં, અથવા જે વસાણાના સંબંધમાં અથવા તૈયાર કરેલાં જે ઔષધના સંબંધમાં તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય તેનો નાશ કરવાનો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

**૫૨૨** (૧) જેમાં સાપરાધબળ વાપર્યું હોય એવો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કોઈ શખસની ઉપર કરવામાં આવે, અને સદરહુ બળથી કાંઇ સ્થાવર મિલકતનો કબજો કોઇ શખસની પાસેથી છીનવી લેવામાં આવ્યો છે એમ તે કોરટને જણાય, ત્યારે તે કોરટ જો યોગ્યધારે તો તે મિલકતનો કબજો તે શખસને પાછો આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) આ પ્રકારના કોઇપણ હુકમ ઉપરથી, કોઇ શખસ દિવાનીમાં ફરિયાદ કરીને તે સ્થાવર મિલકત ઉપર કાંઈ હક્ક અથવા તે મિલકતમાં કાંઇ હિતસંબંધ સાબિત કરી શકે તે હક્કને અથવા હિતસંબંધને હરકત પોહોંચશે નહિ.

**૫૨૩.** (૧) ૫૧ મી કલમ મુજબ લીધેલી મિલકત, અથવા કાંઇ મિલકત, ચોરેલી છે એવું કહેવામાં આવે અથવા એવો શક જાય તેવી મિલકત, અથવા કાંઇ પણ ગુન્હો થયાનો શક ઉત્પન્ન થાય એવી સ્થિતિમાં જડેલી મિલકત કોઈપણ પોલીસ અમલદારના પકડવામાં આવે તે બાબત તુરત કોઇ માજીસ્ટ્રેટને રિપોર્ટ કરવો, અને તે મિલકતની વ્યવસ્થા કરવાનો અથવા તે મિલકતનો કબજો લેવાનો જે શખસનો હક્ક હોય તે શખસને તે મિલકત સ્વાધીન કરવા સંબંધી, અથવા સદરહુ શખસ કોણ છે તે નક્કી થઇ શકે નહિ તો, તે મિલકત પેહેરામાં રાખવા સંબંધી તથા રજુ કરવા સંબંધી પોતાને દુરસ્ત લાગે એવો હુકમ તે માજીસ્ટ્રેટે કરવો.

(૨) જે શખસનો એ પ્રમાણે હકક હોય તે શખસ માલમ પડયો હોય, તો તે માજીસ્ટ્રેટને કાંઇ શરત કરવાનું દુરસ્ત લાગે તે શરતે તે મિલકત તે શખસને સ્વાધીન કરવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. જો સદરહુ શખસ માલમ નહિ પડયો હોય, તો તે માજીસ્ટ્રેટ તે મિલકત અટકાવી રાખવાને મુખત્યાર છે, અને તે પ્રસંગે તે માજીસ્ટ્રેટે એક જાહેરનામું કાહાડીને તે મિલકતમાં જે જે ચીજો હોય તે વિશેષે કરીને જણાવવી, અને તેમાં એમ ફરમાવવું કે જે શખસનો એ મિલકત ઉપર દાવો હોય તે શખસે એવા જાહેરનામાની તારિખથી ૭ મહિનામાં હાજર થઇને પોતાનો દાવો સાબિત કરવો.

**૫૨૪.** (૧) જો સદરહુ મુદતમાં કોઇ શખસ સદરહુ મિલકત ઉપર પોતાનો દાવો સાબિત ન કરે, અને તે મિલકત જે સખસના કબજામાંથી જડેલી હોય તે શખસને તે મિલકત કાયદાસર મળેલી હતી એવું તે બતાવી નહિ શકે, તો તે મિલકતપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે. અને પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટના અથવા જીલ્લા માજીસ્ટ્રેટના અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટના અથવા પેહલા વરગના જે માજીસ્ટ્રેટને સ્થાનિક સરકારે આ બાબત અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે તે મિલકત વેચવાનો અખત્યારછે.

(૨) આ કલમ પ્રમાણે કરેલા દરેક હુકમની બાબતમાં અપીલ, સદરહુ પ્રકારનો હુકમ કરનારી કોરટ શિક્ષાના જે હુકમો કરે તે હુકમો ઉપર અપીલો જે કોરટમાં ચાલતી હોય તે કોરટમાં ચાલશે.

**૫૨૫** સદરહુ પ્રકારની મિલકતનો કબજો લેવાનો જે શખસનો હકક હોય તે શખસ માલમ પડયો ન હોય અથવા ગેરહાજર હોય, અને સદરહુ મિલકત એની મેળે વેહેલી બગડી જાય એવી હોય, અથવા જે માજીસ્ટ્રેટને તે મિલકત પકડયાનો રિપોર્ટ કર્યો હોય તેનો એવો મત હોય કે તે મિલકત વેચવાથી

તેના ધણીને ફાયદો થશે, તો તે માજીસ્ટ્રેટ ગમે તે વખતે તે મિલકત વેચવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને સદરહુ વેચાણના નક્કી ઉત્પન્નને પર૩ મી તથા પર૪ મી કલમના ઠરાવો, બની શકે તેટલે સુધી, લાગુ પડશે.

## બાબ ૪૪ મો.

## ફોજદારી મુકદમા બીજાની પાસે મોકલવા બાબત.

પર૬. (૧) જ્યારે હાઇ કોરટને એવું દેખાડવામાં આવે કે,—

(અ) તેના તાબા માંહેની કોઇપણ ફોજદારી કોરટમાં કાંઇ ચોકસી અથવા ઇનસાફ વાજબી રીતે અને નિષ્પક્ષપણે થઇ શકશે નહી, અથવા

(બ) કાયદાની અસાધારણ મુશ્કેલીવાળી કાંઇ તકરાર ઉઠવાનો સંભવ છે અથવા

(ક) જે જગાએ અથવા જે જગાની પાસે કોઇ પણ ગુન્હો કરવામાં આવ્યો હોય તે જગા સદરહુ ગુન્હાની ખાત્રી લાયક ચોકશી અથવા ઇનસાફ કરવા માટે જોવાની જરૂર પડે, અથવા

(ડ) આ કલમ પ્રમાણે હુકમ કરવાથી પક્ષકારોને અથવા શાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે, અથવા

(ઇ) ઇનસાફનાં કારણ સારૂ એવા પ્રકારનો હુકમ યોગ્ય છે, અથવા આ કાયદાના કોઇ ઠરાવ મુજબ તે જરૂરનો છે. ત્યારે તે હેઠળ લખ્યા મુજબ હુકમ કરવાને મુખત્યાર છે—

(૧) કોઇ પણ ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ, ૧૭૭ થી ૧૮૪ મી ( એ બંને કલમો સુદ્ધાં ) કલમો પ્રમાણે અધિકાર મળેલો ન હોય એવી, પણ તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાને બીજી રીતે લાયક હોય એવી, કોઇ પણ કોરટે કરવો;

(૨) કોઇ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ અથવા કોઇપણ મુકરર વર્ગના સદરહુ પ્રકારના મુકદમા અથવા અપીલો પોતાના અખત્યાર હેઠળની કોઇ ફોજદારી કોરટમાંથી ખસેડીને સમાન અથવા ઉંચી હકુમતવાળી સદરહુ પ્રકારની બીજી કોઇ પણ ફોજદારી કોરટની પાસે મોકલવી;

(૩) કોઇ પણ મુકકરર ફોજદારી મુકદમો અથવા અપીલ પોતાની પાસે મોકલવી અને તેનો ઇનસાફ પોતે કરવો; અથવા

(૪) કોઇ તોહોમતવાળા શખસને ઇનસાફ સારૂ પોતાની આગળ અથવા સેશન કોરટ આગળ કમિટ કરવો.

(૨) પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની કોરટ શિવાય બીજી કોઇ પણ કોરટ માંહેના કોઇ પણ મુકદમાનો ઇનસાફ પોતાની આગળ કરવા માટે હાઈ કોરટ તે મુકદમો તે કોરટમાંથી ખસેડી લે, ત્યારે જો તે મુકદમો એ પ્રમાણે ખસેડી લેવામાં આવ્યો નહોત તો જે રીતે તે કોરટ કામ ચલાવત તેજ રીતે હાઇ કોરટે, ર૬૭ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજે પ્રસંગે, સદરહુ ઇનસાફ કરવામાં કામ ચલાવવું

(૩) હાઇ કોરટ નીચલી કોરટના રીપોર્ટ ઉપરથી અથવા હિતસંબંધ હોય તેવા પક્ષકારની અરજ ઉપરથી અથવા પોતાની મેળે કામ ચલાવવાને મુખત્યાર છે.

(૪) આ કલમથી આપેલો અધિકાર ચલાવવા બાબતની દરેક અરજી દરખાસ્ત કરીને કરવી; અને અરજદાર આડવોકેટ જનરલ ન હોય, ત્યારે તે દરખાસ્તના ટેકામાં આફિડેવિટ ( સોગનનામું ) અથવા પ્રતિજ્ઞા કરવી જોઇયે.

(૫) જ્યારે કોઇ તોહોમતવાળો શખસ આ કલમ પ્રમાણે અરજી કરે, ત્યારે જો તેના ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે તો તે ફરીયાદી પક્ષનો ખર્ચ આપશે એવી શરતથી એક ખત, જામીન સાથે કે વગર જામીને, લખી આપવાનું તેને ફરમાવવાને હાઇકોરટ મુખત્યાર છે.

(૬) સદરહુ પ્રકારની કોઇ પણ અરજી કરનારા દરેક તોહોમતવાળા શખસે તે અરજીની લેખી નોટીસ તથા જે આધારે તે અરજી કરી હોય તે આધારોની એક નકલ પબ્લિક પ્રાસિક્યુટરને આપવી; અને સદરહુ નોટીસ આપવામાં આવે ત્યારથી તે અરજીની સુનાવણી થતાં સુધીમાં ઓછામાં ઓછા ચોવીસ કલાક ગયા વગર તે અરજીના ગુણદોષ ઉપરથી કાંઈ પણ હુકમ કરવો નહિ.

(૭) ૧૯૭ મી કલમ મુજબ કરેલા કોઇ પણ હુકમને આ કલમમાંહેના કોઇ પણ મજકુરથી બાધ થાય છે એવું સમજવું નહિ.

(૮) કોઇ પણ ફોજદારી મુકદમામાં અથવા અપીલમાં, સુનાવણી શરૂ થવાની અગાઉ, પબ્લિક પ્રોસિક્યુટર, ફરિયાદી અથવા તોહોમતવાળો જે કોર્ટમાં તે મુકદમો અથવા અપીલ ચાલતી હશે તે કોર્ટને તે મુકદમાના સંબંધમાં આ કલમ પ્રમાણે અરજી કરવાનો પોતાનો ઇરાદો જાહેર કરશે તો તોહોમતવાળાને તેનો જવાબ કરવાનું કહેવાની અગાઉ, અથવા, અપીલની બાબતમાં અપીલની સુનાવણી થવાની અગાઉ, અરજી કરી શકાય અને તે ઉપર હુકમ મેળવી શકાય એટલો વખત મળે એવી રીતે કોર્ટે કલમ ૩૪૪ માં આપેલો શરૂથી મુલતવી રાખવાનો અથવા વચમાં મુલતવી રાખવાનો અધિકાર ચલાવવો જોઇયે.

૫૨૭. (૧) કોઇ પણ મુકર્રર ફોજદારી મુકદમો અથવા અપીલ એક હાઇકોરટમાંથી બીજી કોઈ હાઇકોર્ટની પાસે અથવા એક હાઇકોર્ટના તાબામાંહેની કોઈ પણ ફોજદારી કોરટમાંથી બીજી કોઇ હાઇ કોર્ટના તાબામાંહેની સમાન અથવા ઉંચી હકુમતવાળી બીજી કોઇ પણ ફોજદારી કોરટની પાસે મોકલવાથી ન્યાયનો હેતું પાર પડશે અથવા પક્ષકારોને અથવા શાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે એમ ગવર્નર જનરલ ઇન કૌન્સિલને જણાય, ત્યારે તે ઇંડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેવો મુકદમો અથવા અપીલ તે પ્રમાણે મોકલવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(૨) જે કોરટની પાસે સદરહુ મુકદમો અથવા અપીલ મોકલવામાં આવે તે કોર્ટે જાણે તે મુકદમો અસલ પોતાને ત્યાં માંડેલો હોય અથવા તે અપીલ પોતાને કરી હોય એવી રીતે તેની તજવીજ કરવી.

૫૨૮. (૧) કોઇ પણ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ, જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટ પોતાના તાબામાંહેના કોઇ પણ માજીસ્ટ્રેટની પાસેથી કોઇ પણ મુકદમો લઇ લેવાને અથવા સદરહુ પ્રકારના કોઇ પણ માજીસ્ટ્રેટને જે મુકદમો પોતે સોંપ્યો હોય તે મુકદમો પાછો મંગાવી લેવાને મુખત્યાર છે, અને તે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ પોતે કરવાને, અથવા તેની ચોકસી અથવા ઇનસાફ કરવાને લાયક હોય એવા સદરહુ પ્રકારના બીજા કોઇ પણ માજીસ્ટ્રેટની પાસે ચોકસી અથવા ઇનસાફ થવા માટે તે મુકદમા મોકલવાને મુખત્યાર છે.

(૨) જીલ્લા માજીસ્ટ્રેટને પોતાના તાબામાંહેના કોઇપણ માજીસ્ટ્રેટ પાસેથી પોતાને દુરસ્ત લાગે એવા વરગના મુકદમા અથવા મુકર્રર વરગના મુકદમા લઇ લેવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

(૩) આ કલમ પ્રમાણે હુકમ કરનારા માજીસ્ટ્રેટે તેમ કરવાનું પોતાનું કારણ દફતરમાં દાખલ કરવું જોઇયે.

(૪) સન ૧૮૨૧ ના મદ્રાસના ૪ થા કાયદા પ્રમાણેનો ગામનો મુખ્ય આ કલમનાં કારણો સારૂ માજીસ્ટ્રેટ છે

---

## બાબ ૪૫ મો.

## ગેરશિરસ્તે ચલાવેલાં કામ બાબત.

૫૨૯. જો હેઠળ લખેલી વાતોમાંની કોઇ પણ વાત કરવાનો અધિકાર કાયદાથી જે માજીસ્ટ્રેટને ન મળ્યો હોય, એટલે:—

(અ) ૯૮ મી કલમ પ્રમાણે ઝાડો લેવાનું વારંટ કહાડવાનો.

(બ) ૧૫૫ મી કલમ પ્રમાણે પોલીસને કોઇ ગુન્હાની તપાસ કરવાનું ફરમાવવાનો.

(ક) ૧૭૬ મી કલમ પ્રમાણે ઇનકવેસ્ટ ભરવાનો.

(ડ) પોતાની હકુમતની સ્થાનિક હદમાંહેના કોઇ શખસે સદરહુ હદની બાહાર કાંઇ ગુન્હો કર્યો હોત તે શખસને પોતાની હદમાં પકડવા માટે ૧૮૬ મી કલમ પ્રમાણે પ્રોસેસ કહાડવાનો.

(ઈ) ૧૯૦ મી કલમની પેટા કલમ (૧) ની રકમ (અ) અથવા રકમ (બ) પ્રમાણે કોઈ ગુન્હો સાંભળવાનો.

(ફ) ૧૯૨ મી કલમ પ્રમાણે કોઈ મુકદમો બીજાની પાસે મોકલવાનો.

(ગ) ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ મુજબ માફીનું વચન આપવાનો.

(હ) ૫૨૪ મી અથવા ૫૨૫ મી કલમ મુજબ મિલકત વેચવાનો અથવા.

(આઇ) ૫૨૮ મી કલમ પ્રમાણે કોઈ મુકદમો લઇ લેવાનો અને તેનો ઇનસાફ પોતાની જાતે કરવાનો.

તે માજીસ્ટ્રેટ ભુલમાં શુદ્ધબુદ્ધિથી વાત કરે, તો તેને એવો અધિકાર મળ્યો ન હતો એટલાજ સબબથી તેનું ચલાવેલું કામ રદ કરવું નહિ.

**૫૩૦.** કોઈ પણ માજીસ્ટ્રેટને હેઠળ લખેલી વાતોમાંની કોઇ પણ વાત કરવાનો અધિકાર કાયદાથી મળેલો ન છતાં તે વાત તે કરશે, એટલે;—

(અ) ૮૮ મી કલમ પ્રમાણે મિલકત જપ્ત કરીને વેચશે;

(બ) પોસ્ટ આફિસમાં કોઇ કાગળ, પારસલ અથવા બીજી વસ્તુને માટે, અથવા તાર ખાનામાં કોઇ તારને માટે, ઝાડો લેવાનું વારંટ કહાડશે;

( ક ) સુલેહ રાખવા સારૂ તારણ માંગશે,

( ડ ) સારી રીતે ચાલવા બાબત તારણ માગશે;

(ઈ) સારી રીતે ચાલવાને કાયદાની રૂએ બાંધી લીધેલા કોઇ શખસને છોડી મુકશે;

(ફ) સુલેહ રાખવા બાબતનું ખત રદ કરશે;

(ગ) કોઇ સ્થાનિક અપકારક કૃત્ય સંબંધી ૧૩૩ મી કલમ પ્રમાણે કંઇ હુકમ કરશે.

(હ) કોઈ લોકાપકારક કૃત્ય ફરીથી નહિ કરવા બાબત અથવા જારી નહિ રાખવા બાબત ૧૪૩ મી કલમ પ્રમાણે હુકમ કરશે,

(આઈ) ૧૪૪ મી કલમ પ્રમાણે કાંઇ હુકમ કાહાડશે;

(જે) ૧૨ મા બાબ પ્રમાણે કાંઇ હુકમ કરશે;

( કે ) ૧૯૦ મી કલમની પેટા કલમ (૧) ની રકમ (ક) પ્રમાણે કોઇ ગુન્હો સાંભળશે;

(લ) બીજા કોઇ માજીસ્ટ્રેટે ચલાવેલાં તથા લખી લીધેલાં કામ ઉપરથી ૩૪૯ મી કલમ પ્રમાણે શિક્ષાનો હુકમ કરસે;

(મ) ૪૩૫ મી કલમ પ્રમાણે ચાલેલું કામ મંગાવશે;

(ન) ગુજરાન બાબત કાંઇ હુકમ કરશે;

(ઓ) ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલો કોઇ હુકમ ૫૧૫ મી કલમ પ્રમાણે તપાસશે;

(પી) કોઇ ગુન્હેગારનો ઇનશાફ કરશે;

(ક્યુ) સંક્ષિપ્ત રીતે કોઇ ગુન્હેગારનો ઇનસાફ કરશે; અથવા (૨) અપીલનો નિકાલ કરશે;

તો તેણે ચલાવેલું કામ રદ થશે.

**૫૩૧.** કોઇપણ ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચાલતું હોય ત્યારે કોઇ પણ ફોજદારી કોરટનો ઠરાવ થયો હોય અથવા તે કોરટે શિક્ષાનો હુકમ કર્યો હોય ત્યારે તે ચોકસી અથવા ઇનસાફ અથવા બીજું કામ જે શેશન તુકડીમાં, જીલ્લામાં, પેટા તુકડીમાં અથવા બીજા સ્થાનિક ક્ષેત્રમાં થવું જોઇયે ત્યાં નહિ થયું, એટલાજ સબબ ઉપરથી સદરહુ ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ રદ કરવો નહિ. પણ સદરહુ ચુકથી ઇનસાફ બરાબર થયો નહિ એમ જણાય તો જુદી વાત છે.

**૫૩૨.** (૧) જો કોઇપણ માજીસ્ટ્રેટ અથવા બીજો અધિકારી જે અખત્યાર પોતાને આપેલા ન હોય તે જાણે પોતાને યોગ્ય રીતે આપેલા છે એવી રીતે તે ચલાવીને કોઇ તોહોમતવાળા શખસને સેશન કોરટ અથવા હાઇ કોરટની આગળ તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરે, તો જે કોરટમાં તેને કમિટ કરવામાં આવે તે કોરટ, તે કામના કાગળપત્રો વાંચી જોયા પછી જો એમ ધારે કે તોહોમતવાળાને નુકશાન થયું નથી તો તે કમિટ કરવાનો હુકમ કબુલ રાખવાને મુખત્યાર છે,. પણ જો તે કામની ચોકસી ચાલતા દરમિયાન અને કમિટ કરવાનો હુકમ થતાં પેહેલાં સદરહુ માજીસ્ટ્રેટની અથવા બીજા અધિકારીની

હકુમતવિશે તોહોમતવાળા તરફથી અથવા ફરિયાદી તરફથી હરકત લેવામાં આવી ન હોય, તોજ માત્ર તે હુકમ કબુલ રાખવાને મુખત્યાર છે.

(૨) જો તોહોમતવાળાને નુકશાન થયું છે એવું તે કોરટની નજરમાં આવે અથવા ઉપર કહ્યા મુજબ હરકત લેવામાં આવી હોય, તો તેણે કમિટ કરવાનો હુકમ રદ કરવો, અને કોઈ લાયક માજીસ્ટ્રેટને નવી ચોકસી કરવાનું ફરમાવવું.

૫૩૩. (૧) કોઇ તોહોમતવાળા સખસની ૧૬૪ મી અથવા ૩૬૪ મી કલમમુજબ લખી લીધેલી અથવા લખી લીધી છે એમ જણાતું હોય એવી કબુલત અથવા બીજો મજકુર જે કોરટની આગળ પુરાવામાં આપ્યો હોય અથવા પુરાવામાં લેવામાં આવ્યો હોય તે કોરટ જો એમ ઠરાવે કે તે મજકુર લખી લેનારે માજીસ્ટ્રેટ સદરહુ પૈકી કોઇપણ એક કલમમાંના કોઇપણ ઠરાવ પ્રમાણે પૂર્ણ રીતે ચાલેલો નથી, તો તે કોરટે લખી લેવામાં આવેલો મજકુર સદરહુ શખસે યોગ્યરીતે કહ્યો હતો તે બાબતનો પુરાવો લેવો; અને હિંદુસ્તાનના પુરાવાના આકટની ૯૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તોપણ, જો તે ચુકથી તોહોમતવાળાને તે મુકદમાના ગુણદોષ ઉપરથી પોતાનો જવાબ કરવામાં નુકસાન નહિ પહોંચ્યું હોય, તો સદરહું મજકુર પુરાવામાં લેવો જોઇયે.

(૨) આ કલમમાંના ઠરાવ અપીલ કોરટોને જે કોરટોને કામ લખી મોકલ્યું હોય તે કોરટોને, તથા તપાસ કરનારી કોરટોને લાગુ છે.

૫૩૪. ૪૫૪ મી કલમની (૨) જી પેટા કલમ લાગુ પડતી હોય એવી બાબતમાં. યુરોપીયન બ્રિટિશ રૈયત છે કે નહિ એમ કોઇ પણ શખસને પુછવામાં ન આવ્યું હોય તેથી કોઈ પણ ચલાવેલાં કામના કાયદેશરપણાને બાધ થશે નહિ.

૫૩૫ (૧) કોઇ ઠરાવ કહી સંભળાવ્યો હોય અથવા કોઇ શિક્ષાનો હુકમ કર્યો હોય ત્યારે તોહોમતનામું તૈયાર કર્યું નહોતું એટલાજ સબબ ઉપરથી તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ ગેરકાયદેસર થાય છે એમ સમજવું નહિ, પણ જો તેથી ઇનસાફ બરાબર થયો નથી એમ અપીલ કોરટની અથવા તપાસ કરનારી કોરટની નજરમાં આવે તો તે ગેરકાયદેસર થાય છે એમ સમજવું.

(૨) જો અપીલ કોરટ અથવા તપાસ કરનારી કોરટ એમ ધારે કે તોહોમતનામું તૈયાર કરવાનો તથા તે તૈયાર કર્યા પછીના લગતના પર્યાયથી ઇનસાફ પાછો શરૂ કરવાનો હુકમ કરવો.

૫૩૬. (૧) આસેસરોની મદદથી ઇનસાફ કરવો જોઇયે એવા કોઇ ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી કરવામાં આવે, તો તેજ સબબ ઉપરથી તે ઇનસાફનું કામ ગેર કાયદેસર થશે નહિ.

(૨) જ્યુરીથી ઇનસાફ કરવો જોઇયે એવા કોઇ ગુન્હાનો ઇનસાફ આસેસરોની મદદથી કરવામાં આવે. તો કોરટ પોતાનો ઠરાવ દફતરમાં દાખલ કરે તેની અગાઉ તે વિશે હરકત લેવામાં ન આવે તો, તેજ સબબ ઉપરથી તે ઇનસાફનું કામ ગેર કાયદેસર થશે નહિ.

૫૩૭. યોગ્ય હકુમતવાળી કોઇ કોરટે કાંઈ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા ( બીજો ) હુકમ કર્યો હોય તે, આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોને પાત્ર રહીને. ૨૭ મા બાબ પ્રમાણે અથવા અપીલમાં અથવા તપાસમાં હેઠળ લખેલાં કારણસર રદ કરવો નહિ અથવા ફેરવવો નહિ, એટલે—

(અ) ફરિયાદમાં, સમનમાં, વારંટમાં તોહોમતનામામાં, જાહેરનામામાં, હુકમમાં, ફેંસલામાં, અથવા ઇનસાફ થતાં પેહેલાં અથવા ઇનસાફ થતો હોય ત્યારે ચલાવેલાં બીજાં કામમાં અથવા આ કાયદા પ્રમાણે કાંઇપણ ચોકશીમાં અથવા બીજાં ચલાવેલાં કામમાં, કાંઇ પણ ચુક અથવા કસુર અથવા ગેરશિરસ્તો થયાને લીધે, અથવા.

(બ) ૧૯૫ મી કલમ પ્રમાણે જે મંજુરિયતની જરૂર હોય તે મંજુરિયત નહિ હેવાને લીધેઅથવા ગેરશિરસ્તે હોવાને લીધે અથવા ૪૭૬ મી કલમ મુજબ ચલાવેલા કામમાં ગેરશિરસ્તપણું થયાને લીધે, અથવા

(ક) ૨૭૪ મી કલમ પ્રમાણે જ્યુરરોની અથવા આસેસરોની ટીપ સુધારવાની કસુરને લીધે, અથવા

(ડ) જ્યુરીને કરેલા આદેશમાં કોઇ પણ ચુક થયાને લીધે;

પણ જો સદરહુ ચુકથી, કસુરથી, ગેરશિરસ્તપણાથી, મંજુરિયત ન હોવાથી અથવા જ્યુરીને કરેલા

આદેશમાંહેની ચુકથી ખરેખર ઇનસાફ થયો હોય તો રદ કરવો અથવા ફેરવવો.

ખુલાસો:—આ કાયદા મુજબ ચલાવેલાં કોઇપણ કામમાં, કંઇ પણ ચુક, કસુર, અથવા ગેરશિરસ્તાથી ગેર ઇનસાફ થયો છે કે નહિ તે નક્કી કરવામાં કોરટે તે હરકત ચાલેલા કામના આગલા ભાગમાં લઇ શકાત કે નહિ અથવા લેવી જોઇતી હતી કે નહિ તે બાબત વિચાર કરવો જોઇયે.

## દૃષ્ટાંત.

માજીસ્ત્રેટને કાયદા ઉપરથી દસ્તાવેજ ઉપર સહી કરવાનું ફરમાવ્યું હોય છતાં તે પોતાની સહીના આદ્યાક્ષર લખે છે. આ ફક્ત ગેર શિરસ્તપણું છે, અને તેને લીધે ચલાવેલા કામના કાયદેસરપણાને બાધ આવતો નથી.

૫૩૮. આ કાયદા પ્રમાણે કાંઇ જપ્તિ કરવામાં આવે ત્યારે સમનમાં, ગુન્હાની સાબિતીના ઠરાવમાં, જપ્તિના હુકમમાં અથવા તે સંબંધી ચલાવેલાં બીજાં કામમાં કાંઇ પણ ખામીને લીધે અથવા રીતની કસુરને લીધે તે જપ્તિ ગેર કાયદેસર ગણવી નહિ, અને તે જપ્તિ કરનાર શખસને સાપરાધ પ્રવેશ કરનાર ગણવો નહિ.

---

# બાબ ૪૬ મો.

## પરચુરણ.

૫૩૯. કોઇ પણ હાઇ કોરટની આગળ અથવા સદરહુ કોરટના કોઇપણ અમલદારની આગળ કામમાં લેવાનાં સોગનનામાં તથા પ્રતિજ્ઞાઓ સદરહુ કોરટની આગળ, અથવા કલાર્ક ઓફ ધી ક્રૌનની આગળ, અથવા તે કામ માટે એવી કોરટે નિમેલા કોઇ પણ કમિશનર અથવા બીજા શખસની આગળ, અથવા કોઇ પણ જડજની આગળ, અથવા બ્રિટિશ હિંદુસ્તાનમાં રેકાર્ડની કોઇ પણ કોરટમાં કોઇ પણ સોગનનામાં લેવા માટે નિમેલા કોઇ પણ કમિશનરની આગળ, અથવા ઇંગ્લાંડમાં અથવા આયલરલાંડમાં સોગન આપવા માટે નિમેલા કોઇ પણ કમિશનરની આગળ, અથવા સ્કાટલાંડમાં સોગનનામાં અથવા પ્રતિજ્ઞાઓ લેવાનો અધિકાર જે માજીસ્ત્રેટને આપ્યો હોય તે માજીસ્ત્રેટની આગળ, કરવાનો અધિકાર છે.

૫૪૦. આ કાયદા પ્રમાણે કાંઇ પણ ચોકસી, ઇનસાફ અથવા બીજું કામ ચલાવવામાં આવતું હશે ત્યારે ગમે તે વખતે કોઇ પણ કોરટ કોઇ પણ સખસને શાહેદ દાખલ સમન કરવાને, અથવા કોઇ પણ શખસ હાજર હોય તેને શાહેદ દાખલ સમન કર્યો ન હોય તો પણ તેની જબાની લેવાને, અથવા જે શખસની જબાની લેવાઇ ચુકી હોય તે શખસને ફરીથી બોલાવીને તેની ફરી જબાની લેવાને મુખત્યાર છે; અને જો સદરહુ પ્રકારના કોઇ પણ શખસની શાહેદી તે મુકદમાનો વાજબી ફેંસલો કરવા માટે તે કોરટને જરૂરની જણાય, તો તેણે તે શખસને સમન કરીને તેની જબાની લેવી અથવા તે શખસને ફરીથી બોલાવીને તેની ફરી જબાની લેવી.

૫૪૧. (૧) વિદ્યમાન કાળે ચાલુ હોય એવા કોઇપણ કાયદાથી બીજી રીતે ઠરાવ્યું નહિ હશે, તો જે શખસને આ કાયદા પ્રમાણે કેદ કરવાનો અથવા પેહેરામાં મોકલવાનો અધિકાર હશે તે શખસને કઇ જગામાં કેદ રાખવો એ ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

(૨) જો આ કાયદા પ્રમાણે તુરંગમાં નાખવાને અથવા પેહેરામાં આપવાને પાત્ર હોય એવો કોઇ શખસ દિવાની તુરંગમાં કેદમાં હોય, તો તે શખસને ફોજદારી તુરંગમાં લઇ જવો એવું ફરમાવવાને અધિકાર જે કોરટે અથવા માજીસ્ત્રેટે તેને તુરંગમાં નાંખવાનો અથવા પેહેરામાં આપવાનો હુકમ કર્યો હશે તે કોરટને અથવા માજીસ્ત્રેટને છે.

(૩) જ્યારે કોઇ શખસને પેટા કલમ (૧) પ્રમાણે ફોજદારી તુરંગમાં લઇ ગયા હોય, ત્યારે તેને ત્યાંથી છોડી મુકયા પછી દિવાની તુરંગમાં પાછો મોકલવો, પણ હેઠળ લખેલા બે વાતો પૈકી કોઇપણ વાત બનેલી ન હોય તો, એટલે:—

(અ) તેને ફોજદારી તુરંગમાં લઇ ગયા પછી ત્રણ વર્ષ વહી ગયા હોય, તેમ થયું હોય તો દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૪૨ મી કલમ પ્રમાણે તેને દિવાની તુરંગમાંથી છોડી મુકયો છે એમ સમજવું; અથવા

(બ) જે કોરટે તેને દિવાની તુરંગમાં રાખવાનો હુકમ કર્યો હશે તે કોરટે જે અમલદારને સ્વાધીન ફોજદારી તુરંગ હોય તે અમલદારને એવો દાખલો લખી આપ્યો હોય કે દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીતના કાયદાની ૩૪૧ મી કલમ પ્રમાણે છુટી જવાનો તેને હક છે.

૫૪૨. (૧) સન ૧૮૬૯ ના કેદીઓની શાહેદી બાબતના આકટમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઇપણ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ પોતાની હકુમતની સ્થાનિક હદમાંહેની કોઇ પણ તુરંગમાં કેદ રાખેલા કોઇ પણ સખસને પોતાની આગળ કોઇપણ ચાલુ મુકદમામાં સાહેદ દાખલ અથવા તોહોમતવાળા સખસ દાખલ તપાશવાની ખાયશ રાખતો હોય, તો સદરહુ તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને હુકમ મોકલીને તે માજિસ્ત્રેટ, તે કેદીને તેની આગળ જબાની આપવાસારૂ યોગ્ય પેહેરા સાથે તે હુકમમાં જણાવેલે વખતે આણવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(૨) સદરહુ તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે સદરહુ હુકમ પહોંચેથી તે મુજબ ચાલવું, અને ઉપર કહેલાં કારણસારૂ તે તુરંગમાંથી કેદી ગેરહાજર રહે તે દરમિયાનમાં તેને સુરક્ષિતરીતે પહેરામાં રાખવા માટે બંદોબસ્ત કરવો,

૫૪૩ જ્યારે કોઇ પુરાવો અથવા મજકુર તરજુમો કરીને સમજાવવા સારૂ કોઇ પણ ફોજદારી કોર્ટને કોઇ દુભાષીઆનો ઉપયોગ કરવો પડે, ત્યારે તે પુરાવાનો અથવા મજકુરનો ખરેખરો તરજુમો કરીને કેહેવાની તે દુભાષીઆની ફરજ છે. એમ સમજવું.

૫૪૪. ગવર્નર જનરલ ઇનકૌન્સિલની અગાઉથી મંજુરી લઇને સ્થાનિક સરકારે કાંઇ પણ કાનુનો કરી હોય તેમને અનુસરીને, કોઇ પણ ફોજદરી કોરટ, પોતાને યોગ્ય જણાય તો આ કાયદા પ્રમાણે પોતાની આગળ કોઈ પણ ચોકશી, ઇનસાફ અથવા બીજું કામ ચલાવવામાં આવે તે કારણ સારૂ કોઇ પણ ફરિયાદી અથવા શાહેદ હાજર થાય તેનો વાજબી ખરચ, સરકાર તરફથી, આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૫૪૫. (૧) જ્યારે કોઇ ફોજદારી કોરટ કોઈ પણ વિદ્યમાન કાળે ચાલુ હોય એવા કાયદા પ્રમાણે દંડ કરે અથવા અપીલમાં અથવા તપાસમાં અથવા બીજી રીતે દંડની શિક્ષા અથવા જે શિક્ષાનો એક ભાગ દંડ હોય તેવી શિક્ષા મંજુર કરે, ત્યારે ફેંસલો કરતી વખતે તે કોરટે, વસુલ કરેલો સઘળો દંડ અથવા તેમાંનો ગમે તે ભાગ હેઠળ લખ્યા પ્રમાણે ઉપયોગમાં લેવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(અ) ફરિયાદનું કામ ચલાવવામાં વાજબી રીતે થયેલો ખરચ પુરો પાડવા સારૂં.

(બ) જ્યારે, તે કોરટના મત પ્રમાણે દિવાની દાવાથી નુકશાનીનો ભારે બદલો મળી શકતો હોય ત્યારે, કરેલા ગુન્હાથી થયેલી નુકસાનીનો બદલો આપવા સારૂં.

(૨) જેમાં અપીલ થઇ શકે એવા કોઇ મુકદમામાં જો તે દંડ કરવામાં આવે તો, અપીલ કરવા માટે આપેલી મુદત વીતી ગયા પહેલાં અથવા જો અપીલ કરવામાં આવે તો, તેનો ફેંસલો થતાં પેહેલાં, સદરહુ ખરચ અથવા નુકસાનીનો બદલો આપવો નહિ.

૫૪૬. પછી તેજ બાબત સંબંધી દિવાની દાવો કરવામાં આવે તેમાં નુકસાનીનો બદલો આપવાનો હુકમ કરતી વખતે, ૫૪૫ મી કલમપ્રમાણે નુકસાનીના બદલા દાખલ જે રકમ આપી હોય અથવા વસુલ કરી હોય તે રકમ કોરટે હિસાબમાં લેવી.

૫૪૭. આ કાયદા પ્રમાણે કરેલા કાંઇપણ હુકમની રૂયે ( દંડ શિવાય બીજા) જે પૈસા આપવાના હશે તે જાણે દંડ હોય એવી રીતે વસુલ કરી શકાશે.

૫૪૮. કોઇ ફોજદારી કોરટે કરેલા ફેંસલા અથવા હુકમમાં જે શખસનો સંબંધ હોય તે શખસ જ્યુરીને જડજે જે આદેશ કર્યો હોય તેની અથવા કોઈપણ હુકમની અથવા જબાનીની અથવા દફતરના બીજા કોઈપણ ભાગની નકલ લેવાની ખાયશ રાખતો હોય, તો તે અરજી કરે એટલે તેને તે નકલ આપવી.

પણ એવું ઠરાવ્યું છે કે, કાંઇ વિશેષ કારણસર તે નકલ મફત આપવાનું કોરટને યોગ્ય લાગતું હોય તે શિવાયને પ્રસંગે તે શખસે તે નકલનો ખરચ આપવો.

૫૪૯. (૧) જે શખસોને લશ્કરી કાયદો લાગુ હોય તે શખસોને ઇનસાફ જે કોરટને આ કાયદો

લાગુ હોય તે કોરટે કરવો જોઇયે કે કોરટ માર્શિયલથી કરવો જોઇયે, તેવી બાબતો સંબંધી ગવર્નર જનરલ ઇનકોંસિલ આ કાયદાને તથા આર્મી આકટને અથવા વિદ્યમાન કાળે ચાલુ એવા હરકોઈ કાયદાને અનુસરતી કાનુનો કરવાને મુખત્યાર છે; અને જ્યારે કોઇપણ શખસને કોઇ માજીસ્ત્રેટ આગળ આણ્યો હોય અને જે ગુન્હાબાબત આર્મી આકટની ૪૧ મી કલમ પ્રમાણે તેનો ઇન્સાફ કોરટ માર્શિયલથી કરવા જોગ હોય તે ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકયું હોય, ત્યારે તે માજીસ્ત્રેટે સદરહુ કાનુનો નજરમાં રાખવી, અને યોગ્ય પ્રસંગે તે શખસને કોરટ માર્શિયલથી તેનો ઇનસાફ થવા માટે જે રેજીમેંટ, પલટણ અથવા ટુકડીમાં તે શખસ હોય તે રેજીમેંટ, પલટણ અથવા ટુકડીના કમાંડીંગ અમલદારને, અથવા પાસેમાં પાસેની લશ્કરી છાવણીના કમાંડીંગ અમલદારને, જે ગુન્હાનું તોહોમત તે શખસ ઉપર આવ્યું હોય તે ગુન્હાની હકિકત સાથે સ્વાધીન કરવો.

(૨) સદરહુ પ્રકારની કોઈપણ જગાએ લશ્કરી સિપાઇની જે ટોળી છાવણી કરીને રહી હોય, અથવા કામ કરતી હોય તે ટોળીનો કમાંડીંગ અમલદાર, જે શખસની ઉપર સદરહુ ગુન્હાનું તોહોમત આવ્યું હોય તે શખસને પકડીને નજરમાં રાખવા સારૂ લખેલી દરખાસ્ત કરે તે માજીસ્ત્રેટને પોહોચેથી તેણે તેમ કરવા સારૂ પોતાથી બનતી કોશીસ કરવી.

૫૫૦. કોઇ પણ પોલીસ અમલદારને, જે કોઈ પણ મિલકત ચોરાયલી કહેવાતી હોય, અથવા ચોરાયલી છે એમ શક આવતો હોય અથવા ગુન્હો થયાનો શક પેદા થાય એવા સંજોગમાં માલમ પડે તે મિલકત પકડવાનો અધિકાર છે. આવો પોલીસ અમલદાર, જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેના તાબાનો અમલદાર હોય, તો તેણે તે અમલદારને તે મિલકત પકડાયા બદલ ખબર આપવી જોઇએ.

૫૫૧. જે અમલદારના હવાલામાં પોલીસ-થાણું હોય તે અમલદાર પોતાના થાણાની હદમાં જે અધિકાર ચલાવી શકે, તેજ અધિકાર સદરહુ અમલદારથી ઉંચા દરજાના અમલદારો જે સ્થાનિક હદમાં પોતાને નિમ્યા હોય તે સ્થાનિક હદમાંહે સઘળે ઠેકાણે ચલાવવાને મુખત્યાર છે.

૫૫૨. કાંઈપણ ગેરકાયદેસર કારણ સારૂ કોઇ સ્ત્રીનું અથવા ચૌદ વર્ષની ઉમ્મરની કોઇ છોકરીનું હરણ થયા વિશે, અથવા તેને ગેરકાયદેસર રીતે અટકાવી રાખ્યા વિશે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા જીલ્લા માજીસ્ત્રેટને સોગન ઉપર ફરિયાદ કરવામાં આવે તે ઉપરથી સદરહુ સ્ત્રીને તુરત છુટી કરવાનો અથવા સદરહુ છોકરી તેના ધણીને, મા બાપને, વાલીને અથવા બીજા જે શખસના કાયદેસર હવાલામાં તે હોય તે શખસને તુરત પાછી આપવાનો હુકમ કરવાને, અને તે હુકમ પ્રમાણે ચાલવાની જરૂર પાડવાને, અને જરૂર પડે તેવું બળ વાપરવાને, તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૫૫૩. (૧) જ્યારે ઇલાકાના મુખ્ય શેહેરમાં કોઇ પણ શખસ બીજા કોઇ શખસને કોઇ પોલીસ અમલદાર પાસે પકડાવે, ત્યારે જે માજીસ્ત્રેટ તે મુકદમો સાંભળે તે માજીસ્ત્રેટને જો એમ જણાય કે એ પ્રમાણે પકડાવવાનો કાંઇ પુરતો સબબ નહોતો, તો તે માજીસ્ત્રેટ યોગ્ય ધારે તેટલો નુકસાનીનો બદલો એ પ્રમાણે પકડાવનાર શખસે એ પ્રમાણે પકડેલા શખસને તેના વખતના નુકશાન બદલ તથા તે બાબતમાં થયેલા ખરચ બદલ આપવાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, પણ તે પચાસ રૂપીયા કરતાં વધારે હોવો જોઇયે નહિ.

(૨) સદરહુ પ્રકારના મુકદમાઓમાં, જો એક કરતાં વધારે શખસોને પકડાવવામાં આવે તો સદરહુ માજીસ્ત્રેટ યોગ્ય ધારે તેટલો નુકસાનીનો બદલો તેવીજ રીતે, તેમાંના દરેક શખસને આપવાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, પણ તે પચાસ રૂપિયા કરતાં વધારે હોવો જોઇયે નહિ.

(૩) આ કલમ પ્રમાણે જે નુકસાનીનો બદલો આપવાનો હુકમ કર્યો હોય તે સઘળો, જાણે તે દંડ હોય એવી રીતે, વસુલ કરવાનો અધિકાર છે. અને જો તે એ પ્રમાણે વસુલ થઇ શકે નહિ તો, જે શખસે તે આપવાનો હોય તે શખસને ત્રીસ દિવસ સુધીની જેટલી મુદત તે માજીસ્ત્રેટ ફરમાવે તેટલી મુદત સુધીની આસાન કેદની શિક્ષાનો હુકમ કરવો, પણ જો સદરહુ રકમ તે મુદત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તેને છોડી મુકવો.

૫૫૪. (૧) કલકત્તાની હાઇકોર્ટ, ગવર્નર જનરલ ઇનકૌન્સિલની અગાઉથી મંજુરી લઇને, અને રાયલ ચાર્ટરથી સ્થાપેલી બીજી કોઇ હાઇકોરટ, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને, તાબા માંહે-ની કોરટોનાં દફતર તપાસવા સારૂ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે.

(૨) જે હાઇકોરટ રાયલ ચાર્ટરથી સ્થાપેલી ન હોય તેવી દરેક હાઇકોરટ, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને વખતે વખતે.

(અ) પોતાના તાબામાંહેની સઘળી ફોજદારી કોરટોમાં જે ચોપડીઓ, નોંધો, તથા હિસાબો રાખવાના હોય તે સર્વે ચોપડીઓ, નોંધો તથા હિસાબો રાખવા માટે તથા સદરહુ કોરટોએ જે પત્રકો (રિટેર્નો) અથવા વિગતો તૈયાર કરીને મોકલવાની હોય તે પત્રકો અથવા વિગતો તૈયાર કરીને મોકલવા માટે, કાનુનો કરવાને.

(બ) સદરહુ કોરટોમાં જે જે કામ ચલાવવા માટે કાંઇ નમુના ઠરાવવા જોઇયે, એવું પોતે ધારે તેવાં દરેક કામ માટે નમુના તૈયાર કરવાને.

(ક) પોતાના વહીવટ તથા કામ ચલાવવા માટે તથા પોતાના તાબા માંહેની સઘળી ફોજદારી કોરટોના વહિવટ તથા કામ ચલાવવા માટે કાનુનો કરવાને અને.

(ડ) દંડ વસુલ કરવા સારૂ આ કાયદા પ્રમાણે કાહાડેલાં વારંટો બજાવવા બાબત નિયમન કરવા સારૂ કાનુનો કરવાને, મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમ મુજબ કરેલી કાનુનો તથા નમુના આ કાયદાથી અથવા વિદ્યમાન કાળે ચાલુ હોય એવા બીજા કોઇ પણ કાયદાથી વિરૂદ્ધ પડનાં હોવાં નહિ જોઇયે.

(૩) આ કલમ પ્રમાણે કરેલા સઘળી કાનુનો સ્થાનિક સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવી જોઇયે.

૫૫૫ ૫૫૩ મી કલમથી તથા સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇકોરટના આકટની ૧૫ મી કલમથી આપેલા અધિકારને પાત્ર રહીને, પાંચમા પરિશિષ્ટમાં લખેલા નમુના તેમાં કહેલા કારણો સારૂ દરેક કામની હકીકત પ્રમાણે જોઇતા ફેરફાર કરીને વાપરવા, અને વાપરવામાં આવશે તો પુરતા થશે.

૫૫૬. કોઇપણ જડજે અથવા માજીસ્ટ્રેટે, પોતાની કોરટ ઉપર જે કોરટમાં અપીલ ચાલતી હશે તે કોરટની રજા લીધાવગર, જે મુકદમાનો પોતે પક્ષકાર હોય અથવા જે મુકદમામાં પોતાનો ખુદ હિત-સંબંધ હોય તે મુકદમાનો ઇનસાફ કરવો નહિ અથવા ઇનસાફ થવાસારૂ તે મુકદમો કમિટ કરવો નહિ, અને કોઇપણ જડજે અથવા માજીસ્ટ્રેટે પોતે જાતે કરેલા કોઇપણ ફેંસલાઉપર અથવા હુકમઉપર અપીલ સાંભળવી નહિ.

ખુલાસો:—કોઇ જડજ અથવા માજીસ્ટ્રેટ મ્યુનિસિપલ કમિશનર છે અથવા કોઇ પણ મુકદમામાં તેનો સરકારી નાતાથી સંબંધ છે અથવા જે જગામાં ગુન્હો થયેલો કહેવાતો હોય તે જગા અથવા બીજી કોઈ જગા જ્યાં કામને ઉપયોગી એવું બીજું કાંઇ કૃત્ય બન્યાનું કહેવાતું હોય તે જગા તેણે જોઇ છે અને મુકદમાના સંબંધમાં ચોકસી કરી છે એટલાજ ફક્ત સબબથી તે આ કલમના અર્થ પ્રમાણે તે મુકદમાનો પક્ષકાર છે અથવા તે મુકદમામાં તેનો ખુદ પોતાનો હિત સંબંધ છે એવું સમજવું નહિ.

દૃષ્ટાંત. અ, કલેકટર તરીકે પોતાને પુરી પાડેલી ખબર ઉપર વિચાર કરીને, જકાત સંબંધી કાયદા તોડવા સારૂ બ ના ઉપર કામ ચલાવવાનું ફરમાવે છે. માજીસ્ટ્રેટ તરીકે આ મુકદમાનો ઇનસાફ કરવાને અ ના લાયક છે.

૫૫૭. જીલ્લાકાના મુખ્ય શેહેરમાંના અથવા જીલ્લામાંના કોઇપણ માજીસ્ટ્રેટની કોરટમાં વકીલાત કરનાર કોઇપણ પ્લીડર સદરહુ કોરટમાં અથવા તે કોરટની હકુમતની અંદરની કોઈપણ કોરટમાં માજીસ્ટ્રેટ તરીકે બેસી શકશે નહિ.

૫૫૮, જે મુલકોનો રાજ્યકારભાર સ્થાનિક સરકાર ચલાવતી હોય તે મુલકોમાંની રાયલ ચાર્ટરથી સ્થાપેલી હાઇકોરટો શિવાય બીજી દરેક કોરટમાં કઇ ભાષા, આ કાયદાનાં કારણસારૂ તે કોરટની ભાષા સમજવી તે નક્કી કરવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

૫૫૯. આ કાયદાથી ગવર્નર જનરલ ઇનકૌન્સિલને અથવા સ્થાનિક સરકારને આપેલા સઘળા અધિકારો જેમ પ્રસંગ પડે તેમ વખતે વખતે ચલાવવાનો અખત્યાર છે.

૫૬૦, આ કાયદાપ્રમાણે કોઇપણ મિલકતના વેચાણના સંબંધમાં કાંઇપણ ફરજ બજાવવાની હોય

એવા કોઇ સરકારી નોકરે તે મિલકત વેચાતી લેવી નહિ અથવા તેની માગણી કરવી નહિ.

૫૬૧. (૧) આ કાયદામાં ગમે તે ઠરાવ હોય તો પણ, ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા જીલ્લા માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ પણ માજીસ્ટ્રેટે નિચે પ્રમાણે કરવું નહિ—

(અ) એકાદ પુરૂષે પોતાની વહુસાથે બલાત્કાર સંભોગ કર્યો હોય તે પ્રસંગે તે બલાત્કાર સંભોગનો ગુન્હો સાંભળવો નહિ, અથવા

(બ) સદરહુ પુરૂષને એવા ગુન્હામાટે ઇનસાફ થવાસારૂ કમિટ કરવો નહિ

(૨) અને, આ કાયદામાં ગમે તે ઠરાવ હોય તે છતાં, જો આ કલમની પેટા કલમ (૧) માં કહેલા પ્રકારના ગુન્હાના સંબંધમાં કોઇ પણ પોલીસ અમલદાર મારફત તપાસ કરવાને હુકમ કરવાનું ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટને અથવા જીલ્લા માજીસ્ટ્રેટને જરૂરનું દેખાય તો, એવી તપાસ કરવા સારૂં અથવા તેમાં ભાગ લેવા સારૂ પોલીસ ઇન્સપેક્ટરના દરજ્જા કરતાં ઉતરતા દરજ્જાના કોઈ પણ પોલીસ અમલદારને કામે લગાડવો નહિ.

## પ્રથમ ગુન્હાના કરના ।.

૫૬૨. (૧) જે કોઇપણ મુકદમા એકાદા માણસ ઉપર કોઇપણ કોરટમાં, ચોરીના એકાદા ઘરમાં ચોરીના, સાપરાધ ખોટા ઉપયોગના, દગાઇના અથવા વત્તામાં વત્તા બે વર્ષ સુધીની કેદની શિક્ષા જે બદલ ઠરાવી હોય એવા બીજા કોઇપણ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય, અને તેના ઉપર તે અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો નહિ હોય. તે મુકદમામાં જો, તે માણસ ઉપર જે કોરટ આગળ સદરહુ પ્રમાણે ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય તે કોરટને એમ લાગે કે તે ગુન્હેગારની તરૂણાવસ્થા ચાલચલણ તથા અગાઉની વર્તણુક તરફ તથા ગુન્હાના નજીવા સ્વરૂપ તરફ તથા ગુન્હો ઓછો કરનારા જે કોઇપણ પ્રસંગે કરવામાં આવ્યો હતો તે પ્રસંગ તરફ જોતાં, તે ગુન્હેગારને સારી વર્તણુકની સરતે છોડી મુકવો યોગ્ય છે, તો તેને એકદમ કોઇપણ શિક્ષા કરવાને બદલે તે કોરટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે તે ગુન્હેગાર પોતાને બોલાવવામાં આવે ત્યારે હાજર થઇને ફેંસલો સાંભળવાસારૂ તથા દરમિયાન સુલેહ રાખવા તથા સારી રીતે ચાલવાસારૂ જામીનો સાથેનું અથવા વગર જામીનોનું તથા કોરટ ફરમાવે તેટલી વત્તામાંવત્તી ૧ વર્ષની મુદત સુધીનું ખત લખી આપે તો તેને છોડી મુકવો.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટે અથવા એ કામસારૂ ખાસ અધિકાર નહિ આપ્યો હોય એવા બીજા વર્ગના માજીસ્ટ્રેટે પ્રથમ ગુન્હો કરનારા કોઇપણ શખસની ઉપર ગુન્હો સાબિત-થયાનો ઠરાવ કર્યો હોય અને તે માજીસ્ટ્રેટની નજરમાં એમ આવે કે આ કલમની રૂયે આપેલા અધિકાર ચલાવવા જોઇએ ત્યારે તેણે પોતાનો એવી રીતનો મત દફતરમાં દાખલ કરવો તથા ચલાવેલું કામ પહેલા વર્ગના માજીસ્ટ્રેટને અથવા પેટા તુકડી માજીસ્ટ્રેટને મોકલવું તથા તોહોમતદારને તે માજીસ્ટ્રેટ આગળ મોકલવો અથવા તેની આગળ હાજર થવા બાબત જામીન લેવો અને તે માજીસ્ટ્રેટે ૩૮૦ મી કલમમાં ઠરાવેલી રીતે તે મુકદમાનો નિકાલ કરવો.

૫૬૩. (૧) જે કોરટે ગુન્હેગાર ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, તેની અથવા જે કોરટ ગુન્હેગારના અસલ ગુન્હાની વ્યવસ્થા કરી શકતે, તે કોરટની એવી ખાત્રી થાય કે તે ગુન્હેગાર પોતાના મુચરકામાંની કોઇ પણ શરત પાળવાને ચુકયો છે તો, તે કોરટ તેને પકડવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

વ્યવસ્થા કરી શકતે તે કોરટની એવી ખાત્રી થાય કે તે ગુન્હેગાર પોતાના મુચલકામાંની કોઇપણ શરત પાળવાને ચુકયો છે તો, તે કોરટ તેને પકડવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

(૨) કોઇ ગુન્હેગારને એવા કોઇપણ વારંટ ઉપરથી પકડવામાં આવે ત્યારે, જે કોરટે વારંટ કાઢયું હોય તેની આગળ તેને તાબડતોબ આણવો જોઇયે, અને તે કોરટ તે મુકદમો સાંભળવામાં આવે ત્યાં સુધી તેને કેદમાં પાછો મોકલવાને અથવા શિક્ષાનો હુકમ સાંભળવાસારૂ તે હાજર થશે એવી શરતે પુરતા તારણ સહિત તેના જામીન લેવાને મુખત્યાર છે. તે કોરટ તે મુકદમો સાંભળ્યા પછી શિક્ષા કરવાને મુખત્યાર છે.

૫૬૪ (૧) ૫૬૨ મી કલમના ઠરાવ મુજબ ગુન્હેગારને છોડી મુકવાનું ફરમાવતાં પેહેલાં કોરટની નીચેની બાબત, એટલે જે જગામાં તે કોરટ કામ કરતી હશે તે જગામાં અથવા, સદરહુ શરત પાળવા સારૂ ઠરાવેલી મુદતમાં ગુન્હેગારનો જે જગામાં રેહેવાનો સંભવ હોય તે જગામાં, ગુન્હેગારનું અથવા તેના જામીનનું કાયમનું રેહેવાનું ઠેકાણું છે અથવા હમેશનો ધંધો છે એ બાબત ખાત્રી થવી જોઇયે.

(૨) આ કલમમાંહેના અથવા કલમો ૫૬૨ તથા ૫૬૩ માંહેના કોઇ પણ ઠરાવો ઉપરથી સન ૧૮૯૭ ના સનમાર્ગપ્રવર્તક શાળાબાબતના આકટની ૩૧ મી કલમમાંહેના ઠરાવોને બાધ આવે છે એમ સમજવું નહિ.

**અગાઉ જેમના પર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તેવા ગુન્હેગારો.**

૫૬૫. (૧) જ્યારે કોઇ શખસ ઉપર, હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨ મા બાબ મુજબ અથવા ૧૭ મા બાબ મુજબ ત્રણ વર્ષની અથવા તેથી વધારે મુદત સુધી કેદની શિક્ષા થવાજોગ કોઇ પણ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય અને તેના ઉપર ફરીથી, હઇકોરટ, સેશન કોરટ, પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જીલ્લા માજીસ્ત્રેટ, પેટા તુકડી માજીસ્ત્રેટ અથવા આ બાબત સ્થાનિક સરકારે ખસુસ રીતે અખ્તિયાર આપેલો કોઇ પણ પેહેલા વરગનો માજીસ્ત્રેટ, સદરહુ કોઇ પણ એક બાબ મુજબ ત્રણ વરસની અથવા તેથી વધારે મુદત સુધી કેદની શિક્ષા થવા જોગ કોઇ પણ ગુન્હાની સાબિતીનો ઠરાવ કરે, ત્યારે તે કોરટ અથવા માજીસ્ત્રેટ યોગ્ય ધારે તો, તે કોરટ અથવા તે માજીસ્ત્રેટ, તે શખસને સમુદ્રપારની અથવા કેદની શિક્ષા કરતી વખતે, એવો પણ હુકમ કરવાને મુખત્યાર છે કે સદરહુ શિક્ષા જે તારીખે પુરી થાય તે તારીખથી વત્તામાં વત્તી પાંચ વરસની મુદત સુધી, આગળ ઠરાવ્યા પ્રમાણે, તે છુટી ગયા પછી તેનું રહેવાનું ઠેકાણું તથા તેમાં કંઇ ફેરફાર કરવામાં આવે તો તે જાહેર કરવું.

(૨) જો સદરહુ ગુન્હાની સાબિતીનો ઠરાવ, અપીલમાં અથવા બીજી રીતે રદ કરવામાં આવે તો, સદરહુ પ્રકારનો હુકમ રદ થશે એમ સમજવું.

(૩) સ્થાનિક સરકાર, ગવર્નર જનરલ ઇનકૈન્સિલની પ્રથમ મંજુરી લઇને, છોડી મુકેલા ગુન્હેગારોની રહેવાની જગા જાહેર કરવા સંબંધી આ કલમના ઠરાવો અમલમાં મુકવા સારૂ કાનુનો કરવાને મુખત્યાર છે.

(૪) એવી રીતે કરેલી કોઇ કાનુન મુજબ ચાલવાને કોઇ સખસ ના પાડશે અથવા ગફલત કરશે તેને, જાણે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૬ મી કલમ મુજબ ગુન્હો કર્યો હોય તે પ્રમાણે શીક્ષા કરવામાં આવશે.

( સમાપ્ત. )

# ઈંડિઅન પીનલ કોડ.

## હિંદુસ્તાનનો ફોજદારી કાયદો,

### ( સન ૧૮૬૦ નો આકટ ૪૫ મો )

### બાબ ૧ લો.

૧ બ્રિટિશ ઈંડિઆને માટે એક સામાન્ય ફોજદારી કાયદો કરવો એ યોગ્ય છે માટે નીચે મુજબ ઠરાવ્યું છે. હિંદુસ્તાનનો ફોજદારી કાયદો. અને હિંદુસ્તાનનો રાજકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો એકટ એ નામના વિકટોરીઆના રાજના ૨૧ મા તથા ૨૨ મા વર્ષમાં કરેલા કાયદાના બાબ ૧૦૬ ઉપરથી રાણી સાહેબને હાથે જે મુલક આવ્યો છે અથવા આવે તે સઘળા મુલકમાં

૨ સદરહુ મુલક મધ્યે આ કાયદાના ઠરાવો વિરૂદ્ધનાજ કામ અથવા કસુરનો જે સખસ ગુન્હેગાર થશે, તે સખસને તે કામ અથવા કસુર બાબત આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે. બીજી રીતે કરવામાં આવશે નહીં.

૩ સદરહુ મુલકની હદની બહાર કોઇ ગુન્હાને માટે જે સખસની તજવીજ હિંદુસ્તાનના ગવર્નર જનરલ ઇન કૌંસિલે કરેલા કોઈ કાયદાથી થઇ શકતી હોય તે સખસના ઉપર સદરહુ મુલકની બહાર કરેલા કામને માટે તે કામ જાણે સદરહુ મુલકની માંહેજ કર્યું હોય એ પ્રમાણે આ કાયદા પ્રમાણે કાયદાના ઠરાવો મુજબ અમલ કરવામાં આવશે.

૪ તેમજ આ કાયદાના ઠરાવો

૧ રાણી સાહેબની હિંદુસ્તાન માંહેની કોઇ પણ દેશી રૈયતે બ્રિટિશ ઈંડીઆની બહારની તથ તથા પેલી ગમની કોઇ પણ જગાએ. )

૨ બીજી કોઇ પણ બ્રિટિશ રૈયતે હિંદુસ્તાન માંહેના કોઇ પણ દેશી રાજા અથવા સરદાર મુલકોની અંદર,

૩ રાણીનો જે કોઇ નોકર બ્રિટિશ રૈયત હોય કે ન હોય તેણે હિંદુસ્તાન માંહેના કોઇપણ દેશી રાજા અથવા સરકારના મુલકોની અંદર, કરેલા કોઇ પણ ગુન્હાને લાગુ છે.

ખુલાસો—આ કલમમાં ' ગુન્હો ' આ શબ્દમાં બ્રિટિશ ઇંડિઆની બહાર કરેલું જે કાંઈ કામ બ્રિટિશ ઇંડીયામાં કર્યું હોત તો તે બદલ આ કાયદા મુજબ શિક્ષા કરી શકાત, તે દરેક કામનો સમાવેશ થાય છે.

દ્રષ્ટાંતો—(અ) અ એક મજુર હિંદુસ્તાનની દેશી રૈયત છે, અને તે યુગંડામાં ખુન કરે છે, તે બ્રિટિશ ઇંડીઆ માંહેની જે કોઇ પણ જગામાંથી મળી આવે તે જગાએ તેનો ઇન્સાફ કરી શકાય તથા તેના ઉપર ખુનની સાબીતીનો ઠરાવ કરી શકાય.

(બ) બ એક યુરોપીયન બ્રિટીશ રૈયત છે, અને તે કાસ્મીરમાં ખુન કરે છે. તે બ્રિટીશ ઇંડીઆ માહેના જે કોઇપણ જગામાંથી મળી આવે તે જગાએ તેનો ઇન્સાફ કરી શકાય તથા તેના ઉપર ખુનની સાબીતીનો ઠરાવ કરી શકાય.

(ક) ક એક પરદેશી માણસ જે પંજાબ સરકારની નોકરીમાં છે, તે જીંદમાં ખુન કરે છે. તે બ્રિટીશ ઇંડીઆ માંહેની જે કોઈ પણ જગામાંથી મળી આવે તે જગાએ તેનો ઇન્સાફ કરી શકાય તથા તેના ઉપર ખુનની સાબિતિનો ઠરાવ કરી શકાય.

(ડ) ડ એક બ્રિટીશ રૈયત ઇંદોરમાં રહે છે, અને ઈ ને મુંબાઇમાં ખુન કરવાને ઉશ્કેરે છે, ખુન કરવામાં ડ એ મદદ કરી એમ સમજવું.

૫ ચોથા વીલ્યમ રાજાના ૩ જા તથા ચોથા વરસમાં કરેલા કાયદાના ૮૮ મા બાબના અથવા ત્યાર પછી કોઇ પ્રકારે ઇસ્ટ ઇન્ડીયા કંપની કે પાર્લામેન્ટના કરેલા આકટના કે રાણી સાહેબની કે ઇસ્ટ ઇંડિયા કંપનીની નોકરી માંહેના ઓફીસરો કે સોલજરો બંડ કરે કે નાસી જાય તેમને શીક્ષા કરવા સારૂ કરેલા આકટ કે હિંદુસ્તાનની દરિયાઇ ફોજનો બંદોબસ્ત કરવાના કોઇ પણ આકટના કે કોઇ પણ વિશેષ કે સ્થાનિક કાયદાના કોઇ પણ ઠરાવને આ આકટમાંની કોઈ બીનાથી રદ કરવાનો કે ફેરફાર કરવાનો કે મોકુફ કરવાનો કે તે પર કોઇ રીતે અસર કરવાનો ઇરાદો નથી.

---

## બાબ ૨ જો.

## સાધારણ સમજણ.

૬ આ કાયદામાં સઘળે ઠેકાણે ગુનાના પ્રત્યેક લક્ષણને તથા શીક્ષા સંબંધી પ્રત્યેક ઠરાવને તથા એવા પ્રત્યેક લક્ષણને, પ્રત્યેક દ્રષ્ટાંતને " સાધારણ અપવાદો " એ નામના બાબ મધે લખેલા અપવાદો લાગુ પડે છે એમ સમજવું; અગર તે અપવાદો તે લક્ષણો કે શીક્ષા સંબંધી ઠરાવમાં અથવા દ્રષ્ટાંતમાં ફરીથી લખ્યા નથી તોપણ.

દ્રષ્ટાંતો (અ) આ કાયદામાં જે જે કલમોમાં ગુન્હાનાં લક્ષણો લખ્યાં છે તેમાં એમ લખ્યું છે કે એ ગુન્હા સંબંધી સાત વર્ષથી ઓછી ઉમ્મરના બાળકથી થઇ શકે નહિ પણ જે સાધારણ અપવાદમાં લખેલું છેકે સાત વરસથી ઓછી ઉમરના બાળકે કરેલું કાંઈ પણ કામ ગુન્હો ગણાશે નહિ, તે અપવાદ તે લક્ષણોને લાગુ પડે છે એમ સમજવું.

(બ) જએ ખુન કર્યું તેને અ પોલીસે વગર વારંટે પકડયો તો એથી અ ગેરવ્યાજબી કેદના ગુન્હાનો તકસીરવાર નથી. કેમકે કાયદા પ્રમાણે પકડવાની તેની ફરજ છે, જેથી " જે કામ કરવાની કાયદા પ્રમાણે જે સખસની ફરજ છે તે કામ તે સખસે કર્યું તો તે ગુન્હો નથી " તે સાધારણ અપવાદમાં આ બીના દાખલ થાય છે.

૭ આ કાયદાના કોઇ પણ ભાગમાં જે શબ્દનો અર્થ સમજાવ્યો છે તે શબ્દ આ કાયદાના પ્રત્યેક ભાગમાં તેજ અર્થ પ્રમાણે વાપર્યા છે.

૮ પુરૂષ સર્વનામ'તે' તથા 'તે'ને વિભક્તિ લાગીને સીદ્ધ થયેલા શબ્દો પુરૂષ તથા સ્ત્રી બંનેને લાગુ પડે છે.

૯ એક વચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં અને અનેક વચનમાં લખેલા શબ્દોને એક વચનમાં સમજવા.

૧૦ 'પુરૂષ' શબ્દવડે કોઇપણ વયનો માનવી પુરૂષ, અને 'સ્ત્રી' શબ્દમાં કોઇ પણ વયની સ્ત્રી સમજવી.

૧૧ સખસ એ શબ્દમાં કોઇપણ કંપની, સભા કે માણસોની મંડળીનો સમાવેશ થાય છે,

૧૨ લોક એ શબ્દમાં કોઈપણ વર્ગ કે જમાતનો સમાસ થાય છે.

૧૩ રાણી—એ શબ્દવડે ગ્રેટબ્રિટન તથા આયર્લાંડનાં એકઠા મળેલાં રાજ્યનો જે વખતે જે સત્તાધિશ હોય તે સમજવા.

ટીકા—નામદાર શહેનશાહ બાનું કે રાણી, એ શબ્દોમાં તેના વારસોનો સમાવેસ થાય છે.

૧૪ રાણીનો નોકર—એ શબ્દમાં હિંદસ્તાનનો રાજકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો એક્ટ એ નામનો વિકટોરીયાના રાજ્યમાં ૨૧ મા કે ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠાએ અથવા તેના આધાર ઉપરથી કે હિંદુસ્તાનની સરકારે કે કોઈપણ સરકારે કે તેની સત્તાથી હિંદુસ્તાન મધે કાયમ રાખેલા, ઠરાવેલા કે મુકરર કરેલા સઘળા અમલદારો અથવા નોકરો સમજવા.

૧૫ બ્રીટીશ ઇન્ડીયા—એ શબ્દ હીંદુસ્તાનનો રાજકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો એકટ એ નામના વીકટોરીયાના રાજ્યના ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણી સાહેબને હાથે જે મુલક આવ્યો છે, અથવા આવે તે મુલક સમજવો.

૧૬ હીંદુસ્તાન—એ શબ્દવડે હીંદુસ્તાનના ગવર્નર જનરલ પોતાની ઇનકૌંસિલથી ગેરહાજર હોય તે દરમીયાનમાં પ્રેસીડેન્ટ ઇનકૌંસિલ અથવા એકલા હીંદુસ્તાનના ગવર્નર જનરલ સમજવા. ને તેઓ અથવા જે જે અખત્યાર પ્રમાણે કાયદા મુજબ અમલ કરી શકે તે તે અખત્યારને સંબંધે સમજવા.

૧૭ સરકાર—એ શબ્દ વડેજ સખસ અથવા સખસોને બ્રિટિશ ઇંડિયાના કોઇપણ ભાગમાં હુકુમત કરવાનો કાયદા પ્રમાણે અખત્યાર છે તે સખસ અથવા સખસો સમજવા.

૧૮ પ્રેસીડેન્સી—એ શબ્દ વડે એક પ્રેસીડેન્સી સરકારનો તાબાનો મુલક સમજવો.

૧૯ જડજ—એ શબ્દ વડે જે સખસને તેના હોદ્દાને લીધે જડજનું નામ આપ્યું હોય તે સખસજ નહી પણ જેજે સખસને કાયદાથી કોઇપણ દીવાની કે ફોજદારી મુકરદમામાં આખરી ફેંસલો અથવા જેપર અપીલ ન થાયતો આખરી ગણાય એવા ફેંસલા અથવા બીજા કોઈ અધિકારીએ બહાલ

રાખેલી આખરી થાય એવો ફેંસલો આપવાનો અખતિયાર હોય અથવા એવો ફેંસલો આપવાને કાયદાથી અખ્તીયાર પામેલા અનેક સખસોમાંનો જે એક હોય તે દરેક સખસપણ સમજવો.

૨૦ **ઇન્સાફની કોર્ટ**—એ શબ્દો વડે જે જડજને કાયદાથી એકલા રહીને ઇન્સાફનું કામ કરવાનો અખતિયાર મળ્યો હોય અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઇન્સાફનું કામ કરવાનો અખ્તીયાર મળ્યો હોય તે જડજ અથવા જડજો સમજવા પણ જ્યારે તે જડજ અથવા જડજો ઇન્સાફનું કામ કરતા હોય ત્યારે.

૨૧ **સરકારી નોકર**—એ શબ્દોમાં—રાણીનો હરેક કવેનાજન્ડેટ સરવન્ટ, રાણીની જમીન પરની કે દરીયાઇ ફોજનો કમીશંડ ઓફીસર, દરેક જડજ. ઇન્સાફની કોરટનો દરક અમલદાર, જુરી કે આસેસર કે ઇન્સાફની કોર્ટને મદદ કરનારી પંચાયતનો માણસ, લવાદ કે બીજો માણસ, જેને કોઇ સખસને કેદ કરવાનો હોદ્દાની રૂયે અખત્યાર હોય છે, સરકારનો હરકોઇ અમલદાર, સરકારની વતી મીલકત લેવાનું, માપણી. જમાબંધી કે કરાર કરવાનું હોય તે અમલદાર, દિવાની પ્રોસેસ બજાવનાર, કેદના વાંરટો બજાવનાર, પટાવાળાઓ, એ સર્વે સરકારી અમલદાર છે. મ્યુનીસીપાલ કમીશનર સરકારી નોકરછે.

૨૨ **જંગમ મીલકત**—એ શબ્દોમાં જમીન અને જમીનને ચોટેલી વસ્તુ અથવા જમીનની વસ્તુ અથવા જમીનની વસ્તુ જોડે જથુ જોડાયેલી વસ્તું સિવાયની કોઇપણ પ્રકારની મિલકત સમજવી.

૨૩ **ગેરવ્યાજબી લાભ**—કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મિલકતનું મેળવવું કે જે મિલકતપર તે મેળવનાર સખસને કાયદા પ્રમાણે હક નથી.

**ગેરવ્યાજબી હાનિ**—એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મીલકતનું જવું, જે મિલકતપર તે જેની પાસેથી જાય છે તે સખસને કાયદા પ્રમાણે હક છે. ગેરવ્યાજબી લાભમાં મીલકતનું ગેરવ્યાજ રાખવું પણ સમજવું, ગેરવ્યાજબી હાનીમાં કાંઇ મિલકત લેવામાં ગેરવ્યાજબી પ્રતિબંધ થાય તે પણ સમજવું

૨૪ **બદદાનતથી**—જે માણસ જે કાંઇ વસ્તુ એક સખસને ગેરવ્યાજબી લાભ કરવાના અથવા બીજા સખસને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી કરે તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું,

૨૫ **દગલબાજી**—જો કોઇ સખસ કાંઇ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે તે વસ્તુ તેણે દગલબાજીથી કરી એમ સમજવું.

૨૬ **માનવાનું કારણ**—જે કોઈ સખસને કાંઇ વસ્તુ માનવાનું પાકું કારણ હોયતો તેને વસ્તુ માનવાનું કારણ છે એમ સમજવું, નહિંતો નહીં.

૨૭ **સ્ત્રી કે મેહેતા, કે નોકરના કબજામાંની મિલકત**—જ્યારે કાંઇ મિલકત કોઇ સખસની વતી તે સખસની સ્ત્રી, મહેતા કે નોકરના કબજામાં હોય ત્યારે આ કાયદાના અર્થ પ્રમાણે તે તેજ સખસના કબજામાં છે એમ સમજવું.

૨૮ **ખોટું બનાવવું**—જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે એવા ઇરાદાથી કે તે સરખાપણામાંથી ફરેબ કરવો અથવા એવું જાણીને તે સખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું.

૨૯ **લેખ**—એ શબ્દવડે જે કાંઇ બાબત કાંઇ વસ્તુ ઉપર અક્ષર અંક કે ચિન્હવડે સમજાવી કે ધ્યાન કરેલી હોય અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઇરાદો હોય અથવા વપરાય.

૩૦ **કીંમતી દસ્તાવેજ**—એ શબ્દો વડે જે લેખથી કાંઇ કાયદેસર હક ઉત્પન્ન થતો હોય, વધતો હોય કે બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય કે છોડી દેવાનો હોય, કે જે લેખથી કોઇ સખસ કબુલ કરતો હોય કે મારી જુમેદારી છે કે ફલાણો કાયદેસર હમારો નથી એવો લેખ અથવા મતલબનો લેખ સમજવો.

૩૧ **વીલ**—એ શબ્દવડે, કોઇપણ વશીયત નામાનો લેખ સમજવો.

૩૨ **કાયદેસર કસુરો**—આ કાયદામાં કરેલા કામોનો બોધ કરનારા શબ્દો હોય તે શબ્દો કાયદા વિરૂદ્ધ કસુરોને પણ લાગે છે એમ સમજવું. પણ ઉલટો અર્થ જણાતો હોય તો તેમ અર્થ કરવો.

૩૩ કામ—એ શબ્દ એક કામને તેમ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કામોને પણ લાગે છે. અને કસુર એ શબ્દ એક કસુર તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલી અનેક કસુરોને પણ લાગે છે.

૩૪ ઘણા સખસોનો ઇરાદો હોય તે પાર પાડવા સારૂ તે સઘળા સખસોએ મળીને જ્યારે કાંઇ ગુન્હાનું કામ કર્યું હોય ત્યારે તેઓમાંનો હર એક સખસ તે કામ તેણે એકલાએજ કર્યું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે.

૩૫ જ્યારે એવું કાંઇ કામ સાપરાધ જ્ઞાન કે ઇરાદાથી થયાને લીધે ગુન્હો ગણાતું હોય તો તે-ઓમાંનો દરેક સખસ જે તે કામમાં તેવા જ્ઞાન અથવા ઇરાદાથી સામેલ થયો હોય તે તેણે એકલાએજ તેવા જ્ઞાન અથવા ઇરાદાથી તે કામ કર્યું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે.

૩૬ જે કામથી કે કસુરથી કોઇ અસર કરવી, તે ગુન્હો ગણાતો હોય, તો તેજ અસર થોડા કામથી કે કસુરથી કરવી તે પણ ગુન્હો છે એમ સમજવું.

૩૭ ઘણાં કામો મળીને કાંઈ ગુન્હો થતો હોય તો જે સખસ એકલો કે બીજાની સાથે રહીને તેઓમાંનું એક કામ કરીને ગુન્હો કરવામાં ઇરાદાથી મદદ કરે તો તે સખસે તે ગુન્હો કર્યો છે એમ સમજવું,

૩૮ કોઈ ગુન્હાનું કામ કરવામાં ઘણા સખસો લાગેલા કે સામેલ હોય તો તેઓ તે કામથી જુદા જુદા ગુન્હાના તકસીરવાર થઇ શકે.

૩૯ બુદ્ધિપુર્વક—જ્યારે કોઇ સખસે જે ઉપાયથી કંઇ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય, તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યું કે માન્યું હોય કે તે ઉપાયથી તે, તે અસર પેદા કરે, તો તેણે બુદ્ધિપૂર્વક તે અસર પેદા કરી એમ સમજવું.

૪૦ ગુન્હો—આ કલમની બીજીને ત્રીજી રકમમાં લખેલા બાબ અને કલમો સિવાય ગુન્હો એ શબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં શીક્ષા કરવાનું ફરમાવ્યું છે, તે વસ્તુ સમજવી.

૪૧ વિશેષ કાયદો—એટલે કાંઈ ખાસ બાબતને લાગુ પડે તેવો કાયદો.

૪૨ સ્થાનિક કાયદો—એટલે બ્રીટીશ ઇંડિઆના કોઇ વિશેષ ભાગનેજ લાગુ પડે તેવો કાયદો.

૪૩ કાયદા વિરૂદ્ધ—એ શબ્દો જે વસ્તુ ગુન્હો છે, કે કાયદાએ મના કરેલી છે કે, દીવાની ફરીયાદનું કારણ થાય છે તે પ્રત્યેકને લાગુપડે છે; અને જે સખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વિરૂદ્ધ થાય તે વસ્તુ કરવાની તે સખસની 'કાયદા પ્રમાણે ફરજ છે.' એમ સમજવું.

૪૪ નુકશાન—એ શબ્દ વડે કોઇપણ સખસના શરીરને, મનને, આબરૂને અથવા મિલકતને કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કાંઇ પણ હાનિ સમજવી.

૪૫ જીંદગી—એટલે માણસની જીંદગી સમજવી.

૪૬ મોત—એટલે માણસનું મોત સમજવું.

૪૭ જાનવર—એટલે માણસ સિવાય બીજી કાંઇપણ જીવવાળી વસ્તુ સમજવી.

૪૮ વહાણ—એ શબ્દ વડે જળ માર્ગે માણસોને કે મીલકતને લઇ જવા કરેલી કોઇપણ વસ્તુ સમજવી.

૪૯ વરસ—કે મહીનો એટલે ઇંગ્રેજી પંચાંગ પ્રમાણે તે વરસ અથવા મહીનો ગણવો.

૫૦ કલમ—એટલે કાયદાના જે ભાગોની આગળ આંકડા લખીને તેઓને જુદા પાડેલા છે તેઓમાંનો એક ભાગ સમજવો.

૫૧ સોગંદ—એટલે ધર્મ પૂર્વક પ્રતીજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે પ્રતીજ્ઞા,તથા ઇન્સાફની કોર્ટમાં કેવળ જે ઠેકાણે કોઇ સરકારી નોકરની આગળ કોઇપણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય કે રજા આપી હોય કે જે એકરાર પુરાવાના કારણ સર વાપરવો હોય તે એકરારનો પણ સમાશ થાય છે એમ સમજવું.

૫૨ શુદ્ધબુદ્ધિથી—જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વિના કરી કે માની હોય તે કરી અથવા માની એમ સમજવું નહી.

## બાબ ૩ જો.
## શિક્ષા બાબત.

૫૩ **શિક્ષા**—આ કાયદા પ્રમાણે ગુન્હેગારો જે શિક્ષાઓને લાયક છે તે નીચે પ્રમાણે;—

પહેલી મોત બીજી **સમુદ્રપાર** ત્રીજી **સાસનીક દાસત્વ,** ચોથી **કેદ** કેદ એ પ્રકારની છે. (૧) **સખત** એટલે સખત મજુરી સાથે અને (૨) **આસાન,** પાંચમી, **મીલકત સરકાર જપ્ત કરવી,** છઠી, દંડ અને સાતમી ફટકા

**ટીકા**—મોતની સજા ઘણીજ થોડી કરવી જોઈએ. અને જ્યાં ખુન કે રાજ્યની સામે મોટામાં મોટો ગંભીર ગુન્હો કરવામાં આવ્યો હોય તેવાજ કેસમાં માત્ર મોતની સજા કરવી,

**ફટકાની શીક્ષા**—૧૬ વર્ષથી ઓછી ઉમ્મરનાને ફટકા મારવાની શિક્ષા કરવી.

૫૪ જે બાબત મોતની શિક્ષા કરવામાં આવી હોય તે બાબતમાં ગુન્હેગારોની રજા મંદી સિવાય હીંદુસ્તાનની સરકાર કે જે ઠેકાણે ગુન્હેગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકણાની સરકાર તે શીક્ષાને બદલે આ કાયદામાં ઠરાવેલી બીજી ગમે તે શીક્ષાકરવાને મુખત્યાર છે.

૫૫ જે બાબતમાં જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે બાબતમાં ગુન્હેગારની રજા મંદી સિવાય હીંદુસ્તાનની સરકાર કે જે ઠેકાણે તે ગુન્હેગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શીક્ષાને બદલે ચૌદ વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવાને મુખત્યાર છે.

૫૬ જે બાબત કોઇ સખસ યુરોપીઅન અથવા અમેરીકન છતાં આ કાયદામાં જેને માટે સમુદ્રપારની શીક્ષા ઠરાવી છે, એવો કોઇ ગુન્હો તેની ઉપર સાબીત થાય તે બાબતમાં સમુદ્રપારની શીક્ષાનો હુકમ ન કરતાં સન ૧૮૫૫ ના ૨૪ મા આકટના ઠરાવો મુજબ કોરટે તે ગુન્હેગારોને સાશનીક દાસત્વની શીક્ષાનો હુકમ કરવો.

પણ જીવતાં સુધીની શીક્ષાનો ઠરાવ નહીં હોય અને દશ વરસ કરતાં વધુ મુદત કેદની શીક્ષાનો ઠરાવ હોય તે બાબત તે માણસ કોર્ટની નજરમાં આવશે તે પ્રમાણે ૭ વરસ કરતાં વધુ મુદત સુધી શાશનીક દાસત્વની શિક્ષા પામવાને તે લાયક થશે, પણ જીવતાં સુધી શાસનીક દાસત્વની શિક્ષાને લાયક થશે એમ સમજવું

**ટીકા**—શાસનીક દાસત્વની શિક્ષા માત્ર યુરોપીઅન અને અમેરિકનોને માટેજ છે. (ઇ. લે. રી. ૧૯. મદ્રા. ૪૮૩)

૫૭ **શિક્ષાની મુદતોના** ભાગોની ગણતરી કરવામાં જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને વીસ વરસની સમુદ્ર પારની શિક્ષાની બરોબર ગણવી.

૫૮. જે ગુન્હેગારોને સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવે તે ગુન્હેગારોને સમુદ્રપાર કરતાં સુધી તેને સખ્ત કેદની શીક્ષાનો હુકમ થયો હોય એ રીતે તેની ઉપર અમલ કરવો અને તે મુદતમાં તેણે સમુદ્રપારની શીક્ષા ભોગવી એમ સમજવું.

૫૯. જે બાબતમાં ગુન્હેગારને સાત વરસ અથવા તેથી વધારે મુદતની કેદની શીક્ષા થઇ શકતી હોય તે બાબતમાં તે ગુન્હેગારને કેદની શિક્ષાનો હુકમ ન કરતાં સમુદ્રપારનો હુકમ કરવાને તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોર્ટ મુખત્યાર છે. પણ તે સમુદ્રપારની શિક્ષા સાત વરસ કરતાં ઓછી મુદતની હોવી ન જોઇએ. તેમ જેટલી મુદતની કેદની શીક્ષાને તે ગુન્હેગાર લાયક હોય તે કરતાં વધુ મુદતની પણ હોવી ન જોઇએ.

૬૦ જે બાબતમાં ગુન્હેગારને બેમાંની ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઇ શકે તે બાબતમાં આખી સખ્ત કેદ કે આખી આસાન, અથવા તેમાંથી કાંઇ ભાગ સખ્ત ને બાકીનો આસાન એ પ્રમાણે શિક્ષા કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સોળ વર્ષની અંદરના ગુન્હેગારોને દેશ નીકાલની કે કેદની સજા કરવામાં આવી હોય, ત્યારે તેને કોર્ટના હુકમથી ફોજદારી જેલમાં મોકલવાને બદલે ઉદ્યોગ શાળામાં મોકલાવાય.

૬૧. જે બાબતમાં જે સખસની ઉપર એવો ગુન્હો સાબીત થાય કે તે ગુન્હાને માટે તે ગુન્હેગાર પોતાની સઘળી મિલકત સરકાર જપ્ત થવાને લાયક છે, તે બાબતમાં ફરમાવેલી શીક્ષા ભોગવી રહ્યા વિના

કે તે માફ થયા વીના સરકારના લાભ સિવાય બીજી રીતે તેની કોઇ મીલકત મેળવી શકાશે નહી.

૬૨ જે બાબત જે સખસની ઉપર મોતની શિક્ષા થઇ શકે એવો ગુન્હો સાબીત થાય તે બાબત તે સખસની સ્થાવર જંગમ સઘળી મીલકત સરકાર જપ્ત થાય એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. જે બાબતમાં જે સખસને સમુદ્રપાર કરવામાં આવે કે સાત વરસ કે તેથી વધુ મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવે તો તે બાબતમાં તેને સમુદ્રપારની કે કેદની મુદતના દરમી આનમાં તે સખસના કુટુંબને માટે સરકારની નજરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે એવી છુટ રાખીને તે મુદતની દરમ્યાનમાં તેની સર્વે સ્થાવર જંગમ મીલકતનું ભાડું કે ઉપજ સરકાર જપ્ત થાય એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**—સાત વર્ષ કે ઉપરાંત સજા કરવામાં આવી હોય તોજ આ કલમ પ્રમાણે મીલકત જપ્ત કરવાનો હુકમ થઇ શકે (૮. વી. રી. ૩૫.) આ કલમ ઘણા ભયંકર ગુન્હા કરેલા બહાર પડે કે જુલમ ભરેલા સંજોગોમાં ગુન્હો થયો હોય તોજ લાગુ કરવામાં આવે છે. (ઈ. લો. રી. ૨૯. અલ્હા. ૨૫.)

૬૩ **દંડની રકમ**—કેટલે સુધી દંડ કરવો એની રકમ યાં ઠરાવી નથી ત્યાં ગુન્હેગારને જે દંડ થઇ શકે તે દંડની કંઇ હદ બાંધી નથી પણ અતિશય દંડ કરવો નહિ.

**૬૪. દંડ ન આપે તો કેદ**—કેદની તથા દંડની શીક્ષા થઇ શકે એવા ગુન્હાની જે બાબતમાં ગુન્હેગારને કેદ સાથે કે કેદ વગર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે બાબતમાં અને કેદની અથવા દંડની કે ફક્ત દંડની શીક્ષા થઇ શકે એવા ગુન્હાની જે બાબતમાં ગુન્હેગારને દંડની શીક્ષા થઈ શકે એવા ગુન્હાની જે બાબતમાં ગુન્હેગારને દંડની શીક્ષાનો હુકમ કરવામાં આવે તે બાબતમાં તે ગુન્હેગાર દંડ ન આપે તો તે આટલી મુદ્દત સુધી કેદ ભોગવે એ પ્રમાણે તે ગુન્હેગારને શીક્ષાનો હુકમ કરનારી કોર્ટ તે હુકમમાં ફરમાવવાને મુખત્યાર છે. અને તે કેદ બીજી કોઇ કેદની શિક્ષાનો હુકમ તેના ઉપર થયો હોય તે કેદની ઉપરાંત અથવા એક શીક્ષાને બદલે બીજી શીક્ષા કરવાના હુકમ ઉપર જે કેદને તે લાયક હોય તે કેદની ઉપરાંત સમજવી.

**ટીકા**—વીલેજ પોલીસ પટેલને દંડને બદલે કેદની સજા કરવાને અધિકાર નથી.

૬૫. કોઇ ગુન્હાને માટે કેદ તથા દંડ એ બંને શીક્ષા થઈ શકતી હોય તો તે ગુન્હો કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદ્દત સુધી કેદ કરવો. એ પ્રમાણે જે કોર્ટ ફરમાવે તેણે તે મુદ્દત તે ગુન્હાને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુર્થાંશ કરતાં વધારે ઠરાવવી નહીં.

૬૬. દંડ ન આપવાને સારૂ જે કેદનો કોર્ટ હુકમ કરે તે કેદ તે ગુન્હાને માટે ગુન્હેગારને જે પ્રકારની કેદની શિક્ષાનો હુકમ થઈ શકે તે પ્રકારની થઇ શકે.

૬૭. દંડનીજ શિક્ષા થઇ શકે એવો ગુન્હો હોય, તો તે દંડ ન આપે તો કોર્ટ જે કેદની શિક્ષા કરે તે આશાન હોવી જોઇએ. અને દંડ ન આપે તેને બદલે તે ગુન્હેગારને કેદ કરવાનું કોરટ ફરમાવે તેવી મુદત નીચે લખી છે તે કરતાં વધારે ન હોવી જોઇએ; એટલે દંડની રકમ પચાસ રૂપીઆથી વધારે ન હોય તો કેદની મુદત બે મહીનાથી વધારે ન હોવી જોઇએ. અને દંડની રકમ ૧૦૦ રૂપીઆથી વધારે નહોય તો કેદની મુદત બાર મહીનાથી વધારે ન હોવી જોઇએ. અને બીજી બાબતમાં છ મહીનાથી વધારે ન હોવી જોઇએ.

૬૮. દંડ નહી આપવાથી જે કેદ કરી હોય તે કેદ તે દંડ આપવામાં આવે અથવા કાયદાના હુકમથી વસુલ કરવામાં આવે એટલે બંધ થશે.

૬૯ દંડ ન આપે તેને માટે કેદની જે મુદત ઠરાવી હોય તે મુદત પુરી થતાં પહેલાં અગર તે દંડનો જે ભાગ આપવામાં કે વસુલ કરવામાં આવે કે દંડનો જેટલો ભાગ બાકી રહ્યો હોય તેના પ્રમાણમાં દંડ ન આપવાથી ભોગવેલી કેદની મુદત ઓછી ન હોય તો કેદ બંધ થશે.

૭૦. દંડ અથવા તેનો જે ભાગ આપવાનો બાકી રહે તેટલો ભાગ શીક્ષાનો હુકમ થયા પછી ૬ વરસ સુધીમાં કોઇપણ વખતે વસુલ થઇ શકે, અગર તે શીક્ષાના હુકમ મુજબ ગુન્હેગાર ૬ વરસ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય તો તે મુદત પુરી થતાં પહેલાં કોઈપણ વખતે વસુલ થઇ શકે અને ગુન્હેગારના મોતથી જે મીલકત તેનું મરણ થયા પછી તેના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય

તે મીલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી.

ટીકા—દંડ ન આપવાના બદલામાં અમુક પ્રમાણમાં ભોગવેલી સજાથી તેટલા પુરતા દંડની રકમ આપવાની જવાબદારીમાંથી મુક્ત થઇ શકાતું નથી. (અલ્હા. વી. નો (૧૮૮૨) ૮૫. ) દંડ ભરવાને માટે સ્થાવર મીલકત જવાબદાર થઇ શકે નહીં.

૭૧. જે વસ્તુ ગુન્હો છે તે જુદાજુદા ભાગોથી બનેલી હોય અને તે ભાગમાંહેલો હરકોઇ ભાગ જાતેજ ગુન્હો હોય તો એથી બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ ન કર્યો હોય તો ગુન્હેગારને તેના ગુન્હાઓમાંના એક કરતાં વધારે ગુન્હાની શિક્ષા કરવી નહીં.

(૭૨) જુદા જુદા ગુન્હાઓમાંનો એક ગુન્હો ફલાણા સખસે કર્યો છે પણ તે કયો એક કર્યો છે તેનો શક છે એ પ્રમાણે જ્યારે ફેંસલામાં લખવામાં આવે ત્યારે તે બાબતોમાં કે તે સઘળા ગુન્હાઓને સારૂ એક સરખીજ શીક્ષા ઠરાવી ન હોય તો જે ગુન્હાને સારૂ ઓછામાં ઓછી શીક્ષા ઠરાવી હોય તે શીક્ષા તે ગુન્હેગારને કરવામાં આવશે.

(૭૩) **એકાંત કેદ**—કોઇ સખસની ઉપર એવો ગુન્હો સાબિત થાય કે તેને માટે આ કાયદા મુજબ સખત કેદની શીક્ષા કરવાને કોરટને અખતીઆર છે, તો તે ગુન્હેગારને જેટલી મુદતની કેદનો હુકમ કરવામાં આવે તે મુદતના આટલા ભાગ અથવા ભાગો સુધી તેને એકાંત કેદમાં રાખવો, એ રીતે તેના શીક્ષાના હુકમમાં ફરમાવવાને કોર્ટ મુખતીઆર છે. પણ સઘળું મળીને તે એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન હોવી જોઇએ અને તે નીચેના હીસાબ પ્રમાણે હોવી જોઇએ એટલે;

જો કેદ છ મહીનાથી વધારે ન હોય તો એકાંત કેદની મુદત એક મહીનાથી વધારે ન જોઇએ

જો કેદ છ મહીનાથી વધારે હોય અને એક વરસથી વધારે ન હોય તો એકાંત કેદની મુદત બે મહીનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત એક વરસથી વધારે હોય તો એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન જોઇએ.

(૭૪) **એકાંત કેદની હદ**—એકાંત કેદની શીક્ષાનો હુકમ બજાવવામાં તેવી કેદ એકી વખતે કદાપિ ચઉદ દીવસ કરતાં વધારે ન હોવી જોઇએ અને એકાંત કેદની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ, અને જ્યારે કેદની શીક્ષા ત્રણ મહીનાથી વધારે હોય તો ફરમાવેલી આખી કેદની મુદતના કોઈપણ એક મહીનાથી સાત દીવસ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઇએ અને એકાંત કેદની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ.

(૭૫) જે સખસની ઉપર એકવાર આ એકટના ૧૨ મા કે ૧૭ મા બાબ મુજબ આગળ ત્રણ વરસ કે તેથી વધારે મુદતની કેદની શીક્ષા થઇ શકે એવો ગુન્હો સાબીત થયો હોય તે સખસ ફરીથી એવો ગુન્હો કરે કે જેને માટે ત્રણ વરસ કે તેથી વધારે મુદતની કેદની શીક્ષા થઇ શકે, તો તે સખસ એવા પાછળના હરેક ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને કે દસ વરસ સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદને લાયક થશે.

---

## બાબ ૪ થો.

## સાધારણ અપવાદ.

(૭૬) જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાની કાંઇ ભૂલના સબબથી નહી પણ હકીકતના કે કાંઇ ભૂલના સબબથી જે સખશ શુદ્ધબુદ્ધિથી એમ માને કે એ વસ્તુ કરવાની મહારી કાયદા પ્રમાણે ફરજ છે તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહીં.

દષ્ટાંત (અ) અ એક સોલજર કાયદાના હુકમ મુજબ પોતાના ઉપરી અમલદારના ફરમાવ્યાથી લોકોના એક ટોળા ઉપર બંદુકનો એક બહાર કરે તો અ એ કોઇ ગુન્હો કર્યો છે એમ માનવું નહીં.

(બ) એક ઇન્સાફની કોર્ટના અમલદારને અને તે કારટે ય ને પકડવાનો હુકમ કર્યો ઉપરથી ઘટતી તજવીજ કરીને જને ય માનીને તે જ ને પકડે તો અ એ કાંઇ ગુનો કર્યો એમ સમજવું નહીં.

(૭૭) જે અખતીયાર જે જડજને કાયદાએ આપેલો છે અથવા જે જડજ શુદ્ધબુદ્ધિથી એમ

માને છે, કે આ અખતીઆર મને કાયદાએ આપેલો છે. તેનો કોઈ અખતીયાર અમલમાં લાવતાં તે જડજ ઇન્સાફનું કામ કરવામાં જે વસ્તુ કરે તે ગુન્હો છે એમ સમજવું નહીં.

૭૮ કોઇ ઇન્સાફની કોર્ટનો ફેંસલો અથવા હુકમ કાયમ હોત તે દરમ્યાનમાં તે ફેંસલા અથવા હુકમ મુજબ કરેલી કાંઇ વસ્તુ અથવા તે ફેંસલો અથવા હુકમથી થઇ શકે એવી કોઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહિ પછી તે ફેંસલો કે હુકમ કરવાનો તે કોર્ટનો અખિકાર ન હોય તેની કાંઇ ચીંતા નહીં. પણ તે કામ કરનાર સખસે શુદ્ધબુદ્ધિથી એમ માનવું જોઇએ કે તે કોર્ટ ને તે અખિકાર છે.

૭૯ જે સખસને જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે અથવા કાયદાની કાંઇ ભૂલના સબબથી નહીં પણ હકીકતની કાંઇ ભૂલના સબબથી જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છેકે, એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહીં.

**દ્દષ્ટાંત**--જ ખુન કરે છે એવું સમજીને અ, જ ને પકડે હવે ખુન કરનારાઓને ખુન કરતાં પકડવાનો અખિકાર કાયદે સઘળાને આપ્યો છે, તે અખિકાર પોતાની અક્કલ શુદ્ધબુદ્ધિથી ચલાવીને અમલમાં લાવતાં અ. જ ને પકડે એવા હેતુથી કે તેને યોગ્ય અમલદારની આગળ હાજર કરવો તો અ એ કાંઇ ગુન્હો કર્યો છે એમ સમજવું નહીં. પછી એમ માલુમ પડે કે જ પોતાના બચાવમાં કાંઇ કામ કરતો હતો તોપણ.

૮૦ કાંઇ કાયદેસર કામ કાયદેસર રીતે કાયદેસર ઉપયોગથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં ઇતેફાકન અથવા કમનસીબથી અને સાપરાધ ઇરાદા કે જ્ઞાન વીના થએલી કંઈ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

**દ્દષ્ટાંત**-( અ ) એક કોહાડો લઈને મજુરીનું કામ કરે છે, એટલામાં તેનું મથું હાથમાંથી જુદુ થઇને ઉડીને પાસે ઉભેલા એક માણસને લાગીને તે માણસ મરી જાય, તો આ ઠેકાણે જો બરાબર ખબરદારી રાખવામાં અ ની તરફથી કાંઇ કસુર ન હોય તો અ નું કામ માફ કરવા જેવું છે. ગુન્હો નથી એમ સમજવું.

૮૧ જો કાંઇ વસ્તુ હાનિ કરવાના સાપરાધ ઇરાદા વગર, તથા શુદ્ધ બુદ્ધિથી શરીર અથવા મીલકતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને કરી હોય તો તે વસ્તુની હાની થશે એવો સંભવ છે, એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબપરથી તે ગુન્હો છે એમ સમજવું નહીં.

**ખુલાસો**—એવી બાબતમાં તે અટકાવવાની અથવા બચાવ કરવાનો તે હાની એવી તરેહની તથા એટલી નજદીકની હતી કે જે કામથી બીજી હાની થશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માથે લેવું એ કાયદેસર અથવા માફ કરવા જેવું ગણાય. એ હકીકતની બાબત છે.

**દ્દષ્ટાંત**—એક મોટી આગમાં અ લોકોનાં ઘરો તોડી પાડે એટલા સારૂ કે તે આગ પથરાતી અટકે, અને એ કામ તે શુદ્ધ બુદ્ધિથી માણસની જીંદગી અથવા મિલક્ત બચાવવાના ઈરાદાથી કરે તો એ ઠેકાણે જો એમ માલમ પડે કે અટકાવવાની હાની એવી તરેહની તથા એટલી નજીકની હતી કે તેથી અ નું કામ માફ થાય તો અ એ ગુન્હો કીધો એમ સમજવું નહીં.

**ટીકા**--પોતાને કાંઇ ફાયદો કરવાની ખાતર બીજાને નુકશાન કરનાર આ કલમનો બચાવ લઈ શકતો નથી.

૮૨ સાત વરસથી ઓછી ઉમરના બાળકે કરેલી કાંઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

૮૩ સાત વરસથી વધારે અને બાર વરસથી ઓછી ઉમરનું બાળક જેની અક્કલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરીણામો થશે, એ બાબત વીચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી તેણે કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

૮૪ જે સખસ કાંઇ કામ કરતી વખતે દીવાનગીના સબબથી હું કેવી રીતનું કામ કરૂંછું એ અથવા જે કામ કરૂં છું તે ખોટું છે, અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહિં.

૮૫ જે સખસ કાંઇ કામ કરતી વખતે કેફના સબબથી હું કેવી રીતનું કામ કરૂં છું અથવા હું જે કામ કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહિ. પણ જે વસ્તુથી તેને કેફ ચઢી હોય તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો.

**ટીકા**—દારૂ પીવાના સબબથી કાયદાની દૃષ્ટિમાં અમુક ગુન્હાનું સ્વરૂપ હોય તે કરતાં વધારે ભયંકર થતું નથી. પોતાની મેળે કેફ કરીને ગુન્હો કરે તેને આ કલમ લાગુ નથી.

૮૬ જે બાબતોમાં કાંઇક કામ અમુક જ્ઞાન અથવા ઇરાદાથી કર્યું ન હોય તો તે ગુન્હો ન ગણાય એવો હોય તે બાબતોમાં જે સખસ કેફની હાલતમાં હોઇને તે કામ કરે તે સખસની ઉપર જાણે તેને કેફ ચડી ના હોય તો જે જ્ઞાન હોત તેજ જ્ઞાન તેને હતું એમ સમજીને અમલ થવાને તે લાયક થશે પણ જે વસ્તુથી તેને કેફ ચડી તે વસ્તુ તે ના જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવડાવી ન હોય તો.

**ટીકા**—પોતાની મરજી વિરૂદ્ધ કેફ કરી હોય તેની અસર આગલી કલમમાં લખ્યા પ્રમાણે દીવાનાપણાની અસર જેટલીજ થશે.

૮૭ જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કર્યાનો ઇરાદો કર્યો નથી અને જેથી મોત અથવા મહાવ્યથા થશે એવો સંભવ છે એમ તેનો કરનાર જાણતો નથી તે વસ્તુ કરવાથી થતી હાની ખમવાની જે સખસે સાફ રીતે અથવા અર્થ સમજાય એવી રીતે રજા મંદી આપી હોય એવા અઢાર વરસથી વધારે ઉમ્મરના કોઇ સખસને કાંઇ હાની થાય અથવા કાંઈ હાની કરવાનો તે વસ્તુ કરનારે ઇરાદો કર્યો હોય, તે હાનીના સબબથી અથવા જે સખસે તે હાનીનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે સખસને તે વસ્તુથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

**દૃષ્ટાંત**—અ તથા જ રમતમાં પટો ખેલવાનું કબુલ કરે, તો એ કબુલતમાં એવી રજામંદી સમજાય છે કે વગર દગલબાજીએ તે પટો ખેલતાં જે હાની થાય તે ખમવી હવે અથી વ્યાજબી રીતે ખેલતાં જ ને કાંઈ વ્યથા થાય તો અ એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહીં.

**ટીકા**—કબુલતથી કોઇનું મરણ નીપજે તો તે શીક્ષણીય મનુષ્યવધ થાય છે. સતી થનાર સ્ત્રીને મદદકરનાર પણ શીક્ષણીય મનુષ્યવધના ગુન્હેગાર થાય છે.

૮૮ જે વસ્તુથી મોત થાય એવો ઇરાદો કર્યો નથી તે વસ્તુથી થતી હાની ખમવાની અથવા તે હાનીનું જોખમ માથે લેવાની જે સખસે સાફ રીતે અથવા સમજાય એવી રીતે રજામંદી આપી હોય તે સખસના ફાયદાને માટે શુદ્ધ બુદ્ધિથી તે કરવામાં તે સખસને કાંઇ હાનિ થાય અથવા તે હાનિ કરવાનો ઇરાદો તે કરનારે કર્યો હોય અથવા તેને તેથી કાંઈ હાની થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

**દૃષ્ટાંત**—અમુક શસ્ત્ર ક્રિયા કરવાથી જનું મોત થવાનો સંભવ છે, એમ જાણીને પણ જનું મોત આણવાનો ઇરાદો ન કરતાં અને જ કાંઈ દુખકારક રોગથી પીડા પામે છે. તેને ફાયદો થાય એવા ઇરાદાથી શુદ્ધ બુદ્ધિએ જની રજામંદી લઇને તેની ઉપર શસ્ત્રક્રીયા, અ ડાકટર કરે તો અ એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહિં.

**ટીકા**—કબુલતથી કોઇને કંઈ ઈજા કરવામાં આવે તે કામ શુદ્ધ બુદ્ધિથી તેના ફાયદાને માટે હોવું જોઇએ. કોઈ સખસ વૈદ્યના ધંધામાં નિપુણ ન હોય પણ તેમ હોવાનો ઢોંગ કરી અયોગ્ય દવાથી બીજાને નુકશાન કરે તો તેમાં તે જવાબદાર છે.

૮૯ કોઇ બાર વરસથી ઓછી ઉમરના અથવા દીવાના સખસના ફાયદાને માટે તે સખસનો જે વાલી હોય અથવા જે બીજા સખસના કાયદેસર હવાલામાં તે સખસ હોય તે અથવા તેની સાફ રીતે અર્થાત સમજાય તેવી રીતે રજામંદી લઇને કોઇ બીજો સખસ શુદ્ધબુદ્ધિથી કાંઇ વસ્તુ કરે અને તે વસ્તુથી તે શખસને કાંઇ હાની થાય અથવા તેને કાંઈ હાની કરવાનો ઇરાદો તે કરનારે કર્યો હોય અથવા તેને તેથી કાંઈ હાની થસે એવો સંભવ છે, એમ તે કરનારે જાણ્યું હોય તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં, પરંતું.

૧ ઇરાદાથી મોત આણવાને કે મોત આણવાની કોશીશ કરવાને અપવાદ લાગુ પડશે નહીં.

૨ કાંઈ વસ્તુનો કરનાર સખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવા કે કાંઈ મોટો રોગ કે અશક્તતા દુર કરવાના કારણથી કાંઈ બીજા કારણ માટે તે સખસ કરે તેને આ અપવાદ લાગુ પડશે નહીં.

૩ મોત અથવા મહાવ્યથા અટકાવવાના કે કાંઇ મોટો રોગ કે અશક્તતા દુર કરવાના કારણ સિવાય બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાને કે મહાવ્યથા કરવાની કોશીશ કરવાને આ અપવાદ લાગુ પડશે નહીં.

૪ જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી, તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહીં.

દૃષ્ટાંત.—અ શુદ્ધ બુદ્ધિથી પોતાના બાળકના ફાયદાને સારૂ પોતાના બાળકની રજામંદી સિવાય તેને પથરી કાઢવા તેની જંગ દાક્તર પાસે ચીરાવે અને તેથી બાળકનો મોત થવાનો સંભવ છે, પણ તેનો જીવ જાય એવો તેનો ઈરાદો ન હોય તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

ટીકા—માબાપ કે શિક્ષકો છોકરાની સુધારણાને માટે સામાન્ય રીતે તેને શિક્ષા કરે તે આ કલમની અંદર રહેલા બચાવનો લાભ લઈ શકે છે.

૯૦ કાંઇ નુકશાનની દેહશતથી અથવા હકીકતની ખોટી સમજથી કાંઇ રજામંદી કોઇ સખસથી અપાઇ હોય અને તે રજામંદી તેવી દેહશતથી અથવા ખોટી સમજથી અપાઇ છે એમ તે કામ કરનાર સખસ જાણતો હોય એમ માનવાનું તેને કારણ હોય અથવા જે સખસ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી અપાતી હોય તે કામ કેવી તરેહનું છે તથા તેનો પરીણામ કેવો થશે એ સમજવાને અશક્ત હોય એવા સખસે રજામંદી આપી હોય તો તે રજામંદીને આ કાયદાની કોઇપણ કલમમાં લખેલી રજામંદી સમજવી નહીં.

ટીકા —એક બાજીગર સાપનો ડંખ ઉતારવામાં ફતેહમંદ છે એમ જણાવી બીજાને સાપ કરડાવે અને તેથી તે મરી જાય તો તેથી બાજીગરને આ અપવાદનો લાભ મળી શકે નહીં.

૯૧ જે સખસ રજામંદી આપતો હોય અથવા જેની વતી રજામંદી અપાતી હોય તે સખસને હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય અથવા જે હાની થશે એવો સંભવ છે એમ જાણવામાં આવ્યું હોય અથવા જે હાનીના સંબંધ વીના પણ જે કામો ગુન્હો છે તે કામોને ૮૭, ૮૮, ૮૯ મી કલમમાંના અપવાદો લાગુ પડતા નથી.

દૃષ્ટાંત—કોઈ સ્ત્રીની અથવા તેના વાલીની રજામંદી લઈને તેનો ગર્ભપાત કર્યો હોય તો તે રજામંદીથી તે કામ ગુન્હો નથી એમ થતું નથી.

૯૨ જે સખસના ફાયદાને માટે કાંઇ વસ્તુ કરવી છે, તે એવી હાલતમાં આવી પડયો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી ન હોય અને કોઇ વાલી અથવા તેને કાયદેસર હવાલામાં રાખનારો કોઇ બીજો સખસ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદો થાય એ રીતે વખતસર તેની રજામંદી મેળવી શકાય તો તેવી વેળાએ શુદ્ધ બુદ્ધિથી તે સખસના ફાયદાને સારૂ તેની રજામંદી વગર કાંઇ વસ્તુ કરી હોતતો તેથી તે સખસને કાંઇ હાની થાય તે હાનીના સબબથી ગુન્હો છે એમ સમજવું નહીં, પરંતું.

૧ ઈરાદાથી મોત આણવાને અથવા મોત આણવાની કોશીશ કરવાને આ અપવાદ લાગુ પડશે નહીં. ૨. કોઈ સખસ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે તે વસ્તુ મોત કે મહાવ્યથા અટકાવવાના કે કાંઇ મોટો રોગ કે અશક્તતા દુર કરવાના કારણ માટે તે સખસ કરે તેને આ અપવાદ લાગુ પડશે નહીં. ૩. મોત કે વ્યથા અટકાવવાના કારણથી કાંઈ બીજા કારણ માટે બુદ્ધિપૂર્વક વ્યથા કરનારને, કે વ્યથા કરવાની કોશીશ કરનારને આ અપવાદ લાગુ પડશે નહીં. ૪. જે ગુનો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુનો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહિં.

દૃષ્ટાંત— જ પોતાના ઘોડા પરથી પડી ને બેહોશ થાય અને તેવામાં અ દાકતર ત્યાં આવી પહોંચે, તેના વિચારમાં એમ આવે કે જ ની ખોપરી કાપવી જોઇએ, પછી જને વિચાર કરવાની શક્તિ પાછી આવતાં પહેલાં અ જનું મોત આણવાના ઇરાદાથી નહિ પણ શુદ્ધ બુદ્ધિથી જ ના ફાયદાને માટે જ ની ખોપરી કાપે તો અ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહિ.

(બ) જ ને એક વાઘ લઈ જાય છે તે જોઇને અ તે વાઘને તાકીને ગોળી મારે અને તે ગોળીથી જ નો જીવ જાય એવો સંભવ છે એમ જાણીને પણ જ નો જીવ લેવાના ઇરાદાથી નહિ પણ શુદ્ધ બુદ્ધિ એ જ ને ફાયદો કરવાના ઇરાદાથી તે ગોળી મારે, અને તેની ગોળીથી જ ને તેનો જીવ જાય એવું જોખમ લાગે તો અ એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહિ.

ટીકા—ચોખી ના પાડયા છતાં કોઇ સરજન શસ્ત્રક્રિયા કરે તો તેને આ અપવાદનો લાભ ન મળે.

૯૩, કોઇ સખસના ફાયદાને સારૂ તેને શુદ્ધ બુદ્ધિએ કાંઇ કહેવામાં આવે અને તેથી તે સખસને કાંઇ હાની થાય તો તે હાનીના સબબથી તે કહેવું ગુન્હો છે એમ સમજવું નહીં.

દૃષ્ટાંત—એક માંદા માણસને અ દાકતર શુદ્ધ બુદ્ધિએ કહે કે તું જીવી શકવાનો નથી અને તે હેબકથી તે માણસ મરી જાય તો તેથી અ એ ગુન્હો કર્યો એમ સમજવું નહિ.

૯૪. ખુન કે રાજ વિરૂદ્ધ જે ગુન્હાને માટે મોતની શીક્ષા ઠરાવેલી છે તે ગુન્હાઓ શીવાય જે કામ કોઇ સખસને કાંઇ ધમકીને લીધે કરવું પડે, તે ધમકી એવી હોય કે જેથી તે કામ કરતી વેળાએ તે સખસના મનમાં એવી દેહશત પેદા થાય કે જો હું એ કામ નહીં કરૂં તો મારૂં મોત થશે, તો તે કામ ગુન્હો છે એમ સમજવું નહિં. પણ તે કામ કરનાર સખસ પોતાની ખુશીથી અથવા પોતાને તાત્કાળીક મોત કરતાં કાંઇ ઓછી હાનિના કારણસર દેહેસતથી એવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો એમ ન થવું જોઇએ.

ખુલાસો ૧—જે સખસ પોતાની ખુશીથી કે મારમારવાની ધમકીના સબબથી આ માણસો ડાકાયટી છે એમ જાણીને તેમની ટોળીમાં ભળે અને પછી કાયદેસર ગુન્હો હોય એવી વસ્તુ તેના સોબતીઓના જોરથી તેને કરવી પડે તો તેને આ અપવાદનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો ૨—કોઇ સખસને ડાકાયટીની એક ટોળી પકડે અને તેને તરત મારી નાંખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુન્હો થતો હોય એવી કાંઇ વસ્તુ તેની પાસે કરાવે, જેમકે કોઇ લુહાર પાસે તેનાં હથીઆર લેવાડીને પોતે કોઇ ઘરમાં પેસીને તે લુંટી લેવા સારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે તો તેને આ અપવાદનો લાભ મળી શકે છે.

ટીકા—ગમે તેટલો ડર બતાવવામાં આવે પણ ખુન કે રાજ્યવિરૂદ્ધ ગુન્હો કરવાથી આ અપવાદનો લાભ મળતો નથી.

૯૫. કાંઇ વસ્તુથી કાંઇ હાની થાય અથવા હાની કરવાનો ઇરાદો કર્યો હોય અથવા કાંઇ હાની થશે એવો સંભવ જાણ્યામાં હોય પણ તે હાની એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઇ સખસ તે હાની બાબત ફરીયાદ કરે નહીં તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

ટીકા—રસ્તે ચાલતાં અથડાઅથડી થાય, કે બીજાની છત્રી અડકે તો તે ગુન્હો નથી. ત્રણ પાઈની કીંમતની સરકારી જમીનમાંની પાપડી ચોરવા માટે માજીસ્ટ્રેટે એક ગુન્હેગારને સજા કરી હતી તે હાઇ કોરટે રદ કરી હતી.

## ખાનગી બચાવના હક બાબત.

૯૬. **ખાનગી બચાવનો હક** અમલમાં લાવતાં કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં.

ટીકા—તોહમતદારે ખાનગી બચાવનો હક રજુ કરીને પુરવાર કરવો જોઈએ. તે હક નીચેની કોર્ટમાં રજુ ન કર્યો હોય તો અપીલમાં રજુ ન થઇ શકે.

૯૭. દરેક માણસને નીચે લખેલા બચાવ કરવાનો હક છે, પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

૧. શરીર સંબંધી કોઇ પણ ગુન્હાથી પોતાના તથા બીજા કોઈ સખસના શરીરનો બચાવ.

૨. ચોરી, અપહરણ, બીગાડ કે સાપરાધ પ્રવેશ એ ગુન્હાઓનાં લક્ષણોમાં દાખલ થઈ શકે એવો ગુન્હો જે કામ હોય અથવા જે કામ ચોરી, અપહરણ, બીગાડ કે સાપરાધ પ્રવેશ કરવાની કોશીશ હોય તે કામથી પોતાની કે બીજા કોઇ સખસની સ્થાવર જંગમ મિલકતનો બચાવ.

ટીકા—ખાનગી બચાવમાં સામે થનાર સખસે શુદ્ધ બુદ્ધિથી જાણવું જોઈએ કે, જો તે પોતાનો બચાવ નહીં કરે તો આ કામમાં બતાવેલા ગુન્હા તેની જાત કે મિલકત સામે થશે. રાત્રે કોઈ પેટી ઉઘાડતો હોય તો તેને મારવા માટે ખાનગી બચાવનો હક પહોંચી શકે છે.

૯૮. જે કામ બીજી હાલતમાં થયેથી અમુક ગુન્હો ગણાય તેવું હોય તે જે તે કામ કરનારની નાની ઉમરના, બુદ્ધિની કચાઇના કે દીવાનગીના સબબથી કે તેને કેફ ચડી હોય કે તે સખસની કાંઇ ખોટી સમજ હોય તે સબબથી તે ગુન્હો થઇ શકતો ન હોય તોપણ જાણે તે કામ તે ગુન્હો હોય એવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો દરેક સખસનો તેવોજ હક્ક છે.

દષ્ટાંત—(અ) દીવાનગીના જોરથી જ, અનો જીવ લેવાની કોશીશ કરે તો જ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહીં. પણ જ ડાહ્યો હોય એવીજ રીતે ખાનગી બચાવનો અને હક છે.

(બ) જે ઘરમાં પેસવાને અનો કાયદા પ્રમાણે હક છે તે ઘરમાં અ રાતને વખતે પેસે. જ શુદ્ધ બુદ્ધિએ અને ઘર ફોડનારો સમજીને અની ઉપર હુમલો કરે તો એ ઠેકાણે ખોટી સમજને લીધે અ ની ઉપર હુમલો કરવાથી

જ એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહીં. પણ જ તે ખોટી સમજથી કામ ના કરતો હોય એવીજ રીતે જ ની સામા ખાનગી બચાવનો અનો હક છે.

### (૧) ખાનગી બચાવ કરવાનો હક નથી તે કામ.

૯૯. જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કામ કોઇ સરકારી નોકર પોતાના હોદ્દાની રૂએ શુદ્ધ બુદ્ધિથી અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશીશ કરે તો પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાંનગી બચાવનો હક નથી.

(૨) ઉપર પ્રમાણે સરકારી નોકર પોતાના હોદાની રૂએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કાંઇ કરે કે કરવાની કોશીશ કરે તો પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તો પણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

(૩) સરકારી અધિકારીઓને આશરો માગવા જવાની વેળા હોય, એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

(૪) કોઇપણ બાબતમાં બચાવ કરવાના કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાની કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

ખુલાસો. (૧) આ કામ કરનાર સરકારી નોકર છે. એવું જે સખસ જાણતો નથી કે એવું માનવાને કારણ નથી તે સખસનો તે સરકારી નોકર જે કામ કરે તે કામથી ખાંનગી બચાવનો હક જતો નથી.

ખુલાસો. (૨) આ કામ કરનારો માણસ સરકારી નોકરના હુકમથી એ કરે છે એવું જે સખસ જાણતો નથી; કે એવું માનવાનું જેને કારણ નથી. અથવા ફલાણા અખત્યારથી એ કામ કરૂં છું એમ તે માણસ કહે નહીં, અગર તે અખત્યાર લખેલો હોય તો માગેથી તે બતાવે નહીં તો તે સખસનો તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે કે કરવાની કોશીશ કરે તે કામથી ખાંનગી બચાવનો હક જતો નથી.

૧૦૦. જે ગુન્હા ઉપર ખાંનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંનો કોઇપણ પ્રકારનો હોય તો હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત કે બીજી કાંઇ હાની કરતાં સુધી શરીરના ખાંનગી બચાવનો હક પહોંચે છે, પણ તે હકને ઉપલી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

### ગુન્હાઓના પ્રકારો.

૧ જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લેવાય તો તેનું પરિણામ મોત થશે એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.

૨ જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લેવાય તો તેનો પરિણામ મહાવ્યથા થશે એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.

૩. બળાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી હુમલો કરવો. ૪. સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુનની ઈચ્છા પૂર્ણ કરવાના ઇરાદાથી હુમલો. ૫ મનુષ્ય હરણ કે મનુષ્ય નયન કરવાના ઇરાદાથી હુમલો. ૬ કોઇ સખસને ગેર વ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી હુમલો, અને તે એવી હાલતમાં હોય કે તેથી પેલા સખસને કારણ સર એવો ભય ઉત્પન્ન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધિકારીઓને અરજ કરવાનું મહારાથી બની શકશે નહીં.

૧૦૧. જો ગુન્હો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇપણ પ્રકારનો નહોય તો શરીરના ખાંનગી બચાવનો હક હુમલો કરનારને બુદ્ધિપૂર્વક મોત કરતાં સુધી પોચતો નથી. પણ હુમલો કરનારને મોત સિવાયની બુદ્ધિપૂર્વક કાંઇ બીજી હાની કરતાં સુધી પહોંચે છે, અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

૧૦૨. અગર ગુન્હો નહીં થયો હોય તોપણ ગુન્હો કરવાની કાંઇ કોશીશ અથવા ધમકીથી શરીરને જોખમ પોચવાનો કારણસર ભય ઉત્પન્ન થાય કે તુરત શરીરના ખાંનગી બચાવનો હક શરૂ થાય છે અને જ્યાં સુધી શરીરને જોખમનો તે ભય જારી રહે ત્યાં સુધી તે હક જારી રહે છે.

ટીકા—ખાનગી બચાવનો હક તેની જરૂર બંધ પડે કે તરત જતો રહે છે, એક સખસ પાસે તરવાર લટકાવી હોય તેની સામે ખાનગી બચાવ કરવા માટે તેને મારી નાંખવાની હદ સુધી જઇ શકાય નહિ, પણ તે સખસ તરવાર મ્યાનમાંથી ઉઘાડવાનું શરૂ કરે ત્યારે તો પછી ઉઘાડે ત્યાં સુધી વાટ ન જોઇ શકાય, તેવીરીતે એક માણસ રાતે ચોરને તાળા સાથે ગરબડ કરતો જુવે ત્યારે તેની સામે પીસ્તોલ ફોડી શકે, અને ચોર અંદર પ્રવેશ કરે ત્યાં સુધી વાટ જોવી જોઇએ નહીં. પણ કમ્પાઉન્ડમાં રાતે કે ઇ આંટા મારતો હોય તેની સામે વ્યાજબી શંકા વગર તેટલે દરજ્જે જવું નહીં. ખાનગી બચાવનો હક વાસ્તવીક ભયને માટે વાજબી દેહશત કેટલી હતી તે ઉપર આધાર રાખે છે.

૧૦૩. મિલકતના બચાવ માટે મોત કરતાં સુધી હક—જે ગુનો કરવા કે તેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે, તે ગુન્હો જો નીચેના કોઇ પણ પ્રકારમાંનો હોય તો ગુન્હો કરનારને બુદ્ધિપૂર્વક મોત કે બીજી કાંઇ પણ હાની કરતાં સુધી મીલકતના ખાંનગી બચાવનો હક પહોંચે છે, પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

ગુન્હાઓનો પ્રકાર.

૧ અપહરણ, ૨ રાતને વખતે ઘર ફોરવું. ૩ કોઈ ઇમારત, તંબુ કે વહાણ માણસના ઘર દાખલ વપરાતું હોય અથવા મીલકત રાખવાની જગા દાખલ વપરાતું હોય, તે ઇમારત, તંબુ કે વહાણપરથી આગથી બીગાડ કરવો. ૪ ચોરી, બીગાડ, કે ઘરપ્રવેશ અને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે જો ખાનગી બચાવનો હક અમલમાં નહીં લેવાય તો તેનું પરીણામ મોત કે મહાવ્યથા થશે.

ટીકા—રાતની વખતે ઘર ફોડવાનો તેમ આગ લગાડવાનો ગુન્હો ઘણો ભયંકર માનવામાં આવે છે. ઉંઘમાં રાતે એચિંતોજ એક માણસ પોતાના ઘરમાં ચોર જુએ, તેની સામે થવામાં તેને લાંબી હદ કાયદો આપે છે. એક માણસ કાયદેસર રીતે જમીન કબજામાં રાખી રહ્યો હોય અને બીજો આવીને તેને કહાડી મુકવા માંડે તો તે કબજાવાળા સખસે તેની સામે રહી તેને દુર કરવો એ કાયદેસર છે.

૧૦૪. જો ગુન્હો કરવા કે જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારની ચોરી બીગાડ કે સાપરાધ પ્રવેશ નહીં હોય તો તે હક બુદ્ધિપૂર્વક મોત કરતાં સુધી પહોંચતો નથી. પણ ગુન્હેગારને મોત સિવાયની બુદ્ધિપૂર્વક બીજી કાંઇ પણ હાની કરતાં સુધી પહોંચે છે અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

૧૦૫. (૧) મીલકતના ખાનગી બચાવના હકની શરૂઆત, ૧ જયારથી કાંઇ મીલકતને જોખમના કારણ સર ભય ઉત્પન્ન થાય ત્યારથી તે મીલકતના ખાનગી બચાવનો હક શરૂ થાય છે. ૨ ચોરીથી મીલકતના ખાંનગી બચાવનો હક મીલકત લઇને ગુન્હેગાર નાશી જાય અથવા સરકારી અધીકારીઓનો આશરો મળે કે મીલકત પાછી હાથ લાગે ત્યાં સુધી જારી રહે છે. ૩ અપહરણની મીલકતના ખાંનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર કોઇ સખસને મોત અથવા મહાવ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીશ કરે કે જ્યાં સુધી તાતકાળીક વ્યથાનો કે શરીર સંબંધી તાતકાળીક અટકાવનો ભય જારી રહે ત્યાં સુધી જારી રહે છે. ૪ સાપરાધ પ્રવેશ—કે બીગાડથી મીલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર સાપરાધ પ્રવેશ કે બીગાડ કરવામાં જારી રહે ત્યાં સુધી જારી રહે છે. ૫. રાતને વખતે ઘર ફોડવાથી શરૂ થવાનો ઘર પ્રવેશ જ્યાં સુધી જારી રહે ત્યાં સુધી જારી રહે છે.

૧૦૬ જો કાંઇ હુમલો એવો થાય કે તેથી મોતનો કારણસર ભય ઉત્પન્ન થાય અને તે હુમલાથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર સખસ એવી હાલતમાં આવી ગયેલો હોય કે કોઇ બે ગુના સખસને હાની કરવાના જોખમ શીવાય તેથી તે હક ધાર્યું થાય એવી રીતે અમલમાં લાવી શકાય નહીં, તો તે જોખમમાં પડતા સુધી ખાનગી બચાવનો તેનો હક પહોંચે છે.

દ્રષ્ટાંત—અ ની ઉપર એક ટોળીએ હુમલો કર્યો અને તેનું ખુન કરવાની કોશીશ કરે છે, તો તે ટોળાની ઉપર બંદુક છોડયા સિવાય ધારેલું થાય એવી રીતે ખાનગી બચાવનો હક અ અમલમાં લાવી શકે એવું નથી, અને તે ટોળામાં કેટલાંક બાળક છોકરાં છે, તેઓની હાની કરવાના જોખમ શીવાય અ બંદુક છોડી શકતો નથી, હવે એવું છતાં બંદુક છોડેથી જો અ થી તે છોકરાઓમાંના કોઇ છોકરાઓને કાંઈ હાની થાય તો અ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહીં.

---

## બાબ ૫ મો.

## મદદગારી બાબત.

૧૦૭ મદદગારી કાંઇ વસ્તુ સંબંધી નીચે લખ્યા પ્રમાણે જે માણસ કરે તે માણસે તે વસ્તુ કરવામાં મદદગારી કરી એમ સમજવું.

૧ જે માણસ તે વસ્તુ કરવાને કોઇ સખસને ઉશ્કેરે

૨ જે માણસ તે વસ્તુ કરવાને કોઇ સખસ કે સખસોની સાથે કાંઈ મસલતમાં સામેલ થાય, પણ તે કયારે કે તે મસલત મુજબ તે વસ્તુ કરવા માટે કાંઇ કામ કે કાયદા વિરૂધ્ધ કસુર કરવામાં આવે તો,

૩ જે માણસ કાંઇ કામ કે કાયદા વિરૂધ્ધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઈરાદાથી સહાય કરે.

ખુલાસો--૧ કોઇ સખસ જાણી જોઇને કાંઈ વાત કહીને કે જે જરૂરની હકીકત કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઇને છુપાવીને બુધ્ધિપૂર્વક કાંઈ વસ્તુ કરાવે કે કરાવવાની કોશીશ કરે તો તેણે તે વસ્તુ કરવાની ઉશ્કેરણી કરી એમ સમજવું.

દ્રષ્ટાંત--અ એક સરકારી નોકર છે તેને ઇનસાફી કોર્ટનું વારંટ જ ને પકડવાનું મળ્યું છે, પછી બ અ ને કહે કે ક તે જ છે અને અ ની પાસે ક ને પકડાવે તો બ એ ક ને પકડવામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો--૨ કામ કરતા પહેલાં કે તે વખતે તે કામ કરવું સહેલ કરવા સારૂ જે માણસ કાંઇ વસ્તુ કરીને તે કામ સહેલ કરે તો તે માણસે તે કામ કરવામાં સહાય કરી એમ સમજવું.

ટીકા--ત્રણ રીતે મદદગારી થાય છે, ઉશ્કેરણીથી, તેમાં ૨ સામેલ થવાથી, અને ૩ સહાય કરવાથી. ત્રણમાંથી એક વાત બને તો તે આ કલમ પ્રમાણે ગુન્હો કરે છે.

જે વખતે પોલીસ કોન્સટેબલો કોઇને માર મારી ગુન્હો મનાવતા હોય તે વખતે તેમનો ઉપરી ત્યાંથી જાણીને ખસી જાય તો તેના ઉપર મદદગારીનો આરોપ મુકી શકાય. બીજા માણસને કાંઈ કૃત્ય કરવાની સલાહ, હુકમ કે ઉતેજન આપવાથી ઉશ્કેરણી થઈ શકે, કેટલાક માણસો પોતે ઘેર બેસી રહી બીજાને પૈસા આપીને, સલાહ આપીને કે ઉંધુચતું સમજાવીને ગુન્હા કરાવે છે તે આ કલમ પ્રમાણે સજાને પાત્ર છે.

૧૦૮ મદદગાર જે સખસ કાંઇ ગુન્હો કરવામાં મદદગારી કરે અથવા જે કામ મદદગાર સખસના ઇરાદા કે જ્ઞાનથી ગુન્હો કરવાને કાયદા પ્રમાણે કોઇ શક્તિમાન સખસે કર્યું હોય તો ગુન્હો થાય એવું કાંઇ કામ કરવામાં મદદગારી કરે તે સખસે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો—(૧) કાંઈ કામની કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થઈ શકે છે, પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહીં હોય તો પણ.

ખુલાસો—(૨) મદદગારીનો ગુન્હો થવામાં એવું કાંઇ જરૂર નથી કે મદદગારી કરેલું કામ થવું જોઇએ અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસરપેદા થવી જોઇએ.

દૃષ્ટાંતો (અ) અ, બને જનું ખુન કરવાને ઉશ્કેરે બ તેમ કરવાની ના કહે તોપણ બને ખુન કરવામાં અ એ મદદગારી કરી એમ સમજવું.

(બ) અ, બ ને, ડ નું ખુન કરવાને ઉશ્કેરે ને તે ઉશ્કેરણી મુજબ બ, ડ,ને એક ખંજર મારે તે જખમથી ડ સારો થાય તોપણ અ એ બને ખુન કરવાની ઉશ્કેરણી કરી એમ સમજવું.

ખુલાસો—(૩) એવું કાંઇ જરૂરનું નથી કે જે સખસને મદદગારી કરી હોય તે સખસ કાંઇ ગુનો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન જોઇએ, અથવા તે મદદગારના જેવોજ તે સખસનો સાપરાધ ઈરાદો કે જ્ઞાન જોઈએ, કે તે સખસનો કાંઈપણ સાપરાધ ઇરાદો કે જ્ઞાન જોઈએ.

દૃષ્ટાંતો—(અ) અ સાપરાધ ઇરાદાથી એક બાળકને કે ગાંડા માણસને કાંઇ કામ કરવાને ઉશ્કેરે અને તે કામ એવું હોય કે ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન હોય એવો કોઇ સખસ અ ના જેવા ઈરાદાથી તે કામ કરે તો તે ગુન્હો ગણાય તો એ ઠેકાણે અ એ ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું, પછી તે કામ કરવામાં આવે, કે નહીં તોપણ;

(બ) જનું ખુન કરવાના ઇરાદાથી અ સાત વરસથી ઓછી ઉમરના એક બાળક બ ને ઉશ્કેરે કે જેથી તે કામ તે કરે, તો તેમાં બ ગુન્હો કરવાને શક્તિમાન નથી તોપણ જાણે શક્તિમાન હોય તે જ રીતે અને મદદગારી માટે શીક્ષા થઇ શકે.

(ક) અ એક ઘરને આગ લગાડવાને બને ઉશ્કેરે, ને અની ઉશ્કેરણી ઉપરથી બ તેમ કરે અને બ દીવાનગીના સબબથી તે કામ ખોટું કે કાયદા વિરૂદ્ધ છે તે જાણવાને અશક્ત હોય તો બ એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહીં, પણ અને તે ગુન્હામાં મદદગારી કર્યાની શીક્ષા થઇ શકે.

(ડ) ચોરી કરવાના ઇરાદે જ ના કબજામાંથી કાંઈ મીલકત લેવાને અ, બને ઉશ્કેરે. અને અ, ગના મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરે કે તે મિલકત અ ની છે, પછી શુદ્ધ બુદ્ધિથી તે મિલકત અ ની છે એમ માનીને બ તે મીલકત જના કબજામાંથી લે તો એ ખોટી સમજણથી કામ કર્યું તેથી તેણે બદદાનતથી લીધી એમ કહેવાય નહીં. માટે તેણે ચોરી કરી એમ સમજવું નહીં, પણ અ એ ચોરી કરવામાં મદદગારી કરી અને બ, અ એ ચોરી કરી હોય ને જે શીક્ષા બને થાય તેજ શીક્ષાને અ લાયક છે એમ સમજવું.

ખુલાસો (૪) કોઇ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે, માટે એવી મદદગારીમાં મદદગારી કરવી એ પણ ગુન્હો છે.

દ્રષ્ટાંત—જ નું ખુન કરવાને ક ને ઉસ્કેરવાને અ, બ, ને ઉસ્કેરે ને તે ઉપરથી જ નું ખુન કરવા બ ને ઉસ્કેર્યો માટે અ પણ તેજ શીક્ષાને લાયક છે.

ખુલાસો—(૫) મસલતથી મદદગારીનો ગુન્હો કરવામાં એવું જરૂરનું નથી કે જે સખસ ગુન્હો કરે તે સખસની સાથે તે મદદગારે તે ગુન્હા બાબત મનસુબો કરવો જોઇએ, જે મસલત મુજબ તે ગુન્હો કરવામાં આવે તે મસલતમાં તે સામીલ થયો તો બસ છે.

દ્રષ્ટાંત—અ, બ ની સાથે મનસુબો કરીને તેઓ જ ને ઝેર દેવાની ગોઠવણ કરે તેમાં એમ ઠરે કે અ એ ઝેર આપવું પછી તે ગોઠવણ બ, ક ને સમજાવે અને એમ કહે કે ત્રીજો સખસ ઝેર આપવાનો છે, પણ અ નું નામ કહે નહીં. ક ઝેર લઇ આવવું કબુલ કરે અને સમજાવેલી રીતે વાપરવા સારૂ તે ઝેર તે બ ને હવાલે કરે, પછી અ તે ઝેર આપે, અને તેના જોરથી જ મરી જાય તો એ ઠેકાણે અ તથા ક એઓએ મળીને કાંઈ મસલત કરી નથી તો પણ જે મસલત મુજબ જ નું ખુન થયું તે મધે ક સામીલ થયો માટે ક એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો અને તે ખુનની શીક્ષાને લાયક છે એમ સમજવું.

ટીકા—મદદગારી એજ વસ્તુતઃ સ્વતંત્ર રીતે ગુન્હાઇત કૃત્ય છે એટલે મુખ્ય ગુન્હેગાર ઠરવા ઉપર એનો આધાર રહેતો નથી. (ઇં. લો. રિ. ૧. મુ. ૧૫ (મારૂતી દાદા) તેમ તેવે પ્રસંગે મૂળ ગુન્હો બન્યો હતો કે નહીં તે બતાવવું પણ જરૂરનું નથી. (ઇં. લો. રિ ૪ કલકત્તા ૩૬૬ ૧૮ વી. રી ૩૨)

૧૦૮. અ જે કંઇ પણ કામ બ્રિટિશ ઇન્ડિયામાં કર્યું હોય તો ગુન્હો થાય, એવું કાંઇ કામ બ્રિટિશ ઇંડિયાની બહાર તથા પેલીગમ કર્યું હોય તેમાં જે સખસ બ્રિટિશ ઇંડિયામાં મદદગારી કરે તે સખસ આ કાયદાના અર્થ પ્રમાણે ગુન્હો કરવામાં મદદગારી કરે છે એમ સમજવું.

૧૦૯. કોઈ માણસ કાંઇ ગુન્હામાં મદદગારી કરે અને તે ઉપરથી તે કામ કરવામાં આવે, અને તે મદદગારીની શીક્ષાને માટે આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ ન હોય તો, તે ગુન્હાને માટે ઠરાવેલી શીક્ષા તે માણસને કરવામાં આવશે.

ખુલાસો—૧ મદદગારી કરવા ઉપરથી કોઇ ગુન્હો કરવામાં આવ્યો એમ ક્યારેસમજવું કે તે ગુન્હો તે મદદગારીમાં ઉશ્કેરણી, મસલત કે સહાય કરવામાં આવી હોય તે ઉપરથી કરવામાં આવે ત્યારે.

દ્રષ્ટાંત—ખોટી સાહેદી આપવાને, અ, બ ને ઉસ્કેરે તે ઉપરથી બ તે ગુન્હો કરે તો અ એ તે ગુન્હામાં મદદગારી કરી તથા બ ના જેવીજ શીક્ષાને તે લાયક છે એમ સમજવું.

૧૧૦. કોઈ માણસ કાંઇ ગુન્હામાં મદદગારી કરે તે મદદગારના ઇરાદા કે જ્ઞાન કરતાં જુદા ઇરાદાથી કરે તોપણ મદદગારના જેવાજ ઇરાદાથી તે કામ કર્યું હોય તો જે ગુન્હો થાય તે ગુન્હાને માટે ઠરાવેલી શીક્ષા તે માણસને કરવામાં આવશે.

૧૧૧. એક કામમાં મદદગારી કરવામાં આવે અને બીજું કામ બને તો જાણે તેજ કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે તે મદદગાર તે બનેલા કામને માટે જવાબદાર છે. પણ તે બનેલું કામ તે મદદગારીનું સંભાવ્ય ફળ હોવું જોઇએ. અને જે ઉશ્કેરણી, સહાય કે મસલતથી તે મદદગારી કરવામાં આવી હોય તે ઉશ્કેરણીના જોરથી કે મસલત મુજબ તે કામ થવું જોઇએ.

દ્રષ્ટાંત—(૧) જના ખોરાકમાં ઝેર ઘાલવાને અ એક બાળકને ઉસ્કેરીને તેને ઝેર આપે અને તેથી જના ખોરાકની પાસે ય નો ખોરાક હોવાથી ભૂલથી યના ખોરાકમાં ઝેર ઘાલે તો પણ જાણે અ એ યનાજ ખોરાકમાં ઝેર ઘાલવા ઉસ્કેર્યો હોય તેવીજ રીતે અ જવાબદાર છે.

(૨) જનું ઘર બાળવા અ, બ ને ઉસ્કેરે, અને તેથી બ આગ લગાડીને ત્યાં કાંઇ મિલકત ચોરે તો અ ઘર બાળવામાં મદદગારીનો તકસીરવાન છે. તોપણ ચોરીમાં મદદગારી કરી એમ સમજવું નહીં; કેમકે ચોરી તો જુદુંજ કામ છે.

(૩) અ, બ, તથા ક ને અપહરણ માટે એક વાસેલું ઘર ફોડવાને ઉસ્કેરે અને તે માટે તેને હથીઆર આપે, પછી બ તથા ક ઘર ફોડીને અંદર જતાં ઘરનો જ માણસ સામો થાય તો તેનું તેઓ ખુન કરે તો તેથી આ ઠેકાણે જો તે ખુન તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય તો અ ખુનને માટે ઠરાવેલી શીક્ષાને લાયક છે, એમ સમજવું.

૧૧૨. મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે અને ઉપલી કલમ પ્રમાણે જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે, અને તે કામ જુદોજ ગુન્હો થાય તો તે મદદગાર તે ગુન્હાઓમાંના દરેક ગુનાની શીક્ષાને લાયક છે.

દૃષ્ટાંત—એક સરકારી નોકરે કરેલી જપ્તીના સામે થવાને અ બ ને ઉશ્કેરે, પછી તેથી બ જપ્તીની સામે થાય અને જપ્તી કરનાર અમલદારને બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કરે તો તે જપ્તીના સામો થવાનો ગુન્હો તથા બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કરવાનો ગુન્હો બંને બ એકલાએ કર્યા જેથી તે બંને ગુન્હાની શીક્ષાને બ લાયક છે. અને અ બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરશે એવો સંભવ છે તો અ પણ તે ગુનાઓમાંના દરેક ગુન્હાની શીક્ષાને લાયક છે, એમ સમજવું.

**૧૧૩** એક મુકરર અસર પેદા કરવાના ઇરાદાથી મદદગાર સખસ કાંઇ કામમાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે કામને માટે જવાબદાર હોય તે કામ તેણે ધારેલ હોય તે કરતાં જુદી અસર પેદા કરે તો તે મદદગારે તેજ અસર પેદા કરવાના ઇરાદાથી તે કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે તે મદદગાર તે પેદા કરેલી અસરને માટે જવાબદાર છે; પણ તે મદદગારી કરેલા કામથી તે અસર થવાનો સંભવ છે એમ તેણે જાણ્યું હોય તો.

દૃષ્ટાંતો—જને મહાવ્યથા કરવા માટે અ, બ,ને ઉશ્કેરે પછી બ તેથી જ ને મહાવ્યથા કરે, તેથી કરીને જ મરી જાય તો તે ઠેકાણે અ એ જાણ્યું હોય તે મદદગારી કરેલી મહાવ્યથાથી જ નું મોત થશે એવો સંભવ છે તો ખુનને માટે ઠરાવેલી શીક્ષાને અ લાયક છે એમ સમજવું.

ટીકા—મદદગારીના પરિણામે કાંઇ ગુન્હો બને નહિ, અગર મદદગાર સખસે ધારેલોજ ગુન્હો બને કે તેથી કંઇ જુદોજ ગુન્હો બને, તેમાં જ્યાં ગુન્હો ન બને ત્યાં ગુન્હાના પ્રમાણમાં મદદગારી કરનાર સખસને ક ૧૧૦-૧૬ પ્રમાણે શિક્ષા થાય ને તે સખસો વધારે હોય તો ક ૧૧૭ પ્રમાણે શિક્ષા થાય, ગુન્હા વખતે મદદગાર હાજર હોય કે ગેર હાજર હોય તોપણ મુખ્ય ગુનેગારની પંક્તિમાંજ તેને મુકાય છે. પણ મદદગાર સખસે કરેલી મદદગારીને અનુસરીને મુખ્ય ગુન્હેગારે કૃત્ય કર્યું ન હોય તો, મદદ કરનાર સખસને દોષિત ઠરાવી શકાતો નથી. મદદગારે ઉશ્કેરણીને અનુસરીને મુખ્ય ગુન્હેગાર, ગુન્હો કરવામાં માત્ર, વખત, સ્થળ કે વિધીનો ફેરફાર કરીને કૃત્ય કરે તો તેથી મદદગાર શિક્ષાથી મુક્ત થતો નથી.

વળી મદદગારની ઉશ્કેરણીથી આગળ વધીને, મુખ્ય ગુન્હેગાર, વધારાનું કંઈ કૃત્ય કરે તો, જો તે વધારાનું કૃત્ય મદદગારીનું સંભાવ્ય ફળ હોય તો મદદગાર તે વધારાના કૃત્ય માટે પણ ગુન્હેગાર ઠરી શકે. જેમકે એક માણસને આગ લગાડવાની ઉશ્કેરણી કરે ને તેમાં કોઇ માણસ બળી મરે, અમુક જગ્યાનો કબજો લેવા લાકડીઓ આપી પોતાના નોકરને કોઇ ઉશ્કેરે તેમાં કોઈનું ખુન થાય, લુંટ કે ગૃહપ્રવેશ કરવાની ઉશ્કેરણીમાં માલધણી સામો થતાં તેનું ખુન થાય, તો તેવા કેસોમાં વધારાના પરિણામ માટે મદદગાર ગુન્હેગાર થઈ શકે છે. કારણ કે તે પરિણામો તે મુખ્ય બીનાનાં સંભાવ્ય ફળ છે, એટલે તેણે ગુન્હો કરવાની સલાહ આપી તે વખતે આવી જાતનું બળ વાપરવાની જરૂર પડે તો તે પણ વાપરવાની સલાહ કે ભલામણનો સમાવેશ તે મદદગારની સુચનામાં થઇ શકે. ( ઈ. લો. રિ. ક. અલ્હા. ૪૯૧ ) મદદગાર સખસે એકજ ગુન્હો કરવાની સુચના આપી હોય, અને તેમ છતાં બે ગુન્હાને માટે તે ગુન્હેગાર બને છે. એવા સંજોગોમાં, જે બીજો ગુન્હો બને, તે એવો હોવો જોઇએ કે મદદગારી કરનાર સખસે તે બનશે તેમ આગળથી જાણેલું હોવું જોઇએ.

**૧૧૪ ગુન્હો થતી વખતે મદદગાર હાજર** હોય તો જે સખસ ગેરહાજર હોય તો મદદગાર દાખલ શીક્ષા પામવાને લાયક થાય તે સખસ તે મદદગારીને લીધે જે કામ કે ગુનાને માટે શીક્ષા થઇ શકે એવું હોય તે કામ કે ગુન્હો થતી વખતે તે સખસ જો ત્યાં હાજર હોય તો તેણે તે કામ કે ગુન્હો કર્યો એમ સમજવું.

**૧૧૫** મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો કાંઇ ગુન્હો કરવામાં કોઇ માણસ મદદગારી કરે અને તેમ મદદગારી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહીં તથા તે મદદગારી માટે શીક્ષા સંબંધી આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ નહીં કરેલો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અગર તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય અને જે કામથી કોઇ સખસને વ્યથા થાય તેવું કાંઇ કામ કરવામાં આવે તો તે મદદગારને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી દંડને પણ લાયક થશે.

દૃષ્ટાંત—જનું ખુન કરવા અ, બને ઉશ્કેરે, પણ તે ગુન્હો કરવામાં આવે નહીં પણ જો બ, જ નું ખુન કરે તો મોત કે સમુદ્રપારની શીક્ષાને લાયક થાય છે, માટે અ સાત વરસની કેદ અને દંડને પણ લાયક છે. અને જો જ ને વ્યથા કરવામાં આવે તો અ ને ૧૪ વર્ષ સુધીની કેદ તથા દંડને તે લાયક થશે.

**૧૧૬ કેદની શિક્ષા થઇ શકે એવા કોઇ ગુન્હામાં કોઇ માણસ** મદદગારી કરે અને તે મદદગારી

ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહીં તથા તે મદદગારી સંબંધી શિક્ષા, આ કાયદામાં કાંઇ વિશેષ ઠરાવ ન હોય, તો તે માણુસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હા માટે ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની મુદત સુધીની કેદની અને દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને તે મદદગારી કરી હોય તે સખસ સરકારી નોકર હોય અને તેની ફરજ તે ગુન્હો થતો અટકાવવાની હોય તો તે મદદગારને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધીની કેદની અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત--બ એક સરકારી નોકર છે, તે પોતાના હોદ્દાના સબબથી અ ના ઉપર મહેરબાની કરે, અને તેના બદલામાં અ, બને લાંચ આપે પણ બ તે ન લે, તોપણ અ ને આ કલમ મુજબ શિક્ષા થાય.

૨ ખોટી સાહેદી આપવા અ, બ ને ઉશ્કેરે પણ બ ખોટી સાહેદી આપે નહીં તો પણ અને આ કલમ મુજબ શિક્ષા થાય.

૧૧૭ લોકો પાસે કે કોઇ પણ વર્ગના દસથી વધુ માણુસો પાસે કાંઇ ગુન્હો કરવા માટે જે માણુસ મદદગારી કરે તેને ત્રણ વરસની મુદત સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે એ બંનેની શીક્ષા કરવા આવશે.

દૃષ્ટાંત—અ એક સરીયામ રસ્તા ઉપર જાહેરનામું ચોઢીને દેશથી વધારે માણુસોના તડવાળાને ઉશ્કેરે કે, તમારા સામા તડવાળા ફલાણે વખતે વરઘોડો લઈ જવાના છે માટે તેમના ઉપર હુમલો કરવા એકઠા થવું તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો સમજવું.

૧૧૮ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવો સ્હેલ કરવાના ઇરાદાથી, કે તે સહેલ છે એવો સંભવ જાણ્યા છતાં, અગર કોઇ માણુસ કાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને તે ગુન્હો કરવાની ધારણા થઇ હોય, તે ધારણા બુદ્ધિપૂર્વક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણુતો હોય એવી કાંઇ વાત જાહેર કરે, તો તે માણુસને જો તે ગુન્હો થાય તો સાત વરસની એને ન થાય તો ત્રણ વરસની બેમાંથી ગમે તે પ્રકારના કેદની શિક્ષા રવામાં આવશે. અને ગુન્હો થાય કે ન થાય તો પણ ઉપલી શિક્ષાની સાથે દંડને પણ તે લાયક થશે.

દૃષ્ટાંત—ડકાયટીનો ગુન્હો જે જગાએ થવાનો હોય તે જગાને બદલે તે ગુન્હો કરવો સહેલ થાય તે માટે બીજી જગાએ થવાનો છે, એવી ખોટી ખબર અ કોઇ માજીસ્ટ્રેટને આપે તો અ ને આ કલમ મુજબ શીક્ષા થઇ શકે,

૧૧૯ કોઇ સરકારી નોકર, ગુન્હો થતો અટકાવવાની પોતાની ફરજ છતાં, તે ગુન્હો કરવો સહેલ થાય તે માટે કે કાંઇ કસુર કરીને તે ગુન્હો કરવાની ધારણા બુદ્ધિપૂર્વક છુપાવે અથવા તેવી ધારણા બાબત કાંઇ ખોટી વાત જાહેર કરે તો તે માણુસને જો તે ગુન્હો થાય તો, તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવવી હોય તેની અડધી મુદત સુધી કેદની, અથવા દંડની, અથવા બંને શિક્ષા કરવામાં આવશે, જો તે ગુન્હો મોતની કે જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો હોય તો તે માણુસને દસ વરસની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થશે અને જો તે ગુન્હો ન થાય તો તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની મુદત સુધીની કેદની, દંડની અથવા બંને શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત—અ એક પોલીસ અમલદાર છે અને અપહરણ કરવાની ધારણા તેના જાણવામાં આવે તો તેની ખબર આપવી એ તેની કાયદા મુજબ ફરજ છે, તેના જાણવામાં આવે કે બ ની અપહરણ કરવાની ધારણા છે, છતાં તે ગુન્હો સ્હેલ કરવાને તે ખબર આપવામાં કસુર કરે તો અને આ કલમ પ્રમાણે શિક્ષા થાય.

૧૨૦ કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સ્હેલ કરવાના ઇરાદાથી. કે કાયદાવિરૂદ્ધ કસુર કરીને તે ગુન્હો કરવાની ધારણ થઇ હોય તે ધારણા બુદ્ધિપૂર્વક છુપાવે, અથવા, તે બાબત પોતે જેને ખોટી જાણુતો હોય એવી કાંઇ વાત જાહેર કરે, તો તે માણુસને જો તે ગુન્હો થાય તો તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની, કેદની જે ઘણામાં ઘણી શિક્ષા ઠરાવી હોય તેની પા મુદત સુધીની અને જો તે ગુન્હો ન થાય તો તેને ઘણામાં ઘણી તેથી ⅛ મુદત સુધીનો કેદની અથવા દંડની શિક્ષા થશે.

---

## બાબ ૫ મો.

### સાપરાધ કાવતરૂં

૧૨૦ અ જયારે બે અથવા વધારે સખસો (૧) કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરવાનું, કે કરાવવાનું કે, (૨) કાયદા વિરૂદ્ધ ન હોય એવું કામ કાયદા વિરૂદ્ધ સાધનોથી કરવાનું કે કરાવવાનું કે કબુલ કરે ત્યારે તેવી કબુલતને સાપરાધ કાવતરૂં કહેવું, પણ ગુન્હો કરવા માટેની કબુલત સિવાયની કોઇપણ કબુલાત એવી કબુલતના એક અથવા વધારે પક્ષકારો તે કબુલતને અનુસરીને તે કબુલત સિવાય કાંઇપણ કૃત્ય કરે નહીં તો, સાપરાધ કાવતરૂં ગણાશે નહિં.

૧૨૦ બ (૧) જે ગુન્હા માટે મોતની, સમુદ્રપારની અથવા બે કે વધારે વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા થઇ શકે તેવો ગુન્હો કરવા માટે સાપરાધ કાવતરૂં કરવામાં જે કોઇ સખસ પક્ષકાર હોય તેને એવા કાવતરા માટે શિક્ષા કરવા માટે આ કાયદામાં વિશેષ ઠરાવ ન હોય ત્યારે, તે સખસે તેવો ગુન્હો કરવામાં મદદગારી કરી હોત તો તેને જેવી રીતે શિક્ષા થને તેવીજ રીતે શિક્ષા કરવામાં આવશે. હા ઉપર લખ્યા પ્રમાણે શિક્ષા થઇ શકે તેવો ગુન્હો કરવા માટેના સાપરાધ કાવતરા સિવાયના સાપરાધ કાવતરામાં જે કોઇ સખસ પક્ષકાર હોય તેને ૭ મહિનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૬ ઠો.

### રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

૧૨૧ જે માણુસ રાણીની સામે લડાઇ કરે અથવા લડાઈ કરવાની કોશીશ કરે, અથવા લડાઇ કરવામાં મદદગારી કરે તેને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે અને તેની સઘળી મિલકત જપ્ત થશે.

દૃષ્ટાંત—રાણીની સામે બંડ થાય તેમાં અ સામેલ થાય તો, તેમ સીલોનમાં હથીયાર મોકલીને અ ત્યાંના બંડખોરોને હીંદુસ્તાનમાં રહી મદદગારી કરે તોપણ અ એ આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો સમજવું.

૧૨૧ અ જે માણુસ ૧૨૧ મી કલમ પ્રમાણે શીક્ષા કરવા લાયક કાંઇ ગુન્હો કરવાનો કે બ્રિટિશ ઇંડિઆનું કે તેના કોઇ ભાગનું રાણી સાહેબનું રાજ્ય છીનવી લેવાનો સંપ કરશે કે ઇંડીઆ સરકારને કે કોઇ ઇલાકાની સરકારને સાપરાધ બળથી કે નવા બળના દેખાવથી ડરાવવાનો સંપ કરશે તે માણુસને જીવતાં સુધી કે થોડી મુદત સુધી સમુદ્રપારની શીક્ષા કરવી કે ઘણામાં ઘણી દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવી.

ખુલાસો—સંપ કરવાનો ગુન્હો થવા સારૂ કાયદા વિરૂદ્ધ કસુર થવી જોઈએ એવું સમજવું નહીં.

૧૨૨ જે સખસ રાણીની સામે લડાઇ કરવાના કે લડાઇ કરવાને તૈયાર થવાના ઇરાદાથી માણુસો, હથીઆરો કે દારૂગોળા એકઠા કરે કે બીજી રીતે તૈયારી કરે તે સખસને જીવતાં સુધી સમુદ્ર પારની કે દસ વરસની મુદત સુધી સમુદ્રપારની કે દસ વરસની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને તેની સઘળીં મિલકત સરકાર જપ્ત થશે.

૧૨૩ રાણી સામે લડાઇ કરવાની થયેલી ધારણા, કાયદા વિરૂદ્ધ કસુર કરીને કે જે લડાઇ કરવી સહેલ થાય તે માટે જો કોઇ માણુસ છુપાવે તો તે માણુસને દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને તે દંડને પણ પાત્ર થશે.

૧૨૪ હિંદુસ્તાનના ગવર્નર જનરલ, કે પ્રેસીડેન્સીના ગવર્નર કે લેફ્ટેનન્ટ ગવર્નર કે તેમની કૌંન્સિલના કોઇ સભાસદના કાયદેસર અખતિઆરમાંના કોઇપણ અખતિયાર, તેઓને સમજાવીને કે જબરજસ્તીથી કે કોઇપણ રીતે અમલમાં અણાવવા કે ન અણાવવાના ઇરાદાથી જે માણુસ તેઓની ઉપર હુમલો કરે કે ગેરવ્યાજબી અટકાવ કરે કે તે કરવાની કોશીશ કરે કે સાપરાધ બળથી, દેખાવથી તેમને ડરાવે કે ડરાવવાની કોશીશ કરે તે માણુસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા

કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૧૨૪ (અ) જે કોઇ માણસ રાણી સાહેબ બાબત અથવા બ્રિટિશ ઇંડિયામાં કાયદાની રૂએ જે સરકારનો અમલ સ્થપાયલો છે તે સરકાર બાબત દ્વેષ કે તિરસ્કાર કે, બેદિલી, બોલેલા કે લખેલા શબ્દો વડે, કે પ્રત્યક્ષ કાંઇ દેખાડીને કે બીજી રીતે ઉત્પન્ન કરશે, કે ઉત્પન્ન કરવાની કોશીશ કરશે, તેને જીવતાં સુધી કે કોઈ ઓછી મુદત સુધી સમુદ્રપારની શિક્ષા અને દંડ પણ કરવો. અથવા ત્રણ વરસ સુધીની કેદની શિક્ષા અને દંડ પણ કરવો.

ખુલાસો—૧ બે દિલી–આ સંજ્ઞામાં બેવફાઇ અને વેરભાવનો સમાસ થાય છે. (૨) સરકારની યોજનામાં કાયદેસર સાધનોવડે ફેરફાર કરી લેવાના હેતુથી દ્વેષ તિરસ્કાર કે બેદિલી ઉત્પન્ન કર્યાં વગર તે યોજના બાબત ના પસંદગી બતાવવા માટે કરેલી ટીકા આ કલમ મુજબ ગુન્હો થતો નથી.

( ૩ ) દ્વેષ, તિરસ્કાર કે બેદિલી ઉત્પન્ન કર્યાં વગર, સરકારના કારોબારને લગતી કે બીજી કૃતી બાબત ના પસંદગી બતાવવા સારૂ કરેલી ટીકા આ કલમ મુજબ ગુન્હો થતો નથી.

ટીકા.—આરોપીએ વાપરેલી ભાષા શા ઇરાદાથી વાપરી છે એ ઉપર ગુન્હાનો આધાર છે. બેદીલી ફેલાવનારૂં લખાણુ લખીને કબજામાં રાખવાથી ગુન્હો થતો નથી. પણ તે બહાર પડે કે આ લખાણથી કોઈ એક સખસને વાકેફ કરતાંની સાથેજ તેની પ્રસિદ્ધિ થાય છે, જાહેર પત્રકારને સરકારના ઉપર અપ્રમાણિકપણાના અને અનીતિમાન હેતુઓના આરોપ મુકવાનો હક નથી. જાહેર ટીકા એવી હોવી જોઇએ કે જેથી સરકાર સામે દુશ્મનાવટ કે ધિક્કાર કે બેદીલી ન ફેલાય. ( ૧૦ ) મુંબઇ લો. હિ, ૮૪૮ )

૧૨૫ રાણીની સાથે મૈત્રી કે સલાહ હોય એવા એશીયાના કોઇ પણ રાજાના રાજ્યની સામે જે માણસ લડાઇ કરે કે લડાઇ કરવાની કોશીશ કરે કે તેમાં મદદગારી કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા અને તેની સાથે દંડ, અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને તેની સાથે દંડ પણ થઇ શકે અથવા દંડની શિક્ષા કરવામાં આવશે.

૧૨૬ રાણીની સાથે મૈત્રી કે સલાહ રાખનારા કોઇપણ રાજાના મુલક ઉપર જે માણસ લુંટ કરે કે લુંટ કરવાની તૈયારી કરે તેને સાત વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને તે દંડને તથા લુંટ કરવામાં વાપરેલી કે લુંટમાંથી મળેલી મીલકત સરકાર જપ્ત થવાને લાયક થશે.

૧૨૭ ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખેલા ગુન્હાઓ માંહેના કોઇ ગુન્હા કરવામાં મળેલી કાંઈ મિલકત જે માણુસ તે તે રીતે મેળવેલી છે :એમ જાણીને લે તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને તથા તે લીધેલી મીલકત સરકાર જપ્ત થવાને લાયક થશે.

૧૨૮ જે માણસ સરકારી નોકર છતાં, પોતાના હવાલામાંના કોઇ રાજકીય કે લડાઇના કેદીને કેદ કરેલી જગામાંથી બુદ્ધિપૂર્વક નાશી જવા દેશે તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને દંડને પણ પાત્ર થશે.

૧૨૯ જે માણસ સરકારી નોકર છતાં પોતાના હવાલામાંના કોઇ રાજકીય કે લડાઇના કેદીને કેદની જગાએથી ગફલતથી નાશી જવા દે તેને ત્રણ વરસ સુધીની આસન કેદની અને દંડની પણ શિક્ષા થશે.

૧૩૦ કોઇ રાજકીય કેદીને કે લડાઇના કેદીને કાયદેસર કેદમાંથી નાશી જવામાં જે માણસ સહાય કે મદદ કરે કે છોડાવે કે છોડાવવાને કોશિશ કરે કે તેવા નાશી ગયેલા કેદીને જે ઘરમાં રાખે કે સંતાડે કે તેને પાછો પકડવામાં જે હરકત કરે કે હરકત કરવાની કોશીશ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને તે દંડને પણ પાત્ર થશે.

ખુલાસો—જે રાજકીય કે લડાઈના કેદીને તેના વચન પરથી બ્રિટિશ ઇંડિયામાં કેટલીક મુકરર કરેલી હદમાં છુટો રહેવા દીધો હોય તે કેદી જે હદમાં છુટો રહેવાની તેને રજા હોય તે હદમાંથી બહાર જાય તો તે કાયદેસર કેદમાંથી નાશી ગયો એમ સમજવું.

## બાબ ૭ મો.

### જમીનપરની તથા દરિયાઈ ફોજ સંબંધી ગુન્હા.

૧૩૧ રાણીની જમીન પરની અથવા દરીઆઇ ફોજમાંના કોઇ ઓફીસર, સોલજર કે ખલાશીને બંડ કરવામાં જે માણસ મદદગારી કરે કે તેમને પોતાના પ્રજા ધર્મથી કે સેવા ધર્મથી ભ્રષ્ટ કરવાની જે માણસ કોશિશ કરે તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ પાત્ર થશે.

૧૩૨ રાણીની જમીન પરની કે દરીયાઇ ફોજમાંના કોઇ ઓફીસરે, સોલજરે કે ખલાશીએ બંડ કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે અને તેથી બંડ થાય તો તે માણસને મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દશ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ પાત્ર થશે.

૧૩૩ રાણીની જમીન પરની કે દરીઆઇ ફોજમાંના કોઇ ઓફીસરે, સોલજરે, ખલાશીએ, કોઇ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જે માણસ મદદગારી કરે તેને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને દંડને પણ પાત્ર થશે.

૧૩૪ રાણીની જમીન પરની કે દરીયાઇ ફોજમાંના કોઇ ઓફીસરે, સોલજરે કે ખલાશીએ કોઇ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે હુમલો થાય તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને દંડને પણ તે પાત્ર થશે.

૧૩૫ રાણીની જમીન પરની અથવા દરીઆઇ ફોજમાંના કોઇ ઓફીસરે, સોલજરે કે ખલાશીએ નાશી જવામાં જે માણસ મદદગારી કરે તેને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૧૩૬ રાણીની જમીન પરની અથવા દરીઆઇ ફોજમાંનો ફલાણો ઓફીસર સોલજર કે ખલાશી નાશી આવેલો છે એમ જાણીને કે એમ માનવાનું કારણ છતાં નીચેનો અપવાદ ન લાગતાં જે માણસ તે અધિકારી, સોલજર કે ખલાસીને ઘરમાં રાખે તેને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દડની કે બનેની શિક્ષા કરવામાં આવશે.

**અપવાદ**—કોઇ સ્ત્રી પોતાના વરને ઘરમાં રાખે તો તેને આ ઠરાવ લાગુ પડતો નથી.

૧૩૭ જે વેપારી વહાણમાં રાણીની જમીન પરની કે દરીયાઇ ફોજમાંથી કોઇ નાશી જનારો સંતાયો હોય તે વહાણનો મારતર, કે જે સખસના હવાલામાં વહાણ હોય તે સખસ, તે સંતાયાની વાતથી અજાણ્યો હોય તો પણ જો તેણે પોતાનો હોદ્દો બજાવવામાં કાંઇ ગફલત ન કરી હોત અને વહાણપર પાકો બંદોબસ્ત રાખ્યો હોત તો તેના જાણવામાં તે વાત આવત એવું હોય તો તે માસ્તર અથવા જેના હવાલામાં તે વહાણ હોય તે સખસ પાંચસો રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૧૩૮ ફલાણું કામ ના ફરમાનીનું છે એમ જાણીને તે કામ રાણીની જમીન પરની કે દરીયાઇ ફોજમાંના કોઇ ઓફીસરે, શોલજરે કે ખલાશીએ કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે અને તે મદદગારીથી તે ફરમાનીનું કામ થાય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૧૩૮ અ આ બાબમાંની આગળ ગયેલી કલમો મલિકામાઅઝમાની ઇંડિઅન મેરીન સરવીસ રાણી સાહેબની દરીયાઇ ફોજમાં જાણે સમાઇ જતી હોય એમ લાગુ પડશે.

૧૩૯ રાણીની જમીન પરની તથા દરીયાઇ ફોજને સારૂ અથવા રાણીની જમીનપરની અથવા દરીઆઇ ફોજના કોઇ ભાગને સારૂ કરેલા કોઇ લશ્કરી કાયદાને તાબે હોય એવા કોઇ સખસને આ

કાયદા મુજબ આ બાબમાં બ્યાન કરેલા ગુન્હાઓમાંના કાંઈ ગુન્હાને સારૂ શીક્ષા થઈ શકશે નહીં.

૧૪૦ રાણીની જમીન પરની અથવા દરીયાઇ ફોજમાંનો જે માણસ સોલજર નથી તે માણસ તેવો સોલજર પહેરતો હોય એવો કોઇ પોશાક પહેરે અથવા તેવો સોલજર જે ચિન્હ વાપરતો હોય તેના જેવું કાંઇ ચીન્હ વાપરે એવા ઇરાદાથી કે તે તેવો શોલજર છે એમ માનવામાં આવે તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની અથવા પાંચસો રૂપીયા સુધીની દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

---

## બાબ ૮ મો.

---

## લોકોની સમાધાની વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

૧૪૧ જો પાંચ કે વધારે સખસોની એક મંડળી મળે અને જે સખસો તે મંડળીમાં હોય તેઓનો સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણે હોય તો તે મંડળીને કાયદા વિરૂદ્ધ મંડળી કહેવી.

૧ હિંદુસ્તાનના કાયદા કરનારી ને હકુમત કરનારી સરકારને કે કોઇ પ્રેસીડેન્સીની સરકારને કે લેફ્ટેનન્ટ ગવર્નરને કે પોતાના હોદ્દાનો કાંઇ કાયદેસર અખ્તીઆર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને સાપરાધ બળ કરીને કે સાપરાધ બળ દેખાડીને ડરાવવો.

ટીકા—રાજદ્વારી વિષય ઉપર ભાષણ સાંભળવા માટે સંખ્યાબંધ માણસો ભેગાં મળે તો તેવી રીતના જાહેર સવાલો સાંભળવાની મોટી સભાઓ કાયદેસર છે.

૨ કાંઇ કાયદો કે કોઇ કાયદેસર હુકમ બજાવતાં હરકત કરવી.

ટીકા—સરકારી અમલદાર પોતાની ફરજ અઘટિત રીતે બજાવતો હોય તો તેને તેમ કરતાં અટકાવવાનો હક માત્ર જે સખસને ગેરકાયદેસર નુકશાન થતું હોય તેનેજ છે. બીજાને તેની વતી અટકાવ કરવાનો હક નથી.

૩ કાંઈ બીગાડ કે સાપરાધ પ્રવેશ કે બીજો ગુન્હો કરવો.

ટીકા—ઈરાદાની જરૂર હોય તેવા ગુન્હામાં ઇરાદો સાબિત થવો જોઇએ. જે માણસને અમુક કૃત્ય કરવાનો હક છે તેને આ કલમ લાગુ પડે નહીં, એક જમીનના અ અને બ ભાગીદાર હતા, તે જમીનમાં બની રજા વિના અ એ મકાન બાંધ્યું પણ બ એ સીવીલ કોર્ટથી તે મકાન તોડી પાડવાનું હુકમનામું મેળવી તોડી પાડયું, પછી બના નોકરોએ અ ના નોકરોને મકાન ચણતા જોયા, જેથી તેમણે શરૂ કરેલો ભાગ તોડી પાડયો, અને નોકરોને એક બાજુ કહાડયા આ કેસમાં નીચલી કોર્ટે હંગામા માટે સજા કરી, પણ હાઇકોર્ટે રદ કરી કારણ તે કૃત્ય તે બીગાડ કરતા નહોતા પણ તેના શેઠને જે કૃત્ય કરવાનો હક હતો તે તેઓ કરતા હતા. ( રાણી વિ. રાજ કુમારસીંઘ—ઈ-લો. રિ. કલકત્તા. પા ૫૭૩ )

૪ કોઈ સખસની ઉપર સાપરાધ બળ કરીને અથવા તેને સાપરાધ બળ દેખાડીને કાંઇ મિલકતનો કબજો લેવો અથવા મેળવવો કે કોઇ સખસનો આવવા જવાનો હક અથવા પાણી વાપરવાનો હક કે બીજો જે નીરાકાર વસ્તુ સંબંધી હક તે સખસના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઈ લેવો કે કાંઇ હક કે ધારેલો હક અમલમાં લાવવો.

ટીકા—તકરારી મીલકત ઉપર ખરો હક કોનો હતો એ સવાલ નથી. જે જમીનપર તેને હક છે તે બીજાના કબજામાંથી બળથી લેવા માટે ગુન્હેગાર બને છે. વરગોડાને સાપરાધ બળ સાથે અટકાવવો તે પણ આ કલમમાં આવી શકે.

૫ સાપરાધ બળ કરીને કે બળ દેખાડીને જે કામ કરવાની જે સખસની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે કામ તે સખસ પાસે કરાવવું કે જે કરવાનો તેને કાયદા પ્રમાણે હક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.

ટીકા—લીલામમાં રાખેલી મીલકતનો કબજો લેતાં અટકાવનાર ટોળું, કારખાનાના મજુરો કામ બંધ કરે તો તેમને જોરથી ફરજ પાડનાર, અને નાટકમાં તોફાન કરી પ્રયોગ અટકાવનાર સખસો આ કલમમાં આવી શકે છે.

ખુલાસો—જે મંડળી પ્રથમ કાયદા વીરૂદ્ધ ન હોય તે પાછળથી કાયદા વીરૂદ્ધ મંડળી થઈ શકે.

૧૪૨ જે હકીકતોને લીધે કોઇ મંડળી કાયદાવિરૂદ્ધ મંડળીમાં થતી હોય તે હકીકતો જણાયા છતાં જે માણસ ઇરાદાથી તે મંડળીમાં સામેલ થાય કે તેમાં જારી રહે તે માણસને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગ ભૂત સમજવો.

**૧૪૩** જે માણસ કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભૂત હોય તેને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની કે દંડની કે બંને શીક્ષા થશે.

**૧૪૪** જીવ લેનારૂં કાંઇ હથીઆર અથવા જે મારથી સામા માણુસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવી કાંઇ વસ્તુ પાસે છતાં જે માણસ કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત થાય તેને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની કે દંડની કે બંનેની શીક્ષા કરવામાં આવશે,

**૧૪૫** કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને કાયદામાં ફરમાવેલી રીતે વીખેરાઇ જવાનું ફરમાવ્યું છે, એવું જાણ્યા છતાં જે માણસ કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થાય કે જારી રહે તેને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની કે દંડની કે બંનેની શીક્ષા થશે.

**૧૪૬** કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતું પાર પાડવામાં તે કાયદા વિરૂદ્ધ મંડળી અથવા તેનો કોઇ અંગભુત બળ કે જુલમ વાપરે તો તે મંડળીના દરેક અંગભૂતે હંગામાનો ગુન્હો કર્યો એમ સમજવું.

**ટીકા**—ગેર કાયદાની મંડળીમાં સામેલ થવું એજ એક ગુન્હો છે. જો તે મંડળી કે તેનો કોઇ અંગભૂત બળ વાપરે તો તે મંડળીનો દરેક અંગભૂત આ કલમ મુજબ હંગામાનો ગુન્હો કરે છે.

**૧૪૭** જે માણસ હંગામાનો ગુન્હો કરે તેને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, કે દંડની કે બને શીક્ષા કરવામાં આવશે.

**૧૪૮.** જીવ લે એવું હથીયાર પાસે રાખીને કોઇ હંગામો કરે તો તેને ત્રણ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, કે દંડની કે બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૧૪૯** કાંઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતું પાર પાડવામાં તે મંડળીના કોઇ અંગભૂતથી કાંઇ ગુન્હો થાય અથવા એવો કાંઇ ગુન્હો થાય કે તે હેતુ પાર પાડવામાં તે ગુન્હો થશે એવો સંભવ તે મંડળીના અંગભુતોને જાણવામાં હોય તે ગુન્હો થતી વખતે જે જે સખસ તેજ મંડળીના અંગભૂત હોય તે દરેક સખસે તે ગુન્હો કર્યો એમ સમજવું.

**૧૫૦** જે માણસ કોઇ સખસને કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામેલ થવાને કે અંગભૂત થવાને પૈસા આપવા કરી ને કે બીજી રીતે રાખે કે રાખવામાં મદદ કરે કે ચશમ પોશી કરે, તે માણસને તે કાયદા વિરૂદ્ધ મંડળીના અગભૂત દાખલ તથા તે પૈસા આપવા કરીને કે બીજી રીતે રાખેલા સખસથી તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભૂત દાખલ જે કાંઇ ગુન્હો થાય તે ગુન્હાને માટે જાણે તે માણસે તે કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુતજ હોય કે જાણે તેણે પોતેજ ગુન્હો કર્યો હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

**૧૫૧** જેથી લોકોની સુલેહમાં ગડબડ થાય એવો સંભવ હોય એવી પાંચ કે તેથી વધારે સખસોની મંડળીને વીખરાઈ જવાનો કાયદેસર રીતે હુકમ થયા પછી જે માણસ જાણી બુજીને તે મંડળીમાં સામેલ થાય કે જારી રહે તેને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની કે દંડની કે એ બંનેની સજા કરવામાં આવશે.

**ખુલાસો**—અગર તે મંડળી ૧૪૧ મી કલમના અર્થ પ્રમાણેની કાયદા વિરૂદ્ધ મંડળી ન હોયતો તે ગુન્હેગારને ૧૪૫ મી કલમ મુજબ શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—ધર્મ ફેલાવવાના હેતુથી એક મંડળના સખસો મોટા વરઘોડા કહાડે તે ગેરકાયદે નથી.

**૧૫૨** કોઇ સરકારી નોકર પોતાનો હોદ્દો બજાવવામાં કાયદા વિરૂદ્ધ મંડળીને વીખેરી નાંખવાની કે કાંઇ હંગામો કે બખેડો બંધ પાડવાની મહેનત કરતો હોય તેવામાં તેની ઉપર જે માણસ હુમલો કરવાનો ડર દેખાડે અથવા તેને હરકત કરે કે તેમ કરવાની કોશીશ કરે કે તેના ઉપર સાપરાધ બળ વાપરે કે તે વાપરવાનો ડર દેખાડે કે તે વાપરવાની કોશીશ કરે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની, કે બંનેની શિક્ષા થશે,

**૧૫૩** જે માણસ દ્વેષબુદ્ધિથી કે દુષ્ટતાથી કાંઇ કાયદા વિરૂદ્ધ વસ્તુ કરીને કોઇ સખસના મનમાં ક્રોધ ઉત્પન્ન કરે અને તે એવા ઇરાદાથી તે ક્રોધ હંગામાનો ગુન્હો કરાવે કે તેમ થવાનો સંભવ છે એમ

જાણીને એ પ્રમાણે કરે, અને તે ક્રોધ ઉત્પન્ન થવાથી હંગામાનો ગુન્હો થાય તો તે માણસને એક વરસની મુદત સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની કે બંનેની શીક્ષા કરવામાં આવશે. જો હંગામાનો ગુન્હો ન થાયતો તે માણસને ૭ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની, કેદની અને દંડની અથવા બંનેની શીક્ષા કરવામાં આવશે.

૧૫૩ અ જે કોઇ બોલેલા કે લખેલા, શબ્દો વડે, કે ઇશારત કરીને કે પ્રત્યક્ષ કાંઇ દેખાડીને કે બીજી રીતે રાણી સાહેબની રૈયત પૈકી જુદા જુદા વર્ગો વચ્ચે વૈરભાવ કે દ્વેષભાવ વધારશે કે વધારવાની કોશિસ કરશે, તેને બે વરસ સુધીના કેદની અથવા દંડની કે બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—જે બાબતોને લીધે રાણી સાહેબની રૈયત પૈકી જુદા જુદા વર્ગો વચ્ચે વેર ભાવ કે દ્વેષ ભાવ ઉત્પન્ન થતો હશે કે ઉત્પન્ન થવા તરફ જેમનું વલણ હશે તે બાબતો દુષ્ટ ઇરાદા વગર અને તે દુર થાય એવા ખરા હેતુથી બતાવી હોય તો, તે આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો થતો નથી.

ટીકા—શુદ્ધ બુદ્ધિથી કેટલોક મત ભેદ ઓછાં કરનારાં લખાણાં કરવાં એ આ કલમ મુજબ ગુન્હો નથી.

૧૫૪. જ્યારે કાંઇ કાયદા વિરૂદ્ધ મંડળી મળે અથવા હંગામો થાય ત્યારે જે જમીનપર તે મળે કે હંગામો થાય તે જમીનના માલેક કે કબજેદારને તથા તે જમીનમાં જેનો હક હોય એવા સખસને એક હજાર રૂપીઆ સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે પણ તે કયારે કે જો તેણે તે ગુન્હો થાય છે કે થવાનો સંભવ છે એવું જાણીને પ.સેમા પાસેની પોલીસ ચોકી પરના અમલદારને જલ્દી ખબર નહીં આપે તો અથવા ગુન્હો અટકાવવા સારૂ પોતાથી બનતા કાયદેસર ઇલાજો કામે નહીં લગાડે તો અને તે ગુન્હો થયા પછી તે હંગામો બંધ પાડવાને કે તે કાયદા વિરૂદ્ધ મંડળીને વીખેરી નાંખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહીં લગાડે તો.

૧૫૫. જો કોઇ શખસના ફાયદા સારૂ કે તેની વતી કાંઇ હંગામો કરવામાં આવે અને જે જમીન બાબત તે હંગામો થાય તે જમીનનો તે સખસ માલીક કે કબજેદાર હોય તે જમીનમાં, જે તકરાર ઉપરથી હંગામો થયો હોય તે તકરારની બાબતમાં કાંઇ હકનો તે સખસ દાવો કરતો હોય કે તેમાંથી તે સખસને કાંઇ ફાયદો થયો હોય અથવા તેણે કાંઇ ફાયદો કબુલ કર્યો હોય, તો તે સખસને દંડની શીક્ષા કરવામાં આવશે. પણ તે કયારે કે જો તે અથવા તેનો મુખતીઆર કે કારભારી તે હંગામો થવાનો સંભવ છે એમ માનવાનું તેને કારણ છતાં તે મંડળી મળતી અથવા હંગામો થતો અટકાવવાને તથા તે હંગામો બંધ પાડવાને અને તે મંડળીને વીખેરી નાંખવાને પોતપોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહિ લગાડે તો.

૧૫૬ જો કોઇ સખસના ફાયદાને સારૂ અથવા તેને વતી કંઇ હંગામો કરવામાં આવે અને જે જમીન બાબત તે હંગામો થાય તે જમીનનો તે સખસ માલીક અથવા કબજેદાર કે તે જમીનમાં કે જે કાંઇ તકરાર ઉપરથી તે હંગામો થયો હોય તે તકરારની બાબતમાં કાંઇ હકનો તે સખસ દાવો કરતો હોય અથવા તેમાંથી તે સખસને કાંઇ ફાયદો થયો હોય અથવા તેણે કાંઇ ફાયદો કબુલ કર્યો હોયતો તે સખસ મુખત્યાર અથવા કારભારીને દંડની શીક્ષા કરવામાં આવશે, પણ તે કયારે કે જો તેવો કોઇ માણસ હંગામો થવાના સંભવ વિષે કે તે કાયદા વિરૂદ્ધ મંડળીના મળવા વિષે તે અટકાવવાને કે બંધ પાડવાને કે તેને વિખેરી નાખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહીં લગાડે તો.

૧૫૭ જે માણસ પોતાના કબજા, હવાલા કે અખતિઆર માંહેના કોઇ ઘર કે જગામાં કોઇ સખસોને રાખે, આવવા દે, કે એકઠા કરે અને તે એવું જાણીને કે એ સખસોને પૈસા આપીને કે બીજી રીતે કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામેલ થવાને રાખવાના છે, તો તે માણસને ૭ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૧૫૮ ૧૪૧ મી કલમમાંના કોઇપણ કામ કરવાને કે તેમાં મદદ કરવાને જે માણસ પૈસા લેવા કરીને કે બીજી રીતે રહે, કે રહેવાનુ કહે, કે કોશીશ કરે તે માણસને ૭ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે બંનેની શીક્ષા થશે. ઉપર પ્રમાણે પૈસા લેવા કરીને કે બીજી રીતે રહ્યા પછી જે માણસ જીવ લેનારૂં કાંઇ હથીઆર કે જે મારવાથી સામા માણસનો પ્રાણ

જાય તેવી કોઇ વસ્તુ સાથે લઇને ફરે કે ફરવાનું કબુલ કરે કે કહે તો તેવા માણસને બે વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે બંને ની શીક્ષા થશે.

૧૫૯ બખેડો—જ્યારે બે અથવા વધારે સખસો કોઇ જાહેર જગામાં મારામારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે ત્યારે તેઓએ તે બખેડો કર્યો એમ સમજવું.

ટીકા—બખેડા વાળી જગા જાહેર જગા હોવી જોઇએ. અને તેથી પ્રજાની સુલેહમાં ગરબડ થવી જોઇએ, તો આ કલમ પ્રમાણે ગુન્હો થાય.

૧૬૦ જે માણસ બખેડો કરે તેને એક મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપીયા સુધીની દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૯ મો.

---

## સરકારી નોકરોના અથવા તેઓ સંબંધી ગુન્હાઓ બાબત.

**૧૬૧ સરકારી નોકરે કાયદેસર મહેનતાણા સિવાય બીજો અવેજ લેવો.** જે માણસ સરકારી નોકર હોય કે સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય તે માણસ પોતાના હોદ્દાનું કાંઇ કામ કરવા કે ન કરવાને માટે, કે બદલામાં કે પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં, કોઇ સખસની ઉપર મહેરબાની કે ઇતરાજી કરવા કે ન કરવાના કારણ દાખલ કે બદલામાં, અથવા હીંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે કે કોઇ પ્રેસીડેન્સી સરકારની જોડે કે કોઇ લેફ્ટેનન્ટ ગવર્નરની જોડે કે કોઇ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી હોદ્દા સંબંધી કોઇ સખસને માટે અથવા કોઇ સખસની વિરૂદ્ધ કાંઇ વગ ચલાવવાના કે વગ ચલાવવાની કોશીશ કરવાના કારણ માટે અથવા બદલામાં કોઇ પણ સખસ પાસે, પોતાને માટે અથવા કોઇ બીજા સખસને માટે કાયદેસર મહેનતાણા શીવાય બીજો કાંઇ પણ અવેજ લે અથવા મેળવે અથવા લેવાને કબુલ કરે કે મેળવવાની કોશીશ કરે તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંને શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—'સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય' અગર કોઇ સખસ સરકારી નોકર થવાની ઉમેદ રાખતો ન હોય અને તે બીજાઓને એમ સમજાવે કે મને સરકારી નોકરી મળવાની છે, ત્યારે હું તમારૂં કામ કરી આપીશ અને એ પ્રમાણે તેઓને ઠગીને કાંઇ અવેજ મેળવે તો તે ઠગાઇનો ગુન્હેગાર થઇ શકે પણ તે કાંઈ આ કલમમાં બયાન કરેલા ગુન્હાનો તકસીરવાન ગણાય નહીં.

'અવેજ' શબ્દવડે એકલા પૈસાજ અથવા જેની કીંમત પૈસાથી થઈ શકે એવો અવેજ સમજવો નહીં.

'કાયદેસર મહેનતાણું'—એ શબ્દોવડે કોઈ સરકારી નોકર જે મહેનતાણું કાયદા મુજબ માગી શકે તે મહેનતાણુંજ સમજવું નહીં પણ જે સરકારની તે નોકરી કરતો હોય તે સરકારની તેને જે જે મેહેનતાણું લેવાની પરવાનગી હોય તે સઘળા મહેનતાણાનો તેઓમાં સમાવેશ થાય છે.

'કરવાનું કારણ અથવા બદલો'—કોઈ સખસ જે વસ્તુ કરવાનો ઇરાદો રાખતો ન હોય તે વસ્તુ કરવાના કારણ દાખલ અથવા જે વસ્તુ તેણે કરી ન હોય, તે વસ્તુ કરવાના બદલામાં કાંઇ અવેજ લે, તો તે આ શબ્દોમાં દાખલ થાય છે.

દૃષ્ટાંત—(અ) એક મુનસફ અ એક શરાફ જની તરફનું હુકમનામું કરી આપવાના બદલામાં પોતાના ભાઈને જની પેઢીમાં એક જગા અપાવે તો અ એ આ કલમમાં બીયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ)—એક કુમક કરનારા રાજાના દરબારમાં રેસીડેન્ટના હોદ્દાપર છતાં તે રાજાના પ્રધાન પાસેથી અ એક લાખ રૂપીયા લે અને એમ માલમ પડે કે પોતાના હોદ્દાનું ફલાણું મુકરર કામ કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા તે રાજાને માટે બ્રીટીશ સરકારની સાથે કાંઇ મુકરર બાબતમાં વગ ચલાવવા કે વગ ચલાવવાની કોશીશ કરવાના કારણ માટે અથવા બદલામાં અ એ ઉપલી રકમ લીધી, કે પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં તે રાજાની ઉપર મહેરબાની રાખવાના કારણ દાખલ કે બદલામાં તે રકમ લીધી તો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) કોઈ અ નામનો સરકારી નોકર, જ ને ખોટું સમજાવે કે સરકારની સાથે મારા વગથી તને ખિતાબ

મળ્યો અને એમ કરીને તે ચાકરીના બદલામાંજ તેને કાંઇ નાણું આપે એમ કરે તો, અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

ટીકા—આ કલમ મુજબ ગુન્હો ફક્ત લાંચ લેવામાં અગર તો લાંચ લેવાનો પ્રયત્ન કરવામાંજ સમાયલો છે. પછી તે લઈ કાંઇક ગેર કાયદેસર કૃત્ય કરે કે ન કરે તે છતાં માત્ર લેવાથીજ ગુન્હો થાય છે. ( રાણી. વિ. બળદેવ. ઇ. લો રિ. ૩. અલ્હાબાદ પાનું ૨૫૩ )

જ્યારે એક અમલદાર કાંઇ પણ બક્ષીસ સ્વિકારે ત્યારે તે લાંચ તરીકેજ અને પોતાના હોદ્દાને અંગે કાંઈ પણ મહેરબાની દેખાડવા માટે લીધેલી હોવી જોઇએ એવું કોર્ટ અનુમાન કરે છે. કોઇ પણ જાતની ભેટ સ્વીકારવાના કૃત્યને પણ ગુન્હો ગણેલો છે,

૧૬૨ લચના કે કાયદા વિરૂદ્ધ ઉપાયથી કોઇ સરકારી નોકરને પોતાના હોદ્દાનું કાંઇ કામ કરવા કે ન કરવાને લલચાવવાના કારણ દાખલ કે બદલામાં તે સરકારી નોકરને પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઇ સખસની ઉપર મહેરબાની કે ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ કે બદલામાં, હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે કે કોઇ પ્રેસીડેન્સી સરકારની જોડે કે કોઇ લેફ્ટેનન્ટ ગવર્નરની જોડે કે કોઇ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી હોદ્દા સંબંધી કોઇ સખસને માટે અથવા કોઇ સખસની વિરૂદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશીશ કરવાને લલચાવવાના કારણ દાખલ કે બદલામાં જે માણસ કોઇ પણ સખસ પાસે પોતાને માટે અથવા બીજા કોઈ પણ સખસને માટે કાંઇ પણ અવેજ લે અથવા મેળવે કે લેવાને કબુલ કરે અથવા મેળવવાની કોશીશ કરે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૧૬૩ પોતાનો ખાનગી વગ ચલાવીને કોઇ સરકારી નોકરને પોતાના હોદ્દાનું કાંઇપણ કામ કરવા કે ન કરવાને લલચાવવાના કારણ દાખલ કે બદલામાં, કે તે સરકારી નોકરને પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઇ સખસની ઉપર મહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ કે બદલામાં અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે કે પ્રેસીડેન્સી સરકારની જોડે કે લેફ્ટેનન્ટ ગવર્નરની જોડે કે કોઇ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી હોદ્દા સંબંધી કોઇ સખસને માટે અથવા કોઇ સખસની વગ ચલાવવાને કે વગ ચલાવવાની કોશીશ કરવાને લલચાવવાના કારણ દાખલ કે બદલામાં જે માણસ કોઇપણ સખસ પાસે પોતાને માટે કે બીજા કોઇ સખસને માટે કાંઇપણ અવેજ લે, અથવા મેળવે કે લેવાને કબુલ કરે કે મેળવવાની કોશીશ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની આસન કેદની અથવા દંડની કે બંનેની શિક્ષા થશે.

દૃષ્ટાંત—કોઈ વકીલ કોઈ જજની આગળ કેઈ મુકદમામાં તકરાર કરવાને ફી લે, અરજીની બીના બરોબર ગોઠવી અરજી કરવા સારૂ કોઈ કાંઇ અવેજ લે, તકસીરવાન ઠરેલા માણસના પૈસા લઇને કોઇ મુખત્યાર તેને ગેરવ્યાજબી તકસીરવાન ઠરાવ્યો છે એવું બતાવવાને સરકારની આગળ કાંઇ લખીને રજુ કરે તો, તેવા સખસો આ કલમમાં દાખલ થતા નથી. કેમકે તેઓ પોતાનો ખાનગી વગ ચલાવવા કહેતા નથી.

૧૬૪ કોઇ સરકારી નોકર હોય તેની બાબતમાં ઉપલી બે કલમોમાં બ્યાન કરેલા બે ગુન્હાઓમાંનો ગમે તે ગુન્હો કરવામાં આવે અને તેમાં તે મદદગારી કરે તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

દ્રષ્ટાંત—અ એક સરકારી નોકર છે, તેની વહુ બ, અની પાસે કોઇ મુકરર સખસને કાંઇ જગ્યા આપવાનું અને કહેવાના કારણ દાખલ કાંઈ નજરાણું લે, અને અ, બ ને તે લેવામાં મદદગારી કરે તો બને ૧૬૩ મી કલમ પ્રમાણે ત્રણ વરસ સુધીની અને અ ને ક. ૧૬૪ પ્રા. ત્રણ વરસની મુદત સુધીની કેદની અથવા દંડની અથવા બંનેની શીક્ષા થાય.

૧૬૫ કોઇ સરકારી નોકર જે મુકદ્દમો કે મામલો ચલાવતો હોય કે ચલાવવાનો હોય, અથવા જે મુકદમો કે મામલો પોતાના અથવા પોતે જે સરકારી નોકરને તાબે હોય એવા કોઇ સરકારી નોકરના હોદ્દાના અમલની સાથે નિસ્બત રાખતો હોય એવા કોઇ મુકરદમામાં કે મામલા મધે જે સખસનું કાંઇ લાગતું વળગતું હતું અથવા છે, અથવા થવાનો સંભવ છે એમ તે જાણતો હોય એવા કોઇ સખસની પાસેથી અથવા એ પ્રમાણે લાગતું વળગતું હોય તેવા સખસની સાથે જે સખસનો કાંઇ સંબંધ અથવા

સગપણ છે એમ તે જાણતો હોય એવા કોઇ સખસ પાસેથી તે સરકારી નોકર કીંમત આપ્યા વગર અથવા પોતાના જાણ્યા મુજબ ઓછી કીંમત આપીને પોતાને માટે અથવા બીજા કોઇ સખસને માટે કંઈ કીમતી વસ્તુ લે અથવા મેળવે કે લેવાને કબુલ કરે કે મેળવવાની કોશીશ કરે તો તેને બે વરસની મુદત સુધીની આસન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્દષ્ટાંત--( અ ) અ એક કલેકટર છે, તેની આગળ જમાબંદી બાબતનો જ નો એક મુકદમો ચાલે છે. હવે જનું ઘર કે જેના મહીને બસો રૂપિઆ ભાડું ઉપજે તેવું હોય તે ઘર અ દર મહીને પચાસ રૂપિઆ ભાડું ઠરાવીને રાખે તો અ એ જ ની પાસેથી પુરતી કીંમત આપ્યા વિના કિંમતી વસ્તુ મેળવી એમ સમજવું.

( બ ) અ એક જજ છે, તેની કોર્ટ મધ્યે જ નો એક મુકરદમો ચાલે છે, તે જ ની પાસેથી સરકારી પ્રોમીસરી નોટો બજારમાં વધારે ભાવે વેચાતી હોય, તે ઓછા ભાવે અ ખરીદ કરે તો અ એ જ ની પાસેથી પુરી કીંમત આપ્યા વીના કીંમતી વસ્તુ મેળવી એમ સમજવું.

(ક) જ ના ભાઈને ખોટી સાહેદી આપવાના તહોમત ઉપરથી પકડીને અ માજીસ્ટ્રેટની આગળ લઈ ગયા છે, હવે કોઇ બેંકના શેર બજારમાં ઓછે ભાવે વેચાતા હોય તે શેર અ, જને વધારે ભાવે વેચે અને તે પ્રમાણે જ, અને નાણું ભરે તો અ એ એ રીતે મેળવેલાં નાણાં પુરી કીંમત આપ્યા વિના લીધેલી કીંમતી વસ્તુ સમજવી.

ટીકા--આ કલમ મુજબ કોઈ સરકારી અમલદારની તપાસ ચલાવતાં પહેલાં સેંકશન મેળવવું જોઈએ.

૧૬૬ કોઈ માણુસ સરકારી નોકર હોય અને તેણે પોતાના સરકારી હોદ્દા પર કેમ ચાલવું એ બાબતનો કાંઈ કાયદાનો હુકમ જાણી બુજીને ન માને, તે એવા ઈરાદાથી કે તે ન માનવાથી કોઇ સખસને કાંઇ નકશાન કરવું, કે નુકશાન થશે એવો શંભવ છે, એમ જાણ્યા છતાં નુકશાન કરે તો તે માણુસને એક વરસની મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

દ્દષ્ટાંત --જ ની તરફનું એક ઇન્સાફની કોર્ટે હુકમનામું કરી આપ્યું હોય, તે હુકમનામું પુરૂ કરવા સારૂ તે બજાવવામાં કાંઈ મિલકત જપ્ત કરવાનો કાયદાએ અ અમલદારને હુકમ કર્યો હોય, પણ તે કાયદાનો હુકમ અ જાણી બુજીને ન માને, અને તે જાણતો હોય કે હું એ હુકમ નહીં માનું તો જ ને નુકશાન થવાનો સંભવ છે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

૧૬૭ કોઇ માણુસ સરકારી નોકર હોય અને તેને પોતાના સરકારી હોદ્દાના જોરથી કાંઇ લેખ તૈયાર કરવાનું કે તેનો તરજુમો કરવાનું સોંપ્યું હોય અને તે માણુસ પોતે જેને ખોટી જાણતો હોય કે માનતો હોય તે રીતે તે લેખ બનાવે કે તેનો તરજુમો કરે તે એવા ઇરાદાથી કે તેમ કરીને પોતે કોઇ સખસનું નુકશાન કરવું અથવા તેમ કરવાથી પોતાથી કોઇનું નુકશાન થાય એવો સંભવ છે, એમ જાણ્યા છતાં નુકશાન કરે તો તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૧૬૮. જે માણુસ સરકારી નોકર હોય અને પોતાના હોદ્દાને લીધે કાયદા મુજબ જેની વેપાર નહીં કરવાની ફરજ હોય તે માણુસ જો વેપાર કરે તો તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૧૬૯ જે માણુસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેની કાંઇ મીલકતની ખરીદી અથવા માગણી નહીં કરવાની ફરજ હોય તે માણુસ જો પોતાના નામે અથવા બીજાને નામે અથવા બીજાની સાથે રહીને કે ભાગમાં તે મીલકતની ખરીદી કે માગણી કરે તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની કે બંનેની શીક્ષા થશે અને તે મિલકત ખરીદ થઇ હશે તો તે સરકારમાં જપ્ત કરવામાં આવશે.

૧૭૦ જે સખસ પોતે અમુક હોદ્દાપર નથી એમ જાણ્યા છતાં સરકારી નોકર દાખલ તે હોદ્દાપર હોવાનો ઢોંગ કરે અથવા તે હોદ્દાપર હોય એવા કોઇ બીજા સખસનો વેશ લે, અને તે વેશ લઇને તે હોદ્દાથી કરતો હોય એવી રીતે કાંઈ કામ કરે કે કરવાની કોશીશ કરે, તે સખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે બંનેની શીક્ષા થશે.

ટીકા—અમુક હોદો ધારણ કરવાનો ઢોંગ કે વેશ કરવાથી ગુન્હો નથી, પણ તેમ કરીને કંઇક કૃત્ય કરે કે તેમ કરવાનો પ્રયત્ન કરે ત્યારે ગુન્હો બને છે. (૯-મુંબાઇ લૉ રિપૉર્ટ ૨૨૨૨; ૭૦૬)

૧૭૧ જે માણુસ સરકારી નોકરોના અમુક વર્ગનો નહીં છતાં તે વર્ગના સરકારી નોકરોના પોશાક

જેવો પોશાક પહેરે કે તેઓની નીશાની જેવી નીશાની સાથે રાખે એવા ઈરાદાથી કે તે માણસ સરકારી નોકરોના તે વર્ગમાંનો છે એમ માનવામાં આવે અથવા એમ માનવામાં આવશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તો, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસેં રૂપીયા સુધીના દંડની કે બંનેની શીક્ષા થશે.

## બાબ ૧૦ મો.

## સરકારી નોકરના કાયદેસર અખત્યારના તીરસ્કાર બાબત.

૧૭૨ જે સરકારી નોકરે પોતાના હોદ્દાના જોરથી, કાયદા મુજબ અધિકાર પ્રમાણે કરેલો સમન, નોટીસ કે હુકમ, પોતાને ન પહોંચાડાય એટલા માટે જે માણસ નાશી જાય તેને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપિઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે. જો તે સમન, નોટીસ કે હુકમ જાતે, કે મુખત્યારની મારફતે કોઇ ઇન્સાફની કોર્ટમાં હાજર થવા બાબતનો કે કાંઇ લેખ હાજર કરવા બાબતનો હશે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આશાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની કે એ બનેની શીક્ષા થશે.

ટીકા—એક માજીસ્ટ્રેટે કાઢેલું વારંટ ન બજે તે માટે એક સખસ નાશી જાયતો તેને આ કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે નહીં. તેની સામે તો ક્રી. પ્રો. કો. કા. ૮૧ ને ૧૬૩ મુજબ પગલાં ભરવાં. (રાણી. વિ. વેમેશ. ૫ સધર લાન્ડ ક્રી. ૭૧,) આ કલમ મુજબ તપાસ ચલાવતાં પહેલાં સેંકશનની જરૂર છે.

૧૭૩ જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી કાયદા મુજબ અધિકાર હોય તેણે કરેલા સમન, નોટીસ કે હુકમ પોતાને કે બીજા કોઇ સખસને પહોંચતો કે કોઇ જગે પર ચોહોડતાં જે માણસ કોઇ પણ ઇરાદાથી અટકાવે કે તે ચોડયો હોય ત્યાંથી ઇરાદાથી ખસેડે, અથવા જે સરકારી નોકરને પોતાના હોદ્દાના જોરથી કાયદા મુજબ કોઇ જાહેરખબર આપવાનું ફરમાવવાનો અધિકાર હોય તેના હુકમથી તેવી કોઇ જાહેરખબર આપવાને જે માણસ કોઇ પણ રીતે ઈરાદાથી અટકાવે તેને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે. જો તે સમન, નોટીસ, હુકમ, કે જાહેરખબર જાતે કે મુખત્યારની મારફતે કોઇ ઇન્સાફની કોર્ટમાં હાજર થવા બાબતની કે કાંઈ લેખ હાજર કરવા બાબતની હશે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આશાન કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—કોઇ માણસ સમનમાં સહી ન કરી આપે તો તેથી ગુન્હો થતો નથી (ઇ. લો. રિ. ૫. મદ્રા ૧૯૯)

૧૭૪ જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી કે કાયદા મુજબ અધિકાર હોય તેણે કરેલા સમન, નોટીસ, હુકમ કે જાહેરખબર મુજબ ફલાણા ઠેકાણે કે ફલાણી વખતે જાતે કે મુખત્યારની મારફતે હાજર થવાની જેની કાયદા મુજબ ફરજ હોય તે જો ઇરાદાથી તે ઠેકાણે કે વખતે હાજર થવામાં કસુર કરે, અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય ત્યાંથી જવાની કાયદેસર વખત થતા પહેલાં જાય તો તે માણસને એક મહિનાની મુદત સુધીની આશાન કેદની અથવા પાંચસો રૂપીઆ સુધીની દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે, જો તે સમન નોટીસ, હુકમ કે જાહેરખબર, જાતે કે મુખત્યારની મારફતે કોઇ ઇન્સાફની કોર્ટમાં હાજર થવા બાબતની હશે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

દૃષ્ટાંત—(અ) કોઈ કોર્ટથી ગયેલા સમન મુજબ તે કોર્ટ મધે હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં કસુર કરે તો, (બ) અથવા કોઇ ડ્સ્ટ્રીક્ટ જજે કરેલા સમન મુજબ તેની હજુર હાજર થવાની કાયદેસર ફરજ થતાં અ હાજર થવામાં ઈરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં કહેલો ગુન્હો કર્યો એમ સમજવું.

ટીકાઃ—તેવો સમન, નોટીસ કે હુકમ કહાડવાની તે અમલદારને હકુમત હતી કે કેમ તે ઉપર ગુન્હાનો આધાર છે. જો હકુમત ન હોયતો કાઢેલા હુકમને તાબે ન થનાર ગુન્હેગાર થઇ શકતો નથી. ( ૫. મુંબઇ હાઈકોર્ટ પા. ૩૩)

સીવીલ કોર્ટથી નીકળેલો સમન તેની જાતપર બજાવ્યો ન હોય પણ તેના ઘરને બારણે ચોટાડયો હોય તો તેથી કોર્ટમાં હાજર ન થનાર સખસે ગુન્હો કર્યો ન કહેવાય ( ઇ. લો રિ. ૬ મદ્રા એ પે ૨૯ )

૧૭૫ સરકારી હોદ્દાના જોરથી કોઇ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની અથવા તેને કાંઇ લેખ સ્વાધિન કરવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ તે લેખ હાજર કરવામાં કે સ્વાધિન કરવામાં ઈરાદાથી કસુર કરે તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. તે લેખ કોઇ ઇન્સાફની કોર્ટમાં હાજર કે સ્વાધિન કરવાનો હોયતો તે માણસને ૭ મહીનાની મુદત સુધી આસાન કેદની અને એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંને શિક્ષા થશે.

દષ્ટાંત—કોઈ જીલ્લા કોર્ટમાં કાંઇ લેખ હાજર કરવાની કાયદા મુજબ ફરજ છતાં અ તે લેખ હાજર કરવામાં ઈરાદાથી કસુર કરે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો એમ સમજવું.

૧૭૬ સરકારી હોદ્દાના જોરથી કોઇ સરકારી નોકરને કાંઇ બાબત સંબંધી કાંઈ નોટીસ કે ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ કાયદેસર રીતે તથા વખતે તેની ખબર આપવામાં ઇરાદાથી કસુર કરે તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસેં રૂપિઆ સુધીની દંડની અથવા એ બંન્નેની શીક્ષા કરવામાં આવશે. જો તે નોટીસ કે ખબર કાંઇ ગુન્હો થવા બાબતની કે ગુન્હો થતાં અટકાવવાની કે ગુન્હેગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો તે માણસને ૭ મહીનની મુદત સુધીની આશાન કેદની કે એક હજાર રૂપીઆ સુધીના દંડની કે એ બંનેની શીક્ષા થશે.

૧૭૭ સરકારી હોદ્દાના જોરથી કોઇ સરકારી નોકરને કાંઇ બાબત સંબંધી કાંઇ ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં તે બાબત સંબંધી જે ખબર પોતે ખોટી છે એમ જાણતો હોય કે એમ માનવાનું કારણ હોય એવી કાંઇ ખોટી ખબર ખરી દાખલ જે માણસ આપે તેને ૭ મહીનાની મુદત સુધીની આશાન કેદની કે એક હજાર રૂપીઆ સુધીના દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે. અગર જે ખબર આપવાની તેના કાયદા મુજબ ફરજ હોય તે ખબર કાંઇ ગુન્હો થવા બાબતની કે ગુન્હો થતો અટકાવવાના કારણસર કે ગુન્હેગારને પકડવા માટે આપવી જોઈતી હોય તો, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દષ્ટાંત—( આ) ક નામનો જમીનદાર પોતાની હદમાં એક ખુન થયેલું જાણવા છતાં માજીસ્ટ્રેટને ખોટી ખબર આપે કે સાપ કરડવાથી તે મોત થયું છે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો સમજવું.

(બ) જ નામના વેપારીના ઘરમાં ડાકાયટી કરવા માટે પોતાના ગામમાંથી ઘણા માણસો ગયા છે એમ જાણ્યા છતાં તેની ખબર પોલીસ ચોકીમાં આપવાની પોતાની ફરજ છતાં તે ગામનો રખવાળ અ જાણી જોઇને તે જે દિશામાં ગયા હોય તેથી ઉલટી બાજુ ગયા છે એવી ખબર આપે તો અ એ આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો સમજવું.

ટીકા—પોલીસ અમલદાર કે જે ગુન્ડાનું રજીસ્ટર રાખવાને બંધાયલો છે, તે એક રીપોર્ટ કરવામાં આવે તે નોંધે નહીં પણ તેથી જુદો રીપોર્ટ કરે તો આ કલમ મુજબ તે ગુન્હો કરે છે- ( ઇ.લો.રિ ૨૦ અલ્હા. ૧૫૧ )

૧૭૮. સાચુ બોલવાને સોગન કે પ્રતિજ્ઞા આપવાનો જે સરકારી નોકરને કાયદા પ્રમાણે અધિકાર હોય તેવા કોઈ સરકારી નોકરે સાચુ બોલવાને બાંધવા સારૂ કોઇ માણસને સોગંદ કે પ્રતિજ્ઞા ખાવાનું ફરમાવ્યા છતાં તે માણસ તે પ્રમાણે સોગન ખાવાની ના કહે તો તેને ૭ મહીના સુધીની આશાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેનો શીક્ષા કરવામાં આવશે.

ટીકા—જુઓ–ક્રી–પ્રો–કો–કા. ૪૮૦–૪૮૨-૪૮૫. )

૧૭૯. કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારનો અમલ કરતાં કોઇ બાબતમાં કાંઈ સવાલો પુછે અને તે બાબતમાં તે સરકારી નોકરને સાચી વાત કહેવાની કાયદા મુજબ પોતાની ફરજ છતાં જે માણસ તે સવાલનો જવાબ દેવાની ના કહે તે માણસને ૭ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—ક્રી–પ્રો–કોડની ૧૬૦ અને ૧૬૧ કલમ આ કલમ સાથે વાંચવી.

૧૮૦ કોઇ માણસે કાંઇ મજકુર કહ્યો હોય તે મજકુર ઉપર તેની સહી કરવાનું ફરમાવવાને કાયદા પ્રમાણે અધિકાર હોય તેવા કોઇ સરકારી નોકરે તે મજકુર ઉપર સહી કરવાનું ફરમાવ્યા છતાં અગર તે માણસ ઉપર સહી કરવાની ના કહેતો તેને ત્રણ મહીનાની મુદત સુધીની આશાન કેદની અથવા પાંચસે

રૂપીઆ સુધીના દંડની કે બંનેની શિક્ષા થશે.

ટીકા—રેવન્યુ ઈનકવાયરી પ્રમાણે લેવાયલી જુબાની પર સહી કરવાને તે બંધાયલો નથી, તેમ પોલીસ ઑફીસર આગળની જુબાનીમાં લખાવનારે સહી કરવાની જરૂર નથી. એક આરોપીને પૂછવામાં આવેલા સવાલોના જવાબોમાં તે સહી કરવાની ના પાડવાથી આ કલમ મુજબ ગુન્હો થતો નથી (ઇ.લો.રિ. ૪ મું પા ૧૫) પણ અમુક સાહેદ પ્રતિજ્ઞા ઉપર જુબાની આપે અને તેને તે વાંચી બતાવ્યાથી તેનું ખરાપણું તે સ્વિકારે તે છતાં સહી કરવા ના પાડે તો આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે. ( અલ્હા.વી.નો પા–૪૩–૧૮૮૧ )

૧૮૧. કોઇ સરકારી નોકર કે જેને અખત્યાર હોય એવા કોઇ બીજા સખસને કાયદા મુજબ સોગંદ કે પ્રતિજ્ઞા આપવાનો અધિકાર હોય તેની આગળ કાંઇ પણ બાબતમાં સાચી વાત કહેવાને કાંઇ સોગંદ કે પ્રતીજ્ઞાથી કાયદેસર બધાયા છતાં જે માણસ, જે મજકુર ખોટો હોય કે ખોટો છે એમ પોતે જાણતો કે માનતો હોય ને ખરો છે તેમ માનતો ન હોય તો, તેવો કાંઇ મજકુર કહે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે વળી દંડને પણ લાયક થશે.

ટીકા—ગુન્હો પુરવાર કરવામાં, આરોપીને કાયદેસર સોગન આપવામાં આવ્યા હતા, તે સોગન આપવાની તે અમલદારને સત્તા હતી અને આરોપીના જાણવા કે માનવા પ્રમાણે તે કહેલો મજકુર જુઠો હતો એટલું સાબિત કરવું જોઇએ.

૧૮૨ જે ખબરને કોઇ સખસ ખોટી જાણતો કે માનતો હોય તેવી ખબર કોઇ પણ સરકારી નોકરને આપવાથી,

(અ) જે વાત સંબંધી ખબર આપવામાં આવી હોય તે વાતની સાચી હકીકત તેના જાણવામાં આવી હોય તો, જે વસ્તુ એ સરકારી નોકરે ન કરવી જોઇએ કે જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇએ તે વસ્તુ કરે, અથવા તે કરવામાં કસુર કરે , અથવા

(બ) પોતાની કાયદેસર સત્તા કોઇ પણ સખસને નુકશાન કે દુઃખ થાય એવી રીતે વાપરે, એવા ઇરાદાથી અથવા તે એમ કરશે એવો સંભવ છે, એવું જાણ્યા છતાં તેવી ખબર તે સરકારી નોકરને સદરહુ સખસ આપે તો, તે સખસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની સિક્ષા કરવામાં આવશે.

દ્દષ્ટાંતો—અ કોઇપણ માજીસ્ટ્રેટને એવી ખબર આપે કે તમારા હાથ તળેના ઝ પોલીસ અમલદારે ગફલત કરી છે, અથવા બદ ચાલ ચલાવી છે અને તે ખબર ખોટી છે એમ તે પોતે જાણતો હોય અને તે ખોટી ખબર પરથી તે માજીસ્ટ્રેટ ઝ ને બરતરફ કરશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) અ કોઇ સરકારી નોકરને એવી ખોટી ખબર આપે કે મના કરેલું નિમક ઝ એ એક છાને ઠેકાણે સંતાડયું છે. અને તે ખબર ખોટી છે તેમ પોતે જાણતો કે માનતો હોયતેમ તેથી ઝની જગાનો ઝાડો લેવાશે તથા તેને દુઃખ થવાનો સંભવ છે એમ પણ જાણતો હોય તો અ એ આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો સમજવું.

(ક) અએક પોલીસના માણસને એવી ખોટી ખબર આપે કે અમુક ગામની પડોશમાં મારા ઉપર હુમલો કરીને મને લુંટી લીધો છે, પણ તેના પર હુમલો કરનાર કોઈપણ સખસનું તે નામ આપતો નથી, અને તે ખબરથી તે ગામના લોકોને દુઃખ થાય તે રીતે પોલીસ ચોકસી કરશે કે ઝાડા લેશે એવો સંભવ છે એમ તે જાણતો હોય તો, અ એ આ કલમ પ્રમાણે નો ગુન્હો કર્યો છે એમ સમજવું.

ટીકા—અમુક સખસને નુકશાન કરવાના ઇરાદાથીજ ખોટી ખબર અપાયલી હોવી જોઇએ, માજીસ્ટ્રેટને કે પોલીસને ખોટી બાતમી આપ્યાથી જન સમાજની શાંતિમાં ભંગાણ પડે તેમ હોય તો તે ગુન્હો છે. ખોટી ખબર આપ્યા ઉપરથી સરકારી અમલદાર કંઇ કૃત્ય કરે કે ન કરે, તો પણ માત્ર ખોટી ખબર આપે એટલે ગુન્હો પુરો થાય છે. ( ઇ.લો રિ ૧૫ અ ૩૩૬ )

એક જમીનદાર સરકારી જમીન પચાવી પડયો છે એવી કલેકટરને ખબર આપવી એ ગુન્હો નથી. ( ઇ. લો. રિ. ૪ અ. ૪૯૮ )

૧૮૩ આ સખસ સરકારી નોકર છે એમ જાણીને કે એમ માનવાનું કારણ છતાં તે સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઇ મિલકત જપ્ત થતી હોય તેમાં જે માણસ સામો થાય તેને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની કે હજાર રૂપિયા સુધીના દંડની કે એ બંનેની શિક્ષા થશે.

**ટીકા—એક જણને ત્યાં જપ્તી થતાં બેલીફની આગળ એક સખસ મીલકતની યાદમાં તે મીલકત તેની છે એમ ન લખે ત્યાં સુધી તે આપવા ના પાડે તેથી આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી ( ઇ.લો.રિ. ૧૫ મું ૫૬૪ )**

**૧૮૪** કોઇ સરકારી નોકરના પોતાના હોદ્દાના કાયદેસર અખત્યારથી વેચવા કાઢેલી મીલકત વેચાણમાં જે માણસ ઇરાદાથી કંઇ અડચણ કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની કે એ બંનેની શીક્ષા થશે.

**૧૮૫** કોઇ સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઈ મિલકતનું વેચાણ થતું હોય તે વેચાણમાંથી તે મિલકત ખરીદ કરવાને ફલાણો સખસ કાયદા મુજબ અશક્ત છે એમ જાણવા છતાં તે સખસને હિસાબે પોતે કે બીજે જે માણસ તે મિલકતની ખરીદ કે માગણી કરે, અથવા માગણી કરેથી જે ફરજ પોતાની ઉપર આવતી હોય તે ફરજ અદા કરવાનો પોતાનો ઇરાદો નહીં છતાં જે માણસ તે મીલકતની માગણી કરે તેને એક મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસેં રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા—હુકમનામાની બજાવણીના સંબંધમાં કામ કરનાર અમલદારો, કે કોર્ટની પરવાનગી સિવાય હુકમનામું મેળવનાર સખસને તે મિલકતની ખરીદી કે માગણી કરી શકતા નથી.**

**૧૮૬.** કોઇ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં જે સખસ બુદ્ધિપૂર્વક અડચણ કરે તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસો રૂપીઆ સુધીના દંડની કે એ બંનેની શીક્ષા થશે.

**ટીકા—સરકારી નોકર પોતાની હકુમતની બહારનું કાંઇ કૃત્ય કરતો હોય તે વખતે તે કંઈ સરકારી કામ કરે છે એમ સમજવું નહિ. ( ૯—મું—૧૬૫ ) એક ગામડાના માલીકે સરકારી અમલદારે માગેલું ગાડું ન આપ્યું તેથી તેને શિક્ષા કરી પણ હાઈકોર્ટે રદ કરી હતી. ( ૯—મું—૧૬૫ )**

**૧૮૭.** કોઇ સરકારી નોકરને તેની સરકારી નોકરી બજાવવામાં મદદ કરવા કે આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય તે માણસ અગર ઇરાદાથી તે પ્રમાણે મદદ આપવામાં કસુર કરે તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આશાન કેદની અથવા બસે રૂપીઆ સુધીની દંડની કે એ બંનેની શિક્ષા થશે. અને મદદ કરવાનો કાયદા પ્રમાણે જેને અધિકાર હોય એવા કોઇ સરકારી નોકરે કોઇ ઇનસાફની કોરટે કાયદા મુજબ કરેલા કોઇ હુકમ બજાવવાના કારણસર કે કાંઇ ગુન્હો થતાં અટકાવવાના કારણસર કે કાંઇ હંગામો કે બખેડો બંધ પાડવાના કારણસર કે જે સખસના ઉપર કાંઇ ગુન્હાનું તહોમત મુકયું હોય કે જે કાંઇ ગુન્હાનો તકસીરવાર હોય કે કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય એવા કોઇ સખસને કારણસર તે મદદ માગી હોય, તે માણસને છ મહીનાની મુદત સુધીની આશાન કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની કે એ બંનેની શીક્ષા થશે.

**૧૮૮.** કોઇ સરકારી નોકરને કાંઇ હુકમ જાહેર કરવાનો કાયદા મુજબ અખત્યાર હોય તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કોઈ માણસને એ પ્રમાણે ફરમાવે કે તમારે ફલાણા કામમાંથી દુર રહેવું, અથવા તમારા કબજામાં કે તમારા વહીવટમાં ફલાણી મિલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો અને તે પ્રમાણે એ સરકારી નોકરે ફરમાવેલું છે તેમ જાણ્યા છતાં તે માણસ તે હુકમ ન માને અને તે ન માનવાથી કાયદેસર કહેલા કોઇ સખસોને કાંઇ નુકશાન કે દુઃખ થશે, તેનું જોખમ થશે એવું થાય તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આશાન કેદની અથવા બસો રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે. અને અગર તેણે તે હુકમ ન માનવાથી માણસની જીંદગીને તંદુરસ્તીને કે સલામતીને જોખમ થાય કે થશે એવું થાય, અથવા હંગામો કે બખેડો થાય એવું થશે એવું થાય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

**ખુલાસો—તે ગુન્હેગારે હાની કરવાનો ઇરાદો કરવો જોઇએ, અથવા તે હુકમ ન માનેથી હાની થવાનો સંભવ છે એવો તેને વિચાર થવો જોઇએ એમ કાંઇ જરૂર નથી. તે એમ માને કે હું ફલાણો હુકમ માનતો નથી તથા તે હુકમ તેણે ન માનવાથી હાની થાય અથવા થશે એવો સંભવ હોય તો બસ છે.**

**દ્રષ્ટાંત—જે સરકારી નોકરને કાયદા મુજબ હુકમ જાહેર કરવાનો અખતીઆર હોય એવા કોઇ સરકારી નોકર અગર એ પ્રમાણે એક હુકમ જાહેર કરે કે ફલાણો ધર્મ સંબંધી વરઘોડો ફલાણે રસ્તે થઇને જાય નહીં ને પછી**

જાણી બુજીને અ તે હુકમ ન માને અને તેથી હંગામાનું જોખમ થાય તો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો પુરવાર કરવા માટે, (૧) સરકારી નોકરે કહાડેલો કાયદેસરનો હુકમ, (૨) જાણી જોઇને તે હુકમનું તોડવું અને (૩) એવી જાતની વર્તણુંકથી થતી માઠી અસર, આ ત્રણ બાબતો સાબીત થવાની જરૂર છે.

ક્રી-પ્રો-કો ના બાબ ૧૧-૧૧ ૧૨ તેમ ક્રી પ્રો કો ક ૧૩૩-૧૩૬-૧૩૭-૧૩૯-૧૪૪-૧૪૫-૧૪૭ પ્રમાણે એવા કેટલાક હુકમો કરવાની માજીસ્ટ્રેટને સત્તા આપેલી છે. સરકારી નોકરે કહાડેલો હુકમ તેણે કહાડવો જોઇતો નહોતો એવું બચાવમાં લાવી શકાય નહીં. તે હુકમ જ્યાં સુધી રદ થાય નહીં, ત્યાં સુધી બરોબર સમજવો. ( ઈ. લો. રિ. મદ્રા ૪૬૫ ) આવા હુકમ દિવાની કોર્ટ રદ કરી શકે નહીં ૧૨ મા બાબ મુજબ હુમલો અને દિવાની કોર્ટથી હક સાબીત થાય ત્યાં સુધી તે હુકમ ' રીવ્યુ ' માં લેવાને હાઇ કોર્ટને પણ સતા નથી. ( ૧૫ સધરલેન્ડ ક્રી ૮૬ ) જે હુકમ કાઢવાની માજીસ્ટ્રેટને સત્તા નથી તેવા હુકમોનો અનાદાર કરનાર શિક્ષાને પાત્ર નથી. આ કલમ જાહેર કામો માટે સરકારી નોકરોએ કરેલા હુકમો માટે છે. મનાઇ હુકમ અપમાન કરવા માટે આરોપી ઉપર કોર્ટનું અપમાનનું તહોમત મુકવું ( ઈ.લો રિ. ૬ કલ ૪૪૫ )

૧૮૯ કોઈ સરકારી નોકરને પોતાના હોદ્દા સંબંધી કોઇ કામ કરવાને કે ન કરવાને કે તેમાં ઢીલ કરવાને લલચાવવાના કારણસર તેને ખુદને કે જેની સાથે તેનો સંબંધ છે તેવા કોઈ સખસને કાંઇ નુકશાન કરવાનો જે માણસ ડર દેખાડે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૧૯૦ કાંઇ નુકશાનથી કોઈનું રક્ષણ કરવાનો કે કરાવવાનો જે સરકારી નોકરને કાયદેસર અધિકાર હોય તેવા કોઇ સરકારી નોકરના આગળ કોઇ સખસને કાંઇ નુકશાનથી પોતાનું રક્ષણ થવા બાબત કાયદેસર અરજ ન કરવાને કે અરજ કરતો અટકાવવાને, લલચાવવાના કારણસર જે માણસ તે સખસને કાંઈ નુકશાન કરવાનો ડર દેખાડે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૧૧ મો.

---

## ખોટા પુરાવા તથા સરકારી ઇન્સાફ વિરૂદ્ધ ગુન્હા બાબત.

૧૯૧—**ખોટી સાહેદી આપવી**—કોઇ સોગનથી કે કાયદાના ખાસ ઠરાવથી સાચું બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાયલો હોય અથવા કાંઇ બાબત સંબંધી કાંઇ એકરાર કરવાને કાયદાથી બંધાયલો હોય તે માણસ એવી કાંઇ વાત કહે કે, જે ખોટી હોય અને જે ખોટી છે એમ તે જાણતો કે માનતો હોય, કે ખરી છે તે માનતો ન હોય તો તેણે ખોટી સાહેદી આપી એમ સમજવું.

ખુલાસો—૧. કાંઈ વાત મહોડેથી કે કોઈ બીજી રીતે કહી હોય તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી. (૨) સાહેદી આપનાર સખસ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે તેને પણ આ કલમના અર્થ પ્રમાણે વાત સમજવી અને જેમ જે વસ્તુ કોઇ સખસ જાણતો ન હોય અને કહે કે હું તે જાણું છું તો તેથી તે સખસ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય, તેમ જે વસ્તુ તે માનતો ન હોય તે વીશે તે એમ કહે કે હું એ માનું છું તો તેથી પણ તે સખસ ખોટી સાહેદી આપ્યાનો ગુન્હેગાર થઇ શકે છે.

દ્રષ્ટાંત—(૧) (અ) જની ઉપર બનો હજાર રૂપીઆનો દાવો છે, તેની મજબુતીમાં ઈન્સાફ વખતે અ આવીને ખોટા સોગન ખાય કે બનો દાવો વાજબી છે એમ જને કબુલ કરતાં મેં સાંભળ્યો તો. અ એ ખોટી સાહેદી આપી સમજવી. ( બ ) કોઇ સોગંદથી સાચું બોલવાને બંધાયલો છતાં અ કહે કે ફલાણી સહી જ ની લખેલી છે કે એમ માનું છું, અને જ ની લખેલી છે એમ તે માનતો ન હોય તો એ ઠેકાણે અ જે વાત પોતે ખોટી જાણે છે તે કહે છે માટે તેણે ખોટી સાહેદી આપી એમ સમજવું.

( ક ) જ ના અક્ષરનું વલણ અ જાણે છે અને તે કહે કે ફલાણી સહી જ ની લખેલી છે એમ હું માનું છું, અને તે સહી તેની લખેલી છે. એમ અ શુદ્ધ બુદ્ધિએ માનતો હોય તો એ ઠેકાણે અ ની વાત ફક્ત તેના માનવા વિશે છે અને તેના માનવા વિશે તે સાચી છે માટે તે સહી જ ની લખેલી ન હોય તો પણ અ એ ખોટી સાહેદી આપી સમજવી નહિં

(હ) અ સોગનથી સાચું બોલવા બંધાયલો છતાં કહે કે જ ફલાણે દહાડે ફલાણે ઠેકાણે હતો એમ હું જાણું છું અને તે બાબત અ કાંઇ જાણતો ન હોય તો, અગર તે દહાડે જ તે ઠેકાણે હતો નહીં તોપણ અ એ ખોટી સાહેદી આપી એમ સમજવું.

(ઈ) કોઈ સમજાવનાર કે તરજુમો કરનાર જે વાત ખરી રીતે સમજાવવા કે તેનો તરજુમો કરવા સોગંદથી બંધાયલો છતાં તે વાતની એવી સમજણ આપે કે તરજુમો કરે કે તે સમજણ કે તરજુમો ખરો છે એવું સરટીફીકેટ આપે કે તે સમજણ અથવા તરજુમો ખરો ન હોય અને તેને ખરો માનતો ન હોય તો અ એ ખોટી સાહેદી આપી સમજવું

ટીકા—ખોટી સાહેદી બાબતના ગુન્હા માટે ૧ સાક્ષીએ પુરાવા તરીકે કાંઇ કહેવું જોઇએ, ૨ તે ખોટું હોવું જોઇએ અને ૩ તે ખોટું છે એવું તે સખસે જાણવું જોઇએ આ ત્રણ બનવું જોઇએ.

જ્યાં સાક્ષીને સોગન આપવાને જડજ કે માજીસ્ટ્રેટને અધિકાર ન હોય છતાં તે સોગન ઉપર જુબાની લે, અને તેમાં જુઠી જુબાની આપ્યા બદલ કામ ચલાવી શકાય નહીં. ( પંજાબ રેકર્ડ ૧૮ ૧૫ મું. )

દિવાની દાવા અરજીમાં કે પ્રતિવાદીની લેખી હકીકતમાં ઉપર લખેલી હકીકત સાચી છે એવો ઇકરાર કરવો જોઇએ છીએ, તેથી તેનો આ કલમમાં સમાવેશ થાય છે. ઇન્કમટેક્ષ કમીશનર આગળ જુઠી હકીકત જાહેર કરનારને સજા થઇ છે. (૮ મું. હા. કો. રિ. પા. ૨૨) સાક્ષી કે હકીકત જાહેર કરનાર ઈકરાર કરીને કે પ્રતિજ્ઞા ઉપર જે હકીકત લખાવે તે જુઠી હોય તો તેને જુઠી જુબાની સમજવી.

૧૯૨. જે માણસ કાંઇ બીના બનાવે કે કાંઇ ચોપડી કે દફતર મધે કાંઇ ખોટી રકમ લખે કે કાંઇ લેખ કરે અને તેમાં કાંઇ ખોટી વાત લખે એવા ઇરાદાથી કે કોઇ ઇન્સાફી મુકરદમામાં કે કોઈ સરકારી નોકરની આગળ તેના સરકારી હોદ્દાથી કાયદા મુજબ ચાલતા મુકરદમામાં કે કોઇ લવાદની આગળ, તે ખોટી બીના કે ખોટી વાત પુરાવામાં રજુ થાય તથા તે વાતથી તે મુકદમામાં પુરાવા ઉપરથી જે સખસ કાંઈ અભીપ્રાય બાંધનાર હોય તે સખસના મનમાં તે મુકરદમાના ફેંસલાને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટો અભીપ્રાય આપે તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

દષ્ટાંત—( અ ) જ ની એક પેટીમાં અ કાંઈ ઘરેણાં મુકે, એવા ઈરાદાથી કે તે ઘરેણાં તે પેટીમાંથી જડે તથા તે બીનાથી જ ની ઉપર ચોરી સાબિત થાય તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

( બ ) અ પોતાની દુકાનના ચોપડામાં એક ખોટી રકમ લખે એટલા સારૂ કે કોઇ ઇન્સાફની કોર્ટમાં તે પુષ્ટિકર પરમાણું દાખલ વાપરવી, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

( ક ) જ ની ઉપર બદમસર વરતનો ગુન્હો સાબીત કરવાના ઈરાદાથી અ, જ ના જેવા અક્ષર કરીને એક કાગળ લખે કે જાણે તે કાગળ બદમસર વરતમાંના કોઇ સોબતીનો લખેલો હોય અને પોલીસના અમલદારો ફલાણે ઠેકાણે ખોળ કરશે, એવો સંભવ છે, એમ જાણીને તે કાગળ તે ઠેકાણે મુકે તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

ટીકા—(૧) ૧ કાંઈ બીના બનાવવી કે કાંઇ ખોટી રકમ લખવી કે કાંઈ લેખ કરવો કે તેમાં કાંઇ ખોટી વાત લખવી; ૨ એવા ઇરાદાથી કે તે કોઇ ઈનસાફી મુકરદમામાં કે કોઇ સરકારી નોકરની આગળ તેના સરકારી ઓદ્ધાથી કાયદા મુજબ ચાલતા મુકરદમામાં કે કોઈ લવાદની આગળ તે બીના, ખોટી રકમ કે ખોટી વાત પુરાવામાં રજુ થાય; ૩ તથા તે મુકદમામાં પુરાવા ઉપરથી જે સખસની કાંઇ અભિપ્રાય બાંધવાની ફરજ હોય તે સખસના મનમાં તે મુકદમાના ફેંસલાને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટો અભિપ્રાય બંધાવનારને સારૂ. આ ત્રણ તત્વો ખોટો પુરાવો બનાવવાને માટે એકઠાં થવાં જોઇએ. ખોટી બનાવેલી વસ્તુ પુરાવા તરીકે વાપરવાનો ઈરાદો હોવો જોઇએ.

૧૯૩. જે માણુસ કોઇ ઇન્સાફી મુકરદમાના કેઈપણ ભાગમાં ઇરાદાથી ખોટી સાહેદી આપે કે કોઇ ઇન્સાફી મુકરદમાના કોઇ ભાગમાં વપરાય એવા કારણસર ખોટો પુરાવો બનાવે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને તે દંડને પણ લાયક થશે. તેમ બીજી કોઇ બાબતમાં જે માણુસ ઇરાદાથી ખોટી સાહેદી આપે અથવા ખોટો પુરાવો આપે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે વળી દંડને પણ લાયક થશે.

ખુલાસો—(૧.) કોઇ કોર્ટ માર્શલ મીલીટરી કોર્ટ ઑફ રીકવેસ્ટની આગળ તજવીજ ચાલતી હોય તેને ઈન્સાફી મુકરદમો સમજવો.

ખુલાસો—(૨.) કોઇ ઈન્સાફની કોર્ટ આગળ મુકરદમો ચાલતાં પહેલાં કાયદાએ ફરમાવેલી તજવીજ થતી હોય તો ઇન્સાફી મુકરદમાનો એક ભાગ સમજવો, પછી તે તજવીજ કોઇ ઇન્સાફની કોર્ટની આગળ ન થતી હોય તોપણ.

દૃષ્ટાંત— જ ને તેનો ઇન્સાફ થવા સારૂ કમીટ કરવો જોઈએ કે નહીં એ ઠરાવવા સારૂ કોઇ માજીસ્ટ્રેટની આગળ ચાલતી તજવીજમાં અ સોગન ખાઇને એવી વાત કહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય તો એ તજવીજ ઇનસાફી મુકરદમાનો એક ભાગ છે માટે અ એ ખોટી સાહેદી આપી એમ સમજવું.

ખુલાસો—(ક) જો. કોઈ ઇન્સાફની કોર્ટે કાયદા મુજબ કાંઇ તજવીજ કરવાનું ફરમાવ્યું હોય અને તે તજવીજ કોઇ ઇન્સાફની કોર્ટના હુકમ મુજબ થતી હોય તો તે તજવીજને ઇનસાફી મુકરદમાનો એક ભાગ સમજવો. પછી તે તજવીજ કોઇ ઇન્સાફની કોર્ટની આગળ નહીં થતી હોય તોપણ. કોઈ જમીનની હદ મુકરર કરવા સારૂ એક ઇન્સાફની કોર્ટે કોઇ અમલદારને તે જગોપર મોકલ્યો હોય તે અમલદારના આગળ થતી તજવીજમાં અ સોગન ખાઈને એવી એક વાત કહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય તો એ તજવીજ ઇન્સાફી મુકરદમાનો એક ભાગ છે, માટે અ એ ખોટી સાહેદી આપી એમ સમજવું.

૧૯૪. જો કોઇ માણુસ ખોટી સાહેદી આપે કે ખોટો પુરાવો બનાવે તે એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ સખસની ઉપર બ્રીટીશ ઇંડીયાના અથવા ઇંગ્લાંડના કાયદા મુજબ દેહાંત શીક્ષા જોગ હોય એવો કોઇ ગુન્હો સાબીત થાય અથવા તેમ કરવાથી સાબીત થાય અથવા તેમ કરવાથી સાબીત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની કે દસ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળ તે દંડને પણ લાયક થશે. જો તે ખોટી સાહેદીને લીધે કોઇ એ ગુન્હા સખસના ઉપર ગુન્હો સાબીત થઇને તેનો જીવ લેવામાં આવે તો તે ખોટી સાહેદી આપનાર સખસને અગર તો મોતની કે ઉપર બ્યાન કરેલી શીક્ષા કરવામાં આવશે.

૧૯૫ જે માણુસ ખોટી સાહેદી આપે કે ખોટો પુરાવો બનાવે એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ સખસની ઉપર બ્રીટીશ હિંદુસ્તાનના અથવા ઇંગ્લાંડના કાયદા મુજબ દેહાંત શીક્ષા જોગ નહીં પણ જીવતાં સુધી સમુદ્રપારની કે સાત વરસ કે તેથી વધારે મુદત સુધી કેદની શીક્ષા થઇ શકે, એવો કોઇ ગુન્હો સાબીત થાય અથવા તેમ કરવાથી સાબીત થશે એવો સંભવ છે. એમ જાણ્યા છતાં તો તે માણુસને જે માણુસની ઉપર તે ગુન્હો સાબીત થયો હોય તેને જે શીક્ષા કરવામાં આવે તે શીક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત—એક ઇન્સાફની કોર્ટની આગળ અ ખોટી સાહેદી આપે એવા ઇરાદાથી કે તેમ કરવાથી જ ની ઉપર ડાકાઈટીનો ગુન્હો સાબીત થાય, ડાકાયટીની શીક્ષા જીવતાં સુધી સમુદ્રપાર કે દસ વરસની મુદત સુધીની દંડ સાથે કે દંડ વિના કેદ છે માટે અ તે સમુદ્ર પારની કે દંડ સાથે કે દંડ વીના કેદની શીક્ષાને લાયક છે.

૧૯૬ કાંઇ સાહેદી ખોટી છે કે પુરાવો બનાવટનો છે એવું જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સાહેદી કે પુરાવાને જે ખરી સાહેદી કે પુરાવાના માફક વાપરે કે વાપરવાની કોશીશ કરે તે માણુસને જાણે તેણે ખોટી સાહેદી આપી હોય કે ખોટો પુરાવો બનાવ્યો હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

૧૯૭ જે સરટીફીકેટ આપવાનું કે તે પર સહી કરવાનુ કાયદામાં ફરમાવ્યું હોય, એવું સરટીફીકેટ અથવા જે હકીકતના પુરાવામાં જે સરટીફીકેટ કાયદા પ્રમાણે લઇ શકાય તેવી કાંઈ હકીકત બાબતનું કાંઇ સરટીફીકેટ, કાંઇ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને અથવા એમ માનીને જે માણુસ તે સરટીફીકેટ આપે કે તે પર સહી કરે તેને જાણે ખોટી સાહેદી આપી હોય એવી રાતે શીક્ષા કરવામાં આવશે.

ટીકા—પુરાવો ખોટો ને બનાવટી હતો, અને તે એ વાત પ્રથમથી જાણતો હતો એ વાત આ કલમ પ્રમાણે સાબીત થવાની જરૂર છે.

૧૯૮ એવું કાંઈ સરટીફીકેટ કાંઇ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને જે માણુસ દુષ્ટભાવથી તે સરફીકેટને ખરા તરીકે વાપરે કે વાપરવાની કોશીશ કરે તેને જાણે તેણે ખોટી સાહેદી આપી હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

૧૯૯ જે એકરાર કોઇ ઇન્સાફી કોર્ટ કે કોઇ સરકારી નોકર અથવા બીજો સખસ કાંઇ હકીકતના પુરાવા દાખલ કબુલ કરવાને કાયદાથી બંધાએલો કે અખત્યાર પામેલો હોય એવા કોઇ એકરાર રૂપે જે કારણ કે સરતે એકરાર કરવામાં કે વાપરવામાં આવે તેને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટી હોય એવી તથા ખોટી છે એવું પોતે જાણતો કે માનતો હોય એવી અથવા ખરી છે એવું પોતે ન

માનતો હોય એવી કાંઇ કેફીઅત જે માણસ તે એકરાર કરે કે તે પર સહી કરે તે માણસ લખે તો તેને જાણે ખોટી સાહેદી આપી એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

૨૦૦ એવો કોઇ એકરાર કાંઇ જરૂરની બાબતમાં તે ખોટો છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે એકરારને ખરા એકરારની માફક વાપરે કે વાપરવાની કોશિશ કરે, તેને જાણે તેણે ખોટી સાહેદી આપી હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

૨૦૧ કાંઇ ગુન્હો થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં જે માણસ તે ગુન્હેગારને કાયદા મુજબ થતી શીક્ષાથી બચાવવાના ઇરાદાથી તે ગુન્હો થવાનો કાંઇ પુરાવો ઉડાવે તે એવા ઇરાદાથી કે જે માણસ પોતે ખોટું જાણતો કે માનતો હોય એવી કાંઇ ખબર તે ગુન્હા બાબત આપે તે માણસને અગર જે ગુન્હો થયો એવું તે જાણતો કે માનતો હોય તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઇ શકતી હોય તો સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને તે દંડને પણ લાયક થશે, જો તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની કે દસવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા થઇ શકતી હોય તો તેને ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની તથા દંડની શિક્ષા થશે, અને જો તે ગુન્હાને માટે ૧૦ વર્ષથી ઓછી મુદતની કેદની શીક્ષા જોગ હોય તો તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની મુદત સુધીની કેદની કે દંડની કે એ બંનેની શીક્ષા થશે.

દૃષ્ટાંત—બ એ જ નું ખુન કર્યું છે, એવું જાણીને બ ને શીક્ષાથી બચાવવાના ઇરાદાથી લાશ સંતાડવામાં બ ને અ મદદ કરે તો સાત વરસની બેમાંના ગમે તે પ્રકારની કેદને તથા દંડને પણ અ લાયક છે.

ટીકા—ગુન્હો સાબીત થવા માટે, ગુન્હો ખરેખરી રીતે બન્યો હતો તે સાબીત કરવું, ૨ તોહમતદાર જાણતો હતો કે, એક સાધારણ બુદ્ધિવાળા માણસ તરીકે તેને એમ માનવાનું કારણ હતું કે ગુન્હો કરવામાં આવ્યો હતો, અને ગુન્હેગારને બચાવવાના હેતુથી તેણે જણાવેલાં પગલાં લીધાં હતાં આ ત્રણ વાનાંની જરૂર છે. આ કલમ બીજાએ કરેલા ગુન્હાનો પુરાવો ઉડાવી દેવાને લાગુ પડે છે, જેથી . કોઇ પોતે કરેલા ગુન્હાનો પુરાવો ઉડાવે તેને આ કલમ લાગુ નથી. ( ૭ સધર લાન્ડ, વી–રી, પા–૫૨ )

૨૦૨ જે ગુન્હા બાબત કંઇ ખબર આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય તે માણસ તે ગુન્હો થયો છે એવું જાણીને કે માનવાનું તેને કારણ છતાં ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની તથા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૦૩ કાંઇ ગુન્હો થયો છે એવું જાણીને કે એવું માનવાનું કારણ છતાં તે ગુન્હા બાબત પોતે ખોટી જાણતો કે માનતો હોય એવી કાંઇ ખબર જે માણસ આપે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૦૪ કોઇ ઇન્સાફની કોર્ટમાં અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના હોદ્દાના જોરથી કાયદા પ્રમાણે ચાલતા કોઇ મુકરદમામાં જે લેખ કોઇ માણસ પાસે કાયદા પ્રમાણે પુરાવા દાખલ હાજર કરાવી શકાય એવો કાંઇ લેખ તે માણસ છુપાવે કે તેનો નાશ કરે કે ઉપર લખ્યા મુજબની કોર્ટ કે સરકારી નોકરની આગળ પુરાવા દાખલ તે લેખ હાજર થતો કે વપરાતો અટકાવવાના ઇરાદાથી કે તે કારણસર તે લેખ હાજર કરવાનો તેને કાયદા પ્રમાણે સમન કે હુકમ થયા પછી તે માણસ તે આખા લેખને કે તેમાંના કાંઇ ભાગને ચેરી નાંખે કે વંચાય નહીં એવો કરે તો તેને બે વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—બે પક્ષકારોમાંના એક પક્ષકારે પુરાવામાં રજુ કરેલો દસ્તાવેજ ઝુંટાવી લીધો ને, એક સાક્ષીને તેનો સંબંધ બતાવતો અટકાવવાના હેતુથી તે લઇને નાશી ગયો, તો તે પક્ષકારે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો સમજવું, ( સુબમણ્ય, વિ.ધકવીન. ૩ મા ૨૬૧ ) જે માણસ દસ્તાવેજ પોતાની પાસે જુદું બાંનુ કાઢીને દબાવી રાખે, ને રજુ ન કરે તેને આ કલમ પ્રમાણે શીક્ષા ન થાય. ( ૨ નોર્થ વેસ્ટ પ્રો–રી–પા–૬૪ )

૨૦૫ જે માણસ ખોટી રીતે કોઇ બીજાનો વેશ લે, અને તે વેશ લઇને કાંઇ કબુલત કરે કે કાંઇ મંજુર કહે કે કબુલતથી ફેંસલો કરાવે, કે કાંઇ હુકમ કહડાવે કે હાજર જામીન કે બીજી તરેહનો

જામીન થાય કે કાંઇ દીવાની કે ફોજદારી મુકરદમામાં કાંઇ બીજું કામ કરે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—ખોટો વેશ ધારણ કરવા માટે જે સખસનો વેષ ધારણ કર્યો હોય તેણે પરવાનગી આપી હોય તો પણ આ કલમ મુજબ ગુન્હો થાય છે.

૨૦૬ જો કોઇ માણસ કંઇ મીલકત કે તેમાંનો કાંઇ હક દગલબાજીથી કંઇક ખસેડે કે છુપાવે કે કોઇ સખસના નામ ઉપર ચડાવે કે કોઇને સ્વાધિન કરે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ ઇન્સાફની કોર્ટથી કે બીજા મુખ્તીઆર અધિકારીએ કાંઇ શીક્ષાનો હુકમ કર્યો હોય કે કાંઇ હુકમ કરશે તેવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય, તે હુકમ મુજબ તે મિલકત અથવા તેમાંનો હક સરકાર જપ્ત થતો કે દંડને પેટે વસુલ થતો અટકે કે કોઇ ઇન્સાફની કોર્ટ કોઇ દીવાની મુકરદમામાં કાંઇ હુકમનામું કે હુકમ કર્યો હોય કે કોઇ હુકમનામું કે હુકમ કરશે એવો સંભવ છે, એમ તે માણસ જાણતો હોય તે હુકમનામું બજાવવામાં તે મિલકત કે તેમાંનો તે હક લેવાતો અટકે તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

ટીકા—કોઈ મિલકતનો માલીક દીવાની કોર્ટના હુકમનામા અન્વયે કે ફોજદારી કોર્ટે કરેલી શીક્ષા મુજબ તે મિલકત જપ્ત થતી અટકાવવા સારૂ તેને આધી પાછી ખસેડી ઉડાવી દેછે તેવી યુક્તિયોને ગુન્હેગાર ઠરાવવાનો આ કલમનો હેતુ છે. મલક્ત ઉડાવી દેનાર માણસ તે મિલક્તનો માલીક ન હોય તો પણ આ કલમ પ્રમાણે તે ગુન્હેગાર થાય છે ( સ્ટો. કૃત અંગ્લો ઇન્ડીઅન કોડઝ ) દગલબાજીથી મિલક્ત બે રીતે ઉડાવાય, ૧ નોમીનલ ( નામની ) ખોટી વેચાણ કે ગીરો આપીને, અને ૨ બક્ષીસ આપીને. તો પણ જો તે મીલક્ત શુદ્ધ બુદ્ધિથી વેચાણ ગીરો કે બક્ષીસ આપવામાં આવે તો પછી તે મિલક્ત જપ્તીમાંથી બચી જાય અને આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી. આ કલમ પ્રમાણે ગુનો બનવામાં તો તે મિલક્ત જપ્ત થતી અટકાવવાના ઇરાદાથી દગલબાજીથી ખસેડેલી કે વેચેલી કે તબદીલ કરી આપેલી હોવી જોઇએ ( ૧૦, સધરલાન્ડ વી રી. ૫૧–૬૫. )

૨૦૭ ફલાણી મિલકત કે તે માંહેલા ફલાણા હક ઉપર મારો કાંઇ હક કે બ્યાજબી દાવો નથી એવું જાણીને જે માણસ દગલબાજીથી તે મિલકત કે તે માંહેલો હક કબુલ કરે અથવા લે કે તેનો દાવો કરે, અથવા જે માણસ કાંઇ મીલકત કે તે માંહેલા કાંઇ હક પરના કાંઇ હક બાબત કોઇ તરેહની દગબાજી કરે એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ ઇન્સાફની કોર્ટ કે બીજા મુખ્તીઆર અધિકારીએ કાંઇ શીક્ષાનો હુકમ કર્યો હોય કે કાંઇ હુકમ તે કરશે એવો સંભવ છે, એમ તે જાણતો હોય તે હુકમ મુજબ તે મીલકત કે તેમાંનો તે હક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કોઇ ઇન્સાફની કોર્ટ કોઇ દીવાની મુકરદમામાં કોઇ હુકમનામું અથવા હુકમ કર્યો હોય કે કાંઇ હુકમનામું કે હુકમ તે કરશે એવો સંભવ છે, એમ તે માણસ જાણતો હોય તે હુકમનામું અથવા હુકમ બજાવવામા તે મિલકત અથવા તેમાંનો હક લેવાતો અટકે તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૦૮ કોઇ સખસે ફરીઆદી કર્યા ઉપરથી જે રકમ લેણી ન હોય તે રકમને સારૂ અથવા તે સખસને જેટલી રકમ દેવી હોય તે કરતાં વધારે રકમને સારૂ અથવા જે મીલકતપર કે તેના જે હક પર તે સખસનુ કાંઇ પહોંચતું ન હોય એવી મીલકતને સારૂ અથવા એવા હકને સારૂ જે માણસ દગલબાજીથી પોતાની ઉપર કાંઇ હુકમનામું કે હુકમ કરાવે, અથવા થવા દે અથવા કાંઇ હુકમનામું કે હુકમ પુરો થયા પછી અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે વસ્તુ સંબંધી જે માણસ દગલબાજીથી પોતાની ઉપર તે હુકમનામું કે હુકમ બજવાવે કે બજવવા દે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દષ્ટાંત—અ, જ ની ઉપર ફરીયાદ કરે કે, અ નું મારી પર હુકમનામું થશે એવો સંભવ છે, એમ જાણીને બ જેનો જ ના ઉપર કાઈ બ્યાજબી દાવો નથી તેણે ફરીયાદ કરેથી વધારે રકમનું હુકમનામું જ દગલબાજીથી પોતાના ઉપર થવા દે, એવા હેતુથી કે અ ના હુકમ નામાની રૂએ જ ની મીલક્તનું જે વેચાણ થાય તેમાંથી જે રૂપીઆ ઉપજે તેમાં બ પોતાને હીસાબે અથવા જ ના ફાયદાને સારૂ ભાગ મળે તો આ કલમ મુજબ જ એ ગુન્હો કર્યો એમ સમજવું.

૨૦૯ જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી કોઇ સખસને નુકશાન કરવાના કે દુખ

દેવાના ઇરાદાથી કોઇ દાવો ખોટો છે એમ જાણીને કોઇ ઇન્સાફના કોરટમાં તે દાવો કરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને દંડને પણ તે પાત્ર થશે.

૨૧૦ જે રકમ લેણી ન હોય તે રકમને સારૂ અથવા લેણી હોય તે કરતાં વધારે રકમને સારૂ અથવા જે મીલકત ઉપર કે તેમાંના જે હક ઉપર પોતાનું પહોંચતું ન હોય એવી મીલકતને સારૂ અથવા એવા હકને સારૂ જે માણસ દગલબાજીથી કોઇ સખસની ઉપર કાંઇ હુકમનામું કે હુકમ કરાવી લે અથવા હુકમનામું કે હુકમ પુરો થયા પછી અથવા જે વસ્તુ સંબંધી તે પુરો હોય તે સંબંધી જે માણસ દગલબાજીથી કોઇ સખસની ઉપર તે હુકમનામું કે હુકમ બજાવાવે કે દગલબાજીથી એવું કાંઇ કામ પોતાને નામે થવા દે, અથવા કરવાની રજા આપે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની કે એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૨૧૧ જો કોઇ સખસ, કોઇ સખસને નુકશાન કરાવાના ઇરાદાથી તે સખસની ઉપર કાંઇ ફોજદારી કરે કે કરવાવે કે કોઇ સખસની ઉપર કાંઇ ગુન્હો કર્યાનું ખોટું તહોમત મુકે અને તે એવું જાણીને કે તે સખસની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તહોમત મુકવાનું કાંઇ વાજબી કે કાયદા મુજબ કારણ નથી, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની કે દંડની એ બંનેની શીક્ષા કરવામાં આવશે, જો તે ફોજદારીના ખોટા તહોમતને માટે મોતની કે જીવતાં સુધી સમુદ્ર પારની કે સાત વરસની કે વધારે મુદતની કેદની શીક્ષા થઇ શકતી હોય તો, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ પાત્ર થશે.

ટીકા—ફોજદારી કરવી અને કાંઇ ગુન્હો કર્યાનું ખોટું તહોમત મુકવું, એ બે ગુન્હાઓનો આ કલમમાં સમાવેશ થાય છે. પોલીસના અમલદાર આગળ કોઇ માણસના ઉપર બુદ્ધિપૂર્વક ખોટું તહોમત મુકે તોપણ આ કલમ પ્રમાણે ગુન્હો બને છે. ખોટું તહોમત માજીસ્ટ્રેટની આગળ મુકયું હોય તોપણ ગુન્હો થાય છે. ખોટું તહોમત પોલીસ આગળ મુકી શકાય છે. જ્યારે ફોજદારી માજીસ્ટ્રેટની રૂબરૂ થઈ શકે છે. આ બંને ગુન્હા માટે આ કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે ( મ. હા. રિ. પા–૩૦ ) ( ૮ સધરલેન્ડ વી. રી. પા ૮૭ ) જો માજીસ્ટ્રેટ આગળ ખોટું તહોમત મૂકવામાં આવ્યું હોય તો આ કલમ પ્રમાણે કામ ચલાવા સારૂ માજીસ્ટ્રેટની મંજુરી ( સેંકશન ) લેવી જોઇએ. પણ પોલીસ આગળ કરેલી જુઠી ફરીયાદમાં આવી મંજુરીની જરૂર નથી ( સી, પ્રો, કો, કા, ૧૯૫ ) ( ૭–મ–૨૯૨ ).

૨૧૨ કાંઇ ગુન્હો થતો હોય, અને ફલાણો સખસ તે ગુન્હાનો કરનાર છે એવું જે માણસ જાણતો હોય કે એમ માનવાનું જેને કારણ હોય, તે માણસ જો તે સખસને કાયદા પ્રમાણે થતી શીક્ષાથી બચાવવાને ઘરમાં રાખે કે કંઇ સંતાડે તે, અગર તે ગુન્હાને માટે મોતની શીક્ષા થઇ શકતી હોય તો તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે, જો તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની કે દશ વરસ સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ પાત્ર થશે અને જો તે ગુન્હાને માટે દસ વરસની મુદત સુધીની નહી પણ એક વરસ સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

" આ કલમમાં ગુન્હો એ શબ્દમાં બ્રીટીશ ઇંડિયા બહારની કોઇ પણ જગામાં કરેલું જે કોઇ પણ કૃત્ય બ્રીટીશ ઇંડિયામાં કર્યું હોત તો તે બદલ ૩૦૨ જી, ૩૦૪, ૩૮૨, ૩૯૨, ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૨, ૪૩૫, ૪૩૬, ૪૪૯, ૪૫૦, ૪૫૭, ૪૫૮, ૪૫૯, તથા ૪૬૦ મી કલમો પૈકી કોઈ પણ કલમ પ્રમાણે શિક્ષા થઈ શકતી હોત તે કૃત્યનો સમાવેશ થાય છે, અને આ કલમના કારણ સારૂ, એવું દરેક કૃત્ય જાણે તહોમતવાળા સખસે બ્રીટીશ ઇંડિયામાં કર્યું હોય તે પ્રમાણે તે શિક્ષાને લાયક થશે એમ સમજવું.

અપવાદ—ગુન્હેગારના વરથી કે ગુન્હેગારની વહુ થી ગુન્હેગારને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય તો તે બાબતમાં આ કલમ લાગુ પડશે નહીં.

દૃષ્ટાંત—બ એ ડાકાઈટીનો ગુન્હો કર્યો છે એમ જાણીને કાયદા પ્રમાણે થતી શીક્ષાથી બ ને બચાવવાના હેતુથી અ, બ ને જાણી બુજી ને સંતાડે તો એ ઠેકાણે બ જીવતાં સુધી સમુદ્રપાર થવાને લાયક છે, માટે અ ત્રણ વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદને લાયક છે, અને વળી તે દંડને પણ લાયક છે.

ટીકા—ગુન્હા ખરેખરી રીતે બન્યો હતો, નહીં કે ગુન્હો બન્યાનો વ્હેમ માત્ર આણવામાં આવ્યો હતો, ૨ બીજું ગુન્હેગારને છુપાવવામાં આવ્યો હતો અને ત્રીજું કાયદેસર કરવામાં આવ્યું હતું આ ત્રણ વાનાં આ કલમ પ્રમાણે ગુન્હો સાબિત કરવા સારૂં જરૂરનાં છે.

૨૧૩ પોતે કાંઇ ગુન્હો છુપાવવાના અથવા કાંઈ ગુન્હાની કાયદેસર શીક્ષાથી કોઇ સખસને પોતે બચાવવાના કે કાયદેસર શીક્ષાએ પોહોંચાડવાને કોઇ સખસની ઉપર પોતે કાંઇ મુકરદમો નહીં ચલાવવાના બદલામાં જે માણસ પોતાને વાસ્તે કે બીજા કોઇ સખસને વાસ્તે કાંઇ અવેજ કબુલ કરે અથવા મેળવવાની કોશીશ કરે અથવા કબુલ કરવાની હા કહે, અથવા કાંઈ મિલકત પોતે અથવા બીજાની વતી પાછી લે અથવા પાછી મેળવવાની કોશીશ કરે, અથવા પાછી લેવાની હા કહે તે માણસને, અગર તે ગુન્હાને માટે મોતની શીક્ષા થઇ શકતી હોય તો સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ પાત્ર થશે, અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની કે દસ વરસ સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે અને જો તે ગુન્હાને માટે દસ વરસ સુધીની કેદની શીક્ષા નહી થઈ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૧૪ કોઇ સખસ કાંઈ ગુન્હો છુપાવે તેના અથવા કે કાંઇ ગુન્હાની કાયદેસર શીક્ષાથી કોઇ સખસને બચાવે તેના અથવા કાયદેસર શીક્ષાએ પહોંચાડવાને કોઇ સખસની ઉપર તે કાંઇ મુકરદમો નહી ચલાવે તેના બદલામાં જે માણસ તે સખસને કાંઇ અવેજ આપે અથવા બદલો વાળે અથવા અવેજ આપવાનું કે બદલો વાળવાનું કહે કે કબુલ કરે અથવા કાંઇ મીલકત તે સખસને પાછી આપવાનું કે આપવાનું કહે કે કબુલ કરે તે માણસને, જો તે ગુન્હાને માટે મોતની શીક્ષા થઇ શકતી હોય તો સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસ સુધીની કેદની શીક્ષા દઇ શકતી હોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે અને જો તે ગુન્હાને માટે દસ વરસની મુદત સુધીની કેદની શીક્ષા નહી થઈ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે બાબતમાં થયેલો ગુન્હો ગુન્હેગારના ઇરાદા સાથે નીસ્બત ન રાખતું ફક્ત તેનું કાંઇ કામકાજ હોય અને જે કામને માટે જેને નુકશાન થયું હોય તે સખસ દીવાનીમાં ફરીયાદ કરી શકતો હોય તે એવી કોઇ પણ બાબતને ૨૧૩–૨૧૪ મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી.

દ્રષ્ટાંત—( અ ) ખુન કરવાના ઇરાદાથી અ-બ ની ઉપર હુમલો કરે તો એ ઠેકાણે જે ગુન્હો છે તે કરવાના ઇરાદા સાથે નીસ્બત નહી રાખતાં ફક્ત હુમલો નથી માટે તે આ અપવાદમાં દાખલ થતો નથી અને તે કારણને લીધે તે માંડી વળાય નહીં.

( બ ) અ બ ની ઉપર હુમલો કરે તો એ ઠેકાણે ગુન્હો જે છે તે ગુન્હેગારના ઈરાદા સાથે નીસ્બત ન રાખતું ફક્ત કામ છે અને તે હુમલાને માટે બ દીવાનીમાં ફરીયાદ કરી શકે છે માટે તે આ અપવાદમાં દાખલ થાય છે, અને તે માંડી વળાય છે.

( ક ) અ પોતાનો વર કે પોતાની વહુ હયાત છતાં બીજી વહુ કે બીજો વર કરવાનો ગુન્હો કરે તો એ ગુન્હા બાબત દીવાનીમાં ફરીઆદ થઇ શકતી નથી માટે તે માંડી વળાય નહીં.

( ડ ) બ એ ધણીવાળી સ્ત્રીની સાથે છીનાળું કરે તો તે ગુન્હો માંડી વળાય.

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો ખરેખર બન્યો છે એમ સાબીત કરવું જોઇએ.

૨૧૫ કોઇ સખસની પસેથી તે સખસની કંઇ જંગમ મીલકત આ કાયદાથી શીક્ષા થઇ શકે એવા કોઇ ગુન્હાથી ગઇ હોય, તે સખસને તે મીલકત પાછી મળવામાં મદદ કરવાના બાનાથી અથવા મદદ કરવા સારૂ જે માણસ કાંઇ અવેજ લે અથવા લેવાને હા કહે, અથવા કબુલ કરે તે જો તે ગુન્હેગારને પકડવાને તથા તેની ઉપર તે ગુન્હો સાબીત કરવાને પોતાથી બનતા સઘળા ઇલાજો કામે ન લગાડે તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૧૬ કોઇ સખસ ઉપર કાંઇ ગુન્હો સાબીત થયો હોય અથવા કોઇ ગુન્હાનું તહોમત મુકયું હોય, અને તે ગુન્હાને માટે તે સખસ કાયદેસર કેદમાં હોય, તે સખસ જો તે કેદમાંથી નાશી જાય અથવા કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાનો કાયદેસર અખત્યાર અમલમાં લાવતાં કોઇ સખસને કાંઇ ગુન્હાને માટે પકડવાનો હુકમ કરે ત્યારે જે માણસ નાશી જવાની કે પકડવાના ગુન્હાની વાત જાણ્યા છતાં તે સખસને પકડાતો અટકાવવાના ઇરાદાથી તેને ઘરમાં રાખે કે કંઇ સંતાડે તે માણસને નિચે મુજબ શિક્ષા કરવામાં આવશે. એટલે જે ગુન્હાને માટે તે કેદમાં હોય કે તેને પકડવાનો હુકમ કર્યો હોય તે ગુન્હાને માટે જો મોતની શીક્ષા થઇ શકતી હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે; અને જો તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની કે દસ વરસ સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય તો તેને ત્રણ વરસની મુદત સુધીની ગમે તે પ્રકારની કેદની શીક્ષા દંડ સાથે કે દંડ વિના કરવામાં આવશે, અને જો તે ગુન્હાને માટે દસ વરસ સુધીની નહીં પણ એક વરસ સુધીની શીક્ષા થઈ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની ઘણામાં ઘણી જે કેદની મુદત ઠરાવેલી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—જે માણસને પકડવું હોય તેના વરથી અથવા તેની વહુથી તે માણસને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય તો તે બાબતને આ ઠરાવ લાગુ પડતો નથી.

૨૧૬ (અ) કોઇપણ સખસો અપહરણ અથવા ડાકાઇટી કરવાના છે, અથવા તેમણે થોડા વખત ઉપર અપહરણ અથવા ડાકાઇટી કરી છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં જે કોઇપણ સખસ એવું અપહરણ અથવા ડાકાયટીનું કરવાનું સહેલ થાય એવા ઇરાદાથી અથવા તે સઘળા કે તેમાંના કોઇપણ સખસને શીક્ષામાંથી બચાવવાના ઇરાદાથી તે સઘળાને કે તેમાંના કોઇ સખસને ઘરમાં રાખશે તેને સાત વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને દંડને પણ પાત્ર થશે.

ખુલાસો—આવું અપહરણ અથવા આવી ડાકાઇટી બ્રીટીશ ઇંડીયામાં કે બ્રીટીશ ઇંડીયાની બહાર કરવાનો ઇરાદો કર્યો હોય તે વાત આ કલમના કારણ સારૂ મુદ્દાની નથી એમ સમજવું.

અપવાદ—ગુન્હેગારના વરથી કે ગુન્હેગારની વહુથી ગુન્હેગારને ઘરમાં રાખવાનું કામ થયું હોય તો તે બાબતમાં આ ઠરાવ લાગુ પડશે નહીં.

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત થવા સારૂ, ખબર અને ઇરાદો બંને સાબીત કરવાની જરૂર છે.

૨૧૬ (બ) ૨૧૨ મી, ૨૧૬ મી, ૨૧૬ અ મી કલમોમાં 'ઘરમાં રાખવો' એ સંજ્ઞામાં કોઇપણ સખસને આશ્રય, ખોરાક, પીવાનો પદાર્થ, પૈસા, કપડાં, હથીયાર, યુદ્ધ સામગ્રી અથવા વાહન પુરાં પાડવાં એનો અથવા કોઇપણ સખસને તે પકડાય નહીં તે માટે ગમે તે પ્રકારે સહાય કરવી એનો સમાવેશ થાય છે એમ સમજવું.

૨૧૭ કોઇ માણસ સરકારી નોકર હોય, તેણે પોતાના સરકારી હોદ્દાના જોરથી કેમ ચાલવું એ બાબતનો કાંઇ કાયદાનો હુકમ અગર તે માણસ જાણી બુજીને માને એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ સખસ કાયદેસર શીક્ષાથી બચે અથવા જે શીક્ષાને તે લાયક હોય તેથી તેને ઓછી શીક્ષા થાય અથવા મારા તેમ કરવાથી તે શીક્ષાથી બચશે અથવા તેને ઓછી શીક્ષા થશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તો અથવા એવા ઇરાદાથી કે તેમ કરવાથી કાંઇ મીલકત સરકાર જપ્ત થતી અથવા કાંઈ રૂપીઆ તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી તે બચી જાય અથવા બચી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—ગુન્હેગારને શિક્ષામાંથી બચાવવો તેમાં ગુન્હો બનતો નથી, પરંતુ તેની બાબતમાં ન્યાયના યોગ્ય માર્ગમાં હરકત નાંખવી તે ગુન્હેગારી બર્યું છે ( એક્પ્રેસ. વિ. અમીર–ફદ–દીન ૩–૬–૪૧૨ )

૨૧૮ કોઇ માણસ સરકારી નોકર હોય અને તેના સરકારી હોદાસર તેને કાંઇ દફતર અથવા બીજું લખાણ તૈયાર કરવાનું કામ સોંપ્યું હોય તે માણસ જે તે દફતર અથવા લખાણ જે રીતે ખોટું છે એવું તે જાણતો હોય તેવી રીતે તૈયાર કરે એવા ઇરાદાથી કે તે લોકને અથવા કોઇ સખસને ટોટો અથવા નુકશાન થાય અથવા ટોટો કે નુકશાન થશે એવો સંભવ છે, એમ જાણીને અથવા એવા ઇરાદાથી કે તેથી કોઇ સખસને કાયદેસર શીક્ષાથી બચાવવો અથવા તેથી કોઇ સખસ કાયદેસર શીક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને અથવા તેથી કાંઇ મીલકત સરકાર જપ્ત થતી અથવા કાંઇ રૂપીઆ તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી તે બચી જાય કે બચી જશે એવો સંભવ છે. એમ જાણીને તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ પ્રમાણે ઇરાદો એ ગુન્હાનું મુખ્ય અને જરૂરનું તત્વ છે.

૨૧૯ કોઇ માણસ સરકારી નોકર છતાં લાંચ લઇને અથવા દ્વેષ બુદ્ધિથી કાંઇ ઇન્સાફી મુકદમાના કોઇપણ ભાગમાં કાંઇ રીપોર્ટ, હુકમ, ફેસલો, અથવા ઠરાવ કરે કે સંભળાવે એવો કે જે કાયદાથી વિરૂદ્ધ છે. એમ તે માણસ પોતે જાણતો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે,

૨૨૦ કોઇ માણસનો ઓધ્ધો એવી તરેહનો હોય કે તેથી કોઇ સખસોને તેઓના ઇન્સાફ થવા સારૂ કમીટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો કે કોઇ સખસોને કેદમાં રાખવાનો તેને કાયદેસર અખત્યાર મળ્યો હોય તે માણસ તે અખત્યાર અમલમાં લાવતાં લાંચ લઇને અથવા દ્વેષ બુદ્ધિથી જો કોઇ સખસને ઇન્સાફ થવા સારૂ કમીટ કરે, કેદમાં મોકલે કે રાખે, અને તે કાયદાથી ઉલટો ચાલું છું એમ જાણીને તેમ કરે તો તેને સાત વરસની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૨૧ કોઇ માણસ સરકારી નોકર હોય અને કોઇ સખસની ઉપર ગુન્હાનું તહોમત મુકેલું હોય અને તે ગુન્હા માટે તે પકડવા જોગ હોય એવા કોઇ સખસને પકડવા કે કેદમાં રાખવાની તે માણસની પોતાની સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ, તે સખસને પકડવાને ઇરાદાથી કસુર કરે, કે ઇરાદાથી તેને નાશી જવાદે કે તે સખસને કેદમાંથી નાશી જવામાં કે નાશી જવાની કોશીશ કરવામાં ઇરાદાથી મદદ કરે તે માણસને નીચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે.

જેને કેદ કરવો કે પકડવો જોઇતો હતો તે સખસ ઉપર મોતની શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું હોય, કે એવા ગુન્હા માટે તે પકડવા જોગ થયો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના દંડ સાથે કે દંડ વીના કેદની શીક્ષા કરવામાં આવશે, અથવા દંડ કે કેદ કરેલા કે જેને પકડવો જોઇતો હતો તે સખસની ઉપર જીવતાં સુધી સમુદ્ર પારની કે દશ વરસની મુદત સુધીની કેદની શીક્ષા થઇ શકે એવા ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું હોય કે એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે કે દંડ વીના કેદની શીક્ષા કરવામાં આવશે. અથવા કેદ કરેલા કે જેને પકડવો જોઇતો હતો તે સખસની ઉપર દસ વરસથી ઓછી મુદતની કેદની શીક્ષા થઇ શકે એવા ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે કે દંડવીના કેદની શીક્ષા કરવામાં આવશે.

૨૨૨ કોઇ માણસ સરકારી નોકર હોય અને કોઇ સખસની ઉપર કાંઇ ગુન્હાને માટે કોઇ ઇન્સાફી કોરટે શીક્ષાનો હુકમ કર્યો હોય તે સખસને "અથવા જે સખસને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા સખસને" પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય તે માણસ અગર તે સખસને પકડવાના ઇરાદાથી કસુર કરે, અથવા ઇરાદાથી તે

સખસને નાશી જવા દે અથવા નાશી જવાની કોશેશ કરવામાં ઇરાદાથી સહાય કરે, અથવા જો તે સખસને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તો તે માણસને નીચે પ્રમાણે શીક્ષા કરવામાં આવશે. જો કેદ કરેલા કે જેને પકડવો જોઇતો હતો તે સખસની ઉપર મોતની શીક્ષાનો હુકમ થયેલો હોય તો તે માણસને ચૌદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે કે દંડવીના કેદની શીક્ષા કરવામાં આવશે. અથવા જો કેદ કરેલો કે જેને પકડવો જોઇતો હોય તે સખસ કોઈ ઇન્સાફની કોર્ટે કરેલા શીક્ષાના હુકમથી કે તેને બદલે બીજી શીક્ષા કરવાના કોઇ હુકમથી જીવતાં સુધી સમુદ્રપારની કે જીવતાં સુધી સાસનીક દાસત્વને, અથવા દસ વરસ કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર કે શાસનિકદાસત્વ કે કેદને લાયક હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે કે દંડવીના કેદની શીક્ષા કરવામાં આવશે.

જો કેદ કરેલો કે જેને કેદ પકડવો જોઇતો હતો તે સખસ કોઇ ઇન્સાફની કોરટે કરેલી શીક્ષાના હુકમથી દસ વરસની મુદત સુધીની કેદને લાયક નહોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૨૩** જે સરકારી નોકર, જે સખસની ઉપર કોઇ ગુન્હાનું તહોમત મૂક્યું હોય કે ગુન્હો સાબીત થયો હોય તેને કેદમાં રાખવાની કાયદા પ્રમાણે જે માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે ફરજ હોય તે માણસ ગફલતથી તે સખસને કેદમાંથી નાશી જવાદે તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૨૪** જે સખસની ઉપર કાંઇ ગુન્હો સાબીત થયો હોય તે ગુન્હાને માટે તે સખસને કાયદેસર પકડવામાં તે સખસ ઇરાદાથી સામો થાય કે કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે કે તેવા કાંઈ ગુન્હાને માટે તેને કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી જો તે નાસી જાય કે નાસી જવાની કોશીશ કરે તો તે સખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે

ખુલાસો—આ કલમમાં લખેલી શીક્ષા છે, તે જે ગુન્હાનું તહોમત તે સખસની ઉપર મૂક્યું હોય અથવા જે ગુન્હો તેની ઉપર સાબીત થયો હોય તે ગુન્હાને માટે તે પકડવાનો તથા કેદમાં રાખવાનો સખસ જે શીક્ષાને લાયક હોય તે શીક્ષાની ઉપરાંત સમજવી.

ટીકા—આ કલમ પ્રમાણે નાસી જવું એટલે કેદ ( custody ) માંથી નાસી જવું તે છે. દીવાની તુરંગમાંથી નાસી જવું તે આ કલમ મુજબ શીક્ષાને પાત્ર નથી. ( બો. લો. રી. પા. ૭૫૯ )

**૨૨૫** જે સખસ કોઇ બીજા સખસને કોઇ ગુન્હાને માટે કાયદેસર પકડવામાં ઇરાદાથી સામો થાય કે કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે કે કોઇ બીજા સખસને કાંઈ ગુન્હાને માટે કાયદેસર જે કેદમાં હોય તે કેદમાંથી તેને છોડાવી મુકે કે છોડાવી મૂકવાની કોશીશ કરે તે સખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની કે દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે. જો પકડવામાંકે છોડાવી મૂકેલા કે જેને છોડાવી મૂકવાની કોશીશ થઇ હોય તેની ઉપર જીવતાં સુધી સમુદ્ર પારની કે દસ વરસની મુદત સુધીની કેદની શીક્ષા થઈ શકે એવા ગુન્હાનું તહોમત મૂક્યું હોય કે એવા ગુન્હાને માટે તે પકડવા લાયક થયો હોય તો પેલા સખસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે. પણ જો તે પકડવાના, છોડાવી મેલેલા કે, છોડાવી મૂકવાની કોશીશ કરેલા સખસની ઉપર મોતની શીક્ષા થઇ શકે એવા ગુન્હાનું તહોમત મુક્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા લાયક થયો હોય તો પેલા સખસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે. જો તેવો સખસ જીવતાં સુધી સમુદ્ર પાર કે સાસનીકદાસત્વ કે કેદની શીક્ષાને લાયક હોય તો પેલા સખસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ પાત્ર થશે. અથવા જો તે પકડવાના કે છોડાવી મૂકેલા કે તેવી કોશીશ થઇ હોય તેવા સખસની ઉપર મોતની શીક્ષાનો હુકમ થયો હોય તો પેલા સખસને જીવતા સુધી સમુદ્ર પારની કે દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ લાયક થશે.

૨૨૫ અ કોઈ માણુસ સરકારી નોકર હોય અને કલમ ૨૨૧ મી, કલમ ૨૨૨ મી, અથવા કલમ ૨૨૩ મી માં અથવા તે વખતે ચાલુ હોય એવા કોઇ કાયદામાં ઠરાવ નહીં કરેલો એવા કોઈ પ્રસંગમાં કોઇ સખસને પકડવાની કે કેદમાં રાખવાની તે માણુસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય તે તે સખસને પકડવામાં કસુર કરે કે તે સખસને કેદમાંથી નાસી જવા દે તો તે માણુસને નીચે પ્રમાણે શીક્ષા થશે.

(अ) જો તે ઇરાદાથી તેમ કરે તો ૩ વરસની બેમાંના ગમે તે પ્રકારની અને

(ब) જો તે ગફલતથી તેમ કરે તો બે વરસ સુધીની આસાન કેદ, દંડ અથવા એ બંનેની શીક્ષા થશે.

૨૨૫ બ ૨૨૪ મી કે ૨૨૫ મી કલમમાં કે બીજા કોઇ ચાલુ કાયદામાં જે વીશે ઠરાવ કરેલો નહીં હોય એવા કોઇપણ પ્રસંગમાં જે કોઇ સખસ પોતાને અથવા બીજા કોઇ સખસને કાયદાસર પકડવામાં ઇરાદાથી સામો થાય કે તેમાં કાયદા વિરૂદ્ધ કોઇ અડચણ કરે કે તેને કાયદાસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી નાસી જાય કે નાસી જવાની કોશીશ કરે કે બીજા કોઇ સખસને કાયદાસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકવાની કોશીશ કરે તો તેને છ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—જેના ઉપર વારંટ કહાડયું હોય તે માણસને વારંટની મતલબ જણાવ્યા સિવાય પોલીસ તેને પકડે તો તે કાયદેસર ગણાશે નહીં, અને આવા પકડવાની સામે થવું તે આ કલમ મુજબ ગુન્હો નથી.( ૨૬-૬-૭૪૮ )

૨૨૬ જે માણસને કાયદા મુજબ સમુદ્રપાર કર્યો હોય તે માણસને પોતાની સમુદ્રપારની મુદત વીત્યા પહેલાં તથા શીક્ષા માફ ન થયા છતાં અગર સમુદ્ર પારથી પછો આવે તો તેને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને તથા પાછો સમુદ્રપાર થતાં પહેલાં ત્રણ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષાને લાયક થશે.

૨૨૭ કોઇ માણસે શીક્ષાની કાંઇ સરતે માફી કબુલ કરી હોય તે માણસ અગર જે સરતથી તેને માફી મળી હોય તે સરત જાણી બુજીને તોડે તો તે માણસને અગર તેણે અસલ શીક્ષામાંની કોઇ ભોગવી નહીં હોય તો જે શીક્ષાનો અસલ હુકમ થયો તે શીક્ષા કરવામાં આવશે. અને તે શીક્ષામાંની કાંઈ તેણે ભોગવી હોય તો તે શીક્ષામાંની જેટલી નહીં ભોગવી હોય તેટલી શીક્ષા કરવામાં આવશે.

૨૨૮ કોઈ સરકારી નોકર, કાંઇ ઈન્સાફી મુકરદમાના કોઇપણ ભાગમાં બેઠો હોય તે વેળાએ તે સરકારી નોકરનું જે માણસ ઇરાદાથી અપમાન કરે કે તેને હરકત કરે તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૨૯ ફલાણી બાબતમાં જયુરર કે આસેસર દાખલ મારૂં નામ લખી મોકલાય કે ટીપમાં લખાય અને મને સોગન અપાય એવો કાયદા મુજબ મારો હક નથી, એવું જે માણસ જાણતો હોય તે માણસ વેશ લઇને કે બીજી રીતે જો તે બાબત જયુરર કે આસેસર દાખલ ઇરાદાથી પોતાનું નામ લખી મોકલાવે કે ટીપમાં લખાવે, કે સોગન ખાય કે પોતે જાણ્યા છતાં તેમ થવા દે, કે કાયદા વિરૂદ્ધ મારૂં નામ લખી મોકલ્યું છે, કે સોગન આપ્યા છે એમ પોતે જાણ્યા છતાં કરે તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૧૨ મો.

---

## શીક્કા તથા સરકારી સ્ટાંમ્પ સંબંધી ગુન્હાઓ બાબત.

૨૩૦ શીક્કો એટલે જે ધાતુ નાણાં દાખલ વપરાતો હોય તથા જેપર છાપ મારીને નાણાં દાખલ વાપરવા માટે તેને કોઇ સરકારના હુકમથી બહાર પાડયો હોય તે ધાતુ.

રાણીનો શીક્કો—એટલે જે ધાતુપર છાપ મારીને રાણીના હુકમથી અથવા હીંદુસ્તાનની સરકારના કે કોઇ પણ પ્રેસીડેન્સી સરકારના કે રાણીના રાજય માંહેની કોઇપણ સરકારના હુકમથી નાણાં

દાખલ વપરાવા માટે બહાર પાડી હોય તે ધાતુ અને આ પ્રમાણે છાપ મારીને બહાર પાડેલી ધાતુ નાણાં દાખલ વપરાતી બંધ થઇ હોય તો પણ તે આ બાબના કારણ સારૂ રાણીના શીક્કા તરીકે ચાલુ રહેશે.

દ્રષ્ટાંત-(અ) કોડીઓ શીક્કો નથી ( બ ) વગર છાપેલા તાંબાના ગઠા, અગર નાંણાં દાખલ વપરાય તો પણ શીકકો નથી. (ક) ચાંદ કાંઇ શીકકો ન ગણાય, કેમકે તે નાંણાં દાખલ વાપરવાના ઈરાદાથી થએલા નથી.

(ડ) જે શીકાનું નામ કંપનીનો રૂપીઓ પડયું છે, તે રાણીનો શિકકો છે ( ઇ ) ફરૂકાબાદી રૂપીઓ-જે હીંદુસ્તાનની સરકારના હુકમથી નાણાં દાખલ અગાઉ વાપરવામાં આવતો હતો તે હવે સદરહુ પ્રમાણે વાપરવામાં આવતો નથી તોપણ તે રાણીનો શીકકો છે.

૨૩૧ જે માણસ શીકકો ખોટો બનાવે કે જાણી બુજીને શીકકો ખોટો બનાવવાની ક્રિયાનો કાંઇ પણ ભાગ કરે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે સખસ ઠગબાજી કરવાના ઈરાદાથી અથવા એમ કરવાથી ઠગબાજી થશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં કોઈ ખરા શીક્કાને બીજા શીક્કા સરખો દેખાતો કરે તે સખસે આ ગુન્હો કર્યો એમ સમજવું.

૨૩૨ જે માણસ રાણીનો શિકકો ખોટો બનાવે, કે જાણી બુજીને તે બનાવવાની ક્રિયાનો કાંઇપણ ભાગ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની કે દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૩૩ શીકકો ખોટો બનાવવાના કારણસર, વાપરવાને વાસ્તેકે વાપરવાનો ઇરાદો કરેલો એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ છાપ, કે હથીઆર બનાવે કે સમારે કે બનાવવાની કે સમારવાની ક્રીયાનો કાંઇપણ ભાગ કરે કે તે ખરીદ કરે કે તે વેચે કે કોઇને આપે તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૩૪ રાણીનો શીકકો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે કે તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ છાપ અથવા હથીઆર બનાવે કે સમારે કે બનાવવાની કે સમારવાની ક્રીયાનો કાંઇ પણ ભાગ કરે કે તે ખરીદ કરે, વેચે કે કોઇને આપે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૩૫ શીકકો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ પોતાના કબજામાં કાંઇ હથીઆર અથવા સામાન રાખે તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે વળી તે દંડને પણ લાયક થશે અને જો ખોટો બનાવવાનો શીકકો રાણીનો શીકકો હોય તો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ પાત્ર થશે.

૨૩૬ જે માણસ બ્રીટીશ ઈંડીઆમાં છતાં બ્રીટીશ ઈંડીઆની બહાર કાંઇ શીકકો ખોટો બનાવવામાં મદદગારી કરે તે માણસને જાણે તેણે બ્રીટીશ ઇંડીઆની માંહેજ શીકકો ખોટો બનાવવામાં મદદગારી કરી હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

૨૩૭ ફલાણો શીકકો ખોટો બનાવેલો છે એમ જાણીને કે માનવાનું કારણ છતાં જે માણસ તે શીકકો બ્રીટીશ ઈન્ડીઆ મધે લાવી બહાર લઇ જાય તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૩૮ ફલાણો ખોટો શીકકો રાણીનો શીકકો ખોટો બનાવેલો છે એમ જાણીને કે માનવાનું કારણ છતાં જે માણસ તે શીકકો બ્રીટીશ ઈંડીઆ મધે લાવે કે બ્રીટીશ ઈન્ડીઆ મધેથી બહાર લઇ જાય તે માણસને જીવતાં સુધી સમુદ્ર પારની કે દસ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૩૯ કોઇ માણસની પાસે કાંઇ ખોટો શીકકો હોય અને તેની પાસે તે શીકકો આવ્યો ત્યારે તેણે

એમ જાણ્યું હોય કે આ શીકો ખોટો છે, તે માણસ અગર દગલબાજીથી કે દગો થાય એવા ઇરાદાથી તે શીકો કોઇ સખસને આપે અથવા કોઇ સખસને તે લેવાને લલચાવવાની કોશીશ કરે તો તે માણુસને પાંચ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૪૦ કોઇ માણસની પાસે કાંઇ ખોટો શીકો હોય અને તે શીકો રાણીનો શીકો ખોટો બનાવેલો હોય અને તેની પાસે તે શીકો આવે ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ રાણીનો શીકો ખોટો બનાવેલો છે, તે માણુસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે શકો કોઇ સખસને આપે અથવા કોઇ સખસને તે લેવાને લલચાવવાની કોશીશ કરે તે માણુસને દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૪૧ કાંઇ ખોટો શિકો છે એમ જે સખસ જાણતો હોય પણ તે પોતાના કબજામાં લેતી વખતે તે ખોટો છે એમ જે સખસે જાણ્યું ન હોય, તે સખસ અગર તે શીકો ખરા શીકા દાખલ કોઇ બીજા સખસને આપે અથવા કોઇ બીજા સખસને તે ખરા શીકા દાખલ લેવાને લલચાવવાની કોશીશ કરે તે સખસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા જેના જેવો ખોટો બનાવેલો હોય તે શીકાની કીંમતની દસ ઘણી રકમ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૪૨ કાંઇ ખોટો શીકો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે ખોટો છે એમ જાણ્યા છતાં જે માણુસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે ખોટો શીકો પોતાના કબજામાં રાખે તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૪૩ રાણીના શીકા જેવો ખોટો બનાવેલો કોઇ શીકો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે શીકો ખોટો બનાવેલો છે, એમ જાણ્યા છતાં જે માણુસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીકો પોતાના કબજામાં રાખે તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને તે દંડને પણ લાયક થશે.

૨૪૪ બ્રીટીશ ઇંડિઆ મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈ પણ ટંકશાળમાં જે માણુસ નોકર રહેલો હોય તે માણુસ તે ટંકશાળમાંથી નીકળતો કોઇ શીકો તે શીકાનું વજન અથવા મેળવણી કાયદાથી કહી હોય તેથી જુદા વજન અથવા મેળવણીનો થાય એવા ઇરાદાથી અગર કાંઇ કામ કરે અથવા જે કામ કરવાની તેને કાયદા મુજબ ફરજ હોય તે કામ કરવામાં કસુર કરે તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૪૫ બ્રીટીશ ઇંડિઆ મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઇપણ ટંકશાળ મધ્યેથી કાયદાસર અખ્તીઆર વીના જે માણુસ કાંઇ શીકો પાડવાનું હથીઆર કે ઓજાર લઇ જાય તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ પાત્ર થશે.

૨૪૬ કોઈપણ શીકા ઉપર જે માણુસ દગલબાજીથી કે બદદાનતથી એવી કોઇ ક્રીયા કરે કે તેથી તે શીકાનું વજન ઓછું થાય અથવા તેની મેળવણીથી બદલાય તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને દંડને પણ પાત્ર થશે.

ખુલાસો—કોઇ સખસ એક શીકાનો કાંઈ અક્ષર કોરી કહાડે અને તે છેદમાં કાંઈ બીજી વસ્તુ મુકે તો તેણે તે શીકાની મેળવણી કરી એમ સમજવું.

૨૪૭ રાણીના શીકા ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી એવી કાંઇ ક્રીયા કરે કે તેથી તે શીકાનું વજન ઓછું થાય અથવા તેની મેળવણી બદલાય તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૪૮ કોઇ પણ શીકા ઉપર જે કોઇ માણુસ એવી કાંઇ ક્રીયા કરે કે તેથી તે શીકો કોઇ

બીજા પ્રકારના શીકકાને ઠેકાણે ચાલે તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૪૯ રાણીના શીકકાઓમાં કોઇ પણ શીકકા ઉપર જો કોઇ માણસ એવી કાંઇ ક્રીયા કરે કે તેથી શીકકાનું રૂપ બદલાય અને તે એવા ઇરાદાથી કે શીકકો કોઇ બીજા પ્રકારના શીકકાને ઠેકાણે ચાલે તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૫૦ કોઇ સખસના કબજામાં કાંઇ શીકકો હોય અને તે શીકકા બાબત ૨૪૬ મી અથવા ૨૪૮ મી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય અને તે શીકકા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે સખસના કબજામાં તે શીકકો આવતી વખત તેણે તે જાણ્યું હોય તે સખસ જો દગલબાજીથી કે દગો થાય એવા ઇરાદાથી તે શીકકો કોઇ બીજા સખસને આપે અથવા કોઇ બીજા સખસને તે શીકકો લેવાને લલચાવવાની કોશીશ કરે તો તેને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને તે દંડને પણ પાત્ર થશે.

૨૫૧ કોઇ સખસના કબજામાં કોઈ શીકકો હોય અને શીકકા બાબત ૨૪૭ મી અથવા ૨૪૯ મી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય અને તે શીકકા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે સખસના કબજામાં તે શીકકો આવતી વખતે તેણે જાણ્યું હોય, તે સખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ બીજા સખસને આપે અથવા કોઇ બીજા સખસને તે શીકકો લેવાને લલચાવવાની કોશીશ કરે તો તેને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૫૨ જે શીક્કા બાબત ૨૪૬ મી તથા ૨૪૮ મી એ બે કલમોમાંથી ગમે તે કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે શીકકો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય અને શીક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શીકકો આવતાં તેણે જાણ્યું હોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૫૩ જે શીક્ષા બાબત ૨૪૭, મી તથા ૨૪૮ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય તે શિકકો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય અને તે શીક્કા બાબત ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શિકકો આવતી વખત તેણે જાણ્યું હોય તો તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ પાત્ર થશે.

૨૫૪ જે શિક્કા બાબત કોઇ એમ જાણતો હોય કે એની ઉપર કલમ ૨૪૬,૨૪૭,૨૪૮, અથવા ૨૪૯ મીમાં લખેલી છે તેવી કાંઇ ક્રીયા કરવામાં આવી છે, પણ જે શિક્કો તે સખસના કબજામાં આવતી વખતે તે બાબત તેવી કાંઇ ક્રીયા કરવામાં આવેલી છે, એમ તેણે જાણેલું ન હોય તે સખસ અગર કોઇ બીજા સખસને તે શીકકો ખરા શીક્કા દાખલ અથવા તે શિકકો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શિક્કા દાખલ આપે અથવા કોઇ સખસને તે શિકકો ખરા શીક્કા દાખલ, અથવા તો હોય તેથી જુદા પ્રકારના શીક્કા દાખલ લેવાને લલચાવવાની કોશીશ કરે તો તે સખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બદલેલો શીક્કો જે શીક્કાને ઠેકાણે ચલાવ્યો હોય અથવા ચલાવવાની કોશીશ કરી હોય તે શિક્કાની કીંમત કરતાં દસગણી રકમ સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે.

૨૫૫ મહેસુલના કારણસર સરકારે બહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ જે માણસ ખોટો બનાવે અથવા જાણી બુજીને તે ખોટો બનાવવાની ક્રીયાનો કાંઇ પણ ભાગ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**ખુલાસો—કોઇ સખસ એક પ્રકારના ખરા સ્ટાંપને બીજા પ્રકારના ખરા સ્ટાંપ સરખો દેખાતો કરીને ખોટો સ્ટાંપ બનાવે તેણે આ ગુન્હો કર્યો એમ સમજવું.**

૨૫૬ મહેસુલના કારણસર સરકારે બહાર પાડેલો કોઈ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ પોતાના કબજામાં કાંઇ હથીઆર અથવા સામાન રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૫૭ મહેસુલના કારણસર સરકારે બહાર પાડેલો કોઇ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ હથીઆર બનાવે અથવા તે બનાવવાની ક્રિયાનો કાંઈ પણ ભાગ કરે કે તે ખરીદ કરે કે કોઇને આપે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ પાત્ર થશે.

૨૫૮ ફલાણો સ્ટાંપ મહેસુલના કારણસર સરકારે બહાર પાડેલો કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે, એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ તે સ્ટાંપ વેચે અથવા વેચવાનું કહે તે માણસને સાતવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ પાત્ર થશે.

૨૫૯ ફલાણો સ્ટાંપ મહેસુલના કારણસર સરકારે બહાર પાડેલા કોઈ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણી તેને ખરા સ્ટાંપ દાખલ વાપરવાના અથવા આપવાના ઇરાદાથી અથવા તે ખરા સ્ટાંપ દાખલ વાપરવામાં આવે એટલા માટે જે માણસ તે સ્ટાંપ પોતાના કબજામાં રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૨૬૦ ફલાણો સ્ટાંપ મહેસુલના કારણસર સરકારે બહાર પાડેલા કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને જે માણસ તે સ્ટાંપને ખરા સ્ટાંપ દાખલ વાપરે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૬૧ જે પદાર્થ મહેસુલના કારણ સર સરકારે બહાર પાડેલો સ્ટાંપ લગાડેલો હોય તે પદાર્થ ઉપરથી જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપર્યો હોય તે લખાણ અથવા લેખ જે માણસ દગલ બાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી કહાડી ને ચેરી નાંખે અથવા કોઇ સ્ટાંપ કાંઇ બીજા લખાણ અથવા લેખને માટે વાપરવામાં આવે એટલા માટે જે લખાણ અથવા લેખને માટે જે સ્ટાંપ વાપર્યો હોય તે લખાણ અથવા લેખ પરથી જે માણસ તે સ્ટાંપને કહાડી નાંખે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૬૨ મહેસુલના કારણ સર સરકારે બહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ વપરાયલો છે એમ જાણ્યા છતાં દગલ બાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી જે માણસ કાંઇ પણ કારણ સર તે સ્ટાંપ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૬૩ મહેસુલના કારણ સર સરકારે બહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ વપરાયેલો છે એમ દેખાડવા સારૂ તે સ્ટાંપ પર કરેલી અથવા મારેલી કાંઇ નીશાની દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી જે માણસ છોલી અથવા કાઢી નાંખે અથવા જે સ્ટાંપ ઉપરથી એવી કાંઇ નીશાની છોલી અથવા કહાડી નાંખી હોય એવો કોઇ સ્ટાંપ જે માણસ જાણી બુજીને પોતાના કબજામાં રાખે, અથવા વેચે અથવા કોઇને આપે અથવા એવો કોઈ સ્ટાંપ વપરાએલો જાણ્યા છતાં જે માણસ તે સ્ટાંપ વેચે અથવા કોઇને આપે તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૬૩ અ (૧) કોઇપણ સખસ

(અ) કોઇ પણ બનાવટી સ્ટાંપ બનાવે, જાણી બુજીને ચલાવે, તેનો વેપાર કરે કે વેચે, કે કોઈ પણ બનાવટી સ્ટાંપ ટપાલ સંબંધી કોઇ પણ કારણ સારૂ જાણી બુજીને વાપરે, અથવા (બ) કોઇ પણ

બનાવટી સ્ટાંપ કાયદા સર સબબ વગર પોતાના કબજામાં રાખે, અથવા (ક. કોઇ પણ બનાવટી સ્ટાંપ બનાવવા સારૂ કોઇ પણ છાપ, પતરૂ હથિઆર અથવા સાહિત્ય બનાવે અથવા કાયદેસર સબબ વગર પોતાના કબજામાં રાખે, તે માણુસને બસેં રૂપીઆ સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે.

**(૨)** કોઇ પણ બનાવટી સ્ટાંપ બનાવવા સારૂ કોઇ માણસના કબજામાં સદરહુ પ્રકારનો કોઇ પણ સ્ટાંપ, છાપ, પતરૂં, હથીઆર, કે સાહીત્ય હોય તે પકડવાનો અધીકાર છે અને તે સરકાર દાખલ થશે, **(૩)** આ કલમમાં **બનાવટી સ્ટાંપ** એટલે જે કોઇ પણ સ્ટાંપ ટપાલ હાંસલનો દર બનાવવાના કારણુ સારૂ સરકારે કહાડયો છે એવું ખોટી રીતે જણાતું હોય તે સ્ટાંપ અથવા એવા કારણુ સારૂ સરકારે કહાડેલા કોઇ પણ સ્ટાંપની આગળ ઉપર અથવા બીજી રીતે કરેલી કોઇ પણ આબેહુબ નકલ અથવા અનુકૃતિ અથવા પ્રતિમા, (૪) ૧૭ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તો પણ આ કલમમાં તેમજ ૨૫૫ થી ૨૬૩ સુધીની કલમોમાં ટપાલ હાંસલનો દર બનાવવા સારૂ કહાડેલા હરકોઇ સ્ટાંપની બાબતમાં અથવા તેના સંબંધમાં સરકારે એ શબ્દ વાપર્યો હોય ત્યારે તે શબ્દમાં જે કોઇ પણ સખસ અથવા સખસોને કાયદા ઉપરથી હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં તેમજ મલીકા માઆઝમાના મુલકના કોઇ, પણ ભાગમાં અથવા કોઇ પણ પારકા દેશમાં રાજ્ય કારભાર ચલાવવાનો અધીકાર આપ્યો હોય તે સખસ અથવા સખસોનો સમાવેશ થાય છે એમ સમજવું.

## બાબ ૧૩ મો.

## કાટલાં તથા માપ સંબંધી ગુન્હા બાબત.

**૨૬૪** તોળવાનું કોઇ પણ યંત્ર ખોટું છે એવુ જાણીને જે માણુસ દગલબાજીથી વાપરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૬૫** જે માણુસ કાંઇ પણ ખોટું કાટલું અથવા લંબાઇનું કે ભરતનું ખોટું માપ દગલ બાજીથી વાપરે, અથવા એ કાટલાને અથવા લંબાઇના કે ભરતના માપના તે છે તેથી જુદાં કાટલાં અથવા માપને ઠેકાણે દગલ બાજીથી વાપરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૬૬** તોળવાનાં કોઇ પણ યંત્ર અથવા કાંઇ કાટલું લંબાઈનું કે ભરતનું કાંઇ માપ ખોટું છે એવું જાણીને તથા તે દગલ બાજીથી વાપરવામાં આવે એવા ઇરાદાથી જે માણુસ પોતાની પાસે રાખે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૬૭** તોળવાનું કાંઇ યંત્ર અથવા કાટલું અથવા લંબાઇનું કે કે ભરતલનું કાંઇ માપ ખોટું છે એવું જાણીને જે માણસ બનાવે, વેચે કે કોઇને આપે, એટલા સારૂ કે તે ખરાને ઠેકાણે વપરાય એવો સંભવ છે, તો તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

## બાબ ૧૪ મો.

## લોકની તંદુરસ્તી, અનુકુળતા, લજ્યા તથા નીતિ સંબધી ગુન્હાઓ બાબત.

**૨૬૮ લોકોપકારક કૃત્ય**—જે સખસ એવું કાંઇ કામ કરે કે કાંઈ કાયદા વિરૂદ્ધ કસુર કરે કે જેથી લોકોને અથવા જે માણુસો પાડોશમાં રહેતા હોય, અથવા જેઓના કબજામાં તથા પાડોશમાં કાંઇ મીલકત હોય તે સર્વ માણુસોને કાંઈ સાધારણુ નુકશાન, ભય અથવા દુઃખ થાય અથવા જેથી જે માણુસોને કાંઈ સાર્વજનિક હક વાપરવાની જરૂર પડે તે સખસોને નુકશાન, અડચણ, ભય અથવા દુઃખ થયા વીના રહેજ નહીં તે સખસે લોકોપકારક કૃત્ય કર્યું એમ સમજવું.

કોઇ લોકાપકારક કૃત્યથી કાંઇ અનુકુળતા અથવા લાભ થતો હોય તો તે સબબથી તે ગુન્હો માફ થતો નથી.

ટીકા.--અપકારકકૃત્ય બે પ્રકારનાં છે, (૧) લોકાપાકારકકૃત્ય અને (૨) વ્યક્તિ-અપકારકૃત્ય-વ્યક્તિ અપકારક કૃત્ય એવાં છે કે જેથી સામાન્ય લોક સમુહને નહી, પણ અમુક માણસોને અથવા અમુક વર્ગના માણસોને હરકત કે ઇજા થાય છે. લોકોપકારક કૃત્યને માટે ફોજદારી કામ ચલાવી શકાય ત્યારે વ્યક્તિ અપકારક કૃત્યને માટે દીવાની કોર્ટમાં દાવો કરી શકાય છે. વ્યક્તિ અપકારક કૃત્યથી નુકશાન ખમનાર સખસ ફોજદારીમાં ફરીઆદ કરી શકે નહીં. ( રેન્ત. વિ. લો. ૪ એસ્પીનેસીર્મ-રી-પા-૨૦૦ ) ઘોંઘાટ કે નુકસાનકારક હવા વગરનો ધુમાડો, એકલો ઘોંઘાટ ખધુકતું મોટા ધંટોનું વાગવું, મોટેથી થતું ગાનતાન, બૂમો પાડવી, મોટા અવાજે, ઘોંઘાટ ભર્યાં તમાસાથી લોકોના ટોળાનું એકઠું થવું કે જેથી પડોશીઓને ભારે દુઃખ કે કંટાળો ઉપજે તે બધાં અપકારક કૃત્ય છે. જે ધંધાથી નુકશાનકારક દુરગંધ ફેલાય, જાન માલનું નુકશાન થાય તેવા સળગી ઉઠે તેવા પદાર્થો મોટા જથામાં રાખવા, જુગાર ખાનું રાખવાથી તોફાની માણસોનાં ટોળાં એકઠાં થાય કે જેથી લોકોને દુઃખ અને કંટાળો ઉપજે તો તેને આ કલમ મુજબ શીક્ષા થાય. ( રે. વિ-થં-૧૪-મ-૩૬૪. )

૨૬૯ જે માણસ કાયદા વિરૂદ્ધ અથવા ગફલતથી એવું કામ કરે કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પ્રસરે એવો સંભવ છે એમ તે જાણતો હોય કે માનવાનું તેને કારણ હોય તે માણસ ને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૭૦ જે માણસ દ્વેષબુદ્ધિથી એવું કાંઇક કામ કરે કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પ્રસરે એવો સંભવ છે એમ તે જાણતો હોય વા માનવાનું તેને કારણ હોય તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

૨૭૧ કોઇ વહાણને રોગના સબબથી દુર રાખવા બાબતના અથવા તે બાબતથી દુર રાખેલા વહાણોનો કીનારા સાથેનો અથવા બીજા વહાણો સાથેનો વહેવાર કમ ચાલે તેનો બંદોબસ્ત કર્યા બાબતની અથવા જે જગોમાં કાંઇ ચેપી રોગ ચાલતો હોય તે જગો તથા બીજી જગોની વચ્ચે વહેવાર કમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની હીંદુસ્તાનના સરકારે અથવા કોઇપણ સરકારે જાહેર કરીને કરેલી કોઈ કાનુન જે માણસ જાણી બુજીને ન માને તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૭૨ કોઇ માણસ કાંઇ ખાવાની અથવા પીવાની વસ્તુમાં ભેળ કરે એવી રીતે કે તેથી જે વસ્તુ ખાવાથી કે પીવાથી અવગુણ થાય અને એવા ઇરાદાથી કે તે વસ્તુ ખાવા કે પીવાને વેચવી કે તે માટે તે વેચાશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૭૩ જે વસ્તુ અવગુણ કારક કરેલી અથવા થએલી હોય અથવા ખાવા કે પીવા જોગ સ્થિતિમાં ન હોય તેવી કાંઇ વસ્તુ ખાવા કે પીવાની વસ્તું દાખલ કોઇ માણસ વેચે, વેચવાનું કહે, વેચવા મૂકે, કે તે વસ્તુ ખાવા કે પીવામાં અવગુણ કારક છે એમ જાણીને કે માનવાનું કારણ છતાં એ પ્રમાણે કરે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૭૪ કોઇ માણસ કાંઇ વસાણામાં અથવા તૈયાર કરેલા ઔષધમાં કાંઇ ભેળ કરે એવી રીતે કે તેથી તે વસાણાનો અથવા તૈયાર કરેલ ઔષધનો ગુણ ઓછો થાય અથવા તેની અસર બદલાય કે તે અવગુણ કારક થાય અને તેમાં તેવી કાંઈ ભેળ ન થઇ હોય એ પ્રમાણે તે કાંઇ દવાના કામમાં તે વેચશે અથવા વાપરશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે એ પ્રમાણે કરે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૭૫—કાંઇ વસાણામાં અથવા તૈયાર કરેલા ઔષધમાં તેનો ગુણ ઓછો થાય અથવા તેની અસર બદલાય અથવા તે અવગુણ કારક થાય એવી રીતે કાંઇ ભેળ થએલી છે, એમ જાણીને જે માણસ

તે વસાણું અથવા તૈયાર કરેલું ઔષધ તેમાં ભેળ ન થઇ હોય એ પ્રમાણે કોઇ દવાના કામને સારૂ વેચે, વેચવાનું કહે કે કોઇ દવા ખાનામાંથી આપે અથવા તે ભેળસેળની ખબર ન હોય તેવા માણસ પાસે તે દવા કામમાં વપરાવે તે માણસને ૭ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા–દવાનો ગુણ ઓછો થાય તેવી કોઇ બહારની વસ્તુ ભેળવવી એ આ કલમ પ્રમાણે સાબીત કરવાની જરૂર છે.

૨૭૬ કંઇ વસાણું અથવા તૈયાર કરેલું **ઔષધ તે જુદું** વસાણું કે તૈયાર કરેલું ઔષધ હોય એવી રીતે કાંઇ દવાના કામને સારૂં જે માણસ જાણી જોઇને વેચે અથવા વેચવાનું કહે, કે વેચવા મુકે કે કોઇ દવાખાનામાં આપે તે માણસને ૭ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા–આ કલમમાં દવા ઉપર જે દવા છે એવું બતાવ્યું હોય, તે દવા તે ખરી રીતે નથી એટલુંજ સાબીત કરવું બસછે

૨૭૭ કોઇપણ સાર્વજનિક **ઝરા** અથવા જળાશયનું **પાણી** જે માણસ બુદ્ધિપૂર્વક **બીગાડે** અથવા મેલું કરે એવી રીતે કરે કે તેથી તે પાણી રોજ જે કામમાં વપરાતું હોય તે કામને સારૂ તે ઓછું લાયક થાય તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૭૮ કોઇ જગ્યાની **હવા** જે માણસ બુદ્ધિ પૂર્વક **બગાડે** એવી રીતે કે તેથી તે જગ્યાની પાડોશમાં ઘણું કરીને રહેનારા અથવા ધંધો કરનારા અથવા કોઇ સરીઆમ રસ્તા ઉપર ફરનારા સખસોની તંદુરસ્તીમાં બીગાડ થાય તે માણસને **પાંચસેં** રૂપીઆ સુધી દંડની શીક્ષા થશે.

૨૭૯ કોઇ **સરીઆમ રસ્તા ઉપર જે સખસ કોઈ ગાડી** એવી બેફીકરી કે ગફલતી ભરેલી **રીતે હાંકે**, કે સવારી કરે કે, તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઇ બીજા સખસને વ્યથા કે નુકશાન થશે એવો સંભવ દેખાય તે સખસને ૭ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—અકસ્માત થયો હોય, જેમકે ઘોડો હાથમાં રહ્યો ન હોય તો, કે ભડક્યો હોય તો તે બચાવમાં લાવી શકાય. બેફીકરાઇથી સ્વારી કરવાને માટે ગાડીનો માલેક નહીં પણ ખરેખર હાંકનાર જવાબદાર છે. ફોજદારી ગુન્હામાં કૃત્ય કરનાર જવાબદાર છે, ને દીવાની કેસમાં દરેક માણસ તેના નોકરના કૃત્ય માટે જવાબદાર થશે. (સ. વી–રી. પા–૩૨–કેરી. એક. પેઈન. પાન ૧૫૩.)

૨૮૦ જે સખસ કંઇ **વહાણ** એવી **બેફીકરાઈ** કે ગફલત ભરેલી **રીતે ચલાવે** કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા સખસને વ્યથા કે નુકશાન થવાનો સંભવ દેખાય તે સખસને **છ** મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા **એક હજાર** રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

૨૮૧ કોઈ માણસ કાંઈ **ખોટું અજવાળું** નીશાની કે **બોયું દેખાડે**, એવા ઇરાદાથી કે તે દેખાડેથી કોઈ વહાણ ચલાવનારો ઠગાય કે ઠગાશે એવો સંભવ છે, એવું જાણીને તો તે માણસને **સાત** વરસની મુદત સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની કે એ બંનેની શીક્ષા થશે.

૨૮૨ જે વહાણ એવી હાલતમાં કે એટલું ભરેલું હોય કે તેમાં જનારા સખસની જીંદગી જોખમમાં રહે તેવા કોઈ ભરેલા **વહાણમાં** બેસાડીને ભાડાને સારૂ જે માણસ જાણી બુજીને કે ગફલતીથી કોઇ **માણસને જળમાર્ગે લઈજાય** કે મોકલે તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૮૩ જે માણસ કાંઇ કરવાથી કે પોતાના કબજા કે હવાલા માંહેની કાંઇ મીલકતનો બંદોબસ્ત રાખવામાં કસુર કરવાથી ખુશકીના કે તરીના **સરીઆમ રસ્તામાં** કોઇ સખસને **ભય** કે **અડચણ** કે **નુકશાન** કરે તે માણસને બસેં રૂપીઆ સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે.

૨૮૪ કંઇ **ઝેરી પદાર્થથી** જે માણસ કાંઈ કામ એવી બે ફીકરાઇથી કે ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઇ બીજા સખસને વ્યથા કે નુકશાન થશે એવો

સંભવ દેખાય કે જે માણસ પોતાના કબજામાંના કાંઇ ઝેરી પદાર્થ સંબંધી તે ઝેરી પદાર્થથી માણસની જીંદગીને સંભાવ્ય જોખમ થતું અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુજીને કે ગફલતીથી કસુર કરે તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૮૫ **અગ્નિ** કે કાંઇ **શીઘ્રજવાળા** મુખી **પદાર્થથી** જે માણસ **કાંઇ કામ** એવી બેફીકરી કે **ગફલતી ભરેલી રીતે** કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે. અથવા બીજા કોઇ સખસને વ્યથા કે નુકશાન થશે એવો સંભવ દેખાય અથવા જે માણસ પોતાના કબજા માંહેના કાંઇ અગ્નિ અથવા કાંઇ શીઘ્ર જવાળાગ્રાહી પદાર્થ સંબંધી તે અગ્નિ અથવા શીઘ્ર જવાળાગ્રાહી પદાર્થથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુજીને અથવા ગફલતીથી કસુર કરે તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૮૬ **અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થથી** જે માણસ **કાંઇ કામ** એવી બેફીકરી અથવા **ગફલતી ભરેલી રીતે** કરે કે જેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઇ બીજા સખસને વ્યથા કે નુકશાન થશે એવો સંભવ દેખાય કે અથવા જે માણસ પોતાના કબજા માંહેના અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ સંબંધી તે પદાર્થથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને કે ગફલતીથી કસુર કરે તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૮૭ કાંઇ **સાંચાથી** જે માણસ **કાંઇ કામ** એવી બેફીકરી કે **ગફલતી ભરેલી રીતે કરે** કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઇ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય કે જે માણસ પોતાના કબજા કે હવાલામાંના કાંઇ સાંચા સંબંધી તે સાંચાથી માણસની જીંદગીને કાંઇ સંભાગ્ય જોખમ થતું અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને કે ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૮૮ કાંઇ ઈમારત તોડી પાડવામાં અથવા તેને મરામત કરવામાં જે માણસ તે ઇમારત બાબતમાં તે ઇમારતના અથવા તેના કોઇ ભાગના પાડવાથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે તે માણસને છ મહીનાની મુદત સુધીની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીની દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૮૯ જે માણસ પોતાના કબજા માંહેના કોઇપણ **જાનવર સંબંધી** તે જાનવરથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે અથવા મહા વ્યથાનું સંભાગ્ય જોખમ થતું અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુજીને **ગફલતીથી** કસુર કરે તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—પાળેલું પ્રાણી ક્રુર સ્વભાવનું તોફાની, કે મારકણું હતું તેની તેના માલીકને ખબર હતી એ પુરવાર થવું જોઇએ. અને તેની ગફલતીથી થયલી કસુરમાં આ ગુન્હાનું તત્વ રહેલું છે. (વી. રી. ક્રી. લે. પા. ૮)

૨૯૦ જે બાબતને સારૂ બીજી રીતે શીક્ષા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી એવી બાબતમાં જે માણસ કાંઇ **લોકોપકારક કૃત્ય** કરે તેને બસેં રૂપીઆ સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે.

૨૯૧ ક્ષાણું **લોકાપકારકકૃત્ય** તું ફરીથી કરીશ અથવા જારી રાખીશ નહીં એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરને અખતીઆર હોય તે સરકારી નોકરે એવી તાકીદ કીધા પછી જે માણસ તે લોકોપકારક કૃત્ય ફરીથી કરે અથવા જારી રાખે તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૯૨** કોઇ **બીભત્સ પુસ્તક** ચોપાનીયું, કાગળ, ચીત્ર તસ્વિર, કે પ્રતીમા જે માણસ વેચે અથવા વહેંચે અથવા વેચવાને કે ભાડાને સારૂં પરદેશથી આ દેશમાં આણે અથવા છાપે અથવા સર્વે લોકો જુવે એવી રીતે જાણી જોઇને દેખાડે અથવા તેમ કરવાની કોશીશ કરે અથવા તેમ કરવાનું કહે તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—કોઇ દેવસ્થાન મધ્યે કે મુર્તીઓને બેસાડવા સારૂ વપરાતા કોઈ રથઉપર કોરેલી અથવા નકશી પાડેલી કે ચીતરેલી કે બીજી રીતે કહાડેલી કે ધર્મ ક્રિયા સંબંધી કાંઇ કારણસર રાખેલી કે વપરાતી કોઇ પણ પ્રતિમાને આ કલમ લાગુ પડતી નથી.

ટીકા—જુવાન સ્ત્રી પુરૂષોના મનને, અથવા વધારે વયોવૃદ્ધ મનુષ્યોને પણ ઘણાજ અપવિત્ર અને બીભત્સ વિચારો તેથી સુઝે, એવો વિષય બીભત્સ છે. જેમના હાથમાં આવી ચોપડી જાય તેમને તેથી બગડવાનો અને અ-નીતિમાન થવાનો સંભવ છે કે કેમ તે જોવું જોઇએ. બીભત્સ એ હકીકતનો સવાલ છે. ( રે-વિ-પરશરામ યશવંત ૨૦ મું. ૧૯૩. )

**૨૯૩** ઉપલી કલમમાં લખ્યું છે તેવું **બીભત્સ પુસ્તક** અથવા તેવી બીજી કોઇ વસ્તુ વેચવા કે વહેંચવા સારૂ કે સઘળા લોકોને દેખાડવા સારૂ જે માણસ કબજામાં રાખશે તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૯૪** જે કોઇ પણ માણસ,—( અ ) કોઇ જાહેર જગામાં કાંઇ બીભત્સ કૃત્ય કરીને અથવા ( બ ) કોઇ જાહેર જગામાં તેવાં **બીભત્સ ગીત**, લાવણી, કે શબ્દો ગાઈ, બોલી કે ઉચ્ચારીને **બીજાઓને દુઃખ આપે તે** માણસને ત્રણ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની અથવા તે બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૨૯૪ (અ)** સરકારે હુકમ આપ્યો નહી હોય તેવી **સોરઠી** કહાડવા સારૂં કોઇ **ઓફીસ** અથવા જગા જે માણસ રાખશે તેને ઘણામાં ઘણા છ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા અથવા દંડ અથવા એ બેઉની શીક્ષા કરવામાં આવશે. અને સદરહુ પ્રકારની હરકોઇ સોરટીમાં હરકોઈ ટીકીટ, અથવા લાટ અથવા નંબર અથવા અંક કહાડવા બાબત અથવા તેને લાગતી વળગતી ફલાણી વાત બનશેતો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે અથવા કરવામાં આવશે નહીં એવો હરકોઈ ઠરાવ જે માણસ પ્રસીદ્ધ કરશે તેને એક હજાર રૂપીઆ સુધી દંડ કરવો.

ટીકા—કીસમતથી ચીઠીમાં આવે તે ઇનામ વહેંચવાં તે સોરટી છે. આ કલમના છેલા પેરેગ્રાફમાં આવેલો "પ્રસીદ્ધ કરનાર" જે માણસ 'ઠરાવ' મોકલે છે તે માણસનો તેમજ જે વર્તમાનપત્રનો માલીક તે ઠરાવને એક જાહેરખબર તરીકે છાપે તે વર્તમાનપત્રના માલીકનો સમાવેશ થઇ જાય છે. ( ૧૦-મું. ૯૭ ) એક વેપારીએ એક પાઉન્ડના ચહાના ડબા ૨ શીલીંગ ૬ પેન્સમાં વેચ્યા, દરેક ડબામાં એક એક ચીઠી મુકી હતી. અને તે ચીઠીમાં જે ઇનામ લખ્યું હતું તે ડબો ખરીદનારને મળતું હતું. આમાં તે સોરટી હતી એમ ઠરાવવામાં આવ્યું હતું. કારણ કે ખરીદનારને ઈનામની લાલચ આપવામાં આવતી હતી. ( ટેલર-વિ-સ્મી ૧૧-કવી-બે. ડી. પા. ૨૦૭ ) ગવર્નર જનરલ કે સ્થાનિક સરકાર કે તેમના નીમેલા અધીકારીના હુકમ વગર આ કલમ પ્રમાણે ફરીયાદ થઈ શકે નહીં. ( પ્રો.-કો-કા. ૧૯૬. )

---

## બાબ ૧૫ મો.

## ધર્મ સંબંધી ગુન્હાઓ બાબત.

**૨૯૫** જે કોઇ માણસ કોઇ પુંજાના ઠેકાણાનો અથવા જે પદાર્થને કોઇપણ જાતીના લોકો પવીત્ર ગણતા હોય તે પદાર્થનો **નાશ કરે** અથવા તેને નુકશાન કરે કે ભ્રષ્ટ કરે એવા ઇરાદાથી કે તેમ કરીને કોઇ પણ જાતીના લોકોના ધરમને અપમાન પહોંચાડવું, અથવા એવું જાણીને કે એ પ્રમાણે નાશ અથવા નુકશાન અથવા ભ્રષ્ટ કરવાથી કોઇ પણ જાતીના લોકો પોતાના ધરમને અપમાન પહોંચ્યું એમ સમજશે એવો સંભવ છે તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

ટીકા—આ કલમમાં વાપરેલ 'પદાર્થ' એ નીર્જીવ વસ્તુ, મંદીર, મૂર્તિઓ વિ. ને લાગુ પડે છે. આ કલમ પ્રમાણે ગુન્હો બનવા માટે અમુક વર્ગના લોકોના ધર્મને અપમાન કરવાનો ઇરાદો હોવો જોઇએ. અથવા અમુક વર્ગના માણસો ભ્રષ્ટતાને ધર્મસંબંધી અપમાન તરીકે ગણવાને સંભવ છે એવી જાણ હોવી જોઇએ. ( રે. વિ. મુસા. ૭ સેન્ટ. પ્રો. રી. પા. ૪૫. )

૨૯૬ કોઇ પણ **મંડળી** દેવ પુજન કે **ધર્મ સંબંધી ક્રીયા કરવામાં** કાયદા મુજબ **રોકાયેલી હોય તેને** જે માણસ બુદ્ધિ પૂર્વક **અડચણ** કરે તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો બનવા સારૂ ધર્મસંબંધી ક્રીયા કરવાને કાયદેસર રીતે રોકાયેલી મંડળીને બુદ્ધિપૂર્વક અડચણ કરેલી હોવી જોઇએ. ( જય-વિ-ધર્મપાળ ૩૩-૬-૬૦. )

૨૯૭ કે ઇપણ સખસનું દીલ દુખવવાના ઇરાદાથી અથવા કોઇ પણ સખસના ધરમને અપમાન પહોંચાડવાના ઇરાદાથી અથવા એમ કરવાથી દીલ દુખાશે કે ધર્મને અપમાન પહોંચશે એવો સંભવ છે, એમ જાણીને કોઈ **પુજાની જગામાં** કે **કબ્રસ્તાનમાં** કે પ્રેત સંસ્કાર કરવા કે મુડદાં મૂકવા સારૂ જુદી કહાડેલી જગામાં જે માણસ **વગર રજાએ પ્રવેશ કરે** અથવા કોઇ પ્રેતનું અપમાન કરે અથવા પ્રેત સંસ્કાર કરવા મળેલા કોઇ સખસને અડચણ કરે તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૨૯૮ **ધર્મ સંબધી કોઇપણ સખસનું દીલ દુખાવવાના** પાકા **ઈરાદાથી** જે માણસ તે સખસ સાંભળે એમ **કાંઇ શબ્દ બોલે** અથવા અવાજ કરે અથવા તે સખસની દ્રષ્ટિ પડે એમ કાંઇ પદાર્થ મુકે તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની અથવા દંડની અથવા બનેની શીક્ષા થશે.

---

## બાબ ૧૬ મો.

## માણસના શરીર સંબધી, ગુન્હાઓ બાબત, જીંદગી સંબંધી ગુન્હાઓ બાબત.

૨૯૯ મોત આણવાના ઇરાદાથી જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી, કાંઇ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરીને જે માણસ મોત આણે તે માણસે **શિક્ષણીય મનુષ્યવધનો** ગુન્હો કર્યો એમ સમજવું.

દષ્ટાંતો—(અ) મોત આણવાના ઇરાદાથી અથવા તેથી મોત થશે એવો સંભવ છે એમ જાણીને અ એક ખાડાની ઉપર લાકડીઓ ગોઠવીને ઘાસ પાથરે અને તે જમીન મજબુત છે. એમ માનીને જ તે પર ચાલતાં અંદર પડીને તેનો જીવ જાય તો અ એ શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો કર્યો એમ સમજવું.

( બ ) જ એક ઝાડી પાછળ છે એવું અ જાણે છે, બ ને તે વાતની ખબર નથી હવે જ નું મોત થશે એવો સંભવ છે. એમ જાણીને અ, બ ને તે ઝાડીમાં બંદુક ભરીને મારવાને લલચાવે અને તે પ્રમાણે બ બંદુક મારી જ નો પ્રાણ લે તો એ ઠેકાણે બ કાંઇ ગુન્હાનો તકસીર વાર નહીં થાય એમ બની શકે છે પણ અ એ શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) એક પક્ષીને મારીને તે ચોરી લઈ જવાના ઈરાદાથી તેને ગોળી મારવામાં અ એક ઝાડી પાછળ બેઠેલા બ નો જીવ લે અને બ ત્યાં બેઠેલો છે એમ અ જાણતો ન હોય તો એ ઠેકાણે અગર અ એક કાયદા વિરૂદ્ધ કામ કરતો હતો તોપણ તે શિક્ષણીય મનુષ્ય વધના ગુન્હાનો તકસીર વાર નથી, કેમકે તેણે બ નો જીવ લેવાનો અથવા જે કામથી મોત થવાનો સંભવ તેના જાણવામાં હોય એવું કામ કરીને મોત આણવાનો ઇરાદો કર્યો નહીં હતો.

ખુલાસો—૧ લો-જે સખસને કાંઈ રોગ કે વ્યાધિ કે શરીરની અશક્તતા થઈ હોય એવા કોઇ સખસને જે માણસ શરીરનું નુકશાન કરે અને તેથી કરીને પેલા સખસનું મોત વહેલું થાય તો તે માણસે તે સખસનું મોત આણ્યું એમ સમજવું. ખુ. ૨ જો. જે ઠેકાણે કાંઇ શરીરના નુકશાનથી મોત થાય તે ઠેકાણે જે સખસે તે શરીરનું નુકશાન કર્યું હોય તેણે તે મોત આણ્યું એમ સમજવું પછી અગર બરાબર ઇલાજ કરે એથી તથા હોંશીયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી શકત એમ હેય તોપણ ખુ. ૩ જો-માના પેટમાંના બચ્ચાનું મોત આણવું તે મનુષ્યવધનો ગુન્હો નથી, પણ કોઇ જીવતા બચ્ચાનો કાંઇ પણ ભાગ બહાર નીકળ્યો હોય પછી તે બચ્ચાણી

શ્વાસોશ્વાસ ન લેવાતા હોય અથવા તે પુરેપુરૂં જન્મ્યું ન હોય તોપણ જીવતાં બચ્ચાંનું મોત આણવું તે શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો થઈ શકે.

ટીકા—મનુષ્યે, મનુષ્યને મારી નાંખવું તે મનુષ્યવધ છે. મનુષ્યવધ ત્રણ પ્રકારનો છે. ૧ સાદો, ૨ શિક્ષણીય, ૩ ગફલતી ભરેલો.

સાદો મનુષ્ય વધ-નીચે જણાવેલા કોઇ કેસમાં મોત નીપજ્યું હોય તેને સાદો મનુષ્યવધ ગણાય છે. (અ) જ્યાં કાયદેસર કે ગેર કાયદેસર કોઈ કૃત્ય કરવામાં અકસ્માતથી, અને કાંઇ પણ બે ફીકરાઇ કે ગફલતી વગર, કે ગુન્હેગારી ભરેલા ઇરાદા કે જાણ વગર મરણ નીપજ્યું હોય, (બ) જ્યાં વ્યાજબી રીતે મોત નીપજ્યું હોય, એટલે કે,-(૧) જે અખતીઆર કાયદાએ આપેલો છે અથવા શુદ્ધ બુદ્ધિથી એમ માને કે આ અખતીઆર મને કાયદાએ આપેલો છે તેવો કોઇ અખતીઆર અમલમાં લાવવામાં જડજ જ્યારે ઇન્સાફનું કામ કરે છે ત્યારે, (૨) કોઈ કોર્ટનો હુકમ અમલમાં લાવવામાં વર્તનાર માણસ જે શુદ્ધ બુદ્ધિથી એમ માને કે આવો હુકમ કરવાની તે કોર્ટને હુકુમત હતી તેવા માણસથી ( મોત નીપજ્યું હોય ) ( ૩ ) મરણ નીપજાવવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાથી રજા છે, અથવા જે માણસ હકીકતની કાંઇ ભુલના સબબથી શુદ્ધ બુદ્ધિથી એમ માને છેકે (મરણ નીપજાવવાની ) કાયદા પ્રમાણે મારી ફરજ છે અથવા કાયદાથી મને રજા છે તે માણસથી ( મોત નીપજ્યું હોય ) (૪) હાનિ કરવાના સાપરાધ ઇરાદા વગર તથા શુદ્ધ બુદ્ધિથી શરીર અથવા મીલકતને થતી બીજી હાનિ અટકાવવાને, અથવા તેથી બચાવવાના કામને સારૂ, વર્તનાર માણસથી ( મોત નીપજ્યું હોય ) ( ૫ ) શરીર અથવા મીલકતનો ખાનગી બચાવ કરવાનો હક વાપરવામાં મોત નીપજ્યું હોય. (૬) જ્યાં કા. ૮૨-૮૩-૮૪-૮૫ માં જણાવેલા બાળકથી કે દીવાના મનના માણસથી કે કેફ કરેલા માણસથી મોત નીપજ્યું હોય. ( ૭ ) જ્યાં મરનાર માણસના હીતને સારૂ શુદ્ધ બુદ્ધિથી કરેલા કૃત્યથી વગર ઇરાદે મોત નીપજ્યું હોય, પણ તે કયારે ? કે જ્યારે (૧) તે મરનાર માણસે, કે તે સગીર કે દીવાનો હોય તો તેના વાલીએ સ્પષ્ટ રીતે કે ગર્ભિત રીતે આવું કૃત્ય કરવાની રજા આપી હોય, અથવા (૨) જ્યારે રજા આપવાનું મરનાર માણસને માટે અસંભવીત હોય ( ૨ ) નીચે જણાવેલી કોઇ પણ સ્થિતિની અંદર (અ) કૃત્યથી, અથવા (બ) કસુરથી મોત નીપજાવવું તે શિક્ષણીય મનુષ્યવધ છે.—

(અ) કૃત્ય-મોત નીપજાવવાના ઇરાદાથી કોઈ કૃત્ય કરવાથી, જેથી મોત નીપજાવવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી કોઇ પણ કૃત્ય કરવાથી અથવા (૩) આવું કૃત્ય કરવાથી મોત થશે એવો સંભવ છે, એવું જાણ્યા છતાં કોઈ પણ કૃત્ય કરવાથી.

મોત આણવું—જ્યારે કરેલા કૃત્યથીજ અથવા તે કૃત્યથી અવશ્ય કરીને કે કુદરતી રીતે થતાં, અને તે કૃત્યના પરીણામ તરીકે વાસ્તવિક રીતે ધારેલા કોઇ પરીણામથી મોત નીપજે છે, ત્યારે આ કલમના અર્થની અંદર તે કૃત્યે મોત નીપજાવેલું કહેવાય છે. ઇરાદો-ધારેલા પરીણામની આશા તે ઈરાદો છે. ખુનનું કે શિક્ષણીય મનુષ્ય વધનું તહોમત સાબીત કરવા સારૂ ઇરાદો અથવા જ્ઞાન પુરવાર કરવાં જોઇએ. જો તે પુરવાર ન થાય તો મહાવ્યથાનોજ ગુન્હો થાય. ( સ. વી. રી. પા. ૭૯ )

૩૦૦ ખુન નીચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સર્વ બાબતોમાં શિક્ષણીય મનુષ્ય વધને ખુન સમજવું. પણ કયારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઇરાદાથી કર્યું હોય તો અથવા ( ૨ ) કોઈ સખસને જેથી તે સખસનું મોત થવાનો સંભવ તકસીરવાર માણસ જાણતો હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય તો અથવા ( ૩ ) કોઇ સખસને કાંઇ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી તે કામ કર્યું હોય અને તે ઇરાદો કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે ચાલતા સૃષ્ટિ ક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોય અથવા (૪) તે કામ એવું તરત ભયંકર છે કે તેથી સો વસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે, એવું શરીરનું નુકશાન થશે જ એમ તે કામ કરનાર સખસ જાણતો હોય અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકશાનના જોખમમાં પડવા કાંઇ કારણ વિના તે સખસ તે કામ કરે તો.

દ્રષ્ટાંત—(અ) જ ને મારી નાંખવાના ઈરાદાથી અ તેને ગોળી મારે અને તેથી જ મરી જાય તો અ એ ખુન કર્યું એમ સમજવું. (બ) જ ને એવો રોગ થએલો છે કે એક સપાટો મારેથી તેનું મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ તેના શરીરને નુકશાન કરવાના ઇરાદાથી સપાટો મારે અને તેથી અ મરી જાય તો, જો ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સખસનું મોત આણવાને તે સપાટો સમર્થ ન હોય તોપણ અ ખુનનો તકસીર વાર છે.

( ક ) અ ઇરાદાથી જ ને એક તલવાર અથવા ડાંગથી જખમ કરે એવું કે તેથી ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે માણસનું મોત થાય અને જ તે જખમથી મરી જાય તો એ કેફાણે અગર તેને જ નું મોત આણવાનો ઇરાદો ન

કર્યો હોય તો પણ અ ખુનનો તકસીરવાર છે એમ સમજવું. (ડ) લોકોનું એક ટોળું મળેલું છે તેમાં વગર કારણે અ એક ભરેલી તોપ છોડે અને તેથી તેઓમાંનો એક જણનો જીવ જાય તો અગર ફલાણા સખસનો જીવ લેવો એવો તેણે આગળથી વિચારપુર્વક ઇરાદો ન કર્યો હોય તોપણ અ ખુનનો તકસીરવાર છે એમ સમજવું.

અપવાદ—૧ ભારે કે આકસ્મીક ક્રોધ ઉત્પન્ન થવાથી જેને પોતાનો જીવ વશ રાખવાની શક્તિ ગઈ છે એવી અવસ્થામાં છતાં કોઈ માણસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર સખસનું મોત આણે અથવા ભુલથી તે ઇતેફાકને બીજા સખસનું મોત આણે તો તે શીક્ષણીય મનુષ્યવધ ખુન નથી. ઉપલા અપવાદને નીચેની સરતો લાગુ પડે છે.

(૧) કોઈ સખસને મારી નાંખવા અથવા કાંઇ હાની કરવાના બહાના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુદ્ધિપુર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ. (૨) કાયદા મુજબ અથવા સરકારી નોકરીનો અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ. (૩) ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

ખુલાસો—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુન્હો ખુન થઈ શકે નહીં, એ હકીકતની બાબત છે.

દ્દષ્ટાંત—અ ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઈ કામ બ એ કર્યાથી ક્રોધાધીન થઇને તે અવસ્થામાં અ જનું છોકરૂં ય છે તેને ઇરાદાથી મારી નાંખે તો તે ખુન સમજવું, કેમકે તે ક્રોધ ઉત્પન્ન થવાનું કામ તે છોકરાએ કર્યું નથી અને તે ક્રોધ થએલું કાંઇ કામ કરવામાં ઇત્તેફાક અથવા કમનશીબથી તે છોકરાનું મોત થયું નથી. (બ) અ ને ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઇ કામ ય કરે અને તેથી ક્રોધ ચડીને અ; ય ના ઉપર એક પીસ્તોલ છોડે, અને પાસે ઉભેલો પણ નહીં દીઠેલો જ તેથી મરી જાય પણ તેને મારી નાંખવાનો અ એ ઇરાદો ન કર્યો હોય તથા પોતાને હાથે તેનું મોત થવાનો સંભવ પણ અ એ જાણ્યો ન હોય તો એ ઠેકાણે અ એ ખુન નહીં પણ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કર્યો એમ સમજવું (ક) અ ને એક નાજરનો સીપાઈ જ કાયદા મુજબ પકડે અને તે પકડવાથી આકસ્મીક તથા ભારે ક્રોધ ચડીને અ, જ ને મારી નાંખે તો એ ખુન સમજવું, કેમકે ક્રોધ ઉત્પન્ન થયો તે સરકારી નોકરે પોતાનો અખત્યાર અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થયો. (ડ) એક જ માજીસ્ટ્રેટની આગળ અ સાહેદ દાખલ હાજર થાય અને જ એ પ્રમાણે બોલે કે અ ની જુબાનીમાંનો એક શબ્દ પણ હું માનતો નથી તેથી અ એ ખોટી સાહેદી પુરી છે અને એ શબ્દ સાંભળીને આકસ્મીક ક્રોધ ચડીને અ, જ ને મારી નાંખે તો એ ખુન સમજવું. (ઈ) જ નું નાક ખેંચવાની અ કોશીશ કરે અને તેને તેમ કરતાં અટકાવવા સારૂ ખાનગી બચાવનો હક અમલમાં લાવીને જ, અ નો હાથ પકડે તેથી આકસ્મીક તથા ભારે ક્રોધ ચડીને અ, જ ને મારી નાંખે તો એ ખુન સમજવું કેમકે ક્રોધ જે ઉત્પન્ન થયો તે ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થયો. (ફ) જ બ ને મારે અને તેથી બ ને ભારે ક્રોધ ચડે, અને તે ક્રોધનો ફાયદો લેવાના ઇરાદાથી તથા તેની પાસે જ ને મારી નાંખવાના ઇરાદાથી એક પાસે ઉભેલો માણસ અ ને કારણસર બ ના હાથમાં એક છરી આપે અને તે છરીવતી બ, જ ને મારી નાંખે તો એ ઠેકાણે બ એ માત્ર શીક્ષણિય મનુષ્યવધ કર્યો એમ થઈ શકે, પણ અ તો ખુનનો તકસીરવાર છે એમ સમજવું.

અપવાદ ૨ જો. કોઇ માણસ શુદ્ધ બુદ્ધિએ શરીર અથવા મીલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બહાર જાય અને આગળ વિચાર કર્યા વીના તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાની કરવાના ઇરાદા વગર જે સખસની સામા તે બચાવનો હક અમલમાં લાવતો હોય તે સખસનું મોત આણે તો તે શીક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

દ્દષ્ટાંત—અ ને મહાવ્યથા ન થાય એવી રીતે ઘોડાની ચાબુકથી તેને મારવાની જ કોશીશ કરે. અ એક પીસ્તોલ ખેંચી કહાડે, જ હુમલામાં જારી રહે અને ચાબુકનો માર પડતો બીજા કોઈ ઇલાજથી અટકાવાશે નહીં એવું શુદ્ધ બુદ્ધિથી અ માને ને અ ગોળી મારીને જ નો પ્રાણ લે તો અ એ ખુન નહીં પણ માત્ર મનુષ્યવધ કર્યો એમ સમજવું.

અપવાદ ૩ જો—કોઈ માણસ સરકારી નોકર હોય અથવા સરકારી ઈનસાફનો ધારો કરવાને કામ કરનારા કોઇ સરકારી નોકરને સહાય કરતો હોય તે માણસ કાયદાએ તેને આપેલાં અખત્યારની હદની બહાર જાય અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુદ્ધ બુદ્ધિએ કાયદેસર તથા જરૂર માનતો હોય એવું કાંઇ કામ કરવાથી તે મોત આણે પણ જે સખસનું મોત થાય તે સખસની ઉપર તેનો કાંઈ દ્વેષભાવ ન હોય તો તે શીક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

અપવાદ ૪ થો—આગળ વિચાર કર્યા વીના એકાએક ઝઘડો થઇને ઘણો ક્રોધ ચડયો હોય તેવામાં એકાએક મારા મારી થઇને શીક્ષણીય મનુષ્યવધ થાય અને તે ગુન્હો કરનારે કાંઇ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય અને તે ઘાતકી રીતે અથવા નવાઈની રીતે ચાલ્યો ન હોય તો તે શીક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

ખુલાસો—એવી બાબતોમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ અથવા પહેલો હુમલો કરનાર કોણ એ વાતની કાંઇ જરૂર નથી.

અપવાદ ૫ મો—જે સખસનું મોત થયું હોય તે સખસ અઢાર વરસથી વધારે ઉમરનો છતાં તેને પોતાની રજા મંદીથી પોતાનું મોત થવા દીધું હોય અથવા મોતનું જોખમ માથે લીધું હોય તો તે ઠેકાણે શીક્ષણીય મનુષ્ય વધ ખુન નથી.

દૃષ્ટાંત—જ અઢાર વરસથી ઓછી ઉમરનો એક સખસ છે તેને ઉશ્કેરીને અ બુદ્ધિપૂર્વક તેની પાસે આપઘાત કરાવે તો એ ઠેકાણે જની નાની ઉમરના સબબથી જ પોતાનું મોત થવા બાબત પોતાની રજામંદી આપવાને અશક્ત છે, માટે અ એ ખુન કરવામાં મદદગારી કરી એમ સમજવું.

ટીકા—ખુન અને શીક્ષણીય મનુષ્યવધમાં ભેદ આ પ્રમાણે છે. જે કોઈ ગુન્હો શીક્ષણીય મનુષ્યવધની વ્યાખ્યામાં ન આવતો હોય તો તે ખુન હોઇ શકે નહીં. કોઇ ગુન્હો ખુન થયા વગર શીક્ષણીય મનુષ્યવધ થઇ શકતો નથી. મોત આણવાના ઇરાદાથી કાંઈ કામ કરીને મોત આણવું તે શિક્ષણીય મનુષ્યવધ છે. ને તે ખુન પણ છે,ફલાણું કર્યેથી મોત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરીને મોત આણવું તે શિક્ષણીય મનુષ્યવધ છે. વ્યભીચાર કરવાના કૃત્યમાં પકડાયો હોય તે માણસને જે સ્ત્રી સાથે તેણે વ્યભિચાર કર્યો હોય તે સ્ત્રીનો ધણી મારી નાંખે તો તે ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્યવધ છે. ટ નામના માણસની સાથે તેની બેન વ્યભીચાર કરતાં તેને માલમ પડવાથી ક્રોધના આવેશમાં ત્યાંજ તેણે બંનેને મારી નાંખ્યાં હતાં, મરનારની વર્તણુંકને લીધે તેનો ભારે અને આકસ્મીક ક્રોધનો બચાવ બરાબર યોગ્ય ગણવામાં આવ્યો હતો અને તેને ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. ખાનગી બચાવનો હક સાબીત કરવાનો બોજો તહોમતદારને માથે છે. ( ૮. ક વિ. પા ૭૧૪ )

**૩૦૧** જે વસ્તુથી મોત આણવાનો ઇરાદો કર્યો હોય અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ પોતાના જાણવામાં હોય એવી કાંઇ વસ્તુ કરવાથી કે કોઇ સખસ **જેનું મોત આણવાનો તેણે ઈરાદો નહીં કર્યો હોય** અને જેનું મોત પોતાનાથી થવાનો સંભવ તેના જાણવામાં પણ ન હોય, **એવા કોઈ સખસનું મોત** આણીને શીક્ષણીય મનુષ્ય વધ કરે તો, જે સખસનું મોત આણવાનો તેણે ઇરાદો કર્યો હોય અથવા જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણવામાં હોય તે સખસનું તેણે મોત આણ્યું હોય તો તે જે પ્રકારનો શીક્ષણીય મનુષ્ય વધ થાય તેજ પ્રકારનો તે ગુન્હેગારે કરેલો મનુષ્ય વધ છે એમ સમજવું.

ટીકા—જે સખસ બીજાને મારી નાંખવાના ઈરાદાથી તેના ઉપર બંદુક છોડે, અને તે ત્રીજાજ માણસને વાગે તો તે ખુન ગણાશે. પણ આકસ્મીક લડાઇ દરમીયાન તાકેલો ઘા, છુટા પાડનાર બીજા માણસને વાગે અને તેથી તે મરી જાય તો શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો થશે.

**૩૦૨** જે માણસ **ખુન કરે** તેને **મોતની** અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—તહોમતદારને ખુનનો ગુન્હો ઠરાવ્યા પછી ઉપલી કલમમાં બતાવેલી બે સજાઓમાંથી ગમે તે એક સજા કરવીજ જોઇએ બેમાંથી કઇ સજા કરવી તેનો નિર્ણય જડજે કરવો. ( ૮ સ. વી. રી. પા. ૭૮ )

ફોજદારી ગુન્હાઓને મુદતનો કાયદો લાગુ પડતો નથી. પણ ૧૩ કે ૧૯ વરસ ઉપર કરેલા ખુનને વાસ્તે કોર્ટે ભારેમાં ભારે સજા (મોત) ની કરવાને બદલે જન્મ દેશાનીકાલની કરી હતી. કારણ કે લોકમાં દાખલો બેસાડવાની જરૂર નહોતી. ( મ. હા. ફુલ બેંચ ).

**૩૦૩** જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાનો હુકમ જે માણસની ઉપર થએલો હોય તે માણસ જો ખુન કરે તો તેને મોતની સીક્ષા કરવામાં આવશે.

**૩૦૪** ખુનથી ઉતરતા દરજ્જાનો **શીક્ષણીય મનુષ્ય વધ** જે માણસ કરે, અગર જે કામથી મોત થયું હોય તે કામ તેણે મોત આણવાના ઇરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવુ કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી કર્યું હોય તો જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર તે કામથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદા વગર તે કામ તેણે કર્યું હોયતો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૩૦૪ અ** શીક્ષણીય કરતાં ઉતરતા દરજ્જાનું હરકોઇ અવીચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઇ માણસ કોઇનું મોત લાવે તો તેને વધુમાં વધુ બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની

કેદની શીક્ષા કરવી અથવા દંડ કરવો અથવા એ બેઉ શીક્ષા કરવી.

ટીકા—વ્યથા બુદ્ધિપૂર્વક કરેલી હોય તેવા કેસમાં આ કલમ લાગુ પડતી નથી, પણ બેફીકરાઈ ભરેલાં કે બફલતી ભરેલાં કૃત્યોનેજ આ કલમ લાગુ પડે છે. ( બૉ. હૉ. રી. પા. ૩૨૫. )

૩૦૫ જે અઢાર વરસથી ઓછી ઉમરનો સખસ અથવા કોઇ દીવાનો સખસ અથવા કોઇ ચળેલો સખસ જન્મથી ગાંડો એવો કોઇ સખસ અથવા કેફની હાલતમાં હોય એવો કોઈ સખસ આત્મઘાત કરે વા તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે તે માણસને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૦૬ જો કોઇ માણસ આત્મઘાત કરે તો તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ પાત્ર થશે.

૩૦૭—જો કોઇ માણસ એવા ઇરાદાથી અથવા એવા જ્ઞાનથી તથા એવી હાલતમાં કાંઇ કામ કરે કે અગર તે કામથી તે મોત આણેતો તે માણસ ખુનનો તકસીરવાર થાય, તો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે. અને તે કામથી જો કોઇ સખસને વ્યથા થાય તો તે ગુન્હેગાર, અગર તો જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને અથવા ઉપર લખેલી છે તે શીક્ષાને લાયક થશે. જે માણસના ઉપર જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાનો હુકમ થઇ ચુકેલો હોય તે માણસ આ કલમ પ્રમાણે ગુન્હો કરશે અને તેના તેજ ગુન્હાથી વ્યથા થઇ હોય તો તેને મોતની શીક્ષા થઇ શકશે.

દૃષ્ટાંત—(અ) જને મારી નાંખવાના ઇરાદાથી અ, જ ને ગોળી મારે એવી હાલતમાં કે અગર જ નું મોત થાય તો અ ખુનનો તકસીરવાર થાય તો અ આ કલમ મુજબ શીક્ષાને લાયક છે. (બ) એક કુમળી વયના બચ્ચાનું મોત આણવાના ઈરાદાથી અ તે બચ્ચાને એક જંગલમાં ખુલ્લું મૂકે તો પછી તે બચ્ચાનું મોત ન થાય તોપણ અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું. ( ક ) જનું ખુન કરવાના ઈરાદાથી અ એક બંદુક વેચાતી લઇને તેને ભરી હજુ સુધી અ એ ઉપર લખેલો ગુન્હો કર્યો નથી. અ તે બંદુક જની ઉપર છોડે તો તેણે આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું. અને જો તે બંદુક છોડવાથી જ ને જખમ થાય તો આ કલમના પહેલા પેરેગ્રાફના પાછલા ભાગમાં ઠરાવેલી શીક્ષાને તે લાયક થશે.

( ડ ) ઝેર ખવરાવીને જનું ખુન કરવાના ઇરાદાથી અ કાંઈ ઝેર ખરીદ કરે અને તે ઝેર કાંઈ ખોરાકમાં મેળવે અને તે ખોરાક અ ના કબજામાં રહે ત્યાંસુધી અ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો નથી, પણ અ તે જની ટેબલ ઉપર મેલે અથવા જના ટેબલ ઉપર મેલવા સારૂ તે ખોરાક જના ચાકરોને આપે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

ટીકા—તહોમતદારે ફરીઆદી ઉપર કરેલા ઘા જોખમ ભરેલા કે મોત નીપજાવવાનો સંભવ છે, એવું બતાવનારા પુરાવાની ગેર હાજરીમાં તહોમતદારને ખુનની કોશીશ કે શીક્ષણીય મનુષ્યવધની કોશીશ કરવાનો ગુન્હેગાર ઠરાવી શકાય નહીં પણ બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાના ગુન્હાનો તેને ગુન્હેગાર ઠરાવી શકાય.

૩૦૮ જે કોઇ માણસ એવા ઇરાદા કે જ્ઞાનથી, કે એવી હાલતમાં કાંઇ કામ કરે કે અગર તે કામથી મોત આણે તો તે માણસ ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તકસીર વાર થાય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે અને તે કામથી અગર કોઇ સખસને વ્યથા થાય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૦૯ જે માણસ આત્મઘાત કરવાની કોશીશ કરે તથા તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—આત્મઘાત કરવાની કોશીશ કરનારને થોડી પણ કેદની સજા કરવી જોઇએ, એકલી દંડ આપવાની સજા કરવી તે બસ નથી ( બૉ.હા. રી. ) એક સ્ત્રી હું કુવામાં પડું છું એમ કહીને કુવા તરફ દોડી, પણ તેને પ

હોંચતા પહેલાં તો પકડી લીધો. આ કેસમાં આત્મઘાત કરવાની કોશીશ કરવા માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. કેમકે તે કુવે ગયા પછી વિચાર ફેરવે. ( રે. વિ. ૮. મદ્રાસ. હા. રી. પા. ૫. )

૩૧૦. ઠગ. આ આક્ટ પસાર થયા પછી કોઇ પણ વખતે જે માણસ ખુનના ઉપાયથી અથવા ખુનની સાથે અપહરણ અથવા છોકરાં ચોરવાનો ગુન્હો કરવાના કારણસર નિત્ય કોઇ બીજા માણસ અથવા માણસોની જોડે મળેલો રહેશે તે માણસને ઠગ સમજવો.

૩૧૧ જે ઠગ હોય તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

---

**ગર્ભપાત કરવો, નહીં જન્મેલા બચ્ચાંઓને નુકશાન બાબત,** બચ્ચાંઓને ખુલ્લાં મુકવા બાબત તથા જન્મ છુપાવવા બાબત.

૩૧૨ જે માણસ બુદ્ધિ પુર્વક કોઇ ગર્ભવંતી સ્ત્રીનો **ગર્ભપાત કરે** તે માણસને અગર તે ગર્ભપાત શુદ્ધબુદ્ધિએ તે સ્ત્રીનો જીવ બચાવવાના કારણસર ન કર્યો હોય તો ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે. અને અગર તે સ્ત્રી ચલીત ગર્ભા હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે સ્ત્રી પોતે પોતાનો ગર્ભપાત કરે તે પણ આ કલમના અર્થમાં દાખલ થાય છે.

ટીકા—સ્ત્રી ગર્ભવંતી કે ચલીતગર્ભા હોય ત્યાંજ આ ગુન્હો થઇ શકે-'ચલિતગર્ભા' શબ્દ, ગર્ભ ધારણ કર્યાની આગળ વધેલી અવસ્થા દેખાડવાને માત્ર આપવામાં આવ્યો છે.

૩૧૩ **સ્ત્રીની રજામંદી વગર** જે માણસ ઉપલી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરે તે માણસને પછી તે સ્ત્રી ચલીત ગર્ભા હોય કે નહીં તોપણ જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદને અને દંડને પણ લાયક થશે.

૩૧૪ કોઇ ગર્ભવંતી સ્ત્રીનો ગર્ભપાત કરવાના ઇરાદાથી કોઈ માણસ એવું કાંઇ કામ કરે કે તેથી તે સ્ત્રીનું મોત થાય, તો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, વળી તે દંડને પણ લાયક થશે. અને અગરતે સ્ત્રીની રજામંદી વગર તે કામ કર્યું હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા અથવા ઉપર લખેલી શીક્ષા કરવામાં આવશે.

૩૧૫ જે માણસ કોઇ બચ્ચું જનમતા પહેલાં, તે બચ્ચું જીવતું જનમતાં અટકાવવાના અથવા જન્મ્યા પછી તે મરી જાય એવું કરવાના ઇરાદાથી કાંઇ કામ કરે, અને તે કામ કરેથી તે બચ્ચું જીવતું જન્મતું અટકે અથવા જન્મ્યા પછી તે મરી જાયતો તે માણસને અગર તે કામ શુદ્ધબુદ્ધિથી એ બચ્ચાંની માનો જીવ બચાવવાના કારણસર નહી કર્યું હોય તો દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૧૬ કોઇ માણસ કાંઇ કામ કરે એવી હાલતમાં કે જો તે કામથી મોત થાય તો તે માણસ શીક્ષણીય મનુષ્ય વધનો તકસીરવાર થાય અને તે કામ કરેથી તે કોઇ નહીં જન્મેલાં જીવતાં બચ્ચાંનું મોત આણે તો તે માણસને દસવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ પાત્ર થશે

દ્રષ્ટાંત—ફલાણી ગર્ભવંતી સ્ત્રીનું મારાથી મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ એવું કાંઈ કામ કરે કે અગર તે કામથી તે સ્ત્રીનું મોત થાય તો તે શીક્ષણીય મનુષ્યવધ ગણાય, અને તે સ્ત્રીને નુકશાન થાય તો પણ તે મરી જાય નહીં, પણ તેના પેટમાં જે જીવતું બચ્ચું હોય તેનું તે કામથી મોત થાય છે. તો અ આ કલમમાં બ્યાન કરેલા ગુન્હાનો તકસીરવાન છે.

૩૧૭ જે માણસ કોઇ બાર વરસથી ઓછી ઉમ્મરના બચ્ચાનો બાપ અથવા મા તેની હોય, અથવા જે માણસના હવાલામાં એવું બચ્ચું હોય તે માણસ અગર તે બચ્ચાંને બીલકુલ તજવાના ઇરાદાથી તે બચ્ચાંને કોઇ જગામાં ખુલ્લું મુકે અથવા મુકે તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—અગર તે પ્રમાણે તે ખુલ્લું મુકવાથી બચ્ચું મરી જાય તો તે મુકરદમાની કેફીયત મુજબ તે ગુન્હેગારની ખુન અથવા શીક્ષાણીય મનુષ્યવધને માટે તજવીજ થવામાં અટકાવ કરવાની આ કલમની મતલબ નથી.

ટીકા—મા કે બાપ, પોતાની કુમળી વયના બાળકને તજી દે કે, બાળક તેમની પોતાની સંભાળ લેવાને શક્તિમાન નહીં હોવાથી મરી જવાના કે કાંઈ ઈજા થવાના જોખમમાં આવી પડે તેવી રીતનું માબાપનું તેના બાળકને તજી દેવું અટકાવવાનો આ કલમનો હેતુ છે.

૩૧૮ જે માણુસ કોઇ બચ્ચાનું મુડદું છાનીરીતે દાટીને અથવા બીજી રીતે વગે કરીને તે બચ્ચાનો જન્મ ઇરાદાથી છુપાવે અથવા છુપાવવાની કોશીશે કરે તે માણસને પછી જોતે બચ્ચું જન્મતાં પહેલાં અથવા જન્મ્યા પછી અથવા જનમતાં મરી ગયું હોય તોપણુ બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—બચ્ચું એટલે બચ્ચું હોવું જોઈએ. ગર્ભ હોવો જોઈએ નહીં. જો બચ્ચું જન્મતી વખતે પરીપકવપણાની અવસ્થાએ પહોંચ્યું હોય કે જો તે જીવતું બચ્ચું હોઇ શકે તોજ ગુન્હો બની શકે, નહીં તો નહી.

---

## વ્યથા બાબત.

૩૧૯—જે માણુસ કોઇ સખસને કોઇ શરીરનું દુઃખ રોગ કે અશક્તતા કરે તેણે **વ્યથા** કરી એમ સમજવું.

ટીકા—કોઇ સ્ત્રીને ચોટલો ખેંચીને તાણવી તે વ્યથા ગણાશે. એક માણસે નોકરને લાત મારી કે જે નોકરની બરોળ વધેલી હતી તેની તોમતદારને ખબર નહોતી, અને તે નોકરનું મોત થયું ત્યાં તેને વ્યથા કરવાનો ગુન્હેગાર ઠરાવ્યો હતો. ( રે. વિ. ફો. ર. અ. ૫૨૨ ) ઝટકો મારવો, અવયવ તોડી નાંખે તેવો ઘા કે ફટકો મારવો, શરીર પર ઉનું પાણી રેડવું તે હુમલા સાથે વ્યથા કરનારાં કૃત્યો છે, ત્યારે ઝેરી દવાથ બનાવીને ટેબલ ઉપર મૂકવો, ઘાસ ઉપર જતો હોય તેમાં દાતરડું છુપાવવું, બીજો માણસ ખાડામાં પડે એવા ઈરાદાથી જે માણસ જાહેર રસ્તામાં ખાડો ખોદે તે બધાને વ્યથા કર્યા બદલ સજા થશે. ( પીનલકોડ ઘડનારાઓની નોટ પા ૬૩ )

૩૨૦ નીચે લખેલા પ્રકારની વ્યથાને **મહાવ્યથા** એવું નામ આપેલું છે,—

૧ પુરૂષત્વનો નાસ, ૨ બેમાંની કોઇપણુ આંખની જોવાની શક્તિ જાતુ જવી, ૩ બેમાંના કોઇ પણ કાનની સાંભળવાની શક્તિ જાતુ જવી. ૪ કોઇ અવયવ અથવા સાંધો જવો. ૫ કોઇ અવયવ અથવા સાંધાની શક્તિ નાશ થવી કે તેની જાતુ ક્ષીણતા થવી ૬ ડોકાની અથવા ચ્હેરાની જાતુ બદશીકલ થવી. ૭ કાંઈ હાડકાનું અથવા દાંતનું ભાગવું કે ખસી જવું. ૮ જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે અથવા જેથી વીશ દીવસની મુદત સુધી વ્યથા થએલા માણસને શરીરનું ભારે દુઃખ ખમવું પડે અથવા તે પોતાનો હંમેશના ધંધો કરવાને અશક્તતા રહે એવી કોઇ પણુ વ્યથા—

ટીકા—જ્યારે હુમલામાં કરેલી ઇજા મોત નીપજાવશે કે તેથી મોત થઇ શકે એવો ઇરાદો, જાણુ કે સંભવ ન હોય ત્યાં ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો ગુન્હો નથી પણુ મહાવ્યથાનો છે. મહાવ્યથાના કેસમાં જેની દવા કરી હોય તે ડાકટરની જુબાની લેવી જાઇએ. જે વ્યથા ભોગવનારને દુઃખને રોગમાં નાંખે અને વીસ દીવસ સુધી તેનો હંમેશનો ધંધો રોજગાર કરવાને તે અશક્ત કરે તેવી સઘળી વ્યથાને મહા વ્યથા સમજવી.

૩૨૧. જે માણુસ કોઇ સખસને વ્યથા કરવાના ઇરાદાએ અથવા તેથી કોઈ સખસને પોતાની વ્યથા થવાનો સંભવ છે એમ જાણ્યાં છતાં કાંઇ કામ કરે, અને તે કામથી કોઇ સખસ વ્યથા કરે તો તે માણુસે બુદ્ધિ પૂર્વક વ્યથા કરી એમ સમજવું.

૩૨૨ કોઇ માણુસ બુદ્ધિપુર્વક વ્યથા કરે અને વ્યથા કરવાને તેનો ઇરાદો હોય અથવા જે વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે વ્યથા અગર મહાવ્યથા હોય તથા જે વ્યથા તે કરે તે વ્યથા મહાવ્યથા હોય તો તે માણુસે બુદ્ધિપુર્વક મહાવ્યથા કરી એમ સમજવું.

ખુલાસો—કોઈ સખસ આ બંને વાત કરે એટલે મહાવ્યથા કરે તથા મહાવ્યથા કરવાનો ઈરાદો કરે; અથવા મહા વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તોજ તેણે બુદ્ધિપુર્વક મહાવ્યથા કરી એમ સમજવું, નહીં તો નહીં પણુ એક પ્રકારની મહાવ્યથા કરવાનો ઈરાદો કરીને અથવા એક પ્રકારની મહાવ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં તે ખરેખર બીજા પ્રકારની મહાવ્યથા કરે તો તેણે બુદ્ધિપુર્વક મહાવ્યથા કરી એમ સમજવું.

દષ્ટાંત—જ ને ચ્હેરો જાતુ બદશીકલ કરવાના ઈરાદાથી અથવા તે પોતાથી બદશીકલ થવાનો સંભવ જાણ્યા છતાં અ, જ ને એક સપાટો મારે અને તે સપાટાથી જનો ચ્હેરો બદશીકલ નહીં થાય પણુ તેથી વીસ દીવસની મુદત સુધી જ ને શરીરનું ભારે દુઃખ ખમવું પડે તો અ એ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરી એમ સમજવું.

૩૨૩ ૩૨૪ મી કલમમાં લખેલી બાબત સીવાય બીજી કોઇપણ બાબતમાં જે માણસ બુદ્ધિ પુર્વક વ્યથા કરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે;

ટીકા—એક સ્ત્રીએ તેના ધણીને ગુસ્સો કર્યાથી તેણે તે સ્ત્રીને લાત મારી અને લાત તે સ્ત્રીની બરોળ ઉપર વાગવાથી તે મરી ગઇ, અને તેના ધણીને બરોળની ખબર નહોતી, તેમ તેથી મનુષ્યની જીંદગીને જોખમ કે વ્યથા કરવાનો તેનો ઈરાદો નહોતો, તો તેમાં તેને ૩૨૩ પ્રમાણે ગુન્હેગાર ગણ્યો હતો. ( સ. વી. રી. પા. ૨૯ )

૩૨૪ ૩૩૪ મી કલમમાં લખેલી બાબત સીવાય બીજી કોઇપણ બાબતમાં ગોળી અથવા તીર મારવાનાં, ખોસી ઘાલવાનાં કે કાપવાનાં કોઈ હથીઆર વડે અથવા જે હથીઆર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઇ હથીઆર વડે અથવા અગ્નિ કે કાંઇ ગરમ કરેલા પદાર્થ વડે અથવા કાંઇ ઝેર કે ખાઇ જાઈ એવા કાંઇ પદાર્થ વડે અથવા અવાજ સાથે ફુટે એવા કોઇ પદાર્થ વડે અથવા દમ લેવાથી, ગળી જવાથી અથવા લોહીમાં જવાથી જે પદાર્થ માણસના શરીરને. નુકશાન કારક હોય એવા કાંઇ પદાર્થ વડે અથવા કોઇ જાનવરની મારફતે જે માણસ બુદ્ધિપુર્વક વ્યથા કરે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૨૫ ૩૩૫ મી કલમમાં લખેલી બાબત સીવાય બીજી કોઇપણ બાબતમાં જે માણસ બુદ્ધિ પુર્વક મહાવ્યથા કરે તેને સાતવરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—જે કેદીના ઉપર 'મહાવ્યથા' કરવાનું તહોમત મુકવામાં આવ્યું હોય તેને તેની તપાસને માટે સેસન્સ કોર્ટમાં નોંધવો જોઇએ. બુદ્ધિપુર્વક મહા વ્યાથાનો ગુન્હો સાબીત થવા સારૂ બુદ્ધિપુર્વક કરેલી ખાસ ઇજા હોવી જોઇએ.

૩૨૬ ૩૨૫ મી કલમમાં લખેલી બાબત સીવાય બીજી કોઇપણ બાબતમાં ગોળી અથવા તીર મારવાના, ખોસી ઘાલવાના, અથવા કાપવાના કોઇ હથીઆર વડે કે જે હથીઆર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઇ હથીઆર વડે અથવા અગ્નિ કે કાંઇ ગરમ કરેલા પદાર્થ વડે અથવા કાંઇ ઝેર કે ખાઇ જાય એવા પદાર્થ વડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ વડે અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદાર્થ માણસના શરીરને નાશકારક હોય એવા કોઇ પદાર્થ વડે અથવા કોઇ જાનવરની મારફતે જે માણસ બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—જે માણસ મુખ્ય કૃત્ય તે પોતેજ કરે અર્થાત પીનલકોડમાં વર્ણવેલી મહાવ્યથા કરે એવો ફટકો મારે તેને આ કલમ લાગુ છે. ( ૯. ક. વિ. નો. પા. ૯૮ )

૩૨૭ કોઇ સખસને વ્યથા કરીને તે સખસ પાસે અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરાઈથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ કહાડવાના કારણસર અથવા વ્યથા કરેલા સખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરજસ્તીથી કાંઇ કાયદા વિરૂદ્ધ કામ અથવા જે કામથી કાંઇ ગુન્હો કરવો સહેલ થાય એવું કામ કરવાના કારણસર જે માણસ બુદ્ધિપૂર્વક વ્યથા કરે તે માણસને દશવરસની મુદત સુધીની બેમાંના ગઇ તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવસે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૨૮ કોઇ સખસને વ્યથા કરવાના ઇરાદાથી અથવા કાંઇ ગુન્હો કરવાના કે કાંઇ ગુન્હો કરવો સહેલ કરવાના ઇરાદાથી અથવા તેથી પોતાથી વ્યથા થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં જે માણસ તે સખસને કાંઇ ઝેર, અથવા બેહોશ કરે કે કેફ આવે કે અવગુણ કરે એવું કાંઈ વસાણું અથવા બીજી વસ્તુ આપે, અથવા લેવડાવે તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—જે માણસ ઝેર અને તેનો ઉતાર બંને એકી વખતે ખવડાવે તે ઝેર ખવડાવવાનો ગુન્હેગાર થશે નહીં. (જે. કેસસ કુલ્ક્ ક્રી. કે. પા. ૬૪)

૩૨૯. કોઇ શખસને મહાવ્યથા કરીને તે શખસ પાસે અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરાઇથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ કડાવવાના કારણુસર અથવા મહાવ્યથા કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ સખશ પાસે જબરજસ્તીથી કાંઇ કાયદાવિરૂદ્ધ કામ અથવા જે કામથી કાંઇ ગુન્હો કરવો સહલ થાય એવું કામ કરવાના કારણુસર જે બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૩૦. કોઇ શખસને વ્યથા કરીને તે શખસ પાસે અથવા તે શખસની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઇ ખબર અથવા કબુલત જબરજસ્તીથી લેવાના કારણુસર અથવા વ્યથા કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરજસ્તીથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણુસર અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે. એવી કાંઇ ખબર આપે એમ કરવાના કારણુસર જે માણુસ બુદ્ધિપુર્વક વ્યથા કરે તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત—(અ) જ ની પાસે કાંઈ ગુન્હો કર્યો કબુલ કરાવવા સારૂ જો અ પોલીસ અમલદાર જ ને શરીરવેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(બ) અમુક ચોરેલી મીલકત કયાં મુકેલી છે તે દેખડાવવાને બ લલચાય, તેટલા સારૂ જો અ પોલીસ અમલદાર તેને શરીરવેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(ક) જ ની પાસે મેહેસુલની કાંઇ બાકી લેહેણી છે તે તેની પાસે ભરાવવા સારૂ જો અ મેહેસુલનો અમલદાર જ ને શરીરવેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(ડ) એક રૈયતની પાસે તેનું ગણોત ભરાવવા સારૂ જો અ જમીનદાર તેને શરીરવેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

૩૩૧.—કોઇ શખસને મહાવ્યથા કરીને તે શખસ પાસે અથવા તે શખસની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી જેથી કાંઇ ખબર અથવા કબુલાત જબરજસ્તીથી લેવાના કારણુસર અથવા મહાવ્યથા કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરજસ્તીથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવાના કારણુસર અથવા તે કાંઇ લેહેણું કે માગણુ પતાવે અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે, એવી કાંઇ ખબર આપે એમ કરવાના કારણુસર જે માણુસ બુદ્ધિપુર્વક વ્યથા કરે તે માણુસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૩૨. કોઇ શખસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે શખસને જે માણુસ બુદ્ધિપુર્વક વ્યથા કરે અથવા તે શખસને અથવા કોઇ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી અથવા તે શખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે જે માણુસ તે શખસને બુદ્ધિપુર્વક વ્યથા કરે તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૩૩. કોઇ શખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે શખસને જે માણુસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે અથવા તે શખસને અથવા બીજા કોઇ સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી અથવા તે શખશે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે તે માણુસ તે શખસને બુદ્ધિપુર્વક મહાવ્યથા

કરે તે માણુસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૩૪. ભારે તથા આકસ્મીક ક્રોધ ચડેથી કોઇ માણુસ બુદ્ધિપુર્વક વ્યથા કરે અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર શીવાય બીજા કોઇ શખસને વ્યથા કરવાનો તેણે ઇરાદો કર્યો ન હોય તથા તે શીવાય બીજા કોઇ શખસને પોતાની વ્યથા થવાનો સંભવ પણ તેના જાણવામાં ન હોય તો તે માણુસને ૧ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસેં રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—ભારે તથા આકસ્મીક ક્રોધ ચડેથી ક્રોધ ચડાવનાર માણુસને વ્યથા કરવી તે બદલ ૩૩૪ મી કલમ પ્રમાણે નહી પણ ૩૨૪ મી કલમ પ્રમાણેના ગુન્હાનું તહોમત મુકવું જોઇએ. ( ૧ બો. હા. રી. પા. ૧૭ )

૩૩૫. ભારે તથા આકસ્મીક ક્રોધ ચડેથી કોઇ માણુસ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર શીવાય બીજા કોઇ શખસને મહા વ્યથા કરવાનો તેણે ઇરાદો કર્યો ન હોય, તથા તે શીવાય બીજા કોઇ શખસને પોતાથી મહાવ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય તો તે માણુસને ચાર વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બે હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—એ ઉપલી બે કલમોને પણ ૩૦૦ મી કલમના પહેલા અપવાદને જે સરતો લાગુ પડે છે તે સરતો લાગુ પડે છે.

૩૩૬. જે માણુસ કાંઇ કામ એવી બેપીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણુસની જીંદગી અથવા બીજા શખસોના શરીરની સલામતી જોખમમાં આવે, તે માણુસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૩૭. જેથી માણુસની જીંદગી અથવા બીજા શખસોના શરીરને સલામતી જોખમમાં આવે એવી બેપીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઇ કામ કરીને જે માણુસ કોઈ શખસને વ્યથા કરે તે માણુસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસેં રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૩૮. જેથી માણુસની જીંદગી અથવા બીજા શખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઇ કામ કરીને જે માણુસ કોઇ માણુસને મહાવ્યથા કરે તે માણુસને મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ બાબત

૩૩૯. કોઇ શખસનો જેની મેર જવાનો હક હોય તેણી મેર જતો તે શખસ અટકે એવી રીતે જે માણુસ તે શખસને બુદ્ધિપુર્વક હરકત કરે તે માણુસે તે શખસને ગેરવ્યાજબી અટકાવ કર્યો એમ સમજવું.

અપવાદ—જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઇ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક છે, એમ જે સખસ શુદ્ધ બુદ્ધિએ માનતો હોય તે શખસે તે રસ્તો બંધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો નથી.

દ્રષ્ટાંત—જે રસ્તા ઉપરથી જ ને જવાનો હક છે એવો એક રસ્તો અ બંધ કરે અને શુદ્ધ બુદ્ધિએ અ એ પ્રમાણે માનતો ન હોય કે રસ્તો બંધ કરવાનો મારો હક છે અને તે રસ્તો બંધ થવાથી જ તે ઉપરથી જતો અટકે તો અ એ જ ને ગેરવ્યાજબી અટકાવ કર્યો એમ સમજવું.

૩૪૦. કોઈ શખસ મુકરર કરેલી ચોતરફી હદની બહાર જતો અટકે એવી રીતે જે માણુસ તે શખસને ગેરવ્યાજબી અટકાવ કરે તે માણુસે તે શખસને " ગેરવ્યાજબી કેદ " કર્યો એમ સમજવું.

દ્રષ્ટાંત—અ એક દીવાલ બાંધી લીધેલી જગામાં જ ને મોકલીને અ બહારથી તાળું મારીને જ ને અંદર બંધ કરે અને તેમ કરવાથી તે હદ વાળી દીવાલની બહાર કોઇ પણ તરફ જ થી જઇ શકાય નહીં તો અ એ જ ને ગેરવ્યાજબી કેદ કર્યો એમ સમજવું.

ટીકા—ગેરવ્યાજબી કેદનું તહોમત સાબીત કરવા સારૂ ખરેખર શારીરિક અટકાવ સાબીત કરવાની જરૂર નથી. દરેક કેસમાં એ સાબીત કરવું જોઇએ કે તે માણુસના મનમા એવી લાગણી ઉત્પન્ન થઇ હતી કે જેથી તે

ગેરવાજબી રીતે એવું માનવાને દોરાય કે તેને (ત્યાંથી) જવાની છુટ નહોતી, અને જો તે તેમ કરવાની (જવાની) કોશીશ કરશે તો તેને તરતજ અટકાવવામાં આવશે. જો તે માણસ એમ જાણતો હોય કે જવાને તે સ્વતંત્ર છે, અને રખેને ભવિષ્યમાં તેને કાંઈ નુકશાન ખમવું પડે એવી ધાસ્તીથી તે તેમ કરતો અટકે તો તેના જવાથી ભવીષ્યમાં તેને કાંઈ નુકશાન થવાની ધાસ્તી માત્ર બસ થશે નહી. પણ જો હકીકત એવી હોય કે જેથી તેનું એમ ધારવું વ્યાજબી ગણાય કે જો તે જશે તો તેને તુરતજ પકડશે તો એવા નિર્ણય ઉપર આવવું વ્યાજબી ગણાશે કે તેને અટકાવવામાં આવ્યો હતો અને કેદ કરવામાં આવ્યો હતો. (બૉ. લૉ રી. પા. ૭૪૨)

૩૪૧, જે માણુસ કોઇ સખશને ગેરવ્યાજબી અટકાવ કરે તે માણુસને એક મહીનાની મુદત સુધીની આસન કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૪૨. જે માણુસ કોઈ સખશને ગેરવ્યાજબી કેદ કરે તે માણુસને એક વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—જે પોલીસ અમલદારને તકરારી (કામમાં) કેદ પકડવાની કાંઇ પણ સત્તા ન હોય તે અમલદાર જો કેદ પકડે તો તે આ કલમ પ્રમાણે ગેરવ્યાજબી અટકાવ ગણાશે.

૩૪૩. જે માણુસ કોઇ સખશને ત્રણ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદ કરે તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૪૪. જે માણુસ કોઇ સખ્શને દશ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદ કરે તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૪૫. ફલાણા શખસને છોડવવાને કાયદા મુજબ હુકમ સાદર થઇ ચુકયો છે એમ જાણ્યા છતાં જે માણુસ તે શખસને ગેરવ્યાજબી કેદમાં રાખે તે માણુસને આ કાયદાની કોઇ બીજી કલમ પ્રમાણે જેટલી મુદતની કેદને તે માણુસ લાયક હોય તે ઉપરાંત બે વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની બીજી કેદ કરવામાં આવશે.

૩૪૬. કોઇ માણુસ અગર કોઇ શખસને એવી રીતે ગેરવ્યાજબી કેદ કરે કે તેથી તે શખસની કેદની વાત તે કેદ થએલા શખસની સાથે સંબંધ રાખનારા કોઇ શખસના જાણ્યામાં અથવા કોઇ સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તે કેદનું ઠેકાણું ઉપર લખેલા પ્રકારના કોઇ શખસ અથવા સરકારી નોકરના જાણ્યામાં ના આવે અથવા તેને જડે નહી એવો ઇરાદો તે કેદ કરનારા માણુસના દીઠામાં આવે તો તે માણુસને ગેરવ્યાજબી કેદને માટે બીજી જે કાંઇ શીક્ષાને તે માણુસ લાયક હોય તેથી ઉપરાંત બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શીક્ષા કરવામાં આવશે.

૩૪૭. કોઇ શખસને કેદ કરીને તે શખસ પાસે અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરાઇથી કાંઇ મીલકત અથવા કીંમતી દસ્તાવેજ કહડાવવાના કારણુસર અથવા કેદ કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરજસ્તીથી કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરાવવાના અથવા જેથી કાંઇ ગુન્હો કરવો સેહેલો થાય એવી કાંઇ ખબર મેળવવાના કારણુસર જે માણુસ તે શખસને ગેરવ્યાજબી કેદ કરે તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૪૮. કોઇ શખસને કેદ કરી તે શખસ પાસે અથવા તે શખસની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઇ ખબર અથવા કબુલાત જબરજસ્તીથી લેવાના કારણુસર અથવા કેદ કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરજસ્તીથી કાંઈ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવાના કારણુસર અથવા તે કાંઈ લેહેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે એમ કરવાના કારણુસર જે માણુસ તે શખસને ગેરવ્યાજબી કેદ કરે તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

## સાપરાધ બળ તથા હુમલા બાબત.

૩૪૯. બળ જો એક શખસ કોઇ બીજા શખસને ગતી આપે, તેની ગતીમાં ફેરફાર કરે, અથવા તેની ગતી બંધ કરે અથવા જો તે શખસ કાંઇ પદાર્થને એવી રીતે કાંઇ ગતી આપે કે તેની ગતીમાં ફેરફાર કરે અથવા તેની ગતી બંધ કરે કે તેથી તે પદાર્થ તે બીજા શખસના શરીરના કોઇ ભાગને, અથવા તે બીજા શખશે કાંઇ વસ્તુ પહેરી હોય અથવા તે સાથે લઇ જતો હોય તે વસ્તુને અડકે, અથવા બીજી કાંઇ વસ્તુને અડકે એવી રીતે કે તેથી તે બીજા શખસની સપરકેંદરી પર અસર થાય તો તે શખસે બીજા શખસપર બળ વાપર્યું એમ સમજવું, પણ જો શખસ ગતી આપતો, ગતીમાં ફેરફાર કરતો, અથવા ગતી બંધ કરતો હોય, તેણે નીચે બતાવેલા ત્રણ પ્રકારોમાંના કોઈ પ્રકારે તે ગતી આપવી અથવા ગતીમાં ફેરફાર કરવો અથવા ગતી બંધ કરવી જોઇએ.

પેહેલો—પોતાના શરીરની શક્તિથી

બીજો—કોઇ પદાર્થ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા બીજા કોઇ શખસની તરફથી કાંઇ બીજું કામ થયા શીવાય તે ગતી થાય અથવા ગતીમાં ફેરફાર થાય અથવા ગતી બંધ થાય એમ કાંઇ રચના કરીને.

ત્રીજો—કાંઇ જાનવરને ગતીમાન કરીને, તેની ગતીમાં ફેરફાર કરીને અથવા ગતી બંધ કરીને.

૩૫૦. જો કોઈ શખસ કોઇ બીજા શખસની રજામંદી શીવાય તે બીજા શખસની ઉપર કાંઇ ઇરાદાથી બળ વાપરે અને તે કાંઇ ગુન્હો કરવા સારૂ અથવા તે બળ જે શખસ ઉપર વાપરે તે શખસને તે બળથી કાંઇ નુકશાન, ભય, અથવા દુખ કરવાના ઇરાદાથી અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઈ નુકશાન ભય અથવા દુખ થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે શખસે તે બીજા શખસની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

દ્રષ્ટાંત—(અ) એક નદીમાં બાંધેલી હોડીમાં જ બેઠો હોય અને અ તેનાં દોરડાં છોડી નાંખે અને એ પ્રમાણે ઇરાદાથી તે હોડીને પ્રવાહથી ખેંચાઇ જવા દે તો એ ઠેકાણે અ એ ઇરાદાથી જ ને ગતી આપી અને તે પદાર્થોને એવી રીતે મુકવાથી કે પછી કોઈ શખશની તરફથી બીજું કામ થયા શીવાય તે ગતી ઉત્પન્ન થાય માટે અ એ ઇરાદાથી જ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું, અને અગર કોઈ ગુન્હો કરવા સારૂ અથવા જને કાંઇ નુકશાન ભય અથવા દુઃખ કરવાના ઇરાદાથી કે એ પ્રમાણે બળ વાપરેથી કાંઇ નુકશાન ભય કે દુઃખ થશે એવો સંભવ જાણ્યા છતાં તેણે એ કામ જ ની રજામંદી શીવાય કર્યું માટે અ એ જ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(બ) જ એક સીગરામમાં બેસીને જાય છે તેના ઘોડાઓને અ ચાબક મારીને તેની ચાલ ઉતાવળી કરે તો એ ઠેકાણે જાનવરો પાસે પોતાની ગતી બદલાવીને અ એ જ ની ગતીમાં ફેરફાર કર્યો, માટે અ એ જ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું અને અગર જ ને કાંઈ નુકશાન ભય અથવા દુઃખ કરવાના ઇરાદાથી કે તેથી અને કાંઇ નુકશાન ભય અથવા દુઃખ થાય એવો સંભવ જાણ્યા છતાં તેણે એ કામ જ ની રજામંદી શીવાય કર્યું હોય તો અ એ જ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ક) જ એક પાલખીમાં બેસીને જાય છે તેની પાસેથી અપહરણ કરવાના ઇરાદાથી અ દાંડો ઝાલીને તે પાલખીને અટકાવે તો એ ઠેકાણે અ એ જ ની ગતી બંધ કરી અને તેણે પોતાના શરીરની શક્તિથી કર્યું માટે અ એ જ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું અને એ પ્રમાણે અ એ ઇરાદાથી જ ની રજામંદી સીવાય તથા ગુન્હો કરવા સારૂ કર્યું માટે અ એ જ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ડ) રસ્તામાં અ ઇરાદાથી જ ને ધક્કો મારે તો એ ઠેકાણે અ એ પોતાના શરીરની શક્તિથી પોતાના શરીરને એવી રીતે ગતી આપી કે તે જ ને અડકયું માટે તેને ઇરાદાથી જ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું અને અગર જ ને કાંઇ નુકશાન ભય અથવા દુખ કરવાના ઇરાદાથી અથવા તેથી જ ને કાંઇ નુકશાન ભય કે દુખ થાય એવો સંભવ જાણ્યા છતાં તેણે જ ની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય તો તેણે જ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ઇ) અ એક પથ્થર ફેંકે એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે પથ્થર જ ને અડકશે અથવા જ ના કપડાંને અડકશે અથવા જ કાંઇ વસ્તુ લેઇ જાય છે તેને અડકશે અથવા તે પથ્થર પાણીને લાગીને તે પાણીથી જ નાં કપડાં અથવા જ કાંઈ વસ્તુ લઈ જાય છે તે છંટાશે, તો એ ઠેકાણે અગર તે પથ્થર ફેંકવાથી કાંઇ પદાર્થ ઝાલીને જ ને અથવા જ ના કપડાંને અડકે તો અ એ જ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું અને અગર જ ને

કાંઈ નુકશાન ભય કે દુઃખ કરવાના ઇરાદાથી તેણે જ ની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય તો તેણે જ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ફ) અ ઇરાદાથી કોઈ સ્રીનો બુરખો ફ્ંચો ખેંચે તો એ ઠેકાણે તે સ્રીની ઉપર ઇરાદાથી બળ વાપર્યું એમ સમજવું અને જો તે સ્રીને કાંઇ નુકશાની ભય કે દુઃખ કરવાના ઇરાદાથી અથવા તેથી નુકશાન ભય કે દુઃખ થાય એવો સંભવ જાણીને તેણે તે સ્રીની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય તો તેણે તે સ્રીના ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(ગ) જ નાહાવા બેઠો છે તેવામાં પોતે ઉકળતુ જાણતો હોય એવું પાણી અ હમામખાનામાં રેડે તો એ ઠેકાણે અ એ ઇરાદાથી પોતાનાં શરીરની શક્તિ વડે તે ઉકળતા પાણીને એવી ગતી આપી કે તે પાણી જ ને અડકે અથવા બીજા પાણીને અડકે અને તે એવી રીતે કે તે અડકવાથી જ ની સ્પર્શેંદ્રિપર અસર થાયજ, તો અ એ ઇરાદાથી જ ની ઉપર બળ વાપર્યું એમ સમજવું અને અગર જ ને કાંઈ નુકશાન ભય કે દુઃખ કરવાના ઇરાદાથી અથવા તેથી નુકશાન ભય કે દુઃખ થાય એવો સંભવ જાણીને તેણે જ ની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય તો અ એ જ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

(હ) જ ની રજામંદી શીવાય અ એક કુતરાને જ ની ઉપર કુદાવે તો એ ઠેકાણે અ એ જ ને કાંઇ નુકશાન ભય કે દુઃખ કરવાનો અ નો ઈરાદો હોય તો તેણે જ ની ઉપર સાપરાધ બળ વાપર્યું એમ સમજવું.

૩૫૧. **હુમલો** જે માણસ કાંઇ ચાળા અથવા તૈયારી કરે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે ચાળા અથવા તૈયારીથી કોઇ શખસ હાજર હોય તેને એવો ભય ઉત્પન થશે કે એ ચાળા અથવા તૈયારી કરનારો માણસ મારી ઉપર હમણાં સાપરાધ બળ વાપરવાનો છે તો તે માણસે હુમલો કર્યો એમ સમજવું.

ખુલાસો—માત્ર શબ્દોથી હુમલો થતો નથી પણ કોઇ શખસ કાંઈ શબ્દો બોલે તે શબ્દો તેના ચાળા અથવા તૈયારીનો એવો અર્થ ઉત્પન્ન કરી શકે તેથી તે ચાળા અથવા તૈયારી હુમલો ગણાય.

દૃષ્ટાંત—(અ) અ મુઠીવાળીને જ ની તરફ ધરીને હલાવે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનશે કે અ હમણાં કુતરા પાસે મને કરડાવશે તો અ એ હુમલો કર્યો એમ સમજવું.

(બ) અ એક ભયંકર કુતરાનું મુખ છોડાવવા માંડે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનશે કે અ હમણાં તે કુતરા પાસે મને કરડાવશે તો અ એ જ ની ઉપર હુમલો કર્યો એમ સમજવું.

(ક) અ એક લાકડી લઇને જ ને એમ કહે કે હું તારી વલે કરૂંછું તો એ ઠેકાણે અ એ વાપરેલા શબ્દો કોઇ પણ બાબતમાં હુમલો ગણાય નહી તથા માત્ર નીચુ વળીને લાકડી લેવી એ બીજી કાંઈ બીના શિવાય હુમલો ગણી ન શકાય એવું હોય તોપણ તે લાકડી લેવાના ચાળાનો અર્થ તે શબ્દોથી સમજાઇને તે હુમલો થઇ શકે.

૩૫૨. કોઇ માણસે ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન ન કર્યા છતાં તે શખસની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસેં રૂપીઆ સુધીની દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—અગર તે ગુન્હો કરવાના બહાના દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુદ્ધિપૂર્વક ઉત્પન્ન થયો હોય અથવા.

અગર કાયદા મુજબ કે સરકારી નોકરીનો અખતીઆર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય અથવા.

અગર ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમા લાવતાં કરેલી કાંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય તો તે ભારે તથા આકસ્મીક ક્રોધના સબબથી આ કલમ મુજબ કાંઈ ગુન્હાની શીક્ષા ઓછી થશે નહી.

તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુન્હો ઓછો થઈ શકે એ હકીકતની બાબત છે.

૩૫૩. કોઇ શખસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે શખસની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે અથવા તે શખસને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો અટકાવવા અથવા ડરાવીને તે અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી અથવા તે શખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—એક કલેકટર ખાતાનો પીઆદો કે જેને ( મેહેસુલ વસુલ કરવા સારૂ ) જપ્તી કરતાંની દરમીઆનમાં

સુલેહ જાળવવા સારૂ મોકલવામાં આવ્યો હતો તેના ઉપર જ્યારે તે હુકમ બજાવવા સારૂ રસ્તામાં જતો હતો તે વખતે, કેદીઓએ હુમલો કર્યો, અને તેનો પરવાનો ખુંચવી લેવાની કોશીશ કરી તે કેસમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે કલમ ૩૫૩ મુજબ સરકારી નોકરને તેની ફરજ બજાવવી વખતે હુમલો કરવા બદલ કેદીઓને બરાબર રીતે ગુન્હેગાર ઠરાવી સજા કરવામાં આવી હતી. ( ૧૩-સ. વી. રી પા. ૪૯. )

આ ૩૫૩ મી કલમ મુજબનો ગુન્હો માંડી વળાય એવો ( રાજીનામું થાય એવો ) નથી.(મું'ડી ૩-૧૮૮૮નુંરસમું'

એક કેસમાં એક પરવાનાવાળા શીતળા કાઢનારે એક માણસના છોકરાને શીતળા કાઢવા સારૂ એક બીજા માણસ ( આ કામનાં અરજદાર ) ના છોકરા ( ના હાથ ) ઉપરથી રસી લેવાની કોશીશ કરી, અને તેના પરીણામે તે બીજા માણસે તેના ઉપર હુમલો કર્યો, અને તેથી તે ( શીતળા કાઢનાર ) ને સહેજ ઇજા થઇ તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે જે માણસ વાંધો લે તેવા કોઇ પણ માણસના હાથ ઉપરથી રસી લેવાનો તેને હક નહોતો, અને તેણે તેમ કરવાને કોશીશ ગેરકાયદેસર હતી, અને અરજદારો તેના ઉપર હુમલો કરવામાં વ્યાજબી હતા. ( ૩-ક-વી-નો-પા-૬૨૭ )

૩૫૪. કોઇ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી અથવા પોતે તેમ કરવાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણવા છતાં જે માણસ તે સ્ત્રીની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—જો કોઇ માણસના ઉપર કોઈ સ્ત્રી ઉપર અસભ્ય હુમલો કરીને બળાત્કાર સંભોગ કરવાની કોશીશ કરવાનું તહોમત મુકવામાં આવ્યું હોય,પરંતુ જો તે તહોમતદાર માણસે તેની દુષ્ટ વાંછના ગમે તેમ કરીને પણ અને ગમે તેટલો અટકાવ થાય તો પણ પુરી પાડવાનો નીશ્ચય કર્યો હતો એવી કોર્ટની ખાતરી ન થઈ હોય તો તેને આ ૩૫૪ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી સજા કરવી જોઈએ.

૩૫૫. કોઇ શખસે ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન ન કર્યા છતાં તે શખસને બેઆબરૂ કરવાના ઇરાદાથી જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૫૬. કોઇ શખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે લઇ જતો હોય તેની ચોરી કરવાની કોશીશ કરવામા તે શખસની ઉપર, જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ એવા ગુન્હાઓને લાગુ પડે છે કે જ્યારે ચોરી કરવાની કોશીશમાં સાપરાધ બળ વાપરવામાં આવ્યું હોય. જેમાં ચોરી કરવામાં આવી હોય તેવા સંજોગોમાં આ કલમ લાગુ પડતી નથી ( ૨. અ કી કી. કે. ૩ )

૩૫૭ કોઇ શખસને ગેરવાજબી કેદ કરવાની કોશીશ કરવામાં જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૫૮. કોઇ શખસે ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન કર્યા ઉપરથી જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસેં રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો—૩૫૨ મી કલમનો જે ખુલાસો લખેલો છે, તે આ છેલ્લી કલમને પણ લાગુ પડે છે.

## મનુષ્યહરણ, મનુષ્યનયન ગુલામી તથા વેઠ બાબત.

૩૫૯. મનુષ્યહરણ—બે પ્રકારનું છે. એક બ્રીટીશ ઇન્ડીઆમાંથી અને બીજું કાયદેસર વાલીના હવાલામાંથી.

ટીકા—" આ ગુન્હો બાળક ઉપર, તે બાળકને તેના કાયદેસર વાલી અથવા રક્ષણ તળેથી ખસેડવાથી થઇ શકે. પુખ્ત ઉમ્મરના સખસ ઉપર તેને કંપની સરકારના મુલકની હદની બાહાર લઇ જવાથી અથવા તે કામને સારૂ તેને કોઇ વહાણ ઉપર બેસાડવાથીજ માત્ર થઇ શકે.

૩૬૦. જે માણસ કોઇ શખસને તે શખસની રજામંદી શીવાય અથવા તે શખસની વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખતીઆર હોય એવા કોઇ શખસની રજામંદી શીવાય બ્રીટીશ ઇંડીઆની

હદની બહાર લઇ જાય તે માણસે બ્રીટીશ ઈંડીયામાંથી તે શખસનું હરણ કર્યું એમ સમજવું.

૩૬૧. ચઉદ વરસથી ઓછી ઉંમરના કોઇ છોકરાને અથવા સોળ વરસથી ઓછી ઉમરની કોઇ છોકરીને અથવા કોઇ દીવાના શખસના કાયદેસર વાલીના હવાલામાંથી તે વાલીની રજામંદી શીવાય જે માણસ લઇ જાય અથવા ફોસલાવીને તેડી જાય તેણે બાળક અથવા તે શખસનું કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કર્યું એમ સમજવું.

ખુલાસો—આ કલમ મધે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે તે શબ્દો મધે તે બાળક અથવા તે બીજા શખસને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે શખસને સોપ્યું હોય એવા કોઈપણ શખસનો સમાવેશ થાય છે.

અપવાદ—કોઇ શખસ શુદ્ધબુદ્ધિથી એમ માનતો હોય કે લગ્ન સંબંધ વીના ઉત્પન્ન થએલા ફલાણા બચ્ચાનો હું બાપ છે, શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે તે બચ્ચાને કાયદેસર હવાલામાં રાખવાને મારો હક છે અને તે શખસ અગર કાંઇ અનીતિના અથવા કાંઈ કાયદા વિરૂદ્ધ કારણસર એવું કામ ન કરે તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી.

ટીકા—"કાયદેસર વાલી" એ શબ્દોમાં માબાપ અથવા સગાંવહાલાં કે જેમના ઘરમાં તે સગીર રહે છે અને ઉછરે છે તેમનો સમાવેશ થાય છે એટલુંજ નહી, પણ બીજું કોઈપણ માણસ કે જેની સાથે તે સગીર, જે માણસોનો તેના ઉપર વધારે કાયદેસર હક છે તે માણસોની સ્પષ્ઠ અથવા ગર્ભીત સંમતીથી રહે છે તેવા માણસનો પણ તેમાં સમાવેશ થાય છે. દાખલા તરીકે, નીશાળનો ઉપરી, જે શેઠ અથવા શેઠાણીની નોકરીમાં બાળકને મુક્યુ હોય તે શેઠ અથવા શેઠાણી,

પરણેતર સ્ત્રીનો કાયદેસર વાલી તેનો ધણી છે. તેથી જો તે ધણી પોતાની વહુને લઇ જાય તેને માટે તેને મનુષ્ય હરણ કરવાનો ગુન્હેગાર ઠરાવી શકાય નહી, તેમજ જે માણસો તેમ કરવામાં તેને મદદ કરે તે પણ ગુન્હેગાર ઠરી શકે નહી. તેજ મુજબ પંદર વરસની (પરણેલી હિન્દુ છોકરીનો કાયદેસર વાલી તેનો ધણી છે; તેથી કરીને જો તે છોકરીનો બાપ તેણીને ધણીના કબજામાંથી તે (ધણી) ની રજા સીવાય ખસેડે તો વાલીપણામાંથી તેણીનું હરણ કરવાનો ગુન્હો તે કરે છે. ( ર. ધ. ૧૭. ક. ૨૯૭ )

છોકરીનો માત્ર વિવાહ ( સગાઇ ) કર્યો હોય, પણ તેને પરણાવી ન હોય ત્યાં સુધી તેણીનો બાપ તેણીનો કાયદેસર વાલી છે. એક કેસમાં બાપે પોતાની છોકરી તે તોહોમતદારની સાથે વિવાહ કર્યો હતો, અને તે(તહોમતદાર ) ના ઘરમાં અવારનવાર ( કોઇક પ્રસંગે ) તે છોકરીને તે રહેવા દેતો હતો. પરંતુ તે ( બાપે ) પાછળથી એકદમ પોતાનો વિચાર ફેરવીને તહોમતદારની સાથે કરેલો વિવાહ તોડી નાંખ્યો. તે પછી તહોમતદાર તે છોકરીને તેણીના કાયદેસર વાલી ( તેણીના બાપ ) ની રજામંદી સીવાય લઇ ગયો. તેમાં તેને કાયદેસર વાલીપણામાથી તે છોકરીનું હરણ કરવાનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. ( ૪. સ. વી. રી. ૫ા, ૭ )

સગીર વયની હિંદુ છોકરીને માટે ધણી પસંદ કરવાનો અને લગ્નની ક્રિયા કરવાનો (તે છોકરીના બાપના) પીત્રાઈ સગાનો હક તે બાળક છોકરીની સામે અથવા તેણીના વાલીની સામે સ્વતંત્ર ( અપ્રતીબંધક ) નથી; અને તે સગો જો તે છોકરીની પોતાની ઈચ્છાની કાંઈપણ દરકાર કર્યા વગર અને તેણીના વાલીએ લીધેલી હરકત છતાં, તે છોકરીનું લગ્ન કરી નાંખવાને સારૂ લુચ્ચાઇ કરીને અથવા જોર જુલમથી તે છોકરીને ખસેડે, તો તેમ કરવામાં તે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે વ્યાજબી કરતો નથી. એક કેસમાં એક બાર વરસની કુંવારી હિંદુ છોકરીના એક દુરના પીત્રાઇએ તે છોકરીની વાલીની મરજી વિરૂદ્ધ ને છોકરીને દગાથી તે વાલીયોની પાસેથી ખસેડી, અને એક ઘણા વયેવૃદ્ધ માણસની સાથે તે છોકરીનું લગ્ન ઉતાવળથી કરી નાંખ્યું, અથવા કરી નાંખવાનો પ્રયત્ન કર્યો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે હકીકત ઉપરથી આ ૩૬૧ મી કલમમાં વર્ણવેલો મનુષ્ય હરણનો ગુન્હો બનતો હતો, તેમજ ૩૬૧ મી કલમમાં જણાવેલો મનુષ્ય નયનનો ગુન્હો પણ બનતો હતો; અને આ કેસ ૩૬૧ મી કલમના અપવાદની અંદર આવતો નહોતો, કેમકે તે કેસમાં શુદ્ધબુદ્ધિનો કાંઇ પણ પુરાવો નહોતો, તેમજ આ કેસ ૩૬૬ મી કલમમાંથી લઈ લેવાતો નહોતો. કેમકે તે છોકરીજ તે લગ્નની સામે વાંધો લેતી હતી. અને તે પીત્રાઇને તેણે પોતે ઠરાવેલા ( પસંદ કરેલા ) માણસની સાથે તે છોકરીનું લગ્ન, ગમે તેમ થાય તોપણ, કરવાની હક લેવાનો કાંઈ પણ અધીકાર નહોતો. ( મું. હા. કો. ક્રી. રૂ. ૧૮૯૫ નું ૬૬ મું. )

મુસલમાની કાયદા પ્રમાણે સુન્ની મઝહબ મુજબ છોકરો સાત વર્ષનો થાય ત્યાં સુધી અને છોકરી જુવાન વયની થાય ત્યાં સુધી તે છોકરા તથા છોકરીને રાખવાનો બાપની સામે પણ માનો હક છે, અને શીઆ મઝહબ મુજબ છોકરો તથા છોકરી સાત વર્ષનાં થાય ત્યાં સુધી તેમને રાખવાનો માનો હક છે તેજ પ્રમાણે અનૌરસ બાળક ( વ્યભીચારથી ઉત્પન્ન થયેલું ) રાખવાનો તેની માનો હક છે. તેથી તેવા અનૌરસ બાળકને અથવા ઉપર જણાવેલી ઉમરની હદ સુધીના છોકરા અથવા છોકરીનો બાપ માના કબજામાંથી માની સંમતી વગર લઇ જાય

તો તે બાપ મુસલમાની કાયદાને અનુસરીને આ ૩૬૧ મી કલમ પ્રમાણે મનુષ્ય હરણના ગુન્હાનો ગુન્હેગાર થશે. ( ૨. સ. વી. રી. પા. ૭૬ )

જો કોઇ છોકરી પોતાના મોહોલ્લામાં અથવા ખેતરમાં એકલી જાય, અને તેનો પાછી ઘેર જવાનો તેણીનો ઇરાદો હોય તો તે તે પ્રમાણે બહાર ગયેલી હોય તોપણ તે તેના મા અથવા બાપના કાયદેસર હવાલામાં હતી એમ ગણાશે. ૭ તેથી કરીને જાહેર રસ્તા ઉપર રમતા બાળકને ફોસલાવી લઇ જવું તે કાયદેસર વાલીપણામાંથી હરણ કરવું ગણાશે. ૮ તેજ પ્રમાણે જ્યાં છોકરી પાડોશીને ઘેર મળવા ગઇ હોય તે વખતે તેણીનું હરણ કરવું તે પણ તેણીને કાયદેસર વાલીપણામાંથી હરણ કર્યાનો ગુન્હો ગણાશે. ( ૩. સ. વી. રી. પા. ૧૫ )

જો બાળક કાયદેસર વાલીના હવાલામાં ન હોય તો તે બાળકને લઈ જનારનું ગમે તેવું માનવું હોય તોપણ આ હરણ કરવાનો ગુન્હો બની શકતો નથી. ( ૫. રે. ૧૮૮૭ મું પરચું )

બાળકની ઉમ્મરના સંબંધમાં એવો ફેંસલો કરવામાં આવ્યો છે કે છોકરી સોળ વરસની ઉપર હતી એવું યોગ્ય રીતે ધારીને શુદ્ધ બુદ્ધિથી માનવું તેથી પણ તહોમતદારનો કાંઇપણ બચાવ થશે નહી.(સો.રી.૨ ક્રી.કે.પા.૧૫૪)

**૩૬૨.** કોઇ શખસને કોઇ જગેથી જવાને જે માણસ બળથી જરૂર પાડે અથવા કાંઇ ફરેબી ઇલાજોથી લલચાવે તે માણસે તે શખસનું નયન કર્યું એમ સમજવું.

**ટીકાઃ—**આ કલમ પ્રમાણે મનુષ્ય નયનના ગુન્હાને માટે બળ અથવા ફરેબ ( દગલબાજી ) ની જરૂર છે, જે મનુષ્ય હરણમાં ગુન્હો વાલી ( ના કબજા ) ની સામે થાય છે, જ્યારે અહીંઆં નયન થએલા માણસની પોતાની સામે ગુન્હો થાય છે, મનુષ્ય હરણમાં હરણ થયેલું સખસ સગીર વયનું બાળક હોવું જોઈએ, જ્યારે નયનનો ગુન્હો કોઇ પણ ઉમ્મરના સખસની સામે થઈ શકે.

પીનલકોડ મુજબ ( એકલું ) મનુષ્ય નયન એવો કોઇપણ ગુન્હો નથી, પરંતુ અમુક ઈરાદા સાથે કરેલું મનુષ્યનું નયન ગુન્હો થાય છે ( ૧૫. સ. વી. રી. પા. ૩૩ )

**૩૬૩.** જે માણસ બ્રીટીશ ઇન્ડીઆમાંથી અથવા કાયદાસર વાલીના હવાલામાંથી કોઇ શખસનું હરણ કરે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા—**આ કલમ મુજબ તહોમતદારને મનુષ્ય હરણનો ગુન્હેગાર ઠરાવાને સારૂ એવું બતાવવું જોઈએ કે હરણ થએલા સખસને તહોમતદાર કાયદેસર વાલીપણામાંથી લઈ ગયો હતો અથવા ફોસલાવીને તેડી ગયો હતો, અને વાલીની સંમતિ વગર તેણે તેમ કર્યું હતું ( ૧૬. સ. વી. રી. પા. ૪૨ )

મનુષ્ય હરણનો અથવા નયનનો ગુન્હો જે કોર્ટની હદમાં જે મનુષ્યનું હરણ અથવા નયન કરવામાં આવ્યું હોય, તે કોર્ટથી અથવા સદરહુ સખસને જે કોર્ટની હકુમતમાં થઇને લઇ જવાનો હોય, અથવા રાખ્યો હોય, અગર સંતાડયો હોય તે કોર્ટથી તેનો ઈનસાફ થઇ શકે છે.

**૩૬૪.** કોઇ શખસનું ખુન કરવામાં આવે એટલા માટે અથવા પોતાનું ખુન થવાના જોખમમાં તે શખસ આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે જે માણસ તે શખસનું હરણ અથવા નયન કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

**દષ્ટાંત—** (અ) બ્રીટીશ ઇન્ડીઆમાંથી અ નું હરણ કરે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એક મુરતીને જ નો ભોગ આપવામાં આવે તો બ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) બ નું ખુન કરવામાં આવે એટલા માટે બ ને તેને ઘેરથી અ બળથી અથવા ફોસલાવીને લઇ જાય તો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

**૩૬૫.** કોઇ શખસને છાની રીતે ગેરવાજબી કેદ કરવાના ઇરાદાથી જે માણસ તે શખસનું હરણ અથવા નયન કરે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

**૩૬૬.** કોઇ સ્ત્રીને તે સ્ત્રીની મરજી નહીં છતાં કોઇ પુરૂષની સાથે જુલમથી પરણાવવામાં આવે એવા ઇરાદાથી અથવા જુલમથી પરણાવવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને અથવા જુલમથી કે ફોસલાવીને તે સ્ત્રીના જોડે જારકરમ કરવામાં આવે એટલા માટે અથવા જુલમથી કે ફોસલાવીને તેની જોડે જાર કરમ કરવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને જે માણસ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરે તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં

આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—મી મેઇન સાહેબ કહે છે કે આ કલમ વચ્ચેનો ભેદ એ છે કેઃ—જ્યાં સ્ત્રીનું નયન થતી વખતે તે સ્ત્રીને પરણવાનો અથવા જાર કરમ કરવાનો કાંઇ પણ ઇરાદો ન હોય, પરંતુ ( નયન કરનારની તરફથી ) એવી ધારણા રાખવામાં આવી હોય કે પાછળથી તેના ઉપર વાપરેલા બળથી અથવા પાછળથી તેને આપેલી ફોસલાવણી ( લાલચ )થી તેનું લગ્ન અથવા તેની સાથે જાર કર્મ કરવામાં આવશે, તેવા કેસને આ કલમ લાગુ પડે છે. જ્યારે ૪૯૮ મી કલમમાં આવતા કેસોમાં સ્ત્રીને લઇ જવાનો અથવા ફોસલાવીને તેડી જવાનો હેતુ એ છે કે તે પરણેલી સ્ત્રી બીજા કોઈ માણસની સાથે જાર કર્મ કરવામાં તે સ્ત્રી પોતે સંમતી આપે છે.

૩૬૭. કોઇ શખ્સને મહાવ્યથા કરવામાં આવે છે અથવા તેને ગુલામ કરવામાં અથવા તેની ઉપર કોઇ શખસની સૃષ્ટિ કર્મ વિરૂદ્ધ મૈથુન કરવાની ઇચ્છા પુર્ણ થાય એટલા માટે અથવા તેના ઉપર એ પ્રમાણે ગુજારવાના જોખમમાં તે આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે અથવા તે શખસની ઉપર એ પ્રમાણે ગુજરશે અથવા તેનો એ પ્રમાણે વગ કરવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને જે માણસ તે શખસનુ હરણ અથવા નયન કરે તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. વળી તે દંડને પણ લાયક થાય.

૩૬૮. કૂભાણા શખસનું હરણ અથવા નયન થએલું છે એમ જાણ્યા છતાં જે માણસ તે શખસને ગેરવ્યાજબી રીતે સંતાડે અથવા કેદ કરે તે માણસને જે ઇરાદા કે જ્ઞાનથી અથવા જે કારણસર તે માણસ તે શખસને સંતાડે અથવા કેદમાં રાખે તેજ ઈરાદા કે જ્ઞાનથી અથવા તેજ કારણસર જાણે તે માણસે તે શખસનું હરણ અથવા નયન કર્યું હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

ટીકા—જે સખસનું હરણ થયું હોય તેવા કોઇપણ સખસને છુપાવવામાં જે માણસ મદદ કરે છે તેવા માણસને આ કલમ લાગુ પડે છે, અને હરણ કરનાર સખસોને તે લાગુ પડતી નથી. ( સ. વી. રી. પા. ૧૭ )

૩૬૯. દસ વરસથી ઓછી ઉંમરના કોઇ બચ્ચાના શરીર ઉપરથી કોઇ જંગમ મીલકત બદદાનતથી લેવાના ઇરાદાથી જે માણસ તે બચ્ચાનું હરણ અથવા નયન કરે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે,

૩૭૦. કોઇ શખસને ગુલામ દાખલ જે માણસ આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બહાર મોકલે અથવા ખસેડે અથવા ખરીદ કરે અથવા વેચે અથવા કોઇને આપે અથવા તે શખસની મરજી નહી છતાં તેને ગુલામ દાખલ કબુલે અથવા રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—"ગુલામ" કોને કહેવો :—ગુલામ એ કાંઇ પણ બીલકુલ હક વગરનું અને દુનિઆમાં સ્થીતી વગરનું એક પ્રાણી છે, જો કેવળ ( નિરજીવ ) માલમતા તરીકે બીજાની મીલકત છે, અથવા બીજાની મીલકત થાય છે, કેમકે કોઈપણ કાયદેસર અધીકારીને જવાબદાર થયા વગર, ( તે ગુલામને ) વેચી દેવાની બક્ષીસ કરી દેવાની અથવા બીજી રીતે તેનો નીકાલ કરી દેવાની તેમજ તેના જીવીત અને મોતની પણ તે ( ગુલામના ) માલીકને તે ગુલામ ઉપર કુલ સ્વતંત્ર સત્તા છે. ( ૨. અ. ૭૩૧ )

૩૭૧. જે માણસ નિત્ય ગુલામોને આ દશમાં લાવે અથવા આ દેશમાંથી બહાર મોકલે અથવા ખસેડે અથવા ખરીદ કરે અથવા વેચે અથવા તેઓનો વેપાર ધંધો કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારનો અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૭૨. સોળ વરસથી ઓછી ઉમરનું કોઈ બાળક જાર કરમના કારણસર અથવા કોઇ કાયદાવિરૂદ્ધ તથા અનીતિના કારણસર રાખવામાં કે વાપરવામાં આવે એવા ઇરાદાથી અથવા તે બાળક તેવા કાંઇ કારણસર રાખવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં જે માણસ તે બાળકને વેચે અથવા ભાડે આપે અથવા બીજી રીતે કોઇને આપે તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે એને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—આ કલમ પ્રમાણે ગુનો બનવાને સારૂ એ જરૂરનું નથી કે બાળકની જાત ઉપર ( કુલ ) સત્તાની અથવા બાળકની જાત ઉપરના કબજાની તબ[illegible] બરાબર હોય તેવી રીતનું ( તે બાળકનું ) આપી દેવું જોઇએ; એક મંદીરની નાચનારી છોકરીઓ કે જેમનો ધંધો ઉઘાડી રીતે વેશ્યા કર્મનો [illegible] છોકરીની [illegible]

બાળકને દાખલ કરવું તેજ માત્ર આ ગુન્હો બનવાને માટે પુરતું છે ( ૬ બો. હા. રી. પા. ૬૦ )

તહોમતદારે પોતાની બાળક છોકરીનું એક મુરતીની સાથે એક પ્રકારનું લગ્ન કરીને બાસીવી તરીકે તે છોકરીને અર્પણ કરી દીધી, એવું જણાતું હતું કે બાસીવી કાયદેસર લગ્ન કરવાને અયોગ્ય છે; અને સાધારણ રીતે ગમે તે માણસની સાથે વ્યવહાર ભોગવે છે. અને તેણીના છોકરાઓ તેણીના બાપની મીલકતના વારસ થાય છે. તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે તે તહોમતદારે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો હતો (૧૫ મ ૭૫)

૩૭૩. સોળ વરસથી ઓછી ઉંમરનું કોઇ બાળક જાર કરમના કારણસર અથવા કંઇ કાયદા વિરૂદ્ધ તથા અનીતિના કારણસર રાખવામાં કે વાપરવામાં આવે એવા ઇરાદાથી અથવા તે બાળક તેવા કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યાં છતાં તે બાળકને ખરીદ કરે, ભાડે લે, અથવા બીજી રીતે પોતાના કબજામાં લે તે માણસને દસ વરસની મુદત સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—આ કલમ તથા ૩૭૨ મી કલમ માત્ર વ્યભિચારના ( જાર કર્મના ) કેસને લાગુ પડે છે એમ નથી. જો નાની ઉમ્મરના છોકરાઓને ગુન્હા ભરેલા ધંધા, દાખલા તરીકે ચોરી કરવાનો, ઘર ફોડવાનો, ખુન કરવાનો અને એવાજ બીજા ધંધાઓની તાલીમ આપવાનો તહોમતદારનો ઇરાદો હોય તો તે આ કલમો પ્રમાણે ગુન્હેગાર થશે, દાખલા તરીકે ચાર્લ્સ ડીકન્સ કૃત "ઓલીવર ટ્વીસ્ટ" નામના વાર્તાના પુસ્તકમાં ફેગીન નામનો ચોરનો સરદાર નાનાં છોકરાંઓને એકઠાં કરીને તેમને ખીસ્સાં કાતરવાના ધંધાની તાલીમ આપે છે, ફેગીન જો હિંદુસ્તાનમાં એવું કરતો હોત તો તેને આ કલમ મુજબ શિક્ષા થાત.

એક કેસમાં હકીકત એવી હતી કે તહોમતદાર એક અગીઆર વરસની છોકરીને રસ્તામાં મળ્યો, અને તેને એક પઇસો આપવાની લાલચ આપીને તેની સાથે એક વખત સંભોગ કરવાને સમજાવી. તે છોકરીએ તે વાત ખુશીથી કબુલ કરી. અને તહોમતદારના કહેવાથી તે છોકરી તેની સાથે તે કામને સારૂ પોતાની મરજીથી એક વસ્તી વીનાના અવાવરૂ ઘરમાં ગઈ. કૃત્ય કરતાં તેઓ બંને ઝલાઇ ગયાં, અને તે તહોમતદારને એકદમ કેદ પકડવામાં આવ્યો તે છોકરી કોઇની રજા વગર બહાર ગઇ હતી, અને યોગ્ય ઉમ્મરની થઇ નહોતી; તેમજ પુરાવા ઉપરથી એવું માલુમ પડતું હતું કે તે છોકરીએ આગળ કોઇવાર સંભોગ કરેલો નહોતો. તે કેસમાં જડજોએ એવો અભીપ્રાય આપ્યો હતો કે તે તહોમતદારને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવીને કરેલી સજા ગેરકાયદેસર હતી.(૫ મ.હા રી પા ૪૭૩.)

૩૭૪. કોઇ શખસની મરજી નહી છતાં જે માણસ તેની પાસે કાયદાવિરૂદ્ધ જબરાઇથી મંજુરી કરાવે તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## બળાત્કાર સંભોગ બાબત.

૩૭૫. નીચે બાતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબતમાં જે પુરૂષ નીચે બયાન કરેલી પાંચ હાલતોમાંની કોઇ પણ હાલતમાં કોઇ સ્ત્રીની સાથે સંગ કરે તેણે બળાત્કાર સંભોગ કર્યો એમ સમજવું.

પહેલી—તે સ્ત્રીની મરજી નહી છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી—સ્ત્રીને મોતનો અથવા વ્યથાનો ભય ઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ.

ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું તે સ્ત્રીનો વર નથી અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે. તે પુરૂષ હું છું એમ માનીને તેણે પોતાની રજામંદી આપી છે તો તે રજામંદી છતાં પણ.

પાંચમી—તે સ્ત્રી બાર વરસથી ઓછી ઉમ્મરની હોય તો પછી તેની રજામંદી હોય કે નહી તોપણ.

ખુલાસો—બળાત્કાર સંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે, તેમાં પ્રવેશ થયો તો બસ છે.

અપવાદ—કોઇ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે અને તે સ્ત્રી બાર વરસથી ઓછી ઉમ્મરની નહી હોય તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય,

ટીકા—આ ગુન્હાનું તત્વ તે સ્ત્રીની મરજી નહી છતાં અથવા તેણીની રજામંદી વગર કૃત્ય કરવામાં રહેલું છે. જ્યારે તે સ્ત્રી શું થાય છે તે જાણે છે, અને તેની સામે વાંધો લે છે અથવા તે અટકાવે ત્યારે તે કૃત્ય તે સ્ત્રીની મરજી વિરૂદ્ધ કરેલું ગણાય છે. રજામંદી કોને કહેવી તેના સંબંધમાં જુઓ કલમ ૯૦ જ્યારે કોઈપણ કારણને લીધે તે સ્ત્રી શું થાય છે તે જાણવાને અશક્ત હોય અથવા એવું ધારે કે ( ખરેખર થતા કૃત્યથી ) કાંઇક જુદું થાય છે, અથવા એવું ધારે કે જેથી તે કૃત્ય નિર્દોષ કૃત્ય થાય તેવી રૂપીતીની અંદર તે કૃત્ય કરવામાં આવે છે. ખરેખર

વાધે હતી ને સ્ત્રી બધ પડી છે તે વાત માત્ર તેઓને સંમાાના પુરાવો ગણાશે નહી.

ખુલાસો—જો કે પ્રવેશથી યોનીની અંદરનો પડદો ફુટી ન જાય તો પણ જરીક સહેજ પ્રવેશ (આ ગુન્હાને વાસ્તે.) બસ છે. ૨ પરંતુ યોનીની અંદર ગમે તો ઘણોજ થોડો સેહેજ પણ પ્રવેશ થયા વગર આગુન્હો બનતો નથી ( ૨. સ વી રી પા ૨૧ )

૩૭૬. જે માણસ બળાત્કાર સંભોગ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુત્રાં એમાંના ગમે તે પ્રકારની દેહની શીક્ષા કરવામાં આવશે એને વળી તે દંડને પણ લાયક થશે.

૩૭૭. જે માણસ બુદ્ધિ પુર્વક કોઇ પુરૂષ, સ્ત્રી, અથવા જાનવર સાથે સૃષ્ટી કર્મ વિરૂદ્ધ મૈથુન કરે તે માણસને જીવના સુત્રાં સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની દેહની શીક્ષા કરવામાં આવશે, અને તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—આ કલમમાં બ્યાન કરેલા ગુન્હામાં જે મૈથુન થવું જરૂર છે, તેમાં પ્રવેશ થયો તો બસ છે.

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત કરવાને સારૂ જે માણસના ઉપર ગુન્હો કરવામાં આવ્યો હોય તે માણસની સંમતી તદ્દન બીન ઉપયોગી છે. અને ગુન્હો કરનાર અને જે માણસના ઉપર ગુન્હો કરવામાં આવ્યો હોય તે બંને સરખી રીતે ગુન્હેગાર થશે. ( ૮. કે. પા ૬૦૪. )

એક માણસના ઉપર સૃષ્ટિકર્મવિરૂદ્ધ ગુન્હો કરવા બદલ કામ ચલાવવામાં આવ્યું હતું, અને તે ગુન્હાના તહોમતનો તેને ગુન્હેગાર ગણવામાં આવતો હતો, પરંતુ તે તહોમતમાં કયા વખતે અથવા કઇ જગ્યાએ તે ગુન્હો બન્યો હતો તે જણાવવામાં આવ્યું નહોતું, અને આ બાબતોની કાંઇપણ સાબીતી આપવામા આવી નહોતી તે માત્ર એટલીજ હતી કે તે માણસ ઘણું ખરૂં હમેશ સ્ત્રીનાં લુગડાં પહેરતો, અને સૃષ્ટિકર્મ વિરૂદ્ધ ગુન્હો કર્યાની તેના શરીર ઉપર નીશાનીઓ માલમ પડતી હતી તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે તે માણસને ગુન્હેગાર ઠરાવી શકાય નહી.

એક કેસમાં તહોમતદારે એક બાળકનું મોં જોરજુલમથી ઉઘાડીને તેમાં પોતાના ગુહ્ય ભાગ ( જનનેન્દ્રિ વિગેરે ) ઘાલ્યા, અને તે તહોમતદારે ( તેમ કરીને ) પોતાનો કામ વિકાર પરિતૃપ્ત કરવા લાગ્યો. તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે તેણે સૃષ્ટિકર્મવિરૂદ્ધ ગુન્હો કર્યો નહોતો. ( કા કે રી. પા. ૩૩૧ )

જ્યાં એક માણસે પોતાની સ્ત્રી ઉપર અથવા એક બાળક ઉપર સૃષ્ટિ કર્મવિરૂદ્ધ ગુન્હો કર્યો હતો ત્યાં તે માણસને આવા ગુન્હાનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો ( ક્રી નું પા. ૨૭–૮ કે. પા. ૬૦૪)

## બાબ ૧૭ મો.

## મીલકત વિરૂદ્ધ ગુન્હાઓ બાબત, ચોરી બાબત.

૩૭૮. ચોરી–જે માણસ કોઇ શખસના કબજામાંથી તે શખસની રજામંદી શીવાય કાંઇ જંગમ મીલકત બદદાનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મીલકતને ખસેડે, તે માણસે ચોરી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો—કાંઇ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોટેલી હોય ત્યાં સુધી તે જંગમ મીલકત નથી માટે તેની ચોરી થઇ શકે નહીં પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઈ શકે.

ખુલાસો ૨ જો—જે કામથી જુદું પાડવું હોય તેજ કામથી જે ખસેડવું થાય તે ખસેડવું ચોરી થઇ શકે.

ખુલાસો ૩–જો કોઇ શખસ ખરેખર કાંઇ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલણ થવામાં અટકાવ કરનારી કાઇ અડચણ દુર કરે અથવા તે વસ્તુને કાંઇ બીજી વસ્તુથી જુદી પાડે ત્યારે પણ તે શખસે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

ખુલાસો ૪ થો—કોઇ શખસ કાંઇ પણ ઉપાયથી કોઇ જાનવરને ગતિમાન કરે તો તેણે તે જાનવરને ખસેડયું તથા તે જાનવરને ગતિ થયાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોય તે વસ્તુ ખસેડી એમ સમજવું.

ખુલાસો ૫ મો—ઉપલા લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય અર્થાત સમજાય એવી રજામંદી હોય અને તે કબજેદાર શખસ અથવા તે કારણસર જેને સાફ અર્થાત સમજાય એવો અખ્તીયાર હોય તેવો કોઇ પણ શખસ આપી શકે,

દ્રષ્ટાંત—(અ) જ ની જમીન પરનું એક ઝાડ જ ના કબજામાંથી બદદાનતથી લઇ જવાના ઇરાદાથી જ ની રજામંદી શીવાય અ કાપી નાંખે તો એ ઠેકાણે તે પ્રમાણે લઇ જવા સારૂ અ એ તે ઝાડ જુદું પાડયું કે તેણે ચોરી કરી એમ સમજવું

(બ) કુતરાઓને લલચાવવાની કાંઇ વસ્તુ અ પોતાના ખીસામાં રાખે અને તેથી જ ના કુતરાને પાછળ ચાલવાને લલચાવે તો એ ઠેકાણે અગર અ નો ઇરાદો તે કુતરાને જ ના કબજામાંથી જ ની રજામંદી શીવાય લઇ

બદદાનતથી લઇ જવાનો હોય તો જ ના કુતરાએ અ ની પાછળ ચાલવા માંડયું કે અ એ ચોરી કરી એમ સમજવું.

(ક) એક બળદને નગદી ભરેલી એક પેટી લઇ જતા જોઈને તે નગદી બદદાનતથી લેવા સારૂ તે બળદને એક તરફ જો અ હાંકી જાય તો તે બળદે ચાલવા માંડયું કે અ એ તે નગદીની ચોરી કરી એમ સમજવું.

(ડ) અ જ નો ચાકર છે તેને જ એ પોતાની રૂપાની તબકડીઓ રાખવાના સોંપી છે તે તબકડીઓ લઇને જ ની રજામંદી શીવાય જો તે બદદાનતથી નાશી જાય તો અ એ ચોરી કરી એમ સમજવું.

(ઈ) જ એક મુસાફરી પર જાય છે તે એક વખારવાળા અ ને પોતાની રૂપાની તબકડીઓ સોંપે અને એમ કહે કે હું પાછો આવું ત્યાં સુધી એ તમે રાખજો. અ કોઈ ચોકશીને ઘેર લઈને તે તબકડીઓ વેચે તો એ ઠેકાણે તે તબકડીઓ જ ના કબજામાં નહતી માટે તે જના કબજામાંથી લઇ શકાય નહી અને અગર અ એ સાપરાધ વીશ્વાસઘાત કર્યો હોય તોપણ અ એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

(ફ) જે ઘરમાં જ રહે છે તે ઘરમાં એક મેજ પર વીંટી પડેલી અ જુવે તો એ ઠેકાણે તે વીંટી જ ના કબજામા છે અને જો એ બદદાનતથી તે ખસેડે તો અ એ ચોરી કરી એમ સમજવું.

(ગ) એક ધોરી રસ્તા ઉપર કોઇ સખસના કબજામાં નહી એવી એક વીંટી પડેલી અ જુવે તો તે વીંટી લેવાથી અગર અ તે મીલકતના સાપરાધ ખોટા ઉપયોગનો ગુન્હેગાર થાય તો પણ અ એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

(હ) જ ના ઘરમાં જ ની એક વીંટી એક મેજપર પડેલી અ જુવે અને તજવીજ થઈને પકડાવાના ભયથી તરત તે વીંટીનો ઉપયોગ કરવાની હીંમ્મત નહી ચાલેથી તે અ એવી જગોએ તે વીંટી સતાડે કે ત્યાથી કોઇપણ વખતે તે જ ને પાછી જડવાનો ઘણો અસંભવ હોય અને તે વેળાએ તેનો ઇરાદો એવો હોય કે એ વીંટીનું ખોવાઇ જવું સઉ ભુલી જશે ત્યારે સંતાડેલે ઠેકાણેથી તે વીંટી કહાડીને હું વેચીશ તો એ ઠેકાણે તે વીંટી પહેલી ખસેડતી વેળાએજ અ એ ચોરી કરી એમ સમજવું.

(ઇ) જ ઘડીઆળીને અ પોતાનું ઘડીઆળ ઠીક કરવા સારૂ આપે જ તે પોતાની દુકાને લઇ જાય પછી અ ની પાસે તે ઘડીઆળીને કાંઇ એવું લહેણું નથી કે તેના અવેજમાં તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી શકે એમ છતાં ખુલી રીતે દુકાનમાં અ પેશી જ ના હાથમાંથી બળથી પોતાનું ઘડીઆળ છીનવી લઈને તે લઇ જાય તો એ ઠેકાણે અ એ સાપરાધ પ્રવેશ તથા હુમલો કર્યો હોય તોપણ અ એ ચોરી કરી એમ સમજવું નહીં, કેમકે તેણે જે કીધું તે બદદાનથી કીધું નથી.

(જ) અગર તે ઘડીઆળ સમરામણીમાંના કાંઈ પૈસા જ ના અ ની પાસે લેહેણા હોય અને તે લેહેણાના અવેજમાં અગર જ તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી રાખે અને પછી જ ને પોતાના લહેણાના અવેજમાં રહેલી મીલકતથી રહિત કરવાના ઇરાદાથી અ તે ઘડીઆળ જ ના કબજામાંથી લઇ લે તો તેણે ચોરી કરી એમ સમજવું કેમકે તેણે ઘડીઆળ બદદાનતથી લીધું.

(ટ) વળી અગર એ પોતાનું ઘડીઆળ જ ને ઘરેણે આપ્યું હોય અને પછી જ ની રજામંદી સીવાય તથા જ ની પાસેથી તે ઘડીઆળ ઉપર કરજ લીધેલા રૂપીઆ પાછા ન આપ્યા છતાં તે ઘડીઆળ જ ના કબજામાંથી લઇ લે તો તે ઘડીઆળ તેની મીલકત છે ખરી તોપણ તેણે ચોરી કરી એમ સમજવું કેમકે તેણે બદદાનતથી લીધું.

(લ) અ જ ના કબજામાંથી જ ની રજામંદી શીવાય જ ની કાંઇ વસ્તુ લે એવા ઇરાદાથી કે તે વસ્તુ પાછી આપવાના બદલામાં જ કાંઇ પૈસા આપે ત્યાંસુધી તે રાખવી તો એ ઠેકાણે અ એ તે વસ્તુ બદદાનતથી લીધી માટે તેણે ચોરી કરી એમ સમજવું.

(મ) અ જ નો દોસ્તદાર છે તે જ નહી છતાં જ ના કીતાબખાનામાં જાય અને માત્ર વાંચવા સારૂ તથા પાછી આપવાના વિચારથી જ એ સાફ રજામંદી આપ્યા શીવાય કોઈ ચોપડી તેમાંથી લઇ જાય તો એ ઠેકાણે જ ની ચોપડી વાપરવી એવી અર્થાત સમજાય એવી મને રજામંદી છે એમ અ ના મનમાં હોય એવો સંભવ છે જો એ પ્રમાણે અ ના મનમાં હોય તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ન) અ જ ની સ્રી પાસે ભીખ માગે અને તે સ્રી અ ને કાંઇ કીમતી મીલકત આપે અને તે મીલકત તેના વરનીજ છે તથા તે એવી છે કે જે આપવાનો જ એ તેને અખતીયાર આપેલો નથી એમ અ તે મીલકત બદદાનતથી લે તો તેણે ચોરી કરી એમ સમજવું.

(ઓ) કાંઇ મીલકત જ ની હોય તે મીલકત મારી પોતાની છે એમ શુદ્ધબુદ્ધિએ માનીને અ મીલકત જ ના કબજામાંથી લઇ લે તો એ ઠેકાણે અ એ બદદાનતથી લીધી નથી માટે તેણે ચોરી કરી એમ સમજવું નહી.

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હો બનવાને સારૂ ચાર બાબતો જરૂરની છે ( ૧ ) જંગમ મીલકત; ( ૨ ) કોઇ પણ સખસના કબજામાંથી; ( ૩ ) તે માણસના કબજામાંથી તે માણસની રજામંદી શીવાય તે લેવાનો બદદાનત ભર્યો ઇરાદો; ( ૪ ) અને આ પ્રમાણે લેવાને સારૂ તેને ખસેડવી.

મજીઆરો દાખલો તેઃ—હીન્દુ એકત્ર કુટુંબનો એક સહ—જો મજીઆરી મીલકત એકત્ર કબજામાંથી લઈ લે, અને આવા

એકત્ર કબજાનેબદલે તેમીલકત ઉપર પોતાનો જુદો કબજો કરી લે તો તેણે તે મીલકતની ચોરી કરી ગણાશે (૧૦મ.૧૮૬)

ધણી-ધણીઆણીનું—સ્ત્રી ધન ચોરી લે તો તે ચોરીના ગુન્હાનો ગુન્હેગાર થશે. તેજ પ્રમાણે જો સ્ત્રી ધણીની મીલકત બદદાનતથી તેના ઘરમાથી ખસેડે તો તે ચોરીની ગુન્હેગાર થશે,

૧ જો કોઈ હીંદુ સ્ત્રી પોતાના ધણીના કબજામાંથી અને તેની સંમતી વગર પોતાના પલ્લાનું ઘરાણું અથવા સ્ત્રી ધન લઈ લે તો તેણીને ચોરીનો ગુન્હગાર ઠરાવી શકાયનહી (૮ મું હા. રી પા. ૭)

ઇંગ્રેજી કાયદો—ઇંગ્રેજી કાયદાએ ધણીધણીઆણી વચ્ચે અભેદ માની લીધેલો છે, અર્થાત ઇંગ્રેજી કાયદા પ્રમાણે ધણીધણીઆણી એકજ શખસ છે એમ ગણાય છે, તેથી ધણી અથવા ધણીઆણી એક બીજાની મીલકત ચોરવાના ગુન્હેગાર થઇ શકે નહીં, (૨૩ લો. જ. મા. કે. પા. ૧૮૫)

બદદાનત ભર્યો ઇરાદો ચોરીનું કૃત્ય કરતી વખતે હોય નહી તો ચોરીનો ગુન્હો થતો નથી.

જ્યારે એક માણસ, બીજાની મીલકત લઇ લેવાનો તેને હક છે એવું કાયદાના અજાણપણામાં અને (સત્ય) વાતની ભુલથી માનીને તે બીજાની મીલકત લઇ લે-તો તે ચોરીનો ગુન્હેગાર થશે નહીં, કેમકે જો કે તે (બીજા માણસને) ગેર વ્યાજબી નુકશાન કરે તો પણ તેમાં પણ બદદાનત ભર્યો ઇરાદો નથી. (૧૫ મું ૩૪૪)

જ્યાં અમુક વસ્તુનો માલીક તે વસ્તુ લેવાની ખરેખર રજામંદી આપે; અથવા તે વસ્તુ લેવાનો અધીકાર આપે ત્યાં ચોરી થઇ શકે નહી (૪. ક. ૩૬૬)

ખસેડવું:—મીલકત લેવાને સારૂ તે મીલકતનું ખસેડવું થવું જોઇએ, નહીં તો ચોરીના ગુન્હાને માટે જરૂરનું એક તત્વ અધુરૂં રહેશે. જે કૃત્યથી એક વસ્તુને છુટી પાડવામાં આવે તેજ કૃત્યથી તેને ખસેડવી તે ચોરી ગણાશે. ગમે તેટલા ટુંકા વખતને માટે પણ બદદાનતથી મીલકત ખસડવી તે ચોરી છે. (મું. ક્રી રૂ. ૧૮૯૭, ૧૯ મું)

૩૭૯. જે માણસ ચોરી કરે તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૮૦. જે ઇમારત તંબુ અથવા વહાણ માણસના રહેવામાં આવતું હોય અથવા જેમાં કંઇ મીલકત રાખવામાં આવતી હોય એવી કોઇ ઇમારત તંબુ અથવા વહાણમાંથી જે માણસ ચોરી કરે તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—આ કલમનો હેતુ ઘરના રક્ષણ તળે રહે તેવી રીતે ઘરમાં મુકેલી મીલકતનું માત્ર વધારે સારૂ રક્ષણ કરવાનો છે. અને કોઇ શખસના શરીર ઉપર જે મીલકત હોય તે મીલકતને રક્ષણ આપવાનો આ કલમનો હેતુ નથી. તેથી કરીને રહેવાના ઘરમાં કોઇ શખસના શરીર ઉપરથી લીધેલી મીલકતની ચોરી ૩૭૯ મી કલમ પ્રમાણે સાદી ચોરી છે (પ. રે. ૧૮૭૯ નું સમું)

૩૮૧. કોઇ માણસ મેહેતો અથવા ચાકર હોય અથવા મેહેતા દાખલ કે ચાકર દાખલ રાખેલો હોય તે માણસ અગર પોતાના શેઠ અથવા રાખનારના કબજા માંહલી કાંઇ મીલકતની ચોરી કરે તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૮૨. જે માણસ ચોરી કરે તેણે અગર તે ચોરી કરવા સારૂ અથવા તે ચોરી કર્યા પછી નાશી જવા સારૂ અથવા તે ચોરીથી મળેલી મીલકત રાખવા સારૂ કોઇ શખસનું મોત આણવાની યા કોઇને વ્યથા કે અટકાવવાને. ભય ઉત્પન્ન કરવાની કાંઇ તૈયારી કરી હોય તો તે માણસને દશ વરસની મુદત સુધીની સખ્ત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત—(અ) જ ના કબજા માંહેલી કાંઇ મીલકતની અ ચોરી કરે અને એ ચોરી કરતી વેળાએ તેના લૂગડાંમાં રાખેલી એક ભરેલી પીસ્તોલ હોય અને તે પીસ્તોલ અગર જ સામો થાય તો જ ને વ્યથા કરવાના ઈરાદાથી રાખી હોય તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) અ જ નું ખીસું કાતરે અને તેના પોતાના કેટલાએક સોબતીઓને આસપાસ રાખ્યા હોય એટલા સારુ કે અગર શું બને છે તે જ ના જાણવામાં આવે અને જ સામો થાય અથવા અ ને પકડવાની કોશીશ કરે તો તેઓ જ ને અટકાવે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

## જબરાઇથી કહાડવા બાબત.

૩૮૩. જે માણસ ઇરાદાથી કોઇ શખસને પોતાને અથવા બીજા કોઇને નુકશાન કરવાનો ભય ઉત્પન્ન કરે અને તેમ કરીને તે ભય પામેલો શખસ કંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ અથવા સ-

થાય એવી કાંઇ વસ્તુ કોઇ શખસને આપે એમ બદદાનતથી કરે તો તે માણસે જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

દ્રષ્ટાંત—(અ) તું મને પૈસા આપ નહી તો તારી આબરૂ જાય એવું હું કાંઇ છાપીશ એમ કહીને અ જ ને ધમકાવે અને એમ કરીને જ તેને પૈસા આપે, એમાં અ એ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) તું આટલા રૂપીઆ મને આપવાની એક ચીઠી લખી તે પર સહી કરી આપ નહી તો તારા બાળકને ગેરવ્યાજબી કેદમાં રાખીશ એવી રીતે અ, જ ને ધમકાવે અને જ તેવી ચીઠી લખી તે ઉપર સહી કરી આપે તો અ એ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) મારા ખેતરમાંના પાકનો આટલો ભાગ હું બ ને આપીશ અને તે ના આપું તો આટલો દંડ આપીશ એવી શરતનું એક ખત કરીને તે તે પર સહી કરીને તું બ ને આપ નહી તો, તારા ખેતર મધેના પાકનો નાશ કરવાને ઠગોરાગાળા માણસને મોકલીશ એવી રીતે અ જ ને ધમકાવે અને તેથી કરીને જ તેવું ખત લખી તે પર સહી કરી આપે, એમ કરે તો અ એ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) જ ને મહાવ્યથાનો ભય પમાડીને અ બદદાનતથી એવું કરે કે એક કોરા કાગળ ઉપર પોતાની સહી અથવા મહોર કરીને તે કાગળ જ અ ને આપે અને તે પ્રમાણે જ તે કાગળપર સહી કરીને તે કાગળ અ ને આપે તો એ ઠેકાણે તે સહી કરેલા કાગળનો કાંઇ મીલકતી દસ્તાવેજ બનાવી શકાય માટે અ એ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું

ટીકા—જબરાઇથી કઢાવવાનો ગુન્હો બનવાને સારૂ કોઇ માણસને પોતાને નુકશાન થવાના ભયમાં ઇરાદા પુર્વક મુકીને અને તેમ કરીને તેની મીલકત આપી દેવાને તેને બદદાનતથી લલચાવીને મીલકત મેળવેલી હોવી જોઇએ. ( ૪. સ. ની. રી. પા. ૫ )

૩૮૪. જે માણસ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૮૫. જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરવા સારૂં જે માણસ જે શખસને કાંઇ નુકશાનનો ભય ઉત્પન્ન કરે અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૩૮૬. કોઇ શખસને તે શખસને પોતાને અથવા બીજા કોઇને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરીને જે માણસ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૮૭. જે માણસ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરવા સારૂ કોઇ શખસને તે શખસને પોતાને અથવા બીજા કોઇને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરે અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૮૮. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કર્યાનું અથવા કરવાની કોશીશ કરવાનું અથવા એવો ગુન્હો બીજા કોઇ શખસ પાસે કરાવવાને તેને લલચાવવાની કોશીશ કર્યાનું તહોમત કોઇ શખસની પોતાની ઉપર અથવા કોઇ બીજાની ઉપર મુકવાનો ભય તે શખસને ઉત્પન્ન કરીને જે માણસ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે અગર ૩૭૭ મી કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો તે ગુન્હો હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે.

૩૮૯. જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરવા સારૂ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવાનું અથવા કરવાની કોશીશ કર્યાનું તોહોમત કોઇ શખસની પોતાની ઉપર અથવા કોઇ બીજાની ઉપર મુકવાનો ભય તે શખસને જે માણસ ઉત્પન્ન કરે અથવા ઉત્પન્ન કરવાની કોશીશ કરે તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે: અને અગર ૩૭૭ મી કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો તે ગુન્હો હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે.

## અપહરણ તથા ડાકાઇટીબાબત.

૩૯૦. અપહરણ. સર્વે અપહરણમાં અગર તે ચોરી અથવા જબરાઇથી કઢાવવાનો ગુન્હો હોયછે

અગર કાંઇ ચોરી કરવા સારૂ અથવા ચોરી કરવામાં અથવા ચોરીથી મળેલી મીલકત લઇ જવાની કોશીશ કરવામાં તે ગુન્હેગાર મતલબસર બુદ્ધિપુર્વક કોઇ શખસનું મોત આણે અથવા તેને વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે અથવા મોત, વ્યથા, કે ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશીશ કરે અથવા તાત્કાળીક વ્યથા કે ગેરવાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે તો તે ચોરી અપહરણ થાય છે એમ સમજવું.

અગર જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા શખસની આગળ હાજર હોય અને તાત્કાલીક મોત અથવા તાત્કાલીક વ્યથા અથવા તાત્કાળીક ગેરવાજબી અટકાવ તે શખસે અથવા કોઈ બીજા શખસને કરવાનો ભય તે શખસને ઉત્પન્ન કરીને તે જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા શખસનું મન એવું કરે કે તે શખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કઢાવેલી વસ્તુ આપી દે તો તે જબરાઇથી કઢાવવું અપહરણ થાય છે એમ સમજવું

ખુલાસો—અગર તે ગુન્હો કરનાર એટલો નજદીક હોય કે તેથી તે બીજા શખસને તાત્કાળીક મોતનો અથવા તાત્કાળીક વ્યથાનો અથવા તાત્કાળીક ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન થાય તો તે હાજર છે, એમ સમજવું.

દ્રષ્ટાંત—(અ) બ જને નીચે દાબીને ઝાલી રહે અને જ ની રજામંદી શિવાય જ ના કપડામાંથી જ ના પૈસા તથા દાગીના દગલબાજીથી કહાડી લે તો એ ઠેકાણે અ એ ચોરી કરી અને તે ચોરી કરવા સારૂ તેણે બુદ્ધિ પુર્વક જ ને ગેરવ્યાજબી અટકાવ કર્યો માટે તેણે અપહરણ કર્યું એમ સમજવું.

(બ) અ જ ને ધોરી રસ્તા ઉપર મળે અને એક પીસ્તોલ દેખાડીને કહે કે તારી નાણાની થેલી આપ અને તે ઉપરથી જ પોતાની થેલી આપી દે તો એ ઠેકાણે તાત્કાળીક વ્યથાનો ભય ઉત્પન્ન કરીને અ એ જ ની પાસેથી તે થેલી જબરાઇથી કઢાવવાનો ગુન્હો કર્યો અને તે ગુન્હો કરતી વખતે તે જની આગળ હાજર હતો માટે અ એ અપહરણ કર્યું એમ સમજવું.

(ક) જ પોતાના બાળકને લેઇ જાય છે. એવામાં ધોરી રસ્તાપર તેને અ મળે અને તે બાળકને લેઈને અ જ ને એમ કહે કે તું તારી નાણાંની થેલી આપ, નહીં તો હું આ બાળકને પેલી ટેકરી ઉપરથી નીચે ફેંકી દઈશ અને તે ઉપરથી જ પોતાની થેલી આપી દે, એ ઠેકાણે જે બાળક ત્યાં હાજર છે, તે બાળકને તાત્કાળીક વ્યથા કરવાનો ભય જને ઉત્પન્ન કરીને જની પાસેથી તેની થેલી અ એ જબરાઇથી કઢાવી માટે અ એ જની પાસેથી અપહરણ કર્યું એમ સમજવું.

(ડ) તારૂં બાળક મારી ટોળીના હાથમાં છે અને તું હમને દશહજાર રૂપીઆ મોકલે નહી તો અમે તારા બાળકનો જીવ લઈશું એમ કહીને અ જ ની પાસેથી કાંઇ મીલકત મેળવે તો એવું નામ જબરાઈથી કઢાવવું અને તે માટે ગુન્હાની શીક્ષા થઈ શકે પણ પોતાના બાળકનું તાત્કાળીક મોત થવાનો ભય જ ને ઉત્પન્ન કરવામાં આવે નહીં તો એ અપહરણ ગણાય નહી.

૩૯૧. અગર પાંચ અથવા વધારે શખસો એકઠા મળીને કાંઇ અપહરણ કરે અથવા કરવાની કોશીશ કરે અથવા જે શખસો એકઠા મળીને અપહરણ કરતા અથવા કરવાની કોશીશ કરતા હોય તથા જે શખસો હાજર હોય અને તે અપહરણ તથા કોશીશ કરવામાં સાહાય કરતા હોય, તો એ બને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાય તો એ પ્રમાણે અપહરણ કરનાર, કોશીશ કરનાર અને સહાય કરનાર હર એક શખસે "ડાકાઇટી કરી" એમ સમજવું

ટીકા— અપહરણ કરવામાં ગુન્હેગાર માણસો ભેગા મળેલા હોવા જોઈએ. જો તેઓ અપહરણ ન કરતા હોય તો તેઓ ડાકાઇટી પણ કરતા નથી. ( સ. વી. રી. સને ૧૮૯૪ પા ૩૯ )

૩૯૨. જે માણસ અપહરણ કરે, તેને દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે અને અગર તે અપહરણ ધોરી રસ્તાપર સૂર્ય અસ્ત તથા સૂર્યોદયની વચ્ચે કરવામાં આવે તો ચૌદ વરસ સુધીની કેદ થઇ શકે.

૩૯૩. જે માણસ અપહરણ કરવાની કોશીશ કરે તેને સાત વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે,

૩૯૪. અગર કોઇ શખસ અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશીશ કરવામાં બુદ્ધિપુર્વક વ્યથા કરે તો તે શખસને તથા બીજો કોઇ શખસ તેની સાથે અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશીશ કરવામાં સામીલ હોય તે શખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૯૫. જે માણુસ ડાકાઇટી કરે તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૩૯૬. અગર પાંચ અથવા વધારે શખસો સાથે મળીને ડાકાઈટી કરતા હોય તેઓમાંનો કોઇ તે પ્રમાણે ડાકાઇટી કરવામાં ખુન કરે તો તે શખસોમાંના હરએકને મોતની અથવા જીવતા સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—આ કલમ પ્રમાણેના ગુન્હાનું પેહેલું જરૂરનું તત્વ એ છે કે ડાકાઇટી તેમાં સામેલ માણસોનું એકત્ર કૃત્ય છે, અને આ ગુન્હાનું બીજું જરૂરનું તત્વ એ છે કે ડાકાઇટી કરવાની દરમીઆનમાં ખુન કરવામાં આવ્યું છે.

૩૯૭. અપહરણ અગર ડાકાઇટી કરતી વખતે તે ગુન્હેગાર કાંઇ ભયંકર શસ્ત્ર વાપરે અથવા કોઇ શખસને મહાવ્યથા કરે અથવા કોઇ શખસનું મોત આણુવાની કે તેને મહાવ્યથા કરવાની કોશીશ કરે તો તે ગુન્હેગારને જે કેદની જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી.

૩૯૮. અગર અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશીશ કરતી વખતે તે ગુન્હેગારે કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હશે તો તે ગુન્હેગારને કેદની શીક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી.

૩૯૯. જે માણુસ ડાકાઇટી કરવાની કાંઇ તૈયારી કરે તેને દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૦૦. આ આકટ પ્રસાર થયા પછી કોઇ વખતે નિત્ય ડાકાઇટી કરવાના કારણુસર મળેલા શખસોની કોઇ ટોળીમાં જે માણુસ હશે તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—જે સ્ત્રીઓ, ડાકાઈટી કરનાર શખસોની વહુઓ તરીકે અથવા રાખેલી બઈરીઓ તરીકે તેમની સાથે રહેછે તે વાત માત્ર, જો તે સ્ત્રીઓ પોતે નિત્ય ડાકાઈટી કરવાના કારણુસર તેમના ધણીઓની સાથે મળેલી છે. એવી સાબીતી ન હોય તો, તે સ્ત્રીઓને આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવાને માટે બસ નથી. ( મું. હા. રી. પા ૧૨૦)

૪૦૧. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે નિત્ય ચોરી અથવા અપહરણ કરવાના કારણુસર મળેલા સખસોની કોઇ ભટકતી અથવા બીજી ટોળીમાં જે માણુસ હશે અને તે ટોળી ઠગ અથવા ડાકાઇટી ટોળી નહી હશે તો તે માણુસને સાત વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દડને પણ લાયક થશે.

૪૦૨. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે ડાકાઇટી કરવાના કારણુસર એકઠા થએલા પાંચ અથવા વધારે શખસોમાંનો જે માણુસ હશે તેને સાત વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

## મીલકતના સાપરાધ ખોટા ઉપયોગ બાબત

૪૦૩. જે માણુસ બદદાનતથી કાંઇ પણ જંગમ મીલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે તે માણુસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત—(અ) અ જ ની મીલકત જ ના કબજામાંથી લે, અને તે લેતી વખતે શુદ્ધબુદ્ધિથી તે એમ માનતો હોય કે એ મીલકત મારી છે તો અ એ ચોરીનો તકશીરવાર નથી, પણ પોતાની ભુલ માલમ પડયા પછી અગર અ બદદાનતથી તે મીલકત પોતાને કામે લગાડે તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) અ ને જની સાથે દોસ્તી છે અને તે જના કીતાબખાનામાં જ નહી હોય એવી વેળાએ જયને જ ની સાફ રજામંદી સિવાય તેમાંથી એક ચોપડી લઇ જાય, હવે એ ઠેકાણે અગર અના મનમાં એમ હોય કે તે ચોપડી વાંચવાના કારણુસર લેવાની મને જની અર્થાત તે સમજાય એવી રજામંદી છે તો અ એ ચોરી કરી નથી પણ

પાછળથી અ પોતાના ફાયદાને સારૂ તે ચોપડી વેચે તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) અ તથા બ બંને એક ઘોડાના એકઠા માલીક છે, અને અ વાપરવાનો ઇરાદો કરીને તે ઘોડાને બના કબજામાંથી લઇ જાય તો એ ઠેકાણે તે ઘોડો વાપરવાનો અ નો હક છે માટે તેણે બદદાનતથી તે ઘોડાનો ઉપયોગ કર્યો એમ સમજવું નહી પણ અગર અ તે ઘોડો વેચે અને તેની કીમત સઘળી પોતાને કામે લગાડે તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો ૧ લો—ફક્ત થોડીવાર સુધીજ ખોટો ઉપયોગ કર્યો હોય તે પણ આ કલમના અર્થ મુજબનો ખોટો ઉપયોગ છે એમ સમજવું.

દ્રષ્ટાંત—જ ની એક સરકારી પ્રોમીશરી નોટ ખાલી શેરાવાળી અને જડે, અને તે નોટ જ ની છે એમ જાણ્યા છતાં અ એક સરાફને ત્યાંથી કાંઇ રૂપીઆ કાહાડીને તેના અવેજમાં તે નોટ ગીરો મુકે એવા ઇરાદાથી કે પછી તે છોડાવીને હું જ ને આપીશ તો અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે મીલકત કોઇ બીજા શખસના કબજામાં ન હોય એવી કાંઇ મીલકત કોઈ શખસને જડે અને તે મીલકત સાચવવાના અથવા તેના માલીકને પાછી આપવાના કારણસર તે શખસ તે મીલકત લે તો તે શખસે તે મીલકત બદદાનતથી લીધી અથવા તેનો ખોટો ઉપયોગ કર્યો નથી અને તેણે ગુન્હો કર્યો એમ સમજવું નહી, પણ તે મીલકતનો માલીક કોણ છે એ વાતની તેને ખબર હોય અથવા શોધી કાહાડવાનો તેની પાસે ઇલાજ હોય તે છતાં અથવા માલીકને શોધી કહાડીને તેને ખબર આપવાના ઘટતા ઇલાજ વાપર્યા પહેલાં તથા માલીક આવીને તે મીલકતનો દાવો કરે એટલા સારૂ ઘટતી મુદત સુધી તે મીલકતમાં રાખ્યા પહેલાં અગર તે શખસ તે મીલકત પોતાને કામે લગાડે તો તેણે ઉપર બીયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું

એવી બાબતમાં ઘટતા ઉપાય તે કયા અથવા ઘટતી મુદત તે કેટલી, એ હકીકતની બાબત છે. મીલકત જેને જડે તે શખસે તે મીલકતનો ધણી કોણ છે અથવા તેનો ધણી કોઇ અમુક શખસ છે એમ જાણવું જોઇએ એવું કાંઈ જરૂર નથી અગર તે મીલકત કામે લગાડતી વખતે તે મીલકત પોતાની છે એમ તે માનતો ન હોય અથવા તેનો ખરો માલીક જડતો નથી એમ જો તે શુદ્ધબુદ્ધિથી માનતો ન હોય તો બસ છે.

દ્રષ્ટાંત—(અ) ધોરી રસ્તા ઉપર પડેલો એક રૂપીઓ અ જોય તે કોનો છે તે અ ને ખબર નહી હોય અને અ તે રૂપીઓ ઉચકી લે, તો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) ધોરી રસ્તા ઉપર પડેલો એક કાગળ અ ને જડે તે કાગળમાં એક બેંક નોટ હોય અને તે કાગળના સરનામાપરથી તથા તેમાં લખેલી બીના પરથી તે નોટ કોની છે, એ વાત તેના જાણવામાં આવે અને પછે તે નોટ તે વાપરે તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) આ લાવે તેને નાણાં આપજો એવી તરેહનો અ ને એક ચેક જડે તે ચેક કોનો ગયો છે એ વાતની અટકળ થઇ શકે નહી પણ જે શખશે તે ચેક લખ્યો હોય તે સખસનું નામ તે ચેકમાં લખેલું હોય અને અ એમ જાણતો હોય કે તે શખસ મને બતાવી શકશે કે ફલાણાં ધણીને માટે એ ચેક લખ્યો હતો તેવું છતાં તે માલીકને શોધી કહાડવાની કોશીશ ન કરતાં અ તે ચેક વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) જ ની પૈસા ભરેલી એક થેલી જ ના હાથમાંથી નીકળી પડી. અ જાય અને તે જ ને પાછી આપવાના ઇરાદાથી અ ઉંચકી લે પણ પાછળથી તે તેને પોતાને કામે લગાડે તો અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(ઈ) અ ને એક પૈસા ભરેલી થેલી જડે તે થેલી કોની છે એ વાત અ જાણતો નહી હોય પણ પાછળથી તેને ખબર પડે કે તે જ ની છે અને તેવું છતાં તે થેલી પોતાને કામે લગાડે તો અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

(ફ) અ ને એક કીમતી વીંટી જડે તે વીંટી કોની છે એ વાત અ જાણતો નહી હોય પણ તેનો માલીક શોધી કહાડવાની કોશીશ કર્યા શીવાય તુરત અ તે વીંટી વેચે તો અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

ટીકા—જ્યારે કોઇ માણસ જે મીલકત તેની પોતાની ન હોય તે મીલકતને પોતાના ઉપયોગમાં લઈ લે ત્યારે જો કે કોઇ ભવિષ્યના વખતે તેના માલીકને પાછી સોંપવાનો તેનો ઇરાદો હોય તો પણ, એ પ્રમાણે ઉપયોગ કરવો તે બદદાનતભર્યું છે ( ૧. બ. સી. જ પા. ૧૧૫ )

જ્યાં એક નોકરને પોતાના શેઠની તરફથી નાણાં એકઠાં કરવાનો અખીતાર મળ્યો હોય, અને તે નાણાં એકઠાં કરે, પરંતુ પોતાનો પગાર લેહેણો થયો હોય તે પેટે તેને એકઠાં કરેલાં નાણાં તે નોકર પોતાના હાથમાં રાખે અને શેઠને આપે નહી ત્યાં તે સાપરાધ ખોટા ઉપયોગના ગુન્હાનો ગુન્હેગાર થશે. ( ૧૨. સ. વી. રી. પા. ૫૧)

**મુજીઆરી મીલકત:**—મજીઆરા હિંદુ કુટુંબમાં કોઇ પણ સહભાગીદારને મજીઆરી કુટુંબની મીલકતની વેહેંચણી થાય તે પેહેલાં તે મીલકતની કોઈ અમુક વસ્તુમાં કાંઇપણ મુકરર ભાગ હોવાનો હક નહીં હોવાથી, જ્યાં

સુધી મીલકતના ભાગ જુદા પાડીને સર્વને તેમના ભાગ આપી દીધા નથી ત્યાં સુધી તે કુટુંબના વહીવટદારની સામે બદદાનત ભર્યાં ખોટા ઉપયોગ બાબત ફરીયાદ ચાલી શકે નહી.

૪૦૪. જો કોઇ માણસ બદદાનતથી કાંઇ મીલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તેને પોતાને કામે લગાડે અને તે એમ જાણતો હોય કે ફલાણો શખસ ગુજરી ગયો તે વખતે એ મીલકત તેના કબજામાં હતી તથા ત્યાર પછી તે કબજામાં લેવાને કાયદા મુજબ જેને હક હોય એવા કોઈ શખસના કબજામાં લેવાને કાયદા મુજબ જેનો હક હોય એવા કોઇ શખસના કબજામાં આવી નથી. તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર તે ગુન્હો કરનારને તે શખસે તે મુઓ ત્યારે મેહેતા અથવા ચાકર દાખલ રાખેલો હોય તો તે કેદ સાત વરસની થઇ શકે.

**દ્રષ્ટાંત**—જના કબજામાં કેટલોએક ઘરનો સામાન તથા નાણું છતાં જ ગુજરી જાય પછી તે નાણું કબજામાં આવતાં પહેલાં જ નો ચાકર બદદાનતથી તેનો ખોટો ઉપયોગ કરે તો, અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

## સાપરાધ વિશ્વાસઘાત.

૪૦૫. જે માણસને કોઇ પણ રીતે કાંઇ મીલકતપરનો અખ્તીઆર સોંપ્યો હોય તે માણસ અગર બદદાનતથી તે મીલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે અથવા તે સોંપણ શી રીતે બજાવવી એ વિષે કાયદાએ કાંઇ હુકમ ફરમાવ્યો હોય તે હુકમ તોડીને અથવા સોંપણ બજાવવા વિષે તેણે સાફ અર્થાત્ સમજાય એવો કાંઇ કાયદેસર કરાર કર્યો હોય તે કરાર તોડીને બદદાનતથી તે મીલકત વાપરે અથવા તેનો વગ કરે અથવા જાણી જોઇને કોઇ બીજા માણસને તેમ કરવા દે તે માણસે સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

**દ્રષ્ટાંત**—(અ) એક મરનાર સખશના વીલમાં અ ને વકીલ ઠરાવેલો છે તે અગર તે મરનારની મીલકતની વેહેંચણ તે વીલ પ્રમાણે કરવાને કાયદાનો હુકમ બદદાનતથી નહી માનીને તે મીલકત પોતાને કામે લગાડે તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(બ) અ એક વખારવાળો છે અને બ કયાં ગામ જાય છે તે પોતાનો સામાન અ ને સોંપે એવો કરાર કરીને કે એ સમાન રાખવા માટે હું તમને આટલું વખારનું ભાડું આપું ત્યારે તમારે એ સામાન મને પાછો આપવો. આમાં અ બદદાનતથી તે માલ વેચી નાંખે તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ક) અ કલકત્તામાં રહીને જ દીલ્લીમાં રહે છે, તેના આડતીઆ દાખલ કામ કરે છે અને અ તથા જ ની વચ્ચે સાફ અર્થાત્ સમજાય એવો એક રીતનો કરાર થએલો છે કે જ જેટલું નાણું મોકલે તેટલું સઘળું અ એ જના હુકમ મુજબ વાપરવું. પછી જ એક લાખ રૂપીઆ અ ને મોકલે અને એમ લખી મોકલે કે અ એ તે રૂપીઆની કંપનીનો નોટો લેવી. અ બદદાનતથી તે હુકમ નહી માને અને તે રૂપીઆ પોતાના ધંધામાં વાપરે તો અ એ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ડ) પણ ઉપલા દ્રષ્ટાંતમાં અગર એમ બને કે બદદાનતથી પણ બંગાળાની બેંકના શેર રાખવામાં જ ને વધારે ગુણ થશે. એવું માનીને શુદ્ધબુદ્ધિથી કંપનીની નોટો નહીં ખરીદ કરતાં જ ને માટે તે બંગાળાની બેંકના શેર અ ખરીદ કરે તો એ ઠેકાણે અગર જ ને હાની થાય અને તે હાનીને માટે અ ની ઉપર દીવાનીમાં ફરીઆદ કરવાનો તેનો હક હોય તો પણ અ એ બદદાનતથી કામ કર્યું નથી, માટે તેણે સાપરાધ વિશ્વાસઘાત કર્યો નથી એમ સમજવું.

(ઈ) એક મહેસુલી અમલદાર છે તેને સરકારી નાણું સોંપેલું છે, અને જે નાણું તેના હવાલામાં હોય તે તેણે ફલાણું તીજોરીમાં ભરવું એવો તેને કાયદાનો હુકમ છે અથવા એમ કરવાને તે સરકાર સાથેના સાફ અથવા અર્થાત્ સમજાય એવી રીતે કરેલા કોઇ કરારથી બંધાએલો છે, એમ છતાં અ બદદાનથી તે નાણું વાપરે તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ફ) અ એક ભારવાહક છે તેને ખુશકી કે તરીને રસ્તે લઈ જવાને કાંઇ મીલકત જ એ સોંપી છે તે મીલકતનો તે બદદાનતથી ખોટો ઉપયોગ કરે તો તેણે સાપરાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

**ટીકા**—આ સાપરાધ વિશ્વાસઘાતનો ગુન્હો સાબીત કરવાને સારૂ બે બાબતો બતાવવાની જરૂર છેઃ—(૧) અસલસોંપણ ( સુપ્રત )અને ( ૨ ) સોંપેલી મીલકતનો બદદાનત ભર્યો ઉપયોગ.

૪૦૬. જે માણસ સાપરાધ વિશ્વાસઘાત કરે તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૪૦૭. કોઇ સખ્સને ભારવાહક દાખલ અથવા ડક્કાવાળા કે પખારવાળા દાખલ કાંઇ મીલકત સોંપી હોય અને તે મીલકત બાબત સાપરાધ વિશ્વાસઘાત કરે તો તે સખસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૦૮. કોઇ માણસ મહેતો અથવા ચાકર હોય અથવા કોઇને મહેતા કે ચાકર દાખલ રખ્યો હોય અને તે દરજાની તેને કાંઇ મીલકત ઉપર અખતીઆર કોઇ પણ રીતે સુંપ્યો હોય તે માણસ તે મીલકત બાબત સાપરાધ વિશ્વાસઘાત કરે તો તે સખસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે,

૪૦૯. કોઈ માણસને તેના દરજ્જાથી સરકારી નોકર દાખલ અથવા તેના ધંધાસારૂ તેનો સરાફ વેપારી કે કોઠીદાર દલાલ વકીલ કે આડતીઆ દાખલ કાંઇ મીલકત અથવા કાંઇ મીલકત ઉપર અખતીઆર કોઇ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ તે મીલકત બાબત સાપરાધ વિશ્વાસઘાત કરે તો તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશવરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

## ચોરીની મીલકત લેવા બાબત.

૪૧૦. જે મીલકતનો કબજો ચોરીથી અથવા જબરાઇના કાહાડવાથી અથવા અપહરણથી એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મીલકત તથા જે મીલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપરાધ વિશ્વાસઘાત થયો હોય તે મીલકતનું નામ ચોરીની મીલકત પાડયું છે પછી બ્રીટીશ ઇંડિયાની માંહે અથવા બહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય, અથવા તે સાપરાધ ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત થયો હોય તોપણ અગર તે મીલકત જે શખસનો પોતાના કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય તેવા કોઇ શખસના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મીલકત સમજવી નહી.

૪૧૧. કોઇ માણસ બદદાનતથી કાંઇ ચોરીની મીલકત લે અથવા રાખે, અને તે ચોરીની મીલકત છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ પ્રમાણેનો ગુન્હો બનવાને સારૂ ત્રણ તત્વ જરૂરનાં છે:—૧ ) મીલકત ચોરેલી મીલકત હોવી જોઈએ; તે મીલકત ચોરીની મીલકતનું રૂપાંતર થયેલી, અથવા તેને બદલે બીજી મીલકત હોવી જોઈએ નહી; (૨) મીલકત બદદાનતથી લીધેલી અથવા રાખેલી હોવી જોઇએ (૩) અને તે ચોરીની મીલકત હતી એવું તહોમતદાર જાણતો, હોવો જોઇએ. કે તેમ માનવાને તેને કારણ હોવું જોઇએ.

૪૧૨. કોઇ માણસ બદદાનતથી કાંઇ ચોરીની મીલકત લે, અથવા રાખે અને તે મીલકતનો કબજો ડાકાઇટી કરવાથી એકની પાસેથી બીજાની પાસે આવેલો છે એમ તે માણસ જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય અથવા જે શખસ ડાકાઇટીની ટોળીમાં છે અથવા તેઓની ટોળીમાં હતો એવું જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એવા કોઇ શખસ પાસેથી કોઇ માણસ બદદાનતથી કાંઇ મીલકત લે અને તે મીલકત ચોરેલી છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૧૩. જે મીલકત ચોરીની મીલકત છે. એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં જે માણસ નિત્ય તેવી મીલકત લે અથવા તેનો ધંધો કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૧૪. કાંઇ મીલકત ચોરીની મીલકત છે. એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં તે મીલકત સંતાડવામાં અથવા તેનો વગ કરવામાં કે તેને ખસેડવામાં જે માણસ બુદ્ધિ પુર્વક મદદ કરે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડના અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## ઠગાઈ બાબત,

**૪૧૫.** જે માણુસ કોઈ શખસ સાથે ફરેબ કરીને દગલબાજીથી અથવા બદદાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કર્યો હોય તે શખસ કોઇ સખસને કાંઇ મીલકત આપે અથવા અગર ફરેબ નહી કર્યો હોય તો જે વસ્તુ તે શખસ કરે નહી અથવા કરવામાં કસુર કરવાને ઇરાદે લલચાવે અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે શખસને શરીર મન આબરૂ કે મીલકત તરફની કાંઇ નુકશાની કે હાની થાય અથવા થશે એવો સંભવ હોય તો તે માણુસે ઠગાઈ કરી એમ સમજવું.

**ખુલાસો**—કાંઇ હકીકતને બદદાનતથી છુપાવવી તે પણુ આ કલમના અર્થ પ્રમાણેનો ફરેબ છે એમ સમજવું.

**દ્રષ્ટાંત**—(અ) હું સીવીલ સર્વીસમાં છું એવો ખોટો ઢોંગ કરીને અ ઇરાદાથી જ ને ફરેબ દે, અને તે પ્રમાણે બદદાનતથી એમ કરે કે જ તેને કાંઈ માલ ઉધાર લઇ જવા દે, અને અ તે માલનાં નાંણા આપવાનો ઇરાદો રાખતો નહી હોય તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(બ) અ કોઈ વસ્તુ ઉપર એક ખોટી નીશાની કરીને ઈરાદાથી જ ને ફરેબ દે, તેના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે એ વસ્તુ ફલાણા નામીચા કારીગરે બનાવેલી છે અને એમ કરીને તે વસ્તુ ખરીદ કરીને તેની કીંમત આપવાને જ ને બદદાનતથી લલચાવે તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ક) અ કાંઈ માલનો ખોટો નમુનો બતલાવીને ઇરાદાથી જ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે તે માલ નમુના જેવોજ છે અને એમ કરીને તે માલ ખરીદ કરીને તેની કીંમત આપવાને જ ને બદદાનતથી લલચાવે તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ડ) અ એ કાંઇ માલ ખરીદ કર્યો છે તેની કીંમત આપવાને બદલે અ એક પહેડી ઉપર હુંડી લખી આપે અને તે પહેડીમાં અ નું કાંઇ નાણું હોય નહી અને તેથી અ ને ઉમેદ હોય કે હું જે હુંડી આપું છું તે શીકારવાની નથી, તેમ છતાં તે હુંડી આપીને અ ઇરાદાથી જ ને ફરેબ દે, અને એમ કરીને તે માલ આપવાને જ ને બદદાનતથી લલચાવે અને તેને નાણું આપવાનો પોતાનો ઇરાદો હોય નહી તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ઈ) કાંઈ વસ્તુ હીરા નથી એમ અ જાણતો હોય તે વસ્તુ હીરા છે એમ કહીને અ તે ગીરો મુકે અને તે ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને એમ કરીને રૂપીઆ ધીરવાને જ ને બદદાનતથી અ લલચાવે તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(ફ) અ ઇરાદાથી જ ને ફરેબ દેઇને તેના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે, હું અ ને જે રૂપીઆ ધીરીશ તે અ મને પાછા આપશે અને એમ કરીને રૂપીઆ ધીરવાને જ ને બદદાનતથી અ લલચાવે અને તે રૂપીઆ પાછા આપવાનો પોતાનો ઈરાદો નહીં હોય તો અ એ ઠગાઈ કરી એમ સમજવું;

(ગ) અ ઇરાદાથી ફરેબ દઇને જ ના મનમાં એવો ભરૂંસો ઉત્પન્ન કરે કે અ મને આટલા ગળીના છોડવા આપવાનો ઇરાદો રાખે છે અને અ નો કાંઈ આપવાનો ઇરાદો નહીં હોય અને એમ કરીને તે આપવાના ભરોંસા ઉપર કાંઇ નાણું આગળથી આપવાને જ ને બદદાનતથી લલચાવે તો અ એ ઠગાઈ કરી એમ સમજવું, પણુ અગર તે રૂપીઆ લેતી વખતે અનો ઈરાદો તે છોડવા આપવાનો હોય અને પછી પોતાનો કરાર તોડીને તે છોડવા નહીં આપે તો તેણે ઠગાઇ કરી એમ સમજવું નહીં,પણુ તેની ઉપર કરાર તોડવાની દીવાનીમાં ફક્ત ફરીઆદી ચાલી શકશે.

(હ) અ એ જ ની સાથે કાંઈ કરાર કર્યો છે, તે કરારમાંનો જેટલો ભાગ અ એ બજાવવાનો છે તેટલો અ બજાવી ચુકયો, એ પ્રમાણે અ ફરેબ દઈને જ ના મનમાં ભરૂંસો ઉત્પન્ન કરે, અને એમ કરીને પૈસા આપવાને જ ને બદદાનતથી લલચાવે તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(આઇ) અ એક સ્થાવર મીલકત બ ને વેચીને તેના નામનું ખત કરી આપે પછી તે મીલકત વેચી માટે હવે મારો તે પર કાંઇ હક રહ્યો નથી એમ જાણ્યા છતાં આગળ થયેલા વેચાણ તથા ખતની જ ને ખબર નહીં આપતાં તે મીલકત અ જ ને વેચાતી અથવા ગીરો આપે અને જ ની પાસેથી તેની કીંમતના કે ગીરો બાબતમાં નાણાં લે તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

**ટીકા**—પીનલકોડ ઘડી કાઢનારાઓ આ કલમ ઉપર નીચે મુજબ ટીકા કરે છેઃ—" જબરાઈથી " કઢાવવાની માફક, ઠગાઈનો ગુન્હો (પણુ) ગેરઇન્સાફી રીતે રજામંદી (સંમતી) મેળવીને કરેલો હોવો જોઇએ "ફેર એટલો (જ) છે કે જબરાઈથી કઢાવનાર ધાસતી આપીને રજામંદી મેળવે છે, અને ઠગનાર ફરેબ કરીને રજામંદી મેળવે છે.

જો કોઇ માણુસ પોતાને જાગીર છે, અથવા પોતાને જાગીર મળવાની તઈયારીમાં છે અથવા પોતાને શ્રીમંત વહુ છે, અથવા તો તે શ્રીમંત સ્ત્રી સાથે પરણુવાની તઈયારીમાં છે, એવું ખોટું જણાવીને ઉધારે રકમો મેળવે તો તે પણુ ઠગાઇ છે.

જ્યારે અમુક દાગીનો માત્ર ૭ કેરટ (હલકા) સોનાનો હતો એવું પ્રતીવાદી જાણુતો હતો તે છતાં તેણે ખોટી

રીતે એવું જણાવ્યું કે તે પંદર કેરેટ (ઉંચા) સોનાનો હતો, અને તેમ કરીને તેના ઉપર કામ ચલાવનાર માણસને તે દાગીનો ખરીદવાને લલચાવ્યો, ત્યાં એવું ઠરાવવામાં આવ્યું હતું, કે તે ઠગાઇનો ગુન્હો હતો. તેજપ્રમાણે જ્યાં એક માણસે એવું (ખોટું) જણાવ્યું કે ચાના પડીકામાં "સારી ચ્હા" હતી. જ્યારે ખરેખરી રીતે તે પડીકામાંની પુણા ભાગની ચા પીવાને અયોગ્ય અને તન્દુરસ્તીને નુકશાનકર્તા હતી, ત્યાં પણ એવું ઠરાવવામાં આવ્યું હતું કે તે માણસે ઠગાઈ કરી હતી. (૨ ક્વી. ડી. પા, ૬૦૧)

એક માણસે એક લગનમાં વાપરવાને સારૂ અમુક સામાન ભાડે લીધો, થોડાક ભાડાના પૈસા અગાઉથી આપ્યા અને લગન થઈ ગયા પછી ભાડાના બાકીના પૈસા આપવાનું, અને તે સામાન પાછો સોંપી દેવાનું તે માણસે લખીત વચન આપ્યું પરંતુ તે સારી પેઠે જાણતો હતો કે લગન બગન કાંઇ થવાનું નહોતું. અને તે સામાન તેને મળે (તેના કબજામાં આવે) એટલે તેણે જણાવેલા લેહેણાના સંબંધમાં તેણે કરેલા એક દીવાની દાવામાં તેસંમાન જપ્તીમાં લેવાની અરજી કરવાનો તેનો ઇરાદો હતો, તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે તે માણસ ઠગાઈ કરવાનો ગુન્હેગાર હતો. (૩. નો. વે, પ્રો. રી. પા. ૧૬)

જે વેશ્યા ચાંદીના રોગથી હેરાન હોય અને પોતે તદ્દન તનદુરસ્ત છે એવું જણાવીને કોઇ માણસને પોતાની સાથે સંભોગ કરવાને લલચાવે અને તેમ કરીને તે ચાંદીનો રોગ તે માણસને ચડાવે તે વેશ્યા ઠગાઇ કરવાની ગુન્હેગાર થાય છે (૧૧. મુ. ૫૯)

**૪૧૬.** પોતે કોઇ બીજો શખસ હોવાનો ઢોંગ કરીને અથવા જાણીબુજીને એક શખસને ઠેકાણે બીજો શખસ મુકીને અથવા પોતે અથવા કોઇ બીજો શખસ ખરેખર જે હોય તેથી જુદોજ શખસ છે, એવું બતાવીને, અગર કોઇ માણસ ઠગાઇ કરે તો તેણે વેશ લઇ ઠગાઇ કરી એમ સમજવું.

**ખુલાસો**—જે સખસનો વેશ લીધો હોય તે શખસ ખરેખર કોઈ હોય અથવા નહી હોય તો પણ એ ગુન્હો થયો એમ સમજવું.

**દ્રષ્ટાંત**—(અ) હુ અ નામનો ફલાણો માતબર સરાફ છું એમ કોઇ ઢોંગ કરીને ઠગાઇ કરે તો અ એ વેશ લઈને ઠગાઇ એમ સમજવું.

(બ) હું બ છું એમ ઢોંગ કરીને અ ઠગઈ કરે અને બ જો મરી ગએલો શખસ હોય તો અ એ વેશ લઈને ઠગાઇ કરી એમ સમજવું.

**ટીકા**—એક યુનીવર્સીટીની પરિક્ષામાં અ પોતે બ છે એવું જુઠું જણાવ્યું અને બ ના નામે પરિક્ષાના મંડપમાં પેસવાની ટીકીટ મેળવીને બ ના નામથી સવાલ પત્રકો લખ્યાં તેમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે અ એ ખોટો લેખ બનાવવાના તથા ઠગાઈ કરવાના ગુન્હા કર્યા હતા.

**૪૧૭.** જે માણસ ઠગાઇ કરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૪૧૮.** કોઇ શખસ ઠગાઇ કરે અને તે એમ જાણતો હોય કે જે પ્રકરણમાં હું ઠગાઇ કરૂં છું તે પ્રકરણમાં ફલાણા શખસનો લાભ જાળવવાની કાયદા પ્રમાણે અથવા કાંઇ કાયદાસર કરાર પ્રમાણે મારી ફરજ છે તે શખસને એ ઠગાઇથી ગેરવ્યાજબી હાની મારાથી થાય એવો સંભવ છે, તો તે શખસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૪૧૯.** જે માણસ વેશ લેઇને ઠગાઇ કરે તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—કેદી એ પોતે પોલીસનો અમલદાર છે એવો ડોળ કરીને કેટલા ગામડીઆઓની પાસેથી પૈસા ઠગી લીધા તેમાં તેને સરકારી નોકરનો જુઠો વેશ ધારણ કરવાનો અને ઠગાઈ કરવાનો ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો. (સ. વી. રી. પા. ૨૦)

**૪૨૦.** કોઇ માણસ ઠગાઇ કરે અને તેથી કરીને બદદાનતથી એમ કરે કે તે ફરેબ દીધેલો સખશ કાંઇ મીલકત કોઇ સખશને આપે અથવા કાંઇ કીમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી કાંઇ વસ્તુ જેનો કીમતી દસ્તાવેજ બની શકે તે આખી કે થોડી ઘણી બનાવે, ફેરવે, કે તેનો નાશ કરે, તોતે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## દગાનાં ખતો તથા મિલકતની વ્યવસ્થા બાબત.

**૪૨૧.** જે માણસ બદદાનતથી કે દગલબાજીથી કાંઇ મીલકત ખસેડે અથવા છુપાવે અથવા પુરેપુરી કીમત લીધા વીના કોઇ સખશને આપે કે તેને નામે કરી આપે કે કરાવી આપે, એવા ઇરાદાથી કે તેમ કરીને પોતાના કે કોઇ બીજા શખસના માગનારાઓમાં તે મીલકત કાયદા મુજબ વેચાતી અટકે અથવા તેમ કરવાથી તે વેચાતી અટકશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૪૨૨.** પોતાનું અથવા કોઇ બીજા શખસનું કાંઈ લેણું કે માગણું હોય તે પોતાનું અથવા તે શખસનું કરજ અદા કરવાના કાયદા મુજબ કામે આવતું, જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી અટકાવે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**૪૨૩.** જે ખત કે દસ્તાવેજ, કાંઇ મીલકત અથવા તે માંહેલો કાંઇ હક કોઇ શખસના નામપર કરી આપવાની મતલબનો અથવા કાંઈ મીલકતમાંથી કે તે માંહેલા કંઇ હકમાંથી કાંઇ રકમ અપાતી થાય એવી મતલબનો હોય, અને જેમાં તે નામપર કરી આપવાની અથવા તે રકમ અપાતી થવાની કીમત બાબત કે જે સખસ અથવા સખસોના ઉપયોગ અથવા લાભમાં તે ખત અથવા દસ્તાવેજનો અમલ થવાને ખરેખર ઇરાદો કર્યો હોય તે સખશ અથવા સખસો બાબત કાંઇ ખોટો જીકર લખેલો હોય એવા કોઈ ખત કે દસ્તાવેજપર જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી સહી કરે અથવા એવું ખત કે દસ્તાવેજ લખી આપે, અથવા લખી આપનાર કે લખાવી લેનાર થાય, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—આ કલમમાં વર્ણવેલો ગુન્હો બનવાને સારૂ બે તત્વોની જરૂર છે; (૧) દગલબાજી ભરેલો ઇરાદો; અને (૨) દસ્તાવેજના અવેજના સંબંધમાં જુઠી હકીકત અથવા જે માણસના લાભમાં તે દસ્તાવેજ કરવામાં આવ્યો હોય તે માણસ સબંધી જુઠી હકીકત.

આ કલમ પ્રમાણે બીજાના નામથી બદદાનતથી ખત લખાવી લેવું તે સજાને પાત્ર થશે. આ કલમ પ્રમાણે ફોજદારી કોર્ટમાં તહોમત મુકવાને માટે દીવાની દાવો કરવો તે જરૂરની સરત નથી. (૨૨. સ. વી. રી. પા. ૪૬ )

**૪૨૪.** પોતાની અથવા બીજા કોઈ સખશની કાંઇ મીલકત જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી છુપાવે, કે ખસેડે અથવા તે છુપાવવામાં કે ખસેડવામાં જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી મદદ કરે, અથવા કાંઇ માગણી કે લેહેણાપર પોતાનો હક હોય તે જે માણસ બદદાનતથી કે દગલબાજીથી મુકી દે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—આ કલમમાં એ સંભાળ રાખવી જોઇએ કે દીવાની હકો બદલ ફોજદારી ફરીયાદ થાય નહીં. ( ૮. સ. વી. રી. પા. ૭૦ )

## બીગાડ બાબત.

**૪૨૫.** લોકોને અથવા કોઇ શખસને ગેરવ્યાજબી હાનિ અથવા નુકશાની કરવાના ઇરાદાથી અથવા તેવી હાનિ કે નુકશાની થવાનો સંભવ છે એમ જાણીને જે માણસ કાંઇ મીલક્તનો નાશ કરે, અથવા કાંઇ મીલક્તમાં કે તેની સ્થીતીમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મીલક્તની કીમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણસે બીગાડો કર્યો એમ સમજવું.

**ખુલાસો ૧ લો**—જે મીલકતને નુકશાન કર્યું હોય અથવા જેનો નાશ કર્યો હોય તે મીલકતના ધણીને કાંઇ હાની અથવા નુકશાની કરવાનો ઈરાદો તે ગુન્હો કરનારે કરવો જોઈએ, એવું કાંઈ બીગાડના ગુન્હામાં જરૂર નથી. અગર મીલકતને નુકશાન કરીને કોઈ પણ સખશને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણવામાં હોય તો બસ છે, પછી તે મીલકત તે સખશની હોય કે નહી તોપણ.

**ખુલાસો ૨ જો**—પોતાનીજ અથવા પોતાનીજ સાથે બીજા સખશોના સારા ખાતાની કાંઈ મીલકત બાબત

કોઈપણ કામ કરીને તે કામ કરનાર તે કામથી બગાડ કરી શકે.

દ્રષ્ટાંત—(અ) જ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી જ નો એક કીમતી દસ્તાવેજ અ બુદ્ધિપુર્વક બાળી નાંખે તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(બ) જ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી જ ની એક બરફની વખારમાં અ પાણી દાખલ કરે, અને તેથી કરીને તે બરફ પીગળી જાય તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(ક) જ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી જ ની એક વીંટી અ બુદ્ધિપુર્વક એક નદીમાં નાંખી દે તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(ડ) મારી પાસે જ ના આટલા રૂપીઆ નીકળે છે તે અદા થવા સારૂ હુકમનામું બજીને મારી મીલકત જપ્ત થવાની છે એમ અ ના જાણવામાં હોય અને જ ને રૂપીઆ મળતા અટકાવવાના તથા એમ કરીને જ ને નુકશાની કરવાના ઈરાદાથી અગર તે મીલકત બાળી નાંખે તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(ઈ) અએ એક વહાણનો વીમો ઉતરાવ્યો છે. હવે વીમાવાળાઓને નુકશાની કરવાના ઇરાદાથી અગર અ તે વહાણને બુદ્ધિપુર્વક ખરાબાપર ચઢાવી દે તો તે બીગાડ કર્યો એમ સમજવું.

(ફ) જ એ એક વહાણપર જોખમી નાણાં ધીર્યાં છે તેને નુકશાની કરવાના ઇરાદાથી અગર અ તે વાહાણને ખરાબા ઉપર ચડાવી દે તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(ગ) એક ઘોડો અ તથા જ એ બંનેની શરા ખાતાની મીલકત છે, તે ઘોડાને અ ગોળી મારે, એવા ઈરાદાથી કે તેમ કરીને બ ને ગેરવ્યાજબી હાની કરવી તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(હ) અ જના ખેતરમાં કેટલાંએક ઢોરને મોકલે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ ના પાકને નુકશાની થાય તો અએ બીગાડ કર્યો એમ સમજવું.

ટીકા—બીગાડનો ગુન્હો બનવાને સારૂ કરેલા કૃત્યથી કોઇ મીલકતનો નાશ થયેલો બતાવવો જોઇએ, અથવા તે મીલકતમાં અથવા તેની સ્થીતિમાં એવો ફેરફાર થયેલો બતાવવો જોઈએ કે જેથી તે મીલકતની કીંમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય, અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા જેથી તે ઉપર નુકશાની કારેલી અસર થાય. બીજી મીલકતને નુકશાન થવાનું સંભવિત પરિણામ એકલું બીગાડનો ગુન્હો બનશે નહી ( ૪. મ. હા. રી. ૫. ૫ા. ૧૫ )

૪૨૬. જે માણુસ બીગાડ કરે તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૨૭. જે માણુસ બીગાડ કરે અને તેથી ૫૦ રૂપીઆની કે તેથી વધારેની હાની અથવા નુકશાની કરે તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૨૮. દશ રૂપીઆની અથવા તેથી વધારે કીંમતના કાંઇ જાનવર અથવા જાનવરોને મારી નાંખીને અથવા ઝેર દેઇને અથવા લંગડાં લુલાં કરીને જે માણુસ બીગાડ કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૨૯. કોઈ હાથી. ઉંટ, ઘોડો, ખચ્ચર, ભેંસ, અથવા પાડો, ગોધો, ગાય, અથવા બળદ એ જાનવરની પછી ગમે તે કીંમત હોય, તોપણ તેને, અથવા ૫૦ રૂપીઆની કે તેથી વધારે કીંમતનાં કોઇ બીજા જાનવરને મારી નાંખીને, ઝેર દઇને, અથવા લંગડું લુલું કરીને અથવા નકામું કરીને જે માણુસ બીગાડ કરે, તેને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૩૦. ખેતીવાડીના કારણુસર અથવા માણુસોના અથવા જે જાનવરો કોઇની મીલકત હોય એવા જાનવરોના ખાવા પીવાના કારણુસર અથવા સ્વચ્છતાના કારણુસર અથવા કોઇ કારખાનાનું કામ ચલાવવાના કારણુસર પહોચતું પાણી જેથી ઓછું થાય, અથવા જેથી તે ઓછું થવાનો સંભવ પોતાને માલુમ હોય તેવું કાંઇ કામ કરીને જે માણુસ બીગાડ કરે તે માણુસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૩૧. કોઇ સરીઆમ રસ્તો, પુલ, નૌકાગમ્ય નદી, અથવા નૌકાગમ્ય નદી કે નેહર, પછી તે કનીમ હોય કે જેથી અગમ્ય થાય અથવા મુસાફરી કરવાને કે માલ લઈ જવાને ઓછી સલામતી લાગેલી આવ

અથવા જેથી તે તેવી થવાનો સંભવ પોતાના જાણવામાં હોય તેવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૩૨. જેથી કોઇ સરીઆમ ગટરમાંથી પાણી રેલાઈ જાય અથવા તે ગટર બંધ થઈ જાય અને તેથી નુકશાન કે હાની પણ થાય અથવા જેથી તેમ થવાનો સંભવ પોતાના જાણવામાં હોય એવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૩૩. કાંઇ દાંડીનો દીવો અથવા બીજી રોશની દરીઆની નીશાની દાખલ કરવામાં આવતી હોય અથવા કાંઇ દરીઆની નીશાની અથવા બોયુ અથવા વાહણ ચલાવનારાને સુચના દાખલ મુકેલી બીજી કાંઇ વસ્તુ હોય તેનો નાશ કરીને અથવા તેને ખસેડીને અથવા જેથી તે દાંડીનો દીવો દરીઆની નીશાની, બોયું, અથવા ઉપર લખેલા પ્રકારની બીજી વસ્તુ વાહાણ ચલાવનારાઓને સુચના દાખલ ઓછી ઉપયોગી થઇ પડે, એવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેને શીક્ષા કરવામાં આવશે.

૪૩૪. કોઇ સરકારી નોકરના અખતીઆરથી ઉભી કરેલી કાંઇ જમીનની નીશાનીનો નાશ કરીને અથવા તેને ખસેડીને અથવા જેથી તે જમીનની નીશાની દાખલ ઓછી ઉપયોગી થઈ પડે એવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૩૫. જો કોઇ માણસ અગ્નિથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થથી બીગાડ કરે અને તેથી કાંઇ મીલકતનો સો અથવા વધારે રૂપીઆની અથવા (જ્યારે મીલકત ખેતરમાં ઉત્પન્ન થએલો માલ હોય ત્યારે) દશ અથવા વધારે રૂપીઆની નુકશાની થાય, એવો સંભવ છે એમ તે જાણતો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૩૬. જો કોઇ માણસ અગ્નિથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થથી બીગાડ કરે અને તેથી જે ઇમારત ઘણું કરીને પુજાના ઠેકાણા દાખલ અથવા માણસના રહેવાના ઠેકાણા દાખલ અથવા માલ ભરવાના ઠેકાણા દાખલ વપરાતી હોય એવી કોઇ ઇમારતનો નાશ કરવો એવો તેનો ઇરાદો અથવા તેથી તેનો નાશ થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૩૭. કોઈ તુતકવાળા વાહાણને અથવા વીસ ટનના કે તેથી વધારે ભારના વાહાણનો જો કોઇ માણસ બીગાડ કરે, અને તેથી તે વાહાણનો નાશ કરવાનો અથવા તેને જોખમ ભરેલું કરવાનો તે માણસનો ઇરાદો હોય અથવા તેથી વાહાણનો નાશ થશે અથવા તે જોખમ ભરેલું થશે એવો સંભવ છે, એમ તે જાણતો હોય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે,

૪૩૮. ઉપલી કલમમાં જે બગાડનું બયાન કર્યું છે એવો બીગાડ જે માણસ અગ્નિ વડે, કે અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ વડે કરે અથવા કરવાની કોશીશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૩૯. કોઇ વહાણમાં જે કાંઇ માલ હોય તે માલની ચોરી કરવાના ઇરાદાથી અથવા તે માલનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવાના ઇરાદાથી અથવા તે માલની ચોરી કે ખોટો ઉપયોગ કરવામાં આવે એવા ઇરાદાથી જે માણસ જાણી જોઇને તે વાહાણને જમીનપર અથવા કીનારાપર ચડવા દે, તે માણસને

દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૪૦. કોઇ શખસનું મોત આણવાની અથવા કોઇને વ્યથા કરવાની કે ગેરવ્યાજબી અટકાવ કરવાની અથવા મોતની વ્યથાનો કે ગેરવ્યાજબી અટકાવવાનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને જે માણસ બીગાડ કરે તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

## સાપરાધ પ્રવેશ બાબત.

૪૪૧. જે શખસના કબજામાં કાંઇ મીલકત હોય તે શખસને ધમકી દેવાના, તેનો તીરસ્કાર કરવાના અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી, તે મીલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે, અથવા તે મીલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી તેવા કોઇ શખસને ધમકી દેવાના, તેને તીરસ્કાર કરવાના અથવા તેને દુખ આપવાના ઇરાદાથી જે માણુસ કદાચ કાયદા વિરૂદ્ધ ત્યાં રહે તે માણુસે સાપરાધ પ્રવેશ કર્યો એમ સમજવું.

ટીકા—પીનલકોડ ઘડનારાઓ આ કલમ ઉપર નીચે મુજબ ટીકા કરે છે;—મીલકત ઉપરની, ગમે તેવી થોડી પણ સત્તા બળાત્કારથી છીનવી લેવાના દરેક કૃત્યને અમે પ્રવેશનું નામ આપ્યું છે. જે મીલકત ઉપર પ્રવેશ કરવામાં આવ્યો હોય તે મીલકતમાં હિત ધરાવતા કોઇપણ માણસને નુકશાનકારક કોઈપણ ગુન્હો કરવાને સારૂ અથવા આવા માણસને દુઃખ આપવાને સારૂ જ્યારે પ્રવેશ કરવામાં આવ્યો હોય, તે સિવાય, પ્રવેશ તરીકે ગુન્હો ગણવાનું અમે ઠરાવતા નથી તે વખતે ( એટલે ગુન્હો કરવાને સારૂ અથવા દુઃખ આપવાને સારૂ પ્રવેશ કરવામાં આવ્યો હોય ત્યારે )પણ જો તે ( પ્રવેશ )ની સાથે વધારે ભારે ( ગંભીર ) હકીકત સામેલ ન હોય તો, તે બદલ હલકી સજા કરવાનો અમે ઠરાવ કરીએ છીએ.

૪૪૨. કાંઈ ઇમારત તંબુ અથવા વહાણુ જે માણુસને રહેવાનાં ઠેકાણાં દાખલ વપરાતું હોય, તેમાં અથવા કાંઇ ઇમારત, પુજાસ્થાન, અથવા માલ રાખવાના ઠેકાણા દાખલ વપરાતું હોય, તેમાં પેસીને અથવા તે મધે રહીને જે માણુસ સાપરાધ પ્રવેશ કરે તેણે " ગ્રહ પ્રવેશ કર્યો " એમ સમજવું.

ખુલાસો—પેસવામાં તે સાપરાધ પ્રવેશ કરનારના શરીરના કાંઇ પણ ભાગને પ્રવેશ થયો તો, ગ્રહપ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે.

ટીકા—જે રેહેઠાણોમાં માણસો વસે છે, અને જે મકાનોમાં માણસો પોતાનો સામાન રાખે છે તે રહેઠાણો અને મકાનો જેવી બીજી કોઇપણ પ્રકારની મીલકત નથી કે જેનું ગેરકાયદેસર ધુસવાની ( પ્રવેશની ) સામે રક્ષણ કરવું એટલું બધુ જરૂરનું છે. આ જગાઓ ઉપર પ્રવેશ કરવાના ગુન્હાને અમે ઘર-પ્રવેશનું નામ આપ્યું છે, અને અમે તેને સાપરાધ પ્રવેશનું ગંભીર રૂપ ગણીએ છીએ.

૪૪૩. ગુપ્ત ઘર પ્રવેશ. કોઇ માણુસ ઘર પ્રવેશ કરે અને આગળથી તેણે તદબીર કરી હોય કે જે ઇમારત તંબુ અથવા વહાણુ તે પ્રવેશનું સ્થાન હોય તે મધે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધેથી તેને બહાર કહાઢી મુકવાનો જેનો હક હોય એવા કોઇ સખશથી તે ઘર પ્રવેશ છાનો રહે તે માણુસે ગુપ્ત ઘર પ્રવેશ કર્યો એમ સમજવું.

૪૪૪. સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતા પેહેલાં જે માણુસ ગુપ્ત ઘર પ્રવેશ કરે " તેણે રાતે ઘર પ્રવેશ કર્યો " એમ સમજવું

૪૪૫. કોઇ સખશ ઘર પ્રવેશ કરે, તે જો તે ઘર મધે અથવા તેના કોઇ પણ ભાગ મધે પ્રવેશ નીચે બ્યાન કરેલા ૭ પ્રકારોમાંના કોઇ પણ પ્રકારે અથવા ત્યાં કાંઇ ગુન્હો કરવાના કારણસર તે ઘર મધે અથવા તેના કોઇપણ ભાગ મધે ગયા પછી, અથવા તે મધે કાંઈ ગુન્હો કરી રહ્યા પછી, જો તે સખસોને તે ઘર મધેથી અથવા તેમાંના કોઈપણ ભાગ મધેથી, તે ૭ પ્રકારોમાંના કોઇપણ પ્રકારે બહાર નીકળે તો તે સખસે ઘર ફેડવાનો ગુન્હો કર્યો એમ સમજવું. પ્રકારોની વીગત.

પહેલો—તે ઘર પ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કર્યો હોય અથવા તે ઘર પ્રવેશ મધે મદદગારી કરનાર કોઈ માણસે જે રસ્તો કર્યો હોય એવા કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અગર બહાર નીકળે તો.

બીજે- પોતે અથવા તે ગુન્હામાં મદદગારી કરનાર કોઇ માણસ એ શીવાય બીજા કોઇ સખશને કે માણસને

પેસવા માટે કર્યો નહિ હોય, એવે કોઈ રસ્તે થઇને જો તે માંહે પેસે અગર બહાર નીકળે અથવા કોઇ ભીંત અથવા ઈમારતપર શીડીથી અથવા બીજી રીતે ચડી જઇને જે રસ્તો હાથ લાગે એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે તો.

ત્રીજો—ઘર પ્રવેશ કરવા માટે તે ઘર મધે રહેનાર માણસે જે સાધન વડે કાંઈ રસ્તો ઉઘાડવાનો ઈરાદો રાખ્યો નહી હોય એવા કોઇ સાધન વડે પોતે અથવા તે ઘર પ્રવેશમાં મદદગારી કરનારા કોઇ સખસે જે રસ્તો ઉઘાડયો હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે તો.

ચોથો—તે ઘર પ્રવેશ કરવા માટે અથવા કાંઇ ઘર પ્રવેશ કર્યા પછી તે ઘરમાંથી બહાર નીકળવા માટે જો તે કાંઈ કળ ઉઘાડીને માંહે જાય અથવા બહાર નીકળે તો;

પાંચમો—સાપરાધ બળ વાપરીને અગર હુમલો કરીને અથવા કોઇ સખસને હુમલાનો ડર દેખાડીને જો તે માંહે જાય અથવા બહાર નીકળે તો.

છઠો—જે રસ્તેથી કોઇ એ પ્રમાણે આવે જાય નહિ, એટલા માટે તે બંધ કરેલો છે, એમ તે જાણતો હોય તથા જે રસ્તાને પોતેજ અથવા તે ઘર પ્રવેશમાં મદદગારી કરનાર કોઈ સખશે ઉઘાડેલો છે, એમ તે જાણતો હોય એવા કોઈ રસ્તે થઇને જો તે માંહે જાય અથવા બહાર નીકળે તો.

ખુલાસો—કાંઈ ઉપગ્રહ અથવા ઈમારત કોઇ ઘરની સાથે ઉપભોગમાં આવતી હોય, ને તે ઉપગ્રહ તથા ઘર એઓની વચ્ચે બીજે કંઇ ન જતાં એકમાંથી બીજામાં જવાનો રસ્તો હોય તો તે ઉપગ્રહને તે ઘરનો આ કલમના અર્થ પ્રમાણેનો ભાગ સમજવો.

દ્રષ્ટાંત—(અ) જ ના ઘરની ભીંતમાં એક ખાતર પાડીને તે બાકા મધે પોતાનો હાથ ઘાલીને જો અ ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(બ) અગર કોઈ વહાણના બે તુતકોની વચેની એક બારીમાંથી ઘુશીને અ ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ક) અગર એક બારીમાંથી જ ના ઘરમાં પેસીને અ ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો

(ડ) અગર કોઇ દરવાજો બંધ કરેલો હોય તે ઉઘાડીને જ ના ઘરના દરવાજામાંથી જના ઘરમાં પેશીને અ ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ઈ) એક દરવાજા મધે કાણું છે તે કાણા મધે એક તાર ઘાલીને તે દરવાજાની આગલી ઉઘાડી નાંખીને જો તે દરવાજામાંથી જના ઘરમાં પેસીને અ ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ફ) જ થી પોતાના ઘરના દરવાજાની કુંચી ખોવાઇ ગઇ છે, તે જો અ ને જડે અને તે કુંચી વડે દરવાજો ઉઘાડીને જ ના ઘરમાં પેસીને અ ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ગ) જ પોતાના દરવાજામાં ઉભો છે તેને નીચે પાડી નાંખીને જબરાઇથી અ રસ્તો કરે અને ઘરમાં પેસીને ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(હ) જ ચ નો દરવાન છે તે બ ના દરવાજામાં ઉભો છે, તેને મારવાનો ડર દેખાડીને સામો થતો અટકાવી જો અ તે ઘરમાં પેસીને ઘર પ્રવેશ કરે તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

ટીકા—ભીંત ઉપર નીસરણી મુકીને ચડી જઇ રાત્રે ઘરમાં પ્રવેશ કરવો તે આ કલમ પ્રમાણે રાત્રે ઘર ફોડવાનો ગુન્હો બને છે. ( ર. સ. વી. રી. પા. ૬૫ )

જો કોઈ માણુસ ઉઘાડા બારણામાં થઈને એક ઘરમાં પેઠો હોય, અને પછીથી તે ઘરના અંદરના બીજા ઓરડામાં પેસવાના કારણસર તે અંદરનું કોઈપણ બારણું તોડે અથવા તેનું તાળુ ઉઘાડી નાંખે તો તે પણ ઘરફોડ્યું ગણાશે. ( ર. ઈ. ફૃ. પ્લી. ઓફ ધી કા. પા. ૪૮૮ )

**૪૪૬. રાતે ઘર ફોડવું.** જે માણુસ સુરજનો અસ્ત થયા પછી તથા સુરજનો ઉદય થતા પહેલાં ઘર ફોડવાનો ગુન્હો કરે તેણે રાતે ઘર ફોડવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

૪૪૭. જે માણુસ સાપરાધ પ્રવેશ કરે તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૪૮. જે માણુસ ઘર પ્રવેશ કરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૪૯. મોતની શીક્ષા થઇ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ, જે માણુસ ઘર પ્રવેશ કરે તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૫૦. જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો કોઈ ગુન્હો કરવા સારૂ જે માણુસ ઘર પ્રવેશ કરે તે માણુસને દસ વરસની મુદત સુધાંની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે.

૪૫૧. કેદની શીક્ષા થઇ શકે, એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણુસ ઘર પ્રવેશ કરે, તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે, અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય તો તે કેદની મુદત સાત વરસ સુધીની શીક્ષા થઇ શકે.

ટીકા--જ્યારે ઘર-પ્રવેશ કરનારાએ કરવા ધારેલો ગુન્હો છીનાળાનો હોય ત્યારે એ સાબીત કરવું જરૂરનું છે કે જે સ્ત્રીની સાથે છીનાળું કરવાના ઈરાદાનું તહોમત, તહોમતદાર ઉપર મુકવામાં આવ્યું હોય, તે સ્ત્રીના ધણીની તરફથી તે કૃત્યમાં રજામંદી અથવા આંખમીચામણી હતી નહી ( ૧૯. અ. ૭૪ )

૪૫૨ કોઇ શખસને વ્યથા કરવાની અથવા કોઇ શખસની ઉપર હુમલો કરવાની અથવા કોઇ શખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ શખસને વ્યથા, હુમલો, અથવા ગેરવ્યાજબી રીતે અટકાવવાનો ભય ઉત્પન કરવાની તૈયારી કરીને જે માણુસ ઘર પ્રવેશ કરે, તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણુ લાયક થશે.

૪૫૩. જે માણુસ ગુપ્ત ઘર પ્રવેશ કરે અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે.

૪૫૪. કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણુસ ગુન્હો કરે તે માણુસને ત્રણુ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે અને જો ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય તો તે કેદની મુદત વરસ દશ સુધીની થઇ શકે.

૪૫૫. કોઇ શખસને વ્યથા કરવાની અથવા કોઇ શખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ શખસને વ્યથા, હુમલો અથવા ગેરવ્યાજબી અટકાવાનો ભય ઉત્પન્ન કરવાની, તૈયારી કરીને જે માણુસ ગુપ્ત ઘર પ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણુસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે,

૪૫૬. જે માણુસ રાત્રે ગુપ્ત ઘર પ્રવેશ કરે અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણુસને ત્રણુ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.

ટીકા--આ કલમ મુજબના ગુન્હાની તપાસમાં તહોમતદાર એમ બચાવ ખડો કરે કે તેનો ઈરાદો તદન નિર્દોષ હતો તો તે તેણે પુરવાર કરી આપવું જોઇએ. ( ઇં. લો. રી. ૨૯. અ. ૪૬. )

૪૫૭. કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણુસ રાતે ગુપ્ત ઘર પ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણુસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે, અને જો ચોરીનો ગુન્હો કરવાના ઇરાદો કર્યો હોય તો તે કેદની મુદત ચૌદ વરસ સુધીની થઇ શકે

ટીકા--એક કેસમાં આ કલમ પ્રમાણે છીનાળુ કરવાના ઈરાદાથી તહોમતદારને રાતરે ઘર ફોડવાના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવામાં આવ્યો હતો. પરંતુ ફરીયાદી કે જે ઘરનો માલીક હતો તે જે સ્ત્રીની સાથે છીનાળુ કરવાનું હતું તે સ્ત્રીનો ધણી નહોતો, અને છીનાળા સીવાય બીજો કોઈપણુ ગુન્હો કરવાનો તહોમતદારનો ઇરાદો નહોતો. હાઇકોર્ટે એવું ઠરાવ્યું હતું કે છીનાળા બદલ ફરીયાદ કરવામાં તે સ્ત્રીના ધણીએ કસુર કરવાથી આ કલમ પ્રમાણેની ફોજદારી જવાબદારીમાંથી કેદી છુટતો નહોતો. ( મું. હા. કી. રૂ. સ.-૧૮૯૪. ૧૧ મું. )

૪૫૮. કોઇ શખસને વ્યથા કરવાની અથવા કોઇ શખસની ઉપર હુમલો કરવાની અથવા કોઇ શખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ સખસને વ્યથા, હુમલો, અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને માણુસ રાત્રે ગુપ્ત ઘર પ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો

કરે તે માણુસને ચઉદ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.

૪૫૯. કોઇ માણુસ ગુપ્ત ઘર પ્રવેશ અથવા ઘર ફેડવાનો ગુન્હો કરતો હોય તેવામાં જો તે કોઈ શખસને મહાવ્યથા કરે અથવા કોઇ શખસનું મોત આણવાની કે કોઇને મહાવ્યથા કરવાની કોશીશ કરે, તો તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે.

૪૬૦. અગર રાત્રે ગુપ્ત પ્રવેશ કરતી વખતે અથવા રાત્રે ઘર ફેડવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હાનો તકરીરવાર કોઇ શખસ બુદ્ધીપુર્વક કોઇનું મોત આણે, અથવા કોઇને મહાવ્યથા કરવાનો કોશીશ કરે, તો જે શખસ રાતે તે ગુપ્ત ઘર પ્રવેશ કરવામાં અથવા રાતે ઘર ફેડવાનો ગુન્હો કરવામાં જોડે સામેલ હોય, તે હરેક સખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીનો એમાંનો ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.

૪૬૧. જે નીધાન મધે કાંઇ મીલકત રહેલી હોય અથવા જે મધે કાંઇ મીલકત રહેલી છે એમ પોતે માનતો હોય એવા કાંઇ બંધ કરેલા નીધાનને જે માણુસ બદદાનતથી અથવા બગાડ કરવાના ઇરાદાથી ફોડીને ઉઘાડે અથવા તેનો બંધ છોડે, તે માણુસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની કે એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા—નિધાન—**આ નીધાન શબ્દમાં ઓરડાનો અથવા ઓરડાના ભાગનો અથવા એકાંત નાની ઓરડીનો સમાવેશ થાય છે એટલુંજ નહિ પણુ પેટી અથવા બંધ કરેલી ગાંસડી (બંડલ)નો પણુ સમાવેશ થઈ જાય છે.

૪૬૨. જે નીધાન મધે કાંઇ મીલકત રહેલી હોય અથવા જે મધે કાંઇ મીલકત રહેલી છે એમ પોતે માનતો હોય એવું બંધ કરેલું કાંઇ નીધાન કોઇ માણુસને સોપ્યું હોય, અને તે માણુસને તે ઉઘાડવાનો અખતીઆર નહી છતાં અગર તે માણુસ બદદાનતથી અથવા બીગાડ કરવાના ઇરાદાથી તે નીધાનને ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે તો તે માણુસને ત્રણુ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૧૮ મો.

## લેખ સંબંધી તથા વેપારના અથવા મીલકતની નીશાનીઓ સંબંધી ગુન્હાઓ બાબત.

૪૬૩. જો કોઈ માણુસ કાંઇ લેખ અથવા લેખનો કાંઇ ભાગ ખોટો બનાવે, એવા ઇરાદાથી કે લોકને અથવા કોઇ શખસને કાંઇ હાની કે નુકશાન કરવું અથવા કાંઇ દાવાને કે હકને મજબુતી આપવી અથવા કોઇ સખસ પાસે કાંઇ મીલકત છોડાવવી અથવા તેની પાસે કાંઇ માફ કે અરઘાત સમજાય એવો લેખ કરાવવો અથવા એવા ઇરાદાથી કે દગો કરવો અથવા દગો કરવામાં આવે તો તે માણુસે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

**ટીકા—ખોટો લેખ—**જો કોઇ લેખ જે માણુસે તે લખ્યો ન હોય અથવા તેના ઉપર સહી કરી ન હોય; અને જેણે બીજા કોઇ પણુ માણસને પોતાની તરફથી તે ઉપર સહી કરવાનો અધીકાર ન આપ્યો હોય તે માણુસની સહી થયેલો; અથવા તે માણુસનો સીક્કો થયેલો અથવા બીજી કોઈપણુ રીતે તે માણસે તે ખરો કરી લીધેલો જણાય તો તે લેખ જુઠો લેખ છે. સામાન્ય રીતે જે માણુસ બીજાના અધીકાર સાથે તે બીજાના નામની સહી કરે તે માણુસે કાંઈપણુ ખોટો લેખ બનાવેલો ગણાય નહી.

૪૬૪. જે માણુસ નીચે લખ્યા પ્રમાણે કરે તેણે ખોટો લેખ બનાવ્યો એમ સમજવું.

**પહેલું—**જે માણુસ બદદાનતથી અથવા દગલબાજીથી કાંઇ લેખ અથવા લેખનો ભાગ બનાવે, તે ઉપર સહી કરે, મહોર કરે અથવા તે લખી આપે અથવા કોઇ લેખ લખી આપ્યો છે, એવું બતાવવાની કાંઇ નીશાની કરે એવા ઇરાદાથી કે જે શખસે અથવા જેના અખતીઆરથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી અથવા તે ઉપર સહી કે મહોર થઇ નથી અથવા તે લખી આપ્યો નથી એવું તે માણુસ પોતે જાણુતો હોય તે સખશે અથવા તેના

અખ્તીઆરથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે. અથવા તેપર સહી કે મહોર થઇ છે. અથવા તે લખી આપ્યો છે આવો વિશ્વાસ ઉત્પન્ન કરવો અથવા જે વખતે તે બન્યો નથી તે પર સહી કે મહોર થઇ નથી અ-થવા તે લખી આપ્યો નથી એવું તે માણસ પો.તે જાણતો હોય તે શખશે અથવા તેના અખ્તીઆરથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે. અથવા તેપર સહી કે મહોર થઇ છે. અથવા તે લખી આપ્યો નથી એવું તે મા-ણસ જાણતો હોય તે એવે વખતે તે બન્યો છે, તે પર સહી કે મહોર થઈ છે અથવા તે લખી આપ્યો છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, અથવા.

બીજું—જે માણસ કાંઇ લેખ પોતે ખુદ કે બીજા કોઇ સખશે કર્યાં અથવા લખી આપ્યા પછી ચોરીને અથવા બીજી રીતે કાંઇ જરૂરના ભાગમાં તે લેખને કાયદેસર અખ્તીઆર શીવાય બદદાનતથી અથવા દગલબાજીથી ફેરવે પછે ફેરવતી વખતે તે બીજો શખસ હયાત હોય કે મરી ગયો હોય તો પણ.

ત્રીજું—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી કોઈ શખસ પાસે કાંઈ લેખ ઉપર સહી કે મહોર કરાવે અથવા કાંઇ લેખ તે સખશ લખી આપે એમ કરે અથવા તેની પાસે કાંઈ લેખને ફેરવાવે એવું જાણ્યા છતાં કે તે લેખમાં શું લખ્યું છે અથવા હું શો ફેરફાર કરૂં છું એ વાત તે સખશ દીવાનગી અથવા કેફના સબબથી જાણવાને શક્તિમાન નથી અથવા તેને ફરેબ દીધો છે તે સબબથી તે વાત તે શખસ જાણતો નથી.

દ્રષ્ટાંત—(અ) અ ની પાસે જ નો લખેલો બ ની ઉપરનો ૧૦૦૦૦ રૂપીઆનો એક ભલામણનો કાગળ છે, હવે બ ને દગો દેવા સારૂ જો અ તે ૧૦૦૦૦ પર ૧ મીંડુ વધારીને તે રકમને ૧૦૦૦૦૦ કરે એવા ઇરાદાથી કે તે કાગળ જ એ તેટલી રકમનો લખ્યો છે એમ બ માને તો એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો અ એ કર્યો એમ સમજવું.

(બ) કાંઇ સ્થાવર મીલકત જ એ અ ને લખી આપી હોય એવી મતલબના એક ખત પર જ ના અખ્તીઆર સીવાય અ જ ની મહોર કરે એવા ઇરાદાથી કે તે મીલકત બ ને વેચીને તેની કીંમતના રૂપીઆ બ પાસેથી લેવા તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) એક ચેકપર બ ની સહી છે અને તે ચેક જે લઇ આવે તેને તે નાણાં મળે એવી તરેહનો છે, પણ તે મધે દશ હજાર રૂપીઆની રકમ ભરે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) અ એ પોતાના માણસ બ ને એક સરાફ ઉપર ચેક લખીને તેપર સહી કરીને આપે પણ તેમાં આપવાની કાંઈ રકમ લખે નહિ અને બ ને એવો અખ્તીઆર આપે કે ફલાણા ફલાણા લોકોના રૂપીઆ આપવા છે માટે દશ હજાર રૂપીઆ સુધીની રકમ તું ચેકમાં ભરજે, પછે બ દગલબાજીથી તે ચેકમાં વીશ હજાર રૂપીઆની રકમ ભરે તો બ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ઈ) બ ના અખ્તીઆર સીવાય અ, બના નામથી પોતાની ઉપર એક હુંડી લખે એવા ઇરાદાથી કે તે હુંડીને ખરી હુંડી દાખલ કોઈ સરાફને ત્યાં વટાવવી તથા તે હુંડી પાકેથી તે સરાફ પાસેથી તે લઇને તેનાં નાણાં અપાવવાં તો એ ઠેકાણે બ ની જામીની છે; એવો પોતાના મનમાં વિચાર ઉત્પન્ન થઇને તે સરાફ તે હુંડીનાં નાણાં આપે એ રીતે તેને છેતરવા સારૂ અ એ તે હુંડી લખી માટે અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ફ) જ ના વીલમાં આ શબ્દો લખેલા છે, હું ફરમાવુંછું કે મારી સઘળી બાકી રહેલી મીલકત અ બ અને કએઓની વચ્ચે સરખે હીસ્સે વહેંચાય, અ બદદાનતથી વીલ મધેથી બનું નામ છેકી નાંખે એવા ઇરાદાથી કે તેથી એમ માનવામાં આવે કે સઘળી મીલકત અ તથા ક ને માટે જ લખી ગયો છે તો અ એ ખોટો લેખ બનાવવાને ગુન્હો કર્યો એમ સમજવું,

(ગ) જ ને અથવા તે ફરમાવે તેને આપજો એ પ્રમાણે એક સરકારી પ્રોમીસરી નોટની પાછળ શેરો કરીને તે શેરાપર સહી કરીને તેનાં નાણાં જ ને અથવા જ ફરમાવે તેને મળે એવું અ કરે પછે જ ને અથવા તે ફરમાવે તેને આપજો એ શબ્દો બ બદદાનતથી છેકી નાંખે અને એ પ્રમાણે તે ખાસ શેરાનો ખાલી શેરો કરે તો બ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(હ) અ એક સ્થાવર મીલકત જ ને વેચીને તેનું ખત કરી આપે પછે જ ને દગો દઇને તેની પાસેથી તે મીલકત જાય એવું કરવા સારૂ તેજ મીલકતનું અ એક ખત બ ને લખી આપે અને તે ખત ઉપર જ ને કરી આપેલા ખતની તારીખથી છ મહીનાની પહેલાંની તારીખ લખે એવા ઇરાદાથી કે તે મીલકતનું ખત જ ને કરી આપ્યા પહેલાં તેણે તે મીલકતનું ખત બ ને કરી આપ્યું છે એમ માનવામાં આવે તો અ એ ખોટો લેખ બના-વવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ઇ) જ બોલે બોલ બોલીને પોતાનું વીલ અ પાસે લખાવે તેમાં વશીઅત આપવાને જેનું નામ લખવાનું જ એ કહ્યું હોય તેનું નામ નહિ લખતાં અ ઇરાદાથી એક બીજા શખસનું નામ લખે. અને તમારા કહ્યા મુજબ આ વીલ લખ્યું છે એમ અ જ ને સમજાવીને તે વીલપર જ ની સહી કરાવે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(જ) અ એક પાસે કાગળ લખીને બ ના અખ્તીઆર સિવાય તેપર બ ના નામની સહી કરે અને તેમાં એમ લખે કે અ સારી આબરૂનો માણસ છે અને નહિ ધારેલી કમનશીબીથી માઠી હાલતમાં આવી પડેલો છે

અને તેનો ઇરાદો એવો હોય કે તે તે કાગળ બતાવીને જ પાસે તથા બીજા શખસો પાસે ભીખ મેળવવી તો એ ઠેકાણે જ ને પોતાની મીલકત છોડાવવાને લલચાવવાને સારૂ અ એ લેખ ખોટો બનાવ્યો, માટે અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ટ) બ ના અખ્તીઆર સિવાય અ એક કાગળ લખીને તેપર બ ના નામની સહી કરે અને તે કાગળ મધે એમ લખે કે અ ની આબરૂ સારી છે અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને જ ના હાથ તળે કાંઈ નોકરી મેળવવી તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું, કેમકે તે બનાવટના સરટીફીકેટથી જ ને છેતરીને જ ની પાસે નોકરી બાબતનો કાંઇ સાફ કે અર્થાત્ સમજાય તેવો કરાર કરવાનો અ નો ઇરાદો છે.

ખુલાસો ૧ લો—કોઇ માણસ પોતાના નામની સહી કરે તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઇ શકે છે.

દ્રષ્ટાંત—(અ)એક હુંડીપર અ પોતાના નામની સહી કરે એવા ઇરાદાથી કે તેજ નામના એક બીજા શખસે તે હુંડી લખી છે. એમ માનવામાં આવે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ)એક કાગળના કકડાપર ' સરકાર' એટલો શબ્દ લખીને તે પર અ ઝ ના નામની સહી કરે એટલા સારૂ કે પછી તે કાગળપર ઝ ઉપરની એક હુંડી બ લખે અને તે હુંડી જાણે ઝ એ શીકારી હોય એ રીતે બજારમાં ચલાવે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું અને અગર તે હકીકત જાણીને અ ના ઈરાદા મુજબ બ તે કાગળ ઉપર હુંડી લખે તો બ એ પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) અ ના નામનોજ કોઈ બીજો શખસ ફરમાવે તે ધણીને નાણાં આપવાં, એવી એક હુંડી અ ને જડે અને તેની પાછળ અ પોતાનાજ નામનો શેરો કરે એવા ઈરાદાથી કે એ શખસ ફરમાવે તે ધણીની નાણાં આપવાની એ હુંડી છે તેજ શખસે એ શેરો કર્યો છે એમ માનવામાં આવે તો એ ઠેકાણે અ એ ખોટો લેખ બનાવવાને ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) બના ઉપર એક હુકમનામું થયેલું બજે તેમાં એક સ્થાવર મીલકત વેચાય તે અ ખરીદ કરે,હવે તે મીલકત જપ્ત થયા પછી બ ઝ ની સાથે મળી જઇને કાંઇ જુજ ભાડે આપે,તે મીલકતની લાંબી મુદતનું એક ભાડાનામુ ઝ ને લખી આપે અને તે ભાડાનામામાં તે જપ્તીની તારીખથી છ મહિના આગળની તારીખ ભરે એવા ઈરાદાથી કે અ ને દગો કરવો તથા જપ્તી થતાં પહેલાં તે ભાડાનામું લખી આપ્યુ છે એમ માનવામાં આવે તો અગર બ એ તે ભાડાનામાપર પોતાના નામની સહી કરી છે તો પણ તેણે આગળની તારીખ લખી તેથી તેણે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

(ઈ) દેવાળુ કાહાડવાનો આગળથી વીચાર કરીને અ વેપારી પોતાના ફાયદાને સારૂ તથા પોતાના માગનારાઓને દગો દેવાના ઇરાદાથી કાંઇ મીલકત બ ની પાસે રાખે અને તે કામ બહારથી વ્યાજબી જણાય એટલા સારૂ તે બ ને એક ચીઠી લખી આપે કે તમારી પાસેથી અવેજ લીધો છે તે બાબતની મારે તમને આટલી રકમ દેવી અને તે ચીઠીપર આગળની તારીખ નાંખે, એવા ઇરાદાથી કે અ દેવાળુ કહાડવાની તૈયારીમાં હતો ત્યાર પહેલાં એ ચીઠી તેણે લખી છે એમ માનવામાં આવે તો અ એ ઉપર લખેલા લક્ષણના પહેલા પ્રકાર પ્રમાણે ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો ૨ જો—કોઇ માણસ કોઈ ખોટા શખસના નામથી કાંઈ ખોટો લેખ કરે એવા ઇરાદાથી કે તે લેખ કોઇ ખરા શખસે કરેલો છે એવું માનવામાં આવે અથવા કોઇ મુએલા શખસના નામથી કરે એવા ઈરાદાથી કે તે શખસે પોતાની હયાતીમાં તે લેખ કર્યો છે એવું માનવામાં આવે તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુન્હો થઈ શકે.

દ્રષ્ટાંત—(અ) એક ખોટા શખસની ઉપર એક હુંડી લખે અને તે ચલાવવાના ઈરાદાથી તે ખોટા શખસના નામે તે હુંડી દગલબાજીથી શીકારે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

ટીકા—" દગલબાજીથી "—આ કલમમાં વપરાયેલો ' દગલબાજીથી ' શબ્દ ' બદદાનતથી ' શબ્દના જેવોજ છે એમ સમજવું જોઇએ નહીં, અને ગેરવ્યાજબી લાભ અથવા ગેરવ્યાજબી હાનીનો તેમાંથી અર્થ નીકળે છે એવું સમજવું જોઇએ નહી, પરંતુ " દગો કરવાના ઈરાદાથી " એવો તેનો અર્થ લેવો જોઇએ. ( ૨૨–૬–૩૧૩ ).

૪૬૫. જે માણસ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૬૬. કોઇ ઇનસાફની કોર્ટનું દફતર અથવા તે કોર્ટ મધે ચાલેલા કામનો કાગળ હોય એવી મતલબનો કોઇ લેખ અથવા બાબતીઝમ લગન કે ગાડવા બાબતનો કાંઇ રજીસ્ટર અથવા કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાના જોરથી રાખતો હોય એવો કાંઇ રજીસ્ટર અથવા કોઇ સરકારી નોકરે પોતાના સરકારી હોદ્દાના જોરથી કરેલો હોય એવી મતલબનો કાંઇ દાખલો કે લેખ અથવા કાંઇ કરી-

આદી કે જવાબ કરવાનો અથવા તેમાં કાંઇ પણ કામ ચલાવવાનો અથવા કબુલતથી હુકમનામું થવા દેવાનો જેમાં અખ્તીઆર આપ્યો હોય એવો લેખ અથવા વકીલાતનામું અથવા મુખ્તીઆરનામું જે માણસ ખોટું બનાવે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૬૭. જે લેખ કાંઇ કીંમતી દસ્તાવેજની મતલબનો અથવા કાંઇ વીલની મતલબનો અથવા દત્તક લેવાની અખતીઆરનામાની મતલબનો હોય અથવા જે લેખ કોઇ સખ્સને કંઇ કીમતી દસ્તાવેજ કરવાનો અથવા મુદ્દલ રૂપીઆ બ્યાજ કે નફાની વેચાણ લેવાનો અખ્તીઆર આપવાની મતલબનો હોય, અથવા કાંઇ નાણું, જંગલ મીલકત અથવા કીમતી દસ્તાવેજ લેવાનો કે આપવાનો અખ્તીયાર આપવાની મતલબનો હોય અથવા જે લેખ કંઈ ફારગતી અથવા નાણાં ભર્યાની પહોંચની મતલબનો અથવા કાંઇ ફારગતી કે કાંઇ જંગમ મીલકત અથવા કાંઈ કીમતી દસ્તાવેજ આપ્યાની પહોચની મતલબનો હોય એવો કાંઇ લેખ જે માણસ ખોટો બનાવે તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે

ટીકા—કલેકટરની ઑફીસમાંથી નીકળેલા ચલનમાં દગા ભરેલી રીતે ફેરફાર કરવો તે આ કલમમાં જણાવેલું લેખ ખોટો બનાવવું થાય છે. ( સ. વી. રી. સ. ૧૮૬૪. પા. ૨૨ ).

૪૬૮. જો કોઇ માણસ ખોટો લેખ બનાવે એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ દગાઇ કરવાના કારણસર વપરાય તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી દંડને પણ લાયક થશે.

૪૬૯. જો કોઇ માણસ ખોટો લેખ બનાવે એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ કોઇ ધણીને આબરૂને હાની કરે અથવા તે લેખ તેવા કારણસર વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૭૦. જે ખોટો લેખ સઘળો કે થોડો ઘણો ખોટો લેખ બનાવવાના ગુન્હાથી બન્યો હોય તેનું નામ બનાવટનો લેખ પાડયું છે.

૪૭૧. જે લેખ છે એમ પોતે જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હોય એવો કાંઇ લેખ જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી ખરા દાખલ વાપરે તે માણસને જાણે તેણે તે લેખ ખોટો બનાવ્યોજ હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

૪૭૨. જો કોઈ માણસ કાંઇ મોહોર અથવા પતરૂ અથવા છાપ પાડવાનું કાંઇ બીજું હથીઆર બનાવે અથવા ખોટું બનાવે એવા ઇરાદાથી કે તે ૪૬૭ મી કલમ મુજબ શીક્ષા થઇ શકે, એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણસર વાપરવામાં આવે અથવા તે મોહોર પતરૂ અથવા બીજું હથીઆર ખોટું બનાવેલું છે, એમ જાણીને ઉપલા ઇરાદાથી અગર કોઇ માણસ તે મહોર પતરૂ કે બીજું હથીઆર પોતાના કબજામાં રાખે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૭૩. જો કોઇ માણસ કાંઇ મહોર પતરૂ અથવા છાપ પાડવાનું કાંઇ બીજું હથીઆર બનાવે અથવા ખોટું બનાવે એવા ઇરાદાથી કે તે આ બાબ માંહેલી ૪૬૭ મી શીવાયની કોઇ પણ કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો કોઈ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણસર વાપરવામાં આવે અથવા તે મહોર પતરૂ અથવા બીજું હથીઆર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલા ઇરાદાથી અગર કોઇ માણસ તે મોહોર પતરૂ અથવા બીજું હથીઆર પોતાના કબજામાં રાખે તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૭૪. જો કોઇ માણસના કબજામાં કાંઇ લેખ હોય અને તે લેખ ખોટો બનાવેલો છે એમ તે જાણતો હોય તો તથા તે લેખ ખરા દાખલ દગલબાજીથી અથવા બદદાનતથી વાપરવામાં લેવો એવો તે માણસનો ઇરાદો હોય તો અગર તે લેખ ૪૬૬ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો તે માણસને સાત

વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે અગર તે લેખ ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્ર પારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૭૫. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઇ મુદ્રા કે નીશાની કોઇ માણસે કાંઇ પદાર્થ ઉપર અથવા કાંઈ પદાર્થ મધે ખોટાં બનાવે એવા ઇરાદાથી કે તે પદાર્થ ઉપર તે વખતે કાંઇ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવાનો હોય તે લેખ ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે અથવા જે પદારથ ઉપર અથવા જે પદારથ મધે એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઇ પદાર્થ, ઉપર લખેલા ઇરાદાથી અથવા કોઇ માણસ પોતાના કબજામાં રાખે તો તે માણસને જીવતાં સુધીની સમુદ્ર પારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૭૬. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના કોઇ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઇ મુદ્રા કે નીશાની કોઈ માણસ કાંઇ પદાર્થઉપર અથવા કાંઇ પદાર્થ મધે બનાવે એવા ઇરાદાથી કે તે ઉપર તે વખતે કાંઇ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે અથવા જે પદાર્થ ઉપર અથવા જે પદાર્થ મધે એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઇ પદાર્થ, ઉપર લખેલા ઇરાદાથી કોઇ માણસ પોતાના કબજામાં રાખે તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૭૭. કાંઇ લેખ વીલ હોય કે વીલની મતલબનો હોય અથવા લેવાનું અખતીઆરનામું હોય કે તેવી મતલબનો હોય અથવા કાંઇ કીમતી દસ્તાવેજ હોય કે તેવી મતલબની હોય તેવા કોઇ લેખને અગર કોઇ માણસ દગલબાજીથી કે બદદાનતથી અથવા લોકને કે કોઇ શખસને હાની અથવા નુકસાન કરવાના ઇરાદાથી છેકી નાંખે તેનો નાશ કરે અથવા છેકી નાંખવાની, નાશ કરવાની, કે ચોરી નાંખવાની, કોશીશ કરે, અથવા છુપાવે, કે છુપાવવાની કોશીશ કરે અથવા તે લેખ સંબંધી બીગાડ કરે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૭૭ અ. જે કોઇ પણ માણસ કારકુન, અમલદાર અથવા નોકર હોય, અથવા જેને કારકુન અમલદાર અથવા નોકર તરીકે કામે રાખ્યો હોય અથવા જે રીતે કામ કરતો હોય તે માણસ, તેને કામે લગાડનાર સખસની અથવા તેવા શખસના કબજામાંની અથવા તે શખસની તરફથી અથવા વતી પોતાની પાસે આવેલા કોઇ પણ બુક,કાગળ, લેખ, કિંમતી દસ્તાવેજ અથવા હિસાબનો બુદ્ધિ પુર્વક તથા દગો કરવાના ઇરાદાથી નાશ કરશે, તેમાં ફેરફાર કરશે, તે છીન્નવિછીન્ન કરશે, અથવા તે ખોટા કરશે, અથવા બુદ્ધિ પુર્વક તથા દગો કરવાના ઇરાદાથી એવી કોઈ પણ બુકમાં, કાગળમાં, લેખમાં,કિંમતી દસ્તાવેજમાં, અથવા હિસાબમાં, કાંઇ પણ ખોટી નોંધ કરશે અથવા કરવામાં મદદગારી કરશે. અથવા એવી કોઇ પણ બુકમાં, કાગળમાં કિંમતી દસ્તાવેજમાં અથવા હિસાબમાં કોઇ પણ મુદ્દાની નહી, તેવી બાબત લખશે અથવા તેમની કોઇ પણ મુદ્દાની બાબતમાં ફેરફાર કરશે, અથવા તે નહિ લખવામાં અથવા તેમાં ફેરફાર કરવામાં મદદગારી કરશે, તે માણસને સાત વરસની મુદત સુધીની ગમે તે પ્રકારની કેદની,દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ખુલાસો—આ કલમ મુજબના કોઈ પણ તહોમતનામામાં કોઇ પણ મુકરર માણસને દગો દેવાનો ઇરાદો હોય તે માણસનું નામ ન લખતાં અથવા નાણાંની કોઈ પણ મુકરર રકમના સંબંધમાં તે દગો કરવાનો ઈરાદો હોય તે રકમ ન લખતાં અથવા સદરહુ ગુન્હો કોઈ પણ અમુક દીવસે કર્યો હોય તે દીવસ ન લખતાં દગો કરવાનો સાધારણ ઈરાદો જણાવવો બસ છે.**

## વેપારની મીલકતની તથા બીજી નીશાનીઓ બાબત.

૪૭૮. આ માલ ફલાણા કારીગરે બનાવેલો છે, અથવા ફલાણા કારીગરના વેપારની જણસ છે એ બતાવવાને માટે જે નીશાની વાપરવામાં આવે તેનું નામ "વેપારની નીશાની" પાડયું છે, આ કાયદાના કારણ સારૂ "વેપારની નીશાની" આ શબ્દોમાં સને ૧૮૮૩ ના પેટન્ટ ડીઝાઇન અને ટ્રેડમાર્કસના આકટ મુજબ રાખેલા રજીષ્ટરમાં જે કોઇ પણ વેપારની નીશાની નોંધી હોય તે નીશાનીનો, તથા સને ૧૮૮૩ ના પેટન્ટ ડીઝાઇન અને ટ્રેડ મારકસ આકટની કલમ ૧૦૩ માંના ઠરાવ કોંસીલમાં કરેલા હુકમની રૂયે વિદ્યમાન કાળે જે કોઇ પણ બ્રિટીશ મુલકને અથવા પારકા રાજ્યને લાગુ હોય તે મુલકમાં અથવા રાજ્યમાં નોંધેલી અગર વગર નોંધેલી વેપારની જે નીશાનીનું કાયદાથી રક્ષણ થતું હોય તે નીશાનીનો સમાસ થાય છે.

ટીકા—એક નીશાની ટ્રેડ-માર્ક ( વેપારની નીશાની ) થવાને સારૂ, અમુક માલ અમુક માણસની બનાવટનો છે અથવા અમુક માણસનો પોતાનો માલ છે એવું બતાવવાને વાસ્તે વાપરેલી નીશાની ( માર્કો ) હોવી જોઇએ.

૪૭૯. આ જંગમ મીલકત ફલાણા શખસની છે. એ બતાવવાને માટે જે નીશાની વાપરવામાં આવે તેનું નામ "મીલકતની નીશાની" પાડયું છે.

૪૮૦. જે કોઇ માણુસ કાંઇ માલ ઉપર, અથવા માલ ભરેલી કોઇ પેટી કે ઘર ઉપર, ગાંસડી ઉપર, કે બીજાં કોઇ બારદાન ઉપર કાંઇ નીશાની કરે તે અથવા જે પર કાંઇ નીશાની હોય એવી પેટી કે ઘર, ગાંસડી કે બીજું બારદાન વાપરે, તે એવી રીતે કે સદરહુ પ્રમાણે નીશાની કરેલો માલ અથવા સદરહુ પ્રમાણે નીશાની કરેલા એવા કોઇ પણ બારદાનમાં ભરેલો કાંઇ માલ જે કારીગરે બનાવ્યો ન હોય તેણે બનાવ્યો છે એવો, અથવા જે કારીગરના વેપારની જણસ ન હોય તે તેની જણસ છે એવો વાજબી રીતે વિશ્વાસ ઉત્પન્ન થાય તો તે માણુસે વેપારની ખોટી નીશાની વાપરી એમ સમજવું.

૪૮૧. જો કોઇ માણુસ કાંઇ જંગમ મીલકત કે માલ ઉપર, અથવા જંગમ મીલકત કે માલ ભરેલી કાંઇ પેટી કે ઘર ઉપર, ગાંસડી ઉપર અથવા બીજાં કાંઇ બારદાન ઉપર કાંઈ નિશાની કરે તે અથવા જે પર કાંઇ નીશાની હોય એવી કાંઇ પેટી કે ઘર, ગાંસડી કે બીજું બારદાન, વાપરે તે એવી રીતે કે સદરહુ પ્રમાણે નીશાની કરેલી મીલકત અથવા માલ, અથવા સદરહુ પ્રમાણે નીશાની કરેલા એવા કોઇ પણ બારદાનમાં રાખેલી કાંઇ મીલકત કે માલ જે શખસનો ન હોય તે શખસનો છે, એવો વાજબી રીતે વિશ્વાસ ઉત્પન્ન થાય, તો તે માણસે મીલકતની ખોટી નીશાની વાપરી એમ સમજવું

૪૮૨. જે માણુસ વેપારની કંઇ ખોટી નીશાની અથવા મીલકતની કાંઇ ખોટી નીશાની વાપરે તે માણુસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની શીક્ષા કરવામાં આવશે, પરંતુ તે માણુસે દગલબાજી કરવાના ઇરાદાથી તેમ કર્યું નથી, એવું તે સાબીત કરશે તો તે સદરહુ શીક્ષાને પાત્ર થશે નહી.

૪૮૩. જે માણુસ બીજો કોઇ પણ સખશ વાપરતો હોય એવી કાંઇ વેપારની અથવા મીલકતની નીશાની ખોટી બનાવે તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

૪૮૪. કોઇ સરકારી નોકર વાપરતો હોય તેવી કાંઇ મીલકતની નીશાની અથવા આ મીલકતની ફલાણુ કારીગરે અથવા ફલાણી વખતે કે ઠેકાણે બનાવેલી છે અથવા તે ફલાણી જાતની છે અથવા ફલાણી ઓફીસમાંથી પાસ થઇ છે અથવા કાંઈ માફીને લાયક છે એવું બતાવવાને સારૂં કોઇ સરકારી નોકર જે નીશાની વાપરતો હોય તેવી કાંઇ નીશાની જો કોઇ માણુસ ખોટી બનાવે અથવા એવી કાંઇ નીશાની ખોટી બનાવેલી છે એમ જાણ્યા છતાં તેને ખરી દાખલ વાપરે તો તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૮૫. વેપારની નીશાની અથવા મીલકતની નીશાની ખોટી બનાવવાના કારણસારૂ કાંઇ છાપ પતરૂં અથવા બીજુ હથીયાર જો કોઇ માણુસ બનાવે, અથવા પોતાના કબજામાં રાખે અથવા કાંઈ માલ જે કારીગરે બનાવ્યો ન હોય તેણે તે બનાવ્યો છે, એમ અથવા તે જે કારીગરીના વેપારની જણસ ન હોય

તેની જણસ છે એમ અથવા જે શખસનો તે માલ અથવા જણસ ન હોય તે શખસનાં છે એમ બતાવવાના કારણસર કોઇ માણસ કાંઇ વેપારની નીશાની અથવા મીલકતની નાશાની પોતાના કબજામાં રાખે તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે,

૪૮૬. વેપારની ખોટી નીશાની અથવા મીલકતની ખોટી નીશાની જે કાંઇ માલ ઉપર અથવા પદાર્થ ઉપર અથવા એવા માલવાળી કાંઇ પેટી કે ઘર, ગાંસડી અથવા બીજા બારદાન ઉપર ચોહોડેલી અથવા પાડેલી હોય તે માલ અથવા પદાર્થ જે કોઇ માણસ વેચે અથવા વેચવા સારૂ અથવા વેપારના અગર તેમાંથી બીજી જણસ તૈયાર કરવાનાં કોઇપણ કારણસાર માંડી મુકે અથવા પોતાના કબજામાં રાખે તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

માત્રઃ—

(અ) આ કલમ વિરૂદ્ધ કાંઇ પણ ગુન્હો ન કરવા બાબત સઘળા પુર્વોપાય લીધા પછી જે ગુન્હો કર્યાનું તહોમત આવ્યું છે, તે ગુન્હો કરતી વખતે સદરહુ નીશાનના ખરાપણા બાબત વહેમ લાવવાને મને કંઈ પણ કારણ નહોતું, અને

(બ) જે માણસો પાસેથી સદરહુ પ્રકારનો માલ અથવા પદાર્થ મને મળ્યો તે માણસો સંબંધી મેં મારી પોતાની યથાશક્તિ પ્રમાણે સઘળી હકીકત ફરીયાદીએ અથવા તેના તરફથી બીજા કોઇએ પુછી એટલે આપી હતી અથવા.

(ક) બીજી બધી રીતે હું પોતે નીષ્કપટી ચાલ્યો હતો.

એમ કોઈ માણસ સાબીત કરી આપશે તો તે સદરહુ શીક્ષાને પાત્ર થશે નહિ.

ટીકા.—આ કલમ પ્રમાણે અથવા આના પહેલાંની કલમ પ્રમાણે કોઇ માણસને ગુન્હેગાર ઠરાવવા સારૂ તે નીશાનીનો ઉપભોગજ માત્ર નહી, પરંતુ તે નીશાનીમાં માલકીપણું પણ સાબીત કરવાની જરૂર છે.

૪૮૭. કોઇ માલ ભરેલી પેટી, કે ઘર, ગાંસડી અથવા બીજા કોઈ બારદાન ઉપર જે કોઇ માણસ ખોટી નીશાની કરે તે એવા રીતે કે કોઇ સરકારી નોકર અથવા કોઇ બીજા શખસના મનમાં એવો વાજબી રીતે વીશ્વાસ ઉત્પન્ન થાય કે તે બારદાન મધે જે માલ ન હોય તે તે મધે છે, અથવા તે મધે જે માલ હોય તે તે મધે નથી, અથવા તે બારદાન મધેનો માલ ખરેખર જે જાતનો અથવા તરેહનો હોય તેથી જુદી જાતનો અથવા તરેહનો છે તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે, પરંતુ તે માણસે દગલબાજી કરવાના ઇરાદાથી તેમ કર્યું નથી એમ તે સાબીત કરી આપશે તો તે સદરહુ શીક્ષાને પાત્ર થશે નહી.

૪૮૮. કોઇ માણસ ૪૮૭ મી કલમ ઉપરથી મના કરેલી કોઇપણ રીતે એવી કાંઇપણ ખોટી નીશાનીનો ઉપયોગ કરે તો તે માણસે સદરહુ કલમ વીરૂદ્ધ ગુન્હો કર્યો છે એમ જાણી તેને શીક્ષા કરવામાં આવશે પરંતુ તે માણસે દગલબાજી કરવાના ઇરાદાથી તેમ કર્યું નથી એમ તે સાબીત કરી આપશે તો તે સદરહુ શીક્ષાને પાત્ર રહે નહી.

૪૮૯. કોઇ માણસ કાંઇ મીલકતની નીશાની કાહાડી નાંખે, તેનો નાશ કરે, તેને ચેહેરી નાંખે અથવા તેમાં ઉમેરો કરે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એમ કરવાથી પોતાથી કોઇ શખસને નુકશાન થાય તો તે માણસને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## ચલણી નોટો તથા બેંક નોટો બાબત.

૪૮૯ અ. જે માણસ ચલણી નોટ અથવા બેંક નોટ ખોટી બનાવે અથવા જાણી બુઝીને ખોટી બનાવવાની ક્રીયાનો કાંઇ પણ ભાગ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—આ કલમના તથા કલમો ૪૮૯ (બ) ૪૮૯ (ક) તથા ૪૮૯ (દ) નાં કારણ સારૂ "બેંક નોટ" એ શબ્દનો અર્થ દુનીઆના કોઇ પણ ભાગમાં સરાફી ધંધો ચલાવનાર માણસે અથવા કોઇ પણ સ્ટેટ અથવા રાજ્ય

કર્તાએ જાતે અથવા તેના અધીકારની રૂએ લાવનાર ધણીને માગે ત્યારે નાણાં આપવાની આપેલી ને તે નાણાંતરીકે અથવા નાણાંને બદલે વાપરવાનો ઇરાદો હોય એવી વાયદા ચીઠી અથવા કરાર પત્ર.

૪૮૯. બ. કોઇ ખોટી અથવા બનાવટી ચલણી નોટ અથવા બેંક નોટ, તે ખોટી છે અથવા બનાવટી છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ તે નોટ બીજા કોઇ માણસને વેચે અથવા તેની પાસેથી ખરીદ કરે અથવા તેનો બીજી કોઇ રીતે વેપાર કરે અથવા ખરી નોટ દાખલ વાપરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૮૯. ક. કોઇ ખોટી અથવા બનાવટી ચલણી નોટ અથવા બેંક નોટ તે ખોટી છે અથવા બનાવટી છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં તેને ખરી નોટ દાખલ વાપરવાના ઇરાદાથી અથવા તે ખરી નોટ દાખલ વાપરવામાં આવે એટલા માટે જે માણસ તે નોટ પોતાના કબજામાં રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની કેદની અથવા દંડની ગમે તે પ્રકારની અથવા બંને શીક્ષા કરવામાં આવશે.

૪૮૯. ડ. કોઇ પણ ચલણી નોટ અથવા બેંક નોટ, ખોટી અથવા બનાવટી બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ યંત્ર, હથીઆર અથવા પદાર્થ બનાવે, અથવા તે બનાવવાની ક્રિયાનો કાંઇ પણ ભાગ કરે અથવા તે ખરીદ કરે, વેચે, અથવા તેની વ્યવસ્થા કરે અથવા તે પોતાના કબજામાં રાખે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

---

## બાબ ૧૯ મો.

## નોકરી કરવાના, કરાર તોડવાના ગુન્હા બાબત.

૪૯૦. કોઇ સખસને અથવા કાંઇ મીલકતને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા અથવા પહોચાડવામા પોતાના અંગની નોકરી કરવાને અથવા તરી કે ખુશકીના રસ્તાની કાંઇ મુસાફરીમાં કોઇ શખસને નોકર દાખલ કામ કરવાને અથવા તરી કે ખુશકીના રસ્તાની કોઇ મુસાફરીમાં કોઇ સખસને કે કાંઇ મીલકતને સંભાળવાને જે માણસ કાયદેસર કરારથી બંધાયો હોય તે માંદગી અથવા પોતાની સાથે માઠી વરતણુંકના સબબ શીવાય તે પ્રમાણે કરવામાં બુદ્ધિપુર્વક કસુર કરે તો તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત—(અ) એક પાલખી ઉચકનારો જ ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં રસ્તામાંથી અધવચ નાશી જાય તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) અ એક મજુર જ નો સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં તે સામાન ફેંકી દે તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) અ એક બળદીઆઓનો માલીક પોતાના બળદીઆ ઉપર લાદીને કાંઇ માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદાસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં કાયદા વીરૂદ્ધ કસુર કરે તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) અ કાયદા વીરૂદ્ધ ઉપાયથી પોતાનો સામાન લઇ જવાની બ મજુરને જરૂર પાડે અને બ ચાલતાં ચાલતાં રસ્તામાં તે સામાન મુકીને નાસી જાય, તો એ ઠેકાણે બ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહિ; કેમકે તે સામાન લઇ જવાની કાયદા પ્રમાણે તેની ફરજ નથી.

ખુલાસો—આ ગુન્હામાં એવું કાંઇ જરૂરનું નથી કે જે શખસને સારૂ નોકરી કરવી છે તેની જ સાથે કરાર થવો જોઇએ. જે શખસ તે કરવાનો છે, તે સખસે કાયદા પ્રમાણે કોઇ પણ શખસની સાથે સાફ રીતે કે અર્થાત સમજાય એવી રીતે તે કરાર કીધો હોય તો બસ છે.

દ્રષ્ટાંત—અ એક ડાક કંપનીની સાથે એક મહીના સુધી પોતાની ગાડી હાંકવાનો કરાર કરે અને તે ડાક કંપ-

નીની સાથે મુસાફીએ કાંઇ મજલપર પોતાને પહોંચાડવાનો બંદોબસ્ત કરે અને પેલી એક મહીનાની મુદત સુધી તે કંપની બ ને અ દા કહે, એવી એક ગાડી આપે અને અ રસ્તામાં અધવચ તે ગાડી બુદ્ધીપુર્વક મુકીને જતો રહે તો અ રેકાણે અગર અ એ બ ની સાથે કરાર કર્યો નથી તો પણ અ એ આ કલમ મુજબ ગુનો કર્યો. એમ સમજવું.

૪૯૧. જે શખસ પોતાની નહાની ઉંમરના અથવા ગાંડાપણાના અથવા રોગ કે કાંઇ શરીરની નબળાઇના સબબથી લાચાર અથવા પોતાની સલામતીનો બંદોબસ્ત રાખવાને અથવા પોતની હાજતો પુરી પાડવાને અશક્ત હોય તેની ખાજમત કરવાને અથવા તેની હાજતો પુરી પાડવાને જે માણસ કાયદાસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં બુદ્ધિપુર્વક કસુર કરે તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસેં રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૪૯૨. બ્રીટીશ ઇંડીઆ માંહેની કોઇ પણ જગાપર કોઇ શખસને વાસ્તે ત્રણ વરસ સુધીની કોઇ પણ મુદત સુધી કારીગર કામ કરનાર અથવા મજુર દાખલ કામ કરવાને જે સખશ લખેલા કાયદેસર કરારથી બંધાએલો હોય અને તે કરારની શરત મુજબ તેને તે જગોપર તે બીજા સખશને ખરચે લઇ ગયા અથવા લઇ જવાના હોય તે શખસ પોતાનો કરાર કાયમ છે તે દરમીઆનમાં બુદ્ધિપુર્વક તે બીજા સખશની ચાકરી છોડી દે અથવા કબુલ કરેલી ચાકરી વ્યાજબી અને યોગ્ય સબબ છતાં વ્યાજબી સબબ વગર તે ચાકરી કરવાની ના કહે, તો તે શખસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા તે ખરચથી બમણી રકમ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે, પણ જો તેના શેઠે તેની સાથે કાંઇ માઠી વર્તણુક કરી હોય અથવા પોતેજ તે કરાર મુજબ અમલ કરવામાં ગફલત કરી હોય, તો તે ચાકરને કાઇ શીક્ષા કરવામાં આવશે નહી.

---

## બાબ ૨૦ મો.

## લગન સંબંધી ગુન્હાઓ બાબત.

૪૯૩. પોતાની સાથે કાયદા મુજબ જે સ્ત્રી પરણી નથી તે સ્ત્રીને કપટથી તે પુરૂષ એવો વીશ્વાસ બેસાડે કે હું એ પુરૂષની સાથે કાયદા મુજબ પરણી છું અને એવો વીશ્વાસ છતાં તે સ્ત્રી તેની સાથે તેની વહુ હોય એવી રીતે રહે અથવા સંભોગ કરે એમ તે પુરૂષ કરે તો તેને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—જ્યારે પરણેલો અથવા વગર પરણેલો માણસ કોઇ સ્ત્રીને તેણીના ધારવા પ્રમાણે તેની વહુ થવાને, પણ ખરેખરી રીતે તેની રાખેલી સ્ત્રી થવાને લલચાવે ત્યારે તે માણસથી કરવામાં આવતા ગુન્હા બદલ આ કલમ સજા કરે છે. જે સ્ત્રી જે લગન તેણીના જાણવા પ્રમાણે ગેર કાયદેસર છે તેવું લગન પોતાની સાથે કરવાને કોઇ માણસને છેતરીને લલચાવે તે સ્ત્રીને સજા કરવાને વાસ્તે આને મળતી આવતી બીજી કલમ નથી.

૪૯૪. જેનો વર અથવા જેની વહુ હયાત હોય તે જો પરણે અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતીમાં થયાના સબબથી તે લગન થએલું રદ ગણાય તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

અપવાદ—જે શખસનો વર અથવા વહુ હયાત છે પણ જેનું તેની સાથે થએલું લગન કોઇ મુખતીઆર કોર્ટે રદ ઠરાવ્યું છે તેને આ કલમ લાગુ પડતી નથી અને જે શખસનું તે પાછળનું લગન થતા પહેલાં સાત વરસની મુદત સુધી નીરંતર તેનો વર અથવા વહુ બહાર રહ્યો હોય અથવા રહી હોય અને તે દરમીયાનમાં તે શખસને તે વર અથવા વહુ હયાત છે એવી ખબર નહિ મળી હોય અને તે શખસ પોતાના આગલા વર અથવા વહુની હયાતીમાં લગન કરે તેને પણ આ કલમ લાગુ પડતી નથી. પરંતુ જે શખસ એ પ્રમાણે પાછળનું લગન કરે તેણે જેની સાથે તે લગન કરે તેને તે લગન થતા પહેલાં સર્વે બીના ખરેખરી પોતાના જાણવામાં હોય તેટલી જણાવવી જોઇએ.

ટીકા—આ કલમ હિંદુ અથવા મુસલમાન પુરૂષોને લાગુ પડતી નથી, કેમકે તેમને એક કરતાં વધારે સ્ત્રીઓ

પરણવાની છુટ આપવામાં આવેલી છે પરંતુ તે હિંદુ અને મુસલમાન સ્ત્રીઓને લાગુ પડે છે. અને ખ્રીસ્તી અને પારસી સ્ત્રીઓ તેમજ પુરૂષોને લાગુ પડે છે.

૪૯૫. જેની સાથે પાછળનું લગ્ન કરવામાં આવે તેનાથી આગલા લગ્નની વાત છુપાવીને જે શખસ ઉપરની કલમમાં લખેલો ગુન્હો કરે તેને દશ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૯૬. જે માણુસ બદદાનતથી અથવા દગલબાજીના ઇરાદાથી પોતાનો લગ્ન વીધી થવા દે એવું જાણીને કે તેમ થવાથી કાયદા મુજબ લગ્ન થતું નથી, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૯૭ આ શખસ બીજા પુરૂષની સ્ત્રી છે એવું જે જાણે છે અથવા એવું માનવાનું જેને કારણ છે તે માણુસ તે શખસની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી સીવાય અથવા તે પુરૂષે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુન્હો ન થતો હોય તો તે માણુસે છીનાળાનો ગુન્હો કર્યો એમ સમજવું અને તેને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારીની માફક શીક્ષા કરવામાં આવશે.

ટીકા—" રજામંદી ":—જ્યારે કોઇ સ્ત્રીનો ધણી તે સ્ત્રીની સાથે તેણીના જારને સંભોગ કરવાની પરવાનગી આપે ત્યારે તે પરવાનગી આપવી તે રજામંદી છે. " જાણ્યું અજાણ્યું કરવું " તે મુંગે મોંએ રજામંદી આપવી થાય છે, તે જે વર્તણુંક બાબત ફરીઆદ કરવામાં આવતી હોય તે વર્તણુંકની જાણ અને તેની મંજુરી છે. ( ૩૩. લો. જ. મે. કે. પા. ૩૩ ).

લગ્નની સાબીતી:—પુરાવાના કાયદાની ૫૦ મી કલમનો ઠરાવ એવું બતાવે છે કે જ્યાં કોઇ ગુન્હામાં, જેવા કે એક ધણી અથવા ધણીઆણી હયાત છતાં બીજીવાર પરણવામાં, છીનાળામાં અને પરણેલી સ્ત્રીઓને ફોસલાવી લઇ જવામાં લગ્ન એક ( જરૂરનું ) તત્વ હોય ત્યાં લગ્નની વાત ચોકસ રીતે સાબીત કરવી જોઇએ. ( ૪. સ. વી. રી. પા. ૩૧ ).

છીનાળાના કેસમાં, બળાત્કાર સંભોગની માફકજ તેટલેજ દરજ્જે સંભોગ ( સંગ ) સાબીત કરવો જોઇએ. એ જરૂરનું નથી કે છીનાળાના કૃત્યનો સીધો પુરાવો હોવો જોઇએ, તેમજ જે છીનાળુ કરનાર સખસ તે સ્ત્રી પરણેલી સ્ત્રી હતી એટલું જાણતો હોય તો તે સ્ત્રી કોની સ્ત્રી હતી, એ છીનાળુ કરનાર સખસ જાણતો હોવો જોઇએ એ જરૂરનું નથી. ( ૧૧. સ. વી. રી. પા. ૧૩ ).

જે સ્ત્રીના ધણીએ તે સ્ત્રીનો ગુન્હો દર ગુજર ( માફ ) કર્યો હોય તે સ્ત્રી સાથે સંભોગ કરવો તે છીનાળુ નથી. ( ૪. વી. રી. પા. ૩૧ ).

છીનાળાની ફરીયાદમાં તે સ્ત્રીના ધણીએ ફરીયાદ કરેલી હોવી જોઈએ.

૪૯૮. જે સ્ત્રી કોઇ બીજા પુરૂષની સ્ત્રી છે એવું જે માણુસ જાણે છે, અથવા એવું માનવાનું જેને કારણ છે તે અગર તે સ્ત્રીને તે પુરૂષ પાસેથી અથવા તે પુરૂષની વતી જે સખસના હવાલામાં તે સ્ત્રી હોય તે સખસ પાસેથી લઇ જાય અથવા ફોસલાવીને લઇ જાય એવા ઇરાદાથી કે તે સ્ત્રી કોઇ સખસની સાથે જાર કરમ કરે અથવા એવી કોઇ સ્ત્રી તેને ઇરાદાથી સંતાડી અથવા રોકી રાખે તો તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—આ ગુન્હો બનવાને સારૂ નીચેની ચાર બાબતો સાથે હોવી જોઇએ, (૧) લઈ જવી, અથવા ફોસલાવી લઈ જવી, અથવા સંતાડી રાખવી અથવા રોકી રાખવી, (૨) એવા ઇરાદાથી કે તે સ્ત્રી કોઇ સખસની સાથે જાર કરમ કરે; (૩) જે સ્ત્રી કોઈ બીજા પુરૂષની સ્ત્રી છે, અથવા જે સ્ત્રી કોઈ બીજા પુરૂષની સ્ત્રી છે એવું જાણવામાં આવ્યું હોય અથવા એવું માનવાને કારણ હોય તેવી કોઇ પણ સ્ત્રી, (૪) તે બીજા માણસની પાસેથી અથવા તે બીજા માણસની તરફથી જે માણસની સંભાળ તળે તે સ્ત્રી હોય તેવા માણસની પાસેથી લઇ જવી, ફોસલાવી લઇ જવી વિગેરે.

---

# બાબ ૨૧ મો.

## આબરૂ લેવા બાબત.

જે માણસ બોલેલા અથવા વાંચવાને ઇરાદો રાખેલા શબ્દોથી અથવા કાંઇ ચીન્હો કે આકારોથી કોઇ શખસની બાબત કાંઇ આરોપ મુકે અથવા પ્રકટ કરે એવા ઇરાદાથી કે તે આરોપથી તે શખસની આબરૂને હાની પહોંચાડવી અથવા હાની પહોંચશે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં તો તેણે તે શખસની આબરૂ લીધી એમ સમજવું પણ નીચેના અપવાદો મધેની બાબતોમાં એમ સમજવું નહી.

ખુલાસો ૧ લો—કોઇ મુએલા શખસની ઉપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી થઇ શકે જો તે આરોપ એવો હોય કે તેથી તે શખસ જીવતો હોય તો તેની આબરૂને હાની પહોચે તથા એવા ઇરાદાથી તે આરોપ મુકયો હોય કે તેથી તે શખસના કુટુંબને અથવા પાસેના બીજા સગાઓને માઠું લાગે.

ખુલાસો ૨ જો—કોઈ કંપની અથવા મંડળી અથવા મનુષ્ય સમુદાય વીશે કાંઈ આરોપ મુકવો એ આબરૂ લેવી થઈ શકે.

ખુલાસો ૩ જો—વઇકલપીક રીતે અથવા વાંકોકતીની રીતે મુકેલો આરોપ આબરૂ લેવી થઈ શકે.

ખુલાસો ૪ થો—જે આરોપ પોતેજ અથવા દવારાંતરે બીજાઓની નજરમાં જે સખશની નીતિ અથવા બુદ્ધિ વીશે હલકો વીચાર ઉત્પન્ન ન કરે અથવા જે શખસનું પોતની જાતી અથવા ધંધા સંબંધી માન ઓછું ન કરે અથવા જે શખસની સાખ ઓછી ન કરે અથવા જે શખસનું શરીર કંટાળો ઉપજાવે એવી હાલતમાં અથવા જે હાલત ઘણા માણસોના વીચાર પ્રમાણે શરમ ભરેલી ગણાય છે તેવી હાલતમાં છે એવું માનવાનું કારણ ન થઈ પડે તે આરોપથી તે શખસની આબરૂને હાની પહોંચી એમ સમજવું નહિ.

દ્રષ્ટાંત—(અ) " ખરો માણસ છે તેણે કદી બ નું ઘડીયાળ ચોર્યું નથી, " એ પ્રમાણે અ બોલે એવા ઇરાદાથી કે જ એ બ નું ઘડીઆળ ચોર્યું એમ માનવામાં આવે તો એ આબરૂ લેવી છે પણ જો એકાદ અપવાદમાં એ દાખલ થાય તો નહી.

(બ) બ નું ઘડીઆળ કોણે ચોર્યું એવો સવાલ અ ને પુછતાં અ જ ની તરફ આંગળી કરે એવા ઈરાદાથી કે બનું ઘડીઆળ જ એ ચોર્યું એમ માનવામાં આવે તો અ એ આબરૂ લેવી છે પણ જો એકાદ અપવાદમાં દાખલ થાય તો નહી.

(ક) બ નું ઘડીઆળ લઇને જ નાશી જતો હોય એવું અ એક ચીત્ર પાડે એવા ઈરાદાથી કે બ નું ઘડીઆળ જ એ ચોર્યું એમ માનવામાં આવે તો એ આબરૂ લેવી છે, પણ જો તે એકાદ અપવાદમાં દાખલ થાય તો નહિ.

પહેલો અપવાદ—જે કાંઇ સાચી વાતનો આરોપ જે શખસની ઉપર મુકવો અથવા પ્રગટ કરવો લોક કલ્યાણાર્થે જરૂર હોય તે આરોપ મુકવો અથવા પ્રગટ કરવો એ આબરૂ લેવી છે, એમ સમજવું નહિ તેમ કરવું લોક કલ્યાણાર્થે જરૂર છે કે નહિ એ હકીકતની બાબત છે.

બીજો અપવાદ—પોતાનો સરકારી અમલ ચલાવવા સબંધીની કોઇ સરકારી નોકરની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત શુદ્ધ બુદ્ધિથી કાંઇ પણ અભીપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

ત્રીજો અપવાદ—કાંઇ સાર્વજનીક વિષય સબંધી કોઈ પણ શખસની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથી જ નજર આવતી તેની આબરૂ બાબત શુદ્ધબુદ્ધિથી કાંઈ પણ અભીપ્રાય આપવો એ આબરૂ લેવી એમ સમજવું નહિ.

દ્રષ્ટાંત—કાંઇ સાર્વજનીક વિષય સબંધી સરકારને અરજી કરવામાં અથવા કાંઇ સાર્વજનીક વિષય સબંધી એક મંડળી મેળવવાની દરખાસ્ત ઉપર સહી કરવામાં અથવા તે મંડળીમાં અથવા તે મંડળીના પ્રમુખ થવામાં અથવા લોકનો આશ્રય માગનારી કોઇ સભા ઉભી કરવામાં અથવા તેમાં સામીલ થવામાં અથવા જે જગાનું કામ સારી રીતે ચલાવવામાં લોકોનો ફાયદો હોય એવી કોઈ જગાને કોઇ ઉમેદવારની તરફ સમત માગવા અથવા આપવામાં જ ની ચાલ સબંધી શુદ્ધ બુદ્ધિથી અ ગમે તે અભીપ્રાય આપે તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

ચોથો અપવાદ—કોઇ ઇનસાફની કોર્ટમાંનો અથવા તેવા કોઈ મુકદમાનો નીવેડાનો મતલબ બરાબર હોય એવો ખરેખરો હેવાલ જાહેર કરવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

ખુલાસો—કોઈ ઇનસાફની કોર્ટમાં ચોકશી થતાં પહેલાં ખુલી કોર્ટમાં કોઇ સુલેહનો અમલદાર અથવા બીજો અમલદાર કાંઈ તજવીજ કરતો હોય તે ઉપલી કલમના અર્થ પ્રમાણેની કોર્ટ છે એમ સમજવું.

પાંચમો અપવાદ—કોઇ ઈનસાફની કોર્ટમાં જે દીવાની કે ફોજદારી મુકદમાનો ફેંસલો થઇ ચુકયો હોય તે મુકદમાની કેફીયત બાબત અથવા એવા કોઇ મુકદમામાં પક્ષકાર સાહેદ અથવા મુખતીઆર દાખલ કોઇ પણ શખસની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તે શખસની આબરૂ બાબત શુદ્ધબુદ્ધિથી ગમે તે અભીપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

દ્રષ્ટાંત—(અ) 'પેલા' મુકદમામાં જ એ આપેલી સાહેદી એવી ઉલટી છે કે મને એમ લાગે છે કે તે મુર્ખ અથવા અપ્રમાણીક હોવો જોઇએ, એ પ્રમાણે જો અ શુદ્ધબુદ્ધિથી કહે તો તે આ અપવાદમાં દાખલ થાય છે કેમકે જે અભીપ્રાય તે આપે છે તે સાહેદ દાખલ જ ની ચાલ ઉપરથીજ નજર આવતી જ ની આબરૂ બાબત છે.

(બ) પણ જો તે એ પ્રમાણે કહે કે તે મુકદમામાં જ એ જે કહ્યું તે હું ખરૂ માનતો નથી કેમકે હું જાણું છું

કે એ અપ્રમાણીક માણસ છે તો અ આ અપવાદમાં દાખલ થતો નથી કેમકે જ ની આબરૂ બાબત જે અભીપ્રાય તે આપે છે તે સાહેદ દાખલ જ ની ચાલ ઉપરથી આધાર રાખતો અભીપ્રાય નથી.

છઠો અપવાદ—જે કૃતિ તેના કર્તાએ લોકોના વિચાર પર રજુ કરી છે એવી કોઈ કૃતીના ગુણ દોષ અથવા તે કૃતીમાંજ નજરે આવતી તેના કરતાની આબરૂ વિષે શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભીપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

ખુલાસો—કાંઇ કૃતી લોકના વિચાર પર સ્પષ્ટ રીતે રજુ થાય અથવા તેના કરતાના કામો ઉપરથી તે લોકોના વિચાર પર રજુ કરી એવું અનુમાન થઇ શકે.

દ્રષ્ટાંત—(અ) જે શખસ કોઈ પુસ્તક પ્રગટ કરે છે તે તે પુસ્તક લોકના વિચાર પર રજુ કરે છે.

(બ)—જે શખસ જાહેર રીતે કાંઇ ભાષણ કરે છે, તે ભાષણ લોકના વિચારપર રજુ કરે છે.

(ક)—જે નાટકવાળો અથવા ગાનારો લોકની આગળ નાટકમાં વેશ લઇને આવે તે પોતાની નાટકની અથવા ગાયનની કૃતી લોકના વીચાર પર રજુ કરે છે.

(ડ)—જ એ એક પુસ્તક પ્રગટ કર્યું તો તે વીશે અ એમ કહે છે કે "જ નું પુસ્તક બેવકુફી ભરેલું છે માટે જ મંદબુદ્ધિ હોવો જોઇએ જ નું પુસ્તક બીભસ્ત છે માટે જ નઠારા મનનો માણસ હોવો જોઇએ, હવે જો એ પ્રમાણે અ શુદ્ધબુદ્ધિથી કહેતો હોય તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે જ બાબત જે અભીપ્રાય તે આપે છે તે ફક્ત જ ના પુસ્તકમાંજ નજરે આવતી જ ની આબરૂ બાબત છે.

(ઇ)—પણ જો તે એમ કહે કે "જ નું પુસ્તક બેવકુફી ભરેલું તથા બીભસ્ત છે એ જોઈને મને કંઇ આશ્ચર્ય લાગતું નથી કેમકે તે જાતેજ મંદબુદ્ધિનો તથા સોદો છે, તો અ આ અપવાદમાં દાખલ થતો નથી કેમકે જ ની આબરૂ બાબત જે અભીપ્રાય તે આપે છે તે જ ના પુસ્તક ઉપર આધાર રાખતો અભીપ્રાય નથી.

સાતમો અપવાદ—જે શખસને કોઇ બીજા શખસની ઉપર કાયદાએ આપેલો કાંઇ અખ્તીઆર હોય અથવા તે બીજા શખસની સાથે કરેલા કાંઇ કાયદેસર કરારનામાથી નીકળતો અખ્તીઆર હોય તે શખસ જે બાબતોને કાયદેસર અખ્તીઆર છે તે બાબતોમાં તે બીજા શખસની ચાલ સંબંધી શુદ્ધબુદ્ધિથી કાંઇ ઠપકો દે તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

દ્રષ્ટાંત—જે જડજની કોઇ સાહેદની અથવા કોર્ટની કોઇ અમલદારની ચાલ સંબંધી શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે, કોઈ ખાતાનો ઉપરી પોતાના હુકમ તળેના માણસને શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે, મા અથવા બાપ પોતાના છોકરાને બીજા છોકરાઓના દેખતાં શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે કોઇ મહેતાજી જેનો અખત્યાર મા અથવા બાપથી મળેલો છે તે કોઈ નીશાળીઆને બીજા નીશાળીઆઓના દેખતાં શુદ્ધબુદ્ધિથી ઠપકો દે, કે નોકરીમાં આળસ કરવા સારૂ કોઇ શેઠ પોતાના ચાકરને શુદ્ધબુદ્ધિથી ઠપકો દે, કે કોઈ શરાફ પોતાની પેઢીના કીલીદારને તે કીલીદારની કીલીદારી બાબતની કાંઇ ચાલને વાસ્તે શુદ્ધબુદ્ધિથી ઠપકો દે તે એ સઘળા આ અપવાદમાં દાખલ થાય છે.

આઠમો અપવાદ—કોઈ પણ શખસની ઉપર તહોમતની બાબતમાં તે શખસની ઉપર જે શખસોનો કાયદા પ્રમાણે અખ્તીઆર હોય તે શખસોમાંના કોઇ શખસની આગળ શુદ્ધબુદ્ધિથી કાંઈ તહોમત મુકવું એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

દ્રષ્ટાંત—જો અ કોઈ માજીસ્ત્રેટની આગળ જ ની ઉપર શુદ્ધબુદ્ધિથી કાંઇ તહોમત મુકે, જો અ કોઇ જ ચાકરની ચાલ બાબત જ ના શેઠની આગળ શુદ્ધબુદ્ધિથી ફરીઆદ કરે તો આ અપવાદમાં દાખલ થાય છે.

અપવાદ નવમો—બીજાની આબરૂપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી ન ગણાય પણ ક્યારે કે તે આરોપ મુકનાર સખશ પોતાનો અથવા કોઇ બીજા શખશનો લાભ જાળવવાને અથવા લોક કલ્યાણાર્થે શુદ્ધબુદ્ધિથી તે આરોપ મુકતો હોય તો.

દ્રષ્ટાંત—(અ) એક દુકાનદાર પોતાના ગુમાસ્તા બ ને એ પ્રમાણે કહે કે જ રોકડાં નાણાં તેને ન આપે તો તેને કાંઈ માલ તું વેચીશમાં, કેમકે તેના પ્રમાણીકપણા વીશે મારો વીચાર સારો નથી. હવે જો પોતાનો લાભ જાળવવા સારૂ શુદ્ધબુદ્ધિથી અ એ જ ની ઉપર આ આરોપ મુકયો હોય તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

(બ) અ એક માજીસ્ત્રેટ પોતાના ઉપરી અમલદારને રીપોર્ટ કરવામાં જ ની આબરૂ બાબત કાંઇ આરોપ મુકે, હવે શુદ્ધબુદ્ધિથી લોકકલ્યાણાર્થે તે આરોપ મુકયો હોય તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

દસમો અપવાદ—ફલાણાથી હોંશીયાર રહેજે એવી શુદ્ધબુદ્ધિથી કોઈ શખસને સુચના આપવી એ આબરૂ લેવી ગણાય નહિ, પણ ક્યારે કે જે શખસને તે સુચના આપી હોય તે સખશનો અથવા જે સખશની સાથે તેનો સંબંધ હોય એવા કોઈ શખસને ફાયદો થાય એવા ઇરાદાથી અથવા લોકકલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો.

ટીકા—આ ગુન્હો બનવાને સારૂ એ જરૂરનું નથી કે એવું બતાવનારો પુરાવો હોવો જોઇએ કે આવી કહેવાતી બદનક્ષીથી ફરિયાદીને નુકસાન થાય તેવી રીતે અસર થઇ હતી. એટલુંજ બસ છે કે એવો ઇરાદો હોવો જોઇએ કે જે માણસે કાંઈ પણ આરોપ મુકેલો અથવા પ્રગટ કરેલો હોય તે માણસે આવા શખસને (ફરીયાદીને) હાંની પોચાડવાના ઇરાદાથી, અથવા આવો આરોપ તે શખસની આબરૂને હાંની પોચાડશે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ હોવા છતાં એ પ્રમાણે કર્યું હતું. (ક. વી. નો. પા. ૮૧૯)

૫૦૦ જે માણસ કોઇ બીજા માણસના આબરૂ લે તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૫૦૧ કાંઇ બાબત કોઇ શખસની આબરૂ લેવા જેવી છે એવું જાણીને અથવા એવું માનવાનું સારૂ કારણ છતાં જે માણસ તે બાબત છાપે અથવા કોતરે તેને બે વરસની મુદત સુધીની આસાન કેદના

અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

આ કલમ સાથે ક્રી. પ્રો. ક ૫૨૧ વાંચવાની છે,

૫૦૨ કાંઇ પણ છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી કાંઇ બાબત છે. એવું જાણીને જે માણસ તે વસ્તુ વેચે અથવા વેચવા માંડે તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## બાબ ૨૨ મો.

## સાપરાધ ધમકી, તીરસ્કાર તથા દુઃખ બાબત.

૫૦૩ સાપ્રાધ ધમકી જે શખસ કોઇ બીજા શખસને, તેના શરીરને, આબરૂને, અથવા મીલકતને કાંઇ નુકશાન કરવાને અથવા જેની સાથે તે બીજા શખસને સંબંધ હોય તેના શરીરને અથવા આબરૂને કાંઇ નુકશાન કરવાને ડર દેખાડે, એવા ઇરાદાથી કે તે શખસને ધભરાટ પેદા થાય અગર તે ડર અમલમાં ન આવે એટલા માટે જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે શખસ કરે અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે શખસ કસુર કરે તેણે સાપ્રાધ ધમકીનો ગુન્હો કર્યો એમ સમજવું.

ખુલાસો—કોઈ મુવેલા શખસની સાથે જે શખસને સંબંધ હોય તે શખસને તે મુવેલા શખસની આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો તે આ કલમમાં દાખલ થાય છે.

દ્રષ્ટાંત—બ એક દીવાની મુકદમો ચલાવતો બંધ થાય એવા હેતુથી અ બ ને ડર દેખાડે કે હું તારૂં ઘર બાળી નાંખીશ તો અ સાપ્રાધ ધમકીના ગુન્હાનો તકસીરવાર છે એમ સમજવું.

ટીકા—આ કલમમાં જણાવેલી ધમકી, જે માણસને ડર દેખાડવામાં આવ્યો હોય તે માણસના મન ઉપર અસર કરવાને સારૂ તે માણસને જણાવેલી હોવી જોઇએ, અથવા તે માણસને જણાવવાના ઇરાદાથી તે ધમકી મોઢેથી ઉચ્ચારેલી ( બોલેલી ) હોવી જોઇએ (૧૫-ક.૬૭૧).

૫૦૪ જે માણસ ઇરાદાથી કોઇ શખસનો તીરસ્કાર કરીને તેને ક્રોધ ઉત્પન્ન કરે એવા ઇરાદાથી કે તે ક્રોધને લીધે તે લોકની સુલેહમાં ભંગ કરે, અથવા કાંઇ બીજો ગુન્હો કરે અથવા એમ જાણીને કે તે શખસ તે ક્રોધને લીધે લોકની સુલેહમાં ભંગ અથવા કાંઇ બીજો ગુન્હો કરશે એવો સંભવ છે તે માણસને બે વરસની મુદત .સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૫૦૫ જે કોઈ (અ) રાણી સાહેબની જમીનપરની અથવા દરીયાઈ ફોજ માંહેલા અથવા રાયલ ઇંડીયન મરીન માંહેલા અથવા ઈમ્પીરીયલ સર્વીસ ટ્રુપ્સ માંહેલા કોઈ ઓફીસર, સોલજર અથવા ખલાસી બંડ કરે અથવા એવો ઓફીસર, સોલજર અથવા ખલાસી એવા સબંધથી પોતાના કામ તરફ બીજી રીતે દુર્લક્ષ કરે અથવા, પોતાનું કામ ન કરે એવા ઇરાદાથી, અથવા

(બ) લોકોમાં અથવા લોકોના કોઇપણ ભાગમાં ભય અથવા ગભરાટ, પેદા થઈને કોઈ શખસને રાજ્યવિરૂદ્ધ અથવા લોકોની સમાધાની વિરૂદ્ધ કાંઇ ગુન્હો કરવાનું મન થાય એવા ઇરાદાથી, અથવા

(ક) કોઇ પણ વર્ગના અથવા જમાતના માણસોને બીજા કોઇ પણ વર્ગ વિરૂદ્ધ અથવા જમાત વિરૂદ્ધ કાંઇ ગુન્હો કરવાને ઉશ્કેરવાના ઈરાદાથી,

અથવા એ પ્રમાણે થવાનો સંભવ હોય એવી કાંઇ વાત, અફવા અથવા બુમ કરે, પ્રગટ કરે અથવા ચલાવે, તેને બે વરસ સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

અપવાદઃ—એવી કાંઈ પણ વાત, અફવા અથવા બુમ કરનારા, પ્રગટ કરનારા અથવા ચલાવનારા શખસને જ્યારે એવી વાત, અફવા અથવા બુમ ખરી છે એવું માનવાને વાજબી સબબ હોય અને તે શખસ એવી વાત, અફવા અથવા બુમ ઉપર કહેલા પ્રકારના કોઈ પણ ઈરાદાવગર કરે, પ્રગટ કરે અથવા ચલાવે, ત્યારે તેમ કરવું આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો થતો નથી.

ટી ૧—આ કલમ સાથે ક્રી-પ્રો-કોડની નીચેની ૧૯૮ મી કલમ વાંચવી.

૧૯૮. જે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૯ મા અથવા ૨૧ મા બાબમાં અથવા તેજ કાયદાની ૪૯૨ થી ૪૯૬ સુધીની ( એ બન્ને કલમો સુદ્ધાં ) કલમોમાં આવતો હોય તે ગુન્હાથી જે શખશને નુકસાન પહોંચ્યું હોય તે સખશે કરેલી ફરીયાદ વગર કોઇ પણ કોર્ટે તે ગુન્હો સાંભળવો નહિ.

૫૦૬. જે માણસ સાપરાધ ધમકીનો ગુન્હો કરે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે. અને અગર મોત અથવા મહાવ્યથા કરવાનો અથવા આગથી કાંઈ મીલકતનો નાશ કરવાનો અથવા મોતની સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની કેદની શીક્ષા થાય એવો કાંઇ ગુન્હો કર્યાનો અથવા કોઇ સ્ત્રીની સાથે વ્યભીચારનો દોષ

મુકવાનો ડર દેખાડયો હોય તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ટીકા—જો કે આ કલમના પાછલા ભાગ પ્રમાણેનો ગુન્હો કર્યાની ફરીયાદનું સહેજ સહેજ રાજીનામું થઈ શકે નહિ તો પણ યોગ્ય કેસમાં ફરિયાદ પાછી ખેંચી લેવા દેવાની પરવાનગી મળી શકે (મું. ક્રી. રૂ. ૧૮૮૭નું ૨૦ મું.)

૫૦૭. કોઇ નનામા સંદેશાવડે અથવા ડર દેખાડનારા શખસનું નામ કે તેનું રહેવાનું ઠેકાણું છુપાવવાની આગળથી તદબીર કરીને જે માણસ સાપરાધ ધમકીનો ગુન્હો કરે તેને તે ગુન્હાને માટે ઉપલી કલમમાં ઠરાવેલી શીક્ષાની ઉપરાંત બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બીજી શીક્ષા કરવામાં આવશે.

૫૦૮ કોઇ પણ શખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે વસ્તુ જે માણસ બુદ્ધિપુર્વક તે શખસ પાસે કરાવે અથવા કરાવવાની કોશીશ કરે અથવા જે વસ્તુ કરવાનો તે શખસનો કાયદા પ્રમાણે હક હોય તે વસ્તુ કરવામાં તેની પાસે કસુર કરાવે અથવા કસુર કરાવવાની કોશીશ કરે અને તે એવી રીતે કે જે વસ્તુ મારી પાસે કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે, તે હું નહી કરૂં તો અથવા જે વસ્તુ કરવામાં મારી પાસે કસુર કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે તે હું કરૂં તો મારી ઉપર અથવા જેની સાથે મારો સંબંધ છે. એવા કોઇ શખસની ઉપર ઇશ્વરની અપ્રસન્નતા થશે અથવા એ ગુન્હેગાર કાંઇ કરીને ઇશ્વરની અપ્રસન્નતા કરાવશે એવો ભય તે શખસના મનમાં બેસાડી અથવા બેસાડવાની કોશીશ કરીને તે એ પ્રમાણે કરે તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત--(અ) અ જ ને આંગણે લાંઘવા બેસે એવા ઇરાદાથી કે એમ તેને બારણે બેસવાથી જ ની ઉપર ઈશ્વરની અપ્રસન્નતા થશે એવો સંભવ ઉત્પન્ન થાય તો આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો અ એ કીધો એમ સમજવું.

(બ) અ જ ને એવી રીતે ડરાવે કે જો તું ફલાણું કામ નહિ કરે તો હું મારા છોકરાઓમાંના એક છોકરાનો જીવ તને આપીશ અને તે એવી હાલતમાં હોય કે તે પોતાના છોકરાનો જીવ આપશે તો તેથી જ ની ઉપર ઇશ્વરની અપ્રસન્નતા થશે એવો ભય ઉત્પન્ન થાય તો અ એ આ કલમમાં બીયાન કરેલો ગુન્હો કીધો એમ સમજવું.

૫૦૯ કોઇ સ્ત્રીને લજવવાનો વીચાર કરી જે માણસ કાંઇ શબ્દ બોલે અથવા કાંઇ અવાજ કે ચાળા કરે અથવા કાંઇ વસ્તુ દેખાડે એવા ઇરાદાથી કે તે સ્ત્રી શબ્દ અથવા અવાજ સંભળે અથવા તે ચાળા અથવા વસ્તુ જુવે અથવા તે તેની એકાંત જગા પર જે માણસ વગર રજાએ ઘુસે તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

૫૧૦ જે માણસ કેફની હાલતમાં છતાં કોઇ જાહેર જગામાં જાય અથવા જે જગામાં તેણે વગર રજાએ જવું કાયદા વિરૂદ્ધ હોય એવી કોઇ જગામાં જાય અને ત્યાં કોઇ શખસને દુઃખ થાય એવી રીતે ચાલે તેને ચોવીસ કલાકની મુદત સુધીની આસાન કેદની અથવા દશ રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## બાબ ૨૩ મો.

## ગુન્હા કરવાની કોશીશ બાબત.

૫૧૧. જે ગુન્હાને માટે આ કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શીક્ષા ઠરાવી હોય એવો કોઇ ગુન્હો કરવાની અથવા એવો કોઇ ગુન્હો કરાવવાની જે માણસ કોશીશ કરે અને તે કોશીશ તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે તે માણસને તેવી કોશીશને માટે શીક્ષા સંબંધી આ કાયદામાં કાંઇ સારૂ ઠરાવ ન કર્યો હોય તેવે ઠેકાણે તે ગુન્હાને માટે જે પ્રકારની કેદની શીક્ષા ઠરાવી હોય તે પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની અથવા સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધીની કેદની અથવા સમુદ્રપારની , અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત—(અ) અ એક પેટી ફોડીને કાંઇ ઝવેર ચોરવાની કોશીશ કરે અને તે પેટી ફોડયા પછી તેને માલમ પડે કે માંહે કાંઇ ઝવેર નથી તો તેણે ચોરી કરવા તરફ એ કામ કીધું માટે આ કલમ પ્રમાણે તે તકસીરવાર થયો એમ સમજવું.

(બ) જ ના ખીસામાં હાથ ઘાલીને તેમાંથી ચોરી કરવાની અ કોશીશ કરે અને જના ખીસામાં કાંઈ વસ્તુ ન હોવાને લીધે અ તે કોસીશમાં પાર ન પડે તો આ કલમ પ્રમાણે અ તકસીરવાર થયો એમ સમજવું.

ટીકા.—આ કલમ પ્રમાણે કોશીશ કરવાનો ગુન્હો બનવાને સારૂ ગુન્હો કરવાના ઈરાદાથી, અને તે ગુન્હો કરવાના કારણસર કાંઇ કૃત્ય કરેલું હોવું જોઇએ, અને તે ગુન્હો કરવાની કોશીશમાં તે કરેલું હોવું જોઇએ.

સમાપ્ત.

# પરિશિષ્ટ.

## ગુન્હાઓની વિગતનું કોષ્ટક.

ખુલાસો—ગુન્હો તથા હીંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા એવા મથાળાના આ પરિશિષ્ટના બીજા તથા સાતમા આસન મધ્યે જે મજકુર લખ્યો છે તે તેમના સંબંધની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જુદી જુદી કલમોમાં બ્યાન કરેલા ગુન્હાઓ તથા શિક્ષાઓની વ્યાખ્યા દાખલ લખ્યો છે એમ સમજવું નહીં પણ તે તો પ્હેલા આસન મધ્યે જે કલમની સંખ્યા લખી છે તે કલમમાં શો વિષય છે તેની માત્ર સુચનાર્થે લખ્યો છે. આ પરિશીષ્ટનું ૩જું આસન કલકત્તા તથા મુંબાઇ એ શહેરોની પોલીસને પણ લાગુ છે.

**બાબ ૫. મદદગારીના ગુન્હા બાબત નીચે પ્રમાણે શિક્ષા થઈ શકે.**

| કલમ. | ગુન્હો. | (વગર વારંટે પોલીસ પકડી શકે કે નહીં એટલે ) કોગ્નીઝેબલ કે નોન કોગ્નીઝેબલ, | પ્રથમ વારંટ નીકળે કે સમન. | જામીન લઇ શકાય કે નહિ | માંડી વાળી શકાય કે નહિ. | હીંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શીક્ષા. | કઇ કોર્ટથી ઇન્સાફ થઇ શકે. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦૯ | કોઇ ગુન્હાની મદદગારી જો તે મદદગારી પરથી કરેલું કામ કરવામાં આવે અને તેવી મદદગારીને માટે સાફ શિક્ષા ઠરાવી નહી હોય તો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વગર વારંટે પકડી શકતા હોય તો વગર વારંટે પકડી શકે નહી તો નહી. | જે ગુન્હાનેમાટે મદદગારી કરી હોય તેને માટે વારંટ નીકળી શકતું હોય તો વારંટ નહી તો સમન. | જે ગુન્હા માટે મદદગારી કરી હોય તેને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે માંડી વાળી શકાતો હોય તો માંડી વાળી શકાય, નહી તો નહી. | જે ગુન્હાની મદદ કરી હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શીક્ષા | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇનસાફ જે કોરટથી થઇ શકે તે કોરટ. |
| ૧૧૦ | કોઇ ગુન્હાની મદદગારીને જો મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઇરાદા કરતાં જુદા ઇરાદાથી કરે તો. | એજ. | એજ. | એજ. | એજ | એજ; | એજ. |
| ૧૧૧ | કોઇ ગુન્હાની મદદગારી, જ્યારે એક કામમાં કરી હોય અને જુદુજ કામ બને ત્યારે; શરતને પાત્ર. | એજ | એજ | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરવાનો ઇરાદો કર્યો હોય તે ગુન્હાને માટે જે શીક્ષા હોય તેજ શીક્ષા. | એજ |
| ૧૧૩ | કોઇ ગુન્હાની મદદગારી, જ્યારે મદદગારી કરેલા કામથી મ- | એજ | એજ | એજ | એજ | કરેલા ગુન્હાને માટે જે શીક્ષા હોય તેજ શીક્ષા. | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | મદદગારના ધાર્યા કરતાં જુદી અસર પેદા થાય ત્યારે. | | | | | | |
| ૧૧૪ | કોઇ ગુન્હાની મદદગારી જો ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો | એજ | એજ | એજ | એજ | કરેલા ગુન્હાને માટે જે શીક્ષા ઠરાવી હોય તેજ શીક્ષા. | એજ |
| ૧૧૫ | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહી થાયતો. | એજ | એજ | જામીન નહિ લઇ શકાય. | એજ | ૭ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| | અગર જેથી વ્યથા થાય એવું કાંઇકામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો. | એજ | એજ | એજ | એજ | ૧૪ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૧૬ | કેદની શીક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તેગુન્હો મદદગારી ઉપરથી નહી થાય તો. | એજ | એજ | જે ગુન્હાને માટે મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઈ શકાતો હોય તો લઇ શકાય. નહી તો નહી. | એજ | જે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત ઠરાવી હરવી હોય તેની ¼ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને. | |
| | અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો સખસ સરકારી નોકર હોય, અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો. | એજ | એજ | એજ | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની ½ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૧૭ | લોક પાસે, અથવા દસથી વધારે માણસો પાસે કાંઇ ગુન્હો કરાવવામાં મદદગારી કરવી. | એજ | એજ | એજ | એજ | ત્રણ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા બંને. | એજ |
| ૧૧૮ | મોતની અથવા જીવતાં સુધી | એજ | એજ | જામીન નહિ લ- | એજ | સાત વરસ સુધી એમાંના | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગરતે ગુન્હો થાય તો. | | | શકાય. | | ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | |
| | અગર તે ગુન્હો નહી થાય તો. | એજ | એજ | એજ | એજ | ત્રણ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૧૯ | જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો ગુન્હો કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુપાવવી, અગર તે ગુન્હો થાય તો, | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય, તો લઇ શકાય નહી તો નહી. | એજ | જે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની ¼ મુદત સુધી કેદ અથવા દંડ અથવા બંને. | એજ |
| | અગર તે ગુન્હો મોત, અથવા સમુદ્રપારની શીક્ષા જોગ હોય તો | એજ | એજ | જામીન નહી લઇ શકાય. | એજ | દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. | એજ |
| | અગર ગુન્હો નહી થાય તો | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય નહી તો નહી | એજ | જે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવેલી હોય તેની ¼ મુદત સુધી કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૨૦ | કેદની શીક્ષા થઇ શકે એવો ગુન્હો કરવાની ધારણા છુપાવવી, જો તે ગુન્હો થાય તો, | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગર નહી થાય તો. | એજ | એજ | એજ | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેના ¼ ભાગસુધી કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |

## બાબ ૫. અ–સાપરાધ કાવતરૂ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૦ અ | મોતની સમુદ્રપારની અથવા બે અથવા તેથી વધારે વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા થઇ શકે એવો ગુન્હો કરવા માટેનું સાપરાધ કાવતરૂ | સદરહુ કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવાનો હોય તે ગુન્હા માટે વગર વારંટે પકડી શકાતું હોય તો વગર વારંટે પકડી શકાય, નહી તો નહી. | સદરહુ કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવાનો હોય તે ગુન્હા માટે વારંટ નીકળીશકતું હોય તો વારંટ, અથવા સમન નીકળી શકતો હોય તો સમન. | સદરહુ કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવાનો હોય તે ગુન્હા માટે જામીન લઇશકાતો હોય તો લઇ શકાય, નહી તો નહી. | માંડી વાળી નહી શકાય. | સદરહુ કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવાનો હોય તે ગુન્હાની મદદગારી માટે જે શિક્ષા ઠરાવી હોય તેજ શીક્ષા. | સદરહુ કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવાનો હોય તે ગુન્હાની ઇન્સાફ ફક્ત સેસન કોર્ટથી થઇ શકતો હોય તો, તે કોર્ટ બીજા સઘળા ગુન્હાની બાબતમાં સેસનકોર્ટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની કોર્ટ, અથવા ૧લાવર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ. |
| | બીજું કોઇ સાપરાધ કાવતરૂ. | વગર વારંટે પકડાય નહી | સમન | જામીનલઇ શકાય | એજન | બન્નેમાંથી કોઈ પણ પ્રકારની ૭ મહીનાની કેદ તથા વારંટ અથવા બંને | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. |

## બાબ ૬. રાજ્યવિરૂદ્ધ ગુન્હા માટે ૧૨૧ થી ૧૩૦ મી સુધીની કલમો મુજબ નીચે પ્રમાણે શીક્ષા થઈ શકે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૧ | રાણીની સામા લડાઇ કરવી, અથવા લડાઇ કરવાની કોશીશ કરવી, અથવા લડાઈ કરવાની મદદગારી કરવી. | વગર વારંટે પકડાય નહિ. | વારંટ. | જામીન લઇ શકાય નહિ. | માંડી વાળી નહિ શકાય | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા મીલકત સરકાર જપ્ત કરવી. | સેસનકોરટ |
| ૧૨૧ અ | રાજ્ય વિરૂદ્ધ કેટલાક ગુન્હા કરવા | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી અથવા હરકોઇ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | સાફ બંધ કરવો | | | | | થોડી મુદત સુધી સમુદ્ર પારની શીક્ષા અથવા દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. | |
| ૧૨૨ | રાણીની સામે લડાઇ કરવાના ઇરાદાથી હથીયારો વગેરે એકઠાં કરવા. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્ર પાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા મીલકત સરકાર જપ્ત કરવી. | એજ |
| ૧૨૩ | લડાઇનું કામ સહેલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણા છુપાવવી. | એજ | એજ | એજ | એજ | દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૪ | કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં અણાવવાના ઇરાદાથી ગવર્નર જનરલ વિગેરે ઉપર હુમલો કરવો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૪ અ | બેલેલા અથવા લખેલા શબ્દો વડે અગર ઇસારત વડે સરકાર વીરૂદ્ધ બેદીલી ઉત્પન્ન કરવાની કોશીશ કરવી. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી અથવા હરકોઇ થોડી મુદત સુધી સમુદ્રપારની શીક્ષા તથા દંડ અથવા ત્રણ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા બંને. | સેસન કોરટ ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ અથવા આ અર્થે સરકારે ખાસ અધિકાર આપ્યો હોય એવો ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૨૫ | રાણીની સાથે સલાહ અથવા મૈત્રી રાખનારા એશીયાના કોઇ રાજાની ઉપર લઢાઇ કરવી અથવા તેવી લઢાઇ કરવામાં મદદગારી કરવી. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દંડ અથવા ૭ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા દંડ. | સેસનકોરટ. |
| ૧૨૬ | રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા કોઇ રાજાના મુલક ઉપર લુંટ કરવી. | એજ | એજ | એજ | એજ | ૭ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા કાંઇ મુકરર મિલકત સરકાર જપ્ત કરવી. | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨૭ | ૧૨૫મી અથવા ૧૨૬મી કલમોમાં કહેલી લઢાઇ અથવા લુંટથી મળેલી મીલકત લેવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૨૮ | સરકારી નોકર બુદ્ધિપુર્વક પોતાના હવાલામાંના કોઇ રાજકીય અથવા લઢાઇના કેદીને નાસી જવા દે તો. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૯ | સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઇ રાજકીય અથવા લઢાઇના કેદીને નાસી જવા દે તો, | એજ | એજ | જામીન લઇ શકાય | એજ | ૩ વરસ સુધી આસાન કેદ તથા દંડ. | સેશન કોરટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૩૦ | તેવા કેદીને નાસી જવામાં સાહ્ય કરવું, છોડાવવો અથવા ઘરમાં રાખવો અથવા તેને પાછો પકડે તેમાં સામા થવું. | વગર વારંટે પકડાય નહી. | વારંટ, | જામીન લઇ નહિ શકાય | માંડી વાળી શકાય નહીં. | જીવતાં સુધી સમુદ્ર પાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસન કોરટ |

ટીપ—કલમ ૧૨૧ થી ૧૨૬ સુધી તથા ૧૨૮ થી ૧૩૦ સુધીની ફરીયાદ સરકાર તરફથી કર્યા વગર કોઇ પણ કોરટ સાંભળી શકતી નથી. (ક્રી. પ્રો. કો. કા. ૧૯૫).

## બાબ ૭ મો જમીન સંબંધી તથા દરીઆઈ ફોજ સંબંધી ગુન્હા બાબત.

નીચે પ્રમાણે કા. ૧૩૧ ૧૪૦ મી કલમ મુજબ શીક્ષા થઇ શકે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૧ | બંડમાં મદદગારી કરવી અથવા કોઇ ઓફીસરને અથવા સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી અથવા પ્રજા ધર્મથી ભ્રષ્ટ કરવાની કોશેશ કરવી. | વગરવારંટે પકડી શકે. | વારંટ, | જામીન નહિ લઇ શકાય. | માંડી વાળી શકાય નહિ. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા દશ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસન કોરટ |
| ૧૩૨ | બંડ કરવામાં મદદગારી કરવી જો તેથી બંડ થાય તો, | એજ | એજ | એજ | એજ | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૩૩ | કોઇ ઉપરી અમલદાર પોતાનો હોદો ચલાવતો હોય તે દરમ્યાનમાં તેની ઉપર કોઇ ઓફીસરે, સોલજરે | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસન કોરટ પ્રેસીડેન્સી માજી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરવી. | | | | | | સ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૩૪ | આવા હુમલામાં મદદગારી જો તે હુમલો થાય તો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસન કોરટ |
| ૧૩૫ | કોઇ ઓફીસર સોલજર અથવા ખલાસીને નાસી જવામાં મદદગારી કરવી. | એજ | એજ | જામીન લઇ શકાય. | એજ | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૩૬ | નાસી આવેલા સદરહુ પ્રકારના કોઇ ઓફીસર, સોલજર અથવા ખલાસીને ઘરમાં રાખવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૩૭ | કોઇ વેપારીના વહાણમાં માસ્તરની અથવા જેના હવાલામાં તે વહાણ હોય તેની ગફલતથી કોઇ નાસી જનારો સંતાયો હોય તો, | વગર વારંટ પકડાય નહિ. | સમન. | એજ | એજ | ૫૦૦) રૂપીઆનો દંડ. | એજ |
| ૧૩૮ | કોઇ ઓફીસર, સોલજર અથવા ખલાસીના ફરમાનીનું કાંઇ કામ કરવામાં મદદગારી કરવી, જો તેથી તે ગુન્હો થાય તો, | વગર વારંટ પકડી શકાય | વારંટ. | એજ | એજ | ૭ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૪૦ | સોલજરમાં ખપવાના ઇરાદાથી સોલજરનો પોશાક પહેરવો અથવા સોલજરનું કાંઇ ચિન્હ ધારણ કરવું. | એજ | એજ | એજ | એજ | ૩ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂપીઆ સુધી દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |

બાબ ૮ મો. લોકોની સમાધાની વિરૂદ્ધ ગુન્હા બાબત નીચે પ્રમાણે શીક્ષા થઇ શકે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪૩ | કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભૂત હોવું. | વગર વારંટ પકડી | સમન. | જામીન લઇ શકાય. | માંડીવાળી નહી શકાય | ૭ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | શકે. | | | | | |
| ૧૪૪ | જીવલે એવું કાંઇ હથીઆર પાસે રાખીને કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામેલ હોવું. | એજ | વારંટ. | એજ | એજ | ૨,વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૪૫ | કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને વીખરાઇ જવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેમાં સામેલ થવું. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૪૭ | હંગામો કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૪૮ | જીવ લે એવું હથીઆર પાસે રાખીને હંગામો કરવો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | સેસન કોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૪૯ | એકાદી કાયદા વિરૂદ્ધ મંડળીનો કોઇ અંગભૂત કાંઇ ગુન્હો કરે, તો તે મંડળીના બીજા પ્રત્યેક અંગભુતને તે ગુન્હાનો તકસીર વાર સમજવો. | તે ગુન્હાને માટે વગર વારંટે પકડી શકતો હોય તો પકડી શકાય, નહી તો નહી. | તે ગુન્હાને માટેવારંટ નીકળી શકતું હોય તો વારંટ નહી તો સમન | તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય નહી તો નહી | એજ | તે ગુન્હાને માટે જે હોય તે. | તે ગુન્હાનો જે કોરટથી ઇનસાફ થતો હોય તે કોરટ. |
| ૧૫૦ | કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામેલ થવાને કોઇ શખસોને ભાડે રાખવા, રોકવા અથવા કામે લગાડવા. | વગર વારંટે પકડી શકાય. | ભાડે રાખેલા રોકેલા અથવા કામે લગાડેલા શખસે તે ગુન્હો કર્યો હોય તે મુજબ. | તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય નહીતોનહી | માંડીવાળી નહી શકાય | તે મંડળીના અંગભૂતનીજ શીક્ષા તથા તે મંડળીનો કોઇ પણ અંગભૂત જે ગુન્હો કરે તેને જે શીક્ષા હોય તેજ. | તે ગુન્હાનો જે કોરટથી ઇન્સાફ થઇ શકતો હોય તે કોરટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫૧ | પાંચ અથવા વધારે શખસોની કોઇ મંડળીને વીખરાઇ જવાનો હુકમ થયા પછી જાણી બુજીને તે મંડળીમાં શામીલ થવું, અથવા જારી રહેવું. | એજ | સમન | જામીન લઇ શકાય | એજ | ૬ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| ૧૫૨ | હંગામો બંધ પાડવા વીગેરેનું કામ કરતો હોય તેવામાં કોઇ સરકારી નોકરની ઉપર હુમલો કરવા અથવા તેને હરકત કરવી. | એજ | વારંટ. | એજ | એજ | ૩ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેશન કોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૫૩ | હંગામો કરાવવાના ઇરાદાથી દુષ્ટતાથી કોઇના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો, જો હંગામો થાય તો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| | જો નહી થાય તો. | એજ | એજ | એજ | એજ | ૬ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૫૩ અ | જુદા જુદા વર્ગના લોકો વચ્ચે દુશ્મનાઇ વધારવી. | વગર વારંટે પકડાય નહિ. | વારંટ. | જામીન લઇ શકાય નહિ. | એજ | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૫૪ | જમીનનો માલીક અથવા કબજેદાર હંગામા વીગેરેની ખબર નહી આપે તો. | એજ | સમન. | જામીન લઇ શકાય. | એજ | ૧૦૦૦ રૂપીઆનો દંડ. | પ્રેસીડેન્શી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અગર ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૫૫ | જે સખસના ફાયદાને સારૂ અથવા જેની વતી કાંઇ હંગામો કરવામાં આવે, તે શખસ તે અટકાવવાને સઘળા કાયદેસર ઇલાજો નહી કરે તો, | એજ | એજ | એજ | એજ | દંડ. | એજ |
| ૧૫૬ | જે માલીક અથવા કબજેદારના ફાયદાને સારૂ કાંઇ હંગામો કરવામાં આવે, તે શખસ તે અટકાવવાને સઘળા કાયદેસર ઇલાજો નહી કરે તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫૭ | કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને સારૂ ભાડે રાખેલા સખસોને ઘરમાં રાખવા. | વગરવારંટ પકડી શકાય. | એજ | એજ | એજ | ૭ મહિના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| ૧૫૮ | કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં અથવા હંગામામાં સામીલ થવા સારૂ પૈસા લેવા કરીને રહેવું. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૫૯ | અથવા હથીઆર બંધ થઇને ફરવું; | એજ | વારંટ | એજ | એજ | એજ | એજ |
| ૧૬૦ | અખેડો કરવો. | વગરવારંટ પકડીશકાય નહી | સમન. | એજ | એજ | ૧ મહિના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૧૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |

## બાબ ૯ મો, સરકારી નોકરોના અથવા તેઓ સંબંધી ગુન્હાઓ માટે નીચે પ્રમાણે શિક્ષા થઈ શકે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૧ | સરકારી નોકર હોય અથવા થવાની ઉમેદ હોય અને કાંઇ સરકારી નોકરીના કામ સબંધી કાયદેસર મહેનતાણા સિવાય કાંઇ બીજો અવેજ લેવો. | વગરવારંટ પકડાય નહિ. | સમન. | જામીન લઇ શકાય. | માંડી વાળી નહિ શકાય. | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૬૨ | કોઇ સરકારી નોકર ઉપર લાંચના અથવા કાયદા વિરૂદ્ધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઇ અવેજ લેવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૬૩ | કોઇ સરકારી નોકરના ઉપર ખુદ પોતાનો વગ ચલાવવા સારૂ કાંઇ અવેજ લેવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૬૪ | સરકારી નોકર પોતાની બાબતમાં ઉપલી છેલ્લી બે કલમોમાં બ્યાન કરેલા ગુન્હામાં મદદગારી કરે, વો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૬૫ | કોઈ સરકારી નોકર, કોઇ મુકદમો અથવા મામલો ચલાવતો હોય તેમાં નીસબત રાખનારા કોઇ શખસ પાસેથી તે સરકારી નોકરે કાંઇ અવેજ આપ્યા વગર કાંઇ કીંમતી વસ્તુ લેવી. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અગર ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૬૬ | કોઇ શખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાયદાનો હુકમ નહી માનવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૬૭ | નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે ખોટો લેખ બનાવવો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૬૮ | સરકારી નોકરે કાયદા વિરૂદ્ધ વેપાર કરવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની આસાન કેદ અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૧૬૯ | સરકારી નોકરે કાયદા વિરૂદ્ધ કોઇ મિલકતની ખરીદી અથવા માગણી કરવી. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બંને તથા જો મીલકત ખરીદ કરી હોય તો તે સરકાર જપ્ત થશે. | એજ |
| ૧૭૦ | કોઇ સરકારી નોકરનો વેષ લેવો. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | એજ | એજ | ૨ વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| ૧૭૧ | કોઇ સરકારી નોકર જેવો પોશાક પહેરતો હોય અથવા જેવી નીશાની સાથે રાખતો હોય તેવો પોશાક અથવા તેવી નિશાની દગલબાજીના ઇરાદાથી પહેરવો અથવા સાથે રાખવી. | એજ | સમન. | એજ | એજ | ૩ મહિના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૨૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | એજ |

## ભાગ ૧૦ મો સરકારી નોકરોના કાયદેસર અખત્યારના તીરસ્કાર કરવા બાબત.

નીચેના કોષ્ટકમાં બતાવેલી કલમો મુજબ નીચે પ્રમાણે શીક્ષા થઇ શકે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૭૨ | કોઇ સરકારી નોકરના તરફથી થયેલો સમન કે હુકમ નહી પહોંચે એટલા માટે નાસી જવું. | વગર વારંટે પકડાય નહિ. | સમન. | જામીન લઈ શકાય | માંડી વાળી શકાય નહિ. | ૧ મહિના સુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆ સુધીનો દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| | જો તે સમન અથવા નોટીસમાં કોઇ શખસને કોઇ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વિગેરે ફરમાવ્યું હોય તો. | એજ | એજ | એજ | એજ | ૬ મહિના સુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆ સુધીનો દંડ અથવા બંને. | એજ |
| ૧૭૩ | સમન અથવા નોટીશ પહોંચતી કે ચોંટાડતી અટકાવવી, અથવા ચહોંટાડયા પછી કહાડી નાંખવી, અથવા જાહેરનામું નહી થવા દેવું. | એજ | એજ | એજ | એજ | ૧ મહિના સુધીની આસાન કેદ અથવા ૫૦૦ રૂપિઆનો દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| | જો તે સમન વીગેરેમાં કોઇ શખસને કોઇ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વીગેરે ફરમાવ્યું હોય તો. | એજ | એજ | એજ | એજ | ૬ મહિના સુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | એજ |
| ૧૭૪ | કોઇ ઠેકાણે જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાને કાયદેસર હુકમ થયો હોય, તે નહી માનવો અથવા તે ઠેકાણેથી વગર રજાએ જવું. | એજ | એજ | એજ | એજ | ૧ મહીના સુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| | જો તે હુકમમાં કોઇ શખસને કોઇ ઇનસાફની કોરટમાં જાતે હાજર થવા વીગેરે ફરમાવ્યું હોય તો. | એજ | એજ | એજ | એજ | ૬ મહિના સુધીની આસાન કેદ અથવા ૧૦૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | એજ |
| ૧૭૫ | કોઇ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે શખસને કાયદા મુજબ ફરજ હોય તે શખસે તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસુર કરવી. | એજ | એજ | એજ | એજ | ૧ મહિના સુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | જે કોરટમાં તે ગુન્હો થયો હોય તે કોર્ટ, આ કાયદાના ૩૫ મા બાબના |

## અપહરણ તથા ડાકાઇટીના ગુન્હાઓ માટે નીચે પ્રમાણે શીક્ષા થઇ શકે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩૯૨ | જે માણસ અપહરણ કરે. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | જામીન નહી લઇ શકાય | માંડી વાળી નહી શકાય | ૧૦ વરસ સુધીની સખત કેદ, તથા દંડ. | સેસનકોરટ. પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| | જો સુરજ આથમ્યા પછી, તથા સુરજ ઉગ્યા પહેલાં કોઇ ધોરી રસ્તા ઉપર કર્યું હોય તો. | એજ | એજ | એજ | એજ | ૧૪ વરસ સુધીની સખત કેદ અથવા દંડ. | એજ |
| ૩૯૩ | અપહરણ કરવાની કોશીશ કરવી. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની સખત કેદ અથવા દંડ. | એજ |
| ૩૯૪ | અપહરણ કરવામાં અથવા કરવાની કોશીશમાં બુદ્ધિ પૂર્વક વ્યથા કરવી અથવા બીજા કોઇ શખસે આવું અપહરણ કરવામાં સામીલ રહેવું. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દશ વરસ સુધી સખત કેદ, તથા દંડ. | એજ |
| ૩૯૫ | ડેકોઇટી કરવી. | એજ | એજ | એજ | એજ | એજ | સેસનકોરટ. |
| ૩૯૬ | ડેકોઇટીમાં ખુન કરવું. | એજ | એજ | એજ | એજ | મોત, જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધીની સખત કેદ તથા દંડ. | એજ |
| ૩૯૭ | ખુન અથવા મહા વ્યથા કરવાની કોશીશની સાથે અપહરણ અથવા ડેકોઇટી કરવી. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ કરતાં ઓછી નહી હોય એટલાં વરસ સુધીની સખત કેદ. | એજ |
| ૩૯૮ | કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોય તે વખતે તે અપહરણ, અથવા ડેકોઇટી કરવાની કોશીશ કરવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૩૯૯ | ડેકોઇટી કરવાની તૈયારી કરવી. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસ સુધીની સખત કેદ, તથા દંડ. | એજ |
| ૪૦૦ | નિત્ય ડેકોઇટી કરવાના કારણસર એકઠા મળેલા શખસોની ટોળીમાં રહેવું. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધીની સખત કેદ, તથા દંડ. | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૦૧ | નિત્ય ચોરી કરવાના કારણસર એકઠા મળેલા શખસોની ભટકતી ટોળીમાં હોવું. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની સખત કેદ, તથા દંડ. | સેશન કોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૦૨ | ડેકોઇટી કરવાના કારણસર એકઠા થએલા પાંચ અથવા વધારે શખસોમાંના એક હોવું. | એજ | એજ | એજ | એજ | એજ | સેસનકોરટ. |
| | **મીલકતના સાપરાધ ખોટા ઉપયોગ બાબત નિચે પ્રમાણે શિક્ષા થાય છે.** | | | | | | |
| ૪૦૩ | બદદાનતથી જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરવો, અથવા તે પોતાને કામે લગાડવી. | વગર વારંટે પકડાય નહિ. | વારંટ. | જામીન લઇ શકાય. | માંડી વાળી નહી શકાય. | ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| ૪૦૪ | કોઇ શખસ મરી જાય તે વખતે તેની પાસે જે મિલકત હોય, અને જે તેના વારસના કબજામાં આવી નથી એમ જાણવામાં હોય તે મિલકતનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| | જો તે મરનારની નોકરીમાં કોઇ મહેતો અગર બીજો શખસ હોય, તે ઉપલો ગુન્હો કરે તો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| | **સાપરાધ વિશ્વાસ ઘાતના ગુન્હાઓ બાબત નીચે પ્રમાણે શીક્ષા થઇ શકે.** | | | | | | |
| ૪૦૬ | સાપરાધ વિશ્વાસઘાત કરવો. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | જામીન નહી લઇ શકાય. | માંડી વાળી નહી શકાય. | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને, | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૦૭ | આરવાહક ડકાવાળો કે વખારવાળો સાપરાધ વિશ્વાસ ઘાત કરે તો, | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૦૮ | કોઇ મહેતા અથવા ચાકરને સોંપેલી મીલકતના સંબંધમાં તે સાપરાધ વિશ્વાસઘાત કરે તો. | એજ | એજ | એજ | એજ | એજ | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૦૯ | કોઇ સરકારી નોકર, સરાફ, વેપારી કે આડતીઆને સોંપેલી મિલકતના સબંધમાં તે સાપરાધ વિશ્વાસ ઘાત કરે તો. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા દશ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |

**ચોરીની મીલકત લેવાના ગુન્હા બદલ નીચે પ્રમાણે શીક્ષા થઇ શકે.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૧૧ | ચોરીની મિલકત ચોરીની છે એમ જાણીને બદદાનતથી લેવી. | વગર વારંટે પકડી શકે. | વારંટ. | જામીન નહી લઇ શકાય. | માંડી વાળી નહી શકાય. | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૧૨ | આ મિલકત ડાકાયટીથી મળી છે એમ જાણીને તે મિલકત બદદાનતથી લેવી. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધીની સખત કેદ તથા દંડ. | સેસનકોરટ. |
| ૪૧૩ | નિત્ય ચોરીની મિલકતનો ધંધો કરવો. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ ૧૦ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૧૪ | આ મિલકત ચોરીની છે એમ જાણવા છતાં તે સંતાડવામાં અથવા વગે કરવામાં બુદ્ધિપૂર્વક મદદ | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસન કોરટ, પ્રેસીડેન્સીમાજી- |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કરવી. | | | | | | સ્ટ્રેટ. અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| **ઠગાઈ બાબતના ગુન્હાઓ માટે નીચે પ્રમાણે શીક્ષા થઈ શકે.** | | | | | | | |
| ૪૧૭ | ઠગાઇ કરવી. | વગર વારંટે પકડાય નહી, | વારંટ | જામીન લઇ શકાય. | માંડી વાળી નહી શકાય. | ૧ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૧૮ | જે શખસનો લાભ જાળવવાની કાયદાથી કે કાયદેસર કરારથી જે શખસની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાની થશે એવું જાણીને તે શખસે ઠગાઇ કરવી. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | સેસન કોરટ પ્રેસીડેન્સીમાજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા. વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૧૯ | વેષ લઇને ઠગાઇ કરવી. | વગર વારંટે પકડી શકે. | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૨૦ | ઠગાઈ કરીને બદદાનતથી કાંઇ મિલકત અપાવવી, અથવા કાંઇ કીમતી દસ્તાવેજ ફેરવવો અથવા તેનો નાશ કરવો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ, અથવા બંને. | સેસનકોરટ,પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| **દગાનાં ખત તથા મિલકતની વ્યવસ્થા બાબતના ગુન્હાઓ માટે નીચે પ્રમાણે શીક્ષા થઈ શકે.** | | | | | | | |
| ૪૨૧ | માગનારાઓમાં વહેંચણુ થતી અટકાવવાને કાંઇ મિલકત બદદાનતથી કે દગલબાજીથી ખસેડવી, છુપાવવી અથવા આપી દેવી. | વગરવારંટે પકડાય નહી. | વારંટ | જામીન લઇ શકાય. | માંડી વાળી નહી શકાય. | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૨૨ | ગુન્હેગારનું કાંઇ લહેણું કે માગણું હોય તે પોતાના માગનારાઓને મળતું તેણે દગલબાજીથી અટકાવવું. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૨૩ | કોઇના નામની કાંઇ મિલકત કરી આપવાના જે ખતમાં કીંમતનો જીકર ખોટો લખ્યો હોય એવા ખતપર દગલબાજીથી સહી કરવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૨૪ | પોતાની કે પારકી કાંઇ મિલકતનું દગલબાજીથી ખસેડવું કે છુપાવવું અથવા તેમ કરવામાં મદદ કરવી, અથવા ખરૂં લહેણું કે દાવો બદદાનતથી મૂકી દેવો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

## બિગાડના ગુન્હાઓ માટે નીચે પ્રમાણે શીક્ષા થઈ શકે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૨૬ | બિગાડ કરવો. | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઇ શકાય. | જે હાની અથવા નુકસાન થયું હોય તે માત્ર ખાનગી માણસને થયું હોય તો માંડી વાળી શકાય. | ૩ મહિના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| ૪૨૭ | બિગાડ કરીને ૫૦ રૂપિઆની અથવા વધારે નુકશાની કરવી, | એજ | વારંટ. | એજ | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૨૮ | ૧૦ રૂપિઆની કે તેથી વધારે કીંમતના કોઇ જાનવરને મારી નાંખીને ઝેર દઇને અથવા લંગડુ લુલુ કરીને કે નિરૂપયોગી કરીને બિગાડ કરવો. | વગર વારંટે પકડી શકે. | એજ | એજ | માંડી વાળી શકાય નહી. | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૨૯ | કોઈ પણ કિંમતના હાથી, ઉંટ, ઘોડા, વિગેરેને અથવા ૫૦ કે વધારે રૂપિઆની કિંમતના કોઇ બીજા જાનવરને મારી નાંખીને અથવા ઝેર દઈને અથવા લંગડું લુલું કરીને કે નિરૂપયોગી કરીને બિગાડ કરવો. | એજ | એજ | એજ | એજ | ૫ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | સેસન કોર્ટ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ. અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. |
| ૪૩૦ | ખેતીનાં કામોને પાણીનું પહોંચવું ઓછું કરીને બિગાડ કરવો વિગેરે. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૩૧ | મુસાફરી કરવાને કે માલ જવાને જોખમ ભરેલો થાય એમ અથવા અગમ્ય થાય એમ કોઇ સરીઆમ રસ્તાને, પૂલને, નદીને અથવા વહાણુ ચાલે એવી નહેરને નુકશાન કરીને બિગાડ કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૩૨ | નુકશાની થાય એવી રીતે કોઇ સરીઆમ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બિગાડ કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૩૩ | કોઇ દાંડીનો દીવો અથવા વહાણુ ચલાવનારને સુચના દાખલ મુકેલું બોયું, નિશાની, કે વસ્તુનો નાશ કરીને, ખસેડીને અથવા ઓછી ઉપયોગી કરીને બિગાડ કરવો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ. |
| ૪૩૪ | સરકારી નોકરના અખત્યારથી ઉભી કરેલી કાંઈ જમીનની નિશાનીનો નાશ કરીને, ખસેડીને બિગાડ કરવો. | વગર વારંટે પકડાય નહી. | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ત્રેટ. |
| ૪૩ | ૧૦૦ અથવા વધારે રૂપિઆની નુકશાની અથવા ખેતીના ઉત્પન્નની બાબતમાં ૧૦ અથવા વધારે રૂપિઆની નુકશાની કરવાના ઇરાદાથી અગ્નિવડે અથવા બારીક પદાર્થવડે બિગાડ કરવો. | વગર વારંટે પકડી શકે. | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ત્રેટ. |
| ૪૩૬ | કાંઇ ઘર વિગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નિવડે | એજ | એજ | જામીન | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વર્ષ | સેસનકોરટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અથવા બારી પદાર્થવડે બિગાડ કરવો. | | | નહી લઇ શકાય. | | સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | |
| ૪૩૭ | તુતકવાળા વહાણને કે ૨૦ ટનના ભારના વહાણનો નાશ કરવાના ઇરાદાથી, અથવા તેવાં વહાણને જોખમ ભરેલું કરવાના ઇરાદાથી બિગાડ કરવો. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૪૩૮ | છેલી કલમમાં બ્યાન કરેલો બિગાડ અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા કોઇ પદાર્થવડે કર્યો હોય તો. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૪૩૯ | વહાણમાંના માલની ચોરી કરવાના ઇરાદાથી અથવા તે માલનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવાના ઇરાદાથી તે વહાણને જાણી બુજીને જમીન પર કે કિનારા પર ચહડાવી દેવું. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૪૦ | મોત, વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની તૈયારી કરીને બિગાડ કરવો. | એજ | એજ | એજ | એજ | ૫ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ,પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા કેર જા વર્ગનો માજીસ્ત્રેટ. |

## સાપરાધ પ્રવેશ બાબતના ગુન્હાઓ માટે નીચે પ્રમાણે શીક્ષા થશે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૪૭ | સાપરાધ પ્રવેશ કરવો. | વગર વારંટે પકડી શકે. | સમન | જામીન લઇ શકાય | માંડી વાળી શકાય. | ૩ મહીના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂપીઆ સુધીનો દંડ અથવા બંને. | કોઇ પણ માજીસ્ત્રેટ. |
| ૪૪૮ | ગ્રહ પ્રવેશ કરવો. | એજ | વારંટ. | એજ | એજ | ૧ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦ રૂપીઆ સુધીનો દંડ અથવા બંને. | એજ |
| ૪૪૯ | મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગન્હો કરવા સાફ | એજ | એજ | જામીન | એજ | જીવતાં સુધી સમદ્રપાર. અથવા ૧૦ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અહ પ્રવેશ કરવો. | | | લઇ શકાય નહિ. | | વરસ સુધીની સખત કેદ તથા દંડ. | |
| ૪૫૦ | જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ અહ પ્રવેશ કરવો. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. | એજ |
| ૪૫૧ | કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ અહ પ્રવેશ કરવો. | એજ | એજ | જામીન લઇશકાય. | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| | જો તે ગુન્હો ચોરીનો હોય તો. | એજ | એજ | જામીન લઇ શકાય નહિ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૫૨ | કોઇ શખસને વ્યથા, હુમલો કે ગેરવ્યાજબી અટકાવ કરીને અહ પ્રવેશ કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૫૩ | ગુપ્ત અહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૫૪ | કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગુપ્ત અહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેસનકોરટપ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| | જો તે ગુન્હો ચોરીનો હોય તો. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. | એજ |
| ૪૫૫ | કોઇ શખસને વ્યથા હુમલો કે ગેરવ્યાજબી અટકાવ | એજ | એજ | એજ | એજ | એજ | સેસનકોરટ,પ્રેસી- |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કરવાની તૈયારી કરીને ગુપ્ત પ્રવેશ કરવો અથવા ઘર ફોરવું. | | | | | | ડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૫૬ | રાત્રે ગુપ્ત ગ્રહ પ્રવેશ કરવો. અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ. અથવા ૧ લા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૫૭ | કેદની શીક્ષા થઇ શકતી હોય એવો ગુન્હો કરવા સારૂ રાત્રે ગુપ્ત પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | ૫ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| | તે ગુન્હો ચોરીનો હોય તો. | એજ | એજ | એજ | જામીન લઇ શકાય નહિ. | ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૫૮ | કોઇ શખ્સને વ્યથા, હુમલો કે ગેરવ્યાજબી અટકાવ કરવાની તૈયારી કરીને રાતે ગુપ્ત ગ્રહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | એજ | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૫૯ | ગુપ્ત પ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને મહા વ્યથા કરવી અથવા મોત આણવાની કે મહા વ્યથા કરવાની કોશીશ કરવી. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસન કોરટ. |
| ૪૬૦ | ઘણા શખસો રાતે ગુપ્ત ગ્રહ પ્રવેશ કે ઘર ફોડવામાં સામેલ હોય અને તેઓમાંનો કોઇ એક મોત અથવા મહાવ્યથા કરે તો જે શખસો એ ગુન્હો કરવામાં સામેલ હોય તે દરેકને સજા. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૬૧ | કોઇ બંધ કરેલા નીધાનમાં કોઇ મિલકત હોય અ- | એજ | એજ | જામીન | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્ર- | પ્રેસીડેન્સી માજી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | થવા કાંઇ મિલકત છે એમ મનાતુ હોય, તે નિધાનને બદદાનતથી કે બિગાડ કરવાના ઇરાદાથી ફોડીને ઉધાડવું અથવા તેના બંધ છોડવા. | | | લઈ શકાય | | કારની કેદ અથવા દંડ અથવા બંને. | એટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૬૨ | તેજ ગુન્હો જ્યારે તે નિધાન જેને સોંપ્યું હોય તેજ માણસ ઉઘાડવાનો અખત્યાર ન છતાં, બદદાનતથી તે નિધાનને ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે તો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |

બાબ ૧૮ મો, લેખસંબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાનીઓ સંબંધી ગુન્હાઓ માટે નિચે પ્રમાણે શીક્ષા થાય છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૬૫ | લેખ ખોટો બનાવવો. | વગર વારંટે પકડાય નહિ. | વારંટ. | જામીન લઇ શકાય. | માંડી વાળી નહી શકાય. | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૬૬ | કોઇ ઇન્સાફી કોરટનું દફતર, અથવા જન્મ વિગેરે બાબતોનો સરકારી નોકર રાખતો હોય તેવો રજીષ્ટર (પત્રક) ખોટો બનાવવો. | એજ | એજ | જામીન નહી લઇ શકાય | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ. |
| ૪૬૭ | કોઇ કીંમતી દસ્તાવેજ, વીલ, દતક લેવાનો અધિકાર પત્ર, મુખત્યારનામું ફારગતી કે પહોંચ ખોટાં બનાવવાં. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| | તે કીંમતી દસ્તાવેજ હીંદુસ્તાન સરકારની પ્રોમીસરી નોટ હોય તો. | વગર વારંટે પકડી શકે. | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૬૮ | ઠગાઇ કરવાના કારણસર વપરાય એવા ઇરાદાથી ખોટો લેખ બનાવવો. | વગર વારંટ પકડાય નહિ. | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૬૯ | કોઇ શખસની આબરૂને હાની કરવાના ઇરાદાથી, અથવા તેટલા માટે વાપરવામાં આવશે એમ જાણીને ખોટો લેખ બનાવવો. | એજ | એજ | જામીનલઇ શકાય. | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૭૧ | આ બનાવટનો લેખ છે એમ જાણવા કે માનવા છતાં તે બદદાનતથી કે દગલબાજીથી ખરા દાખલ વાપરવો. | એજ | એજ | એજ | એજ | આવો લેખ ખોટો બનાવવાની શીક્ષા. | જે કોરટથી લેખ ખોટો બનાવવા બદલ ઇનસાફ થઇ શકતો હશે તે કોરટ. |
| | તે ખોટો બનાવટનો લેખ હીંદુસ્તાન સરકારની પ્રોમીસરી નોટ હોય તો. | વગર વારંટ પકડી શકે. | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર, અથવા ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેશનકોરટ. |
| ૪૭૨ | ઉપરની ૪૬૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઇરાદાથી, બનાવટી હથીઆર વડે, ખોટી મહોર, પતરૂ વગેરે બનાવવું અથવા તેવું જાણી બુજીને કબજામાં રાખવું. | વગર વારંટ પકડાય નહી. | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૪૭૩ | ઉપરની ૪૬૭ મી કલમ સિવાય બીજી કોઇ કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઇરાદાથી બનાવટી હથીઆર વડે, ખોટી મહોર, પતરૂ વિગેરે બનાવવું, અથવા તેવા ઇરાદાથી કબજામાં રાખવું. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૪૭૪ | કોઇ લેખ ખોટો બનાવેલો છે એવું જાણીને તે ખરા દાખલ વાપરવાના ઇરાદાથી કબજામાં રાખવો, જો તે દસ્તાવેજ ઉપરની ૪૬૬ મી કલમમાં કહેલા કોઇ પ્રકારમાંનો હોય તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | જો તે દસ્તાવેજ ઉપરની ૪૬૭ મી કલમમાં કહેલા કોઇ પ્રકારમનો હોય તો. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૭૫ | ઉપરની ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખોનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કોઇ મુદ્રા અથવા નિશાની ખોટી બનાવવી અથવા ખોટી નિશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૭૬ | ઉપરની ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કોઈ મુદ્રા અથવા નિશાની ખોટી બનાવવી, અથવા ખોટી નિશાની કરેલો પદાર્થ કબજામાં રાખવો. | એજ | એજ | જામીન નહિ લઇ શકાય | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૭૭ | કોઈ વીલ, દત્તક લેવાનું અખત્યારનામું કે બીજા કોઇ કીંમતી દસ્તાવેજને કોઇ શખસને નુકશાન કરવાના ઇરાદાથી, દગલબાજીથી કે બદદાનતથી, છેકી નાંખવો, નાશ કરવો, ચહેરી નાંખવો અથવા એવી કોઇ કોશીશ કરવી, અથવા તે છુપાવવું. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૬૭ અ | દગલબાજીથી કે બદદાનતથી હીસાબ ખોટા બનાવવા. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

## વેપારીની તથા મિલકતની નિશાનીઓ બાબત ગુન્હાઓ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૮૨ | કોઇ શખસને છેતરવા અથવા નુકશાન કરવાના ઇરાદાથી કાંઇ ખોટી વેપારની અથવા મિલકતની નિશાની વાપરવી. | વગર વારંટે પકડાય નહી. | વારંટ. | જામીન લઇ શકાય. | માંડી વાળી શકાય નહીં. | ૧ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૮૩ | કોઇ બીજો માણસ કાંઇ વેપારની અથવા મિલકતની નિશાની વાપરતો હોય તેવી નિશાની તેને નુકશાન કરવાના ઇરાદાથી ખોટી બનાવવી. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ અથવા બંને. | એજ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૮૪ કોઈ સરકારી નોકર જે મિલકતની નિશાની વાપરતો હોય, અથવા કોઈ મિલકતની બનાવટ, જાત વિગેરે બતાવવા સારૂ તે જે નિશાની વાપરતો હોય, તેવી નિશાની બીજાને નુકશાન કરવાના ઇરાદાથી ખોટી બનાવવી અથવા બનાવટી છે એમ જાણ્યાં છતાં ખરી દાખલ વાપરવી. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ, |
| ૪૮૫ કોઇ છાપ, પતરૂ અથવા કાંઇ સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારની નિશાની ખોટી બનાવવાનું કાંઇ બીજું હથીયાર દગલબાજીથી બતાવવું, અથવા કબજામાં રાખવું એવા ઇરાદાથી કે જે માલ અમુક કારીગરોએ બનાવેલો ન હોય, તે તેણે બનાવ્યો છે એમ, અથવા જે જાતનો તે ન હોય તે જાતનો તે માલ છે એમ બતાવવાના કારણસર તે નિશાની વાપરવામાં આવે. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |
| ૪૮૬ આ ખોટી મિલકતની કે વેપારની નિશાની છે એમ જાણવા છતાં, બીજાને નુકશાન કરવાના કે છેતરવાના ઇરાદાથી તે નિશાની વાળો માલ વેચવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૮૭ કાંઇ ગાંસડી કે બારદાન મધ્યે માલ હોય તે ઉપર દગલબાજીથી કાંઇ ખોટી નિશાની કરવી એવા ઇરાદાથી કે તેમાં જે માલ છે તે અમુક જાત કે તરેહનો છે એવો વિશ્વાસ બીજાના મનમાં ઉત્પન્ન થાય. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૮૮ ઉપરની ૪૮૭ મી કલમમાં લખેલા ઇરાદાથી એવી કાંઇ નિશાની ખોટી છે એમ જાણ્યા છતાં તે ખોટી નિશાનીનો દગલબાજીથી ઉપયોગ કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૯૪૮ બીજાને નુકશાન કરવાના ઇરાદાથી કાંઇ મિલકતની નિશાની કહાડી નાંખવી, તેનો નાશ કરવો અથવા તે બહેરી નાંખવી. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા અગર ૨ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૮૯ અ | ચલણી નોટો અથવા બેંક નોટો ખોટી બનાવવી. | વગર વારંટે પકડી શકે. | વારંટ, | જામીન નહી લઇ શકાય | માંડી વાળી નહિ શકાય. | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસન કોરટ, |
| ૪૮૯ બ | ખોટી અથવા બનાવટી ચલણી નોટો અથવા બેંક નોટોને ખરી નોટો તરીકે વાપરવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૮૯ ક | ખોટી અથવા બનાવટી ચલણી નોટો અથવા બેંક નોટો કબજામાં રાખવી. | એજ | એજ | જામીન લઇ શકાય. | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. અથવા બંને | એજ |
| ૪૮૯ ડ | ચલણી નોટો અથવા બેંક નોટો ખોટી બનાવટી બનાવવા સારૂ કાંઇ પણ હથિઆર અથવા પદાર્થ બનાવવા અથવા કબજામાં રાખવા. | એજ | એજ | જામીન લઈ શકાય. | એજ | જીવતાં સુધી સમુદ્ર પાર અથવા ૧૦ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |

### બાબ ૧૯ મો નોકરી કરવાના કરાર તોડવાના ગુન્હા બાબત.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૯૦ | તરી અથવા ખુશકીના રસ્તાની મુસાફરીમાં નોકરી કરવાનો અથવા કોઇ શખસ કે મિલકતને કહે ત્યાં લઇ જવાનો કાયદેસર કરાર કરીને બંધાયા છતાં, તે કરાર મુજબ બુદ્ધિ પૂર્વક નહી ચાલવું. (માંદગી અથવા માઠી વર્તણુકસર કરાર તોડી શકાય છે ). | વગર વારંટે પકડાય નહિ. | સમન. | જામીન લઇ શકાય | માંડીવાળી નહીશકાય | ૧ મહિના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ, |
| ૪૯૧ | બાળપણ, ગાંડપણ, અથવા રોગના સબબથી લાચાર હોય તેવા શખસોની ખીદમત કરવા તથા તેઓની હાજતો પુરી પાડવાનો કરાર કરીને બંધાયા છતાં, તે કરાર મુજબ બુદ્ધિ પૂર્વક નહી ચાલવું. | એજ | એજ | એજ | એજ | ૩ મહીના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૨૦૦ રૂપીઆનો દંડ અથવા બંને. | એજ |
| ૪૯૨ | મુકરર મુદત સુધી કોઇ દુર જગોપર ચાકરી કરવાનો કરાર કર્યો હોય અને તે જગોપર શેઠને ખરચે ચાકરને લઇ ગયા હોય, અથવા લઇ જવાના હોય તેવા કરારથી બંધાયા છતાં, બુદ્ધિ પૂર્વક તે ચાકરી | એજ | એજ | એજ | એજ | ૧ મહિના સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા થયેલા ખર્ચથી બમણો દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | છોડવી, અથવા કામ કરવાની ના કહેવી. (પણ શેઠે જો તે ચાકર સાથે માઠી વર્તણુક કરી હોય, અથવા તેણેજ તે કરાર મુજબ અમલ કરવામાં ગફલત કરી હોય, તો તે ચાકર શિક્ષાને પાત્ર નથી. | | | | | | |
| | **બાબ ૨૦ લગન સંબંધી ગુન્હા.** | | | | | | |
| ૪૯૩ | જે પુરૂષની સાથે જે સ્ત્રીનાં કાયદા મુજબ લગ્ન થયાં નથી તે પુરૂષે તે સ્ત્રીને કાયદા મુજબ લગ્ન થયાનો કપટથી વિશ્વાસ બેસાડીને તેની જોડે દંપતીભાવે રહેવું, અથવા સંભોગ કરવો. | વગરવારંટે પકડાય નહિ. | વારંટ. | જામીન લઇ શકાય નહી. | માંડી વાળી નહિ શકાય. | ૧૦ વરસ સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | સેસનકોરટ. |
| ૪૯૪ | વર અથવા વહુની હયાતીમાં ફરી લગ્ન કરવું. તે એવી રીતે કે હયાતીમાં થયાથી તે લગ્ન થયેલું રદ ગણાય. | એજ | એજ | જામીન લઇ શકાય | એજ | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૯૫ | આગળના લગ્નની વાત છુપાવીને, ઉપલી કલમમાં કહેલો ગુન્હો કરવો. | વગરવારંટે પકડાય નહી. | વારંટ | જામીન લઇ શકાય નહી. | માંડી વાળી નહી શકાય. | ૧૦ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | સેસન કોરટ |
| ૪૯૬ | કાયદા મુજબ લગ્ન થતું નથી એમ જાણવા છતાં, કોઇ શખસ દગલબાજીના ઇરાદાથી પોતાનાં લગ્ન વિધી થવા દે તો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૯૭ | છીનાળું કરવું. | વગર વારંટે પકડાય નહી. | વારંટ. | જામીન લઇ શકાય. | માંડી વાળી શકાય. | ૫ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૪૯૮ | જાર કર્મ કરવાના સાપરાધ ઇરાદાથી કોઇ પરણેલી સ્ત્રીને ફોસલાવી લઇ જવી, અથવા ગેરી રાખવી. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |

## બાબ ૨૧ મો–આબરૂ લેવા બાબત ગુન્હાઓની શીક્ષા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫૦૦ | આબરૂ લેવી. | વગર વારંટે પકડાય નહી. | વારંટ. | જામીન લઇ શકાય. | માંડી વાળી શકાય | ૨ વરસ સુધીની આસન કેદ અથવા દંડ, અથવા બંને. | સેશન કોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૫૦૧ | કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે બાબત છાપવી અથવા કોતરવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૫૦૨ | આબરૂ લેવા જેવી બાબત છે એવું જાણીને તે બાબત છાપેલી અથવા કોતરેલી વસ્તુ વેચવી કે વેચવા માંડવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

## બાબ ૨૨ મો–સાપરાધ ધમકી તિરસ્કાર તથા દુઃખ બાબતના ગુન્હાઓની શિક્ષા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫૦૪ | લોકની સુલેહના ભંગ કરાવવાના ઇરાદાથી કોઇનો તિરસ્કાર કરી તેને ક્રોધ ઉત્પન્ન કરવો, | વગર વારંટે પકડાય નહી. | વારંટ, | જામીન લઇ શકાય. | માંડી વાળી શકાય | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |
| ૫૦૫ | ફોજ માંહેલા ઓફીસર, સોલજર કે ખલાસી બંડ કરે એવા ઇરાદાથી, અથવા લોકની સુલેહની વિરૂદ્ધ અથવા રાજ્ય વિરૂદ્ધ કાંઇ ગુન્હા કરાવવાના ઇરાદાથી, ખોટી વાત, અફવા અથવા બુમ ચલાવવી. | એજ | એજ | જામીન નહિ લઇ શકાય. | માંડી વાળી નહિ શકાય. | એજ | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૫૦૬ | સાપરાધ ધમકી આપવી. | એજ | એજ | જામીન લઇ શકાય. | માંડી વાળી શકાય | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | જો તે ધમકીથી મોતનો, મહાવ્યથાનો આગથી નુકશાન કરવાનો બીજો કોઇ ભારે સજા થાય એવો ગુન્હો કરાવવાનો, અથવા કોઇ સ્ત્રીની સાથે વ્યભીચારનો દોષ મુકવાનો ડર દેખાડયો હોય તો. | એજ | એજ | એજ | માંડી વાળી નહી શકાય • | ૭ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ, પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૫૦૭ | નનામા સંદેશાની મારફતે અથવા ધમકી કયાંથી આવે છે તેની ખબર નહી પડે એવી તદબીર કરીને સાપ્રાધ ધમકી આપવી. | એજ | એજ | એજ | એજ | ઉપલી કલમ મુજબની શિક્ષા ઉપરાંત ૨ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, | એજ |
| ૫૦૮ | ઇશ્વરની અપ્રસન્નતા થશે એવો ભય ઉત્પન્ન કરીને કોઇ શખસની જે વસ્તુ કે કામ કરવાની ફરજ નહી હોય તેવી વસ્તુ કે કામ તેની પાસે કરાવવું, અથવા કોઇ કામ કરવામાં કસુર કરાવવી. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૫૦૯ | કોઇ સ્ત્રીને લજવવાના ઇરાદાથી કાંઇ શબ્દ બોલવા, અથવા અવાજ કે ચાળા કરવા કાંઇ વસ્તુ દેખાડવી, અથવા તે સ્ત્રીની એકાંત જગાપર વગર રજાએ ઘુસવું. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધીની આસન કેદ, અથવા દંડ અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| ૫૧૦ | કોઇ જાહેર જગામાં, અથવા કોઇના કંપાઉન્ડમાં વગર રજાએ કેફની હાલતમાં (છાકટા થઇને) જઇ કોઇ શખસને દુઃખ થાય એવી રીતે ચાલવું. | એજ | એજ | એજ | એજ | ૨૪ કલાક સુધીની આસન કેદ અથવા ૧૦ રૂપીઆનો દંડ, અથવા બંને. | કોઇ પણ માજીસ્ટ્રેટ. |

## બાબ ૨૩ મો ગુન્હો કરવાની કોશશો બાબત.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫૧૧ | જે ગુન્હાઓને માટે સમુદ્રપારની અથવા કેદની શીક્ષા ઠરાવી છે તે ગુન્હા કરવાની કોશીશો કરવી અને તે કોશીશો કરવામાં તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરવું. **દ્રષ્ટાંત**—ખાલી પેટી અથવા ખીસ્સામાં ચોરવાના ઇરાદાથી હાથ ઘાલવો એ કૃત્યો ચોરી કરવાની કોશીશ કહેવાય, અને આ કલમ મુજબ ગુન્હેગાર સજાને પાત્ર થાય. | તે ગુન્હાને માટે વગર વારંટે પકડવાનો પોલીસને અખત્યાર હોય તો પકડી શકે, નહિ તો નહિ | તે ગુન્હાને માટે સમન નીકળતો હોયતો સમન અને વારંટ નીકળતું હોય તો વારંટ. | જે ગુન્હાનો તકસીરવાર ઠરેલો ચાર કર્યો હોય તે ગુન્હાનેમાટે જામીન લઇ શકાતો હોય તો | જે ગુન્હો કરવાની કોશિશ કરી તે ગુન્હો માંડીવાળી શકાતો હોયતો માંડીવાળી શકાય. | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધી કેદ અથવા સમુદ્ર પાર અથવા દંડ અથવા બંને. | કોશિશ કરેલા ગુન્હાનો ઇન્સાફ જે કોરટથી થઇ શકતો હોય તે કોરટ. |

## બીજા કાયદાઓ તોડીને કરેલા ગુન્હાઓ.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આ ગુન્હાઓ જો મોતની, સમુદ્રપારની અથવા ૭ વરસ સુધીની અથવા તે કરતાં વધારે મુદતની કેદની શીક્ષા જોગ હોય તો. | વગરવારંટે પકડી શકે. | વારંટ. | લઇ શકાય નહિ તો નહિ જામીન લઇ શકાય નહી | એજ | ... | ... | ... | ... | સેસનકોરટ, |
| ૩ વરસ સુધીની અથવા તે કરતાં વધારે મુદતની પણ ૭ વરસથી ઓછી મુદતની કેદની શીક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ ૫ નું અથવા દફતરી કે ફક્ત હથીઆરઆકટની કલમ ૧૯ મુજબના ગુન્હાઓના કામમાં જામીન લઇ શકાતો હોય તો જામીન લઇ શકાય. | એજ | ... | ... | ... | ... | સેસનકોરટ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ. અથવા ૧ લા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| એક વરસની અથવા તે કરતાં વધારે મુદતની પણ ૩ વરસ કરતાં ઓછી મુદતની કેદની શીક્ષા જોગ હોય તો. | વગર વારંટે પકડાય નહી. | સમન. | જામીન લઇ શકાય. | એજ | ... | ... | ... | ... | સેસનકોરટપ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અથવા૧લા કે ૨ જા વર્ગનો માજીસ્ટ્રેટ. |
| એક વરસથી ઓછી મુદતની કેદની શીક્ષા અથવા ફક્ત દંડની શીક્ષા જોગ હોય તો. | એજ | એજ | એજ | એજ | ... | ... | ... | ... | કોઇ પણ માજીસ્ટ્રેટ. |

સમાપ્ત.

# મુંબાઇનો ડીસ્ટ્રીક્ટ પોલીસ ઍક્ટ.

## ( સને ૧૮૯૦ નો આક્ટ નંબર ૪ થો આજ સુધી સુધારેલો )

### ભાગ ૧ પ્રથમ નિયમ.

૧ (૧) આ આક્ટને " સને ૧૮૯૦ નો મુંબાઇનો ડિસ્ટ્રિક્ટ પોલીસ આક્ટ " કહેવો.

(૨) તે સિંધ, મુંબાઇ શહેર, અને એડન સિવાય આખા મુંબાઇ ઇલાકાને આ આક્ટ લાગુ પડે છે.

૨. પરિશિષ્ટ અમાં જણાવેલા કાયદાઓ તેના ત્રીજા આસનમાં કહ્યું છે તેટલે સુધી રદ કર્યા છે.

૩ આ આક્ટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો નહિ હશે તો

અ, " ઇન્સ્પેક્ટર જનરલ " " ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ, " " ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેડેંટ " અને " આસિસ્ટંટ સુપરિન્ટેડેંટ " એ શબ્દનો અર્થ અનુક્રમે આ આક્ટ મુજબ નિમાયેલો ઇનસ્પેક્ટર જનરલ ઓફ પોલીસ. ડેપ્યુટી ઇનસ્પેક્ટર જનરલ આફ પોલીસ, ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેડેંટ આફ પોલીસ તથા આસિસ્ટંટ સુપરિન્ટેડેંટ આફ પોલીસ થાય છે. એમ સમજવું;

બ, " પોલીસ અમલદાર " એ શબ્દોનો અર્થ આ આક્ટ મુજબ નિમાયેલો, પોલીસ ફોજનો કોઇ પણ આસામી થાય છે.

ક, " કૉન્સ્ટેબલ " આ શબ્દનો અર્થ સઉના કરતાં નિચા દરજ્જાનો પોલીસ અમલદાર થાય છે.

ડ, " જીલ્લો " એ શબ્દનો અર્થ સન ૧૮૮૨ ના ક્રિમિનલ પ્રોસીજર કોડનાં કારણ સારૂ જીલ્લા તરીકે ઠરાવેલો મુલકનો ભાગ થાય છે.

ઇ, રસ્તો એ શબ્દમાં કોઇપણ રાજમાર્ગનો તથા કોઇ ઉપરના અથવા બ્હાર્ફ ડક્કા)ઉપરના મારગનો તથા લોકોથી અવાતું જવાતું હશે એવા કોઇપણ રોડનો, ગલીનો, પરવાટનો, ચોકનો, આંગણાનો, એલી ( બાગ માંહેના રસ્તા )નો અથવા મારગનો સમાસ થાય છે, પછી તે રાહદારીનો રસ્તો હોય કે ન હોય;

ફ, " ઢોર " એ શબ્દમાં હાથીનો, ઉંટનો, ઘોડાનો, ગધેડાંનો, ખચરનો. ઘેટાંનો, બકરાંનો તથા ડુકરનો સમાસ થાય છે.

ગ, સન ૧૮૮૨ના ક્રિમિનલ પ્રોસીજર કોડમાં વ્યાખ્યા કરેલા શબ્દો તથા સંજ્ઞાનો જે અર્થ સદરહુ કોડમાં કરેલો છે તેજ અર્થ આ આક્ટમાં થાય છે એમ સમજવું.

### ભાગ ૨ જે પોલીસ રચના—સાધારણ પોલીસ.

૪ આ આક્ટ લાગુ પડતો હોય એવા મુંબાઇ ઇલાકાના દરેક જીલામાં, ગવરનર જનરલ ઇનકાઉનસીલના નિરબંધને પાત્ર રહીને સરકાર પોલીસ ફોજ સ્થાપવાને તથા રાખવાને મુખત્યાર છે; એવી ફોજમાંના જુદાજુદા દરજ્જાનાં માણસોની સંખ્યા તથા ફોજની રચના તથા ફરજો, હક તથા અધિકાર હવે પછી નિરદિષ્ટ કરીને ઠરાવ્યું છે તે પ્રમાણે હોવા જોઇએ, તથા ઉપર કહેલા અધિકારીઓ તરફથી વખતે વખતે ઠરાવી મંજુર કરવામાં આવે એવા પગાર તથા લવાજમ તે ફોજને મળવા જોઇએ.

૫ આ આક્ટ લાગુ પડતો હોય એવા મુંબાઇ ઇલાકાના દરેક ભાગની પોલીસ ફોજ ઉપર હકુમત ચલાવવાને તથા દેખરેખ રાખવાને સરકારે એક ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસની નિમણુંક કરવી, અને આ આક્ટના ઠરાવોને તથા આ અર્થે સરકાર વખતે વખતે કરે તેવી કાનુનો તથા હુકમોને અનુસરીને તે ઇનસ્પેક્ટરે, આ આક્ટમાં હવે પછી ઠરાવેલા પ્રકારનાં કામ તથા અધિકાર ચલાવવા અને ઠરાવેલી જવાબદારીને પાત્ર રહેવું.

(૨) ગવરનર જનરલ ઇનકાઉનસીલની અગાઉથી મંજુરી લેઇને, સરકાર એક અથવા તેથી વધારે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસ નિમવાને મુખત્યાર છે. તથા પોતાને યોગ્ય દેખાય એવી ફરજો તે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરને સોંપવાને સરકાર મુખત્યાર છે પછી તે ફરજો ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસની કાયદેસર ફરજોમાંની કેટલીક હોય અથવા તેનો હેતુ પાર પાડવામાં મદદગાર થાય એવી હોય.

(૩) ઇન્સ્પેકટર જનરલને તથા ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલને તેમના હુદ્દા ઉપરથી સસ્પેંડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સરકારને છે.

૬ દરેક જીલ્લા સારૂ એક સુપરિટેન્ડન્ટ તથા પોતાને યોગ્ય દેખાય તેટલા આસિસ્ટંટ સુપરિન્ટેડેટ ઑફ પોલીસ નિમવાને તેમજ પોતાને યોગ્ય દેખાય તે પ્રમાણે સદરહુ અમલદારો પૈકી હરકોઇ અમલદારને બરતરફ કરવાને, કામ ઉપરથી સસ્પેંડ કરવાને, ઓછા પગાર ઉપર નિમવાને, દુર કરવાને, અથવા તેની બદલી કરવાને સરકાર મુખત્યાર છે.

૭. પોતાના તાબાના જીલ્લાઓમાં એક છેડેથી બીજા છેડા સુધી દરેક કમિશ્નરને તથા ઇલાકામાં એક છેડેથી બીજા છેડા સુધી ઇન્સ્પેકટર જનરલ ઑફ પોલીસને પહેલા વરગના માજીસ્ટ્રેટના અધિકાર છે, પણ તેમણે સદરહુ અધિકાર સરકાર વખતે વખતે જે શરતો ઠરાવે તે સરતોને અનુસરીને ચલાવવા.

૮. ઇન્સ્પેકટર જનરલ. સરકારની કાનુનો તથા હુકમને અનુસરીને, દરેક જીલ્લામાં નોકરી કરવા સારૂ જરૂર હોય તેટલા ઇન્સ્પેકટરો, સબઇન્સપેકટરો, તથા સાર્જેટો, નીમવાને મુખત્યાર છે.

૯ મંજુરી બાબત, હોદ્દાના નામ બાબત પરસ્પર સંબંધ બાબત, તથા નોકરીની શરત બાબત જે કાનુનો, વિધમાનકાળે અમલમાં હોય એવા કાયદાને અનુસરીને, સરકાર વખતે વખતે ઠરાવે તે કાનુનોને પાત્ર રહીને, ડીસ્રીકટ સુપરિન્ટેન્ડેટે, દરેક જીલ્લા સારૂ હેડકોન્સટેબલ તથા કોન્સ્ટેબલના દરજ્જાના પોલિસ અમલદારો નિમવા જોઇએ.

૧૦. ઇન્સ્પેકટરની નિમણુંક થયા પછી તેને, તેની કોમ, નામ, ઉમર, જાત અથવા ધર્મ બાબતની તથા તેણે પ્રથમ કાંઈ પણ નોકરી કરી હશે તો તે બાબતની હકીકત લખેલો નિમણુકનો દાખલો ઇન્સ્પેકટર જનરલ તરફથી મળશે.

૧૧. (૧)ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના દરેક પોલીસ અમલદારની નિમણુક થયા પછી તેને, સબ ઇન્સ્પેકટરની બાબતમાં ઇન્સ્પેકટર જનરલના, ને ઉતરતા દરજ્જાની બાબતમાં જીલ્લાના ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટના શિક્કાવાળો બ પરિશિષ્ટના નમુના મુજબનો દાખલો મળશે

(૨) સદરહુ પ્રમાણે નિમાયેલા દરેક શખસને એવી નિમણુંક થયાને લીધે પોલીસ અમલદારના અધિકાર, ફરજ, હક્ક તથા જવાબદારી પ્રાપ્ત થાય છે એમ સમજવું.

( ૩ ) (અ) નિમણુંકના દરેક દાખલામાં જે સખસનું નામ લખ્યું હોય, તે સખસનો કાંઇ પણ કારણને લીધે પોલીસ ખાતા સાથેનો સંબંધ તુટે એટલે તે દાખલો રદ બાતલ થશે એમ સમજવું.

બ, પોલીસ અમલદારને મળેલા અધિકાર તથા ફરજ તથા હકનો અમલ, એવા પોલીસ અમલદારને હોદ્દા ઉપરથી સસ્પેંડ કરવામાં આવ્યો હોય તે દરમિઆન બંધ રહેશે. આ પ્રમાણે હોદ્દા ઉપરથી સસ્પેંડ થયાને લીધે તે પોલીસ અમલદાર નથી એમ સમજવું નહી, પણ આ પ્રમાણે સસ્પેંડ થયો ન હોય તો જે જવાબદારીને પાત્ર રહેત તેજ જવાબદારીને તે પાત્ર રહેશે. તેમજ જે અધિકારીના તાબામાં રહેત તેજ અધીકારીના તાબામાં રહેશે.

૧૨ ઇન્સ્પેકટર જનરલ તથા જીલ્લા માજીસ્ટ્રેટ પોત પોતાના અખત્યારની હદમાં રહીને જે જે હુકમ કરે તેને અનુસરીને ડીસ્રીકટ સુપરિન્ટેન્ડેન્ટે હથીઆર સંબંધી, કવાયત સંબંધી, માણસો ઉપર તથા બનતા બનાવ ઉપર નજર રાખવા સંબંધી તથા પરસ્પર સંબંધ, કામની વહેંચણી, કાયદાનું તથા હુકમનું તથા કામ ચલાવવાની રીતનું, અધ્યયન એ સંબંધી સરવે બાબતો વીશે તેમજ પોતાના જીલ્લાની પોલીસ ફોજે પોતાનું કામ કરતી વખતે બજાવણીની જેજે વીગતવાર બાબતો ઉપર લક્ષઆપવું જોઇએ, તે સરવે બાબતો વિશે હુકમ કરીને નિયમન કરવું.

૧૩. ( ૧ ) કોઇ પણ જીલ્લાનો ડીસ્રીકટ સુપરિન્ટેન્ડેન્ટ તથા ત્યાંની પોલીસ ફોજ, તે જીલ્લાના માજીસ્રેટના હુકમમાં તથા તેના નિબંધ હેઠળ રહેશે.

( ૨ ) ઉપરની પેટા કલમ મુજબ અધિકાર ચલાવતી વખતે જીલ્લા માજીસ્રેટે, સરકાર આ અરથે વખતે વખતે જે કાનુનો તથા હુકમો કરે તે પ્રમાણે ચાલવું જોઇએ અને કમીશનરના કાયદેસર હુકમને પાત્ર રહેવું જોઇયે.

( ૩ ) આ આકટ મુજબ પોતે જે કાનુનો તથા હુકમો કરે તેમાં ઇનસ્પેક્ટર જનરલ પેટા કલમ ( ૧ ) ના હેતુ પાર પાડવાને બંધાયલો છે.

૧૪. વિદ્યમાન કાળે અમુક પોલીસ ફોજની ઘણીજ જરૂર છે અથવા કોઇ પણ ખાસ પ્રસંગે તેની ઘણી જરૂર પડશે અને તેટલી પોલીસ ફોજ પોતાના જીલ્લા માજીસ્ટ્રેટને લાગે તો તેણે તે બાબત ઇન્સ્પેક્ટર જનરલને લખાણ કરવું, અને ઇન્સ્પેક્ટર જનરલે, બનતાં સુધી, તથા સરકારના હુકમને અનુસરીને સદરહુ જીલ્લા માજીસ્ટ્રેટની માગણી કબુલ કરવી.

૧૫. જીલ્લા માજીસ્ટ્રેટ, ડીસ્ટ્રીક્ટ સુપરિન્ટેન્ડેન્ટ પાસેથી, ગુન્હાને લગતી ગુન્હેગાર લોકોની સ્થિતિને લગતી, અવ્યવસ્થા ન થવા દેવાને લગતી, મંડળીઓનું તથા રમત ગમ્મતોનું નિયમન કરવાને લગતી પોલીસ ફોજ શી રીતે વહેંચી આપવી તેને લગતી, ડીસ્ટ્રીક સુપ્રીન્ટેન્ડેન્ટના તાબામાંના કોઇ પોલીસ અમલદારની વર્તણુંક અને ચાલચલકતને લગતી તથા સહાયકારક સાધનો શી રીતે વાપરવાં તેને લગતી હરકોઇ બાબત વીશે તથા પોલીસ ફોજ ઉપરનો પોતાનો નિરબંધ પાકો કરવાની તથા બંદોબસ્ત રાખવાનું કામ પાર પાડવાની બીજી સઘળી બાબતો વીશે ખાસ અથવા સામાન્ય રીપોર્ટ માગવાને મુખત્યાર છે.

૧૬ ડીસ્ટ્રીક્ટ સુપરિન્ટેન્ડેન્ટના તાબામાંનો કોઇ પણ અમલદાર જે ઠેકાણે નીમવામાં આવ્યો હોય તે ઠેકાણા સારૂ અથવા તેની ખાસ ફરજ બજાવવા સારૂ તે તદન ના લાયક અથવા બિન કાબેલ છે એમ જીલ્લા માજીસ્ટ્રેટને લાગે અને એવા અમલદારને દુર કરવાનો તે સુપરિન્ટેન્ડેન્ટને અધિકાર હોય તો, એવા અમલદારને બદલે બીજા શખસ નિમવા વિશે તે સુપરિન્ટેન્ડેન્ટને હુકમ કરવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે, અને તે સુપરિન્ટેન્ડેન્ટે તે હુકમ પ્રમાણે ચાલવુજ જોઇએ. ઇન્સપેક્ટરની અથવા તેના કરતાં ઉંચા દરજ્જાના અમલદારની બાબતમાં તે જીલ્લા માજીસ્ટ્રેટ ઇન્સ્પેક્ટર જનરલને લખી જણાવવાને મુખત્યાર છે, અને તે ઉપરથી ઇન્સ્પેક્કર જનરલે સદરહુ માજીસ્ટ્રેટનો અભિપ્રાય લક્ષપુરવક ધ્યાનમાં લઇ જે તજવીજ કરવી જોઇએ તે નકકી કરવી અને પોતે કરેલા હુકમ વીશે તેને ખબર આપવી જોઇએ.

૧૭. ( ૧ ) કોઇ પણ કમિશનર, પોતાના અધિકાર હેઠળના ભાગમાંના કોઈ પણ જીલ્લાની પોલીસ ફોજના સંબંધમાં, તે જીલ્લાનો માજીસ્ટ્રેટ જે હુકમ કરી શકે તે હુકમ કરવાને, તેમજ આ આકટના અથવા વિદ્યમાન કાળે અમલમાં હોય એવા બીજા કાયદાના ઠરાવને અનુસરીને સરકારે કાયદેસર રીતે કરેલી હરકોઇ કાનુન ઉપરથી જે કાંઇ પણ હુકમ કરવાનો પોતાને અધિકાર હોય તે હુકમ કરવાને, અને જરૂરને પ્રસંગે પોતાના ભાગના એક જીલ્લા માટે નિમાયલી એવી ફોજના કોઇ માણસ તેજ ભાગના બીજા કોઈ જીલ્લામાં કામે મોકલવાનું ફરમાવવાને મુખત્યાર છે.

( ૨ ) પેટા કલમ ( ૧ ) મુજબ કરેલો હુકમ સામાન્યતઃ લાગતા વળગતા જીલ્લા માજીસ્ટ્રેટ તરફ મોકલવો જોઇએ. પરંતુ જરૂરને પસંગે એવો હુકમ ડીસ્ટ્રીક્ટ સુપરિન્ટેન્ડેન્ટ તરફ બારોબાર મોકલવાનો અધિકાર છે; અને આવે પ્રસંગે, તે હુકમની ખબર જીલ્લા માજીસ્ટ્રેટને આપવી. સદરહુ હુકમની ખબર દરેક પ્રસંગે કમીશનરે ઈન્સ્પેક્ટર જનરલને આપવી જોઇએ..

૧૮. કોઇ પણ કમીશનરે દ્રષ્ટિએ પડતી જે બાબતો ઇન્સ્પેક્ટર જનરલના અખત્યારની હદમાં હોય તે બાબતો સંબંધમાં સદરહુ કમીશનરે પોતાના અધિકાર નિચેના ભાગમાંની કોઇ પણ જગામાંની પોલીસ વ્યવસ્થામાં અથવા તેના માણસોની યોગ્યતામાં જે ખામી હોય તે ઉપર ઇન્સ્પેક્ટર જનરલનું લક્ષ ખેંચવાને મુખત્યાર છે. આવે દરેક પ્રસંગે ખામી સુધારવાને તથા ફરીયાદના કારણો દુર કરવાને તથા કમીશનરની સુચના કાયદેસર હોય અને સરકારના હુકમને તથા બીજા કાયદેસર હુકમને, સુચનાને તથા સમજુતીને અનુસરતી હોય ત્યારે તે પ્રમાણે ચાલવાને ઇન્સ્પેક્ટર જનરલ બંધાએલો છે, અને તેણે આ બાબતમાં પોતે કરેલી તજવીજ વીશે કમીશનરને ખબર આપવી.

૧૯. કોઇ પણ કમીશનર પોતાના અધિકાર નીચેના ભાગમાં કારભાર સારી રીતે ચાલે તે માટે કોઇ પણ જીલ્લામાં ગુન્હાની સ્થીતી સંબંધી તથા ગુન્હા તથા અવ્યવસ્થા બંધ પાડવા સારૂ કરેલી તજવીજ સંબંધી પોતાને જરૂરના લાગે તેવા રીપોર્ટ તથા માહિતી મોકલવાનું તે જીલ્લાના માજીસ્ટ્રેટને

ફરમાવવાને તથા તે આવ્યા પછી કાયદાને અનુસરતા હોય એવા હુકમ કહાડવાને મુખત્યાર છે એવો દરેક હુકમ જીલ્લા માજીસ્ત્રેટ ઉપર કરવો, અને તેની ખબર ઇન્સ્પેક્ટર જનરલને આપવી.

૨૦ સરકારના—હુકમને અનુસરીને, પોતાના અધિકાર નિચેના પોલીસના હીસાબને લગતી સઘળી બાબતો વિશે તપાસ કરીને તેનું નિયમન કરવાનો અધિકાર ઇન્સ્પેક્ટર જનરલને છે તથા લાગતા વળગતા સઘળા માણસો આવી તપાસ કરવામાં તેને વાસ્તવીક મદદ તથા સગવડ કરી આપવાને અને એવી તપાસ પછી તે જે કાયદેસર હુકમ કાઢે તે પ્રમાણે ચાલવાને બંધાયલા છે.

## વીશેષ પોલીસ.

૨૧. ( ૧ ) એકાદ શહેરમાં અથવા જગામાં હકુમત હોય એવા ૨ જા વર્ગના અથવા તેથી ચઢતા દરજ્જાના કોઇ માજીસ્ત્રેટને જ્યારે એમ લાગે કે કાયદા વિરૂદ્ધ કોઇ પણ મંડળીનો જમાવ, હંગામો, અથવા સુલેહનો બીજો કઇ પણ ભંગ થયો છે અથવા થવાનો વાસ્તવીક રીતે સંભવ છે અને જે સ્થાનીક ક્ષેત્રની અંદર આવી કાયદા વિરૂદ્ધ મંડળીનો જમાવ, હંગામો અથવા સુલેહનો ભંગ થયો હોય અથવા થવાનો સંભવ હોય તે ક્ષેત્રની અંદર સુલેહ રાખવા સારૂ તથા ત્યાંના રહેવાશીઓના જાન માલના રક્ષણ સારૂ જે પોલીસ ફોજ છે તે પુરતી નથી, ત્યારે સબઇન્સ્પેક્ટર કરતાં ઉતરતા દરજ્જાનો હોય એવા કોઇ પણ પોલીસ અમલદારની અરજી ઉપરથી, સદરહુ માજીસ્ત્રેટ, પોતાને હાથે સહી કરેલા તથા પોતાના હુદ્દાના સીક્કાવતી મોહોર કરેલા લેખી હુકમથી, વીશેષ પોલીસ અમલદાર તરીકે કામ કરવાને લાયક તથા ઉત્સુક હોય એવા માણસો પઇકી પોતાને યોગ્ય લાગે તેટલા માણસોને પોતાને જરૂર દેખાય તેટલી મુદત સુધી તથા તેટલી હદમાં વીશેષ પોલીસ અમલદાર તરીકે નીમવાને મુખત્યાર છે.

( ૨ ) આ પ્રમાણે નીમાયેલા દરેક વીશેષ પોલીસ અમલદારને સાધારણ પોલીસ અમલદારના જેવાજ અધીકાર, ફરજ, હક તથા માફી છે, તથા તેના જેવાંજ કામો બજાવવાને તથા જવાબદારી ધારણ કરવાને પાત્ર છે અને સાધારણ પોલીસ અમલદાર જે અધિકારીના તાબા હેઠળ હોય તેજ અધિકારીના તાબા હેઠળ સદરહુ વીશેષ પોલીસ અમલદાર છે એમ સમજવું; પરંતુ તેને ૧૧ મી કલમ મુજબ હોદ્દાનો દાખલો લેવાની જરૂર નથી.

## વધારાની પોલીસ.

૨૨. ( ૧ ) જીલ્લામાં ફલાણે ઠેકાણે સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ અથવા પોલીસના બીજાં કામ કરવા સારૂ વધારે પોલીસ મોકલવાની જરૂર છે, એવું દેખાડીને એવી વધારે પોલીસ માટે કોઇ પણ માણસ અરજી કરે ત્યારે કોઇ પણ ડીસ્ટ્રીક્ટ સુપરિન્ટેન્ડેન્ટ તે ઠેકાણે વધારે પોલીસ મોકલવાને મુખત્યાર છે.

( ૨ ) આવી વધારાની પોલીસ અરજી કરનાર માણસના ખરચે કામે લગાડવામાં આવશે, પણ તે, પોલીસ અધીકારીઓના હુકમને પાત્ર રહેશે તથા ડીસ્ટ્રીક્ટ સુપરિન્ટેન્ડેન્ટને યોગ્ય લાગશે તેટલી મુદત સુધી તે રાખવામાં આવશે.

( ૩ ) પરંતુ એવું ઠરાવ્યું છે કે જે માણસ અરજી ઉપરથી સદરહુ વધારાની પોલીસ કામે લગાડી હોય તે માણસ ડીસ્ટ્રીક્ટ સુપરિનટેંડેંટને સદરહુ પોલીસ ઉઠાવી લેવાની કોઇ પણ વખતે લખી સુચના કરે તો, સદરહુ સુચના પહોંચ્યાની તારીખથી એક મહીના કરતાં વધારે નહી હોય એવી જે મુદત તે ડીસ્ટ્રીક્ટ સુપરીનટેંડેંટ ઠરાવે તે મુદત પુરી થયેથી સદરહુ વધારાની પોલીસના ખર્ચનો બોજો તે માણસને માથેથી ઉતરશે.

( ૪ ) આ કલમ મુજબ ચાલતી વખતે ડીસ્ટ્રીક્ટ સુપરીનટેંડેન્ટે ૧૦ ( ૧ ) ના ઠરાવોને અનુસરીને ચાલવું જોઇએ.

૨૩. ( ૧ ) પોતાના જીલ્લામાંની કોઇ પણ જગાએ બંધાતી હોય અથવા ચાલુ હોય એવી કોઇ પણ રેલવે, નહેર અથવા બીજાં સારવજનીક કામ ઉપર અથવા કોઇપણ કારખાનામાં અથવા વેપારના કામમાં અથવા તે ઉપર રાખેલા માણસોની ચાલ ચલગત ઉપરથી અથવા તેઓ ફલાણી રીતે ચાલશે એવું વાસ્તવીક રીતે લાગવાથી તે જગાએ વધારે પોલીસ રાખવાની જરૂર છે એવું જીલ્લાના માજીસ્ત્રેટની

નજરમાં આવે ત્યારે, કમીશનરની મંજુરી લઇને, પોતાને યોગ્ય લાગે તેટલી વધારે પોલીસ તે જગાએ મોકલવાનો અને એવી પોલીસ જેટલા દીવસ સુધી ત્યાં રાખવાની પોતાને જરૂર લાગે તેટલા દિવસ સુધી ત્યાં રાખવાનો સદરહુ જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર છે.

( ૨. ) જે માણસ સદરહુ કામ, કારખાનું અથવા વેપારનું કામ બંધાવતો હોય અથવા ચલાવતો હોય તે માણસના ખરચે આવી વધારાની પોલીસ કામે લગાડવામાં આવશે અને તેણે તે પોલીસનો ખરચ સદરહુ જીલ્લા માજીસ્ટ્રેટ કમીશનરની મંજુરી લઇને વખતે વખતે ફરમાવશે તેવા દરે તથા તેવે વખતે આપવો જોઇએ.

૨૬. ૨૨ મી અથવા ૨૩ મી કલમ મુજબની કોઇપણ બાબતમાં કાંઇ પણ વાંધો ઉઠે ત્યારે કેટલી રકમ આપવી અને તે કોણે આપવી તે વીશે જીલ્લા માજીસ્ટ્રેટનો ઠરાવ નીરણયકારક છે એમ સમજવું, અને એવી રીતે ઠરાવેલી રકમ આપવાને જે શખસ જવાબદાર માલમ પડયો હોય તે શખસ પાસે જમીન મહેસુલની બાકી લહેણી હોય તે પ્રમાણે જીલ્લા માજીસ્ટ્રેટની માગણી ઉપરથી કલેકટરે તે રકમ વસુલ કરવી. કોઇપણ સ્થાનિક ક્ષેત્રમાં દંગો ફીસાદ થવાથી સરકાર વધારાની પોલીસ રાખવા મુખત્યાર છે.

સરકારે સદરહુ માણસોથી જે માણસને નુકશાન થયું હોય તેનો બદલો સદરહુ માણસોપર ફાળો નાંખી નુકશાનીનો બદલો અપાવવો.

૨૫. (૧) જે કોઇ પણ સ્થાનીક ક્ષેત્રમાં દંગો ફીસાદ થયો છે અથવા થવાની ધાસ્તી છે એમ પોતાને લાગે અથવા જે કોઇ પણ સ્થાનીક ક્ષેત્રના રહેવાશીઓની અથવા તે રહેવાશીમાંના અમુક જાતના લોકની ચાલચલગત ઉપરથી પોલીસના માણસોની સંખ્યા થોડા વખત સુધી વધારવી યોગ્ય છે એવો પોતાનો અભિપ્રાય હોય તે ક્ષેત્રમાં પોતાને યોગ્ય લાગે તેટલી મુદત સુધી વધારાની પોલીસ રાખવા બાબત જાહેરનામું પ્રસિદ્ધ કરી વખતે વખતે હુકમ કરવાને સરકાર મુખત્યાર છે.

(૨) આવી વધારાની પોલીસનો સરવે ખરચ અથવા તેનો કાંઇ ભાગ સરકાર હુકમ કરશે તો, સદરહુ જાહેરનામું જે સ્થાનીક ક્ષેત્રને લાગુ હશે તે ક્ષેત્રના સાધારણ તથા સરવે રહેવાશીઓ ઉપર અથવા તેમાંના અમુક જાતના લોકો ઉપર કર બેસાડીને અદા કરવામાં આવશે.

( અ ) સાધારણતઃ એવું જાહેરનામું જે સ્થાનિક ક્ષેત્રને લાગુ હશે તે ક્ષેત્રના રહેવાસીઓ હોય તે સઘળા સખસો ઉપર અથવા ( બ ) વિશેષતઃ આવા સખસોના કોઇ પણ ચોકસ ભાગ અથવા ભાગો ઉપર અથવા વર્ગ અથવા વર્ગો ઉપર; અને એવો વેરો અથવા કર કયા પ્રમાણમાં લેવો તે ફરમાવવાનો અધિકાર સરકારને છે.

**ખુલાસો**—આ કલમના તથા ૨૫ અ નાં કારણ સારૂ રહેવાસીઓ આ શબ્દમાં જે સખસો પોતે અથવા પોતાના એજંટો ( મુખત્યારો ) અથવા નોકરોની મારફતે એવા ક્ષેત્રમાં જમીન અથવા બીજી સ્થાવર મીલ્કત ધારણ કરતા હશે તેઓ તથા જે જમીનદાર પોતે અથવા પોતાના એજંટો ( મુખત્યારો ) ની અથવા નોકરોની મારફત એવા ક્ષેત્રમાં પ્રત્યક્ષ રૈયત પાસેથી અથવા ભોગવટો કરનારાઓની પાસેથી ગણોત અથવા મહેસુલ વસુલ કરતા હશે તેઓ તે ક્ષેત્રમાં ખરેખરા રહેતા ન હોય તો પણ તેમનો સમાવેશ થાય છે.

( ૩ ) એવો વેરો અથવા કર આપવાની મુદત, આવી વધારાની પોલીસ જે મુદત માટે ખરેખર રાખી હશે તે મુદત કરતાં કોઈ પણ બાબતમાં વત્તામાં વત્તા પાંચ વર્ષ સુધી વધારવાનો સરકારને અધિકાર છે.

(૪.) મ્યુનીસીપાલ ડીસ્ટ્રીકટ સીવાયની બીજી જગામાં કલેકટરે પોતાની મરજી મુજબ સદરહુ કર આકારવો. જે સ્થાનીક ક્ષેત્રમાં આવો કોઇપણ કર બેસાડવાનો હોય તે ક્ષેત્ર મ્યુનીસીપાલ ડીસ્ટ્રીકટ હોય તો, તે ખરચની રકમ મ્યુનીસીપાલીટીના ફંડમાંથી આપવી જોઇએ અને પેટા કલમ (૨)ની રૂએ સરકારે કરેલા હુકમને અનુસરીને તે કર મ્યુનીસીપાલીટીએ પોતે આકારવો.

(૫) કોઇપણ સખસોને આવા ખર્ચનો કોઇપણ ભાગ ખમવાની જવાબદારીમાંથી હુકમ કરીને બાતલ કરવાનો સરકારને અધીકાર છે

૨૫ અ ( ૧ ) સરકારની અગાઉથી મંજુરી લઇને જીલ્લા માજીસ્ટ્રેટ ( અ ) પોતાને જરૂર લાગે તેવી ચોકસી કર્યા પછી, ( ૧ ) એકાદી કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં

કરેલા કોઇ પણ કૃત્યથી કોઇ પણ મિલ્કતને કાંઇ પણ હાની અથવા નુકશાન થયું હોય તે બાબત અથવા કોઇ પણ સખસ અથવા સખસસોનું મરણ થયું હોય અથવા તેને અથવા તેમને મહાવ્યથા થઇ હોય તે બાબત કોઇ પણ સખસને અથવા સખસોને પોતાના અભિપ્રાય પ્રમાણે કેટલી રકમની નુકશાનીનો બદલો આપવો તે ઠરાવવાને અને ( ૨ ) સ્થાનિક ક્ષેત્રમાંના રહેવાસીઓએ પોતાની વર્તણુંક આવી મંડળી ભરાવી હોય અથવા ભરવામાં મદદ કરી હોય એવુ પોતાને લાગે તે ક્ષેત્ર ઠરાવવાને મુખત્યાર છે.

( બ ) એવી રીતે ઠરાવેલી રકમ ઉપર કહ્યા પ્રમાણે ઠરાવેલા સ્થાનિક ક્ષેત્રના સઘળા રહેવાસીઓ પાસેથી અથવા આવા સખસોના કોઇ ભાગ અથવા ભાગો પાસેથી અથવા વર્ગ કે વર્ગો પાસેથી જીલ્લા માજીસ્ટ્રેટ એવીજ મંજુરી લઇને હુકમ કરે તે પ્રમાણમાં,વસુલ કરવાનું કલેકટરને ફરમાવવાને મુખત્યાર છે.

(ક) આવું ક્ષેત્ર મુનીસીપલ ડિસ્ટ્રીકટ હોય તો, તેની નજરમાં આવે તે પ્રમાણે મ્યુનીસીપાલીટીને એવી રકમ વેરો અથવા કર નાંખીને વસુલ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે. અને તે વેરો અથવા કર મ્યુનીસીપાલીટીએ સદરહુ હુકમને અનુસરીને સદરહુ પ્રમાણમાં સદરહુ સખસો ઉપર નાંખીને વસુલ કરવો જોઇએ, અને

(ડ) આ પ્રમાણે વસુલ કરેલા સઘળા પૈસા અથવા કંઇ પૈસા ઉપર કહેલા પ્રમાણે હાની અથવા નુકશાની અથવા મરણ અથવા મહાવ્યથા થયાના સંબંધમા જે કોઇ સખસને અથવા સખસોને નુકશાનીનો બદલો મળવાનો હક છે. એવું જીલ્લામાજીસ્ટ્રેટને લાગે તે સખસને આપવાનું અથવા તે સર્વ અથવા કોઇ સખસોમાં વહેંચી આપવાનું, પ્રસંગ પ્રમાણે, કલેકટરને અથવા મ્યુનીસીપાલીટીને ફરમાવવાને મુખત્યારછે.

(૨) આવી નુકશાનીના બદલાનો કોઇપણ ભાગ આપવાની જવાબદારીમાંથી કોઇપણ સખસોને, હુકમ કરીને બાતલ કરવાનો સરકારને અધિકાર છે.

(૩) ઉપર કહ્યા પ્રમાણે જે મરણ, મહાવ્યથા, હાની અથવા નુકશાનીના સંબંધમાં જે દાવો કરવામાં આવ્યો હોય તે દાવો તે મરણની, મહાવ્યથાની હાનીની અથવા નુકશાનીની તારીખથી એક મહીનાની અંદર કરવામાં આવ્યો ન હોય તો અને નુકશાનીના બદલા બદલ દાવો કરનારો સખસ ઉપર કહ્યા પ્રમાણે થયેલું મરણ, મહાવ્યથા, હાની અથવા નુકશાની જે વાતને લીધે બની તે વાતના સંબંધમાં નિર્દોષી છે, એવી જીલ્લા માજીસ્ટ્રેટની ખાત્રી થયા સિવાય આ કલમ મુજબ કાંઇ પણ પૈસા વસુલ કરવા નહીં તથા કોઇપણ નુકસાનીનો બદલો આપવો નહીં.

(૪) પેટા કલમ (૧) મુજબ જીલ્લા માજીસ્ટ્રેટે કરેલો પ્રત્યેક ઠરાવ, આકાર અને હુકમ, સરકાર તરફથી અથવા આ બાબતમાં સરકાર વખતો વખત જે અમલદારને અધિકાર આપશે તેના તરફથી તપાસવાને પાત્ર થશે. પણ તે સિવાયને પ્રસગે તે આખરના છે એમ સમજવું.

(૫) જે હાનિ અથવા નુકશાની બદલ આ કલમની રૂયે નુકશાનીનો બદલો આપ્યો હોય તેની કોઇ પણ હાની અથવા નુકશાનીના સંબંધમાં કાંઇ પણ દીવાની ફરીઆદ ચાલી શકશે નહિ.

૨૬. (૧) ઉપરની છેલી બે કલમ મુજબ અથવા આ આકટના બીજા ઠરાવો મુજબ મ્યુનીસીપાલીટીએ નાંખેલો દરેક વેરો અથવા આકારેલો દરેક કર આપવાને જે શખસ જવાબદાર હોય તે શખસ પાસે જાણે એકાદો મ્યુનીસીપાલ કર લહેણો હોય તે પ્રમાણે તેની પાસેથી સદરહુ મ્યુનીસીપાલીટીએ તે કર વસુલ કરવો જોઇએ.

(૨) ઉપર કહ્યા મુજબ કલેકટરે નાખેલો દરેક જાતનો વેરો અથવા આકારેલો દરેક જાતનો કર આપવાને પાત્ર થનારાં શખસ પાસે જાણે જમીન મહેસુલની બાકી લહેણી હોય તે પ્રમાણે તે અવેજ કલેકટરે વસુલ કરવો.

---

## ભાગ ૩ જો પોલીસ ફોજનું નિયમન કરવા બાબત તથા તેના ઉપર નિબંધ રાખવા બાબત તથા તેની કવાયત વિગેરે બાબત.

૨૭ સરકારના હુકમને પાત્ર રહીને, હેઠળ લખેલી બાબતો વિશે આ આકટને અથવા વિદ્યમાન કાળે અમલમાં હોય એવા બીજા કોઇપણ કાયદાને અનુસરતી કાનુનો અથવા હુકમો વખતે વખતે કરવાને ઇન્સ્પેકટર જનરલ મુખત્યાર છે.

अ, પોલીસમાં નવા માણસો રાખવા બાબત, તેની રચના બાબત, તેના વરગ કરવા બાબત, તથા તેની કવાયત વિગેરે બાબત.

ब, પોતાના તાબાના માણસો તરફથી પોલીસની તપાસણી કરવાની રીતનું નિયમન કરવા બાબત

क, પોલીસને કેવાં તથા કેટલાં હથિયાર, સામાન, સરંજામ, કપડાં તથા બીજી જરૂરી જણસો, આપવી તે ઠરાવવા બાબત.

ड. પોલીસના કારભાર સંબંધી કોઇપણ કારણ સારૂ કાંઇ પણ પોલીસ ફંડ, સ્થાપીને તેનો વહીવટ તથા નીયમન કરવા બાબત.

इ, પોલીસની વહેંચણી કરવાનું તેને એક જગાએથી બીજી જગાએ લઇ જવાનું તથા તેને કઇ જગાએ રાખવી તેનું ૧૩ મી કલમની રકમ (૧) ના તથા ૧૭ મી કલમના ઠરાવોને અનુસરીને નિયમન કરવા બાબત.

फ, જુદા જુદા દરજ્જાના પોલીસ અમલદારે શું શું કામ કરવું તે ઠરાવવા બાબત,

ग, પોલીસે ખબર તથા બાતમી મેળવીને જાણ કરવા સંબંધી નિયમન કરવા બાબત.

ह, સાધારણ રીતે પોલીસને તેના કામમાં હુંશિયાર કરવા બાબત તથા તેનું કામ ગેરરીતે નહિ થવા દેવા અથવા કામમાં ગફલત નહી થવા દેવા બાબત

૨૮. સરકારે કરેલી કાનુનોને તથા હુકમોને અનુસરીને, ઇનસ્પેકટર જનરલ ઓફ પોલીસ, પોતાના તાબાના નોકરો ગુન્હા બંધ પાડવાને લગતી, બદોબસ્ત રાખવાને લગતી તથા તેમનાં કામકાજની બજાવણીને લગતી બાબતો વિશે સાદર કરી શકે એવાં પત્રક, રીપોર્ટ તથા હકીકત તેમની પાસેથી માગવાને મુખત્યાર છે. ઉપર કહેલાં કારણ સારૂ અથવા પોતાને મળેલી બાતમી ઉપરથી પોતે જે કંઇ સાધારણ હુકમ કાઢ્યા હોય તે તેમજ જે કાંઇ હુકમ સરકાર ફરમાવે તે સદરહુ ઇનસપેકટર જનરલે જીલ્લા માજીસ્ટ્રેટને તથા કમિશનરને લખી જણાવવા.

૨૯. (૧) ફલાણો પોલીસ અમલદાર તેના કામમાં નિરદય અડીઅલ અથવા સુરત છે. અથવા ગફલત કરે છે અથવા કામને નાલાયક છે એવું પોતાની નજરમાં આવે ત્યારે તે અમલદારને સસ્પેંડ કરવાનો, ઓછા પગાર ઉપર નિમવાનો અથવા બરતરફ કરવાનો અધિકાર, તથા આશિસ્ટંટ સુપરિનટેનડેનટથી હલકા દરજ્જાનો જે પોલીસ અમલદાર, નિયમના જે ઉલંઘન માટે અથવા જે ગેરવર્તણુક માટે તેને સસ્પેંડ કરવાની અથવા બરતરફ કરવાની જરૂર ન હોય, તે ઉલંઘન કર્યા બદલ અથવા ગેરવર્તણુક ચલાવ્યા બદલ ગુનેહગાર થાય અથવા જે પોતાનાજ કાંઇ પણ કૃત્યથી પોતાનું કામ બજાવવા માટે પોતાની મેળે નાલાયક ઠરે, તે પોલીસ અમલદારને વત્તામાં વત્તા તેના એક મહિનાના પગાર જેટલી રકમનો દંડ કરવાનો અધીકાર. ગવરનર ઇનકૌંસીલને અથવા આ અરથે પેટા કલમ (૩) ઉપરથી અખત્યાર મળેલા કોઇ પણ અમલદારને છે.

(૨) આ કલમ મુજબ કોઇ પોલીસ અમલદારને જે કાંઇ પણ શિક્ષા કરી હોય તે, આ આકટની ૩૬ મી, ૬૩ મી અથવા ૬૪ મી કલમ મુજબ અથવા અમલમાં હોય એવા બીજા કોઇ પણ કાયદા મુજબ જે શિક્ષાને સદરહુ અમલદાર પાત્ર હોય તે શિક્ષા ઉપરાંત છે એમ સમજવું.

[૩] પેટા કલમ [૧] મુજબ કોઇ પણ ઇનસપેકટરને શિક્ષા કરવાનો અધીકાર ઇનસપેકટર જનરલને છે. અને ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટને ઇનપેકટરથી ઉતરતા દરજ્જાના પોતાના તાબાના હરકોઇ પોલીસ અમલદારના સંબંધમાં તેવોજ અધિકાર છે. તથા તે ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટ પોતાના તાબાના ઇન-

ન્સ્પેકટર વિરૂદ્ધ ભારે ફરીયાદની ચોકશી થતી હોય તે દરમીઆન તથા ઇનસપેકટર જનરલનો હુકમ આવે ત્યાં સુધી એવા ઇનસપેકટરને કામ ઉપરથી મોકુફ કરવાને મુખત્યાર છે, પરંતુ આ પેટા કલમથી મળેલો હરકોઇ અધિકાર બજાવવાનો તે આ અરથે સરકાર કરે તે કાનુનોને તથા હુકમોને હમેશાં અનુસરીને બજાવવો જોઇએ.

૩૦. જ્યારે કોઇ પણ અમલદાર એકાદ પોલીસ અમલદારનો દંડ કરવાનો, સસ્પેંડ કરવાનો, ઓછા પગાર ઉપર નીમવાનો, અથવા બરતરફ કરવાનો હુકમ કરે ત્યારે તેણે તે હુકમ તેના કારણ સહિત તથા કરેલી ચોકશીના ટીપણ સહીત, પોતાના જીલ્લાની ભાષામાં અથવા ઇંગ્રેજી ભાષામાં પોતાની સહી સાથે દફતરમાં લખી મુકવો અથવા લખી મુકાવવો.

૩૧. ( ૧ ) ઇનસપેકટર જનરલને, તથા ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટને તથા જીલ્લાનો કાંઇ ભાગ જેના હવાલામાં હોય તે આસિસ્ટંટ સુપરિનટેનડેનટને હેડકાનસ્ટેબલથી ઉતરતા દરજાનો જે કોઇ પણ પોલીસ અમલદાર પોતાની સમક્ષ અયોગ્ય રીતે સિરજોરી કરે અથવા પોતાના પ્રત્યે ઉદ્ધત રીતે વરતે તેને વત્તામાં વત્તા ત્રણ દીવસની મુદત સુધી અટકાયતમાં રાખવાની શિક્ષા કરવાનો અધિકાર છે.

( ૨ ) ઉપર કહ્યા પ્રમાણે પોલીસ અમલદારને શિક્ષા કરવા બાબતનો દરેક હુકમ ૩૦ મી કલમમાં નિરદિષ્ટ કરેલી રીતે દફતરે લખી રાખવો જોઇએ. તથા ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટે અથવા આસિસ્ટંટ સુપરિનટેનડેનટે કરેલા એવા દરેક હુકમની નકલ તેણે પોતપોતાના પ્રત્યક્ષ ઉપરી ( અમલદાર ) તરફ રવાના કરવી જોઇએ.

૩૨. ( ૧ ) જે કોઇ પણ પોલીસ અમલદારની જે ક્ષેત્રમાં નિમણુંક થઇ હોય અથવા જે ક્ષેત્રમાં કાયદેસર રીતે બદલી થઈ હોય તે ક્ષેત્રમાં તે હમેશાં કામ ઉપર છે એવું આ આકટનાં સરવે કારણો માટે સમજવું, અને ઇલાકાના એક ભાગમાં નિમાયલા કોઇ પણ પોલીસ અમલદારને તથા નિમાયલી પોલીસ અમલદારોની અમુક સંખ્યા અથવા મંડળીને, સરકાર અથવા ઇનસપેકટર જનરલ તેવો હુકમ કરશે તો, ઇલાકાના જે કોઇ પણ બીજા ભાગમાં તેની જ્યાં સુધી જરૂર લાગે તે ભાગમાં ત્યાં સુધી હરકોઇ વખતે પોલીસની કામગીરી ઉપર રાખવાનો અધિકાર છે.

( ૨ ) ઘણીજ તાકીદના પ્રસંગ શિવાયના કોઇ પ્રસંગે, આ કલમ મુજબ જે કોઈ પણ બદલી કરવાનું યોજ્યું હશે તે બદલીની ખબર ઇનસપેકટર જનરલે કમિશનરને અથવા જીલ્લા માજીસ્ટ્રેટને વખતસર આપવી જોઇએ અને ગુપ્તપણું રાખવાની જરૂર હશે તે શિવાય તે પ્રસંગે એવી બદલી કરવાના કારણનો ખુલાસો માગવો જોઇએ. અને પછી ઉપર નિરદિષ્ટ કરેલા અમલદારોએ તથા તેમના તાબાના નોકરોએ સદરહુ બદલી કરવાનું કામ સુગમ થાય એવી રીતે સરવે પ્રકારની વ્યાજબી તજવીજ કરવી જોઇએ.

૩૩. ( ૧ ) જીલ્લા માજીસ્ટ્રેટની અથવા સરકારની પરવાનગી સીવાય કોઇ પણ પોલીસ અમલદારે વેપાર કરવો નહી અથવા જે જીલ્લામાં તે કામે લાગેલો હોય તે જીલ્લામાંની જમીનના વેચાણમાં અથવા ખરીદમાં, અથવા વેપારના કાંઇ પણ કામમાં તેણે મુખ્ય તરીકે અથવા મુખત્યાર તરીકે કોઇ પણ રીતે સંબંધ રાખવો નહી.

( ૩ ) આશિસ્ટંટ સુપરિનટેનડેનટના દરજ્જાથી ઉતરતા દરજ્જાના કોઇ પણ પોલીસ અમલદારે, ઇનસપેકટર જનરલની લેખી પરવાનગી વગર, એવા પોલીસ અમલદાર તરીકે પોતાના હુદ્દા અથવા કામ શિવાય બીજો કાંઇ પણ હુદ્દો ધારણ કરવો નહી. અથવા કાંઇ પણ ધંધાનું અથવા નોકરીનું કામ ચલાવવું નહી.

( ૩ પેટા કલમ ( ૧ ) તથા ( ૨ ) માંના બાધક ઠરાવો પોલીસ અમલદાર કામ ઉપર હોય ત્યારે જેવી રીતે લાગુ પડે છે તેવીજ રીતે તે રજા ઉપર હોય અથવા સસ્પેંડ થયો હોય ત્યારે પણ લાગુ પડે છે એમ સમજવું.

૩૪. ( ૧ ) ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટની લેખી પરવાનગી શિવાય અથવા એવી પરવાનગી આપવાનો જે બીજા કોઈ પોલીસ અમલદારને ઇનસપેકટર જનરલે અધિકાર આપ્યો હોય તે અમલદારની

લેખી પરવાનગી શીવાય આસીસ્ટંટ સુપરિનટેનડેનટના કરતાં ઉતરતા દરજ્જાના કોઇ પણ પોલીસ અમલદારે પોતાના હુદાનું રાજીનામું આપવું હોય અથવા પોતાના હુદાનું કામ છોડવું હોય તો તેણે—

( અ ) તેમ કરવાના પોતાના ઇરાદા બાબતની લેખી નોટીસ ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટને આપ્યા પછી બે મહિનાની મુદત વીતે નહી ત્યાં સુધી.

( બ ) અને એવા પોલીસ અમલદાર તરીકે સરકારને અથવા કોઇ પણ પોલીસ ફંડ ખાતે જે દેવું હોય તે પુરેપુરૂં ફેડવામાં આવે નહી ત્યાં સુધી. તેમ કરવું નહી.

( ૨ ) પરતુ એવું ઠરાવ્યું છે કે એવો કોઇ પણ પોલીસ અમલદાર પોતે રોગને લીધે, માનસીક અથવા શારીરીક નાલાયકીને લીધે પોલીસમાં વધારે મુદત સુધી નોકરી કરવાને અયોગ્ય છે એ બદલ સીવીલ સરજનની સહીવાળો દાખલો રજુ કરશે તો ઉપર કહ્યા મુજબનું પોતાનું હરકોઇ જાતનું દેવું આપે એટલે અથવા તે આપવા માટે યોગ્ય તારણ આપે એટલે રાજીનામું આપવા માટે જોઇતી લેખી પરવાનગી તેને તાબડતોબ આપવામાં આવશે.

( ૩ ) એવો કોઇ પણ અમલદાર આ કલમના ઠરાવ વિરૂદ્ધ પોતાના હોદાનું રાજીનામું આપે અથવા પોતાના હુદાનું કામ છોડી જાય તો ડિસ્ટ્રીકટ સુપરિનટેનડેનટના હુકમથી, તે વખતે તેના પગારની ચઢેલી સઘળી બાકી સરકાર દાખલ થવાને પાત્ર થશે; પગારની બાકી સરકાર દાખલ થવા બદલની ઉપર કહેલી શિક્ષા આ આકટની ૩૬ મી કલમ મુજબ અથવા અમલમાં હોય એવા બીજા કોઇ કાયદા મુજબ જે શિક્ષાને તે પાત્ર થાય તે ઉપરાંત છે એમ સમજવું.

૩૫. ( ૧ ) કોઇ પણ કારણને લીધે પોલીસ અમલદારનાં કામ ઉપરથી દુર થયલા પ્રત્યેક માણસે પોતાની નિમણુકનો અથવા હુદાનો દાખલો તથા જે હથિયાર, શાજ સરંજામ, કપડાં તથા જરૂરની બીજી જણસો પોતાનું કામ બજાવવા સારૂ પોતાને મળી હોય તે લેવાને ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટે જે બીજા કોઇ અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારને તે તાબડતોબ સ્વાધીન કરવી જોઇએ.

( ૨ ) ઉપર પ્રમાણે સ્વાધીન નહિ કરેલા કોઇ પણ દાખલા, હથીઆર, સાજ સરંજામ, કપડાં અથવા જરૂરની બીજી જણસો બાબત તપાસ કરીને તે જ્યાં જ્યાં માલમ પડી આવે, ત્યાંથી પકડવાનું વારંટ કહાડવાનો અધિકાર કોઇ પણ માજીસ્ટ્રેટને તથા ખાસ કારણ સારૂ કોઇ પણ ડીસ્ટ્રીકટ સુપરિનટેનડેનટ અથવા આસીસ્ટંટ કે ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડેન્ટને છે; અને એવા ખાસ કારણો તેજ વખતે દફતરે નોધી રાખવા જોઇએ એવી રીતે કાઢેલું દરેક વારંટ સન ૧૮૯૮ ના ક્રિમીનલ પ્રોસીજર કોડના ઠરાવ મુજબ એકાદા પોલીસ અમલદારે અથવા, વારંટ કહાડનાર માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીકટ કે આસીસ્ટંટકે ડીપોટી સુપરિનટેનડેનટ એમ ફરમાવે તો, બીજા હરકોઇ માણસે બજાવવું જોઇએ

( ૩ ) કોઈ પણ માણસને આપવામાં આવેલી જે કોઇ પણ જણસ ઇનસપેકટર જનરલના હુકમ ઉપરથી તેની મીલકત થઇ હોય તે જણસને આ કલમમાંનો કોઇ પણ મજકુર લાગુ પડતો નથી એમ સમજવું.

૩૬. ( ૧ ) જે કોઇ પણ માણસ પોલીસ અમલદારની જગા મેળવવા સારૂ અથવા પોલીસ અમલદારના કામમાંથી પોતાનો છુટકો મેળવવા સારૂ ખોટી હકીકત કહેશે અગર ખોટા દસ્તાવેજનો ઉપયોગ કરશે અથવા.

( ૨ ) જે કોઇ પણ પોલીસ અમલદાર.

( અ ) ૩૩ મી કલમના હરકોઇ ઠરાવનું ઉલંઘન કરશે, અથવા.

( બ ) બિહીકણાપણું બતાવશે, અથવા.

( ક ) ૩૪ મી કલમ વિરૂદ્ધ પોતાના હુદ્દાનું રાજીનામું આપશે અથવા પોતાના હુદાનું કામ પોતાની મેળે છોડશે, અથવા.

( ડ ) એવા પોલીસ અમલદાર તરીકે પાળવાને અથવા માનવાને પોતાની ફરજ હોય તેવા કાયદાના કોઇ પણ ઠરાવનો અથવા તેવી કાનુનનો અથવા હુકમનો જાણી જોઇને ભંગ અથવા અ ાદર કરવા બદલ ગુન્હેગાર થશે; અથવા.

( છ ) હરકોઇ ફરજ તોડવાનો તકશીરવાર થશે અને એવી તકશીર બદલ અમલમાં હોય એવા બીજા કોઇ પણ કાયદામાં ખાસ શિક્ષા ઠરાવી ન હશે.

તેને ત્રણ મહિનાની મુદત સુધીની કેદની અથવા સો રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

( ૩ ) રજા ઉપરગેરહાજર હોય એવો પોલીસ અમલદાર પોતે સદરહુ રજા પુરી થયેથી નોકરી ઉપર હાજર થવાને પોતે તૈયાર છે એવો રીપોર્ટ કરવામાં વાસ્તવીક કારણ સીવાય ચુકશે તો તેણે રકમ ( ક ) નાં કારણ સારૂ ૩૪ મી કલમના અર્થ મુજબ પોતાના હુદ્દાનું કામ પોતાની મેળે છોડયું છે એમ સમજાશે.

૩૭. ૩૫ મી કલમની પેટા કલમ ૧ ના ઠરાવ મુજબ જે કોઇ પણ પોલીસ અમલદાર પોતાની નીમણુંક અથવા હુદ્દાનો દાખલો અથવા બીજી કોઇ પણ જણુસ સ્વાધીન કરવામાં જાણી બુજીને ગફલત કરશે અથવા તેમ કરવાને ના પાડશે તેને એક મહિના સુધીની કેદની અથવા બસે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા થશે.

૩૮, ક્રિમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૪૪ મુજબ એકાદા માજીસ્ટ્રેટે કરેલો જે કોઇ પણ હુકમનો અમલ સદરહુ કાયદા પ્રમાણે સરકાર જારી રાખી શકે છે તેવી મતલબવાળો કોઇ પણ હુકમ, જરૂર લાગે ત્યારે જાહેરનામું પ્રસિદ્ધ કરીને કરવાનો સરકારને અધિકાર છે.

---

## બાબ ૪.

## પોલીસ સંબંધી નિયમ.

૩૯. ( ૧ ) જીલ્લા માજીસ્ટ્રેટ, આ અરથે અખત્યાર મળેલા મ્યુનીસીપાલીટીના કોઇ અધિકારીએ અથવા બીજા કોઇ અધિકારીએ કર્યા હોય એવા હુકમને પાત્ર રહીને, પોતાને યોગ્ય લાગે એવા કોઇ પણ શહેરમાં અથવા બીજી કોઇ પણ જગોમાં હેઠળ લખેલી બાબતો સારૂ, વખતે વખતે કાનુનો અથવા હુકમો કરવાને મુખત્યાર છે.

( અ ) ભાંગી તુટેલી ઇમારતોથી અથવા બીજા કારણથી થતા ભયને પ્રસંગે, ચોક્કસ રસ્તા અથવા જગા, પોતાને યોગ્ય દેખાય એવી બાબતોનો અપવાદ રાખીને, થોડા વખત સુધી બંધ રાખવા બાબત.

( બ ) જે ઇમારતો પ્લેટફોર્મ તથા બીજુ બાંધકામ બાંધતાં, તેની મરામત કરતાં તથા પાડી નાંખતાં રસ્તે જનારા લોકોને, પાડોશીઓને અથવા લોકોને ભય ઉત્પન્ન થાય તે ઇમારતો, પ્લાટફોરમ તથા બીજુ કામ બાંધતી વખતે, તેની મરામત કરતી વખતે તથા પાડી નાંખતી વખતે લોકોના જાનમાલને નુકશાન ન થાય તે વિશે બંદોબસ્ત રાખવા બાબત.

( ક ) કોઇ પણ હાથીને અથવા કોઇ પણ જંગલી અથવા ભયંકર જનાવરને કોઇ પણ રસ્તામાંથી અથવા રસ્તામાં દોરી લઈ જવા બાબત, હાંકવા બાબત લેઇ જવા બાબત અથવા ( ગાડી વિગેરેમાં ઘાલીને ) લઇ જવા બાબત નિયમન કરવા વિશે.

( ડ ) રાહદારીને અથવા સારૂ અજવાળું તથા હવા મોકળેથી આવવા જવાને અડચણ પડે તેવી રીતે કોઇ પણ રસ્તામાં અથવા રસ્તાના ભાગમાં આડું કાંઇ પણ દોરડું અથવા કાઠી ટાંગવા અથવા મુકવાની, અથવા બહાર નીકળી આવે એવું કાંઇ કામ અથવા બીજુ કાંઇ બાંધકામ કરવાની મના કરવા બાબત.

( ઇ ) આ અરથે જે વાજબી નિયમ પોતાની તરફથી ઠરાવવામાં આવે તેને અનુસર્યા શીવાય મના કરેલી જગામાંથી ચોક્કસ રસ્તામાંના ઘરો અથવા ઇમારતોમાંથી બાહાર અથવા તે ઘરોમાં ઇમારતોમાં અથવા એવા રસ્તામાં થઇને નરક અથવા દુરગંધકારક વસ્તુ અથવા પદાર્થ કયારે લઇ જવા નહી; તથા સદરહુ રસ્તામાં થઇને અથવા કેટલાક મુકરર કરેલા રસ્તામાં થઇને ઢોર કયારે લઇ જવાં નહી તે ઠરાવવા બાબત.

( ફ ) આ અરથે જે વાજબી નિયમ પોતાની તરફથી ઠરાવવામાં આવે તેને અનુસર્યા શિવાય કોઇ રસ્તામાં અથવા ઇમારતમાં અથવા તેના ઉપર અથવા તેનાથી ૫૦ ફુટની અંદર, કંઇ પણ ઘાસ અથવા બીજી વસ્તુમાં દેવતા મુકવાની, અથવા જયસુચક અગ્નિ સળગાવવાની અથવા ગમ્મતથી અગ્નયસ્ત્ર મુકવાની, અથવા બંદુકના ખાલી બાર કરવાની અથવા આતશબાજી સળગાવીને નાંખવાની અથવા આતશબાજીનાં વિમાન સળગાવીને ઉરાડવાની, અથવા રોશની કરવા સારૂ ફાનસો અથવા બીજી કંઈ જુક્તિથી કરેલી થાંભલામાં અથવા બીજી ચીજમાં ઘાલીને તે થાંભલા અથવા ચીજ કોઇ રસ્તાની બાજુએ અથવા આડા દાટીને ઉભા કરવાની મના કરવા બાબત.

( ગ ) કોઇ પણ રસ્તામાં ખાડો ખોદવા બાબત, ઇમારતને લગતો સામાન અથવા બીજી ચીજો મુકવા બાબત, અથવા કોઇ પણ ઘોડો અથવા બીજું જનાવર બાંધવા અથવા રાખવા બાબત જીલ્લા માજીસ્ત્રેટે જે વાજબી નિયમ કર્યા હોય તેને અનુસરીને ચાલ્યા શિવાય તે કામ કરવાની મના કરવા બાબત.

(હ) કોઇ પણ રસ્તામાં ચેપી અથવા સંસર્ગીક રોગવાળા શખસોને અથવા જનાવરોને તથા મુવેલાં જનાવરોના મડદાને અથવા તેના કાંઇ ભાગને તથા મુવેલા શખસોના પરેતને ઉઘાડાં રહેવા દેવા બદલ અથવા તેમની હીલચાલ થવા બદલ સદરહુ પ્રકારના જે નિયમો કર્યા હોય તેને અનુસરીને ચાલ્યા શીવાય તેમ કરવાની મના કરવા બાબત.

(આઇ) જનાવર કાપવાની, જનાવરનાં મડદાં અથવા ચામડાં સાફ કરવાની, ઉપદ્રવકારક અથવા દુરગંધકારક વસ્તુ મુકવાની તથા ઝાડેઝપટે જવાની જગાઓ જુદી રાખવા બાબત.

(જે) લોકોમાં અથવા જનાવરોમાં ભારે રોગ અથવા સંસર્ગીક રોગ થયો છે અથવા થશે એમ લાગે તે પ્રસંગે, સદરહુ રોગ બંધ પાડવાના અથવા તેનો પ્રસાર થતો અટકાવવાના ઇરાદાથી સરકારે ફરમાવી હોય તે પ્રમાણે અથવા પસંદ કરી હોય તે પ્રમાણે, જગા વિગેરેનો ભોગવટો કરનારે અથવા રહેવાશીઓએ જગા વિગેરે સ્વચ્છ રાખવા બાબત તથા તેમાંથી રોગ બીજનો નાશ કરવા બાબત, અને એવા રોગવાળા અથવા એવો રોગ થયો છે એમ દેખાતું હોય એવા માણસોને અથવા જનાવરોને એકમેકથી છુટા રાખવા તથા તેમની વ્યવસ્થા કરવા બાબત.

(કે) પાણીના કોઇ પણ સ્થળ, સાધન કે જગા, સઘળાં અથવા ચોકસ કારણ સારૂ બંધ કરવાનું અથવા તેનો વાપર નહી કરવાનું અથવા ચોકસ કારણ સારૂજ તેનો વાપર કરવાનું ફરમાવવા બાબત, અને એવા સ્થળનો, સાધનનો, અથવા જગાનો, અથવા તેમાંના પાણીનો, બગાડ ન થાય તે સારૂ ઠરાવ કરવા બાબત.

(લ) પરેતની વ્યવસ્થા કરવાની કોઇ પણ જગ્યા, કોઇ પણ ધર્મશાળા, ગામના દરવાજા, અથવા લોકોને આવજાવ કરવાની બીજી જગ્યાનો ફાયદા ભરેલો તથા સગવડ ભરેલો ઉપયોગ સર્વને સરખી તથા યોગ્ય રીતે થાય તે માટે અને ત્યાં આવજાવ કરનાર લોકોમાં યોગ્ય બંદોબસ્ત રહે તે માટે તેનો ઉપયોગ કીયા વખતે અને કઇ રીતે કરવો તે વખતનું અને તે રીતનું નિયમન કરવા બાબત.

(મ) જે જગાએ તથા વખતે લોકોની સલામતી તથા સગવડ સારૂ ખાસ નિયમ કરવાની માજીસ્ટ્રેટને જરૂર દેખાય તે જગ્યાએ તથા વખતે લોકોએ, જનાવરોએ તથા વાહનોએ શી રીતે જવું આવવું તેનું નિયમન કરવા બાબત.

(૨) રકમ ૯ મુજબ કરવાની દરેક કાનુન અથવા પરેતની વ્યવસ્થા કરવાની કોઇ પણ જગાના વાપર સંબંધી (લ) રકમની રૂઇએ કરવાની દરેક કાનુન માસુલ તથા સ્થાપીત થયેલા રીવાજ તરફ અને કેટલીક બાબતમાં પરેતની વ્યવસ્થા જલદીથી કરવાની જરૂરીઆત તરફ નજર રાખીને કરવી જોઇએ, અને રકમ (ક,) (ઇ,) (ફ.) (ગ,) (હ ) અથવા (આઈ, મુજબ જીલ્લા માજીસ્ટ્રેટે કરેલી પ્રત્યેક કાનુનનો અથવા હુકમનો અમલ જે શહેરમાં અથવા જગ્યામાં ચાલવાનો હોય તે શેહેર અથવા જગ્યાના ચોરામાં અથવા બીજી કોઇ પણ સાર્વજનીક ઇમારતમાં તે જીલ્લાની ચાલતી ભાષામાં તેની નકલ ચોહોડીને સદરહુ કાનુન અથવા હુકમ પ્રસિદ્ધ કરવો જોઇએ, અને રકમ (અ' (બ) (જે) (કે) અથવા (લ) મુજબ કરેલી પ્રત્યેક કાનુનની અથવા હુકમની નકલ તે જીલ્લાની ચાલતી ભાષામાં એવી કાનુન અથવા

હુકમ વિશેષ કરીને જે ઇમારત, બાંધણી, બાંધકામ, અથવા જગા સબંધી ઇમારત હોય તે ઇમારત, બાંધણી, બાંધકામ અથવા જગ્યાની પાસેના પ્રસિદ્ધ સ્થળે ચોહોડેલી રાખવી જોઇએ.

(૩) આ કલમની રકમ ૧ ની આરટીકલ (જે) ઉપરથી મળેલા અધિકારની રૂઇએ પ્રસિદ્ધ કરેલી હરેક કાનુન વિશે કમીશનરને તાબડતોબ રીપોર્ટ કરવો અને તે પંદર દિવસ કરતાં વધારે મુદત સુધી અમલમાં રહેશે નહી પણ કમીશનર તે મુદત વધારશે તો તે પ્રસંગે સરકાર ફરમાવશે ત્યાં સુધી તે અમલમાં રહેશે.

(૪) ઉપર કહ્યા પ્રમાણે યોગ્ય રીતે કરેલો હરકોઇ હુકમ જ્યાં સુધી અમલમાં હોય ત્યાં સુધી તે પ્રમાણે ચાલવાને લાગતા વળગતા સરવે માણસોની ફરજ છે.

૩૯. અ—ગવર્નર ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઇને, જીલ્લાનો માજીસ્ટ્રેટ વખતો વખત નાટકશાળા, તથા બીજી લોકોની ગમ્મતની ખાનપાનની, તથા એકઠા થવાની જગાનું લાઇસન્સ આપવા માટે તથા તે ઉપર નિબંધ મૂકવા માટે [ આમાં તે જગાએ લોકોના આવવા જવાનો, તથા સભ્ય રીતે અને બંદોબસ્તથી કામ ચલાવવાનો સમાવેશ થાય છે. ] તથા લોકોની ગમ્મતની, ખાનપાનની તથા એકઠા થવાની જગાની પડોસમાં રહેનારાઓનો અથવા આવજા કરનારાઓને હરકત, અગવડ, ત્રાસ, ભય, જોખમ, અથવા નુકશાન થતું અટકાવવાને માટે તે જગાઓ રાખવાની મનાઇ કરવાની કાનુનો કરવાને મુખત્યાર છે.

૪૦. પોતાના જીલ્લામાં આવેલા કોઇ પણ શહેરમાંના અથવા ગામડામાંના કોઈ પણ રસ્તા પાસે ખડકો સુરંગ મુકી ઉરાડવા માટે અથવા ખાડા ખોદવા માટે વખતે વખતે કાનુન કરવાને, તથા તેવી કાનુનોમાં આવાં કામ સારૂ પરવાના આપવા માટે ઠરાવ કરવાને, દરેક જીલ્લા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૪૧. કોઇ પણ જીલ્લામાંના અથવા પેટા તુકડીમાંના જે શહેર અથવા ગામડાને સરકારે જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ કલમ લાગુ પાડી હોય તે શેહેરમાંના અથવા ગામડામાંના હરકોઇ ઘરની પાસે રહેતા આબરૂદાર લોકોને ઇજા થાય તેવી રીતે તે ઘર જારકર્મ કરવાના કારખાના તરીકે અથવા વેશ્યાને અથવા હરકોઇ જાતના લફંગા લોકોને રહેવાના ઘર તરીકે અથવા તેમને આવજાવ કરવાની જગા તરીકે વપરાય છે એવી તે જીલ્લાના માજીસ્ટ્રેટ અથવા તે પેટા ટુકડીના કોઇ માજીસ્ટ્રેટને ફરિઆદ થએથી સદરહુ માજીસ્ટ્રેટ તે ફરિયાદનો જવાબ દેવા સારૂ તે ઘરના માલિકને અથવા તેમાં રહેનારને સમન કરી બોલાવવાને મુખત્યાર છે અને સદરહુ ઘર ઉપર કહ્યા પ્રમાણે વપરાવાથી તેવી ઈજા થાય છે એવી પોતાની ખાત્રી થએથી વાસ્તવિક મુદતમાં તે ઘરનો તેવી રીતે ઉપયોગ કરતાં બંધ થવું એમ તેના માલિકને અથવા તેમાં રહેનારને હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે; અને આ મુદત સદરહુ હુકમમાં નિરદીસ્ટ કરવી જોઇએ.

૪૨. ( ૧ ) જીલ્લા માજીસ્ટ્રેટને, અથવા તેની ગેરહાજરીમાં અને તેના હુકમને પાત્ર રહીને કોઇ પણ શહેરમાં અથવા ગામડામાં હકુમત હોય તથા તે શહેરમાં અથવા ગામડામાં અથવા તેની પડોશમાં હાજર હોય એવા પહેલા વરગના માજીસ્ટ્રેટને જરૂર લાગે ત્યારે અને તેટલી મુદત સુધી, સાર્વજનીક રીતે અથવા અમુક શખસોના નામના કાઢેલા જાહેર નામાની મારફત, હેઠળ લખેલાં કૃત્ય કરવાની મના કરવાનો અખત્યાર છે. એટલે એવા શહેરમાં અથવા ગામડામાં અથવા તેની પડોશમાં શસ્ત્ર, સોટા, અથવા બીજી જાતના હથિઆર લઇ જવાથી, પથર અથવા બીજા શસ્ત્રો અથવા અસ્ત્રો ફેંકવા અથવા નાંખવા યંત્રો અથવા સાધન લઇ જવાથી, એકઠા કરવાથી તથા તઇઆર કરવાથી, માણસો, મડદાં અથવા તેમનાં પુતળાં દેખાડવાથી, લોકોએ બુમો પાડવાથી, ગીત ગાવાથી, વાજીંત્ર વગાડવાથી, અલંકારિક ભાષણ આપવાથી તથા ચાળા પાડવાથી અથવા નકલ કરવાથી તથા છબીઓ, નિશાનીઓ, તથા જાહેર ખબરો અથવા બીજો કોઇ પણ પદાર્થ અથવા વસ્તુ તઇઆર કરીને બતાવવાથી અથવા તેનો ફેલાવો કરવાથી નિતિ અથવા મરીયાદાનો ભંગ થાય એમ હોય અથવા જેથી, સદરહુ માજીસ્ટ્રેટના અભિપ્રાય પ્રમાણે, જુદી જુદી જાતના લોકો વચ્ચે ધરમ સંબંધી વેર ઉત્પન્ન થવાનો અથવા દુસ્મનાઇ થવાનો સંભવ હોય અથવા જેથી ગુન્હો થવાનો અથવા લોકોની સુલેહનો ભંગ થવાનો અથવા કાયદાના

ઠરાવના અમલમાં હરકત થવાનો અથવા તે ઠરાવનો અથવા કાયદેસર અધીકારીના હુકમનો તીરસ્કાર થવાનો સંભવ હોય તે પ્રસંગે તે તે કૃત્ય સદરહુ શહેરમાં અથવા ગામડામાં અથવા તેની પડોશમાં કરવાની મના કરવાને મુખત્યાર છે.

( ૨ ) પહેલા વરગના બે અથવા વધારે માજીસ્ત્રેટો કોઇ પણ શહેરમાં અથવા ગામડામાં અથવા તેની પડોશમાં હાજર હોય અને તેમની હકુમત તે ઠેકાણે ચાલતી હોય તો ઉપર કહ્યા મુજબ મનાઇનો હુકમ કરવાને તે પૈકી હરકોઇ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

( ૩ ) તાબાના માજીસ્ત્રેટે આ કલમ મુજબ જે કાંઇ હુકમ કર્યો હોય તેની ખબર જીલ્લા માજીસ્ત્રેટને તાબડતોબ આપવી જોઇએ, અને ત્યાર પછી સદરહુ જીલ્લા માજીસ્ત્રેટે યોગ્ય લાગે તે પ્રમાણે તે હુકમ મંજુર કરવો, રદ કરવો અથવા તેમાં ફેરફાર કરવો.

૪૩. જે હંગામો અથવા સુલેહનો ભારે ભંગ જલદીથી થવાનો હોય અથવા જેના વીશે ધાસ્તી હોય તે ન થવા દેવા માટે જીલ્લા માજીસ્ત્રેટ કોઇ પણ ઇમારત અથવા જગા થોડા વખત સુધી બંધ કરવાને અથવા તેનો કબજો લેવાને, અને ત્યાં સઘળા અથવા કોઇ પણ શખસોને ન આવવા દેવાને અથવા પોતાને યોગ્ય લાગે એવી સરતે તથા પોતાને યોગ્ય લાગે તેવા શખસોનેજ ત્યાં આવવા જવા દેવાને મુખત્યાર છે. આ કલમ ઉપરથી પોતાને મળેલી સત્તા ચલાવીને સદરહુ માજીટ્રેટ જેહુકમ કરીને પ્રસિદ્ધ કરે, તે હુકમ મુજબ ચાલવાને લાગતા વળગતા શખસો બંધાએલા છે એમ સમજવું.

૪૪. ( ૧ ) ધરમ સંબંધી અથવા સંસ્કાર સંબંધી અથવા સામાજીક ઉત્સવ, પ્રદરશન અથવા વ્યવસ્થિત મેળાવડા કોઇ પણ રસ્તામાં થતા હોય અથવા કરવાનો ઇરાદો હોય તે ઉત્સવ વીગેરેના સબંધમાં અથવા તે ચલાવવાના સંબંધમાં અથવા તે સામેલ થવાના સબંધમાં એવો વાદ અથવા તકરાર છે કે તેથી સુલેહનો ભારે ભંગ થવાનો સંભવ છે એમ જીલ્લા માજીટ્રેટને લાગે ત્યારે તેને. હીત સબંધવાળા પક્ષકારોના તથા શખસોના સ્પષ્ટ કાયદેસર હક તથા સ્થાપીત થએલા રીવાજ તરફ લક્ષ આપીને હીત સબંધવાળા શખસોએ અરસપરસ તથા બીજા લોકો તરફ કેવી રીતે વર્તવું તે બદલ તે પ્રસંગે જે હુકમ કરવાનું અવશ્ય તથા વાસ્તવીક દેખાય તે હુકમ કરવાનો અધિકાર છે, એવા પ્રત્યેક હુકમનો જે શહેરમાં અથવા જગામાં અમલ થવાનો હોય તે શહેરમાં અથવા જગામાં તે પ્રસિદ્ધ કરવો જોઇએ. અને તે હુકમ મુજબ ચાલવાને લાગતા વળગતા સઘળા સખસો બંધાએલા છે એમ સમજવું.

૨. ઉપરની છેલ્લી પેટા કલમની રૂઇએ કરેલો કોઇ પણ હુકમ હકુમતવાળી કોરટે કરેલા હુકમ નામાને તાકીદ હુકમને અથવા હુકમને અનુસરતો હોવો જોઇએ, અને જીલ્લા માજીટ્રેટને જયારે એમ દેખાડી આપવામાં આવે કે તે હુકમ જે લોકોને લાગુ હોય તેમના હક તથા કામના સંબંધમાં લાગતા વળગતા કોઇ પણ માણસની ફરીઆદ ઉપરથી દાવા ઉપરથી, અથવા અરજી ઉપરથી તેવી કોરટે કરેલા કોઇ ફેંસલા, હુકમનામા, તાકીદ હુકમ, અથવા હુકમને અનુસરતો નથી ત્યારે તે હુકમ રદ કરવો જોઇએ. અથવા તેમાં ફેરફાર કરવો જોઇએ.

૪૫. ( ૧ ) પોતાના જીલ્લામાંની કોઇ પણ જગાએ મેળા. જાતરા અથવા બીજા એવા કોઇ કારણને લીધે ઘણા લોકોનો જમાવ થયો હોય અથવા જમાવ થવાનો સંભવ હોય તે જગાએ ભારે રોગ થયો છે અથવા સો વસા થશે એમ જીલ્લા માજીસ્ત્રેટને લાગે ત્યારે સદરહુ રોગ ન થવા દેવા સારૂ અથવા તેનો ફેલાવ અટકાવવા સારૂ પોતાને જરૂરના જણાય તેવા વિશેશ ઉપાયો લેવાને તથા પોતાને જરૂર જણાય તેવા, સદરહુ જગાના રહેનાર લોકોએ તથા ત્યાં હાજર હોય તે લોકોએ અથવા ત્યાં આવનારા લોકોએ અથવા ત્યાંથી પાછા જનારા લોકોએ પાળવાના નીયમો જાહેરનામું પ્રસિદ્ધ કરી ઠરાવવાને તે મુખત્યાર છે.

( ૨ ) કમીશનરના હુકમને અનુસરીને જીલ્લા માજીસ્ત્રેટને, અથવા જીલ્લા માજીસ્ત્રેટના હુકમથી કલેકટરને જમાવની જગાએ, તથા તેની આસપાસ આરોગ્ય રક્ષણ બાબતની ગોઠવણ કરવાનો તથા

ત્યાં બંદોબસ્ત રાખવાને ખરચ અદા કરવા સારૂ બસ થાય એવી વ્યાજબી ફી પેટા કલમ ૧ ના ઠરાવોની અંદર આવનારા શખસોની ઉપર આકારીને વસુલ કરવાની છુટ છે.

( ૩ ) જમાવની જગા એકાદી મ્યુનીસીપાલીટીની હદમાં હોય ત્યારે, ઉપર કહેલા કારણ સારૂ જરૂર હોય તેટલી રકમ સદરહુ મ્યુનીસીપાલીટી પાસેથી વસુલ કરવાનો અધિકાર છે.

૪૬. કોઇ પણ જીલ્લા માજીસ્ટ્રેટને અથવા પેટા તુકડીના કોઇ પણ માજીસ્ટ્રેટને જ્યારે જ્યારે એમ દેખાય કે તે જીલ્લામાં કોઇ પણ જાતના લોકોની ટોળી અથવા મંડળીના આવજાવથી અથવા ત્યાં રહેવાથી ભય ઉત્પન્ન થયો છે. અથવા ઉત્પન્ન થવાનો સંભવ છે. અથવા સદરહુ ટોળીએ અથવા મંડળીએ અથવા તેના આશામીઓએ ગેરકાયદેસર બદઇરાદો કર્યો છે, એવી ધાસ્તી, અથવા વાસ્તવીક શક ઉત્પન્ન થયો છે અથવા ઉત્પન્ન થવાનો સંભવ છે, ત્યારે સદરહુ ટોળીના અથવા મંડળીના આશામીઓને દગો તથા ભય ઉત્પન્ન ન થવા દેવા માટે જેમ ચાલવાની જરૂર હોય તેમ ચાલવા બદલ, અથવા તે ટોળી અથવા મંડળી વીખરાઇ જઇને તેમાંના દરેકે એવો માજીસ્ટ્રેટ ઠરાવે તે રસ્તે થઇને તે ઠરાવે તે જગાએ જવા બદલ સદરહુ ટોળીના અથવા મંડળીના આગેવાન અથવા મુખ્ય માણસો દેખાતા હોય તેમના નામનું જાહેરનામું ઢોલ વગાડીને અથવા પોતાને યોગ્ય લાગે તેમ બીજી રીતે પ્રસિદ્ધ કરીને હુકમ કરવાનો તે માજીસ્ટ્રેટને અખત્યાર છે.

૪૭. ( ૧ ) ગમ્મત કરવાની જે કોઇ પણ સારવજનીક જગામાં અથવા જે કોઇ સભામાં અથવા મંડળીમાં લોકોને તેડયા હોય અથવા જેમાં લોકોને આવવાની છુટ હોય તે જગામાં, સભામાં અથવા મંડળીમાં ભારે ગેર બંદોબસ્ત અથવા કાયદાનું ઉલંઘન થતુ અટકાવવા સારૂ અથવા એકઠા થયેલા લોકો ઉપર સ્પષ્ટ અને થોડી વારમાં આવી પડશે એવું ભય અટકાવવા સારૂ સદરહુ ગમ્મત કરવાની જગાએ અથવા સદરહુ સભા અથવા મંડળીમાં કોન્સ્ટેબલના કરતાં ચઢતો સઉથી ઉંચા દરજાનો જે વડો પોલીસ અમલદાર હાજર હોય તે પોલીસ અમલદાર.કાયદેસર રીતે કરેલી કાનુનો તથા હુકમોને અનુસરીને, સદરહુ ગમ્મત કરવાની જગામાં, અથવા સદરહુ સભામાં અથવા મંડળીમાં લોકોએ શી રીતે દાખલ થવું તે બાબત તથા ત્યાં ચાલવાનું કામ સલાહસંપથી તથા કાયદેસર રીતે ચાલે તથા લોકોની સહી સલામતી જળવાય તે બાબત પોતાને જરૂરના લાગે તેવા વાસ્તવીક હુકમ કરવાને મુખત્યાર છે; અને આવા પ્રત્યેક વાસ્તવીક હુકમ મુજબ ચાલવાને સઘળા માણસો બંધાયેલા છે એમ સમજવું.

( ૨ ) પેટા કલમ ૧ ના ઠરાવ તથા તે મુજબ કરેલા કોઇ પણ હુકમ અમલમાં લાવા સારૂ આવી દરેક ગમ્મત કરવાની જગામાં, સભામાં અથવા મંડળીમાં જવા આવવાને પોલીસને છુટ છે.

૪૮. ( ૧ ) કોઇ પણ માજીસ્ટ્રેટે અથવા આ અર્થે અખતીયાર મળેલા કોઇ પણ અધિકારીએ જે કોઇ પણ કાનુન અથવા હુકમ કાયદેસર રીતે કોઇ પણ વખતે કર્યો હોય તે કાનુન અથવા હુકમને અનુસરીને ડીસ્ટ્રીક્ટ સુપરિનટેનડેનટ કે આસિસ્ટંટ સુપરિન્ટેન્ડેન્ટ હેઠળ લખ્યા પ્રમાણે કરવાને મુખત્યાર છે. એટલે:—

અ રસ્તા ઉપર અથવા રસ્તામાં મંડળીએ, સરઘસે, તથા એકઠા થઇને જનારા લોકોએ અથવા સમુદાએ શી રીતે વર્તવું તે બાબત કાનુનો કરીને હુકમ કરવાને તથા સરઘસની બાબતમાં, તેણે કયે રસ્તે તથા કીયા ક્રમ પ્રમાણે તથા કયે વખતે જવું તે ઠરાવવાને; (બ) રસ્તામાં અથવા રસ્તાની પાસે વાદ્ય, ઢોલ, નગારાં અથવા બીજાં વાજીંત્ર વગાડવા બાબત તથા રણ શીંગડાં અથવા કાન ફોડે એવાં વાજીંત્ર ફુંકવા અથવા વગાડવા બાબત પરવાના આપીને અથવા બીજી રીતે નિયમન કરી નિરબંધ રાખવાને

(ક) આ આકટની ૩૯ થી ૪૬ કલમો સુધીની કોઇપણ કલમ ઉપરથી કોઇ માજીસ્ટ્રેટે જે કોઇ પણ હુકમ કર્યો હોય તેના પેટા હુકમ તરીકે તથા તે હુકમનો હેતુ પાર પાડનાર હુકમ તરીકે વાજબી હુકમ કરવાને.

(૨) આ કલમની રૂઇએ કરેલી દરેક કાનુન તથા હુકમ, જે જગાએ અમલમાં આવવાના હોય તે જગાએ અથવા જગા નજીક પ્રસિદ્ધ કરવા જોઇએ અગર તેમાં હિત સંબંધવાળા શખસને તેની ખબર

આપવી જોઇએ. અને લાગતા વળગતા સઘળા શખસો તે મુજબ ચાલવાને બંધાયલા છે એમ સમજવું.

૪૯. (૧) જીલ્લાનો માજીસ્ટ્રેટ લોકોને જાહેરખબર આપીને એવો હુકમ કરવાને મુખત્યાર છે કે કોઇ પણ માણસના હવાલામાં ન હોય એવું કોઇ પણ કુતરૂં રસ્તામાં રખડતું હોય ત્યારે તેનું મો તે કુતરૂ બીન હરકતે શ્વાસોશ્વાસ લઇ શકે તથા પાણી પી શકે પણ કરડી શકે નહી એવી રીતે જાળીથી બંધ કરવું; અને તે જાહેર ખબર તેમાં નિરદિષ્ટ કરેલી જીલ્લામાંની જગા અથવા જગાઓને લાગુ પડે છે. અને આવો હુકમ અમલમાં હોય તે દરમીઆન, પેટા કલમ ૨ માં હવે પછી ઠરાવ્યું હોય તે સિવાયને પ્રસંગે, પોલીસને કોઇપણ કુતરૂ તેના ધણીની જગાની બહાર રખડતું માલુમ પડે તેનો નાશ કરવાનો, અથવા તેવું કોઇ પણ કુતરૂ કબજામાં લઇને તેનો ધણી દાવો કરે ત્યાં સુધી, યોગ્ય જાળી કરીને ઘાલે ત્યાં સુધી તથા તેને પકડી રાખવાથી જે સઘળો ખરચ થયો હોય તે આપે ત્યાં સુધી અટકાવી રાખવાનો અધિકાર છે.

(૨) પોલીસને જાણીતા ધણીના નામવાળો પટો ગળામાં હોય એવું કોઇપણ કુતરૂ હડકાયલું હોય તે સિવાયને પ્રસંગે, તેના ધણી તરફથી તે ઉપર દાવો થઇને તેને રાખવા બદલ થયેલો સરવ ખરચ અપાયા વગર તે કુતરૂં ચોખા ત્રણ દિવસ લગણ પોલીસના કબજામાં રહે, ત્યાં સુધી પોલીસે તેનો નાશ કરવો નહી. પણ જે કોઇ પણ કુતરૂં સદરહુ મુદત સુધી પોલીસના કબજામાં રહે અને તે દરમીયાન તેનો ધણી તેના ઉપર દાવો કરીને સદરહુ ખરચ આપે નહી તો તે કુતરાને વેચવાને અથવા તેનો નાશ કરવાને પોલીસ મુખત્યાર છે.

(૩) ઉપરની પેટા કલમો મુજબ થયેલા ખરચ માટે, કુતરાનો ધણી જમીન મહેસુલની ચડેલી બાકી પ્રમાણે જવાબદાર છે એમ સમજવું.

(૪) પોલીસે કબજામાં લીધેલા કોઇ પણ કુતરાને ગળે કોઇપણ માણસના ખરા દેખાતા નામ ઠામવાળો પટો હોય ત્યારે એવા પ્રકારનું કુતરૂં કબજામાં લીધાની હકીકત લખીને એક પત્ર ઉપર કરેલા શીરનામે ટપાલની મારફતે તાબડતોબ મોકલવો.

૫૦. આ બાબ મુજબ જે કોઇપણ અધિકાર ડીસ્ટ્રીક્ટ સુપરિન્ટેડેન્ટને અથવા તેના તાબાના અમલદારને આપવામાં આવ્યા હોય તે તેણે જીલ્લા માજીસ્ટ્રેટના હુકમને પાત્ર રહીને ચલાવવા અને આ બાબ મુજબ જીલ્લા માજીસ્ટ્રેટે કરવાની સઘળી કાનુનો, નિયમો તથા હુકમો કલમ ૧૩ (૨)ના ઠરાવોને પાત્ર રહેશે.

---

## બાબ ૫.

## પોલીસની અમલ કરવાની સત્તા તથા તેમની ફરજો.

૫૧. (૧) દરેક પોલીસ અમલદારે હેઠળ લખ્યા પ્રમાણે કરવું એટલે—

અ, યોગ્ય અધિકારીએ જે દરેક વારંટ અથવા બીજો હુકમ કાયદેસર રીતે પોતાને કર્યો હોય તે તેણે તાબડતોબ માનીને અમલમાં લાવવો, અને પોતાના ઉપરી અમલદારના હુકમ અમલમાં લાવવા સારૂ સરવ પ્રકારના કાયદેસર ઉપાય લેવા જોઇએ.

બ, પોતે બનતો પ્રયત્ન કરીને, કોગ્નિઝેબલ ગુન્હા થયા વિશે અથવા તે ગુન્હા કરવાની ધારણા વિશે બાતમી મેળવવી, તથા ગુન્હેગારોને સાસન કરાવવા માટે અથવા ગુન્હા થતા અટકાવવા માટે ઉત્તમ દેખાય એવી તથા કાયદાને અને પોતાના ઉપરી અમલદારોએ કરેલા હુકમને અનુસરતી હોય એવી ખબર કરવી તથા બીજા ઉપાય લેવા.

ક, પોતે બનતો પ્રયત્ન કરીને લોકાપકારક કૃત્ય થતાં અટકાવવાં;

ડ, જે માણસોને પકડવાનો પોતાને કાયદાની રૂયે અધિકાર હોય અને જે માણસોને પકડવાનું પુરતું કારણ હોય તે સર્વને પકડવા.

ઇ, બીજો કોઇ પોલીસ અમલદાર તેનું કામ કરતી વખતે પોતાને બોલાવે ત્યારે અથવા તેવી વખતે તેને મદદની જરૂર પડે ત્યારે, તે મદદ કરેલા અમલદારની બાબતમાં કાયદેસર અને વ્યાજબી હોય એવી રીતે મદદ કરવી.

ફ, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા મહેસુલ સંબંધીના કોઇપણ કાયદાની રૂયે અથવા બીજી કોઇ પણ રૂયે પોતાને જે કામ કરવાનાં હોય તે કામ બજાવવાં.

(૨) સરકારે અથવા કાયદેસર રીતે અખત્યાર મળેલા શખસે કરેલી કાનુનો તથા હુકમોને અનુસરીને, પ્રત્યેક પોલીસ અમલદારને ઉપર કહેલા કારણો પૈકી હરકોઇ કારણ સારૂ, લોકોને આવવા જવાની હરકોઇ જગ્યામાં તથા જે કોઇ પણ જગા પીઠા તરીકે અથવા કેફી વસાણા વેચવાની દુકાન તરીકે અથવા હલકાં તથા બેઢંગા માણસોને આવવા જવાની જગ્યા તરીકે વપરાય છે એમ માનવાનું પોતાને કારણ હોય તે જગામાં વારંટ વગર પેશીને ચોકશી કરવાનો અધિકાર છે.

(૩) એકાદા રસ્તામાં અથવા લોકોને આવવા જવાની જગામાં કોઇ શખસના કબજામાં કાંઇ વસ્તુ હોય અથવા છે એમ દેખાય અને તે ચોરેલી મિલકત છે એવો કોઇ પોલીસ અમલદારને શુદ્ધ બુદ્ધિથી વહેમ આવે ત્યારે, એવા પોલીસ અમલદારને એવી વસ્તુ સારૂ ઝાડો લેવાનો અને તે તપાસવાનો તથા તે ક્યાંથી આવી તે બદલ જવાબ આપવાનો હુકમ કરવાનો, અને જેના કબજામાં તે હોય તે સખસે આપેલો જવાબ ખુલી રીતે ખોટો અથવા વહેમ ભરેલો હોય તો એવી વસ્તુ અટકાવી રાખીને એકાદા માજીસ્ટ્રેટને સદરહુ બિનાનો રીપોર્ટ કરવાનો અધિકાર છે. અને તે ઉપરથી તે માજીસ્ટ્રેટે ક્રિમિનલ પ્રોસીજર કોડની ૫૨૩ મી અને ૫૨૫ મી કલમો પ્રમાણે અથવા અમલમાં હોય એવા બીજા કોઇ કાયદા પ્રમાણે કામ ચલાવવું જોઇએ.

**૫૨.** નિચે લખેલાં કામ કરવાની પ્રત્યેક પોલીસ અમલદારની ફરજ છે એમ સમજવું એટલે—

अ, રસ્તામાંના અશક્ત અથવા નિરાધાર માણસોને પોતાથી બને તેટલી દરેક જાતની મદદ આપવી, તથા કેફ ચઢેલા જે શખસો તથા ગાંડા માણસો અહિં તહિં રખડતા હોઈને ભયકારક અથવા પોતાની સંભાળ લેવા અશક્ત દેખાતા હોય તેમને પોતાના તાબામાં લેવા.

ब, પકડેલો અથવા પહેરામાં રાખેલો જે કોઇ પણ માણસ જખમી અથવા આજારી હોય તેને માટે જરૂરી મદદ મેળવવા સારૂ તાબડતોબ ઉપાય લેવા. તથા એવા કોઇ પણ માણસ ઉપર ચોકી રાખતી વખતે અથવા તેને લઇ જતી વખતે તેની સ્થીતિ તરફ યોગ્ય નજર રાખવી.

क, પકડેલા અથવા પહેરામાં રાખેલા પ્રત્યેક માણસને જોઇએ એટલો ખોરાક તથા આશ્રય આપવાનો બંદોબસ્ત કરવો.

ड, ઝડો લેતી વખતે નિરર્થક બેઅદબી કરવી નહીં અથવા બીન જરૂરી દુઃખ દેવું નહીં.

इ, સ્ત્રી તથા છોકરાંઓની સાથે કામ લેતી વખતે મરીયાદાથી તથા વાસ્તવીક સભ્યતાથી ચાલવું.

फ આગથી કાંઇ પણ નુકશાન અથવા તોટો ન થવા દેવા માટે પોતાથી બનતા ઉપાય લેવા.

ग, કાંઇ પણ સાર્વજનીક: અકસ્માત અથવા જોખમ દુર કરવા સારૂ પોતાથી બનતા ઉપાય લેવા.

**૫૩.** (૧) હેઠળ લખ્યા પ્રમાણે કામ કરવાની પોલીસ અમલદારની ફરજ છે એમ સમજવું એટલે:—

अ, રસ્તામાં રાહદારીનું નિયમન કરી તે ઉપર નિર્બંધ રાખવો. રસ્તાની અંદર કાંઇ પણ અડચણ થવા ન દેવી તથા પોતાથી બને તેટલો પ્રયત્ન કરીને, રસ્તામાં અથવા તેની નજીક લોકોને પાળવા સારૂ આ આકટ મુજબ અથવા અમલમાં હોય એવા બીજા કોઇ પણ કાયદા મુજબ જે કાંઇ પણ કાનુન અથવા હુકમ કરવામાં આવ્યો હોય તેનું ઉલ્લંઘન થવા ન દેવું.

ब રસ્તામાં તથા નાહાવાની, ધોવાની તથા ઉતરવાની સાર્વજનીક જગા, મેળા, દેવમંદીર, તથા લોકોને આવવા જવાની બીજી સઘળી જગા, એ ઠેકાણે તથા તેની અંદર તથા લોકો ભક્તિ કરતા હોય ત્યારે ભક્તિ કરવાની જગાની આસપાસ બંદોબસ્ત રાખવો.

क નાહાવાની, ધોવાની તથા ઉતરવાની સારવજનીક જગાએ લોકોને જવા આવવાનું નિયમન કરવું. સદરહુ જગામાં તથા સારવજનીક ભૂમાં ઘણી ભીડ થવા ન દેવી, તથા, પોતાની બને તેટલો પ્રયત્ન કરીને આવી કોઇ પણ જગાએ અથવા આવી કોઇ પણ તર ઉપર લોકોને મળવા સારૂ કાયદેસર રીતે કરેલા કોઇ પણ કાનુન અથવા હુકમનું ઉલ્લંઘન થવા ન દેવું.

(૨) સદરહુ ફરજો કોઇ પણ ફરજ અદા કરતી વખતે પોલીસ અમલદારે કરેલા વાસ્તવીક હુકમ મુજબ ચાલવાને સઘળા માણુસો બંધાએલા છે એમ સમજવું.

(૩) કોઇ પણ પોલીસ અમલદાર ઉપર કહ્યા પ્રકારના કોઇ પણ હુકમની વિરૂદ્ધ થનારા અથવા તે મુજબ ચાલવાને ના પાડનાર અથવા ચુકનાર કોઇ પણ માણુસને તેમ કરતાં અટકાવવાને અથવા ખસેડી મુકવાને તથા એવા કોઈ પણ માણુસને એકાદા માજીસ્ટ્રેટ આગળ લેઇ જવાને અથવા નજીવી બાબતમાં અવસર વિતે છોડી મુકવાને મુખત્યાર છે

૫૪. ૪૨ મી કલમ પ્રમાણે કોઇ જાહેરનામું યોગ્ય રીતે પ્રસિદ્ધ કર્યા પછી અથવા કલમ ૪૩, અગર ૪૪ પ્રમાણે કોઇ હુકમ કર્યા પછી, જો કોઇપણ માણુસ એવા જાહેરનામાં અથવા હુકમ વિરૂદ્ધ ચાલતો હોય અથવા ચાલવાનો હોય તે માણુસને તે પ્રમાણે ચાલતાં બંધ પડવાનું અથવા નહિ ચાલવાનું ફરમાવવાને, તથા ( તેમ કરવાને ) ના પાડે અથવા આજ્ઞા ભંગ કરે તે પ્રસંગે, તકશીરવાન માણુસને પકડવાને હર કોઇ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર મુખતીઆર છે. વળી એવા જાહેરનામા અગર હુકમ વિરૂદ્ધ જે કાંઇપણુ પદાર્થ અથવા વસ્તુ વાપરી હોય અથવા વાપરવાની હોય તે પકડવાનો અધિકાર સદરહુ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદારને છે, અને તે પકડેલી વસ્તુનો સદરહુ જમામાં હકુમત વાળા હરકોઇ માજીસ્ટ્રેટના હુકમ મુજબ નિકાલ કરવામાં આવશે.

૫૫. જીલ્લા માજીસ્ટ્રેટે ૪૫ મી કલમ મુજબ અથવા જીલ્લા માજીસ્ટ્રેટે અથવા પેટા તુકડીના માજીસ્ટ્રેટે ૪૬ મી કલમ મુજબ કરેલા પ્રત્યેક હુકમ તથા કાઢેલા પ્રત્યેક જાહેરનામાં યથાવિધિ પળાય તેવી તજવીજ કરવી, તથા જે માણુસો અજ્ઞાનતાથી એવા નિયમ તથા જાહેરનામાં પાળવાને ચુકતા હોય તેમને ચેતવવા, તથા જે માણુસો તે જાણી બુઝીને પાળતા ન હોય તેમને પકડવા એ પોલીસની ફરજ છે.

૫૬. ઢોરોના અતિક્રમણુ બાબતના આકટના ઠરાવો લાગુ પડતા હોય એવું જે કોઇપણુ જનાવર કોઇ રસ્તામાં રખડતું માલમ પડે તેને પોતાના તાબામાં લેઇને છેક નજીકના ડબામાં લેઈ જવાનો અથવા મોકલવાનો પોલીસ અમલદારને અધિકાર છે, અને પછી તે જનાવરના ધણીને તથા હિત સંબંધવાળા બીજા માણુસોને સદરહુ આકટના ઠરાવો લાગુ પડશે.

૫૭. પોતાને જડી આવેલી અથવા પોતાને સ્વાધીન કરવામાં આવેલી સઘળી દાવો ન કરેલી મિલકત પોલીસે પોતાના તાબામાં થોડા વખત સુધી લેવી; અને તે મીલકત જે શહેરમાંથી અથવા ગામડામાંથી જડી આવી હોય તે શહેરમાં અથવા ગામડામાં જો કોઇ પોલીસ પટેલ હોય તો તેને તે સઘળી મિલકત આપી તે બદલ તેની પહોંચ લેવી, અને તે પોલીસ પટેલે જે માજીસ્ટ્રેટના તાબાનો પોતે નોકર હોય તે માજીસ્ટ્રેટ તરફ રીપોર્ટ કરવો ને તે ફરમાવેથી તે મોકલવી. આવા કોઇપણુ પ્રસંગે એવા શહેરમાં અથવા ગામડામાં પોલીસ પટેલ ન હોય તો આ અર્થે તે જીલ્લાનો માજીસ્ટ્રેટ વખતે વખતે જે માજીસ્ટ્રેટની નીમણુક કરે તે માજીસ્ટ્રેટ તરફ સદરહુ પોલીસે તાબડતોબ રિપોર્ટ કરવો અને ત્યાર પછી તે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે તેણે ચલવું.

૫૮. ( ૧ ) ઉપરની છેલી કલમ મુજબ અથવા સને ૧૮૬૭ ના મુંબાઇના ગામની પોલીસ બાબતના આકટની ૧૯ મી કલમ મુજબ જે કોઇપણુ મિલકત મૃત્યુપત્રક કર્યા સિવાય મરી ગયેલા અથવા જાણીતા વારસો મુકી ગયા સિવાય મરી ગયેલા માણુસની છે. એમ, અને તે જાહેર લીલામથી વેચવામાં આવે તો તેનો નક્કી દસ રૂપીઆ કરતાં વધારે કીંમત ઉપજશે, એમ સદરહુ માજીસ્ટ્રેટને લાગે તો, તેની સન ૧૮૨૭ના ૮ મા કાયદાની ( વારસ અથવા મામુલ ચાલ પ્રમાણે વારસાનો વહીવટ કરનાર અથવા મૃત્યુપત્ર ચલાવનાર મંજુર થવા સારૂ ઠરાવ કરવા બાબત કાયદાની ) ૧૦ મી કલમના અથવા અમલમાં હોય એવા બીજા કોઇ કાયદાના ઠરાવ મુજબ વ્યવસ્થા કરવા સારૂ તેણે જીલ્લા જડજને લખવું જોઇએ.

(૨) બીજે કોઇ પણુ પ્રસંગે, તે માજીસ્ટ્રેટે એક જાહેરનામું કાહાડીને તે મિલકતમાં જે ચીજો હોય તે વિશેષ કરીને જણુાવવી અને એવા જાહેરનામાથી તેને એમ ફરમાવવું કે જે શખસને. એ મિલકત ઉપર દાવો હોય તે શખસે આ જાહેરનામાની તારીખથી ૭ મહિનામાં પોતાની રૂબરૂ અથવા આ અર્થે પોતે જે બીજા કોઈ અમલદારને નીમે તેની રૂબરૂ હાજર થઇને પોતાનો દાવો સાબીત કરવો. સદરહુ

મુદતની અંદર કોઇ શખસ સદરહુ મિલકત ઉપર પોતાનો દાવો સાબિત ન કરે તો, તે મિલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે અને સદરહુ માજીસ્ટ્રેટના હુકમથી તે મિલકત જાહેર લીલામથી વેચી શકાશે.

(૩) મૃત્યુપત્ર કર્યા સિવાય મરી ગયેલા માણુસની જે મીલકતની વ્યવસ્થા પેટા કલમ (૨) મુજબ કોઈ માજીસ્ટ્રેટે કરી હોય તે મીલકતને ઉપર કહેલા સન ૧૮૨૭ ના કાયદાની ૧૦ મી કલમના ઠરાવો લાગુ પડતા નથી એમ સમજવું.

૫૯. ઉપર કહ્યા પ્રમાણે જે મીલકત વિષે રીપોર્ટ કરવામાં આવ્યો હોય તે મીલકત એની મેળે વહેલી બગડી જાય એવી હોય અથવા ઢોરઢાંકણુ હોય અથવા પાંચ રૂપીઆ કરતાં ઓછી કીંમતની દેખાતી હોય તો તે જાહેર લીલામથી વેચવાનું તાબડતોબ ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે, અને સદરહુ વેચાણુના નક્કી ઉત્પનને આ આકટની ૫૮ મી કલમના ઠરાવો, બની શકે તેટલે સુધી લાગુ પડશે.

૬૦. કોન્સ્ટેબલના દરજ્જાથી ચઢતા દરજ્જાનો કોઈ પોલીસ અમલદાર પોતાના હાથ હેઠળના કોઇ પણુ અમલદારને કાયદાથી અથવા કાયદેસર હુકમથી સોંપેલી કોઇ પણુ ફરજ પોતે જાતે બજાવવાને મુખત્યાર છે, અને એવા હાથ હેઠળના અમલદાર ઉપર કાંઇ ફરજ નાખી હોય તે પ્રસંગે, કાયદાનો, વધારે પુરણુ રીતે અથવા વધારે સોઇથી અમલ ચાલે અથવા કાયદાનો ભંગ ન થાય તે માટે, તે હાથ હેઠળના અમલદારના કામમાં મદદ કરવાને, જરૂરતી તજવીજ કરવાને, તે રદ કરવાને અથવા અટકાવવાને જરૂર અથવા યોગ્ય દેખાય ત્યારે કોઇ ઉપરી અમલદાર, પોતાની જાતે અથવા પોતાના હુકમ અથવા અધીકારની રૂએ કાયદેસર રીતે કામ કરનારા કોઇપણુ સખસની મારફત તેમ કરવાને મુખત્યાર છે.

---

## બાબ ૬

## ગુન્હા તથા શિક્ષા.

૬૧. કમિશનર જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે કોઇ પણુ સ્થાનિક ક્ષેત્રમાં આ કલમ અથવા તેમાંનો કોઇપણુ ભાગ લાગુ કરે તે ક્ષેત્રમાં કોઇપણુ માણુસ તે કલમ વિરૂદ્ધ અથવા તેના તે ભાગ વિરૂદ્ધ.

(અ) ચંદ્રની ખીલવાથી બરોબર અજવાળુ પડતું હોય અને તેથી દીવાની જરૂર ન હોય તે સિવાયને પ્રસંગે એક અથવા વધારે પુરતા દીવા વગર સુર્યાસ્ત થયા પછી પોણુા કલાક તથા સુર્યોદય થયા પહેલાં એક કલાકની દરમિયાન કોઇ પણુ વખતે હરકોઇ પ્રકારનું વાહન કોઈપણુ રસ્તામાં કાયદેસર સબબ સિવાય હાંકશે અથવા તેમાં ઉભુ રાખશે.

(બ) કોઇ રસ્તામાં થઇને હરકોઇ પ્રકારનું વાહન હાંકી જતી વખતે ( હેઠળ લખ્યા પ્રમાણે ચાલવાને ખરેખર જરૂરનું અથવા કાંઇ વાજબી કારણુ હોય તે શિવાયને પ્રસંગે ) સદરહુ રસ્તાની ડાબી બાજુએ જશે નહી અને એકજ દીશામાં જતા બીજા કોઇ પણુ વાહનની આગળથી પસાર થતી વખતે આ વાહનની જમણી બાજુએ જશે નહી.

(ક) કોઇ પણુ જનાવર અથવા વાહનને સંભાળવાનો અથવા તેની રાખણુ કરવાનો પુરો બંદોબસ્ત કર્યા વગર તે કોઇ પણુ રસ્તામાં મુકી જશે.

(ડ) કોઇ પણુ જનાવર અથવા વાહનને હાંકતી વખતે, તેની દેખરેખ અથવા સંભાળ રાખતી વખતે કંઇ પણુ ગેરવર્તણુંક ચલાવીને, બેદરકરાઇ રાખીને, અથવા નિર્દયપણું વાપરીને અથવા સુતાર કામમાં લાકડાં, કાઠીયો. અગર મુશ્કેલાઇથી ખસેડાઇ શકાય એવી બીજી કાંઇ વસ્તુ લાધેલું કોઇ પણુ વાહન અથવા જનાવર કોઇ પણુ રસ્તામાં હાંકવા બાબત, જે કોઇ પણુ નિયમ ઘડવામાં આવ્યો હોય અને જે જીલ્લા માજીસ્ટ્રેટે પ્રસિદ્ધ કર્યો હોય તે નિયમ વિરૂદ્ધ તેવું વાહન અથવા જનાવર હાંકીને કોઇપણુ રસ્તામાં અડચણુ, ઇજા, ભય, અથવા ધાસ્તી ઉત્પન કરશે, અથવા નુકશાન કરશે.

(ઇ) જેથી રાહદારીને મોડી અડચણુ થાય અથવા રહેવાશીઓને અથવા લોકોને ત્રાસ થાય એવી રીતે કોઇ પણુ રસ્તામાં કોઇપણુ જનાવર અથવા વાહન ભાડે આપવા માટે અથવા વેચવા માટે મુકશે

કાંઇપણ સર સામાન અથવા વાહન સાફ કરશે અથવા કોઈપણ ઘોડો અથવા બીજું જનાવર સાફ કરશે. તેની ચાકરી કરશે, તેને શીખવશે અથવા તેને પલોટશે, અથવા કોઈ પણ વાહન અથવા તેનો કાંઇ પણ ભાગ ( અકસ્માતને લીધે તેજ જગા ઉપર મરામત કરવાની જરૂર હોય તે સીવાયને પ્રસંગે ) તઇયાર કરશે અથવા તેની મરામત કરશે. અથવા કાંઇપણ કારખાનાનું કામ અથવા બીજુ કૃત્ય કરશે.

(ફ) જે કોઇ પણ જનાવર ઉપર અથવા વાહનમાં માલ ભરવાનો હોય અથવા જે ઉપરથી અથવા જેમાંથી માલ ખાલી કરવાનો હોય અથવા જે ઉપર ઉતારૂ લેવાના હોય અથવા જે ઉપરના ઉતારૂ ઉતારવાના હોય તે જનાવર અથવા વાહન, સદરહુ કારણ સારૂ જરૂર હોય તેના કરતાં વધારે વખત સુધી કોઇપણ રસ્તામાં રહેવા દઇને અથવા ઉભુ રાખીને અથવા કોઇપણ રસ્તામાં કોઇપણ વાહન ઉભુ રહેવા દઇને, અથવા કોઇપણ જનાવર બાંધીને અથવા વાહનને અથવા ઢોરને ઉભાં રહેવાની જગા તરીકે કોઇ રસ્તાનો કોઇપણ ભાગ વાપરીને અથવા કોઈ રસ્તામાં અથવા કોઇ રસ્તા ઉપર કાંઇપણ પેટી, ગાંસડી, પાકેટ અથવા બીજી કાંઇપણ ચીજ અયોગ્ય વખત સુધી રહેવા દઇને, અથવા જીલ્લા માજીસ્ટ્રેટે ઘડીને પ્રસિદ્ધ કરેલા કોઇપણ નિયમ વિરૂદ્ધ કોઈપણ દુકાન, બુથ ( છાપરી ), પાટીઆં, પીપ અથવા ટોપલી એમાં અથવા એ ઉપર કાંઇપણ વસ્તુ વેચવા માટે માંડી મુકીને અથવા રચી મુકીને અથવા બીજી કોઇ પણ રીતે કોઇપણ રસ્તામાં અડચણ કરશે.

(ગ) કોઇપણ પગવાટ ઉપર અડચણ કરશે અથવા તે ઉપર કોઇ પણ જનાવર હાંકીને અથવા કોઇપણ જનાવર ઉપર બેશીને, જઇને અથવા કોઇપણ જનાવર ત્યાં મુકી દઇને અથવા એવી પગવાટ ઉપર કોઇ પણ વાહન હાંકી અથવા ખેંચી જઇને અથવા એવી પગવાટ ઉપર આડા ઉભા રહે અથવા તેમાં ઉભા રહે એવી રીતે કોઇપણ જનાવરને બાંધીને, ભય, ધાસ્તી અથવા ત્રાસ ઉત્પન્ન કરશે.

(હ) લોકો ભેગા થાય એવી રીતે સોંગના, ગાનતાનના અથવા બીજા કોઇ પ્રકારના ખેલ, જીલ્લા માજીસ્ટ્રેટે ઘડીને પ્રસિદ્ધ કરેલા કોઈ પણ નિયમ વિરૂદ્ધ ચાલશે; અથવા જેથી આવનાર જનાર લોકોને અડચણ થાય અથવા રહેવાશીઓને ત્રાસ ઉપજે એવી રીતે કોઇપણ રસ્તામાં મોટા કદનાં જાહેરનામાં, છબીઓ, આકૃતિ અથવા નીશાન લઇ જશે અથવા મુકશે.

( આઇ ) કોઇપણ રસ્તામાં જુગાર રમવાનાં અથવા સટ્ટો કરવાનાં કારણ સારૂ ભેગા થયેલા બીજા શખસોની સાથે ભેગો થશે અથવા એવા કારણ સારૂ ભેગી થયેલી કોઇ પણ મંડળીમાં સામેલ થશે.

(જે) કોઇ રસ્તામાં અથવા રસ્તા નજીક અથવા રસ્તા ઉપરથી દેખાય એવી જગ્યાએ પડોશમાં રહેનારને અથવા ત્યાંથી જનાર લોકોને કંટાળો આવે એવી રીતે, કોઇપણ જનાવરનો વધ કરશે, અથવા મુએલું જનાવર મડદું અથવા ચામડું સાફ કરશે અથવા ઝાડેઝપટે, બેસારશે, અથવા નાહાશે, અથવા પોતાનુ શરીર સાફ કરશે, ( પણ જીલ્લા માજીસ્ટ્રેટના અથવા આ અરથે કાયદેસર અધિકારવાળા બીજા કોઇ માણસના હુકમથી સદરહુ કામ સારૂ જગ્યા જુદી રાખી હશે તે ઠેકાણે તેમ કરશે તો હરકત નથી.)

( કે ) કોઇ પણ ઘોડાને અથવા બીજા જનાવરને બેફીકરાઈથી એવી રીતે છુટો મુકશે કે તેથી ભય, ઇજા, ધાસ્તી અથવા ત્રાસ થાય, અથવા એકાદા ક્રુર કુતરાને જાળી વગર છુટો ફરવા દેશે, અથવા કોઇપણ માણસ ઘોડા અથવા કોઇ પણ જનાવર ઉપર હુમલો કરવા સારૂ અથવા તેને હેરાન કરવા સારૂ અથવા તેને ભયમાં નાંખવા સારૂ કોઇ કુતરાને દોડાવશે અથવા ઉશકેરશે.

(લ) જીલ્લા માજીસ્ટ્રેટના હુકમથી આ અરથે કાયદેસર અધિકાર હોય એવા બીજા કોઇ પણ માણસના હુકમથી નાહાવા ધોવા સારૂ જુદા નહી રાખેલા સારવજનીક કુવામાં, તળાવમાં અથવા હોજમાં અથવા તેની બાજુએ નાહાશે અથવા ધોશે અથવા જીલ્લા માજીસ્ટ્રેટે અથવા આ અરથે કાયદેસર અધિકાર હોય એવા બીજા માણસે જે કોઇપણ સરોવર, ખાબોચીયું, નહેર, અથવા નદીનો ભાગ, વહેળો, નાળુ અથવા પાણી પુરૂ પાડવા માટેનું કાંઇપણ સ્થળ અથવા સાધન, એમાં નાહાવા ધોવાની મના કરી હોય તેમાં અથવા તેની બાજુએ નાહાશે અથવા ધોશે;

(મ) સારવજનીક કુવો, તળાવ, હોજ, સરોવર, ખાબોચીયું, નહેર અથવા નદીનો ભાગ, વેહેળો,

નાળું, અથવા પાણી પુરૂ પાડવા માટેનું કાંઇ પણ સ્થળ અથવા સાધન ઉપર કહ્યા પ્રમાણે જે કોઇપણ કામને માટે જુદું રાખવામાં આવ્યું હોય તે કામમાં ઓછું ઉપયોગી થઇ પડે તેવી રીતે તેમાંનુ પાણી ખરાબ કરશે અથવા ખરાબ કરાવશે;

(ન) ઉપર કહ્યા પ્રમાણે નાહાવા સારૂ જુદી રાખેલી જગામાં નાહાનારા કોઇ શખસને, એવી જગામાં જાણી બુજીને અતિક્રમણ કરીને અથવા જે કોઇપણ કામ માટે સદરહુ જગ્યા જુદી ન રાખી હોય તેવું કામ સદરહુ જગ્યામાં કરીને, અડચણ કરશે અથવા સગવડમાં નાંખશે.

(ઓ) કોઇ રસ્તામાં અથવા લોકોને આવવા જવાની જગ્યામાં અથવા કોઇપણ સરકારી કચેરીમાં થાણામાં અથવા થાણાના મકાનમાં જાણીબુજીને તથા નિરલજપણે પોતાનું શરીર ઉઘાડુ મુકશે, અથવા બીભીસ્ત શબ્દો બોલશે, અથવા નિરલજપણે વરતશે, અથવા હંગામો કરશે અથવા મસ્તી કરશે.

(પી) દારૂ વિગેરે પીને રસ્તામાં અથવા લોકોને આવવા જવાની જગ્યામાં પોતાનાથી પોતાની સંભાળ નહી થશે તેવો છાકટો થશે.

(કયુ) રસ્તામાં કોઇપણ આવનાર જનાર શખસને જાણી બુજીને ધકો મારશે, દાબશે, હડસેલશે, અથવા અડચણ કરશે, અથવા તોફાની ચાલ ચલાવીને, ભય ઉપજાવે એવા ચાળા કરીને, મનમાં આવે તેમ કોઈની જાત ઉપર ત્રાસ આપીને, ચીચીઆરી પાડીને, હોહા કરીને, ઘોડા અથવા ઢોરને જાણી બુજીને બીવરાવીને અથવા બીજી કેઇ રીતે સારવજનીક સુલેહમાં અથવા બંદોબસ્તમાં અડચણ કરશે.

(આર) સુલેહનો ભંગ કરાવવાના ઇરાદાથી અથવા જેથી સુલેહનો ભંગ થાય એમ હોય તે રીતે કોઇપણ રસ્તામાં ભય ઉત્પન્ન કરનારા, નિંદા ભરેલા, અથવા અપમાન ભરેલા શબ્દો વાપરશે અથવા તેવી વરતણુંક ચલાવશે.

(સ) કોઇપણ રસ્તામાં અથવા રસ્તા નજીક અથવા જ્યાંથી નજરે પડે તેવી જગ્યાએ જીવ ખાઇને ભીખ માગશે, અથવા દાન કરાવવાના ઇરાદાથી કાંઇપણ ખોડખાંપણ અથવા રોગ, અથવા કાંઇપણ ત્રાસદાયક ચાંદુ અથવા જખમ ખુલો મુકશે અથવા દેખાડશે,

તે માણસને પચાસ રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

૬૨. (૧) જે કોઇ પણ શખસ કોઇપણ જનાવરને ઘાતકીપણે મારશે, પરોણી ઘેચશે, અથવા તેની પાસેથી વધારે કામ લેશે અથવા તેની તરફ ગેર રીત ચલાવશે, અથવા તેનાપર જુલમ કરશે, અથવા એવું કોઈ કામ તેની પાસેથી સીધી રીતે અથવા આડી રીતે કરાવશે, તેને એક મહિના સુધીની કેદની અથવા સો રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા થશે.

(૨) આ કલમ મુજબ ઉભા થતા મુકદમાની બાબતમાં અધિકાર ચલાવે તે બીજા વર્ગના માજીસ્ટ્રેટના દરજ્જા કરતાં હલકા દરજ્જાના કોઇ પણ માજીસ્ટ્રેટે ચલાવવો નહી પણ માજીસ્ટ્રેટને આ કારણ સારૂ સરકારે મુદામ અધિકાર આપ્યા હશે તો તો તે અધિકાર ચલાવવાને મુખત્યાર છે.

૬૩ જે કોઇપણ પોલીસ અમલદાર.

(અ) કાયદેસર અધિકાર વગર અથવા વાસ્તવીક કારણ શીવાય કોઇ પણ ઇમારતમાં, વાહાણમાં તંબુમાં અથવા જગામાં પેસશે અથવા કોઇને પેસાડશે, અથવા તેનો ઝાડો લેવડાવશે; અથવા

(બ) કોઇપણ માણસની મિલકત ત્રાસદાયક રીતે તથા વિના કારણે પકડશે, અથવા

(ક) કોઇ પણ માણસને ત્રાસદાયક રીતે તથા વિના કારણે અટકાવી રાખશે, તેનો તેવી રીતે ઝાડો લેશે અથવા તેને તેવી રીતે પકડશે; અથવા

(ડ) પોતાના હવાલામાં હોય એવા કોઇ પણ માણસની જાત ઉપર કાંઇ પણ ગેરવ્યાજબી જુલમ કરશે, અથવા

(ઇ) કાયદામાં ઠરાવી ન હોય એવી કાંઈ પણ ધારતી અથવા વચન કોઇ પણ તોહોમતવાળા માણસને આપશે.

તેને એવા પ્રત્યેક ગુન્હા બદલ વત્તામાંવત્તી બે મહીનાની મુદત સુધી કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

૬૪. જે કોઇપણ પોલીસ અમલદાર, પકડેલા કોઇ પણ શખસને જે માજીસ્ટ્રેટ પાસે અથવા બીજા જે કોઇપણ અધીકારી પાસે મોકલવાને તે કાયદેસર રીતે બંધાયેલો હોય તે માજીસ્ટ્રેટ અથવા અધીકારી પાસે મોકલવાને ત્રાસદાયક રીતે તથા વીના કારણે વાર લગાડશે. તેને બસે રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

૬૫. જે કોઇપણ શખસ.

अ, ૩૯ મી કલમ અથવા ૩૯ अ કલમ મુજબ કરેલી કોઇ પણ કાનુન વિરૂદ્ધ ચાલશે અથવા—.

ब, ૫૩ મી કલમ મુજબ પોલીસે કરેલા કોઇ પણ હુકમ વીરૂદ્ધ ચાલશે અથવા તે પ્રમાણે ચાલવાને ચુકશે;

क, રકમ (અ) અથવા (બ) મુજબનો કોઇ પણ ગુન્હો કરવામાં મદદગારી કરશે તેને પચાસ રૂપિઆ સુધીના દંડની શીક્ષા થશે.

૬૬ જે કોઇ પણ સખસ ૪૦ મી કલમ મુજબ કરેલી કોઈ પણ કાનુન તોડશે અથવા એવી કાનુનો મુજબ આપેલા કોઇ પણ પરવાનાની કોઇ પણ શરત તોડશે તેને સો રૂપીઆ સુધીના દંડની શીક્ષા થશે.

૬૭ જે કોઇ પણ શખસ ૪૧ મી કલમ મુજબ કરેલા કોઇ પણ હુકમ પ્રમાણે ચાલવાને ચુકશે તેને જેટલા દિવસ સુધી તે સદરહુ હુકમ માનશે નહી તેટલા દીવસ બદલ ૨૫ રૂપીઆ સુધીના દંડની શીક્ષા થશે.

૬૮ જે કોઈ પણ શખસ.

( અ ) ૪૨, ૪૩, અથવા ૪૪ મી કલમ મુજબ કાયદેસર રીતે કરેલો કોઇ હુકમ માનશે નહી; અથવા

( બ ) ૪૭ મી કલમ મુજબ પોલીસે કરેલા કોઇ પણ હુકમ વિરૂદ્ધ ચાલશે અથવા કરેલા હુકમ વિરૂદ્ધ ચાલશે અથવા તે માનશે નહી. અથવા

(ક) ૪૮ મી કલમ મુજબ પોલીસે કરેલી કોઈ પણ કાનુન વિરૂદ્ધ અથવા કરેલા હુકમ વિરૂદ્ધ ચાલશે અથવા તે માનશે નહીં, અથવા

( ડ ) સદરહુ કલમની રકમ ( બ ) મુજબ આપેલા પરવાનાની કોઇ પણ સરત તોડશે; અથવા

( ઈ ) રકમ ( અ ) ( બ ) ( ક ) અથવા ( ડ ) મુજબનો કોઈ પણ ગુન્હો કરવામાં મદદગારી કરશે તેને બસેં રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

૬૯. જે કોઇ પણ શખસ ૪૫ મી કલમ મુજબ કરેલો કોઇ પણ નિયમ તોડશે અથવા તોડવામાં મદદગારી કરશે તેને ત્રણ મહિના સુધીની કેદની, અથવા બસેં રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા થશે.

૭૦. ૪૬ મી કલમ મુજબ કોઇ જીલ્લા અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટે આપેલા કોઇ પણ હુકમ વિરૂદ્ધ જે કોઇપણ શખસ ચાલશે અથવા તેવા હુકમ વિરૂદ્ધ ચાલવામાં અથવા તે નહી માનવામાં મદદગારી કરશે, તેને એક મહિના સુધીની કેદની, અથવા સો રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા થશે.

૭૧. જે કોઈ પણ શખસ ૫૪ મી કલમ મુજબ કોઇપણ માજીસ્ટ્રેટે અથવા પોલીસ અમલદારે કરેલા હરકોઇ વારતવીક હુકમ વિરૂદ્ધ ચાલશે અથવા તે તાબડતોબ પાળવાને ચુકશે અથવા તેવા હુકમ વિરૂદ્ધ ચાલવામાં અથવા તે નહી પાળવામાં મદદગારી કરશે તેને ત્રણ મહિના સુધીની કેદની અથવા પાંચસો રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા થશે.

૭૨. તોહોમતદાર અથવા તોહોમતદારો પૈકી કોઇ પણ એક તોહોમતદાર કોન્સટેબલના દરજ્જાથી ઉપરના દરજ્જાનો પોલીસ અમલદાર હોય ત્યારે, આ આકટ વિરૂદ્ધના ગુન્હા બીજા વરગથી ઉતરતા દરજ્જાનો માજીસ્ટ્રેટ સાંભળી શકશે નહી.

૭૩ ૬૧, ૬૨, ૬૫, ૬૭, ૬૮, ૬૯, અથવા ૭૦ મી કલમ મુજબ શિક્ષા કરવા લાયક ગુન્હાથી ભારે નુકશાન થયું ન હોય અથવા તાકીદ આપ્યા પછી તે એકદમ બંધ પડી ગયો હોય ત્યારે તેવા ગુન્હા માટે ફરીયાદ માંડવાને પોલીસ બંધાયેલી છે એમ સમજવું નહી. માત્ર સરકારે અથવા જીલ્લા

માજીસ્ટ્રેટે કાનુન અથવા હુકમ કરીને ઠરાવેલી બાબતમાં સદરહુ ઠરાવ લાગુ પડશે નહી.

૭૪. આ આકટ મુજબ જે કોઇ પણ ગુન્હા શિક્ષા કરવા લાયક હોય તે ગુન્હા બાબત બીજા કોઇ પણ કાયદા પ્રમાણે કોઇ પણ શખસ ઉપર ફરીયાદ માંડીને તેને શિક્ષા કરવાની અગર બીજા કોઇ પણ કાયદા મુજબ જે ગુન્હા શિક્ષા કરવા લાયક હોય તે ગુન્હા બાબત આ આકટ પ્રમાણે ફરીયાદ માંડીને તેને શિક્ષા કરવાની મના છે એવો આ આકટના કોઈ પણ ઠરાવનો અર્થ કરવો નહી, માત્ર આવાં સર્વ કામને ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૪૦૩ ના ઠરાવ લાગુ પડશે.

---

## બાબ ૭ મો.

### પરચુરણ.

૭૫. પોલીસ અમલદારના હાથથી સમન વિગેરે હુકમ પહોંચાડવા બાબત જે અવેજ આવે તે સઘળો અવેજ, તથા ઈનામ, દંડ તથા ગુન્હેગારીનો અથવા તેના હિસ્સાનો જે અવેજ કાયદા પ્રમાણે પોલીસ અમલદારને ખબર આપનાર તરીકે આપવાનો હોય તે સઘળો અવેજ, આ કલમમાં હવે પછી ઠરાવવામાં આવ્યું છે તે શિવાયને પ્રસગે, સરકારને ખાતે જમે કરવો. પરંતુ એમ ઠરાવ્યું છે કે સરકારની મંજુરીથી, અથવા આ અરથે સરકારે કરેલી કોઈ પણ કાનુનની રૂઇએ, અથવા કોઇપણ ઇનામ, દંડ અથવા ગુનેહગારીનો સઘળો અવેજ અથવા તેનો કાંઇપણ ભાગ વિશેષ નોકરી કર્યા બદલ કોઇ પોલીસ અમલદારને આપવાનો અથવા બે અગર વધારે પોલીસ અમલદારમાં વ્હેંચી આપવાનો અખ્તિયાર છે.

૭૬ હરકોઈ જીલ્લા માજીસ્ટ્રેટ પોલીસના કારણ સારૂ ગામના હરકોઈ પોલીસ અમલદાર ઉપર પોતાને જે અધીકાર હોય તે અધીકાર ડીસ્ટ્રીકટ સુપરિન્ટેન્ડન્ટને સોંપવાને તથા આવો આપેલો અધીકાર પાછો લેવાને મુખત્યાર છે.

૭૭ (૧) પોલીસ ફોજના આસામીઓએ પોતાનું કામ યોગ્ય રીતે બજાવવા માટે જે કોઇ પણ ઘર અથવા જગા ભોગવટામાં અથવા ઉપયોગમાં રાખી હશે તે ઘર અથવા જગા બદલ કાંઇ પણ મ્યુનીસીપાલ અથવા સ્થાનીક કર આપવાને સરકાર પાત્ર થશે નહી.

(૨) સુલેહ, તથા સારવજનીક બંદોબસ્ત રાખવા માટે તથા લોકોના રક્ષણ માટે તથા ગુન્હો ન થવા દેવા માટે જે મ્યુનીસીપાલેટીની નોકરીમાં તેની હદની અંદર જે પોલીસ ફોજ રાખવામાં આવી હશે, તે મ્યુનીસીપાલીટીની ફરજ છે કે તેણે એવું કામ કરનારી સદરહુ પોલીસ ફોજને વ્યાજબી રીતે જરૂર હોય એવી જગાની અથવા તે પૈકી સરકારને રાસ્ત તથા યોગ્ય લાગે, એટલી જગાની સરકારના હુકમથી સગવડ કરી આપવી જોઇએ.

(૩) ઉપર પ્રમાણે જગાની સગવડ કરી આપવી તે, અથવા આ કલમની બીજી માગણીઓ માન્ય કરવી તે, સન ૧૯૦૧ ના મુંબઇના ડીસ્ટ્રીકટ મ્યુનીસીપાલ આકટ મુજબનું કામ છે એમ સમજવું.

૭૮ સરકારે અથવા એકાદા માજીસ્ટ્રેટે અથવા અમલદારે આ આકટના કોઇપણ ઠરાવ મુજબ પ્રસિદ્ધ કરેલો અથવા કાઢેલો કોઇપણ હુકમ અથવા જાહેરનામું સાબીત કરવું હોય ત્યારે તથા તે યોગ્ય રીતે પ્રસિદ્ધ કરવામાં તથા કાઢવામાં આવ્યું હતું તે વાત સાબીત કરવી હોય ત્યારે એવા હુકમ અથવા જાહેરનામાની મુંબાઇ સરકારી ગેઝેટમાંની એક નકલ હાજર કરીને, અથવા તેની જે નકલ ઉપર એવા માજીસ્ટ્રેટે અથવા અમલદારે સહી કરીને, દાખલો લખ્યો હોય કે એવો હુકમ અથવા જાહેરનામું પ્રસિદ્ધ કરવા તથા કાઢવાની બાબતમાં લાગુ હોય એવા આ આકટની કલમના ઠરાવો મુજબ પ્રસિદ્ધ કરેલા તથા કાઢેલા અસલ હુકમ અથવા જાહેરનામાની તે ખરી નકલ છે તે હાજર કરીને, સાબીત કરવાનો અધિકાર છે.

૭૯. આ આકટમાંના કોઇપણ ઠરાવ મુજબ અથવા તે પ્રમાણે યથાર્થ રીતે ચાલીને ઘડેલી અથવા પ્રસિદ્ધ કરેલી કોઇપણ કાનુન, હુકમ, સુચના, ઠરાવ, તપાસ, અથવા જાહેરનામું તથા કરેલું કોઇ પણ

કૃપ, પદ્ધતીમાં અથવા પ્રસિદ્ધ કરવાની રીતમાં કાંઇ ખોડને લીધે, અથવા કામ ચલાવવાની રીતમાં કાંઇ અનિયમિતપણાને લીધે, ગેરકાયદેસર, રદ, નિરૂપયોગી અથવા અપુરતુ છે એમ સમજવું નહી.

૮૦. (૧) જે કોઇપણ કમિશનર, માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર આ આકટના અથવા આ આકટની રૂયે કાયદેસર રીતે કરેલી કોઇપણ કાનુન અથવા આપેલા કોઇપણ હુકમ અથવા સુચનાના કોઇપણ ઠરાવથી પોતાના ઉપર નાંખવામાં આવેલી કોઇપણ ફરજને અથવા સોંપવામાં આવેલા કોઇપણ અધિકારને અનુસરીને અથવા અનુસરે છે. એમ ધારીને શુદ્ધ બુદ્ધિથી જે કાંઇ પણ કૃત્ય કરે તેને લીધે તે કાંઇપણ શિક્ષાને અથવા નુકશાની આપવાને પાત્ર થશે નહીં.

(૨) યોગ્ય રીતે નિમાયેલો અથવા અધિકાર મળેલો જે કોઇપણ સરકારી નોકર અથવા કોઇ શખસ, સદરહુ પ્રકારનો જે કોઇ પણ હુકમ અથવા સુચના સરકારે અથવા આ અરથે આ આકટની રૂયે અથવા આ આકટના કોઇપણ ઠરાવ મુજબ કરેલી કોઇપણ કાનુનની રૂયે સત્તા મળેલા કોઇ શખસે પોતાને અધીકાર છે એમ સમજીને કરી હશે તે હુકમ અથવા સુચના શુધબુદ્ધિથી અમલમાં લાવશે તે માટે ઉપર કહ્યા પ્રમાણે પાત્ર થશે નહી.

(૩) ઉપર કહેલા પ્રકારની કોઇપણ ફરજ અથવા અધિકારને નિમિતે અથવા તેની હદની બાહાર કાંઇપણ કૃત્ય કરીને અમુક માજીસ્ટ્રેટે, પોલીસ અમલદારે, અથવા બીજા કોઇ શખસે ગુન્હો કર્યો છે અથવા ગેરવ્યાજબી કામ કર્યું છે. એમ કહેવામાં આવે તે પ્રસંગે અથવા જ્યારે એવો ગુન્હો અથવા ગેરવ્યાજબી કામ જો કરવામાં આવ્યું હોય તો સદરહુ પ્રકારનું છે એમ કોરટને લાગે તે પ્રસંગે, ફોજદારીમાં અથવા દિવાનીમાં કરવાની ફરીયાદ, જે કૃત્ય બદલ તકરાર હોય તે કૃત્ય થવાની તારીખથી છ મહીના વીત્યા પછી માંડી હોય તો તે દાખલ કરવી નહીં અથવા કાઢી નાંખવી.

(૪) ઉપર કહેલા પ્રકારના ગેરવ્યાજબી કામને લીધે દાવો માંડવાનો ઇરાદો હોય ત્યારે જે શખસનો દાવો માંડવાનો ઇરાદો હોય તે શખસ જે ગેરવ્યાજબી કામ માટે ફરીઆદ કરતો હોય તેની પુરતી વિગત સહીત ધારેલા દાવાની નીદાન એક મહીનાની નોટીસ તેણે કહેવાતા ગેરવ્યાજબી કામ કરનારને આપવી જોઇએ, નહી તો એવો દાવો કાઢી નાંખવામાં આવશે.

(૫) ફરિયાદ અરજીમાં લખવું જોઇએ કે પ્રતિવાદી ઉપર સદરહુ પ્રકારની નોટીસ બજાવી છે. અને તે ફલાણી તારીખે બજાવી છે, અને પ્રતિવાદીએ ગેરવ્યાજબી કામનો કાંઇ પણ બદલો આપવાનું કહ્યું હતું કે નહી અને હોય તો કેટલો બદલો આપવાનું કહ્યું છે તે પણ તેમાં જણાવવું જોઇએ. સદરહુ નોટીસની એક નકલ ફરીયાદ અરજી સાથે જોડવી જોઇએ અને વાદીએ તે નોટીસ કયારે અને કેવી રીતે બજાવી હતી તે વિશેનો એકરાર સદરહુ નોટીસ ઉપર લખવો અથવા તેની સાથે જોડવો જોઇએ.

૮૧. (૧) આ આકટથી મળેલી સત્તા ચલાવીને સરકારે પોતે કરેલી જે કોઇ પણ કાનુન અથવા હુકમ ઉપરથી લોકોને અથવા અમુક વરગના સખસોને કાંઇ પણ ફરજ અથવા કૃત્ય કરવાનું અથવા તેમાં લખેલી રીતે તેમણે પોતે જાતે ચાલવાનું અથવા પોતાના તાબાના માણસોને ચલાવવાનું ફરમાવ્યું હોય તે કાનુન અથવા હુકમની બાબતમાં હિતસંબંધવાળા કોઇ પણ શખસને, એવી કાનુન, અથવા હુકમ ગેરકાયદેસર, જુલમ ભરેલો અથવા અયોગ્ય છે એ આધાર બતાવીને તે રદ કરવા, ફેરવવા અથવા તેમાં ફેરફાર કરવા માટે સરકારના એકાદ સેક્રેટરી જોગ મેમોરીયલ ( અરજી ) આપીને સરકારને અરજી કરવાનો અધીકાર છે.

(૨) ઉપર કહ્યા પ્રકારની અરજી કર્યા પછી અને તે સર્વતઃ અથવા અંશતઃ નામંજુર થયા પછી અથવા એવી અરજીનો જવાબ અથવા સરકારનો તે ઉપર ઠરાવ પ્રસિદ્ધ થયા શિવાય ચાર મહિના વિતી જાય ત્યાર પછી હિતસંબંધવાળા અને તે કાનુન અથવા હુકમ ગેરકાયદેસર છે એવું માનનારા શખસને, તે કાનુન અથવા હુકમ શરવતઃ અથવા અંશતઃ ગેરકાયદેસર છે એનો જે જીલ્લામાં તે કાનુન અથવા હુકમ અમલમાં હોય તે જીલ્લા કોર્ટનો ઠરાવ મેળવવા સારૂ તે કોર્ટમાં સરકાર વિરૂદ્ધ દાવો કરવાનો અધિકાર છે. એવા દાવામાં થયેલા ઠરાવ ઉપર અપીલ થઇ શકશે, અને જે કાનુન અથવા હુકમ ગેરકાયદેસર છે એવું છેવટે ઠરાવવામાં આવે તે સરકારે રદ કરવા જોઇએ, ફેરવવા જોઇએ અથવા તે કાય-

દેસર થાય એવી રીતે તેમાં ફેરફાર કરવો જોઇએ. ( ૮૨ મી કલમ રદ થઈ છે.)

૮૩. સને ૧૮૮૨ ના પોલીસ આકટના અગર સને ૧૮૮૧ ના મ્યુનીસીપાલ કર બાબતના આકટના ઠરાવોમાંના હરકોઇ ઠરાવને આ આકટના મજકુરથી કંઇપણ બાધ આવે છે એમ સમજવું નહી.

---

## (ડબા ઍકટ) ઢોરાંના અતિક્રમણ બાબતનો આકટ સને ૧૮૯૧ નો આકટ ૧ લો.

### બાબ ૧ લો પ્રથમ નિયમો.

૧. (૧) આ આકટને ઢોરોનાં અતિક્રમણ બાબતનો આકટ કહેવો, અને

(૨) તે ઇલાકામાં મુખ્ય શહેરો સિવાય તથા સ્થાનિક સરકાર સરકારી ગઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે સ્થાનીક પ્રદેશને તે લાગુ નથી એમ વખતો વખત ઠરાવે તે પ્રદેશ શીવાય આખા બ્રિટિશ ઇંડીઆને લાગુ છે.

(૩) સ્થાનિક સરકાર સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, પેટા કલમ (૨) ની રૂઇએ પ્રસિદ્ધ કરવામાં આવેલું કોઇ જાહેરનામુ ગમે તે વખતે રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવા મુખતીયાર છે.

૨. આ આકટને જોડેલા પરિશિષ્ટમાં આકટો લખ્યા છે તે રદ કર્યા છે.

૩. આ આકટમાં " પોલીસનો અમલદાર " આ શબ્દો લખ્યા છે, તેમાં ગામના રખવાળનો સમાસ થાય છે." ઢોરો " આ શબ્દ લખ્યા છે તેમાં હાથીઓનો તથા ઉંટોનો તથા ભેંસોનો તથા ઘોડાઓનો ઘોડીઓનો તથા ખાશી કરેલા ઘોડાઓનો તથા ટટુઓનો તથા વછેરાઓનો તથા વછેરીઓનો તથા ખચ્ચરોનો તથા ગધેડાઓનો તથા ડુકરોનો, ઘેટાંઓનો તથા મેઢાંઓનો તથા મેઢીઓનો તથા ઘેટાંનાં બચ્ચાંઓનો તથા બકરાંઓનો અને બકરીનાં બચ્ચાંઓનો સમાસ થાય છે, એવું સમજવું.

---

### બાબ ૨ જો. ડબા અને ડબાવાળાઓ.

૪. સ્થાનીક સરકારના સામાન્ય નીરબંધ પ્રમાણે ડીસ્ટ્રીકટનો માજીસ્ટ્રેટ જે જગ્યાએ ડબા કરવાનું વખતે વખતે ફરમાવે તે જગાએ ડબા કરવા.

કયાં કયાં ગામોએ કયાં કયાં ડબાનો ઉપયોગ કરવો તે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે ઠરાવવું.

૫. ડબા ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટના નીરબંધમાં રહેશે. અને ડબામાં ગોધેલા ઢોરોને ચાર પુંજો નીરવાના તથા પાણી પાવાના ખરચના દર તેણે ઠરાવવા, અને વખતે વખતે તે દરમાં ફેરફાર કરવાનો તેને અધિકાર છે.

૬. ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટે દરેક ડબા સારૂ ડબાવાળો નીમવો.

પણ એવું ઠરાવ્યું છે કે મદ્રાસ ઇલાકામાં ગામના મુખીઓએ અને મુંબાઇ ઇલાકામાં પોલીસ પટેલોએ અથવા જ્યાંહાં પોલીસ પટેલ નહી હોય ત્યાં ગામના મુખીએ પોતાના હોદ્દાના સબબથી ગામના ડબાવાળાનું કામ કરવું. માજીસ્ટ્રેટે જેને ડબાવાળો નીમ્યો હોય તે દરેક જણને કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

હરકોઇ ડબાવાળાને સરકારના તાબામાં બીજી હરકોઇ ચાકરી કરવાનો અધિકાર છે. દરેક ડબાવાળો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના અરથ પ્રમાણે સરકારી નોકર છે એવું સમજવું.

#### ડબા વાળાઓનું કામ.

૭. સ્થાનીક સરકાર વખતે વખતે ફરમાવે તેવા રજીસ્ટરો ( એટલે નોંધો ) રાખવાં અને પત્રકો મોકલવાં.

૮. જ્યારે ઢોરો ડબામાં આણે ત્યારે ડબાવાળાએ પોતાના રજીસ્ટરમાં હેઠળ લખેલો મજકુર દાખલ કરવો એટલે.

(અ) જનાવરોની સંખ્યા તથા વર્ણન.

(બ) તેઓને સદરહુ પ્રમાણે આણ્યાની તારીખ તથા વખત.

(ક) પકડી લાવનારનું નામ તથા રહેવાનું ઠેકાણું અને.

(ઠ) માલમ હોય તો ધણીનું નામ તથા રહેવાનું ઠેકાણું, એવી વીગતે મજકુર દાખલ કરવો.

અને રજીસ્ટરમાં દાખલ કરેલા મજકુરની નકલ પકડનારને અથવા મુખતીઆરને આપવી.

૯. ડબાવાળાએ ઢોર પોતાને સ્વાધીન લઇને આ આકટમાં આગળ કહ્યું છે તે પ્રમાણે તેઓની વ્યવસ્થા થાય ત્યાં સુધી તેમને ઘાસ પુંજો વિગેરે નાંખવો અને પાણી પાવું.

---

## બાબ ૩ જો. ઢોરોને ડબામાં ઘાલવાં.

૧૦. હરકોઇ જમીન ખેડનારો અથવા તેનો વહિવટ કરનારો. અથવા હરકોઇ જમીનના પાકનું અથવા ઊપજનું વાવેતર કરવા સારૂ જે માણસે નાણું ધીર્યું હોય તે માણસ. અથવા સદરહુ પાક અથવા ઉપજ અથવા તેનો હરકોઇ ભાગ વેચાતો. લેનારો અથવા ઘરેણે રાખનારો.

સદરહુ પ્રકારની જમીન ઉપર અતીક્રમણ કરીને તે જમીનનો અથવા તે પાકનો અથવા ઉપજનો બીગાડો કરનારાં ઢોરને પકડવાને અથવા પકડાવવાને અને જે ગામની તે જમીન હોય તે ગામને સારૂ કરેલા ડબામાં તે ઢોરોને ચોવીસ કલાકની અંદર મોકલવાને અથવા મોકલાવવાને મુખત્યાર છે.

ઢોરોને સદરહુ પ્રમાણે પકડવાની (અ) હરકત નહિ થવા બાબત અને ઢોરોને સદરહુ પ્રમાણે પકડનારા માણસોની પાસેથી ઢોરો (બ) નહી છોડાવવા બાબત મદદ માગે તો પોલીસના સઘળા અમલદારોએ મદદ કરવી.

૧૧ સાર્વજનીક રસ્તા તથા રમવાની જગા તથા વાડીઓ તથા નહેરો તથા મોરીનાં કામો તથા બાંધો અને તેવાંજ બીજાં કામો જે માણસોને સ્વાધીન હોય તે માણસોને તથા પોલીસ અમલદારોને સદરહુ રસ્તા તથા જગા તથા વાડીઓ તથા નહેરો તથા મોરીનાં કામો તથા બાંધો અને તેવાંજ બીજાં કામો અથવા સદરહુ રસ્તાની અથવા નહેરની અથવા મોરીના કામની અથવા બાંધની બાજુ અથવા બાજુના ઢોળાવ બગાડનારાં ઢોરોને અથવા તે ઉપર અતીક્રમણ કરનારાં ઢોરોને પકડવાનો અથવા પકડાવવાનો અધિકાર છે. તે ઢોરોને ૨૪ કલાકની અંદર છેક પાસેના ડબામાં તેઓએ મોકલવાં જોઇએ અથવા મોકલાવવાં જોઇએ.

૧૨ ઉપર કહ્યા પ્રમાણે ડબામાં ગોંધેલા દરએક ઢોર બાબત ડબા વાળાએ હેઠળ લખેલા પરીણામ પ્રમાણે દંડ લેવો.પણ એવું ઠરાવ્યું છે કે કોઇ પણ ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટના રીપોર્ટ ઉપરથી અથવા કોઇ સ્થાનીક અધીકારીના લખાણ ઉપરથી સ્થાનીક સરકારને જ્યારે એવું માલુમ પડે કે તે માજીસ્ટ્રેટની અથવા અધિકારીની હકુમત હેઠળના અથવા તેના તાબામાંના કોઇ પણ સ્થાનીક ક્ષેત્રમાં ઢોરોને જમીન ઉપર અતીક્રમણ કરવા દઇ તેની અંદરના પાકને અથવા બીજા ઉત્પન્નને તેઓની પાસે નુકશાન કરાવવું એ વાત સાધારણ થઇ પડી છે,ત્યારે તે સ્થાનીક સરકારને સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને એમ ફરમાવવાનો અધિકાર છે કે ફલાણી જાતનું જે જે ઢોર સદરહુ સ્થાનિક ક્ષેત્રની અંદર પકડીને ગોંધવામાં આવે તે તે ઢોર બદલ ડબાવાળાએ આટલો દંડ લેવો; માત્ર તે. દંડ ઉપર આવેલા પરિમાણથી બમણા કરતાં વધારે હોવો નહી જોઇએ ( હાલ નીચે લખેલા કોઠક મુજબ દંડ લેવાનો ઠરાવ છે.

હાથી... ... ... ... ...ચાર રૂપીઆ

ઊંટ અથવા ભેંસ ... ... ... ...એક રૂપીયો.

ઘોડો અથવા ઘોડી અથવા ખાશી કરેલો ઘોડો અથવા ટટુ અથવા વછેરો અથવા વછેરી અથવા ખચ્ચર અથવા બળદ અથવા ગોધો અથવા સાંઢ અથવા ગાય અથવા કલોઠી... ...આઠ આના.

વાછરડો અથવા વાછરડી અથવા ગધેડુ અથવા ડુકર... ... ... ...ચાર આના.

ઘેટો અથવા મેંઢી અથવા મેંઢો અથવા ઘેટાનું બચ્ચું અથવા બકરૂ અથવા બકરીનું બચ્ચું બે આના

સદરહુ પ્રમાણે જે દંડ લીધો હોય તે સઘળો ડંડ સરકાર સ્થાનીક વખતે વખતે ફરમાવે તે અમલદારની મારફતે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની પાસે મોકલવો. દંડની અને ઢોરને ચાર પુંજો નીરવાના તથા પાણી પાવાના

ખરચના દરની યાદી દરએક ડબા ઉપર અથવા ડબા પાસે લોકોની નજરે શેહેજ પડે તેવે ઠેકાણે મારવી.
" આ કલમના ૧ લા પેરેગ્રાફના વીશેષ ઠરાવની રૂયે પ્રસીદ્ધ કરેલું કોઇ જાહેરનામું સરકારી ગેઝીટમાં બીજું જાહેરનામું પ્રસિદ્ધ કરીને ગમે તે વખતે રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો સ્થાનીક સરકારને અધિકાર છે.

---

## બાબ ૪ થો. ઢોરો સ્વાધીન કરવાં અથવા તેઓનું લીલામ કરવું.

૧૩ ડબામાં ઘાલેલાં ઢોરનો ધણી અથવા તેઓનો મુખતીઆર હાજર થઇને ઢોર વીશે દાવો કરે અને તે ઢોર બાબતનો દંડ તથા થયેલો ખરચ આપે એટલે ડબાવાળાએ તે ઢોર તેને સ્વાધીન કરવાં.

ધણીએ અથવા તેના મુખત્યારે ઢોર પાછાં લેતી વખતે તે બાબત ડબાવાળાના રજીષ્ટરમાં પહોંચ ઉપર સહી કરવી.

૧૪ ઢોર ડબામાં ઘાલ્યાની તારીખથી સાત દીવસની અંદર ઢોર બાબત કોઇ દાવો ન કરે તો ડબાવાળાએ છેક પાસેના પોલીસથાણાના અમલદારને તે બાબત રીપોટ કરવો, અથવા તે કામ સારૂ ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટે જે બીજો અમલદાર નીમ્યો હોય તેને રીપોર્ટ કરવો.

પછી તે અમલદારે પોતાની કચેરીનો જે ભાગ લોકોની દ્રસ્ટીએ સહેજ પડતો હોય તે ભાગમાં એક નોટીસ ( એટલે સુચના ) મારવી. તે નોટીસમાં હેઠળ લખેલો મજકુર લખવો એટલે,

(અ) ઢોરોની સંખ્યા તથા વર્ણન,

(બ) જે ઠેકાણે તે પકડયાં હોય તે ઠેકાણું.

(ક) જે ઠેકાણે તેઓને ગોંધ્યાં હોય તે ઠેકાણું એવી રીગતે મજકુર લખવો.

અને ઢોરો પકડવાની જગા પાસે જે ગામ તથા બજાર હોય તે ગામમાં તથા બજારમાં દાંડી પીટાવવી.નોટીસની તારીખથી સાત દિવસની અંદર ઢોર બાબત કોઇએ દાવો ન કીધો હોય તો ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટ વખતે વખતે સામાન્ય અથવા વીશેશ હુકમ કરીને જે જગા તથા વખત અને સરત ઠરાવી હોય તે જગાએ વખતે અને તે સરત પ્રમાણે તે અમલદારે તે ઢોર જાહેર લીલામ કરીને વેચવાં; અથવા એ કામ સારૂ તે અમલદારની કચેરીમાંથી જે કામદારને મોકલ્યો હોય તેણે જાહેર લીલામ કરીને વેચવાં. પણ એવું ઠરાવ્યુ છે કે સદરહુ પ્રકારના ઢોર ઉપર કહ્યા પ્રમાણે વેચતાં વ્યાજબી કીંમત ઉપજે તેવું નથી એવો ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટનો અભિપ્રાય હોય તે રીતે તેણે તે ઢોરની વ્યવસ્થા કરવી.

૧૫ ધણી અથવા તેનો મુખત્યાર હાજર થશે અને ઢોરો પકડયાં તે વાત કાયદા વિરૂદ્ધ છે અને ૨૦ મી કલમ પ્રમાણે ધણી ફરીઆદ કરનાર છે એવા સબબથી દંડ તથા ખરચ આપવાની ના કહેશે તો ઢોરો બાબત થએલો દંડ તથા ખરચ તે અનામત મુકે એટલે ઢોર તેને સ્વાધીન કરવાં.

૧૬ ધણી અથવા તેનો મુખત્યાર હાજર થઇને સદરહુ દંડ તથા ખરચ આપવાની ના કહે તો અથવા નહી આપે અથવા ૧૫ મી કલમમાં કહેલે પ્રસંગે અનામત નહી મુકે તો તે ઢોરો અથવા તેમાંથી જેટલાંની જરૂર હોય તેટલાં ૧૪ મી કલમમાં કહેલી જગાએ તથા વખતે અને સરત પ્રમાણે સદરહુ અમલદારે જાહેર લીલામ કરીને વેચવાં.

દંડ લેવો હોય તે તથા ઢોરોને ચાર પુંજો નીરવાનો અને પાણી પાવાનો ખરચ અને વેચવાનો કાંઇ ખરચ થયો હોય તો તે ખરચ વેચાણની ઉપજમાંથી બાદ કરવો.

બાકીના ઢોર તથા વેચાણના અવેજમાંથી કાંઇ બાકી રહ્યું હોય તો તે તથા હેઠળ લખ્યા પ્રમાણે હીસાબ ધણીને અથવા તેના મુખત્યારને આપવો એટલે

(અ) ઢોર કેટલાં પકડયાં તેનો.

(બ) કેટલી મુદત સુધી તે ગોંધી મુકયાં હતાં તે મુદતનો,

(ક) દંડ અને ખરચ મળીને કેટલા રૂપીઆ લેવા તેનો,

(ડ) કેટલાં ઢોરો વેચ્યાં તેનો.

(છ) લીલામની ઉપજનો અને.

(ફ) તે ઉપજની વ્યવસ્થા શી રીતે કરી તેનો હીસાબ આપવો.

સદરહુ પ્રકારના હીસાબ પ્રમાણે પોતાને સ્વાધીન ઢોર થાય તથા વેચાણના અવેજમાંથી કાંઈ અવેજ બાકી રહ્યો હોય અને પોતાને મળે તે બાબત ધણીએ અથવા તેના મુખત્યારે પહોંચ આપવી.

૧૭ સદરહુ પ્રમાણે કાપી લીધેલો દંડ જે અમલદારે લીલામ કીધું હોય તે અમલદારે ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટ પાસે મોકલવો.

ચાર પુંજા કરવાનો તથા પાણી પાવાનો ખરચ ૧૬ મી કલમ પ્રમાણે કાપી લીધો હોય તે ડબાવાળાને આપવો ૧૩ મી કલમ પ્રમાણે સદરહુ પ્રકારના ખરચ બાબત જે રકમો ડબાવાળાને પહોચે તે સઘળી રકમો તેણે પાસે રાખીને ખરચ કરવો.

ઢોરના લીલામની ફાજલ ઉપજ બાબત દાવો કર્યો નહી હોય તે ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની પાસે મોકલવી, માજીસ્ટ્રેટે તે અવેજ ત્રણ મહિના સુધી અનામત રાખવો; અને તે મુદતમાં તે અવેજ બાબત કોઈ દાવો કરીને સાબીત નહી કરે તો મુદત પુરી થયા પછી આ આકટમાં આગળ કહ્યું છે તે પ્રમાણે માજીસ્ટ્રેટે તે અવેજની વ્યવસ્થા કરવી.

૧૮ દંડની તથા ઢોરના વેચાણની ઉપજ બાબત દાવો કર્યો નહી હોય તે ઉપજના અવેજની રકમો આવે તેમાથી.

(અ) સ્થાનીક સરકારના હુકમથી ડબાવાળાનો પગાર ઠરાવ્યો હોય તે આપવો.

(બ) ડબા બાંધવાનો તથા તેને ઠીકઠાક રાખવાનો ખરચ થાય તે અથવા આ આકટ અમલમાં લાવવા સંબંધી બીજા કંઇ કામ બાબત ખરચ થાય તે આપવો.

અને કાંઇ અવેજ ફાજલ રહે તો તે સ્થાનીક સરકારના હુકમ પ્રમાણે રસ્તા તથા તેઓની મરામત કરવામાં અને લોકો ઉપયોગી બીજા કામમાં ખરચવો.

૧૯ આ આકટ પ્રમાણે ઢોરનું લીલામ થાય ત્યારે પોલીસ અમલદારે અથવા આ આકટ પ્રમાણે બીજા નીમેલા અમલદારે અથવા ડબાવાળએ હસ્તે તે ઢોર ખરીદ કરવાં નહી

ડબામાં ઘાલેલું ઢોર છોડી મુકવાનો અથવા સ્વાધીન કરવાનો માજીસ્ટ્રેટે અથવા દીવાની કોરટે હુકમ કીધો નહી હોય તો ડબાવાળાએ તે ઢોર આ બાબના પહેલા ભાગમાં જે રીત કહી છે તે રીત શીવાય બીજી રીતે છોડી મુકવું નહી અથવા તે સ્વાધીન કરવું નહી.

## બાબ ૫ મો. ઢોરોને કાયદા વિરૂદ્ધ પકડયા બાબતની અથવા અટકાવી રાખ્યા બાબતની ફરીઆદ.

૨૦. જે કોઈ પણ માણસનાં ઢોરો આ આકટની રૂએ પકડયાં હોય, અથવા એ પ્રમાણે પકડીને આ આકટની વિરૂદ્ધ અટકાવી રાખ્યાં હોય તે માણસને તે ઢોર પકડવા બાબત, પકડયાની તારીખથી દસ દિવસની અંદર ગમે તે વખતે ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટને ત્યાં અથવા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને ત્યાંથી ફરીઆદ આવ્યા વગર ફરીઆદ લઇને ઇનસાફ કરવાનો અધિકાર જે માજીસ્ટ્રેટને આપ્યો હોય તે માજીસ્ટ્રેટને ત્યાં ફરીઆદ કરવાનો અધિકાર છે.

૨૧. ફરીઆદ કરવી તે ફરીઆદ કરનારે પોતાની જાતે કરવી અથવા તે બાબતની હકીકતથી પોતાની જાતે વાકેફગાર હોય એવા મુખત્યારે કરવી. તે મરજીમાં આવે તો લખીને કરવી. અથવા મુખ જુબાનીએ કરવી. મુખજુબાનીએ ફરીઆદ થાય ત્યારે તે ફરીઆદની મતલબ માજીસ્ટ્રેટે લખી લેવી.

ફરીઆદ કરનારની અથવા તેના મુખત્યારની જુબાની લીધા પછી ફરીઆદ વ્યાજબી છે એવું માનવાનું માજીસ્ટ્રેટને કારણ દેખાય તો જે માણસ ઉપર ફરીઆદ કરી હોય તેને તેણે સમન કરવો; અને તે મુકદમાની ચોકશી કરવી.

૨૨ ઢોર પકડયાં કે અટકાવી રાખ્યાં તે વાત કાયદા વિરૂદ્ધ છે એવું ઠરે તો, તેઓને પકડયા બાબત કે અટકાવી રાખ્યા બાબત ફરીઆદ કરનારને જે નુકશાન થયું હોય તે બદલ માજીસ્ટ્રેટને યોગ્ય

જણાય તે પ્રમાણે તેણે ઢોર પકડનાર કે અટકાવી રાખનાર પાસેથી ફરીયાદ કરનારને સો રૂપીઆ સુધી નુકશાનીનો બદલો અપાવવો; અને ઢોર છોડાવવાનો ફરીઆદ કરનારને જે ખરચ થયો હોય તે સઘળો ખરચ અને તેણે જે દંડ ભર્યો હોય તે સઘળો દંડ પણ અપાવવો.

અને ઢોર છોડી મુકયાં નહી હોય તો આવો નુકશાનીનો બદલો આપવાનો હુકમ કરીને વળી તે માજીસ્ત્રેટે તે ઢોર છોડી મુકવાનો અને આ આકટ પ્રમાણે લેવાનો દંડ તથા ખરચ તે ઢોર પકડી લાવનારે અથવા અટકાવી રાખનારે આપવો એવો હુકમ કરવો.

**૨૩.** ૩૨ મી કલમમાં કહેલો નુકશાનીનો બદલો તથા દંડ અને ખરચ માજીસ્ત્રેટે કર્યો હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

---

## બાબ ૬ ઠો શીક્ષા. નુકશાનીના બદલાની વસુલાત.

**૨૪** આ આકટ પ્રમાણે પકડવા લાયક જે ઢોરો પકડવાના કામમાં કોઇ માણુસ જબરાઇથી હરકત કરશે. અથવા તે પકડયા પછી તેઓને ડબામાંથી અથવા જે માણુસ તેઓને ડબામાં લઇ જતો હોય અથવા લઇ જનાર હોય તે માણુસની પાસે હોય ત્યારે અને આ આકટ ઉપરથી આપેલા અધિકાર પ્રમાણે કામ કરતો હોય ત્યારે છોડાવશે.

તેની ઉપર તે વાત માજીસ્ત્રેટની આગળ સાબિત થશે તો ઘણામાં ઘણા છ મહિના સુધી કેદની સજા કરવી, અથવા પાંચસેં રૂપીઆ સુધી દંડ કરવો અથવા એ બેઉ શીક્ષા કરવી.

**૨૫.** આ કલમ પછીની એટલે ૨૬ મી કલમ મુજબ દંડ થયો હોય અથવા જમીન ઉપર ઢોરોની પાસે અતિક્રમણ કરાવીને બીગાડ કરવાના ગુન્હા બાબત દંડ થયો હોય તે દંડ જે ઢોરોએ અતિક્રમણ કર્યું હોય તે ઢોરો અથવા તેમાંના કેટલાંએક વેચીને વસુલ કરી લેવાનો અધિકાર છે, પછી તે ઢોરો અતિક્રમણ કરતાં પકડાયાં હોય અથવા ન હોય તો પણ તે વાતની ચીતા નથી અને જે માણુસ ઉપર ગુન્હો સાબિત થયો હોય તેનાં તે ઢોર હોય અથવા અતીક્રમણ થયું હોય ત્યારે તે ઢોર ફક્ત તેને સ્વાધિનજ હોય તો પણ તે વેચવાનો અધિકાર છે,

**૨૬.** કોઇ માણુસ ડુક્કરનો ધણી અથવા રાખનારો હોય તો ગફલતથી અથવા બીજી રીતે કોઇ જમીન ઉપર અથવા પાક ઉપર અથવા જમીનની ઉપજ ઉપર અથવા હરકોઇ સાર્વજનીક રસ્તા ઉપર ઢોરોને અથવા ડુક્કરોને અતીક્રમણ કરવા દેઇને જમીનનો અથવા પાકનો અથવા જમીનની ઉપજનો અથવા સાર્વજનિક રસ્તાનો બીગાડ કરશે અથવા કરાવશે અથવા કરવા દેશે તો તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થાય એટલે તેનો પચાસ રૂપીઆ સુધી દંડ લેવો.

**૨૭.** કોઇ ડબાવાળો ૧૯ મી કલમના ઠરાવ વિરૂદ્ધ ઢોર છોડી મુકશે અથવા ખરીદ કરશે અથવા બીજાને સ્વાધીન કરશે અથવા ડબામાં ઘાલેલાં ઢોરને જોઇએ તેટલો ચાર પુંજો નાંખશે નહી અને પાણી પીશે નહી અથવા જે કામો કરવાનું તેને આ આકટમાં કહ્યું છે તેમાંનું કંઇ કામ કરવાને ચુકશે તો તે બીજી કાંઇ શીક્ષાને લાયક થશે તે શીક્ષા સિવાય વળી તેને માજીસ્ત્રેટની આગળ તેની ઉપર તે ગુન્હો સાબિત થાય તો પચાસ રૂપીઆ સુધી દંડ લેવો.

ઉપર કહેલો દંડ ડબાવાળાના પગારમાંથી કાપી લેવાનો અધિકાર છે.

**૨૮.** ૨૫ મી અથવા ૨૬ મી અથવા ૨૭ મી કલમ પ્રમાણે જે દંડ વસુલ થયો હોય તે સઘળો દંડ અને તેનો કાંઇ ભાગ ગુન્હો ઠરાવનાર માજીસ્ત્રેટની ખાતરી થાય તે રીતે સાબીત કરેલા ટોટાનો અથવા નુકશાનનો બદલો આપવામાં વાપરવાનો અધિકાર છે.

---

## બાબ ૭ મો. નુકશાની ભરી લેવા બાબતની ફરિયાદ.

**૨૯.** ઢોરે અતીક્રમણ કરવાથી જે માણુસની જમીનનો, પાકનો અથવા બીજી ઉપજનો બીગાડો થયો હોય તે માણુસને હરકોઇ મુખતીયાર કોરટમાં નુકશાન ભરી લેવા સારૂ ફરીયાદ કરવાની આ આકટ

માંહેના કોઇ ઠરાવ ઉપરથી મનાઇ છે એવું સમજવું નહિ

૩૦. ગુન્હો ઠરાવનારા માજીસ્ટ્રેટના હુકમથી સદરહુ પ્રકારના કોઇ માણસને આ આકટ પ્રમાણે બદલો આપ્યો હોય તે સદરહુ પ્રકારના મુકદમામાં જેટલા રૂપીઆનો દાવો કર્યો હોય અથવા જે રકમ તેણે નુકશાનીના બદલામાં આપવાને ઠરાવી હોય તેમાં મજરે લેઇને કાપી લેવો.

---

## બાબ ૮ મો. પુરવણી.

૩૧. સ્થાનીક સરકાર, સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે હેઠળ લખ્યા પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલે:—

(અ) તેઓ જે મુલકનો રાજ્યકારભાર ચલાવતા હશે તે મુલકના જે કોઇ ભાગમાં આ આકટ ચાલુ હશે તે ભાગના કોઇ પણ સ્થાનિક અધિકારીને તેની હકુમતને પાત્ર હોય તેવા સ્થાનીક ક્ષેત્રમાં, આ આકટ મુજબના સ્થાનીક સરકારના અથવા જીલ્લા માજીસ્ટ્રેટનાં સઘળાં કામ અથવા તે પૈકી કાંઇ પણ કામ આપવાને; અથવા;—

(બ) આ આકટની ૧૮ મી કલમ પ્રમાણે કોઇ પણ જીલ્લામાં ફાજલ ઉપજ રહે તે સઘળી ઉપજ અથવા તેનો કાંઇ પણ ભાગ તે જીલ્લામાં જે એક અથવા વધારે સ્થાનીક ક્ષેત્રો હોય તે અથવા તેઓ સારૂ જે લોકલફંડો ઉભા કરવામાં આવે તેને અથવા તેઓને ખાતે જમે કરવી એવું ફરમાવવાને મુખત્યાર છે. સદરહુ સ્થાનીક સરકાર આ કલમની રૂએ પ્રસિદ્ધ કરેલું કોઇ જાહેરનામું, સરકારી ગેઝેટમાં બીજું જાહેરનામું, પ્રસિદ્ધ કરીને ગમે તે વખતે રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે,

---

## મુંબાઇ ઇલાકાના ગામની પોલીસ બાબત નિયમ ઠરાવવા બાબતનો આકટ.

### ( વીલેજ પોલીસ આકટ. સને ૧૮૬૭ નો ૮ મો )

મુંબાઇ ઇલાકાના ગામના પોલીસ બાબત નિયમ ઠરાવવા યોગ્ય છે. વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. પોલીસનો "ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટ" તથા "પોલીસનો આસીસ્ટંટ સુપરીન્ટેન્ડેન્ટ" તથા "પોલીસ અમલદાર" તથા "જીલ્લાની પોલીસ" એ, શબ્દો આ આકટમાં જ્યાં લખ્યા છે ત્યાં તે શબ્દો ઉપરથી " સન ૧૮૬૭ ( તથા ૧૮૯૦ ના ) મુંબાઇના ડિસ્ટ્રીકટ પોલીસ આકટ " પ્રમાણે નીમેલા તે અમલદારો સમજવા.

૨ બીજી કલમ ૧૮૭૩ ના એકટ ૧૨ થી રદ થઇ છે.

૩. દર એક જીલ્લાના ગામની પોલીસના બંદોબસ્તનું કામ કમિશનરના નિબંધ તથા હુકમ પ્રમાણે જીલ્લા માજીસ્ટ્રેટે કરવું. આસીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર પ્રમાણે જે પુલેપાવર માજીસ્ટ્રેટને તાબે મુલકી કામ હોય તે માજીસ્ટ્રેટને ગામની પોલીસનો બંદોબસ્ત કરવાના કામનો હર કાંઇ ભાગ કમીશનરની મંજુરી લઇને આપવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર છે.

૪. પોલીસના કારણ સારૂ ગામના દરકોઇ પોલીસ અમલદાર ઉપર જે અખતીયાર ચલાવવાને જીલ્લાનો માજીસ્ટ્રેટ મુખત્યાર છે. તે અખતીયાર પોલીસ કમીશનરની મંજુરી લઇને ડીસ્ટ્રીકટ પોલીસ સુપરીન્ટેન્ડેન્ટને આપવાને જીલ્લા માજીસ્ટ્રેટ મુખતીયાર છે.

૫. (૧) જીલ્લા માજીસ્ટ્રેટ લખીને જે માણસને પોલીસ પટેલ નીમશે તેને સ્વાધીન દરએક ગામની પોલીસ રહેશે. અને જે માણસ મુલકી પટેલનું કામ ચલાવતો હોય તેજ માણસને જીલ્લાના માજીસ્ટ્રેટે પોલીસ પટેલ નીમવો, પણ ગામ મ્હોટું હોય તે સબબથી અથવા બીજા કાંઇ વ્યાજબી સબબથી જુદી જુદી નીમણુકો કરવી યોગ્ય છે એવું પોલીસ કમીશનરની નજરમાં આવે તો મુલકી પટેલને પોલીસ પટેલ નીમવો નહી.

(૨) નીમણુક કરતી વખતે સદરહુ માજીસ્ટ્રેટે " મુંબઇ પ્રેસીડેન્સીના તાબામાંહેના દેશમાંના વતનના

અમલદારોએ પોતાનો અમલ શી રીતે ચલાવવો તે રીત ઠરાવવા બાબત " સને ૧૮૪૩ નો ૧૧ મો આક્ટ છે તેના ઠરાવ ઉપર અને વંશપરંપરાના અમલદારોની ( એટલે વતનદારોની ) ચાકરી બાબત નીયમ ઠરાવવા વિશે બીજો કોઇ આક્ટ ચાલુ હોય તેના ઠરાવ લાગુ હોય તે પ્રમાણે તે ઠરાવ ઉપર બરાબર નજર રાખીને નીમણુક કરવી. પણ મુલકી પટેલનેજ પોલીસ પટેલ નીમ્યો નહી હોય અને તે કામ વારાફરતી અથવા બીજી રીતે કરવા બાબત એક કરતાં વત્તા જણા દાવો કરે ત્યારે તેઓમાંથી જે વધારે લાયક હોય તેને નીમવાને જીલ્લાનો માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૩) કોઇ શહેરમાં અથવા જંગોએ ( ગામની પોલીસનું ) કામ એક પોલીસ પટેલથી બરાબર રીતે ચલાવાતું નહી હોય ત્યારે કમીશનરનું અનુમત લઇને તે શહેરની અથવા જગાની જુદી જુદી તુકડી સારૂ જરૂર હોય તેટલા પોલીસ પટેલ નીમવાનો જીલ્લાના માજીસ્ટ્રેટને અધિકાર છે.

૬. પોલીસપટેલ ઉપર જીલ્લાના માજીસ્ટ્રેટની હકુમત ચાલે છે,તે શિવાય વળી જે માજીસ્ટ્રેટની હકુમતની હદની અંદર તેનું ગામ હોય તે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે તેણે કામ કરવું અને તે માજીસ્ટ્રેટ જે પત્રકો અથવા ખબર માગે તે તેને તેણે આપવી. અને ગુનહ બાબત તથા ગામની પોલીસને લગતાં સઘળાં કામ બાબત અને પોતાના ગામના લોકોની આરોગ્યતા તથા તેઓની સામાન્ય સ્થીતી કેવી છે તે બાબત હમેશાં ખબર આપ્યા કરવી પોલીસ અમલદારો પોતાના કામ સારૂ મદદ માગે તો પોલીસપટેલે જેટલી થાય તેટલી મદદ તેઓને કરવી. માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર પોલીસપટેલની ઉપર જે હુકમ તથા વારંટ મોકલે તે હુકમ તથા વારંટ તાબડતોબ માથે ચડાવીને અમલમાં લાવવાં અને સુલેહ બાબત ખબર કહાડીને ડીસ્ટ્રીકટ પોલીસને જાહેર કરવી.

અને પોતાના ગામની હદમાં ગુનાહ તથા લોકોપકારક કૃત્ય થતાં અટકાવવાનો બંદોબસ્ત રાખવો, અને ગુનેહગારોને પકડીને તેઓનો ઇનસાફ થવા સારૂ તેઓને મોકલવા.

૭. ગામના ચાકરનું ઘણું કરીને ગમે તે કામ હોય તોપણ તે સરવેની પાસે પોતાના કામમાં મદદ માગવાનો પોલીસપટેલને અધિકાર છે અને પોલીસપટેલને સઘળાં પત્રકો તથા પ્રોસીડીંગ લખીને તઇયાર કરી આપવાનું કામ ગામના વંશપરંપરાના અથવા નીમણુકી તલાટીનું છે એવું સમજવું.

૮. ચોરી નહી થાય તથા સુલેહનો ભંગ નહી થાય તથા સઘળા લોકોને તથા ગામના લોકોને ઇજા થાય તેવા કામો નહી થાય તેવો બને તેટલો બંદોબસ્ત રાખવા સારૂ ગામના ચાકર લોકોની વ્યવસ્થા પોલીસપટેલે કરવી અને તે ચાકર લોકોમાંથી કોઇ માણુસ ગેર રીતે ચાલે અથવા ગફલત કરે તો તે સઘળી વાત પોલીસપટેલ જે માજીસ્ટ્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ટ્રેટને તેણે જાહેર કરવી.

૯. પોલીસપટેલ અથવા પોલીસનું કામ પડે ત્યારે ગામના ચાકરોમાંથી જે માણુસને તે કામ કરવું પડે તે માણુસ પોલીસનું કામ કરવામાં ગફલત અથવા આળસ કરશે તો પહેલા વર્ગના માજીસ્ટ્રેટના હુકમથી તે માણુસ તેમના વાર્ષિક પગારના ચોથા ભાગ કરતાં વધારે ન હોય તેવા હરકોઇ જો તે ફરજ અથવા નિયમના ભંગ માટે અથવા આવા માજીસ્ટ્રેટને ભારે શિક્ષા કરવાની જરૂર જણાય તેવી કોઇ ગેર વર્તણુક માટે દોષિત હશે તો, તેવા આરોપની ચોકશી ચાલતા દરમ્યાન તેઓ તેને સસ્પેન્ડ કરવા મુખત્યાર છે અને તેવી ચોકશી પુરી થઇ રહ્યા પછી, તેવી શિક્ષાને પાત્ર થાય તેવા ગેરવર્તણુક માટે આવો માજીસ્ટ્રેટ તેને દોષિત માને તો છ મહોના કરતાં વધારે ન હોય તેવી વધારે મુદત માટે તેને સસ્પેન્ડ કરવા અથવા તેને બરતરફ કરવા તેવો માજીસ્ટ્રેટ મુખત્યાર છે. પરંતુ એવું ઠરાવ્યું છે કે, પટેલના દરજ્જાનો કોઇપણ શખસ જો વંશપરંપરાના આકટના ઠરાવોની રૂઇએ વહીવટદાર હોય તો તેને સરકારની મંજુરી વગર આ કલમ પ્રમાણે બરતરફ કરવો નહી.

૯. આ ગઇ છેલી કલમમાં કહેલી કોઇપણ વાતથી, કોઇપણ પોલીસપટેલ અથવા ગામ નોકરના બીજા માણુસની, તેના સામે જે ફોજદારી ગુન્હાનું તહોમત રાખેલ હોય તે બાબતમાં ફોજદારી કામ ચાલવાની જવાબદારીને અસર થતી નથી.

૧૦. ગામની હદમાં ગુનોહ કરીને ગુનેગાર નાશી ગયો હોય અથવા માલમ પડતો નહી હોય તો પોલીસપટેલે પોતાનું ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણાના અમલદારને તાબડતોબ

ખબર મોકલવી, અને પોતાની જાતે ચોકસી કરવા માંડવી. અને તે બાબત જે પુરાવો મળે તે લઇને સદરહુ અમલદારની પાસે તેણે મોકલવો.

**૧૧.** (૧) ગામની હદમાં કોઇ માણુસ કમોતે અથવા અકસ્માત મરણ પામે અથવા કોઇનું મડદું જડે તો પોલીસ પટેલે તે ગામના અથવા આસપાસના બે અથવા વત્તા હુંશીઆર માણસોને પંચાતનામું કરવા તાબડતોબ બોલાવીને એકઠા કરવા, પછી તે માણસોએ મરણના કારણની તથા તેને લગતી સઘળી હકીકતની ચોકશી કરીને લખેલો રીપોર્ટ કરવો. તે રીપોર્ટ પોલીસ પટેલે તે ગામ જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને તુરત પહોંચતો કરવો.

(૨) પોલીસ પટેલ કોઇ માણસને સદરહુ પ્રકારની પંચાતમાં બેસવાનું કહે તે માણસ વાજબી કારણ વગર પંચાતમાં બેસવાની ના કહેશે અથવા ગફલત કરશે તો તે ગુનોહ તેની ઉપર માજીસ્ત્રેટની આગળ સાબિત થયા પછી તે ઘણામાં ઘણા પચાસ રૂપીઆ સુધી દંડને અથવા દંડ નહીં આપશે તો એક મહિના સુધી કેદની સજાને લાયક થશે.

(૩) કાયદા વિરૂદ્ધ રીતે મરણ થયું છે એવું પંચાતનામાની હકીકત ઉપરથી જણાય તો પોતાનું ગામ જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને પોલીસ પટેલે તાબડતોબ સુચના કરવી. અને મોકલતાં રસ્તામાં મડદું કોહી જવાની ધાસ્તી નહી હોય તો પાસેના સીવીલસરજનની પાસે એવે પ્રસંગે મુડદાં તપાસવાને વઇદ ખાતાના જે અમલદારને સરકારે નીમ્યો હોય તેની પાસે મુડદું તરત મોકલી દેવું. પછી તે સીવીલ સરજને અથવા વઇદક ખાતાના બીજા અમલદારે મરણનું કારણ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો. મુડદું મોકલશું તો કોહી જશે અને તેની તપાસ કરવાથી કાંઇ ફાયદો થશે નહી અને ઉલટો ધોકો પહોંચશે. એવા સબબથી પોલીસ પટેલથી મુડદુ મોકલી શકાતું નહી હોય ત્યારે જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં તેનું ગામ હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે અમલદાર અને તેણે પોતાના તાબા માંહેના અમલદારોમાંથી કોઈ અમલદારને મોકલ્યો હોય તે અમલદાર અથવા માજીસ્ત્રેટ મુડદું બાળવાનો અથવા દાટવાનો હુકમ આપે ત્યાં સુધી પોલીસ પટેલે તે મુડદું બાળવાની અથવા દાટવાની રજા આપવી નહિ.

**૧૨.** (૧) પોતાના ગામના ફલાણા માણસે મોહોટો ગુન્હો કર્યો છે એવું માનવાનો સબબ હોય તો તેને પોલીસ પટેલે પકડવો. અને પુરાવાના કામમાં આવે તેવી જે જણસો સુદ્ધાં તે માણસને પોતાનું ગામ જે પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે પોલીસ અમલદારની પાસે મોકલવો.

(૨) ઉપર કહ્યા પ્રમાણે પકડેલા માણસને ૨૪ કલાકની અંદર જે ડીસ્ત્રીકટ પોલીસ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણામાં મોકલવો.

**૧૩** (૧) જે મુકદમામાં શીક્ષા કરવાનો પોતાનો અધિકાર નહી હોય તે મુકદમાની પોતાના કામના સબબથી પોલીસ પટેલને ચોકશી કરવી પડે તે કરતી વખતે સાહેદીને બોલાવીને તેઓને પુછવાનો તથા તેઓની પાસે સત્ય સ્મરણ પૂર્વક પ્રતિજ્ઞા કરાવીને તેઓની જુબાની લેવાનો અખ્તેયાર અને સંતાડેલી જણસોને માટે ઝાડો લેવાનો અધિકાર પોલીસ પટેલને છે. પણ રહેવાના ઘરનો ઝાડો ઘણીજ અગત્ય નહી હોય તો પોલીસ પટેલે સુરજ આથમે ત્યારથી તે સુરજ ઉગે ત્યાં સુધી લેવો નહી.

(૨) ઝાડો લેવા સારૂ અથવા ફલાણું માણસ ગુનેગાર છે એવું લાગતું હોય તે માણસનો પીછો લેવા સારૂ બીજા ગામની હદમાં જઇને કામ કરવાનો પણ અખ્તીકાર પોલીસ પટેલને છે. પણ તે બાબત તેણે તે ગામના પોલીસ પટેલને તાબડતોબ ખબર કરવી. અને તે ગામના પટેલે થાય તેટલી તેને મદદ કરવી. અને ઝાડો લેવાનું અથવા પાછળ દોડવાનું કામ ચલાવવાનો જોખમ તે બીજા ગામના પટેલને માથે છે.

**૧૪.** પોતાના ગામની હદમાં હલકી મારામારી અથવા ગાળાગાળી કરવાનું કોઇ માણસ ઉપર તોહોમત આવ્યું હોય તો તેનો ઈનસાફ કરવાનો અને ગુનોહ સાબીત થાય તો તેને ઘણામાં ઘણા ૨૪ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો પોલીસ પટેલને અખતીયાર છે. પણ ગુન્હો થયા પછી આઠ દહાડામાં ફરીયાદ થવી જોઇએ.

**૧૫** (૧) જે ગામના તમે પોલીસ પટેલ છો તે ગામની હદમાં હેઠળ લખેલા ગુન્હામાંથી હરકોઇ ગુન્હાનું એટલે ચોરીના માલની આંકેલી કીંમત બે રૂપિઆ ઉપર નહી હોય તેવી હલકી ચોરીનું, અથવા અપક્રિયાથી થયેલું નુકશાન બે રૂપિઆ કરતાં વત્તા રૂપિયાનું નહી હોય તેવી અપક્રિયા કીધાનું અથવા તમે પોતાની જાતે કાયદેસર હુકમ આપ્યો હોય તે હુકમને હરકત કરવાનું અથવા તે હુકમ માનવાની ના કહેવાનું તોહોમત કોઇ માણસ ઉપર આવે તો તેનો ઇનસાફ તમોએ કરવો એવી સનંદ પોલીસ પટેલનું કામ કરનારા માણસને આપવાનો અધિકાર જીલ્લાના માજીસ્ત્રેટને છે.

(૨)—અને ઉપર કહેલા કામોમાંનું હરકોઇ કામ કરવાની સાબિતી પોતાની આગળ જે માણસ ઉપર થશે તેને પાંચ રૂપિઆ સુધી દંડ કરવાનો અથવા ઘણામાં ઘણી અડતાળીસ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો અધિકાર, સદરહુ પ્રમાણે જે પોલીસ પટેલને અખત્યાર મળ્યો હોય તે પટેલને છે. કાયદાસર હુકમને હરકત કરી હોય અથવા તે પ્રમાણે ચાલવાની ના કહી હોય તે પ્રસંગે દંડ નહિ આપે તોજ કેદ કરવો.

**૧૬.** પોલીસ પટેલને ૧૫ મી કલમની ૧ લી રકમ પ્રમાણે અખત્યાર આપવામાં આવશે, ત્યારે અને જ્યાં સુધી તેને તે અખત્યાર હશે ત્યાં સુધી તેને હેઠળ લખેલો અધિકાર પણ છે એવું સમજવું. એટલે હેઠળ લખેલું હરકોઇ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કોઇ માણસ કરશે તો તેને એક રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા દંડ નહી આપશે તો ગામને ચોરે ઘણામાં ઘણા બાર કલાક સુધી કેદ રાખવાનો અધિકાર અને સદરહુ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કરવાનું જારી રાખવાની અથવા ફરીથી કરવાની મના કરવાનો પોલીસ પટેલને અધીકાર છે એમ સમજવું.

(૧.) કોઇ માણસ કોઇ જનાવરને મનમાં આવે તેમ અવીચારથી અથવા નીર્દયપણે બબડશે અથવા તેનો ગેર ઉપયોગ કરશે અથવા તેની ઉપર જુલમ કરશે તે.

(૨.) સાર્વજનીક કુવો અથવા તળાવ અથવા હવાડો જે કામ સારૂ નીમ્યો હોય તે કામમાં ઓછો ઉપયોગી પડે તેવી રીતે તેમાં કોઇ માણસ નાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા કરાવશે તે.

(૩.) કોઇ માણસ મના કરેલી જગાએ કચરો અથવા ગોઝવાડ કે પુંજો મુકશે તે.

(૪.) કોઇ માણસ હરકોઇ સાર્વજનીક રસ્તામાં અથવા મોહોલામાં અથવા મારગમાં અથવા રાહદારીની જગાએ ઝાડો પેસાબ કરીને ગંદકી કરશે. અથવા દારૂ વગેરે પીને તોફાન અથવા મસતી કરશે, અથવા પોતાનાથી પોતાની સંભાળ નહિ થાય તેવો થઇ જશે તે.

(૫.) પાસે રહેનારાઓને તથા આવનાર જનાર લોકોને કંટાળો આવે તે રીતે ટાંકીમાં અથવા ઉકરડામાં અથવા તેવાજ બીજા કશામાં કોઇ માણસ ગોઝો પદારથ પાકાં કારણ વગર જાણી જોઇને એકઠો થવા દેશે અથવા કોઇ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી અથવા સંડાસમાંથી અથવા બીજા તેવા કશામાંથી લોકોને આવવા જવાની જગોએ ગોઝો પદારથ પાકાં કારણ વગર જાણી જોઇને રહેવા દેશે, અથવા જે તળાવ અથવા હોજ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાસામાં જે વેહેળામાંથી પાણી આવતું હોય તે વેહેળામાં મુએલું જનાવર નાંખ્યાથી લોકોને ઉપદ્રવ થાય તે જગોએ નાંખશે તે.

**૧૭.** આ આકટની ૧૪ મી, ૧૫ મી, અને ૧૬ મી, કલમ પ્રમાણે કામ ચલાવવું હોય તે પક્ષકારોના દેખતાં મહોડે ચલાવવું; ગુન્હો સાબીત થવાનું દફતરમાં લખ્યા પહેલાં ગમે તે, વખતે ફરિયાદ કહાડી નાંખવાનો અધિકાર ફરિયાદ કરનારને છે. પક્ષકારોના નામો તથા પોતાનો અભિપ્રાય તથા શીક્ષાનો ઠરાવ અથવા હુકમ અથવા ફરિયાદ કહાડી નાંખવાની વાત તથા કામ ચલાવ્યાની તારીખ પોલીસ પટેલે દફતરમાં લખવી, અને જીલ્લાનો માજીસ્ત્રેટ ફરમાવે તે નમુના પ્રમાણે તથા તે રસ્તે તથા તે વખતે તે દફતર ( પોલીસ ) પટેલ જે માજીસ્ત્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ત્રેટને તેણે મોકલવું.

**૧૮.** આ આકટની ૧૫ મી કલમ પ્રમાણે સનંદ આપી હોય તે સનંદ કમિશનરની મંજુરી લઇને પછી હુકમ લખીને સઘળી અથવા થોડી ઘણી રદ કરવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**૧૯.** પોતાના ગામમાં જે બેવારસી માલ જડયો હોય તે સઘળો માલ અથવા સન ૧૮૬૭ ના મુંબઇના ડીસ્ટ્રીકટ પોલીસ આકટના ઠરાવ પ્રમાણે પોતાને જે માલ આપ્યો હોય તે સઘળો માલ પોલીસ પટેલે પોતાને સ્વાધીન રાખવો; અને પોલીસ પટેલ જે માજીસ્ટ્રેટના તાબામાં હોય તે માજીસ્ટ્રેટને તેણે રીપોર્ટ કરવો, અને સદરહુ માજીસ્ટ્રેટ હુકમ કરે તે પ્રમાણે કરવું, પણ "ઢોરોના અતિક્રમણ બાબત" સને ૧૮૭૫નો ૩ જો આકટ છે તેમાં કહેલા પ્રકારનો તે માલ હોય તો તે આકટમાં કહ્યા પ્રમાણે પોલીસ પટેલે ચલાવવું.

**૨૦.** આ આકટમાં જે ગુન્હા બાબત શીક્ષા ઠરાવી છે તે ગુન્હા બાબત બીજા કોઇ કાયદા પ્રમાણે અથવા આકટ પ્રમાણે કોઇ માણસ ઉપર ફરિયાદ કરવાની મના છે એવો આ આકટના કોઈ ઠરાવનો અર્થ કરવો નહીં, અથવા તેવા ગુન્હા બાબત આ આકટમાં શિક્ષા ઠરાવી છે તેથી બીજી કાંઇ જુદી અથવા વત્તી શિક્ષા બીજા કોઇ કાયદા ઉપરથી અથવા આ આકટ ઉપરથી થવાને તે માણસ લાયક નથી એવો પણ અર્થ કરવો નહીં. પણ એવું ઠરાવ્યું છે કે એકના એક ગુન્હા બાબત કોઇ માણસને બે વાર શિક્ષા થશે નહિ.

**૨૧.** પોલીસ પટેલ જરૂરીનાં કામને લીધે ગામમાંથી ગેરહાજર હોય તે સબબથી અથવા એકાએક માંદો પડયાથી અથવા બીજા કાંઇ સબબથી તેનાથી પોતાનું કામ નહી થાય ત્યારે તેણે પોતાનું કામ પોતાનો કોઇ કુટુંબી લાયક હોય તેને સોંપવું. અથવા કોઇ કુટુંબી લાયક નહી હોય તો બીજા કોઇ લાયક માણસને સોંપવું અને પોતે જે માજીસ્ટ્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ટ્રેટને તે બાબત તાબડતોબ રીપોર્ટ કરવો. અને જે માણસને કામ સોંપ્યું હોય તે માણસે પોલીસ પટેલનું કામ કરવું નહિ, એવો માજીસ્ટ્રેટને ત્યાંથી હુકમ આવે ત્યાં સુધી તેણે ગુન્હેગારનો ઇન્સાફ કરી શીક્ષા કરવાના કામ સિવાય પોલીસ પટેલનું સઘળું કામ કરવું.

**૨૨.** આ આકટમાં "ડીસ્ટ્રીકટ પોલીસ થાણું" આ શબ્દો લખ્યા છે તેમાં જે પોલીસ અમલદારને સ્વાધીન થાણું હોય તે પોલીસ અમલદારના મુલકની હદમાંના ગામનો અથવા જગાનો સમાસ થાય છે એવું સમજવું.

**૨૩.** મી કલમ ૧૮૭૬ ના એકટ ૧૨ થી રદ થઇ છે.

**૨૪.** આ આકટને "સન ૧૮૬૭ નો મુંબાઇની ગામની પોલીસનો આકટ કહેવો.

---

## હિંદુસ્તાનનો પોલીસ એકટ (સને ૧૮૬૧ નો આકટ ૫ મો)

**૧.** હેઠળ લખેલા શબ્દોનો તથા વાકયોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો; પણ તેવા અર્થને વિષય ઉપરથી અથવા સંબંધ ઉપરથી બાધ આવતો હોય તો તેવો અર્થ સમજવો નહીં.

જીલ્લાનો કારભાર ચલાવવાનું કામ જે મુખ્ય અમલદારને સોંપ્યું હોય, અને જે માજીસ્ટ્રેટનો અધિકાર ચલાવતો હોય તે મુખ્ય અમલદારના હોદાનું ગમે તે નામ હોય તોપણ "જીલ્લા માજીસ્ટ્રેટ" આ શબ્દ ઉપરથી તે અમલદારનો બોધ થાય છે એવું સમજવું. જનરલ પોલીસના જીલ્લાનાં જે માણસો માજીસ્ટ્રેટનો સઘળો અથવા હરકોઇ અધિકાર ચલાવતા હોય તે સર્વનો "માજીસ્ટ્રેટ" આ શબ્દમાં સમાસ થાય છે એવું સમજવું. આ આકટ પ્રમાણે જે માણસો ચાકરીએ રાખવામાં આવે તે સઘળાંનો "પોલીસ" આ શબ્દમાં સમાસ થાય છે એવું સમજવું.

જે પ્રેસીડેન્સીમાં, અથવા પ્રાંતમાં અથવા જગામાં અથવા પ્રેસીડેન્સીમાં અથવા પ્રાંતમાં અથવા જગાના જે ભાગમાં આ આકટ ચાલુ થશે તે પ્રેસીડેન્સી અથવા પ્રાંત, અથવા જગા, અથવા પ્રેસીડેન્સીનો અથવા પ્રાંતનો અથવા જગાનો ભાગ મળી જનરલ પોલીસનો જીલ્લો થાય છે એવું સમજવું.

"ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ" અને "ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ પોલીસ" એ શબ્દોની અંદર, હરકોઇ આસીસ્ટંટ ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ અથવા સ્થાનીક સરકારના સામાન્ય અથવા ખાસ હુકમથી આ આકટની રૂએ હરકોઇ ડિસ્ટ્રિકટમાં ડિસ્ટ્રિકટ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની હરકોઈ ફરજ બજાવવા માટે નીમાયેલ બીજા માણસનો સમાવેશ થાય છે. હરકોઇ જંગમ માલનો અથવા નાંણાનો અથવા નાંણાના દસ્તા

વેજનો સમાસ, "માલ" આ શબ્દમાં થાય છે એવું સમજવું.એક વચની શબ્દોમાં અનેક વચનનો, અને અનેક વચની શબ્દોમાં એક વચનનો સમાસ થાય છે એવું સમજવું. પુલીંગ શબ્દોમાં સ્ત્રીઓનો સમાસ થાય છે એવું સમજવું.

માણુસ—આ શબ્દમાં મંડળીનો, અથવા સનંદી મંડળીનો સમાસ થાય છે એમ સમજવું.

મહિનો આ શબ્દનો અર્થ કયાલેંડર મહિનો સમજવો.

"ઢોરો" આ શબ્દમાં શિંગડાવાળાં ઢોરોનો સમાસ થાય છે તે શિવાય હાથીનો તથા ઉંટનો, તથા ઘોડાનો તથા ગધેડાનો, તથા ખચ્ચરનો, તથા ઘેટાનો તથા બકરાંનો, તથા ડુકકરોનો સમાસ થાય છે એવું સમજવું.

૨—ઠેકાણુ ઠેકાણુંની સરકારના તાબામાં પોલીસના લોક હોય તે સઘળા મળીને આ આકટના કારણુ સારૂ એકજ પોલીસ ફોજ થાય છે એવું સમજવું. અને તેઓનાં નામો પદ્ધતી પ્રમાણે પત્રકમાં દાખલ કરવાં, અને ઠેકાણુ ઠેકાણુની સરકાર ઈંડીયાના ગર્વનર જનરલ ઇન કોંન્સીલની મંજુરી લઇને વખતે વખત હુકમ કરે તે પ્રમાણે સદરહુ ફોજમાં અમલદાર તથા માણુસો રાખવાં, તથા તે ફોજની ગોઠવણુ કરવી, તથા તે ફોજના માણુસોનો પગાર આપવો.

૩—જનરલ પોલીસનો જીલ્લો જે સરકારના તાબામાં હોય તે સરકાર જીલ્લાની પોલીસની તપાસ રાખશે; અને ઈંડીયાના ગવરનર જનરલ ઇન કૌન્સીલના હુકમ પ્રમાણે તે સરકારે તે તપાસ રાખવી; અને પોલીસના હરકોઇ કામ ઉપર કોઇને નીમવા બાબત અથવા તેની જગાએ બીજાને નીમવા બાબત, અથવા તેની ઉપર હુકમ ચલાવવા બાબત કોઇ માણુસને, અથવા અમલદારને, અથવા કોર્ટને ઠેકાણું ઠેકાણુંની સરકારે આ આકટના ઠરાવ પ્રમાણેજ મુખત્યારી આપવી, બીજી રીતે આપવી નહીં.

૪—જનરલ પોલીસના જીલ્લાની પોલીસનો કારભાર, પોલીસનો ઇન્સ્પેકટર જનરલ આ નામના અમલદાર નીમીને તેને, અને ઠેકાણું ઠેકાણુંના સરકારના નજરમાં આવે તેટલા ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલને તથા આસિસ્ટંટ ઇન્સ્પેકટર જનરલને સોંપવો. જીલ્લાના માજીસ્ટ્રેટના હકુમતના સ્થલ સીમાના પોલીસનો કારભાર ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટન્ડેટને અને ઠેકાણું ઠેકાણુંનો સરકારને જરૂર દેખાય તેટલા આસીસ્ટંટ ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટને સોંપવો અને સદરહુ માજીસ્ટ્રેટ તેઓની તપાસ રાખશે. ઇન્સ્પેકટર જનરલને તથા ઉપર કહેલા બીજા અમલદારને વખતે વખત ઠેકાણુ ઠેકાણુની સરકારે નીમવા, અને તેને કામ ઉપરથી બરતરફ કરવાને પણુ તે.સરકાર મુખત્યાર છે.

૫—પોલીસના ઇન્સ્પેકટર જનરલને જનરલ પોલીસના જીલ્લામાં માજીસ્ટ્રેટના સઘળા અધિકાર છે એવું સમજવું પણુ તે અધિકાર તેણે ઠેકાણુ ઠેકાણુની સરકાર વખતો વખત મર્યાદા ઠરાવે તે મર્યાદા પ્રમાણે ચલાવવા.

છઠી કલમ ૧૮૮૨ ના આકટ ૧૦ થી રદ થઇ છે.

૭—આ આકટની ૪ થી કલમમાં કહેલા પોલીસ અમલદાર સીવાય બીજા સઘળા પોલીસ અમલદારને, ઠેકાણા ઠેકાણુની સરકાર વખતો વખત કાનુનો ઠરાવશે તે પ્રમાણે નીમવાને પોલીસના ઇન્સ્પેકટર જનરલ, તથા ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલ તથા આસીસ્ટંટ ઇન્સ્પેકટર જનરલ, તથા ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટ મુખત્યાર છે. આ અમલદારોને સદરહુ કાનુન પ્રમાણે હેઠળ લખ્યા મુજબ કરવાનો અધિકાર છે, એટલે ફલાણો પોલીસ અમલદાર પોતાનું કામ કરવામાં સુસ્ત છે અથવા ગફલત કરે છે, અથવા કામને લાયક નથી એવું પોતાની નજરમાં આવે તેને ગમે તે વખતે બરતરફ કરવાનો, અથવા કામ ઉપરથી મોકુફ કરવાનો, અથવા તેને ઓછા પગાર ઉપર નેમવાનો અધિકાર છે. ( અથવા જે પોલીસ અમલદાર તેની ફરજ બેદરકારીથી અથવા ગફલતાઇ ભરેલી રીતે અદા કરશે અથવા જે તેના હરકોઇ કૃત્યથી સદર ફરજ અદા કરવાને લાયક થશે તેને નીચેની શીક્ષાઓમાંની હરકોઇ એક અથવા વધારે શિક્ષા. એટલે કે, (અ) એક મહીનાના પગાર કરતાં વધારે નહોય તેવી હરકોઇ રકમનો દંડ, (બ) પંદર દીવસ કરતાં વધારે નહીં એટલી મુદત સુધી કવોરટરમાં કેદ, (ક) સારી વર્તણુંક બદલનો પગાર છીનવી લેવાની, ( ડ ) અથવા કોઇ પણુ કિર્તિ અથવા ખાસ લાભના હોદા ઉપરથી દુર કરવાની શિક્ષા કરવાને મુખત્યાર છે )

૮—સદરહુ પ્રકારના દરએક પોલીસ અમલદારની નેમણુંક થશે, એટલે તેને આ આક્ટને જોડેલા નમુના પ્રમાણે ઇન્સપેકટર જનરલના શિક્કાનો અથવા ઇનસ્પેકટર જનરલ જે બીજા અમલદારને નીમે તેના શિક્કાનો દાખલો આપવો. તે જે માણસને મળ્યો હોય તે માણસને તે દાખલા ઉપરથી પોલીસ અમલદારનો અધિકાર, તથા કામ, તથા હક મળે છે એવું સમજવું. તે દાખલામાં લખેલો માણસ પોલીસ ફોજની ચાકરી ઉપરથી મોકુફ અથવા બરતરફ થશે, અથવા બીજી રીતે કામ ઉપરથી દુર થશે. એટલે તે દાખલો રદ થશે એવું સમજવું, અને સદરહુ પ્રકારના માણસની ઉપર જે અમલદાર હોય તેને સ્વાધીન અથવા દાખલો લઇ લેવાનો અધિકાર જે અમલદારને આપ્યો હોય તેને સ્વાધીન તે દાખલો તાબડતોબ કરવો જોઇએ.

તે દાખલામાં લખેલો માણસ કોઇ પણ કારણથી પોલીસ અમલદાર તરીકે બંધ થશે એટલે તે દાખલો રદ થશે, અને તે તેવા અમલદાર તરીકે બંધ થાય કે તરતજ, જે અમલદારને તે દાખલો લઇ લેવાનો અધિકાર હોય તેને તે દાખલો તાબડતોબ સ્વાધીન કરવો જોઇએ. પોલીસ અમલદારને હોદ્દા ઉપરથી મોકુફ કર્યો હોય તેટલા ઉપરથી તે પોલીસ અમલદાર તરીકે બંધ થશે નહીં. આવી બરતરફીની મુદ્દત દરમ્યાન, પોલીસ અમલદાર તરીકે તેને જે અધિકાર, ફરજો અને હક હોય તે બંધ પડશે, પરંતુ તેને મોકુફ કરવામાં આવેલ નહોય તેવીજ રીતે તેજ જવાબદારીઓ, એને શિક્ષા તથા તેજ અધિકારોને પાત્ર રહીને તે પોલીસ અમલદાર તરીકે ચાલુ રહેશે.

૯—ડિસ્ટ્રકટ સુપરીનટેંન્ડેટે ખસુસ કરીને પરવાનગી આપ્યા વગર અથવા પરવાનગી આપવાનો અધિકાર જે બીજા અમલદારને હોય તેણે આપ્યા વગર કોઇ પોલીસ અમલદારથી પોતાના હોદ્દાનું કામ છોડાશે નહી, અથવા ચાકરીનું રાજીનામું આપવાના ઇરાદાની ઓછામાં ઓછા બે મહિના આગમચ પોતાના ઉપરી અમલદારને સુચના લખીને આપી નહીં હશે તો ડિસ્ટ્રિકટ સુપરીનટેંડેટની રજા વગર પોતાની ચાકરીનું રાજીનામું અપાશે નહી.

૧૦—આ આકટ પ્રમાણે પોલીસ અમલદારનું જે જે કામ હોય તે શિવાય બીજી કંઇ ચાકરી અથવા કામ તેણે ઇનસ્પેકટર જનરલની ખસુસ કરીને લખેલી પરવાનગી લીધા વગર કબુલ કરવું નહીં.

૧૧ મી કલમ ૧૮૭૪ ના એકટથી રદ થઇ છે.

૧૨—પોલીસ ફોજ કરવા બાબત તથા તેના વર્ગ તથા તેના ભાગ ઠેર ઠેર નીમવા બાબત અને પોલીસ ફોજના માણસોએ કયાં રહેવું તે બાબત અને તેઓએ કયાં કયાં કામો વિશેષે કરીને કરવાં તે બાબત અને તેઓને ઝડતી લેવા બાબત હથીયારો વીગેરે સરંજામ આપવા બાબત, અને તેઓએ ખબર બાતમી કાઢીને જાહેર કરવી તે બાબત પોતાને યોગ્ય લાગે તેવા હુકમ તથા કાનુનો ઠેકાણું ઠેકાણાંની સરકારની મંજુરી લઇને વખતો વખત કરવાનો અધિકાર પોલીસના ઇન્સ્પેકટર જનરલને છે અને કામ ગેર રીતે નહી થવા બાબત અથવા કામમાં ગફલત નહીં થવા બાબત તથા પોલીસ ફોજ પોતાનું કામ સારી રીતે કરે તે પ્રમાણે તે ફોજને હુશીયાર કરવા બાબત પોતાને યોગ્ય લાગે તેવા બીજા હુકમ તથા કાનુનો વખતો વખત કરવાનો પોલીસના ઇન્સ્પેકટર જનરલને અધિકાર છે.

૧૩—જનરલ પોલીસના જીલ્લામાં કોઇ ઠેકાણે સામાધાન રાખવા સારૂ વળી બીજા પોલીસ અમલદાર મોકલવાની જરૂર છે એવો સબબ લખીને કોઇ માણસ અરજી કરે તો તે પ્રમાણે વળી બીજા પોલીસ અમલદાર યોગ્ય દેખાય તેટલી મુદ્દત સુધી મોકલવાને પોલીસના ઇન્સ્પેકટર જનરલ, અથવા ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલ, અથવા આસીસ્ટંટ ઇન્સ્પેકટર જનરલ મુખત્યાર છે અને જીલ્લા માજીસ્ટ્રેટનો હુકમ લઇને તે પ્રમાણે કરવાને ડીસ્ત્રિકટ સુપરીન્ટેન્ડન્ટ મુખત્યાર છે; સદરહુ પ્રકારની ફોજ ઉપર ડિસ્ત્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટનોજ હુકમ ચાલશે, અને તેનો ખર્ચ અરજ કરનારા માણસે આપવો જોઇએ. ઇન્સ્પેક્ટર જનરલને અથવા ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલને અથવા આસિસ્ટંટ ઇન્સ્પેકટર જનરલને, અથવા ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટને એક મહિનો આગમચ લખેલી સુચના આપીને, સદરહુ પ્રમાણે મોકલેલો પોલીસ અમલદાર ઉઠાવી લેવો એવું કહેવાનો જે માણસની અરજી ઉપરથી સદરહુ પ્રમાણે અમલદાર મોકલ્યો હોય તેને અધિકાર છે, અને સદરહુ પ્રકારની સુચનાની મુદ્દત પુરી થાય એટલે સદરહુ પ્રકારનાં વખતાં

માણસોના ખર્ચનો ભાર તે માણસને માથેથી ઉતરે છે એવું સમજવું.

૧૪—લોઢાના રસ્તાનું અથવા નેહરનું અથવા બીજું સાર્વજનીક કામ અથવા કારખાનું અથવા વેપારનું કામ મુલકના કોઇ ભાગમાં ચાલશે, અથવા ચાલતું હશે, અને તે કામ ઉપર અથવા કારખાના ઉપર રાખેલા માણસની ચાલચલગતથી, અથવા તે ફલાણી રીતે ચાલશે એવું લાગવાથી તે ઠેકાણે વધતી પોલીસ ફોજ રાખવાની જરૂર છે એવું ઇન્સપેક્ટર જનરલની નજરમાં આવશે ત્યારે ઠેકાણા ઠેકાણાની સરકારનું અનુમત લઇને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે, એટલે વધતી ફોજ તે ઠેકાણે મોકલવાનો તથા જરૂર હોય ત્યાં સુધી તે ફોજ ત્યાં રાખવાના અને જે માણસને સ્વાધિન તે કામ અથવા કારખાનું અથવા થેધાર ચલાવવાનો અવેજ હોય તે માણસ ઉપર, સદરહુ પ્રમાણે વધતી ફોજ રાખવાની જરૂર પડી હતી તે ફોજના પગાર સારૂ વખતો વખત લખીને નાણું મંગાવવાનો અધિકાર છે, અને સદરહુ પ્રમાણે લખી મોકલે એટલે તે માણસને અવેજ આપવો જોઇએ.

૧૫—( ૧ ) સરકારી ગેઝેટમાં અથવા સ્થાનીક સરકાર હુકમ કરે તેવી બીજી રીતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને, પોતાના તાબાના હરકોઇ ક્ષેત્રફળમાં ફીસાદ થયેલી અથવા જોખમકારક સ્થિતિમાં જણાયેલ છે, અથવા તેવા ક્ષેત્રફળના રહેવાશીઓ અથવા તેઓમાંના હરકોઇ વર્ગ અથવા જાતની વર્તણુક ઉપરથી પોલીસની સંખ્યા વધારવાની જરૂર છે એમ ઠરાવવા સ્થાનિક સરકારને અધિકાર છે.

( ૨ ) સ્થાનીક સરકારે તે પ્રમાણે ઠરાવ્યા ઉપરથી પોલીસના ઇન્સ્પેક્ટર જનરલને અથવા આ બાબતમાં સ્થાનીક સરકારે અધિકાર આપેલ હોય તેવા બીજા અમલદારને સ્થાનીક સરકારની મંજુરીથી તેવા જાહેરનામામાં જણાવેલા ક્ષેત્રફળમાં મામુલ પ્રમાણે રાખવાની પોલીસ ફોજ રાખવાનો અધિકાર છે.

( ૩ ) આ કલમની પેટા કલમ ૫ માં જણાવેલા નીયમોને પાત્ર રહીને આવી વધારાની પોલીસનો ખર્ચ તે જાહેરનામામાં જણાવેલા ક્ષેત્રફળના રહેવાસીઓએ ખમવો પડશે.

( ૪ ) પોતાને જરૂર જણાય તેવી ચોકસી કર્યા પછી, ડિસ્ટ્રિકટના માજીસ્ટ્રેટ, ઉપર કહ્યા પ્રમાણે ખર્ચ સોસવાને જવાબદાર હોય તેવા રહેવાશીઓ કે જેઓને હવે પછીની પેટા કલમ પ્રમાણે માફી આપી ન હોય તેવા રહેવાશીઓ દરમ્યાન આવા ખર્ચની વહેંચણી કરશે.

( ૫ ) આવા રહેવાશીઓ પૈકી હરકોઇ માણસ, વર્ગ અથવા જાતને તેવા ખર્ચના હરકોઇ ભાગની જવાબદારીમાંથી મુક્ત કરવા સ્થાનિક સરકારને અધિકાર છે.

( ૬ ) આ કલમની પેટા કલમ ૧ પ્રમાણે પ્રસિદ્ધ કરેલા હરએક જાહેરનામામાં, તે અમલમાં રહેવાની મુદત ઠરાવવી જોઇએ, પરંતુ તે હરકોઇ વખતે પાછું ખેંચી લઇ શકાશે અથવા જે તે કેસમાં સ્થાનીક સરકારને જે પ્રમાણે ફરમાવવું યોગ્ય લાગે તે પ્રમાણે વિશેષ મુદત અથવા મુદતો માટે તે વખતો વખત ચાલુ રાખી શકાશે.

ખુલાસો—આ કલમના કારણ અર્થે "રહેવાશીઓ" એ શબ્દોની અંદર સદરહુ ક્ષેત્રફળની અંદર જે માણસો જાતે અથવા પોતાના મુખત્યાર અથવા નોકરો મારફત જમીન અથવા બીજી સ્થાવર મીલકતનો ભોગવટો કરતા હોય અથવા ધારણ કરતા હોય તેઓનો, તથા તેવા ક્ષેત્રફળમાં જે જમીનદારો જાતે અથવા મુખત્યાર અથવા નોકર મારફત રૈયત અથવા કબજેદાર પાસેથી આરોબાર સાથે એકઠી કરતા હોય તેઓનો સમાવેશ થાય છે; પછી તેઓ તેવા ક્ષેત્રફળમાં ખરેખર રહેતા ન હોય તોપણ.

૧૫-અ—(૧) જે ક્ષેત્રફળ સબંધમાં ગઇ છેલી કલમ પ્રમાણે કાઢેલું જાહેરનામું અમલમાં હોય તે ક્ષેત્રફળમાં, તેવા ક્ષેત્રફળના રહેવાસીઓ અથવા તેઓના કોઇપણ વર્ગ અથવા જાતની ગેરવર્તણુકને લીધે મોત અથવા મહાવ્યથા થઇ હોય અથવા મીલકતનો નાશ અથવા નુકશાન થયું હોય તો વા ક્ષેત્રફળનો જે રહેવાશી તેવી ગેરવર્તણુકને લીધે નુકશાન થયેલ હોવાનો દાવો રાખતો હોય તેને, તેવા નુકશાનની તારીખથી એક મહીનામાં અથવા જે ઓછી મુદત ઠરાવવામાં આવે તે મુદત દરમ્યાન, જે જીલ્લા અથવા પેટા ટુકડીની અંદર તેવી હદ હોય તે જીલ્લાના અથવા પેટા ટુકડીની અંદર તેવી હદ હોય તે જીલ્લાના અથવા પેટા ટુકડીના માજીસ્ટ્રેટને વળતર માટે અરજી કરવાનો અધિકાર છે.

(૨) આવી અરજી ઉપરથી, તેવા જીલ્લામાં ગઇ છેલી કલમ પ્રમાણે વધારાની પોલીસ રાખી

હોય કે નહીં તોપણ સ્થાનીક સરકારની મંજુરી લઇને પોતાને જરૂર જણાય તેવી ચોકસી કર્યા પછી

(અ)-જે માણસોને નુકશાન કરવામાં આવેલ હોય અથવા જે માણસને તેની ગેરવર્તણુકથી નુકશાન થયેલ હોય તેવા માણસો ઠરાવવાનો.

(બ)—તેવા માણસોને આપવાની નુકશાનીની રકમ તથા તે તેઓ દરમ્યાન કેવી રીતે વહેંચી આપવી તેની રીત ઠરાવવાનો,

( ક )—અરજદાર શિવાયના બીજા જે રહેવાશીઓને હવે પછીની પેટા કલમ પ્રમાણે તે આ પત્રાની જવાબદારીથી મુક્ત કરેલ નહોય તેવા રહેવાશીઓએ કયા પ્રમાણમાં આપવું તે ઠરાવી આપવાનો, જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર છે.

પરંતુ એવું ઠરાવ્યું કે, ઉપર કહેલી ઇજા તેવા ક્ષેત્રફળ માંહેની રહેવત અથવા ગેરકાયદે મંડળીએ કરી છે અને જે માણસને ઇજા થયેલ છે તે, જે બનાવ ઉપરથી તેવી તપાસ કરવી પડી તે બનાવ સંબંધમાં ઠપકાને પાત્ર નથી એવો માજીસ્ટ્રેટનો અભિપ્રાય થાય નહીં તો, તેઓ આ પેટા કલમ પ્રમાણે કાંઇ પણ ઠરાવશે નહી અથવા રકમ નકી કરશે નહીં.

(૩) સ્થાનીક સરકારને હુકમ કરીને તેવા રહેવાશીઓ પૈકી હરકોઇ માણસો અથવા વર્ગો અથવા જાતને તેવી નુકશાનીનો કાંઇ પણ ભાગ આપવાની જવાબદારીમાંથી મુક્ત કરવાનો અધિકાર છે.

(૪) પેટા કલમ ૨ પ્રમાણે જીલ્લા માજીસ્ટ્રેટે કરેલો હરકોઇ ઠરાવ અથવા મુકરર કરેલી રકમ અથવા કરેલો હુકમ, વિભાગના કમીશનર અથવા સ્થાનીક સરકારના તપાસણી અધિકારને પાત્ર છે, પરંતુ તે શિવાય કરીને તે આખરનો ગણાશે.

(૫) આ કલમ પ્રમાણે જે કોઈ ઇજા સંબંધમાં નુકશાની અપાવેલ હશે તે સંબંધ કોઇપણ દીવાની દાવો ચાલશે નહીં.

ખુલાસો—આ કલમમાં "રહેવાશીઓ" એ શબ્દ છે તેનો ગઇ છેલી કલમની માફકજ અર્થ થશે.

૧૬—ક. ૧૨, ૧૪, ૧૫ અને ૧૫ (અ) પ્રમાણે આપવાના તમામ પૈસા, અને ૧૮૮૨ ના ક્રીમીનલ પ્રોસીજર કોડની ક. ૩૮૬ અને ૩૮૭ માં દંડ વસુલ કરવા માટે જે રીત જણાવી છે તે રીતે અથવા હરકોઇ યોગ્ય કોર્ટમાં દાવો કરીને ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ વસુલ કરી શકશે.

(૨) ક. ૧૩, ૧૪ અને ૧૫ પ્રમાણે વસુલ આવેલા અથવા વસુલ કરેલા તમામ પૈસા "જનરલ પોલીસ ફંડ" એ નામના ફંડમાં જમે કરવાઅને સ્થાનીક સરકાર હુકમ કરે તે પ્રમાણે પોલીસ ફોજના ખર્ચમાં વાપરવા.

(૩) ક. ૧૫ (અ) પ્રમાણે વસુલ આવેલા અથવા વસુલ કરેલ તમામ પૈસા, તે કલમ પ્રમાણે જે માણસોને તથા જે વરાડથી આપવાના હોય તે પ્રમાણે ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે આપવા.

૧૭—ફલાણે ઠેકાણે ગેરકાયદાસર મંડળી મળી છે અથવા હુલડ અથવા ફીસાદ થયો છે. અથવા તેવું થવાની ધારતી છે, અને મામુલ પ્રમાણે પોલીસ ફોજ છે તે ત્યાંહાં સમાધાન રાખવા જેટલી તથા રહેનારા લોકોની સંભાળ કરવા જેટલી તથા માલ મિલકતનું રક્ષણ કરવા જેટલી નથી એવું દેખાય ત્યારે ઇન્સ્પેકટરના દરજા કરતાં જે પોલીસ અમલદારનો દરજો ઓછો નહીં હોય તે પોલીસ અમલદાર, હેઠળ લખ્યા પ્રમાણે કરવાને મુખત્યાર છે; એટલે પોતાને જરૂર દેખાય તેટલી મુદત સુધી તથા તેટલી હદમાં સ્પેસીયલ પોલીસ અમલદારનું કામ કરવા સારૂ આસપાસ રહેનારા લોકોમાંથી જેટલાં માણસોની પોતાને જરૂર હોય તેટલાં માણસોને સ્પેશીયલ પોલીસ અમલદાર નેમવાની અરજી પાસેના માજીસ્ટ્રેટને કરવાને તે પોલીસ અમલદાર મુખત્યાર છે. અને જે માજીસ્ટ્રેટને સદરહુ પ્રમાણે અરજી કરવામાં આવે તેણે તે અરજી, તે હરકત નહીં હોયતો, કબુલ કરવી.

૧૮—મામુલ પોલીસ અમલદારને જે અધિકાર તથા હક હોય છે તેજ અધિકાર તથા હક સદરહુ પ્રમાણે નીમલા સ્પેશીયલ પોલીસ અમલદારને છે એવું સમજવું અને મામુલ પોલીસ અમલદારે જે કામ

કરવા જોઇએ તે કામો તેણે કરવા જોઇયે અને મામુલ પોલીસ અમલદાર જે ગુન્હેગારીને પાત્ર હશે તેજ ગુન્હેગારીને તે પાત્ર છે, અને મામુલ પોલીસ અમલદાર જે અધિકારીના તાબામાં હોય તેજ અધિકારીના તાબામાં તે છે એવું સમજવું.

૨૪—માજીસ્ટ્રેટની રૂબરૂ મજકુર જાહેર કરવાનો, અને ગુન્હો કરનારા હરકોઇ માણસ ઉપર કાયદા પ્રમાણે કાઢવાનો હોય તેવો સમન અથવા વારંટ, અથવા ઝાડો લેવાનું વારંટ, અથવા કાયદાસર બીજો કંઇ હુકમ માગવાનો પોલીસ અમલદારને અધિકાર છે.

૨૫—સઘળો બેવારશી માલ પોતાના તાબામાં લઇને તેની યાદ જીલ્લા માજીસ્ટ્રેટને આપવાનું કામ સઘળા પોલીસ અમલદારોનું છે, તે માલની પોલીસ અમલદારે જીલ્લા માજીસ્ટ્રેટનો હુકમ આવે તે પ્રમાણે વ્યવસ્થા કરવી.

૨૬—માલ અટકાવીને તે બાબત હેઠળ લખેલા મજકુરનું જાહેરનામું મારવાનો જીલ્લાના માજીસ્ટ્રેટને અધિકાર છે, એટલે ફલાણી ફલાણી જણસો છે અને તે ઉપર જે માણસનો દાવો હોય તેણે જાહેરનામાની તારીખથી છ મહિનામાં હાજર થઇને પોતાનો હક સાબીત કરવો હોય એવા મજકુરનું જાહેરનામું મારવાનો અધિકાર છે.

(૨) આ કલમમાં જણાવેલી મીલકત સંબંધમાં સને ૧૮૯૨ ના ક્રીમીનલ પ્રોસીજર કોડની ક. ૫૨૫ ના નીયમો લાગુ પડશે.

૨૭—(૧) ઠરાવેલી મુદતમાં સદરહુ માલ બાબત અથવા તે વેચાયેલ હોય તો તેની કીંમત બાબત કોઇ માણસ દાવો નહીં કરે, અને તે ગઇ છેલી કલમની પેટા કલમ ૨ પ્રમાણે વેચાયેલ નહીં હોય તો તે જીલ્લાના માજીસ્ટ્રેટના હુકમ ઉપરથી વેચી શકાશે.

(૨) ઉપલી પેટા કલમ પ્રમાણે વેચેલી મીલકતના અને ક. ૨૬ પ્રમાણે વેચેલી મીલકતના જે ઉત્પન્ન સંબંધમાં કાંઇપણ દાવો સ્થાપીત કરવામાં આવેલ નહીં હોય તેની વ્યવસ્થા કરવા સરકાર મુખત્યાર છે.

૨૮—આ આકટ પ્રમાણે પત્રકમાં દાખલ થયલા પોલીસ અમલદારનું નામ પત્રકમાંથી કાઢી નાખ્યા પછી તે પોતાનો દાખલો, અને કામ કરવા સારૂ કપડાં તથા હથીયારો વીગેરે સરંજામ તેને આપ્યો હોય તે તાબડતોબ પાછો નહીં આપશે, તો તેની ઉપર તે વાત માજીસ્ટ્રેટની આગળ સાબીત થયા પછી તે બસેં રૂપીયા સુધી દંડને અથવા સખત મજુરી સાથે અથવા સખત મજુરી વગર ઘણામાં ઘણા છ મહિના સુધી કેદની શિક્ષાને, અથવા આ બેઉ શિક્ષાને પાત્ર થશે.

૨૯—પોલીસ અમલદાર પોતાને જે કરવું જોઇયે તેથી ઉલટી રીતે ચાલશે, અથવા યોગ્ય અધિકારીએ કરેલો કાનુન અથવા કાયદો અથવા કાયદેસર હુકમ જાણી જોઇને તોડશે, અથવા તેની ગફલત કરશે, અથવા પરવાનગી વગર અથવા બે મહિના આગમચ સુચના આપ્યા વગર પોતાના હુદાનું કામ છોડશે અથવા જે રજા ઉપર ગેરહાજર હોય તે તેની રજા પુરી થાય એટલે વાસ્તવીક કારણ શિવાય ડયુટી માટે રીપોર્ટ કરવાને ચુકશે અથવા પોલીસના કામ શિવાય બીજું કંઇ કામ હુકમ વગર માથે લેશે, અથવા બીહીકણા પણું કરશે અથવા પોતાના તાબા માંહેના કોઇ માણસને આધાર વગર મારકુટ કરશે તેની ઉપર તે વાત માજીસ્ટ્રેટની આગળ સાબિત થશે એટલે તે ઘણામાં ઘણા ત્રણ મહિનાના પગાર સુધી દંડને અથવા ઘણામાં ઘણા ત્રણ મહિના સુધી શકત મજુરી સાથે અથવા સખત મજુરી વગર કેદની શિક્ષાને અથવા બેઉ શિક્ષાને પાત્ર થશે.

૩૦—(૨) પ્રસંગને અનુસરી જરૂર હોય તે પ્રમાણે સાર્વજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહદારીને બીજે રસ્તે મંડળીઓ અને વરઘોડાઓ શી રીતે લઇ જવા તે સંબંધમાં, તથા આવા વરઘોડાઓ કયે રસ્તે અને કયે વખતે લઇ જવા એ ઠરાવાનો અધિકાર પોલીસના ડિસ્ટ્રિકટ સુપરિન્ટેન્ડન્ટને અથવા પોલીસના આસીસ્ટંટ ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટને છે.

(૨) ડિસ્ટ્રિકટના અથવા જીલ્લાની પેટા ટુકડીના માજીસ્ટ્રેટના અભિપ્રાય પ્રમાણે હરકોઇ માણસો અથવા માણસોના વર્ગોને, આવા કોઇ રસ્તા, શેરી અથવા રાહદારીના બીજે ઠેકાણે, મંડળી બોલાવવાનો

અથવા ભેગી કરવાનો ઇરાદો છે અને તે ઉપર અંકુશ રાખવમાં નહીં આવે તો સુલેહનો ભંગ થવાનો સંભવ છે એવી ખાત્રી થાય તે તેવી મંડળી બોલાવનારા અથવા એકઠી કરનારા અથવા તેવો વરઘોડો કઢાવનારા અથવા તેમાં સહાય કરનારા માણસોએ પરવાના માટે અરજી કરવી એવી સામાન્ય અથવા ખાસ નોટીસ આપીને તેઓ ફરજ પાડી શકે.

(૩) તેવી અરજી કરવામાં આવે એટલે, પરવાનો મેળવનારાઓનાં નામ જણાવીને અને જે સરતોથી તેવી મંડળી અથવા વરઘોડાની પરવાનગી આપવાની હોય તે સરતો જણાવીને તથા બીજી રીતે આ કલમને અનુસરીને તેઓ પરવાનગી આપવાને મુખત્યાર છે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, તેવી અરજી ઉપર અથવા તેવો કોઇ પણ પરવાનો આપવા સંબંધમાં કાંઇ પણ ફી લેવામાં આવશે નહીં.

(૪) વળી ઓચ્છવના અને ઉત્સવના પ્રસંગે શેરીઓમાં વાજાં વગાડવાની હદ સંબંધમાં તેઓ નીયમન કરવાને મુખત્યાર છે.

૩૦ (અ)—હરકોઇ માજીસ્ટ્રેટ અથવા પોલીસના ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ અથવા આસીસ્ટંટ ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ અથવા પોલીસ ઇન્સ્પેકટર અથવા થાણાનો હરકોઇ પોલીસ અમલદાર, ગઇ ઉેલી કલમ પ્રમાણે આપેલ પરવાનાની સરતોનો ભંગ કરનારો હરકોઇ વરગોડો અટકાવવાને, અને તેવો કોઇ પણ વરઘોડો અથવા તેવી હરકોઇ સરતનો ભંગ કરનારી મંડળી વીખરાઇ જવાનો હુકમ કરવાને મુખત્યારછે.

ગઈ ઉેલી પેટા કલમ પ્રમાણે કરેલો કોઇ પણ હુકમ નહીં માનનારા હરકોઇ વરઘોડાને અથવા મંડળીને ગેરકાયદે મંડળી ગણવામાં આવશે.

૩૧—સાર્વજનીક રસ્તામાં તથા ગલીમાં તથા રાહદારીને ઠેકાણે તથા ઘાટ ઉપર તથા ઉતરવાની જગાએ સ્વસ્થતા રાખવી, અને સાર્વજનીક રસ્તામાં તથા ગલીમાં લોકો એકઠા થાય અને એકઠા થઇને જાય ત્યારે રસ્તો બંધ નહીં થાય તેવો બંદોબસ્ત કરવો, અથવા ઇશ્વરની ભક્તી કરવાની જગાએ લોકો ભક્તી કરતા હોય ત્યારે તે જગાની આસપાસનો રસ્તો બધ નહીં થઇ જાય તેવો બદોબસ્ત કરવો, અને હરકોઇ રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહદારીને ઠેકાણે અથવા ઘાટ ઉપર અથવા ઉતરવાની જગાએ લોકોની ભીડ થાય અથવા રસ્તો બંધ થવા સરખું હોય ત્યારે રસ્તો બંધ નહી થઇ જાય તેવો બંદોબસ્ત કરવો તે પોલીસનું કામ છે.

૩૨—ઉપરની છેલ્લી ( ત્રણ ) કલમો પ્રમાણે આપેલા હુકમને કોઇ માણસ હરકત કરશે, અથવા નહીં માનશે. અથવા વાજીંત્ર વગાડવા બાબત, અથવા લોકોએ શી રીતે એકઠા થવું તે બાબત, અથવા એકઠા થઇને શી રીતે જવું તે બાબત પોલીસના ડીસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ અથવા આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટે જે પરવાનો આપ્યો હોય તેની સરતો તોડશે તેની ઉપર તે ગુન્હો માજીસ્ટ્રેટની આગળ સાબીત થશે એટલે તે બસેં રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

૩૩—ઉપરની ઉેલ્લી (ચાર) કલમોમાં કહેલી બાબતમાં જીલ્લાના માજીસ્ટ્રેટનો સામાન્ય અધિકાર છે તે અધિકારને તે કલમોના ઠરાવ ઉપરથી હરકત થાય છે એવું સમજવું નહી.

૩૪—ઠેકાણાં ઠેકાણાંની સરકારે આ કલમ ખસુસ કરીને જે શેહેરને લાગુ કરી હોય તે શહેરની હદ માંહેના રસ્તામાં અથવા ખુલી જગ્યામાં અથવા ગલીમાં અથવા રાહદારીને ઠેકાણે કોઇ માણસ હેઠળ લખેલા ગુન્હા માંહેનો કંઈ ગુન્હો કરીને ત્યાહાંના રહેવાસીઓને તથા આવનાર જનાર લોકોને હરકત અથવા હેરાનગતી અથવા જોખમ અથવા ધારતી અથવા નુકશાન કરશે તેની ઉપર તે ગુન્હો માજીસ્ટ્રેટની આગળ સાબીત થશે એટલે તે પચાસ રૂપીયા સુધી દંડને અથવા ઘણામાં ઘણા આઠ દહાડા સુધી ( સખત મજુરીની અથવા આસન ) કેદની શિક્ષાને પાત્ર થશે, અને સદરહુ પ્રકારનો હરકોઇ ગુન્હો કરતાં કોઇ માણસ પોતાની નજરે પડે તેને વારંટ વગર કેદ કરવાનો પોલીસ અમલદારને અધિકાર છે એવું સમજવું: ગુન્હાની વિગત:—

પહેલી,—જે માણસ ઢોર મારશે અથવા મારી નાખેલાં ઢોરનાં ચામડાં વગેરે કહાડીને માંસ સાફ કરશે તે માણસ, અને જે માણસ જનાવર ઉપર બેસીને અથવા બીજી રીતે તેને અવિચારથી અથવા

ઘણા જોરથી હાંકશે તે માણુસ અથવા હરકોઈ ઘોડાને અથવા બીજાં જનાવરને શિખવશે તે માણુસ.

બીજી—કોઇ માણુસ અવિચારથી અથવા નિર્દયપણે કોઇ જનાવરને દોડાવશે, અથવા તેની ઉપર જુલમ કરશે તે માણુસ.

ત્રીજી—માલ ભરવા સારૂ અથવા ખાલી કરવા સારૂ ઉતારૂ લેવા સારૂ અથવા ઉતારવા સારૂ જરૂર હોય તેટલી વાર કરતાં વધતીવાર સુધી જે માણુસ કંઇ જનાવર અથવા હરકોઇ જાતનું વાહન ઉભું રાખી મુકશે, અથવા કોઇ કંઇ વાહન લોકોને અડચણ થાય અથવા ભય લાગે તેવી રીતે રાખી મુકશે તે માણુસ.

ચોથી—કોઇ માણુસ કંઇ માલ વેચવાને માંડી મુકશે તે માણુસ.

પાંચમી—કોઇ માણુસ કંઇ કચરો અથવા ગંદવાડ અથવા કાદવ કુચો અથવા પથરા અથવા બાંધ• કામનો સામાન નાંખશે અથવા મુકશે તે માણુસ, અથવા ગાયનો ગોઠો અથવા તબેલો અથવા તેવુંજ બીજું કંઈ બાંધશે તે માણુસ, અથવા કોઇ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા ઉકરડામાંથી અથવા તેવા બીજા કશામાંથી કંઇ ઉપદ્રવકારક પદાર્થ વેહેવા દેશે તે માણુસ.

છઠ્ઠી—કોઇ માણુસ દારૂ વગેરે પીઇને છાકટો થયેલો અથવા મસ્તી કરતાં માલમ પડે તે માણુસ, અથવા જેનાથી પોતાની સંભાળ થતી નથી તે માણુસ.

સાતમી—કોઇ માણુસ કુવાને અથવા તળાવને અથવા બીજી ભયંકર જગોને અથવા ઇમારતને આડ કરવાની અથવા તેનો યોગ્ય રીતે બંદોબસ્ત કરવાની ગફલત કરશે તે માણુસ.

૩૫—આ આકટ પ્રમાણે ગુન્હો સાબીત થયા પછી ઇન્સાફ કરનારા અમલદારે શિક્ષા ઠરાવવી તે પોતાને જેટલો દંડ અથવા કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તે અધિકારની અંદર ઠરાવવી. પણ એવું ઠરાવ્યું છે કે જે પોલીસ અમલદારનો દરજ્જો કોન્સ્ટેબલના દરજા કરતાં ઉંચો હોય તેની ઉપર આ આકટ પ્રમાણે તોહોમત આવ્યું હોય તેની ચોકશી માજીસ્રેટના અધિકાર ચલાવનારા અમલદારેજ કરીને નિકાલ કરવો.

૩૬—આ આકટમાં જે ગુન્હા બાબત લક્ષ ઠરાવી છે તે ગુન્હા બાબત બીજા કોઇ કાયદા પ્રમાણે અથવા આ આકટ પ્રમાણે કોઇ માણુસ ઉપર ફરીયાદ કરવાને હરકત છે એવો અર્થ આ આકટના કોઇ ઠરાવનો કરવો નહી; અથવા તે ગુન્હા બાબત આ આકટમાં શિક્ષા ઠરાવી છે તે કરતાં વત્તી અથવા બીજી શિક્ષા બીજા કોઇ કાયદા ઉપરથી અથવા આ આકટ ઉપરથી થવાને તે માણુસ પાત્ર થતો નથી એવો પણ અર્થ કરવો નહી. પણ એવું ઠરાવ્યું છે કે એકજ ગુન્હા બાબત કોઇ માણુસને બે વાર શિક્ષા કરવી નહી.

૩૭—દંડ સબંધના હિંદુસ્તાનના પીનલ કોડની કલમ ૬૪ થી ૭૦ સુધીના અને ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૮૬ થી ૩૮૯ અને સુધાંતના નીયમો, માજીસ્ટ્રેટ પાસે ગુન્હા સાબીતીનો ઠરાવ થયેથી આ કાયદા પ્રમાણે કરેલી શિક્ષા અથવા દંડને લાગુ પડશે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, પીનલ કોડ ક. ૬૫ માં ગમે તે કહ્યું હોય તોપણ આ કાયદાની કલમ ૩૪ પ્રમાણે શિક્ષા કરી હોય એવો હરકોઇ માણુસ તેવો દંડ આપવામાં કસુર કરે તો તેને આઠ દીવસ કરતાં વધારે ન હોય તેવી હરકોઇ મુદતની કેદ કરી શકશે.

કલમ ૩૮, ૩૯ અને ૪૦ સને ૧૮૯૫ ના એકટ ૮ ની ક. ૧૪ થી રદ થઇ છે.

૪૧—પોલીસ અમલદારના હાથથી સમન વિગેરે હુકમ પોહોંચાડવા બાબત અવેજ આવે તે, અને ઇનામનો તથા દંડનો અથવા ઇનામના અથવા દંડના હિસ્સાનો અવેજ ખબર આપનારને કાયદા પ્રમાણે આપવામાં આવે છે તેવો અવેજ પોલીસ અમલદાર ખબર આપે તે ઉપરથી આવે ત્યારે તે જનરલ પોલીસ ફંડમાં જમે કરવું.

૪૨— આ આકટના ઠરાવ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે પોલીસનો સામાન્ય અધિકાર આપ્યો છે તે અધિકાર ઉપરથી કાંઇ વાત કરવા બાબત અથવા કરવાનો ઇરાદો કરવા બાબત કોઇ માણુસ ઉપર ફરિયાદ કરવાનો કાયદા પ્રમાણે આધાર હોય તે ફરિયાદ જે વાત બાબત કરવી હોય તે

વાત થયા પછી ત્રણ મહિનાની અંદર શરૂ કરવી જોઇએ, નહી તો ચાલશે નહી , અને તે ફરિયાદ શરૂ કર્યા પહેલાં નિદાન એક મહિના આગમચ તે ફરિયાદની તથા તેવા કારણની લખેલી સુચના પ્રતિવાદીને, અથવા જે જીલ્લામાં વાત થઇ હોય તે જીલ્લાના ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટ, અથવા આસિસ્ટંટ ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડેન્ટને આપવી. એ પ્રમાણે ફરિયાદ કર્યા પહેલાં પ્રતિવાદીએ નુકશાનીનો પુરો બદલો દેવો કાહાડયો હશે ત્યારે અથવા ફરિયાદી કર્યા પછી પ્રતિવાદીએ અથવા પ્રતિવાદીની તરફથી પુરેપુરી રકમ કોર્ટમાં ભરશે તો વાદીની ફરિયાદ ચાલશે નહી અને સદરહુ પ્રકારના મુકરદમામાં વાદીની તરફનું હુકમનામુ થશે તોપણ પ્રતિવાદી પાસેથી તેને ખર્ચ મળશે નહી, પણ જે જડજની આગળ તે મુકરદમાનો ઇનસાફ થાય તે જડજ એવો દાખલો આપશે કે એ ફરિયાદ કરી છે તે યોગ્ય છે તો પ્રતિવાદીની પાસેથી ખર્ચ મળશે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના અમલદાર ઉપર જે વાત બાબત ફોજદારીમાં ફરિયાદ થઇ હોય તેજ વાત બાબત તેની ઉપર દિવાનીમાં ફરિયાદ ચાલશે નહી.

૪૩—કોઇ પોલીસ અમલદારે પોતાના હુદાના જોરથી કંઇ વાત કરી હોય તે બાબત તેની ઉપર કંઇ ફરિયાદ થાય, અથવા કામ ચાલે ત્યારે તેને નીચે લખ્યા પ્રમાણે જવાબ દેવાનો અધીકાર છે એટલે એ વાત મેં કરી તે માજીસ્ટ્રેટે આપેલા વારંટના આધારથી કરી છે એવો જવાબ આપવાનો તેને અધિકાર છે. સદરહુ વાત કરવા બાબત જે વારંટમાં ફરમાવ્યું હોય અને જે ઉપર માજીસ્ટ્રેટની સહી હોય તે રજુ કરીને તે જવાબ સાબીત કરવો. પછી માજીસ્ટ્રેટની હકુમતમાં કંઇ ખામી હોય તોપણ પ્રતિવાદીની તરફનું હુકમનામું કરવું; માજીસ્ટ્રેટની સહી ખરી છે કે નહીં તે બાબત કોર્ટને શક આણવાનું કારણ નહી હોય તો માજીસ્ટ્રેટની સહી બાબત પુરાવાની જરૂર નથી. પણ એવું ઠરાવ્યું છે કે, તે વારંટ આપનારા અધિકારી ઉપર લોકોનો જે ઉપાય ચાલતો હોય તે કરવાને આ કલમના કોઇ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહીં.

૪૪—ઠેકાણું ઠેકાણુંની સરકાર વખતે વખતે ફરમાવે તે નમુના પ્રમાણે રોજનામું રાખીને તેમાં જે ફરીયાદ થાય તે ફરીયાદ, અને જે માણસો પકડાય તેઓના નામો, તથા ફરીયાદ કરનારનાં નામો, અને કેદીઓની ઉપર તોહોમતો મુકયાં હોય તે તોહમ । અને તેઓના કબજામાંથી અથવા બીજી રીતે લીધેલાં હથીઆરો અથવા માલ અને જે શાહેદોની જુબાની લીધી હોય તેઓનાં નામ રોજનામામાં દાખલ કરવાં એ જે અમલદારને સ્વાધીન પોલીસનું થાણું હોય તે અમલદારનું કામ છે. તે રોજનામું મંગાવીને જોવાને જીલ્લા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૪૫—ઠેકાણું ઠેકાણુંની સરકારને યોગ્ય લાગશે તેવાં પત્રકો મોકલવાનું ઇન્સ્પેકટર જનરલને તથા બીજા પોલીસ અમલદારને ફરમાવવાને, અને તે પત્રકો કયા નમુના પ્રમાણે તૈયાર કરવાં તે નમુના ઠરાવવાને ઠેકાણું ઠેકાણુંની સરકાર મુખત્યાર છે.

૪૬—( ૧ ) આ કાયદો તેના પોતાનાજ અમલથી કોઇપણ પ્રેસીડેન્સીમાં અથવા પ્રાંતમાં અથવા જગ્યામાં અમલમાં આવશે નહીં, પરંતુ ગવરનર જનરલ ઇન કાઊન્સીલ ઇંડીયા ગેઝેટમાં હુકમ પ્રસિદ્ધ કરીને આ આખો આકટ અથવા તેનો હરકોઇ ભાગ હરકોઇ પ્રેસીડેન્સી, પ્રાંત અથવા જગ્યાને લાગુ પાડવાને મુખત્યાર છે; અને આ આખો કાયદો અથવા તેનો જે ભાગ તેવા હુકમમાં જણાવવામાં આવશે તે, તેવા પ્રેસીડેન્સી, પ્રાંત અથવા જગ્યામાં અમલમાં આવશે,

(૨) આ આખો કાયદો અથવા તેનો હરકોઇ ભાગ તેવી રીતે લાગુ પાડેલ હશે ત્યારે, સ્થાનીક સરકાર સરકારી ગેઝેટમાં જાહેરનામું કાઢીને,

( અ )—આ આકટથી અથવા આકટની રૂએ માજીસ્ટ્રેટો અથવા પોલીસ અમલદારો ઉપર નાંખેલી ફરજ તેઓએ શી રીતે અદા કરવી તે બાબતનું નીયમન કરવા સંબંધી.

( બ )—ક. ૧૫ (અ) પ્રમાણે કંપનસેશન સબંધના દાવાઓ કેટલા વખતમાં કેવી રીતે અને કઇ સરતે કરવા, તેવા દાવાઓમાં કઇ કઇ બાબતો જણાવવી જોઇએ, તે તળે કેવી રીતે પ્રતિજ્ઞા લેખ કરવા, અને તે ઉપરથી કેવી રીતે કામ ચલાવવું જરૂર હોય તો સ્થાનીક તપાસ સહીત તે

ઠરાવવા સબંધમાં, અને

( ક )—સામાન્ય રીતે આ કાયદાના નીયમોનો અમલ કરવા માટે આ આકટને અનુસરતી હોય તેવી વખતો વખત કાનુનો કરવાને મુખત્યાર છે.

આ આકટ પ્રમાણે કરેલી દરેક કાનુનો સ્થાનીક સરકાર વખતો વખત દુરસ્ત કરી શકશે, તેમાં ઉમેરો કરી શકશે અથવા તે રદ કરી શકશે.

૪૭—પોતાના તાબા માંહેના મુલકના કોઈ ભાગમાં આ આકટ અમલમાં લાવતી વખતે ઠેકાણા ઠેકાણાની સરકાર ગામના રખેવાલ ઉપર અથવા ગામના બીજા પોલીસ અમલદાર ઉપર પોલીસના કારણ સારૂ જીલા માજીસ્ટ્રેટ જે અધિકાર ચલાવે છે અથવા જે અધિકાર ચલાવવાનો તેનો અખત્યાર છે તે અધિકાર પોલીસના ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટે જીલા માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે ચલાવવો એવું ઠરાવવાને મુખત્યાર છે.

---

# રેલવેનો આકટ.

## ( ૧૮૯૦ નો નવમો સુધારા વધારા સાથે ).

## બાબ ૧ લો પ્રથમ નિયમો.

૧ (૧) આ આકટને સન ૧૮૯૦ નો હિંદુસ્તાનની રેલવેનો આકટ કહેવો.

(૨) આ આકટ ઉત્તર બ્રહ્મદેશ તથા બ્રિટિશ બલુચિસ્તાન સુદ્ધાં સઘળા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડશે, અને મલિકા માઆજમાં સાથે મૈત્રી રાખનારા હિંદુસ્તાનના રાજાઓનાં અને સંસ્થાનોનાં મુલકોમાં રહેનારી મલિકા માઆઝમાની સઘળી પ્રજાને અને બ્રિટિશ હિંદુસ્તાનની તેમજ સદરહુ મુલકોની હદ બહાર તથા પેલીગમ રહેનારી મલીકા માઆઝમાની સઘળી એતદ્દેશિય પ્રજાને આ આકટ લાગુ પડશે

૨ (૧) પહેલા પરિશિષ્ટમાં લખેલા કાયદા તેજ પરિશિષ્ટના ત્રીજા આસનમાં લખ્યું છે તેટલે સુધી સદરહુ તારીખે તથા તે તારીખથી રદ કર્યા છે.

૩—આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો નીચેના શબ્દોનો અર્થ નીચે પ્રમાણે કરવો—

(૧) "ટ્રામવે" એ શબ્દનો અર્થ સન ૧૮૮૬ ના હિંદુસ્તાનના ટ્રામવે આકટ મુજબ અથવા ટ્રામવે સંબંધી કોઇ પણ વિશેષ આકટ મુજબ બાંધેલી ટ્રામવે એવો સમજવો.

(૨) "તર" આ શબ્દમાં મછવાના, હોડીના અથવા ત્રાપાના પુલનો, ફરતા પુલનો લશ્કરને જવા સારૂ કરેલા પુલનો તથા હંગામી પુલનો, તથા તરની પાસે જવાના રસ્તાનો તથા તર ઉપરથી ઉતરવાની જગાનો સમાસ થાય છે.

(૩) "ભુમધ્ય જળાશય" એટલે બ્રિટિશ હિંદુસ્તાનમાંની કોઇ પણ નેહેર, નદી, સરોવર અથવા નૌકાગમ્ય જળાશય.

(૪) "રેલવે" એ શબ્દનો અર્થ ઉતારૂ, જનાવર અથવા માલ સાર્વજનીક રીતે લઇ જવાની રેલવે અથવા રેલવેનો કોઇ પણ ભાગ એવો સમજવો અને એ શબ્દમાં નીચે લખેલાનો સમાસ થાય છે, એટલે;—

(અ) રેલવેને લગતી જમીનની હદ બતાવનારી વાડ માંહેની અથવા બીજી કોઇ હદ નિશાન માંહેની સઘળી જમીનનો;

(બ) રેલવેની જે સઘળી લાઇન, સાઇડીંગ અથવા શાખા રેલવેના કારણ સારૂ અથવા રેલવેના સંબંધમાં ચલાવવામાં આવતી હોય તેનો;

(ક) રેલવેનાં કારણ સારૂ અથવા રેલવેના સંબંધમાં બાંધેલાં સઘળાં સ્ટેશનો, ઓફીસો, વખારો, ડકા, વર્કશાપ શિલ્પશાળા. કારખાનાં, જડેલા સામાન તથા યંત્ર અને બીજાં કામનો, અને

(ડ) રેલવેના ટ્રાફીકના કારણ સારૂ ભુમધ્ય જળાશય ઉપર વપરાતી જે તરો, વહાણ, મછવા, તથા

ત્રાપા રેલવેનો વહીવટ ચલાવનાર અધિકારીના તાબામાં હોય અથવા તેણે ભાડે રાખ્યા હોય અથવા તે ચલાવતો હોય તે સઘળી તરો, વહાણ, મછવા તથા ત્રાપાનો.

( ૫ ) " રેલવે કંપની " એ સંજ્ઞામાં જે માણસો રેલવેના ધણી અથવા પટે રાખનાર હોય અથવા રેલવે ચલાવવા માટે થયેલી કબુલાયતના પક્ષકાર હોય તેઓનો સમાસ થાય છે, પછી તેઓ સંસ્થાપિત થયા હોય કે ન હોય;

( ૬ ) " રેલવે આડમિનિસ્ટ્રેશન " અથવા " આડમિનિસ્ટ્રેશન " આ શબ્દોનો અર્થ, સરકાર અથવા એતદેશીય સંસ્થાન તરફથી વહિવટ થતો હોય એવી રેલવેને પ્રસંગે, તે રેલવેનો મ્યાનેજર એવો સમજવો, અને તે શબ્દમાં તે સરકારનો અથવા તે એતદેશીય સંસ્થાનનો સમાસ થાય છે, અને કોઇ રેલવે કંમ્પની તરફથી વહિવટ થતો હોય એવી રેલવેને પ્રસંગે, " રેલવે આડમિનિસ્ટ્રેશન " અથવા " આડમિનિસ્ટ્રેશન " આ શબ્દોનો અર્થ તે રેલવે કંમ્પની એવો સમજવો;

( ૭ ) " રેલવેનો નોકર " એ સંજ્ઞાનો અર્થ રેલવેનું કામ કરવાના સંબંધમાં રેલવે આડમિનિસ્ટ્રેશને ચાકરીમાં રાખેલો કોઇ પણ માણસ એવો સમજવો;

( ૮ ) " ઇન્સ્પેકટર " આ શબ્દનો અર્થ આ આકટ પ્રમાણે નિમાયલો રેલવેનો ઇન્સ્પેકટર એવો સમજવો;

( ૯ ) " માલ " આ શબ્દમાં દરેક જાતની જડ વસ્તુનો સમાસ થાય છે;

( ૧૦ ) " રોલીંગ સ્ટોક " આ શબ્દમાં સર્વ જાતના લોકો મોટિવ એનજીનનો, ટેડરનો, ગાડીનો, વાગનનો, ટ્રકનો અને ટ્રોલીનો સમાસ થાય છે.

( ૧૧ ) " ટ્રાફીક " આ શબ્દમાં દરેક પ્રકારના રોલીંગ સ્ટોકનો તેમજ ઉતારૂ જનાવર તથા માલનો સમાસ થાય છે;

(૧૨) " સલંગ ટ્રાફીક " આ શબ્દનો અર્થ બે અથવા વધારે રેલવે આડમિનિસ્ટ્રેશનના તાબાની રેલવે ઉપર લઇ જવાનો હોય એવો ટ્રાફીક;

( ૧૩ ) " દર " આ શબ્દમાં કોઇ પણ ઉતારૂ, જનાવર, અથવા માલ લઇ જવા માટેના ભાડાનો, ચાર્જનો અથવા આપવાની બીજી કંઇ રકમનો સમાસ થાય છે;

( ૧૪ ) " ટરમીનલ " આ શબ્દમાં સ્ટેશન, સાઇડીંગ, ડકકા, ડીપો, વખાર, વારી, અને તેવી બીજી બાબતને લગતા ખર્ચનો તથા તે ઠેકાણે કરવામાં આવેલાં હરકોઇ કામને લગતા ખર્ચનો સમાસ થાય છે.

( ૧૫ ) " પાસ " આ શબ્દનો અર્થ રેલવે આડમિનિસ્ટ્રેશને અથવા આ અર્થે રેલવે આડમિનિસ્ટ્રેશન તરફથી નિમાયલા કોઇ અમલદારે કોઇ માણસને આપેલા જે કોઇ પણ અધિકાર પત્ર ઉપરથી તે માણસને ઉતારૂ તરીકે રેલવેમાં મફત મુસાફરી કરવાનો અખત્યાર મળતો હોય તે અધિકાર પત્ર એવો સમજવો.

( ૧૬ ) " ટીકીટ " આ શબ્દમાં જવાની ( સીંગલ ) ટીકીટ, જવા આવવાની [ રીટર્ન ] ટીકીટ તથા અમુક મુદતની [ સીઝન ] ટીકીટનો સમાસ થાય છે.

( ૧૭ ) " મણ " એટલે ૧૮૦ ગ્રેન ટ્રાય વજનવાળા તોલા લેખે ૩૨૦૦ તોલાનું વજન, અને

( ૧૮ ) " કલેકટર " એ શબ્દનો અર્થ જીલ્લાની જમીન મહેસુલનો વહિવટ જેને સ્વાધીન હોય એવો મુખ્ય અમલદાર સમજવો, અને તે શબ્દમાં આ આકટ મુજબનું કલેકટરનું કામ બજાવવા સારૂ સ્થાનિક સરકારે ખાસ રીતે નિમેલા કોઇપણ અમલદારનો સમાસ થાય છે.

---

## બાબ ૨ રેલવે તપાસવા બાબત.

૪—(૧) ગવર્નર જનરલ ઇન કૌંસિલ કોઇપણ માણસોને તેમનાં નામથી અથવા તેમના હુદ્દાના સબબથી રેલવેના ઇન્સ્પેકટરો તરીકે નિમવાને મુખત્યાર છે.

( ૨ ) રેલવેના ઇન્સ્પેકટરનાં કર્તવ્ય કર્મ નીચે લખ્યા મુજબ છે, એટલે—

(અ) સાર્વજનિક રીતે ઉતારૂઓને લઇ જવા સારૂ અમુક રેલવે ચાલુ કરવા યોગ્ય છે કે નહિ એ નક્કી કરવાના હેતુથી રેલવે તપાસી જોવી, અને આ આક્ટમાં ફરમાવ્યા મુજબ ગવર્નર જનરલ ઇન કૌંસિલને તે બાબતનો રિપોર્ટ કરવો.

(બ) ગવર્નર જનરલ ઇન કૌંસિલ ફરમાવે તે પ્રમાણે કોઇ પણ રેલવેની અથવા તે ઉપર વપરાતા કોઇ પણ રોલીંગ સ્ટોકની મુદતે મુદતે અથવા બીજી રીતે તપાસ કરવી;

(ક) રેલવે ઉપર કંઇ અકસ્માત થયો હોય તે શાથી થયો તેની આ આક્ટ પ્રમાણે ચોકશી કરવી;

(ડ) આ આક્ટથી અથવા રેલવે સંબંધી વિદ્યમાનકાળે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે કાયદાથી પોતાને માટે બીજાં જે કર્તવ્યકર્મો ઠરાવ્યાં હોય તે બજાવવાં

૫—આ આક્ટ મુજબ જે કર્તવ્યકર્મ કોઇ ઇન્સ્પેક્ટરે બજાવવાં જોઇએ અથવા જે બજાવવાનો તેને અધિકાર હોય તે પૈકી કોઇ પણ કર્તવ્ય કર્મનાં કારણ સારૂ સદરહુ ઇન્સ્પેક્ટર ઇંડિયન પીનલ કોડના અર્થ પ્રમાણે સરકારી નોકર છે એમ સમજવું, અને તેને સદરહુ કારણ સારૂ હેઠળ લખેલા અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલના નિર્બંધને અનુસરીને છે, એટલે:—

[અ] કોઇ પણ રેલવે ઉપર અથવા ત્યાં વપરાતા કોઇ પણ રોલીંગ સ્ટોક ઉપર જઇને તે તપાસી જોવાનો;

(બ) રેલવે આડમિનિસ્ટ્રેશન ઉપર પોતાની સહીનો હુકમ લખી મોકલીને રેલવેના કોઇ પણ નોકરને પોતાની આગળ હાજર થવાનું ફરમાવવાનો, અને જે ચોકસી કરવી પોતાને યોગ્ય જણાય તે ચોકશીના કામમાં એવા રેલવેના નોકર પાસેથી અથવા તે રેલવે આડમિનિસ્ટ્રેશન પાસેથી જવાબ અથવા પત્રકો માંગવાનો;

( ક ) ( કોઇ રેલવે કમ્પની તથા કાયદા સંબંધી તેના સલાહકારની વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર શિવાય ) કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશનની અથવા તેના કબજામાંની અથવા તેના નિર્બંધ નિચેની જે કોઇ પણ ચોપડી અથવા દસ્તાવેજ તપાસી જોવાની જરૂર છે એમ પોતાને દેખાય તે ચોપડી અથવા દસ્તાવેજ રજુ કરવાનું ફરમાવવાનો.

૬—આ આક્ટથી ઇન્સ્પેક્ટરને માથે નાંખેલાં કર્તવ્ય કર્મો તે બજાવે તથા સોંપેલા અધિકાર તે ચલાવે એટલા માટે તેની સઘળી વાજબી સુગમતા રેલવે આડમિનિસ્ટ્રેશને કરી આપવી.

૭—આ આક્ટના, તથા રેલવે આડમિનિસ્ટ્રેશનની નહી હોય એવી સ્થાવર મિલકતની બાબતમાં સાર્વજનિક કામ સારૂ તથા કંપનીઓ સારૂ જમીન લેવા બાબતના વિદ્યમાનકાળે ચાલુ હોય એવા કોઇ પણ કાયદાના ઠરાવોને પાત્ર રહીને, અને એકાદી રેલવે કંપનીની બાબતમાં તે કંપની અને સરકાર વચ્ચે જે કંઇ કરાર થયો હોય તે કરારના ઠરાવોને પણ પાત્ર રહીને, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇ પણ કાયદામાં ગમે તે મજકુર હોય તોપણ, રેલવે બાંધવા સારૂ અથવા તેના સબંધમાં સગવડ અથવા બીજાં કંઇ કામ કરી આપવા માટે નિચે લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે. એટલે—

( અ ) કોઇ પણ જમીન, અથવા કોઇ પણ સ્ટ્રીટ, ડુંગર, ખીણ, રસ્તા, રેલવે અથવા ટ્રામવે, અથવા કોઇ પણ નદી, નહેર, નાળાં, વેહેળા. અથવા બીજા જળાશય અથવા કોઇ પણ મોરી, પાણીના નળ, ગ્યાસની નળી, અથવા તારની લાઇન હોય તેમાં અથવા તેની ઉપર, વચે અથવા નીચે રેલવે આડમિનિસ્ટ્રેશનને યોગ્ય લાગે એવાં હંગામી અથવા જાથુ ઉતરણ, આરકા, વિવર માર્ગ, ગરનાળાં, બાંધ, પાણીના નળ, પુલ + રેલવે લાઇન, રસ્તા, માર્ગ, વાટ, નીક, મોરી, ડકકા, ડુંગર કોરેલા રસ્તા તથા વાડ કરવા અથવા બાંધવાનો.

( બ ) કોઇ પણ નદી, નાળાં વેહેળા અથવા ઝરા ઉપર અથવા તેમની નીચે વિવર માર્ગ, પુલ, વાટ અથવા બીજાં બાંધકામ બાંધીને ટકાવી રાખવા સારૂ રેલવે આડમિનિસ્ટ્રેશનને યોગ્ય લાગે તે પ્રમાણે તેમના પ્રવાહમાં ફેરફાર કરવાનો તથા તેજ પ્રમાણે કોઇ પણ નદી, નાળાં, વેહેળા અથવા ઝરા અથવા કોઇ પણ રસ્તા, સ્ટ્રીટ, અથવા માર્ગ રેલવેની ઉપરથી, નિચેથી, અથવા તેની બાજુએથી વધારે સોઇ ભરેલી રીતે જાય તે સારૂ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તેમનો પ્રવાહ અથવા દિશા થોડા વખત સારૂ અથવા જાથુને માટે વાળવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો, અથવા તેમની સપાટી ઉંચી નીચી કરવાનો.

( ક ) રેલવેથી અથવા રેલવે ઉપર પાણી લઇ જવા માટે તે રેલવેની કોઇ પણ જમીનમાં, જમીન નીચે અથવા જમીનમાં થઇને મોરી અથવા નીક કરવાનો.

( ડ ) રેલવે આડમિનિસ્ટ્રેશનને યોગ્ય લાગે તેવાં ઘરો, વખારો, ઓફીસો તથા બીજી ઇમારતો, તથા યાર્ડ ( ચોક ) સ્ટેશન, ડકા, એનજીન, સાંચાકામ, ઓજાર અને બીજાં કામ તથા જરૂરી સાહીત્ય ઉભાં કરવાનો તથા બાંધવાનો;

( ઈ ) ઉપર કહેલા પ્રકારની ઇમારતોમાં, કામમાં અથવા જરૂરી સાહિત્યમાં અથવા તેમાંની કોઇ પણ ઇમારતમાં, કામમાં અથવા જરૂરી સાહિત્યમાં કરવાનો, તેની મરામત કરવાનો અથવા તે બંધ કરવાનો, અને તેમને બદલે બીજી ઇમારતો, કામ તથા સાહિત્ય દાખલ કરવાનો; અને

(ફ) રેલવે કરવામાં, ટકાવી રાખવામાં, તેમાં ફેરફાર કરવામાં, અથવા તેની મરામત કરવામાં અને તેને વાપરવામાં જરૂર લાગે એવાં બીજાં સઘળાં કામ કરવાનો.

( ૨ ) પેટા કલમ ( ૧ ) ની રૂએ એકાદ રેલવે આડમિનિસ્ટ્રેશનને મળેલો અધિકાર ગવરનર જનરલ ઇન કૌંસિલના નિર્બંધ હેઠળ રહીને ચલાવવો જોઇએ.

૮—આ આકટ ઉપરથી રેલવે આડમિનિસ્ટ્રેશનને આપેલો અધિકાર ચલાવવાનાં કારણ સારૂ તે રેલવે આડમિનિસ્ટ્રેશન ગ્યાસ અથવા પાણી અથવા દાબેલી હવા પુરી પાડનારી કોઇ પણ નળીની અથવા વીજળીના કોઇ પણ તારની અથવા મુખ્ય મોરી શિવાયની બીજી કોઇ પણ મોરીની જગા બદલવાને મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે કેઃ—

(અ) જ્યારે એવી કોઇપણ નળીની, તારની અથવા મોરીની જગા બદલવાની રેલવે આડમીનિસ્ટ્રેશનની ઇચ્છા હોય ત્યારે તેણે, એમ કરવાના પોતાના ઇરાદાની અને એ કામનો પ્રારંભ પોતે કયારે કરશે તે વખતની નોટીસ, જે સ્થાનિક અધિકારીના અથવા કમ્પનીના નિર્બંધ હેઠળ તે નળી, તાર અથવા મોરી હોય તે સ્થાનિક અધિકારી અથવા કમ્પનીને, અથવા તે નળી, તાર અથવા મોરી સ્થાનિક અધિકારી અથવા કમ્પનીના નિર્બંધ હેઠળ નહોય ત્યારે, તે નળી, તાર અથવા મોરી જે માણુસના નિર્બંધ હેઠળ હોય તે માણુસને આપવી જોઇએ.

(બ) જે સ્થાનિક અધિકારીને, કમ્પનીને અથવા માણુસને વિશેષ ઠરાવ ( અ ) પ્રમાણે નોટીસ પહોંચે તે સદરહુ કામની દેખરેખ રાખવા સારૂ કોઇ માણુસને મોકલવાને મુખત્યાર છે, અને રેલવે આડમિનિસ્ટ્રેશને તે કામ આ પ્રમાણે મોકલેલા માણુસની યોગ્ય રીતે ખાત્રી થાય એવી રીતે કરવું જોઇએ, તથા એવું કામ ચાલતું હોય તે દરમિઆન, પ્રસંગ પ્રમાણે ગ્યાસ, પાણી, દાબેલી હવા અથવા વીજળી પુરી પાડવાની અથવા મોરીના પાણીનો નિકાલ કરવાની તજવીજ રાખવી જોઇએ.

૯ (૧) ગવર્નર જનરલ ઇન કૌંસિલ, કોઇપણ રેલવે આડમિનિસ્ટ્રેશનના નિર્બંધ હેઠળના કોઇપણ ડુંગર કાપીને કરેલા રસ્તાની, બાંધની અથવા બીજા કંઇ કામની ભેખડ તુટી પડે અથવા તુટી પડવાની ધારતી હોય અથવા બીજો કાંઇ અકસ્માત બને અથવા બનવાની ધારતી હોય તે પ્રસંગે, તે રેલવે આડમિનિસ્ટ્રેશનને તે અકસ્માત થયા પછી મરામત કરવા સારૂ અથવા તે અકસ્માત ન થવા દેવા સારૂ તે રેલવે પાસેની કોઇપણ જમીન ઉપર પ્રવેશ કરવાનો તથા તે મરામત કરવા સારૂ અથવા તે અકસ્માત ન થવા દેવા સારૂ જે કામ કરવાની જરૂર હોય તે કરવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

( ૨ ) જરૂરીના પ્રસંગે ગવર્નર જનરલ ઇન કૌંસિલની પ્રથમ મંજુરી મેળવ્યા શિવાય સદરહુ જમીન ઉપર પ્રવેશ કરીને ઉપર કહેલાં કામો કરવાનો રેલવે આડમિનિસ્ટ્રેશનને અધિકાર છે, પણ આવે પ્રસંગે, તે રેલવે આડમિનિસ્ટ્રેશને તે થયેલો અથવા થવાની ધારતી રાખેલો અકસ્માત શી જાતનો હતો તે બાબતનો તથા કેવી જાતનાં કામ કરવાની જરૂર છે તે બાબતનો રિપોર્ટ ગવર્નર જનરલ ઇન કૌંસિલને આવો પ્રવેશ કર્યા પછી ૭૨ કલાકની અંદર કરવો જોઇયે, અને તે રિપોર્ટ ઉપર વિચાર કર્યા પછી ગવર્નર જનરલ ઇન કૌંસિલને એમ લાગે કે આ પેટા કલમ મુજબ રેલવે આડમિનિસ્ટ્રેશનને આપેલો અધિકાર લોકોની સલામતી માટે ચલાવવાની જરૂર નથી તો તે અધિકાર રદ થશે તથા બંધ પડશે;

૧૦—( ૧ ) ઉપરની છેલ્લી ત્રણ કલમો પૈકી કોઇપણ કલમથી આપેલા અધિકાર ચલાવતાં રેલવે

આડમિનિસ્ટ્રેશને બને તેટલું થોડું નુકશાન કરવું, અને તે અધિકાર ચલાવતાં જે કાંઇ નુકશાન થાય તે નુકશાનનો બદલો આપવો.

( ૨ ) એવો બદલો લેવાની બાબતમાં કાંઇ ફરીયાદ ચાલશે નહીં પણ તકરાર પડે તે પ્રસંગે, કલેકટરને અરજી કરેથી, નુકશાનના બદલાની રકમ "૧૮૯૪ ના જમીન લેવા બાબતના આક્ટની કલમો ૧૧ થી ૧૫ ( બંને સુદ્ધાં ) ના, કલમો ૧૮ થી ૩૫ અને ક. ૫૩ અને ૫૪ ( બંને સુદ્ધાં ) ના ઠરાવો પ્રમાણે નક્કી કરવામાં તથા આપવામાં આવશે, અને તેજ આક્ટની ૫૧ તથા ૫૨ મી કલમોના" ઠરાવો તે નુકશાનના બદલા બાબતના ફેસલાને લાગુ પડશે.

૧૧. ( ૧ ) રેલવેને લગતી જમીનના ધણી તથા ભોગવટો કરનારની સુગમતા સારૂ રેલવે આડમિનિસ્ટ્રેશને નિચે લખેલાં કામો કરીને ટકાવી રાખવાં; એટલે—

( અ ) જે જમીનમાંથી રેલવે કાઢી હોય તે જમીનનો ઉપયોગ કરવામાં તે રેલવેથી જે કંઇ પણ હરકત થતી હોય તેનો બદલો વાળવા માટે, ગવર્નર જનરલ ઇન કૌંસિલના અભિપ્રાય પ્રમાણે જરૂરનાં હોય તેવાં અને તેટલાં યોગ્ય ક્રોસિંગ, પુલ, આરકા, ગરનાળાં તથા રસ્તા સદરહુ રેલવે ઉપર, તેની તળે, અથવા તેની બાજુએ કરીને ટકાવી રાખવાં અથવા તેની તરફ જાય અથવા ત્યાંથી નીકળે એમ કરીને ટકાવી રાખવાં, અને

( બ ) તે રેલવેની પાસે આવેલી અથવા તે રેલવેથી જેને હરકત થતી હોય એવી જમીનમાંથી અથવા જમીનમાં, તે રેલવે બાંધવામાં આવી તે પહેલાં જેવા ખુલાસાથી પાણી વહેતું હોય તેટલા ખુલાસાથી અથવા બને તેટલા ખુલાસાથી સઘળે વખતે પાણી વહે તે માટે ગવર્નર જનરલ ઇન કૌંસિલના અભિપ્રાય પ્રમાણે જોઇએ તેવા કદના, રેલવેની ઉપર, તેની તળે, અથવા તેની બાજુએ સઘળા જરૂરી આરકા, વિવર માર્ગ, ગરનાળાં, મોરી, પાણીના માર્ગ અથવા બીજા રસ્તા કરીને ટકાવી રાખવા.

( ૨ ) આ આક્ટના બીજા ઠરાવોને અનુસરીને, પેટા કલમ ( ૧ ) ની રકમ ( અ ) તથા [બ] માં નિર્દિષ્ટ કરેલાં કામો, જે જમીન ઉપર થઇને તે રેલવે જતી હોય તે જમીન ઉપર, તે રેલવે આંકતી અથવા બાંધતી વખતે અથવા આંકયા પછી અથવા બાંધ્યા પછી તરતજ કરવાં જોઇએ, અને તે એવી રીતે કરવાં જોઇએ કે તે જમીનમાં હિત સબંધ હોય એવા માણસોને અથવા સદરહુ કામોથી જેના વહિવટમાં હરકત થતી હોય એવા માણસોને બને તેટલું થોડું નુકશાન થાય અથવા બને તેટલી થોડી અગવડતા પડે.

( ૩ ) આ કલમના ઉપર કહેલા ઠરાવો નિચે લખેલા વિશેષ ઠરાવોને પાત્ર છે, એટલે—

[ અ ] રેલવે ચલાવવામાં અથવા તેનો ઉપયોગ કરવામાં અટકાવ અથવા હરકત થાય એવી રીતે સુગમતાના કંઇપણ કામ બાંધવા માટે, અથવા સુગમતાના જે કામના સબંધમાં, જમીનના ધણી અથવા ભોગવટો કરનારાઓ તે કામ કરવાની ફરજ નહી પાડવાના અવેજમાં નુકશાનનો બદલો લેવા કબુલ થયા હોય તથા તે તેમને મળ્યો હોય તે સુગમતાનાં કામ બાંધવા માટે રેલવે આડમિનિસ્ટ્રેશનને ફરજ પાડવી નહીં જોઇએ;

( બ ) આ બાબતમાં હવે પછી ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, સદરહુ જમીનમાંથી જતી રેલવે સાર્વજનીક ટ્રાફીક સારૂ પહેલ વહેલી ઉઘાડી હોય તે તારીખથી દસ વર્ષ વિત્યા પછી સદરહુ જમીનના ધણી અથવા ભોગવટો કરનારના ઉપયોગ સારૂ સુગમતાનાં કોઇ પણ વધારે અથવા જાસ્તી કામ બાંધવાનું ખરચ આપવાને ગવર્નર જનરલ ઇન કૌંસિલ હુકમ કરે તે શિવાય રેલવે આડમિનિસ્ટ્રેશનને ફરજ પાડવી નહીં જોઇએ.

( ક ) કોઇ રસ્તો અથવા વહેળો ઓળંગવા સારૂ કોઇ રેલવે આડમિનિસ્ટ્રેશને યોગ્ય સુગમતા કરી આપ્યા પછી તે રસ્તા અથવા વહેળાના માર્ગમાં, જે માણસના નિબંધ હેઠળ તે હોય તે માણસનાં કૃત્યને લીધે અથવા ગફલતને લીધે ફેરફાર થાય, તે રસ્તો અથવા વહેળો ઓળંગવા સારૂ બીજી સુગમતા કરી આપવા માટે રેલવે આડમિનિસ્ટ્રેશનને ફરજ પાડવી નહીં જોઇએ.

( ૪ ) પેટા કલમ ( ૧ ) મુજબ કરવાનું કોઇ પણ કામ કઇ વખતે શરૂ કરવું તે ઠરાવવાને ગવર્નર જનરલ ઇન કૌંસિલ મુખત્યાર છે, અને તે વખત પછી ચૌદ દિવસમાં તે કામ શરૂ કરવાને રેલવે આડમિનિસ્ટ્રેશન ચુકે તો, અથવા તે શરૂ કર્યા પછી યોગ્ય રીતે તથા કાળજીથી તે પુરૂ કરવાને ચુકે તો, તે કામ કરીને તેનો થયેલો ખરચ રેલવે આડમિનિસ્ટ્રેશન પાસેથી વસુલ કરવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

૧૨—કોઇ રેલવેથી હરકત થયેલી કોઇ પણ જમીનના કોઇ પણ ધણી અથવા ભોગવટો કરનારને એમ લાગે કે ઉપરની છેલ્લી કલમ મુજબ કરેલાં કામ તે જમીનનો સગવડ ભરેલી રીતે ઉપયોગ કરવાને પુરતાં નથી, અથવા એકાદી રેલવેની આરપાર, તેની હેઠળ અથવા ઉપર સાર્વજનીક રસ્તો અથવા બીજું કાંઇ કામ બાંધવાની સ્થાનિક અધિકારીની ઇચ્છા હોય તો, તે કારણ સારૂ જે સુગમતાનાં જાસ્તી કામ કરવાનું પોતાને જરૂર લાગે તથા જે કરી આપવાને રેલવે આડમિનિસ્ટ્રેશન કબુલ કરે, અથવા મતભેદ પડે તે પ્રસંગે, ગવર્નર જનરલ ઇન કૌંસિલ જે સુગમતાનાં જાસ્તી કામ કરવાનો અધિકાર આપે તેવાં કામ પોતાને ખરચે કોઇ પણ વખતે કરવાની રેલવે આડમિનિસ્ટ્રેશનને ફરજ પાડવાને તે ધણી અથવા ભોગવટો કરનાર, સરકાર અથવા અધિકારી મુખત્યાર છે.

૧૩—ગવર્નર જનરલ ઇન કૌંસિલ પોતાનાં ફરમાનમાં લખેલી મુદતની અંદર અથવા આ અર્થે પોતે જે વધારે મુદત ઠરાવે તેની અંદર નિચે લખેલાં કામો કરવાનું ફરમાવવાને મુખત્યાર છે એટલે—

[ અ ] રેલવે માટે અથવા તેના કોઈ પણ ભાગ માટે તથા તેના સબંધમાં બાંધેલા રસ્તા માટે રેલવે આડમિનિસ્ટ્રેશને હદ નિશાન અથવા વાડ કરવી અથવા ફરીથી નવી કરવી;

( બ ) રેલવે થતાં પહેલાં બાંધેલા કોઇપણ સાર્વજનિક રસ્તા ઉપર આવજાવ કરનાર લોકોને, તે રેલવે ઉપર ચાલતા રોલીંગ સ્ટોક નજરે પડવાથી અથવા તેનો અવાજ સાંભળવાથી ઘોડા અથવા બીજા જનાવર ભડકે તેને લીધે થતું જોખમ અટકાવવા સારૂ તે રસ્તા પાસે અગર તે રસ્તાની બાજુ પાસે પડદા જેવું કંઇ પણ કામ રેલવે આડમિનિસ્ટ્રેશને કરવું અથવા ફરીથી નવું કરવું;

( ક ) જે જે ઠેકાણે સાર્વજનિક રસ્તાની સપાટી ઉપર થઇને રેલવે ગઇ હોય તે તે ઠેકાણે રેલવે આડમિનિસ્ટ્રેશને યોગ્ય દરવાજા. સાંકળો, સળીઆ, પગથીઆં અથવા કઠેરા કરવા અથવા ફરીથી નવા કરવા;

[ ડ ] આવા દરવાજા, સાંકળો અથવા સળીઆ ઉઘાડવા તથા વાસવા સારૂ રેલવે આડમિનિસ્ટ્રેશને માણસો રાખવાં.

૧૪ ( ૧ )—કોઇ રેલવે આડમિનિસ્ટ્રેશને સાર્વજનીક રસ્તાની સપાટી ઉપર આડી રેલવે બાંધી હશે તે પ્રસંગે, ગવર્નર જનરલ ઇન કૌંસિલ કોઇ પણ વખતે, લોકોની સલામતીને માટે પોતાને જરૂરનું દેખાય તો, સદરહુ રેલવે આડમિનિસ્ટ્રેશનને નિચે લખ્યા પ્રમાણેનું કામ, પોતાને યોગ્ય લાગે તે મુદતની અંદર, કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, એટલે:—તે રસ્તાની સપાટી ઉપર થઇને તે રેલવે લઇ જવાને બદલે તે રસ્તો તે રેલવેની નીચેથી અથવા તેની ઉપરથી પુલ અથવા આરકા બાંધીને વાળવાનું, તથા તેના સબંધમાં સોઇવાળા ચઢાવ તથા ઉતરણ તથા તેની પાસે જવાના બીજા સોઇવાળા માર્ગ બાંધવાનું, અથવા એકંદર હકીકત જોતાં, લેવલ ક્રોસીંગથી થતું જોખમ દુર કરવા માટે અથવા ઓછું કરવા માટે ગવર્નર જનરલ ઇન કૌંસિલને ઘણાંજ યોગ્ય દેખાય તેવાં બીજાં કાંઇ કામ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

( ૨ ) પેટા કલમ ( ૧ ) મુજબના ફરમાન પ્રમાણે અમલ કરવામાં રેલવે આડમિનિસ્ટ્રેશનને થાય તે સર્વ ખર્ચ અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલને યોગ્ય લાગે તેટલો તેનો ભાગ જો કોઇ સ્થાનિક અધિકારી તરફથી સદરહુ રસ્તો ટકાવી રાખવામાં આવતો હોય તો તે અધિકારીએ આપવા માથે લેવું જોઇએ એવી શરતે સદરહુ પેટા કલમ પ્રમાણે હુકમ કરવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

૧૫ ( ૧ ) નીચે લખેલી બાબતોમાંની કોઇ પણ બાબતમાં, એટલે—

[ અ ] કોઇ રેલવે પાસેનું એકાદું ઉભું ઝાડ તે રેલવે ઉપર પડીને ટ્રાફીકને હરકત કરશે એવી ધારતી હોય.

( બ ) કોઇ પણ કાયમ સિગનલ નજરે પડવામાં એકાદું ઝાડ આડે આવતું હોય.

ત્યારે તે રેલવે આડમિનિસ્ટ્રેશનને કોઈપણ માજીસ્ટ્રેટની પરવાનગીથી તે ઝાડ કાપી, નાંખવાનો અથવા પ્રસંગ પ્રમાણે તે ધાસ્તી અથવા તે હરકત આડમિનિસ્ટ્રેશનના અભિપ્રાય પ્રમાણે જે બીજી રીતે દુર થઇ શકે તે રીતે તે ઝાડની વ્યવસ્થા કરવાનો અધિકાર છે.

( ૨ ) પેટા કલમ [ ૧ ] માં કહેલો અધિકાર જરૂરના પ્રસંગે, માજીસ્ટ્રેટની પરવાનગી શિવાય ચલાવવાનો રેલવે આડમિનિસ્ટ્રેશનને અખ્ત્યાર છે.

( ૩ ) પેટા કલમ ( ૧ ) અથવા પેટા કલમ [ ૨ ] મુજબ કાપી નાંખેલું અથવા બીજી રીતે વ્યવસ્થા કરેલું ઝાડ તે રેલવે બાંધવામાં આવી તે પહેલાંનું અથવા તે સીગનલ ઉભી કરવામાં આવી તે પહેલાંનું હોય તો, સદરહુ ઝાડમાં હિત સબંધ હોય એવા માણુસોએ કોઇપણ માજીસ્ટ્રેટને અરજી કર્યા ઉપરથી માજીસ્ટ્રેટ પોતાને યોગ્ય લાગે તેવો નુકશાનનો બદલો તે માણુસોને આપવાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

( ૪ ) આવો કોઇપણ ઠરાવ આખરનો છે એમ સમજવું; પરંતુ જો કલાકાના શેહેરમાં ચીફ પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઈપણ માજીસ્ટ્રેટે તે કર્યો હોય તો તે ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ, અથવા જો કલાકાના શેહેરની બાહાર બીજી કોઇપણ જગાએ ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ પણ માજીસ્ટ્રેટે કર્યો હોય તો ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટ તેની તપાસ કરી શકશે,

[ ૫ ] આ કલમ મુજબ કાપેલાં અથવા બીજી રીતે વ્યવસ્થા કરેલાં કોઇપણ ઝાડ બદલ નુકશાનનો બદલો વસુલ કરવા બાબતની ફરીયાદ દિવાની કોર્ટે દાખલ કરવી નહીં.

## બાબ ૪.

### રેલવે ચાલુ કરવા બાબત.

૧૬—[૧] ગવર્નર જનરલ ઇન કૌંસિલની પ્રથમ મંજુરી લઇને, કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશનને રેલવે ઉપર લોકોમોટિવ એનજીનનો અથવા બીજી ચાલક શક્તિનો અને તે એનજીનવડે અથવા શક્તિવડે ખેંચવાનાં અથવા ધકેલવાનાં રોલીંગસ્ટોકનો ઉપયોગ કરવાનો અધિકાર છે.

( ૨ ) પરંતુ કોઇપણ રેલવે સબંધી જરૂર જણાય એવી સાધારણ કાનુનો આ આકટ મુજબ ઘડવામાં, મંજુર કરવામાં તથા પ્રસિદ્ધ કરવામાં આવે ત્યાં સુધી તે રેલવે ઉપર વરાળના જોરથી અથવા બીજી ચાલક શક્તિથી રોલીંગસ્ટોક ચલાવવું નહીં જોઇયે.

૧૭—(૧) સાર્વજનીક રીતે ઉતારૂઓને લઈ જવા સારૂ કોઇપણ રેલવે ચાલુ કરવાનો કોઇ રેલવે આડમિનિસ્ટ્રેશનનો ઇરાદો હોય તે પહેલાં નિદાન એક મહિના આગમજ પોતાના એવા ઇરાદા બાબતની ગવર્નર જનરલ ઇન કૌંસિલને લેખી નોટીસ તે રેલવે આડમિનિસ્ટ્રેશને આપવી જોઇએ પણ તેમાં પેટા કલમ (૨) ના ઠરાવો લાગુ રહેશે.

[ ૨ ] ગવર્નર જનરલ ઇન કૌંસિલ કોઇપણ પ્રસંગે, પોતાને યોગ્ય લાગે તો, પેટા કલમ [૧] માં કહેલી નોટીસની મુદત કમી કરવાને અથવા નોટીસ માફ કરવાને મુખત્યાર છે,

૧૮—ગવર્નર જનરલ ઇન કૌંસિલ અથવા આ અર્થે ગવર્નર જનરલ ઇન કૌંસિલ તરફથી અધિકાર મળેલો કોઇ ઇન્સ્પેકટર સાર્વજનીક રીતે ઉતારૂઓને લઇ જવા સારૂ .રેલવે ચલાવવાની મંજુરીનો હુકમ આપે ત્યાં સુધી સદરહુ રેલવે તે કામ સારૂ ચલાવવી નહિ.

૧૯—(૧) રેલવે તપાસ કર્યા પછી ઇન્સ્પેકટર નિચે લખ્યા પ્રમાણે ગવર્નર જનરલ ઇન કૌંસિલને લેખી રિપોર્ટ કરે ત્યાં સુધી ઉપરની છેલ્લી કલમ મુજબ ગવર્નર જનરલ ઇન કૌંસિલની મંજુરી આપવામાં આવશે નહીં. તે રીપોર્ટ એવો કે—

( અ ) રેલવે તથા રોલીંગ સ્ટોક કાળજીથી તપાસ્યાં છે;

(બ) જડ બાંધકામના તથા ફરતી ગાડી વિગેરેના માપની ગવર્નર જનરલ ઇન કૌંસિલે જે મર્યાદા ઠરાવી છે તેનું અતીક્રમણ થયું નથી;

(ક) રેલ (પાટા)નું વજન, પુલની મજબુતી, કામની બાંધણીનું સાધારણ ધોરણ તથા કોઇપણ રોલીંગસ્ટોકની ધરીનું કદ તથા તે ઉપર પડનારા ભારનું એકંદર પરિમાણ ગવર્નર જનરલ ઇન કૌંસિલે ઠરાવ્યા પ્રમાણે છે,

(ડ) રેલવે ઉપર જોઇએ તેટલા રોલીંગ સ્ટોક રાખેલાં છે;

(ઇ) ઉતારૂઓને સાર્વજનિક રીતે લઇ જવા માટે રેલવે ચાલુ કરવામાં આવે ત્યારે તે રેલવે ચલાવવા માટેની સાધારણ કાનુનો આ આકટ મુજબ ઘડવામાં મંજુર કરવામાં આવી છે; અને

(ફ) સાર્વજનિક રીતે ઉતારૂઓને લઇ જવા માટે સદરહુ રેલવે ચાલુ કરવામાં આવે તો તેનો ઉપયોગ કરનારા સઘળા લોકોને જોખમ પહોંચશે નહીં એવો મારો અભિપ્રાય છે.

(૨) સદરહુ રેલવેનો ઉપયોગ કરનારા સઘળા લોકોને જોખમ પોંહોંચ્યા શિવાય તે રેલવે સાર્વજનીક રીતે ઉતારૂઓને લઇ જવા માટે ચાલુ કરી શકાય તેમ નથી એવો તે ઇન્સ્પેકટરનો અભિપ્રાય હોય તો તેણે તે અભિપ્રાય તથા તેનાં કારણો ગવર્નર જનરલ ઇન કૌંસિલને લખી મોકલવાં જોઇએ. અને તે ઉપરથી રેલવે ચાલુ કરવાનું મુલતવી રાખવા બાબત રેલવે આડમિનિસ્ટ્રેશનને હુકમ કરવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

(૩) તે રેલવે ચાલુ કરવાની મંજુરી મળતાં પહેલાં શરત તરીકે જે બાબતો પાળવી જોઇયે તે ઉપરની છેલી પેટા કલમ મુજબ કરેલા હુકમમાં લખવી જોઇયે, અને તે હુકમમાં એમ ફરમાવવું જોઇયે કે સદરહુ બાબતો પાળવામાં આવે ત્યાં સુધી, અથવા તે રેલવેનો ઉપયોગ કરનાર સઘળા લોકોને જોખમ પહોંચ્યા શિવાય તે રેલવે ચાલુ કરી શકાશે એમ બીજી રીતે ગવર્નર જનરલ ઇન કૌંસિલની ખાત્રી થાય ત્યાં સુધી, રેલવે ચાલુ કરવાનું મુલતવી રાખવું.

(૪) આ કલમ પ્રમાણે આપવાની મંજુરી કાંઇપણ સરત વગર, અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલના અભિપ્રાય પ્રમાણે જે શરત લોકોની સલામતી સારૂ જરૂરની હોય તે શરતે આપવાનો અધિકાર છે.

(૫) જ્યારે કોઇ રેલવે ચાલુ કરવા બાબતની મંજુરી શરત કરીને આપી હોય અને રેલવે આડમિનિસ્ટ્રેશન તે શરત પુરી કરવાને ચુકે, ત્યારે તે મંજુરી રદ થઇ એમ સમજવું જોઇયે, અને ગવર્નર જનરલ ઇન કૌંસિલની ખાત્રી થાય તે રીતે તે શરત પુરી કરવામાં આવે ત્યાં સુધી તે રેલવે ચલાવવી નહીં અથવા તેનો ઉપયોગ કરવો નહીં.

૨૦—(૧) પેટા કલમ (૨) માં કહેલાં જે કામો સાર્વજનીક રીતે ઉતારૂઓને લઇ જવા સારૂ વપરાતી રેલવેના અંશભુત તરીકે હોય, અથવા જેમાંનો તે રેલવેની સાથે પ્રત્યક્ષ સંબંધ હોય અને જે રેલવે પ્રથમ ચાલુ કરવામાં આવી તે પહેલાં થયેલી તપાસ પછી બાંધેલાં હોય તે કામો ચાલુ કરવાનાં હશે તો તેને રેલવે ચાલુ કરવા સંબંધી કલમ ૧૭, ૧૮ અને ૧૯ ના ઠરાવ લાગુ પડશે.

(૨) પેટા કલમ (૧) માં કહેલા કામોની વિગત નિચે પ્રમાણે છે. રેલવેની વધારાની લાઇનો, મુખ્ય લાઇનના ફાંટા, સ્ટેશનો, સાંધા તથા સપાટી ઉપરનાં ક્રોસિંગ, તથા જે કોઇ પણ કામને કલમ ૧૭, ૧૮ તથા ૧૯ ના ઠરાવો લાગુ પડતા હોય અથવા આ કલમથી લાગુ કર્યા છે તે કામની બાંધણીના સ્વરૂપ વિશેષ રીતે અસર કરે એવો હરકોઇ ફેરફાર અથવા ફરીથી બાંધેલું કામ.

૨૧—એકાદ અકસ્માતને લીધે થોડાક વખત સુધી ટ્રાફીક બંધ પડયો હોય અને મુખ્ય લાઇન તથા કામો પ્રથમ જેવાં હતાં તેવાંજ જલદીથી કરી દેવામાં આવ્યાં હોય અથવા બે સ્થલ વચેનો વ્યવહાર બંધ પડેલો પાછો ચલાવવા સારૂ મુખ્ય લાઇન મુકીને બીજી હંગામી લાઇન એટલે ફાંટો નાંખવામાં આવ્યો હોય ત્યારે પ્રસંગ પ્રમાણે ઉપર કહ્યા મુજબ પ્રથમ હતી તેવી પાછી કરેલી અસલ લાઇન તથા અસલ કામો, અથવા આ પ્રમાણે કરેલો હંગામી ફાંટો, ઇન્સ્પેકટર હાજર ન હોય તે, નીચેની શરતોને અનુસરીને, સાર્વજનીક રીતે ઉતારૂ લઇ જવા સારૂ, ચાલુ કરવાનો અખીકાર છે, એટલે:—

(અ) તે અકસ્માતને લિધે માથે લીધેલાં કામો રેલવેના જે કોઇ નોકરને સોંપ્યાં હોય તે નોકરે એવો લેખી દાખલો આપવો જોઇએ કે, પ્રથમ હતી તેવી કરેલી તે લાઇન તથા કામો અથવા તે હંગામી ફાંટો ચાલુ કર્યાથી મારા મત પ્રમાણે સદરહુ લાઇન તથા કામોનો અથવા સદરહુ ફાંટાનો ઉપયોગ કરનાર

લોકોને કંઇપણુ જોખમ પહોંચશે નહિ; અને

(બ) તે લાઇન તથા કામો અથવા તે હંગામી ફાંટા ચાલુ કર્યાની નોટીસ તે રેલવે સારૂ નીમેલા ઇન્સ્પેકટરને બનતી તાકીદે તાર મારફત મોકલવી જોઇએ.

૨૨—કલમ ૧૭ થી ૨૦ એ ચાર કલમોમાં ઠરાવેલી તજવીજ કીયા પ્રસંગે ન કરવામાં આવે તો ચાલે તથા તેવે પ્રસગે કેટલે સુધી ન કરવામાં આવે તો ચાલે એ ઠરાવવા બાબતની કાનુનો ઘડવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

૨૩ (૧) સાર્વજનીક રીતે ઉતારૂઓને લઇ જવા સારૂ વપરાતી કોઇપણુ ચાલુ રેલવે અથવા તે ઉપર વપરાતા કોઇપણુ રોલીંગ સ્ટોક તપાસ્યા પછી ઇન્સ્પેકટરને એમ લાગે કે તે રેલવે અથવા નિર્દિષ્ટ કરેલા કોઈપણુ રોલીંગ સ્ટોક, વાપરનાર લોકોને તેનો ઉપયોગ કર્યાથી જોખમ પહોંચશે ત્યારે તેણે પોતાનો એવો અભિપ્રાય તથા તેનાં કારણો ગવર્નર જનરલ ઇન કૌંસિલને લખી મોકલવાં જોઇએ. અને તે ઉપરથી ગવર્નર જનરલ ઇન કૌંસિલને નિચે લખ્યા પ્રમાણે હુકમ કરવાનો અધિકાર છે, એટલે ઉતારૂઓને સાર્વજનીક રીતે લઈ જવા માટે તે રેલવે બંધ કરવી અથવા એ પ્રમાણે નિર્દિષ્ટ કરેલો રોલીંગ સ્ટોક વાપરવાનું બંધ કરવું અથવા તે રેલવેનો અથવા એ પ્રમાણે નિર્દિષ્ટ કરેલા રોલીંગ સ્ટોકનો સાર્વજનીક રીતે ઉતારૂઓને લઇ જવા સારૂ ઉપયોગ કરવો તે લોકોની સલામતી સારૂ ગવરર્નર જનરલ ઇન કૌંસિલને જરૂરની જણાય એવી શરતેજ માત્ર કરવો.

( ૨ ) પેટા કલમ (૧) મુજબ કરેલા હુકમમાં તે બાબતનાં કારણો લખેલાં હોવાં જોઇએ,

૨૪ (૧)—ઉપરની છેલ્લી કલમ મુજબ એકાદી રેલવે બંધ કરી હોય તે આ આકટના ઠરાવો પ્રમાણે તપાસવામાં આવે ત્યાં સુધી તથા તે ફરી ચાલુ કરવાની મંજુરી મળે ત્યાં સુધી ઉતારૂઓને સાર્વજનીક રીતે લઇ જવા સારૂ તે ફરી ચાલુ કરવી નહીં.

( ૨ ) કોઇ નિર્દિષ્ટ કરેલો રોલીંગ સ્ટોક વાપરવાનું બંધ કરવા વીશે ગવર્નર જનરલ ઇન કૌંસિલે ઉપરની છેલ્લી કલમ મુજબ હુકમ કર્યો હશે ત્યારે તે રોલીંગ સ્ટોકમાં વાપરવા લાયક છે એવો રીપોર્ટ ઇન્સ્પેકટર કરે નહીં ત્યાં સુધી અને તે વાપરવાની મંજુરી ગવર્નર જનરલ ઇન કૌંસિલ આપે નહીં ત્યાં સુધી વાપરવો નહીં.

( ૩ ) કોઇ પણ રેલવે અથવા રોલીંગ સ્ટોક વાપરવા સબંધી, ઉપરની છેલ્લી કલમ મુજબ ગવર્નર જનરલ ઈન કૌંસિલે જે કંઇ પણ શરત ઠરાવી હોય તે તેઓ રદ કરે નહીં ત્યાં સુધી પાળવી જોઇએ.

૨૫ ( ૧ ) ગવર્નર જનરલ ઇન કૌંસિલ, આ બાબ મુજબનાં પોતાનાં કામ પૈકી કોઇ પણ કામ કરવાનો, સાધારણ અથવા વિશેષ હુકમથી, ઇન્સ્પેકટરને અધિકાર આપવાનો અને આવું કોઇ પણ કામ કરનાર ઇન્સ્પેકટરે આપેલી કંઇ પણ મંજુરી અથવા હુકમ રદ કરવાને, અથવા તે મંજુરી અથવા હુકમ ગવર્નર જનરલ ઇન કૌંસિલે પોતે આપ્યો હોત તો જે શરત પોતે ઠરાવી શકત તેવી કોઈ પણ શરત તે હુકમ અગર મંજુરી સાથે જોડવાને મુખત્યાર છે.

( ૨ ) પેટા કલમ [ ૧ ] મુજબ ઠરાવેલી શરત ગવર્નર જનરલ ઈન કૌંસિલે આપેલી મંજુરી અથવા હુકમ સાથે જોડી હોત તો તે જેવી રીતે અમલમાં આવત તેવીજ રીતે આ આકટનાં સઘળાં કારણુ સારૂ અમલમાં આવશે એમ સમજવું.

---

## બાબ ૫.

## રેલવે કમિશન તથા ટ્રાફીકની સગવડ. રેલવે કમિશન.

૨૬ ( ૧ ) આ બાબના કારણુ સારૂ ગવર્નર જનરલ ઇન કૌંસિલે, પ્રસંગને અનુસરીને પોતાને જરૂર લાગે તે પ્રમાણે રેલવે કમિશન જેને આ આકટમાં કમીશનરો કહેવામાં આવશે એ નામનું એક કમીશન નીમવું જોઇએ, અને તેમાં કાયદા ખાતાનો એક કમિશનર તથા બે સાધારણુ કમિશનર હોવા જોઇએ.

(૨) ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઠરાવશે તેવે વખતે અને તેવી જગાએ સદરહુ કમીશનરોની બેઠક થશે.

( ૩ ) કાયદા ખાતાનો કમિશનર, જે જગાએ કમિશનરોની બેઠક થવાની હોય તે જગામાં, સને ૧૮૮૨ ના ક્રિમિનલ પ્રોસીજર કોડ મુજબ રાણીની વીલાયતી રૈયતના સંબંધમાં હકુમતવાળી હાઇકોર્ટનો કોઇ જડજ હોવો જોઇએ, અને તે જડજ જે હાઇકોર્ટની સ્થાપના વિક્ટોરીઆ રાણીની કારકીર્દિની ૨૪ તથા ૨૫ મા વર્ષમાં પસાર થયેલા સ્ટાટયુટના ચાપરટ ૧૦૪ મુજબ થઈ હોય, તે હાઇકોર્ટની બાબતમાં તેના ચીફ જસ્ટીસ, અથવા પંજાબની ચીફ કોર્ટની બાબતમાં સીનિયર જડજે, અથવા રંગુનના રેકોર્ડરની કોર્ટની બાબતમાં બ્રહ્મદેશના ચીફ કમીશનરે, ગવર્નર જનરલ ઇન કૌંસિલ તરફથી કહેવામાં આવે એટલે પોતાની સહીવાળા લખાણથી નીમવો જોઇયે.

(૪) સાધારણ કમિશનરોને ગવર્નર જનરલ ઇન કૌંસિલ નિમશે,અને તેમાંનો નિદાન એક કમિશનર રેલવેનાં કામ કાજમાં માહિતગાર હોવો જોઇએ.

૨૭—ગવર્નર જનરલ ઇન કૌંસિલ કમિશનરોની આગળ જે કંઇ મુકદમા મોકલે તેજ તેઓએ સાંભળવા.

૨૮—નિચે લખેલા પ્રસંગ પૈકી કોઇપણ પ્રસંગે, એટલે—

(અ) કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશને આ બાબનો કોઇપણ ઠરાવ તોડીને અથવા તે વિરૂદ્ધ ચાલીને કંઇ પણ કામ કર્યાબદલ અથવા ન કર્યા બદલ ગવર્નર જનરલ ઇન કૌંસીલને ફરીયાદ થઈ હોય;

(બ) જે કોઇ પણ તકરાર લવાદને સોંપવા બદલ કોઇપણ કરારના ઠરાવમાં ફરમાવ્યું હોય અથવા અધીકાર આપ્યો હોય તેવી તકરાર રેલવે આડમીનીસ્ટ્રેશનો વચ્ચે ઉઠે અને તકરાર કમીશનરો આગળ મુકવા માટે તે રેલવે આડમીનીસ્ટ્રેશનો ગવર્નર જનરલ ઇન કૌંસીલને અર્જ કરે;

(ક) રેલવે આડમીનીસ્ટ્રેશનોની દરમ્યાન અથવા કોઇ રેલવે આડમીનીસ્ટ્રેશન જેમાં પક્ષકાર હોય એવી બીજી કંઇ તકરાર ઉઠે અને તેના પક્ષકારો તે તકરાર કમીશનરો આગળ મુકવા ગવર્નર જનરલ ઇન કૌંસીલને અર્જ કરે.

તે પ્રસંગે, ગવર્નર જનરલ ઇન કોંસીલને યોગ્ય લાગે તો, ઠરાવ કરવા સારૂ તે કામ કમીશનરો તરફ પોતે મોકલવાને મુખત્યાર છે.

૨૯—આ બાબ મુજબ ઠરાવ કરવા સારૂ કમીશનરો તરફ મોકલેલાં કોઇ પણ કામની સુનાવણી વખતે ત્રણ કમિશનરોએ હાજર રહેવું જોઇએ અને તે વખતે કાયદા ખાતાના કમીશનરે અધ્યક્ષ સ્થાને બેસવું.

૩૦—(૧) અવલ દિવાની ફરીઆદની સુનાવણી વખતે જે અધિકાર હાઇ કોર્ટ ચલાવી શકે તે સઘળા અધિકાર આવા કોઇપણ કામની સુનાવણી વખતે કમીશનરોને છે એમ સમજવું.

(૨) ઠરાવ કરવાના સંબંધમાં કમીશનરોમાં મતભેદ પડે તો બહુમતથી ઠરાવ કરવો જોઇએ, અને એવા કામમાં છેવટનો હુકમ આપવો તે તાકીદ હુકમના રૂપમાં હોવો જોઇએ બીજા રૂપમાં હોવો ન જોઇએ.

(૩) સુનાવણી વખતે કોઇ પણ પક્ષકારને જાતે અથવા કોઇ પણ હાઇ કોર્ટમાં કામ કરવાનો હક હોય એવા કોઇ પણ લીગલ પ્રાકટીશનર ( વકીલ ) ની મારફત પોતાની રૂબરૂ હાજર થવાની પરવાનગી આપવાનો કમીશનરોને અધિકાર છે.

૩૧—( ૧ ) હકીકતની જે કોઇ પણ તકરાર સબંધી કમીશનરો પૈકી બે જણ એકમત થયા હોય તે તકરાર સબંધી તે કમીસનરોએ કરેલા કોઇ પણ હુકમ ઉપર અપીલ ચાલશે નહી.

( ૨ ) પેટા કલમ (૧) ના ઠરાવોને પાત્ર રહીને કમીશનરોના હુકમ ઉપર નીચે લખેલી કોર્ટમાં અપીલ ચાલશે એટલે—(અ) કાયદા ખાતાના કમીશનર રંગુનનો રેકોર્ડર અથવા આડિશનલ રેકોર્ડર હોય તે બંગાલા ઇલાકામાં કલકત્તાની ન્યાયની હાઇ કોર્ટમાં, અને

[બ] બીજા હરકોઇ પ્રસંગે, કાયદા ખાતાનો કમીશનર જે હાઇકોર્ટનો મેમ્બર હોય તે હાઇકોર્ટમાં

( ૩ ) જે હુકમ ઉપર અપીલ કરવાની હોય તે હુકમની તારીખથી ૭ મહીનાની અંદર તે અપીલ કરવી જોઇએ, અને હાઇકોર્ટ કાનુન ઘડીને ઠરાવશે તેટલા જડજોની બેંચ આગળ સદરહુ અપીલની સુનાવણી થવી જોઇએ, પરંતુ સદરહુ જડજો ત્રણ કરતાં ઓછા હોવા નહી જોઇયે,

( ૪ ) સીવીલ પ્રોસીજર કોડ મુજબ અપીલ કોર્ટ તરીકે તે હાઇકોર્ટને જે સત્તા છે તે સઘળી

સત્તા, આ બાબના બીજા ઠરાવોને પાત્ર રહીને, સદરહુ હાઇકોર્ટને તે અપીલની સુનાવણી વખતે છે એમ સમજવું, અને કમીશનરો જે કંઇ પણ હુકમ કરી શકત તે કરવાને સદરહુ હાઇકોર્ટ મુખત્યાર છે.

૩૨—કમીશનરોના કોઇ હુકમ ઉપર હાઇકોર્ટમાં અપીલ થઈ હોય તોપણ કમીશનરોને અથવા તેઓમાંના બહુ જણને તે હુકમનો અમલ થોડા વખત સુધી, બંધ રાખવાનું યોગ્ય લાગે તે શિવાયને પ્રસંગે, તે હુકમ તે કોર્ટ રદ કરે અગર તેમાં ફેરફાર કરે ત્યાં સુધી અમલમાં રહેશે.

૩૩—( ૧ ) આ બાબ મુજબની પોતાની હકુમત ચલાવતાં વખતે કમિશનરોને, ગવર્નર જનરલ ઇન કૌંસિલની સાધારણ અથવા ખાસ મંજુરીથી ઇંજનેરનુ કામ જાણનાર અથવા કળા જાણનાર એક અથવા વધારે માણસોને આસેસર તરીકે કામ કરવાને વખતે વખતે બોલાવવાનો અધિકાર છે.

( ૨ ) કમીશનરોની ભલામણ ઉપરથી ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઠરાવશે તેટલું મેહેનતાણું તે આસેસરોને આપવું જોઇએ.

૩૪—કમીશનરોની રૂબરૂ શી રીતે કામ ચલાવવું તે બાબત નિયમન કરવા સારૂ તથા આ બાબના ઠરાવો કમીશનરો અમલમાં લાવી શકે તે સારૂ તથા કમીશનરોની રૂબરૂ ચાલવાનાં કામમાં કેટલી ફી લેવી તે ઠરાવવા સારૂ કાનુનો ઘડવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

૩૫—આ બાબ મુજબ કમીશનરોની અથવા હાઇકોર્ટની આગળ ચાલેલાં કોઇ પણ કામનો તથા તેને લીધે થયેલો ખરચ આપવા સબંધી નીકાલ કરવાનો અધિકાર, પ્રસંગ પ્રમાણે, કમીશનરોને અથવા હાઇકોર્ટને છે, અને કમીશનરોએ ઠરાવી આપેલા ખરચની રકમ જાણે એકાદી હાઇકોર્ટનાં હુકમનામાથી ઠરાવી હોય તે પ્રમાણે કાયદા ખાતાનો કમીશનર જે કોર્ટનો જડજ હોય તે કોર્ટ અપાવવાને મુખત્યાર છે.

૩૬—(૧) કમીશનરોની આગળ ચાલેલાં કામમાં અથવા હાઇકોર્ટની આગળ ચાલેલી અપીલના કામમાં જે કોઇ પણ માણસ પક્ષકાર હોય તે માણસની અથવા એવા કોઇ પણ માણસના વારસ વકીલની અરજ ઉપરથી એવું માલમ પડે કે આ બાબની રૂયે કમીશનરોએ અથવા હાઇકોર્ટે કરેલો કોઇ પણ તાકીદ હુકમ જેના ઉપર કર્યો હોય તેણે માન્યો નથી તો, કાયદા ખાતાનો કમીશનર જે કોર્ટનો જડજ હોય તે કોર્ટને સદરહુ પક્ષકારને એવો હુકમ કરવાનો અધિકાર છે કે, તે હુકમની તારીખથી જેટલા દીવસ સુધી તે તાકીદ માનવામાં નહીં આવે તેટલા દીવસ સુધી દર દીવસ બદલ તે પક્ષકારે વત્તામાં વત્તા ૧૦૦૦ રૂપીયા સુધીની જે રકમ ઠરાવવામાં આવે તે આપવી જોઇયે.

(૨) સદરહુ હુકમ જે કોર્ટે કર્યો હોય તે કોર્ટને, જાણે સદરહુ પ્રકારની રકમ આપવા બાબત પોને હુકમનામું કર્યું હોય તે પ્રમાણે તે રકમ અપાવવાનો, અને સદરહુ સઘળી રકમ અથવા તેનો કાંઇ ભાગ, પેટા કલમ(૧)મુજબ અરજી કરનાર માણસને અથવા સરકારને આપવા વિશે હુકમ કરવાનો અધિકાર છે.

૩૭—કમિશનરોએ અથવા તે પૈકી કોઈ પણ કમિશનરે જેના ઉપર સહી કરી છે એમ દેખાતું હોય એવો કોઇ દસ્તાવેજ તે ઉપરની સહી સાબીત કર્યા શીવાય પુરાવામાં લેવામાં આવશે, અને વિરૂદ્ધ પક્ષે સાબીત થાય ત્યાં સુધી, તે દસ્તાવેજ તે પ્રમાણે કમીશનરોની સહીવાળો છે તથા તેમણે તે યોગ્ય રીતે કર્યો છે અથવા આપ્યો છે એમ સમજવું.

૩૮—કમિશનરોને સોંપેલા દરેક કામનો નિકાલ થયા પછી બનતી તાકીદે તેમણે તે કામ બાબતનો એક ખાસ રીપોર્ટ ગવર્નર જનરલ ઇન કૌંસિલને મોકલવો જોઇએ, અને તે રિપોર્ટના વીષયમાં હીત સબંધ રાખનાર માણસોને જાણ થવા સારૂ ગવર્નર જનરલ ઇન કૌંસિલે પોતાને યોગ્ય લાગે તેવી રીતે તે રિપોર્ટ છપાવવો જોઇએ.

૩૯—ઉપરની છેલી કલમના કારણ શિવાય બીજે પ્રસંગે. કમિશનરોને સોંપેલા કામનો નિકાલ કરવા સારૂ તે કમીશનરોની છેલી બેઠકની આખરે રેલવે કમિશન બરખાસ્ત થયું એમ સમજવું,

પરંતુ એવું ઠરાવ્યું છે કે કમિશનરોની રૂબરૂ ચાલેલાં કામમાં પક્ષકાર હોય એવા કોઇ પણ માણસની અથવા એવા કોઇપણ માણસના વારસ વકીલની અરજી આવેથી, ગવર્નર જનરલ ઇન કૌંસિલ, પોતાને યોગ્ય લાગે તો, જે કામમાં કમિશનરોએ કરેલા હુકમ ઉપર અપીલ ચાલતી ન હોય તે કોઇપણ કામમાં, કમિશનરોએ કરેલા ઠરાવની તપાસ માટે કરવામાં આવેલી અરજી સાંભળવા સારૂ તથા તે મુક-

દમો કમિશનરોના વિચાર પ્રમાણે ફરી સાંભળવા લાયક હોય તો તે અરજી મંજુર કરીને તે મુકદમો ફરી સાંભળવા સારૂ કમિશનરોને પાછા નિમવાને મુખત્યાર છે.

૪૦—કમિશનરોએ કરેલો હુકમ, આ બાબતમાં ઉપર કહેલા ઠરાવોને તથા મલિકામા આઝમા ઇંને કૌંસિલના કોઇ પણ ફરમાનને પાત્ર રહીને, આખરનો છે એમ સમજવું, અને તે વિશે કોઈપણ કોર્ટમાં વાંધો લેવો નહીં અથવા તેને કોઇપણ કોર્ટે પ્રતિબંધ કરવો નહીં.

૪૧—આ બાબના કોઇપણ ઠરાવનો અથવા આ બાબની રૂયે કમિશનરોએ અથવા હાઇકોર્ટે કરેલા કોઇપણ હુકમનો ભંગ કરીને અથવા તે વિરૂદ્ધ ચાલીને રેલવે આડમિનિસ્ટ્રેશને કાંઇપણ કૃત્ય કર્યું હશે અથવા કાંઇ પણ કસુર કરી હશે તે બાબત, આ આકટમાં ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, કોઇપણ ફરિયાદ માંડવી નહીં અથવા કાંઇ પણ કામ ચલાવવું નહીં,

## ટ્રાફીક સારૂ સગવડ કરી આપવી.

૪૨—( ૧ ) પોતાની માલકીની અથવા પોતે ચલાવતા હોય એવી જુદી જુદી રેલવે ઉપર અથવા તે ઉપરથ ટ્રાફીક લેવા સારૂ, રવાને કરવા સારૂ તથા સ્વાધીન કરવા સારૂ તથા રોલીંગ સ્ટોક પાછો મોકલવા સારૂ સઘળી યોગ્ય સગવડ, પોતાની શક્તિ પ્રમાણે દરેક રેલવે આડમિનિસ્ટ્રેશને કરી આપવી જોઇયે.(૨)કોઇપણ રેલવે આડમિનિસ્ટ્રેશને,કોઈપણ ખાસ માણસને અથવા રેલવે આડમિનિસ્ટ્રેશનને અથવા કોઇપણ અમુક જાતના ટ્રાફીકને અથવા તેની તરફેણમાં કાંઇપણ અયોગ્ય અથવા ગેરવાજબી હોય એવો ચઢીઆતો હક અગર લાભ કોઇપણ બાબતમાં કરી આપવો નહિ, અથવા કોઇપણ અમુક માણસને અથવા રેલવે આડમિનિસ્ટ્રેશનને અથવા કોઇપણ અમુક જાતના ટારીકને કોઇપણ બાબતમાં કાંઇપણ અયોગ્ય અથવા ગેરવાજબી હરકત અથવા ગેરલાભ કરવો નહિ.

( ૩ ) રેલવેના રસ્તાની સળંગ લાઇનનો જે જે રેલવેનો ભાગ હોય તે તે રેલવે ધારણ કરનાર અથવા ચલાવનાર રેલવે આડમિનિસ્ટ્રેશને, અથવા જે રેલવે આડમિનિસ્ટ્રેશનના ટરમીન્સ અગર સ્ટેશનની એક માઇલની અંદર બીજા કોઈ રેલવે આડમિનિસ્ટ્રેશનનું ટરમીન્સ અથવા સ્ટેશન હોય તે રેલવે આડ-મિનિસ્ટ્રેશને, તે એક રેલવેના ટરમીન્સ અગર સ્ટેશન ઉપર આવી પહોંચનાર સર્વ ટ્રાફીકને બીજી એવી રેલવે ઉપર લઇ રવાને કરવા સારૂ સઘળી યોગ્ય તથા વાજબી સગવડ કરી આપવી જોઇયે, અને આ પ્રમાણે ટ્રાફીક લઇ રવાને કરવામાં કાંઇપણ ગેરવાજબી વિલંબ કરવો નહિ. તથા ઉપર કહ્યા પ્રમાણેનો કાંઇપણ ચઢીઆતો હક અથવા લાભ કરી આપવો નહીં અથવા હરકત કે ગેરલાભ કરવો નહિ; અને તે રેલવેનો સળંગ રસ્તા તરીકે ઉપયોગ કરવાને ઇચ્છનાર લોકોને કાંઇપણ હરકત ન થાય અને તે અર્થે આવી રેલવેથી લોકોને સર્વ વખતે સર્વ પ્રકારની વાજબી સગવડ થાય એવી રીતે તે ટ્રાફીક લઇને રવાને કરવો જોઇયે.

( ૪ ) આ કલમ મુજબ કરી આપવાની સગવડમાં નીચે લખેલી બાબતનો સમાસ થાય છે, એટલે કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશનની રેલવે ઉપર જનાર અગર તે ઉપરથી આવનાર સળંગ ટ્રાફીક કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશનના કહેવા ઉપરથી બીજા કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશને સળંગ દરે યોગ્ય તથા વાજબી રીતે લેવો, રવાને કરવો તથા સ્વાધીન કરવો, માત્ર એટલુંજ કેઃ—

( અ ) ટ્રાફીક રવાને કરનાર દરેક રેલવે આડમિનિસ્ટ્રેશનને તે રવાને કરાવનાર રેલવે આડમિ-નિસ્ટ્રેશનને પોતે યોજેલા સળંગ દરની લેખી નોટીસ આપવી જોઇએ, અને તે નોટીસમાં તે દરની રકમ તથા તેના ભાગ તથા તે ટ્રાફીક જે રસ્તે થઇને રવાને કરવાનો હોય તે રસ્તો એ લખવું જોઇએ. જનાવર અથવા માલ સારૂ યોજેલો સળંગ દર પત્યેક ટ્રક અથવા મણ ઉપર હોય તો ચાલે;

( બ ) આવી નોટીસ મળ્યા પછી, ઠરાવેલી મુદતની અંદર, ( ટ્રાફીક ) લઇને રવાને કરનાર દરેક રેલવે આડમિનિસ્ટ્રેશને ટ્રાફીક રવાને કરાવનાર રેલવે આડમિનિસ્ટ્રેશનને તે દર તથા તેના ભાગ તથા રસ્તો કબુલ છે કે નહિં તે બાબતની અને તે દર, ભાગ તથા રસ્તા સબંધી પોતાને કંઇ હરકત હોય તો તે હરકતનાં કારણની ખબર લેખી નોટીસથી આપવી જોઇએ,

( ક ) ઠરાવેલી મુદતની આખરે, ( ટ્રાફીક ) રવાને કરનાર કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશને

આવી કોઈ પણ હરકત લખી મોકલી ન હોય તો તે મુદતને અંતે તે દર અમલમાં આવશે એમ સમજવું.'ડ)તે દર,ભાગ અથવા રસ્તા સબંધી કંઇ પણ હરકત ઠરાવેલીમુદતની અંદર લખી મોકલી હોય તો, ગવર્નર જનરલ ઇન કાંસિલ, પોતાને યોગ્ય લાગે તો, તે રેલવે આડમિનિસ્ટ્રેશનની અરજી ઉપરથી, સદરહુ પ્રકરણ કમિશનરોના ઠરાવ સારૂ તેમની તરફ લખી મોકલવાને મુખત્યાર છે.

( ઇ ) તે દર કબુલ કરવા સંબંધી અથવા તે રસ્તા સબંધી હરકત હોય તો, તે દર કબુલ કરવાથી લોકોને યોગ્ય તથા વાજબી સગવડ મળી આવશે કે નહિ તેનો અને સર્વ બાબતનો વિચાર કરતાં, યોજેલો રસ્તો વાજબી રસ્તો છે કે નહિ તેનો કમિશનરોએ વિચાર કરીને તે પ્રમાણે તે દર મંજુર કે ના મંજુર કરવો જોઇયે, અથવા કમિશનરોને યોગ્ય તથા વાજબી લાગે તેવો બીજો કોઇ દર ઠરાવવો જોઇયે.

( ફ ) તે દરના ભાગ પાડવા સબંધી માત્ર હરકત હોય અને તે બાબત કમીશનરોની આગળ મુકી હશે તો તે દર ઠરાવેલી મુદત વીતે અમલમાં આવશે, પણ તે દરના ભાગ પાડવા સબંધી કમીશનરોએ કરેલા ઠરાવ તે અમલમાં આવ્યાની તારીખથી અમલમાં આવશે એમ સમજવું; બીજી પણ હરકતને પ્રસંગે કમીશનરો તે હરકતની બાબતમાં હુકમ કરશે ત્યાં સુધી તે દરનો અમલ તહકુબ રાખવો જોઇયે.

( ગ ) સળંગ દરનો ભાગ પાડતી વખતે, તે રસ્તો અથવા તેનો કોઇ પણ ભાગ બાંધવા સારૂ, ટકાવી રાખવા સારૂ અથવા ચલાવવા સારૂ થયેલો કાંઇ પણ વીશેષ ખરચ તેમ જ રસ્તા અથવા તેના ભાગ સબંધી હરકોઇ રેલવે આડમીનીસ્ટ્રેશનને કંઇ વિશેષ ચાર્જ કરવાનો હક હોય તે ચાર્જ વીગેરે સર્વ બાબતનો વીચાર કમીશનરોએ કરવો જોઇએ;

( હ ) કમીશનરોએ કોઇ પણ બાબતમાં. કોઇ પણ રેલવે આડમીનીસ્ટ્રેશન વીદ્યમાનકાળે જે કોઇ પણ બે ઠેકાણાં વચેની રેલવે ઉપર જે કોઇ પણ ટ્રાફીક જે કોઇ પણ રીતે લઇ જવા લાવવા સારૂ જે મૈલ દર કાયદેસર રીતે લેતું હશે તે દરના કરતાં ઓછો દર તે ઠેકાણાં વચેની તે આડમીનીસ્ટ્રેશનની બીજી કોઇ પણ રેલવે ઉપર તેવોજ ટ્રાફીક તેવીજ રીતે લઇ જવા લાવવા બાબત કબુલ કરવાની ફરજ પાડવી નહીં; માત્ર સદરહુ ઠેકાણાં પૈકી એક સદરહુ સળંગ રસ્તા ઉપરનું ટ્રેન ઉપડવાનું અને બીજું ટ્રેન આવવાનું ઠેકાણું હોવુ જોઇએ.

( આઇ ) રવાને કરનાર હરકોઈ રેલવે આડમીનીસ્ટ્રેશનને વત્તામાં વત્તો જે દર લેવાનો હક હોય તેના કરતાં ઓછી રકમ સળંગ દરમાંથી તે રેલવે આડમીનીસ્ટ્રેશનને આપવામાં આવે તે છતાં, આ પેટા કલમના ઉપર કહેલા ઠરાવોને અનુસરીને, કમીશનરોને સુચવેલો કોઇ પણ સળંગ દર યોગ્ય તથા વાજબી છે એમ ઠરાવવાનો તથા તે પ્રમાણે તે સળંગ દર મંજુર કરીને તેના ભાગ પાડવાનો પુર્ણ અધિકાર છે એમ સમજવું.

(જે) આ પેટા કલમમાં, ઠરાવેલી મુદત વિશે કહ્યું છે તે મુદત એક મહિનાની અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલ સાધારણ અગર વિશેષ હુકમ કરીને ઠરાવે તે પ્રમાણે એક મહિનાથી વધારે છે એમ સમજવું.

૪૩—(૧) એકાદું રેલવે આડમિનીસ્ટ્રેશન એકાદા વેપારી પાસેથી અથવા કોઇએક વર્ગના વેપારીઓ પાસેથી અથવા કોઇપણ સ્થાનીક ક્ષેત્રના વેપારીઓ પાસેથી કોઇ જનાવર અથવા માલ બાબત અથવા કોઇ કામ બાબત જે દર લેતું હોય તે કરતાં કમી દર તેજ અથવા તેના જેવા જનાવર અથવા માલ બાબત અથવા તેજ અથવા તેના જેવા કામ બાબત બીજા કોઇ વેપારીઓ પાસેથી અથવા બીજા કોઇ વર્ગના વેપારીઓ પાસેથી અથવા બીજા કોઇપણ સ્થાનિક ક્ષેત્રના વેપારીઓ પાસેથી લે છે એવું દેખાડવામાં આવે ત્યારે આ પ્રમાણે કમી દર લીધાથી અયોગ્ય પક્ષપાત થયો નથી એવું સાબીત કરવાનો બોજો તે રેલવે આડમીનીસ્ટ્રેશન ઉપર છે એમ સમજવું.

(૨) કમી દર લીધાથી અયોગ્ય પક્ષપાત થાય છે કે નહી એ ઠરાવતી વખતે, જે ટ્રાફીક સબંધમાં કમી દર લીધો હોય તે ટ્રાફીક લોકોના હીતને સારૂ મેળવવા માટે તે પ્રમાણે દર કમી કરવાનું જરૂરનું

હતું કે નહીં તે વીશેનો વીચાર, તે વીષયની સાથે સંબંધ રાખનારી બીજી બાબતો સાથે, પોતાને વ્યાજબી લાગે તેટલે સુધી કરવાનો કમીશનરોને અધીકાર છે.

૪૪—એકાદું રેલવે આડમીનીસ્ટ્રેશન, તે રેલવે ઉપરનો ટ્રાફીક પોતાના તાબામાં ન હોય, પોતે ભાડે રાખી નહોય અથવા ચલાવતી નહોય એવી કોઇ પણ તર, વહાણ, મછવા અથવા ત્રાપાની મારફત કોઇ એક ભુમધ્ય જળાશય ઉપરથી લઇ જવા માટેના કરારમાં પક્ષકાર હોય ત્યારે, રેલવેને લાગુ પડનારા ઉપરની છેલ્લી બે કલમના ઠરાવો, તે તર, વહાણ, મછવો અથવા ત્રાપો રેલવેના ટ્રાફીકના કારણ માટે વપરાતો હોય તેટલી બાબતમાં તેને લાગુ પડે છે એમ સમજવું.

૪૫—વાજબી ટરમીનલ લેવાનો રેલવે આડમીનીસ્ટ્રેશનને અધીકાર છે.

૪૬—(૧) કોઇ રેલવે આડમીનીસ્ટ્રેશને આકારેલા ટરમીનલ સંબંધી કંઇ પણ સવાલ અથવા તકરાર ઉઠે તેનો નીકાલ થવા માટે તે કમીશનરોની આગળ મુકવાનો ગવર્નર જનરલ ઇન કૌંસીલની નજરમાં આવે તો તેઓને અધીકાર છે; અને તે ઉપરથી ટરમીનલ સંબંધી આડમીનીસ્ટ્રેશનને આપવી વ્યાજબી છે તે ઠરાવવાનો અધીકાર કમશીનરોને છે.

(૨) કમિશનરોએ તે સવાલ અથવા તકરાર સબંધી નિકાલ કરતી વખતે જે સગવડના સબંધમાં ટરમિનલ આકારવામાં આવ્યું હોય તે સગવડ કરી આપવામાં રેલવે આડમિનિસ્ટ્રેશનને જે ખરચ ખરેખરો થયો હશે તે ખરચનો વિચાર ન કરતાં તે સગવડ કરી આપવામાં વાજબી રીતે જે ખરચની જરૂર લાગે તેજ ખરચનો વિચાર કરવો જોઇએ.

---

## બાબ ૬. રેલવે ચલાવવા બાબત સામાન્ય.

૪૭—(૧) દરેક રેલવે કમ્પનીએ, તથા રેલવે સરકારના વહિવટમાં હોય તે રેલવેની બાબતમાં,આ અર્થે ગવર્નર જનરલ ઇન કૌંસિલ નિમે તે અમલદારે આ આકટને અનુસરતી સામાન્ય કાનુનો નિચે લખેલાં કારણ સારૂ કરવી જોઇયે, એટલે—

(અ)—રેલવે ઉપર વાપરવાનું રોલીંગ સ્ટોક જે રીતે અને જે વેગથી ચલાવવાનું હશે અથવા ધકેલવાનું હશે તે રીત અને વેગનું નિયમન કરવા સારૂ;

(બ)—ઉતારૂઓને માટે જગા તથા સગવડની તજવીજ કરવા સારૂ તથા તેમનો લગેજ લઈ જવા બાબતનું નિયમન કરવા સારૂ;

(ક)—આ આકટના કારણ સારૂ જોખમકારક અથવા ઉપદ્રવકારક માલ કયો સમજવો તે જ્ઞાપિત કરવા સારૂ, તથા તે માલ લઇ જવાનું નિયમન કરવા સારૂ;

(ડ) સંસર્ગીક અથવા ચેપી રોગથી પીડાતા ઉતારૂઓને રેલવે આડમિનિસ્ટ્રેશને કઇ શરતોએ લઇ જવા તેનું નિયમન કરવા સારૂ તથા એવા ઉતારૂઓએ વાપરેલી ગાડીઓમાંથી રોગબીજનો નાશ કરવાની તજવીજ કરવા સારૂ;

(ઇ)—રેલવેના નોકરોએ પોતાની વર્તણુક કેવી રાખવી એ બાબતનું નિયમન કરવા સારૂ:

(ફ)—રેલવે આડમિનિસ્ટ્રેશને કનસાઇનીની અથવા ધણીની વતી કોઇપણ સ્ટેશન ઉપર કંઈ શરતે તથા બોલીએ માલ વખારમાં ભરી મુકવો અથવા રાખવો તે શરત અથવા બોલી બાબતનું નિયમન કરવા સારૂ, અને(ગ)—સામાન્ય રીતે, રેલવેમાં મુસાફરી કરવા બાબત અને તેનો ઉપયોગ કરવા બાબત, તે ચલાવવા બાબત અને તેની વ્યવસ્થા રાખવા બાબતનું નિયમન કરવા સારૂ.

(૨) સદરહુ પ્રકારની કાનુનો પૈકી કોઇ પણ કાનુન કોઇ પણ માણસ તોડશે તો તેને વત્તામાં વત્તા પચાસ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે એવો ઠરાવ, અને પેટા કલમ (૧) ની રકમ (ઇ)ની રૂયે કરેલી કાનુન કોઇ પણ રેલવેનો નોકર તોડશે તો તેને વત્તામાં વત્તા એક મહિનાના પગાર જેટલી રકમ ગુન્હેગારીમાં આપવાને તે પાત્ર થશે એવો ઠરાવ, તે કાનુનોમાં કરવાનો અધીકાર છે. અને એવી રકમ રેલવે આડમિનીસ્ટ્રેશનને તે નોકરના પગારમાંથી કાપી લેવાનો અધીકાર છે.

(૩) આ કલમ મુજબ કરેલી કાનુન ગવર્નર જનરલ ઇન કૌંસિલ તરફથી મંજુર કરવામાં અને

ઈંડીયા ગેઝીટમાં પ્રસીદ્ધ કરવામાં આવશે ત્યાં સુધી તે અમલમાં આવશે નહીં,

પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે, ઇંડીયા ગેઝીટમાં પુરે પુરી પ્રસીદ્ધ કરેલી એકાદી કાનુનના જેવાજ મજકુરની તે કાનુન હોય ત્યારે, તે પ્રસીદ્ધ કરેલી કાનુન ઉપર જેમાં હવાલો આપ્યો હોય તથા તે કાનુન દાખલ કરવા બદલ જેમાં જાહેર કરવામાં આવ્યું હોય એવું જાહેરનામું તે ગેઝીટમાં પ્રસીદ્ધ કર્યું એટલે આ પેટા કલમના અર્થ મુજબ તે કાનુન ઇંડીયાગેઝીટમાં પ્રસીદ્ધકરવામાં આવી છેએમસમજવું.

(૪) આ કલમ મુજબ કરેલી કોઇ પણ કાનુન રદ કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે. અને પેટા કલમ (૧) પ્રમાણે જે અધિકારીને કાનુન કરવાનું ફરમાવ્યું છે તે અધિકારી, ગવર્નર જનરલ ઇન કૌંસીલની અગાઉથી મંજુરી લઇને. કોઇ પણ વખતે તેવી કોઇ પણ કાનુન રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

(૫) જે કાનુન અમુક રેલવે સારૂ સન ૧૮૭૯ ના હિંદુસ્તાનની રેલવેના આક્ટની ૮ મી કલમ મુજબ કરી છે એમ દેખાતું હોય, તથા જે આ આક્ટની શરૂઆતથી તે રેલવેને લાગુ કરવાની છે એમ ઇંડીયા ગેઝીટ ઉપરથી જણાતું હોય તે પ્રત્યેક કાનુન, તે કરવામાં અથવા પ્રસિદ્ધ કરવામાં કાંઇ ગેરશીસ્તપણું થયું હોય તે છતાં પણ,તેકાનુન આ કલમમુજબ કરેલીછે તથા અમલમાં આવેલીછે એમ સમજવું.

(૬) પ્રત્યેક રેલવે આડમીનીસ્ટ્રેશનને પોતાની રેલવેના પ્રત્યેકસ્ટેશન ઉપર આ કલમ મુજબ તે રેલવે ઉપર વિદ્યમાન કાળે અમલમાં હોય એવી સામાન્ય કાનુનની એક પ્રત રાખવી જોઇએ, અને હરકોઇ માણસને, પૈસા લીધા શીવાય, સઘળા યોગ્ય વખતે તે જોવા દેવી જોઇએ.

૪૮—જે બે અથવા વધારે રેલવે આડમિનિસ્ટ્રેશનોની રેલવેઓનું ટરમીનલ અથવા લોઢાની સડકની લાઇનનો એકજ ભાગ સામાઇક હોય અથવા જેની રેલવેઓ એક સળંગ લાઇનના રસ્તાના જુદા જુદા ભાગ હોય તે રેલવે આડમિનિસ્ટ્રેશનો, પોતાનો સામાઇક ટ્રાફીક અથવા સામાઇક ટરમીનસ ઉપર અથવા તે રેલવેના જંકશનની જગાએ લોકોને જોખમ ન પહોંચે તેવી રીતે લઇ જવા સારૂ ગોઠવણ કરવાની બાબતમાં એકમત થઇ છકે નહીં ત્યારે, તે પૈકી હરકોઇ આડમિનિસ્ટ્રેશનની અર્જ ઉપરથી, લોકોની સલામતી સબંધી જેટલી તકરારી બાબત હોય તેટલી તકરારી બાબતનો નીકાલ કરવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે, અને તેવી ગોઠવણ કરવામાં થનારો સઘળો ખરચ અથવા તે ખરચનો કેટ કેટલો હીસ્સો તે પૈકી કોયા કીયા આડમિનીસ્ટ્રેશને આપવો એ ઠરાવવાનો અધીકાર ગવર્નર જનરલ ઇન કૌંસીલને છે.

૪૯—વિકટોરીયા રાણીની કારકીર્દીના ૪૨ મા તથા ૪૩ મા વર્ષમાં પસાર થયેલા સ્ટાટયુડના ચાપટર ૪૧ માં ઠરાવ્યા મુજબની કંપની ન હોય એવી કોઇપણ રેલવે કંપની, રેલવે ઉપર અથવા તેના સબંધમાં વાપરવામાં આવે એવાં રોલીંગ સ્ટોક, ઓજાર અથવા યંત્રો તૈયાર કરવા સારૂ, અથવા રેલવે ઉપર વાપરવા માટે જરૂરનાં કોઇ પણ રોલીંગ સ્ટોક, ઓજાર, યંત્ર અથવા સામાન સરંજામ પટે આપવા સારૂ અથવા પટે લેવા સારૂ અથવા રોલીંગ સ્ટોક ટકાવી રાખવા સારૂ વખતે વખતે ગવર્નર જનરલ ઇન કૌંસિલ સાથે કરાર કરીને તે અમલમાં આણુવાને મુખત્યાર છે.

૫૦—વિકટોરીયા રાણીની કારકીર્દીના ૪૨ તથા ૪૩ મા વર્ષમાં પસાર થયેલા સ્ટાટયુટના ચાપટર ૪૧ માં ઠરાવ્યા મુજબની કંપની ન હોય એવી કોઇપણ રેલવે કંપની, નીચે લખેલી બાબતો પૈકી કોઇ પણ બાબત સબંધી ગવર્નર જનરલ ઇન કાંઉન્સીલની સાથે અગર ગવર્નર જનરલ ઇન કાંઉસીલની મંજુરીથી બીજા હરકોઇ રેલવે આડમિનિસ્ટ્રેશનની સાથે, વખતે વખતે કંઇપણ કબુલ કરીને તે અમલમાં આણુવાને મુખત્યાર છે. તે બાબતોની વિગતઃ—

(અ) હરકોઇ રેલવે ચલાવવા, તેનો ઉપયોગ કરવા, તેની બ્યવસ્થા કરવા તથા તે ટકાવી રાખવા સબંધી;(બ) રકમ અ માં નિરદિષ્ટ કરેલાં કારણમાંના હરકોઇ કારણ સારૂ જરૂર હોય એવાં રોલીંગ સ્ટોક તથા યંત્ર પુરા પાડવા સબંધી તથા આવી કોઇપણ રેલવેનો ટ્રાફીક લઇ જવા સારૂ અમલદાર તથા નોકરો પુરા પાડવા સંબંધી.

(ક) આવી રીતે રેલ્વે ચલાવવા બાબત, તેનો ઉપયોગ કરવા બાબત, અને તેની બ્યવસ્થા કરવા

બાબત તથા તે ટકાવી રાખવા બાબત આપવાનાં નાણાં તથા તે બાબત પાળવાની શરતો સબંધી;

(ડ) કબુલત કરનાર પક્ષકારોની પોત પોતાની રેલ્વે ઉપરના અથવા તે રેલ્વે મારફત આવેલા અથવા તે રેલ્વે ઉપર જવાના ટ્રાફીકની અદલાબદલી, સગવડ તથા તે લઇ જવા સબંધી, અને તે ટ્રાફીકથી થતું ઉત્પન ઠરાવવા, વસુલ કરવા, વહેંચી આપવા તથા તેનો ઉપયોગ કરવા સંબંધી;

(ઇ) સામાન્ય રીતે, આ રકમમાં ઉપર નીર્દિષ્ટ કરેલી બાબતો પૈકી કોઇ પણ બાબતના સંબંધમાં જે ઠરાવ અગર જે શરત સદરહુ કબુલત કરનાર પક્ષકારને યોગ્ય લાગે તથા પરસ્પર કબુલ હોય તે ઠરાવ અગર શરત અમલમાં આણવા સંબંધી

પરંતુ એવું ઠરાવ્યું છે કે, તે કબુલતમાં પક્ષકાર હોય એવાં રેલ્વે આડમીનીસ્ટ્રેશનને કોઇ પણ માણસ પાસેથી જે દર વખતે વખતે માંગવાનો તથા લેવાનો અધીકાર આપ્યો હોય તે દર પૈકી કોઇ પણ દરને સદરહુ કબુલતથી બાધ આવશે નહીં; અને તે કબુલત કરવામાં આવી ન હોય તો, તે કબુલતમાં પક્ષકાર હોય એવા કોઇ પણ રેલવે આડમીનીસ્ટ્રેશનની રેલવેનો જેવો ઉપયોગ તથા ઉપભોગ જે શરતે તથા બોલીએ તથા જે દર આપીને કોઇ પણ માણસે કર્યો હોત તેવો ઉપયોગ તથા ઉપભોગ તેજ શરતે તથા બોલીએ તથા તેજ દર આપીને તે માણસને કરવાનો હક, તે કબુલત કરી હોય તે છતાં પણ છે, એમ સમજવું.

૫૧—વીકટોરીયા રાણીની કારકીર્દિના ૪૨ તથા ૪૩ મા વર્ષમાં પસાર થયેલા સ્ટાટયુટના ચાપટર ૪૧ મુજબની કંપની ન હોય એવી કોઇ પણ રેલવે કંપનીને, ગવનર જનરલ ઇન કૌંસીલની મંજુરીથી, નીચે લખેલા સર્વ અથવા તેમાંના હરકોઇ અધિકાર વખતે વખતે ચલાવવાનો અખત્યાર છે એટલે:—

(અ) તર ચલાવવા સારૂ સારી પ્રતના તથા યોગ્ય પરીમાંણના યંત્ર તથા ઓજારથી યોગ્ય રીતે યુક્ત એવી તર, પોતાની રેલવે ઉપરના ટ્રાફીકની સગવડ સારૂ સ્થાપવાનો અધીકાર છે.

(બ) તે રેલવેના ટ્રાફીકની સગવડતા શીવાયનાં બીજાં કારણ સારૂ આ કલમ મુજબ પોતે સ્થાપેલી તર ચલાવવાનો અધીકાર છે.

(ક) પોતાના હરકોઇ પુલ ઉપર પગે જનાર લોકો સારૂ, ઢોર સારૂ, ગાડી સારૂ, ગાડા સારૂ અથવા બીજા ટ્રાફીક સારૂ માર્ગ કરી આપીને તે ટકાવી રાખવાનો અધિકાર છે;

(ડ) પોતાની રેલવે ઉપર આવતા અથવા ત્યાંથી જતા ટ્રાફીકની સગવડ સારૂ રસ્તા બાંધીને તે ટકાવી રાખવાનો અધિકાર છે;

(ઇ) પોતાની રેલવેમાં લઇ ગયેલા અથવા લઇ જવાના ઉતારૂની, જનાવરની અથવા માલની યોગ્ય સવડ સારૂ જરૂર હોય એવાં સ્થલાંતર કરવાનાં કોઇ પણ સાધન કરી આપીને તે ટકાવી રાખવાનો અધિકાર છે:(ફ)આ કલમ મુજબ પોતે કરી આપે તેવી તર,માર્ગ,રસ્તા અથવા સ્થલાંતર કરવાનાં સાધન જે ટ્રાફીકના કામમાં આવતાં હોય તે ટ્રાફીક ઉપર, ગવર્નર જનરલ ઇન કૌંસિલની મંજુરીથી વખતે વખતે ઠરાવવામાં આવે તે તારીફ પ્રમાણે, ટોલ ( દસ્તુરી ) લેવાનો અધિકાર છે.

૫૨—પ્રત્યેક રેલવે આડમિનિસ્ટ્રેશને ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઠરાવે તેવા નમુના મુજબ પોતાની થાપણ બાબતનાં, તથા ઉત્પન્નના વહીવટ બાબતનાં તથા પોતાના ટ્રાફીક બાબતનાં ગવર્નર જનરલ ઇન કૌંસિલ ફરમાવે તેવાં પત્રકો, છ છ મહીને અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઠરાવે તે તે મુદતે તૈયાર કરવાં જોઇએ, અને ગવર્નર જનરલ ઇન કૌંસિલ ફરમાવે તેવે વખતે આવાં પત્રકોની એક એક પ્રત તેમની તરફ મોકલવી જોઇએ.

## માલ લઇ જવો.

૫૩ (૧)—પોતાના કબજા માંહેની દરેક વાગન અથવા ટકમાં વતામાં વતું કેટલું વજન ભરવામાં આવશે તે પ્રત્યેક રેલવે આડમીનીસ્ટ્રેશને નકી કરવું, અને આ પ્રમાણે નકી કરેલું વજન કેટલું છે તે બતાવી આપનારા શબ્દો અથવા આંકડા આપી પ્રત્યેક વાગન અથવા ટકની બાહારની બાજુએ સહેજ નજરે પડે તેવી રીતે લખવા જોઇએ.

(૨) કોઇ રેલવે ઉપર પસાર થતી વાગન અથવા ટકના પ્રત્યેક ધણીએ સદરહુ વાગનમાં અથવા

ટ્રકમાં વતામાં વતુ કેટલું વજન ભરવામાં આવશે તે ઉપર કલમ પ્રમાણે નક્કી કરીને બતાવવું જોઇયે.

(૩) સદરહુ પ્રમાણે નક્કી કરેલી હદ સુધી ભરેલી વાગનનું અથવા ટ્રકનું તેની ધરી ઉપર પડનારૂં એકંદર વજન, સદરહુ વાગન અથવા ટ્રકની તે પ્રકારની ધરી ઉપર પડનારા વજનની જે મર્યાદા ગવર્નર જનરલ ઇન કૌંસીલ ઠરાવશે તે મર્યાદા કરતાં વધારે હોવું નહીં જોઇયે.

૫૪—(૧) હરકોઇ જનાવર અથવા માલ લેવા સબંધી, રવાને કરવા સબંધી અથવા સ્વાધીન કરવા સંબંધી, આ આક્ટથી અથવા આ આક્ટ મુજબ કરેલી કોઇ પણ સામાન્ય કાનુનથી વીરૂદ્ધ નહિં હોય એવી શરતો ગવર્નર જનરલ ઇન કૌંસિલના નીબંધને અનુસરીને ઠરાવવાનો અધિકાર રેલવે આડમિનિસ્ટ્રેશનને છે.

(૨) પેટા કલમ ( ૧ ) મુજબ જે શરતો પોતાની રેલવેના સ્ટેશન ઉપર વિદ્યમાનકાળે અમલમાં હોય તે શરતોની એક પ્રત રેલવે આડમીનીસ્ટ્રેશને તેવી દરેક સ્ટેશન ઉપર રાખવી જોઇએ, અને હરકોઇ માણસને સઘળા યોગ્ય વખતે તે મફત જોવા દેવી જોઇએ.

( ૩ ) કોઇ પણ સંસર્ગીક અથવા ચેપી રોગથી પીડાતાં કોઇ પણ જનાવરને લઇ જવાને રેલવે આડમીનીસ્ટ્રેશન બંધાયલું નથી એમ સમજવું.

૫૫ (૧)—કોઈ પણ માણુસ પાસે કોઇ પણ જનાવર અથવા માલ બદલ કંઇ પણ દર ટરમીનલ અથવા બીજો ચાર્જ લેહેણો હોય તે બાબત કોઇ પણ રેલવે આડમીનીસ્ટ્રેશન અથવા તેની વતી કોઇ માંગણી કરેથી સદરહુ માણુસ તે આપવાને ચુકશે તો, સદરહુ સઘળાં જનાવર અથવા માલ અથવા તે પૈકી કોઇ પણ જનાવર અથવા માલ અથવા રેલવેમાંથી તે કહાડી લઇ જવામાં આવ્યાં હશે તો એવા માણુસનાં બીજા કાંઇ જનાવર અથવા માલ તે રેલવેના કબજામાં તે વખતે હશે અથવા પછીથી તેના કબજામાં આવશે તે, અટકાવી રાખવાનો અધિકાર તે રેલવે આડમિનિસ્ટ્રેશનને છે.

( ૨ ) પેટા કલમ (૧) મુજબ કોઇ પણ જનાવર અથવા માલ અટકાવી રાખ્યો હોય ત્યારે, માલ બગડી જાય એવો હશે તો, તરતજ, તથા બીજા કંઇ પણ માલ અથવા જનાવરની બાબતમાં, એક અથવા વધારે સ્થાનીક વર્તમાન પત્રોમાં, અથવા એવાં વર્તમાન પત્ર નહીં હશે ત્યારે, ગવર્નર જનરલ ઇન કૌંસીલ ઠરાવશે તે રીતે, લીલામ કરવાના ઇરાદાની નોટીસ પ્રસિદ્ધ કર્યા પછી ઓછામાં ઓછા પંદર દીવસ બાદ તે ચાર્જ તથા સદરહું પ્રમાણે અટકાવી રાખવાના અને નોટીસના અને લીલામના, તથા જનાવરની બાબતમાં, ચારો ખવડાવવાના, પાણી પાવાના અને ચાકરી કરવાના ખરચ જેટલી રકમ ઉત્પન્ન થાય એટલા જનાવર અથવા માલ જાહેર લીલામ કરીને વેચવાનો અધિકાર તે રેલવે આડમીનિસ્ટ્રેશનને છે.

(૩) લીલામની ઉપજ થશે તેમાંથી સદરહુ ચાર્જ તથા સદરહુ ખરચ જેટલી રકમ રીતે તે ઉપજમાંથી કાંઇ ફાજલ અવેજ રહે તો તે, અને કાંઇ જનાવર અથવા માલ વેચાયા વગર રહ્યો હશે તો તે, હકદાર માણુસને આપવાનો અધિકાર રેલવે આડમિનિસ્ટ્રેશનને છે.

(૪) જે માણુસ પાસે લેહેણો હોય એવો કંઇપણ દર, ટરમીનલ અથવા બીજો ચાર્જ માંગવામાં આવે તે માણુસ, પેટા કલમ (૧) મુજબ અટકાવી રાખેલાં કાંઈપણ જનાવર અથવા માલ અથવા જે કંઇપણ જનાવર અથવા માલ પેટા કલમ (૨) મુજબ લીલામ કર્યા પછી વેચવાનાં બાકી રહ્યાં હશે તે જનાવર અથવા માલ વાજબી વખતની અંદર રેલવે ઉપરથી લઇ જવાને ચુકશે તો, તે સઘળાં જનાવર અથવા માલ વેચી તેની ઉપજનો નિકાલ ઉપરની પેટા કલમ (૩) ના ઠરાવો મુજબ બનતા સુધી કરવાનો અધિકાર રેલવે આડમિનિસ્ટ્રેશનને છે.

(૫) ઉપરની પેટા કલમોમાં ગમે તે મજકુર હોય તે છતાં પણ ઉપર કલમ મુજબનો કંઇપણ દર, ટરમીનલ અથવા બીજો ચાર્જ અથવા તેમાંની કંઇપણ બાકી રકમ ફરિઆદ માંડીને વસુલ કરવાનો અધિકાર રેલવે આડમિનિસ્ટ્રેશનને છે.

૫૬—(૧) લઇ જવા સારૂ અથવા બીજા કામ સારૂ કોઇપણ રેલવે આડમિનિસ્ટ્રેશનના કબજામાં

આવેલાં કોઇપણ જનાવર અથવા માલનો ધણી, અથવા તે ઉપર જે બીજા કોઇ માણસનો હક છે એમ રેલવે આડમિનિસ્ટ્રેશનને દેખાય તે માણસ તે જનાવર અથવા માલ માગે નહિતો તે રેલવે આડમિનિસ્ટ્રેશને તે ધણી અથવા માણસ ઓળખીતો હશે તો તેને તે જનાવર અથવા માલ લઇ જવા વિશેની નોટીસ અપાવવી જોઇએ.

( ૨ ) જો એવો ધણી અથવા માણસ ઓળખીતો ન હોય અથવા એવી નોટીસ તેના ઉપર બજાવી શકાતી ન હોય, અથવા તે તે નોટીસમાંનો હુકમ માન્ય ન કરે તો, તે રેલવે આડમિનિસ્ટ્રેશનને, યોગ્ય મુદતની અંદર, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇપણ કાયદાના ઠરાવોને અનુસરીને, ઉપરની છેલ્લી કલમના ઠરાવ મુજબ વેચવાનું બને ત્યાં સુધી તે પ્રમાણે તે જનાવર અથવા માલ વેચવાનો અખત્યાર છે,અને તે વેચાણના ઉપજની કાંઇ રકમ રહે તો તે,હકદાર આડમિનિસ્ટ્રેશને આપવી જોઇયે.

૫૭—કોઇ રેલવે આડમિનિસ્ટ્રેશનના કબજામાંના કોઇપણ જનાવર અથવા માલ અથવા વેચાણના ઉત્પન્ન બાબત બે અથવા વધારે માણસો દાવો કરતા હોય તે પ્રસંગે, અથવા તે જનાવર બદલ અથવા માલ બદલ આપેલી ટીકીટ અથવા પહોંચ હાજર કરવામાં ન આવે તે પ્રસંગે, તે જનાવર અથવા માલ ઉપર અથવા વેચાણના ઉત્પન્ન ઉપર જે માણસનો હક પહોંચે છે એમ રેલવે આડમિનિસ્ટ્રેશનનો અભિપ્રાય હોય તે માણસ તે જનાવરના અથવા માલના અથવા વેચાણના ઉત્પન્નના સબંધમાં બીજા કોઇપણ માણસના હકથી તે રેલવે આડમિનિસ્ટ્રેશનને નુકશાન ન થવાની હામી આપે ત્યાં સુધી તે જનાવર, માલ અથવા વેચાણનું ઉત્પન્ન સ્વાધીન નહીં કરવાનો અધીકાર તે આડમિનીસ્ટ્રેશનને છે; ઉપર કહેલી હામી તે રેલવે આડમીનીસ્ટ્રેશનની ખાત્રી થાય એવી હોવી જોઇએ.

૫૮—( ૧ ) જે કોઇ પણ માલ કોઇપણ રેલવેની મારફત લઈ જવા સારૂ તે રેલવે ઉપર આણ્યો હશે તેના ધણીએ અથવા તે જેના ચાર્જમાં હોય એવા શખસે, અને જે કોઇપણ માલ રેલવે મારફત લઇ ગયા હશે તેના કનસાઇનીએ, આ અર્થે રેલવે આડમિનિસ્ટ્રેશને નિમેલો રેલવેનો કોઇપણ નોકર માંગે ત્યારે, તે માલ ઉપર તે રેલવે આડમિનિસ્ટ્રેશનને કેટલો દર લેવાનો હક છે તે ઠરાવવા સારૂ બસ થાય એવી તે માલના પ્રકારની લેખી તપશીલ પ્રસંગ પ્રમાણે, સદરહુ ધણીએ, શખસે અથવા કનસાઇનીએ સહી કરીને તે નોકરને આપવી જોઇએ.

( ૨ ) જો એવો ધણી, શખસ અથવા કનસાઈની એવી તપશીલ આપવાને ના પાડે અથવા તેમાં ગફલત કરે અને તે માલના પ્રકારની ખાત્રી કરી આપવા સારૂ તે માલ જે પાર્સલ અથવા બીંદડીમાં હોય તે પાર્સલ અથવા બીંદડી ખુલ્લી કરવાની ના કહેતો, તે રેલવે આડમિનિસ્ટ્રેશનને (અ) રેલવેની મારફત લઇ જવા માટે આણેલા માલની બાબતમાં કોઇ પણ વર્ગના માલ માટે તે વખતે તે રેલવે ઉપર જે કાંઇપણ વધારેમાં વધારે દર અમલમાં હશે તેના કરતાં વતો નહીં હોય એવો દર આપે નહીં તો તે માલ લઇ જવાનો ઇનકાર કરવાનો, અથવા (બ) તે રેલવે મારફત લઇ ગયેલા માલની બાબતમાં, એવા વધારે દરથી વત્તો નહોય એવો દર આકારવાનો, અધિકાર છે.

(૩) પેટા કલમ [૧] મુજબ આપેલી તપસીલ રેલવે મારફત લઇ ગયેલા જે કોઇ પણ માલ સંબંધી છે એમ તે ઉપરથી દેખાતું હોય તે માલના પ્રકાર સંબંધી તે તપસીલ મુદ્દાની બાબતમાં ખોટી હોય તો, તે માલ લઇ જવા બદલ, તે રેલવે ઉપર કોઇપણ વર્ગનો માલ લઈ જવા માટે વિદ્યમાનકાળે જે સૌથી વધારેમાં વધારે દર ચાલુ હોય તેથી ઘણામાં ઘણો બમણો દર લેવાનો અધિકાર તે રેલવે આડમિનીસ્ટ્રેશનને છે.

(૪) જે કોઇ પણ માલ કોઇપણ રેલવેની મારફત લઇ જવા સારૂ આણ્યો હશે અથવા કોઇપણ રેલવેની મારફત લઇ જવામાં આવ્યો હશે તે માલ અમુક પ્રકારનો છે તે વિશેની તપશીલ આ કલમ મુજબ આપ્યા ઉપરથી તે પ્રકાર સબંધી કોઇ રેલવેના નોકર તથા તે માલના ધણી અથવા તે માલ જે માણસના ચાર્જમાં હશે તે માણસ અથવા તે માલના કનસાઈની એમની વચ્ચે તકરાર પડે તો તે માલ અટકાવીને તપાસવાનો અધિકાર તે રેલવેના નોકરને છે.

(૫) પેટા કલમ (૧) મુજબ આપેલી તપસીલમાં માલ જે પ્રકારનો લખ્યો હોય તેના કરતાં જુદા

પ્રકારનો છે એમ તપાસ કર્યા ઉપરથી દેખાય તો, જે માણસે તે તપસીલ આપી હોય તે માણસ, અગર તે માણસ તે માલનો ધણી નહોય તો તે માણસ તથા તે માલનો ધણી એ બે સામાઇક રીતે તથા પૃથક પૃથક તે માલ અટકાવી રાખવાનો તથા તપાસવાનો ખરચ રેલવે આડમિનિસ્ટ્રેશનને આપવાને પાત્ર થશે એમ સમજવું, તથા તે માલ અટકાવી રાખ્યાથી અથવા તપાસ્યાથી જે કંઇ પણ નુકશાન થયું હોય તેની જવાબદારી તે રેલવે આડમિનિસ્ટ્રેશન ઉપર બીલકુલ નથી એમ સમજવું.

( ૬ ) પેટા કલમ [ ૧ ] મુજબ આપેલી તપશીલમાં માલ જે પ્રકારનો લખ્યો હોય તેનાથી જુદો નથી એમ દેખાય તો, તે માલ અટકાવી રાખવાનો તથા તપાસવાનો ખરચ રેલવે આડમિનિસ્ટ્રેશને આપવો જોઇએ, તથા ઉપર કહ્યા પ્રકારનું જે કંઈ પણ નુકશાન થયું હશે તે નુકશાન બદલ તે માલના ધણીને રેલવે આડમીનીસ્ટ્રેશન જવાબદાર થશે એમ સમજવું.

૫૯ (૧)—કંઇ પણ ભયકારક અથવા ત્રાસદાયક માલ પોતાની સાથે લઇ જવાનો અથવા કોઇ રેલવે આડમિનિસ્ટ્રેશનને લઇ જવાનું કહેવાનો કોઇ પણ માણસને હક છે એમ સમજવું નહીં.

( ૨ ) આવો કોઇ પણ માલ રેલવે ઉપરની જે જગા ઉપર જે કોઇ પણ માણસ લાવે તે જગા જે સ્ટેશન માસ્તર અથવા બીજા કોઇ રેલવેના નોકરના હવાલામાં હોય તે સ્ટેશન માસ્તર અથવા બીજા નોકરને તે માલના પ્રકારની નોટીસ આપ્યા શિવાય તે રેલવે ઉપર સદરહુ માલ તે માણસે પોતાની સાથે લઇ જવો નહીં; અથવા કોઇ પણ માણસે આવો કોઇ પણ માલ જે બીંદડીમાં હશે તે બીંદડીની બાહેરની બાજુએ તે માલનો પ્રકાર સ્પષ્ટ રીતે બતાવ્યા શીવાય બીજી રીતે તે માલના પ્રકારની લેખી નોટીસ જે રેલવેના નોકરને તે માલ આપવા માંડે અથવા આપે તે રેલવેના નોકરને આપ્યા શીવાય, સદરહુ માલ રેલવે મારફત લઇ જવા સારૂ આપવા માંડવો નહિ અથવા આપવો નહી.

(૩) આવો કોઇ પણ માલ રેલવેમાં લઇ જવા માટે લેવાની ના પાડવાનો અધિકાર હરકોઇ રેલવેના નોકરને છે. અને પેટા કલમ (૨) માં કહેલી નોટીસ આપ્યાની રેલવેના કોઇ નોકરને ખબર ન હોય ત્યારે, તે પ્રમાણે લીધેલો માલ લઇ જવાની ના પાડવાનો અથવા તે માલ જતો અટકાવવાનો અધિકાર તે નોકરને છે.

(૪) જે બીંદડીમાંના માલ સબંધી પેટા કલમ ( ૨)માં કહેલી નોટીસ આપ્યાની કોઇ પણ રેલવેના નોકરને ખબર ન હોય તે બીંદડીમાં ઉપર કહેલા પ્રકારનો માલ છે એમ માનવાને તે નોકરને કારણ હોય તો સદરહુ બીંદડીમાં શું છે તેની ખાત્રી કરવા સારૂ તે ઉઘડાવવાનો અધિકાર તે નોકરને છે.

(૫) સન ૧૮૮૪ ના હિંદુસ્તાનમાં ભારી પદાર્થ બાબતના આકટને અથવા તે આકટ મુજબ કરેલી કોઇપણ કાનુનને આ કલમના કોઇપણ મચકુરથી બાધ આવે છે એમ સમજવું નહિ. તથા સરકારના હુકમથી અથવા સરકારની તરફથી જે કંઇપણ માલ કોઇ રેલવેમાં લઇ જવા સારૂ આપવા માંડયો હોય અથવા આપ્યો હોય તે માલને, અથવા કોઇ અમલદાર, સોલજર ( સીપાઇ), ખલાસી અથવા પોલીસ અમલદાર, અથવા સને ૧૮૬૯ ના હિંદુસ્તાનના વાલન્ટીયરો બાબતના આકટ મુજબ વાલન્ટીયર તરીકે નોંધાયલો કોઇ શખસ તે હુદાના સબંધથી પોતે ચાકરીમાં હોય ત્યારે, અથવા પોતે કામ કરતો હોય ત્યારે, પોતાની સાથે કોઇ રેલવે ઉપર જે માલ લઇ જાય તે માલને, પેટા કલમ (૧) (૩) અને (૪) માંનો કોઇપણ મચકુર લાગુ પડે છે એવો તે પેટા કલમોનો અર્થ કરવો નહીં.

૬૦—ઉતારૂ તથા તેમના લગેજ શીવાયનો બીજો કાંઇ ટ્રાફીક લઇ જવા સારૂ બીજા કોઇપણ સ્ટેશન સુધી પડનારો જે પ્રત્યેક સ્ટેશન ઉપર રેલવે આડમીનીસ્ટ્રેશન જાહેર કરતું હશે તે પ્રત્યેક સ્ટેશન ઉપર, તે દર જાહેર કરવા સારૂ રેલવે અડમીનીસ્ટ્રેશને નીમેલા રેલવેના નોકરે, કોઇપણ શખસ જોવા માંગે એટલે તેને, સબંધ વાળા રેલવે આડમીનીસ્ટ્રેશને અથવા રેલવે આડમીનીસ્ટ્રેશનોએ જે દરની બુકમાં અથવા બીજા દસ્તાવેજમાં તે દર જાહેર કર્યો હશે તે બુક અથવા દસ્તાવેજ સઘળે યોગ્ય વખતે, કાંઇ પણ ફી લીધા વગર દેખાડવા જોઇએ.

૬૧—(૧) કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશને પોતાની રેલવે મારફત માલ લઇ જવા સબંધી આકારેલો ચાર્જ તેને આપ્યો હોય તે પ્રસંગે તે ચાર્જ જે શખસે અથવા જેની વતી ભર્યો હશે તેની

અરજી ઉપરથી તે ચાર્જ પૈકી કઇ કઇ રકમ હેઠળ લખેલા સદરમાંના પ્રત્યેક સદરે નીચે આવે છે તેની વીગત તે અરજદારને તે આડમિનિસ્ટ્રેશનલ આપવી જોઇએ, એટલે;--

(અ) રેલવે મારફત માલ લઇ ગયા બદલ; (બ) ટરમીનલ બદલ; (ક) માલ પડી રહ્યા બદલ; તથા (ડ) વસુલ કરવા બદલ, સ્વાધીન કરવા બદલ તથા બીજા ખરચ બદલ.

પરંતુ તે પ્રત્યેક સદર નીચેના ચાર્જની જુદી જુદી વિશેષ બાબત દાખલ કરવી નહીં.

(૨) પેટા કલમ (૧ મુજબ કરવાની અરજી લેખી હોવી જોઈએ તથા અરજદારે અથવા તેની વતીના માણસે તે ચાર્જ ભર્યાની તારીખથી એક મહિનાની અંદર તે રેલવે આડમિનિસ્ટ્રેશનને કરવી જોઇએ, અને તે અરજી પોહોચ્યા પછી બે મહિનાની અંદર તે આડમિનિસ્ટ્રેશનને તે તપસીલ સદર કરવી જોઇએ.

## ઉતારૂઓને લઇ જવા બાબત.

૬૨—કોઇપણ રેલવે આડમિનિસ્ટ્રેશન ઉતારૂ લઇ જવા સારૂ જે કોઇ ટ્રેન ચલાવતી હોય તે ટ્રેનમાંના ઉતારૂઓ તથા તે ટ્રેન જે રેલવેના નોકરો એ બેની દરમિયાન નિવેદન કરવા બાબતનાં ગવર્નર જનરલ ઇન કાઉન્સીલે મંજુર કર્યા હોય તેવાં યોગ્ય સાધનો માટે તે ટ્રેનમાં તજવીજ કરીને તે યોગ્ય સ્થિતીમાં રાખવાનું તે રેલવે આડમિનિસ્ટ્રેશનને ફરમાવવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને છે.

૬૩—પ્રત્યેક વર્ગની ગાડીના પ્રત્યેક ખાનામાં વત્તામાં વત્તા કેટલા ઉતારૂ લઇ જવા તે દરેક રેલવે આડમીનીસ્ટ્રેશને ગવર્નર જનરલ ઇન કૌંસિલની સંમતિથી નકી કરવું જોઇએ, અને આ પ્રમાણે નકી કરેલી ઉતારૂની સંખ્યા, તે રેલવે આડમિનિસ્ટ્રેશને પ્રત્યેક ખાનાની અંદરની અથવા બાહારની બાજુએ, ઇંગ્રેજીમાં અથવા તે રેલવે જે મુલકમાં થઇને જતી હોય તે મુલકમાં સાધારણ રીતે વપરાતી હોય એવી એક અથવા વધારે દેશી ભાષામાં, અથવા ઇંગ્રેજીમાં તથા ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ તે રેલવે આડમિનિસ્ટ્રેશનનો અભિપ્રાય લઇને ઠરાવે તેવી એક અથવા વધારે દેશી ભાષામાં સેહેલથી દેખાઇ શકે તેવી રીતે દરસાવવી જોઇએ.

૬૪ (૧) સન ૧૮૯૧ ના ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારીખે તથા ત્યાર પછી પ્રત્યેક રેલવે આડમિનિસ્ટ્રેશને ઉતારૂની પ્રત્યેક ટ્રેનમાં તે ટ્રેન માંહેની સૌથી હલકા કલાસની ગાડીનું નિદાન એક ખાનું સ્ત્રીઓને સારૂ જુદું રાખી મુકવું જોઇએ,

(૨) જો તે ટ્રેન ૫૦ મૈલ કરતાં વધારે દુર જવાની હશે તો આવી રીતે જુદા રાખેલા ખાનામાં એક પીશાબખાનું રાખવું જોઇએ.

૬૫—પ્રત્યેક રેલવે આડમીનીસ્ટ્રેશને પોતાની રેલ્વે ઉપરના પ્રત્યેક સ્ટેશન ઉપર સર્વેને દેખાય તથા વાંચવાનું બની શકે એવી જગાએ, ઇંગ્રેજી ભાષામાં તથા તે સ્ટેશન જે મુલકમાં હોય તે મુલકમાં સાધારણ રીતે વપરાતી હોય એવી દેશી ભાષામાં, વિદ્યામાનકાળે તે રેલવે ઉપર અમલમાં હોય એવા ટાઇમટેબલની એક પ્રત તથા ભાડાની યદી ચોહોડવી જોઇએ. અને તે યાદી જે સ્ટેશન ઉપર ચોહોડેલી હોય તે સ્ટેશનથી ઉતારૂઓને સાધારણ રીતે જે જે જગાની કાર્ડ ટીકીટ આપવામાં આવે તે તે જગા સુધી મુસાફરી કરતાં કેટલું ભાડું પડશે તે તે યાદીમાં લખવું જોઇએ.

૬૬ (૧)—રેલ્વેમાં મુસાફરી કરવાની જે માણસની ઇચ્છા હશે તે પોતાનું ભાડું આપે એટલે તેને એક ટીકીટ આપવી, અને તે ટીકીટમાં કયા કલાસની ગાડીનું અને કઇ જગાથી કઇ જગા સુધીનું કેટલું ભાડું આપ્યું છે તે નિર્દીષ્ટ કરવું જોઇયે.

(૨) પેટા કલમ (૧) મુજબ ટીકીટ ઉપર લખવાની હકીકત—

(અ) સૌથી હલકા કલાસની ગાડી તે ટીકીટ ઉપર બતાવવાની હોય તો, તે રેલવે જે મુલકમાં થઇને જતી હોય તે મુલકમાં સાધારણ રીતે વપરાતી હોય એવી દેશી ભાષામાં નિરદિષ્ટ કરવી જોઇએ અને

(બ) સૌથી હલકા કલાસ શિવાયની બીજા કોઇ કલાસની ગાડી ટીકીટ ઉપર બતાવવાની હોય તો, ઇંગ્રેજીમાં નિર્દીષ્ટ કરવી જોઇએ.

૬૭ (૧)—જે ટ્રેન સારૂ ટીકીટ આપવામાં આવશે તે ટ્રેનમાં જગા હોવાની શરતેજ ભાડું લઇને

ટીકીટ આપી છે એમ સમજવું.

(૨) જે કોઇ માણુસને જે ટ્રેન સારૂ ટીકીટ આપી હશે તે ટ્રેનમાં તેને વાસ્તે જગા નહિ હશે ત્યારે તે ટ્રેન ઉપડી ગયા પછી ત્રણુ કલાકની અંદર તે પોતાની ટીકીટ પાછી આપશે તો, પોતાનું ભાડું લાગલુંજ પાછું મળવાનો તેને હક છે,

(૩) કોઇ પણુ માણુસે જે કલાસની ગાડીની ટીકીટ લીધી હશે તે ગાડીમાં જગા ન મળવાને લીધે તેને ઉતરતા કલાસની ગાડીમાં મુસાફરી કરવી પડે તો, તે પોતાની ટીકીટ હવાલે કરે એટલે, તેણે આપેલું ભાડું તથા જે કલાસની ગાડીમાં મુસાફરી કરી હોય તેનું ભાડું એ બે વચેનો તફાવત પાછો મળવાનો તેને હક છે.

૬૮—કોઇ પણ માણુસે પોતાની પાસે યોગ્ય પાસ અથવા ટીકીટ હોયા શિવાય કોઇ રેલવે ઉપર કોઇ પણુ ગાડીમાં ઉતારૂ તરીકે જવા સારૂ તે ગાડીમાં રેલવેના નોકરની પરવાનગી વગર પેસવું નહીં.

૬૯—આ અર્થે રેલવે આડમિનિસ્ટ્રેશને નિમેલા કોઇ પણુ રેલવેના નોકરની માગણી ઉપરથી રેલવેના દરેક ઉતારૂએ પોતાનો પાસ અથવા ટીકીટ તપાસવા સારૂ તે નોકરને બતાવવી જોઇએ, અને તે પાસ અથવા તે ટીકીટ જે મુસાફરી સારૂ આપી હોય તે પુરી થાય અથવા પુરી થવા આવે એટલે અથવા મુદતી પાસ અથવા ટીકીટની બાબતમાં, જે મુદત સુધી તે પાસ અગર તે ટીકીટ ચાલુ હોય તે પુરી થાય એટલે, તે પાસ અથવા તે ટીકીટ તે રેલવેના નોકરને સ્વાધીન કરવી જોઇયે.

૭૦—જવા આવવાની ટીકીટ અથવા મુદતની ટીકીટ બીજાને આપી શકાશે નહિ, તથા તે ટીકીટ ઉપર નિર્દીષ્ટ કરેલી જગાએ જવા આવવા સારૂ તે ટીકીટ જે માણુસને આપી હશે તેજ માણુસને તેનો ઉપયોગ કરવાનો અધિકાર છે.

૭૧—(૧) ૭૭ મી કલમની પેટા કલમ (૧) ની રકમ (ક) માં નિર્દિષ્ટ કરેલી શરતો પાળવામાં આવે તે શિવાયને પ્રસંગે, હરકોઇ જાતના સંસર્ગીક અથવા ચેપી રોગથી પીડાતા માણુસને લઇ જવાની ના પાડવાનો અધિકાર રેલવે આડમિનિસ્ટ્રેશનને છે.

(૨) આવા રોગથી પીડાતા માણુસે, જે જગાએ પોતે રેલવે ઉપર દાખલ થાય તે જગાના સ્ટેશન માસ્તરની અથવા તે જગા જે બીજા કોઇ રેલવેના નોકરના હવાલામાં હોય તે નોકરની મુદ્દામ પરવાનગી લીધા શિવાય તે રેલવે ઉપર દાખલ થવું નહિ અથવા તે રેલવેમાં મુસાફરી કરવી નહી.

(૩ પેટા કલમ (૨) માં કહ્યા મુજબની પરવાનગી આપનાર રેલવેના નોકરે સદરહુ રોગથી પીડાતા માણુસને, તે રેલવે ઉપર હોય તેવા અથવા તેમાં મુસાફરી કરનારા બીજા માણુસોથી જુદો રાખવાની તજવીજ કરવી જોઇએ.

---

## બાબ ૭

## રેલવે આડમિનિસ્ટ્રેશનની ટ્રાફીક લઈ જનારા તરીકેની જવાબદારી.

૭૨—(૧ રેલવેમાં લઈ જવા સારૂ કોઇ રેલવે આડમિનિસ્ટ્રેશનને આપેલાં જનાવર અથવા માલ ખોવાઇ જશે, નાશ પામશે અથવા બગડી જશે તે બદલ સદરહુ આડમિનિસ્ટ્રેશનની જવાબદારી, આ આકટના બીજા ઠરાવોને પાત્ર રહીને, સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરારના આકટની ૧૫૧ મી ૧૫૨મી તથા ૧૬૧ મી કલમ મુજબ નિક્ષેપી ઉપર જે જવાબદારી છે તેટલીજ છે એમ સમજવું.

(૨) તે જવાબદારી કમી કરવા બાબત જે કબુલત કર્યાનું જણાતું હોય તે કબુલત એ પ્રમાણે જવાબદારી કમી કરવા સંબંધી જેટલી દેખાતી હોય તેટલી રદ થશે એમ સમજવું, માત્ર

( અ ) જો તે કબુલત સદરહુ જનાવર અથવા માલ મોકલનાર અથવા આપનાર માણુસે અથવા તેની તરફથી લખીને સહી કરેલી હશે અને.

( બ ) જો તે કબુલત બીજી રીતે, ગવર્નર જનરલ ઇન કોંસિલે પસંદ કરેલા નમુના પ્રમાણે હશે. તો તે રદ થશે એમ સમજવું નહીં.

( ક ) જનાવર અથવા માલ લઇ જવા બાબતની સાધારણ હુંડા ભાડાવાળાની જવાબદારી સબંધી ઇંગ્લંડના મામુલ કાયદામાં અથવા સને ૧૮૬૫ ના હુંડા ભાડાવાળાંના આકટમાંના કોઇપણ ઠરાવ ઉપરથી આ કલમમાં નિર્દીષ્ટ કરેલી રેલવે આડમિનિસ્ટ્રેશનની જવાબદારીને બાધ આવે છે એમ સમજવું નહીં.

૭૩—(૧) રેલવેમાં લઇ જવા સારૂ કોઇ પણ રેલવે આડમિનિસ્ટ્રેશનને આપેલાં જનાવર ખેવાઇ જશે, નાશ પામશે અથવા બગડી જશે તે બદલ ઉપરની છેલ્લી કલમ મુજબની સદરહુ આડમીનીસ્ટ્રેશનની જવાબદારી, કોઇ પણ પ્રસંગે, હાથી અથવા ઘોડાની બાબતમાં માથા દીઠ પાંચસો રૂપીયાથી વધારે નથી, અથવા ઉંટથી અથવા સીંઘડાંવાળાં જનાવરની બાબતમાં, માથાદીઠ પચાસ રૂપીયાથી વધારે નથી. અથવા " ગધેડાં " ઘેટાંની, બકરાની, કુત્રાની અથવા બીજાં જનાવરની બાબતમાં, માથાદીઠ દસ રૂપીયાથી વધારે નથી એમ સમજવું; પરંતુ તે આડમીનીસ્ટ્રેશનને તે જનાવર મોકલનાર અથવા આપનાર માણસ, તે જનાવરો રેલવે મારફત લઇ જવા સારૂ આપતી વખતે, ઉપર કહેલાં દરેક જનાવરની અનુરૂપ, પ્રસંગોપાત, પાંચસો, પચાસ અથવા દસ રૂપીયા કરતાં વધારે કીંમત છે એમ જાહેર કરાવે અથવા કરે તો સદરહુ ઠરાવ લાગુ પડશે નહીં.

( ૨ ) આવી જાસ્તી કિંમત જાહેર કરી હોય ત્યારે, અનુક્રમે ઉપર કહેલી રકમો ઉપર જેટલી જાસ્તી કીંમત જાહેર કરવામાં આવે તેટલી જાસ્તી કીંમત ઉપર, જોખમ વધવાને લીધે, સેંકડે અમુક ટકા લેવાનો અધિકાર રેલવે આડમિનિસ્ટ્રેશનને છે.

( ૩ ) કોઇ પણ જનાવર ખેવાઇ ગયા બદલ નાશ પામ્યા બદલ અથવા બગડી ગયા બદલ નુકશાન ભરી લેવાનું કોઇ રેલવે આડમિનિસ્ટ્રેશન ઉપર કામ ચાલે તેવે દરેક વખતે, તે જનાવર શી કીંમતનું છે તે સાબીત કરવાનો અને જનાવરને કંઇ નુકશાન થયું હોય તે પ્રસગે નુકશાન કેટલું થયું છે તે સાબીત કરવાનો બોજો, નુકશાની માટે દાવો કરનાર માણસ ઉપર છે એમ સમજવું.

ક. ૭૬ ( ૧ ) માં " ગધેડા " શબ્દ સને ૧૮૯૬ ના એકટ ૯ ની ક. ૪ થી દાખલ કર્યો છે.

૭૪—કોઇ ઉતારૂની માલકીનો અથવા તેના હવાલામાંનો લગેજ રેલવેના કોઇ નોકરે નોંધીને તે બદલ પહોંચ આપી નહીં હોય તો, તે લગેજ ખોવાયા બદલ અથવા નાશ પામ્યા બદલ અથવા બગડયા બદલ તે રેલવે આડમીનીસ્ટ્રેશન જવાબદાર નથી.

૭૫ ( ૧ )—રેલવે મારફત લઇ જવા સારૂ રેલવે આડમિનિસ્ટ્રેશનને સ્વાધીન કરેલાં કોઇ પણ પારસલ અથવા બીંદડીમાં ૨ જા પરિશિષ્ટમાં કહેલી કોઇ પણ વસ્તુઓ હશે, અને તે પારસલ અથવા બીંદડીમાંની આવી વસ્તુઓની કીંમત રૂપીયા સો કરતાં વધારે હશે ત્યારે, તે પારસલ અથવા બીંદડી તે આડમિનિસ્ટ્રેશનને મોકલનાર અથવા સ્વાધીન કરનાર માણસે તે રેલવેની મારફત લઇ જવા સારૂ સ્વાધીન કરતી વખતે તે વસ્તુઓની કીંમત તથા તે પારસલ અથવા બીંદડીમાં શું છે તે જાહેર કરાવ્યું નહિ હશે અથવા કર્યું નહિ હશે, તથા રેલવે આડમિનિસ્ટ્રેશનની માંગણી ઉપરથી આ પ્રમાણે જાહેર કરેલી કીમત ઉપર, વધારે જોખમને લીધે નુકશાનના બદલા તરીકે સેંકડે અમુક ટકા આપ્યા નહીં હશે અથવા આપવાનું કબુલ કર્યું નહિ હશે તો, તે રેલવે આડમિનિસ્ટ્રેશન, તે પારસલ અથવા બીંદડી ખોવાયા બદલ અથવા નાશ પામ્યા બદલ, અથવા બગડયા બદલ જવાબદાર નથી.

( ૨ ) જે કોઈ પણ પારસલ અથવા બીંદડીની કીંમત પેટા કલમ ( ૧ ) મુજબ જાહેર કરી હશે તે પારસલ અથવા બીંદડી ખોવાશે, નાશ પામશે અથવા બગડશે ત્યારે, એ પ્રમાણે ખેવાયા બદલની નુકશાની વસુલ કરવી તે સદરહુ પ્રમાણે જાહેર કરેલી કીંમત કરતાં વધારે હોવી ન જોઇએ, અને આ પ્રમાણે જાહેર કરેલી કીંમત ખરી કીંમત છે તે સાબીત કરવાનો બોજો, જાહેર કરેલા ઈકરારમાં ગમે તે મજકુર હોય તો પણ, નુકશાનીનો દાવો કરનાર માણસ ઉપર છે.

( ૩ ) બીજા પરીશીષ્ટમાં લખેલી કોઇ પણ વસ્તુ અમુક પારસલમાં છે એવું જાહેર કર્યું હશે તે પારસલ લઈ જવા બાબત આડમીનીસ્ટ્રેશનને નીચે પ્રમાણે શરત કરવાનો અધિકાર છે, તે એ કે સદરહુ પારસલમાં જે વસ્તુ હોવા બદલ જાહેર કરવામાં આવ્યું હશે તે વસ્તુ તેમાં ખરેખરી છે તે બાબત

તપાસ ઉપરથી અથવા બીજી કોઇ રીતે આ અર્થે અધિકાર મળેલા રેલવેના નોકરની ખાત્રી થવી જોઇએ.

૭૬—રેલવે મારફત લઇ જવા સારૂ રેલવે આડમીનીસ્ટ્રેશનને સ્વાધીન કરેલાં જનાવર અથવા માલ ખોવાયા બદલ, નાશ પામ્યા બદલ અથવા બગડયા બદલ નુકશાની મળવા સારૂ તે રેલવે આડમીનીસ્ટ્રેશન ઉપર કરેલી હરકોઇ ફરીયાદમાં, તે કઇ રીતે ખોવાયાં, નાશ પામ્યાં અથવા બગડયાં એ સાબીત કરવાની વાદીને જરૂર નથી.

૭૭—રેલવેની મારફત લઇ જવાયલાં જનાવર અથવા માલ ઉપર વધારે લીધેલા પૈસા પાછા મળવાનો અથવા એવી રીતે લઇ જવા સારૂ સ્વાધિન કરેલાં જનાવર અથવા માલ ખોવાયા બદલ, નાશ પામ્યા બદલ અથવા બગડયા બદલ નુકશાની મળવાનો કોઇ માણસને હક નથી, પણ તે વધારે લીધેલા પૈસા પાછા મળવાનો અથવા નુકશાની મળવાનો પોતાનો દાવો તે માણસે અથવા તેના તરફથી બીજા કોઇએ રેલવેની મારફત લઇ જવા સારૂ તે જનાવર અથવા માલ સ્વાધિન કર્યાની તારીખથી ૭ મહિનાની અંદર તે રેલવે આડમીનીસ્ટ્રેશનને લખીને ગુજાર્યો હશે તો તે માણસને ઉપર કહ્યા પ્રમાણેનો ઠરાવ લાગુ નથી એમ સમજવું.

૭૮—આ બાબના ઉપરના ઠરાવોમાં ગમે તે કહ્યું હોય તોપણ, જે કોઇ પણ માલના પ્રકાર બદલ કલમ ૫૮ પેટા કલમ (૧) મુજબ આપેલી તપશીલ મુદ્દાની બાબતમાં ખોટી હોવાને લીધે કોઇ પણ રીતે તે માલ ખોવાયો હોય, નાશ પામ્યો હોય અથવા બગડયો હોય ત્યારે તે પ્રમાણે તે માલ ખોવાયા બદલ, નાશ પામ્યા બદલ અથવા બગડયા બદલ, અથવા કોઇ પણ પ્રસંગે તે ખોટી તપશીલમાં લખેલા પ્રકાર મુજબ તે માલની જે કીંમત આકારવામાં આવે તેનાથી વધારે રકમ બદલ, રેલવે આડમીનીસ્ટ્રેશન જવાબદાર નથી એમ સમજવું.

૭૯—કોઇપણ અમલદાર, સોલજર અથવા ખુણગુ સરકારની માલકીની તથા સરકાર ચલાવતી હોય એવી રેલવે ઉપર પોતાના હુદ્દાના નાતાથી નોકરી ઉપર હોય અથવા મુસાફરી કરતો હોય તે વખતે, તેનો એવી રીતે જાન જાય અથવા તેની જાતને એવી રીતે કાંઇ ઇજા થાય કે, જો તે પોતાના હુદ્દાના નાતાથી તે રેલવે ઉપર ન હોત અથવા મુસાફરી કરતો ન હોત તો, પ્રસંગોપાત, સને ૧૮૫૫ ના આક્ટ ૧૩ મુજબ નુકશાનનો બદલો આપવ નો થાત અથવા તેને પોતાને તે બદલો આપવાનો થાત ત્યારે જે લશ્કરી કાયદાનો તેના છેક મરણ સમયે અથવા તેને ઇજા થઇ તે વખતે તે પાત્ર હોય તે લશ્કરી કાયદામાં એવી રીતે કોઇનો જીવ ગયા બદલ અથવા કોઇને ઇજા થયા બદલ નુકશાનનો બદલો મળવા સબંધી ઠરાવ હોય તે પ્રસંગે, તેનો જાન ગયાને લીધે અથવા તેને ઇજા થયાને લીધે કેવી જાતનો તથા કેટલો બદલો આપવો તે સદરહુ કાયદાને અનુસરીને નક્કી કરવામાં આવશે, પણ બીજી રીતે નક્કી કરવામાં આવશે નહિ.

૮૦—એક રેલવે આડમિનિસ્ટ્રેશનની રેલવે ઉપર હોય એવા ટ્રાફીક સબંધી બીજા રેલવે આડમિનિસ્ટ્રેશનની જવાબદારી કમી થાય એવી મતલબની કરેલી કોઇપણ કબુલતમાં ગમે તે કહ્યું હોય તોપણુ કોઇ ઉતારૂ મુવા બદલ અથવા તેને શારીરિક ઇજા થયા બદલ અથવા જનાવર અથવા માલ ખોવાયા બદલ નાશ પામ્યા બદલ અથવા બગડયા બદલ, નુકસાની લેવા માટે કરેલી ફરિયાદ, તે ઉતારૂ અથવા તે જનાવર અથવા માલ બે અથવા વધારે રેલવે આડમિનિસ્ટ્રેશનની રેલવે ઉપર સળંગ લઈ જવા સારૂ નોંધેલો હોય ત્યારે, પ્રસંગ પ્રમાણે તે ઉતારૂએ પોતાની ટીકીટ અથવા પાસ જે રેલવે આડમિનિસ્ટ્રેશન પાસેથી લીધી હોય, અથવા તે જનાવર અથવા માલના કનસાઇનરે તે જે રેલવે આડમિનિસ્ટ્રેશનને સ્વાધીન કર્યાં હશે તે રેલવે આડમિનિસ્ટ્રેશન ઉપર અથવા જે રેલવે આડમિનિસ્ટ્રેશનની રેલવે ઉપર જનાવર અથવા માલ ખોવાયો હશે, નાશ પામ્યો હશે અથવા બગડયો હશે. અથવા ઉતારૂ મુવો હશે અથવા તેને ઇજા થઇ હશે તે રેલ્વે આડમિનિસ્ટ્રેશન ઉપર આણવાનો અધિકાર છે.

૮૧—જનાવર અથવા માલ કોઇ પણ મુબંય્ય જળાશય ઉપરથી લઇ જવાનો કરાર કર્યો હોય

એવું કોઇ પણ રેલવે આડમિનિસ્ત્રેશન તે જનાવર અથવા માલ આ આકટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે રેલવે ન હોય એવાં વહાણમાં લેવડાવી જશે તો તે જનાવર અથવા માલ તે વહાણમાં લઇ જવામાં આવે તે દરમિયાન તે ખોવાયા બદલ, નાશ પામ્યા બદલ, અથવા બગડયા બદલ તે રેલવે આડમિનિસ્ત્રેશનની જવાબદારી જો તે વહાણ એવી રેલવે હોત તો જેટલી ઠરત તેટલીજ ઠરશે.

૮૨—(૧) ઉતારૂ, જનાવર અથવા માલ અંશત: રેલવે મારફત તથા અંશતઃ સમુદ્ર મારફત લઇ જવાનો કરાર કોઇ રેલવે આડમિનિસ્ત્રેશન કરે ત્યારે, સમુદ્ર ઉપર તે લઇ જતાં ઇશ્વરી કૃત્યને લીધે, રાજાના શત્રુને લીધે, આગને લીધે, યંત્ર તથા બાઇલર તથા વરાળથી થનારા અકસ્માતને લીધે, તથા સમુદ્રથી, નદીથી તથા સર્વ પ્રકારના તથા સર્વ જાતનાં નૌકા પર્યટનથી થનારા સર્વ તથા પ્રત્યેક પ્રકારનાં બીજાં જોખમને લીધે તથા અકસ્માતને લીધે જાન જાય, શારીરિક ઇજા થાય, અથવા જનાવર અથવા માલ ખોવાય અથવા તેને નુકશાન થાય તે બદલ તે રેલવે આડમિનિસ્ત્રેશન જવાબદાર નથી એવી શરત તે કરારમાં સ્પષ્ટ રીતે લખી નહિ હશે તોપણ તે સદરહુ કરારનો એક અંશ છે એમ સમજવું; અને આ શરત લાગુ કર્યા બાદ તે રેલવે આડમિનિસ્ત્રેશન સમુદ્ર મારફત ઉતારૂ વિગેરે લઇ જવા સારૂ જે વહાણનો ઉપયોગ કરતી હશે તે વાહાણ ગમે તે પ્રજાનું અથવા ધણીનું હેય તોપણ એ પ્રમાણે સમુદ્ર મારફત લઇ જતાં કોઇનો જાન જાય, શરિરિક ઇજા થાય, કિંવા જનાવર અથવા માલ ખોવાય અથવા તેને નુકશાન થાય તે બદલ તે રેલવે આડમિનિસ્ત્રેશન હેઠળ લખ્યા મુજબ જવાબદાર થશે, એટલે, જો સદરહુ વહાણ સન ૧૮૫૪ ના મરચંટ શિપીંગ આકટ મુજબ નોંધેલું હોય તથા તે રેલવે આડમિનિસ્ત્રેશનનાં ધણીપણાનું હોય ત્યારે તે આકટની રૂએ તથા સને ૧૮૬૨ ના મરચંટ શિપીંગ આકટ સુધારવા બાબતના આકટ મુજબ જેટલે સુધી તે રેલવે આડમિનિસ્ત્રેશન જવાબદાર થાય તેટલે સુધી જવાબદાર થશે, પણ તેથી વધારે જવાબદારી તેને માથે પડશે નહિ એમ સમજવું.

(૨) પેટા કલમ (૧ માં નિર્દીષ્ટ કર્યા પ્રમાણેની કોઇ જાન કે માલની હાનિ અથવા ઇજા થઇ હોય અથવા નુકસાન થયું હોય ત્યારે તે બનાવ સમુદ્ર મારફત લઇ જતાં નીપજ્યો છે એ વાત સાબીત કરવાનો બોજો તે રેલવે આડમીનીસ્ટ્રેશન ઉપર છે એમ સમજવું.

---

## બાબ ૮. અકસ્માત બાબત.

૮૩—કોઇ પણ રેલવે ચલાવવામાં આવતી હોય તે દરમ્યાન નીચે લખેલા અકસ્માત પૈકી હરકોઇ અકસ્માત થાય ત્યારે તે રેલવે ચલાવનારા રેલવે આડમીનીસ્ટ્રેશને તથા બીજા કોઇ પણ રેલવે આડમીનીસ્ટ્રેશનની ટ્રેનને તે અકસ્માત થાય તો બીજા આડમીનીસ્ટ્રેશને પણ, નકામી ઢીલ ન કરતાં તે અકસ્માતની નોટીસ સ્થાનીક સરકારને તથા તે રેલવે સારૂ નીમાયલા ઇન્સ્પેકટરને મોકલવી જોઇએ; અને જે ઠેકાણે અકસ્માત બન્યો હશે તે ઠેકાણાની છેક નજીકના સ્ટેશન માસ્તરે અથવા એવો સ્ટેશન માસ્તર ન હોય ત્યારે રેલવેના જે સેકશન ( ભાગ ) ઉપર અકસ્માત બન્યો હશે તે રેલવેનું સેકશન જે રેલવેના નોકરને સ્વાધીન હશે તેણે જે જીલ્લામાં અકસ્માત બન્યો તે જીલ્લાના માજીસ્ટ્રેટને તથા જે પોલીસ થાણાની સ્થાનીક હદમાં તે અકસ્માત બન્યો તે પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હેય તે અમલદારને અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલ આ બાબત વખતે વખતે નિમશે તેવા માજીસ્ત્રેટને તથા પોલીસ અમલદારને તે અકસ્માતની નોટીસ નકામી ઢીલ ન કરતાં આપવી જોઇએ. સદરહુ અકસ્માતની વીગત.—

( અ ) જે અકસ્માતથી માણસના જીવની હાની થઇ હશે અથવા ઇંડીયન પિનલ કોડમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે મહાવ્યથા થઇ હશે. અથવા માલને ભારે નુકશાન થયું હશે તેવો અકસ્માત.

( બ ) જે ટ્રેનો પૈકી એક ઉતારૂની ટ્રેન હોય એવી ટ્રેનોનું સામસામી અથડાવું તે.

( ક ) ઉતારૂ લઇ જનારી ટ્રેનનું અથવા તેના કોઈ પણ ભાગનું રેલ ઉપરથી નીચે ઉતરી આવવું તે.

( ડ ) જે જાતના અકસ્માતથી હમેશાં માણસના જીવની હાની થતી હોય અથવા ઉપર કહેલા પ્રકારની મહાવ્યથા થતી હોય અથવા માલને ભારે નુકશાન થતું હોય તેવો અકસ્માત,

( ધ ) ગવર્નર જનરલ ઇન કૌંસિલ આ અર્થે ઇંડિયા ગેઝીટમાં જાહેર ખબર છપાવી પ્રસિદ્ધ કરે તેવા બીજા કોઇ પ્રકારનો કોઇ પણ અકસ્માત.

૮૪—નીચે લખેલાં સર્વ અથવા તે પૈકી કોઇ પણ કારણ સારૂ આ આકટને તથા વિદ્યમાન કાળે અમલમાં હોય એવા બીજા કોઇ પણ કાયદાને અનુસરતી કાનુનો કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે; તે કારણોની વીગતઃ—

( અ ) ઉપરની છેલ્લી કલમમાં રહેલી નોટીસોના નમુના ઠરાવવા સારૂ તથા અકસ્માત બદલ તે નોટીસોમાં શી શી હકીકત આવવી જોઇયે તે ઠરાવવા સારૂ.

( બ ) કયા પ્રકારના અકસ્માતની બાબતમાં અકસ્માત બન્યા પછી તાબડતોબ તારની મારફત નોટીસ મોકલવી જોઇયે તે ઠરાવવા સારૂ.

( ક ) કોઈ અકસ્માત બનેથી રેલવેના નોકરોની, પોલીસ અમલદારોની, ઇન્સ્પેકટરોની તથા માજીસ્ટ્રેટોની શી શી ફરજ છે તે ઠરાવવા સારૂ;

૮૫—દરેક રેલવે આડમીનીસ્ત્રેશને પોતાની રેલવે ઉપર બનેલા અકસ્માતનું પત્રક, પછી કાંતો તે અકસ્માતથી માણસનાં શરીરને ઇજા થઇ હોય કે નહીં તોપણ ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઠરાવે તેવા નમુના પ્રમાણે તથા તેવી રીતે તથા તેટલી તેટલી મુદતે ગવર્નર જનરલ ઇન કૌંસિલને મોકલવું જોઇએ.

૮૬—રેલવે ઉપરના કોઇ અકસ્માતથી ઇજા થયેલો હરકોઇ માણસ તે ઇજા બદલ નુકશાનીનો દાવો કરે ત્યારે, કાયદાથી અથવા પક્ષકારોની સંમતીથી તે દાવાનો નિકાલ કરવાના અધિકારવાળી હર. કોર્ટ અથવા માણસ, તે ઇજા પામેલા માણસને યોગ્ય લાયકી પામેલા એવા વૈદ્યનો ધંધો ચલાવનારા તથા કોઇ પણ પક્ષકારનો સાક્ષીદાર ન હોય એવા ફલાણા માણસે તપાસવો એવો હુકમ કરવાને તથા તે તપાસના ખરચ બદલ પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને મુખત્યાર છે.

---

## બાબ ૯. દંડ તથા ગુન્હા.

## રેલ્વે કંપનીએએ ગુન્હેગારી દાખલ આપવાની રકમ.

૮૭—કલમ ૧૩ પ્રમાણે કરેલો કોઇપણ હુકમ માનવાને કોઇ રેલવે કંપની ચુકશે તો તે કંપનીએ તે હુકમ નહિ માનવા બદલ બસેં રૂપિયા સરકારને ગુન્હેગારી દાખલ આપવા જોઇએ, અને તે ઉપરાંત પહેલા દીવસ પછી જ્યાં સુધી તે હુકમ માનવામાં ન આવે ત્યાં સુધી દરએક દીવસના પચાસ રૂપિયા લેખે સરકારને ગુન્હેગારી આપવી જોઇએ.

૮૮—કોઇ રેલવે કંપની ૧૬ મી કલમની પેટા કલમ (૨) વિરૂદ્ધ કોઇ રેલવે ઉપર કોઇપણ રોલીંગ સ્ટોક વરાળથી અથવા બીજી યાંત્રિક શક્તિથી ચલાવશે, અથવા ૧૮ મી, ૧૯ મી. ૨૦ મી અથવા ૨૧ મી કલમ વિરૂદ્ધ કોઇપણ રેલવે અથવા કામ ચાલુ કરશે અથવા તેનો ઉપયોગ કરશે, અથવા ૨૪ મી કલમ વિરૂદ્ધ કોઇપણ રેલવે ફરી ચાલુ કરશે અથવા કોઇ પણ રોલીંગ સ્ટોકનો ઉપયોગ કરશે તો, જેટલા દીવસ સુધી સદરહુ કલમો પૈકી કોઇપણ કલમ વિરૂદ્ધ તે યાંત્રિક શક્તિનો રેલવેનો, કામનો અથવા રોલીંગ સ્ટોકનો ઉપયોગ કરવામાં આવશે તેટલા દીવસ સુધી દર એક દીવસના બસેં રૂપિયા લેખેની રકમ તે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવી જોઇએ

૮૯—કોઇપણ રેલવે કંપની પોતાની રેલવેના સ્ટેશનો ઉપર અમુક ચોપડીઓ અથવા બીજા લેખ લોકોને જોવા સારૂ ખુલ્લા રાખવા અથવા પ્રસિદ્ધ જગાએ ચોઢોડવા સમંધી ૪૭ મી કલમની પેટા કલમ ૬) ૫૪ મી કલમની પેટા કલમ (૨) અથવા ૬૫ મી કલમના ઠરાવો અમલમાં આણવાને ચુકશે તો જેટલા દીવસ સુધી તે ઠરાવ પ્રમાણે ચાલવામાં ના આવે તેટલા દીવસ બદલ દરએક દીવસના પચાસ રૂપીઆ લેખેની રકમ તે રેલવે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવી જોઇએ.

૯૦—સામાન્ય કાનુનો કરવા સબંધી ૪૭ મી કલમના ઠરાવો અમલમાં આણવાને કોઇ રેલવે કંપની ચુકશે તો, સદરહુ પ્રકારની ચુક જેટલા દીવસ ચાલુ રહેશે તેટલા દીવસ બદલ દરએક દીવસના પચાસ રૂપીઆ લેખેની રકમ તે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવી જોઇએ.

૯૧—૪૮ મી કલમ મુજબ ગવર્નર જનરલ ઇન કોંસિલે કરેલા કોઇપણ ઠરાવ પ્રમાણે ચાલવાને એકાદી રેલવે કંપની ઇનકાર અથવા ગફલત કરશે તો જેટલા દીવસ સુધી સદરહુ ઇનિકાર અથવા ગફલત ચાલુ રહે તેટલા દીવસ સુધી દર દીવસના બસેં રૂપીઆ લેખેની રકમ તે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવી જોઇએ.

૯૨—કોઇપણ પત્રક ગોકલવા સબંધી પર મી કલમના અથવા ૮૫ મી કલમના ઠરાવો પ્રમાણે કોઇ રેલવે કંપની ચાલે નહિ તો, તે પત્રક મોકલવા સારૂ ઠરાવેલી તારીખથી ચૌદ દીવસ વિત્યા પછી જેટલા દીવસ સુધી સદરહુ પત્રક મોકલવામાં નહિ આવે તેટલા દીવસ બદલ દરએક દીવસના પચાસ રૂપીઆ લેખેની રકમ તે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવી જોઇએ.

૯૩—કોઈપણ વાગનમાં અથવા ટ્રંકમાં વત્તામાં વતું કેટલું વજન ભરી લઇ જવું તે સબંધી અથવા કોઇપણ ખાનામાં વત્તામાં વત્તા કેટલા ઉતારૂ બેસાડવા તે સબંધી અથવા તે વાગન ઉપર અથવા તે ટંક ઉપર સદરહુ વજન દરશાવવા સબંધી અથવા તે ખાનામાં અથવા ખાના ઉપર સદરહુ ઉતારૂની સંખ્યા દરશાવવા સબંધી કલમ ૫૩ અથવા કલમ ૬૩ માં કહેલા ઠરાવો વિરૂદ્ધ કોઇ રેલવે કંપની ચાલશે, અથવા પોતાની રેલવે ઉપર જનારી વાગન અથવા ટ્રંકના કોઇપણ ધણીને કલમ ૫૩ ના ઠરાવો જાણી બુજીને તે કંપની તોડવા દેશે તો જેટલા દીવસ સુધી સદરહુ બે કલમો પૈકી કોઇપણ કલમના ઠરાવ તોડવામાં આવે તેટલા દીવસ બદલ દરએક દીવસના વીસ રૂપીઆ લેખેની રકમ તે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવી જોઇએ.

૯૪—કોઇપણ રેલવે કંપની ચલાવતી હોય એવી ઉતારૂ લઇ જનારી હરકોઇ ટ્રેનમાં ગવર્નર જનરલ ઇન કૌંસિલ મંજુર કરે તેવાં, ઉતારૂ તથા રેલવેના નોકરની દરમ્યાન નિવેદન કરવાનાં યોગ્ય સાધનો કરીને તે યોગ્ય સ્થિતિમાં ટકાવી રાખવા બદલ કલમ ૬૨ મુજબ ગવર્નર જનરલ ઇન કૌંસિલે કરેલો હરકોઇ હુકમ માનવાને તે કંપની ચુકશે તો, તે હુકમ ન માનીને ચલાવેલી દરેક ટ્રેન બદલ તે કંપનીએ સરકારને વીશ રૂપીઆ ગુન્હેગારીમાં આપવા જોઇએ.

૯૫—સ્ત્રીઓ માટે ખાનાં જુદાં રાખવા સબંધી અથવા તે ખાનામાં પીશાબખાનાની સોઈ કરવા સબંધી ૬૪ મી કલમના ઠરાવો પ્રમાણે કોઇ રેલવે કંપની ચાલશે નહિ તો આ પ્રમાણે જે ટ્રેનના સંબંધમાં ચુક થશે તે પ્રત્યેક ટ્રેન માટે તે કંપનીએ સરકારને વીશ રૂપીઆની રકમ ગુન્હેગારીમાં આપવી જોઇએ.

૯૬—૮૩ મી કલમમાં તથા ૮૪ મી કલમ મુજબ વિદ્યમાનકાળે અમલમાં હોય એવી કાનુનોમાં કહ્યા મુજબની કોઇ અકસ્માતની નોટીસ આપવાને કોઇ રેલવે કંપની ચુકશે તો જેટલા દીવસ સુધી તે નોટીસ આપવામાં ન આવે તેટલા દીવસ બદલ દરએક દીવસના સો રૂપીયા લેખેની રકમ તે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવી જોઇએ.

૯૭— કોઇ પણ કૃત્ય અથવા કસુર કર્યાને લીધે કોઇ રેલવે કંપનીએ આ બાબના ઉપર કહેલા ઠરાવો મુજબ સરકારને કાંઇ રકમ ગુન્હેગારીમાં આપવાની હોય ત્યારે તે કૃત્ય અથવા કસુર તમામ અથવા કોઇ પણ અંશે જે જગાએ થઈ હોય તે જગાએ હકુમત ધારણ કરનારી ડિસ્ટ્રીક્ટ કોર્ટમાં ફરિયાદ કરી તે દંડની રકમ વસુલ કરી શકાશે એમ સમજવું.

( ૨ ) આવી ફરિયાદ કરવાની તે ગવર્નર જનરલ ઇન કૌંસિલની પ્રથમ મંજુરી લઇને કરવી જોઇએ, અને તે ફરિયાદમાં હિંદુસ્તાનના સેક્રેટરી ઑફ સ્ટેટ ઇન કૌંસિલને વાદી કરવા જોઇએ.

( ૩ ) આ બાબના ઉપર કહેલા ઠરાવ મુજબ કોઇ રેલવે કંપનીએ સરકારને ગુન્હેગારીમાં આપવાની સર્વ રકમ અથવા તેનો કોઇ પણ ભાગ માફ કરવાનો અધિકાર ગવનર જનરલ ઇન કૌંસિલને છે.

૯૮—આ આકટથી કોઇ રેલવે કંપની ઉપર નાંખેલી કોઇ પણ જવાબદારી અદા કરવાની તે કંપનીને ફરજ પાડવા સારૂ, ઉપરની છેલ્લી કલમમાં કહેલી ફરીયાદ ન કરતાં બીજી કોઇ પણ પ્રકારની તજવીજ કરવાનો અથવા તે ફરીયાદ ઉપરાંત બીજી કાંઇ પણ પ્રકારની તજવીજ કરવાનો સરકારને પ્રતિબંધ થાય એમ આ બાબના કોઇ પણ ઠરાવનો અર્થ કરવો નહિ.

## રેલવેના નોકરોએ કરેલા ગુન્હા.

૯૯—રેલવેના જે કોઇ નોકરનું કામ ૬૦ મી કલમના ઠરાવ માન્ય કરવાનું હશે તે નોકર તે ઠરાવ ગફલતથી અથવા જાણી જોઇને માન્ય નહીં કરશે તો તેને વીશ રૂપીયા સુધીનો દંડ થશે.

૧૦૦—જે કોઇ પણ રેલવેનો નોકર કામ ઉપર છતાં કેફી અવસ્થામાં હોય તો તેને પચાસ રૂપીયા સુધીના દંડની શીક્ષા થશે, અથવા જે પ્રસંગે સદરહુ કામ અયોગ્ય રીતે કર્યાને લીધે રેલવે ઉપરના અથવા રેલવેમાં મુસાફરી કરનારા કોઇ પણ શખસની સલામતીને જોખમ પહોંચવાનો સંભવ હોય તે પ્રસંગે તેને એક વર્ષની મુદત સુધીની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની શીક્ષા થશે.

૧૦૧—રેલવેનો કોઇ નોકર, પોતે કામ ઉપર હોય તે વખતે—

(અ) આ આકટ મુજબ કરેલી અને મંજુર તથા પ્રસિદ્ધ તથા જાહેર કરેલી કોઇ પણ સામાન્ય કાનુન માન્ય નહીં કરીને, અથવા

(બ) જે કોઇ પણ કાનુન અથવા હુકમ આવી કોઇ પણ સામાન્ય કાનુનથી વિરૂદ્ધ નહીં હશે, અને જે પ્રમાણે ચાલવાને તે પોતાની ચાકરીની શરતથી બંધાયલો હશે, અને જે વિશેનો પોતાને નોટીસ મળી હશે તે કાનુન અથવા હુકમ માન્ય નહીં કરીને. અથવા

( ક ) કાંઈ પણ અવિચારનું અથવા ગફલતનું કામ અથવા કસુર કરીને,

કોઇ પણ માણસની સલામતી જોખમમાં નાંખશે તો તેને બે વર્ષની મુદત સુધીની કેદની, અથવા પાંચસો રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા થશે.

૧૦૨—૬૩ મી કલમ મુજબ વત્તામાં વત્તા આટલા ઉતારૂઓ ફલાણાં ખાનામાં બેસે એમ તે ખાનાની અંદરની અથવા બહારની બાજુએ દર્શાવ્યું હશે તેટલા પુરેપુરા ઉતારૂઓ તેમાં હોવા છતાં રેલવેનો કોઇ નોકર કોઇ પણ ઉતારૂને તે ખાનામાં જોરજુલથી દાખલ કરશે અથવા જોરજુલમથી દાખલ કરવાની કોશિષ કરશે અથવા દાખલ કરાવશે તો તેને વીશ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૦૩ કોઇ સ્ટેશન માસ્તર અથવા રેલવેનું કોઇ સેકશન ( ભાગ ) જેના હવાલામાં હોય એવો રેલવેનો કોઇ નોકર ૮૨ મી કલમમાં તથા ૮૩ કલમ મુજબ વિદ્યમાનકાળે અમલમાં હોય એવી કાનુનોમાં કહેલી અકસ્માતની નોટીસ નહિ આપશે તો તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૦૪—રેલવેનો કોઇ નોકર જરૂર શિવાય—

(અ જે જગાએ રેલવે સાર્વજનિક રસ્તાની સપાટી ઉપર થઇને જતી હોય તે જગાએ કોઇ પણ રોલીંગ સ્ટોક ઉભું રહેવા દેશે, અથવા

(બ) કોઇ પણ લેવલક્રોસીંગ બંધ કરીને લોકોને ત્યાંથી જવા આવવા નહિ દેશે, તો તેને વીશ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૦૫—આ આકટ મુજબ મોકલવાનાં જે કોઇ પણ પત્રકમાં કોઇ પણ હકીકત ખોટી દાખલ કરી હોય અને તે બાબતની ખબર તે ઉપર સહી કરનારા કોઇ પણ માણસને હોય તો તેને પાંચસો રૂપિયા સુધીના દંડની અથવા એક વર્ષ સુધીની કેદની અથવા એ બંનેની શિક્ષા થશે.

## બીજા ગુન્હા.

૧૦૬—કોઇ પણ માલ સંબંધી તપશીલ આપવાનું જે કોઇ માણસને ૫૮ મી કલમ મુજબ કહેવામાં આવ્યું હશે તે માણસ મુદાની બાબતમાં ખોટી હોય એવી તપશીલ આપશે તો તે માણસને અને જો તે માણસ માલનો ધણી ન હોય તો તે માલના ધણીને પણ દરેક મણ બદલ અથવા મણના ભાગ બદલ દશ રૂપિયા સુધીના દંડની શીક્ષા થશે, અને તે માલ જે કાંઇ દર અથવા બીજો ચાર્જ આપવાને પાત્ર થશે તે દર અથવા બીજા ચાર્જ ઉપરાંત તે દંડ લેવામાં આવશે એમ સમજવું.

૧૦૭—કોઇ પણ ૫૯ મી કલમ તોડીને પોતાની સાથે કાંઇપણ ભયકારક અથવા દુખકારક માલ રેલવે ઉપર લઇ જશે, અથવા રેલવેની મારફત લઇ જવા સારૂ આવો કંઇ પણ માલ આપવા માંડશે અથવા આપશે, તો તેને પાંચસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અને આવો માલ તે રેલવે આણ·

વાને લીધે જે કંઇપણ હાનિ, ઇજા અથવા નુકશાન થાય તે બદલ પણ તે માણુસ જવાબદાર છે એમ સમજવું.

૧૦૮—ઉતારૂ તથા રેલવેના જે નોકરના હવાલામાં ટ્રેન હોય તે નોકર એમની દરમિયાન નિવેદન કરવા સારૂ રેલવે આડમિનિસ્ટ્રેશનને કરી આપેલું કોઇપણ સાધન, વ્યાજબી તથા પુરતાં કારણુ શિવાય, કોઇ ઉતારૂ વાપરશે અથવા તેની છેડ કરશે તો તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૦૯—જો કોઇ ઉતારૂ, જે ખાનું રેલવે આડમિનિસ્ટ્રેશનને બીજા કોઇ ઉતારૂ સારૂ જુદું રાખ્યું હશે અથવા જેમાં વત્તામાં વત્તા આટલા ઉતારૂ બેસાડવા તે તે ખાનાની બહાર અથવા અંદર ૬૩ મી કલમમાં કહ્યા પ્રમાણે દર્શાવ્યું હશે તેટલા ઉતારૂ તેમાં બેઠેલા છતાં તે ખાનામાં પ્રવેશ કરે બાદ રેલવેના કોઇપણ નોકરે તેને તેમાંથી ઉતારવાનું કહ્યા છતાં તે ઉતરવાને ના પાડે તો તેને વીશ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

( ૨ ) જો કોઇ પણ ઉતારૂ, પોતાના ઉપયોગ માટે રેલવે આડમિનીસ્ટ્રેશને જે ખાનું જુદું રાખ્યું ન હોય તે ખાનામાં, અથવા જેની અંદર વત્તામાં વત્તા આટલા ઉતારૂ બેસે તે તેની બહાર અથવા અંદર ૬૩ મી કલમમાં કહ્યા પ્રમાણે દર્શાવ્યું હોય તેટલા ઉતારૂ તેમાં બેઠેલા નહીં છતાં તે ખાનામાં બીજા કોઇ પણ ઉતારૂને કાયદેસર રીતે પેસતાં અટકાવશે તેને વીશ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૧૦ (૧)—જે ખાનું તમાકુ વિગેરે પીવા સારૂ ખસુસ રાખેલું હશે તે ખાના શિવાય બીજા કોઇ પણ ખાનામાં જે કોઇ પણ માણુસ, તે ખાનામાં બીજા કોઇ ઉતારૂ હોય તો તેઓની સંમતી વગર તમાકુ વિગેરે પીશે તેને વીશ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે,

( ૨ ) તમાકુ વિગેરે ન પીવાની રેલવેના કોઇ પણ નોકરે તાકીદ કર્યા પછી જે કોઇ પણ માણુસ સદરહુ પ્રમાણે તમાકુ વિગેરે પીવાનું જારી રાખશે તે પેટા કલમ (૧) માં કહેલી શિક્ષાને પાત્ર થવા ઉપરાંત વળી જે ગાડીમાં તે મુસાફરી કરતો હશે તે ગાડીમાંથી તેને કાહાડી મુકવાનો અધિકાર રેલવેના કોઇ પણ નોકરને છે.

૧૧૧—રેલવે આડમીનીસ્ટ્રેશનના હુકમથી કોઇ રેલવે ઉપર અથવા રોલીંગ સ્ટોક ઉપર રાખેલું કોઇ પણ પાટીયું અથવા ચોહોડેલો કોઇ પણ લેખ કોઇ પણ માણુસ, આ અર્થે અધીકાર શીવાય કાઢી નાખશે અથવા જાણી જોઇને ખરાબ કરશે અથવા તેના કોઇ પણ પાટીઆ અથવા લેખ ઉપરના કોઇ પણ અક્ષર અથવા આંકડા છેકી નાંખશે અથવા ફેરવશે તો તે માણસને પચાસ રૂપીઆ સુધીના દંડનીશીક્ષા થશે.

૧૧૨—જો કોઇ પણ માણુસ, કોઇ પણ રેલવે આડમીનીસ્ટ્રેશનને છેતરવાના ઇરાદાથી (અ) ૬૮ મી કલમ વીરૂદ્ધ રેલવે ઉપરની કોઇ પણ ગાડીમાં પેસશે, અથવા

(બ) માત્ર એકજ મજલને માટે આપેલા જે પાસનો અથવા ટીકીટનો ઉપયોગ આગળ કરેલી મુસાફરી વખતે થઇ ચુકયો હશે તે, અથવા રીટર્ન ટીકીટની બાબતમાં, તેના જે અડધા ભાગનો તેવી રીતે ઉપયોગ થઇ ચુકયો હશે તે વાપરશે અથવા વાપરવાની કોશિષ કરશે,

તો તેણે જેટલી મુસાફરી કરી હશે તેના એકવારના ભાડાની રકમ ઉપરાંત તેનો સો રૂપીયા સુધીનો દંડ થશે.

૧૧૩ (૧)—પોતાની પાસે યોગ્ય પાસ અથવા યોગ્ય ટીકીટ હોયા શિવાય જો કોઇ ઉતારૂ કોઇ ટ્રેનમાં મુસાફરી કરશે, અથવા પોતે ટ્રેનમાં હોય તે વખતે અથવા ટ્રેનમાંથી ઉતર્યો હોય તે વખતે ૬૮ મી કલમ મુજબ તેનો પાસ અથવા ટીકીટ રજુ કરવા અથવા આપી દેવા બાબત માંગણી કરવામાં આવે એટલે તુરત પોતાનો પાસ અથવા ટીકીટ તપાસવા સારૂ રજુ કરવાને અથવા તે આપી દેવાને ચુકશે અથવા ના પાડશે તો આ અર્થે રેલવે આડમિનિસ્ટ્રેશને નીમેલા રેલવેના કોઇ પણ નોકરની માંગણી ઉપરથી, આ કલમમાં નીચે લખેલું જાસ્તી હાંસલ આપવાને તે માણુસ પાત્ર છે એમ સમજવું, અને તે શિવાય વળી તે ઉતારૂ આ પ્રમાણે ભાડું આપવાને પાત્ર છે, એટલે જેટલા અંતર સુધી તેણે મુસાફરી કરી હશે તેટલા અંતરનું મામુલ રીતે લેવાતું એક વારનું ભાડું અથવા, તે કયે સ્ટેશનથી નીકળ્યો તે વિશે કાંઇ પણ શક હોય ત્યારે, જે સ્ટેશનથી તે ટ્રેન પ્રથમ નીકળી તે સ્ટેશનથી મામુલ રીતે લેવાતું

એક વારનું ભાડું અથવા, ટ્રેનમાં મુસાફરી કરનારા ઉતારૂઓની ટીકીટો તે ટ્રેન પ્રથમ નીકળી ત્યાર પછી તપાસવામાં આવી હોય તો જે જગાએ તે ટીકીટો તપાસવામાં આવી તે જગાથી અથવા એક કરતાં વધારે વખત તે ટીકીટો તપાસવામાં આવી હોય તે પ્રસંગે તે છેલવેલી જે જગાએ તપાસવામાં આવી તે જગાથી મામુલ રીતે લેવાતું એક વારનું ભાડું તે આપવાને પાત્ર છે.

(૨) જે કલાસની ગાડી માટે અથવા ટ્રેન માટે કોઇ ઉતારૂએ પાસ મેળવી હોય અથવા ટીકીટ વેચાતી લીધી હોય તેના કરતાં ઉપલા કલાસની ગાડીમાં અથવા ગાડી ઉપર અથવા ટ્રેનમાં બેસીને તે મુસાફરી કરશે અથવા મુસાફરી કરવાની કોશીશ કરશે અથવા તેની પાસ અથવા ટીકીટ વડે જેટલે સુધી મુસાફરી કરવાનો તેને અધિકાર હોય તે કરતાં વધારે અંતર સુધી તે કોઇ ગાડીમાં અથવા ગાડી ઉપર બેસીને મુસાફરી કરશે તો, આ અર્થે રેલવે આડમીનીસ્ટ્રેશને નીમેલા રેલવેના કોઈ પણ નોકરની માગણી ઉપરથી, આ કલમમાં નીચે લખેલું જાસ્તી હાંસલ આપવાને તે માણસ પાત્ર છે એમ સમજવું, અને તે શીવાય વળી તેણે જે કાંઇ ભાડું આપ્યું હશે અને તેણે કરેલી મુસાફરી માટે જે ભાડું આપવાનું હશે તે બે વચેના તફાવતની રકમ આપવાને તે પાત્ર છે.

( ૩ ) સૌથી ઉપલા કલાસની અથવા સૌથી નીચલા કલાસની અથવા બીજા કોઇ પણ કલાસની અથવા જાતની ગાડીમાં તે ઉતારૂ મુસાફરી કરતો હોય અથવા તેણે મુસાફરી કરી હોય અથવા મુસાફરી કરવાની કોશિશ કરી હોય તે પ્રમાણે, પેટા કલમ (૧) તથા પેટા કલમ (૨) માં કહેલું જાસ્તી હાંસલ નીચે મુજબ હોવું જોઇએ, એટલેઃ—

(અ) ચાર્જ આપવાને પાત્ર થયા પછી તથા રેલવેના કોઇ નોકરને તે બાબતની ખબર પડે તે પહેલાં તુરતજ ઉપર કહેલો ઉતારૂ પોતે તે ચાર્જ આપવાને પાત્ર થયો છે એ હકીકત તે ટ્રેન જે રેલવેના નોકરના હવાલામાં હોય તે નોકરને જાહેર કરે તે પ્રસંગે અનુક્રમે એક રૂપિયો, બે આના અથવા આઠ આના.

(બ) બીજા કોઇપણ પ્રસંગે, છ રૂપિયા, એક રૂપિયો અથવા ત્રણ રૂપીઆ પરંતુ એવું ઠરાવ્યું છે કે આવું જાસ્તી હાંસલ કોઇપણ પ્રસંગે—

(અ) તે પેટા કલમ (૧) ની રૂયે આપવાનું થાય ત્યારે, તે આપવાને પાત્ર થયેલો ઉતારૂ તે પેટા કલમ મુજબ જે સાધારણ એકવારનું ભાડું આપવાને પાત્ર હોય તેના કરતાં વધારે હોવું નહિ જોઇએ; અથવા

(બ) તે પેટા કલમ (૨) ની રૂયે આપવાનું થાય ત્યારે તે આપવાને પાત્ર થયેલા ઉતારૂએ આપેલું ભાડું તથા તેણે કરેલી મુસાફરી માટે આપવાનું ભાડું એ વચેની તફાવત કરતાં વધારે હોવું જોઇએ નહીં.

(૪) પેટા કલમ (૧) માં કહેલું જાસ્તી હાંસલ તથા ભાડું, અથવા પેટા કલમ (૨ [illegible] લું જાસ્તી હાંસલ તથા ભાડાની કાંઇપણ બાકી આપવાને પાત્ર થનારો કોઇ ઉતારૂ પ્રસંગ પ્રમાણ [illegible] કલમ (૧) અથવા પેટા કલમ (૨) મુજબ માગણી કરવામાં આવે ત્યારે તે આપવાને ચુકશે અથવા ના પાડશે તો, આ અર્થે રેલવે આડમિનિસ્ટ્રેશને નિમેલો રેલવેનો કોઇ પણ નોકર હરકોઇ માજીસ્ત્રેટને અરજી કરે એટલે તે માજીસ્ત્રેટે સદરહુ રકમ જાણે તે ઉતારૂને પોતે દંડ કર્યો હોય તેવી રીતે તે ઉતારૂ પાસેથી વસુલ કરવી, અને તે રકમ વસુલ થતી જશે તેમ તે રેલવે આડમીનીસ્ટ્રેશનને આપવી.

૧૧૪—કોઇ પણ માણસ, કોઇ રીટર્ન ટીકીટના રીટર્ન ( આવવાનાં ) અડધીયાથી બીજો હરકોઇ માણસ મુસાફરી કરી શકે તે માટે "કોઇ પણ" અડધીયું વેચશે અથવા વેચવાની કોશીશ કરશે અથવા પોતાની પાસેથી આપી દેશે અથવા આપી દેવાની કોશીષ કરશે અથવા કોઇ પણ માણસ કોઇ રીટર્ન ટીકીટનું આવું અડધીયું ખરીદશે, તો તેને પચાસ રૂપીઆ સુધી દંડની શીક્ષા થશે, અને રીટર્ન ટીકીટનું આવું અડધીયું વેચાતું લેનારો શખસ તે વડે પ્રવાસ કરશે અથવા પ્રવાસ કરવાની કોશીષ કરશે તો તેને તે ટીકીટથી જેટલી રીટર્ન ( આવવાની ) મુસાફરી કરવાનો અધિકાર હશે તે બદલના એકવારના ભાડાની રકમ સુધીના જાસ્તી દંડની શીક્ષા કરવામાં આવશે.

૧૧૫—૧૧૨ મી કલમ મુજબ અથવા ઉપરની છેલ્લી કલમ મુજબ કરેલા હરકોઇ દંડનો કોઇ ભાગ સરકાર ખાતે જમે કરવામાં આવે તે પહેલાં સદરહુ કલમમાં કહેલા એકપટ ભાડાની રકમ જેટલી તે દંડ પૈકીની રકમ, તે દંડ વસુલ થાય તેમ રેલવે આડમીનીસ્ટ્રેશનને આપવી જોઇએ.

૧૧૬—કોઇ ઉતારૂ પોતાની પાસની અથવા ટીકીટની તારીખ, નંબર અથવા બીજો કોઇ પણ મહત્વનો ભાગ વંચાઇ ન શકે એવી રીતે તે પાસમાં અથવા ટીકીટમાં જાણીજોઇને ફેરફાર કરશે અથવા તે વીરુપ કરશે તો તેને પચાસ રૂપીઆ સુધીના દંડની શીક્ષા થશે.

૧૧૭—કોઇ પણ સંસર્ગીક અથવા ચેપી રોગથી પીડાતો કોઇ માણુસ, કલમ ૭૧ ની પેટા કલમ (૨) વિરૂદ્ધ કોઇ રેલવે ઉપર પ્રવેશ કરશે અથવા તેમાં મુસાફ્રી કરશે તો તેને, તથા તેણે ઉપર પ્રમાણે રેલવે ઉપર પ્રવેશ કર્યો તે વખતે અથવા મુસાફ્રી કરી તે વખતે તે માણુસ રેલવે ઉપર જે બીજા કોઇ માણુસના હવાલામાં હોય તે માણુસને, વીસ રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે. અને વળી તે શિવાય, તેઓમાંના ગમે તે જણે જે કાંઇ પણ ભાડું આપ્યું હશે તે ભાડું ખોટું થશે તથા જે કાંઇ પણ પાસ અથવા ટીકીટ તેઓમાંના ગમે તે જણે મેળવી હશે અથવા ખરીદ કરી હશે તે પાસ અથવા ટીકીટ ખોટી થશે, અને તેઓને રેલવે ઉપરથી કહાડી મુકવાનો અધિકાર રેલવેના કોઇપણ નોકરને છે.

(૨) અમુક માણુસને સંસર્ગીક અથવા ચેપી રોગ થયો છે એ વાત ૭૧ મી કલમની પેટા કલમ (૨) માં નિર્દીષ્ટ કરેલા રેલવેના નોકરને માલમ છતાં તે નોકર તે માણુસને બીજા ઉતારૂઓથી વેગળો રાખવાની ગોઠવણ કર્યા શિવાય જાણી બુજીને રેલવે ઉપર મુસાફ્રી કરવા દેશે તો તેને ૧૦૦ રૂપીઆ સુધીના દંડની શીક્ષા થશે.

૧૧૮—ટ્રેન ચાલતી હોય તે વખતે કોઇ પણ ગાડીમાં કોઇ ઉતારૂ ચઢશે અથવા ચડવાની કોશીસ કરશે અથવા તેમાંથી ઉતરશે અથવા ઉતરવાની કોશીસ કરશે અથવા ગાડીમાં ચઢવા અથવા તેમાંથી ઉતરવા સારૂ ઉતારૂ માટે રેલવે આડમીનીસ્ટ્રેશને નિમેલા પ્લાટ ફાર્મને અથવા બીજી જગાને ગાડીની જે બાજુ લાગતી હોય તે બાજુએથી નહિ પણ બીજે ઠેકાણેથી કોઇ ઉતારૂ ચઢશે અથવા ચઢવાની કોશીસ કરશે અથવા ઉતરશે અથવા ઉતરવાની કોશીસ કરશે અથવા ટ્રેન ચાલતી હશે તે વખતે કોઇપણ ગાડીનું બાજુનું બારણું કોઇ ઉતારૂ ઉઘાડશે તો તેને વીશ રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

( ૨ ) રેલવેના નોકરે ના કહ્યા છતાં કોઇ પણ ઉતારૂ કોઇ પણ ગાડીના છાપરા ઉપર અથવા પગથીયા ઉપર અથવા પગ મુકવાના પાટીયા ઉપર અથવા એનજીન ઉપર અથવા ટ્રેનનો જે કોઇ પણ બીજો ભાગ ઉતારૂના ઉપયોગ માટે યોજેલો નહીં હોય તે તે ભાગમાં હકથી મુસાફ્રી કરશે તો તેને પચાસ રૂપીયા સુધીના દંડની શીક્ષા થશે, અને તેને રેલવે ઉપરથી બહાર કહાડી મુકવાનો અધિકાર રેલવેના કોઇ પણ નોકરને છે.

૧૧૯—રેલવે આડમીનીસ્ટ્રેશને કોઇ ગાડી, ખાનું, ઓરડી અથવા બીજી જગા માત્ર સ્ત્રીઓના ઉપયોગ રાખેલી છે એવી ખબર છતાં કોઇ પુરૂષ કાયદાસર કારણ વગર તેમાં પેસશે, અથવા તેમાં પેઠા પછી, રેલવેનો હરકોઇ નોકર તેમાંથી બહાર જવાનું કહે ત્યાર પછી તેમાં રહેશે, તો તેને સો રૂપીયા સુધીના દંડની શીક્ષા થશે, અને વળી તે શીવાય તેણે જે કાંઇ પણ ભાડું આપ્યું હશે તે ભાડું ખોટું થશે, તથા જે કાંઇ પણ પાસ અથવા ટીકીટ મેળવી હશે અથવા ખરીદ કરી હશે તે પાસ અથવા ટીકીટ મેળવી હશે અથવા ખરીદ કરી હશે તે પાસ અથવા ટીકીટ ખોટી થશે, અને તેને રેલવે ઉપરથી બહાર કહાડી મુકવાનો અધિકાર રેલવેના કોઇ પણ નોકરને છે.

૧૨૦—રેલવેની કોઇ પણ ગાડી અથવા કોઇ પણ ભાગ ઉપર કોઇ માણુસ.

(અ) કેફી અવસ્થામાં હશે; અથવા

(બ) કાંઇ પણ અપકારક કૃત્ય કરશે અથવા કાંઇ પણ નિર્લજપણાનું કૃત્ય કરશે અથવા બીભત્સ શબ્દો બોલશે અથવા ગાળો દેશે, અથવા

(ક) જાણી જોઇને અને કાયદાસર કારણ વગર કોઇ પણ ઉતારૂના સુખમાં હરકત કરશે અથવા કોઇ પણ દીવો હોલવશે.

તો તેને પચાસ રૂપીયા સુધીના દંડની શીક્ષા થશે, અને વળી તે શીવાય, તેણે જે કાંઇ પણ ભાડું આપ્યું હશે તો ખોટું થશે,તથા જે કાંઇ પણ પાસ અથવા ટીકીટ મેળવી હસે અથવા ખરીદ કરી હશે તે પાસ અથવા ટીકીટ ખોટી થશે, અને તેને રેલવે ઉપરથી બહાર કહાડી મુકવાનો અધિકાર

રેલવેના કોઇ પણ નોકરને છે.

૧૨૧—રેલવેનો કોઇપણ નોકર પોતાનું કર્તવ્ય કર્મ કરતો હશે ત્યારે તેને કોઇ માણસો જાણી જોઇને હરકત કરશે અથવા અટકાવશે તો તેને સો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૨૨—(૧) કોઇ માણસ ગેરકાયદેસર રીતે રેલવે ઉપર પ્રવેશ કરશે તો તેને વીશ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૨) સદરહુ પ્રમાણે પ્રવેશ કરનારા કોઇ માણસને રેલવે ઉપરથી બહાર જવાનું રેલવેનો કોઇ પણ નોકર અથવા રેલવે આડમિનિસ્ટ્રેશન તરફથી બીજો કોઇ પણ માણસ કહે તે છતાં તે માણસ તે ઉપરથી બહાર જવાની ના કહેશે તો તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે. અને તેને રેલવે ઉપર તેમજ તેને અંદરથી બહાર કાઢી મુકવાનો અધિકાર સદરહુ નોકરને અથવા બીજા માણસને છે.

૧૨૩—કોઇ ટ્રામની ગાડીનો, આમનીબસનો, સાધારણ ગાડીનો અથવા બીજાં વાહનનો કોઇ હાંકનાર અથવા કંડકટર રેલવેની જગા ઉપર હોય ત્યારે રેલવેના કોઇ પણ નોકરનો અથવા પોલીસ અમલદારનો વાજબી હુકમ ન માને તો તેને વીશ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૨૪—નીચે લખેલા બે પ્રસંગ પૈકી કોઇ પણ પ્રસંગે, એટલે,

(અ)—કોઇ એનજીન અથવા ટ્રેન રેલવેને રસ્તે આવે છે એવું કોઇપણ માણસ જાણતો હોય અથવા માનવાનું તેને કારણ હોય તેમ છતાં તે માણસ એકાદા રસ્તાની વચ્ચે રેલવેની ગમે તે બાજુપર ઉભો કરેલો કોઇપણ દરવાજો ઉઘાડશે, અથવા રેલવે ઓળંગીને જશે અથવા જવાની કોશીષ કરશે અથવા કોઇપણ જનાવર અથવા વાહન અથવા બીજી વસ્તુ તે રેલવેની વચ્ચેથી હાંકી જશે અથવા લઇ જશે અથવા હાંકી જવાની અથવા લઇ જવાની કોશિસ કરશે, અથવા

(બ) દરવાજે બેસનારો માણસ ગેરહાજર હોય ત્યારે, કોઇ માણસ પોતે તથા પોતાના તાબા માંહેનું કોઈપણ જનાવર, વાહન, અથવા બીજી વસ્તુ ઉપર કહેલા દરવાજામાંથી પસાર થયા પછી તાબડતોબ તે દરવાજો બંધ કરીને તેને આગળો દેવામાં કસુર કરશે.

તો તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૨૫—(૧) ઢોરને અંદર ન આવવા દેવા સારૂ જેને યોગ્ય વાડ કરી હોય એવી કોઇ પણ રેલવે ઉપર અતિક્રમણ કરનારાં ઢોર જે માણસનાં હશે અથવા જે માણસના હવાલામાં હશે તે માણસને, સન ૧૮૭૧ ના ઢોરના અતિક્રમણ બાબતના આકટ મુજબ જે કાંઇપણ રકમ તેની પાસેથી વસુલ કરવામાં આવી હોય અથવા વસુલ કરવાની હોય તે રકમ શિવાય દરેક ઢોર બદલ પાંચ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૩) આ કલમ મુજબ કરેલો કોઇપણ દંડ, કોર્ટ ફરમાવશે તો, સને ૧૮૭૧ ના ઢોરના અતિક્રમણ બાબતના આકટની પચીસમી કલમમાં ઠરાવેલી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

(૪) સને ૧૮૭૧ ના ઢોરના અતિક્રમણ બાબતના આકટની અગિયારમી તથા છવીસમી કલમ માંહેના "સાર્વજનીક રસ્તા" આ શબ્દોમાં રેલવેનો સમાસ થાય છે એમ સમજવું, અને સદરહુ અગિયારમી કલમ મુજબ પોલીસ અમલદારને આપેલો અધિકાર રેલવેનો કોઇ પણનોકર ચલાવવાને મુખત્યારછે.

(૫) સને ૧૮૭૧ ના ઢોરના અતિક્રમણ બાબતના આકટમાં 'ઢોર' એ શબ્દનો જે અર્થ થાય છે તેજ અર્થ આ કલમમાં થાય છે એમ સમજવું.

૧૨૬—કોઇપણ રેલવે ઉપર મુસાફરી કરનાર અથવા તે ઉપર હોય એવા હરકોઇ માણસની સલામતીને જોખમમાં નાંખવાના ઇરાદાથી અથવા જોખમ પોહોચવાનો સંભવ છે એમ જાણીને હરકોઇ માણસ ગેરકાયદેસર રીતે નિચે લખ્યા પ્રમાણે કૃત્ય કરશે તો તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષ સુધીની કેદની શિક્ષા કરવામાં આવશે; તે કૃત્યની વિગતઃ—

(અ) કાંઇપણ લાકડું, પથર અથવા બીજી વસ્તુ અથવા પદાર્થ તે રેલવે ઉપર અથવા વચ્ચે મુકશે અથવા ફેંકશે અથવા

(બ) કોઇ પણ રેલવેની કોઇપણ રેલ, સ્લીપર, અથવા બીજી વસ્તુ અથવા પદાર્થ ઉપાડી લેશે,

કાહડી નાંખશે. ઢીલો કરશે અથવા ખસેડશે, અથવા

(ક) કોઇપણ રેલવેના હરકોઇ સાંધા અથવા બીજાં યંત્ર ફેરવશે, ચલાવશે, ઉઘાડશે અથવા વાળશે, અથવા

(ડ) કોઇપણ રેલવે ઉપર અથવા તેની નજીક હરકોઇ સીગનલ ( નીશાની ) અથવા દીવો કરશે અથવા બતાવશે અથવા સંતાડી દેશે અથવા કાહાડી નાંખશે, અથવા

(ઇ) કોઇપણ રેલવે સબંધી બીજું કાંઇ પણ કૃત્ય અથવા વાત કરશે અથવા કરાવશે અથવા કરવાની કોશિષ કરશે.

૧૨૭—જે કોઇ પણ માણસ, ટ્રેનનો ભાગ હોય એવા કોઇપણ રોલીંગ–સ્ટોકમાં અથવા તે ઉપર અથવા તેજ ટ્રેનનો ભાગ હોય એવા બીજા કોઇ રોલીંગ સ્ટોકમાં અથવા તે ઉપર બીજો કોઇ માણસ હોય તેવી સલામતીને જોખમમાં નાખવાના ઇરાદાથી અથવા જોખમ થવાનો સંભવ છે એમ જાણીને તે રોલીંગ સ્ટોક તરફ અથવા તેની સામા અથવા તેની અંદર અથવા તેની ઉપર ગેરકાયદાસર રીતે કંઇ પણ લાકડું, પથર અથવા બીજી વસ્તુ અથવા પદાર્થ નાંખશે અથવા પડાવશે અથવા અથડાવશે તો, તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષ સુધીની કેદની શિક્ષા કરવામાં આવશે.

૧૨૮—જે કોઇ પણ માણસ કંઇપણ ગેરકાયદેસર કૃત્ય કરીને અથવા કંઇ પણ કસુર અથવા ગફલત જાણી જોઇને કરીને હરકોઇ રેલવેમાં મુસાફરી કરનાર અથવા તે ઉપર હોય એવા હરકોઇ માણસની સલામતીને જોખમમાં નાખશે અથવા નંખાવશે અથવા હરકોઇ રેલવે ઉપરના હરકોઇ રોલીંગ સ્ટોકને અડચણ કરશે અથવા કરાવશે અથવા કરવાની કોશીષ કરશે તો તેને બે વર્ષ સુધીની કેદની શીક્ષા કરવામાં આવશે.

૧૨૯—કોઇ માણસ અવીચારથી અથવા ગફલતથી કાંઇ પણ કૃત્ય કરશે અથવા જે કૃત્ય કરવાને પોતે કાયદા મુજબ બંધાયેલો હશે તે કરવામાં કસુર કરશે અને એવું કૃત્ય કર્યાથી અથવા કસુર કર્યાથી રેલવેમાં મુસાફરી કરનાર અથવા રેલવે ઉપર હોય એવા કોઇ પણ માણસની સલામતીને જોખમમાં નાંખવાનો સંભવ હશે તો, તેને એક વર્ષની મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

૧૩૦—(૧) ઉપરની છેલ્લી ચાર કલમો પૈકી કોઇ પણ કલમમાં કહેલું અથવા સુચવેલું કંઈ પણ કૃત્ય અથવા કસુર કર્યા બદલ બાર વર્ષની અંદરની વયનો કોઇ સગીર માણસ હરકોઇ રેલવેના સબંધમાં ગુન્હેગાર હશે તેણે, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૮૨ મી અથવા ૮૩ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ, ગુન્હો કર્યો છે એમ સમજવું. અને તેના ઉપર ગુન્હાની સાબીતીનો ઠરાવ કરનાર કોર્ટને યોગ્ય લાગે તો તે કોર્ટ, જો સગીર પુરૂષ હોય તો તેને ફટકા મારવાનો હુકમ કરવાને અથવા તે કોર્ટ ઠરાવશે તે મુદતમાં તે સગીર માણસના બાપે અથવા પાલન કરનારાએ તે સગીર માણસ સદરહુ કૃત્ય અથવા કસુર પૈકી કોઈ પણ કૃત્ય અથવા કસુરનો ફરીથી તકસીરવાર નહિ થાય તે બાબત તે કોર્ટ ફરમાવે એટલી ગુન્હેગારીની રકમનો એક મુચરકો લખી આપવો જોઇયે એવો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) તે મુચરકામાં લખેલી રકમ ગુન્હેગારીમાં આપવાની થઇ હશે તો જાણે તે કોર્ટે પોતે દંડ કર્યો હોય તે પ્રમાણે તે રકમ વસુલ કરી શકાશે.

(૩) પેટા કલમ (૧) મુજબનો મુચરકો તે કોર્ટે ઠરાવેલી મુદતની અંદર લખી આપવાને તે બાપ અથવા પાલન કરનાર ચુકશે તો તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

## કામ ચલાવવા બાબત.

૧૩૧—(૧) કલમો ૧૦૦, ૧૦૧, ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૨૬, ૧૨૭, ૧૨૮ અથવા ૧૨૯ માં અથવા કલમ ૧૩૦ પેટા કલમ (૧) માં કહેલો કંઇ પણ ગુન્હો કોઇ માણસ કરશે તો તેને વારંટ અથવા બીજા લેખી હુકમ વગર પકડવાનો અધિકાર રેલવેના કોઇપણ નોકરને અથવા કોઈ પણ પોલીસ અમલદારને અથવા સદરહુ પ્રકારનો નોકર અથવા અમલદાર પોતાને મદદ કરવા સારૂ જે બીજા કોઇપણ માણસને બોલાવશે તે બીજા માણસને છે.

(૨) આ પ્રમાણે પકડેલા માણસને ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર જે માજીસ્ટ્રેટને હશે તે માજીસ્ટ્રેટની પાસે બનતી તાકીદે તેને લઇ જવો.

૧૩૨ ( ૧ )—ઉપરની છેલ્લી કલમમાં કહેલા કોઇ ગુન્હા શિવાયનો આ આકટ મુજબનો બીજો કોઇ પણ ગુન્હો કોઇ માણસ અથવા કલમ ૧૧૩ મુજબ માંગેલું જાસ્તી હાંસલ અથવા બીજી રકમ આપવાને ચુકશે અથવા ના પાડશે અને તે નાશી જશે એમ માનવાનું કારણ હોય અથવા તેનું નામ તથા ઠેકાણું ખબર નહિ હોય તથા તે પોતાનું નામ તથા ઠેકાણું પુછેથી તે કેહવાની ના પાડે અથવા તેણે કહેલું નામ અથવા ઠેકાણું ખોટું છે એમ માનવાને કારણ હોય તો રેલવેના કોઇ પણ નોકરને અથવા કોઇ પણ પોલીસ અમલદારને અથવા તે રેલવેનો નોકર અથવા પોલીસ અમલદાર પોતાને મદદ કરવા સારૂ જે બીજા કોઇ માણસને બોલાવશે તે બીજા માણસને વારંટ અથવા બીજા કાંઇ લેખી હુકમ વગર તે ગુન્હેગારને પકડવાનો અધિકાર છે.

( ૨ ) પકડેલો માણસ હુકમ થાય તે વખતે માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર થવા બદલ જામીન આપે એટલે, અથવા તેનું ખરૂં નામ તથા ઠેકાણું જણાયું હોય તો, એ પ્રમાણે હાજર થવા બદલ જામીન શિવાયનો મુચરકો લખી આપે એટલે તેને છોડી દેવો.

( ૩ ) જો એવો માણસ જામીન આપી ન શકે તથા તેનું ખરૂં નામ તથા ઠેકાણું જણાય નહીં તો તેને હકુમત હોય એવા માજીસ્ટ્રેટની રૂબરૂ બનતી તાકીદે લઇ જવો.

( ૪ ) સન ૧૮૮૨ ક્રીમીનલ પ્રોસીજર કોડના ૩૯ મા તથા ૪૨ મા બાબના ઠરાવો, લાગુ પડે તેટલે સુધી, આ કલમની રૂએ આપવાના જામીનને તથા લખી આપવાના મુચરકાને લાગુ પડશે.

૧૩૩—આ આકટ મુજબ કરેલા કોઇ પણ ગુન્હાનો ઇનસાફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ શિવાય અથવા જે માજીસ્ટ્રેટનો અધિકાર બીજા વર્ગના માજીસ્ટ્રેટ કરતાં ઓછો નહીં હશે તે માજીસ્ટ્રેટ શિવાય બીજા કોઇ પણ માજીસ્ટ્રેટે કરવો નહીં.

૧૩૪ ( ૧ )—આ આકટ વિરૂદ્ધ અથવા આ આકટ મુજબ કરેલી કોઇ પણ કાનુન વિરૂદ્ધ કંઇ પણ ગુન્હો કરનારા કોઇ પણ માણસનો ઇનસાફ તે જે જગામાં હશે તે જગાએ, અથવા સ્થાનિક સરકાર આ બાબત જે જગા વીશે જાહેરનામું પ્રસિદ્ધ કરશે તે જગાએ, તેમજ વીદ્યમાન કાળે જે કોઇ પણ કાયદો અમલમાં હશે તે કાયદા મુજબ જે બીજી જગાએ તેનો ઇનસાફ કરી શકાતો હશે તે બીજી જગાએ કરવાનો અધિકાર છે.

( ૨ ) પેટા કલમ (૧) મુજબ કરવાનું દરએક જાહેરનામું સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવું અને તેની એક એક નકલ સ્થાનિક સરકાર ફરમાવશે તેવા રેલવેના દરેક સ્ટેશન ઉપર લોકોને જાણવા સારૂ સહેજ નજરે પડે એવી કોઇ જગાએ ચોહોડવી.

---

## બાબ ૧૦ પુરવણી ઠરાવો.

૧૩૫—કોઇ પણ કાયદામાં અથવા કોઇ પણ કાયદા ઉપરથી કરેલી હરકોઇ કબુલાતમાં અથવા ફેંસલામાં આ કલમના ઠરાવ વીરૂદ્ધ ગમે તે ઠરાવ હશે તે છતાં, સ્થાનિક અધિકારીઓના ફંડમાં મદદ કરવા સારૂ રેલવેના સબંધમાં તથા રેલવે આડમિનીસ્ટ્રેશન પાસેથી કર લેવા તે નીચે લખેલી કાનુનો મુજબ લેવા, એટલે:—

( ૧ ) હરકોઇ સ્થાનિક અધિકારીના ફંડમાં મદદ કરવા સારૂ કાંઇ કર આપવાને અમુક રેલવે આડમિનિસ્ટ્રેશન પાત્ર છે એમ ગવર્નર જનરલ ઇન કૌંસિલે સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જાહેર કર્યું નહિ હશે તો તે રેલવે આડમિનિસ્ટ્રેશન કર આપવાને પાત્ર થશે નહી.

( ૨ ) આ કલમની રકમ (૧) મુજબ ગવર્નર જનરલ ઇન કૌંસિલે કરેલું કોઇ જાહેરનામું અમલમાં રહેશે ત્યાં સુધી, તેમાં કહેલો કર, અથવા તે કરને બદલે ગવર્નર જનરલ ઇન કૌંસિલે આ અર્થે નીમેલા અમલદાર તે પ્રકરણની સર્વે હકીકત તરફ લક્ષ આપીને અમુક રકમ બરાબર અને વાજબી છે

એવું વખતે વખતે ઠરાવશે તો તે રકમ, તે સ્થાનિક અધિકારીને આપવાને સદરહુ આડમિનીસ્ટ્રેશન પાત્ર છે એમ સમજવું.

( ૩ ) આ કલમની પેટા કલમ (૧) મુજબનું કોઇ પણ જાહેરનામું ગમે તે વખતે રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

( ૪ ) પાણી અથવા દીવા પુરા પાડવા બદલ, અથવા રેલવેની જગામાં ઝાડુ કાહાડવા બદલ, અથવા કોઇ પણ સ્થાનીક અધીકારી પોતાના તાબાના સ્થાનીક ક્ષેત્રમાંના કોઇ પણ ભાગમાં જે બીજું કંઇ કામ કરતો હશે અથવા કરવાને તૈયાર હશે તે કામ કરવા બદલ, હરકોઇ રેલવે આડમિનિસ્ટ્રેશનને સ્થાનીક અધીકારી સાથે કરાર કરવામાં બાધ આવેછે એવો આ કલમના કોઇ પણ મચકુરનો અર્થ કરવો નહીં.

( ૫ ) આ કલમમાં "સ્થાનીક અધિકારી" આ શબ્દોનો અર્થ સને ૧૮૮૭ ના સામાન્ય કલમોના આકટમાં સ્થાનિક અધિકારીનો જે અર્થ છે તેજ થાય છે એમ સમજવું; અને પહેરેગીર રાખવા બદલના અથવા નદીનું પાણી સ્વચ્છ રાખવા બદલના કોઇ પણ ફંડ ઉપર નિબંધ રાખવાનો અથવા તેનો વહીવટ કરવાનો જેને કાયદેસર રીતે હક હોય અથવા તે કામ જેને સોંપ્યું હોય એવા કોઇ પણ અધિકારીનો સદરહુ શબ્દોમાં સમાસ થાય છે એમ સમજવું.

૧૩૬—( ૧ ) કોઇ રેલવે આડમિનીસ્ટ્રેશને પોતાની રેલવેના ટ્રાફીકનાં કારણ સારૂ અથવા પોતાના સ્ટેશનો અથવા વર્કશોપનાં કારણ સારૂ ઉપયોગમાં લીધેલાં અથવા પુરાં પાડેલાં કોઇ પણ રોલીંગ-સ્ટોક, યંત્ર, ઓજાર, હથિયાર, સાધન, સામાન અગર કાંઇ પણ જનસ, ગવર્નર જનરલ ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લીધા શીવાય, હરકોઈ કોર્ટના અથવા મીલકતની જપ્તી કરવા અથવા અટકાવી રાખવા અથવા બીજી રીતે મીલકત બજાવણીમાં લેવા એમ કરવા કાયદા પ્રમાણે અધિકાર હોય એવા કોઇ પણ સ્થાનીક અધીકારી અથવા માણસ કોઇ પણ હુકમનામાની અથવા હુકમની બજાવણીમાં જપ્ત થવાને પાત્ર નથી એમ સમજવું.

( ૨ ) કોઇ હુકમનામાની અથવા હુકમની બજાવણીમાં કોઇ રેલવેની પેદાશ જપ્ત કરવાના હરકોઇ કોર્ટના અધિકારને પેટા કલમ ( ૧ ) ના કોઇ પણ મજકુરથી બાધ આવે છે એમ તેનો અર્થ કરવો નહિં.

૧૩૭—( ૧ ) ઇંડિયન પિનલ કોડના બાબ ૯ નાં કારણ સારૂ રેલવેનો પ્રત્યેક નોકર સરકારી નોકર છે એમ સમજવું.

( ૨ ) તે કોડની કલમ ૧૬૧ માં "કાયદેસર મહેનતાણું" એ શબ્દોની વ્યાખ્યામાં "સરકાર" એ શબ્દમાં, રેલવેના નોકર તરીકે રેલવેના નોકરને કામે રાખનારનો પેટા કલમ ( ૧ ) ના કારણ સારૂ સમાસ થાય છે એમ સમજવું.

( ૩ ) રેલવેના કોઈ નોકરે નીચે લખ્યા પ્રમાણે કરવું નહિં, એટલે

(અ) કલમ ૫૫ અથવા ૫૬ મુજબ લીલામ કરવા સારૂ કાઢેલા હરકોઇ માલની પોતે અથવા પોતાના એજન્ટની મારફતે પોતાને નામે અથવા બીજાને નામે અથવા બીજાઓની સાથે રહીને અગર ખરીદી અથવા માગણી કરવી નહીં, અથવા

(બ) વેપાર નહીં કરવા બાબત રેલવે આડમિનીસ્ટ્રેશને તેને હુકમ કર્યો હોય તે વિરૂદ્ધ વેપાર કરવો નહીં

( ૪ ) ઇંડિયન પિનલ કોડની કલમ ૨૧ માં ગમે તે ઠરાવ હોય તે છતાં પણ પેટા કલમ ( ૧ ) માં કહેલાં કારણો શિવાયનાં સદરહુ કોડના હરકોઇ કારણ સારૂ રેલવેનો કોઇ નોકર સરકારી નોકર છે એમ સમજવું નહિ.

૧૩૮—રેલવેના કોઇ નોકરને તેના હુદ્દા ઉપરથી બરતરફ કરવામાં આવે, તે વખતે અથવા સસપેન્ડ કરવામાં આવે તે વખતે અથવા તે મરી જાય, નાશી જાય અથવા પોતાની મેળે ગેરહાજર રહે તે વખતે રેલવે આડમિનિસ્ટ્રેશનની માલકીમાં તથા સદરહુ નોકરના કબજામાં અથવા હવાલામાં હોય એવું કોઇપણ સ્ટેશન, રહેવાનું ઘર, આફીસ અથવા બીજી ઇમારત તેના પ્રત્યાંગ સહીત, અથવા હરકોઇ ચોપડી કાગળ પતર અથવા બીજા પદાર્થ તે રેલવે આડમિનિસ્ટ્રેશનને અથવા તે રેલવે આડમિનિસ્ટ્રેશન નિમે તે કોઇ માણસને સ્વાધીન કરવા બદલની લેખી નોટીસ પોતાને મળ્યા પછી તેમ કરવામાં તે નોકર

અથવા સ્ત્રી અથવા તેની વીધવા અથવા તેના કુટુંબી પૈકી અથવા તેના વારસ વકીલ પૈકી કોઇ પણ શખ્સ ના પાડશે અથવા ગફલત કરશે તો, તે રેલવે આડમિનિસ્ત્રેશનને અથવા તેના વતી કોઈએ કરેલી અરજી ઉપરથી નીચે લખ્યા પ્રમાણે હુકમ કરવાનો અધિકાર હરકોઇ પહેલા વર્ગના માજીસ્ટ્રેટને છે, એટલે અમુક પોલીસ અમલદારો યોગ્ય મુદત સહીત તે ઇમારતમાં પ્રવેશ કરીને તેમાં હરકોઇ માણસ માલુમ પડે તેને બહાર કાઢીને ઇમારતનો કબજો લેવો અથવા સદરહુ ચોપડીઓ, કાગળ અથવા બીજો પદાર્થ પોતાના કબજામાં લેવો અને તે સર્વ રેલવે આડમિનિસ્ટ્રેશનને અથવા આ અર્થે તે આડમિનિસ્ત્રેશને નીમેલા કોઇ માણસને સ્વાધીન કરવો એવો હુકમ કરવાનો અધિકાર છે.

૧૩૯—આ આકટના હરકોઇ કારણ સારૂ અથવા તેના સબંધમાં અથવા આ આકટમાંના હરકોઈ કારણ સારૂ અથવા તેના સબંધમાં, ગવરનર જનરલ ઇન કૌંસીલ તરફથી આપવાની અથવા જાહેર કરવાની હરકોઇ નોટીસ, ઠરાવ, હુકમ, ફરમાન, નીમણુંક, અભીપ્રાય, સંમતી અથવા મંજુરી, હીંદુસ્તાન સરકારના કોઇ સેક્રેટરીએ, ડેપ્યુટી સેક્રેટરીએ, અંડર સેક્રેટરીએ, અથવા આસીસ્ટંટ સેક્રેટરીએ, અથવા જે બાબતને લગતી તે નોટીસ વિગેરે હશે તે બાબતના સબંધમાં ગવર્નર ઇન કૌંસીલની વતી કામ કરવાને અધીકાર મળેલા બીજા હરકોઇ અમલદારે અથવા લખીને તે ઉપર કહેલી રીતે સહી કરી હશે તો તે પુરતી તથા બધનકારક છે એમ સમજવું, અને ઉપર કહેલી રીતે સહી થયેલો એકાદો લેખ કરવામાં નહીં આવ્યો હશે તો ઉપરની બાબતો પૈકી હરકોઈ બાબતના સબંધમાં ગવર્નર જનરલ ઇન કૌંસીલ કોઇ પણ પ્રસંગે બંધાસે નહીં એમ સમજવું.

૧૪૦—જે કોઈપણ નોટીસ અથવા તે લેખ કોઇ રેલવે આડમિનિસ્ત્રેશન ઉપર આ આકટ મુજબ બજાવવો જોઇતો હોય અથવા બજાવવા માટે અધિકાર મળ્યો હોય, તે નોટીસ અથવા લેખ, સરકાર અથવા દેશી સંસ્થાન વહિવટ કરતું હોય એવી રેલવેની બાબતમાં તે રેલવેના મેનેજર ઉપર, અને એકાદી રેલવે કંપની વહીવટ કરતી હોય એવી રેલવેની બાબતમાં તે રેલવે કંપનીના હીંદુસ્તાનમાં રહેનારા એજન્ટ ઉપર નીચે લખ્યા પ્રમાણે બજાવવાનો અધિકાર છે; એટલે (અ) તે નોટીસ અથવા બીજો લેખ તે મેનેજર અથવા એજન્ટને સ્વાધીન કરીને, અથવા (બ) તે તેની આફીસમાં મુકી આવીને, અથવા (ક) જે બદલ હાંસીલ આપ્યું હોય અને જેની ઉપર તે મેનેજરનું અથવા એજંન્ટનું નામ તથા તેની આફીસનું ઠેકાણું લખ્યું હોય, અને હિંદુસ્તાનના સને ૧૮૬૬ ના પોસ્ટ આફીસના આકટના ભાગ ૩ મુજબ રજીષ્ટર કર્યો હોય એવા લખોટામાં ટપાલ મારફતે રવાને કરીને;

૧૪૧—આ આકટ મુજબ જે કોઇ પણ નોટીસ અથવા બીજો લેખ કોઇ રેલવે આડમિનીસ્ટ્રેશનને હરકોઇ માણસ ઉપર બજાવવો જોઇતો હોય અથવા બજાવવા માટે અધિકાર મળ્યો હોય તે નોટીસ અથવા લેખ નીચે પ્રમાણે બજાવવાનો અધિકાર છે; એટલે (અ) તે માણસને તે નોટીસ અગર બીજો લેખ સ્વાધિન કરીને અથવા (બ) તે માણસના હંમેશના રહેવાના ઠેકાણે અથવા તે જ્યાં છેલ્લો વેલ્લો રહેતો હતો એમ માલુમ હોય તે જગાએ તે મુકી આવીને, અથવા (ક) જે બદલ હાંસીલ આપ્યું હોય અને જે ઉપર તે માણસનું હંમેશનું રહેવાનું ઠેકાણું અથવા તે છેલ વેલ્લો જ્યાં રહેતો હતો તે માલમ હોય તે જગાનો પતો લખ્યો હોય અને હિંદુસ્થાનના સને ૧૮૬૬ ના પોસ્ટ ઓફીસના આકટના ભાગ ૩ મુજબ રજીષ્ટર કર્યો હોય એવા લખોટામાં ટપાલ મારફતે રવાને કરીને.

૧૪૨—કોઇ નોટીસ અથવા બીજો લેખ ટપાલ મારફતે બજાવ્યો હોય ત્યારે, ટપાલના મામુલ રીવાજ પ્રમાણે જે વખતે તે નોટીસ અથવા લેખવાળો લખોટો રીવાજ પ્રમાણે જે વખતે તે નોટીસ અથવા તે લેખથી બજાવણી થઇ એમ સમજવું, અને આવી બજાવણી સાબીત કરવા માટે, તે નોટીસ અથવા તે લેખવાળા લખોટા ઉપર યોગ્ય રીતે પત્તો લખીને તે રજીષ્ટર કરાવ્યો હતો એ વાત સાબીત કરી એટલે બસ છે.

૧૪૩—(૧) ૨૨ મી કલમ, ૩૪ મી કલમ અથવા ૮૪ મી કલમ મુજબ કરેલી કોઇ કાનુન, અથવા સદરહુ કલમો પૈકી કોઇ પણ કલમ મુજબ અથવા કલમ ૪૭ પેટા કલમ (૪) મુજબ કોઇ કાનુન મોકુફ કરવાનો અથવા રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો હુકમ, ઇંડિયા ગેઝીટમાં પ્રસિદ્ધ થશે

ત્યાં સુધી, તે કાનુન અથવા હુકમ અમલમાં આવશે નહિ એમ સમજવું.

(૨) આ આકટ મુજબ કરેલી કોઇપણ કાનુન, અથવા એવી કોઇપણ કાનુન મોકુફ કરવાનો, રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો હુકમ, ઇંડિયા ગેઝીટમાં પ્રસિદ્ધ કરવાનું આ આકટથી ફરમાવ્યું હોય ત્યારે તે કાનુન અથવા હુકમ તે પ્રમાણે પ્રસિદ્ધ કરવો જોઇએ એટલુંજ નહિ પણ તેમાં જે માણસોનો સબંધ હોય તે માણસોને ગવર્નર જનરલ ઇન કૌંસિલ સાધારણ અથવા ખાસ હુકમથી ફરમાવે તેવી રીતે તેની ખબર આપવી જોઇએ.

(૩) આ આકટ મુજબ પોતે કરેલી હરકોઇ કાનુન રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

૧૪૪ ( ૧ ) ગવર્નર જનરલ ઇન કૌંસિલ, કોઇ પણ રેલવેના સબંધમાં આ આકટ મુજબના પોતાના અધિકારો અથવા કામો પૈકી કોઇ પણ અધિકાર અથવા કામ કોઇપણ સ્થાનિક સરકારને ઇંડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરી બીન શરતે અથવા શરત કરીને સોંપવાને, તથા આ પ્રમાણે સોંપેલા અધિકાર અથવા કામ બજાવવાના કારણુ સારૂ કઇ સ્થાનિક સરકાર તે રેલવેના સબંધમાં સ્થાનિક સરકાર ગણાશે એ વાત તેજ અથવા તેવી જાતના બીજા જાહેરનામામાં જાહેર કરવાને મુખત્યાર છે.

( ૨ ) ગવર્નર જનરલ ઇન કૌંસિલે ચલાવવાના કામના સંબંધમાં કલમ ૧૩૫ ના ઠરાવો લાગુ પાડી શકાય તેટલે સુધી, પેટા કલમ (૧) મુજબના જાહેરનામાની રૂએ ગવર્નર જનરલ ઇન કૌંસિલના અધિકાર ચલાવનાર અથવા કામ બજાવનાર સ્થાનિક સરકારે ચલાવેલાં કામને લાગુ પડશે એમ સમજવું.

૧૪૫—(૧) સરકારથી અથવા દેશી સંસ્થાનથી વહીવટ થતી રેલવેના મેનેજર અથવા કોઇ રેલવે કંપનીથી વહિવટ થતી રેલવેનો હિંદુસ્થાનમાં રહેનારો એજન્ટ, હરકોઇ દીવાની, ફોજદારી અથવા બીજી કોર્ટમાં કંઇપણ કામ ચાલતું હોય તે વખતે પોતાની વતી કામ ચલાવવા સારૂ અથવા પોતાને બદલે હાજર થવા સારૂ લેખી દસ્તાવેજથી રેલવેના હરકોઇ નોકરને અથવા બીજા કોઇ માણસને અધિકાર આપવાને મુખત્યાર છે.

(૨) કોઈ રેલવે આડમિનીસ્ટ્રેશનની તરફથી ફરીઆદ પક્ષનું કામ ચલાવવા સારૂ કોઇ મેનેજરે અથવા કોઇ એજન્ટે અધિકાર આપેલા કોઇ માણસને, સને ૧૮૮૨ ના ક્રિમિનલ પ્રોસીજર કોડની કલમ ૪૯૫ માં ગમે તે ઠરાવ હોય તોપણ, એવું ફરીયાદપક્ષ માજીસ્ટ્રેટના હુકમ શિવાય ચલાવવાનો હક પ્રાપ્ત થશે.

૧૪૬—વરાળથી અથવા બીજી કંઇ યાંત્રિક શક્તિથી ચાલતી હરકોઇ ટ્રામવેને આ આકટ અથવા આનો કોઇ પણ ભાગ ઇંડીયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને લાગુ કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

૧૪૭—સદરહુ પ્રકારનું જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ આકટના ઠરાવો પૈકી હરકોઇ ઠરાવ કોઇપણ રેલવેને લાગુ નહીં કરવા બાબત ઠરાવ કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

૧૪૮ ( ૧ ) કલમ ૩ રકમો ( ૫ ) ( ૬ ) તથા ( ૭ ) તથા કલમો ૪ થી ૧૯ (બને સુદ્ધાં) ૪૭ થી ૫૨ ( બને સુદ્ધાં ) ૫૯, ૭૯, ૮૩ થી ૯૨ ( બને સુદ્ધાં ) ૯૬, ૯૭, ૯૮, ૧૦૦, ૧૦૧, ૧૦૩, ૧૦૪, ૧૦૭, ૧૧૧, ૧૨૨, ૧૨૪, થી ૧૩૨ ( બને સુદ્ધાં ), ૧૩૪ થી ૧૩૮ ( બને સુદ્ધાં ), ૧૪૦, ૧૪૧, ૧૪૪, ૧૪૫, તથા ૧૪૭ નાં કારણુ સારૂ “ રેલવે ” આ શબ્દ, પછી તે એકલો આવતો હોય અથવા કોઇ શબ્દની પહેલાં આવતો હોય તોપણ, બંધાતી હોય તે રેલવેને અથવા તેનાં કોઇ પણ ભાગને તથા ઉતારૂ જનાવર અથવા માલ સાર્વજનીક રીતે લઇ જવા સારૂ જે રેલવે અથવા જેના કોઇ પણ ભાગનો ઉપયોગ કરવામાં આવતો ન હોય તેને, તેમજ કલમ ૩ પેટા કલમ (૪) માં ‘રેલવે’ની વ્યાખ્યા કરેલી છે તેમાં જે કોઇ રેલવેનો સમાસ થતો હોય તેને લાગુ પડે છે એમ સમજવું.

( ૨ ) કલમો ૫, ૨૧, ૮૩, ૧૦૦, ૧૦૧, ૧૦૩, ૧૦૪, ૧૨૧, ૧૨૨, ૧૨૫, તથા ૧૩૭ પેટા કલમ (૧), (૨), તથા (૪), તથા કલમ ૧૩૮ નાં કારણુ સારૂ “ રેલવેનો નોકર ” આ શબ્દમાં, રેલવે આડમિનીસ્ટ્રેશન સાથે કરેલો કરાર પુરો કરનાર માણસે જે બીજા કોઇ માણસને કોઇ રેલવેના કામના સબંધમાં રેલવે ઉપર ચાકરીમાં રાખ્યો હશે તે માણસનો સમાસ થાય છે.

૧૪૯—ઇંડિયન પીનલ કોડની ૧૯૪ મી અને ૧૯૫ મી કલમમાં "આ કાયદા મુજબ અથવા ઇંગ્લંડ દેશના કાયદા મુજબ" એ શબ્દોને બદલે "બ્રિટિશ હિંદુસ્તાનના અથવા ઇંગ્લંડ દેશના કાયદા મુજબ" આ શબ્દો દાખલ કરવા.

૧૫૦—આ કલમ મુંબઇ ઇલાકાને લાગુ નથી.

---

## બીજું પરિશિષ્ટ.

### જાહેર કરવાની તથા વીમો ઉતારવાની જણસો.

( ૭૫ મી કલમ જુઓ. )

(અ) નાણું પાડેલું અથવા નાણું નહીં પાડેલું. ઘાટ ઘડેલું અથવા ઘાટ ન ઘડેલું સોનું અથવા રૂપું; (બ) રૂપાનો ઢોળ ચઢાવેલા પદાર્થ; (ક) જેમાં સોનાનો અથવા રૂપાનો અંશ હશે, એવું કાપડ તથા વણેલો પદાર્થ તથા ફીત પણ તે જનસોની અંદર કોઇ ઓફિસરના, સોલજરના, ખલાસીના, પોલીસ અમલદારના અથવા સન ૧૮૬૯ ના હિંદુસ્તાનના વાલન્ટીઅર આકટ મુજબ વાલન્ટીઅર તરીકે જે કોઇ માણસનું નામ નોંધાયું હોય તે માણસના અથવા બ્રિટિશ અથવા પારકા રાજ્યના કોઇ પણ સરકારી નોકરને યુનિફાર્મ ( ઠરેલી પોશાક ) પહેરવાનો હક હોય એવા અમલદારના યુનિફાર્મનો, યુનીફાર્મના કેઇ પણ ભાગનો સમાસ થતો નથી; (ડ) મોતી, જવ્હેર, જડિયાન તથા દાગીના; ( ઇ ) કોઇ પણ પ્રકારના વૉચ ( નાના ગજવામાં રાખવાના ઘડીઆળ ) તથા કલાક ( મોટાં ઘડીયાળ ) તથા ટાઇમપીસ ( ટકોરી વગરનાં ઘડીયાળ ); (ફ) સરકારી સિકયુરીટી, (ગ) સરકારી સ્ટાંપ; (હ) બીલ ઓફ એકસચેંજ, હુંડી, પ્રૉમીસરી નોટો ( વાયદા ચીઠીઓ ), બાંડ—નોટો તથા નાણું આપવા વીશેના હુકમ અથવા બીજી સિકયુરીટી; (આઇ) નકશા, લેખ, તથા ખત પત્રો; (જે) રંગવતી કાહાડેલાં ચિત્રો, કોરેલાં ચિત્રો, છાપથી છાપેલાં ચિત્રો. ફોટોગ્રાફ, નકસી કામ, પત્થરનું કોરેલું કામ, તથા કળાકૌસલ્યનાં બીજા કામ;(કે) માટીના હુન્નર કામ, તથા કાચની, ચીનાઇ માટીની તથા આરસપાહાણની બનાવેલી સર્વ વસ્તુ; (લ) તૈયાર કરેલી અથવા તૈયાર ન કરેલી સ્થિતિમાં હોય એવું તથા બીજા પદાર્થની સાથે વણેલું અથવા ન વણેલું હોય એવું રેશમ; (મ) શાલ; (ન) ફીત તથા રૂઆં વાળાં ચામડાં; (ઓ) અફીણ. (પી) હાથીદાંત, અબ્નુસ, પરવાળાં તથા સુખડનું લાકડું (કયુ) કસ્તુરી, સુખડનું તેલ, તથા અત્તર અથવા બીજી સુગંધી તૈયાર કરવામાં વપરાતું જલદી ઉડી જાય એવું તેલ; (ર) વાદ્યો તથા શાસ્ત્રીય યંત્રો; (સ) ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઇંડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે કાંઇપણ ખાસ મુલ્યવાન જણસ આ પરિશિષ્ટમાં દાખલ કરશે તે જનસ.

---

## બાર થનારા પદાર્થો સબંધી કાયદો જાસ્તી સુધારવા બાબતનો આકટ.

### ( સને ૧૯૦૮ ના આકટ નંબર ૬. )

બાર થનારા પદાર્થો સબંધી કાયદો જાસ્તી સુધારવાની જરૂર છે, વાસ્તે આ ઉપરથી નીચે પ્રમાણે ઠરાવ્યું છે:—

૧—(૧) આ આકટને સને ૧૯૦૮ નો બાર થનારા પદાર્થો બાબતનો આકટ કહેવો. (૨) આ આકટ આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે, અને તે-(અ) બ્રિટિશ હિંદુસ્તાન બાહારની તથા પેલી ગમની કોઇ પણ જગામાંની મલિક મુઆઝમની સધળી દેશી હિંદી પ્રજાને. (બ) હિંદુસ્તાનમાંના કોઇપણ દેશી રાજાના અથવા હાકેમના મુલકમાંની બીજી સધળી બ્રિટિશ પ્રજાને પણ લાગુ પડે છે.

૨—આ આકટમાં "બાર થનારા પદાર્થ" આ સંજ્ઞામાં, કોઇપણ બાર થનારા પદાર્થ તૈયાર કરવા માટેની કોઇપણ વસ્તુનો, તેમજ કોઇ પણ બાર થનારા પદાર્થમાં અથવા તેવા પદાર્થથી કોઇપણ બાર કરવા સારૂ અથવા બાર કરવાના કામમાં મદદ કરવા સારૂ વાપરેલા અથવા વાપરવાનો ઇરાદો હોય એવા અથવા લાયક કરેલા યંત્રનો, સંચાનો, હથીયારના અથવા સામાનના તેમજ એવા કોઇપણ

યંત્રના, સંચાના અથવા હથિયારના કોઇપણ ભાગનો સમાવેશ થાય છે.

૩—જે કોઇ પણ શખસ, ગેરકાયદેસર રીતે તથા દ્વેશભાવથી કોઇપણ બાર થનારા પદાર્થ વડે, જીંદગી જોખમમાં નાંખે એવો અથવા માલમતાને ગંભીર નુકશાન કરે એવો બાર કરશે તેને જીંદગીને અથવા માલમતાને કાંઇપણ ખરેખર નુકશાન થયું હોય કે નહોય તોપણ જીવતા સુધી અથવા તેથી ઓછી મુદત સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે અને તે ઉપરાંત દંડ કરવાનો અધિકાર છે, અથવા વત્તામાં વત્તા દશ વર્ષ સુધીની કેદની શિક્ષા કરવામાં આવશે અને તે ઉપરાંત દંડ કરવાનો પણ અધિકારછે.

૪—જે કોઇ પણ શખસ, ગેરકાયદેસર રીતે અથવા દ્વેશ બુદ્ધિથી (અ) જીંદગી જોખમમાં નાંખે એવા અથવા માલમતાને ગંભીર નુકશાન પહોંચે એવા પ્રકારનો બાર. બ્રિટિશ હિંદુસ્તાનમાં બાર થનારા પદાર્થથી કરવાના ઇરાદાથી કોઇ પણ કૃત્ય કરશે, અથવા બાર થનારા પદાર્થથી કરવાનો સંપ કરશે, અથવા (બ) બ્રિટિશ હિંદુસ્તાનમાં કોઇપણ બાર થનારા પદાર્થથી જીંદગી જોખમમાં નાંખવાના અથવા માલમતાને ગંભીર નુકશાન કરવાના ઇરાદાથી, અથવા બીજો કોઇપણ શખસ તે પદાર્થથી બ્રિટિશ હિંદુસ્તાનમાં જીંદગી જોખમમાં નાંખી શકે અથવા માલમત્તાને ગંભીર નુકશાન કરી શકે એવા ઇરાદાથી તે બાર થનારો પદાર્થ તૈયાર કરશે અથવા પોતાના કબજામાં અથવા નિર્બંધ હેઠળ રાખશે, તેને પછી કોઇપણ બાર થાય અથવા ન થાય તોપણ તથા શરીરને અથવા માલમત્તાને કોઇપણ નુકશાન થયું હોય અથવા નહોય તોપણ વત્તામાંવત્તા વીસવર્શ સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે તથા તે ઉપરાંત દંડ કરવાનો અધિકાર છે, અથવા વતામાંવતી સાત વર્ષની કેદની શિક્ષા કરવામાં આવશે અને તે ઉપરાંત દંડ કરવાનો અધિકાર છે.

૫—જે કોઇપણ શખસ કોઇપણ બાર થનારો પદાર્થ એવા સંજોગો વચ્ચે તૈયાર કરશે અથવા જાણી જોઇને પોતાના કબજામાં અથવા નિર્બંધ હેઠળ રાખશે કે તેથી એવો વાજબી શક આવવાને કારણ મળે કે સદરહુ શખસ તે બારી પદાર્થ તૈયાર કરે છે અથવા પોતાના કબજામાં અથવા નિર્બંધ હેઠળ રાખે છે તે કાયદેસર કારણસારૂ નથી તેને, તે પદાર્થ પોતે કાયદેસર કારણસારૂ તૈયાર કર્યો છે અથવા પોતાના કબજામાં અથવા નિર્બંધ હેઠળ રાખ્યો છે એમ તે સાબિત ન કરે તો, વત્તામાંવત્તા ચૌદ વર્ષ સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે અને તે ઉપરાંત દંડ કરવાનો અધિકાર છે, અથવા વત્તામાંવત્તા પાંચ વર્ષ સુધીની કેદની શિક્ષા કરવામાં આવશે અને તે ઉપરાંત દંડ કરવાનો અધિકાર છે.

૬—જે કોઇ પણ સખસ, પૈસા પુરા પાડીને અથવા પૈસા માટે યાચના કરીને, મકાન પુરૂં પાડીને, સામાન પુરો પાડીને અથવા બીજી કોઇ પણ રીતે, આ આકટ મુજબનો કોઇ પણ ગુન્હો કરાવશે અથવા તે કરવામાં સલાહ આપશે, સહાય કરશે મદદ કરશે, અથવા સામેલ થશે તેને, તે ગુન્હા માટે જે શિક્ષા ઠરાવી છે તેજ શિક્ષા થશે.

૭—કોઇ પણ કોર્ટે, સ્થાનીક સરકારની અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલની સંમતિ વગર, આ આકટ વિરૂદ્ધના કોઇ પણ ગુન્હા બાબત કોઇ પણ શખસનો ઇનસાફ કરવા માંડવો નહિં.

---

## વર્તમાનપત્રોમાં ખુન તથા બીજા ગુન્હાઓ કરવાની ઉશ્કેરણી અટકાવવા બાબતનો આકટ.

### સને ૧૯૦૮ નો આકટ ૭ મો.

વર્તમાનપત્રોમાં ખુન તથા બીજા ગુન્હાઓ કરવાની ઉશ્કેરણી અટકાવવા માટે વધારે બંદોબસ્ત કરવો યોગ્ય છે, વાસ્તે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧—(૧) આ આકટને સને ૧૯૦૮ નો વર્તમાનપત્રોનો ( ગુન્હાઓની ઉશ્કેરણી બાબતનો ) આકટ કહેવો (૨) તે આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

૨—(૧) આ આકટમાં, વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ ન આવતો હોય તો—(અ) "માજીસ્ટ્રેટ" એ શબ્દનો અર્થ જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ એવો થાય છે; (બ) "વર્તમાનપત્ર" એ શબ્દનો અર્થ જેમાં સાર્વજનીક વર્તમાન હોય અથવા સાર્વજનીક

વર્તમાન ઉપર ટીકા હોય એવો કોઇ પણ નિયમીત મુદતે પ્રગટ થતો લેખ એવો થાય છે. (ક) " છાપખાનું " આ શબ્દમાં છાપવાના કારણસાર ઉપયોગ કરેલાં સઘળાં એન્જીનોનો, સાંચાકામનો, બીબાંનો છાપવાની શીલાનો, હથીઆરોનો, વાસણોનો તથા બીજા સઘળા સામાન અથવા સાહિત્યનો સમાવેશ થાય છે. (૨) આ આકટમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, આ આકટમાંના સઘળા શબ્દોનો તથા વાકયોનો અર્થ, સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં તેમનો અનુક્રમે જે અર્થ કર્યો છે તે તે થાય છે એમ સમજવું,

૩—(૧) જે બાબતોમાં સ્થાનિક સરકારના હુકમ ઉપરથી અથવા સ્થાનિક સરકાર તરફથી મળેલા અધિકારની રૂયે, કરેલી અરજી ઉપરથી માજીસ્રેટનો એવો મત થાય કે તે પ્રાંતમાં છાપીને પ્રસિદ્ધ થયેલા અમુક વર્તમાનપત્રોમાં ખુન કરવાની અથવા સને ૧૯૦૮ ના બાર થનારા પદાર્થો બાબતના આકટ મુજબનો કોઇપણ ગુન્હો કરવાની અથવા કોઇપણ જાસ્તી ગુજારવાનું કોઇપણ કૃત્ય કરવાની કોઇ પણ જાતની ઉશ્કેરણી કરેલી છે તે બાબતોમાં એવો માજીસ્રેટ કાચો હુકમ કરીને તેમાં એવું ફરમાવવાને મુખત્યાર છે કે એવું વર્તમાનપત્ર છાપવાના અથવા પ્રસિદ્ધ કરવાના કારણસાર વાપરેલું અથવા વાપરવાનો ઇરાદો હોય એવું, અથવા જયાં એવું વર્તમાનપત્ર છાપ્યું હોય અથવા એવી ફરીયાદનો મજકુર છાપતી વખતે છાપ્યું હતું તે જગામાં અથવા જગાઉપર મળેલું છાપખાનું, અને એવા વર્તમાનપત્રની નકલો જયાં જયાં મળે ત્યાં ત્યાં તે સઘળી મલિક માઆઝમને ગુન્હેગારી દાખલ આપી દેવી અને તેણે એવા હુકમમાં મુખ્ય બાબતો લખીને તે હુકમ પાકો શા વાસ્તે ન કરવો તેનું કારણ બતાવવા સારૂ તે હુકમમાં નીમેલી જગાએ તથા વખતે પોતાની રૂબરૂ હાજર થવાનું સબંધ હોય એવા સઘળા માણસોને ફરમાવવું જોઇયે.

(૨) એવા હુકમની એક નકલ, સને ૧૮૬૭ ના છાપવાના પ્રેસો બાબતના તથા બુકો નોંધવા બાબતના આકટની ૫ મી કલમની રૂયે એવા વર્તમાનપત્રના સબંધમાં કરેલા એકરારમાં લખેલી જગાના અથવા એવું વર્તમાનપત્ર બીજી કે કોઇપણ જગાએ છાપેલું હોય તે જગાના કોઇપણ સહેજ દેખાય એવા ભાગ ઉપર ચોહોડવી જોઇએ, અને એવી નકલ એ પ્રમાણે ચોહાડવામાં આવે એટલે, સબંધ હોય એવા સઘળા શખસો ઉપર સદરહુ હુકમ યોગ્ય રીતે બજાવવામાં આવ્યો છે એમ સમજવું.

(૩) અગત્યને પ્રસંગે, અથવા ઢીલ થવાથી સદરહુ અરજીનો હેતુ પાર નહિ પડવાનો સંભવ હોય ત્યારે, માજીસ્રેટ, પેટા કલમ (૧) મુજબ કાચો હુકમ કરતી વખતે અથવા કર્યા પછી, તે કાચા હુકમમાં લખેલું છાપવાનું અથવા બીજી મિલકત જપ્ત કરવા માટે એક તરફી હુકમ કરવાને પણ મુખત્યાર છે.

(૪ ) સંબંધ હોય એવો કોઈ પણ સખસ હાજર થઇને સદરહુ કાચા હુકમ વિરૂદ્ધ કારણ બતાવે તો, માજીસ્રેટે સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૫૬ મી કલમમાં ઠરાવેલી રીતે પુરાવો લેવો જોઇએ; પછી એવો પુરાવો સદરહુ હુકમના ટેકામાં હોય અથવા તે વિરૂદ્ધ હોય.

(૫) પેટા કલમ ( ૧ ) માં લખેલા પ્રકારનો મજકુર સદરહુ વર્તમાનપત્રમાં છે એવી તે માજીસ્રેટની ખાત્રી થાય તો, તેણે સરકાર દાખલ કરવા સબંધી સદરહુ કાચો હુકમ, જે મિલકત સદરહુ પેટા કલમના ઠરાવ હેઠળ આવી જતી હોય એમ તેને દેખાય તે મીલકતના સબંધમાં પાકો કરવો જોઇએ.

(૬) જો તે માજીસ્રેટની સદરહુ પ્રમાણે ખાત્રી ન થાય તો, તેણે સરકાર દાખલ કરવા સબંધી સદરહુ કાચો હુકમ તથા જપ્તીનો કોઇ પણ હુકમ કર્યો હોય તો તે રદ કરવો જોઇએ,

૪ - [૧] માજીસ્રેટે વારંટ કાઢીને, સબ ઇન્સ્પેકટરના દરજાથી ઓછા દરજાનો ન હોય એવા કોઇ પણ પોલીસ અમલદારને ૩ જી કલમની પેટા કલમ (૩) મુજબ જે કોઇ પણ મિલકત જપ્ત કરવાનો હુકમ કર્યો હોય તે મિલકત પકડીને અટકાવી રાખવાનો અથવા ૩ જી કલમની પેટા કલમ ( ૫ ) મુજબ જે કોઇપણ મિલકત સરકાર દાખલ કરવા બાબત હુકમ કર્યો હોય તે મિલકત જડે તે ઠેકાણેથી પકડી લઇ જવાનો, અને

( અ ) એવા વારંટમાં લખેલું વર્તમાનપત્ર જે કોઇ પણ જગામાં છાપ્યું અથવા પ્રસિદ્ધ કર્યું હોય તે જગામાં અથવા.

( બ ) એવી કોઇ પણ મિલકત જે જગામાં હોય અથવા હોવાનો વાજબી શક હોય તે જગામાં અથવા.

( ક ) એવા વર્તમાનપત્રની કોઇ પણ નકલ જે કોઇ પણ ઠેકાણે વેચવા સારૂ વહેંચવા સારૂ, પ્રકટ કરવા સારૂ અથવા લોકોને જોવા સારૂ રાખી હોય અથવા એવી રીતે રાખ્યાનો વ્યાજબી શક હોય તે જગામાં. પેસીને તે મિલકત માટે તે જગાની ઝડતી લેવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

(૨) પેટા કલમ (૧) ની રૂએ કાઢેલું દરેક વારંટ, ઝડતી લેવાના કામ સાથે તેનો સબંધ હશે તેટલે સુધી સને ૧૮૯૪ ના ફોજદારી કામ ચલાલવાની રીત બાબતના કાયદામાં ઝડતી લેવાના વારંટ બજાવવા બાબત જે રીત ઠરાવી છે તે રીતે બજાવવું જોઇએ.

૫—જે કોઇ પણ શખસે હાજર થઇને સરકાર દાખલ કરવા માટેના કાચા હુકમ સામે કારણ બતાવ્યું હશે તેને એવો હુકમ પાકો કર્યાની તારીખથી પંદર દીવસની અંદર હાઇકોર્ટને અપીલ કરવાનો અધિકાર છે.

૬—પાંચમી કલમમાં ઠરાવ્યું છે તેટલું બાદ કરીને, ૩ જી કલમની રૂએ માજીસ્ટ્રેટે યોગ્ય રીતે કરેલા કોઇ પણ હુકમ બાબત કોઈ પણ કોર્ટમાં તકરાર ચાલશે નહિ.

૭—સરકાર દાખલ કરવા બાબતનો કોઈ પણ હુકમ કોઇ પણ વર્તમાનપત્રના સબંધમાં પાકો કરવામાં આવ્યો હશે ત્યારે, સ્થાનિક સરકાર, સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સને ૧૮૬૭ ના છાપવાના પ્રેસો બાબતના તથા બુકો નોંધવા બાબતના આકટની રૂએ એવું વર્તમાનપત્ર છાપનારે અથવા પ્રસિદ્ધ કરનારે કરેલો કોઇપણ એકરાર રદ કરવાને મુખત્યાર છે, અને એવા જાહેરનામાં મારફત સદરહુ વર્તમાનપત્રના સબંધમાં અથવા જે કોઇ પણ વર્તમાનપત્ર વસ્તુતઃ સદરહુ વર્તમાનપત્રના જેવુંજ હશે તે વર્તમાનપત્રના સબંધમાં સદરહુ આકટની રૂએ વળી બીજો કોઇપણ એકરાર કરવાનો અથવા તેના ઉપર સહી કરવાનો મનાઇનો હુકમ રદ કરવામાં આવે ત્યાં સુધી તેમ કરવાની મનાઇ કરવાને મુખત્યાર છે.

૮—જે કોઈ પણ શખસ ૭ મી કલમની રૂએ જાહેર કરેલા કોઇ પણ મનાઇના હુકમમાં લખેલું કોઇ પણ વર્તમાનપત્ર તે મનાઇનો હુકમ ચાલુ હોય તે મુદતમાં છાપશે અથવા પ્રસિદ્ધ કરશે, તેના ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયેથી તે સને ૧૮૬૭ ના છાપવાના પ્રેસો બાબતના તથા બુકો નોંધવા બાબતના આકટની ૧૫ મી કલમમાં લખેલી શિક્ષાને પાત્ર થશે.

૯—આ આકટ મુજબ ચલાવવાનું સઘળું કામ બનતા સુધી સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ પ્રમાણે ચલાવવું જોઇએ.

૧૦—આ આકટ મુજબ કોઇ પણ કામ ચલાવ્યું હોય તેને લીધે જે કંઇ પણ કૃત્ય કર્યાથી બીજા કાયદા પ્રમાણે ગુન્હો થતો હોય તેવા કૃત્ય બાબત કોઇ પણ શખસ ઉપર ફોજદારીમાં કામ ચલાવવાની મનાઇ છે એમ સમજવું નહીં.

---

## કેટલાક ગુન્હાઓનો વધારે જલદીથી ઇન્સાફ થઇ શકે તેટલા સારૂ તથા જાહેર સુલેહને હાનિકારક મંડળીઓનો અટકાવ કરવા સારૂ તજવીજ કરવા બાબતનો આકટ.

### સને ૧૯૦૮ નો આકટ ૧૪ મો.

૧—(૧) આ આકટને સન ૧૯૦૮ નો હિંદુસ્તાનનો ગુન્હા બાબતનો કાયદો સુધારવા બાબતનો આકટ કહેવો. (૨) તે બંગાળા, પુર્વ બંગાળા તથા આસામ પ્રાંતોને લાગુ છે; પણ ગવર્નર જનરલ ઇનકૌંસિલ, કોઇ પણ વખતે ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું છપાવીને તે આખો અથવા તેનો કોઇ પણ ભાગ બીજા કોઇ પણ પ્રાંતને લાગુ કરવાને મુખત્યાર છે.

### વિશેષ કામ ચલાવવાની રીત.

૨—(૧) જ્યારે પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલા કોઇપણ ગુન્હાનો ઇનસાફ કરવાનું કામ માજીસ્ટ્રેટે

શરૂ કર્યું હોય, અને ગવર્નર જનરલ ઇન કૌન્સિલને અથવા સ્થાનીક સરકારને એમ જણાય કે સુલેહ તથા સારા બંદોબસ્ત સારૂ એવા ગુન્હાના સબંધમાં ચલાવેલા કામને આ ભાગના ઠરાવ લાગુ કરવા જોઈએ, ત્યારે ગવર્નર જનરલ ઇન કૌંસિલ અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઇને સ્થાનીક સરકાર તેવી મતલબનો લેખી હુકમ કરવાને, તથા તે હુકમમાં સદરહુ ચલાવેલા કામને આ ભાગના ઠરાવ લાગુ છે એમ ફરમાવવાને મુખત્યાર છે.

(૨) જે કોઇ પણ કામના સબંધમાં સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂએ હાઇ કોર્ટમાં અથવા સેશન કોર્ટમાં કમિટ કરવાનો હુકમ થયો હોય તે કામમાં પેટા કલમ (૧) ની રૂયે કોઇ પણ હુકમ કરવા નહીં; પણ ઉપર જણાવેલા પ્રસંગ શિવાય, આ આકટ શરૂ થતા પહેલાં અથવા શરૂ થયા પછી, અથવા કલમ ૧ ની રૂયે આ ભાગ જે પ્રાંતને લાગુ કર્યો હોય તે પ્રાંતના સબંધમાં, તે સદરહુ પ્રમાણે લાગુ કરતા પહેલાં અથવા લાગુ કર્યા પછી, કોઇ પણ ગુન્હો કર્યો હોય તેના સબંધમાં હુકમ કરવાનો અધિકાર છે.

૩—(૧) કલમ ૨ ની રૂયે હુકમ મળ્યા પછી જે માજીસ્ટ્રેટે ગુન્હાનો ઇનસાફ કરવાનું શરૂ કર્યું હોય અથવા જે કોઇ પણ બીજા માજીસ્ટ્રેટને તે મુકદમો મોકલ્યો હોય તેણે, ફરીયાદી તરફથી આપવામાં આવેલો પુરાવો પરિશિષ્ટમાં જણાવેલા એકાદ ગુન્હાને સારૂ તોહમતદારનો ઇનસાફ કરવાનું કામ ચલાવવાને પુરતો છે કે કેમ તે બાબતની ચોકસી કરવા માંડવી જોઇએ; તથા તે કારણસર ફરીયાદી તરફથી હાજર કરવામાં આવે તે સઘળા શખસોની સોગન આપીને લીધેલી જુબાની લખી લેવી જોઇએ તથા તોહમતદાર કોઇ પણ મજકુર પોતાની ખુશીથી લખાવે તો તે લખી લેવાનો તેને અધિકાર છે.

(૨) જયારે આ આકટની રૂએ ચલાવવાનું કામ શરૂ કરતા પહેલાં, તે કામ જે ગુન્હાના સબંધમાં હોય તેજ ગુન્હાની ચોકશી દરમીયાન એકાદ સાક્ષીની જુબાની સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે લખી લીધી હોય, ત્યારે તે જુબાનીનો ઉપયોગ, પેટા કલમ ( ૧ ) ની રૂએ તે લીધી હોય તે પ્રમાણે આ આકટના કારણ સારૂ કરવાનો અધિકાર છે.

૪—કલમ ૩, પેટા કલમ (૧) ની રૂયે ચોકશી કરવામાં આવે તે વખતે, તોહમતદારને હાજર રહેવાનું માજીસ્ટ્રેટે ફરમાવ્યું હોય તે શિવાય, તે તોહમતદારને હાજર રહેવા દેવામાં આવશે નહીં, તેમજ એવી રીતની ચોકશી દરમીયાન તેની તરફથી વકીલને હાજર રહેવા દેવામાં આવશે નહીં, તથા માજીસ્ટ્રેટ તે ચોકશી કરતો હોય તે વખતે તેની કોર્ટમાં આવવાનો કોઇ પણ માણસને હક મળશે નહીં.

૫—કલમ ૩ માં જણાવેલો પુરાવો લેવામાં આવે પછી, માજીસ્ટ્રેટે પરિશિષ્ટમાં જણાવેલા ગુન્હાને સારૂ તોહમતદારનો ઇનસાફ કરવા માટે તે પુરાવો પુરતો નથી એમ તેને જણાય તો, કારણો લખી રાખીને તોહમતદારને છોડી મુકવો; પણ જો તે માજીસ્ટ્રેટને એમ જણાય કે તોહમતદારના બીજા કોઇ પણ ગુન્હાને સારૂ સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે ઇનસાફ કરવો જોઇએ, અથવા તેનો ઇનસાફ થવા સારૂ તેને કમીટ કરવો જોઇએ તો તે માજીસ્ટ્રેટે તે પ્રમાણે આગળ કામ ચલાવવું.

૬—જયારે સદરહુ પ્રકારનો પુરાવો લેવામાં આવ્યા પછી, માજીસ્ટ્રેટની ખાત્રી થાય કે તે પુરાવો પરિશિષ્ટમાં જણાવેલા એકાદ ગુન્હા સારૂ તે તોહમતદારનો ઇન્સાફ કરવાનું કામ ચલાવવા માટે પુરતો છે, ત્યારે, તેણે (અ) પોતાની સહી સાથનું તોહોમતનામું તૈયાર કરવું અને તેમાં તોહમતદારના ઉપર કયા ગુન્હાનું તોહમત મુકવામાં આવ્યું છે તે લખવું; (બ) હુકમ કાઢીને, તોહમતદારને ઇનસાફ થવા સારૂ હાઇકોર્ટમાં મોકલવાનું ફરમાવવું. (ક) તોહમતદારને તે હુકમની તથા તોહમતનામાની તથા ૩ જી કલમની રૂયે લીધેલા પુરાવાની એક નકલ પુરી પાડવાની તજવીજ કરવી.

૭—કલમ ૬ ની રૂયે કોઇપણ તોહમતનામું તૈયાર કરતી વખતે માજીસ્ટ્રેટને પરિશિષ્ટમાં જણાવ્યો નહીં હોય એવા કોઇપણ ગુન્હાને સારૂ પણ તોહમતનામું તૈયાર કરવાનો અધિકાર છે તથા તે તોહમતદારના ઉપર તે ગુન્હાનું તોહમત તેજ ઇનસાફની વખતે મુકવાનો અધિકાર છે, અને એવા કોઇપણ તોહમતને આ આકટની કામ ચલાવવાની રીત લાગુ પડશે.

૮—ઇનસાફ કરવા સારૂ કલમ ૬ ની રૂયે હુકમ કરવામાં આવે ત્યારે, માજીસ્ટ્રેટે તે હુકમ તોહ-

મતનામા સાથે તથા ચોકસીના કાગળો તથા પુરાવામાં બીજું જે કાંઇ દાખલ કરવાનું હોય તે સાથે ક્લાર્ક ઓફ ધી કાઉનને અથવા હાઇકોર્ટ આ કામ સારૂ જે બીજો અમલદાર નીમે તેને મોકલવો જોઇએ.

૯—(૧) માજીસ્ત્રેટને વાજબી જણાય તો તેને, ઇનસાફના હુકમ પછી તથા ઇનસાફ શરૂ થાય તે પહેલાં વધારાના સાક્ષિઓને સમનથી બોલાવીને તેની જુબાની લેવાનો અધિકાર છે.

(૨) જ્યારે માજીસ્ત્રેટ પેટા કલમ (૧) ની રૂયે સાક્ષીઓની જુબાની લે ત્યારે તેણે એવા સાક્ષીઓની જુબાનીની એક નકલ તોહમતદારને તાબડતોબ આપવી જોઇયે.

૧૦—તોહમતદારને, તેના ઇનસાફ થવાની પહેલાં કોઇપણ વખતે ક્લાર્ક ઓફ ધી કાઉનને અથવા ઉપર જણાવેલા બીજા અમલદારને, જે શખસોને પોતાના ઇનસાફની વખતે સાક્ષિ આપવાને બોલાવવા માંગતો હોય તેમની યાદી આપવાનો અધિકાર છે.

૧૧—(૧) આ આક્ટની રૂયે હાઇકોર્ટમાં ઇનસાફ થવા સારૂ મોકલેલા સઘળા શખ્સોનો ઇનસાફ તે કોર્ટના ત્રણ જડજોની સ્પેશિયલ બેંચે કરવો જોઇયે.

(૨) સ્પેશિયલ બેન્ચ આગળ કોઇપણ ઇન્સાફ જ્યુરીથી કરવામાં આવશે નહીં.

(૩) સ્પેશિયલ બેન્ચના જડજો વચ્ચે મતભેદ પડે તો તે જડજોના બહુમત મુજબ નિકાલ થશે.

૧૨—આ આક્ટની રૂયે કામ ચાલતું હોય ત્યારે જે કોઇપણ માણસને પાછો પેહેરામાં સોંપ્યો હોય, તેને, તેના ગુન્હાને સારૂ વધારે ચોકસી કરવાનાં પુરતાં કારણો જણાય તો, સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૯૬ મી કલમના ઠરાવોની રૂયે જામીન ઉપર છોડવામાં આવશે નહીં.

૧૩—સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના કાયદાની ૩૩ મી કલમમાં ગમે તેમ ઠરાવ્યું હોય તોપણ, આ ભાગ પ્રમાણે ચલાવેલા કામમાં માજીસ્ત્રેટે કોઇપણ સાક્ષિની લીધેલી જુબાની તે સાક્ષિ મરણ પામે અથવા તેને હાજર કરવામાં નહીં આવે તો, અને તોહોમતદારના ફાયદા સારૂ તેનું મોત નીપજાવવામાં આવ્યું છે અથવા તેને ગેરહાજર રાખવામાં આવ્યો છે એમ હાઇકોર્ટને માનવાનું કારણ હોય તો, હાઇકોર્ટ આગળ પુરાવા તરીકે ગણવામાં આવશે.

૧૪—(૧) સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચાલવવાની રીત બાબતના કાયદાના ઠરાવ, આ ભાગની રૂએ ચલાવેલા કામને, આ ભાગમાં ઠરાવેલી કામ ચલાવવાની વિશેષ રીતથી વિરૂદ્ધ હોય એટલે સુધી લાગુ પડશે નહીં.

(૨) કલમ ૧૧ ની રૂયે ઇન્સાફ કરતી વખતે, સ્પેશિયલ બેન્ચે સદરહુ કાયદાના ૨૩ મા બાબના ઠરાવ, હાઇકોર્ટની આગળ જ્યુરી વગર ઇનસાફ કરવા માટે તે ઠરાવમાં જે ફેરફાર જરૂરના જણાય તે ફેરફાર કરીને લાગુ કરવી.

## કાયદા વિરૂદ્ધ મંડળી.

૧૫—આ ભાગમાં—

(૧) મંડળીનો અર્થ માણસોનો જમાવ અથવા સમુહ, પછી તે કોઇ ચોકસ નામથી ઓળખાતો હોય કે ન હોય; તથા.

(૨) "કાયદા વિરૂદ્ધ મંડળી" નો અર્થ—(અ) જબરજસ્તીના અથવા ભય પેદા કરનારાં કામો કરવા સારૂ માણસોને ઉત્તેજન આપતી હોય અથવા મદદ કરતી હોય એવી અથવા તેવા સભાસદો એવા કામો હંમેશ કરતા હોય એવી મંડળી, અથવા (બ) જે મંડળી, આ આક્ટની રૂએ આપેલા અધિકાર ઉપરથી ગવર્નર જનરલ ઇન કોંસિલે કાયદા વિરૂદ્ધ ઠરાવી હોય તે મંડળી એવો થાય છે એમ સમજવું.

૧૬—જો ગવર્નર જનરલ ઇનકોંસિલનો એવો અભિપ્રાય હોય કે અમુક મંડળી કાયદાનો અમલ બજાવવાના અથવા કાયદાના તથા બંદોબસ્ત રાખવાના કામને આડે આવે છે અથવા તેવો તેનો ઉદ્દેશ છે અથવા તેનાથી જાહેર સુલેહને હાની પહોંચે તેમ છે તો, ગવર્નર જનરલ ઇનકોંસિલને સરકારી ગેઝિટમાં જાહેરનામું છપાવીને તે મંડળીને કાયદા વિરૂદ્ધ ઠરાવવાનો અધિકાર છે.

૧૭—(૧) જે કોઇ માણસ કોઇ પણ કાયદાવિરૂદ્ધ મંડળીનો સભાસદ હોય અથવા એવી કોઇ પણ મંડળીની મીટીંગોમાં ભાગ લેતો હોય અથવા એવી કોઇપણ મંડળીસારૂ કાંઇ વર્ગેણી ભરતો હોય

અથવા લેતો હોય અથવા માંગતો હોય અથવા એવી કોઇપણ મંડળીના કામમાં કોઇપણ રીતે મદદ કરતો હોય તેને વધારેમાં વધારે છ મહિના સુધીની કેદની શિક્ષા અથવા દંડ અથવા એ બંને શિક્ષા કરવામાં આવશે.

(૨) જે કોઇ માણસ કાયદા વિરૂદ્ધ મંડળીની વ્યવસ્થા કરતો હોય અથવા તેની વ્યવસ્થા કરવામાં મદદ કરતો હોય અથવા એવી કોઇ મંડળીના કોઇ સભાસદોની તેવા સભાસદો તરીકે સભા ભરાવતો હોય અથવા ભરાવવાના કામમાં મદદ કરતો હોય તેને વધારેમાં વધારે ત્રણ વર્ષની મુદતની શિક્ષા અથવા દંડ અથવા એ બંને શિક્ષા કરવામાં આવશે.

૧૮—કોઇ પણ મંડળી બંધ પડયાનું કંઇ રીતસરનું કામ માત્ર કર્યાથી અથવા તેનું નામ બદલવાથી તે મંડળી બંધ પડી એમ સમજવામાં આવશે નહીં. પણ જ્યાં સુધી તેવી મંડળીના હેતુ પાર પાડવા સારૂ તે મંડળીના કોઇ પણ સભાસદોની વચ્ચે વસ્તુતઃ સંબંધ ચાલુ હશે ત્યાં સુધી તે મંડળી ચાલુ છે એમ સમજવામાં આવશે.

---

## પરિશિષ્ટ-( કલમ ૩ જુઓ ).

૧--હિંદુસ્તાનના ફોજદારી કાયદાની નીચે લખેલી કલમો હેઠળનો કોઇપણ ગુન્હો એટલે કેઃ—બાબ ૬. કલમો ૧૨૧, ૧૨૧ અ, ૧૨૨, ૧૨૩ તથા ૧૨૪, બાબ ૭, કલમો ૧૩૧ તથા ૧૫૨. બાબ ૮. કલમ ૧૪૮. બાબ ૧૬. કલમો ૩૦૨, ૩૦૪; ૩૦૭, ૩૦૮, ૩૨૬, ૩૨૭, ૩૨૯, ૩૩૧, ૩૩૩, ૩૬૩, ૩૬૪, ૩૬૫, તથા ૩૬૮. બાબ ૧૭. કલમો ૩૮૫, ૩૮૬, ૩૮૭, ૩૯૨, ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૦, ૪૦૧, ૪૦૨, ૪૩૧, ૪૩૫, ૪૩૬, ૪૩૭, ૪૩૮, ૪૪૦, ૪૫૪, ૪૫૫, ૪૫૭, ૪૫૮, ૪૫૯, તથા ૪૬૦. બાબ ૨૨, કલમ ૫૦૬, ૨.—સને ૧૯૦૮ ના બારી પદાર્થો બાબતના આક્ટ હેઠળનો કોઇપણ ગુન્હો; તથા ૩--સદરહુ ગુન્હાઓમાંનો કોઇપણ ગુન્હો કરવાની કોશીષ કરવી અથવા તે કરવાના કામમાં મદદ કરવી.

---

## મુંબઇનો જુગાર રમવાની મના કરવા બાબતનો આંકટ.

### મુંબઇનો ૧૮૮૭ નો આકટ ૪ થો સુધારા વધારા સાથે.

જે અર્થે મુંબઇ ઇલાકામાં જુગાર રમવાની મના કરવા બાબતનો કાયદો એકત્ર કરી સુધારવો યોગ્ય છે તે અર્થે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છેઃ—

૧—આ આકટને સને ૧૮૮૭ નો મુંબઇનો જુગાર રમવાની મના કરવા બાબતનો આકટ કહેવો. તે મુંબઇ શહેરને, સાષ્ટીના ટાપુને, તથા સદરહુ શહેર તથા ટાપુ બહારના રેલવે સ્ટેશનના સઘળા ઘરોને તથા સદરહુ પ્રકારના સ્ટેશનનાં ઘરોના કોઇપણ ભાગમાં ત્રણ માઇલ કરતાં વધારે છેટે નહિ હશે એવી સઘળી જગાઓને લાગુ છે, અને મુંબઇ ઈલાકામાંની કોઇ પણ સ્થાનીક હદને સદરહુ આકટના સઘળા અથવા કોઇપણ ઠરાવો મુંબઇ સરકારી ગેઝીટમાં એકાદો હુકમ પ્રસિદ્ધ કરીને વખતે વખતે લાગુ પાડવાનો ગવરનર ઇનકાઉનસીલને અખત્યાર છે.

ઉપર કહ્યા પ્રમાણે એકાદો હુકમ પ્રસિદ્ધ કરીને ગવરનર ઇનકાંઉનસીલને આ કલમની રૂયે પોતે કરેલો કોઇપણ હુકમ વખતે વખતે રદ કરવા અથવા ફેરવવાનો અધીકાર છે,

૨. પરીશીષ્ઠમાં કહેલા કાયદા તેજ પરીશીષ્ઠના ત્રીજા આસનમાં નિર્દીષ્ટ કરવામાં આવ્યા છે તેટલે સુધી રદ કર્યા છે. "જુગાર રમવો" એ સંજ્ઞા જ્યારે જ્યારે આવતી હોય ત્યારે તેમાં સટો કરવો એ શબ્દનો સમાવેશ થાય છે. "જુગાર રમવાનાં સાધનો" એ સંજ્ઞામાં જુગાર રમવાના વિષય અથવા સાહિત્ય તરીકે વપરાતી કોઇ પણ વસ્તુનો સમાવેશ થાય છે.

૩. જે કોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો જે માણસ ધણી હોય અથવા જે તેનો વહીવટ કરતો હોય અથવા જે તે વાપરતો હોય અથવા જેણે તે રાખી હોય તે માણસના ફાયદા સારૂ અ·

થવા નફા સારૂ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર રમવાનાં પાનાં અથવા પાસા અથવા મેજો અથવા બીજા સાધનો રાખ્યાં હોય, અથવા જુગાર રમવાનાં પાનાં અથવા પાસા અથવા મેજો અથવા બીજા સાધનો વપરાતાં હોય, અને તે ઘર અથવા ઓરડી અથવા જગા એનો અર્થ, "જુગારનો અખાડો" એ શબ્દનો આ આકટમાં થાય છે એમ સમજવું; પછી તે ફાયદો અથવા નફો તેને તે જુગારનાં સાધનો અથવા ઘર અથવા ઓરડી અથવા જગા વાપરવા બાબત ભાડાના દાખલ મળતો હોય કે બીજી રીતે મળતો હોય તે વાતની ચીંતા નથી.

૪. (અ) કોઇપણ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી, અથવા તેનો વહીવટ કરનારો, અથવા તે વાપરનારો, જુગારના અખાડાના કામ સારૂ તે કહાડશે અથવા રાખશે, અથવા વાપરશે તેને, (બ) સદરહુ પ્રકારનાં હરકોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો ધણી અથવા તેનો વહિવટ કરનારો ઉપર કહેલા કારણ સારૂ બીજા કોઈ માણસને તે ઘર અથવા ઓરડી અથવા જગા જાણી બુઝીને અથવા જાણી જોઇને કહાડવા દેશે, અથવા તેનો વહિવટ કરવા દેશે અથવા તે રાખવા દેશે અથવા તેનો ઉપયોગ કરવા દેશે તેને, (ક) સદરહુ કારણ સારૂ કહાડેલાં, વહીવટમાં લીધેલા, રાખેલા અથવા ઉપયોગમાં લીધેલા સદરહુ પ્રકારના હરકોઇ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારના કામની સંભાળ અથવા વ્યવસ્થા જે રાખતો હશે અથવા તે કામ ચલાવવામાં કોઇ રીતે જે મદદ કરતો હશે તેને, (ડ) સદરહુ પ્રકારના હરકોઇ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં આવજાવ કરનાર માણસો સાથે જુગાર રમવા સારૂ પૈસા જે માણસ ધીરશે અથવા પુરા પાડશે તેને, પાંચસેં રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અથવા ત્રણ મહિના સુધીની કેદની શિક્ષા થશે.

૫. પાને અથવા પાસે અથવા ઓંદે અથવા જુગાર રમવાના બીજે સાધને કોઇ પણ જુગારના અખાડામાં કોઇ માણસ રમતાં અથવા જુગાર રમતાં પકડાશે, અથવા કાંઇપણ પૈસા સારૂ અથવા સરત સારૂ અથવા વળતી સારૂ અથવા બીજી રીતે જુગાર રમવા સારૂ ત્યાંહાં હાજર હોઇને પકડાશે તો તેને બસે રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે અથવા એક મહીના સુધીની કેદની શિક્ષા થશે. કોઇ પણ જુગારના અખાડામાં જુગાર અથવા દાવ ચાલતો હશે તે વખતે ત્યાંહાં કોઇ પણ માણસ પકડાશે તો, વિરૂદ્ધ સાબીતી થાય ત્યાંહાં સુધી તે જુગાર રમવા સારૂ ગયો હતો એવું અનુમાન કરવામાં આવશે.

૬. મુંબાઇ શહેરમાં પોલીસ કમીશનરની આગળ અને બીજી જગાએ કોઇ પણ ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટની આગળ અથવા જીલ્લાના પોલીસ સુપરિન્ટેન્ડેન્ટની આગળ અથવા જે આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટને આ અર્થે સરકારથી અધિકાર મળ્યો હોય તે આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટની આગળ ફલાણું ઘર અથવા ઓરડી અથવા જગા જુગારના અખાડા સારૂ વાપરવામાં આવે છે એવું માનવાનો સબબ છે એ રીતે કસમ ઉપર ફરીયાદ થયા ઉપરથી જે ચોકસી કરવાની જરૂર હોય તે ચોકસી કર્યા પછી તેવો શક આણવાનો વ્યાજબી સબબ છે એવી તે પોલીસ કમીશનરની અથવા માજીસ્ટ્રેટની અથવા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની અથવા આસિસ્ટંટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની ખાત્રી થયા પછી હર કોઇ ઇન્સ્પેકટરને અથવા ચીફ કાનસ્ટેબલથી ઉતરતો દરજ્જો જેનો ન હોય એવા પોલીસના બીજા વડા અમલદારને પોતાની નજરમાં આવશે ત્યારે પોતાની સહીનું વિશેષ વારંટ આપીને નીચે લખ્યા પ્રમાણે એટલે (અ) સદરહુ પ્રકારના કોઇ પણ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જરૂર પડે તેટલા માણસોની મદદ લઇને રાત્રે અથવા દહાડે અને જરૂર હોય તો જબરદસ્તીથી પેસવાનો, અને (બ) ત્યાંહાં જે માણસો મળે તે, તે વખતે ખરેખર જુગાર રમતાં હોય કે નહીં હોય તોપણ તે સર્વને કેદ કરીને કોઇ માજીસ્ટ્રેટની આગળ લઇ જવાનો, અને (ક જે જુગાર રમવાનાં સાધનો, તથા પૈસા, તથા પૈસા બાબતનાં કારણ, તથા કીમતી જણશો ત્યાંહાં જડે અને જેમનો જુગાર રમવા સારૂ ઉપયોગ કર્યો છે એવો અથવા તેવો ઉપયોગ કરવાનો ઇરાદો હતો એવો સંશય લાવવાનું વાજબી કારણ હોય તે સર્વે પકડવાનો અને (ડ) પોતે જે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં સદરહુ પ્રમાણે પેઠો હોય તેમાં જુગાર રમવાનાં સાધનો સંતાડયાં છે એવું માનવાનો સબબ હોય ત્યારે તે ઘરના અથવા ઓરડીના અથવા જગાના સઘળા ભાગોનો તથા તેમાં સદરહુ મુજબ પકડેલાં અથવા કેદ કરેલાં માણસોનો ઝડો લેવાનો અને સદરહુ પ્રકારનો ઝાડો લેતાં જુગાર

રમવાનાં સાધનો જડે તે સર્વે પકડીને કબજામાં લેવાનો, અખત્યાર આપવાને સદરહુ કમીશનર અથવા માજીસ્ત્રેટ અથવા આસીસ્ટંટ પોલીસ સુપરીન્ટેડેંટ મુખત્યાર છે,

૭. છેલી કલમના ઠરાવોની રૂએ વારંટ આપ્યું હોય તે ઉપરથી જે કોઇ પણ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પ્રવેશ કર્યો હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં અથવા તેમાં જે માણસો પકડાયા હોય તેમાંના કોઇ પણ પાસે કુશળતાની રમત વગરની બીજી કોઇ પણ રમતમાં વપરાતાં હોય તેવાં કોઇ પણ પાનાં અથવા પાસા અથવા જુગાર રમવાનો મેજ અથવા બોંદ અથવા પટ અથવા પાટીયું અથવા જુગાર રમવાનાં બીજા સાધનો જડે, ત્યારે માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર અથવા તે બંનેમાંના કોઇએ પણ આપેલી સતાની રૂએ વરતનારા કોઇ પણ માણસના દેખતાં ખરેખાત દાવ ચાલ્યો નહી હોય, તોપણ ઉલટું સાબીત નહીં થાય ત્યાં સુધી તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે, અને તેમાં પકડાયલા માણસો જુગાર રમવા સારૂ હાજર હતા એવો પુરાવો થાય છે એવું સમજવું.

૮. જુગારનો અખાડો કહાડવાનો, રાખવાનો અથવા વાપરવાનો ગુન્હો અથવા તેમાં રમવાનો અથવા જુગાર રમવાનો ગુન્હો અથવા રમવા સારૂ તેમાં હાજર રેહેવાનો ગુન્હો કોઇ માણસ ઉપર સાબીત થાય એટલે તે ઘરમાં અથવા તે ઘરમાં જે માણસો પકડાયા હોય તેઓની પાસે જુગાર રમવાનાં સાધનો જડ્યાં હોય તે સર્વનો તાબડતોબ નાશ કરી નાંખવાનો હુકમ કરવાનો અધીકાર ગુન્હો સાબીત કરનારા માજીસ્ત્રેટને છે. અને વળી જુગાર રમવાનાં સાધન ન હોય તેવાં પકડેલા પૈસા બાબતનાં તારણ બધા અથવા તેમાંનાં કોઇ પણ તથા પકડેલી બીજી જણસો બધી અથવા તેમાંની કોઇ પણ વેચવી અને તેમાંથી ઉપજેલાં નાણાં, તેમાં પકડેલા સઘળા પૈસા સુદ્ધાંત સરકાર દાખલ કરવા એવો હુકમ કરવાનો સદરહુ માજીસ્ત્રેટને અધીકાર છે; અથવા, તેની નજરમાં આવે તો સદરહુ પ્રકારના ઉપજેલાં નાણાંનો તથા બીજા પઇસામાંનો કોઇ પણ ભાગ તે ઉપર જે માણસનો હક જણાતો હોય તે માણસને આપવાનો હુકમ કરવાનો તેને અધિકાર છે.

૯ ૪ થી અને પાંચમી કલમોના ઠરાવોમાં કોઇ પણ ઠરાવની વીરૂદ્ધ કોઇપણ ગુન્હો કોઇ માણસ ઉપર ઠરાવવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે સાબીતી કરવાની જરૂર નથી; એટલે ગમે તે દાવ રમતાં કોઇ પણ માણસ પકડાય તે પૈસા સારૂ અથવા સરત સારૂ અથવા વળતી સારૂ રમતો હતો એવું સાબીત કરવાની જરૂર નથી.

૧૦ આ આકટ વીરૂદ્ધ જુગાર રમવામાં જે માણસ સામેલ હોય તેની જુબાની સદરહુ પ્રમાણે જુગાર રમવા બાબત સાહેદની જુબાની પ્રમાણે માજીસ્ત્રેટ જુગારના અખાડાના ધણીની ઉપરનાં અથવા તેના વહીવટદારની ઉપરનાં અથવા તે જુગારના અખાડાની સંભાળ અથવા વ્યવસ્થા જે રાખતો હોય તેની ઉપરનાં તોહોમતનો ઇનસાફ કરતી વખતે લેશે, અથવા માજીસ્ત્રેટની રૂબરૂ લેવામાં આવશે; અને જુબાની આપતી વખતે તેને જે વાત પુછે તે સઘળી વાત તે માણસ પોતાની માહીતગારી પ્રમાણે ખરેખરી અને જેવી હકીકત બની હોય તેવી જાહેર કરશે અને તે ઉપરથી તેને માજીસ્ત્રેટની પાસેથી તે વાત જાહેર કર્યા બાબતનો લખેલો દાખલો મળશે તો તે માણસે તે વખત પહેલાં તે જુગાર સબંધી જે કંઇ કર્યું હશે તે બાબત તેની ઉપર આ આકટ ઉપરથી કંઇ ફરીયાદ ચાલશે નહીં.

૧૧ ૪ થી અથવા ૫ મી કલમ પ્રમાણે જે દંડ વસુલ થાય તેના ચતુરથાઉંસ સુધી તેનો ગમે તે ભાગ અથવા ૮ મી કલમની રૂયે પકડેલી જણસોનાં જે ઉપજેલાં નાણાં, અથવા પકડેલા પઇસા સરકાર દાખલ થવાનો કોઇ પણ ભાગ, ખબર આપનારને આપવાનો હુકમ કરવાનો અખત્યાર સદરહુ ૪ થી અને ૫ મી કલમના ઠરાવ પ્રમાણે હરકોઇ મુકદમાનો ઇનસાફ કરનારા માજીસ્ત્રેટને છે.

૧૨. પોલીસ અમલદારને નીચે પ્રમાણે કરવાનો અધીકાર છે; એટલે;

(અ) હરકોઇ રાજમારગમાં અથવા જગામાં અથવા રાહદારીનાં ઠેકાણામાં કોઇ પણ માણસ કુશળતાની રમત વગરની બીજી કોઇ પણ રમતમાં વપરાતાં હોય તેવે પાને અથવા પાસે અથવા બોંદે અથવા જુગાર રમવાનાં બીજા સાધને પૈસા સારૂ અથવા બીજી કીમતદાર વસ્તુ સારૂ જુગાર

રમતા પકડાશે તેને; (બ) સદરહુ પ્રમાણે પક્ષીઓ તથા જનાવરો પ્રસીદ્ધપણે લડાવવામાં કોઇ પણ માણસ હાજર રહીને મદદ અથવા સહાય કરતા પકડાશે તેને; વારંટ વગર પકડવાનો અખીકાર છે. ગુન્હો સાબીત થયે સદરહુ પ્રકારના કોઇ પણ માણસને ૫૦ રૂપિયા સુધીના દંડની શીક્ષા થશે. અથવા એક મહિના સુધીની કેદની શીક્ષા થશે અને સદરહુ પ્રકારના રાજમારગમાં અથવા રાહદારીનાં ઠેકાણામાં અથવા જે માણસને સદરહુ પ્રકારનો પોલીસ અમલદાર પકડશે તેની પાસે જે પક્ષીઓ તથા જનાવરો તથા જુગાર રમવાના સાધનો જડશે તે સઘળા પકડવાને તે અમલદાર મુખત્યાર છે. અને ગુન્હેગારની ઉપર ગુન્હો સાબીત થાય એટલે તે સાધનોનો તાબડતોબ નાશ કરવાનો તથા સદરહુ પક્ષીઓ તથા જનાવરોને વેચી-ને તેનાં ઉપજેલાં નાણાં સરકાર દાખલ કરવાનો હુકમ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧૩. હરકોઇ જગાએ ફક્ત કુશળતાનીજ રમત રમાતી હોય તેને આ આકટનો કોઇ ઠાવ લાગુ છે એમ સમજવું નહીં.

---

## ફટકા મારવાની શિક્ષા કરવા બાબતનો કાયદો.

### ( હીંદુસ્તાનનો સને ૧૯૦૯ નો આકટ ૪ થો ).

જે અર્થે ફટકા મારવા બાબતનો કાયદો એકત્ર કરીને સુધારવો યોગ્ય છે, તે અર્થે આ ઉપ-રથી હેઠળ લખ્યા પ્રમાણે કાયદો કરવામાં આવે છે:—

૧. (૧)—આ આકટને સન ૧૯૦૯ નો ફટકા મારવાની શિક્ષા કરવાનો આકટ કહેવો; અને (૨) તે બ્રિટિશ બલુચિસ્તાન તથા સંતાલ પરગણા સુદ્ધાં આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૨. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૫૩ મી કલમમાં કહેલી શિક્ષા ઉપરાંત, ગુન્હેગારો ફટકા મારવાની શિક્ષાને પણ પાત્ર છે એમ સમજવું.

૩. " જે કોઇ હેઠળ લખેલા ગુન્હામાંનો કોઇ પણ ગુન્હો કરશે, એટલે કે:—

(અ) ધણીના તાબામાંના માલની કારકુને અથવા નોકરે કરેલી ચોરી શિવાયની, હિંદુસ્તાનના ફોજ-દારી કાયદાની ૩૭૮ મી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે ચોરી કરશે;(બ) સદરહુ કાયદાની ૩૮૦ મી કલ-મમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે ઇમારતમાં, તંબુમાં અથવા વહાણમાં ચોરી કરશે, (ક) સદરહુ કાયદાની ૩૮૨ મી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે મોત આણવાની અથવા વ્યથા કરવાની તૈયારી કર્યા પછી ચોરી કરશે; (ડ) આ કલમની રૂએ જે ગુન્હા સારૂ ફટકા મારવાની શિક્ષા ઠરાવી છે તેવો કોઇ પણ ગુન્હો કરવા માટે સદરહુ કાયદાની ૪૪૩ મી તથા ૪૪૫ મી કલમોમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે ગુપ્ત ગ્રહ પ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરશે; (ઇ) આ કલમની રૂએ જે ગુન્હા સારૂ ફટકા મારવાની શિક્ષા ઠરાવી છે તેવો કોઇ પણ ગુન્હો કરવા માટે સદરહુ કાયદાની ૪૪૪ મી તથા ૪૪૬ મી કલમોમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહ પ્રવેશનો અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરશે; તેને એવા ગુન્હા માટે સદરહુ કાયદાની રૂએ જે શીક્ષાને તે પાત્ર થતો હશે તે શિક્ષાને બદલે ફટકા મારવાની શિક્ષા કરવાનો અધિકાર છે.

૪. જે કોઇ શખસ—

(અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૫ મી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણેનો બળાત્કાર સંભોગનો ગુન્હો કરવામાં મદદગારી કરશે, અથવા એવો ગુન્હો કરશે અથવા કરવાની કોશીશ કરશે; (બ) કોઇપણ માણસને શારીરિક નુકશાન કરવાની બ્હીક આપીને સદરહુ કાયદાની ૩૭૭ મી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણેનો સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મૈથુન કરવાની ફરજ પાડશે, અથલા લલચાવશે; (ક) સદરહુ કાયદાની ૩૯૦ મી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણેનો અપહરણનો ગુન્હો કરવામાં અથવા કરવાની કોશીશ કરવામાં બુદ્ધિ પુર્વક વ્યથા કરશે. (ડ) સદરહુ કાયદાની ૩૯૧ મી કલમમાં વ્યાખ્યા કર્યા પ્રમાણેનો ડાકાઇટીનો ગુન્હો કરશે. તે શખસ એવા ગુન્હા, મદદગારી અથવા કોશીશ માટે સદરહુ કાયદા પ્રમાણે જે શિક્ષાને પાત્ર હોય તેને બદલે અથવા તે ઉપરાંત તેને ફટકાની શિક્ષા કરવાનો અધિકાર છે.

૫. જે કોઇ નાની ઉમરનો ગુન્હેગાર—

(અ)—હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૬ ઠા બાબમાં તથા તેની કલમો ૧૫૩ અ અને ૫૦૫ માં

જણાવેલા ગુન્હા તથા મોતની શિક્ષા કરવા જોગ ગુન્હા શિવાય તે કાયદાની રૂયે શિક્ષા કરા‌‌ એમ કોઇ પણ ગુન્હો અથવા (બ) બીજા કોઇ પણ કાયદાની રૂયે કેદની શિક્ષા કરવા જે કોઇપણ ગુન્હો, ગવર્નર ઇન કૌંસિલ, આ બાબતમાં ગેઝેટ ઓફ ઇંડીયામાં જાહેરનામું છપાવીને નિર્દિષ્ટ કરશે તે ગુન્હો, કરવામાં મદદ કરશે, તે ગુન્હો કરશે અથવા તે કરવાનો પ્રયત્ન કરશે તો, એવા ગુન્હાને સારૂ, મદદ કરવા સારૂ અથવા પ્રયત્ન કરવા સારૂ જે કોઇ પણ બીજી શિક્ષાને પાત્ર હોય તે શિક્ષાને બદલે તેને ફટકા મારવાની શિક્ષા કરવાનો અધિકાર છે.

ખુલાસો—આ કલમમાં "નાની ઉમરનો ગુન્હેગાર" એ સંજ્ઞાનો અર્થ જે કાંઇ ચોકસી કરવાની જરૂર જણાય તે કર્યા પછી, કોર્ટ, જે ગુન્હેગાર સોળ વર્ષથી ઓછી ઉમરનો છે એમ ઠરાવે તે ગુન્હેગાર એવો છે એમ, તથા કોર્ટનો તે ઠરાવ સઘળે પ્રસંગે આખરનો તથા નિર્ણયાત્મક ગણાશે એમ સમજવું.

૬. પોતાની હકુમતમાંના કોઇપણ સરહદ ઉપરના પ્રાંતમાં અથવા કોઇપણ જંગલી પ્રદેશમાં આ કલમના ઠરાવ લાગુ છે. એમ જ્યારે જ્યારે કોઇપણ સ્થાનિક સરકાર, સરકારી ગીઝીટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને જાહેર કરશે ત્યારે ત્યારે ઉપર જણાવેલું જાહેરનામું પ્રસીદ્ધ કર્યા પછી જે કોઇ પણ માણસ, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની રૂયે ત્રણ વર્ષની અથવા તેથી વધારે મુદતની કેદની શિક્ષા કરવા જોગ કોઇ પણ ગુન્હો સદરહુ પ્રાંત અથવા પ્રદેશમા કરશે તે સદરહુ કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને પાત્ર હશે તે શિક્ષાને બદલે તેને ફટકા મારવાની શિક્ષા કરવાનો અધિકાર છે.

૭. સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ ૩૯૨, પેટા કલમ (૨) માં "અને સોળ વર્ષ કરતાં ઓછી ઉમરના શખસની બાબતમાં તે ૧૬ ફટકાથી વધારે ન હોવી જોઇએ" એ શબ્દો જાસ્તી દાખલ કરવા.

પરિશિષ્ટમાં જણાવેલા કાયદા તેના ૪ થા આસનમાં નીર્દિષ્ટ કર્યા છે તેટલે સુધી આ ઉપરથી રદ કર્યા છે.

# ઝેરી જણસો બાબતનો આકટ.

## ( હિંદુસ્તાનનો સને ૧૯૦૪ નો આકટ ૧ લો ).

૧—(૧) આ આકટને સને ૧૯૦૪ નો ઝેરી જણસો બાબતનો આકટ કહેવો; અને (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

### સઘળી ઝેરી જનસો વિશે.

૨—(૧) ગવર્નર જનરલ ઇન કૌંસિલના નિબંધને પાત્ર રહીને, સ્થાનિક સરકાર, કાનુન કરીને, કોઇ પણ મ્યુનિસિપાલીટીની અથવા કેન્ટોન્મેન્ટની હદની અંદર કોઇ પણ નિર્દિષ્ટ કરેલી ઝેરી જનસ જથાબંધ અથવા પરચુરણ વેચવા સારૂ કબજામાં રાખવાનું અને કોઇપણ ઝેરી જનસ જથાબંધ અથવા પરચુરણ વેચવાનું નિયમન કરવાને મુખત્યાર છે.

(૨) વિશેષ કરીને, અને પેટા કલમ (૧) ની રૂઇયે આપેલા અધિકારની સામાન્ય વ્યાપ્તિને બાધ ન આવે એવી રીતે, તે પેટા કલમની રૂયે કરેલી કાનુનોમાં બીજી બાબતોની સાથે નીચેની બાબતો વિશે ઠરાવ કરવાનો અખત્યાર છે;—

(અ) જથાબંધ અથવા પરચુરણ વેચવા માટે કોઇ પણ અમુક નિર્દિષ્ટ કરેલી ઝેરી જનસ કબજામાં રાખવા સારૂ લાઇસેન્સ આપવા વિશે, તથા એવા લાઇસન્સ માટે કાંઇ ફી લેવાની હોય તો તે ઠરાવવા વિશે; (બ) કયા વર્ગના લોકોને માત્ર એવું લાઇસેન્સ આપી શકાય તે વિશે, (ક) કયા વર્ગના લોકોને માત્ર એવી કોઇ પણ ઝેરી જનસ વેચી શકાય તે વિશે; (ડ) એવી ઝેરી જનસ કોઇપણ માણસને વધારેમાં વધારે કેટલી વેચી શકાય તે વિશે (ઇ) એવી ઝેરી જનસ કોઈ પણ વેચનારાઓએ વેચાણનું રજીસ્ટર રાખવા વિશે, તે રજીસ્ટરમાં દાખલ કરવાની તપસીલ વિશે, અને તેની તપાસ વિશે; (ફ) એવી ઝેરી જનસો સહી સલામત કબજામાં રાખવા વિશે, અને એવી કોઇ પણ જનસ જે પાત્રોમાં, પેકેજોમાં અથવા બારદાનોમાં વેચવામાં અથવા વેચવા સારૂ કબજામાં રાખવામાં આવે તે પાત્રો,

પાકેજો અથવા બારદાનો ઉપર લેબલો મારવા વિશે, અને (ગ) એવી કોઇ પણ ઝેરી જનસ કોઇ પણ વેચનાર વેચવા માટે કબજામાં રાખે ત્યારે તે તપાસવા તથા જોવા વિશે.

(૩) આ કલમની રૂએ કરેલી કોઇ પણ કાનુનમાં જે કોઇ પણ જનસ ઝેરી છે એમ લખ્યું હોય તે જનસ આ કલમના કારણ સારૂ ઝેરી છે એમ સમજવું.

## ફટકિઆ સોમલ વિશે.

૩—ગવર્નર જનરલ ઇન કૌન્સિલને ઇંડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તે દ્વારે લાઇસેન્સ વગર તથા તેની શરતો વિરૂદ્ધ બ્રિટીશ હિંદુસ્તાનમાં ફટકીઓ સોમલ આયાત કરવાની મનાઇ કરવાનો, અને કાનુન કરીને તેની મારફતે લાઇસેન્સ આપવાનું નિયમન કરવાનો અને એવા લાઇસેન્સમાં આ કલમની રૂએ કઇ શરતો દાખલ કરી શકાય તે ઠરાવવાનો અખત્યાર છે.

૪—(૧) ગવર્નરલ જનરલ ઇન કૌન્સિલના નિર્બંધને પાત્ર રહીને, સ્થાનિક સરકારને, પોતાના તાબા માંહેના સઘળા મુલકોમાં અથવા તેના કોઇ પણ ભાગમાં, ફટકિયો સોમલ જથાબંધ અથવા પરચુરણ વેચવાનું કાનુન કરીને નિયમન કરવાનો અખત્યાર છે.

(૨) વિશેષ કરીને તથા પેટા કલમ (૧) ઉપરથી આપેલા અધિકારની સામાન્ય વ્યાપ્તિને બાધ ન આવે તે રીતે, તે પેટા કલમની રૂએ કરેલી કાનુનોમાં બીજી બાબતની સાથે કલમ ૨, પેટા કલમ (૨) માં નિર્દિષ્ટ કરેલી સઘળી અથવા કોઇપણ બાબત વિશે ઠરાવ કરવાનો અખત્યાર છે.

(૩) પેટા કલમ (૧) ની રૂએ કરેલી કાનુનોમાં વળી એમ પણ ઠરાવવાનો અખત્યાર છે કે, કોઇ પણ માણસે ભુકી કરેલો ફટકીયો સોમલ વેચવો હોય તો તેમાં તે વેચાતો આપ્યાની પહેલાં, મેસ, કાજળ, ગળી, અથવા પ્રશિયન બ્લ્યુ ( આસમાની રંગ ) ભેળ્યા વગર વેચવો નહિ. સોમલ એક રતલ હોય તો તેમાં નિદાન અડધો ઔંસ મેસ, ગળી અથવા પ્રસિયન બ્લ્યુ ભેળવવો;

પણ એમ ઠરાવ્યું છે કે તે સોમલ અમુક કામ સારૂ જોઇએ છે એવું ખરીદ કરનાર કહે અને તે કામમાં ભેળવાળો સોમલ ચાલશે નહીં એવું ખરીદ કરનારના કહ્યાથી માલમ પડે, ત્યારે ભેળ કર્યા વગર એક ખેપે નિદાન દર રતલ સોમલ વેચવાનો અધિકાર છે.

૫—(૧) સ્થાનિક સરકારને, ગવર્નર જનરલ ઇન કૌન્સિલની અગાઉથી મંજુરી લઇને જે કોઇ પણ પ્રદેશોમાં ફટકિયો સોમલ નાંખીને ખુન કરવાના અથવા તે વડે ઢોરોને ઝેર દઇને મારી નાંખવાના ગુન્હા એટલા વારંવાર બનતા હોય કે તે ઝેર કબજામાં રાખવાના સંબંધમાં નિર્બંધ રાખવો ઇષ્ટ છે એમ પોતાને લાગે તે પ્રદેશમાં ફટકિયો શોમલ કબજામાં રાખવાનું કાનુન કરીને નિયમન કરવાનો અધિકાર છે.

(૨) પેટા કલમ (૩) ની રૂએ કોઇ પણ કાનુન કરતી વખતે સ્થાનિક સરકારને એમ ઠરાવવાનો અખત્યાર છે કે, તે કાનુનનું ઉલંઘન કરેથી એક વર્ષ સુધીની કેદની શિક્ષા અથવા ૧૦૦ રૂપીયા સુધીના દંડની શિક્ષા અથવા એ બંને શિક્ષા થશે, અને જે ફટકિયા સોમલના સબંધમાં તે ઉલંઘન કર્યું હશે તે સોમલ અને જે પાત્રો, પેકેજો અથવા બારદાનોમાંથી મળશે તે પાત્રો, પેકેજો અથવા બારદાનો જપ્ત થવાને પાત્ર થશે.

## બીજી ઝેરી જણસો વિશે.

૬—(૧) ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, માત્ર ફટકિઆ સોમલ સબંધી આ આક્ટના સઘળા અથવા કોઇ પણ ઠરાવ. ફટકિયા સોમલ શિવાય બીજી નિર્દિષ્ટ કરેલી કોઇ પણ ઝેરી જનસને લાગુ કરવાનો ગવર્નર જનરલ ઇન કૌન્સિલને અખત્યાર છે.

(૨) પેટા કલમ (૧) ની રૂએ કહાડેલા જાહેરનામામાં જે કોઇ પણ જનસ ઝેરી છે એમ લખ્યું હોય તે જનસ આ આક્ટનાં કારણ સારૂ ઝેરી જનસ છે એમ સમજવું.

## શિક્ષા તથા કામ ચાલવાની રીત વિશે.

૭—( ૧ ) જે કોઇ માણસ—

(અ) કલમ ૨ અથવા કલમ ૪ ની રૂએ કરેલી કોઇ પણ કાનુનનું ઉલંઘન કરશે, અથવા

(બ) જે ફટકિયો સોમલ આયાત કરવાની કલમ ૩ ની રૂએ વિદ્યમાનકાળે મના કરેલી હોય તે સોમલ

લાઇસેન્સ વગર બ્રિટીશ હિંદુસ્તાનમાં આયાત કરશે, અથવા ( ક ) કુટકિયો સોમલ આયાત કરવા માટે પોતાને ૩ જી કલમની રૂયે મળેલા લાઇસેન્સની કોઇ પણ શરત તોડશે, ( ૧ ) તે, તેના ઉપર ગુન્હાની સાબિતીનો પ્રથમ ઠરાવ થયેથી ત્રણ મહિના સુધીની કેદની શિક્ષાને અથવા પાંચશે રૂપીઆ સુધીના દંડની શીક્ષાને અથવા એ બને શિક્ષાને પાત્ર થશે, અને ( ૨ ) બીજો અથવા ત્યાર પછી કોઇ પણ સાબીતીનો ઠરાવ થયેથી છ મહીના સુધીની કેદની શિક્ષાને અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની શિક્ષાને અથવા એ બંને શીક્ષાને પાત્ર થશે.

( ૨ ) જે કોઇ પણ ઝેરી જનસના સબંધમાં આ કલમની રૂયે ગુન્હો કર્યો હશે તે ઝેરી જનસ અને જે પાત્રોમાં, પેકજોમાં અથવા બારદાનોમાં તે ઝેરી જનસ મળશે તે પાત્રો, પેકજો અથવા બારદાનો, તથા પેટા કલમ (૧) ની રકમો (બ) અથવા (ક) માં કહેલા કોઇ પણ ગુન્હાની બાબતમાં, તે લઇ જવા માટે જે જનાવરોનો અને વાહનોનો ઉપયોગ કર્યો હશે તે જનાવરો તથા વાહનો જપ્ત થવાને પાત્ર થશે.

૮—(૧) જીલ્લા માજીસ્ટ્રેટને, પેટા ટુકડી માજીસ્ટ્રેટને તથા ઇલાકાના શહેરમાં પોલીસ કમીશનરને, જે જગાએ આ આકટ વિરૂદ્ધ અથવા આ આકટ મુજબ કરેલી કાઇ પણ કાનુન વિરૂદ્ધ કોઇ પણ ઝેરી જનસ વેચવા માટે કબજામાં રાખી છે એમ અથવા વેચવામાં આવે છે એમ અથવા આ આકટની રૂયે જપ્તીને પાત્ર હોય એવી કાંઇ પણ ઝેરી જનસ રાખી છે એમ અથવા સંતાડી રાખી છે એમ માનવાનું અથવા એવો વહેમ આવવાનું કારણ દેખાતું હોય તો, તેઓ, પોતપોતાના પ્રદેશમાં, તે જગાનો ઝાડો લેવા સારૂ વારંટ કહાડવાને મુખત્યાર છે.

( ૨ ) જે માણસને તે વારંટ બજાવવા માટે આપ્યું હોય તેને, તે વારંટના આધારે, તે જગામાં પેશીને ઝાડો લેવાનો અધિકાર છે; અને સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાંના ઝાડો લેવાના વારંટ બાબતના ઠરાવ, બને ત્યાં સુધી તે વારંટની બજાવણીને લાગુ છે એમ સમજવું જોઇએ.

૯—(૧) કાનુનો કરવાનો આની અગાઉ જે કાંઇપણુ અધિકાર આપ્યો હોય તે ઉપરાંત ગવર્નર જનરલ ઇન કૌંન્સિલ, અથવા ગવર્નર જનરલ ઇન કૌન્સિલના નિર્બંધને પાત્ર, સ્થાનીક સરકાર, આ આકટનાં કારણ તથા હેતુ પાર પાડવા સારૂ, સામાન્ય રીતે કાનુનો કરવાને મુખત્યાર છે.

( ૨ ) કાનુનો કરવાનો આ આકટની રૂયે આપેલો દરેક અધિકાર, તે કાનુનો પ્રથમ પ્રસિદ્ધ કર્યા પછી કરવી જોઇએ, એ શરતને પાત્ર રહેવો જોઇએ.

( ૩ ) ગવર્નર જનરલ ઇન કૌન્સિલે અથવા સ્થાનીક સરકારે આ આકટની રૂએ કરેલી સઘળી કાનુનો પ્રસંગ પ્રમાણે, ઇંડીયા ગેઝીટમાં અથવા સ્થાનીક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવી જોઇએ, તથા તે પ્રમાણે પ્રસિદ્ધ કર્યા પછી કાનુનો આ આકટની રૂએ કરી હોય તે પ્રમાણે અમલમાં આવશે.

બચાવ.

૧૦—( ૧ ) આ આકટમાંનો અથવા તેની રૂએ આપેલા કોઇપણ લાઇસેન્સમાંનો અથવા કરેલી કાનુનમાંનો કોઇપણ મજકુર હેઠળ લખેલા શખસોએ પોતાનો ધંધો ચલાવતી વખતે અથવા તેવા સબંધથી પોતાનું કામ કરતી વખતે શુદ્ધબુદ્ધિથી કરેલાં કૃત્યોને લાગુ પડશે નહિ અથવા તેમને બાધ આવશે નહિ.

(અ) મેડિકલ અથવા વેટરનરી પ્રેકટીશનરે, અથવા (બ) સંયુક્ત રાજ્યમાં વિદ્યમાન કાળે અમલમાં હોય એવા કાયદાની રૂએ કેમિસ્ટ અથવા ડ્રગીસ્ટ તરીકે કામ કરવાને યોગ્ય રીતે લાયક ઠરેલા કોઇપણ કેમિસ્ટે અથવા ડ્રગીસ્ટે, અથવા, ( ક ) મેડિકલ અથવા વેટરીનરી પ્રેકટીશનરે આપેલી ઓસડની યાદી ઉપરથી ઓસડ આપનારા અથવા તૈયાર કરનારા કેમિસ્ટે અથવા ડ્રગીસ્ટે અથવા કંપાઉન્ડરે, અથવા ( ડ ) પાંચમી કલમની રૂએ કરેલી વિદ્યમાન કાળે અમલમાં હોય એવી કોઇપણ કાનુનોને પાત્ર, ચામડાં કેળવનારાઓએ અથવા ચામડાનો વેપાર કરનારાઓએ.

( ૨ ) આ આકટમાં આગળ ગમે તે કહ્યું હોય તોપણ, સ્થાનીક સરકારને યોગ્ય જણાયેથી, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને, એમ ફરમાવવાનો અધિકાર છે કે, આ આકટના સઘળા અથવા

કોઇ પણ ઠરાવ, તે હુકમમાં નિર્દિષ્ટ કરેલી વેપારની જનસોને અથવા જનસોના વર્ગને અથવા તેમાં નિર્દિષ્ટ કરેલા કોઈ પણ કારણ સારૂ વાપરવામાં આવવાથી કોઇ પણ ઝેરી જનસને અથવા ઝેરી જનસના વર્ગને લાગુ નથી એમ સમજવું; અને તે સરકારને એવા કોઇ પણ ઠરાવ વખતે વખતે બદલવાનો અથવા ફેરવવાનો અખત્યાર છે.

( ૩ ) જે અધિકારીને આ આકટની રૂયે કાનુનો કરવાનો અધિકાર આપ્યો હશે તે અધિકારી, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને કોઇ પણ શખસને અથવા કોઇ પણ શખસોના વર્ગને, સામાન્ય રીતે અથવા એવા હુકમમાં લખેલા કોઇ પણ ઝેર અથવા ઝેરોના સબંધમાં એવી કોઇ પણ કાનુનના અમલમાંથી બાતલ કરવાને મુખત્યાર છે.

**રદ કરવા બાબત.**

૧૧—સ્થાનિક સરકાર, સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ અર્થે ઠરાવે તે તારીખથી, સન ૧૮૬૬ નો મુંબઇનો આકટ ૮ (મુંબઇ ઇલાકામાં ઝેર વેચવાનું નિયમન કરવા તથા તે ઉપર નિર્બંધ રાખવા બાબતનો આકટ ) મુંબઇના ગવર્નર ઇન કૌંસિલની વિદ્યમાનકાળની હકુમત હેઠળના મુલકમાં, અને સન ૧૯૦૦ નો વાવ્ય પ્રાંતો તથા અયોધ્યાની મુનીસીપાલીટીનો આકટ ( સન ૧૯૦૦ નો વાવ્ય પ્રાંતો તથા અયોધ્યાનો આકટ નંબર ૧ ) ની કલમ ૧૨૮, રકમ ( લ ) આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતોના ગવર્નરની વિદ્યમાન કાળની હકુમત હેઠળના મુલકમાં રદ થશે.

---

# કાટલાં તથા ભરતલના માપોનો આકટ.

## સન ૧૮૭૧ નો આકટ ૩૧ મો.

### ૧ પ્રથમ નિયમો.

૧—આ આકટને " સને ૧૮૭૧ નો હિંદુસ્તાનનો કાટલાંનો તથા ભરતલનાં માપોનો આકટ કહેવો; અને આ આકટ આખા બ્રીટીશ ઇંડીયાને લાગુ છે.

### ૨ પ્રમાણો ( એટલે સાંખું )

૨—કાટલાંનાં મૂળ પ્રમાણને શેર કહેવો; અને તે પ્રમાણે ઇંડીયા સરકારના કબજા માંહેના ધાતુના એક કાટલાં જેવડું જોઇએ તે કાટલું હવા વગરની જગામાં તોળીએ તો ફ્રાંસ દેશમાં કિલો ગરામ દેઆરશીવ એ નામનું જે કાટલું મશહુર છે તે કાટલાં જેવડું થાય.

૩—મુળ ભુતકાટલાં તથા ભરતલનાં માપો હેઠળ લખ્યા પ્રમાણે જોઇએ, એટલે કાટલાં બાબત સદરહુ શેરને મુળભુત કાટલું સમજવું:—

ભરતલ બાબત, હવા વગરની જગામાં જોખેલાં પરમાવધીનાં ઘનત્વનુ સદરહુ પ્રકારના એક શેર પાણીનાં તોલ જેટલું જે માપમાં માય તે માપને મુળભુત માપ સમજવું.

૪—સદરહુ મુળભુત કાટલાં તથા ભરતલનાં માપો શીવાય બીજાં કાટલાં તથા ભરતલનાં માપો કેવડાં અને કયા નામનાં આ આકટ પ્રમાણે કબુલ કરવામાં આવશે તે ઇંડીયા ગેઝીટમાં વખતે વખતે જાહેરનામું છપાવીને ઠરાવવાને ગવર્નર જનરલ ઇનકૌંસિલ મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, ઉપર કહેલું બીજું હરેક કાટલું અથવા ભરતલનું માપ સદરહુ પ્રકારનાં મુળભુત કાટલાં અથવા ભરતલનાં માપને હરકોઇ પુર્ણાંક સંખ્યાએ ગુણતાં જે ગુણાકાર આવે અથવા ભાગતાં ભાગાકાર આવે તેવડું જોઇએ.

સદરહુ જાહેરનામું ઉપર કહ્યા પ્રમાણે રદ કરવાને પણ ગવર્નર જનરલ ઇનકાઉન્સીલ મુખત્યાર છે.

સદરહુ પ્રકારના હરકોઇ જાહેરનામામાં બીજી રીતે ફરમવ્યું નહીં હોય તો સદરહુ પ્રકારનાં સઘળાં કાટલાંના તથા ભરતલના માપના વિભાગ દશાંશના માપ પ્રમાણે ( એટલે દશાંશને વરાડે ) કરવા.

૫—આ આકટના કારણો સારૂ ડિસ્ટ્રિકટની હદો સરકારી ગેઝીટમાં વખતે વખતે જાહેરનામું છપાવીને ઠરાવવાનો અધિકાર ગવર્નર જનરલ ઇનકૌંસીલને છે.

આ આકટનાં કારણો સારૂ સબ ડિસ્ટ્રિક્ટની હદો સરકારી ગેઝીટમાં વખતે વખતે જાહેરનામું છપાવીને ઠરાવવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

૬—સદરહુ પ્રમાણે કબુલ કરેલાં કાટલાંના તથા ભરતલનાં માપોનાં મુળ પ્રમાણો તથા * શટ ગવર્નર જનરલ ઇન કૌંસિલની નજરમાં આવે તે ડીસ્ટ્રીકટોને સારૂ પુરી પાડવાનો તેઓને અધીકાર છે.

સદરહુ પ્રમાણો આ આકટના કારણો સારૂ સદરહુ ડીસ્ટ્રીકટોન સારૂ પ્રમાણો છે એવું સમજવું.

૭—ઉપર કહ્યા પ્રમાણે કબુલ કરેલાં કાટલાંનાં જેવાં કાટલાં તથા ભરતલનાં માપના જેવાં ભરતલનાં માપો સ્થાનીક સરકાર નજરમાં આવે તે સબ ડીસ્ટ્રીકટોમાં સ્થાનીક પ્રમાણોની પેઠે વાપરવા સારૂ જોઇએ તેટલાં સબ ડીસ્ટ્રીકટોને સારૂ પુરા પાડવાનો અધીકાર સ્થાનિક સરકારને છે.

સદરહુ સ્થાનિક પ્રમાણો બરાબર નથી એવું સાબીત કરવામાં આવશે ત્યાં સુધી તે બરાબર છે એવું સમજવું.

## ૩ નવાં કાટલાં તથા ભરતલનાં માપો વાપરવા બાબત.

૮—સરકારી કોઇ કચેરીમાં અથવા મ્યુનીશીપાલ મંડળીમાં અથવા રેલવે કંપનીમાં વાપરવાનાં કાટલાં તથા ભરતલના માપો બરાબર છે કે નહીં તે તપાસી જોવા સારૂ યોગ્ય પ્રમાણોનાં કાટલાં તથા ભરતલનાં માપો હવે મળે છે એવું ગવર્નર જનરલ ઇન કૌંસીલની નજરમાં આવે ત્યારે ફલાણી તારીખ પછી સદરહુ કચેરી અથવા મંડળી અથવા કંપની આપ લે નો જે વહેવાર અને કરાર કરશે તે વહેવારમાં અને કરારમાં સદરહુ પ્રમાણે કબુલ કરેલાં સઘળાં કાટલાં તથા ભરતલનાં માપો અથવા તે માંહેનું હરકોઇ કાટલું અથવા ભરતલનું માપ વાપરવું એવું ઇન્ડીયા ગેઝેટમાં જાહેરનામું છપાવીને ફરમાવવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસીલને છે, અને તેજ પ્રમાણે વખતે વખતે સદરહુ હુકમ બદલવાને અથવા રદ કરવાને તેઓ મુખત્યાર છે.

૯—૮ મી કલમ પ્રમાણે છપાવેલાં જાહેરનામામાં તારીખ ઠરાવી હોય તે તારીખ પછી તે જાહેર નામામાં કહેલા અમલદારોનું અથવા મંડળીઓનું અથવા કંપનીઓનું હરકોઇ કામ તોલથી અથવા ભરતલના માપથી કરવા બાબત અથવા તોલથી અથવા ભરતલના માપથી માલ વેચવા બાબત જે વહેવાર તથા કરાર થયા હોય અથવા કરવામાં આવ્યા હોય તે સઘળા વહેવાર તથા કરાર હેઠળ લખ્યા પ્રમાણે થયા છે અથવા કર્યા છે એવું સમજવું. એટલે, સદરહુ અમલદારોએ અથવા મંડળીઓએ અથવા કંપનીઓએ ફલાણાં કાટલાં અથવા ભરતલનાં માપો વાપરવાં, એવું સદરહુ જાહેરનામામાં ફરમાવ્યું હોય તે તે કાટલાંએ તોળીને અથવા ભરતલના માપે ભરીને ( આપવા લેવાના ) તે વહેવાર તથા કરાર થયા છે અથવા કર્યા છે એવું સમજવું; પણ બીજી રીતે ખસુસ કરીને કબુલત કરી હોય તો તેવું સમજવું નહી.

## ૪ વારડન

૧૦—આકટમાં પાછળ કહેલાં મુળ પ્રમાણો તથા કબુલ કરેલાં કાટલાંનાં માપોના શટ સંભાળીને રાખવા સારૂ ગવર્નર જનરલ ઈન કાંઉન્સીલે વારડન નેમવા. અને સદરહુ સ્થાનીક પ્રમાણો તથા કબુલ કરેલાં કાટલાંનાં તથા ભરતલનાં માપોનાં સેટ સંભાળીને રાખવા સારૂ સ્થાનીક સરકારે વારડન નીમવા.

ઉપર કહેલા હરકોઇ વારડનને હરકોઇ વખતે કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાને અને તેની જગાએ બીજા માણસને નેમવાને પ્રસંગ પ્રમાણે ગવર્નર જનરલ ઈન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે.

હેઠળ લખેલી વાતોનો બંદોબસ્ત કરવા બાબત આ આકટનું ધોરણ રાખીને વખતે વખતે કાનુનો કરવાનો અધીકાર ગવર્નર જનરલ ઇન કૌન્સીલને છે.

(અ) વારડનની નેમણુંક કરવા બાબત. (બ) વારડને પોતાના કામ કરવા બાબત શી રીતે ચાલવું તે બાબત. (ક) પ્રમાણો પુરાં પાડવાં અને તેઓને બદલે બીજાં કરવાં તથા તે સંભાળીને રાખવાં અને તે વાપરવા બાબત. (ડ) સ્થાનિક પ્રમાણો અને આ આકટ ઉપરથી કબુલ કરેલાં કાટલાં તથા તોલવાનાં યંત્રો તથા ભરતના માપો અને તાજવાં બરાબર છે એવું ઠરાવવાની રીત બાબત અને તે બરાબર છે

* શટ એટલે ન્હાનાં મોટાં નમુનાનાં કાટલાં તથા માપો.

એવું ઠરાવ્યાનો દાખલો આપવાની રીત બાબત. પણ એવું ઠરાવ્યું છે કે તે બરાબર છે એવું નકી ઠરાવવાને બે વરસમાં એક કરતાં વતીવાર ફરમાવવું નહીં. (ઘ) આ આકટ પ્રમાણે કબુલ કરેલાં કાટલાંમાં તથા તોળવાના યંત્રમાં તથા ભરતલના માપમાં અને તાજવામાં કઇ કઇ ખામી એટલે બાધ હશે તો ચાલશે તે બાબત. (ઙ) આ આકટ પ્રમાણે કબુલ કરેલાં કાટલાં તથા તોળવાનાં યંત્રો તથા ભરતલનાં માપો અને ત્રાજવાં કેવા આકારનાં અને કેવા પ્રમાણનાં અને કાટલાં મોટાં અને શાનાં કરવાં તે બાબત. (ચ) આ આકટ પ્રમાણે કબુલ કરેલાં કાટલાં તથા ભરતલનાં માપ ઉપર તેનાં જુદાં જુદાં નામ પાડવા બાબત (છ) સરકારી કચેરીઓ તથા મ્યુનીસીપાલ મંડળીઓ તથા રેલવે કંપની આ આકટ પ્રમાણે કબુલ કરેલાં કાટલાં તથા તોળવાનાં યંત્રો તથા ભરતલનાં માપો અને ત્રાજવાં વાપરતી હોય તે બાબત તેઓની તપાસ કેવી શરતથી રાખવી અને તે ( કાટલાં વગેરે ) બરાબર છે એવું કેવી શરતથી ઠરાવવું તે બાબત.

(આઇ) આ આકટ પ્રમાણે કબુલ કરેલાં કાટલાં તથા તોળવાનાં યંત્રો તથા ભરતલનાં માપો અને ત્રાજવાં બરાબર છે એવું ઠરાવવા બાબત તથા બરાબર કરી આપવા બાબત અને બરાબર છે એવું ઠરાવ્યાનો દાખલો આપવાની ફી આપવા બાબત કાનુન કરવાનો અધીકાર છે.

૧૨—સદરહુ કાનુનો ઇંડીયા ગેઝીટમાં છપાવીને પ્રસીદ્ધ કરવી.

અને હરકોઇ સરકારી કચેરી બાબત અથવા મ્યુનીસીપાલ મંડળી બાબત અથવા રેલવે કંપની બાબત તે સઘળી કાનુનો અથવા તેમાંની કાંઈ કાનુન ફલાણી તારીખથી અમલમાં આવશે એવું જાહેરનામું ઇંડીયા ગેઝેટમાં છપાવીને ઠરાવવાનો ગવર્નર જનરલ ઇન કૌંસીલને અધિકાર છે અને પછી તે જાહેરનામામાં લખ્યું હશે તેટલે સુધી ઉપર કહેલી કાનુનો અથવા કાનુન, કાયદાની પેઠે ચાલશે.

૧૩—સદરહુ કાનુનો પોતાને લાગુ હોય એટલે સુધી તે પ્રમાણે સરકારના સઘળા અમલદારોએ તથા મ્યુનીસીપાલ ( ખાતાના ) અમલદારોએ તથા રેલવે કંપનીઓના અમલદારોએ તથા નોકરોએ ચાલવું. અને સદરહુ કાનુનમાં જે ફી કહી હોય તે આપવી.

૧૪—ઉપર પ્રમાણે આણેલી જણસ બરાબર છે કે નહીં તે તપાસી જોવાને અથવા બરાબર કરી આપવાને લાયક નથી એવું નજરમાં આવે તો તે ભાંગી તોડી નાંખવાનો અથવા નકામી કરી નાંખવાનો અથવા બરાબર છે કે નહીં તે તપાસી જોવાની અથવા બરાબર કરી આપવાની ના કહેવાનો અધીકાર વારડનને છે.

૧૫—આ આકટમાં વારડનને જે અધિકાર આપ્યો છે અને જે કામો સોંપ્યાં છે તે માંહેનો કાંઇ અધીકાર તથા કામો સ્થાનીક સરકાર વખતે વખતે જે બીજા અમલદારને નીમશે તે ચલાવવાને મુખ્તીયાર છે.

૧૬—૧૪ મી કલમ પ્રમાણે વારડન વાપરતો હોય તે નીશાની કોઇ માણસ જાણી જોઇને ખોટી બનાવશે તો તેને ઘણામાં ઘણા ત્રણ વરસ સુધી કેદની સજા કરવી અને તે દંડને પણ લાયક થશે.

૧૭—આ આકટ પ્રમાણે કબુલ કરેલાં જે કાટલાં તથા ભરતલનાં માપો હોય તેનાં માપ ( એટલે વરાડે ) પ્રમાણે બીજાં કાટલાંના તથા ભરતલનાં માપોનાં સમ માનના કોષ્ટકો વખતે વખતે તૈયાર કરવાનો સ્થાનીક સરકારને અધીકાર છે અને એ પ્રમાણે સમ માનો ઠરાવ્યા હોય તે ઠેકાણાં ઠેકાણાંના સરકારી ગેઝીટમાં છપાવીને જાહેર કરે ત્યાર પછી તે ખરાં સમ માનો છે એવું સમજવું.

---

## રૂ સબંધી દગાનો આકટ. ( સન ૧૮૭૮ નો મુંબઇનો આકટ ૭ મો. )

### પ્રથમ નિયમો.

૧—આ આકટને " મુંબઇનો સન ૧૮૭૮ નો રૂ સબંધી દગાનો આકટ " કહેવો.

આ આકટ એડન શીવાય આખા મુંબઇ ઈલાકાને લાગુ છે.

સને ૧૮૬૩ નો મુંબઇનો ૯ મો આકટ આ કલમ ઉપરથી રદ કર્યો છે.

૨—સદરહુ આકટ પ્રમાણે જે નેમણુંકો કરી છે તથા જે હુકમો કર્યા છે તથા જે જાહેરનામાં

પ્રસિદ્ધ કર્યાં છે તથા જે કાનુન ઠરાવી છે તથા જે હાલ અમલમાં છે તે સઘળી નેમણુકો તથા હુકમ તથા જાહેરનામાં તથા કાનુન આ આકટને અનુસરીને હોય તેટલે સુધી તે સઘળી આ આકટ પ્રમાણે કરી છે તથા પ્રસિદ્ધ કરી છે તથા ઠરાવી છે એવું સમજવું.

અને સદરહુ આકટ પ્રમાણે જે કામ શરૂ કર્યાં હોય તે સઘળાં કામ આ આકટ પ્રમાણે શરૂ કર્યાં છે એમ સમજવું તથા તે હવેથી આ આકટના ઠરાવ પ્રમાણે ચલાવવાં, પણ એવું ઠરાવ્યું છે કે, કોઈ માણસ આ આકટ ઠર્યા અગાઉ કરેલા કોઈ ગુન્હા બાબત આ આકટ કદી પણ ઠર્યો નહોત તો જે શીક્ષા થાત તેથી વધારે શીક્ષાને તે પાત્ર થનાર નથી.

૩—આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો નહોય તો—

( ૧ ) "ગાંસડી" આ શબ્દમાં રૂનાં ઘોકડાનો અથવા બીજાં હરકોઇ પાકેજનો સમાસ થાય છે એમ સમજવું. (૨) "સીકંજો" આ શબ્દમાં રૂ ચાપવા સારૂ ઉપયોગ કરેલા સઘળા પ્રકારના સાંચાનો સમાસ થાય છે એમ સમજવું. (૩) "પારકે મુલક મોકલવું" આ શબ્દનો અર્થ બ્રીટીશ ઈંડીયામાંથી બહાર મોકલવું એવો સમજવો. (૪) "બ્રટીશ ઈંડીયા" આ શબ્દનો અર્થ ઈંડીયાનો રાજકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ એ નામનો વીકટોરીઆ રાણીની કારકીર્દીના ૨૧ મા તથા ૨૨ મા વરસમાં થએલા સ્ટાટયુટનું ૧૦૬ ચાપટર છે તે પ્રમાણે મલીકા માયાઝમાને સ્વાધીન પ્રીન્સ ઓફ વેલ્સ આયર્લેંડ તથા શીકારપુર તથા મલાકા એ સંસ્થાનો શીવાય બીજો મુલક જે વખતે જે હશે તે મુલક એવો સમજવો. (૫) "કેદ" આ શબ્દનો અર્થ હીંદુસ્તાનના ફોજદારી કાયદાનાં અર્થ પ્રમાણે એમાંના હરકોઇ પ્રકારની કેદ એવો સમજવો.

### અમલદારોની નીમણુંક તથા કર્તવ્ય કરમો.

૪ "રૂના ઇન્સ્પેકટર" એ નામના જે તથા જેટલા અમલદાર વખતે વખતે યોગ લાગશે તે તથા તેટલા અમલદાર નીમવાનો અધિકાર ગવર્નર ઇન કૌંસિલને છે

સદરહુ ઇન્સ્પેકટર મુંબઇ શહેરમાં કસટમના કમીશનરના તાબામાં છે એમ સમજવું અને આ ઈલાકાના બીજા સઘળા ભાગમાં જે ડિસ્ટ્રિકટમાં તેઓની નીમણુંક હશે તે ડિસ્ટ્રિકટના અથવા જે વખતે જે ડિસ્ટ્રિકટમાં તેઓ કામ કરતા હોય તે વખતે તે ડિસ્ટ્રિકટના કલેકટરના તાબામાં છે એમ સમજવું, અને પોતાનાં કર્તવ્ય કરમો કરવામાં તેઓએ ગફલત કર્યા બાબત અથવા ગેરચાલ ચલાવ્યા બાબત તેઓ ગવનર ઇન કૌંસીલના હુકમથી સસપેંડ અથવા બરતરફ થવાને પાત્ર છે એમ સમજવું.

૫—આ આકટ પ્રમાણે જે સકંચાને પરવાના મળ્યા નહીં હોય તે સંકંચાનો ઉપયોગ કરવાનું બંધ કરવું એ અને જે રૂ ચાંપવા સારૂ આપવાને કહાડયું હોય તે અથવા જે રૂ વેચવા સારૂ માંડી મુકયું હોય અથવા વેચવાનું હોય તે તપાસવું એ રૂના ઇન્સ્પેકટરોનું કર્તવ્ય કરમ છે એમ સમજવું.

સદરહુ કર્તવ્ય કર્મ કરતી વેળાએ જે ઇમારતમાં અથવા ઘેરી લીધેલી જગામાં સકંજો ચાલે છે અથવા ચલાવવા સારૂ તૈયાર કર્યો છે અથવા રૂનાં ઘોકડાં બાંધવાનું કામ ચાલે છે એવું પોતાને લાગવાનો સબબ હોય તે ઇમારતમાં અથવા ઘેરી લીધેલી જગામાં હરકોઇ વખતે જવાનો અધિકાર ઇન્સ્પેકટરને છે.

૬—જે કાંઇ રૂ આ આકટ પ્રમાણે જપ્ત થઇને સરકાર દાખલ થવાને પાત્ર છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે રૂ ગમે ત્યાં હોય તે પકડીને અટકાવી રાખવાનો તથા તે રૂ હરકોઇ પોલીસ ઓફીસરને સ્વાધીન આપવાનો અધીકાર રૂના ઇનસ્પેકટરને છે.

સદરહુ પ્રકારનું રૂ પકડીને અટકાવી રાખવામાં રૂના ઇન્સ્પેકટરને મદદ કરવી એ દરેક પોલીસ આફીસરને અવશ્ય છે.

પણ પારકે મુલક મોકલવા સારૂ કોઇ ગાંસડી આખરની ચાંપી કહાડી હોય તે, માજીસ્ટ્રેટનાં ઝાડો લેવાનાં વારંટ વગર ઉઘાડવાનો અધીકાર રૂના કોઇ પણ ઇનસ્પેકટરને નથી.

૭—જે જે ઇનસ્પેકટર આ આકટ પ્રમાણે રૂ પકડીને અટકાવી રાખે તેણે સદરહુ પ્રમાણે પકડીને અટકાવી રાખ્યાની તારીખથી સાત દીવસની અંદર હેઠળ લખ્યા પ્રમાણે કરવું જોઇએ; એટલે સદરહુ પ્રમાણે પકડીને અટકાવી રાખવાનું કામ મુંબઇ શહેરમાં થયું હોય તો સમન સારૂ દરખાસ્ત કરીને

પ્રેસીડેંસી માજીસ્ટ્રેટની પાસેથી સમન લેવા જોઇએ. જે માણુસના કબજામાં તે રૂ મળ્યું હોય તે માણુસના નામનો તે શમન જોઇએ તથા તે રૂ જપ્ત કરીને સરકાર દાખલ શા વાસ્તે ન કરવું એનું કારણ સમનમાં લખેલા દીવસે બતાવવું એવું તે માણુસને તે સમનમાં ફરમાવેલું જોઇએ. સદરહુ પ્રકારનો ઇનસ્પેકટર સદરહુ મુદતમાં સદરહુ પ્રકારના સમન સારૂ દરખાસ્ત કરીને તે ન મેળવે તો તે રૂ જે માણુસના કબજામાં મળ્યું હોય તેને પાછું આપવું, અને તે ફરીથી પકડવાને અથવા અટકાવી રાખવાને પાત્ર થનાર નથી.

૮—ગવરનર ઇન કાઉન્સીલ વખતે વખતે ફરમાવશે તેટલા તાબા માંહેના કામદાર રૂના દરેક ઇનસ્પેકટરની પાસે હશે અને આ આકટ ઉપરથી ઇનસ્પેકટરને જે અધિકાર આપ્યા છે તે અધિકારો પૈકી જે અધિકાર પોતે જે ઇનસ્પેકટરના તાબામાં હશે તે ઇનસ્પેકટર પોતાને તેની સહીના લેખથી વખતે વખતે આપે તે અધિકાર ચલાવવાને સદરહુ પ્રકારનો તાબામાંનો કામદાર મુખત્યાર છે.

## સીકંજાના પરવાના.

૯ આ આકટમાં આગળ કહેલી રીતે મેળવેલા પરવાના વગર રૂ ચાપવાના કારણ સારૂ કોઈપણ સીકંજાનો ઉપયોગ કરવો નહી.

૧૦—સીકંજા ચલાવવા સારૂ પરવાનો મળવા બાબતની અરજી તે શીકંજો જે ડીસ્ટ્રિકમાં ચલાવવાનો હોય તે ડીસ્ટ્રિકટના કલેક્ટરને કરવી અથવા ગવરનર ઇન કાઉન્સીલ ફરમાવે તે બીજા અમલદારને કરવી, અને સદરહુ સીકંજો ચલાવવા સારૂ જે શક્તીનો ઉપયોગ કરવાનો ઇરાદો હોય તે શક્તી બાબત લખેલી હકીકત તે અરજી સાથે જોઇએ.

જે શીકંજા બાબત પરવાનો મળવાસારૂ અરજી કરી હશે તે શીકંજો અરજદારના કબજામાં છે એવી કલેકટરની અથવા બીજા અમલદારની ખાત્રી થાય તો તે અરજદારને પરવાનો આપવાનો અધિકાર તે કલેકટરને અથવા બીજા અમલદારને છે. સદરહુ પ્રમાણે આપેલ પરવાનાની મુદત આગળ શરૂ થનારી સાલના જાનેવારી મહીનાની ૧ લી તારીખે પુરી થશે; પણ આ બાબત ગવરનર જનરલ ઇન કાઉન્સીલ વખતે વખતે જે કાનુન કરશે તે કાનુનને અનુસરીને તે પરવાના વરસો વરસ જાનેવારી મહિનાની પહેલી તારીખે નવા કરાવી લેવાનો અધિકાર રહેશે અને સદરહુ પ્રમાણે આપેલા અથવા નવા કરાવી લીધેલા પરવાનામાં દાખલ કરેલો શીકંજો બીજે ઠેકાણે લઇ જવામાં આવે અથવા તે ચલાવવા સારૂ ઉપયોગ કરેલી શક્તી બદલવામાં આવે ત્યારે નવા પરવાના સારૂ કલેકટરને અથવા બીજા અમલદારને અરજી કરવાની પરવાનાવાળાને જરૂર છે એમ સમજવું.

પોતે પોતાની સહી સુદ્ધાં જે કારણો અરજી કરનારને લખી જણાવશે તે કારણો ઉપરથી સદરહુ પ્રકારનો હરકોઇ પરવાનો આપવાની અથવા નવો કરી આપવાની ના કહેવાનો અધિકાર કલેકટરને અથવા બીજા અમલદારને છે.

૧૧—સદરહુ પ્રકારનો દરેક પરવાનો એક અથવા વધારે શીકંજા બાબત આપવાનો અધિકાર છે અને તેમાં હેઠળ લખેલો મજકુર નીરદીષ્ટ કરેલો જોઇએ (અ) જેટલા શીકંજા બાબત તે આપ્યો હોય તે શીકંજાની સંખ્યા (બ) જે ઠેકાણે સદરહુ શીકંજા હોય તે ઠેકાણું. (ક) સદરહુ શીકંજા ચલાવવા સારૂ જે શક્તીનો ઉપયોગ કરવાનો હોય તે શક્તી. એવી વીગતે મજકુર નિરદીષ્ટ કરેલો જોઇએ.

અને સદરહુ પ્રકારના હરકોઇ પરવાના બાબત આ આકટને જોડેલા પરીશીષ્ટમાં જે દર લખેલા છે તે દર પ્રમાણે ફી લેવી.

૧૨—સદરહુ પ્રકારના હરકોઇ પરવાના બાબત જે માણુસ અરજી કરે તેણે જે શીકંજા બાબત પરવાનો મળવા સારૂ અરજી કરી હોય તે શીકંજાની જે નીશાનીનો ઉપયોગ કરવાનો ઇરાદો હોય તે નીશાનીનો, કાપડ ઉપર અથવા પાર્ચમેન્ટ ઉપર ( ચામડાના કાગળ ઉપર ) અથવા કાગળ ઉપર કહાડેલો હોય તે કલેકટરની પાસે અથવા સદરહુ પ્રકારના બીજા અમલદારની પાસે આપી મુકવાની જરૂર છે.

આ આકટ પ્રમાણે આપેલા શીકંજાનો દરેક પરવાનો જે શીકંજા બાબત તે આપ્યો હોય તે શીકંજાની જે નીશાનીનો નમુનો આ કલમ પ્રમાણે કલેકટરને અથવા બીજા અમલદારને આપી મુક્યો હોય

તે નીશાનીનો ઉપયોગ કર્યા બાબતનો પણ પરવાનો છે એમ સમજવું અને સદર શીકંજામાં જે જે ગાંસડી ચાંપવામાં આવે તે ગાંસડીના જે બારદાન બંધની અથવા પટાની હેઠળ હોય તે બારદાન ઉપર શીકંજાની સદરહુ નીશાની પરવાનાવાળાએ કરવી અથવા કરાવવી જોઇએ.

૧૩—જે માજીસ્ટ્રેટની રૂબરૂ અથવા કોર્ટની રૂબરૂ આ આકટની સાતમી કલમ પ્રમાણે ગુન્હો કર્યાની સાબેતી પરવાનાવાળા ઉપર થાય, અથવા રૂના ઇનસ્પેકટર અથવા તેના તાબા માંહેના કામદાર પૈકી હરકોઇ કામદાર પોતાનાં કર્તવ્ય કર્મો કરતો હોય ત્યારે તેને પ્રતિબંધ કરવાની સાબેતી જે માજીસ્ટ્રેટની રૂબરૂ અથવા કોર્ટની રૂબરૂ પરવાનાવાળા ઉપર અથવા એજન્ટ ઉપર ( મુખત્યાર ઉપર ) થાય, તે માજીસ્ટ્રેટને અથવા કોર્ટને સદરહુ પ્રકારના પરવાનાવાળાનો પરવાનો રદ કરવાનો અધિકાર છે અથવા પોતાને યોગ્ય લાગે તેટલી મુદત સુધી તે પરવાનો સસપેંડ કરવો એવો હુકમ કરવાનો અધિકાર છે.

## શિક્ષા તથા ગુન્હા તથા ફરીયાદી ચલાવવી.

૧૪—આ આકટની સાતમી કલમ પ્રમાણે કરેલ સમનની ચોકશી કર્યા પછી માજીસ્ટ્રેટની અથવા કોર્ટની આ આકટની ૬ ઠી કલમના ઠરાવ પ્રમાણે પકડીને અટકાવી રાખેલાં કોઇ રૂ બાબત હેઠળ લખ્યા પ્રમાણે ખાત્રી થાય તો એટલે,

(અ) તે રૂમાં દગાથી અથવા બદદાનતથી ભેગ કર્યો છે અથવા તે ખરાબ કર્યું છે અથવા તે વજનમાં ભારે કર્યું છે તેમાં કપાશીઆનું અથવા કચરાનું અથવા પથરાનું અથવા બીજા પદાર્થનું મિશ્રણ કરીને અથવા તે ઝાકળમાં રાખીને અથવા બીજા કોઇ સાધનથી, અથવા (બ) સદરહુ પ્રકારનું રૂ સાફ કરેલું તથા સાફ કર્યા વગરનું ( જેને ઘણું કરીને કપાસ કહે છે ) અથવા જુદી જુદી જાતનાં અથવા પ્રતનાં રૂની એક ગાંસડીમાં દગાથી અથવા બદદાનતથી કરેલો ભેગ છે એવી ખાત્રી થાય તો, માજીસ્ટ્રેટે અથવા કોર્ટે હેઠળ લખ્યા પ્રમાણે હુકમ કરવો એટલે; સદરહુ પ્રકારનું રૂ સરકાર દાખલ કરવું તથા તેનો નાશ કરવો, અથવા સદરહુ પ્રકારનું રૂ સરકાર દાખલ કરવું તથા તે સાફ કરવું અને વેચવું, અથવા સદરહુ પ્રકારનું રૂ, રૂના ઇનસ્પેકટરના હુકમથી અથવા હુકમ મુજબ સાફ કરવું અને તે રૂ જે માણસના કબજામાં મળ્યું હોય તે માણસને, તે સદરહુ પ્રમાણે સાફ કર્યા પછી તે સાફ કરવાનો ખરચ તથા સદરહુ પ્રકારનો માજીસ્ટ્રેટ અથવા કોર્ટ ફરમાવે તે દંડ તે માણસ આપે તો તે રૂ સદરહુ પ્રકારના ઇનસ્પેકટરે પાછું આપવું અને સદરહુ પ્રકારનો દંડ તથા સાફ કરવાનો તથા વેચવાનો ખરચ બાદ કરીને બાકી રહે તે સદરહુ પ્રકારના માણસને આપવું એવો હુકમ કરવો.

૧૫—જે કોઇ આ આકટના ઠરાવ પ્રમાણે અગાઉ પરવાનો લીધા વગર અથવા નવો કરાવી લીધા વગર અથવા નવો પરવાનો લીધા વગર અથવા સદરહુ પ્રકારનો પરવાનો આપવાની ના કહ્યા પછી અથવા તે રદ કર્યા પછી અથવા જે મુદત સુધી તે સસપેંડ કર્યો હશે તે મુદતમાં રૂ ચાંપવા સારૂ કોઇ શીકંજાનો જાણી જોઇને ઉપયોગ કરશે અથવા ઉપયોગ કરવાની કોશીશ કરશે અથવા તેનો ઉપયોગ કરાવશે અથવા કરવા દેશે તેને ઘણામાં ઘણા એક હજાર રૂપીયા સુધી દંડ થશે.

૧૬—શીકંજાની જે નીશાનીનો ઉપયોગ કરવા બાબત બીજા કોઇ માણસને આ આકટ પ્રમાણે પરવાનો આપ્યો હશે તે નીશાની જે માણસ જાણી જોઇને ખોટી કરશે, અથવા જે માણસ શીકંજાની જે નીશાણીનો ઉપયોગ કરવા બાબત પોતાને પરવાનો મળ્યો નહી હોય તે નીશાણીથી કાંઇ ગાંસડી ઉપર નીશાણી કરશે અથવા કરાવશે અથવા કરવા દેશે તેને ઘણુંમાં ઘણું બે વર્ષ સુધી કેદની શિક્ષા થશે અથવા દંડ થશે અથવા બેઉ શિક્ષા થશે.

૧૭—જે કોઇ પરવાનાવાળો શીકંજાની જે નીશાણીનો ઉપયોગ કરવા બાબત પોતાને પરવાનો મળ્યો હશે તે નીશાણીથી પોતાના શીકંજામાં ચાંપેલી કોઇ ગાંસડી ઉપર નીશાણી કરવાની અથવા કરાવવાની ગફલત કરશે તેને સદરહુ પ્રકારની દરેક ગફલત બાબત ઘણામાં ઘણા સો રૂપીયા સુધી દંડ થશે.

૧૮—આ આકટ પ્રમાણે ચલાવવાનાં સઘળાં કામનો તથા આ આકટ તોડીને કરેલા સઘળા ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર, ગુન્હાનો ઇનસાફ કરવા બાબત જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદાના ઠરાવને અનુસરીને મુંબઈ શહેરમાં પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને છે અને બીજે ઠેકાણે બીજા

વર્ગના માજીસ્ટ્રેટના અધિકારના કરતાં ઓછો અધિકાર જે કોઇ ફોજદારી કોર્ટ ચલાવતી નહીં હોય તે કોરટને છે; પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના કોઇ ગુન્હા બાબત કોઇ માણસ ઉપર કામ ચલાવવું હોય તે રૂના ઇનસ્પેકટરે અથવા બીજા કોઇ માણસે ફરીઆદ કર્યા ઉપરથી સમન કર્યા વગર કામ ચલાવવું નહીં.

૧૯—આ આકટ તોડીને કરેલા કોઇ ગુન્હા બાબત કાંઇ કામ ચાલશે તેમાં કોઇ વિશેષ માણસનું નુકશાન કરવાનો ઇરાદો હતો એવું સાબેત કરવાની જરૂર નથી.

૨૦—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ચોસઠમીથી તે શીતેરમી સુધીની કલમો માંહેના ઠરાવ આ આકટ પ્રમાણે કરેલા સઘળા દંડને લાગુ છે એમ સમજવું અને મુંબઇ શહેરમાં સદરહુ પ્રકારનો સઘળો દંડ સન ૧૮૭૪ ના ૪ થા આકટમાં ( પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટોના આકટમાં ) અથવા મુંબઇ શહેરની પોલીસનું નીયમન કરવા બાબત જે વખતે જે કોઇ બીજો આકટ અમલમાં હશે તે આકટમાં કહેલી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

### પરચુણ ઠરાવ.

૨૧—બે આનાથી વધારે નહીં હોય એવો જે દર મુંબઇના સરકારી ગેજીટમાં જાહેરનામુ પ્રસિદ્ધ કરીને સરકાર વખતે વખતે ફરમાવશે તે દર પ્રમાણે રી મુંબઇ ઇલાકાના હરકોઇ ભાગમાંથી બ્રિટીશ ઇન્ડીયાના કોઇ બંદર શીવાય અથવા જગા શીવાય બીજે કોઇ બંદર અથવા જગાએ સરકારી નહીં હોય એવી રૂની જે ગાંસડી મોકલવામાં આવે તે દરેક ગાસડી ઉપર લેવી.

૨૨—આ આકટના ઠરાવ મુજબ સરકાર દાખલ કરેલાં અથવા સાફ કરીને વેચવાનો હુકમ કરેલાં કોઇ પણ રૂમાં કોઇ પણ માણસનો હરકોઇ રીતે હક સંબંધ હશે તે માણસના દીવાની હકને આ આકટના કોઇ ઠરાવ ઉપરથી બાધ આવે છે એવું સમજવું નહીં પણ આ આકટ ઠર્યો ન હોત તો સદરહુ પ્રકારના દરેક માણસને ફરીયાદ કરવાનો જે હક હોત તે ફરીયાદ કરવાનો હક તેને છે એમ સમજવું અને સદરહુ પ્રકારનું રૂ અટકાવી રાખ્યાને લીધે તથા તે પછી જે દંડ તથા સાફ કરવાનો તથા વેચવાનો ખરચ આપ્યો હોય તે સઘળો અને કાયદેસર તથા બીજો ખરચ કર્યો હોય તથા નુકશાન થયું હોય તે ખરચ તથા નુકશાન સદરહુ પ્રકારની ફરીઆદી કરીને વસુલ કરવાના નુકશાનના અવેજનો ભાગ છે એમ સમજવું.

---

## હથિયારનો કાયદો.

### ( સન ૧૮૭૮નો આકટ ૧૧ મો. ) ( સુધારા વધારા સાથે ).

## હથિયાર તથા યુદ્ધ સામગ્રી તથા લશ્કરી સ્ટોર ( સામાન ) સબંધી કાયદો છે તે એકઠો કરીને સુધારવા બાબતનો આકટ.

હથીયાર તથા યુદ્ધ સામગ્રી તથા લશ્કરી સ્ટોર સબંધી કાયદો છે તે એકઠો કરીને સુધારવો યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. આકટને " સન ૧૮૭૮ નો હિંદુસ્તાનનો હથિયાર બાબતનો " આકટ " કહેવો. અને આ આકટ આખા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે પણ આ કલમના કોઇપણ ઠરાવ હેઠળ લખેલાને લાગુ નથી એમ સમજવું.

(અ) સમુદ્રમાં જનારાં કોઇ વહાણ ઉપરના હથિયાર અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર હશે તથા તે તે વહાણના સામાન્ય હથિયારનો અથવા સામાન સંરંજામનો ભાગ હશે તે હથિયારને અથવા યુદ્ધ સામગ્રીને, લશ્કરી સ્ટોરને, અથવા (બ) સરકારી કોઇ નોકર અથવા સન ૧૮૬૮ ના હિંદુસ્તાનના વાલેનટીયરોના આકટ પ્રમાણે પટામાં નામ દાખલ થએલા કોઇ વાલેનટીઅર સદરહુ પ્રકારના સરકારી નોકર અથવા વાલેનટીયર તરીકે પોતાનું કર્તવ્ય કર્મ કરતો હોય ત્યારે અથવા સરકારના હુકમથી હથિ-

બાર અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર તૈયાર કરવાને અથવા તેઓનું રૂપાંતર કરવાને અથવા તે વેચવાને અથવા તે (દેશની) અંદર લાવવાને અથવા (દેશની) બહાર મોકલવાને અથવા એક જગાએથી બીજી જગાએ મોકલવાને અથવા ધારણ કરવાને અથવા કબજામાં રાખવાને લાગુ નથી.

૨ જે તારીખ ગવનર જનરલ ઇન કાઉન્સીલ ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને નીમશે તે તારીખે આ આકટ અમલમાં આવશે.

૩. સદરહુ તારીખે તથા તે તારીખથી આ આકટને જોડેલા પરિશિષ્ટમાં આકટ લખ્યા છે તે સદરહુ પરિશિષ્ટના ત્રીજા આસનમાં નિર્દિષ્ટ કર્યું છે તેટલે સુધી રદ છે એમ સમજવું.

૪ આ આકટમાં વિષય ઉપરથી અથવા પાછલા સબંધ ઉપરથી બોધ આવતો ન હોય તો.

**"તોપ"** આ શબ્દમાં સઘળા [1]હાવિટઝર તથા ગરનાળ તથા [2]વલપીસીલ તથા મીટ્રેલુસ તથા બીજા પ્રકારની તોપ તથા મશીનગન્સ તથા તેઓના સઘળા ભાગનો તથા તે ચાલવાનો તથા એક જગાએથી બીજી જગાએ લઇ જવાનો તથા તેના કામમાં ઉપયોગી પડવાની સઘળી ગાડીઓ તથા [3]પ્લાટફોર્મ તથા તે ચઢાવવાનાં સાધનોનો પણ સમાસ થાય છે.

**"હથિયારો"** આ શબ્દમાં અગ્નિશસ્ત્રોનો તથા સંગીનનો તથા તરવારનો તથા ખંજરનો એટલે કટારીનો તથા ભાલાનો તથા ભાલાના ફળનો તથા કામઠાંનો તથા તીરનો સમાસ થાય છે, અને તોપ તથા હથિયારના ભાગનો અને હથિયારો તૈયાર કરવાનાં યંત્રનો પણ સમાસ થાય છે.

**"યુદ્ધસામગ્રી"** આ શબ્દમાં ટારપીડોના કામમાં ઉપયોગી થઇ પડવા સારૂ અથવા સમુદ્રની હેઠળ સુરંગ મારવા સારૂ ખસુસ યોજેલા સઘળા પદાર્થ તથા બાણ તથા ગનકાટન તથા ડૈનમૈટ તથા લીથોફ્રાકટર તથા અવાજ સાથે ફુટે તેવા તથા ધક્કા લાગ્યાથી અથવા ઘસાયા વગેરેથી મ્હોટા અવાજ થઇને ફુટનારા બીજા પદાર્થ તથા બંદુકનો ચકમક તથા ગનવાડસ તથા તોટી તથા ફ્યુઝી અને ફ્રીકશન ટયુબ તથા યુદ્ધસામગ્રીના સઘળા ભાગ તથા યુદ્ધસામગ્રી કરવાના સઘળા યંત્રોનો પણ સમાસ થાય છે પણ સીસું અથવા ગંધક અથવા સુરાખારનો સમાસ થતો નથી.

**"લશ્કરી સ્ટોર"** બ્રિટિશ ઇંડીયાના કોઇ ભાગને લાગુ કરેલી આ આકટની કોઇ કલમ માંહેના "લશ્કરી સ્ટોર" આ શબ્દનો જે કોઇ લશ્કરી સ્ટોરને સદરહુ કલમ સદરહુ પ્રકારના ભાગમાં ગવનર જનરલ ઇન કૌંન્સીલ ઇંડીયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ખસુસ લાગુ કરશે તે લશ્કરી સ્ટોર એવો સમજવો અને "લશ્કરી સ્ટોર" આ શબ્દોમાં સઘળું સીસું તથા ગંધક તથા સુરોખાર તથા બીજા પદાર્થ જેને સદરહુ કલમ ગવનર જનરલ ઇન કૌન્સિલ વખતે સદરહુ પ્રમાણે લાગુ કરશે તેનો પણ સમાસ થાય છે એમ સમજવું.

**"લાઇસન્સ"** શબ્દનો અર્થ આ આકટ પ્રમાણે આપેલું લાઇસન્સ અને "લાઇસન્સ આપ્યું" શબ્દનો અર્થ સદરહુ પ્રકારનું લાઇસન્સ ધારણ કરવું.

૫ કોઇ માણસ કોઇ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર લાઇસન્સ વગર તથા તે લાઇસન્સ ઉપરથી જે રીતની પરવાનગી આપી હશે તે સિવાય બીજી રીતે તથા જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તૈયાર કરવો નહીં અથવા તેઓનું રૂપાંતર કરવું નહીં, અથવા તે વેચવો નહીં અથવા વેચવા સારૂ રાખવો નહીં, અથવા વેચવા સારૂ કાઢવો નહીં, અથવા માંડી મુકવો નહીં.

કોઇ માણસના કાયદાસર કબજામાં પોતાના ખાનગી ઉપયોગ સારૂ હથીયારો અથવા યુદ્ધસામગ્રી હશે, તે વેચવાની આ કલમના કોઇ ઠરાવ ઉપરથી તેને મના છે એમ સમજવું નહીં, એટલે તે હથીયારો અથવા યુદ્ધસામગ્રી કબજામાં રાખવાની મના જે માણસને જે વખતે જે આકટ અમલમાં હશે તે આકટ મુજબ નહીં હોય, તે માણસને વેચવાની મના છે એમ સમજવું નહીં. પણ જે માણસને આ આકટની સત્તાવીસમી કલમ પ્રમાણે આપેલી મારીના સબબથી હથીયારો અથવા યુદ્ધસામગ્રી કબજામાં રાખવાનો હશે તે માણસ શિવાય બીજા કોઇ માણસને જે જે માણસ હથીયારો અથવા યુદ્ધસામગ્રી સદરહુ પ્રમાણે વેચશે તે તે માણસે તે વેચાણ બાબતની તથા ખરીદદારનાં નામ તથા ઠેકાણાં બાબતની

---

૧ એક જાતની તોપ. ૨ કોટ ઉપરની તોપ. ૩ મોરચો.

નોટીસ વગર કારણે વાર ન લગાડતાં ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને અથવા છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સ્વાધીન હોય, તે અમલદારને આપવી.

૬ કોઇ માણસે કોઇ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર લાઇસન્સ વગર તથા સદરહુ પ્રકારના લાઇસન્સ ઉપરથી જે રીતની પરવાનગી આપી હશે તે શિવાય બીજી રીતે અથવા જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે બ્રિટિશ ઇંડીયાની બહાર જળમાર્ગે અથવા ખુશ્કીને રસ્તે લાવવો નહીં, અથવા લઇ જવો નહીં.

જે કોઇ માણસને હથીયારો અથવા યુદ્ધસામગ્રી કબજામાં રાખવાનો કાયદેસર રીતે હક હશે તે માણસે પોતાના ખાનગી વાપરસારૂ માફક પરિમાણ પ્રમાણે આણેલાં અથવા બહાર મોકલેલાં ( તોપ શિવાય બીજાં ) હથિયારોને અથવા યુદ્ધસામગ્રીને આ કલમની પેહેલી રકમના કોઇ ઠરાવ લાગુ નથી પણ સદરહુ પ્રકારના હથીયારો બાબત અથવા યુદ્ધસામગ્રી બાબત સ્થાનિક સરકારનો પોતાને હુકમ પહોંચતાં લગી તે હરકોઇ વખતે અટકાવી રાખવાનો અધિકાર કસ્ટમના કલેકટરને અથવા આ બાબત જે બીજા અમલદારને તેના નામથી અથવા હુદ્દાના સબંધથી સ્થાનિક સરકારે અખત્યાર આપ્યો હશે તેને છે.

ખુલાસો—જે હથીયારો તથા યુદ્ધસામગ્રી તથા લશ્કરી સ્ટોર બ્રિટિશ ઇંડીયાના એક ભાગમાંથી બીજા ભાગમાં જળમાર્ગે અથવા બ્રિટિશ ઇંડીયાનો ભાગ નહીં હોય તેવા દરમ્યાનના મુલકમાંથી લઇ ગયા હશે તે આ કલમના અર્થ પ્રમાણે બ્રિટિશ ઇંડીયામાંથી લઇ ગયા છે તથા બ્રિટિશ ઇંડીયામાં આણેલો છે એમ સમજવું.

૭ સન ૧૮૭૮ ના જળમાર્ગની કસ્ટમના, આકટમાં ગમે તે ઠરાવ હોય, તોપણ કોઇ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર તે આકટની સોળમી કલમ પ્રમાણે લાઇસન્સ આપેલી કોઇ વખારમાં સ્થાનિક સરકારની મંજુરી વગર રાખવો નહીં.

કલમ—૮ તથા ૯ સને ૧૮૯૧ ના એકટ ૧૨ થી સુધરી છે.

૧૦ ઇંડીયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

(અ) આખા બ્રિટિશ ઇંડીયામાં અથવા તેના કોઇ ભાગમાં કોઇ પ્રકારનાં હાથીઆર અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર એક જગાથી બીજી જગાએ લઇ જવાનું નિયમન અથવા મના, બીલકુલ અથવા લાઇસન્સ હોય તે પ્રસંગે તથા લાઇસન્સમાં જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તથા જે રીતની પરવાનગી આપી હશે તે શિવાય બીજી રીતે કરવાનો અધિકાર, અને (બ) સદરહુ પ્રકારનું કોઇ જાહેરનામું રદ કરવાનો અધિકાર છે.

ખુલાસો—હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર બ્રિટિશ ઇંડીયાના કોઈ બંદરમાં એક વહાણમાંથી બીજા વહાણમાં ચઢાવ્યાં હશે, તે આ કલમના અર્થ પ્રમાણે એક જગાએથી બીજી જગાએ લઇ ગયા છે એમ સમજવું.

૧૧—બ્રિટિશ ઇંડીયા તથા પારકા મુલકની દરમ્યાનની હદની લાઇન ઉપર કોઈ જગોએ તથા તે લાઇનની અંદર પોતાને યોગ્ય લાગે તે અંતર ઉપર ઝાડા લેવાનાં થાણાં સ્થાપવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઇને સ્થાનિક સરકારને છે. તે થાણામાં સઘળાં વહાણ, તથા ભાર બરદારી જનાવરો, તથા સઘળી પેટીઓ તથા ગાંસડીઓ તથા પાકેજો રસ્તે જતાં હોય તે ઉભા રાખવાનો તથા હથીઆરો સારૂ તથા યુદ્ધ સામગ્રી સારૂ તથા લશ્કરી સ્ટોર સારૂ તેઓનો ઝાડો લેવાનો અધિકાર જે કોઇ અમલદારને તેના નામથી અથવા હોદ્દાના સબંધથી આ બાબત સદરહુ પ્રકારની સરકારે અખત્યાર આપ્યો હશે તે અમલદારને છે.

૧૨—કોઇ હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર ( તે બાબત લાઇસન્સ હોય કે ન હોય તો પણ ) હેઠળ લખેલી રીતે તથા હેઠળ લખેલે પ્રસંગે લઇ જતાં કોઇ માણસ મળે ત્યારે એટલે કોઇ ગેરકાયદેસર કારણ સારૂ વાપરવાના ઇરાદાથી અથવા તે ઉપયોગી થઇ પડવાના ઇરાદાથી તે લઇ જવામાં આવે છે એવો શક આવવાનો વ્યાજબી સબબ મળે એવી રીતે અથવા એવે પ્રસંગે લઇ જતાં જડે ત્યારે વગર વારંટે તેને પકડવાનો તથા તેની પાસેથી સદરહુ પ્રકારનાં હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર લેવાનો અધિકાર કોઇ પણ માણસને છે.

માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર નહીં હોય તેવા કોઇ માણસે પકડેલું કોઈ માણસ અને સદરહુ પ્રમાણે લીધેલાં હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લસ્કરી સ્ટોર બને તેમ જલદી પોલીસ અમલદારને સ્વાધીન કરવો.

પોલીસ અમલદારે પકડેલાં અથવા પોલીસ અમલદારને સ્વાધીન કરેલાં સઘળાં માણસો અને સદરહુ પ્રકારનાં કોઇ અમલદારે પકડેલાં અથવા આ કલમ પ્રમાણે તેને સ્વાધીન કરેલાં સઘળાં હથીયારો તથા યુદ્ધસામગ્રી વગર કારણે વાર ન લગાડતાં માજીસ્ટ્રેટની પાસે લઈ જવી.

૧૩—લાઇસન્સ વગર તથા લાઇસન્સમાં જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તથા જે રીતની પરવાનગી આપી હશે તે શિવાય બીજી રીતે કોઇપણ હથીઆરો બાંધીને કોઇ માણસે ફરવું નહીં.

લાઇસન્સ વગર અથવા લાઇસન્સના ઠરાવ તોડીને કોઈ માણસ હથીઆરો બાંધીને સદરહુ પ્રમાણે ફરશે તેની પાસેથી હથીયારો લેવાનો અધિકાર કોઇ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અથવા જે બીજા અમલદારને તેના નામથી અથવા તેના હુદ્દાના સબંધથી સ્થાનિક સરકારે આ બાબત અખત્યાર આપ્યો હશે તેને છે.

૧૪—લાઇસન્સ વગર તથા લાઇસન્સમાં જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તથા જે રીતની પરવાનગી આપી હશે તે શિવાય બીજી રીતે કોઈ માણસે તોપ અથવા અગ્નિ શસ્ત્રો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર પોતાના કબજામાં અથવા પોતાના નિબંધમાં રાખવો નહી.

આ કલમના આ પછીના ત્રણ પારા ૧૮૯૧ ના એકટ ૧૨ થી મુકી દીધા છે.

૧૫—જે જગામાં સન ૧૮૬૦ ના ૩૧ મા આકટની ૩૨ મી કલમની ૨ જી રકમ આ આકટ અમલમાં આવશે તે વખતે લાગુ હશે તે જગામાં અથવા જે જગાને આ કલમ સ્થાનિક સરકાર ગવરનર જનરલ ઇન કાઉન્સીલની અગાઉથી મંજુરી લઇને તથા સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ખસુસ લાગુ કરશે તે જગામાં કોઇ માણસે કોઇ પ્રકારનાં હથીઆરો લાઇસન્સ વગર તથા લાઇસન્સમાં જે રીતની પરવાનગી આપી હશે. તે રીત સિવાય બીજી રીતે તથા જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે પોતાના કબજામાં રાખવા નહી.

૧૬—કોઇ માણસે હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર પોતાના કબજામાં રાખવો એ લાઇસન્સ રદ્દ થયાને લીધે અથવા તેની મુદત પુરી થયાને લીધે અથવા પંદરમી કલમ પ્રમાણે જાહેરનામું કર્યાને લીધે ગેરકાયદાસર થયું હશે, તે માણસના કબજામાં હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર હશે, તે તેણે છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સ્વાધીન હશે, તે અમલદારની પાસે વગર કારણે વાર ન લગાડતાં અનામત મુકવો.

આ કલમ પ્રમાણે અનામત મુકેલા કોઇ પદાર્થનો માલીક તે પદાર્થ પોતાના કબજામાં રાખવાનો અધિકાર પોતાને છે, એ બાબતનું લાઇસન્સ સદરહુ પ્રકારનો પદાર્થ સદરહુ પ્રમાણે જે તારીખે અનામત મુક્યો હશે તે તારીખથી ત્રણ વર્ષની અંદર હાજર નહીં કરે, તથા તે પદાર્થ પોતાને સોંપવા બાબતની અરજી નહીં કરે તો, તે પદાર્થ સરકાર દાખલ થશે.

૧૭ લાઇસન્સ કયા અમલદારે આપવું, તે અમલદાર ઠરાવવા બાબતની તથા જે નમુના પ્રમાણે તથા જે મર્યાદાથી તથા શરતથી તથા જે મર્યાદાને તથા સરતને અનુસરીને કોઇ લાઇસન્સ આપવું તે મર્યાદા તથા શરત ઠરાવવા બાબતની ઇંડીયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે કાનુન કરવાનો અધિકાર અને સદરહુ પ્રકારની કાનુનમાં બીજી વાત ઠરાવવાની તેમાં હેઠળ લખેલી વાત ઠરાવવાનો અધિકાર ગવરનર જનરલ ઇન કૌઉન્સિલને છે.

(અ) સદરહુ પ્રકારનું લાઇસન્સ અમલમાં રહેવાની મુદત ઠરાવવાનો, અને ( બ ) આ આકટ અમલમાં આવશે તે વખતે જે જગ્યાને સ. ૧૮૬૦ ના ૩૧ મા આકટની ૩૨ મી કલમની ૨ જી રકમ લાગુ હશે, તે જગામાં આપેલા સદરહુ પ્રકારના કોઇ લાઇસન્સ બાબત અથવા બીજી કોઇ જગામાં ( હથીઆર વગેરે રાખવાના ) કબજા બાબત આપેલાં લાઇસન્સ શિવાય સદરહુ પ્રકારની બીજા કોઇ લાઈસન્સ બાબત સ્ટાંપથી અથવા બીજી રીતે લેવાની ફી ઠરાવવાનો, અને ( ક ) ( હથીયાર વગેરે ) કબ-

જામાં રાખવા બાબતના લાઇસન્સ શિવાય સદરહુ પ્રકારના બીજા કોઇ લાઇસન્સના ધારણ કરનારાએ, તે બીજા લાઇસન્સ પ્રમાણે કરેલી કોઇ વાત બાબત સ્થાનિક સરકાર ફરમાવે તેવા નમુના પ્રમાણે દફતર અથવા હિસાબ રાખવો તથા સરકારનો અમલદાર સદરહુ પ્રકારનું દફતર અથવા હિસાબ બતાવવાનું કહે તો, તે બતાવવો એવું ફરમાવવાનો, અને ( ડ ) પાંચમી કલમમાં અથવા છઠી કલમમાં કહેલા પ્રકારનું લાઇસન્સ ધારણ કરનાર કોઇ માણસ જે ઠેકાણે હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર તૈયાર કરતું હોય અથવા તેણે રાખ્યો હોય, તે ઠેકાણામાં પેસવાનો તથા તે તપાસી જોવાનો અખત્યાર સરકારના કોઇ પણ અમલદારને આપવાનો, અને ( ઇ ) સદરહુ પ્રકારના કોઇ માણસના કબજામાં અ-થવા તેના નિર્બંધમાં હથીયારોનો તથા યુદ્ધ સામગ્રીનો તથા લશ્કરી સ્ટોરનો સંગ્રહ હશે, તે સઘળો તેણે સદરહુ પ્રમાણે અખત્યાર આપેલા સરકારના અમલદારને બતાવવો, એવું ફરમાવવાનો, અને ( ફ ) કોઇ લાઇસન્સ ધારણ કરનાર માણસને અથવા કોઇ લાઇસન્સ ઉપરથી કામ ચલાવનાર માણસને તે લાઇસ-ન્સ હાજર કર, અને તે લાઇસન્સ જે હથીઆરો બાબત અથવા યુદ્ધ સામગ્રી બાબત હશે, તે હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર હાજર કર, અથવા તે બાબતનો જવાબ દે એવું સરકારનો અમલદાર કહે તો, તેણે તે હાજર કરવો અથવા જવાબ આપવો, એવો ઠરાવ કરવાનો અધિકાર છે.

૧૮—કોઇ પણ લાઇસન્સ રદ કરવાનો અથવા મોકુફ કરવાનો અધિકાર હેઠળ લખેલા અમલદારને છે. એટલે:—

(અ) જે અમલદારે તે લાઇસન્સ આપ્યું હશે તેને અથવા તે અમલદાર જે કોઈ અધિકારીના તાબામાં હશે તેને અથવા ડિસ્ટ્રિકટનો કોઈ માજીસ્ટ્રેટ અથવા ઇલાકાના મુખ્ય શહેરની પોલીસનો કમીશનર જેની હકુમતની સ્થળસીમમાં સદરહુ પ્રકારનો લાઇસન્સ ધારણ કરનારો હશે, તે ડિસ્ટ્રિકટના માજીસ્ટ્રેટને અથવા પોલીસના કમીશનરને લોકની સુલેહ રાખવા સારૂ સદરહુ પ્રકારનું લાઈસન્સ રદ કરવાની અથવા મોકુફ કરવાની જરૂર લાગે ત્યારે કારણો હોય તે દફતરમાં લખીને તે પ્રમાણે કરવાનો અધિકાર સદરહુ પ્રકારના અમલદારને અથવા અધિકારીને અથવા માજીસ્ટ્રેટને અથવા કમીશનરને છે, અને (બ) જે કોઈ જડજની પાસે અથવા માજીસ્ટ્રેટની પાસે આ આકટ વિરૂધ્ધ ગુન્હો કર્યાની સાબીતી સદરહુ પ્રકારના લાઇ-સન્સ ધારણ કરનારની ઉપર થશે, તે જજજને અથવા માજીસ્ટ્રેટને, અને જે મુલકનો રાજકારભાર પોતે ચલાવતા હશે, તે આખા મુલકમાં અથવા તેના કોઇ ભાગમાં સઘળા અથવા કોઇ પણ લાઇસન્સો સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિધ્ધ કરીને પોતાના પ્રસંગાનુસાર વર્તનાધિકારથી રદ અથવા મોકુફ કર-વાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

૧૯—જે કોઇ હેઠળ લખેલા ગુન્હા પૈકી કોઇ પણ ગુન્હો કરશે, એટલે—

( અ ) પાંચમી કલમના ઠરાવ તોડીને કોઇ હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર તૈયાર કરશે અથવા તેનું રૂપાંતર કરશે અથવા તે વેચશે અથવા રાખશે અથવા વેચવાને કાઢશે અથવા માંડી મુકશે, અથવા. (બ) તેજ કલમમાં નોટીશ આપવાનું કહ્યું છે, તે પ્રમાણે નોટીસ આપવાને ચુકશે, અથવા (ક) છઠી કલમના ઠરાવ તોડીને કોઈ હથીયારો અથવા યુધ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર લાવશે, અથવા બહાર મોકલશે, અથવા (ડ) દશમી કલમ પ્રમાણે કરેલા કોઇ નિયમ અથવા મના તોડીને કોઇ હથીયારો અથવા યુધ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર એક જગાએથી બીજી જગાએ લઇ જશે, અથવા ( ઈ ) તેરમી કલમના ઠરાવ તોડીને હથીયાર બાંધીને ફરશે; અથવા (ફ) ચાૈદમી અથવા પંદરમી કલમના ઠરાવ તોડીને કોઇ હથીયાર અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર પોતાના કબજામાં અથવા નિર્બંધમાં રાખશે; અથવા ( ગ ) સત્તરમી કલમની ( ક ) રકમ પ્રમાણે કરેલી કાનુન પ્રમાણે જે દફતર અથવા હિસાબ તેણે રાખવો જોઇએ, તેમાં ખોટો મજકુર જાણી જોઇને લખશે; અથવા (હ) સત્તરમી કલમની ( ઈ ) રકમ પ્રમાણે કરેલી કાનુન મુજબ જે પદાર્થ તેણે બતાવવો જોઇએ, તે પદાર્થ તે બતાવવાને જાણી જોઇને ચુકશે; અથવા ( આઈ ) ચાૈદમી અથવા સોળમી કલમમાં કહ્યા પ્રમાણે હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર અનામત મુકવાને ચુકશે, તેને ઘણામાં ઘણા ત્રણ વર્ષ સુધી કેદની અથવા દંડની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે.

૨૦—ઓગણીસમી કલમની ( અ ) અથવા ( ક ) અથવા ( ડ ) અથવા ( ફ ) રકમમાં કહેલાં કોઇ કૃત્ય હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં સરકારી નોકરોની વ્યાખ્યા કરી છે, તેવા કોઇ સરકારી નોકરને અથવા લોઢાની સડક ઉપર ચાકરીએ હોય તેવા કોઇ માણસને અથવા કોઇ હુંડાભાડુ કરનારના નોકરને ખબર ન પડે, એવો ઇરાદો જે રીતે માલમ પડે તે રીતે જે કોઇ સદરહુ પ્રકારનું કૃત્ય કરશે.

અને પચીસમી કલમ પ્રમાણે ઝાડો લેવામાં આવતો હોય. ત્યારે જે કોઇ માણસ હથિયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર સંતાડશે અથવા સંતાડવાની કોશિસ કરશે; તેને ઘણામાં ઘણુ સાત વર્ષ સુધીની કેદની અથવા દંડની શિક્ષા, અથવા આ બેઉ શિક્ષા થશે.

૨૧—જે શરતને અનુસરીને લાઇસન્સ આપ્યું હશે તે શરત તોડીને જે કોઇ હેઠળ લખેલે પ્રસંગે કાંઇ કૃત્ય કરશે, અથવા કરવાનું વર્જ કરશે એટલે સદરહુ પ્રકારનું કૃત્ય કર્યા બદલ અથવા કરવાનું વર્જ કર્યા બદલ ઓગણીસમી અથવા વીસમી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકતી નહીં હોય તેવું કાંઇ કૃત્ય કરશે, અથવા કરવાનું વર્જ કરશે તેને ઘણામાં ઘણા ૭ મહિના સુધી કેદની અથવા ઘણામાં ઘણા પાંચસે રૂપિઆ સુધી દંડની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે.

૨૨—જે માણસ હથિયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર વેચવા બાબતનું જે માણસને પાંચમી કલમના વિશેષ ઠરાવ મુજબ લાઇસન્સ આપ્યું નહીં હોય, અથવા અધિકાર આપ્યો નહીં હોય તેની પાસેથી જાણી જોઇને તે ખરીદ કરશે; અથવા કોઇ હથીયારો અથવા યુદ્ધસામગ્રી અથવા લશ્કરી સ્ટોર કબજામાં રાખવાનો કાયદાસર રીતે અધિકાર આપ્યો છે કે નહીં, તેની અગાઉથી ચોકશી કર્યા વગર તે કોઇ માણસના કબજામાં આપશે તેને ઘણામાં ઘણા ૭ મહીના સુધી કેદની અથવા ઘણામાં ઘણા પાંચસે રૂપીયા સુધી દંડની અથવા આ બેઉ શિક્ષા થશે.

૨૩—જે કાનુન આ આકટ પ્રમાણે કરી હશે તથા જે તોડયા બાબત આ આકટમાં શિક્ષા ઠરાવી નહીં હોય તે કાનુન જે માણસ તોડશે તે માણસને ઘણામાં ઘણા એક મહીના સુધી કેદની અથવા ઘણામાં ઘણા બસેં રૂપીયા સુધી દંડની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે.

૨૪—કોઇ હથીયાર બાબત અથવા યુદ્ધ સામગ્રી બાબત અથવા લશકરી સ્ટોર બાબત આ આકટ પ્રમાણે શિક્ષા કરવા જોગ ગુન્હો કર્યાની સાબીતી થઇ હશે ત્યારે સદરહુ પ્રકારનાં સઘળાં હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશકરી સ્ટોર અથવા તેના કાંઇ ભાગ અને તે લઇ જવા સારૂ ઉપયોગ કરેલું કોઇ વહાણ અથવા ગાડું અથવા ભારબરદારી જનાવર અને જે પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા ગાંસડીમાં તે સંતાડયો હોય તે પેટી અથવા પ્યાકેજ અથવા ગાંસડી તથા તે પેટીમાંનો અથવા પ્યાકેજમાંનો અથવા ગાંસડીમાંનો બીજો માલ જપ્ત કરવા બાબતના, વળી બીજા હુકમનો પ્રસંગાનુસાર વર્તનાધિકાર ગુન્હાની સાબીતી કરનાર કોર્ટને અથવા માજીસ્ટ્રેટને છે.

૨૫—પોતાની હકુમતની સ્થળસીમમાં રહેનાર કોઇ માણસના કબજામાં કોઇ ગેરકાયદાસર કામ સારૂ કોઇ હથિયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશકરી સ્ટોર છે એવું લાગવાનો, અથવા લોકની સુલેહને ધોકો લાગ્યા વગર સદરહુ પ્રકારનાં કોઇ હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશકરી સ્ટોર સદરહુ પ્રકારના કોઇ માણસના કબજામાં રાખી શકાશે નહીં. એવું લાગવાનો કોઇ માજીસ્ટ્રેટને સબબ હોય, ત્યારે

પોતાને લાગવાનાં કારણ હોય તે પ્રથમ દફતરમાં લખી મુકીને. જે ઘરનો અથવા ઠેકાણાનો ઉપયોગ સદરહુ પ્રકારનું માણસ કરતું હોય તે ઘરનો અથવા ઠેકાણાનો અથવા જે ઘરમાં અથવા ઠેકાણામાં સદરહુ પ્રકારનાં હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર છે અથવા મળશે, એવું લાગવાનો પોતાને સબબ હોય તે ઘરનો અથવા ઠેકાણાનો ઝાડો લેવરાવવાનો અધિકાર અને તે બાબત લાઇસન્સ હોય તોપણ તે પકડવાનો તથા પોતાને જરૂર લાગે તે વખત સુધી સુરક્ષીત જગાએ અટકાવી રાખવાનો અધિકાર સદરહુ પ્રકારના માજીસ્ટ્રેટને છે.

સદરહુ પ્રકારને પ્રસંગે માજીસ્ટ્રેટે અથવા માજીસ્ટ્રેટની સમક્ષ અથવા જે અમલદારને તેના નામથી અથવા હુદ્દાના સંબંધથી સ્થાનીક સરકારે આ બાબત ખસુસ અધિકાર આપ્યો હશે, તે અમલદારે અથવા તે અમલદારની સમક્ષ ઝાડો લેવો.

૨૬—કોઇ હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર કબજામાં રાખવા બાબતનું કોઇ માણુસને લાઇસન્સ આપેલું હશે; તોપણુ તે માણુસના કબજામાંના કોઇ પણુ હથીઆરો અથવા સામગ્રી અથવા લશ્કરી સ્ટોર હરકોઇ વખતે પકડવા બાબતનો હુકમ કરવાનો અથવા પકડાવવાનો અધિકાર અને લોકની સાલમતી સારૂ પોતાને જરૂર લાગે તે વખત સુધી તે અટકાવી રાખવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

૨૭—ઇંડીયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર ગવરનર જનરલ ઇન કાઉન્સીલને છે, એટલે—

( અ ) આ આકટ માંહેની કોઇ મનાના અથવા હુકમના અમલમાંથી કોઇ માણુસને તેના નામથી અથવા તેના હુદાના સબંધથી અથવા હરકોઇ વર્ગના લોકને કાઢવાનો, અથવા હરકોઇ પ્રકારનાં હથીયારો અથવા યુદ્ધ સામગ્રી ખારેજ કરવાનો અથવા બ્રિટીશ ઇંડિયાનો કોઇ પણુ ભાગ કાઢવાનો અને

( બ ) સદરહુ પ્રકારનું કોઇ જાહેરનામું રદ કરવાનો અને સદરહુ પ્રકારની મનાનો અથવા હુકમનો અમલ તે માણુસોને અથવા પદાર્થોને અથવા જાહેરનામામાં લખેલા બ્રિટીશ ઇંડિયાનાં ભાગને ફરીથી લાગુ કરવાનો અધિકાર છે.

૨૮— આ આકટ મુજબ શિક્ષા કરવા જોગ કોઇ ગુન્હો કર્યાની જે જે માણુસને ખબર હશે, તેણે તે બાબતની ખબર ન આપવાનું વ્યાજબી કારણુ ન હોય ત્યારે છેક નજીકના પોલીસ અમલદારને અથવા માજીસ્ટ્રેટને ખબર આપવી જોઇએ. વ્યાજબી કારણુ નહીં હતું એ સાબિત કરવાનો બોજો તે માણુસ ઉપર રહેશે.જે હથીયાર બાબત અથવા યુદ્ધ સામગ્રી બાબત અથવા લશ્કરી સ્ટોર બાબત આ આકટ વિરૂદ્ધ ગુન્હો કર્યો છે અથવા કરવામાં આવે છે તે હથીયારો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર રસ્તે જતી કોઇ પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા ગાંસડીમાં છે એવો પોતાને શક હોય તે પેટી બાબત અથવા પ્યાકેજ બાબત અથવા ગાંસડી બાબત ખબર ન આપવાનું વ્યજબી કારણુ નહીં હશે ત્યારે કોઇ લોઢાની સડક ઉપર ચાકરીમાં હોય તેવા અથવા કોઇ હુડાંભાડુ કરનારે ચાકરીમાં રાખેલા દરેક માણુસે છેક પાસેના પોલીસ અમલદારને ખબર આપવી જોઇએ. વ્યાજબી કારણુ ન હતું એ સાબીત કરવાનો બોજો તે માણુસ ઉપર રહેશે.

( ૨૯ ) ઓગણીસમી કલમની ( ફ ) રકમ પ્રમાણે શિક્ષા કરવા જોગ કાંઇ ગુન્હો હેઠળ લખેલા પ્રાંતમાં આ આકટ જે તારીખે અમલમાં આવે તે તારીખથી ત્રણુ મહિનાની અંદર કર્યો હશે ત્યારે એટલે જે પ્રાંતને અથવા ડિસ્ટ્રિકટને અથવા જગાને સન ૧૮૬૦ ના ૩૧ મા આકટની ૩૨ મી કલમની ૨ જી રકમ સરદહુ પ્રકારની તારીખે લાગુ હશે તે પ્રાંતમાં અથવા ડિસ્ટ્રિકટમાં અથવા જગામાં કર્યો હશે ત્યારે અથવા બ્રિટીશ ઇંડીયાનો જે ભાગ સદરહુ પ્રકારનો પ્રાંત અથવા ડિસ્ટ્રિકટ અથવા જગા નહિ હશે તે ભાગમાં કરવામાં આવશે ત્યારે સદરહુ પ્રકારના ગુન્હા બાબત કોઇ માણુસ ઉપર કામ ચલાવવું હોય તે, તે ડિસ્ટ્રિકટના માજીસ્ટ્રેટની અથવા ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસના કમીશનરની મંજુરી લીધા વગર ચલાવવું નહીં.

૩૦—ઓગણીસમી કલમની ( ફ ) રકમ પ્રમાણે શિક્ષા કરવા જોગ ગુન્હા બાબત કોઇ કામ ચલાવ્યું હોય, તે ચાલતું હોય ત્યારે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે અથવા સન ૧૮૭૭ ના પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટોના આકટ પ્રમાણે ઝાડા લેવાના હશે ત્યારે તે ઝાડા સદરહુ કાયદામાં અથવા આકટમાં ગમે તે ઠરાવ હોય તોપણુ આ બાબત જે અમલદારને નામથી અથવા હુદાના સબંધથી સ્થાનિક સરકારે ખસુસ નીમ્યો હશે તે અમલદારની રૂબરૂ લેવા અને બીજી રીતે લેવા નહીં.

૩૧—જે કાંઇ કૃત્ય કર્યું હોય અથવા કરવાનું વર્જ કર્યું હોય તો, આ આકટ વિરૂદ્ધ અથવા આ આકટ પ્રમાણે કરેલી કાનુન વિરૂદ્ધ ગુન્હો થતો હશે તે કૃત્ય બાબત અથવા વર્જ કર્યા બાબત કોઇ માણુસ ઉપર બીજા કોઇ કાયદા પ્રમાણે કામ ચલાવવાને અથવા આ આકટમાં ઠરાવેલી શિક્ષા કરતાં અથવા દંડ કરતાં કોઇ મ્હોટી શિક્ષાને અથવા દંડને સદરહુ પ્રકારના બીજા કાયદા ઉપરથી તે માણુસ પાત્ર થવાને આ આકટના કોઇ ઠરાવ ઉપરથી હરકત છે એમ સમજવું નહીં, પણુ એવું ઠરાવ્યું છે કે

કોઇ માણસને એકજ ગુન્હા બદલ બે વખત શિક્ષા કરવી નહીં.

૩૨—સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને હરકોઇ પ્રદેશ માંહેના સઘળાં અગ્નિશસ્ત્રોની ગણત્રી કરવી એવો હુકમ વખતે વખતે કરવાનો અધિકાર અને સદરહુ પ્રકારની ગણત્રી કરવાનો અખત્યાર કોઇ પણ માણસને તેના નામથી અથવા હુદ્દાના સબંધથી આપવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

સદરહુ પ્રકારનું કોઇ જાહેરનામું પ્રસિદ્ધ કર્યું હોય ત્યારે સદરહુ પ્રકારના પ્રદેશમાં સદરહુ પ્રકારનાં કોઇ હથિયારો કોઇ માણસના કબજામાં હશે તે સઘળાં માણસોએ તે હથિયારો બાબત જે માહિતી સદરહુ પ્રમાણે અખત્યાર આપેલું માણસ માગે તે તેને આપવી અને સદરહુ પ્રકારનાં હથિયારો તેણે પોતાની પાસે હાજર કરવાનું કહ્યું હોય તો હાજર કરવાં.

સદરહુ પ્રકારનાં કોઇ હથિયારો હાજર કરવાનું કહ્યું હોય ત્યારે તે હાજર કરવાની કોઇ માણસ ના કહેશે અથવા ગફલત કરશે તેને ઘણામાં ઘણા એક મહીના સુધી કેદની અથવા ઘણામાં ઘણા બસેં રૂપીઆ સુધી દંડની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે.

૩૩—આ આકટ પ્રમાણે કોઇ વાત કર્યા બદલ કોઇ માણસ ઉપર ફરીયાદ શીવાય બીજું કાંઇ પણ કામ ચલાવવું હોય તે કામ ચલાવવાનો ઇરાદો હોય તે બાબત એક મહીના આગમચ લખેલી નોટીસ તેને આપ્યા વગર અથવા સદરહુ પ્રકારનું કારણ ઉત્પન્ન થયાની તારીખથી ત્રણ મહિના થયા પછી ચલાવવું નહીં.

---

## કારીગીર મજુર અને બેગારી લોક કરાર તોડે તે બાબતનો કાયદો.

### ( સને ૧૮૫૯ નો આકટ ૧૩ મો. સુધારા વધારા સાથે ).

૧—હરકોઇ શેહેરમાં, અથવા પ્રિન્સ આફ વેલ્સ, આયર્લંડ, સિંકાપુર અને મલાકા એ સેટલમેંટ માંહેના હરકોઇ થાણામાં રેહેનારા, અથવા કામ ચલાવનારા ધણી પાસેથી, અથવા કામ ઉપર રાખનારની તરફથી કામ ચલાવનારા હરકોઇ માણસની પાસેથી કોઇ કારીગરે, અથવા મજુરે, અથવા બેગારીએ કામ કરવાનો કરાર કરીને, અથવા બીજા કારીગર પાસે, અથવા મજુર પાસે, અથવા બેગારી પાસે કામ કરાવી આપવાનો કરાર કરીને, તે બાબત, અગાઉ નાણું લીધું હોય તે કારીગર, અથવા મજુર, અથવા બેગારી પોતાના કરારની સરતો પ્રમાણે કામ કરવાની અથવા કરાવી આપવાની જાણી જોઇને તથા કાયદાસર અથવા યોગ્ય કારણ વગર ગફલત કરશે, અથવા ના કેહેશે, તો પોલીસ માજીસ્ટ્રેટને ત્યાંહા ફરીયાદ કરવાનો અધિકાર સદરહુ પકારના ધણીને, અથવા કામ ઉપર રાખનારને, અથવા સદરહુ પ્રકારના માણસને છે; પછી માજીસ્ટ્રેટે તે કારીગરને, અથવા મજુરને. અથવા બેગારીને પોતાની રૂબરૂ બોલાવી મંગાવવા સારૂ નજરમાં આવે તો, સમન અથવા વારંટ આપવું; અને મુકદમાની ચોકશી કરીને ફેંસલો કરવો.

૨—સદરહુ પ્રકારના કારીગરે, અથવા મજુરે અથવા બેગારીએ ફરીયાદ કરનારની પાસેથી હર કંઇ કામ બાબત અગાઉ નાણું લેઇને પોતાના કરારની સરત પ્રમાણે તે કામ કરવાની અથવા કરાવી આપવાની જાણી જોઇને, તથા કાયદાસર અથવા યોગ્ય કારણ વગર ગફલત કરી, અથવા ના કહી એવું માજીસ્ટ્રેટની ખાત્રી થાય તે રીતે સાબીત થાય તો, ફરીયાદ કરનારની મરજી પ્રમાણે માજીસ્ટ્રેટે તે નાણું પાછું આપવાનો તથા પોતાને વ્યાજબી તથા યોગ્ય લાગે તેટલો તેનો ભાગ પાછો આપવાનો તે કારીગરને, અથવા મજુરને, અથવા બેગારીને, હુકમ કરવો; અથવા તેના કરારની સરતો પ્રમાણે તે કામ કરવાનો, અથવા કરાવી આપવાનો હુકમ કરવો; અને તે કારીગર, અથવા મજુર, અથવા બેગારી, સદરહુ હુકમ પ્રમાણે ચાલવાને ચુકશે, તો તેને ઘણામાં ઘણા ત્રણ મહિના સુધી સકત મજુરી સાથે કેદની સજા કરવાનો ઠરાવ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે; અથવા નાણું પાછું આપવાનો હુકમ કર્યો હોય તો તેણે ઘણામાં ઘણાં ત્રણ મહિના સુધી, અથવા તે મુદતની અંદર નાણું આપે ત્યાં સુધી તેને સકત

મજુરી સાથે કેદની સજા કરવાનો ઠરાવ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે આ આક્ટ ઠર્યો ન હોત તો ફરીયાદ કરીને, અથવા બીજી રીતે નાણું વસુલ કરવાનો દિવાની ઈલાજ ફરીયાદ કરનારનો ચાલતે તે ઈલાજ, નાણું વસુલ થવાનું બાકી રહ્યું હોય તે વસુલ થાય ત્યાં સુધી નાણું પાછું આપવાનો સદરહુ પ્રમાણે હુકમ થયો છે તેથી ચાલશે નહિં એવું સમજવું નહીં.

૩—જ્યારે માજીસ્ટ્રેટ કોઇ કારીગરને, અથવા મજુરને અથવા બેગારીને તેના કરારની સરતો પ્રમાણે હરકોઇ કામ કરવાનો અથવા કરાવી આપવાનો હુકમ કરે ત્યારે ફરીયાદ કરનાર કહે તો હુકમ પ્રમાણે ચાલવા સારૂ યોગ્ય જામીન સુદ્ધાં મુચલકો આપવાનું તે કારીગરને, અથવા મજુરને, અથવા બેગારીને ફરમાવવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે; અને એ પ્રમાણે તે મુચલકો આપશે નહી અથવા માજીસ્ટ્રેટની ખાત્રી થાય તે રીતે જામીન નહીં આપશે તો, તેને ઘણામાં ઘણા ત્રણ મહિના સુધી સકત મજુરી સાથે કેદની સજા કરવાનો ઠરાવ કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૪—કરાર તથા કબુલત મોહોર બંધ દસ્તાવેજ કરી આપીને કરી હોય, અથવા લખીને કરી હોય, અથવા મ્હોડે કરી હોય તે સર્વનો બોધ અને તે કરાર બાંધી મુદતનો હોય કે ઠરેલા કામનો હોય અથવા બીજા પ્રકારનો હોય તે સર્વનો બોધ આ આક્ટમાં " કરાર " આ શબ્દ લખ્યો છે તે ઉપરથી થાય છે એવું સમજવું.

૫—ગવરનર જનરલ ઇન કોંસિલ અથવા હરકોઈ પ્રેસીડેન્સીનો, અથવા જગાનો રાજકારભાર ચલાવનારી સરકાર પેત પોતાની હકુમત માંહેની હરકોઇ જગાએ આ આક્ટ લાગુ કરવાને મુખત્યાર છે. આ આક્ટ સદરહુ પ્રમાણે લાગુ કરવામાં આવશે ત્યારે આ આક્ટ ઉપરથી પોલીસ માજીસ્ટ્રેટને અધિકાર ચલાવવા સારૂ સરકાર જે અમલદારને અથવા અમલદારોને, ખસુસ કરીને નિમે તે અમલદારે અથવા અમલદારોએ તે અધિકાર ચલાવવો.

---

## જનાવર તરફ થતું ધાતકીપણું અટકાવવા બાબતનો આક્ટ.

### સન ૧૮૯૦ નો આક્ટ નંબર ૧૧.

જે અર્થે જનાવર તરફ થતું ધાતકીપણું અટકાવવા સારૂ વધારે ઠરાવ કરવાનું યોગ્ય છે, તે અર્થે આ ઉપરથી નીચે પ્રમાણે ઠરાવ્યું છે:—

૧—( ૧ ) આ આક્ટને સન ૧૮૯૦ નો જનાવર તરફ થતું ધાતકીપણું અટકાવવા બાબતનો આક્ટ કહેવો.

( ૨ ) આ કલમ આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે; અને સ્થાનિક સરકાર પોતાને યોગ્ય લાગે તેવા કોઇ પણ સ્થાનિક ક્ષેત્રને આ આક્ટનો બાકીનો સઘળો અથવા કાંઇ ભાગ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને એવા જાહેરનામામાં નિર્દિષ્ટ કરવામાં આવે તે તારીખે તથા તારીખથી લાગુ કરવાને મુખત્યાર છે.

( ૩ ) જ્યારે આ આક્ટનો કોઇ પણ ભાગ પેટા કલમ ( ૨ ) ની રૂયે એકાદા સ્થાનિક ક્ષેત્રને લાગુ કરવામાં આવ્યો હોય ત્યારે, જનાવર તરફ થતું ધાતકીપણું અટકાવવા બાબતનો બીજો જે કોઇ પણ કાયદો સદરહુ ક્ષેત્રમાં અમલમાં હોય તે આખા કાયદાનો અથવા તેના કાંઇ ભાગનો અમલ, કરેલાં કાંઇ પણ કૃત્ય સબંધી અથવા કરવામાં આવેલા કોઇ પણ ગુન્હા સબંધી અથવા થયેલા કોઇ પણ દંડ અથવા ગુન્હેગારી સબંધી અથવા શરૂ કરેલાં કોઇ પણ કામ સંબંધી હોય તે સિવાયને પ્રસંગે, સદરહુ ક્ષેત્રમાં બંધ પડશે એવો હુકમ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે, અને તે ઉપરથી એવા આખા કાયદાનો અથવા એવો કોઇ પણ ભાગનો અમલ, તે સ્થાનિક સરકાર એવુ બીજું જાહેરનામું પ્રસિદ્ધ કરીને વિરૂદ્ધ હુકમ કરે નહીં ત્યાં સુધી એવી રીતે બંધ રહેશે.

( ૪ ) પેટા કલમ ( ૨ ) અથવા પેટા કલમ ( ૩ ) મુજબ પ્રસિદ્ધ કરેલું જાહેરનામું રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

૨—વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો આ આક્ટમાં

( ૧ ) " જનાવર " એ શબ્દનો અર્થ પાળેલું અથવા પકડેલું કોઇ પણ જનાવર એવો થાય છે; અને.

( ૨ ) " રસ્તો " એ શબ્દમાં લોકોને જવા આવવાની છુટ હોય એવા રાહદારીના અથવા

ખીનસહદારીના કોઇપણ માર્ગનો, સડકનો, ગલીનો, ચોકનો, આંગણાનો અલી ( બાગ માંહિના રસ્તા ) નો, વાટનો અથવા ઉઘાડી જગાનો સમાસ થાય છે.

૩—જો કોઇ પણ શખસ, કોઇ પણ રસ્તામાં અથવા લોકોને જવા આવવાની છુટ હોય એવી બીજી કોઇ પણ ઉઘાડી અથવા બંધ કરેલી જગામાં, અથવા કોઇ પણ રસ્તામાંના અથવા એવી કોઇ પણ જગામાંના માણસની નજરે પડે એવે ઠેકાણે,—

( અ ) કોઇ પણ જનાવરને ઘાતકી રીતે અને વીના કારણે મારે, ગજા ઉપરાંત હાંકે, ગજા ઉપરાંત બોજો લાધે અથવા બીજી રીતે દુઃખ દે, અથવા ( બ ) જનાવરને વીના કારણ વેદના અથવા દુખ થાય એવી રીતે અથવા એવી સ્થિતિમાં તેને બાંધે અથવા લઇ જાય, અથવા ( ક ) અંગછેદન થયાને લીધે, ભુખે મારવાને લીધે અથવા બીજી કોઇ ઘાતકી વર્તણુંકને લીધે પીડા પામનાર કોઇ પણ જીવતા જનાવરને અથવા વીના કારણ ઘાતકીપણે મારી નાંખેલું છે એમ માનવાને પોતાને કારણ હોય એવા કોઇ પણ જનાવરને વેચવા માટે કાઢે, અથવા પોતાના કબજામાં રાખે, તો તે શખ્સને એકસો રૂપીઆ સુધીના દંડની, અથવા ૩ મહીના સુધીની કેદની અથવા એ બંનેની શીક્ષા થશે.

૪—જો કોઇ પણ શખસ કોઇ પણ ગાય ઉપર ફુકા નામની ક્રિયા કરશે તો તે શખસને એકસો રૂપીયા સુધીના દંડની અથવા ૩ મહીના સુધીની કેદની અથવા એ બનેની શિક્ષા થશે.

૫—જો કોઇ પણ શખસ કોઇ પણ જનાવરને વીના કારણ ઘાતકીપણે મારી નાંખશે તો તેને બસો રૂપીયા સુધીના દંડની, અથવા ૬ મહીના સુધીની કેદની. અથવા એ બંનેની શીક્ષા થશે.

૫--અ. જો કોઇપણ શખસની પાસે તેના કબજામાં બકરાનું ચામડું હોય અને તેને એમ માનવાને કારણ હોય કે સદરહુ બકરાંને વિનાકારણ ઘાતકીપણે મારી નાંખવામાં આવ્યું છે,તો તેનેરૂ.૧૦૦ સુધીના દંડની અથવા ત્રણ મહિના સુધીની કેદની અથવા એ બન્ને શિક્ષા થશેઅનેતે ચામડું જપ્ત કરવામાં આવશે.

૫—બ. જો કોઇપણ શખસ ઉપર કલમ ૫ ના ઠરાવો વિરૂદ્ધ બકરૂં મારી નાંખવાના ગુન્હાનું અથવા કલમ ૫ અ ની રૂયે શિક્ષા થવા જોગ ગુન્હાનું તોહોમત મુકાયું હોય અને સદરહુ ગુન્હો થયો હોય તે વખતે એવા શખસના કબજામાં માથાનાં ચામડાનો કોઇપણ ભાગ જેની સાથે વળગેલો હોય એવું બકરાનું ચામડું હતું એમ પુરવાર કરવામાં આવે તો, તેથી ઉલટું પુરવાર કરવામાં આવે નહીં ત્યાં સુધી એવાં બકરાંને વિનાકારણ ઘાતકીપણે મારી નાંખવામાં આવ્યું હતું અને એવું ચામડું જે શખ્સના કબજામાં હોય તેને તેમ માનવાને કારણ હતું એમ અનુમાન કરવામાં આવશે.

૬ ( ૧ ) કોઇ પણ રોગને લીધે, અશક્તીને લીધે, જખમને લીધે, ચાંદાને લીધે અથવા બીજાં કારણને લીધે કાંઈ પણ કામમાં અથવા મહેનતમાં લગાડવાને અયોગ્ય હોય એવા કોઇ પણ જનાવરને જે કોઇ પણ શખસ એવા કામમાં અથવા મહેનતમાં લગાડશે અથવા એવું જે કોઇ પણ અયોગ્ય જનાવર પોતાના કબજામાં અથવા તાબામાં હોય તેને એવા કામમાં અથવા મહેનતમાં લગાડવા દેશે તેને એકસો રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

( ૨ ) સ્થાનિક સરકાર, સામાન્ય અથવા વિશેષ હુકમથી, પેટા કલમ ( ૧ ) વિરૂદ્ધના ગુન્હા જે જે જનાવરના સંબંધમાં થયા હોય તે તે જનાવરને ઔષધોપચાર કરવા સારૂ તથા તેમની સંભાળ લેવા સારૂ અમુક જગા ઇસ્પીતાલ તરીકે નિમી આપવાને મુખત્યાર છે.

( ૩ ) જે માજીસ્ટ્રેટની રૂબરૂ સદરહુ પ્રકારના ગુન્હા બદલ ફોજદારીમાં કામ માંડયું હોય તે માજીસ્ટ્રેટને નિચે પ્રમાણે ફરમાવવાનો અધિકાર છે, એટલે, જે જનાવરના સબંધમાં સદરહુ ગુન્હો થયો છે એમ કહેવાતું હોય અથવા સાબિત થયું હોય તે જનાવરને ઔષધોપચાર કરવા સારૂ તથા તેની સંભાળ લેવા સારૂ એવી ઇસ્પીતાલમાં મોકલવું અને તે જે કામમાં અથવા મેહેનતમાં હરહંમેશ વપરાતું હોય તે કામ અથવા મેહેનત સારૂ હવે યોગ્ય થયું છે એમ પોતાના અથવા બીજા કોઇ માજીસ્ટ્રેટના અભિપ્રાયમાં આવે નહીં ત્યાં સુધી તેને ત્યાં રાખી મુકવું.

( ૪ ) જનાવર ઇસ્પીતાલમાં હોય ત્યારે તેને ઔષધોપચાર કર્યાનો, ખવડાવ્યાનો અથવા પાણી પાયાનો ખર્ચ, તે જનાવરના ધણીએ, જીલ્હા માજીસ્ટ્રેટ અથવા ઇલાકાના મુખ્ય શેહેરમાંની એવી ઇસ્પીતાલની બાબતમાં, પોલીસ કમિશનર વખતે વખતે ઠરાવે તે દર આપવો જોઇએ.

( ૫ ) જો સદરહુ ધણી સદરહુ ખર્ચ આપવાની અને માજીસ્ટ્રેટ ઠરાવે તે મુદતમાં સદરહુ જનાવરને લઇ જવાની ના પાડે અથવા ગફલત કરે, તો સદરહુ માજીસ્ટ્રેટ તે જનાવરને વેચવાનું અને વેચાણનું ઉત્પન સદરહુ ખર્ચની રકમ અદા કરવામાં કામે લગાડવાનું ફરમાવવાને મુખત્યાર છે.

( ૬ ) સદરહુ વેચાણના ઉત્પનમાંથી કાંઈ બાકી રહે તો તે, વેચાણની તારીખથી બે મહિનાની

અંદર સદરહુ ધણીએ અરજ કરેથી તેને આપવું. પણ તે ધણી વેચાણમાં ઉત્પન કરતાં વધારે રકમ આપવાને પાત્ર થશે નહીં.

૭—જો કોઇ પણ શખસ જે જનાવરનો પોતે ધણી હોય તે જનાવરને ચેપી અથવા સંસર્ગીક રોગ થયો હોય ત્યારે તેને કોઇ પણ રસ્તામાં જાણીબુજીને રખડવા દે, અથવા જે કોઇ પણ રોગી અ-થવા નિર્બળ જનાવરનો પોતે ધણી હોય તેને કોઇ પણ રસ્તામાં વાજબી કારણ શિવાય મરવાદે, તો તે શખસને સો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

"૭–અ જો સબઇન્સપેકટરના દરજ્જાથી ઉતરતા દરજ્જાનો ન હોય એવા કોઇ પણ પોલિસ અમલદારને એમ માનવાને કારણ હોય કે કોઇપણ બકરાંની બાબતમાં કલમ ૫ મુજબ ગુન્હો કોઇપણ જગ્યાએ થાય છે, થવાની તૈયારીમાં છે અથવા થયો છે અથવા કોઇપણ શખસના કબજામાં માથાનાં ચામડાનો કોઇપણ ભાગ જેની સાથે વળગેલો હોય એવું બકરાનું ચામડું છે તો, તેને એવી જગ્યામાં અથવા એવું કોઇપણ ચામડું હોવાનું માનવાને તેને કારણ હોય એવી કોઇપણ જગ્યામાં દાખલ થવાનો તથા ઝડો લેવાનો અધિકાર છે, અને એવું કોઇપણ ચામડું તથા એવો ગુન્હો કરવામાં વાપરેલી અથવા વાપરવાનો ઇરાદો રાખ્યો હોય એવી કોઇપણ વસ્તુ અથવા ચીજ જપ્ત કરવાનો તેને અધિકાર છે."

૮ ( ૧ ) જો કોઇ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને, પેટા હુકડીના માજીસ્ટ્રેટને, પોલીસ કમિશનરને અ-થવા ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ આફ પોલીસને લેખી ખબર મળ્યા ઉપરથી તથા તેની નજરમાં જરૂર જણાય તેવી ચોકસી કર્યા પછી એવું માનવાનું કારણ હોય કે અમુક જગામાં ચોથી, પાંચમી અથવા છઠી કલમ વિરૂદ્ધ ગુન્હો થાય છે, થવાની તૈયારીમાં છે અથવા થયો છે, તો સદરહુ જગામાં પોતે જાતે દાખલ થ-ઇને તેનો ઝાડો લેવાને અથવા પોતાના વારંટથી કોન્સ્ટેબલના કર્તા ઉંચા દરજ્જાના કોઇ પણ પોલીસ અમલદારને સદરહુ જગામાં દાખલ થઇને તેનો ઝાડો લેવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

( ૨ ) સન ૧૮૮૨ ના ક્રીમીનલ પ્રોસીજર કોડની રૂયે લેવાના ઝાડા સબંધી તે કોડના ઠરાવો પેટા કલમ ( ૧ )અથવા કલમ ૭ અ મુજબ લેવાના ઝાડાના સબંધમાં જેટલે સુધી લાગુ પાડી શકાય તેટલે સુધી તે ઠરાવો લાગુ પડશે.

૯—આ આકટ વિરૂદ્ધના ગુન્હા બદલ ફોજદારીમાં ચલાવવાનું કામ એવો, ગુન્હો થયાની તારી-ખથી ત્રણ મહિના વિત્યા પછી માંડવું નહીં.

૧૦—કોઇ પણ માજીસ્ટ્રેટને, પોલીસ કમિશનરને અથવા ડિસ્ટ્રિકટ સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ પોલીસને એમ માનવાનું કારણ હોય કે અમુક જનાવરના સબંધમાં આ આકટ વિરૂદ્ધ કાંઇ ગુન્હો થયો છે ત્યારે તેને, સદરહુ જનાવરની પીડા એવા પ્રકારની હોય કે તેનો તાબડતોબ નાશ કરવા વિશે હુકમ ફરમાવ-વાનું પોતાના વિચાર પ્રમાણે યોગ્ય હોય તો, તે પ્રમાણે ફરમાવવાનો અધિકાર છે.

૧૧—કોઇ પણ કોમ, પંચ, જાત અથવા વર્ગના લોકોના ધર્મથી અથવા ધર્મ સબંધી વિધિ તથા રીવાજથી ફરમાવેલી રીતે કોઈ પણ જનાવરને મારી નાંખવાનું કૃત્ય આ આકટ મુજબ ગુન્હો થાય છે એમ આ આકટના કોઇ પણ મજકુરથી સમજવું નહીં.

૧૨—૧ લી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ ગુન્હા બાબતની આ આકટની કોઇ પણ કલમ વિદ્યમાનકાળે જે સ્થાનિક ક્ષેત્રમાં અમલમાં હોય તે દરેક સ્થાનિક ક્ષેત્રને ૯ મી ૧૦ મી તથા ૧૧ મી કલમો લાગુ પડશે.

# હિંદુસ્તાનનો મોટર વાહનો બાબતનો આકટ સન ૧૯૧૪ નો આકટ નંબર ૮ મો.

## ભાગ ૧ લો—પ્રથમારંભી ઠરાવો.

૧. આ આકટને સને ૧૯૧૪ નો હિંદુસ્તાનનો મોટર વાહનો બાબતનો આકટ કહેવો.

( ૨ ) આ આકટના ત્રીજા ભાગ શિવાયનો બાકીનો આકટ બ્રિટિશ બલુચિસ્તાન, સોંથલ પરગણાં તથા સ્પિટ પરગણાં સુદ્ધાં આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે. ત્રીજો ભાગ પ્રથમતઃ માત્ર મદ્રાસ મુંબઇ, બંગાળા, આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, પંજાબ, બ્રહ્મદેશ,બિહાર, અને ઓરિસા, નોર્થ વેસ્ટ ફ્રોન્ટીઅર પ્રાંત તથા દિલ્લીને લાગુ પડે છે બીજા કોઇ પણ પ્રાંતની સ્થાનિક સરકાર, સ્થાનીક સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, ત્રીજો ભાગ તે આખા પ્રાંતને અથવા તેના કોઇપણ ભાગને લાગુ પાડવાને મુખત્યાર છે.

(૩) તે આકટ ગવર્નર જનરલ ઈન કોંસિલ ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ઠરાવે તે તારીખે અમલમાં આવશે.

૨. "મોટર વાહન" એ સંજ્ઞામાં જે વાહન, ગાડી અથવા જવા આવવાનું બીજું સાધન રસ્તા ઉપર સર્વતઃ અથવા અંશતઃ વીજળિક અથવા યાંત્રિક શક્તિથી ચલાવવામાં આવતું હોય અથવા

ચલાવી શકાય એમ હોય તેનો સમાવેશ થાય છે;

" સાર્વજનીક જગા " એ સંજ્ઞાનો અર્થ જે રસ્તા, સ્ટ્રીટ, માર્ગ અથવા બીજી જગા ( પછી તે રાહદારીનો માર્ગ હોય કે ન હોય તે ) માં લોકોને જવા આવવા દેવામાં આવતા હોય અથવા જે ઉપરથી પસાર થવાનો લોકોને હક હોય તે રસ્તો, સ્ટ્રીટ, માર્ગ અથવા બીજી જગા એવો થાય છે.

### ભાગ ૨ જો-સામાન્ય રીતે લાગુ પડનારા ઠરાવો.

૩ (૧) અઢાર વર્ષની અંદરની ઉમ્મરના કોઇ પણ શખસે મોટર વાહન કોઇપણ સાર્વજનિક જગામાં ચલાવવું નહીં.

(૨) મોટર વાહનના કોઇ પણ માલિકે અથવા તે જેના હવાલમાં હોય એવા કોઇ પણ શખસે એવું વાહન કોઇ પણ સાર્વજનિક રસ્તામાં અઢાર વર્ષની અંદરની ઉમ્મરના કોઇ પણ શખસને ચલાવવા દેવું નહીં; અને પેટા કલમ (૧) નું ઉલ્લંઘન થાય તે પ્રસંગે, તે મોટર વાહન માલિકની અથવા જેના હવાલામાં તે હોય તે શખસની સમ્મતિથી ચલાવવામાં આવ્યું હતું એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

(અ) કોઇ પણ પોલિસ અમલદાર રાહદારીનું નિયમન કરવા સારૂ અથવા એવા શખસ ઉપર આ આકટની રૂએ ફોજદારીમાં કામ ચલાવવા માટે તેનું નામ તથા પત્તો નકી કરવા સારૂ અથવા આ આકટના ઠરાવોનો અથવા તેની રૂએ કરેલી કાનુનોનો અમલ કરવા માટેનાં કોઇ પણ કારણ સારૂ તેમ કરવાનું કહે ત્યારે, અથવા (બ) જેના હવાલામાં કોઇ પણ જનાવર હોય તે શખસને એવો ભય લાગે કે તે જનાવર એવા મોટર વાહનથી ભડકે છે અથવા ભડકશે તો તે શખસ તેમ કરવાનું કહે ત્યારે અથવા (ક) જ્યારે તે એમ જાણતો હોય અથવા તેને એમ માનવાને કારણ હોય કે એવું મોટર વાહન રસ્તા ઉપર હોવાથી કોઇ પણ શખસને અથવા કોઇ શખસના હવાલામાંના કોઇ પણ જનાવર અથવા વાહનને અકસ્માત થયો છે ત્યારે તેણે તેમ કરવું જોઇએ અને તેની પાસે તેનું પોતાનું તથા તે મોટર વાહનના માલિકનું નામ તથા પતો માગવામાં આવે તો તે પણ આપવાં જોઇએ.

૫. જે કોઇ શખસ કોઇ મોટર વાહન સાર્વજનીક જગામાં બેદરકારીથી અથવા ગફલતથી ચલાવશે, અથવા તે બાબતની સઘળી હકીકત જોતાં તેમજ તે જગાના પ્રકાર તથા તેની સ્થિતિ તથા તેના ઉપયોગ તરફ જોતાં તથા તે વખતે તે જગામાં જેટલી રાહદારી ખરેખર ચાલુ હોય અથવા ચાલુ હોવાનો વાજબી રીતે સંભવ રાખી શકાય તે જોતાં જે ઝડપથી અથવા જે રીતથી લોકોને જોખમ થવાનો સંભવ હોય તે ઝડપે અથવા તે રીતે ચલાવશે તે શખસ ઉપર ગુન્હાની સાબિતીનો ઠરાવ થયેથી તેને પાંચસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

## ભાગ ૩ જો-લાઇસન્સ આપવા બાબત તથા નિર્બંધ રાખવા બાબત.

૬. કોઇ પણ શખસે પોતાને ઠરાવેલી રીતે લાઇસન્સ મળ્યું ન હોય તો, સાર્વજનિક જગામાં મોટર વાહન ચલાવવું નહીં, અને મોટર વાહનના કોઇ પણ માલિકે અથવા મોટર વાહન જેના હવાલામાં હોય તે શખશે જે કોઇ પણ શખસને એવી રીતનું લાઇસન્સ મળ્યું ન હોય તે શખસને મોટર વાહન ચલાવવા દેવું નહિં.

પણ એવું ઠરાવ્યું છે કે, સ્થાનિક સરકાર આ અર્થે જે કાનુનો કરે તેમને પાત્ર, આ કલમ જે શખસ મોટર વાહન ચલાવવાનું કામ શીખતો હોય તેને લાગુ પડશે નહીં.

૭ લાઇસન્સ ધારણ કરનારે પોતાના લાઇસન્સનો બીજા કોઈપણ શખસને ઉપયોગ કરવા દેવોનહીં.

૮—મોટર વાહન ચલાવનારે પોતાનું લાઈસન્સ કોઇપણ પોલીસ અમલદાર માગે એટલે હાજર કરવું જોઇએ.

૯—મોટર વાહન ચલાવવા બાબતનું દરેક લાઇસન્સ તેમાં લખવામાં આવે તે પ્રદેશમાં વ્યવહારોપયોગી છે એમ સમજવું;

પણ એવું ઠરાવ્યું છે કે, ગવરનર જનરલ ઇન કૌંસિલ ઠરાવે તેવા અધિકારીએ અને તેવી શરતોને તથા બંધનોને પાત્ર આપવામાં આવ્યું હોય નહીં તેવા કોઇપણ લાઇસન્સમાં જે પ્રાંત માટે લાઇસેન્સ

આપ્યું હોય તેની બહારનો કોઇ પણ પ્રદેશ નિર્દીષ્ટ કરવો નહિ.

૧૦—(૧) દરેક મોટર વાહનના માલિકે મોટર વાહન ઠરાવેલી રીતે નોંધાવવું જોઇએ મોટર બાબત.

(૨)આવી રીતનું નોંધાવવું જે પ્રદશ નોંધવાના દાખલામાં નિર્દીષ્ટ કરવામાં આવે તે પ્રદેશમાં વ્યવહારપયોગી થશે.

પણ એવું ઠરાવ્યું છે કે ગવર્નર જનરલ ઇન કૌન્સિલ ઠરાવે તેવી શરતો અને બંધનોને પાત્ર આપવામાં આવ્યો હોય નહીં તેવો કોઇ પણ નોંધવાનો દાખલો જે પ્રાંત માટે તે આપ્યો હોય તે પ્રાંતની બહાર વ્યવહારપયોગી થશે નહીં.

૧૧—(૧) સ્થાનિક સરકાર, પોતે કરવાની કાનુનો પ્રથમ પ્રસિદ્ધ કરવાની શરતને પાત્ર આ આકટના ઠરાવો અમલમાં આણુવાના કારણુ સારૂ તથા સાર્વજનીક જગાઓમાં મોટર વાહનો અથવા કોઇપણુ વર્ગનાં મોટર વાહનો વાપરવાનું, પોતાના વહિવટ હેઠળના એકંદર સઘળા મુલકોમાં અથવા તેના કોઈ પણુ ભાગમાં નિયમન કરવા સારૂ કાનુનો કરવાને મુખત્યાર છે.

(૨) વિશેષ રીતે અને ઉપર કહેલા અધિકારની સામાન્ય વ્યાપ્તિને બાધ ન આવે તે રીતે, સ્થાનિક સરકાર નીચેનાં સઘળાં અથવા કોઇ પણુ કારણુ સારૂ કાનુનો કરવાને મુખત્યાર છે, એટલે—

(અ)—મોટર વાહનો નોંધવા બાબત તથા તે કઇ શરતે નોંધી શકાય તે શરતો બાબત, નોંધવાના સંબંધમાં તથા નોંધવા માટે આપવાની ફી બાબત, નોંધવાના દાખલા આપવા બાબત, માલીકીના કોઇ પણુ ફેરફારની જાહેર ખબર બાબત તથા ( ૧૦ મી કલમના ઠરાવોને પાત્ર ) નોંધવાના દાખલા જે પ્રદેશમાં વ્યવહારોપયોગી થશે તે પ્રદેશ બાબત ઠરાવ કરવાનાં; (બ) એવાં મોટર વાહનોને જુદા જુદા નંબરો આપીને તથા તે ઉપર નંબરની તથા નામની પ્લેટો બતાવીને અથવા બીજી કોઇ રીતે તેને ઓળખવાનું સહેલું થવા માટે ઠરાવ કરવાનાં; (ક) બત્તી, ઘંટડી, ભુંગળાં, બ્રેક, ઝડપ બતાવનારાં યંત્રો અથવા બીજા સાધનો રાખવા તથા વાપરવાની બાબત સુદ્ધાં મોટર વાહનોની બનાવટનું તથા તેમાં રાખવાની સામગ્રીનું નિયમન કરવાનાં; (ડ મોટર વાહન ચલાવનારાઓને અથવા એવા ચલાવનારાઓના કોઈ પણુ વર્ગને કયા અધિકારીઓથી અને કઇ શરતે લાઇસેન્સ આપી શકાય તે બાબત, તથા એવા લાઇસન્સ માટે આપવાની ફી બાબત, તથા ( ૯ મી કલમના ઠરાવોને પાત્ર ) કયા પ્રદેશની અંદર તથા કેટલી મુદતસારૂ એવાં લાઇસેન્સ વ્યવહારોપયોગી થશે તે બાબત ઠરાવ કરવાનાં (ઇ) કઇ શરતોથી તથા કેટલી ફી ( જો કાંઇ હોય તો તે ) આપીને મોટર વાહનો સામાન્યતઃ અથવા કોઇપણુ ખાસ સાર્વજનિક જગામાં ભાડે આપવાનો અથવા ભાડે ફેરવવાનો અધિકાર છે તે ઠરાવવાનાં; ( ફ ) જ્યારે મોટર વાહનો કોઈપણુ સાર્વજનીક જગામા ઉભાં હોય ત્યારે રાખવાની સાવચેતી ઠરાવવાનાં; (ગ) મોટર વાહન સામાન્યતઃ અથવા કોઇપણુ ખાસ સાર્વજનીક જગામાં કેટલી ઝડપે ચલાવવાં તે ઠરાવવાનાં; (હ) જ્યાં ચલાવ્યાથી લોકોને જોખમ થવાનો અથવા અગવડ થવાનો સંભવ છે એવો સ્થાનિક સરકારનો મત હોય તેવી સાર્વજનિક જગાઓમાં મોટર વાહનો ચલાવવાની મના કરવાનાં અથવા તેનું નિયમન કરવાનાં; અને ( આઇ ) સામાન્યતઃ લોકોને અથવા કોઇપણુ શખસને જોખમ, ઇજા અથવા હરકત થતી અટકાવવાનાં અથવા માલ મિલકતને જોખમ અથવા ઇજા થતી અટકાવવાનાં અથવા રાહદારીને હરકત થતી અટકાવવાનાં.

(૩) આ કલમની રૂયે કરેલી સઘળી કાનુનો સ્થાનિક સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવી; અને તે એવી રીતે પ્રસિદ્ધ થાય એટલે તેમનો અમલ જાણે આ આકટમાં ઘડી હોય તેવી રીતે થશે.

૧૨—જે કોઇપણુ કાનુન ૧૧ મી કલમની રૂયે સ્થાનીક સરકારે કરી હોય અને જે ઉપરથી કોઇ પણુ સાર્વજનીક જગામાં મોટર વાહનો ચલાવવાની મના કરી હોય અથવા ચલાવવાનું નિયમન કર્યું હોય અથવા એવી કોઇપણુ જગામાં મોટર વાહનોની ઝડપ મર્યાદિત કરી હોય તે કાનુન બાબત, ઠરાવેલા અધિકારીએ ઠરાવવામાં આવે તેવી રીતે જાહેર નોટીસ આપવી; અને તે અધિકારીએ એવી કોઇ પણુ કાનુન અમલમાં લાવવાનાં કારણુસારૂ, તે કાનુન જે જગા સબંધી હોય તે જગાએ અથવા તેની નજીક સહેજ નજરે પડે એવી નોટીસો લગાડવી જોઇએ.

—સ્થાનિક સરકાર, સ્થાનિક સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, એવા જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલો કોઇપણ પ્રદેશ આ ભાગના અમલમાંથી બાતલ કરવાને મુખત્યાર છે; અને એવું જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઇપણ મોટર વાહનને અથવા મોટર વાહનોના વર્ગને આ ભાગના સઘળા અથવા કોઇપણ ઠરાવોના અમલમાંથી સામાન્યતઃ અથવા ચોકસ ઠરાવેલી મુદત સુધી બાતલ કરવાને મુખત્યાર છે.

## ભાગ ૪ થો.

### થોડા વખત સારૂ બ્રિટિશ હિંદુસ્તાન છોડી જનાર અથવા તેમાં આવનાર મોટર વાહનો.

**૧૪**-(૧) ગવર્નર ઇન કૌંસિલ નીચે લખેલા સઘળાં અથવા કોઇપણ કારણ માટે કાનુનો કરવાને મુખત્યાર છે, એટલે:—

(૧) જે શખસો પોતાનાં મોટર વાહનો થોડા વખત માટે બ્રિટિશ હિંદુસ્તાનની બહાર લઇ જતા હોય તેમના ઉપયોગ સારૂ તેમને અથવા એવાં વાહનના જે ચલાવનાર એવાં વાહન ચલાવવા સારૂ બ્રિટિશ હિંદુસ્તાનની બહાર જતા હોય તેમને મુસાફરીના પાસો, દાખલા અથવા અખત્યાર પત્રો આપવા માટે તથા તે સપ્રમાણ ઠરાવવા માટે. અને

(૨) જે શખસો બ્રિટિશ હિંદુસ્તાનમાં થોડા વખત રેહેવાના ઇરાદાથી જે મોટર વાહનો બ્રિટિશ હિંદુસ્તાનમાં થોડા વખત માટે લાવે તે મોટર વાહનો કઈ સરતોએ કબજામાં રાખી શકાય, વાપરી શકાય, તથા ચલાવી શકાય તે ઠરાવવા માટે.

( ૨ ) આ કલમની રૂએ કરેલી સઘળી કાનુનો ઇન્ડિયા ગેઝેટમાં પ્રસિદ્ધ કરવી, અને તે એવી રીતે પ્રસિદ્ધ થયેથી તેમનો અમલ જાણે તે આ એકટમાં ઘડી હોય તેવી રીતે થશે.

**૧૫**—(અ) મોટર વાહનો નોંધવા સબંધી,

( બ ) એવાં વાહનો બનાવવા, ઓળખવા અથવા તેમાં સામગ્રી પુરી પાડવા બાબતના ઠરાવ સબધી, અથવા ( ક ) એવાં વાહનો ચલાવનારાઓને લાઇસેન્સ આપવા સબંધી અથવા તેમની લાયકાત સબંધી.

આ આકટમાંના અથવા આ આકટની રૂયે કરેલી કોઇ પણ કાનુનના ઠરાવો, ૧૪ મી કલમની પેટા કલમ ૧ ની રકમ ( ૨ ) માં ઉલ્લેખ કરેલા કોઇ પણ મોટર વાહનની બાબતમાં અથવા એવું વાહન જેના કબજામાં હોય, જે વાપરતો હોય અથવા ચલાવતો હોય તેવા કોઇ પણ શખસની બાબતમાં, જો સદરહુ રકમની રૂયે કરેલી કોઇ પણ કાનુનના જે ઠરાવો એવા વાહન અથવા શખસને લાગુ પડતા હોય તે ઠરાવો પ્રમાણે અમલ કરવામાં આવ્યો હોય તો, લાગુ પડશે નહીં.

## ભાગ ૫ મો—પરચુરણ.

**૧૬**—જે કોઇ શખસ આ આકટના કોઇ પણ ઠરાવોનું અથવા આ આકટની રૂયે કરેલી કોઇપણ કાનુનનું ઉલંઘન કરશે તેને, એવા ઉલંઘન માટે આ આકટમાં બીજી કોઇ જગાએ બીજી કોઇ શિક્ષા ઠરાવી નહોય તો, વત્તામાં વત્તા સો રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે, અને જો એવા શખસની ઉપર પહેલાં આ આકટ મુજબનો અથવા આ આકટની રૂયે કરેલી કોઇ પણ કાનુન મુજબનો ગુન્હો કર્યાનો ઠરાવ સાબીત થયો હશે તો, તેને વત્તામાં વત્તા બસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

**૧૭**—આ આકટની રૂયે અથવા આ આકટ મુજબ કરેલી કોઇ પણ કાનુનની રૂયે શિક્ષા કરવા લાયક કોઇ પણ ગુન્હાનો ઇનસાફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની અથવા બીજા વર્ગના માજીસ્ત્રેટની કોર્ટથી ઉતરતા દરજ્જાની કોઇ પણ કોર્ટ કરવો નહીં.

**૧૮**—(૧) સ્થાનિક સરકાર પોતાની મુખત્યારીથી.

( ૧ ) આ આકટની રૂયે આપેલું કોઇ પણ લાઇસન્સ રદ કરવાને અથવા થોડી મુદત સુધી પાછું ખેંચી લેવાને, અને (૨) કોઇપણ શખસો આ આકટની રૂયે લાઇસન્સ મેળવવા સારૂ કાયમને માટે અથવા પોતાને યોગ્ય લાગે તેટલી મુદત માટે નાલાયક છે એમ ઠરાવવાને મુખત્યાર છે.

( ૨ ) જે કોઇ પણ કોર્ટ કોઇ પણ શખસ ઉપર આ આકટના ઠરાવો વિરૂદ્ધ અથવા આ આક-

ટની રૂયે કરેલી કોઇ પણ કાનુનોના ઠરાવો વિરૂદ્ધ ગુન્હો સાબીત થયાનો અથવા મોટર વાહન ચલાવવા સબંધી કોઇ પણ ગુન્હો સાબીત થયાનો ઠરાવ કર્યો હોય તે કોર્ટે જો એવા શખસ આ આકટની રૂયે લાઇસન્સ ધારણ કરતો હશે તો, સદરહુ સાબીતીના ઠરાવની વીગત તે લાઇસન્સ ઉપર લખાવવી,અને તે કોર્ટે એવા શખસના સબંધમાં અને તેનું લાઇસન્સ હોય તો તેના સબંધમાં, જે અધિકાર પેટા કલમ ( ૧ ) ની રૂયે સ્થાનીક સરકારને આપવામાં આવ્યા છે તેવા અધિકાર ચલાવવાને મુખત્યાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે આ પેટા કલમની રૂયે કોઇ કોર્ટે કરેલો હુકમ એવી રીતના ગુન્હાની સાબીતીના ઠરાવની તારીખથી એક વર્ષ કરતાં વધારે મુદત સુધી કોઇ પણ શખસને અથવા લાઇસન્સને લાગુ પડશે નહીં.

( ૩ ) જે કોઇ પણ કોર્ટમાં આ આકટ મુજબ લાઇસન્સ ધારણ કરનાર ઉપર પેટા કલમ (૨) માં લખેલા કોઇ પણ ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું હોય તે કોર્ટ પોતાને ત્યાં ચાલતું કામ પુરૂં થાય ત્યાં સુધી એવું લાઇસન્સ થોડી મુદત સુધી પાછું ખેંચી લેવાને મુખત્યાર છે.

( ૪ ) કોઇ પણ લાઇસન્સના સબંધમાં અથવા કોઇ લાઇસન્સ ધારણ કરનારના સબંધમાં એવું લાઇસન્સ રદ કર્યા બાબતના, થોડી મુદત માટે પાછું ખેંચી લીધા બાબતના અથવા નાલાયક ઠરાવ્યા બાબતના દરેક હુકમની નકલ તે લાઇસન્સની ઉપર કરવી, અને આ કલમના ઠરાવો મુજબના એવા દરેક શેરાની નકલ એવું લાઇસન્સ જે અધિકારીએ આપ્યું હોય તે અધિકારીની ઉપર મોકલાવવી.

( ૫ ) લાઇસન્સ ધારણ કરનાર દરેક શખસે, તેને તેમ કરવાનું ફરમાવવામાં આવે ત્યારે, આ કલમની રૂયે કામ કરનારા કોઇ પણ અધિકારીની આગળ પોતાનું લાઇસન્સ હાજર કરવું જોઇએ.

( ૬ ) જે શખસનું લાઇસન્સ આ કલમના ઠરાવોની રૂયે રદ કરવામાં આવ્યું હોય અથવા થોડી મુદત સુધી પાછું ખેંચી લેવામાં આવ્યું હોય તે શખસ, પ્રસંગ પ્રમાણે, એવી રીતના રદ કર્યાના હુકમનો અમલ ચાલુ હોય તે મુદત દરમ્યાન અથવા જે થોડી મુદત માટે લાઇસન્સ પાછું ખેંચી લેવામાં આવ્યું હોય તે મુદત દરમિયાન, લાઇસન્સ મેળવવા માટે નાલાયક છે એમ સમજવું.

( ૭ ) જે સખસના લાઇસન્સ ઉપર શેરો લખવામાં આવ્યો હશે અથવા જે શખસ લાઇસન્સ મેળવવા માટે નાલાયક ઠર્યો હશે તે શખસે તેવા શેરાની અથવા નાલાયકીની વિગત આપ્યા વગર લાઇસન્સ મેળવવા માટે અરજી કરવી નહીં અથવા લાઇસન્સ મેળવવું નહીં.

૧૯—પરિશિષ્ટમાં લખેલા કાયદા તેના ૪ થા આસનમાં લખ્યું છે તેટલે સુધી રદ કર્યા છે.

પણ એવું ઠરાવ્યું છે કે જે કોઇ પણ નિમણુંક, જાહેરનામું, હુકમ, કાનુન, નમુનો, અથવા લાઇસન્સ સદરહુ આકટોમાંના કોઇ પણ આકટની રૂએ કર્યા હશે તે જેટલે સુધી આ આકટના ઠરાવોને અનુસરતા હોય તેટલે સુધી જો અને જ્યાં સુધી તે આ આકટની રૂએ કરેલી કોઈ પણ નિમણુંક, જાહેરનામું, હુકમ, કાનુન, નમુનો અથવા લાઇસન્સ ઉપરથી રદ કરવામાં નહીં આવ્યા હોય તો અને તેટલે સુધી અમલમાં રહીને આ આકટની રૂએ કરવામાં આવ્યા છે એમ સમજવું.

---

## સરકારી દસ્તાવેજો તથા ખબર બહાર ન પડવા દેવા બાબતનો એકટ.

### ( સને ૧૮૮૯ નો આકટ ૧૫. સને ૧૯૦૪ ના આકટ ૫ થી સુધરેલો )

જે અર્થે સરકારી દસ્તાવેજો તથા ખબર બાહાર ન પડવા દેવી યોગ્ય છે, તે અર્થે આ ઉપરથી નિચે પ્રમાણે ઠરાવ્યું છે:—

૧. (૧) આ આકટને સન ૧૮૮૯ નો હિંદુસ્તાનનો સરકારી છુપી વાતો બાબતનો આકટ કહેવો; અને (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને તથા નિચે લખેલી પ્રજાને લાગુ છે, એટલે (અ) મલિકા માઆઝમાની સાથે એક સંપ રાખનારા હિંદુસ્તાનમાંના રાજા તથા સંસ્થાનના મુલકોમાંની મલિકા માઆઝમાની સર્વ પ્રજા, અને (બ) બ્રિટિશ હિંદુસ્તાનની બાહાર અને પેલી બાજુએ રહેનારી મલિકા માઆ-
ઝમાની સર્વ પ્રજા, અને (બ) બ્રિટિશ હિંદુસ્તાનની બાહાર અને પેલી બાજુએ રહેનારી મલિકા માઆ-
ઝમાની હિંદુસ્તાનની સર્વ દેશી પ્રજા.

૨. વિષય ઉપરથી અથવા આમલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો આ આક-

ટમાં નિચેના શબ્દોનો અર્થ નિચે પ્રમાણે થાય છે—

(૧) મલિકા માઆઝમાના તાબાની કાંઇ જગા વિષે જે કાંઇ પણ હવાલો આપ્યો હોય તેમાં સરકારના કોઇ પણ ખાતાના તાબામાંની જગાનો સમાસ થાય છે, પછી એવી જગા મલિકા માઆઝમાના ધણીપણામાં વાસ્તવીક રીતે હોય અથવા ન હોય.

(૨) ખબર જણાવવા બાબતની સંજ્ઞાઓમાં હરકોઇ જણાવેલી બાબતનો સમાસ થાય છે, પછી તે પુરેપુરી જણાવી હોય અથવા થોડે અંશે જણાવી હોય, અને ખુદ કાંઇ દસ્તાવેજ, સ્કેચ (આકૃતિ), પ્લાન (નકશો), મોડેલ (નમુનો) અથવા ખબર જણાવી હોય અથવા તેની મતલબ અથવા સારાંશ જણાવ્યો હોય; (૩) " દસ્તાવેજ " એ શબ્દમાં દસ્તાવેજના કોઇ ભાગનો સમાસ થાય છે; (૪) "મોડેલ " એ શબ્દમાં ડીસાઇન ( યોજના ) નો, પાટર્ન ( ફરમા ) નો અને સ્પેસીમેન ( માસલા )નો સમાસ થાય છે; (૫) " સ્કેચ " એ શબ્દમાં કોઇપણ જગા અથવા વસ્તુના કોઇ પણ ફોટોગ્રાફનો અથવા તેની આકૃતિ દેખાડનાર બીજી કોઇ પદ્ધતિનો સમાસ થાય છે; (૬) "મલિકા માઆઝમાના તાબાનો હુદ્દો" એ શબ્દોમાં સરકારના કોઇપણ ખાતામાંના અથવા એવા ખાતા હેઠળના કોઇપણ હુદ્દાનો અથવા ચાકરીનો સમાસ થાય છે. (૭) " દિવાની કામકાજ " એ સંજ્ઞાનો અર્થ જે કામ કાજ—( અ ) મલિક મુઆઝમની સરકારનો અથવા ગવર્નર જનરલ ઈન કૌંસિલનો બીજા કોઇપણ પારકા રાજ્ય સાથે જે સબંધ હોય તે સબંધને લગતું હોય તે કામ કાજ, અથવા (બ ગવર્નર જનરલ ઇનકૌન્સીલનો હિંદુસ્તાનમાંના કોઈપણ દેશી સંસ્થાન સાથે જે સબંધ હોય તે સબંધને લગતું હોય અથવા જે કામકાજ હિંદુસ્થાન સરકારના સરકારી કરજ બાબત અથવા તે સરકારે કરેલી નાણાં સબંધી ગોઠવણ બાબત હોય અથવા રાજ્ય કારભારની બીજી કોઇ પણ અગત્યની બાબતને લગતું હોય. અને એવું કામકાજ એવી રીતે છુપુ રાખવા જેવું હોય કે તે ઉઘાડું પાડયાથી સાર્વજનિક હિતને બાધ આવે તેમ હોય તે કામકાજ.

૩. (૧) (અ) જ્યારે કોઇ શખસ ખોટી રીતે ખબર મેળવવાનાં કારણ માટે નિચે પ્રમાણે વર્તે, એટલે—(૧) મલિકા માઆઝમાના તાબાની કોઇ જગાના એટલે કોઇ પણ કીલ્લાના દારૂખાનાના (આર્સીનલના ), કારખાનાના, ગોદીના, કાંપના, વાહાણના, અથવા તેવી બીજી કોઇ જગાના જે કોઇ પણ ભાગમાં હોવાનો તેને હક ન હોય તે ભાગમાં દાખલ થાય અથવા હોય, અથવા (૨) ઉપર કહ્યા પ્રકારની કોઇપણ જગામાં ( અથવા મલીકમુઆઝમની તાબાની કોઇ પણ કચેરીમાં ) કાયદેસર રીતે અથવા ગેરકાયદેસર રીતે હોય ત્યારે, તેને મેળવવાનો હક ન હોય એવો કોઇ પણ દસ્તાવેજ, સ્કેચ, પ્લાન, મોડેલ અથવા કોઇપણ ( મલીકમુઆઝમના દરીયાઈ કાફલાના લશ્કરના અથવા દિવાની કામકાજને લગતી કાંઇ પણ માહિતી અથવા એવા કોઇ પણ દસ્તાવેજ, સ્કેચ, પ્લાન અથવા મોડેલની નકલ ) મેળવે, (અથવા મેળવવાની કોશીષ કરે ) અથવા કાયદેસર અખત્યાર શિવાય ( એવો ) કોઇ પણ સ્કેચ અથવા પ્લાન પાડે, અથવા ( પાડવાની કોશીષ કરે ), અથવા (૩) મલિકા માઆઝમાના તાબાના કોઈ પણ કીલ્લાની દારૂખાનાની, કારખાનાની, ગોદીની અથવા કાંપની બહાર હોય ત્યારે, મલિકા માઆઝમાએ અથવા તેની વતી આપેલા અખત્યાર શિવાય તે કીલ્લાની, દારૂખાનાની, કારખાનાની, ગોદીની, અથવા કાંપની કોઇ પણ સ્કેચ અથવા પ્લાન પાડે અથવા પાડવાની કોશીસ કરે, અથવા (બ) આ આકટ વિરૂદ્ધ ગુન્હો થતો હોય એવું કોઇ પણ કૃત્ય કરીને મેળવેલો કોઇ પણ દસ્તાવેજ, સ્કેચ, પ્લાન, મોડેલ અથવા માહિતી અથવા પાડેલી કોઇ પણ સ્કેચ, પ્લાન, મોડેલ અથવા માહિતી અથવા પાડેલી કોઇ પણ સ્કેચ અથવા પ્લાન, પોતાના કબજામાં અથવા અખત્યારમાં જાણી બુજીને રાખનારો કોઇ પણ શખસ, તે દસ્તાવેજ, સ્કેચ, પ્લાન, મોડેલ અથવા માહિતી, સરકારના હિત માટે જે કોઈપણ માણસને જે વખતે જણાવવી યોગ્ય ન હોય તે વખતે તે માણસને જાણી જોઇને અને કાયદેસર અખત્યાર શિવાય જણાવે અથવા જણાવવાની કોશીસ કરે, અથવા (ક) જે પ્રસંગે, ઉપર કહ્યા પ્રકારની કોઇ જગા સબંધી, અથવા મલિકા માઆઝમના લશ્કરનાં અથવા દરીયાઈ કાફલાના ( અથવા દિવાની ) કામ કાજ સબંધી કોઇ પણ દસ્તાવેજ, સ્કેચ, પ્લાન, મોડેલ અથવા માહિતી મલિકા માઆઝમાના તાબા હેઠળના કોઇ અમલદારે વિશ્વાસ રાખીને જે શખસને સોંપી હોય તે શખસ એવો દસ્તાવેજ, સ્કેચ, પ્લાન મોડેલ અથવા માહિતી,

સરકારના હિત માટે બીજા કોઇને જણાવવાનું યોગ્ય ન છતાં જાણી જોઇને અને વિશ્વાસઘાત કરીને જણાવે, તે પ્રસંગે તે શખસને એક વર્ષની મુદત સુધીની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

"( ૨ )—જ્યારે કોઇ શખસ પેટા કલમ ( ૧ ) ના પેટા સદર ( અ ) ની પેટા રકમો (૧) (૨) તથા (૩) માં લખેલું કોઇપણ કૃત્ય કાયદેસર અખત્યાર અથવા પરવાનગી શિવાય ( જે સાબીત કરવાનો બોજો તેનાપર રહેશે ) કરશે, ત્યારે તેણે એવું કૃત્ય ખોટી રીતે ખબર મેળવવાના કારણસર કર્યું છે એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે," અને (૩) જે પ્રસંગે કોઇ પણ શખસ, મલિકા મોઆઝમાના તાબામાં કોઇ પણ કીલ્લા, દારૂખાના, કારખાના, ગોદી, કાંપ, વાહાણ, કચેરી, અથવા તેવી બીજી કોઇ જગા સબંધી અથવા મલિકા મોઆઝમાના લસ્કરના અથવા દરીયાઇ કાફલાના (અથવા દિવાની) કામકાજ સબંધી જે કોઇપણ દસ્તાવેજ, સ્કેચ, પ્લાન, મોડેલ અથવા માહિતી પોતાના કબજામાં હોય તે, સરકારના હિતમાટે જે માણસને જે વખતે જણાવવા યોગ્ય નથી એવું તેને માલમ હોય, તે માણસને તે વખતે જાણી જોઇને જણાવે, તે પ્રસંગે સદરહુ શખસ, તેણે આ કલમના ઉપરના ઠરાવ મુજબ ગુન્હો કર્યો હોત તો જે શિક્ષાને તે પાત્ર થાત. તેજ શિક્ષાને પાત્ર થશે. પછી ઉપર કહ્યા પ્રકારનો દસ્તાવેજ, સ્કેચ, પ્લાન મોડેલ અથવા માહિતી ગમે તે રીતે મેળવી હોય અથવા સદરહુ સ્કેચ અથવા પ્લાન ગમે તે રીતે પાડયો હોય.

(૪) જે પ્રસંગે કોઇપણ શખસ અમુક કૃત્ય કર્યાથી ગુન્હો થાય છે એમ આ કલમથી ઠરાવ્યું હોય તે કૃત્ય કરશે તે પ્રસંગે તેને, પોતે પાડેલી કોઇપણ સ્કેચ અથવા પ્લાન, અથવા પોતે મેળવેલી અથવા ઉપર કહ્યા પ્રમાણે પોતાને સોંપવામાં આવેલી કોઇપણ ખબર, દસ્તાવેજ, સ્કેચ, પ્લાન, મોડેલ, અથવા માહિતી પારકા રાજ્યને જણાવવાનો તેનો ઇરાદો હશે તો અથવા તે પોતે પારકા રાજ્યના કોઇ પણ એજન્ટને જણાવશે તો, જીવતાં સુધીની અથવા ઓછામાં ઓછા પાંચ વરસની મુદત સુધીની સમુદ્રપારની, અથવા બે વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થશે.

૪—(૧) જે પ્રસંગે કોઇપણ શખસ, પોતે મલિકા મોઆઝમાના તાબા હેઠળનો કોઇ હુદ્દો ધારણ કરતો હોય અથવા એવો હુદ્દો ધારણ કર્યો હોય તેને લીધે કાયદેસર અથવા ગેરકાયદેસર રીતે પોતાના કબજામાં અથવા અખત્યારમાં આવેલો કોઇપણ દસ્તાવેજ, સ્કેચ, પ્લાન અથવા મોડેલ અથવા પોતે પ્રાપ્ત થયેલી કાંઇ પણ માહિતી સાર્વજનિક હિત માટે, જે શખસને જે વખતે જણાવવી યોગ્ય ન હોય તે વખતે તે શખસને લાંચ લઇને અથવા પોતાના હુદ્દાની ફરજની વિરૂદ્ધ જણાવે અથવા જણાવવાની કોશીશ કરે તે પ્રસંગે તે શખસ હુદ્દાને લગતો વિશ્વાસઘાત કર્યા બદલ ગુન્હેગાર થાય છે એમ સમજવું.

( ૨ ) હુદ્દાને લગતો વિશ્વાસઘાત કર્યા બદલ ગુન્હેગાર થયેલા શખસને નિચે પ્રમાણે શિક્ષા થશે, એટલે

(અ) જો કોઇ પારકા રાજને ખબર જણાવવામાં આવી હોય અથવા જણાવવાની કોશીષ કરવામાં આવી હોય તો, જીવતા સુધીની અથવા અથવા ઓછામાં ઓછા પાંચ વર્ષની મુદત સુધીની સમુદ્રપારની, અથવા બે વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થશે, અને (બ) બીજે કોઇપણ પ્રસંગે એક વર્ષની મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા થશે. (ક) આ કલમ, સરકારના કોઇપણ ખાતા સાથે અથવા મલિકા મોઆઝમના તાબા હેઠળનો કોઇ પણ હુદ્દો ધારણ કર્યો હોય ત્યારે તેવા ધારણ કરનાર તરીકે સાથે કોઇ શખસે કરાર કર્યો હશે અને એવા કરાર ઉપરથી જે પ્રસંગે કાંઇ વાત છુપી રાખવાની જવાબદારી તેને માથે પડતી હશે તે પ્રસંગે તે શખસને, અને સદરહુ પ્રકારનો કરાર કરનાર કોઇપણ શખસે શખસોની મંડળીએ કામે લગાડેલા જે કોઇપણ આસામીને માથે વાત છુપી રાખવાની તેવીજ જવાબદારી પડતી હશે તે આસામીને, જાણે સદરહુ કરાર કરનાર શખસ તથા કામે લગાડેલા આસામી મલિકામોઆઝમાના તાંબા હેઠળનો હુદ્દો ધારણ કરતા હોય તે પ્રમાણે લાગુ પડશે.

"૫—(૧) સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં ગમે તે ઠરાવ હોય તોપણ, મલિક મુઆઝમના તાબાના કોઇપણ કીલ્લા સબંધી, દારૂખાના સબંધી, કારખાના સબંધી, ગોદી સબંધી, કાંપ સબંધી. અથવા વહાણ સબંધી, અથવા મલિકામુઆઝમના લસ્કરના અથવા દરી-

આઇ કાફલાના કામકાજ સબંધી આ આકટ મુજબનો કરેલો દરેક ગુન્હો સદરહુ કાયદાના કારણ સારૂ કોગ્નિઝેબલ ગુન્હો છે એમ સમજવું.

પણ એવું ઠરાવ્યું છે કે એવા કોઇપણ ગુન્હાનું તોહોમત જેની ઉપર આવ્યું હોય તે શખસને પહેલા વર્ગના માજીસ્ટ્રેટના હુકમ વગર જામીન ઉપર છુટો કરવો નહિ.

( ૨ ) આકટ વિરૂદ્ધ કરેલો બીજો દરેક ગુન્હો નોનકોગ્નિઝેબલ છે એમ સમજવું.

" ૬—( ૧ ) હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં વ્યાખ્યા કર્યા પ્રમાણે સરકારી નોકર હોય એવો કોઇપણ શખસ, જે કોઇ શખસ તેના મત પ્રમાણે ૫ મી કલમની પેટા કલમ [૧] માં લખેલા ગુન્હા પૈકી કોઇપણ ગુન્હો કરે તેને પકડવાને મુખત્યાર છે, અને એવા શખસે, અથવા જે પોલીસ અમલદારે કોઇપણ માણુસને એવો ગુન્હો કર્યાના તોહોમત માટે પકડયો હોય તે પોલીસ અમલદારે, અને એવા કોઈપણ તોહોમત માટે પકડેલા કોઇપણ માણસને જે કોઇપણ પોલીસ અમલદારને હવાલે કર્યો તે પોલીસ અમલદારે એવા માણુસને એવો કીલ્લો, દારૂખાનું, ગોદી, કાંપ અથવા વહાણ વિદ્યમાન કાળે જેના કમાંડમાં હોય એવા અમલદાર પાસે અથવા પાસેમાં પાસેનુ લશ્કરી થાણું જેના કમાંડમાં હોય એવા અમલદાર પાસે, અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટ પાસે લઇ જવો અથવા મોકલવો.

( ૨ ) જ્યારે એકદા માણુસને પેટા કલમ ( ૧ ) ની રૂએ કોઇ કમાંડિંગ અથવા બીજા અમલદારે, પોતાને યોગ્ય લાગે તો, એવા માણુસને છોડી મુકવાને મુખત્યાર છે; પણ જો તે તેને છોડી ન મુકે તો તેણે તે માણુસને નકામી ઢીલ કર્યા વગર, પાસેમાં પાસેના પોલીસ થાણુામાં અથવા પહેલા વર્ગના કોઇપણ માજીસ્ટ્રેટ પાસે લઇ જવો અથવા મોકલવો.

( ૩ )—જયારે એકાદા માણુસને પેટા કલમ ( ૨ ) ની રૂએ એકાદા પોલીસ થાણામાં અથવા એકાદા માજીસ્ટ્રેટ પાસે લઇ જવામાં અથવા મોકલવામાં આવ્યો હોય ત્યારે જાણે તેને સદરહુ કમાંડિંગ અથવા બીજા અમલદાર પાસે ન લઈ જતાં અથવા ન મોકલતાં એવા પોલીસ થાણામાં અથવા એવા માજીસ્ટ્રેટ પાસે લઇ જવામાં આવ્યો હોય, તે પ્રમાણે સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ, કલમ ૭ માં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસગે લાગુ પડશે.

૭—( ૧ ) બીજા વર્ગના કોઈપણ માજીસ્ટ્રેટને આ આકટ વિરૂદ્ધ કરવામાં આવેલા કોઇપણ ગુન્હા માટે કોઇપણ માણુસનો ઇનસાફ કરવાનો અધિકાર નથી.

( ૨ ) કોઇપણ કોર્ટે આ આકટ વિરૂદ્ધ કોઇપણ માણુસે કરેલા ગુન્હા માટે તેનો ઇનસાફ કરવો હોય તો, તેણે સ્થાનીક સરકારની અથવા ગવર્નર જનરલ ઇન કાઉન્સીલની સંમતી વગર કરવો નહિ. "

---

# આબકારી આકટ.

## ( સને ૧૮૭૮ નો મુંબાઇનો આકટ ૫ મો અત્યાર સુધી સુધારેલો. )

### ૧—પ્રથમ નિયમો.

૧ આ આકટને " સન ૧૮૭૮ નો આબકારી આકટ " કહેવો. તે આખા મુંબાઇ ઇલાકાને લાગુ છે. અને તે સદરહુ ઇલાકાના કોઇપણ ભાગમાં, સરકાર, મુંબઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે તારીખ ફરમાવશે તે તારીખે અમલમાં આવશે.

૨ ( કાયદા તથા આકટ રદ કરવા બાબત ) સન ૧૮૯૫ ના ૧૬ મા આકટ ઉપરથી રદ કરી છે.

૩. આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો:

૧ " **આબકારી મેહેસુલ** " આ શબ્દનો અર્થ આ આકટના, અથવા દારૂ બાબત અથવા કેફ લાવનારાં વસાણાં બાબત વિધમાન કાળે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવો પ્રમાણે જે કાંઇ ડયુટી; ફી, કર, અથવા દંડ બેસાડયો હશે અથવા સરકાર દાખલ કરવાનો હુકમ કર્યો હશે તેથી મળેલું અથવા મળવાનું મહેસુલ.

૨ " **આબકારી અમલદાર** " આ શબ્દોનો અર્થ કમિશનર, અથવા કલેકટર અથવા છઠી કલમ પ્રમાણે કાયદેસર રીતે નીમેલો અથવા અધિકાર આપેલો કોઇ અમલદાર અથવા બીજું માણસ એવો થાય છે;

( ક )

૩ " **કમીશનર** " આ શબ્દમાં આ આકટમાં કારણ સારૂ સરકાર જે અમલદારને કમિશનર તરીકે નીમે તે અમલદારનો સમાસ થાય છે;

૪ " **કલેકટર** " આ શબ્દમાં આ આકટ પ્રમાણે કલેકટરનો અધિકાર ચલાવવા સારૂ તથા તેનાં કર્તવ્ય કર્મો કરવા સારૂ પાંચમી કલમ પ્રમાણે નીમેલા કોઇપણ માણસનો સમાસ થાય છે.

૫ " **માજીસ્ટ્રેટ** " આ શબ્દનો અર્થ મુંબઇ શહેરમાં પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અને બીજે ઠેકાણે પેહેલા અથવા બીજા વર્ગનો માજીસ્ટ્રેટ અથવા આ બાબતમાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે ખાસ અધીકાર આપ્યો હોય તેવો ત્રીજા વર્ગનો માજીસ્ટ્રેટ એવો થાય છે.

**ટીકા**—આબકારી એકટની રૂએ બનતા ગુન્હા સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટ સાંભળી શકે છે એટલે તેવા માજીસ્ટ્રેટ રૂબરૂ અમુક સખસની તપાસ ચાલી તેમાં તે નિર્દોષ થઇ છુટયો હોય તો પછી પાછી તેજ કામ માટે તેના ઉપર તજવીજ ચાલી શકતી નથી. પરંતુ ગવર્નમેંટથી અપીલ થવા ઉપરથી હાઇકોર્ટે એકવીટલ ( નિર્દોષપણું ) રદ કરેલ હોય તો ફરીથી તજવીજ થઇ શકે.

૬ " **તાડી** " આ શબ્દનો અર્થ નાળીએરીમાંથી અથવા તાડમાંથી અથવા ખજુરીમાંથી અથવા કોઇપણ જાતના તેવા ઝાડમાંથી કહાડેલો રસ એવો થાય છે, પછી તે ફરમેટેંડ સ્થિતીમાં હોય કે અનફરમેંટેડ સ્થિતીમાં હોય.

**ટીકા**—ચંડુલ એ અફીણની એક બનાવટ છે, અને જેના કબજામાંથી ચંડુલ મળી આવે તેના સંબંધમાં આબકારી એકટના કાનુનો લાગુ પડતા નથી પરંતુ ઓપીઅમ એકટની રૂએ તેવા સખસ ઉપર કામ ચલાવી શકાય છે. ( ૯. ક્રી. લો. જ. ૨૩૪ )

૭ " **દારૂ** " શબ્દમાં નીચેના પદાર્થોનો સમાવેસ થાય છે—

(અ) વૈન દારૂના અર્ક, મીથીલેટેડ અર્ક, વૈન, તાડી, બીર, તથા આલ્કોહોલથી થયા હોય એવા અથવા જેમાં આલ્કોહોલ હોય એવા સઘળા પ્રવાહી પદાર્થો; અને " અર્ક "નો અર્થ જે દારૂમાં આલ્કોહોલ હોય અને જે ગાળીને તૈયાર કરેલો હોય તેવો કોઇપણુ દારૂ થાય છે, પછી તે વીકૃત થયેલો હોય કે ન હોય તેની હરકત નહિં.

(બ) આ આકટનાં કારણ સારૂ જે કોઇ પણ બીજો કેફ લાવનારો પદાર્થ, સરકાર, મુંબઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, દારૂ છે એમ ઠરાવે તે પદાર્થ.

૮ " **ગામઠી દારૂ** " આ શબ્દોમાં હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયેલા અથવા તૈયાર કરેલા સઘળા

દારૂનો સમાસ થાય છે.

"**પરદેશી દારૂ**" આ શબ્દોમાં હિંદુસ્તાનમાં જળમાર્ગે અથવા ખુશ્કીને રસ્તે લાવવામાં આવેલા સઘળા દારૂનો સમાસ થાય છે.

પણ એવું ઠરાવ્યું છે કે ગવરનર જનરલ ઇન કૌન્સિલની મંજુરી લઇને, સરકાર મુંબઈ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, કોઇપણ નિર્દિષ્ટ કરેલા પ્રકારનો ગામઠી દારૂ આ આક્ટના કારણ સારૂ પરદેશી દારૂ ગણવો એમ ઠરાવવાને મુખ્ત્યાર છે.

(૯) "કેફ લાવનારૂં વસાણું" આ શબ્દોમાં ગાંજાનો, ભાંગનો ચરસનો તથા તેમાંથી તથા તે મેળવીને તૈયાર કરેલા દરએક પદાર્થનો સમાસ થાય છે, અને ગાંજામાંથી અથવા ધાન્યમાંથી અથવા બીજા પદાર્થમાંથી તૈયાર કરેલા જે જે કેફ લાવનારા પીવાના પદાર્થનો અથવા કેફ લાવનારી જણુસનો સમાસ "દારૂ" આ શબ્દમાં થતો નથી. તે તે કેફ લાવનારા, પીવાના પદાર્થનો, અથવા કેફ લાવનારી જણુસોનો સમાસ થાય છે પણ અફીણનો સમાસ થતો નથી,

(અ) તેમજ સન ૧૮૭૮ ના અફીણના આક્ટમાં અફીણ શબ્દની વ્યાખ્યા કરી છે તે પ્રમાણે તે શબ્દના અર્થમાં જે કોઇ પદાર્થનો સમાસ થતો હશે તે પદાર્થનો સમાસ થતો નથી.

(બ "ભાંગનો છોડ" આ શબ્દનો અર્થ, જે કોઇપણ જાતના ભાંગના છોડમાંથી કેફ લાવનારાં વસાણાં તૈયાર કરી શકાય છે તે છોડ એવો થાય છે.

"પણ એવું ઠરાવ્યું છે કે સરકાર, મુંબઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, કોઇપણ બીજો પદાર્થ તથા તેવાથી તથા તે મેળવીને તૈયાર કરેલા દરેક પદાર્થ, આ આક્ટનાં કારણ સારૂ કેફ લાવનારાં વસાણાં ગણવાં એમ ઠરાવવાને મુખ્ત્યાર છે."

**ટીકા—૧૨ કલમમાં ( મેડીકેટેડ આરટીકલ ) વૈદકીય રીતે તૈયાર કરેલ વસ્તુનો અર્થ કોઈ રીતે વૈદકીય ચીજો મેળવી બનાવટ કરેલી વસ્તુ સમજવાનો છે. કોકેનનો તેમાં સમાસ થતો નથી. કારણ કે કોકેન વસ્તુતઃ વૈદકીય ચીજ છે.**

(૧૦) 'લાવવું' શબ્દનો અર્થ મુંબાઇ ઇલાકામાં લાવવું એવો થાય છે.

'બહાર મોકલવું' શબ્દોનો અર્થ સદરહુ ઇલાકાની બહાર લઇ જવું એવો થાય છે.

'એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવું' એ શબ્દોનો અર્થ સદરહુ ઇલાકાની અંદર એક જગાએથી બીજી જગાએ લઇ જવું એવો થાય છે.

૧૧) 'તૈયાર કરવો' એ શબ્દોમાં જે જે સ્વાભાવિક અથવા માનુષીક ક્રિયાથી કોઇપણ જકાતી પદાર્થ તૈયાર થાય છે તે તે ક્રિયાનો તથા દારૂને શુદ્ધ કરવાની, સુવાસિત કરવાની, ભેળ કરવાની, અથવા રંગિત કરવાની દરેક ક્રિયાનો પણ સમાવેશ થાય છે."

૧૨) "શેર" આ શબ્દનો અર્થ એંશી તોલાભાર વજન થાય છે;

(૧૩) "મહુડાં" એ શબ્દોમાં મહુડાંના ઝાડનાં ફળ અથવા બીજનો સમાસ થતો નથી એમ સમજવું.

(૧૪) 'વિકૃત થયેલો' એ શબ્દોનો અર્થ માણસને પીવા માટે પુરેપુરી રીતે તથા કાયમને માટે નાલાયક થયલો એવો થાય છે;

(૧૫) 'જકાતી પદાર્થ' આ શબ્દોનો અર્થ આમાં આગળ વ્યાખ્યા કર્યા પ્રમાણેનો કોઇપણ દારૂ અથવા કેફ લાવનારૂં વસાણું એવો થાય છે તથા તેમાં તેમનો સમાવેશ થાય છે.

(૧૬) પરદેશી દારૂના સંબંધમાં, 'શીશીમાં ભરવું' એ શબ્દોનો અર્થ પીપમાંથી અથવા બીજા કોઇ વાસણમાંથી શીશીમાં અથવા બીજા કોઇપણ પાત્રમાં વેચાણ માટે ભરવું એવો થાય છે.

(૧૭) "છેદવું" શબ્દનો અર્થ, કોઇ ઝાડમાંથી રસ કાઢવા માટે તે ઝાડનો કોઇપણ ભાગ તૈયાર કરવો અથવા કોઇપણ સાધન વાપરવું એવો થાય છે;

(૧) "હિંદુસ્તાન" આ શબ્દનો અર્થ બ્રિટીસ હિંદુસ્તાન, તથા જે કોઇપણ દેશી રાજા કે હાકેમ ઉપર મલિકમાઆઝમની સર્વોપરી સત્તા ચલાવવામાં આવતી હોય તે રાજા અથવા હાકેમનો કોઇપણ મુલક એવો થાય છે."

"૩ જી. (૧) જ્યારે કોઇપણ શખસે બીજા કોઈપણ શખસને હિસાબે કોઇપણ જકાતી પદાર્થ

અથવા ભાંગનો છોડ તૈયાર કર્યો હોય, અથવા વેચ્યો હોય, અથવા કબજામાં રાખ્યો હોય, અને જો એવા બીજા શખસે તે વખતે એમ જાણ્યું હોય અથવા તેમ માનવાનું તેને કારણ મળ્યું હોય તો, અથવા સદરહુ પદાર્થ પોતાને હિસાબે કબજામાં રાખવામાં આવે છે એમ તે જાણતો હોય અથવા તેમ માનવાનું તેને કારણ હોય તો સદરહુ પદાર્થ આ આકટનાં કારણ સારૂ આવા બીજા માણસે તૈયાર કર્યો છે, અથવા વેચ્યો છે, અથવા તેના કબજામાં છે એમ સમજવું.

(૨) જે કોઈપણ શખસ બીજા કોઇપણ શખસને હિસાબે કોઇ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ તૈયાર કરે, વેચે, અથવા કબજામાં રાખે, તે શખસ, આવો પદાર્થ ગેરકાયદેસર રીતે તૈયાર કરવા માટે વેચવા માટે અથવા કબજામાં રાખવા માટે આ આકટની રૂયે કાંઇપણ શિક્ષાને પાત્ર થવાની જવાબદારીમાંથી, પેટા કલમ (૧) ના કોઇપણ ઠરાવ ઉપરથી છુટી જાય છે એમ સમજવું નહિ. "

## ૨—એસ્ટાબ્લીસમેંન્ટ તથા નિર્બંધ.

૪. કમીશનરોના નિર્બંધને ત । હુકમને અને સરકારના હુકમોને અનુસરીને આબકારી મેહેસુલ વસુલ કરવાનુ તથા આ આકટના ઠરાવ અમલમાં લાવવાનું કામ કલેકટરોને સોંપ્યું છે.

આ આકટનાં કારણો સારૂ મુંબઇનો કલેકટર સરકાર ફરમાવશે તે કમીશનરના તાબામાં રહેશે.

૫. કમિશનરના તથા સરકારના નિર્બંધ શિવાય વળી કાંઇપણ નિર્બંધ સરકાર વખતે ફરમાવે તો તે નિર્બંધને અનુસરીને, આ આકટની રૂયે કલેકટરને આપેલા સઘળા અધિકાર તથા તેને સોંપેલાં સઘળાં કર્તવ્યકર્મો કોઇપણ ડિસ્ટ્રિકટમાં અથવા જગામાં ચલાવવા સારૂ તથા કરવા સારૂ જમીન મેહેસુલના કલેકટર શિવાય બીજા કોઇ માણસને મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને નીમવાને સરકાર મુખત્યાર છે.

૬. આ આકટના ઠરાવો અમલમાં લાવવાના કામમાં કલેકટરોને મદદ કરવા સારૂ, કમિશનરો આ બાબત સરકારે વખતે વખતે જે હુકમ કર્યા હશે તે હુકમોને અનુસરીને, પોતાને યોગ્ય લાગે તેવા તાબામાંના અમલદારોને પોતાને યોગ્ય લાગે તેવા નામથી નિમવાને તથા પોતાને યોગ્ય લાગે તેવા આ આકટ પ્રમાણેના અધિકાર તથા કર્તવ્યકર્મો તે દરેકને સોંપવાને મુખત્યાર છે.

આ આકટ પ્રમાણેના પોતાને યોગ્ય લાગે તેવા અધિકાર તથા કર્તવ્યકર્મો કોઇ પણ ખાતાના કોઇ પણ સરકારી અમલદારને તેના જાતના અથવા તેના હોદ્દાના સંબંધથી અથવા બીજા કોઇ માણસને આપવાનો તથા સોંપવાનો અધિકાર સરકારને અથવા સદરહુ પ્રકારના હુકમોને અનુસરીને કમિશનરોને છે. અને પછી સદરહુ પ્રકારના અમલદારે પોતાના મુખ્ય હોદ્દાના અધિકાર શિવાય તથા કર્તવ્યકર્મો શિવાય વળી સદરહુ અધિકાર ચલાવવા તથા કર્તવ્યકર્મો કરવાં.

પણ એવું ઠરાવ્યું છે કે છત્રીસમી કલમ પ્રમાણેના તથા ચાળીસમી કલમની (બ) રકમ પ્રમાણેના અધિકાર કોઇ ખાતાના જે કોઈ અમલદારનો દરજ્જો પટાવાળાના અથવા કોનસ્ટેબલના કરતાં મ્હોટો નહિ હોય તે અમલદારને કોઈ પણ પ્રસંગે આપવા નહિ. અને આ કલમ પ્રમાણે કાંઇ અધિકાર અથવા કર્તવ્યકર્મો આપ્યાં હોય અથવા સોંપ્યાં હોય તે આપવું અથવા સોંપવું જે અધિકારીએ કર્યું હોય તેને, તે હરકોઇ વખતે રદ્દ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અધિકાર છે.

૭. ઉપરની છેલ્લી કલમના ઠરાવ પ્રમાણે કમિશનરોએ જે કોઇ તાબામાંના અમલદારને નીમ્યો હોય અથવા જે કોઇ અમલદારને વળી બીજો અધિકાર આપ્યો હોય અથવા કર્તવ્યકર્મો કહ્યાં હોય તેને ખાતાની કાનુન અથવા બંદોબસ્ત તોડયા બદલ અથવા બેફિકરાઇ કર્યા બદલ અથવા ના લાયકી બદલ અથવા કર્તવ્ય કર્મની ગફલત બદલ અથવા બીજી ગેરચાલ બદલ ચોકશી કરીને તથા તે દફતરમાં લખી રાખીને હરકોઇ વખતે દંડ કરવાનો અથવા બરતરફ કરવાનો અથવા સસ્પેંડ કરવાનો અથવા ઓછા દરજા ઉપર ઉતારવાનો અધિકાર કમિશનરોને ઉપર કહેલા પ્રકારના હુકમને અનુસરીને છે.

૮. ઉપરની બેઉ કલમો ઉપરથી પોતાને જે અધિકાર હોય તે સઘળો અથવા થોડો અધિકાર પોતાના તાબામાંના કલેકટરોને અથવા કોઈ કલેકટરને આપવાનો અખત્યાર કમિશનરોને છે અને સદરહુ પ્રમાણે કાંઇ અધિકાર આપ્યો હોય તે આપવાનું હરકોઇ વખતે રદ કરવાનો અધિકાર પણ તે કમિશનરોને છે.

## "બાબ ૩—લાવવું, બહાર મોકલવું તથા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવું."

૯—(૧) હેઠળ લખ્યા પ્રમાણે હકિકત હોવા શિવાય કોઇ પણ જકાતી પદાર્થ તથા ભાંગના છોડ લાવવા નહિ—

( અ ) તે લાવવા માટે સરકાર તરફથી સામાન્ય અથવા વિશેષ પરવાનગી આપવામાં આવ્યા શિવાય; (બ) સરકાર નાંખે તેવી શરતો ( જો નાંખી હોય તો ) પાળવામાં આવ્યા શિવાય; અને (ક) ૧૯ મી કલમની રૂયે જો કાંઇ ડયુટી નાંખવામાં આવી હોય તો તે આપવામાં આવ્યા શિવાય, અથવા તે અથવા તે આપવા માટે બાંડ કરી આપવામાં આવ્યા શિવાય.

(ક) ૧૯ મી કલમની રૂયે જો કાંઇ ડયુટી નાંખવામાં આવી હોય તો તે આપવામાં આવ્યા શિવાય, અથવા તે આપવા માટે બાંડ કરી આપવામાં આવ્યા શિવાય.

( ૨ ) જે કોઇ પણ પદાર્થ બ્રિટિશ હિંદુસ્તાનમાં લાવવામાં આવ્યો હોય તથા એવી રીતે લાવતી વખતે, સન ૧૮૯૪ ના હિંદુસ્તાનના તારીફ આકટની રૂયે અથવા સન ૧૮૭૮ ના જળમાર્ગના કસ્ટમના આકટની રૂયે ડયુટીને પાત્ર હોય તેવા કોઈ પણ પદાર્થને પેટા કલમ (૧) લાગુ પડશે નહિ. ( ૩ ) જે દારૂ બ્રિટિશ હિંદુસ્તાનમાં તૈયાર કરવામાં આવ્યો હોય તથા જે ૩ જી કલમની (૮)મી રકમની રૂયે જાહેરનામું પ્રસિદ્ધ કરીને પરદેશી દારૂ ઠરાવવામાં આવ્યો હોય તે દારૂને પેટા કલમ (૧) ની રકમો (અ) તથા (બ) લાગુ પડશે નહિ.

ટીકા—કોઇ દેશી રાજ્યમાંથી બ્રિટિશ ઈન્ડિયામાં આબકારી એકટ મુજબની પાસ ચીઠી વગર દારૂ લાવવો તે સદહું એકટ મુજબ ગુન્હો છે; અને તેજ દેશી રાજ્યના બીજા ગામે તે દારૂ લઇ જવાનો હોય તો પણ તે ગુન્હો બને છે. ( રતનલાલ અનરી ફી. ૩૧૩. ).

૧૦ હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોવા શિવાય, કોઇ પણ જકાતી પદાર્થ તથા કોઇ ભાંગના છોડ બહાર મોકલવા અથવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા નહિ.—

[અ] ૧૯ મી કલમની રૂયે કાંઇ પણ ડયુટી નાંખવામાં આવી હોય તો તે, અથવા (બ) સદરહુ પદાર્થ આગળથી લાવવામાં આવ્યો હોય તો, તે લાવતી વખતે સન ૧૮૯૪ ના હિંદુસ્તાનના તારીફ આકટની રૂયે અથવા સન ૧૮૭૮ ના જળમાર્ગના કસ્ટમના આકટની રૂયે કાંઇ પણ ડયુટી નાંખવામાં આવી હોય તો તે આપવામાં આવ્યા શિવાય,અથવા તે આપવા માટે બાંડ કરી આપવામાં આવ્યાશિવાય.

૧૧. સરકાર મુંબાઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને,

(અ) ગવરનર જનરલ ઇન કૌન્સિલની અગાઉથી મંજુરી લઇને મુંબઇ ઇલાકામાં અથવા તેના કોઈ પણ ભાગમાં કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ લાવવાની અથવા મુંબઇ ઇલાકામાંથી અથવા તેના કોઈ પણ ભાગમાંથી તે બહાર મોકલવાની;

(બ) કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવાની મનાઈ કરવાને મુખત્યાર છે.

૧૨. એકંદર રીતે આખા ઇલાકા સારૂ અથવા વિશેષ રીતે કોઇ પણ સ્થાનિક પ્રદેશ સારૂ જે પરિણામ મુંબાઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સરકાર ઠરાવે તે પરિમાણના કરતાં વધારે પરિમાણનો કોઇ પણ જકાતી પદાર્થ તથા ભાંગનો છોડ, તરત નીચેની કલમના ઠરાવોની રૂયે આપવામાં આવેલો પાસ ન હોય તો, લાવવાં અથવા બહાર મોકલવાં અથવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇજવાં નહિ. પણ એવું ઠરાવ્યું છે કે—

( ૧ ) વિકૃત થયેલા અર્ક શિવાયના ડયુટી ભરેલી હોય એવા પરદેશી દારૂની બાબતમાં સરકાર મુંબાઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઇ પણ સ્થાનિક પ્રદેશ માટે બીજી રીતે ફરમાવે તે શિવાયને પ્રસંગે પાસ મેળવવાની જરૂર રહેશે નહિ; (૨) સરકાર બીજી રીતે ફરમાવે તે શિવાયને પ્રસંગે, આ બાબતમાં યોગ્ય અધિકાર મળેલો હોય એવા અમલદારે આપેલા પાસથી મુંબાઇ ઈલાકાની હદ બહારની કોઈ પણ જગાએથી તે ઈલાકાની હદની બહારની બીજી કોઇ પણ જગાએ લઇ જવામાં આવેલા કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ લાવવા માટે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇજવા માટે અને બહાર મોકલવા માટે કોઇ પણ પાસની જરૂર પડશે નહિ.

૧૩. જકાતી પદાર્થો અથવા ભાંગના છોડ લાવવા, બહાર મોકલવા અથવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા માટે પાસ આપવાનો અધિકાર કલેક્ટરને અથવા આ બાબતમાં યોગ્ય રીતે અખત્યાર આપેલા બીજા કોઇ પણ આબકારી અમલદારને છે.

સદરહુ પ્રકારના દરેક પાસમાં હેઠળ લખેલી બાબતો નિર્દિષ્ટ કરેલી હોવી જોઇએ:—

(અ) જે શખસને જકાતી પદાર્થો અથવા ભાંગનો છોડ લાવવાનો, બહાર મોકલવાનો અથવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાનો અધિકાર આપવામાં આવ્યો હોય તે શખસનું નામ; (બ) જે મુદ્દત સુધી તે પાસ અમલમાં રહેવાનો હોય તે મુદત; (ક) જે જકાતી પદાર્થો અથવા ભાંગના છોડ માટે સદરહુ પાસ આપવામાં આવ્યો હોય તેનું પરિમાણ તથા વર્ણન; અને (ડ) જે જગાએથી તથા જે જગામાં જકાતી પદાર્થો અથવા ભાંગના છોડ લાવવાના હોય, બહાર મોકલવાના હોય અથવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવાના હોય તે જગા, અને તે જગાઓ વચ્ચેનું અંતર દશ મૈલના કરતાં વધારે હોય તેવે પ્રસંગે જે માર્ગે તે લઇ જવાનાં હોય તે માર્ગ."

---

## બાબ ૪—વાવેતર કરવું તથા તૈયાર કરવું.

૧૪. (૧) આમાં હવે પછી બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, તે બાબત કલેક્ટરે આપેલા લાઇસન્સના અધિકાર શિવાય તથા તે લાઇસન્સની શરતોને પાત્ર રહ્યા શિવાય—

(અ) કોઈ પણ જકાતી પદાર્થ તૈયાર કરવો નહિ; (બ) કોઇ પણ ભાંગના છોડનું વાવેતર કરવું નહિ અથવા તે એકઠો કરવો નહિ; (ક) કોઇ પણ તાડી ઉત્પન્ન કરનાર ઝાડને છેદવું નહિ; (ડ) કોઇ પણ ઝાડમાંથી તાડી કાઢવી નહિ; (ઇ) કોઈ પણ પરદેશી દારૂને શીશીમાં ભરવો નહિ; અને (ફ) કોઇ પણ માણસે તાડી શિવાયના કોઈ પણ જકાતી પદાર્થ તૈયાર કરવા સારૂ કાંઇ પણ માલ મસાલાનો, અર્ક કાઢવાનાં યંત્રોનો, પાત્રનો અથવા ઓજારનો અથવા સંચાનો ઉપયોગ કરવો નહિ, અથવા તે રાખવા નહી અથવા તે પોતાના કબજામાં રહેવા દેવા નહિ. (૨) કોઈ પણ દારૂની ભઠ્ઠી અથવા બ્રુઅરી, ( બીર વીગેરે તૈયાર કરવાનું કારખાનું ), ૧૫ મી કલમની રૂયે કમિશનરે તે બાબતમાં આપેલા લાઈસન્સના અધિકાર શિવાય તથા તેની શરતોને પાત્ર રહ્યા શિવાય બનાવવી નહિ અથવા ચલાવવી નહિ.

૧૪. અ. કોઇ પણ શખસે, કાયદેસર અધિકાર શિવાય, કોઈ પણ જકાતી પદાર્થ, અથવા ભાંગના છોડ ગેરકાયદેસર રીતે લાવવામાં આવ્યા છે, બહાર મોકલવામાં આવ્યા છે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવામાં આવ્યા છે અથવા તૈયાર કરવામાં આવ્યા છે એમ જાણ્યા છતાં અથવા તેમના ઉપર ઠરાવેલી ડયુટી ભરવામાં આવી નથી એમ જાણ્યા છતાં તે પદાર્થ અથવા ભાંગના છોડ કોઇ પણ પરિમાણમાં કબજામાં રાખવા નહિ.

૧૪. બ. (૧) કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ તૈયાર કરવાનું અથવા વેચવાનું લાઇસન્સ ન મળ્યું હોય એવા કોઇ પણ શખસે, અને વેચવાનું લાઈસન્સ મળેલું હોય એવા કોઇ પણ શખસે પોતાના લાઇસન્સમાં અધિકાર આપ્યો હોય તે રીત સિવાયની કોઇ પણ રીતે, સરકાર ૧૭ મી કલમની રૂયે છુટક વેચાણનું જે પરિમાણ ઠરાવે તે પરિમાણથી વધારે પરિમાણમાં કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ કલેક્ટરની પરવાનગી ચિઠ્ઠી શિવાય, પોતાના કબજામાં રાખવો નહિ;

પણ એવું ઠરાવ્યું છે કે—પેટા કલમ (૧) માંનો કોઇ પણ ઠરાવ, વિકૃત થયેલો અર્ક ન હોય એવો કોઇ પણ પરદેશી દારૂ કોઈ પણ સામાન્ય હુંડાભાડાવાળા અથવા વખારવાળાના કબજામાં ભાડાવાળા અથવા વખારવાળા તરીકેજ હોય, અથવા કોઇ પણ માણસે વેચાણ માટે નહિ પણ પોતાના ખરેખરા ખાનગી વપરાશ માટે ખરીદેલો હોય તેવા પરદેશી દારૂને લાગુ પડશે નહિ; (૨) પેટા કલમ (૧) માં ગમે તે રીતે ઠરાવ્યું હોય તે છતાં સરકાર, મુંબાઈ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, કોઇ પણ માણસે અથવા કોઈ પણ વર્ગના માણસોએ, આખા ઇલાકામાં સઘળે ઠેકાણે અથવા કોઈ પણ સ્થાનિક પ્રદેશમાં કોઇ પણ જકાતી પદાર્થ બિલકુલ કબજામાં રાખવો નહીં અથવા પોતે ઠરાવે તે શરતોએ રાખવો એમ ઠરાવવાને મુખત્યાર છે."

"૧૫. કમિશનરને—(અ) ૧૪ મી કલમ ઉપરથી આપેલા લાઇસન્સ પ્રમાણે અર્ક તૈયાર કરી શકાય એવી દારૂની ભઠ્ઠી, સરકારને જે શરતો લાગુ કરવાનું યોગ્ય લાગે તે શરતોએ સ્થાપવાનો;

(બ) સદરહુ પ્રમાણે સ્થાપેલી કોઇ પણ દારૂની ભઠ્ઠી બંધ કરવાનો; (ક) સરકારને જે શરતો લાગુ કરવાનું

યોગ્ય લાગે તે શરતોએ દારૂની ભઠ્ઠી અથવા બ્રુઅરી બાંધવા માટે તથા ચલાવવા માટે લાઇસન્સ આપવાનો; (ડ) કોઈ પણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ જ્યાં ડ્યુટી આપ્યા વિના અનામત મુકી શકાય તથા રાખી શકાય એવી વખાર સ્થાપવાનો અથવા તે માટે લાઇસન્સ આપવાનો; અને (ઇ) સદરહુ પ્રમાણે સ્થાપેલી કોઇ પણ વખાર બંધ કરવાનો અધિકાર છે. "

" ૧૫ અ. આ આક્ટની રૂયે સ્થાપવામાં આવેલી, અથવા જે માટે લાઈસન્સ આપવામાં આવ્યું હોય એવી કોઇ પણ દારૂની ભઠ્ઠીમાંથી બ્રુઅરીમાંથી, વખારમાંથી, અથવા બીજી કોઇ ભરી રાખવાની જગામાંથી, ૧૪ મી કલમની રૂયે જો કોઇ પણ ડ્યુટી લાગુ કરવામાં આવી હોય તો તે અપાયા શિવાય અથવા તે આપવા બદલનું બાંડ કરી અપાયા શિવાય, કોઇ પણ જકાતી પદાર્થ ખસેડવો નહિ. "

---

## બાબ ૫-વેચાણ.

**૧૬.** (૧) આ કલમમાં આગળ બીજી રીતના ઠરાવ કર્યા છે તે શિવાયના બીજે કોઇપણ પ્રસંગે પદાર્થ અથવા ભાંગના છોડ તથા કેફ લાવનારાં વસાણાં કલેકટરે આપેલા લાઇસેન્સ વગર અથવા પાસ વગર વેચવાં નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે, કોઇ દારૂ હિંદુસ્તાનમાં તૈયાર કરેલો નહિ હોય અથવા ઉત્પન્ન કર્યો નહિ હોય તે જે પીપમાં અથવા પ્યાકેજમાં આણેલો હશે તેવોજ તે તેના અસલના પીપમાં અથવા પ્યાકેજમાં હોય ત્યારે અથવા ખરેખરા નમુના તરીકે થોડા થોડા જથામાં મુંબઇ શેહેરમાં તથા જે બીજી જગા સરકાર વખતે વખતે ફરમાવે તે બીજી જગામાં વેચવાને સદરહુ પ્રકારના કોઇપણ લાઇસેન્સની જરૂર નથી;

(૧) એવું ઠરાવ્યું છે કે વેચાણ કરવા સારૂ નીચે લખેલા શખસને સદરહુ પ્રકારના લાઇસેન્સની જરૂર નથી, એટલે,—(૨) ભાંગના છોડ શિવાય જે છોડમાંથી કાંઇ કેફ લાવનારૂં વસાણું ઉત્પન્ન થતું હશે તે છોડનું વાવેતર કરનારાએ અથવા ધણીએ તે છોડના જે ભાગોમાંથી એવું કેફ લાવનારૂં વસાણું તૈયાર કરવામાં આવતું હશે અથવા ઉત્પન્ન થતું હશે તે ભાગોનું વેચાણ, કેફ લાવનારાં વસાણાં વેચવાનું લાઇસેન્સ, આ કલમ પ્રમાણે જે માણસ ધારણ કરતો હશે તે માણસને અથવા કેફ લાવનારાં વસાણાં તૈયાર કરવા બાબતનું અથવા બહાર મોકલવા બાબતનું જે માણસને આ આક્ટ પ્રમાણે યોગ્ય રીતે લાઇસેન્સ આપ્યું હશે તે માણસને કરવા સારૂ તે વાવેતર કરનારને અથવા ધણીને.

" અને (૩) કોઈ પણ શખસે પોતાના ખાનગી વપરાશ માટે કાયદેસર રિત્યે મેળવેલા તથા તેનાથી વેચાયેલા અથવા તેણે કોઇ સ્ટેસન છોડયા પછી અથવા તેના મરણ પછી તેના તરફથી અથવા તેનામાં હિત સંબંધ ધરાવનારા વારસ વકીલ તરફથી વેચવામાં આવેલા કોઇ પણ પરદેશી દારૂના વેચાણ માટે. " " (૨) બ્રિટિસ હિંદુસ્તાનના બીજા ભાગોમાં વિધમાનકાળે અમલમાં હોય તેવા એક સાઈન્સના કાયદાની રૂયે આપવામાં આવેલું વેચવા માટેનું લાઈસન્સ, કમિસ્નર ઠરાવે તેવી સરતોએ, આ આક્ટની રૂયે તે બાબત ( વેચવા માટે ) આપવામાં આવેલું લાઇસન્સ ગણવાનો અધિકાર છે. "

" ૧૭. (૧) કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડનું વેચાણ જે પરિમાણની મર્યાદાની અંદર તથા બહાર અનુક્રમે છુટક વેચાણ તથા જથ્થાબંધ વેચાણ ગણાશે તે પરિમાણની મર્યાદા મુંબાઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સરકારને ઠરાવવાનો અધિકાર છે; આવી મર્યાદા આખા મુંબાઇ ઇલાકાના સંબંધમાં અથવા કોઇ પણ સ્થાનિક પ્રદેશના સંબંધમાં, અને સામાન્ય રીતે બધા ખરીદનારોના સંબંધમાં અથવા કોઇ પણ નિર્દિષ્ટ કરેલા વર્ગના ખરીદનારોના સંબંધમાં અને કોઇ પણ નિર્દિષ્ટ કરેલા પ્રસંગના સંબંધમાં અથવા સામાન્ય પ્રસંગના સંબંધમાં નક્કી કરવાનો અધિકાર છે;

(૨) જ્યારે કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડના છુટક વેચાણ માટે આવી કોઇ પણ પરિમાણની મર્યાદા ઠરાવવામાં આવી હોય ત્યારે, તે મર્યાદા કરતાં વધુ પદાર્થ કોઇ પણ માણસને એકજ વખતે અથવા કોઇ એકજ માણસને એકજ દિવસે એકંદર, પરચુરણ વેચાણથી વેચવો નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે, કલેકટર અથવા આ બાબતમાં યોગ્ય રીતે અધિકાર આપેલો કોઇ પણ અખત્યારી અમલદાર, ૩૫ અ. કલમ પ્રમાણે કરવામાં આવેલી હોય એવી કોઇ પણ કાનુનોને પાત્ર રહીને, કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ કોઇ કોઇ વખતે આવી મર્યાદા કરતાં વધારે છુટક

વેચાણથી વેચવાના વિશેષ હુકમ કરવાને મુખ્ત્યાર છે. ”

“ ૧૭ અ. વેચવાને માટે લાઇસન્સ મળેલું હોય એવા કોઇ પણ શખસે, અથવા એવા શખસને ત્યાં કામે રહેલા અથવા તેની સ્પષ્ટ ગર્ભિત પરવાનગીથી તેના તરફથી કામ કરતા કોઇ પણ શખસે, દેખીતી ૧૪ વરસની ઉમરની નીચેના કોઇ પણ શખસને કોઇ પણ જકાતી પદાર્થ તેના પોતાના વપરાશ માટે હોય અને એવા વેચવાને લાઇસન્સ મળેલું હોય તેવા શખસના મકાન ઉપર અથવા ત્યાંથી દુર વપરાશ માટે હોય તેની હરકત નહિ.

૧૮. તાડી ઉત્પન્ન કરનારા કોઇ ઝાડના ધણીએ તથા સદરહુ પ્રકારના કોઇ ઝાડના રસ ઉપર હક્ક હોય તેવા કોઇ માણસને તથા કોઇ પણ તાડી કાહાડનારે અને ૧૩મી કલમ પ્રમાણે આપેલી પરવાનગી ચિઠ્ઠી ઉપરથી તાડી એક જગાથી બીજી જગાએ લઇ જનાર અથવા સ્થળાંતર કરનાર કોઇ માણસે હેઠળ લખેલાં લાઇસેન્સ વગર બીજી રીતે અથવા હેઠળ લખેલા માણસ શિવાય બીજા માણસને તાડી વેચવી નહિ, એટલે—

(અ) સોળમી કલમ પ્રમાણે આપેલા લાઇસેન્સવગર, અથવા (બ) દારૂ બનાવવાનું અથવા વેચવાનું લાઇસેન્સ આ આકટ પ્રમાણે જે માણસને આપ્યું હશે તે માણસ શિવાય બીજા કોઇ માણસને વેચવી નહિ.

૧૮ અ. આ આકટના તાડી સબંધી કોઈ પણ અથવા સઘળા ઠરાવ મુંબાઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઇ પ્રદેશ બાબત વખતે વખતે સસ્પેંડ (મોકુફ) કરવાનો અધિકાર સરકારને છે, અને પછી આ આકટમાં ગમે તે ઠરાવ હોય તોપણ સદરહુ પ્રકારનું જાહેરનામું જે મુદતસુધી અમલમાં રેહેશે તે મુદતની દરમીયાન સદરહુ પ્રકારના પ્રદેશમાં લાઇસેન્સવગર અથવા પાસવગર તાડી કાહાડવાનો તથા વેચવાનો અધિકાર છે.

## બાબ ૫—અ મહુડાં બાબત વિશેષ ઠરાવ.

૧૯ બ. (૧) પેટા કલમ (૩) માં ઠરાવ્યું છે તે શિવાયને બીજે કોઇ પણ પ્રસંગે, કલેકટરે અથવા આ અર્થે યોગ્ય રીતે અધિકાર મળેલા બીજા કોઇ પણ અમલદારે આપેલા લાઇસેન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસના આધાર શિવાય તથા તેમાંની શરતો તથા બોલીને અનુસર્યા શિવાય કોઇ પણ શખસે, ઠરાવેલા વજન કરતાં વધારે મહુડાં કોઇ પણ ઠરાવેલા પ્રદેશમાંથી બાહાર મોકલવાં નહિ અથવા તેની અંદર આણવાં નહિ, અથવા એવા પ્રદેશમાં એકઠાં કરવાં નહિ, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાં નહિ, વેચવાં નહિ અથવા પોતાના કબજામાં રાખવાં નહિ.

(૨) આ કલમમાં “ ઠરાવેલો પ્રદેશ ” એ શબ્દોનો અર્થ ભરૂચ, ખેડા, નાસિક ( પેંઠ તાલુકા શિવાય ) થાણા તથા કુલાબા જિલ્લાના અને સુરત જિલ્લાના પારડી, વલસાડ અને ચીખલી તાલુકાના સઘળા અથવા કાંઇક ભાગનો જેમાં સમાસ થતો હોય એવો આલીજા ગવર્નર ઈન્ કૌન્સિલ વખતે વખતે આ અર્થે જાહેર કરે તે પ્રદેશ સમજવો. અને “ ઠરાવેલું વજન ” એ શબ્દોનો અર્થ ચાર શેર અથવા આલીજા ગવર્નર ઇન્ કૌન્સિલ આ અર્થે વખતે વખતે જાહેર કરે તેટલું ચાર શેરથી વધારે વજન એવો સમજવો.

(૩) પરંતુ એવું ઠરાવ્યું છે કે દર વર્ષે તારીખ ૧૬ મી ફેબ્રુઆરીથી તે તારીખ ૧૫ મી એપ્રિલ સુધીના બે મહિનામાં અથવા આલીજા ગવર્નર ઈન્ કૌન્સિલ મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે ફરમાવે તેવી સદરહુ બે મહિના સુદ્ધાંની કોઈ પણ વધારે મુદતની અંદર, કલ્યાણ; ભીંવડી, કરજત, મુરબાડ, શાહાપુર, અને વાડા તાલુકાની હદ અંદરની કોઇ પણ જગામાં- અથવા આલીજા ગવર્નર ઈન્ કૌન્સિલે ઠરાવેલા પ્રદેશમાંનો જે કોઇ પણ બીજો ભાગ સદરહુ પ્રમાણે જાહેરનામું પ્રસિદ્ધ કરીને નિર્દિષ્ટ કરવો યોગ્ય લાગે તે ભાગમાંની કોઇ પણ જગામાં તે વર્ષની અને સદરહુ તાલુકાઓની અથવા તેમાંના કોઈ પણ એક અથવા વધારે તાલુકાઓની અથવા સદરહુ પ્રમાણે ઠરાવેલા પ્રદેશનો બીજો કાંઈ ભાગ નિર્દિષ્ટ કર્યો હોય તો તે ભાગની પેદાશના ગમે તેટલાં મહુડાં એકઠાં કરવા બદલ, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈજવા બદલ, વેચવા બદલ અથવા કબજામાં રાખવા બદલ લાઈસેન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસની જરૂર છે એમ સમજવું નહિ.

વળી એવું ઠરાવ્યું છે કે, દરવર્ષે ૧૬ મી ફેબ્રુઆરી થી ૧૫ મી જુલાઇ સુધીના પાંચ મહિનાની મુદત દરમિયાન અથવા મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ગવરનર ઇન કૌન્સીલ સદરહું પાંચ મહિનાનો સમાવેશ થઇ જતો હોય એવી લાંબી મુદત વખતો વખત ફરમાવે તે મુદત દરમિયાન,

ખેડા જીલ્લાની હદમાં કોઇ પણ જગ્યાએ તે વર્ષે ઉત્પન્ન થયલાં મહુડાંનો કોઇપણ ભાગ એકઠો કરવા માટે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા માટે, વેચવા માટે અથવા કબજામાં રાખવા માટે લાઇસન્સ, પરવાનો અથવા પાસ લેવાની જરૂર પડશે નહિ.

---

## બાબ ૬—ડયુટી.

**૧૯.** સરકાર ફરમાવે તેવા દરે અથવા દરોએ, કોઇ પણ જકાતી પદાર્થ ઉપર હેઠળ લખેલા પ્રસંગોએ, સામાન્ય રીતે અથવા કોઈપણનિર્દિષ્ટ કરેલા સ્થાનિક પ્રદેશ માટે, ડયુટી બેસાડવાનો અધિકાર છે.

(અ) ૯ મી કલમની પેટા કલમ (૧) ના ઠરાવો મુજબ લાવવામાં આવેલા કોઇ પણ જકાતી પદાર્થ ઉપર; અથવા (બ) ૧૦ મી કલમના ઠરાવો મુજબ બહાર મોકલવામાં આવેલા અથવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવામાં આવેલા કોઇ પણ જકાતી પદાર્થ ઉપર; અથવા (ક) ૧૪ મી કલમ અથવા ૧૫ મી કલમના ઠરાવો મુજબ આપવામાં આવેલા લાઈસન્સની રૂયે તૈયાર કરવામાં આવેલા કોઈ પણ જકાતી પદાર્થ ઉપર; પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે—(૧) જે કોઈ પણ પદાર્થ બ્રિટિશ હિંદુસ્તાનમાં લાવવામાં આવતી વખતે સન ૧૮૯૪ ના હિંદુસ્તાનના તારીફ આકટની રૂયે અથવા સન ૧૮૭૮ ના જલમાર્ગની કસ્ટમ આકટની રૂયે જે ડયુટીને પાત્ર થયો હશે તેની ઉપર ડયુટી બેસાડવી નહીં. (૨) હિંદુસ્તાનમાં કરેલા વિકૃત થયેલા અર્કો અથવા બીર ઉપર બેસાડવાની ડયુટી, હિંદુસ્તાન સરકારની અગાઉથી મંજુરી લઇને સરકાર બીજી રીતે ઠરાવે તે સિવાયને પ્રસંગે, સન ૧૮૯૪ ના હિંદુસ્તાનના તારીફ આકટની રૂયે, અથવા બ્રિટિશ હિંદુસ્તાનમાં આણેલા માલ ઉપરની કસ્ટમની ડયુટી સંબંધી વિદ્યમાનકાળે જે બીજો કોઈ કાયદો અમલમાં હોય તે બીજા કાયદાની રૂયે, બ્રિટિશ હિંદુસ્તાનમાં અનુક્રમે જળમાર્ગે આણેલા વિકૃત થયેલા અર્કો અથવા બીર જે ડયુટીને પાત્ર હશે તેટલીજ રાખવી.

ખુલાસો—કોઈ પણ જકાતી પદાર્થ જે જે ઠેકાણે વપરાશ માટે લઈ જવામાં આવવાનો હોય તે પ્રમાણે, અથવા આવા પદાર્થના જુદા જુદા કસ તથા ગુણ પ્રમાણે, આ કલમની રૂયે જુદા જુદા દરે ડયુટી બેસાડવાનો અધિકાર છે.

**૧૯ અ.** આ બાબતમાં કમિશનરે, ડયુટી આપવાનો વખત, ઠેકાણું તથા રીત નિયમન કરવા બાબતની કોઇ પણ કાનુનો કરી હોય તેને પાત્ર રહીને, તરત ઉપરની કલમમાં લખેલી ડયુટી નીચે લખેલી એક અથવા વધારે રીતો પ્રમાણે લેવી:—(અ) ૯ મી કલમની પેટા કલમ (૧) ના ઠરાવો પ્રમાણે લાવવામાં આવેલા જકાતી પદાર્થોની બાબતમાં—(૧) જે પ્રાંતમાં તે લાવવામાં આવ્યા હોય તે પ્રાંતમાં અથવા જે પ્રાંત અથવા મુલકમાંથી તે બહાર મોકલવામાં આવ્યા હોય તે પ્રાંત અથવા મુલકમાં ડયુટી આપીને; અથવા (૨) ૧૫ મી કલમની રૂયે સ્થાપવામાં આવી હોય અથવા જેનું લાઇસન્સ આપવામાં આવ્યું હોય તેવી વખારમાંથી વેચાણ માટે કાઢતી વખતે ડયુટી આપીને; (બ) ૧૦ મી કલમના ઠરાવો પ્રમાણે બહાર મોકલેલા જકાતી પદાર્થોની બાબતમાં. જે પ્રાંતમાંથી બહાર તે મોકલવામાં આવ્યા હોય તે પ્રાંતમાં અથવા જે પ્રાંત અથવા મુલકમાં તે લાવવામાં આવ્યા હોય તે પ્રાંત અથવા મુલકમાં ડયુટી આપીને; (ક) ૧૦ મી કલમના ઠરાવો પ્રમાણે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવામાં આવેલા જકાતી પદાર્થોની બાબતમાં (૧) જે જીલ્લામાંથી તે બીજે ઠેકાણે લઇ જવામાં આવ્યા હોય તે જીલ્લામાં ડયુટી આપીને; (૨) ૧૫ મી કલમની રૂયે સ્થાપવામાં આવી હોય અથવા જેનું લાઇસન્સ આપવામાં આવ્યું હોય તેવી વખારમાંથી વેચાણ માટે કાઢતી વખતે ડયુટી આપીને; (ડ) ૧૫ મી કલમની રૂયે સ્થાપવામાં આવેલી કોઇ પણ દારૂની ભઠીમાં, અથવા ૧૫ મી કલમની રૂયે જેનું લાઇસન્સ આપવામાં આવ્યું હોય તેવી કોઇ પણ દારૂની ભઠ્ઠી અથવા બ્રુઅરીમાં તૈયાર કરવામાં આવેલા અર્ક અથવા બીરની બાબતમાં (૧) પ્રસંગ પ્રમાણે સદરહુ દારૂની ભઠ્ઠી અથવા બ્રુઅરીમાં ઉત્પન્ન થયેલા અથવા તેમાંથી બહાર કાઢવામાં આવેલા અથવા ૧૫ મી કલમ પ્રમાણે સ્થાપેલી અથવા જેનું લાઇસન્સ આપ્યું હોય એવી વખારમાંથી કાઢવામાં આવેલા પરિમાણુ ઉપર નાંખેલા દરે; અથવા (૨) એક સરખા પ્રમાણુ બાબતનું જે સ્કેલ સરકાર ઠરાવે તે સ્કેલ પ્રમાણે લેવાના દરે; આ સ્કેલ, વાપરેલા માલ મસાલાના પરિમાણુ પ્રમાણે, અથવા પ્રસંગ પ્રમાણે ખમીરી પદાર્થ ( વૉશ અથવા વર્ટ ) જે પ્રમાણુમાં ભેળીને તે અર્ક અથવા બીર પાતળો કર્યો હોય તે પ્રમાણુ પ્રમાણે ગણવો; (ઈ) ૧૪ મી કલમના ઠરાવો પ્રમાણે તૈયાર કરેલા કેફ

લાવનારાં વસાણાંની બાબતમાં, ૧૪ મી કલમના ઠરાવો પ્રમાણે ઉત્પન્ન કરવામાં અથવા તૈયાર કરવામાં આવેલા હોય તેટલા પરિમાણ ઉપર ડયુટી આપીને, અથવા ૧૫ મી કલમની રૂયે સ્થાપવામાં આવેલી અથવા જેનું લાઈસન્સ આપવામાં આવ્યું હોય એવી વખારમાંથી કાઢેલા પરિમાણ ઉપર ડયુટી આપીને.

પણ એવું ઠરાવ્યું છે કે, જ્યારે ૧૫ મી કલમની રૂયે સ્થાપવામાં આવેલી અથવા જેનું લાઇસન્સ આપવામાં આવ્યું હોય એવી વખારમાંથી વેચાણ માટે કાઢતી વખતે ડયુટી આપવામાં આવે ત્યારે, તે વખારમાંથી વેચાણ માટે કાઢવામાં આવે તે તારીખે જે ડયુટીનો દર અમલમાં હોય તે ડયુટીના દરે સદરહુ ડયુટી આપવી;

વળી એવું પણ ઠરાવ્યું છે કે, જ્યારે એકજ માણસને—(૧) ગામઠી દારૂ અથવા કોઇ પણ કેફ લાવનારૂં વસાણું તૈયાર કરવાની અથવા લાવવાની અને તે વેચવાની; અથવા (૨) તૈયાર કરવાની અને બહાર મોકલવાની, પરવાનગી આપવામાં આવી હોય ત્યારે, સદરહુ પ્રમાણે આપવામાં આવેલા એકઠા હકો ધ્યાનમાં લેતાં જે ડયુટી, સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ મુજબ ચાલીને, કલેકટરને યોગ્ય લાગે તે ડયુટી લેવી. ”

૨૦. સરકાર ફરમાવે તો, તાડી ઉત્પન્ન થનારાં જે જે ઝાડમાંથી તાડી કાહાડવામાં આવતી હશે તે તે ઝાડ ઉપર જે મુદ્દતમાં તે તે ઝાડ છેદવામાં આવે અથવા જે મુદ્દત માટે તે તે ઝાડ છેદવાનું લાઇસન્સ આપવામાં આવ્યું હોય. તે મુદ્દત બદલ સરકાર વખતે વખતે ઠરાવે તે ડયુટી લેવી. અને તાડી કહાડવા બાબત ચૌદમી કલમ પ્રમાણે આપેલા દરએક લાઇસેન્સમાં ત્રીસમી કલમ પ્રમાણે જે બીજી કાંઇ તપશીલ સરકારે ઠરાવી હશે. તે શિવાય વળી હેઠળ લખેલી વાત નિર્દિષ્ટ કરવી જોઇએઃ

(અ) છેદવાનાં ઝાડ કેટલાં તથા કયા પ્રકારનાં તથા કયાં છે તે; (બ) લાઇસેન્સમા દાખલ કરેલા દરએક ઝાડ બાબત લેવાની ડયુટીની રકમ; (ક) સદરહુ ડયુટી હફતે હફતે લેવાની હોય તો કયે કયે હફતે તથા કઇ કઇ મુદ્દતે લેવી તે હફતા તથા તે મુદ્દત.

૨૧. સદરહુ ડયુટી તાડી કાહાડવાનું લાઇસેન્સ ધારણ કરનારા માણુસની પાસેથી પ્રથમતઃ લેવાનો અધિકાર છે, અને તે તે આપવાને ચુકે તો અથવા વગર લાઇસેન્સે છેદે તો ઝાડના ધણીની પાસેથી લેવાનો અધિકાર છે.

૨૨. ઝાડના ધણી પાસેથી ઉપરની છેલ્લી કલમ પ્રમાણે કોઇ ડયુટી વસુલ કરવામાં આવે, ત્યારે તે લાઇસેન્સ ધારણ કરનાર માણુસની પાસેથી વસુલ કરવા સારૂ સદરહુ ધણીને હેઠળ લખેલી કાયદાસર મદદ મળવાનો હક્ક છે, એટલે, જમીનના ઉપરી ધરણ કરનારાને તેના ખેડુત પાસેથી પોતાનું લેણું વસુલ કરવા બાબત વિદ્યમાનકાળે જે કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવ પ્રમાણે મદદ મળવાનો હક્ક છે.

૨૩. જે કોઇ પ્રદેશને આ કલમના ઠરાવ લાગુ કરવાનું સરકારને યોગ્ય લાગે તે પ્રદેશમાં જે જે ઝાડમાંથી તાડી કાહાડવામાં આવતી હશે તે તે ઝાડ ઉપર વીસમી કલમ પ્રમાણે ડયુટી લેવાનું ફરમાવવાને બદલે સદરહુ પ્રકારના પ્રદેશમાંનાં તાડી ઉત્પન્ન થનારાં સઘળાં ઝાડમાંથી તાડી કાહાડવાના હક્કનો ઇજારો પોતાને યોગ્ય લાગે તે મુદ્દતનો તથા પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે ડયુટી ઉધડી રકમે અથવા મુદ્દતે મુદ્દતે હફતાથી આપે તો તથા પોતાને યોગ્ય લાગે તે શરતો ઠરાવીને આપવાનોઅધિકાર સરકારનેછે.

સદરહુ હક્ક જે માણુસને ઇજારે આપ્યો હોય તેની લખેલી પરવાનગી વગર સદરહુ પ્રકારના કોઇ પ્રદેશમાં કોઇ માણુસે તાડી ઉત્પન્ન થનારાં કોઈ ઝાડમાંથી તાડી કહાડવી નહિ.

૨૪. ( સને ૧૯૧૨ ના ૧૨ મા એકટથી આ કલમ રદ કરવામાં આવી છે. )

૨૫. જે ઝાડ ઉપર સરકારનો હક છે તે ઝાડમાંથી તાડી કહાડવાનો હક સરકારના સામાન્ય હુકમને અનુસરીને જે સરતો કરવાનું કલેકટરને યોગ્ય લાગે તે સરતો પ્રમાણે દરસાલ લીલામ કરીને અથવા બીજી રીતે વેચવાનો અધિકાર છે.

૨૬. ૨૭. અને ૨૮. ( આ કલમો સને ૧૯૧૨ ના ૧૨ મા એકટથી રદ કરવામાં આવી છે. )

૨૯. સદરહુ પ્રકારના તાડી કહાડવાના હક્કના ઇજારદારને તાડી ઉત્પન્ન થનારા કોઇ પણ ઝાડમાંથી જે માણુસે તાડી કહાડી હશે તે માણુસની પાસે કાંઇ રકમ લેવાની હશે ત્યારે તે ઇજારદાર, પોતાની

તરફથી સદરહુ પ્રકારની રકમ વસુલ કરવા માટે કલેકટરને અરજી કરવાને મુખત્યાર છે, અને કલેકટર પોતાની નજરમાં આવે તો સદરહુ પ્રકારની રકમ, જમીન મેહેસુલની ચઢેલી બાકી હોય તે પ્રમાણે વસુલ કરવાને મુખત્યાર છે, અને સદરહુ પ્રમાણે વસુલ કરેલી રકમ કલેકટરે તે અરજદારને આપવી.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની રકમ વસુલ કરવા સારૂ કલેકટરે કરેલા કોઇપણ પ્રોસેસ બજાવવો હોય તે હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોય તો મોકુફ રાખવો; એટલે સદરહુ પ્રકારની રકમ જે માણુસ પાસેથી વસુલ કરવાની હશે તે માણુસ ઇજારદારના માંગણાનો ઇન્સાફ થવા સારૂ દિવાની કોર્ટમાં ફરિયાદ કરે તથા પોતાની પાસેથી સદરહુ પ્રકારના ઇજારદારને જે રકમ આપવાનું કોર્ટ ઠરાવે તે રકમ આપવા બાબત કલેકટરની ખાત્રી થાય તેવો જામીન આપે તો મોકુફ રાખવો.

૩૦. આ આકટ પ્રમાણે આપવામાં આવેલું દરેક લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ, લાઇસન્સની બાબતમાં સરકાર, તથા પરવાનગી ચિઠ્ઠીની બાબતમાં કમિશ્નર, આ બાબત સાધારણતઃ અથવા કોઇ વિશેષ પ્રસંગે કરેલી, આ આકટ વિરૂદ્ધ નહિં હોય તેવી કાનુનો અથવા હુકમો કાઢીને ફરમાવે તેવી ફી ( જો ફરમાવે તો તે ) આપેથી, તથા તેના નિર્બંધોને પાત્ર રાખીને તથા તેવી સરતોએ આપવાં, તથા તે ઉપર કહેલી રીતે સરકાર અથવા કમિશનર ફરમાવે તેવા નમુનાના તથા તેવી વિગતો વાળાં અને તે લાઇસન્સ પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ ધારણ કરનારે કાંઇ ફી અથવા આપવાની હોય તે ન આપી હોય તો, તે ઉપર ચઢેલું વ્યાજ સદરહુ સરકાર અથવા કમિશનર સદરહુ પ્રમાણે ફરમાવે તે દરેક ભરવાની જોખમદારી નાખનારાં હોવાં જોઇએ.

૩૧. કોઇ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ તૈયાર કરવા બાબત આ આકટ પ્રમાણે જે જે માણુસ લાઇસેન્સ લેશે તેણે પોતાના લાઇસેન્સના ધોરણ પ્રમાણે સામી કબુલાયત કરી આપવી જોઇયે, અને પોતાની કબુલાયત પુરી કરવા કલેકટર માંગે તેવું તારણ આપવું જોઇએ.

અને જે કોઇપણ શખસ આ આકટ મુજબ ભાંગનું વાવેતર કરવાનું લાઇસેન્સ લે તેણે કલેકટર તેમ ફરમાવે તો, એવા લાઇસેન્સની શરતો પાળવા બદલ કલેકટર માંગે તેવું તારણ આપવું જોઇયે.

૩૨. ( ૧ ) સરકાર ઠરાવે તેવાં બંધનોને પાત્ર રહીને, આ આકટની રૂયે કોઇપણ લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી, અથવા પાસ આપનાર અધિકારી, હેઠળ લખ્યા પ્રમાણેની હકીકત હોય તો, તે લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ રદ કરવાને અથવા તહકુબ કરવાને મુખત્યાર છેઃ—

(અ) તેના ધારણ કરનારાએ આપવાની કાંઇ ડયુટી અથવા ફી યોગ્ય રીતે ન આપી હોય તો; અથવા (બ) સદરહુ પ્રકારના લાઇસન્સના, અથવા પરવાનગી ચિઠ્ઠીના અથવા પાસના ધારણ કરનારાએ અથવા તેના નોકરે અથવા તેની સ્પષ્ટ અથવા ગર્ભિત પરવાનગીથી તેના તરફથી કામ કરનારા કોઇ માણુસે સદરહુ પ્રકારના લાઇસન્સની અથવા પરવાનગી ચિઠ્ઠીની અથવા પાસની; અથવા આવા ધારણ કરનારાએ અગાઉ ધારણ કરેલા કોઈપણ લાઇસન્સની, પરવાનગી ચિઠ્ઠીની અથવા પાસની બોલી પૈકી અથવા શરતો પૈકી કોઇ બોલી અથવા શરતો તોડી હોય તો. અથવા(ક)તેના ધારણ કરનારા ઉપર અથવા આવા ધારણ કરનારાએ કામે લગાડેલા અથવા તેની સ્પષ્ટ અથવા ગર્ભિત પરવાનગીથી તેના તરફથી કામ કરનાર કોઇપણ માણુસ ઉપર આ આકટ મુજબના કોઇપણ ગુન્હાની, અથવા અબકારી મહેસુલ સંબંધી વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇપણ કાયદા મુજબના કોઈપણ ગુન્હાની સાબીતી થઈ હોય તો, અથવા તે લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ ધારણ કરનારા ઉપર કોઈપણ કોગનીઝેબલ અથવા નોન–બેલેબલ (જામીન લેવા લાયક ન હોય એવા )ગુન્હાની, અથવા સન ૧૮૮૯ ના હિંદુસ્તાનના વેપારના માલ ઉપર નિશાનીઓ કરવા સંબંધી આકટ મુજબના કોઇપણ ગુન્હાની અથવા સન ૧૮૬૦ ના હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૮૨થી૪૮૯ કલમો ( આ બંને સુધાં )મુજબ શિક્ષાને પાત્ર હોય એવા કોઈપણ ગુન્હાની, અથવા સન ૧૮૭૮ ના જલમાર્ગની કસ્ટમ બાબતના આકટની ૧૬૭ મી કલમના પરિશિષ્ટના નંબર ૮ મુજબ શિક્ષાને પાત્ર હોય એવા કોઇપણ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયો હોય તો.(૨) જ્યારે કોઇપણ માણુસે ધારણ કરેલાં લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ પેટા કલમ (૧)ની (અ) અથવા (બ) રકમની રૂયે રદ કરવામાં આવ્યાં હોય ત્યારે. ઉપર કહેલો અધિકારી, આ આકટની રૂયે અથવા અબકારી મહેસુલ સંબંધી વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઈ બીજા આકટની રૂયે અથવા સન ૧૮૭૮ ના અફીણ બાબતના આકટની રૂયે આપવામાં આવેલું બીજું કોઈપણ લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ રદ કરવાને મુખત્યાર છે (૩)આ કલમની રૂયે પોતાનાં કોઇપણ લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ રદ કરવામાં આવ્યાં હોય અથવા તહકુબ કરવામાં આવ્યાં હોય તો તેનો ધારણ

કરનાર તે બાબત નુકશાનીનો બદલો મેળવવાને, અથવા તે લાઇસન્સ, પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ બદલ કાંઇપણ ફી આપવામાં આવી હોય અથવા કાંઇપણ રકમ અનામત મુકવામાં આવી હોય તો તે ફી અનામત રકમ પાછી મેળવવાને હકદાર થશે નહી.

**૩૨ અ.** (૧) જ્યારે જ્યારે લાઇસન્સ આપનાર અધિકારીને એમ લાગે કે ૩૨ મી કલમમાં નિર્દિષ્ટ કરેલાં કારણો સિવાયનાં કોઇ બીજાં કોઇ પણ કારણને લીધે રદ કરવું જોઇએ, ત્યારે ત્યારે તે અધિકારી,

(અ) પોતાનો રદ કરવાનો ઈરાદો દર્શાવનારી ઓછામાં ઓછી ૧૫ દિવસની લેખી નોટીસ પુરી થયેથી; અથવા (બ) નોટીસ આપ્યા વિના તાબડતોબ, લાઈસન્સ રદ કરવાને મુખ્ત્યાર છે.

(૨) જ્યારે કોઇ લાઇસન્સ પેટા કલમ (૧) ની રૂયે રદ્દ કરવામાં આવે ત્યારે, તે રદ્દ કરનાર અધિકારીએ લાઇસન્સ ધારણ કરનારને, તે લાઇસન્સ બદલ ૧૫ દિવસ માટે ભરવાની ફીની રકમ જેટલી રકમ તથા કમિશનર ફરમાવે તેટલી વધુ રકમ નુકસાનીના બદલા તરીકે આપવી.

(૩) જ્યારે આ કલમની રૂયે કોઇ લાઇસન્સ રદ્દ કરવામાં આવે, ત્યારે, તે બદલ અગાઉથી આપેલી કાંઇ પણ ફી અથવા અનામત મુકેલી કાંઇ પણ રકમ, લાઇસન્સવાળા પાસેથી સરકારની માગતી રકમ ( જો કાંઇ હોય તો તે ) તેમાંથી બાદ કરી લાઇસન્સવાળાને પાછી આપવામાં આવશે.

**૩૨ બ.** ૩૨ મી કલમમાં ગમે તે ઠરાવ્યું હોય તે છતાં. જ્યારે કોઇ લાઇસન્સ, તેના ધારણ કરનારે ભરવાની કાંઇ પણ ડયુટી અથવા ફી ન ભરાયાને લીધે, તે કલમની રૂયે રદ્દ થવાને પાત્ર હોય ત્યારે તે લાઇસન્સ આપનારા અધિકારીને તે લાઇસન્સ જપ્ત કરવાનો તથા પોતાના વહીવટમાં લઇ લેવાનો અધિકાર છે, અને આવી રીતે વહીવટમાં લીધાથી મળેલો નફો, તે જપ્ત કરવાને તથા વહીવટને અંગે થયેલો સઘળો ખર્ચ કર્યા પછી, જે ન ભરાયલી બાકી રકમને લીધે તે લાઇસન્સ જપ્ત કરવામાં આવ્યું હતું તે રકમ તથા આ લાઇસન્સની બાકીની મુદ્દત દરમ્યાન તે માટે ભરવાની રકમ કરતાં ઓછો થાય તો આ રકમો તથા તે નફા વચ્ચેના તફાવત જેટલી રકમ, આ આકટના આગળ લખેલા ઠરાવોમાંના કોઇપણ ઠરાવની રૂયે લેવા યોગ્ય ડયુટી અથવા ફી છે. એમ ગણી, લાઇસન્સ ધારણ કરનાર પાસેથી વસુલ કરવી. અને જો સદરહુ નફો સદરહુ બાકી નીકળતી રકમો કરતાં વધારે હશે તો, લાઇસન્સ ધારણ કરનાર નફાનો કાંઇ પણ ભાગ લેવાને હકદાર થશે નહિ.

---

## બાબ ૮—સામાન્ય ઠરાવ.

**૩૩** જે જે માણસ આ આકટ પ્રમાણે લાઇસેન્સ ઉપરથી કાંઈ પણ જકાતી પદાર્થ તૈયાર કરશે અથવા વેચશે તે પ્રત્યેક માણસે હેઠળ લખ્યા પ્રમાણે કરવાની જરૂર છે, એટલે—

(અ) જે માપ તથા દારૂનો કસ અથવા પ્રુફ તપાસવાનાં જે યંત્રો કલેકટર કહે તે માપ અને તોલ તથા યંત્રો પોતે મેળવી લેવાં તથા તે સારી સ્થિતીમાં રાખવાં; અને (બ) આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા કોઇ આબકારી અમલદારે ફરમાવ્યું હોય તો પોતાના કબજામાંનો કાંઇ જકાતી પદાર્થ સદરહુ આબકારી અમલદાર કહે તે રીતે હરકોઇ વખતે માપવાની તોલવાની, અથવા તેનો કસ તપાસવાની જરૂર છે.

**૩૪.** આ આકટના પાછલા ઠરાવો પૈકી અથવા આ આકટ પ્રમાણે આપેલાં લાઇસેન્સના અથવા પરવાનગી ચિઠીના અથવા પાસના ઠરાવો પૈકી કોઇ ઠરાવ પ્રમાણે જે ડયુટી તથા ફર તથા દંડ તથા ફી લેવાની હોય તે સર્વે અને આ આકટ પ્રમાણે કોઇ ઇજારદાર પાસે જે રકમ લેણી હોય તે સઘળી રકમ હેઠળ લખેલી રીતે વસુલ કરવાનો અધિકાર છે એટલે તે આપવાને પાત્ર હશે તેવા કોઈપણ માણસની પાસેથી અથવા તેનો જામીન હોય તો તે જામીનની પાસેથી જમીન મહેસુલની ચડેલી બાકી હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

---

## બાબ ૯—આબકારી અમલદારોના અધિકાર.

**૩૫.** (૧) આ આકટના અથવા આબકારી મહેસુલ સંબંધી વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ બીજા કાયદાના ઠરાવો અમલમાં આણુવા માટે સરકારને કાનુનો કરવાનો અધિકાર છે.

(૨) વિશેષતઃ અને ઉપરના ઠરાવની સામાન્યતાને બાધ ન આવે એવી રીતે સરકારને નીચે પ્રમાણેની કાનુનો કરવાનો અધિકાર છે—(અ) કમિશનરે અથવા કલેકટરોએ કોઇપણ અધિકારો બીજાને સોંપવાનું નિયમન કરવા બાબતની; (બ) આબકારી ખાતાના અમલદારો અધિકારો અને ફરજો ઠરાવવા બાબતની. (ક) કોઇપણ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ લાવવાનું, બહાર મોકલવાનું અથવા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાનું નિયમન કરવા બાબતની. (ડ) જે જે મુદ્દત તથા જે જે ઠેકાણાં માટે કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડનાં જથ્થાબંધ અથવા પરચુરણ વેચાણનાં લાઇસન્સો આપી શકાય તે તે મુદ્દત તથા ઠેકાણાંનું નિયમન કરવા બાબતની; (ઇ) લોકમતની સલાહ લેવાનો ઠરાવ કરવા બાબતની તથા, કોઇપણ ઠેકાણા માટે આવા વેચાણનું કોઇપણ લાઇસન્સ આપવામાં આવે તે પહેલાં કઇ રીતે કામ ચલાવવું તથા કઇ કઇ બાબતોની ચોકસી કરવી જોઇએ તે ઠરાવવા બાબતની; (ફ) લાઇસન્સ ધારણ કરનારને, પોતાના ધંધામાં મદદ કરવા માટે, કોઇપણ માણસને અથવા કોઇપણ વર્ગના માણસોને કોઇપણ કામ ઉપર કામે લગાડવાની મનાઇ કરવા બાબતની; (ગ) કોઇપણ જકાતી પદાર્થ કયા માણસોને અથવા કયા વર્ગના માણસોને વેચવો અથવા ન વેચવો તે ઠરાવવા બાબતની. (હ) કોઇપણ લાઇસન્સ આપેલા મકાનમાં અથવા મકાન પાસે દારૂડીઆ થવાનું, જુગાર રમવાનું અથવા અસભ્ય રીતે વર્તવાનું, તથા આવાં મકાનોમાં ખરાબ ચાલચલગતના લોકોનું ભેગા થવાનું અથવા રહેવાનું અટકાવવા બાબતની; (આઇ) આબકારી અમલદારોએ ચલાવેલી તપાસોમાં ખબર આપવા માટે બોલાવવામાં આવેલા શખસોને આપવાના ખર્ચનું નિયમન કરવા બાબતની, અને આ આકટની રૂએ શિક્ષાને પાત્ર હોય એવા ગુન્હા કર્યાનું તોહોમત મુકવામાં આવેલા, પણ ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ થયલા શખસોને નુકશાનીનો બદલો આપવાનું નિયમન કરવા બાબતની.

(૩) આ કલમની રૂએ કાનુનો કરવાનો અધિકાર, તે કાનુનોને પ્રથમથી પ્રસિદ્ધ કરવાની શરતને પાત્ર રહેશે. પણ એવું ઠરાવ્યું છે કે આવી કોઇપણ કાનુનો સરકારને એમ લાગે કે તાબડતોબ અમલમાં આણવી જોઇએ, તો તે પ્રથમથી પ્રસિદ્ધ કર્યા વિના કરવાનો અધિકાર છે.

**૩૫. અ.** કમિશનરને નીચેની બાબતોની કાનુનો કરવાનો અધિકાર છે—

(અ) કોઇપણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ તૈયાર કરવાનું, પુરા પાડવાનું અથવા ભરી રાખવાનું નિયમન કરવા બાબતની; આમાં નીચેની બાબતોનો પણ સમાવેશ થશે—

(૧) આવા પદાર્થ અથવા ભાંગના છોડ તૈયાર કરવા માટેના, પુરા પાડવા માટેના અથવા ભરી રાખવા માટેના કોઇપણ ઠેકાણાની બાંધણી, તપાસ, દેખરેખ, વ્યવસ્થા, તથા નિર્બંધનો, અને તે ઠેકાણામાં ફિટિંગ, ઓજારો તથા સંચા રાખવાનો; (૨) ભાંગના છોડના વાવેતરનો તથા આવા છોડમાંથી સ્વાભાવિક રીતે ઉગી નીકળેલા પદાર્થ એકઠા કરવાનો અને એવા ઉગી નીકળેલા પદાર્થમાંથી કાંઇપણ કેફ લાવનારૂં વસાણું તૈયાર કરવાનો; (૩) તાડી ઉત્પન્ન કરનારાં ઝાડો છેદવાનો તથા તેમાંથી તાડી કાઢવાનો; (૪) પરદેશી દારૂ શીશીમાં ભરવાનો.

(બ) કોઇ વખારમાં કોઇપણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ અનામત મુકવાનું તથા આવી કોઇપણ વખારમાંથી અથવા કોઇપણ ભઠ્ઠી અથવા બ્રુઅરીમાંથી આવો પદાર્થ ખસેડવાનું નિયમન કરવા બાબતની; (ક) કોઇપણ જકાતી પદાર્થની બાબતમાં, તે ઉપર ડયુટી કેવી રીતે લેવી તે ઠરાવવા બાબતની; (ડ) કોઇપણ હક, લાઇસન્સ પરવાનગી ચિઠ્ઠી અથવા પાસ બદલ, અથવા કોઇપણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ ભરી રાખવા બદલ આપવાની ફીના દર અથવા તે ફી નક્કી કરવાની રીત ઠરાવવા બાબતની; (ઇ) કોઇપણ ડયુટી અથવા ફી આપવાનો વખત, ઠેકાણું, તથા રીતનું નિયમન કરવા બાબતની; (ફ) જે જે નિયમનો પાત્ર રાખીને તથા જે જે શરતોએ કોઇપણ લાઇસન્સ પરવાનગી ચિઠ્ઠી અ-

થવા પાસ આપી શકાય તે બંધનો તથા શરતો ઠરાવવા બાબતની; આમાં નીચેની બાબતોનો પણ સમાવેશ થાય છે—

(૧) નુકશાનકારક અથવા વાંધા ભરેલો જણાતો હોય એવો કોઇપણ પદાર્થ કોઇપણ જકાતી પદાર્થમાં ભેળવવાની મનાઇ કરવાનો; (૨) જે કસ, કિંમત, અથવા પરિમાણથી વધુ અથવા ઓછા કસ, કિંમત અથવા પરિમાણનો કોઇપણ જકાતી પદાર્થ વેચવો અથવા પુરો પાડવો જોઇએ નહિ તે કસ, કિંમત અથવા પરિમાણ, તથા જે પરિમાણથી વધુ પરિમાણનો વિકૃત થયલો અર્ક કબજામાં રાખવો જોઇએ નહિ તે પરિમાણ નક્કી કરવાનો, તથા કોઇપણ જકાતી પદાર્થની જાતનું પ્રમાણ નક્કી કરવાનો; (૩) રોકડ શિવાય કોઈપણ રીતે વેચવાની મનાઇ કરવાનો; (૪) કોઇપણ લાઇસન્સ આપેલાં મકાન કયા કયા દિવસો તથા કયા કયા કલાકો દરમ્યાન ઉઘાડાં રાખવાં અથવા ન રાખવાં તે ઠરાવવાનો તથા ચોક્કસ પ્રસંગોએ આવાં મકાનો બંધ રાખવાની તજવીજ કરવાનો; (૫) કોઇપણ જકાતી પદાર્થ કેવા પ્રકારનાં મકાનમાં વેચી શકાય તે ઠરાવવાનો તથા આવાં મકાનોમાં ખુલ્લી રાખવાની જાહેર ખબરો ઠરાવવાનો; (૬) લાઇસન્સ ધારણ કરનારાઓએ રાખવાના હીસાબ તથા સાદર કરવાનાં પત્રકો ઠરાવવાનો; (૭) લાઇસન્સો બીજાને આપવાનું નિયમન અથવા મનાઇ કરવાનો.

(ગ) (૧) અર્કો, આ આક્ટ જે જે પ્રદેશોને લાગુ પડે છે તે તે પ્રદેશોમાં, કઇ રીતે વિકૃત કરવા તે ઠરાવવા બાબતની; (૨) આવા અર્કો સરકારી અમલદારોની મારફત અથવા તેમની દેખરેખ નીચે વિકૃત ઠરાવવા માટેની; (૩) આવા અર્કો વિકૃત થયેલા છે કે નહિ તે બાબત નક્કી કરવા માટેની;

(ઘ) વપરાસ માટે નાલાયક ગણાયો હોય એવો. કોઇપણ જકાતી પદાર્થ નાશ કરવાની અથવા બીજી કોઇ રીતે તેનો નીકાલ કરવાનું ઠરાવવા બાબતની; (આઇ) સરકાર દાખલ થયેલા પદાર્થોનો નિકાલ કરવા બાબતનું નિયમન કરવા બાબતની; (જે) ૧૭ મી કલમ મુજબ કાઢેલા કોઇપણ જાહેરનામામાં ઠરાવેલાં પરિમાણોથી વધારે પરિમાણમાં દેશી દારૂ અથવા કેફ લાવનારાં વસાણાં છુટક વેચવા માટે તે કલમ મુજબ કયા કયા વિશેષ પ્રસંગોએ ખાસ હુકમો કાઢી શકાય તે, તથા જે જે શરતોએ એવાં વેચાણો કરી શકાય તે શરતો ઠરાવવા બાબતની (કે) કોઇપણ લાઇસન્સ પરવાનગી ચિઠ્ઠી અથવા પાસની શરતો પાળવા બદલ તેના ધારણ કરનારે અનામત મુકવાની રકમ ઠરાવવા બાબતની.

૩૬. કોઇ કમિશનરને અથવા કલેકટરને અથવા આ બાબત જે બીજા આબકારી અમલદારને યોગ્ય રીતે અધિકાર આપ્યો હોય તે બીજા અમલદારને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે, એટલેઃ—

(અ)જે કોઈ વખારમાં અથવા દુકાનમાં અથવા ઠેકાણામાં કોઈ લાઇસેન્સવાળો, કારખાનાવાળો અથવા વેચનારે કોઇ-કોઈ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ તૈયાર કરવાનું અથવા વેચવાનું કામ ચલાવતો હોય અથવા તાડી કઢાડતો હોય, અથવા સદરહુ પ્રકારનો કોઇ જકાતી પદાર્થ અથવા ભાંગનો છોડ ભરી રાખતો હોય તે વખારમાં અથવા દુકાનમાં અથવા ઠેકાણામાં દિવસે અથવા રાત્રે હરકોઇ વખતે પેસવાનો તથા તે વખાર અથવા દુકાન અથવા ઠેકાણું તપાસી જોવાનો અને સદરહુ પ્રકારનાં કોઇ માણસનું કોઇ જકાતી પદાર્થનું અથવા ભાંગના છોડનું અથવા માલ મસાલાનું દાસ્તાન તપાસવાનો તથા તેઓનો કસ કઢાડવાનો અથવા તે માપવાનો અથવા વજન કરવાનો; અથવા(બ) જે કોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા વાહનમાં અથવા ઘેરી લીધેલી જગામાં આ આક્ટ પ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર હોય તેવા કોઇ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ તૈયાર કરવામાં આવે છે અથવા રાખ્યું છે અથવા સંતાડયું છે અથવા તાડી કઢાડવામાં આવે છે અથવા કોઈ જકાતી પદાર્થ આ આક્ટના ઠરાવ વિરૂદ્ધ તૈયાર કરવા સારૂ કોઇ અર્ક કઢાડવાનાં યંત્રનો અથવા પાત્રનો અથવા ઓજારનો અથવા સંચનો ઉપયોગ કરવામાં આવે છે અથવા રાખ્યું છે અથવા સંતાડયું છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે ઈમારતમાં અથવા વહાણમાં અથવા ઘેરી લીધેલી જગામાં દિવસે અથવા રાત્રે હરકોઈ વખતે પેસવાનોઃ અને

(ક)કાંઇ અટકાવ કરવામાં આવે તો સદરહુ પ્રકારની કોઇ દુકાનમાં અથવા ઇમારતમાં અથવા વહાણમાં અથવા વાહનમાં અથવા બીજી જગામાં પોતે પેસવા સારૂ કોઈ દરવાજો ભાંગવાનો તથા બીજો કાંઇ પ્રતિબંધ હોય તે કહાડી નાખવાનો; અને (ડ) તથા તૈયાર કરવામાં ઉપયોગ કરેલો કાંઇ માલ મસાલો અને અર્ક કઢાડવાનું કોઇ યંત્ર અથવા પાત્ર, ઓજાર અથવા સંચા, અને બીજી કાંઇ વસ્તુ જે આ આક્ટ પ્રમાણે અથવા આબકારી મેહેસુલ સંબંધી વિધાનકાળે જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદા પ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે પકડવાનો; અને (ઇ) જે માણસે આ આક્ટ પ્રમાણે અથવા આબકારી મેહેસુલ સંબંધી વિ-

દ્યમાનકાળે જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદા પ્રમાણે કાંઇ ગુન્હો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને પોતાને યોગ્ય લાગે તો તેને પકડવાનો અધિકાર છે.

૩૭. કોઇ કમિશનરને અથવા કલેકટરને અથવા આ બાબત જે બીજા આબકારી અમલદારને યોગ્ય રીતે અધિકાર આપ્યો હોય તે બીજા આબકારી અમલદારને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર છે, એટલે—

(અ) કોઇ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ, વસાણું, અથવા બીજી કાંઇ વસ્તુ આ આકટ પ્રમાણે અથવા આબકારી મેહેસુલ સંબંધી વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇ કાયદા પ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ અથવા બીજી વસ્તુ કોઇ ખુલ્લી જગામાં અથવા રસ્તામાં જતાં પકડવાનો, (બ) જે માણસે આ આકટ વિરૂદ્ધ અથવા સદરહુ પ્રકારના બીજા કોઇ કાયદા વિરૂદ્ધ ગુન્હો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને સદરહુ પ્રકારના માણસના કબજામાં સદરહુ પ્રકારનો કાંઈ દારૂ અથવા ભાંગના છોડ અથવા વસાણું અથવા બીજી વસ્તુ હોય તો તેને પકડવાનો અધિકાર છે.

૩૮. ઉપરની છેલ્લી બે કલમો લેવાના સઘળા ઝાડા સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ પ્રમાણે લેવા.

૩૮ અ. કોઇ કમિશનર અથવા કલેકટર, અથવા આ બાબતમાં યોગ્ય અધિકાર મળેલો હોય એવો કોઇ પણ આબકારી અમલદાર માજીસ્ટ્રેટના હુકમ વગર તથા વગર વારંટે જે કોઇ શખસ આ આકટની રૂએ કરવાનું પોતાનું કામ કરવામાં પોતાને હરકત કરે તે શખસને અથવા આ આકટની રૂએ કાયદેસર પહેરામાં નાશી ગયો હોય અથવા નાશી જવાની કોશીશ કરતો હોય તે શખસને, પકડવાને મુખત્યાર છે.

૩૮ બ. આમાં હવે પછી લખેલા જમીન સંબંધી ઠરાવોને પાત્ર રહીને, ૩૮ અ કલમ પ્રમાણે પકડવામાં આવેલા દરેક શખસને બીનજરૂરી ઢીલ કર્યા વગર જે શખસે તેને પકડયો હોય તે શખસે, તે બાબતમાં હકુમત ધરાવતો હોય એવા માજીસ્ટ્રેટ આગળ અથવા એકાદા પોલિસ થાણા ઉપરના અમલદાર આગળ લઇ જવો અથવા મોકલી આપવો.

૩૮ ક. આબકારી અમલદારોએ વગર વારંટે પકડેલા સઘળા દાખલાઓને, સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૧ મી કલમના ઠરાવો લાગુ પડશે.

૩૮ ડ. (૧) જ્યારે કોઈ પણ શખસે, સરકાર ઠરાવે તેવા દરજ્જાના આબકારી ખાતાના કોઈ અમલદારની રૂબરૂમાં, આ આકટ મુજબ કોઇ પણ ગુન્હો કર્યો હશે અથવા તેના ઉપર તેવો ગુન્હા કરવાનું તોહોમત મુકવામાં આવ્યું હશે ત્યારે તે આવો કોઇ પણ અમલદાર તેનું નામ અને પત્તો માગે તો તે આપવાની ના કહેશે અથવા એવું નામ અથવા પત્તો આપશે કે જે ખોટાં છે એમ આવા અમલદારને શંકા રાખવાનું કારણ હોય ત્યારે, તેનું નામ તથા પત્તાની ચોકસી કરવામાં આવે તે માટે, તે શખસને પકડવાને આવો અમલદાર મુખત્યાર છે.

(૨) જ્યારે આવા શખસનું ખરૂં નામ તથા પત્તો ચોક્કસ કરવામાં આવ્યાં હશે ત્યારે માજીસ્ટ્રેટ સમક્ષ હાજર થવાનું તેને ફરમાવવામાં આવે તો તેમ કરશે એવી મતલબનો (જામીન સાથે અથવા જામીન વગર,) બાંડ કરી આપેથી તેને છોડી દેવામાં આવશે:

પણ એવું ઠરાવ્યું છે કે, જો આવો શખસ બ્રિટિશ હિંદુસ્તાનનો રહેવાશી ન હોય તો, સદરહુ બાંડ બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતા શખસ અથવા શખસોના જામીન અથવા જામીનથી, તારવી લેવું.

(૩) જો આવા શખસનું ખરૂં નામ તથા પત્તો, સદરહુ શખસને પકડવાના વખતથી ૨૪ કલાકની અંદર ચોક્કસ કરી શકાશે નહિ, અથવા જો તે બાંડ કરી આપવાને ચુકશે અથવા જો જામીન માગવામાં આવે તો, તે આપવાને ચુકશે તો, તેને હકુમત હોય એવા પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને મોકલી આપવો.

૩૯. સઘળા ગામ અમલદારો, સરકારને ઉપયોગી થઇ પડતા સઘળા ગામના નોકરો, તથા

પોલીસ, ફોરેસ્ટ, કસ્ટમ, સાલ્ટ અને રેવન્યુ ખાતાના અને મુંબાઇ, કરાંચી અને એડનના પોર્ટ ટ્રસ્ટના સઘળા અમલદારો નીચે પ્રમાણે વર્તવાને બંધાયલા છે—

(અ) આ આકટ પ્રમાણેનો ગુન્હો થયાનું પોતાને જણાય તેની, તથા આ આકટ પ્રમાણે કોઈપણ ગુન્હો કરવાનો ઇરાદો અથવા તૈયારી પોતાને જણાય તેની આબકારી અમલદારને તાબડતોબ ખબર આપવાને;(બ) આવો કોઇ પણ ગુન્હો થાય એમ છે એવું તેમને જણાય અથવા એવું માનવાનું તેમને કારણ મળે તો તે ગુન્હો થતો અટકાવવાને તેમનાથી બની શકે તેટલા વાજબી ઉપાયો લેવાને; (ક) આ આકટના ઠરાવો અમલમાં લાવવામાં કોઈ પણ આબકારી અમલદારને મદદ કરવાને

૩૯ અ. આ આકટ પ્રમાણે તૈયાર કરવાને લાઇસન્સ આપ્યું ન હોય એવો કોઇ પણ જકાતી પદાર્થ જે જમીન ઉપર તૈયાર થતો હશે અથવા જેમાંથી કેફ લાવનારૂં વસાણું ઉત્પન્ન થઇ શકે એવા છોડ જે જમીન ઉપર ગેરકાયદેસર રીતે વાવવામાં અથવા એકઠા કરવામાં આવતા હશે તેની જમીનનો દરેક ધણી અથવા ભોગવટો કરનારનો એજન્ટ ( મુખત્યાર ) વાસ્તવિક સબબ હોય તે શિવાયને પ્રસંગે પોતાને તેમ થયાની ખબર પડે કે તરતજ, તેમ થયાની નોટીસ માજીસ્ટ્રેટને અથવા આબકારી પોલિસ અથવા મહેસુલ ખાતાના અમલદારને આપવાને બંધાયલો છે.

૪૦. હેઠળ લખેલાં કારણસારૂ વારંટ કરવાનો અધિકાર કોઇપણ કમિશનરને અથવા કલેકટરને અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા બીજા આબકારી અમલદારને અથવા કોઇ માજીસ્ટ્રેટને છે.

(અ) જે કોઇ માજીસ્ટ્રેટ આ આકટ વિરૂદ્ધ અથવા આબકારી મેહેસુલસંબંધી વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇપણ કાયદાવિરૂદ્ધ ગુન્હો કર્યો છે એવું માનવાનો પોતાને સબબ હોય તે માણસને પકડવા સારૂ અથવા (બ) જે કોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા જગામાં આ આકટના ઠરાવ વિરૂદ્ધ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ તૈયાર કરવામાં આવે છે અથવા વેચવામાં આવે છે અથવા તાડી કહાડવામાં આવે છે અથવા આ આકટ પ્રમાણે અથવા આબકારી મેહેસુલ સંબંધી વિદ્યમાનકાળે અમલમાં હોય તે કાયદાના ઠરાવપ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર હોય તેવો કાંઇ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ અથવા બીજી વસ્તુ રાખી છે અથવા સંતાડી છે એવું માનવાનો પોતાને સબબ હોય તે ઇમારતનો અથવા વહાણનો અથવા જગાનો દિવસે અથવા રાત્રે ઝાડો લેવાસારૂ. વારંટ કરવાનો અધિકાર છે. આ કલમ પ્રમાણે કરેલાં સઘળાં વારંટો પોલીસ અમલદારે અથવા આ બાબત યોગ્યરીતે અધિકાર આપેલા અબકારી અમલદારે અથવા વારંટ કરનારા અમલદારને યોગ્ય લાગે તો બીજા કોઇ પણ માણસે સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ પ્રમાણે બજાવવાં.

૪૧. (૧) સરકાર ઠરાવે તેના કરતાં નીચા દરજ્જાનો ન હોય એવા દરેક આબકારી અમલદારને પોતે જે પ્રદેશ માટે નીમાયલો હશે તે પ્રદેશમાં, આ આકટની રૂયે શિક્ષાને પાત્ર હોય એવા સઘળા ગુન્હા સંબંધી તપાસ ચલાવવાનો આધકાર રહેશે.

(૨) આવી તપાસ ચલાવતાં દરમ્યાન, આવા દરેક અમલદારે, સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે પોલીસ થાણાનો હવાલો રાખનાર પોલીસ અમલદારને કોગની ઝેબલ ગુન્હાની તપાસના સંબંધમાં જે અધિકારો આપવામાં આવ્યા છે તે અધિકારો ચલાવવા.

પણ એવું ઠરાવ્યું છે કેઃ—(૧) જો આવા અમલદારનો એવો અભિપ્રાય થાય કે કોઇ તોહોમતદારને માજીસ્ટ્રેટ પાસે મોકલવાનું વાજબી ગણાય એવો સંશય ઉત્પન્ન કરતો કોઇ પુરતો પુરાવો અથવા વાજબી સબબ નથી, અથવા પકડેલા માણસને તાકીદ આપી છોડી મુકવામાં હરકત નથી તો, આવા અમલદારે, સદરહુ માણસ સદરહુ ગુન્હો સાંભળવાને અધિકારવાળા માજીસ્ટ્રેટ સમક્ષ હાજર રહેવાનો પોતાને હુકમ કરવામાં આવે તો અને ત્યારે હાજર રહેવા બાબતનું જામીનનું અથવા વગર જામીનનું ખત લખી આપે એટલે તેને છોડી દેવા, અને તે મુકદ્દમા બાબત તેણે તેના ઉપરી અમલદારને સંપૂર્ણ રિપોર્ટ કરી, તે રિપોર્ટ ઉપર પોતાને જે હુકમ મળે તે પ્રમાણે અમલ કરવો;

(૨) આ કલમ સુજબ અધિકાર આપેલા અમલદારના અધિકારો, સરકાર ઠરાવે તેવા વધારે ફેરફારો તથા નિયમોને પાત્ર રહેશે.

૪૧ અ. ૩૬ મી. અથવા ૩૭ મી. ૪૦ મી. કલમ પ્રમાણે પકડેલો દરેક માણસ તથા પકડેલી

દરેક વસ્તુ, ૪૧ મી કલમ મુજબ અધિકાર ચલાવનારા આબકારી અમલદારે તેને પકડયાં ન હોય તો, વાર ન લગાડતાં છેક નજીકમાં આવા અધિકાર ચલાવનારો જે આબકારી અમલદાર હોય તેને મોકલવાં, અથવા આવો કોઇ અમલદાર વાજબી અંતરની અંદર ન હોય તો છેક નજીકનું પોલિસ થાણું જે અમલદારના હવાલામાં હોય તેને મોકલવાં.

૪૧ બ. (૧) આ આકટની રૂયે શિક્ષાને પાત્ર હોય એવા ગુન્હાની તપાસ કરવાનો અધિકાર મળ્યો હોય એવા કોઇ પણ આબકારી અમલદારને, સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવો મુજબ, આ આકટ મુજબ શિક્ષાને પાત્ર હોય તેવા ગુન્હા માટે વગર વારંટે પકડેલા કોઇપણ શખસને જામીન આપવાનો અધિકાર રહેશે.

(૨ જ્યારે કોઇં પણ શખસને ૩૮ અ. કલમ મુજબ હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે શિક્ષાને પાત્ર હોય એવા બેલેબલ ગુન્હા માટે પકડવામાં આવ્યો હોય ત્યારે, પેટા કલમ (૧) ની રૂયે જામીન આપવાને અધિકાર મળેલો હોય એવા કોઇ પણ આબકારી અમલદારને, સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે સદરહુ શખસને જામીન આપવાનો અધિકાર રહેશે

૪૧ ક. જ્યારે ૪૧ મી કલમ મુજબ અધિકાર ચલાવનારા આબકારી અમલદારે કાંઇ પણ વસ્તુ પકડી હોય અથવા ૪૧ અ. કલમના ઠરાવો પ્રમાણે કાંઇ પણ વસ્તુ તેને મોકલવામાં આવી હોય ત્યારે, આવા અમલદારે, જરૂરની ચોકશી કર્યા પછી—(અ) કોઇ પણ પકડેલા માણસના મુકદમામાં આવી વસ્તુની પુરાવા તરીકે જરૂર પડશે એમ જણાય તો,—જે માજીસ્ટ્રેટને સદરહુ માણસ મોકલવામાં આવ્યો હોય, અથવા જેની સમક્ષ તેના હાજર રહેવા બદલ જામીન લેવામાં આવ્યા હોય તે માજીસ્ટ્રેટને તે વસ્તુ મોકલવી, (બ) જો એમ જણાય કે આવી વસ્તુ સરકાર દાખલ થવાને પાત્ર છે પણ ઉપર કહ્યા પ્રમાણે પુરાવા તરીકે જરૂરની નથી તો,—તે પકડવાની પુરેપુરી વીગત સહિત તે વસ્તુ કલેકટરને મોકલવી, (ક) જો કોઈ પણ ગુન્હો થયો નથી એમ જણાય તો,—જે માણસના કબજામાંથી તે લેવામાં આવી હશે તેને તે પાછી મોકલવી."

૪૨. જે દુકાનમાં કાંઇ જકાતી પદાર્થ પરચુરણ વેચવામાં આવતો હોય તે દુકાન લોકોમાં સ્વસ્થતા રેહેવા સારૂ જે વખત સુધી બંધ રાખવાની પોતાને જરૂર દેખાય તે વખત સુધી તે બંધ રાખવાનું લાઇસેન્સવાળાને લેખી નોટીસ આપીને ફરમાવવાનો કલેકટરને અધિકાર છે.

સદરહુ પ્રકારની કોઈ દુકાનની આસપાસ જો કોઇ હંગામો અથવા કાયદા વિરૂદ્ધ મંડળી થવાની તૈયારી ઉપર હોય અથવા થતી હોય તો જે માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હાજર હોય તેને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવવાનો અધિકાર છે એટલે પોતાને યોગ્ય લાગે તે મુદત સુધી તે દુકાન બંધ રાખવી એવું ફરમાવવાનો અધિકાર છે.

---

## બાબ ૧૦—શિક્ષા.

૪૩. "(૧) આ આકટ વિરૂદ્ધ, અથવા આકટની રૂયે કરેલી કોઇ પણ કાનુન અથવા હુકમ વિરૂદ્ધ અથવા આ આકટની રૂયે મેળવેલા કોઇ પણ લાઇસન્સ, પરવાનગી ચીઠી અથવા પાસ વિરૂદ્ધ જે કોઇ શખસ—

(અ) કોઇ પણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ લાવશે, બહાર મોકલશે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જશે અથવા કબજામાં રાખશે, અથવા (બ)કોઇ પણ જકાતી પદાર્થ તૈયાર કરશે, અથવા(ક) ભાંગના છોડ વાવશે અથવા એકઠા કરશે, અથવા (ડ) કોઇ તાડી ઉત્પન્ન કરનારાં ઝાડ છેદશે,અથવા (ઇ) કોઇ ઝાડમાંથી તાડી કાઢશે, અથવા ચલાવશે, અથવા (ફ) કોઈ દારૂની ભઠ્ઠી અથવા બ્રુઅરી બનાવશે અથવા ચલાવશે, અથવા (ગ) કોઈ પરદેશી દારૂ બાટલીમાં ભરશે, અથવા (હ) તાડી સિવાયના કોઇપણ જકાતી પદાર્થ તૈયાર કરવાનાં કોઇપણ કારણ સારૂ કાંઈ પણ માલ મસાલાનો અથવા અર્ક કાઢવાના કોઇ યંત્રનો અથવા ઓજારનો અથવા સંચાનો ઉપયોગ કરશે, રાખશે અથવા (આઇ)કોઈપણ જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ વેચશે,

તેને માજીસ્ટ્રેટ સમક્ષ, ગુન્હાની સાબીતી થયાનો ઠરાવ થયેલી સદરહુ પ્રકારના દરેક ગુન્હાબાબત ઘણામાં ઘણા ૬ મહિના સુધીની કેદની અથવા ઘણામાં ઘણા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા આ બન્નેની શિક્ષા થશે."

પણ એવું ઠરાવ્યું છે કે જે કોઇ પણ શખસ ઉપર આ કલમ મુજબ કોકેન અથવા તેના કોઈ પણ મિશ્રણના સંબંધમાં કરેલા ગુન્હાની સાબિતી થયાનો ઠરાવ થયો હશે તે ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની પહેલી વખતે એક વર્ષ સુધીની કેદની અથવા રૂપીઆ બે હજાર સુધીના દંડની શિક્ષાને અથવા બન્ને શિક્ષાને પાત્ર થશે, અને પછીથી કોઇ પણ વાર સાબીતી થાય ત્યારે બે વર્ષ સુધીની શિક્ષાને અથવા ચાર હજાર રૂપિયા સુધીના દંડની શિક્ષાને અથવા બન્ને શિક્ષાને પાત્ર થશે. ”

(૨) જે કોઇ શખસ આ આકટ વિરૂદ્ધ અથવા આ આકટની રૂયે કરેલી હરકોઇ કાનુન અથવા હુકમ વિરૂદ્ધ, અથવા આ આકટની રૂયે આપેલા કોઇ લાઇસેન્સ, પરવાનગી ચિઠી અથવા પાસ વિરૂદ્ધ, મહુડાં બાહાર ગામથી લાવશે, બાહાર ગામ મોકલશે, એકઠાં કરશે, એક જગાએથી બીજી જગાએ લઇ જશે, વેચશે અથવા પોતાના કબજામાં રાખશે તે શખસને સદરહુ પ્રકારના દરેક ગુન્હાબદલ ઘણામાં ઘણા પાંચશે રૂપિઆ સુધીના દંડની અથવા ઘણામાં ઘણા ત્રણ મહિના સુધીની કેદની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે. પરંતુ એવું ઠરાવ્યું છે કે જે કાંઇ મહુડાં ઝાડ ઉપર હશે અથવા જે ઝાડ ઉપરથી ગરી જઇને જમીન ઉપર એકઠાં કર્યા શિવાય પડી રહ્યાં હશે તે મહુડાંના સંબંધમાં કોઇ પણ શખસને શિક્ષા થશે નહિ

**ટીકા—**આબકારી એકટ મુજબ બનાવટ કરવી એમાં જેમાંથી આલકોહોલ નીકળે તેવી બનાવટ કરવી એટલોજ માત્ર સંકુચીત અર્થ નથી પરંતુ ભેળસેળ કરવાનો પણ સમાવેશ થાય છે. આબકારી એકટની ૪૩ (સી) મુજબ રેકટી ફાઇડ-સ્પીરીટ-વોટર(સ્વચ્છ કરેલ સ્પીરીટના)પાણીમાં સુગંધી તેલ નાંખી યુ.ડી.કોલોન(કોલાનવોટર )બનાવવું તેલીકરની બનાવટ કરવી એમ થાય છે. (રતનલાલ અનરી. ક્રી. કે. ૮૩૪.)

પરવાના વગર દારૂ બનાવવાનાં વાસણો કબજામાં હોવાતે ક. ૪૩ મુજબનો ગુન્હો નથી. પરંતુ જ્યારે તે બાબત સંતોષકારક ખુલાસો કરવામાં ન આવતો હોય ત્યારેજ ક. ૫૩ મુજબ બીજી રીત સાબીતીને અભાવે, તહોમતદારે ક૦ ૪૩ મુજબ ગુન્હો કરેલો છે એવું અનુમાન બાંધવાનું છે.(ઇ. લો. રિ. ૯ મુંબઈ ૪૫૬. )

ગેરકાયદાનો દારૂ બનાવવા માટે મ્હોડાં પાસે રાખવામાં આવ્યાં હતાં તેવું પ્રોસીકયુશન સાબીત કરે તે સિવાય મ્હોડાંનો કબજો હોવો એ આબકારી એકટ મુજબ ગુન્હો નથી.તેમજ મ્હોડાંના વેચનાર પાસેથી તે ગયાં તે પછી તેનો ગેરકાયદાનો દારૂ બને તે માટે તે વેચનાર જવાબદાર નથી.(૯. મુંબઈ. ૫૫૬.)

૬૨ મી કલમમાં ( મેડીકેટેડ આરટીકલ )વૈદ્યકીય રીત્યે તૈયાર કરેલ વસ્તુનો અર્થ કોઈ રીત્યે વૈદ્યકીય ચીજો ભેળવી બનાવટ કરેલી વસ્તુ સમજવાનો છે. કોકેનનો તેમાં સમાસ થતો નથી. કારણ કે કોકેન વસ્તુતઃ વૈદ્યકીય ચીજ છે.

**૪૩ અ** જે કોઇ પણ સખસ, પોતે જેનો માલિક અથવા ભોગવટો કરનાર હોય અથવા જે પોતાના વપરાશમાં હોય એવું કોઇ પણ ઘર, ઓરડો અથવા જગા, એવા સંજોગોમાં ભાડે આપશે અથવા વાપરશે કે તે ઉપરથી તે ઘર, ઓરડો કે જગા કોકેન અથવા તેનું કોઇ પણ મિશ્રણ આયાત કરનારા, નિકાસ કરનારા, એક જગાએથી બીજી જગાએ લઇ જનારા, કબજામાં રાખનારા અથવા વેચનારાના વારંવાર એકઠા થવાની જગા તરીકે આ આકટના કોઇપણ ઠરાવનો ભંગ થઇને વપરાયછે એવું તે જાણે છે અથવા તેને માનવાને કારણ છે એમ માલુમ પડે તો તેના ઉપર પહેલીવાર ગુન્હાની સાબીતીનો ઠરાવ થએથી તેને વત્તામાં વત્તા એક વર્ષની મુદત સુધીની કેદની, અથવા વત્તામાં વત્તા બેહજાર રૂપીઆ સુધીના દંડની અથવા તે બન્ને શિક્ષા થશે. અને ત્યાર પછી કોઇ પણ બીજી વખત ગુન્હાની સાબિતીનો ઠરાવ થયેથી વત્તામાં વત્તા બે વર્ષની મુદત સુધીની કેદની અથવા વત્તામાં વત્તા ચારહજાર રૂપિઆ સુધીના દંડની અથવા તે બંન્નેની શિક્ષા થશે.

**૪૩ બ** (૧) જ્યારે જ્યારે, જે કોઇ પણ સખસના ઉપર આ આકટ મુજબના કોકેન અથવા તેના કોઇપણ મિશ્રણને લગતા કોઇ પણ ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય તે સખસના ઉપર હાઇ કોર્ટ અથવા સેસન કોર્ટ અથવા પ્રેસીડન્સી માજીસ્ત્રેટ, જીલ્લા માજીસ્ત્રેટ, પેટા તુકડી માજીસ્ટ્રેટ અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ આગળ તેવા ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય અને એવી કોર્ટનો એવો અભિપ્રાય હોય કે કોકેન અથવા તેના કોઇ પણ મિશ્રણને લગતા આ આકટ મુજબના ગુન્હાઓથી દૂર રહેવા માટે એવા સખસ પાસેથી દસ્તાવેજ કરાવી લેવાની જરૂર છે ત્યારે તે કોર્ટ, તે સખસ ઉપર શિક્ષાનો ઠરાવ કરતી વખતે, ત્રણ વર્ષથી વધારે ન હોય એવી જે મુદત ઠરાવવાનું તેને યોગ્ય

જણાય તેટલી મુદત સુધી તેવા ગુન્હાથી દૂર રહેવા માટે, જામીન લઈને અથવા જામીન લીધા વગર, તેની આયપતના પ્રમાણને અનુસરતી રકમનો દસ્તાવેજ લખી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ ગુન્હાની સાબીતીનો ઠરાવ અપીલમાં અથવા બીજી રીતે રદ કરવામાં આવે તો એવી રીતે લખી આપેલો દસ્તાવેજ રદ બાતલ થશે ૩) આ કલમ મુજબનો હુકમ. કોઈ અપીલ કોર્ટ અથવા હાઈ કોર્ટ પોતાના ફરી તપાસના અધિકાર ચલાવતી હોય ત્યારે તે કોર્ટને પણ કરવાનો અધિકાર છે.

(૪) આ કલમ મુજબનો કોઈપણ હુકમ કર્યા પછી ચલાવવાના કામનું નિયમન જાણે તે હુકમ સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૦૬ ઠી કલમની રૂયે કર્યો હોય તેમ સદરહુ કાયદાની કલમો ૧૨૦, ૧૨૨, ૧૨૩, ૧૨૪, ૧૨૫, તથા ૧૨૬ ના ઠરાવો મુજબ બની શકે તેટલે સુધી કરવું. અને સદરહુ કાયદાની કલમો ૫૧૩, ૫૧૪, ૫૧૫ ના ઠરાવો શકય હોય તેટલે સુધી આ કલમ મુજબ આપેલા દસ્તાવેજોને લાગુ પડશે.

૪૪. જે કોઈ શખસ આ આકટ વિરૂદ્ધ અથવા આ આકટ પ્રમાણે કરેલી કોઈ કાનુન અથવા હુકમ વિરૂદ્ધ અથવા આ આકટ પ્રમાણે હંધેલા કોઈ લાઇસેન્સ અથવા પરવાનગી ચિઠી અથવા પાસ વિરૂદ્ધ ચાલીને—

(અ) કોઈપણ જકાતી પદાર્થ માપવા સારૂ તથા તોલવા સારૂ માપ અને તોલ અથવા દારૂનો કસ તપાસવા સારૂ યંત્રો મેળવી રાખવાની અથવા તે સારી સ્થિતિમાં રાખવાની ગફલત કરશે, અથવા.

(બ) પોતાના કબજામાંનો કોઈ જકાતી પદાર્થ માપવાની, તોલવાની અથવા તેનો કસ કહાડવાની ના કહેશે તેને સદરહુ પ્રકારના દરેક ગુન્હા બદલ વધુમાં વધુ બસેં રૂપિયા સુધી દંડ થશે.

૪૫. જે કોઈ શખસ આ આકટ પ્રમાણે આપેલું લાઇસેન્સ અથવા પરવાનગી ચીઠી અથવા પાસ ધારણ કરનારો અથવા આવા ધારણ કરનારાએ કામે લગાડેલો અથવા તેની સ્પષ્ટ અથવા ગર્ભિત પરવાનગીથી તેના તરફથી કામ કરતો હોઇને—

(અ) સરદહુ પ્રકારનું લાઇસેન્સ અથવા પરવાનગી ચિઠી અથવા પાસ પોતાની પાસે અથવા પોતાના નિર્બંધમાં હશે, અને જો યોગ્ય રીતે અધિકાર મળેલો કોઈ આબકારી ખાતાના અમલદાર વા ઓગણચાળીસમી કલમમાં કહેલા ખાતાનો કોઈ અમલદાર તે લાઇસેન્સ અથવા પરવાનગી ચિઠી અથવા પાસ માગે ત્યારે હાજર કરવાને ચુકશે, અથવા (બ) આ આકટ પ્રમાણે કરેલી કોઈ કાનૂન અથવા હુકમ તોડીને કાંઈ વાત જાણી જોઇને કરશે અથવા કરવાને ચુકશે, અથવા ( ક) જે કાંઈ કૃત્ય બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કરેલો નહિ હોય એવું કૃત્ય આવા લાઇસન્સમાંની, પરવાનગી ચિઠીમાંની અથવા પાસમાંની શરતો પૈકી કોઈ શરત વિરૂદ્ધ જાણી જોઇને કરશે, અથવા કરવાને ચુકશે, "તેનો માજીસ્ટ્રેટ સમક્ષ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયેથી સદરહુ પ્રકારના દરેક ગુન્હા બાબત વધુમાં વધુ ત્રણ મહિના સુધીની કેદની અથવા વધુમાં વધુ બસો રૂપીઆ સુધીના દંડની અથવા આ બંનેની શિક્ષા થશે."

ટીકા—એક કેસમાં તહોમતદારે ફરીયાદીની સાથે એવો કરાર કર્યો હતો કે એ દુકાનોના સંબંધમાં સરકારની સાથે તેનું ( તહોમતદારનું નામ રાખવું; કોન્ટ્રાકટને માટે જરૂરનાં નાણાં ફરીયાદીએ આપવાનાં હતાં અને તહોમતદાર પોતાનું નામ આપે તે માટે તેને કંઈક રકમ ( ફરીયાદીએ ) આપવી ઠરાવેલી હતી. તહોમતદારને કોન્ટ્રાકટ આપવામાં આવ્યો અને તેના નામના પરવાના કરી આપવામાં આવ્યા આ ઉપરથી તેના ઉપર ક. ૪૧ (ક) મુજબનું તહોમત રાખવામાં આવ્યું હતું તેમાં તેણે એવો બચાવ રજુ કર્યો કે–લાઇસન્સની રૂએ મળેલો વેચવાનો હક તેની મારફતે બી નામીદાર તરિકે બીજાએ પ્રાપ્ત કર્યો હતો તેથી તેનો ( તહોમતદારનો ) ગુન્હો ગણી શકાય નહીં. તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે—

પૈસા આપવાથી લાઇસન્સમાં લખેલ સિવાયનો બીજો સખસ તેના વેચાણના ઉત્પન્નમાંથી ફાયદો ઉઠાવી શકે, પરંતુ તેથી વેચવાનો હક તેને મળી શકે નહીં, તે તો ફક્ત જેનું નામ લાઇસન્સમાં હોય તેનેજ મળી શકે છે. અને તેથી તેવો ( નામવાળો ) સખસ એવો બચાવ ખડો કરી શકે નહીં કે બીજાએ બીનામીદાર તરીકે વેચવાનો હક પ્રાપ્ત કર્યો છે. ( ૮. મુંબઇ લૉરિપોર્ટર. ૭૫૦. શહેનશાહ વિ. માધવ આપા.

"૪૫ અ. જે કોઇ સખસ આ આકટના કોઇ પણ ઠરાવનું અથવા આ આકટની રૂએ કરેલી કોઇ પણ કાનુન અથવા હુકમનું ઉલંઘન કરીને કોઈ પણ કૃત્ય અથવા જાણીજોઇને કસુર કરવા બદલ તકસીરવાર હશે અને એવા કૃત્ય અથવા કસુર માટે આ આકટમાં બીજી રીતે ઠરાવ કર્યો નહિં હશે તે સખસના ઉપર માજીસ્ટ્રેટ આગળ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયેથી તેને એવા દરેક કૃત્ય અથવા કસુર બાબત બસો રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે."

૪૬. "જે કોઇ આ આકટ પ્રમાણે કોઇ પણ જકાતી પદાર્થ વેચવાનો અથવા તૈયાર કરવાનો લાઈસન્સ ધારણ કરનાર હોઇને અથવા એવા કોઈ પણ ધારણ કરનારે કામે લગાડેલો અથવા તેની સ્પષ્ટ અથવા ગર્ભીત પરવાનગીથી તેની વતી કામ કરનારો હોઇને" ( અ ) પોતે વેચવાના અથવા તૈયાર કરેલા જકાતી પદાર્થનો વાસ્તવિક અથવા દેખાઇતા કેફ લાવવાનો ગુણ અથવા કસ વધારે તેવું કાંઈ ઉપદ્રવકારક વસાણું અથવા બહારની કાંઈ જનસ અથવા કલમ ૬૫ અની રકમ ૬ (૧) પ્રમાણે કરેલી કોઇ કાનુન ઉપરથી અથવા દારૂ લાઈસન્સમાં ઠરાવેલા કસનો કરવા માટેના પાણી શિવાયનું પાણી અથવા ભેળ કરનારો અથવા રંગ આપનારો કોઈ પણ પદાર્થ અથવા કોઈ પણ જકાતી પદાર્થનો કસ જેથી ઓછો થવાનો સંભવ હોય એવી કોઇ પણ જણસ ( પછી તે જણસ ઉપર કહ્યા પ્રમાણે મના કરેલી હોય કે ન હોય તેની હરકત નહિં. ) તે દારૂમાં અથવા કેફ લાવનારાં વસાણામાં મિશ્ર કરશે અથવા મિશ્ર કરવા દેશે અને સદરહુ પ્રકારનું મિશ્ર કરવું હિંદુસ્તાનના ફોજદારી કાયદાની બસો બોતેરમી કલમ પ્રમાણે ભેળ કરવાનો ગુન્હો થતો નહિ હોય ત્યારે, અથવા ( બ ) ફલાણો દારૂ ગામઠી દારૂ છે એવી પોતાને ખબર છતાં અથવા એમ માનવાનો સબબ છતાં તે દારૂ પારકા દેશના દારૂ તરીકે વેચશે અથવા રાખશે અથવા વેચવાને માંડી મુકસે, અથવા (ક) જે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજા પાત્રમાં ગામઠી દારૂ હશે તે બાટલીના બુચ ઉપર અથવા બાટલી ઉપર અથવા પેટી ઉપર અથવા પ્યાકેજ ઉપર અથવા બીજા પાત્ર ઉપર હેઠળ લખેલા ઇરાદાથી નિશાણી કરશે અથવા જે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજા પાત્રમાં ગામઠી દારૂ હોય તે બાટલીનો અથવા પેટીનો અથવા પ્યાકેજનો અથવા બીજા પાત્રનો, તેની ઉપર અથવા તેના બુચ ઉપર કાંઇ નિશાની હોય તેનો હેઠળ લખેલા ઇરાદાથી ઉપયોગ કરશે એટલે, તે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજા પાત્રમાં પારકા દેશનો દારૂ છે એવું લાગે એવા ઇરાદાથી નિશાણી કરશે અથવા ઉપયોગ કરશે અને સદરહુ પ્રકારનું કૃત્ય, કોઇ માણસને ફસાવવાના અથવા તેને નુકશાન કરવાના ઇરાદાથી વેપારની ખોટી નિશાની કરવાનો ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ચારશે બ્યાસીમી કલમ પ્રમાણે થતો નહિ હોય ત્યારે, અથવા (ડ) કોઇ બાટલી ઉપર અથવા પેટી ઉપર અથવા પ્યાકેજ ઉપર અથવા બીજા પાત્ર ઉપર અથવા તેના બુચ ઉપર કાંઇ નિશાણી હોય તે હેઠળ લખેલા ઇરાદાથી તે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજા પાત્રમાં કાંઇ ગામઠી દારૂ વેચશે અથવા રાખશે અથવા વેચવાને માંડી મુકશે એટલે તે બાટલીમાં અથવા પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા બીજાં પાત્રમાં પારકા દેશનો દારૂ છે એવું લાગે એવા ઇરાદાથી વેચશે અથવા રાખશે અથવા વેચવાને માંડી મુકશે અને તે કૃત્ય, વેપારની બનાવટની નિશાણી જેના ઉપર છે એવો માલ વેચવાનો ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ચારશે છાશીમી કલમ પ્રમાણે, થતો નહિ હોય ત્યારે, અથવા (ઇ) ખરીદનારે માગ્યા પ્રમાણેના પ્રકારનો, જાતનો, તથા ગુણનો ન હોય એવો કોઇ પણ જકાતી પદાર્થ વેચશે અથવા લાઇસન્સ ધારણ કરનારને વેચવા સારૂ રાખવા માટે તે લાઇસન્સની શરત ઉપરથી આધકાર હોય એવા પ્રકારનો જાતનો તથા ગુણનો ન હોય એવો કોઇ પણ જકાતી પદાર્થ રાખશે અથવા વેચવાને માંડી મુકશે."

તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હા બાબત પાંચશે રૂપીઆ સુધી દંડની અથવા વધારેમાં વધારે ત્રણ મહિના સુધી કેદની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે,

"૪૭. આ આકટ મુજબ લાઇસન્સ અથવા પરવાનગી ચિઠી અથવા પાસ ધારણ કરનાર પણ વાસ્તવિક ગુન્હો કરનારની માફક પોતાની ચાકરીમાંના અથવા પોતાની સ્પષ્ટ અથવા ગર્ભિત પરવાનગીથી પોતાના તરફથી કામ કરનારા કોઇ પણ શખસે ૪૩ મી, ૪૪ મી, ૪૫ અ, અથવા ૪૬ મી કલમ પ્રમા-

ણે કાંઇ ગુન્હો કર્યો હોય તે તે માટે તે ગુન્હો પોતે જાતે કર્યો હોય તે પ્રમાણે સરખી રીતે જવાબદાર થશે, પણ સદરહુ પ્રકારનો ગુન્હો ન થાય તેટલા માટે પોતે સઘળા યોગ્ય તથા વ્યાજબી પુર્વોપાયો લીધા હતા એવું સાબીત કરશે તો તે જવાબદાર થશે નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે વાસ્તવિક ગુન્હેગાર સિવાયના કોઇ પણ શખસને, દંડ ન ભર્યો હોય ત્યારે કેદની શિક્ષા કરવામાં આવે છે તે સિવાય, કેદની શિક્ષા કરવામાં આવશે નહિં.

૪૮. કોઇ માણુસે આ આકટ વિરૂદ્ધ ગુન્હો કર્યો છે અથવા તે કરવામાં તે સામેલ છે એવી ખોટી બાતમી દ્વેષથી જે કોઇ શખસ હેઠળ લખેલા ઇરાદાથી આપશે, એટલે, તે માણુસને પકડવામાં આવે અથવા કોઇ ઇમારતનો અથવા વહાણનો અથવા બીજી જગાનો ઝાડો લેવામાં આવે તથા તેથી કરીને સદરહુ પ્રકારનાં માણસનું અથવા બીજા કોઇ માણસનું નુકસાન થાય અથવા તે ત્રાહે ત્રાહે થાય, એવા ઇરાદાથી આપશે, તેને ઘણામાંઘણાં છ મહિના સુધીની કેદની શિક્ષા અથવા ઘણામાંઘણા પાંચશેં રૂપિયા સુધી દંડ અથવા એ બેઉ શિક્ષા થશે.

૪૯. જે કોઇ આબકારી અથવા બીજો અમલદાર વેહેમના વાજબી સબબ વગર કોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા જગામાં પેસશે અથવા તેનો ઝાડો લેશે અથવા ઝાડો લેવડાવશે, અથવા આ આકટ પ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર હોય તેવી કાંઇ વસ્તુ પકડવાના અથવા તે બાબત ઝાડા લેવાના બાહાનાથી કોઇ માણસનો માલ ત્રાસદાયક રીતે તથા કારણ વગર પકડશે, અથવા કોઇ માણુસને ત્રાસદાયક રીતે તથા કારણ વગર અટકાવી રાખશે અથવા તેનો ઝાડો લેશે અથવા તેને પકડશે, તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હા બાબત ઘણામાંઘણા પાંચશે રૂપિયા સુધી દંડ થશે.

૪૯ અ. જે કોઇ પણ આબકારી અમલદાર કાયદેસર સબબ શિવાય, પોતાના હુદ્દાની ફરજ, કમિશનરની ખાસ લેખી પરવાનગી વગર, અથવા તેમ કરવાના પોતાના ઇરાદાની પોતાના વરિષ્ટ અમલદારને બે મહિનાની નોટીસ આપ્યા વગર, બજાવશે નહીં અથવા બજાવવાને ના પાડશે અથવા બજાવવામાંથી ખશી જશે, અથવા જે શખસ હીચકારાપણા માટે તકસીરવાન થશે તેને માજીસ્ટ્રેટ આગળ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયા પછીથી ત્રણ મહિનાની મુદત સુધીની કેદની અથવા ત્રણ મહિનાના પગાર સુધીના દંડની અથવા એ બન્નેની શિક્ષા થશે. ”

૫૦. જે કોઇ આબકારી અથવા બીજો અમલદાર અથવા માણુસ કલમ ૩૮ અ પ્રમાણે પકડેલા કોઇ માણુસને કલમ ૩૮ બ માં કહ્યા પ્રમાણે પોલીસ થાણા ઉપરના અમલદારની પાસે અથવા માજીસ્ટ્રેટ પાસે મોકલવાનો ત્રાસદાયક બુદ્ધિથી તથા કારણ વગર વાર લગાડશે તેને ઘણામાં ઘણા બસેં રૂપીયા સુધીનો દંડ થશે.

૫૦ અ. જે કોઇ આબકારી અથવા બીજો અમલદાર અથવા માણુસ, આ આકટ પ્રમાણે પકડેલા કોઇ માણુસના અથવા પકડેલા કોઈ ગેરકાયદેસર પદાર્થના સંબંધમાં કલમ ૪૧ અ, અથવા ૪૧ ક માં કહ્યા પ્રમાણે ચાલવાને ત્રાસદાયક બુદ્ધિથી તથા કારણ વગર વાર લગાડશે તેને ઘણામાં ઘણા બસો રૂપીયા સુધીનો દંડ થશે. ”

૫૧. જે કોઇ આબકારી અથવા બીજો અમલદાર આ આકટ પ્રમાણે પકડેલા કોઇ માણુસને ગેર કાયદાસર રીતે છોડી દેશે અથવા તે નાશી જવા તરફ આંખઆડા કાન કરશે અથવા આ આકટ વિરૂદ્ધ કાંઇ ગુન્હો કર્યા તરફ આંખ આડા કાન કરશે. અથવા જે કોઇ વાત ઉપરથી આ આકટના ઠરાવો પૈકી કોઇ ઠરાવમાંથી છટકી જવાની અથવા તે તોડવાની અથવા આબકારી મેહેસુલ ડુબવવાની વાત કોઇ માણુસથી કરી શકાય એટલા સારૂ પોતાનાં કર્તવ્યકર્મ વિરૂદ્ધ કોઇ રીતે વર્તશે,

અને ઓગણચાળીસમી કલમમાં કહેલા બીજા કોઇ ખાતાના જે કોઇ ઓફીસરને સ્થાનિક હકુમત આપેલી હશે તે અમલદાર પોતાની હકુમત માંહેની કોઇ જગામાં આ આકટવિરૂદ્ધ કાંઇ ગુન્હો થાય તે તરફ આંખઆડા કાન કરશે, તેને સદરહુ પ્રકારના દરએક ગુન્હા બબત ઘણામાંઘણા પાંચશે રૂપિયા સુધી દંડની શિક્ષા અથવા ઘણામાંઘણા છ મહિના સુધી કેદની શિક્ષા અથવા આ બેઉ શિક્ષા થશે.

૫૨. ઓગણચાળીશમી કલમમાં કહેલો જે કોઇ અમલદાર ખબર આપવામાં અથવા અટકાવ કર-

વાના ઉપાયો લેવામાં અથવા સદરહુ કલમમાં કહેલી રીતે આબકારી અમલદાર મદદ કરવામાં કાયદાસર કારણ વગર ગફલત કરશે અથવા ના કેહેશે તેને પાંચશે રૂપિયા સુધી દંડ થશે.

**૫૩.** તેતાળીસ કલમ પ્રમાણે ફરિયાદ થાય તેમાં ઉલટું સાબિત કરવામાં આવે ત્યાંહાં સુધી હેઠળ લખ્યા પ્રમાણે સિદ્ધાંત સમજવું, એટલે, જે કોઇ અથવા તૈયાર કરવા માટેનું અર્ક કહાડવાનું યંત્ર અથવા પાત્ર અથવા ઓજાર અથવા સંચ, અથવા મહુડાં અથવા તૈયાર કરવામાં જે માલમસાલાનો ઘણું કરીને ઉપયોગ થાય છે તે માલમશાલો પોતાના કબજામાં હોવા બાબત જે તોહોમતદારથી ખાત્રી થાય એવો જવાબ આપી શકાતો ન હોય તેણે તે જકાતી પદર્થ અથવા ભાંગના છોડ બાબત અથવા અર્ક કહાડવાના યંત્ર બાબત અથવા પાત્ર બાબત અથવા ઓજાર બાબત અથવા સંચ બાબત અથવા મહુડાં બાબત અથવા માલ મશાલા બાબત, સદરહુ કલમ પ્રમાણે ગુન્હો કર્યો છે એવું વધારે પુરાવા વગર સિદ્ધ વાત સમજવું.

" **૫૪.** જયારે આકટ મુજબ ગુન્હો કરવામાં આવે ત્યારે.

(અ) જે કોઇ પણ જકાતી પદાર્થ, ભાંગના છોડ, મહુડાં, માલમશાલો, યંત્ર, પાત્ર, ઓજાર અથવા સંચાના સંબંધમાં સદરહુ ગુન્હો કરવામાં આવ્યો હોય તે; (બ) રકમ (અ) પ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર હોય એવા કોઇ પણ પદાર્થ સાથે અથવા ઉપરાંત કાયદેસર રીતે આણેલો, એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલેલો, તૈયાર કરેલો, કબજામાં રાખેલો, અથવા વેચેલો, કોઇ પણ જકાતી પદાર્થ, ભાંગનો છોડ અથવા મહુડાં; (ક) રકમ (અ) અથવા રકમ (બ) ની પ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર હોય એવો કોઇ પણ પદાર્થ જે પાત્રોમાં, પેકેજોમાં તથા આચ્છાદનોમાંથી મળ્યો હોય તે, તથા તે પાત્રો પેકેજો અને આચ્છાદનોમાં જે બીજી વસ્તુઓ હોય તે બીજી વસ્તુઓ તથા એવો કોઇ પણ પદાર્થ લઇ જવામાં ઉપયોગ કરેલાં જનાવરો, ગાડાં, વહાણ અથવા બીજાં વાહનો.

**૫૫** (૧) માજિસ્ટ્રેટે જે કોઇ પણ મુકદ્દમાનો ઇન્સાફ કર્યો હોય તે મુકદ્દમામાં જયારે તે એમ ઠરાવે કે તરત ઉપરની કલમ પ્રમાણે ફલાણી ચીજ સરકાર દાખલ કરવાને પાત્ર છે ત્યારે તે, તે ચીજ ઉપર હક ધરાવનારો જો કોઇ શખસ હોય તો તેને સાંભળ્યા પછી, તથા તે પોતાનો હક શાબીત કરવાને જે પુરાવો રજુ કરે તે પુરાવો સાંભળ્યા પછી, સરકાર દાખલ કરવાનો હુકમ કરવાને, અથવા જકાતી પદાર્થ અથવા ભાંગના છોડ શિવાયના બીજા કોઇ પણ પદાર્થની બાબતમાં, સરકાર દાખલ કરવાને બદલે જે દંડ કરવાનો માજિસ્ટ્રેટને યોગ્ય દેખાય તે દંડ આપવાની છુટ તે ધણીને આપવાને મુખત્યાર છે. ( ૨ ) જયારે આ આકટ મુજબ ગુન્હો થયો હોય અને ગુન્હેગાર જાણવામાં આવ્યો નહોય અથવા જડતો ન હોય ત્યારે, અથવા આ આકટ મુજબ સરકાર દાખલ થવાને પાત્ર હોય, અને કોઇ પણ માણસના કબજામાં ન હોય એવી ચીજ બાબત સંતોષકારક કારણ રજુ થતું ન હોય ત્યારે તે મુકદ્દમાની કલેકટરે ચોકશી કરીને નિકાલ કરવો, અને તે કલેકટર સરકાર દાખલ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે એવો કોઇ પણ હુકમ, જે વસ્તુ સરકાર દાખલ કરવાનો ઇરાદો હોય તે વસ્તુ પકડાયાની તારીખથી એક મહિનો વીત્યા પહેલાં અથવા તેના સંબંધમાં કોઇ પણ હક કરનાર હોય તો તેનું સાંભળ્યા વગર તથા તે પોતાનો હક સાબીત કરવાને જે કંઇ પુરાવો રજુ કરે તે પુરાવો સાંભળ્યા વગર કરવો નહીં;

વળી એવું ઠરાવ્યું છે કે સદરહુ વસ્તુ જલદી અને કુદરતી રીતે નાશ પામે એવી હોય અથવા તેનું વેચાણ કરવાથી તેના ધણીને લાભ થશે એવો કલેકટરનો અભિપ્રાય હોય તો કલેકટર તે વસ્તુ વેચવાનો કોઇ પણ વખતે હુકમ કરવાને મુખત્યાર છે, અને ત્યાર પછી આ પેટા કલમના ઠરાવો એવા વેચાણની નક્કી ઉપજને બનતા સુધી લાગુ પડશે;

વળી એવું ઠરાવ્યું છે કે જે કોઇ પણ વસ્તુ જલદી અને કુદરતી રીતે નાશ થાય એવી હોય તે વસ્તુની બાબતમાં કલેકટર તે વસ્તુ નાશ કરવા જેવા સંજોગો હોય તો, તેનો નાશ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે. (૩) કલેકટર આ કલમ પ્રમાણેના પોતાના અધિકાર કોઇ પણ આસિસ્ટન્ટ અથવા ડેપ્યુટી

કલેક્ટરને તેના નામથી અથવા હોદ્દાના સબબથી સોંપવાને મુખત્યાર છે.

ટીકા—અમુક ચીજો પકડવામાં આવી હોય તે પકડયાની તારીખથી એક મહિના પહેલાં તે જપ્ત કરવાનો કલેક્ટર હુકમ કરી શકે નહીં. (ઇ. લો. રિ. ૧૭ મુંબઇ ૧૫૮. )

૫૫—અ. કોઇ પણ કમિશનર અથવા કલેક્ટર અથવા આ અર્થે સરકારે વિશેષ રીતે અધિકાર આપેલો કોઇ પણ આબકારી અમલદાર, જે કોઇ પણ માણસનું લાઇસન્સ, પરવાનગી ચિઠી અથવા પાસ, ૩૨ મી કલમની રકમ (અ) અથવા રકમ (બ) ની રૂયે રદ થવાને અથવા તહકુબ થવાને પાત્ર હોય, અથવા જેણે ૪૩ મી, ૪૪ મી, ૪૫ મી, ૪૫ મી, અ અથવા ૪૬ મી કલમ મુજબ ગુન્હો કર્યાનો વ્યાજબી રીતે શક આવતો હોય તે શખસ પાસેથી પ્રસંગ પ્રમાણે એવી રીતે લાઇસેન્સ પરવાનગી ચિઠી અથવા પાસ રદ કરવા, અથવા તહકુબ કરવા બદલ અથવા જે ગુન્હો થયો હોય તે ગુન્હાની તોડજોડ તરીકે, અમુક રકમ લેવાને મુખત્યાર છે; અને જે સઘળી બાબતમાં જફાતી પદાર્થ અથવા ભાંગના છોડ સિવાયની જે કોઇપણ મીલકત આ આકટ પ્રમાણે સરકાર દાખલ થવાને પાત્ર હોવા તરીકે પકડેલી હોય તે સઘળી બાબતોમાં તે મિલ્કત તેની જે કિમ્મત એવો અમલદાર અડસટ્ટે ઠરાવે તે આપેથી છોડી દેવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે ૪૩ અથવા ૪૪ આ કલમ મુજબનો ગુન્હો કર્યાનો જેની ઉપર વાજબી રીતે શક જતો હોય એવો શખસ જ્યારે, આ આકટની રૂયે આપવામાં આવેલા લાઇસન્સ, પરવાનગી ચિઠી અથવા પાસનો ધારણ કરનાર અથવા આવા ધારણ કરનારે કામે લગાડેલો માણસ અથવા આવા ધારણ કરનારની સ્પષ્ટ અથવા ગર્ભિત પરવાનગીથી તેના તરફથી કામ કરનાર શખસ ન હોય ત્યારે તેવા માણસ પાસેથી તોડજોડ તરીકે જે રકમ લેવામાં આવે તે રકમ ૨૦૦ રૂપીઆથી વધુ હોવી જોઇએ નહિ.

પ્રસંગ પ્રમાણે, સદરહુ પૈસાની રકમ અથવા સદરહુ કિમ્મત અથવા તે બન્ને એવા શખસ તરફથી એવા અમલદારને આપવામાં આવે એટલે, જો તેવો શખસ પેરામાં હોય તો તેને છોડી મુકવો. પકડેલી મિલ્કત છોડી દેવી અને આવા શખસ સામે જો માજીસ્ટ્રેટે કામ ચલાવવા માંડયું હશે તો, સદરહુ ગુન્હો માંડીવાળવાનું ફળ એવું થશે કે તે તોહોમતદારની ઉપર ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ થશે, અને પછીથી એવીજ બાબતના સંબંધમાં એવા શખસ અથવા એવી મિલકત સામે કોઇપણ પ્રસંગે કાંઇપણ વધારે કામ ચલાવવું નહીં. "

## બાબ ૧૧. કામ ચલાવવાની રીત.

૫૬. આ આકટવિરૂદ્ધના સઘળા ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર માજિસ્ટ્રેટને છે.

૫૭—૫૮. ૫૮. અ. ૫૯. આ કલમો સને ૧૯૧૨ ના ૧૨ મા એકટથી રદ કરવામાં આવી છે.

૬૦. કલેકટર અથવા કમિશનર શિવાય બીજા કોઇ પણ આબકારી અમલદારે આ આકટ પ્રમાણે કરેલા સઘળા હુકમ ઉપરની અપીલ જે હુકમ વિરૂદ્ધ તકરાર હશે તે હુકમની તારીખથી સાઠ દિવસની અંદર હરકોઇ વખતે કલેકટરને ત્યાં ચાલશે.

કલેકટરે કરેલા સઘળા હુકમ ઉપર કમિશનરને ત્યાં અથવા કમિશનરે કરેલા સઘળા હુકમ ઉપર સરકારમાં અપીલ જે હુકમની વિરૂદ્ધ તકરાર હશે તે હુકમની તારીખથી નેવું દિવસની અંદર હરકોઇ વખતે ચાલશે પણ એવું ઠરાવ્યું છે કે કમિશનરે અપીલમાં કરેલા હુકમ ઉપર અપીલ ચાલશે નહિ.

રેવન્યુ ખાતામાં અપીલ સંબંધી જે કાનુનો જે વખતે અમલમાં હશે તે કાનુનો આ આકટ પ્રમાણે કરેલી અપીલોને, ઉપરના ઠરાવોને અનુસરીને, લાગુ થશે.

## બાબ ૧૨ પરચુરણ.

૬૧. સન ૧૮૮૯ ના કેન્ટોન્મેન્ટ બાબતના આકટ અથવા સન ૧૮૬૧ ના નવેંબર મહિનાની ૧૬ મી તારીખે હિંદુસ્તાનનો કૌન્સિલ બાબતનો આકટ અમલમાં આવ્યો તે તારીખ પછી ગવર્નર જનરલ

ઇન કૌન્સિલે પસાર કરેલા હરકોઇ આક્ટને આ આક્ટના કોઇ પણ ઠરાવથી બાધ આવે છે એમ સમજવું નહિ.

૬૨. શુદ્ધબુદ્ધીથી કાંઇ ઓસડ તરીકે કરેલો પદાર્થ અથવા પદાર્થોનો વર્ગ ઓસડનાં કારણ સારૂ વૈદોએ અથવા રસાયણ શાસ્ત્ર સંબંધી પદાર્થ તૈયાર કરનારાઓએ અથવા વેચનારાઓએ અથવા વસાણાં વેચનારાઓએ અથવા એપોથેકેરીઓએ અથવા દવાખાનાંવાળાઓએ તૈયાર કરવાનો અથવા વેચવાને અથવા પુરો પાડવાને આ આક્ટના આગળ ગયેલા ઠરાવ લાગુ છે એમ સમજવું નહિ. પણ કોઇ નિર્દિષ્ટ કરેલા સ્થાનિક પ્રદેશમાં અથવા જગામાં અથવા સામાન્યતઃ કલેકટરે આપેલા લાઇસેન્સ વગર સદરહુ પ્રકારનો કોઇ પદાર્થ વેચવાની મના મુંબઇ સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું છપાવીને હરકોઇ વખતે કરવાનો અધિકાર સરકારને છે. સદરહુ પ્રકારનું લાઇસેન્સ, જે ફી તથા જે શરતો ઠરાવવાનું સરકારને યોગ્ય લાગે તે ફી આપેથી તથા તે શરતો મુજબ આપવામાં આવશે.

**ટીકાઃ**—વૈદકીય રીતે તૈયાર કરેલ વસ્તુનો અર્થ-કોઇ રીતે વૈદકીય ચીજો મેળવી બનાવટ કરેલી વસ્તુઓ સમજવાનો છે,

૬૩.—સન ૧૮૬૭ ના મુંબઇના આક્ટ પ્રમાણે લાઇસેન્સ આપ્યાથી અથવા વસ્તુ સરકાર દાખલ કર્યાથી અથવા દંડ કર્યાથી અથવા ગુન્હેગારી ઠરાવ્યાથી જે નાણું વસુલ થાય અથવા જમા થાય અથવા મળે તે સઘળું નાણું મ્યુનિસિપાલ કારણ સારૂ મુંબઇ શહેરના મ્યુનિસિપાલ ફંડ ખાતે જમે કરવું એવું સદરહુ આક્ટની ૧૪ મી કલમમાં ઠરાવ્યું છે. વાસ્તે આ કલમ ઉપરથી એવું ઠરાવ્યું છે કે જે નાણું મુંબઇ શેહેરની મ્યુનિસિપાલ કોર્પોરેશનને આજસુધી સદરહુ પ્રમાણે મળતું હતું તેને બદલે સન ૧૮૭૮ ના આગસ્ટ મહિનાની ૧ લી તારિખથી તથા તે તારીખ પછી સરકારે સદરહુ કોર્પોરેશનને સદરહુ કારણ સારૂ દર વરસે ૧, ૪૩, ૭૫૦ રૂપિયાની મુકરર રકમ આપે જવી.

૬૪. આ આક્ટની રૂએ આપેલા કોઇ પણ અધિકાર પ્રમાણે કરેલી સઘળી કાનુનો મુંબઇ સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવી અને એવી રીતે પ્રસિદ્ધ થયા પછી તેમનો અમલ જાણે તે આ આક્ટમાં દાખલ કરી હોય તેવી રીતે થશે."

૬૫. ૬૬. ૬૭.—આ કલમો સને ૧૯૧૨ ના ૧૨ મા એક્ટથી રદ કરવામાં આવી છે.



# મ્યુનિસીપાલ ઍક્ટ.

## ( સન ૧૯૦૧ નો આકટ ૩ જો. )

### બાબ. ૧.—પ્રથમારંભી ઠરાવો.

૧. (૧) આ આકટને સન ૧૯૦૧ નો મુંબઇનો ડિસ્ટ્રિકટ મ્યુનિસિપલ આકટ કહેવો. (૨) તે, મુંબઇ શહેર શિવાય આખા મુંબઈ ઇલાકાને લાગુ છે. (૩) તે સને ૧૯૦૧ ના એપ્રિલ મહિનાની પહેલી તારીખથી અમલમાં આવશે.

૨. (૧) સન ૧૮૭૩ ના તથા સન ૧૮૮૪ ના મુંબઈ ડિસ્ટ્રિકટ મ્યુનિસિપલ આકટો આ ઉપરથી રદ્દ કર્યા છે. પણ એવું ઠરાવ્યું છે કે—

(અ) સદરહુ રદ્દ કરવા બાબતના ઠરાવથી, સદરહુ એમાંના કોઇપણ આકટ ઉપરથી જે કાંઇપણ કામ આ અગાઉ કરવામાં આવ્યું હશે તેના કાયદેસરપણાને અથવા ગેરકાયદેસરપણાને બાધ આવશે નહિ; (બ) સદરહુ આકટોની રૂયે અથવા તે ઉપરથી રદ્દ કરેલા કોઈપણ કાયદાઓની રૂયે જે જે મ્યુનિસિપાલીટીઓ રચાઇ હશે, જે જે મ્યુનિસિપલ કમિશનરો નિમાયા હશે અથવા ચુંટાયા હશે, જે જે કમિટીઓ સ્થપાઇ હશે, જે જે હદ ઠરાવી હશે, જે જે નિમણુંક, કાનૂનો, હુકમો તથા પેટા કાયદા હશે, વીગેરે આ આકટ મુજબ છે એમ સમજવું. ( ક ) મુંબઇના ગવર્નર ઇન્ કૌન્સિલના કોઇપણ કાયદામાં અથવા કોઇપણ દસ્તાવેજમાં સદરહુ પ્રકારના કોઇ પણ રદ્દ કરેલા કાયદા ઉપર જે હવાલો આપ્યો હોય તે, બને તેટલે સુધી, આ આકટ ઉપર આ આકટના મળતા આવતા ભાગ ઉપર આપ્યો છે એમ સમજવું.

(૨) સન ૧૮૯૯ ના મુંબઇના ભેળ કરવાની મનાઇ કરવા બાબતના આકટની ૫ મી કલમની પેટાકલમ [૨] આખી, તથા પેટા કલમ (૩) ની રકમ (બ), તથા ૬ ઠી કલમની પેટા કલમ ( ૨ ) આખી આ ઉપરથી રદ્દ કરી છે.

૩. આ આકટમાં તથા આ આકટનાં પરિશિષ્ટોમાં, વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો—

(૧) "શેહેરની મ્યુનિસિપાલીટી" એ સંજ્ઞાનો અર્થ જે કોઇપણ મ્યુનિસિપાલીટી (અ) ઘ પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલી મ્યુનિસિપાલીટીઓમાંની એકાદી મ્યુનિસિપાલીટી હોય, અથવા ( બ ) ૧૮૧ મી કલમની પેટા કલમ (૧) ની રૂયે શેહેરની મ્યુનિસિપાલીટી ઠરાવવામાં આવી હોય, અને જે ૧૮૧ મી કલમની પેટા કલમ [૨] ના અર્થ મુજબ શેહેરની મ્યુનિસિપાલીટી દાખલ બંધ થઇ ન હોય, તે મ્યુનિસિપાલીટી એવો થાય છે.

(૨) "કૌન્સિલર" આ શબ્દનો અર્થ, જે કોઇ પણ શખ્સ આ આકટની રૂયે રચાયલી મ્યુનિસિપાલીટીનો કાયદેસર રીતે મેમ્બર હોય તે શખ્સ એવો થાય છે.

(૩) "કમિશનર" એ શબ્દનો અર્થ, સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મેહેસુલના કાયદાની રૂયે નિમાયલો ભાગનો કમિશનર એવો, અને સિંધમાં, સિંધનો કમિશનર એવો થાય છે.

(૩) અ. 'મ્યુનિસિપલ કમિશનર' એ સંજ્ઞાનો અર્થ કલમ ૧૮૯ અ. ના ઠરાવોની રૂયે નિમાયલો શખ્સ એવો થાય છે, અને એમાં કલમ ૧૮૯ ક ની પેટા કલમ (૩) ની રૂયે મ્યુનિસિપલ કમિશનરને બદલે નિમાયલા શખ્સનો સમાસ થાય છે એમ સમજવું."

(૪) "જડજ" એ શબ્દનો અર્થ જિલ્લા જડજ, જોઇન્ટ, જડજ, આસિસ્ટંટ જડજ, સ્મોલકોઝ કોર્ટનો જડજ, સબૉર્ડિનેટ જડજ, અથવા સન ૧૮૭૯ થી ૧૮૮૫ સુધીના દક્ષીણના ખેડુતોને કરજમાંથી

મુક્ત કરવા બાબતના આક્ટોની રૂયે નિમેલો જડજ એવો થાય છે.

(૫) "મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ" એ સંજ્ઞાનો અર્થ, જે કોઇપણ પ્રદેશ હાલમાં મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ હોય તે પ્રદેશ, અને જે કોઇપણ પ્રદેશ હવે પછી ૪ થી કલમ પ્રમાણે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ કરવામાં આવે તે પ્રદેશ જો સદરહુ કલમના ઠરાવ પ્રમાણે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ હોવાને બંધ થયો ન હોય તો તે પ્રદેશ એવો થાય છે.

(૬) "જમીન" એ શબ્દમાં જેની ઉપર કાંઇ બાંધવામાં આવ્યું હોય અથવા જે પાણીથી ઢંકાઇ ગયેલી હોય તે જમીનનો પણ સમાસ થાય છે.

(૭) "ઇમારત" એ શબ્દમાં, જે કોઇ પણ ઝુંપડું, છાપરૂં અથવા વાડ ભરીને ઘેરી લીધેલી જે બીજી જગા માણસને રહેવાના ઘર પ્રમાણે વપરાતી હોય અથવા બીજા કશા માટે વપરાતી હોય તેનો, તેમજ ભીંતોનો, વરંડાનો (ઓટલા, ગેલરી ઇત્યાદીનો), જડેલા પ્લાટફાર્મનો, પ્લીંથનો, બારણાંનાં પગથીઆનો, તથા ઇમારતના તેના જેવાજ બીજા ભાગોનો સમાસ થાય છે.

(૮) "ધણી" એ શબ્દમાં જે શખસ જમીનોનું તથા ઇમારતોનું અથવા જમીનોનું અથવા ઇમારતોનું ભાડું પોતાને સારૂં અથવા બીજા કોઇ માણસના એજંટ કે ટ્રસ્ટી દાખલ વિદ્યમાનકાળે લેતો હોય તે શખસનો, અથવા એવી જમીન અથવા ઇમારત ભાડુતને ભાડે આપી હોય તો તે જમીનનું અથવા ઇમારતનું ભાડું જે શખસ એવી રીતે લે તે શખસનો સમાસ થાય છે.—

(૯) "સરકારનો પગારદાર નોકર" એ શબ્દોમાં જેણે સરકારી નોકરી છોડી હશે પણ જેને પેન્શન મળતું હશે એવા સરકારી નોકરનો, અથવા જેને સરકારમાંથી પગાર મળતો હોય પણ જે સરકારનો આખા વખતનો નોકર નહિ હોય તેનો સમાસ થતો નથી.

(૧૦) "સરકારી સાલ" એ શબ્દોનો અર્થ, એપ્રિલ મહિનાની ૧ લી તારીખે શરૂ થતું વર્ષ એવો થાય છે.

(૧૧) "વાર્ષિક ભાડું" એ શબ્દોનો અર્થ, કોઇપણ ઇમારત અથવા જમીન, તેમાં અથવા તે ઉપર જે સામન અથવા સાંચા કામ હોય અથવા આવેલું હોય તે બાદ કરતાં, જે વાર્ષિકભાડે વાજબી રીતે વર્ષો વર્ષ આપી શકાય તે વાર્ષિક ભાડું એવો થાય છે.

(૧૨) "સ્ટ્રીટ" એ શબ્દનો અર્થ જે કોઇપણ રસ્તેથી, પગવાટેથી, ચોકમાંથી, આંગણામાંથી મોહોલામાંથી અથવા વાટેથી જાહેરને માટે અથવા થોડા વખતને માટે જવા આવવાનો લોકોને હક હશે, પછી તે આરપાર જવાનો માર્ગ હોય કે નહિ હોય, તે રસ્તો, પગવાટ, ચોક, આંગણું, મોહોલો અથવા વાટ એવો થાય છે.

અને જે કોઇપણ ખાલી જગાના સીમાડા ઉપર ઘરો, દુકાનો અથવા બીજી ઇમારતો આવી હોય અને જે જગા કોઇપણ સાર્વજનિક રસ્તા ઉપર અથવા રાહદારીના રસ્તા ઉપર જવા આવવાના સાધન તરીકે કોઇપણ લોકો (પછી તેઓ એવી ઇમારતોના ભોગવટો કરનારા હોય અથવા ન હોય તો પણ) વાપરતા હોય તે દરેક જગાનો સદરહુ "સ્ટ્રીટ" શબ્દમાં સમાસ થાય છે, પછી એવી જગા ખાનગી માલકીની હોય અને તે થોડે અંશે અથવા સર્વાંશે કોઇપણ દરવાજાથી, થાંભલાથી, સાંકળથી અથવા અટકાવવાના બીજા સાધનથી બંધ કરેલી હોય તેની હરકત નહિ; પણ એવી ઇમારતના જે કોઇપણ ભોગવટો કરનારને એવી જગાનો જે કોઇપણ ભાગ ઉપર કહ્યા પ્રમાણે સઘળા લોકોને કોઇપણ વખતે ન વાપરવા દેવાનો હક હોય તે ભાગનો સદરહુ શબ્દમાં સમાસ થતો નથી.

(૧૩) "સાર્વજનિક સ્ટ્રીટ" એ શબ્દનો અર્થ—(અ) જે સ્ટ્રીટમાં જવા આવવાનો લોકોને હક છે તે સ્ટ્રીટ, અથવા (બ) જે સ્ટ્રીટ મ્યુનિસિપલ ફંડમાંથી અથવા બીજા સાર્વજનિક ફંડમાંથી આજ સુધી સપાટ કરી હશે, અથવા જે ઉપર ફરસબધી કરી હશે, કાંકરા પુર્યા હશે, જેમાં નળ કર્યા હશે, મોટી ગટર બાંધી હશે અથવા જેની મરામત કરી હશે તે સ્ટ્રીટ, અથવા (ક) જે સ્ટ્રીટ થતી હશે તે સ્ટ્રીટ, એવો થાય છે.

(૧૪) "કર" એ શબ્દમાં, આ આક્ટની રૂયે વસુલ કરવા લાયક કોઇપણ ટોલ, રેટ, સેસ,

ઢી અથવા બીજા માણસનો સમાસ થાય છે.

(૧૫) "અપરાધ કૃત્ય" એ શબ્દમાં ચક્ષુરિંદ્રિયને, ઘ્રાણેંદ્રિયને અથવા કર્ણેંદ્રિયને ઇજા થાય, જોખમ લાગે, કંટાળો આવે અથવા ઉપદ્રવ થાય, અથવા ઇજા થવાનો, જોખમ લાગવાનો, કંટાળો આવવાનો અથવા ઉપદ્રવ થવાનો સંભવ હોય એવા કોઇપણ કૃત્ય, કસૂર, જગા અથવા વસ્તુનો, અથવા જે કોઈપણ કૃત્ય, કસૂર, જગા અથવા વસ્તુ જીવને જોખમકારક અથવા પ્રકૃતિને અથવા મિલકતને હાનિકારક હોય અથવા થાય તે કૃત્ય, કસૂર, જગા અથવા વસ્તુનો સમાસ થાય છે.

૧૬ "ભય ભરેલો રોગ," એ શબ્દોનો અર્થ કોગળીયું, પ્લેગ, સીતળા તથા જેને લીધે માણસની જીંદગી જોખમમાં આવે એવો કોઇ અમુક સ્થળનો કે મોસમનો રોગ, મરકી અથવા ઉડતો રોગ એવો થાયછે.

(૧૭) "વાહન," એ શબ્દમાં બાઇસિકલોનો, ટ્રાઇસીકલોનો તથા મોટા મોટરગાડીઓનો અને પૈડાંવાળી જે કોઇપણ ગાડી સાર્વજનીક સ્ટ્રીટ ઉપર વપરાતી હોય અથવા વાપરી શકાય એવી હોય તે દરેક ગાડીનો સમાસ થાય છે.

(૧૮) "પબ્લિક સિક્યુરિટીઓ" એ શબ્દનો અર્થ (અ) હિંદુસ્તાન સરકારની સિક્યુરિટીઓ, (બ) રેલવે કંપનીઓના અથવા બીજી કંપનીઓના જે સ્ટાક, ડિબેંચરો, અથવા શેરોના વ્યાજ માટે સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇંડિઆ ઇન કૌન્સિલે બાહેંધરી આપી હોય તે સ્ટાક, ડિબેંચરો અથવા શેરો (ક) બ્રિટીશ હિંદુસ્તાનમાં સ્થાપેલી કાયદા કરનારી મંડળીએ કરેલા કોઇપણ આકટ ઉપરથી આપેલા અધિકાર ચલાવનારે કોઇપણ સ્થાનિક અધિકારીએ અથવા તેની વતી કાઢેલાં પૈસા બાબતમાં ડિબેંચરો અથવા બીજી સિક્યુરિટીઓ, અથવા (ડ) ગવરનર ઇન કૌન્સિલ કોઇપણ હુકમ કરીને જે સિક્યુરિટી બદલ "વિશેષ અધિકાર આપે તે "સિક્યુરિટી", એવો થાય છે.

(૧૯ "મુંબઇ સરકારી ગેઝેટ" એ શબ્દો આ આકટમાં જ્યાં જ્યાં આવતા હોય ત્યાં ત્યાં તેમને બદલે "સિંધ સરકારી ગેઝેટ" એ શબ્દો દાખલ કર્યા છે એમ સિંધમાં સમજવું.

---

## બાબ ૨—મ્યુનિસિપાલીટીઓની રચના.

### (૧) મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટો

૪. (૧) ૬ ઠી, ૭ મી તથા ૮ મી કલમોના ઠરાવોને પાત્ર રહીને ગવરનર ઇન કૌન્સિલને મુંબઇ સરકારી ગેઝીટમાં વખતે વખતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઈ પણ પ્રદેશ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ છે, એવું ઠરાવવાનો અધિકાર છે.

(૨) કોઇ નવી મ્યુનિસિપલ ડિસ્ત્રિકટની હદમાં ફેરફાર કરવા બાબતના સદરહુ પ્રકારના દરેક જાહેર નામામાં, પ્રસંગ પ્રમાણે, એવા મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં જે પ્રદેશનો સમાસ કરવાનો હોય તેની અથવા તેમાંથી જે પ્રદેશ બાતલ કરવાનો હોય તેની સ્થાનિક હદ સ્પષ્ટપણે નિર્દિષ્ટ કરવી જોઇએ.

(૩) દરેક વિદ્યમાન મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાંની મ્યુનિસિપાલીટીએ, પોતાના અધિકાર નીચેની મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટની સદરહુ જાહેરનામામાં નિર્દિષ્ટ કર્યા પ્રમાણેની હદ અથવા ફેરવેલી હદ બતાવનારાં મજબુત હદ નિશાન, કલેકટર મંજુર કરે તેવા પ્રકારનાં અને તેવી જગાએ ખુદ પોતાને ખરચે બંધાવવાં અથવા ઉભાં કરાવવાં, અને ત્યાર પછી તે પોતાને ખરચે ટકાવી રાખવાં એ તેની ફરજ છે.

(૪) જ્યારે કોઈ પ્રદેશ મ્યુનિસિપલ ડિસ્ત્રિકટ હોવાને બંધ થાય, ત્યારે ત્યાં સ્થાપેલી મ્યુનિસિપાલીટી બંધ થશે, તો તેને પ્રાપ્ત થયલી મિલકત તથા હક, તે સંબંધી સઘળા ચાર્જ (બોજા) તથા જવાબદારીઓને પાત્ર, મલિકમુઆઝમને પ્રાપ્ત થશે, અને તેનું કાંઇ ઉત્પન્ન આવે તો તે, એવી મ્યુનીસિપાલીટીની હકુમત જે પ્રદેશમાં હતી તેના હિત સારૂ ગવરનર ઇન કૌન્સિલના હુકમની રૂયે ખરચવું જોઇયે.

૫. ૪ થી કલમની રૂયે સ્થાપેલી મ્યુનિસિપલ ડિસ્ત્રિકટો મુદત મુદતની અથવા કાયમની હોઇ શકે.

૬. જે કોઇ પ્રદેશમાં મુદતે મુદતે મેળો ભરાતો હોય, અથવા જ્યાં જાત્રાળુ લોકો મુદતે મુદતે જતા હોય તે પ્રદેશ તેમજ એવો મેળો અથવા જાત્રા ચાલુ રહે ત્યાં સુધી એવા મેળામાં અથવા જાત્રામાં જનારા લોકો જે કોઇ પાસેના પ્રદેશમાં જતાં આવતાં હશે તે પ્રદેશ, ફરી ફરીને આવનારી જે

અમુક મોસમો નિર્દિષ્ટ કરવામાં આવે તેની શરૂઆતથી તે આખર સુધી, મુદત મુદતની મ્યુનિપિલ ડિસ્ટ્રિક્ટ છે એવું ઠરાવવાનો અધિકાર છે.

૭. (૧) જે કોઇપણ પ્રદેશમાં (અ) કોઇ શેહેર, કસ્બો અથવા થાણું અથવા બે અથવા વધારે પાસે પાસેનાં શેહેરો, કસ્બા તથા થાણાં, તેની અથવા તેમની પાસેનાં કોઇપણ ગામડાં, પરાં અથવા જમીન સુદ્ધાં અથવા એ વગર આવેલાં હેય અથવા (બ) કોઇ ગામડુ અથવા પરૂં અથવા વધારે પાસે પાસેનાં ગામડાં તથા પરાં આવેલાં હોય, તે પ્રદેશને કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ ઠરાવવાનો અધિકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે ( અ ) હિલ સ્ટેશનો બાદ કરીને, અથવા ( બ ) વિશેષ કારણ હોયા વગર ( ૧ ) જે કોઇ પણ શહેર, કસબો, થાણું અથવા પરૂં જે બીજા કોઇ પણ શહેર, કસબા, થાણા અથવા પરાથી, જેની ઉપર ઘરો નહિ હોય એવી એક મૈલ કરતાં વધારે વિસ્તારની જમીનથી છુટું પડેલું હેય તેની સાથે તે શેહેરનો, કસ્બાનો થાણાનો અથવા પરાનો કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં સમાસ કરવાનું, અથવા (૨) જે કોઇપણ પ્રદેશની વસ્તી બે હજાર માણસો કરતાં ઓછી હોય તે પ્રદેશમાં કોઇ પણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ સ્થાપવાનું, કાયદેસર થશે નહિ.

(૨) જ્યારે જુદાં જુદાં નામવાળી બે અથવા વધારે જગાઓની એક મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ કરી હોય ત્યારે, તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટનું નામ કમીશનરે ઠરાવવું જોઇએ.

૮. (૧)કોઇ પણ પ્રદેશને કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ ઠરાવનારૂં,અથવા એવા કોઇ પણ ડિસ્ટ્રિક્ટની હદમાં ફેરફાર કરનારૂં, અથવા કોઇ પણ પ્રદેશ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ હોવાને બંધ થશે એવું ઠરાવનારૂં કોઇ પણ જાહેરનામું પ્રસિદ્ધ કરવાની અગાઉ ઓછામાં ઓછા બે મહિના આગમજ, ગવરનર ઇન કૌંન્સિલે, પ્રસંગ પ્રમાણે, એવું ઠરાવવાનું યોજ્યું છે એવા મજકુરનો એક ઢંઢેરો મુંબઇ સરકારી ગેઝેટમાં અંગ્રેજી ભાષામાં, અને સ્થાનિક વર્તમાનપત્રો હોય તો, તેઓમાંના ઓછામાં ઓછા એક વર્તમાનપત્રમાં, જે જીલ્લામાં એવો પ્રદેશ હશે તે જીલ્લાની ભાષામાં પ્રસિદ્ધ કરાવવો જોઇએ. અને સદરહુ પ્રદેશ માંહેના પ્રસિદ્ધ ઠેકાણે સદરહુ જીલ્લાની ભાષામાં તે ચહોડાવવો જોઇએ; અને તેમાં લખવું જોઇએ કે સદરહુ યોજના બાબત જે માણસોને કાંઇ હરકત હોય તેમણે તે હરકત કારણો શુદ્ધાં સદરહુ ઢંઢેરાની તારીખથી બે મહિનાની અંદર કલેકટરને લખી મોકલવી, અને જ્યારે જ્યારે જેમાં લોકો વસ્તા હોય એવો કોઇ પણ પ્રદેશ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં ઉમેરવાનું અથવા તેમાંથી બાતલ કરવાનું યોજ્યું હોય ત્યારે ત્યારે એવા પ્રદેશમાં પ્રસિદ્ધ ઠેકાણે સદરહુ ઢંઢેરાની એક નકલ પણ ચહોડી રખાવવી એ મ્યુનિસિપાલીટીનું કામછે

(૨) એવી રીતે લખી મોકલવામાં આવેલી દરેક હરકત કલેક્ટરે, બનતી તાકીદે, સરકાર ઉપર રવાના કરવી જોઇએ. [૩] સદરહુ પ્રમાણે જો કોઇ પણ હરકતો લખી મોકલવામાં આવી હોય તો તે, ગવર્નર ઇન્ કાઉન્સીલના મત પ્રમાણે અપુરતી અથવા ગેરકાયદેસર હોય તે શિવાયને પ્રસંગે, તેણે ઉપર કહેલા પ્રકારનું જાહેરનામું કાઢવું નહિ.

## (૨)—મ્યુનિસિપાલીટીઓ.

૯. દરેક મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટમાં એક મ્યુનિસિપાલીટી હોવી જોઇએ, અને એવી દરેક મ્યુનિસિપાલીટી "______________ની મ્યુનિસિપાલીટી" એ નામની એક વ્યક્તીભૂત મંડળી થશે, અને તેનું સ્થાપનત્વ કાયમ ચાલુ રહેશે અને તેનો એક મજીઆરો સિક્કો રહેશે, અને તેને અને તેની ઉપર તેના એક વ્યક્તીભૂત નામથી ફરિયાદ કરવાનો અધિકાર રહેશે.

૧૦. (૧) આ આકટમાં આગળ બીજી રીતે ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, એવી દરેક મ્યુનિસિપાલીટીમાં (અ) ચુંટી કહાડેલા કાઉન્સિલરો, (બ) નિમાયલા કાઉન્સિલરો, જો હોય તો, એટલે, (૧) કમિશનર, વખતે વખતે આ અર્થે, જે કોઇ પણ શખ્સોને નામથી નિમશે તે શખ્સો, અથવા (૨) જે શખ્સો કમિશનર તરફથી આ અર્થે વખતે વખતે નિર્દિષ્ટ કરેલા કોઇપણ હોદ્દાનું કામ વખતે વખતે બજાવતા હશે તે શખ્શો, હોવા જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે ચુંટી કહાડેલા કાઉન્સિલરોની સંખ્યા, પ્રેસીડેન્ટ સુદ્ધાં કુલ સંખ્યાના અડધા કરતાં ઓછી હોવી ન જોઇએ, અને નિમાયલા કાઉન્સિલરોમાંના અડધા કરતાં વધારે કાઉન્સિ-

લરો સરકારના પગારદાર નોકરો હોવા ન જોઇએ.

(૨) આ કલમ મુજબ જેટલા કાઉન્સીલરો ચુંટી કહાડવાનો અધિકાર હોય તેટલા સઘળા કાઉન્સીલરો ચુંટી ન કહાડયાને લીધે જે જગા ખાલી રહી હોય તે જગા, આ આકટમાં ગમે તે કહ્યું હોય તે છતાં, કાઉન્સિલરોની નિમણુંક કરીને પુરવાનો કમિશનરને અધિકાર છે.

૧૧.—ગવર્નર ઇન્ કાઉન્સીલને વખતે વખતે, દરેક મ્યુનિસિપાલીટી સારૂ સામાન્યતઃ કાઉન્સીલરોની કુલ સંખ્યા ઠરાવવાનો, ચુંટી કહાડેલાને નિમેલા કાઉન્સીલરોનું પ્રમાણુ ઠરાવવાનો અને ચુંટણીનું નિયમન કરવા સારૂ કાનુનો કરવાનો અધિકાર છે.

૧૨—(૧) (અ) જે કોઇપણ ઓનરરી માજીસ્ટ્રેટ, તથા (બ) કોઇપણ યુનિવર્સિટીનો જે કોઇપણ ફેલો તથા જે કોઇપણ ગ્રેજ્યુએટ, તથા (ક) હૈ કોર્ટનો જે કોઇપણ એડવોકેટ અને હૈ કોર્ટની સનદ ધારણ કરનારો જે કોઇપણ પ્લીડર, તથા ( ડ ) જે કોઇપણ જ્યુરર અને આસેસર કોઇ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં ચુંટણીનાં કારણસારૂ મત આપનારાઓની યાદી ૧૧ મી કલમની (ક) રકમમાં ઉલ્લેખ કરેલી કાનુનો મુજબ જે તારીખે તૈયાર કરવાની અથવા તપાસવાની હશે તે તારીખની તરત અગાઉના ઓછામાં ઓછા ૭ મહિનાની મુદત સુધી તે ડિસ્ટ્રિકટમાં રહેલો હશે, તે દરેક જણુ સદરહુ ડિસ્ટ્રિકટ માટે ઉમેદવાર થવાને અને સદરહુ ડિસ્ટ્રિકટના મત આપનારાઓની યાદીમાં દાખલ થવાને લાયક થશે; અને (૨ જે કોઈપણ શખસે, તેટલીજ મુદ્દત સુધી લાયક કરનાર કર આપ્યો હશે તે દરેક શખસ સદરહુ ડિસ્ટ્રિકટના મત આપનારાઓની યાદીમાં દાખલ થવાને લાયક થશે; અને તે ડિસ્ટ્રિકટમાં અથવા તેની હદની સાત માઇલની અંદર તેટલીજ મુદતસુધી રહેલો હશે તો ઉમેદવાર તરીકે પણ તે લાયક થશે.

ખુલાસો ૧.—જે કોઇપણ શખસ કોઇ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં અથવા તેની હદની સાત માઇલની અંદર ઘણું ખરૂં રહેતો હોય અથવા તેની રહેવાની મુખ્ય જગા એવા ડિસ્ટ્રિકટમાં અથવા તેની હદની સાત માઇલની અંદર રહે એમ ગણવું.

ખુલાસો ૨.—આ કલમનાં કારણસર " લાયક કરનાર કર" એ સંજ્ઞાનો અર્થ કોઇ મ્યુનિસિપાલ ડિસ્ટ્રિકટમાં બેસાડેલો, ઑકટ્રોઇ, ટોલ ( દસ્તુરી ) તથા ભાડે ફરતાં અથવા ભાડે ફેરવવા માટે આપવાના કારણસર રાખેલાં વાહનો તથા જનાવરો ઉપરના કર શિવાયનો, શહેરની મ્યુનિસિપાલિટીની બાબતોમાં કમિશનરે વિદ્યમાનકાળે ઠરાવેલી ઓછામાં ઓછી, રકમ કરતાં ઓછો નહોય એટલી રકમનો કર થાય છે એમ સમજવું. "

૧૩.—(૧) ૧૧ મી કલમની (ક) રકમની (૩) જી અને (૪) થી પેટા રકમો ઉપરથી કરેલી કાનુનોની રૂયે જ્યારે મત આપનારાની યાદી તૈયાર કરવામાં આવે અથવા સાધારણ તપાસ કર્યા પછી પુરા કરવામાં આવે, ત્યારે તેની એક નકલ ઉપર સદરહુ કાનુનોમાં આ અર્થે જણાવેલા માણસની સહી કરવામાં આવે એટલે તે નકલ મ્યુનિસિપલ ચુંટણીની યાદી થઇ એમ સમજવું.

૧૩. અ.—કોઇપણ શખસનું નામ મ્યુનિસિપલ ચુંટણીની યાદીમાં નોંધવામાં આવ્યા શિવાય તે શખસ કૌંસિલર ચુંટી કઢાવવાને લાયક થશે નહીં;

પણ એવું ઠરાવ્યું છે કે કોઇ પણ કંપની, સંસ્થાપિત મંડળ અથવા માણસોની બીજી મંડળીનું નામ મ્યુનિસિપલ ચુંટણીની યાદીમાં નોંધાયું હશે તો એવી મંડળીની વતી આ અર્થે કામ કરવાને યોગ્ય રીતે અધિકાર મળેલો કોઇ પણ એક શખસ કૌંસિલર ચુંટી કઢાવવાને લાયક ગણાશે. "

(૨) પેટા કલમ (૧) ની રૂયે વિદ્યમાનકાળે અમલમાં હોય એવી મ્યુનિસિપલ ચુંટણીની યાદીમાં નોંધાયલા દરેક શખસને કૌંસિલરોની દરેક ચુટણી વખતે મત આપવાનો હક્ક છે એવું સમજવું, અને એવી રીતે નહિ નોંધાયલા દરેક શખસને મત આપવાનો હક્ક નથી એવું સમજવું.

૧૪. તરત ઉપરની છેલી ત્રણ કલમો માંહેના ઠરાવ હિલ સ્ટેશનની કોઇ પણ કાયમ મ્યુનિસિપલ ડિસ્ટિકટને વિશેષ કારણને લીધે સદરહુ કલમના ઠરાવ તેને લાગુ પડવા જોગ નથી એવું ગવર્નર ઇન્ કૌંસિલ, મુંબઇ સરકારી ગેઝીટમાં એક જાહેરનામું પ્રસિદ્ધ કરીને ફરમાવશે. તે કાયમ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટને લાગુ છે એમ સમજવું નહીં.

## (૩) મ્યુનિસિપલ કૉંસિલરો.

૧૫.—(૧)કોઈ પણ શખસ—(અ)-(૧)જેને કોઇ ફોજદારી કોર્ટે ૭ મહિના કરતાં વધારે મુદતની કેદની શિક્ષા કરવાલાયકકોઇ ગુન્હા સારૂ કેદની શીક્ષા અથવા ફટકા મારવાની શિક્ષા કરી હશે,અથવા જેને સમુદ્રપારની શિક્ષા કરી હશે, અને આવી શિક્ષા પછીથી ફેરવવામાં અથવા રદ્દ કરવામાં આવી નહિ હશે, અથવા ( ૨ ) જેને સરકારી નોકરીમાંથી " બરતરફ કર્યો હશે, અને એવી રીતે બરતરફ કર્યાનું મુંબઈ સરકારી ગેઝીટમાં જાહેર કર્યું હશે " અથવા (૩) જે પ્લીડર હશે અને જેની સનદ કોઇ કોર્ટે ખેંચી લીધી હશે, અથવા (૪) જેને ૧૬ મી કલમની રૂયે હુદ્દા ઉપરથી દુર કર્યો હશે, અને જેને આવી શિક્ષાને લીધે, બરતરફીને લીધે અથવા સનદ ખેંચી લીધાને લીધે અથવા હુદ્દા ઉપરથી દુર કર્યાને લીધે થયેલી નાલાયકીમાંથી મુક્ત કરવાનો ગવર્નર ઇન્ કૌંસિલને યોગ્ય લાગે તો હુકમ કરવાનો અધિકાર આ ઉપરથી આપ્યો છે તેણે તેવો હુકમ કરીને મુક્ત કર્યો નહીં હશે, અથવા

( બ ) જે સરટીફીકેટ ન મળેલો દેવાળીઓ અથવા છુટકારો નહીં મળેલો નાદાર હશે, અથવા (ક) જેની ઉમ્મર એકવીસ વરસ કરતાં ઓછી હશે, અથવા જે સ્રી જાતનો હશે અથવા (ડ) જે જડજ હશે, તે કોંસિલર થઇ શકશે નહીં; અને કોઇ પણ શખસ—( ઈ ) જે મ્યુનિસિપાલીટીના તાબા માંહેનો અમલદાર અથવા નોકર હશે, અથવા (ફ) જેનો, હવે પછી ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, મ્યુનિસિપાલીટીના હુકમથી કરેલા કોઇ પણ કામમાં, અથવા તેની સાથે કે તેના હાથ હેઠળ કે તેની વતી કરેલા કોઇ પણ કરારમાં કે સોંપેલા કોઇ પણ કામમાં તેનો પોતાનો અથવા પોતાના ભાગીદારની મારફત કાંઇ પણ ભાગ અથવા હિતસંબંધ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે હશે, તે એવી મ્યુનિસિપાલીટીનો કૌંસિલર થઇ શકશે નહિ; પણ એવું ઠરાવ્યું છે કે કોઇ પણ શખસ,—(૧) જેનો, કોઇ પણ સ્થાવર મિલકતના કોઇ પણ લીઝમાં ( પટામાં ), વેચાણમાં અથવા ખરીદીમાં અથવા તે બાબતની કોઇ પણ કબુલતમાં કાંઇ પણ ભાગ અથવા હિતસંબંધ હશે, (૨) જેનો, જે કોઇ પણ સંયુક્ત ધનવિશિષ્ટ મંડળી તે મ્યુનિસિપાલીટીની સાથે કરાર કરશે, અથવા જેને તે મ્યુનિસિપાલીટીએ અથવા તે મ્યુનિસિપાલીટીની વતી કામે લગાડી હશે તેમાં ભાગ હશે, અથવા, (૩) જેનો, જે કોઇ પણ વર્તમાનપત્રમાં તે મ્યુનિસિપાલીટીના કામકાજ સંબંધી કોઇ પણ જાહેર ખબર દાખલકરીશકાય તે વર્તમાનપત્રમાં ભાગ અથવા હિતસંબંધ હશે, અથવા (૪) જે મ્યુનિસિપાલીટીએ અથવા મ્યુનિસિપાલીટીની તરફથી કાહાડવામાં આવેલા કોઇ પણ લોનમાંનું ડીબેંચર ધારણ કરતો હશે અથવા જેના એવી લોનમાં બીજી રીતે કાંઇ હિતસંબંધ હશે, અથવા (૫) જેને ધંધાના સબબથી મ્યુનિસિપાલીટીની તરફથી વકીલાત કરનાર તરીકે કામે લગાડયો હશે, અથવા (૬) જેનો જે કોઇ પણ માલનો પોતે નિયમસર વેપાર કરતો હોય તે માલનું મ્યુનિસિપાલીટીને વખતો વખત વેચાણ કરવામાં આવતું હોય તેમાં અથવા કોઇ માલ મ્યુનિસિપાલિટી પાસેથી ખરીદવામાં આવતો હોય તેમાં, બેમાંની કોઇ પણ બાબતમાં, કોઇ પણ એકાદી સરકારી સાલમાં, વત્તામાં વત્તા પાંચસો રૂપિયા સુધીનો અથવા સરકારની મંજુરીથી તેથી વધારે વત્તામાં વત્તી બે હજાર સુધીની જે રકમ મ્યુનિસિપાલેટી આ અર્થે ઠરાવે તેટલી રકમ સુધીનો ભાગ અથવા હિતસંબંધ હશે, અથવા; " (૭) જે ૭૧ મી કલમના ઠરાવોની રૂયે અથવા ૧૫૬ મી કલમની પેટાકલમ (૧) ના વિશેષ ઠરાવ (અ) ના ઠરાવોની રૂયે મ્યુનિસિપાલીટી સાથે કરેલી કોઇ પણ કબુલતમાં પક્ષકાર હશે,તેટલાજ કારણને લીધે તે શખસ સદરહુ પ્રમાણે નાલાયક થયોછે અથવાતેનો સદરહુ પ્રકારના કોઇ પણ કામમાં અથવા કરારમાં કાંઇ પણ ભાગ અથવા હિતસંબંધછે એમ સમજવું નહિ.

(૨) જોકોઇ પણ કૌંસિલર, તેને જે મુદ્દત સારૂ ચુંટી કહાડયો હશે અથવા નીમ્યો હશે તે મુદતમાં—(અ) પેટા કલમ (૧) ની રૂયે નાલાયક થશે, અથવા (બ) જે કોઇ પણ બાબતમાં ( ૧ ) પ્રત્યક્ષ અથવા પરોક્ષ તેનો પોતાનો અથવા પોતાના ભાગીદાર મારફત પેટા કલમ ( ૧ ) ના વિશેષ ઠરાવની (૧), (૨), (૩), (૬), અથવા (૭) મી રકમમાં કહેલા પ્રકારનો કંઇપણ ભાગ અથવા હિતસંબંધ હશે, અથવા (૨) કોઇપણ અસીલની, મુખ્યની અથવા બીજા માણસની તરફથી ધંધાના કારણથી જેનો હિત સબંધ હશે, તે બાબતમાં સલાહકાર પ્રમાણે કામ કરશે, અથવા (ક) એક સરખા ૭ મહિ-

નાથી વધારે મુદતસુધી ગેરહાજર રહેવાના જણાવેલા અથવા જાણ્યામાં આવ્યા હોય એવા ઇરાદાથી ઇલાકાની હદ બહાર જશે અથવા (૩) સરકારનો પગારદાર નોકર થઇને, જે નિમેલા કમિશનરો સરકારના પગારદાર નોકર હોય તેમની સંખ્યા, ૧૦ મી કલમની પેટા—કલમ ( ૧ ) ના વિશેષ ઠરાવમાં જણાવેલા પ્રમાણથી વધારતો હશે, અથવા " (૪) પ્રેસિડંટ અથવા વાઇસ–પ્રેસિડન્ટ અથવા સરકારનો પગારદાર નોકર ન હોય અને મ્યુનિસિપાલીટીની રજા લીધા શિવાય મ્યુનિસિપાલિટીની મિટીંગોમાંથી લાગલાગટ ચાર મહિના દરમિઆન ગેરહાજર રહેશે તો, તે કૌંસિલર " તરીકે ચાલુ રહેવાને નાલાયક થશે, અને તેની જગા ખાલી પડશે.

( ૩ ) આ કલમની રૂએ કોઇપણ જગા ખાલી પડે છે કે નહીં એ બાબત કોઇપણ સવાલ અથવા તકરાર ઉત્પન્ન થાય, તો તે નિર્ણય કરવાના સંબંધમાં, કમિશનરનો, હુકમ આખરનો છે એમ સમજવું,

૧૫ અ. કોઇપણ કૌંસિલર પ્રેસિડંટને લેખી નોટીસ આપીને પોતાની જગાંનું રાજીનામું આપવાને મુખત્યાર છે, અને પ્રેસિડંટ કમિશનરને લેખી નોટીસ આપીને પોતાની જગાનુ રાજીનામું આપવાને મુખત્યાર છે, "

૧૬. શહેરની મ્યુનિસિપાલીટીઓની બાબતમાં ગવર્નર ઇન કૌંસિલ અને બીજી બાબતમાં કમીશનર પોતાને યોગ્ય લાગે તો, આ આકટની રૂએ ચુંટી કાઢેલો અથવા નિમેલો જે કોઇપણ કૌંસિલર પોતાનું કામ કરવામાં ગેરવર્તણુંક ચલાવ્યા બદલ અથવા કંઇપણ શરમ ભરેલું કામ કર્યા બદલ તકશીરવાન થયો અથવા કૌંસિલર તરીકેની પોતાની ફરજ બજાવવાને અશક્ત થયો હોય તો, તેને મ્યુનિસિપાલીટીની ભલામણ ઉપરથી હુદ્દા ઉપરથી દુર કરવાને મુખત્યાર છે.

૧૭ તરત નિચેની કલમમાં ઠરાવ કર્યો છે તે શિવાયને પ્રસંગે, આ આકટ પ્રમાણે સાધારણ ચુંટણી વખતે નીમેલા અથવા ચુંટી કહાડેલા કૌંસિલરોએ, દરમિયાન તેઓ નાલાયક થયા ન હોય અથવા તેમને ૧૬ મી અથવા ૧૭૯ મી કલમની રૂએ હુદ્દા ઉપરથી દુર કરવામાં આવ્યા નહીં હોય તો, ત્રણ વર્ષની મુદત સુધી હુદ્દો ધારણ કરવો; અને મુદત કોઇપણ પ્રસંગે કોઇ પણ કારણ સારૂ વધારવાનું કમિશનરને યોગ્ય લાગે તો તે મુદત, તેના હુકમથી એકંદર ચાર વર્ષની મુદત સુધી વધારી શકાશે; સદરહુ કારણો તથા હુકમ મુંબઇ સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવાં જોઇએ.

૧૮. કોઇ કૌંસિલર પોતાના હુદ્દાની મુદત પુરી થવાની અગાઉ મરણ પામેથી, તેણે રજીનામું આપ્યું હોય તેથી, તે નાલાયક થયાથી અથવા તેને હુદ્દા ઉપરથી દુર કરવામાં આવ્યો હોય તેથી તેની ખાલી જગા સગવડ ભરેલી રીતે જેટલી જલદીથી ભરી શકાય તેટલી જલદીથી, તે જગા ઉપર કોઇ માણસને, પ્રસંગ પ્રમાણે ચુંટી કહાડીને અથવા નીમીને ભરવી જોઇએ; અને તે શખસને જે કાઉન્સીલરની જગા ઉપર ચુંટી કાહાડયો હશે અથવા નિમ્યો હશે તે કૌંસિલરે તે જગા ખાલી થઇ ન હોત તો જેટલી મુદત સુધી ધારણ કરી હોત તેટલી મુદત સુધીજ માત્ર તેણે તે જગા ધારણ કરવી.

૧૯, જે કોઇપણ શખસને અગાઉ એક અથવા વધારે પ્રસંગે કૌંસિલર તરીકે ચુંટી કાહાડયો હોય અથવા નિમ્યો હોય, તે જો બીજે પ્રકારે યોગ્ય રીતે લાયક હોય તો, તે હરકોઇ વખતે ફરીથી ચુંટી કહડાવા અથવા નિમાવાને લાયક થશે.

૨૦. કોઇપણ મ્યુનિસિપાલીટી સારૂ આખરે ચુંટી કાહાડેલા સઘળા કાઉન્સીલરોનાં નામ, અને તે પ્રમાણેજ તેમાં નિમેલા કૌંસિલરો, કોઇ હોય તો તેમનાં નામ, સગવડ ભરેલી રીતે જેટલી જલદીથી બને તેટલી જલદીથી, મુંબઇ સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવાં જોઇયે,

### (૪) મ્યુનિસિપલ ચુંટણીયો.

૨૧. જે કોઇ પણ શખસ એકવીશ વર્ષ કરતાં ઓછાં ઉમ્મરનો હશે તેને મ્યુનિસિપાલીટીની કોઇ પણ ચુંટણીમાં મત આપવાનો હક નથી,

૨૨. (૧) કૌંસિલરની કોઇ પણ ચુંટણીના કાયદેસરપણા બાબતની તકરાર એવી ચુંટણીની વખતે, ચુંટી કહડાવાને અથવા મત આપવાને લાયક હોય એવા કોઇ પણ માણસે કરી હોય, તો એવા માણસે, તે ચુંટણીનું પરિણામ જાહેર થયાની તારીખ પછી દસ દિવસની અંદર હરકોઇ વખતે, જે ડિસ્ટ્રિક્

ક્ટમાં તે ચુંટણી થઈ હોય અથવા થવી જોઇતી હતી તે ડિસ્ટ્રિકટના ડિસ્ટ્રિકટ જડજને અરજી કરવાનો અધિકાર છે.

(૨) સદરહુ ડિસ્ટ્રિક્ટ જડજ, અથવા આ સંબંધમાં ગવર્નર ઇન્ કૌંસિલ નિમે તેવો બીજો જડજ, પોતાને જરૂરની જણાય તેવી ચોકશી કર્યા પછી અને પેટા કલમ ૩) ના ઠરાવોને પાત્ર રહીને, તે ચુંટણીનું જે પરિણામ જાહેર થયું હશે તે કાયમ કરવાને અથવા દુરસ્ત કરવાને અથવા તે ચુંટણી રદ કરવાને મુખત્યાર છે. તેમ તેનો ખર્ચ કાંણે આપવો તે ફરમાવવાને અધિકાર છે. સદરહુ ઠરાવ અથવા હુકમ છેવટનો સમજવો. જો તે ચુંટણી રદ કરે, તો નવી ચુંટણી કરવા સારૂ તરતજ તારીખ નિમવી તથા જરૂરની તજવીજ કરવી.

(૩) (અ) કોઇ ઉમેદવાર તરફથી લાંચ રૂસ્વતની તજવીજ થઇ હોય તો તેની ચુંટણી રદ કરવી જોઇયે, (૩) (બ) રકમ લાગુ ન પડે એવા જે કોઇપણ બાબતમાં અપાયલા મતોની બારીકાઇથી તપાસ કરીને તથા તે ગણીને, જે ઊમેદવાર તરફેણમાં અપાયલાં કાયદેસર મતોની સંખ્યા સૌથી વધારે હોય તે યોગ્ય રીતે ચુંટી કાઢયો છે એમ ઠરાવવું જોઇયે.

'ખુલાસો—" ખાનગી ફાયદો કરી આપવાનું વચન " એ સંજ્ઞામાં જે માણસને તે વચન આપ્યું હોય તેના પોતાના, અથવા તે માણસ જે શખસનું હિત, ચાહતો હોય તે શખસના, ફાયદા માટેના વચનનો સમાસ થાય છે. તેમાં કોઇપણ ચોકસ મ્યુનિસિપલ બાબતના સંબંધમાં અનુકૂળ અથવા પ્રતિકૂળ મત આપવાના વચનનો સમાસ થતો નથી.

(૫) ૧૧ મી કલમની (ક) રકમ મુજબ કરેલી કાનુનો અમલમાં આણવાનું કામ સોંપેલા અમલદાર અથવા અમલદારોના હાથે કાંઇ ભુલ થઇ હોય એટલાજ કારણને લીધે, અથવા લાંચ રૂશવતથી થયું ન હોય એવું કાંઇ ગેરશિરસ્તપણું અથવા એવી કાંઇ ગેરપદ્ધતિ થઇ હોય એટલાજ કારણને લીધે ચુંટણીના કાયદેસરપણા બદલ તકરાર લીધી હોય તો, સદરહુ જડજે તે ચુંટણી રદ કરવી નહિ.

( ૬ ) જો તે જડજ પેટાકલમ ( ૩ ) ની રકમ (અ) મુજબ કોઈપણ ચુંટણી રદ કરે તો તેને, યોગ્ય લાગે તો, જે કોઇ માણસે આ કલમના અર્થ મુજબ લાંચ રૂશવતની કાંઇપણ તજવીજ કરી હશે તે, સાત વર્ષથી વધારે ન હોય એવા વર્ષની મુદત સુધી, તે અથવા બીજા કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં ઉમેદવાર થવાને નાલાયક છે એમ ઠરાવવાનો અધિકાર છે, અને તે જડજનો ફેંસલો છેવટનો થશે; પણ એવું ઠરાવ્યું છે કે ગવર્નર ઇન્ કૌંસિલ, પોતાને યોગ્ય લાગે તો, હુકમ કરીને એવા કોઇ પણ શખસને એવી કોઇપણ નાલાયકીમાંથી કોઇપણ વખતે મુક્ત કરવાને મુખત્યાર છે; અને એવો હુકમ કરવાનો તેને આ ઉપરથી અધિકાર આપવામાં આવે છે.

## (૫) પ્રેસિડંટ તથા વાઇસ પ્રેસિડંટ.

૨૩. ( ૧ ) દરએક મ્યુનિસિપાલીટીમાં અધ્યક્ષસ્થાને એક પ્રેસિડંટ હોવો જોઇએ, અને તે કૌંસિલરોએ પોતામાંહેનો ચુંટી કહાડેલો એક શખસ હોવો જોઇયે.

(૨) દરેક પ્રેસિડંટ(અ) ગવર્નર ઇન્ કૌંસિલે નિમેલો હોવો જોઇયે; અથવા (બ) હુદ્દાની રૂયે નિમાયલો પ્રેસિડંટ હોવો જોઇયે, એટલે, ગવર્નર ઇન્ કૌંસિલ આ અરથે વખતે વખતે જાહેર કરે એવા કોઇ પણ હુદ્દાનું કામ ચલાવનાર શખસ હોવો જોઇએ; અથવા (ક) મ્યુનિસિપાલીટીએ ચુંટી કહાડવો એવું ગવર્નર ઇન્ કૌંસિલ ફરમાવે તો મ્યુનિસિપાલીટીએ ચુંટી કહાડેલો હોવો જોઇયે.

(૩) દરેક મ્યુનિસિપાલીટીનો એક વાઇસ પ્રેસિડંટ હોવો જોઇયે, અને તેને કૌન્સિલરોએ પોતામાંથી ચુંટી કહાડેલો હોવો જોઇયે; પણ પ્રેસિડંટ ગવર્નર ઇન્ કૌંસિલે નિમ્યો હોય તો અથવા હુદ્દાની રૂયે પ્રેસિડંટ હોય, તો ગવર્નર ઇન્ કૌંસિલ સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને વખતે વખતે એમ ફરમાવે તો, તે ચુંટણીનો નિકાલ ગવર્નર ઇન્ કૌંસિલની અથવા કમિશનરની પસંદગીને પાત્ર રહેશે.

( ૪ ) જ્યારે પેટા કલમ ( ૨ ) ની રકમ ( બ ) મુજબ કોઇ પણ હુદો જાહેર કરવામાં આવે, ત્યારે તે હુદ્દાનું કામ વખતે વખતે જે શખસ કરતો હોય, તે શખસ, સદરહુ જાહેરનામું ગવર્નર ઇન્ કૌન્સિલ તરફથી ફેરવવામાં અથવા રદ્દ કરવામાં ન આવે તો અને ન આવે

ત્યાં સુધી, પ્રેસિડંડ થશે અને ચાલુ રહેશે.

(૫) સરકારનો પગારદાર નોકર હોય અને નિમેલો અથવા હુદ્દાની રૂએ પ્રેસિડંટ હોય તે શિવાયનો જે બીજો કોઇ પ્રેસિડંટ ત્રણ મહીનાથી વધારે મુદત સુધી, અને જે વાઇસ પ્રેસિડંટ, પંદર દિવસથી વધારે મુદત સુધી, પ્રેસિડંટના અથવા વાઇસ પ્રેસિડંટના હુદ્દાનું પોતાનું કામ કરી શકે નહીં એવી રીતે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાંથી ગેરહાજર રહે તેવો દરેક પ્રેસિડંટ તથા વાઇસ પ્રેસિડંટ—(અ)પેટા કલમ (૨) ની (અ) રકમની રૂએ નિમેલા પ્રેસિડંટના સંબંધમાં કમીશનરે, (બ) ચુંટી કહાડેલા પ્રેસિડંટ અથવા વાઇસ પ્રેસિડંટના સંબંધમાં મ્યુનિસિપાલીટીએ, સદરહુ પ્રમાણે ગેરહાજર રહેવા સારૂ રજા આપી ન હોય તો, પ્રેસિડંટ અથવા વાઇસ પ્રેસિડંટ તરીકે રહેવાને બંધ થશે: પણ એવું ઠરાવ્યું છે કે વાઇસ પ્રેસિડંટને રજા આપવી તે, (૧) ગવર્નર ઇન કોન્સિલની મંજુરીને પાત્ર રાખીને ચુંટી કાઢેલા વાઇસ પ્રેસિડંટની બાબતમાં ગવર્નર ઇન કોન્સિલની, અથવા (૨) કમિશનરની પસંદગીને પાત્ર રાખીને ચુંટી કાઢેલા વાઇસ પ્રેસિડંટની બાબતમાં કમીશનરની, મંજુરીને પાત્ર રાખીને આપવી જોઇએ.

( ૬ ) ઉપરની છેલ્લી પેટા કલમની રૂએ આપવાની રજા છ મહિનાથી વધારે હોવી ન જોઇયે, અને જ્યારે જ્યારે તે પેટા કલમની રૂએ વાઇસ પ્રેસિડંટને રજા આપવામાં આવે ત્યારે ત્યારે એ પ્રમાણે ગેરહાજરીની રજા લેનારા વાઇસ પ્રેસિડંટની ચુંટણીને જે શરતો લાગુ હોય તે શરતોને પાત્ર રાખીને એક કોન્સિલરને, જેટલી મુદતની રજા આપવામાં આવે તે મુદત દરમીઆન સઘળાં કામો કરવા સારૂ તથા તેના સઘળા અધિકાર ચલાવવા સારૂ ચુંટી કાઢવો જોઇયે.

( ૭ ) દરેક પ્રેસિડંટની તથા વાઇસ પ્રેસિડંટને તેની ગેરચાલ બદલ અથવા તેણે પોતાના કામમાં ગફલત કર્યા બદલ, અથવા તે પોતાનું કામ કરવાને અસમર્થ હોવા બદલ તેને તેના પ્રેસિડંટના અથવા વાઇસ પ્રેસિડંટના હુદ્દા ઉપરથી ગવર્નર ઇન્ કોન્સિલ કહાડી મુકી શકશે, અને દરેક પ્રેસિડંટના તથા વાઇસ પ્રેસિડંટના હુદ્દાની મુદત, તેના કોન્સિલરપણાના હુદ્દાની મુદત પુરી થાય એટલે, પુરી થશે.

( ૮ ) હુદ્દાની રૂએ થયેલા પ્રેસિડંટ સિવાયના કોઇ પ્રેસિડંટ, અથવા વાઇસ પ્રેસિડંટ પોતાના એવા પ્રેસિડંટના અથવા, વાઇસ પ્રેસિડંટના હુદ્દાની મુદત પુરી થયાની અગાઉ મરણ પામેથી, તેણે રાજીનામું આપેથી, અથવા તેને હુદ્દા ઉપરથી કહાડી મુકયાથી, અથવા તે એવા હુદ્દાનું કામ કરવાને અસમર્થ થવાથી, અથવા તે ૧૫ મી કલમની પેટા કલમ ( ૨ ) ની રૂએ કોન્સિલર હોતો બંધ થયાથી, તેની ખાલી થયલી જગા, બીજા કોઇપણ કોન્સલરની, પ્રસંગ પ્રમાણે નીમણુક અથવા ચુંટણી કરીને ભરવામાં આવશે.

૨૩ અ. (૧) આ આકટમાં બીજી રીતે સ્પષ્ટ ઠરાવ કર્યો હોય તે શિવાય મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટનો મ્યુનિસિપલ વહિવટ મ્યુનિસિપાલીટીને હસ્તક રહેશે. (૨) જે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ માટે મ્યુનિસિપલ કમિશનર હોય તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં આ આકટના ઠરાવોનો અમલ કરવાનાં કારણસર અમલ બજાવણી કરવાનો અધિકાર, આ આકટમાં જ્યાં જ્યાં સ્પષ્ટ રીતે તે મુજબ ફરમાવ્યું હોય ત્યાં ત્યાં મ્યુનિસિપાલિટીની પસંદગી અથવા મંજુરીને પાત્ર, તથા આ આકટથી જે બીજાં બંધનો, મર્યાદા તથા શરતો નાંખવામાં આવે તેને પણ પાત્ર, મ્યુનિસિપલ કમિશનરને હસ્તક રહેશે. ”

૨૪. (૧) મ્યુનિસિપાલીટીના પ્રેસિડંટનું કામઃ—

(અ) વાજબી કારણને લીધે ન બની શકે તે સિવાય તે મ્યુનિસિપાલીટીની સઘળી મિટીંગોમાં અધ્યક્ષ સ્થાને બેસવું અને ૪૬ મી કલમની ( અ ) રકમની રૂએ તે વખતે અમલમાં હોય તે કાનુનોના ઠરાવને પાત્ર રહીને એવી મિટીંગમાંના કામનું નિયમન કરવું; (બ) તે મ્યુનિસીપાલીટીનાં નાણાં સંબંધી તથા એકિઝકયુટિવ કારભાર ઉપર નજર રાખવી, અને વિદ્યમાનકાળે તે મ્યુનિસીપાલીટીના જે નિયમો અમલમાં હશે તેમને પાત્ર રહીને, જે મ્યુનિસીપાલીટીના અધ્યક્ષસ્થાને તે હશે તે મ્યુનિસીપાલીટી કરી શકે અથવા તેની વતી કરી શકાય તેવાં એકિઝકયુટિવ કામ કરવાં; (ક) તે મ્યુનિસીપાલીટીના એકિઝકયુટીવ કારભારની બાબતમાં અને તેના હિસાબ તથા

કાગળપત્ર સંબંધી બાબતમાં મ્યુનિસીપાલીટીના સઘળા અમલદારોનાં તથા નોકરોનાં કૃત્યો ઉપર તથા કામ ઉપર દેખરેખ રાખવી તથા અધિકાર ચલાવવો; અને, તે મ્યુનિસીપાલીટીના વિદ્યમાનકાળે અમલમાં હોય તે નિયમોને અનુસરીને, સદરહુ અમલદારોની તથા નોકરોની નોકરી સંબંધી, તથા તેમના પગાર સંબંધી, તથા વિશેષ હક તથા નિમણુંક સંબધી સઘળી તકરારોનો નિકાલ કરવો. (ડ) તે મ્યુનિસીપાલીટીએ અથવા કોઇ કમિટીએ ચલવેલાં કામનાં ટાંચણનો કોઈપણ ઉતારો, અથવા જે બીજો દસ્તાવેજ અથવા વસ્તુ કલેકટર ૧૭૩ મી કલમ પ્રમાણે વખતે વખતે માંગે તે બીજો દસ્તાવેજ અથવા વસ્તુ તે કલેકટરને, અથવા કલેકટર આ બાબતમાં જે બીજા અમલદારને વખતે વખતે નીમે તે અમલદારને આપવી. પણ એવું ઠરાવ્યું છે કે જે મ્યુનિસીપલ ડિસ્ટ્રીક્ટ સારૂ મ્યુનિસીપલ કમિશનર હોય તે મ્યુનિસીપલ ડિસ્ટ્રીકટમાં આ પેટા કલમની રકમો (બ), (ક), તથા (ડ) મુજબનાં પ્રેસીડેન્ટનાં કામ તથા અધિકાર આ આકટના ઠરાવોને પાત્ર, તથા આ આકટમાં સ્પષ્ટ રીતથી બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાય, એવા મ્યુનિસિપલ કમીશનરે કરવાં તથા ચલાવવાં. ”

(૨) જ્યારે કોઇ મ્યુનિસીપાલીટીનો પ્રેસિડંટ સરકારનો પગારદાર નોકર હોય અને તે હુદ્દાના સબબથી નિમાયલો પ્રેસિડંટ હોય અથવા તેને ગવર્નર ઇન્ કૌંસિલે પ્રેસિડંટ નિમ્યો હોય ત્યારે, નિકાલ કરવા સારૂ એવી મ્યુનિસીપાલીટીની આગળ જે બાબત આવે તેવી કોઈપણ બાબતમાં તેણે મત આપવો નહીં પણ જે દરખાસ્ત ઉપર વિચાર ચાલ્યો હશે તેની તરફેણમાં તથા વિરૂદ્ધમાં, હાજર રહેલા કૌંસિલરોના બે પક્ષ થઇને બેઉ પક્ષોનાં મત સરખા પડે તો, તે પ્રસંગે તે નિર્ણાયક મત આપી શકશે.

૨૫ મ્યુનિસીપાલીટીના વાઈસ પ્રેસિડંટનું કામ; (અ) પ્રેસિડંટ ગેરહાજર હોય અને વાજબી કારણને લીધે અટકી પડયો ન હોય ત્યારે તેણે મ્યુનિસીપાલીટીની સઘળી મીટીંગોમાં અધ્યક્ષ સ્થાને બેસવું. અને તે એ પ્રમાણે અધ્યક્ષ સ્થાને બેસે ત્યારે તેણે ૨૪ મી કલમની (૧) લી પેટા કલમની “ રકમ (અ)ની ” રૂએ પ્રેસિડંટને પ્રાપ્ત થયેલો અધિકાર ચલાવવો, (બ) પ્રેસિડંટ પોતાના જે અધિકાર અને જે કામ તેને વખતે વખતે સોંપે તે અધિકાર ચલાવવા અને તે કામ કરવાં, અને (ક) પ્રેસિડંટની જગાએ બીજો કોઇ આવે અથવા તેની નિમણુંક અથવા ચુટણી થાય ત્યાંસુધી અથવા પ્રેસિડંટ રજા લઇને ગેરહાજર રહે તે દરમીયાન પ્રેસિડંટના અધિકાર તથા કામ ચલાવવાં.

## બાબ ૩.—કામકાજ ચલાવવા બાબત.

૨૬. મ્યુનિસીપાલીટીની મીટીંગોના સંબંધમાં હેઠળ લખેલા ઠરાવ પાળવા જોઇએઃ—

(૧) મુદત મુદતની મ્યુનિસીપાલીટીઓ તથા હિલ સ્ટેશનોની મ્યુનિસીપાલીટીઓ બાદ કરીને બીજી મ્યુનિસીપાલીટીઓમાં સાધારણ કામનો નિકાલ કરવા સારૂ દર વર્ષે અનુક્રમે જાનેવારી, એપ્રિલ, જુલૈ અને અકટોબર મહિનાની દશમી તારીખે અથવા તે તારીખને સુમારે મળાને ચાર મામુલ સાધારણ મીટીંગો, તથા પ્રેસિડંટને જરૂર જણાય તેવી બીજી મામુલ સાધારણ મીટીંગો, ભરવી જોઇએ. હિલ સ્ટેશનોની મ્યુનિસીપાલીટીઓમાં ઉપર કહેલાં કારણ સારૂ દર વર્ષે એપ્રિલ મહિનાની દશમી તારીખે અથવા તે તારીખને સુમારે એક મામુલ સાધારણ મીટીંગ ભરવી જોઇએ અને ઓછામાં ઓછી બીજી એક મામુલ સાધારણ મીટીંગ ભરવી જોઇએ. દરેક મુદત મુદતની મ્યુનિસીપાલીટીમાં, તેનો પ્રેસિડંટ વખતે વખતે ઠરાવે તેવી અને તેટલી મામુલ સાધારણ મીટીંગો ભરવી જોઇએ. સઘળી મામુલ સાધારણ મીટીંગોની તારીખો નિમવી એ પ્રેસિડંટનું કામ છે.

(૨) પ્રેસિડંટને યોગ્ય લાગે ત્યારે ત્યારે તે વિશેષ સાધારણ મીટીંગ બોલાવવાને મુખત્યાર છે, અને કૌંસિલરોમાંથી એક ચતુર્થાંશ કરતાં ઓછા નહીં હોય એટલા આસામીઓએ લેખી દરખાસ્ત કરી હોય તો, તેણે વિશેષ સાધારણ મીટીંગ બોલાવવીજ જોઇએ.

(૩) મામુલ સાધારણ મીટીંગની બાબતમાં નિદાન સાત દિવસની નોટીસ, અને વિશેષ સાધારણ મીટીંગની બાબતમાં નિદાન ત્રણ દિવસની નોટીસ, જે દિવસે તથા જે જગાએ તેવી મીટીંગ ભરવાની હશે તે જગા તથા તે વખત અને ત્યાંહાં જે કામ ચલાવવાનું હશે તે કામ એવી નોટીસમાં લખીને

કૌંસિલરોમાં ફેરવવી જોઇએ, અને તે મ્યુનિસીપલ ડિસ્ટ્રીકટમાંની મ્યુનિસીપલ કચેરીમાં અથવા સ્થાનિક કચેરીમાં અથવા બીજી કોઇપણ સાર્વજનિક ઇમારત ઉપર ચોહોડવી જોઇએ. સદરહુ નોટીસમાં, જે કાંઇ સુચના અથવા દરખાસ્ત તે મીટીંગમાં રજુ કરવાનો પોતાનો ઉદેશ છે એવી લેખી નોટીસ કોઇ કૌંસિલરે તે મીટીંગના ઓછામાં ઓછા દશ દિવસ આગમજ આપી હશે તે સૂચના અથવા દરખાસ્ત અને વિશેષ સાધારણ મીટીંગની બાબતમાં એવી મીટીંગ બોલાવવાની લેખી વિનંતિ કહેલી કોઇપણ સુચના અથવા દરખાસ્ત દાખલ કરવી જોઇએ.

(૪) મ્યુનિસીપાલીટીની દરેક મીટીંગ, ખાસ કારણ હોયા શિવાય ( આવાં કારણો તે મીટીંગ બોલાવવાની બાબતની નોટીસમાં લખવાં જોઇએ ), જે ઇમારત, એવી મ્યુનિસીપાલીટી મ્યુનિસીપલ કચેરી તરીકે વાપરતી હશે તે ઇમારતમાં ભરવી જોઇએ.

(૫) દરેક મીટીંગમાં જો પ્રેસિડંટ અને વાઇસ પ્રેસિડંટ બેઉ ગેરહાજર હોય તો, જે કૌંસિલરો હાજર હોય તેઓ પૈકી જે એક કૌંસિલરને તે મીટીંગ તે પ્રસંગને માટે ચેરમેન તરીકે પસંદ કરે તેણે અધ્યક્ષસ્થાને બેસવું જોઇએ, અને એવા ચેરમેને ૨૪ મી કલમની પેટા કલમ ૧ રકમ (અ) ની રૂએ પ્રેસિડંટને પ્રાપ્ત થયેલા અધિકાર તે મીટીંગમાં ચલાવવા.

(૬) મ્યુનિસીપાલીટી આગળ ચાલતી હોય તે કોઇપણ ચોકસી અથવા ચરચા ગુપ્ત રીતે કરવી જોઇએ એવું અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીને લાગે તે શિવાયને પ્રસંગે દરએક મીટીંગ લોકોને જવાને ખુલ્લી હોવી જોઇએ; પણ એવું ઠરાવ્યું છે કે ચાલતા કારણમાં કોઇ શખસ હરકત કરે તો તેને કોઇપણ વખતે કાહાડી મુકવાને સદરહુ અધિકારી મુખત્યાર છે.

(૭) કૌંસિલરોની એકંદર સંખ્યામાંથી શેહેરની મ્યુનિસીપાલીટીની મીટીંગમાં એક તૃતિયાંશથી ઓછા અને બીજી કોઇપણ મ્યુનિસીપાલીટીની મીટીંગમાં અડધાથી ઓછા કૌંસિલરો મીટીંગની શરૂઆતથી આખર સુધી કોઇપણ વખતે હાજર હશે તો, અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીએ બીજા અથવા ત્યાર પછીના કોઇપણ દીવસે જે વખત નીમવાનું પોતાને વાજબી લાગે તે વખત સુધી તે મીટીંગ મુલતવી રાખવી, અને એવી રીતે મુલતવી રાખ્યાની નોટીસ મ્યુનિસીપલ કચેરીમાં ચોહોડવી જોઇયે, અને ગઇ મીટીંગની વખતે કોરમ થયું હોત તો જે કામ તે મીટીંગ આગળ આવ્યું હોત તે કામ તે મુલતવી રહેલી મીટીંગ પાછી ભરાયા પછી તેમાં કોરમ થાય કે ન થાય તોપણ તે આગળ આણવું જોઇયે, અને તે કામનો નિકાલ તે મીટીંગમાં અથવા ત્યાર પછીના કોઇપણ દિવસે મુલતવી રાખેલી મીટીંગમાં કોરમ થાય કે ન થાય તોપણ તેમાં કરવાનો અધિકાર છે.

(૮) અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીની પરવાનગી શિવાય, ( આવી પરવાનગી કોઇપણ ઠરાવ ફેરવવાની અથવા રદ કરવાની સૂચના અથવા દરખાસ્તની બાબતમાં તે ઠરાવ થયા પછી ત્રણ મહિનાની અંદર આપવી નહીં ) કંઇપણ કામ, કોઇપણ સાધારણ મીટીંગમાં એવી મીટીંગ બાબતની નોટીસની અંદર અથવા વિશેષ સાધારણ મીટીંગની બાબતમાં તે મીટીંગ ભરવા બદલની લેખી વિનંતીની અંદર નમુદ કરવામાં આવ્યું હોય તે શિવાય ચલાવવું નહી તથા તેજ પ્રમાણે તેમાં કોઇપણ દરખાસ્તના સંબંધમાં વાદવિવાદ તે સદરહુ પ્રમાણે નમુદ કરવામાં આવી હોય તે શિવાય કરવો નહીં. આ પેટા કલમની રૂએ કોઇપણ મીટીંગમાં ચલાવવાના કોઇપણ કામનો અથવા જે ઉપર વાદવિવાદ કરવાનો હોય એવી કોઇપણ દરખાસ્તનો ક્રમ અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીએ ઠરાવવો જોઇયે.આવા કામમાંનું કોઇપણ ખાસ કામ અથવા કોઇપણ ખાસ દરખાસ્ત પહેલી હાથમાં ધરવાની કોઇપણ સભાસદે દરખાસ્ત કરી હોય તે પ્રસંગે તે દરખાસ્ત સદરહુ અધિકારીએ તે મીટીંગ આગળ મુકવી જોઇયે, અને તેની તરફેણમાં અથવા વિરૂદ્ધ વધારે મત પડવા મુજબ ચાલવું જોઇયે.

(૯) દર એક સાધારણ મીટીંગમાં જે કૌંસિલરો હાજર હોય તેઓનાં, અને પેટા કલમ (૧૪) ના ઠરાવ પ્રમાણે જો કોઇ સરકારી અમલદારો હાજર હોય તો, તેઓનાં નામ સુદ્ધાં તે મીટીંગમાં ચાલેલાં કામની મીનીટ, દરએક શેહેરની મ્યુનિસિપાલીટીની બાબતમાં અંગ્રેજીમાં, અને જો તે મ્યુનિસિપાલીટી તેવો ઠરાવ કરે તો, દેશી ભાષામાં પણ, અને બીજી દરેક મ્યુનિસિપાલીટીમાં દેશી ભાષામાં અને જો તે

મ્યુનિસિપાલીટી તેવો ઠરાવ કરે તો સદરહુ દેશી ભાષાને બદલે, અથવા તેની સાથે અંગ્રેજીમાં પણ આ કામ સારૂ કરી રાખવાની એક બુકમાં રાખવી જોઇયે, અને તે મીનીટ ઉપર બનતી તાકીદે એવી મીટીંગના અધ્યક્ષસ્થાને બેસનારા અમલદારે સહી કરવી જોઇયે, અને તે સદરહુ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટના કોઇપણ રેહેવાસીને સઘળા વાજબી વખતે જોવા સારૂ ખુલ્લી હોવી જોઇયે.

(૧૦) સઘળા સવાલોનો નિકાલ હાજર હોય અને મત આપ્યો હોય તે કૌંસિલરોના બહુમતથી કરવો જોઇયે, અને જે પ્રસગે બે પક્ષ થઇને ઉભય પક્ષોનાં મત સરખાં પડે તે સઘળે પ્રસંગે અધ્યક્ષ-સ્થાને બેસનારો અધિકારી, ૨૪ મી કલમના પેટા કલમ (૨) માં ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, એ બીજું અથવા નિર્ણાયક મત આપી શકશે, મત લેવાનું તથા તેનું પરિણામ લખી રાખવાનું કામ તે બાબત કલમ ૪૬ ની (અ) રકમની રૂયે વિદ્યમાનકાળે અમલમાં હોય તે કાનુનોમાં ઠરાવવામાં આવે તેવી રીતે કરવું.

(૧૧) કોઇપણ સાધારણ મીટીંગ, તેમાં જે કૌંસિલરો હાજર હોય તેઓના બહુ મતથી, વખતે વખતે, મુલતવી રાખવાનો અધિકાર છે, પણ મુલતવી રાખેલી કોઇ પણ સભા ભરાય તેમાં, જે સભા મુલતવી રાખી હોય તેમાં જે કામનો પુરો નિકાલ થયો નહિ હોય તે કામશિવાય બીજું કાંઇ પણ કામ ચલાવવું નહિ.

(૧૨) મ્યુનિસિપાલીટીનો કોઇ પણ ઠરાવ, તે પસાર થયા પછી ત્રણ મહિનાની અંદર ફેરવવો અથવા રદ કરવો હોય તો, તે મ્યુનિસિપાલીટીની એકાદી સાધારણ મીટીંગમાં સઘળા કૌંસિલરોમાંના ઓછામાં ઓછા અડધા કૌંસિલરોએ ટેકો આપીને ઠરાવ કર્યો હોય તે શિવાય બીજી રાતે ફેરવવો અથવા રદ કરવો નહીં. આવી મીટીગની નોટીશ પેટા કલમ (૩) માં ફરમાવ્યું છે તે પ્રમાણે ચાલીને આપવી જોઇયે, અને તેમાં એવા મીટીંગમાં જે ઠરાવ ફેરવવાનું અથવા રદ કરવાનું યોજ્યું હશે તે ઠરાવ અને તે ફેરવવા બાબતની અથવા રદ કરવા બાબતની સૂચના અથવા દરખાસ્ત પૂર્ણપણે લખવી જોઇએ.

(૧૩) જે કોઇ પણ કામ મ્યુનિસિપાલીટીને વાસ્તે સરકારી એક્ઝિક્યુટીવ એન્જિનિયર તરફથી બાંધવામાં આવતું હશે તે કામ સંબધી, અથવા શિક્ષણના કોઇપણ બાબત સંબંધી, કાંઇ પણ કામકાજ મ્યુનિસિપાલીટીની કોઇપણ મીટીંગમાં ચલાવવું તે, જે કારણો અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારીને જરૂરનાં લાગે તે કારણો હોયા શિવાય સદરહુ એક્ઝિક્યુટીવ એન્જિનિયરને અથવા જિલ્લાના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને એવી મીટીંગમાં એવું કામ ચલાવવાના ઇરાદા બાબત તથા એવા કામ સબધી જે દરખાસ્તો અથવા સૂચનાઓ રજુ કરવામાં આવવાની હોય તે બાબત એક પત્ર એવી મીટીંગના ઓછામાં ઓછા પંદર દિવસ આગમજ લખી મોકલ્યા વગર ચલાવવું નહિ.

(૧૩) (અ) સૅનિટરિ બોર્ડના મેમ્બરો, તથા એકાદા જિલ્લાનો એક્ઝિક્યુટિવ એન્જિનિયર, એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તથા ડેપ્યુટી સેનિટરી કમિશનર, અને એકાદા જિલ્લામાંના સિવિલ સર્જનને, તે જિલ્લાના હેલ્થ ઓફિસરના કામ પૈકી કાંઈ કામ આપેલું હોય ત્યારે તે સિવિલ સર્જન, જો તે જિલ્લામાંની કોઇ પણ મ્યુનિસિપાલીટીના મેમ્બરો ન હોય તો, તેઓને સદરહુ મ્યુનિસિપાલીટીની કોઇ પણ મીટીંગમાં હાજર રેહેવાનો હક છે એમ સમજવું, અને તેઓ પૈકી દરેક જણ, એવી મીટીંગમાં જે કોઇ સવાલ વિશે પોતાનું મત અથવા પોતે આપી શકે તે માહિતી તે મ્યુનિસિપાલીટીને ઉપયોગી થઇ પડશે એવું તેને પોતાના હુદાનાં કામ ઉપરથી લાગે તે સવાલ બદલ વાદાવવાદ અથવા વિચાર ચાલે તેમાં, તે મ્યુનિસિપાલીટીના અનુમતથી, સામેલ થવાને મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ અમલદારો તે મ્યુનિસિપાલીટીના મેમ્બરો ન હોય તો તેમને એવી કોઇ પણ બાબતમાં મત આપવાનો અધિકાર નથી.

(બ) જો કોઇ મ્યુનિસિપાલીટીને એવું લાગે કે સદરહુ જિલ્લાનાં એક્ઝિક્યુટિવ એન્જિનિયરે, એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે, ડેપ્યુટી સેનિટરી કમિશનરે અથવા જિલ્લામાંના સિવિલ સર્જને એવી મ્યુનિસિપાલીટીની કોઇ પણ મીટીંગમાં ઉપર લખેલાં કારણ સારૂ હાજર રહેવું ઇષ્ટ છે, તો યોજેલી મીટીંગમાં ઓછામાં ઓછા પંદર દિવસ આગમજ એવા અમલદારને પત્ર લખીને તે મીટીંગમાં તેને હાજર રેહેવાનું કેહેવાનો સદરહુ મ્યુનિસિપાલીટીને અખત્યાર છે; અને સદરહુ અમલદાર માંદગીના સબબથી અથવા

બીજા વાજબી કારણથી હાજર થઇ ન શકે એમ હોય તે શિવાયને પ્રસંગે, તેણે સદરહુ મીટીંગમાં હાજર થવુંજ જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે જો એવો પત્ર મળેથી એવા અમલદારને એમ લાગે કે પોતે જાતે હાજર રહી શકે એમ નથી તો, પોતે ત્યાંહા હાજર રહેવાને બદલે પોતાના વિચાર બાબત કોઇ ડેપ્યુટી અથવા આસિસ્ટંટ અથવા બીજા તાબા હેઠળના લાયક અમલદારને સમજુતી આપીને તેને પોતાના પ્રતિનિધી તરીકે તે મીટીંગમાં મોકલવાનો તેને અધિકાર છે.

૨૬. અ. મ્યુનિસિપાલિટીની મિટીંગોમાં હાજર રહેવાનો તથા ત્યાં ચાલતા વાદવિવાદમાં ભાગ લેવાનો જે હક કૌંસિલરને છે તેજ હક મ્યુનિસિપલ કમિશનરને મળશે અને તેને હાજર હોય તે કૌંસિલરોમાંના અડધા કરતાં વધારે કૌંસિલરોની મંજુરીથી ( જે હાથ ઉંચા કરી નક્કી કરવી જોઇએ) વાદવિવાદ કર્યા વગર, કોઇપણ વખતે હકીકત જણાવવાનો અથવા તેના સબંધમાં ખુલાસો કરવાનો અધિકાર છે; પણ એવી મિટીંગમાં કોઇપણ દરખાસ્ત ઉપર મત આપવાની અથવા કંઇપણ દરખાસ્ત કરવાની તેને છુટ મળશે નહીં. "

## (૨) કમિટીઓ.

૨૭. (૧) દરેક મ્યુનિસિપાલીટીમાં મેનેજીંગ કમિટી નામની કમિટિ હોવી જોઇયે, અને તેમાં ૪૬ મી કલમની (અ રકમ મુજબ કરેલી કાનૂનો પ્રમાણે, વધારેમાં વધારે એક વર્ષ સુધી, નવથી વધારે નહિ અથવા ચારથી ઓછા નહી એવા જેટલા કૌંસિલરો ચુંટી કાહાડવામાં આવ્યા હોય તેટલા કૌંસિલરો હોવા જોઇએ,

પણ એવું ઠરાવ્યું છે કે જ્યાં ચેંબર ઑફ્ કોમર્સ હોય એવા કોઇ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં એવી ચેંબરને, ગવર્નર ઇન્ કૌંસિલ એમ ફરમાવે તો, એવી મેનેજીંગ કમિટીના સભાસદ તરીકે એક કૌંસિલર ચુંટવાનો હક્ક છે એમ સમજવું. (૨) મેનેજીંગ કમિટીએ, (૧) મ્યુનિસિપાલીટી તરફથી આ સંબંધમાં વિશેષતઃ અને ૪૬ મી કલમની (અ) રકમની રૂયે કરેલી કાનૂનોમાં સામાન્યતઃ ઠરાવવામાં આવેલી કોઇ પણ મર્યાદાને, અને (૨) "બાબ ૧૩ તથા બાબ ૧૩ અ ના ઠરાવોને," પાત્ર રહીને, મ્યુનિસિપાલીટીના સર્વે અધિકાર ચલાવવા જોઇએ. પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ મેનેજીંગ કમિટીએ—(અ) જે કોઇપણ શાળાના અથવા શિક્ષણ સંબંધી સંસ્થાના સંબધમાં ૨૮ મી કલમની રૂયે કમિટી નિમી હશે તેના સંબંધમાં કાંઇ પણ અધિકાર, અથવા ( બ ) ૨૯ મી કલમની રૂયે નિમેલી કોઇ પણ કમિટીને જે કાંઇપણ અધિકાર પ્રાપ્ત થયા હશે તે અધિકાર, ચલાવવા નહિ.

૨૮. મ્યુનિસિપાલીટી, કનિષ્ટ વર્ગની અથવા ઇતર વર્ગની જે શાળાઓ પોતાને પ્રાપ્ત થઇ હોય અથવા પોતે ટકાવી રાખતી હોય તે સઘળી અથવા કોઇપણ શાળાઓનો વહિવટ કરવા સારૂ, અથવા જે કોઈ પણ વિદ્યાલયોને પોતે મદદ આપતી હોય તેમના સંબંધમાં પોતાનું કામ ચલાવવા સારૂ, ૪૬ મી કલમ મુજબની વિદ્યમાનકાળે અમલમાં હોય એવી કાનૂનોમાં ઠરાવેલી મર્યાદાને તેમજ વળી ૫૮ મી કલમમાંના વિશેષ ઠરાવને પાત્ર રહીને પોતાને યોગ્ય લાગે તેટલા કૌંસિલરોની કમિટી નીમવાને મુખત્યાર છે.

૨૯. ઉપર કહેલી કાનૂનોમાં ઠરાવેલી મર્યાદાને પાત્ર રહીને મ્યુનિસિપાલીટીને વધારેમાં વધારે એક એક વર્ષની મુદત સુધી, ૨૮ મી કલમમાં કહેલાં કારણો શિવાય બીજા જે કાંઇ કારણ સારૂ અથવા જે જુદાં જુદાં કારણ સારૂ મેનેજીંગ કમિટી ૨૭ મી કલમ મુજબ મ્યુનિસિપાલીટીના અધિકાર ચલાવી શકે તે કોઈ પણ કારણ સારૂ અથવા તેવાં કોઇ પણ અનેક કારણો સારૂ પોતાને યોગ્ય લાગે તેવી અને તેટલા કૌંસિલરોની સદરહુ પ્રકારની કોઇ પણ કમિટી અથવા કમિટીઓ નિમવાનો અને આ પ્રમાણે નિમેલી દરેક કમિટીને, તે જે કામ સારૂ નિમી હશે તે પુરૂ કરવા સારૂ સદરહુ અધિકાર પૈકી જે અધિકાર જરૂરના તથા ઇષ્ટ હશે તે આપવાનો અધિકાર છે.

૩૦. મ્યુનિસિપાલીટી, પોતાને યોગ્ય લાગે તેવી અથવા તેટલી તથા પોતાને યોગ્ય લાગે તેટલા કૌંન્સિલરોની બીજી કમિટીઓ વખતે વખત નિમવાને મુખત્યાર છે,અને આ આકટના હેતુ બાબતના પોતાને યોગ્ય લાગે તેવા વિશેષ વિષયો, ચોકસી કરી તે ઉપર રિપોર્ટ કરવા સારૂ અથવા તે ઉપર અભિ-

પ્રાય આપવા સારૂ સરરહુ કમિટીઓને સોંપવાને મુખત્યાર છે, અને તે મ્યુનિસિપાલીટી ગમે તે વખતે એવી કોઇપણ કમિટી બંધ કરવાને અથવા તેની રચનામાં ફેરફાર કરવાને મુખત્યાર છે કે એવી કોઇપણ કમિટીનો રિપોર્ટ મ્યુનિસિપાલીટીને ન કરતાં મેનેજીંગ કમિટીને કરવો.

**૩૧.** આ આકટમાં ગમે તે ઠરાવ હોય તોપણ, ૨૮ મી, ૨૯ મી અથવા ૩૦ મી કલમની રૂએ કોઇપણ કમિટીમાં, જે માણસો ( પછી તે પુરૂષ હોય અથવા સ્ત્રિઓ હોય ) કૌંસિલરો ન હોય પણ જેઓ એવી કમિટીમાં કામ કરવાને વિશેષ રીતે લાયક છે એમ મ્યુનિસિપાલીટીને લાગે તેમને સઘળા કૌન્સિલરો પૈકી નિદાન અડધા કૌન્સિલરોના અનુમતે થયેલા ઠરાવ ઉપરથી વખતે વખતે સભાસદો નિમવાનો તે મ્યુનિસિપાલીટીને અધિકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે એવી કોઇપણ કમિટીમાં આ પ્રમાણે નિમાવલા માણસોની સંખ્યા એવી કમિટીના મેમ્બરોની એકંદર સંખ્યાના એક તૃતીયાંશથી વધારે હોવી ન જોઇએ.

કૌન્સિલરોના કામ, અધિકાર, જવાબદારીઓ તથા નાલાયકી બાબત આ આકટના સઘળા ઠરાવ, સ્ત્રી હોવાનાં કારણથી થનારી નાલાયકી બાબતના ઠરાવ શિવાય, બનતાં સુધી એવા માણસોને લાગુ પડશે.

**૩૨.** મેનેજીંગ કમિટીમાં ખાલી પડેલી જગા, જે મેમ્બરની જગા ભરવાની હોય તેને જે ઠરાવોની રૂએ ચુંટી કહાડયો હતો તેજ ઠરાવોને પાત્ર રહીને, એકંદર કૌન્સિલરોમાંથી એક મેમ્બર ચુંટી કહાડીને બનતી તાકીદે, ભરવી જોઇએ, અને બીજી કોઇ કમિટીમાં ખાલી પડેલી જગા તેજ પ્રમાણે ભરવાનો અધિકાર છે. કોઇ કૌન્સિલર એવી કોઈ કમિટીનો પેહેલાં મેમ્બર હોય તો પણ તે એવી કમિટીના મેમ્બર દાખલ ગમે તે વખતે ફરીથી ચુંટી કહાડવાને લાયક છે એમ સમજવું.

**૩૩.** ( ૧ ) પ્રેસિડેન્ટને અથવા વાઇસ પ્રેસિડેન્ટને કોઇપણ કમિટીનો મેમ્બર નિમ્યો હોય તો તે તેના હુદ્દાના સબબથી તેનો ચેરમેન થશે.

(૨) જે કમિટીનો હુદ્દાના સબબથી થયલો ચેરમેન ન હોય તેવી દરેક કમિટીનો ચેરમેન નિમવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે.

(૩) જે કોઇપણ કમિટીનો હુદ્દાના સબબથી થયેલો ચેરમેન હશે અથવા મ્યુનિસિપાલીટીએ નિમેલો ચેરમેન હશે તે કમિટીએ, એવો ચેરમેન જે કોઇપણ મીટીંગમાંના મેમ્બરોમાંથી એક જણને ચેરમેન નિમવો જોઇયે.

(૪) જે કોઇપણ કમિટીનો હુદ્દાના સબબથી થયેલો અથવા મ્યુનિસિપાલીટીએ નિમેલો ચેરમેન ન હોય તેણે પોતાના મેમ્બરોમાંથી વખતે વખતે પોતાનો ચેરમેન નિમવો જોઇયે.

**૩૪.** (૧) ૨૬ મી કલમની પેટા કલમો (૪), (૯), (૧૦) અને (૧૪) માંના ઠરાવોમાં મ્યુનિસિપાલીટીની મીટીંગો ઉપર આપેલા સઘળા હવાલા કમિટીની મીટીંગોને લાગુ પડતા હોય તે પ્રમાણે અને ૨૬ મી કલમની પેટા કલમ [૧૪], રકમ (અ) ના વિશેષ ઠરાવમાં " મ્યુનિસિપાલીટી " શબ્દ જ્યાં આવે છે ત્યાં તેને બદલે "કમીટી" શબ્દ દાખલ કર્યો હોય તે પ્રમાણે તે ઠરાવો કમીટીમાં ચાલેલાં સઘળાં કામમાં પાળવા જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે, ૨૬ મી કલમની પેટા કલમ ૯ માં કાંઇપણ વિરૂદ્ધ રીતે ઠરાવ્યું હોય તોપણ, કમીટીમાં ચલાવેલાં સઘળાં કામની નોંધ કમિટી પોતાને યોગ્ય લાગે તેમ અંગ્રેજીમાં અથવા દેશી ભાષામાં રાખવાને મુખત્યાર છે. "

[૨] કમિટી પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે મીટીંગો બોલાવવાને તથા તે મુલતવી રાખવાને મુખત્યાર છે, પણ કમિટીનો ચેરમેન જ્યારે જ્યારે પોતાને યોગ્ય લાગે ત્યારે ત્યારે, એવી કમીટીની વિશેષ મીટીંગ બોલાવવાને મુખત્યાર છે, અને મ્યુનિસિપાલીટીનો પ્રેસિડેન્ટ અથવા કમિટીના નિદાન બે મેમ્બરો લેખી અરજી કરે તો તેણે એવી કમિટીની વિશેષ મીટીંગ બોલાવવીજ જોઇયે.

(૩) કમિટીની દરેક મીટીંગમાં તેના મેમ્બરો પૈકી અડધો અડધ કરતાં વધારે મેમ્બરો હાજર ન હોય તો તેમાં કાંઇપણ કામ ચલાવવું નહિ.

**૩૫.** (૧) ઉપરની કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ, કમિટીના ચેરમેનને જ્યારે જ્યારે એમ

લાગે કે મીટીંગ બોલાવવાની જરૂર નથી ત્યારે ત્યારે એવી મીટીંગ બોલાવવાને બદલે, પોતાની અથવા કમિટીના બીજા કોઇ મેમ્બરની અથવા મ્યુનિસિપાલીટીના કોઇપણ એક્ઝિક્યુટીવ અમલદારની લેખી દરખાસ્ત કમિટીના મેમ્બરોના અભિપ્રાય સારૂ તથા મત સારૂ તેઓને લખી મોકલવાને તે મુખત્યાર છે.

(૨) એવી કોઇપણ દરખાસ્ત લખીને ફેરવવાની અગાઉ ચેરમેન પોતાને યોગ્ય લાગે તો, કૌંસિલર નહિ હોય એવા જે કોઈ સરકારી અમલદારને ૨૬ મી કલમની પેટા કલમ (૧૪) ની (બ) રકમના ઠરાવો પ્રમાણે હાજર રેહેવાનું ફરમાવવાનો મ્યુનિસિપાલીટીને હક હશે તે અમલદાર ઉપર તે દરખાસ્ત મોકલવાને અને તે બાબત તે અમલદારને કાંઇ અભિપ્રાય આપવાનો હોય તો તે લેવાને મુખત્યાર છે, અને જે કામ સંબંધી તે દરખાસ્ત હશે તે કામ ૨૬ મી કલમની પેટા કલમ [૧૩] માં કહેલા પ્રકારનું હશે તો ચેરમેને તે દરખાસ્ત તે અમલદાર ઉપર મોકલીને તે અમલદારને તે ઉપર કાંઇ અભિપ્રાય આપવો હોય તો તે લેવોજ જોઇયે.

(૩) આ પ્રમાણે લખીને ફેરવેલી કોઇપણ દરખાસ્તનો નિકાલ, તે દરખાસ્તનો વિચાર કરવા સારૂ વિશેષ મીટીંગ બોલાવી નહિ હશે તો, કમિટીના જે મેમ્બરો તે બાબત મત આપે તેઓના બહુમત પ્રમાણે કરવો જોઇયે.

(૪) આ કલમ પ્રમાણે કમિટીએ કરેલો દરએક નિકાલ, ૨૬ મી કલમની પેટા કલમ (૯) પ્રમાણે રાખેલી મિનિટ બુકમાં દાખલ કરવો જોઇયે.

(૫) આ આક્ટમાં ગમે તે ઠરાવ હોય તોપણ, કમીશનર જાહેરનામાની મારફતે, શેહેર મ્યુનિસિપાલીટી ન હોય એવી જે કોઇ મ્યુનિસિપાલીટી તે જાહેરનામામાં નિર્દિષ્ટ કરી હોય તેને, અમુક કામ સારૂ જનરલ મિટીંગ બોલાવવાની જરૂર નથી એમ જ્યારે જ્યારે તે મ્યુનિસિપાલીટીના પ્રેસીડેન્ટને લાગે ત્યારે ત્યારે તે કામનો નિકાલ આ કલમમાં કહેલી રીતે કરવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

૩૬. (૧) દરેક કમિટીએ, પોતાને મ્યુનિસિપાલીટી તરફથી વખતે વખત જે કાંઇપણ સમજુતી મળે તે પ્રમાણે ચાલવું જોઇયે; મ્યુનિસિપાલીટીને, કોઇપણ કમિટીએ ચલાવેલા કોઈપણ કામના કાગળોમાંથી હરકોઇ ઇન્તેખાબ ગમે તે વખતે મંગાવવાનો, અને કોઇપણ કમિટીને જે કંઇ બાબતમાં તજવીજ કરવાનો અધિકાર અથવા હુકમ મળ્યો હોય તે બાબત સંબંધી અથવા તેને લગતું કંઇપણ રીટર્ન, સ્ટેટમેન્ટ અથવા હકીકત અથવા રિપોર્ટ ગમે તે વખતે મંગાવવાનો અખત્યાર છે; અને આવી દરેક માંગણી જે કમિટીને કરી હશે તેણે તે માંગણી ગેરવાજબી ઢીલ કર્યા શિવાય માન્ય કરવી જોઇયે.

(૨) મેનેજીંગ કમિટીએ અથવા ૨૮ મી અથવા ૨૯ મી કલમની રૂયે નિમેલી કમિટીએ કરેલા ૬૬ મી કલમની પેટા કલમ (૩) મુજબના હુકમ શિવાય બીજા દરેક હુકમ, ૪૬ મા કલમની રૂયે વિદ્યમાનકાળે અમલમાં હોય એવી મ્યુનિસિપાલીટીની કોઇ પણ કાનુનોમાં તેના સંબંધમાં મ્યુનિસિપાલીટી તરફથી જે તપાસણી થવાની જરૂર છે અથવા તે ઉપર જે અપીલ કરવાની પરવાનગી છે તે તપાસને પાત્ર રેહેશે તથા તે ઉપર તે અપીલ કરવાની છુટ રેહેશે.

## (૩) વ્યક્તિને અધિકાર સોંપી દેવા બાબત.

૩૭. મ્યુનિસિપાલીટીએ અથવા તેની વતી ચલાવવાનાં કામપૈકી અથવા એક્ઝિક્યુટીવ કામ પૈકી અથવા અધિકારો પૈકી કાંઇ પણ કામ અથવા એક્ઝિક્યુટીવ કામ અથવા અધિકાર, આ અર્થે મ્યુનિસિપાલીટી જે કાનુનો કરે તેમને અનુસરીને, પ્રેસિડેન્ટને અથવા વાઇસ પ્રેસિડેન્ટને અથવા મેનેજીંગ, સ્કુલ અથવા બીજી કમિટીના ચેરમેનને, અથવા એક અથવા વધારે પગારદાર અથવા માન્યાધિકારી ( ઓનરરી ) અમલદારોને સોંપવાનો અધિકાર છે, પણ એવી રીતે નહિ કે જેથી ૧૩ મા બાબતી રૂયે શેહેરની મ્યુનિસિપાલીટીના ચીફ આફીસરને, અથવા ૨૭ મી ૨૮ મી અથવા ૨૯ મી કલમમાં અથવા કલમો મુજબ કોઇ પણ કમિટીને જે અધિકાર સોપ્યા હોય તેમને બાધ આવે; અને આ પ્રમાણે સોપેલો અધિકાર અથવા સોંપેલું કામ જે શખસ ચલાવતો હોય તે દરેક શખસે એવી બાબતમાં જે જરૂરનો ખરચ કર્યો હોય તે સઘળો ખરચ તેને આપવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, જે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ માટે મ્યુનિસિપલ કમિશનર હોય તે મ્યુનિસિ-

પલ ડિસ્ટ્રિક્ટમાં આ આક્ટ અથવા તેની રૂયે કરેલી કોઇ પણ કાનુન અથવા પેટા કાયદા મુજબના કમિશનરને આપેલા અધિકાર અથવા તેનાપર નાંખેલી ફરજો અથવા તેને પ્રાપ્ત થયલાં અમલ બજાવણીનાં કામ કલમ ૧૮૯ મ. માં ઠરાવ્યા પ્રમાણે હોય તે શિવાય બીજી રીતે સોંપવાં નહીં. ”

## (૪) ચલાવેલાં કામના કાયદાસરપણા બાબત.

૩૮. (૧) કૌન્સિલર તરીકે, અથવા સાધારણ મીટીંગના પ્રેસિડેન્ટ તરીકે અથવા એવી મીટીંગમાં અધ્યક્ષસ્થાને બેસનારા અધિકારી તરીકે અથવા આ આક્ટની રૂયે નિમેલી કમિટીના ચેરમેન તરીકે કામ કરનારા કોઇ પણ માણસની નાલાયકીને લીધે, અથવા તેને ચુંટણીમાં અથવા તેની નિમણુકમાં કાંઈ ખામી હોવાને લીધે, પ્રસંગ પ્રમાણે સદરહુ મ્યુનિસિપાલીટીના અથવા એવી કોઇ પણ કમિટીના જે કાંઇ પણ કૃત્યમાં અ વા કામમાં સામેલ થયેલા માણસો પૈકી અર્ધાધિક માણસોને આ પ્રમાણે સામેલ થવાનો જે જે પ્રસંગે હક હોય તે તે પ્રસંગે બાધ આવે છે એમ સમજવું નહિ.

(૨) ઉલટું સાબિત થાય ત્યાં સુધી, મ્યુનિસીપાલીટીની અથવા આ આક્ટની રૂયે નિમેલી કમિટીની જે કોઇ પણ મીટીંગમાં ચાલેલા કામના સંબંધમાં આ આક્ટ મુજબ મીનીટ લખવામાં આવી હોય અને તે ઉપર સહી થઇ હોય તે મીટીંગ યોગ્ય રીતે બોલાવીને ભરી હતી તથા તેના સઘળા મેમ્બરો યોગ્ય રીતે લાયક હતા એમ સમજવું જોઇયે; અને એવું કામ કમિટીમાં ચાલેલું કામ હોય તો, તે કમિટીની રચના યોગ્ય રીતે થયેલી હતી અને તેની મીનીટમાં લખેલી બાબતોની વ્યવસ્થા કરવાનો તેને યોગ્ય અધિકાર હતો એમ સમજવું જોઇયે.

(૩) મ્યુનિસિપાલીટીમાં અથવા કમિટીમાં કોઇ કૌન્સિલરની અથવા મેમ્બરની જગા ખાલી પડી હોય તે મુદતમાં બાકી રહેલા કૌન્સિલરો અથવા મેમ્બરો તે જગા ખાલી થઇ ન હોય તે પ્રમાણેજ કામ કરવાને મુખત્યાર છે.

## (૫) બીજી મંડળીઓ સાથે સામાયિક વ્યવહાર.

૩૯. કોઇપણ મ્યુનિસિપાલીટી, વખતે વખતે,—(અ) બીજી કોઇપણ મ્યુનિસિપાલીટીની સાથે અથવા કોઇપણ લોકલબોર્ડની સાથે, સેનીટરી કમિટીની સાથે અથવા ૧૪ મા બાબની રૂયે ઠરાવેલા પ્રદેશ સારૂ નિમેલી કમિટીની સાથે, અથવા એવી એક કરતાં વધારે મ્યુનિસિપાલીટીઓ, બોર્ડ, અધિકારીઓ અથવા કમિટીઓની સાથે નીચેનું કામ કરવા સારૂ જોડાવાને એટલે—

(૧) જે કોઇ કામમાં તેઓનો સામાઇક હિતસંબંધ હોય તે કામ સારૂ પોત પોતાની મંડળીમાંથી એક સામાઇક કમિટી નિમવા સારૂ, અને એવી કમિટીનો ચેરમેન નિમવા સારૂ; અને

(૨) એવી કોઇ પણ કમિટીને, કોઇપણ સામાઇક કામ બાંધવાના તથા તે આગળ ટકાવી રાખવાના સંબંધમાં જે શરતો ઉપરથી એવી દર એક મંડળી બંધાય તે શરતો ઠરાવવાનો અધિકાર, અને એવી મંડળીઓ પૈકી કોઇ પણ મંડળી ચલાવી શકે એવો કોઇ પણ અધિકાર, સોંપવા સારૂ; અને

(૩) એવી કોઇ પણ કમિટી જે કારણ સારૂ નિમાયલી હશે તે કારણ સંબંધી એવી કમિટીએ ચલાવવાના કામનું નિયમન કરવા બાબત કાનુનો કરવા તથા તેમાં ફેરફાર કરવા સારૂ; જોડાવાને મુખત્યાર છે, અને (બ) ગવર્નર ઇન કૌન્સિલની મંજુરીને પાત્ર રહીને, કોઇ પણ મ્યુનિસિપાલીટીની સાથે કેન્ટોનમેન્ટ અધિકારીની સાથે અથવા ઉપર કહ્યા પ્રમાણે ઠરાવેલા પ્રદેશ સારૂ નિમેલી કમિટીની સાથે ઓક્ટ્રોઇ ડયુટી, લેવાના સંબંધમાં કબુલાયત કરવાને મુખત્યાર છે; એવી કબુલાયત ઉપરથી,આ પ્રમાણે કબુલાયત કરનારી મંડળીઓએ જુદી જુદી લેવાની ઓક્ટ્રાઈ ડયુટી સદરહુ મંડળીના નિબંધ હેઠળની ડિસ્ટ્રિક્ટો જે પ્રદેશમાં આવેલી હોય તે પ્રદેશની હદની અંદર જુદી જુદી લેવાને બદલે એકઠી લઇ શકાશે.

આ કલમ પ્રમાણે કામ કરનારી સ્થાનિક મંડળીઓમાં જો કાંઇ મતભેદ પડે, તો તે બાબત ગવર્નર ઇન કૌન્સિલ અથવા તેણે નિમેલો કોઇ અમલદાર, જે નિકાલ કરશે તે આખરનો સમજવો.

## (૬) કબજો.

૪૦. (૧) દરેક મ્યુનિસિપાલીટીને, પેટા કલમ (૨) માંહેની મર્યાદાને પાત્ર રહીને, જે કોઇપણ જંગમ અથવા સ્થાવર મિલકત આ આક્ટનાં કારણ સારૂ તેને પ્રાપ્ત થઇ હોય અથવા તેણે સંપાદન કરી

હોય તે પટે ( લીસથી ) આપવાનો, વેચવાનો અથવા બીજે પ્રકારે બીજાને નામે કરી આપવાનો, અને આ આકટના ઠરાવોને તથા હેતુને અનુસરતું હોય ત્યાંસુધી, સદરહુ ઠરાવ તથા હેતુ અમલમાં લાવવા સારૂ જે કરાર તેને જરૂરના અથવા યોગ્ય લાગે તે સઘળા કરાર કરવાનો તથા તે પ્રમાણે ચાલવાનો અધિકાર છે.

(૨) સાત વર્ષથી વધારે મુદતના સ્થાવર મિલકતના દરેક પટાની બાબતમાં અને એવી કોઇ પણ મિલકતના વેચાણની અથવા તે બીજાને નામે કરી આપવાની બાબતમાં કમિશનરની પ્રથમ મંજુરી લેવાની જરૂર છે.

(૩) (અ) કોઇ પણ સ્થાવર મિલકતના એક વર્ષથી વધારે મુદતના પટાની, અથવા વેચાણની અથવા તે બીજી રીતે બીજાને નામે કરી આપવાની, અથવા તેની ખરીદી બાબતના કરારની બાબતમાં, (બ) બજેટમાં મંજુર થયેલી રકમમાં જેનો સમાવેસ થતો ન હોય એવો ખરચ જે કરારને લીધે કરવો પડે તેવા દરેક કરારની બાબતમાં, ( ક ) કરારની તરીખની વખતે ચાલુ હોય તે સરકારી સાલની અંદર પુરો કરી ન શકાય તેવા દરેક કરારની બાબતમાં, સાધારણ મીટીંગમાં ઠરાવ પસાર કરીને આપેલી મ્યુનિસિપાલીટીની મંજુરીની જરૂર છે.

(૪) જંગમ મિલકતની ખરીદીના કરારની, અથવા મ્યુનિસીપાલીટીની કોઇ પણ જંગમ મિલકતના વેચાણના કરારની બાબતમાં, ખરીદી કરવામાં થનારો ખરચ અથવા વેચવાની મિલકતની મ્યુનિસીપાલીટીના હિસાબનાં અંદાજ કરેલી કિંમત, (અ) શહેરની મ્યુનિસીપાલીટીની બાબતમાં રૂ. ૫૦૦ થી વધારે હોય, (બ) બીજી કોઇપણ મ્યુનિસીપાલીટીની બાબતમાં રૂ. ૨૫૦ થી વધારે હોય, તો મ્યુનિસીપાલીટીની મંજુરીની જરૂર છે.

(૫) આ કલમની ઉપરની પેટા કલમોમાં જે કરારબદ્દલ બીજી રીતે ઠરાવેલું ન હોય તે દરેક કરારની બાબતમાં, મેનેજીંગ કમિટીની અથવા આ આકટના અથવા તે મુજબ કરેલી અને વિદ્યમાનકાળે અમલમાં હોય તે કાનૂનોના ઠરાવ મુજબ જે બીજી કમિટીને અથવા જે વ્યક્તિને આ અર્થે અધિકાર આપ્યો હોય તેની મંજુરીની જરૂર છે.

(૬) જે કરારને પેટા કલમ (૫) લાગુ હોય તે શિવાય જે બીજો કોઇપણ કરાર મ્યુનિસીપાલીટીએ અથવા મ્યુનિસીપાલીટીની તરફથી કર્યો હોય તે લખેલો હોવો જોઇને અને તે ઉપર પ્રેસિડેન્ટે અથવા વાઇસ પ્રેસિડેન્ટે અને બીજા બે કૌંસિલરોએ સહી કરવી જોઇયે, અને તેની ઉપર મ્યુનિસીપાલીટીનાં સામાઇક સીક્કાથી મોહર કરવી જોઇએ. જે કોઇપણ કરારને પેટા કલમ (૫) લાગુ હોય તે દરેક કરાર મેનેજીંગ કમિટીના ચેરમેન અથવા આ અર્થે અધિકાર મળ્યો હોય એવી બીજી કોઇ કમીટીના ચેરમેને અથવા એવી બીજી વ્યક્તિએ એવી રીતે તથા એવા નમુના પ્રમાણે કરવો જોઇ કે જે રીત તથા જે નમુના ઉપરથી જો એવો કરાર એવા ચેરમેને અથવા વ્યક્તિએ પોતાને માટે કર્યો હોત તો તે ચેરમેન અથવા તે વ્યક્તિ વિદ્યમાન કાળે જે કાયદો અમલમાં હોય તે મુજબ બંધાત.

(૭) આ કલમમાં કહેલી કોઇપણ બાબતમાં મ્યુનિસીપાલીટી કોઇપણ કરાર ઉપરથી નીચે પ્રમાણે ન હોય તો, બંધાય છે એમ સમજવું નહિ, એટલે, એવી બાબતના સંબંધમાં પેટા કલમો (૨), (૩), (૪) અથવા [૫] માંના સઘળા ઠરાવ પુરા કરવામાં ન આવે તો અને એવો, કરાર તેને લગતા પેટા કલમ (૬) માંહિના ઠરાવ પ્રમાણે કરવામાં ન આવે તો, બંધાય છે એમ સમજવું નહિ.

(૮) આ કલમના ઠરાવો બાબ ૧૩ અ. ના ઠરાવોને પાત્ર રહેશે.

## (૭) ફરજ પાડીને જમીન લેવા બાબત.

૪૧. જે કોઇપણ જમીન અથવા ઇમારત આ આકટનાં કારણ સારૂ જોઇતી હોય તે નાણું આપીને હમેશને વાસ્તે અથવા થોડી મુદતને વાસ્તે લેવામાં કાંઇ હરકત આવતી હોય, ત્યારે ગવર્નર ઇન કૌંસિલ, સન ૧૮૯૪ ના જમીન લેવા બાબતના આકટની અથવા બીજા કોઇ વિદ્યમાન કાયદાની રૂયે તે જમીનનો અથવા ઇમારતનો કબજો સરકાર સારૂ લઇને, તે જમીન અથવા ઇમારત નુકસાનીનો ઠરાવેલો અવેજ તથા તે જમીન અથવા ઇમારત લેવામાં સરકારને થયેલો સઘળો ખરચ સરકારને મ્યુનિસિપાલીટી આપે

ત્યાર પછી તે મ્યુનિસિપાલીટીને સ્વાધીન કરવાને મુખત્યાર છે.

## (૮) કૌંસિલરો, અમલદારો તથા નોકરોની પાત્રતા.

૪૨. જે કોઇપણ કૌંસિલર કોઇપણ ફંડના ગેરઉપયોગમાં સામેલ હશે, અથવા જે ગેરઉપયોગ કૌંસિલર તરીકેની પોતાના કામની ભારે ગફલત થયાથી થયો હશે અથવા થવાનું શેહેલું થયું હશે, તે ગેરઉપયોગ બદલ એવો દરેક કૌંસિલર જાતે જવાબદાર થશે, અને આ પ્રમાણે ગેરઉપયોગ કરેલું નાણું સરકારનુંજ નાણું હોય તે પ્રમાણે તે વસૂલ કરવા સારૂ તેના ઉપર દાવો કરવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, કોઇપણ કૌંસિલર, મ્યુનિસિપાલીટીએ અથવા મ્યુનિસિપાલીટીની તરફથી કરેલા કોઇપણ કરાર અથવા કબુલાયતના સંબંધમાં અથવા કરેલા કોઇપણ ખરચ બદલ જાતે જવાબદાર થશે નહિ; દરેક મ્યુનિસિપાલીટીના અધિકાર હેઠળ જે ફંડ હશે તે એવા કોઇપણ કરાર અથવા કબુલાયત બાબતનો સઘળો ખરચ અને ઉપર કહેલા પ્રકારનો સઘળો ખરચ આપવાનો પાત્ર થશે અને તેના ઉપર તેનો બોજો પડશે.

૪૩. [૧] મ્યુનિસિપાલીટીની સાથે અથવા મ્યુનિસિપાલીટીએ અથવા મ્યુનિસિપાલીટી તરફથી કરેલા કોઇપણ કરાર અથવા તેની વતી કરેલાં કંઇ કામમાં જે માણસનો મ્યુનિસિપાલીટીના અમલદાર કે નોકર તરીકે નહિ પણ બીજી રીતે પોતાનો અથવા પોતાના ભાગીદાર મારફત કાંઇ ભાગ અથવા હિતસંબંધ પ્રત્યક્ષ કે પરોક્ષરીતનો હોય તે માણસ એવી મ્યુનિસિપાલીટીનો અમલદાર અથવા નોકર થવાને લાયક નથી એમ સમજવું.

(૨) મ્યુનિસિપાલીટીનો જે કોઇપણ અમલદાર અથવા નોકર ઉપર કહેલા પ્રકારના કોઇપણ કરારમાં અથવા કામમાં પોતાની જાતે અથવા પોતાના ભાગીદાર મારફત પ્રત્યક્ષ અથવા પરોક્ષરીતે કાંઇપણ ભાગ અથવા હિતસંબંધ પ્રાપ્ત કરશે તે મ્યુનિસિપાલીટીના અમલદારનો અથવા નોકરનો હુદ્દો ધારણ કરતો બંધ પડશે. અને તેની જગા ખાલી પડશે.

(૩) મ્યુનિસિપાલીટીની સાથે અથવા મ્યુનિસિપાલીટીના હાથ હેઠળ અથવા મ્યુનિસિપાલીટીએ અથવા મ્યુનિસિપાલીટી તરફથી કરેલા કોઇપણ કરારમાં અથવા સોંપેલા કોઇપણ કામમાં જે ભાગ અથવા હિત સંબંધ, ૧૫ મી કલમની પેટા કલમ (૧) ના વિશેષ ઠરવાની રકમો (૨) તથા (૪) મુજબ કોઇપણ માણસને રાખવાની છુટ છે અને જે રાખવાથી તે કૌન્સિલરના હુદ્દા માટે નાલાયક થતો નથી તેવા કોઇ ભાગને અથવા હિતસંબંધને આ કલમ માંહેનો કોઇપણ ઠરાવ લાગુ પડશે નહિ.

૪૪. (અ) કોઇ માણસને જે ભાગ અથવા હિતસંબંધ ૧૫ મી કલમની રૂયે રાખવાની છુટ છે અને જે રાખ્યાથી તે કૌન્સિલરના હુદ્દા માટે નાલાયક થતો નથી તે ભાગ અથવા હિતસંબંધ શિવાય બીજો કાંઇપણ ભાગ અથવા હિતસંબંધ, જે કોઇ કૌન્સિલર જે મ્યુનિસિપાલીટીનો પોતે મેમ્બર હશે તેની સાથે અથવા તેના હાથ હેઠળ અથવા તેણે અથવા તેની વતી કરેલા અથવા સોંપેલા કોઇપણ કરારમાં અથવા કામમાં, પ્રત્યક્ષ અથવા પરોક્ષરીતે, જાણી જોઇને સંપાદન કરશે, અને (બ) મ્યુનિસિપાલીટીનો જે કોઇપણ અમલદાર અથવા નોકર, જે ભાગ અથવા હિતસંબંધ કોઇપણ માણસને ૧૫ મી કલમની પેટા કલમ (૧) ના વિશેષ ઠરાવની રકમો (૨) તથા (૪) ની રૂયે રાખવાની છુટ છે અને જે રાખ્યાથી તે કૌન્સિલર થવાને નાલાયક થતો નથી તે ભાગ અથવા હિતસંબંધ શિવાયનો જે કોઇપણ ભાગ અથવા હિતસંબંધ, જે મ્યુનિસિપાલીટીનો પોતે અમલદાર અથવા નોકર હોય તેની સાથેના અથવા તેના હાથ હેઠળના અથવા, તેની વતીના અથવા તેણે અથવા તેની તરફથી કરેલા કોઇ કરારમાં અથવા મ્યુનિસિપાલીટીના અમલદાર અથવા નોકર તરીકેની પોતાનાં નોકરીના કામને લગતું હોય તે શિવાયના મ્યુનિસિપાલીટી સાથેના અથવા તેના હાથ હેઠળના અથવા તેની વતીના અથવા તેણે અથવા તેની તરફથી કરેલા કોઇપણ કામમાં, પ્રત્યક્ષ અથવા પરોક્ષરીતે, જાણી જોઇને સંપાદન કરશે, તેના ઉપર કોઇ ફોજદારી કોર્ટમાં ગુન્હાની સાબિતીનો ઠરાવ થયેથી તે પાંચસો રૂપિયા સુધીના દંડને પાત્ર થશે.

૪૫. (અ) મ્યુનિસિપાલીટીની કૌન્સિલરનો અથવા અમલદારનો અથવા નોકરનો હુદ્દો ધારણ કરનારો જે કોઇપણ શખસ, અને મ્યુનિસિપાલીટીએ પોતાની તરફથી કોઇપણ કર એકઠો કરવાનો અથવા

વસુલ કરવાનો અધિકાર આપેલો જે કોઇપણ સખસ—

( ૧ ) કોઇપણ હુદ્દાનું કામ કરવાના અથવા ન કરવાના બદલામાં, અથવા પોતાના હુદ્દાનો અમલ ચલાવતાં કોઇ શખસની ઉપર મહેરબાની અથવા ઇતરાજી કરવાના અથવા ન કરવાના બદલામાં, અથવા મ્યુનિસિપાલીટીની જોડે અથવા કોઇ પણ સરકારી નોકર જોડે અથવા કોઇપણ મ્યુનિસિપલ કમીટી, અમલદાર અથવા નોકરના સબબથી કોઇપણ મ્યુનિસિપલ કમીટી, અમલદાર અથવા નોકરની જોડે, અથવા સરકારની જોડે કોઇ શખસને માટે અથવા કોઇ શખસની વિરૂદ્ધ કંઇ વગ ચલાવવાના અથવા વગ ચલાવવાની કોશિસ કરવાના બદલામાં, કોઇપણ શખસ પાસેથી પોતાને માટે અથવા બીજા શખસને માટે કાયદાસર મહેનતાણા શિવાય બીજું કાંઇ લેશે, અથવા મેળવશે, અથવા લેવાને કબુલ કરશે અથવા મેળવવાની કોશિસ કરશે, અથવા

( ૨ ) જે કોઇપણ કૃત્ય કરવા બદલ અથવા જે કોઇપણ કૃત્ય ન કરવા બદલ, જો તે હિંદુસ્તાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે સરકારી નોકર હોત તો, તે કાયદા મુજબ શિક્ષાને અથવા વધારેલી શિક્ષાને પાત્ર થાત, તેવું કોઇપણ કૃત્ય અથવા કસુર કરશે, અને

(બ) જે કોઇપણ શખસ—(૧) સદરહુ પ્રકારનો હુદ્દો પોતે ધારણ કરે છે અથવા પોતાને તેવો અધિકાર મળેલો છે એવો ખોટો ઢોંગ કરશે, અને એવા વેશમાં, એવી રીતે વેષ લીધેલી વ્યક્તિનો આધાર છે એમ માનીને, કોઇ પણ કૃત્ય કરશે અથવા કરવાની કોશિશ કરશે, અથવા

(૨) જે કોઇપણ કૃત્ય અથવા કસુર જે ઇરાદાથી અથવા જે માહિતીથી અથવા જે પ્રસંગે કર્યાથી, સદરહુ પ્રકારનો હુદ્દો ધારણ કરનાર અથવા સદરહુ પ્રમાણે અધિકાર મળેલો શખસ હિંદુસ્તાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે સરકારી નોકર હોત તો સદરહુ પ્રમાણે કૃત્ય અથવા કસુર કરનાર શખસ તે કાયદા ઉપરથી શિક્ષાને અથવા વધારેલી શિક્ષાને પાત્ર થાત, તે કૃત્ય અથવા કસુર સદરહુ પ્રકારનો હુદ્દો ધારણ કરનારને અથવા સદરહુ પ્રકારના અધિકાર મળેલા શખસને અથવા તેના સંબંધમાં, તે ઇરાદાથી, તે માહિતીથી અથવા તે પ્રસંગે કરશે.

તે શખસ, આ આકટમાં આના સંબંધમાં બીજે કોઇ ઠેકાણે શિક્ષા ઠરાવી નહિ હશે તો, એવો હુદ્દો ધારણ કરનારો અથવા સદરહુ પ્રમાણે અધિકાર મળેલો પ્રત્યેક શખસ જો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે સરકારી નોકર હોત, તો તે ગુન્હા બદલ તે કાયદા ઉપરથી જે શિક્ષાને પાત્ર થયો હોત તે શિક્ષાને પાત્ર થશે.

## બાબ ૪.—કાનુનો તથા પેટા કાયદા.

૪૬. દરેક મ્યુનિસિપાલીટી રચના થયા પછી " તથા બાબ ૧૩ અ. ના ઠરાવોને પાત્ર " તેણે સગવડથી જેમ બને તેમ જલદી આ આકટને અનુસરે એવી રીતે, હેઠળ લખેલી વાતો બાબત કાનુનો કરવી જોઇયે, અને તેજ પ્રમાણે તે વખતે વખતે ફેરવવાનો અથવા રદ કરવાનો તેને અધિકાર છે, એટલે

(અ) કામ ચલાવવાના સંબધમાં નિયમ કરવા બાબત (બ) (૧) પ્રેસિડન્ટે તથા એસ્ટાબ્લિશમેન્ટનાં કામ ઠરાવવા બાબત કોઇપણ કમિટીના ચેરમેને, અને શેહેરનો તથા કામ સોંપવાનું ઠરાવવા બાબત;

(૨) મ્યુનિસિપાલીટીએ જે અમલદારોને તથા નોકરોને ચાકરી રાખવા, તથા તેઓના હુદ્દા, કામ, પગાર, ફી અને ગેરહાજર હોય તે વખતની અથવા બીજી નીમણુકો ઠરાવવા બાબત. અને ૩૭ મી કલમની રૂયે તેમને સોંપવાના અધિકાર તથા કામ ઠરાવવા બાબત.

(ક) મ્યુનિસિપલ કારભાર ચલાવવા સંબંધી સઘળી બાબતોમાં તેના અમલદારોની તથા નોકરોની એકંદર સમજુતી થવા બાબત. (ડ) જે કોઇ અમલદારની અથવા નોકરની પાસેથી તારણ લેવું યોગ્ય છે એવું લાગે તે અમલદારે અથવા નોકરે આપવાના તારણની રકમ તથા પ્રકાર ઠરાવવા બાબત; ( ઇ ) મ્યુનીસીપલ નોકરોની નિમણુંકો વિગેરે કરવાની રીત ઠરાવવા બાબત. (ફ) અમલદારોને અથવા નોકરોને રજા આપવાના સંબંધમાં નિયમન કરવા બાબત. (ગ) સઘળા અમલદારોની તથા નોકરોની નોકરીની મુદ્દતનું નિયમન કરવા બાબત, અને એઓનાં પેનશન, આન્યુઇટી, અથવા કંપ્પાશનેટ અલૌઅન્સ મળે તે શરતો, અને એવાં પેનશન, આન્યુઇટી અથવા કંપ્પાશનેટ અલૌઅન્સની રકમ ઠરાવવા બાબત.

(ઙ) પેન્શન ફંડ અથવા પ્રોવિડન્ટ ફંડમાં વર્ગણી આપવાનો અધિકાર આપવા બાબત. [આ*] મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં મ્યુનિસિપલ હેતુ સારૂ લેવાના કર, વિગેરે ઠરાવવા બાબત. (જ) કોઇપણ કરની અથવા કોઇપણ કર વસુલ કરવાના ખરચની રકમો વસુલ થવા જોગ નથી એમ ગણીને જે શરતોને પાત્ર રહીને લખી વાળી શકાય તે શરતો, અને જપ્તી બદલ લેવાની સઘળી અથવા કાંઇ ફી મેનેજીંગ. કમિટી જે શરતને પાત્ર રહીને માફ કરી શકે તે શરતો ઠરાવવા બાબત. પણ એવું ઠરાવ્યું છે કે—

(અ) આ કલમ પ્રમાણે કરેલી કોઇપણ કાનુન અથવા કાનુનમાં કરેલો કોઇપણ ફેરફાર અથવા તે રદ કરવાનો કોઇપણ ઠરાવ, શેહેરની મ્યુનિસિપાલીટીઓની બાબતમાં ગવર્નર ઇન્ કૌંસિલે, અથવા બીજી બાબતોમાં કમિશનર, મંજુર કરે ત્યાંહાં સુધી તે અમલમાં આવશે નહિ. (બ) કોઇ મ્યુનિસિપાલીટીના તાબામાં નોકરી કરનારો અથવા નોકરી કરેલો કોઇ પણ અમલદાર સરકાર તરફથી અથવા સરકારને આપવામાં આવે અથવા આપ્યો હોય અથવા કેટલેક અંશે સરકારની ચાકરીમાં અને કેટલેક અંશે મ્યુનિસિપાલીટીની ચાકરીમાં હોય, તો તે મ્યુનિસીપાલીટીએ તેના પેનશન સંબંધી અને રજા સબંધી નિમણુંક બદલ આ અર્થે ગવર્નર જનરલ ઇન્ કૌંસિલે કરેલી વિદ્યમાનકાળે અમલમાં હોય એવી કાનુનોમાં કહ્યું હોય તેટલો ફાળો આપવો જોઇએ [ક] મ્યુનીસીપાલીટીએ, સરકારની સંમતી ન હોય તો, સરકારને ૭ મહિના અગાઉથી નોટીસ આપ્યા વગર, એવા જે કોઇપણ અમલદારને સરકારે મ્યુનિસીપાલીટીને આપ્યો હોય અથવા જે કેટલેક અંશે સરકારની ચાકરીમાં અને કેટલેક અંશે મ્યુનિસીપાલીટીની ચાકરીમાં હોય તેને રજા આપવી નહિ; અથવા જે કોઇ અમલદારને મ્યુનીસિપાલીટીએ સરકારને આપ્યો હોય તેને મ્યુનિસિપાલીટીની નોકરીમાંથી આખરનો બરતરફ કરવો નહિ.

૪૭ ૪૬ મી કલમના વિશેષ ઠરાવની (અ) રકમના ઠરાવોને પાત્ર, દરેક મ્યુનિસીપાલીટીને ૭૪ મી કલમના વિશેષ ઠરાવની (બ) રકમમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે કોઇપણ વખતે કોઇ પણ પુરતા કારણ સારૂ, ચાલુ હોય એવો કોઇપણ કર, તે ૪૬ મી કલમની રકમ (આઇ) ના તથા તેના વિશેષ ઠરાવની ૧ લી રકમના ઠરાવોની રૂએ જે કાનુન ઉપરથી ઠરાવ્યો હશે તે કાનુન તહકુબ કરીને, તેમાં ફેરફાર કરીને અથવા તે રદ કરીને, મોકુફ કરવાનો, ઓછો કરવાનો, અથવા કાહાડી નાંખવાનો અધિકાર છે.

**૪૮.** (૧) દરેક મ્યુનિસિપાલીટીને, વખતે વખતે, શેહેરની મ્યુનિસીપાલીટીઓની બાબતમાં ગવર્નર ઇન કૌંસિલની, અને બીજી બાબતોમાં કમિશનરની, અગાઉથી મંજુરી લઇને, હેઠળ લખેલી વાતો બાબત આ આકટને પ્રતિકુલ ન હોય એવા પેટા કાયદા કરવાનો, તેમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર છે, એટલેઃ—

(અ) માર્કીટોના તથા કસાઇખાનાના, અને જે જનાવરો વેચવામાં આવતાં હશે અથવા ભાડે આપવામાં આવતા હશે અથવા જેઓથી થનારી પેદાસ વેચવામાં આવતી હશે તે વાપરતા હોય અથવા તેમને સારૂ વાપરવામાં આવતી હોય તે સઘળી જગાના નિયમન બાબત તથા તે ઉપર દેખરેખ રાખવા બાબત, અને તેમાંનું કામ સ્વચ્છ અને યોગ્ય રીતે ચાલે તે બાબત; અને તે પૈકી જે કોઇપણ માર્કીટો, કસાઇખનાં અને જગા મ્યુનિસિપાલીટીની હોય તે વાપરવા સારૂ આપવાનું ભાડુ તથા બીજો ખરચ ઠરાવવા બાબત; (બ) મ્યુનિસિપાલીટીની ન હોય એવી જે કોઇપણ જગા—

(૧) કસાઇખાના તરીકે, (૨) માણસના ખોરાક સારૂ યોજેલાં જનાવર, અથવા માંસ અથવા માછલી વેચવા સારૂ મારકીટ અથવા દુકાન તરીકે, અથવા ફળ અથવા ભાજીપાલા વેચવા સારૂ મારકીટ તરીકે, (૩) ૧૫૧ મી કલમની પેટાકલમ [૧] માં કહેલા કોઇપણ કારણ સારૂ, ઉપયોગ કરવા માટે જે શરતે અથવા શરતોને અનુસરીને, અને જે પ્રસંગે અથવા જે સ્થળોના અથવા લત્તાના સંબંધમાં લાઇસન્સ આપી શકાય, કે આપવાની ના પાડી શકાય, મોકુફ કરી શકાય અથવા પાછાં લઈ શકાય તે શરતો, તે પ્રસંગ, તે સ્થળો અથવા લત્તા ઠરાવવા બાબત, ( બ ) કારખાનાંઓ અથવા બીજી જગામાં કામે લગાડેલા કારીગરો અથવા બીજા શખ્સોને કામપર બોલાવવા અથવા છોડી મુકવા સારૂ વરાળથી અથવા યાંત્રિય સાધનોથી વગાડવાનો સીસોડો તથા તુરાઇ વાપરવાનાં લાઇસન્સો આપવા બાબત. [ ક ] ઘોડા,

ઉંટ, ઢોર, ગધેડાં, મેંઢાં અથવા બકરાં વીગેરે ઢોરો બાંધવાની જગાનું નિયમન કરવા બાબત. [ડ] (૧) દુઝતાં ઢોર તપાસવા બાબત અને માખણુ, પનીર વિગેરે બનાવનારના તથા દુધ વેચવાનો ધંધો કરનારના ભોગવટામાં જે ગોરસશાળા અને ઢોરના વાડા હોય તેમની બાંધણી, લંબાઇ પોહોળાઇ, વિગેરેનું નિયમન કરવા બાબત. (૨) દુધ વેચનારા અથવા માખણુવાળા જે દુધની વખારો, દુધની દુકાનો અને વાસણુ દુધ અથવા માખણુ રાખવા સારૂ વાપરતા હોય તેમની સ્વચ્છતા રાખવા બાબત.

(ઇ) ૧૪૩ મી કલમ મુજબ વજન તથા માપ તપાસવા બાબત. ( ઇ ઇ ) મ્યુનિસિપલ ડિસ્ટ્રીક્ટના કયા પ્રમાણુનાં વજન તથા માપ વાપરવાં તે નક્કી કરવા બાબત. ( ફ ) મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટમાં જન્મની, મરણુની તથા લગ્નની નોંધ તથા વસ્તીની ગણુતરી બાબત. (ગ) મડદાંની વ્યવસ્થા કરવા સારૂ જે જગા હોય તે જગાનો ઉપયોગ કરવાનો જે જાતને અથવા જે પંથને હક હોય તેના ધર્મ સંબંધી રીવાજ તરફ યોગ્ય લક્ષ આપીને,મડદાંની વ્યવસ્થા કરવા બાબતનું નિયમન કરવા બાબત.[હ]કોઇપણુ ભય ભરેલા રોગથી કોઇ પીડાય ત્યારે તે બાબત ખબર આપવાની ફરજ બાબત. (આઇ) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાંના જુદા જુદા રહેવાસીઓ તે ડિસ્ટ્રિકટમાં બેસાડેલા કોઇપણુ કર કયા પ્રમાણુમાં આપવાને પાત્ર છે તે બદલ ખાતરી કરી લેવા સારૂ જે માહિતીની જરૂર પડે તે આપવાની તે રેહેવાસીઓને ફરજ પાડવા બાબત. (જ) આકટ્રોઇની હદ તથા થાણું ઠરાવવા બાબત. આકટ્રોઇનાં કોષ્ટકો જાહેરમાં મુકવા વિશે ઠરાવ કરવા બાબત. ( કે ) મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટની હદમાં અથવા હદબહાર પાણી પુરૂં પાડવાનાં સાધનો તથા પાણી વેહેચી દેવાનાં સાધનો સંભાળવા બાબત તથા તેમને નુકશાન ન થવા દેવા બાબત. [લ] મ્યુનિસિપલ હદની અંદરની નાહાવા તથા ધોવાની જગા કેમ વાપરવી તેનું નિયમન કરવા બાબત. (મ) આરોગ્ય રક્ષણુનું જતનનું અને મુવેલાં જનાવરનાં મુડદાંની વ્યવસ્થા કરવાનું નિયમન કરવા બાબત. (ન) સાર્વજનિક સ્ટ્રિટના હંગામી ભોગવટા સારૂ અને તે ઉપર હંગામી બાંધકામ ઉભા કરવા સારૂ જે શરતે પરવાનગી આપવામાં આવે તેમનું નિયમન કરવા બાબત, અને મજબુતી જાળવી રાખવા સારૂ, આગ અટકાવવા સારૂ અને તંદુરસ્તીનાં કારણુ સારૂ નવી ઇમારતોની પ્લાંનો ભીંતો, પાયા છાપરાં અને ધુમાડીયાંની બાંધણી તથા લંબાઇ પહોળાઇ વિગેરે કેવી હોવી જોઇએ તેનું નિયમન કરવા બાબત. (ઓ) સ્ટ્રિટો આંકવા માટે તથા તેમની જગા ઠરાવવા માટે યોગ્ય તજવીજ થયા સિવાય ઇમારતો બાંધવાની મના બાબત. [પ] ઇમારતોની અંદરની અથવા બહારની બાજુએ પુરતી ખુલ્લી જગાની અને દરવાજા તથા બારીઓની તથા હવા સારી રીતે આવજા કરવાનાં બીજાં સાધનોની તજવીજ કરીને તથા તે ટકાવી રાખીને ઇમારતોમાં પુરતી હવા મળે તેની તજવીજ કરવા બાબત. (ક્યુ) શેહેરની મ્યુનિસિપાલીટીમાં લાયક સર્વેયરો રાખવા બાબત.

(૨) આ આકટમાં જે બદલ વિશેષ ઠરાવ કર્યો ન હોય એવી બીજી કોઇ બાબતમાં, મોરીઓ, ગટરો, હવાના સ્તંભ, છાણુ તથા ખાતરનાં પાત્ર, ખાળકુંડીઓ, વાટરકલોસેટસ ( તાજખાનાં ) જાજરૂ, પાયખાનાં, પીશાબખાનાં, અને હરેક પ્રકારનાં મોરી કામ અથવા ગટર કામો, પછી તે મ્યુનિશિપાલીટીની માલકીનાં હોય અથવા ન હોય, તે બાંધવાનું, ટકાવી રાખવાનું તથા તે ઉપર નિબંધ રાખવાનું નિયમ કરવા બાબત. (સ) ૯૧ મી તથા ૯૬ મી કલમો મુજબ મ્યુનિસિપાલીટીએ માંગવાની માહિતી તથા પ્લાન ઠરાવવા બાબત. (ટ) રસ્તાને અથવા તે ઉપરના કોઇપણુ બાંધકામને નુકસાન થવાનો અથવા કોઇ સ્ટ્રીટની બાજુએ અથવા તે ઉપર હોય તેવી બીજી ગાડીઓને અથવા પગે ચાલનારા માણુસને ભય થવાનો અથવા હરકત થવાનો સંભવ છે એમ લાગે એવા નમુનાની ઘણીજ મોટી ગાડીઓ વીગેરેના સબંધમાં નિબંધ રાખવા બાબત.

(૫) એકંદર મ્યુનિસિપાલીટીના કારભાર સંબંધી સઘળી બાબતોનું નિયમન કરવા બાબત. અને એવી દરએક મ્યુનિસિપાલીટીને, એવો કોઇપણુ પેટા કાયદો તોડવા બદલ, તેવીજ મંજુરી લઇને, પાંચસો રૂપિયા સુધીનો દંડ ઠરાવવાનો અધિકાર છે.

( ૨ ) દરેક મ્યુનિસિપાલીટીએ, આ કલમ પ્રમાણે કોઇપણુ પેટા કાયદો કરવાની અગાઉ તે પેટા કાયદો જે માણુસોને લાગુ હોવાનો સંભવ હોય તે માણુસોને જાહેર થવા સારૂ, તેવા પેટા કાયદાનો

ખરડો, તે ઉપર જે તારીખે અથવા તારીખ પછી વિચાર કરવામાં આવશે તે તારીખ એક નોટીસમાં લખીને તે નોટીસ સહિત પ્રસિદ્ધ કરવો જોઇએ, અને આ પ્રમાણે નિર્દિષ્ટ કરેલી તારીખ અગાઉ તે ખરડા બાબત કોઇ પણ માણસે કાંઇ પણ લેખી વાંધો લીધો હોય અથવા લેખી સૂચના કરી હોય તે, એવો પેટા કાયદો કરવાની અગાઉ, દાખલ કરીને તેનો વિચાર કરવો જોઇએ.

( ૩ ) જ્યારે મ્યુનીસીપાલીટીએ કરેલો કોઇ પણ પેટા કાયદો ગવર્નર ઇન કૌંસિલની પાસે અથવા કમિશ્નર પાસે મંજુરી સારૂ મોકલવામાં આવે, ત્યારે ઉપર કહ્યા પ્રમાણે પ્રસિદ્ધ કરેલી નોટીસની અને સદરહુ પ્રમાણે લીધેલા દરએક વાંધાની અથવા કરેલી દરેક સૂચનાની એક નકલ સદરહુ પેટા કાયદા સાથે ગવર્નર ઇન કૌંસિલને અથવા કમિશ્નરને જાહેર થવા સારૂ મોકલવી જોઇયે.

૪૯. વિદ્યમાનકાળે અમલમાં હશે તે કાનુનો અને પેટા કાયદા સઘળે વાજબી વખતે લોકો જોઇ શકે એટલા સારૂ મ્યુનિસિપલ કચેરીમાં ખુલ્લા રાખવા જોઇએ, અને તેમની તથા આ આકટની તે જીલ્લાની દેશી ભાષામાં છાપેલી પ્રતો, અને શેહેરની મ્યુનિસિપાલીટીઓની બાબતમાં અંગ્રેજીમાં તથા દેશી ભાષામાં છાપેલી પ્રતો, પડતર કિંમતે વેચવા સારૂ રાખવી જોઇયે.

---

## બાબ ૫.—મ્યુનિસિપલ મિલકત અને ફંડ.

૫૦. (૧) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટની હદની અંદર અથવા બહાર જંગમ તથા સ્થાવર એવી બન્ને પ્રકારની મિલકત સંપાદન કરીને ધારણ કરવાનો અધિકાર દરેક મ્યુનિસિપાલીટીને છે.

(૨) આ કલમમાં આગળ કહેલા પ્રકારની સઘળી મિલકત જે ગવર્નર ઇન કૌન્સિલે ખાસ પોતાની પાસે રાખી નહીં હશે તે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થશે અને તેની માલીકીની થશે, અને તે, તથા ગમે તે પ્રકારની અથવા જાતની બીજી જે મિલકત ગવર્નર ઇન્ કૌન્સિલે ખાસ પોતાની પાસે રાખી નહિ હશે તથા જે તે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થશે તે સઘળી મિલકત તે મ્યુનિસિપાલીટીના અખત્યારમાં તથા વ્યવસ્થા તથા નિર્બંધ હેઠળ રહેશે અને તે મિલકત તે મ્યુનિસિપાલીટીએ ટ્રસ્ટિ પ્રમાણે આ આકટના ઠરાવોને પાત્ર રહીને તથા તેના હેતુ સારૂ ધારણ કરવી અને કામમાં લેવી જોઇયે, એટલે—

(અ) સઘળા સાર્વજનિક કોટ, દરવાજા, મારકીટો, કસાઇખાનાં, ખાતર તથા નરક રાખવાની જગા તથા દરેક પ્રકારની સાર્વજનિક ઇમારતો; (બ) સઘળા સાર્વજનિક વેહેળા, તળાવો, હોજો, ટાંકિઓ, કુવા, પાણીના ઝરા, પાણી લઇ જવાના નળો તથા નળીઓ, વિવર માર્ગ તથા પાઇપ ( એટલે નળીઓ ) તથા પંપ (બંબા) અને પાણીનાં બીજાં કામો, અને તેઓને જોડેલાં અથવા તેઓને લગતા સઘળા પુલો, ઇમારતો, એન્જિનો, કામો, સામાન સરંજામ તથા વસ્તુ અને કોઇ પણ સાર્વજનિક તળાવ અથવા કુવાને લગતી પાસેની જે જમીન ખાનગી મિલકત નહિ હોય તે જમીન; (ક) સઘળી સાર્વજનિક ગટરો તથા મોરીઓ, અને હરકોઇ સ્ટ્રિટમાંહેની અથવા સ્ટ્રિટની બાજુની અથવા સ્ટ્રિટની હેઠળની સઘળી ગટરો, મોરીઓ, વિવર માર્ગ, ગરનાળાં, અને પાણીના માર્ગ, અને તેમને લગતાં સઘળાં બાંધ કામ, સામાન સરંજામ તથા ચીજો, તેમજ સ્ટ્રિટમાંથી, જાજરૂમાંથી, ગટરમાંથી, ખાળકુંડીઓમાંથી અથવા બીજે ક્યાંહાંથી મ્યુનિસિપાલીટીએ એકઠી કરેલી સઘળી ધુળ, કચરો, છાણ, લાદ, રાખ, પાણી સંબંધી પદાર્થ અથવા ગોજવાડ અથવા હરકોઇ જાતનો કચરો, પુંજો. (ડ) સઘળા સાર્વજનિક દીવા, દીવાના થાંભલા અને તેઓને જોડેલો અથવા તેઓને લગતો સામાન. (ઇ) કોઇપણ સ્થાનિક સાર્વજનિક કામ સારૂ જે જે જમીન મ્યુનિસિપાલીટીને સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિયા ઇન કૌંન્સિલ તરફથી અથવા બક્ષિસમાં કે બીજી રીતે તબદીલ કરી આપેલી હોય તે સઘળી જમીન. (ફ) સઘળી સાર્વજનિક સ્ટ્રિટ, તથા તેમની ફરસબંધી, પથરા તથા બીજો સામાન અને એવા સ્ટ્રિટને સારૂ પુરાં પાડેલાં સઘળાં ઝાડો, સામાન હથીયારો, જણસો અને ઉભાં કરેલાં ઉપાંગો.

૫૦ અ. (૧) સાધારણ રીતે ફક્ત ખેતીવાડીના કામ માટેજ વપરાતી હોય એવી જમીનો સિવાયની બીજી જમીનોની સર્વે વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ પણ કાયદાની રૂયે જે કોઇપણ મ્યુનિસિપાલ ડિસ્ટ્રિકટને લાગુ કરી હોય અથવા લાગુ કરવામાં આવે તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં, જ્યારે

કોઇપણ મિલ્કત માટે અથવા કોઇપણ મિલકતમાંના અથવા તે ઉપરના કોઇપણ હક માટે મ્યુનિસિપાલીટી પોતે દાવો કરે અથવા મ્યુનિસિપાલીટીની તરફથી દાવો કરવામાં આવે અથવા મ્યુનિસિપાલીટીની વિરૂદ્ધ કોઇપણ શખસ દાવો કરે ત્યારે કલેકટરની રીતસરની તપાસ કર્યા પછી ( આવી તપાસ કરવાની યોગ્ય નોટીસ આપેલી હોવી જોઇયે ) તે દાવાનો નિકાલ કરીને હુકમ કરશે તો તે કાયદાસર થશે.

(૨) પેટા કલમ (૧) ની રૂયે કલેકટરે કરેલા કોઇપણ હુકમની તારીખથી અથવા એવા હુકમ ઉપર એક અથવા વધારે અપીલો મુદ્દતની અંદર કરી હોય તો સને ૧૮૭૯ ના મુંબઇ જમીન મેહેસુલના કાયદાની ૨૦૪ થી કલમ મુજબ નક્કી થયેલા છેવટના અપીલ અધિકારીએ કરેલા હુકમની તારીખથી એક વર્ષ વીત્યાબાદ કોઇપણ દિવાની કોર્ટમાં માંડેલી કોઇપણ ફરિયાદ સદરહુ હુકમ રદ્દ કરાવવા સારૂ માંડી હોય અથવા તેમાં માંગેલી દાદ સદરહુ હુકમની વિરૂદ્ધ હોય તો, તે ફરિયાદ ( મુદ્દત વીતી ગઇ છે એવો જવાબ આપ્યો ન હોય તોપણુ ) કાઢી નાંખવી; પણ એવું ઠરાવ્યું છે કે વાદીને સદરહુ પ્રકારના હુકમની યોગ્ય નોટીસ મળેલી હોવી જોઇએ.

(૩) (અ) આ કલમ ઉપરથી કલેકટરે આપેલા અધિકાર ચલાવવાનો અખત્યાર આસિસ્ટન્ટ અ-થવા ડેપ્યુટી કલેકટરને અથવા સન ૧૮૭૯ ના મુંબાઇના જમીન મેહેસુલના કાયદામાં વ્યાખ્યા કર્યાપ્રમા-ણેના સર્વે અમલદારને પણ છે. (બ) આ કલમમાં ઉલ્લેખ કરેલી રીતસરની તપાસ ઉપર લખેલા કાયદાના ઠરાવોની રૂયે કરવી. (ક) આ કલમ મુજબની તપાસ અથવા હુકમની નોટીસ ગવર્નર ઇન્ કૌંસિલે આ અર્થે કરેલી કાનુનો મુજબ આપી હશે તો કોઇપણ શખસને એવી તપાસ અથવા હુકમની યોગ્ય નોટીસ મળી છે એમ ગણવું. ”

**૫૧.** (૧) આ આકટની અથવા બીજા કોઈ આકટની રૂયે મ્યુનિસિપાલીટીને અથવા મ્યુનિસિપાલી-ટીની વતી કોઇને જે નાણું મળે તે સઘળું નાણું; આ આકટ પ્રમાણે તેને આપેલા અથવા તેણે લીધેલા સઘળા કર, ટોલ તથા બીજી જકાત, દંડ, ફી, તથા ગુન્હેગારી; મ્યુનિસિપાલીટીએ જે જમીન અથવા બીજી મિલકત વેચી હોય તેનો જે અવેજ ઉપજ્યો હોય તે સઘળો અવેજ અને તે મ્યુનિસિપાલીટીની જમિનનું અથવા બીજી મિલકતનું જે ભાડું ઉપજતું હોય તે સઘળું ભાડું; તેમજ સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિયા ઇન કૌંસિલે અથવા ખાનગી લોકોએ આપેલી બક્ષિસોના અથવા કરેલી તબદીલીના સબબથી અથવા બીજી રીતે ઉત્પન્ન થતું સઘળું વ્યાજ, નફો તથા બીજુ નાણું, એ સઘળું મળીને મ્યુનિસિપલ ફંડ થાય છે એવું સમજવું. અને તે “ ૫૦ મી” કલમમાં નિરદિષ્ટ કરેલી મિલકતના સંબંધમાં જે રીત કહેલી છે તેના જેવી રીતે ધારણ કરીને તેનો વહિવટ કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે–(અ) કોઇપણ મ્યુનિસિપાલીટીએ અથવા તેની વતી બીજા કોઇએ કરેલા કોઇ પણ ટ્રસ્ટ સંબંધી ઠરાવ ઉપરથી અથવા કોઈપણ ટ્રસ્ટના વહિવટસારૂ સન ૧૮૯૦ ના ધર્માર્થે દેણગી બાબતના આકટની રૂયે ઠરાવેલા કોઇપણ યોજના ઉપરથી એવી મ્યુનિસિપાલીટીએ કબુલ કરેલી અથવા તેની ઉપર નાંખેલી કોઇપણ જવાબદારીઓને, આ કલમના અથવા “ ૫૦ મી ” કલમમાંના કોઇ પણ ઠરાવ ઉપરથી કોઇપણ રીતે બાધ આવશે નહિ. (બ) કલમો ૬૪ અથવા ૫૫ માં અથવા કલમ ૬૧ અથવા ૭૨ અથવા બાબ ૧૨ માં અથવા તેમની રૂયે મ્યુનિસિપાલીટી ઉપર નાંખેલી અથવા નાંખ-વામાં આવે તે સઘળી જવાબદારી પુરી કરવા માટે યોગ્ય તજવીજ કરવી જોઇયે એ શરતને પાત્ર રહિને, મ્યુનિસિપાલીટીને, શાળા અથવા દવાખાનાનાં, અથવા પાણીનાં કામના ફાયર બ્રિગેડના કારણસારૂ અથવા કમિશનર તરફથી આ બાબતમાં પસંદ કરવામાં આવે તે બીજા કારણ સારૂ પોતાને વિશેષ રીતે મળેલા અથવા પોતે તે કારણ સારૂ લગાડેલા મ્યુનિસિપલ ફંડનો કોઇ પણ ભાગ મ્યુનિસિપલ હીસાબમાં એક જુદા સદર હેઠળ જમા કરવાનો અધિકાર છે, અને એવા વિશેષ સદરમાં, તે સદરના નામનું ફંડ જે કારણ સારૂ કાઢેલું હોય તે કારણ સાથે સ્પષ્ટ રીતે સંબંધ હોય એવી રકમો માત્ર જમા કરી હોય તો, મ્યુનિસિપાલીટીને, આ પ્રમાણે જમા કરેલી રકમો, જે હેતુ સારૂ તે જમા કરી હોય તે હેતુ માટે માત્ર ખરચવાનો અધિકાર છે.

**૫૨.** આ આકટ મુજબ મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયેલી સઘળી મિલકત અને આ આકટના ઠરાવો

મુજબ તેને મળેલાં સઘળાં ફંડ તેમજ વિદ્યમાન કાળે અમલમાં હોય એવા કોઇ પણ કાયદાના ઠરાવો મુજબ તેને મળતી સઘળી રકમો, આ આકટના ઠરાવોને પાત્ર તથા આ આકટનાં કારણ માટે તે મ્યુનિસિપલ ડિસ્ટ્રકટની હદમાં વાપરવાં જોઇએ.

પણ હમેશને માટે એવું ઠરાવ્યું છે કે મ્યુનિસિપાલીટીને, ગવર્નર ઇન કૌંસિલની અથવા આ અર્થે તેણે અધિકાર આપેલા કોઇ પણ અમલદારની મંજુરી લઇને–(અ) તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટના રહેવાસીઓ સારૂ જોઇતું પાણી મેળવવા સારૂ, અથવા સદરહુ હદની બાહાર કસાઇખાના સ્થાપવા સારૂ અથવા મળ-મુત્રની અથવા ગટરોની અથવા જનાવરોનાં મુડદાંની વ્યવસ્થા કરવા સારૂ, અથવા મોરી કામ સારૂ અથવા જે બીજા કામથી સદરહુ ડિસ્ટ્રિકટના રહેવાસીઓની તંદુરસ્તી, સહી સલામતી અથવા સગવડ વધારવા જેવું હોય તેવા બીજા કોઇ પણ કારણ સારૂ. (૧) સદરહુ હદની બહાર જમીન લેવામાં અથવા—

(૨) સદરહુ હદની બહાર બાંધ કામ બાંધવામાં, ટકાવી રાખવામાં અથવા તેમની મરામત કરવામાં, ખરચ કરવાનો, અથવા (બ) લોકોની તંદુરસ્તી, વિદ્યાભ્યાસ અથવા સગવડ સારૂ કરેલી જે તજવીજથી તે મ્યુનિસિપાલીટીની હદમાં રહેનારા લોકોને ફાયદો થવા જેવું હોય તે તજવીજ કરવા સારૂ બીજી કોઇ મ્યુનિસિપાલીટી તરફથી કરવામાં આવેલા, અથવા કોઇ લોકલબોર્ડની અથવા કેન્ટોન્મેન્ટ અધિકારી ની અથવા સેનિટરી બોર્ડની અથવા કમીટીની હકુમત હેઠળના કોઇ પ્રદેશમાં અથવા ૧૮૭ મી કલમની રૂએ જાહેર કરેલા પ્રદેશ માટે ૧૮૮ મી કલમ મુજબ નિમાયલી કમીટીની હકુમત હેઠળના કોઇ પણ પ્રદેશમાં કરવામાં આવેલા, અથવા કોઇ સાર્વજનિક ફંડમાંથી કરવામાં આવેલા ખરચમાં ફાળો આપવાનો, અથવા (ક) તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટની હદ બહાર ધારણ કરી શકાય એવી સ્કોલરશીપો સ્થાપવાનો, અધિકાર છે.

વળી એવું ઠરાવ્યું છે કે, કોઇ પણ મ્યુનિસિપાલીટીએ, ઉપર કહેલા પ્રકારની મંજુરીથી, ઉપર કહ્યા પ્રમાણે પાણી પુરૂં પાડવા માટે અથવા પાણીનો નીકાલ કરવા માટે સદરહુ ડિસ્ત્રિકટની હદની બહાર કાંઇ પણ બાંધ કામ બાંધ્યાં હશે ત્યારે તે મ્યુનિસિપાલીટી—(અ) કોઇ પણ જગામાંના ( પછી એવી જગા સદરહુ ડિસ્ટ્રિકટની હદમાં હોય અથવા ન હોય ) કોઇ પણ માણસની સાથે અથવા કોઇ પણ ઇમારતોના અથવા જમીનોના ભોગવટો કરનારની અથવા ધણીની સાથે કબુલાત કરીને તે મ્યુનિસિપા-લીટીએ ઠરાવેલી પૈસા આપવા સંબંધી અને પાણી પુરૂં પાડવાની અથવા પાણીનો નિકાલ કરવા બાબ-તના કામનો ફાયદો આપવાની મુદત સંબંધી શરતોએ, એવા કોઇ પણ માણસને અથવા એવી ઇમાર-તોને અથવા જમીનોને અથવા તેના અથવા તેમના ફાયદા માટે સદરહુ ડિસ્ત્રિકટની અંદર આ આકટનાં કારણ સારૂ જોઇતો ન હોય એટલો પાણીનો જથો પુરો પાડશે અથવા તેને અથવા તેમને તેવો ફાયદો કરી આપશે; અથવા

(બ) પૈસા આપવાના સંબંધમાં જે શરતો ઉપર કહ્યા પ્રમાણે ઠરાવવામાં આવે તે શરતોએ, સદ-રહુ પ્રમાણે પાણી આપવા સારૂ અથવા એવા લાભ આપવા સારૂ જરૂરનાં હોય એવાં કોઇ પણ કનેકશન પૈપા અથવા બીજાં કામ કરવાને ટકાવી રાખવાનો, તેમની મરામત કરવાનો અથવા તેમાં ફેરફાર કર-વાનો કોઇ પણ ખરચ કરશે;

તે આ કલમમાંના અથવા આ આકટમાંના કોઇ પણ મજકુર ઉપરથી ગેરકાયદેસર થશે એમ સમજવું નહિ.

**૫૩.** (૧) મ્યુનિસિપાલીટીની પાસેનો ફાજલ અવેજ ચાલુ ખર્ચને સારૂ જોઇતો નહિ હોય તે મુંબઇએંકમાં, અથવા માલિક મુઆઝમની મુંબઇની ટ્રેઝરીનું કામ ચલાવવા સારૂ જે બીજી બેંક આજ પછી ઠરાવવામાં આવે તે બેંકમાં, અથવા ગવર્નર ઇન કૌંસિલની મંજુરીથી મુંબઇ ઇલાકામાંની કોઇપણ બેંકમાં વ્યાજે મુકવાનો, અને સદરહુ અવેજની સરકારી સિકયુરિટી મ્યુનિસિપાલીટીને નામે લેવાનો અને તે સિકયુરિટીની જરૂર પડે તે પ્રમાણે વખતે વખતે વ્યવસ્થા કરવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

(૨) ચાલુ ખર્ચ સારૂ અવેજ જોઇતો હોય તે શીવાય ફાજલ અવેજ હોય તે સઘળો અવેજ પેટાકલમ (૧) માં ઠરાવ્યા પ્રમાણે વ્યાજે મુકયો નહિ હોય અથવા રોકયો નહીં હોય તો સ્થાનિક સર-કારી ટ્રેઝરીમાં અથવા સદરહુ મ્યુનિસિપાલીટીની કાનુનોમાં જે બીજી નિર્ભય જગા ઠરાવી હોય તે જગાએ મુકવો.

## બાબ. ૬—મ્યુનિસિપાલીટીઓએ અવશ્ય કરવાનાં તથા પોતાની નજરમાં આવે તો કરવાનાં કામ.

૫૪. દરએક મ્યુનિસિપાલીટીની ફરજ છે કે તેણે—

(૧)પોતાની હકુમતની અંદરની મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં હેઠળ લખેલી બાબતો સારૂ વ્યાજબી તજવીજ કરવીજ જોઇયે, એટલે; (અ) સાર્વજનિક સ્ટ્રીટોમાં, જગાઓમાં,અને ઈમારતોમાં દીવા કરવા; (બ) સાર્વજનિક સ્ટ્રીટોમાં અને જગાઓમાં પાણીનો છંટકાવ કરવો; ( ક ) સાર્વજનિક સ્ટ્રીટો, જગાઓ અને ગટરો તથા લોકોના ઉપભોગ માટે ખુલ્લી હોઇને ખાનગી મિલકત ન હોય એવી સઘળી જગા, ( પછી તે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થઇ હોય અથવા ન હોય, ) સાફ કરવી; ઉપદ્રવકારક જે ઘાસ ઉગ્યું હોય તે કહાડી નાખવું; અને સઘળાં લોકાપકારક કૃત્ય ઓછાં કરવો; (ડ) આગ લાગે તે હોલવવી અને જ્યારે આગ લાગે ત્યારે જીંદગીનો તથા મિલકતનો બચાવ કરવો; (ઇ) ઉપદ્રવકારક અથવા ભય ભરેલા ધંધા અથવા કામનું નિયમન કરવું અથવા શમન કરવું; ( ફ ) સાર્વજનિક સ્ટ્રીટોમાંની અથવા જગાઓમાંની તથા લોકોના ઉપભોગ માટે ખુલ્લી હોઇને ખાનગી મિલકત ન હોય એવી જે જગા મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થઇ હોય અથવા મલિક મુઆઝમની માલકીની હોય તેમાંની અડચણ કરનારી વસ્તુઓ તથા ઘર વગેરેના બહારના નિકળી આવેલા ભાગ કહાડી નાંખવા; (ગ) ભય ભરેલી ઇમારતો અથવા જગાઓનો ભય ટાળવાનો બંદોબસ્ત કરવો અથવા તેવી ઇમારતો અથવા જગા કહાડી નાખવી, અને તંદુરસ્તી બગડે તેવા લતા ભરણી વીગેરે નાંખીને સુધારવા; (હ) મુડદાંની વ્યવસ્થા કરવા સારૂ જગા સંપાદન કરવી તથા ટકાવી રાખવીને, બદલવી અને તેનું નિયમન કરવું; ( આઇ) સાર્વજનિક સ્ટ્રીટો, ગરનાળાં, મ્યુનિસિપલ હદ નિશાન, માર્કીટો, કસાઇખાનાં, પાયખાનાં, જાજરૂ, પિશાબખાનાં, મોરીઓ, ગટરો, પાણીનો નિકાલ કરવાનાં કામ, ગટર કામ, નાહાવાની જગા, ધોવાની જગા, પાણી પીવાના ફુવારા ( ફૌંટનો, ) તળાવો, કુવા, બાંધ અને તેવાં બીજા કામ બાંધવાં, તેમાં ફેરફાર કરવો અને તે ટકાવી રાખવાં; ( જે ) વિદ્યમાનકાળે જે પાણી મળતું હોય તે ઓછું હોવાને લીધે અથવા બગડી જવાને લીધે રેહેવાસીઓની તંદુરસ્તીને જે ભય હોય તે ટાળવા સારૂ યોગ્ય અને પુરતું પાણી અથવા વધારે પાણી વાસ્તવીક ખરચે મરતું હોય ત્યારે તે આણી આપવું; ( કે ) સ્ટ્રીટોને નામ આપવાં તથા ઘરોને નંબર આપવા; (લ) જન્મ તથા મરણો નોંધવાં; ( મ ) લોકોને ગૌસીતળા કહાડવા; (ન) જનાવરની રસી પુરી પાડવા સારૂ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં જોઇતાં વછેરા, ગાયો અથવા ભેંસો અથવા પાડા માટે યોગ્ય રહેવાનાં ઠેકાણાં કરી આપવાં; ( ઓ ) સાર્વજનિક ઇસ્પિતાલો તથા દવાખાનાં સ્થાપવાં તથા ટકાવી રાખવાં, અને લોકોને વૈદકીય મદદ કરી આપવી; (પ) પ્રાથમિક કેળવણીની શાળાઓ સ્થાપવી તથા ટકાવી રાખવી; ( ક્યુ ) ગવર્નર ઇન કૌંસિલ, સામાન્ય અથવા વિશેષ હુકુમ કરીને, મ્યુનિસિપાલીટીને તે ડિસ્ટ્રિક્ટના મ્યુનિસિપલ કારભાર બદલ જે વાર્ષીક રિપોર્ટ મોકલવાનું ફરમાવે તે છાપવા.

(૨) આ આક્ટનાં કારણ સારૂ અથવા કોઇ પણ મ્યુનિસિપલ મિલકતના સંરક્ષણ સારૂ મ્યુનિસિપાલીટીને કામ કરવા સારૂ જોઇતી હોય તે પોલીસનો અથવા ગાર્ડનો ( રખેવાળનો ) પગાર તથા કંટીજન્ટ ખરચ આપવો, અને સહરહુ પ્રકારની વાજબી તજવીજને પાત્ર રહીને, (૨) હેઠળની વિશેષ બાબતો સારૂ તજવીજ કરવી જોઇયે.

(અ) ભયંકર રોગની વખતે માંદા માણસોને વિશેષ વૈદકીય મદદ અને રેહેવા વગેરેની સગવડ કરી આપવી; અને તે રોગ ફાટી ન નીકળે તે સારૂ અથવા તે બંધ કરવા સારૂ તથા તે ફરી ન થાય તે સારૂ જરૂર હોય તે તજવીજ કરવી; (બ) દુકાળની વખતે અથવા મોંઘવારીની વખતે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની હદની અંદરના નિરાધાર લોકોને અથવા તેમને સારૂ મદદ આપવી અને મદદનાં કામ સ્થાપવાં અને ટકાવી રાખવાં.

૫૫. દરેક મ્યુનિસિપાલીટીએ વળી, મ્યુનિસિપાલીટીની મિલકત તથા ફંડમાંથી, ( અ ) જેમને કેદ કરવા માટે સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૩૪ મા બાબ મુજબ એકાદો હુકમ અમલમાં હોય એવા ગાંડા માણસો શિવાયના જે ગાંડા માણસો, અને ( બ )

જે રગતપીતીઆઓ.

મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં હમેશ રહેતા હોય, અથવા જેમને એવા ડિસ્ત્રિકટમાંથી વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇપણ કાયદાની રૂયે ખસેડી લઇ જવામાં આવ્યા હોય, તેમને સદરહુ મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં અથવા એવા ડિસ્ટ્રિક્ટની અંદરનું અથવા બહારનું જે કોઇ પણ આશ્રયસ્થાન, ઇસ્પીતાલ અથવા ઘર એવા કારણસર યોગ્ય છે એમ ગવર્નર ઇન્ કૌંસિલ જાહેરનામું પ્રસિદ્ધ કરીને ઠરાવે તે આશ્રયસ્થાનમાં, ઇસ્પીતાલમાં અથવા ઘરમાં પેસવા સારૂ તથા તેમની સારવાર કરવા સારૂ, ગવર્નર ઇન કૌંસિલ વખતે વખતે સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ઠરાવે તેવે દરે પૈસા આપવા જોઇયે.

પણ એવું ઠરાવ્યું છે કે જે કોઇપણ બાબતમાં એવા કોઇ પણ ગાંડા માણસને અથવા રગતપીતીઆને રહેવાનો, પેસવાનો, કપડાનો, દવાનો તથા તેની સંભાળનો ખરચ વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇપણ કાયદાની રૂયે, જે ઇસ્ટેટ તે માણસને પોસવા સારૂ કામે લગાડી શકાય તેમાંથી અથવા તેને પોસવાને કાયદાસર રીતે બંધાયલા કોઇપણ માણસ પાસેથી વસુલ કરવા જોગ હોય અથવા વસુલ કર્યો હોય તે બાબતમાં, તે મ્યુનિસિપાલીટી, જે કોઇ પણ માજીસ્ત્રેટને એવો ખરચ વસુલ કરવા માટે કામ ચલાવવાનો એવા કાયદા ઉપરથી અધિકાર હોય તેને અરજી કરવાને મુખ્ત્યાર છે, અને પછી એવા માજીસ્ત્રેટે, તે અગાઉ એવું કામ ચલાવ્યું ન હોય તો તે ચલાવવું જોઇયે, અને એવા કાયદાની રૂયે જે રકમો વસુલ થઇ હોય તેમાંથી, મ્યુનિસિપાલીટીએ તે માણસના સંબંધમાં આ કલમની રૂયે જેટલા પૈસા આપ્યા હોય તેટલા પૈસા તે મ્યુનિસિપાલીટીને ખાતે જમે કરવા જોઇયે.

૫૬. મ્યુનિસિપાલીટીઓ, પોતાની નજરમાં આવે તો, સદરહુ મિલકતમાંથી તથા ફંડમાંથી હેઠળ લખેલી બાબતોનો સઘળો અથવા થોડો ખરચ આપવાની તજવીજ કરવા મુખ્ત્યાર છે—

(અ) જેમાં અગાઉથી ઇમારતો બાંધેલા હોય કે બાંધેલા ન હોય તે પ્રદેશમાં નવી સાર્વજનિક સ્ટ્રીટ કરવી, અને એવી સ્ટ્રીટની બાજુ ઉપર ઇમારતો બાંધવા સારૂ અથવા તેમના કર્ટીલેજ ( આંગણાં વિગેરેની છુટી જગા ) સારૂ જોઇતી જમીન સુદ્ધાં તે સ્ટ્રીટ માટે જમીન સંપાદન કરવી; (બ) સાર્વજનિક બાગ બગીચા, પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, ગાંડાઓના આશ્રયસ્થાનો, હાલો ( પૂરાલયો, કચેરીઓ. ધર્મશાળાઓ, વિશ્રાંતીની જગાઓ અને બીજી સાર્વજનિક ઇમારતો બાંધવી, સ્થાપવી અથવા ટકાવી રાખવી; ) (ક) ૫૪ મી કલમની પેટા રકમ (પ) માં લખેલી બાબતો શિવાય કેળવણીની બીજી બાબતોને ઉત્તેજન આપવું; (ડ) રસ્તાની બાજુએ અને બીજે ઠેકાણે ઝાડ રોપવાં અને તેમનું જતન કરવું; ( ઈ ) વસ્તીની ગણતરી કરવી; અને જન્મ મરણની નોંધ બરોબર રીતે કરવામાં આવે એવા પ્રકારની ખબર આપવા બદલ ઇનામો આપવાં; ( ફ ) સર્વે કરવી; ( ગ ) કોઇ પણ પગારદાર અથવા ઓનરરી માજીસ્ત્રેટની કોર્ટ ચલાવવા સંબંધી પગાર તથા અલોઅન્સ, ભાડું તથા બીજો ખરચ, અથવા એવા કોઇ પણ ખરચનો કોઇપણ ભાગ; ( હ ) જે કુતરાંની વ્યવસ્થા સન ૧૮૯૦ ના મુંબઇના ડિસ્ત્રિકટ પોલીસ આકટની ૪૯ મી કલમની રૂયે કરવાનો અધિકાર છે તે કુતરાનો મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં નાશ કરવાની અથવા તેમને અટકાવી રાખવાની તથા પાળવાની ગોઠવણ કરવી; ( આઈ ) ૧૫૧ મી કલમની પેટાકલમ (૧) માં કહેલા ત્રાસદાયક ધંધા ચલાવવા સારૂ યોગ્ય જગા મેળવવી અથવા મેળવવામાં મદદ કરવી; ( જે ) સેનિટરી બોર્ડે પસંદ કરેલી સામાન્ય પદ્ધતિ મુજબ, ખાનગી જગામાં અથવા ખાનગી જગાના ઉપયોગ માટે, તે જગામાંનું પાણી મ્યુનિસિપાલીટીના નિબંધ હેઠળ હોય તે ગટરમાં લેવા તથા છોડવા સારૂ, પાત્રો, ફિટિંગ, નળ તથા બીજાં હરેક પ્રકારનાં સાધનો પુરાં પાડવાં, બાંધવાં તથા ટકાવી રાખવાં; ( કે ) ગટરોમાં પાણીનો નિકાલ કરવા સારૂ ખેતરની અથવા કારખાનાની યોજના કરવી તથા તે ટકાવી રાખવી; ( એલ ) ૫૪ મી કલમમાં નિર્દિષ્ટ કરી ન હોય એવી બીજી જે કોઇપણ યોજનાને લીધે લોકોની સલામતી, તંદુરસ્તી, સગવડ અથવા કેળવણી વધે એમ હોય તે કરવી; અને [ ઍમ ] કલેકટરની અગાઉથી સંમત્તિ લઇને, મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં કોઇ પણ સાર્વજનિક આદરાતિથ્ય, સમારંભ, રંજન અથવા પ્રદર્શન ભરવાં

૫૭. જ્યારે મ્યુનિસિપાલીટીએ કોઇપણ કેળવણી ખાતાને અથવા ધર્માદા ખાતાને તે મ્યુનિસિપાલીટીની મિલકતમાંથી અથવા ફંડમાંથી કાંઇ વાર્ષિક વર્ગણી આપવા બદલ પોતાને અથવા પોતાના સ્થા-

નાપાન્નોને કેટલાક વર્ષોની અથવા અનિયમિત મુદતસુધી બાંધી આપવા જેવી દેખાતી હોય એવી કાંઇ વ્યવસ્થા કરી હશે અથવા એવું કાંઇ પણ વચન આપ્યું હશે, ત્યારે તે મ્યુનિસિપાલીટીને અથવા તેના સ્થાનાપન્નોને, શેહેરની મ્યુનિસિપાલીટીની બાબતમાં ગવર્નર ઇન્ કૌંસિલની, અને બીજી કોઇપણ મ્યુનિસિપાલીટીની બાબતમાં કમિશ્નરની, મંજુરીથી, એવી વ્યવસ્થા અથવા એવું વચન રદ્દ કરવાનો, અથવા એવી વાર્ષિક વર્ગણી બંધ અથવા ઓછી કરવાનો અધિકાર છે; પણ તેમ કરવાબદલ પોતાના ઇરાદાની નિદાન બાર મહિનાની નોટીસ તે મ્યુનિસિપાલીટીએ અથવા તેના સ્થાનાપન્નોએ એવા ખાતાના મેનેજર અથવા મેનેજરોને આપવી જોઇયે.

૫૮. જે સાર્વજનિક ખાતાનો ખરચ મ્યુનિસિપાલીટીની મિલકતમાંથી તથા ફંડમાંથી સર્વાંશે ચલાવવામાં આવતો હશે તે દરએક ખાતાની વ્યવસ્થા, નિબંધ અને કારભાર તે ખરચ ચલાવનારી મ્યુનિસિપાલીટીના સ્વાધિન થશે.

પણ એવું ઠરાવ્યું છે કે સાર્વજનિક કેળવણીના સંબંધમાં કોઇપણ મ્યુનિસિપાલીટીના સ્વતંત્ર અધિકારની મર્યાદા અને સરકારના કેળવણી ખાતાની સાથે તેનો સંબંધ, વખતે વખતે ગવર્નર ઇન્ કૌંસિલ ઠરાવશે.

## બાબ ૭—મ્યુનિસિપલ કર.

### (૧) કર બેસાડવા બાબત.

૫૯. ગવર્નર જનરલ ઇન્ કૌંસિલ આ અર્થે જે સામાન્ય અથવા વિશેષ હુકમ કરે તેને પાત્ર રહીને, કોઇપણ મ્યુનિસિપાલીટીને—

(અ) ૬૦ મી કલમમાં કહેલું પ્રથમ ચલાવવાનું કામ ચલાવ્યા પછી, અને [બ] શેહેરની મ્યુનિસિપાલીટીની બાબતમાં ગવર્નર ઇન્ કૌંસિલની તથા બીજી બાબતમાં કમિશ્નરની મંજુરીથી, અને ૬૧ મી કલમની રૂયે ગવર્નર ઇન્ કૌંસિલને અથવા કમિશ્નરને સદરહુ પ્રકારની મંજુરી આપતી વખતે જે ફેરફાર અથવા જે શરતો યોગ્ય લાગે તેમને પાત્ર રહીને, નીચે લખેલા કરો પૈકી કોઇ પણ કર આ આક્ટનાં કારણ સારૂ બેસાડવાનો અધિકાર છે; તે કર નીચે પ્રમાણેઃ—

(૧) મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટમાંની ઇમારતો ઉપર અથવા જમીનો ઉપર અથવા એ બન્ને ઉપર રેટ (કર).

[૨] એવા ડિસ્ટ્રિક્ટમાં વાપરવા સારૂ રાખેલાં સઘળાં અથવા કોઇ પણ વાહન ઉપર અથવા બોટ [ હોડીઓ ] ઉપર, અથવા બેસવા સારૂ, જોડવા સારૂ અથવા ભાર લઇ જવા સારૂ વપરાતાં જનાવર ઉપર કર.

(૩) સદરહુ ડિસ્ટ્રીકટમાં બાહારથી આવનારાં પણ ઉપરની છેલ્લી રકમમાં કહેલાં કરને પાત્ર ન હોય એવાં વાહન ઉપર તથા સદરહુ પ્રમાણે વાપરવામાં આવતાં તેવાં જનાવર ઉપર ટોલ.

(૪) આક્ટ્રોઇ હદની અંદર ખપ સારૂ અથવા વાપરવા સારૂ આણેલાં જનાવર અથવા માલ ઉપર અથવા એ બન્ને ઉપર આક્ટ્રોઇ;

(૫) સદરહુ ડિસ્ટ્રીકટની અંદર રાખેલા કુતરા ઉપર કર;

(૬) આમાં આગળ કહ્યું છે તે પ્રમાણે નોટીસ આપ્યા પછી મ્યુનિસિપાલીટીના માણસો પાસે સાફ કરાવેલા ખાનગી પાયખાનાં ઉપર, જગા ઉપર અથવા કમ્પાઉન્ડ ઉપર આરોગ્ય રક્ષણ બાબતનો વિશેષ સેસ (કર);

(૭) સાર્વજનિક પાયખાનાં બાંધવા સારૂ અથવા ટકાવી રાખવા સારૂ અથવા એ બન્ને કારણ સારૂ અને કચરો વિગેરે કાઢી લઇ જઇને તેની વ્યવસ્થા કરવા સારૂ આરોગ્યરક્ષણ બાબતનો સાધારણ સેસ કર.

(૮) મ્યુનિસિપાલીટીએ પુરા પાડેલા પાણી બદલ એક અથવા અનેક પાણીના કર; આ કર, ઇમારતો તથા જમીનો ઉપર આકારેલા રેટના રૂપમાં, અથવા સદરહુ પ્રમાણે પાણી પુરૂં પાડવાના ચાર્જ વિગેરેના બીજા કોઇ પણ રૂપમાં બેસાડવાનો અધિકાર છે, અને કર, કોઇ પણ પ્રકારના પ્રસંગોની અથવા

ઇ પણ વિશેષ પ્રસંગની જુદી જુદી સ્થીતિ તરફ જોતાં સૌથી યોગ્ય દેખાય એવી રીતે અથવા રીતોએ બેસાડવો જોઇએ.

(૯) દીવાનો કર; (૧૦) મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટની હદની અંદરના કોઇ દેવસ્થાનમાં મુદતે મુદતે જનારા જાત્રાળુ ઉપર કર;

(૧૧) જે કોઇ પણ બીજા કરના પ્રકાર માટે અને હેતુ માટે, તે કર ૬૦ મી કલમની રકમ (અ) પેટા રકમ (૧) માં કહ્યાપ્રમાણે પસંદ કરવાની પહેલાં ગવર્નર ઇન કાઉન્સિલની મંજુરી મેળવી હશે તે કર પણ એવું ઠરાવ્યું છે કે—

(અ) આરોગ્ય રક્ષણ બાબતના વિશેષ સેસ શિવાય અથવા પાણીના કર શિવાય બીજો કોઇ પણ સદરહુ પ્રમાણે બેસાડેલો કર મલિકમુઆઝમની હોય તથા ફક્ત સાર્વજનિક કારણ સારૂ વાપરવામાં આવતી હોય અને નફો કરવાના કારણ સારૂ વાપરવામાં આવતી ન હોય અથવા વાપરવાનો ઇરાદો ન હોય એવી કોઇ પણ ઇમારતના અથવા કોઇ પણ ઇમારતના ભાગના અથવા કોઇ પણ વાહનના, જનાવરના અથવા બીજી મીલકતના સંબંધમાં, સરકારની ખાસ સમ્મતી શિવાય, લેવા લાયક થશે નહિ, અને સૈન્ય જવા બદલ અથવા સરકારી સ્ટોર અથવા બીજી કોઇ પણ સરકારી મીલકત લઇ જવા બદલ અથવા કામ ઉપર હોય એવા લશ્કરી અથવા પોલીસ અમલદાર જવા બદલ અથવા તેના કબજામાં હોય તે કોઇપણ માણુસ અથવા મીલકત લઇ જવા બદલ કોઇ પણ ટોલ લઇ શકાશે નહિ; ( બ ) કોઇ પણ ખાનગી પાયખાના, જગા અથવા કમ્પાઉન્ડના સંબંધમાં આરોગ્ય રક્ષણ બાબતનો વિશેષ સેસ લેવો તે, સદરહુ મ્યુનિસિપાલીટી તરફથી—

(૧) તે પાયખાનું, જગા અથવા કમ્પાઉન્ડ માણસો પાસે સાફ કરાવવા સારૂ અથવા તેમાંનું પાણી મ્યુનિસિપાલીટીની ગટરમાં લઇ જવા અથવા છોડવા સારૂ તજવીજ કરવામાં આવ્યા વગર તથા આવે ત્યાં સુધી, અને

(૨) સદરહુ પ્રમાણે સાફ કરાવાના તથા સદરહુ પ્રકારનો સેસ લેવાના પોતાના ઇરાદાની એક મહિનાની નોટીસ, એવો સેસ જે માણસો ઉપર બેસાડવાનો હોય તેમાંના પ્રત્યેક માણસને, અથવા તે સેસ ડિસ્ટ્રીકટના અથવા ડિસ્ટ્રીકટના ભાગના જે રહેવાસીઓ ઉપર બેસાડવાનો હોય તે રહેવાસીઓને સામાન્ય રીતે, આપવામાં આવ્યા વગર અથવા આવે ત્યાં સુધી, લઇ શકાશે નહિ;

(ક) મ્યુનિસિપાલીટીને, રકમો (૧), (૭), (૮), (૯) માં કહેલા કરો પૈકી કોઇ પણ બે અથવા વધારે કર જુદા જુદા બેસાડવાને બદલે તે મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટમાંની ઇમારતો ઉપર તથા જમીનો ઉપર અથવા એ બન્ને ઉપર રેટ તરીકે તેટલીજ રકમનો એકજ કર બેસાડવાનો અધિકાર છે.

**૬૦.** દરેક મ્યુનિસિપાલીટીએ, કોઇ પણ કર બેસાડવાની અગાઉ, પ્રથમતઃ નીચે કહેલી રીતે કામ ચલાવવું જોઇએ.

(અ) તેણે, સાધારણ સભામાં એક ઠરાવ પસાર કરીને,

(૧) ૫૯ મી કલમમાં કહેલા કરો પૈકી જે કોઇ પણ કર બેસાડવો હોય તે પસંદ કરવો;

(૨) ૪૫ મી કલમની પેટા કલમ ( આઇ ) ના કારણ સારૂ, પસંદ કરેલો કર ઠરાવવા બાબત કાનુનો તૈયાર કરવી;

અને એવા ઠરાવમાં તથા એવી કાનુનોમાં—

(૩) જે વર્ગના અથવા વર્ગોના માણસોને અથવા મિલકતને અથવા જે વર્ગના અથવા વર્ગોના માણસોને તથા મિલકતને તે કર આપવાને પાત્ર કરવાનો તથા જે કોઇ પણ માફી આપવાનો તે મ્યુનિસિપાલીટીનો વિચાર હશે તે વર્ગ અથવા વર્ગો અને તે માફી નિર્દિષ્ટ કરવી જોઇએ.

(૪) એવા વર્ગો જે રકમને અથવા જે દરને પાત્ર કરવાનો વિચાર હશે તે રકમ તથા તે દર નિર્દિષ્ટ કરવાં જોઇયે;

(૫) ગવર્નર ઇન કાઉન્સિલ જે બીજી બાબતો એવી રીતે નિર્દિષ્ટ કરવાનું કહે તે સર્વે નિર્દિષ્ટ કરવી જોઇએ;

(બ) આવો ઠરાવ પસાર થયા પછી, મ્યુનિસિપાલીટીએ, સદરહુ પ્રમાણે તૈયાર કરેલી કાનુનોનો ખરડો, પરિશિષ્ટ અમાં આપેલા નમુનાની એક નોટીસ તેની શરૂઆતમાં દાખલ કરીને પ્રસિદ્ધ કરવો જોઇએ.

(ક) તે મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટના જે કોઇ પણ રહેવાસીને સદરહુ કર બેસાડવાની સામું અથવા સદરહુ પ્રકારે યોજેલી રકમ સામું અથવા દર સામું અથવા તે કરને, રકમને અથવા દરને જે વર્ગના માણસોને અથવા મિલકતને પાત્ર કરવાના હોય તે વર્ગ સામું અથવા કોઇ યોજેલી માફી સામું જે કાંઇ હરકત હોય, તેને સદરહુ નોટીસ પ્રસિદ્ધ થયા પછી એક મહિનાની અંદર પોતાની હરકત લખીને મ્યુનિસિપાલીટીને મોકલવાનો અધિકાર છે, અને તે મ્યુનિસિપાલીટીએ એવી સર્વ હરકતોનો વિચાર કરવો જોઇએ, અથવા એકાદ કમિટીને તેનો વિચાર કરીને તે ઉપર રિપોર્ટ કરવાનો અધિકાર આપવો જોઇએ, અને તે યોજેલો કર એવી હરકતને લીધે ન બેસાડવા બદલ અથવા તેમાં ફેરફાર કરવા બદલ મ્યુનિસિપાલીટીએ ઠરાવ કર્યો ન હોય, તો તે મ્યુનિસિપાલીટીએ, તે હરકતો તે બાબતના પોતાના અભિપ્રાય સુદ્ધાં, સદરહુ નોટીસ તથા કાનુનો સહિત શેહેરની મ્યુનિસિપાલીટીની બાબતમાં ગવર્નર ઇન કૌન્સિલ તરફ બીજી કોઇ મ્યુનિસિપાલીટીની બાબતમાં કમીશનર તરફ રવાના કરવી જોઇએ.

૬૧. પ્રસંગ પ્રમાણે ગવર્નર ઇન કૌંસિલને અથવા કમિશનરને પોતાની તરફ રવાના કરેલી કાનુનો ના મંજુર કરવાનો અથવા વધારે વિચાર કરવા સારૂ મ્યુનિસિપાલીટી તરફ પાછી મોકલવાનો, અથવા સદરહુ નોટીસ પ્રસિદ્ધ થયાની તારીખથી એક મહિનામાં યોજેલા કરના સંબંધમાં કાંઇ પણ હરકત, અથવા પોતાના મત પ્રમાણે પુરતી હોય એવી હરકત લેવામાં આવી ન હોય તો, તે કાનુનો—

(અ) ફેરફાર કર્યા વગર મંજુર કરવાનો, અથવા (બ) પોતાને યોગ્ય લાગે (૧) એવા જે ફેરફાર ઉપરથી બેસાડવાની રકમ વધારે થાય નહિ એવા ફેરફારને પાત્ર રહિને, અથવા (૨) એવી જે શરતોએ, એવા કરથી ઉત્પન્ન થનારી સઘળી રકમ અથવા તેનો કોઇપણ ભાગ, મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં, આ આકટનાં ( તે શરતોમાં કહેલાં ) કોઇપણ એક અથવા વધારે કારણ માટે વાપરવાનો તે શરતોને પાત્ર રહીને, મંજુર કરવાનો અધિકાર છે.

૬૨. મ્યુનિસિપાલીટીએ, ૬૧ મી કલમની રૂયે મંજુર કરવામાં આવેલી સઘળી કાનુનો જે ફેરફારને પાત્ર તે મંજુરી આપી હશે તે સઘળા ફેરફાર સહિત, તે કાનુનો જે ડિસ્ટ્રિકટ માટે ઠરાવી હશે તે ડિસ્ટ્રિકટમાં, એવી મંજુરી તથા તેની તારીખ તથા અનુક્રમ નંબર જેમાં લખ્યાં હશે એવી એક નોટીસ સહિત પ્રસિદ્ધ કરવી જોઇએ; અને પછી, આ પ્રમાણે પ્રસિદ્ધ કરેલી કાનુનોમાં ઠરાવ્યા પ્રમાણેનો તે કર, તે નોટીસમાં નિર્દિષ્ટ કરેલી અને તે નોટીસ પ્રસિદ્ધ કર્યાની તારીખથી એક મહિનાની અંદરની ન હોય એવી તારીખથી બેસાડવો જોઇએ, અને તેથી ઉત્પન્ન થનારી રકમ મ્યુનિસિપાલીટીએ, સદરહુ મંજુરી ૬૧ મી કલમની રૂયે જે શરતોને પાત્ર આપવામાં આવી હોય તે સઘળી શરતોને અનુસરીને વાપરવી જોઇએ; પણ એવું ઠરાવ્યું છે કે

(અ) વર્ષે વર્ષે લેવાનો કર—

(૧) કોઇ પણ સાલની એપ્રીલની ૧ લી તારીખ—જુલાઇની ૧ લી તારીખ અકટોબરની ૧ લી તારીખ—જાનેવારીની ૧ લી તારીખ—એ તારીખો પૈકી કોઇ પણ તારીખ શિવાય બીજી કોઇ પણ તારીખે અમલમાં આવશે નહિ અને (૨) એપ્રિલની ૧ લી તારીખ શિવાય બીજી કોઇ પણ તારીખે અમલમાં આવે તો તે ત્યાર પછીના એપ્રિલની ૧ લી તારીખ સુધી, દર ત્રણ ત્રણ મહિને વસુલ કરી શકાશે;

(બ) આ કલમ મુજબની નોટીસ જે દિવસે કાઢવામાં આવે તે દિવસે અથવા તેની આગમચ મ્યુનિસિપાલીટીએ, જરૂર હોય એવી તથા ૪૬ મા કલમના વિશેષ ઠરાવની પહેલી રકમની રૂયે, પ્રસંગ પ્રમાણે, ગવર્નર ઇન કૌંસિલે અથવા કમિશનરે પસંદ કરી હોય એવી, વધારાની વિગતવાર કાનુનો પ્રસિદ્ધ કરવી જોઇયે; આ કાનુનોમાં, તેમાં નિર્દિષ્ટ કરેલો કર નાંખવાની તથા વસુલ કરવાની રીત, અને તે તારીખો પણ નિર્દિષ્ટ કરવી જોઇયે;

(ક) જો કોઇ પણ કર અથવા કોઇપણ કરનો વિશેષ ભાગ ઠરાવેલી મુદત માટે માત્ર લેવાની મંજુરી આપેલી હોય, તો તે કર, તે મુદતમાં જે ચઢેલી બાકી અપાયા વગર રહી હશે તે બાદ કરીને,

તે મુદતની આખરે લેવાનું બંધ કરવું જોઇયે.

## (૨)—રેટ (કર)ની આકારણી તથા તે આપવાની પાત્રતા.

**૬૩.** (૧) જયારે ઇમારતો ઉપર અથવા જમીનો ઉપર, અથવા આ બન્ને ઉપર કાંઇ પણ રેટ બેસાડવામાં આવે ત્યારે, મ્યુનિસિપાલીટીએ, મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાંની સઘળી ઇમારતો અથવા જમીનોનું અથવા ઇમારતો તથા જમીનોનું એક એસેસમેન્ટ લીસ્ટ તૈયાર કરાવવું જોઇયે, અને તેમાં—

(અ) તે મિલકત જે સ્ટ્રિટમાં અથવા ભાગમાં આવી હશે તે સ્ટ્રિટ અથવા ભાગનું નામ; (બ) તે મિલકત પુરતી રીતે ઓળખાય એવું તેનું નામથી અથવા નંબરથી વર્ણન; (ક) ધણીનું તથા ભોગવટો કરનારનું નામ માલમ હોય તો તે; (ડ) જે વાર્ષિક ભાડાની રકમ ઉપરથી અથવા જે કીંમત ઉપરથી તે મિલકત ઉપરનો રેટ આકાર્યો હોય તે તે રકમ અથવા કિંમત; અને (ઇ) તે મિલકત ઉપર આકારેલી કરની રકમ; હોવાં જોઇયે.

(૨) સદરહુ પ્રકારે મિલકત ઉપર રેટ આકારવા સારૂ મ્યુનિસિપાલીટીને કૌંસિલર હોય અથવા ન હોય અને મેહેનતાણું મળતું હોય અથવા ન હોય એવા કોઇ માણસને અથવા માણસોને વખતે વખતે નિમવાનો અધિકાર છે; અને તેને એવી મિલકતની તપાસણી કરવાનો અધિકાર છે.

" પણ એવું ઠરાવ્યું છે કે જે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ સારૂ મ્યુનિસિપલ કમિશનર હોય તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં એવાં મ્યુનિસિપલ કમિશનરને એવી તપાસણી કરવાનો અધિકાર છે, "

(૩) " પ્રસંગ પ્રમાણે મ્યુનિસિપાલીટીની અથવા એવા માણસની અથવા મ્યુનિસિપલ કમીશનરની " માંગણી ઉપરથી, એવી કોઇપણ ઇમારતનો અથવા જમીનનો ધણી અથવા ભોગવટો કરનાર, તે માંગણીમાં લખવામાં આવે તે વાજબી મુદતની અંદર, પોતાના જાણવા અથવા માનવા પ્રમાણે ખરૂં હોય એવું તથા પોતાની સહીવાળું એક પત્રક મોકલવાને બંધાયલો છે; તે પત્રકમાં—

(અ) ધણી અથવા ભોગવટો કરનારનાં એ બન્નેનાં નામ તથા રહેવાનાં ઠેકાણાં, (બ) એવી ઇમારત અથવા જમીનની લંબાઇ પોહોળાઇ વિગેરે તથા તેની વાર્ષિક ભાડાની રકમ અથવા તેની કિંમત, લખવાં જોઇયે.

**૬૪.** એસેસમેન્ટ લીસ્ટ પુરૂં થાય, એટલે, તે વાતબાબત તથા તે લીસ્ટ અથવા તેની નકલ ક્યાં જોવાને મળશે તે બાબત મ્યુનિસિપાલીટીએ જાહેર નોટીસ આપવી જોઇયે; અને જે કોઇ પણ શખસ પોતે એવા લીસ્ટમાં સમાયલી કોઇપણ મિલકતનો ધણી અથવા ભોગવટો કરનાર છે એમ દાવો કરતો હશે તથા એવા શખસનો કોઇપિણ એજંટ તે લીસ્ટ મફત જોઇ શકશે તથા તેમાંથી મફત ઉતારા લઈ શકશે.

**૬૫.** (૧) મ્યુનિસિપાલીટીએ એવું એસેસમેન્ટ લીસ્ટ પ્રસિદ્ધ કરતી વખતે, આકારેલી કિંમતની તથા આકારણીની તપાસ તે પછીના એક મહિનાથી ઓછી ન હોય એવી જે મુદતે પોતે શરૂ કરવાની હોય તે બાબતની એક જાહેર નોટીસ આપવી જોઇયે. અને જે જે પ્રસંગે જે કોઇપણ મિલકત ઉપર પ્રથમ કર આકારવામાં આવે અથવા જે ઉપર તે આકારણી વધારવામાં આવે તે પ્રત્યેક પ્રસંગે તે બાબતની નોટીસ, તે મિલકતનો ધણી અથવા ભોગવટો કરનાર માલમ હોય તો તેને આપવી જોઇયે.

(૨) સદરહુ કિંમત સંબંધી તથા આકારણી સંબંધી સઘળી હરકતો સદરહુ નોટીસમાં લખેલી મુદતની અંદર લેખી અરજીના રૂપમાં મ્યુનિસિપાલીટીને કરવી જોઇયે; તે અરજીમાં જે કારણ સર સદરહુ કિમત તથા આકારણીના સંબંધમાં હરકત લીધી હોય તે કારણો લખવાં જોઇએ, અને એવી રીતે કરવામાં આવેલી સઘળી અરજીઓ, તે નોંધાવા સારૂં મ્યુનિસિપાલીટીએ રાખવાની એક ચોપડીમાં નોંધવી જોઇએ.

(૩) " જે મ્યુનિસિપલ ડીસ્ટ્રીકટ માટે મ્યુનિસિપલ કમીશનર હોય તે મ્યુનિસિપલ ડીસ્ટ્રીકટમાં એવો મ્યુનિસિપલ કમીશનર અને બીજે ઠેકાણે " મેનેજીંગ કમિટિએ અથવા મ્યુનિસિપાલીટી જે કોઇ પણ કમિટી અથવા કમિટીઓને આ બાબતમાં મેનેજીંગ કમિટીના અધિકાર તથા કામ સોંપે તેણે અથવા જે કોઇપણ સરકારી અમલદારને મ્યુનિસિપાલીટી કમિશનરની પરવાનગીથી આ બાબતના મેનેજીંગ કમિટીના અધિકાર તથા કામ સોંપે ( અને એવી રીતે સોંપવાનો મ્યુનિસિપાલીટીને આ ઉપરથીજ ધિ-

કાર આપેલો છે તે અમલદારે, તે અરજદારને જાતે અથવા એજંટની મારફત સુનાવણીની તક આપ્યા પછી, (અ) સદરહુ હરકતોની તપાસ કરીને તેમનો નિકાલ કરવો જોઇયે, (બ) તેમનું પરિણામ પેટા કલમ (૨) મુજબ રાખેલા ચોપડીમાં નોંધી રખાવવું જોઇયે, અને (ક) આવા પરીણામને અનુસરીને એસેસમેન્ટ લીસ્ટમાં જે કોઇપણ સુધારો કરવાની જરૂર હોય તે કરાવવો જોઇયે.

(૪) જ્યારે આ કલમ મુજબ લીધેલી સઘળી હરકતોનો નિકાલ કરવામાં આવ્યો હોય, અને પેટા કલમ (૩) મુજબ કરવાના સઘળા સુધારા એસેસમેંટ લીસ્ટમાં કરવામાં આવ્યા હોય ત્યારે, તે લીસ્ટના ખરાપણા બદલ તે ઉપર જે મ્યુનિસિપલ ડીસ્ત્રીકટ માટે મ્યુનિસિપલ કમીશનર હોય તે મ્યુનિસિપલ ડીસ્ત્રીકટમાં એવા મ્યુનિસિપલ કમીશનરની અને બીજે ઠેકાણે મેનેજીંગ કમિટીના ચેરમેનની અને નિદાન કોઇપણ એક મેમ્બરની અથવા, જો મ્યુનિસિપાલીટીએ આ બાબતના મેનેજીંગ કમિટીના અધિકાર તથા કામ બીજી કોઇ કમિટીને અથવા એકાદા સરકારી અમલદારને સોપ્યા હોય તો, તે કમિટીના નિદાન બે મેમ્બરોની અથવા તે સરકારી અમલદારની સહી થવી જોઇએ, અને આ પ્રમાણે તે લીસ્ટના ખરાપણા બદલ તે ઉપર સહી કરનારા શખસે અથવા શખસોએ એવો દાખલો લખી આપવો જોઇએ કે તે લીસ્ટમાં જે બાબતોમાં સુધારો કર્યો છે તે બાદ કરીને બીજી કોઇપણ બાબતમાં કિંમતના તથા આકારણીના સંબંધમાં કોઇપણ કાયદેસર હરકત લેવામાં આવી નથી.

( ૫ ) એ પ્રમાણે સહી કરેલું લીસ્ટ મ્યુનિસિપલ કચેરીમાં રાખવું જોઇયે, અને તે ત્યાંહાં, કચેરીના વખતમાં, તેમાં લખેલી મિલકતના સઘળા ધણીઓને તથા ભોગવટો કરનારાઓને અથવા એવા લોકોના એજંટોને જોવાસારૂ ખુલ્લું હોવું જોઇયે, અને તે આ પ્રમાણે ખુલ્લું હોવા બાબતની નોટીસ તાબડતોબ પ્રસિદ્ધ કરવી જોઇયે.

( ૬ ) આ પ્રમાણે સહી કરેલા અને રાખવામાં આવેલા લીસ્ટમાંની નોંધ,

( અ ) તરત નિચેની કલમના ઠરાવોની રૂયે ત્યારપછી જે કાંઇ પણ ફેરફાર કરવામાં સહી કરેલુ લીસ્ટ કેટલે સુધી આવે તેમને પાત્ર, અને નિરૂત્તર છે તે. ( બ ) ૮૬ મી કલમ મુજબ કરેલા કોઇ પણ અપીલના નિકાલને પાત્ર,

( ૧ ) સઘળા મ્યુનિસિપલ કરોનાં કારણ સારૂ, એવી નોંધ જે ઇમારતો સંબંધી તથા જમીનો સંબંધી હોય તે સઘળી ઇમારતોની તથા જમીનોના વાર્ષિક ભાડાની રકમનો અથવા તેમની કિંમતનો, અને

( ૨ ) ઇમારતો અથવા જમીનો ઉપર બેસાડેલા કોઇ પણ કરનાં કારણ સારૂ, તે લીસ્ટ જે સરકારી સાલ માટે હોય તે આખા સાલમાં તે ઇમારતો ઉપર અથવા જમીનો ઉપર આપવાના એવા દરેક કરની રકમનો, નિરૂત્તર પુરાવો છે એમ સમજવું જોઇયે.

૬૬. (૧) મ્યુનિસિપાલીટીને, કોઈ પણ વખતે, સદરહુ લીસ્ટમાં જે કોઇ પણ માણસનું નામ દાખલ કરવું જોઇતું હતું તેનું નામ તેમાં દાખલ કરીને, અથવા જે કોઇ પણ મિલકત તેમાં દાખલ કરવી જોઇતી હતી તે તેમાં દાખલ કરીને, અથવા કોઇ પણ મિલકતની કિંમતનો અથવા કરનો જે આકાર, દગાને લીધે, અકસ્માતને લીધે અથવા ભુલને લીધે તેમાં નજર ચુકથી દાખલ થયો હશે તેમાં ફેરફાર કરીને, તે લીસ્ટ ફેરવવાનો અધિકાર છે; માત્ર આમ કરતાં પહેલાં, તે ફેરફાર સાથે હિત સંબંધ હોય એવા કોઇ પણ શખસને એક નોટીસ આપીને તે મારફત તેની બજાવણીની તારીખથી નિદાન એક મહિના કરતાં ઓછો ન હોય એવા જે વખતે તે ફેરફાર કરવાનો હોય તે વખત તેને જણાવવો જોઇયે.

( ૨ ) એવા કોઇ પણ ફેરફાર સાથે હિતસબંધ હોય એવા કોઇ પણ શખસે સદરહુ નોટીસમાં ઠરાવેલા વખતની અંદર અને તરત ઉપરની કલમની પેટા કલમ ( ૨ ) માં કહેલી રીતે મોકલેલી દરેક હરકતની વ્યવસ્થા સર્વ બાબતોમાં, જાણે તે સદરહુ કલમ પ્રમાણે કરેલી અરજી હોય તે પ્રમાણેજ, કરવી જોઇયે.

(૩) આ કલમ પ્રમાણે કરેલો દરેક ફેરફાર તે કરવાનું જે હકીકત ઉપરથી યોગ્ય થયું હોય તે હકીકત જે ચાલુ સરકારી સાલમાં બની હોય તે સાલના સર્વથી પેહેલા દિવસથી કર્યો હોય તે પ્રમાણે, ૮૬ મી કલમ મુજબ કરેલી અપીલના નિકાલને પાત્ર, અમલમાં આવશે.

૬૭. (૧) દરવર્ષે નવું અસેસમેન્ટ લીસ્ટ તૈયાર કરવાની જરૂર નથી. અસેસમેન્ટ લીસ્ટનો દરેક ભાગ દર ચાર વર્ષે નિદાન એક વખત પુર્ણપણે દુરસ્ત કરવો જોઇયે એવી શરતને પાત્ર રહીને, મ્યુનિસિપાલીટીને કોઇ પણ વર્ષના લીસ્ટમાં દાખલ કરેલી કિંમત તથા આકારણી જરૂરના દેખાય તે ફેરફાર સહિત, ત્યારપછીના તરતના વર્ષને માટે કાયમ કરવાનો અધિકાર છે.

(૨) પણ ૬૪ મી, ૬૫ મી, અને ૬૬ મી કલમોના ઠરાવો, સરકારી સાલની શરૂઆતે નવું અસેસમેન્ટ લીસ્ટ પુર્ણ કર્યું હોય તે પ્રમાણે દરેક વર્ષે લાગુ પડશે.

૬૮. ઇમારતો અથવા જમીનો ઉપર અથવા એ બન્ને ઉપર રેટના રૂપમાં બેસાડેલો દરેક કર, પ્રથમતઃ, એવો કર જે મિલકત ઉપર આકારેલો હોય તેનો ખરેખર ભોગવટો કરનાર તેમનો ધણી હોય અથવા તે સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિઆ ઇન્ કૌન્સિલ પાસેથી અથવા મ્યુનિસિપાલીટી પાસેથી મળેલા ઇમારતપટાની અથવા બીજા પટાની રૂયે અથવા કોઇ પણ માણસ પાસેથી મળેલા ઇમારત પટાની રૂયે ધારણ કરતો હોય, તો તેની પાસેથી લઇ શકાશે. બીજે પ્રસંગે, તે કર પ્રથમતઃ નિચે લખેલા માણસો પાસેથી લઇ શકાશે, એટલે:

(અ) જો તે મિલકત ભાડે આપી હશે, તો ભાડે આપનાર પાસેથી; (બ) જો તે મિલકત પેટા ભાડે આપી હશે, તો વરિષ્ટ ભાડે આપનાર પાસેથી; (ક) જો તે મીલકત ભાડે આપી નહિ હશે, તો જે માણુસને તે ભાડે આપવાનો હક હશે તે માણુસ પાસેથી:

પણ એવું ઠરાવ્યું છે કે, એવા કર બદલ લહેણી થયેલી કોઇ પણ રકમ, તે પ્રથમ આપવાને પાત્ર થયેલા માણુસ પાસેથી વસુલ ન થાય તો, તે જે ઇમારતો અથવા જમીનોના સંબંધમાં લહેણી થઇ હશે તેમના કોઇ પણ ભાગના ભોગવટો કરનારા પાસેથી, તેણે દર સાલ આપવાનું ભાડું, અને તે સઘળી ઇમારતો બદલ અથવા જમીનો બદલ તે પ્રમાણે આપવાનું એકંદર ભાડું અથવા સહીવાળા એસેસમેન્ટ લીસ્ટમાં તેમની એકંદર ભાડાની રકમ દાખલ કરી હોય તો તે, એટલે આમાંની જે રકમ વધારે હોય તે, એમની વચ્ચે જે પ્રમાણ હોય તે પ્રમાણ મુજબ તે કરની લેહેણી રકમનો ભાગ વસુલ કરવાનો અધિકાર છે.

વળી એવું પણ ઠરાવ્યું છે કે, આ કલમની રૂયે કરની રકમ આપવાને પ્રથમ પાત્ર ન હોય એવા કોઇ પણ ભોગવટો કરનારે કાંઇ પણ રકમ આપી હોય અથવા તેની પાસેથી વસુલ કરવામાં આવી હોય તો, તે રકમ આપવાને પ્રથમ પાત્ર થનારા માણુસ સાથેના હિસાબમાં સદરહુ ભોગવટો કરનારને તે રકમ મજરે મળવાનો હક છે.

૬૯. ( ૧ ) જે કોઇ પણ ઇમારત ઉપર અથવા જમીન ઉપર દરવર્ષે લેવાનો રેટ બેસાડયો હશે અથવા જે બદલ કોઇ પણ વિશેષ આરોગ્યરક્ષણ સંબંધી કર વર્ષે વર્ષે અથવા હપ્તે હપ્તે આપવાનો હશે તે ઇમારત અથવા તે જમીન આખા વર્ષ સુધી અથવા જે મુદત બદલ એવો હપ્તો આપવાનો હશે તે સઘળી મુદત સુધી ખાલી તથા ભાડું ઉત્પન્ન થયા વગર રહી હશે તો, મ્યુનિસિપાલીટીએ પ્રસંગ પ્રમાણે, તે રેટની અથવા કરની અથવા કરના હપ્તાની બે તૃતિયાંશ કરતાં ઓછી નહિ હોય એટલી રકમ માફ કરવી જોઇયે:

પણ એવું ઠરાવ્યું છે કે, એવી કોઇ પણ માફી તે ઇમારત અથવા જમીન આખા વર્ષ સુધી ખાલી તથા ભાડું ઉત્પન્ન થયા વગર રહી છે એ બાબતની લેખી નોટીસ મ્યુનિસિપાટીને આપ્યા વગર આપવામાં આવશે નહિ, અને એવી નોટીસ જે દિવસે સ્વાધીન કરી હશે તે દિવસ અગાઉની કોઇ પણ મુદત સારૂ તે રકમ માફ કરવામાં અથવા પાછી આપવામાં આવશે નહિ.

(૨) જયારે સદરહુ પ્રકારની કોઇ પણ ઇમારત અથવા જમીન—

(અ) લાગલાગટ સાઠ દિવસથી ઓછી ન હોય એટલી મુદત સુધી ખાલી હોય તથા તેનું ભાડું ઉત્પન્ન થયું નહિ હોય, અથવા (બ) જુદા જુદા ગાળાની બનેલી હોય અને તેમાંના એક અથવા વધારે ગાળા સદરહુ કોઇપણ મુદતમાં ખાલી હોય તથા તેમનું ભાડું ઉત્પન્ન થયું ન હોય, અથવા (ક) સર્વાંશે અથવા ઘણે અંશે પાડી નાંખેલી હશે અથવા આગથી બળી ગયેલી હશે અથવા તેની કિંમત બીજી રીતે

નહિ જેવી થઈ ગઈ હશે. ત્યારે, મ્યુનિસિપાલીટીને તે રેટનો અથવા હપ્તાનો કાંઇ ભાગ માફ કરવાનું અથવા પાછો આપવાનું યોગ્ય લાગે તો તેને તેમ કરવા અધિકાર છે.

(૩) કોઇપણ માણુસને આ કલમની રૂએ છુટ મળવાનો જે બાબતો ઉપરથી હક પ્રાપ્ત થતો હશે તે બાબતો સાબિત કરવાનો બોજો તેના ઉપર રહેશે.

(૪) કોઇપણ ઇમારત અથવા જમીનનો ભોગવટો કરવાનો ચાલુ હક હોય એવા કોઈ પણ ભાડુતને તે ભાડે આપી હશે, તો આ કલમના કારણુસારૂ, તે ઇમારત અથવા જમીનનું ભાડું ઉત્પન્ન થાય છે એમ સમજવું જોઇયે; પછી તે એવા ભાડુતના પ્રત્યક્ષ ભોગવટામાં હોય અથવા ન હોય.

### (૩)—ફી લેવાનો અધિકાર.

૭૦. (૧) જ્યારે મ્યુનિસિપાલીટી તરફથી આ આકટ મુજબ કોઇપણ લૈસન્સ આપવામાં આવે ત્યારે, અથવા કોઇપણ હંગામી ઇમલો બાંધવા સારૂ અથવા ઘર વગેરેનું બાહાર આવનારૂં, ઉપાંગ કરવા સારૂ અથવા મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયેલી કોઇપણ સાર્વજનિક સ્ટ્રીટનો અથવા જમીનનો થોડા વખત માટે ભોગવટો કરવાસારૂ પરવાનગી આપવામાં આવે ત્યારે, તે મ્યુનિસિપાલીટીને એવા લૈસેન્સ બદલ અથવા પરવાનગી બદલ ફી લેવાનો અધિકાર છે.

(૨) તેમજ, ૪૮ મી કલમની પેટા કલમ (૧) માં જે જગા મ્યુનિસિપાલીટીની માલકીની છે એમ કહ્યું છે તે વાપરવા બદલ તેજ પેટા કલમની (અ) રકમ મુજબ કરેલા પેટા કાયદાઓમાં જે ફી ઠરાવવામાં આવી હોય તે લેવાનો તે મ્યુનિસિપાલીટીને અધિકાર છે.

### (૪)—કેટલાક કરોબદલ વિશેષ ઠરાવ.

૭૧. (૧) મ્યુનિસિપાલીટીને, પાણીનો કર બેસાડવાને બદલે, અથવા, તે મ્યુનિસિપાલીટીનું પાણી કોઇપણ ખાનગી જમીનોને અથવા ઇમારતોને અથવા તેમના સંબંધમાં ઉપયોગ કરવા સારૂં પુરૂ પાડવા બદલ બેસાડેલો કર વિશેષ બાબતોમાં વસુલ કરવાને બદલે, (અ) એવી રીતે પાણી પુરૂં પાડવા માટે, પાણી કેટલું વાપર્યું તે માપવતી જોઇને તે પ્રમાણે ૪૬ મી કલમની રૂએ અમલમાં હોય એવી કાનુનોમાં નિર્દિષ્ટ કરેલા દરના કરતાં વધારે ન હોય એવે દરે, ચાર્જ ઠરાવવાનો અધિકાર છે.

(બ) કોઇપણ શખસની અરજી આવેથી તેને, મુદતે મુદતે અથવા બીજી રીતે પૈસા લઇને, મ્યુનિસિપાલીટીનું પાણી, મ્યુનિસિપાલીટી તે શખસની સાથે કરાર કરીને પોતે ઠરાવે તેટલું, અથવા તેવાં ઘરધુતી, શોભાનાં અથવા જમીન પાવાનાં કારણ સારૂ, અથવા વેપાર, કારખાના અથવા બીજા કારણ સારૂ તેવી શરતોએ, તથા તેવી બોલીને પાત્ર રહીને, પુરૂં પાડવા બદલ તે શખસ સાથે ગોઠવણ કરવાનો અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે—

(અ) એવી રીતે પાણી પુરૂં પાડવાસારૂ જરૂરનાં હોય તથા અનુષંગીક હોય એવા મીટર, કનેકશન પૈપ તથા બીજાં સઘળાં બાંધકામ, તથા એવા કામના સંબંધમાં ત્યાર પછી કરવાની મરામત, વધારો તથા ફેરફાર, મ્યુનિસિપાલીટીના નિબંધ હેઠળ રહેશે, અને તે બાબતનો ખરચ, મ્યુનિસિપાલીટીની કાનુનો અથવા પેટા કાયદાને અનુસરતો હોય તેટલે સુધી, એવા પાણીના જથા બદલ પૈસા આપવાને જવાબદાર હોય તે શખસોએ આપવો જોઇએ, અને

(બ) એવી રીતે પાણીનો જે જે જથો પુરો પાડવો તે ૪૮ મી કલમની રૂએ વિદ્યમાનકાળે અમલમાં હોય તે પેટા કાયદામાં, પાણીનો જથો પુરો પાડવાની હદ બાબત તથા તે બંધ કરવા બાબત અને પાણી નકામું જતું અથવા તેનો ગેર ઉપયોગ થતો અટકાવવા બાબત જે શરતો દાખલ કરવામાં આવી હશે તેમને પાત્ર રહીને, પુરો પાડવામાં આવશે તથા પુરો પાડવામાં આવ્યો છે એમ સમજવું.

(૨) જ્યારે મ્યુનિસિપાલીટીએ કોઇપણ કારખાનું, હોટેલ, કલબ અથવા કોઇ પણ એકજ કારણ સારૂ ઉપયોગમાં આવતી તથા એકજ વ્યવસ્થા હેઠળની ઇમારતો અથવા જમીનોને સમુદાય સાફ કરવા બદલ તજવીજ કરી હોય ત્યારે તેને તે કારખાના વિગેરે ઉપર આ બાબ મુજબ આરોગ્ય રક્ષણ બાબતનો વિશેષ સેસ બેસાડવાને બદલે એક વિશેષ રેટ બેસાડવાનો અને તે મુદતે મુદતે ભરવાની તારીખો તથા બીજી શરતો ઠરાવવાનો અધિકાર છે; આ રેટ તારીખો તથા શરતો—

(૧) ૪૬ મી કલમ મુજબ વિદ્યમાનકાળે અમલમાં હોય એવી કાનુનોને અનુસરીને અથવા (૨) જે શખસની બીજે પ્રસંગે તે આરોગ્ય રક્ષણ બાબતનો સેસ આપવાને પાત્ર થયો હોય તે શખસની સાથે લેખી કબુલત કરીને, ઠરાવવી જોઇયે: પણ એવું ઠરાવ્યું છે કે તે રકમ ઠરાવતી વખતે, સદરહુ પ્રમાણે સાફ કરવાનું કામ કરવાબદલ મ્યુનિસિપાલીટીને થનારા ખરચ તરફ યોગ્ય લક્ષ આપવું જોઇયે.

(૩) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં વાપરવા સારૂ રાખેલાં વાહન ઉપર અથવા જનાવર ઉપર મ્યુનિસિપાલીટીએ કર બેસાડયો હોય ત્યારે, કોઈપણ અશ્વશાળાનો અથવા વેચવા સારૂ અથવા ભાડે આપવા સારૂ રાખેલા ઘોડા અથવા ગાડીઓનો ધણી સદરહુ પ્રમાણે બેસાડેલા કર બદલ જે કોઇ પણ રકમ આપવાને પાત્ર થાય તેને બદલે તે રાખનારની સાથે મ્યુનિસિપાલીટીને એક્કી વખતે એકવર્ષ કરતાં વધારે નહિ હોય એવી કોઇ પણ મુદત સારૂ એક ઉધડી રકમ આપવા બાબત તોડજોડ કરવાનો અધિકાર છે.

(૪) પેટા કલમ (૧) મુજબ કબુલત કરીને અથવા બીજી રીતે ઠરાવેલા પાણી પુરૂં પાડવા બદલના ચાર્જ તરીકે અથવા તે પેટા કલમમાં કહ્યા પ્રમાણે આપવાના ખરચ તરીકે, અથવા પેટા કલમ (૨) મુજબ વિશેષ સેસ તરીકે, અથવા પેટા કલમ (૩) મુજબ આપવાની ઉધડી રકમ તરીકે, લહેણી થયલી જે કાંઇ પણ રકમ બદલ મ્યુનિસિપાલીટી તરફથી દાવો કરવામાં આવે તે દરેક રકમ, ૮ મા બાબનાં કારણસારૂ, સદરહુ બાબ મુજબ વસુલ કરવા લાયક કોઇ પણ કર બદલ માંગવાની રકમ સમજવી, અને તે તે પ્રમાણેજ વસુલ કરી શકાશે.

પણ એવું ઠરાવ્યું છે કે મ્યુનિસિપાલીટીની માલકીનું પણ આ આકટનાં કારણ સારૂ જરૂરતું ન હોય એવું કોઇ પણ પાણી મ્યુનિસિપલ ડિસ્ત્રિકટની હદની બાહાર વાપરવાસારૂ મ્યુનિસિપાલીટીને યોગ્ય લાગે તે દરે તથા શરતે પુરૂં પાડવા બદલ કોઇપણ શખસ સાથે કરાર કરવાનો મ્યુનિસિપાલીટીને જે હક અથવા અધિકાર છે તેને આ કલમના કોઇપણ ઠરાવ ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

૯૨. જો આ આકટ પ્રમાણે બેસાડેલો કોઇ કર મ્યુનિસિપલ ડિસ્ત્રિકટની હદમાંહેના કોઇ દેવમંદીરમાં મુદ્દતે મુદ્દતે જનારા જાત્રાળુ ઉપરનો કર હોય તો, કમિશનરને, સદરહુ પ્રકારના કર બાબત એકંદર વસુલ થયલી રકમનો પોતાને યોગ્ય લાગે તે ભાગ, જિલ્લા તાલુકા લોકલ બોર્ડને સોંપી આપીને તેમને તે અદા કરવા વિશે સદરહુ ડિસ્ત્રિકટની મ્યુનિસિપાલીટીને ફરમાવવાનો અધિકાર છે, અને સદરહુ પ્રમાણે સોંપી દીધેલો ભાગ સદરહુ બોર્ડ અથવા બોર્ડોએ પોત પોતાની હકુમતના પ્રદેશમાં સદરહુ જાત્રાળુઓની તંદુરસ્તીને, સગવડને અને સલામતીને ફાયદો કરે તેવા કામમાં ખરચવો જોઇયે.

૭૩. મ્યુનિસિપાલીટીએ લેવાનો કોઇ પણ કર ગેરવાજબી પ્રમાણથી બેસાડયો છે એવું, અથવા તે કર અથવા તેનો કોઇપણ ભાગ વસુલ કર્યાથી એકંદર લોકોના હિતને અનિષ્ટ છે એવું ગવર્નર ઇન કૌંસિલને ફરિયાદ થયા ઉપરથી અથવા બીજી રીતે હરકોઇ વખતે દેખાઇ આવે તો, સદરહુ કર બાબત જે કાંઇ હરકત છે એવું તેમને લાગે તે હરકત, આ બાબતમાં તેઓ ઠરાવે તેવી મુદતની અંદર દુર કરવા સારૂ તજવીજ કરવાનું સદરહુ મ્યુનિસિપાલીટીને કેહેવાનો અધિકાર તેને છે અને આ પ્રમાણે ઠરાવેલી મુદતની અંદર સદરહુ ફરમાવ્યા પ્રમાણે ગવર્નર ઇન કૌંસિલને સંતોષ થાય તેવી રીતે વહિવટ કરવામાં નહીં આવે, તો તેને સદરહુ પ્રકારનો કર અથવા તેનો સદરહુ ભાગ લેવાનું કામ, તે બાબત હરકત હોય તે દુર કરવામાં આવે ત્યાંહાં સુધી, મુંબઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું છાપીને, મોકુફ કરવાનો અધિકાર છે. ગવર્નર ઇન કૌંસિલને તેવુંજ જાહેરનામું છાપીને સદરહુ પ્રકારની મોકુફી હરકોઇ વખતે રદ કરવાનો અધિકાર છે.

૭૪. જ્યારે કોઇપણ મ્યુનિસિપાલીટીના મ્યુનિસિપલ ફંડની શિલક ૧૭૫ મી કલમ મુજબ કરેલા ખરચ માટે અથવા જે કાંઇપણ કૃત્યો તેણે કર્યાં નથી એવું ૧૭૮ મી કલમની રૂયે ઠરાવવામાં આવ્યું હોય તે કૃત્યો કરવા માટે ઓછી છે એમ ગવર્નર ઇન કૌન્સિલને દેખાય ત્યારે, તેને જાહેરનામાદ્વારા, તેમાં નિર્દિષ્ટ કરેલો તથા જે ૫૯ મી કલમ મુજબ બેસાડવા જોગ હોઇને તે મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં તે વખતે બેસાડેલો ન હોય એવો કર તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં બેસાડવાનો અથવા કોઇપણ ચાલુ કર પોતાને યોગ્ય લાગે તે રીતે તથા તેટલે સુધી વધારવાનો મ્યુનિસિપાલીટીને હુકમ કરવાનો અધિકાર છે.

## ઓકટ્રૉઇ તથા ટોલ.

૭૫. દરેક મ્યુનિસિપાલીટીએ, ઓક્ટ્રૉઈ બેસાડવાની દરખાસ્ત મંજુરી સારૂ સાદર કરતી વખતે તેની સાથે, ૪૮ મી કલમની પેટા કલમ (જે) નાં કારણુ સારૂ અને તે કલમની પેટા કલમો (૨) તથા (૩) માં કહેલી બાબતો કરીને, પેટા કાયદાઓનો એક ખરડો મંજુરી સારૂ સાદર કરવો જોઇયે.

૭૬. (૧) ઓકટ્રૉઇ આપવાને પાત્ર હોય એવી કોઇ પણ વસ્તુ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની ઓકટ્રૉઇ હદમાં આણુનારા અથવા મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની ઓકટ્રૉઇ હદની બાહારથી આવેલી તેવી વસ્તુ લેનારા દરેક શખસે, મ્યુનિસિપાલીટી તરફથી આ બાબત અધિકાર મળેલો કોઇ અમલદાર માગે એટલે, અને તે કર બદલ લેવાની રકમ નક્કી કરવા સારૂ જરૂર હોય તેટલે સુધી, નીચે પ્રમાણે કરવું જોઇયે એટલે:—

(અ) તે અમલદારને તે વસ્તુ જોવા દેવી જોઇયે, તપાસવા દેવી જોઇયે, જોખવા દેવી જોઇયે અને તેની બીજી રીતે વ્યવસ્થા કરવા દેવી જોઇએ; અને (બ) તે વસ્તુ બાબત પોતાને જે ખબર હોય તે તે અમલદારને જણાવવી જોઇયે. અને તે વસ્તુ સંબંધી કોઇપણ બીલ, ઇનવોઇસ અથવા એવો કોઇ દસ્તાવેજ પોતાની પાસે હોય તે તેને દેખાડવો જોઇયે.

(૨) જે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં આકટ્રૉઇ લેવા જોગ હોય તેની આકટ્રૉઇ હદમાં કોઇ પણ વાહન અથવા પ્યાકેજ લાવનાર અથવા તે હદબાહારથી આવેલું કોઇ પણ વાહન અથવા પ્યાકેજ લેનાર કોઇ પણ શખસ, મ્યુનિસિપાલીટીએ આ અર્થે અધિકાર આપેલા કોઇ અમલદાર માંગે એટલે તેને તે વાહન અથવા પ્યાકેજમાં ઓકટ્રૉઇ લેવાજોગ કાંઇ પણ વસ્તુઓ છે કે નહિ તેની ખાતરી કરવા સારૂ તેને તે વાહન અથવા પ્યાકેજમાંની જનસો તપાસવા દેવાની ના કહેશે, તો તે અમલદારને, તે વાહન અથવા પ્યાકેજ, નકામી ઢીલ કર્યાવગર, માજીસ્ટ્રેટ આગળ અથવા ગવર્નર ઇન કૌન્સિલ આ અર્થે મ્યુનિસિપાલીટીના જે અમલદારને તેના નામથી અથવા હુદ્દાથી નિમે તેની આગળ લઈ જવડાવવાનો અધિકાર છે, અને તે માજીસ્ટ્રેટે અથવા અમલદારે તે તપાસ પોતાની રૂબરૂ કરાવવી જોઇયે.

૭૭. (૧) મ્યુનિસિપાલીટીએ આપેલા અધિકાર ઉપરથી ઑકટ્રૉઇ માંગનારા દરેક અમલદારે, તે કર જે કોઇ પણ વસ્તુ ઉપર લેવાનો હોય તે વસ્તુ ( મ્યુનિસિપાલીટીની ) હદમાં આણુનારા અથવા લેનારા દરેક સખસને એક બીલ આપવું જોઇયે, અને તેમાં તે કર જેના ઉપર લેવાનો હોય તે વસ્તુનું નામ, માંગેલા કરની રકમ, અને તે કર જે દરે ગણ્યો હોય તે દર, એટલી વિગત લખેલી હોવી જોઇયે.

(૨) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં જનારો માલ ઓકટ્રૉઇ આપવાને પાત્ર હોય તો, જે કોઇ પણ શખસ, મ્યુનિસિપાલીટીને ઠગવાના ઇરાદાથી એવો કોઇ પણ માલ, તે ઉપર એવા ડિસ્ટ્રિકટની ઑકટ્રૉઇ હદમાં તે આણ્યા બદલ આપવાની ઓકટ્રૉઇ આપ્યા વગર અથવા આપવા માંડયા વગર, તે ડિસ્ટ્રિકટમાં અણુાવશે અથવા આણુવાના કામમાં મદદ કરશે, અથવા પોતે જાતે આણુશે અથવા આણુવાનો પ્રયત્ન કરશે તે દરેક શખસ, તે ઓકટ્રૉઇની દશગણી રકમ સુધી અથવા પચાસ રૂપિયા સુધી, એટલે આ બે પૈકી જે રકમ મોટી હોય તે રકમ સુધી, દંડ આપવાને પાત્ર થશે.

૭૮. આ આકટ મુજબ કોઇ પણ ટોલ બેસાડનારી દરેક મ્યુનિસિપાલીટીએ તે ટોલ લેવાતા હોય તે દરેક ઠેકાણે, કાનુનોમાં કહેલી સઘળી બાબતોમાં લેવાની રકમો બતાવનારૂં એક કોષ્ટક, એવો ટોલ આપવાની પાત્રતાની તોડજોડ જે શરતોએ મુદતે મુદતે રકમ ભર્યાથી કરી શકાત તેવી શરતો હોય તો તે શરતો સુદ્ધાં, તે જીલ્હાની દેશી ભાષામાં રખાવવું જોઇયે, અને જે કોઈ પણ શખસને ટોલ માંગવાનો અધિકાર આપ્યો હશે તે શખસની ફરજ છે કે તેણે જે કોઇ સખસ પાસે એવી માંગણી કરવામાં આવે તે શખસ માગે એટલે તેને તે કોષ્ટક બતાવવું.

૭૯. (૧) મ્યુનિસિપાલીટીએ લેવાના કોઇ પણ ઑકટ્રૉઇ અથવા કોઈ પણ ટોલ માંગ્યા પછી આપવામાં ન આવે તે પ્રસંગે, તે વસુલ કરવાને નિમાયલા શખસને, તે ઑકટ્રૉઇ જે કોઈ ચીજના ઉપર આપવાની હોય તે ચીજ અથવા તે ટોલ જે વાહન અથવા જનાવર બદલ લેવાનો હોય તે વાહન અથવા જનાવર, અથવા માંગણીની ભરપાઇ થવાને બસ થાય તેટલી કિંમતનો તે વાહનમાં અથવા જનાવર ઉપર લાદેલા માલનો ભાગ પકડીને અટકાવી રાખવાનો અધિકાર છે, ત્યાર પછી તેણે, પકડેલું

વાહન, જનાવર અથવા ચીજ જેના કબજામાં હોય તે માણસને તે મિલકતની એક યાદી તથા પરિશિષ્ટ ડ માં આપેલા નમુના પ્રમાણેની એક લેખી નોટીસ આપવી જોઇયે, અને તે નોટીસમાં જણાવવું જોઇયે કે તેમાં લખ્યા પ્રમાણે તે મિલકત વેચવામાં આવશે.

(૨) જ્યારે પકડેલી કોઇ પણ ચીજ સ્વાભાવિક રીતે જલદીથી બગડી જાય એવી હોય અથવા તે રાખવાનો ખરચ તથા તેના ઉપર લેવાના ઓકટ્રોઇની અથવા ટોલની રકમ તે ચીજની કિંમત કરતાં વધારે થતી હોય ત્યારે, તે ચીજ પકડનાર શખસે તે ચીજ જેના કબજામાં હોય તેને ખબર આપવી કે તે ચીજ તાબડતોબ વેચી નાખવામાં આવશે, અને તેણે તે ચીજ, માંગવામાં આવેલા ઓકટ્રોઇ અથવા ટોલની રકમ તાબડતોબ આપવામાં ન આવે તો, વેચી નાંખવી અથવા વેચાવી નાંખવી જોઇયે.

(૩) એવા લીલામની શરૂઆત પહેલાં કોઇ પણ વખતે, જે શખસની મિલકત સદરહુ પ્રમાણે પકડી હોય તે સખશ, થયલા સઘળા ખરચની તથા લેવા જોગ સઘળા ઑકટ્રોઇ તથા ટોલની રકમ મ્યુનિસિપલ ઓફીસમાં ભરે તો મ્યુનિસિપાલીટીએ તે પકડેલી મિલકત તાબડતોબ છોડી દેવી જોઇયે.

(૪) જો એ રકમ ભરવામાં ન આવે તો, તે મિલકત વેચવાનો અધિકાર છે અને તે વેચાણનું ઉત્પન્ન, તે ઓકટ્રોઇની અથવા ટોલની રકમ તથા તે મિલકત પકડવાનો, અટકાવી રાખવાનો તથા વેચવાનો ખરચ આપવાના કામમાં લગાડવું જોઇયે.

(૫) વેચાણના ઉત્પન્નમાંથી કાંઇ રકમ બાકી રહે, તો તે મ્યુનિસિપલ ફંડ ખાતે જમાં કરવી જોઇયે, અને તે રકમ વેચાણ પછીના તરતના છ મહીનાની અંદર મ્યુનિસિપાલીટીને, અરજ કરવામાં આવે તો, તે મિલકત પકડતી વખતે તે જેના કબજામાં હોય તેને આપવાનો અધિકાર છે, અને જો એવી કોઇ પણ અરજી કરવામાં ન આવે તો તે રકમ મ્યુનિસિપાલીટીની મિલકત થશે.

૮૦. જે વસ્તુઓ બદલ ઑકટ્રોઇ લેવાની હોય તે વસ્તુઓ મ્યુનિસિપાલ ડિસ્ટ્રિકટની ઓકટ્રોઇ હદમાં આણતી વખતે તે બદલ કોઇ પણ વેપારીની પેઢીને અથવા સાર્વજનિક મંડળીને તે આપવાનું કહેવાને બદલે મ્યુનિસિપાલીટીને, યોગ્ય લાગે તો કોઇ પણ વખતે, પોતે આ અર્થે એવી જે પેઢી અથવા મંડળીનું નામ નિર્દિષ્ટ કરે તે પેઢી પાસેથી અથવા મંડળી પાસેથી આ પ્રમાણે લેવાની ઓકટ્રોઇનું એક ચાલુ ખાતું મ્યુનિસિપાલીટીની તરફથી રાખવાનો હુકમ કરવાનો અધિકાર છે.

૮૧. જ્યારે ૩૯ મી કલમની [ખ] રકમમાં હવાલો આપેલી કોઇપણ કબુલાત કરવામાં આવે ત્યારે તે કબુલાત કરનાર મંડળીઓમાંની જે મંડળી તે કબુલાતની શરતોમાં આ સંબંધમાં નિર્દિષ્ટ કરી હોય તેને આકટ્રોઇ વસુલ કરવાના સઘળા પ્રદેશમાં, પોતાને જરૂર જણાય તેટલી ઓકટ્રોઇની હદ તથા જરૂર જણાય તેટલાં થાણાં સ્થાપવાનો અધિકાર, તથા એ પ્રમાણે સ્થાપેલા હદની અંદર આણેલા જનાવરો ઉપર અથવા માલ ઉપર ઓકટ્રોઇ લેવાનો અધિકાર ઉપર અથવા એ બંન્ને એ પ્રમાણે સ્થાપન કરેલી હદ જે મંડળીના નિર્બંધ હેઠળના પ્રદેશમાં હોય તે પ્રમાણે રહેશે.

૮૧ અ (૧) આ આકટની રૂયે નાંખી શકાય એવા કોઇપણ ટોલ લેવાનો ઇજારો જાહેર લીલામથી અથવા ખાનગી કરારથી મ્યુનિસિપાલિટી આપશે તો તે કાયદાસર ગણાશે. પણ એવું ઠરાવ્યું છે કે ઇજારદારે ઇજારાની શરતો યોગ્ય રીતે પુરી કરવા સારૂ તારણ આપવું જોઇયે.

(૨) જ્યારે કોઇપણ ટોલ આ કલમની રૂયે ઇજારે આપ્યો હોય ત્યારે, એવો ટોલ એકઠો કરવાનો ઇજારદારે રાખેલા માણસને, ઇજારાની શરતોને પાત્ર, ૭૯ મી કલમની પેટા કલમો ( ૧ ) તથા (૨) માં ઉલ્લેખ કરેલા અધિકાર રહેશે.

પણ એવું ઠરાવ્યું છે કે જે જપ્ત કરેલો કોઇપણ માલ મ્યુનિસિપાલિટીના હુકમ મુજબ હોય તે શિવાય વેચવાનો અધિકાર નથી. "

---

## બાબ. ૮—મ્યુનિસિપલ માંગણું વસુલ કરવા બાબત.

૮૨. (૧) જે કોઇપણ રકમ—(અ) આ આકટના કોઇપણ ઠરાવમાં અથવા ઠરાવની રૂયે, આ બાબતમાં કહેલી રીતે વસુલ કરવા લાયક છે એમ ઠરાવ્યું હશે, અથવા (બ) ૭૯ મી કલમની પેટા કલમ

(૧) ની રૂએ લેવા લાયક અથવા ઓક્ટ્રોઇ અથવા ટોલના સંબંધમાં માંગે એટલે તરત મળવા લાયક ન હોઇને જે બીજો કોઇ પણ કર કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટમાં હાલ બેસાડવામાં આવ્યો હશે અથવા હવે પછી બેસાડવામાં આવે તેની રકમ તરીકે અથવા તેના હપ્તા તરીકે માંગી શકાય એવી હશે,

તે લહેણી થાય ત્યારે, મ્યુનિસિપાલીટીએ, બનતી તાકીદે, તે રકમ આપવાને પાત્ર હોય તે શખ્સને તે રકમ બદલ એક બીલ અપાવવું જોઇયે.

(૨) એવા દરેક બીલમાં—(અ) તે રકમ જે મુદ્દત બદલ માંગી હશે તે મુદ્દત, અને (બ) તે રકમ જે મિલકત બદલ, ધંધા બદલ અથવા વસ્તુબદલ માંગી હોય તે મિલકત, ધંધો અથવા વસ્તુ, લખીને વળી તેમ—(૧) તે રકમ ન આપવામાં આવે તો જે જવાબદારી ઉત્પન્ન થાય તે બાબત, અને (૨) આમાં આગળ કહ્યા પ્રમાણે તે માંગણી વિરૂદ્ધની અપીલ જે મુદ્દતની અંદર કરી શકાય તે મુદ્દત બાબત, નોટીસ પણ આપેલી હોવી જોઇએ.

(૩) જે રકમ બદલ ઉપર કહ્યા પ્રમાણે કોઇપણ બીલ આપવામાં આવ્યું હશે તે રકમ તે બીલ આપ્યાની તારીખથી પંદર દિવસની અંદર મ્યુનિસિપલ ઓફિસમાં અથવા તે રકમ લેવા બાબતની કાનુનની રૂએ જે માણસને તે લેવાનો અધિકાર આપ્યો હોય તેને ભરવામાં ન આવે તો, તે મ્યુનિસિપાલીટીને, તે રકમ ભરવાને જવાબદાર હોય તે શખ્સ ઉપર, બ પરિશિષ્ટના નમુના મુજબ અથવા તેના જેવા નમુના મુજબ માંગણાંની નોટીસ, બજડાવવાને અધિકાર છે.

૯૩. (૧) જો સદરહુ રકમ ભરવાને પાત્ર હોય તે શખસ, આવા માંગણાની નોટીસની બજાવણીની તારીખથી પંદરદિવસની અંદર—(૧) તે નોટીસમાં માગેલી રકમ ન આપે, અથવા (બ) તે રકમ પોતે શા વાસ્તે ન આપવી તે બદલ મ્યુનિસિપાલીટીની અથવા મ્યુનિસિપાલીટી કાનુન કરીને આ અર્થે નિમે તે અમલદારની અથવા શેહેરની મ્યુનિસિપાલીટીની બાબતમાં કોઇ ચીફ આફિસર હોય તો તેની ખાતરી થાય એવું કારણ ન બતાવે, અથવા (ક) કલમ (૮૬) ના ઠરાવ મુજબ સદરહુ માંગણાં વિરૂદ્ધ અપીલ ન કરે, તો તે રકમ, તથા તે વસુલ કરવાનો સઘળો ખરચ, ક પરિશિષ્ટના નમુના પ્રમાણે અથવા તેના જેવા નમુના પ્રમાણે મ્યુનિસિપાલીટીએ કઢાવેલા વારંટની રૂએ, તે રકમ ન આપનાર માણસની જંગમ મિલકત જપ્ત કરીને તથા વેચીને વસુલ કરવાનો અધિકાર છે.

(૨) આ કલમ મુજબ કાઢેલા દરેક વારંટ ઉપર, તે કઢાવનારી મ્યુનિસિપાલીટીના પ્રેસિડેન્ટે અથવા મ્યુનિસિપલ કમીશનર જો કોઇ હોય તો તેણે અથવા શેહેરની મ્યુનિસિપાલીટીએ પોતાના અધિકાર જે અમલદારને સોપ્યા હોય તે અમલદારે, અથવા ચીફ આફિસરહોય તો તેણે સહી કરવી જોઇએ.

(૨) (અ) જયારે મિલ્કત મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં આવી હોય ત્યારે વારંટ મ્યુનિસિપાલિટીના એકાદા અમલદારના નામનું કાઢવું જયારે મિલકત બીજા મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં આવી હોય અથવા કોઇ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટની મ્યુનિસિપાલીટીના વાઇસપ્રેસિડન્ટના નામનું અથવા મહાલકરીથી ઉતરતા દરજ્જાનો ન હોય એવા સરકારી અમલદારના નામનું કાઢવું. મિલ્કત મુંબઇ શેહેરમાં આવી હોય ત્યારે તે મુંબઇ શેહેરના મ્યુનિસિપલ કમિશનરના નામનું કાઢવું. ”

(૩) પેટા કલમ (૨) ની રૂયે કાઢેલું વારંટ જે કોઇ પણ અમલદારના નામનું કાઢયું હશે તેને તે વારંટમાં ખાસ હુકમ કરીને આ અર્થે અધિકાર આપ્યો હશે તો (પણ તે શિવાય નહી) તે, સૂર્યોદય અને સૂર્યાસ્તની દરમિયાન કોઈપણ વખતે, તે વારંટમાં જણાવેલી જપ્તી કરવા સારૂ તે વારંટની રૂયે પકડવાને પાત્ર હોય તે મિલકત તે વારંટમાં જણાવેલી ઇમારતમાં છે એમ માનવાનું તેને વાજબી કારણ હોય તથા પોતાને આપેલો અધિકાર તથા પોતાનો હેતુ જણાવીને યોગ્ય રીતે અંદર જવા દેવાની માગણી કર્યા છતાં તે ઘરમાં તે પ્રવેશ કરી ન શકે તો તે ઇમારતના બહારના અથવા અંદરના દરવાજા અથવા બારીઓ જોરથી ઉઘાડીને અંદર જશે તે કાયદેસર ગણાશે. પણ એવું ઠરાવ્યું છે કે સ્ત્રિઓને સારૂ ઇલાયદા રાખેલા કોઇપણ ઓરડામાં એવા અમલદારને દાખલ થવું હોય અથવા તેનાં બારણાં જોરથી ઉઘડાવવાં હોય, તો તેણે તેમ કરવાના પોતાના ઇરાદાની સુચના ત્રણ કલાક અગાઉ આપ્યા શિવાય તથા તેમાંની સ્ત્રીઓને તે ઓરડો છોડી જવાની તક આપ્યા શિવાય તેમ કરવું નહીં.

(૪) એવો કોઇપણુ અમલદાર નીચેની શરતો, અપવાદ તથા મારીને પાત્ર રહીને, તે વારંટમાં જે માણુસે પૈસા ભર્યા નથી. એવું લખ્યું હશે તેની કોઇપણુ જંગમ મિલકત મળે ત્યાં જપ્ત કરશે તો તે પણુ કાયદાસર થશે, સદરહુ શરતો, અપવાદ તથા મારી નીચે પ્રમાણે;

(અ) નિચેની મિલકત જપ્ત કરવી નહીઃ—

(૧) પૈસા ન આપનારાં, તેની સ્ત્રીનાં તથા છોકરાનાં જરૂરનાં પેરવાનાં કપડાં તથા બીછાનાં, (૨) કારીગરના હથિયાર, (૩) પૈસા ન આપનાર શખસ ખેડુત હોય તો તેના ખેતીવાડી સંબંધી ઓજાર, બી, અને જે જનાવર તે પોતાનું ગુજરાન મેળવવા સારૂ જરૂરના હોય તે જનાવર. (બ) જપ્તી હદ બહાર હોવી ન જોઇએ, એટલે, જપ્ત કરેલી મિલકતની કિંમત, બને તેટલે સુંધી, વારંટની રૂએ જે રકમ વસુલ કરવાની હશે તેના જેટલીજ આશરે હોવી જોઇએ, અને વારંટ ઉપર સહી કરવાનો જે શખસને પેટા કલમ (૨) માં અથવા તેની રૂએ અધિકાર આપ્યો હશે તેના વિચાર પ્રમાણે જપ્ત ન કરવા જેવી ચીજો જપ્ત કરી હોય તો તે તાબડતોબ પાછી આપવી જોઇયે. (ક) તે અમલદારે તે મિલકત પકડયા પછી તાબડતોબ તેની એક યાદી કરવી જોઇએ, અને તે મિલકત લઇ જતાં પહેલાં, તે પકડતી વખતે જેના કબજામાં હોય તે માણુસને,પરિશિષ્ટ ડ ના નમુના પ્રમાણેની એક લેખી નોટીસ આપવી અને તેમ લખવું કે નોટીસમાં લખ્યા પ્રમાણે તે મિલકત વેચવામાં આવશે.

૮૪. (૧) જ્યારે પકડેલી મિલકત સ્વાભાવિક રીતે જલદી બગડી જાય એવી હોય અથવા તે કબજામાં રાખવાનો ખરચ તથા વસુલ કરવાની રકમ તેની કિંમત કરતાં વધારે થવાનો સંભવ હોય ત્યારે, તે વારંટ ઉપર સહી કરનાર પ્રસિડેન્ટે અથવા ચેરમેને અથવા અમલદારે તે મિલકત પકડતી વખતે તે જેના કબજામાં હોય તે માણુસને તે એકદમ વેચવામાં આવશે એ બદલની નોટીસ તાબડતોબ આપવી જોઇએ, અને તે પ્રમાણે તેણે તે મિલકત વારંટમાં લખેલી રકમ તાબડતોબ આપવામાં ન આવે તો વેચવી જોઇએ.

(૨) પકડેલી મિલકત પેટા કલમ (૧) મુજબ એકદમ વેચવામાં ન આવે તો તે અથવા તેનો જોઇયે તેટલો ભાગ, તે વારંટ ઉપર જેણે સહી કરી હશે તે શખસે તે વારંટની બજાવણી મોકુફ રાખી નહી હશે તો, અથવા પૈસા ન આપનાર પાશે લેહણી થયલી રકમ, તથા તે નોટીસ, વારંટ તથા જપ્તીનો તથા અટકાવી રાખવા બાબતનો સઘળો ખરચ ભરવામાં નહીં આવે તો વારંટ બજાવનાર અમલદારે બજાવેલી નોટીસમાં લખેલી મુદત પુરી થએથી, મ્યુનિસિપાલીટીના હુકમથી જાહેર લીલામ કરીને વેચી નાંખવાનો અધિકાર છે, અને જે ઉપજશે તે અથવા તેનો જરૂર હશે તેટલો ભાગ લેહણી થયેલી રકમ તથા ઉપર કહ્યા પ્રમાણેનો સઘળો અનુષંગી ખરચ અદા કરવામાં કામે લગાડવો.

(૩) જો કાંઇ સિલક રહે તો તે તાબડતોબ મ્યુનિસિપલ ફંડને ખાતે જમે કરવી જોઇએ, તથા તેજ વખતે તેમ કર્યાની નોટીસ તે મિલકત જે માણુસના કબજામાંથી લીધી હોય તેને આપવી જોઇયે, પણુ જો સદરહુ નોટીસની તારીખથી એક વર્ષની અંદર મ્યુનિસિપાલીટીને લેખી અરજી આપીને તે રકમ માંગવામાં આવે તો, તે માણુસને તે પાછી આપવી જોઇયે. જે કોઇપણુ રકમ એવા વેચાણુની તારીખથી એક વર્ષની અંદર માગવામાં નહી આવશે તે મ્યુાનસિપાલીટીની મિલકત થશે.

૮૪. અ. જ્યારે વારંટ મ્યુનિસિપલ ડિસ્ટ્રીકટની બહાર કાઢયું હોય ત્યારે વારંટ કાઢનાર અધિકારી જે અમલદારના નામનું વારંટ કાઢયું હોય તે અમલદારને જપ્ત કરેલી મિલકત વેચવાનું શેરો કરીને ફરમાવવાને મુખત્યાર છે, અને એવે પ્રસંગે સદરહુ અમલદાર તે મિલકત વેચશે તથા વેચાણુને લગતાં સઘળાં કામ કરશે તો કાયદાસર થશે, અને ઉપરના ઠરાવોમાં તે મુજબનો ફેરફાર કરવો જોઇયે.

૮૫. (અ) ૮૨ મી કલમની પેટા કલમ (૩) મુજબ કાઢેલી દરેક નોટીસ ફી. (બ) ૮૩ મી કલમની પેટા કલમ (૪) મુજબ કરેલી દરેક જપ્તીની ફી, અને (ક) સદરહુ પેટા કલમ મુજબ પકડેલા કોઇપણુ જીવતા જનાવર પાળવાનો ખરચ, મ્યુનિસિપાલીટીની આ બાબતની કાનુનોમાં જે જે દર નિર્દિષ્ટ કર્યા હશે તે તે દર પ્રમાણે આકારવા જોઇયે, અને ૮૩ મી કલમ પ્રમાણે લેવાના વસુલાતના ખરચમાં તેમનો સમાસ કરવો જોઇયે.

૮૬.૮૨ મી કલમની પેટા કલમ (૬) ની રૂયે કાઢેલી માંગણીની કોઇપણ નોટીસો વિરૂદ્ધ કરવાની અપીલો, આવા પ્રકારના મુકદ્દમાઓનો ઇન્સાફ ગવર્નર ઇન્ કૌન્સિલના અથવા જીલ્લા માજીસ્ત્રેટના હુકમની જે કોઇપણ માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટની બેંચે કરવાનો હોય પણ—

(અ) જે માંગણીની નોટીસ બદલ તકરાર હોય તે બજાવ્યા પછીના પંદર દીવસની અંદર તે અપીલ કરી ન હોય તો, અને (બ) મ્યુનિસિપાલીટીની માંગણી બદલ જે કારણોસર હરકત લેવામાં આવતી હોય તે કારણો જેમાં લખ્યાં હોય એવી એક લેખી અરજી, નિચે લખ્યા પ્રમાણે, એટલે—

(૧) ઇમારતો અથવા જમીનો ઉપરનાં રેટની બાબતમાં, તે રેટનું જે આકાર પ્રમાણે અથવા ફેરવેલા આકાર પ્રમાણે બીલ તૈયાર કર્યું હોય તે આકાર બદલ અથવા ફેરવેલા આકાર બદલ ૬૫ મી અથવા ૬૬ મી કલમ મુજબ આપેલી નોટીસમાં ઠરાવેલી મુદતની અંદર, (૨) જે કોઇપણ બીજી માંગણીના સંબંધમાં ૮૨ મી કલમની પેટા કલમ (૧) મુજબ બીલ આપ્યું હોય તેની બાબતમાં, તે બીલ આપ્યાની તારીખ પછીના પંદર દિવસની અંદર, મ્યુનિસિપાલીટીને ન કરી હોય તો, અને (ક) અપેલેન્ટ પાસેથી માગેલી રકમ તેણે મ્યુનિસિપલ ઓફિસમાં અનામત મુકી ન હોય તો એવી કોઈપણ અપીલ સાંભળવામાં આવશે નહિ તથા તેનો નિકાલ કરવામાં આવશે નહિ.

૮૭. જમીનો ઉપર અથવા ઇમારતો ઉપર અથવા એ બન્ને ઉપર રેટના રૂપમાં નાંખેલા ૬૮ મી કલમમાં લખેલા કોઇપણ કર બદલ લહેણી થયલી સઘળી રકમો, એવો કર જે ઇમારતો અથવા જમીનોના સંબંધમાં લેવા લાયક હશે તેમાંથી, અને એવી ઇમારતો અથવા જમીનોની અંદર અથવા ઉપર જો કાંઇ જંગમ મિલકત જડે અને તે મિલકત એવો અથવા એવા કર આપવાને પાત્ર થનારા શખસની માલકીની હોય તો તેમાંથી પ્રથમ લેવાશે. પણ સદરહુ ઇમારતો અથવા જમીનો ઉપર મલિકમુઆઝમનું કાંઇ જમીન મહેસુલનું લેહેણું હશે, તો તે પહેલાં લેવામાં આવશે.

પણ એવું ઠરાવ્યું છે કે, એવા કોઇપણ કરની ચઢેલી બાકી એક વર્ષ કરતાં વધારે મુદતની અથવા ધણી ન હોય એવા ભોગવટો કરનારે તે ઇમારતો અથવા જમીનોનો ભોગવટો જેટલી મુદત દરમીઆન કર્યો ન હોય તેટલી મુદતની ચઢેલી હશે, તો તે તેવા ભોગવટો કરનારા પાસે વસુલ કરવી નહીં.

૮૮. ગવર્નર ઇન્ કૌન્સિલને, કોઇપણ વખતે જાહેરનામું કાઢીને, જે કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં શેહેરની મ્યુનિસિપાલીટી ન હોય તો ત્યાં કલમો ૮૩ તથા ૮૪ નો અમલ કરવાનું તહકુબ રાખવાનો અધિકાર છે, અને તે જાહેરનામામાં તે સંબંધમાં જે તારીખ નીમવામાં આવે તે તારીખથી, સદરહુ કલમોની રૂયે તે તારીખ સુધી વસુલ કરવા જેવા કોઇપણ કરની લેણી થયલી દરેક રકમ, ૧૬૧ મી કલમની પેટા કા.(૨)માં જણાવેલી દંડ વસુલ કરવાની રીત પ્રમાણે,માજીસ્ત્રેટને અરજી કર્યાથી વસુલ કરી શકાશે, બીજી કોઇ રીતે વસુલ કરી શકાશે નહીં.

૮૯. આ આકટ મુજબ કોઇપણ કર બદલ ભરેલી સઘળી રકમો બદલ એવું ભરણું લેનારે પોહોંચ આપવા માંડવી જોઇયે, અને તે પોહોંચમાં ભરેલી રકમ અને જે કર બદલ તે ભરી હોય તે કર નિર્દિષ્ટ કરવા જોઇયે.

---

## બાબ ૯—મ્યુનિસિપાલીટીના અધિકાર તથા મ્યુનિસિપાલીટી સંબંધી ગુન્હા

### (૧) ઓટા સંબંધી અધિકાર.

૯૦. (૧) નવી સાર્વજનિક ઓટો આંકીને કરવાનો અને વિવરમાર્ગ તથા તેમના પેટાના બીજાં કામો બાંધવાનો, અને એવી હરકોઇ ઓટો પોહોળી કરવાનો, ખુલી કરવાનો, મ્હોટી કરવાનો અથવા બીજી રીતે સુધારવાનો, અને એવી હરકોઇ ઓટો ફેરવવાનો, વાળવાનો, તેની રાહદારી મોકુફ કરવાનો અથવા તે ઓટો બંધ કરવાનો, અને એવી ઓટો સારૂ વાપરેલી અથવા સંપ્રાદન કરેલી જે જમીન કોઇપણ સાર્વજનિક ઓટ સારૂ અથવા આ આકટના બીજા કોઇપણ કારણો સારૂ જોઇતી નહિ હોય તે, કલમ ૪૦ ની પેટા કલમ (૨) ના ઠરાવોને પાત્ર, વેચવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

(૨) હરકોઇ સાર્વજનિક ઓટ આંકતી વખતે અથવા કરતી વખતે અથવા ફેરવતી વખતે, વાળતી

વખતે, પોહોળી કરતી વખતે, ખુલ્લી કરતી વખતે, મ્હોટી કરતી વખતે અથવા બીજી રીતે સુધારતી વખતે તે સ્ટ્રીટના ગાડીના રસ્તા સારૂ અને માંણુસોને ચાલવાના રસ્તા સારૂ અને મોરીઓ સારૂ જેટલી જમીનની જરૂર હોય તે શિવાય વળી બીજી જેટલી જમીન સદરહુ સ્ટ્રીટની બાજુનાં ઘરો તથા ઇમારતો બાંધવા સારૂ જોઇતી હોય તેટલી જમીન વેચાતી લેવાનો; અને ૪૦ મી કલમની પેટા કલમ (૨) ના ઠરાવોને પાત્ર, તે જમીન ઉપર બાંધવાના ઘરોની અથવા ઇમારતોની જાત અને પ્રકાર બાબત પોતાને યોગ્ય જણાય તેવી શરતો ઠરાવીને તે શરતોએ તે વેચવાનો અને તેની કાયમની વ્યવસ્થા કરવાનો અથવા તે અમુક વરસોને મુદતને માટે પટે આપવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

(૩) જ્યારે મ્યુનિસિપાલીટીને એમ લાગે કે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાંની સાર્વજનિક સ્ટ્રીટ ન હોય એવી કોઇપણ સ્ટ્રીટમાં અથવા કોઇપણ ભાગમાં, લોકોની તંદુરસ્તી, સગવડ અથવા સહીસલામતી સારૂ, તે સ્ટ્રીટ અથવા તેનો ભાગ સપાટ કરવા સારૂ, તેમાં ફરસબંધી કરવા સારૂ, કાંકરા પુરવા સારૂ, ચોરસા જડવા સારૂ, તેમાંના પાણીનો નિકાલ કરવા સારૂ, ગટર કરવા સારૂ, અથવા તે સાફ કરવા સારૂ કાંઇ કામ કરવાની જરૂર છે, ત્યારે તે મ્યુનિસિપાલીટીને તે સ્ટ્રીટની અથવા તેના ભાગની સામે, લગત અથવા તેના સીમાડાપર આવેલી જમીનના અથવા ઇમારતોના જુદા જુદા ધણીઓને લેખી નોટીસમાં લખેલી રીતે તથા મુદતની અંદર કરવાનું ફરમાવવાનો અધિકાર છે.

(૪) એવું કામ એવા ધણીઓ અથવા ૧૬૦ મી કલમમાં ઠરાવ્યું છે તે પ્રમાણે, સદરહુ ધણીઓને ખરચે મ્યુનિસિપાલીટી કરે ત્યાર પછી, જે સ્ટ્રીટમાં અથવા જેના ભાગમાં એવું કામ કરવામાં આવ્યું હોય તે સ્ટ્રીટ અથવા ભાગમાં મ્યુનિસિપાલીટીએ લેખી નોટીસ ચોહોડીને તે સાર્વજનિક સ્ટ્રીટ છે એમ ઠરાવવાનો અધિકાર છે, અને સદરહુ ધણીઓનો અર્ધા કરતાં વધારે ભાગ સામાઇક અરજી કરે તો તેણે તેમ ઠરાવવું જોઇયે.

(૫) મ્યુનિસિપાલીટીને, કોઇ પણ વખતે પોતે ટકાવી રાખી શકતી ન હોય એવી કોઇપણ સ્ટ્રીટમાં અથવા તેના ભાગમાં નોટીસ ચોહોડીને, તે સ્ટ્રીટ અથવા તે ભાગ સાર્વજનિક સ્ટ્રીટ ઠરાવવાના પોતાના ઇરાદાની ખબર આપવાનો અધિકાર છે, અને એવી નોટીસ સદરહુ પ્રમાણે ચોહોડવામાં આવે ત્યારપછી તરતના એક મહિનાની અંદર એવી સ્ટ્રીટનો અથવા કોઇ સ્ટ્રીટના એવા ભાગનો ધણી અથવા તેના જુદા જુદા ધણીઓનો અડધા કરતાં વધારે ભાગ તેના સંબંધમાં પોતાની હરકત મ્યુનિસિપલ ઓફિસમાં મોકલે નહિ તો, તે મ્યુનિસિપાલીટીને, એવી સ્ટ્રીટમાં અથવા એવા ભાગમાં લેખી નોટીસ ચોહોડીને, તે સ્ટ્રીટ અથવા ભાગ સાર્વજનિક સ્ટ્રીટ છે એમ ઠરાવવાનો અધિકાર છે.

**૯૧.** (૧) હરકોઇ નવી સ્ટ્રીટ આંકવાનો અથવા કરવાનો જે માણસનો ઇરાદો હોય તે દરેક માણસે તે બાબતની લેખી નોટીસ મ્યુનિસિપાલીટીને આપવી જોઇયે; અને તે સ્ટ્રીટની ધારેલી સપાટીની ઉંચાઇ સંબંધી, તેમાંના પાણીનો નિકાલ થવાનાં સાધનો સંબંધી, તે સ્ટ્રીટની દિશા તથા પહોળાઇ સંબંધી પ્લાન તથા નકશા મ્યુનિસિપાલીટીએ માંગ્યા હોય તો તેણે તે આપવા, અને તે દરેક સ્ટ્રીટની સપાટીની ઉંચાઇ, તેમાંનો પાણીનો નિકાલ થવાનાં સાધનો, તેની દિશા તથા પહોળાઇ મ્યુનિસિપાલીટીએ ઠરાવવી અથવા પસંદ કરવી જોઇયે.

(૨) પેટા કલમ (૧) ની રૂયે હુકમ કરતાં પહેલાં, મ્યુનિસિપાલીટીને. (અ) કામ ચલાઉ હુકમ કરીને એવું ફરમાવવાનો અધિકાર છે કે તે હુકમમાં લખેલી મુદતસુધી (જે મુદત સદરહુ હુકમની તારીખથી એક મહિના કરતાં વધારે હોવી ન જોઇયે), કરવા ધારેલું કામ આગળ ચલાવવું નહિ, અથવા (બ) વધારે વીગત માંગવાનો અધિકાર છે. (અ) પેટા કલમ (૧) ની રૂયે આપેલી નોટીસ પોહોંચ્યા પછી એક મહિનાની અંદર મ્યુનિસિપાલીટીએ, (૧) પેટા કલમ (૧) મુજબ સાદર કરવામાં આવેલી સ્ટ્રીટની સપાટીની ઉંચાઇ સંબંધી, તેમાંના પાણીના નિકાલનાં સાધનો સંબંધી, તેની દિશા અથવા પોહોળાઇ સંબંધી દરખાસ્ત કાયમ કરવા બાબતના અથવા નાપસંદ કરવા બાબતના હુકમ કર્યા નહિ હોય અથવા તેની નોટીસ બજાવી નહીં હોય, અને (૨) પેટા કલમ (૨) મુજબ કામ ચલાઉ હુકમ કર્યો ન હોય અથવા વધારે વિગત માંગી ન હોય. અથવા જો

(બ) તે મ્યુનિસિપાલીટીએ, એવી વધારે વિગત માટે એવી માંગણી કર્યા પછી, અને એવી માંગણી મુજબ તથા આ અર્થે અમલમાં હોય તે પેટા કાયદા મુજબ એવી વધારે વિગત મળ્યા પછી, એવી વિગત મળ્યા બાદ એક મહિનાની અંદર જુદા હુકમ કર્યા નહિ હોય, તો એવી નોટીસમાં લખેલી અને આ આકટના કોઇ પણ ઠરાવને અથવા તે મુજબ વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇપણ પેટા કાયદાના ઠરાવોને અનુસરતી હોય તે રીતે તે સ્ટ્રીટ આંકીને કરવાનો અધિકાર છે.

૪) જે કોઇ પણ શખ્સ પેટાકલમ (૧) માં કહેલા પ્રકારની નોટીસ આપ્યાવગર, અથવા પેટા કલમ (૩) ના ઠરાવોને અનુસરીને હોય તે શિવાયને પ્રસંગે મ્યુનિસિપાલીટીએ આપવાની સમજુતીની રાહ ન જોતાં અથવા તે મુજબ અનુસર્યા શિવાય બીજી રીતે, અથવા આ આકટના અથવા આ આકટ મુજબ અમલમાં હોય એવા કોઇ પણ પેટાકાયદાના ઠરાવોની વિરૂદ્ધ હોય તે રીતે, સદરહુ પ્રકારની કોઇ સ્ટ્રીટ આંકશે અથવા કરશે અથવા તે ઉપર કાંઇ બાંધશે, તેને અઢીસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે અને તે મ્યુનિસિપાલીટીને સદરહુ પ્રમાણે જે કોઇપણ સ્ટ્રીટ આંકી હશે અથવા કરી હશે તેમાં ફેરફાર કરાવવાનો અને સદરહુ સ્ટ્રીટમાં પોતાના હુકમ વિરૂદ્ધ કાંઇ ઇમારત બાંધી હશે તેમાં ફેરફાર કરાવવાનો અથવા તે કાહાડી નંખાવવાનો અધિકાર છે; અને તે બદલ જે ખરચ થાય તે સદરહુ ગુન્હેગાર માણસે મ્યુનિસિપાલીટીને આપવો, અને તે ખરચ ૮ મા બાબની રૂયે વસુલ કરવા લાયક કોઇપણ કર ખાતે માંગેલી રકમ જે રીતે વસુલ કરી શકાશે તેજ રીતે વસુલ કરી શકાશે.

**૯૧ અ.** (૧) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં દરેક સાર્વજનિક સ્ટ્રીટની દરેક બાજુએ હદ ઠરાવવી એ દરેક મ્યુનિસિપાલીટીની ફરજ ગણાશે, અને આવી રીતે કોઇપણ હદને અથવા તેના કોઈ ભાગને બદલે વખતો વખત નવી હદ ઠરાવવાને સદરહુ મ્યુનિસિપાલિટી મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે કે—

(અ) પ્રસંગ પ્રમાણે એવી હદ અથવા એવી નવી હદ ઠરાવવાની અગાઉ એક મહિના પહેલાં મ્યુનિસિપાલીટીએ સદરહુ દરખાસ્તની જાહેર નોટીસ આપવી જોઇયે, અને જે સ્ટ્રીટ માટે અથવા સ્ટ્રીટના જે ભાગ માટે એવી હદ અથવા એવી નવી હદ ઠરાવવાની દરખાસ્ત થઇ હોય તે સ્ટ્રિટમાં અથવા સ્ટ્રિટના ભાગમાં મ્યુનિસિપાલીટીએ તે દરખાસ્તની ખાસ નોટીસ ચ્હોડવી જોઈયે અને

(બ) એવી દરખાસ્તના સંબંધમાં જે કાંઈપણ લેખી હરકત અથવા સુચના મ્યુનિસિપાલિટી એવી જાહેર અથવા ખાસ નોટીસમાં નિરદિષ્ટ કરે તે વખતની અંદર મ્યુનિસિપાલીટીની આફીસમાં સ્વાધીન કરવામાં આવે તે ઉપર તેણે વિચાર કરવો જોઇયે "

(૨) તે તે વખતે આવી રીતે ઠરાવેલી હદને " સાર્વજનિક સ્ટ્રીટની સીધી હદ " કહેવી.

(૩) ૧૧૩ મી કલમના ઠરાવો મુજબ હોય તે શિવાયને પ્રસંગે કોઇ પણ શખસે સાર્વજનિક સ્ટ્રીટની સીધી હદની અંદર કોઇ પણ ઇમારતનો કોઇપણ ભાગ બાંધવો નહીં, અથવા ૯૬ મી કલમ મુજબ મ્યુનિસિપાલીટીની પરવાનગી શિવાય ફરીથી બાંધવો નહીં.

(૪) જે કોઇ શખસ પેટા કલમ (૩) ના ઠરાવોનું ઉલ્લંઘન કરશે તેને વત્તામાં વત્તા એક હજાર રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે; અને મ્યુનિસિપાલિટીને—(અ) તે ઇમારતનું કામ બંધ કરવાનું ફરમાવવાનો, તથા (બ) લેખી નોટીસ આપીને એવી ઇમારત અથવા તેનો ભાગ પોતાને યોગ્ય લાગે તેમ ફેરવવાનો અથવા પાડી નાંખવાનો હુકમ કરવાનો અધિકાર છે. "

### (૨) ઇમારતો બાંધવા વિગેરેનું નિયમન કરવાનો અધિકાર.

**૯૨.** (૧) જો કોઇ ઇમારતનો કાંઇ ભાગ, સાર્વજનિક સ્ટ્રીટ હમણાં જેવી હોય અથવા આયદે જેવી કરવાનું ઠરાવ્યું હોય તે સ્ટ્રીટની સરખો લાઇનથી આગળ નિકળી આવ્યો હોય અથવા તેની બે બાજુ પૈકી ગમે તે બાજુની ઇમારતના મોહોડાથી આગળ નિકળી આવ્યો હોય તો, મ્યુનિસિપાલીટીને,

(અ) જો એવી ઇમારતનો આગળ નિકળી આવેલો ભાગ, એકાદો ઓટલો (વરંડા', પગથીયું અથવા મુખ્ય ઇમારતના બહારનું કાંઇપણ બાંધકામ હોય તો, હરકોઇ વખતે, અથવા

(બ) જો એવો આગળ નિકળી આવેલો ભાગ ઉપર કહેલું બાહારનું બાંધકામ ન હોય તો, જ્યારે એવી ઇમારતનો ઘણો ખરો ભાગ અથવા તેના આગળ નિકળી આવેલા ભાગનો અગત્યનો ભાગ પાડી

નાંખવામાં આવે અથવા બળી જાય અથવા પડી જાય તે વખતે, સદરહુ ઠરાવેલી લાઇનના આગળ અથવા પાસેની બન્ને બાજુની ઇમારતોના સદરહુ મોહોડાની આગળ જે ભાગ નિકળી આવ્યો હોય તે ભાગ અથવા તેનો થોડો અંશ કહાડી નાખવો એવું અથવા એવી ઇમારત ફરીથી બાંધતી વખતે તે ઇમારત સદરહુ ઠરાવેલી લાઈન સુધી અથવા તરફ અથવા એવી ઇમારતના મોહોડા સુધી અથવા તરફ હઠાવવો એવું લખી નોટીસથી ફરમાવવાનો અધિકાર છે. અને સદરહુ પ્રમાણે હઠાવ્યાના સબબથી અથવા કાહાડી નાંખ્યાના સબબથી જમીનનો જે ભાગ સ્ટ્રીટમાં ઉમેરાયો હોય તે ભાગ તે વખતથી સાર્વજનિક સ્ટ્રીટનો ભાગ સમજવો અને તે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થશે.

(૨) જે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થઇ ન હોય એવી કોઈ પણ ખુલ્લી અથવા વાડ કરેલી જમીન કોઇ સાર્વજનિક સ્ટ્રીટની સરખી લાઇનની અંદર આવેલી હોય અને તેની ઉપર પ્લાટફાર્મ, ઓટલો, પગથીયું, અથવા એવા બીજા બહારના બાંધકામ શિવાયનું બીજું કાંઇ બાંધકામ ન હોય, તો મ્યુનિસિપાલીટી પોતાના ઇરાદાની ઓછામાં ઓછા ચોખા ૫દર દિવસની લેખી નોટીસ તે જમીનના ધણીને આપીને, અથવા તે જમીન મલિકમુઆઝમને પ્રાપ્ત થઈ હોય તો કલેકટરની લેખી પરવાનગી લઇને, સદરહુ જમીનનો તથા તેની આસપાસ જે કાંઇ ભીંત, વાડ અથવા તટ્ટી હોય તો તેનો કબજો લેવાને, અને જરૂર હોય તો તે સાફ કરવાનું મુખત્યાર છે, અને એવી રીતે સંપાદન થયેલી જમીન તે વખતથી તે સાર્વજનિક સ્ટ્રીટનો ભાગ છે એમ સમજવું, અને તે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થશે.

(૩) પેટાકલમ (૧)ની રૂયે સ્ટ્રીટમાં દાખલ કરેલી અથવા પેટા કલમ (૨) ની રૂયે સંપાદન કરેલી જમીનના ધણીને તે જમીનની કિમતના બદલામાં, તથા કોઇપણ ઇમારતના ધણીને સદરહુ પેટા કલમોમાંની કોઇપણ પેટા કલમની રૂયે મ્યુનિસિપાલીટીએ કરેલા કામને લીધે તે ધણીને ગયેલી ખોટના બદલામાં, થયેલા નુકશાન બદલ અથવા ખરચ બદલ વળતર, કે જેની રકમ તકરાર પડે તો, ૧૬૦ મી કલમમાં જણાવેલી રીત પ્રમાણે ચોકસી કરીને ઠરાવવી જોઇયે, તે મ્યુનિસિપાલીટીએ આપવું જોઇયે; પણ એવું ઠરાવ્યું છે કે જે બાબતમાં ૧૧૮ મી કલમ લાગુ પડે તે બાબતમાં એવું વળતર આપવામાં આવશે નહીં.

૯૩. મ્યુનિસિપાલીટી પોતાને યોગ્ય લાગે તેવી શરતે, કોઇપણ ઇમારત જે કોઇપણ સાર્વજનિક સ્ટ્રીટમાં આવી હોય તે સ્ટ્રીટની લાઇન સુધારવા સારૂ તે ઇમારતને આગળ લાવવાની પરવાનગી આપવાને અખત્યાર છે.

૯૪. (૧) આ આક્ટ અમલમાં આવ્યા પછી જે ઇમારતોનો બંધાય અથવા ફરીથી બંધાય તેમનાં બહારનાં છાપરાં તથા ભીંતો, મ્યુનિસિપાલીટીની લેખી સંમતિ વગર, ઘાસની, લાકડાની, લુગડાંની, કંતાનની, પાતરાંની, સાદડીની અથવા બીજા જ્વાલાગ્રાહી પદાર્થોની કરવી નહિ, અને એવી સંમતિ અમુક અમુક બાબતમાં વિશેષ રીતે આપવાનો અથવા તે સંમતિના લેખમાં લખેલા કોઇપણ પ્રદેશના સંબંધમાં સામાન્ય રીતે આપવાનો અખત્યાર છે.

(૨) જે કોઇપણ ઇમારતનું છાપરૂં અથવા ભીંત ઉપર કહેલા પ્રકારના કોઇ પણ પદાર્થની હશે તે ઇમારતના ધણીને કોઈ પણ વખતે, લેખી નોટીસ આપીને તેમાં જણાવેલી વાજબી મુદતની અંદર તે છાપરૂં અથવા ભીંત કાઢી નાંખવાનો હુકમ કરવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે; પછી તે છાપરૂં અથવા ભીંત આ આક્ટ અમલમાં આવતા પહેલાં બાંધી હોય અથવા ન હોય અથવા મ્યુનિસિપાલીટીની સંમતિથ અથવા સંમતિ વગર બાંધી હોય તેની હરકત નહીં.

(૩) જે કોઇપણ શખસ પેટા કલમ (૧) મુજબ જે સંમતિ લેવાની જરૂર છે તે લીધા વગર ઉપર કહેલા પ્રકારની વસ્તુનું છાપરૂં અથવા ભીંત કરે અથવા કરાવે, અથવા પેટા કલમ (૨) ની રૂયે આપેલી નોટીસમાં જણાવેલા હુકમનો અનાદર કરીને એવું છાપરૂં અથવા ભીંત રહેવા દે, તેને પચીસ રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે, અને પહેલીવાર ગુન્હાની સાબીતીનો ઠરાવ થયા પછી જેટલા દિવસ તે ગુન્હો ચાલુ રહે તે દરેક દિવસબદલ તેને દશ રૂપીઆ સુધીનો વધારે દંડ થશે.

૯૫. હવે પછી કોઇપણ ઇમારત બાંધવાની હોય તો તેનું પાણી, તે વખતે વિદ્યમાન હોય અથવા

મ્યુંનસિપાલીટીએ ગોઠવી હોય એવી સાર્વજનિક ગટરમાં અથવા મોરીમાં, અથવા કોઇપણ વહેળામાં અથવા નદીમાં, અથવા સમુદ્રમાં, અથવા કોઇ ખાળકુંડીમાં અથવા મ્યુનિસિપાલીટી પસંદ કરે તેવી બીજી યોગ્ય જગામાં જેટલી ઉંચી સપાટી ઉપરથી લઇ જઇ શકાય તેના કરતાં નીચી સપાટી ઉપર તે બાંધવી નહિ.

૯૬. (૧) કોઇ પણ ઇમારત બાંધવાનો અથવા કોઇ પણ વિદ્યમાન ઇમારતમાં બહારનો ફેરફાર કરવાનો અથવા તેમાં કાંઇ વધારો કરવાનો અથવા ઇમારતના જે કાંઈ આગળ આવેલા ભાગ કાઢી નાખવાનો અથવા પાછળ હઠાવવાનો હુકમ કરવાનો અધિકાર ૯૨ મી કલમ ઉપરથી " અથવા ફરીથી બાંધવાની પરવાનગી આપવાનો અધિકાર કલમ ૯૧ અ ઉપરથી " મ્યુનિસિપાલીટીને છે તે ભાગ ફરીથી બાંધવાનો જે માણસનો ઇરાદો હોય તેણે તે પ્રમાણે બાંધવા માંડયા પહેલાં અથવા ફેરફાર અથવા વધારો કરવા માંડયાં પહેલાં અથવા ફરીથી બાંધવા માંડયા પેહેલાં તે બાબત મ્યુનિસિપાલીટીને લેખી નોટીસ આપવી જોઇયે. અને પેટા કાયદા ઉપરથી અથવા વિશેષ હુકમ ઉપરથી તેમ કરવાની જરૂર હોય ત્યારે, તેણે, મ્યુનિસિપાલીટીને, તેજ વખતે—

(અ) એવી યોજેલી ઇમારતના ગભાણુ સંબંધી સન ૧૮૬૮ ના મુંબઇના ૪ થા આકટની ૧૦મી કલમ મુજબ આપેલી અથવા સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મેહેસુલના કાયદાની ૧૩૩ મી કલમની રૂયે અથવા કસ્બાની તથા શહેરની જમીનોની સર્વે સંબંધી બીજા કોઇ કાયદાની રૂયે બક્ષેલી જો કોઇ પણ સનદ અમલમાં હોય તો તે સનદ અને (બ) મ્યુનિસિપાલીટીની જાણમાં હોય એવી કોઇ સપાટી સાથે સરખાવતાં, એવી ઇમારતનો પાયો તથા ભોંયતળીયું જેટલી ઉંચી સપાટીએ રાખવાનું યોજયું હોય તે સપાટી બતાવનારો નકશો, અને યોજેલી ઇમારતની હદ બાબત, ડિઝાઇન બાબત હવા આવવા જવા બાબત તથા સામાન બાબત અને તે ઇમારતના સંબંધમાં જો કાંઇ મોરીઓ, ગટરો, જાજરૂ, વૉટર કલોસેટો તથા ખારકુંડીઓ વાપરવાની હોય તો તે કયાંહાં અને કેવી રીતે બાંધવાનો ઇરાદો છે તે બાબત વિદ્યમાન અથવા યોજેલી કોઇપણ સ્ટ્રિટોના સંબંધમાં તે ઇમારત કયે ઠેકાણે આવવાની છે તે બાબત જે ખબર મ્યુનિસિપાલીટી માગે તે સઘળી ખબર, સાદર કરવી જોઇયે.

(૨) મ્યુનિસિપાલીટીને, સદરહુ પ્રકારની નોટીસમાં કહેલા કામના સંબંધમાં પોતાને યોગ્ય લાગે તેવા અને આ આકટની વિરૂદ્ધ ન હોય એવા હુકમ કરવાનો, અને સાદર કરેલા નકશા તથા ખબર પ્રમાણે તે ઇમારત બાંધવાની અથવા તેમાં ફેરફાર કરવાની અથવા તેમાં વધારો કરવાની પરવાનગી આપવાનો, અથવા સપાટી, પાણીનો નિકાલ, આરોગ્ય રક્ષણ, તથા સામાન બાબત, અથવા ઓરડીઓ, બારણાં, બારીઓ અને હવા આવવા જવા માટેનાં બાંકોરાંની લંબાઇ પોહોળાઇ તથા ઘનફળ બાબત, અથવા વિદ્યમાન અથવા યોજેલી કોઇપણ સ્ટ્રિટના સંબંધમાં, તે ઇમારતના સ્થળ બાબત પોતાને યોગ્ય જણાય તેવી લેખી શરતો ઠરાવવાનો, અથવા તે ઇમારતના તથા સ્ટ્રિટના સ્થળ સંબંધી સઘળા સવાલોનો નિકાલ તે મ્યુનિસિપાલીટીને સંતોષ થાય એવી રીતે ન થાય તો તથા થાય ત્યાંસુધી તે કામ આગળ ચલાવવું નહિ એવો હુકમ કરવાનો અધિકાર છે.

(૩) પેટા કલમ (૨) મુજબ કાંઇપણ હુકમ કરતાં પેહેલાં મ્યુનિસિપાલીટીને, સદરહુ પ્રકારની નોટીસ પોહોંચ્યા પછી એક મહિનાની અંદર,

(અ) એક કામ ચલાઉ હુકમ કહાડીને એવું ફરમાવવાનો અધિકાર છે કે, એવા હુકમની તારીખથી એક મહિનાથી વધારે નહિ એવી મુદત સુધી તે યોજેલું કામ ચાલું કરવું નહિ, અથવા (બ) વધારે તપશીલ માગવાનો અધિકાર છે.

(૪) પેટા કલમ (૧) ની રૂયે આપેલી નોટીસમાં બતાવ્યા પ્રમાણે તથા આ આકટના ઠરાવોને અથવા જે કોઇપણ પેટા કાયદો તે તે વખતે અમલમાં હોય તેના કોઇપણ ઠરાવોને બાધ ન આવે એવી રીતે હેઠળને પ્રસંગે ચાલુ કરવાનો અધિકાર છે, એટલે કે:—

(અ) પેટા કલમ (૧)ની રૂયે આપેલી નોટીસ પોહોંચ્યા પછી એક મહિનાની અંદર મ્યુનિસિપાલીટીએ,

(૧) કરવા ધારેલા કામના સંબંધમાં પેટા કલમ (૨) ની રૂયે હુકમ કર્યો નહીં હશે, અને તેની નોટીસ બજાવી નહીં હશે, અથવા

(૨) પેટા કલમ (૩) ની રૂયે કંઇ પણ કામ ચલાઉ હુકમ કર્યો નહીં હશે અથવા વધારે તપસીલ પણ માંગી નહીં હશે, તેવે પ્રસંગે, તથા,

(બ) મ્યુનિસિપાલીટીએ એવી વધારે તપશીલ મંગાવ્યા ઉપરથી તેને આ સંબંધમાં અમલમાં હોય તેવા પેટા કાયદાની રૂયે તે વધારાની તપશીલ મળી હશે અને તે તપશીલ તેને પોહોચ્યા પછી એક મહિનાની અંદર બીજો કંઇ જુદો હુકમ કાઢયો નહીં હશે, તેવે પ્રસંગે.

(૫) જે કોઇ શખસ પેટા કલમ (૧) મુજબ જે નોટીસ આપવાનું ફરમાવ્યું છે તે આપ્યા વગર અથવા ઉપર કહેલા દસ્તાવેજ સાદર કર્યાવગર અથવા ઉપર કહેલી ખબર આપ્યા વગર, અથવા પેટા-કલમ (૪) માં ઠરાવેલું છે તે શિવાયને પ્રસંગે, આ કલમ મુજબ મ્યુનિસિપાલીટી જે કાયદાસર હુકમ કરનાર હોય તે હુકમની રાહ ન જોતાં, અથવા કોઇપણ રીતે તે હુકમની વિરૂદ્ધ અથવા બીજા કોઇ પ્રકારે આ આકટના અથવા તે મુજબ અમલમાં હોય એવા કોઇ પેટા કાયદાના ઠરાવ વિરૂદ્ધ કોઇ પણ ઇમારતનું અથવા તેમાં ફેરફાર કરવાનું અથવા વધારો કરવાનું કામ શરૂ કરશે અથવા કરશે તેને એક હજાર રૂપિયા સુધીની દંડની શિક્ષા થશે; અને તે મ્યુનિસિપાલીટીને,

(અ) તે ઇમારતનું કામ, તેમાં ફેરફાર કરવાનું કામ અથવા તેમાં વધારો કરવાનું કામ બંધ કરવાનું ફરમાવવાનો, તથા (બ) પોતાને જરૂર લાગે તે પ્રમાણે તે ઇમારતમાં, તેમાં કરેલા ફેરફારમાં અથવા વધારામાં ફેરફાર કરવા બાબત અથવા તે તોડી પાડવા બાબત લેખી નોટીસ આપીને હુકમ કરવાનો, અધિકાર છે.

(૬) તે મ્યુનિસિપાલીટીને અથવા તેણે નિમેલા કોઇપણ અમલદારને, હરકોઇ વખતે, તેમ કરવાનો પોતાનો ઇરાદો ન જણાવતાં, કોઇ ઇમારત બાંધવાનું કામ શરૂ હોય તે ગમે તે વખતે તપાસવાનો અખત્યાર છે, અને તેને કોઈપણ ઇમારત બાંધવાનું કામ ચાલુ હોય તે દરમિયાન અથવા ઉપર કહેલા પ્રકારનું કોઇપણ કામ કરવામાં આવતુ હોય તે વખતે, અથવા તે ઇમારત અથવા તે કામ પુરૂં થયા પછી અથવા પેટા કલમ (૧) મુજબ નોટીસ આપવાસારૂ જવાબદાર હોય તે માણુસ તરફથી તે ઇમારતનું અથવા ઉપર જણાવેલા પ્રકારનું કોઇપણ કામ પુરૂં થયાની લેખી ખબર મળ્યા પછી એક મહિના કરતાં વધારે ન હોય તે મુદતમાં કોઇપણ વખતે, લેખી નોટીસ આપીને તે દ્વારા, જે કાંઇ બાબતના સંબંધમાં એવી ઇમારત બાંધવાનું અથવા એવું કાંઇપણ કામ કરવાનું આ આકટના કોઈપણ ઠરાવ વિરૂદ્ધ અથવા આ આકટ પ્રમાણે કરેલા વિદ્યમાનકાળે અમલમાં હોય તેવા કોઇ પેટા કાયદાવિરૂદ્ધ હોય તે બાબત નિર્દિષ્ટ કરવાનો અને એવી ઇમારત જે માણુસ બાંધતો હોય અથવા જેણે બાંધેલી હોય અથવા એવું કામ જે માણુસ કરતો હોય અથવા જેણે કર્યું હોય તે માણુસને અથવા જે માણુસે તે ઇમારત બાંધી અથવા તે કામ કર્યું તે માણુસ નોટીસની વખતે તે ઇમારતનો અથવા કામનો ધણી ન હોય તો, તે ઇમારતના અથવા કામના ધણીને, એવા કોઇપણ ઠરાવ વિરૂદ્ધ અથવા પેટા કાયદા વિરૂદ્ધ જે કાંઇ કરવામાં આવ્યું હોય તે સુધરાવવાનું કેહવાનો અથવા એવા કોઇપણ ઠરાવ ઉપરથી અથવા પેટા કાયદા ઉપરથી જે કાંઇપણ બાબત તેને કરવાની જરૂર હોય અને તે કરવામાં આવેલી ન હોય તે કરવાનું કેહેવાનો અખત્યાર છે.

ખુલાસો:—આ બાબમાં, સઘળે ઠેકાણે, " ઇમારત બાંધવી " એ સંજ્ઞામાં હેઠળ લખેલી બાબતોનો સમાસ થાય છે, એટલે,

(અ) કોઇપણ ઇમારતમાં કાઇપણ મહત્વનો ફેરફાર કરવો, વધારો કરવો અથવા તે ફરીથી બાંધવી તે, (બ) જે કોઇપણ ઇમારત પ્રથમ માણુસોને રેહેવાસારૂ બાંધેલી નહિ હોય તે માણુસોને રેહેવાની જગામાં બદલવી તે, (ક) જે કોઇપણ ઇમારત માણુસોને રેહેવા માટેની એકજ જગા તરીકે પ્રથમ બાંધેલી હોય તે ઇમારત માણુસોને રેહેવા માટેની એકથી વધારે જગામાં બદલવી તે, (ડ) માણુસને રેહેવાની બે અથવા વધારે જગા બદલી તેમની તે કરતાં વધારે જગા બનાવવી તે, (ઇ) ઇમારતની અંદરની વ્યવ-

સ્થામાં કરેલા જે ફેરફાર ઉપરથી તેના મોરીકામમાં, હવાની આવજામાં અથવા બીજી આરોગ્ય રક્ષણની વ્યવસ્થામાં ફેરફાર થતો હોય અથવા તે ઇમારતના સુરક્ષિતપણાને અથવા ટકાઉપણાનો બાધ આવતો હોય તેવા ફેરફાર કરવા તે, અને (ફ) કોઇપણ ઇમારતમાં કોઇપણ ઓરડીઓ, ઇમારતો અથવા બીજા ઇમલા વધારવા તે;

અને એવી રીતે ફેરફાર કરેલી, વધારો કરેલી, ફરીથી બાંધેલી, બદલેલી, અથવા વધારેલી ઇમારતનો, આ બાબમાં સઘળે ઠેકાણે, "નવી ઇમારત" એ સંજ્ઞામાં સમાસ થાય છે.

૯૭. મ્યુનિસિપાલીટીને અગાઉથી નોટીસ આપ્યા વગર, કોઇપણ ઝુંપડું અથવા છાપરૂં અથવા ઝુંપડાંની અથવા છાપરાંની ઓળ અથવા સમુદાય (જથો) બાંધવાનો અથવા આ આક્ટ અમલમાં આવતી વખતે વિદ્યમાન હોય એવાં ઝુપડાંની અથવા છાપરાની કોઇપણ ઓળમાં અથવા સમુદાયમાં કોઇપણ ઝુંપડું અથવા છાપરૂં વધારવાનો કોઇપણ માણસને કાયદેસર અધિકાર નથી; અને તે ઝુંપડાં અથવા છાપરાં બરાબર સરખી લાઇનમાં આવે તેમ બાંધવા વિશે, અને હવા આવવા જવા સારૂ તથા કચરો વિગેરે કહાડવાનું ઠીક પડવા સારૂ મ્યુનિસિપાલીટીને યોગ્ય દેખાય તેટલી પોહોળાઇના ખુલ્લો માર્ગ અથવા રસ્તો બન્ને લાઇનની સામે તથા વચ્ચે રાખવા વિશે તથા તેમના પાણીનો બરાબર નિકાલ થાય તેટલી તેમની લેવેલ ( સપાટી ) રાખવાવિશે હુકમ ફરમાવવાનો, અને તે ઝુંપડાં વાસ્તે પોતાને જરૂર દેખાય તેટલા જાજરૂ તથા તેવા પાણીના નિકાલનાં સાધનો કરવા વિશે હુકમ ફરમાવવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે. જો મ્યુનિસિપાલીટીને સદરહુ પ્રકારના નોટીસ આપ્યાવગર અથવા મ્યુનિસિપાલીટીએ જે ફરમાવ્યું હોય તે શિવાય બીજી રીતે, કોઇપણ ઝુંપડું અથવા છાપરૂં અથવા કોઇપણ ઓળ અથવા સમુદાય બાંધવામાં આવે, તો તે ઝુંપડું વિગેરે વાજબી વખતની અંદર તોડી પાડીને લઇ જવા બદલ અથવા આરોગ્યરક્ષણ બાબતનો વિચાર કરતાં મ્યુનિસિપલીટીને યોગ્ય દેખાય તેવો તેમાં ફેરફાર કરવા બદલ અથવા તેમાં વધારો કરવા બદલ લેખી નોટીસ તેના ધણીને અથવા તે બાંધનારને, અથવા તે ઝુંપડું અથવા છાપરૂં વિગેરે જે જમીનમાં બાંધ્યાં હોય અથવા બંધાતાં હોય તે જમીનના ધણીને અથવા ભોગવટો કરનારને આપવાનો અધિકાર તે મ્યુનિસિપાલીટીને છે; સદરહુ વખત સદરહુ નોટીસમાં લખવો જોઇયે.

૯૮. (૧) જ્યારે જ્યારે મ્યુનિસિપાલીટીનો એવો અભિપ્રાય હોય કે કોઇપણ ઝુંપડાં અથવા છાપરાં, પછી તે માણસોને રેહેવા સારૂ અથવા તબેલા સારૂ અથવા બીજાં કોઇપણ કામસારૂ વાપરવામાં આવતાં હોય અને આક્ટ અમલમાં આવતી વખતે વિદ્યમાન હોય અથવા ત્યાર પછી બાંધ્યાં હોય, (અ) તેમાં પુરતી હવાની આવજા ન હોવાને લીધે અથવા જે રીતે એવાં ઝુંપડાં અથવા છાપરાં છેકજ પાસે પાસે બાંધ્યાં હોય તે રીતને લીધે, અથવા (બ) તેને વાટો પ્લીન્થ) ન હોવાને લીધે અથવા પુરતો વાટો ન હોવાને લીધે અથવા પાણીના નિકાલનાં પુરતાં સાધન ન હોવાને લીધે, અથવા (ક) તેમાં કચરો વિગેરે કહાડી શકાય એમ નહિ હોય તેને લીધે, ત્યાંહાંના રેહેનારાઓને અથવા આસપાસના રેહેનારાઓને રોગ થવાની ધાસ્તી છે, ત્યારે ત્યારે તેને એવા દરેક ઝુંપડાંના અથવા છાપરાંના કાંઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોહોડાવીને તેમાં તે ઝુંપડાના અથવા છાપરાંના ધણીને અથવા ભોગવટો કરનારને અથવા જે જમીનપર એવું ઝુંપડું અથવા છાપરૂં બાંધ્યું હોય તે જમીનના ધણીને, પોતે આ અર્થે જે યોગ્ય મુદત ઠરાવે તેટલી મુદતમાં, એવું ઝુપડું અથવા છાપરૂં તોડી પાડીને લઇ જવાનું અથવા સદરહુ ધાસ્તી ટાળવા સારૂ જે કામની પોતાને જરૂર દેખાય તે કામ કરવાનું ફરમાવવાનો અધિકાર છે.

(૨) જો એવો કોઇપણ ધણી અથવા ભોગવટો કરનારો ઠરાવેલી મુદતમાં એવાં ઝુંપડાં અથવા છાપરાં તોડી પાડીને લઇ જવાની અથવા એવું કામ કરવાની ના કેહેશે અથવા ગફલત કરશે, તો સદરહુ ઝુંપડાં અથવા છાપરાં તોડી પડાવવાને અથવા સદરહુ ધાસ્તી ટાળવાસારૂ તે ઝુંપડાંના અથવા છાપરાંના સંબંધમાં જે કામની મ્યુનિસિપાલીટીને જરૂર જણાય તે કામ કરાવવાને મ્યુનિસિપાલીટી મુખત્યાર છે.

(૩) એવાં ઝુંપડાં અથવા છાપરાં મ્યુનિસિપાલીટી તરફથી તોડી પાડવામાં આવે, તો તે દરએકનો સામાન જુદો જુદો વેચાય તો તે તેવી રીતે વેચાવવો, અને જે ઉપજે તેમાંથી તમામ ખર્ચ કાપતાં વધે તે અવેજ તે ઝુંપડાંના અથવા છાપરાંના ધણીને આપવો, અથવા ધણી માલમ નહિ હોય અથવા

તે ઉપરના હક બાબત તકરાર હોય, તો જે માણસને તેમાં હિતસંબંધ હોય તે માણસ તે અવેજ મળવાનો હુકમ યોગ્ય કાર્ટમાંથી લાવે ત્યાંહાંસુધી તે અવેજ મ્યુનિસિપાલીટીએ અનામત રાખવો.

પણ હમેશને માટે એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઇ જમીન પ્રથમજ મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં આવે તે વખતે તે ઉપર જે કાંઇ ઝુંપડાં અથવા છાપરાં હોય તે આ કલમપ્રમાણે મ્યુનિસિપાલાટીના હુકમથી અથવા તેની નોટીસ ઉપરથી તોડી પાડવામાં આવે, તો તેમના ધણીને અથવા ધણીઓને વળી નુકસાનનું વળતર આપવું. અને તે વળતરની રકમ બાબત વાંધો પડે, તો, ૧૬૦ મી કલમમાં ઠરાવેલી રીતે ચોકસી કરીને તે રકમ નક્કી કરવી.

## (૩).—પાણીનો નિકાલ કરવા, વિગેરે બાબત અધિકાર.

૯૯. (૧) મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાંની સઘળી ગટરો, મોરીઓ, જાજરૂ, વોટર કલૅાસેટ, ઘરની ગલીઓ અને ખાળકુંડીઓ ઉપર મ્યુનિસિપાલીટીની દેખરેખ અને નિર્બંધ રેહેશે.

(૨) સાર્વજનિક અથવા ખાનગી સઘળી ઢાંકણાંવાળી ગટરોને તથા મોરીઓને તથા સઘળી ખાળકુંડીઓને મ્યુનિસિપાલીટીએ અથવા તે જે જુદા જુદા બીજા માણસોની હોય તે માણસોએ યોગ્ય ફટકીયુ ટ્રામ અથવા હવા આવવાજવાનાં બીજાં ઢાંકણાં અથવા સાધનો કરવાં જોઇયે.

અને સદરહુ પ્રકારની હરકોઇ ઢાંકેલી ગટરના, મોરીના અથવા ખાળકુંડીના ધણીને લેખી નોટીસ આપી તે પ્રમાણે કરવાનું ફરમાવવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે.

૧૦૦. (૧) ઘર વિગેરેના પાણીનો નીકાલ કરવાની કોઇપણ યોજના અમલમાં લાવવા સારૂ મ્યુનિસિપાલીટીને, કોઇપણ મોરી, ગટર, નિક, ટનેલ ( વિવર માર્ગ, ) કલવર્ટ, ( કમાનદાર ઘડનાળું ) નળ અથવા પાણીનો માર્ગ કોઇપણ ઓટમાંથી, ઓટની આડા અથવા ઓટની હેઠળ, અથવા સ્ત્રીટ માટે આંકેલી અથવા યોજેલી કોઇપણ જમીનમાંથી, જમીનની આડા અથવા જમીન હેઠળથી, અથવા કોઇપણ સ્ત્રીટ નિચેના કોઇપણ ભોંયરા અથવા વોલ્ટ (મેહેરાબ) ની હેઠળથી, અને મ્યુનિસિપલ ડિસ્ત્રીકટમાંહેની હરકોઇ જમીનના ધણી અથવા ભોગવટો કરનારને યોગ્ય લેખી નોટીસ આપ્યા પછી, તે જમીનમાં અથવા જમીનમાંથી અથવા જમીન હેઠળથી લઇ જવાનો, અધિકાર છે.

(૨) મ્યુનિસિપાલીટીને અથવા મ્યુનિસિપાલીટીએ તે કારણ સારૂ નિમેલા કોઇ પણ અમલદારને, જે કોઇ જમીનમાં મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયેલી કોઇ પણ મોરી અગાઉથી બાંધી હશે તે જમીનમાં પ્રવેશ કરીને, વિદ્યમાન મોરી હોય તેને બદલે કોઇ પણ નવી મોરી કરવાનો અથવા મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયેલી કોઇ પણ મોરીની મરામત કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અખત્યાર છે.

(૩) આ કલમની રૂએ આપેલો કોઇપણ અધિકાર ચલાવતાં નકામું નુકસાન કરવું નહિ, અને એવો અધિકાર ચલાવ્યાથી જ કોઇ પણ માણસને નુકસાન થયું હોય તેને મ્યુનિસિપાલીટીએ વળતર આપવું જોઇયે, અને એવા વળતર બદલ તકરાર પડે તે પ્રસંગે તેની રકમ ૧૬૦ મી કલમમાં કહેલી રીતે ચોકસી કરીને ઠરાવવી જોઈયે.

૧૦૧. (૧) કોઇપણ ઇમારતનું અથવા જગાનું પાણી જવા સારૂ મોરી વગેરેની યોજના કોઇપણ વખતે કરેલી નહિ હોય અથવા તે પાણી મ્યુનિસિપાલીટીની ખાત્રી થાય તેવી રીતે લઇ જવામાં આવ્યું નહિ હોય, તો તે ઇમારતનું અથવા જમીનનું પાણી. (અ) એવી ઇમારતના અથવા જમીનના કોઇપણ ભાગથી પચાસ ફુટની અંદર એકાદી યોગ્ય મોરી અથવા ગટર હોય તો તે મોરી અથવા ગટરમાં, અથવા (બ) એવા ધણીએ રાખવાની ઢાંકેલી ખાળકુંડીમાં. લઇ જવા સારૂ મ્યુનિસિપાલીટીને જરૂર દેખાય તેટલા કદની. તેવા પદાર્થની તથા તેટલી ઉંચાઇની અને તેટલા ઢાળની મોરી અથવા નળ તે ઇમારત આગળથી અથવા જમીન આગળથી બાંધવાનું અથવા મુકવાનું તે ધણીને લેખી નોટીસ આપીને ફરમાવવાનો તે મ્યુનિસિપાલીટીને અધીકાર છે.

(૨) કોઇપણ ઇમારત નવેસરથી બાંધવી તે, અથવા કોઇપણ ઇમારત ફરી બાંધવી અથવા નવેસર બાંધેલી અથવા ફરિથી બાંધેલી કોઇપણ ઇમારતનો ભોગવટો કરવો તે, હેઠળ મુજબ બંદોબસ્ત કરવામાં ન આવે તો અને ત્યાંસુધી કાયદાસર નથી એમ સમજવું, એટલે—(અ) સદરહુ પ્રકારની ઇમારતનાં

પાણીનો સારી રીતે નિકાલ થવા સારૂ મ્યુનિસિપાલીટીને જરૂરના લાગે તેવા કદની. તેવા પદાર્થની તથા તેવા પ્રકારની, તથા તેવી ઉંચાઇની તથા તેવા ઢાળવાળી મોરી બાંધવામાં ન આવે તો અને ત્યાં સુધી (બ) સદરહુ પ્રકારની ઇમારતમાંનું તથા તેને લગતી જમીનમાંનું પાણી ભેગું કરવા તથા ગ્રહણ કરવા સારૂ તથા તેમાંનું સદરહુ પાણી બાહાર લઇ જવા સારૂ તથા સદરહુ ઇમારતની મોરી તથા તેની સાથેના દરેક જડીત સામાનને પાણી વતી ધોઇને સારી રીતે સાફ કરવા સારૂ મ્યુનિસિપાલીટીને જરૂરનાં દેખાય તેવાં સઘળાં સાહિત્ય તથા ફીટીંગ સદરહુ ઇમારત તથા જમીન માટે પુરાં પાડીને તેની અંદર બેસાડવામાં ન આવે તો અને ત્યાં સુધી. કાયદાસર નથી એમ સમજવું,

(૩) ઉપર કહ્યા પ્રમાણે જે મોરી બાંધવાની હોય તે મોરીનું પાણી, સદરહુ પ્રકારની ઇમારતથી પચાસ ફીટથી વધારે નહિ એટલે અંતરે આવેલી મ્યુનિસિપાલીટીની મોરીમાં, અથવા પાણીના નિકાલ સારૂ કાયદેસર રીતે જુદી રાખેલી કોઇ જગ્યામાં ખાલી થવું જોઇયે; પણ તે અંતરની અંદર સદરહુ પ્રકારની કોઈ મોરી અથવા જગ્યા ન હોય તો, સદરહુ મોરીનું પાણી મ્યુનિસિપાલીટી ફરમાવશે તેવી ખાળકુંડીમાં ખાલી થવું જોઇયે.

૧૦૨. મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ માંહેની કોઇપણ ઇમારતના અથવા જમીનના ધણીને અથવા ભોગવટો કરનારને પોતાના મોરીનું પાણી મ્યુનિસિપાલીટીની ગટરોમાં વહેવરાવવાનો હક છે, પરંતુ એવું ઠરાવ્યું છે કે, તેમ કરવાને તેણે પ્રથમ મ્યુનિસિપાલીટીની લેખી પરવાનગી મેળવવી જોઇયે, અને મ્યુનિસિપાલીટીની લેખી પરવાનગી મેળવવી જોઇયે, અને મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયેલી ન હોય એવી મોરીઓ તથા મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયેલી હોય એવી મોરીઓનું જે રીતે તથા જે દેખરેખ હેઠળ જોડાણ કરવું જોઇયે તે રીત તથા તે દેખરેખ બાબત મ્યુનિસિપાલીટી ઠરાવે તેવી શરતો પ્રમાણે ચાલવું જોઇયે.

૧૦૩. (૧) કોઈ પણ ઇમારતના અથવા જમીનના ધણીને અથવા ભોગવટો કરનારને તે ઇમારત અથવા જમીનની મોરી, બીજા કોઇ પણ માણસની માલકીમાં અથવા તેના ભોગવટામાં અથવા વપરાશમાં હોય તેવી જમીનમાંથી બાંધીને અથવા તેવી મોરી સાથે જોડીને મ્યુનિસિપાલીટીની કોઇ મોરી સાથે જોડવાની હોય, ત્યારે તેમ કરવા સારૂ મ્યુનિસિપાલીટીને લેખી અરજી કરવાનો અધિકાર છે.

(૨) પછી તે મ્યુનિસિપાલીટી સદરહુ અરજીની બાબતમાં કંઇપણ હરકત હોય તો જણાવવાની યોગ્ય તક તે બીજા માણસને આપ્યા પછી, જો કંઇ હરકત લેવામાં ન આવે તો અથવા જે કંઇપણ હરકત લેવામાં આવી હોય તે પુરતી નથી એમ મ્યુનિસિપાલીટીને માલમ પડે તો, પોતાને યોગ્ય તથા વાજબી લાગે તે રીતે તથા ભાડું અથવા નુકસાનીનો બદલો આપવા બાબત તથા સદરહુ મોરી ટકાવી રાખવાની, તેની મરામત કરવાની, તેને પાણીવતી ધોઇ નાંખવાની, અને પક્ષકારોની પોતપોતાની જવાબદારી બાબત પોતાને યોગ્ય તથા વાજબી લાગે તે શરતે તે અરજદારને લેખી હુકમ કરીને, તેની મોરી, પ્રસંગ પ્રમાણે, તે જમીનમાં અથવા તે જમીનમાં થઇને અથવા તે જમીનના હેઠળથી અથવા સદરહુ મોરીમાં લઇ જવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

(૩) સદરહુ પ્રકારનો દરેક હુકમ જે માણસના લાભમાં કરવામાં આવ્યો હોય તે માણસને અથવા આ અર્થે તે માણસે કામે લગાડેલા કોઇપણ એજન્ટને અથવા બીજા માણસને તે હુકમ ઉપરથી, તે હુકમમાં કોઇ નુકસાનીનો બદલો અથવા ભાડું આપવાનું લખ્યું હોય તો તે બદલો અથવા ભાડું તે જમીનના અથવા મોરીના ધણીને અથવા ભોગવટો કરનારને આપ્યા પછી અથવા આપવા માંડયા પછી, તથા તે હુકમમાંની શરતો બીજી રીતે પુરી કરી શકાય એમ હોય તેટલે સુધી તે પુરી કરીને, તથા તે ધણીને અથવા ભોગવટો કરનારને વાજબી લેખી નોટીસ આપ્યા પછી, તે હુકમમાં જણાવેલી જમીનમાં મદદગાર તથા મજુરો સહિત, સુર્યોદય અને સુર્યાસ્ત વચમાં ગમે તે વખતે પ્રવેશ કરવાનો, અને આ આક્ટના સઘળા ઠરાવોને પાત્ર રહીને,—

(અ) તે હુકમમાં અધિકાર આપ્યા પ્રમાણે તે મોરી બાંધવાસારૂ અથવા જોડવાસારૂ, (બ) તે મોરી, જરૂર પડે તે પ્રમાણે વખતો વખત, નવી કરવા સારૂ, તેની મરામત કરવા સારૂ અથવા તેમાં ફેરફાર કરવા સારૂ, અથવા (ક) તે મોરી અથવા તેનો કોઇપણ ભાગ ટકાવી રાખવા બાબત, તેની મરામત

કરવા બાબત, તે પાણીવતી ધોવા બાબત, સાફ કરવા બાબત, અથવા ખાલી કરવા બાબત તે હુકમની શરતોની રૂયે તેના ઉપર જે જવાબદારી હોય તે બજાવવા સારૂ, જરૂર હોય તેવાં સઘળાં કામ કરવાનો અધિકાર મળે છે એમ સમજવું.

૧૦૪. કલમ ૧૦૩ ની રૂયે કોઇપણ કામ કરતી વખતે બને તેટલું થોડું નુકશાન કરવું, અને સદરહુ કામ જે ઇમારતોના અથવા જમીનોના ફાયદા સારૂ કર્યું હશે તેમના ધણી અથવા ભોગવટો કરનારે,

(અ) સદરહુ કામ બને તેટલી થોડી ઢીલે કરાવવું; (બ) સદરહુ કામ કરવા સારૂ જે જમીન, અથવા કોઇપણ ઇમારતનો અથવા બીજા બાંધકામનો જે કોઇપણ ભાગ ખુલ્લો કરવામાં, તોડી પાડવામાં, અથવા કાઢી નાખવામાં આવ્યો હશે તે જમીન અથવા ભાગ પોતાને ખરચે તથા બને તેટલી થોડી ઢીલે પુરી નાંખવો, હતો તેવો કરવો, તથા દુરસ્ત કરવો, અને (ક) સદરહુ કામ કર્યાથી જે કોઇપણ માણસને નુકશાન થાય તે માણસને નુકશાનનો બદલો આપવો.

૧૦૫ જે કોઇ પણ જમીનમાં, અથવા તેમાં થઇને અથવા તેની હેઠળથી એકાદી મોરી, જે જમીન ઉપર ઇમારત બાંધેલી ન હોય તે દરમિયાન ૧૦૩ જી કલમની રૂયે લઇ જવામાં આવી હોય, તે જમીનનો ધણી ત્યાર પછી કોઇ પણ વખતે તે ઉપર કોઇ પણ ઇમારત ચણવાની ઇચ્છા કરે તો, મ્યુનિસિપાલીટીએ જો પોતે એવી ઇમારત બાંધવાની મંજુરી આપે તો, જે ઇમારતનાં અથવા જમીનના ફાયદા સારૂ તે મોરી બાંધી હશે તે ઇમારતના અથવા જમીનના ધણીને અથવા ભોગવટો કરનારને લેખી નોટીસ આપીને, યોજેલી ઇમારત બાંધી શકાય તે માટે અથવા તેનો વગર અડચણે ઉપયોગ થઇ શકે તે માટે મ્યુનિસિપાલીટીને જરૂર જણાય તેવી રીતે તે મોરી બંધ કરવાનું, કાઢી નાંખવાનું, બીજી ગમ વાળવાનું, તથા તે જમીન પુરી નાંખવાનું, તે હતી તેવી કરવાનું, તથા દુરસ્ત કરવાનું ફરમાવવું જોઇયે.

૧૦૬. (૧) જો મ્યુનિસિપાલીટીનો એવો અભિપ્રાય થાય કે કોઇ પણ ઇમારતમાં અથવા જમીન ઉપર કોઇ પણ જાજરૂ અથવા ખાળકુંડી અથવા વધારે જાજરૂ અથવા ખાળકુંડીઓ કરાવવી જોઇયે, અથવા જે કોઇ પણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં સાનિટરી બોર્ડની મંજુરીથી વૉટર કલૉસેટની વ્યવસ્થા દાખલ કરી હશે તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટની અંદર કોઇ પણ ઇમારતમાં અથવા જમીન ઉપર ચાલુ જાજરૂને બદલે વૉટર કલૉસેટ કરાવવા જોઇયે તો, તે મ્યુનિસિપાલીટીને, લેખી નોટીસ આપીને, પોતાને યોગ્ય લાગે તેવા જાજરૂ. ખાળકુંડીઓ અથવા વૉટર કલૉસેટ કરવાનું એવી ઇમારતના અથવા જમીનના ધણીને હુકમ કરવાનો અધિકાર છે.

(૨) જે કોઇ પણ માણસ અથવા માણસો વીસ કતો વત્તા કારિગર અથવા મજુરો રાખતા હશે અથવા જે કોઇ માર્કીટના, શાળાના, નાટકશાળાના અથવા લોકોને એકઠા થવાની બીજી જગાના ધણી હશે અથવા વહિવટ કરતા હશે તેને અથવા તેમને લેખી નોટીસ આપીને, મ્યુનિસિપાલીટી, પોતે ફરમાવે તેવાં પાયખાનાં તથા પિસાબખાનાં કરવા વિશે તથા તે સારી સ્થિતિમાં રખાવવા તથા દરરોજ સાફ કરાવવા વિશે હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) મ્યુનિસિપાલીટી જે કોઇ પણ જમીનમાં જાજરૂ હોય તે જમીનના ધણીને અથવા ભોગવટો કરનારને લેખી નોટીસ આપીને એમ ફરમાવવાને મુખત્યાર છે કે એવા ધણીએ અથવા ભોગવટો કરનારે તે જાજરૂ આવનાર જનાર લોકોની અથવા પાસે રેહેનારાઓની નજરે નહિ પડે તે માટે તે જોઇયે તેવું છાપરૂં તથા ભીંત અથવા વાડ કરીને બંધ કરાવવું, અથવા જે કોઇ પણ જાજરૂનું બારણું અથવા ફટકીયું હરકોઇ સ્ટ્રિટમાં પડતું હોય અને તેથી અપકારક કૃત્ય થાય છે એવું પોતાને લાગતું હોય તે બારણું અથલા ફટકીયું પોતે ફરમાવે તે પમાણે ફેરવવું.

૧૦૭. (૧) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાંની સઘળી ગટરો, મોરીઓ, જાજરૂ, વૉટર કલૉસેટો, ઘરની ગલીઓ અને ખાળકુંડીઓ મ્યુનિસિપાલીટીના ખરચે બાંધી ન હોય તો, તે જે જમીનોની તથા ઇમારતોની હોય અથવા જે જમીનના અથવા ઇમારતના વાપરસારૂ બાંધી હોય અથવા ચાલુ રાખી હોય તે જમીનોના તથા ઇમારતોના ધણીઓને ખર્ચે તેમાં ફેરફાર કરવો જોઇયે, તથા તેઓની મરામત કરવી જોઇયે તથા તે સારી સ્થિતિમાં રાખવી જોઇયે, અને મ્યુનિસિપાલીટી, પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તેમાં

ફેરફાર કરવાનો, તેની મરામત કરવાનો અને સારી સ્થિતિમાં આણવાનો એવા ધણીને લેખી નોટીસ આપીને હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) આ આકટ અમલમાં આવતા પહેલાં તે પછી બાંધેલું જે કોઇપણ જાજરૂ અથવા ખાળકુંડી મ્યુનિસિપાલીટીના અભિપ્રાય પ્રમાણે અપકારક કૃત્ય હોય, અથવા એવી રીતે બાંધેલી હોય કે તેમાંનું ગોળું કાઢવા સારૂ જવાને રસ્તો નહીં હોય અથવા તે યોગ્ય રીતે સાફ કરી શકાય અથવા સારી વ્યવસ્થામાં રાખી શકાય એવી ન હોય તો મ્યુનિસિપાલીટી લેખી નોટીસ આપીને, તે જાજરૂ અથવા ખાળ કુંડી પાડી નાંખવાને અથવા બંધ કરવાને મુખત્યાર છે.

૧૦૮. મ્યુનિસિપાલીટીની હદ્દ માંહેની કોઇ પણ ઇમારતની અથવા જગાની મોરીનું જોડાણ કોઇ પણ ખાળકુંડી સાથે અથવા ગટર સાથે હોય ત્યારે, મ્યુનિસિપાલીટી, જો પોતાને એમ લાગે કે, એવી મોરી તે ઇમારત અથવા જગામાંનું પાણી વહી જવાને પુરતી છે તથા તે બીજી કોઇ રીતે વાંધો લેવાલાયક નથી, તો પણ તે મોરી તે ડિસ્ટ્રિકટમાંની ગટરોની એકંદર વ્યવસ્થાને મળતી આવતી નથી તો, એવી ઇમારતનું અથવા જગાનું પાણી વહી જવાસારૂ વપરાતી મોરીના જેવી એક અથવા અનેક મોરીઓની તજવીજ કરીને તે મોરી તથા તે ખાળકુંડી અથવા ગટર ( પછી તે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયેલી જમીનમાં હોય અથવા ન હોય તો પણ ) બંધ કરવાને, અને તે કારણ સારૂ જરૂર હોય તે કોઇ પણ કામ કરવાને મુખત્યાર છે.

૧૦૯. મ્યુનિસિપાલીટી લેખી નોટીસથી એમ ફરમાવવાને મુખત્યાર છે કે મ્યુનિસિપાલીટીની હદની અંદરની કોઇ પણ જમીન ઉપર એવી જે કોઇ ગટર, મોરી, જાજરૂ, વૉટર કલૉસેટ, ઘરની ગલી અથવા ખાળકુંડી—

(અ) એવી જમીન મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં સામેલ થયા પછી, અને (બ) મ્યુનિસિપાલીટીની સંમતિ વગર, અથવા તેના હુકમ, ફરમાન અથવા સામાન્ય નિયમ અથવા પેટા કાયદા વિરૂદ્ધ, અથવા તે જ્યારે બાંધી, ફરીથી બાંધી અથવા ઉઘાડી ત્યારે અમલમાં હોય તેવા કોઇ પણ કાયદાના ઠરાવ વિરૂદ્ધ, બાંધેલી હોય, ફરીથી બાંધેલી હોય અથવા ઉઘાડેલી હોય તે,

જે શખસે બાંધી હોય, ફરીથી બાંધી હોય અથવા ઉઘાડી હોય તે શખસે મ્યુનિસિપાલીટીને યોગ્ય લાગે તેમ તે ભાંગી નાંખવી, સુધારવી અથવા ફેરવવી, અને સદરહુ પ્રકારની કોઇ પણ ગટર, મોરી, જાજરૂ, વૉટર કલૉસેટ, ઘરની ગલી અથવા ખાળકુંડી એવી રીતે બાંધનાર, ફરીથી બાંધનાર અથવા ઉઘાડનાર દરેક શખસને, પછી તેને સદરહુ પ્રકારની નોટીસ મળે અથવા ન મળે, અથવા તે નોટીસ પ્રમાણે તે ચાલે અથવા ન ચાલે તોપણ, સદરહુ નોટીસ પ્રમાણે ન ચાલવાથી જે કાંઇ શિક્ષાને તે પાત્ર થાય તે ઉપરાંત વળી પચીસ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૧૦ (૧) જે ગટરો અથવા મોરીઓ મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થઈ હોય તેઓમાંની કોઇ પણ ગટરમાં અથવા મોરીમાં અથવા કોઇ પણ ગટરમાંથી અથવા મોરીમાંથી જે કોઇ માણસ, મ્યુનિસિપાલીટીની લેખી સંમતિ અગાઉથી લીધાવગર, કોઇ પણ મોરી મુકશે અથવા મુકાવશે તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે. અને તે મ્યુનિસિપાલીટી પોતાની નજરમાં આવે તે પ્રમાણે, સદરહુ પ્રકારની મોરી ભાંગી નાંખવાનું અથવા તેમાં ફેરફાર કરવાનું અથવા તે ફરીથી કરવાનું અથવા તેની બીજી વ્યવસ્થા કરવાનું તે માણસને લેખી નોટીસ આપીને ફરમાવવાને મુખત્યાર છે.

(૨) જે કોઇ પણ ગટર ( સુવર ), મોરી, વિવર માર્ગ, અથવા ગટર મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થઇ હશે, તે ઉપર કોઇ પણ ઇમારત મ્યુનિસિપાલીટીની લેખી સંમતિ લીધા વગર નવેસરથી બાંધવી નહિ અથવા ફરીથી બાંધવી નહિ, અને જે માણસે સદરહુ પ્રકારની ઇમારત બાંધી હશે અથવા ફરીથી બાંધી હશે તે માણસને મ્યુનિસિપાલીટી, પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે, તે ઇમારત પાડી નાંખવાનું અથવા તેની બીજી વ્યવસ્થા કરવાનું લેખી નોટીસ આપીને ફરમાવવાને મુખત્યાર છે.

૧૧૧. (૧) મ્યુનિસિપાલીટીને અથવા એવાં કારણસારૂ તેણે નીમેલા કોઇ પણ અમલદારને હરકોઇ ગટર મોરી, જાજરૂ વૉટર કલૉસેટ, ઘરની ગલી અથવા ખાળકુંડી, આ આકટમાં કહેલા બંધનોને પાત્ર

રહીને તપાસી જોવાનો, અને તે કારણસાર સુરજ ઉગે ત્યારથી તે સુરજ આથમે ત્યાંહાંસુધીમાં હરકોઇ વખતે હરકોઇ જમીનોમાં અથવા ઇમારતોમાં મદદગારો તથા મજુરો લઇને પેસવાનો તથા પોતાને યોગ્ય દેખાય તે જગા બને તેટલું ઓછું નુકસાન કરીને ખોદાવવાનો અધિકાર છે.

(૨) જો તે ગટર, મોરી, જાજરૂ, વૉટર કલૉસેટ, ઘરની ગલી અથવા ખાળકુંડી ખરાબ હાલત અથવા ખરાબ સ્થિતિમાં માલમ ન પડે અથવા તે વખતે ચાલુ હોય એવા કોઇ પણ કાયદાના ઠરાવ વિરૂદ્ધ અથવા મ્યુનિસિપાલીટીના કોઇ પણ પેટા કાયદા વિરૂદ્ધ બાંધી ન હોય તો એવી તપાસનો અને તે જગા પુરી નંખાવી અસલ પ્રમાણે બરાબર કરાવવાનો ખર્ચ મ્યુનિસિપાલીટીએ આપવો જોઇયે. પણ જો તે ઉપર પ્રમાણે માલમ પડે અથવા બાંધી હોય તો, સદરહુ ખર્ચ એવી ગટર, મોરી, જાજરૂ, વૉ-ટર કલોસેટ, ઘરની ગલી, અથવા ખાળકુંડીના ધણીએ આપવો જોઇયે, અને તે ખર્ચ બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇ પણ કર ખાતે માંગેલી રકમ જેવી રીતે વસુલ કરાય તેવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

૧૧૨. (૧) આ પેટા બાબ જેને લાગુ હોય તેવા પ્રકારનું કોઇ પણ કામ જે માણસને બીજે પ્ર-સંગે કરવુ પડત તેને તે જાતે કરી લેવાની પ્રથમ સવડ ન આપતાં મ્યુનિસિપાલીટી પોતાને યોગ્ય લાગે તો, તે કામ પોતે કરવાને અથવા પોતાના હુકમથી બીજા કોઇ પાસે કરાવી લેવાને મુખત્યાર છે.

(૨) મ્યુનિસિપાલીટી, આવું કામ મ્યુનિસિપલ ફંડને ખરચે કરવાની સામાન્ય અથવા ખાસ હુક-મથી અથવા ઠરાવથી મંજુરી આપે તે શિવાયને પ્રસંગે, એ પરમાણે કરવામાં આવેલાં કોઇપણ કામનો ખરચ ઉપર કહેલા માણસે આપવો જોઇયે. અને મ્યુનિસિપાલીટીને એવી રીતે મંજુરી આપવાનો આ ઉપરથી અધિકાર આપવામાં આવે છે.

(૩) ખાનગી ઇમારતોમાંનું અથવા જમીનોમાંનું પાણી કાહાડી નાંખવા માટેની અથવા કાહાડી નાંખવાને લગતી કોઇપણ નળીઓ, ટીટીગો, પાત્રો અથવા બીજાં સાહીત્યો જો મ્યુનિસિપાલીટીને ખરચે પુરાં પાડવામાં, બાંધવામાં અથવા ઉભાં કરવામાં આવ્યાં હોય તો તે, મ્યુનિસિપાલીટીએ તેમાંનો પોતાનો હિતસંબંધ સદરહુ ઇમારતો અથવા જમીનોના ધણીને તબદીલ કરી આપ્યો હોય તે શિવાયને પ્રસંગે, મ્યુનિસિપાલીટીની મિલકત ગણાશે.

## (૪).—બહાર આવનારાં ઉપાંગો વિગેરે બાબત અધિકાર.

૧૧૩. (૧) સાર્વજનિક સ્ટ્રિટોમાંહેની ઇમારતોના ધણીઓને અથવા ભોગવટો કરનારાઓને, તે સ્ટ્રિટોની સપાટીથી જે ઉંચાઇ મ્યુનિસિપાલીટી વખતે વખતે પેટા કાયદાથી ઠરાવે તેટલી ઉંચાઇએ અને પ્લાંથની અથવા પાયાની ભીંતની લાઇનની બહાર ઘણામાં ઘણાં ચાર ફુટ બહાર નીકળે તેવી ઉઘાડી ગેલેરી (વરંડા), જરૂખાં (બાલકની) અથવા ઓરડીઓ એવી ઇમારતોના હરકોઇ માળે કરવાની લેખી પરવાનગી આપવાને, અને સદરહુ સ્ટ્રિટોમાં ઘરોનાં છાપરાં, પાંખો વાછંટીઆં "દુકાનનાં પાટીયાં" ઇત્યાદિ કેટલી હદસુધી અને શી શરતે બહાર આવવા દેવાં તે ઠરાવવાને મ્યુનિસિપાલીટી મુખત્યાર છે.

(૨) એવી પરવાનગી શિવાય અથવા એવા હુકમોની વિરૂદ્ધ એવો જે કોઈ ધણી અથવા ભોગવટો કરનાર ઉપર કહેલા પ્રકારના કોઇપણ બહાર આવનારા ઉપાંગો કરશે તેને પચીસ રૂપેયા સુધીના દંડની શિક્ષા થશે, અને એવો કોઇ ધણી અથવા ભોગવટો કરનાર એવા કોઇપણ ઉપાંગને માટે આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા પછી તે ઉપાંગ કાહાડી નાંખવાને ચુકશે, તો એવી ચુક અથવા ગફલત જારી રહેશે તે દરમિયાનના દરેક દિવસ બદલ તેને પાંચ રૂપિઆ સુધીના વધુ દંડની શિક્ષા થશે.

(૩) મ્યુનિસિપાલીટીને, જે કોઇપણ ઇમારતની સામે અથવા આગળ, કોઇપણ બહાર આવેલું ઉપાંગ, અથવા અતિક્રમણ કરનારો અથવા હરકત કરનારો ભાગ, એવી ઇમારતનું ગભાણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં સામેલ થયાની પેહેલાં અથવા પછી, બાંધેલો અથવા કરેલો હોય, અને જે, (અ) કોઇપણ સાર્વજનિક સ્ટ્રિટમાંથી નિર્ભયપણે તથા સુગમતાએ જવા આવવામાં હરકત થાય એવી રીતે તે સ્ટ્રિટ ઉપર અથવા સ્ટ્રિટમાં પડતો હોય અથવા આવતો હોય અથવા કોઇપણ પ્રકારે બહાર આવતો હોય અથવા અતિક્રમણ કરતો હોય, અથવા (બ) તે સ્ટ્રિટમાંહેના કોઇપણ ઉઘાડા નળને, મોરીને અથવા

ગટરને અથવા તેનું કામ બરાબર ચાલવાને હરકત થાય એવી રીતે તે નળ, મોરી અથવા ગટરમાં અથવા તે ઉપર બહાર આવતો હોય અને આંતક્રમણ કરતો હોય, તે ઇમારતના ધણીને અથવા ભોગવટો કરનારને લેખી નોટીસ આપીને તે કહાડી નાંખવાનું અથવા તેમાં ફેરફાર કરવાનું ફરમાવવાનો અધિકાર છે. પણ હંમેશને માટે એવુ ઠરાવ્યું છે કે એવું ઉપાંગ, અતિક્રમણ કરનારો અથવા હરકત કરનારો ભાગ કોઈપણ જમાનામાં, એવી જગા મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં સામેલ થયાની તારીખ પેહેલાં અથવા મ્યુનિસિપાટીની લેખી પરવાનગીથી સદરહુ તારીખ પછી, કરવામાં આવ્યો હોય, તો, તે આ પ્રમાણે કહાડી નાંખવાથી અથવા તેમાં ફેરફાર કરવાથી જે માણસને નુકસાન થાય તે દરેક માણસને મ્યુનિસિપાલીટીએ વાજબી વળતર આપવું જોઇયે; અને સદરહુ વળતરની રકમ બાબત કાંઇ પણ વાંધો પડે તો તે રકમ કલમ ૧૬૦ માં જે રીત કહી છે તે રીતે ચોકસી કરીને ઠરાવવી જોઇયે.

**૧૧૪.** મ્યુનિસિપાલીટી, હરકોઇ સ્ત્રિટમાંની દરએક ઇમારતના છાપરાનું તથા બીજા ભાગોનું પાણી તે સ્ત્રિટમાંથી આવનાર જનાર લોકોની ઉપર પડે નહિ તેમ કરવા સારૂ મ્યુનિસિપાલીટીને યોગ્ય દેખાય તે રીતે તે પાણી ઝીલીને લઇ જવા સારૂ તથા તે વહી જવા સારૂ યોગ્ય પરનાળ તથા નળીઓ મુકવાનું અને તે સારી સ્થિતિમાં રાખવાનું તે ઇમારતના ધણીને લેખી નોટીસ આપીને ફરમાવવાને મુખત્યાર છે.

**૧૧૫.** મ્યુનિસિપાલીટી, કોઇ ઇમારતની બહારની બાજુએ, તેલના અથવા ગ્યાસના દીવા સારૂ, અથવા સન ૧૮૮૭ ના હિંદુસ્તાનના વિજળીના દીવા બાબતના આકટના ઠરાવને પાત્ર વિજળીના અથવા બીજા પ્રકારના દિવાસારૂ, અથવા સન ૧૮૮૫ પછી કરેલા કાયદા ઉપરથી સુધારેલા સન ૧૮૮૫ ના હિંદુસ્તાનના ટેલિગ્રાફ બાબતના આકટના ઠરાવોને પાત્ર ટેલિગ્રાફના અથવા ટેલિફોનના તારસારૂ, અથવા સ્થળાંતરના કારણ માટે વીજળી લઇ જવા સારૂ ખુણીઆં અથવા ગટરમાં અને પાણીનાં કામમાં યોગ્ય રીતે હવા જવા આવવા સારૂ પોતાને જરૂરની દેખાય તેવી નળાયો ઉભી કરવાને અથવા જડવાને મુખત્યાર છે, અને સદરહુ પ્રકારના ખુણીઆ તથા નળીઓ, સદરહુ ઇમારતને અથવા પાસેની કોઈ ઇમારતને ગેરસોઇ અથવા અપકારકકૃત ન થાય એવી રીતે ઉભાં કરવાં જોઇએ.

**૧૧૬.** (૧) દરએક સ્ત્રિટ જે નામથી ઓળખાવવી હોય તે નામ તે સ્ત્રિટના દરએક છેડા ઉપરની અથવા ખુણાં ઉપરની અથવા નાકાં ઉપરની અથવા તેની પાસેની હરકોઇ ઇમારતના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર વખતે વખતે મરાવવાનો અથવા રંગથી કહડાવવાનો, અને હરકોઇ ઇમારતની બહારની બાજુના એકાદા પ્રસિદ્ધ ભાગ ઉપર અથવા તે ઇમારતની વાડનો જે દરવાજો સ્ત્રિટ ઉપર પડતો હોય તે દરવાજા ઉપર વખતે વખતે નંબર મરાવવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

(૨) જે કોઇ માણસ સદરહુ નામનો અથવા નંબરનો નાશ કરશે અથવા તે કહાડી નાંખશે અથવા ચેહેરી નાખશે અથવા મ્યુનિસિપાલીટીએ જે નામ અથવા નંબર માર્યો હોય તેથી જુદું નામ અથવા નંબર મારશે તે માણસ, અને કોઇપણ ઇમારતનો જે કોઇ પણ ધણી અથવા ભોગવટો કરનારો એવી ઇમારત ઉપર સદરહુ નંબર માર્યા પછી તેને પોતાને ખરચે ઠીકઠાક નહિ રાખશે તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

**૧૧૭.** જે કોઇ શખસ—

(અ) ધણીની અથવા ભોગવટો કરનારની સંમતિ શિવાય, કોઇપણ પોસ્ટિંગ બિલ, પ્લેકાર્ડ અથવા જાહેરખબરનો બીજો કાગળ અથવા સાધન કોઇપણ ઇમારતને અથવા ઇમારત ઉપર, ભીંતને અથવા ભીંત ઉપર, પાટીયાને અથવા પાટીયા ઉપર, વાડને અથવા વાડઉપર અથવા કઠેડાને અથવા કઠેડાઉપર ચોહડશે, અથવા (બ) સદરહુ પ્રકારની સંમતિ શિવાય, ચાકથી અથવા રંગથી અથવા કોઇપણ બીજી રીતે એવી કોઇપણ ઇમારત ઉપર, ભીંત ઉપર, પાટીયા ઉપર, વાડ ઉપર અથવા કઠેડાઉપર કાંઇ લખશે, અથવા તે બગાડસે અથવા તેને ખરાબ કરશે અથવા તે ઉપર કાંઇ નિશાની કરશે, તેને વીસ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

**૧૧૮.** મ્યુનિસિપાલીટી લેખી નોટીસ આપીને કોઇપણ જમીનના ધણીને અથવા ભોગવટો કરના-

રને એવું ફરમાવવાને મુખત્યાર છે કે તેણે તે જમીનની જે વાડ જે કોઇપણ સાર્વજનિક સ્ટ્રિટની બાજુએ હોય તે સ્ટ્રિટની સપાટીથી તે વાડ ચાર ફુટ કરતાં ઉંચી ન રહે અને ચાર ફુટ કરતાં પોહોળી ન રહે તે પ્રમાણે તે કાપવી અથવા ઝારી નાખવી, અને જે ઝાડ અથવા ઝાડવાં હરકોઇ સાર્વજનિક સ્ટ્રિટઉપર હરકોઇ રીતે લટકતાં હોય, અથવા જેથી તેને ભય પહોંચતો હોય અથવા હરકત થતી હોય તે ઝાડ અથવા ઝાડવાં, અથવા જે ઝાડ અથવા ઝાડવાં તેવી સ્ટ્રિટ ઉપર લટકી આવે અથવા જેથી તે સ્ટ્રિટને ભય પોહોંચે અથવા, હરકત થાય અથવા નુકસાની લાગે તેવો સંભવ છે એવું પોતાને લાગતું હોય તે ઝાડ અથવા ઝાડવાં, અથવા જે ઝાડ અથવા ઝાડવાં કોઇ સાર્વજનિક તળાવનું અથવા કુવાનું અથવા પાણી પુરૂં પાડવાનું બીજું સ્થળ કર્યું હોય તેનું પાણી બગડે અથવા બગડવાનો સંભવ રહે તેવી રીતે તે તળાવઉપર અથવા કુવા ઉપર અથવા પાણી પુરૂં પાડવાના બીજા સ્થળઉપર લટકતાં હોય તે કાપી નાંખવાં અથવા ઝારી નાંખવાં.

## (ঘ)-લોકોની આરોગ્યતા, સહીસલામતી અને સગવડ વધારવા બાબત અધિકાર.

૧૧૯. (૧) કોઇપણ ઇમારત અથવા તેને કાંઇ જડયું હોય તે જીર્ણ થયું છે, અથવા પડવા જેવું થયું છે, અથવા તેનાથી બીજી કોઇ રીતે તે ઇમારતમાં અથવા તેની પાસેની કોઇપણ ઇમારતમાં રેહેનારા કોઇપણ માણસને અથવા તેનો ભોગવટો કરનારને અથવા રસ્તે આવનાર જનાર લોકોને જોખમ છે એમ મ્યુનિસિપાલીટીને લાગે, તો રસ્તે આવનાર જનાર લોકોનો બચાવ થવાસારૂ વાડભરી લેવાની પોતાને જરૂર દેખાય તો મ્યુનિસિપાલીટીએ યોગ્ય વાડ તાબડતોબ ભરાવવી જોઇયે. આ પેટા કલમની રૂએ મ્યુનિસિપાલીટીને જે ખર્ચ થાય તે સઘળો તે ઇમારતના ધણીએ અથવા ભોગવટો કરનારે આપવો, અને તે ખર્ચ, બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇપણ કર બદલની રકમ જે રીતે વસુલ કરાય તે રીતે વસુલ કરવાનો અધિકાર છે.

(૨) વળી મ્યુનિસિપાલીટીએ સદરહુ ધણી અથવા ભોગવટો કરનારને લેખી નોટીસ આપીને તેમાં તેને ફરમાવવું કે તેણે, જરૂર હોય તે પ્રમાણે, સદરહુ પ્રકારની ઇમારત અથવા તેને જે જડયું હોય તે તાબડતોબ પાડી નાંખવું, નિર્ભય કરવું અથવા તેની મરામત કરવી, અને જો સદરહુ પ્રમાણે નોટીસ બજ્યા પછી ત્રણ દિવસની અંદર તે ધણી અથવા ભોગવટો કરનારો તે ઇમારત અથવા વસ્તુની મરામત કરવાનું અથવા તે પાડવાનું અથવા તે નિર્ભય કરવાનું શરૂ કરશે નહિ અને તે કામ યોગ્ય ત્વરાથી પુરૂં કરશે નહિ, તો તે ઇમારત અથવા તેને જડેલી વસ્તુ અથવા તે પૈકી પોતાને જરૂર લાગે તેટલો ભાગ મ્યુનિસિપાલીટીએ પડાવવો, અથવા તેની મરામત કરાવવી અથવા તે બીજી રીતે નિર્ભય કરાવવો.

પણ એવું ઠરાવ્યું છે કે, જોખમ તત્કાલિક ન હોય તે પ્રસંગે, પોતે વાડ ન ભરાવતાં યોગ્ય વાડ ભરવાની ધણીને અથવા ભોગવટો કરનારને પ્રથમ લેખી નોટીસ આપવાનું મ્યુનિસિપાલીટીની મરજી ઉપર છે, અને તે નોટીસ બજ્યાની તારીખથી બે દિવસની અંદર તે ધણી અથવા ભોગવટો કરનાર એવે પ્રસંગે મ્યુનિસિપાલીટીને યોગ્ય લાગે એવી વાડ ભરવાને ચુકશે, તો મ્યુનિસિપાલીટીએ એવી વાડ તરતજ ભરાવવી અને તે પછી પેટા કલમ (૧) તથા (૨) માં કહ્યા પ્રમાણે આગળ તજવીજ કરવી.

૧૨૦. (૧) મ્યુનિસિપાલીટીને, હરકોઇ વખતે, લેખી નોટીસની મારફત, કોઇ કુવાના, ઝરાના, નેહેરના, તળાવના અથવા પાણીના જથ્થાના બીજા કોઇ સાધનના ધણીને અથવા તે ઉપર અધિકાર હોય તેવા કોઇપણ શખસને એવો હુકમ કરવાનો અખત્યાર છે કે, તેણે, તે કુવા વિગેરે ખાનગી મિલકત હોય અથવા ન હોય તોપણ,

(અ) ઝરા શિવાય પાણીના જથ્થાનું એવું બીજું કોઇપણ સાધન સારી સ્થિતિમાં રાખવું તથા ટકાવી રાખવું; અથવા (બ) નોટીસમાં લખવામાં આવે તે વાજબી મુદતની અંદર, એવા કોઇ પાણીના જથ્થાના સાધનમાંથી ગાળ, કચરો તથા દોહી જતો ઝાડપાલો કહાડીને તે સાફ કરવું; અથવાં (ક) એવા કોઇપણ પાણીના જથ્થાનું સાધન જમીન ઉપરની મોરીના પાણીથી બગડે નહિ માટે, મ્યુનિસિપાલીટી કહે તે રીતે તેનું સંરક્ષણ કરવું; અથવા (ડ) કુદરતી રીતે વેહેનારા ઝરા શિવાય પાણીના જથ્થાનું એવું બીજું જે કોઇપણ સાધન પુરતી મરામત, સંરક્ષણ અથવા વાડ ન હોવાને લીધે લોકોની અથવા તે

વાપરવાનો અથવા ત્યાંથી અથવા તેની પાસે જવાનો જે શખ્સોને પ્રસંગ હોય તે શખસોની આરોગ્યતાને અથવા સુરક્ષિતપણાને જોખમકારક છે એમ મ્યુનિસિપાલીટીને લાગે, તો તે સાધન સદરહુ નોટીસ પોહોચ્યા પછી ચોવીસ કલાકની અંદર મ્યુનિસિપાલીટી પસંદ કરે તે રીતે દુરસ્ત કરવું, અથવા સુરક્ષિત કરવું અથવા તેને વાડ ભરવી; અથવા (ક) એવા પાણીના જથ્થાનું જે કોઇપણ સાધન કુદરતી રીતે વેહેનારો ઝરો નહિ હોય અને જેનું પાણી પીવાને નાલાયક છે એવી મ્યુનિસિપાલીટીની ખાત્રી લાયક સાબિતી થઇ હોય તે સાધનનું પાણી પીવાનાં કારણસારૂ વાપરવાનું અને બીજાને વાપરવા દેવાનું બંધ કરવું; અથવા (ખ) જો (ક) રકમ પ્રમાણે એવી કોઈપણ નોટીસ આપ્યા છતાં એવો વાપર જારી રેહે અને તે બીજી રીતે બંધ કરી શકાય તેમ નથી એવો મ્યુનિસિપાલીટીનો મત હોય તો, એવો વાપર બંધ કરવા સારૂ જે રીત મ્યુનિસિપાલીટીને પુરતી દેખાય તે રીતે ઉપર કહેલા પ્રકારના પાણીના જથ્થાના સાધનને જાથુને માટે અથવા થોડા વખતને માટે બંધ કરવું, અથવા તે ભરી નાંખવું અથવા તેની આજુ બાજુ વંડો અથવા વાડ કરવી; અથવા (ગ) એવા પાણીના કોઇ જથ્થાના સાધનમાંનું અથવા તે સાધનને જોડાયલી અથવા તેની પાસેની કોઇપણ જમીન અથવા જગા અથવા ગાત્ર અથવા ટાંકીમાંનું જે કાંઈપણ ભરાઇ રેહેલું પાણી મ્યુનિસિપાલીટીના મત પ્રમાણે તંદુરસ્તીને નુકસાનકારક અથવા પડોસના લોકોને ત્રાસદાયક હોય તે પાણી તે સાધનમાંથી, જમીનમાંથી, જગામાંથી અથવા પાત્રમાંથી અથવા ટાંકીમાંથી નીકવાટે અથવા બીજી રીતે કાહાડી નાખવું.

૨) ઉપર કહેલો ધણી અથવા અધિકારવાળો શખસ, પેટા કલમ (૧) ના ઠરાવ મુજબ અથવા ઠરાવની રૂએ કહેલી મુદ્દતમાં સદરહુ પ્રકારનો કોઇપણ હુકમ પાળવાને ચૂકે અથવા ગફલત કરે તો, એવી નોટીસની રૂએ જરૂર હોય તે કામ એકદમ શરૂ કરવાને મ્યુનિસિપાલીટી મુખત્યાર છે, અને તેના મતે કોઇપણ માણસની તંદુરસ્તીના અથવા સુરક્ષિતપણાના બચાવ સારૂ તાતકાલિક તજવીજ કરવાની જરૂર હોય તો તેણે તે કામ એકદમ શરૂ કરવું જોઇએ, અને આ મ્યુનિસિપાલીટીને જે કાંઇપણ ખરચ થાય તે સઘળો ખરચ, એવા પાણીના જથ્થાના ધણીએ અથવા એવા પાણીનો જથ્થો જેના અધિકારમાં હોય તેણે ભરી આપવો જોઇયે, અને તે ખરચ બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇપણ કર બદલની રકમ જેવી રીતે વસુલ કરાય તેવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, જેનું પાણી સઘળા લોકો અથવા તેનો કોઇપણ ભાગ હકથી વાપરતા હોય તેવા કોઇપણ કુવાની અથવા ખાનગી ઝરાની અથવા ખાનગી નહેરની, તળાવની અથવા જથ્થાના બીજા એકાદા સાધનની બાબતમાં મ્યુનિસિપાલીટીએ કરેલો ખરચ, અથવા ધણીએ અથવા એવા અધિકારવાળા શખશે કરેલો જરૂરનો ખરચ, મ્યુનિસિપાલીટી તેવો હુકમ કરે તો મ્યુસિપલ ફંડમાંથી આપવાનો અખત્યાર છે.

૧૨૧. (૧) મ્યુનિસિપાલીટીની લેખી સંમતિ લીધાવગર અથવા કાયદાસર બીજા અધિકાર વગર કોઇ માણસ કોઇ સર્વજનિક રિટ્રટની ફરસબંધી, ગટર, લાદી અથવા તેનો બીજો સામાન, અથવા તેની વાડ, ભીંત અથવા થાંભલા અથવા કોઇપણ મ્યુનિસિપલ દીવા, દીવાના થાંભલા, ખુણીઆં, પાણીના થાંભલા, હાઇડ્રન્ટ અથવા તેમાંની એવી બીજી મ્યુનિસિપલ મિલકત કાહાડી નાંખશે અથવા ઉખેડશે અથવા તેમાં ફેરફાર કરશે, તો તેને સો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૨) જે કોઇપણ માણસ કોઇપણ સાર્વજનિક રિટ્રટમાંહેની સદરહુ પ્રકારની કાંઇ ફર સંબંધી, ગટર, લાદી અથવા બીજો સામાન, અથવા વાડ, ભીંત, થાંભલા અથવા કોઇપણ મ્યુનિસિપલ દીવા, દીવાના થાંભલા, ખુણીઆ, પાણીના થાંભલા, હાઇડ્રન્ટ અથવા બીજી મ્યુનિસિપલ મિલકત કાહાડી નાંખ્યા પછી, ઉખેડયા પછી અથવા તેમાં ફેરફાર કર્યા પછી, નોટીસ આપ્યા છતાં, મ્યુનિસિપાલીટીની ખાત્રી લાયક રીતે સદરહુ પ્રકારની કોઇ વસ્તુ પાછી બેસાડવાને અથવા જેમ હતી તેમ કરવાને ચુકશે, તો તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અને તે રિટ્રટ પેહેલાંની સ્થિતિમાં આણવાનો જે ખર્ચ થાય તે તેણે આપવો જોઇયે, અને તે ખર્ચ, બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇપણ કર બદલની રકમ જેવી રીતે વસુલ કરાય તેવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

૧૨૨. (૧) હરકોઇ જગા મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ થયા પછી, તેમાંની હરકોઇ સાર્વજનિક સ્ટ્રિટમાં જે કોઇપણ માણસે કોઇપણ ભીંત અથવા કાંઇ વાડ, કઠેરો, થાંભલો, દુકાન, વરંડા ( ઓટલો ) તખ્તા, પ્લીંથ, પગથીઉં અથવા કાંઇ બહાર આવનારૂં ઉપાંગ અથવા વસ્તુ અથવા બીજું અતિક્રમણ અથવા હરકત કરનારૂં કામ બાંધ્યું હશે અથવા કર્યું હશે અથવા જે બાંધશે અથવા કરશે અથવા જે કોઇ માણસ સદરહુ સ્ટ્રિટમાં, અથવા એવી સ્ટ્રિટ માંહેની કોઇ ઉઘાડી મોરી અથવા ગટર અથવા નેહેરમાં અથવા તે ઉપર કાંઇ પેટી અથવા ગાંસડી અથવા માલનો દાગીનો અથવા વેપારની જણસ અથવા બીજી કાંઇ જનસ મુકશે અથવા મુકાવશે, તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૨) મ્યુનિસિપાલીટીને, સદરહુ પ્રકારની હરકત અથવા અતિક્રમણ કરનારૂં કામ કહાડી નાંખવાનો તેમજ ખાનગી મિલકત ન હોય એવી કોઇ પણ ખુલ્લી જગામાં પછી તે જગા મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થઇ હોય અથવા ન હોય, તેમાં અધિકાર વગર કરેલું કઇ તેવાજ પ્રકારનું હરકત અથવા અતિક્રમણ કરનારૂં કામ કહાડી નાંખવાનો અધિકાર છે, પણ એવું ઠરાવ્યું છે કે તે જગા મલિક મુઆઝમની થઇ હોય તો, તેમ કરવાને કલેક્ટરની પરવાનગી પ્રથમ લેવી જોઇયે. અને એ પ્રમાણે કહાડી નાંખવાનો જે ખર્ચ થાય તે જે માણસે સદરહુ હરકત અથવા અતિક્રમણ કરનારૂં કામ કર્યું હોય તે માણસે આપવો, અને તે ખર્ચ, બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇ પણ કર બદલની રકમ જેવી રીતે વસુલ કરાય તેવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

(૩) જેને નીચે પ્રમાણે કરવાનો યોગ્ય અધિકાર મળ્યો ન હોય એવો જે કોઈ માણસ ખાનગી મિલકત ન હોય એવી કોઇપણ ખુલ્લી જગામાંથી માટી, રેતી અથવા બીજી વસ્તુ કહાડી લઇ જશે અથવા તેમાં અથવા તે ઉપર કાંઇપણ અતિક્રમણ કરશે, તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અને અતિક્રમણના પ્રસંગે, એવા ગુન્હાની સાબિતીનો ઠરાવ પેહેલેથી થયાની તારીખ પછી જે જે દિવસ સુધી તે અતિક્રમણ જારી રેહેશે તે દરેક દિવસ બદલ વળી દસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૪) લોકોને અથવા કોઇપણ શખસને અડચણ ન થાય તે રીતે, વાર તેહેવારને દહાડે તથા કાર્ય પ્રયોજનની વખતે હરકોઈ સાર્વજનિક સ્ટ્રિટને થોડા દહાડા માટે રોકવા દેવાની અથવા તેમાં કાંઇ કામ ઉભું કરવા દેવાની અથવા ચાર દાહાડા કરતાં વધતી નહિ હોય તેટલી મુદત સુધી બાઈ સ્ટ્રિટ (ગલી)-માં તથા જગામાં સર્પણ સીંચી મુકવા દેવાની આ કલમમાંહેના કોઇપણ ઠરાવથી મ્યુનિસિપાલીટીને મના છે એવું સમજવું નહિ.

(૫) આ કલમમાંનો કોઈપણ ઠરાવ, ૧૧૩ મી કલમની પેટા કલમ (૧) ની રૂઇએ જે બહાર આવનારાં ઉપાંગો માટે યોગ્ય અધિકાર મળ્યો હશે તેમને અથવા પેટા કલમ (૪) ની રૂઇએ જે બાબતમાં પરવાનગી આપવામાં આવી હશે તેને લાગુ પડશે નહીં. ”

૧૨૩. (૧) કોઇપણ માણસનો હરકોઇ ઇમારત એવી રીતે અથવા એવે પ્રસંગે બાંધવાનો અથવા તોડી પાડવાનો અથવા તેના બહારના ભાગમાં ફેરફાર કરવાનો અથવા તેની મરામત કરવાનો ઇરાદો હોય કે તે કામથી કોઇપણ સ્ટ્રિટમાં હરકત અથવા જોખમ અથવા અડચણ થવા જેવું હોય અથવા થાય, તો તેના દરેક માણસે એવું કામ શરૂ કરતાં પેહેલાં. (અ) તેમ કરવાસારૂ મ્યુનિસિપાલીટીનું પ્રથમ લેખી લાઇસન્સ લેવું જોઇયે, અને (બ) જ્યાં આગળ સદરહુ પ્રમાણે કામ ચાલતું હોય ત્યાં આગળ તે ઇમારત સ્ટ્રિટથી જુદી રાખવા સારૂ જોઇયે તેવી વાડ ભરાવવી, અને લોકોના સુરક્ષિતપણા સારૂ અથવા તેઓની સગવડ સારૂ જેટલી મુદતસુધી તે વાડની જરૂર હોય તેટલી મુદતસુધી, મ્યુનિસિપાલીટીની ખાત્રી લાયક રીતે, તે વાડ ટકાવી રાખીને સારી હાલતમાં રાખવી, અને રાત્રે તેની નજીક જોઇએ તેટલું અજવાળું રખાવવું જોઇયે, અને મ્યુનિસિપાલીટી હુકમ કરે ત્યારે તે કહાડી નાંખવી જોઇએ.

(૨) જે કોઇ માણસ આ કલમના કોઇપણ ઠરાવ વિરૂદ્ધ ચાલશે તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અને પેહેલી વાર ગુન્હો સાબિત થયાની તારીખ પછી, પ્રસંગ પ્રમાણે જે જે દિવસ તથા રાતના સંબંધમાં તે વિરૂદ્ધ વર્તન ચાલુ રાખશે તેવા દરેક દિવસ બદલ અથવા દરેક રાતબદલ તેને દશ રૂપિયા સુધીના વધારે દંડની શિક્ષા થશે.

૧૨૪. (૧) જે સ્ટ્રિટો, ગટરો, મોરીઓ, અથવા બીજી જગા મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થઇ હશે તેમાંની કોઇપણ સ્ટ્રિટ, ગટર અથવા મોરી અથવા બીજી જગા બાંધતી વખતે અથવા તેની મરામત કરતી વખતે મ્યુનિસિપાલીટીએ પડોસની ઇમારતોને ટેકા આપીને તથા તેમનો બચાવ કરીને અકસ્માત નહિ થાય એવો યોગ્ય બંદોબસ્ત અને તે કામ ચાલતું હોય ત્યારે ગાડીઓ અથવા ગાડાં અથવા બીજાં વાહનો અથવા ઢોરો અથવા ઘોડા આવતાં જતાં અટકાવવા સારૂ પોતાની નજરમાં યોગ્ય આવે તેવી આડ, સાંકળો અથવા થાંભલા સદરહુ પૈકી હરકોઇ સ્ટ્રિટમાં અથવા તેની વચ્ચે આડા બેસાડવાં જોઇએ; અને તે સ્ટ્રિટમાંની હરકોઇ ગટર અથવા મોરી અથવા બીજું કામ બંધાતું હોય તે વખતે અથવા તેની મરામત થતી હોય તે વખતે મ્યુનિસિપાલીટીની પરવાનગી અથવા સંમતિ વગર તે આડમાંની કોઇ આડ અથવા તે સાંકળોમાંની કોઇ સાંકળ અથવા તે થાંભલાઓમાંનો કોઇ થાંભલો તોડી પાડશે અથવા તેમાં ફેરફાર કરશે અથવા તે કહાડી લઇ જશે, અથવા એવા હરકોઇ દીવા કહાડી જશે અથવા ઓલવશે, તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૨૫. (૧) કોઇ માણસે મ્યુનિસિપાલીટીની લેખી પરવાનગી વગર અથવા તેમાં લખેલી શરતોને અનુસર્યા શિવાય બીજી રીતે કોઇપણ સ્ટ્રિટમાં ખાડો ખોદવો નહિ અથવા ઇમારત, બાંધવા સારૂ વપરાયલા અથવા તો વાપરવા ધારેલાં ઇમારતી લાકડાં, પથ્થર, ઇંટ, મટોડી અથવા બીજો કોઇપણ સામાન ઉભો કરવો નહીં અથવા મુકવો નહિ; અને તે પરવાનગીનો અમલ મ્યુનિસિપાલીટી પોતાની નજરમાં આવે ત્યારે બંધ કરી શકશે; અને સદરહુ પ્રકારની પરવાનગી કોઇ માણસને આપી હોય, ત્યારે તે સામાન કહાડી લઇ જવામાં આવે ત્યાંહાં સુધી અથવા મ્યુનિસિપાલીટીની ખાત્રી લાયક રીતે ખાડો પુરી નાંખવામાં આવે અથવા બીજી રીતે જોખમ વગરનો કરવામાં આવે ત્યાંહાં સુધી તે માણસે પોતાના ખર્ચથી તે સામાન અથવા ખાડાની આસપાસ પુરતી વાડ ભરાવી લેવી અને રાત્રે ત્યાંહાં આગળ પુરતું અજવાળું કરાવવું જોઇયે.

(૨) જે કોઇ માણસ પેટા કલમ (૧) ના ઠરાવ વિરૂદ્ધ ચાલશે તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા હશે, અને પહેલીવાર ગુન્હો સાબીત થયાની તારીખ પછી, પ્રસંગ પ્રમાણે, જે જે દિવસ અથવા રાતના સંબંધમાં તે વિરૂદ્ધવર્તન ચાલુ રાખશે તેવા દરેક દિવસબદલ અથવા દરેક રાતબદલ તેને દશ રૂપિયા સુધીના વધારે દંડની શિક્ષા થશે.

૧૨૬. જો મ્યુનિસિપાલીટીના મત પ્રમાણે, કોઇ પણ પથ્થરની ખાણ ખોદવાનું, અથવા કોઇ પણ જગામાં પથ્થર, મટોડી અથવા બીજો પદાર્થ કહાડી લઇ જવાનું કામ સદરહુ ખાણ અથવા જગાની પડોસમાં રેહેનારા અથવા તેની પાસે જવાનો કાયદાસર હક હોય તે માણસોને જોખમ ભરેલું હોય અથવા તેથી અપકારક કૃત્ય થતું હોય અથવા થવાનો સંભવ હોય, તો તે મ્યુનિસિપાલીટી તે ખાણના અથવા જગાના ધણીને અથવા એવા ખોદ કામમાટે અથવા એવા પદાર્થ કહાડી લઇ જવા માટે જવાબદાર હોય તે માણસને લેખી નોટીસ આપીને એમ ફરમાવવાને મુખત્યાર છે કે તેણે એવી ખાણ ખોદવાનું અથવા એવો પદાર્થ કહાડી લઇ જવાનું કામ આગળ ન ચલાવવું અથવા ન ચલાવવા દેવું અથવા તેથી થતું અથવા થવાનો સંભવ હોય તેવું જોખમ અટકાવવા સારૂ અથવા તેવું અપકારક કૃત્ય દુર કરવા સારૂ પોતે કહે તે બંદોબસ્ત તે ખાણના અથવા જગાના સંબંધમાં કરવો.

પણ એવું ઠરાવ્યું છે કે, જો તે ખાણ અથવા જગા મલિકમુઆઝમને પ્રાપ્ત થઇ હોય અથવા તે ખાણ સદરહુ પ્રમાણે ખોદવાનું અથવા તે જગામાંથી પદાર્થ સદરહુ પ્રમાણે કહાડી લઇ જવાનું કામ સરકાર તરફથી અથવા સરકારની વતી કરવામાં આવતું હોય અથવા સરકારની અથવા સરકારના અમલદાર તરીકે કામ કરનારા કોઇ અમલદારની પરવાનગીથી અથવા તેણે આપેલા અધિકાર મુજબ ચાલનારા કોઇ માણસથી અથવા તેની વતી કરવામાં આવતું હોય, તો મ્યુનિસિપાલીટીએ સદરહુ પ્રમાણે કરવા બાબત કલેક્ટર પાસે તેમ કરવાની સંમતિ મેળવ્યા શિવાય તથા મળે ત્યાં સુધી તે પ્રમાણે કરવું નહિ.

વળી એવું ઠરાવ્યું છે કે, આ કલમમાં કહેલી કોઇપણ બાબતમાં તાત્કાલિક ભય ટાળવા સારૂ એવી ખાણની પાસે અથવા જગાની પાસે યોગ્ય વાડ ભરવાની મ્યુનિસિપાલીટીને જરૂર જણાય તો, આવનાર

જનાર લોકોના સંરક્ષણ સારૂ તાબડતોબ તેમ કરવાનો તેને અધિકાર છે,અને આ કલમની રૂયે કોઇપણ કામ કરતાં મ્યુનિસિપાલીટીને જે કાંઇ ખર્ચ થાય તે સદરહુ ધણીએ અથવા બીજા માણસે આપવો જોઇયે, અને તે ખર્ચ બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇપણ કર બદલ માંગેલી રકમ જેવી રીતે વસુલ કરાય તેવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

## ( ૬ )—અપકારક કૃત્ય અટકાવવાનો અધિકાર.

૧૨૭. (૧) મ્યુનિસિપાલીટી જે ઠેકાણા, રીત તથા વખત ઠરાવે તે શિવાય બીજે ઠેકાણે, રીત અને વખતે કોઇ સ્ટ્રિટમાં અથવા સ્ટ્રિટની નીચેની કમાનમાં અથવા સ્ટ્રિટની બાજુની કોઇપણ મોરીમાં, અથવા કોઇપણ ખુલ્લી જગા ઉપર અથવા કોઇ સાર્વજનિક ઓવાસ ( કી ) ઉપર અથવા ડક્કા ઉપર ( જેટી ઉપર ) અથવા ઉતારવાની જગા ઉપર અથવા સમુદ્ર કિનારાના અથવા જેમાં ભરતીઓટ થતી હોય એવી નદીના કીનારાના ભાગ ઉપર, પછી તે ભાગ ભરતીની રેષાની નીચે અથવા ઉપર હોય તે ઉપર. અથવા કોઇપણ નદીના, પાણીના માર્ગના અથવા નાળાના કાંઠા ઉપર જે કોઇ માણસ ધુળ, કચરો, છાણ, રાખ, વાડીમાંનો અથવા રસોડાનો અથવા તબેલાનો કચરો, અથવા હરકોઇ પ્રકારનો ગોજવાડ અથવા પ્રાણીજન્ય હરકોઇ પદાર્થ અથવા કાચનો અથવા ચિનાઈ માટીનો ફુટી ગયલો કાંઇ સામાન અથવા બીજો કાંઇ કચરો કે પુંજો અથવા જે બીજી કાંઇ વસ્તુ અપકારક હોય અથવા થઇ શકે તે વસ્તુ નાંખશે અથવા પોતાનાં કુટુંબમાંના અથવા ઘરમાંના કોઇ માણસ પાસે નંખાવશે અથવા તેને નાંખવા દેશે,અને જે કોઇ માણસ ઉપર કહેલે કોઇ પણ ઠેકાણે અપકારક કૃત્ય કરશે અથવા પોતાના કુટુંબમાંના અથવા ઘરમાંનો કોઇ માણસને કરવા દેશે, તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૨) જે કોઇ માણસ હરકોઇ ગટરમાં, મોરીમાં, ગરનાળામાં, વિવરમાર્ગમાં અથવા પાણીના માર્ગમાં ઉપર કહેલો કોઇ પણ પદાર્થ, અથવા મ્યુનિસિપાલીટીની પરવાનગી વગર નરક નાંખશે અથવા મુકશે અથવા પોતાના ઘરમાંના કોઇ માણસ પાસે નંખાવશે અથવા મુકાવશે અથવા તેને તેવું કરવા દેશે તેને અને જે કોઇ માણસ એવી કોઇ મોરીમાં, ગરનાળામાં, વિવર માર્ગમાં અથવા પાણીના માર્ગમાં અથવા તો તેમાં બગાડ થાય એવી રીતે તેની નજદીકમાં અપકારક કૃત્ય કરશે અથવા પોતાના કુટુંબના કોઇ માણસને કરવા દેશે તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૨૮. જે કોઇ માણસ હરકોઇ ટાંકીનું અથવા ગટરનું પાણી અથવા પોતાની ઇમારતમાંનો અથવા પોતાના નિબંધ હેઠળની કોઇ જમિનમાંનો બીજો જે કાંઇ પ્રવાહી અથવા ઇતર પદાર્થ ત્રાસદાયક હોય અથવા ત્રાસદાયક થવા સરખો હોય તે, મ્યુનિસિપાલીટીની લેખી પરવાનગી વગર, હરકોઇ સ્ટ્રિટ ઉપર અથવા ખુલ્લી જગા ઉપર જવડાવશે અથવા જવા દેશે, વેહેવડાવશે અથવા વહેવા દેશે, નંખાવશે અથવા નાંખવા દેશે, ઝરકવા દેશે, અથવા કોઇ પણ ગટરમાંથી અથવા કોઇપણ બહારની ભીંતમાંથી ઝરકાવશે અથવા હરકોઇ સ્ટ્રિટમાંની ઉઘાડી ગટરમાં જવડાવશે અથવા જવા દેશે અથવા વહેવડાવશે અથવા વહેવા દેશે અથવા પડાવશે અથવા પડવા દેશે, અથવા એવી પરવાનગીમાં કહેલી કોઇપણ શરત પાળવાને ચુકશે, તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૨૯. જે કોઇ પણ ઇમારતનો અથવા જમીનનો ધણી અથવા ભોગવટો કરનારો હોય તે માણસ તે ઇમારત ઉપર અથવા જમીનઉપર કાંઇ કચરો, છાણ, લાદ અથવા હાડકાં અથવા રાખ અથવા નરક અથવા ગોજવાડ અથવા હરકોઇ ઉપદ્રવકારક અથવા ગોજો પદાર્થ ચોવીસ કલાક કર્તાં વત્તીવાર સુધી રાખશે અથવા રાખવા દેશે અથવા યોગ્ય પાત્ર શિવાય બીજા કશામાં રાખશે અથવા રાખવા દેશે. અથવા સદરહુ પાત્ર ગોજી અથવા ઉપદ્રવકારક સ્થિતિમાં રહેવા દેશે, અથવા તેમાંથી ગોજવાડ કહાડીને તે સાફ અને ચોખું કરવા માટે યોગ્ય તજવીજ કરવાની ગફલત કરશે, અથવા સદરહુ ઇમારતમાં કે ઇમારત ઉપર અથવા જમીનમાં કે જમીન ઉપર કાંઇ જનાવર અપકારક કૃત્ય કરે તેવી રીતે રાખશે અથવા રાખવા દેશે, તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અને પહેલીવાર ગુન્હો સાબિત થયાની તારીખ પછી જે જે દિવસના સંબંધમાં એવો ગુન્હો ચાલુ રહેશે તેવા દરેક દિવસ બદલ તેને પાંચ રૂપિયા સુધીના વધારે દંડની શિક્ષા થશે.

૧૩૦. (૧) નરક અથવા તેવો બીજો દુર્ગંધવાળો પદાર્થ ફલાણીજ વખતે કહાડી લઇ જવાનું કાયદાસર છે એવું વખતે વખતે ઠરાવવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે.

(૨) જે કોઇ માણુસ—

(અ) મ્યુનિસિપાલીટીએ એ પ્રમાણે વખત ઠરાવીને તેની નોટીસ દાંડી પીટાવીને આપી હશે ત્યાર પછી કોઇ સ્ત્રિટમાંથી એવી રીતે ઠરાવેલા વખત શિવાય બીજે કોઇપણ વખતે સદરહુ પ્રકારનો કોઇપણ દુર્ગન્ધવાળો પદાર્થ લઇ જશે અથવા લઇ જવડાવશે અથવા (બ) સદરહુ પ્રમાણે મ્યુનિસિપાલીટીએ વખત ઠરાવ્યો હોય અથવા ન હોય, તો પણ હરકોઈ વખતે, (૧) જે કોઇ પણ ગાડી માંહેનો અથવા પાત્ર માંહેનો અથવા વાસણ માંહેનો પદાર્થ તથા તેમાંની ગંધ બહાર નહિ નીકળે તેટલા માટે તેને યોગ્ય ઢાંકણુ ન હોય એવું ગાડું અથવા ગાડી અથવા પાત્ર અથવા વાસણ એવા કોઇપણુ કામ સારૂ વાપરશે, અથવા (૨) એવો દુર્ગંધવાળો પદાર્થ કહાડી લઇ જતી વખતે તે જાણી જોઈને અથવા ગફલતથી પાડશે અથવા ઢોળશે, અથવા (૩) જે ઠેકાણે એવો કોઇ પણ દુર્ગંધવાળો પદાર્થ પાડયો હોય અથવા ઢોળ્યો હોય તે દરેક જગા સંભાળથી વાળીને સાફ કરશે નહિ, અથવા (૪) જે વાસણમાં એવો દુર્ગંધવાળો પદાર્થ હોય તે વાસણ કોઇ સાર્વજનિક જગાએ મુકશે અથવા રાખશે, અથવા (૫) ઉપર કહેલા કોઇપણ કારણ સારૂ વાપરેલું ગાડું અથવા ગાડી અથવા પાત્ર અથવા વાસણ લઈ જવા સારૂ મ્યુનિસિપાલીટીએ જાહેર નોટીસ આપીને જે સ્ત્રિટ અથવા રસ્તો ઠરાવ્યો હશે તે શિવાયની કોઇ પણ સ્ત્રિટમાંથી અથવા રસ્તેથી તે ગાડું વિગેરે હાંકી જશે અથવા લઇ જશે અથવા હંકાવશે અથવા લઇ જવડાવશે, તે માણસને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૩૧. (૧) જે કોઇ માણુસ જે કોઇ ઇમારત અથવા જમીન રહેવા લાયક હોય કે ન હોય તેનો ધણી અથવા ભોગવટો કરનારો હોય અને જે એવી ઇમારત અથવા જમીનને ગોજી અથવા નુકશાનકારક સ્થિતિમાં રેહેવા દેશે, અથવા તે ઇમારતની અથવા જમીનની પાસે રેહેનારા લોકોને મ્યુનિસિપાલીટીની નજરમાં ઉપદ્રવ થાય તેવી સ્થિતિમાં રેહેવા દેશે, અથવા તે ઉપર ફાફડો થોર અથવા ઉપદ્રવકારક ઘાસ વિગેરે જે ઘાસ થઇ જવા દેશે,અને તે સાફસુફ કરવા બાબત અથવા બીજી રીતે યોગ્ય સ્થિતિમાં આણવા બાબત મ્યુનિસિપાલીટી લેખી નોટીસ આપે ત્યાર પછી વાજબી વખતની અંદર તેમાં ફરમાવ્યા પ્રમાણે અમલ નહિ કરશે, તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અને પહેલી વાર ગુન્હો સાબિત થયાની તારીખ પછી જે જે દિવસના સંબંધમાં આવી નોટિસ પ્રમાણે અમલ નહીં કરવા ચાલુ રહેશે તેવા દરેક દિવસ બદલ તેને પાંચ રૂપિયા સુધીના વધારે દંડની શિક્ષા થશે.

(૨) જો તે ઇમારત, માણુસને રહેવા લાયક સ્થિતિમાં નથી એવું મ્યુનિસિપાલીટીની નજરમાં આવશે, તો તે તે પ્રમાણે લાયક થાય ત્યાંહાં સુધી તે કામ સારૂ વાપરવાની લેખી નોટીસથી મના કરવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે.

(૩) જો કોઇપણુ ઇમારત પડી જવાની હાલતમાં આવ્યાને લીધે, ગફલતને લીધે, છોડી દેવામાં આવ્યાને લીધે, ઉપયોગમાં ન લેવાયાને લીધે, અથવા માલકોની તકરાર હોવાને લીધે અથવા તેમાં કોઇ રહેતું નહિ હોય તેને લીધે. (અ) આળસુ તથા એકેદ લોકોનાં અથવા જેમને દેખીતું ઉપજીવિકાનું સાધન ન હોય એવા અથવા જેઓ પોતાને વિશે ખાત્રી લાયક હકીકત કહી શકતા ન હોય એવા લોકોનું એકઠા થવાનું ઠેકાણું થઇને, અથવા (બ) આરોગ્યતાને નુકશાનકારક હોય એવા અથવા દુરાચરણના કોઇપણ કારણ સારૂ વાપરવામાં આવતું હોઇને, અથવા (ક) સર્પો, ઉંદરો અથવા ત્રાસદાયક જનાવરોનું આશ્રયનું ઠેકાણું થઇને, તે એક પ્રકારનું અપકારક કૃત્ય થયું છે એવી હરકત, અથવા આડોશી પાડોશીને અથવા તે પાસેથી આવનાર જનાર લોકોને અસુખ, ગેરસોઇ અથવા ત્રાસનું સાધન થાય એવી ખરાબ અથવા બેડોળ થઇ છે એવી હરકત, તે બદલ લઇ શકાય એમ હોય, તો મ્યુનિસિપાલીટીને, તે હરકત આ આકટના બીજા કોઇપણ ઠરાવ મુજબ બીજી રીતે દુર ન થઇ શકે એમ નથી એમ લાગે તો, તે મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં જાણીતો અથવા રહેતો જે કોઇ શખસ પોતે તે ઇમારતનો ધણી છે એમ કહેતો હોય તેને લેખી નોટીસ આપીને તે શખ્સને અથવા બીજે કોઇ પણ પ્રસંગે, તે ઇમારતના દરવાજાઉપર

અથવા બીજે કોઇપણ સહેજ નજરે પડે એવા ભાગ ઉપર લેખી નોટીસ ચોહોડીને એવી ઇમારતમાં હિત સંબંધ હોવાનું કહેનારા સઘળા માણુસને એમ ફરમાવવાનો અધિકાર છે કે, એવી નોટીસની તારીખથી સાત દિવસથી ઓછી નહિ હોય એવી તે નોટીસમાં લખેલી મુદતની અંદર તેણે અથવા તેઓએ તે ઇમારત પડાવીને તેનો સામાન કહડાવી લઇ જવો; અને એવો હુકમ પાળવામાં ન આવે, તો તે મ્યુનિસિપાલીટીને, ઉપર કહેલી મુદત પુરી થયા પછી, તે ઇમારત તરતજ પડાવવાનો તથા તેનો સામાન કહડાવી લઇ જઇને તે વેચવાનો, અને તેના વેચાણુની ઉપજમાંથી, સદરહુ પ્રમાણે કરતી વખતે પોતાને થયેલો ખરચ વસુલ કરવાનો અધિકાર છે, અને આ પ્રમાણે વસુલ ન થયેલો સઘળો ખરચ, બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇ પણુ કર બદલ માગેલી રકમ જેવી રીતે વસુલ કરાય તેવી રીતે વસુલ કરવાનો અધિકાર છે.

૧૩૨. પ્રેસિડેન્ટને અથવા વાઇસ પ્રેસિડેન્ટને અથવા કોઇપણુ કૌન્સિલરને અથવા તે કામ સારૂ મ્યુનિસિપાલીટીએ અધિકાર આપેલા કોઇપણુ અમલદારને, આમાં આગળ કહ્યા પ્રમાણેની નોટીસ આપીને, સુરજ ઉગે ત્યારથી તે સુરજ આથમે ત્યાંહાં સુધીમાં ગમે તે વખતે સઘળી ઇમારતોમાં તથા જમીનોમાં પેસીને જોવાનો, અને લેખી નોટીસ આપીને લોકોની આરોગ્યતાનાં કારણ સારૂ તે સર્વને અથવા તેના કોઇ ભાગને માંહેથી અને બહારથી તુરત ચુનો ધોળાવવાનું અથવા તે બીજી રીતે સાફસુફ કરવાનું ફરમાવવાનો અધિકાર છે.

૧૩૩. (૧) મ્યુનિસિપાલીટીને, જોઇયે તેટલી સાર્વજનિક જગા અથવા સમુદ્ર કિનારાનો જે ભાગ ખાનગી મિલકત નહિ હોય તે ભાગ નહાવાના કામમાં વાપરવા સારૂ કહાડી આપવાનો અધિકાર છે; અને તેમજ રેહેવાસીઓને નાહાવાને જોઇયે તેટલાં વગ પડતાં તળાવો અથવા વેહેળા પણ પુરા પાડવાનો અથવા જુદા રાખવાનો અધિકાર છે; અને તેજ પ્રમાણે જનાવરો અથવા કપડાં ધોવા સારૂ અને લોકોની તંદુરસ્તી તથા સ્વચ્છતા અને સુખ સંબંધી બીજા કારણ સારૂ તળાવો અથવા હોજો અથવા વહેળા પણુ જુદા રાખવાનો અધિકાર છે. અને મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ માંહેની કોઇપણુ એક અથવા સઘળી સાર્વજનિક જગા આ કલમમાં કહેલા કોઇપણુ કારણસારૂ વાપરવાની મના કરવાનો પણુ અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

(૨) આ કલમ મુજબ મ્યુનિસિપાલીટીએ કાહાડેલા તથા વિદ્યમાનકાળે અમલમાં હોય તે સઘળા હુકમોની તથા નોટીસોની નકલો મ્યુનિસિપલ ઓફીસમાં રાખવી જોઇયે, અને તે સઘળા વાજબી વખતે જોવાની લોકોને છુટ હોવી જોઇયે.

૧૩૪. (અ) જે કોઇ, ૧૩૩ મી કલમ પ્રમાણે મ્યુનિસિપાલીટીએ કરેલા કોઇ હુકમનું અથવા કોઇપણુ પેટા કાયદાનું ઉલંઘન કરીને મ્યુનિસિપાલીટીના કોઇ ઝરામાં, ખાબોચીઆમાં, તળાવમાં અથવા હોજમાં, કુવામાં અથવા ટાંકીમાં અથવા નળમાં અથવા નહેરમાં નાહાશે, અથવા તેમાં કાંઇ જનાવર અથવા હરકોઇ પ્રકારની વસ્તુ ધોશે અથવા ધોવડાવશે. અથવા તેમાં કોઇ જનાવર અથવા કોઇપણુ વસ્તુ ફેંકશે અથવા નાંખશે અથવા ઝોકાવશે અથવા પેસાડશે, અથવા તેમાં જે કોઇપણુ પદાર્થ અપકારક હોય અથવા થાય તેવો હોય તે પદાર્થ તેમાં વેહે તેમ કરશે અથવા વેહેવા દેશે અથવા તેમાં આણુવશે અથવા આણુવા દેશે, અથવા તે માંહેનું કાંઇ પાણી જેથી કરીને કાંઇપણુ અંશે ખરાબ થાય અથવા બગડે એવું કાંઇ કામ કરશે, અને

(બ) જે કોઇ માણુસ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાંના અથવા તેની હદઉપરના કોઇ તલાવનું અથવા વેહેળાનું અથવા ચરનું પાણી, ગંધાતુ અથવા અપકારક થવાનો જેથી સંભવ હોય એવા કાંઇ પ્રાણીજન્ય અથવા વનસ્પતીજન્ય અથવા ખનિજ પદાર્થ તે તળાવમાં અથવા વેહેળામાં અથવા ચરમાં મ્યુનિસિપાલિટીની પરવાનગી વગર ભીંજવશે.

તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૩૫. કોઇપણુ ખાનગી વંડામાં હોય કે બીજે ઠેકાણે હોય એવું ખાબોચીયું, ચર, તળાવ,તળાવડી કુવો અથવા ખાડો અથવા કોઇપણુ નિરૂપયોગી અથવા એકઠું થઇને ભરાઇ રહેલું ગંધાતુ પાણી અથવા

ગંધાતા પાણીની અથવા ત્રાસદાયક અથવા ઇજાકારક બીજા પદાર્થની નેહેર અથવા કુંડી રેહેનારા લોકોની તબિયતને ઇજાકારક અથવા પડોસીઓને ઉપદ્રવકારક થવાનો સંભવ છે એવું મ્યુનિસિપાલિટીની નજરમાં આવે ત્યારે, તે સાફ કરવા અથવા પૂરી નાંખવા અથવા તેમાંથી પાણી વહી જાય એમ કરવા બાબત અથવા તે કહાડી નાંખવા બાબત, અથવા તે પીડા કમી કરવાને અથવા તે દુર કરવાને જે બંદોબસ્ત કરવાની પોતાના અભિપ્રાય પ્રમાણે જરૂર હોય તે બંદોબસ્ત કરવા બાબત તેના ધણીને લેખી નોટીસ આપીને ફરમાવવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે.

૧૩૬. જે કોઇ માણસ, મ્યુનિસિપાલીટીની લેખી પરવાનગી વગર અને તે પરવાનગીમાં કાંઇ રીત કહી હોય તો તે રીત વગર બીજી રીતે, નરક અથવા જેમાંથી દુર્ગન્ધ નીકળે એવું બીજું ખાતર અથવા પદાર્થ ભરી રાખશે અથવા વાપરશે, તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૩૭. જે કોઇ માણસ, કોઇ સાર્વજનિક સ્ત્રિટમાં અથવા જગામાં લોકોની રાહદારીને અડચણ અથવા જોખમ થાય અથવા તેમાં અપકારક કૃત્ય થાય તેવી રીતે તેમાં ઢોરોને અથવા બીજાં જનાવરોને બાંધશે અથવા પોતાના કુટુંબમાંના અથવા ઘરમાંના કોઇ માણસ પાસે તેવું કરાવશે અથવા તેને તેવું કરવા દેશે, અથવા રખવાળ વગર સદરહુ પ્રકારના જનાવરોને આમ તેમ ભટકાવશે અથવા ભટકવા દેશે તેને પચીસ રૂપિયાસુધીના દંડની શિક્ષા થશે.

૧૩૭. (અ) જે કોઇ પણ જનાવરને દુધશાળા (ડેરી)ના કામ સારૂ રાખવામાં આવતું હોય અથવા જેનો ખોરાક તરીકે ઉપયોગ કરવાનો ઇરાદો હોય તે જનાવરને જે કોઇપણ માણસ વિષ્ટા, તબેલાનો કચરો, ગોજવાડ અથવા બીજો ગંદો પદાર્થ ખવડાવશે, અથવા તેને એવો પદાર્થ ખાવા દેશે અથવા ખવડાવવા દેશે તે માણસને વત્તામાં વત્તા પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે. ”

૧૩૮. (૧) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટની હદમાં કાંઇપણ વેપાર અથવા જનસ બનાવવાના કારણસારૂ વાપરવામાં આવતાં હોય તેવાં કોઈપણ બાંધ કામમાં અથવા ઇમારતોમાં વપરાતી અથવા વપરાવાની દરેક ભઠ્ઠીમાંથી ધુમાડો નિકળે તેનો બને તેટલો નાશ થાય અથવા બળી જાય અથવા ઓછો થાય એવી રીતે તે ભઠી સઘળે પ્રસંગે બાંધવાનું અથવા તેમાં ઉમેરો કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો હુકમ જાહેર નોટીસ આપીને કરવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે; પછી તેમાં વરાળ સંચાનો ઉપયોગ કર્યો હોય કે નહિ હોય તેની ચિંતા નથી.

(૨) સદરહુ પ્રકારનો હુકમ થયા પછી, એવી રીતે ન બાંધેલી, ઉમેરો કર્યા વગરની અથવા ફેરફાર કર્યા વગરની સદરહુ પ્રકારની ભઠી કોઇ માણસ વાપરશે અથવા વાપરવા દેશે, અથવા સદરહુ પ્રકારની કોઇ ભઠીમાંથી ધુમાડો નીકળે તેનો સારી રીતે નાશ ન થાય અથવા બને તેટલે બળી ન જાય તેવી રીતે તે ભઠી ગફલતથી વાપરશે અથવા વાપરવા દેશે તો, સદરહુ પ્રમાણે ગુન્હો કરનારો દરેક માણસ તે કારખાનાનો અથવા ઇમારતનો ધણી અથવા ભોગવટો કરનાર હોય અથવા ધણીએ અથવા ભોગવટો કરનારે તેની બ્યવસ્થા કરવા સારૂ રાખેલો એજંટ અથવા બીજો માણસ હોય, તેને પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે, અને ત્યાર પછી તેની ઉપર બીજીવાર ગુન્હો સાબિત થશે તો તેને પાંચસો રૂપિયાસુધીના દંડની શિક્ષા થશે; પણ એવું ઠરાવ્યું છે કે જે લોકોમોટિવ એન્જિન હરકોઇ રેલ્વે ઉપર લાવ લઇ જા કરવાસારૂ વપરાતાં હોય તેમની અથવા જે રસ્તાનો મરામત સારૂ વપરાતાં હોય તેમને આ કલમનો કોઇપણ ઠરાવ લાગુ છે એવું સમજવું નહિ.

## (૭) માર્કીટો બાબત, ખાવાની જણસોના વેચાણ બાબત વગેરે બાબત નિયમ.

૧૩૯. (૧) જે સાર્વજનિક માર્કીટો અથવા કસાઇખાનાં મ્યુનિસિપાલીટીએ બાંધ્યાં હોય અથવા ચાલુ કર્યાં હોય અથવા જે બીજી મારકીટોને અથવા કસાઈખાનાંને મ્યુનિસિપાલીટીએ લેખી લાઇસેન્સ આપ્યાં હોય તે શિવાય બીજી કોઇ જગા, માણસના ખાવાના કામમાં યોજેલાં જનાવર, માંસ, માછલી, ફળ અથવા ભાજીપાલો વેચવાની મારકીટ દાખલ અથવા કસાઇખાનાં દાખલ સાધારણ રીતે વાપરવી નહિ એવો હુકમ કરવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે. સદરહુ પ્રકારના લાઇસન્સ પોતાની નજરમાં આવે તે પ્રમાણે સામાન્યતઃ અથવા કોઇ બાબતમાં વખતે, વખતે આપવાનો, તહકુબ કરવાનો, અથવા

નહિ આપવાનો, અથવા પાછા લેવાનો મ્યુનિસિપાલાટીને અખત્યાર છે.

(૨) એવા પ્રકારનો માલ વેચવા માટે દુકાનોના લાઇસન્સ, જે શરતોએ અને જે શરતોને પાત્ર રહિને, જે પ્રસંગે આપવાં અથવા આપવાં નહિ અથવા તહકુબ કરવા અથવા પાછાં લેવા તે શરતો તથા તે પ્રસંગ ઠરાવવાના પેટા કાયદા જે મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં અમલમાં હોય ત્યાં કોઇપણ માણસે, ૪૮ મી કલમની પેટા કલમ (૧) ની રકમ (બ) મુજબ કરેલા પેટા કાયદા પ્રમાણે મ્યુનિસિપાલીટીએ લાઇસન્સ આપ્યા શિવાય, મ્યુનિસિપલ અથવા લાઇસન્સવાળી મારકીટ, શિવાય બીજી કોઇપણ જગા, માણસના ખાવાના કામમાં યોજેલાં જનાવરો, માંસ અથવા માછલી વેચવાની દુકાન દાખલ વાપરવી નહિ.

(૩) જે કોઇ માણસ સદરહુ પ્રકારના હુકમ વિરૂદ્ધ, અથવા ઉપર ફરમાવેલા પ્રકારનાં લાઇસન્સ વગર, અથવા સદરહુ લાઇસન્સ જે શરતોએ અથવા જે શરતોને પાત્ર આપવામાં આવ્યું હશે તે શિવાય બીજી રીતે સદરહુ પ્રકારના કાંઈ જનાવરો અથવા માલ વેચશે અથવા વેચવા મુકશે. અથવા કોઇ જગા સદરહુ જનાવરો વિગેરે વેચવા માટે દુકાન દાખલ વાપરશે અથવા વાપરવા દેશે, અથવા કોઇ જગા કસાઇખાનાં દાખલ વાપરશે, તેને પચીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૪) લાઇસન્સ વગર અથવા તે તહકુબ હોય તે મુદતમાં અથવા તે પાછું લીધા પછી જે કોઇપણ જગા ઉપર કહેલા પ્રકારના વેચાણ સારૂ દુકાન દાખલ વાપરી હોય અથવા વાપરવા દીધી હોય તેના સંબંધમાં ગુન્હાની સાબિતીનો ઠરાવ થયા પછી, મ્યુનિસિપાલીટીની અરજી ઉપરથી ( બીજી રીતે નહિ ) એવી જગા બંધ કરવા બાબત માજીસ્ટ્રેટે હુકમ કરવો જોઇયે, અને પછી તેણે એવી જગાનો એવો ઉપયોગ ન થવા દેવા સારૂ માણસો નિમવા જોઇયે અથવા બીજી તજવીજ કરવી જોઇયે, અને એવી જગા બંધ કરવાનો એવા પ્રકારે હુકમ કર્યા પછી જે કોઇપણ માણસ તે એવી રીતે વાપરશે અથવા વાપરવા દેશે તે દરેક માણસને તે જગા આ પ્રમાણે બંધ કરવાનો હુકમ થયા પછી જે જે દિવસે તે જગા તે માણસ આ પ્રમાણે વાપરવાનું જારી રાખશે અથવા જારી રાખવા દેશે તેને દરેક દિવસ બદલ પાંચ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૫) આ કલમ માંહેના કોઇપણ ઠરાવ જે કોઇપણ હોટેલ અથવા વીશીમાં ખાવા સારૂ આપેલા ખાવાના પદાર્થોના વેચાણ સારૂ તે હોટેલ અથવા વીશી વાપરવાની બાબતમાં લાગુ નથી.

૧૪૦. (૧) હરકોઇ સાર્વજનિક માર્કીટ અથવા કસાઇખાનું વખતે વખતે ચાલુ કરવાનો અથવા બંધ કરવાનો અધિકાર મ્યુનિસિપાલીટીને છે. સદરહુ પ્રકારની કોઇપણ માર્કીટ અથવા કસાઇખાનું કોઇ માણસ વાપરે તે બાબત દુકાનનું ભાડું અથવા બીજું ભાડું અથવા ફી લેવાનો, અથવા સદરહુ માર્કીટમાંની અથવા કસાઈખાનામાંની કોઇ દુકાનનો અથવા જગાનો ભોગવટો કરવાનો હક અથવા સદરહુ પ્રકારની હરકોઈ માર્કીટ અથવા કસાઇખાનું બીજી રીતે વાપરવાનો હક વખતે વખતે જાહેર લિલામ કરીને અથવા બીજી રીતે વેચવાનો પણ અધિકાર મ્યુનિસિપાલીટીને છે.

(૨) જે કોઇપણ માણસ મ્યુનિસિપાલીટીની પરવાનગી વગર અથવા લાઇસેન્સ વગર સદરહુ માર્કીટોમાં કાંઇપણ જણસ વેચશે અથવા વેચવા મુકશે, અથવા સદરહુ કસાઇખાનાં વાપરશે, તેને પચીસ રૂપીયાસુધીના દંડની શિક્ષા થશે.

૧૪૧. કમિશનરની અથવા તેણે કલેકટરને અધિકાર આપ્યો હોય તો તેની મંજુરીથી મ્યુનિસિપલ ડિસ્ત્રિકટની હદ બહાર કસાઇખાનાં અથવા જનાવરોનાં મુડદાંની વ્યવસ્થા કરવાની જગાઓ નિમવાનો મ્યુનિસીપાલીટીને કાયદાસર અધિકાર છે. અને મ્યુનિસીપલ હદમાં સદરહુ પ્રકારની જગાનો વહીવટ કરવા સબંધી આ આકટના તથા તેની રૂએ ચાલતા પેટા કાયદાના સઘળા ઠરાવ સદરહુ પ્રકારની જગામાં, તે જગા જાણે મ્યુનિસિપલ હદમાં હોય તે પ્રમાણે પૂર્ણરીતે અમલમાં રહેશે.

૧૪૨. (૧) પ્રેસિડેન્ટને, વાઇસ પ્રેસિડેન્ટને અથવા મ્યુનિસિપાલીટીએ આ અર્થે અધિકાર આપેલા કોઇપણ કૌન્સિલરને અથવા અમલદારને

(અ) જે જનાવરો, મડદાં, ગોષ, મરઘાં, બતકાં, શિકાર, માંસ, માછલી, ફળફળાદીક, ભાજીપાલો, અનાજ, રોટલી, આટો, દુધ, ઘી, માખણ અથવા માણસોના ખોરાક સારૂ અથવા પીવા સારૂ અથવા

દવા સારૂ યોજેલી બીજી જનસો વેચવાને માટે માંડેલી હોય અથવા વેચવા સારૂ ફેરી ફરવામાં આવતી હોય અથવા કોઇ પણ જગાએ વેચવાના અથવા વેચવા માટે તૈયાર કરવાનાં કારણ સારૂ મુકવામાં અથવા આણવામાં આવી હોય તે તપાસવાને માટે, સઘળે વાજબી વખતે કોઇ પણ જગામાં પેસીને તે જગો તપાસવાનો, અથવા કસાઇખાના સારૂ જે જગા વપરાતી હોય તે જગામાં પેસીને તે જગા તપાસવાનો અને તે માંહેની કોઇપણ જનસ તપાસવાનો, અને (બ) એવાં કોઇપણ જનાવરો, મડદાં અથવા ઉપર કહેલી બીજી જનસ રોગિષ્ટ અથવા નબળી અથવા અવગુણકારક અથવા માણસોના ખોરાક સારૂ અથવા પીવા સારૂ અથવા દવા સારૂ ના લાયક છે એવું જણાય, તો તે પકડવાનો, અધિકાર છે.

જલદી બગડી જનારી કોઇપણ જનસ, પ્રેસિડંટના, વાઇસ પ્રેસિડન્ટના અથવા મેનેજીંગ કમીટીના ચેરમેનના અથવા આ પેટા બાબની રૂએ મ્યુનિસીપાલીટીને મળેલા સઘળા અથવા તેમાંના કોઇપણ અધિકાર ચલાવવાને ૨૯ કલમ પ્રમાણે નિમાયલી કમીટીના ચેરમેનના "અથવા જો કોઇ મ્યુનિસિપલ કમીશનર હોય તો તેના" મત પ્રમાણે રોગિષ્ટ, નબળી, અવગુણકારક અથવા ખાવાને, પીવાને અથવા દવાને લાયક ન હોય તો તેનો, તેઓના હુકમથી તાબડતોબ નાશ કરવાનો અધિકાર છે.

જે દરેક જનાવર અને જલદી બગડે નહિ એવી જે દરેક જનસ ઉપર કહ્યા પ્રમાણે પકડવામાં આવે તે માજીસ્ટ્રેટની રૂબરૂ લઇ જવી જોઇએ.

જો માજીસ્ટ્રેટને પુરતા પુરાવા ઉપરથી એમ દેખાય કે એવી કોઇપણ જનસ રોગિષ્ટ અથવા નબળી અથવા અવગુણકારક અથવા માણસને ખાવા પીવા સારૂ અથવા દવા સારૂ લાયક નથી તો, તેના ધણીને અથવા તેનો માત્ર નિક્ષેપી અથવા હુંડાભાડાવાળો ન હોય એવા જે માણસના કબજામાંથી તે મળી આવી હોય તેને, હિન્દુસ્થાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમના ઠરાવ લાગુ પડતા ન હોય તો. સો રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે. અને તે માજીસ્ટ્રેટે તે જનસનો નાશ કરાવવો જોઇયે અથવા તે જણસ વેચવા માટે મંડાય નહિ અથવા તેનો ખાવા અથવા પીવા અથવા દવા સારૂ ઉપયોગ થાય નહિ એવી રીતે તેની વ્યવસ્થા કરાવવી.

(૨) જે કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં આ પેટા કલમ, સન ૧૮૯૯ના મુંબઇના ભેળ કરવાની મનાઇ કરવા બાબતના આકટ મુજબ કાહાડેલા જાહેરનામાની રૂએ જાણે તે પેટા કલમ સદરહુ આકટની ૫ મી કલમનો ભાગ હોય એવી રીતે વિદ્યમાનકાળે અમલમાં હોય અને સઘળી જાતની અથવા કોઇપણ નિર્દિષ્ટ કરેલી જાતની ખાવાની જણસને લાગુ હોય તે દરેક મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં, જે કોઇપણ જણસને આ પેટા કલમ ઉપર કહ્યા પ્રમાણે લાગુ પડતી હોય તે જણસ ખાવા અથવા પીવાને યોજેલી હોય અને પેટા કલમ (૧) માં કહેલી કોઇપણ જગામાં હોય તો, પ્રેસિડંટને, વાઇસ પ્રેસિડંટને અથવા ઉપર કહ્યા પ્રમાણે અધિકાર આપેલા અમલદારને, એવી જણસ, તે વિશે જે પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે તેવી નથી એમ દેખાય તે પ્રસંગે તે પકડવાનો અધિકાર છે, અને જો પુરાવા ઉપરથી માજીસ્ટ્રેટની નજરમાં આવે કે એવી જણસ તે વિશે જે દર્શાવવામાં આવ્યું છે તેવી નથી તો તે માજીસ્ટ્રેટને, તેનો નાશ કરવાનો અથવા તે વેચવા મંડાય નહિ અથવા તેને ખાવા અથવા પીવાને ઉપયોગ કરાય નહિ એવી રીતે તેની વ્યવસ્થા કરવા બાબત હુકમ કરવાનો અધિકાર છે, અને તેના ધણીને અથવા તે જેના કબજામાંથી મળી આવી હશે તે શખ્સ તેનો માત્ર હુંડાભાડાવાળો અથવા નિક્ષેપી ન હોય તો તેને, તે બાબતમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમના ઠરાવો લાગુ પડતા ન હોય તો સો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

ખુલાસો—જો એવી કોઇપણ જણસ પેટા કલમ (૧) માં કહેલી કોઇપણ જગામાં ઘી દાખલ વેચવા માટે માંડેલી હોય, ભરેલી હોય, અથવા આણેલી હોય અને તેમાં, સર્વાંશે દુધમાંથી નીકળેલી ન હોય એવી વસ્તુ હોય, તો તે જણસ જે પ્રમાણે તે વિશે દર્શાવવામાં આવ્યું હોય તેવી નથી એમ આ પેટા કલમના કારણ સારૂ સમજવું જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે, આ પેટા કલમમાં હવાલો આપેલી ખાવાની કોઇપણ જણસ જેવી હોવાનું દર્શાવવામાં આવ્યું હોય તેવી તે નથી એમ, તેમાં તંદુરસ્તીને ઈજાકારક ન હોય એવી કાંઇ વસ્તુ

ઉમેર્યાનાજ કારણને લીધે માજીસ્ટ્રેટને જણાય. ત્યારે તે જણસનો ધણી અથવા તે જણસ જેના કબજામાંથી મળી આવી હશે તે શખસ માજીસ્ટ્રેટની ખાત્રી થાય એવી રીતે નીચે પ્રમાણે સાબિત કરે તો, તે ધણીએ અથવા શખસે ગુન્હો કર્યો નથી એમ સમજવું, એટલે—

(અ) એવી ખાવાની જણસ વેપારની જણસ તરીકે બનીને અથવા તૈયાર થઇને લઇ જવા સારૂ અથવા ખપ સારૂ યોગ્ય થવા માટે તેમાં એવી વસ્તુ ઉમેરવાની જરૂર હોવાથી તે ઉમેરી છે, અને તેથી તે જણસનું કદ, વજન અથવા માપ વધે તે માટે અથવા તેની હલકી જાત છુપાય તે માટે તે કપટથી ઉમેરી નથી, અથવા (બ) એવી ખાવાની જણસ બનતી વખતે, તૈયાર થતી વખતે અથવા લઇ જતી વખતે તેમાં સદરહુ બહારની વસ્તુ અનિવાર્ય ભેળાઇ ગઇ છે, અથવા (ક) સ્પષ્ટ તથા વંચાય એવી રીતે લખેલું અથવા છાપેલું લેબલ એવી ખાવાની જણસ ઉપર ચહોડીને અથવા તે સાથે રાખીને અથવા લોકોને જાહેર કરવાની બીજી રીતે તેણે એવી વસ્તુ એવી રીતે ઉમેરાયાની વાતની પુરતી સૂચના આપી છે, અથવા (ડ)—(૧) સદરહુ જણસ અમુક સ્વરૂપની, સત્વની, તથા પ્રકારની હોવા બાબતની ખાત્રીનો લેખી દાખલો લઇને તેણે તે ખરીદ કરી હતી, (૨) તે ઉપર પ્રમાણેના સ્વરૂપની, સત્વની તથા પ્રકારની ન હતી એવું માનવાને તેને કાંઇજ કારણ ન હતું, અને (૩) તે જણસ, તે બાબતના લેખી દાખલામાં જેવા સ્વરૂપની, સત્વની તથા પ્રકારની લખી હતી તે શિવાય બીજી જણસ તરીકે તેને વેચવા સારૂ માંડી ન હતી, ફેરીએ લઇ ગયો નહતો અથવા આણી ન હતી, અને તેણે તે જે સ્થિતિમાં ખરીદ કરી હતી તેજ સ્થિતિમાં તે હતી.

(૩) આ કલમ મુજબ ચલાવવાનાં સઘળાં ફોજદારી કામમાં એવી કલમ વિરૂદ્ધ ગુન્હો કર્યાનું જે શખસની ઉપર તોહોમત આવ્યું હોય તે શખસને હાજર રહેવા બાબતના સમન માટેની અરજી, એવા શખસ ઉપર જે ગુન્હાનું તોહોમત આવ્યું હોય તે ગુન્હો જે તારીખે થયાનું કહેવાતુ હોય તે તારીખથી વાજબી મુદતની અંદર કરવામાં ન આવે તો, માજીસ્ટ્રેટે તે સમન આપવાની ના કહેવી.

**૧૪૩.** પ્રેસિડંટને, વાઇસ પ્રેસિડંટને અથવા આ અર્થે મ્યુનિસિપાલીટીએ અધિકાર આપેલા કોઇપણ કૌન્સિલરને અથવા અમલદારને, માણસોના ખોરાક માટે વાપરવાની જણસોનું વેચાણ કરવા માટે વપરાતી કોઇ પણ જગામાં સઘળા વાજબી વખતે પેસવાનો, અને વાપરવામાં આવતાં હોય તે કાટલાં તથા માપ તપાસવાનો અધિકાર છે, અને ખોટાં અથવા ઓછાં કાટલાં અથવા માપ, અથવા જે કાટલાં તથા માપ વાપરવાથી લોકો છેતરાય એવાં કાટલાં તથા માપ સદરહુ જણસ જે શખસના હવાલામાં હોય તે શખસના કબજામાંથી મળે તો, તેને બસે પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

## (૮).—ભય ભરેલા રોગોનો અટકાવ કરવા બાબત.

**૧૪૪.** (૧) પેટા કલમ (૨) માં કહેલા સઘળા અથવા કોઇપણ અધિકાર જાહેરનામાની મારફતે તેમાં લખેલી હરકોઇ મ્યુનિસિપાલીટીને કોઇપણ વખતે આપવાનો ગવર્નર ઇન કૌન્સિલને અખત્યાર છે, અને તે જાહેરનામામાં અથવા તે પછીના કોઇપણ જાહેરનામામાં શહેરની મ્યુનિસિપાલીટીઓ બાબતમાં ગવર્નર ઇન કૌન્સિલ અને બીજી બાબતોમાં કમીશનર એ બાબત કાંઇ મર્યાદા, બંધી તથા શરતો ઠરાવે તે સઘળાને પાત્ર રહીને તે મ્યુનિસિપાલીટીએ, આ પ્રમાણે તેને આપેલા દરેક અધિકાર, એવા કોઇપણ જાહેરનામામાં એ બાબત કહેલી મુદત સુધી, અથવા એવી મુદત કહી ન હોય તો, તે અધિકાર પાછો લેવામાં આવે ત્યાં સુધી, તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમા ચલાવવો જોઇયે;

(૨) જે અધિકાર સઘળે અથવા થોડે અંશે આગલી પેટા કલમ (૧) મુજબ આપી શકાય તે હેઠળ પ્રમાણે છે, એટલે:—

(અ) વિશેષ અથવા સામાન્ય હુકમ કરીને નીચે પ્રમાણે ફરમાવવાનો અધિકાર, એટલે, જે જે વૈદ્યકીય ધંધો કરનાર એમ જાણતો હોય અથવા જેને એમ માનવાનું કારણ હોય કે પોતે ઇસ્પિતાલ ન હોય એવા કોઇપણ રહેઠાણમાં જે કોઇ માણસની પોતાના ધંધાની રૂયે મુલાકાત લીધી હોય તે માણસ વાજબી રીતે ભય ભરેલો રોગ કહેવાય એવા રોગથી પીડાય છે તો તે દરેક વૈદ્યકીય ધંધા કરનારે તે બાબતની ખબર, અથવા કોઇપણ કારખાનાનો અથવા કેળવણીને લગતા કોઇપણ ખાતાનો જે

મેનેજર અથવા કોઇપણ કુટુંબનો જે મુખ્ય એમ જાણતો હોય અથવા જેને એમ માનવાનું કારણ હોય કે પોતાના વહિવટ અથવા નિબંધ હેઠળના કોઇપણ રહેઠાણમાં રહેનારા અમુક માણસ વાજબી રીતે ભય ભરેલો રોગ કહેવાય એવા રોગથી પીડાય છે તો તે દરેક તે બાબતની ખબર, મ્યુનિસિપાલીટી આ અર્થે ઠરાવશે તે શખસને બને તેટલી તાકીદથી આપવી. (બ) જે કોઇપણ જગામાં કોઇપણ ભય ભરેલો રોગ હોવાની ખબર મળી હોય અથવા સંશય હોય તે જગા, નોટીસ ન આપતાં, અથવા તપાસવાનો હુકમ કરેલા અથવા અખત્યાર મળેલા શખસને વાજબી દેખાય તેવી નોટીસ આપીને તપાસવા બદલ તથા એવી જગા બહાર રોગ ન પસરે તેની તજવીજ કરવા બદલ હુકમ કરવાનો અથવા અખત્યર આપવાનો અધિકાર; (ક) જેથી કોઇ ભય ભરેલો રોગ ઉત્પન્ન થવાનો અથવા ફેલાવવાનો સંભવ છે એમ કોઇ વૈદ્યકીય અમલદારની સલાહ ઉપરથી મ્યુનિસિપાલીટીને લાગે એવું કોઇપણ કુવાનું, તળાવનું અથવા બીજી જગોનું પાણી પીવા સારૂ લઇ જવાની મનાઇ કરવાનો અધિકાર; (ડ) જે માણસને ઉતારાની અથવા રેહેવાની યોગ્ય સગવડ ન હોય અથવા જે એક કરતાં વધારે કુટુંબના ભોગવટામાં હોય એવા ઓરડામાં અથવા સાથે સાથેની કોટડીઓમાં ઉતર્યો હોય અને જે ભય ભરેલા રોગથી પીડાતો હોય તેને સદરહુ રોગથી પીડાતા માણસોને જે કોઇપણ ઇસ્પિતાલમાં અથવા જગામાં ઓસડવેસડ કરવા સારૂ દાખલ કરવામાં આવતા હોય ત્યાં મ્યુનિસિપાલીટીએ આ સંબંધમાં અધિકાર આપેલા તથા યોગ્ય રીતે લાયક હોય એવા કોઇ વૈદનો ધંધો ચલાવનારા શખસની સહીના દાખલા ઉપરથી, લઈ જવાનો હુકમ કરવાનો અથવા લઇ જવડાવાનો અધિકાર; (ઇ) કોઇપણ ઇમારતના અથવા ઇમારતના ભાગના ધણીને અથવા ભોગવટો કરનારને, અથવા તે ઇમારત માંહેની અથવા ભાગ માંહેની કોઇપણ વસ્તુ જે માણસની માલકીની હશે અથવા જેના તાબામાં હશે તેને, તેના પોતાના ખરચે, અથવા તે ગરીબ હોય તો અથવા તે બાબતની હકીકત જોતાં મ્યુનિસિપાલીટીને વાજબી લાગે એવું બીજું કારણ હોય તો મ્યુનિસિપાલીટીના ખરચે, તે ઇમારત અથવા તેનો ભાગ અથવા વસ્તુ સાફ કરવાનું લેખી નોટીસથી ફરમાવવાનો અધિકાર; (ફ) જે ઓઢવા પાથરવાની અથવા બીજી જણસો કોઇપણ ભય ભરેલા રોગથી દુષિત થવાનો સંભવ હોય તે જણસોમાંના રોગબીજનો નાશ કરવાનાં અથવા તે જણસો ધોવાનાં સાધનો પુરાં પાડવાનો તથા તેમ કરવા સારૂ જગા ઠરાવવાનો, અને તેમનો નાશ કરવાનું ફરમાવવાનો અધિકાર; (ગ)—(૧) કોઇપણ ભય ભરેલા રોગથી પીડાતા શખસોને મફત લઇ જવા સારૂ યોગ્ય વાહનો પુરાં પાડવાનો તથા તે ટકાવી રાખવાનો અધિકાર. (૨) એવી રીતે વાહનો પુરાં પાડવામાં આવ્યાં હોય ત્યારે, એવા શખસોને સઘળાં અથવા કોઇપણ ભાડાનાં વાહનમાં લઇ જવાની મનાઇ કરવાનો અધિકાર, અને (૩) એવા કોઇપણ શખસને લઇ જવા માટે જે વાહન કોઇપણ વખતે વાપરેલું હોય તેમાંના રોગબીજનો તાબડતોબ નાશ કરવો જોઇએ, એવો હુકમ ફરમાવવાનો અધિકાર; (હ) (૧) કોઇપણ ભય ભરેલા રોગથી પીડાતા કોઇપણ માણસને સદરહુ રોગ ફેલાતો અટકાવવાને યોગ્ય સાવચેતીઓ લીધા શિવાય કોઇપણ સ્ટ્રીટમાં અથવા કોઇપણ નિશાળ અથવા કારખાનામાં અથવા કોઇપણ ધર્મશાળા, નાટકશાળા, મારકિટ અથવા સાર્વજનિક વપરાસની બીજી જગ્યામાં, જાણીબુજીને ખુલ્લો રહેતાં અટકાવવાનો અધિકાર; અથવા (૨) એ પ્રમાણે પીડાતા કોઇપણ માણસના હવાલાવાળા માણસને એવા દરદીને એ પ્રમાણે ખુલ્લો મુકતાં અટકાવવાનો અધિકાર; (આઇ) જે કોઇપણ માણસ એમ જાણતો હોય અથવા જેને એમ માનવાનું કારણ હોય કે અમુક જણસ હરકોઇ ભય ભરેલા રોગથી કોઇપણ પ્રકારે દુષિત થવાનો સંભવ થયો છે તે માણસને જણસમાંના રોગબીજનો નાશ કરવાનાં કારણ શિવાય બીજા કારણ સારૂ બીજી જગાએ લઇ જવાની અથવા બીજા માણસને આપવાની મનાઇ કરવાનો અધિકાર; (જે) જે કોઇપણ વીસીમાં, ઇનમાં ( ધર્મશાળામાં ). ધર્મશાળામાં અથવા સરાઇમાં કોઇ માણસ ભય ભરેલા રોગથી પીડાતો હોય અથવા પીડાય છે એમ માનવાનું કારણ હોય, તે વીસી વીગેરે ભાડે આપવાને ઇચ્છનારા અથવા ત્યાં રેહેવાની સગવડ કરી આપનારા શખસે, તે ઇમારત અથવા તેનો ભાગ, અને જેમાં રોગબીજ રેહેવાનો સંભવ હશે એવી ત્યાંની જણસ મ્યુનિસિપાલીટીની અથવા એ બાબત તેણે નિમેલા અમલદારની ખાત્રી થાય એવી રીતે રોગબીજ વગર કર્યા વગર અથવા તે તે પ્રમાણે કરાય ત્યાં

સુધી, તે વીસી વિગેરે ભાડે આપવાની અથવા ત્યાં રેહેવાની સગવડ કરી આપવાની મનાઇ કરવાનો અધિકાર; (ક) બીજા વર્ગના અધિકારથી ઓછો અધિકાર જેને ન હોય એવા માજીસ્ટ્રેટની દરેક બાબતમાં પ્રથમ પરવાનગી લઇને, આરોગ્યતાને નુકસાનકારક જે ઝુંપડાં અથવા છાપરાંમાં માણુસો ભય ભરેલા રોગથી પીડાય છે એમ માનવાનું કારણુ હોય એવાં ઝુપડાં અથવા છાપરાંનો નાશ કરવાનો અધિકાર છે.

(૩) મ્યુનિસિપાલીટી, પોતાની નજરમાં આવે તો,આ કલમ મુજબ કોઇપણુ મિલકતનો નાશ કર્યાને લીધે જેને સારૂજ નુકશાન થયું હોય એવા કોઇપણુ માણુસને વળતર આપવાને મુખત્યાર છે. પણુ મ્યુનિસિપાલીટીએ કબુલ કર્યો હોય તે શિવાય. આ કલમમાં કહેલા અધિકાર કોઇપણુ પ્રસંગે ચલાવ્યાના કારણુથી થયેલા કોઇપણુ નુકસાનના અથવા નુકશાનીના વળતર બદલ કોઇપણુ દાવો ચાલશે નહિ.

(૪) જે કોઈ માણુસ, કોઇપણુ મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં વિદ્યમાનકાળે અમલમાં હોય અને આ કલમની રૂયે મ્યુનિસિપાલીટીને આપેલા કોઇપણુ અધિકારની રૂયે મ્યુનિસિપાલીટીએ કર્યો હોય એવા કોઇપણુ ઉપયોગનું ઉલંઘન કરીને અથવા મ્યુનિસિપાલીટીનો કોઇપણુ અમલદાર અથવા તેના હુકમ મુજબ કામ કરનારો કોઇપણુ શખસ એવો કોઇપણુ હુકમ બજાવતો હોય તે વખતે તેને હરકત કરશે, તેને બસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

**૧૪૫.** (૧) કોઇપણુ મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં અથવા તેના કોઇપણુ ભાગમાં કોઇપણુ ભય ભરેલો રોગ ફાટી નીકળવાની ધાસ્તી હોય અથવા તે ફાટી નિકળ્યો હોય ત્યારે તેની મ્યુનિસિપાલીટીએ તે રોગનો ઉદભવ અટકાવવા સારૂ અથવા તેનો બંદોબસ્ત કરવા સારૂ અથવા તે ઓછો કરવા સારૂ અથવા તેનો નાશ કરવા સારૂ તેને જરૂર જણાય તેવી સઘળી તજવીજો કરવી જોઇયે.

(૨) ઉપર કહેલા પ્રકારના પ્રસંગે શહેરની મ્યુનિસિપાલીટીની બાબતમાં ગવર્નર ઇન કૌન્સિલને અને બીજી બાબતમાં કમીશનરને વિશેષ જાહેરનામાની મારફત અમુક ડિસ્ત્રિકટમાં ભય ભરેલો રોગ થવાની ધાસ્તી છે અથવા તે શરૂ થયો છે એવું જણાવીને તે ડિસ્ત્રિકટની મ્યુનિસિપાલીટીને નીચેની પેટા કલમમાં કહેલા સઘળા અથવા કાંઈ પણુ જુદા અધિકાર આપવાનો અખત્યાર છે. અને તે મ્યુનિસિપાલીટીએ તે ઉપરથી, તે જાહેરનામામાં અથવા તે પછીના કોઇપણુ જાહેરનામામાં ગવર્નર ઇન કૌન્સિલે કાંઇ મર્યાદા, બંધન તથા શરતો ઠરાવી હોય તોતે સઘળાને પાત્ર રહીને પોતાને આ પ્રમાણે મળેલો દરેક અધિકાર, એવો અધિકાર સદરહુ પ્રકારના જાહેરનામા મારફત પાછો લઇ લેવામાં આવે ત્યાંસુધી ચલાવવો જોઇયે.

(૩) જે અધિકાર ઉપરની પેટા કલમ મુજબ સઘળા અથવા થોડા આપવામાં આવે તે નિચે પ્રમાણે છે, એટલે—(અ) જે કોઇપણુ રોગબીજ યુક્ત ઇમારત રેહેવાના ઘર દાખલ વાપરવામાં આવતી હોય તે ઇમારતમાં અથવા તેના કોઇપણુ ભાગમાં અથવા આવી ઇમારતની પાસેની એવી રીતે વપરાતી ઇમારતમાં જાથુને માટે અથવા થોડા વખત માટે રેહેનાર માણુસને અથવા માણુસોને તે ઇમારત અથવા તે ભાગ છોડી જવા બાબત નિચેની શરતોને પાત્ર રહીને હુકમ કરવાનો અધિકાર છે, તે શરતો હેઠળ પ્રમાણે છે, એટલે—

(૧) દરેક બાબતમાં, જેને બીજા વર્ગના અધિકારથી ઓછો અધિકાર ન હોય એવા માજિસ્ટ્રેટની પરવાનગી પ્રથમ મેળવવી જોઇએ, અને,

(૨) જે માણુસોના સંબંધમાં તે હુકમ કર્યો હોય તે સઘળાની રેહેવાની સગવડ બીજે ઠેકાણે થવા જોગ હોવી જોઇયે અથવા કરવી જોઇયે.

(બ) તે મ્યુનિસિપલ ડિસ્ત્રિકટની બાહારની જગાએથી આવનારા અથવા કોઇપણુ રોગબીજ યુક્ત ઇમારત પાસેની કોઇપણુ ઇમારતમાં રેહેનારા માણુસોના શરીરની વૈદકીય અમલદાર પાસે તપાસ કરાવવા વિશે અને જરૂર હોય તો એવા માણુસોનાં કપડાં, ઓઢવા પાથરવાની અથવા સંશય આવતો હોય તેવી બીજી જણુસોમાંના રોગબીજનો નાશ કરવા વિશે ફરમાવવાનો, અને એવા કોઇપણુ માણુસને પોતાનું ઠામ ઠેકાણું આપવાનું, અને ઠરાવેલે વખતે તથા જગાએ વત્તામાં વત્તા ૧૦ દિવસ સુધી રોજ વૈદકીય તપાસણી સારૂ હાજર થવાનું ફરમાવવાનો અધિકાર છે;

(ક) જિલ્લાના સિવિલ સર્જનના અથવા આ અર્થે ગવર્નર ઇન કૌન્સિલે નિમેલા બીજા કોઈ વૈદકીય

અમલદારના લેખી મત પ્રમાણે, કોઇપણ સાર્વજનિક અથવા ખાનગી જગામાં, અથવા કોઇપણ પ્રસંગે અથવા કોઇપણ કારણસાર પચાસથી વધારે લોક એકઠા થયાથી સદરહુ રોગ પસરવાનો અથવા તે વધારે ભયભરેલો થવાનો સંભવ હોય તો, એવી જગાએ અથવા પ્રસંગે અથવા કારણસાર એવી રીતે એકઠા થવાની, સાધારણ રીતે, અથવા કોઇપણ વિશેષ બાબતમાં વિશેષ હુકમ કરીને,મનાઈ કરવાનો અધિકારછે.

(૪) મ્યુનસિપાલીટી, પોતાની નજરમાં આવે તો, આ કલમ મુજબ કોઇપણ મિલકત નાશ કર્યાને લીધે જેને સારૂજ નુકસાન થયું હોય એવા કોઇપણ માણસને વળતર આપવાને મુખત્યાર છે, પણ મ્યુનિસિપાલીટીએ કબુલ કર્યો હોય તે શિવાય, તેમાં કહેલા અધિકાર કોઇ પ્રસંગે ચલાવ્યાના કારણથી થયલા કોઇપણ નુકસાનના અથવા નુકસાનીના વળતર બદલ કોઇપણ દાવો ચાલશે નહીં.

(૫) પેટા કલમ (૨) મુજબ ઉપર કહેલા પ્રકારનો ઠરાવ જે મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં વિદ્યમાનકાળે અમલમાં હોય તેમાં, જે કોઇ પણ શખસ, (અ) જે કોઇપણ હુકમ તે ડિસ્ત્રિકટમાં વિદ્યમાનકાળે અમલમાં હોય અને જે ૧૪૪ મી કલમ અથવા આ કલમ મુજબ મ્યુનિસિપાલીટીને આપેલો કોઇ પણ અધિકાર ચલાવીને મ્યુનિસિપાલીટીએ કરેલો હોય તે હુકમ જાણી જોઇને તોડશે, અથવા.

(બ) મ્યુનિસિપાલીટીના કોઇ પણ અમલદારને, અથવા તેણે આપેલા અધિકારની રૂએ કામ કરનારા બીજા માણસને, એવો કોઇ પણ હુકમ અમલમાં આણવામાં હરકત કરશે, તેને એક હજાર રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

**૧૪૬.** (૧) ગવર્નર ઇન કૌન્સિલને કોઇપણ વખતે—(અ) ૧૪૪ મી કલમ મુજબ અથવા ૧૪૫ મી કલમ મુજબ આપેલો કોઇપણ અધિકાર પાછો લેવાનો (બ) એવા કોઇપણ અધિકારના સંબંધમાં ઠરાવેલી હદ, બંધન અથવા શરત રદ કરવાનો અથવા ફેરવવાનો, અથવા (ક) એવો કોઇપણ અધિકાર ચલાવીને મ્યુનિસિપાલીટીએ કરેલો કોઇપણ હુકમ રદ કરવાનો. અધિકાર છે.

(૨) ઉપર કહેલા પ્રકારનો કોઇપણ અધિકાર ચલાવીને મ્યુનિસિપાલીટીએ કરેલા દરેક હુકમનો અમલ, તે અધિકાર પાછો લીધા પછી, તે મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં બંધ થશે.

**૧૪૭.** જો કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટની અંદર ઢોરમાં, મેઢાંમાં અથવા બકરામાં કોઇપણ ચેપી રોગ ઉદ્ભવે, અથવા તેવો કોઇ પણ રોગ દાખલ થવાનો સંભવ જણાય, તો ત્યાંની મ્યુનિસિપાલીટીએ તે રોગ, અથવા તેનો ઉદ્ભવ, અથવા તેનું દાખલ થવું અટકાવવા સારૂ અથવા તે બાબત ઉપાય કરવા સારૂ, અથવા તે ઓછો કરવા અથવા દાબી દેવા સારૂ જરૂર જણાય તેવા સઘળા ઉપાય કરવા જોઇએ.

**૧૪૮.** (૧) જ્યારે જ્યારે મ્યુનીસીપાલીટીને એમ જણાય કે કોઇ ઇમારતની અંદર એટલી બધી ગરદી થઇ છે કે તેથી તેમાં અથવા તેની પાસેની ઇમારતમાં રહેનારાઓની તંદુરસ્તીને હાનિ અથવા નુકસાન થયું છે અથવા થવાનો સંભવ છે, ત્યારે ત્યારે એવી ગરદી અટકાવવાનો હુકમ મેળવવાસારૂ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટની આગળ કામ ચલાવવાની તજવીજ કરાવવાનો તે મ્યુનીસીપાલેટીને અધિકાર છે.

(૨) એવો માજીસ્ટ્રેટ જે ગરદી વિષે ફરીયાદ કરવામાં આવી છે તેથી રોગ થવાનો સંભવ છે અથવા રોગ થવાની ધાસ્તી છે એવા અભિપ્રાયનો વૈદકીય અમલદારનો દાખલો પોતાની આગળ રજુ કરવામાં આવે, અને પોતાને બીજી જે કંઇ તજવીજ કરવાની જરૂર જણાય તે કરીને સદરહુ ઇમારતમાં ઉતરનારાઓની, ભાડુતોની અથવા બીજા રહેનારાઓની સંખ્યા, જેટલી હદ સુધી ઓછી કરવાની જરૂર છે એમ પોતે ઠરાવે તેટલી હદ સુધી વાજબી મુદતની અંદર ( જે મુદત છ અઠવાડીયાથી વધારે નહી હોય એવી અથવા દશ દહાડાથી ઓછી ન હોય એવી હોવી જોઇએ ) કમી કરવાનો હુકમ તે ઇમારતના ધણીને કરવાને મુખત્યાર છે, અથવા પોતાને વાજબી અને યોગ્ય જણાય એવો બીજો કંઇ હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) જો સદરહુ ઇમારતના ધણીએ તે ઇમારત પેટા ભાડે આપી હોય, તો તેમાં ઉતરનારાઓ ભાડુતો અથવા બીજા ખરેખરા રહેનારાઓએ જેની પાસેથી તે જગા ભાડે લીધી હોય તેને આ કલમના કારણસાર, તે ઇમારતનો ધણી સમજવો જોઇયે.

(૪) પેટા કલમ (૨) મુજબ જે કોઇપણ ઘરધણીપર હુકમ કહાડવામાં આવ્યો હોય તે ઘરધણીની

ફરજ છે કે તેણે એવા હુકમમાં ઠરાવવામાં આવેલી શરતો પુરી કરવાને જરૂર જણાય તેટલા સદરહુ ઇમારતમાંના ઉતરનારાઓ, ભાડુતો અથવા બીજા ખરેખર રહેનારાઓને સદરહુ ઇમારત એવા હુકમમાં કહેલી મુદતની અંદર ખાલી કરવાને લેખી નોટીસ તુરતાતુરત આપવી જોઇએ, અને એવા જે કોઇ પણ ઉતરનારાઓ, ભાડુતો અથવા રહેનારાઓને એવી નોટીસ મળે તે તે પ્રમાણે ચાલવાને બંધાયલા છે.

(૫) પેટા કલમ (૨) ની રૂયે કહાડવામાં આવેલા કોઇપણ હુકમમાં કહેલી તારીખ પછી જે કોઇ ધરધણી તે હુકમનો ભંગ કરીને કોઈપણ મકાનમાં ધણી ગરદી થવા દેશે તેને અને જે કોઇ માણસ પેટા કલમ (૪) ની રૂયે પોતાને મળેલી નોટીસ મુજબ એવું કોઇ મકાન ખાલી કરશે નહીં તેને, એવા હુકમમાં કહેલી તારીખ પછીના જેટલા દીવસ સુધી એવી ગરદી જારી રહે અથવા એ પ્રમાણે ખાલી કરવામાં નહીં આવે તે દરેક દીવસ બદલ ૧૦ રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

૧૪૯. (૧) જો હેઠળ જણાવેલી ખામીઓમાંની કોઇ પણ ખામીને લીધે કોઇપણ પ્રદેશમાંના કોઇ પણ ભોગવટો કરનારમાં અથવા કોઇ પણ પ્રદેશની પડોસમાં રહેનારાઓમાં રોગનો ભય ઉત્પન્ન થયો છે અથવા ઉત્પન્ન થવાનો સંભવ છે એમ ગવરનર ઇન કૌંસિલને જણાય, તો તેને, જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે મ્યુનીસીપાલીટીના તાબામાં સદરહુ પ્રદેશ હોય તે મ્યુનીસીપાલીટીને પેટા કલમ ( ૨ ) માં જણાવેલા સઘળા અથવા તેમાંનો કોઇપણ અધિકાર આપવાનો અખત્યાર છે; અને જે મર્યાદા, બંધન, ફેરફાર, શરત અથવા નિયમને પાત્ર રહીને તે મ્યુનીસીપાલીટીએ એવી રીતે આપેલા સઘળા અધિકાર ગવરનર ઇન કૌંસિલના ત્યાર પછી કાઢેલા જાહેર નામાથી તે અધિકાર લઇ લેવામાં નહી આવે તો અને લઇ લેવામાં આવે ત્યાં સુધી, સદરહુ પ્રદેશમાં ચલાવવા જોઇયે, તે મર્યાદા, બંધન, ફેરફાર, શરત અથવા નિયમ, પોતાને જરૂર જણાય તો, પોતે કોઇપણ વખતે કાનુનો કરીને ઠરાવવાને મુખત્યાર છે. સદરહુ ખામીઓ નીચે પ્રમાણે, એટલે:—

(અ) સદરહુ પ્રદેશમાં આગળથીજ બાંધેલી હોય એવી અથવા બાંધવા ધારેલી ઇમારતો અથવા ઇમારતોનો સમુહ જે રીતે ખીચોખીચ આવેલો હોય, અથવા આવવાનો સંભવ હોય તે રીત; અથવા (બ) એવી આગળથીજ બાંધેલી હોય એવી અથવા બાંધવા ધારેલી કોઇપણ ઇમારતો અથવા ઇમારતોના સમુહ સાફ કરવાની અશકયતા; અથવા (ક) ઉપર કહ્યા પ્રમાણેની કોઈપણ ઇમારતોમાંથી અથવા ઇમારતોના સમુહમાંથી અથવા પ્રદેશમાંથી ગોજા પાણીનો નીકાલ નહીં થતો હોય, અથવા તેમાંથી નરક વગેરે નહીં કઢાતું હોય અથવા તેમ કરવાની તજવીજ કરવાની અડચણ પડતી હોય તે, અથવા (ડ) ઓટો અથવા ઇમારતો અથવા ઇમારતોનો સમુહ સાંકડો હોવો, પાસે પાસે હોવો, તેની રચના સારી નહીં હોવી અથવા તે નઠારી હાલતમાં હોવો તે.

(૨) જે અધિકાર પેટા કલમ (૧) ની રૂયે સર્વાંશે અથવા થોડે અંશે મ્યુનીસીપાલીટીને આપી શકાય તે હેઠળ પ્રમાણે છે:—

(અ) પેટા કલમ (૧) માં જણાવેલી કોઇપણ ખામીને લીધે, જ્યારે આગળથીજ બાંધેલી અથવા બંધાતી હોય એવી કોઈપણ ઇમારતથી અથવા ઇમારતના સમુહથી ઉપર જણાવેલો ભય ઉત્પન્ન થયો હોય, અથવા મ્યુનીસીપાલીટીના મત પ્રમાણે ઉત્પન્ન થવાનો સંભવ હોય, ત્યારે એક લેખી નોટીસ, તે ઇમારતના અથવા ઇમારતના સમુહના સેહેજ જણાઇ આવે એવા કોઇપણ ભાગ ઉપર ચોહોડીને અને, મ્યુનીસીપાલીટીને યોગ્ય લાગે તે પ્રમાણે, તેના ધણીઓના નામની અથવા જે જમીન ઉપર તે ઇમારત અથવા સમુહ બાંધ્યો હોય અથવા બંધાતો હોય તે જમીનના ધણીઓનાં નામની કહાડીને તે ઉપરથી, જેમના નામની તે કાઢી હોય તેમને, જે વાજબી મુદત તેમાં જણાવી હોય તેની અંદર, એવી ઇમારત અથવા ઇમારતનો સમુહ તોડી પાડવાનુ અથવા કહાડી નાંખવાનું અથવા એવો રોગ ઉત્પન્ન થવાનો ભય સર્વાંશે દુરકરવા સારૂ તે મ્યુનિસિપાલીટીને જરૂર જણાય તેવાં તેના સંબંધમાં બાંધકામ અથવા તજવીજ કરવાનું ફરમાવવાનો અધિકાર; (બ) જેઓનાં નામની સદરહુ નોટીસ કાઢવામાં આવી હોય તેઓ તેમાં જણાવેલી મુદતની અંદર સદરહુ ઇમારત અથવા ઇમારતનો સમુહ તોડી પાડવાની અથવા કહાડી નાંખવાની અથવા તે બાંધકામ અથવા તજવીજ કરવાની કસૂર કરે તો મ્યુનિસિપાલીટીના માણસો

પાસે અથવા બીજા માણસો પાસે તેમ કરવાનો અધિકાર;

(ક) (૧) રકમ (અ) માં કહેલો અધિકાર ચલાવીને જે કોઇ પણ ઇમારત આખી અથવા થોડે ભાગે તોડી પાડી હોય તેના ગભાણુ ઉપર, અથવા

(૨) ઇમારતોથી રોકાયલી નહીં હોય એવી કોઇ પણ જગા ઉપર, પછી તે જગા ખાનગી મિલકત હોય કિંવા ન હોય, તે ઉપર, એવા પ્રકારનો ભય દૂર થાય તેટલા માટે તે ગભાણુ અથવા ખુલ્લી જગા ઉપર ઇમારત બાંધવી નહીં એવું તે મ્યુનિસિપાલીટીને જણાય તો, એવા ગભાણુ અથવા જગાના ધણી અથવા ભોગવટો કરનારના નામની લેખી નોટીસ કહાડીને અને ૧૫૪ મી કલમની પેટા કલમ(૩) માં કહેલી રીતે સામાન્ય નોટીસ પ્રસિદ્ધ કરીને, કોઇ પણ ઇમારત અથવા નિરદિષ્ટ કરેલા પરિણામથી મોટી કોઇ પણ ઇમારત બાંધવાની, કમિશનર કે જેનો ચુકાદો આખરનો ગણાશે તેને અપીલ કરવાના હકને પાત્ર રહિને, મના કરવાનો અધિકાર, અને સદરહુ પ્રમાણે પાત્ર રહીને, (અ) એવું ગભાણુ અથવા જગા સંપાદન કરવાનો અથવા (બ) તેનો ધણી અથવા ભોગવટો કરનાર જે ઉપયોગ કરી શકે અથવા કરવા દઇ શકે તેના સંબંધમાં જરૂર જણાય એવી શરતો ઠરાવવાનો, અધિકાર છે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે એવા મનાઇ હુકમથી જે કોઇપણ માણસના હકને બાધ આવ્યો હોય તેને તેવે દરેક પ્રસંગે નુકસાનીનો બદલો આપવો જોઇયે, અને તેની રકમ બદલ કંઇ તકરાર પડે, તો રકમ ૧૬૦ મી કલમમાં ઠરાવી છે તે રીતે ચોકસી કરીને ઠરાવવી જોઇયે.

(૩) જ્યારે પેટા કલમ (૨) ની રૂયે આપેલી કોઇપણ નોટીસ ઉપરથી કોઇપણ ઇમારત તોડી પાડી હોય ત્યારે તે મ્યુનિસિપાલીટીએ, તે ઇમારત આ આકટના અથવા તેની રૂયે કરેલા તથા અમલમાં હોય એવા કોઇપણ પેટા કાયદાના ઠરાવ વિરૂદ્ધ બાંધેલી ન હોય તો, તે તોડી પાડવાથી જે ધણીનું અથવા ભોગવટો કરનારનું નુકસાન થયું હોય તેને વાજબી બદલો આપવો જોઇયે, અને તેની રકમ બાબત તકરાર પડે તો તે રકમ કલમ ૧૬૦ માં જણાવેલી રીતે ચોકસી કરીને ઠરાવવી જોઇએ.

(૪) પેટા કલમ (૧) ની રૂયે કોઇપણ કાનુન કરતી વખતે ગવર્નર ઇન્ કૌન્સિલને, આ કલમથી અથવા આવી કાનુનોથી મળેલા અધિકાર ચલાવીને મ્યુનિસિપાલીટીએ જે કોઇ હુકમ કર્યો હોય અથવા શરતો ઠરાવી હોય તે તોડવામાં આવે તે દરેક પ્રસંગે પાંચસો રૂપિયા સુધીના, તથા તે તોડવાનું જારી રહે તે દરેક દિવસ બદલ બીજા વીસ રૂપિયા સુધીના દંડની શિક્ષા ઠરાવવાનો અધિકાર છે.

**૧૫૦** (૧) મડદાંની વ્યવસ્થા કરવા માટે વપરાતી કોઇપણ જગા તંદુરસ્તીને જોખમ પહોંચે એવી હાલતમાં છે અથવા તેવી થવાનો સંભવ છે, એમ મ્યુનિસિપાલીટીને લગે, તો તે પોતાનો એવો અભિપ્રાય તેનાં કારણ સાથે ગવર્નર ઇન્ કૌન્સિલ આગળ રજુ કરવાને મુખત્યાર છે, અને તે ઉપરથી કમિશનર, પોતાને જે કાંઈપણ વધારે ચોકસી કરાવવાનું યોગ્ય લાગે તે કરાવ્યા પછી,જાહેરનામાદ્વારા સદરહુ જગ્યા સદરહુ જાહેરનામામાં તે અર્થે નિરદિષ્ટ કરેલી તારીખથી એ પ્રમાણે વપરાતી બંધ થશે એમ ફરમાવવાને મુખત્યાર છે.

(૨) સદરહુ જાહેરનામાની નકલ જીલ્લામાં બોલાતી ભાષામાં તરજુમા સાથે, સ્થાનિક વર્તમાનપત્રો હોય તો તેમાં પ્રસિદ્ધ કરવી, અને મ્યુનિસિપલ ઓફીસ આગળ અને જે જગાને લગતું તે જાહેરનામું હોય તે જગાના અથવા તેની નજદીકના એક અથવા વધારે પ્રસિદ્ધ ભાગ ઉપર ચ્હોટાડવી જોઇયે.

(૩) એવી કોઇ પણ જગા બંધ કરવાની સદરહુ જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલી તારીખ પછી જે કોઇ શખ્સ એવી જગામાં કોઈ પણ મુડદું દાટસે અથવા તેની બીજી રીતે વ્યવસ્થા કરશે તેને સો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

## (૯) કેટલાએક ધંધાથી તથા રોજગારથી થતાં અપકારક કૃત્યો.

**૧૫૧** (૧) જો મ્યુનિસિપાલીટીની ખાત્રીલાયક રીતે એમ બતાવવામાં આવે કે જે કોઇ પણ ઇમારત અથવા જગાનો ઉપયોગી—

(અ) જનાવરોનું નકામું માંસ, લોમી, હાડકાં અથવા ચિથરાં ઉકાળવા સારૂ અથવા ભરી મુકવા સારૂ; (બ) માછલાંને આથવા સાફ અથવા આથીને સુકવવા સારૂ અથવા ભરી મુકવા સાર; (ક) ચામડાં

સીંગડાં અથવા તાતડી ભરી મુકવા સારૂ; (ડ) ચામડાં રંગવા સારૂ; (ઇ) ચામડાં અથવા ચામડાની જણુસો તૈયાર કરવા સારૂ; (ફ) રંગવા સારૂ; (ગ) ચરબી અથવા ગંધક ગાળવા સારૂ; (હ) ઉન અથવા વાળ ધોવા અથવા સુકવવા સારૂ; (આઇ) ઇંટની, માટીનાં વાસણ બનાવવાની અથવા ચુનાની ભઠ્ઠી તરીકે; (જે) સાબુ બનાવવા સારૂ; (કે) તેલ ઉકાળવા સારૂ; (લ) સાબુ ચોખાના કારખાના તરીકે; (મ) દારૂ ગાળવાની ભઠ્ઠી તરીકે; (ન) ઘાસ, પરાળ, ચારો, લાકડાં, વિલાયતી કોયલા અથવા બીજા જવાલાગ્રાહી પદાર્થ ભરી રાખવા સારૂ; (ઓ) જેમાંથી ત્રાસદાયક અથવા અપકારક ગંધ નીકળતી હોય અથવા જેને લીધે આગ લાગવાની ધાસ્તી હોય એવા કારખાના તરીકે અથવા બીજા કોઇપણ ધંધાની જગા તરીકે; કરવામાં આવે છે અથવા કરવાનો ઇરાદો છે, તે ઇમારત અથવા જગા તેની પડોસમાં રહેનારાઓને અપકારક છે અથવા તેવી રીતના ઉપયોગને લીધે અથવા તેના સ્થાનને લીધે તેમ થવાનો સંભવ છે, અથવા જીંદગીને, તંદુરસ્તીને અથવા મિલકતને જોખમ લાગે એવી રીતે તેનો ઉપયોગ કરવામાં આવે છે અથવા તે તેવી જગાએ આવેલી છે, તો તે મ્યુનિસિપાલીટીને, તેના ધણીને અથવા ભોગવટો કરનારાને લેખી નોટીસ આપીને.

(૧) તે જગાનો તે પ્રમાણે ઉપયોગ કરવાનું એકદમ બંધ કરવાનું અથવા તેનો તે પ્રમાણે ઉપયોગ કરવાનો ઈરાદો અમલમાં મુકવાનું અથવા મુકવાદેવાનું એકદમ છોડી દેવાનું, અથવા

(૨) તે અપકારક અથવા જોખમકારક ન થાય અથવા આગળ તેવી ન રહે એવી રીતે મ્યુનિસિપાલીટી તે નોટીસમાં ફરમાવે તે પ્રમાણે અથવા બાંધણીમાં તેવો ફેરફાર કરીને, તેનો ઉપયોગ કરવાનું, ફરમાવવાનો અધિકાર છે.

(૨) જે કોઇપણ માણસ પેટા કલમ (૧) ની રૂયે નોટીસ આપવામાં આવ્યા પછી કોઇપણ જગાનો ઉપયોગ પડોસમાં રહેનારાઓને અપકારક થાય એવી રીતે અથવા જીંદગીને,તંદુરસ્તીને અથવા મિલકતને જોખમ થાય એવી રીતે કરે અથવા કરવાદે, તેને બસે રૂપિયા સુધીના, અને પહેલીવાર ગુન્હો સાબીત થયાની તારીખ પછી જે જે દીવસના સંબંધમાં એવો ઉપયોગ કરવાનું અથવા કરવા દેવાનું ચાલુ રહે તે દરેક દિવસ બદલ બીજા ૪૦ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૩) આ કલમની રૂયે ગુન્હાની સાબિતીનો ઠરાવ થયા બાદ માજિસ્ટ્રેટે, મ્યુનિસિપાલીટીની અરજી ઉપરથી, પણ તે શિવાય નહીં, તે જગા બંધ કરવાનો હુકમ કરવો જોઇયે, અને ત્યાર પછી, પેટા કલમ (૧) માં જણાવેલા કોઇપણ કારણસર તે જગા વપરાતી અટકાવવા સારૂ માણસોને નીમવા જોઇયે અથવા બીજી કઇ તજવીજ કરવી જોઇયે.

(૪) જે કોઇપણ માણસ લૈસન્સ વગર અથવા લૈસન્સ બંધ કર્યું હોય તે દરમિયાન અથવા તે પાછું લઇ લીધું હોય ત્યાર પછી, પેટા કલમ (૧) માં જણાવેલા કોઇપણ કારણસાર કોઇપણ જગાનો ઉપયોગ, જે કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં જે કોઇપણ પેટા કાયદા ઉપરથી હેઠળ પ્રમાણે ઠરાવ્યું હોય એટલે, એવાં લૈસેન્સ એવા ઉપયોગ માટે કઇ શરતે અથવા કઇ કઇ શરતોને પાત્ર પ્રસંગે તથા કયા સ્થળમાં અથવા કયા ઠેકાણાના સંબંધમાં આપવાં, આપવાની ના પાડવી. બંધ કરવાં અથવા પાછાં લેવાં તે ઠરાવ્યું હોય તે પેટા કાયદા વિદ્યમાનકાળે અમલમાં હોય તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં કરે, તેને ૫૦ રૂપિયા સુધીના દંડની શિક્ષા અને પહેલી વાર ગુન્હો સાબિત થયાની તારીખ પછી જેટલા દીવસ ઉપયોગ જારી રહે તેવા દરેક દિવસ બદલ વળી દશ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

**૧૫૧.** (અ) (૧) કોઇપણ માણસે, કોઇપણ કારખાનામાં અથવા બીજી જગામાં, કામે લગાડેલા કારીગરો અથવા શખસોને કામપર બોલાવવા અથવા યાંત્રિક સાધનથી વગાડવાનો કોઇપણ સીસોડો અથવા તુરાઇ વાપરવાં નહીં અથવા તેમનો ઉપયોગ કરવો નહીં

(૨) પોતાને યોગ્ય લાગે તેવી શરતોને પાત્ર એવું લાઇસન્સ આપવાનો, અને લાઇસન્સવાળાને એક મહિનાની નોટીસ આપીને ગમે તે વખતે એવું લાઇસન્સ રદ્દ કરવાનો મ્યુનિસિપાલિટીને અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે લાઇસન્સવાળાએ લાઇસન્સની શરતોમાંની કોઇપણ શરતનો ભંગ કર્યો હોય ત્યારે, તે લાઇસન્સ, એવી કોઇપણ નોટીસ આપ્યા વગર રદ કરવાનો અધિકાર છે.

(૩) જે કોઇ માણસ ઉપર કહ્યા પ્રમાણેનો કોઇ સીસોડો અથવા તુરાઇ એવા લાઇસન્સ વગર અથવા એવા લાઇસન્સની શરતોમાંની કોઇપણ શરતનો ભંગ કરીને અથવા એવું લાઇસન્સ રદ્દ થયા પછી, વાપરશે અથવા તેનો ઉપયોગ કરશે તેને વધારેમાં વધારે પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

પણ એવું ઠરાવ્યું છે કે જે માણસને અત્યાગ્રહ કરવામાં આવ્યો હોય તેની અથવા જીલ્લા મેજીસ્ટ્રેટે અથવા મ્યુનિસિપાલીટીએ આ બાબતમાં ખાસ અધિકાર આપ્યો હોય અને પોલીસ થાણું જેના હવાલામાં હોય એવા અમલદારથી ઉતરતા દરજ્જાનો ન હોય એવા પોલીસ અમલદારની ફરિયાદ શિવાય કોઇપણ કોર્ટે આ કલમ મુજબનો ગુન્હો સાંભળવો નહીં.

**૧૫૩.** કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ, (અ) જેનો કોઇપણ ભાગ કેન્ટોન્મેન્ટથી ત્રણ માઇલની અંદર હોય, અથવા (બ) જેને મ્યુનિસિપાલીટીની અરજી ઉપરથી ગવર્નર ઇન્ કૌંસિલે જાહેરનામાં ઉપરથી આ કલમ લાગુ પડે છે એમ ઠરાવ્યું હોય.

તેમાં, કોઇપણ પહેલા વર્ગના માજીસ્ટ્રેટને ખબર પડે કે એવા ડિસ્ટ્રિકટની હદમાંહેનું ઘર ખાંજરા તરીકે વપરાય છે, તો તેને ઘરના ધણી અથવા ભોગવટો કરનારને સમન કરવાનો અધિકાર છે, અને તેની ખાતરી થાય છે કે ઘર એ પ્રમાણે વપરાય છે, તો તેનો એ પ્રમાણે ઉપયોગ થતો અટકાવવાને તે ધણીને અથવા ભોગવટો કરનારને હુકમ કરવાનો અધિકાર છે, અને સદરહુ ધણી અથવા ભોગવટો કરનાર એવા હુકમનો અમલ પાંચ દિવસની અંદર કરશે નહિ તો તેને ત્યાર પછી તે ઘર એ પ્રમાણે વપરાય તેવા દરેક દીવસ બદલ વધારેમાં વધારે ૨૫ ) રૂપિઆ સુધીનો દંડ કરવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે ચલાવવાનું કામ માત્ર,

(અ) જીલ્લા માજીસ્ટ્રેટની મંજુરીથી અથવા તેના હુકમથી, અથવા (બ) જે ઘરની બાબતમાં ફરીયાદ હોય તેની નજદીક રહેતા તે મ્યુનીસીપલ ડિસ્ટ્રિકટના ત્રણ અથવા વધારે રેહેવાસીઓની ફરિયાદ ઉપરથી, ચલાવવું જોઇએ.

## (૧૦) નોટીસની બજાવણી તથા તે પ્રમાણે ન ચાલ્યા બદલ શિક્ષા.

**૧૫૪.** (૧) આ આકટની રૂએ, કોઇપણ માણસના નામની કાઢેલી દરેક નોટીસ તે માણસના ઉપર બજાવવાનું તથા તે પ્રમાણે તૈયાર કરેલું દરેક બિલ તેને દેખાડવાનું કામ, જે સઘળી બાબતો વિશે આ આકટમાં ખસુસ કરીને ઠરાવ્યું નહીં હોય તે બાબતોમાં, મ્યુનીસીપલ અમલદારે અથવા નોકરે અથવા આ અર્થે મ્યુનીસીપાલીટીએ અધિકાર આપ્યો હોય એવા બીજા કોઇ માણસે,

(અ) જે માણસના નામની તે નોટીસ અથવા બિલ કીધું હોય તે માણસને તે આપીને અથવા આપવા માંડીને; અથવા ( બ ) જો એવો માણસ મળે નહીં, તો તે છેલ્લો જે જગામાં રહ્યાનું માલુમ હોય તે જગા તે મ્યુનીસીપાલીટીની હદની અંદર હોય તો તે નોટીસ અથવા તે બિલ ત્યાં મુકી આવીને, અથવા તેના કુટુંબના કોઇપણ પુખ્ત ઉમ્મરના પુરૂષને અથવા નોકરને તે આપીને અથવા આપવા માંડીને; અથવા (ક) જો તે માણસ તે મ્યુનિસિપાલીટીની હદમાં રહેતો ન હોય તો અને તેનો બીજી જગાનો પત્તો પ્રેસિડંટને અથવા તે નોટીસ અથવા બીલ આપવા વિશે જેણે ફરમાવ્યું હોય તેને માલમ હોય તો,એક પાકીટ ઉપર તે પત્તો લખીને તેમાં તે નોટીસ અથવા આપવા બિલ ટપાલ મારફતે રજીસ્ટર કરાવીને મોકલીને; અથવા (ડ) જો ઉપર જણાવેલી કોઇપણ રીતે એ કામ થઇ શકે નહીં તો, તે બિલ અથવા નોટીસ જે ઇમારત અથવા જમીન સંબંધી હોય ( જો હોય તો ) તેના કોઇપણ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોહડાવીને; કરવું જોઇયે.

(૨) જ્યારે આ આકટ પ્રમાણેની કોઇપણ નોટીસ આ ઉપરથી અથવા તેની રૂએ કોઇપણ ઇમારત અથવા જમીનના ધણી ઉપર અથવા ભોગવટો કરનારા ઉપર બજાવવાની જરૂર હોય અથવા બજાવવાની રજા હોય, ત્યારે તેમાં તે ધણી અથવા ભોગવટો કરનારાનું નામ લખવાની જરૂર નથી, અને આ

આકટમાં ખસુસ કરીને ઠરાવ્યું નહીં હોય તે બાબતોમાં તેની બજાવણી.

(અ) તે નોટીસ, તે ધણીને અથવા ભોગવટો કરનારને, અથવા એક કરતાં વધારે ધણી અથવા ભોગવટો કરનારા હોય તો તેઓમાંના એકને આપીને અથવા આપવા માંડીને; અથવા (બ) જો એવો કોઇ પણ ધણી અથવા ભોગવટો કરનારો ન મળે, તો તે ધણી અથવા ભોગવટો કરનારના કુટુંબમાંના કોઇપણ પુખ્ત ઉમરના પુરૂષને અથવા નોકરને આ નોટીસ આપીને અથવા આપવા માંડીને,અથવા(ક)ઉપર જણાવેલી કોઇપણ રીતે એ કામ થઇ શકે નહીં, તો આ નોટીસ જે ઇમારત અથવા જમીન સંબંધી હોય તેના કોઇપણ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોહડાવીને; કરવી જોઇએ.

(૩) આ આકટ ઉપરથી જે નોટીસ, સાર્વજનિક નોટીસ તરીકે અથવા સામાન્યતઃ અથવા તેમાં જણાવેલા માણસોને નોટીસ આપવી જરૂર છે એમ જે ઠરાવોમાં ખુલ્લે ખુલ્લું જણાવ્યું નહીં હોય એવા ઠરાવોની રૂયે, આપવાનું અથવા બજાવવાનું મ્યુનિસિપાલીટીને ફરમાવ્યું હોય અથવા તેમ કરવાનો તેને અધિકાર આપ્યો હોય તે દરેક નોટીસની દરેક નકલ, તે મ્યુનિસિપાલીટી આ સંબંધમાં પેટા કાયદામાં ઠરાવે તેવી રીતે તે મ્યુનિસિપાલેટીની ઓફિસના પ્રસિદ્ધ ભાગમાં, તેટલી મુદત સુધી તથા તેવી બીજી ઇમારતો તથા જગામાં ચોહોડી મુકી હોય અથવા તેવા સ્થાનિક વર્તમાનપત્રોમાં અથવા તેવી બીજી રીતે પ્રસિદ્ધ કરી હોય, તો તે પૂર્ણ પણે આપી છે અથવા બજાવી છે એમ સમજવું.

(૪) કોઇ પણ નોટીસ અથવા બિલ નમુનાની ખામીને લીધે ગેરકાયદાસર થતાં નથી.

(૫) જયારે આ બાબની રૂયે આપેલી કોઇ પણ નોટીસ ઉપરથી કાંઇપણ કામ કરવાનું ફરમાવ્યું હોય અને તેવું કામ કરવા બદલ આ આકટમાં મુદત ઠરાવી નહીં હોય ત્યારે તે કામ કરવા બદલ તે નોટીસમાં વાજબી મુદત ઠરાવવી જોઇયે.

(૬) નોટીસમાં જણાવેલી શરતો પાળવામાં નહીં આવે, તો તે ઉપરથી કરવાનાં ફરમાવેલાં કામ પુરાં કરવા સારૂ જરૂર હોય તે કૃત્ય અથવા તજવીજ મ્યુનિસિપાલીટીએ કરવી એ કાયદેસર ગણાશે, અને તેમ કરવામાં તે મ્યુનિસિપાલીટીને થયલો સઘળો ખરચ જે માણસ અથવા માણસોના ઉપર તે નોટીસ બજાવી હોય તેણે અથવા તેઓએ આપવો જોઇયે, અને તે ખરચ ૧૬૦ મી કલમમાં ઠરાવેલી રીત પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે એમ સમજવું.

**૧૫૫.** જે કોઇ માણસ આ બાબની રૂયે આપેલા કોઇ પણ અધિકાર ઉપરથી મ્યુનિસિપાલીટીએ કાઢેલી કોઇ પણ લેખી નોટીસથી આપેલા કોઈ પણ કાયદાસર હુકમનું ઉલંઘન કરે અથવા તે પ્રમાણે ન ચાલે અથવા એ પ્રમાણે આપેલા કોઈપણ અધિકાર ઉપરથી મ્યુનિસિપાલીટીએ તેને જે શરતોને પાત્ર રાખીને કોઇ પણ રજા આપી હોય તે પ્રમાણે ન ચાલે, તેને, તે ઉલંઘન અથવા તે કસુર બીજી કોઈ પણ કલમની રૂયે શિક્ષા કરવા સરખો ગુન્હો ન હોય તો, ૫૦ રૂપિયા સુધીના, અને પહેલીવાર ગુન્હો સાબીત થયાની તારીખ પછી જે જે દિવસના સંબંધમાં સદરહુ ઉલંઘન અથવા તે કસુર ચાલુ રહે તે દરેક દિવસ બદલ બીજા પાંચ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, જયારે સદરહુ નોટીસમાં કોઇ પણ કૃત્ય કરવા બાબત મુદત ઠરાવી હોય અને આ આકટમાં તે બાબત મુદત ઠરાવી ન હોય, ત્યારે તે પ્રમાણે ઠરાવેલી મુદત આ આકટના અર્થ પ્રમાણે વાજબી છે કે કેમ તે ઠરાવવાનું માજીસ્ટ્રેટને હાથ રહેશે.

**૧૫૬.** (૧) જયારે જયારે આ આકટના ઠરાવ પ્રમાણે કાંઇ પણ બાંધકામ કોઇપણ ઇમારતના અથવા જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારાએ કરવાની જરૂર છતાં તે કામ કરવામાં નહીં આવે, ત્યારે ત્યારે તે ન કરવા બાબત કાંઇ પણ શિક્ષા ઠરાવેલી હોય અથવા નહીં હોય, તો કામ કરાવવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે; અને તે કામમાં થયલું ખર્ચ, આ આકટમાં બીજી રીતે ખાસ ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જે માણસે તે કામ કરવું જોઇતું હતું તેણે મ્યુનિસિપાલીટીને આપવો જોઇએ, અને તે ખર્ચ બાબ ૮ પ્રમાણે વસુલ કરવાના કોઇ પણ કર બદલ માગેલી રકમ જેવી રીતે વસુલ કરાય તેવી રીતે પોતાને યોગ્ય દેખાય તે મુજબ એક રકમે અથવા હફતે હફતે વસુલ કરવાનો તે મ્યુનિસિપાલીટીને અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે,

(અ) જ્યારે જ્યારે કોઇ પણ મ્યુનિસિપાલીટીએ કોઇ પણ પાણીનો નિકાલ કરવાની યોજના અથવા પાણીની યોજના શરૂ કીધી હોય, ત્યારે ત્યારે કોઇ પણ ઇમારતના અથવા જમીનના ધણીની સાથે તેમાં પાણીના નિકાલનાં અથવા પાણી લઇ જવાનાં સાધનો કરવાની રીત બાબત વિશેષ કબુલાયત પેટા કલમ (૧) અથવા કલમ ૧૦૧ લી અથવા આ આકટના બીજા કોઇ પણ ઠરાવો મુજબના તે મ્યુનિસિપાલીટીના અધિકારને બાધ ન આવે તેમ કરવાનું તેને કાયદેસર છે એમ સમજવું, અને તે મ્યુનિસિપાલીટીએ પૈસાની અથવા બીજી કાંઇ મદદ આપી હોય તો તે બદલની રકમ તથા તે ધણીએ કબુલ કરેલી કંઇ પણ રકમ તે કબુલતની શરત પ્રમાણે વસુલ કરવી જોઇયે, અથવા તેમ નહીં થઇ શકે તો પેટા કલમ (૨) તથા (૩) માં જણાવેલી રીતે વસુલ કરવી જોઇયે. તેમજ વળી એ પ્રમાણે ઠરાવ્યું છે કે,

(બ) જ્યારે ૯૦ મી કલમની પેટા કલમ (૩), ૯૧ મી કલમની પેટા કલમ (૨) અથવા (૬) ની રૂયે અથવા ૯૯ મી, ૧૦૧ લી, ૧૦૬ ઠી અથવા ૧૦૭ મી કલમની રૂયે હુકમ આપ્યો હોય અથવા જ્યારે ૧૦૨ જી કલમની રૂયે પરવાનગી આપી હોય, અથવા જ્યારે આ પેટા કલમના વીશેષ ઠરાવ (અ) ની રૂયે કબુલત કરી હોય, ત્યારે તે મ્યુનિસિપાલીટી, આ આકટની રૂયે પોતાને મળેલા બીજા કોઇ અધિકારને બાધ ન આવે તે રીતે પોતાને યોગ્ય લાગે તો, પોતે ઉપર જણાવ્યા પ્રમાણે કરેલો કોઇ પણ ખરચ, સુધારાના ખરચ તરીકે ઠરાવવાને મુખ્ત્યાર છે. સુધારાના ખરચનો બોજો તે જગા અથવા જમીનના ઉપર પડશે અને તે દર વર્ષે દર સેંકડે ૭ ટકાના વ્યાજ સુદ્ધાં મ્યુનિસિપાલીટી ઠરાવે તેટલા હપ્તાથી લેવો જોઇએ, અને તે પેટા કલમો (૨) તથા (૩) માં જણાવેલી રીત પ્રમાણે વસુલ કરી શકાશે.

(૨) એવી રીતે કસુર કરનાર સદરહુ ઇમારત અથવા જમીનનો ધણી હોય તો, તે મ્યુનિસિપાલીટીને તે વખતે અથવા ત્યાર પછી કોઇ પણ વખતે ધણી તરફથી જે માણસ તે ઇમારતનો અથવા જમીનનો ભોગવટો કરતો હોય તેની પાસેથી, તે ધણીએ તે તે વખતે આપવાનો સઘળો ખરચ અથવા તેનો કંઇ ભાગ, તે ધણીના ઉપર દાવો બાંધ્યો હોય અથવા ન બાંધ્યો હોય અથવા કામ ચલાવ્યું હોય અથવા ન હોય તો પણ, પેટા કલમ (૩) ના ઠરાવોને પાત્ર રહીને એક જાદા ઉપાય તરીકે, માંગવાનો અધિકાર છે; અને એવી રીતે માંગણી કર્યા પછી જો તે ભોગવટો કરનાર તે આપે નહીં, તો તેની પાસેથી તે લેવાનો અધિકાર છે, અને એ પ્રમાણે લેવાની દરેક રકમ, બાબ ૮ પ્રમાણે વસુલ કરવા જોગ કોઇ પણ કર બદલ માંગેલી રકમ જે રીતે વસુલ કરી શકાય તે રીતે વસુલ કરી શકાશે; અને એવા કોઇ પણ ખરચના સંબંધમાં તે ભોગવટો કરનારે એ પ્રમાણે આપેલી અથવા તેની પાસેથી વસુલ કરવામાં આવેલી રકમ તેણે જેની પાસે જગા ભાડે રાખી હોય તેને આપવાના ભાડામાંથી બાદ કરવાનો તેને અધિકાર છે.

(૩) કોઇપણ ઇમારતનો અથવા જમીનનો ભોગવટો કરનાર, એવી ઇમારત અથવા જમીનના ધણીના ઉપર આ આકટની રૂયે નાખેલા કોઇપણ ખરચના સંબંધમાં, જે ઇમારત અથવા જમીનના સંબંધમાં તે ખરચ આપવાના હોય તેનું એવા ભોગવટો કરનારની પાસે ખરચ માંગ્યો હોય તે વખતે જે ભાડું લેણું થયું હોય તેના કરતાં, અથવા એવું માગણું કર્યા પછી અને જેની પાસે પોતે જગા ભાડે રાખી હોય તેને ન આપવા બાબતની તેને નોટીસ આપ્યા પછી કોઇ પણ વખતે એકઠું થાય અને જે તે ભોગવટો કરનારે આપવાનું હોય તેના કરતા વધારે રકમ, તેના ભાડાની રકમ તથા ભાડું જેને આપવાનું હોય તેનું નામ તથા પત્તો ખરેખરી રીતે જણાવવા સારૂ મ્યુનિસિપાલીટીએ તેને લખ્યા પછી તે જણાવવાની કસુર ન કરે અથવા ના કહે તો, આપવાને તે પાત્ર થશે નહીં; પણ એવા કોઇ પણ ભોગવટો કરનારા પાસે માંગેલી રકમ તે માગતી વખતે તેની પાસે જે ભાડાની રકમ લેણી થઇ હોય અથવા ત્યાર પછી એકઠી થઇ હોય તેના કરતાં વધારે છે એ સાબિત કરવાનો બોજો તે ભોગવટો કરનારા ઉપર રહેશે.

પણ એવું ઠરાવ્યું છે કે આમાંના કોઇ પણ મજકુર ઉપરથી, ઉપર જણાવેલા કોઇ પણ સાધનો કરવાનો ખરચ આપવા બાબત એવા કોઇ પણ ભોગવટો કરનાર તથા ઘરધણી વચ્ચે થયેલા ખાસ કરા-

રને બાધ આવે છે એવું સમજવું નહીં.

૧૫૭. જ્યારે જ્યારે જે કાંઇ પણ સાધન કોઇ પણ ઇમારતના અથવા જમીનના ધણીએ કરવું જોઇયે તે તે કરે નહીં, ત્યારે ત્યારે તે ઇમારત અથવા જમીનનો ભોગવટો કરનારને તે મ્યુનિસિપાલીટીની પસંદગીથી તે કરાવી લેવાને અધિકાર છે, અને તેનો ખરચ તે ધણીએ તેને આપવો જોઇયે, અથવા તે ધણીનું પોતાના ઉપર વખતો વખત જે ભાડું ચહડે તેમાંથી તે ખરચની રકમ બાદ કરવાનો તે ભોગવટો કરનારને અધિકાર છે.

૧૫૮. કોઇ પણ ઇમારત બાબત અથવા જમીન બાબત આ આકટના કોઇપણ ઠરાવ અમલમાં લાવવાનો પોતાનો ઇરાદો છે એવી નોટીસ તે ઇમારતના અથવા જમીનના ધણીએ તે ઇમારતનો અથવા જમીનનો ભોગવટો કરનારને આપ્યા પછી તે ભોગવટો કરનાર તે ધણીને તેમ કરવા નહીં દેશે તો, તે વાત સાબિત થયા પછી અને ધણીએ અરજી કર્યા ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર કોઇપણ માજીસ્ટ્રેટને છે, એટલે, આ આકટના ઠરાવ અમલમાં લાવવા સારૂ સદરહુ ઇમારતના અથવા જમીનના સંબંધમાં જે જે કામ કરવાની જરૂર હોય તે સર્વ કામ ધણીને કરવા દેવા બાબત સદરહુ ભોગવટો કરનારને લેખી હુકમ કરવાનો અધિકાર છે, અને પોતાને યોગ્ય દેખાય તો સદરહુ અરજી અથવા હુકમનો ખરચ ધણીને આપવા બાબત તે ભોગવટો કરનારને હુકમ કરવાનો પણ અધિકાર માજીસ્ટ્રેટને છે; અને એવા હુકમની તારીખથી ૮ દિવસ પછી સદરહુ ભોગવટો કરનાર સદરહુ ધણીને સદરહુ પ્રકારનું કામ કરવા દેવાની ના કહ્યા કરશે, તો ભોગવટો કરનાર જેટલા દિવસ ના કહ્યા કરશે તેટલા દિવસ બદલ તેને દર દિવસના પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે; અને એવી રીતે ના કહ્યાની મુદ્દતમાં એવો દરેક ધણી એવું કામ ન કર્યાને લીધે જે કાંઇ પણ શિક્ષાને બીજી રીતે પાત્ર થયો હોય તેમાંથી તે મુક્ત થશે.

૧૫૯. પ્રેસિડન્ટને અથવા વાઇસ પ્રેસિડન્ટને, અથવા એવા કામ સારૂ મ્યુનિસિપાલીટીએ જે કોંસિલરને અથવા અમલદારને અધિકાર આપ્યો હોય તે કોંસિલરને અથવા તે અમલદારને આ આકટનાં કારણ સારૂ સૂરજ ઉગે ત્યારથી તે સુરજ આથમે ત્યાંહાં સુધીમાં હરકોઇ ઇમારતમાં અથવા જમીનમાં અથવા તે ઉપર હેઠળ લખેલાં કામસારૂ જવાનો અધિકાર છે, એટલે જે સર્વે અથવા તપાસ કરવાનો તે મ્યુનિસિપાલીટીને અધિકાર હોય તે સર્વે અથવા તપાસ કરવા સારૂ તેમજ જે કામ કરવાની આ આકટ પ્રમાણે તેને મુખત્યારી હોય તે કામ કરવા સારૂ જવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ આકટમાં બીજી રીતનો ઠરાવ કર્યો હોય તે શિવાય, હરકોઇ ઇમારત અથવા જમીન કોઇ માણસના ભોગવટામાં હોય તે વખતે ત્યાંહાં જવા બાબતની લેખી નોટીસ તે ભોગવટો કરનારને ૨૪ કલાક આગળ આપ્યા વગર તે ઇમારતમાં અથવા જમીનમાં જવું નહીં. પણ ભોગવટો કરનારો રાજી હશે અને તે નોટીસ આપવામાં નહીં આવશે તો ચાલશે.

વળી એવું પણ ઠરાવ્યું છે કે, જે ઇમારતો માણસોને રેહેવા સારૂ વપરાતી હોય તે ઇમારતોના સંબંધમાં તેમના ભોગવટો કરનારાઓના સંસારી તથા ધર્મ સંબંધી રિવાજ તરફ યોગ્ય લક્ષ આપવું જોઇએ.

૧૬૦. (૧) આ આકટમાં જે કંઇ નુકસાનનો બદલો અથવા નુકસાની આપવાનું ફરમાવ્યું હોય તે બાબત વાંધો પડે, તો તેની રકમ અને તેનો ફાળો પાડવાની જરૂર હોય તો તે ફાળો પાંચ માણસોની પંચાતે ચોકશી કરીને ઠરાવવો જોઇયે; સદરહુ પાંચ માણસોમાંના બે માણસો મ્યુનિસિપાલીટીએ નીમવા અને બે એવા નુકસાનનો બદલો અથવા નુકશાની જેને આપવાની હોય અથવા જેની પાસેથી વસુલ કરવાનો હોય તે પક્ષે નીમવા, અને એક સદરહુ પ્રમાણે જે પંચ નીમાયા હોય તેમણે પસંદ કરીને નીમવો; તે પાંચમો માણસ સરપંચ કહેવાશે.

(૨) એક પક્ષકાર તરફથી બીજા પક્ષકારને સદરહુ નુકસાનના બદલાના અથવા નુકસાનીના દાવા બાબત લેખી નોટીસ પહોંચ્યાની તારીખથી એક મહિનામાં બેઉ પક્ષકારોમાંથી કોઇપણ એક પક્ષકાર અથવા બેઉ પક્ષકાર પોત પોતાના પંચ નીમવાને ચુકશે, અથવા નીમાયલા પંચ સરપંચ કરવાને ચુકશે

તો બેઉ પક્ષકારોમાંથી એક પક્ષકાર અરજી કરે એટલે પંચાયત કરવાને જેટલા પંચની જરૂર હોય તેટલા પંચ ડિસ્ટ્રિકટ જડજે નિમવા જોઇયે.

(૩) સરપંચ પસંદ થયાની અથવા પંચાયતને જરૂર જણાય તેટલા પંચો ડિસ્ટ્રિકટ કોર્ટે નિમ્યાની તારીખથી એક મહિનામાં સદરહુ પંચ ઠરાવ નહીં કરે, તો તે કામનો નિકાલ બેઉ પક્ષકારોમાંથી એક પક્ષકાર અરજી કરે એટલે ડિસ્ટ્રિકટ કોર્ટે કરવો, અને તે કોર્ટે, તે નુકસાનનો બદલો જમીનના સંબંધમાં માંગેલો હોય તે બાબતમાં, બની શકે તેટલે સુધી, કોર્ટ તરફથી નિકાલ થવા સારૂ લખી મોકલેલી બાબતોમાં કામ ચલાવવા સારૂ સન ૧૮૯૪ ના જમીન લેવા બાબતના આકટમાં જે રીત ઠરાવેલી છે તેને અનુસરીને કામ ચલાવવું જોઇએ. પણ એવું ઠરાવ્યું છે કે,

(અ) બાબતો લખી મોકલવા સારૂ કલેકટરને અરજી કરવાની જરૂર નથી, તથા ( બ ) ચલાવેલા સઘળા કામનો ખરચ તે કોર્ટને, વાજબી જણાય તેવી ગમે તે રીતે આપવાનો તથા વેહેચી આપવાનો તેને પુર્ણ અધિકાર છે.

**૧૬૦ અ.** આ આકટ ઉપરથી આપવાનો હુકમ કર્યો હોય એવા કોઇપણ ખરચના સંબંધમાં કાંઇ તકરાર ઉભી થાય તો, તે રકમ, તથા તેનો ફાળો પાડવાની જરૂર હોય તો તે ફાળો, આ આકટમાં બીજી રીતે સ્પષ્ટ ઠરાવ્યું હોય તે શિવાય, મ્યુનિસિપાલીટીએ ચોકસી કરીને ઠરાવવો તથા તે ૮ મા બાબની રૂયે વસુલ કરવાના કોઇપણ કર માટે માંગેલી રકમ વસુલ કરવામાં આવે તેજ રીતે વસુલ કરી શકાશે. ”

## બાબ ૧૦ ફરીયાદો, દાવા તથા પોલીસના અધિકાર.

**૧૬૧.** (૧) મ્યુનિસિપાલીટીને “ તથા કલમ ૧૮૩ (ડ) માં લખેલા આ એકટના ઠરાવોમાંના કોઇપણ ઠરાવ વિરૂદ્ધના ગુન્હાઓની બાબતમાં ચીફ ઓફીસરને ” કોઇપણ પ્રકારના લોકઅપકારક કૃત્ય બાબત ફરિયાદ કરવાનું ફરમાવવાનો, તથા કોઇ પણ દંડ વસુલ કરવા બાબત અને આ આકટના અ-થવા તે મુજબના કોઇપણ પેટા કાયદાના ઠરાવ વિરૂદ્ધ ગુન્હો કરનારા માણુસોને શિક્ષા કરવા બાબત કામ ચલાવવાનું ફરમાવવાનો, તથા સદરહુ ફરિયાદનો અથવા બીજું કામ ચલાવ્યું હોય તેનો ખરચ મ્યુનિસિપલ ફંડમાંથી આપવાનો હુકમ કરવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ ગુન્હા બાબત આ આકટ પ્રમાણે ફરિયાદ કરવી હોય તે એવો ગુન્હો થયા પછી છ મહિનાની અંદર કરવી, પછી કરાશે નહી;

(૨) આ આકટની રૂયે અથવા તે મુજબ કરેલા કોઇપણ પેટા કાયદાની રૂયે, કોઇપણ ફરિયાદ કરવી હોય તે આ આકટમાં અથવા પેટા કાયદામાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, હર-કોઇ માજીસ્ટ્રેટની આગળ કરવાનો અધિકાર છે, અને આ આકટ ઉપરથી અથવા તે મુજબ અથવા આ આકટની રૂયે કરેલા કોઇ પણ પેટા કાયદા ઉપરથી અથવા તે મુજબ ઠરાવેલો દરેક દંડ અથવા ગુન્હેગારી, તેમજ નુકસાનીનો જે મોબદલો અથવા બીજો જે ખર્ચ વસુલ કરવાસારૂ આ આકટમાં બીજી રીતે ખાસ ઠરાવ કર્યો ન હોય તેવા સઘળા નુકસાનીના મોબદલા અથવા ખરચ, તે માજીસ્ટ્રેટને અરજી કરીને તથા તે પૈસા જેની પાસે લેવાના હોય તે માણુસની તે માજીસ્ટ્રેટની હકુમતની અંદર હોય એવી કોઇપણ જંગમ મિલકત જપ્ત કરીને તથા વેચીને વસુલ કરવાનો અધિકાર છે.

**૧૬૨.** કોઇપણ સમનમાં અથવા ગુન્હાની સાબીતીના ઠરાવમાં અથવા જપ્તીના વારંટમાં, અથવા તેને લગતાં બીજાં કામમાં કંઇ ખામી હોય અથવા તે પદ્ધતિ મુજબ ન હોય તેને લીધે, આ આકટ પ્રમાણે કંઇ જપ્તી કરી હોય તે કાયદા વિરૂદ્ધ છે એમ, અને તે જપ્તી કરનારો અતિક્રમણ કરનારો થાય છે એમ, સમજવું નહીં તેમજ તે માણુસે આગળ જતાં કાંઇ કામ ગેરશિરસ્તપણે ચલાવ્યું હોય, માટે તે આરંભથીજ અતિક્રમણ કરનારો છે એમ સમજવું નહીં; પણ ઉપર કહ્યા પ્રમાણે ગેરશિરસ્ત પણે કામ ચલાવ્યાના સબબથી જે માણુસોનું નુકસાન થયું હોય તે સઘળા માણુસોને યોગ્ય હકુમતવાળી હરકોઇ કોરટમાં તે વિશેષ નુકસાનીનો પુરેપુરો બદલો વસુલ કરવાનો અધિકાર છે.

**૧૬૩.** જે કામ બાબત અથવા ગફલત બાબત અથવા કસુર બાબત કોઇ માણુસ આ આકટમાં અથવા આ આકટ ઉપરથી ઠરાવેલી કાંઇપણ શિક્ષાને પાત્ર થયો હોય તે કામ વગેરેથી તે માણુસે

મ્યુનિસિપાલીટીની મિલકતને કાંઇ નુકસાન કર્યું હોય, તો તે સદરહુ નુકસાન ભરી આપવાને પાત્ર થશે, તેમજ તે શિક્ષાને પાત્ર થશે અને વાંધો પડે તે પ્રસંગે તે નુકસાનની રકમ, તે માણસના ઉપર જે માજીસ્ટ્રેટે ગુન્હાની સાબીતીનો ઠરાવ કર્યો હોય તે માજીસ્ટ્રેટે ઠરાવવી, અને તે નુકસાનની રકમ માંગે એટલે નહીં આપવામાં આવે તો જપ્તી કરીને વસુલ કરવી જોઇયે, અને તે પ્રમાણે કરવાસારૂ તે માજીસ્ટ્રેટે પોતાનું વારંટ કાઢવું જોઇએ.

૧૬૪. જપ્તી કરીને વેચાણ કરવાને બદલે, અથવા ૮ મા બાબના ઠરાવની રૂયે વસુલ કરાય એવી કોઇપણ રકમ અથવા આ આક્ટ પ્રમાણે અપાવેલો નુકસાનનો મોબદલો ખરચ અથવા નુકસાની, સદરહુ પ્રમાણે કામ ચલાવીને સર્વાંશે અથવા થોડે અંશે વસુલ નહીં થાય તે પ્રસંગે તે મ્યુનિસિપાલીટીને, તે આપવાને જે માણુસ પાત્ર હોય તેની ઉપર, તેમજ મ્યુનિસિપાલીટીની હરકોઇ મિલકતને અથવા હકને અથવા અધિકારને બીજી કોઇ રીતે જે માણુસે નુકસાન પહોંચાડયું હોય અથવા જેની તરફથી એવું નુકસાન પહોંચવાનો સંભવ જણાતો હોય તે માણુસની ઉપર પણ યોગ્ય હકુમતવાળી હરકોઇ કોરટમાં દાવો માંડવાનો અધિકાર છે.

૧૬૫. (૧) મ્યુનિસિપાલીટીએ અથવા મ્યુનિસિપાલીટી ઉપર માંડેલા કોઇ પણ દાવાના સંબંધમાં અથવા આ આક્ટની રૂયે મ્યુનિસિપાલીટીએ કરેલા કોઇપણ કરાર ઉપરથી ઉત્પન્ન થતા કોઇપણ હક અથવા માંગણીના સંબંધમાં તેને પુરતી જણાય એટલી પૈસાની રકમ સારૂ અથવા બીજા મોબદલા સારૂ તોડજોડ કરવાનો તેને અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે જે કોઇ પણ કરાર કરવા સારૂ આ આક્ટ પ્રમાણે કાંઇપણ મંજુરી જોઇતી હોય તો એવા કરારથી ઉત્પન્ન થતા કોઇપણ હકની અથવા માંગણીની તોડજોડ કરવાસારૂ એવીજ મંજુરી અગાઉથી લેવી જોઇએ.

(૨) આ આક્ટ પ્રમાણે મ્યુનિસિપાલીટીને, તેના અમલદારોને તથા નોકરોને સોંપેલા અધિકાર પૈકી કાંઇ પણ અધિકાર ચલાવ્યાથી જે કોઇ માણુસને નુકસાન થયું હોય તેને મ્યુનિસિપલ ફંડમાંથી બદલો આપવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર છે.

૧૬૬. (૧) કોઇપણ મ્યુનિસિપાલીટીને મળેલી અથવા તેણે બીજી ધારણ કરેલી કોઇપણ જમીનના ભાડાની રકમ કોઇ પણ માણુસ પાસેથી મ્યુનિસિપાલેટીની લેણી થઇ હોય તે રકમ વસુલ કરવા સારૂ તે મ્યુનિસિપાલીટી સન ૧૮૭૯ ના મુંબઇના **જમીન મહેસુલના કાયદાની** ૮૬ મી તથા ૮૭ મી કલમોના અર્થ પ્રમાણે તે જમીનનો વરીષ્ટ ધારણ કરનાર છે તથા સદરહુ દરેક માણુસ તે જમીનનો કનિષ્ઠ ધારણ કરનાર છે એમ સમજવું જોઇયે, અને તે મ્યુનિસિપાલીટી વરિષ્ઠ ધારણ કરનાર હોવાના કારણુને લીધે તેને એવી દરેક રકમ વસુલ કરવા સારૂ, વરિષ્ઠ ધારણ કરનારાઓને કનિષ્ઠ ધારણ કરનારાઓએ આપવાના ભાડા અથવા જમીનનું મેહેસુલ વસુલ કરવા સારૂ તે કલમોની રૂયે જે મદદ મળવાનો હક છે તે સઘળી મદદ મળવાનો હક છે.

૧૬૭. કોઇપણ મ્યુનિસિપાલીટી ઉપર, અથવા મ્યુનિસિપાલીટીના કોઇ અમલદાર અથવા નોકર ઉપર, અથવા મ્યુનિસિપાલિટીના હુકમ મુજબ કામ કરનારા કોઇ શખસ ઉપર, આ આક્ટ મુજબ કાંઇ કામ કરવા બાબત અથવા તે આ આક્ટ પ્રમાણે કર્યું છે એમ કહેવામાં આવતું હોય તે કામ બાબત, યોજેલા દાવાની તથા તેનાં કારણુની લેખી નોટીસ એક મહિના અગાઉ સદરહુ મ્યુનિસિપાલીટીને, અથવા અમલદારને અથવા નોકરને અથવા શખસને આપ્યા વગર, તેમજ જે કામ બાબત ફરિયાદ કરી હશે તે કામની તારીખથી ૬ મહિના થઇ ગયા પછી, કોઇ પણ દાવો મંડાશે નહીં;

અને સદરહુ પ્રકારનો કોઇપણ દાવો નુકસાનની બાબત હોય તે પ્રસંગે તે દાવો માંડવાની અગાઉ પુરતો બદલો આપવા માંડયો હોય, તો તે આપવા માંડેલી રકમ કરતાં વધારે અવેજ વાદીને મળશે નહીં, અને એવો અવેજ આપવા માંડયા પછી પ્રતિવાદીને થયેલો સઘળો ખરચ વાદીએ આપવો પડશે.

૧૬૮. (૧) જે કોઇ પણ માણુસ આ આક્ટના અથવા તે મુજબના કોઇપણ પેટા કાયદાના હરકોઇ ઠરાવ વિરૂદ્ધ પોલીસના કોઇ અમલદારના દેખતાં કાંઇપણ ગુન્હા કરે તેનું નામ તથા પત્તો તે અમલદારને

માલમ નહિં હોય અને તે પોતાનું નામ તથા પત્તો આપવાની ના કહે અથવા નામ તથા પત્તો આપ્યા છતાં તેનાં ખરાપણાં બાબત તે પોલીસ અમલદારને શક આવવાનું કારણ હોય, તો તે માણસને પકડવાનો અખત્યાર સદરહુ પોલીસ અમલદારને છે; અને તે માણસનું નામ તથા પત્તો ખરેખરો માલમ પડે ત્યાં સુધી તેને થાણામાં અટકાવી રાખવાનો અખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે પકડેલા હરકોઇ માણસને માજીસ્ટ્રેટની આગળ લાવતાં જેટલો વાર લાગે તે કરતાં વતી મુદત સુધી અથવા ઘણામાં ઘણા ચોવીસ કલાક કર્તા વત્તી મુદત સુધી માજીસ્ટ્રેટના હુકમ વગર કોઇ પણ રીતે અટકાવી રાખવો નહીં.

(૨) તેમજ આ આકટના અથવા તે મુજબના કોઇપણ પેટા કાયદાના ઠરાવ વિરૂદ્ધ કાંઇ ગુન્હો થયો હોય તે બાબત મ્યુનિસિપાલીટીને તાબડતોબ ખબર આપવી અને મ્યુનિસિપાલીટીના સઘળા અમલદારો અને નોકરો પોતાનો કાયદેસર અખત્યાર ચલાવતા હોય ત્યારે તે સઘળા જણાને મદદ કરવી એ સઘળા પોલીસ અમલદારોનું કામ છે.

---

## બાબ ૧૧.—મ્યુનિસિપાલીટીના હિસાબ.

૧૬૯. (૧) દરેક મ્યુનિસિપાલીટીએ, પોતાની મુદત મુદતની સાધારણ મિટિંગ ભરાય તેમાં તેની તરત અગાઉના એપ્રિલ મહિનાની ૧ લી તારીખથી મ્યુનિસિપાલીટીના જમા ખરચનો પૂરેપૂરો હિસાબ, મુકવો જોઇયે અને સાધારણ મીટીંગ, જો બની શકે તો મ્યુનિસિપાલીટીની કાનુનો મુજબ આ અર્થે ૧૦ મી જાનેવારી અને ૧ લી માર્ચની વચ્ચેનો જે દિવસ ઠરાવવામાં આવે તે દિવસે ભરવી જોઇએ તેમાં ત્યારપછીના માર્ચ મહિનાની ૩૧ મી તારીખને રોજ પુરા થનારા હિસાબી વર્ષનો ખરેખરી અને થનારી આવક તથા ખર્ચનો પુરે પુરો હિસાબ, તથા ત્યારપછી તરત આવનાર એપ્રિલ મહિનાની ૧ લી તારીખથી શરૂ થનારા હિસાબી વર્ષ માટેનું મ્યુનિસિપાલીટીથી આવક અને ખરચનું બજેટ એસ્ટિમેન્ટ તૈયાર કરાવીને મુકવું જોઇયે.

(૨) પછી તે મ્યુનિસિપાલીટીની આવક અને ખરચનું બજેટ એસ્ટિમેંટ તૈયાર કરાવીને મુકવું જોઇયે.

(૨) પછી તે મ્યુનિસિપાલીટીએ, ત્યારપછી તરત આવનારા એપ્રિલ મહિનાની ૧ લી તારીખે શરૂ થનારા વર્ષના બજેટમાં પૈસા જે રીતે વાપરવાનું અને જે રીતે ઉત્પન્ન કરવાનું લખ્યું હોય તે બાબત નિકાલ કરવો જોઇએ. આ પ્રમાણે મંજુર કરેલું બજેટ પ્રસંગ પ્રમાણે ફેરવવાનું ઇષ્ટ દેખાય, તો તે કારણ સારૂ એક વિશેષ સાધારણ મીટિંગ બોલાવીને તેમાં તે ફેરવવાનો અધિકાર છે.

(૩) તે મ્યુનિસિપાલીટીએ, એપ્રિલ મહિનાની સાધારણ મીટિંગમાં, અથવા ગયા વર્ષના હિસાબની તપાસ તે સાધારણ મિટિંગની આગળ થઇ નહીં હોય તો તે થયા પછી, ગયા વર્ષનો હિસાબ મંજુર થવો જોઇયે.

૧૭૦ (૧) મ્યુનિસિપાલીટીના હિસાબની તપાસ, વખતે, અને વર્ષમાં નિદાન એકવાર મ્યુનિસિપાલીટીની કાનુનોમાં જે માણસો ઠરાવવામાં આવે તે માણસોને હાથે, અથવા ગવર્નર ઇન કૌંસિલ તેમ ફરમાવે તો, કોઇ સરકારી ઓડિટરને હાથે, થવી જોઇયે.

(૨) સદરહુ આડિટરને અથવા આડિટરોને પોતાના હુદ્દાના કારણ સારૂ મ્યુનિસિપાલીટીના સઘળા હિસાબ તથા બીજાં દફતરો જોવાનો અધિકાર છે.

(૩) મ્યુનિસિપાલીટીએ, તપાસવા સારૂ જે ખરચ કબુલ કરવામાં આવ્યો હોય તે ખરચ અથવા આડિટર સરકારી આડિટર હોય તો ગવર્નર ઇન કૌંસિલ ઠરાવે તે ખરચ મ્યુનિસિપલ ફંડમાંથી આપવો જોઇએ,

૧૭૧ મ્યુનિસિપાલીટીએ પોતે વાર્ષિક હિસાબ આખરનો મંજુર કરે કે તેની એક નકલ અથવા ગવર્નર ઇન કૌંસિલ ફરમાવે તે નમુના પ્રમાણેનો હિસાબ તાબડતોબ ગવર્નર ઇન કૌંસિલની ઉપર અથવા તે યોગ્ય રીતે જે અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારની ઉપર મોકલવો જોઇયે, અને ગવર્નર

ઇન કૌંસિલ અથવા એવો અમલદાર વખતે ફરમાવે તેવી તે હિસાબ બાબતની વિગત તથા વાઉચરો પણ મોકલવાં જોઇએ.

૧૭૨. આવક તથા ખર્ચના ત્રિમાહી અને વાર્ષિક હિસાબ, અને મંજુર થયેલું બજેટ સઘળા લોકોને જોવાની છુટ હોવી જોઇયે અને તે હિસાબ તથા બજેટ તે જિલ્લાની ભાષામાં મ્યુનિસિપાલીટી આ બાબતમાં ઠરાવે તેવી રીતે છપાવીને પ્રસિદ્ધ કરવાં જોઇયે.

## બાબ ૧૨ મો.—નિર્બંધ.

૧૭૩. (૧) કલેક્ટરને—(અ) કોઇપણ મ્યુંનિસિપાલીટીના ભોગવટા માંહેની કોઇપણ સ્થાવર મિલકતમાં અથવા તેના તાબામાં અથવા તેના હુકમ હેઠળ કાંઇ પણ કામ ચાલતું હોય તે કામમાં પેસવાનો તથા તે જોવાનો, અથવા તેમાં બીજાને પેસાડવાનો તથા તે જોવડાવવાનો;

(બ) કોઇપણ મ્યુનિસિપાલીટીએ અથવા કોઇપણ કમિટીએ ચલાવેલા કોઇપણ કામના કાગળોમાંનો કોઇપણ ઉતારો અથવા તાબામાં હોય તે; અને જે કોઇ પણ પત્રક, તપસીલ, હિસાબ અથવા રિપોર્ટ સાદર કરવાનું મ્યુનિસિપાલીટીને કેહેવાનું પોતાને યોગ્ય લાગે તે માંગવાનો.

(ન) મ્યુનિસિપાલીટી તરફથી થવાની તૈયારીમાં હોય અથવા થતી હોય એવી કોઇ પણ બાબત કરવામાં જે કંઇ પણ હરકત હોવાનું પોતાને દખાય તેનો, અથવા જે કંઇ માહિતી પોતે આપી શકે અને જે ઉપરથી મ્યુનિસિપાલીટીને ફલાણી એક વાત કરવાનું બધ ન કરવાનાં અથવા એવી વાત ન કરવાનાં જે કારણો હોય તે સુદ્ધાં વાજબી વખતમાં પોતાને લેખી ઉત્તર મોકલવાનુ ફરમાવવાનો અધિકાર છે.

(થ) આ કલમમાં કલેક્ટરને આપેલા સઘળા અથવા કોઇ પણ અધિકાર, તાલુકાના આસિસ્ટન્ટ અથવા ડેપ્યુટી કલેક્ટરને, તે તાલુકામાંની શેહેરના મ્યુનિસિપાલીટી શિવાય બીજી કોઇપણ મ્યુનિસિપાલીટીના સંબંધમાં હોય તેટલે સુધી સોંપવાનો કલેક્ટરને અધિકાર છે.

૧૭૪. (૧), જો કલેક્ટરને એમ લાગે કે મ્યુનિસિપાલીટીનો કોઇ હુકમ અથવા ઠરાવ બજાવ્યાથી અથવા મ્યુનિસિપાલીટીએ અથવા મ્યુનિસિપાલીટીની તરફથી જે કાંઇ વાત કરવાની તૈયારીમાં હોય અથવા કરવામાં આવતી હોય તે કર્યાથી, લોકોની ઇજા અથવા ત્રાસ થાય છે અથવા થવાનો સંભવ છે, અથવા સુલેહનો ભંગ થવાનો સંભવ છે, અથવા તે બજાવણી અથવા વાત ગેરકાયદેસર છે, તો તે પોતાની સહીના લેખી હુકમથી તે બજાવણી મોકુફ કરવાને અથવા તે વાત કરવાની મના કરવાને મુખત્યાર છે.

(૨) જ્યારે કલેકટર આ કલમ પ્રમાણે કાંઇ હુકમ કરે ત્યારે તેણે તે હુકમની નકલ તે કરવાના લેખી કારણો સહીત, કમિશનર ઉપર તથા જે મ્યુનિસિપાલીટીનો સંબંધ હોય તેની ઉપર તાબડતોબ મોકલવી જોઇએ; અને તે હુકમ રદ કરવાનું, અથવા તે ફેરફાર સહિત અથવા ફેરફાર વગર હંમેશ અથવા કમિશનરને યોગ્ય લાગે તે મુદત સુધી ચાલુ રહે એવું ફરમાવવાનું, કમિશનરની મુખ્ત્યારી ઉપર રહેશે.

(૩) કમિશનરે આ કલમ પ્રમાણે થનારા દરેક પ્રકરણનો રિપોર્ટ તાબડતોબ ગવર્નર ઇન કૌંસિલને કરવો જોઇયે, અને તેમાં કરેલો કંઇપણ હુકમ તપાસવાને અથવા તેમાં ફેરફાર કરવાને, અને તે બાબત જે બીજો કઇ હુકમ તે કમિશનર કરી શકત તેવો કંઇ હુકમ કરવાને ગવર્નર ઇન કૌંસિલ મુખ્ત્યાર છે.

૧૭૫. (૧) જે કાંઇ કામ કરવાનો અથવા જે કાંઇ કૃત્ય કરવાનો મ્યુનિસિપાલીટીને અધિકાર આપેલો હોય તથા જે લોકોના આરોગ્યસારૂ અથવા સલામતિસારૂ એકદમ કરવું તેના મત પ્રમાણે અવશ્ય હોય તે કામ અથવા તે કૃત્ય કરવાની જરૂરની બાબતમાં તજવીજ કરવાનો, અને તે કામ અથવા તે કૃત્ય કરવાનો ખરચ, તે કરવાસારૂ નિમેલા માણસોના વાજબી મહેતાણાં સુધાં, મ્યુનિસિપાલીટીએ તાબડતોબ આપવો જોઇયે એવું ફરમાવવાનો કલેક્ટરને અધિકાર છે.

(૨) જો તે ખરચ તથા મેહેનતાણું સદરહુ પ્રમાણે આપવામાં ન આવે તો, તે ખરચ તથા મહેનતાણું મ્યુનિસિપાલીટી તરફના કાંઇપણ પૈસા તે વખતે જે માણસના તાબામાં હોય તે માણસને તેના હાથમાં જે પૈસા હોય અથવા તેને વખતે.વખત મળે તેમાંથી અદા કરવાનું ફરમાવવાનો કલેકટરને અધિકાર છે, અને સદરહુ માણસે તે હુકમ પાળવો જોઇયે.

(૩) કલમ ૧૭૪ ની પેટા કલમો (૨) અને (૩) ના ઠરાવ, બને તેટલે સુધી, આ કલમ મુજબના કોઇપણ હુકમને લાગુ પડશે.

૧૯૬. મ્યુનિસિપાલીટીએ પોતાના અમલદારો અથવા નોકરો તરીકે જે માણસોને નીમ્યા હોય તે માણસોની સંખ્યા અથવા તે માણસોને અથવા કોઇપણ અમુક માણસને મ્યુનિસિપાલીટીએ આપેલું મેહેનતાણું, વધારે છે એમ કમિશ્નરને લાગે તો તે મ્યુનિસિપાલીટીએ કમિશનર ફરમાવે એટલે સદરહુ માણસોની સંખ્યા અથવા તેમનું અથવા તેનું મેહેનતાણું ઓછું કરવું જોઇયે.

પણ એવું ઠરાવ્યું છે કે એવા હુકમની સામે તે મ્યુનિસિપાલીટી ગવર્નર ઇન કૌંસિલને અપીલ કરવાને મુખત્યાર છે, અને ગવર્નર ઇન કૌંસિલનો ઠરાવ નિરૂત્તર થશે.

૧૯૭. (૧) ગવર્નર ઇન કૌંસિલે નિચે લખ્યા પ્રમાણે કરવું કાયદેસર થશે, એટલે—

(૧) ચીફ ઓફિસર, હેલ્થ ઓફિસર અથવા એન્જિનિયરની નીમણુંક કરવાનું તેના મત પ્રમાણે કોઇ વખતે જરૂરનું જણાય, તો એ અમલદારોની નિણુંક કરવાનું શેહેરની મ્યુનિસિપાલીટીને ફરમાવવું.

(૨) એવી કોઇપણ મ્યુનિસિપાલીટીએ એવા કોઇપણ હુદ્દાપર નિમવાને વાસ્તે પસંદ કરેલા અથવા નિમેલા કોઇપણ માણસની એવી નિમણુંક રદ કરવા બદલ અથવા એવા માણસે તે હુદ્દો આગળ ધારણ ન કરવા બદલ પોતાની નજરમાં આવે તો, હુકમ કરવાનું અને એવા કોઇપણ માણસના એવા હુદ્દાની મુદત, એવો હુકમ મ્યુનિસિપાલીટીને જણાવવામાં આવે તે દીવસે અને તે દીવસથી બંધ થઇને પુરી થશે.

(૩) ચીફ ઓફીસર તરીકે નિમાયલા કોઇપણ માણસને "અથવા મ્યુનિસિપલ કમીશનરને" પ્રસંગ પ્રમાણે કલમ ૧૮૩ અથવા બાબ ૧૩ અ. મુજબ તેને મળેલા અધિકાર ઉપરાંત આ આકટની રૂએ અથવા તે વખતે અમલમાં હોય એવી કોઇપણ કાનુનોની રૂએ કાયદાસર રીતે તેને સોંપાય તેવા સઘળા અથવા કોઇપણ અધિકાર એવી કોઇપણ મ્યુનિસિપાલીટીએ આપવા જોઇએ એવું ફરમાવવાનું.

(૪) કલમ ૧૪૪ અથવા ૧૪૫ માં (આ કલમો જે પ્રસંગે અમલમાં આવે છે એવા પ્રસંગો હોય તો) કહેલા સર્વ અથવા કોઇપણ અધિકાર એવી કોઇપણ મ્યુનિસિપાલીટીએ, ચિફ ઓફીસર હોય કે ન હોય તોપણ પ્રેસિડંટને, વાઇસ પ્રેસિડંટને અથવા ગવર્નર ઇન કૌંશિલને યોગ્ય લાગે તેવા કોઇપણ કૌંન્સિલરને સોંપવા એમ ફરમાવવાનું.

(૪) કલમ ૧૪૪ અથવા ૧૪૫ માં (આ કલમો જે પ્રસંગે અમલમાં આવે છે એવા પ્રસંગો હોય તો) કહેલા સર્વ અથવા કોઇપણ અધિકાર, એવી કોઇપણ મ્યુનિસિપાલીટીએ, ચિફ ઓફિસર હોય કે ન હોય તો પણ પ્રેસિડંટને, વાઇસ પ્રેસિડંટને અથવા ગવર્નર ઇન કૌંસિલને યોગ્ય લાગે તેવા કોઇપણ કૌંસિલરને સોંપવા એમ ફરમાવવાનું.

(૨) પેટા કલમ (૧) ની રકમ (૧), (૩) અથવા (૪) ની રૂએ મ્યુનિસિપાલીટીએ કરેલો કોઇપણ હુકમ, તે સંબંધમાં પ્રત્યેક પ્રસંગે ગવર્નર ઇન્ કૌંસિલ ઠરાવે તે મુદત દરમ્યાન માન્ય કરવો જોઇએ.

૧૭૮. (૧) કોઇ મ્યુનિસિપાલીટીને આ આકટ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે અથવા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ કાયદા ઉપરથી અથવા કાયદા પ્રમાણે સોંપેલું કોઇપણ કામ કરવાને તે ચુકી છે એવું જ્યારે ગવર્નર ઇન કૌંસિલને ફરિયાદ થયા ઉપરથી અથવા બીજી રીતે જણાય ત્યારે કહેવામાં આવતી ચુક તે મ્યુનિસિપાલીટીથી થઇ છે એવી ગવર્નર ઇન કૌંસિલની યોગ્ય ચોકસી કર્યા પછી ખાત્રી થાય, તો તે કામ કરવા સારૂ મુદત નિમવાનું કમિશ્નરને ફરમાવવાને તે મુખત્યાર છે.

(૨) જો તે કામ આ પ્રમાણે નિમેલી મુદતમાં કરવામાં ન આવે તો, કમિશનર તે કરવા સારૂ હરકોઇ માણસને નીમવાને તથા તે કરવાનો ખરચ તે કરવા સારૂ નીમેલા માણસને આપવાના વાજબી મેહેનતાણાં સુદ્ધાં તે મ્યુનિસિપાલીટીએ તાબડતોબ આપવો જોઇએ એવું ફરમાવવાને મુખત્યાર છે, (૩) જો તે ખરચ તથા તે મેહેનતાણું સદરહુ પ્રમાણે આપવામાં ન આવે તો, તે ખરચ તથા મેહેનતાણું મ્યુનિસિપાલીટી તરફના કાંઇ પણ પૈસા તે વખતે જે માણસના તાબામાં હોય તે માણસને તેના હાથમાં જે પૈસા હોય અથવા તેને વખતો વખત મળે તેમાંથી અદા કરવાનું ફરમાવવાનો કમિશનરને અધિકાર છે, અને તે હુકમ પાળવાને સદરહુ માણસ બંધાયલો છે.

૧૭૯. (૧) જો કોઇપણ મ્યુનિસિપાલીટી, આ આક્ટના અથવા આ આક્ટની રૂએ અથવા ઇતર પ્રકારે કાયદા ઉપરથી તેને સોંપવામાં આવેલાં કામ કરવાને લાયક નથી, અથવા તેણે તે ન કરવા વિશે હઠ લીધી છે, અથવા તે પોતાના અધિકાર બહાર ગઈ છે, અથવા તેણે તેનો ગેરઉપયોગ કર્યો છે એવું ગવર્નર ઇન કૌંસિલને લાગે તો, તેને મુંબઇ સરકારી ગેઝેટમાં એક હુકમ તેના કારણોસહિત પ્રસિદ્ધ કરીને તે મારફત, પ્રસંગ પ્રમાણે, તે મ્યુનિસિપાલીટી નાલાયક છે, અથવા તેણે કામ કર્યું નથી, અથવા તે પોતાના અધિકાર બહાર ગઇ છે, અથવા તેણે તેનો ગેર ઉપયોગ કર્યો છે એવું ઠરાવવાનો, અને તે હુકમમાં ઠરાવવામાં આવે તેટલી મુદત સુધી તેને બંધ કરવાનો અધિકાર છે.

(૨) જ્યારે મ્યુનિસિપાલીટી આ પ્રમાણે બંધ કરવામાં આવી હશે, ત્યારે હેઠળ લખેલું પરિણામ થશેઃ

(અ) તે મ્યુનિસિપાલીટીના સઘળા કૌંસિલરોની કૌંસિલર તરીકેની જગા સદરહુ હુકમની તારીખથી ખાલી પડશે; (બ) તે મ્યુનિસિપાલીટીના સઘળા અધિકાર તથા કામ, તેને બંધ કરવામાં આવી હશે તે મુદતમાં, આ બાબતસર જે માણસને અથવા માણસોને કમિશનર વખતો વખત નિમશે તે માણસે અથવા માણસોએ ચલાવવાં જોઇએ. (ક) તે મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયલી સઘળી મિલકત, તે બંધ થઇ હશે તે મુદતમાં, માલિકમુઆઝમને સ્વાધીન થશે.

(૩) જો તપાસ કર્યા બાદ, ગવર્નર ઇન કૌંસિલ તેમ ફરમાવે તો, તે મ્યુનિસિપાલીટી બંધ કર્યાની મુદત ઉપર જણાવેલાં સઘળાં પરિણામો સુદ્ધાં, તે મ્યુનિસિપાલીટી પાછી સ્થાપવા સારૂ ગવર્નર ઇન કૌંસિલ ઠરાવે તે તારીખ સુધી, સદરહુ પ્રમાણે પ્રસિદ્ધ કરેલા હુકમથી વખતો વખત ચાલુ રાખવી જોઇએ.

(૪) તે મ્યુનિસિપાલીટી, (અ) પેટા કલમ (૩) મુજબ કંઇ પણ ફરમાવ્યું નહીં હોય, તો પેટા કલમ (૧) મુજબ બંધ કર્યાના હુકમમાં જે મુદત ઠરાવી હશે તે પુરી થયેથી, અને

(બ) પેટા કલમ (૩) મુજબ ફરમાવ્યું હશે, તો તે પેટા કલમ ઉપરથી મ્યુનિસિપાલીટી પાછી સ્થાપવા સારૂ જે તારીખ ઠરાવી હશે તે તારીખે, ચુંટણી અથવા નિમણુક કરીને ફરી સ્થાપવી જોઇએ.

૧૮૦. સાધારણ તથા મુલકી કારભારમાં કમિશનરો ઉપર ગવર્નર ઇન કૌંસિલ, કલેકટરો ઉપર કમિશનરો અને કલેકટરના તાબા માંહેના અમલદારો ઉપર કલેકટરો જે અધિકાર તથા નિર્બંધ ધારણ કરે છે તથા ચલાવે છે તેજ અધિકાર તથા નિર્બંધ ગવર્નર ઇન કૌંસિલ દરેક કમિશનર ઉપર, દરેક કમિશનર કલેકટરો ઉપર તથા દરેક કલેકટર પોતાના તાબા માંહેના અમલદારો ઉપર આ આક્ટ સંબંધી સઘળી વાતમાં ધારણ કરશે તથા ચલાવશે.

---

## બાબ ૧૩.

## શેહેરની મ્યુનિસિપાલીટી બાબત વિશેષ ઠરાવો.

૧૮૧. (૧) ગવર્નર ઇન કૌંસિલને, કોઇ પણ વખતે, જાહેરનામું કાઢીને જે કોઇ પણ મ્યુનિસિપાલ ડિસ્ત્રિકટમાં પંદર હજાર કરતાં ઓછા માણસોની વસ્તી ન હોય તે ડિસ્ત્રિકટના સંબંધમાં તે ડિસ્ત્રિકટની મ્યુનિસિપાલીટી, શેહેરની મ્યુનિસિપાલીટી છે એમ ઠરાવવાનો અખત્યાર છે, અને તે જાહેરનામામાં તે મ્યુનિસિપાલીટીનું નામ લખવું જોઇએ.

(૨) ગવર્નર ઇન કૌંસિલને, આવી રીતે ઠરાવેલી કોઇપણ મ્યુનિસિપાલીટીના સંબંધમાં અથવા ૫ પરિશિષ્ટમાં જણાવેલી કોઈપણ મ્યુનિસિપાલીટીના સંબંધમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તથા એવા

જાહેરનામામાં એવી મ્યુનિસિપાલીટીનું નામ લખીને એવું ઠરાવવાનો અધિકાર છે કે સદરહુ જાહેરનામામાં ઠરાવેલી તારીખથી, તેમાં લખેલી મ્યુનિસિપાલીટી શેહેરની મ્યુનિસિપાલીટી તરીકે હોવી બંધ પડશે, અને સદરહુ મ્યુનિસિપાલીટી તે ઠરાવેલી તારીખે શેહેરની મ્યુનિસિપાલીટી તરીકે તે પ્રમાણે બંધ પડવી જોઇએ.

**૧૮૨.** (૧) કોઇ પણ શેહેરની મ્યુનિસિપાલીટીને વાજબી જણાય તો એક ચીફ ઓફિસર અને એક હેલ્થ ઓફિસર અને એક એન્જીનીયર અથવા એવા અમલદાર પૈકી કોઇ પણ એક અથવા વધારે અમલદાર નિમવાનો અધિકાર છે, અથવા એવી મ્યુનિસિપાલીટીની નજરમાં આવે તો એવા હુદ્દા પૈકી કોઇ પણ બે અથવા સઘળા હુદ્દાનું કામ બજાવવાને એક માણસ થોડી મુદતને માટે અથવા કાયમને માટે નિમવાનો અધિકાર છે.

(૨) એવા કોઇપણ અમલદારને ગવર્નર ઇન કૌંસિલની અગાઉથી મંજુરી વગર હુદ્દાપરથી દુર કરાશે નહીં; શિવાય કે તેને હુદ્દા પરથી દુર કરવા બાબત કૌંસિલરોની એકંદર સંખ્યા પૈકી નિદાન ત્રણ ચતુર્થાંશના મત પડયા હોય.

(૩) ચીફ ઓફિસર નિમાયો હોય ત્યારે, મ્યુનિસિપાલીટીએ નોકરીમાં રાખેલા સઘળા બીજા અમલદારો અને નોકરો તેના તાબામાં રહેશે.

**૧૮૩.** શેહેરની મ્યુનિસિપાલીટીના ચીફ ઓફિસરે હેઠળ લખેલા અધિકાર અને આ આકટના ઠરાવ મુજબ મ્યુનિસિપાલીટી તરફથી મળ્યા હોય તેવા બીજા અધિકાર ચલાવવા જોઇએઃ—

(અ) આ આકટના તથા આ આકટ મુજબ પેટા કાયદા વિદ્યમાનકાળે અમલમાં હોય તેમના ઠરાવોને પાત્ર, મારફીટો અથવા કસાઇખાનાના લાઇસેન્સો શિવાય બીજાં સઘળાં લાઇસેન્સો તથા પરવાનગી આ આકટઉપરથી મ્યુનિસિપાલીટી આપી શકે તે સઘળાં લૈસન્સ તથા પરવાનગીઓ પોતાની સહીથી આપવાને તેને અધિકાર છે, તથા

(બ) તેને ઉપર કહેલા ઠરાવોને પાત્ર રહીને, જે કોઇ બાબતમાં સદરહુ પ્રમાણે લૈસેન્સ આપવાનો અધિકાર હોય તે બાબતમાં, અને જે બાબતમાં ઉપર કહેલા ઠરાવોની રૂયે મ્યુનિસિપાલીટીને એવાં લૈસેન્સ મોકુફ કરવાનો. નહીં આપવાનો અથવા પાછાં લઇ લેવાનો અધિકાર હોય તે બાબતમાં પોતાની મરજીમાં આવે ત્યારે કોઇ પણ લૈસેન્સ મોકુફ કરવાનો, નહીં આપવાનો અથવા પાછું લઇ લેવાનો અધિકાર છે;

(ક) તેણે ઉપર કહેલા અધિકારની રૂયે આપેલ લૈસેન્સ તથા પરવાનગી બદલ આપવાની સઘળી ફી તેણે લેવી જોઇએ, વસુલ કરવી જોઇએ; અને મ્યુનિસિપલ ફન્ડ ખાતે જમે કરવી જોઇએ;

(ડ) તેને, હેઠળ જણાવેલી રકમો વગેરે કોઇપણ ઠરાવોની રૂયે મ્યુનિસિપાલીટીને જે કોઈ પણ ફરમાન કરવાનો, લેખી મંજુરી અથવા પરવાનગી આપવાનો, હુકમ અને મનાઇ હુકમ કાઢવાનો અને અધિકાર ચલાવવાનો અખત્યાર હોય તે ફરમાન લેખી નોટીસ આપીને કરવાનો, તે લેખી મંજુરી અથવા પરવાનગી આપવાનું, તે હુકમ કહાડવાનો, તથા તે સઘળા અધિકાર ચલાવવાનો અખત્યાર છે—

(૧) ૫૧ મી કલમની પેટા કલમ (૨), (૨) ૫૬ મી કલમની પેટા કલમ (૨), પેટા કલમ [૩], અથવા પેટા કલમ (૫) ની રકમ (અ), (૩) ૧૦૨ જી કલમ, (૪) ૧૧૦ મી કલમની પેટા કલમ (૧) (૫) ૧૧૧ મી કલમ, (૬) ૧૧૪ મી કલમ, (૭) ૧૧૫ મી કલમ, (૮) ૧૧૮ મી કલમ, (૯) ૧૧૯ મી કલમ, (૧૦) ૧૨૧ મી કલમ, (૧૧) ૧૨૨ મી કલમ, (૧૨) ૧૨૩ મી કલમ, (૧૩) ૧૨૪ મી કલમ, (૧૪) ૧૨૫ મી કલમ, (૧૫) ૧૨૬ મી કલમ, (૧૬) ૧૨૭ મો કલમ, (૧૭) ૧૨૮ મી કલમ, (૧૮) ૧૩૦ મી કલમ, (૧૯) ૧૩૧ મી કલમની પેટા કલમ (૧), (૨૦) ૧૩૨ મી કલમ, (૨૧) ૧૩૪ મી કલમ, (૨૨) ૧૪૨ મો કલમ, (૨૩) ૧૪૩ મી કલમ, (૨૪) ૧૪૪ મી કલમની પેટા કલમ (૨) ની રકમ (બ).

**૧૮૪.** ચીફ ઑફિસરને આ અર્થે મ્યુનિસિપાલીટી તરફથી જે અધિકાર આપવામાં આવે તે ઉપરાંત તેને,(અ)—(૧) મ્યુનિસિપાલીટીની આગાઉ મંજુરી લીધા વગર ૪૬ મી કલમની (બ) રકમ ઉપ-

રથી કરેલી કાનુનોમાં ઠરાવેલી જે જગાઓનો માસિક પગાર ૧૫ રૂપિયાથી વધારે ન હોય એવી કોઇ પણ જગા ઉપર, અને (ર) અને દરેક બાબતમાં એની અગાઉથી મંજુરી લઇને હેલ્થ ઑફિસરની એન્જિનિયરની, અથવા ચીફ એકાઉન્ટન્ટની જગાઓ શિવાયની મ્યુનિસિપાલીટીના તાબાની બીજી કોઇપણ જગા ઉપર; નિમણુક કરવાનો, અને (બ) ૧૫ રૂપિયાથી જેનો પગાર વધારે ન હોય એવા મ્યુનિસિપાલીટીના નોકરને, અને તે વખતે અમલમાં હોય એવી કાનુનોના ઠરાવોને પાત્ર રહીને, હેલ્થ આફિસર, એન્જિનિયર અથવા ચીફ એકાઉન્ટન્ટ શિવાયના બીજા કોઇપણ મ્યુનિસિપલ ઑફિસર અથવા નોકરને, દંડની, ઉતારી પાડવાની, સસપેન્ડ કરવાની અથવા બરતરફ કરવાની શિક્ષા કરવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે એક અઠવાડિયાના પગારની રકમથી વધારે ન હોય એવા દંડ શિવાયની બીજી કોઇ પણ શિક્ષા બાબત તેના હુકમ ઉપર મ્યુનિસિપાલીટીને અપીલ કરી શકાશે.

**૧૮૫.** ચીફ આફિસરને, મ્યુનિસિપાલીટીની મંજુરી લઇને પોતાને આપેલા અધિકારમાંના કોઇપણ અધિકાર પોતાના તાબાના કોઇપણ અમલદારને સોંપવાનો, અખત્યાર છે.

**૧૮૬.** (૧) ચીફ ઓફિસરને, પ્રેસિડન્ટની રજાથી; અથવા મ્યુનિસિપાલીટીની કોઈ મીટીંગમાં, અથવા કોઇપણ કમિટિની મીટીંગમાં આ બાબતમાં ઠરાવ પસાર થયો હોય તેની રૂયે, એવી મીટીંગમાં, કોઇ બાબત ઉપર વાદવિવાદ થતો હોય તે બાબતમાં ખુલાસો કરવા અખ્ત્યાર છે, પણ એવી કોઇ મીટીંગમાં તે પોતાનો મત આપી શકશે નહીં અથવા કોઇપણ દરખાસ્ત રજુ કરી શકશે નહીં.

---

## બાબ ૧૩ અ મ્યુનિસિપલ કમિશનર, એના અધિકાર તથા કામ.

**૧૮૬. અ.** (૧) ૧૩ મા બાબમાં ગમે તે ઠરાવ હોય તો પણ, ગવર્નર ઇન્ કૌંસિલને—

(અ) ઓછામાં ઓછી એક લાખ માણુસોની વસ્તીવાળા કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ માટે મ્યુનિસિપલ કમીશનર નિમવાનો અધિકાર છે; તથા (બ) મ્યુનિસિપાલીટીની તેમ કરવા સારૂ અરજી આવે તો બીજા કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ માટે મ્યુનિસિપલ કમિશનર નિમવાનો અધિકાર છે; માત્ર એટલુંજ કે એવી અરજીને કૌંસિલરોની એકંદર સંખ્યાના ઓછામાં ઓછા બે તૃતિઆંશ કૌંસિલરોએ એવી અરજીને અગાઉથી ટેકો આપેલો હોવો જોઇયે.

(ર) છેલ્લામાં છેલ્લી વસ્તીની ગણત્રી વખતે કોઇ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની જે વસ્તી નક્કી થઇ હોય તે વસ્તી તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની વસ્તી ગણાશે, પણ એવી મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની વસ્તી નક્કી કરવા સારૂ ખાસ વસ્તીની ગણત્રી કરવી એવો હુકમ કરવાનું ગવર્નર ઇન્ કૌંસિલને યોગ્ય લાગે તો એવી ખાસ વસ્તીની ગણત્રીમાં નક્કી થયલી વસ્તી તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની વસ્તી ગણાશે

(૩) પેટા કલમ (ર) માં નક્કી કર્યા પ્રમાણે કોઇ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની વસ્તી મ્યુનિસિપલ કમિશનરની નિમણુક કરતી વખતે ઓછામાં ઓછી એક લાખ માણુસની હોય ત્યારે તેને સારૂ મ્યુનિસિપલ કમિશનરની નિમણુક એક વખત કરી હોય એવા મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટની વસ્તી એક લાખ માણુસો કરતાં ઓછી થવાનાજ માત્ર કારણસર એવી નિમણુક બંધ પડશે નહીં.

(૪) મ્યુનિસિપલ કમિશનરની નિમણુક થયા પછી ચીફ ઓફિસરની નિમણુક ( પછી તે ૧૭૭ મી કલમની રૂયે અથવા ૧૮૨ મી કલમની રૂયે કરી હોય તો પણ ) તાબડતોબ બંધ પડશે; પણ એવું ઠરાવ્યું છે કે ચીફ ઓફિસર જો કોઇ હોય તો તેને નિમણુકની શરતો પ્રમાણે જે નોટીસ મેળવવાનો હક હોય તે નોટીસ આપવામાં આવે ત્યાં સુધી, અને તે નોટીસમાં નિર્દિષ્ટ કરેલી મુદત વીતે ત્યાં સુધી મ્યુનિસિપલ કમિશનરની નિમણુક કરવી નહીં.

(૫) ગવર્નર ઇન્ કૌંસિલને, જે કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિક્ટ માટે મ્યુનિસિપલ કમિશનરની નિમણુક કરી હોય તે ડિસ્ટ્રિક્ટ માટેની નિમણુક કોઇપણ વખતે બંધ પાડવાનો અધિકાર છે.

**૧૮૬. બ.** (૧) મ્યુનિસિપલ કમિશનરે, પ્રથમ, ત્રણ વર્ષની મુદત માટે પોતાનો હુદ્દો ધારણ કરવો, અને ત્યાર પછી ગવર્નર ઇન્ કૌંસિલ દરેક બાબતમાં ઠરાવે તેટલી વધારે મુદત સુધી ધારણ કરવો.

(ર) જો ગવર્નર ઇન્ કૌંસિલને એમ જણાશે કે કોઇ મ્યુનિસિપલ કમિશનર પોતાના હુદ્દાની ફરજ

બજાવવાને અસમર્થ છે અથવા તેણે એવો કાંઇ ગેરવર્તણુક ચલાવવાનો કે ગફલત કરવાનો ગુન્હો કર્યો છે કે જેથી તેને હુદ્દાપરથી દુર કરવો યોગ્ય છે તો, તે ગમે તે વખતે તેને દુર કરવાને મુખત્યાર છે.

(૩) આ બાબતમાં મ્યુનિશિપાલીટીની અરજી આવેથી ગવર્નર ઇન્ કૌંસિલ મ્યુનિસિપલ કમિશનરને તાબડતોબ હુદ્દાપરથી દુર કરશે, માત્ર એટલુંજ કે એવી અરજીને સઘળા કાંસિલરોની એકંદર સંખ્યામાંના ઓછામાં ઓછા ત્રણ ચતુર્થાંશ કૌંસીલરોએ અગાઉથી ટેકો આપેલો હોવો જોઇયે.

૧૮૬. ક. (૧) મ્યુનિપલ કમિશનરને, ગવર્નર ઇન્ કૌંસિલની મંજુરીને પાત્ર,વખતો વખત જે પગાર મ્યુનિસિપાલીટી ઠરાવશે તે પગાર દર મહિને મ્યુનિસિપલ ફંડમાંથી મળશે.

(૨) મ્યુનિસિપલ કમિશનરે આ આકટમાં અથવા વિદ્યમાન કાળે બીજો જે કાયદો અમલમાં હોય તે કાયદામાં ઠરાવ્યા પ્રમાણે પોતાના હુદ્દાના કામમાં પોતાનો બધો વખત રોકવો અને તેમાં ધ્યાન આપવું, અને બીજા કોઇપણ ધંધા, વેપાર અથવા કામમાં રોકાવું નહીં;

પણ એવું ઠરાવ્યું છે કે તેને, મ્યુનિસિપાલીટીની મંજુરીથી, કોઇપણ સ્થાનિક ચોકસીના કારણસર અથવા સ્થાનિક અગત્યના અથવા હિતના કોઇપણ હેતુને પુષ્ટી આપવા સારૂ રચાયલી કોઇપણ કમિટીમાં કોઇપણ વખતે કામ કરવાનો અધિકાર છે.

૧૮૬. ડ. (૧) ગવર્નર ઇન્ કૌંસિલ, વખતો વખતે, મ્યુનિસિપાલીટીની મંજુરીથી, પોતાને યોગ્ય લાગે તેટલી મુદત માટે મ્યુનિસિપલ કમિશનરને ગેરહાજર રહેવાની રજા આપવાને મુખત્યાર છે,

(૨) મ્યુનિસિપલ કમિશનર રજા ઉપર ગેરહાજર હોય ત્યારે તેને આપવાનું ભથ્થું ગવર્નર ઇન્ કૌંસિલ ઠરાવે તેટલી રકમનું હોવું જોઇયે, અને તે રકમ તેના પગાર કરતાં વધારે ન હોવી જોઇયે:

પણ એવું ઠરાવ્યું છે કે, મ્યુનિસિપલ કમિશનર સરકારનો પગારદાર નોકર હોય તો, એવા ભથ્થાની રકમનું નિયમન તેના વર્ગના સરકારના પગારદાર નોકરના રજા દરમિયાનના ભથ્થાને લગતી જે કાનુનો વિદ્યમાનકાળે અમલમાં હોય તે કાનુનો પ્રમાણે કરવું.

(૩) મ્યુનિસિપલ કમિશનરની રજા ઉપરની કોઈપણ વખતની ગેરહાજરી દરમિયાન અથવા બીજી રીતે તેની જગા હંગામી ખાલી પડે તે દરમિયાન ગવર્નર ઇન્ કૌંસિલ કોઇપણ લાયક માણસને મ્યુનિસિપલ કમિશનર તરીકે કામ કરવાને નિમવાને મુખત્યાર છે. આવી રીતે નિમાયલા દરેક માણસે જે માણસનું કામ કરવાને તેને નિમવામાં આવ્યો હોય તે માણસને આ આકટ ઉપરથી અથવા આ આકટની રૂયે વિદ્યમાનકાળે જે બીજો કાયદો અમલમાં હોય તે કાયદા ઉપરથી અથવા તે કાયદાની રૂયે આપેલી સત્તા તથા સોંપેલી ફરજો ચલાવવી તથા બજાવવી અને જે જુમેદારી બંધન તથા શરતોને સદરહુ માણસ પાત્ર હોય તેજ જુમેદારી, બંધન અને શરતોને તે પાત્ર થશે.

૧૮૬. ઇ. (૧) સરકારના પગારદાર નોકરની નિમણુક મ્યુનિસિપલ કમિશનર તરીકે થાય ત્યારે, મ્યુનિસિપાલીટીએ, ગવર્નર જનરલ ઇન્ કૌંસિલે વિશેષ રીતે સદરહુ જવાબદારીમાંથી પુરેપુરી અથવા અંશતઃ માફી આપી હોય તે શિવાય, ૪૭ મી કલમના વિશેષ ઠરાવ (બ) ની રૂયે ઠરાવ્યું છે તેટલે સુધી તેના પેનશન તથા રજા દરમિયાનના ભથ્થા માટે ફાળો આપવો જોઇએ.

(૨ સરકારના પગારદાર નોકર શિવાયના બીજા શખસની નિમણુક મ્યુનિસિપલ કમિશનર તરીકે થાય ત્યારે ગવર્નર ઇન કૌંસિલે નક્કી કરેલું રજા દરમિયાનનું આખું ભથ્થુ મ્યુનિસિપાલીટીએ આમાં ઠરાવ્યા પ્રમાણે મ્યુનિસિપલ ફંડમાંથી આપવું, અને તે નોકરીથી ફારક થાય ત્યારે તેને ગવર્નર ઇન કૌંસિલની મંજુરીથી પેનશન અથવા ગ્રેજ્યુઇટી આપવાને અથવા તે મરણ પામે ત્યારે તેના કુટુંબને કંપાશનેટ એલાવન્સ ( દયા તરીકે આપેલી રકમ ) આપવાને મ્યુનિસિપાલિટી મુખત્યાર છે.

૧૮૬. ફ. (૧) મ્યુનિસિપાલીટીને મ્યુનિસિપલ કમિશનર પાસે હેઠળ પ્રમાણેની માગણી કરવાનો અધિકાર છે—

(અ) આ આકટનો અમલ કરવાને લગતી અથવા મ્યુનિસિપલ ડીસ્ટ્રીકટની મ્યુનિસિપલ વ્યવસ્થાને લગતી કોઇપણ બાબત સંબંધી કાંઇપણ રીટર્ન, પત્રક, અંદાજ આંકડાના પત્રક અથવા બીજી માહિતી પુરી પાડવાની; (બ) એવી કોઇ બાબત ઉપર રીપોર્ટ પુરો પાડવાની; (ક) તેના હવાલામાં હોય એવા કોઇ

પણ દસ્તાવેજની નકલ પુરી પાડવાની.

(૨) મ્યુનિસિપાલ કમિશનરે ગેરવાજબી ઢીલ કર્યા વગર એવી રીતની દરેક માંગણી સ્વીકારવી જોઇયે.

૧૮૬. ગ. મ્યુનિસિપલ કમિશનરે આમાં હવે પછી નિર્દિષ્ટ કરેલા અધિકાર ચલાવવા તેમજ સદરહુ મ્યુનિસિપાલીટી આ આકટના ઠરાવોની રૂયે જે બીજા અમલ બજાવણીના અધિકાર સોંપે તે ચલાવવા.—

(૧) તેણે શેહેરની મ્યુનિસિપાલિટીમાં આ આકટના ઠરાવોથી ચીફ ઑફીસરને સોંપવામાં આવેલા સઘળા અધિકાર ચલાવવા; તથા (૨) તે હેઠળની કલમો અથવા પેટા કલમોના ઠરાવોમાંના કોઇ પણ ઠરાવ મુજબ મ્યુનિસિપાલિટી લેખી નોટીસ આપીને જે માંગણી કરી શકે, જેવી લેખી મંજુરી અથવા પરવાનગી આપી શકે, જેવા હુકમ તથા મનાઇ કાઢી શકે, જેવા અધિકાર ચલાવી શકે તથા જેવાં કામ કરી શકે તેવી માંગણી કરવાને, તેવી લેખી મંજુરી અથવા પરવાનગી આપવાને, તેવા હુકમ તથા મનાઇ હુકમ કાઢવાને, તેવા અધિકાર ચલાવવાને તથા તેવાં કામ કરવાને મુખત્યાર છે, એટલે કેઃ— ૬૩, ૬૪, ૬૫, ૬૬, ૬૭, ૬૮, ૬૯, ૭૧, ૭૬, ૭૮, ૭૯, પેટા કલમો (૩), (૪) તથા (૫). ૮૦, ૮૨, ૮૩, ૮૪, ૯૦, ૯૧, ૯૧ અ, ૯૨, ૯૩, ૯૪, ૯૫, ૯૬, ૯૭, ૯૮, ૯૯, ૧૦૦, ૧૦૧, ૧૦૩, ૧૦૫, ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯, ૧૧૦, પેટાકલમ (૨). ૧૧૨, પેટાકલમ (૧). ૧૧૩, ૧૧૬, ૧૨૦, ૧૩૫, ૧૩૬, ૧૩૯, પેટાકલમ (૪), ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૪૮, ૧૫૧, ૧૫૨, ૧૫૪, ૧૫૫, ૧૫૬, ૧૫૭, ૧૫૯, ૧૬૦ અ, તથા ૧૬૧. પણ એવું ઠરાવ્યું છે કેઃ—

(અ) કલમ ૭૧, કલમ ૯૦, કલમ ૯૧, કલમ ૯૧ અ, ૧૦૬ ઠી કલમની પેટા કલમ (૧), ૧૧૬ મી કલમની પેટા કલમ (૧) અને કુવાની બાબતમાં કલમ ૧૩૫ માં સમાવેશ થયલા ઠરાવો ઉપરથી અથવા તેની રૂએ મ્યુનિસિપાલિટીને સોંપેલા અધિકાર, મ્યુનિસિપલ કમિશનરે મ્યુનિસિપાલિટીના સામાન્ય અથવા વિશેષ હુકમને પાત્ર હોવા શિવાય, અથવા એવા હુકમની ગેરહાજરીમાં મ્યુનિસિપાલિટીની અગાઉથી મંજુરી લીધી હોય તે શિવાય ચલાવવા નહી, (બ) આ આકટના ઠરાવોમાંના કોઇ-પણ ઠરાવ ઉપરથી અથવા તેની રૂયે મ્યુનિસિપાલિટીને સોંપેલા—

(૧) કાનુનો અથવા પેટા કાયદા કરવાના અધિકાર, તથા (૨) પ્રેસિડંટને, અથવા વાઇસ પ્રેસિડંટને, અથવા કમિટીને અથવા કૌંસિલરને કંઇપણ કરવાની સત્તા આપવાના અધિકાર, મ્યુનિસિપલ કમિસનરે ચલાવવા નહીં;

(ક) મ્યુનિસિપાલીટીને પ્રાપ્ત થયલી અથવા મ્યુનિસિપાલિટીની માલકીની અથવા મ્યુનિસિપાલિટીએ બીજી રીતે ધારણ કરેલી મિલ્કત, સ્થાવર હોય કે જંગમ હોય તોપણ, મ્યુનિસિપલ કમિશનરને પ્રાપ્ત થયલી અથવા તેની માલીકીની અથવા તેણે બીજી રીતે ધારણ કરેલી ગણાશે નહી; (ડ) હેઠળની કલમો અથવા પેટા કલમોના ઠરાવો વિરૂદ્ધ કોઇપણ શખસ ગુન્હો કરે તેને શિક્ષા કરાવવા માટે ફોજદારીમાં કામ ચલાવવાનું ફરમાવવાનો અથવા બીજું કામ ચલાવવાનો હુકમ કરવાનો ૧૬૧ મી કલમ ઉપરથી આપેલો અધિકાર મ્યુનિસિપલ કમિશનરે મ્યુનિસિપાલિટીની અગાઉથી મંજુરી લીધા વગર ચલાવવો નહીં,—કલમ ૪૪, કલમ ૪૫, કલમ ૯૧ ની પેટા કલમ ( ૪ ) કલમ ૯૧ અ ની પેટા કલમ ( ૪ ) કલમ ૧૩૮, તથા કલમ ૧૪૯ ની પેટા કલમ (૪)

૧૮૬ હ. જયારે કોઇ અમલદારને ગમે તે કાંઇપણ સત્તા ચલાવવાનો અથવા કાંઇપણ કરવાનો અધિકાર આપવાનો અખત્યાર જે કોઇ મ્યુનિસિપાલિટીને આ આકટના કોઇપણ ઠરાવથી અથવા આ આકટની રૂયે કરેલા કોઇપણ પેટા કાયદાથી આપ્યો હોય તે મ્યુનિસિપાલિટીએ કોઇપણ અમલદારને તેવો અધિકાર આપ્યો હોય ત્યારે મ્યુનિસિપલ કમિશનરને તેણે સ્પષ્ટ રીતે તેવો અધિકાર આપ્યો ન હશે તો પણ તેવો અધિકાર આપ્યો છે એમ ગણવું.

૧૮૬ આઇ. જે કોઇ શખસ મ્યુનિસિપલ કમિશનરે કોઇપણ બાબતમાં કરેલો કાયદાસર હુકમ નહીં માનશે અથવા માનવાનું ચુકશે તેને મ્યુનિસિપાલીટીએ તેજ બાબતમાં તેને આપેલો હુકમ ન માનવા અથવા માનવાનું ચુકયા માટે જેવી રીતે શિક્ષા કરવામાં આવે તેવીજ રીતે શિક્ષા કરવામાં આવશે.

૧૮૬ જ. (૧) મ્યુનિસિપલ કમિશનરને, મ્યુનિસિપાલીટી આ અર્થે જે અધિકાર તેને આપે તે ઉપરાંત મ્યુનિસિપાલીટીની મંજુરી વગર હેઠળ મુજબ કરવાનો અધિકાર છે.

(અ) ૪૬ મી કલમની (બ) રકમની પેટા રકમ (૨) મુજબ વિદ્યમાનકાળે જે કાનુનો અમલમાં હોય તે કાનુનોને પાત્ર, હેલ્થ ઓફિસર, એન્જીનિયર, ચીફ એકાઉન્ટન્ટ, સેક્રેટરી અથવા ઓડિટરની જગા શિવાયની જે બીજી જગાનો માસિક પગાર વત્તામાં વત્તો એકસો રૂપિયા હોય એવી મ્યુનિસિપાલીટીના તાબામાંની કોઇપણ જગા ઉપર કોઇપણ લાયક શખસને નિમવાનો; ( બ ) ૪૬ મી કલમની રકમ (ફ) મુજબની વિદ્યમાનકાળે જે કાનુનો અમલમાં હોય તેને પાત્ર મ્યુનિસિપલ કમિશનરને જે જગાની નિમણુક કરવાનો અધિકાર હોય તેવી કોઇપણ જગા ધારણ કરનારને ગેરહાજર રહેવાની રજા આપવાનો અને એવી ગેરહાજરી દરમિયાન એવા ધારણ કરનારને બદલે કોઈ લાયક શખસને કામ કરવા સારૂ નિમવાનો. (ક) જે કોઇપણ જગા ઉપર નિમવાનો મ્યુનિસિપલ કમિશનરને અધિકાર હોય તે જગાના ધારણ કરનારને દંડ કરવાનો, ઉતારી પાડવાનો, સસપેંડ કરવાનો અથવા કાઢી મુકવાનો. પણ એવું ઠરાવ્યું છે કે જે કોઇપણ જગાનો માસિક પગાર પચાસ રૂપિયા કરતાં વધારે હોય તે જગાના કોઇપણ ધારણ કરનારને મ્યુનિસિપાલીટીની મંજુરી વગર મ્યુનિસિપલ કમિશનર કાઢી મુકશે નહીં.

(૨) આ આક્ટના ઠરાવોની રૂયે મ્યુનિસિપલ કમિશનર નિમ્યો હોય ત્યારે મ્યુનિસિપાલીટીએ રાખેલા બીજા સઘળા અમલદારો તથા નોકરો તેના તાબામાં રહેશે.

૧૮૬ ક, કલમ ૨૪, કલમ ૧૮૪ તથા કલમ ૧૮૬ જ. માં ગમે તે ઠરાવ્યું હોય તોપણ, આ આક્ટના ઠરાવોમાંના કોઇપણ ઠરાવ ઉપરથી અથવા ઠરાવની રૂયે મ્યુનિસિપાલીટીને અથવા ૨૮ મી કલમ ઉપરથી નિમાયેલી કમિટીને સોંપેલા, મ્યુનિસિપાલીટીને સોંપેલી અથવા તેણે ચલાવેલી કોઇ પ્રાથમીક અથવા બીજી શાળામાં અથવા મ્યુનિસિપાલીટી મદદ આપતી હોય એવી કોઇ કેળવણી આપવાની સંસ્થામાં નોકરીએ રાખેલા કોઇપણ મેહેતાજી, શિક્ષક અથવા બીજા શખસની નિમણુંક કરવાના, ગેરહાજર રહેવાની રજા આપવાના, શિક્ષા કરવાના અથવા કાઢી મુકવાના અધિકાર ચીફ ઓફિસરે અથવા મ્યુનિસિપલ કમિશનરે ચલાવવા નહી.

૧૮૬ લ, મ્યુનિસિપલ કમિશનરે, આ આક્ટ ઉપરથી અથવા આ આક્ટના ઠરાવોની રૂયે પોતાને આપેલા અધિકાર ચલાવીને કોઈપણ હુકમ કર્યો હશે અથવા કાંઇપણ કામ કર્યું હશે તેની સામા મ્યુનિસિપાલીટીને કાંઇ પણ અપીલ કરી શકાશે નહીં, પણ હેઠળની પેટા કલમોમાંની કોઇપણ પેટા કલમની રૂયે તેણે જો કાંઇ હુકમ કર્યો હશે અથવા કાંઇ કામ કર્યું હશે તો અપીલ કરી શકાશે, એટલે કે;— (૧) ૯૨ મી કલમની પેટા કલમો (૧) તથા (૨) (૨) ૯૮ મી કલમની પેટા કલમ (૧), (૩) ૧૦૩ જી કલમની પેટા કલમ (૨), (૪) ૧૩૧ મી કલમની પેટા કલમ [૨], (૫) ૧૫૧ મી કલમની પેટા કલમ (૧), અને (૬) ૧૫૬ મી કલમની પેટા કલમ [૧] ની રકમ [બ]

૧૮૬ મ. (૧) મ્યુનિસિપલ કમિશનરને, મ્યુનિસિપાલીટીની મંજુરીથી આ આક્ટ મુજબના અથવા આ આક્ટની રૂયે કરેલી કોઇપણ કાનુન અથવા પેટા કાયદા મુજબના મ્યુનિસિપલ કમિશનરના કોઇપણ અધિકાર, ફરજ અથવા કામ મ્યુનિસિપાલીટીના કોઈપણ અમલદાર અથવા નોકરને સામાન્ય અથવા વિશેષ લેખી હુકમ કાઢીને સોંપવાનો અધિકાર છે. પણ કલમો ૧૫૧, ૧૬૧ તથા ૧૮૬ જ. મુજબ તેને સોંપેલા અધિકાર તેને માથે નાંખેલી ફરજો અથવા તેણે કરવાનાં કામ સોંપવાનો અધિકાર નથી.

(૨) મ્યુનિસિપાલીટીના કોઇ પણ અમલદાર અથવા નોકરને પેટા કલમ (૧) મુજબ સોંપેલા કોઈપણ અધિકાર, ફરજ અથવા કામ તેણે ચલાવવાં અથવા બજાવવાં તે સદરહુ હુકમમાં જણાવવામાં આવે તે શરતો તથા બંધનો જો કાંઇ હોય તો તેને પાત્ર તથા મ્યુનિસિપલ કમિશનરના નિર્બંધ હેઠળ રહીને તથા તેના હાથે તપાસ થવાની શરતને પાત્ર રહિને ચલાવવાં અથવા બજાવવાં.

૧૮૬ ન. જે મ્યુનિસિપાલીટી માટે મ્યુનિસિપલ કમિશનર નિમવામાં આવ્યો હોય તેવી કોઇપણ મ્યુનિસિપાલીટીમાં ૪૦ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ, આ આક્ટની રૂયે અથવા આ આક્ટનાં કોઈ પણ કારણ સારૂ કરાર કરવાના સંબંધમાં નિચે લખેલા ઠરાવો અમલમાં આવશે, એટલે કે:—

(અ) સદરહુ પ્રકારનો દરેક કરાર મ્યુનિસિપાલીટીની તરફથી મ્યુનિસિપલ કમીશનરે કરવો; (બ) કોઇ પણ કામ બાબતનો જે કોઇપણ કરાર આ આકટના કોઇ પણ ઠરાવ મુજબ મ્યુનિસિપલ કમિશનરને બીજા કોઇ મ્યુનિસિપાલીટીના અધિકારીની પસંદગી અથવા મંજુરી શિવાય કરવાનો અધિકાર ન હોય તેવો કોઇપણ કરાર સદરહુ પસંદગી અથવા મંજુરી પહેલવહેલી યોગ્ય રીતે આપવામાં આવે ત્યાં સુધી અથવા તે શિવાય કમિશનરે કરવો નહી; (ક) સ્થાવર મિલકત ખરીદવાનો, તેના વેચાણનો, તે પટે આપવાનો, ગીરો મુકવાનો અથવા બીજી રીતે તબદીલ કરવાનો કોઇપણ કરાર મ્યુનિસિપલ કમિશનરે મ્યુનિસિપાલીટીની પસંદગી અથવા મંજુરી વગર કરવો નહીં; (ડ) પાંચસો રૂપિયા કરતાં વધારે હોય એવા ખરચવાનો કોઈપણ કરાર મ્યુનિસિપલ કમિશનરે મ્યુનિસિપાલીટીની પસંદગી અથવા મંજુરી શિવાય કરવો નહીં. (ઇ) અઢીસો રૂપિયા કરતાં વધારે હોય અને પાંચસો રૂપિયા કરતાં વધારે ન હોય એવા ખરચવાળો જે કરાર મ્યુનિસિપલ કમિશનરે કર્યો હોય તે દરેક કરારનો રિપોર્ટ મ્યુનિસિપાલીટીને તે કરાર કર્યા પછી પંદર દિવસમાં કરવોઃ

(ફ) આ કલમના ઉપર કહેલા ઠરાવો, જેવી રીતે અસલ કરારને લાગુ પડતા હોય તેવીજ રીતે અસલ કરારના દરેક ફેરફારને અથવા તે પુરો કરવાને લાગુ પડે છે એમ સમજવું.

**૧૮૬.** ઓ. [૧] ૪૦ મી કલમની પેટા કલમો [૯] તથા [૭] માં ગમે તે ઠરાવ હોય તોપણ મ્યુનિસિપાલીટીની તરફથી મ્યુનિસિપલ કમિશનરે કરેલો દરેક કરાર જો મ્યુનિસિપલ કમિશનરે તે કરાર પોતાની તરફથી કર્યો હોય તો જે રીતે અને જે નમુના પ્રમાણે કરવાથી તે બંધાય તેવી રીતે અને તેવા નમુના પ્રમાણે કરવો જોઇયે; અને તે દરેક કરારમાં તેજ રીતે અને તેજ નમુના પ્રમાણે ફેરફાર કરવાનો અથવા તે પુરો કરવાનો અધિકાર છેઃ પણ એવું ઠરાવ્યું છે કે—

(અ) જે બાબતમાં આવા પ્રકારનો કોઇપણ કરાર મ્યુનિસિપલ કમિશનરે કરેલો હોય તો તેના ઉપર મોહોર કરવાની જરૂર પડે તે બાબતમાં તે ઉપર મ્યુનિસિપાલિટીની સામાઇક મોહોર કરવી, અને (બ) કાંઇપણ કામ કરવા સારૂ અથવા કાંઇપણ સાહિત્ય અથવા માલ પુરો પાડવા સારૂ પાંચસો રૂપિયા કરતાં વધારે ખરચ થાય એવો દરેક કરાર લખીને કરવો અને તે ઉપર મ્યુનિસિપાલિટીની સામાઇક મોહોર કરવી અને તેમાં પ્રસંગ પ્રમાણે જે કામ કરવાનું હશે તે કામ અથવા જે સાહિત્ય અથવા માલ પુરો પાડવાનો હશે તે સાહિત્ય અથવા માલ, તથા સદરહુ કામ, સાહિત્ય અથવા માલ સારૂ આપવાની કિંમત, અને કોઇપણ કામ કરવાનો કરાર હોય તે પ્રસંગે જે વખતમાં અથવા જે જે વખતમાં તેમના તે કામોના નિર્દિષ્ટ કરેલા ભાગ પુરા કરવા જોઇએ તે વખત અથવા તે તે વખત એટલું નિર્દિષ્ટ કરવું જોઇએ.

(૨) મ્યુનિસિપાલીટીની સામાઇક મોહોર કોઇપણ કરાર અથવા બીજા દસ્તાવેજ ઉપર કરવી તે. મેનેજીંગ કમિટીના બે મેમ્બર હાજર હોયા સિવાય કરવી નહીં. અને સદરહુ બે મેમ્બરોએ તે કરાર અથવા દસ્તાવેજ ઉપર તેમની રૂબરૂ મોહોર થઇ છે તેની નિશાની દાખલ તે કરાર અથવા દસ્તાવેજ ઉપર પોતાની સહી કરવી. સદરહુ મેમ્બરોની સહી સદરહુ પ્રકારનો કોઇપણ કરાર અથવા દસ્તાવેજ કરી આપ્યાના કોઇપણ સાક્ષિઓની સહીઓ હશે તેથી જુદી કરવી જોઇએ.

(૩) આ કલમમાં ઠરાવ્યા પ્રમાણે કરાર કર્યો નહીં હશે તો તેથી મ્યુનિસિપાલિટી બંધાશે નહીં.

**૧૮૬ પ.** (૧) પેટા કલમ (૩) માં બીજી રીતે ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, કોઇપણ કરાર કરવા સારૂ અથવા કોઇપણ સાહિત્ય અથવા માલ પુરો પાડવા સારૂ એક હજાર કરતાં વધારે રૂપિયાનો ખરચ લાગે તેવો કોઇપણ કરાર પોતે કરે તે પહેલાં ઓછામાં ઓછા સાત દિવસ અગાઉ મ્યુનિસિપલ કમિશનરે, સદરહુ કરાર સારૂ ટેન્ડરો માંગવાની સ્થાનિક વર્તમાનપત્રોમાં જાહેર ખબરદ્વારા નોટીસ આપવી.

(૨) આવી નોટીસની રૂયે જે ટેન્ડર આપવામાં આવે તે ટેન્ડર કબુલ કરવાને મ્યુનિસિપલ કમિશનર બંધાયલો નથી. પરંતુ આ પ્રમાણે આપેલાં ટેન્ડરોમાંનું જે કોઇપણ ટેન્ડર, બધી હકીકત જોતાં, તેને ઘણુંજ ફાયદાકારક લાગે તે ટેન્ડર કલમ ૧૮૬ ન. ની રકમ (ડ) ના ઠરાવાને અનુસરીને કબુલ કરવને તે મુખત્યાર છે.

(૩) આ કલમમાં કહ્યા પ્રમાણે મ્યુનિસિપલ કમિશનરે ટેન્ડરો માંગ્યા શિવાય અથવા ટેન્ડરો માંગ્યા પછી જે કોઇપણ ટેન્ડર પોતાની પાસે આવે તે ટેન્ડર કબુલ રાખ્યા શિવાય કરાર કરવાની મ્યુનિસિપલ કમિશનરને સત્તા આપવાને મ્યુનિસિપાલીટી મુખત્યાર છે. એ પ્રમાણે સત્તા આપવાનાં કારણો સદરહુ મ્યુનિસિપાલીટીએ ચલાવેલા કામમાં નોંધવા.

૧૮૬. કયુ. મ્યુનિસિપલ કમિશ્નર જે કરાર તરત ઉપરની છેલ્લી કલમ પ્રમાણે કરે તો દરેક કરાર યોગ્ય રીતે પુરો કરવા સારૂ તેણે તારણ માંગવું, અને આ આકટની રૂયે બીજો જે કોઇ પણ કરાર પોતે કરે તે યોગ્ય રીતે પુરો પાડવા સારૂ પોતાની નજરમાં આવે તો તારણ માગવાનો તેને અધિકાર છે.

## બાબ ૧૪—જાહેર કરેલા પ્રદેશ.

૧૮૭. (૧) ગવર્નર ઇન કૌંસિલને જાહેરનામું કાઢીને, આ આકટની રૂયે જે જે બાબતો સારૂ મ્યુનિસિપલ ફંડ ખરચવાનો અખત્યાર છે તે સઘળી અથવા તેમાંની કેટલીક બાબતોના સંબંધમાં અમુક પ્રદેશમાં વધારે સારી વ્યવસ્થા કરવાની જરૂર છે, પણ તે પ્રદેશ ૭ મી કલમની રૂએ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ કરવાનું યોગ્ય થશે નહિ એવું ઠરાવવાનો અધિકાર છે.

(૨) જે પ્રદેશના સંબંધમાં પેટા કલમ (૧) ની રૂયે જાહેરનામું કાઢયું હશે તેને આમાં હવે પછી જાહેર કરેલો પ્રદેશ કહ્યો છે.

(૩) (અ) જે કોઇ પણ પ્રદેશમાં તાલુકાનું હેડ ક્વાર્ટર હોય એવો કસ્બો ન હોય તો, અથવા

(બ) જે કોઇ પણ પ્રદેશ રેલવે સ્ટેશનથી એક માઇલની અંદર ન હોય તો, તેને જાહેર કરેલો પ્રદેશ ઠરાવવો નહીં. અને એવા કોઇપણ પ્રદેશમાં ઘર વગરની એક માઇલકરતાં વધારે વિસ્તારવાળી જમીનથી છુટાં પડેલાં બે અથવા વધારે કસ્બાનો અથવા ગામોનો સમાવેશ થતો નથી.

૧૮૮. (૧) ગવર્નર ઇન કૌંસિલને જાહેરનામાદ્વારા,

(અ) આકટની કોઇપણ કલમના અથવા એવી કોઇપણ કલમના ભાગના ઠરાવો અથવા આ આકટના ઠરાવોની રૂયે કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં અમલમાં હોય એવી અથવા લાગુ કરવામાં આવે એવી કોઇપણ બંધનને તથા ફેરફારને પાત્ર કોઇપણ જાહેર કરેલા પ્રદેશને લાગુ કરવનો અથવા ફેરફાર કરીને લાગુ કરવાનો,

(બ) એવા કોઇપણ પ્રદેશમાં, તે પ્રદેશ જો મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ હોત તો તેમાં કોઇપણ કર આ આકટના ઠરાવની રૂયે બેસાડી શકાતે તે કર બેસાડવાનો,

(ક) રકમ (બ) ની રૂયે બેસાડેલા કોઇપણ કર આકારવાસારૂ તથા વસુલ કરવા સારૂ અને એવા કરની ઉપજનો યોગ્ય ખરચ થાય તેવી, તથા યોગ્ય હિસાબ તૈયાર કરવાની તથા રાખવાની તજવીજ કરવાસારૂ અને સાધારણ રીતે રકમ (અ) ની રૂએ ફેરફાર કર્યા વગર અથવા ફેરફાર કરીને લાગુ પાડેલી કોઇપણ કલમોના અથવા કાનુનોના ઠરાવ અમલમાં લાવવાસારૂ એક માણસ અથવા કમિટી નીમવાનો અખત્યાર છે પણ એવું ઠરાવ્યું છે કે કલમ ૧૮૭ ની કલમ (૩) ની રકમ (૧) માં કહેલા પ્રકારના કોઇપણપ્રદેશમાં એવા કારણસારૂ ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે પાંચ માણસની એક કમીટી નીમવા જોઇએ, અને તેમાંના અડધા કરતાં વધારે માણસો એવા પ્રદેશમાં રહેતા હોવા જોઇએ.

(૨) કોઇપણ જાહેર કરેલા પ્રદેસમાં આ કલમની રૂયે બેસાડેલા કોઇપણ કરની ઉપજ, તે જાહેર કરેલો પ્રદેશ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ હોત તો તેનું મ્યુનિસિપલ ફંડ જે કોઇ પણ રીતે ખરચાત તે રીતે ખરચાવવી જોઇએ.

૧૮૯. આ આકટની જે કોઇપણ કલમ કોઇપણ જાહેર કરેલા પ્રદેશને લાગુ કરવામાં આવે તેના કારણસાર, એવા પ્રદેશ સારૂ નિમેલી કમીટી આ આકટ મુજબની મ્યુનિસિપાલીટી છે એમ સમજવું જોઇયે, તથા તે પ્રદેશ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટ છે એમ સમજવું જોઇયે.

૧૯૦. (૧) ૧૮૭ મી કલમની પેટા કલમ (૧) ની રૂયે અથવા ૧૮૮ મી કલમની પેટા કલમ (૧) ની રકમો (અ) અથવા (બ) ની રૂયે જાહેરનામું કાહાડતાં પહેલાં ગવર્નર ઇન કૌંસિલે, બનતાં સુધી, ૮ મી કલમમાં કામ ચલાવવાની જે રીત ઠરાવી છે તે રીતે કામ ચલાવવું જોઇયે.

(૨) ગવર્નર ઇન કૌંસિલને ૧૮૭ મી અથવા ૧૮૮ મી કલમ મુજબનું કોઇપણ જાહેરનામું કોઇપણ વખતે રદ કરવાનો અખત્યાર છે.

૧૯૧ જ્યારે જાહેરનામું રદ કરવાનો કોઇપણ હુકમ ઉપરની છેલ્લી કલમ ઉપરથી કરવામાં આવ્યો હોય તે ઉપરથી જે કોઇપણ પ્રદેશ જાહેર કરેલા પ્રદેશ તરીકે હોવાનો બંધ થાય, ત્યારે તે પ્રદેશમાં ૧૮૮ મી કલમની રૂયે બેસાડેલા કોઇપણ કરથી ઉપજમાંની જે રકમ ખરચાઇ નહીં હોય તે ગવર્નર ઇન કૌંસિલને યોગ્ય જણાય તે રીતે તે પ્રદેશના રહેવાસીઓના હિતાર્થે વાપરવી જોઇયે.

# ઘીમાં તથા માણુસને ખાવાની બીજી જણુસોમાં થતો ભેળ અટ-કાવવા સારૂં મુંબાઈ શહેરમાં તથા બીજે ઠેકાણે વધારે સારી તજવીજ કરવા બાબતનો આકટ.

## સન ૧૮૯૯ નો મુંબાઇનો આકટ નંબર ૨.

### પ્રથમ નિયમો.

૧. (૧) આ આકટને " સન ૧૮૯૯નો મુબાઇનો ભેળ કરવાની મનાઇ કરવા બાબતનો આકટ" કહેવો.

(૨) આ આકટ આખા મુંબાઇ ઇલાકાને લાગુ છે, પણ તે આ કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજી રીતે અમલમાં આવશે નહિં.

(૩) આ કલમ તથા ૬ ઠી કલમ, આ આકટની જ્યાંહાં વ્યાપ્તિ હોય તે સઘળા પ્રદેશમાં એકદમ અમલમાં આવશે.

(૪) આ આકટની બાકીની કલમો, પેટા કલમ (૫) ના ઠરાવોને પાત્ર, (અ) મુંબાઇ શહેરમાં એકદમ અમલમાં આવશે, અને (બ) બીજે ઠેકાણે, જે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટના સંબંધમાં ગવર્નર ઇન્ કૌંસિલ જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઇ પણ વખતે તેમ ફરમાવે તે દરેક મ્યુનિસિપલ ડીસ્ટ્રીકટમાં, તે જાહેરનામાની તારીખથી એક મહિનાની અંદરની ન હોય એવી જે તારીખ તે તેમાં આ અર્થે ઠરાવે તે તારીખે અમલમાં આવશે.

(૫) (અ) પેટા કલમ (૪) ની રૂએ અમલમાં આવનારી કોઇપણ કલમમાંનો કોઇપણ મચકુર (૧) મુંબાઇ શહેરમાં; પ્રથમત; ઘી શિવાય બીજી કોઇપણ ખાવાની જણસને લાગુ પડશે નહિ.

૨ જે કોઇપણ મ્યુનિસીપલ ડિસ્ટ્રિકટમાં જે જાતની ખાવાની જણસને એવી કલમમાં ઠરાવ આ કલમ મુજબના જાહેરનામા ઉપરથી વિદ્યમાનકાળે લાગુ કર્યા હોત તે મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં તે જાતની ખાવાની જણસ ન હોય તેને લાગુ પડશે નહિ.

(બ) પણ સદરહુ કલમો પૈકી જે કલમના અને તેમાં કહેલા સુધારા પૈકી જે સુધારાના સંબંધમાં ગવર્નર ઇન્ કૌંસિલ જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઇપણ વખતે તેમ ફરમાવે તે દરેક કલમ તથા તે દરેક સુધારો, મુંબઇ શહેરમાં અથવા એવા જાહેરનામામાં લખેલા કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં, એવા જાહેરનામાની તારીખથી એક મહિનાની અંદરની ન હોય એવી જે તારીખ સદરહુ જાહેરનામામાં આ અર્થે નિર્દિષ્ટ કરવામાં આવે તે તારીખથી, સઘળી જાતની ખાવાની જણસોને અથવા તેમાં લખેલી કોઇ પણ જાતની જણસને લાગુ પડશે.

(ક) ગવર્નર ઇન્ કૌંસિલને, આ કલમની રૂએ કરેલું કોઇ પણ જાહેરનામું, આ કલમના ઠરાવોને અનુસરતી હોય તે રીતે, કોઇપણ વખતે રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અધિકાર છે,

(ડ) કલમ ૩ મુજબ ચલાવવાનું કોઇપણ કામ, (૧) મુંબઇ શહેરમાં, કમિશનરના, અથવા (૨) એકાદા મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં, મ્યુનિસિપાલીટીના પ્રેસિડેંટ અથવા વાઇસ પ્રેસિડેંટના લેખી હુકમ અથવા સંમત્તિ વગર કોઈપણ વખતે ચલાવવું નહિ.

(ઇ) ૩ જી તથા ૪ થી કલમની રૂએ ચલાવવાનાં સઘળાં ફોજદારી કામમાં, એવી કલમ વિરૂદ્ધ ગુન્હો કર્યાનું જે કોઇપણ શખસની ઉપર તોહોમત આવ્યું હોય તે શખસને હાજર રહેવાના સમન માટેની અરજી, એવા શખસ ઉપર જે ગુન્હાનું તોહોમત આવ્યું હોય તે ગુન્હો જે તારીખે થયાનું કહેવાતું હોય તે તારીખથી વ્યાજબી મુદતની અંદર કરવામાં ના આવે, તો માજીસ્ટ્રેટે તે સમન આપવાની ના કહેવી, અને જો એવું ફોજદારી કામ, એવા શખસ પાસે પ્રથકકરણ કરવાના સારૂ ખરીદ કરેલી જલદીથી બગાડનારી જણુસ સંબંધી હોય, તો એવા સમન માટે કરેલી અરજી એવી જણુસ ખરીદ કર્યાની તારીખથી ૨૮ દિવસની અંદર કરવામાં ન આવે, તો તે અરજી નામંજુર કરવી; અને સદરહુ

સમનમાં, આ આકટ વિરૂદ્ધના જે ગુન્હા અથવા ગુન્હાઓ બદલ એવા શખસ ઉપર તોહામત આવ્યું હોય તેની અથવા તેમની તપશીલ, તથા ફરીયાદીનું નામ લખવું જોઇએ, અને તે મુકદમાની સુનાવણી સારૂ ઠરાવવાની તારીખ, એવો સમન એવા શખસ ઉપર જે તારીખે બજાવ્યો હોય તે તારીખથી ૭ દિવસની અંદરની હોવી જોઇએ.

(૯) આ કલમમાં તથા ૬ ઠી કલમમાં લખેલા સુધારામાં " ખાવાની જણસ " એ સંજ્ઞામાં વસાણું અથવા પાણીનો સમાવેશ થતો નથી, પણ તેમાં જે બીજી જણસ માણસ ખાવામાં અથવા પીવામાં વાપરે છે તે દરેકનો સમાવેશ થાય છે.

૨ કલમ ૧ ના ઠરાવોને પાત્ર આ આકટ જેટલે સુધી મુંબઇ શહેરને લાગુ હોય તેટલે સુધી તે સન ૧૮૮૮ ના મુંબઇ શહેરના મ્યુનિસિપલ આકટની સાથે વાંચવો અને જાણે તે તેનો ભાગ હોય એવી રીતે તેનો અર્થ કરવો જોઇએ, અને તે જેટલે સુધી મુંબઇ ઇલાકાના બીજા કોઇપણ ભાગને લાગુ હોય તેટલે સુધી તે સન ૧૯૦૧ ના મુંબઇના ડિસ્ત્રીકટ મ્યુનિસિપલ આકટોની સાથે વાંચવો અને તે જાણે તેમનો ભાગ હોય એવી રીતે તેનો અર્થ કરવો જોઇએ.

## જે ઠરાવ ખાવાની જણસ વેચવા સંબંધી હોઇને જે જાહેરનામા દ્વારે કોઇપણ ખાવાની જણસને લાગુ કરી શકાય તે ઠરાવ.

૩. (૧) જે કોઇ શખસ ખરીદદારે માગેલા સ્વરૂપની, સત્વની અથવા પ્રકારની નહિ હોય એવી ખાવાની કોઇપણ જણસ તે ખદીદદારે નુકસાન થાય એવી રીતે વેચશે, તો તેને પેહેલાં ગુન્હા બદલ સો રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે, અને બીજી વખતે અથવા ત્યાર પછી કોઇપણ વખતે કરેલા કોઇપણ ગુન્હા બદલ પાંચસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૨) પણ એવું ઠરાવ્યું છે કે હેઠળની બાબતોમાં આ કલમ મુજબ કાંઇપણ ગુન્હો કર્યો છે એમ સમજવું નહિ, એટલે,—

(અ) કોઇ ખાવાની જણસ વેપારની જણસ તરીકે બનીને તૈયાર થઇને લઇ જવા સારૂ અથવા ખપ સારૂ યોગ્ય થવા માટે તેમાં તંદુરસ્તીને ઇજાકારક ન હોય એવી કોઇપણ વસ્તુ અથવા દ્રવ્ય ઉમેરવાની જરૂર હોવાથી તે તેમાં ઉમેર્યા હોય, અને તેથી તે જણસનું કદ, વજન અથવા માપ વધે તે માટે અથવા તેની હલકી જાત છુપાય તે માટે તે કપટથી ઉમેર્યા ન હોય ત્યારે,

(બ) એવી ખાવાની જણસ બનતી વખતે, તૈયાર થતી વખતે અથવા લઇ જતી વખતે તેમાં કોઇ બાહારની વસ્તુ અનિવાર્ય કારણને લીધે ભેળાઇ ગઇ હોય ત્યારે,

(ક) તંદુરસ્તીને ઇજાકારક ન હોય એવી કોઇપણ વસ્તુ અથવા દ્રવ્ય એવી ખાવાની જણસમાં ઉમેર્યાં હોય અથવા ભેળ્યાં હોય, અને તે જણસ વેચતાં પેહેલાં, વેચનારે, સ્પષ્ટ અને વંચાય એવી રીતે લખેલું અથવા છાપેલું લેબલ એવી જણસ ઉપર મારીને અથવા તેની સાથે રાખીને તે દ્વારે અથવા બીજી રીતે એવી વસ્તુ અથવા દ્રવ્ય એવી રીતે ઉમેર્યાની અથવા ભેળાયાની વાત ખરીદદારને જણાવી હોય ત્યારે.

ખુલાસો:—જો ઘી માગવામાં આવે ત્યારે સર્વાંશે દુધમાંથી નીકળેલો ન હોય એવો કોઇપણ પદાર્થ જેમાં હોય એવી કોઇ જણસ આપવામાં આવે, અને એવી કોઇ જણસ વેચતાં પહેલાં વેચનારે તે જણસમાં એવો પદાર્થ હોવાની વાત ખરીદદારને જણાવી હોય, તો તે જણસ પેટા કલમ (૧) ના અર્થ પ્રમાણે, ખરીદદારને નુકસાન થાય એવી રીતે વેચી છે એમ સમજવું.

(૩) આ કલમ મુજબ ચલાવેલાં કોઇપણ ફોજદારી કામમાં વેચનાર એમ કેહે કે પોતે વેચેલી જણસના સ્વરૂપ. સત્વ અથવા પ્રકારની પોતાને ખબર ન હતી, અથવા ખરીદદારે તે જણસ માત્ર પ્રથક્કરણ સારૂ લીધેલી હોવાથી તેને કાંઇ નુકસાન થયું નથી, તો તે કરેવું તેનો બચાવ થશે નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે, જો વેચનાર કોર્ટની ખાત્રી થાય એવી રીતે, હેઠળ કલમ પ્રમાણે સાબિત કરે તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો છે એમ સમજવું નહિ, એટલે:—

(અ) તેણે, વેચેલી જણસ ખદીદદારે જે સ્વરૂપની, સત્વની તથા પ્રકારની માગી તેજ સ્વરૂપની,

સત્વની તથા પ્રકારની વેચાતી લીધી હતી, અને તે એવા સ્વરૂપની, સત્વની તથા પ્રકારની હોવા બાબતની ખાત્રીનો દાખલો પોતે લીધો હતો.

(ખ) તેણે જે વખતે તે વેચી તે વખતે, તે જણસ સદરહુ કહેલા સ્વરૂપની, સત્વની તથા પ્રકારની ન હતી એમ માનવાને તેને કારણ ન હતું, અને (ક) તેણે જે સ્થિતિમાં વેચાતી લીધી તેજ સ્થિતિમાં તેણે તે વેચી હતી.

૪ (૧) જો મુંબઇ શેહેરમાં કમિસનર અથવા તેણે આ અર્થે જે કોઇ અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદાર, અથવા બીજે ઠેકાણે જે અમલદારને ત્યાંની મ્યુનિસિપાલીટીએ સન ૧૮૭૩ ના મુંબાઇના ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ આક્ટની ૬૮ મી કલમનાં કારણસારૂ અધિકાર આપ્યો હોય તે અમલદાર, વેચવાસારૂ માંડેલી ખાવાની કોઇપણ જણસ વેચાતી માગે, અને પ્રથકકરણના કારણ સારૂ વાજબી રીતે જોઇએ તે કરતાં વધારે નહિ હોય એટલી જણસની કિંમત આપવા માંડે, અને જે માણસે તે વેચવા મુકેલી હોય તે માણસ તે વેચાતી આપવાની ના કહે, તો એવો માણસ પચાસ રૂપિયા સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

(૨) મુંબઇ શહેરમાં કમિશનરે અથવા ઉપર કહ્યા પ્રમાણે અધિકાર આપેલા અમલદારે, અને બીજે ઠેકાણે મ્યુનિસિપાલીટીએ ઉપર પ્રમાણે અધિકાર આપેલા અમલદારે, આ કલમ મુજબ પૃથકકરણનાં કારણ સાર કોઇપણ જણસ ખરીદ કર્યા પછી, અને ખરીદ પુરી થયા બાદ, એવી જણસ વેચનાર તેના એજંટને તે જણસનું સરકારના કેમિકલ એનેલાઇઝર પાસે પૃથકકરણ કરવાનો પોતાનો ઇરાદો તાબડતોબ જણાવવો જોઇએ, અને તેણે તે જણસના ત્રણ ભાગ કરીને ત્યાંને ત્યાંહાં તે જુદા પાડવાનો અને દરેક ભાગ ઉપર તેનું સ્વરૂપ જોતાં જે રીતે નિશાન તથા સિક્કો થઇ શકે અથવા તે બંધાઇ શકાય તે રીતે તેમ કરવાનો પોતાનો ઇરાદો દરશાવવો જોઇએ અને જો તેને તે પ્રમાણે કરવાનું કહેવામાં આવે તો તેણે તેમ કરવું જોઇએ, અને તેમાંનો એક ભાગ તે વેચનારને અથવા તેના એજંટને આપવો જોઇએ.

પછી તેણે સદરહુ ભાગમાંનો એક, ત્યાર પછી સરખામણી કરવા સારૂ, પોતાની પાસે રાખવો જોઇએ, અને જો તેને એમ લાગે કે તે જણસનું પૃથકકરણ કરાવવું યોગ્ય છે તો, તેણે ત્રીજો ભાગ સરકારના કેમિકલ એનેલાઇઝર તરફ રવાના કરવો જોઇએ.

(૩) જો સદરહુ વેચનાર અથવા તેનો એજંટ સદરહુ ખરીદદાર સદરહુ ખરીદ કરેલી જણસના ભાગ તેની રૂબરૂ કરવાનું કહે તે નાકબુલ કરે, તો સરકારના કેમિકલ એનેલાઇઝરે પોતાની તરફ સદરહુ જણસ પૃથકકરણ માટે આવેથી તેના બે ભાગ કરી તેમાંના એક ભાગ ઉપર સિક્કો કરવો અથવા તે બાંધી મુકવો, અને તેણે તે ભાગ પોતાને નમુનો મળે ત્યારે અથવા પોતે પોતાનો દાખલો આપે ત્યારે ખરીદનારને સ્વાધીન કરાવવો, અને તે ખરીદદારે તે ભાગ, તે બાબત ત્યાર પછી ફોજદારીમાં કામ ચાલે તો તેમાં રજુ કરવા સારૂ રાખી મુકવો.

## જે ઠરાવ વેચવા સારૂ માંડી મુકવા વિગેરે બાબતના હોઇને જે જાહેરનામાં દ્વારે કોઇપણ ખાવાની જણસને લાગુ કરી શકાય તે ઠરાવ.

૫. (૧) સન ૧૮૮૮ ના મુંબઇ શહેરના મ્યુનિસિપલ આક્ટમાં—(અ) ૪૧૫ મી કલમમાં હેઠળ લખેલો મચકુર વધારવો, એટલેઃ

ખુલાસો—ઉપર કહ્યા પ્રમાણે કોઇપણ જગાએ ઘી દાખલ વેચવા સારૂ માંડેલી, ફેરી ફરવામાં આવતી, મુકેલી અથવા આણેલી જે કોઇપણ જણસમાં સર્વાંશે દુધમાંથીજ નિકળેલી નહિ હોય એવી કોઇપણ વસ્તુ હોય તે જણસ, જે પ્રમાણે તે વિશે દરશાવવામાં આવ્યું છે તેવી નથી એમ આ કલમનાં તથા ૪૧૭ તથા ૪૧૭ અનાં કારણ સારૂ સમજવું જોઇએ."

(બ) સદરહુ આક્ટનો ૪૧૭ મી કલમ પછી હેઠળ લખેલી નવી કલમ દાખલ કરવી, એટલેઃ

૪૧૭ અ. (૧) જે પ્રસંગે અમુક જણસ—(અ) ઘી છે એમ દરશાવવામાં આવ્યું હોય, અથવા (બ) જેને સન ૧૮૯૯ ના મુંબાઇના ભેળ કરવાની મનાઇ કરવા બાબતના આક્ટ મુજબના જાહેરનામાની

રૂએ આ કલમના ઠરાવ વિદ્યમાનકાળે લાગુ કર્યા હોય તે જાતની ખાવાની જણસ છે એમ દરશાવવામાં આવ્યું હોય, તે જણસ, તે વિશે જેવું દરશાવવામાં આવ્યું હોય તેવી નથી એમ તે બાબત ૪૧૭ મી કલમ મુજબ વ્યવસ્થા કરનારા માજીસ્ટ્રેટને જણાય, તે દરેક પ્રસંગે, તે જનસના ધણીને અથવા તે જેના કબજામાંથી જડી આવી હોય તે શખસ જો તેનો માત્ર હુંડા ભાડાવાળો અથવા નિક્ષેપી ન હોય તો તેને, તે બાબતમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમના ઠરાવ લાગુ પડતા ન હોય તો; એકસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે."

(૨) સન ૧૮૭૩ ના મુંબાઇના ડિસ્ત્રિકટ મ્યુનિસિપલ આકટમાં તેની ૭૮ મી કલમ પછી હેઠળ લખેલી નવી કલમ દાખલ કરવી એટલે;

"૬૮ અ (૧) જે કોઇપણ મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં આ કલમ સન ૧૮૯૯ ના મુંબઇના ભેળ કરવાની મનાઇ કરવા બાબતના આકટ મુજબના જાહેરનામાની રૂએ વિદ્યમાન કાળે અમલમાં હોય અને સઘળી જાતની અથવા કોઇપણ નિર્દિષ્ટ કરેલી જાતની ખાવાની જણસને લાગુ હોય તે દરેક મ્યુનિસિપલ ડિસ્ત્રિકટમાં—

જે કોઇપણ જણસને આ કલમ ઉપર પ્રમાણે લાગુ હોય તે જણસ જો ખાવા અથવા પીવાસારૂં ગોઠવેલી હોત અને તે ૬૮ મી કલમમાં લખેલી કોઇપણ જગામાં હોય તો, તે મ્યુનિસિપાલીટીને અથવા સદરહુ કલમનાં કારણસારૂ અધિકાર આપેલા અમલદારને એવી જનસ, તે વિશે જે પ્રમાણે દરશાવવામાં આવ્યું હોય તેવી નથી એમ દેખાય તે પ્રસંગે, તે પકડવાનો અધિકાર છે, અને જો પુરતા પુરાવા ઉપરથી એકાદા માજીસ્ટ્રેટની નજરમાં એવું આવે કે એવી જનસ તે વિશે જે પ્રમાણે દરશાવવામાં આવ્યું છે તેવી નથી તો તે માજીસ્ટ્રેટને તેનો નાશ કરવાનો અથવા તે વેચવા મંડાય નહિ અથવા તેનો ખાવા સારૂ અથવા પીવા સારૂ ઉપયોગ કરાય નહિ એવી રીતે તેની વ્યવસ્થા કરવાનો અધિકાર છે, અને તેના ધણીને અથવા તે જેના કબજામાં મળી આવી હશે તે શખસ તેનો માત્ર હુંડા ભાડાવાળો અથવા નિક્ષેપી ન હોય તો તેને તે બાબતમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમના ઠરાવો લાગુ પડતા ન હોય તો એક સો રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

ખુલાસો—જો એવી કોઇપણ જણસ ૬૮ મી કલમમાં કહેલી કોઇપણ જગામાં ઘી દાખલ વેચવા માટે માંડેલી હોય, ભરેલી હોય અથવા આણેલી હોય અને તેમાં સર્વાંશે દુધમાંથીજ નીકળેલી ન હોય એવી વસ્તુ હોય, તો તે જનસ જે પ્રમાણે તે વિશે દર્શાવવામાં આવ્યું હોય તેવી નથી એમ આ કલમનાં કારણ સારૂ સમજવું જોઇયે."

(૩) નિચે લખેલો વિશેષ ઠરાવ. (અ) આ કલમની પેટા કલમ (૧) ઉપરથી સુધરેલા મુંબઇ શેહેરના મ્યુનિસિપલ આકટની કલમ ૪૧૭ અની પેટા કલમ (૨) તરીકે, અને

(બ) આ કલમની પેટા કલમ (૨) ઉપરથી સુધારેલા સન ૧૮૭૩ ના મુંબઇના ડિસ્ત્રિકટ મ્યુનિસિપલ આકટની કલમ ૬૮ અની પેટા કલમ (૨) તરીકે દાખલ કરવો. તે ઠરાવ નીચે પ્રમાણે.

(૨) પણ એવું ઠરાવ્યું છે કે પેટા કલમ (૧) માં હવાલો આપેલી ખાવાની કોઇ પણ જનસ જેવી હોવાનું દરશાવવામાં આવ્યું હોય તેવી તે નથી એમ, તેમાં તંદુરસ્તીને ઇજાકારક ન હોય એવી કાંઇ વસ્તુ ઉમેર્યાનાજ કારણને લીધે માજીસ્ટ્રેટને જણાય, ત્યારે તે જણસનો ધણી અથવા તે જનસ જેના કબજામાં મળી આવી હશે તે શખસ માજીસ્ત્રેટની ખાત્રી થાય એવી રીતે નીચે પ્રમાણે સાબીત કરે તો, તે ધણીએ અથવા શખસે ગુન્હો કર્યો નથી એમ સમજવું, એટલે—

(અ) એવી ખાવાની જણસ વેપારની જણસ તરીકે બનીને અથવા તૈયાર થઇને લઇ જવા સારૂ અથવા ખપ સારૂ યોગ્ય થવા માટે તેમાં એવી વસ્તુ ઉમેરવાની જરૂર હોવાથી તે ઉમેરી છે, અને તેથી તે જનસનું કદ, વજન અથવા માપ વધે તે માટે અથવા તેની હલકી જાત છુપાય તે માટે તે કપટથી ઉમેરી નથી, અથવા ( બ ) એવી ખાવાની જનસ બનતી વખતે, તૈયાર થતી વખતે અથવા લઇ જતી વખતે તેમાં સદરહુ બહારની વસ્તુ અનિવાર્ય કારણને લીધે ભેળાઇ ગઇ છે અથવા ( ક ) સ્પષ્ટ તથા વંચાય એવી રીતે લખેલું અથવા છાપેલું લેબલ એવી જનસ ઉપર મારીને અથવા તે સાથે રાખીને

અથવા લોકોને જાહેર કરવાની બીજી રીતે તેણે એવી વસ્તુ એવી રીતે ઉમેરાયાની વાતની પુરતી સુચના આપી છે, અથવા ( ડ ) (૧) સદરહુ જણસ અમુક સ્વરૂપની, સત્વની તથા પ્રકારની હોવા બાબતની ખાત્રીનો દાખલો લખી લઇને તેણે તે ખરીદ કરી હતી,

( ૨ ) તે ઉપર કહ્યા પ્રમાણેના સ્વરૂપની, સત્વની તથા પ્રકારની નહતી એવું માનવાને તેને કાંઇજ ન હતું, અને

( ૩ ) તે જનસ, તે બાબતના લેખી દાખલામાં જેવા સ્વરૂપની, સત્વની તથા પ્રકારની લખી હતી તે શીવાય બીજી જનસ તરીકે તેણે વેચવા સારૂ માંડી નહતી, ફેરીએ લઇ ગયો નહતો અથવા આણી નહતી, અને તેણે તે જે સ્થિતીમાં ખરીદ કરી હતી તેજ સ્થિતીમાં તે હતી."

**એકદમ અમલમાં આવનારા અને જેની વ્યાપ્તિ બદલ કાંઈ હદ બાંધી નથી એવા ઠરાવો.**

૬. ( ૧ ) સન ૧૮૮૮ ના મુંબઇ શહેરના મ્યુનિસિપલ આકટમાં.—

( અ ) ૪૧૭ મી કલમની પેટા કલમ ( ૨ ) ના પેહેલા પારેગ્રાફમાંની બીજી અને ત્રીજી લીટીઓમાંના " માણસના ખોરાકસારૂ અથવા દવ સારૂ, જેમ હોય તેમ રોગીષ્ટ, નબળી, પ્રકૃતી બગડે તેવી અથવા અયોગ્ય છે " એ મચકુરને બદલે " રોગીષ્ટ, નબળી, પ્રકૃતિ બગડે તેવી, અથવા, પ્રસંગ પ્રમાણે, માણસના ખોરાકસારૂ અથવા દવાસારૂ અયોગ્ય છે " એ મચકુર દાખલ કરવો અને તેના બીજા પારેગ્રાફમાંની પહેલી લીટીમાંના "તેણે" એને બદલે "તેને" દાખલ કરવો, અને છેલ્લી લીટીમાંના " કરાવવો જોઇયે " એ શબ્દો કાહાડી નાંખીને તેમને બદલે " કરાવવાનો અધીકાર છે, અને જો તે રોગીષ્ટ, નબળી પ્રકૃતી બગડે તેવી અથવા માણસના ખોરાક સારૂ તથા દવાસારૂ, અયોગ્ય હોય તો તેણે તેનો ઉપર પ્રમાણે નાશ કરાવવોજ જોઇએ. " એ મચકુર દાખલ કરવો. ( બ ) આ આકટની ૫ મી કલમની પેટા કલમ (૧) તથા પેટા કલમ (૩) ઉપરથી સુધારેલા સદરહુ આકટની કલમ ૪૧૭ અ પછી હેઠળ લખેલી નવી કલમો દાખલ કરવી એટલે:—

" ૪૧૭ બ. જે કોઇપણ ખાવાની જણસની વ્યવસ્થા ૪૧૭ મી કલમ મુજબ થતી હોય તે વખતે તે માજીસ્ટ્રેટને તે જનસ રોગીષ્ટ, નબળી, પ્રકૃતિ બગડે તેવી અથવા માણસના ખોરાકસારૂ અયોગ્ય જણાય તે દરેક બાબતમાં, તેના ધણીને અથવા તે જેના કબજામાંથી મળી આવી હોય તે શખ્સ તેનો માત્ર હુંડા ભાડાવાળો અથવા નિક્ષેપી ન હોય તો તે શખસને, તે બાબતમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમના ઠરાવ લાગુ પડતા ન હોય તો, એકસો રૂપીઆ સુધીના દંડની શીક્ષા થશે.

" ૪૧૭ ક. કલમ ૪૧૭ અ અથવા કલમ ૪૧૭ બ મુજબ ચલાવવાનાં સઘળાં ફોજદારી કામમાં એવી કલમ વીરૂદ્ધ ગુન્હો કર્યાનું જે શખસની ઉપર તોહોમત આવ્યું હોય તે શખસને હાજર રહેવા બાબતના સમન માટેની અરજી, એવા શખસ ઉપર જે ગુન્હાનું તોહોમત આવ્યું હોય તે ગુન્હો જે તારીખે થયાનુ કહેવાતું હોય તે તારીખથી વાજબી મુદતની અંદર કરવામાં ન આવે તો, માજીસ્ટ્રેટે તે સમન આપવાની ના કહેવી. "

( ૨ ) સન ૧૮૭૩ ના મુંબઇના ડીસ્ટ્રીકટ મ્યુનીસીપલ આકટની ૬૮ મી કલમમાં ' માણસ હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમમાં જે શીક્ષા કહી છે તે શીક્ષાને લાયક થશે " એ મચકુરને બદલે હેઠળ ા મજકુર દાખલ કરવો એટલે;

" માણસને, જો આવી બાબતમાં હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૩ મી કલમના ઠરાવ લાગુ ન પડે, તો એક સો રૂપીઆ સુધીના દંડની શીક્ષા થશે. "

" આ કલમ મુજબ અથવા કલમ ૬૮ અ મુજબ ચલાવવાનાં સઘળાં ફોજદારી કામમાં એવી કલમ વીરૂદ્ધ ગુન્હો કર્યાનું જે શખસની ઉપર તોહોમત આવ્યું હોય તે શખસને હાજર રહેવા બાબતના સમન માટેની અરજી, એવા શખસ ઉપર જે ગુન્હાનું તોહોમત આવ્યું હોય તે ગુન્હો જે તારીખે થયાનું કહેવાતું હોય તે તારીખથી વાજબી મુદતની અંદર કરવામાં ન આવે તો, માજીસ્ટ્રેટે તે સમન આપવાની ના કહેવી. "

# ચોકસ જંગલી પક્ષી તથા જનાવરોના રક્ષણ માટેનો આકટ
## ( સને ૧૯૧૨ નો એકટ ૮ મો. )

ચોકસ જંગલી પક્ષી તથા જનાવરોના રક્ષણ માટે તથા તેમની સંભાળ માટે વધારે સારો બંદોબસ્ત કરવો યોગ્ય છે; વાસ્તે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે—

૧ (૧) આ આકટને સન ૧૯૧૨ નો જંગલી પક્ષી તથા જનાવરોના રક્ષણ બાબતનો આકટ કહેવો; અને

(૨) તે, બ્રિટિશ બલુચિસ્તાન, સંથાલ પરગણાં તથા સ્પિટિ પરગણા સુદ્ધાં આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

૨ (૧) આ આકટ પ્રથમતઃ પરિશિષ્ટમાં નિરદિષ્ટ કરેલાં પક્ષી તથા જનાવરો જંગલી સ્થિતિમાં હોય ત્યારે તેમને લાગુ પડે છે.

(૨) સ્થાનિક સરકાર, સ્થાનિક સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, આ આકટના ઠરાવો, પરિશિષ્ટમાં નિરદિષ્ટ કરેલાં પક્ષી,અથવા જનાવરો શિવાયનાં જે જાતનાં જંગલી પક્ષી અથવા જનાવરનું, પોતાના મત પ્રમાણે, રક્ષણ અથવા સંભાળ કરવાનું ઇષ્ટ હોય તે કોઇપણ જાતનાં જંગલી પક્ષી અથવા જનાવરોને લાગુ કરવાને મુખત્યાર છે.

૩. સ્થાનિક સરકાર, સ્થાનિક સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, આ આકટ લાગુ હોય એવી કોઇ પણ જાતનાં જંગલી પક્ષી અથવા જનાવરના સંબંધમાં અથવા એવી જાતનાં સ્ત્રી જાતીનાં અથવા અપુર્ણ સ્થિતિમાંના જંગલી પક્ષી અથવા જનાવરના સંબંધમાં આખું વર્ષ અથવા તેનો કોઇપણ ભાગ, પોતાના તાબામાંના સઘળા મુલકમાં અથવા તેના કોઇપણ ભાગમાં, બંધીની મોસમ છે એવું ઠરાવવાને મુખત્યાર છે; અને આમાં હવે પછી આપેલા ઠરાવોને પાત્ર,એવી બંધીની મોસમમાં તથા એવા જાહેરનામામાં નિરદિષ્ટ કરેલા પ્રદેશની અંદર કોઇ પણ શખસ નીચે પ્રમાણે કરશે તોતે ગેરકાયદા સર થશે, એટલે

( અ ) એવા કોઇપણ પક્ષી અથવા જનાવરને પકડશે, અથવા એવી બંધીની મોસમની અગાઉ પકડાયલાં નહિ હશે એવાં સદરહુ પ્રકારનાં કોઇપણ પક્ષી અથવા જનાવરને મારી નાંખશે; ( બ ) એવી બંધીની મોસમ અગાઉ પકડાયલાં નહિ હશે અથવા મારી નાંખવામાં આવેલાં નહિ હશે એવાં સદરહુ પ્રકારનાં કોઇપણ પક્ષી અથવા જનાવરને અથવા તેના માંસને વેચશે અથવા ખરીદ કરશે અથવા વેચવા અથવા ખરીદવા માંડશે, અથવા કબજામાં લેશે; ( ક ) એવી બંધીની મોસમ દરમિયાન પકડાયલાં અથવા મારી નાંખવામાં આવેલાં સદરહુ પ્રકારનાં કોઇ પણ પક્ષીનાં પીછાં કાઢવામાં આવ્યાં હોય તો તે પીછાં વેચશે અથવા ખરીદ કરશે, અથવા વેચવા અથવા ખરીદ કરવા માંડશે, અથવા કબજામાં લેશે.

૪. (૧) જે કોઇ શખસ ૩ જી કલમનું ઉલ્લંઘન કરીને કાંઇ પણ કૃત્ય કરશે અથવા કરવાની કોશિશ કરશે તેને પચાસ રૂપીઆ સુધીના દંડની શીક્ષા થશે.

( ૨ ) જે કોઇ શખસ ઉપર આ કલમ મુજબનો ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયા પછી પાછો તેજ કલમ મુજબ ગુન્હો સાબીત થયાનો ઠરાવ થશે તેને, પછીના દરેક ઠરાવ માટે એક મહીના સુધીની કેદની, અથવા એકસો રૂપીઆ સુધીના દંડની અથવા એ બન્ને શિક્ષા થશે.

૫. (૧) જ્યારે કોઇપણ શખસ ઉપર આ આકટ મુજબ શિક્ષા થઇ શકે એવો ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય ત્યારે, એવો ઠરાવ કરનાર માજીસ્ટ્રેટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે, જે કોઇ પણ પક્ષી અથવા જનાવરના સંબંધમાં એવો ગુન્હો થયો હોય તે પક્ષી અથવા જનાવર અથવા એવા પક્ષી અથવા જનાવરનું માંસ અથવા બીજો કોઇ પણ ભાગ સરકાર દાખલ કરવાં.

( ૨ ) એવા ગુન્હા માટે ૪ થી કલમ મુજબ જે શિક્ષા ઠરાવી છે તે શિક્ષા ઉપરાંત એવી રીતે સરકાર દાખલ કરવાનો હુકમ કરવાનો અધિકાર છે.

૬. પ્રેસિડન્સી માજીસ્ટ્રેટની અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટથી ઉતરતા દરજ્જાની કોઇપણ કોર્ટે આ આકટ વિરૂદ્ધ ગુન્હાનો ઇનસાફ કરવો નહીં.

૭. જ્યારે સ્થાનિક સરકારનો એવો મત હોય કે ૩ જી કલમની રૂએ જે કાંઇપણ કૃત્ય કરવાનું ગેરકાયદેસરનું છે એમ જાહેર કર્યું હોય તેવું કોઇ પણ કૃત્ય કરવું તે શાસ્ત્રીય શોધના હિતની ખાતર ઇષ્ટ છે ત્યાં તેવું કૃત્ય કરવાનો હક લાઇસન્સ ધારણ કરનારને મળે એવું લાઇસન્સ, પોતે નાંખે તે શરતો તથા બંધનોને પાત્ર, કોઇપણ શખસને આપવાને તે સરકાર મુખત્યાર છે.

૮. આ આકટમાંનો કોઇપણ ઠરાવ, જે કોઇપણ શખસ પોતાના અથવા બીજા કોઈ શખસના બચાવમાં એકાદા જંગલી જનાવરને પકડે અથવા મારી નાંખે તો તેના તેવા કૃત્યને અથવા મિલકતના ખરેખર બચાવ સારૂ કોઇપણ જંગલી પક્ષી અથવા જનાવરને પકડે અથવા મારી નાંખે તો તેના તેવા કૃત્યને લાગુ પડશે નહિ એમ સમજવું.

૯. સન ૧૮૮૭ નો જંગલી પક્ષીના રક્ષણનો આકટ આ ઉપરથી રદ કર્યો છે.

## પરિશિષ્ટ.

(૧) ઘોરાડ, બતક, ફ્લોરીકન, રાની મરઘાં, તિત્તર, મોર અથવા ઢેલ, તુર્કી મરઘો, કબુતર, લાવરી, બતેર, સારસ, સ્પર ફાઉલ, વુડકોક, બગલાં, ઇગ્રેટ, નીલકંઠ (રોલર), જલકુકડા.

(૨) કલિયાર (એન્ટિલોપ) ગધેડાં, જંગલી ભેંસ, (બીસન), ભેંસ અથવા પાડા, હરણ, ઘણી ચળકતી આંખોવાળા સુંદર હરણ (ગાઝલ), બકરાં, સસલાં, ગાય, આંવા, બળદ, ગેંડા અને મેંઢાં.

# હિંદુસ્તાનનો પુરાવાનો કાયદો

## સને ૧૮૭૨ ના એકટ ૧ લો. (એવીડેન્સ એકટ.)

### ભાગ ૧ લો—હકીકતનું લાગુપણું. બાબ ૧ લો—પ્રથમના વિષય.

---

૧ આ આકટને "સને ૧૮૮૨ ના હિંદુસ્તાનનો પુરાવાનો કાયદો" એવું નામ આપ્યું છે. આ આકટ સઘળા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે. તથા કોર્ટ મારશલ સુધાંની હરકોઇ કોરટમાં અથવા કોરટની રૂબરૂ જે ઇન્સાફી કામો ચાલે તે સર્વે કામોન લાગુ છે, પરંતુ હરકોઇ કોરટને અથવા અમલદારને આ ફીડેવીટ લખી આપવામાં આવે તેને અથવા લવાદની રૂબરૂ કામ ચાલે તેને તે લાગુ નથી.

**ટીકા**—હીંદુસ્તાન બહાર પણ—ઝાંઝીબાર, ઇરાનનો કિનારો અને બેટો, સોમાલી લેન્ડ, ટેકટર, ઇસ્ટ આફ્રિકા પ્રોટેકટરમાં પણ લાગુ છે.

૨ સદરહુ તારીખથી નીચે લખેલા કાયદા રદ કર્યા છે. (૧) બ્રિટિશ ઇંડિયામાં અમલમાં હોય તેવા કોઈ પણ સ્ટાટીયુટ આકટ કીંવા કાયદામાં લખ્યા ન હોય એવા જે પુરાવાના નિયમો હોય તે તમામ (૨) સન ૧૮૬૧ ના હિંદુસ્તાનની કૌંસિલના આકટની ૨૫ મી કલમ મુજબ જે નીયમોને જેટલી યોગ્યતા મળી હોય તેવા સર્વે નિયમો કે કાયદા કાનુનો.

૩ આ આકટમાં નીચે લખેલા શબ્દો વાપરવામાં આવ્યા છે. તેનો અર્થ નીચે લખ્યા મુજબ ઠરાવ્યો છે.

**'કોરટ'**—એ શબ્દમા સર્વ જડજોનો, માજીસ્ટ્રેટોનો તથા લવાદ સિવાય જે બીજા સખસોને પુરાવો લેવાના કાયદા મુજબ અધિકાર હોય તે સર્વ સખસનો સમાવેશ થાય છે.

**'હકીકત'**—એ શબ્દના અર્થમાં (૧) હરકોઇ વસ્તુની સ્થિતિ અથવા એક વસ્તુનો બીજી વસ્તુ સાથેનો સંબંધ જેનું જ્ઞાન ઇંદ્રિયો વડે થઇ શકે એવું હોય તે [૨] મનની જે સ્થિતિનું ભાન કોઇ સખસને હોય તેવી હરકોઇ સ્થિતિ.

**દ્રષ્ટાંતો** (૧) અમુક વસ્તુઓ અમુક ઠેકાણે ગોઠવેલી છે એ એક હકીકત છે. [૨] અમુક વાત કોઇ એક માણસે સાંભળી અથવા જોઇ એ હકીકત છે. (૩) એક માણસ અમુક શબ્દ બોલ્યો એ હકીકત છે. (૪) કોઇ માણસનો અભિપ્રાય અમુક છે. અથવા તેનો ઈરાદો અમુક છે અથવા તે શુદ્ધ બુદ્ધિથી કામ કરે છે, કીંવા અર્થ સમજીને તેનો ઉપયોગ કર્યો છે. અથવા ઇંદ્રિયો વડે મનમાં અમુક પદાર્થનો અમુક બોધ અમુક વખતે થયાનું તેને ભાન હતું અથવા છે, એ હકીકત છે. (૫) કોઈ માણસની આબરૂ પ્રતીષ્ટા અમુક રીતની છે. એ એક હકીકત છે.

**'લગતી'**—હકીકતના લાગુપણા વીશે આ આકટમાં જે નિયમોમાં કહેલી કોઇપણ રીતે એક હકીકત બીજી હકીકત સાથે સંબંધ રાખતી હોય ત્યારે હકીકત મજકુર સદરહુ બીજી હકીકતને લગતી છે એમ સમજવું.

**'મુદ્દાની હકીકત'**—એ સબ્દ પ્રયોગનો અર્થ નીચે મુજબ થાય છે. તથા તેમાં નીચે મુજબની બાબતોનો સમાવેશ થાય છે. કાઇ હક અથવા જવાબદારી, અથવા અસક્ત છે કીંવા નથી, એવી કોઇ મુકરદમામાં અથવા કામમાં તકરાર હોય તે હક, અથવા જવાબદારી અથવા અશક્તતા છે કીંવા નથી કીંવા કેવા પ્રકારની છે; કીંવા કેટલે દરજ્જે છે એવું જે હકીકત ઉપરથી માત્ર તે જ હકીકત વડે અથવા બીજી હકીકતોને સબંધે, અવશ્ય નીકળે યાને માલુમ પડે તે હકીકત મુદ્દાની હકીકત કહેવી.

**ખુલાસો**—દીવાની કામ ચલાવવાની રીત બાબતના જેના વખતના ચાલુ કાયદા પ્રમાણે કોઈ દીવાની કોરટ કોઇ હકીકત બાબત મુદ્દા દફતરમાં નોંધે તેવા મુદ્દાના જવાબમાં જે હકીકત સ્થાપન

કરવાની હોય, કીંવા જે હકીકતનો ઇન્કાર કરવાનો હોય, તે હકીકતને પણ મુદ્દાની હકીકત સમજવી.

**દૃષ્ટાંતો:—અ** ના ઉપર બ નું ખુંન કરવાનું તોહોમત છે. તેમાં અ ઉપરની તજવીજમાં નીચે લખેલી હકીકત મુદ્દાની હોઇ શકે; **અ** એ **બ** નું મોત આણ્યું. **અ** નો ઇરાદો **બ** નું મોત આણવાનો હતો. **બ** એ **અ** ને ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન કર્યો હતો, જે કૃત્યથી **બ** નું મોત થયું તે કૃત્ય કરતી વખતે દીવાનગીરીના સબબથી પોતે કેવું કામ કરે છે, તે **બ** જાણી શકતો નહોતો.

'**દસ્તાવેજ**' એ શબ્દ વડે કોઇપણ બાબત સમજવી, જે બાબત કોઇપણ વસ્તુ ઉપર અક્ષર, અંક કે ચીન્હ વડે અથવા એ માંહેના એકથી વધારે સાધનો વડે, સમજાવી અથવા બ્યાન કરેલી હોય અને જે સાધનો તે બાબતના દસ્તાવેજી દાખલા રાખવા સારૂ વાપરવાનો ઇરાદો કર્યો હોય અથવા વપરાય.

**દૃષ્ટાંતો**—કોઇ લખાણ એ દસ્તાવેજ છે. જે શબ્દો ઠસ્સાના છાપવાથી અથવા શીલા છાપથી છાપ્યો હોય અથવા ફોટોગ્રાફ પરથી લીધા હોય તે શબ્દો દસ્તાવેજ છે, એમ સમજવું. દેશનો નકશો અથવા પ્લાન એ દસ્તાવેજ છે આ વ્યાખ્યા પીનલકોડની ૨૯ મી કલમ દસ્તાવેજની વ્યાખ્યા આપી છે તેના જેવીજ છે. "તે બાબતના પુરાવા તરીકે" એ શબ્દોને બદલે છેલ્લા સાત શબ્દો મુકવામાં આવ્યા છે.

**પુરાવો**—એ શબ્દોનો અર્થ—(૧) જે હકીકત વીષે ચોકશી ચાલતી હોય તે હકીકતને સંબંધે કોર્ટ પોતાની રૂબરૂ સાહેદોને જે મજકુર કહેવાની પરવાનગી આપે અથવા જે મજકુર કહેવાની તેને ફરજ પાડે તેવો સઘળો મજકુર આ મુજબ કહેલ મજકુરને મુખજુબાની પુરાવો કહેવો; (૨) જે દસ્તાવેજ કોર્ટને તપાસવા સારૂ હાજર કરવામાં આવે તે સર્વે એવા દસ્તાવેજને દસ્તાવેજી પુરાવો કહેવો.

દસ્તાવેજ શીવાય બીજી સર્વ પાર્થિવ Material ચીજો કોર્ટને જોવા સારૂ રજુ કરવામાં આવી હોય તે એ શબ્દો પુરાવાના આકટના અસલ બીલમાં હતા. એને મટીરીઅલ પુરાવો કહે છે. આવા પુરાવાનું એક દષ્ટાંત હથીઆર અથવા બીજી મિલકતની જણસ જે ફોજદારી કાયદાની કલમ ૧૦૮પ્રમાણે કોર્ટમાં રજુ કરવામાં આવે છે તે છે બીજી જાતનો મટીરીઅલ પુરાવો જગ્યાની તપાસ છે. દીવાની કાયદાની કલમ ૩૯૨ પ્રમાણે ન્યાયાધિશે પોતે સ્થાનિક તપાસ કરવાની છે. અને ફોજદારી કાયદાની કલમ ૨૫૩ પ્રમાણે જે ઠેકાણે ગુન્હો થયો હોય તે અગર તજવીજમાં મુદ્દાની વાત હોય તે જ્યાં બની હોય તે જગ્યા જ્યુરી અગર આસેસરો જોઇ શકે છે.

**સાબીત થઇ**—જ્યારે કોર્ટની રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વિચાર કરતાં અમુક હકીકત બનેલી છે એવું કોર્ટના માન્યામાં આવે અથવા કોર્ટની નજરમાં આવે કે તે હકીકત બની નથી એ વાત એવી તો સંભવિત છે કે અમુક તે કામની કેફીયત જોઇને કોઇ સમજદાર માણસે કાંઇ હકીકત મજકુર બની છે એવી ધારણા ઉપર અમલ કરવો જોઇએ, ત્યારે તે હકીકત સાબીત થઇ એમ સમજવું,

**ગેરસાબીત**—જ્યારે કોર્ટની રૂબરૂ જે બાબતો રજુ હોય તે ઉપર વિચાર કરતાં અમુક હકીકત બનેલી નથી એવું કોર્ટના મનમાં આવે અથવા કોર્ટની નજરમાં એમ આવે કે તે હકીકત બની નથી એ વાત એવી તો સંભવીત છે કે અમુક તેજ કામની કેફીયત જોઇને કોઇ સમજદાર માણસે હકીકત મજકુર બની નથી એવી ધારણા ઉપર અમલ કરવો જોઇએ, ત્યારે તે હકીકત ગેર સાબીત થઇ એમ સમજવું.

**નાસાબીત**—જ્યારે કોઇ હકીકત સાબીત થઇ ન હોય અથવા ગેર સાબીત થઇ ન હોય ત્યારે તે ના સાબીત થઇ એમ સમજવું.

૪ અમુક હકીકત બની છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખ્ત્યાર છે, એમ આ આકટમાં જ્યારે ફરમાવ્યું હોય ત્યારે તે હકીકત ગેર સાબીત કરવામાં અનુમાન કરવામાં ન આવે તો તથા જ્યાં સુધી ગેર સાબીત ન થાય ત્યાં સુધી તે હકીકત સાબીત થઇ છે એવું માનવાને અથવા તેની સાબીતી માગવાને કોર્ટ મુખ્ત્યાર છે. અમુક હકીકત બની છે, એવું કોર્ટે અનુમાન કરવું એવું જ્યારે ફરમાવવામાં આવ્યું હોય ત્યારે કોરટે તે હકીકત ગેર સાબીત કરવામાં ન આવે તો, તથા જ્યાં સુધી ગેરસાબીત ન થાય ત્યાં સુધી તે સાબીત થઇ છે એમ માનવું. અમુક હકીકત બીજી હકીકતની નિર્ણય કારક સાબીતી છે એવું આ આકટમાં જ્યારે ફરમાવ્યું હોય, ત્યારે સદરહુ એક હકીકત સાબીત થાય તો સદરહુ બીજી હકીકત સાબીત થઇ એવું કોર્ટે ગણવું, અને તે બીજી હકીકત ગેરસાબીત કરવા સારૂ પુરાવો આપવાની

પરવાનગી કોર્ટે આપવી નહીં.

**૫** પ્રત્યેક મુદ્દાની હકીકત બની છે કીંવા બની નથી તેનો તથા જે હકીકતો લગતી છે એવું આકટમાં નીચે ઠરાવવામાં આવ્યું છે કે તેવી બીજી હકીકતોનો પુરાવો હરકોઇ મુકદમામાં કીંવા કામમાં આપી શકાય છે, એ શીવાય બીજી કોઇ હકીકતોનો પુરાવો આપી શકાતો નથી.

**ખુલાસો:**— દીવાની કામ ચલાવવાની રીત બાબતના જેના તે વખતના ચાલુ કાયદાના હરકોઇ ઠરાવ ઉપરથી કોઇ એક સખસનો એકાદી હકીકતનો પુરાવો આપવાનો હક ન હોય તો તે હકીકતનો સખસ મજકુર આ કલમ ઉપરથી આપી શકે છે. એમ સમજવું નહિ.

**દૃષ્ટાંતો**—મોત આણુવાના ઇરાદાથી **બ** ને ડંગોરા વતી મારે ને તેનું ખુન કરવા બાબત **અ** ના ઉપર તજવીજ ચાલે છે. સદરહુ તજવીજ વખતે નીચે લખેલી હકીકત મુદ્દાની હકીકત છે;—(અ) **અ** એ **બ** ને ડંગોરા વતી માર્યો. **અ** એ **બ** નું મોત સદરહુ પ્રમાણે માર મારીને આણુયું. **અ** નો ઇરાદો **બ** નું મોત આણુવાનો હતો. ( **બ** ) એક વાદી જે ખત ઉપર આધાર રાખે છે, તે ખત તે પોતાની સાથે લાવીને મુકદમાની પહેલી રજુઆતની વખતે હાજર કરવાને સારૂ પોતાની પાસે તૈયાર રાખતો નથી. કામ ચાલ્યા પછી બીજે વખતે પછાડીથી દીવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં જે નિયમો ઠરાવ્યા છે, તે નિયમોની વિરૂદ્ધ બીજી રીતે વાદીથી ખત મજકુર આ કલમ ઉપરથી હાજર કરી શકાય છે, અથવા તેનો મજકુર સાબીત કરી શકાય છે, એમ સમજવું નહીં.

**૬** જે હકીકતો મુદ્દાની ન હોય પણુ તેનો કોઇ મુદ્દાની હકીકત સાથે એવો સબંધ હોય કે તે એક જ પ્રકારનું અંગ યાને એકજ કાર્યનો ભાગ છે, તો તે હકીકતો લગતી છે એમ સમજવું, પછી તે એકજ ઠેકાણે તથા એકજ વખતે બની હોય કીંવા જુદે જુદે વખતે તથા જુદે જુદે ઠેકાણે બની હોય તેની ચિંતા નથી.

**દૃષ્ટાંતો**—( **અ** ) **બ** ને માર મારીને તેનું ખુન કર્યું એવું તહોમત **અ** ઉપર છે. **અ** કીંવા **બ** કીંવા પાસે ઉભેલા લોકોએ મારતી વખતે અથવા ત્યાર પછી થોડીવાર ઉપર એવું ગમે તે કાંઇ કહ્યું અથવા કર્યું કે તે કહેવું અથવા કરવું એ સદરહુ ખુનના પ્રકરણુ કીંવા કાર્યનું અંગ યાને ભાગ હોય તો તે કહેવું અથવા કરવું લગતું છે. એમ સમજવું.

( **બ** ) હથીયાર બંધ લોકોએ બંડ ઉભું કર્યું તેમાં સામીલ થયાથી રાણીની સામે લડાઇ કરવાનું તહોમત **અ** ઉપર છે. તે બંડમાં બંડ ખોરોએ માલ મીલકતનો નાશ કર્યો. તથા લશ્કરના ઉપર હલ્લા કર્યા તથા કેદખાનાં ફોડયાં, સદરહુ હકીકતો બની તે સર્વે જગોએ **અ** હાજર ન હોય તો પણુ તે હકીકતો બન્યાની વાત લગતી છે, કારણુ કે એકંદરે જે પ્રકરણુ યાને કાર્ય થયું તેનાં તે અંગ યાને ભાગ છે.

( **ક** ) કાંઇ કાગળ પત્ર લખવામાં આવ્યા હતા તે પૈકી એક પત્રમાં આબરૂ લેવાનું લખાણુ કરવા બદલ **અ** એ **બ** ના ઉપર દાવો કર્યો છે. જે બાબત ઉપરથી સદરહુ આબરૂ લેવાનું લખાણુ ઉત્પન્ન થયું તે બાબતમાં પક્ષકારો મજકુરે એક બીજાને જે પત્રો લખ્યા હોય, તે પત્રો જો સદરહુ લખવામાં આવેલા જે કાગળ પત્રમાં આબરૂ લેવાનું લખાણુ છે, તે કાગળમાંની યાને તેના ભાગ હોય તો તેમાં ખુદ સદરહુ આબરૂ લેવાનું લખાણુ ન હોય તો પણુ તે સર્વે લગતાં છે.

( **ડ** ) અમુક માલ **બ** ની પાસેથી મંગાવ્યો હતો તે **અ** ને સ્વાધિન કરવામાં આવ્યો હતો કે નહીં એવી તકરાર છે, માલ વચમાં દરમીયાન કેટલાક સખસોને એક પછી એક અનુક્રમે સ્વાધિન કરવામાં આવ્યો હતો, સદરહુ દરેક માણુસને માલ સ્વાધિન કર્યો એ દરેક હકીકત લગતી છે. **૭** જે હકીકતો લગતી કીંવા મુદ્દાની હકીકતનું કીંવા બીજી રીતનું પ્રયોજન કારણુ અથવા ફળ યાને પરીણુામ હોય, અથવા વસ્તુઓની જે સ્થિતિને સંબધે હકીકત મજકુર બની તે સ્થિતિ હોય અથવા જે ઉપરથી હકીકત મજકુર બનવાને કીંવા કરવાને પ્રસંગ મળી આવ્યો હોય, તે હકીકતો લગતી છે એમ સમજવું.

**દૃષ્ટાંત**—( **અ** ) તકરાર એવી છે કે **અ** એ **બ** ની પાસેથી અપહરણુ કર્યું કે નહીં. તેમાં અપહરણુ થયું તે પહેલાં થોડીવાર ઉપર **બ** મેળામાં ગયો હતો. તે વખતે તેની પાસે પૈસા હતા. તેથી

તે પૈસા તેણે બીજા સખસોને બતાવ્યા હતા. અથવા મારી પાસે પૈસા છે એવું બીજા સખસોને કહ્યું હતું, એ હકીકતો લગતી છે.

( બ ) તકરાર એવી છે કે, અ એ બ નું ખુન કર્યું કે નહીં. તેમાં ખુન થયું તે ઠેકાણે અથવા તે નજદીક જમીનની ઉપર વળગ્યા જુમીનાં નીશાન પડયાં છે, એ હકીકત લગતી છે.

( ક ) તકરાર એવી છે કે, અ એ બ ને ઝેર દીધું કે નહીં, તેમાં ઝેર આપ્યાથી જે ચિન્હો થાય છે તે અગાઉ બ ની તબીયતની સ્થિતિ કેવી હતી તથા બ ની ટેવ શી હતી એ અ ને માલમ હતું તેથી ઝેર આપવાની સંધી મળી એ હકીકત લગતી છે.

૮ જે હકીકત ઉપરની મુદ્દાની કીંવા લગતી હકીકતો કરવાનો હેતુ કીંવા તૈયારી માલુમ પડે, અથવા જે હકીકત સદરહુ મુજબનો હેતુ કીંવા તૈયારી હોય, તેવી હરકોઇ હકીકત લગતી છે એમ સમજવું. હરકોઇ મુકદમાને અથવા કામને સંબંધે અથવા તે માંહેની મુદ્દાની કીંવા લગતી હકીકતને સંબંધે. એવા મુકદમાના અથવા હરકોઇ પક્ષકારની અથવા તે પક્ષકારના હરકોઇ મુખ્તીઆરની વર્ત્તણુંક તથા કાંઇ ગુન્હા બદલ, કાંઇ પણ કામ ચાલતું હોય તે ગુન્હો જે સખસના ઉપર યાને વિરૂદ્ધ બન્યો હોય તે સખસની વર્ત્તણુંક લગતી છે.

ખુલાસો ૨ જો—જ્યારે કોઇ સખસની વર્ત્તણુંક લગતી હોય, ત્યારે જે મજકુર તેને અથવા તેની રૂબરૂ તથા તે સાંભળી શકે એવી રીતે કહેવામાં આવે અને તે મુજબ કહેવાથી સદરહુ વર્તણુંકમાં કાંઇ ફેર પડે એવું હોય તો તે મજકુર લગતો છે એમ સમજવું.

દ્રષ્ટાંતો—બ નું ખુન કર્યા બાબત અ ના ઉપર તજવીજ ચાલે છે. તેમાં અ એ ક નું ખુન કર્યું એ વાત બંને માલુમ હતી, તથા પોતાને વાત માલુમ હતી, તે વાત પ્રકટ કરવાની ધાસ્તી આપીને અ ની પાસે પૈસા કઢાવવાનો બ એ પ્રયત્ન કર્યો હતો. એ હકીકતો લગતી છે, (બ) પૈસા વસુલ કરવા સારૂ અ એ બ ઉપર એક ખત ઉપરથી દાવો માંડયો છે. ખત લખી આપ્યાનો બ ઇન્કાર કરે છે. તેમાં જે વખતે તકરારી ખત થયાનું કહે છે, તે વખતે બ ને અમુક કારણસર પૈસાની જરૂર હતી એ હકીકત લગતી છે. (ક) બ ને ઝેર ખવડાવીને તેનું ખુન કર્યા બદલ અ ના ઉપર તજવીજ ચાલે છે; તેમાં બ ને ઝેર ખવડાવવામાં આવ્યું છે, તેજ જાતનું ઝેર અ એ બ ના મરવા પહેલાં મેળવ્યું હતું એ હકીકત લગતી છે. (ડ) તકરાર એવી છે કે અમુક દસ્તાવેજ અ નું મૃત્યુંપત્ર છે કે નહિ. તેમાં તકરારી મૃત્યુપત્રમાં જે બાબતના ઠરાવ કર્યા છે, તે વીશે જે તારીખે સદરહુ તકરારી મૃત્યુપત્ર થયું તે તારીખની પહેલાં થોડા દીવસ ઉપર અ એ કાંઇ તપાસ કરી હતી. તથા મૃત્યુપત્ર મજકુર કરવાની બાબતમાં તેણે વકીલની સલાહ લીધી હતી. તથા તેણે બીજા મૃત્યુપત્રના ખરડા કરાવ્યા હતા, પરંતુ તે તેણે પસંદ કર્યા નહીં, એ હકીકતો લગતી છે; (ઇ) અ ના ઉપર એક ગુન્હો કર્યાનું તહોમત છે, તેમાં ગુન્હો કર્યાનું કહેવામા આવે છે, તેની પહેલાં કીંવા તે વખતે પછી અ એ એવો પુરાવો આણ્યો કે તે ઉપરથી મુકદમાની હકીકતનું સ્વરૂપ બ ને પોતાને ફાયદો થાય એવું બને, કીંવા તેણે પુરાવાનો નાસ કર્યો. કીંવા છુપાવ્યો. કીંવા જે સખસો સાહેદ હોત તે સખસોને હાજર થવાનો અટકાવ કર્યો કીંવા તે ગેરહાજર રહે એવી તજવીજ કરી, કીંવા ગુન્હા મજકુર બાબત ખોટી સાહેદી આપવાનું કોઇ સખસોને શીખવ્યું એ હકીકતો લગતી છે. (ફ) તકરાર એવી છે કે, અ એ બ ની પાસેથી અપહરણ થયા પછી ક એ અ ની રૂબરૂ એમ કહ્યું કે, જે માણસે બ ની પાસેથી અપહરણ કર્યું છે તે માણસને શોધી કાઢવા સારૂ પોલીસના માણસ આવે છે, તથા એમ કહ્યા પછી લાગલોજ અ નાસી ગયો, એ હકીકતો લગતી છે, (ગ) તકરાર એવી છે કે, અ ને બ ના રૂપીયા દશહજાર દેવા છે કે નહીં, તેમાં અ એક પાસેથી કરજાઉ રૂપીયા માગ્યા તથા ડ એ ક ને અ ના રૂબરૂ તથા તે સાંભળે એવી રીતે કહ્યું જે 'હું' તમને એવી સલાહ આપું છું કે, અ ઉપર ભરોંસો રાખવો નહીં, કારણ તેને બ નું દેવું રૂપિઆ દશ હજારનું છે." અને અ કાંઇ જવાબ ન આપતાં ચાલતો થયો, એ હકીકત લગતી છે (હ)તકરાર એવી છે કે અ એ ગુન્હો કર્યો છે કે નહીં. તેમાં ગુન્હેગારને શોધી કાઢવા બાબતની ચોકસી ચાલી છે એવી સુચનાનું પત્રક પહોંચાડયા પછી અ છુપાઇ

બેઠો, એ હકીકત તથા પત્રમાં લખેલો મજકુર એ હકીકત લગતી છે; (આઇ) અ ઉપર કોઈ એક ગુન્હો કર્યાનું તહોમત છે. તેમાં જે ગુન્હાનું તહોમત છે તે ગુન્હો બન્યા પછી અ છુપાઇ બેઠો અથવા ગુન્હો મજકુર કરીને મેળવેલી મીલ્કત કીંવા તે મીલકતથી ઉપજેલા પૈસા અ ના કબજામાં હતાં કીંવા જે વસ્તુ તે ગુન્હો કરવાના કામમાં વાપરવા સરખી હોય કીંવા વાપરેલી હોય તે છુપાવવાની કોશીષ કરી એ હકીકતો લગતી છે, (જ) તકરાર એવી છે કે અ ની સાથે બળાત્કાર સંભોગ અમુક સખસે કર્યો છે કે નહીં, તેમાં સદરહુ કહ્યા મુજબનો સંભોગ થયા પછી થોડે એક વખતે તે ઓરતે તે ગુન્હા વિશે ફરિયાદ કરી એ હકીકત, તથા જે બીના ઉપરથી તથા જે લખાણ લખીને ફરીયાદ મજકુર કરી એ હકીકત, લગતી છે. ફરીયાદ કર્યા વગર ઓરત મજકુરે એવું કહ્યું કે કોઇ સખસે મારી સાથે બળાત્કાર સંભોગ કર્યો, એ હકીકત આ કલમ પ્રમાણે વર્તણુંક તરીકે લગતી થઇ શકે છે; કલમ ૩૨ ની રકમ(૧) મુજબ મરતી વખતના ઇકરાર તરીકે હોય તો,અથવા કલમ ૧૫૭ મુજબ પુષ્ટી કારક પુરાવા દાખલ હોય તો. (ક) તકરાર એવી છે કે, બ ની ઉપર અપહરણ થયું છે કે નહીં, સદરહુ કહ્યા મુજબનું અપહરણ થયા પછી થોડી વારે તેણે ગુન્હા વિશેની ફરીઆદ કરી એ હકીકત, તથા જે બીના ઉપરથી તથા જે લખાણ કરીને ફરીઆદ મજકુર કરી તે હકીકત લગતી છે. ફરીયાદ કર્યા સિવાય તેણે એવું કહ્યું કે મારી પાસેથી અપહરણ થયું એ હકીકત આ કલમ મુજબ વર્તણુંક તરીકે લગતી નથી, પરંતુ તે નીચે મુજબ હોય તો તે લગતી થઇ શકે છે. કલમ ૨૨ ની રકમ (૧) મુજબ મરતી વખતના ઇકરાર તરીકે હોય તો, કીંવા કલમ ૧૫૭ મુજબ પુષ્ટીકારક પૂરાવા તરીકે તે હોય તો.

૯ કોઇ મુદ્દાની કીંવા લગતી હકીકતનો ખુલાસો કરવા સારૂ કીંવા તેના કામમાં પ્રવેશ કરાવવા સારૂ જે હકીકતની જરૂર હોય તે હકીકત અથવા કોઇ મુદ્દાની કીંવા લગતી હકીકત ઉપરથી જે ધારણા નીકળતી હોય, તેને જે હકીકત ઉપરથી મજબુતી મળતી હોય કીંવા તે રદ થતી હોય તે હકીકત અથવા હરકોઇ વસ્તુ કીંવા સખસને ઓળખવું એ વાત લગતી હોય તો તે એક રૂપતા જે હકીકત ઉપરથી સ્થાપન થતી હોય તે હકીકત, અથવા હરકોઇ તકરારી કીંવા લગતી હકીકત જે વખતે કીંવા જે ઠેકાણે બની તે વખત કીંવા ઠેકાણું જે હકીકત ઉપરથી મુકરર થતું હોય તે હકીકત જે પક્ષકારોથી બની તે પક્ષકારોનો સંબંધ જે હકીકત ઉપરથી માલમ પડે તે હકીકત, એ સર્વે હકીકતો સદરહુ કામ સારૂ તેને જરૂર હોય તેટલે દરજ્જે લગતી છે એમ સમજવું.

**દૃષ્ટાંતો**—( અ ) તકરાર એવી છે કે અમુક દસ્તાવેજ અ નું મૃત્યુ પત્ર છે કે નહીં. તકરારી મૃત્યુ પત્રની તારીખે અ ની મીલકતની તથા તેના કુટુંબની સ્થિતિ કેવી હતી તે હકીકત લગતી છે (બ) ફજેતી થાય એવી વર્તણુંક અ ચાલ્યો એવો આરોપ મૂકીને આબરૂ લીધા બાબત અ એ બ ઉપર દાવો કર્યો છે. બ એવું કહે છે જે, જે વાત આબરૂ લેવા જેવી કહેવામાં આવે છે, તે વાત સાચી છે. તકરારી આબરૂ લેવા જેવી વાત પ્રગટ કરી તે વખતે સદરહુ પક્ષકારોની સ્થિતિ તથા સંબંધ કેવી રીતનાં હતાં એ હકીકત મુદ્દાની હકીકતના કામમાં પ્રવેશ કરવા સારૂ લગતી છે.

૧૦ કાંઇ ગુન્હો કીંવા દાવો ચાલવા લાયક અપકારકનું કૃત્ય કરવા સારૂ બે અથવા વધારે સખસો એ સંપ કર્યો છે, એવું માનવાને યોગ્ય કારણ હોય ત્યારે સદરહુ સખસો પૈકી કોઇ એકાએક સખસે તે લોકોના સામાન્ય ઇરાદાને સંબંધે ઇરાદો મજકુર પ્રથમ તેમાંના હરકોઇ એક સખસે કીધા પછી કાંઇ કહ્યું, કીંવા કર્યું, કીંવા લખ્યું હોય તો, એવો સંપ કરનાર હરકોઇ સખસ સંપ મજકુરમાં સામીલ હતો તે બતાવવા સારૂ તેમજ સદરહુ મુજબ સંપ થયો છે એવું સાબીત કરવાને સારૂ સદરહુ કહેલી, કરેલી અથવા લખેલી વાત જે સખસોએ સંપ કર્યાનું માન્યામાં હોય તેવા પ્રત્યેક સખસ વિરૂદ્ધ લગતી છે.

**દૃષ્ટાંત** ( અ ) રાણીના વિરૂદ્ધ લડાઇ કરવા સારૂ સંપ કરવામાં આવ્યો છે તેમાં અ સામીલ થયો છે એવું માનવાને યોગ્ય કારણ છે. તેમાં જે કારણને સારૂ સદરહુ સંપ થયો છે તે કારણને વાસ્તે બ એ યુરોપથી હથીઆરો મંગાવ્યાં, તથા તેજ કારણને સારૂ ક એ કલકત્તા મધે પૈસા એકઠા

કર્યા, તથા સંપ મજકુરમાં સામીલ થવા ડ એ મુંબાઇમાં લોકોને સમજાવ્યા, તથા જે કામ કરવાનો વિચાર છે તે કરવું યોગ્ય છે, એવા વાદીના લખેલા કાગળો ઈ એ આગરામાં પ્રસીદ્ધ કર્યા, તથા જે પૈસા ક એ કલકત્તા મધે એકઠા કર્યા હતા તે ફ એ દીલ્હીથી ગ ઉપર કાબુલ મોકલાવ્યા તથા સંપ મજકુરના હેવાલનો પત્ર હ એ લખ્યો તેમાં મજકુર એ પ્રત્યેક હકીકત સંપ થયો છે. એ વાત સાબીત કરવાને સારૂ તથા તેમા અ સામીલ છે એ સાબીત કરવાને સારૂ લગતી છે. પછી તે સર્વે હકીકતોથી અ અજાણ હોય, તથા જે સખસોએ હકીકત મજકુર મુજબ કર્યું, તે સખસોને અ ઓળખતો ન હોય, તથા અ સંપ મજકુરમાં શામીલ થયો તેની અગાડી અથવા તે સંપમાંથી નીકળી ગયો, ત્યાર પછી સદરહુ હકીકતો બની હોય તો ચીંતા નહીં.

૧૧ જે હકીકત બીજી કોઇ રીતે લગતી ન હોય તે જો નીચે મુજબની હોય તો લગતી છે એમ સમજવું (૧) હરકોઇ મુદ્દાની કીંવા લગતી હકીકતથી તે વિરૂદ્ધ હોય તો, (૨) હરકોઇ મુદ્દાની કીંવા લગતી હકીકત બન્યાનો ઘણો સંભવ છે, કીંવા સંભવ નથી એવું, તથા નહીં બન્યાનો ઘણો સંભવ છે કીંવા સભવ નથી એવું, સ્વતંત્ર રીતે તે ઉપરથી, અથવા બીજી હકીકત સાથેના તેના સંબંધ ઉપરથી, માલુમ પડે એવી હોય તો.

દૃષ્ટાંતો—( અ ) તકરાર એવી છે કે અ એ કલકત્તા મધે અમુક દીવસે ગુન્હો કર્યો કે નહીં, તેમાં—સદરહુ તારીખે અ લાહોર મધે હતો એ હકીકત લગતી છે. ( બ ) તકરાર એવી છે કે અ એ ગુન્હો કર્યો છે કે નહીં, તેમાં દેરીઅત એવી છે કે ગુન્હો મજકુર અ, બ, ક, અથવા ડ, એ પૈકી કોઇ એકે કરેલો હોવો જોઇએ, ગુન્હો મજકુર બીજો કોઇ સખશ કરી શકે એમ નહોતું, એવું તથા તે બ, ક, અથવા ડ એ કરેલો નહોતો એવું, જે હકીકત ઉપરથી માલુમ પડે તે પ્રત્યેક હકીકત લગતી છે.

૧૨. જે મુકદમામાં નુકશાનનો દાવો કરેલો હોય તે મુકદમામાં કેટલું નુકશાન આપવું જોઇએ, એ જે હકીકત ઉપરથી કોર્ટ મુકરર કરી શકે તે હકીકત લગતી છે.

૧૩. હરકોઇ હક કીંવા રીવાજ છે કે નથી એ બાબત જ્યારે તકરાર હોય, ત્યારે નીચે લખેલી હકીકત લગતી છે એમ સમજવું.

( અ ) જે કાર્ય ઉપરથી તકરારી હક કીંવા રીવાજ ઉત્પન્ન થયો હોય, અથવા તે ઉપર દાવો બતાવવામાં આવ્યો હોય, અથવા તેમાં કાંઇ ફેરફાર થયો હોય, અથવા તે કબુલ રાખવામાં આવ્યો હોય, અથવા તે છે એમ કહેવામાં આવ્યું હોય, અથવા તેનો ઇન્કાર કરવામાં આવ્યો હોય, તે કાર્ય અથવા જે કાર્ય એવું હોય કે હક કીંવા રીવાજ મજકુર હોય તો કાર્ય મજકુર થયું ન હોય તો તે કાર્ય (બ) હક કીંવા રીવાજ મજકુર ઉપર દાવો બતાવવામાં આવ્યો હોય, અથવા તે કબુલ રાખવામાં આવ્યો હોય, અથવા તેને અમલમાં આણ્યો હોય, અથવા તેને અમલમાં આણતાં તકરાર ઉઠી હોય, અથવા અમલમાં આણ્યો એમ કહેવામા આવ્યું હોય, અથવા તેના અમલથી વિરૂદ્ધ કાંઇ કીધું હોય એવા અમુક દાખલાઓ બન્યા હોય તે દાખલા.

દૃષ્ટાંત—તકરાર એવી છે કે, એનો હક એક માંછલી પકડવાની જગો ઉપર છે કે કેમ એ માંછલી પકડવાની જગા અ ના વડીલોને આપવા બાબતનો લેખ તથા તે જગા અ ના બાપે ગીરો મુકયાની વાત તથા ગીરો મજકુર વીરૂદ્ધ એ જગા અ ના બાપે બીજાને પછવાડેથી આપ્યાની વાત તથા અ ના બાપે હક મુજબ અમલ કર્યાના અથવા તે પ્રમાણે અમલ કરતાં અ ના પડોસીએ અટકાવ કર્યાના અમુક દાખલા બન્યા હોય તો તે દાખલા એ સર્વે હકીકતો લગતી છે.

૧૪. ઇરાદો કીંવા જ્ઞાન, કીંવા શુદ્ધ બુદ્ધિથી, કીંવા ગફલત, કીંવા બેપરીકરાઇ, કીંવા કોઇ અમુક સખસના ઉપરનો દુષ્ટ ભાવ, કીંવા સદ્‌ભાવ. એના જેવી મનની હરકોઇ સ્થિતિ છે, એવું જે હકીકત ઉપરથી માલુમ પડે તે હકીકત, અથવા શરીરની કીંવા શરીરના સુખ દુઃખની હરકોઇ પ્રકારની સ્થિતિ છે એવું જે હકીકત ઉપરથી માલુમ પડે તે હકીકત લગતી છે, તે એવે પ્રસંગે કે જ્યારે એવી મનની અથવા શરીરની કીંવા શરીરના સુખ દુઃખની સ્થિતિ છે કે નહીં, એ વાત મુદ્દાની અથવા લગતી હોયત્યારે.

**ખુલાસો** ૧ લો કોઇ હકીકત ઉપરથી મનની કાંઇ લગતી સ્થિતિ છે, એવું માલમ પડે છે, એ કારણને લીધે હકીકત મજકુર લગતી હોય, ત્યારે તે હકીકત ઉપરથી જે અમુક બાબતની તકરાર ચાલતી હોય તે બાબતને સંબંધે સદરહુ સ્થિતિ છે. એમ માલમ પડવું જોઇએ. સામાન્ય રીતે એવી સ્થિતિ હોય છે એમ માલુમ પડવું જોઇએ નહીં.

**ખુલાસો** ૨ જો. પરંતુ કોઇ ગુન્હો કર્યા બદલના તહોમત ઉપરથી કોઇપણ સખસની તજવીજ થતી વખતે એવા તહોમતવાળાએ પેસ્તર ગુન્હો કર્યાની વાત આ કલમના અર્થ મુજબ લગતી હોય તે પ્રસંગે એવા સખસ ઉપર ગુન્હાની સાબીતી પેસ્તર થઇ હતી, એ વાત પણ લગતી હકીકત છે એમ સમજવું.

**દૃષ્ટાંત**—અ ઉપર એવું તહોમત છે કે, તેને ચોરાએલો માલ જાણીને ચોરીનો માલ લીધો. ચોરીની અમુક જણુસ તેના કબજામાં હતી એવું સાબીત થાય છે. સદરહુ વખતે તેના કબજામાં ચોરીની બીજી ઘણી જણુસો હતી એ હકીકત લગતી છે. કારણ એ ઉપરથી એવું દેખાય છે કે, જે જણુસો તેના કબજામાં હતી તે દરેક તથા સર્વે ચોરીની હતી, એવું તેને માલુમ હતું. ( બ ) અમુક શીક્કો ખોટો છે એવું શીક્કો મજકુર આપતી વખતે માલમ છતાં તે શીક્કો બીજાને દગલ બાજીથી આપ્યો એવું તહોમત અ ઉપર છે. તેમાં—જ્યારે સદરહુ શીકકો અ એ આપ્યો ત્યારે તેની પાસે બીજા ખોટા શીક્કા ઘણા હતા, એ હકીકત લગતી છે. ( ક ) તકરાર એવી હતી કે જે માણસને એક હુંડીનું નાણું આપવાનું હતું, તેનું નામ ખોટું લખ્યું હતું, તે વાત હુંડી શીકારનાર અ ને માલુમ હતી કે નહીં. તેમાં—એ પ્રમાણે લીધેલી બીજી હુંડીઓમાં જેને રૂપીઆ આપવાનું લખ્યું હતું. તે સખસ જો ખરોહોત તો તેણે હુંડીઓ મજકુર અ ને જે વખતે મોકલી હોત તે વખતની અગાડી સદરહુ હુંડીઓ અ એ શીકારેલી છે એ હકીકત જે સખસને તકરારી હુંડીના રૂપીઆ આપવાનું લખ્યું છે તે સખસ ખોટો છે એવી માહીતી અ ને હતી, એવું બતાવવાને સારૂ લગતી છે

**૧૫** કોઇ કૃત્ય અકસ્માત થયું, તે કીંવા ઇરાદા પૂર્વક થયું છે, અથવા કોઇ કૃત્ય અમુક ચોકસ જ્ઞાનથી અથવા ઇરાદાથી થયું છે, "જ્યારે તકરાર હોય ત્યારે તે કૃત્યના જેવા બીજા ઘણા બનાવો બન્યા છે તેમાંનો કૃત્ય મજકુર એક ભાગ છે, અને તે પ્રત્યેક બનાવમાં સદરહુ કૃત્ય કરનાર સખસ સામીલ હતો, એ હકીકત લગતી છે.

**દૃષ્ટાત**—( અ ) જે રકમને સારૂ પોતાના ઘરનો વીમો ઉતરાવ્યો છે, તે રકમ મેળવવાના હેતુથી અ એ ઘર મજકુર બાળી મૂકયું એવું તહોમત તેના ઉપર છે,—તેમાં—અ ઘણાં ઘરોમાં અનુક્રમે રહ્યો હતો, તથા તે દરેક ઘરનો તેણે વીમો ઉતરાવ્યો હતો, તથા તે દરેક ઘરમાં આગ લાગી હતી. તથા સદરહુ દરેક આગ લાગ્યા પછી અ ને જુદા જુદા વીમા વાળાની દુકાનમાંથી રૂપીઆ મળ્યા હતા, એ હકીકતો જે આગો લાગી, તે આકસ્મિક નહોતી, એ બતાવવાને સારૂ લગતી છે.

**૧૬** અમુક કૃત્ય બન્યું છે કે નહીં, એવી તકરાર હોય ત્યારે જો કામની એવી સાધારણ પદ્ધતિ હોય કે તે પ્રમાણે સદરહુ કૃત્ય સ્વાભાવિક રીતે થવું જોઇએ તો તે પદ્ધતિ છે એ હકીકત લગતી છે.

**દૃષ્ટાત**—તકરાર એવી છે કે અમુક પત્ર રવાને થયું હતું કે કેમ, સર્વ પત્રો અમુક ઠેકાણે મૂકયાં હોય તો તેને ટપાલમાં લઇ જાય એવી કામની સાધારણ પદ્ધતિ હતી તથા અમુક પત્ર તે ઠેકાણે મૂકયું હતું એ હકીકતો લગતી છે. ( બ ) તકરાર એવી છે કે, અમુક પત્ર અ ને પહોંચ્યો છે કે નહીં, તે પત્ર હંમેશની પદ્ધતિ મુજબ ટપાલમાં નાંખ્યું હતું, તથા ડેડલેટર ઓફીસમાંથી તે પાછું આવ્યું નથી, એ હકીકતો લગતી છે. કાગળ ઉપર ટપાલ ઓફીસની છાપ હોય તેમાં લખેલે વખતે તથા જગાએ તે ટપાલમાં હતો તેનો એ પ્રથમ દર્શનિક પુરાવા છે.

## કબુલતો.

**૧૭** જે મુખ જુબાની કહેલા કીંવા દસ્તાવેજ લખેલા મજકુર ઉપરથી હરકોઇ મુદ્દાની કીંવા લગતી હકીકત સબંધી હરકોઇ ધારણા થાય તથા જે નીચે લખેલા સખસોમાંથી હરકોઇ સખસે નીચે રીતને સંબંધે કહ્યો હોય, કીંવા લખ્યો હોય તે મજકુરને અંગીકાર સમજવો.

**૧૮** કામના કોઇ પક્ષકારે કહેલો કીંવા લખેલો મજકુર અથવા એવા કોઇ પક્ષકારે પોતાના તર-

ફથી સદરહુ મજકુર કહેવાનો સ્પષ્ટ રીતે, કીંવા ગર્ભિત રીતે કોઇ મુખત્યારને અખત્યાર આપ્યો છે એવું કામ મજકુરની કેફીયત ઉપરથી કોર્ટ ગણતી હોય તેવા મુખત્યારે કહેલો કીંવા લખેલો મજકુર અંગીકાર છે એમ સમજવું. જે પક્ષકારોએ પ્રતિનીધિના સબંધથી દાવો કર્યો હોય અથવા જે પક્ષકારોના ઉપર સદરહુ સબંધે દાવો થયો હોય, તે પક્ષકારોએ કહેલો કીંવા લખેલો મજકુર અંગીકાર નથી, પરંતુ સદરહુ પ્રતિનિધીનો સબંધ ચાલતો હોય તે દરમીયાનમાં એવા પક્ષકારોએ કહેલો કીંવા લખેલો મજકુર અગીકાર છે એમ સમજવું. ( ૧ ) જે વિષય બાબત કામ ચાલે છે તે વિષય ઉપર જે સખસનો માલીકીનો હક હોય અથવા તેમાં તેનો કાંઇ પૈસા સંબંધીનો હક હોય, તે સખસોએ સદરહુ મુજબના હકવાળા સખસો તરીકે કહેલો કીંવા લખેલો મજકુર, અથવા ( ૨ ) જે વીષય બાબત દાવો ચાલ્યો છે, તે વિષય તે દાવાના પક્ષકારોને જે સખસોથી મળ્યો હશે તે સખસોએ કહેલો કીંવા લખેલો, મજકુર જો સદરહુ મજકુર કહેનારા કીંવા લખનારા સખસોનો હક ચલુ હોય તે દરમીયાનમાં તેઓએ કહ્યો હોય, કીંવા લખ્યો હોય તો તે અંગીકાર છે.

૧૯ જે સખસોની સ્થિતિ કીંવા જવાબદારી કોઇ મુકદમામાંના કોઇ પક્ષકાર વીરૂદ્ધ છે કે નહીં એવા સંબંધની સાબીત કરવાની જરૂર છે, તેવા સખસો પોતે જો કોઇ દાવો માંડે અથવા તે સખસોના ઉપર જો બીજો કોઇ દાવો માંડે તો તે મુકદમામાં સદરહુ સ્થિતિ કીંવા જવાબદારીને સંબંધે સખસો મજકુરે કહેલો કીંવા લખેલો કોઇ મજકુર તેઓને પોતાને વિરૂદ્ધ હોવાથી લગતો હોય, તો તે મજકુર સદરહુ સખસોએ સદરહુ મુકદમામાં કહ્યો હોય કીંવા લખ્યો હોય, ત્યારે તે મજકુર અંગીકાર છે એમ સમજવું. પણ સખસો મજકુર સદરહુ સ્થિતિમાં કાયમ હોય કીંવા તેની સદરહુ જવાબદારી ચાલુ હોય તે દરમીયાનમાં સદરહુ મજકુર તેઓએ કહ્યો હોય અથવા લખ્યો હોય તો.

**દ્રષ્ટાંત—બ** ના તરફથી ભાડુ વસુલ કરવાનું **અ** પોતાને માથે લે છે. બ ને જે ભાડુ ક ના તરફથી આવવાનું હતું તે **અ** એ વસુલ કર્યું નહીં, સબબ **બ** એ **અ** ઉપર દાવો કર્યો છે. બ નું ક પાસેથી કાંઇ ભાડું લેણું હતું એ વાતનો **અ** ઇન્કાર કરે છે. **બ** નું પોતાની પાસે ભાડું લહેણું હતું, એવો ક નો કહેલો કીંવા લખેલો મજકુર અંગીકાર છે. અને ક ની પાસેથી **બ** નુ ભાડું લહેણું હતું એ વાતનો જો **અ** ઇન્કાર કરતો હોય તો સદરહુ મજકુર **અ** ના વિરૂદ્ધ લગતો છે.

૨૦ તકરારી બાબત સંબંધી કાંઇ માહીતી જે સખસો પાસેથી મેળવવાનું મુકદમાના હરકોઇ પક્ષકારે સ્પષ્ટ રીતે બતાવ્યું હોય તે સખસોએ કહેલા કીંવા લખેલા મજકુર અંગીકાર છે એમ સમજવું.

**દ્રષ્ટાંત**—તકરાર એવી છે કે **અ** એ **બ** ને વેચેલો ઘોડો મજબુત છે કે નહીં તેમાં **અ બ** ને કહે છે કે 'જઇને ક ને પૂછો, ક ને તે બાબત સર્વે માલમ છે" તેમાં ક એ જે મજકુર કહ્યો હોય તે અંગીકાર છે.

**૨૧** જે સખસે કાંઇ અંગીકાર કીધેલો હોય, તે સખસ વિરૂદ્ધ, અથવા હક સંબંધીના તેના પ્રતિનિધીના તેના પ્રતિનીધીની વિરૂદ્ધ, તે અંગીકાર લગતો છે, તથા તે સાબીત કરી શકાય છે. પરંતુ તે સખસે તે અંગીકાર કીધો હોય તેનાથી અથવા તેના તરફની અથવા તેના હક સંબંધી પ્રતિનીધિથી નીચે બતાવેલી બાબત સિવાય બીજી બાબતમાં અંગીકાર મજકુર સાબીત કરી શકાતો નથી.

(૧) જ્યારે અંગીકાર એવા પ્રકારનો હોય કે, તે કરનાર સખસ મરણ પામ્યો હોય તો, તે કલમ ૩૨ મુજબ ત્રાહીત સખસોની વચ્ચે ચાલતા કામમાં લગતો થાય ત્યારે તે અંગીકાર જે સખસે કર્યો હોય, તેનાથી અથવા તેના તરફથી તે સાબીત કરી શકાય છે. (૨) મનની અથવા શરીરની કોઇ સ્થિતિ હતી. એવો જે મજકુર સદરહુ મનની અથવા શરારની સ્થિતિ ચાલતી હોય, તે વખતે અથવા તે અરસામાં કહેવામાં કે લખવામાં આવ્યો તે મજકુરને રૂપે જ્યારે કોઇ અંગીકાર હોય, તથા જ્યારે તે મજકુર કહેવાની અથવા લખવાની સાથે એવી વર્તણુંક થઇ હોય કે સદરહુ કહેવું કીંવા લખેલું ખોટું છે, એ તે

ઉપરથી અસંભવિત માલુમ પડે, ત્યારે સદરહુ અંગીકારની સાબિતી તે અંગીકાર કરનાર સખસથી અ-થવા તેની તરફથી કરી શકાય છે. (૩) કાંઇ અંગીકાર, અંગીકાર તરીકે નહિ, પણ બીજી રીતે લગતો હોય તો તે અંગીકાર જે સખસે કર્યો હોય, તેનાથી અથવા તેના તરફથી સાબીત કરી શકાય છે.

**દૃષ્ટાંત**—( **અ** ) **અ** તથા **બ** વચ્ચે તકરાર એવી છે કે, અમુક ખત બનાવટનું છે કે નહીં, **અ** નું કહેવું એવું છે કે, તે ખરૂં છે. તથા બનું કહેવું એવું છે કે તે બનાવટનું છે. તેમાં-સદરહુ ખત ખરૂં છે એવો મજકુર **અ** એ કહ્યો અથવા લખ્યો હોય, તે સાબીતી **બ** થી કરી શકાય છે. તથા ખત મજકુર બનાવટનું છે એવો મજકુર **અ** એ કહ્યો અથવા લખ્યો હોય તેની સાબિતિ **બ** થી કરી શકાય છે. પરંતુ તકરારી ખત ખરૂં છે એવો મજકુર **અ** એ પોતે કહ્યો, અથવા લખ્યો હોય, તેની સાબીતી **અ** થી કરી શકાતી નથી. તેમજ તે બનાવટનું છે એવો મજકુર બ એ કહ્યો અથવા લખ્યો હોય તેની સાબિતિ **બ** થી કરી શકાતી નથી. (બ) કલકત્તામાં **અ** એ એક ગુન્હો કર્યો છે એવું તેના ઉપર તહોમત છે, તેમાં-તેણે પોતે લખેલું એક પત્ર તે હાજર કરે છે. તે પત્રમાં લાહોર મુકામે તે દિવસે તારીખ નાંખેલી છે તથા જે તારીખ નાંખેલી છે, તે તારીખની લાહોરની પોસ્ટ ઓફીસની છાપ તે પત્ર ઉપર છે. પત્રમાં તારીખ લખી છે એ મજકુર પુરાવામાં લેવા યોગ્ય છે. કારણકે **અ** જો મરણ પામેલો હોય તો તે મજકુર કલમ **૩૨** ની રકમ (૨) મુજબ પુરાવામાં લેવા યોગ્ય હોત. (ક) માલ ચોરીનો છે એવું જણ્યા છતાં તે લીધા બાબત **અ** ના ઉપર તહોમત છે સદરહુ માલની જે કીંમત છે, તે કીંમતની અંદર તે વેચવાની તેણે ના કહી હતી, એવું સાબીત કરવા તે માગે છે. તેમાં-સદરહુ મજકુર અંગીકાર છે તો પણ તેની સાબિતિ **અ** કરી શકે છે. કારણકે મુદ્દાની હકીકત ઉપરથી જે વર્તણુંક થઇ તેનો ખુલાસો તે ઉપરથી થાય છે.

**૨૩** કોઇ એક અંગીકારનો પુરાવો આપવો નહીં, એવી સ્પષ્ટ સરત કરીને અંગીકાર મજકુર કરવામાં આવ્યો હોય તો, અથવા સદરહુ અંગીકાર એવી કેરીયત ઉપરથી કરવામાં આવ્યો હોય, કે તે કેરીયત ઉપરથી કોર્ટને એવી ધારણા થાય કે અંગીકાર મજકુરનો પુરાવો આપવો નહીં, એ પ્રમાણે તે કામના પક્ષકારોએ એક મત થઇ ઠરાવ કર્યો છે. તો દાવાની કામોમાં તે અંગીકાર લગતો નથી.

**ખુલાસો**--કોઇ પણ બારીસ્ટર કીંવા પ્લીડર કીંવા એટરની કીંવા વકીલને કલમ ૧૨૬ મુજબ જે બાબતની સાહેદી આપવાની ફરજ પાડી શકાય છે. તે બાબતની સાહેદી આપવાની તેને આ કલમ ઉપરથી કોઇ પણ રીતે માફી થાય છે એમ સમજવું નહીં.

**૨૪** કોઈ ફોજદારી કામમાં કોઇ તહોમતવાળા સખસે કરેલી કબુલત કોઈ અધીકારવાળા સખસ તરફથી તે તહોમતવાળા ઉપરના તહોમતને સંબંધે મળેલી લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે. એવું કોર્ટની નજરમાં આવે તથા તે લાલચ કીંવા ધમકી, કીંવા વચન કોર્ટના અ-ભિપ્રાયમાં એવા હોય કે પોતાના ઉપર જે કામ ચાલે છે. તે કામને સંબંધે પોતાને સદરહુ મુજબ કબુલત કર્યાથી સંસાર વિષયનો હરકાંઇ ફાયદો થશે. અથવા એવી હરકાંઇ આફત દુર થશે એમ સમજવાને સદરહુ તહોમતવાળા સખસને યોગ્ય જણાય એવા સબબ તેને સદરહુ મુજબની લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી મળ્યા છે તો કબુલત મજકુર સદરહુ ફોજદારી કામમાં લગતી નથી.

**૨૫**—હરકોઇ પોલીસ અમલદારની આગળ કરેલી કબુલત હરકોઇ ગુન્હાના તહોમતવાળા સખસ વિરૂદ્ધ સાબીત કરવી નહીં.

**૨૬** હરકોઇ સખસ કોઇ પોલીસ અમલદારના હવાલામાં હોય તે દરમીયાનમાં તેણે કરેલી કબુલત કોઇપણ માજીસ્ટ્રેટની પ્રત્યક્ષ રૂબરૂ કીધી ન હોય તો તેને સદરહુ સખસની વિરૂદ્ધ સાબીત કરવી નહીં.

**૨૭** પરંતુ એવું ઠરાવ્યું છે કે, કોઇ સખસની ઉપર કાંઇ ગુન્હાનું તહોમત મૂકયું છે, અને તે સખસ પોલીસ અમલદારના હવાલામાં છે, તે સખસ પાસેથી કાંઇ ખબર મળી તે ઉપરથી કોઇ હકીકતનો શોધ લાગ્યો છે, એવી જુબાની પડે ત્યારે એવી ખબરમાંનો જેટલો ભાગ ખબર મજકુર ઉપરથી શોધી કાઢેલી હકીકત સાથે સ્પષ્ટ રીતે સંબંધ રાખતો હોય, તેટલો ભાગ સાબીત કરી શકાય છે. પછી

તે ખબર કબુલત ગણાય એવી હોય કીંવા ન હોય તો પણ

**૨૮** કા. ૨૪ મી માં બોધ કર્યા મુજબની લાલચ કીંવા ધમકી કીંવા વચનથી મનઉપર થએલી અસર કોર્ટના અભિપ્રાયમાં જે વખતે પુરી દુર થઇ હોય, તે વખત પછી સદરહુ કલમમાં બોધ કર્યા મુજબની કબુલત કરવામાં આવી હોય તો તે કબુલત લગતી છે. એમ સમજવું.

**૨૯.** એવી કબુલત જો બીજી રીતે લગતી હોય તો માત્ર તે ગુપ્ત રાખવાના વચન ઉપરથી કીધાના સબબથી અથવા તે મેળવવાને સારૂ તહોમતવાળા સખસ સાથે ફરેબ કર્યાથી, તે કીધાના સબબથી અથવા તહોમતવાળો છાકરો હતો તે વખતે કીધાના સબબથી અથવા જે સવાલોના જવાબ દેવાની તેની ફરજ નહોતી તે સવાલો ગમે તે રૂપે હોય તોપણ તેના જવાબમાં તે કીધાના સબબથી અથવા એવી કબુલત કરવાની તેની ફરજ નહોતી અને તેની વિરૂદ્ધ એવી કબુલતનો પુરાવો આપી શકાશે એમ તેને સુચના નહીં મળ્યાના સબબથી, તે કબુલત ગેરલગતી છે. એમ સમજવું નહીં.

**૩૦** જ્યારે એકજ ગુન્હાને સારૂ એકથી વધારે સખસો ઉપર એકઠી તજવીજ ચાલતી હોય, અને જ્યારે તે સખસો પૈકી એક જણાએ પોતાને વિષે તથા તે સખસોમાંના બીજા કોઇ સખસને વિષે કીધેલી કબુલત સાબીત થાય ત્યારે, જે સખસે તે કબુલત કીધી હોય તેની વિરૂદ્ધ તેમજ સદરહુ બીજા સખસની વિરૂદ્ધ તે કબુલત વિચારમાં લેવાને કોર્ટ મુખત્યાર છે.

**ખુલાસો**—આ કલમમાં વાપરેલા 'ગુન્હા' એ શબ્દોમાં સદરહુ ગુન્હો કરવામાં મદદ કરવાનો અથવા તે ગુન્હો કરવાની કોશીશ કરવાનો સમાસ થાય છે.

**દૃષ્ટાંત**—( **અ** ) કનું ખુન કરવા બાબત **અ, બ** ના ઉપર એકઠી તજવીજ ચાલે છે. **બ** એ તથા મેં મળીને ક નું ખુન કર્યું છે.' એવું **અ** એ કહ્યાનું સાબીત થાય છે, એનું પરીણામ **બ** વિરૂદ્ધ શું થાય છે, એનો વિચાર કરવાને કોર્ટ મુખત્યાર છે.

**૩૧** જે બાબતોનો અંગીકાર કરવામાં આવ્યો હોય, તે બાબતોનો અંગીકાર નિર્ણય કારક પુરાવો નથી. પરંતુ આ આકટમાં હવે પછી જે ઠરાવો બતાવ્યા છે તે મુજબ તે અંગીકારનો અમલ પ્રતિબંધનના જેવો થઇ શકે છે.

### જે સખસોને સાક્ષીઓ તરીકે બોલાવી શકાતા નથી તે શખસોની કહેલી હકીકતો.

**૩૨** જે સખસ મરણ પામ્યો હોય તેણે કીંવા જે સખસ મળી શકતો નહોય તેણે કીંવા ઘણો વખત લાગ્યા શીવાય, કે ઘણો ખર્ચ કર્યા સિવાય જે સખસને હાજર કરાતો નહોય, અને મુકરદમાની કેફીયત ઉપરથી તેમ કરવું કોર્ટને વ્યાજબી દેખાતું નહોય, તેણે લગતી હકીકતનો મોઢે કહેલો કીંવા લખેલો મજકુર તેજ જાતે નીચે લખેલાં કામમાં લગતી હકીકત છે એમ સમજવું.

( ૧ ) પોતાના મોતના કારણ બાબત કીંવા જે કાર્યના પરીણામમાં પોતાનું મૃત્યુ થયું, તે કાર્યની કોઇપણ બીના બાબત કોઈ સખસે જ્યારે કાંઇ મજકુર કહ્યો હોય, અથવા લખ્યો હોય, ત્યારે જે કામમાં તેના મરણની તકરાર નીકળી હોય તે કામમાં સદરહુ મજકુર લગતો છે. જે વખતે સદરહુ મજકુર કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય તે વખતે, પોતાનું મરણ આવ્યું છે એવો તે કહેનાર કીંવા લખનાર સખસના મનમાં ભાસ હોય કીવા નહોય તોપણ, તથા જે કામમાં તેના મરણ વિશેની તકરાર હોય તે કામ ગમે તે પ્રકારનું હોય તો પણ સદરહુ પ્રકારનો મજકુર લગતો છે. ( ૨ ) સદરહુ મજકુર જ્યારે એવા સખસે હંમેશ મુજબતે પોતાના કામના પ્રસંગે કહ્યો કીંવા લખ્યો હોય, ત્યારે તથા વિશેષ કરીને પોતાના કામને હંમેશ મુજબને પ્રસંગે કીંવા પોતાના ધંધારોજગારનું કામ ચલાવવામાં રાખેલી ચોપડીમાં કાંઇ નોંધ કીંવા ટીપણ તેણે કરી રાખ્યું હોય તે રૂપે, અથવા પૈસા કીંવા માલ કીંવા દસ્તાવેજ, કીંવા કોઇ પણ જાતની મીલકત પહોંચ્યાની પહોંચ લખી હોય કીંવા તે ઉપર સહી કરી હોય તે રૂપે અથવા જે દસ્તાવેજનો ઉપયોગ વેપાર કરવામાં આવતો હોય ને તેણે લખ્યો હોય, કીંવા તેના ઉપર સહી કરી હોય, તે રૂપે અથવા જે કાંઇ દસ્તાવેજ ઉપર, તે હંમેશ તારીખ નાખતો હોય અથવા તે ઉપર સહી કરતો હોય તે પત્ર કીંવા દસ્તાવેજની તારીખને રૂપે સદરહુ મજકુર હોય, ત્યારે તે લગતો છે (૩) જે સખસે સદરહુ મજકુર કહ્યો કીંવા લખ્યો હોય, તે સખસના પૈસા બાબતના કીંવા

માલકી બાબતના હીત વિરૂદ્ધ તે મજકુર હોય ત્યારે તથા જ્યારે કહેલો કીંવા લખેલો મજકુર ખરો હોય તો તેના ઉપર તે ઉપરથી ફોજદારીમાં ફરીયાદ કીંવા નુકશાન બદલનો દાવો ચાલે કીંવા ચાલત, એવું હોય ત્યારે સદરહુ મજકુર લગતો છે.

( ૪ ) કાંઇ સાર્વજનિક હક અથવા રીવાજ અથવા કાંઇ સાર્વજનિક કીંવા સામાન્ય ફાયદા ગેર ફાયદા સંબંધીની બાબત હોય તો તે સદરહુ મજકુર કહેનાર કીંવા લખનાર સખસને માલુમ હોય એવો હક અથવા રીવાજ અથવા બાબત છે કે નહીં તે વિષેનો તે સખસનો અભિપ્રાય જ્યારે સદરહુ મજકુરમાં આપ્યાં હોય ત્યારે તથા સદરહુ હક અથવા રીવાજ અથવા બાબત વીશે તકરાર ઉત્પન્ન થઈ તેના પહેલાં જ્યારે તે મજકુર કહેવામાં કીવા લખવામાં આવ્યો હોય ત્યારે તે મજકુર લગતો છે. ( ૫ ) જ્યારે સદરહુ મજકુર કોઇ સખસો વચ્ચે એક લોહીના સંબંધનું અથવા લગનના સંબંધનું અથવા દત્તકપણા સંબંધનું શુ સગપણ છે એ વિષે હોય અને તે સખસોના સગપણ વીષેની માહીતી હોવાને વિશેષ સાધનો તે મજકુર કહેનારા કીંવા લખનાર સખસને હતાં એમ હોય ત્યારે તથા તકરારી બાબતની તકરાર ઉત્પન્ન થઇ તેની પહેલાં તે મજકુર કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય ત્યારે તે મજકુર લગતો છે. (૬) જ્યારે સદરહુ મજકુર કોઇ મરણ પામેલા સખસોના એક લોહીના સંબંધનું અથવા લગનના સંબંધનું અથવા દત્તકપણાના સંબંધનું કાંઇ સગપણ વીશે હોય અને તે મજકુર જે કુટુંબનો તે મરનાર સખસ હતો, તે કુટુંબના કોઇ કાર્ય સંબંધી કાંઇ મૃત્યું પત્ર અથવા લેખ થયો હોય તેમાં અથવા તે કુટુંબની કોઇ વંશાવળીમાં અથવા કોઇ કબરમાં પથરા ઉપર, અથવા તે કુટુંબના લોકોની તશબીર ઉપર અથવા જે વસ્તુ ઉપર એવો મજકુર બહુ કરીને બતાવવામાં આવતો હોય, તેવી બીજી કોઇ વસ્તુ ઉપર બતાવ્યો હોય ત્યારે તથા તકરારી બાબતની તકરાર ઉત્પન્ન થઇ તેના પહેલાં મજકુર બતાવ્યો હોય ત્યારે તે મજકુર લગતો છે. (૭) જ્યારે સદરહુ મજકુર કલમ ૧૩ ની રકમ (અ) માં કહેલા કાર્ય સંબંધી કાંઈ લેખ કીંવા મૃત્યુ પત્ર કીંવા બીજો દસ્તાવેજ થયો હોય તેમાં લખેલો હોય ત્યારે તે લગતો છે. (૮) જ્યારે સદરહુ મજકુર ઘણા સખસોએ કહ્યો કીંવા લખ્યો હોય અને તકરારી બાબતને લાગુ હોય એવા તે સખસોના દીલના કીંવા મનના વીચાર તે ઉપરથી માલુમ પડતા હોય ત્યારે તે લગતો છે.

દૃષ્ટાંત—(અ) તકરાર એવી છે કે, બ એ અનું ખુન કર્યું છે કે કેમ, કીંવા જે કાર્યના દરમ્યાનમાં અ સાથે બળાત્કારે સંભોગ કરવામાં આવ્યો હતો, તે કાર્યમાં જે ઇજા થઇ, તેથી અ નું મરણ થયું, ત્યારે તકરાર એવી છે કે, અ ના ઉપર બ એ બળાત્કાર કર્યો હતો કે કેમ, કીંવા, તકરાર એવી છે કે અ ની વિધવાનો દાવો બ ના ઉપર ચાલે એવી રીતે અ ને બ એ મારી નાખ્યો કે કેમઃ—તકરાર ખુન તથા બળાત્કાર સંભોગ તથા દાવો ચાલવા લાયક અપકારક કૃત્ય એ વીશે જે મજકુર અ એ પોતાના મોતના કારણ સંબંધી કહ્યા હોય, કીવા લખ્યા હોય, તે મજકુર લગતી હકીકત છે એમ સમજવું. (બ) અ નો જન્મ કઇ તારીખે થયો એ વિશે તકરાર છે, એક મરણ પામેલા સર્જન વૈદે પોતાના કામને પ્રસંગે નિયમપૂર્વક રાખેલી રોજ નીશીમાં એવી નોંધ રાખી છે કે, અમુક તારીખે તે પોતે અ ની માને કાંઇ ઉપચાર કરવા ગયો હતો અને ત્યાં તેને છોકરાનો પ્રસવ કરાવ્યો હતો એ હકીકત લગતી છે. (ક) તકરાર એવી છે કે અમુક જમીનનું ભાડું અ ને આપ્યું છે કે કેમ, તેમાં પોતે સદરહુ ભાડું અ ના તરફથી લીધું છે તથા તે અ નો હુકમ આવતા સુધી પોતાની પાસે રાખ્યું છે, એવું અ ના એક મરણ પામેલા ગુમાસ્તાએ લખેલું પત્ર મુકરદમાને લગતી હકીકત છે. (ડ) તકરાર એવી છે કે અ નું લગ્ન બ ની સાથે કાયદેસર રીતે થયું છે કે કેમ, તેમાં તેઓનુ લગ્ન પોતે એવી બીનાઓમાં કરાવ્યું હતું કે તે લગનનો સમારંભ કરવો, એ ગુન્હો થતો હતો, એ પ્રમાણેનો એક મરણ પામેલા પાદરીએ કહેલો કીવા લખેલો મજકુર લગતો છે.

૩૩—એકાદ ઇન્સાફી કામમાં કીંવા જે સખસને પુરાવા લેવાનો કાયદા પ્રમાણે અધિકાર હોય તે સખસની રૂબરૂ કોઇ સાહેદે સાહેદી આપી હોય, તે સાહેદીમાં લખેલી હકીકત ખરી છે કે કેમ, તે વાત પાછળથી બીજું કોઇ ઇન્સાફી કામ ચાલ્યું હોય તેમાં કીંવા સદરહુ પ્રથમ ચાલેલા કામના પાછ

છઠ્ઠા ભાગમાં સાબીત કરવાને સારૂ સદરહુ પ્રથમ આપેલી સાહેદી લગતી છે; તે એવે પ્રસંગે કે જ્યારે સાહેદ મજકુર મરણ પામ્યો હોય, કીંવા મળી નહી શકતો હોય, કીંવા સાહેદી આપવાને અશકત હોય કીંવા સામા પક્ષકારે તેને દુર રાખ્યો હોય કીંવા ઘણો વખત લાગ્યા સિવાય કીંવા ઘણો ખર્ચ કર્યા સિવાય તે સખસને હાજર કરી શકાતો નથી. અને મુકદમાની કફીયત ઉપરથી તેમ કરવું કોર્ટને વ્યાજબી ન દેખાતું હોય ત્યારે; પરંતુ કામ મજકુર તેજ પક્ષકારે કીવા હક સંબંધીના તેમના પ્રતિનિધિઓ વચ્ચે ચાલેલું હોવું જોઇએ, તથા ઉલટ તપાસણી કરવાનો હક, તથા સંધી પ્રથમના કામમાં સામા પક્ષકારને મળેલાં હોવાં જોઇએ, તથા પ્રથમના કામમાં, તથા પાછલા બીજા કામમાં તકરારી મુદ્દા મુખ્ય વાતે એકજ હોવા જોઇએ.

**ખુલાસો**—ફોજદારી કામની તજવીજ,કીંવા ચોકશી એ ફરીઆદી તથા તહોમતવાળા વચેનું કામ છે, એવો આ કલમનો અર્થ છે. એમ સમજવું.

## ખાસ હકીકતો પ્રમાણે કહેલી હકીકતો.

૩૪—કામને પ્રસંગે નીયમ પૂર્વક રાખેલી હીસાબની ચોપડીઓમાં કરેલી નોંધ જે બાબત વીષે કોર્ટને ચોકશી કરવાની હોય તે સંબધી હોય પરતુ માત્ર. સદરહુ મજકુર એકલો કોઇ સખસ ઉપર જવાબદારી નાંખવાને સારૂ પુરતો પુરાવો છે, એમ સમજવું નહિ.

**દૃષ્ટાંતો**—(**અ**) **અ** એ **બ** ના ઉપર એક હજાર રૂપીઆનો દાવો કર્યો છે. તથા એ રકમ **બ** પાસે પોતાની લેણી છે, એવું બતાવવા સારૂ પોતાના હીસાબની ચોપડીઓમાંથી રકમો બતાવે છે, એ રકમો લગતી છે. પરંતુ કરજ મજકુર સાબીતી કરવાને સારૂ બીજો પુરાવો ન હોય તો તે બસ નથી.

૩૫—તકરારી કીંવા લગતી હકીકત જેમાં બતાવેલી હોય એવી નોંધ કોઇ પણ સારવજનીક કીંવા બીજી સરકારી ચોપડીમાં કીંવા રજીસ્ટરમાં કીંવા દફતરમાં હોય અને તે નોંધ કોઇ સરકારી નોકરે પોતાનું સરકારી કામ કરવાને પ્રસંગે કરી હોય, કીંવા જે દેશમાં સદરહુ ચોપડી કીંવા રજીસ્ટર કીંવા દફતર રાખવામાં આવ્યું હોય તે દેશના કાયદામાં જે કામ કરવાનું વીશેષ કરીને ફરમાવ્યું હોય તે કામ કરવાને પ્રસંગે હરકોઇ બીજા સખસે કરેલી હોય તો તે નોંધ સ્વતઃ લગતી હકીકત છે. એમ સમજવું.

૩૬—પ્રસીધ કરેલા દેશના નકશા કીંવા ચાર્ટ સર્વે લોકોને વેચવા સારૂ બહુ કરીને રાખવામાં આવતા હોય તેમાં, અથવા સરકારના હુકમથી દેશના જે નકશા કીંવા પ્લાન કરવામાં આવ્યા હોય, તેમાં એવા દેશના નકશામાં કીંવા ચાર્ટમાં કીંવા પ્લાનમાં જે બાબતો ઘણુ કરીને હંમેશ દર્શાવવામાં, કીંવા લખવામાં આવતી હોય તે બાબતો સંબધીનો કોઇ તકરારી કીંવા લગતી હકીકતનો મજકુર બતાવ્યો હોય, તે મજકુર સ્વતઃ લગતી હકીકત છે.

૩૭ સારવજનિક પ્રકારની કોઇ હકીકત બની છે કે નહીં, એ બાબત જ્યારે કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે પાર્લામેન્ટના કીંવા હીંદુસ્તાનના ગવર્નર જનરલ ઇન કૌંશિલના કીંવા મદ્રાસના કીંવા મુંબાઇના ગવર્નર ઇનકૌશીલના કીંવા બંગાળાના લેફટેનેન્ટ ગવર્નર ઇન કૌંશિલના કોઇપણ આકટ માંહેના કીંવા ઇંડિયા ગેઝેટમાં છાપેલા કીંવા કોઇ પણ સ્થાનિક સરકારના ગેઝેટમાં છાપેલા કીંવા કોઇ છાપેલો પત્ર લંડન ગેઝેટ છે, કીંવા રાણીના વસાવેલા મુલકનું કીંવા રાણીના કબજામાં આવેલ દેશનું સરકારી ગેઝેટ છે, એવું તે છાપેલા પત્ર ઉપરથી સમજાય તેવા છાપેલા પત્રમાં છાપેલા સરકારના જાહેરનામા માંહેના કોઇ ઉદેશ રૂપી લખાણમાં સદરહુ સારવજનિક પ્રકારની હકીકત બન્યાનો કીંવા ન બન્યાનો જે કાંઇ મજકુર લખેલો હોય તે મજકુર લગતી હકીકત છે.

૩૮ કોઇ દેશના કોઇ કાયદા બાબત જ્યારે કોર્ટને અભીપ્રાય બાંધવાનો હોય ત્યારે સદરહુ દેશની સરકારના હુકમથી અમુક ચોપડી છપાઇ છે કીંવા પ્રસીદ્ધ થઇ છે. તથા તેમાં સદરહુ કાયદા લખેલા છે, એવું તે ચોપડી ઉપરથી સમજાય તેવી ચોપડીમાં લખેલો સદરહુ કાયદાનો મજકુર, તથા સદરહુ દેશની કોર્ટોએ કરેલા ઠરાવ કોઇ ચોપડીમાં આપ્યા છે, એવું જે ચોપડી ઉપરથી સમજાય તે ચોપડીમાં આપેલા ઠરાવ એ બેઉ લગતા છે.

## કહેલા કીંવા લખેલા મજકુરનો કેટલો ભાગ સાબીત કરવો જોઇએ.

૩૯ જે મજકુરનો પુરાવો આપવામાં આવતો હોય તેવો હરકોઇ મજકુર જ્યારે તે મજકુર કરતાં

લાંબા બીજા કોઇ મજકુરનો કીંવા કોઈ વાત ચીતનો, કીંવા કોઇ છુટા દસ્તાવેજનો ભાગ હોય ત્યારે અથવા જ્યારે સદરહુ મજકુર જે દસ્તાવેજ, કોઇ ચોપડીનો કીંવા સંબંધવાળા અનુક્રમે રાખેલા પત્રો કીંવા કાગળનો ભાગ હોય તે દસ્તાવેજમાં લખ્યો હોય, ત્યારે તે મજકુરનો પ્રકાર, તથા તે ઉપરથી થતું પરિણામ, તથા જે બીના ઉપરથી તે કહેવામાં કીંવા લખવામાં આવ્યો હોય, તે બીના પુરતી રીતે સમજવાને સારૂ સદરહુ લાંબા મજકુરના, કીંવા વાતચીતના, કીંવા દસ્તાવેજના કીંવા ચોપડીના કીંવા, અનુક્રમે રાખેલા કાગળો અથવા પત્રોના જેટલા ભાગની તે અમુક કામમાં કોર્ટને જરૂર લાગે, તેટલા ભાગનો પુરાવો આપવો, જાસ્તી ભાગનો પુરાવો આપવો નહીં.

## ઇન્સાફની કોર્ટોના ફેંસલા કયારે લગતા સમજવા તે બાબત.

૪૦ કોઇ કોર્ટે કોઇ એક દાવાની ફરીયાદી સાંભળવી કે નહીં, તજવીજ ચલાવવી કે નહીં, એવી જ્યારે તકરાર હોય ત્યારે જે ફેંસલો કીંવા હુકમ, કીંવા હુકમનામું થયાના કારણને લીધે સદરહુ ફરીયાદી સાંભળવાને, કીંવા સદરહુ તજવીજ ચલાવવાને કાયદાથી કોર્ટને અટકાવ પહોંચતો હોય, તે ફેંસલો કીંવા હુકમ, કીંવા હુકમનામુ થયું છે એ વાત લગતી હકીકત છે.

૪૧ કોઇ કાયદેસર સંબંધ કોઇ સખસને છે કીંવા નથી, અથવા કોઇ સખસનો કોઇ અમુક વસ્તુ ઉપર હક છે, કીંવા નથી, એ વાત જ્યારે લગતી હોય, ત્યારે પ્રોબેટ સંબંધીના કીંવા લગન સંબંધીના, કીંવા સમુદ્ર ઉપરના, કીંવા નાદારી સંબંધીના પોતાના અધિકારનો અમલ ચલાવતાં કોઇ અધિકાર વાળી કોર્ટે આખરી ફેંસલો, કીંવા હુકમનામું કર્યું હોય, અને તે ઉપરથી સદરહુ કાયદેસર સંબધ કોઇ સખસને આપ્યો હોય, અથવા તેની પાસેથી છીનવી લીધો હોય, અથવા કોઇ સખસનો એવા સંબંધ ઉપર હક છે. એમ ઠરાવ્યું હોય, અથવા સદરહુ અમુક વસ્તુ ઉપર સદરહુ સખસનો હક છે, એમ ઠરાવ્યું હોય અને તે હક કોઇ બીજા અમુક માત્ર એકજ સખસના દાવા વિરૂદ્ધ તે સખસનો છે એમ ન ઠેરવતાં હક મજકુર સ્વતંત્ર પુરો તે સખસનો છે, એમ ઠરાવ કર્યો હોય તો તે ફેંસલો, કીંવા હુકમ, કીંવા હુકમનામું લગતો છે એમ સમજવું. જ્યારે સદરહુ ફેંસલો કીંવા હુકમ, કીંવા હુકમનામું અમલમાં આવ્યું ત્યારે તે ઉપરથી આપેલો સદરહુ કાયદેસર સંબંધ ઉત્પન્ન થયો એ હકીકતની. તથા જે કાયદેસર સંબંધ ઉપર સદરહુ કોઇ સખસના હકને ફેંસલામાં અથવા હુકમમાં, અથવા હુકમનામામાં ઠેરવ્યો હોય તે હક જે વખતે તે સખસને વીશે ઉત્પન્ન થવાનું ફેંસલામાં ઠરાવ્યું હોય, તે વખતે હક મજકુર સખસ મજકુરને વીશે ઉત્પન્ન થયો એ હકીકતની તથા સદરહુ સખસ પાસેથી જે કાયદેસર સંબંધ છીનવી લેવામાં આવ્યો હોય એ સંબંધ જે વખતથી બંધ થવાનું ફેંસલા મજકુરમાં ફરમાવ્યું હોય તે વખતે તે સંબંધ થયો અથવા થવો જોઇએ એ હકીકતની તથા કોઇ સખસનો હક જે વસ્તુ ઉપર સદરહુ ફેંસલામાં અથવા હુકમમાં અથવા હુકમનામામાં ઠરાવવામાં આવ્યો હોય તે વસ્તુ વખતે તે સખસની થવાનું ફેંસલા મજકુરમાં ઠરાવવામાં આવ્યું હોય તે વખતે વસ્તુ તેની થઇ અથવા થવી જોઇએ એ હકીકતની, સદરહુ ફેંસલો કીંવા હુકમ કીંવા હુકમનામું નિર્ણયકારક સાબિતિ છે.

૪૨—૪૧ માં બતાવ્યા છે તે સિવાયના ફેંસલા, હુકમ કીંવા હુકમનામામાં જો ચાલતી ચોકશીને લગતી સારવજનિક પ્રકારની બાબત સંબંધી હોય, તો તે ફેંસલા, હુકમ, કીંવા હુકમનામામાં જો ચાલતી ચોકશીને લગતી સારવજનિક પ્રકારની બાબત સંબંધી હોય તો તે ફેંસલા, હુકમ, કીંવા હુકમનામામાં લગતા છે. એમ સમજવું પરંતુ એવા ફેંસલા, હુકમ કીંવા હુકમનામામાં તેમાં લખેલા મજકુરની નિર્ણયકારક સાબીતી છે એમ સમજવું નહીં.

*દ્રષ્ટાંત*—પોતાની જમીન ઉપર પ્રવેશ કર્યા બદલ અ એ બ ઉપર દાવો કર્યો, બ નું કહેવું એવું છે કે તે જમીન ઉપર સારવજનિક હકનો રસ્તો છે, પરંતુ એ વાત અ ના કબુલ કરે છે;—તેમાં એ જમીન ઉપર પ્રવેશ કર્યા બદલનો દાવો અ એ ક ઉપર કર્યો હોતો. તે કામમાં ક એ જવા આવવાનો એવોજ હક છે એવી તકરાર કરી હતી, તે કામમાં પ્રતિવાદી તરફનું થએલું હુકમનામું લગતું છે. પરંતુ જવા આવવાનો સદરહુ હક છે એ વાતની તે હુકમનામું નિર્ણય કારક સાબીતી થતી નથી.

૪૩ કા, ૪૦–૪૧–તથા ૪૨ માં જણાવેલા તે તે સિવાયના બીજા ફેંસલા, હુકમ કીંવા હુકમનામાં થયાં કે નહીં એ મુદ્દાની હકીકત ન હોય કીંવા આ કાયદાના બીજા કાંઇ ઠરાવ મુજબ તે લગતી હકીકત ન હોય, તો તેવા ફેંસલા કીંવા હુકમ કીંવા હુકમનામાં ગેર લગતાં છે એમ સમજવું.

**દ્રષ્ટાંત**—એક આબરૂ લેવા જેવી વાત ઉપરથી **અ** તથા **બ** એ બેઉને દોષ લાગે છે. તે બદલ **અ** એ તથા **બ** એ ક ઉપર જુદા જુદા દાવા બાંધ્યા છે જે વાત આબરૂ લેવા જેવી છે, એવું કહેવામાં આવે છે તે ખરી છે એવું ક ઉપર બેઉ કામમાં કહે છે, અને કેફીયત એવા પ્રકારની છે કે તે વાત યાતો બેઉ કામમાં ખરી હોવી જોઇએ. યાતો બંનેમાં ખોટી હોવી જોઇએ એવો સંભવ છે. તેમાં—કએ જે જવાબ આપ્યો તે તેણે સાબીત કર્યો નહીં, એવા કારણ ઉપરથી ક ઉપર **અ** નું નુકશાનનું હુકમનામું થયું, એ હકીકત **બ** તથા ક વચ્ચેના મુકરદમામાં લગતી નથી. (**બ**) **અ** ની સ્ત્રી ક એની જોડે **બ** એ છીનાળુ કર્યા બદલ **અ** એ **બ** ઉપર ફોજદારીમાં ફરીયાદ કરી છે, તેમાં ક **અ** ની સ્ત્રી છે એ વાત **બ** ના કબુલ કરે, પરંતુ **બ** ઉપર છીનાળાનો ગુન્હો કોર્ટે સાબીત ઠેરવ્યો, ત્યારપછી **અ** જીવતો છતાં ક એ **બ** સાથે ફરી લગ્ન કર્યું માટે ક ના ઉપર ફોજદારીમાં કામ ચાલુ છે, ક નું કહેવું એવું છે, જે હું કોઇ પણ કાળે **બ** ની સ્ત્રી નહોતી. આમાં **બ** ની વીરૂદ્ધ થયેલો ઠરાવ ક ની વિરૂદ્ધ ગેર લગતો છે.

૪૪ કોઇ ફેંસલો કીંવા હુકમનામું કા.–૪૦–૪૧–કીંવા ૪૨ મુજબ લગતું હોય તથા તેની સાબિતિ સામા પક્ષકારે કરી હોય, તે જે કોર્ટે કર્યું તેને કરવાનો અધિકાર નહોતો, કીંવા તે દગલબાજીથી નહોતો, કીંવા તે દગલબાજીથી કે દગા ભરેલા સંપથી મેળવ્યું છે, એવું કોઇ દાવાનો કે બીજા કામનો પક્ષકાર બતાવી શકે છે.

## ત્રાહિત સખસોના અભિપ્રાયો કયારે લગતા છે.

૪૫ પારકા દેશના કાયદાની કોઇ બાબત વિષે અથવા શાસ્ત્ર કીંવા કળાની કોઇ બાબત વિષે અથવા અક્ષર ઓળખવા વિષે, કોર્ટને જ્યારે અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે તેવા બીજા દેશના કાયદામાં કીંવા શાસ્ત્રમાં કીંવા કળામાં જે શખસોના જે બાબત વિષેના અભિપ્રાય લગતી હકીકતો છે, એવા સખસોને કુશળ માણુસ કહે છે.

**દ્રષ્ટાંતો**—તકરાર એવી છે કે, **બ** નું મરણ ઝેરથી થયું છે કે કેમ, તેમાં જે ઝેરથી **અ** મરણ પામ્યાનું ધારવામાં આવે છે તે ઝેર ખાધાથી જે લક્ષણો થતાં હોય તે બાબત કુશળ માણુસોના અભિપ્રાય લગતા છે, (**બ**) તકરાર એવી છે કે, અમુક દસ્તાવેજ **અ** એ લખ્યો છે, કે કેમ, બીજો એક દસ્તાવેજ **અ** એ લખેલો સાબીત કરવામાં આવ્યો છે, કીંવા અંગીકાર કરવામાં આવ્યો છે, તે દસ્તાવેજ હાજર કરવામાં આવ્યો, તેમાં બેઉ દસ્તાવેજો એકજ સખસે લખ્યા છે કે કીંવા જુદા જુદા સખસોએ લખ્યા છે એ વિષેના કુશળ માણસોના અભિપ્રાય લગતા છે.

૪૬ જે હકીકતો બીજી રીતે લગતી ન હોય, તે હકીકતો ઉપરથી જો કુશળ માણુસના અભિપ્રાય જ્યારે લગતા હોય ત્યારે તેને પુષ્ઠ મળતી હોય કીંવા તે અભીપ્રાય મજકુર વિરૂદ્ધ હોય તો હકીકત મજકુર લગતી છે એમ સમજવું.

**દ્રષ્ટાંત**—તકરાર એવી છે કે અમુક જાતનું ઝેર આપ્યું હતું તેઓમાં જે અમુક લક્ષણો દેખાતાં હતાં તે સદરહુ ઝેરનાં છે કીંવા નથી. એવો કુશળ માણુસનો અભિપ્રાય હોય તે હકીકત લગતી છે.

૪૭. અમુક દસ્તાવેજ કયા સખસે લખ્યો છે, કીંવા તેના ઉપર કોણે સહી કરી છે. એ વિષે કોર્ટને જ્યારે અભિપ્રાય બાંધવાનો હોય ત્યારે જે સખસે તે દસ્તાવેજ લખ્યાનું કીંવા તેના ઉપર સહી કર્યાનું ધારવામાં આવતું હોય, તે સખસના અક્ષરની જે સખસને માહીતી હોય તે સખસ તે દસ્તાવેજ સદરહુ સખસે લખ્યો છે, કીંવા નથી લખ્યો, અથવા તેના ઉપર સરરહુ સખસે સહી કરી છે, કીંવા નથી કરી એવો અભિપ્રાય આપે તે અભિપ્રાય લગતી હકીકત છે.

**ખુલાસો**—જ્યારે કોઇ એક સખસે કોઇ બીજા સખસને લખતાં જોયા હોય ત્યારે કીંવા જ્યારે

તેણે પોતે કીંવા તેના પોતાના હુકમ ઉપરથી જે દસ્તાવેજ લખ્યા હોય અને તે સદરહુ બીજા સખસ ઉપર શરનામું કરીને મોકલ્યા હોય તે દસ્તાવેજના જવાબમાં સદરહુ બીજા સખસે લખેલા છે એવા મજકુરના દસ્તાવેજ તેના ઉપર આવ્યા હોય ત્યારે કીંવા જ્યારે સદરહુ બીજા સખસે લખેલા છે, એવા મજકુરમાં દસ્તાવેજ તેની પાસે કામને સાધારણ પ્રસંગે આવવાની રીતી હોય, ત્યારે તે સખસને સદરહુ બીજા સખસના અક્ષરની માહીતી છે એમ સમજવું.

**દૃષ્ટાંત**—તકરાર એવી છે કે, અમુક પત્ર **અ** નામના લંડનમાંના એક વેપારીના હાથનું છે કે કેમ, **બ** એ કલકત્તા મધે વેપારી છે. તેને **અ** નામના પત્રો લખ્યા છે. તથા **અ** એ લખ્યા છે એવા મજકુરના પત્રો તેના ઉપર આવ્યા છે. ક એ **બ** નો મહેતો છે તેનું કામ **બ** ના જે કાગળ પત્ર આવે જાય તે તપાસવાનું તથા તેને ફાઇલ કરવાનું છે, ડ એ **બ** નો દલાલ છે. ને **અ** ના લખેલા છે એવા મજકુરના જે પત્રો **બ** ની પાસે આવતા તે ડ ની સાથે વિચાર કરવાને તેને **બ** હંમેશ બતલાવતો હતો,—તેમાં **બ** ક તથા ડ પૈકી કોઇએ **અ** ને લખતાં કદી જોયો નહોય તો પણ તકરારી પત્ર **અ** ના હાથનો લખ્યો છે કે નહીં એ બાબત જે અભીપ્રાય **બ** ક તથા ડ આપે તે લગતા છે.

**૪૮**—અમુક રીવાજ કીવા હક છે કે કેમ, એ બાબત જ્યારે કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે રીવાજ કીવા હક મજકુર હોય તો જે સખસોને તેની માહીતી હોવાનો સંભવ હોય તે સખસો, તેવો રીવાજ કીંવા હક છે કે નથી એ બાબત જે અભિપ્રાય આપે તે લગતી છે.

**ખુલાસો**—સામાન્ય રીવાજ કીંવા હક, એ શબ્દોમાં જે રીવાજ કીંવા હક કોઇ એક વર્ગના ઘણા લોકોમાં સામાન્ય હોય તે હક કીંવા રીવાજનો સમાવેશ થાય છે.

**દૃષ્ટાંત**—અમુક કુવાનું પાણી અમુક ગામના ગામવાળાઓને વાપરવાનો હક છે, એ આ કલમના અર્થ મુજબ સામાન્ય હક છે.

**૪૯** કોઇ પંક્તિના માણસોના કીંવા કોઇ કુટુંબનો વહીવટ તથા સંપ્રદાય કેવા પ્રકારનો છે એ બાબત અથવા ધર્મ સંબધીની કીંવા ધરમાદા સંબંધીની કોઈ સ્થાપનાને અર્થે નીમેલો ધરમાદાય કેવી રીતે સ્થપાયલો છે, તથા તેની વ્યવસ્થા કેવા પ્રકારે ચાલે છે એ બાબત અથવા અમુક જીલ્લામાં કીંવા અમુક વર્ગોના લોકોમાં જે શબ્દ કીંવા બોલ વપરાતા હોય તેનો અર્થ શો થાય છે. તે બાબત કોર્ટને જયારે અભિપ્રાય બાંધવાનો હોય, ત્યારે તે બાબતની માહીતી હોવાને જે સખસોને વીશેષ રીતનાં સાધનો હોય તે સખસોના અભિપ્રાય લગતા છે.

**૫૦** એક સખસનું બીજા સખસ જોડે શું સગપણ છે, એ બાબત કોર્ટને અભિપ્રાય બાંધવાનો હોય, તો જે સખસને તે કુટુંબનું માણસ હોવાને લીધે કીંવા બીજા કારણને લીધે સગપણ મજકુર વિશેની માહિતી થવાને વિશેષ રીતનાં સાધનો હોય, તે સખસની સગપણ મજકુર સંબંધીની વર્ત્તણુંક ઉપરથી જે અભિપ્રાય દેખાઈ આવે તે લગતો છે. પરંતુ ઇંડિયાના છેડા છુટકા આપવા બાબતના આકટ મુજબ જે કામ ચાલતું હશે તે કામમાં, કીંવા હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૪--૪૯૫--૪૯૭ કીંવા ૪૯૮ મુજબ ચાલતા કામમાં સદરહુ અભિપ્રાય લગ્ન સાબીત કરવા જેટલો પુરતો ગણવો નહીં.

**દૃષ્ટાંત**—(**અ**) તકરાર એવી છે કે **અ** તથા **બ** નું લગ્ન થયું હતું કે કેમ તેઓના સ્નેહી તેઓને ધણીધણીઆણી સમજીને તે પ્રમાણે હંમેશાં તેઓની સાથે વર્તતાં હતાં એ હકીકત લગતી છે. (**બ**) તકરાર એવી છે કે **અ** એ **બ** નો કાયદેસર છોકરો છે કે કેમ તે કુટુંબના માણસો **અ** કાયદેસર છોકરો હોય એ પ્રમાણે તેની સાથે હંમેશાં વર્ત્તતા હતા, એ હકીકત લગતી છે.

**૫૧** જ્યારે કોઇ હયાત હોય એવા સખસનો અભિપ્રાય લગતો હોય, ત્યારે અભીપ્રાયનો આધાર જે કારણો ઉપર હોય તે કારણો પણ લગતાં છે.

**દૃષ્ટાંત**—પોતાનો અભિપ્રાય બાંધવાને સારૂ જે પ્રયોગો કોઇ કુશળ માણસે કર્યા હોય, તે પ્રયોગોનો હેવાલ તે કુશળ માણસ આપી શકે છે.

**પર** કોઇ ચાલતા કામ સાથે સંબંધવાળા સખસે અમુક રીતની વર્ત્તણુંક કર્યાનું કહેવામાં આવ્યું હોય, તે સખસની ચાલ ચલગત એવી છે કે તે ઉપરથી તેણે સદરહુ વર્ત્તણુંક કર્યાનો સંભવ છે કે નહીં,

એ માલમ પડે છે, એ હકીકત દિવાની કામમાં ગેર લગતી છે, પરંતુ જે હકીકતો બીજી રીતે લગતી હોય, તે ઉપરની સદરહુ પ્રકારની જેટલી ચાલચલણુ માલુમ પડતી હોય તેટલી ચાલ ચલણુ લગતી છે એમ સમજવું.

**૫૩** તહોમતવાળો સખસ સારી ચાલચલણુનો છે, એવી હકીકત ફોજદારી કામમાં લગતી છે.

**૫૪** તહોમતવાળા સખસની ચાલ ચલણુ ખરાબ છે, એ હકીકત ફોજદારી કામમાં ગેર લગતી છે, તથાપી તેની ચાલચલણુ સારી છે એવો પૂરાવો આપવામાં આવ્યો હોય તો તેની ચાલચલણુ ખરાબ છે એ વાત લગતી થાય છે.

**ખુલાસો**–૧ લો–અમુક સખસની ચાલચલણુ ખરાબ છે એજ વાત જે કામમાં મુદ્દાની હકીકત હોય તે કામને આ કલમ લાગશે નહી. **ખુલાસો**–૨ જો–ગુન્હાની સાબીત પેસ્તર થઈ હતી એ વાત ખરાબ ચાલ ચલણુના પુરાવા તરીકે લગતી છે.

**ખુલાસો**––અમુક સખસની ચાલચલણુ ખરાબ છે, એજ વાત જે કામમાં મુદ્દાની હકીકત હોય તે કામને આ કલમ લાગુ નથી.

**૫૫.** કોઈ સખસની ચાલચલણુ એવા પ્રકારની હોય કે તે ઉપરથી જે નુકશાન તેને મળવાનું હોય તે નુકશાનની રકમ કમી જાસ્તી થાય, તો તેની ચાલ ચાલણુ દીવાની કામમાં લગતી છે.

**ખુલાસો**––ચાલચલણુ એવો શબ્દ કા. ૫૨–૫૩–૫૪ તથા ૫૫ માં લખેલો છે, તેમાં આબરૂ તથા સ્વભાવ એ બેઉનો સમાવેશ થાય છે. પરંતુ 'પ૪' મી કલમમાં ઠરાવ્યું છે, તે સિવાયને પ્રસંગે, જે પુરાવો આપવાનો તે માત્ર લોકોમાં સાધારણુ રીતે આબરૂ કેવી છે તે વાતનો તથા સાધારણુ રીતે સ્વભાવ કેવો છે, તેનોજ આપી શકાય છે. જે અમુક કૃત્ય ઉપરથી આબરૂ કીંવા સ્વભાવ દેખાઈ આવ્યો હોય તે અમુક કૃત્યનો પુરાવો આપી શકાય નહીં.

## ભાગ ૨ જો–સાબિતિ વિષે.

### બાબ ૩ જો જે હકીકતો સાબીત કરવાની જરૂર નથી તે.

**૫૬.** જે હકીકત ન્યાયાધિકારની રૂએ કોર્ટ ધ્યાનમાં રાખે તેવી હકીકતો સાબીત કરવાની જરૂર નથી.

**૫૭.** નીચે લખેલી હકીકતો કોર્ટે ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં રાખવી,

(૧) જે કાયદા કે તેના જેટલા અમલવાળા નિયમો બ્રીટીશ ઈંડિયામાં કોઇ પણુ ભાગમાં હાલ કે હાલ સુધી અમલમાં છે કે હવે પછી અમલમાં આવે તેવા સર્વે કાયદા કીંવા નિયમો (૨) જે સાર્વજનિક આકટો પાર્લામેન્ટે પસાર કર્યા છે કીંવા હવે પછી કરશે તે સર્વે આકટો તથા સ્થાનિક તથા અમુક સખસ સબંધી જે આકટો ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં રાખવાનું સદરહુ પાર્લામેન્ટે ફરમાવ્યું હોય તેવા સર્વે આકટો, (૩) મહારાણીની ખુસ્કી ઉપરની તથા દરીયાઇ ફોજને સારૂ કરેલા લશ્કરી કાયદા (૪) સદરહુ પાર્લામેન્ટનું કામ ચલાવવાની તથા હીંદુસ્તાનની કાઉન્સીલના આકટ મુજબ અથવા તે બાબત વખતે વખતે જે કાંઇ બીજો કાયદો હોય તે મુજબ કાયદા તથા કાનુન કરવા સારૂ સ્થાપન કરેલી કાઉન્સીલનું કામ ચલાવવાની પદ્ધતિ.

**ખુલાસો**––રકમ (૨) તથા (૪) માં પાર્લામેન્ટ એ શબ્દ છે તેમાં નિચે મુજબની સભાઓનો સમાવેશ થાય છે.

(૧) ગ્રેટ બ્રીટન તથા આયર્લાંડના સંયુક્ત રાજની પાર્લામેન્ટ, (૨) ગ્રેટ બ્રીટનની પાર્લામેન્ટ, (૩) ઈંગ્લાંડની પાર્લામેન્ટ, (૪) સ્કોટલાંડની પાર્લામેન્ટ તથા (૫) આયર્લાંડની પાર્લામેન્ટ.

(૫) ગ્રેટ બ્રીટન તથા આયર્લાંડના સંયુક્ત રાજનો વખત, તે વખતે જે સત્તાધિશ હોય, તેને રાજ પદ ક્યારે પ્રાપ્ત થયું તે તથા તેના હસ્તાક્ષરની સહી હોય તે. (૬) ઇંગ્લાંડ દેશની કોર્ટો જે શીક્કા ન્યાયાધિકારની રૂઇએ ધ્યાનમાં રાખે તે સર્વે શીક્કા તથા બ્રીટીશ ઇંડિયા માંહેની કીંવા બહારની સર્વે કોર્ટોના શીક્કા. (૭) બ્રીટીશ ઇંડિયાના કોઇ પણુ ભાગમાં જે સખસોને ગેઝેટમાં પ્રસીદ્ધ કરીને સરકારી હોદ્દો આપવામાં આવે તે સર્વેના હોદ્દા, તથા તેમનાં નામ, ઇલ્કાબ તથા અધિકાર, તથા સહી (૮) બ્રીટીશ સરકારે જે સંસ્થાન કે સત્તાધીશને માન્ય કર્યો હોય તે હોવાની વાત, તેના ઇલ્કાબ તથા તે મુલકનો

સરકારી વાવટો. (૯) કાળના તથા ભૂગોળવિદ્યા સંબંધીના પૃથ્વીના ભાગ તથા સાર્વજનિક ત્હેવારના દિવસો તથા ઉપવાસના દિવસો તથા જે રજાના દિવસો સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપી હોય તે (૧૦) બ્રીટીશ સરકારના રાજ્ય નીચે મુલકો (૧૧) બ્રીટીશ સરકાર કે બીજા કોઇ સરકાર કીંવા માણસોની મંડળી વચ્ચેની લઢાઇની શરૂઆત તથા તે ચાલતી હોય તે વાત તથા તેનો અંત ૧૨) કોર્ટના સભાસદ તથા અમલદારનાં નામો, તથા તેના ડેપ્યુટીઓનાં તથા તાબાના અમલદારોનાં તથા આસીસ્ટંટોનાં નામો, કોર્ટની પ્રોસેસ અમલમાં લાવવાનું કામ કરનાર અમલદારોનાં આડવોકેટ તથા એટરની પ્રાસ્ટર, વકીલ તથા કોર્ટની રૂબરૂ હાજર થવાનો કે કામ ચલાવવાનો કાયદાથી જે બીજા સખસોને અધિકાર હોય તેઓનાં નામો (૧૩) રસ્તા બાબતની રૂલ સદરહુ સર્વે બાબતમાં તથા સાર્વજનિક ઇતિહાસ, વિદ્યા, શાસ્ત્ર, કીંવા કળા, એ બાબતના સર્વે કામોમાં પણ કોર્ટ યોગ્ય પુસ્તકની કીંવા દાખલા જોવાના દસ્તાવેજની મદદ લેવાને મુખત્યાર છે.

૫૮ કોઇપણ કામના પક્ષકારો, કીંવા તેઓના મુખત્યારો જે હકીકત મુકરદમાની સુનાવણી વખતે અંગીકાર કરવાનુ કબુલ કરે, કીંવા સુનાવણીની પહેલાં પોતાની સહી સાથેના લખી આપેલા લેખ ઉપરથી જે હકીકત અંગીકાર કરવાને તેઓ કબુલ કરે, કીંવા જે હકીકત તેઓએ પોતાની જાબ જવાબ ઉપરથી અંગીકાર કરી છે, એવું એવા જાબ જબાબ બાબતના તે વીરીતના ચાલુ નિયમો પ્રમાણે ગણાતું હોય, તે હકીકત સાબીત કરવાની જરૂર નથી; પરંતુ કોર્ટની નજરમા યોગ્ય જણાય તો સદરહુ અંગીકાર કરેલી હકીકત અંગીકાર શિવાય બીજી કોઇ રીતે સાબીત કરી આપવાનું પક્ષકાર મજકુરને ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

## બાબ ૪ થો મુખ જુબાનીના પુરાવા વિષે.

૫૯ દસ્તાવેજમાંના મજકુર શીવાય સર્વે હકીકતો મુખ જુબાનીના પુરાવાથી સાબીત કરી શકાય છે.

૬૦ હરકોઇ જાતના તમામ કામોમાં મુખ જુબાની પુરાવો પ્રત્યક્ષ હોવો જોઇએ. એટલે જો પુરાવો મજકુર જે હકીકત જોવાઇ શકાતી હતી તે હકીકત વીશે હોય, તો હકીકત મજકુર પોતે જોઇ છે એવું જે સાહેદ કહે તેની સાહેદી આપવી જોઇએ, જો પુરાવો મજકુર જે હકીકત શકાતી હતી તે હકીકત વિશે હોય તો હકીકત મજકુર પોતે સાંભળી છે એમ જે સાહેદ કહે તેની સાહેદી આપવી જોઇએ. જો પુરાવો મજકુર જે હકીકતનું જ્ઞાન બીજી કોઇ ઇંદરી વડે કીંવા કોઇ બીજી રીતે થઇ શકતું હતું. તે હકીકત વીશે હોય તો, હકીકત મજકુરનું જ્ઞાન પોતાને તે ઇંદ્રિ વડે કીંવા તે રીતે તે થયું છે, એમ જે સાહેદ કહે તેની સાહેદી આપવી જોઇએ.

જો પુરાવો મજકુર અમુક અભિપ્રાય વિષે કીંવા જે કારણ ઉપરથી તે અભીપ્રાય ઠરાવવામાં આવ્યો હોય તે વીશે હોયતો જે સખસનો તે કારણ ઉપરથી તેવા અભીપ્રાય હશે તે સખસની સાહેદી આપવી જોઇએ; પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે, મુખ જુબાની પુરાવો જો દસ્તાવેજ શીવાય બીજો કોઇ જડ પદાર્થ છે કે નહી તે વીશે અથવા તેની સ્થિતિ વિષે હોય તો કોર્ટને યોગ્ય જણાય તે પદાર્થ પોતાને તપાસવા સારૂ હાજર કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

## બાબ–૫ મો–દસ્તાવેજી પુરાવા વિષે.

૬૧ દસ્તાવેજના મજકુરની સાબીતી અવલ પુરાવાથી કીંવા દોયમ પુરાવાથી કરી શકાય છે.

૬૨—કોર્ટ તપાસે તે સારૂ હાજર કરેલા ખુદ દસ્તાવેજને અવલ પુરાવો સમજવો.

**ખુલાસો–૧ લો**—કેટલાએક ભાગો મળીને જો એક દસ્તાવેજ થયો હોય, તો દરેક ભાગ દસ્તાવેજ મજકુરનો અવલ પુરાવો છે. એમ સમજવું. જ્યારે કોઇ દસ્તાવેજ સામા લેખ સહીત થયો હોય, એમ તે પ્રત્યેક સામો લેખ પક્ષકારોમાંથી એક કીંવા કેટલાએક પક્ષકારો એજ માત્ર કરી આપ્યો હોય ત્યારે તે પ્રત્યેક સામો લેખ, તે કરી આપનાર પ્રત્યેક પક્ષકાર વિરૂદ્ધ અવલ પુરાવો છે એમ સમજવું.

**ખુલાસો ૨ જો**—ઠસ્સા છાપથી, કીંવા શીલા છાપથી, કીંવા ફોટોગ્રાફથી જે પ્રમાણે ઘણા દસ્તાવેજ બને છે, તે પ્રમાણે જ્યારે એકજ એક સરખી ક્રીયા વડે ઘણા એક દસ્તાવેજ થયા હોય,

ત્યારે પ્રત્યેક દસ્તાવેજ બાકીના બીજા દસ્તાવેજોના મજકુરનો અવલ પુરાવો છે. પરંતુ જ્યારે સદરહુ સર્વે દસ્તાવેજોની નકલો હોય ત્યારે તે દસ્તાવેજો સદરહુ અસલ દસ્તાવેજના મજકુરનો અવલ પુરાવા થતો નથી.

દૃષ્ટાંત—એવું બતાવવામાં આવ્યું છે કે, એક માણુસના ઘણાં જાહેરનામાં છે, અને તે સર્વે એક અસલ ઉપરથી એકી વખતે ઠસ્સાથી છાપેલાં છે. સદરહુ જાહેરનામાં પૈકી હરકોઇ એક જાહેરનામાંના મજકુરનો અવલ પુરાવો છે, પરંતુ સદરહુ અસલ જાહેરનામાના મજકુરનો સદરહુ જાહેરનામા પૈકી કોઇપણ જાહેરનામું અવલ પુરાવો થતો નથી.

૬૩ દોયમ પુરાવાનો અર્થ નીચે લખ્યા પ્રમાણે છે. અને તેમાં નીચે લખેલી વસ્તુનો સમાવેશ થાય છે.

(૧) આ આકટમાં હવે પછી જે નીયમો કહેલા છે તે પ્રમાણે આપેલી દાખલાવાળી નકલો. (૨) યંત્રક્રીયા વડે અસલ ઉપરથી કરેલી નકલો જ્યારે તે યંત્રક્રીયા ઉપરથી ખરીજ નકલ થાય એવું હોય ત્યારે, તથા એવી યંત્રક્રીયા વડે કરેલી નકલો સાથે મુકાબીલ કરેલી નકલો.

(૩) અસલ ઉપરથી કરેલી કીંવા અસલ જોડે કરેલી મુકાબીલ હોય એવી નકલો (૪)દસ્તાવેજના સામા લેખ, જે પક્ષકારે તે કરી ન આપ્યા હોય, તે પક્ષકાર વિરૂદ્ધ, (૫) જે સખસે કોઇ દસ્તાવેજ પોતે જાતે જોયો હોય, તેણે તે દસ્તાવેજના મજકુરનો મુખ જુબાની કહેલો હેવાલ,

દૃષ્ટાંત—(અ) અસલ દસ્તાવેજ તથા તેનો ફોટોગ્રાફ એ બેઉને મુકાબલા કર્યા ન હોય તો પણ સદરહુ અસલ દસ્તાવેજના મજકુરનો ફોટોગ્રાફ મજકુર દોયમ પુરાવો છે. પરંતુ જે વસ્તુ ઉપરથી ફોટોગ્રાફ મજકુર લીધો હોય તે અસલ હતી એવું સાબીત થવું જોઇએ.

૬૪ હવે પછી જે પ્રસંગો કહ્યા છે, તે સીવાય બીજે પ્રસંગે દસ્તાવેજો અવલ પુરાવાથી સાબીત કરવા જોઈએ.

૬૫ કોઇ દસ્તાવેજ છે કીંવા નથી, એ વાતનો, તથા દસ્તાવેજની સ્થિતિનો તથા તેના મજકુરનો દોયમ પુરાવો નીચે કહેલા પ્રસંગે આપી શકાય છે.

(અ) જે સખસની વિરૂદ્ધ દસ્તાવેજ સાબીત કરવાની ઇચ્છા હોય તે સખસના, કીંવા જે સખસને કોર્ટનો હુકમ પહોચી શકતો નહીં હોય, કીંવા તે હુકમને તે તાબે ન હોય તે સખસનો, કીંવા તે દસ્તાવેજ હાજર કરવાની જે સખસને કાયદાની ફરજ હોય તે સખસના કબજામાં કીંવા અખત્યારમાં અસલ દસ્તાવેજ છે એવું જ્યારે બતાવવામાં આવે, કીંવા એવું માલુમ પડે ત્યારે. તથા જ્યારે કલમ ૬૬ મીમાં કહેલી નોટીસ પહોચ્યા પછી દસ્તાવેજ મજકુર હાજર કરવામાં ન આવે ત્યારે તે પ્રસંગે, ( બ ) જે સખસની વિરૂદ્ધ દસ્તાવેજ મજકુર સાબીત કરવાનો હોય તે સખસે અસલ છે એ વાત કીંવા તેની સ્થિતિ, કીંવા તેનો મજકુર લખીત વાર અંગીકાર કરવાનું જ્યારે સાબીત થયું હોય ત્યારે, તે પ્રસંગે (ક) જ્યારે અસલ દસ્તાવેજનો નાશ થયો હોય ત્યારે, કીંવા તે ખોવાઇ ગયો હોય ત્યારે કીંવા તેમાં લખેલા મજકુર વીશે જે પક્ષકાર પુરાવો આપવા માગે છે તે પક્ષકાર તેની પોતાની કસુર કીંવા ગફલતથી ઉત્પન્ન ન થયું હોય એવા બીજા કોઇ કારણને લીધે યોગ્ય વખતમાં તેને હાજર કરી શકાતો ન હોય ત્યારે તે પ્રસંગે; (ઙ) જ્યારે અસલ દસ્તાવેજ સહેલથી ખસેડી શકાય નહીં એવા પ્રકારનો હોય ત્યારે તે પ્રસંગે; જ્યારે અસલ દસ્તાવેજ કા. ૭૪ મુજબ સાર્વજનિક દસ્તાવેજ હોય, ત્યારે, ( ફ ) જ્યારે અસલ દસ્તાવેજની કાયદા મુજબ દાખલાવાળી નકલ પુરાવામાં આપવાની પરવાનગી હોય ત્યારે, ( ગ ) કે તેમાં ઘણા હીસાબ તથા દસ્તાવેજ હોય ને તેની તપાસણી કોર્ટમાં કરવી સુગમ પડતી ન હોય તથા તે સર્વે દસ્તાવેજો મળીને તેનું એકંદર સરવાળે પરીણામ શું થાય છે એ હકીકત સાબીત કરવાની હોય ત્યારે, અને તે પ્રસંગે.

૬૬ કા. ૬૫. રકમ (અ) માં બોધ કરેલા દસ્તાવેજોના મજકુરનો દોયમ પુરાવો આપવા, જે પક્ષકાર માગતો હોય તેણે તે હાજર કરવાની કાયદેસર કે કોર્ટને યોગ્ય જણાય તેવી નોટીસ જેના કબજામાં તે દસ્તાવેજ હોય તેને, તેના એટરની કે પ્લીડરને ન આપી હોય તો સદરહુ મુજબનો દોયમ પુરાવો આપવો નહીં.

પરંતુ નીચે લખેલા કામો પૈકી કોઇપણ કામમાં અથવા કોર્ટને યોગ્ય લાગે તેવાં બીજાં કામમાં હોયમ પુરાવો લેવાઇ શકાય તે સારૂ સદરહુ પ્રમાણે નોટીસ આપવાની જરૂર નથી, તે કામો નીચે પ્રમાણે,—

(૧) જે દસ્તાવેજ સાબીત કરવાનો હોય તે દસ્તાવેજ જાતે નોટીસ હોય તે કામમાં (૨) જે કામમાં પોતાને દસ્તાવેજ મજકુર હાજર કરવાનું કહેવામાં આવશે એમ તે કામના પક્ષકાર ઉપરથી સામા પક્ષકારને માલુમ પડવું જોઇએ. (૩) અસલ દસ્તાવેજનો મજકુર સામા પક્ષકારે દગલબાજી કીંવા જબરાઇથી મેળવ્યો છે એવું દેખાય કીંવા સાબીત થાય તે કામમાં, (૪) જ્યારે અસલ દસ્તાવેજ મજકુર સામા પક્ષકારના કીંવા તેના મુખત્યારની પાસે કોર્ટમાં હોય ત્યારે, (૫) દસ્તાવેજ ખોવાઇ ગયો છે એવું સામા પક્ષકારે અંગીકાર કર્યું હોય તે કામમાં, (૬) જે સખસને કોર્ટનો હુકમ પહોંચી શકતો ન હોય, કીંવા તે હુકમને તે તાબે નથી તે સખસના કબજામાં દસ્તાવેજ મજકુર હોય તે કામમાં

૬૭ કોઇ દસ્તાવેજ ઉપર કોઇ સખસે સહી કરી છે, કીંવા તે સઘળો કીંવા તેનો કોઇ ભાગ, સખસ મજકુરે લખ્યો છે એવું કહેવામાં આવતું હોય તો તે સહી, તે સખસના હાથની છે એવું, અથવા દસ્તાવેજ મજકુરનો જેટલો ભાગ માણુસ મજકુરના હાથનો છે, એમ કહેવામાં આવતું હોય તેટલાં ભાગનું લખાણુ તે સખસના હાથનું છે. એવું સાબીત થવું જોઇએ.

૬૮ કોઇ દસ્તાવેજ ઉપર કાયદા પ્રમાણે સાક્ષી થવી જરૂર હોય અને દસ્તાવેજ મજકુર ઉપરનો સાક્ષી કરનાર સખસ હયાત હોય તથા કોર્ટના અમલમાં હોય, તથા પુરાવો આપવાને શક્ત હોય, તો દસ્તાવેજ મજકુર થયાની વાત સાબીત કરવા સારૂ ઓછામાં ઓછો એક સાહેદ પણુ બોલાવ્યા સિવાય તે દસ્તાવેજ પુરાવા દાખલ વાપરવો નહીં.

૬૯ એવો સાહેદ કોઇ મળી શકતો નહોય, કીંવા સંયુક્ત થયેલા ગ્રેટબ્રીટન તથા આયર્લૅાંડના રાજ્યમાં તે દસ્તાવેજ થયો છે, એવું દસ્તાવેજ મજકુર ઉપરથી સમજાતું હોય તો ઓછામાં ઓછા એક સાહેદની પણુ સાક્ષી તેના હાથની કરેલી છે, એવું તથા જે માણુસે દસ્તાવેજ લખી આપ્યો છે, તેની સહી તેનાજ હાથની છે એવું સાબીત થવું જોઇએ.

૭૦ જે દસ્તાવેજ ઉપર સાક્ષી થઇ હોય, તે દસ્તાવેજ જે માણુસે લખી આપ્યો હોય, તે પોતે દસ્તાવેજ લખી આપ્યાનું અંગીકાર કરે તો તે અંગીકાર દસ્તાવેજ મજકુર થયો છે એ વાતની લખીઆપનાર મજકુર વિરૂદ્ધ પુરતી સાબીતિ છે એમ સમજવું. પછી તે દસ્તાવેજ એવો હોય કે કાયદા પ્રમાણે તેના ઉપર સાક્ષી થવી જોઇએ તોપણુ.

૭૧ દસ્તાવેજ થયાની વાત દસ્તાવેજ ઉપર સાક્ષી કરનાર સાહેદ ના કબુલ કરે કીંવા તેને તેવાત યાદ નહોય તો, સદરહુ દસ્તાવેજની વાત બીજા પુરાવા ઉપરથી સાબીત કરી શકાય છે.

૭૨ જે દસ્તાવેજ ઉપર સાક્ષી થવાની કાયદા મુજબ જરૂર નથી, તે દસ્તાવેજ ઉપર સાક્ષી થઇ હોય તો જાણે તે દસ્તાવેજ ઉપર સાક્ષી થઇજ નથી એમ સમજીને તેની સાબીતી કરી શકાય છે.

૭૩ કોઇ સહી, કીંવા લખાણુ, કીંવા શીકકો જે સખસે કર્યાનું તે ઉપરથી સમજાતું હોય, તે સખસે તે સહી, લખાણુ કે શીકકો કર્યો છે કે કેમ, એનો નિશ્ચય કરવા સારૂ જે સહી, લખાણુ કે શીકકો સખસ મજકુરનો છે એવો અંગીકાર કરવામાં આવ્યો હોય, કીંવા કોર્ટની ખાત્રી લાયક સાબીતી થઇ હોય તે સહી, કે શીકકાનો મુકાબલો, જે સહી કીંવા લખાણુ કીંવા શીકકો સાબીત કરવાનો છે, તેની જોડે કરી શકાય છે. પછી જેની સાથે મુકાબલો લેવાનો છે, તે સહી, લખાણુ કે શીકકો બીજા કોઇ કારણુને સારૂ હાજર કરવામાં આવ્યાં ન હોય, કીંવા તેની સાબીતી કરવામાં નઆવી હોય તોપણુ કોર્ટમાં હાજર હોય એવા કોઇ સખસે જે શબ્દો કે આંકડા લખવાનું કહેવામાં આવતું હોય, તે શબ્દ કીંવા આંકડા જોડે મુકાબલો કરવા સારૂ સખસ મજકુરને હર કોઇ શબ્દો કીંવા આંકડા લખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

## સાર્વજનિક દસ્તાવેજો

૭૪ નિચે લખેલા દસ્તાવેજને સાર્વજનિક દસ્તાવેજ સમજવા. (૧) દસ્તાવેજ, નીચે લખ્યા મુજબ

બના આકટ કે, આકટના લેખ હોય તે દસ્તાવેજ. (૨) રાજના સત્તાધિશે કીધેલા આકટ, કીંવા આકટનો લેખ (૩) સરકારી મંડળીએ તથા ઇન્સાફી કોર્ટે કીધેલા આકટ કીંવા આકટોના લેખ. (૩) બ્રીટીશ ઈંડીયા માંહેના, અથવા મહારાણીના રાજ્યના, કોઇ પણ બીજા ભાગમાંના અથવા પરરાજ્યમાંના કાયદા કરનારા, તથા ઇન્સાફ કરનારા તથા રાજ્ય કારભાર ચલાવનારા, સરકારી, અમલદારોએ, કીધેલા આકટ કીંવા આકટના લેખ. (૨) ખાનગી દસ્તાવેજના સાર્વજનિક લેખ, બ્રિટીશ ઈંડીયામાં રાખવામાં આવતા હોય તે.

## રજીસ્ટર દસ્તાવેજ.

૭૫. બીજા સર્વે દસ્તાવેજોને ખાનગી દસ્તાવેજ સમજવા.

૭૬. જે સાર્વજનિક દસ્તાવેજ તપાસવાનો હરકોઇ સખસનો હક છે, તે સાર્વજનિક દસ્તાવેજ, જે સરકારી અમલદારના હવાલામાં હોય, તે દરેક સરકારી અમલદારે તેની નકલ સદરહુ સખસને માગેથી તથા તેને સારૂ કાયદા મુજબ ફી ભરેથી આપવી. તથા તેની સાથે નકલ મજકુરની તળે એવું એક સર્ટીફીકેટ લખી આપવું. કે એ નકલ દસ્તાવેજ મજકુરની અથવા તેનો ભાગ હોય તો, તેના ભાગની ખરી નકલ છે. એ સરટીફીકેટની ઉપર અમલદારે તારીખ નાંખવી તથા તે નીચે પોતાના સરકારી હોદ્દા સાથે પોતાના નામની સહી કરવી. અને જો તેને શીકો વાપરવાનો કાયદાથી અધીકાર હોય તો તે ઉપર શીક્કો મારવો. એ પ્રમાણે જે નકલો ઉપર દાખલો લખ્યો હોય તે નકલોને દાખલાવાળી નકલો કહેવી.

ખુલાસો—જે અમલદારોને સરકારી હોદ્દાના કામના સાધારણ રીતે આવતા પ્રસંગથી એવી નકલો સ્વાધિન કરવાનો અધિકાર હોય તે દરેક અમલદારના હવાલામાં એવા દસ્તાવેજ છે. એવો આ કલમનો અર્થ સમજવો.

૭૭ જે સાર્વજનિક દસ્તાવેજની કે તેના ભાગની સદરહુ પ્રમાણે દાખલાવાળી નકલો નકલ છે, એવું તે ઉપરથી સમજાય, તે સાર્વજનિક દસ્તાવેજમાંના અથવા તેના ભાગમાંના લખાણની સાબિતીમાં સદરહુ પ્રમાણેની દાખલાવાળી નકલો ગુજારી શકાય છે.

૭૮. નીચે પ્રમાણેના સાર્વજનિક દસ્તાવેજ નીચે પ્રમાણે સાબીત કરી શકાય છે.

(૧) બ્રીટીશ ઈંડિયાનો રાજ્ય કારભાર સરકારના હરકોઇ કારખાનેથી થયલા અથવા હરકોઇ સ્થાનિક સરકારે કરેલા અથવા હરકોઇ સ્થાનીક સરકારના કારખાનેથી થયલા આકટો, હુકમો, અથવા જાહેર નામાઓ, એ સર્વે સદરહુ કારખાનાના દફતરો જેના તે કારખાનાના ઉપરી તરફથી દફતર મજકુરો તેજ કારખાનાનાં છે એવા દાખલા સહીત મોકલવામાં આવે તે દફતરોથી સાબીત કરી શકાય છે. અથવા એવા કોઇ સરકારના હુકમથી કોઇ દસ્તાવેજ છપાય છે એવું તે દસ્તાવેજ ઉપરથી જણાય તે દસ્તાવેજથી સાબીત કરી શકાય છે. (૨) કાયદા કરનારી સભાઓના પ્રોસીડીંગ, એ સદરહુ જેની તે શાખાના રોજ કામથી અથવા કોઇ પ્રસીદ્ધ કરેલા આકટોથી, અથવા સાર ગ્રંથથી, અથવા કોઇ નકલો સરકારના હુકમથી છપાય છે એવું તે નકલો ઉપરથી સમજાય તે નકલોથી સાબીત થાય છે. (૩) મહારાણીએ અથવા પ્રીવીકાઉન્સીલે કરેલાં અથવા મહારાણીની સરકારના કોઇપણ કારખાનેથી થયલાં જાહેર નામાઓ, હુકમો, અથવા નિયમો એ સર્વે, લંડન ગેઝેટમાં, નકલો કે ઈતેખાબો હોય તેનાથી અથવા કોઈ નકલ અથવા અથવા ઈતેખાબ રાણીના છાપનારે છાપ્યાં છે. એવું તે નકલ અથવા ઈતેખાબ ઉપરથી સમજાય તે નકલો, અથવા ઈતેખાબોથી સાબીત કરી શકાય છે.

(૪) પરરાજ્યના રાજ્ય કારભાર ચલાવનાર સરકારના આકટો, અથવા કોઇ પરરાજ્યની કાયદા કરનાર પ્રોસીડીંગ, એ—સરકારના અથવા સભાના હુકમથી છપાતાં હોય એવાં, અથવા એ પ્રમાણે છપાએલાં રાજ્ય મજકુરમાં સામાન્ય રીતે ગણાતાં હોય એવાં રોજકામથી અથવા તે રાજ્યના અથવા ત્યાંના સત્તાધીશના શીકા સાથેની દાખલાવાળી નકલોથી અથવા હીંદુસ્તાન સરકારના કોઈ પ્રસીદ્ધ આકટમાં સદરહુ આકટો કે પ્રોસીડીંગને કબુલ રાખ્યા હોય તો તેથી સાબીત કરી શકાય છે.

(૫) બ્રીટીશ ઈંડિયામાંની કોઈ મ્યુનીસીપાલ મંડળીનાં પ્રોસીડીંગ, એવાં પ્રોસીડીંગ જેની પાસે કાયદા પ્રમાણે રહેતાં હોય, તેણે કરી આપેલા દાખલાવાળી સદરહુ પ્રોસીડીંગની નકલથી અથવા કોઈ છા-

પેલી ચોપડી એવી મંડળીના હુકમથી પ્રસીદ્ધ થાય છે, એવું તે ચોપડી ઉપરથી સમજાતુ હોય તે ચોપડીથી સાબીત કરી શકાય છે.

(૬) કોઇ પારકા દેશમાંના કોઇ બીજી જાતના સાર્વજનિક દસ્તાવેજ અસલ દસ્તાવેજથી તથા દાખલાવાળી નકલ ઉપરથી સાબીત કરી શકાય છે.

## દસ્તાવેજો બાબત અનુમાનો.

૭૯ કોઇ દસ્તાવેજ ઉપરથી એવું સમજાય કે સરટીફીકેટ છે અથવા દાખલાવાળી નકલ છે. અથવા કોઇ અમુક હકીકતના પુરાવામાં કાયદાના ઠરાવ ઉપરથી લેવા યોગ્ય બીજો દસ્તાવેજ છે. તથા દસ્તાવેજ મજકુર ઉપરથી એવું સમજાય કે તે ખરો છે એવો, દાખલો, બ્રીટીશ ઇંડિયામાંના હરકોઇ અધિકારીએ અથવા મહારાણી સાથે દોસ્તી રાખનારા હરકોઇ દેશી સંસ્થાનમાંના કોઇ અધિકારીને ગવર્નર જનરલ ઇનકોંસિલે યોગ્ય રીતે અખત્યાર આપ્યો હોય એવા અધિકારીએ યોગ્ય રીતે તેના ઉપર આપ્યો છે. એવો પ્રત્યેક દસ્તાવેજ ખરો છે એવું અનુમાન કોર્ટે કરવું. પરંતુ આવા દસ્તાવેજને સારૂ કાયદામાં જે નમુનો ઠરાવ્યો હોય તે નમુના પ્રમાણે તે દસ્તાવેજ મુખ્ય મુદ્દાની વાતે હોવો જોઇએ, તથા તે દસ્તાવેજ જે રીતે કરવાનું કાયદામાં ઠરાવ્યું હોય, તે રીતે થએલો છે, એવું તે દસ્તાવેજ ઉપરથી માલુમ પડવું જોઇએ. એવા કોઇ દસ્તાવેજ ઉપરથી જે અધિકારીએ તે ઉપર સહી કીધેલી અથવા દાખલો આપેલો સમજાતો હોય, તે અધિકારીને સદરહુ સહી કરતી વખતે કાગળ મજકુરમાં અધીકારી મજકુરે બતાવ્યા પ્રમાણેનો સરકારી હોદો હતો એવું પણ કોર્ટે અનુમાન કરવું.

૮૦ જ્યારે હરકોઇ કોર્ટની રૂબરૂ એવો હરકોઇ દસ્તાવેજ ગુજારવામાં આવે કે તે દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે દસ્તાવેજ મજકુર કોઇ ઇન્સાફી મુકરદમામાં, કીંવા એવો પુરાવો લેવાનો કાયદાથી અખત્યાર હોય એવા હરકોઇ અધિકારીની રૂબરૂ કોઇ સાહેદે આપેલી સાહેદીનું કીંવા તેના ભાગનું દફતર કીંવા યાદ દાસ્ત છે અથવા તો હરકોઇ કેદીની કીંવા તહોમતવાળા સખસની કાયદા પ્રમાણે લીધેલી જુબાની કીંવા કબુલત છે, તથા દસ્તાવેજ મજકુર ઉપરથી એવું સમજવામાં આવે કે, તેના ઉપર કોઇ જડજ કીંવા માજીસ્ટ્રેટ કીંવા એવા ઉપર કહેલા કોઇ અધિકારીએ સહી કીધી છે ત્યારે કોર્ટ મજકુરે એવું અનુંમાન કરવુ કે; દસ્તાવેજ મજકુર ખરો છે, તથા સદરહુ સાહેદી કીંવા જુબાની, કીંવા કબુલતના ઉપર સહી કરનાર સખસની તે સાહેદી કીંવા જુબાની, કીંવા કબુલત કેવી હકીકતની સાથે લેવામાં આવી હતી, તે બાબત જે વાતો લખેલી તે ઉપર નક્કી સમજાય તે વાતો ખરી છે, તથા એવી સાહેદી કીંવા જુબાની કીંવા કબુલત યોગ્ય રીતે લેવામાં આવી હતી.

૮૧ કોઇ દસ્તાવેજ ઉપરથી એવું સમજાય કે તે લંડન ગેઝેટ છે. અથવા ઇંડિયા ગેઝેટ કે સ્થાનિક સરકારનું કીંવા બ્રીટીશ સરકારે વસાવેલા હરકોઇ મુલકનું, કીંવા બ્રીટીશ તાબાના કે હસ્તગત કીધેલા મુલકનું સરકારી ગેઝેટ છે, અથવા કોઇ વર્ત્તમાન પત્ર કીંવા એ ચોપાનીયું છે. અથવા પાર્લામેન્ટના સાર્વજનિક આકટના રાણીના છાપનારે છાપેલી નકલ છે, તે પ્રત્યેક દસ્તાવેજ, તથા કોઇ દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે તે એવો દસ્તાવેજ છે કે તેને કોઇ સખસે રાખવાનું કાયદામાં ફરમાવ્યું છે, તે પ્રત્યેક દસ્તાવેજ, જો કાયદામાં ફરમાવેલા નમુના પ્રમાણે મુખ્ય મુદ્દાની વાતે રાખવામાં આવતો હોય, તથા જેના હવાલામાંથી રજુ થવો જોઇએ તેના હવાલામાંથી રજુ થાય તો તે ખરી છે, એવું કોર્ટે અનુમાન કરવું.

૮૨ કોઇ દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે, દસ્તાવેજ ઇંગ્લાંડમાં અથવા આયર્લાંડમાં તે વખતના ચાલુ કાયદા પ્રમાણે ઇંગ્લાંડ અથવા આયર્લાંડ માંહેથી હરકોઇ ઇન્સાફની કોર્ટમાં તે ઉપરના તેના બરાબર પણા બાબતના શીકકા કીંવા શાહીની અથવા તેના ઉપર જે સંબંધે સહી કરાનું તે ઉપરથી સમજાય તે સખસની ઇન્સાફી અથવા સરકારી હોદાની સાબીતી થયા વિના કોઇ વાતની સાબીતીમાં લેવા યોગ્ય હોય, એવો દસ્તાવેજ છે, તો તે દસ્તાવેજ જ્યારે કોઇ કોર્ટમાં ગુજારવામાં આવે ત્યારે કોર્ટે અનુમાન કરવું. કે એવો શીકકો, કીંવા સ્ટાંપ, કીંવા સહી ખરી છે. તથા તે દસ્તાવેજના ઉપર સહી કરનાર સખસને સહી મજકુર કરતી વખતે તે તેનો બતાવેલો ઇન્સાફી, કીંવા સરકારી હોદો હતો. તથા

ઇંગ્લાંડ તથા આયરલાંડમાં દસ્તાવેજ મજકુર જે વાતના પુરાવામાં લેવા યોગ્ય હોય તે વાતના પુરાવા સારૂ તેને કબુલ રાખવો.

૮૩ કોઇ નકશા અથવા પ્લાન ઉપરથી એમ સમજાય કે તે સરકારના હુકમથી કરવામાં આવ્યા છે, તો તે નકશા અથવા પ્લાન એ પ્રમાણે કરવામાં આવ્યા તે, તથા બરાબર છે. એવું કોર્ટે અનુમાન કરવું, પરંતુ હરકોઇ મુકદમાના કામને સારૂ જો નકશા અથવા પ્લાન બતાવ્યા હોય તે નકશા તથા પ્લાન બરાબર છે એવી સાબીતી થવી જોઇએ.

૮૪ કોઇ ગ્રંથ ઉપરથી એમ સમજાય કે હરકોઇ દેશની સરકારના હુકમથી છાપવામાં કીંવા પ્રસીદ્ધ કરવામાં આવ્યો છે, તથા તેમાં દેશ મજકુરના કાયદામાંના કોઇ કાયદા છે. તો એવો પ્રત્યેક ગ્રંથ ખરો છે એવું કોર્ટે અનુમાન કરવું તથા કોઇ ગ્રંથ ઉપરથી એવું સમજાય કે, તેમાં એવા દેશની કોર્ટોના ફેંસલાના રીપોર્ટ છે. તો એવો પ્રત્યેક ગ્રંથ ખરો છે એવું કોર્ટે અનુમાન કરવું.

૮૫ કોઇ દસ્તાવેજ ઉપરથી, એમ સમજાય કે, તે મુખત્યારનામું છે, તથા તે હરકોઇ નોટ રીપબ્લીકની અથવા માજીસ્ટ્રેટની અથવા બ્રીટીશ કોન્સલની કે વાઇસ કોન્સલની કે, મહારાણીના કે હીંદુસ્તાન સરકારના પ્રતીનીધીની રૂબરૂ થએલું છે, તથા તેના ખરાપણા વિષે તેના ઉપર તેણે સહી કરી છે. તો એવો પ્રત્યેક દસ્તાવેજ એ પ્રમાણે થયેલો છે, તથા તે ઉપર ઉપર પ્રમાણે ખરાપણાની સહી કરી છે એવું કોર્ટે અનુમાન કરવું.

૮૬ કોઇ દસ્તાવેજ ઉપરથી એમ સમજાય કે તે મહારાણીના તાબાના મુલકનો ભાગ ન હોય, એવા કોઇ દેશના ઇન્સાફના દફતરની દાખલાવાળી નકલ છે, ત્યારે દસ્તાવેજ ઉપરથી જો એવું જણાય કે દેશ મજકુરમાં ઇન્સાફના દફતરની નકલો ખરી કરી આપવા સારૂ જે રીતે સામાન્ય રીતે ઉપયોગ આવતી હોય તે રીત કઇ છે તેનો દાખલો મહારાણીના અથવા હીંદુસ્તાનની સરકારના એવા દેશમાંનો અથવા એવા દેશ માટેનો પ્રતીનીધીએ આપ્યો હોય તે દાખલામાં લખેલી રીત પ્રમાણે દસ્તાવેજ મજકુર ઉપર ખરાપણાનો દાખલો કર્યો છે. તો તે દસ્તાવેજ ખરો તથા બરાબર છે. એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

૮૭ જે વિષયોમાં સાર્વજનિક, કીંવા સામાન્ય કાયદા ગેર કાયદાનો સંબંધ છે. તે વિષયો સંબંધી માહીતી સારૂ કોઇ ચોપડી કોર્ટે જોઇ તે ચોપડી તથા કોઇ પ્રસીદ્ધ થયેલો નકશો અથવા ચાર્ટ કોર્ટમાં તપાસવાને સારૂ રજુ કરવામાં આવે, અને તેમાં બતાવેલી વાત લગતી હકીકત હોય, તો તે ચોપડી તથા નકશો અથવા ચાર્ટ જે સંબંધે અથવા જે વખતે અથવા જે જગાએ લખ્યાનું અથવા છાપ્યાનું તે જગોએ સમજાય, તે સખસે તથા તે વખતે તથા તે જગોએ છાપ્યો, તથા પ્રસીદ્ધ કીધો, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

૮૮ કોઇ તાર યંત્રની કચેરીમાંથી કોઇ સંદેશો તેમાં બતાવ્યા પ્રમાણેના સખસ પાસે મોકલવામાં આવ્યો હોય તે સંદેશો જે તાર યંત્રની કચેરી તરફથી આવેલો તે સંદેશા ઉપરથી સમજાય તે કચેરીમાં તારયંત્ર માર્ગે મોકલવા સારૂ આપેલા સંદેશા સાથે મળતો છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે. પરંતુ એવો સંદેશો તારયંત્ર માર્ગે મોકલવાને જે સખસે આપ્યો હોય તે સખસ બાબત કોર્ટે કાંઇ અનુમાન કરવું નહિં.

૮૯ કોઇ દસ્તાવેજ મંગાવ્યો હોય અને તેને હાજર કરવાની નોટીસ આપ્યા પછી રજુ ન થયો હોય, તો તેવા પ્રત્યેક દસ્તાવેજ ઉપર કાયદામાં ફરમાવેલી રીતી પ્રમાણે સાક્ષી છે. તથા સ્ટાંપ છે, તથા તે થયો છે એવું અનુમાન કોર્ટે કરવું.

૯૦ કોઇ દસ્તાવેજ ઉપરથી એવું સમજાય કે તે ત્રીસ વર્ષનો જુનો છે, અથવા તેવું સાબીત થયું હોય તેવા દસ્તાવેજ કોઇ એવા હવાલામાંથી રજુ થાય કે તે હવાલો તે અમુક નામમાં કોર્ટની નજરમાં યોગ્ય લાગે ત્યારે તે કામમાં કોર્ટ એવું અનુમાન કરવાને મુખત્યાર છે કે એવા દસ્તાવેજ ઉપરની સહી તથા તેનો બીજો પ્રત્યેક ભાગ કોઇ અમુક સખસને અક્ષરે લખેલો છે તથા કામ મજકુર સહી અથવા સાક્ષી થએલા દસ્તાવેજની તકરારનું હોય તો તે દસ્તાવેજ ઉપર જે સખસોએ સહી તથા સાક્ષી કર્યાનું

તે ઉપરથી સમજાય તે સખસોએ તેના ઉપર યોગ્ય રીતે સહી તથા સાક્ષી કરી છે.

**ખુલાસો**—જ્યારે દસ્તાવેજ જે જગ્યામાં તથા જે સખસની સંભાળ તળે સ્વાભાવિક રીતે હોવા જોઇએ, તે જગ્યામાં તથા તે સખસની સંભાળ તળે હોય, ત્યારે દસ્તાવેજ મજકુર યોગ્ય હવાલામાં છે એમ સમજવું. પરંતુ એવું સાબિત થાય કે, કોઇ હવાલાની ઉત્પત્તિ યાને મુળ કાયદેસર છે, અથવા તે અમુક કામની હકીકત ઉપરથી તે હવાલાની ઉત્પત્તિ સંભવિત ઠરતી હોય તો તે હવાલો યોગ્ય નથી. (આ ખુલાસો કા. ૮૧ ને પણ લાગુ છે.)

**દ્રષ્ટાંત**—**અ** ની પાસે લાંબી મુદતથી કાંઇ જમીનનો કબજો છે. તે પોતાના હવાલામાંથી જમીન મજકુરને સંબંધ રાખતા તે ઉપરના પોતાના હકના ખત રજુ કરે છે. એ હવાલો યોગ્ય છે. (૨) કોઇ જમીનની મીલકતનો **અ** ગીરોદાર છે. તે જમીન સંબંધીના ખત તે રજુ કરે છે. જમીન મજકુર ગીરો મુકનારના કબજામાં છે.એ હવાલો યોગ્ય છે. (ક) **અ** **બ** નો કોઇ સગો છે. તેને **બ** ના કબજામાં ની જમીન સંબંધીના ખત સંભાળથી સાચવી રાખવા સારૂ **બ** એ અનામત આપી મુકેલા તે **અ** રજુ કરે છે. એ હવાલો યોગ્ય છે.

## બાબ ૬ ઠો. દસ્તાવેજી પુરાવા હોય ત્યારે મુખજુબાનિનો પુરાવો નહીં લેવા બાબત.

**૯૨** જ્યારે કોઇ કરારની કીંવા દાદની, કીંવા મીલકતની બીજી હરકોઇ વ્યવસ્થાની સરતોનો દસ્તાવેજ થયો હોય, ત્યારે તથા જે કામોમાં કોઇ બાબતનો દસ્તાવેજ કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે સર્વે કામોમાં એ લખેલા કરારની કીંવા દાદની, કીંવા મીલ્કતની બીજી વ્યવસ્થાની સરતોની સાબીતીમાં અથવા એવી બાબતની સાબીતીમાં સદરહુ મુળ દસ્તાવેજ સીવાય અથવા આકટમાં ઉપર કહી ગયેલા નિયમો મુજબ જે કામોમાં દોયમ પુરાવો લઇ શકાતો હોય તે કામોમાં સદરહુ દસ્તાવેજના મજકુરના દોયમ પુરાવા શીવાય, બીજો કાંઇ પુરાવો આપવો નહિ.

**અપવાદ** ૧ લો—જ્યારે કોઇ સરકારી અમલદારને લખાણ કરીને નીમવાનું કાયદામાં ફરમાવ્યું હોય, અને જ્યારે એવું બતાવવામાં આવે કે કોઇ અમુક સખસે એવા અમલદારના હોદ્દાનું કામ કીધું છે. ત્યારે જે લખાણથી તે સખસની નીમણુંક થઇ હોય તે લખાંણ સાબીત કરવાની જરૂર નથી.

**અપવાદ** ૨ જો—જે મૃત્યુપત્રોનો પ્રોબેટ બ્રીટીશ ઇંડિયામાં મળ્યો હોય તે મૃત્યુપત્રોને પ્રોબેટ વડે સાબીત કરી શકાય છે.

**ખુલાસો** ૧ લો—જે કામોમાં ઉપર કહેલા કરાર, કીંવા દાદ, કીંવા મીલ્કતની બીજી વ્યવસ્થા, એકાદ દસ્તાવેજમાં લખી હોય છે તે કામોને, તથા જે કામોમાં તે સર્વે એક કરતાં વધારે દસ્તાવેજમાં લખ્યા હોય તે કામોને, એ બેઉને આ કલમ સરખી રીતે લાગુ પડે છે. ખુ-૨ જો—જ્યારે અસલ દસ્તાવેજ એક કરતાં વધારે હોય, ત્યારે માત્ર એકજ અસલ દસ્તાવેજને સાબીત કરવાની જરૂર પડે છે. ખુ-૩ આ કલમમાં જે હકીકત વિષે લખ્યું છે તે હકીકત સીવાયની બીજી કોઇ હકીકતનો કોઇ પણ મજકુર કોઇ દસ્તાવેજમાં લખેલો હોય, તો તે પ્રમાણે લખ્યા ઉપરથી સદરહુ બીજી હકીકતનો મુખ જુબાની પુરાવો લેવાઇ શકાતો નથી. એમ સમજવું નહિં.

**દ્રષ્ટાંત**—(**અ**) કોઇ કરાર કેટલાએક પત્રોમાં લખ્યો હોય, તે સર્વે પત્રો સાબીત થવાં જોઇએ (**બ**) કોઇ કરાર કોઈ હુંડીમાં લખેલો હોય તો તે હુંડી સાબીત થવી જોઇએ. (ક) જ્યારે હુંડીનો ત્રણ નકલનો સટ લખ્યો હોય ત્યારે માત્ર એકજ નકલ સાબીત થવાની જરૂર છે. (ડ) અમુક સરતે ગળી આપવાનો **અ** લખાણ કરીને **બ** ની સાથે કરાર કરે છે. કરારમાં એવી એક હકીકત લખી છે કે, કોઈ બીજે પ્રસંગે બીજી ગળી આપવામાં મુખ જુબાની કરાર કરવામાં આવ્યો હતો. તે ગળીની કીંમત **બ** એ **અ** ને આપી હતી. તેમાં સદરહુ બીજી ગળીના પૈસા આપ્યા નહોતા એવો મુખજુબાની પુરાવો આપવામાં આવે તે પુરાવો લેવા યોગ્ય છે. (ઈ) **બ** એ આપેલા પૈસાની પહોંચ **અ** એ બ ને આપી છે. સદરહુ પૈસા આપ્યાનો મુખ જુબાની પુરાવો રજુ કરવામાં આવે તો તે પુરાવો લેવા યોગ્ય છે.

**૯૩.** જ્યારે એવા કોઇ કરારની કીંવા દાનની, કીંવા મિલ્કતની વ્યવસ્થાની સરતો અથવા કોઇ

બાબતનો દસ્તાવેજ કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય તે બાબત ઉપલી છેલી કલમ પ્રમાણે સાબીત કરવામાં આવી હોય, ત્યારે એવા કોઇ દસ્તાવેજની સરતો વિરૂદ્ધ કાંઇ વાત સ્થાપન્ન કરવાને, કીંવા તે સરતોમાં કાંઈ ફેરફાર કરવા, કીંવા તેમાં કાંઇ ઉમેરવાને, કીંવા તેમાંથી કાંઇ કમી કરવાને હરકોઇ મુખ જુબાની કરારનો અથવા મજકુરનો પુરાવો દસ્તાવેજ મજકુરના પક્ષકારોની અથવા હક સંબંધે તે પક્ષકારોના પ્રતીતાધીની વચેનો કામમાં લેવો નહીં.

**સરત** ૧ લી—દગો કીંવા ધમકી, કે કાંઇ ગેરકાયદે થયું હોય તે કે, દસ્તાવેજ યોગ્ય રીતે નહીં થયો હોય, તે કીંવા કરાર કરનાર તરફેનોમાંથી કોઇ તરફેણ કરાર કરવાને અશક્ત હોય, તે કીંવા અવેજ નહી હોય કે અવેજની પ્રાપ્તી થઇ ન હોય તો કે કાયદાની કે હકીકતની ચુકો, એના જેવી હરકોઇ હકીકતને લીધે કોઇ દસ્તાવેજ ગેરકાયદે થતો હોય, અથવા દસ્તાવેજ મજકુરને સંબંધે કોઇ સખસને હરકોઇ હુકમનામું અથવા હુકમ મળવાનો હક થતો હોય તો, તેવી હકીકત સાબીત કરી શકાય છે.

**સરત** ૨ જી—જે બાબત વિશે અમુક દસ્તાવેજ મજકુરમાં લખાણ કરેલું ન હોય, તથા જે બાબત તે દસ્તાવેજની સરતોથી વિરૂદ્ધ ન હોય તે બાબત વિષે હરકોઇ નીરાળો મુખ જુબાની કરાર થએલો છે એ વાત સાબીત કરી શકાય છે. આ સરત લાગુ પડે છે કે નહીં, તે સીવાયનો વિચાર કરતી વખતે દસ્તાવેજ મજકુર કેટલો યથા પદ્ધતિ છે તે ઉપર કોર્ટે ધ્યાન આપવું.

**સરત** ૩ જી—કોઇ એવો નિરાળો મુખ જુબાની કરાર થયો હોય કે તે ઉપરથી કોઇ સરત પ્રથમથી બજે તેજ કોઇ એવો કરાર, કીંવા દાન કીંવા મિલ્કતની વ્યવસ્થાની ઉત્પન્ન થતી ફરજ લાગુ પડે તો તે નીરાળો મુખ જુબાની કરાર થયલાની વાત સાબીત કરી શકાય છે. **સરત** ૪ થી—એવો કોઈ કરાર, કીંવા દાન, કીંવા મિલ્કતથી વ્યવસ્થા રદ કરવાને અથવા તેમાં કાંઇ ફેરફાર કરવાને કોઇ નીરાળો પાછળથી થયેલો મુખ જુબાની કરાર થએલો છે, એ વાત જે કામોમાં એવો કરાર કીંવા દાન, કીંવા મિલ્કતની વ્યવસ્થા લખાણ કરીને કરવાની કાયદાથી ફરજ હોય તે સીવાયના અથવા જે કામોમાં દસ્તાવેજ નોંધવા બાબતના તે વખતના ચાલુ કાયદા પ્રમાણે તે કરાર કીંવા દાન, કીંવા વ્યવસ્થા નોંધાયલી હોય તેના, બીજા કામોમાં સાબીત કરી શકાય છે

**સરત** ૫ મી—હરકોઇ કરારમાં સ્પષ્ટ લખેલી નહી હોય, એવી તેવા કરારને પ્રસંગે હોનારી કીંવા બનનારી વાત, તે પ્રકારના કરાર સાથે બહુ કરીને જોડી રાખવામાં જે વહીવટ કીંવા દસ્તુર ઉપરથી આવતી હોય, તેવો હરકોઇ વહીવટ કીંવા દસ્તુર સાબીત કરી શકાય છે. પરંતુ એવી વાત જોડી સાથે રાખવી એ સદરહુ કરારની સ્પષ્ટ સરતોથી પ્રતીકુલ કીંવા વિરૂદ્ધ હોવું જોઇએ નહીં. **સરત** ૬ ઠી—કોઇ દસ્તાવેજનું લખાણ હાલની ચાલતી હકીકત સાથે કેવી રીતે સંબંધ રાખે છે. તે બતાવનારી હરકોઇ હકીકત સાબીત કરી શકાય છે.

દ્રષ્ટાંત—(અ) કાંઇ માલ, કલકત્તેથી લંડન જનારા વહાણોમાં છે તે ઉપર વીમો ઉતાર્યો છે. માલ કોઇ અમુક વહાણમાં ચઢાવ્યો છે, તે વહાણ ગુમ થયું.સદરહુ અમુક વહાણ પાલીસીમાંથી મુખ જુબાનીથી બાતલ કર્યું હતું એ હકીકત સાબીત કરી શકાતી નથી. (બ) અ લખાણ કરીને તેમાં કાંઇ સરત સીવાય કબુલ કરે છે કે, મારે રૂપીઆ ૧૦૦૦ ) બ ને તા. ૧ લી માર્ચ ૧૯૧૮ ના રોજ આપવા, તેજ વખતે એવો મુખ જુબાની કરાર કરવામાં આવ્યો હતો કે સદરહુ રૂપીઆ તા. ૩૧ મી માર્ચ સુધી આપવા નહીં. એ હકીકત સાબીત કરી શકાતી નથી. ( ક ) કોઇ કરારનામામાં લખેલું મુકરર કામ કરવાને સારૂ **અ** **બ** ના ઉપર દાવો માંડે છે અને, એવી પણ અરજ ગુજારે છે કે સદરહુ કરાર નામામાં લખેલી વાતોમાંથી એક વાત બાબત તે કરારનામું દુરસ્ત કરવુ જોઇએ, કારણકે તે વાત તેમાં ચુકથી લખાયલી છે. **અ** એવું સાબીત કરવાને મુખત્યાર છે કે, એવી ચુક થઇ છે કે તે ઉપરથી કરાર મજકુર દુરસ્ત કરવાનો કાયદાથી પોતાને હક છે. (ડ) **અ** એ કાગળ લખીને **બ** ની પાસે કાંઇ માલ મંગાવ્યો છે, કાગળમાં પૈસા કયારે આપવા તે બાબત કાંઇ લખ્યું નથી અને માલ આપ્યો, તે **અ** એ કબુલ કરી રાખ્યો. **બ** એ **અ** ના ઉપર પૈસા સારૂ દાવો માંડયો હતો. **અ** એવું બતાવવાને મુખત્યાર છે કે સદરહુ માલ કેટલીએક મુદત સુધી ઉધાર આપ્યો છે, અને

તે મુદ્દત હજુ વીતી ગઇ નથી.

**૯૩** જ્યારે કોઇ દસ્તાવેજની ઇબારત ઉપરથી એમ માલુમ પડે કે ઇબારત મજકુર સંસય ભરેલી અથવા અપૂર્ણ છે, ત્યારે જે હકીકત ઉપરથી તે ઇબારતનો અર્થ માલુમ પડે, અથવા તેની અપૂર્ણતા પુરી પડે તે હકીકતનો પુરાવો આપી શકાય નહીં.

**દૃષ્ટાંત**–(અ) **અ** એ લખાણ કરીને એવો કરાર કર્યો કે, **અ** એ એક ઘોડો **બ** ને રૂ. ૧૦૦૦ અથવા ૧૫૦૦ સારૂ વેચવો. એમાંની કઇ કીંમત આપવાની હતી તે બતાવવાને પુરાવો આપી શકાતો નથી. (બ) કોઇ ખતમાં ખાલી જગાઓ રાખી છે, તેમાં શું લખવાનો ઇરાદો હતો તે બતાવે એવી હકીકતનો પુરાવો આપી શકાતો નથી.

**૯૪** જયારે કોઇ દસ્તાવેજમાં લખેલી ઇબારત સ્વતઃ સ્પષ્ટ હોય અને જ્યારે તે તે વખતની ચાલુ હકીકતને બરાબર લાગુ પડતી હોય, ત્યારે તે ઇબારત એવી હકીકતને લાગુ પાડવાનો ઇરાદો નહોતો, એવું બતાવવાને પુરાવો અપાય નહીં.

**દૃષ્ટાંત**—**અ** એ **બ** ને ખત કરી આપ્યું અને તેમાં એવું લખ્યું કે અમદાવાદમાંની મારી વીઘાં ૧૦૦ ની મીલ્કત વેચું છું. **અ** ની પાસે અમદાવાદમાં વીઘાં ૧૦૦ ની મિલ્કત મોજુદ છે. બીજી જગ્યામાંની ઓછાં વધતાં વીઘાંની જમીન વેચવાનો ઇરાદો હતો એ હકીકતનો પુરાવો આપી શકાય નહીં.

**૯૫** જયારે કોઇ દસ્તાવેજમાં લખેલી ઇબારત સ્વતઃ સ્પષ્ટ હોય, પરંતુ ચાલુ હકીકતને સંબંધે તેનો અર્થ થતો ન હોય ત્યારે તે ઇબારત કોઇ અમુક અર્થ રાખીને વાપરેલી હતી, એવું બતાવવાને પુરાવો આપી શકાય છે.

**દૃષ્ટાંત**—**અ** એ **બ** ને પોતાનું કલકત્તામાંનું ઘર વેચીને ખત લખી આપ્યું. તેમાં **અ** ને કલકત્તામાં કાંઇ ઘર નહોતુ, પરંતુ એવું માલુમ પડે છે કે હાઉરામાં તેવું એક ઘર હતું, તે ઘરનો કબજો ખત થયું ત્યારથી **બ** ની પાસે છે. ખત હાઉરાવાળા ઘરને સારૂ હતું એવું બતાવવાને સદરહુ હકીકત સાબીત કરી શકાય છે.

**૯૬.** જ્યારે હકીકત એવી હોય કે લખેલી ઇબારત કેટલાએક સખસો અથવા પદાર્થોમાંથી ગમે તે હરકોઇ એક સખસ અથવા પદાર્થને લગુ પાડવાનો ઇરાદો હોઇ શકે, પરંતુ એક કરતાં વધારે સખસોને અથવા પદાર્થોને કેટલાએક શખ લાગુ પડવાનો ઇરાદો હોઇ શકે, એમ નથી ત્યારે સદરહુ સખસો અથવા પદાર્થોમાંથી કયા સખસ કીંવા પદાર્થને ઇબારત મજકુર લાગુ પાડવાનો ઇરાદો હતો, એવું બતાવનારી હકીકતોનો પુરાવો આપી શકાય છે.

**દૃષ્ટાંત**—(અ)-**અ** પોતાનો સફેદ ઘોડો રૂ ૧૦૦૦ સારૂ **બ** ને વેચવાનો કરાર કરે છે. **અ** ની પાસે બે સફેત ઘોડા છે એ બે ઘોડામાંથી કયો ઘોડો વેચવાનો ઇરાદો હતો તે બતાવનારી હકીકતનો પુરાવો આપી શકાય છે. ( **બ** ) **અ**, **બ** ની સાથે હૈદ્રાબાદ સીંધમાંનું કે દક્ષીણમાંનું, તે બતાવનારી હકીકતનો પુરાવો આપી શકે છે.

**૯૭**—જ્યારે લખેલી ઇબારત પૈકી થોડી એક ચાલુ હકીકતોના એક સમુદાયને લાગુ પડતી હોય, અને થોડી એક ચાલુ હકીકતના બીજા સમુદાયને થતી હોય, પણ તે એકંદર બેમાંથી એક સમુદાયને બરાબર લાગુ પડે નહીં ત્યારે બેમાંથી કયા સમુદાયને તે લાગુ પાડવાનો ઇરાદો હતો. તે બતાવવાને સારૂ પુરાવો આપી શકાય છે.

**દૃષ્ટાંત**—**અ** પોતાની એકસ માંહેની વાઇના કબજામાંની જમીન **બ** ને વેચવાનો કરાર કરે છે. અ ની એકસમાં જમીન છે પણ તે વાઇના કબજામાં નથી. અને તેની જમીન વાઇના કબજામાં છે તે એકસમાં નથી. એમાંથી કઇ જમીન વેચવાનો તેનો ઇરાદો હતો, તે માલુમ પડે એવી હકીકતોનો પુરાવો આપી શકાય છે.

**૯૮.**—નહીં વેચાય એવા કીંવા સાધારણ રીતે નહીં સમજાય એવા અક્ષરનો અર્થ તથા પરદેશના તથા વપરાતા બંધ પડેલા તથા કોઇ અમુક હુન્નર વીદ્યા કીંવા રોજગારને પ્રસંગેજ માત્ર વપરાતા, તથા કોઇ અમુક જગોએ વપરાતા તથા ગામઠી શબ્દો કીંવા વાક્યોનો અર્થ તથા સંક્ષેપમ લખેલા

લખાણુનો અર્થ, તથા કોઇ અમુક અર્થમાં વાપરેલા શબ્દોનો અર્થ એ માટે પુરાવો આપી શકાય છે.

દૃષ્ટાંત—અ નામના એક મુર્તિ કરનાર સખસે કરાર કર્યો કે મ્હારે મ્હારી સર્વે મુરતિ વેચવી. અ ની પાસે મુરતી તથા મુરતી કરવાની સામગ્રી બેઉ છે. એમાંથી શું વેચવાનો તેનો ઇરાદો હતો. એ બતાવવાને પુરાવો આપી શકાય છે.

૯૯ જે સખસો કોઇ દસ્તાવેજના પક્ષકાર ન હોય, કીંવા તે પક્ષકારોના હક સંબંધી પ્રતીનીધી ન હોય, તે સખસો, દસ્તાવેજ મજકુર થયો તે વખતે એવો બીજો એક કરાર થયો છે કે તેથી દસ્તાવેજ મજકુરની સરતોમાં ફેરફાર થાય છે. એવું બતાવનારી હકીકતોનો પુરાવો આપવાને મુખત્યાર છે.

દૃષ્ટાંત—અ તથા બ એ લખેલો કરાર કર્યો કે અ એ બ ને કંઇ અમુક રૂ વેચવું. અને તેના પૈસા સારૂ સ્વાધિન કરેથી આપવા તેજ વખતે તેઓએ એવો મુખજુબાની કરાર કર્યો કે રૂપીઆ મજકુર ત્રણ મહીના સુધી અ ની પાસે ઉધાર રહેવા દેવા. અ અને બ ની વચ્ચે ચાલતા કામને પ્રસંગે એ વાતનો પુરાવો આપી શકાતો નથી, પરંતુ તેથી ક ને કાંઇ નફો નુકશાન થતું હોય તો, તે સદરહુ વાતનો પુરાવો આપી શકે છે.

૧૦૦ મૃત્યુપત્રનો અર્થ કરવા બાબત હિંદુસ્તાનના વારસા બાબતના આકટમાં જે નીયમો આપેલા છે, તેમાં આ બાબતથી કંઇ કમ જાદે થયું સમજવું નહીં.

---

## ભાગ ૩ જો. પુરાવો રજુ કરવો અને તેનો હેતુ.

### બાબ ૭ મો—પુરાવાના બોજા વીશે.

૧૦૧ કોઇ હકીકત છે એવું જાહેર કરીને, તે હકીકત ઉપર આધાર રાખનાર કોઇ કાયદેસર હક કીંવા જવાબદારી બાબત જે સખસ કોર્ટ પાસે ઠરાવ કરાવવાની ઇચ્છા બતાવતો હોય, તે સખસે તે હકીકત છે એવું સાબીત કરવું જોઇએ. હરકોઇ હકીકત છે એવું સાબીત કરવાની જ્યારે કોઇ સખસની ફરજ હોય તે સખસના ઉપર સાબીતીનો બોજો છે એવું કહેવામાં આવે છે.

દૃષ્ટાંત—અ એ કાંઇ ગુન્હો કીધો છે, એવું કહીને અ કોઇ કોર્ટને ઇચ્છા બતાવે છે કે તે ગુન્હા વારતે અ ને શીક્ષા કરવા વીશેનો ઠરાવ રજુ કરો. તેમાં અ એ સાબીત કરી આપવું જોઇએ કે બ એ ગુન્હો મજકુર કર્યો છે. ( બ ) કોઇ હકીકત છે એવું જાહેર કરીને અ કોઇ કોર્ટ પાસે એવી દાદ માગે છે કે તે હકીકતને લીધે બ ના કબજામાંની અમુક જમીન ઉપર પોતાનો હક છે, એવો ઠરાવ કરો. બ હકીકત મજકુર ખરી નથી એવો ઇન્કાર કરે છે. તેમાં સદરહુ હકીકત છે એવું અ એ સાબીત કરવું જોઇએ.

૧૦૨ કોઇ દાવામાં અથવા કામમાં બેમાંથી એક પક્ષકારના તરફથી બીલ્કુલ પુરાવો ગુજારવામાં ન આવે તો જે સખસની હાર થાય તે સખસના ઉપર સાબીતીનો બોજો છે એમ સમજવું.

દૃષ્ટાંત—(અ) અ કોઇ જમીનને માટે બ ના ઉપર ફરીયાદ માંડે છે. એ જમીન બ ના કબજામાં છે; પણ અ ના જાહેર કર્યા પ્રમાણે બ નો બાપ ક મૃત્યુ પત્ર કરી ગયો તેમાં જમીન મજકુર પોતાને એટલે અ ને આપેલી છે. તેમાં બેમાંથી એક પક્ષકારના તરફથી કાંઇ પુરાવો ગુજારવામાં ન આવે તો જમીન મજકુર બ ના કબજામાં રાખવાનો બ નો હક છે. સબબ સાબીતીનો બોજો અ ના ઉપર છે. (બ) કોઇ ખત ઉપર લેણા થયલા રૂપીયાને સારૂ અ, બ ના ઉપર ફરીયાદ માંડે છે, ખત થયલી વાતનો અંગીકાર કરવામાં આવ્યો છે, પણ બ કહે છે કે તે દગાથી મેળવેલું છે. અ એ દગાનો ઇન્કાર કરે છે. બેઉમાંથી એક પક્ષકારના તરફથી પુરાવો આપવામાં ન આવે તો અ જીતે. કારણ કે ખત થયું એ વાતની તકરાર નથી અને દગો સાબીત થયો નથી. સબબ સાબીતીનો બોજો બ ના ઉપરજ છે. કોઇ ફલાણી હકીકત છે, એમ કોર્ટ માને એવું જે સખસ ઇચ્છતો હોય તે સખસની ઉપર તે હકીકતની સાબીતીનો બોજો છે, પરંતુ એવી હકીકત વિષે કોઇ અમુક સખસે જ સાબીતી કરવી એવું કોઇ કાયદામાં ફરમાવ્યું હોય તો તે કાયદામાં ફરમાવ્યા પ્રમાણે કરવું.

દૃષ્ટાંત—(અ) અ બ ના ઉપર ચોરીને માટે ફોજદારીમાં ફરીયાદ માંડે છે. બ એ ચોરીની વાત ક આગળ કબુલ કીધી હતી એમ કોર્ટ માને એવું અ ઇચ્છે છે. તો સદરહુ કબુલતની વાત અ એ સાબીત કરવી જોઇએ. તકરાર વખતે બ બીજી જગોએ હતો એમ કોર્ટ માને એવું બ ઇચ્છે છે તો તે વાત તેણે સાબીત કરવી જોઇએ.

૧૦૪ કોઇ હકીકતનો પુરાવો કોઇ સખસ આપી શકે તેને સારૂ પ્રથમ કાંઇ બીજી હકીકત સાબીત કરવાની જરૂર હોય તો તે હકીકત સાબીત કરવાનો બોજો જે સખસ એવો પુરાવો આપવાને ઇચ્છતો હોય તે સખસના ઉપર છે.

દૃષ્ટાંત—(અ) બ એ મરતી વખતે કાંઇ ઇકરાર કર્યો એ હકીકત સાબીત કરવાને અ ઇચ્છે છે. તેમાં બ મરી ગયો એ હકીકત અ એ સાબીત કરવી જોઇએ (બ) કોઈ ખોવાઈ ગયેલા દસ્તાવેજની મજકુર કાયમ પુરાવાથી સાબીત કરવા અ ઇચ્છે છે. દસ્તાવેજ મજકુર ખોવાઇ ગયો એ હકીકત અ એ સાબીત કરવી જોઇએ.

૧૦૫ જ્યારે કોઇ સખસના ઉપર કાંઇ ગુન્હાનું તહોમત હોય ત્યારે જે કીફાયત ઉપરથી તે કામનો સમાવેશ હીંદુસ્થાનના ફોજદારી કાયદા માંહેના સાધારણ અપવાદોમાંના કોઇએક સાધારણ અપવાદમાં અથવા સદરહુ કાયદાના હરકોઈ બીજા ભાગમાં લખેલા કીંવા ગુન્હા મજકુરનું લક્ષણ જે કાયદામાં લખ્યું હોય તે કાયદામાં લખેલા કોઇ વિશેષ અપવાદ કીંવા સરતમાં થતો હોય તો તે કેફીયત છે, એવું સાબીત કરવાનો બોજો સદરહુ તહોમતવાળા સખસના ઉપર છે. અને કોર્ટે એવું અનુમાન કરવું કે સદરહુ કેફીયત નથી.

દૃષ્ટાંત—(અ) અ ના ઉપર ખુનનું તહોમત છે, તે જાહેર કરે છે કે દીવાનગીના સબબથી સદરહુ કામ કેવા રીતનું હતું તે હું જાણતો નહોતો-તેમાં સાબીતીનો બોજો અ ના ઉપર છે. (બ) અ ના ઉપર ખુનનું તહોમત છે, તે જાહેર કરે છે કે ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન થવાથી મહારી મહારો જીવ વશ રાખવાની શક્તિ ગઇ હતી. તેમાં સાબીતીનો બોજો અ ના ઉપર છે. (ક) ફોજદારી કાયદાની કલમ ૩૨૫ મી માં ફરમાવ્યું છે કે ૩૩૫ મી કલમમાં લખેલી બાબત સિવાય બીજી કોઇ પણ બાબતમાં જે સખસ બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કરે તે સખસ અમુક શીક્ષાને પાત્ર છે. અ ના ઉપર કલમ ૩૨૫ મુજબ બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કરવાનું તહોમત છે. જે કેફીયત ઉપરથી સદરહુ કામનો સમાવેશ કલમ ૩૩૫ મી માં થાય તે કેફીયત સાબીત કરવાનો બોજો અ ના ઉપર છે.

૧૦૬ જ્યારે હરકોઇ હકીકત વિશેષે કરીને કોઇએક સખસના જાણવામાં હોય ત્યારે તે હકીકત સાબીત કરવાનો બોજો તે સખસના ઉપર છે.

દૃષ્ટાંત—કોઇ સખસે કાંઇ કામ કર્યું તે કામની કેફીયત તથા સ્વરૂપ ઉપરથી જે ઇરાદાથી કીધાનું અનુમાન થાય તે ઇરાદા સીવાય બીજા ઇરાદેથી કીધું હોય તો તે બીજો ઇરાદો સાબીત કરવાની જવાબદારી તે સખસના ઉપર છે. (બ) લોઢાની સડક માર્ગે ટીકીટ વગર જવાનું અ ના ઉપર તહોમત છે, તેની પાસે ટીકીટ હતી. એ સાબીત કરવાની જવાબદારી તેના ઉપર છે.

૧૦૭ અમુક માણુસ હયાત છે કે મરણ પામ્યો છે, એવી તકરાર પડે અને એવું માલમ પડે કે ત્રીસ વરસના દરમીયાનમાં તે માણુસ હયાત હતો. ત્યારે તે માણુસ મરણ પામ્યો છે, એવું સાબીત કરવાનો બોજો મરણ પામ્યો છે એમ કહેનાર સખસના ઉપર છે.

૧૦૮ પણ એવું ઠરાવ્યું છે કે, અમુક માણુસ હયાત છે કે ગુજરી ગયો છે એવી તકરાર પડે, અને એવું સાબીત થાય તે માણુસ હયાત હોય તો જે સખસોનો તેની ખબર અંતર સ્વભાવિક પણે આપી હોત, તે સખસોએ સાત વરસ થયાં તે માણુસની ખબર અંતર કાંઇ સાંભળી નથી, ત્યારે માણુસ મજકુર હયાત છે, એ વાત સાબીત કરવાની જવાબદારી તે હયાત છે એમ કહેનાર સખસના ઉપરછે.

૧૦૯ અમુક સખસો પંત્યાળા ભાગીઆ છે, કીંવા માલીક અને ગણોતીઆ અથવા બાહુત છે, કીંવા મુખ્ય અને આડતીયા છે, એવી તકરાર પડે, અને એવું બતાવવામાં આવ્યું હોય કે સદરહુ જેના તે સંબંધે તે સખસો કામ ચલાવતા આવ્યા છે, ત્યારે સંબંધ મજકુર નથી કીંવા તુટેલો છે,

એ વાત સાબીત કરવાનો બોજો એ પ્રમાણે કહેનાર સખસના ઉપર છે.

**૧૧૦** કોઇ પદાર્થ કોઈ સખસના કબજામાં છે, એવું બતાવવામાં આવે તો તે સખસ તે પદાર્થનો માલીક છે કે નહીં, એવી તકરાર પડે ત્યારે સદરહુ સખસ માલીક નથી એ વાત સાબીત કરવાનો બોજો તે માલીક નથી એમ કહેનાર સખસના ઉપર છે.

**૧૧૧** જ્યારે કાંઇ કાર્ય થયું હોય અને તે જે પક્ષકારો વચ્ચે થયું હોય તેમાંથી એક પક્ષકારનો સંબંધ બીજા પક્ષકાર સાથે એવો હોય કે તે બીજા પક્ષકારને ફાયદો કરવાની તેની ફરજ હોય, તો તે ફરજના સંબંધથી સદરહુ એક સખસ ઉપર ભરંસો રાખવામાં આવતો હોય, ત્યારે એવા પક્ષકારની વચ્ચે અમુક કાર્ય શુદ્ધ બુદ્ધિથી થયું છે કે નહીં, એવી તકરાર પડે, ત્યારે સદરહુ કાર્યની શુદ્ધ બુદ્ધિ સાબીત કરવાનો બોજો જે પક્ષકારના ઉપર સદરહુ પ્રમાણે ભરંસો રાખવામાં આવતો હોય તેના ઉપર છે.

**દૃષ્ટાંત**—(અ) એક અસીલે માંડેલી ફરીઆદના કામમાં એવી તકરાર પડી છે કે અસીલ મજકુરે પોતાના એક અટરની ને વેચાણ કરેલું તે વેચાણ શુદ્ધબુદ્ધિથી થયું છે કે નહીં, એ કાર્યની શુદ્ધ બુદ્ધિથી સાબીત કરવાની જવાબદારી સદરહુ એટરનીના ઉપર છે. (બ) એક છોકરો હાલ તુરતજ લાયક ઉમરે પહોંચેલો છે. તેણે પોતાના બાપ ઉપર ફરીઆદ માંડી, તે કામમાં છોકરાએ બાપને વેચાણ કરેલું તે શુદ્ધબુદ્ધિથી કરેલું કે નહીં, તે વાતની તકરાર પડી. એ કાર્યની શુદ્ધબુદ્ધિ સાબીત કરવાની જવાબદારી સદરહુ છોકરાના બાપ ઉપર છે.

**૧૧૨** કોઇ સખસની માનો કોઇ પુરુષ સાથે કાયદેસર થયેલો લગ્ન સંબંધ જારી હોય તે દરમીયાનમાં, અથવા તે લગ્ન સંબંધ તુટયા પછી સખસ મજકુરની મા વગર પરણેલી રહી હોય તો લગ્ન સંબંધ તુટયા બાદ ૨૮૦ દીવસ સુધીમાં સદરહુ સખસનો જન્મ થયો, એ હકીકત તે સખસ પુરુષ મજકુરનો કાયદેસર પુત્ર છે, એ વાતની નિર્ણયકારક સાબીતી સમજવી, પરંતુ જો એવું બતાવી શકાય કે સદરહુ લગનવાળા સદરહુ સ્ત્રી પુરુષ એ બેઉને એક બીજાનો સમાગમ કોઇ એવે સમયે થયો નથી કે સખસ મજકુરની ગર્ભ ઉત્પત્તિ થઇ શકે, તો પછી એ પ્રમાણે સમજવું નહિં.

**૧૧૩** બ્રીટીશ સરકારના મુલકનો કાંઇ ભાગ દેશી સંસ્થાને કીંવા રાજ કીંવા હાકેમને સ્વાધીન કરવામાં આવ્યો છે, એવું જાહેરનામું ગેઝેટ ઓફ ઇંડિયામાં છાપવામાં આવે તો એવા જાહેરનામામાં લખેલી તારીખે એવો મુલક કાયદેસર રીતે સ્વાધિન કરવામાં આવ્યો, એ વાતનું સદરહુ જાહેરનામું નિર્ણયકારક સાબીતી છે એમ સમજવું.

**૧૧૪** કોઇ અમુક કામની હકીકતને સંબંધે કુદરતી બનાવની, તથા મનુષ્યની વર્તણુંકની તથા સરકારી તથા ખાનગી કામકાજની સાધારણ ગતી ઉપર વિચાર રાખતાં કોઇ હકીકત બન્યાનો સંભવ છે એવું કોર્ટની નજરમાં આ તો તે હકીકત બનેલી છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખ્તીઆર છે.

**દૃષ્ટાંત**—નીચે પ્રમાણેનાં અનુમાન કરવાને કોર્ટની મુખ્તીઆરી છે. (અ) ચોરી થયા પછી થોડી વારે ચોરીનો માલ કોઇ માણસના કબજામાં હોય અને તે માણસ સદરહુ ચોરીનો માલ પોતાના કબજામાં શી રીતે આવ્યો તે ન બતાવી શકે તો માણસ મજકુર ચોરી કરનાર છે. અથવા તેણે ચોરીનો માલ જાણીને તે લીધો છે એવું અનુમાન કરવાને કોર્ટ મુખ્તીયાર છે, (બ) ગુન્હાના કામમાં ગુન્હેગારની સાબીતી જુબાનીને મુખ્ય મુદ્દાની વાત બીજા પુરાવાથી પુષ્ટી ન મળે તો તે સાબીતીનું કહેવું ભરંસો રાખવા યોગ્ય નથી એવું અનુમાન કરવાને કોર્ટ મુખ્તીઆર છે. (ક) હુંડી શીકારી અથવા તેના ઉપર શેરો થયો તો પછી સારા અવેજ ઉપરથી શીકરી અથવા શેરો થયો એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે. (ડ) જે પુરાવો રજુ કરી શકાય એવો છે. પરંતુ તે રજુ કર્યો નથી, તે પુરાવો રજુ થાય તો રજુ નહી કરનાર સખસને પ્રતિકુળ છે, એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે. (ઇ) કોઇ માણસને કોઇ સવાલનો જવાબ આપવાની કાયદાથી ફરજ નથી, તે સવાલનો તે સખસ જવાબ ન આપે ત્યારે જવાબ આપ્યો હોય, તો તે સખસને પ્રતિકુળ પડશે એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

## ભાગ ૮ મો. પ્રતિબંધ.

**૧૧૫** જ્યારે કોઇ એક સખસે પોતે ઇકરાર કરીને, કીંવા કાંઇ કૃત્ય કરીને, કીંવા કાંઇ કરવાનું

તે ન કરીને, કોઇ બીજા સખસ પાસે અમુક વાત ખરી છે, એવી ધારણા કરાવી હોય, અથવા કરવા દીધી હોય તથા તે ધારણા ઉપરથી કાંઇ અમલ કરાવ્યો હોય અથવા કરવા દીધો હોય, તો તે સખસની તથા સદરહુ બીજા સખસ કીંવા તેના પ્રતિનીધી વચ્ચે ચાલતી ફરીઆદીમાં અથવા કામમાં સદરહુ વાતનો ખરાપણાનો ઇન્કાર કરવાની પરવાનગી સખસ મજકુરને કીંવા તેના પ્રતિનીધીને આપવી નહીં.

**દૃષ્ટાંત**—અ જાણી જોઇને એવું કાંઇ કરે છે કે, તે ઉપરથી અમુક જમીન અની છે, એવું બએ માન્યું અને તેથી જમીન મજકુર ખરીદ કરીને તેના રૂપીઆ આપવાને લલચાયો. પાછળથી જમીન મજકુર અની માલકીમાં આવી ત્યારે અ સદરહુ વેચાણ એવા સબબ ઉપરથી રદ કરાવવા માગે છે કે વેચાણ થયું તે વખતે તે જમીન ઉપર મહારો કાંઇ હક નહોતો. તો પોતાનો હક નહોતો એ વાત અને સાબીત કરવા દેવી નહીં.

૧૨૬ સ્થાવર મિલ્કતના ગણોતીયા કીંવા ભાડુતને અથવા તે ગણોતીયા કીંવા ભાડુતના હક ઉપરથી જે સખસનો હક ઉત્પન્ન થયો હોય તે સખસને સદરહુ ગણોતીયાનો કીંવા ભાડુતનો સંબંધ જારી હોય, તે દરમીયાનમાં એવો ઇન્કાર કરવાની પરવાનગી આપવી નહીં, કે સદરહુ સ્થાવર મિલ્કતના માલીકનો તે મીલ્કત ઉપર ગણોતીઆ કીંવા ભાડુત મજકુરનો સંબંધ થયો, તે વખતે કાંઇ હક હતો નહીં, અને હરકોઇ સ્થાવર મિલ્કતના કબજેદારના પરવાનાથી તે મિલ્કત જે સખસે પોતાના તાબામાં લીધી હોય તે સખસને એવો ઇન્કાર કરવાની પરવાનગી આપવી નહીં કે સદરહુ પરવાનો આપતી વખતે એવા કબજેદારનો એવા કબજા ઉપર હક હતો નહીં.

૧૨૭—કોઇ હુંડી શીકારનારને એવો ઇન્કાર કરવાની પરવાનગી આપવી નહીં કે હુંડી આપનાર સખસનો એવી હુંડી આપવાનો કે તે ઉપર શેરો કરવાનો અધિકાર નહોતો. અને કોઇ નીક્ષેપીને અથવા જે સખસને કાંઇ પરવાનો આપ્યો હોય તે સખસને પણ એવો ઇન્કાર કરવાની પરવાનગી આપવી નહીં કે નીક્ષેપ અથવા પરવાનો શરૂ થતી વખતે તે નીક્ષેપતાને અથવા પરવાનો આપનાર સખસને એ પ્રમાણે નિક્ષેપ કરવાનો અથવા એવો પરવાનો આપવાનો અધિકાર નહોતો.

**ખુલાસો**—૧ લો હુંડી શીકારનાર એવો ઇન્કાર કરવાને મુખત્યાર છે કે, હુંડી મજકુર ઉપરથી જે સખસે તે હુંડી આપ્યાનું સમજાય છે તે હુંડી ખરેખરી આપી નથી. ખુ. ૨ જો નીક્ષેપી નીક્ષેપતા શીવાય બીજા કોઇ સખસને નીક્ષેપવાળો માલ આપે તો નીક્ષેપી એવું સાબીત કરવાને મુખત્યાર છે કે જે સખસને તેણે માલ આપ્યો છે, તે સખસનો નીક્ષેપતા વિરૂદ્ધ માલ મજકુર ઉપર હક હતો.

## બાબ ૯ મો સાક્ષીઓ બાબત.

૧૧૮ સર્વ કોઇ સખસ સાહેદી આપવાને શક્ત છે એમ સમજવું, પરંતુ કોર્ટની નજરમાં એમ આવે કે, કાચી ઉમ્મરને લીધે અથવા અતીશય જયફીને લીધે અથવા શરીરના કીંવા મનના કાંઇ રોગને લીધે અથવા એવા પ્રકારના બીજા કોઇ કારણને લીધે તેને જે સવાલ પુછવામાં આવે તે તે સમજી શકતા નથી અથવા તે સવાલોના સમજણવાળા જવાબ આપી શકતા નથી તો તે સખસો સાહેદી આપવાને શક્ત છે એમ સમજવું નહીં.

**ખુલાસો**—દીવાનો માણુસ સાહેદી આપવાને અશક્ત નથી, પરંતુ તેને સવાલ પુછવામાં આવે તે જો દીવાનાપણાના નાસબબથી તે સમજી શકતો ન હોય તો તેને અશક્ત છે.

૧૧૯—જે સાહેદ બોલી શકતો ન હોય તે સાહેદ લખાણ વડે કીંવા ચીન્હો વડે એવી જે રીતે પોતાની જુબાની સમજાઇ શકે એવી કરી શકતો હોય, તેવી કોઇ રીતે જુબાની આપવાને મુખત્યાર છે. પરંતુ એવું લખાણ તથા એવાં ચીન્હો ખુલ્લી કોર્ટમાં થવાં જોઇએ. એ પ્રમાણે આપેલા પુરાવાને મુખ જુબાની પુરાવો સમજવો.

૧૨૦ તમામ દીવાની કામોમાં દાવાના પક્ષકારો તથા દાવાના હરકોઇ પક્ષકારનો ધણી અથવા તેની ધણીઆણી સાહેદી આપવાને શક્ત છે એમ સમજવું. ફોજદારી કામોમાં હરકોઇ સખસની વિરૂદ્ધ પુરાવો આપવાને એવા સખસોનો ધણી અથવા તેની ધણીઆણી અનુક્રમે સક્ત છે એમ સમજવું.

૧૨૧ હરકોઇ જડજ અથવા માજીસ્ટ્રેટને કોર્ટમાંની તેની એવા જડજ અથવા માજીસ્ટ્રેટ તરીકેની

વર્તણુંક વીશેના અથવા એવા જડજ અથવા માજીસ્ત્રેટના રૂએ જે વાત તેના જાણ્યામાં કોર્ટમાં આવી હોય, તે વીશેના હરકોઇ સવાલો પુછવામાં આવે, તેવા જવાબ દેવા સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટને જે કોર્ટને તાબે તે હોય તેવી કોર્ટના ખાસ હુકમ સીવાય ફરજ પાડવી નહીં, પરંતુ એ પ્રમાણે કામ કરતાં દરમીઆનમાં પોતાની રૂબરૂ કોઇ બીજી બીનાઓ બની હોય તે વીશે તેને સવાલ પુછી શકાય.

દૃષ્ટાંત—(અ) સેસનકોર્ટની રૂબરૂ અના ઉપર તજવીજ ચાલે છે તે વખતે અ જાહેર કરે છે કે બ નામના માજીસ્ત્રેટે એક જુબાની ગેર રીતે લીધી, કોઇ ઉપલી કોર્ટના ખાસ હુકમ સીવાય એ વીશેના સવાલોના જવાબ આપવાની બને ફરજ પાડી શકાતી નથી. (બ) અ નામના માજીસ્ત્રેટની રૂબરૂ ખોટી સાહેદી આપ્યાનું અના ઉપર સેસનકોર્ટમાં તહોમત છે, ઉપલી કોર્ટના ખાસ હુકમ સીવાય અએ શું કહ્યું તે બને પુછી શકાતું નથી. (ક) બ નામના સેસન જડજની રૂબરૂ તજવીજ દરમીયાનમાં એક પોલીસ અમલદારનું ખુન કરવાની કોશીશ કરવાનું અના ઉપર સેસનકોર્ટમાં તહોમત છે. શી બીના બની એ વીશે બને સવાલ પુછી શકાય છે.

**૧૨૨** જે સખસનું લગ્ન થયેલું છે કીંવા હતું તેવા હરકોઇ સખસને લગ્ન સંબંધમાં દરમીયાનમાં જેની જેની સાથે લગ્ન થયેલું છે અથવા થયલું હતું, તેણે હરકોઈ વાત કહી હોય તે વાત સદરહુ કહેનાર સખસની કીંવા હક સંબંધે તેના પ્રતિનીધીની રજા મંદી સિવાય પ્રકટ કરવાની તે સખસને ફરજ પાડવી નહીં, કીંવા એવી કાંઇ વાત પ્રકટ કરવાની તે સખસને સદરહુ પ્રમાણેની રજામંદી સિવાય પરવાનગી આપવી નહીં, પરંતુ પરણેલા સખસોની વચ્ચેની માંહોમાંહેની ફરીયાદીઓના કામોમાં અથવા કોઇ પરણેલ સખસે પોતાનું જેના સાથે લગ્ન થયું છે, તેના વિરૂદ્ધ કાંઇ ગુન્હો કીધો હોય તે બદલ તેના ઉપર ફોજદારીમાં ફરીઆદ થઇ હોય તેવા કામોમાં ઉપર પ્રમાણેની કાંઇ વાત પ્રકટ કરવાની તે સખસને ફરજ પાડવાને કીંવા પરવાનગી આપવાને બંધન છે એમ સમજવું નહીં.

**૧૨૩** રાજ્ય પ્રકરણ સંબંધી પ્રસિદ્ધ નહી થયેલા સરકારી દફતર ઉપરથી મળેલો પુરાવો આપવાને કોઇ પણ સખસને પરવાનગી આપવી નહી, પરંતુ જે ખાતાનું સદરહુ દફતર હોય તે ખાતાના ઉપરી અધિકારી પરવાનગી આપે તો સદરહુ પ્રમાણે પુરાવો આપવા દેવો. ઉપરી અધીકારી મજકુરને યોગ્ય જણાય તે પ્રમાણે તેણે પરવાનગી આપવી કીંવા ન આપવી.

**૧૨૪** કોઇપણ સરકારી અધિકારીને સરકારી હોદ્દાની રૂઇએ ભરૂંસાની વાત કહેવામાં આવી હોય તે વાત પ્રગટ કરવાથી સાર્વજનિક હીતને નુકશાન છે, એવું તે સરકારી અધિકારીની નજરમાં આવે ત્યારે વાત મજકુર પ્રગટ કરવાની ફરજ અધીકારી મજકુરને પાડવી નહીં.

**૧૨૫** કોઇ પણ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદારે, કોઇપણ ગુન્હો બન્યા બાબતની કાંઇપણ ખબર કયાંથી મેળવી તે કહેવાને તે માજીસ્ત્રેટને અથવા પોલીસ અમલદારને ફરજ પાડવી નહીં, તથા કોઇપણ મુલકી અમલદારે સાર્વજનિક મહેસુલ વિરૂદ્ધ કોઇપણ ગુન્હો બન્યા બાબતની ખબર કયાંથી મેળવી, તે કહેવાને તે મુલકી અમલદારને ફરજ પાડવી નહીં.

ખુલાસો—આ કલમમાં " મુલકી અમલદાર " એ શબ્દનો અર્થ એ છે કે સાર્વજનિક મહેસુલના કોઇપણ ખાતાના કામમાં અથવા કામ બાબતની નોકરીમાં રાખેલો કોઇપણ અમલદાર "—

**૧૨૬** કોઇપણ બારીસ્ટર કીંવા પ્લીડર કે વકીલને જે વાત તેને તેના અસીલે અથવા તેના તરફથી કોઇએ એવા બારીસ્ટરનું કીંવા અટરનીનું કે વકીલનું કામ કરવા પ્રસગે તથા કામ મજકુર કરવાને કહી હોય તે વાત કરવાની પરવાનગી અથવા કોઇપણ દસ્તાવેજની સ્થિતિ કીંવા મજકુરથી તે પોતાના રોજગારનું કામ કરવાને પ્રસંગે તથા કામ મજકુર કરવાને માટે વાકેફ થયો હોય, તે સ્થિતિ કીંવા મજકુર પ્રકટ કરવાની પરવાનગી અથવા એવું કામ કરવાને પ્રસંગે તથા કરવાને માટે તેણે પોતાના અસીલને કાંઇપણ સલાહ આપી હોય તે પ્રગટ કરવાની પરવાનગી તેના અસીલની સ્પષ્ટ રજામંદી સીવાય કોઈપણ સમયે આપવી નહીં. પરંતુ આ કલમ માંહેના કોઇપણ મજકુરને આધારે નીચે લખેલી વાત પ્રગટ થતી બચે છે એમ સમજવું નહિ. (૧) કોઇપણ એવી વાત હરકોઇ ગુન્હાનું કામ સાધવા સારૂ કહી હોય તે. (૨) હરકોઈ બારીસ્ટરનું કીંવા પ્લીડરનું, કીંવા અટરનીનું કીંવા વકીલનું કામ કર-

વાને પ્રસંગે બારીસ્ટર કીંવા પ્લીડર કીંવા અટરની કીંવા મજકુરના જોવામાં એવી હકીકત આવી હોય કે તે ઉપરથી એમ માલુમ પડે કે કામ મજકુર કરવું શરૂ કર્યા પછી હરકોઇ ગુન્હો અથવા દગો થયો છે. સદરહુ હકીકત સદરહુ બારીસ્ટર કીંવા પ્લીડર કીંવા અટરની, કીંવા વકીલના ધ્યાન ઉપર તેના અશીલે કીંવા અસીલની તરફથી કોઇએ આણી હતી કે નહીં તે કાંઇ જોવાની જરૂર નથી.

**ખુલાસો**—આ કલમમાં જે ફરજ કહી છે તે સદરહુ કામ ઉપરથી બારીસ્ટર કીંવા પ્લીડર, કીંવા એટરની, કીંવા વકીલ, મજકુર દુર થયા પછી જારી રહે છે.

**દૃષ્ટાંત**—(અ) અ નામનો અશીલ બ નામના એક અટરનીને કહે છે કે, મેં ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો છે. મારી ઇચ્છા એવી છે કે, તમે મારી તરફથી એ તહોમતનો જવાબ કરો. ગુન્હેગાર જાણેલા માણસ તરફથી તહોમતનો જવાબ આપવો એ કાંઇ ગુન્હાનું કામ નથી તેથી સદરહુ વાત પ્રગટ થતી બચે છે (બ) અ નામનો એક અસીલ બ નામના એક અટરનીને કહે છે કે, એક બનાવટના લેખનો ઉપયોગ કરીને મારે કોઇ મિલ્કતનો કબજો લેવાની ઇચ્છા છે એ લેખ ઉપર તમે ફરીયાદ માંડો, તેમાં—આ વાત ગુન્હાનું કામ સાધવા માટે કહી તેથી તે પ્રગટ થતી બચતી નથી.

**૧૨૭** કા. ૧૨૬ મી માં કહેલા નિયમો બારીસ્ટરોના તથા પ્લીડરોની તથા અટરનીઓના તથા દુભાસીઆ તથા કારકુનો કીંવા નોકરોને લાગુ પડે છે એમ સમજવું.

**૧૨૮** કોઇ દાવાનો પક્ષકાર પોતાનીજ દરખાસ્ત ઉપરથી અથવા બીજી રીતે તે ફરીઆદીમાં સાહેદી આપે તો તેણે કલમ ૧૨૬ મી માં લખ્યા પ્રમાણેની બાબતો પ્રકટ કરવાની રજા મંદી તે ઉપરથી આપી એમ ગણવું નહીં, અને કોઇ દાવાનો અથવા મુકરદમાનો હરકોઇ પક્ષકાર એવા કોઇ બારીસ્ટર, પ્લીડર, અટરની, કીંવા વકીલને સાહેદ તરીકે બોલાવે, તો તેણે સદરહુ પ્રમાણે પ્રગટ કરવાની રજા મંદી આપી એમ માત્ર ત્યારે ગણવું કે જ્યારે સદરહુ બારીસ્ટર, અટરની, અથવા વકીલને એવી બાબતો વીશે તે સવાલ પુછે કે, તે એવો સવાલ ન પુછત તો તે બાબત તે બારીસ્ટર, અટરની કીંવા વકીલ પ્રગટ કરી શકત નહીં.

**૧૨૯** કોઇ સખસની વચે તથા તેના સંબંધી રોજગાર કરનાર સલાહકારની વચે કાંઇ ભરૂંસાની વાત થઇ હોય તે પ્રગટ કરવાને તે સખસને ફરજ પાડવી નહીં. પરંતુ તે સખસ સાહેદ તરીકે સાહેદી આપવા પોતાની મેળેજ ઉભો થાય, તો તેણે જે કાંઇ પુરાવો આપ્યો હોય તે પુરાવાનો ખુલાસો કરવાને એવી જેટલી વાત જાણવાની કોર્ટની નજરમાં જરૂર જણાય તેટલી વાત પ્રગટ કરવાની તેને ફરજ પાડી શકાય છે. પણ બીજી વાત પ્રગટ કરવાની ફરજ પાડી શકાતી નથી.

**૧૩૦** જે સાહેદ ફરીયાદીમાં પક્ષકાર નથી, તેવા સાહેદને હરકોઇ મીલ્કતના પોતાના ખત, કબાલા અથવા જે દસ્તાવેજ ઉપરથી તે હરકોઇ મિલ્કત ઉપર ગીરોદાર તરીકે, અથવા ધરેણે રાખનાર તરીકે હક રાખતો હોય, તેવો હરકોઇ દસ્તાવેજ, અથવા જે દસ્તાવેજ રજુ કરવા ઉપરથી તે ગુન્હામાં આવે એવું હોય તે દસ્તાવેજ ગુજારવાને ફરજ પાડવી નહિ, પરંતુ જે સખસ એવાં ખત રજુ કરાવવા માગતો હોય, તે સખસ સાથે અથવા તે સખસ ઉપરથી જે સખસનો હક ઉત્પન્ન થયો એવા કોઇ સખસ સાથે સદરહુ સાહેદ ખત મજકૂર ગુજારવાને લખાણ કરીને કબુલ કીધું હોય તો સદરહુ પ્રમાણે ફરજ પાડી શકાય છે.

**૧૩૧.** કોઇ પણ સખસને તેના કબજામાંના એવા દસ્તાવેજો ગુજરવાની ફરજ પાડવી નહીં કે તે દસ્તાવેજ હરકોઇ બીજા સખસના કબજામાં હોત તો તે ગુજારવાની ના પાડવાનો તેનો હક હોત, પરંતુ સદરહુ બીજો સખસ દસ્તાવેજો મજકુર ગુજારવાને રજામંદી આપતો હોય તો સદરહુ પ્રમાણે ફરજ પાડી શકાય છે.

**૧૩૨.** હરકોઇ ફરીયાદીમાં અથવા દીવાની કીંવા ફોજદારી કામમાં તકરારી બાબતને લગતી હરકોઇ બાબત વીશેના સવાલનો જવાબ કોઇ સાહેદ આપે તો તે જવાબ તે સાહેદને ગુન્હામાં આણવો, અથવા તે જવાબ ઉપરથી પ્રત્યક્ષ કીંવા પરંપરા સંબંધે સાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થશે. અથવા તે જવાબ એવા સાહેદને દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર કરશે અથવા તે જવાબ

ઉપરથી સાહેદ મજકુર પ્રત્યક્ષ કીંવા પરંપરા સંબંધે દ્રવ્ય દંડને કીંવા કોઇ કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર થાય એવું થશે. એવા સબબ ઉપરથી સદરહુ સાહેદને સદરહુ સવાલનો જવાબ આપવાની માફી આપવી નહીં. પરંતુ એવો જે જવાબ આપવાની સાહેદને ફરજ પાડવામાં આવી હોય તે જવાબ ઉપરથી ખોટી સાહેદી આપવા બદલ તેના ઉપર જે ફોજદારી મુકદમો ચાલે તે સીવાય બીજો ફોજદારી મુકદમો તેના ઉપર ચલાવવો નહીં, કીંવા તેને પકડવો નહીં, કીંવા કોઇ પણ ફોજદારી કામમાં જવાબ મજકુર તેની વિરૂદ્ધ સાબીત કરવો નહીં.

**૧૩૩.** ગુન્હાના કામમાં તહોમતવાળા સખસનો સોબતી તહોમતવાળા સખસની વિરૂદ્ધ સાહેદી આપવાને લાયક છે, અને કોઇ ગુન્હો સાબીત કરવાનો ઠરાવ એવા સોબતીની વગર પુષ્ટીની સાહેબી ઉપરથી કર્યો છે. એજ કારણને લીધે માત્ર સદરહુ ઠરાવ ગેરકાયદે છે. એમ સમજવું નહિં.

**૧૩૪.** હરકોઇ કામમાં હરકોઇ હકીકત સાબીત કરવાને સારૂ સાહેદોની અમુક સંખ્યા જોઇએ એમ સમજવું નહીં.

---

## બાબ ૧૦ મો—સાક્ષીયો તપાસવા બાબત.

**૧૩૫.** સાહેદો કેવા અનુક્રમે ગુજરવા તથા તેની સાહેદી કેવે અનુક્રમે લેવી એ બાબત દીવાની તથા ફોજદારી કામ ચલાવવાની રીત સંબંધી વખતે વખત જે કાયદો તથા વહીવટ હોય તે મુજબ જેના તે કાયદા તથા વહીવટ પ્રમાણે અમલ કરવો, ને એવો કાંઇ કાયદો ન હોય તો કોર્ટની નજરમાં દુરસ્ત લાગે તેમ કરવું.

**૧૩૬.** જ્યારે હરકોઇ હકીકતનો પુરાવો આપવાનું હરકોઇ પક્ષકાર કહે, ત્યારે જાહેર કરેલી હકીકત સાબીત થાય તો તે લગતી શી રીતે છે, એવું સદરહુ પુરાવો આપવાનું કહેનાર સખસને પૂછવાને જડજ મુખત્યાર છે. અને સદરહુ હકીકત સાબીત થાય તો તે લગતી છે એવું જડજની નજરમાં આવે તો તેણે પુરાવો મજકુર લેવો અગર એવું નજરમાં ન આવે તો તે લેવો નહીં. જે હકીકત સાબીત કરી આપવાનું કહેવામાં આવે તે હકીકત એવી હોય કે કોઈ હકીકત સાબીત થાય તોજ માત્ર તેનો પુરાવો લેવાઇ શકાય, ત્યારે સદરહુ પ્રથમ કહેલી હકીકતનો પુરાવો આપતાં પહેલાં સદરહુ પાછળથી કહેલી બીજી હકીકત ન સાબીત થવી જોઇએ. પણ પક્ષકાર મજકુર એવી હકીકતની સાબીતી આપવાનું પોતાને માથે લે અને તે વીશે કોર્ટની ખાત્રી થાય તો તેમ થવાની જરૂર નથી.

એક જાહેર કરેલી હકીકત લગતી છે કે નહી એ વાત બીજી જાહેર કરેલી હકીકત પ્રથમ સાબીત થયેલી માલમ પડે એવી હોય ત્યારે જડજની નજરમાં યોગ્ય જણાય તે પ્રમાણે સદરહુ બીજી વાત સાબીત કરતા પહેલાં સદરહુ પહેલી વાતનો પુરાવો આપવાની પરવાનગી આપવાને અગર સદરહુ પહેલી વાતનો પુરાવો આપતા પહેલાં સદરહુ બીજી વાતનો પુરાવો આપવાનો હુકમ કરવાને જડજ મુખત્યાર છે.

**દૃષ્ટાંત—(અ)** એક લગતી હકીકત વીશે એક જાહેર કર્યા પ્રમાણે ગુજરી ગયલા સખસે કહેલો મજકુર સાબીત કરી આપવાનું કહેવામાં આવ્યું છે. એ મજકુર કલમ ૩૨ મુજબ લગતો છે. એ મજકુરનો પુરાવો આપતાં પહેલાં એવો પુરાવો આપવાનું કહેનાર સખસે સખસ મજકુર ગુજરી ગયો છે, એ હકીકત સાબીત કરવી જોઇએ. ( બ ) એક જાહેર કર્યા પ્રમાણે ખોવાઇ ગયલા દસ્તાવેજનો મજકુર નકલ વડે સાબીત કરી આપવાનું કહેવામાં આવ્યું છે, નકલ મજકુર ગુજારતા પહેલાં તે નકલ ગુજારવાનું કહેનાર સખસે સદરહુ અસલ દસ્તાવેજ ખોવાઇ ગયો છે, એ સાબીત કરવું જોઇએ.

**૧૩૭** જે પક્ષકારે સાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર તે સાહેદને તપાસે તેને મુખ્ય તપાસણી કહેવી. સામાનો પક્ષકાર સાહેદને તપાસે તેને ઉલટ તપાસણી કહેવી. ઉલટ તપાસણી થયા પછી જે પક્ષકારે સાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર સાહેદને તપાસે તેને ફરી તપાસણી કહેવી.

**૧૩૮** સાહેદોની પ્રથમ મુખ્ય તપાસણી કરવી, પછી ( જો સામા પક્ષકારની ઇચ્છા હોય તો ) ઉલટ તપાસણી કરવી, અને ત્યાર બાદ ( સાહેદને બોલાવનાર પક્ષકારની ઇચ્છા હોય તો ) ફરી તપાસણી કરવી.

મુખ્ય તપાસણી તથા ઉલટ તપાસણી લગતી હકીકત બાબત હોવી જોઇએ, પણ ઉલટ તપાસણીમાં જે સાહેદે મુખ્ય તપાસણીમાં લખાવી હોય તેજ હકીકત વીશે માત્ર સવાલ પુછવા એવી જરૂર નથી. ઉલટ તપાસણીમાં જે બાબતોનો બોધ થયો હોય તે બાબતનો ખુલાસો થવાના કારણસર સવાલો ફરી તપાસણીમાં પુછવા, અને ફરી તપાસણીમાં કોર્ટની પરવાનગીથી કાંઇ નવી બાબત નીકળે તો તે બાબત વિષે ફરી ઉલટ સવાલ પુછવાને સામો પક્ષકાર મુખત્યાર છે.

૧૩૯ જે સખસના ઉપર કાંઈ દસ્તાવેજ રજુ કરવાનો સમન્સ થાય તે સખસે તે દસ્તાવેજ રજુ કર્યો એ હકીકત ઉપરથી જ માત્ર સખસ મજકુર સાહેદ બન્યો એમ સમજવું નહીં, અને તેને જ્યાં સુધી સાહેદ તરીકે બોલાવામાં આવ્યો નથી ત્યાં સુધી તેની ઉલટ તપાસણી કરી શકાતી નથી.

૧૪૦ ચાલ ચલણુ બાબતના સાહેદોની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી કરી શકાય છે.

૧૪૧ સવાલ પુછનાર સખસ જે જવાબ મળવાની ઇચ્છા રાખતો હોય અથવા આશા રાખતો હોય તે જવાબ જે સવાલ ઉપરથી નીકળી આવે તેવા સવાલને સૂચક સવાલ કહેવામાં આવે છે.

૧૪૨—મુખ્ય તપાસણીમાં અથવા ફરી તપાસણીમાં સુચક સવાલ સામો પક્ષકાર હરકત લે તો કોર્ટની પરવાનગી સીવાય પુછવા જોઇએ નહીં.

જે બાબતો પ્રસ્તાવનારૂપ હોય અથવા બીજી તકરારી હોય અથવા કોર્ટના અભીપ્રાયમાં પુરતી રીતે સાબીત થઇ ચૂકી હોય તે બાબતો વીશે સુચક સવાલો પુછવાની કોર્ટે પરવાનગી આપવી.

૧૪૩ ઉલટ તપાસણીમાં સુચક સવાલો પુછી શકાય છે.

૧૪૪ હરકોઇ સાહેદની સાહેદી લેવાની હોય તે દરમીયાનમાં તેને એવું પુછી શકાય છે કે જે કરાર કીંવા દાન, કીંવા મીલ્કતની બીજી રીતની વ્યવસ્થા બાબત તે સાહેદી આપે છે, તે કરાર કીંવા દાન, કીંવા મીલકતની બીજી રીતની વ્યવસ્થા કોઇ દસ્તાવેજમાં લખેલી નહોતી કે કેમ, અને જો તે એમ કહે કે લખેલી હતી તો, અથવા જે દસ્તાવેજ કોર્ટના અભીપ્રાય પ્રમાણે રજુ થવો જોઇએ, એવા હરકોઇ દસ્તાવેજના મજકુર વીશે તે સખસ કાંઇ વાત કહેવા જતો હોય તો સામો પક્ષકાર એવી હકીકત લેવાને મુખત્યાર છે કે દસ્તાવેજ મજકુર રજુ થતાં સુધી અથવા જે હકીકતો સાબીત થએ સદરહુ સાહેદને બોલાવનાર પક્ષકારનો દસ્તાવેજ મજકુરનો દોયમ પુરાવો આપવાનો હક થતો હોય તે હકીકતો સાબીત થાય ત્યાં સુધી એવો પુરાવો લેવો જોઇએ નહીં.

ખુલાસો—દસ્ત વેજોના મજકુર વિષે બીજા સખસોએ કહેલી વાત સ્વતઃ લગતી હોય તો તે વાતોની મુખજુબાની સાહેદી સાહેદ આપી શકે છે.

દૃષ્ટાંત—તકરાર એવી છે કે અ એ બ ના ઉપર હુમલો કીધો છે કે નહીં. તેમાં ક એવી સાહેદી આપે છે કે, અ એ ડ ને એવું કહેતાં ક એ સાંભળ્યું કે બ એ કાગળ લખ્યો તેમાં મારા ઉપર ચોરીનું તહોમત મુકયું છે અને તેનું વેર હું લઇશ. આ વાત લગતી છે, કારણ કે હુમલો કરવાનો અ નો શું હેતુ હતો, તે એ ઉપરથી માલમ પડે છે, સબબ આગળ વીશે કાંઇ પુરાવો આપવામાં ન આવે તોપણુ સદરહુ વાતનો પુરાવો આપી શકાય છે.

૧૪૫—કોઇ સાહેદે પેસ્તર કાંઇ મજકુર લખેલો હોય અથવા કહ્યો હોય તે લખી લેવામાં આવ્યો હોય, તથા તે તકરારી બાબતને લગતો હોય તો તે લખાણુ તેને બતાવ્યા સીવાય અથવા સાબીત કર્યાં સિવાય સદરહુ બાબત તેની ઉલટ તપાસણી કરી શકાય છે. પરંતુ લખાણુ મજકુરથી તેને ખોટો પાડવાનો ઇરાદો હોય તો તે લખાણુ સાબીત કરી શકાય તે પહેલાં લખાણુ મજકુરના જે ભાગો તેને ખોટો પાડવાના કામમાં લેવાના હોય તે ભાગો તેના લક્ષ ઉપર આણવા જોઇએ.

૧૪૬ જ્યારે કોઇ સાહેદની ઉલટ તપાસણી લેવામાં આવે ત્યારે આ આકટમાં ઉપર બોધ કરી ગયા પ્રમાણેના સવાલોની સાથે જે સવાલોથી નીચે લખેલી બાબતનો ખુલાસો થાય તેવા સવાલો પણુ તેને પુછી શકાય છે.

(૧) સાહેદ મજકુર સાચુ બોલે છે કે નહી તેથી તેની પરીક્ષા લેવા બાબત. (૨) તે કાંણુ છે, તથા તેની સંસારમાં કેવી સ્થિતિ છે તે બાબત અથવા (૩) તેની ચાલચલણુને હાની લગાડી તેના ઉ-

પરનો ભરૂસો નબળો પાડવા બાબત—આવા સવાલના જવાબ ઉપરથી પ્રત્યક્ષ કીંવા પરંપરા સંબંધે સાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થતું હોય અથવા જવાબ મજકુર તેને દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર કરતો હોય, અથવા તે ઉપરથી પ્રત્યક્ષ કીંવા પરંપરા સંબંધે તે દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર થાય એવું થતું હોય તો પણ સવાલ મજકુર પુછી શકાય છે.

**૧૪૭** જો હરકોઇ એવો સવાલ દાવાને કીંવા કામને લગતી હોય તેની બાબત વીશે હોય તો કલમ ૧૩૨ મી માં લખેલા નિયમો તેને લાગુ પડે છે.

**૧૪૮** એવા હરકોઇ સવાલ એવી બાબત વીશે હોય તે ઉપરથી સાહેદની ચાલચલણુને હાની પહોંચવાથી તેના ઉપરના ભરૂસામાં અંતર પડે, તે શીવાય બીજી રીતે તે બાબત દાવામાં કીંવા કામમાં લગતી ન હોય તો તે સવાલનો જવાબ દેવાની સાહેદને ફરજ પાડવી કે નહીં તે કોર્ટે ઠરવવું, અને જો કોર્ટની નજરમાં યોગ્ય જણાય તો સવાલ મજકુરનો જવાબ દેવાની સાહેદને ફરજ નથી. એવી તે સાહેદને સુચના આપવાને કોર્ટ મુખત્યાર છે. સદરહુ મુજબ ઠરાવ કરતી વખતે નીચે લખેલી બાબતો ઉપર કોર્ટે ધ્યાન રાખવું.

(૧) સદરહુ સવાલ જો એવા પ્રકારના હોય કે તે ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે સાચો પડે તો જે બાબતની તે સાહેદી આપતો હોય તે બાબતમાં તેના ઉપર ભરૂસો રાખવા સંબંધીના કોર્ટના અભીપ્રાયમાં ભારે પડે તો તે સવાલ મુનાસીબ છે, એમ સમજવું (૨) સદરહુ સવાલ ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે એવા લાંબા કાળની બાબતો સંબંધી કીંવા એવા પ્રકારનો હોયકે તે સાચો પડે તો જે બાબતની સાહેદ મજકુર સાહેદી આપતો હોય તે બાબતમાં તેના ઉપર ભરૂસો રાખવા સંબંધીના કોર્ટના અભીપ્રયમાં ફેર પડે એવું નહોય કીંવા જુજ ફેર પડે એવું હોય, તો તેવા સવાલોને ગેર મનાસીબ સવલ સમજવા. (૩) સાહેદની ચાલચલણુ ઉપર જે આરોપ મુકવામાં આવ્યો હોય તે કેટલો ભારે છે તથા સાહેદ મજકુરની સાહેદી કેટલી અગત્યની છે એ બે વાત ઉપર વિચાર કરતાં તે બેઉ વચ્ચે મોટો અંતર માલમ પડે તો એવા સવાલ ગેર મુનાસીબ જાણવા. (૪) સાહેદ જવાબ આપવાની ના કહે તો તે ઉપરથી કોર્ટની નજરમાં યોગ્ય જણાય તો એવી ધારણા કરવાને કોર્ટ મુખત્યાર છે કે જવાબ આપ્યો હોય તો તે પ્રતીકુળ પડે.

**૧૪૯** કલમ ૧૪૮ મી માં બોધ કર્યો છે, તેવા સવાલ ઉપરથી જે આરોપ મુકવામાં આવતો હોય તે આરોપ સારા પાયા ઉપર છે એવું ધારવાને તે પુછનાર સખસને યોગ્ય કારણ નહોય તો તેવો સવાલ પુછવો મુનાસીબ નથી.

**દૃષ્ટાંત—(અ)** એક બારીસ્ટરને એક અટરનીએ એવી સમજુત આપી કે, એક અગત્યનો સાહેદ ડાકાઇટી કરનાર છે. સાહેદ મજકુર ડાકાઇટી કરનાર છે કે શીરીતે ત તે સાહેદને પુછવાનું આ એક યોગ્ય કારણુ છે. **(બ)** એક સાહેદને વીશે કશી વાત જાણ્યમાં નથી તેને વગર સંધાને પુછ્યું કે તે ડાકાયટી કરનાર છે કે નહીં, આ સવાલ પૂછવાને યોગ્ય કારણ નથી.

**૧૫૦** જ્યારે કોર્ટનો અભીપ્રાય એવો હોય કે હરકોઇ એવો સવાલ યોગ્ય કારણુ વગર પુછયો ત્યારે જો તે સવાલ હરકોઇ બારીસ્ટરે અથવા અટરનીએ અથવા પ્લીડરે અથવા વકીલે પૂછ્યો હોય તો કામ મજકુરની હકીકતનો રીપોર્ટ હાઇ કોર્ટમાં અથવા સદરહુ બારીસ્ટર કીંવા અટરની કીંવા વકીલ પોતાનું રોજગારનું કામ કરવાને પ્રસંગે જે અધિકારને તાબે હોય તેને કરી મોકલવાને કોર્ટ મુખત્યારછે.

**૧૫૧** કોર્ટની નજરમાં જે સવાલ અથવા તપાસણી લજ્જા રહીત કીંવા નીંદાયુક્ત લાગે તે સવાલ અથવા તપાસણી કોર્ટની રૂબરૂ ચાલતી તકરારો સાથે કાંઇ લાગતી વળગતી હોય તો પણુ તે કરવાની મના કરવાને કોર્ટ મુખત્યાર છે. પરંતુ તે જો તકરારી હકીકતની સાથે સંબંધ રાખતી હોય, અથવા તકરારી હકીકત હતી કે નહીં તે મુકરર કરવાને જાણવાની જરૂર હોય, એવી બાબતો સાથે સંબંધ રાખતી હોય તો સદરહુ પ્રમાણે મના કરી શકાય નહીં.

**૧૫૨** કોર્ટની નજરમાં એવું આવે કે કોઇ સવાલ અપમાન કરવાના કીંવા મનને દુઃખ ઉપજાવ કરવાના ઇરાદાથી કર્યો છે, અથવા સવાલ મજકુર સ્વતઃ મુનાશીબ હોય તો પણુ કોર્ટની નજરમાં

એમ આવે કે તેનું રૂપ વગર જરૂરે મન દુખાવા જેવું છે તો તે સવાલ કોર્ટે કરવા દેવો નહીં.

૧૫૩ જ્યારે કોઇ સાહેદને હર કાંઇ સવાલ પુછયો હોય તથા તેનો તેણે જવાબ આપ્યો હોય તે ઉપરથી તેની ચાલચલણને હાની પહોંચ્યાથી તેના ઉપરનો ભરૂંસો નબળો થાય એટલોજ માત્ર સવાલ મજકુર થતી તજવીજમાં લગતો હોય, ત્યારે તે સાહેદને ખોટો પાડવા સારૂ કાંઇ પણ પુરાવો આપવો નહીં, પણ તેણે જો ખોટો જવાબ દીધો હોય તો તેના ઉપર પાછળથી ખોટી સાહેદી આપવાનું તહોમત મુકી શકાય છે.

અપવાદ ૧ લો—કોઇ સાહેદને એવો સવાલ પુછયો હોય કે તમારા ઉપર પેસ્તર કાંઇ ગુન્હો થયો છે કે નહીં, અને તેના જવાબમાં તે ના કહે તો પેસ્તર ગુન્હો સાબીત થયાની વાતનો પુરાવો આપી શકાય છે. અપવાદ ૨ જો—કોઇ સાહેદને નીરપક્ષપાતીપણાને દોષ પહોંચે એવો હરકોઇ સવાલ તે સાહેદને પુછવામાં આવે, અને તેના જવાબમાં જે હકીકત સુચવી હોય તેનો તે ઇન્કાર કરે તો તેને ખોટો પાડી શકાય છે.

દૃષ્ટાંત—(અ) એક વીમાદારના ઉપર દાવો થયો તેના જવાબમાં તેણે દગાનો સબબ બતાવ્યો, દાવેદારને એવો સવાલ પુછયો કે પેસ્તરના એક કામમાં તમે દગલબાજીનો દાવો કીધો હતો કે નહીં, દાવેદાર ના કહે છે. દાવેદાર મજકુરે એવો દાવો કીધો હતો, તે બતાવવાને પુરાવો આપવા માંડયો. એ પુરાવો લેવાઇ શકાતો નથી. (બ) એક સાહેદને એવો સવાલ પુછવામાં આવ્યો કે, તમે કોઇ જગોએથી અપરમાણીકપણાને સારૂ બરતરફ કરવામાં આવ્યો હતો કે નહીં, સાહેદ ના કહે છે,તેમાં અપ્રમાણીકપણાને માટે તે બરતરફ થયો હતો તે બતાવવાને પુરાવો આપવા માંડયો, એ પુરાવો લેવાઇ શકાતો નથી. (ક) અ ને એવો સવાલ પુછયો કે તમે બ ની વીરૂદ્ધ પુરાવો આપો છો તે બ ના કુટુંબને તથા તમારા કુટુંબને માંહોમાંહે હાડવેર ચાલ્યું આવે છે કે નહી. અ ના કહે છે. સવાલ મજકુર ઉપરથી તેના નીરપક્ષપાતીપણાને દોષ પહોંચે એવું, એવા સબબથી તેને ખોટો પાડી શકાય છે.

૧૫૪ ઉલટ તપાસણીમાં સામા પક્ષકારથી પુછી શકાય એવા સવાલો કોઇ સાહેદને પુછવાની પરવાનગી તે સાહેદ બોલાવનાર સખસને કોર્ટને યોગ્ય લાગે તો આપવાને કોર્ટ મુખત્યાર છે.

૧૫૫ કોઇ સાહેદ ઉપરના ભરોંસાને નીચે લખેલી રીતીઓ એ સામો પક્ષકાર, અથવા કોર્ટ પરવાનગી આપે તો તે સાહેદને બોલાવનાર સખસ દોષ આપી શકે છે. (૧) જે સખસો એવી સાહેદી આપે કે સાહેદ મજકુરને હમે ઓળખીએછીએ, તે ઉપરથી હમે તેને ભરોંસાને પાત્ર માનતા નથી તેવા સખસોના પુરાવાથી (૨) પુરાવો આપવાને સાહેદ મજકુરને રૂશ્વત આપવામાં આવી છે,અથવા તે રૂશ્વત આપવામાંડી તે લેવાનું તેણે કબુલ કીધું છે અથવા તેને હરકાંઇ બીજી અયોગ્ય લાલચ મળી છે, એવું સાબીત કરવાથી. (૩) સાહેદ મજકુરની સાહેદીના જે ભાગ વિરૂદ્ધ પુરાવો આપી શકાતો હોય તે ભાગ પેસ્તર તેની કહેલી અથવા લખેલી વાતથી વિરૂદ્ધ છે, એવું સાબીત કરવાથી (૪) જ્યારે કોઇ સખસના ઉપર બળાત્કાર સંભોગ કર્યાને માટે અથવા બળાત્કારે સ્ત્રી ગમન કરવાની કોશીશને માટે ફોજદારી મુકરદમો ચાલતો હોય ત્યારે ફરીયાદ કરનાર ઓરત બહુ કરીને બદ ચાલની છે એવો પુરાવો આપી શકાય છે.

ખુલાસો—અમુક સાહેદ ભરૂંસાને પાત્ર છે,એવું કહેનાર સાહેદ એ પ્રમાણે પોતાને માનવાના કારણો મુખ્ય તપાસણી વખતે ન આપે તો તે મુખત્યાર છે, પરંતુ ઉલટ તપાસણી વખતે કારણ મજકુર પુછી શકાય છે અને તે જવાબ આપે તેની વીરૂદ્ધ પુરવો આપી શકાતો નથી, પરંતુ જો તે ખોટો હોય તો તેના ઉપર પાછળથી ખોટી સાહેદી આપ્યાનું તહોમત મુકી શકાય છે.

દૃષ્ટાંત—(અ) કાંઇ માલ વેચીને બ ને આપ્યો, તેની કીંમતને સારૂ તેના ઉપર અ એ દાવો માંડયો. ક કહે છે કે માલ મજકુર બ ને સોંપી આપ્યો નથી એવું બતાવવાને પુરાવો આપવા માંડયો. એ પુરાવો લેઇ શકાય છે, (બ) અ ના ઉપર બ નું ખુન કર્યાનું તહોમત છે, ક કહે છે કે બ એ મરતી વેળા એવું કહ્યું હતું કે જે જખમથી બ મરી ગયો તે જખમ અ એ માર્યો નહોતો. ક એ પેસ્તર એક પ્રસંગે એવું કહ્યું હતું કે જખમ મજકુર અ એ માર્યો નથી, અથવા તેની રૂબરૂ મારવામાં

આવ્યો નથી; એવું બતાવવા પુરાવો આપવા માંડયો, એ પુરાવો લેવાઇ શકાય છે.

૧૫૬. જ્યારે જે સાહેદની સાહેદીને પુષ્ટી આપવાનો ઇરાદો હોય તે સાહેદ કોઇ લગતી હકીકત વિશે સાહેદી આપતો હોય ત્યારે એવી લગતી હકીકત જે જગાએ કીંવા જગોની પાસે અથવા જે વખતે કીંવા વખતના અરસામાં બીજી કાંઇ વાત તેના જોવામાં આવી હોય તે સાબીત થયેલી જે લગતી હકીકત વીશે સાહેદ મજકુર સાહેદી આપતો હોય તે લગતી હકીકત સંબંધે સાહેદ મજકુરની સાહેદીને પુષ્ટી મળશે એવો કોર્ટનો અભીપ્રાય હોય તો તેવી વાત બાબત સદરહુ સાહેદને સવાલ પુછી શકાય છે.

દ્રષ્ટાંત—અ નામનો ગુન્હાના કામમાં ગુન્હેગારને એક સોબતી પોતે જે અપહરણમાં સામીલ હતો તે અપહરણનો હેવાલ આપે છે જે ઠેકાણે અપહરણ મજકુર બન્યું તે ઠેકાણે પોતાના ગયા આવ્યાના રસ્તા ઉપર અપહરણ મજકુર સાથે સંબંધ ન રાખતી કેટલીએક બીનાઓ બની તેનું તે બ્યાન કરે છે. મૂળ અપહરણ મજકુર બાબતના તેના પુરાવાને આપવા સારૂ સદરહુ હકીકતનો ઇલાયદો પુરાવો આપી શકાય છે.

૧૫૭ કોઇ સાહેદની સાહેદીને પુષ્ટી આપવા સારૂ તે હકીકત જે વખતે બની તે વખતે કીંવા તે અરસામાં અથવા હકીકત મજકુરની તપાસ કરવાને કાયદા પ્રમાણે અધિકાર હોય એવા અધિકારની રૂબરૂ હકીકત મજકુર વીશે સદરહુ સાહેદે પેસ્તર કહેલી હકીકત સાબીત કરી શકાય છે.

૧૫૮. જ્યારે કોઇ મજકુર કા. ૩૨ કીંવા ૩૩ મુજબ લગતો હોય તે સાબીત થાય ત્યારે તે વાતને ખોટી પાડવાને કીંવા તેને પુષ્ટી આપવાને કીંવા જે સખસે તે મજકુર હતો અથવા લખ્યો હોય તે સખસના ઉપરના ભરૂંસાને દોષ આપવાને કીંવા તે ભરૂંસાને કાયમ કરવાને જો સખસ મજકુરને સાહેદ તરીકે બોલાવ્યો હોત અને તેણે ઉલટ તપાસણીમાં સુચવેલી બાબતના ખરાપણાની ના કહી હોત. તો જે બાબતો સાબીત કરી શકાત તે બાબતો સાબીત કરી શકાય છે.

૧૫૯. કોઇ સાહેદને કોઇ કાર્ય સંબંધી સવાલ પૂછ્યો હોય તે કાર્ય બન્યું તે વખતે સાહેદ મજકુરે પોતાને હાથે કાંઇ લખાણ કર્યું હોય તે લખાણ વડે અથવા સદરહુ કાર્ય બન્યું ત્યાર પછી એટલા તો નજદીક વખતમાં કાંઇ લખાણ કર્યું હોય કે તે લખાણ કરતી વખતે કાર્ય મજકુર તેની યાદ દાસ્તમાં તાજું હતું એવો કોર્ટની નજરમાં સંભવ લાગે તો તે લખાણ વડે સાહેદ મજકુર સાહેદી આપતો હોય તે દરમ્યાનમાં પોતાની યાદદાસ્તી તાજી કરી શકે છે, એવું લખાણ હરકોઇ બીજા સખસે કર્યું હોય, તથા તે સાહેદ મજકુર ઉપર કહેલા વખતમાં વાંચ્યું હોય, તો તેવા લખાણને પણ સાહેદ મજકુર જોઇ શકે છે, જે જે કામોમાં હરકોઇ દસ્તાવેજ જોઇને સાહેદ પોતાની યાદ દાસ્ત તાજી કરી શકે છે, તે તે કામોમાં કોર્ટની પરવાનગીથી એવા દસ્તાવેજની નકલ પણ તે જોઇ શકે છે, પરંતુ કોર્ટની ખાત્રી થવી જોઇએ કે અસલ દસ્તાવેજ રજુ થવાનું પુરતું કારણ છે. કુશળ માણસો પોતાની યાદદાસ્ત પોતાની રોજગાર સંબંધીના ગ્રંથો વડે તાજી કરી શકે છે.

૧૬૦. કલમ ૧૫૯માં કહેલા છે એવા હરકોઇ દસ્તાવેજમાં લખેલી હકીકત ખુદ તપસીલવાર સાહેદને યાદ ન હોય તો પણ જો તેની ખાત્રી હોય કે દસ્તાવેજ મજકુરમાં તે બરાબર લખી હતી, તો તે હકીકતની સાહેદ મજકુર સાહેદી પણ આપી શકે છે.

દ્રષ્ટાંત—કોઈ હીસાબ રાખનાર સખસે પોતાના રોજગારને પ્રસંગે નિયમ પૂર્વક રાખેલા હીસાબ બરાબર ખરા રાખવામાં આવ્યા હતા એવું જો તે જાણતો હોય તો, તેમાં તેણે લખેલી હકીકતની સાહેદી સખસ મજકુર આપી શકે છે. અગર તેમાં દાખલ કરેલી અમુક લેવડ દેવડની બાબતો પોતે ભુલી ગયો હોય તોપણ.

૧૬૧ છેલી બે કલમો મુજબ હરકોઈ લખાણ જોવામાં આવ્યું હોય, તે જો સામો પક્ષકાર માગે તે હાજર કરવું જોઇએ અને તેને બતાવવું જોઇએ, એવો પક્ષકાર પોતાની નજરમાં આવે તો સાહેદ મજકુરની તે બદલ ઉલટ તપાસણી કરી શકે છે.

૧૬૨. કોઇ સાહેદને કોઇ દસ્તાવેજ રજુ કરવાનો સમન થયો હોય, તે દસ્તાવેજ રજુ કરવાને અથવા પુરાવામાં લેવા યોગ્ય ગણવાને હરકોઇ હરકત હોય તોપણ તે જો તેના કબજામાં અથવા સત્તામાં

હોય તો તેણે કોર્ટમાં હાજર કરવો, એની કાંઇ હરકત કાયદેસર બરાબર છે કે શી રીતે તે બાબત કોર્ટે ઠરાવ કરવો. દસ્તાવેજ મજકુર રાજ્ય પ્રકરણ સંબધી ન હોય તો કોર્ટની નજરમાં આવે તો તેને તપાસવાનો અથવા તે પુરાવામાં લેવા યોગ્ય છે કે નહીં તે ઠેરવી શકાય, તેને માટે પુરાવો લેવાને કોર્ટ મુખત્યાર છે, જો એવા કામ સારૂ કોઇ દસ્તાવેજનો તરજુમો કરવાની જરૂર હોય તો તે દસ્તાવેજ જ્યારે પુરાવામાં ગુજારવાનો ન હોય ત્યારે કોર્ટની નજરમાં યોગ્ય જણાયેથી તેનો મજકુર ગુપ્ત રાખવાનો હુકમ તે તરજુમો કરનારને કોર્ટ કરી શકે છે. અને જો તે ભાષાંતર કરનાર તે હુકમ તોડે તો તેણે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૬૬ મુજબનો ગુન્હો કીધો એમ સમજવું.

૧૬૩. જ્યારે કોઇ પક્ષકારે સામા પક્ષકારને કાંઇ દસ્તાવેજ હાજર કરવાની નોટીસ આપીને તે દસ્તાવેજ મંગાવ્યો હોય, તથા દસ્તાવેજ મજકુર તે મુજબ રજુ થયો હોય અને મંગાવનાર સખસે તેને તપાસી જોયો હોય, ત્યારે જો દસ્તાવેજ રજુ કરનાર સખસ મંગાવનાર સખસને દસ્તાવેજ મજકુર પુરાવામાં ગુજારવાનું કહેતો તેને પુરાવામાં ગુજારવાની સદરહુ મંગાવનાર સખસની ફરજ છે.

૧૬૪. કોઇ દસ્તાવેજ રજુ કરવાની નોટીસ કોઇ પક્ષકારને મળી હોય તે પક્ષકારને તે દસ્તાવેજ રજુ કરવાની જો ના કહે તો પાછળથી પક્ષકાર મજકુર દસ્તાવેજ મજકુરનો પુરાવાના કામમાં સામા પક્ષકારની રજા મંદી સીવાય કીંવા કોર્ટના હુકમ સિવાય ઉપયોગ કરી શકનો નથી.

દ્રષ્ટાંત—કોઇ કરાર ઉપરથી અ એ બ ના ઉપર ફરીયાદ માંડી, અને તે કરાર રજુ કરવાની બ ને નોટીસ આપી, તજવીજ વખતે દસ્તાવેજ મજકુર અ એ આપ્યો, ત્યારે બ એ તે રજુ કરવાની ના કહી, તે ઉપરથી તે દસ્તાવેજ મજકુરનો અ એ દોયમ પુરાવો આપ્યો બાદ તે પુરાવો ખોટો પાડવાને, અથવા તેના ઉપર યોગ્ય સ્ટાંપ નથી એવું બતાવવાને દસ્તાવેજ મજકુર અસલ રજુ કરવાની બ ખાયસ રાખે છે, પરંતુ તે મુજબ તે કરી શકતો નથી.

૧૬૫. લગતી હકીકતોની સાબીતી ખોળી કાઢવા સારૂ કીંવા તે મેળવવા સારૂ લગતી કીંવા ન હોય તેવી હરકોઇ હકીકત વીશે જડજની મરજીમાં આવે તેવો હરકોઈ રૂપે હરકોઇ વખતે હરકોઇ સાહેદને કીંવા તે કામના પક્ષકારોને પુછવાને જડજ મુખત્યાર છે, તથા હરકોઇ દસ્તાવેજ અથવા પદાર્થ રજુ કરવાનો હુકમ કરવાને જડજ મુખત્યાર છે, અને એવો હરકોઇ સવાલ કીંવા હુકમ ઉપરથી કાંઇ પણ હરકત લેવાનો અથવા એવા હરકોઈ સવાલનો જવાબ આપ્યો હોય તે જવાબ બાબત હરકોઇ સાહેદની કોર્ટની રજા સિવાય ઉલટ તપાસણી કરવાનો પક્ષકારોનો કીંવા તેના મુખત્યારોનો હક નથી.

પરંતુ એવું ઠરાવ્યું છે કે, આ એકટમાં લગતી ઠેરવેલી છે તેવી હકીકતો યોગ્ય રીતે સાબીત થઇ હોય તેના ઉપર આધાર રાખીને ફેંસલો કરવો જોઇએ. અને વળી એવું ઠરાવ્યું છે કે, સામા પક્ષકારે સવાલ પૂછ્યો હોય અથવા દસ્તાવેજ મંગાવ્યો હોય, તો એકસો એકવીસથી એકસો એકત્રીસ સુધીના સદરહુ બેઉ કલમો સુધાંની કલમો મુજબ જે સવાલનો જવાબ દેવાની અથવા જે દસ્તાવેજ રજુ કરવાની ના કહેવાનો કોઇ સાહેદને હક હોય તેવા હરકોઇ સવાલનો જવાબ દેવાની અથવા તેવો હરકોઈ દસ્તાવેજ રજુ કરવાની સાહેદ મજકુરને ફરજ પાડવાનો આ કલમ ઉપરથી જડજને અખત્યાર મળ્યો એમ સમજવું નહીં, તેમજ જે સવાલ કલમ ૧૪૮ અથવા ૧૪૯ મુજબ બીજા કોઇ સખસે પૂછવો નહીં તથા આ આકટમાં ઉપર અપવાદ આપ્યા છે તે સીવાય બીજા કામોમાં હરકોઇ દસ્તાવેજનો અવલ પુરાવો ગુજારવાની તેણે માફી આપવી નહીં.

૧૬૬. જુરી અથવા આસેસરોથી થતી તજવીજના કામમાં જે સવાલો જડજ પોતે પૂછી શકે છે, તેથી જે સવાલો તેને યોગ્ય લાગે તેવા હરકોઇ સવાલો જુરી અથવા આસેસર મજકુર સાહેદોને જડજની મારફત અથવા જડજની રજાથી પૂછી શકે છે.

## બાબ—૧૧ મો. પુરાવો અઘટીત રીતે દાખલ કરવો અને રદ કરવો તે.

૧૬૭. જ્યારે નહીં લેવા યોગ્ય પુરાવો લીધો હોય, અથવા લેવા યોગ્ય પુરાવો નહીં લીધો હોય, ત્યારે જે કોર્ટની રૂબરૂ એ બાબત હરકત ઉઠાવવામાં આવી હોય તે કોર્ટની નજરમાં જો એમ આવે કે હરકતવાળો લીધેલા પુરાવા શીવાય ઠરાવ મજકુર કરવાને જેટલો પુરાવો જોઇએ, તેટલો પુરાવો હતો, અથવા નહી લીધેલો પુરાવો લીધો હોત તો તે ઉપરથી ઠરાવમાં ફેર પડત નહીં, તો સદહુ મુજબ પુરાવો લીધો અથવા નહી લીધો એટલાજ માત્ર સબબ ઉપરથી ફરી તજવીજ કરાવવી નહીં કીંવા હરકોઇ કામનો હરકોઇ ઠરાવ રદ કરવો નહીં.

સમાપ્ત.

# પેઢીવાળાના ચોપડા પુરાવામાં લેવાનો એકટ.

## ( સને ૧૮૯૧ નો એકટ ૧૮ મો )

૧ (૧) આ આકટને ૧૮૯૧ નો પેઢીવાળાના ચોપડા પુરાવામાં લેવાનો આકટ કહેવો. (૨) એ એકટ આખા બ્રીટીશ ઇંડિયાને લાગુ છે; અને તે તાબડતોબ અમલમાં આવશે.

વિષય અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી વિરૂદ્ધ અર્થ થતો ન હોય તો આ આકટમાં (૧) 'કંપની' એ શબ્દનો અર્થ બ્રિટિશ ઇંડિયામાં કંપની સંબંધી કાયદાની રૂયે નોંધાએલી અથવા લેટર્સ પેટંટથી સંસ્થાપીત થયેલી કંપની એવો થાય છે. (૧) 'પેઢી' અને 'પેઢીવાળો' એ શબ્દમાં (અ) પેઢીવાળાનો ધંધો ચલાવનાર હરકોઇ કંપની બ જે કોઇ પંતીયાળાના અથવા સખસના ચોપડાને આ આકટમાં હવે પછી ઠરાવ્યા પ્રમાણે આ આકટના ઠરાવો લાગુ પાડવામાં આવ્યા હશે તેવું પંતીયાળું અથવા તેવો સખસ; (ક) પોસ્ટ ઓફીસની કોઇ પણ સેવીંગ બેક અથવા મનીઓર્ડર ઓફીસ (૩) 'પેઢીવાળાના ચોપડા' એ શબ્દોમાં ખાતાવહી, રોજમેળ, કેશબુક, હીસાબના ચોપડા, તથા બીજા સઘળા ચોપડા જે એકાદી પેઢીનો મામુલ ધંધો ચલાવવામાં વપરાતા હોય તેનો સમાવેશ થાય છે.

(૪) 'કાયદેસર કામ' એ શબ્દનો અર્થ જે કોઇ કામમાં અથવા ચોકસીમાં પુરાવો આપ્યો હોય અથવા આપી શકાય તે કામ અથવા ચોકશી એવો થાય છે અને તેમાં લવાદીનો સમાસ થાય છે. (૫) 'કોર્ટ' એ શબ્દોનો અર્થ જે માણસ અથવા માણુશોની આગળ કાયદેસર કામ ચાલ્યું હોય અથવા માંડવામાં આવ્યું હોય તે માણસ અથવા માણસો એવો થાય છે. ૬ 'જડજ' એ શબ્દનો અર્થ એકાદી હાઇકોર્ટનો જડજ એવો થાય છે. (૭) 'ઇન્સાફ' એ શબ્દોનો અર્થ કોર્ટની આગળ થએલી જે સુનાવણીમાં પૂરાવો લેવાય છે. તેવી હરકોઈ સુનાવણી એવો થાય છે; તથા (૮) 'દાખલાવાળી નકલ' એટલે પેઢીના ચોપડામાં હરકોઇ નોંધની નકલને છેડે નીચે મુજબ લખેલો દાખલો એટલે, સદરહુ નોંધની તે ખરી નકલ છે, તથા સદરહુ નોંધ પેઢીના એકાદા મામુલ ચોપડા માંહેની છે તથા ધંધાની ચાલતી આવેલી મામુલ રીત પ્રમાણે તે કરેલી છે તથા સદરહુ ચોપડો હજુ પણ પેઢીના હવાલામાં છે એ મુજબ લખેલો દાખલો અને તે ઉપર તે પેઢીના એકાઉન્ટે કે મેનેજરે તારીખ નાંખીને પોતાનું નામ તથા સરકારી હુદ્દો લખી સહી કરેલી હોવી જોઇએ.

૩ પોતાના અમલ નીચેના મુલકોની અંદર પેઢીવાળાનો ધંધો ચલાવતા હોય તથા ઓછામાં ઓછા ત્રણ મામુલ હીસાબના ચોપડા એટલે કેશ બુક ( રોકડમેળ ) રોજમેળ, અથવા રોજનામું અને ખાતાવહી રખતા હોય એવા હરકોઇ પંતીયાળાના અથવા સખસના ચોપડાઓને આ આકટના ઠરાવો સ્થાનિક સરકાર ગેઝેટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને લાગુ કરવાને, તથા તેવીજ રીતે આવું હરકોઇ જાહેરનામું રદ કરવાને મુખત્યાર છે.

૪ આ આકટના ઠરાવોને અનુસરીને પેઢીવાળાના ચોપડામાંની હરકોઇ નોંધની દાખલાવાળી નકલ સઘળા કાયદેસર કામમાં સદરહુ નોંધ હોવાના પ્રથમ દર્શનીય પૂરાવા દાખલ લેવી જોઇએ; અને જે પ્રસંગે અને જેટલે સુધી ખુદ અસલ નોંધ કાયદાની રૂયે હાલ પુરાવા તરીકે દાખલ કરાય છે તેવે દરેક પ્રસંગે અને તેટલે જ સુધી તેમાં લખેલી બાબતો લેવડ દેવડ તથા હીસાબના પુરાવા તરીકે દાખલ કરવી જોઇએ. પરંતુ તેથી બીજી રીતે અથવા તેથી વધારે દરજજે દાખલ કરવી નહીં.

૫ જે કોઇ પણ કાયદેસર કામમાં એકાદી પેઢી પક્ષકાર ન હોય તે કામમાં પેઢીવાળાના જે કોઇ પણ ચોપડામાંનો મજકુર આ આકટ મુજબ સાબીત થઇ શકતો હોય તે ચોપડામાં લખેલી બાબતો, લેવડ દેવડ તથા હીસાબ સાબીત કરવા સારૂ સાક્ષી તરીકે હાજર થવાની તે પેઢીના કોઈ અમલદારને ફરજ પાડી શકાશે નહીં, પણ ખાસ કારણ માટે કોર્ટ અથવા એકાદો જડજ એવો ચોપડો રજુ કરવાનો અથવા એવી રીતે હાજર થવાનો હુકમ કરે તો જુદી વાત છે.

૬ (૧) કોઇ કાયદેસર કામના હરકોઈ પક્ષકારની અરજી ઉપરથી કોર્ટ અથવા એકાદો જડજ એવો હુકમ કરવાને મુખત્યાર છે, કે સદરહુ કામના હરકોઈ કારણ માટે પેઢીવાળાના ચોપડામાંની હરકોઇ નોંધ તપાસવાની તથા તેની નકલ લેવાની તેવા પક્ષકારને છુટ છે. અથવા એવી સઘળી નોંધોની દાખલાવાળી

નકલો નીચે મુજબના બીજા દાખલા સહીત નીર્દીષ્ટ કરેલી મુદતમાં તે પેઢીએ તૈયાર કરીને રજુ કરવી એવો હુકમ કરવાને મુખત્યાર છે (૨)આ અથવા ઉપરની કલમ પ્રમાણે કરવાનો હુકમ તે પેઢીને સમન કરીને અથવા સમન કર્યા વગર કરવાનો અધિકાર છે. અને તે હુકમ પ્રમાણે જે તારીખે અમલ કરવાનો હોય તેના પહેલાં પેઢીના તહેવારના દીવસો સિવાયના ચોખ્ખા ત્રણ દીવસ આગમચ તે હુકમ સદરહુ કોર્ટ અથવા જડજ બીજી રીતે ન ફરમાવે તો તે પેઢી ઉપર બજાવવો જોઇએ. (૩) ઉપરના હુકમનો અમલ કરવાને ઠરાવેલી મુદત પહેલાં કોઇ પણ વખતે, ઇન્સાફના કામમાં અમારા ચોપડા રજુ કરવામાં આવશે એવું કહેવાને કે તે હુકમ વિરૂદ્ધ કારણ બતાવવાના પોતાના ઇરાદા વીશે નોટીસ આપવાને તે પેઢી મુખત્યાર છે. અને તે પછી બીજો હુકમ થયા સીવાય, હુકમ અમલમાં આણવો નહીં.

૭ (૧) આ આકટ મુજબ કોર્ટને કે એકાદા જડજને કરેલી અરજીનું ખર્ચ તેમજ કરેલા હુકમની રૂએ કાંઇ કૃત્ય હોય અથવા કરવાનું હોય તેનું ખર્ચ ઠરાવવું તે કોર્ટની અથવા જડજની મરજી ઉપર છે. અને એવું ખર્ચ પેઢીની કાંઇ પણ ચુકથી કે ગેરવાજબી ઢીલથી થયું હોય તો તે પેઢીએ તે ખર્ચ કે તેનો ભાગ કોઇ પણ પક્ષકારને આપવો એવો હુકમ કરવાને કોર્ટ અથવા જડજને અધિકાર છે. તે ખર્ચ દીવાની કોર્ટને અરજી કરેથી જાણે પૈસાનું હુકમનામું હોય એમ ગણી તે કોર્ટને બજાવવાનો અધિકાર છે.

---

## સને ૧૯૧૨ નો હિંદુસ્તાનનો ગાંડાપણા બાબતનો આકટ નંબર ૪ થો.

૧ આ આકટને સને ૧૯૧૨ નો હિંદુસ્તાનનો ગાંડાપણા બાબતનો આકટ કહેવો તે આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૨ ગાંડા માણસની મીલકત કે તેના પાલન કરનાર તરીકે નીમેલા કોઇપણ માણસને આ આકટના ઠરાવથી હરકત થાય છે એમ સમજવું નહીં.

૩ 'ગાંડો માણસ' એટલે દીવાનો કે ચળી ગયેલો માણસ. ગાંડો કેદી એટલે કોઇ સખસને આશ્રય સ્થાનમાં, તુરંગમાં કે સુરક્ષિત શિખવાની જગામાં કેદ રાખવા માટે ફોજદારી કાયદા મુજબ હુકમ કર્યો હોય તે સખસ એવો થાય છે. 'આશ્રયસ્થાન' એટલે સરકારે સ્થાપેલું કે લાઇસન્સ આપેલું ગાંડા માણસોનું આશ્રય સ્થાન.

૪ ગાંડા કેદી સિવાય કે ચોકસી કર્યા પછી ગાંડો ઠર્યો હોય તેવા ગાંડા માણસ સિવાય બીજા કોઇ સખસને એકાદા આશ્રયસ્થાનમાં ૮—૧૬—કે ૯૮ મી કલમના ઠરાવ સિવાયના પ્રસંગે, લેવાના હુકમ સિવાય લેવો નહીં કે અટકાવી રાખવો નહીં. પણ આશ્રયસ્થાનના હવાલા વાળો, તેના વીઝીટરો માંના બેની સંમત્તિથી કોઇ સખસ પોતે ઓસડ કરાવવાની ખાયસ રાખતો હોય તેને આવા આશ્રયસ્થાનમાં બોર્ડર તરીકે રાખવાને મુખત્યાર છે.

૫ કહેવાતો ગાંડો માણસ, જે માજીસ્ટ્રેટની હદમાં રહેતો હોય તેને, લેવાના હુકમ બાબતની નમુના પ્રમાણેની લેખી અરજી કરવી અને તેના ટેકામાં બે વૈદકીય દાખલા રજુ કરવા જોઇએ. તેમાંના એક દાખલા ઉપર તે ગાંડાના કોઇ સગાએ સહી કરી હોય તો તે વાત અરજીમાં લખવી જોઇએ.

૬ સદરહુ અરજી, કહેવાતા ગાંડા માણસના ધણીએ કે બાયડીએ કે, તેના બીજા સગાવહાલાંએ રજુ કરવી જોઇએ. અરજી ઉપર તેણે સહી કરીને તે ખરી હોવાનો દાખલો લખવો.

૭ સદરહુ અરજી થાય એટલે માજીસ્ટ્રેટે તે અરજીની હકીકત તથા વૈદકીય દાખલા ઉપરથી ગાંડાપણાના પુરાવા ઉપર વિચાર કરવો તે જરૂર જણાય તો તે ગાંડાને જાતે તપાસવો ને ખાત્રી થાય કે લેવાનો હુકમ કરી શકાય તેમ છે તો તેવો હુકમ તે કરવાને મુખત્યાર છે, ને ખાત્રી ન થાય તો તેણે એક તારીખ નાંખી વધારે તપાસ કરવી.

૮ અરજી રજુ કર્યા પછી તેની તપાસનું છેવટ આવતા સુધી ગાંડા માણસને યોગ્ય રીતના કબજામાં રાખવા માટે મેજીસ્ટ્રેટ યોગ્ય લાગે તેવો હુકમ કરી શકે.

૯ અરજી ઉપર, અરજદાર, ગાંડા માણસ તરફથી નીમેલો સખસ, તથા માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તેવા બીજા સખસોની રૂબરૂ ખાનગીમાં વિચાર કરવો.

૧૦ અરજનો વિચાર કરવા સારૂ નીમેલા વખને તે માજીસ્ટ્રેટ કાતો લેવાનો હુકમ કરવાને કે અરજી કાઢી નાંખવાને મુખત્યાર છે.

૧૧ જે ગાંડો માણસ ધાત કરે તેવો કે છુટો રહેવાને નાલાયક હોય તેના સંબંધમાં ૭ મી કે ૧૦ મી કલમની રૂયે હેઠળ પ્રમાણે હોવા સિવાય હુકમ કરવો નહીં; એટલે આશ્રય સ્થાનના હવાલા વાળો માણસ તે ગાંડાને લેવાને ખુશી છે એવી માજીસ્ટ્રેટની ખાત્રી થયા સિવાય કે, ગાંડાના અન્નવસ્ત્રનો ખર્ચ આપવાને અરજદારે બીજો સખસ માજીસ્ટ્રેટની ખાત્રી થાય તેવી લેખી કબુલત આપે તે સિવાય.

૧૨ લશ્કરી કાયદાના ઠરાવ લાગુ હોય તેવો કોઇ યુરોપીયન તે કાયદા પ્રમાણે ગાંડો છે એમ ઠરાવ્યું હોય અને તેને કોઈ આશ્રયસ્થાનમાં લઇ જવાનું કોઇ કારભાર કરનાર વૈદ્યકીય અમલદારને જણાય તો તે તેને ત્યાં દાખલ કરવા સારૂ પોતાની સહીનો લેવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૧૩ પોલીસથાણું જેના હવાલામાં હોય એવો દરેક અમલદાર પોતાની હદમાં છુટા ભટકતા ફરતા માલમ પડતા જે ગાંડા માણસો જણાય તેમને, તેમજ પોતાની હદની અંદર ગાંડા થઇ ગયાના સબબથી જે માણસોના હાથથી ધાત થવાની ધારતી લાગતી હોય તેવા માણસોને પકડવા કે પકડાવવાને મુખત્યાર છે, એવી રીતે પકડીને તેમને તાબડતોબ માજીસ્ટ્રેટ પાસે લઇ જવા જોઇએ તેમજ પોતાની હદમાં જે ગાંડા માણસનું જતન કે સંભાળ કરવાનો બંદોબસ્ત ન હોય, ને જે સગા વહાલા કે બીજાના હવાલામાં છે ને તેની બરદાસ્ત કરનો નથી તો તે બાબત તેણે માજીસ્ટ્રેટને રીપોર્ટ કરવો જોઇએ.

૧૪ કલમ ૧૩ મુજબ કોઇ એકાદા માજીસ્ટ્રેટની પાસે કોઇ ગાંડા માણસને લાવવામાં આવે ત્યારે તેને તપાસવો ને યોગ્ય જણાય તો વૈદ્યકીય અમલદાર પાસે તપાસરાવી જો ગાંડો છે, એવી ખાત્રી થાય તો. વૈદ્યકીય અમલદાર તેના સંબંધમાં દાખલો આપે તો તે માજીસ્ટ્રેટે તેને એકાદા આશ્રયસ્થાનમાં દાખલ કરવા સારૂ હુકમ કરવો પણ જો તે ગાંડાને આશ્રયસ્થાનમાં મોકલવાની કે તેના કોઇ સગાવ્હાલાની ઇચ્છા હોય ને જો તેને ત્યાં રાખવાના અન્ન વસ્ત્રનો ખર્ચ આપવાને માજીસ્ટ્રેટને ખાત્રી થાય એવી કબુલત લખી આપે તો તેવા માજીસ્ટ્રેટે એવા આશ્રયસ્થાનના હવાલા વાળો માણસ કબુલ કરે તો તે ગાંડા માણસે તેમાં દાખલ કરવાનો હુકમ કરવો. વળી જો તે ગાંડા માણસની યોગ્ય રીતે સંભાળ કરીશું તથા તેના હાથથી પોતાનો કે બીજા કોઇનો ધાત થવા દઇશું નહીં. એવી સરત જો માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તેટલી રકમનો જામીનગીરીવાળો લેખ તેનો કોઇ મીત્ર કે સગો વહાલો લખી આપે તો તે માજીસ્ટ્રેટ તેને લેવાનો હુકમ કરવાને બદલે તેના મીત્ર કે સગાવહાલાના જતન સારૂ તેને સ્વાધિન કરવાને મુખત્યાર છે.

૧૫ પોતાની હદમાં ગાંડા છે એમ જણાતા જે માણસનું જતન કે સંભાળ બરોબર નથી કે જે સગાવહાલાના હવાલામાં તે હોય તે તેની બરદાસી કરતા નથી એવું પોલીસ અમલદારના રીપોર્ટ કે કે બીજા કોઇ સખસની ખબર ઉપરથી માજીસ્ટ્રેટને દેખાય તો તે ગાંડાને પોતાની હજુર બોલાવવાને તથા તેનું જતન કરવાને કે અન્ન વસ્ત્ર પુરાં કરવાને બધાયલા તેના સગા વ્હાલાને સમન કરી બોલાવવાને તેમને તેનું જતન કરવાનો કે ઓસડ પાણી કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે, જો તે સગો વહાલો તે હુકમ પ્રમાણે ચાલવાને કસુર કરશે તો એક મહીના સુધીની કેદની શીક્ષા તે માજીસ્ટ્રેટ કરી શકે છે. પણ જો તેનું અન્ન વસ્ત્ર પુરૂ પાડવાને બંધાયલા હોય તેવો કોઇ માણસ ન હોય તો ૧૪ મી કલમ પ્રમાણે કામ ચલાવી જો ગાંડો લાગે તો તેને વૈદ્યકીય અમલદાર દાખલો આપે તો, તેવા ગાંડાને એકાદા આશ્રમ સ્થાનમાં મોકલવાનો હુકમ કરવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

૧૬ કહેવાતા ગાંડા માણસને ૧૩ મી કે ૧૫ મી કલમની રૂયે માજીસ્ટ્રેટ આગળ આણવામાં આવે ત્યારે વૈદ્યકીય અમલદારને તે ગાંડો છે કે નહીં તેનો નિર્ણય કરવા માટે દશ દિવસથી વધારે ન હોય તેટલી મુદત તેને યોગ્ય જાપ્તામાં રાખવાનો અખત્યાર આપવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે. પણ આ કલમની રૂયે ૩૦ દિવસ કરતાં વધારે મુદત સુધી રાખવો નહિ.

૧૭ ૧૪, ૧૫ ને ૧૬ મી કલમની રૂયે માજીસ્ટ્રેટને કરવાનાં કામો ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસ કમીશ્નરે કરવાં ને ત્યાં પોલીસ થાણાના અમલદારનાં કામો ઇન્સપેકટર કરતાં ઉતરતા દરજ્જાનો ન હોય તે અમલદારે કરવાં.

૧૮ આ આક્ટ મુજબ વૈદ્યકીય દાખલો, વૈદ્યકીય ધંધો ચલાવનાર અમલદારે તૈયાર કરી તે ઉપર પોતાની સહી કરવી જોઇએ.

૧૯ ગાંડા માણસની વૈદ્યકીય તપાસના દાખલાની જરૂર હોય ત્યારે તેવા હુકમ કે અરજીની તારીખથી ૭ દિવસ પહેલાં જો તેને વૈદ્યકીય દાખલા ઉપર સહી કરનાર સખસે જાતે તપાસ્યો ન હોય તો જે હુકમનો આધાર વૈદ્યકીય દાખલા ઉપર રહેવો જોઇએ તે હુકમ કરવો નહીં

૨૦ જો કોઇ લેવાનો હુકમ આ આક્ટને અનુસરતો છે એમ જણાય તો તે હુકમ જેને આપ્યો હોય તે સખસને, તે હુકમમાં લખેલા ગાંડા માણસને લઇને તેમાં લખેલી જગામાં કે કોઇ પણ આશ્રય-સ્થાનમાં તેને લેવાનો કે અટકાવી રાખવાનો પુરતો અધિકાર છે.

૨૧ એવા ગાંડા માણસને આશ્રયસ્થાનમાં લેવાના હુકમની દાખલાવાળી નકલ. તે આશ્રયસ્થાન જેના હવાલામાં હોય તે માણસને મોકલવી જોઇએ.

૨૨ ૮૫ મી કલમના ઠરાવોને પાત્ર, કોઇ પણ માજીસ્ટ્રેટે,જે પ્રાંતમાં તે હકુમત ચલાવતો હોય તેની બહાર સરકારે સ્થાપેલા આશ્રય સ્થાનમાં કોઇ ગાંડાને દાખલ કરવા માટે લેવાનો હુકમ કરવો નહિ.

૨૩ માજીસ્ટ્રેટને યોગ્ય કારણોસર ગાંડા માણસને આશ્રય સ્થાનમાં ખસેડતા પહેલાં, યોગ્ય લાગે એવી જગામાં યોગ્ય જાપ્તા હેઠળ રાખવાનો અધિકાર છે.

૨૪ ગાંડા કેદીઓને લેવા માટે ઠરાવેલા કોઇ પણ આશ્રયસ્થાનમાં એકાદા ગાંડા કેદીનો ફોજદારી કામ ચલાવવાના કાયદા કે કેદીઓ બાબતના કાયદાની રૂએ કરેલો હુકમ કોઇ પણ સખસને એવા આશ્રય સ્થાનમાં ખસેડવામાં કે લઇને અટકાવી રાખવાને પુરતો આધાર છે એમ સમજવું.

૨૫ ચોકસી થયા પછી ગાંડો ઠર્યો હોય એવા ગાંડા માણસને ૪ થા બાબ મુજબ હાઇકોર્ટને ૫ મા બાબ મુજબ ડીસ્ટ્રીકટ કોર્ટે કરેલા હુકમ ઉપરથી આશ્રયસ્થાનમાં દાખલ કરવાનો અધિકાર છે.

૨૬ ૨૫ મી કલમ મુજબ ગાંડા માણસને આશ્રમ સ્થાનમાં દાખલ કર્યો હોય ત્યારે, હાઇ કોર્ટે કે ડીસ્ટ્રીકટ કોર્ટે તે આશ્રયસ્થાન જેના હવાલામાં હોય તે અરજી કરે એટલે તે ગાંડાને ત્યાં રાખવાનો ને અન્ન વસ્ત્રનો ખર્ચ આપવાનો હુકમ કરવો જોઇએ. આવી રકમ ગાંડા માણસની કે જે તે પુરૂં કરવાને બંધા-યલો હોય તે ઇસ્ટેટમાંથી વસુલ કરવાનું તે કોર્ટ ફરમાવી શકે. પણ જો તેમની મિલ્કત ન હોય તો ખર્ચ આપવા બાબતનો હુકમ કરવો નહીં.

૨૭ જે લેવાના હુકમ કે જે વૈદ્યકીય દાખલા ઉપરથી તેવો હુકમ કર્યો હોય તેવા હુકમ કે દાખ-લામાં ચુક કે ખામી છે એમ ગાંડાને આશ્રમ સ્થાનમાં લીધા પછી માલમ પડે તો તે હુકમ કે દાખલા ઉપર સહી કરનારા માણસને આશ્રમ સ્થાનના બે વીઝીટરોનું અનુમત લઇને ગમેતે વખતે તે ચુક કે ખામી સુધારવાનો અધિકાર છે.

૨૮ સ્થાનિક સરકારે દરેક આશ્રય સ્થાનને માટે ઓછામાં ઓછા ત્રણ વિઝિટરો નીમવા,તેમાંનો એક જણ વૈદ્યકીય અમલદાર હોવો જોઇએ. તુરંગનો ઇન્સ્પેકટર જનરલ હોદ્દાના સબબથી વિઝીટર છે એમ સમજવું.

૨૯ આશ્રમ સ્થાનના વિઝીટરોમાંના બે કે વધારે જણાઓએ દર મહીને એકવાર તે આશ્રય સ્થાન, તેમાંના ગાંડા માણસને તેને દાખલ કરવાના દાખલા કે હુકમને, ત્યાંની વ્યવસ્થા અને સ્થિતિને તપાસી તે બાબત યોગ્ય લાગે તેવા શેરા ત્યાં રાખેલી ચોપડીમાં કરવા જોઇએ.

૩૦ ગાંડા કેદીને કેદમાં રાખ્યા હોય તો તુરંગના ઇન્સ્પેકટર જનરલ, અને આશ્રમ સ્થાનમાં જો કેદ રાખ્યા હોય તો બે વિઝીટરો, દર ૭ મહીનામાં એક વાર તેના મનની સ્થિતિ નક્કી કરવા સારૂ તેને જોવા જવાને મુખત્યાર છે. અને જેના હુકમની રૂએ તેને કેદ કર્યો હોય તેને તે બાબત રિપોર્ટ મોકલવો જોઇએ.

૩૧ કોઇ પણ આશ્રય સ્થાનના વિઝીટરોમાંના ત્રણ જણા જેમાંનો એક વૈદ્યકીય અમલદાર હોવો જોઇએ તેમના લેખી હુકમથી એવા આશ્રય સ્થાનમાં અટકાવી રાખેલા કોઇ પણ માણસને છોડવાનું ફ-રમાવવાને મુખત્યાર છે. એવો હુકમ થાય એટલે તે સખસને છોડી મુકવો. અને તે હુકમની ખબર જેના હુકમથી અટકાવી રાખ્યો હોય તેવા અમલદારને તેમણે આપવી.

૩૨ ગાંડો માણસ ઘાત કરે એવો હોય તે સિવાયના પ્રસંગે આશ્રય સ્થાનમાં અટકાવી રાખેલા ગાંડા

માણુસને જેની અરજી ઉપરથી તેને લેવાનો હુકમ કર્યો હોય તે માણુસ આશ્રય સ્થાનના હવાલાવાળા માણુસને તેમ કરવાનું લખીને જણાવે તો છોડવો જોઇએ.

૩૩ આશ્રય સ્થાનમાં રાખેલા ગાંડા માંણુસના કોઇ સગા વહાલા કે મિત્રની ઇચ્છા તેને પોતાના જતન કે કબજામાં લેવાની હોય ત્યારે જે અધિકારીના હુકમથી તેને અટકાવી રાખ્યો હોય તેને અરજી કરવી. તે અધિકારીએ તે આશ્રમ સ્થાનના હવાલાવાળા સખસ તથા વિઝીટરોને પુછીને, તથા જો તે સગો વહાલો કે મિત્ર તેની યોગ્ય સંભાળ કરીશ તથા બીજા કોઇને ઇજા નહીં કરે એવો બંદોબસ્ત રાખીશ એવી સરતનો યોગ્ય રકમની જામીનગીરીવાળો કે જામીનગીરી વગરનો લેખ લખી આપે તો તે ગાંડાને છોડવાનો હુકમ કરવાને તે અધિકારી મુખત્યાર છે. હુકમ પછી તેને છોડી મૂકવો.

૩૪ આશ્રય સ્થાનમાં અટકાવી રાખેલો કોઇ ગાંડો માણુસ બાબ ૪ કે ૫ ની રૂયે ચોકસી ઉપરથી ચળી ગયેલો નથી અને પોતાનું કામ કાજ કરવાને અયોગ્ય નથી એમ પાછળથી માલમ પડે તો આશ્રય સ્થાનના હવાલા વાળા માણુસે તેવા ફેંસલાના દાખલાની નકલ રજુ થાય એટલે તેને છોડી મૂકવો જોઇએ.

૩૫ સરકારના હુકમ ઉપરથી ગાંડા માણુસને તથા ગાંડા કેદીઓને એક આશ્રય સ્થાનમાંથી બીજા આશ્રય સ્થાનમાં મોકલવાનો અધિકાર છે.

૩૬ આ આકટ પ્રમાણે જે હુકમ ઉપરથી આશ્રય સ્થાનમાં લીધેલા સખસને, લઈ જવામાં કે છોડી મુકવામાં આવે ત્યાં સુધી તે ઠેકાણે રાખવો ને તે નાસી જાય તો તે હુકમના આધારથી તેને કોઇ પોલીસ અમલદાર કે આશ્રય સ્થાનના હવાલાવાળો સખસ કે કોઇ અમલદાર તેને પકડવાને મુખત્યાર છે, ને તેને આશ્રય સ્થાનમાં લઇ જવાનો કે તેમાં લેવાનો કે અટકાવી રાખવાનો તેનો અધિકાર છે. આવો અધિકાર નાસી ગયાની તારીખથી એક મહીના સુધી ચલાવવો.

૩૭ કલકત્તા, મદ્રાસ તથા મુંબાઇની ન્યાયાધીશ હાઇ કોર્ટોને આ બાબતની રૂયે હકુમત છે એમ સમજવું.

૩૮ કોર્ટ અરજી ઉપરથી પોતાની હકુમતમાં જે માણુસો ગાંડા કે ચળી ગયેલા છે, તેની તથા તેની મિલકતના પ્રકાર બાબત ચોકસી કરવાનું ફરમાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૩૯ આવી ચોકસી માટેની અરજી ગાંડા માણુસના કોઇ સગા કે એડવોકેટ જનરલને કરવાનો અધિકાર છે.

૪૦ તે ચોકસી કરવાની જગા તથા વખતની નોટીસ તે ગાંડા માણુસને કે તેને બદલે બીજા કોઇને પહોંચાડવી જોઇએ.

૪૧ ગાંડા માણુસને જાતે જોઇને તપાસે તે માટે કે તેની બુદ્ધિ કે મનની સ્થિતિ વિષે, જેની પાસેથી રીપોર્ટ લખી મંગાવવાની કોર્ટની ઇચ્છા હોય તેને અનુકુળ પડે તેવા વખત તથા જગાએ તેને હાજર થવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

૪૨ કહેવાતું ગાંડુ માણસ સ્ત્રી હોય ને દેશના ચાલ કે રિવાજ પ્રમાણે તેણે ચાર માણુસમાં હાજર થવનું યોગ્ય ન હોય તો તેમને તપાસવા કે હાજર થવા માટે બીજી દીવાની બાબતોમાં જે કાયદો કે રૂઢી હોય તે મુજબ કરવું.

૪૩ ગાંડો માણુસ કોર્ટની સ્થાનિક હદમાં ન હોય ને તેની ચોકસી સગવડતાથી થઇ શકે તેમ ન હોય તો કોર્ટ એવી ચોકસી જેની હદમાં તે ગાંડો હોય તેવી ડિસ્ટ્રીકટ કોર્ટને કરવાનુ ફરમાવવાને મુખત્યાર છે ને તેણે તેની ચોકસી કરી કરેલા ઠરાવનો દાખલો તે કોર્ટને મોકલવો.

૪૪ જો ડિસ્ટ્રીકટ કોર્ટનો ઠરાવ ખાત્રી ભરેલો કે અપુરતા નમુનામાં છે એમ ચોકસી કરવાનું ફરમાવનારી કોર્ટને જણાય તો તે કોર્ટ પોતે સુધારવાને કે સુધારવાને માટે તે પાછો મોકલવાને મુખત્યાર છે.

૪૫ સદરહુ ચોકસીના સંબંધમાં કોર્ટના ઠરાવનો અમલ આ આકટની શરૂઆતની અગાઉ તુરત જેવી રીતે થાય છે તેવી જ રીતે થશે.

૪૬ જે ગાંડા માણુસો ચોકસી ઉપરથી ગાંડા ઠર્યા હોય તેને કબજામાં લેવા સારૂ કે તેમની ઇસ્ટેટની વ્યવસ્થા કરવા સારૂ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. જો તે પોતાની જાતની વ્યવસ્થા કરવાને શક્તિમાન હોય, ને બીજાનો ઘાત થવાનો સંભવ નથી પણ પોતાના કામકાજની વ્યવસ્થા કરવાને અશક્તિવાન છે, એમ જણાય તો કોર્ટે તેની ઇસ્ટેટની વ્યવસ્થા કરવા બદલ યોગ્ય લાગે તેવો હુકમ કરવો. પણ તે માણુસની જાતને કબજા બાબત હુકમ કરવાની જરૂર નથી.

૪૭ ગાંડા માણસની ઇસ્ટેટનો વહીવટ કરનારની માત્ર એટલે એવા વહીવટ કરનારને તેની ઇસ્ટેટની વ્યવસ્થા કરવાના અધિકાર આપવા. પણ તે વહીવટ કરનારે કોર્ટની પરવાનગી વગર તેની મિલ્કત ગીરો વેચાણ, બક્ષિસ કે અદલા બદલીથી તબદીલ કરવી નહીં,કે તેપર બોજો નાંખવો નહીં ,કે પાંચ વર્ષ કરતાં વધુ પટે આપવી નહી.

૪૮ કોર્ટ, ગાંડા માણસ કે તેની ઇસ્ટેટ સાથે સંબંધ ધરાવતી કોઇ પણ બાબતના સંબંધમાં પોતાને લેખી અરજી કરવામાં આવે તો તેને વાજબી જણાય તે હુકમ કરવાને મુખત્યાર છે.

૪૯ કોર્ટ જો તેમ કરવું વાજબી કે ગાંડા માણસના ફાયદા સારૂ જણાય તો એવો હુકમ કરવાને મુખત્યાર છે, કે ગાંડાની કોઇ પણ મિલ્કત હેઠળ લખેલાં કારણો માટે વાપરવા કે વાપરેલા પૈસા ઉભા કરવા કે અત્યંત યોગ્ય જણાય તે રીતે વેચવી, ગીરો મુકવી, કે તે પર બોજો નાંખવો, કે બીજી રીતે વ્યવસ્થા કરવી, એટલે ગાંડા માણસે કરેલાં કરજ કે કબુલતોની રકમ આપવા માટે, તેની મિલ્કત ઉપરનો બોજો ફેડવા માટે, કે તેના અન્ન વસ્ત્ર કે લાભ સારૂ કરેલું કરજ કે ખર્ચ આપવા માટે, કે તેના કુટુંબનાં માણસો જે તેના પર આધાર રાખતાં હોય તેના અન્ન વસ્ત્ર સારૂ ખર્ચ આપવા માટે કે આ બાબની તપાસનો ખર્ચ આપવા માટે.

૫૦ ગાંડા માણસની ઇસ્ટેટના વહિવટ કરનારને તે ગાંડા માણસના નામે કે તેની વતી ઇસ્ટેટના કોઇ પણ વેચાણ, ગીરો કે બીજા નીકાલ સંબંધી કોર્ટ હુકમ કરે, તેવા સઘળા કન્વેયન્સો કે તબદીલીના લેખો કરી આપવા.

૫૧ કોઇ માણસ પોતાની ઇસ્ટેટ કે તેનો ભાગ વેચવાનો કે બીજી રીતે નીકાલ કરવાનો કરાર કર્યા પછી ગાંડો થાય ત્યારે, તે કરાર પુરો કરવા જેવો કોર્ટને જણાય તો તે પુરો કરવા સારૂ જે કન્વેયન્સો કે બીજાં કૃત્યો પોતાને યોગ્ય જણાય તે કરવાનું તેની ઇસ્ટેટના વહીવટ કરનારને ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

૫૨ પંત્યાળાની પેઢીનો મેમ્બર ગાંડો થાય ત્યારે, કોર્ટ બીજા ભાગીઆઓની અરજી ઉપરથી પંત્યાળુ છુટું કરવાને મુખત્યાર છે.

૫૩ ગાંડો માણસ કામકાજમાં રોકાયો હોય ત્યારે, જો તે કામકાજના મકાનનો નિકાલ કરવો તે ગાંડા માણસના ફાયદા માટે છે એમ દેખાય, તો કોર્ટ તે ઇસ્ટેટના વહિવટ કરનારને તે મકાન વેચીને તેનો નિકાલ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૫૪ જ્યારે ગાંડો માણસ પટો કે પેટા પટો લેવાને હકદાર હોય ને તેનો નિકાલ કરવો તેના લાભમાં છે એમ દેખાય ત્યારે તે ઇસ્ટેટનો વહીવટ કરનાર, કોર્ટના હુકમથી તે પટો કોર્ટને યોગ્ય લાગે તેવા સખસને તેવી કીંમતી અવેજ લઇને તેવી સરતે છોડી દેવાને, એસાઇન કરવાને કે બીજી રીતે નિકાલ કરવાને મુખત્યાર છે.

૫૫ કોર્ટની હકુમતની હદની બહાર હોય એવી સ્થાવર મિલ્કત કોઇ ગાંડા માણસના કબજામાં હોય ને તે મિલ્કત જે પ્રાંતમાં હોય ત્યાંના કાયદાની રૂએ, માલીકને જો તે નાલાયક થયો હોય તો કોર્ટ ઓફ વૉર્ડસની હકુમતને પાત્ર ઠરતી હોય તો તે કોર્ટ ઓફ વૉર્ડસને એવી મિલ્કતનો હવાલો લેવાને, ને તેની વ્યવસ્થા કરવાનો અધિકાર છે.

૫૬ ગાંડા માણસની સ્થિતિ જોતાં કોર્ટને એમ જણાય છે કે તેની મિલ્કત તેને કે તેના કુટુંબનાં અન્ન વસ્ત્ર સારૂ સીધી રીતે તેને મળે એ યોગ્ય છે તો તે કોર્ટને, ઇસ્ટેટનો વહીવટ કરનાર નીમવાને બદલે જો મિલકત નાંણું હોય તો તે, ને તેની ઉપજ આવે તે ઉપર લખેલા કામ માટે ઉપયોગ કરવા સારૂ યોગ્ય જણાય તે સખસને આપવાનો હુકમ કરવાને અધિકાર છે.

૫૭ જ્યારે કોઈ સ્ટોક સિક્યુરીટીઓ કે કોઇ કંપનીનો શેર, જે ગાંડા માણસને તેનો ભોગવટો કરવાનો લાભ લેવાનો હક મળ્યો હોય તેના કે કોઇ ગાંડા માણસની ઇસ્ટેટનો વહીવટ કરનાર કે ટ્રસ્ટીના નામ પર હોય ને તેને પ્રાપ્ત થયો હોય ને તે વહીવટ કરનાર મરણ પામે, ગાંડો થાય, કે જીવતો છે કે મરણ પામ્યો છે તે નક્કી નહોય અથવા કોર્ટ તેમ કરવાનું ફરમાવે ત્યાર પછી ૧૪ દિવસની અંદર તે

સ્ટોક, સીકયુરીટી, કે શેરો નવા વહિવટ કરનારને કે કોર્ટ ફરમાવે તે રીતે તબદીલ કરવાને, કે તેનું ડિવીડન્ટ લઇને આપવાની ગફલત કરે કે ન આપે ત્યારે કોર્ટ કોઇ લાયક માણસને તેવી તબદીલી કરવાનો કે કોર્ટ ફરમાવે તેવી રીતે તે તબદીલી કરીને કે ડિવીડન્ટ લઇને તે આપી દેવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૫૮ જો ગાંડો માણસ બ્રિટિશ હિંદુસ્તાનની કે યુનાઇટેડ કિંગડમની બહાર રહેતો હોય તેની મિલકતની વ્યવસ્થા કરવાને નિમાયલા માણસને જે ઠેકાણે તે રહેતો હોય ત્યાંના કાયદા મુજબ તે મિલકત પ્રાપ્ત થઇ છે એવી કોર્ટની ખાત્રી થાય એટલે તે કોર્ટ પોતાને યોગ્ય લાગે તે રીતે સદરહુ સ્ટોક સીકયુરીટી કે શેર તે નીમાયલા સખસના નામપર કે બીજી રીતે તબદીલ કરવાનો કે ડીવીડન્ટ કે ઉત્પન લઇને આપવાનો કે કોઇ લાયક માણસને હુકમ કરવાને મુખત્યાર છે.

૫૯ જો કોઇ ગાંડા માણસનું મન ચળી ગયું છે તે થોડા વખતને માટે છે, ને તેના કે તેના કુટુંબના અન્ન વસ્ત્ર માટે થોડા વખત સારૂ તજવીજ કરવી યોગ્ય છે તો તેને ૫૬ મી કલમ મુજબની રીતે તેની મિલ્કતનો કે જોઇએ તેટલા ભાગનો ઉપર લખેલા કામમાં ઉપયોગ કરવાનું ફરમાવવાનો અધિકારછે.

૬૦ કોર્ટને ચોકસી કર્યા પછી એમ માલમ પડે કે ગાંડા માણસનું ચળીગયેલું મન પાછું સાજું થયું છે તો ગાંડાપણાના સંબંધી કામ ચલાવવું બંધ રાખવું યા રદ કરવાનો હુકમ કરવાને તે મુખત્યારછે.

૬૧ આ બાબના ઠરાવનો અમલ કરવા સારૂ કાનુનો કરવાનો કોર્ટને અધિકાર છે.

૬૨ જે કોઇ માણસની પાસે માલમિલકત હોય તે ગાંડો કહેવાતો હોય ત્યારે જે ડીસ્ટ્રીકટ કોર્ટની હકુમતમાં તે રહેતો હોય તે કોર્ટને અરજી કરે એટલે તે માણસ ચળી ગયેલો છે કે કેમ, કે તે પોતાની કે પોતાના કામકાજની વ્યવસ્થા કરવાને લાયક છે કે કેમ તે નકી કરવા સારૂ ચોકસી કરવાનો હુકમ કરવાને તે ડિસ્ટ્રીકટ કોર્ટને અધિકાર છે.

૬૩ સદરહુ પ્રકારની અરજી ગાંડા માણસના કોઇ સગાએ કે કોઇ કયુરેટર કે સરકારી વકીલે કરવી કે જો તેની મિલ્કત જમીન હોય તો તે જીલ્લાના કલેકટરે કરવી જોઇએ.

૬૪ ૪૦-૪૧-૪૨ મી કલમોના ઠરાવો જે બાબતોને લગતા હોય તે સંબંધમાં તે ઠરાવોથી ડીસ્ટ્રીકટ કોર્ટોમાં ચલાવવાના કામોનું નિયમન કરવું.

૬૫ સદરહુ પ્રકારની ચોકસીમાં આસેસર નીમવાનું યોગ્ય જણાય તો બે કે વધારે આસેસર નીમવાને ડિસ્ટ્રીકટ કોર્ટ મુખત્યાર છે. ચોકસી પુરી થયા પછી કહેવાતો ગાંડો માણસ ચળી ગયેલા મનનો ને પોતાની કે મિલ્કતની વ્યવસ્થા કરવાને ના લાયક છે કે કેમ તે કોર્ટે ઠરાવવું.

૬૬ ડીસ્ટ્રીકટ કોર્ટથી પચાસ માઇલ આઘે કહેવાતો માણસ રહેતો હોય તો, ચોકસી કરવા સારૂ પોતાના તાબાની કોર્ટને કમીશન મોકલવાનો અધિકાર તે કોર્ટને છે. કમિશન આપ્યા પછી પાછળ કહેલી રીતે ચોકસી કરવી. તાબાની કોર્ટે ચલાવેલા કામના કાગળ પત્રો ડીસ્ટ્રીકટ કોર્ટને મોકલવા, તે પછી તે અરજીનો કોર્ટે નિકાલ કરવો.

૬૭ જે ગાંડા માણસો ચોકસી ઉપરથી ગાંડા ઠર્યા હોય તેને કબજામાં લેવા સારૂ તથા તેમની ઇસ્ટેટની વ્યવસ્થા કરવા સારૂ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૬૮ ગાંડા માણસની ઇસ્ટેટનો વહીવટ કરવાને જો તે નાલાયક હોય તો તે ધણીની તપાસ કોર્ટ ઓફ વોર્ડસની હકુમત હેઠળ જાય તો કોર્ટ ઓફ વોર્ડસને તે પોતાના હવાલામાં લેવાનો અધિકાર છે.

૬૯ ગાંડા માણસની ઇસ્ટેટ જમીન હોય તો ડિસ્ટ્રિકટ કોર્ટ તેની જાત તથા મિલ્કત સ્વાધિન લેવાનું કલેકટરને ફરમાવવાને મુખત્યાર છે પણ આવો હુકમ કલેકટરની પરવાનગી મેળવ્યા સિવાય કરવો નહિ. પછી તે કલેકટરે તેની જાત તથા મિલ્કતનો પાલન કરનાર નિમવો.

૭૦ કલેકટરે આ બાબ પ્રમાણે ગાંડાની જાત કે ઇસ્ટેટના સંબંધમાં ચલાવેલાં કામ સ્થાનિક સરકારના નિર્બંધને પાત્ર રહેશે.

૭૧ બીજે પ્રસંગે ડીસ્ટ્રીકટ કોર્ટને ગાંડા માણસની ઇસ્ટેટનો વહીવટ કરનાર નીમવાનો અને તેની જાતનો પાલન કરનાર નિમવાનો અધિકાર છે.

૭૨ ગાંડા માણસના કાયદાસર વારસને, કોર્ટને કે કલેકટરને એમ લાગે કે તેવી નીમણુંક ગાંડાને

ફાયદા માટે છે તે સિવાય તેના પાલન કરનાર તરીકે નીમવો નહીં.

૭૩ ગાંડા માણસની જાતના પાલન કરનારને કે તેની ઇસ્ટેટના વહિવટ કરનારને પ્રસંગ પ્રમાણે કોર્ટને કે કલેકટરને યોગ્ય જણાય તે મહેનતાણું આપવું.

૭૪ ગાંડા માણસની જાતના પાલન કરનારે તેની જાતની સંભાળ રાખવી, ને તેના અન્ન વસ્ત્રનો બંદોબસ્ત રાખવો પાલન કરનાર જુદો હોય તો ગાંડાને કે તેના કુટુંબના માણસોને અન્ન વસ્ત્ર માટે જે નિમણુંક કોર્ટ ઠરાવે તે વહીવટ કરનારે પાલન કરનારને આપવી.

૭૫ ગાંડા માણસની ઇસ્ટેટનો વહીવટ કરનારને તે ધણી ગાંડો ન હોત ને જે પ્રમાણે વહીવટ કરત તેજ પ્રમાણે વહીવટ કરવા અને તેનું દરેક વાજબી દેણું કે લેણું હોય તે આપવાનો ને વસુલ કરવાનો અધિકાર છે. પણ વહીવટ કરનારે કોર્ટની પરવાનગી વગર ગાંડાની કોઇ સ્થાવર મિલ્કત ગીરો મૂકવી નહીં. કે વેચાણથી, બક્ષીસથી કે અદલા બદલીથી કે બીજી રીતે તબદીલ કરવી નહીં કે પાંચ વર્ષથી વધુ મુદત માટે પટે આપવી નહીં, આવી પરવાનગી કોર્ટ યોગ્ય સરતે આપવાને મુખત્યાર છે.

૭૬ ગાંડા માણસની ઇસ્ટેટના વહીવટ કરનારે પોતાની નીમણુંકથી ૭ મહીનાની અંદર તેની મિલકતની યાદી તથા જે નાણું કે જંગમ મિલકત તેને પોચે તેની યાદી, તેનું દેણું કે, લેણું હોય તો તેનું પત્રક પ્રસંગ પ્રમાણે કોર્ટમાં રજુ કરવું અથવા કલેકટરને આપવું. અને તે પછી તે મિલકતનો હિસાબ વર્ષ પુરૂ થયા પછી ત્રણ મહીનાની અંદર કોર્ટને કે કલેકટરને દરસાલ આપવો, ને તેમાં પોતાની પાસે જે રકમ આવે કે ખર્ચ થાય કે શીલીક રહે તે લખવી.

૭૭ ગાંડા માણસનો કોઇ સગો કોર્ટ કે કલેકટરને અરજી કરીને તેવા હિસાબ કે પત્રકમાં ચુક છે તેવું જાહેર કરે તો તે વહીવટ કરનારને બોલાવી તપાસ કરીને પોતાની નજરમાં લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૭૮ ગાંડા માણસના અથવા તેની ઇસ્ટેટના ખર્ચ સારૂ જેટલા અવેજની જરૂર હોય તે કરતાં વધુ અવેજ વહીવટ કરનાર પાસે આવે તો તે તેણે ઇસ્ટેટને ખાતે સરકારી તીજોરીમાં ભરવો. ને ટ્રસ્ટ એકટ પ્રમાણે સિકયુરીટીઓ લેવી.

૭૯ ગાંડા માણસનો કોઇ સગો ડીસ્ટ્રીકટ કોર્ટની પરવાનગી લઇને વહીવટ કરનારની પાસેથી તે ઇસ્ટેટ બાબત જે નાણું કે હીસાબ તેની પાસે હોય તેનો હિસાબ લેવાની ફરિયાદ કરવાને મુખત્યાર છે.

૮૦ ડિસ્ટ્રીકટ કોર્ટ કે કલેકટર જેણે ગાંડાનો વહીવટ કરનાર નીમ્યો હોય, તેને જો તે કયુરેટર ન હોય તો હરકોઇ યોગ્ય કારણથી તેને કહાડી મુકીને તેની જગાએ કયુરેટર કે બીજા લાયક સખસને નીમવાને મુખત્યાર છે તેમ ગાંડાની જાતના પાલન કરનારને પણ કાંઇ પુરતાં કારણથી કહાડી મુકીને તેની જગ્યાએ કોઇ લાયક સખસને નીમવાને તે મુખત્યાર છે.

૮૧ ગાંડા માણસની ઇસ્ટેટનો વહીવટ કરનાર, કોર્ટ ઠરાવે તે મુદતમાં પોતાનો હિસાબ કે પોતાના તાબાની માલમિલકત આપવાની જાણી જોઇને ગફલત કરે કે ના કહતો તેને પાંચસો રૂપીઆ સુધી દંડ કરવાને ડીસ્ટ્રીકટ કોર્ટ મુખત્યાર છે. અને તે મિલ્કત આપે ત્યાં સુધી તે ના કહેનારને સીવીલ જેલમાં રાખવાને પણ મુખત્યાર છે.

૮૨ કોર્ટને એમ લાગે કે ગાંડા માણસનું ચળી ગયેલું મન પાછું સાજું થયું છે, તો ગાંડપણના સંબંધી ચલાવેલું કામ બંધ કરવા યા રદ કરવાનો તેણે હુકમ કરવો.

૮૩ આ બાબ પ્રમાણે ડીસ્ટ્રીકટ કોર્ટે કરેલા હુકમ ઉપર હાઇકોર્ટને અપીલ ચાલશે.

૮૪ સ્થાનિક સરકાર પોતાને યોગ્ય લાગે તે ઠેકાણે ગાંડા માણસોના આશ્રય સ્થાન સ્થાપવાને અથવા તે સ્થાપવાનાં લાઇસન્સ આપવાને મુખત્યાર છે.

૮૫ ગવર્નર જનરલ ઇન કૌંસિલ હુકમ કાઢીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે કોઇ પણ પ્રાંતમાં હકુમત ચલાવનારા માજીસ્ટ્રેટ કે કોર્ટોને ગાંડા માણસોને બીજા કોઇ પ્રાંતમાં આવેલા કોઇ પણ આશ્રય સ્થાનમાં મોકલવાનો અધિકાર છે.

૮૬ લાઇસન્સ મળેલા આશ્રય સ્થાનમાં ગાંડા માણસને દાખલ કર્યો હોય અને આ આકટના ઠરાવો

મુજબ ખર્ચ લેવા બાબત ગાંડાના મિત્રો કે સગાં વહાલાં પાસેથી કબુલત કરાવી લીધી ન હોય કે કોર્ટે હુકમ કર્યો ન હોય ત્યારે, તે ગાંડાના અન્ન વસ્ત્રનો ખર્ચ અમલમાં હોય તે કાયદાના ઠરાવને પાત્ર એવું આશ્રય સ્થાન જેના હવાલામાં હોય તેને સરકારે આપવો.

૮૭ ભટકતા પકડાયલા ગાંડા માણુસના કબજામાં જે નાણું હોય, તે અને તેની જાત ઉપર જે કાંઇ મિલ્કત મળે, તે લઇને વેચીને તે ઉત્પન્નનો ગાંડા માણુસના અન્ન વસ્ત્રનો ખર્ચ તથા તેને સારૂ જે બીજો ખર્ચ થાય તે આપવા સારૂ ઉપયોગ કરવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે.

૮૮ આશ્રય સ્થાનમાં અટકાવી રાખેલા ગાંડા માણુસની પાસે તેના અન્ન વસ્ત્રને માટે ઉપયોગમાં લઇ શકાય તેવી ઇસ્ટેટ હોય કે તે ગાંડાનું પુરૂ કરવાને કાયદા પ્રમાણે બંધાયો હોય તે માણુસની પાસે તેનું પુરૂ પાડવાની શક્તિ હોય, તો જે અધિકારીએ તેને લેવાનો હુકમ કર્યો હોય તે અધિકારી, કે જેની હદની અંદર તે મિલ્કત આવી હોય તે હાઇકોર્ટ કે ડિસ્ટ્રિકટ કોર્ટને તે ગાંડા માણુસના અન્ન વસ્ત્રનો ખર્ચ અપાવવાનો હુકમ કરવા સારૂ અરજી કરવાને મુખત્યાર છે.

૮૯ કોર્ટે સંક્ષિપ્ત રીતે તપાસ કરવી ને તે ગાંડા માણુસના અન્ન વસ્ત્ર સારૂ ઉપયોગમાં લેવાય તેવી ઇસ્ટેટ તે ગાંડા માણુસ પાસે છે. કે ફલાણો માણુસ તેનું પુરૂં કરવાને બંધાયલો છે તેની પાસે પુરૂં પાડવાની શક્તિ છે, એમ કોર્ટની ખાત્રી થાય તો સ્ટેટમાંથી કે એવા માણુસ પાસેથી એવા ગાંડા માણુસને અન્ન વસ્ત્ર પુરૂ પાડવાનો ખર્ચ ને તે અરજીનો ખર્ચ વસુલ કરવાનો કોર્ટે હુકમ આપવો જોઇએ.

૯૦ કોઇ પણ ગાંડા માણુસને અન્ન વસ્ત્ર પુરૂ પાડવાની જે જવાબદારી તેના કોઇ સગાવહાલાને કે બીજા કોઇ માણુસને માથે હોય તે આ આકટના ઠરાવથી જતી રહે છે કે તેને હરકત થાય છે એમ સમજવું નહિં.

૯૧ સ્થાનિક સરકાર આ આકટના કારણોસારૂ કાનુનો કરવાને મુખત્યાર છે.

૯૨ ૯૧ મી કલમની રૂયે કરેલી કાનુનો સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસીદ્ધ કરવી જોઇએ.

૯૩ જે કોઇ માણુસ, આ આકટના ઠરાવો સિવાય બીજી રીતે એકાદા ગાંડા માણુસને આશ્રયસ્થાનમાં લેશે કે અટકાવી રાખશે, કે આશ્રયસ્થાન સિવાય બીજે ઠેકાણે બે કે વધારે ગાંડા માણુસને ફાયદા માટે અટકાવી રાખશે તેને બે વર્ષ સુધીની કેદની, દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

૯૪ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૪૨ મા બાબના ઠરાવો, આ આકટની રૂયે લીધેલાં ખતોને લાગુ પડશે.

૯૫ જ્યારે સરકારે પગાર, પેન્શન, આન્યુઈટી કે બીજી નિમણુંક કોઇ માણુસને આપવાની હોય, તે માણુસ ગાંડો હોવાનો માજીસ્ટ્રેટે દાખલો આપ્યો હોય ત્યારે તે રકમ તે ગાંડો જેના હવાલામાં હોય તે સખસને પોતાને વાજબી લાગે તેટલો તે રકમનો ભાગ આપવાને મુખત્યાર છે ને બાકી રહે તે તેના ઉપર આધાર રાખનારાં તેના કુટુંબના માણુસોના અન્ન વસ્ત્રને માટે આપવાને તે મુખત્યાર છે.

૯૬ કોઇ પણ કાનુનોને પાત્ર પહેલા પરીશિષ્ટમાંના નમુના તેમાં જણાવેલાં કારણો સારૂ વાપરવામાં આવશે તો પુરતા થશે.

૯૭ આ આકટની રૂયે શુદ્ધ બુદ્ધિથી કરેલાં કૃત્ય માટે કોઇ માણુસની સામે કાંઇ ફરિયાદ ફોજદારીમાં ચલાવવામાં આવશે નહીં.

૯૮ એકાદા આશ્રયસ્થાનના હવાલાવાળા કોઇ અમલદારને બ્રિટિશ હિંદુસ્તાનની બહારની કોઇપણ કોર્ટે ગાંડા માણુસને લેવા માટે, કે અટકાવી રાખવા માટે કરેલા હુકમનો કે વારંટનો અમલ કરવાનો અધિકાર છે.

૯૯ ગવર્નર જનરલ ઇન કૌંસિલને બ્રિટીશ હિંદુસ્તાનની બહારથી આવેલા ગાંડા માણુસો માટે કાનુનો કરવાનો અધિકાર છે.

૧૦૦ આ આકટની શરૂઆત પહેલાં સન ૧૮૫૮ ના હિંદુસ્તાનના ગાંડા માણુસોના આશ્રયસ્થાન બાબતના એકટની ૭ મી કલમ મુજબ, લેવાના હુકમ ઉપર સહી કરનાર સખસને અરજદારને જે અધિકાર ને જવાબદારી છે તે સઘળા અધિકાર મળશે. અને આ ઉપરથી રદ કરેલા કાયદાની રૂયે કરેલા હુકમ તથા કરાર આ આકટ પ્રમાણે કર્યા હશે તેમ તેનો અમલ થશે.

૧૦૧ બીજા પરીશિષ્ટમાં લખેલા કાયદા ચોથા આસનમાં લખ્યું છે તેટલે સુધી રદ કર્યા છે.

# હીંદુસ્તાનનો કારખાનાં બાબતનો આકટ.

## ( સને ૧૯૧૧ નો આકટ ૧૨ મો. )

૧ આ આકટને સન ૧૯૧૧ નો હિંદુસ્તાનના કારખાના બાબતનો આકટ કહેવો તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૨ ' છોકરૂં ' એટલે ૧૪ વર્ષ કરતાં ઓછી ઉમરનું માણસ ' કારખાનું ' એટલે જે મકાનની અંદર કોઇપણ વસ્તુ વાપરવાના, લઇ જવાના, વેચવાના કારણસારૂ, વરાળથી ચાલનારી, પાણીથી ચાલનારી, બીજી યાંત્રિક શક્તિનો કે વીજળીનો ઉપયોગ કરવામાં આવતો હશે એવું કેઇપણ મકાન.

૩ નીચેના બાબ કોઇ ખાણને, વીજળી પેદા કરનારા સ્ટેશનને, ગળીના કારખાનાને, ચ્હા કે કાફીના માટે વપરાતા કારખાનાને, જેમાં રોજના ૪૯ સખસો એકી વખતે કામે લગાડેલા નહોય તેને લાગુ પડશે નહીં. ૪ થા તથા ૫ મા બાબના તથા ૩૫ મી ને ૩૬ મી કલમના ઠરાવો કોટન રીલીંગરૂમ કે વાઇંડીંગ રૂમ નહોય એવી કારખાનાની હદની જગામાં, કારખાનામાં ચાલતા યંત્રથી માલ તૈયાર કરવાની કૃતિની મદદમાં વરાળની, પાણીની કે બીજી યાંત્રિક કે વીજળીની શક્તિનો ઉપયોગ કરવામાં આવતો નહોય, તેવી જગામાં કામે લગાડેલા કોઇ પણ સખસને લાગુ પડશે નહીં.

૪ સ્થાનિક સરકાર પોતાને યોગ્ય લાગે તેવા માણસોને તેમને ઠરાવી આપે તે સ્થાનિક હદની અંદર કારખાનાના ઇન્સ્પેકટરો તરીકે નીમવાને મુખત્યાર છે, જીલ્લા માજીસ્ટ્રેટ આ આકટ મુજબ ઇન્સ્પેકટર છે એમ સમજવું.

૫ ઇન્સ્પેકટરને તે જે સ્થાનિક હદમાં નીમાયો હોય તે હદની અંદર આ જે કોઇ જગા કારખાના તરીકે વપરાય છે એમ માનવાનું કારણ હોય તે જગામાં તેને યોગ્ય લાગે તેવા એસીસ્ટંટોને સાથે લઇ જવાનો, ( કારખાનાના મકાનની, યંત્રની તથા રજીસ્ટરોની તપાસ કરવાનો, તથા કોઇ પણ માણસની જુબાની લેવાનો કે જરૂર હોય તેવા બીજા અધિકારો ચલાવવાનો અખત્યાર છે.

૬ સ્થાનિક સરકાર પોતાને યોગ્ય લાગે તેવા માણસોને આ આકટનાં કારણ સારૂ દાખલા આપનારા સર્જન તરીકે નીમવાને મુખત્યાર છે.

૭ દાખલો આપનારા સર્જને કારખાનામાં કામે લાગવાની ઇચ્છા રાખનાર માણસની ઇચ્છા ઉપરથી તેને તપાસી કારખાનામાં કામે લાગવાને લાયક છે કે નહીં તે લખીને ઠરાવેલા નમુના પ્રમાણેનો એક દાખલો તેને આપવો જોઇએ.

૮ દાખલો આપનાર સર્જન ૭ મી કલમની રૂયેનાં કામ કોઇ પણ વૈદકીય ધંધો કરનારા માણસને સોંપવાને મુખત્યાર છે.

૯ હેઠળના ઠરાવ કારખાનાને લાગુ પડશે,(અ)એટલે તે સ્વચ્છ રાખવું તથા ત્યાં કોઇ મોરી,સંડાસ કે બીજી અપકારક વસ્તુથી નીકળતી દુર્ગંધ મારવી જોઇએ નહિ. ( બ ) તેમાં કામે લગાડેલા માણસોની તંદુરસ્તીને હરકત કે નુકશાન થાય તેવી રીતે ત્યાં કામ ચાલતું હોય તે દરમિયાન તેમાં ભીડ થવા દેવી નહીં. ( ક ) ત્યાં એવી રીતે આવજા થવી જોઇએ કે તેથી તેમાં કામ ચાલતું હોય ત્યારે ઉત્પન્ન થતાં તંદુરસ્તીને નુકશાનકારક કોઇપણ ગ્યાસ વરાળ, ધુળ કે બીજા ગંદા પદાર્થ બની શકે ત્યાં સુધી વગર નુકશાનકારક થાય.

૧૦ એકાદ કારખાનામાં ચાલતી કૃતિથી ઉત્પન્ન થનારી ધુળ કે બીજો ગંદો પદાર્થ કામ કરનારાઓના પેટમાં શ્વાસની સાથે નુકશાન કારક પ્રમાણમાં જતો હોય તો તે અટકાવવા માટે પંખાનો કે બીજા યાંત્રિક સાધનોનો ઉપયોગ કરવાનો ઇન્સ્પેકટરે તે કારખાનાના મેનેજરને લેખી હુકમ કરીને ફરમાવવાને મુખત્યાર છે.

૧૧ દરેક કારખાનામાં પુરતું અજવાળું હોવું જોઇએ.

૧૨ જે કારખાનામાં વાતાવરણની ભીનાશ કૃત્રિમ સાધનોથી ઉત્પન્ન કરવામાં આવતી હોય ત્યાં તે ઉત્પન્ન કરવામાં આવતી હોય ત્યાં તે ઉત્પન્ન કરવાનું પાણી, પીવાનું પાણી જ્યાંથી લેવામાં આવતું હોય

ત્યાંથી લેવું જોઇએ ને તે સ્વચ્છ કરવું જોઇએ.

૧૩ દરેક કારખાનાના કામે લગાડેલા માણુસો માટે તે કારખાનામાં પુરતા જાજરૂ તથા મુતરડી પુરાં પાડવાં જોઇએ.

૧૪ કારખાનાના કામે લગાડેલા માણુસોને પીવાને માટે લાયકને પુરતો પીવાના પાણીનો જથો હોવો જોઇએ.

૧૫ દરેક કારખાનાનાં, ઓરડાનાં બારણાં બહારની બાજુએ ઉઘડે એવાં બનાવવાં જોઇએ.

૧૬ કારખાનામાં કામે લગાડેલા માણુસો માટે આગને પ્રસંગે બહાર નીકળી જવાનાં સાધનો પુરાં પાડવાં જોઇએ.

૧૭ કોઇ પણ માણુસે કોઇ પણ કારખાનામાં કોઇ પણ જવાલાગ્રાહી પદાર્થની છેક પાસે બીડી પીવી નહીં, કે ખુલો દીવો વાપરવો નહિં, કે એવો કોઇ દીવો દેવતા વાપરવો નહીં કે વાપરવા દેવો નહી.

૧૮ કારખાનાના કોઈ પણ ભાગમાંના વરાળ યંત્રની સાથે કે પાણીથી ચાલનાર ચક્ર સાથે કે બીજા યાંત્રિક કે વીજળીની શક્તિ સાથે સંબંધ હોય,એવા દરેક ફ્લાઇ, વ્હીલ, આગળ કે તેવા કોઇ ચક્રની આગળ, કે દરેક હોઇસ્ટ કે ટીગલ આગળ મજબુત વાડ ભરવી જોઇએ, કારખાનાના યંત્ર કે બોઇલરોના ઉપર દેખરેખ રાખવાને કામે લગાડેલા સખસોનું જોખમથી રક્ષણ કરવા માટે જે તજવીજ ઠરાવવામાં આવે તે કરવી જોઇએ.

૧૯ કોઇ પણ સ્ત્રી કે છોકરાંને, કારખાનામાં મિલગિયરીંગનો કે યંત્રનો કોઇ પણ ભાગ, વરાળ, પાણી, વીજળી, કે બીજી યાંત્રિક શક્તિથી ચાલુ હોય ત્યારે તે સાફ કરવા દેવો નહીં કે કોઇ પોતાની મેળે ચાલનારૂં યંત્ર ઉપરની કેઇ શક્તિથી ચાલતું હોય ત્યારે તેના સ્થાયિ કે ફરતા ભાગની વચ્ચે કામ કરવા દેવું નહિં.

૨૦ કોઇ પણ સ્ત્રી કે છોકરાંને, રૂની ગાંસડી બાંધવાના કોઈ કારખાનાના જે ભાગમાં કોટન-ઓપનર ચાલતું હોય ત્યાં કામે લગડવું નહીં. પણ જો તેની ઞ ને ઓરડાની વચ્ચે પડદો ભર્યો હોય તો કામે લગાડવાને હરકત નથી.

૨૧ દરેક કારખાનામાં, કામ ચાલુ હોય તે દરેક દિવસે વત્તામાં વત્તા ૭ કલાકને અંતરે ઓછામાં ઓછા અડધા કલાકની છુટી આપવાનું ઠરાવવું જાઇએ,જે દરમિયાન સઘળું કામ બંધ કરવું.૨)આ કલમ કપડાં વણવાનાં, કાપડ છાપવાનાં, નીખારવાનાં, રંગવાના કારખાનામાં, સાઇઝીંગના, કલેન્ડરિંગને, ફીનીશીંગના કે સીવવા વેતરવાના કામને કે રેલ્વે કે ટ્રામના વર્ક શોપોમાં રનીંગ શેડોમાં ઇન્જીનીયરીંગના કે વહાણોની મરામતી કરવાના કારખાનામાં અગત્યના કરવાના કામને લાગુ નથી.

૨૨ કોઇ પણ માણસને કોઇ પણ કારખાનામાં હેઠળ હોયા પ્રમાણે હોયા સિવાય રવિવારે કામે લગાડવો નહીં, એટલે કે રવીવારની પહેલાંના ત્રણ દહાડામાંના કોઇ એક આખો દિવસ તેને છુટી મળી હોય કે મળવાની હોય તે સિવાય.

૨૩ કારખાનામાં છોકરાંને કામે લગાડવાના સંબંધમાં હેઠળ બાકીના ઠરાવો લાગુ પડશે. (અ) કોઇ છોકરૂં નવ વર્ષથી ઓછી ઉમરનું નથી અને કારખાનામાં કામે લગાડવાને લાયક છે એવું દેખાડનારો ૭ મી કે ૮ મી કલમની રૂયે આપેલો તેની પાસે ન હોય તો. તેને કોઇ પણ કારખાનામાં કામે લગાડવું નહીં. (બ) કોઇ પણ છોકરાંને કોઈ પણ કારખાનામાં સવારના સાડાપાંચ વાગતાં પહેલાં કે સાંજના ૭ વાગ્યા પછી કામે લગાડવું નહીં. (ક) કોઇ પણ છોકરાને કોઇ પણ એક દિવસમાં સાત કલાક કરતાં વધારે વખત સુધી કામે લગાડવું નહીં,

૨૪ કારખાનામાં સ્ત્રીઓને કામે લગાડવા માટે હેઠળના ઠરાવો લાગુ પડશે. (અ) કોઇ પણ સ્ત્રીને સવારના સાડા પાંચ પહેલાં કે સાંજના સાત વાગ્યા પછી કામે લગાડવી નહીં (બ) કોઇ પણ સ્ત્રીને કોઇ પણ કારખાનામાં કોઈ પણ એક દિવસમાં અગીઆર કલાક કરતાં વધારે વખત સુધી કામે લગાડવી નહીં.

૨૫ જે સ્ત્રી કે છોકરાને અમુક કારખાનામાં કામે લગાડવામાં આવ્યાં છે એમ જે માણુસ જાણતો

હોય તેણે તેમને તેજ દીવસે બીજા કારખાનામાં કામે લગાડવાં નહીં,

૨૬ કારખાનાના મેનેજરે સ્ત્રી તથા છોકરાંને કામે લગાડવાના કલાક અમુક છે એમ ઠરાવવું જોઇએ, તે કલાક સિવાય બીજી વખતે તેમને કામે લગાડવાં નહીં.

૨૭ કા–૨૪ કે ૨૬ ના ઠરાવ કારખાનામાં ઇન્સ્પેકટરના મત પ્રમાણે દરેક સ્ત્રીને કામે લગાડવાના અગીઆર કલાક કરતાં વધારે ન થતાં હોય એટલી સ્ત્રીઓ કામે લગાડેલી હોય તેવા રૂલો કાઢવાના કે રૂની ગાંસડી બાંધવાના કોઇ પણ કારખાનામાં કામે લગાડેલી સ્ત્રીને લાગુ પડશે નહીં.

૨૮ કોઇ પણ માણસને કોઇ પણ વણવાના કારખાનામાં કોઇપણ એક દિવસમાં બાર કલાક કરતાં વધારે વખત સુધી કામે લગાડવો નહીં.

૨૯ કોઇ પણ માણસને વણવાના કારખાનામાં સવારના સાડા પાંચ વાગતાં પહેલાં કે સાંજના સાત વાગ્યા પછી કામે લગાડવો નહીં.

૩૦ ૨૮ મીને ૨૯ મી કલમનો મજકુર, કુંદી કરવાના કામને, સફાઇ કરવાના કામને, સીવવા કે વેતરવાના કામને, કાપડ છાપવાના કામને, નિખારવા કે રંગવાના કામને લાગુ નથી.

૩૧ કોઇ પણ વણવાના કારખાનામાં યાંત્રિક શક્તિનો કે વીજળીની શક્તિનો ઉપયોગ કરવાનો વખત કોઈ પણ એક દિવસમાં ૧૨મી કલમથી વધારે હોવો જોઇએ નહીં.

૩૨ કોઇ પણ છોકરાને કોઇ પણ વણવાના કારખાનામાં એક દિવસમાં ૭ કલાકથી વધારે વખત સુધી કામે લગાડવું નહીં.

૩૩ કારખાનાનો ભોગવટો કરનારા દરેક માણસે, વિદ્યમાન કારખાનાના સંબંધી, કારખાનું શરૂ થાય કે શરૂ કર્યા પછી એક મહીનાની અંદર ઇન્સ્પેકટરને, તે કારખાનાનું નામ, જગા, કાગળો મોકલવાનું સરનામું, જે કામ તેમાં કરવામાં આવતું હોય તેનું સ્વરૂપ, કારખાનામાંની ચાલન શક્તિ કેટલી છે તે, કારખાનાના મેનેજરનું નામ વિગેરે લખી એક નોટીસ મોકલવી જોઇએ.

૩૪ જ્યારે કારખાનામાં કાંઇ અકસ્માતથી મરણ નીપજે કે શારીરિક ઇજા થાય ને તે અકસ્માત થયા પછીના અડતાલીસ કલાક સુધી કામપર પાછો આવી ન શકે ત્યારે મેનેજરે તેવા અકસ્માતની નોટીસ ઠરાવવામાં આવે તે અધિકારીઓને મોકલવી જોઇએ.

૩૫ દરેક કારખાનામાં છોકરાઓ કામે લગાડયા હોય, તેમનું અને તે દરેકને શું કામ આપ્યું છે, તેનું એક રજીસ્ટર, ઠરાવેલા નમુનો પ્રમાણે રાખવું જોઇએ.

૩૬ દરેક કારખાનાના મુખ્ય દરવાજાની પાસેની સ્હેજે દેખાય એવી જગાએ અંગ્રેજી ભાષામાં તથા કારખાનાના અડધા કરતાં વધારે લોકોની ભાષામાં લખીને આ આકટના તથા તેની કાનુનોનો ઠરાવેલો સારાંશ તથા નોટીસ ચોહોડવી જોઇએ. તેમા (અ) દરરોજ કામ કરવાનો વખત, (બ) જે મુદત દરમીયાન કામ બંધ રહે તે મુદત, વારા ફરતી કામે લગાડવાની પદ્ધતિ, પ્રમાણે છોકરાં તથા સ્ત્રીઓને કામે લગાડવાના કલાક, આ લખવું જોઇએ. તેની એક નકલ, કારખાનું શરૂ થયા પછી એક મહીનાની અંદર ઇન્સ્પેકટરને મોકલવી જોઇએ. તેમાં ફેરફાર કરવામાં આવે તો મેનેજરે સાત દિવસની અંદર ઇન્સ્પેકટરને ખબર આપવી જોઇએ, કાનુનોના સારાંશ ચોડવા શિવાયના આ કલમના ઠરાવ મોસમના કારખાનાને લાગુ નથી.

૩૭ ગવર્નર જનરલ ઇન કૌંસિલના નિર્બંધને પાત્ર સ્થાનિક સરકાર આ આકટના ઠરાવ અમલમાં લાવવાના કારણસર, કારખાનાની તપાસ કરવા બાબત,ઇન્સ્પેકટરોએ કઇ રીતે અધિકાર ચલાવવો,સ્વચ્છતા રાખવાના ઉપાયો, કોઇ પણ ઓરડામાં કેટલાં માણસો કામે લગાડવાં, વીગેરે બાબત કાનુનો કરવાને મુખત્યાર છે.

૩૮ આ આકટનો અમલ કરવા માટે નિયમિત મુદતનાં પત્રકો પુરાં પાડવાનું કારખાનાનો ભોગવટો કરનારાને કે મેનેજરોને ફરમાવવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને કાનુનો કરીને અધિકાર છે.

૩૯ ૩૭ મી કે ૩૮ મી કલમ ઉપરથી કાનુનો કરવાનો અધિકાર તેવી કાનુનો અગાઉથી છાપીને પ્રસિદ્ધ કર્યા પછી કરવી જોઇએ એ સરતને પાત્ર છે.

૪૦ કાનુનો સ્થાનિક સરકારી કે ઇંડિયા ગેઝીટમાં છાપીને પ્રસિદ્ધ કરવી જોઇએ.

૪૧ જો કોઇ પણ કારખાનામાં, આ આકટના ઠરાવ વિરૂદ્ધ કોઇ માણસને કામે લગાડયો હોય, ૯ મી ૧૦, ૧૧. ૧૨, ૧૩, મી, ૧૪, ૧૫ મી, ૧૬ મી ૧૮ થી. ૩૫ મી, કે ૩૬ મી કલમના ઠરાવનો અમલ કરવામાં નહીં આવ્યો હોય તો ભોગવટો કરનાર તથા મેનેજર સામાયિક કે જુદા જુદા બસો રૂપીયા સુધીના દંડની શિક્ષને પાત્ર થશે.

૪૨ જ્યારે એકાદા કારખાનાના ભોગવટો કરનારની કે મેનેજરની સામે તહોમત મુકવામાં આવ્યું હોય ત્યારે તે ખરેખરા ગુન્હેગાર તરીકે જે બીજા સખસ ઉપર પાતે તોહોમત મુકતો હોય તેને સુનાવણી વખતે કોર્ટમાં અણાવવાનો હક છે. ને જો ગુન્હો સાબીત કરવામાં આવ્યા પછી તે ભોગવટો કરનાર કે મેનેજર કોર્ટની ખાત્રી થાય તે રીતે સાબીત કરે કે. આકટની બજાવણી કરાવવા સારૂ તેણે યોગ્ય કાળજી લીધી છે. તથા તે બીજા સખસે તે ગુન્હો, પોતાની જાણ, સમ્મત્તિ કે અખાડા સિવાય કર્યો છે. તો તે બીજા સખસ ઉપર તે ગુન્હાની સાબીતીનો ઠરાવ કરવો જોઇએ. અને તે ભોગવટો કરનાર કે મેનેજર જવાબદારીમાંથી મુક્ત થશે. આ પ્રમાણેની જો ઇન્સ્પેકટરની કામ ચલાવતા પહેલાં ખાત્રી થાય તો તેણે ભોગવટો કરનાર કે મેનેજર ઉપર કામ ન ચલાવતાં ગુન્હો કરનારની ઉપર કામ ચલાવવું જોઇએ.

૪૩ જે કોઈ સખસ ૫ મી કલમ મુજબ કાંઇ પણ અધિકાર ચલાવવાના કામમાં જાણી જોઇને ઇન્સ્પેકટરને અટકાત કરશે. અને રજીસ્ટરો ને દસ્તાવેજ ઇન્સ્પેકટર માગે ત્યારે હાજર કરવામાં ચુકશે. કામે લગાડેલો માણસ ઇન્સ્પેકટર આગળ હાજર થશે નહીં, ૧૭ મી કલમ મુજબ જવાલાગ્રાહી પદાર્થની પાસે બીડી પીશે કે ખુલ્લો દીવા દેવતાનો ઉપયોગ કરાવશે, કે મના કરેલું કામ કરશે તેને વધુમાં વધુ બસે રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

૪૪ જે માણસ બીજા માણસને ૭ મી કે ૮ મી કલમની રૂયે આપેલા દાખલાનો પોતાના દાખલા પ્રમાણે જાણીબુજીને ઉપયોગ કરશે તે ૨૦ રૂપીયા સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

૪૫ જે માણસ એકજ જાતનો ગુન્હો ફરી ફરીને દરરોજ કરે તે આ આકટના ઠરાવેલા વધારેમાં વધારે દંડ કરતાં વધારે દંડને તે નીચેની હકીકત ન હોય તો પાત્ર થશે નહિ, એટલે, મુળ ગુન્હા માટે કામ ચાલવા માંડયા પછી તે પાછો કરવામાં આવ્યો ન હોય તો કે તે ગુન્હો આ આકટના ઠરાવ વિરૂદ્ધ બે કે વધારે માણસોને કામે લગાડવા દેવાનો ન હોય તો.

૪૬ કારખાનાના જે કોઇ પણ ઓરડામાં છોકરાંને કામે લગાડવામાં આવતાં હોય ને જેમાં યંત્રથી માલ તૈયાર કરવાની કૃતિને અનુષંગિક હોય એવું કામ ચાલતું હોય તે ઓરડા કે ભાગમાં ૭ વર્ષથી વધારે ઉમ્મરનું કોઇ છોકરૂં મળી આવે તો, વિરૂદ્ધ રીતે સાબીત કરવામાં આવે ત્યાં સુધી તેને તે કારખાનામાં કામે લગાડયું છે એમ સમજવું.

૪૭ જ્યારે કોઇ કૃત્ય કે કસુર, એકાદો માણસ અમુક ઉમર કરતાં ઓછી કે વધારે ઉમ્મરનો હોય તો શિક્ષા કરવા જોગ ગુન્હો થતો હોય ને તે માણસ સદરહુ ઉમ્મર કરતાં ઓછી કે વધારે ઉમ્મરનો જણાય છે એમ કોર્ટનો મત હોય તો તે સદરહુ ઉમ્મર કરતાં ઓછી કે વધારે ઉમ્મરનો નથી એવું સાબીત કરવાનો બોજો તહોમતદાર ઉપર છે. ઉમ્મર બાબત સર્જને કરેલો એકરાર પુરાવામાં દાખલ થઈ શકે.

૪૮ ક. ૪૨ ની રકમ (૨) સિવાયના આ આકટની રૂયે ચલાવવાનું કોઇ પણ ફોજદારી કામ ઇન્સ્પેકટર સિવાય બીજા કોઇએ કે ઇન્સ્પેકટરની મંજુરી લીધા સિવાય ચલાવવું નહિ. પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ કરતાં ઉતરતા દરજ્જાની કોઇ પણ કોર્ટે આવા ગુન્હાનો ઇન્સાફ કરવો નહિ.

૪૯ કોઇ પણ કોર્ટ આ આકટની વિરૂદ્ધના ગુન્હાની ફરિયાદ, જે તારીખે ગુન્હો કર્યાનું કહેવામાં આવતું હોય તેથી ૭ મહીનાની અંદર કરવામાં ન આવે તો સાંભળવા નહિ.

૫૦ ક. ૧૦-૧૧-૧૨-૧૫ તે ૧૮ ની રૂયે જેના ઉપર હુકમ બજાવવામાં આવ્યો હોય તે માણસ, તે હુકમની બજાવણીની તારીખથી ચૌદ દિવસની અંદર સ્થાનિક સરકારને તે હુકમ સામે અપીલ કરવાને મુખત્યાર છે.

૫૧ દિવસના કલાક, વખતનું પ્રમાણ જે સાધારણ પાળવામાં આવતું હોય તે પ્રમાણે ગણવા જોઇએ

૫૨ કલાક ગણતી વખતે અડધા કલાક કે વધારે વખત સુધી કામમાં ખલેલ પડી હોય તો તે વખત બાદ કરવો.

૫૩ કારખાનાના કામની જુદી જુદી શાખાઓ કે ખાતાઓને તે જુદાં જુદાં કારખાનાં છે તેવું સ્થાનિક સરકાર લેખી હુકમથી ફરમાવવાને મુખત્યાર છે.

૫૪ આ આકટ સરકારી કારખાનાઓને લાગુ પડશે.

૫૫ બરમા પ્રાંતમાં કોઇ પણ સખસને કારખાનામાંના સાંચા કામ કે સાજ સરંજામ સાફ કરવા માટે રવીવારે ચાર કલાક કરતાં વધારે ન હોય તેટલા વખત સુધી કામે લગાડવાને હરકત નથી. પણ તેણે આગલે દિવસે કારખાનામાં બપોરે બે વાગ્યા પછી કામ કરેલું હોવું જોઇએ નહિ.

૫૬ કોઇ પણ કારખાનાને સ્થાનિક સરકાર લેખી હુકમ કરીને પોતાને યોગ્ય જણાય તેટલી હદ કે મુદત સુધી આ આકટમાંથી બાતલ કરવાને મુખત્યાર છે.

૫૭ ગવર્નર જનરલ ઇનકૌંસિલને યોગ્ય જણાય તો તે આ આકટ ઉપરથી સ્થાનિક સરકારને આપ્યા હોય તેવા કોઇ પણ અધિકાર ચલાવવાને મુખત્યાર છે.

૫૮ આ આકટની રૂએ કોઇ માણસે કાંઇ કામ શુદ્ધ બુદ્ધિથી કર્યું હોય તેની સામે કાંઇ ફરીયાદ કરવામાં આવશે નહીં. કે ફોજદારી કાંઇ કામ ચલાવવામાં આવશે નહીં

૫૯ સન ૧૮૮૧ નો તથા ૧૮૯૧ નો હિંદુસ્તાનનો કારખાનાં બાબતનો આકટ આ ઉપરથી રદ કર્યાછે.

## મુંબાઇનો ઘોડાની સરતના મેદાનોનું લાઇસન્સ આપવા બાબતનો કાયદો (સને ૧૯૧૨ નો ૩ જો)

૧ આ આકટને સને ૧૯૧૨ નો મુંબાઇની સરતના મેદાનોનું લાઇસન્સ આપવા બાબતનો કાયદો કહેવો તે આખા મુંબઇ ઇલાકાને લાગુ છે.

૨ ઘોડાની સરત—તેમાં જે સરતમાં કોઇ ઘોડો, ઘોડી, કે ખાસી કરેલો ઘોડો, બીજા કોઈ ઘોડા કે ઘોડી કે ખાસી કરેલા ઘોડા સાથે કોઇ પણ જાતનાં ઇનામ માટે, તે તેના ઉપર બેસનારાઓના સંબંધમા બકવામાં આવેલી કોઇ હોડ, કે સરત માટે હરીફાઇમાં દોડે ને જ્યાં વીસથી વધુ માણસો હાજર થાય તેવી કોઇ પણ સરત થાય છે.

શરતનું મેદાન એટલે જે કોઇ જગા ઉપર ઘોડાની સરત રમી શકાય તે જગા થાય છે.

૩ ઘોડાની સરત માટે મળેલું લાઈસન્સ અમલમાં હોય તેવા સરતના મેદાન સીવાય બીજા કોઇપણ મેદાનમાં ઘોડાની સરત ચલાવવી નહીં.

૪ સરતના મેદાનનો ધણી, પટે લેનાર કે ભોગવટો કરનાર તેવા સરતના મેદાનનાં ઘોડાની સરતના લાઇસન્સ માટે ગવર્નર ઇન કૌંસિલને અરજ કરવાને મુખત્યાર છે, તે ઘોડાની સરતનું લાઇસન્સ આપવાને કે ન આપવાને મુખત્યાર છે. તેમ જે સરતે લાઇસન્સ આપ્યું હોય તે સરતનો ભંગ થાય તે પ્રસંગે લાઇસન્સ રદ કરવાને મુખત્યાર છે.

૫ લાઇસન્સ વગરનાં સરતના મેદાનમાં ઘોડાની સરતમાં જે માણસ ભાગ લેશે, તેને બસેં રૂપીયા સુધીના દંડની શિક્ષા થશે.

૬ લાઇસન્સ વગરની જગામાં ઘોડાની સરત રમવામાં આવે તો તે ધણી કે ભોગવટો કરનારને એક હજાર રૂપીઆ સુધીનો દંડ થશે.

૭ જે સખસ લાઇસન્સની સરતનું ઉલ્લંઘન કરશે તેને એક હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

૮ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ કે ૧ લા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટની નીચેની કોઇ પણ કોર્ટે આ આકટ મુજબના કોઇપણ ગુન્હાનો ઇન્સાફ કરવો નહીં.

૯ કોઈ પણ ઘોડાની સરતને આ આકટમાંથી બાતલ કરવાને ગવર્નર ઇન કૌંસિલને અધિકાર છે.

# સને ૧૯૧૨ નો હિંદુસ્તાનનો જીંદગીનો વીમો ઉતારનારી કંપનીઓ બાબતનો આકટ કહેવો.

૧ આ આકટને સને ૧૯૧૨ નો હિંદુસ્તાનનો જીંદગીનો વીમો ઉતારનારી કંપનીઓ બાબતનો આકટ કહેવો. તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

૨ જીંદગીનો વીમો ઉતારવાનું કામ એનો અર્થ, માણસની જીંદગીના વીમાની પોલીસી આપવી કે એવી પોલીસીની રૂએ જવાબદારી માથે લેવી કે માણસની જીંદગીના સંબંધમાં વર્ષાસન આપવું એવો થાય છે. "માણસની જીંદગીના વીમાની પોલીસી" એટલે જે લેખ ઉપરથી મરણ પછી નાણાં આપવાની ખાત્રી આપી હોય એવો લેખ થાય છે.

૩ આ આકટ બ્રિટિશ હિંદુસ્તાનમાં જીંદગીનો વીમો ઉતારવાનું કામ ચલાવનારા સઘળા માણસોને કે તેવાં મંડળોને લાગુ પડશે.

૪ જીંદગીનો વીમો ઉતારનારી દરેક કંપનીએ સન ૧૮૮૬ નો સિકયુરીટીઓના આકટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણેની ૨૫ હજાર રૂપીઆની દર્શનિય કીંમતની કે પાછલી નગદી સાલની ઉપજના હીસાબમાં બતાવ્યા પ્રમાણેની જીંદગીનો વીમો ઉતારવાથી થયલી ઉપજના એક તૃતિયાંશ જેટલી સરકારી સિકયુરીટીઓ ગવર્નર જનરલ ઇન કોંસિલની વતી અને તેની તરફથી કંટ્રોલર જનરલને ત્યાં અનામત મુકવી. જ્યાં સુધી તે કંપની બેલાખ રૂપીઆની દર્શનીય કિમ્મતની સિકયુરીટીઓ અનામત મુકે નહીં, ત્યાં સુધી તેણે દર વર્ષે, પાછલી સાલના વીમો ઉતારવાના કામથી થયલી ઉપજના એક તૃતિયાંસ જેટલી સિકયુરીટીઓની કીંમત એક લાખ કરતાં વધારે થાય ત્યાં સુધી અનામત મુકવી જોઇએ.

૫ જીંદગીનો વીમો ઉતારનારી કંપની, વીમો ઉતારવાના કામ સીવાય બીજું કામ કરતી હોય ત્યારે તેણે વીમો ઉતારવા બદલ આવેલાં નાણાંનો જુદો હીસાબ તથા ફંડ રાખવું જોઇએ.

૬ જીંદગીના વીમાનું ફંડ, જીંદગીનો વીમો ઉતારવાના કામ સિવાય બીજું કામ ન ચલાવનારી કંપનીનું માલીકીનું હોય તે પ્રમાણેજ. જીંદગીની પોલીસી ધારણ કરનારાઓની સ્વતંત્ર સિકયુરીટી ગણાશે. ને તે ફંડ કંપનીએ કરેલા કરાર માટે જોખમદાર ગણાશે નહીં.

૭ દરેક જીંદગીનો વીમો ઉતારનારી કંપનીએ દરેક નગદી સાલ પુરૂ થાય ત્યારે હિસાબ, સરવાયાં તથા પત્રક તૈયાર કરવાં જોઇએ.

૮ દરેક જીંદગીનો વીમો ઉતારનારી કંપનીએ દર પાંચ વર્ષમાં એકવાર, પોતાની જવાબદારી કીંમતની આંકણી શુદ્ધાં પોતાની નાણાં સંબંધી સ્થિતિ વિષે એક એકચ્યુઅરી પાસે ચોકશી કરાવી તેના રીપોર્ટની તારીજ તૈયાર કરાવવી,

૯ અરસપરસ જીંદગીનો વીમો ઉતારનારી કંપનીનો નફો સર્વાંશે કે મુખ્યત્વે કરીને તેના મેમ્બરોને પ્રિમીયમમાં દર વર્ષે ઘટાડો કરી આપવામાં આવતો હોય તે કંપની નાણાં સંબંધી સ્થિતિના એકચ્યુઅરીના રીપોર્ટની ચોથા પરિશિષ્ટ પ્રમાણે તૈયાર કરવામાં આવેલી તારીજ પાંચ વર્ષથી વધુ નહોય એટલી મુદતને અંતરે તૈયાર કરવાનો ને મોકલવાનો અધિકાર છે.

૧૦ જીંદગીનો વીમો ઉતારનારી કંપનીએ પાંચમા પરિશિષ્ટમાં બતાવેલા નમુના પ્રમાણે તેના વીમા ઉતારવાના કામનું એક પત્રક તૈયાર કરવું જોઇએ.

૧૧ અગાઉ તૈયાર કરવાનું ફરમાવ્યું છે તેવો દરેક હિસાબ, સર્વાયુ, તારીજ કે પત્રક છપાવવાં જોઇએ ને તેની ચાર નકલો, મુદત પુરી થયા પછી ૭ મહીના કે એક વર્ષની અંદર ગવર્નરજનરલ ઇન કોંસિલને ત્યાં અનામત મુકવાં જોઇએ.

૧૨ જીંદગીનો વીમો ઉતારનારી કંપનીના દરેક ઉપજના હિસાબને સર્વાયા સાથે, તે કંપનીના શેર તથા પોલીસી ધારણ કરનારાની સમસ્ત રજુ કરેલો તે કામનો રીપોર્ટ અનામત મુકવો જોઇએ.

૧૩ જ્યારે ૧૮૮૨ ના કંપની બાબતના કાયદા પ્રમાણે નોંધાયલી એકાદી જીંદગીનો વીમો ઉતારનારી કંપની ૧૧ મી કલમ પ્રમાણે કોઇ વર્ષનો હીસાબ તથા સર્વાયુ અનામત મુકે ત્યારે તેજ વખતે તે કંપનીને તેની એક નકલ જોઇંટ સ્ટોક કંપનીના રજીસ્ટ્રારને મોકલવાનો અધિકાર છે.

૧૪ કોઇ પણ શેર કે પોલીસી ધારણ કરનાર અનામત મૂકેલા હીસાબની, સર્વાયાની, તારીજની કે પત્રકની નકલ માગે તો તેને ટપાલ માર્ગે મોકલવી જોઇએ.

૧૫ જીંદગીનો વીમો ઉતારનારી કંપનીનો હિસાબ ગવર્નર જનરલ ઇન કાંઉસિલ ઠરાવે તે રીતે દર વર્ષે ઠરાવવો.

૧૬ કંપનીના આકટની રૂયે નોંધાયલી ન હોય તેવી દરેક જીંદગીનો વીમો ઉતારનારી કંપનીએ પોતાના શેર ધારણ કરનારાઓનાં નામ તથા પતાની એક યાદી રાખવી જોઇએ, અને તેની નકલ શેર કે પોલીસી ધારણ કરનાર માગે તો દર સો શબ્દે બે આના જેટલી ફી લઇને આપવી જોઇએ.

૧૭ કંપની એકટ પ્રમાણે ન નોંધાયલી વીમા કંપનીએ પોતાની રચના જે ઉપરથી થઇ હોય તેવાં વ્યવસ્થાપત્ર કે બીજા કોઇ લેખની પુરતી નકલો છપાવવી જોઇએ.

૧૮ વીમો ઉતારનારી કંપનીએ જાહેર ખબર કે નોટીસમાં જે ભંડોળ કાઢવાનો અધિકાર આપ્યો હોય કે જે લેવા માટે સહી કરવામાં આવી હોય કે જે ભરવામાં આવ્યો હોય તે ભંડોળની રકમ પણ લખવી જોઇએ.

૧૯ જે વીમા કંપની બ્રીટિશ હિંદુસ્તાનની બહાર ઉભી થએલી હોય, ને જે બ્રિટિશ હિંદુસ્તાનમાં કામ ચલાવવાનું સ્થાપે કે એજંટ નીમે તેણે ચલાવવાનું ઠેકાણું કે એજંટ સ્થાપ્યા પછી ત્રણ મહીનાની અંદર રજીસ્ટ્રાર પાસે તે કંપનીની રચના થઇ હોય ને સનંદ, કંપનીના મેમોરેન્ડમ કે આર્ટીકલની સહી શીક્કા વાળી નકલ, ડીરેકટરોની યાદી, તે કંપની ઉપર બજાવવાના પ્રોસેસો, જેને કંપનીવતી લેવાનો અધિકાર આપ્યો હોય તે માણસોનાં નામ દાખલ કરવાં જોઇએ. આ કલમ પ્રમાણે જરૂર હોય તેવા દસ્તાવેજ નોંધવાની ફી પાંચ રૂપીયા કે સરકાર ઠરાવે તે આપવી જોઇએ.

૨૦ જીંદગીનો વીમો ઉતારનારી બે કે વધુ કંપનીઓને એકત્ર કરવાનું કે વીમો ઉતારવાનું કામ બીજી કંપનીને તબદીલ કરી આપવાનું યોજ્યું હશે ત્યારે તેવી એક કે વધારે કંપનીના ડિરેકટરોએ ઠરાવેલી વ્યવસ્થા મંજુર કરવા માટે કોર્ટને લેખી અરજી કરવાને મુખત્યાર છે. કોર્ટ આવી અરજી વિરૂદ્ધ પુરતા વાંધા સાબીત કરવામાં ન આવે તો તે વ્યવસ્થા મંજુર કરવાને અને વાંધો જણાવે તો ન મંજુર કરવાને મુખત્યાર છે.

૨૧ જ્યારે વીમા કંપનીઓ એકત્ર થાય કે બીજી કંપનીને તબદીલ કરવામાં આવે ત્યારે, તે પછી એક મહીનાની અંદર તે એકત્ર થયેલી કે ખરીદી લેનારી કંપનીએ નીચેના કાગળ પત્રો ગવર્નર જનરલ ઇન કૌંસિલને ત્યાં રાખવા;—

તે કંપનીઓની માલમતાનાં પત્રકોની શહી શીક્કાવાળી નકલો તથા એકત્ર થવાના કે તબદીલીના પ્રકાર તથા સરતોની વિગત, જે કરાર થયો હોય તેની શહી શીકા વાળી નકલ.

૨૨ વીમા કંપનીતું કામકાજ કંપની એકટની રૂયે બંધ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૨૩ જો મુખ્ય કંપનીનું કામકાજ કોર્ટ તરફથી બંધ કરવામાં આવતું હોય તો, તે કોર્ટ સહાયકારી કંપનીનું કામકાજ મુખ્ય કંપનીની સાથેજ આટોપીને બંધ કરવાનો હુકમ કરવાને કે બંને માટે એક જ માણસને લીકવીડેટર નીમવાને કોર્ટ મુખત્યાર છે.

૨૪ વીમા કંપનીનુ કામ કોર્ટ તરફથી કે રાજી ખુશીથી બંધ કરવામાં આવતું હોય ત્યારે બંધ કરતી વખતે પોલીસીની કે તેના જવાબદારીની કીંમત, છઠા પરીશિષ્ટમાં ઠરાવેલી રીતે તેને લાગુ પડતી રીતે આકારવી જોઇએ.

૨૫ છઠા પરીશિષ્ટમાંની કાનુનો જાણે કંપનીના કાયદાની રૂયે કરેલી હોય તે પ્રમાણે તેનો અમલ થશે.

૨૬ જો વીમા કંપની પોતાનું દેવું ભરવાને અશક્ત છે એમ સાબીત થયું હોય તો તે કંપની બાબતમાં કોર્ટ કામ બંધ કરવાને બદલે, યોગ્ય લાગે તે સરતે કે બોલીએ કંપનીના કરારોની રકમ ઘટાડવાને મુખત્યાર છે.

૨૭ ગવર્નર જનરલ ઇનકૌંસિલને ત્યાં રાખેલા દસ્તાવેજો કે તેની નકલો રજીસ્ટ્રારે કે આ અર્થે

નીમેલા બીજા અમલદારે રાખવી એવો હુકમ કરવાને મુખત્યાર છે. તેવા દસ્તાવેજો વીગેરે જોવા માટે ખુલ્લાં હોવાં જોઇએ.

૨૮ ગવર્નર જનરલ ઇનકૌંસિલે વીમા ઉતારનારી કંપનીના કામકાજ બાબતના જે રીપોર્ટો, શેર કે પોલીસી ધારણ કરનારાઓ આગળ રજુ કરવામાં આવ્યા હોય તે સિવાયના હીસાબ. તારીજો, દસ્તાવેજો કે પત્રકો આગલા વર્ષમાં પોતાને ત્યાં રાખવામાં આવ્યા હોય તે ઇંડિયા ગેઝીટમાં પ્રસિદ્ધ કરવા જોઇએ.

૨૯ આ આકટની રૂયે ગવર્નર જનરલ ઇનકૌંસિલને ત્યાં રાખેલો ને જે રાખ્યાનો દાખલો રજીસ્ટારે આપ્યો હોય તે દરેક દસ્તાવેજ એવી રીતે રાખેલો દસ્તાવેજ છે એમ સમજવું.

૩૦ જે દસ્તાવેજ એવી રીતે રાખેલા દસ્તાવેજની નકલ છે, એવો દાખલો રજીસ્ટ્રારે આપ્યાનું દેખાતું હોય તે અસલ હોય તેવી રીતે પુરાવામાં લેવા જોગ છે એમ સમજવું.

૩૧ ગવર્નર જનરલ ઇનકૌંસિલ, વીમા કંપનીની અરજી ઉપરથી પરીશીષ્ટમાં બતાવેલા નમુનામાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

૩૨ જે જીંદગીના વીમા ઉતારનારી કંપની, યુનાઇટેડ કીંગડમમાં એસ્યુરન્સ કંપનીના આકટની રૂએ જીંદગીનો વીમો ઉતારવાનું કામ ચલાવતી હોય તે જો બ્રિટિશ હિંદુસ્તાનમાં વીમો ઉતારવાનું કામ ચલાવતી હોય એવી શરૂઆતથી ત્રણ મહીનાની અંદર પોતે એવું કામ યુનાઇટેડ કીંગડમમાં ચલાવે છે એવું જ્ઞાપિત કરવા સારૂ ગવર્નર જનરલ ઇનકૌંસિલને અરજી કરવા મુખત્યાર છે. અને જ્યારે તેમની ખાત્રી થાય ત્યારે તે તેણે તે વાત ઇંડિયાગેઝેટમાં પ્રસિદ્ધ કરીને જ્ઞાપિત કરવી જોઇએ.

૩૩ જ્યાર ગવર્નર જનરલ ઇન કૌંસિલ એકાદી જીંદગીનો વીમો ઉતારનારી કંપનીના સંબંધમાં ૩૨ મી કલમના ઠરાવો જ્ઞાપિત પ્રસિદ્ધ કર્યું હોય ત્યારે કા. ૪-૫-૭-૧૩-૧૫-૨૦-૨૧ અને ૩૭ માંના કોઇ ઠરાવ એવી કંપનીને લાગુ પડશે નહીં.

૩૪ જે કોઇ જીંદગીનો વીમો ઉતારનારી કંપની આ આકટના ઠરાવ પ્રમાણે અમલ કરવામાં કસુર કરે તે કંપનીને તેનો દરેક ડિરેકટર મેનેજર, સેક્રેટરી કે જે તે કસુરમાં જાણી જોઇને પક્ષકાર હોય તે દરેક એક હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે. આવી કસુર ત્રણ મહીના સુધી ચાલુ રહે તો તેનું કામ કાજ બંધ કરવાનું ગવર્નર જનરલ ઇન કૌંસિલ ફરમાવી શકે.

૩૫ આ આકટ મુજબનાં કોઈ હિસાબ, સર્વાયાં, તારીજ પત્રકો, કે બીજા દસ્તાવેજ, તે ઉપર સહી કરનાર સખસની જાણ મુજબ ખોટાં હોય તો તે સખસ બે વરસ સુધી કેદની સિક્ષા, અને દંડ અથવા બંનેને પાત્ર થશે.

૩૬ પ્રેસીડેન્સી કે ૧ લા વર્ગના માજીસ્ટ્રેટથી ઉતરતા દરજ્જાની કોર્ટે આ આકટ વિરૂદ્ધ ગુન્હાનો ઇન્સાફ કરવો નહીં.

૩૭ ગવર્નર જનરલ ઇન કૌંસિલ પોતે ફરમાવે તે રીતે કોઇ જીંદગીનો વીમો ઉતારનારી કંપનીનું કામકાજ તપાસવા સારૂ તથા તે બાબત રીપોર્ટ કરવા સારૂ નોંધાયલી નહોય તેવી જીદગીના વીમા કંપનીની બાબતમાં એક કે વધારે ઇન્સ્પેકટરો નીમવાને મુખત્યાર છે.

૩૮ જે નોટીસ કે દસ્તાવેજ કોઇ પોલીસી ધારણ કરનારને મોકલવાનું ફરમાવ્યું છે તે, તે સખસને તેનું ઠામ ઠેકાણું તે ઉપર લખીને મોકલવાનો અધિકાર છે.

૩૯ આ આકટના હેતુ પાર પાડવા માટે કાનુનો કરવાનો ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકારછે.

૪૦ ગવર્નર જનરલ ઇન કૌંસિલ આ આકટથી પોતાને મળેલા અધિકાર સ્થાનિક સરકારને સોંપવાને મુખત્યાર છે.

૪૧ ગવર્નર જનરલ ઇન કૌંસિલને ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું કાઢીને યોગ્ય સરતોને પાત્ર કોઇ પણ જીંદગીનો વીમો ઉતારનારી કંપનીને આ આકટના ઠરાવોની માફી આપવાનો અધિકાર છે.

૪૨ સન ૧૮૮૨ ના કંપની બાબાતના આકટનો ૧૩૧ મી કલમનો ૩ જો પેરેગ્રાફ આ ઉપરથી રદ કર્યો છે.

# મુંબાઇનો સને ૧૯૧૨ નો ભઠ્ઠીઓના ધુમાડાના ઉપદ્રવ બાબતનો આકટ.

## સને ૧૯૧૨ નો આકટ ૭ મો.

૧ આ આકટને સને ૧૯૧૨ નો મુંબાઇના ધુમાડાના ઉપદ્રવ બાબતનો કાયદો,કહેવો તે પ્રથમ મુંબઇ શહેર તથા ટાપુને લાગુ છે.

૨ આ આકટ મુંબાઇ શહેર સિવાય ઇલાકાના બીજા કોઇ નિર્દિષ્ટ કરેલા પ્રદેશને લાગુ કરવાનો ઇરાદો જણાવીને જાહેરનામું પ્રસિદ્ધ કરીને લાગુ કરવાને સરકાર મુખત્યાર છે.

૩ 'ભટ્ટી' શબ્દનો અર્થ,એંજીન કે વરાળથી ચલાવવા માટે કે બીજા ગમે તે માટે ઉપયોગમાં લીધેલી ભઠ્ઠી ને દેવતાની જગા થાય છે.

૪ સરકારે આ આકટ અમલમાં આણવાના કામ ઉપર દેખરેખ તથા નિર્બંધ રાખવા માટે એક કમીશન નિમવું તેમાં સરકાર ઠરાવે તેટલા મેંબરો હોવા જોઇએ પ્રેસીડેન્ટ સરકારે નીમવો.

૫ સરકાર, એક ચીફ ઇન્સ્પેકટર ઓફ સ્મોકનુંસન્સીસ તથા યોગ્ય લાગે તેટલા એસીસ્ટંટો નીમવાને મુખત્યાર છે.

૬ આવા ઇન્સ્પેકટરો સરકારી નોકર છે એમ સમજવું.

૭ સરકાર ગેઝીટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને કોઇ પણ પ્રદેશમાં, ઇંટની, નળીઆની, ચુનાની, ભઠ્ઠી કરવાની, કાચી ધાતુ કે ખનીજ પદાર્થો મારવા માટે કે ગાળવા માટે કોક તૈયાર કરવાની કે ભઠ્ઠી કે વિશેષયંત્રો વગર કોક બનાવવાની મનાઇ કરવાને મુખત્યાર છે. જો કોઇ પણ જાહેરનામાનું ઉલ્લંઘન કરીને ભઠ્ઠી કરશે તો અઢીસો રૂપીઆના દંડને પાત્ર થશે.

૮ ૭ મી કલમની રૂયે કોઇ સખસનો દંડ કરનાર માજીસ્ટ્રેટ તેને હુકમ કરીને અમુક મુદતની અંદર તે ભઠી કાઢી નાંખવાને ફરમાવવાને મુખત્યાર છે. જો કાઢી ન નાંખે તો દરેક દિવસ માટે વીસ રૂપીઆ સુધીનો દંડ થશે.

૯ જેને ભઠ્ઠીમાંથી પરવાનગી આપી હોય તે તેથી વધારે કે વધારે વખત સુધી ધુમાડો નીકળતો હોય તો તેને પચાસ રૂપીઆ સુધીનો દંડ થશે. આ કલમ ઇંટ, નળીઆં કે ચુનાની ભઠીને લાગુ નથી.

૧૦ જ્યાં ભઠી હોય તે જગામાં જઇ તપાસવાને, ધુમાડો નીકળતો અટકાવવાના યંત્રની કસોટી કરવાને મુખત્યાર છે.

૧૧ આ આકટનો હેતુ પાર પાડવા સારૂ કાનુનો કરવાને સરકારને અધિકાર છે.

૧૨ ચીફ ઇન્સ્પેકટરે કરેલી ફરિયાદ ઉપરથીજ ને ગુન્હો કર્યાની તારીખથી બે મહીનાની મુદતની અંદરજ ફરિયાદ સાંભળવાનો માજીસ્ટ્રેટને અધિકાર છે.

૧૩ આ આકટની રૂયે વસુલ કરેલા સઘળા દંડની વ્યવસ્થા સરકાર ફરમાવે તે રીતે કરવી જોઇએ.

# મુંબઈનો વૈદકીય ધંધો ચલાવનારાને નોંધવા બાબતનો આકટ.

## (સને ૧૯૧૨ નો આકટ ૬ ઠો.)

૧ આ આકટને ૧૯૧૨ નો મુંબઇનો વૈદ્ય બાબતનો આકટ કહેવો તે આખા મુંબઈ ઇલાકાને લાગુ છે.

૨ મુંબઇ ઇલાકા માટે આ એક "મુંબઇની મેડીકલ કોંસિલ" નીમવામાં આવશે. તેમાં ૧૩ મેમ્બરો નીમાશે. જેમાં ગવર્નર ઇનકૌંસિલે નામેલો પ્રેસીડેન્ટથી ૬ મેમ્બરો, મુંબઈ યુનીવર્સિટીના ડાકટર્સ. કે લાઇસેનસીએટસ ઓફ્ સરજરીના ચાર અને વૈદ્યકીય ધંધો ચલાવનારામાંના ચુંટી કાઢેલા બે મેમ્બરો નીમાશે.

૩ મેડીકલ કૌંસિલના મેંબરો પાંચ વર્ષની મુદત માટે હુદ્દા ધારણ કરશે ને તેઓ ફરીથી નીમાવાને લાયક ગણાશે.

૪ મેડિકલ કૌંસિલે પોતાની પહેલી બેઠક આ આકટની શરૂઆત પછી ત્રણ મહીનાની અંદર ગવર્નર ઇનકૌંસિલ નીમે તે જગાએ અને વખતે ભરવી. અને

૫ મેડીકલ કૌંસિલે એક રજીસ્ટ્રાર નીમવો ને જરૂર જણાય તેટલા અમલદારો કે કારકુનો નીમવા તે સર્વે સરકારી નોકર છે એમ સમજવું.

૬ રજીસ્ટ્રારે વૈદ્યકીય ધંધો ચલાવનારાઓનું એક રજીસ્ટર આ આકટના ઠરાવો મુજબ રાખવું. તેમાં આ આકટ મુજબ નોંધાયલા સખસનું નામ ઠેકાણું તથા જે લાયકાત મળી હોય તે દાખલ કરવું.

૭ જે સખસ વિદ્યમાન કાળે વૈદ્ય બાબતના આકટોની રૂયે નોંધાયલો હોય, તે કે ૧૯ મી કલમના ઠરાવોને પાત્ર આ આકટના પરિશિષ્ટમાં લખેલી લાયકાત ધરાવતો હોય તે, પ્રસંગ પ્રમાણે વૈદ્ય બાબતના આકટની રૂયે પોતે નોધાવા ઇચ્છા રાખતો હોય તે લાયકાત પોતે ધરાવતો હોવા બાબતનો રજીસ્ટ્રારને ખાત્રી થાય એવો પુરાવો આપેથી, પંદર રૂપીયાની ફી આપે એટલે નોંધવાને હકદાર થશે.પણ જેને ધંધાને લગતી ઘેર આબરૂ ભરેલી વર્તણુંક ચલાવવા માટે ગુન્હેગાર ઠરાવ્યો હોય કે ક્રોમીનેમલ ગુન્હાની સાબીતીનો ઠરાવ થયો હોય તેવા સખસને નોંધવાની ના પાડવાને મેડીકલ કૌંસિલને અધિકાર છે.

૮ પહેલીવાર નોંધવાના કે ફેરફારના સંબંધમાં રજીસ્ટ્રારના ઠરાવ વિરૂદ્ધ કોઇ પણ અપીલની સુનાવણી મેડિકલ કૌંસીલ પોતે જે નિયમો કરે તેની રૂયે નીકાલ કરવો. રજીસ્ટરમાંની જે નોંધો કપટથી કે ખોટી રીતે કરી છે એમ મેડીકલ કૌંસિલની ખાત્રી થાય તો તેના હુકમથી તે નોંધ રજીસ્ટરમાંથી કાઢી નોંખવાને હરકત નથી.

૯ જે વૈદ્યકીય ધંધો ચલાવનારા ઉપર ફોજદારી કાયદા પ્રમાણે ક્રોમીનેમલ ગુન્હા બાબત સાબિતીનો ઠરાવ થયો હોય કે જેને ધંધાને લગતી ગેર આબરૂ ભરેલી વર્તણુંક ચલાવવા માટે ગુન્હેગાર ઠેરવ્યો હોય તેનું નામ રજીસ્ટરમાંથી કાઢી નાંખવાને કે તેવું કાઢી નાંખેલું નામ પાછું દાખલ કરવાનું ફરમાવવાને મેડીકલ કૌંસિલને અધિકાર છે.

૧૦ આ આકટની શરૂઆત પછી કાયદાસર લાયકાત ધરાવનારો વૈદ્યકીય ધંધો ચલાવનાર કે યોગ્ય રીતે લાયકાતવાળો વૈદ્યકીય ધંધો ચલાવનાર એ સંજ્ઞાનો કે જે શબ્દો ઉપરથી કેઇ પણ સખસ વૈદ્યકીય ધંધો ચલાવનાર તરીકે કે વૈદ્યકીય ધંધાના મેંમ્બર તરીકે સ્વીકારાયલો છે એમ દેખાતું હોય તે શબ્દોનો અર્થ, વૈદ્ય બાબતના આકટની રૂયે કે આ આકટની રૂયે નોંધાયલો વૈદ્યકીય ધંધો ચલાવનાર થાય છે એમ સમજવું (૨) આ આકટની શરૂઆત પછી કોઇ પણ આકટની રૂયે જોઇતો કોઇ પણ વૈદ્યકીય ધંધો ચલાવનારાનો કે વૈદ્યકીય અમલદારનો દાખલો તે ઉપર સહી કરનાર સખસ વૈદ્ય બાબતના આકટોની રૂયે કે આ આકટની રૂયે નોંધાયલો ન હોય તો, કાયદાસર ગણાશે નહીં.

૧૧ જે કોઇ સખસ વૈદ્ય બાબતના આકટની રૂયે કે આ આકટની રૂયે નોંધાયો ન હોય, તેણે રાજીખુશીથી કરવામાં આવેલા ઉઘરાણાંથી જે સર્વાંશે નિભાવવામાં આવતા ન હોય તેવા કોઇ પણ દવાખાનાં, ઇસ્પીતાલો, ઇન્ફરમરી કે સુવાવડની ઇસ્પીતાલમાં કે કોઇ પણ સાર્વજનિક ખાતા, મંડળ કે સંસ્થામાં ફિઝીશીયન સરજન કે બીજા વૈદ્યકીય અમલદાર તરીકેનો હુદ્દો કે મેડીકલ ઓફીસર ઓફ્ હેલ્થ તરીકેનો હુદ્દો આ આકટની શરૂઆતથી ત્રણ મહીના વીત્યા બાદ ધારણ કરવો નહીં.

૧૨ મરણોની નોંધ રાખનારા દરેક રજીસ્ટ્રારે આ આકટની રૂયે નોંધાયલા વૈદકીય ધંધો ચલાવનારના મરણની ખબર મળે કે તરતજ રજીસ્ટ્રારને ટપાલમાં મોકલવી.

૧૩ મેડીકલ કૌંસિલને,કોઇ પણ મેડીકલ કોલેજના કે સ્કુલ વહિવટ કરનારા મંડળને કે અધિકારીઓને કે પરીક્ષક મંડળને કોઇ પણ મેડીકલ કે સર્જીકલ લાયકાત આપવાની સ્કુલ કે કોલેજના અભ્યાસ ક્રમ કે લીધેલી પરીક્ષા બાબત મેડીકલ કૌંસિલ ને જે વિગતો જોઇએ તે પુરી પાડવાનું કહેવાનો,કે એવી પરીક્ષા વખતે મેડીકલ કૌંસિલે તે નીમેલા મેમ્બરને જવા દેવાનું કે હાજર રહેવા દેવાનું કહેવાનો અધિકાર છે,

૧૪ આ આકટની રૂયે નોંધવામાં આવેલા સખસને જો તેની ઇચ્છા હશે તો,કોઇ પણ ઇન્કવેસ્ટમાં કામ કરવાની માફી આપવામાં આવશે.

૧૫ મેડીકલ કૌંસીલના મેમ્બરોને હાજર રહેવા માટે ની ફી તથા વાજબી મુસાફરી ખર્ચ આપવામાં આવશે.

૧૬ મેડીકલ કૌંસિલને આ આકટની રૂયે ફી તરીકે મળેલા પૈસા આ આકટના સારૂ કરેલી કાનુનો પ્રમાણે વાપરવા.

૧૭ રજીસ્ટ્રારે રજીસ્ટરમાં વિદ્યમાન કાળે દાખલ કરેલા સઘળા સખસોનાં નામ તથા લાયકાતોની નોંધેલા સખસોની અટક પ્રમાણેની કકાવાર ખરી યાદી દરવર્ષે મેડીકલ કૌંસીલ ઠરાવે તે તારીખે છપાવી પ્રસિદ્ધ કરાવવી જોઇએ. તેમાં દાખલ કરેલો ન હોય તે સખસ નોંધાયલો નથી.એકે દરેક કોર્ટે અનુમાન કરવું.

૧૮ જે સખસ આ આકટની રૂયે નોંધાયો છે, એમ ખોટો ઢોંગ કરે, કે ન નોંધાયા છતાં તે પોતાનું નામ કે પદ્વિના સંબંધમાં પોતે નોંધાયલો છે, એમ બતાવનારા શબ્દો કે અક્ષરો વાપરે તેને પ્રેસીડેન્સી કે ૧લા વર્ગનો માજીસ્ટ્રેટ ત્રણસો રૂપીઆ સુધીના દંડની શિક્ષા કરશે.

૧૯ આ આકટના ઠરાવોને પાત્ર મેડીકલકૌંસિલે સાધારણતઃ આ આકટને અમલમાં મુકવા માટે વખતો વખત કાનુનોને નિયમો કરવાને મુખત્યાર છે.

૨૦ મેડીકલકૌંસિલના રીપોર્ટ ઉપરથી પરિશિષ્ટમાં જણાવેલી લાયકાતો એનાયત કરનારી કોલેજોમાંની કોઇ એવી કૉલેજ નથી કે તેથી લાયકાત મેળવનારા પોતાનો ધંધો ઉત્તમ રીતે ચલાવી શકે તેટલું જરૂરનું જ્ઞાન કે હોંશીયારી સંપાદાન કરે એમ ગવર્નર ઇન કૌંસિલને જણાય તો તે પરિશિષ્ટમાં દાખલ કરેલી કોઇપણ લાયકાત સંપાદન કરવાથી કોઇપણ સખસને આ આકટની રૂયે નોંધવાનો હક થશે નહીં, કે હક થશે એમ ફરમાવવાને મુખત્યાર છે,

૨૦ ગવર્નરઇનકૌંસિલ, જો મેડીકલકૌંસિલે આ આકટની રૂયે પોતાને મળેલા અધિકારની બહાર કામ ચલાવ્યું છે કે તેનો દુરૂપયોગ કર્યો છે તો તે બાબત તેને જાહેર કરવાનો, અને જો તે કસુર તે ન સુધારે તો પોતે યોગ્ય લાગે તેવા મંડળની મારફતે યોગ્ય મુદત સુધી મેડીકલ કૌંસિલના કોઇ પણ અધિકાર ચલાવવાને કે તેની કોઇપણ ફરજ બજાવવાને મુખત્યાર છે.

પરિશિષ્ટ-૧ મુંબાઇ, કલકત્તા, મદ્રાસ, અલ્હાબાદ તથા લાહોરની યુનિવર્સીટીઓના ડાકટર, બાચેલરને લાઇસેનશીએટ ઑફ મેડીસીન તથા માસ્તર, બાચલેર અને લાઇસેનશીએટ ઑફ સર્જરી,

૨ મેડીસીન, સર્જરી, તથા મિડવાઈફરીનો ધંધો ચલાવવાને લાયક છે, એવું અથવા મીલીટરી એસીસ્ટંટસરજન, હોસ્પિટલ આસિસ્ટંટ, અથવા સબ આસિસ્ટંટ સર્જનનાં કામ કરવાને લાયક છે, એવું જણાવનારો સરકારે આપેલો ડિપ્લોમા કે દાખલો સરકારી મેડિકલ કોલેજ કે સ્કુલમાં શીખેલાને કોઇ પણ સખસ પાસે હોય તે સખસ.

# ગુન્હા કરનારી જાતોને નોંધવાનો, તેમને નજર કેદમાં રાખવાનો તથા તેમની ઉપર નિબંધ રાખવાનો કાયદો સુધારવા બાબતનો આકટ.

## ( સને ૧૯૧૧ નો આકટ ૩ જો. )

૧ આ આકટને સન ૧૯૧૧ નો ગુન્હા કરનારી જાતો બાબતનો આકટ કહેવો (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૨ 'ગુન્હા કરનારી જાત' એનો અર્થ ૩ જી કલમની રૂએ જાહેરનામાથી ગુન્હા કરનારી જાત તરીકે જાહેર કરેલી સખસોની જાત, ટોળી અથવા વર્ગ એવો થાય છે.

૩ જે ગુન્હાને માટે જામીન નહિ લઇ શકાય તેવા ગુન્હા પદ્ધતિ પૂર્વક કરવાની, કોઇ પણ સખસોની જાત, ટોળી કે વર્ગને ટેવ છે, એવું માનવાનો સ્થાનિક સરકારને સબબ હોય, તો તે સરકાર સ્થાનિક સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સદરહુ જાત, ટોળી કે વર્ગ આ આકટના કારણ માટે ગુન્હા કરનારી જાત છે એમ જાહેર કરવાને મુખત્યાર છે.

૪ સ્થાનિક સરકાર જીલ્લા માજીસ્ટ્રેટને, પોતાના જીલ્લામાં કોઇ પણ ગુન્હા કરનારી જાતના માણસોનું અથવા તેના કોઇ ભાગના માણસોનું એક રજીસ્ટર તૈયાર કરવાનો અથવા તૈયાર કરવાને મુખત્યાર છે.

૫ સ્થાનિક સકારના હુકમ આવ્યા પછી, સદરહુ જીલ્લા માજીસ્ત્રેટે,જે જગાએ રજીસ્ટર તૈયાર કરવું હોય, તે જગાએ અને તે યોગ્ય ધારે એવી બીજી જગાઓએ ઠરાવેલી રીત મુજબ એક નોટીસ પ્રસિદ્ધ કરવી, અને તેમાં જે ગુન્હા કરનારી જાતને, અથવા તેના જે ભાગને નોંધવાનો હુકમ થયો હોય તે જાતના અથવા તે ભાગના સઘળા માણસોને—

(અ) તેમાં નિર્દિષ્ટ કરેલા વખતે અને જગાએ, આ બાબતમાં સદરહુ જીલ્લા માજીસ્ત્રેટે નીમેલા સખસ પાસે હાજર થવાનો (બ) તે સખસ રજીસ્ટર તૈયાર કરી શકે તેટલા માટે જરૂરની હોય તેવી ખબર તેને આપવાનો અને (ક) તેમની આંગળીની છાપ રજીસ્ટરમાં લેવા દેવાનો હુકમ કરવો. પણ એવું ઠરાવ્યું છે કે, જીલ્લા માજીસ્ત્રેટ એવી ગુન્હો કરનારી જાતના અથવા તેના ભાગના કોઇ એક માણસને નોંધાવવાનું માફ કરવાને મુખત્યાર છે.

૬ રજીસ્ટર તૈયાર થયા પછી સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ પોલીસના તાબામાં રાખવું.

૭ રજીસ્ટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટના તાબામાં રાખ્યા પછી તેમાં જીલ્લા માજીસ્ત્રેટ સિવાય કે તેના લેખી હુકમ સિવાય કોઇ પણ સખસનું નામ ઉમેરવું નહિ કે, નોંધ રદ કરવી નહી, (૨) આ કલમની રૂએ કોઇ પણ સખસનું નામ રજીસ્ટરમાં દાખલ કર્યા પહેલાં માજીસ્ત્રેટે હિત સંબંધવાળા સખસને ઠરાવેલી રીતે નોટીસ, પોતાની કે નીમેલા સખસની સમક્ષ હાજર થવાનું, પોતે કે તેવો સખસ નોંધવા દાખલ કરી શકે તેવી જરૂરની ખબર એવા સખસે આપવાનું. કે તેની આંગળીની છાપ રજીસ્ટરમાં લેવા દેવાનું ફરમાવવું જોઇએ.

૮ એવા રજીસ્ટમાં દાખલ કરવાનું યોજ્યું હોય તેવી કોઈ પણ નોંધ ઉપરથી પોતાને નુકશાન થયું હોય એવું જે સખસ માનતો હોય તે સખસ તે નોંધ સામે જીલ્લા માજીસ્ત્રેટને ફરિયાદ કરવાને મુખત્યાર છે, અને તેમાં માજીસ્ત્રેટે યોગ્ય લાગે તેમ તેનું નામ રજીસ્ટર ઉપર રાખવું, દાખલ કરવું કે છેકી નાંખવું.

૯ જીલ્લા માજીસ્ત્રેટ અથવા આ બાબત અધિકારવાળો કોઇ અમલદાર ગુન્હા કરનારી જાતના નોંધાયલા માણસની આંગળીની છાપ લેવાનો હરકોઇ વખતે હુકમ કરવાને મુખત્યાર છે.

૧૦ સ્થાનિક સરકાર, ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને. કોઇ પણ ગુન્હા કરનારી જાતના સંબંધમાં એવો હુકમ કરવાને મુખત્યાર છે, કે તે જાતના દરેક નોંધાયલા માણુસે ઠરાવેલી રીત મુજબ (અ) નક્કી કરેલી મુદતોએ પોતાના વિષે રીપોર્ટ કરવો. કે (બ) પોતાની રહેવાની જગા, કે તેમાં ફેરફાર કર્યો હોય તો તે જગા, પોતાને રહેવાની જગામાં પોતે હાજર ન હોય કે હાજર ન હોવાનો ઇરાદો હોય તો તે વાત જાહેર કરવી.

૧૧ જ્યારે સ્થાનિક સરકારને એમ લાગે કે ગુન્હા કરનારી જાતને, ( અ ) તેની હીલચાલના સંબંધમાં ચોકસ પ્રદેશ આંકી આપવો ઇષ્ટ છે કે (બ) રહેવાની કોઇ પણ જગામાં વસાવવી યોગ્ય છે, ત્યારે તે સરકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલના હુકમ માટે આ બાબતનો રીપોર્ટ કરવાને મુખત્યાર છે.

(૨) આવા રિપોર્ટમાં, જે ગુન્હામાં તે જાતના માણુસો સામેલ હતા તે ગુન્હાના પ્રકારને હકીકત, તેમને કાયદેસર ધંધો છે કે નહિ, કે તે ધંધો તેમનો ખરેખરો ધંધો છે, જે પ્રદેશ કે જે જગાએ તેમની હીલચાલને કે વસાવવાનું આંકી આપ્યું હોય તે પ્રદેશ કે જગા. જેમણે જે રીતે ગુજરાન કરવું યોજ્યું હોય તે રીત અને ગોઠવણુ.

૧૨ એવા રિપોર્ટનો વિચાર કર્યા પછી ગવર્નરજનરલ ઇન કૌંસિલની ખાત્રી થાય કે, ( અ ) સદરહુ ગુન્હાકરનારી જાતની હિલચાલને આંકી આપવી, કે તેમને એકાદી રહેવાની જગામાં વસાવવી યોગ્ય છે અને જે સાધનોથી તે પોતાનું ગુજરાન કરશે એમ યોજ્યું હોય તે યોગ્ય છે તો તે તેમને નિર્દિષ્ટ કરેલો પ્રદેશ આંકી આપી, નિર્દિષ્ટ કરેલી રહેવાની જગામાં વસાવવામાં આવશે એવું જાહેરનામું પ્રસિદ્ધ કરીને સ્થાનિક સરકારને અધિકાર આપવાને મુખત્યાર છે.

૧૩ સ્થાનિક સરકારને તેમને માટે નિર્દિષ્ટ કરેલો પ્રદેશ અથવા રહેવાની જગા, જાહેરનામું કાઢીને બદલવાનો અધિકાર છે.

૧૪ જે ગુન્હા કરનારી જાતની હિલચાલ આંકી આપી હોય કે જે જગામાં વસાવવામાં આવી હોય તે જાતના દરેક નોંધાયલા માણુસે આ બાબત ઠરાવવામાં આવે તેવી જગામાં, તેવા વખતે, તેવા સખસની સમક્ષ હાજર થવું જોઇએ.

૧૫ ગુન્હા કરનારી જાતના માણુસોની હિલચાલ જે પ્રદેશમાં આંકી આપી હોય તે પ્રદેશ કે રહેવાની જગામાં તેમને વસાવવામાં આવી હોય તે જગા જ્યારે ૪ થી કલમમાં કહેલું રજીસ્ટર જે જીલ્લામાં તૈયાર કરવામાં આવ્યું હોય તે સિવાયના જીલ્લામાં આવતાં હોય ત્યારે તે રજીસ્ટર તે પ્રદેશ જે જીલ્લામાં આવતો હોય ત્યાંના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ ઉપર મોકલી આપવું જોઇએ.

૧૬ ગવર્નર જનરલ ઇન કૌંસિલ કે સ્થાનિક સરકાર, ઔદ્યોગિક, ખેતીવાડી સંબંધી કે સન્માર્ગ પ્રવર્તક થાણાં સ્થાપવાને અને તેમાં ગુન્હા કરનારી જાતને મુકવાને મુખત્યાર છે.

૧૭ સ્થાનિક સરકાર છોકરાં માટે ઔદ્યોગિક, ખેતીવાડી સંબંધી અથવા સન્માર્ગ પ્રવર્તકશાળા સ્થાપવાને અને તેમાં ગુન્હા કરનારી જાતના માણુસોનાં છોકરાંને મુકવાને મુખત્યાર છે.

૧૮ સ્થાનિક સરકાર, હરકોઇ વખતે તેવાં થાણાં અથવા શાળામાં હોય તેવા સખસોને છોડી મુકવાને અથવા તેવા બીજા થાણા કે શાળામાં ખસેડીને લઇ જવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૧૯ ગવર્નર જનરલ ઇન કૌંસિલ એવોજ હુકમ કરીને કોઇ પણ સખસને બ્રિટીશ હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાંનાં થાણા કે શાળામાં રાખવાનું કે ખસેડી લઇ જવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૨૦ સ્થાનિક સરકાર આ આકટનાં કારણો ને હેતુ પાર પાડવા માટે કાનુનો ઘડવાને મુખત્યાર છે.

૨૧ જે કોઇ સખસ ગુન્હા કરનારી જાતનો માણુસ હોય અને કાયદાસર કારણુ સિવાય ( અ ) ૫ મી અથવા ૭ મી કલમની રૂયે કાઢેલી નોટીસ મુજબ હાજર થવાને ચુકે કે ( બ ) તે કલમોમાં ફરમાવ્યા મુજબ કોઇ પણ ખબર ઇરાદાથી ન આપે, અથવા ( ક ) જ્યારે તેને ખબર આપવાનું ફરમાવવામાં આવે ત્યારે ખોટી ખબર, સાચી તરીકે આપે, ( ડ ) કે તેની આંગળીની છાપ લેવા દેવાની નાપાડે, તેને વગર વારંટે પકડવાનો અધિકાર છે, અને તેને વધારેમાં વધારે ૭ મહીનાની મુદત સુધીની કેદની, અથવા બસેં રૂપીઆ સુધીના દંડની અથવા તે બંનેની શિક્ષાને પાત્ર થશે.

૨૨ જે કોઇ સખસ ગુન્હા કરનારી જાતના નોંધાયલા માણસ હોય અને ૨૦ કલમની રૂએ ઘડેલી કાનુન તોડે તેને પહેલીવાર ગુન્હો સાબીત થાય તો એક વરસની, બીજીવાર, બે વરસની અને ત્રીજીવાર થાય તો ત્રણ વરસની કેદની શિક્ષા થશે.

૨૩ જે કોઇ સખસ કોઇ ગુન્હા કરનારી જાતનો માણસ હોય અને તેના ઉપર પ્રથમ પરીશીષ્ટમાં નિર્દિષ્ટ કરેલા ગુન્હાની સાબીતીનો ઠરાવ થયા પછી તેમણે પરીશીષ્ટમાં નિર્દિષ્ટ કરેલા કોઇ બીજા ચોક્કસ ગુન્હાઓ કીધા હોય તો તેમને સાત વરસથી ઓછી નહી એટલી મુદત સુધી, ત્રીજીવાર સાબીત થાય તો જન્મ પર્યંત સમુદ્રપારની શિક્ષાને પાત્ર થશે.

૨૪ જે કોઇ સખસ ગુન્હા કરનારી જાતનો નોંધાયલો માણસ હોય અને કોઇ પણ જગાએ એવી હાલતમાં માલમ પડે કે, તે ચોરી, કે અપહરણ કરવાની તજવીજમાં કે એવું કામ કરવામાં મદદ કરવાની તજવીજમાં હતો, અથવા તેમ કરવાની તક જોયા કરતો હતો એમ કોર્ટની ખાત્રી થાય તો તેને ત્રણ વર્ષની મુદત સુધીની કેદની તેમજ વધારેમાં વધારે એક હજાર રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

૨૫ જે કોઇ સખસ ગુન્હા કરનારી જાતનો નોંધાયલો માણસ હોય અને જે (અ) તેની રહેવાની જગા માટે ઠરેલા પ્રદેશની બહારના બ્રિટીશ હિંદુસ્તાનના કોઇપણ ભાગમાં,ઠરાવેલા પાસ વીના કે પાસની સરતમાં જે જગા કે વખત લખેલાં ન હોય એવી જગામાં એવા વખતે જડશે, અથવા (બ) ઔદ્યોગિક ખેતીવાડી સંબંધી કે સન્માર્ગ પ્રવર્તક થાણા કે શાળામાંથી નશી જશે તેને વગર વારંટે પકડવાનો અને હરકોઇ માજીસ્ટ્રેટ આગળ લઇ જવાનો અધિકાર પોલીસના હરકોઇ અમલદારને કે ગામના મુખીને કે રખવાળને છે. અને તે માજીસ્ટ્રેટે તે વાત સાબીત થાય તો તેને જે જીલ્લામાં થાણામાં કે શાળામાં રહેવું જોઇતું હતું ત્યાં મોકલવાનો હુકમ કરવો.

૨૬ જે ગામમાં ગુન્હો કરનારી જાતના કોઇ સખસો રહેતા હોય તે ગામના દરેક મુખીએ રખવાળે કે જે જમીન ઉપર આવા સખસો રહેતા હોય તે જમીનના દરેક ધણીએ—સદરહુ કોઇ સખસ ૫ મી કલમ પ્રમાણે હાજર થવાને ચુકે તે બાબત કે તેવો માણસ ગામમાંથી કે જમીનમાંથી જાય તે બાબત તેમજ તેવા મુખી રખવાળ કે જમીનના માલીકે તેવો માણસ પોતાના ગામમાં કે જમીનમાં આવ્યાની ખબર તાબડતોબ પાસેના પોલીસ થાણાના અમલદારને ખબર આપવી જોઇએ.

૨૭ જે ગામનો મુખી, રખવાળ કે જમીનનો ધણી ૨૬ મી કલમ પ્રમાણે ચાલવાને ચુકશે તેણે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૬ મી કલમના પહેલા ભાગ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હો કર્યો છે એમ સમજવું.

૨૮ આ આક્ટના ઠરાવો પ્રમાણે વહિવટ કરવામાં આવ્યો નથી એવા સબબથી ઇન્સાફની કોર્ટે, ૩ જી ૧૨ મી કે ૧૩ મી કલમ મુજબ પ્રસિદ્ધ કરેલું જાહેરનામુ કાયદેસર છે કે નહિં, એવી તકરાર કાઢવી નહિ. પણ આવું જાહેરનામું કાયદા પ્રમાણે કાઢવામાં આવ્યું છે તે બાબતનો નિર્ણયકારક પુરાવો છે એમ સમજવું,

૨૯ સને ૧૮૭૨ નો ૧૮૭૬ નો અને ૧૮૯૭ નો ગુન્હા કરનારી જાતના લોકો બાબતના આક્ટ રદ કર્યા છે.

# હિંદુસ્તાનનો પેટંટ તથા નમુના બાબતનો આક્ટ.

## સને ૧૯૧૧ નો આક્ટ ૨ જો.

૧ (૧) આ આક્ટને સન ૧૯૧૧ નો હિંદુસ્તાનનો પેટંટ તથા નમુના બાબતનો આક્ટ કહેવો. (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

૨ કંટ્રોલર આ શબ્દનો અર્થ આ આક્ટ મુજબ નિમાયલો કંટ્રોલર ઓફ પેટંટ એન્ડ ડિઝાઇન્સ એવો થાય છે.

'પદાર્થ' નો અર્થ માન્યુફેક્ચરનો કોઇ પણ પદાર્થ 'કોપીરાઇટ' નો અર્થ જે નમુનો કોઇ પણ વર્ગમાં નોંધેલો હોય તે વર્ગમાંના કોઇ પદાર્થને તે નમુનો લાગુ કરવાનો અનન્યશરણ હક એવો થાય છે. 'નમુના' આ શબ્દનો અર્થ કોઇ પણ પદાર્થને લાગુ પડતો કોઇ પણ નમુનો એવો થાય છે, 'નવી યુક્તિ' નો અર્થ કોઇ પણ રીતનું નવું માન્યુફેક્ચર એવો થાય છે. 'પેટંટ' આ આક્ટના ઠરાવો મુજબ આપેલું

પેટંટ એવો થાય છે,

૩ પેટંટ માટે અરજી કરવાનો કોઇ પણ સખસને અધિકાર છે. પછી તે બ્રિટિશ રૈયત હોય કે તેણે એકલાએ કે બીજા કોઇ સખસની સાથે કરી હોય તેની હરકત નહીં. અરજીના નમુના પ્રમાણે અરજી લખી પેટંટ ઓફીસમાં આપવી.તે અરજીમાં " અરજદાર પાસે નવી યુક્તિ છે અને તે પેટંટ મેળવવા ઇચ્છે છે." તેવો એકરાર હોવો જોઇએ. અરજી સાથે સ્પેસિફીકેશન તથા ઠરાવેલી ફી હોવી જોઇએ.

૪ સ્પેસીફીકેશનમાં તે નવી યુક્તિના પ્રકારનું તથા તે કેવી રીતે કરવાની છે તેનું ખાસ કરીને વર્ણન તથા નિરૂપણ હોવું જોઇએ. તથા તેનો નકશો તથા ટુંકું નામ હોવું જોઇએ.

૫ કંટ્રોલરે દરેક અરજી તપાસીને જો લાગે કે, (૧) નવી યુક્તિનું બરાબર વર્ણન કર્યું નથી, સ્પેસીફીકેશન કે નકશા ઠરાવેલી રીતે તૈયાર કર્યા નથી, તેનું ટુંકું નામ સ્પષ્ટપણે જણાતું નથી, હક નિરૂપણ ઉપરથી નવી યુક્તિની મર્યાદા નક્કી થતી નથી. કે વર્ણન કરેલી નવી યુક્તિ પ્રથમ દર્શનીય નવું માન્યુફેક્ચર કે સુધારો નથી તો તે અરજી સ્વીકારવાની ના પાડવાને, કે અરજી વીગેરેમાં સુધારો કરવાનું ફરમાવવાને મુખત્યાર છે. જ્યારે કંટ્રોલર અરજી સ્વીકારવાની ના પાડે તો તે ઉપર ગવર્નર જનરલ ઇનકોંસિલને અપીલ-કરવાને મુખત્યાર છે. અરજીની તારીખથી ૧૨ મહીનાની અંદર તે અરજી સ્વીકારવામાં ન આવે તો તે અરજી રદ થશે એમ સમજવું. અરજી સ્વીકારવાની મુદત વધારવા માટે અરજી આવેથી અને ઠરાવેલી ફી આપેથી ત્રણ મહીના કરતાં વધારે વખત સુધી ન હોય તેવી મુદત વધારવી.

૬ અરજી સ્વીકાર્યા પછી કંટ્રોલરે તે સ્વીકાર્યાની અરજદારને નોટીસ આપવી જોઇએ અને તે વાત જાહેર કરવી જોઇએ અને તે અરજી, સ્પેસિફીકેશન અને નકશા લોકોને જોવા માટે ખુલ્લા હોવા જોઇએ.

૭ જ્યારે નવી યુક્તિના પેટંટ માટે કરેલી અરજી સ્વીકારવામાં આવે ત્યારે, અરજીની તારીખની તથા તે પેટંટ ઉપર શીકકો કર્યાની તારીખની દરમીયાન તે નવી યુક્તિનો ઉપયોગ કર્યાને લીધે કે તે પ્રસિદ્ધ કર્યાને લીધે તે નવી યુક્તિ માટે આપવાના પેટંટને બાધ આવશે નહીં.

૮ અરજી સ્વિકાર્યા પછી તથા પેટંટ ઉપર શિકકો કરતાં પહેલાં કંટ્રોલરે તેમ કરવું યોગ્ય લાગે તો, તેવા કોઇ પણ માણસને સદરહુ સ્પેસિફિકેશન ચોકસી કરીને રિપોર્ટ કરવા સારૂ મોકલવું જોઇએ.

૯ કોઇ પણ સખસ, ઠરાવેલી ફી આપીને, અરજી સ્વીકાર્યાની જાહેર ખબરની તારીખથી ત્રણ મહીનાની અંદર કોઇપણ વખતે, પેટંટ ઓફીસમાં નીચેનાં કારણો સર, એટલે, (અ) અરજદારે તે નવી યુક્તિ પોતાની કે પોતે જેનો વારસ છે તેની પાસેથી મેળવેલી છે. [બ] બ્રિટિશ હિંદુસ્તાનમાં ફાઇલ કરેલા અમુક સ્પેશીફીકેશનમાં તે નવી યુક્તિ ઉપર હક કરેલો છે. (ક) સ્પેસીફીકેશનમાં નવી યુક્તિનું પૂર્ણ કે બરાબર વર્ણન નથી. (ડ) તેવી યુક્તિ બ્રિટિશ હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં જાહેર રીતે ઉપયોગમાં આણેલી છે, એ કારણસર પેટંટ આપવાની સામે પોતાની હરકત હોવાની નોટીસ આપવાને મુખત્યાર છે. આવી હરકત બાબત કંટ્રોલરે તે બાબતની અરજદારને નોટીસ આપવી ને ત્રણ મહીના પુરા થયા પછી અરજી આપનાર તથા હરકત લેનારનું કહેવું સાંભળી યોગ્ય નીકાલ કરવો.

૧૦ કોઇ પણ હરકત ન હોય તો અથવા હરકત હોય તે પ્રસંગે કરવામાં આવેલો ઠરાવ પેટંટ આપવાની તરફેણમાં હોય તો ઠરાવેલી ફી આપવામાં આવેથી અરજદારને કે સામાઇક અરજી કરી હોય તે પ્રસંગે સામાઇક અરજદારોને, ગવર્નર જનરલ ઇન કોંસિલને યોગ્ય લાગે તેવી કોઇ સરતો હોય તો તેમને પાત્ર પેટંટ આપવું જોઇએ અને કંટ્રોલરે તે પેટંટ ઉપર પેટંટ ઓફીસનો શિકકો કરાવવો. અરજીની તારીખ પછી અઢાર મહીના પછી શીકકો કરાવવો નહિં.

૧૧ પેટંટ ઉપર અરજી જે તારીખની હોય તેજ તારીખ નાંખવી જોઇએ અને તેજ તારીખનો શિકકો કરવો જોઇએ.

૧૨ પેટંટ ઉપર પેટંટ ઓફીસે શિકકો કર્યો એટલે તે ઉપરથી પેટંટીને આ આકટના બીજા કલમોને પાત્ર બ્રિટિશ હિંદુસ્તાનમાં સર્વત્ર તે નવી યુક્તિ બનાવવાનો, વેચવાનો, ઉપયોગ કરવાનો કે તે

પ્રમાણે કરવાની બીજાને પરવાનગી આપવાનો અનન્ય આજ્ઞાધિકાર પ્રાપ્ત થશે એમ સમજવું.

૧૩ ખરા તથા પહેલા નવી યુક્તિ કહાડનારને કે તેના કાયદેસર વારસ વકીલને આપેલું પેટંટ તેની સાથે દગલ બાજીથી અરજી કર્યાને લીધે અવ્યવહારોપયોગી થાય છે, એમ સમજવું નહીં. જ્યારે કોઇ પેટંટ દગલબાજીના સબબસર રદ કરવામાં આવ્યું હોય ત્યારે કંટ્રોલરે, ખરા નવી યુક્તિ કહાડનારે અરજી કરી હોય તો તેને નવી યુક્તિનું, રદ કરવામાં આવેલા પેટંટને બદલે તથા તે પેટંટની તારીખનું પેટંટ આપવાને મુખત્યાર છે,

૧૪ દરેક પેટંટની મુદત તેની તારીખથી ચૌદ વર્ષની હોવી જોઇએ. ઠરાવેલી મુદતમાં પેટંટી ફી ન ભરેતો પેટંટ બંધ પડશે. પણ પેટંટી અરજી કરે તો કંટ્રોલરે ઠરાવવામાં આવે તે વધારે ફી લઇને તે મુદત ત્રણ મહીના પછી વધારવી જોઇએ.

૧૪ દરેક પેટંટની મુદત તેની તારીખથી ચૌદ વર્ષની હોવી જોઇએ. ઠરાવેલી મુદતમાં પેટંટી ફી ન ભરેતો પેટંટ બંધ પડશે. પણ પેટંટી અરજી કરે તો કંટ્રોલરે ઠરાવવામાં આવે તે વધારે ફી લઇને તે મુદત ત્રણ મહીના સુધી વધારવી જોઇએ.

૧૫ પેટંટીએ ગવર્નર જનરલ ઇન કૌંશિલને અરજી કરીને તેમાં પોતાના પેટંટની મુદત જાસ્તી વધારવાને વિનતી કરવાને મુખત્યાર છે. પણ આવી અરજી પેટંટ પુરૂ થવાની તારીખથી છ મહીના આગમજ પેટંટ ઓફીસમાં આપી રાખવી જોઇએ. અને તેની સાથે ઠરાવેલી ફી પણ આપવી જોઇએ.

૧૬ ઠરાવેલા વખતની અંદર કોઈ પણ ઠરાવેલી ફી પેટંટીએ ન ભર્યાને લીધે કોઇ પણ પેટંટ બંધ પડયું હોય ત્યારે તે પેટંટ પાછું ચાલુ કરવાનો હુકમ મેળવવા માટે ઠરાવેલી રીત પ્રમાણે કંટ્રોલરને અરજી કરવાને પેટંટી મુખત્યાર છે. અને કંટ્રોલરે તેની સુનાવણી કરી યોગ્ય સરતોને પાત્ર તે પેટંટ પાછું ચાલુ કરવાનો કે તેની અરજી કાઢી નાંખવાનો હુકમ કરવો.

૧૭ અરજદાર કે પેટંટી, પેટંટ ઓફીસમાં અરજી કરીને ઠરાવેલી ફી મોકલીને અરજમાં પોતાની અરજી કે સ્પેસિફીકેશન કે નકશા નાકબુલ કરીને દુરસ્ત કરીને કે ખુલાસો આપીને સુધારવાની પરવાનગી માગવાને, કે સુધારો કરવાનું શું કારણ છે તે લખવાને મુખત્યાર છે અને સુધારો કરવા દેવો કે કેમ તે કંટ્રોલરે ઠરાવવું જોઇએ.

૧૮ પેટંટનું ઉલ્લંઘન કરવા બાબતની ફરીઆદમાં કોર્ટ હુકમ કરીને પેટંટીને તેનું સ્પેસિફીકેશન કોર્ટને યોગ્ય લાગે તે રીતે નાકબુલ કરીને, તથા ખર્ચના, કે જાહેર ખબરના કે બીજી બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તે સરતે સુધારવા દેવાને મુખત્યાર છે.

૧૯ જ્યારે સ્પેસિફિકેસન ના કબુલ કરીને તે તેમાં સુધારો કરવાની આ આકટની રૂએ પરવાનગી આપી હોય ત્યારે નવી યુક્તિનો ઉપયોગ કર્યા બાબતની ફરીયાદમાં પોતાનો દાવો શુદ્ધ બુદ્ધિથી કરવામાં આવ્યો હતો તેમ કોર્ટની ખાત્રી થાય તેવી રીતે પેટંટી સાબીત કરે નહીં તો, કોઇ પણ નુકશાની આપવી નહીં.

૨૦ પેટંટ ઓફીસમાં પેટંટનું રજીસ્ટર રાખવું તેમાં પેટંટ મેળવનારાનાં નામ, ઠેકાણું, પેટંટ અસાઇન કર્યાનાં લાઇસન્સોનાં. કે ઠરાવવામાં આવે તેવી બીજી વિગતો નોંધવી.

૨૧ પેટંટનું જે પરિણામ એકાદી રૈયત વીરૂદ્ધ થતું હોય તેજ પરિણામ મલિક મુઆઝમ વિરૂદ્ધ સઘળે પ્રસંગે થશે એમ સમજવું.

૨૨ કોઇ હિત સંબંધ ધરાવનારા સખસને, પેટંટ મળેલી નવી યુક્તિના સંબંધમાં લોકોની જે વાજબી જરૂરીઆત હોય તે પુરી પડી નથી એમ લખીને કાંતો ફરજીઆત લાઇસન્સ આપે કે તેમ ન બને તો પેટંટ રદ કરો એવી વીનંતિ કરીને અરજી ફી સાથે ગવર્નર જનરલ ઇન કૌંસિલને કરવાને અધિકાર છે. ગવર્નર જનરલ ઇન કૌંસિલે તેનો નિકાલ કરવા માટે તે અરજી હાઇ કોર્ટને મોકલવી.

૨૩ આ આકટની રૂએ આપેલા પેટંટની તારીખ પછી ૪ વર્ષથી ઓછો ન હોય એટલા ગમે તે

વખતે કોઇ પણ સખસને પેટંટ મળેવેલી વસ્તુ હિંદુસ્તાનની બહાર બનાવવામાં આવે છે એ કારણ સર તે પેટંટ રદ કરવા માટે ગવર્નર જનરલ ઇન કૌંસિલને અરજી કરવાનો અધિકાર છે. અને તે બાબતની ખાત્રી કરીને જો પેટંટી તે વસ્તુ હિંદુસ્તાનમાં બનાવવામાં આવે છે એમ સાબીત ન કરે તો તેનું પેટંટ રદ કરવાને ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

૨૪ પેટંટીને કોઇ પણ વખતે, ઠરાવેલી રીત પ્રમાણે કંટ્રોલરને નોટીસ આપીને હું મારૂં પેટંટ આપી દઉં છું એમ કહેવાનો અધિકાર છે અને તે પછી તેનું કહેવું સાંભળી યોગ્ય જણાય તો પેટંટ રદ કરવાનો કંટ્રોલરને અધિકાર છે.

૨૫ પેટંટ તે જે રીતે ચલાવ્યું હોય તે રીત રાજ્યને અપકાર કે ઘણું કરીને લોકોને બાધક છે. એવું ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું આપીને જાહેર કરે તો તે પેટંટ રદ કર્યુ છે એમ સમજવું.

૨૬ નવી યુક્તિ ઉપયોગી નથી કે તે અરજીની તારીખે નવી યુક્તિ નહોતી વિગેરે કારણો ઉપરથી હાઇકોર્ટને અરજી કરીને કોઇ પેટંટ સઘળું કે થોડું રદ કરાવી લેવાનો અધિકાર છે. પેટંટ રદ કરવા માટેની અરજી સાદર કરવાનો આડવોકેટ જનરલને કે તેણે અધિકાર આપેલા સખસને અધિકાર છે.

૨૭ કા. ૨૬ ની રૂયે પેટંટ રદ કરવા માટે કરેલી અરજીની નોટીસ જે માણસો પેટંટના ધણી છે કે જેમનો તેમાં હિત સંબંધ છે તેમને રજીસ્ટર પોસ્ટથી પોંચાડવી જોઇએ.

૨૮ હાઇકોર્ટને યોગ્ય લાગ્યાથી ૨૬ મી કલમની રૂયે કરવામાં આવેલી અરજી ઉપરથી ઉત્પન્ન થનારા કોઇ પણ સવાલનો પોતાની આગળ કે બીજી કોઇ હાઇ કોર્ટ આગળ કે કોઇ ડીસ્ટીકટ કોર્ટ આગળ ઇન્સાફ થવા સારૂ જુદો કાઢીને મોકલવાને મુખત્યાર છે.

૨૯ પેટંટીને, નવી યુક્તિના સંબંધમાં આ આકટની રૂયે તેને મળેલું પેટંટ ચાલુ હોય તે મુદતમાં જે કોઇ માણસ તેના લાઇસન્સ વગર તે નવી યુક્તિ કરશે કે વેચશે કે તેનો ઉપયોગ કરશે કે બનાવટ કરશે કે નકલ કરશે તે માણસ ઉપર ફરિયાદનો ઇન્સાફ કરવાનો અધિકાર હોય તે ડિસ્ટ્રીકટ કોર્ટમાં ફરીયાદ માંડવાનો અધિકાર છે.

૩૦ પેટંટીનો આ આકટની શરૂઆત પછી આપવામાં આવેલા પેટંટનું કોઇ પણ રીતે ઉલ્લંઘન કરવામાં આવ્યા બદલ જે કોઇ પ્રતીવાદી પેટંટ ચાલુ હોવાની વાત, ઉલ્લંઘનની તારીખે પોતને માહીતી ન હતી, કે માહીતી મેળવવાને પોતાની પાસે વાજબી સાધન ન હતાં એમ સાબીત કરે તેની પાસે કાંઇ નુકસાની વસુલ કરવાનો હક નથી એમ સમજવું.

૩૧ પેટંટનું ઉલ્લંઘન કરવા બાબતની ફરીયાદમાં કોર્ટને યોગ્ય લાગે તેવો તાકીદનો, તપાસણીનો, કે હીસાબ બાબતનો કે કામ ચલાવા સંબંધનો હુકમ કરવાને મુખત્યાર છે.

૩૨ પેટંટનું ઉલ્લંઘન કર્યા બાબતની ફરીયાદમાં કોર્ટને પેટંટના કાયદેસર પણા બદલ શક આવ્યો છે એવો દાખલો આપવાનો અધિકાર છે.

૩૩ કોર્ટે હુકમનામાની કે હુકમની નકલ કંટ્રોલરને મોકલવી જોઇએ અને તેણે તેની પેટંટ રજીસ્ટરમાં નોંધ કરાવવી જોઇએ.

૩૪ ૨૬ મી કલમ મુજબની અરજી કરી હોય તો હાઇકોર્ટ ચલાવેલું કામ તહકુબ રાખવાને કે અરજી કાઢી નાંખવાને મુખત્યાર છે.

૩૫ પેટંટના ઉલ્લંઘન બાબતની કે પેટંટ રદ કરવા માટેના ચલાવેલા કામમાં કોર્ટને યોગ્ય લાગે તો તે કોર્ટ લાયક હોય એવા એકાદ આસેસરની મદદથી ઇન્સાફ કરવાને મુખત્યાર છે.

૩૬ જ્યારે નવી યુક્તિનો પેટંટી છે એમ દાવો કરનાર કોઇ પણ સખસ, સરક્યુલરો કે જાહેર ખબર કાઢીને કોઇ પણ બીજા સખસને પેટંટનું ઉલ્લંઘન કર્યું છે એમ કહેવામાં આવતું હોય તેના સંબંધમાં કંઇ પણ કાયદાસર કામ ચલાવવાની કે જવાબદાર ગણવાની ધમકી આપશે તે ત્યારે તેને લીધે નુકશાન થયું હોય તેવા કોઇ સખસની સામે ડીસ્ટ્રીકટ કોર્ટમાં ફરીયાદ કરવાનો, ને તેની સામે તાકીદ મેળવવાને અધિકાર છે, ને ધમકીને લીધે નુકશાન થયું હોય તો તે વસુલ કરવાનો અધિકાર છે.

૩૭ બે કે વધારે સખસોને સામાયિક રીતે પેટંટ આપવામાં આવે ત્યારે તેણે સામાયિક ધારણ કરનારા પ્રમાણે વર્તવું જોઇએ.

૩૮ નવી યુક્તિનું પેટંટ મળવા માટેની અરજીની તારીખ પહેલાં તેનો બ્રિટિશ હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં જાહેર રીતે ઉપયોગ કરવામાં આવ્યો ન હોય કે પ્રસીદ્ધ થયલી ન હોય, તે નવી યુક્તિ કાઢનારે ગુપ્ત રીતે કે પ્રયોગ તરીકે ઉપયોગ કરીને પોતાની યુક્તિથી વાજબી કરતાં વધુ નફો મેળવ્યો ન હોય તો તે નવી યુક્તિ છે એમ સમજવું.

૩૯ પેટંટ ખોવાય કે તેનો નાશ થાય તો ઠરાવેલી ફી આપવામાં આવેથી કંટ્રોલરને તેના ડુપ્લીકેટ ઉપર શિક્કો કરવાનો અધિકાર છે.

૪૦ નવી યુક્તિ કાઢનારાની માહિતી વગર કે સંમત્તિ વગર, પ્રદર્શનમાં નવી યુક્તિનું પ્રદર્શન કર્યાને લીધે, કે પ્રદર્શનના કારણ માટે તે નવી યુક્તિનો ઉપયોગ કર્યાને લીધે તે નવી યુક્તિનું પેટંટ મળવા માટે અરજી કરીને તે મેળવવાના નવી યુક્તિ કાઢનારાના હકને કે અરજી ઉપરથી આપેલા પેટંટના કાયદાસરપણાને બાધ આવતો નથી એમ સમજવું

૪૧ ઇંડિયન મ્યુઝીયમના ટ્રસ્ટી, કોઈ પણ વખતે પેટંટીને તેની કરેલી યુક્તિનો ઢાળ કે માસલો મેન્યુફેક્ચર કરવાનો ખર્ચ આપીને પોતાને પુરો પાડવાનું તે પેટંટીને ફરમાવવાને મુખત્યાર છે.

૪૨ હિંદુસ્તાનની કોઇ પણ કોર્ટની હકુમતની અંદર પારકા દેશના વહાણું ચલાવવાના કારણસર નવી યુક્તિનો ઉપયોગ કરવામાં કે તે હકુમતની અંદર પારકા દેશના વહાણમાં નવી યુક્તિનો ઉપયોગ કરવામાં પેટંટને લીધે બાધ આવે છે એમ સમજવું નહીં.

૪૩ કંટ્રોલરને બ્રિટિશ હિંદુસ્તાનમાં અગાઉ પ્રસીદ્ધ ન થયલા કોઇ પણ નવા કે મુળના નમુનાનો માલીક છે એમ દાવો કરનાર કોઇ પણ સખસની નમુના પ્રમાણેની ફી સાથે અરજી આવે એટલે તે નમુનો નોંધવાનો અધિકાર છે.

૪૪ નમુનો માલના એક કે વધારે વર્ગમાં નોંધ્યો હોય ત્યારે તે નમુનાના માલીકની તે બીજા કોઇ એક વધારે વર્ગમાં નોંધવા માટેની અરજી નામંજુર કરવી નહીં.

૪૫ નમુનો નોંધ્યાનો તેના માલીકને કંટ્રોલરે દાખલો આપવો જોઇએ.

૪૬ પેટંટ ઓફીસમાં નમુનાનું રજીસ્ટર એ નામની બુક રાખવી તેમાં નમુનાના માલીકનાં નામ, ઠેકાણાં કે બીજી વિગતો નોંધવી.

૪૭ નમુનો નોંધાવ્યા પછી ૫ વર્ષ સુધી તેનો કોપી-રાઇટ મળશે એમ સમજવું. મુદત પુરી થયા પહેલાં કંટ્રોલર ઠરાવેલી ફી લઇને દર પાંચ વર્ષે મુદત વધારી આપે છે.

૪૮ કોઇ પણ વસ્તુ તૈયાર કરવાના કામમાં નોંધેલા નમુનાનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તે વસ્તુ વેચવા માટે આપતા પહેલાં તેના માલીકે તે નમુનાની આબેહુબ પ્રતિમા કે માસલા કંટ્રોલરને આપવા જોઇએ ને તે વસ્તુ ઉપર તે નોંધ્યો છે તે બતાવનારી ઠરાવેલી નિશાની, શબ્દ કે આંકડા પાડવા જોઇએ.

૪૯ માલીકે તે નમુનો તે બીજા સખસને જાણીતો કરવા પછી તે નમુનો નોંધવામાં આવે તો તેનો કોપી રાઇટ અવ્યવહારોપયોગી થવા જેટલી તેની પ્રસીદ્ધી થઇ છે એમ સમજવું નહીં

૫૦ નમુનાનો કોપી રાઇટ હસ્તીમાં હોય તે દરમ્યાન તે નમુનો નોંધ્યો હોય ત્યારથી બે વર્ષની અંદર કંટ્રોલરે તે નમુનો લખીને પણ તે નમુનો જોવા માટે ખુલ્લો રાખવો નહીં.

૫૧ કંટ્રોલર, નમુનો ઓળખી શકે એવી માહીતી પુરી પાડનારા કોઇ પણ સખસની અરજ ઉપરથી ઠરાવેલી ફી આપવામાં આવે એટલે તેણે તેવા સખસને તે નોંધ હસ્તીમાં છે કે કેમ અને કયા વર્ગના માલના સંબંધમાં છે તે જણાવવું જોઇએ તથા નોંધ્યાની તારીખ તથા માલીકનું નામ પણ જણાવવું.

૫૨ માલીકની માહીતી વગર કે સંમત્તી વગર નમુનાનું કે ગવર્નર જનરલ ઇન કૌંસીલે સાબિત કરેલા પ્રદર્શનમાં પ્રદર્શન કર્યાને લીધે તે મુદતમાં નમુનાનું વર્ણન પ્રસિદ્ધ કર્યાને લીધે તે નમુનો

નોંધવામાં બાધ આવે છે. કે તે નોંધવું અવ્યવહારોપયોગી થાય છે એમ સમજવું નહીં.

૫૩ કોઇ પણ નમુનાનો કોપી રાઇટ ચાલુ હોય તેજ મુદતમાં કોઈ પણ માણસે, વેચવાના કારણસર નોંધેલા માલીકની લૈસન્સ કે સંમત્તિ વગર તે નમુનાનો કે તેની નકલનો ઉપયોગ કરવો, કે તેની કોઇ પણ વસ્તુ તૈયાર કરવાનાં કામમાં ઉપયોગ કર્યો છે એમ જાણીને તે વસ્તુ વેચવા માટે પ્રસીદ્ધ કરવી, કે મુકવી એ કાયદેસર થશે નહીં. જો કોઇ આ કલમનું ઉલ્લંઘન કરશે તેવા દરેક ઉલ્લંઘન માટે તેના માલીકને પાંચસેં રૂપીઆ સુધીની રકમ આપવાને પાત્ર થશે, તે રકમ કરારના કરજ પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

૫૪ પેટંટના વ્યવહારોપયોગી પણાના દાખલા સંબંધી કે કાયદાસર કામ ચલાવવાની પેટંટીએ વિના કારણ ધમકી આપી હોય ત્યારે તે લેવાના ઇલાજ સંબંધી આ આકટના ઠરાવ જેવી રીતે પેટંટની બાબતમાં લાગુ પડે. તેવી રીતે નમુનાની બાબતમાં લાગુ પડશે એમ સમજવું.

૫૫ ગવર્નર જનરલ ઇન કૌંસિલને આ આકટના કારણ સારૂ એક પેટંટ ઓફીસ સ્થાપવાનો અધિકાર છે. પેટંટ ઓફીસ કંટ્રોલર ઓફ પેટંટસ અને ડિઝાઇન્સના પ્રત્યક્ષ નિબંધ હેઠળ રહેવી જોઇએ. પેટંટ ઓફીસ માટે શિક્કો હોવો જોઇએ.

૫૬ ગવર્નર જનરલ ઇન કૌંસિલને કંટ્રોલર તથા યોગ્ય લાગે તેવા હોદ્દા તથા તેવાં કામ સોંપીને યોગ્ય લાગે તેટલા અમલદારો તથા કલાર્ક નીમવાનો અધિકાર છે.

૫૭ પેટંટને નમુના માટે, તથા તે સારૂ અરજી માટે આ આકટ પ્રમાણે ગવર્નર જનરલ ઇન કૌંસિલ ઠરાવે તે ફી આપવી જોઇએ.

૫૮ કોઇ પણ ટ્રસ્ટ બાબતની નોટીસ આ આકટની રૂએ રાખેલા રજીસ્ટરમાં નોંધવી નહીં તથા કંટ્રોલરે લેવી નહીં.

૫૯ આ આકટની રૂએ રાખેલું રજીસ્ટર લોકોને જોવા માટે ખુલ્લું રાખવું જોઇએ અને તેની નોંધની શિક્કા કરેલી નકલ કોઇ પણ માગે તો ઠરાવેલી ફી લઇને આપવી જોઇએ.

૬૦ કંટ્રોલરના કે તેણે કરેલા રિપોર્ટ પ્રસીદ્ધ કરવા નહીં કે લોકોને જોવા માટે ખુલ્લા મુકવા નહિ.

૬૧ જ્યારે પેટંટ માટેની અરજી ઉપરથી હાથ ઉઠાવ્યો હોય કે અરજી રદ થઇ હોય ત્યારે સ્પેસીફીકેશન કે નકશા કોઇ પણ વખતે લોકોને જોવા માટે ખુલ્લા મુકવા નહીં. કે કંટ્રોલરે પ્રસીદ્ધ કરવા નહીં.

૬૨ ઠરાવેલી ફી સાથે અરજી કરવામાં આવે તો કંટ્રોલરને, પેટંટ માટેની અરજીમાંનો કે પેટંટમાંનો કે કોઈ સ્પેસીફીકેશનમાંનો, હસ્ત દોષ સુધારવાનો અધિકાર છે.

૬૩ જ્યારે કોઈ સખસ એસાઇન કર્યાથી કે મોકલી આપ્યાથી ગીરો રાખ્યાથી કે બીજી રીતે પેટંટ ઉપર પોતાનો હક છે એવો દાવો કરે ને ખાત્રી કરી આપે ત્યારે કંટ્રોલરે તેવા પેટંટમાં તથા નમુનામાં તેનો હિત સંબંધ નોંધવો જોઇએ.

૬૪ હાઇ કોર્ટને કોઇ પણ નોંધ પેટંટના કે નમુનાના રજીસ્ટરમાં દાખલ કર્યા કે ન કર્યાને લીધે કોઇને નુકશાન થયું હશે એમ ઠરાવેલી રીતે અરજી આવે એટલે તે નોંધ કરવાનો, કાઢી નાંખવાનો, ફેરવવાનો કે યોગ્ય લાગે તે હુકમ કરવાનો અધિકાર છે. કોર્ટે તે સુધારો કરવા બાબતની નોટીસ કંટ્રોલર તરફ બજાવવી એટલે તેણે રજીસ્ટરમાં સુધારવું જોઇએ.

૬૫ આ આકટની રૂએ કંટ્રોલરને, ચલાવવાના કામમાં પુરાવો લેવાના, સોગન ખવડાવવાના સાથી કે દસ્તાવેજ હાજર કરાવવાના, ખર્ચ અપાવવાના કારણસર દિવાની કોર્ટના અધિકાર છે.

૬૬ કંટ્રોલરે પેટંટ આપેલી નવી યુક્તિનું એક પત્રક નિયમિત વખતે પ્રસીદ્ધ કરવું જોઇએ.

૬૭ કંટ્રોલરે કાંઇ પણ મુખત્યારીનો અધિકાર અરજદારનું કહેવું સાંભળવાની તક આપ્યા વગર ચલાવવો જોઇએ.

૬૮ કંટ્રોલરને શક કે અડચણ આવે તે બાબતમાં ગવર્નર જનરલ ઇન કૌંસિલનો હુકમ મેળવવાનો અધિકાર છે.

૬૯ જે નવી યુક્તિનો કે નમુનાનો ઉપયોગ કરવાથી કાયદા વિરૂદ્ધ કે નીતિ વિરૂદ્ધ થશે એમ કંટ્રોલરને લાગે તે નવી યુક્તિનું પેટંટ આપવાની અથવા તે નમુનો રજીસ્ટરમાં નોંધવાની ના પાડવાને કંટ્રોલર મુખત્યાર છે.

૭૦ કંટ્રોલરે કરેલા હુકમની તારીખથી બે મહીનાની અંદર ગવરનર જનરલ ઇનકૌંસિલને ઠરાવેલી ફી સાથે લેખી અપીલ કરવી જોઇએ.

૭૧ જે નોંધ, વાત કે બાબત કરવાનો કંટ્રોલરને આ આકટ ઉપરથી અધિકાર આપ્યો હોય તેની નોંધ કે બાબત નોંધવાનો દાખલો કંટ્રોલરની સહીનો છે એમ કહેવામાં આવે તે, દાખલો કર્યા બદલ કે ન કર્યા બદલનો પ્રથમ દર્શનિય પુરાવો છે એમ સમજવું.

૭૨ પેટંટ ઓફીસમાં જે સ્પેસીફિકેશન, નકશા વગેરે આપી રાખવામાં આવે ને તે સ્વીકારવામાં કે મંજુર કરવામાં આવ્યા પછી તુરત તે સઘળાની છાપેલી, ને શીક્કા કરેલી નકલો, મુંબાઇ, ને મદ્રાસના ગવરનર ઇન કૌંસિલને તથા બ્રહ્મદેશના લેફ્ટનેંટ ગવરનરને મોકલવી જોઇએ તેમ તે તે લોકોને જોવા સારૂ યોગ્ય વખતે મુકરર કરેલી જગાએ ખુલ્લી રાખવી જોઇએ.

૭૩ જે કોઇ અરજી, નોટીસ કે દસ્તાવેજ પેટંટ આફીસમાં કે કંટ્રોલરને આપવાની હોય તે ટપાલમાં મોકલવાનો અધિકાર છે.

૭૪ જો કોઇ માણુસ બાલ્યાવસ્થા કે ગાંડપણુને લીધે આ આકટની રૂએ ફરમાવેલો મજકુર કહેવાને અશક્તિમાન હોય તો તેના કાયદેસર પાલન કર્તા, કમીટી કે મેનેજર કે તેની મિલકતના સંબંધમાં હકુમત વાળી કોર્ટે નીમેલા સખસે તેના વતી કહેવાનો કે કરવાનો અધિકાર છે.

૭૫ પેટંટ માટેની અરજી, હરકતની નોટીસ, પેટંટની મુદત વધારવાની અરજી, બંધ પડેલાં પેટંટ ચાલુ કરવાની અરજી, લાઇસન્સ માટેની કે તે રદ કરવાની અરજી, અને પેટંટ આપી દેવાની અરજી ઉપર, આવી અરજી કે નોટીસ ઉપર કરનારા સખસે ઠરાવેલી રીતે સહી તથા સાચાપણાનો એકરાર કરવો જોઇએ.

૭૬ આ આકટની રૂએ કંટ્રોલરને કરવાની બીજી અરજી કે તેની સાથે ચલાવવાનો પત્રવ્યવહાર એ સઘળા પર સહી કરવાનો વકીલનો ધંધો ચલાવનાર એજંટને અધિકાર છે.

૭૭ ગવરનર જનરલ ઇનકૌંસિલને આ આકટના ઠરાવને અનુસરીને કાનુનો કરવાનો અધિકાર છે.

૭૮ જે કોઇ સખસ પોતાના ધંધાની જગાપર, દસ્તાવેજપર કે બીજી રીતે પેટંટ ઓફીસ, આ શબ્દોનો ઉપયોગ કરશે તેને બસો રૂપીઆ સુધી દંડ અને ગુન્હો જારી રહે તો રોજના વીસ રૂપીઆ સુધી દંડની શિક્ષા થશે.

૭૯ આ આકટના કોઇપણ મજકુર ઉપરથી કોઇપણ લેટર્સ પેટંટ આપવા કે નહીં આપવા બાબતના સરકારના વિશેષ અધિકાર લઇ લેવામાં આવે છે કે ઓછા થાય છે એમ સમજવું નહીં

૮૦ સન ૧૮૮૮ નો નવી યુક્તિ તથા નમુના બાબતનો આકટ આ ઉપરથી રદ કર્યો છે.

૮૧ સને ૧૮૮૮ ના આકટની રૂએ જેને અનન્ય પ્રાપ્તાધિકાર હોય તેવા કોઇ પણ માણુસને આ આકટની શરૂઆતથી બે વર્ષની અંદર પેટંટ ઓફીસને અરજ કરીને આ આકટની રૂએ પેટંટ લેવાની પરવાનગી માગવાનો અધિકાર છે.

## પરિશિષ્ટ–ફી.

પેટંટ માટે અરજી વખતે રૂ ૧૦, પેટંટ ઉપર શિક્કો કરતા પહેલાં રૂ ૩૦, પેટંટની તારીખથી ૪ થું વર્ષ વીત્યા પહેલાં, ૫૦, ૫ મું વર્ષ વીત્યા પહેલાં ૫૦, ૬ ઠું વર્ષ વીત્યા પહેલાં ૫૦, ૯ મું વર્ષ વીત્યા પહેલાં ૧૦૦, પેટંટની મુદત વધારવા માટેની અરજી વખતે ૫૦, નમુનો નોંધવાની અરજી વખતે રૂ ૩. એ પ્રમાણે ફી આપવાનું ઠરાવ્યું છે.

# સને ૧૯૧૫ નો આકટ ૪—હિંદુસ્તાનના રક્ષણ બાબતનો આકટ.

૧ આ આકટને સને ૧૯૧૫ નો હિંદુસ્તાનના રક્ષણ બાબતનો આકટ કહેવો (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે. (૪) આ આકટ હાલની લડાઇ ચાલુ હોય તે દરમ્યાન અને તે પછી ૭ મહીનાની મુદત સુધી અમલમાં રહેશે.

૨ ગવર્નર જનરલ ઇનકૌંસિલને, લોકોની સલામતિ જાળવવાના તથા બ્રિટિશ હિંદુસ્તાનના રક્ષણ કરવાના કારણ સારૂ તથા તે કારણ આગળ વધારવા સારૂ સરકારી નોકરો અને બીજા સખસોના અધિકાર તથા ફરજો બાબત કાનુનો ઘડવાનો અધિકાર છે.

ખાસ કરીને આ કલમની રૂએ હેઠળ જણાવ્યા પ્રમાણેની કાનુનો કરવાનો અધિકાર છે.

(અ) શત્રુની સાથે વ્યવહાર રાખતા કે તે માટે ખબર મેળવતા સખસોનો અટકાવ કરવા માટેની (બ) મલિકમુઆઝમનાં લશ્કર તથા વહાણોની સલામતિ જાળવવા માટેની તથા તેમને હીલચાલની ફતેહ મંદીને જોખમમાં આણવાનો સંભવ હોય તેવું કે શત્રુને મદદરૂપ થઇ પડવાનો સંભવ હોય તેવું કોઇ પણ કામ થતું અટકાવવા માટેની (ક) ખોટી ખબરો અથવા જે ખબરોથી બેદિલી કે ભય ઉપજવાનો સંભવ હોય કે જેનાથી પરદેશી રાજ્યો સાથેના મલિકમુઆઝમના સંબંધને હરકત આવવાનો સંભવ હોય કે જેથી જુદા જુદા વર્ગની પ્રજા વચ્ચે દુશ્મનાવટ અને ધિક્કારની લાગણીઓ વધવાના સંભવ હોય એવી ખબરો ફેલાતી અટકાવવા માટેની, ( ડ ) કોઇ પણ દીવાની કે લશ્કરી અધિકારીને, રેલ્વે, બંદરો કે ગોદીઓ, પોસ્ટ ઓફીસ, ગ્યાસ, વીજળીની બત્તી, કે પાણી પુરૂ પાડવાનાં કારખાનાં, કે જાહેરનામાથી પ્રસિદ્ધ કરેલા પ્રદેશોની સલામતિ જાળવવા માટે જરૂર જણાય તેવા હુકમો કાઢવાનો તથા તેવા ઉપાયો લેવાનો અધિકાર આપવા માટેની (ઈ) કોઇ નૌકા ખાતાના કે લશ્કરી અધિકારીને, નૌકા ખાતાના કે લશ્કરી કારણસારૂ કોઇ પણ સ્થાવર કે જંગમ મિલ્કતનો કબજો લેવાનો કે લોકોની સલામતી કે બ્રિટીશ હિંદુસ્તાન કે તેના કોઇ ભાગના રક્ષણ માટે કોઇ મિલ્કતના સંબંધમાં જરૂરના હોય એવા હુકમ કાઢવાનો અને એવાં કામ કરવાનો અધિકાર આપવા માટેની; ( ફ ) કોઇપણ દીવાની કે લશ્કરી અધિકારીને, લોકોની સલામતિને હરકત આવે એવી રીતે કોઇ પણ સખસ વર્ત્યો છે કે વર્તે છે કે વર્તવાનો છે એવી શંકા લાવવા માટે જ્યારે તે અધિકારીના મત પ્રમાણે વ્યાજબી કારણ જણાય ત્યારે, સદરહુ અધિકારીએ લખીને જણાવેલા કોઇપણ પ્રદેશમાં સદરહુ સખસે આવવું નહિ, વસવું નહિ, કે રહેવું નહિ એમ, અથવા ઉપર મુજબ જણાવેલા કોઇપણ પ્રદેશમાં સદરહુ સખસે વસવું અને રહેવું એમ સદરહુ અધિકારી ફરમાવે તે પ્રમાણે તેણે વર્તવું અથવા તે ફરમાવે તેવાં કામ તેણે કરવાં નહીં એમ, અથવા તેના તાબામાં કે તેના નિર્બંધ હેઠળની કોઇપણ મિલ્કતના સંબંધમાં તે ફરમાવે તેવો હુકમ લેવો એમ ફરમાવવાનો અધિકાર આપવા માટેની;—(ગ) બારી પદાર્થ સળગી ઉઠે તેવા પદાર્થ, હથીઆરો અને બીજી સઘળી લડાઇની સામગ્રી કબજે રાખવાની મનાઇ અથવા તેનું નિયમન કરવા માટેની; ( હ ) મલિકમુઆઝમના લશ્કરની કેળવણી કે શિસ્તને જેનાથી હરકત આવવાનો સંભવ હોય તેવી કોઇ બાબતનો અટકાવ કરવા માટેની કે તેમની નોકરીમાં હોય તેવા સખસોની વફાદારીમાં બગાડો કરવાની કે કોઇ કોશીશ અટકાવવા માટેની કે લશ્કરી કે પોલીસની નોકરીમાં દાખલ નહીં થવાનું સમજાવવાની કોઇપણ કોશીશને અટકાવવા માટેની, ( આઇ ) કોઇપણ દિવાની કે લશ્કરી અધિકારીને, લોકોની સલામતિને અથવા બ્રિટીશ હિંદુસ્તાનના રક્ષણને હરકત આવે એવા કોઇપણ કારણસાર કોઇપણ જગા વાપરવામાં આવે છે એમ માનવાનું સદરહુ અધિકારીને કારણ જણાય તો તેવી જગામાં દાખલ થઇને તેનો ઝાડો લેવાનો અને ત્યાં મળી આવેલી જે કોઇપણ ચીજ એવા કોઇપણ કારણસાર વાપરવામાં આવે છે એમ માનવાનું તેને કારણ હોય તેવી ચીજને કબજે લેવાનો અધિકાર આપવા માટેની; ( જે ) આ કલમની રૂએ કરેલી કોઇપણ કાનુનનું ઉલ્લંઘન કરનારા અથવા ઉલ્લંઘન કરવાનો જેના ઉપર વ્યાજબી રીતે શક આવતો હોય તેવા

સખસોને પકડવાનો બંદોબસ્ત કરવા માટેની, (કે) આ રૂયે કરેલી કાનુનોનું ઉલ્લંઘન થતું અટકાવવા બાબત સરકારી નોકરોને બીજા સખસની ફરજો ઠરાવવા માટેની ( એલ ) અને બીજી કોઇ રીતે શત્રુને મદદ મળતી અટકાવવા અથવા ફતેહમંદીથી લડાઇ ચલાવવાનું કામ જોખમમાં આવતું અટકાવવા માટેની (૨) આ કલમની રૂયે કરેલી કાનુનો ઉપરથી એવું ઠરાવવાનો અધિકાર છે કે તે કાનુનોના કોઇપણ ઉલ્લંઘન માટે અથવા એવી કોઇપણ કાનુનના અધિકારની રૂયે કાઢેલા કોઇપણ હુકમના ઉલ્લંઘન માટે સાત વરસ સુધીની કેદની અથવા દંડની અથવા બંનેની શિક્ષા થશે. જો એવી કોઇ કાનુન કે હુકમનું ઉલ્લંઘન કરનારા સખસનો હેતુ રાજાના શત્રુઓને મદદ કરવાનો કે રાજાની સામે લડાઇ કરવાનો હોય તો એવું ઠરાવવાનો અધિકાર છે કે સદરહુ ઉલ્લંઘન માટે મોતની કે જીવતાં સુધી સમુદ્રપારની કે દસવરસ સુધીની કેદની શિક્ષા કરવામાં આવશે. તેમાં કોઇપણ શિક્ષામાં દંડ ઉમેરવાનો અધિકાર છે. (૩) આ રૂયે કરેલી કાનુનો ઇંડિયા ગેઝીટમાં પ્રસિદ્ધ કરવી.

૩ સ્થાનિક સરકારને લેખી હુકમ આપીને એમ ફરમાવવાનો અધિકાર છે કે ૨ જી કલમની રૂયે કરેલી કોઇ પણ કાનુન મુજબ ગુન્હો ગણાય છે એવા કોઇ પણ કૃત્યનું તોહોમત કોઇ પણ સખસના ઉપર આવ્યું હોય, અથવા મોતની, સમુદ્રપારની કે વત્તામાં વત્તા સાત વરસ સુધીની કેદની શિક્ષા કરવા લાયક કોઇ પણ ગુન્હાનું અથવા એવો કોઇ ગુન્હો કરવામાં સાપરાધ સંપનું કે તેમાં મદદગારી કરવાની કોશિશ કરવાનું તોહોમત જે સખસની ઉપર મુકયું હોય તેવા કોઇ પણ સખસના ઇન્સાફ આ આકટની રૂયે નીમેલા કમીશનરોએ કરવો.

૪ આ આકટની રૂયે સખસોના ઇન્સાફ કરવા માટેના કમિશનરો સ્થાનિક સરકારે નીમવા (૨) તે કમિશનરો આખા પ્રાંતને માટે કે કોઇ પણ ભાગને માટે કે કોઇ ચોકસ તહોમતવાળા સખસોના ઇન્સાફ માટે નીમવાનો અધિકાર છે. (૩) આ આકટ મુજબના સઘળા ઇન્સાફ ત્રણ કમિશનરોએ કરવા તેમાં ઓછામાં ઓછા બે જણે તો ત્રણ વરસ સુધી સેસન જડજ તરીકે કામ કરેલું હોવું જોઇએ કે હાઇ કોર્ટ જડજ તરીકે નિમવા માટેની લાયકાત મળવેલી હોવી જોઇએ.

૫ આ આકટની રૂયે નીમેલા કમિશનરોએ, તહોમતવાળાને ઇન્સાફ માટે તેમના તરફ કમિટ કરવામાં આવ્યા સિવાય ગુન્હા સાંભળવાનો અધિકાર છે. સ્થાનિક સરકારે કરેલી કાનુનોને પાત્ર, માજીસ્ટ્રેટોએ વારંટવાળા મુકરદમાનો ઇન્સાફ આપવા માટે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે કામ ચલાવવું. કમિશનરોએ તપાસેલા સાક્ષીની જુબાનીના સારાંશની યાદીજ કરવી, અને ન્યાય આપવા માટે મુલતવી રાખવાની જરૂર જણાયા સિવાય કોઇ પણ કારણ સારૂ તે ઇન્સાફનું કામ મુલતવી રાખવાને તે બંધાયલા નથી. કમિશનરોમાં કાંઇ મતભેદ પડે તો બહુમતે ઇન્સાફ કરવો.

૬ આ આકટની રૂયે નીમેલા કમિશનરોનો ચુકાદો છેવટનો અને નિર્ણયક ગણાશે. અને સદરહુ કમિશનરોને જેના ઉપર તેમણે ગુન્હો સાબિત થયાનો ઠરાવ કર્યો હોય, તેવા કોઇ પણ સખસને જે ગુન્હાની સાબિતનો કરાવ સદરહુ સખસ ઉપર થયો હોય તે ગુન્હાની શિક્ષા માટે કાયદાએ અધિકાર આપ્યો હોય, તેવી કોઇ પણ શિક્ષા કરવાનો અધિકાર છે અને તેમણે કરેલી કોઇ પણ શિક્ષા બાબત મંજુરીના હુકમની જરૂર નથી એમ સમજવું.

(૨) આ આકટ મુજબના કોઇ પણ ઇન્સાફના કામમાં એમ સાબિત થાય કે તહોમતવાળા સખસે કોઇ પણ ગુન્હો કર્યો છે તો, ૩ જી કલમમાં અથવા તે મુજબના કોઇ પણ, હુકમમાં તે ગુન્હો નિર્દિષ્ટ કરેલો હોય કે નહી તોપણ, કમિશનરોને સદરહુ તહોમતવાળા સખસ ઉપર સદરહુ ગુન્હાની સાબિતીનો ઠરાવ કરવાનો અને તેની શિક્ષા માટે કાયદાએ અધિકાર આપ્યો હોય, તેવી કોઇ પણ શિક્ષા કરવાનો અધિકાર છે.

૭ સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના ઠરાવ આ આકટથી અથવા આ આકટની રૂયે ઠરાવેલી કામ ચલાવવાની ખાસ રીતથી તેઓ વિરૂદ્ધ હોય એટલે સુધી આ આકટની રૂયે નીમેલા કમિશનરોએ ચલાવેલાં કામને લાગુ પડતા નથી એમ સમજવું. પરંતુ બીજી રીતે ઠરાવ્યુ હોય તે

સિવાયને પ્રસંગે સદરહુ કાયદો સદરહુ કામને લાગુ પડે છે અને અવલ હકુમત ચલાવનારી સેસન કોર્ટને મળેલા સઘળા અધિકાર કમિશનરને છે એમ સમજવું.

૮ (૧) સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવો અથવા વિદ્યમાન કાળે અમલમાં હોય એવા બીજા કોઇ પણ કાયદાના, અથવા ગમે તે અધિકારીએ કરેલા કાયદામાં અમલ તરીકે હોય એવી બાબતોના, ઠરાવો હોય તો પણ, આ આકટની રૂયે નીમેલા કમીશનરોએ કરેલા કોઇ પણ હુકમ અથવા શિક્ષા ઉપર અપીલ ચાલશે નહીં. અને કોઇ પણ કોર્ટને એવા કોઇ પણ હુકમ અથવા શિક્ષાની તપાસ કરવાનો, અથવા કોઇ પણ મુકદમા એવા કમિશનરોની પાસેથી બીજાની પાસે મોકલવાનો અથવા સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૯૧ મી કલમ મુજબના હુકમ કરવાનો, અથવા આ આકટની રૂયે ચલાવેલા કોઇ પણ કામની બાબતમાં કોઇ પણ જાતની કોઇ પણ હકુમત નથી એમ સમજવું. (૨) આ આકટની રૂયે કમિશનરોએ શિક્ષા કરી હોય તેવા સખસોના સંબંધમાં સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ ૪૦૧ અથવા ૪૯૨ ની રૂએ હુકમ કરવાના ગવર્નર જનરલ ઇનકૌંસિલના અથવા સ્થાનિક સરકારના અધિકારને પેટા કલમ (૧) માંના કોઇ પણ મજકુરથી બાધ આવતો નથી એમ સમજવું.

૯ સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવા બાબતના આકટમાં ગમે તે ઠરાવો હોય તોપણ જ્યારે કોઇ પણ સખસે કહેલો મજકુર માજીસ્ટ્રેટે નોંધી લીધો હોય ત્યારે,જો સદરહુ સખસ મરી ગયો હોય, અથવા તે ગુમ થયો હોય અથવા તે પુરાવો આપવા અશક્ત હોય અને કમિશનરોનો એવો મત થાય કે એવું મરણ, ગુમ થવું અથવા અશક્તિ તોહોમતવાળાના લાભમાં થએલા છતાં, સદરહુ મજકુર આ આકટની રૂએ નીમેલા કમિશનરોની આગળ ચાલેલા કોઈ પણ ઇન્સાફના કામમાં પુરાવામાં કબુલ રાખવાનો અધિકાર છે.

૧૦ સ્થાનિક સરકારને સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને કમિશનરોની નિમણુંક તથા અધિકાર તથા કામ ચલાવવાની બાબતોના સંબંધમાં ઠરાવો કરવાની કાનુનો કરવાનો અધિકાર છે.

૧૧. આ આકટની રૂએ કરેલા કોઇ પણ હુકમ સામે કોઇ પણ કોર્ટોમાં વાંધો ઉઠાવી શકાશે નહિ, અને આ આકટની રૂએ જે કાંઇ પણ શુદ્ધ બુદ્ધિથી કરાવવામાં આવ્યું હોય, અથવા કરવાનો ઇરાદો રાખ્યો હોય તેને માટે કોઇ પણ સખસ ઉપર કોઈ પણ દાવો, ફોજદારી કામ અથવા બીજું કોઇ કાયદેસર કામ ચાલશે નહીં.

---

# હિન્દુસ્તાનનો કૉપી રાઈટનો આકટ (સને ૧૯૧૪ નો ૩ જો.)

## બાબ ૧ લો. પ્રથમારંભી ઠરાવો.

૧ (૧) આ આકટને સન ૧૯૧૪ નો હિંદુસ્તાનનો કાપી રાઇટ બાબતનો આકટ કહેવો (૨) તે બ્રિટિશ બ્લુચિસ્તાન, અંગુલ જીલ્લો, તથા સંથાલપરગણું સુદ્ધાં આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

૨ કોપી રાઇટ બાબતનો આકટ એટલે સન ૧૯૧૧ નો કોપી રાઇટ બાબતનો આકટ એ નામનો પાર્લામેન્ટનો આકટ સમજવો, તથા (૨) સદરહુ કોપી રાઇટ બાબતના આકટમાં વ્યાખ્યા કરેલા શબ્દો તથા સંજ્ઞાઓનો જે અર્થ તે આકટમાં કર્યો છે તેજ અર્થ થાય છે.

## બાબ ૨ જો. કોપી રાઇટ બાબતના આકટનો અર્થ.

૩ કોપીરાઇટ બાબતનો આકટ બ્રીટીશ હિંદુસ્તાનને લાગુ કરતી વખતે તેમાં હેઠળનાં ફેરફાર કરવા એટલે કે,—

(૧) ૩ જી કલમ મુજબના બોર્ડ ઓફ્ ટ્રેડના અધિકાર, બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રથમ પ્રસિદ્ધ થએલી કૃતિની બાબતમાં ગવર્નર જનરલ ઇન કૌંસિલે ચલાવવા.

(૨) ૧૫ મી કલમ મુજબ બોર્ડ ઓફ્ ટ્રેડના અધિકાર, બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રથમ પ્રસિદ્ધ થએલી કૃતિની બાબતમાં ગવર્નર જનરલ ઇન કૌંસિલે ચલાવવા.

(૨) ૧૯ મી કલમ મુજબ બોર્ડ ઓફ્ ટ્રેડના અધિકાર, જેની મુળ પ્લેટ (તકતી) બ્રિટીશ હિંદુસ્તાનમાં બનાવી હોય, એવા રેકાર્ડો, પરફેરેટેડ, રોલો તથા બીજી બનાવટના સંબંધમાં ગવર્નર જનરલ ઇન કૌંસિલે ચલાવવા, આવા અધિકારો ચલાવવા સારૂ પાર્લામેન્ટની બહાલીની જરૂર પડશે નહિ.

(૩) કલમ ૧૫ પેટા કલમ (૪) તથા કલમ ૨૪, પેટા કલમ (૧) માંના લવાદી સંબંધી હવાલા, એવી તકરાર બ્રિટિશ હિંદુસ્તાનના જે ભાગમાં ઉભી થાય તે ભાગમાં વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદા મુજબ લવાદી સંબધી આપેલા હવાલા તરીકે, (૪) જે કૃતિના કરતાઓ તે કૃતિ કરતી વખતે બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતા હોય, તેમના સંબંધમાં, તથા બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રથમ પ્રસિદ્ધ થએલી કૃતિના સંબંધમાં સન ૧૯૦૭ ના પેટન્ટ તથા નમુના બાબતના આકટના સંબંધમાં ૨૨ મી કલમમાં કરેલો હવાલો, સન ૧૯૧૧ ના હિંદુસ્તાનના પેટન્ટ તથા નમુના બાબતના આકટના સંબંધમાં કરેલા હવાલા તરીકે સમજવો. તથા સદરહુ કલમમાંનો સન ૧૯૦૭ ના પેટન્ટ તથા નમુના બાબતના આકટની ૮૬ મી કલમના સંબંધમાં કરેલો હવાલો, સન ૧૯૧૧ ના હિંદુસ્તાનના પેટન્ટ તથા નમુના બાબતના આકટની ૭૭ મી કલમના સંબંધમાં કરેલા હવાલા તરીકે સમજવો.

(૫) બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રથમ પ્રસિદ્ધ થયેલી કૃતિના સંબંધમાં, કલમ ૨૪, પેટા કલમ (૧) વિશેષ ઠરાવ (અ) માં નો લંડન ગેઝેટ તથા લંડનમાંના બે વર્તમાનપત્રો બાબત આપેલો હવાલો ઇંડિયા ગેઝેટ તથા બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ થતાં બે વર્તમાનપત્રો બાબત આપેલા હવાલા તરીકે સમજવો.

૪ (૧) બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રથમ પ્રસિદ્ધ થએલી કૃતિના બાબતમાં કોપી રાઇટ નીચેના બંધનને પાત્ર રહેશે, એટલે તે કૃતિ પ્રથમ પ્રસિદ્ધ થયાની તારીખથી માત્ર દશ વર્ષની મુદત સુધીજ તેનો તરજુમો કરવાના ફરી કરવાના, ભજવી બતાવવાના અથવા પ્રસિદ્ધ કરવાના અનન્ય હકનો તે કોપી રાઈટમાં સમાવેશ થશે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ મુદતની અંદર તે, કર્ત્તા અથવા તેણે તેમ કરવાની પરવાનગી આપી હોય તેવો કોઇ પણ સખસ, એવી કોઇ પણ કૃતિનો કોઇ પણ ભાષામાં તરજુમો પ્રસિદ્ધ કરે તો, સદરહુ કૃતિનો તે ભાષામાં તરજુમો કરવાની, ફરી કરવાના, ભજવી બતાવવાના, અથવા પ્રસિદ્ધ કરવાના અનન્ય હક સંબંધી તે કૃતિનો કોપી રાઇટ આ પેટા કલમમાં ઠરાવેલા બંધનને પાત્ર થશે નહીં.

(૨) પેટા કલમ (૧) નાં કારણ માટે 'કર્ત્તા' એ સંજ્ઞામાં મરણ પામેલા કર્ત્તાના કાયદેસર વારસ વકીલનો સમાસ થાય છે.

૫ જે સંગીતની કૃતિના કર્તા તે કરતી વખતે બ્રિટિશ હિંદુસ્તાનમાં રહેતા હોય તેમની કૃતિને

તથા તેજ કલમની તેજ પેટા કલમના વિશેષ ઠરાવ (બ) માં નો સન ૧૯૧૦ ના જુલાઇ મહિનાની ૨૬ મી તારીખ બાબત આપેલો હવાલો, જે કૃતિ બનાવતી વખતે કર્તાઓ બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રથમ પ્રસિદ્ધ થએલી કૃતિના સંબંધમાં, સન ૧૯૧૨ ના અકટોબર મહિનાની ૩૦ મી તારીખ બાબત આપેલા હવાલા તરીકે સમજવો.

અથવા બ્રિટીશ હિંદુસ્તાનમાં પ્રથમ પ્રસિદ્ધ થએલી સંગીતની કૃતિને કોપી રાઇટ બાબતનો આકટ લાગુ કરતી વખતે, 'સંગીતની કૃતિ' એ સંજ્ઞાનો અર્થ કોપી રાઇટ બાબતના આકટમાં બીજી રીતે સ્પષ્ટ ઠરાવ્યું હોય તે સિવાય, સુસ્વરાનુક્રમ તથા સ્વર મેલનનો જે કોઇ પણ સંયોગ અથવા તેમાંનો જે કોઇ પણ એક લખી રાખવામાં આવ્યો હોય તે, એવો થાય છે.

૬ (૧) કોઇ પણ કૃતિનો કોપી રાઇટ હોય તેની બ્રીટીશ હિંદુસ્તાનની બહાર કરેલી નકલો જો તે બ્રિટિશ હિંદુસ્તાનમાં કરવામાં આવી હોત તો કોપી રાઇટનો ભંગ થાત, તથા જેના સંબંધમાં કોપી રાઇટનો માલિક, બ્રિટિશ હિંદુસ્તાનમાં એવી નકલો આયાત કરવી જોઇએ નહિ, એવી પોતાની ઇચ્છા છે એમ સન ૧૮૭૮ ના જળ માર્ગની કસ્ટમના આકટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે કસ્ટમના મુખ્ય અમલદારને પોતાની મેળે, અથવા પોતાના મુખત્યાર મારફત લેખી નોટીસ આપે તો તે નકલો એવી રીતે આયાત કરવી નહીં, તથા તે જળ માર્ગની કસ્ટમના આકટની ૧૮મી કલમ પ્રમાણે મના કરેલો માલ છે એમ સમજવું.

(૨) આવી કોઇ પણ નકલો અટકાવી રાખતા પહેલાં અથવા તેને સરકાર દાખલ કરવાના ઇરાદાથી બીજું કાંઇ પણ કામ ચલાવતાં પહેલાં, એવા કસ્ટમના મુખ્ય અમલદારને, અથવા સ્થાનિક સરકારે આ અર્થે નિમેલા બીજા કોઇ પણ અમલદારને, ખબર, તારણ શરતો અથવા બીજી બાબતોને લગતા આ કલમના ઠરાવો મુજબ ચાલવાનું ફરમાવવાનો અધિકાર છે; તથા તે નકલો આ કલમ મુજબ આયાત કરવાની મના કર્યા પ્રમાણેની છે, એ બાબતની, આ નિયમો પ્રમાણે, પોતાની ખાત્રી કરવાનો તેને અધિકાર છે.

(૩) ગવર્નર જનરલ ઇન કૌંસિલને, ઇંડિયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે નકલો આયાત કરવાની આ કલમ ઉપરથી મના કરી હોય તે નકલો અટકાવી રાખવાના, તથા સરકાર દાખલ કરવાના સંબંધમાં, તથા એવી રીતે અટકાવી રાખતા પહેલાં તથા સરકાર દાખલ કરતા પહેલાં જે શરતો, (જો કાંઇ હોય તો,) પાળવી જોઇએ. તે શરતોના સંબંધમાં સામાન્ય અથવા નિયમો કરીને, જે ખબર, નોટીસો તથા તારણ આપવું જોઇએ તે નક્કી કરવાનો તથા આ કલમના કોઇ પણ કારણ સારૂ જે પુરાવો જોઇએ તે નક્કી કરવાનો, તથા એવો પુરાવો ખરો છે કે ખોટો તે ઠરાવવાની રીત નક્કી કરવાનો અધિકાર છે.

(૪) આવા નિયમો, જે કૃતિની નકલો આયાત કરવાની આ કલમ ઉપરથી મના કરી છે, એવી સઘળી કૃતિની નકલોને લાગુ પાડવાનો અધિકાર છે. અથવા આવી કૃતિના જુદા જુદા વર્ગોના સંબંધમાં જુદા જુદા નિયમો કરવાનો અધિકાર છે.

(૫) સદરહુ નિયમોમાં એવો ઠરાવ કરવાનો અધિકાર છે કે, એવી ખબર આપનારની ખબર ઉપરથી કોઈ પણ (વખતે) અટકાવી રાખવાના સંબંધમાં તથા એવી રીતે અટકાવી રાખ્યા પછી ચલાવેલાં કોઇ પણ કામના સંબંધમાં થયેલો સઘળો ખર્ચ તથા નુકશાન ખબર આપનારે સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિયા ઇન કૌંસિલને ભરી આપવો તથા તેમાં એવું પણ ઠરાવવાનો અધિકાર છે કે કોપી રાઇટ બાબતના આકટની રૂએ યુનાઇટેડ કીંગડમના કસ્ટમ તથા એકસાઇઝના કમિશનરોને આપેલી અને તે અધિકારીએ બ્રિટિશ હિંદુસ્તાનમાંના કોઇ પણ અધિકારીને મોકલી આપેલી નોટીસો તે માલિકે સદરહુ કસ્ટમના મુખ્ય અમલદારને આપેલી છે એમ ગણવામાં આવશે.

(૬) આ કલમનો અમલ કોપીરાઇટ બાબતના આકટની ૧૪ મી કલમમાં જરૂરના ફેરફાર કર્યા પ્રમાણે થશે.

## બાબ ૩ જો શિક્ષા.

૭ જો કોઇ પણ માણસ જાણી જોઇને (અ) જે કૃતિનો કૉપીરાઇટ હોય તેનો ભંગ કરે એવી કોઇ પણ નકલ વેચવા માટે, કે ભાડે આપવા માટે કરશે, અથવા (બ) એવી કોઇ પણ કૃતિનો ભંગ કરે એવી કોઇ પણ નકલ વેચશે, અથવા ભાડે આપશે, અથવા વેપાર અર્થે વેચવા સારૂ કે ભાડે આપવા સારૂ ખુલ્લી મૂકશે કે આપવા માંડશે, અથવા (ક) એવી કોઇ પણ કૃતિ ભંગ કરે એવી નકલો વેપારનાં કારણો સારૂ કે કૉપીરાઇટના માલિકને નુકશાન થાય તેટલે દરજ્જે વહેંચશે, અથવા (ડ) એવી કોઇ પણ કૃતિની ભંગ કરે એવી કોઇ પણ નકલ વેપાર અર્થે જાહેરમાં ખુલ્લી મૂકશે; અથવા (ઈ) એવી કોઇ પણ કૃતિનો ભંગ કરે એવી નકલ વેચવા કે ભાડે આપવા માટે બ્રિટિશ હિંદુસ્તાનમાં આયાત કરશે. તો આ કલમનું ઉલ્લંઘન કરીને જે જે નકલના સંબંધમાં વ્યવસ્થા કરવામાં આવી હશે તેવી દરેક નકલ બદલ તે વત્તા માં વત્તા વીસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે. પણ એક જ વ્યવહારના સંબંધમાં તે દંડ પાંચસો રૂપિઆ કરતાં વધારે થવો જોઇએ નહીં.

૮ જો કોઇ પણ સખસ, જે કૃતિનો કૉપીરાઇટ હોય એવી કોઇ પણ કૃતિની ભંગ કરે એવી નકલો કરવા માટે કોઇ પણ પ્લેટ જાણી જોઇને બનાવશે અથવા પોતાના કબજામાં રાખશે, અથવા તે કૉપી-રાઇટના માલિકની સંમત્તિ વગર એવી કોઈ પણ કૃતિ જાણી જોઇને તથા પોતાના ખાનગી લાભ માટે ભજવી બતાવડાવશે, તો તે વત્તામાં વત્તા પાંચસો રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૯ જો કોઈ પણ સખસ ઉપર ૭ મી અથવા ૮ મી કલમની રૂએ શિક્ષા થવા જોગ ગુન્હાની સા-બિતિનો ઠરાવ અગાઉ થયા પછી તેમાંની એક પણ કલમની રૂયે શિક્ષા થવા જોગ ગુન્હાની સાબિતીનો ઠરાવ ફરીથી થશે તો, તે સખસને વત્તામાં વત્તા એક મહિનાની આસાન કેદની અથવા એક હજાર રૂ-પીઆ સુધીના દંડની, અથવા એ બંને જાતની શિક્ષા થશે.

૧૦ ભંગ કરે એવી નકલોનો અથવા ભંગ કરે એવી નકલો કરવા માટેની પ્લેટોનો નાશ કર-વાનો કે તે કૉપીરાઇટના માલિકને સોંપી દેવાનો અથવા તે કોર્ટને યોગ્ય લાગે તેવી બીજી રીતે તેની વ્યવસ્થા કરવાનો હુકમ કરવાનો અધિકાર છે.

(૨) પેટા કલમ (૧) મુજબના હુકમની તારીખથી ૩૦ દિવસની અંદર, તે હુકમ કરનારી કોર્ટની અપીલો જે કોર્ટને કરવામાં આવતી હોય તે કોર્ટને કરવાનો અધિકાર છે.

૧૧ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટના કે પહેલા વર્ગના માજીસ્ટ્રેટના દરજ્જાથી ઓછા દરજ્જાની કોઇ પણ કોર્ટ આ આક્ટ વિરૂદ્ધના કોઇ પણ ગુન્હાનો ઇન્સાફ કરવો નહીં.

૧૨ આ બાબતના ઠરાવો ઈમારત શાસ્ત્રને લગતી કોઇ કૃતિના સંબંધમાં લેવાના ઉપાયોને લગતા બંધનો સંબંધી કૉપીરાઇટ બાબતના આક્ટની ૭ મી કલમ જેને લાગુ પડતી હોય તેની કોઇ પણ બા-બતને લાગુ પડશે નહિ.

## બાબ ૪ થો. પરચુરણ.

૧૩ કૉપીરાઇટના ભંગના સંબંધમાં દરેક ફરિયાદ અથવા બીજું દિવાની કામ હાઇકોર્ટમાં અથવા ડિસ્ટ્રીક્ટ જડજની કોર્ટમાં માંડવું જોઇએ તથા ત્યાં તેનો ઇન્સાફ કરવો જોઇએ.

૧૪ જે કોઇ પણ પુસ્તકનો કર્ત્તા તે પુસ્તક કરતી વખતે બ્રિટિશ હિંદુસ્તાનનો રહેવાસી હોય, તે પુસ્તકના અથવા પ્રથમ બ્રિટિશ હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ થયેલા કોઇ પણ પુસ્તકના કૉપીરાઇટના ભંગના સંબંધમાં સન ૧૯૧૨ ના અકટોબર મહિનાની ૩૦ મી તારીખ પછી માંડેલી કોઇ પણ ફરિયાદ અથવા ચલાવેલું બીજું કાંઇ પણ દિવાની કામ, એવું પુસ્તક નોંધવાનું કામ સન ૧૮૪૭ ના હિંદુસ્તાનના કૉપી-રાઇટ બાબતના આક્ટના ઠરાવો મુજબ કરવામાં આવ્યું ન હતું તેટલાજ કારણસર કાઢી નાંખવું નહિં.

૧૫ બીજા પરિશિષ્ટમાં લખેલા કાયદાને પરિશિષ્ટના ચોથા આસનમાં લખ્યું છે તેટલે સુધી આ ઉપરથી રદ કર્યા છે.

# સને ૧૯૧૩ નો હિન્દુસ્તાનનો કંપનીનો આકટ ૭ મો,

## ભાગ ૧ લો પ્રથમ નિયમો.

૧ આ આકટને સને ૧૯૧૩ નો હિંદુસ્તાનનો કંપનીઓનો આકટ કહેવો, તે આખા બ્રીટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૨ આરટીકલો એટલે–કોઇપણ કંપનીના મૂળ ઘડવામાં આવેલા કે ખાસ ઠરાવથી ફેરફાર કરવામાં આવેલા આરટીકલ્સ ઓફ એસોસીએશન એવો થાય છે.

'કંપની'–નો અર્થ આ આકટની રૂએ સ્થાપવામાં આવેલી નોંધાયલી કંપની, અથવા કોઇ વિદ્યમાન કંપની એવો થાય છે.

કોર્ટ—આ આકટની રૂયે જેને હકુમત હોય એવી કોર્ટ, ડીબેંચર એટલે ડીબેન્ચર સ્ટૉક. ડીરેકટર એટલે જે સખસ ડીરેકટરનો દરજ્જો ભોગવતો હોય તે, **ડીસ્ટ્રીકટ કોર્ટ**–એટલે ડીસ્ટ્રીકટમાંની અસલ હકુમતવાળી મુખ્ય દિવાની કોર્ટ, **વિદ્યમાન કંપની** એટલે–કંપનીઓના આકટની રૂયે સ્થાપન થઇને નોંધાયલી કંપની, **વિમો ઉતારનાર કંપની** એટલે જે કંપની વીમો ઉતારવાનું કામ કરતી હોય તે, **મેનેજર** એટલે મેનેજરનો દરજ્જો ભોગવતો હોય તે સખસ. **મેમોરેન્ડમ** એટલે મેમોરેન્ડમ ઓફ એસોસિએશન; **ઓફીસર** શબ્દમાં ડીરેકટર, મેનેજર, સેક્રેટરી, અને ૨૩૫, ૨૩૬ તથા ૨૩૭ મી કલમો સિવાયની કલમોમાં ઓડીટરનો સમાસ થાય છે; **રજીસ્ટ્રાર**, એટલે આ આકટની રૂએ કંપનીને નોંધવાનું કામ કરનારો કોઇ રજીસ્ટ્રાર કે આસીસ્ટંટ રજીસ્ટ્રાર એવો સમજવો. **શેર**—એટલે કંપનીના શેરના ભંડોળમાંનો શેર એવો થાય છે.

૩ આ આકટની રૂએ હકુમતવાળી કોર્ટ એટલે કંપનીની નોંધાયલી ઓફીસ જે જગાએ આવી હોય તે જગામાં હકુમતવાળી હાઇ કોર્ટ સમજવી. પણ સરકાર કોઇ પણ ડીસ્ટ્રીકટ કોર્ટને આ આકટની સદરહુ કોર્ટને આપેલી હકુમત ચલાવવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

## ભાગ ૨ જો. રચના અને સંસ્થાપના.

૪ [૧) શરાફીનું કામ ચલાવવા સારૂ દસ કરતાં વત્તા સખસોની કંપની, એસોસીએશન કે પંત્યાળુ કરવું હોય તો તે આ આકટ પ્રમાણે કે અમલમાં હોય તેવા કોઇ બીજા આકટ પ્રમાણેની કંપની તરીકે નોંધાવ્યા વગર કરવું નહીં. (૨) તેમજ કંપની કે એસોસીએશનના જુદા જુદા મેંબરોને નફો મળે તેવું બીજું કંઇ કામ વીસ કરતાં વત્તા સખસોની કોઇ કંપની કે પંત્યાળું કરવું હોય તો તે પણ આ આકટ પ્રમાણે નોંધાવ્યા વગર કરવું નહીં.

૫ કાંઇ કાયદાસર કારણ સારૂ એકઠા થયા હોય, એવા કોઇ પણ સાત કે તે કરતાં વધારે માણુસોને ( અને જ્યારે ખાનગી કંપની હોય તો બે કે તેથી વધારે માણસોને ) મેમોરેન્ડમ ઓફ એસોસીએશન ઉપર પોતાના નામનીસહી કરીને અને આ આકટના નોંધાવવા બાબતના ઠરાવો પ્રમાણે નિયમિત કે અનિયમિત જોખમવાળી સંસ્થાપિત કંપની એટલે કે,–

(૧) જે કંપનીના મેંબરોની જવાબદારી તે દરેક મેંબરના શેરના રૂપીઆમાંના જેટલા રૂપીઆ આપ્યા નહીં હોય, તેટલા રૂપીઆ સુધી મેમોરેન્ડમથી નિયમિત કરી હોય તેવી કંપની (૨) જે કંપની બંધ કરવામાં આવે તો તેના અવેજમાં આટલા રૂપીઆ આપીશું, એવું દરેક મેંબરે કબુલ કર્યું હોય તેટલા રૂપીઆ સુધી મેમોરેન્ડમથી નિયમિત કરી હોય તેવી કંપની, (૩) અથવા જે કંપનીના મેમ્બરોની જવાબદારી કોઇ પણ રીતે નિયમિત કરેલી ન હોય તેવી કંપની તે કરવાનો અધિકાર છે.

૬ શેરોથી નિયમિત કરેલી કંપનીની બાબતમાં–(૧) કંપનીનું નામ, તથા તે નામને છેડે "લીમીટેડ" શબ્દ. (૨) કંપનીની નોંધેલી ઓફીસ જે પ્રાંતમાં રાખવી હોય તે પ્રાંત. (૩) કંપનીનો હેતુ.(૪) મેમ્બરોની જવાબદારી નિયમિત કરી છે એ વાત, (૫) જેટલા શેરના ભંડોળથી નોંધાવવાનું યોજ્યું હોય તેની રકમ, અને આટલા રૂપીઆનો એક શેર, એ પ્રમાણે તે ભંડોળના કરેલા શેર (૨) મેમોરેન્ડમ ઉપર સહી કરનાર કોઇ પણ સખસે એક કરતાં ઓછો શેર લેવો નહીં. (૩) અને તે સહી કરનાર દરેક સખસ

જા

જેટલા શેર લે તેટલા શેર પોતાના નામની સામે લખવા.

૭ જામીનગીરીથી નિયમિત કરેલી કંપનીની બાબતમાં (૧) તેના મેમોરેન્ડમમાં નીચેની બાબતો લાવવી. (૧) કંપનીના નામને છેડે "લીમીટેડ" શબ્દ, (૨) કંપનીની નોંધેલી ઓફીસ જે પ્રાંતમાં રાખવી હોય તે પ્રાંત, (૩) કંપનીનો હેતુ, (૪) મેમ્બરોની જવાબદારી નિયમિત કરી છે એ વાત, (૫) પોતે મેંબર હોય તેટલામાં કે તે પછી એક વર્ષની અંદર કંપનીનું કામ બંધ થાય તો, પોતાનું મેંબરપણું બંધ થયા પહેલાં કંપનીને જે કરજ થાય તેની જવાબદારી આવી હોય તે કરજ તથા જવાબદારી, અને કંપનીનું કામ આટોપી બંધ કરવાનો સઘળો ખર્ચ આપવા સારૂ અને ફાળો આપનારાઓના માંહોમાંહે હક હોય તેનો નિકાલ કરવા સારૂ અમુક રૂપીઆની રકમ સુધી જે રકમની જરૂર હોય તે રકમ કંપનીના અવેજમાં ભરવાનું દરેક મેંબર કબુલ કરે છે એ વાત.

(૨) જો તે કંપનીના શેરનો ભંડોળ હોય તો; (૧) તેના મેમોરૅન્ડમમાં જેટલા શેરના ભંડોળથી કંપની નોંધવાનું યોજ્યું હોય તેની રકમ, અને એકશેર કેટલા રૂપીઆનો, એ પ્રમાણે ભંડોળના કરેલા શેર એ વાત પણ લખવી. (૨) મેમોરેન્ડમ ઉપર સહી કરનાર કોઇ પણ સખસે એક કરતાં ઓછો શેર લેવો નહીં. (૩) તે સહી કરનાર દરેક સખસ જેટલા શેર લે તેટલા શેર પોતાના નામની સામે લખવા.

૮ અન લિમીટેડ કંપનીની બાબતમાં,-(૧) તેના મેમોરેન્ડમમાં નીચેની બાબતો લખવી-(૧) કંપનીનું નામ, સદરહુ કંપનીની નોંધેલી ઓફીસ જે પ્રાંતમાં રાખવી હોય તે પ્રાંત (૨) કંપનીનો હેતુ. (૨) જો કંપનીનો શેરનો ભંડોળ હોય તો (૧) મેમોરેન્ડમ ઉપર સહી કરનાર દરેકે એક કરતાં ઓછો શેર લેવો નહીં. (૨) તે સહી કરનાર જેટલા શેર લે તે પોતાના નામની સામે લખવા.

૯ મેમોરેન્ડમ ઉપર, નિદાન એક સાહેદની રૂબરૂ સહી કરવી અને તેની સાખ કરાવવી.

૧૦ આ આકટમાં ખાસ ઠરાવ કર્યો હોય તે સિવાયની બાબતમાં કોઇપણ કંપનીએ પોતાના મેમોરેન્ડમમાંની સરતોમાં ફેરફાર કરવો નહીં.

૧૧ (૧) કોઇ કંપની જે નામથી નોંધાઇ ચુકી હોય તેજ નામથી, તેમજ તેના જેવાં નામથી, બીજી કોઇ કંપની નોંધાવવી નહીં. (૨) જે કંપની નોંધાઇ ચુકી હોય, તેવાજ નામથી જો બીજી કંપની ચુકથી કે બીજી રીતે નોંધી હોય તો, રજીસ્ટ્રરની મંજુરીથી તે બીજી કંપનીને પોતાનું નામ બદલવાનો અધિકાર છે. (૩) ક્રાઉન, એમ્પરર, એમ્પાયર, એમ્પ્રેસ, ઇમ્પીરીઅલ, કિંગ, કવીન, રોયલ, એ શબ્દોમાંના કોઇ પણ શબ્દવાળા નામથી, અથવા સરકારની મંજુરી ગર્ભિત રીતે જણાતી હોય તેવા શબ્દ વાળા નામથી, કોઇપણ કંપની નોંધવી નહીં, માત્ર સરકારના સેક્રેટરીનો લખેલો હુકમ કાઢીને તે કંપનીના નામમાં તે શબ્દો વાપરવા દેવા બદલ પોતાનું અનુમત દર્શાવે તોજ તેવા શબ્દથી કંપની નોંધવી. પણ આ કલમના ઠરાવ આ આકટ પહેલાં નોંધેલી કંપનીને લાગુ પડશે નહિ. (૪) કોઇપણ કંપનીને સરકારની લેખી સંમત્તિથી પોતાનું નામ બદલવાનો અધિકાર છે. (૫) જ્યારે કોઇ કંપની પોતાનું નામ બદલે ત્યારે રજીસ્ટ્રારે રજીસ્ટરમાં પેહેલાંના નામને બદલે નવું નામ દાખલ કરવું. અને તેવી રીતે ફેરફાર કરેલું સરટીફીકેટ ઓફ ઇન્કોરપોરેશન ( એટલે કંપની સંસ્થાપિત થયાનો દાખલો ) આપવું એટલે નામ બદલવાનું કામ પુરૂં થયું સમજવું. (૬) નામ ફેરફાર થયાથી તે કંપનીના કોઇપણ હક કે જવાબદારીને બાધ આવશે નહીં.

૧૨ આ આકટના ઠરાવો અનુસાર કોઇ કંપની વિશેષ ઠરાવ કરીને પોતાની નોંધાયલી ઑફીસની જગા એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં બદલવા સારૂ પોતાના મેમોરેન્ડમમાં ફેરફાર કરવાને અથવા, પોતાનું કામ કરકસરથી વધારે સારૂ કરવાને, પોતાનો મુખ્ય હેતુ નવાં સુધારેલાં સાધનોથી પાર પાડવાને અથવા પોતાનું કામ કરવાનો સ્થાનિક પ્રદેશ વધારવાને કે તેમાં ફેરફાર કરવાને, કે જે કામ સુગમતાથી તેના કામ સાથે જોડી શકાય તે કરવાનો કે મેમોરેન્ડમમાં લખેલા કોઇપણ હેતુ મર્યાદિત કરવાને કે છોડી દેવાને પોતાને અધિકાર મળે તેટલે સુધી પોતાના મેમોરેન્ડમમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ ફેરફાર કોર્ટ મંજુર કરે ત્યાંસુધી અમલમાં આવશે નહીં. (૩) તે મંજુર કરતા પહેલાં કોર્ટની તે કંપનીના ડીબેન્ચર ધારણ કરનાર દરેક સખસને પુરતી નોટીસ આપી છે તે બાબત તથા જેને

વાંધો લેવાનો હક હોય તેની સંમતિ લીધી છે, કે તેનું દેવું પતાવવા કોર્ટની ખાત્રી થાય તેવું તેને તારણ આપ્યું છે એ બાબત ખાત્રી થવી જોઇએ. પણ ખાસ કારણસર આ પ્રમાણેની નોટીસ નહીં આપી હશે તો ચાલશે એવું કોર્ટ ફરમાવી શકે છે.

૧૩ કોર્ટને તે ફેરફાર પોતાને યોગ્ય લાગે તેવી સરતે મંજુર કરવાનો અને ખર્ચ સંબંધી યોગ્ય હુકમ કરવાનો અધિકાર છે.

૧૪ ૧૨ મી, ૧૩ મી કલમોની રૂયે કોર્ટે પોતાનો અખ્ત્યાર ચલાવતી વખતે કંપનીના મેંબરોના, તેમજ લેણદારોના હક કે હિત સંબધ ઉપર લક્ષ આપવું.અને વિરૂદ્ધ મતવાળા મેમ્બરોના હિત સંબંધ ખરીદવા સારૂ પોતાને યોગ્ય લાગે તો કામ મુલતવી રાખવાનો કે પોતાને યોગ્ય લાગે તેવી સુચના કે હુકમ કરવાને તે કોર્ટ મુખત્યાર છે. પણ કંપનીના ભંડોળમાંનો કાંઈ પણ ભાગ એવી કોઇપણ ખરીદી કરવામાં વાપરવાનો નથી.

૧૫ સદરહુ ફેરફાર મંજુર થયો હોય તે હુકમની દાખલાવાળી એક નકલ, અને એવા ફેરફારવાળા મેમોરેન્ડમની છાપેલી નકલ, તે કંપની એ હુકમની તારીખથી ત્રણ મહીનાની અંદર રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી જોઇએ અને તેણે નોંધવી જોઇએ, અને તે નોંધ્યાનો દાખલો પોતાની સહી સાથે તે પર લખવો જોઇએ. એવો ફેરફાર કે મંજુરી સંબંધી આ આકટમાંના સઘળા ઠરાવો પ્રમાણે વર્તવામાં આવ્યું છે તે બાબતનો નિર્ણયકારક પુરાવો થશે અને તે ફેરફાર કરેલું મેમોરેન્ડમ તે કંપનીનું મેમોરેન્ડમ થશે એમ સમજવું (૨) જ્યારે સદરહુ ફેરફાર ઉપરથી, કંપનીની નોંધાયલી ઓફીસ એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં બદલાતી હોય ત્યારે એવા ફેરફારના હુકમની નકલ કંપનીએ બેમાંના દરેક પ્રાંતના રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી. રજીસ્ટ્રારે તેને નોંધી તે ઉપર સહી સાથે દાખલો લખવો. અને જે પ્રાંતમાંથી તે ઓફીસ બદલી હોય ત્યાંના રજીસ્ટ્રારે કંપનીને લગતા તમામ દસ્તાવેજ બીજા પ્રાંતના રજીસ્ટ્રારને મોકલવા જોઇએ. (૩) રજીસ્ટ્રારને દસ્તાવેજો સ્વાધીન કરવાની મુદત લંબાવવાને કોર્ટ મુખત્યાર છે.

૧૬ આવો ફેરફાર ૧૫ મી કલમ પ્રમાણે નોંધવામાં ન આવે ત્યાં સુધી અમલમાં આવશે નહીં. તે ફેરફાર મંજુર કર્યાના કોર્ટના હુકમની તારીખ પછી ત્રણ મહીનાની અંદર કે કોર્ટ મુદત વધારે તો તેની અંદર નોંધવામાં ન આવે તો તે મુદત પુરી થયેથી તે કામ રદ બાતલ થશે. પણ બીજા એક મહીનાની અંદર અરજી કરીને પુરતુ કારણ બતાવવામાં આવે તો કોર્ટ તે હુકમ તાજો કરી શકે છે.

## આર્ટિકલ્સ ઓફ એસોસીએશન.

૧૭ (૧) મેમોરેન્ડમ નોંધાવતી વખતે તેની સાથે તે ઉપર સહી કરી હોય એવા ને જે ઉપરથી કંપનીને માટે નિયમો ઠરાવ્યા હોય એવા આર્ટીકલ ઓફ એસોસીએશન,શેરથી નીયમીત કરેલી કંપનીની બાબતમાં મરજીમાં આવે તો નોંધાવવા. પણ જ્યારે કંપની જામીનગીરીથી નીયમીત કરેલી હોય કે અનલીમીટેડ હોય ત્યારે તો તે આર્ટીકલો નોંધાવવા જ જોઇએ.

૧૮ શેરથી નિયમીત થયેલી કે આ આકટ પછી નોંધેલી કંપનીની બાબતમાં જો આર્ટીકલો નોંધ્યા કે ન નોંધ્યા હોય તો પહેલા પરીશીષ્ટના કો. અ ના નિયમો આર્ટિકલમાંથી મુકી દીધા કે ફેરવ્યા ન હોય તે નિયમો જેટલા લાગુ હશે તેટલા હેઠળ લખેલી મર્યાદા સુધી કંપનીના નિયમો છે એમ સમજવું.

૧૯ આર્ટિકલો છપાવવા જોઇએ, તેના અનુક્રમવાર પેરા પાડવા જોઇએ. તેપર મેમોરેન્ડમ ઓફ એસોસીએશન ઉપર સહી કરનારા દરેક જણે, એક સાહેદની રૂબરૂ સહી કરી અને તેની સાખ કરાવવી જોઇએ.

૨૦ આ આકટના ઠરાવોને તથા મેમોરેન્ડમમાં લખેલી સરતોને પાત્ર રહીને કંપનીને પોતાના આર્ટિકલો વિશેષ ઠરાવ કરીને ફેરવવાને કે તેમાં વધારો કરવાનો અધિકાર છે.

૨૧ મેમોરેન્ડમ અને આર્ટીકલો નોંધાય ત્યારે, તે કંપની અને તેના મેંબરો, તે ઉપર સહી કરી હોય અને તેની સઘળી સરતો પ્રમાણે આ આકટના ઠરાવોને પાત્ર રહીને ચાલવા બાબત પોતાની કે પોતાના વારસ વકીલોની તરફથી કરાર તે મેમોરેન્ડમમાં કે આર્ટીકલમાં દાખલ કર્યો હોત તો જે પ્રમાણે તે બંધાત તે પ્રમાણે બંધાશે. (૨) તે પ્રમાણે કંપનીની કોઇ પણ મેમ્બરના કંપનીને કાંઇ નાણાં દેવાં હોય તે સઘળાં નાણાં તેની પાસે કંપનીમાં લેણાં છે એમ સમજવું.

૨૨ મેમોરેન્ડમ અને આર્ટિકલો, કંપનીની નોંધેલી ઓફીસ જે પ્રાંતમાં હોય ત્યાંના કંપનીઓના રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવાં અને તેણે તે પોતાની પાસે રાખીને નોંધવાં.

૨૩ કંપનીનું મેમોરેન્ડમ નોંધાય એટલે રજીસ્ટ્રારે પોતાની સહીનો દાખલો આપવો કે કંપની સંસ્થાપિત થઇ છે. અને લીમીટેડ કંપનીની બાબતમાં, તે કંપની લીમીટેડ થઇ છે એવો દાખલો, (૨) કંપની સંસ્થાપિત થયાના દાખલામાં લખેલી તારીખથી, મેમોરેન્ડમ ઉપર સહી કરનારા સખસો, ને બીજા જે તેના મેમ્બરો થશે તે સઘળા સખસો મળીને મેમોરેન્ડમમાં લખેલા નામની એક સંસ્થાપિત મંડળી થશે. તેને કંપનીનાં સઘળાં કામો કરવાનો અધિકાર પ્રાપ્ત થશે, મેમ્બરોની જગા કદી ખાલી પડશે નહીં અને તે બધા વચ્ચે સામાઇક શીકકો રહેશે ને જ્યારે કંપનીનું કામ બંધ કરવામાં આવશે ત્યારે તે કંપનીના અવેજમાં ફાળો પડતું નાણું ભરવાની જવાબદારી આ આકટમાં કહ્યા પ્રમાણે મેંબરોને માથે રહેશે.

૨૪ રજીસ્ટ્રારે આપેલો સંસ્થાપિત થયાનો દાખલો તે કંપની તરીકે નોંધાવાનો અધિકાર મળેલી તથા યોગ્ય રીતે નોંધાયલી કંપની છે તે બાબત નિર્ણયકારક પુરાવો છે.

૨૫ દરેક કંપની જો ઓછી રકમ ઠરાવે તો તે આપીને મેમોરેન્ડમ કે આર્ટિકલોની નકલ માગે તો, તે તેને મોકલવી જોઇએ. જે કંપની આ કલમ પ્રમાણે વર્તવાને કસુર કરશે તેને દરેક ગુન્હા બદલ વત્તામાં વત્તા દસ રૂપીઆ સુધી દંડ થશે.

## નફા સારૂ નહીં હોય એવાં એસોસિએશનો.

૨૬ લીમીટેડ કંપની થવાને લાયક હોય એવું કોઇ એસોસીએશન, વેપાર કે દાન ધર્મ જેવાં ઉપયોગી કામની વૃદ્ધિ કરવા માટે થયું છે, ને તેનો નફો કે આવક પોતાના હેતુઓ ખીલવવા માટે વાપરે છે ને મેમ્બરોને કાંઇ ફાળો નહીં આપવાનો તે એસોસીએશનનો ઇરાદો છે એમ તે સ્થાનિક સરકારને સાબીત કરી આપે તો તે પોતાના એક સેક્રેટરીની સહીવાળો પરવાનો પોતાને યોગ્ય લાગે તે સરતોને અનુસાર આપીને તે એસોસીએશનને તેના નામમાં લીમીટેડ શબ્દ ઉમેર્યા વગર તે નિયમિત જોખમમાં છે એ પ્રમાણે નોંધાવવાનું ફરમાવવાને મુખત્યાર છે. રજીસ્ટર થયા પછી સદરહુ એસોસીએશન લીમીટેડ કંપનીઓના સઘળા હક તથા જવાબદારીઓ ભોગવી શકશે. આવો પરવાનો કોઇ પણ વખતે પાછો લઇ લેવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. પણ પરવાનો પાછો લઇ લેતા પહેલાં તે બાબતની નોટીસ આપી તેના વિરૂદ્ધ તેમને કાંઇ જણાવવું હોય તો તેની તક આપવી.

## જામીનગીરીથી નિયમિત કરેલી કંપનીઓ.

૨૭ જામીનગીરીથી નિયમિત કરેલી કે જેના ભંડોળના શેર કરેલા નહીં હશે તેવી કંપનીની બાબતમાં તેના મેમોરેન્ડમમાં કે આર્ટિકલમાં કોઇ પણ ઠરાવ જે વિશેષ ઠરાવ ઉપરથી કોઇ પણ માણસને મેમ્બર થયા સિવાય તે કંપનીના વહેંચવાના નફામાં ભાગ લેવાનો હક આપવામાં આવ્યાનું જણાતું હશે તે દરેક વિશેષ ઠરાવ ૨૬ ગણવો.

---

**ભાગ ત્રીજો–શેરોના ભંડોળ, કોઇ પણ અન લીમીટેડ** કંપનીને લિમીટેડ તરીકે નોંધવી તથા ડિરેકટરોની અનિયમિત જોખમદારી.

૨૮ (૧) કોઇ કંપનીમાં કોઇ પણ મેંબરના શેર કે બીજો હિત સંબંધ હોય તે તે કંપનીના આર્ટિકલોમાં ઠરાવેલી રીતે બીજાના નામ ઉપર ચઢાવી શકાય તેવી જંગમ માલમિલકત છે એમ સમજવું. (૨) શેરના ભંડોળવાળી કંપનીના દરેક શેર ઓળખાઇ આવે તેટલા માટે તે ઉપર તેનો જુદો જુદો નંબર માંડવો.

૨૯ જે સર્ટિફીકેટ ઉપર કંપનીનો સામાયિક શિક્કો હોય અને જેમાં કોઇ પણ મેંબરના શેરો કે સ્ટોક લખેલા હોય તે સર્ટિફીકેટ, તેમાં લખેલા શેરો કે સ્ટોક બાબત તે મેંબરના ધણીપણાના હક વિષે પ્રથમ દર્શનિય પુરાવો છે એમ સમજવું.

૩૦ કોઇ કંપનીના મેમોરેન્ડમ ઉપર સહી કરનારાઓને કંપનીના મેમ્બરો થવાને કબુલ થઇ

ચુક્યા છે એમ સમજવું. ને તે કંપની નોંધાયા પછી તેમને મેંબરોના રજીસ્ટરમાં મેંબર પ્રમાણે દાખલ કરવા.

૩૧ દરેક કંપનીએ એક કે વધારે ચોપડામાં પોતાના મેમ્બરોનું રજીસ્ટર રાખવું. તેમાં નામ, પત્તો, ધંધો, તેના કેટલા શેર કયા નંબરના છે, દાખલ થયાની તારીખ વીગેરે હકીકત લખવી. આ કલમ પ્રમાણે ચાલવાને જે કંપની કે તેનો અમલદાર જેટલા દહાડા સુધી કસુર કરશે તેનો દરરોજના પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૩૨ દરેક કંપનીએ દરવર્ષે નિદાન એક વખત મેમ્બરોની વાર્ષિક યાદી અને ટુંક હકીકત તૈયાર કરવી, અને તેની એક નકલ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી. આ પ્રમાણે કરવામાં કસુર કરનાર કંપની કે તેનો અમલદાર દરરોજના પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

૩૩ કોઇ પણ ટ્રસ્ટ બાબતની નોટીસ રજીસ્ટારમાં દાખલ કરવી નહીં કે રજીસ્ટ્રારે લેવી નહીં.

૩૪ કોઇ પણ કંપનીમાંનો હરકોઇ શેર કે તેનો હીત સંબંધ તબદીલ કરનારની અરજી ઉપરથી તે કંપનીએ તે શેર કે હીતસંબંધ જેને નામે તબદીલ કરવાનો હોય તે સખસનું નામ,જાણે તેણે જાતે અરજી કરી હોય તેવી રીતે પોતાના રજીસ્ટરમાં દાખલ કરવું.

૩૫ કોઇ કંપનીના મરનાર મેમ્બરનો શેર કે બીજો હિત સંબંધ તબદીલ કરવાનો તેના વારસ વહીવટે કરી આપેલો લેખ, તે મેમ્બર હોય તેજ પ્રમાણે વ્યવહારોપયોગી છે.

૩૬ (૧) કંપની નોંધાયાની તારીખથી શરૂ થયેલું મેમ્બરનું રજીસ્ટર કંપનીની નોંધેલી ઓફીસમાં રાખવું અને તે મેમ્બરને મફત અને બીજાને એક રૂપીઓ કે કંપનીએ ઠરાવેલો દર આપે તો તેને જોવા માટે ખુલ્લું રાખવું. (૨) તે રજીસ્ટરની નકલ, દરસો શબ્દે કે તેના ભાગે છ આના આપીને માગવાનો મેમ્બરને કે બીજા સખસને અધિકાર છે. આ પ્રમાણે જોવા દેવાની કે નકલ આપવાની ના કહેશે તો દરેક વાર ના કહેવા બદલ વત્તામાં વત્તા વીસ રૂપીઆ સુધીના દંડને કંપની પાત્ર થશે.

૩૭ કંપની જે ડીસ્ટ્રીકટમાં હશે તે ડીસ્ટ્રીકટમાં વેંચાતા કોઇ વર્તમાન પત્રમાં જાહેર ખબર છપાવીને, કંપની, મેમ્બરોનું રજીસ્ટર દરેક વર્ષમાં ઘણામાં ઘણા ત્રીસ દહાડા સુધી બંધ રાખી શકે છે.

૩૮ કંપનીના મેમ્બરોના રજીસ્ટરમાં કોઇનું નામ દગલબાજીથી દાખલ કર્યું હોય કે, કોઇ સખસ મેંબર બંદ પડે તે વાત તેમાં દાખલ થઈ નહીં હોય તો રજીસ્ટર સુધારવા બાબત મેમ્બરને કે નુકશાન પામેલા સખસને કોર્ટને અરજી કરવાનો અધિકાર છે. આવી અરજી નામંજુર કરવાનો કે રજીસ્ટર સુધારવાનો હુકમ કરવાને કોર્ટને અધિકાર છે.

૩૯ કોર્ટે રજીસ્ટર સુધારવા માટે હુકમ કરતી વખતે પોતાના હુકમથી તે બાબતની નોટીસ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવાનું ફરમાવવું.

૪૦ જે વાતો મેંબરના રજીસ્ટરમાં દાખલ કરવાનું આ આકટમાં ફરમાવ્યું છે તે વાતોનો તે રજીસ્ટર પ્રથમ દર્શનિય પુરાવો છે એમ સમજવું.

૪૧ કંપની પોતાના મેંબરોનું એક બ્રાંચ રજીસ્ટર યુનાઇટેડ કીંગડમમાં રખાવવાને મુખત્યાર છે, અને બ્રીટીશ રજીસ્ટર ખોલ્યાની તારીખથી એક મહીનાની અંદર, ઓફીસના ઠેકાણાની, તેમાં ફેરફાર થયાની કે બંધ થયાની નોટીસ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી જોઇએ. જો તેમ કરવામાં કસુર કરશે તો કંપની દરેક દિવસ બદલ વત્તામાં વત્તા પચાસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૪૨ બ્રિટીશ રજીસ્ટર કંપનીના મેમ્બરોના રજીસ્ટરનો ભાગ છે એમ સમજવું.

૪૩ શેરથી નિયમિત કરેલી કંપનીને, જે શેર ભરાયા હોય તેમના સંબંધમાં પોતાના સામાઇક શિક્કાવાળું વારંટ કાઢીને તેમાં નિર્દિષ્ટ કરેલા શેરો કે સ્ટોક ઉપર શેર લાવનારનો હક છે એવું જણાવવાને મુખત્યાર છે, અને તે વારંટમાં સમાવેલા શેરો કે સ્ટોક ઉપર ભવિષ્યના ડીવીડંટ આપવા સારૂ કુંપની કાઢીને કે બીજી રીતે વ્યવસ્થા કરવાને મુખત્યાર છે.

૪૪ શેર વારંટ ઉપરથી તે વારંટ લાવનારનો તેમાં લખેલા શેરો કે સ્ટોક મળવાનો હક થશે, અને તે શેર વારંટ સ્વાધિન કરીને તે શેરો કે સ્ટોક તબદીલ કરવાનો અધિકાર છે.

૪૫ શેર વારંટ લાવનાર, તે વારંટ રદ કરવા સારૂ આપી દે એટલે તેને તેનું નામ મેમ્બરોના રજીસ્ટરમાં દાખલ કરાવવાનો હક થશે.

૪૬ શેર વારંટ લાવનાર, તે કંપની સંપૂર્ણ રીતે, કે જે કારણો તે આર્ટિકલોમાં નિર્દિષ્ટ કર્યાં હોય તે કારણો સારૂ મેમ્બર છે એમ ગણવાનો અધિકાર છે.

૪૭ શેર વારંટ કહાડવામાં આવે એટલે કંપનીએ પોતાના મેમ્બરોના રજીસ્ટરમાં જે મેમ્બરનું નામ વારંટમાં નિર્દિષ્ટ કરેલા શેરો કે સ્ટોકના ધારણ કરનાર તરીકે તે વખતે દાખલ કરેલું હોય તે રજીસ્ટરમાંથી કહાડી નાંખવું, અને તેમાં વારંટ કાઢયાની વાત તથા તારીખ, શેરની વીગત અને નંબર એ હકીકત દાખલ કરવી. જો આ પ્રમાણે કરવામાં કોઇ કંપની કસુર કરશે તો તે દરેક દિવસ બદલ પચાસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૪૮ શેર વારંટ આપી દેવામાં આવે એટલે તે આપી દેવાની તારીખ જાણે તે તારીખે કોઇ સખસ મેમ્બર થતો બંધ પડયો હોય તે તારીખ તરીકે દાખલ કરવી.

૪૯ કંપની—શેરો કાઢવામાં આવે તો, શેરો ધારણ કરનારાઓએ પોતાના શેરોના કોલની રકમ ભરવા સંબંધી, તેના વખત સંબંધી અને શેર ધારણ કરનારાઓ વચ્ચે ભેદ રાખવા માટે ગોઠવણ કરવાને, કોઇ પણ મેમ્બર શેરો ઉપરની બાકીની રકમ, વગર કોલ કર્યે પણ આપે તો તે લેવાને, અને વધારે ભરાયલી રકમવાળા દરેક શેર ઉપર ભરેલી રકમના પ્રમાણમાં ડીવીડંટ આપવાને મુખત્યાર છે.

૫૦ ( ૧ ) શેરથી નિયમિત કરેલી કંપનીને અધિકાર મળ્યો હોય તો તે પોતાના મેમોરેન્ડમની શરતોમાં–પોતાના શેરના ભંડોળમાં ફેરફાર કરવાને, નવા શેર કાઢી ભંડોળ વધારવાને ભંડોળ અસલ શેર કરતાં વધુ રકમના શેરોમાં વેંહેચી નાંખવાને, ભરાયલા શેરના સ્ટોક કરી નાંખવાને, નાની રકમના શેરો કરવાને, ન ભરાયલા શેરો રદ કરીને ભંડોળની રકમ ઘટાડવાને મુખત્યાર છે ( ૨ ) શેરના પેટા વિભાગ કરવા બાબતના અધિકાર વિશેસ ઠરાવ કરીને અમલમાં આણવા. ( ૩ ) ફેરફાર કર્યાની તારીખ પછી તે પ્રમાણે મેમોરેન્ડમની કલ ફેરફાર પ્રમાણે હોવી જોઇએ. જો કોઇ કંપની પેટા કલમ (૩) ના ઠરાવ પ્રમાણે ચાલવામાં કસુર કરશે તો દરેક નકલ દીઠ દસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

૫૧ જ્યારે શેરના ભંડોળ વાળી કોઇ કંપનીએ પોતાના શેરનો ભંડોળ એકત્ર કરીને તેના શેર પોતાના વિદ્યમાન શેર જેટલી રકમના હોય તે કરતાં વધુ રકમના કર્યા હોય કે તે બદલીને તેનો સ્ટોક કર્યો હોય તે સ્ટોકને બદલી પાછા શેર કર્યા હોય ત્યારે તે એકત્ર કર્યા પછી કે વિભાગ કે બદલ્યા પછી પંદર દીવસની અંદર તે બાબતની રજીસ્ટ્રારને ત્યાં નોટીસ ફાઇલ કરવી. તે નોટીસમાં, એકત્ર કરેલા, વિભાગ કરેલા કે બદલેલા શેરો કે સ્ટોક લખવા ( ૩ ) જે કંપની આ પ્રમાણે ચાલવામાં કસુર કરશે તે દર દિવસ બદલ પચાસ રૂપીઆના દંડને પાત્ર થશે.

૫૨ જ્યારે શેરના ભડોળ વાળી કોઇ કંપનીએ પોતાના શેરોમાંનો કેટલાકનો સ્ટોક કરી તેની નોટીસ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરી હોય ત્યારે આ આકટના જે ઠરાવ શેરને લાગુ પડતા હશે તે સ્ટોક કરેલા શેરોને લાગુ પડશે નહીં. અને રજીસ્ટારને ત્યાંની મેમ્બરોની યાદીમાં તેની પાસે શેરને બદલે કેટલો સ્ટોક છે તે લખવું.

૫૩ કોઈ કંપનીએ પોતાના શેરનો ભંડોળ કે મેમ્બરોની સંખ્યા વધારી હોય, ત્યારે તે મંજુર કરવાનો ઠરાવ પસાર કર્યા પછી પંદર દીવસની અંદર તે બાબતની રજીસ્ટ્રારને ત્યાં નોટીસ ફાઇલ કરવી અને તે વધારો રજીસ્ટ્રારે દફતરમાં દાખલ કરવો. ( ૨ ) જે કંપની તેમ કરવામાં કસુર કરશે તે દરેક દિવસ બદલ પચાસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૫૪ શેરથી નિયમિત કરેલી કોઇ કંપનીને, કોર્ટના હુકમથી પોતાના મેમોરેન્ડમમાં, લખેલી સરતોમાં ફેરફાર કરવાનો અધિકાર છે કે જેથી કરીને પોતાના શેરના ભંડોળની રચના પોતાના જુદી જુદી જાતના શેરોને એકત્ર કરીને કે વિભાગ કરીને બદલી શકે. પણ શેર ધારણ કરનારાઓની સભામાં મંજુરી મળ્યા સિવાય, તેવી ચોકસ જાતના શેરને લાગુ પડતી કોઇ પણ રીતની વધુ પસંદગી કે ખાસ હકમાં ખલેલ પહોંચસે નહીં. આ કલમ પ્રમાણે કરવામાં આવેલા હુકમની નકલ, હુકમની તારીખથી એકવીસ દીવ-

સની અંદર રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી.

## શેરનો ભંડોળ ઘટાડવા બાબત.

૫૫ કોઈ પણ કંપનીને કોર્ટની મંજુરીને પાત્ર રહીને પોતાના શેરનો ભંડોળ કોઇ પણ રીતે ઘટાડવાનો અધિકાર છે.

૫૬ કોઈ કંપનીએ શેરનો ભંડોળ ઘટાડવાનો ઠરાવ કર્યો હોય, ત્યારે તે ઠરાવ મંજુર કરવાનો હુકમ થવા માટે કોર્ટનેઅરજી કરવાને તે મુખત્યાર છે.

૫૭ કોઇ કંપની પોતાના શેરનો ભંડોળ ઘટાડવા ઠરાવ કરે ને તે મંજુર કરે તે તારીખથી તે કોર્ટ ઠરાવે ત્યાં સુધી કંપનીએ પોતાના નામને છેડે " તથા ભંડોળ ઘટાડેલી " આ શબ્દો ઉમેરવા જોઇએ પણ ભંડોળ ઘટાડયાથી કાંઇ જવાબદારી ઓછી થતી ન હોય તો, કોર્ટને જો યોગ્ય લાગે તો " તથા ભંડોળ ઘટાડેલી " આ શબ્દો ઉમેરવાનું કાઢી નાંખવાનો અધિકાર છે.

૫૮ જ્યારે શેરનો ભંડોળ ઘટાડવાનું યોજ્યાથી, ન ભરાયલા શેરના ભંડોળના સંબંધમાં જવાબદારી ઓછી થવા જેવું થાય કે ભરેલો શેરનો ભંડોળ પાછો આપી દેવા જેવું થતું હોય, અને બીજી બાબતમાં કોર્ટ તેમ ફરમાવે તો, તે કંપનીના જે લેણદારને માગણા બાબત હક હોય તે દરેક લેણદારને ભંડોળ ઘટાડવા સામે વાંધો ઉઠાવવાનો હક છે. કોર્ટે તે લેણદારોનાં નામ અને માગણાની યાદી નક્કી કરી રકમની અને તેની ચોકશી કરવી જોઇએ.

૫૯ લેણદારોનાં લેણાં બાબત તારણ આપવામાં આવે તો કોર્ટ, ને તેની સંમતિની જરૂર નથી એમ ઠરાવવાને અધિકાર છે.

૬૦ જ્યારે કોર્ટની ખાત્રી થાય કે વાંધો ઉઠાવનારે લેણદારની સંમત્તિ મેળવી છે કે તેનું કરજ વાળ્યું છે તો તે યોગ્ય સરતોએ ઘટાડવાનો હુકમ કરી શકે છે.

૬૧ કંપનીના શેરનો ભંડોળ ઘટાડવાને મંજુરી આપનારો કોર્ટનો હુકમ રજીસ્ટ્રાર સમક્ષ હાજર કરવામાં આવે એટલે તેની નકલ અને જે મિનીટમાં તે શેર સંબંધી હકીકત લખી હોય તેવી મિનીટની નકલ તેણે પોતાને ત્યાં ફાઇલ થાય એટલે નોંધવાં અને તે નોંધ્યા બાબતનો રજીસ્ટ્રારે દાખલો આપવો.

૬૨ તે મીનીટ નોંધી એટલે તે કંપનીના મેમોરેન્ડમના ભાગને બદલે દાખલ કરી છે એમ સમજવું. જે કંપની આમાં કસુર કરશે તેને દરેક નકલ માટે દસ રૂપીઆ સુધી દંડ થશે.

૬૩ કંપનીનો કોઈ પણ મેંબર, જે રકમ શેરની આપેલી હશે તો અથવા કહાડવામાં આવી હશે તે રકમ અને તે મિનીટ પ્રમાણે શેરની જે રકમ ઠરાવી હશે તે રકમમાં જો કાંઇ તફાવત હોય તેથી વધારે હોય તેવા કોઇ કોલને કે ફાળાને પાત્ર થશે નહિ. પણ જે લેણદાર ભંડોળ ઘટાટવા માટેના કામની માહીતી ન હોવાને લીધે લેણદારોની યાદીમાં દાખલ કરી શકાયો નહિ હોય, અને ભંડોળ ઘટાડયા પછી, તે કંપની કોર્ટે કંપનીઓનું કામ આટોપવા બાબતના ઠરાવોના અર્થ પ્રમાણે સદરહુ લેણદારના લેણાંની રકમ આપવાને અશક્ત હોય ત્યારે ભંડોળ ઘટાડવા બાબતનો હુકમ નોંધ્યાની તારીખે કંપનીનો મેંબર હોય તેવો દરેક સખ્સ તે રકમ આપવા સારૂ ફાળા તરીકે આપવાને પાત્ર થશે. અને કંપનીનું કામ બંધ થયું હોય તો કોર્ટને આવા લેણદારની અરજી ઉપરથી, ફાળો આપવાને પાત્ર થનારા સખસોની એક યાદી નક્કી કરવાનો અને તેઓની ઉપર કોલ કે હુકમ કરવાનો અધિકાર છે.

૬૪ જે કંપનીનો અમલદાર કોઇ પણ લેણદારનું નામ બુદ્ધિ પુર્વક છુપાવશે કે તેનો માગણાનો પ્રકાર બુદ્ધિ પુર્વક ખોટો કહેશે કે કોઇ તેમ કરવામાં મદદગારી કરશે તે દરેક અમલદારને એક વરસ સુધીની કેદની અથવા દંડની અને બંને પ્રકારની શિક્ષાને તે પાત્ર થશે.

૬૫ શેરનો ભંડોળ ઘટાડવાનાં કારણો કોર્ટને યોગ્ય લાગે તો પ્રસિદ્ધ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૬૬ જામીનગીરીથી નિયમિત કરેલી કોઇ કંપની પાસે જો શેરનો ભંડોળ હોય તો તે આ આકટ મુજબ શેરથી નિયમિત કરેલી કંપનીને પોતાના શેરનો ભંડોળ જે સરતોને પાત્ર રહીને વધારવા કે ઘટાડવાનો અધિકાર છે, તેજ રીતે અને સરતોએ પોતાનો શેરનો ભંડોળ વધારવા કે ઘટાડવાને મુખત્યાર છે.

## અન લિમિટેડ કંપનીને લિમિટેડ કંપની તરીકે નોંધવા બાબત.

૬૭ અન લિમિટેડ કંપની તરીકે નોંધાયલી કંપનીને આ આકટની રૂએ લિમિટેડ કંપની તરીકે નો-

ધાવાનો કે તેવી નોંધાયલી કંપનીને આ આકટની રૂયે ફરી નોંધવાનો અધિકાર છે.અને આ કલમ મુજબ કોઇ કંપની નોંધાય એટલે રજીસ્ટ્રારે તેની અગાઉની નોંધણી બંધ કરવી.

૬૮ શેરના ભંડોળવાળી કોઇ પણ અનલિમિટેડ કંપની નોંધાય એટલે કંપનીનું કામ આટોપીને બંધ કરવામાં આવે તે સિવાય, બીજે કોઇ પણ પ્રસંગે, પોતાના શેરના ભંડોળની નામની રકમ, શેરની રકમમાં વધારો કરીને વધારવાનો કે વધારો થાય તે રકમના ભાગ ઉપર કોલ કરી શકાશે નહિ; તેમ પોતાના શેરના ભંડોળના કોલ ન કરેલા અમુક ભાગ ઉપર કોલ કરી શકશે નહીં એમ ઠરાવવાનો અધિકારછે.

## લિમિટેડ કંપનીની રાખી મુકેલી જવાબદારી.

૬૯ કોઇ લિમિટેડ કંપનીને પોતાના શેરના ભંડોળના જે ભાગ ઉપર અગાઉથી કોલ થઇ ચુકયા ન હોય તે ઉપર, પછી કંપનીનું કામ બંધ કરવાના પ્રસંગ સિવાય, કોલ કરી શકાશે નહી એમ ઠરાવવાનો અધિકાર છે.

## ડીરેકટરોની અનિયમિત જોખમદારી.

૭૦ કોઇ લિમિટેડ કંપનીમાં, ડિરેકટરોની જવાબદારી, મેમોરેન્ડમમાં ઠરાવ્યું હોય તો અનિયમિત રાખવાનો અધિકાર છે.

૭૧ જો કોઈ લિમિટેડ કંપનીને અધિકાર મળ્યો હોય તો તે પોતાના ડિરેકટરોની જવાબદારી અનિયમિત થાય એવી રીતે મેમોરેન્ડમમાં ફેરફાર કરવાને અધિકાર છે.

---

# ભાગ ૪ થો. વ્યવસ્થા–કારભાર–ઑફીસ અને નામ.

૭૨ દરેક કંપનીની એક નોંધેલી ઓફીસ હોવી જોઇએ, અને તેને નામે સઘળા કાગળ પત્રો અને નોટીસો મોકલવાનો અધિકાર છે. તે નોંધેલી ઓફીસના ઠેકાણા બાબત કે તેમાં ફેરફાર થાય તો તે બાબત રજીસ્ટ્રારને ત્યાં લેખી નોટીસ ફાઇલ કરવી ને તેણે તે દફતરમાં દાખલ કરવી. જો કોઇ કંપની તેમ કરવામાં કસુર કરશે તો દરેક દીવસ બદલ પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

૭૩ દરેક લિમિટેડ કંપનીએ જે ઓફીસે કામ ચાલતું હોય તેની બહાર પોતાનું નામ અંગરેજી ભાષામાં રંગ વડે ચીતરાવીને ચોડવું. અને હાઇકોર્ટની હકુમતની સ્થાનિક હદ બહાર તે ઓફીસ હોય તો દેશી ભાષામાં નામ ચીતરાવી બહાર ચોટાડવું. અને પોતાના શિક્કા ઉપર પોતાનું નામ વંચાય તેવા અક્ષરે કોતરાવવું. અને પોતાનું નામ વેચાય તેવા અંગ્રેજી અક્ષરોમાં પોતાના સઘળા કાગળપત્રોમાં લખાવવું.

૭૪ જો કોઇ કંપની આ આકટ પ્રમાણે પોતાનું નામ જ્યાં સુધી ચીતરાવીને ચોટાડશે નહી, ત્યાં સુધી તેનો દરેક દીવસ બદલ પચાસ રૂપીઆ સુધી દંડ થશે. તેમજ જે કંપનીનો અમલદાર પોતાના શિકકામાં ઉપર કહ્યા પ્રમાણે કંપનીનું નામ ચીતરાવશે નહિ, કે નામ કોતર્યા વગરનો શિકકો વાપરશે કે, પોતાના કાગળપત્રોમાં પોતાનું નામ લખશે નહીં તેનો પાંચસે રૂપીઆ સુધી દંડ થશે અને તે ઉપરાંત તે બીલ ઓફ એકસચેંજ. વાયદા ચિઠ્ઠી, હુંડી કે ચેકનાં નાણાં કંપની યોગ્ય રીતે નહીં આપશે તો રૂપીઆ જે માણસનું તે બીલ કે હુંડી હશે તેને તેણે પોતે આપવા પડશે.

૭૫ જ્યારે કંપનીની જાહેર ખબર કે બીજા કાગળપત્રોમાં કંપનીના મંજુર કરેલા ભંડોળની રકમની વાત લખી હોય ત્યારે તેમાં ભંડોળની જે રકમ ભરાઇ હોય કે વસુલ આવી હોય તે બાબત પ્રસિદ્ધ જગાએ સ્હેલથી વંચાઈ તેવા અક્ષરે લખેલી હોવી જોઇએ, જે કંપની કે અમલદાર આ પ્રમાણે કરવામાં કસુર કરશે તેનો એક હજાર રૂપીઆ સુધી દંડ થશે.

૭૬ દરેક કંપનીની જનરલ મીટીંગ દરવર્ષે નિદાન એકવાર, અને છેલ્લી ભરાયલી મીટીંગ પછી વધારેમાં વધારે ૧૫ મહીના પછી ભરવીજ જોઇએ જો તેમ નહીં ભરે તો પાંચસેંરૂપીઆસુધી દંડ થશે.

૭૭ આ આકટ શરૂ થયા પછી નોંધાયલી દરેક કંપનીએ પોતાને જે તારીખથી કામ શરૂ કરવાનો અધિકાર મળે તે તારીખથી છ મહીનાની મુદતની અંદર કંપનિના મેંબરોની એક જનરલ મીટીંગ ભરવી અને તેને સ્ટેચ્યુટરી મીટીંગ કહેવી. ડીરેકટરોએ તે મીટીંગ ભરાય તેના દસ દિવસ અગાઉ એક રીપોર્ટ

કંપનીના દરેક મેમ્બરને મોકલી આપવો રીપોર્ટ ખરો હોવાનો દાખલો ઓછામાં ઓછા બે ડીરેકટરોએ તે લખવો જોઇએ,રીપોર્ટમાં વહેંચી આપવામાં આવેલા કુલશેરો,પુરેપુરા ભરી દેવામાં આવ્યા હોય તે અને થોડા ભરી દેવામાં આવેલા હોય તે શેરો જુદા જુદા બતાવવા. શેરો બદલ કુલ રોકડ રકમ મળી હોય તે રીપોર્ટની તારીખથી ૭ દીવસની અંદર કંપનીને જે નાણાં મળ્યાં હોય તેનું તથા તેમાંથી કરેલાં ભરણાંનું પત્રક, કંપનીના ડિરેકટરો મેનેજરો અને સેક્રેટરીનાં નામ, પત્તા ને વર્ણન, જે કોઇ કરારના ફેરફાર મંજુર કરવા મીટીંગમાં રજુ કરવાનો હોય તો તેની વીગત એ લખવું જોઇએ.

(૪) સ્ટેચ્યુટરી રીપોર્ટ ખરો હોવા બાબત કંપનીના ઓડિટરોએ દાખલો આપવો. (૫) તેની નકલ રજીસ્ટ્રારને ત્યાં મોકલવી. (૬) તેમ કરવાને જે ડીરેકટર કસુર કરશે તે દરેક દિવસ બદલ પચાસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે. (૭) કંપનીના મેંબરોનાં નામ, વર્ણન, પત્તા, જેટલા શેર ધારણ કરતો હોય તેની ટીપ ડિરેકટરોએ મીટીંગની શરૂઆતમાં રજુ કરાવવી ને તે મીટીંગ ચાલે ત્યાંસુધી દરેક મેંબરને જોવા માટે ખુલ્લી રહે તેમ કરવું. (૮) હાજર રહેનાર મેમ્બરોને કંપનીની રચના કે સ્ટેચ્યુટરી રીપોર્ટની કોઈ બાબત, ઉપર વાદવિવાદ કરવાની છુટ રહેશે. (૯) મીટીંગો ને પોતાનું કામ મોકુફ રાખવાનો કે કોઇ ઠરાવ પસાર કરવાનો અધિકાર છે.

૭૮ આર્ટિકલોમાં ગમે તે ઠરાવ્યું હોય તો પણ શેરના ભંડોળવાળી કોઇપણ કંપનીના ડિરેકટરોએ ભરાઇ ગયેલા ભંડોળના ઓછામાં ઓછા એક દશાંશ શેર ધારણ કરનારાઓની માગણી થાય તો તાબડ-તોબ કંપનીની અસાધારણ જનરલ મીટીંગ બોલાવવાનું કામ શરૂ કરવું.

૭૯ કંપનીએ કોઈ મિટીંગ બોલાવવી તે દરેક મેંબરને ચઉદ દીવસની લેખી નોટીસ આપીને બોલાવવાનો અધિકાર છે. (૨) પાંચ મેમ્બરોને મીટીંગ બોલાવવાનો અધિકાર છે. (૩) હાજર હોય તે મેમ્બરોએ ચુંટી કાઢેલા માણસને તેના ચેરમેન થવાનો અધિકાર છે. (૪) દરેક મેમ્બર એક મત આપી શકશે.

૮૦ જે કંપની બીજી કંપનીની મેંબર હોય તે, ડિરેકટરોના ઠરાવ ઉપરથી, પોતાના કોઇ અમલદારને કે બીજા કોઇ સખસને તે બીજી કંપનીની મિટીંગ વખતે પોતાના તરફથી હાજર રહેવાનો અધિકાર આપવાને મુખત્યાર છે.

૮૧ જ્યારે કોઈ પણ ઠરાવ, મત આપવાના અધિકારવાળા મેંબરોના ઓછા પોણાભાગ જેટલા મેંબરોના વધુ મતે પસાર થયો હોય ત્યારે તે ઠરાવ અસાધારણ ઠરાવ ગણાશે. ત્યારે કોઇ ઠરાવ વધુ મતે મંજુર થયો હોય તો તે વિશેષ ઠરાવ ગણાશે.

૮૨ દરેક વિશેષ અને અસાધારણ ઠરાવની નકલ, તે ઠરાવ મંજુર કે પસાર થયાની તારીખથી પંદર દીવસની અંદર છપાવીને કે ટાઇપ કરાવીને રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી ને તેણે તે દફતરે દાખલ કરવી.

૮૩ દરેક કંપનીએ, જનરલ મીટીંગોમાં તથા તેના ડિરેકટરોનાં કામોની મીનીટો દાખલ કરવા માટે રાખેલી બુકોમાં દાખલ કરાવવી. તે ઉપર ચેરમેને સહી કરી છે એમ જણાતું હોય તો તે ચાલેલા કામનો પુરાવો ગણાશે.

૮૪ એકાદા સખસે આર્ટિકલો નોંધાયા પહેલાં કે પ્રોસપેકટસ પ્રસિદ્ધ થયા પહેલાં પોતે ડિરેકટર થવાને ખુશી છે એવી પોતાની સહીની લેખી કબુલાત રજીસ્ટ્રારની આગળ ફાઇલ કરી નહીં હશે તો, તેમ તેની લાયકાતથી ઓછી ન હોય તેટલી રકમના શેરો માટે મેમોરેન્ડમ ઉપર સહી કરી નહીં હશે તો તે સખસને કંપનીનો ડિરેકટર નીમી શકાશે નહિ.

૮૫ ૮૪ મી કલમના પ્રતિબંધોને બાધ આવ્યા સિવાય આર્ટિકલો ઉપરથી જે ડિરેકટરને નિર્દિષ્ટ કરેલી શેરની લાયકાત ધારણ કરવાનું ઠરાવ્યું હશે, અને જે અગાઉથી લાયક થયો નહીં હશે. તેણે પોતાની નીમણુંક પછી બે મહિનાની અંદર પોતાની લાયકાત મેળવવી એ તેની ફરજ છે. જો તે મુદતની અંદર ન મેળવે તો તેની કંપનીના ડિરેકટર તરીકેની જગ્યા ખાલી પડશે. અને મુદત પુરી થયા છતાં જો કામ કરશે તો તેનો દરેક દિવસ માટે પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૮૬ કોઇ ડિરેકટરની નીમણુંક કે લાયકાતમાં પાછળથી ખામી માલમ પડે તે છતાં તેનાં કામ ગ્રાહ-

હારોપયોગી ગણાશે.

૮૭ દરેક કંપનીએ ડિરેકટરોનાં નામ, પત્તા અને ધંધાવાળું એક રજીસ્ટર રાખી તેની એક નકલ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી

## કરારો.

૮૮ કોઇ કંપનીએ કરાર કરવા હોય તો નીચે લખ્યા પ્રમાણે કરવા; (૧) ખાનગી લોકો વચ્ચેના કરાર, કાયદા પ્રમાણે લખીને, અને તેનું જોખમ જે પક્ષકારોને માથે નાંખવું હોય તેમની સહીવાળો કરવાની જરૂર પડે તેવો કોઇ કરાર કંપનીના હુકમથી કામ કરનારા કોઇ સખસને, કંપની તરફથી સહી કરવાનો અધિકાર છે. અને તેવીજ રીતે તે ફેરવવા કે રદ બાતલ કરવાનો અધીકાર છે.

૮૯ કંપનીના હુકમ પ્રમાણે ચાલનારા કોઇ સખસે કોઇ બીલઑફ એકસચેંજ, હુંડી કે વાયદા ચીઠી કંપનીને નામે કે તેના હીસાબે કરી હોય, લખી હોય, શીકારી હોય કે તે પાછળ શેરો લખ્યો હોય તો તે કંપની તરફથી છે એમ સમજવું.

૯૦ કોઇ કંપની પોતાના સામાઇક શિક્કાવાળા લખાણથી બ્રિટિશ હિંદુસ્તાનમાં ન આવેલી કોઈ પણ જગાએ પોતાની તરફથી કામો કરવા સંબંધમાં પોતાના ઍટર્નિ તરીકે કોઈ માણસને ખત કરીને અખત્યાર આપવાને મુખત્યાર છે.

૯૧ જે કંપનીને બ્રિટિશ હિંદુસ્તાનની હદની બહાર કામકાજ ચલાવવા સારૂ જરૂર હોય તે કંપની તેવી કોઇ જગામાં પોતાની ઓફીસનો શિકો રાખવાને મુખત્યાર છે.

## પ્રોસ્પેકટસ.

૯૨ કોઇ કંપનીએ કાઢવામાં આવેલા પ્રોસ્પેકટ ઉપર તારીખ નાંખવી જોઇએ અને તેની ડીરેકટરે સહી કરેલી નકલ રજીસ્ટ્રારને ત્યાં નોંધવા સારૂ ફાઇલ કરવી, તે સીવાય પ્રોસ્પેકટ કાઢવું નહિ. જો તેની નકલ ફાઇલ કર્યા વિના તે કાઢવામાં આવે તો દરેક દિવસ બદલ પચાસ રૂપિયા સુધી દંડ થશે.

૯૩ કોઇ કંપનીએ કે તેની સાથે સંબંધ ધરાવતો હોય તેવા સખસ તરફથી કાઢેલા પ્રોસ્પેકટમાં નીચેની વિગતો હોવી જોઇએ, મેમોરેન્ડમમાં લખેલી હકીકત, તેમાં સહી કરનારાઓનાં નામ, વર્ણન, પત્તા, તેમણે ભરેલા શેરોની સંખ્યા, તેને સંસ્થાપિત કરનારાને વહીવટ કરનાર કેટલા છે,ને ડિફર્ડ શેરો કેટલા છે, તેની મિલકત તથા નફામાં શેર ધારણ કરનારાઓના હિતસંબંધનો પ્રકાર તથા હદ કેટલાં છે, ડિરેકટરોની લાયકાત, તેમનાં તથા મેનેજરોનાં નામ, વર્ણન, પત્તા, તથા દરેક શેર માટે અરજી કરતી વખતે આપવાની રકમ વિગેરે હકીકત આવવી જોઇએ.

૯૪ કંપનીએ કોઇ મિલકતના વેચાણ કે ખરીદી માટે કોઇ શરતી કે બિનશરતી કરાર જે સખસે કર્યો હશે તેને ૯૩ મી કલમના કારણો સારૂ વેચનાર સમજવો.

૯૫ જ્યારે કંપની એ કોઇ મિલકત પટે લેવાની હોય ત્યારે વેચનાર–સંજ્ઞામાં પટે આપનારનો સમાવેશ થતો હોત તેમ અને પેટા ખરીદનારમાં પેટા પટે લેનારનો સમાવેશ થતો હોય તેમ ૯૩ મી કલમ લાગુ પડશે.

૯૬ શેરો કે ડિબેંચરો માટેના કોઇ અરજદારને ૯૩ મી કલમના કોઇ ઠરાવો મુજબ ચાલવાનું છોડી દેવાનું ફરમાવનારી, કોઇ કરાર, દસ્તાવેજ કે બાબત સંબંધી તેને નોટીસ મળે છે એમ જણાતી કોઇ શરત બિનવ્યવહારોપયોગી ગણાશે.

૯૭ પ્રોસ્પેકટ માટે જવાબદાર હોય એવો કોઈ ડિરેકટર કે બીજો સખસ ૯૩ મી કલમના કોઇ ઠરાવો પ્રમાણે ન ચાલે તો તેમ કર્યાને લીધે કોઇ પણ જોખમદારી ખમવી પડશે નહીં.

૯૮ જે કોઇ કંપની પ્રોસ્પેકટ કાઢે નહિ તેણે પોતાના કોઇ શેરો કે ડિબેંચરો પહેલી વખત વહેંચતા અગાઉ પ્રોસ્પેકટને બદલે જેમાં દરેક ડિરેકટરનું નામ લખ્યું હોય ને તેણે કે તેના મુખ્તીઆરે સહી કરી હોય એવું પત્રક ફાઇલ કરવામાં આવે નહીં તે પહેલાં વહેંચવાં નહિ.

૯૯ કંપનીએ જનરલ મિટીંગની મંજુરીને પાત્ર રહ્યા સિવાય પ્રોસ્પેકટ કે તેને બદલે કાઢેલા પત્રકમાં જણાવેલી કરારની સરતોમાં, કોઇપણ વખતે ફેરફાર કરવા નહિ.

૧૦૦ જ્યારે પ્રોસ્પેક્ટસમાં લોકોને કોઇ કંપનીના શેર કે ડિબેંચરો ભરવાની માગણી કરવામાં આવે ત્યારે તે વખતે જે સખસ કંપનીના ડિરેક્ટર હશે તે સખસ તે કંપનીનો પ્રવર્ત્તક, અને તે પ્રોસ્પેક્ટ કાઢવાનો અધિકાર આપનારો દરેક સખસ, જે માણસો પ્રોસ્પેક્ટસ સાચું માની શેરો કે ડિબેંચરો ભરી આપશે તેમને, તેમાંજ કે રિપોર્ટ કે મેમોરેન્ડમમાંની કાંઇ ભૂલ કે ખોટી હકીકતને લીધે જે કાંઇ ખોટ કે નુકશાન થાય તે માટે નિચે પ્રમાણે સાબીત ન થાય તો, બદલો આપવાને પાત્ર થશે.

(અ) દરેક ભૂલ ભરેલા કે ખોટા મજકુરના સંબંધમાં તેનું બરાબર વર્ણન હતું એમ તે સાચો માનવાનું તેને કારણ હતું અને તે શેરો કે ડિબેંચરો વહેંચી આપવામાં આવ્યાં ત્યાં સુધી તેમ માનતો હતો એમ સાબીત થાય નહીં ત્યાં સુધી.

## વહેંચણી

૧૦૧ લોકોને ભરાવવા માટે કાઢેલા કોઇ કંપનીના કોઇપણ શેરના ભંડોળની, નીચે લખેલી સરતો પ્રમાણે ચાલ્યા સિવાય વહેંચણી કરવી નહિ; એટલે મેમોરેન્ડમ કે આર્ટિકલોમાં નક્કી કરેલી કે પ્રોસ્પેક્ટમાં લખેલી ઓછામાં ઓછી જે રકમ ભરાયા પછી ડિરેક્ટરોની વહેંચણી કરવાનો અધિકાર રહે તે રકમ કે ઉપર પ્રમાણે ભરવા માટે કાઢેલા શેરના આખા ભંડોળની રકમ ભરાઇ ગયા સીવાય કે રકમ રોકડ મળ્યા સીવાય.

૧૦૨ ૧૦૧ લી કલમના ઠરાવો વિરૂદ્ધ કોઇ અરજદારને વહેંચણી કરવામાં આવી હશે તો,નિરર્થક થવા યોગ્ય ગણાશે જે ડિરેકટર આ કલમનું ઉલ્લંઘન કરશે તે કંપનીને જે નુકશાન કે ખોટ ખમવાં પડશે તેનો બદલો ભરી આપવાને પાત્ર થશે.

૧૦૩ કોઇ કંપનીએ,રોકડી રકમ ભરવાની સરતે ધારણ શેરની એકંદર રકમ સુધી વહેંચાઇ ગયા સિવાય, તેમ રોકડમાં ભરવાના શેરો કે વહેંચણી કરતી વખતે આપવાનો ફાળો આપ્યા સિવાય, તેમજ તેવી મતલબનો સેક્રેટરી કે ડીરેક્ટરે કરેલો ખરાપણાના દાખલાવાળો એકરાર રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કર્યા સિવાય, કાંઇપણ કામ શરૂ કરવું નહિ.

૧૦૪ જ્યારે શેરના ભંડોળવાળી કોઇ કંપની પોતાના શેરોની વહેંચણ કરે ત્યારે તેણે ત્યાર પછી એક મહીનાની અંદર રજીસ્ટ્રારને ત્યાં, વહેંચણીનું પત્રક, તેમ શેરો જેને વહેંચવામાં આવ્યા હોય તે દર્શાવનારૂં પત્રક, ફાઇલ કરવાં જોઇએ.

૧૦૫ જો આર્ટિકલ ઉપરથી કમીશન આપવાને અધિકાર આપવામાં આવ્યો હોય, અને આપેલું કે આપવાને કબુલેલું કમીશન,અધિકાર આપેલા દર કરતાં વધારે ન હોય,અને આપેલા કે કબુલેલા કમીશનની રકમ કે કમીશનના ટકા, પ્રોસ્પેક્ટમાં તેને બદલે કાઢેલા પત્રકમાં જણાવેલા હોય તો તે કંપનીના કોઇ પણ શેરો માટે ભરનારાઓ મેળવી આપવાના અવેજ માટે કોઇપણ સખસને મેળવી આપવાના અવેજ માટે કોઇપણ સખસને કંપની કમીશન આપશે તો તે કાયદેસર ગણાશે

૧૦૬ જ્યારે કોઇ કંપનીએ, કોઇપણ શેરો કે ડિબેંચરોના સંબંધમાં કમિશન કે વટાવ બદલ કાંઇ રકમ આપી હોય તે સઘળી રકમ માંડી વાળવામાં આવે ત્યાં સુધી કંપનીના સરવાયામાં જણાવવી.

૧૦૭ જેમાંથી લાંબી મુદત સુધી નફો થઇ શકશે નહી, એવા કોઇ બાંધકામ,ઇમારત કે પ્લોટ પુરો પાડવાના ખર્ચ સારૂ નાણાં ઉભાં કરવા માટે કંપનીના શેરો કાઢયા હોય, ત્યારે તે ભંડાળના જેટલા ભાગનાં નાણાં અપાયાં હોય તેટલા ઉપર આ કલમમાં ઠરાવેલી શરતોને બંધનોને પાત્ર વ્યાજ આપવાનો અને તે વ્યાજ તે ઇમારત વગેરે બાંધવાના ખર્ચના ભાગ તરીકે ભંડાળો ખાતે લખવાનો તે કંપનીને અધિકાર છે. પણ તેવી રકમ આપવા માટે અધિકાર ન આપ્યો હોય તો તે આપવી નહિ.તેમ અધિકાર આપ્યો હોય તો પણ સરકારની મંજુરી વગર આપવી નહિ. વ્યાજનો દર સેંકડે ચાર ટકા કરતાં ઓછો હોવો ન જોઇએ.

૧૦૮ દરેક કંપનીએ પોતાના શેર, ડીબેંચર કે સ્ટોક વહેંચ્યા પછી ત્રણ મહીનાન અંદર તેનાં સરટીફીકેટો આપવા માટે તૈયાર કરીને રાખવાં.

૧૦૯ જે ગીરો કે ચાર્જ આ આકટ શરૂ થયા પછી કોઇ કંપનીએ કર્યાં હોય, અને જે ડીબેંચરો

કાઢવા માટેના તારણ માટેનાં હોય જે, કંપનીના કોલ કર્યા વગરના શેર ભંડોળ ઉપરનું હોય, જે કોઈ પણ સ્થાવર મિલકત ઊપરનું હોય કે જે બુકડેટ ઉપરનું હોય કે તે દરેક ગીરો કે ચાર્જ તે ઉપરથી જેટલે અંશે તે કંપનીની મિલ્કત કે તારણ કરી આપવામાં આવતું હોય તેટલે અંશે તે કંપનીના લિકવીટેડર અને કોઇપણ લેણદારની સામે બિન વ્યવહારોપયોગી ગણાશે, પરંતું જે લેખ ઉપરથી તે કરવામાં આવ્યું હોય તેની નકલ તેની તારીખ પછી ૨૧ દિવસની અંદર આ આકટમાં ઠરાવેલી રીત પ્રમાણે રજીસ્ટ્રારને ત્યાં નોંધવા માટે ફાઇલ કરવામાં આવ્યાં હોય તો તે બિન વ્યવહારોપયોગી ગણાશે નહિ. જ્યારે કોઇ ગીરો કે ચાર્જ બિનવ્યવહારોપયોગી થાય ત્યારે તે ઉપરથી તારવી આપેલા પૈસા તરતજ ભરી દેવા જોગ થશે.

૧૧૦ જ્યારે અનેક ડિબેંચરો કંપની તરફથી કાઢવામાં આવે ત્યારે તે દસ્તાવેજ કર્યા પછી ૨૧ દિવસની અંદર, ડિબેંચરોથી તારણ કરી આપેલી કુલ રકમ તેનો ઠરાવ કર્યાની તારીખ, ચાર્જ કરેલી મિલ્કતની હકીકત, ટરટીઓનાં નામ તથા તે દસ્તાવેજની નકલ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવામાં આવશે તો ૧૦૯ કલમના કારણસાર પુરતું થશે. રજીસ્ટ્રારે ઠરાવેલી ફી લઇને તે દાખલ કરવાં.

૧૧૧ કંપનીના કોઇ ડિબેંચરો જે કોઇ સખસે ભર્યા હોય કે ભરાવ્યાં હોય કે કબુલ્યાં હોય, તેના અવેજમાં તેને કંપની તરફથી કંઇ પણ કમીશન કે વટાવ આપવામાં આવ્યો હોય, ત્યારે ૧૦૯ અને ૧૧૦ મી કલમની રૂએ નોંધવા માટે જે વિગતે ફાઇલ કરવી પડતી હોય તેમાં તેની વિગતોનો સમાવેશ કરવો. આમ ન કરવામાં આવે તો કાઢેલાં ડિબેન્ચરો કાયદેસર થવામાં બાધ આવશે નહિ

૧૧૨ રજીસ્ટ્રારે કંપનીના ગીરો અને ચાર્જનું ઠરાવેલા નમુના પ્રમાણે રજીસ્ટર રાખીને તેમાં તેની વિગતો દાખલ કરવી. ને દાખલ કર્યા પછી નકલો ફાઇલ કરનાર સખસને પાછી આપવી.

૧૧૩ રજીસ્ટ્રારે નોંધાયલા ગીરો અને ચાર્જની એક અનુક્રમણિકા રાખવી.

૧૧૪ રજીસ્ટ્રારે નોંધેલા ગીરો અને ચાર્જ નોંધ્યા બાબતનો પોતાની સહીવાળો દાખલો આપવો જોઇએ.

૧૧૫ કંપનીએ ડિબેંચર અથવા ડિબેંચર સ્ટોકના સરટીફીકેટ ઉપર નોંધ્યા બાબતના દાખલાની નકલનો શેરો કરાવવો.

૧૧૬ નોંધાવવા જોઇએ એવા કંપનીએ કરેલા દરેક ગીરો કે ચાર્જની અને અનેક ડિબેંચરો કાઢ્યા બાબતની ઠરાવેલી વિગતો નોંધાવવા માટે રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરાવવાની ફરજ છે. પણ આવા ગીરો કે ચાર્જમાં હિત સંબંધ ધરાવતા કોઇ પણ સખસની અરજી ઉપરથી તે નોંધવાનો અધિકાર છે. જ્યારે કંપની સિવાય બીજા સખસે નોંધવા માટે ફી આપી હોય તે કંપની પાસેથી વસુલ કરવાનો તેને હક રહેશે.

૧૧૭ કંપનીએ નોંધાવવા જોઇએ એવા ગીરો કે ચાર્જના દસ્તાવેજની નકલ રખાવવી.

૧૧૮ જે સખસને કંપનીની મિલ્કતના રિસિવર નિમવાનો હુકમ મળે તે, રિસિવર નીમેલો, નીમ્યાની કે હુકમ મળ્યાની તારીખથી પંદર દિવસની અંદર રજીસ્ટ્રારને ત્યાં તે બાબતની નોટીસ ફાઈલ કરવી ને રજીસ્ટ્રારે તે ફી લઇને ગીરો કે ચાર્જના રજીસ્ટ્રારમાં દાખલ કરવી. આ પ્રમાણે વર્તવામાં કસુર કરનારનો દરેક દિવસ બદલ પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૧૯ નિમાયલા દરેક રિસિવરે, અર્ધા વર્ષમાં એક વખત કંપનીની મિલ્કતના ઉપજ અને ભરણાના ઠરાવેલા નમુના પ્રમાણેની તારીજ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી. અને રજીસ્ટ્રારે તે દાખલ કરવી. આ કામ કરવામાં કસુર કરનાર રિસિવરને પાંચસે રૂપીઆ સુધીની દંડની શિક્ષા થશે.

૧૨૦ જો કોર્ટની ખાત્રી થાય કે ગીરો કે ચાર્જની વિગત મુદતની અંદર ન નોંધાવ્યાની કે અકસ્માત ખોટી કે નજર ચુકથી નોંધ્યાની વાત બની હતી, ને તેથી કંપનીને હરકત થાય તેવી તે નથી કે દાદ આપવી વ્યાજબી છે, તો હીત સંબંધ ધરાવતા કોઈપણ સખસની અરજી ઉપરથી પોતાને યોગ્ય લાગે તે સરતે તે સુધારવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૨૧ ગીરો કે ચાર્જ આપવામાં આવેલું દેણું ભરપઇ કે પતાવટ કર્યું છે. તો તેની યાદી રજીસ્ટરમાં દાખલ કરવાનો હુકમ કરવાને રજીસ્ટ્રાર મુખત્યાર છે.

૧૨૨ જો કોઇપણ કંપની, ગીરો ચાર્જની વીગતો માટે ફાઇલ કાઢ્યાની વાત રજીસ્ટ્રારને ત્યાં નોંધાવવા માટે ફાઇલ કરવામાં કસુર કરે તો, દરેક દિવસ બદલ પાંચસે રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૧૨૩ દરેક લિમિટેડ કંપનીએ ગીરોનું રજીસ્ટર રાખવું. ને તેમાં બધાં ગીરો કે ચાર્જો દાખલ કરવાં. જો તે કરવાને કસુર કરશે તો પાંચસે રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૧૨૪ રજીસ્ટ્રારની પાસે નોંધાવવા જોઇતાં કોઇપણ ગીરો કે ચાર્જ ઉભા કરતા દસ્તાવેજોની રાખેલી નકલો અને રાખવામાં આવેલું ગીરોનું રજીસ્ટર, કંઇપણ ફી આપ્યા સિવાય, કંપનીના કોઇપણ લેણદાર કે મેમ્બરને તપાસવાને માટે ખુલ્લાં રાખવાં જોઇએ. જો તે નકલો કે રજીસ્ટર તપાસવાની કંપનીના કહેશે તો તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે. અને જેટલા દહાડા સુધીના કહેશે તે દરેક દિવસ બદલ વીસ રૂપીઆ સુધી દંડ થશે. ઉપરાંત કોર્ટ તે નકલો કે રજીસ્ટર તુરત તપાસ કરવા દેવાની ફરજ પાડવાને મુખત્યાર છે.

૧૨૫ કંપનીના ડિબેંચરે ધારણ કરનારનું દરેક રજીસ્ટર ડિબેંચર ધારણ કરનારની અને કંપનીના કોઇપણ શેર ધારણ કરનારની તપાસ માટે રોજ બે કલાક ખુલ્લું રાખવું જોઇએ. એને તે જો નકલ માગે તો સો શબ્દ કે તેના ભાગે ૬ આના ફી લઇને આપવી. જો તપાસ કરવાની કે નકલ આપવાની કંપની ના પાડે તો પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

૧૨૬ કોઇ પણ ડિબેંચરમાંની તારણ આપવા મારેના કોઈ દસ્તાવેજમાંની કોઇ સરત તે ઉપરથી તે પાછાં વેચાતાં લઇ ન શકાય એવાં બનતાં હોય કે ગમે તે લાંબે વખતે બનનારી કે કોઇ બીના બને તો કે, ગમે તેટલી લાંબી મુદત પુરી થાય તો જ પાછાં વેચાતાં લઇ શકાય એવાં બનતાં હોય તે કારણથી, બિન વ્યવહારોપયોગી થશે નહિ.

૧૨૭ કોઇ કંપનીએ અગાઉ કાઢેલા ડિબેન્ચરો પાછા વેચાતાં લીધાં હોય, ત્યારે તે કંપનીએ તે કાઢવાની સરતોમાં બીજી રીતે ઠરાવ્યું ન હોય તો, કે કોઇ પણ શરતની રૂયે પાછાં વેચાતાં લીધેલાં ન હોય તો, તે ડિબેન્ચરો પાછાં કાઢવા માટે તાજી રાખવાનો અધિકાર છે.

૧૨૮ કોઇ કંપનીના કોઇ પણ ડિબેન્ચરો લઇને તે માટે પૈસા ભરવાનો કરાર વિશેષ રીતે પુરો કરવાના હુકમનામાની રૂયે અમલમાં આણવાનો અધિકાર છે.

૧૨૯ જ્યારે ફ્લોટિંગ ચાર્જથી તારવી આપેલા કંપનીના કોઇ પણ ડિબેન્ચર ધારણ કરનારાઓ તરફથી રીસીવર નીમવામાં આવે, અથવા તે આજમાં સમાવેશ થતો હોય તેવી કોઇ મિલ્કતનો, ડિબેંચર ધારણ કરનારાઓ તરફથી કબજો લેવામાં આવે ત્યારે, જો તે કંપનીનું નામ તે વખતે બંધ કરવામાં આવતું ન હોય તો, દરેક બંધ કરતી વખતે જે કર, જે સર્વ કરતાં પહેલાં ભરવાનાં હોય તે રિસીવરના કે કબજો લેનારા બીજા સખસના હાથમાં આવેલી કાંઇ મિલ્કતમાંથી ડિબેંન્ચરના સંબંધમાં કાંઇ પણ મુદલ કે વ્યાજ માટેના કોઇ પણ દાવા કરતાં પહેલાં આપી દેવાં.

૧૩૦ દરેક કંપનીએ હિસાબના યોગ્ય ચોપડા રાખવા ને તેમાં કંપનીના વ્યવહાર અને લેવડ દેવડનો વિગતવાર ખરા અને પુરેપુરા હિસાબ લખવા.

૧૩૧ દરેક કંપનીએ દર વર્ષે એકવાર પંદર મહિનાને અંતરે કંપનીના હિસાબની બાકી કઢાવવી ને સરનામું તૈયાર કરવું, તે કંપનીના ઓડિટરે ઓડિટ કરવું, ને તેનો રીપોર્ટ તે સાથે જોડવો. જો કંપની તેમાં કસુર કરશે તેનો એક હજાર રૂપીઆ સુધી દંડ થશે.

૧૩૨ તે સરવાયામાં તે કંપનીની મિલ્કત તથા અવેજનો ને ભંડાળ તથા જોખમદારીનો સારાંશ ને તેના પ્રકાર દર્શાવે તેવી વિગતો હોવી જોઇએ.

૧૩૩ તે સરવાયા પર,કંપનીની બાબતમાં, મેનેજરે અને ડિરેકટરોએ સહી કરવી જોઇએ. જો ઉપર આ પ્રમાણે સહી ન હોય તે કંપની કે તેના કસુર કરનાર અમલદારને પાંચસો રૂપીઆ સુધી દંડ થશે.

૧૩૪ કંપની આગળ જનરલ મીટીંગમાં સરવાયું રજુ કરવામાં આવે પછી તે કંપનીના મેનેજર કે સેક્રેટરીએ સહી કરેલી તેની નકલ ૩૨ મી કલમના ઠરાવ મુજબ તૈયાર કરવામાં આવેલી મેંબરોની વાર્ષિક યાદી તથા ટુંક હકીકત, જે વખતે રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવામાં આવે તે જ વખતે ફાઇલ કરવી. જનરલ મીટીંગ સરવાયું કબુલ ન રાખે તો તે હકીકતને કારણોનું પત્રક સરવાયાની સાથે રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવાની નકલ સાથે રાખવું. આ કલમ ખાનગી કંપનીને લાગુ નથી. જે

કંપની કસુર કરશે તેને ૩૨ મી કલમમાં જે શીક્ષા ઠરાવી છે તેજ શિક્ષા થશે.

૧૩૫ કાંઇ કંપનીના કોઇ મેંબરને સરવાયાની તથા ઓડીટરના રીપોર્ટની નકલો દર સો શબ્દ કે તેના ભાગ માટે છ આના આપ્યાથી મળવાનો હક થશે.

૧૩૬ નિયમીત જોખમવાળી દરેક બેંકિંગ કંપનીએ તથા દરેક ઇન્સ્યુરન્સ કંપનીએ, અનામત રાખનાર, કે પ્રોવિડંટ કે બેનીફીટ સોસાયટીએ પોતાનું કામ ચલાવતા પહેલાં ફેબ્રુઆરી ને અગષ્ટ મહીનાના પહેલા સોમવારે આ આકટને જોડેલા નમુના પ્રમાણે એક પત્રક તૈયાર કરી તેની નકલ, કંપનીની દરેક ઓફીસે પ્રસિદ્ધ ભાગ ઉપર રાખવું. આઠ આના આપવાથી કંપનીના દરેક મેમ્બર તેમ લેણુદારને તેની નકલ મળી શકશે. જે કંપની આમાં જેટલા દીવસ સુધી કસુર કરશે તેનો પાંચસો રૂપીઆ સુધી દંડ થશે.

૧૩૭ જ્યારે કોઇ રજીસ્ટારને કોઇ કંપનીએ પોતાને રજુ કરવાનો દસ્તાવેજ વાંચી જોતાં એમ લાગે કે તે માટે કાંઇ ખુલાસાની જરૂર છે, તો તેને લેખી હુકમ કરી તે ખબર કે ખુલાસો લખી પુરો પાડવાને ફરમાવી શકે, કંપનીના દરેક અમલદારે આ પ્રકારનો ખુલાસો પુરો પાડવો. જે કસુર કરશે તેને પચાસ રૂપીઆ સુધી દંડ થશે. રજીસ્ટારે આવો ખુલાસો અસલ દસ્તાવેજ સાથે જોડવો. જો ખુલાસો રજુ ન થાય કે ખુલાસો વાંચી જોતાં વિવક્ષિત દસ્તાવેજમાં વ્યવહારની સ્થિતી અસંતોષકારક છે તો રજીસ્ટ્રારે તે બાબતનો સ્થાનીક સરકારને રીપોર્ટ કરવો.

૧૩૮ કોઇ પણ કંપનીનાં કામકાજ પોતે ફરમાવ્યું હોય તે રીતે ચોકશી કરીને રીપોર્ટ કરવા સારૂ એક કે વધારે લાયક ઇન્સ્પેક્ટરો નીમવાનો સ્થાનિક સરકારને અધિકાર છે. એટલે શેર ધારણ કરનારા મેમ્બરોની અરજી ઉપરથી કે રજીસ્ટારના ૧૩૭ મી કલમ મુજબના રીપોર્ટ ઉપરથી.

૧૩૯ ૧૩૮ મી કલમની રૂયે મેમ્બરોએ કરેલી અરજીના ટેકામાં તે ચોકસી કરવાનું પાકું કારણ છે, ને તેમણે અદાવતથી તેવું કહેલું નથી તે બતાવવા સારૂ સ્થાનિક સરકાર જે પુરાવો માગે તે આપવો

૧૪૦ કંપનીને લગતી જે બુકો કે દસ્તાવેજ હોય તે ઇન્સ્પેક્ટર આગળ હાજર કરવાની કંપનીના અમલદારોની ફરજ છે. ઇન્સ્પેક્ટરને કોઇ સખસની સોગન ઉપર જબાની લેવાનો અધિકાર છે. જે અમલદાર આ કલમ પ્રમાણે દસ્તાવેજો કે બુકો હાજર નહીં કરે કે જવાબ આપવાની ના પાડશે તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૪૧ ચોકસીનું કામ પુરૂં થયા પછી, ઇન્સ્પેકટરોએ પોતાના અભિપ્રાય સાથે સ્થાનિક સરકારને રીપોર્ટ કરવો.

૧૪૨ કંપનીને વિશેષ ઠરાવ કરીને પોતાનાં કામકાજની તપાસ કરવાસારૂ ઇન્સ્પેકટરો નીમવાનોઅધિકારછે

૧૪૩ આ આકટની રૂયે નીમેલા ઇન્સ્પેકટરોએ કરેલા કંપનીના શિક્કાથી સપ્રમાણ કરેલી તેના રીપોર્ટના નકલ હરકોઇ કાયદેસર કામમાં, તેમાં લખેલી વાત બાબત અને તેના ઇન્સ્પેકટરોના અભિપ્રાય હોય તે વિષે પુરાવામાં લેવાનો અધિકાર છે.

૧૪૪ પોતે ઓડિટર થવાનો હક ધરાવે છે, એવું સ્થાનિક સરકારનું સર્ટિફીકેટ ધારણ કરનારા સખસ સિવાયના બીજા કોઇ પણ સખસને ખાનગી કંપની સીવાય બીજી કંપનીનો ઓડિટર નીમવો નહિ. અને તેણે ઓડિટર તરીકે કામ કરવું નહિ. કંપનીનો ડિરેકટર કે અમલદાર ઓડિટર નીમાઇ શકશે નહી.

૧૪૫ કંપનીના દરેક ઓડિટરને ગમે તે વખતે કંપનીની બુકો તથા હીસાબ અને વાઉચરો જોવાનો હક રહેશે. અને તેમને જરૂરની હોય તેવી માહીતી ને ખુલાસા કંપનીના ડિરેકટરો તથા અમલદારો પાસે માગવાનો તેમને હક રહેશે. તેમણે તપાસેલા હિસાબના સંબંધમાં મેમ્બરોને રીપોર્ટ કરવો.

૧૪૬ કંપનીના સાધારણ શેર ધારણ કરનારાઓને કંપનીનાં સરવાયાં તથા ઓડિટરોના રીપોર્ટો મેળવવાનો તથા તપાસવાનો જેવો હક છે, તેવોજ હક કંપનીના પ્રેફેરન્સ શેર તથા ડિબેંચરો ધારણ કરનારાઓને પણ રહેશે.ખાનગી કંપનીને તેમ આ આકટ થયા પહેલાં નોંધાયલી કંપનીને આ કલમ લાગુ નથી.

૧૪૭ જો કોઇ પણ કંપનીના મેમ્બરોની સંખ્યા ઘટાડી ખાનગી કંપનીની બાબતમાં બેકરતાં ઓછી કરવામાં આવે ને બીજી કંપનીની બાબતમાં સાત કરતાં ઓછી કરવામાં આવે, અને તે દરમ્યાન

૭ મહીનાથી વધારે વખત સુધી કામ ચલાવે તો જેટલી મુદત સુધી તે કંપની ૭ મહીના પછી કામ ચલાવશે તેટલી મુદત સુધી જે માણસ કંપનીનો મેમ્બર હશે, તે દરેક માણસ તેટલી મુદતમાં કંપનીએ જે કરજ કર્યું હશે તે સઘળું આપવાને પોતે જુદોજ પાત્ર થશે. અને બીજા કોઈપણ મેમ્બરને ફરીયાદીમાં શામેલ કર્યાવિના તેના ઉપર તે કરજ બાબત ફરીઆદ માંડવાનો અધિકાર છે.

**૧૪૮** કંપની ઉપર બજાવવાનો દસ્તાવેજ, કંપનીની નોંધેલી ઓફીસમાં મુકી આવીને કે ટપાલ મારફતે મોકલીને બજાવવાનો અધિકાર છે.

**૧૪૯** રજીસ્ટાર ઉપર બજાવવાના દસ્તાવેજને ટપાલ મારફતે મોકલીને કે તેને આપીને કે તેની ઓફીસમાં, તેને સારૂ મુકી આવીને બજાવવાનો અધિકાર છે.

**૧૫૦** કોઇ દસ્તાવેજ કે કામના કાગળ ઉપર કંપનીની સહી જોઇતી હોય તો, તે ઉપર કંપનીના ડિરેક્ટરને કે સેક્રેટેરીને કે અખત્યારવાળા બીજા અમલદારને સહી કરવાનો અધિકાર છે. તેની ઉપર કંપનીના મજીયારા શિક્કાની જરૂર નથી.

**૧૫૧** ત્રીજા પરિશિષ્ટમાંના નમુના કે તેના જેવા નમુના જે કામને લાગુ હોય તે સઘળા કામમાં વાપરવા તે પરિશિષ્ટમાં જે ફી રજીસ્ટ્રારને આપવાનું કહ્યું છે તે ફી વધે નહિ, એ પ્રમાણે યોગ્ય ફેરફાર ઇંડિયા ગેઝેટમાં પ્રસીદ્ધ કરીને કોઇપણ કોષ્ટક ને નમુનામાં કરવાનો ગવરનર જનરલ ઇન કૌંસિલને અધિકારછે.

**૧૫૨** કોઇ કંપનીને બીજી કંપની સાથે વાંધો હોય તે બાબત લવાદી સંબંધી આકટ મુજબ લેખી કબુલત કરીને લવાદોને સોંપવાનો તે કંપનીને અધીકાર છે.

**૧૫૩** જયારે કોઇ કંપની અને તેના લેહ્દારો વચ્ચે કે તેના મેમ્બરો વચ્ચે, તોડજોડની કે બંદોબસ્તની યોજના સુચવવામાં આવે ત્યારે, તેમની અરજી ઉપરથી, અથવા કંપનીનું કામ બંધ કરવાનું હોય તો લિક્વિડેટરની કરેલી અરજી ઉપરથી કોર્ટને ને તેના લેણદારો કે મેમ્બરોની મીટીંગ પોતે ફરમાવે તે રીતે બોલાવવાનો, ભરવાનો ને તેનું કામ ચલાવવાનો અધિકાર છે જો તે મીટીંગમાં તેમાંના ¾ ભાગ વાળા લેણદારો હરકોઇ બંદોબસ્ત કે તોડજોડ કરવાને કબુલ થશે તો, જે કોર્ટ મંજુર કરશે તે પ્રમાણે કંપનીના લિક્વિડેટરને અને ફાળો આપનારાઓને ચાલવું પડશે.

**૧૫૪** કોઇ પણ કંપનીને તેના મેમોરેન્ડમ કે આર્ટિકલોમાં લખ્યું હોય તેને પાત્ર, કે વિશેષ ઠરાવની નકલ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરીને, તે કંપની સાર્વજનિક કંપની હોત, ને પોતાના શેરો કે ડિબેંચરો વહેંચ્યા પહેલાં પ્રોસ્પેકટને બદલે પત્રક ફાઇલ કરવું પડત, તે પત્રક ફાઇલ કરીને કે જે એકરાર ફાઇલ કરવો પડત, તે સાથે ફાઇલ કરીને પોતે સાર્વજનિક કંપની થઇ જવાનો અધિકાર છે. રજીસ્ટ્રારે તે ફેરફાર પોતાની બુકમાં નોંધવો.

## ભાગ-૫ મો—કામકાજ આટોપીને બંધ કરવા બાબત.

**૧૫૫** કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવાનો અધિકાર, કોર્ટને પોતાને કે કોર્ટની દેખરેખને પાત્ર રહીને છે.

**૧૫૬** કોઇ કંપનીનું કામકાજ આટોપીને બંધ થાય ત્યારે, હમણાંનો ને અગાઉનો દરેક મેમ્બર, આ કલમના ઠરાવોને પાત્ર તે કંપનીના કરજને જોખમદારીને કામકાજ આટોપીને બંધ કરવાનો સઘળો ખર્ચને ફાળો, આપનારાઓના માંહોમાંહેના હકનો ઠરાવ કરવાને જેટલા ખપ પડે તેટલા રૂપીઆ આપવા સારૂ કંપનીના અવેજમાં જોઇતી રકમનો ફાળો, હેઠળ લખેલી શરતોથી આપવાને પાત્ર થશે. એટલે કે.— કામ બંધ કરતા પહેલાં એક વર્ષ કે તેથી વધુ મુદત સુધી જે મેંબર બંધ થયો હોય તે, મેંબર બંધ થયા પછી કંપનીએ કરજ કર્યું હશે તે, હમણાંનો જે મેંબર ફાળો આપવાને શક્તિમાન ન હોય તે, મેમ્બર ફાળો આપવાને પાત્ર થશે નહિ, જામીનગીરીથી નિયમિત કરેલી હોય કે જેના ભંડોળના શેર કરેલા હોય તે કંપનીના દરેક મેમ્બરમાંથી લીધેલા ફાળો આપવાની રકમ ઉપરાંત તેની પાસે જેટલા શેર હોય તેટલા શેર બાબત જેટલા રૂપીઆ ભરાયા ન હોય તેટલા રૂપીઆ સુધીનો ફાળો આપવાને પાત્ર થશે.

**૧૫૭** કોઇ લિમિટેડ કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવામાં આવે ત્યારે જે કોઇ ડિરેક્ટરની જોખમદારી અનિયમિત હોય તે ડિરેક્ટર, મેમ્બર તરીકે જે ફાળો આપવાને પાત્ર હોય તે ઉપરાંત તે

જાણે અનલિમિટેડ કંપનીનો મેંબર હોય તેવી રીતે ફાળો આપવાને પાત્ર થશે; પણ કંપનીનું કામ બંધ કરવાનું શરૂ કર્યા પહેલાં એક વર્ષે કે તેથી વધુ મુદતથી બંધ થયો હોય તો તે તેમ બંધ થયા પછી કંપનીએ કરજ કર્યું હોય તે આપવાને તે ડિરેક્ટર પાત્ર થશે નહિ.

૧૫૮ 'ફાળો આપનાર' એ શબ્દનો અર્થ, કંપનીનું કામકાજ આટોપીને બંધ કરે ત્યારે તેના અવેજમાં ફાળો આપવાને જે માણસ પાત્ર હોય તે દરેક માણસ એવો થાય છે.

૧૫૯ ફાળો આપનારા કોઇ પણ સખસની જોખમદારી ઉપરથી તેને માથે જ્યારથી તેની જોખમદારી શરૂ થઇ ત્યારથી તેની પાસે લેણું નીકળે એવી રીતનું કરજ ઉત્પન્ન થાય છે એમ સમજવું.

૧૬૦ જો કોઇ ફાળો આપનાર, તેનું નામ ફાળો આપનારની યાદીમાં દાખલ કરતાં પહેલાં કે પછી મરી જાય તો તેના વારસ વકીલ કે તેની માલ મિલ્કતનો વહીવટ કરનાર તેને માથેનું કરજ વાળવાને કંપનીના અવેજમાં ફાળો આપવાને પાત્ર છે એમ સમજવું.

૧૬૧ ફાળો આપનારની યાદીમાં નામ દાખલ કરતા પહેલાં કે પછી જો કોઇ નાદાર થાય તો તેના અસૈનીને કામકાજ આટોપીને બંધ કરવાનાં સઘળાં કારણો સારૂ તે નાદારને વારસ વકીલ સમજવું.

૧૬૨ કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવાનો અધિકાર હેઠળ પ્રમાણે હોય તો કોર્ટને છે એટલે

(૧) કંપનીનું કામકાજ કોર્ટે આટોપીને બંધ કરવું; એમ કંપનીએ વિશેષ ઠરાવ કરીને ઠરાવ્યું હોય તો, (૨) સ્ટાચ્યુટરી રીપોર્ટ ફાઇલ કરવામાં કે મીટીંગ ભરવામાં કસુર કરી હોય તો, (૩) કંપની સંસ્થાપિત થયા પછી એક વર્ષની મુદતમાં પોતાનું કામ ચાલુ કર્યું ન હોય તો કે એક આખા વર્ષ સુધી કામ બંધ રાખ્યું હોય તો, (૪) કે મેમ્બરોની સંખ્યા ખાનગી કંપની માટે ૨ થી કે બીજી માટે ૭ થી ઓછી થઇ ગઇ હોય તો (૫) કંપનીને પોતાનું કરજ વાળવાની શક્તિ ન હોય તો, (૬) અને કામ બંધ કરવાની વાત ન્યાયપુરઃ સર છે એવો કોર્ટનો મત હોય તો.

૧૬૩ કંપનીની પોતાનું કરજ વાળવાની શક્તિ નથી એવું હેઠળ લખ્યા પ્રમાણે હોય તો સમજવું એટલે કે (૧) કંપનીનો જે લેણદાર કંપની પાસે પાંચસે રૂપીઆ કરતાં વધતા રૂપીઆ માગતો હોય તે રૂપીઆ ઉઘરાણી કર્યા પછી ત્રણ અઠવાડિયા સુધી આપવામાં કંપની ગફલત કરે કે તે બાબત તારણ આપવાની તે તેની તોડ જોડ કરવાની ગફલત કરી હોય તો, ( ૨ ) કોર્ટે કરેલું હુકમનામું બજાવવાનો હુકમ કે પ્રોસેસ આપ્યું હોય તેની બધી કે થોડી ઘણી ભરપાઇ થયા વગર તે પાછું આવે તો, (૩) કે કંપનીની પોતાનું કરજ દાબવાની શક્તિ નથી, એવું કોર્ટની ખાત્રી થાય તે રીતે સાબીત કરવામાં આવે તો.

૧૬૪ આ આક્ટ પ્રમાણે કોઇ કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવાનો હુકમ હાઇકોર્ટ કરે ત્યારે, પોતાને યોગ્ય લાગે તો તે પછીનું સઘળું કામ કોઇ ડિસ્ટ્રીકટ કોર્ટમાં ચલાવવાનું ફરમાવવાને તે મુખત્યાર છે. તે ઉપરથી ડિસ્ટ્રીકટ કોર્ટ આ આક્ટના અર્થ પ્રમાણે કોર્ટ છે એમ સમજવું. અને તેને હાઇકોર્ટની સઘળી હકુમત તથા અધિકાર છે એમ સમજવું.

૧૬૫ કોઇ ડીસ્ટ્રિકટ કોર્ટમાં કંપનીનું કામ બંધ કરવાનું કામ ચાલતું હોય ત્યારે, તે કામ બીજી કોઇ ડિસ્ટ્રીકટ કોર્ટમાં ચાલે તો વધુ સુગમ થાય એવું હાઇકોર્ટને દેખાડવામાં આવે તો હાઇકોર્ટ તે કામ તેવી બીજી કોર્ટમાં મોકલવાને મુખત્યાર છે.

૧૬૬ કોઇ કંપનીનું કામકાજ બંધ કરવા બાબતની અરજી કરવી, તે આ કલમના ઠરાવોને પાત્ર કંપનીએ કે કોઇ પણ લેણદારોએ, ફાળો આપનારાઓએ કે તે સઘળાઓએ સામટા કે છુટક છુટક આપવી જોઇએ.

૧૬૭ કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવા બાબતના હુકમનો અમલ કંપનીના સઘળા લેણદારોના અને ફાળો આપનારાના લાભમાં થશે.

૧૬૮ કંપનીનું કામકાજ કોર્ટ પાસે આટોપીને બંધ કરાવવાની વાત તેમ કરવાની અરજી આપે ત્યારથી શરૂ થઇ એમ સમજવું.

૧૬૯ આ આક્ટ પ્રમાણે કંપનીનું કામ કાજ આટોપીને બંધ કરવાની અરજી આવ્યા પછી, તેનું

કામકાજ બંધ કરવાનો હુકમ કર્યા પહેલાં હરકોઇ વખતે કંપનીની કે છેલ્લા લેણદારની કે ફાળો આપનારની અરજી ઉપરથી, કામ ચલાવવાનું પોતાની નજરમાં આવે તે સરતે બંધ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૬૦ અરજીની સુનાવણી કર્યા પછી ખર્ચ આપવો કે નહિ તેવો ઠરાવ કરીને અરજી કહાડી નાંખવાનો કે સુનાવણી કરવાનું કામ મુલતવી રાખવાનો કે પોતાની નજરમાં આવે તેવો બીજો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે. પણ તે અવેજ તેના જેટલી કે વધારે રકમ બદલ ગીરો મુકયો છે, કે તેનો તે અવેજ નથી એવા કારણથી કોર્ટ કામકાજ આટોપીને બંધ કરવાની ના કહેવી નહીં.

૧૬૧ કામકાજ આટોપીને બંધ કરવાનો હુકમ થયો હોય ત્યારે, કોર્ટની પરવાનગી વગર કાંઇ ફરીઆદ કે બીજું કામ કંપનીની ઉપર ચલાવવું નહીં.

૧૬૨ કામકાજ આટોપીને બંધ કરવાના હુકમની નકલ તુરત રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવાની કંપનીની ફરજ છે.

૧૬૩ કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવાનો હુકમ થયા પછી લેણદારોની કે ફાળો આપનારની અરજી આવે, અને તે કામ અટકાવવું જોઇએ એવી કોર્ટની ખાત્રી થાય તેવો પુરાવો થાય એટલે પોતાને યોગ્ય લાગે તે સરતે કામ છેક કે અમુક મુદત સુધી બંધ કરવાનો હરકોઇ વખતે હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૬૪ આવાં સઘળાં કામોમાં લેણદારોની કે ફાળો આપનારાઓની જે ઇચ્છા સાબિત થઇ હોય તે ધ્યાનમાં લેવાને કોર્ટ મુખત્યાર છે.

૧૬૫ કોઇ કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવાનું કામ ચલાવવા સારૂ કોર્ટ ઠરાવે તેવાં કામ કરવાને કોઇ માણસ નીમવાને કોર્ટને અધિકાર છે, તેઓને ઓફિશિયલ લિક્વિડેટરો કહેવા. તેણે તારણ આપવું કે કેમ તે કોર્ટ ઠરાવી શકે છે. તેમનાં કામ વ્યવહારોપયોગી ગણાશે.

૧૬૬ કોઈ પણ ઓફીસીયલ લિક્વિડેટર રાજીનામું આપવાને મુખત્યાર છે. તેમ તેને યોગ્ય કારણ હશે તો કોર્ટ કહાડી મુકવાને મુખત્યાર છે. તેમ તેમની ખાલી જગ્યા કોર્ટ પુરવી. કોર્ટ ફરમાવે તે પ્રમાણે સેંકડે અમુક ટકા પગાર કે મહેનતાણું આપવું.

૧૬૭ ઓફીશિયલ લિક્વિડેટરને કાંઇ લખવું પડે તો તેના પોતાના નામથી ન લખતાં જે કંપની સારૂ તેને નીમ્યો હોય તે કંપનીનો ઓફિશિયલ લિક્વિડેટર એ નામથી લખવું.

૧૬૮ જે મિલ્કત ઉપર કે માલ ઉપર ફરીયાદ થઇ શકે કે દાવા ઉપર કંપનીનો હક હોય તે સઘળી મિલ્કત, માલ અને દાવા પોતાના તાબામાં તેણે લેવા. જો ઓફિશિયલ લિક્વિડેટર ન નીમ્યો હોય કે એવી જગ્યા ખાલી પડે તે દરમીયાન કંપનીની સઘળી મિલ્કત કોર્ટના તાબામાં છે એમ સમજવું.

૧૬૯ ઓફિશિયલ લિક્વિડેટરને કોર્ટની મંજુરી લઇને નીચે લખેલી બાબતો કરવાનો અધિકાર છે:—

(૧) કંપનીને નામે કોઇ ફોજદારી કે દિવાની કામ ચલાવવાનો કે તેનો જવાબ દેવાનો, (બ) કંપનીનું કામ ફાયદો થાય તેવી રીતે બંધ કરવાને કામ ચલાવવાનો, (ક) કંપની તરફથી સઘળાં કામો, ખતો, દસ્તાવેજો કે પહોંચો કરી આપવાનો કે શિક્કો વાપરવાનો, (ઇ) ફાળો આપનારની નાદારીની બાબતમાં તેની ઇસ્ટેટ સામે લેણી નીકળતી કાંઈ બાકી માટે પુરાવો આપવાનો, (ફે) કંપની તરફથી કાંઇ બિલ, હુંડી, કે ચીઠી લખવાનો, શિકારવાનો, કરવાનો કે તે પાછળ શેરો કરવાનો, (ગ) જરૂર જેટલાં નાણાંની રકમ કંપનીને, અવેજ તારણમાં આપીને કહાડાવાનો, (હ) મરનાર ફાળો આપનારનું લેટર્સ ઓફ એડમિનિસ્ટ્રેશન પોતાના હુદ્દાને નામે લેવાનો, કે તેની પાસે માગતું હોય તે લેવાનો, (આઇ) કંપનીનું કામકાજ બંધ કરવાને, તેનો અવેજ વહેંચી આપવાને કે જરૂરની સઘળી બાબતો કરવાનો અધિકાર છે

૧૮૦ કોર્ટની મંજુરી કે દરમીયાનગીરી ઉપરના અધિકાર ચલાવવાનો અખત્યાર ઓફિશિયલ લિક્વિડેટરને છે એવું ઠરાવવાને કોર્ટ મુખત્યાર છે.

૧૮૧ કોર્ટની મંજુરી વગર, ઓફિશિયલ લિક્વિડેટર પોતાનું કામ કરવામાં પોતાને મદદ કરવાને કોર્ટ આગળ ઉભા રહેવાનો હક હોય એવો એડવોકેટ કે એટર્ની કે વકીલ નીમવાને મુખત્યાર છે.

૧૮૨ જે કંપનીનું કામ બંધ કરવામાં આવતું હોય તેના ઓફિશિયલ લિક્વિડેટરે ઠરાવેલી રીતે

ને યોગ્ય બુકો રાખી તેમાં મીટીંગોમાં ચાલેલાં કામ તથા એવી બીજી નોંધ દાખલ કરાવવી, તે કોઇ લેણદાર કે ફાળો આપનાર તપાસવાને મુખત્યાર છે.

૧૮૩ લિક્વિડેટરે, કંપનીના અવેજનો વહીવટ કરતી વખતે, કોઇ પણ જનરલ મીટીંગમાં કરેલા ઠરાવ ઊપર જે કાંઈ હુકમ કરવામાં આવે તે ધ્યાનમાં રાખવા જોઇએ. લેણદાર કે ફાળો આપનારની ઇચ્છા જાણવા માટે તેમની જનરલ મીટીંગ બોલાવવાને તેને અધિકાર છે. લિક્વિડેટરે, અવેજનો વહીવટ કરતી વખતે કે તે લેણદારોમાં વહેંચી આપતી વખતે પોતાની મુખત્યારી ચલાવવી જોઇએ. તેના કોઇ ચુકાદા કે કામથી કોઇને નુકશાન થાય તો તેણે કોર્ટની અરજી કરવી. અને તે કામ કે ચુકાદો કાયમ રાખવાનો, રદ કરવાનો કે ફેરવવાનો કોર્ટને અધિકાર છે.

૧૮૪ કંપનીનું કામ બંધ કરવાનો હુકમ કર્યા પછી, જેમ બને તેમ જલદી ફાળો આપનારાઓની યાદી નક્કી કરવી. અને મેમ્બરોનું રજીસ્ટર દુરસ્ત કરવાનો તેને અધિકાર છે. અને કોર્ટે કંપનીનો અવેજ એકઠો કરાવીને કંપનીની જોખમદારી વાળી નાંખવામાં વપરાવવો. (૨) યાદી નક્કી કરતી વખતે કોર્ટે પોતાના હકથી ફાળો આપનારા અને બીજાના વારસ વકીલ હોવાથી કે કરજ આપવાને પાત્ર હોવાથી ફાળો આપનારા હોય તેને જુદા કહાડવા.

૧૮૫ કંપનીનું કામ બંધ કરવાનો હુકમ કર્યા પછી હરકોઇ વખતે કંપનીના ફાળો આપનારની યાદીમાં ફાળો આપનારમાં જેનાં નામ હોય તેને, તથા કોઇ ટ્રસ્ટીને, રિસીવરને, સરફને, એજંટને કે કંપનીના અમલદારને તેના હાથમાં જે રકમ, મીલકત કે અવેજ હોય તે તાબડતોબ કોર્ટ ફરમાવે તે મુદતમાં લિક્વિડેટરને આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૮૬ કામ બંધ કરવાના હુકમ પછી, ફાળો આપનારની યાદીમાં જેનાં નામ હોય તેને જે કોલ કર્યા હોય, તે બાબત જે નાણું તેણે આપવાનું હોય તે સીવાય તેની પાસે કંપની રૂપીઆ મ ગતી હોય તે રૂપીઆ આ હુકમમાં ફરમાવેલી રીતે આપવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે. ( ૨ ) અનલીમીટેડ કંપનીની બાબતમાં કંપની પાસે ફાળો આપનારો જે માણસ રૂપીઆ માગતો હશે, તે કોર્ટ મજરે અપાવવાને મુખત્યાર છે પણ જો તે મેમ્બર હોય અને કાંઇ ડિવિડંટ કે નફા બાબત રૂપીઆ માગતો હોય તો તે મજરે અપાવવાને કોર્ટ મુખત્યાર નથી. અને અનલીમીટેડ કંપનીની બાબતમાં, અનિયમિત જોખમદારીવાળા ડિરેક્ટરને તેવા પ્રકારની છુટ આપવાને મુખત્યાર છે. પણ લીમીટેડ કે અનલીમીટેડ ગમે તે કંપનીની બાબતમાં માગનારના ચુકતે હિસાબે રૂપીઆ આપ્યા પછી, ફાળો આપનાર રૂપીઆ માગતો હોય તો તે આગળ જતાં કાંઇ કોલ થાય તેમાં મજરે અપાવવાને અધીકાર છે.

૧૮૭ કંપનીનું કામ બંધ કરવાનો હુકમ કર્યા પછી, ને કંપનીનો અવેજ જોઇએ તેટલો છે કે નહિ તેની તજવીજ કરીને નક્કી કર્યા પહેલાં, કે પછી, ફાળો આપનારની યાદીમાં જેનાં નામો હોય તેમને, તેઓની જોખમદારી હોય તેટલે સુધી હેઠલ લખેલાં કારણ સારૂ કોલ કરવાનો કે કોલના રૂપીઆ આપવાનો હુકમ કરવાનો અધિકાર હરકોઇ વખતે કોર્ટને છે.

૧૮૮ ફાળો આપનારા જે સખસની પાસે કે ખરીદદારની પાસે કંપની રૂપીઆ માગતી હોય તે, તેણે ઓફીશીયલ લિક્વિડેટરને આપવાને બદલે પ્રસંગ પ્રમાણે બંગાલ બેંકમાં, કે મદ્રાસ બેંકમાં, કે તે બેંકની કોઇ બ્રેંચમાં ઓફિશિયલ લિક્વિડેટરને ખાતે ભરવા એવો હુકમ કરવાને કોર્ટને અધિકાર છે.

૧૮૯ કંપનીનું કામ બંધ કરતી હોય ત્યારે, પ્રસંગ પ્રમાણે, બંગાળ, મદ્રાસ કે મુંબાઇ બેંકમાં કે તેમની શાખામાં ભરેલું સઘળું નાણું, બિલો, હુંડીઓ, ચીઠ્ઠીઓ કે બીજી સીકયુરીટી બાબતમાં કોર્ટના હુકમને પાત્ર થશે.

૧૯૦ કોર્ટે ફાળો આપનાર સખસને કરેલો હુકમ—તેમાં જે બીજી બાબતો લખી હોય તે સઘળા સખસોની વિરૂદ્ધ ખરેખરી લખી છે એ વાત બાબત નિરૂત્તર પુરાવો છે એમ સમજવું.

૧૯૧ જે લેણદારોએ પોતાનું લેણું કે દાવો જે મુદતોની અંદર સાબીત કરવું જોઇએ, નહીં તો તે પહેલાં થયેલી વહેંચણીમાં તેને ફાયદો નહીં મળે, તેવી મુદત ઠરાવવાને કોર્ટ મુખત્યાર છે.

૧૯૨ ફાળો આપનારાઓના માંહોમાંહેના હક કોર્ટે ઠરાવવા અને જેનો હક હોય તેમને ફાજલ અવેજ વહેંચી આપવો.

૧૯૩ જોખમદારી અદા કરવાને જોઇએ તેટલો અવેજ નહીં હોય તો, કંપનીનું કામ બંધ કરવામાં થએલા ખર્ચ કંપનીના અવેજમાંથી આપવાનો કોર્ટ હુકમ કરી શકે છે.

૧૯૪ કંપનીનું કામ છેક બંધ થઇ રહ્યા પછી કોર્ટે આ હુકમની તારીખથી કંપની ભાગી નાંખવી એવો હુકમ કરવો. તે હુકમની તારીખથી પંદર દીવસની અંદર ઓફિશિયલ લીકવીડેટર રજીસ્ટ્રારને તે બાબત રીપોર્ટ કરવો અને તેણે નોંધ કરવી. જો તેમાં લિક્વિડેટર કસુર કરે તો દરેક દિવસ બદલ પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

૧૯૫ કંપનીનું કામકાજ બંધ કરવાનો હુકમ કર્યા પછી કોર્ટને કંપનીની માલ મિલ્કત જેની પાસે હોય તેને સમન કરીને બોલાવવાનો, તેનો સોગન ઉપર જુબાબ લખી લેવાનો, દસ્તાવેજ હાજર કરવાનું ફરમાવવાનો અને હક બાબતની સઘળી તકરારનો નીકાલ કરવાનો અધિકાર છે. જો તે સમન કર્યા છતાં હાજર ન થાય તો તેને પકડીને બોલાવી મંગાવવાનો કોર્ટને અધિકાર છે.

૧૯૬ જ્યારે કંપનીનું કામ બંધ કરવાનો કોર્ટે હુકમ કર્યો હોય અને તે કંપનીને પ્રવર્તાવવામાં કે બનાવવામાં કોઇ માણસે દગો કર્યો છે કે કંપની બની ત્યારથી તેના સંબંધમાં કોઇ ડિરેક્ટરે કે બીજા ઓફીસરે દગો કર્યો છે એવો પોતાનો અભિપ્રાય છે એવું જણાવીને લીક્વિડેટરે અરજી કરી હોય ત્યારે તેમાં જેણે ભાગ લીધો હોય તેવા પ્રવર્તક ડિરેક્ટર મેનેજરની જાહેર રીતે સંબધમાં સોગન ઉપર જુબાની લેવી એવો કોર્ટ હુકમ કરી શકે. આ વખતે લિક્વિડેટરે ભાગ લેવો તેમ લેણદાર કે ફાળો આપનાર પણ તે તપાસમાં ભાગ લઇ શકે છે.

૧૯૭ કંપનીનું કામકાજ બંધ કરવાનો કોર્ટ હુકમ કરે તે પહેલાં કે પછી કોઇ પણ વખતે ફાળના રૂપીઆ ન પડે તે માટે કોઇ કંપનીનો ફાળો આપનાર સખસ બ્રિટિશ ઇંડિયા મુકીને જનાર છે કે નાશી જનાર છે, કે પોતાની માલ મિલ્કત દુર કરનાર કે સંતાડનાર છે એવું સાબીત થાય તો તેને પકડાવવાનો ને તેની બુકો, કાગળપત્રો કે તેની જંગમ મિલ્કત જપ્ત કરાવવાનો, ને પોતે હુકમ કરે ત્યાં સુધી તેઓને સહીસલામત રખાવવાનો અધિકાર કોર્ટને છે.

૧૯૮ આ આકટ ઉપરથી કોર્ટને આપેલા અધિકાર ઉપરાંત અધિકાર છે એમ સમજવું.

૧૯૯ આ આકટ પ્રમાણે કોર્ટે હુકમ કર્યા હોય તે, તે કોર્ટમાં કોર્ટે કરેલાં હુકમનામાં જે રીતે અમલમાં લાવવાનો અધિકાર છે તેજ રીતે અમલમાં લાવવાનો કોર્ટને અખત્યાર છે.

૨૦૦ કોઇ કંપનીનું કામ બંધ કરવાનો હુકમ કે તે કામ બંધ કરવાનું ચાલતું હોય ત્યારે જે કાંઇ હુકમ કોર્ટ કર્યો હોય તે હુકમ, જે કોર્ટને બ્રીટીશ હિંદુસ્તાનની બીજી જગામાં હકુમત હોય તે કોર્ટે અમલમાં લાવવો.

૨૦૧ એક કોર્ટે કરેલો હુકમ બીજી કોર્ટ પાસે અમલમાં લાવવો હોય ત્યારે તે હુકમની સહીવાળી નકલ, તે કોર્ટના અમલદાર આગળ હાજર કરવી. એટલે તે બીજી કોર્ટે તે હુકમ જાણે પોતે કર્યો હોય તે રીતે અમલમાં લાવવાને બંદોબસ્ત કરવો.

૨૦૨ કંપનીનું કામ બંધ કરવાના કામમાં કોર્ટે કાંઇ પણ હુકમ કર્યો હોય તેની ફરી તપાસ કરવી હોય કે તે ઉપર અપીલ કરવી હોય તે, તેજ કોર્ટે કરેલા પોતાના મુકદમાના હુકમ ઉપર જે રીતે થાય છે, તેજ રીતે અને તેજ સરતે કરવી.

૨૦૩ કંપનીનું કામકાજ રાજીખુશીથી આટોપીને બંધ કરવાનો અધિકાર હેઠળ લખેલા પ્રસંગેછે, એટલે;–

(૧) કંપની ચાલુ રાખવાની મુદત આર્ટિકલમાં ઠરાવી હોય તે મુદત પુરી થાય ત્યારે, કે કંપનીનું કામ બંધ કરવાનો જનરલ મીટિંગમાં કર્યો હોય ત્યારે,–(૨) કંપનીનું કામ રાજી ખુશીથી બંધ કરવાનું કંપની ઠરાવે તો;–(૩) કંપનીની જોખમદારીના સબબથી તે કામ ચલાવવાને અશક્ત હોય તો.

૨૦૪ કંપનીનું કામકાજ રાજીખુશીથી આટોપીને બંધ કરવાનો જે વખતે ઠરાવ પસાર થયો તેજ વખતે બંધ કરવાની વાત શરૂ થઇ એવું સમજવું.

૨૦૫ કોઇ કંપનીનું કામ રાજીખુશીથી બંધ કરવામાં આવે ત્યારે બંધ કરવાનું શરૂ થયા પછી, કંપનીએ પોતાનું કામકાજ ચલાવવું નહિ. પણ ફાયદો થાય તેવું કામ ચલાવવાની જરૂર હોય તે ચલાવવું.

૨૦૬ કંપનીનું કામ રાજીખુશીથી આટોપીને બંધ કરવાનો ઠરાવ કર્યો હોય તે બાબતની નોટીસ તે ઠરાવ પસાર થયા પછી દસ દીવસની અંદર સરકારી ગેઝીટમાં ને તે ડિસ્ટ્રીકટના વર્તમાનપત્રમાં છપાવીને પ્રસિદ્ધ કરવી. (૨) જે કંપની તેમ કરવામાં કસુર કરશે તેનો દરેક દિવસ બદલ પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૨૦૭ કંપનીનું કામ રાજીખુશીથી બંધ કરવામાં આવ્યા પછી હેઠળ લખેલાં પરિણામ થશે.

(૧) કંપનીનો અવેજ કંપનીની જોખમદારી હોય તે બરાબર સરખે ભાગે વાળવામાં વાપરવો, તેમ કર્યા પછી તે કંપનીના હક કે હિત સંબંધ હોય તે પ્રમાણે તેઓને વહેંચી આપવો. (૨) તે કામ સારૂ લિક્વિડેટર નીમવા, અને તેને મહેનતાણું આપવાનું ઠરાવવું. (૩) લિક્વિડેટર નીમ્યા પછી, ડિરેકટર નીમ્યા પછી, ડિરેકટરના અધિકાર બંધ થશે. (૪) કોર્ટે કંપનીનું કામકાજ બંધ કરે તે કામમાં લિક્વિડેટરને જે અધિકાર છે તે સઘળા અધિકાર તે ચલાવવાને મુખત્યાર છે. (૫) કંપનીનો ફાળો આપનારાઓની યાદી ઠરાવી નક્કી કરવાના કે ફેરફાર કરવાના અધિકાર લિક્વિડેટરને છે.

૨૦૮ રાજી ખુશીથી કામ બંધ કરવાની બાબતમાં લિક્વિડેટરે પોતાની નિમણુંક થયા પછી તે બાબતની નોટીસ એકવીસ દિવસની અંદર રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી. જો તેમાં કસુર કરે તો દરેક દિવસ બદલ પચાસ રૂપિઆ સુધી દંડને પાત્ર થશે.

૨૦૯ રાજી ખુશીથી કામકાજ બંધ કરવાના કામમાં કંપનીએ નીમેલા દરેક લિક્વિડેટરે, પોતાની નિમણુંક પછી સાત દિવસની અંદર, કંપનીના લેણદારોને ટપાલ માર્ગે નોટીસ આપવી કે લેણદારોની મીટીંગ તેની નિમણુંક પછી એકવીસ દિવસથી ઓછા, અને મહીના કરતાં વધારે ન હોય તેવા દિવસે ભરવામાં આવશે. મીટીંગ કરવાની જગા અને વખત તેમાં ઠરાવવાં.

૨૧૦ રાજી ખુશીથી કામકાજ બંધ કરવાના કામમાં કંપનીએ લિક્વિડેટર નીમ્યા હોય તે મરી જવાથી કે રાજીનામું આપ્યાથી જગ્યા ખાલી પડે તો તે જગા જનરલ મીટીંગ બોલાવીને ભરી નાંખવાનો કંપનીને અધિકાર છે.

૨૧૧ કંપનીનું કામકાજ રાજી ખુશીથી બંધ થવાનું હોય ત્યારે લિક્વિડેટર નીમવાનો અખત્યાર તેના લેણદારોને સોંપવાને કંપનીને અધિકાર છે.

૨૧૨ કંપનીએ પોતાના લેણદારોની વચ્ચે કરેલો કોઈ પણ બંદોબસ્ત મંજુર થયેલો હશે તો કંપનીને અને કંપનીના લેણાની કીંમતના કે લેણદારોની સંખ્યાના પ્રમાણમાં ત્રણ ચતુર્થાંશ લેણદારો કબુલ હશે તો બંધન કર્તા થશે.

૨૧૩ કંપનીની માલ મિલ્કત વેચવાના અવેજમાં શેર વીગેરે લેવાનો લિક્વિડેટરોને અધિકાર છે.

૨૧૪ જે કોઈ મેમ્બર નાકબુલ હોય તેનો હિત સંબંધ ખરીદ કરવા સારૂ આપવાની કિમ્મત એકમત થઇ ઠરાવવાનો અધિકાર છે. તકરાર બાબત લવાદની મારફતે નીકાલ કરવો.

૨૧૫ કામકાજ બંધ કરવાની બાબતમાં કાંઇ તકરાર નીકળે તે બાબત લિક્વિડેટરને કોઇ ફાળો આપનારને કે લેણદારને કોર્ટને અરજી કરવાનો અધિકાર છે. કોર્ટે તેવી અરજીનો યોગ્ય નિકાલ કરી યોગ્ય હુકમ કરવો.

૨૧૬ કંપનીની મંજુરી લેવા સારૂ વખતો વખત જનરલ મીટીંગ બોલાવવાને લિક્વિડેટરને અધિકાર છે.

૨૧૭ રાજીખુશીથી કામકાજ બંધ કરવાના દરેક કામમાં કામ બંધ થયા પછી તુરત લિક્વિડેટરે તે કામ કેવી રીતે બંધ કર્યું તથા કંપનીની માલ મિલ્કતની કેવી રીતે વ્યવસ્થા કરી તે બાબતની હકીકત તૈયાર કરી તે રજુ કરવા સારૂ કંપનીની જનરલ મીટીંગ તેણે બોલાવવી. ને મીટીંગ ભરાયા બાબત એક પત્રક તેણે રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવું. તે પત્રક ફાઇલ કરવામાં આવે કે તુરત તેણે નોંધવું. તે પત્રક નોંધાયા પછી ત્રણ મહીના પુરા થયે કંપની ભાગી ગઇ એવું સમજવું.

૨૧૮ કામકાજ રાજીખુશીથી આટોપીને બંધ કરવાનો ખર્ચ કંપનીના અવેજમાંથી આપવા લાયક થશે.

૨૧૯ લેણદારના કે ફાળો આપનારના હકને કંપનીનું કામકાજ રાજી ખુશીથી આટોપીને બંધ કર્યાથી હરકત થશે નહિ.

૨૨૦ કંપનીનું કામ બંધ કરવાનું ચાલુ હોય ત્યારે કોર્ટ એવું ઠરાવવાને મુખત્યાર છે કે કામકાજ રાજીખુશીથી આટોપીને બંધ કરતી વખતે જે જે કામ ચાલ્યાં હોય તે સઘળાં કામો કે તેમાંનાં હરકોઈ કામો બહાલ રાખવાં.

૨૨૧ કંપનીએ રાજીખુશીથી કામ બંધ કરવાનો ઠરાવ કર્યો હોય ત્યારે, કોર્ટ પોતાની દેખરેખ હેઠળ કામકાજ આટોપીને બંધ કરવાનું કામ ચલાવવાનો હુકમ કરી શકે છે.

૨૨૨ કોર્ટની દેખરેખ હેઠળ કામકાજ આટોપીને બંધ કરવાની અરજી આવે તો તે અરજી, કોર્ટની પાસે કામકાજ આટોપીને બંધ કરાવવાની અરજી છે એવું સમજવું.

૨૨૩ કંપનીનું કામકાજ કોર્ટેજ આટોપીને બંધ કરવું કે દેખરેખ હેઠળ બંધ કરવું તે ઠરાવતી વખતે લેણદારોની અને ફાળો આપનારાની ઇચ્છા ઉપર કોર્ટને ધ્યાન આપવાનો અધિકાર છે.

૨૨૪ દેખરેખ હેઠળ કામકાજ બંધ કરવાનો હુકમ કરવામાં આવે ત્યારે લિક્વિડેટરો નીમવાનો અથવા બરતરફ કરવાનો કોર્ટને અધિકાર છે.

૨૨૫ દેખરેખ હેઠળ કામકાજ બંધ કરવાનો હુકમ કર્યો હોય ત્યારે લિક્વિડેટર, કોર્ટે જે નિર્બંધ ઠરાવ્યા હોય તેને પાત્ર કંપનીનું કામકાજ રાજી ખુશીથી બંધ કરવાની બાબતમાં જે અધિકાર ચલાવત તેજ રીતે સઘળા અધિકાર કોર્ટની મંજુરી વગર ચલાવવાને લિક્વિડેટર મુખત્યાર છે.

૨૨૬ દેખરેખ હેઠળ કામ બંધ કરવાનો હુકમ કર્યો હોય ત્યારે વૉલંટરી લિક્વિડેટરોને ઓફીસીયલ લિક્વિડેટરો નીમવાને કોર્ટને અધિકાર છે.

૨૨૭ કંપનીનું કામકાજ રાજીખુશીથી બંધ કરવામાં આવે ત્યારે તે બંધ કરવા પછી લિક્વિડેટરને કે તેની મંજુરીથી શેર તબદીલ કર્યા હશે તે તબદીલીના લેખ સિવાય બીજા સઘળા તબદીલીના લેખ, અથવા કંપનીના મેમ્બરોની સ્થિતિમાં થયેલો દરેક ફેરફાર રદ થશે.

૨૨૮ કામકાજ બંધ કરવું હોય તે દરેક પ્રસંગે, કોઈ બનાવ બને ત્યારે આપવાનાં દેણાં કે કંપની ઉપરના દાવા કંપની સામે સાબીત કરવા પડશે, ને તેનો બને ત્યાં સુધી વ્યાજબી અંદાજ કાઢવો.

૨૨૯ નાદાર કંપનીઓનું કામ કાજ આટોપીને બંધ કરવામાં નાદારી બાબતની કાનુનો લાગુ પાડવી.

૨૩૦ કામકાજ આટોપીને બંધ કરતી વખતે હેઠળ લખેલું કરજ બીજા સઘળા કરજોની અગાઉ આપવું જોઇએ.

(અ) સરકારને સ્થાનિક અધિકારને આપવાનું સઘળું મ્હેસુલ, કર, ધારા, વેરા, જે તારીખે કંપની પાસેથી લેણા થયા હોય તેની અગાઉના બાર મહીનામાં લેણાં અને આપવા લાયક થયા હોય તે (બ) તે તારીખ અગાઉ લગતના બે મહીનામાં કંપનીની ચાકરી કર્યા બાબત હરકોઇ ચાકર નોકરનો રોજ કે પગાર જે હજાર રૂપીઆથી વધારે નહીં હોય તે (ક) તેમ મજુરનો કે કામ કરનારનો રોજ પાંચસે રૂપીઆથી વધારે નહી હોય તે,

(૨) ઉપર કહેલાં કરજના પરસ્પર હક એક સરખા ગણાશે તે, અવેજ પુરતો હોય તો પુરેપુરાં ચુકવી આપવાં. પુરો ન હોય તો સરખા પ્રમાણમાં તે ઓછાં કરવાં જોઇએ. (૩) જે રકમ કામકાજ બંધ કરવાના ખર્ચ ખુટણ સારૂ જરૂર હોય તે રાખીને જેટલે સુધી અવેજ પુરતો હોય તેટલે સુધી ઉપર કહેલાં કરજ તરતજ પતાવવાં જોઇએ.

૨૩૧ જે જે તબદીલી માલ સ્વાધિન કરવો તે નાદાર થાય એટલે કપટ ભરેલી અગ્રતા મળવા સારૂ કર્યું હોય એવું માનવામાં આવતાં તે કંપનીનું કામકાજ બંધ થતું હોય ત્યારે તેના લેણદારોને કપટ ભરેલી અગ્રતા મળવા સારૂ કર્યું છે એવું સમજવું અને તે વ્યવહારોપયોગી થશે નહીં. (૨) કંપનીનું કામ રાજીખુશીથી બંધ કરવામાં આવે કે કોર્ટની દેખરેખ હેઠળ આટોપાઇને બંધ થાય તે પ્રસંગે કરવા ઠરાવ કર્યો હોય તે, એકાદા સખસની નાદારીના કૃત્ય જેવું કૃત્ય છે એમ આ કલમના કારણ સારૂ સમજવું (૩) કંપનીએ કાંઇ તબદીલી લેણદારોના ફાયદા સારૂ ટ્રસ્ટીઓને કરી આપ્યો હશે તે રદ થશે.

૨૩૨ ( ૧ ) કંપનીનું કામકાજ કોર્ટ કે કોર્ટની દેખરેખ હેઠળ બંધ થતું હોય ત્યારે કામ બંધ કરવા માંડયા પછી કાંઈ જપ્તી કે માગણાને પેટે કબજે લેવાનું કે બજાવણી કોર્ટની રજા વગર કંપનીનાં

છરટેટ કે માલમતા ઉપર કરી હશે. તે રદ બાતલ થશે. ( ૨ ) સરકારે ચલાવેલાં કામને આ કલમ લાગુ પડતી નથી.

૨૩૩ કંપનીનું કામ બંધ કરવામાં આવતું હોય ત્યારે તે બંધ કરવા માંડયા પછીના ત્રણ મહીનાની અંદર, કંપનીનાં જવાબદારી કે મિલ્કત ઉપર કરવામાં આવેલા ફલોટીંગ ચાર્જ, તે કર્યા પછી તરતજ કંપની દાર હતી એમ સાબીત થાય નહિ. ત્યાં સુધી ચાર્જ કરતી વખતે કે તે પછી ચાર્જના અવેજમાં કંપનીને આપવામાં આવેલી સેંકડે પાંચ ટકા વ્યાજ સુદ્ધાંની રોકડ રકમ સિવાયની બીજી રકમના સંબંધમાં વ્યવહારોપયોગી ગણાશે નહિ.

૨૩૪ કંપનીનું કામકાજ કોર્ટ, કે કોર્ટની દેખરેખ હેઠળ કે રાજીખુશીથી બંધ થતું હોય, ત્યારે કંપનીના અસાધારણ ઠરાવના આધારે લિક્વિડેટર નીચેની કોઇ બાબતો કરવાને મુખત્યાર છે.

(૧) કોઇ પણ વર્ગના લેણદારોનાં માગણાં પુરેપુરાં ચુકવવાને (૨) લેણદારો જોડે કોઇ પણ તોડ જોડ કે બંદોબરત કરવાને (૩) કબુલ કરવામાં આવે તે સરતોએ કોઇ પણ કૉલ, કરજ, જવાબદારી કે દાવાનું તોડ જોડ કરવાને કે તારણ લેવાને કે સંપૂર્ણ ફારગતી આપવાને મુખત્યાર છે. (૨) આ કલમની રૂયેના અધિકાર લિક્વિડેટરે કોર્ટના નિબંધને પાત્ર રહીને ચલાવવા.

૨૩૫ કોઇ કંપની પ્રવર્ત્તાવવામાં ભાગ લેનાર, કે ડિરેકટરે કે મેનેજરે કે લિક્વિડેટરે કે કોઇ અમલદારે કંપનીનું લેણું કે માલ મિલ્કત ગેરવાજબી કામમાં વાપર્યા છે કે વિશ્વાસઘાત કર્યો છે, એવું કંપનીનું કામકાજ બંધ કરતી વખતે જણાઇ આવે, ત્યારે જેણે તે પ્રમાણે કર્યું હોય તે નુકશાનના બદલામાં કોર્ટને વાજબી દેખાય તેટલી રકમ કંપનીના અવેજમાં તેની પાસે અપાવવાને કોર્ટને અધિકાર છે.

( ૨ ) જો તે ગુન્હા માટે ફોજદારીમાં કામ ચલાવવાને યોગ્ય હોય તોપણ આ કલમ લાગુ પડશે.

૨૩૬ જે કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવામાં આવતું હોય તેના કોઇ ડિરેકટર, મેનેજર, અમલદાર કે ફાળો આપનાર, કોઇ પણ સખસનું નુકશાન કરવા સારૂ કે ઠગવા સારૂ, કંપનીની કાંઇ બુકનો, કાગળ પત્રનો, સિક્યુરીટીનો નાશ કરશે, કાપશે, કે ફેરફાર કરશે, કે તે ખોટા કરશે કે કપટથી સંતાડશે કે કંપનીના હિસાબની કોઇ રજીસ્ટર બુકમાં કે દસ્તાવેજમાં કાંઇ ખોટો કે દગલબાજી ભરેલો મજકુર દાખલ કરશે કે દાખલ કરવામાં સામેલ થશે, તે ગુન્હો કરનારા દરેક માણસને સાત વરસ સુધી કેદની શિક્ષા થશે અને વળી તે દંડને પણ પાત્ર થશે.

૨૩૭ ગુન્હો કરનારા કંપનીના ડિરેકટરો વિગેરે ઉપર ફોજદારીમાં કામ ચલાવવાનું ઓફિશિયલ લિક્વિડેટરને ફરમાવવાને અને ફરીઆદીનો ખર્ચ કંપનીના અવેજમાંથી આપવા બાબત હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

૨૩૮ આ આકટ પ્રમાણે કંપનીનું કામકાજ બંધ કરવામાં જે વાત ઉત્પન્ન થાય તેની તપાસણી આ આકટ પ્રમાણે સોગન ઉપર કરવાનો અધિકાર છે તેમાં કોઇ માણસ જાણી જોઇને પ્રતિજ્ઞાપૂર્વક ખોટી સાહેદી પુરે તેને સાત વરસ સુધીની કેદની શિક્ષા થશે. વળી તે દંડને પાત્ર થશે.

૨૩૯ લેણદારોની અથવા ફાળો આપનારાઓની ઇચ્છાઓ નક્કી જાણવા ખાતર મીટીંગો બોલાવી કામ ચલાવવાનું ફરમાવવાને કોર્ટને અધિકાર છે.

૨૪૦ કંપનીનું કામકાજ બંધ થતું હશે ત્યારે કંપનીના અને લિક્વિડેટરના દસ્તાવેજોમાં જે વાતો લખી હશે તેના ખરાપણા બાબત તે દસ્તાવેજો કંપનીના ફાળો આપનારાઓની વચ્ચે પ્રથમ દર્શનીય પુરાવો છે એમ સમજવું.

૨૪૧ કંપનીના દસ્તાવેજો તેના લેણદારો તથા ફાળો આપનારાઓને જોવા દેવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

૨૪૨ કંપનીનું કામ બંધ કર્યું હશે ને કંપની ભાગી જવાની હશે ત્યારે કંપનીના અને લિક્વિડેટરના સઘળા દસ્તાવેજોની વ્યવસ્થા, જો કંપનીનું કામ કોર્ટે બંધ કર્યું હોય તો કોર્ટ ફરમાવે તે રીતે ને રાજીખુશીથી બંધ કર્યું હોય તો કંપની અસાધારણ ઠરાવ કરીને ફરમાવે તે રીતે કરવી.

( ૨ ) કંપની ભાગી ગયાની તારીખથી ત્રણ વર્ષ થઇ ગયા પછી તે દસ્તાવેજોમાં મારો સંબંધ છે એમ જે માણસ દાવો કરતો હોય તેને તે દસ્તાવેજો મળે નહીં તે કારણ સારૂ કંપની, લિક્વિડેટર કે જેને દસ્તાવેજ સોંપ્યા હોય તેને માથે કાંઇ જોખમદારી રહેશે નહિ.

૨૪૩ કંપની ભાગી નાંખ્યા પછી લિક્વિડેટરે, કે તેમાં હિતસંબંધ ધરાવતા જે સખસે તે કારણ સારૂ અરજી કરી હોય તે ઉપરથી, કંપની ભાગી નાંખ્યાની તારીખથી બે વર્ષની અંદર કોઇ પણ વખતે કોર્ટને યોગ્ય લાગે તે સુરતે કંપની ભાગી નાંખ્યાનું રદ ઠરાવવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે. જે સખસની અરજી ઉપરથી હુકમ કરવામાં આવ્યો હોય તેણે હુકમની તારીખથી ૨૧ દીવસની અંદર તે હુકમની નકલ રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી. તેમ કરવામાં કસુર કરે તે પચાસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૨૪૪ કંપનીનું કામ બંધ કરવામાં જો એક વર્ષની અંદર તે કામ પુરૂ ન થાય તો લિક્વિડેશનમાંનું કામકાજ ને સ્થિતિ બાબતની વિગતોવાળી હકીકત, લિક્વિડેટરે રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવી.

૨૪૫ આફીડેવિટ લેવાનો જેને કાયદેસર અધિકાર હોય એવી કોઇ કોર્ટ, જડજ કે માણસની આગળ સમ ખાઇને આફિડેવિટ કરવાનો અખત્યાર છે.

૨૪૬ કંપનીનું કામકાજ બંધ કરવા માટે, ભંડોળ ઓછું કરવા માટે કે કંપનીના શેરોના પેટા વિભાગ પાડવાના ઠરાવોને અમલમાં લાવવા માટે, જે રીતે કામ ચલાવવું જોઇએ તે રીત સંબંધમાં, દીવાની કામ ચલાવવાના કાયદાને બંધ બેસતી કાનુનો ઘડવાનો હાઇકોર્ટને અધિકાર છે.

૨૪૭ બંધ થયેલી કંપનીને રજીસ્ટ્રાર તે બાબતની તપાસ કરીને રજીસ્ટરમાંથી કાઢી નાંખવાને મુખત્યાર છે.

૨૪૮ કંપની નોંધવાના કામ માટે સરકાર યોગ્ય ધારે તે જગાઓએ ઓફિસો રાખવી, કંપની નોંધેલી ઓફીસ જે પ્રાંતમાં સ્થપાઇ હોય તે ઓફિસ સિવાયની બીજી જગાએ કોઇ પણ કંપનીને નોંધવી નહિ. ( ૨ ) કંપની નોંધવા માટે રજીસ્ટ્રારો વિગેરે નીમવાને ને તેમના કામકાજ માટે નિયમો ઠરાવવાને ( ૩ ) ને તેમના પગારો ઠરાવવાને સ્થાનીક સરકાર મુખત્યાર છે. ( ૪ ) કંપની નોંધવા સારૂ જરૂર હોય તે દસ્તાવેજ ખરા છે એવો દાખલો આપવા સારૂ સીકકો કરાવવાનો હુકમ કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે. ( ૫ ) રજીસ્ટ્રારે રાખેલા દસ્તાવેજ એક રૂપીઆ સુધીની જે ફી ઠરાવે તે ભરીને જોવાનો કોઇ પણ સખસને અધિકાર છે.

૨૪૯ પહેલા પરીશિષ્ટના બ કોષ્ટકમાં લખેલી જુદી જુદી બાબતના સંબંધમાં લખેલી જુદી જુદી ફી ગવર્નર જનરલ ઇન કૌંસિલ વખતો વખત જે ઓછી ફી ઠરાવે તે ફી રજીસ્ટ્રારને આપવી, ( ૨ ) રજીસ્ટ્રારે તે ફીનો સરકારને હિસાબ આપવો.

૨૫૦. અગાઉના કંપનીઓના આકટ પ્રમાણે જે કંપનીઓ થઇ હોય તે કંપનીઓ આ આકટ પ્રમાણે નોંધી હોય તે પ્રમાણે આ આકટ લાગુ પડશે. પણ પહેલા પરિશિષ્ટમાંના કોષ્ટક અનો કાંઇ મજકુર તેમને લાગુ પડશે નહિ.

૨૫૧. અગાઉના કંપનીઓના આકટો પ્રમાણે નોંધેલી હોય પણ કરી ન હોય તે કંપનીઓને આ આકટ પ્રમાણે નોંધી હોય ને કરી ન હોય તે કંપનીઓની માફક આ આ આકટ લાગુ પડશે.

૨૫૨. સન ૧૮૫૭ ના ૧૯ મા અને સને ૧૮૬૦ ના ૭ મા આકટની રૂયે કોઈ કંપની નોંધી હોય તે કંપનીને પોતાના શેર, જે રીતે આજ સુધી ચાલતી આવી હોય તે રીતે કે પોતે ફરમાવે તેવી બીજી કોઇ રીતે બીજાના નામ ઉપર ચઢાવવાનો અધિકાર છે.

**ભાગ ૮ મો-આ આકટ પ્રમાણે નોંધવાનો અધિકાર જે કંપનીઓને આપ્યો હોય તે કંપનીઓ બાબત.**

૨૫૩. આ કલમમાં લખેલા ને સમાયલા અપવાદો અને ઠરાવોને પાત્ર, સાત કે વધારે મેંબરવાળી જે કોઇ કંપની સને ૧૮૮૨ ના મે મહીનાની ૧ લી તારીખે વિદ્યમાન હોય અને જે સને ૧૮૫૭ ના ૧૯ મા અને ૧૮૬૦ ના ૭ મા આકટની રૂયે નોંધી હોય તેવી કોઇ કંપની અને તે તારીખ પછી પા-

ર્લામેન્ટના કોઇ આકટ પ્રમાણે રચાયલી કે કાયદેસર રીતે થયેલી, સાત કે વધારે મેમ્બરોની બનેલી કોઇ પણ કંપનીને આ આકટની રૂયે કંપની તરીકે નોંધાવાનો અધિકાર છે. તે કંપનીનું કામ બંધ કરાવવાના હેતુથી કે નોંધ કરવામાં આવી છે એવા કારણથી ગેરકાયદેસર થશે નહિ. પણ જે કંપનીના મેંબરોની જવાબદારી સરકારના આકટ ઉપરથી નિયમિત કરેલી હોય અને જે જોઇંટ સ્ટોક કંપની ન હોય તે કંપની આ કલમ પ્રમાણે નોંધાવવી નહીં, જે કંપની ૧૮૮૨ ના કંપનીના આકટ પ્રમાણે નોંધાઇ હોય તેને આ કલમ પ્રમાણે નોંધવી નહીં.

૨૫૪. જોઇંટ સ્ટૉક કંપની એટલે જે કંપનીનો કાયમનો ભરેલો ભંડોલ હોય ને જેના ઠરાવેલા શેર કરેલા હોય ને તે બીજાના નામપર ચઢે તેવા હોય તે ભંડોળના શેરના સ્ટૉકના ધારણ કરનારા કંપનીના મેંબર થશે અને બીજા કોઇ મેમ્બરો થશે નહિ એવા નિયમ ઉપર રચેલી હોય તેની કંપની છે એમ સમજવું.

૨૫૫. હરકોઈ જોઇંટ સ્ટોક કંપની આ ભાગ પ્રમાણે નોંધાયા પહેલાં નીચેના દસ્તાવેજો રજીસ્ટ્રારને સ્વાધિન કરવા જોઇએ. નોંધવાની તારીખ પહેલાં ૭ દહાડા કરતાં અગાઉની ન હોય તેવી તારીખે જે માણસો તે કંપનીના મેંબરો હોય તેમનાં નામ, ઠેકાણાં, ધંધા, તેમના શેર અને તેના નંબરની યાદી (૨) કંપનીની રચના ને નિયમ બાબતના આકટ અથવા બીજા દસ્તાવેજ હોય તો તે, (૩) જો કંપની લિમિટેડ કંપની તરીકે નોંધાવાનો ઇરાદો હોય તો, (૪) કંપનીના શેરનો ભંડોળ, શેરની સંખ્યા, અને સ્ટોકની રકમ, દરેક શેર ઉપર કેટલા રૂપીયા ભરાયા છે તે, કંપનીના નામને છેડે " લિકિવટેડ " આ શબ્દ લખીને કંપનીનું નામ એ વિગતોનું પત્રક.

૨૫૬. જોઇંટ સ્ટૉક કંપની ન હોય તેવી કોઇ કંપની આ ભાગ પ્રમાણે નોંધાયા પહેલાં રજીસ્ટ્રારને,—તે કંપનીના ડિરેકટરોનાં નામો, તથા ઠામ ઠેકાણાં અને ધંધા લખેલી યાદી આપવી, અને (૨) તે કંપનીની રચના ને નિયમ બાબતના કાયદા કે જે બીજો દસ્તાવેજ હોય તેની નકલ; અને જામીનગીરીથી નિયમિત કરેલી કંપનીની બાબતમાં, તે રકમ જણાવનારા ઠરાવની નકલ પણ આપવી.

૨૫૭. કંપનીના મેમ્બરો કે ડિરેકટરોની જે યાદી કે કંપની સંબંધી બીજી જે વિગત રજીસ્ટ્રારને ત્યાં સ્વાધીન કરવાનું ફરમાવ્યું છે તે ઉપર તે યાદી કે વિગત ખરી છે એવો એકરાર કંપનીના કોઇ બે કે વધારે ડિરેકટરોએ કે બીજા મુખ્ય અમલદારોએ કરવો જોઇએ.

૨૫૮. નોંધવા ધારેલી કંપની જોઇંટ સ્ટોક કંપની છે કે નહીં તે બાબત ખાત્રી કરવા જે યોગ્ય જણાય તેવો પુરાવો લેવાને રજીસ્ટ્રાર મુખત્યાર છે.

૨૫૯. સન ૧૮૮૨ ના મે મહીનાની ૧ લી તારીખે જે બેંકીંગ કંપની વિદ્યમાન હોય તે નિયમિત જોખમવાળી કંપની તરીકે પોતાને નોંધવાનો ઇરાદો રાખશે તેણે પોતાને ત્યાં જે માણસનું બેંકની પેઠે ખાતું હશે તેને પોતાને નોંધાવાના ઇરાદાની નોટીસ, નોંધાવ્યા પહેલાં ત્રીસ દહાડા અગાઉ આપવી.

૨૬૦. કોઇ કંપની લિમિટેડ કંપની તરીકે નોંધી ન હોય તો, અથવા નોંધ્યા પહેલાં શેર ધારણ કરનારાઓની જવાબદારી કોઇ આકટ ઉપરથી નિયમિત કરેલી હોય તો તે કંપની આ ભાગ પ્રમાણે નોંધવા બાબત ફી લેવી નહીં.

૨૬૧. કોઇ કંપનીને નિયમિત જોખમવાળી કંપની તરીકે આ ભાગ મુજબ નોંધવામાં આવે ત્યારે ' લિમિટેડ ' એ શબ્દ તે કંપનીના નામનો ભાગ થશે એ પ્રમાણે નોંધાશે.

૨૬૨. કંપની ફી આપીને નોંધાયા પછી, આ આકટ પ્રમાણે કંપની તરીકે સંસ્થાપિત થઇ છે એવું સરટીફીકેટ અને લિમિટેડ કંપની હોય તો તે લિમિટેડ કંપની છે એવું સરટીફીકેટ રજીસ્ટ્રારે પોતાની સહીનું આપવું. પછી તે કંપની સંસ્થાપિત થશે, ને તેનો ગંજીયારો સિક્કો થશે.

૨૬૩. કંપની નોંધાવ્યા પછી, જે જંગમ કે સ્થાવર મિલકત કંપનીની હોય તે તેને પ્રાપ્ત થશે.

૨૬૪. નોંધાયા પહેલાં કંપનીએ કે તેની સાથે જે કાંઇ કરજ કે જોખમદારી કે કરાર કરવામાં આવ્યાં હશે તેને કંપની નોંધાયાથી બાધ આવશે નહિ.

૨૬૫. કંપનીએ કે તેના ઓફીસરે કે મેંબર કે તેની ઉપર જે ફરિયાદો કે કાયદાસર કામો ચાલ-

ખ્યાં હોય તે કામો તે કંપની નોંધી ન હોત ને જે રીતે ચાલત તેજ રીતે ચલાવવાં.

૨૬૬. કોઇ કંપની આ આકટ પ્રમાણે નોંધી હોય ત્યારે કંપનીની રચના બાબત જે ઠરાવ હશે, જો તે કંપની આ આકટ પ્રમાણે થયેલી હોત તો જેટલા મેમોરેન્ડમ કરવા પડત તે દાખલ કર્યાં હોય, એવીજ રીતે અને એવુંજ પરિણામ આવે તે પ્રમાણે તે કંપનીની સરતો અને કાનુનો છે એવું સમજવું. અને આ આકટના સઘળા ઠરાવો તે કંપનીને, મેમ્બરોને ને ફાળો આપનારાઓને ને લેણદારોને લાગુ પડશે.

૨૬૭. આ કલમના ઠરાવોને પાત્ર, આ ભાગ મુજબ નોંધાયલી કોઇ કંપનીનો વિશેષ ઠરાવ કરીને, ડીડ ઓફ સેટલમેન્ટને બદલે મેમોરેન્ડમ અને આર્ટિકલો દાખલ કરીને પોતાની રચનાનું સ્વરૂપ બદલવાનો અધિકાર છે.

૨૬૮. કોઇ કંપનીનું કામ બંધ કરવા બાબતની અરજી આવ્યા પછી અને કામ બંધ કરવાનો હુકમ કર્યા પહેલાં કોઇ પણ વખતે કંપનીની ઉપર ચાલતું કામ કે ફરીયાદ ઓફ રાખવા કે નિયમિત કરવા બાબતના આ આકટના ઠરાવો, નોંધાયલી કંપનીની બાબતમાં લેણદારે તેવી અરજી કરી હોય તો, તે કંપનીના કોઇ ફાળો આપનારની સામે માંડેલી ફરિયાદ તથા કાયદેસર કામને લાગુ પડશે.

૨૬૯. નોંધેલી કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવાનો હુકમ કર્યા પછી, કંપનીના કરજ બાબત તેની ઉપર કે ફાળો આપનાર ઉપર કોર્ટની પરવાનગી વગર કાંઇ ફરિયાદ કે કામ આગળ ચલાવવું નહિ.

## ભાગ ૯—નોંધેલી કંપનીઓનું કામ આટોપીને બંધ કરવા બાબત.

૨૭૦ ન નોંધેલી કંપની એ સંજ્ઞામાં સરકારના આકટથી સંસ્થાપિત થએલી કોઇ રેલ્વે કંપની કે નોંધાયલી કંપનીનો સમાવેશ થશે નહિ. પણ તે સિવાય મેમ્બરો કરતાં વધારે મેંબરોવાળા કોઇ પણ પંત્યાળા, એસોસીએશન કે કંપનીનો તે સંજ્ઞામાં સમાવેશ થશે.

૨૭૧ આ ભાગના ઠરાવોને પાત્ર કોઇ ન નોંધેલી કંપનીનું કામ આ આકટ પ્રમાણે આટોપીને બંધ કરવાનો અધિકાર છે.

૨૭૨ ન નોંધેલી કંપનીનું કામ બંધ કરવામાં આવે ત્યારે જે માણસ કંપનીનું કરજ કે કંપનીની જવાબદારી વાળવાને ફાળો આપવાને લાયક હોય, તે દરેક માણસ ફાળો આપનાર છે એમ સમજવું.

૨૭૩ કંપનીનું કામકાજ બંધ કરવા બાબતની અરજી કર્યા પછી અને કામ બંધ કરવાનો હુકમ કર્યા પહેલાં તે કંપની ઉપર ફરિયાદ તથા કાયદાસર કામ ચલાવવાનું બંધ કરવા બાબત આ આકટના ઠરાવો, ન નોંધાયલી કંપનીની બાબતમાં તેવી અરજી કોઇ લેણદારે કરી હશે, તે કંપનીના ફાળો આપનારા સખસની ઉપરની ફરિયાદો તથા કામને લાગુ પડશે.

૨૭૪ ન નોંધેલી કંપનીનું કામકાજ બંધ કરવાનો હુકમ થયો હોય ત્યારે કોર્ટની પરવાનગી વગર તેની ઉપર કાંઇ પણ ફરિયાદોનું કામ આગળ ચલાવવું નહીં.

૨૭૫ ન નોંધેલી કંપનીને કે કંપની ઉપર તેના સામાન્ય નામથી ફરિયાદ કરવાનો અધિકાર નહીં હશે, તો તે કોર્ટ, તે કંપનીનું કામકાજ આટોપીને બંધ કરવાનો હુકમ કરીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે, જે સ્થાવર તથા જંગમ મિલ્કત, કે તેમના દાવા, હક કંપનીવતી તેના ટ્રસ્ટીના હશે તે સઘળી મિલ્કત તથા હિત સંબંધ કે હક ઓફિશિયલ લિક્વિડેટરને તેના હુદ્દાના નામથી સ્વાધીન થશે. અને લિક્વિડેટરને કોર્ટ ફરમાવે તે નુકશાનીનો બદલો આપ્યા પછી, તે માલ મિલ્કત બાબત કાંઇ ફરિયાદ કરવાનો કે તેનો જવાબ દેવાનો અધિકાર છે.

૨૭૬ ન નોંધેલી કંપની બાબત આ ભાગના ઠરાવ, કંપનીનું કામકાજ કોર્ટની પાસે આટોપાવીને બંધ કરાવવા બાબત આ આકટમાં પાછળ ઠરાવ કરેલા છે. તે ઉપરાંત પછી કર્યા છે એવું સમજવું.

## ભાગ ૧૦ મો. બ્રિટિશ હિંદુસ્તાનની બહાર સ્થાપેલી કંપનીઓ.

૨૭૭ બ્રિટિશ હિંદુસ્તાનની બહાર સંસ્થાપિત થયલી જે કંપની આ આકટની શરૂઆત વખતે બ્રિટિશ હિંદુસ્તાનમાં પોતાના કામકાજની જગ્યા હોય અને આ આકટની શરૂઆત પછી આવી જે દરેક

કંપની બ્રિટિશ હિંદુસ્તાનમાં એવી કામકાજની જગા સ્થાપે તે દરેક કંપનીએ, આ આક્ટની શરૂઆત પછી ૭ મહીનાની અંદર અને કામકાજની જગ્યા સ્થપાયાની એક મહિનાની અંદર જે પ્રાંતમાં જગ્યા સ્થાપી હોય તે પ્રાંતના રજીસ્ટ્રારને ત્યાં નીચેની બાબતો ફાઇલ કરવી:—

તે કંપનીના ચાર્ટર, સ્ટાટયુટો, મેમોરેન્ડમ અને આર્ટિકલોની દાખલાવાળી નકલ, કંપનીની રચના કરનારો લેખ, કંપનીની નોંધેલી મુખ્ય ઓફિસનો પત્તો, કંપનીના ડિરેકટરો કે મેનેજરોની યાદી.

## ભાગ ૧૧ મો—પુરવણી ઠરાવો.

૨૭૮ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ કે પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટથી ઉતરતા દરજ્જાની કોઇ પણ કોર્ટે આ આક્ટ વિરૂદ્ધ દરેક ગુન્હો નોનકોગ્નિજેબલ ગુન્હો સમજવો.

૨૭૯ આ આક્ટની રૂએ કોઇ પણ દંડ કરનારી કોર્ટે, તે દંડ તે કામકાજના ખર્ચ માટે ઉપયોગમાં લેવો, કે ખબર આપનાર સખસને બદલો આપવા માટે ઉપયોગમાં લેવાને તે મુખત્યાર છે.

૨૮૦ જ્યારે વાદી કે અરજદાર લિમિટેડ કંપની હોય ત્યારે કોર્ટને પ્રતિવાદી જવાબ દેવામાં જીતશે તો તેનો ખર્ચ આપવાને કંપની પાસે અવેજ નથી એમ જણાય તો ખર્ચ પુરતા જામીન આપવાને કોર્ટ ફરમાવી શકે છે.

૨૮૧ જો કંપનીના કોઇ ડિરેકટર સામે કસુર કે વિશ્વાસઘાત માટે ચાલતા કોઇ કામમાં કોર્ટને જણાય કે કસુર માટે તે જવાબદાર છે, પણ તે પ્રમાણિકપણે વર્ત્યો છે માટે તેને તે માટે માફી આપવી જોઇએ તો કોર્ટ તેને યોગ્ય લાગે તે સરતોએ તે જોખમદારીમાંથી મુક્ત કરી શકે છે.

૨૮૨ જે કોઇ સખસ આ આક્ટના કોઇ કારણો માટે જોઇતાં પત્રકો, રિપોર્ટ, સર્ટીફીકેટ કે બીજા દસ્તાવેજમાં, કોઇ મહત્વ બાબતમાં ભૂલવાળી હકીકત તે ખોટી છે એમ જાણીને ઇરાદાપૂર્વક લખે તે સખસને ત્રણ વર્ષ સુધીની કેદની શિક્ષા થશે. વળી તે દંડને પણ પાત્ર થશે.

૨૮૩ જે કોઇ સખસો એવા નામથી ધંધો ચલાવે કે જેનો છેલ્લો અક્ષર લિમિટેડ હોય, તો તે સખસો યોગ્ય રીતે જોખમદારીથી સંસ્થાપિત થયા ન હોય તો, દરેક દિવસ બદલ પચાસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૨૮૪ કામકાજ આટોપીને બંધ કરવા સારૂ આ આક્ટ શરૂ થયા પહેલાં જે કંપનીનું કામ બંધ કરવામાં આવતું હોય તેને લાગુ પડશે નહિ, પણ આ આક્ટ પસાર થયો ન હોય તે રીતેજ તે કામ આટોપીને બંધ કરવું.

૨૮૫ આ આક્ટ ચાલુ થયા પહેલાં તબદીલ કરવા બાબતનો જે દરેક લેખ કે દસ્તાવેજ આ ઉપરથી રદ થયેલા કાયદા પ્રમાણે કર્યો હશે તે, આ આક્ટ પસાર થયો નહીં હોત તો જે પ્રમાણે ચાલત તેજ પ્રમાણે ચાલશે.

૨૮૬ આ આક્ટની શરૂઆતમાં જોઇંટ સ્ટોક કંપનીઓ નોંધવા માટે જે ઓફીસો, રજીસ્ટરો અને રજીસ્ટ્રારો ચાલુ હશે તે આ આક્ટની રૂએ સ્થપાયલી હશે એમ ચાલુ રહેશે.

૨૮૭ આ આક્ટના કોઈ મજકુરથી સને ૧૯૧૨ ના જીંદગીનો વીમો ઉતારનારી કંપનીઓના આક્ટના તથા સને ૧૯૧૨ના પ્રોવિડંટ ઇન્સ્યુરન્સ સોસાયટી બાબતના આક્ટના ઠરાવોને બાધ આવશે નહિ.

૨૮૮ સને ૧૮૬૦ ના ૨૧ મા આક્ટમાં 'જોઇંટસ્ટોક કંપનીઓનો રજીસ્ટ્રાર' આ શબ્દો લખેલા છે તેનો અર્થ આ આક્ટ મુજબનો રજીસ્ટ્રાર એવો થાય છે.

૨૮૯ ૧૮૮ મી તથા ૧૮૯ મી કલમોમાં ઠરાવ્યું છે તે સિવાય આ આક્ટનો કોઇ પણ ઠરાવ બંગાળાની બેંકને તથા મદ્રાસની બેંકને તથા મુંબાઇની બેંકને લાગુ છે એવું સમજવું નહિ.

૨૯૦ ચોથા પરિશિષ્ટમાં લખેલા કાયદા તે પરિશિષ્ટના ચોથા આસનમાં જણાવેલા પ્રમાણમાં આ ઉપરથી રદ કર્યા છે એમ સમજવું.

# પરિશિષ્ટ ૧ કોષ્ટક બ

## રજીસ્ટ્રારને આપવાની ફીનું પત્રક.

### શેરના ભંડોળ ધરાવતી કંપનીઓ.

૧ જે કંપનીના નામનો શેરનો ભંડોળ ૨૦૦૦૦ રૂપીઆ કરતાં વધારે રૂપીઆ ન હોય તે કંપની નોંધવા માટે રૂ ૪૦—૦—૦

૨ જેનો શેરનો ભંડોળ રૂા. ૨૦૦૦૦ કરતાં વધારે હોય તેને નોંધવા માટે ઉપર લખેલી ચાલીસ રૂપીઆની ફી ઉપરાંત વળી નામના ભંડોળની રકમ પ્રમાણે હિસાબ ગણીને હેઠળ લખેલી બીજી ફી આપવી એટલે

પહેલા ૨૦,૦૦૦ રૂપીઆ ઉપર અને ૫૦,૦૦૦ રૂપીઆ સુધી નામના શેરના ભંડોળના દર દસહજાર રૂપીઆ કે તેના કાંઇ ભાગ માટે રૂા. ૨૦—૦—૦

પહેલા પચાસ હજાર રૂપીઆ ઉપર અને દસલાખ રૂપીઆ સુધી નામના શેરના ભંડોળના દર દસહજાર રૂપીઆ માટે કે તેના ભાગ માટે રૂા. ૫—૦—૦

પહેલા દસલાખ રૂપીઆ ઉપરાંતના નામના શેરના ભંડોળના દર દસહજાર રૂપીઆ માટે કે તેના કોઇ ભાગ માટે રૂા. ૧—૦—૦

૩ કંપની નોંધાયા પછી શેરના ભંડોળના રૂપીઆ વધાર્યાં હોય તો તે પ્રથમથી વધાર્યાં હોત ને જે ફી આપવી પડત તે ફી દર દસહજાર રૂપીઆ માટે કે તેના ભાગ માટે આપવી પડશે પણ નોંધતી વખતે જે ફી આપી હોય તે હિસાબમાં ગણવી.

૪ નોંધવાની ફી જે કંપનીઓને માફ કરી હોય તે સિવાય હમણાંની હરકોઇ કંપની નોંધાવાની ફી નવી કંપની નોંધાવા બાબત જેટલી બેસે છે તેટલી બેસશે.

૫ મેમોરેંડમ કે રીસીવરે રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવાની તારીજ કે કંપનીનું કામ બંધ કરતી વખતે લિક્વિડેટરે રજીસ્ટ્રારને ત્યાં ફાઇલ કરવાના પત્રક સિવાય જે દસ્તાવેજ આ આકટ પ્રમાણે ફાઇલ કરવાની જરૂર છે તે ફાઇલ કરવા બાબત રૂા. ૫—૦—૦

૬ જે વાત બની હોય તે વાત આ આકટ પ્રમાણે દફતરમાં દાખલ કરવાનો રજીસ્ટ્રારને અધિકાર છે તે વાત દફતરમાં દાખલ કરવા બાબત રૂા. ૫—૦—૦

### શેરના ભંડોળ નહીં ધરાવતી કંપનીઓ.

૧ જે કંપનીના મેંબરોની સંખ્યા આર્ટિકલ્સ ઓફ એસોસીએશનમાં લખ્યા પ્રમાણે ૨૦ કરતાં વત્તી ન હોય તે કંપની બાબત રૂ. ૪૦—૦—૦

૨ જે કંપનીના મેંબરોની સંખ્યા ૨૦ કરતાં વત્તી અને ૧૦૦ કરતાં વત્તી ન હોય તે કંપની નોંધવા બાબત રૂા. ૧૦૦—૦—૦

૩ જે કંપનીના મેંબરોની સંખ્યા ૧૦૦ કરતાં વત્તી હોય પણ અનિયમીત છે એવું લખ્યું ન હોય તે કંપની નોંધવા માટે ૧૦૦ રૂપીઆની ફી ઉપરાંત પહેલા ૧૦૦ કરતાં વધુ મેંબર હોય તો દર ૫૦ કે તેની અંદરના મેંબર માટે રૂા. ૫—૦—૦

૪ જે કંપનીના મેંબરોની સંખ્યા અનિયમીત છે એવું આર્ટિકલ ઓફ એસોસિએશનમાં લખ્યું હોય તે કંપની નોંધવા બાબત રૂા. ૪૦૦—૦—૦

કુલ એકંદર રૂા. ૪૦૦ કરતાં વધુ ફી આપવાને કોઇ કંપની પાત્ર નથી.

# રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો કાયદો.

( મુંબાઇનો સને ૧૮૨૭ ને ૨૫ મો )

પરરાજ્ય સાથે કરેલો એક સંપ પાળવા માટે, દેશના ખંડીઆ રાજાઓના મુલકમાં સુલેહ શાંતિ જાળવવા માટે, બ્રીટીશ સરકારના દેશને દુશ્મનોથી બચાવવા માટે, અને રાજ્યની અંદર થતા ફીતુર કે બંડ અટકાવવા સારૂ, કોઇ પણ સખસને જાપ્તામાં રાખવો જોઇએ એમ સરકારને લાગે ત્યારે તેને પકડી મંગાવી, કોઇ અમલદારના નામનું વારંટ કાઢી તેને રાજ કેદી તરીકે સ્વાધિન કરવાને અને એવા સખસને દેશપાર કરવાને સરકારને અધિકાર છે. તેમજ તેવા કારણસર કોઇ પણ જમીનદાર, જાગીરદાર, તાલુકદાર કે તેવા કોઇ પણ સખસની મિલ્કત જપ્તીમાં લઈ વહીવટ કરવાને મુંબઇ સરકાર મુખત્યાર છે.

# મુંબાઇનો ભાડાના વાહન બાબતનો કાયદો.

( સને ૧૮૬૩ નો આકટ ૬ ઠો )

**૧ ભાડાનું વાહન**—એટલે બે કે તેથી વધારે પૈડાંની જે ગાડીઓ ભાડે ફરતી હોય તે અને જેને ઘોડા અથવા બીજા જાનવરો જોડતા હોય તે તથા દરેક બોટ કે વહાણ ભાડે ફરતાં હોય તે.

૨ પોલીસ કમીશનરના પરવાના વગર ભાડાનું વાહન રાખવું નહિ કે ભાડે આપવું નહિ, પરવાના વગર, તે વાહન ઉપર રંગરતી નંબર લખ્યા વગર, ભાડાના દરની યાદી રાખ્યા વગર, ફક્ત આટલા ભાડુત બેસે એવો લેખ લખ્યા વગર, જે કોઇ ભાડાનું વાહન રાખે, અથવા ભાડે આપે તેને સો રૂપીઆ સુધી દંડ અથવા ત્રણ મહીના સુધીની સાદી કેદની શિક્ષા થશે.

૩ પરવાના વગર કે પરવાનાનું બીલ્લું પાસે રાખ્યા વગર, વાહનના ચાકરે, વાહન ફેરવવું નહિ. બિલ્લું પોતાના પોષાકના પ્રસિદ્ધ ભાગ ઉપર વળગાડી રાખવું જોઇએ. આ કલમ વિરૂદ્ધ ચાલનારને વીસ રૂપીઆ સુધી દંડ અથવા એક મહીના સુધીની સાદી કેદની શિક્ષા થશે.

૫ જે માણસને પરવાનો મળ્યો હોય તે જો પોતાની રહેવાની જગા બદલે તો તેની સૂચના તેણે આઠ દિવસની અંદર પોલીસ કમીશનરને આપવી. આ કલમ વિરૂદ્ધ ચાલનારને રૂપીયા વીસ સુધી દંડ થશે.

૭ દરેક પરવાના બદલ નીચે પ્રમાણે ફી પડશે.

અ. બે કે વધારે ઘોડાનાં ચાર પૈડાનાં વાહન, છ કરતાં વધારે માણસો લઈ જઇ શકે રૂ.૨–૦–૦

બ. એક કે વધારે ઘોડાનાં ચાર પૈડાનાં વાહન, સીગરામ કે ગાડી છ માણસો સુધી લઇ જઇ શકે. રૂ ૧

ક. બે પૈડાંની બગી–ત્રણ માણસ લઇ જઇ શકે ૦–૮–૦

ઠ. બે કે વધારે પૈડાંની બે બળદની ગાડી, પાંચ માણસો લઇ જઇ શકે ૦ ૪–૦

ઇ. બે પૈડાંની બે બળદની ગાડી ત્રણ માણસ લઇ જઈ શકે ૦–૪–૦

ફ. પાલખીના ૦-૪-૦ (જી) બંદર બોટનો તથા તરનો ૧–૦–૦ (હ) ડીંગીના ૦–૮–૦

ઈ. હોડીના ૦–૨–૦ (જે) માલ લઇ જવાની ગાડીના ૦–૪–૦

૮ ઉપર ઠરાવેલી ફી લઇ પરવાના દર વર્ષે નવા કરી આપવામાં આવશે.

૯ પરવાનો મોકુફ કરવાનો કે રદ કરવાનો પોલીસ કમીશ્નરને અધિકાર છે. જેનો પરવાનો રદ થયો હશે તે નવો પરવાનો મળ્યા પહેલાં વાહન ભાડે ફેરવે તો કલમ ૨ મુજબ શિક્ષાને પાત્ર થશે.

૧૦ મોકુફ કરેલા કે રદ થએલા પરવાના પોલીસ કમીશ્નરને પાછા આપવા જોઇએ. તેમાં ગફલત કરશે તો તેનો વીસ રૂપીયા સુધી દંડ અથવા બે મહીના સુધીની આસાન કેદની શિક્ષા થશે.

૧૧ પરવાનો ખોવાઇ જાય કે ગેરવલે પડે તો બીજી નકલ લેવી જોઇએ, પરવાનો કે નંબર નવો કરી આપતા પહેલાં કલમ ૭ માં બતાવેલી રીથી અડધી ફી આપવી જોઇએ.

૧૨ પોલીસ કમીશ્નરની મંજુરી વગર પરવાનાની પીઠ ઉપર લખ્યા વગર પરવાના બીજાના નામ ઉપર ચઢાવી આપવા નહીં.

૧૩ જે વાહનને સારૂ જે પરવાનો નંબર કે લેખ આપ્યો હોય તે વાહન તે સિવાય બીજા વાહનો સારૂ કોઇ માણસ વાપરે તો તેનો સો રૂપીયા સુધી દંડ અથવા ત્રણ મહીના સુધી આસાન કેદની શિક્ષા થશે.

૧૪ પોલીસ કમીશ્નર ભાડાના વાહનના દર ઠરાવશે તથા ઉભા રહેવાની જગા નક્કી કરશે.

૧૫ જેટલા ભાડુત લઇ જવાનો પરવાનો હોય તે કરતાં વધારે ભાડુત લઇ જશે તો, અથવા

પરવાનાની સરત તોડશે તો પરવાનાવાળો, હાંકનાર અથવા ચાકર વીસ રૂપીયા સુધી દંડ અથવા બે મહીનાની આસાન કેદની શિક્ષાને પાત્ર થશે.

૧૬ પરવાનાવાળો, હાંકનાર કે ચાકર વાહનનો નંબર છુપાવે, કે તે નોંધી લેતાં અટકાવશે તો તેનો વીસ રૂપીઆ સુધી દંડ અથવા બે મહીના સુધીની આસાન કેદની શિક્ષાને પાત્ર થશે.

૧૭ વાહન ભાડે કરનારની સંમત્તિ વગર તેમાં બીજા માણસો બેસાડે તોપણ ઉપર મુજબ શિક્ષા થશે.

૧૮ ભાડા વિગેરેની યાદી, વાહન ભાડે કરનાર જોવા માગે અને જો તે ન બતાવે તો તેને પણ ઉપર પ્રમાણે શિક્ષા થશે.

૧૯ યાદીની નકલ ચાર આનાની ફી આપવાથી પોલીસ કમીશ્નરની ઓફીસમાંથી મળી શકશે.

૨૦ વાહનનો હાંકનાર બીજા ખાનગી વાહનને રસ્તો નહીં આપે અથવા તેનો અટકાવ કરશે તો પણ તેને ઉપર પ્રમાણે શિક્ષા થશે.

૨૧ વાહન હાંકનાર કે તેનો ચાકર દારૂ પીને છાકટો થઇ જશે, ભાડુતનો વાજબી હુકમ માનશે નહીં, અને વાહન સાફ રાખશે નહીં તો તે ઉપર મુજબ શિક્ષાને પાત્ર થશે.

૨૨ હાંકનાર ભાડુ કરવાની ના કહેશે, ભાડું પહેલું માગશે, વાર લગાડશે, વત્તું ભાડું માગશે, અને વાહનને ઉભા રહેવા સારૂ ઠરાવેલી જગા સીવાય બીજી જગાએ ભાડા સારૂ ફરશે તો તેને પણ ઉપર મુજબ શિક્ષા થશે.

૨૩ વાહન હાંકનાર કે તેનો ચાકર ગફલતથી કે ગેરચાલથી ઇજા કે નુકશાન કરે, તેને તેવો ગુન્હો કરતાં જે કોઇ દેખે તેણે તેને પકડીને પોલીસ અમલદારને સ્વાધિન કરવો.

૨૪ વાહન હાંકનારને કે તેના ચાકરની સાથે તકરાર પડે ત્યારે હમણાં ને હમણાં પોલીસ કોર્ટમાં કે પોલીસ અમલદાર પાસે ચાલ એમ કહેવાનો ભાડે કરનારને અધિકાર છે.

૨૫ પરવાનાવાળાને હાંકનારને કે તેના ચાકરને ભાડાનું વાહન ભાડા માટે ફેરવવાનું કહેવાનો અધિકાર પોલીસ અમલદારને છે. અને તે પ્રમાણે કરવાનું તે વાજબી કારણ વગર ના કહેશે તો તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૨૬ હાંકનારને હાજર કરવા સારૂ પરવાનાવાળાને સમન કરવાનો પોલીસ માજીસ્ટ્રેટને અધિકાર છે અને તે હાજર થવાને ચુકશે તો તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૨૭ દંડ અને નુકશાન બાબત જે રકમ આપવાનું ઠરાવ્યું હોય તે ગુન્હેગારની જંગમ માલમિલ્કત જપ્ત કરીને વેચીને વસુલ કરવાનો અધિકાર છે.

૨૮ કાયદાસર ભાડું આપવાની ના કહેનારને દંડ કરવાનો અને હાંકનારને ખોટી કર્યા બદલ નુકશાની અપાવાને પોલીસ મેજીસ્ટ્રેટને અધિકાર છે.

૨૯ વાહનમાં બેઠો હોય તે માણસ જાણી જોઇને કે ગફલતથી વાહનને નુકશાન કરશે તો તેનો વીસ રૂપીઆ સુધી દંડ થશે અને માજીસ્ટ્રેટ ઠરાવે તેટલો નુકશાનીનો બદલો આપવો પડશે.

૩૦ વગર કારણે ફરીઆદ કરી હોય તો હાંકનારને બદલો અપાવવાને કોર્ટ મુખત્યાર છે.

૩૧ વાહનમાં રહી ગયેલો માલ, તેના હાંકનારે કે ચાકરે, પોલીસ કમીશ્નરની કોર્ટમાં તાબડતોબ લઇ જઇ અનામત રાખવો ને ધણી હાજર થાય તો તેને પાછો આપવો.

૩૨ આ આકટ વિરૂદ્ધ ગુન્હો કરનારને નજરે પડતાં કોઇ પણ પોલીસ અમલદાર કે કોન્સ્ટેબલ વગર વારંટે પકડવાને મુખત્યાર છે અને વાહનને પણ અટકાવી રાખવાને તેને અધિકાર છે.

૩૩ આ આકટ, મુંબાઈ શહેર, કોલાબા ટાપુ તથા બંદરને અને એડન, અમદાવાદ, અહમદનગર અલીબાગ, ખંડાલા, બાગલકોટ, વાંદરા, વડોદરા કેમ્પ, બારસી, વસઇ, બેલગામ, ભીંગાર, ભીંમડી, બીજાપુર, ભરૂચ, ડાપોલી, ધારવાડ, હુબ્લી, કલ્યાણ, પુના, થાણા, સુરત, રાંદેર, લોનાવલા, મહાબળેશ્વર, વઢાર, નાસીક વિગેરે સ્થળોએ લાગુ છે.

મુંબાઇ શહેર સિવાય પોલીસ કમીશ્નરને બદલે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને આ આકટ મુજબના અધિકાર છે.

૩૫ આ આકટ પ્રમાણે કરેલા ફેંસલા ઉપર અપીલ ચાલતી નથી.

# હિંદુસ્તાનને ટ્રામવે બાબતનો કાયદો.

( સને ૧૮૮૬ નો આક્ટ ૧૧ મો. )

ટ્રામવે—એટલે લોખંડના પાટા ઉપર ચાલતી ગાડી. પુરસ્કર્તા—એટલે મ્યુનીસીપાલીટી કે ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ જેવી સ્થાનિક સત્તા.

ટ્રામવે બાંધવાની પરવાનગી મળવા બાબતની અરજી આવેથી યોગ્ય તપાસ કરી ટ્રામવે બાંધવાનો અમુક સરતોથી અધિકાર આપવાને સ્થાનિક સરકારને અધિકાર છે.

આવા હુકમ વિરૂદ્ધ જે કોઇ ટ્રામવે બાંધશે કે ટકાવી રાખશે, રાહદારી માટે ઉઘાડશે, હુકમમાં લખેલી સરતો પાળવાને ચૂકશે, હુકમ વિરૂદ્ધ ચાલશે, તેને સ્થાનિક સરકાર કે સત્તાની, કે ડીસ્ટ્રીકટ મેજી-સ્ટ્રેટની કે જે સખસને તે કામથી નુકશાન થયું હશે, તે સખસની ઉપર ફરીઆદ ઉપરથી એકસો રૂપીઆ સુધી દંડની સજા થશે, અને ગુન્હો જારી રાખશે તો દરદિવસે પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

જે સખસ પુરસ્કર્તાના અખત્યારની રૂએ કામ કરતા કોઇ સખસને, ટ્રામવે બાંધવામાં, ટકાવી રાખ-વામાં, કે પોતાના અધિકાર ચલાવવામાં જાણી બુજીને હરકત કરશે, કે ટ્રામ્વેની લાઇન બતાવવા સારૂ નિશાની કરી જાણી બુઝીને નુકશાન કરશે તો તેને પચાસ રૂપીઆ સુધી દંડની સજા થશે.

જે માણસ—(૧) ટ્રામ્વેના કે તેની સાથે સંબંધ રાખતા કામના કોઇ ભાગમાં ડખલ કરશે, દુર કરશે કે ફેરવશે, (૨) ટ્રામ્વેપર આડુ લાકડું, પથ્થર, કચરો કે બીજી ચીજ મૂકશે કે ફેંકશે, (૩) ટ્રામ્વે-નો ઉપયોગ કરતી કોઇ ગાડીને કાંઇ હરકત થાય તેવું કૃત્ય કરશે. (૪) ઉપરનાં કૃત્યોમાં મદદ કરશે તો તેને સો રૂપીઆ સુધીના દંડની સજા કરવામાં આવશે.

જે માણસ ટ્રામમાં મુસાફરી કરતાં કે મુસાફરી કર્યા પછી, ભાડું આપશે નહીં, અને અમુક અં-તરનું ભાડું આપી તેથી પેલી બાજુ જશે, અને વધારાનું ભાડું આપશે નહીં, જે જગ્યાનું ભાડું આપ્યું હશે તે જગ્યાએ ઉતરવાનું ના કહેશે તો તેને દસ રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

ઉપર મુજબનો ગુન્હો જે માણસ કરે તેણે પોતાનું નામ કે ઠેકાણું જો માગે તો તરત આપવું જો-ઇએ. અને જો તે નામ કે ઠેકાણું નહીં આપે તો તેને પકડીને નજીકના પોલીસ થાણામાં મોકલવાનો દરેક ટ્રામવેના નોકરને અધિકાર છે. ખરૂં નામ ઠેકાણું નક્કી થયે તેને મેજીસ્ટ્રેટની રૂબરૂ હાજર થવાનો મુચળકો લખી લઇ તેને છોડી દેવો જોઇએ.

જે માણસ નોટીસ આપ્યા વગર ભયકારક કે ત્રાસ કરનાર માલ ટ્રામવેમાં થઇ લઇ લઇ જશે કે મોકલશે તેને પચાસ રૂપીઆ સુધી દંડની શીક્ષા થશે.

## મુંબઇનો બજારો તથા મેળા બાબતનો કાયદો.

( સને ૧૮૬૨ નો આક્ટ ૪ થો. )

૧. કોઇ પણ સખસે ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની લખીત પરવાનગી વગર નવું બજાર કે મેળો ભરવો નહિ. તે વિરૂદ્ધ ગુન્હો કરનારને પહેલા વર્ગના માજીસ્ટ્રેટને બસો રૂપીઆ સુધી દંડની અને તે ન આપે તો બે મહિના સુધીની આસાન કેદની સજા કરવાનો અધિકાર છે.

૨. જે કોઇ માણસ આ પ્રમાણે નવું બજાર કે મેળો ભરવાની ઇચ્છા રાખતો હોય તેણે તે બાબ-તની ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને અરજી કરવી. અને તે અરજીમાં જે દિવસે અને જે જગ્યાએ તેવું નવું બજાર કે મેળો ભરવાનો હોય તે દિવસ અને જગ્યાનું નામ, જે નજીકની જગ્યામાં જે દિવસે ચાલુ મેળો કે બજાર ભરાતો હોય તેનું નામ તથા તે બે જગ્યા વચ્ચેનું અંતર, નવું બજાર કે મેળો ભરવાનું કારણ એટલી વિગતો બતાવવી જોઇએ.

૩. આ પ્રકારની અરજી મળ્યા પછી માજીસ્ટ્રેટે તે બાબતનું એક જાહેરનામું કાઢી જેને સામે વાંધો હોય તેને તથા ચાલુ બજાર ચાર માઇલની અંદર ભરાતું હોય તો તેના માલીકને ૭ અઠવાડીઆની અંદર તે સામે વાંધો હોય તો તે બતાવનારી એક નોટીસ કહાડવી.

૪ તેમાં બતાવેલી મુદતમાં જો કાંઇ વાંધો ન બતાવતું હોય તો, ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે તેકે લોક બજાર ભરવાની પરવાનગી આપવી. પણ જો કોઇ વાંધો બતાવતું હોય તો પોતે ચોકશી કરી તેનો નીકાલ કરવો.

૬ આ હુકમની તારીખથી ૭ અઠવાડીઆંની અંદર કમીશ્નર પાસે અપીલ ચાલી શકશે.

૭ જે કોઇ માણસ આ કાયદા પ્રમાણે કરેલી હુકમની સામા થશે કે તે માંનશે નહિ કે તેનો ભંગ કરશે તેને બસો રૂપીઆ સુધી દંડની શીક્ષા થશે. અને તે ન આપે તો બે મહીના સુધીની કેદની શિક્ષા થશે.

૮ આ કાયદો મુંબાઇ શહેર તથા કોલાબાના ટાપુને લાગુ નથી.

૯ તેવીજ રીતે પવીત્ર મકાનોની સ્થાપના કરતી વખતે લોકો એકઠા થાય તેને તેમજ ધર્મના કારણસર લોકોનો જમાવ થાય તેને પણ આ કાયદો લાગુ નથી.

## ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટના વિશેષ સત્તા બાબતનો કાયદો.

### ( સને ૧૮૨૭ નો ૧૨ મો. )

૧ કોઇ પણ સખસ હાજર રહેવાને, જામીન કે મુચરકા આપી શકે નહીં તો તેવા પ્રસંગે તે સખસને કોઇ ભરંસાવાળા સખસની દેખરેખ તળે રાખવાની, તેમજ (૨) શકદાર સખસોની બાબતમાં તે વખતે પોતાનું ગામ કે ઘર છોડી જાય નહીં, હથિઆર કે ઘોડો રાખે નહિ, એવો દસ્તાવેજ લખાવી લઇ તેની કબુલત લઇ તેના ઉપર દાબ રાખવાની અને તેને જાહેર કરવાની ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટને સત્તા છે. આ દસ્તાવેજની સરતો પ્રમાણે તે સખસ ન ચાલે તો તેને ૭ મહીના સુધીની કેદની શિક્ષા કરવાને પણ તે મુખત્યાર છે.

## હીંદુસ્તાનનો વેપારના માલ ઉપર દગલબાજીથી નિશાનીઓ કરવા બાબતનો કાયદો.

### ( સને ૧૮૮૯ નો આકટ નંબર ૪ થો ઇંડિઆ. )

૧ આ આકટને વેપારના માલ ઉપર દગલબાજીથી નિશાનીઓ કરવા બાબતનો કાયદો કહેવો.

૨ વેપારની નિશાની—એ શબ્દમાં—આ આકટથી સુધર્યા પ્રમાણેની ઈ. પી. કો. કા. ૪૭૮ માં તે શબ્દોનો જે અર્થ થાય છે તેજ શબ્દો સમજવા. (૨) વેપારના માલનું વર્ણન—એમાં કોઇ માલના નંબર માપ પરીમાણ કે વજન સંબંધ અથવા જે જગ્યા કે પ્રદેશમાં તે માલ બનાવેલો હોય તે સંબંધી, તેને ઉત્પન્ન કરવાની રીત સંબંધી, જે વસ્તુનો તે માલ બનાવ્યો હોય તે સંબંધી, જે માલ સંબંધી પેટંટ, અનન્ય આજ્ઞાધિકાર કે કોપીરાઇટ હોય તે માલ સંબંધી, અને જ્યારે વપરાતા આંકડા, શબ્દ અને નિશાની, વેપારની રૂઢી પ્રમાણે ઉપર વર્ણવેલી કોઇ પણ બાબતના સૂચક ચિન્હ તરીકે સામાન્ય રીતે ગણાતી હોય ત્યારે તે આકટના અર્થ મુજબ તે વેપારના માલનું વર્ણન છે એવું સમજવું. (૩) વેપારી માલનું ખોટું વર્ણન એ શબ્દમાં જે માલને માટે વર્ણન કરવામાં વેપારના માલનું વર્ણન કરવું. અથવા તે માલના વર્ણનમાં કાંઇ કાઢી નાખીને કે કાંઇ ઉમેરીને જે ફેરફાર કર્યો હોય જેથી તે મુદ્દાની બાબતમાં ખોટું થતું હોય તેવા પ્રત્યેક ફેરફારનો સમાવેશ થાય છે. (૪) માલ—એ શબ્દમાં વેપારની જણસનો સમાસ થાય છે.

૩. ઈંડિઅન પીનલકોડમાં કા. ૪૭૮ થી ૪૮૯ સુધી જેમાં વેપારની તથા માલની નિશાનીઓ બાબતના ઠરાવ છે તે દાખલ કરવામાં આવ્યા છે.

૪. જે માણસે ખરી રીતે અમુક માલ બનાવ્યો છે કે જેની તે વેપારની જણસ હોય તે સિવાયના બીજા માણસે સદરહુ માલ બનાવ્યો છે કે તેના વેપારની તે વસ્તુ છે એમ લોકોને માનવાનું જેથી યોગ્ય કારણ મળે તેવા કોઇ પણ આંકડા, શબ્દ કે નિશાની તે ચાલુ ઉપર કરવાના કૃત્યને, તથા તે જે માલ ઉપર કરવામાં આવ્યાં હોય તે માલને, અથવા જે માલ ઉપર વેપારના માલનું ખોટું વર્ણન કરવામાં આવ્યું હોય તે માલ સંબંધીના આ આકટના ઠરાવો લાગુ પડશે. (૨) કોઇ પણ માણસનું ખોટું નામ કે તેના નામના ખોટા આદ્યાક્ષરને માલ ઉપર બતાવવાના કૃત્યને, તથા તે જે માલ ઉપર બતાવ્યા હોય તે માલનો અથવા જે માલ ઉપર વેપારના માલનુ ખોટુ વર્ણન કરવામાં આવ્યું હોય તે માલ

સંબંધીના આ આકટના ઠરાવો લાગુ પડશે.

૫. જે કોઇ માણસ (અ) વેપારના માલ ઉપર વેપારના માલનું વર્ણન કરે, બ જે કોઇ, કવર, લેબલ કે બીજી વસ્તુમાં ઘલીને તે માલ વેચવામાં આવતો હોય તે આચ્છાદન, લેબલ કે રીત એ વસ્તુ ઉપર વેપારના માલનું વર્ણન કરે, (ક) જે કોઇ માલ વેચવામાં કે વેચવા સારૂ કે વેપાર કરવાના કે તે- માંથી બીજી જણસ તૈયાર કરવાના કોઇ કારણસર રાખી મૂકવામાં આવતો હોય તે માલ જે કોઇ કવર, લેબલ, સીલ કે બીજી વસ્તુ ઉપર વેપારના માલનું વર્ણન કરવામાં આવ્યું હોય તેમાં ઘાલે કે તે સાથે બાંધે કે માલ ઉપર ચ્હોડે છે; (ડ) વેપારના માલના વર્ણનનો એવી રીતે ઉપયોગ કરે કે જે માલના સંબંધમાં તેનો ઉપયોગ કર્યો હોય તે એવા વર્ણનથી ઓળખાય છે કે એવી રીતે વ્યાખ્યા કરવામાં આવે છે તે માલનું નામ તથા વર્ણન તે વર્ણનમાં કહેલું છે એમ લોકો ખરી રીતે સમજે તો તે માણસે વેપારના માલનું ખોટું વર્ણન કર્યું છે એમ સમજવું. (૨) માલમાં કે કોઇ પણ કવર, લેબલ, શીલ કે બીજી વસ્તુમાં વેપારના માલનું વર્ણન કર્યું કે ચોઢયું હોય તેની સાથે જોડયું હોય તો વેપારના માલનું વર્ણન કર્યું છે એમ સમજવું. (૩) કવર યાને આચ્છાદન આ શબ્દમાં કોઇ પણ પીપ, બાટલી, પાત્ર, ડબી, ઢાંકણું, ટોપી, પેટી, ખોખું અથવા બાંધણનો સમાવેશ થાય છે. અને લેબલ, આ શબ્દમાં પટી કે ટીકી- ટનો સમાવેશ થાય છે.

૬ માણસ માલ ઉપર વેપારના માલનું ખોટું વર્ણન કરે તો તેને આ આકટના ઠરાવોને અનુસરીને દગલબાજી કરવાના ઇરાદાથી તેમ કર્યું નથી એમ સાબીત ન કરે તો તેને ત્રણ મહિનાની મુદત સુધીની કેદની કે બસે રૂપીઆ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે. આ ગુન્હો તેના ઉપર બીજી વખત સાબીત થશે તો તેને એક વર્ષની મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે;— માત્ર—આ કલમ વિરૂદ્ધ ગુન્હો કરવા બાબત સઘળા પૂર્વોપાય લીધા પછી જે ગુન્હો કર્યાનું તહોમત આવ્યું છે ને ગુન્હો કરતી વખતે વેપારના માલના વર્ણન બાબતના ખરાપણા વિષે વ્હેમ લાવવાને મને કંઇ પણ કારણ ન્હોતું, અને (બ) જે માણસો પાસેથી આવો માલ કે પદાર્થ મને મળ્યો તે માણસો સંબંધી મારી પોતાની યથાશક્તિ પ્રમાણે સઘળી હકીકત ફરીયાદીએ અથવા તેના તરફથી બીજા કોઇએ પૂછી એટલે આપી હતી. અથવા (ક) બીજી બધી રીતે હું નિષ્કપટથી ચાલ્યો હતો એમ કોઇ સાબીત કરે તો તે આ શિક્ષાને પાત્ર થશે નહિ.

૮ કંઇ પણ માલ, મિલ્કત કે બારદાન ઉપર પ્રસંગ પ્રમાણે ઇન્ડિઅન પીનલ કોડની ક. ૪૮૦ કે ૪૮૧ માં કહેલી રીતે કોઇ માણસે નિશાની કરી હોય તે કારણથી વેપારની કે મિલ્કતની ખોટી નિશાની વાપરવાનો તેના ઉપર પી—કો. ની કા. ૪૮૨ મુજબ કે વેપારના માલનું કાંઇ ખોટું વર્ણન માલ ઉપર કરવા બાબતના આકટની કા. ૨ પ્રમાણે કે વેપારની નિશાની કે મિલ્કતની નિશાની ખોટી બનાવવાના કારણસર કાંઇ છાપ, પત્રું કે બીજું કાંઇ હથીઆર બનાવવા બાબત ઇ—પી—કો—ની કા. ૪૮૫ મુજબ તહો- મત હોય અને તે નિચે લખ્યા પ્રમાણે સાબીત કરી આપે તો તેના ઉપરનો ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ કરવામાં આવશે, એટલે;—

અ વેપારની કે માલની નિશાનીઓ કે વર્ણન કરવાને કે તે કરવા કે બનાવવા માટે ઉપયોગમાં આવે તે સારૂ છાપ, પત્રુ કે બીજું હથીઆર કરવાને મને બીજા માણસે કામે લગાડયો છે અને તેથી તે માલ કે બીજો પદાર્થ વેચવાથી થતા નફામાં મારો હિત સંબંધ નથી. અને બ જે ગુન્હો કર્યાનું તહોમત આવ્યું છે તે નહી કરવા માટે મેં યોગ્ય પૂર્વોપાય લીધા હતા, અને ક આ તહોમતવાળો ગુન્હો કરતી વખતે નીશાની કે વર્ણનના ખરાપણા વિશે વ્હેમ લાવવાને મને કાંઈ કારણ નહોતું, અને ડ જે માણસ તરફથી નિશાની કે વર્ણન કરવામાં આવ્યું હોય તે માણસો સંબંધી મેં મારી યથાશક્તિ પ્રમાણે સઘળી હકીકત ફરીઆદી કે તેના તરફથી બીજા કોઇએ પુછી તે વખતે આપી હતી તો.

૯ વેપારની ખોટી નિશાનીનો ઉપયોગ કરવા સારૂ કે ઇ. પી. કો. ની. કા. ૪૮૨ મુજબ કે વે- પારની ખોટી બનાવેલી નિશાની કરી હોય એવો કંઇ પણ માલ કે પદાર્થ વેચવા સારૂ કે તેમાંથી વેપા- રની કે બીજી કોઇ વસ્તુ તૈયાર કરવા માટે કબજામાં રાખવા સારૂ પી. કો. ની કા. ૪૮૬ મુજબ કે ખોટી

નીશાની કરવા કે તેનો ઉપયોગ કરવા સારૂ કા. ૪૮૭ કે ૪૮૮ મુજબ તે માલ ઉપર વેપારના માલનું ખોટું વર્ણન કરવા સારૂ કે તેવો કોઇ માલ વેચવા સારૂ આ આકટની કા. ૬ કે ૭ મુજબ જ્યારે કોઇ માણુસ ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય કે ઇ.-પી-કો-ની કા.-૪૮૬ પ્રા. આ આકટની કા.-૭ કે ૮ માં કહેલી બાબત કે બાબતોની સાબીતીથી તેના ઉપરનો ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય, ત્યારે તેના ઉપર ગુન્હો સાબીત અથવા ના સાબીત થયાનો ઠરાવ કરનારી કોર્ટ, જે માલ તથા પદાર્થથી કે જેના સંબંધમાં ગુન્હો થયો હોય, કે ઉપર કહ્યા પ્રમાણેની સાબિતી થાત તો ગુન્હો થયો હોત તે સઘળો માલ તથા પદાર્થ સરકારમાં દાખલ થશે એમ ફરમાવવાને મુખત્યાર છે. (૩) જો તે હુકમ ઉપર ચાલી શકે એમ હોય તો અપીલ ચાલી શકશે. (૪) જો તે પદાર્થ રૂ. ૫૦ કરતાં વધારે હોય અને અપીલ ચાલી શકે તેમ હોય તો હુકમની તારીખથી ૩૦ દિવસની અંદર તેને અપીલ કરવાનો અધિકાર છે.

કા. ૧૦-૧૧-જળમાર્ગની કસ્ટમની ડયુટી બાબતના આકટમાં સુધારો કર્યા બાબતની છે.

**૧૨.** (૧) કારખાનાના આકટમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે જે જગ્યાએ કારખાનું હોય તે જગ્યામાં બનાવેલા માપ પ્રમાણે કે નંગ પ્રમાણે જે કાપડ વેચવામાં આવતું હોય તે કાપડના દરેક નંગ ઉપર તે નંગ જેટલા ઠરાવેલા યાર્ડ કે તેના કોઇ અંશ વાસ્તવિક રીતે લાંબા હોય તે દેખાડવા માટે અંગ્રેજી આંકડાની સહેજ નજરે પડે તેવી છાપ માર્યા સિવાય તે કાપડ ઉપર કહેલી જગ્યામાંથી બહાર લઇ જવું નહીં. (૨) જો કોઇ માણસ પેટા કલમ (૧) માં ઠરાવેલી રીત પ્રમાણે કાપડનું દરેક નંગ કેટલું લાંબુ છે તે બાબતની તેના ઉપર છાપ માર્યા સિવાય એવી જગ્યામાંથી બહાર લઇ જશે તો એવા દરેક નંગ કે તેની દરેક ગાંસડી બાંધવામાં કે બહાર લઇ જવામાં જે કંઇ પણ કામ લીધું હશે તે સરકાર દાખલ થશે અને તે માણસનો હજાર રૂપિઆ સુધીના દંડની શિક્ષા થશે.

**૧૩.** બ્રિટીશ હિંદુસ્તાનમાં જળમાર્ગે માલ આવ્યો હોય, તે પ્રસંગે આ આકટના ઠરાવ વિરૂદ્ધ થયેલા ગુન્હા બાબતની ફરીયાદ વખતે તે માલ જે બંદરેથી ચઢાવ્યો હોય તે બંદર બાબતનો પુરાવો સદરહુ માલ કઇ જગામાં કે કયા પ્રદેશમાં બનાવવામાં કે ઉત્પન્ન કરવામાં આવ્યો હતો તે બાબતનો પ્રથમ દર્શનિય પુરાવો છે એમ સમજવું.

**૧૪** (૧) આ આકટની ૧૩ મી કલમ પ્રમાણે કે ઈ. પી. કોડની વેપારની નિશાનીઓ વિશેની કલમો વિરૂદ્ધ થયેલા ગુન્હાની ફરીયાદમાં ખર્ચ ફરીઆદીએ તહોમતદારને કે તહોમતદારે ફરીઆદીને આપવું તેનો કોર્ટ ઠરાવ કરવો. (૨) આવો ખર્ચ અરજી કરેથી કોઇ દંડ માફક ગણી વસુલ કરી શકશે.

**૧૫** ૧૪ મી કલમ મુજબની ફરીઆદ ગુન્હો બન્યાની તારીખથી ત્રણ વર્ષ પછી કે તે ગુન્હાની ફરીઆદીને પહેલાં એવી ખબર પડે ત્યાર પછી એક વર્ષની મુદત વિત્યા પછી, એટલે એમાંથી જે મુદત પ્રથમ પુરી થાય ત્યાર પછી શરૂ કરવામાં આવશે નહીં.

**૧૬** ગવરનર જનરલ ઇન કૌંસિલને આ આકટના ઠરાવો અમલમાં લાવવામાં ફોજદારી કોર્ટોને પાળવા સારૂ કોઇ પણ હુકમ ઇાડયા કે સ્થાનિક ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને કરવાનો અધિકાર છે.

**૧૭** જે માલ ઉપર વેપારની નિશાની કે તેનું વર્ણન કરવામાં આવ્યું હોય, તે માલ વેચતી વખતે તે નિશાની ખરી છે ને ખોટી બનાવટની નથી કે તે વેપારજ માલનું વર્ણન આ આકટની અર્થ મુજબ ખોટું વર્ણન નથી એવી વેચનારે ખાત્રી કરી આપી છે એમ સમજવું. પણ જો વેચતી વખતે કરેલા કરારમાં પ્રતિકુળ મજકુર હશે તો વેચનારે ખાત્રી કરી આપી છે એમ સમજવું નહિ.

**૧૮** જે ફરીઆદ કે કામ આ આકટના કોઈ પણ ઠરાવ મંજુર થયા ન હોત તો કોઇ પણ માણસ ઉપર ચલાવી શકાત તે ફરીઆદમાંથી કે કામમાંથી સદરહુ માણસનો આ આકટના કોઇ પણ ઠરાવ ઉપરથી બચાવ થશે નહિ એમ સમજવું.

---

# હિંદુસ્તાનનો પ્રેસ બાબતનો કાયદો.

## (સને ૧૯૧૦ નો આકટ નંબર ૧ લો.)

૧. આ આકટને સન ૧૯૧૦ નો હિંદુસ્તાનનો પ્રેસ બાબતનો આકટ કહેવો. (૨) તે બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૨. 'બુક' એ શબ્દમાં હરકોઇ ભાષામાં દરેક વૉલ્યુમનો તથા વૉલ્યુમના ભાગનો અથવા ખંડનો તથા ચોપાનીઆનો તથા બીબાંના છાપથી કે શીલા ઉપર જુદા જુદા છાપેલા ગાયનના રાગના દરેક તાલવનો, નકશાનો, આર્ટનો અથવા પ્લાનનો સમાસ થાય છે.

'વર્તમાનપત્ર'નો અર્થ—નિયમિત મુદતના જે ગ્રંથોમાં, સાર્વજનિક વર્તમાન અથવા સાર્વજનિક વર્તમાન ઉપર ટીકા હોય તેવો કોઇ પણ ગ્રંથ એવો થાય છે.

'છાપખાનું' એ શબ્દમાં છાપવાના કારણ સારૂ ઉપયોગ કરેલાં સઘળાં એન્જીનોનો, સાંચા કામનો, બીબાંનો, છાપવાની શીલાનો, હથિયારોનો, વાસણોનો તથા બીજા સાધન કે સાહિત્યનો સમાસ થાય છે એમ સમજવું.

૩. સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આકટની ૪ થી કલમની રૂયે છાપખાનું રાખનાર દરેક માણસને એકરાર કરવાનું ફરમાવવામાં આવ્યું હોય તે દરેક માણસે, સદરહુ એકરાર કરતી વખતે જે માજીસ્ટ્રેટની સમક્ષ એવો એકરાર કરવામાં આવ્યો હોય તેની પાસે પાંચસો રૂપિઆથી ઓછી નહોય, અથવા બે હજાર રૂપિઆથી વધારે ન હોય તેવી નાણાંની જે રકમ દરેક બાબતમાં માજીસ્ટ્રેટ માગવાનું યોગ્ય ધારે તે રકમ અથવા તેટલીજ રકમ જેટલી હિંદુસ્તાન સરકારની સિક્યુરીટીઓ તારણ તરીકે મૂકવી જોઇએ. પણ જો માજીસ્ટ્રેટને યોગ્ય લાગે તો, વિશેષ કારણોની નોંધ કરીને, તે કારણસર કોઇ પણ તારણ કરવાનું માફ કરવાને કે આ પેટા કલમની રૂયે કરેલો કોઇ પણ હુકમ વખતો વખત રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને તે મુખત્યાર છે.

(૨) સ્થાનિક સરકારને જ્યારે એમ લાગે કે તેના વહિવટ નીચેના મુલકમાં કોઇ પણ જગ્યાએ રાખવામાં આવેલા જે છાપખાનાના સંબંધમાં આ આકટની શરૂઆત પહેલાં સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકો નોંધણી બાબતના આકટની ૪ થી કલમની રૂયે એકરાર કરવામાં આવ્યો હોય તેવું કોઇ પણ છાપખાનું કલમ ૪, પેટા કલમ (૧)માં જણાવ્યા પ્રમાણેના કોઇ પણ કારણ સારૂ ઉપયોગમાં લેવાય છે ત્યારે સ્થાનિક સરકાર, લેખી નોટીસ આપીને એવા પ્રેસના રાખનારને, જે માજીસ્ટ્રેટની હકુમતમાં તે પ્રેસ આવ્યું હોય, તે માજીસ્ટ્રેટની પાસે પાંચસો રૂપિયાથી ઓછી ન હોય એવી અથવા પાંચહજાર રૂપિયાથી વધારે ન હોય એવી નાણાંની જે રકમ સ્થાનિક સરકાર માગવાનું યોગ્ય ધારે તે રકમ, અથવા તેટલીજ રકમ જેટલી હિંદુસ્તાન સરકારની સિક્યુરિટિઓ તારણ તરીકે મુકવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૪. જ્યારે સ્થાનિક સરકારને એમ જણાય કે જે કોઇ પણ છાપખાનાના સંબંધમાં ૩ જી કલમમાં ફરમાવ્યા પ્રમાણે કોઇ પણ તારણ મુકવામાં આવ્યું હોય તેવું છાપખાનું, જેથી સીધી કે આડકતરી રીતે પછી તો અનુમાનથી, સુચનથી, ઇશારાથી, રૂપકથી, કે મતલબથી અથવા બીજી રીતે કોઇ રીતે:—

(અ) ખુન કરવાની કે સને ૧૯૦૮ ના બાર થનારા પદાર્થો બાબતના આકટ મુજબનો કોઇ પણ ગુન્હો કરવાની કે કોઇ પણ જાસ્તી ગુજારવાનું કાંઇ પણ કૃત્ય કરવાની ઉશ્કેરણી થવાનો, અથવા (બ) મલિક મુઆઝમની જમીનપરની કે દરિયાપરની ફોજમાંનો કોઇ પણ અમલદાર, સોલ્જર કે ખલાસીને પોતાના પ્રજા ધર્મથી કે પોતાના સેવા ધર્મથી ભ્રષ્ટ થવાનો, કે (ક) મલિક મુઆઝમ તરફ કે બ્રિટિશ હિંદુસ્તાનમાં કાયદાની રૂયે જે સરકારનો અમલ સ્થપાયલો છે, તે સરકાર તરફ અથવા બ્રિટિશ હિંદુસ્તાનમાં ઇન્સાફના વહિવટ તરફ અથવા મલિક મુઆઝમની સર્વોપરિ સત્તા નીચેના કોઇ પણ દેશી રાજા અથવા રજવાડા તરફ, અથવા બ્રિટિશ હિંદુસ્તાનમાંના મલિક મુઆઝમની રૈયતના કોઇ પણ વર્ગ અથવા વિભાગ તરફ દ્વેષ અથવા તિરસ્કાર ઉત્પન્ન થવાનો અથવા મલિક મુઆઝમ તરફ અથવા સદરહુ

જણાવેલી સરકાર તરફ અથવા એવા કોઇ પણ રાજા કે રજવાડા તરફ બેદિલી ઉપજ થવાનો, અથવા (ડ) કોઇપણ માણસને ભય ઉત્પન્ન કરીને કે તેને દુઃખ કરીને તેને કાંઇ મિલકત અથવા કિંમતી દસ્તાવેજ કોઇ માણસને આપે એમ થવાનો અથવા જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય, તે કામ તે કરે અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે કસુર કરે એમ થવાનો અથવા (ઇ) કાયદાના વહિવટની વચ્ચે અથવા કાયદા તથા હુકમને ટકાવી રાખવાના કામની વચ્ચે આવવા કોઇ માણસને ઉત્તેજન આપવાનો અથવા ઉશ્કેરવાનો, અથવા (ફ) સરકારી નોકરને પોતાના સરકારી હુદ્દાના અમલ સંબંધી કાંઇ કામ કરવાને, અથવા કાંઇ કામ ન કરવાને, અથવા કાંઇ કામમાં ઢીલ કરવાને, લલચાવવાના ઇરાદાથી, તે સરકારી નોકરને ખુદને, અથવા જે માણસની સાથે તે સરકારી નોકરને સંબંધ હોવાનું મનાતું હોય એવા કોઇ માણસને, કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડવાનો સંભવ હોય, અથવા જેની એવી મતલબ હોય એવા કોઇ પણ શબ્દ, ચિન્હો અથવા દશ્ય આકારો જે વર્ત્તમાનપત્રમાં, બુકમાં, અથવા બીજા દસ્તાવેજમાં હોય, તેવું કોઇ પણ વર્ત્તમાનપત્ર, બુક અથવા બીજો દસ્તાવેજ છાપવાના, કે પ્રસિદ્ધ કરવાના કારણ માટે ઉપયોગમાં લેવાય છે ત્યારે, સ્થાનિક સરકાર તેના મત પ્રમાણે જે શબ્દો, ચિન્હો અથવા દસ્ય આકારો ઉપર જણાવેલા એવા વર્ત્તમાનપત્ર, બુક અથવા બીજા દસ્તાવેજની બધી નકલો જ્યાંથી મળે ત્યાંથી મલિક મુઆઝમને જપ્ત થયેલાં જાહેર કરવાને મુખત્યાર છે.

**ખુલાસો** ( ૧ ) ( ક ) રકમમાં ' બેદિલી ' આ સંજ્ઞામાં બેવફાદારીનો તથા સઘળા પ્રકારના વેરભાવનો સમાવેશ થાય છે.

( ૨ ) સરકારની અથવા ઉપર જણાવેલા હિંદુસ્તાનના કોઇ પણ રાજા અથવા રજવાડાની યોજનામાં કાયદેસર સાધનોવડે ફેરફાર કરાવી લેવાના હેતુથી તે યોજના બાબત, અથવા સરકારના કે એવા કોઇ પણ હિંદુસ્તાનના રાજા અથવા રજવાડાના વહિવટને લગતા અથવા બીજા કૃત્ય બાબત, અથવા બ્રિટિશ હિંદુસ્તાનમાં ઇન્સાફને લગતા વહિવટ બાબત નાપસંદગી બતાવવા માટે દ્વેશ, તિરસ્કાર, અથવા બેદીલી ઉત્પન્ન કર્યા વગર અથવા ઉત્પન્ન કરવાની કોશિશ કર્યા વગર કરેલી ટીકા કલમ ( ક ) ની વ્યાપ્તિની અંદર આવતી નથી.

( ૨ ) પેટા કલમ ( ૧ ) મુજબ નોટીસ કાઢયાની તારીખથી દસ દિવસ વીતી ગયા પછી સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની કલમ ૪ મુજબ, એવો પ્રેસના સંબંધમાં કરેલો એકરાર રદ કરવામાં આવેલો ગણવો.

૫. કોઈ પણ પ્રેસના સંબંધમાં આપવામાં આવેલું તારણ ૪ થી કલમની રૂયે જપ્ત કરેલું જાહેર કરવામાં આવ્યું હોય તે પ્રસંગે સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની ૪ થી કલમ મુજબ એવા પ્રેસના સંબંધમાં નવો એકરાર કરનાર દરેક માણસે, જે માજીસ્ટ્રેટની સમક્ષ એવો એકરાર કરવામાં આવે તે માજીસ્ટ્રેટની પાસે, એક હજાર રૂપિયાથી ઓછી ન હોય, અથવા દસ હજાર રૂપિયાથી વધારે ન હોય એવી જે નાણાંની રકમ માજીસ્ટ્રેટ માગવાનું યોગ્ય ધારે તે રકમ અથવા તેટલી જ રકમ જેટલી હિંદુસ્તાન સરકારની સિક્યુરીટીઓ તારણ તરીકે મુકવી જોઇએ.

૬. આવી વધારાની તારણની રકમ મુકવામાં આવ્યા પછી સદરહુ છાપખાનું જે શબ્દો, ચિન્હો, અથવા દસ્ય આકારો સ્થાનિક સરકારના મત પ્રમાણે કલમ ૪ પેટા કલમ ( ૧ ) માં વર્ણવેલા પ્રકારના હોય, તેવા કોઇ પણ શબ્દો, ચિન્હો અથવા દસ્ય આકારો જે કોઇ પણ વર્તમાનપત્રમાં, બુકમાં અથવા બીજા દસ્તાવેજમાં હોય તેવું વર્તમાનપત્ર, બુક, અથવા બીજો દસ્તાવેજ છાપવાના અથવા પ્રસિદ્ધ કરવાના કારણ માટે, ફરીથી ઉપયોગમાં લેવામાં આવે તો, સ્થાનિક સરકાર એવા શબ્દો, ચિન્હો અથવા દસ્ય આકારો, જેમાં જણાવવામાં કે વર્ણવવામાં આવ્યા હોય તેવી લેખી નોટીસ એવા છાપખાનાના રાખનાર ઉપર મોકલીને

( અ ) એવી રીતે મુકવામાં આવેલી વધારાની રકમ

( બ ) એવું વર્તમાનપત્ર, બુક અથવા બીજો દસ્તાવેજ છાપવાના અથવા પ્રસિદ્ધ કરવાના કારણ

માટે ઉપયોગમાં લેવાયેલું, અથવા જે જગ્યાએ એવું વર્તમાનપત્ર, બુક, અથવા બીજો દસ્તાવેજ છપાતો હોય અથવા ફરિયાદ કરવામાં આવેલી બાબત છાપતી વખતે છપાયો હોય તે જગ્યામાં અથવા જગ્યા ઉપર મળી આવેલું છાપખાનું અને ( ક ) એવા વર્તમાનપત્ર, બુક અથવા બીજા દસ્તાવેજની બધી નકલો, જ્યાંથી મળી આવે ત્યાંથી મલિક મુઆઝમને જપ્ત થયેલાં જાહેર કરવાને મુખત્યાર છે.

૭. ( ૧ ) જ્યારે કોઇ છાપખાનું કે વર્તમાનપત્ર, બુક કે બીજા દસ્તાવેજની કોઇ નકલો આ આક્ટની રૂએ જપ્ત થયેલાં જાહેર કરવામાં આવ્યાં હોય ત્યારે, સ્થાનિક સરકાર, સબ ઇન્સ્પેકટરના હુદ્દાથી ઉતરતા દરજ્જાનો ન હોય તેવા કોઇ પોલીસ અમલદારને જપ્ત કરવા માટે ફરમાવવામાં આવેલી મિલ્કત પકડવાનો તથા અટકાવી રાખવાનો અને જે જગામાં એવી મિલ્કત હોય, કે હોવાનો શક હોય તે જગામાં કે ( ૨ ) એવા વર્તમાનપત્ર, બુક કે દસ્તાવેજની કોઇ પણ નકલ વેચવા માટે, વહેંચવા માટે, પ્રસિદ્ધિ માટે કે લોકોને જોવા માટે રાખી હોય કે એવી રીતે રાખ્યાનો શક હોય તેવી જગામાં પેસવાનો ને એવી મીલ્કત માટે શોધ કરવાનો જેમાં અધિકાર આપ્યો હોય, એવું વારંટ કાઢવાનું કોઇ પણ માજી-સ્ટ્રેટને ફરમાવવાને મુખત્યાર છે.

( ૨ ) આ કલમની રૂએ કાઢવામાં આવેલું વારંટ જેટલા પ્રમાણમાં ઝાડો લેવાને લગતું હોય તેટલા પ્રમાણમાં ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા મુજબ ઝાડો લેવાનાં વારંટોની બજાવણી માટે જે રીત ઠરાવી છે તે રીત પ્રમાણે બજાવવું જોઇએ.

૮. સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની ૫ મી કલમની રૂએ વર્તમાન-પત્રના જે દરેક પ્રસિદ્ધ કરનારને એકરાર કરવાનું ફરમાવવામાં આવ્યું હોય, તે દરેક પ્રસિદ્ધ કરનારે સદરહુ એકરાર કરતી વખતે, જે માજીસ્ટ્રેટની સમક્ષ એકરાર કરવામાં આવ્યો હોય, તેની પાસે પાંચસો રૂપિઆથી ઓછી ન હોય અથવા બે હજાર રૂપિઆથી વધારે ન હોય તેવી જે નાણાંની રકમ દરેક બાબતમાં માજીસ્ટ્રેટ માગવાનું યોગ્ય ધારે તે રકમ અથવા તેટલીજ રકમ જેટલી હીંદુસ્તાન સરકારની સિક્યુરીટીઓ તારણ તરીકે મુકવી જોઇએ, પરંતુ એવું ઠરાવ્યું છે કે સદરહુ આક્ટની રૂએ વર્તમાનપત્રના છાપનાર તરીકે નોંધવામાં આવેલો માણસ, જેમાં સદરહુ વર્તમાનપત્ર છપાતું હોય તે પ્રેસના રાખનાર તરીકે પણ નોંધાયલો હોય, તો જ્યાં સુધી એવી નોંધણી અમલમાં હોય ત્યાં સુધી પ્રસિદ્ધ કરનારને તારણ મુકવાનું ફરમાવવું નહિ.

વળી એવું ઠરાવ્યું છે કે માજીસ્ટ્રેટ પોતાને યોગ્ય લાગે તો વિશેષ કારણોની નોંધ કરીને તે કા-રણસર, કોઇ પણ તારણ મુકવાનું માફ કરવાને કે આ પેટા કલમની રૂએ કરેલો કોઈ પણ હુકમ વખતોવખત રદ કરવાને કે તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

(૨) સ્થાનિક સરકારને જ્યારે એમ લાગે કે પોતાના મુલકની અંદર પ્રસિદ્ધ થતા જે વર્તમાન પત્રના સંબંધમાં આ આક્ટની શરૂઆત પહેલાં સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની ૫ મી કલમની રૂએ સદરહુ વર્તમાનપત્રના પ્રસિદ્ધ કરનાર તરફથી એકરાર કરવામાં આવ્યો હોય તેવા કોઇ પણ વર્તમાનપત્રની અંદર કલમ ૪ પેટા કલમ (૧) માં જણાવેલા પ્રકારના કોઇ પણ શબ્દો, ચિન્હો અથવા દૃશ્ય આકારો આવે છે. ત્યારે તે સ્થાનિક સરકાર લેખી નોટીસ આપીને એવા પ્રસિદ્ધ કરનારને, જે માજીસ્ટ્રેટની હકુમતમાં સદરહુ વર્તમાનપત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યું હોય તે માજી-સ્ટ્રેટની પાસે, પાંચસો રૂપિયાથી ઓછી ન હોય અથવા પાંચહજાર રૂપિયાથી વધારે ન હોય એવી જે નાણાંની રકમ સ્થાનિક સરકાર માગવાનું યોગ્ય ધારે તે રકમ અથવા તેટલીજ રકમ જેટલી હિંદુસ્તાન સરકારની સિક્યુરીટીઓ તારણ તરીકે મુકવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(૯) (૧) જે કોઇ પણ વર્તમાનપત્રના સંબંધમાં ૮ મી કલમમાં ફરમાવ્યા પ્રમાણે કોઇ પણ તારણ મુકવામાં આવ્યું હોય, તેવા વર્તમાનપત્રની અંદર કોઇ પણ શબ્દો, ચિન્હો અથવા દૃશ્ય આકારો સ્થા-નિક સરકારના મત પ્રમાણે કલમ ૪, પેટા કલમ (૧) માં જણાવેલા પ્રકારનાં હોય તો તે સ્થાનિક સર-કાર તેવા શબ્દો, ચિન્હો, અથવા દૃશ્ય આકારો જેમાં જણાવવામાં અથવા વર્ણવવામાં આવ્યા હોય,

તેવી લેખી નોટીસ એવા વર્તમાનપત્રના પ્રસિદ્ધ કરનાર ઉપર મોકલીને એવું તારણ અને એવા વર્તમાન પત્રની બધી નકલો જ્યાંથી મળે ત્યાંથી મલિક મુઆઝમને જપ્ત થયેલાં જાહેર કરવાને મુખત્યાર છે.

(૨) પેટા કલમ (૧) મુજબ નોટીસ કાઢ્યાની તારીખથી દસ દિવસ વીતી ગયા પછી, સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આકટની ૫ મી કલમ મુજબ એવા વર્તમાનપત્રના પ્રસિદ્ધ કરનારે કરેલો એકરાર રદ કરવામાં આવેલો ગણવો.

૧૦. કોઇ પણ વર્તમાનપત્રના સંબંધમાં આપવામાં આવેલું તારણ જપ્ત થયેલું જાહેર કરવામાં આવ્યું હોય તે પ્રસંગે, સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આકટની ૫ મી કલમ મુજબ એવા વર્તમાનપત્રના કે જે બીજું કોઇ પણ વર્તમાનપત્ર એવા વર્તમાનપત્રના જેવુંજ વસ્તુતઃ હોય તેવા વર્તમાનપત્રના પ્રસિદ્ધ કરનાર તરીકે નવો એકરાર કરનાર કોઇપણ માણસો જે માજીસ્ટ્રેટની સમક્ષ એવો એકરાર કરવામાં આવે તે માજીસ્ટ્રેટની પાસે એક હજાર રૂપિયાથી ઓછી ન હોય અથવા દસ હજાર રૂપિયાથી વધારે ન હોય એવી જે નાણાંની રકમ માજીસ્ટ્રેટ માગવાનું યોગ્ય ધારે તે રકમ અથવા તેટલીજ રકમ જેટલી હિંદુસ્તાન સરકારની સિક્યુરીટીઓ તારણ તરીકે મુકવી જોઇએ.

૧૧. આવી વધારાની તારણની રકમ અનામત મુકવામાં આવ્યા પછી સદરહુ વર્તમાનપત્રમાં જે શબ્દો, ચિન્હો, અથવા દૃશ્ય આકારો સ્થાનિક સરકારના મત પ્રમાણે કલમ ૪ પેટા કલમ (૧) માં વર્ણવેલા પ્રકારનાં હોય તેવા કોઇ પણ શબ્દો, ચિન્હો અથવા દૃશ્ય આકારો આવે તો, તે સ્થાનિક સરકાર, એવા શબ્દો, ચિન્હો, અથવા દૃશ્ય આકારો જેમાં જણાવવામાં કે વર્ણવવામાં આવ્યાં હોય, તેવી લેખી નોટીસ એવા વર્તમાનપત્રના પ્રસિદ્ધ કરનાર ઉપર મોકલીને.

( અ ) એવી અનામત મુકવામાં આવેલી વધારાની તારણની રકમ, અને ( બ ) એવા વર્તમાનપત્રની બધી નકલો, જ્યાંથી મળી આવે ત્યાંથી મલિક મુઆઝમને જપ્ત થયેલી જાહેર કરવાને મુખત્યાર છે.

૧૨. (૧) સ્થાનિક સરકારને ક્યાંય પણ છાપેલા કોઇપણ વર્તમાનપત્ર બુક અથવા બીજા દસ્તાવેજમાં કલમ ૪, પેટા કલમ (૧)માં વર્ણવેલા પ્રકારના કોઇ પણ શબ્દો, ચિન્હો, અથવા દૃશ્ય આકારો આવતાં લાગે તે પ્રસંગે તે સરકાર પોતાના મતનાં કારણ જણાવીને સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું આપીને, એવું વર્તમાનપત્ર, બુક અથવા બીજો દસ્તાવેજ મલીક મુઆઝમને જપ્ત થયેલાં જાહેર કરવાને મુખત્યાર છે. અને તે ઉપરથી કોઇ પણ પોલીસ અમલદાર સદરહુ જ્યાંથી મળી આવે ત્યાંથી પકડવાને મુખત્યાર છે; અને સબ ઇન્સ્પેકટરના દરજ્જાથી ઉતરતા દરજ્જાના ન હોય તેવા કોઇ પણ પોલીસ અમલદારને જે કોઇ જગ્યામાં એવું વર્તમાનપત્ર, બુક અથવા બીજો દસ્તાવેજ હોય અથવા હોવાનો યોગ્ય રીતે શક હોય ત્યાં પેસવાનો અને સદરહુ માટે શોધ કરવાનો વારંટથી અધિકાર આપવાને કોઇ પણ માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

(૨) આ કલમની રૂએ કાઢવામાં આવેલું દરેક વારંટ, જેટલા પ્રમાણમાં તે ઝાડો લેવાને લગતું હોય તેટલા પ્રમાણમાં, સને ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા મુજબ ઝાડો લેવાનાં વારંટોની બજાવણી માટે જે રીત ઠરાવી છે, તે રીત પ્રમાણે બજાવવું જોઇએ.

૧૩. જમીન માર્ગે કે દરિયા માર્ગે બ્રિટિશ હિંદુસ્તાનમાં આણેલા જે કોઇ પેકેજમાં કલમ ૪ પેટા કલમ (૧) માં વર્ણવેલા પ્રકારના વર્તમાનપત્રો, બુકો કે દસ્તાવેજ હોવાનો કસ્ટમ અમલદારને કે આ અર્થે નીમેલા બીજા અમલદારને શક આવે તો તે અટકાવવાનો તેને અધિકાર છે.

૧૪. બ્રિટિશ હિંદુસ્તાનમાં છાપીને પ્રસિદ્ધ કરેલું કોઇ પણ વર્તમાનપત્ર છાપનારે અને પ્રસિદ્ધ કરનારે સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આકટની ૫ મી કલમની રૂએ એકરાર કર્યો હોય અને પ્રસિદ્ધ કરનારે જ્યારે આ આકટથી તેમ કરવાનું ફરમાવ્યું હોય, ત્યારે તારણ મુક્યું હોય તે સિવાય ટપાલ મારફતે મોકલવું નહિ.

૧૫. કાગળ કે પાર્સલ સિવાયની બીજી કોઇ પણ ચીજ ટપાલ મારફતે જતી હોય તે વખતે તેમાં–

(અ) કલમ ૪, પેટા કલમ (૧) માં વર્ણવેલા પ્રકારના શબ્દો, ચિન્હો, અથવા દશ્ય આકારો જેમાં હોય એવું કોઇ પણ વર્તમાનપત્ર, બુક કે બીજો દસ્તાવેજ છે, અથવા (બ) જે વર્તમાનપત્રના સંબંધમાં સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની ૫ મી કલમની રૂએ ફરમાવવામાં આવેલો એકરાર કરવામાં આવ્યો ન હોય, અથવા આ આક્ટથી ફરમાવવામાં આવેલું તારણ તેના પ્રસિદ્ધ કરનારે મુકયું ન હોય તેવું કોઇ પણ વર્તમાનપત્ર છે, એવો પોસ્ટ ઑફીસ જેના હવાલામાં હોય કે જેને આ બાબત પોસ્ટ માસ્તર જનરલે અધિકાર આપ્યો હોય તેને શક આવે તો તે ચીજ અટકાવવાનો અને તેની સ્થાનિક સરકાર ફરમાવે તેવી વ્યવસ્થા કરવા માટે જેને નીમે તેને સ્વાધિન કરવાનો અધિકાર છે.

૧૬. (૧) બ્રિટિશ હિંદુસ્તાનમાં દરેક વર્તમાનપત્ર છાપનારે, એવા વર્તમાનપત્રનો દરેક અંક પ્રસિદ્ધ કરવામાં આવે કે તરતજ તેની બે નકલો, સ્થાનિક સરકાર, ગેઝીટમાં જાહેરનામું આપીને ફરમાવે તે જગાએ અને તેવા અમલદારને સરકારના ઉપર મફત મોકલવી જોઇએ.

(૨) એવા કોઇ પણ વર્તમાનપત્રનો કોઇ પણ છાપનાર પેટાકલમ (૧) ને અનુસરીને સદરહુની નકલો મોકલવામાં કસુર કરશે તો, જે અમલદારને તે નકલો આપવી જોઇતી હતી તેની અથવા આ બાબતમાં તે અમલદારે અધિકાર આપેલા કોઇ પણ માણસની ફરિયાદ ઉપરથી જે જગ્યામાં તે વર્તમાનપત્ર છપાયું હોય તે જગ્યાએ જેની હકુમત હોય તેવા માજીસ્ટ્રેટ તરફથી ગુન્હાની સાબીતીનો ઠરાવ થયેથી, તે દરેક કસુર બદલ પચાસ રૂપિઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે એમ સમજવું.

૧૭. જે કોઇ પણ મિલ્કતના સંબંધમાં કલમ ૪, ૬, ૯, ૧૧, અથવા ૧૨ ની રૂએ સરકાર જપ્ત કરવા બાબતનો હુકમ કરવામાં આવ્યો હોય, તે મિલ્કતમાં હિત સંબંધ હોય એવા કોઇ પણ માણસને, એવા હુકમની તારીખથી બે મહિનાની અંદર, જેના સંબંધમાં, તે હુકમ કરવામાં આવ્યો હોય, તે વર્તમાનપત્રમાં, બુકમાં અથવા બીજા દસ્તાવેજમાં કલમ ૪, પેટા કલમ (૧) માં વર્ણવેલા પ્રકારના કોઇ પણ શબ્દો, ચિન્હો, અથવા દશ્ય આકારો નહતા એ સબબ ઉપરથી તે હુકમ રદ કરાવવા માટે હાઇકોર્ટને અરજી કરવાનો અધિકાર છે.

૧૮. ત્રણ જજજોની અથવા જ્યાં હાઇકોર્ટ ત્રણ કરતાં ઓછા જજજોની બનેલી હોય ત્યાં, બધા જજજોની બનેલી હાઇકોર્ટની સ્પેશ્યલ બેંચે એવી દરેક અરજી સાંભળવી અને તેનો નીકાલ કરવો.

૧૯. (૧) જેના સંબંધમાં સદરહુ હુકમ કરવામાં આવ્યો હોય તે વર્તમાનપત્રમાં, બુકમાં કે બીજા દસ્તાવેજમાં આવેલા શબ્દો, ચિન્હો કે દશ્ય આકારો કલમ ૪, પેટા કલમ (૧) માં વર્ણવેલા પ્રકારનાં નથી એમ સ્પેશ્યલ બેંચને લાગે તો સદરહુ સરકાર જપ્ત કરવા બાબતનો હુકમ સ્પેશ્યલ બેંચે રદ કરવો જોઇએ.

(૨) જે જજજોની સ્પેશિયલબેંચ બનેલી હોય તે, જજજોની વચ્ચે મતભેદ પડે ત્યારે, તેવા જજજોના (જો હોય તો) બહુ મત પ્રમાણે નીકાલ થવો જોઇએ.

(૩) પ્રસ્તુત હુકમ રદ કરવાનો કામમાં સદરહુ પ્રમાણે બહુમત ન થાય ત્યારે, એવો હુકમ કાયમ રાખવો જોઇએ.

૨૦. કોઇ પણ વર્તમાનપત્રના સંબંધમાં એવી કોઇ પણ અરજી સાંભળતી વખતે આ આક્ટ શરૂ થયા પછી પ્રસિદ્ધ કરવામાં આવેલી એવા વર્તમાનપત્રની કોઇ પણ નકલ, એવા વર્તમાનપત્રમાંના જે શબ્દો, ચિન્હો અથવા દશ્ય આકારો કલમ ૪, પેટા કલમ (૧)માં વર્ણવેલા પ્રકારનાં છે એમ કહેવામાં આવ્યું હોય તેના પ્રકાર અથવા વલણની સાબીતીના ટેકામાં પુરાવામાં આપવાનો અધિકાર છે.

૨૧. દરેક હાઇકોર્ટે સવળતા અનુસાર બનતી તાકીદે એવી અરજીની બાબતમાં કામ ચલાવવાની રીતનું, તેના ખર્ચની રકમોનું અને તે ઉપર થનારા હુકમોની બજાવણીના કામનું નિયમન કરવા બાબત કાનુનો ઘડવી જોઇએ અને એવી કાનુનો ઘડવામાં આવે ત્યાં સુધી ફરિયાદો, અને અપીલો સિવાય બીજાં ચલાવેલાં કામોમાં એવી કોર્ટની જે પદ્ધતિ હોય તે પદ્ધતિ બનતાં સુધી એવી અરજીઓને લાગુ પડશે એમ સમજવું.

૨૨. સરકાર જપ્ત કર્યા બાબતનું જે જે જાહેરનામું આ આક્ટ મુજબ કરવામાં આવ્યાનું દેખાતું હોય તેવું દરેક જાહેરનામું, તેમાં ઉલ્લેખ કરેલી સરકાર જપ્ત કર્યાની બાબત અમલમાં આવ્યા બાબત, બધા માણસોની સામે નિર્ણયાત્મક પુરાવો ગણાશે એમ સમજવું, અને આ આક્ટ મુજબ ચલાવવામાં આવ્યું છે એમ કહેવામાં આવતા કોઇ પણ કામના સંબંધમાં ઉપર જણાવેલા પ્રકારની અરજી ઉપરથી હાઇકોર્ટ સિવાય બીજી કોઇ પણ કોર્ટ વાંધો ઉઠાવી શકશે નહિ અને આ આક્ટ મુજબ કરેલા અથવા કરવાનો શુદ્ધ બુદ્ધિથી ઇરાદો હોય તેવા કોઇ પણ કૃત્ય માટે કોઇ પણ માણસની સામે આ આક્ટ ઉપરથી ઠરાવ્યું છે તે સિવાય કોઇ પણ દિવાની અથવા ફોજદારી કામ ચલાવી શકાશે નહિ.

૨૩. (૧) જે કોઇ પણ સખસને ૩ અથવા કલમ ૫ મુજબ રકમ અનામત મુકવાનું ફરમાવવામાં આવે, ત્યારે તે સખસ તેમ ન કરતાં બુકો અથવા કાગળો છાપવા માટે પ્રેસ પોતાના કબજામાં રાખશે તો, માજીસ્ટ્રેટ પાસે ગુન્હાની સાબીતીનો ઠરાવ થયેથી, સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની ૪ થી કલમમાં ઠરાવેલો એકરાર તેણે કર્યો ન હોય ત્યારે તે જે શિક્ષાને પાત્ર થાય તેજ શિક્ષાને પાત્ર થશે એમ સમજવું.

(૨) જે કોઇ સખસને કલમ ૮ કે ૧૦ મુજબ અનામત રકમ મુકવાનું ફરમાવવામાં આવે ત્યારે તે સખસ તેમ ન કરતાં કોઇ પણ વર્તમાનપત્ર પ્રસિદ્ધ કરશે, અથવા એવું તારણ મુકવામાં આવ્યું નથી એમ જાણીને એવું વર્તમાનપત્ર પ્રસિદ્ધ કરશે તો માજીસ્ટ્રેટ પાસે ગુન્હાની સાબીતીનો ઠરાવ થયેથી, સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની ૫ મી કલમમાં ઠરાવેલો એકરાર તેણે કર્યો ન હોય ત્યારે તે જે શિક્ષાને પાત્ર થાય તેજ શિક્ષાને પાત્ર થશે એમ સમજવું.

૨૪. જ્યારે કોઇ માણસે આ આક્ટ મુજબ કોઇ તારણ મૂકયું હોય અને જે પ્રેસના સંબંધમાં તારણ મુકવામાં આવ્યું હોય, તે પ્રેસ રાખવાનુ બંધ કરે, અથવા પ્રસિદ્ધ કરનાર હોઇને સન ૧૮૬૭ ના પ્રેસ તથા બુકોની નોંધણી બાબતના આક્ટની ૮ મી કલમની રૂએ એકરાર કરે ત્યારે તેને જે માજીસ્ટ્રેટની હકુમતમાં એવું છાપખાનું હોય તેને, સદરહુ તારણ પાછું આપવા માટે અરજી કરવાનો અધિકાર છે; અને પછી એવું તારણ માજીસ્ટ્રેટની ખાત્રી લાયક સાબિતી થયેથી અને આમાં ઉપર જણાવેલા ઠરાવોને પાત્ર રહીને, એવા માણસને પાછું આપવું જોઇએ.

૨૫. આ આક્ટ મુજબની દરેકની નોટીસ માજીસ્ટ્રેટને મોકલવી જોઇએ અને તેણે તે સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા મુજબ સમન માટે ઠરાવવામાં આવેલી રીત પ્રમાણે બજાવડાવવી જોઇએ.

૨૬. આ આક્ટના કોઇ પણ ઠરાવ ઉપરથી, જે કામ અથવા કસુર કરવાથી આ આક્ટની વિરૂદ્ધ ગુન્હો થતો હોય તેવા કોઇ પણ કામ માટે અથવા કસુર માટે કોઇ પણ માણસ ઉપર બીજા કોઇ પણ કાયદા મુજબ ફોજદારીમાં કામ ચલાવવાને પ્રતિબંધ થાય છે એમ સમજવું નહિ.

---

# હિન્દુસ્તાનનો વીજળી બાબતનો કાયદો.

## ( સને ૧૯૧૦ નો આક્ટ ૯ મો. )

૧. આ આક્ટને સને ૧૯૧૦ નો હિંદુસ્તાનનો વીજળી બાબતનો આક્ટ કહેવો. (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૨. ટેલીગ્રાફ આક્ટમાં વ્યાખ્યા કરેલી સંજ્ઞાઓનો જે અર્થ કર્યો છે તેજ અર્થ આ આક્ટમાં થશે.

૩. સ્થાનિક સરકારે ઠરાવેલા નમુના પ્રમાણે અરજી કરવાથી અને ઠરાવેલી ફી આપેથી કોઇ પણ નિર્દિષ્ટ કરેલા પ્રદેશમાં વીજળીની શક્તિ પુરી પાડવા માટે કે લઇ જવા માટે કે મોકલવા માટે વીજળીની લાઇન નાંખવા સારૂ લાઇસન્સ આપવાને મુખત્યાર છે અને લાઇસન્સમાં સ્થાનિક સરકારને યોગ્ય લાગે તેવી સરતો દાખલ કરવાને અધિકાર છે.

૪. જો લોકોના હિત સારૂ કે લાઇસન્સવાળો જાણી જોઇને તથા ગેરવ્યાજબી કસુર કરે કે લાઇસન્સની સરત તોડે તો લાઇસન્સ રદ કરવાની જરૂર જણાશે તો સ્થાનિક સરકાર લાઇસન્સ રદ કરવાને કે તેમાં સુધારો કરવાને મુખત્યાર છે.

૫. સ્થાનિક સરકારે તે લાઇસન્સ રદ કરવાની નોટીસ લાઇસન્સવાળા કે સ્થાનિક અધિકારી ઉપર બજાવવી જોઇએ અને કઇ તારીખથી લાઇસન્સ રદ થશે તે નોટીસમાં બતાવવું. સ્થાનિક અધિકારી નોટીસ બજાવ્યાની તારીખ પછી ત્રણ મહીનાની અંદર સ્થાનિક સરકારની લેખી સંમતિ લઇને લાઇસન્સવાળાને લેખી નોટીસ આપીને ફરમાવી શકે કે તે અંડરટેકીંગ સ્થાનિક સરકારને વેચવું.

૬. સ્થાનિક અધિકારીનું લાઇસન્સ સ્થાનિક સરકાર રદ કરે ત્યારે તે અન્ડરટેકિંગ તેણે સરકાર ફરમાવે તે રીતે વેચવું જોઇએ.

૭. પચાસ વર્ષ કરતાં વધારે ન હોય એવી મુદત સ્થાનિક અધિકારી લાઇસન્સની મુદતની આખરે તે અંડરટેકીંગ વેચાતુ લેવાને મુખત્યાર છે.

૮. ૭ મી કલમ મુજબ મુદત પુરી થયા પછી સ્થાનિક અધિકારી અથવા સ્થાનિક સરકાર અન્ડરટેકીંગ ખરીદ કરે નહિ અને લાઇસન્સવાળાની સંમતિથી લાઇસન્સ રદ કરવામાં આવે ત્યારે તે લાઇસન્સવાળો તે અન્ડરટેકીંગની વ્યવસ્થા કરવાને મુખત્યાર છે.

૯ લાઇસન્સવાળાએ બીજા લાઇસન્સની રૂએ આપેલાં અન્ડરટેકીંગ ખરીદ કરવાં નહિ, કે તે સાથે સંબંધ રાખવો નહિ કે પોતાનું અન્ડરટેકીંગ બીજાને તબદીલ કરી આપવું નહિ.

૧૦ સ્થાનિક સરકારને આ આકટ મુજબ આપવાના કોઇ પણ લાઇસેન્સમાં, લાઇસન્સવાળો જે બોલી કે સરતોએ પોતાનું અંડરટેકીંગ વેચવાને બંધાયલો હોય તેમાં ફેરફાર કરવાને અધિકાર છે.

૧૧ લાઇસન્સવાળાએ, પોતાના અન્ડરટેકીંગના હિસાબનું વાર્ષિક સરવાયું તૈયાર કરી સ્થાનિક સરકારને ઠરાવેલી તારીખ પહેલાં મોકલવું જોઇએ.

૧૨ લાઇસન્સવાળો વીજળી પુરી પાડવાના પ્રદેશમાં અથવા લાઇસેન્સ ઉપરથી પરવાનગી મળી હોય ત્યારે તે પ્રદેશની બહાર કોઇ પણ સ્ટ્રીટ, રેલ્વે કે ટ્રામવેની કે ગટર કે મોરી, જમીન ઉઘાડવાને કે ખોદવાને કે વીજળીની શક્તિ યોગ્ય રીતે પુરી પાડવા સારૂ જરૂર હોય એવાં સઘળાં કામ કરવાને મુખત્યાર છે.

૧૩ પરંતુ નવાં બાંધકામ શરૂ કરતા પહેલાં નિદાન એક મહીના આગમજ લાઇસન્સવાળાએ, પ્રસંગ પ્રમાણે જવાબદાર સખસને લેખી નોટીસ આપવી જોઇએ.

૧૪ લાઇસેન્સવાળાને જે નળીઓ કે તાર હરકત કરતા જણાય તેની જગા બદલવાનો તેને અધિકાર છે.

૧૫. વીજળી પુરી પાડવાની લાઇન કે બીજું બાંધકામ, ગટર પાસે કે નળ પાસે અથવા વીજળી પુરી પાડવાની બીજી લાઇન પાસે અથવા કોઇ બાંધકામ પાસે નાંખવાનું કે કરવાનું હોય ત્યારે લાઇસેન્સવાળાએ, તેમાં જે પક્ષકારોનો સંબંધ હોય તેમને તે બાબતની અડતાળીસ કલાકની લેખી નોટીસ આપવી જોઇએ. અને તેમને પસંદ પડે તે રીતે તે કામ કરવું જોઇએ.

૧૬. ખોદેલી સ્ટ્રીટ, રેલ્વે, ટ્રામવે, ગટર, મોરી કે ટેનલ તેણે વગર ઢીલે કામ થઇ રહે કે તુરત હતી તેવી કરવી જોઇએ. અને કામ ચાલે ત્યાં સુધી ખોદેલા ભાગ આગળ વાડ કરાવીને પ્હેરો રાખવો તથા દીવો રાખવો.

૧૭. ટેલીગ્રાફ લાઇનના કોઇ પણ ભાગથી ૧૦ વારની અંદર કોઇ પણ વીજળી પુરી પાડવાની લાઇન કે બીજું બાંધકામ કરતા પહેલાં લાઇસન્સવાળાએ તે બાબતની નોટીસ દસ દીવસ આગમજ ટેલીગ્રાફ અધિકારીને આપવી જોઇએ.

૧૮. સ્થાનિક સરકાર હવામાંની લાઇન જે રીતે નાંખવાનું લાઇસન્સવાળે યોજ્યું હોય તે પસંદ કરે નહિ ત્યાં સુધી તેણે તેવી કોઇ લાઇન, કોઇ સ્ટ્રીટ, રેલ્વે, ટ્રામવે કે નાળમાં થઇને ૧૩ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાયને પ્રસંગે આ ઉપરથી અધિકાર પ્રાપ્ત થાય છે એમ સમજવું નહિ.

૧૯. લાઇસન્સવાળાએ, આ આકટ પ્રમાણે અધિકાર ચલાવવામાં બને તેટલી ઓછી નુકશાની થવા દેવી જોઇએ, અને તેના તરફથી કોઇ પણ માણસે કરેલી નુકશાનીનો તેણે પુરેપુરો મોં બદલો આપવો જોઇએ.

૨૦. લાઇસન્સવાળાએ ભોગવટો કરનારને પોતાનો ઇરાદો જણાવ્યા પછી જે કોઇ જગામાં વીજળીની શક્તિ પુરી પાડવામાં આવતી હોય તે જગામાં પેસવાનો તથા પોતાના ફિટીંગ અથવા બીજાં યંત્રો કહાડી લઇ જવાનો લાઇસન્સવાળાને અધિકાર છે.

૨૧. લાઇસન્સવાળાને વીજળીની શક્તિનો ઉપયોગ કરવા સારૂ, તે શક્તિના ઉપયોગ ઉપર નિર્બંધ રાખવાની અને તેનો ઉપયોગ કરવાના કામમાં દખલ કરવાનો તેને હક નથી.

૨૨. જ્યારે લાઇસન્સવાળા તરફથી વીજળીની શક્તિ પુરી પાડવામાં આવતી હોય, ત્યારે દરેક સખસને અરજી કરેથી બીજા સખસને જે સરતે તે શક્તિ મળવાનો હક હોય તેજ સરતે તેવી શક્તિ મળવાનો હક પ્રાપ્ત થશે. પરંતુ તેવી શક્તિ પુરી પાડવા સારૂ તેને થનારો કાયમનો ખર્ચ મળી આવે એવી ઓછામાં ઓછી વાર્ષિક રકમ તેને આપવાનો તે સખસને અધિકાર છે.

૨૩. વીજળીની શક્તિ બદલના પૈસા અયોગ્ય મહેરબાની ન બતાવતાં આકારવા જોઇએ અને ખર્ચ લેવાનો તેને અધિકાર છે.

૨૪. જે માણસ પુરી પાડેલી વીજળીની શક્તિ બદલ પોતે આપવાનો ખર્ચ આપવાની ગફલત કરે તો તેને વીજળીની શક્તિ પુરી પાડવાનું બંધ કરવું.

૨૫. વીજળી પુરી પાડવાની લાઇન અથવા બીજાં સાધનો જે સખસના કબજામાં હોય તેની ઉપર દિવાની કોર્ટની પ્રોસેસની બજાવણીમાં કે ચાલેલા નાદારી બાબતના કોઇ પણ કામમાં જપ્ત થવાને પાત્ર થશે નહિ.

૨૬. વાપરનારને પુરી પાડેલી વીજળીની શક્તિનું પરિમાણ ખરા મીટરથી શોધી કહાડવા માટે જો તે માગે તો તેને તેવું એક મીટર ભાડે કે વેચાતું પુરૂ પાડવું જોઇએ.

૨૭. કોઇ પણ લાઇસન્સવાળાને વીજળી પુરી પાડવાના પ્રદેશની બહાર કોઇ પણ સખસને વીજળીની શક્તિ પુરી પાડવાનો અને તે કારણ સારૂ વીજળી પુરી પાડવાની લાઈન નાખવાનો કે મુકવાનો સ્થાનિક સરકાર અખત્યાર આપી શકે છે.

૨૮. લાઇસન્સવાળા ન હોય એવા કોઇ પણ માણસે સ્થાનિક સરકારની મંજુરી વગર વીજળીની શક્તિ પુરી પાડવાના કોઇ પણ કામમાં રોકાવું નહિ.

૨૯. લાઇસન્સવાળા સિવાય બીજા કોઇ પણ સખસે, વીજળીની શક્તિ પુરી પાડવાના કામમાં રોકાવા માટે ૨૮ મી કલમ મુજબ મંજુરી મેળવી હશે તે સખસને સ્થાનિક સરકાર ૧૨ થી ૧૯ સુધીની કલમો મુજબના લાઇસન્સવાળાના સઘળા કે કોઇ પણ અધિકાર આપવાને મુખત્યાર છે.

૩૦. લાઇસન્સવાળા સીવાયના બીજા જે સખસે કોઇ સ્ટેટમાં કે કોઇ જગામાં એકસો કે તેથી વધારે માણસો રૂયે એકઠા થવાનો સંભવ હોય કે જ્યાં કારખાનું કે ખાણ હશે તે જગામાં ૨૫૦ કરતાં વધારે વાટના દરે વીજળીની શક્તિ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવી હોય તો તે બાબતની સાત દિવસની લેખી નોટીસ જીલ્લા માજીસ્ટ્રેટને કે ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસ કમિશનરને આપ્યા સીવાય તેમ કરવું નહિ.

૩૧. કોઇ પણ સખસે વીજળીની શક્તિ ઉત્પન્ન કરતી વખતે કે બીજે મોકલતી વખતે કોઇ પણ રેલ્વે, ટ્રામ્વે, ન્હેરને, ગોદીને, વ્હાર્ફને કે પીયાને તે પરના રાહદારીના માર્ગને ઇજા કરવી નહિ.

૩૨. વીજળી પુરી પાડવાની લાઇન કે બીજાં બાંધકામ કરવામાં, એવા પૂર્વોપાય કરવા જોઇએ કે, ટેલીગ્રાફથી, ટેલીફોનથી કે વીજળીની સિગ્નલથી વ્યવહાર રાખવા સારૂ ઉપયોગ કરેલા કોઇ તાર કે લાઇનમાંના પ્રવાહમાં, ઇંડકશનથી કે બીજી રીતે બગાડ થાય નહિ.

૩૩. વીજળીક શક્તિ ઉત્પન્ન કરવાના કે મોકલવાના સંબંધમાં થયેલા અકસ્માતથી જીવનું જોખમ થયું હોય કે શારીરિક ઇજા થઇ હોય તે બાબતની લેખી નોટીસ અકસ્માત થયા પછી ૨૪ કલાકની

અંદર, ઇલેક્ટ્રિક ઇન્સ્પેક્ટરને તેમજ જીલ્લા માજીસ્ટ્રેટને કે ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસ કમીશનરને મોકલવી જોઇએ.

૩૪. કોઇ પણ સખસે વીજળીક શક્તિ ઉત્પન્ન કરતી વખતે કે મોકલતી વખતે, પોતાની વીજળી પુરી પાડવાનો લાઇનોમાંનો કોઇ ભાગ જમીન સાથે જોડી દેવાનું ઠરાવવામાં આવે કે ગવર્નર જનરલ ઇન કૌંસિલની ખાસ મંજુરી મળે તેટલે સુધી ન હોય એવો ભાગ એવી રીતે જોડી દેવાની પરવાનગી આપવી નહિ. જો આ કલમ વિરૂદ્ધ વીજળીની શક્તિ પુરી પાડવાની લાઇનનો કોઇ ભાગ જમીન સાથે જોડી દેવામાં આવે તો અથવા વીજળીના કામથી લોકોની સહીસલામતીને કે માણસના જીવને ધોકો પહોંચવા કે ઇજા થવા સરખું, કે ખામીવાળું બાંધકામ જણાશે તો સ્થાનિક સરકાર લેખી હુકમ કરીને તે હુકમમાં લખેલી રીતે લખેલી મુદતમાં દુરસ્ત કરવાનું અને તે મુદત સુધી તે વાપરવાનું મના કરવાને ફરમાવી શકે છે.

૩૫. બ્રિટિશ હિંદુસ્તાન માટે ગર્વનર જનરલ ઇન કૌંસિલ અને સ્થાનિક સરકાર પોતાના પ્રાંત માટે એક સલાહ આપનારી બોર્ડ સ્થાપવાને મુખત્યાર છે. તેમાં એક ચેરમેન્ ને બે સભાસદ હોવા જોઇએ.

૩૬. ગર્વનર જનરલ ઇન કૌંસિલ ઈંડિયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને યોગ્ય ને લાયક થયેલા સખસોને ઇલેકટ્રીક ઇન્સપેકટરો નીમવાને મુખત્યાર છે.

૩૭. વીજળીની શક્તિ ઉત્પન્ન કરવાનું કે એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવાનું કે તેનો ઉપયોગ કરવાનું નિયમન કરવા માટે કાનુનો કરવાને ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

૩૮. ૩૭, મી કલમની રૂયે કાનુનો કર્યા પહેલાં તે પ્રસિદ્ધ કરવી જોઇએ.

૩૯. જે કોઇ સખસ કોઇ પણ વીજળીની શક્તિ બદદાનતથી કહાડી લે કે વાપરે કે ઉપયોગ કરે તેણે ફોજદારી કાયદા પ્રમાણે ચોરી કરી છે એમ સમજવું.

૪૦. જે કોઈ માણસ દ્વેષબુદ્ધિથી વીજળીની શક્તિનો ગેરઉપયોગ કરશે કે બાંધકામને ઇજા કરશે કે તેમ કરવાનો પ્રયત્ન કરશે તેને બે વર્ષ સુધી કેદની અને એક હજાર રૂપીઆ સુધી દંડની શિક્ષા થશે.

૪૧. જે કોઇ સખસ ૨૮ મી કલમનું ઉલ્લંઘન કરી લાઇસન્સ વગર વીજળીક શક્તિ પુરી પાડવાના કામમાં રોકાશે તેને ત્રણ હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે અને એવું ઉલ્લંઘન ચાલુ રહેશે ત્યાં સુધી રોજના ત્રણસો રૂપીઆ સુધીનો દંડ થશે.

૪૨. જે કોઇ સખસ લાઇસન્સવાળો હોઇ ૨૭ મી કે ૫૧ મી કલમની રૂયે પોતાના લાઇસન્સના રૂયે પરવાનગી હોય તે સિવાય, વીજળી પુરી પાડવાના પ્રદેશની બહાર વીજળીની શક્તિ પુરી પાડશે કે વીજળી પુરી પાડવાની લાઇન કે બાંધકામ કરશે કે, આ આકટની રૂયે કરેલી કાનુનોનું ઉલ્લંઘન કરશે, લાઇસન્સની સરતો તોડશે કે ૩૪ મીની પેટા કા. (૨) મુજબ કોઇ હુકમ પ્રમાણે ચાલવાને ચુકશે તેને એક હજાર રૂપીઆ સુધીની દંડની શિક્ષા થશે અને કસુર ચાલુ રહે ત્યાં સુધી રોજના સો રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે.

૪૩. જે સખસ ૩૦ મી કલમનું ઉલ્લંઘન કરીને નોટીસ આપ્યા વગર વીજળીની શક્તિ એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલશે કે ઉપયોગ કરશે તેનો પાંસસે રૂપીઆ સુધી દંડ અને ગુન્હો ચાલુ રહે તો રોજનો પચાસ રૂપીઆ સુધી દંડની શિક્ષા થશે.

૪૪. જે કોઇ સખસ પોતાના તેવા ઇરાદાની અડતાલીસ કલાકની લેખી નોટીસ લાઇસન્સવાળાને આપ્યા વગર ૨૬ મી કલમની પેટા કલમ (૧) કે (૭) માં ઉલ્લેખ કરેલું કોઇ પણ મીટર, ઇન્ડીકેટર કે યંત્ર જે વીજળી પુરી પાડવાની લાઇનમાંથી લાઇસન્સવાળા તરફથી વીજળીની શક્તિ પુરી પાડવામાં આવતી હોય તે લાઇનની સાથે જોડશે, અથવા તેને તેનાથી જુદું પાડશે, કે (બ) લાઇસન્સવાળાની સંમતિ વગર તેના બીજા કોઇ બાંધકામ સાથે વ્હેવાર ચાલુ રાખવાના કારણ સારૂ, કોઇ બાંધકામ કરશે, કરાવશે કે જોડશે, (ક) તેવા કોઇ મીટર, ઇન્ડીકેટર કે યંત્રને દ્વેષભાવથી ઇજા કરશે

કે કોઇ તેને દગલબાજીથી ફેરવશે કે તેને બરોબર નોંધ કરતું અટકાવશે કે ( ડ ) લાઇસન્સવાળાની વીજળીની શક્તિનો અયોગ્ય રીતે ઉપયોગ કરશે, તે ત્રણસો રૂપીઆ સુધીના દંડની શિક્ષાને અને જ્યાં સુધી ગુન્હો ચાલુ રહે ત્યાં સુધી રોજના ત્રીસ રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે.

**૪૫.** જે કોઇ સખસ સાર્વજનિક દીવો દૂષબુદ્ધિથી હોલવશે તેને છ મહીના સુધીની કેદની અથવા ત્રણસો રૂપીઆ સુધીના દંડની કે એ બંનેની શિક્ષા થશે.

**૪૬.** જે કોઇ સખસ ગફલતથી વીજળીની શક્તિ ફોકટ જવા દેશે કે બીજી રીતે ગુમાવશે કે ગફલતથી કોઇ વીજળી પુરી પાડવાની લાઇન, થાંભલા, પોલ, દીવા, કે વીજળી પુરી પાડવાનાં બીજાં યંત્ર ભાગશે, હેઠળ પાડશે કે તેને નુકશાન કરશે તેને બસો રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

**૪૭.** જે કોઇ સખસ ૩૯ થી ૪૬ સુધીની સાત કલમોમાં અત્યાર અગાઉ ઠરાવ ન કરેલી કોઇ પણ બાબતમાં, આ આકટના કોઇ પણ ઠરાવ કે તે આકટની રૂએ કહાડેલા કોઇ હુકમ લાઇસન્સવાળાની બાબતમાં, પોતાના લાઇસન્સની કોઇ પણ સરતો માનવામાં કસુર કરશે તે એકસો રૂપીઆ સુધીના દંડની શિક્ષાને પાત્ર થશે, અને ગુન્હો ચાલુ રહે તે પ્રસંગે રોજના વીસ રૂપીઆ સુધીના દંડને પાત્ર થશે. પણ ૧૩, ૧૪, ૧૫, ૧૭, અને ૩૨ મી કલમના કોઈ પણ ઠરાવ માનવાની કોઇ પણ સખસે કસુર કરી હોય ત્યારે તે બાબતની જરૂર હોવાથી ગુન્હેગારો તે પ્રસંગે વાજબી હતા તે પ્રમાણમાં તે ઠરાવ પાળ્યા એવું કોર્ટનું મત હોય તો તે સખસ સદરહુ પ્રકારની શિક્ષાને પાત્ર થશે નહિ.

**૪૮** કલમ ૩૯, ૪૪, ૪૫, ૪૬, માંના ઠરાવ, તે લાગુ પડે ત્યાંસુધી તેની રૂએ શિક્ષાને પાત્ર ઠરાવેલાં કૃત્યો સરકારે પુરી પાડેલી વીજળીની શક્તિના સંબંધમાં કે સરકારની માલકીના બાંધકામના સંબંધમાં કરેલા હોય ત્યારે પણ લાગુ પડશે.

**૫૦.** કોઇ પણ સખસ સામેના આ આકટ વિરૂદ્ધના કે આ આકટ મુજબનો કોઇ પણ કાનુન, લાઇસન્સ કે હુકમ વિરૂદ્ધના કોઇ પણ ગુન્હા માટે ફોજદારીમાં કામ ચલાવવું હોય તો તે સરકારના કે ઇલેકટ્રીક ઇન્સ્પેકટરના હુકમ વગર કે તેથી જેને નુકશાન થયું હોય તે સખસના કહેવા વગર ચલાવવું નહિ.

**૫૧.** ટેલિગ્રાફ આકટ પ્રમાણે ટેલિગ્રાફ અધિકારીને જે અધિકારો હોય તેમાંના કોઇ પણ અધિકાર, વીજળીની શક્તિ મોકલવા માટે કે સાધનો કે યંત્રો મુકવા માટે કોઇ પણ સરકારી અમલદારને કે લાઇસન્સવાળાને આપવાને ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

**૫૨.** જે કોઇ પ્રકારનો નિકાલ લવાદી આપીને કરવાનો હોય તે બાબતનો નિકાલ બંને પક્ષકારો પૈકી કોઇ પણ પક્ષકારની અરજી ઉપરથી સ્થાનિક સરકારે તે બાબતમાં નિમે તે માણસે કે માણસોએ કરવો.

**૫૩.** આ આકટની રૂએ નોટીસો, હુકમ, કે દસ્તાવેજ ટપાલ મારફતે મોકલવાનો કે જે સ્થાનિક અધિકારીના નામનાં તે હોય તેની ઑફીસમાં તેની એક ખરી નકલ આપીને કે તે જગાના ભાગ ઉપર ચોટાડીને બજાવવાનો અખત્યાર છે.

**૫૪.** આ આકટની કેટલીએક કલમોની રૂએ વસુલ કરવા તે પાત્ર હોય તે રકમો, તે સખસ જ્યાં રહેતો હોય ત્યાંના માજીસ્ટ્રેટને અરજી કર્યો, તે સખસની માલકીની કોઇ પણ જંગમ મિલકત જપ્ત કરીને કે વેચીને વસુલ કરવાનો અખત્યાર છે.

**૫૫.** સ્થાનિક સરકાર સામાન્ય કે વિશેષ હુકમ કરીને ૧૩ મી કે ૧૮ મી કલમ મુજબનાં કાંઇ પણ કામ ઇલેકટ્રીક ઇન્સ્પેકટરે કરવાં એવો અધિકાર આપવાને મુખત્યાર છે.

**૫૬.** આ આકટની રૂએ શુદ્ધ બુદ્ધિથી કરેલાં કૃત્ય બદલ કોઇ અમલદાર કે સ્થાનીક અધિકારીના કોઇ નોકર ઉપર કાંઇ દાવો કે ફરિયાદ કે બીજું કામ ચાલશે નહિ.

**૫૭.** સન ૧૮૯૪ ના જમીન સંપાદન કરવા બાબતના આકટની ૪૦ ને ૪૧ કલમમાં 'બાંધકામ' એ શબ્દમાં બાંધવાના કામથી પુરી પાડેલી કે પુરી પાડવાની વીજળીની શક્તિનો સમાવેશ થાય છે એમ સમજવું.

**૫૮.** સને ૧૯૦૩ નો હિંદુસ્તાનનો વીજળી બાબતનો આકટ આ ઉપરથી રદ કર્યો છે.

# હિંદુસ્તાનનો તંબાકુ બાબતનો કાયદો.

## ( સને ૧૮૫૭ નો ૪ થો. )

૧ આ કાયદાને હીંદુસ્તાનનો તંબાકુ બાબતનો કાયદો કહેવો.

૨ મુંબઇ શહેરના ખપ માટે આણેલા તંબાકુ ઉપર બંગાળી મણે સાડાસાત રૂપીઆ જકાત લેવામાં આવશે. આ જકાતને મ્યુનીસીપલ ડયુટી કહે છે.

૩ શહેરમાં તમાકુ દાખલ કરવામાં આવે કે તુરત જકાત ભરવી અથવા સરકારી કે પરવાનાવાળી વખારમાં ભરી મૂકવી હોય તો, તે વખારમાંથી શહેરના ઉપયોગ સારૂ બહાર કાઢતી વખતે સદરહુ જકાત ભરવી જોઇએ.

૪ જ્યારે એવી ભરી મુકેલી તમાકુ મુંબાઇ શહેર બહાર પાછી મોકલવામાં આવે, ત્યારે ભરેલી જકાત પાછી આપવામાં આવશે.

૬ આ જકાત વસુલ કરવાનો કસ્ટમ કમીશનરને કે તે ખાતાના કોઇ બીજા અમલદારને અધિકાર છે.

૭ કમીશનરની પરવાનગી સીવાય કે જળમાર્ગ સીવાય બીજા કોઇ રસ્તેથી તમાકુ મુંબાઇ શહેરમાં આયાત કરવો નહિ, અને નીમેલી જગ્યા સિવાય કોઇ બીજી જગ્યાએ ઉતારવો નહિ.

૮ પોતાના ઉપયોગ સારૂ બંગાળી ચારશેર તમાકુ લાવવાની છુટ છે.

૯ પરમીટ સીવાય એક ઠેકાણેથી બીજે ઠેકાણે તમાકુ લઈ જવી નહીં. આવી પરમીટ સૂર્યોદય અને સૂર્યાસ્ત સુધી અમલમાં રહેશે. ઘર કામને માટે કે ખાનગી વાપરવાને માટે બંગાળી ચાર શેર તમાકુ લઇ જવાને પરમીટની જરૂર નથી.

૧૦ વખારમાંથી તમાકુ કહાડવાને માટે, આખી ગાંસડીની પરમીટ આપવામાં આવશે. ગાંસડીથી ઓછી કાઢવામાં પરમીટ આપવામાં નહીં આવે. ગાંસડી ખુલ્લી કરી જોવાની પરવાનગી કમીશનર આપી શકશે. અને તેમાં કચરો કે નકામો તમાકુ જણાશે તો તે પાછો રવાને કરવાની કે નાશ કરવાની પરવાનગી આપવામાં આવશે.

૧૧ તમાકુ છુટક વેચવાના બાર મહીનાનું લાઇસેન્સ આપવામાં આવશે.

૧૨ બંગાળી ચૌદ શેરની અંદરનું વેચાણ તે છુટક વેચાણ કહેવાય છે.

૧૩ પરવાનામાં લખેલી જગ્યાએજ તમાકુ છુટક વેચી શકાશે, છુટક વેચનારનારના નામનું પાટીયું, અંગ્રેજી, ગુજરાતી, તથા મરાઠીમાં છપાવી કે લખાવીને દરેક દુકાને લટકાવવું જોઇએ.

૧૪ છુટક વેચનાર માણસે દર મહીને તંબાકુના વેચાણના હીસાબનું પત્રક મોકલવું જોઇએ.

૧૫ તે જે તંબાકુ લાવે તે એક હીસાબની ચોપડીમાં જમા કરવો, અને તે ચોપડી જોવા માગે ત્યારે બતાવવી. આ કલમ વિરૂદ્ધ વર્તનારને બસો રૂપીઆ સુધીનો દંડ થશે. તેમ તેનું લાઇસન્સ પણ રદ થશે.

૧૬ ગેરકાયદે આણેલા તમાકુ માટે સર્ચ વારંટ કહાડવાને કમીશનરને અધિકાર છે.

૧૭ ગેરકાયદે તમાકુ લાવનારને પકડવાનો, અટકાવમાં રાખવાનો, કોઇ વહાણ કે બોટનો ઝાડો લેવાનો પણ તેને અધીકાર છે.

**ટીકા:**—કમીશનરને બદલે મુંબાઇના કસ્ટમ કલેકટર કે એસીસ્ટંટ કલેકટરને પણ આ આકટ પ્રમાણેના અધિકાર છે.

૧૮ આ કાયદા વિરૂદ્ધ આણેલો, બીજી જગાએ લઇ મૂકેલો, કે વેચેલો સઘળો તમાકુ જપ્ત થવાને પાત્ર છે.

૧૯ જે માણસ આ આકટ વિરૂદ્ધ તમાકુ આયાત કરશે, ખસેડશે, વેચશે, કે જપ્ત થવા લાયક તમાકુ કબજામાં રાખશે તે માણસનો તમાકુની કીંમતથી દશગણા સુધી દંડને પાત્ર થશે. અને જો લાઇસન્સ હશે તો તેનું લાઇસન્સ રદ થશે.

૨૦ આ કાયદા મુજબ જપ્તી કે દંડના હુકમ કરવાનો અધિકાર પોલીસના માજીસ્ટ્રેટને છે.

# લશ્કરના કુચ કરવાથી નુકશાન થાય તે બાબતનો કાયદો.

## ( સને ૧૮૨૭ ના ૨૨ મો. )

લશ્કરના કુચ કરવાથી કે મુકામ પડવાથી જે સખસને નુકશાન થાય, તે સખસે નુકશાનનો પ્રકાર, તેનું કારણ તથા નુકશાનીનો આંકડો કેટલો થયો તે બતાવનારૂં સરટીફીકેટ લશ્કરના કમાંડીંગ ઓફીસરને અરજ કરીને તેની પાસે લેવું જોઇએ. તે સરટીફીકેટ કલેક્ટરની આગળ દસ દીવસની અંદર રજુ કરવું, જેથી તે નુકશાનીનો બદલો આપવાની તજવીજ કરી શકશે. જો કલેક્ટર નુકશાનીનો બદલો ન આપે તો તેના ઉપર દીવાની કોર્ટમાં દાવો થઇ શકે છે.

---

# હિંદુસ્તાનનો વૈદ્યકીય ડિગ્રીઓ બાબતનો કાયદો

## (સને ૧૯૧૬નો આકટ નંબર ૭ મો.)

૧. આ આકટને સને ૧૯૧૬નો હિંદુસ્તાનનો ડિગ્રીઓ બાબતનો આકટ કહેવો.

૨. 'પાશ્ચિમાત્ય વૈદકશાસ્ત્ર' એટલે એલોપથીક વૈદક, સૂતિકાશાસ્ત્ર અને શસ્ત્રવિદ્યાની પાશ્ચિમાત્ય પદ્ધતિઓ તેમાં હોમિઓપથી કે આયુર્વેદિક કે યુનાની વૈદક પદ્ધતિઓનો સમાસ થતો નથી.

૩. જે કોઇ ડિગ્રી ડિપ્લોમા, લાઇસન્સ, સર્ટિફીકેટ, કે તેનો ધારણ કારનાર પાશ્ચિમાત્ય વૈદકશાસ્ત્રનો ધંધો કરવાની લાયકાતવાળો છે તેવી ડિગ્રીઓ વિગેરે બક્ષવાનો કે આપવાનો હક પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલા અધિકારીઓએજ કે ગવર્નર જનરલ ઇન કૌંસિલે જેને આ અર્થે અધિકાર આપ્યો હોય તે અધિકારીએજ ચલાવવા.

૪. ૩ જી કલમના ઠરાવેલા સિવાયને પ્રસંગે, બ્રિટિશ હિંદુસ્તાનમાંના કોઇ પણ સખસે જે કોઇ ડિગ્રી, ડિપ્લોમા, કે સરટીફીકેટ કે જેના ઉપરથી તે ધારણ કરનાર પાશ્ચિમાત્ય વૈદકશાસ્ત્રનો વૈદકનો ધંધો કરવાની લાયકાતવાળો છે તેવી કોઇ ડિગ્રી વિગેરે આપવા નહિ કે આપવાનો પોતાનો હક છે એમ બતાવવું નહિ.

૫. જે કોઇ સખસ ૪ થી કલમના ઠરાવનું ઉલંઘન કરશે તે એક હજાર રૂપિયા સુધીના દંડને પાત્ર થશે.

૬. જે કોઇ સખસ રાજીખુશીથી તથા ખોટી રીતે ૩ જી કલમમાં નિર્દિષ્ટ કરેલા અધિકારીએ આપેલી કોઇ ડિગ્રી કે ડિપ્લોમા પોતે ધારણ કરે છે, તે પાશ્ચિમાત્ય વૈદકશાસ્ત્રનો ધંધો કરવાની લાયકાતવાળો છે એમ જે ઉપરથી જણાય એવી પદ્વી ધારણ કરે કે વાપરે તે સખસ અઢીસો રૂપિયા સુધીના દંડને પાત્ર થશે. પણ જે સખસ જે ડિગ્રી કે ડિપ્લોમા તેને આપવામાં આવ્યું હોય તે આ આકટની શરૂઆત પહેલાં વાપરતો હોય તો તે વાપરવાને આ કલમનો કાંઇ મજકુર લાગુ પડશે નહિ.

૭. સ્થાનિક સરકારના હુકમની રૂયે કરેલી ફરીયાદ સિવાય કે કાયદેસર સ્થપાયલી કૌંસિલ ઓફ મેડીકલ રજીસ્ટ્રેશને સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને કરેલી ફરિયાદ સિવાયને પ્રસંગે કોઇ કોર્ટે આ આકટની રૂયે શિક્ષાને પાત્ર થતો ગુન્હો સાંભળવો નહિ.

૮. પ્રેસીડેન્સી કે પહેલા વર્ગના માજીસ્ટ્રેટથી ઉતરતા દરજ્જાની કોર્ટે આ આકટની રૂયે થતા ગુન્હાનો ઇન્સાફ ચલાવવો નહિ.

પરિશિષ્ટ-(૧) ગવર્નર ઇન કૌંસિલના આકટની રૂયે સ્થાપવામાં આવેલી દરેક યુનિવર્સિટી. (૨) બંગાળાની સ્ટેટ મેડિકલ ફેકલ્ટી, (૩) મુંબાઇની કૉલેજ ઑફ ફિઝીશ્યન એન્ડ સર્જન્સ. (૪) મદ્રાસની મેડીકલ કૉલેજની બોર્ડ ઓફ એકઝામિનર્સ.

# મુંબઇનો ગામની આરોગ્યતાના રક્ષણ બાબતનો આકટ.

## સને ૧૮૮૯ નો આકટ નં. ૧ લો.

### ( સેનિટરી એકટ. )

૨ આ આકટ શેડયુલ્ડ ડિસ્ટ્રીકટનાં ગામ સિવાય આખા મુંબઇ ઇલાકાને લાગુ છે.

૫ કલેકટર જે ગામને બીજો ભાગ લાગુ કરશે તે ગામમાં તે ભાગ અમલમાં આવશે. ગવર્નર ઇન કૌંસિલ જે ગામને ત્રીજો ભાગ લાગુ કરશે તે ગામમાં ત્રીજો ભાગ અમલમાં આવશે. બીજો અથવા ત્રીજો ભાગ જે ગામને લાગુ હશે તે ગામમાં ચોથો ભાગ લાગુ થશે.

### ભાગ ૨ જો-આરોગ્યરક્ષક કમીટી.

૮ આ ભાગ જે ગામને લાગુ કર્યો હશે તે ગામમાં એક આરોગ્યરક્ષક કમીટી હોવી જોઇએ. તેમાં ચેરમેનનું નામ કલેકટર રજુ કરશે.

૯ કમીટીએ ચલાવેલ કામની નોંધ તે ગામના તલાટીએ રાખવી અને તે ઉપર ચેરમેને સહી કરવી.

૧૦ કમીટીએ ચલાવેલા કામમાં માજીસ્ટ્રેટને ભાગ લેવાનો અધિકાર છે.

૧૧ કલેકટરની મંજુરીથી આરોગ્ય રક્ષક કમીટીએ, મેમ્બરોની મુદત વિષે, સ્વચ્છ પાણી લાવવા તથા તે ઉપર દેખરેખ રાખવા માટે, ગામના રસ્તા અને ખુલ્લી જગા સાફસુફ કરવા માટે, દુર્ગંધકારક તથા અપકારક વસ્તુ એકઠી થતી અટકાવવા માટે વિગેરે બાબત કાનુનો કરવાને મુખત્યાર છે.

૧૪ કાનુનો વિરૂદ્ધ ગુન્હા કમીટી સાંભળી શકશે, કમીટી ગામના ચોરામાં ભરવી.

૧૫ કમિટીના ઠરાવ ઉપર માજીસ્ટ્રેટ આગળ અપીલ ચાલશે.

૧૬ જરૂરનાં કામ અથવા ઉપાય સારૂ જોઇતો ખરચ કરવાનો હુકમ આપવાને આરોગ્યરક્ષક કમીટી મુખત્યાર છે.

૧૮ ખર્ચ કરવા સારૂ જોઇતું જરૂરનું નાણું રહેવાસીઓ ઉપર કર નાંખીને એકઠું કરવાનો અધિકાર છે.

### ભાગ ૩ જો-આરોગ્યરક્ષક બોર્ડ.

૧૯ આ ભાગ લાગુ કર્યો હોય તે ગામમાં આરોગ્યરક્ષક બોર્ડ હોવું જોઇએ તેમાં સૌથી મોટા દરજજાનો જે માજીસ્ટ્રેટ હશે તેણે અથવા કલેકટર ઠરાવશે તેણે પ્રેસીડેન્ટ તરીકે અધ્યક્ષ સ્થાને બેસવું, પ્રેસીડેન્ટની ગેરહાજરીમાં ચેરમેને અધ્યક્ષ સ્થાને બેસવું.

૨૦ આરોગ્યરક્ષક બોર્ડ કાનુનો કરવાને મુખત્યાર છે.

૨૪ કાનુનો વિરૂદ્ધ ગુન્હા બોર્ડ પોતે સાંભળી શકશે.

૨૭ આરોગ્યરક્ષક બોર્ડ કલેકટરની મંજુરીથી નીચેનાં કામ કરવાને મુખત્યાર છે:-જોઇએ તેટલું પાણી પુરૂ પાડવું, ઝાડો કાઢેલો કચરો વિગેરે ગાંજવાડ, મુએલાં જનાવરોનાં મુડદાં વિગેરે દુર્ગંધકારક વસ્તુનો નિકાલ કરવા માટે યોગ્ય સગવડ ભરેલી જગા, તથા તે જે જગાએ હોય ત્યાંથી બીજી જગાએ કાઢી લઇ જવાનાં સાધન બાંધવાને મુખત્યાર છે.

૨૮ આરોગ્યરક્ષક બોર્ડે કરેલો ખર્ચ અદા કરવા સારૂ આપોઆપ પૈસા ભરીને નાણાં ઉભાં કરવાનો અધિકાર છે.

૨૯ આરોગ્યરક્ષક બોર્ડે, નોકરોનો પગાર આપવો તથા તેમને જોઇતી સ્ટેશનરી પુરી પાડવી, પોતે કરેલો કરાર પુરો કરવો, તથા ૨૭ મી કલમની રૂએ જરૂરનાં કામો તથા ઇમારતો બાંધવી.

### ભાગ ૪ થો-સામાન્ય ઠરાવ.

૩૧ સરકારના કેટલાક અમલદારોએ આરોગ્યરક્ષક કમીટીને તથા બોર્ડને સલાહ આપવી.

૩૪ કોઇ પણ બાબત વિષે બહુમતે નિકાલ કરવો.

૩૬ આ આકટનો રૂયે કરેલી કાનુનોનું ઉલ્લંઘન કરવા બદલ દસ રૂપીયા સુધી દંડ થશે. દંડ નહિ આપશે તો ૪૮ કલાકની ચોરામાં કેદની શિક્ષા થશે.

૩૮ જે દંડ વસુલ કરવાનો હોય તે અથવા આ આકટની રૂયે બેસાડેલો જે કર વસુલ કરવાનો હોય તે યોગ્ય નોટીસ આપ્યા પછી આપવામાં નહિ આવે તો સદરહુ દંડ તથા રકમો આપવાને પાત્ર થનાર સખસોની જંગમ મિલકત જપ્ત કરીને તથા તે વેચીને પટેલે, અથવા કલેક્ટર નીમે તે બીજા સખસે વસુલ કરવી.

૩૯. દંડનું નક્કી ઉત્પન્ન જે ગામમાં ગુન્હા થયા હોય તે ગામ ઉપર અધિકાર હોય એવી આરોગ્યરક્ષક કમિટી અથવા બોર્ડને ખાતે જમે કરવું.

૪૨. ગામના કેટલાક નોકરોને કલેક્ટરે આરોગ્યરક્ષક કમિટી અથવા બોર્ડના તાબામાં આપવા.

૪૩. આરોગ્યરક્ષક કમિટી અથવા બોર્ડના તાબામાં આપેલા ગામના નોકરોને આપવાનો અવેજ નક્કી કરવો તથા તે વસુલ કરાવી આપવો. આ આકટ મુજબના કલેક્ટરના અધિકાર તે સરકારની મંજુરીથી આસીસ્ટંટ કલેક્ટરને કે ડેપ્યુટી કલેક્ટરને સોંપવાને મુખત્યાર છે.

---

# છાપવાનાં પ્રેસો તથા વર્તમાનપત્રો અને બુકો નોંધાવવા બાબતનો એકટ.

## સન ૧૮૬૭ નો આકટ નં. ૨૫.

૧ આ આકટ બ્રિટીશ ઇંડિઆને લાગુ છે.

૩ બ્રિટીશ ઇંડીઆમાં જે બુક અગર વર્તમાનપત્ર છપાય તે દરેક છાપેલી બુક અથવા વર્તમાન પત્ર ઉપર છાપનારનું નામ અને છાપવાની જગ્યા, તથા પ્રસિદ્ધ કરનારનું નામ અને ઠેકાણું લખવું.

૪ બુકો અથવા વર્તમાનપત્રો છાપવાનાં મેજીસ્ટ્રેટ આગળ નીચે પ્રમાણે ઇકરાર કરી તે ઉપર પોતાની સહી કરી પોતાના કબજામાં રાખવાં.

"હું **અ બ** ઇકરાર કરૂંછું કે ( જે જગ્યાએ પ્રેસ હોય તે જગ્યાનું વર્ણન તથા નામ ) મધ્યે મારૂ છાપખાનું ( પ્રેસ ) છે.

૫ વર્તમાનપત્રો માટે છાપખાનાનો માલીક તથા વર્તમાનપત્રોનો એડીટર માજીસ્ટ્રેટ રૂબરૂ ઇકરાર કરી વર્તમાનપત્રો પ્રકટ કરી શકશે.

૯ આ આકટ અમલમાં આવ્યા પછી જે બુકો છપાય તે બુકો સાથેના નકશા, છાપ, અથવા બીજાં ચીત્રો હોય તેની ઉત્તમ નકલો સહિત તે આખી બુકની નકલો ( પ્રસિદ્ધ કરી હોય તો ) પ્રસિદ્ધ કરનાર તથા છાપનારની વચ્ચે ગમે તે ઠરાવ થયા હોય તો પણ સ્થાનિક સરકાર જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે અમલદારને આપવાનું ફરમાવે તે અમલદારને બીનખરચે નિચે પ્રમાણે આપવી. ( **અ** ) કોઇ પણ પ્રસંગે કોઇ પણ બુક પહેલ વહેલી જે તારીખે છપાઇ બહાર પડે તે તારીખથી એક કયાલંડર મહિનાની અંદર સદરહુ પ્રકારની એક નકલ, અને ( **બ** ) એવી તારીખથી એક કયાલંડર વર્ષની અંદર સ્થાનિક સરકાર સદરહુ પ્રકારની બે નકલો, સુધી આપવાનું છાપનારને ફરમાવે તો એવી બીજી એક અથવા બે નકલો આપવી. નકલો બાંધેલી જોઇએ, પ્રસિદ્ધ કરનારે સદરહુ નકલો છાપનારને આપવી. આ કલમના ઉપરના ઠરાવ,—કોઇ પણ ચોપડીની બીજી આવૃત્તિ નીકળે, અને તેમાં ફેરફાર કર્યો નહિ હશે, તો તે બીજી આવૃત્તિને અથવા ત્યાર પછીની આવૃત્તિને, અથવા જે ગ્રંથ નિયમિત મુદતે પ્રસિદ્ધ થતો હોય તે ગ્રંથને લાગુ નથી.

૧૦ સદરહુ પ્રમાણે જે અમલદારને બુકની નકલ આપી હોય તેણે તે બદલ છાપનારને પહોંચ લખી આપવી.

૧૧ ૯ મી કલમની (અ) રકમ મુજબ આવેલી નકલોની સરકાર વખતો વખત ઠરાવે તે પ્રમાણે વ્યવસ્થા કરવી અને (બ) રકમ મુજબ આવેલી નકલો બ્રિટીશ મ્યુઝીઅમ અને સેક્રેટરી ઓફ સ્ટેટ તરફ રવાના કરવી.

૧૨ ૩ જી કલમ વિરૂદ્ધ બુક ઉપર છાપનારનું યા પ્રસિદ્ધ કરનારનું નામ ન લખવા બદલ સદરહુ છાપનારને યા પ્રસિદ્ધ કરનારને રૂ. ૫૦૦૦) સુધી દંડની અથવા બે વરસ સુધી આસાન કેદની શિક્ષા થશે.

૧૩ બુકો અથવા કાગળો છાપવાનાં છાપખાનાં માજીસ્ટ્રેટ આગળ ઇકરાર કર્યા સિવાય તથા તે ઉપર છાપખાનાના માલિકે સહી કર્યા સિવાય જે કોઇ પોતાના કબજામાં રાખશે. તેને રૂ. ૫૦૦૦) સુધી દંડની અથવા ૨ વર્ષ સુધીની આસાન કેદની શિક્ષા થશે.

૧૪ જે કોઇ સખસ સદરહુ કલમ પ્રમાણે કરવાનો ઇકરાર ખોટો કરશે તેનો રૂ. ૫૦૦૦)સુધી દંડ થશે.

૧૬ બુકનો છાપનારો, ૯ મી કલમ પ્રમાણે સરકારને બુકો મોકલશે નહીં અથવા જે કોઇ બુકનો પ્રસિદ્ધ કરનારો, સદરહુ પ્રમાણેની બુકો ૯ મી કલમ પ્રમાણે છાપનારને પુરી પાડશે નહિ તો, તે દરેકનો રૂા. ૫૦ સુધી દંડ થશે. તથા તે ઉપરાંત જે નકલો આપવી જોઇતી હતી તેની કીંમત આપવાને પાત્ર થશે.

૧૭ સદરહુ પ્રમાણે કરેલો દંડ ફોજદારી કાયદામાં જે રીત ઠરાવી હોય તે રીતે વસુલ કરવો.

૧૮ ૯ મી કલમના પહેલા પેરેગ્રાફની (અ) રકમ પ્રમાણે દરેક બુકની નકલ, તથા રૂ. ૨—૦—૦ ની ફી સદરહુ ગ્રંથ પ્રસિદ્ધ કરનારે, " રજીસ્ટ્રાર ઓફ નેટીવ પબ્લિકેશન " મુંબઇનો હોદ્દો ધરાવનારને મોકલી આપવી જેથી ગ્રંથ સ્વામિત્વનો હક જળવાય છે. એટલે પછીથી તેજ બુકની બીજો કોઇ સખસ નકલ છપાવી શકે નહિ.

# એકસ્ટ્રાડીશેન એકટ.

## હિંદુસ્તાનનો ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતનો એકટ.

### સને ૧૯૦૩ નો આકટ નંબર ૧૫ મો.

૧ આ આકટ આખા બ્રીટીશ હીંદુસ્તાનને લાગુ છે.

૨ કોઇ સખસ ઇંગ્રેજ સરકારની હદમાં ગુન્હો કરી કોઇ દેશી રાજાની હદમાં નાશી જાય, અથવા દેશી રાજાની હદમાં ગુન્હો કરી અંગ્રેજ સરકારની હદમાં આવે તો તે શખસની માંગણી આ કાયદાને આધારે કરવાની છે. નીચે લખેલા ગુન્હાઓ માટે અધિકારવાળા માજીસ્ટ્રેટે પ્રથમ દર્શનીક કેસ તૈયાર કરી ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ તરફ મોકલવો, જેથી તેઓ જેના તે રાજ્યના પોલીટીકલ એજંટને લખી તહોમતદારની માગણી કરે છે. તે ગુન્હાઓ ઇંડીઅન પીનલકોડની ૨૦૬–૨૦૮–૨૨૩–૨૩૦, થી ૨૬૩ સુધી, ૨૯૯ થી તે ૩૦૪ સુધી, ૩૦૭, ૩૧૦ થી તે ૩૧૭ સુધી, ૩૨૩ થી તે ૩૩૩ સુધી, ૩૪૭, ૩૪૮, ૩૬૦ થી તે ૩૭૩ સુધી, ૩૭૫, ૩૭૭, ૩૭૮ થી તે ૪૧૪ સુધી, ૪૩૫ થી ૪૪૦ સુધી, ૪૪૩ થી તે ૪૪૬ સુધી, ૪૬૪ થી તે ૪૬૮ સુધી, ૪૭૧ થી ૪૭૭ સુધીની કલમોમાં કહેલા ગુન્હાઓને માટે, તેમજ પ્રજાના કાયદા પ્રમાણે ચાંચીઆપણું, વહાણને દરિયામાં ડુબાવવું અથવા તેમ કરવાની કોશિશ કરવી અથવા જીવ લેવાના ઇરાદાથી ભરદરિયે એવા વહાણ ઉપર હુમલો કરવો અથવા બખેડો કરવો. તેવા ગુન્હાઓને માટેજ માગણી થઇ શકે. એ સિવાયના ગુન્હા કરી કોઇ અંગ્રેજી હદમાંથી દેશી રાજાની હદમાં જાય તો તેની માગણી થતી નથી.

# મીઠા બાબતનો આકટ.

### ( સને ૧૮૯૦ નો મુંબાઇનો આકટ નંબર ૨ જો. )

૧. આ આકટને મુંબાઇનો મીઠાનો આકટ કહે છે.

૩ કમિશનર, કલેકટર, ડેપ્યુટી તથા આસિસ્ટંટ કલેકટરનો અર્થ મીઠાના મહેસુલનો કમિશનર કલેકટર, ડેપ્યુટી તથા આસીસ્ટંટ કલેકટર થાય છે.

**૧૧.** કલેકટરના પરવાના સિવાય મીઠું તથા ખારી માટી પકવવાની, ખોદવાની અને પાકેલું મીઠું અથવા ખારી એકઠી કરવાની મના છે.

**૧૨.** તે પરવાના કલેકટરે આપવા.

**૧૫.** ગેરકાયદેસર મીઠું પકવવાની, ખોદ્યાની, એકઠી કર્યાની, લઇ ગયાની અને નવું મીઠું થયાની ખબર ગામ કામદારોએ ત્રણ દિવસની અંદર મહેસુલના અમલદારને, માજીસ્ટ્રેટને કે પોલીસ અમલદારને આપવી.

**૨૮.** કોઇ મીઠાગરમાંથી, અથવા સરકારી વખારમાંથી પરવાનગી ચીઠ્ઠી વગર મીઠું લઇ જવાની મના છે.

**૩૯.** મીઠાના મહેસુલનો અમલદાર જેને આ બાબત અધિકાર મળ્યો હોય તે, અમલદારને જે કોઇ પણ જગાએ ગેરકાયદેસર રીતે મીઠું પકવવામાં આવે છે એવો વહેમ આવતો હોય તે જગામાં પેસવાનો, તે જગામાં પ્રવેશ કરવા સારૂ બીજો કોઇ પ્રતિબંધ દુર કરવાનો, ગેરકાયદેસર રીતે પકવ્યું હોય તેવું મીઠું કબજે લેવાનો, તે મીઠું પકવવાના વાસણ વિગેરે વસ્તુ નાશ કરવાનો, કોઇ પણ માણસને અથવા તેને પકડવાનો અધિકાર છે.

**૪૧.** વળી ગામના કામદારે, તથા પોલીસ, કસ્ટમ, અફીણ, આબકારી, જંગલ તથા મુલકી ખાતાના દરેક અમલદારે આ કાયદા વિરૂદ્ધ ગુન્હાની ખબર મીઠા ખાતાના અધિકારીને આપવી. ગુન્હા થતા અટકાવવા અને મીઠા ખાતાના અમલદારોને મદદ કરવી.

**૪૪.** ૩૯ મી કલમની રૂએ પકડેલા માણસને માજીસ્ટ્રેટ પાસે અથવા પોલીસ થાણાના અમલદાર પાસે મોકલી દેવો.

**૪૫.** આ આક્ટની રૂએ શિક્ષા કરવા લાયક ગુન્હો થયાની ખબર મળ્યા ઉપરથી પોલીસ અમલદારે ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા કોગ્નીઝેબલ મુકદમા સંબંધી ઠરાવો પ્રમાણે તે મુકદમાની ચોકસી તથા તજવીજ કરવી.

**૪૭.** જે કોઇ માણસ આ આક્ટ વિરૂદ્ધ અથવા પરવાના કે પરવાનગી ચીઠ્ઠી વિરૂદ્ધ મીઠું પકવે, લઇ જાય, એક જગાએથી બીજી જગાએ મોકલે, કુદરતી મીઠું અથવા ખારી માટી ખોદે, અને મીઠું ગેરકાયદેસર છે એવું જાણતા છતાં અથવા એવું માનવાનું કારણ હોવા છતાં એવું ગેરકાયદેસર મીઠું લે, અથવા પાસે રાખે તો તેને દરેક ગુન્હા માટે ૫૦૦ રૂપીઆ સુધી દંડની અથવા છ મહિના સુધી કેદની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**૪૮.** જે કોઇ સરકારી નોકર આ આક્ટની કા. ૧૫ તથા ૪૧ મી વિરૂદ્ધ ચાલે અથવા કોઇ માણસને નુકશાન કરવાના ઇરાદાથી પોતાને મળેલા અધિકારનો ત્રાસદાયક રીતે ઉપયોગ કરે તો તેને રૂ. ૫૦૦ સુધી દંડની સજા થશે.

**૪૯.** જે કોઇ માણસ પરવાનગી ચીઠ્ઠી માટે ખોટી અરજી કરશે, અથવા ૩૨ મી કલમ પ્રમાણે ખોટા દાખલા તૈયાર કરશે અથવા વાપરશે તેને દરેક ગુન્હા બાબત રૂ. ૫૦૦) સુધીની દંડની શીક્ષા થશે, દંડ ન આપે તો એક મહિના સુધી આસાન કેદની શિક્ષા થશે.

**૫૧** આ આક્ટ વિરૂદ્ધ ગુન્હા માજીસ્ટ્રેટે સાંભળવા.

---

# હિંદુસ્તાનનો ટેલીગ્રાફ આકટ.

## ( સને ૧૮૮૫નો ૧૩ મો તારયંત્ર બાબતનો કાયદો. )

**૧.** આ આક્ટ બ્રિટીશ ઇંડીઆને લાગુ છે.

**૩.** "ટેલીગ્રાફ" આ શબ્દનો અર્થ ઇલેક્ટ્રિક, ગાલવાની અથવા મેગ્નેટિક ટેલીગ્રાફ એવો છે, અને તેમાં ઇલેક્ટ્રિસિટીના, ગાલવાનિઝમના અથવા મેગ્નેટિઝમના યોગથી ટેલિગ્રાફમાંથી, ટેલીફોનમાંથી અથવા બીજા કશામાંથી મજકુર મોકલવાના અથવા જણાવવાના સાધનોનો સમાવેશ થાય છે.

૪. બ્રિટીશ ઇંડીઆમાં ટેલિગ્રાફ છાપવાનો, ચાલુ રાખવાનો તથા ચલાવવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે. અને તેનું લાઇસન્સ પોતાને યોગ્ય લાગે તેવી સરતે હરકોઇ માણસને આપવાને મુખત્યાર છે.

૬. તેમજ રેલવે કંપનીની જમીન ઉપર ટેલિગ્રાફ સ્થાપવાનો અધિકાર ઇંડિયા સરકારને છે, અને રેલવે કંપનીએ યોગ્ય સગવડ કરી આપવી જોઇએ.

૧૯. જેથી ટેલીગ્રાફને નુકશાન થવાનો અથવા ટેલીગ્રાફના વ્યવહારમાં દખલ થવાનો સંભવ હોય એવો કાયદેસર હક ચલાવનારા સખસે એક મહીના અગાઉ ટેલીગ્રાફ અધિકારીને નોટીસ આપવી.

૨૦. લાઇસન્સ વગર ટેલીગ્રાફ સ્થાપશે, ચાલુ રાખશે, અથવા ચલાવશે. તેને જો તે વાયરલેસ ટેલીગ્રાફ હશે તો ત્રણ વર્ષ સુધી કેદની અથવા દંડની અને બીજી બાબતમાં એક હજાર રૂપીઆ સુધી દંડ થશે. અને પરવાનાની સરતનું ઉલ્લંઘન કરશે, તો તેને એક હજાર રૂપીઆ સુધી દંડ થશે અને એ ઉલ્લંઘન જેટલાં અઠવાડીઆં ચાલુ રાખશે તેટલા દરેક અઠવાડીઆ બદલ ૫૦૦ રૂપીયા સુધી બીજો વધારે દંડ થશે.

૨૧. પરવાના વગર સ્થાપેલા તારયંત્ર મારફત જે કાંઇ પણ સંદેશો મોકલશે અથવા લેશે તેને પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૨૨. ૬ ઠી કલમના ઠરાવ પ્રમાણે ચાલવાને રેલવે કંપની અથવા કોઇ રેલવે અમલદાર ગફલત કરશે તો જેટલા દિવસ ગફલત કરવાનું ચાલુ રહેશે તે દરેક દિવસ બદલ એક હજાર રૂપીઆ સુધી દંડ થશે.

૨૩. જે માણસ સિગ્નલ રૂમમાં પુછ્યા વગર જશે, ટેલિગ્રાફ ઓફીસમાં પ્રવેશ કરશે, અને એવા કોઇ અમલદારને તેનું કામ કરતો અટકાવ કરશે તેને પાંચસો રૂપિઆ સુધી દંડ થશે.

૨૪. જે કોઇ માણસ સંદેશાના મજકુર ગેરકાયદાસર રીતે જાણી લેવાના, અથવા આ આકટ પ્રમાણે શિક્ષા કરવાજોગ કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી ૨૩ મી કલમમાં કહેલાં કૃત્યો પૈકી કાંઇ પણ કૃત્ય કરશે તો તેને ૨૩ મી કલમ પ્રમાણે જે દંડ થાય તે દંડ સિવાય વળી ૧ વરસ સુધીની કેદની શિક્ષા થશે.

૨૫. જે કોઇ સખસ સંદેશો મોકલવાની, અથવા પહોંચાડવાની મના અથવા અટકાવ કરવાના અથવા સંદેશાનો મજકુર કહાડી લેવાના અથવા જાણી લેવાના, અથવા બિગાડ કરવાના ઇરાદાથી બ્યાટરી, યંત્ર, ટેલીફોન લાઇન, થાંભલો અથવા તારને નુકશાન કરશે, તે કહાડશે અથવા સ્પર્શ કરશે તેને ત્રણ વરસ સુધીની કેદની અથવા દંડની અથવા એ બેઉની સજા થશે.

અ. અને એવા વ્યવહારથી ટેલીગ્રાફના વ્યવહારમાં ખલેલ થઇ હોય તો એક હજાર રૂપીઆ સુધી દંડ થશે.

૨૬ ટેલીગ્રાફ ઓફીસર પાસે મોકલવા સારૂ અથવા પહોંચાડવા સારૂ સંદેશો આવ્યો હોય તે સંદેશો સંતાડે, ઉઠાવી જાય, તેમાં ફેરફાર કરે, મોકલવાને ચુકે અથવા તેની મતલબ સરકારના હુકમ વગર કહાડી લે, અથવા સંદેશાની મતલબ બીજે જણાવે, તો તેને ત્રણ વરસ સુધી કેદની અથવા દંડની અથવા એ બેઉની શીક્ષા થશે.

૨૭ જો કોઇ ટેલીગ્રાફ ઓફીસર, નાણું લીધા વગર નુકશાન કરવાના ઇરાદાથી સંદેશો મોકલશે તેને ૩ વરસની કેદની, અથવા દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

૨૮ કોઇ પણ તાર ઓફીસર છાકટો થઇ જશે, અથવા ગેરચાલ ચાલશે. તાર મોકલતાં વાર લગાડશે તો તેને ૩ વરસ સુધીની કેદની તથા સો રૂપીઆ સુધીના દંડની અથવા એ બેઉની શીક્ષા થશે.

૨૯ જે સખસ જાણી બુજીને બનાવટનો સંદેશો ટેલિગ્રાફમાં મોકલશે તેને ૩ વરસ સુધીની કેદની અથવા દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

૩૧ ટેલીગ્રાફ ઓફીસર ઇંડીઅન પીનલ કોડની કલમ ૧૬૧, ૧૬૨, ૧૬૩, ૧૬૪ અને ૧૬૫ મી કલમના અર્થ પ્રમાણે સરકારી નોકર છે એમ સમજવું.

૩૩ જે ઠેકાણે ટેલીગ્રાફનો બીગાડ વારે ઘડીએ કરવામાં આવે છે તે ઠેકાણે વધારે પોલીસ રાખવાનો સરકારને અધિકાર છે, અને તેનો ખર્ચ તે ઠેકાણાના રહેવાસીઓ ઉપર નાંખવો.

# હિંદુસ્તાનનો પોષ્ટનો આકટ.

## ( સને ૧૮૯૮ નો આકટ નંબર ૬. )

૧ આ આકટને પોષ્ટ ઓફિસનો આકટ કહેવો. તે આખા બ્રીટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૪ બ્રિટીશ હિંદુસ્તાનમાં હેઠળ લખ્યા સિવાયના કાગળો એક ઠેકાણેથી બીજે ઠેકાણે ટપાલ મારફતે લઈ જવાનો તથા કાગળો લેવા, એકઠા કરવા, મોકલવા, રવાને કરવા, તથા પહોંચાડવાનાં સઘળાં કામો કરવાનો અનન્ય આજ્ઞાધિકાર સરકારે પોતે રાખ્યો છે.

(૧) મજુરી કે ફી લીધા સિવાય જે મિત્ર મુસાફરીએ કે રસ્તે જતો હોય તે વખતે તેની સાથે જે કાગળ મોકલ્યો હોય તે

(૨) જે કાગળો મોકલનારના કે લેનારનાજ ખાનગી કામના હોય અને તે મુદામ કાસદ સાથે મોકલ્યા હોય તો તે,

જે કાગળો માલ કે મિલકત સંબંધીના હોય અને તે તેજ માલ કે મિલકતની સાથે ફી લીધા સીવાય જળમાર્ગે અથવા ખુશકી રસ્તે પહોંચાડવાના હોય તે કાગળો.

૭-૮-૯. દેશ માંહેના ટપાલ હાંસલના દર ઠરાવવાનો, ટપાલ હાંસલ તથા ફી આપવા બાબત કાનુન કરવાનો, રજીષ્ટર કરવાનાં વર્તમાનપત્રો બાબત કાનુનો કરવાનો, અધિકાર ગવરનર જનરલ ઇન કૌંસીલને છે.

૧૨ ટપાલની જણુસો બાબત જે કાંઇ ટપાલ હાંસલ અને બીજી રકમ લેણી થઇ હોય તે આ આકટ મુજબના દંડ પ્રમાણે વસુલ કરવાનો અધિકાર તે જગાના હકુમતવાળા માજીસ્ત્રેટને છે.

૧૯-૨૦ કોઇ પણ નુકશાનકારક વસ્તુ, અથવા કાંઇ પણ લજ્જાકારક, બીભત્સ, છાપેલી કે કોતરેલી વસ્તુ, અથવા ફોટોગ્રાફ વીગેરે ટપાલ મારફતે મોકલવી નહીં.

૨૩-૨૪. આ આકટ વિરૂદ્ધ ટપાલમાં નાંખેલી જણુસો, તેમજ મનાઇ કરેલી અથવા ડયુટીને પાત્ર હોય તેવી કાંઇ ચીજ ટપાલની જણુસમાં છે એવો શક હોય તો તે પ્રસંગે પોષ્ટમાસ્તર જનરલના હુકમથી તે જણુસ ઉઘાડવાનો તથા તેનો નાશ કરવાનો અધિકાર છે, પણ તેના ઉપર જેનો પતો હશે તેની ગેરહાજરીમાં તે જણુસ ઉઘાડના પહેલાં બે આબરૂદાર ગ્રહસ્થોને સાહેદ તરીકે બોલાવવા.

૨૮-૩૦. ટપાલની જણુસો રજીષ્ટર કરાવવાનો તેમજ તેનો વીમો ઉતરાવવાનો તે જણુસ મોકલનારને અધિકાર છે.

૩૩. વીમો ઉતરાવેલી જણુસ ગુમ થાય તો જેટલી રકમનો વીમો ઉતાર્યો હોય તે કરતાં વધારે નહીં હોય એવી રકમ બદલા તરીકે આપવાને સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇંડીઆ ઇન કૌંસીલ જવાબદાર છે.

૩૪. ટપાલની જણુસ ટપાલમાં નાંખતી વખતે મોકલનારે તે ઉપર લખેલા પૈસાની રકમ આ આકટ પ્રમાણે આપવામાં આવેથી તે જણુસ ઉપર જેનો પતો હશે તેની પાસેથી તે પહોંચાડતી વખતે વસુલ કરી શકાશે અને તે રકમ જણુસ મોકલનારને આપવામાં આવશે. આવી જણુસોને વેલ્યુપેબલ જણુસો કહેવી.

૩૭. નહીં પહોંચાડેલી ટપાલની જણુસો જાસ્તી હાંસલ ન લેતાં મોકલનારને પાછી મોકલવા માટે રવાના કરવી.

૩૯. પણ મોકલનાર માણસનો પત્તો ન લાગે તો છેવટે નાશ કરવી. પણ પૈસા હોય તો તે પોષ્ટ ઓફીસને ખાતે જમા કરવા.

૪૦. બ્રિટીશ હિંદુસ્તાનના કોઈ પણ બંદરેથી જનારા, મેલનું વહાણ ન હોય એવા વહાણના માસ્તરે પોષ્ટ ઓફીસનો અમલદાર મેલની થેલી આપે તે તેણે લેવી જોઇએ અને નીમેલે બંદરે અથવા જગાએ પહોંચાડવી જોઇએ.

મનીઓર્ડરની તજવીજ કરવા સારૂ તથા તે મારફત પૈસા મોકલવા બાબત કાનુનો કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

**૪૪.** (૧) મનીઓર્ડર પાછો માગવાનો અથવા પૈસા લેનારનું નામ બદલવાનો પૈસા મોકલનારને ફીનો જે વધારે દર આપવા વિષે ઠરાવે તેને પાત્ર રહીને અધિકાર છે.

(૨) મનીઓરડર કર્યાની તારીખથી એક વરસની મુદતની અંદર એવો લેનાર અથવા મોકલનાર તે પૈસા માગે નહિ તો તે મનીઓર્ડરની રકમ બદલ સરકાર પાસે કાંઇ માગી શકાશે નહિ.

**૪૫.** પોસ્ટલ ઓર્ડર દશ રૂપીઆથી વધારે રૂપીઆનો કરવો નહિ.

**૫૦.** મેલની જણસો અથવા ટપાલની જણસો લઈ જવા સારૂ અથવા પહોંચાડવા સારૂ રાખેલો માણસ ગેરવર્તણુક કરશે, તો તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે અને પરવાનગી સિવાય પોતાની મરજીથી કામ ઉપરથી જતો રહેશે તો એક મહીના સુધીની કેદની અથવા પચાસ રૂપીઆ સુધી દંડની અથવા એ બેઉની શિક્ષાને પાત્ર થશે.

**૫૧.** તેમજ પોતે જે રજીસ્ટર રાખ્યું હોય તેમાં પોતે જે જગાએ ગયો ન હોય તે જગાએ ગયો હતો એવો વિશ્વાસ ઉત્પન્ન કરવાના ઇરાદાથી ખોટી નોંધ કરશે તો તેને ૭ મહિના સુધી કેદની અથવા સો રૂપિઆ સુધી દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

**૫૨.** ટપાલની જણસો ચોરવા માટે, તેનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવા માટે કે નાશ કરવા માટે કે નાંખી દેવા માટે સાત વરસ સુધીની કેદની તથા દંડની શિક્ષા થશે.

**૫૩.** ટપાલની જણસો ઉઘાડવા માટે, રાખી મુકવા માટે અથવા ખોટી કરવા માટે બે વરસ સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

**૫૪.** જે માણસ પોષ્ટ ઓફીસનો અમલદાર હોય અને તે ઓફીસના નિશાનના સંબંધમાં દગો કરશે તથા વધારે ટપાલમાં હાંસલ લેશે તેને બે વરસ સુધીની કેદની તથા દંડની શિક્ષા થશે.

**૫૫.** તેમજ જે માણસ પોષ્ટ ઓફીસના દસ્તાવેજ દગલબાજીથી કરશે, ફેરવશે, સંતાડશે અથવા તેનો નાશ કરશે તો તેને બે વરસની મુદત સુધી કેદની અને દંડની શિક્ષા થશે.

**૫૬.** તેમજ જે માણસ હાંસલ ભર્યા વગરની ટપાલની જણસો દગલબાજીથી મોકલશે તેને બે વરસની મુદત સુધીની કેદની અને દંડની શિક્ષા થશે.

**૫૮-૫૯.** ક. ૪ તથા ૫ વિરૂદ્ધ ચાલનારને દરેક કાગળ બદલ પચાસ રૂપીઆ સુધી દંડ થશે અને તેજ ગુન્હો ફરી કરશે તો પાંચસે રૂપીઆ સુધી દંડ થશે.

**૬૦.** જે માણસને ટપાલ હાંસલના સ્ટાંપ વેચવાને નીમ્યો હોય તે માણસ ઠરાવેલી કીંમત કરતાં વધારે કીંમત ખરીદનાર પાસેથી લેશે તો તેને ૭ મહીના સુધીની કેદની અથવા બસો રૂપીઆ સુધી દંડની અથવા બંનેની શિક્ષા થશે.

**૬૧-૬૨.** જે માણસ ૧૯ મી અથવા ૨૦ મી કલમ વિરૂદ્ધ ચાલશે તેમજ જે માણસ કાગળ નાંખવાની પેટીઓ બગાડશે અથવા તેમને નુકશાન કરશે તો તેને એક વરસ સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

**૬૫** જે કોઇ વહાણનો માસ્તર ૪૦ મી તથા ૪૧ મી કલમ પ્રમાણે ચાલવાને કસુર કરશે તેને એક હજાર રૂપીઆ સુધી દંડની શીક્ષા થશે.

**૬૭.** જે માણસ અધિકાર સિવાય તેમજ અધિકારવાળી કોર્ટના ફરમાવ્યા સિવાય મેલ અથવા ટપાલ મારફત જતી જણસ રાખી મુકશે અથવા તે ઉઘાડશે તો તેને બસો રૂપીઆ સુધી દંડની શીક્ષા થશે.

**૬૯.** જે માણસ પોષ્ટનો અમલદાર હોય તે માણસ કાગળ ઉપર જેમનો પત્તો હોય તેમને તે ન પહોંચે એવું જાણી બુજીને નુકશાન કરવાના ઇરાદાથી કાંઇ કૃત્ય કરશે તેને ૭ મહીના સુધીની કેદની અથવા પાંચસો રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

## ટપાલ હાંસલના દર વિગેરે.

**દેશી ટપાલ હાંસલના દર અને ફી**—પોસ્ટના હાંસલના દર-હાંસલ અગાઉથી ભરવામાં આવે ત્યારે.

| પોષ્ટકાર્ડો. | | કાગળો. | | | બુક અને નમુનાના પેકટો. | એંગીઓ હાંસલ અગાઉથી ભરવું જોઇએ. | | |
|---|---|---|---|---|---|---|---|---|
| એક વડાં | જવાબ વાળવાના. | ૧ તોલાથી વધુ ન હોય તો. | ૧ તોલાથી વધુ પણ ૧૦ તોલાથી વધુ ન હોય તો. | વધારાના દરેક દશ તોલા યા તેના ભાગપર. | દરેક દશ તોલા યા તેના ભાગ પર. | ૪૪૦ તોલા યા તેના ભાગ પર. | ૪૪૦ તોલાથી વધુ હોય તો (રજીષ્ટર કરાવવીજ જોઇએ.) | |
| | | | | | | દરેક ૪૦ તોલા યા તેના ભાગ પર. | ૪૪૦ તોલાથી વધુ પણ ૪૮૦ તોલાથી વધુ નહી હોય તો. | દરેક વધુ ૪૦ તોલા યા તેના ભાગ પર ૨૦૦૦ તોલા સુધી. |
| આનો ૧/૪ | આનો ૦—૦—૬ | આનો ૦—૦—૬ | આનો ૧ | આનો ૧ | આના ૦—૧—૬ | આના ૨ | રૂપીઆ ૩ | આના ૪ |

હાંસલ અગાઉથી ભર્યું ન હોય અથવા અધુરૂં ભર્યું હોય ત્યારે વહેંચતી વખતે અગાઉથી ભરવાના હાંસલનું બમણું તેમજ અધુરા હાંસલનું બમણું લેવાય છે.

**રજીષ્ટર** કરાવવાના દરેક કાગળ, પોષ્ટકાર્ડ, બુક યા નમુનાના પેકેટ અથવા એંગી માટે ૨ આના.

**સાધારણ મનીઓર્ડરોની ફી**-મનીઓર્ડરની રકમ રૂ. ૫૦૦ થી વધુ અને એક આનાથી ઓછી હોવી ન જોઇએ.

૫ રૂપિઆથી વધુ ન હોય એવી રકમ ઉપર-૧ આનો.

રૂ. ૫ થી વધુ હોય પણ રૂ. ૧૦ થી વધુ ન હોય એવી રકમ ઉપર ૨ આના.

રૂ. ૧૦ થી વધુ હોય પણ રૂ. ૧૫ થી વધુ ન હોય એવી રકમ ઉપર ૩ આના.

રૂ. ૧૫ થી વધુ હોય પણ રૂ. ૨૫ થી વધુ ન હોય એવી રકમ ઉપર ૪ આના.

રૂ. ૨૫ થી વધુ અને રૂ. ૬૦૦ સુધી એવી રકમ ઉપર—દરેક ૨૫ રૂપિઆની પુરી રકમ માટે ૪ આના, અને બાકીની માટે ૪ આના, પરંતુ બાકીની રકમ રૂપિયા ૫ થી વધુ ન હોય તેને માટે ફક્ત ૧ આનો, રૂ. ૧૦ થી વધુ ન હોય તો ફક્ત ૨ આના, અને રૂપિઆ ૧૫ થી વધુ ન હોય તો ફક્ત ૩ આના.

### તાર મારફતે મોકલવાના મનીઓર્ડરોની ફી. (તારના ખર્ચ સુદ્ધાં)

**અ.** રૂ. ૨૫ થી વધુ ન હોય એવી રકમ માટે.

પહેલા રૂપિયા ૧૦ માટે.
- રૂ. આ.
- ૧—૨ જો તાર અરજંટ હોય તો.
- ૦—૧૦ જો તાર ડીફર્ડ હોય તો.

બાકીની રકમ માટે.
- ૦—૧ જો તે રૂ. ૫ થી વધુ ન હોય તો.
- ૦—૨ જો તે રૂ. ૫ થી વધુ હોય તો.

**બ.** રૂ. ૨૫ થી વધુ પણ રૂ. ૬૫૦ થી વધુ ન હોય એવી રકમ માટે પહેલા રૂ. ૨૫ માટે
- રૂ. ૧-૪ જો તાર અરજંટ હોય તો.
- રૂ. ૦-૧૨ જો તાર ડીફર્ડ હોય તો.

અને દરેક વધુ રૂા. ૨૫ ની પુરી રકમ માટે રૂા. ૦-૪-૦. જો રૂ. ૨૫ થી ઓછી હોય તો વધારાની રકમ માટે—રૂા. ૫ થી વધુ ન હોય તો ૦-૧-૦, રૂ. ૧૦ થી વધુ ન હોય તો. રૂા. ૦-૩-૦, રૂ. ૧૫ થી વધુ ન હોય તો રૂ. ૦-૩-૦, અને રૂા. ૧૫ થી વધુ હોય તો ૦-૪-૦.

**ક** રૂા. ૧૫૦ થી વધુ તે રૂ. ૫૦૦ સુધીની રકમ માટે;

પહેલા રૂ. ૧૫૦ માટે } રૂા. ૨-૮-૦ જો તાર અરજંટ હોય તો.
રૂા. ૨-૦-૦ જો તાર ડીફર્ડ હોય તો.

દરેક વધુ રૂ. ૫૦ ની પુરી રકમ માટે ૦-૮-૦.

**ચીજો વેલ્યુપેબલ તરીકે મોકલવાની ફી**—ચીજના મોકલનારે ઉપર મોકલવા માટે જણાવેલી રકમ ઉપર આ ફી ગણવામાં આવે છે, અને તે સાધારણ મનીઓર્ડરો માટેની ફીના જેટલીજ છે. રજીષ્ટર કરાવેલી અને ન કરાવેલી એંગીઓ, રજીષ્ટર કાગળો, અને રજીષ્ટર બુકો, પેકટો, વર્તમાન પત્રો અને રજીષ્ટર ન કરાવેલાં બુકપેકટો વેલ્યુપેબલ તરીકે મોકલી શકાય છે.

**વીમાની ફી**--વિમાની રકમ દરેક રૂા. ૫૦ માટે ૧ આનો. જે જે બ્રેંચ ઓફીસને વીમો ઉતારવાની સત્તા આપી હોય તે બ્રેંચ ઓફીસોમાં રૂ. ૫૦૦ સુધી અને બીજી બધી સત્તા મળેલી પોષ્ટ ઓફીસોમાં રૂા. ૨૦૦૦ સુધીનો વીમો ઉતરાવી શકાય છે.

**પહોંચ માટે**—રજીષ્ટર કરેલી દરેક ચીજ માટે ૧ આનો પડે છે. કાગળો પોષ્ટકાર્ડો, બુક અને નમુનાના પેકટો અને એંગીઓ રજીષ્ટર કરાવી શકાય છે.

ખાનગી બનાવટના કાર્ડ પોષ્ટકાર્ડ તરીકે મોકલી શકાય. પણ તેનું કદ ૫½×૩½ ઇંચથી મોટું યા ૪¼×૩ ઇંચથી નાનું ન જોઇએ અને તે પોષ્ટ ખાતાએ કાઢેલા કાર્ડ કરતાં પાતળો હોવો જોઇએ. તેની સરનામાવાળી બાજુએ અર્ધો ભાગ શીરનામા વિગેરે માટે રાખી ડાબી બાજુનો અડધો ભાગ લખાણુ, જાહેર ખબર તથા ચિત્રો વાસ્તે વાપરી શકાશે.

**પરમુલકના ટપાલના હાંસલ અને દર.**

| દેશો અને જગાઓ. | પોષ્ટકાર્ડો. | | કાગળો. | | છાપેલા કાગળો ચોપડીઓ અને વર્તમાન પત્રો | વેપાર સંબંધી કાગળો. | | નમુના. | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | એકવડાં | જવાબ માટેના | ૧ ઔંસથી વધુ ન હોય તેવા માટે. | દરેક વધુ એક ઔંસ અથવા તેના ભાગ માટે. | સુદ્ધાં ૨ ઔંસ માટે. | ૧૦ ઔંસથી વધુ ન હોય તેવા માટે. | દરેક વધુ ૨ ઔંસ માટે. | ૪ ઔંસથી વધુ ન હોય તેવા માટે. | દરેક વધુ ૨ ઔંસ માટે. |
| ૧ યુનાઇટેડ કીંગડમ અને સઘળા બ્રિટીશ સંસ્થાનો કે જેણે ઇમ્પીરીઅલ પેની પોષ્ટેજ સ્કીમમાં ભાગ લીધો હોય તે. | આનો ૧ | આના ૨ | આનો ૧ | આનો ૧ | આનો અર્ધો | આના અઢી | આનો અર્ધો | આનો ૧ | આનો અર્ધો |
| ૨ ઇજીપ્ત સુધાંત સીલોન અને હિંદુસ્તાનમાંના પોર્ટુગીજ સંસ્થાનો સીવાયનો દુનિઆના કોઇ પણ ભાગ કે જ્યાં પરમુલકથી ટપાલ જઇ શકતી નથી. | આનો ૧ | આના ૨ | આનો અર્ધો. | આનો દોઢ | આનો ૧ | આનો અઢી | આનો ૧ | આનો ૧ | આનો અર્ધો |

## સીલોન અને હિંદુસ્તાનમાંનાં પોર્ટુગીઝ સંસ્થાનો.

## હિંદુસ્તાનમાંજ ચાલતા દર.

**રજીષ્ટર** કરાવવાના દરેક કાગળ, પોષ્ટકાર્ડ યા પેકેટ માટે બે આના.

**પહોંચની ફી**—રજીષ્ટર થવાના દરેક કાગળ, પોષ્ટકાર્ડ યા પેકેટ માટે રજીષ્ટર ફી ઉપરાંત એક આનો ( ટીકીટો ) સીલોન અથવા હિંદુસ્તાનમાંના પોર્ટુગીજ સંસ્થાનો માટે, ને બીજા સંસ્થાનો માટે બે આના. ( ટીકીટો ) **બેંગીઓ**—૧૧ રતલથી વધુ વજન ન હોય એવી બેંગીઓ પોષ્ટ મારફતે યુનાઇટેડ કીંગડમ નીચેના હાંસલના દર પ્રમાણે મોકલી શકાય છે.

| બેંગીનું વજન. | જીબ્રાલ્ટરને રસ્તે | જળ માર્ગે. |
|---|---|---|
| ૩ પૌંડથી વધુ ન હોય તો. | ૦-૧૨ | ૧-૮ |
| ૩ પૌંડથી વધુ પણ ૭ પૌંડથી વધુ ન હોય તો | ૧—૮ | ૨-૪ |
| ૭ પૌંડથી વધુ પણ ૧૧ પૌંડથી વધુ ન હોય તો. | ૨—૪ | ૩-૦ |

**મનીઓર્ડરો**—યુનાઇટેડ કીંગડમ ને ઘણાએક બ્રિટીશ સંસ્થાનો ને ઘણાએક પરમુલકો અને તેમના સંસ્થાનોમાં નીચેના હકસાઇના દરો પ્રમાણે સ્ટર્લીંગ મનીઓર્ડરો મોકલી શકાય છે.

| | |
|---|---|
| ૧ પૌંડથી વધુ નહીં હોય એવી રકમ માટે | ૦—૩—૦ |
| ૧ પૌંડથી વધુ પણ ૨ પૌંડથી વધુ ન હોય એવી રકમ માટે | ૦—૫—૦ |
| ૨ પૌંડથી વધુ પણ ૩ પૌંડથી વધુ ન હોય એવી રકમ માટે | ૦—૮—૦ |
| ૩ પૌંડથી વધુ પણ ૪ પૌંડથી વધુ ન હોય એવી રકમ માટે | ૦-૧૦—૦ |
| ૪ પૌંડથી વધુ પણ ૫ પૌંડથી વધુ ન હોય એવી રકમ માટે | ૦-૧૨—૦ |

૫ પૌંડથી વધુ હોય એવી રકમ માટે-૫ પૌંડની દરેક પુરી રકમ માટે ૧૨ આના અને બાકીની માટે ૧૨ આના, પરંતુ બાકીની રકમ ૧ પૌંડથી વધુ ન હોય તો તે માટે ૩ આના, ૨ પૌંડથી વધુ ન હોય તો ૫ આના, ૩ પૌંડથી વધુ ન હોય તો ૮ આના અને ૪ પૌંડથી વધારે ન હોય તો ૧૦ આના. યુનાઇટેડ કીંગડમ જવાના એક મનીઓર્ડરની રકમ ૪૦ પૌંડથી વધુ હોવી ન જોઇએ.

**તાર મારફતે મોકલવાના મનીઓર્ડરો**—હિંદુસ્તાનમાં ચાલતાં નાણાંના તારમાર્ફતે મોકલવાના મનીઓર્ડરો સીલોન પણ મોકલી શકાય છે. એક મનીઓર્ડરની કીંમત રૂ. ૬૦૦ થી વધુ હોવી ન જોઇએ.

## સેવીંગ્સ બેંક.

કોઇ પણ શખસ પોષ્ટ ઓફીસની સેવીંગ્સ બેંકમાં પોતાના નામનું યા તો જે સગીરનો તે સગો કે વાલી હોય તેનાં નામનું ખાતું ઉઘાડી શકે છે. જ્યારે જોઇએ ત્યારે ઉપાડી શકાય એવી રીતે અથવા ૭ મહિનાની અગાઉથી નોટીસ આપ્યા બાદજ ઉપાડી શકાય એવી બે રીતે થાપણ મુકી શકાય છે. પરંતુ ચાર આનાથી ઓછી અથવા જેમાં એક આનાનો કોઇ પણ ભાગ હોય એવી રકમ મુકી શકાતી નથી.

દરેક વરસમાં ( એટલે તા. ૧ એપ્રીલથી તા. ૩૧ મી માર્ચ સુધીમાં) રૂ. ૧૨૦૦ કરતાં વધુ થાપણ મુકી શકાતી નથી. જ્યારે જોઇએ ત્યારે ઉપાડી શકાય એવી થાપણનું દર વરસે દર સેંકડે ૩ ટકા લેખે, અને ૭ મહિનાની અગાઉથી નોટીસ આપ્યા બાદજ ઉપાડી શકાય એવી થાપણનું ૩½ ટકા લેખે વ્યાજ આપવામાં આવે છે.

# હીંદુસ્તાનનો નીધી નિક્ષેપનો કાયદો.

## સને ૧૮૭૮નો આકટ ૬ ઠો.

૧ આ આકટ આખા બ્રિટીશ ઇંડિયાને લાગુ છે.

૩. નિધી આ શબ્દનો અર્થ જમીનમાં અથવા જમીનને જડેલા કોઇ પણ પદાર્થમાં ગુપ્ત રાખેલો કીંમતવાળો કાંઇ પણ પદાર્થ.

૪. દશ રૂપિઆ કરતાં વધારે રકમનો અથવા કીંમતનો નિધી મળે ત્યારે જે માણસને નીધિ મળે તેણે તે નિધિના પ્રકાર તથા તેની કીંમત બાબત, જે જગામાંથી તે મળ્યો હોય તે જગા, અને મળ્યાની તારીખ બાબત જલદી કલેકટરને નોટીસ આપવી, અને તે નિધી નજીકની સરકારી ટ્રેઝરીમાં અનામત મુકવો, અથવા કલેકટર ફરમાવે તે જગાએ હાજર કરવા સારૂ જામીન આપવો.

૫. અને કલેકટરે ત્યાર પછી તે બાબતનું જાહેરનામું કાઢવું તેમાં લખવું કે જાહેરનામું પ્રસિદ્ધ કર્યાની તારીખથી ચાર મહિનાની અંદર અથવા છ મહિનાની ઉપરાંત ઠરાવેલી તારીખે તેના ઉપર દાવો રાખનારા શખસોએ કલેકટર રૂબરૂ હાજર થવું. આ પ્રમાણે જાહેરનામું કાઢયા છતાં તેનો માલિક હાજર થશે નહિ તો તેનો તે નિધી ઉપરનો હક ડુબશે.

૮. નીધિ બાબત દાવો કરનારા માણસને ફરીયાદ કરવા સારૂ મુદત આપવી.

૯. નીધિ મળ્યાની અગાઉ સો વરસની અંદર તે ગુપ્ત રાખ્યો ન હોય અથવા આપેલી મુદતમાં ફરીયાદ કરી ન હોય તથા કરી હોય તો વાદીનો દાવો મંજુર ના થયો હોય તો તે નીધિનો માલેક નથી એવું સાબિત કરવાનો કલેકટરને અધિકાર છે.

૧૦. સાબિત કર્યા પછી તે નિધી આગળ કહેલા ઠરાવ પ્રમાણે તેના માલિકને સ્વાધીન કરવો.

૧૧. જે માણસને નિધી મળ્યો હોય તે સિવાય તે ઉપર તે જગાના માલીક તરીકે બીજો કોઇ દાવો કરતો ન હોય ત્યારે જે માણસને નીધિ મળ્યો હોય તે માણસને તે આપવો.

૧૨. જે માણસને નિધી મળ્યો હોય તેના સિવાય ફક્ત એકજ માણસ દાવો કરતું હોય તથા તેના દાવામાં કોઇ હરકત કરતું ન હોય તો કલેકટરે તે નિધી હેઠળ લખેલા ઠરાવ પ્રમાણે વહેંચી આપવો:—નિધીના ૩/૪ જે માણસને નિધી મળ્યો હોય તેને, તથા બાકીનો નિધી સદરહુ પ્રકારના માણસને આપવો પણ જો તે બંને માણસોએ કાંઇ કરાર કર્યો હોય તો તે કરાર પ્રમાણે તેની વ્યવસ્થા કરવી.

૧૬. નિધી વહેંચી આપ્યા પહેલાં તેમાં જે માણસોનો હક હોય તેમને સદરહુ નિધીની કીંમત જેટલી રકમ તથા તે કીંમતનો ૧/૫ જેટલી બીજી રકમ આપીને તે નિધી સરકારની તરફથી લેવાનો પોતાનો ઇરાદો છે એવું પોતાની સહી સાથે લખીને સાબિત કરવાનો તથા સદરહુ રકમ ટ્રેઝરીમાં અનામત રાખવાનો કલેકટરને અધિકાર છે.

૨૦. જે માણસને નિધી મળ્યો હોય તે ચોથી કલમ પ્રમાણે નોટીસ આપવા વિગેરે કરવામાં ચુકે તો તે નિધી સરકારનો થશે અને તેને એક વરસ સુધી કેદની, અથવા દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

૨૧. જે જગામાંથી તે નિધી મળ્યો હોય તે જગાનો માલીક કલમ ૨૦ પ્રમાણે ગુન્હામાં મદદગારી કરશે તો તે નીધિ ઉપરનો તેનો હક સરકારનો થશે અને છ મહિના સુધી કેદની અથવા દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

---

# અફીણ સંબંધી કાયદો.

## સને ૧૮૭૮ નો આકટ ૧ લો.

૧ આ આકટને "સને ૧૮૭૮ નો અફીણનો આકટ" કહેવો.

આ આકટ ગવરનર જનરલ ઇન કાઉંસીલ ઇંડીઆ ગેઝેટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને વખતો વખત

૨ સને ૧૮૩૬ ના ૭ મા આકટમાં મુંબાઇના સને ૧૮૨૭ ના ૨૧ મા કાયદા ઉપર તથા સને ૧૮૭૦ના ૨૦મા કાયદા ઉપર હવાલો આપ્યો છે તે આ આકટની તેનીજ કલમો ઉપર આપ્યો છે એમ સમજવું.

૩ વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો આ આકટમાં **"અફીણ"** આ શબ્દમાં ખસખસના જીંડવાનો તથા અફીણનો અથવા અફીણમાં મેળવણી કરીને તૈયાર કરેલા પદાર્થનો અને ખસખસનાં ઝાડથી તૈયાર કરેલા કેફ લાવનારાં વસાણાંનો સમાસ થાયછે.

**"માજીસ્ટ્રેટ"** આ શબ્દનો અરથ, ઇલાકામાં મુખ્ય શહેરમાં પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ અને બીજે ઠેકાણે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ અથવા (આ આકટ પ્રમાણે મુકદમાનો ઇનસાફ કરવા સારૂ સ્થાનીક સરકારે ખસુસ અધીકાર આપ્યો હોય ત્યારે બીજા વરગનો માજીસ્ટ્રેટ.)

**"અંદર લાવવું."** આ શબ્દનો અર્થ જે મુલકનો રાજકારભાર કોઇ સ્થાનીક સરકાર ચલાવતી હશે તે મુલકની બહાર જળમાર્ગે અથવા પારકા મુલકમાંથી અથવા જે મુલકનો કારભાર બીજી કોઇ સ્થાનીક સરકાર ચલાવતી હશે તે મુલકમાંથી લાવવું.

**"બહાર મોકલવું."** આ શબ્દનો અર્થ જે મુલકનો રાજકારભાર કોઇ સ્થાનીક સરકાર ચલાવતી હશે તે મુલકની અંદર જળ મારગે અથવા કોઇ પારકા મુલકમાં અથવા જે મુલકનો રાજકારભાર બીજી સ્થાનીક સરકાર ચલાવતી હશે તે મુલકમાં લઇ જવું.

"એક જગાએથી બીજી જગાએ મોકલવું" આ શબ્દનો અર્થ સ્થાનીક સરકાર જે મુલકનો રાજ્યકારભાર ચલાવતી હશે તે મુલકની અંદર એક જગાએથી બીજી જગાએ લઇ જવું.

૪ આ આકટ ઉપરથી અથવા અફીણ સંબંધી બીજા કોઇ ચાલુ કાયદા ઉપરથી અથવા આકટ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે અથવા સદરહુ પ્રકારના હરકોઇ કાયદા પ્રમાણે અથવા આકટ પ્રમાણે કરેલી કાનુન ઉપરથી પરવાનગી હશે તે સિવાય બીજી રીતે કોઇ માણસે હેઠળ લખ્યા પ્રમાણે કરવું નહીં.

(અ) ખસખસના ઝાડનું વાવેતર કરવું નહીં અથવા

(બ) અફીણ તૈયાર કરવું નહીં, અથવા

(ક) અફીણ કબજામાં રાખવું નહીં, અથવા

(ડ) અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલવું નહીં, અથવા

(ઇ) અફીણ અંદર લાવવું નહીં અથવા બહાર મોકલવુ નહીં, અથવા

(ફ) અફીણ વેચવું નહીં.

૫ સ્થાનીક સરકાર જે મુલકનો રાજ્યકારભાર ચલાવતી હશે તે સઘળા મુલકમાં અથવા તે મુલકના હરકોઇ નીર્દિષ્ટ કરેલા ભાગમાં હેઠળ લખેલી સઘળી વાત બાબત અથવા તેઓ પૈકી હરકોઇ વાત બાબત અનિર્બંધ રીતે અથવા ડયુટી આપે તો અથવા બીજી કોઇ સરતે પરવાનગી આપવા સારૂ અને નીયમ ન કરવા સારૂ ગવરનર જનરલ ઇન કાઉંસીલની અગાઉથી મંજુરી લઇને તથા સ્થાનીક ગેઝેટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને વખતોવખત આ આકટને અનુસરીને ... કરવાનો અધીકાર સ્થાનીક સરકારને છે એટલે—

(અ) ખસખસના ઝાડનું વાવેતર કરવું, તથા

(બ) અફીણ તૈયાર કરવું તથા

(ક) અફીણ કબજામાં રાખવું તથા

(ડ) અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલવું, તથા

(ઇ) અફીણ અંદર લાવવું અથવા બહાર મોકલવું, તથા

(ફ) અફીણનું વેચાણ તથા અફીણના પરચુરણ વેચાણ ઉપર લેવાની ડયુટીનો ઇજારો.

પણ એવું ઠરાવ્યું છે કે હેઠળ લખેલા પ્રકારના હરકોઇ અફીણ ઉપર સદરહુ પ્રકારની હરકોઈ કાનુન પ્રમાણે ડયુટી લેવી નહીં એટલે જે કાંઇ અફીણ આણ્યું હશે તથા જેની ઉપર જળમાર્ગની જકાત સંબંધી ચાલુ કાયદા પ્રમાણે અગર છઠી કલમ પ્રમાણે ડયુટી બેસાડી હશે તે અફીણ ઉપર ડયુટી લેવી નહીં.

૬ બ્રીટીશ ઇંડીઆની અંદર અથવા તેના હરકોઇ નીર્દીષ્ટ કરેલા ભાગની અંદર ખુશકીને રસ્તે આણેલા અફીણ ઉપર અથવા આણેલા હરકોઇ જાતના અફીણ ઉપર ઇંડીઆ ગેઝેટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને વખતોવખત પોતાને યોગ લાગે તે ડયુટી બેસાડવાનો તથા સદરહુ પ્રમાણે બેશારેલી ડયુટીમાં ફેરફાર કરવાનો અથવા તે કહાડી નાંખવાનો અધીકાર ગવરનર જનરલ ઇન કાઉંસીલને છે.

૭ ઇંડીઆ ગેઝેટમાં હુકમ પ્રસીદ્ધ કરીને હેઠળ લખ્યા પ્રમાણે કરવાને ગવરનર જનરલ ઇન કાઉંસીલ મુખત્યાર છે. એટલે

( અ ) હરકોઇ સ્થાનીક સરકાર જે મુલકનો રાજકારભાર ચલાવતી હશે તે મુલકમાં કાયદાસર રીતે આણેલા અફીણ સારૂ અથવા તે મુલકમાંથી જે અફીણ બહાર મોકલવાનો ઇરાદો હોય તે અફીણ સારૂ વખાર સ્થાપવાનો અધીકાર સ્થાનીક સરકારને આપવાનો; અને

(બ) સદરહુ પ્રકારનો કોઇ પણ હુકમ રદ કરવાને મુખત્યાર છે.

૮ ગવરનર જનરલ ઇન કાઉંસીલની અગાઉથી મંજુરી લઇને તથા સ્થાનીક ગેઝેટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને હેઠળ અફીણ સંબંધી નીયમ ન કરવા બાબત વખતોવખત આ આકટને અનુસરીને કાનુન કરવાનો અધીકાર સ્થાનીક સરકારને છે.

૯ આ આકટની પાંચમી અથવા આઠમી કલમ પ્રમાણે કરેલી તથા પ્રસીદ્ધ કરેલી કાનુન તોડીને, જે કોઇ માણસ.

(અ) ખસખસના ઝાડનું વાવેતર કરશે, અથવા

(બ) અફીણ તૈયાર કરશે અથવા

(ક) અફીણ કબજામાં રાખશે, અથવા

(ડ) અફીણ એક જગાએથી બીજી જગાએ મોકલશે, અથવા

(ઇ) અફીણ લાવશે અથવા બહાર મોકલશે, અથવા

(ફ) અફીણ વેચશે, અથવા

(ગ) અફીણ વખારમાં રાખવાનું વરજ કરશે અથવા વખારમાં રાખેલું અફીણ કહાડી લઇ જશે અથવા તે અફીણ બાબત કાંઇપણ કૃત્ય કરશે.

અને જે કોઇ માણસ સદરહુ પ્રકારની કોઇ કાનુન બીજી રીતે તોડશે.

તેની ઉપર માજીસ્ત્રેટની રૂબરૂ સાબેતી થસે તો તેને સદરહુ પ્રકારના દર એક ગુન્હા બાબત ઘણામાં ઘણા એક વરસ સુધી કેદની શીક્ષા થશે અથવા ઘણામાં ઘણા એક હજાર રૂપીઆ સુધી દંડ થશે અથવા આ બેઉ શીક્ષા થશે.

અને દંડ કર્યો હોય ત્યારે દંડ આપવામાં નહી આવે તો ગુનેગારને ઘણામાં ઘણા છ મહીના સુધી કેદમાં રાખવા બાબતનો હુકમ ગુન્હાની સાબીતી કરનારા માજીસ્ત્રેટે કરવો, અને સદરહુ પ્રકારની કેદ, બીજી કાંઇપણ કેદની શીક્ષા તેને કરવા બાબત હુકમ કર્યો હશે તે કેદ સીવાય વળી બીજી છે એમ સમજવું,

૧૦ નવમી કલમ પ્રમાણે ફરીયાદી થાય તેમાં ઉલટુ સાબેત કરવામાં આવે ત્યાં સુધી હેઠળ લખ્યા પ્રમાણે સમજવું એટલે જે અફીણ બાબત તહોમતદાર ખાત્રી થાય એવો જવાબ આપી શકતો નથી તે સઘળુ અફીણ જે, અફીણ બાબત તેણે આ આકટ પ્રમાણે ગુન્હો કર્યો છે તે અફીણ છે એમ સમજવું.

૧૧ જે કામમાં નવમી કલમ પ્રમાણે ગુન્હો કર્યો હશે તે કામમાં.

(અ) સદરહુ પ્રમાણે વાવેતર કરેલાં ખસખસનાં ઝાડો તથા

(બ) જે અફીણ બાબત તેજ કલમ પ્રમાણે કાંઇ ગુન્હો કર્યો હશે તે અફીણ, તેમજ તે સીવાય બીજું અફીણ ગુનેગારના કબજામાં હશે ત્યારે તે સઘળું અફીણ પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર થશે.

સદરહુ પ્રકારનું અફીણ સંતાડયું હશે તે પાત્રોમાં અથવા પ્યાકેજોમાં બીજો કાંઇ પણ પદાર્થ હશે તો તે તથા તે અફીણ લેઇ જવા સારૂ ઉપયોગ કરેલાં જાનવરો તથા વાહનો પણ પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર થશે.

૧૨ ગુનેગાર તકસીરવાર ઠરે ત્યારે અથવા હરકાંઇ અફીણ બાબત ગુનોહ કર્યાનું તહોમત જે માણસની ઉપર મુકયું હોય તે બિનતકસીર છે એવો ઠરાવ થાય પણ તે અફીણ પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર છે એવું માજીસ્ટ્રેટ ઠરાવે ત્યારે તે અફીણ સદરહુ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવા બાબતનો હુકમ કરવાનો અધીકાર માજીસ્ટ્રેટને છે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારનો હુકમ જે જણુસો પકડીને સરકાર દાખલ કરવાનો ઇરાદો હોય તે જણુસો પકડ્યાની તારીખથી એક મહીનો થયા વગર અથવા તે જણુસો ઉપર હક છે એવો દાવો કરનારો કોઇ માણસ હોય તેનું બોલવું સાંભળ્યા વગર તથા તેના દાવાના પુરાવામાં તે કાંઇ પુરાવો હાજર કરતો હોય તો તે પુરાવો લીધા વગર કરવો નહીં.

૧૩. ગવર્નર જનરલ ઇન કાઉંસીલની અગાઉથી મંજુરી લઇને તથા સ્થાનીક ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને પકડીને સરકાર દાખલ કરેલી સઘળી જણુસોની વ્યવસ્થા કરવા બાબતની અને પકડીને સરકાર દાખલ કરેલી સઘળી જણુસોની વ્યવસ્થા કરવા બાબતની અને કરેલા દંડની તથા પકડીને સરકાર દાખલ કરેલી જણુસોની ઉત્પન્નમાંથી અમલદારોને તથા બાતમી આપનારાઓને આપવાની બક્ષીસો બાબતની કાનુન કરવાનો અધીકાર સ્થાનિક સરકારને છે.

૧૪. એકસેશનાં અથવા પોલીસનાં અથવા કસ્ટમનાં અથવા મીઠાનાં અથવા અફીણનાં અથવા મહેસુલનાં ખાતા પૈકી હરકોઇ ખાતાનો જે કોઇ અમલદાર પટાવાળા કરતાં અથવા કાનસ્ટેબલના કરતાં ઉંચા દરજ્જાનો હશે તથા જેને તેના હુદ્દાના હકથી સ્થાનીક સરકારે આ કાંમ બાબત અખત્યાર આપ્યો હશે તથા જેને ખુદ પોતાની માહીતી ઉપરથી અથવા કોઇ માણસે બાતમી આપી હશે તથા તે લખી લીધી હશે તે બાતમી ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે લાગવાનો સબબ હશે એટલે આ આકટ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને જે અફીણ પાત્ર હશે તે અફીણ કોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા ઘેરી લીધેલી જગામાં તૈયાર કરે છે અથવા રાખ્યુ છે અથવા સંતાડયું છે એવું લાગવાનો સબબ હશે તે અમલદારને સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધીકાર છે. એટલે—

(અ) સદરહુ પ્રકારની હરકોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા જગામાં પેસવાનો અને

(બ) હરકત કરવામાં આવે તે પ્રસંગે કોઇ બારણું ભાગવાનો તથા સદરહુ પ્રમાણે પેસવાને કાંઇ બીજો પ્રતીબંધ હશે તે દુર કરવાનો, અને

(ક) સદરહુ પ્રકારનું અફીણ તથા તે તૈયાર કરવામાં ઉપયોગ કરેલા સઘળા પદાર્થ અને જે બીજી કાંઇ જણુસો પકડવાને, અને

(ડ) જે કોઇ માણસે આ આકટ પ્રમાણે અથવા જે વખતે જે બીજો કાયદો ચાલુ હશે તે કાયદા પ્રમાણે સદરહુ પ્રકારના અફીણ સંબંધી, કાંઇ ગુનોહ કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હશે તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને પોતાને યોગ્ય દેખાય તો તેને પકડવાનો અધીકાર છે.

૧૫. સદરહુ ખાતાંઓ પૈકી કોઇ પણ ખાતાના હરકોઇ અમલદારને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધીકાર છે. એટલે

(અ) કાંઇ અફીણ તથા જે બીજી કાંઇ જણસ અગીયારમી કલમ પ્રમાણે અથવા અફીણ સરકાર દાખલ કરવાને પાત્ર છે એવું પોતાને લાગવાનો સબબ હોય તે અફીણ અથવા તે બીજી જણસ કોઇ ખુલી જગામાં અથવા રસ્તે જતી હોય ત્યારે પકડવાનો.

(બ) જે કોઇ માણસે આ આકટ વિરૂધ અથવા સદરહુ પ્રકારના બીજા કોઇ કાયદા વિરૂધ ગુનો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હશે તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને સદરહુ પ્રકારના માણસના કબજામાં અફીણ હોય તો તેને તથા તેની સાથે જે કોઈ બીજું માણસ હોય તેને પકડવાનો અધીકાર છે.

૧૬. ચૌદમી કલમ પ્રમાણે અથવા પંદરમી કલમ પ્રમાણે લેવાના સઘળા ઝાડા ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા માંહેના ઠરાવ પ્રમાણે લેવા.

૧૭. ચૌદમી કલમમાં કહેલા જુદા જુદા ખાતાઓના અમલદારોને સુચના આપી હોય તો અથવા

દરખાસ્ત કરી હોય તો આ આક્ટ માંહેના ઠરાવ અમલમાં લાવવાના કામમાં એક બીજાઓને મદદ કરવી એ કાયદા પ્રમાણે અવશ્ય છે.

૧૮. સદરહુ ખાતા પૈકી કોઇ પણ ખાતાનો જે કોઇ અમલદાર વહેમના વ્યાજબી સબબ વગર હરકોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા જગામાં પેસશે અથવા તેનો ઝાડો લેશે અથવા તેમાં પેસાડશે અથવા તેનો ઝાડો લેવરાવશે અથવા આ આક્ટ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર હોય એવું કાંઇ અફીણ અથવા બીજી જણસો પકડવાના અથવા તેને સારૂ ઝાડો લેવાના બહાના ઉપરથી કોઇ માણસનો માલ તેને ત્રાસ થાય એવી રીતે તથા વગર કારણે પકડશે. તે અમલદારને સદરહુ પ્રકારના દરેક ગુન્હા બાબત ઘણામાં ઘણા પાંચસેં રૂપીઆ સુધી દંડ થશે.

૧૯. કોઇ માણસે અફીણ સંબંધી ગુનો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે માણસને પકડવા સારૂ અથવા પકડીને સરકાર દાખલ કરવાને પાત્ર હોય એવું અફીણ જે ઘરમાં અથવા વહાણમાં અથવા જગામાં રાખ્યું છે અથવા સંતાડ્યું છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે ઘરનો અથવા વહાણનો અથવા જગાનો દીવસે અથવા રાત્રે ઝાડો લેવા સારૂ પોતાનું વારંટ કરવાનો અખ્ત્યાર ડીસ્ટ્રીક્ટના કલેક્ટરને અથવા ડેપ્યુટી કમીશનરને છે અથવા સ્થાનીક સરકારે આ કામ સારૂ જે બીજા અમલદારને તે ફલાણો માણસ છે, માટે અથવા તેના હુદ્દાના હકથી અધીકાર આપ્યો હશે તેને છે અથવા માજીસ્ત્રેટને છે. આ કલમ પ્રમાણે કરેલાં સઘળાં વારંટો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા માંહેના ઠરાવ પ્રમાણે બજાવવાં.

૨૦. ચૌદમી અથવા પંદરમી કલમ પ્રમાણે પકડેલું દરએક માણસ તથા જણસ વાર ન લગાડતાં છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સ્વાધીન હોય તેની પાસે મોકલવી અને ઓગણીસમી કલમ પ્રમાણે પકડેલું દરક માણસ તથા જણસ જે અમલદારે વારંટ કર્યું હોય તેની પાસે વાર ન લગાડતાં મોકલવી.

૨૧. કોઇ અમલદાર આ આક્ટ પ્રમાણે કોઇ માણસને અથવા જણસને પકડશે ત્યારે તેણે સદરહુ પ્રમાણે પકડયા પછી અડતાળીશ કલાકની અંદર સદરહુ પ્રમાણે પકડયાની સઘળી હકીકતનો સંપૂર્ણ રીપોર્ટ પોતાના ઉપરી અમલદારને કરવો.

૨૨. ખસખસના ઝાડનું ગેરકાયદેસર રીતે વાવેતર કર્યાનું કહેતા હોય તેવાં કામમાં પાક કહાડી લઇ જવો નહીં પણ તે પાક તે કામનો નીકાલ થાય ત્યાં સુધી હેઠળ લખેલા અમલદારે જપ્ત કરવો એટલે પટાવાળા કરતાં અથવા કાનસ્ટેબલના કરતાં ઉંચા દરજ્જાવાળા જે અમલદારને તેના હુદ્દાના હકથી આ કામ સારૂ સ્થાનિક સરકારે અખત્યાર આપ્યો હશે તે અમલદારે જપ્ત કરવો અને તે કામનો નીકાલ જે માજીસ્ત્રેટે કરવાનો હોય તે માજીસ્ત્રેટની રૂબરૂ તે વાવેતર કરનારાએ હાજર થવા સારૂ તેને વ્યાજબી રકમનો ( તે રકમ સદરહુ અમલદારે ઠરાવવી ) જામીન આપવાને સદરહુ અમલદારે ફરમાવવું અને સદરહુ વાવેતર કરનાર સદરહુ જામીન વાજબી વખતમાં આપવાને ચુકયા વગર તેને પકડવો નહિ.

૨૩. આ આક્ટ પ્રમાણે કરેલી કોઇ કાનુન પ્રમાણે બેસાડેલી કાંઇ ફીનો અથવા ડયુટીનો કાંઇ ચડેલો અવેજ હશે તે, અને અફીણના મેહેસુલના કોઇ ઇજારદારની પાસે કાંઇ ચડેલો અવેજ લહેણો હશે તે, જે માણસ સરકારને આપવાને પ્રથમતઃ પાત્ર હશે તેની પાસેથી અથવા તેનો જામીન હોય તો તેની પાસેથી તે અવેજ જમીનના મેહેસુલનો ચડેલો અવેજ હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધીકાર છે.

૨૪. અફીણના મહેસુલના ઇજારદારની લાઇસન્સ બાબત પોતાના લાઇસન્સવાળાની પાસે કાંઇ રકમ લહેણી હશે ત્યારે સદરહુ પ્રકારના ઇજારદારને મારી તરફથી સદરહુ રકમ તમે વસુલ કરો એવા મજકુરની અરજી હેઠળ લખેલા અમલદારને કરવાનો અધીકાર છે. એટલે ડીસ્ટ્રીક્ટના કલેક્ટરને અથવા ડેપ્યુટી કમીશનરને અથવા આ બાબત સ્થાનિક સરકારે જે બીજા અમલદારને અખત્યાર આપ્યો હશે તેને અરજી કરવાનો અધીકાર છે અને સદરહુ પ્રકારની અરજી પહોંચ્યા પછી સદરહુ પ્રકારની રકમ, જમીન મહેસુલની ચડેલી બાકી હોય તે પ્રમાણે તે પોતાની નજરમાં આવે તો વસુલ કરવાનો અધીકાર સદરહુ પ્રકારના કલેક્ટરને અથવા ડેપ્યુટી કમીશનરને અથવા બીજા અમલદારને છે અને સદરહુ

પ્રમાણે વસુલ કરેલી કાંઇ પણ રકમ સદરહુ પ્રકારના કલેકટરે અથવા ડેપ્યુટી કમીશનરે અથવા બીજા અમલદારે અરજદારને આપવી.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની રકમ વસુલ કરવા સારૂ સદરહુ પ્રકારના કલેકટરે અથવા ડેપ્યુટી કલેકટરે અથવા બીજા અમલદારે કરેલા કોઇ પણ પ્રોસેસની બજાવણી હેઠળ લખેલે પ્રસંગે મોકુફ રાખવી. એટલે ઇજારદારના માગણાનો ઇનસાફ થવા સારૂ લાઇસન્સવાળો દીવાની કોર્ટમાં ફરીયાદ કરશે તથા જે રકમ પોતે સદરહુ પ્રકારના ઇજારદારને દેવી છે એવું સદરહુ પ્રકારની કોર્ટ ઠરાવશે તે રકમ આપવા બાબત સદરહુ પ્રકારના અમલદારની ખાત્રીનો જામીન તે આપે તો મોકુફ રાખવી.

વળી એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના લાઇસન્સવાળાની પાસે કાંઇ પણ રકમ અફીણના મેહેસુલના કોઇ ઇજારદારની લેહેણી હશે તે દીવાની કોર્ટમાં ફરીયાદ કરીને અથવા બીજી રીતે વસુલ કરવાના તે ઇજારદારના હકને આ કલમના હરકોઇ ઠરાવ ઉપરથી અથવા આ કલમ પ્રમાણે કરેલી કોઇ વાત ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

**૨૫.** કાંઇ પણ કર્ત્તવ્ય કર્મ અથવા કૃત્ય કરવા સારૂ કોઇ માણસ આ આકટ પ્રમાણે કરેલી કોઇ કાનુન મુજબ બાંડ લખી આપે ત્યારે પ્રસંગ પ્રમાણે સદરહુ પ્રકારનું કર્ત્તવ્ય કર્મ અથવા કૃત્ય સન ૧૮૭૨ ના ઇંડીઆના કરાર બાબતના આકટની ૭૪ મી કલમના અર્થ પ્રમાણે જે સરકારી કામમાં અથવા કૃત્યમાં સર્વ લોકોનો સંબંધ છે તેવું કર્તવ્ય કર્મ અથવા કૃત્ય છે એમ સમજવું અને સદરહુ પ્રકારનાં બાંડની સરત તે તોડે તો હેઠળ લખેલી સઘળી રકમ જમીન મેહેસુલની ચઢેલી બાકી પ્રમાણે તેની પાસેથી વસુલ કરવાનો અધીકાર છે એટલે બાંડની સરત સદરહુ પ્રમાણે તે તોડે તો જે રકમ આપવાનું તે બાંડમાં લખ્યું હશે તે સઘળી રકમ વસુલ કરવાનો અધીકાર છે.

# નાટકના ખેલ બાબતનો આકટ.

## (૧૮૭૬ નો આકટ ૧૯ મો.)

૧. આ આકટને " સને ૧૮૭૬ નો નાટકના ખેલ બાબતનો આકટ " કહેવો. આ આકટ આખા બ્રિટીશ ઇંડીઆને લાગુ છે, અને તે તાબડતોબ અમલમાં આવશે.

૨. આ આકટમાં " માજીસ્ત્રેટ " શબ્દનો અર્થ ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસનો માજીસ્ત્રેટ તથા બીજે ઠેકાણે ડિસ્ટ્રિકટનો માજીસ્ત્રેટ એવો સમજવો.

૩. સાર્વજનીક જગામાં કરેલો અથવા કરવાનો કોઇ ખેલ અથવા પ્યાનટોમાઇમ (બોલ્યા વગર ફક્ત હાવભાવ કરી દેખાડવાનો ખેલ) અથવા બીજું નાટક.

(અ) લાજ ઉપજાવનારૂ અથવા આબરૂ લેવાના પ્રકારનું છે, અથવા (બ) કાયદા ઉપર બ્રીટીશ ઇંડીઆમાં સ્થાપેલી સરકાર બાબત બેદીલીનો વીચાર ઉત્પન્ન કરવા જેવું છે, અથવા (ક) ખેલની વખતે હાજર હોય તે માણસોની નીતિ ભ્રષ્ટ કર્યા જેવું તથા તેઓને દુર્ગુણી કરવા જેવું છે એવું સ્થાનીક સરકારને લાગે ત્યારે, હુકમ કરીને તે ખેલની મના કરવાનો અધીકાર સ્થાનીક સરકારને છે, અથવા ઇલાકાના મુખ્ય શહેરની બહાર તથા રંગુનની બહાર સ્થાનીક સરકારને અથવા જે માજીસ્ત્રેટને આ બાબત સ્થાનીક સરકાર અધિકાર આપશે તે માજીસ્ત્રેટને છે.

ખુલાસો—જે કોઇ ઇમારતમાં અથવા ઘેરી લીધેલી જગામાં પૈસા આપે તો લોકોને ખેલ જોવા સારૂ દાખલ કરે છે તે ઇમારત અથવા તે ઘેરી લીધેલી જગા આ કલમના અર્થ પ્રમાણે સાર્વજનીક જગા છે એમ સમજવું.

**૪.** સદરહુ પ્રકારના હુકમની એક નકલ જે માણસ સદરહુ પ્રમાણે મના કરેલા ખેલમાં ખેલ કરનાર હશે તેની ઉપર અથવા જે ઘરમાં અથવા ઓરડામાં અથવા જગામાં સદરહુ પ્રકારનો ખેલ કરવાનો ઇરાદો હશે તે ઘરના અથવા ઓરડાના જગાના માલેક ઉપર અથવા ભોગવટો કરનારા ઉપર બજાવવાને અધિકાર છે, અને જે માણસ ઉપર સદરહુ પ્રકારની નકલ બજાવી હશે તથા જે સદરહુ

પ્રકારનો હુકમ તોડીને જે કાંઇ કૃત્ય કરશે અથવા ખુશીથી કરવા દેશે તેની ઉપર માજીસ્ટ્રેટની રૂબરૂ ગુન્હાની સાબીતી થશે તો તેને ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી કેદની અથવા દંડની શીક્ષા અથવા આ બેઉ શીક્ષા થશે.

૫. સદરહુ પ્રકારનો કાંઇ હુકમ દાંડી પીટાવીને જાહેર કરવાનો અધિકાર છે તથા તે બાબતની લખેલી અથવા છાપેલી નોટીસ સદરહુ પ્રમાણે મના કરેલા ખેલમાં ખેલ કરવાનો અથવા તે ખેલ જોવાનો જે માણસોનો ઇરાદો હોય તે માણસોને તે હુકમની ખબર મળવા જેવી કોઇ જગામાં અથવા જગાઓમાં લગાડવાનો અધિકાર છે.

૬. જે કોઇ સદરહુ પ્રકારનો કાંઇ હુકમ પ્રસીદ્ધ થયા પછી

(અ) તે હુકમ ઉપરથી મના કરેલા ખેલમાં અથવા સદરહુ પ્રમાણે મના કરેલો ખેલ જેવો અર્થાત કોઇ ખેલ હશે તે ખેલમાં ખેલ કરશે, અથવા

(બ) સદરહુ પ્રકારનો કાંઇ ખેલ ચલાવવામાં હરકોઇ રીતે મદદ કરશે, અથવા

(ક) સદરહુ પ્રકારનો કાંઇ ખેલ સઘળો થાય ત્યાં સુધી અથવા તેનો કાંઇ ભાગ થાય ત્યાં સુધી સદરહુ પ્રકારનો હુકમ જાણી જોઇને તોડીને તમાસગીર તરીકે હાજર હશે, અથવા

(ડ) કોઇ ઘરનો અથવા ઓરડાનો અથવા જગાનો માલેક અથવા ભોગવટો કરનારો હોય અ-થવા તેનો ઉપયોગ કરવાનું પોતાની પાસે હોય ત્યારે તે ઘર અથવા ઓરડો અથવા જગા સદરહુ પ્રકા-રના કોઇ ખેલ સારૂ ઉઘાડશે અથવા રાખશે, અથવા તેનો ઉપયોગ કરશે અથવા સદરહુ પ્રકારના હરકોઇ ખેલ સારૂ તે ઉઘાડવા અથવા રાખવા દેશે, તેની ઉપર માજીસ્ટ્રેટની રૂબરૂ ગુન્હાની સાબીતી થશે તો તેને ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી કેદની અથવા દંડની શીક્ષા થશે અથવા એ બેઉ શીક્ષા થશે.

૭. કોઇ સાર્વજનીક નાટકનો ઇરાદો હશે તે કેવા પ્રકારનો છે તે ઠરાવવા સારૂ પોતાને જે મા-હીતીની જરૂર લાગે તે માહીતી જે નાટકનો ખેલ કરવાનો હોય તે નાટકના કરના પાસેથી અથવા તેના માલેક પાસેથી અથવા તેના છાપનાર પાસેથી અથવા જે જગાએ તે ખેલ હોય તે જગાના માલેક પાસેથી અથવા ભોગવટો કરનાર પાસેથી માગવાનો અધિકાર સ્થાનીક સરકારને અથવા આ બાબત ખસુસ અખ-ત્યાર જે અમલદારને તે સરકાર આપશે તે અમલદારને છે.

જે માણસ પાસે સદરહુ પ્રમાણે માગણી કરી હશે તેણે તે માહીતી પોતાની શક્તિ પ્રમાણે આપવી જોઇએ. અને જે કોઇ આ કલમ તોડશે તેણે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૬ મી કલમ પ્રમાણે ગુન્હો કર્યો છે એમ સમજવું.

૮. આ આક્ટ પ્રમાણે મના કરેલા કોઇ ખેલ સારૂ ફલાણા ઘરનો અથવા ઓરડાનો અથવા જગાનો ઉપયોગ કરે છે. અથવા કરવાનો છે એવું લાગવાનો કોઇ માજીસ્ટ્રેટને સબબ હોય તો સદરહુ પ્ર-કારના ઘરમાં અથવા ઓરડાનાં અથવા જગામાં જરૂર હોય તેટલી મદદ લઇને રાત્રે અથવા દીવસે અને જરૂર હોય તો જબરીથી પેસવાનો તથા તેમાં જે માણસો માટે તે સઘળાઓને કેદ કરવાના તથા તેમાં જે સીનેરી ( દેખાવના પડદા ) તથા પોશાક તથા બીજા પદાર્થ મળશે તથા જે સદરહુ પ્રકારના ખેલ સારૂ ઉપયોગ કર્યા હોય તે અથવા કરવાનો ઇરાદો છે એવો વ્યાજબી શક હોય તે સઘળી સીનરીઓ તથા પોશાક તથા બીજા પદાર્થ પકડવાનો અધિકાર પોલીસના હરકોઇ અમલદારને, પોતાના વારંટ ઉપરથી આપવાનો અખત્યાર તે માજીસ્ટ્રેટને છે.

૯. ગુન્હાની સાબીતીનો ઠરાવ આ આક્ટ પ્રમાણે થયો હોય તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ તથા ૨૯૪ પ્રમાણે ફરીયાદનું કામ ચલાવવાને હરકત થાય છે એમ સમજવું નહિ.

૧૦. આ કલમ માંહેના ઠરાવ કોઇ પણ પ્રદેશને લાગુ કરવાની જરૂર છે એવું સ્થાનિક સરકારની નજરમાં આવે ત્યારે ગવર્નર જનરલ ઇન કૌન્સીલની મંજુરીથી હેઠળ લખ્યા પ્રમાણે જ્ઞાપીત કરવાનો અધિકાર તે સરકારને છે. એટલે સદરહુ પ્રકારનો ઠરાવ જાહેરનામામાં ઠરાવેલી તારીખથી સદરહુ પ્રકારના પ્રદેશને લાગુ કર્યો છે એવું જાહેરનામું સ્થાનિક સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ કરીને જ્ઞાપીત કરવાનો અધિકાર છે.

પોતે આપેલા પરવાના વગર અથવા આ બાબત પોતે જે અમલદારને ખસુસ અખત્યાર આપશે તે અમલદારે આપેલા પરવાના વગર સદરહુ પ્રકારના પ્રદેશ માંહેની સાર્વજનિક ગમ્મતની કોઇ જગામાં કોઇ નાટકનો ખેલ સદરહુ તારીખથી કરવો નહિ એવો હુકમ કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

સ્થાનિક સરકારને હેઠળ લખ્યા પ્રમાણે હુકમ કરવાનો પણ અધિકાર છે, એટલે નાટક લખ્યું હોય તો તેની તથા જેટલે સુધી તે લખ્યું હોય તેટલે સુધી તેની એક નકલ અથવા તે પ્યાન્ટોમાઇમ હોય તો તેની અથવા જેટલે સુધી પ્યાન્ટોમાઇમ હોય તેટલે સુધી તેની મતલબની કાંઇ પુરતી હકીકત ખેલના નીદાન ત્રણ દીવસ અગાઉ સ્થાનિક સરકારને અથવા સ્થાનિક સરકાર આ બાબત જે અમલદા-રને નીમશે તેને આપ્યા વગર સદરહુ પ્રકારના પ્રદેશ માંહેની સાર્વજનિક ગમ્મતની કોઇ જગામાં નાટકનો ખેલ કરવો નહિ એવો પણ હુકમ કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

આ કલમ પ્રમાણે કરેલા કોઇ હુકમની નકલ સાર્વજનિક ગમ્મતની જગા રાખનાર હરકોઇ માણસ ઉપર બજાવવાનો અધિકાર છે અને તે બજાવ્યા પછી તે માણસ સદરહુ પ્રકારનો હુકમ તોડીને કાંઈ કૃત્ય કરશે અથવા ખુશીથી કરવા દેશે તો તેના ઉપર તે વાતની સાબીતી માજીસ્ત્રેટની રૂબરૂ થશે તો તેને ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી કેદની અથવા દંડની અથવા આ બેઉ શિક્ષા થશે.

૧૧. આ આકટ ઉપરથી જે અધિકાર સ્થાનિક સરકારને આપ્યો છે તે ચલાવવાને ગવર્નર જન-રલ ઇન કૌન્સીલ મુખત્યાર છે.

૧૨-આ આકટ માંહેના કોઇ પણ ઠરાવ કોઇ પણ જાત્રાને અથવા ધર્મ સંબંધી ઉત્સાહની વખતે તેવી જાતના ખેલને લાગુ છે એવું સમજવું નહિ.

---

# યુરેપિઅન વેગ્રન્સી એકટ.

## ( સને ૧૮૭૪ નો આકટ ૯ મો. )

૧ આ આકટ બ્રિટિશ ઇંડિઆને લાગુ છે.

૩ "યુરોપિઅન પેટનું માણસ" આ શબ્દોમાં યુરોપ, અમેરિકા, ઇસ્ટ ઈંડીઝ, આસ્ટ્રેલીઆ, રાસમે-નિઆ, ન્યુઝીલંડ, નેટલ અને કેપકાલોનીમાં જન્મેલાં માણસોનો અને તેમનાં પુત્ર પૌત્રનો સમાસ થાય છે. "નિરૂદ્યોગ ભટકનારો"—એ શબ્દોમાં કામ ધંધા વગર, વગર ગુજરાનના સાધન વગર ભટકતો માલુમ પડે તે માણસ સમજવો.

૪ કલકત્તા, મુંબાઇ અને મદ્રાસ શહેરની હદમાં કોઇ માણસ નિરૂદ્યોગ ભટકનારો દેખાતો હોય તેને પાસેના માજીસ્ટ્રેટ પાસે હાજર થવાનું, તથા તે શહેરોની બહાર હોય તો છેક પાસેનો જે જસ્ટીસ ઓફ ધી પીસ પહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધિકાર ચલાવતો હોય તેની પાસે હાજર થવાનું કહેવાને હર-કોઇ પોલીસ અમલદારને અધિકાર છે.

૫ તેની સ્થિતિ બાબત માજીસ્ત્રેટે સંક્ષેપ રીતે ચોકસી કરવી અને તેનો ઠરાવ લખી મુકવો. જો તેને ચાકરી ધંધો મળે તેમ ન હોય તો તેને સરકારી વર્ક હાઉસમાં જવાનો હુકમ કરવો.

૯ જો ચાકરી ધંધો મળે એવો હોય તો તેને ધંધાની જગાએ મોકલવો.

૧૯ માજીસ્ત્રેટની પાસે કોઇ માણસ ૪થી કલમ પ્રમાણે કરતા છતાં જશે નહિ તો, તેને વગર વારંટે પકડવાનો પોલીસને અધિકાર છે, અને તે વાત સાબિત થયેથી તેને એક મહીના સુધીની કેદની અથવા દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

૨૩ જો યુરોપીઅન પોતાના નિર્વાહનું પુરતું સાધન હોય છતાં ભીખ માગતો માલમ પડશે, ધમકી દેખાડીને કે દાંડાઇ કરીને ભીખ માગતો માલુમ પડશે, અથવા ના કહ્યા છતાં ભીખ માગશે તેને બે મહીનાની સખ્ત મજુરી સાથે કેદની શીક્ષા થશે.

---

# જંગલી પક્ષી તથા શિકારના રક્ષણનો આકટ.

## ( ૧૮૮૭ નો આકટ ૨૦ મો. )

૧. આ આકટ આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૨. "જંગલી પક્ષી" એ શબ્દના અર્થમાં, મોર તથા શિકારના દરેક પક્ષીનો સમાસ થાય છે.

૩. કોઇ પણ મ્યુનિસિપાલીટી અથવા કેન્ટોન્મેન્ટની બાબતમાં સ્થાનિક સરકાર અથવા મ્યુનિસિપાલીટીનો કેન્ટોન્મેન્ટનો અધિકારી સદરહુ હદમાં તરતજ મારેલા અથવા પકડેલા જંગલી પક્ષનો કબજો અથવા વેચાણ, અથવા તેમનાં પીછાં, લાવવાનું કરેલી કાનુનોની રૂયે બાધ અથવા સરતોને પાત્ર બંધ કરવા વિશેની કાનુનો કરવાને મુખત્યાર છે, જેના સંબંધમાં કાનુન તોડવામાં આવશે એવા પ્રત્યેક જંગલી પક્ષી બદલ પેહેલ વહેલા ગુન્હાની બાબતમાં પાંચ રૂપિઆ સુધી, તથા ત્યારપછીના ગુન્હાની બાબતમાં દશ રૂપિઆ સુધીનો દંડની શિક્ષા થશે. પક્ષી સિવાય કોઇ પણ શિકારના પ્રાણીને આ આકટ લાગુ કરવાનો અધિકાર છે.

---

# સફેત ફોસ્ફરસની દીવાસળીઓની મના કરવા બાબતનો આકટ

## (સને ૧૯૧૩ નો ૫ મો)

૧ (૧) આ આકટને સફેત ફોસ્ફરસની દીવાસળીઓની મના કરવા બાબતનો આકટ કહેવો (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૨ આ આકટમાં 'સફેત ફોસ્ફરસ' એ શબ્દોનો અર્થ સાધારણ રીતે ધોળા કે પીળા ફોસ્ફરસ તરીકે જાણીતો થએલો પદાર્થ એવો થાય છે.

૩ સન ૧૮૭૮ ના જળમાર્ગની કસ્ટમના આકટની ૧૮ મી કલમમાં હેઠળની રકમ ઉમેરવી.
સફેત ફોસ્ફરસની દીવાસળીઓ.

૪ (૧) કોઇ પણ સખસે દીવાસળી બનાવવામાં સફેત ફોસ્ફરસ વાપરવો નહિ. (૨) જે કોઇ પણ સખસ દીવાસળી બનાવવામાં સફેત ફોસ્ફરસ વાપરશે કે પોતાના તાબામાંના કોઇ પણ સખસને વાપરવા દેશે તેને વત્તામાં વત્તા બસો રૂપીઆ સુધીનો દંડ કરવામાં આવશે.

૫ દીવાસળી બનાવનાર દરેક સખસે સને ૧૯૧૧ ના હિંદુસ્તાનના કારખાનાના આકટની રૂયે નિમેલા કારખાનાના ઇન્સ્પેકટરે એવી બનાવટમાં વાપરેલા કે વાપરવા માટે મિશ્રણ કરેલા કોઇપણ પદાર્થનું પૃથક્કરણ કરવા માટે જોઇએ તેટલા માસલા કોઇ પણ વખતે લેવા દેવા જોઇએ પણ તે માસલો લેવામાં આવે તે વખતે જરૂરનાં સાહિત્યો પુરાં પાડીને આવી રીતે લીધેલા માસલાના બે ભાગ કરવાની અને તેમાંના એક ભાગપર નિશાન કરવાની, મોહોર કરવાની, અને તે પોતાને આપવાની સદરહુ ઇન્સ્પેકટરને ફરજ પાડવાને મુખત્યાર છે.

( ૨ ) જે કોઇ પણ સખસે ઉપર જણાવ્યું છે તેવા કોઇ કારખાનાના ઇન્સ્પેકટરને, પેટા કલમ (૧) ના ઠરાવો મુજબ માસલો લેવા દેવાની ના પાડશે તેવે વત્તામાં વત્તા બસો રૂપિઆ સુધીના દંડની શિક્ષા થશે.

૬ (૧) કોઇ પણ સખસે સફેત ફોસ્ફરસની કોઇ પણ દીવાસળી વેચવી નહીં, અથવા વેચવા માટે આપવી નહીં, અથવા માંડવી નહીં, અથવા વેચવાના કારણ માટે પોતાના કબજામાં રાખવી નહીં (૨) જે કોઇ સખસ પેટા કલમ (૧) ના ઠરાવોનું ઉલ્લંઘન કરશે તેને પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને પેટા હુકડી માજીસ્ટ્રેટને કે પહેલા વર્ગના માજીસ્ટ્રેટને ફરિયાદ કરવામાં આવેથી તેના કબજામાંની એવી કોઇ પણ દીવાસળી જપ્ત થવા દેવાનો હુકમ કરવાને અધિકાર છે, અને એવી રીતે જપ્ત થયેલી કોઇ પણ દીવાસળીનો નાશ કરવો અથવા તે માજીસ્ટ્રેટ ફરમાવે તેવી બીજી રીતે તેની વ્યવસ્થા કરવી.

# ભાગ ૨ જો.

## રેવન્યુ વિષયને લગતા કાયદાઓ.

# લેન્ડ રેવન્યુ કોડ.

### મુંબઇનો જમીન મહેસુલનો કાયદો.

**( સને ૧૮૭૯ ના મુંબાઇનો આક્ટ ૫ મો. )**

મુલકી અમલદારો સંબંધી, તથા જમીન મહેસુલનો આકાર ઠરાવવા સંબંધી તથા જમીન મેહેસુલના વહીવટ બાબતની બીજી વાત સંબંધી કાયદા છે તે એકઠા કરીને સુધારવા યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

### બાબ ૧ લો.

**પ્રથમ નિયમ.**

**૧.** આ આક્ટને " સને ૧૮૭૯ નો મુંબાઇનો જમીન મેહેસુલનો કાયદો " કહેવો.

આ આક્ટ સને ૧૮૭૪ ના ૧૪ મા આક્ટમાં કહેલી શેડયુલ્ડ ડીસ્ટ્રીક્ટો તથા મુંબાઇ શહેર અને એડન શિવાય સઘળા મુંબાઇ ઇલાકાને લાગુ પડે છે.

***ટીકા***—અક્કલકોટ સંસ્થાન તથા સિંધને આ આક્ટ લાગુ છે.

૨. જી કલમ રદ કરી છે.

**૩.** આ આક્ટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો.

(૧) **" મુલકી અમલદાર "** આ શબ્દનો અર્થ કોઇ પણ દરજ્જાના જે જે અમલદારને આ આક્ટના ઠરાવો પૈકી કોઈ પણ ઠરાવ મુજબ નીમ્યો હશે તથા જમીન મેહેસુલના અથવા સરવેનાં અથવા આકાર ઠરાવવાનાં અથવા હીસાબનાં અથવા તે સંબંધી દફતરનાં કામમાં અથવા કામને સંબંધે રાખેલા હશે તે અમલદાર એવો સમજવો. અને આ શબ્દમાં ૨૫ મી તથા ૨૬ મી કલમોના કારણ સારૂં વંશપરંપરાના હુદ્દાઓ બાબતના સન ૧૮૮૭ ના મતાદારોના આક્ટના ઠરાવોની રૂઇએ નિમેલા અધિકારીનો સમાસ થાય છે.

***ટીકા***—ગામના વંશપરંપરાના કામદાર (વંશપરંપરાના પટેલો તથા કુલકરણીઓ) એ મુલકી અમલદાર નથી. એગ્રીકલચરના ડીસ્ટ્રીક્ટ ઇન્સ્પેકટરોને મુલકી અમલદારો ગણવા.

(૨) **" સરવે અમલદાર "** આ શબ્દોનો અર્થ આ આક્ટની ૧૮ મી કલમ ઉપરથી અથવા તે કલમમાં ઠરાવેલી રીતે નીમેલો અમલદાર એમ સમજવો.

(૪) **" જમીન "** આ શબ્દમાં જમીનમાંથી ઉત્પન્ન થનારા ફાયદાનો તથા ભોંયને ચોંટેલી વસ્તુનો અથવા ભોંયને ચોંટેલી વસ્તુ જોડે જાથુ જડાયલી વસ્તુનો સમાસ અને ગામના અથવા મુલકના નક્કી કરેલા બીજા ભાગના મહેસુલના અથવા ગણોતના ભાગનો અથવા તેની ઉપર નાંખેલા બોજાનો પણ સમાસ થાય છે એમ સમજવું.

(૫) **" ઇસ્ટેટ "** આ શબ્દોનો અર્થ જમીનમાંનો કાંઇપણ હક સંબંધ તથા તેવા હક સંબંધનો સમુદાય કોઇપણ માણસને અથવા તે ધારણ કરી શકે એવા માણસોનો જે સમુહ તે સમુહને પ્રાપ્ત થયો હશે તે હક સંબંધ તથા તેના હક સંબંધનો સમુદાય એવો સમજવો.

(૮) "**ઘરનું ગભાણુ**" આ શબ્દોનો અર્થ જમીનનો જે વીભાગ ઇમારતી કામ સારૂ ધારણ કરેલો હશે તે જમીનનો વીભાગ; પછી તે વીભાગ ઉપર કોઇ ઇમારત વાસ્તવીક બાંધેલી હોય કે ન હોય અને તે વીભાગ ઉપર બાંધેલી કોઇ ઇમારતથી ઘેરાએલી અથવા તેને લગતી જે ખુલ્લી જમીન અથવા આંગણું હોય તે ખુલ્લી જમીનનો અથવા આંગણાનો "ઘરનું ગભાણુ" આ શબ્દોમાં સમાસ થાય છે.

(૯) "હદ નીશાન" આ શબ્દોનો અર્થ કાંઇપણ ઉભુ કરેલું નીશાન તે પછી માટીનું હોય કે પથરાનું હોય કે બીજા પદાર્થનું હોય અને તે પ્રમાણે કાંઇપણ વાડ અથવા નહીં ખેડેલો બાંધ અથવા જમીનનો ચીચરવટો અથવા બીજો પદાર્થ; પછી તે સ્વભાવિક હોય કે કૃતીથી કરેલો હોય; અને જે નીશાન વાડ નહી ખેડવા બાબત જમીનનો ચીચરવટો અથવા બીજો પદાર્થ, સર્વે અમલદારે અથવા આ બાબત અધીકાર હોય તેવા બીજા મુલકી અમલદારે જમીનના કોઇપણ ભાગની હદ બતાવવા સારૂ ઉભો કરેલો હોય; કામે લગાડેલો હોય કે નક્કી કરેલો હોય તે એવો સમજવો.

(૧૩) "વરીષ્ટ ધારણ કરનારો" આ શબ્દોના અર્થ બીજા પાસેથી ધારણ કરનારાઓએ ધારણ કરેલી જમીન બાબત તેઓની પાસેથી ગણોત અથવા જમીન મહેસુલ લેવાનો હક જે ધારણ કરનારને હોય તે ધારણ કરનાર એવો સમજવો. પછી તે ધારણ કરનારે તે ગણોત બાબત અથવા જમીન મહેસુલ બાબત અથવા તેના કાંઇ ભાગ બાબત સરકારનો જવાબદાર હોય કે ન હોય.

(૧૪) "કનીષ્ટ ધારણ કરનારો" આ શબ્દનો અર્થ કોઇ ધારણ કરનારો પોતે ધારણ કરેલી જમીન બાબત ગણોત અથવા જમીન મહેસુલ વરીષ્ટ ધારણ કરનારને આપવાને પાત્ર હશે તે ધારણ કરનારો એવો સમજવો; પછી તે ધારણ કરનારો ગણોત અથવા જમીન મહેસુલ સદરહુ પ્રકારના વરીષ્ટ ધારણ કરનારનું છે એ રીતે આપવાનો હોય અથવા સરકારનું છે એ રીતે આપવાનો હોય.

(૧૭) "નોંધેલા ખાતાદાર" આ શબ્દોનો અર્થ જે એકલાજ ખાતાદારનું; અથવા જુદા જુદા સમાઇક ખાતાદારો પઇકી જે વડીલ અથવા મુખ્ય ખાતાદારનું નામ હુકમથી સરકારી દફતરમાં દાખલ કર્યું હશે, પછી તે જાતે ધારણ કરનાર તરીકે હોય, અથવા પોતાના સહ ખાતાદારની અથવા ખેડુતની અથવા મુખત્યારની અથવા નોકરની અથવા બીજા કાયદાસર વારસ વડીલની વિદ્યમાન દુમાલા નહી હોય તેવી જમીનના ધારણ કરનારા તરીકે હોય તે ખાતાદાર એવો સમજવો.

(૧૯) "દુમાલા" આ શબ્દનો અર્થ ગણોત અથવા જમીન મહેસુલ આપવા બાબત જે સરકારના હક છે તેટલે સુધીજ કોઇ માણસની માલકીમાં સઘળું અથવા થોડું આપેલું.

(૨૦) "ગામમાં "કસબા" અથવા "શહેર" નો અને કસબાની અથવા શહેરની સઘળી જમીનના સમાસ થાય છે.

(૨૧) "મુલકી શાલ" અથવા "સાલ" આ શબ્દનો અર્થ એક કયાલેન્ડર સાલના જુલાઇ મહિનાની ૩૧ મી તારીખથી તથા તે તારીખ મુકીને આગલી કયાલેન્ડર સાલમાંના જુલાઇ મહિનાની ૩૧ મી તારીખ સુધી તથા તે તારીખ ગણતાં જે મુદત થાય છે તે.

**નવીન સુધારાથી.**

સન ૧૯૦૩ નો મુંબઇનો જમીન ઉપરના હકના પત્રકનો ( રેકર્ડ ઓફ રાઇટ્સનો ) એકટ ૨૬ થયો છે.

**આ સુધારાથી ૨ જી** કલમ રદ કરી છે.

**૩ જી કલમમાંની** વ્યાખ્યાઓમાં નિચે પ્રમાણે સુધારો થયો છે.

કલેકટરની વ્યાખ્યા કરનારી રકમ (૩) રદ કરવી.

**સરવે નંબર**—જમીનના જે વિભાગનું ક્ષેત્રફળ તથા ધારો જમીનના દફતરમાં દર્શક નંબર આપીને જુદો નોંધ્યો હોય તે જમીનનો વિભાગ એવો સમજવો.

**સરવે નંબરનો પેટા વિભાગ**—સરવે નંબરના જે ભાગનું ક્ષેત્રફળ અને ધારો જમીનના દફતરમાં સર્વે નંબરના પેટા નંબર તરીકેનો દર્શક નંબર નાંખીને દાખલ કર્યો હોય એ ભાગ થાય છે.

**ચોરો**—આ શબ્દનો અર્થ જે જગાને આ આકટના કારણ સારૂ ચોરો સમજવી એમ કલેકટર ઠરાવે તે જગા.

**જમીન ધારણ કરે છે, જમીન ધારણ કરનાર છે અથવા ધારણ કરનાર છે**—આ શબ્દોની પ્રથમ કરેલી વ્યાખ્યાઓને બદલે તેનો અર્થ જમીનનો કાયદેસર રીતે કબજો ધારણ કરે છે એવો થાય છે, પછી આવો કબજો ખરેખર ધારણ કરતો હોય કે ન હોય તેની હરકત નથી.

**ધારણ કરેલી જમીન**—ધારણ કરનારો ધારણ કરતો હોય તે જમીનનો કકડો.

**ખેડુત**—શબ્દનો અર્થ પટે લેનાર થાય છે.

**જમીનદાર**—નો અર્થ પટે આપનાર થાય છે.

**ખાતેદાર**—ખેડુત સિવાયનો દુમાલા ન હોય તેવી જમીન જેના ખરેખરા કબજામાં હોય એવો ધારણ કરનારો.

**ખાતું**—ખાતેદારે ધારણ કરેલી જમીનનો ભાગ.

**જમીનનો ભોગવટો કરવો**—જમીન કબજામાં હોવી તે.

**સહ ધારણ કરનારાઓ**—અથવા **સહ ખાતેદારો** જે ધારણ કરનારાઓ અથવા ખાતેદારો સહ ભાગીદારો તરીકે જમીન ધારણ કરતા હોય અને જેમના ચોક્કસ હીસ્સાઓ પાડવામાં આવ્યા ન હોય તેવા ધારણ કરનારાઓ.

**જમીનનાં દફતરો**—આ આકટના ઠરાવોની રૂએ રાખવામાં આવતાં દફતરો.

**દાખલા વાળી નકલ**—પુરાવાના કાયદાની ૭૬ મી કલમ મુજબ જે નકલ માટે દાખલો આપ્યો હોય તેવી નકલ.

**મહાલ**—તાલુકાનો ઠરાવેલો જે ભાગ મહાલકરીના તાબામાં મૂકવામાં આવ્યો હોય તે.

---

## બાબ ૨ જો.

### મુલકી અમલદારોની નિમણુંકો અને તેઓના અધિકાર.

૪. જમીન મહેસુલ સંબંધી સઘળાં પ્રકરણમાં મુખ્ય નિયામક અધિકાર કમીશનરને આપ્યો છે. પરતુ તે ગવર્નર ઇન કાઉન્સીલના હુકમને અનુસરીને જોઇએ.

ઇંડીઆ સરકારના આ હુકમને અનુસરીને ગવર્નર ઇન કાઉન્સીલ ફરમાવશે તે પ્રમાણે એક અથવા વધારે *કમીશનરો હશે, અને તેઓમાંના દર એકના હાથ હેઠળ કયા મુલક રહેવા જોઇએ, તે પછી જોઇએ તો સામાન્ય રીતે હોય અથવા કોઈ વિશેષ કારણ સારૂ હોય, તે ગવર્નર ઇન કાઉન્સીલે ઠરાવવું જોઇએ. અને સદરહુ પ્રકારના મુલકની હદમાં વખતે વખતે ફેરફાર કરવાનો અધિકાર તેને છે. આ બાબત કરેલા સઘળા હુકમ યોગ્ય રીતે પ્રસિદ્ધ કરવા જોઇએ.

દરએક કમીશનરના તાબામાં જે મુલક હશે તે સઘળો મળીને એક ભાગ થશે અને તેને ભાગ કહેવા. સીંધ પ્રાંતના મુલકોને એક ભાગ ગણવો. અને સીંધના કમીશનરને તે ભાગનો કમીશનર ગણવો.

૫. કમીશનરોને ગવર્નર ઇન કાઉન્સીલે નીમવા જોઇએ, અને આ આકટ ઉપરથી અથવા જે વખતે જે બીજા કોઈ કાયદા ચાલુ હશે તે બીજા કાયદા ઉપરથી કમીશનરોને આપેલા અધિકાર તેઓએ ચલાવવા જોઇએ, અને સોંપેલાં કામ કરવાં જોઇએ. અને આ આકટને તથા સદરહુ કાયદાને અનુસરીને હોય તેટલે સુધી જે બીજા અધિકાર અથવા અપીલના કામ તથા દેખરેખ તથા પોતપોતાના તાબા માંહેના અમલદારો ઉપર જે અમલ સરકાર વખતે વખતે આપશે તે સર્વે તેઓએ ચલાવવા જોઇએ.

૬. દરએક કમીશનરને જેટલા આસીસ્ટંટો જોઇએ એવું ગવર્નર ઇન કાઉન્સીલ વખતે વખતે ફરમાવશે તેટલા આસીસ્ટંટો તેને હશે; તેઓની નીમણુંક ગવર્નર ઇન કાઉન્સીલે કરવી. સદરહુ પ્રમાણે નીમેલા આસીસ્ટંટો જે જે કમીશનરના તાબામાં હશે તે તે કમીશનર વખતે વખતે ફરમાવશે તે કામ તે આસીસ્ટંટોએ કરવાં જોઇએ.

**ટીપ**—દરેક ભાગના કમીશનરને હાલ બંને આસીસ્ટંટો આપેલા છે.

૭. કમીશનરના હાથ હેઠળના દરએક ભાગના, ગવર્નર ઇન કાઉન્સીલ યોગ્ય રીતે હુકમ પ્રસિદ્ધ કરીને વખતે વખતે ફરમાવશે તેટલા તે હદના જીલ્લા કરવા.

---

* સીંધ સિવાય ત્રણ કમીશનરો છે. ૧ ઉત્તર ભાગનો, ૧ મધ્ય ભાગનો, અને ૧ દક્ષિણ ભાગનો.

અને ગવર્નર ઇન કાઉન્સીલ યોગ્ય રીતે હુકમ પ્રસિદ્ધ કરીને વખતે વખતે ફરમાવશે તેવા તાલુકા સદરહુ પ્રકારના દરએક જીલ્લામાં જોઇએ, તથા દરએક તાલુકામાં ફરમાવશે તેટલા મહાલ તથા ગામો જોઇએ.

૮. ગવર્નર ઇન કાઉન્સીલે દરએક જીલ્લામાં એક એક અમલદાર નીમવો જોઇએ કે જે તે જીલ્લાનો કલેકટર થશે. તથા તે પોતાના ભાગના કમીશનરના હાથ હેઠળ રહેશે અને આ આકટ ઉપરથી અથવા જે વખતે બીજા કોઇ કાયદા ચાલુ હશે તે બીજા કાયદા ઉપરથી કલેકટરને અથવા આસીસ્ટંટ કે ડેપ્યુટી કલેકટરને જે અધિકાર આપ્યા છે, તથા કામ સોંપ્યાં છે, તે સઘળા અધિકાર પોતાના જીલ્લામાં સઘળે ઠેકાણે ચલાવવાનો, તથા તે સઘળાં કામ કરવાનો અધિકાર સદરહુ પ્રકારના અમલદારને છે, અને જે બાબત વીશે કાયદામાં ખસુસ ઠરાવ કર્યો નહી હોય તે સઘળી બાબતમાં તેણે સરકારના હુકમ પ્રમાણે ચાલવું જોઇએ.

૯. ગવરનર ઇનકાઉન્સીલને યોગ્ય લાગે તેટલા આસીસ્ટંટ કલેકટરો તથા તેટલા ડેપ્યુટી કલેકટરો દર એક જીલ્લા સારૂ નીમવાનો અધિકાર તેઓને છે, તે આસીસ્ટંટોને તેઓની નીમણુંકના હુકમમાં લખ્યું હશે તે પ્રમાણે "ફર્સ્ટ" "સેકંડ" "સુપરન્યુમરી" વીગેરે કહેવા.

સદરહુ પ્રકારના સઘળા આસીસ્ટંટ તથા ડેપ્યુટી કલેકટરો તથા જીલ્લાની જમીનનાં મહેસુલનો વહીવટ કરવાના કામમાં રાખેલા બીજા સઘળા અમલદાર કલેકટરના હાથ હેઠળના છે એમ સમજવું.

૧૦. કલેકટરને પોતાના જીલ્લા માંહેના તાલુકા પૈકી એક અથવા વધારે તાલુકાના મેહેસુલનો કારભાર સરકારના સામાન્ય હુકમને અનુસરીને પોતાના આસીસ્ટંટો પૈકી અથવા ડેપ્યુટી પૈકી કોઇ આસીસ્ટંટ અથવા ડેપ્યુટીને સ્વાધીન કરવાનો અધિકાર અથવા તે પોતાને સ્વાધીન રાખવાનો અધિકાર છે.

માત્ર એવું ઠરાવ્યું છે કે, પોતાને યોગ્ય દેખાય ત્યારે ફલાણું કામ કરશો નહી અથવા ફલાણુ અધિકાર ચલાવશો નહી એવું સદરહુ પ્રકારના કોઈ આસીસ્ટંટને અથવા ડેપ્યુટીને ફરમાવવાનો અધિકાર અને તે કામ તથા તે અધિકાર પોતાની પાસે રાખવાનો અથવા પોતાના તાબામાંના બીજા કોઇ આસીસ્ટંટને અથવા ડેપ્યુટીને સોંપવાનો અધિકાર કલેકટરને છે.

જે આસીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના ચારજમાં તાલુકા આપવા શકય અથવા યોગ્ય નહી હોય તેને પોતાને વખતે વખતે યોગ્ય લાગે તે વિશેષ કામ તથા અધિકાર સરકારના સામાન્ય હુકમ પ્રમાણે કલેકટરે સોંપવા જોઇએ.

૧૧. કલેકટર પોતાનાં કામ કરવાને અસમર્થ થાય અથવા કાંઈ કારણ ઉપરથી તે પોતાનો હુદ્દો છોડી દે અથવા પોતાનો જીલ્લો છોડીને જાય અથવા મરણ પામે ત્યારે સૌથી ઉંચા દરજ્જાનો તેનો જે આસીસ્ટંટ જીલ્લામાં હાજર હશે તેણે તે હુદ્દા ઉપર સરકારે બીજી તજવીજ કરી ન હોય તો હંગામી સ્થાપન થવું જોઇએ. અને કલેકટર પોતાના જીલ્લાનો ચાર્જ પાછો લે ત્યાં સુધી અથવા અગાઉના કલેકટરની જગા ઉપર બીજો શખસ ગવરનર ઇનકાઉન્સીલ નીમે તથા તે નીમેલો શખસ પોતાની નીમણુંકનો ચાર્જ લે ત્યાં સુધી તે આસીસ્ટંટ આ આકટ પ્રમાણે જીલ્લાનો કલેકટર છે એમ સમજવું.

જે અમલદારનો મુખ્ય હુદ્દો આસીસ્ટંટ કલેકટરના હુદ્દા કરતાં જુદો હશે તથા જે વિશેષ કારણ સારૂજ આસીસ્ટંટ કલેકટર હશે તે આ કલમના હેતુ સારૂ આસીસ્ટંટ છે એમ સમજવું નહી.

૧૨. તાલુકાના સ્થાનિક મહેસુલનો કારભાર જે મુખ્ય અમલદારને સ્વાધીન કર્યો હશે તેને મામલતદાર કહેવો. તેનો તાલુકો જે ભાગમાં હશે તે ભાગના કમીશનરે તેની નીમણુક કરવી જોઇએ.

આ આકટ ઉપરથી અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે બીજા કાયદા ઉપરથી જે કામ તેને માથે વિશેષ કરીને નાંખ્યાં હશે અથવા જે અધિકાર વિશેષ કરીને આપ્યા હશે અથવા સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ પ્રમાણે કલેકટરે તેને માથે નાંખ્યા હશે અથવા આપ્યાં હશે તે તેનાં કામ તથા તે તેનો અધિકાર છે એમ સમજવું.

ટીપ—મામલતદાર માપણીની કીંમત બદલ રૂ. ૫ નું રીફન્ડ આપી શકે.

૧૩. ગવરનર ઇનકાઉન્સીલને જરૂર લાગે ત્યારે ત્યારે કોઈ તાલુકા ઉપર એક અથવા વધારે માહાલકારી નીમવાનો અધીકાર કલેકટરને છે. અને મામલતદારનાં કામ પૈકી, તથા અધિકારો પૈકી, પોતાને વખતે વખતે યોગ્ય લાગે તે કામ તથા અધીકાર મહાલકરીને તેના સ્થાનીક અમલમાં સરકારના તથા કમીશનરના

હુકમને અનુસરીને સોંપી દેવાનો અધિકાર કલેકટરને છે; અને આ આકટની ૨૦૩ જી કલમના હેતુ સારૂ મહાલકારીનો અનંતર ઉપરી અમલદાર મામલતદાર સમજવો કે જે આસીસ્ટંટ કે ડેપ્યુટી કલેકટર અથવા કલેકટરને સમજવો એ પણ વખતે વખતે ફરમાવવાનો અધિકાર કલેકટરને છે. જે ભાગ મહાલકારીના તાબામાં મૂકવામાં આવ્યો હોય તેને મહાલ કહેવો.

**૧૪.** કમીશનર અથવા કલેકટર વખતે વખતે જે સામાન્ય હુકમ કરશે તે સામાન્ય હુકમને અનુસરીને પોતાના તાબામાંના કામદારો પૈકી કોઇ કામદારને બીજાની પાસે કરાવી શકાય તેવાં કામ પૈકી કાંઇ ભાગ કરવામાં લગાડવાનો અધિકાર મામલતદારને અથવા મહાલકારીને છે. માત્ર એવું ઠરાવ્યું છે કે પોતાના તાબામાંના કામદારોને સદરહુ પ્રમાણે લગાડયા હશે ત્યારે તેઓએ કરેલાં સઘળાં કામ તથા હુકમ સદરહુ પ્રકારના મામલતદારે અથવા માહાલકરીએ તપાસવાને તથા મંજુર કરવાને પાત્ર થશે.

**૧૫.** મામલતદાર અથવા માહાલકરી પોતાના કામ કરવાને અસમર્થ થશે અથવા કોઇ પણ કારણથી પોતાનો હુદ્દો છોડી દેશે અથવા પોતાનો તાલુકો અથવા માહાલ છોડીને જશે અથવા મરણ પામશે તો આ બાબત કલેકટર વખતે વખતે કરવાના હુકમમાં જે તાબામાંના કામદારને ઠરાવ્યો હશે તેણે સદરહુ મામલતદારના અથવા મહાલકરીના હુદ્દા ઉપર હંગામી સ્થાપન થવું, અને મામલતદાર અથવા માહાલકરી પોતાના તાલુકાનો અથવા માહાલનો ચાર્જ પાછો લે ત્યાં સુધી, અથવા બીજો શખસ યોગ્ય રીતે નીમવામાં આવે તથા તે પોતાની નીમણુકનો ચાર્જ લે ત્યાં સુધી સદરહુ પ્રકારનો કામદાર આ આકટ પ્રમાણે મામલતદાર અથવા મહાલકરી છે એમ સમજવું.

**૧૬.** જે ગામમાં વંશ પરંપરાનો પટેલ અથવા તલાટી નહી હોય ત્યાં સરકારના અથવા કમીશનરના સામાન્ય હુકમને અનુસરીને પગારદાર પટેલ અથવા તલાટી નીમવાનો અધીકાર કલેકટરને છે, અને તે પગારદાર પટેલ અથવા તલાટીએ આ આકટમાં આગળ કહેલા અથવા જે વખતે જે બીજો કોઈ કાયદો અમલમાં હશે તે બીજા કાયદામાં કહેલા વંશ પરંપરાના પટેલનાં અથવા તલાટીનાં સઘળાં કામ દરેક જેનાં તેણે કરવાં જોઇએ, અને તાબામાંના મુલકી અમલદારો બાબત જે કાનુન અમલમાં હશે તે કાનુન તેઓના હુદ્દાને લાગુ થશે. કોઈ દુમાલા અથવા બીજા ગામમાં પટેલની તથા તલાટીની નીમણુક બાબત દુમાલા ગામ ધારણ કરનારાઓને અથવા બીજાઓને હાલમાં કાંઇ હક વીદ્યમાન હશે તે હકને આ કલમના કોઈ ઠરાવ ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહી.

**૧૭.** તલાટીએ કયાં રજીષ્ટરો તથા હીસાબ તથા બીજાં દફતર રાખવાં જોઇએ તે સરકારના તથા કમીશનરના સામાન્ય હુકમને અનુસરીને કલેકટરે વખતે વખતે ઠરાવવું.

ગામના કામ સંબંધી જે લેખ સરકારના અથવા લોકોના ઉપયોગ સારૂ જરૂરના હશે એટલે નોટીસો તથા મૈયતનાં પંચતાનામાં ફોજદારી પ્રકરણની જબાનીઓ તથા તપાસણીઓ એવા સઘળા લેખ તલાટી જે ગામનું કામ કરતો હશે તે ગામના પટેલ, અથવા તાલુકાના અથવા જીલ્લાના કોઇ પણ ઉપરી મુલકી અથવા પોલીસ અમલદારે તૈયાર કરવાને ફરમાવ્યું હશે તો તે તૈયાર કરવાં એ પણ તલાટીનું કામ છે.

**૧૮.** આ આકટના ૮ મા તથા ૯ મા તથા ૧૦ મા બાબના હેતુના સંબંધથી વખતે વખતે જરૂર લાગશે તે અમલદારોને નીમવાનો અધિકાર ગવર્નર ઈન કાઉન્સીલને છે સદરહુ પ્રકારના અમલદારને*

"સર્વે કમીશનર તથા, "સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટ" તથા "સર્વે સેટલમેન્ટ ઓફીસર" તથા "આસીસ્ટંટ" એવાં અથવા જરૂર જણાય તેવાં બીજાં નામ આપવાં અને તેઓને ગવરનર ઇનકાઉન્સીલ જે હુકમ ફરમાવશે તે હુકમ પ્રમાણે એક બીજાના તાબામાં રહેવું જોઇએ.

સદરહુ પ્રમાણે નીમેલા અમલદારોને ગવરનર ઇનકાઉન્સીલના હુકમને અનુસરીને સર્વે તથા સેટલમેન્ટ

* સર્વે ડીપાર્ટમેન્ટ હાલ કાઢી નાંખવાથી તેનું કામકાજ, લેન્ડ રેકર્ડસ, એગ્રીકલચર ડીપાર્ટમેન્ટ એવું રાખવામાં આવ્યું છે. અને તેથી "સર્વે કમિશનર" ને બદલે સેટલમેન્ટ કમિશનર અને ડાયરેકટરને બદલે લેન્ડ રેકર્ડસની, "સુપરીન્ટેન્ડેન્ટ ઓફ રેવન્યુ સર્વે" ને બદલે સુપ્રીન્ટેન્ડેન્ટ લેન્ડ રેકર્ડસ અને રજીસ્ટ્રેશનની, "આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટને બદલે ડીસ્ટ્રીકટ એગ્રીકલચર ઇન્સ્પેકટરની" મેઝરર્સ અને કલાસર્સ" ને બદલે સર્કલ ઇન્સ્પેકટરની નીમણુંકનો સમાવેશ થાય છે.

સંબંધી સઘળી બાબતનાં કામ તપાસવાનો અધિકાર આપ્યો છે; અને તેઓએ આ અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે બીજા કાયદામાં કહેલા સઘળા અધીકાર ચલાવવા જોઇએ તથા કામ કરવાં જોઇએ.

**૧૯.** કોઇ માણસ કાયદા પ્રમાણે બીજી રીતે લાયક હશે તે એકજ માણસને આ બાબમાં ઠરાવેલા કોઈ પણ બે અથવા વધારે હુદ્દા ઉપર નીમવાનો અથવા એક નામના એક અમલદારને કોઇ સ્થળ કે શીમમાં અથવા બીજી રીતે યોગ્ય લાગે તે પ્રમાણે બીજા કોઇ અમલદારના અથવા અમલદારોના સઘળા અથવા કાંઇ પણ અધિકાર અથવા કામ સોંપવાનો અધિકાર ગવરનર ઇનકાઉન્સીલને છે.

**૨૦.** ચોથી કલમથી તેરમી કલમ સુધીની કલમોમાં તથા અરાઢમી તથા ઓગણીશમી કલમમાં કહેલા સઘળા અમલદારોની નીમણુંકો યોગ્ય રીતે પ્રસિદ્ધ કરવી જોઇએ.

સદરહુ પ્રકારના કોઇ અમલદારની જગોએ હંગામી કામ સારૂ નીમેલા કોઇપણ અમલદારે જે અમલદારને બદલે કામ કરવા સારૂ તેને નીમ્યો હશે તે અમલદાર જે અધીકાર ચલાવત તથા જે કામ કરત તે અધિકાર ચલાવવા જોઇએ તથા તે કામ કરવાં જોઇએ.

**૨૧.** હેઠળ લખેલા અમલદારોના હાથ હેઠળના સઘળા લોકોની નીમણુંક સરકારે બીજી રીતે ફરમાવ્યું ન હોય તો તે અમલદારોએ ૨૧૪ મી કલમ પ્રમાણે કરેલી કાનુનને અનુસરીને કરવી જોઇએ તે અમલદારોની તપશીલ.

૧ કમીશનર. ૨ કલેકટર. ૩ સરવે કમીશનર. (હાલ સેટલમેન્ટ કમિશનર અને ડાયરેકટર ઓફ લેન્ડ રેકર્ડસ. (૪ સરવે સુપ્રીન્ટેન્ડેન્ટ. હાલ સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ લેન્ડ રેકર્ડસ અને રજીસ્ટ્રેશન) ૫ સરવે સેટલમેન્ટ ઓફીસર.

આ બાબની પાછલી કલમોમાં કહેલા બીજા સઘળા અમલદારોના હાથ હેઠળના સઘળા લોકોની નીમણુંકો કલેકટરે તથા સરવે સુપ્રીન્ટેન્ડેન્ટે પોત પોતાના ખાતામાં કરવી જોઇએ. માત્ર એવું ઠરાવ્યું છે કે આ અધિકારનો જે ભાગ તેને યોગ્ય જણાય તે તાબામાંના કોઇપણ અમલદારને આપવાનો અધિકાર તેઓને છે; પણ એવી સરતે કે સદરહુ પ્રકારના તાબા માંહેના અમલદારોએ કરેલી નીમણુંકો હરકોઇ વખતે તપાસીને ફેરવવાનો હક તેઓની પાસે રહેશે.

**૨૨.** કયા મુલકી અમલદારોએ સીક્કાનો ઉપયોગ કરવો તથા સદરહુ પ્રકારના દરેક અમલદારે કેટલા મોટા તથા કયા પ્રકારના સીક્કાનો ઉપયોગ કરવો એ વખતે વખતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને ઠરાવવાનો અધિકાર ગવર્નર ઇન કાઉન્સીલને છે.

---

## બાબ ૩ જો.

### કેટલાએક મુલકી અમલદારોએ આપવાના તારણ બાબત અને મુખ્યોની તથા જામીનોની જવાબદારી બાબત.

**૨૩.** સરકારને યોગ્ય લાગે તે મુલકી અમલદારોએ પોતાના હોદ્દા ઉપર રજુ થયાની અગાઉ, દરેકના સંબંધથી સરકારને યોગ્ય લાગે તેટલી રકમનું તારણ તેણે આપવું એવો અને તે તારણ વેચવાનો અધીકાર પત્ર સહિત સરકારી વ્યાજની નોટોની પીઠ ઉપર યોગ્ય શેરો લખીને તે અનામત મુકીને આપવું અથવા આ આકટના બ પરીશિષ્ટમાં નમુનો લખ્યો છે તે નમુના પ્રમાણે લખી આપવું એવો હુકમ ફરમાવવાનો અધિકાર સરકારને છે.

સદરહુ પ્રકારનું તારણ જે રકમનું આપવાનું હોય તે રકમમાં સરકારના હુકમથી વખતે ફેરફાર કરવાનો અધિકાર છે અને બ પરીશીષ્ટના નમુના પ્રમાણે તારણ લેવું હોય ત્યારે કેટલા આશામીના જામીન, લેવા તે આશામીની સંખ્યા પણ સરકારે ઠરાવવી.

**૨૪.** કલેકટર અથવા સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટના તાબામાં મુલકી અમલદારે તારણ આપ્યા પછી તે લીધેલું તારણ ખાતરીનું નથી એવું જો તેને દેખાય તો અથવા જે હુદ્દા બાબત વધારે તારણની જરૂર છે તેવા હુદ્દા ઉપર તે અમલદારની બદલી થઇ હશે તો અથવા બીજું પુરતું કારણ હશે તો નવું અથવા વધારે તારણ હરકોઇ વખતે માગવાનો અધિકાર કલેકટરને અથવા સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટને છે.

**૨૫.** કલેક્ટરને અથવા સરવે સુપ્રિન્ટેન્ડેન્ટને તેના ખાતા માંહેના અથવા જીલ્લા માંહેના કોઈપણ મુલકી અમલદાર પાસે અથવા તેના ખાતામાં અથવા જીલ્લામાં અગાઉ ચાકરીમાં હતો એવા કોઈ માણસ પાસે સરકાર પૈસા બાબત અથવા કાગળ પત્ર બાબત અથવા સરકારી બીજી માલમિલકત બાબત માગણી કરવાનો હશે ત્યારે તે સઘળે પ્રસંગે કલેકટરે અથવા સરવે સુપ્રિન્ટેન્ડેન્ટને અધિકાર આપેલા બીજા અમલદારે, તે માગણી લખીને અને જો તે હુદ્દાનો શીકકો વાપરતો હોય, તો તે શીકકો કરીને અને પોતાના હુદ્દાની સહી કરીને કરવી; અને તેમાં લખવું કે અટકાવી રાખેલા તે પૈસા અથવા તે વીશેષ કાગળ પત્ર અથવા તે માલ મીલકત સદરહુ લેખ લાવનારને તાબડતોબ આપવી અથવા લેખમાં કહેલાં માણસને લેખમાં કહેલી તારીખે તથા જગાએ આપવી.

સદરહુ પ્રકારનો અમલદાર અથવા બીજો માણસ જો ફરમાવ્યા પ્રમાણે તે પૈસાનો નિકાલ નહી કરે અથવા કાગળ પત્ર અથવા માલમિલકત સ્વાધીન નહી કરે તો તેને કેદ કરાવવાનો તથા તેની પાસેથી માગેલી રકમનો તે નિકાલ કરે અથવા કાગળ પત્ર કે માલમિલકત સ્વાધીન કરે ત્યાં સુધી તેને દીવાની તુરંગમાં અટકાવી રાખવા સારૂ (ક) પરીશિષ્ટમાં કહેલા નમુના પ્રમાણે વૉરંટ સહીત તેને મોકલવાનો અધિકાર તે કલેકટરને અથવા સર્વે સુપ્રિન્ટેન્ડેન્ટને અથવા તેણે અધિકાર આપેલા બીજા માજીસ્ટ્રેટને છે.

માત્ર એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના કોઇ વારંટ ઉપરથી એક કેલેન્ડર મહિનાથી વધારે મુદત સુધી કોઇ માણસને કેદમાં અટકાવી રાખવો નહી.

**૨૬.** કલેકટરના ખાતામાં તથા જીલ્લામાં સદરહુ અમલદાર અથવા બીજો માણસ ચાકરીમાં છે અથવા હતો એવું હોય ત્યારે કલેકટર પોતેજ અને સદરહુ પ્રકારનો અમલદાર અથવા માણસ કલેકટરના જીલ્લાના સરવે ખાતામાં ચાકરીમાં છે અથવા હતો એવું હોય ત્યારે સરવે સુપ્રિન્ટેન્ડેન્ટે દરખાસ્ત કરી હોય તો તે અમલદારની પાસેથી અથવા માણસની પાસેથી આપવાના થએલા કાંઇ સરકારી પૈસા વસુલ કરવા સારૂ જમીન મહેસુલની બાકી ન આપનારની પાસેથી તે વસુલ કરવા બાબત આ આકટમાં જે રીત તથા જે કાનુન કહી છે તે રીત તથા તે કાનુન પ્રમાણે કામ ચલાવવાને પણ કલેકટર મુખત્યાર છે.

અને સરકારી કાગળ પત્ર અથવા સરકારની માલ મીલકત પાછી લેવા સારૂ ઝાડો લેવાનું વારંટ આપવાનો તથા તે બાબત ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં ( સને ૧૮૯૮ ના ૮ મા બાબના ) ઠરાવ પ્રમાણે માજીસ્ટ્રેટ જે અધિકાર કાયદાસર રીતે ચલાવી શકે છે તે સઘળો અધિકાર ચલાવવાનો અખત્યાર કલેકટરને છે.

સદરહુ પ્રકારના સરકારી પૈસા અથવા કાગળ પત્ર અથવા સરકારની બીજી માલ મીલકત જે માણસના કબજામાં હશે તેણે તે તાબડતોબ કલેકટરને સ્વાધીન કરવી એ તે સઘળા માણસોનું કામ છે. અને સદરહુ પ્રકારનો માલ કયાં સંતાડયો છે એ જે જે માણસોને ખબર હોય તે તે માણસે તે બાબતની બાતમી કલેકટરને આપવી એ તે તે માણસને અવશ્ય છે.

**૨૭.** ઉપર કહેલા પ્રકારના અમલદારનો અથવા બીજા માણસનો જે જામીન અથવા જે જામીનો બ પરીશીષ્ટમાં લખેલા નમુના પ્રમાણે ખત લખી આપશે. તે ખતમાં લખી આપ્યા પ્રમાણે ન ચાલે તો તેના અથવા તેઓના મુખ્ય ઉપર કામ ચલાવવું એ જેમ યોગ્ય હશે તેમજ અને મુખ્ય ઉપર સુદ્ધાં કામ ચલાવ્યું હશે તોપણ તેઓની કદર એકાજતે એકામતે તથા દરેક જણુ ઉપર કામ ચલાવવું એ યોગ્ય થશે.

માત્ર એવું ઠરાવ્યું છે કે સરકારમાં આપવાના પૈસાની કાંઇ પણ રકમનો નીકાલ કરવાને અથવા તે ભરી આપવાને ચુકયાને અથવા ઠરાવેલી કીંમતનો સરકારનો કાંઇ માલ હાજર કરવાને, કોઈ પણ પ્રસંગે મુખ્યે ખત લખી આપ્યા પ્રમાણે, તેણે ન કર્યાને લીધે સરકારને જે કાંઇ ખરેખર નુકશાન અથવા તોટો થયો હોય તે પુરી કરવાની રકમ કરતાં વધારે રકમ જામીન પાસેથી અથવા જામીનો પાસેથી તેણે અથવા તેઓએ કરી આપેલા જામીન ખતની સરત પ્રમાણે આપવાની રકમ તરીકે કદી પણ વસુલ કરવી નહીં.

અને એવું પણ ઠરાવ્યું છે કે ખતમાં લખેલી સઘળી ગુનેગારી અથવા તે ગુનેગારીનો જેટલો ભાગ સદરહુ જામીન પાસેથી અથવા જામીનો પાસેથી માગ્યો હશે તેટલો ભાગ તે અથવા તેઓ સરકારી ટ્રેજરીમાં ભરશે. તો સરકારી કાગળ પત્ર અથવા માલ મીલકત હાજર કરવાને ચુકયા બાબત તે અથવા તેઓ કોઇપણ પ્રસંગે કેદને પાત્ર થનાર નથી.

૨૮. ઉપર કહેલા પ્રકારના જે અમલદાર પાસે અથવા બીજા માણસ પાસે અથવા તેના જામીન પાસે અથવા જામીનો પાસે માગણી કરી હશે તે ડ પરીશીષ્ટમાં કહેલા નમુના પ્રમાણે પુરતું તારણ આપે તો સદરહુ પ્રકારનો અમલદાર અથવા જામીન કેદમાં હોય તો કલેક્ટરે તેને છોડી મુકાવવો જોઇએ તથા કાંઈ પણ માલ જપ્ત કર્યો હોય તેનું વેચાણ બંધ કરવું જોઇએ. અને તે માલ ધણીને પાછો આપવો જોઇએ.

૨૯. જામીનની અથવા જામીનોની જવાબદારીને મુખ્ય મરણ પામ્યાથી અથવા જામીન ખત જ્યારે થયું હોય ત્યારે જે હુદ્દા ઉપર તે હતો તેથી જુદા હુદ્દા ઉપર તેની નીમણુંક થયાથી બાધ આવતો નથી પણ જે કામ બાબત ૨૭ મી કલમ પ્રમાણે તારણની જરૂર હશે તેવાં હરકોઈ કામ ઉપર મુખ્ય હશે ત્યાં સુધી તથા તેનું ખત રદ કરવામાં આવે ત્યાં સુધી તે જવાબદારી ચાલુ રહેશે.

અમલદાર મરણ પામે અને તેની ઉપર ખાનગી માણસનું માગણું હોય તે બાબત તેનાથી તે મૈયતના વારસો ઉપર દીવાની કોર્ટમાં જે રીતે દાવો કરી શકાશે તેજ પ્રમાણે સરકારનું માગણું મૈયત પાસે કાંઈ હશે તો તે બાબતનો દાવો તેના વારસો ઉપર સરકારથી કરી શકાશે.

૩૦. જે અમલદારને ખત કરી આપ્યું હશે તેને માહારી જામીનગીરી કહાડી લેવાની મારી મરજી છે એવું લખી જણાવીને કોઇ પણ વખતે પોતાની જામીનગીરી કહાડી લેવાનો અધીકાર હરકોઇ જામીનને છે. પછી તે જુદા કે સામાઇક ખત ઉપરથી જામીન હશે તોપણ ચિંતા નથી, અને જે તારીખે તે સદરહુ પ્રમાણે લખી જણાવે તે તારીખથી સાઠ દિવસ પછીના જે કાંઇ પૈસા બાબતના અથવા કાગળ પત્ર બાબતના અથવા બીજી માલ મિલકત બાબતના બોજા વિશેનાં તેનાં મુખ્ય ઉપરનાં માગણાં હશે તે સઘળાં માગણાં બાબતની તે જામીનની ખત ઉપરથી થએલી જવાબદારી સદરહુ સાઠ દિવસની મુદત થયા પછી બંધ થશે. પણ સદરહુ મુદત પુરી થયાની અગાઉ જે કાંઇ માગણાં બાબત તેનો મુખ્ય જવાબદાર થએલો હશે તે માગણાં બાબત તે જામીનની જવાબદારી મુખ્યની જવાબદારી સીદ્ધ કરનારી વાત સદરહુ મુદત પુરી થઇ જાય ત્યાં સુધી જાહેર નહી હોય તોપણ બંધ થનાર નથી.

## બાબ ૪ થો.

### કેટલાંએક કામ કરવાની મુલકી અમલદારોને મના કરવા બાબત તથા તેઓની ગેરચાલ બદલ તેઓને શિક્ષા કરવા બાબત.

૩૧. કોઇ મુલકી અમલદારે સરકારની અથવા તે જે કલેક્ટરના અથવા જે સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટના તાબામાં હોય તે કલેક્ટરની અથવા સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટની સ્પષ્ટ પરવાનગી હોયા વગર,

(૧) વેપાર કરવો નહી, અથવા કોઇપણ વેપારમાં મુખ્ય તરીકે અથવા મુખત્યાર તરીકે સાક્ષાત અથવા પરાયાથી કોઇપણ રીતે સંબંધ રાખવો નહી.

(૨) તે જે જીલ્લામાં ચાકરીમાં હશે તે જીલ્લાના કોઈ મુલકી અથવા ન્યાય ખાતાના અધિકારીના હુકમ થી આ આકટના અથવા જે વખતે જે બીજો કોઈ કાયદો ચાલુ હોય તે બીજા કાયદાના ઠરાવ પ્રમાણે કાંઈ માલ મીલકત વેચવામાં આવશે તે પોતે અથવા મુખત્યાર મારફતે અથવા પોતાને નામે અથવા બીજાને નામે અથવા બીજાઓની સાથે રહીને કે ભાગમાં વેચાતી લેવી નહી અથવા તે બાબત લીલામમાં માગણી કરવી નહી.

(૩) તે જે જીલ્લામાં ચાકરીમાં હશે તે જીલ્લામાં કાંઇપણ ઈજારો સાક્ષાત અથવા પર્યાયથી ધારણ કરવો નહી અથવા કોઇપણ પ્રકારનું મહેસુલ પોતાને ખાનગી ખાતે વસુલ કરવામાં અથવા આપવામાં કોઇ પણ રીતે સંબંધ રાખવો નહી.

અને કોઈપણ મુલકી અમલદારે—

(૪) કાંઇપણ સરકારી પૈસા અથવા માલ મીલકત વસુલ કરવાનું કામ અથવા જેનો ચાર્જ પોતાને સોંપ્યો હશે અથવા પોતાનો તેઓની સાથે સંબંધ હશે તે પૈસામાંથી અથવા માલ મીલકતમાંથી, પોતાના કાયદાસર પગાર સિવાય અથવા વેતન ( મહેનતાણુ ) સિવાય બીજી કાંઇ ઉપજ અથવા ફાયદો પોતાને વાસ્તે અથવા બીજા કોઈ માણસને વાસ્તે મેળવવો નહી અથવા વંશપરંપરાથીજ જમીન મળેલી હોય તે સિવાય બીજી જમીન પગારદાર તલાટીએ વેચાણ કરવી નહીં સરકારી નોકરોને પોતાની હકુમત હેઠળના માણસો પાસેથી કરજ કહાડવાની મનાઇ છે તેમજ તે અદા ન થઇ શકે એવી રીતે કરજ કરવું નહિ.

(૫) જે કાંઇ રકમ અથવા જે કાંઇ અવેજ આ આક્ટના અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો ચાલુ હોય તેવા બીજા કોઇ કાયદાના ઠરાવ પ્રમાણે માગવાનો અથવા લેવાનો તથા કાયદેસર રીતે હક હોય તે રકમ વધારે કે કાંઇ રકમ અથવા અવેજ પોતે મુલકી અમલદાર હોવાના નાતાથી પોતાના અધિકારને બહાને અથવા પોતાનો અધીકાર ચલાવીને અથવા અવેજ દાખલ અથવા બીજી રીતે માગવો નહિ, અથવા લેવો નહી અથવા પોતાની તરફથી બીજા કોઇ માણસને જાણી જોઇને માગવા દેવો નહિ અથવા લેવા દેવો નહી.

**ટીપ**—તલાટીએ નાણાં ધીરનારનું કામ કરવું નહિ.

**૩૨.** ઉપરની છેલ્લી કલમમાં કહેલા કોઇ ગુન્હા બાબત અથવા ખાતામાંની કાનુન અથવા બંદોબસ્ત તોડયા બાબત અથવા ગફલત કર્યા બાબત અથવા નાલાયકી બાબત અથવા કામની ગફલત કર્યા બાબત અથવા બીજી ગેરચાલ બાબત સઘળા મુલકી અમલદારોને ૨૧૪ મી કલમ પ્રમાણે કરેલી કાનુનને અનુસરીને દંડ કરવાનો અથવા ઓછા દરજ્જા ઉપર ઉતારવાનો અથવા સસ્પેંડ અથવા બરતરફ કરવાનો અધિકાર જે અધીકારી તેને નીમે છે તેને છે, અથવા તે અધીકારીની ઉપરના કોઇ પણ અધીકારીને છે અને પ્રથમ કહેલો અધીકારી આ અધિકાર સઘળો અથવા થોડો પોતાના તાબામાંના કોઇ અમલદારને ૨૧ મી કલમ પ્રમાણે નીમણુંક કરવાનો અધિકાર જે સરતે આપી શકે છે, તેજ સરતે આપી શકે છે, માત્ર એવું ઠરાવ્યું છે કે મામલતદાર સીવાય જે બીજા મુલકી અમલદારનો માહેવારી પગાર ૨૫૦ રૂપીઆથી વધારે હશે તે મુલકી અમલદારને ગવરનર ઇનકાઉન્સીલના હુકમ વગર દંડ કરવો નહી અથવા સસ્પેંડ કરવો નહિ. અથવા ઓછા દરજ્જા ઉપર ઉતારવો નહી અથવા બરતરફ કરવો નહી.

**ટીપ**—ગામ કામદારોનો દંડ કરવાની સત્તા, કલેકટર મામલતદારને આપી શકે છે, મુલકી અમલદારોને છ માસ કરતાં વત્તી મુદ્દત સુધી સસ્પેંડ કરી શકાય નહિ.

**૩૩.** કોઇ પણ મુલકી અમલદાર પોતાના તાબામાંના કોઇ પણ અમલદારને દંડ કરવાનો અથવા ઓછા દરજ્જા ઉપર ઉતારવાનો અથવા સસ્પેંડ અથવા બરતરફ કરવાનો હુકમ કરે ત્યારે તેણે તે હુકમ તેના કારણ સહીત જીલ્લાની ભાષામાં અથવા ઈંગ્રેજી ભાષામાં પોતાની સહી સાથે દફતરમાં લખી મુકવો અથવા લખી મુકાવવો.

**૩૪.** પાછલા ઠરાવ પ્રમાણે કરવાનો દંડ ગુન્હેગારે કર્યો હશે તે વખતે જે હુદ્દા ઉપર તે હશે તે હુદ્દાના બે મહિનાના પગારની રકમ કરતાં કોઇપણ પ્રસંગે વધારે હોવો ન જોઇએ.

આ બાબ પ્રમાણે કરેલા સઘળા દંડ અમલદારના પગારમાંથી વસુલ કરવાનો અધિકાર છે અથવા જરૂર હોય તો જમીન મહેસુલની બાકી આ આકટ પ્રમાણે જે રીતે વસુલ કરી શકાય છે તે રીતે વસુલ કરવાનો અધિકાર છે.

**૩૫.** કલેકટર અથવા સર્વે સુપ્રિન્ટેન્ડેન્ટ પોતેજ અથવા તાબામાંના જે જે મુલકી અમલદારના માહેવારી પગાર પાંતરીસ રૂપીઆ કરતાં વધારે નહી હોય તેને દંડ કરવાનો અથવા ઓછા દરની ઉપર ઉતારવાનો અથવા સસ્પેંડ અથવા બર તરફ કરવાનો હુકમ કરશે તો અથવા,

કલેકટરના અથવા સર્વે સુપ્રિન્ટેન્ડેન્ટના કરતાં કોઇપણ ઉપરી અધિકારી જે મુલકી અમલદારનો માહેવારી પગાર નવાણું રૂપીઆ કરતાં વધારે નહી હોય તે બાબત સદરહુ પ્રકારનો કાંઇપણ હુકમ કરશે તો તે હુકમ ઉપર અપીલ ચાલશે નહીં; માત્ર એવું ઠરાવ્યું છે કે જે અમલદારનો માહેવારી પગાર પાંત્રીસ રૂપીઆ કરતાં વધારે હશે તે અમલદારને બરતરફ કરવા બાબત સરકાર શીવાય બીજો કોઇ અધિકારી પોતેજ હુકમ કરશે, ત્યારે દરેક હુકમ ઉપર નિદાન એક અપીલ ચાલવી જોઇએ.

અને એક રૂપીઆ કરતાં વત્તો નહી તેટલો દંડ કરવા બાબતના કોઇપણ હુકમ ઉપર અપીલ ચાલનાર નથી.

**૩૬.** હરકોઈ ગુન્હાનું હરકોઇ અમલદાર ઉપર તહોમત આવે તે બાબત તેની ઉપર ફોજદારીમાં કામ ચાલવાની તેની પાત્રતાને આ બાબના કોઇપણ ઠરાવ ઉપરથી બાધ આવતો નથી.

સદરહુ પ્રકારનું ફોજદારી કામ જે અમલદાર ઉપર ચાલે તેનો ઇનસાફ થતાં સુધી તેને સસપેંડ કરવાનો અને ઇનસાફ પુરો થાય ત્યારે તે તકશીરવાર ઠરે કે નહી, તો પણ ઇનસાફ ચાલ્યો હશે ત્યારે જે વાત થઇ હશે તેનો વિચાર કરીને તેને સસપેંડ કરવાનો અથવા ઓછા દરજ્જા ઉપર ઉતારવાનો અથવા બરતરફ કરવાનો અધિકાર યોગ્ય અધીકારીને છે.

## બાબ ૫ મો.

### જમીન બાબત તથા જમીન મહેસુલ બાબત.

**૩૭.** સઘળા સાર્વજનીક રસ્તા, ગલી તથા મારગ, પુલ, ચર, બંધારા તથા તેની ઉપરની અથવા તેની પાસેની વાડ અને ભરતીનાં પાણીની નીશાનીની હેઠળ સમુદ્રનું તથા બંદરનું તથા ખાડીનું તળીયું, અને નદીનું તથા નેહેરોનું તથા નાળાનું તથા સરોવરનું અને તળાવનું તળીયું, અને સઘળી નેહેર તથા પાણીના પાટ તથા સઘળું બંધ તથા વહેતું પાણી અને સઘળી જમીન, પછી તે ગમે ત્યાં હોય, આ સઘળી કોઇ માણસની અથવા માલ મિલકત કાયદાસર રીતે ધારણ કરી શકતા હોય તેવા માણસોના સમુહની માલ મિલકત નહી હોય તે અને તેમાં અથવા તેની ઉપર સદરહુ પ્રકારના માણસોનો કાંઇ પણ હક સાબેત થાય એટલે સુધી તે મુકી દઇને અને જે વખત જે કાયદો અમલમાં હોય તેમાં જે બીજી રીતનો ઠરાવ કર્યો હોય તેટલે સુધી તે મુકી દઇને તેમાંના અથવા તે ઉપરના અથવા તે સંબંધી સઘળા હક સુદ્ધાં સરકારની માલ મિલકત છે. તથા તે સરકારની માલ મિલકત છે એવું આ કલમ ઉપરથી જાહેર રીતે જણાવવામાં આવે છે. અને કમીશનરના હુકમને અનુસરીને કલેકટરને યોગ્ય લાગે તે રીતે અથવા સરકારે મંજુર કરેલા સામાન્ય નિયમ ઉપરથી અધિકાર આપેલો હોય તે પ્રમાણે તેની વ્યવસ્થા કરવાનો અધિકાર કલેકટરને છે. પણ જવા આવવાનો હક તથા લોકોને અથવા વીશેષ માણસોને જે બીજા હક કાયદેસર રીતે હશે તે સઘળા રાખીને તેઓની વ્યવસ્થા કરવાનો અધિકાર કલેકટરનો છે.

**ખુલાસો**—આ કલમમાં " ભરતીના પાણીની નિશાની " આ શબ્દનો અર્થ વરસની કોઇ પણ ઋતુમાં હમેશની ઉધાનની ભરતીનું પાણી ઉંચામાં ઉંચી જે જગા સુધી ચડે છે તે જગા.

**૩૮.** દુમાલા નહી હોય તેવા ગામની અથવા ગામના દુમાલા નહી હોય તેવા ભાગની જે જમીન સરકારની મીલકત હોય તથા કોઇ માણસના અથવા માણસોના સમુહ કાયદાસર રીતે ખાતાના ભોગવટામાં નહી હોય તે જમીન ગામના ઢોર મફત ચરવા સારૂ અથવા રાખી મુકેલા જંગલ સારૂ અથવા બીજા કોઇ સાર્વજનીક અથવા મ્યુનીસીપાલ કામ સારૂ જુદી કાહાડી મુકવાનો અધિકાર આ આકટના ૮ મા બાબ ઉપરથી સરવેનું કામ ચાલ્યું હોય તે મુદતમાં સરવે અમલદારને તથા બીજી કોઈ વખતે કલેકટરને, છે, અને આ પ્રમાણે કરવામાં આવશે તેની ઉપર સરકારનો સામાન્ય હુકમ ચાલશે અને સદરહુ પ્રકારના કોઇ કામ સારૂ જે જમીન મુદ્દામ જુદી કહાડી રાખી હશે તે કલેકટરની મંજુરી વગર બીજા કામમાં વાપરવી નહી, અને ૩૭ મી કલમ પ્રમાણે જમીનની વ્યવસ્થા કરતી વખતે સદરહુ પ્રમાણે વિશેષ વાપરેલી જમીન તરફ યોગ્ય લક્ષ આપવું જોઇએ.

**૩૯.** ઢોર મફત ચારવાની જમીનમાં ઢોર ચારવાનો હક જે ગામની અથવા ગામોની તે જમીન હશે, અથવા જે ગામને અથવા ગામોને તે સોંપી હશે તે ગામના અથવા ગામોનાં ઢોરોને માત્ર લાગુ છે; અને તે હકનું નીયમન કલેકટરે કમીશનરની મંજુરીથી જે કાનુન વખતે વખતે સામાન્ય રીતે અથવા કોઇ વિશેષ પ્રસંગે કરી હશે તે કાનુન ઉપરથી થશે. ઢોર ચારવાના સદરહુ હક બાબત કાંઈ પણ તકરાર હશે તે પ્રસંગે કલેકટર ફેંસલો કરશે તે આખરનો સમજવો જોઇએ.

**૪૦. ઝાડો વિગેરે**—જે ગામોનું અથવા ગામોના પ્રથમ સર્વે સેટલમેંટ આ આકટ ઠર્યાની અગાઉ પુરૂ થયું હશે તે ગામોમાં અથવા ગામોના તે ભાગોમાં દુમાલા નહી હોય તેવી જમીન માંહેના સઘળા ઝાડો ઉપરનો સરકારનો હક ખાતાદારને આપ્યો છે એમ સમજવું. માત્ર સદરહુ પ્રકારનું સેટલમેંટ થતી વખતે અથવા તે વખતને સુમારે ખસુસ કરેલા હુકમ ઉપરથી અથવા સદરહુ પ્રકારનું સેટલમેંટ થતી વખતે કાંઇ કાનુન અથવા સાધારણ હુકમ અમલમાં હશે તે ઉપરથી અથવા સદરહુ પ્રકારનું સેટલમેંટ થતી વખતે અથવા તે થયા પછી હરકોઇ વખતે કરેલાં તથા પ્રસીદ્ધ કરેલાં જાહેરનામા ઉપરથી સરકારે અથવા હરકોઇ સરવે અમલદારે રાખી મુકેલાં ઝાડો ઉપરનો સરકારનો હક ખાતાદારને આપ્યો છે એમ સમજવું નહી. પણ સને ૧૮૬૫ નો મુંબાઇનો પહેલો આકટ ઠર્યાની અગાઉ જે સરવે સેંટલમેંટ પુરો થયો હોય તેઓના સંબંધથી ખાતાદારને હક આપ્યો છે. એ ઠરાવ સાગના અથવા સીશમના અથવા સુખડના ઝાડને લાગુ નથી. સદરહુ પ્રકારના ઝાડ ઉપરનો હક આપ્યો છે એવું સમજવું નહી માત્ર તેવા મચકુરના સ્પષ્ટ તથા મુદ્દામ શબ્દો લખ્યા હોય તોજ આપ્યો છે એમ સમજવું.

જે ગામો સંબંધી અથવા ગામોના જે ભાગો સંબંધી પ્રથમનું સરવે સેટલમેંટ આ આકટ ઠર્યા પછી પુરૂ થશે તે ગામોમાં અથવા ગામના તે ભાગોમાં દુમાલા નહી હોય તેવી જમીનમાંનાં સઘળાં ઝાડો ઉપરનો સરકારનો હક સદરહુ પ્રકારની જમીનના ખાતાદારને આપ્યો છે એમ સમજવું. માત્ર સદરહુ પ્રકારનું સેટલમેંટ થતી વખતે અથવા તે વખતને શુમારે મુદ્દામ અથવા જે જીલ્લામાં સદરહુ પ્રકારનું ગામ અથવા ગામનો ભાગ હોય તે જીલ્લાનું સરવે સેટલમેંટ પુરૂ થવાની અગાઉ હરકોઇ વખતે કરેલાં તથા પ્રસિદ્ધ કરેલાં જાહેરનામાં ઉપરથી સામાન્ય રીતે સરકાર અથવા સરકારની તરફથી કોઈ સરવે અમલદાર સદરહુ પ્રકારનો હરકોઈ હક જેટલે સુધી રાખી મુકે તેટલે સુધી મુકી દઇને હક સદરહુ પ્રકારની જમીનના ખાતાદારને આપ્યો છે એમ સમજવું.

જમીનનું ખાતુ કબુલ કરવાની પરવાનગી જે ગામમાં અથવા ગામના જે ભાગમાં જે જમીન હશે તે ગામનું અથવા તે ગામના જે ભાગનું સરવે સેટલમેન્ટ પુરૂ થયા પછી આપી હોય અથવા હવે પછી આપવામાં આવે ત્યારે તે પરવાનગી ઉપરથી તે તે જમીન ઉપર ઉગનારાં જે ઝાડ ખસુસ રાખી મુકયાં નહી હોય અથવા સદરહુ પ્રકારની પરવાનગી આપતી વખતે હવે પછી રાખી મુકવામાં આવનાર નથી અથવા જે ઝાડ સદરહુ ગામનું અથવા ગામના સદરહુ ભાગનું પ્રથમ સરવે સેટલમેન્ટ થતી વખતે અથવા તે વખતે શુમારે આ કલમના પાછલા ઠરાવો પઇકી હરકોઇ ઠરાવ મુજબ રાખી મુકેલાં નહી હોય તેવાં સઘળાં ઝાડ ઉપરનો સરકારનો સઘળો હક આપ્યો એમ સમજવું.

**૪૧.** ઉપરની છેલ્લી કલમ પ્રમાણે ખસુસ રાખી મુકેલાં સઘળાં ઝાડો ઉપરનો હક અને સન ૧૮૬૫ ના મુંબાઇના ૧ લા આકટની ૩૨ મી કલમ પ્રમાણે અથવા આ આકટની ૩૮ મી કલમ પ્રમાણે જંગલ રાખી મુકવા સારૂ જુદી કાહાડી મુકેલી જમીન ઉપર ઉગનારાં સઘળાં ઝાડો ઉપરનો, ઝાડી ઉપરનો, જંગલ ઉપરનો તથા બીજી સ્વાભાવીક પેદાસ ગમે ત્યાં ઉગતી હશે તેઓ ઉપરનો હક, તે ઝાડ વીગેરે આશામીઓની અથવા માલ મિલકત ધારણ કરી શકે તેવા આશામીઓના સમુહની માલ મિલકત હશે તેટલા શિવાય બાકીનો તે હક સરકારનો છે એમ સમજવું, અને સદરહુ પ્રકારના ઝાડ, ઝાડી જંગલ તથા બીજી સ્વાભાવીક પેદાશ સરકાર વખતે વખતે જે રીત ફરમાવે તે રીતે સંભાળ રાખવી જોઇએ અથવા તેઓની વ્યવસ્થા કરવી જોઇએ.

**૪૨. ઝાડો**—રસ્તાની બાજુ પરનાં જે ઝાડો સરકારે, અથવા સરકારના હુકમથી કે સરકારના ખર્ચે વાવ્યાં કે ઉછેર્યાં હશે, તથા લોકલફંડના ખર્ચે સરકારની મિલકત હોય તેવા રસ્તાની બાજુએ વાવ્યાં કે ઉછેર્યાં હશે તેવાં સઘળાં ઝાડો સરકારનાં થશે.

**૪૩.** કોઇ માણસ કોઇ ઝાડ અથવા તેનો કાંઇ ભાગ સરકારની માલ મીલકત હશે તે હુકમ વગર કાપશે તથા પોતાના કામમાં વાપરશે અથવા પોતે ધારણ કરેલી જમીનમાંથી બીજી કાંઇ એવા પ્રકારની હોય અથવા ન હોય એવી બીજી સ્વાભાવીક ઉપજ સરકારની માલ મીલકત હશે તે હુકમ વગર કાહાડી લઇ જશે તે માણસ તેની કીંમત સરકારને આપવાને પાત્ર થશે, અને તે કીંમત જમીન મહેસુલની બાકી પ્રમાણે તેની પાસેથી વસુલ કરવાનો અધિકાર છે. અને આ શિવાય તે જમીનનો ભોગવટો કર્યા બાબત આ આકટના ઠરાવ પ્રમાણે અથવા બીજે પ્રકારે કાંઇએક દંડને પાત્ર પણ થશે અને સરકારની માલ મીલકત તેણે સદરહુ પ્રમાણે પોતાના કામમાં વાપર્યા બાબત તેની ઉપર ફોજદારીમાં કાંઇ કામ ચલાવવું તે પણ ચલાવવામાં આવશે. સદરહુ પ્રકારના કોઇ ઝાડની અથવા તેના કોઇ પણ ભાગની અથવા બીજી સ્વાભાવીક ઉપજની કિંમત બાબત કલેકટર ઠરાવ કરશે તે આખરનો છે એમ સમજવું જોઇએ.

**૪૪.** જે ગામમાં અથવા જમીનમાં બાળવાનાં અથવા સુતાર કામનાં લાકડાં ઘરગુતી અથવા બીજા કામ સારૂ કાપવા વિશેનાં ગામવાળાઓના અથવા કેટલાએક વર્ગના લોકોના અથવા માણસોના કેટલાએક અધીકાર કાયમ રહેવા દઇને ઝાડ ઉપરના સરકારના હક ૪૦ મી કલમ પ્રમાણે રાખ્યા હશે તે ગામમાં અથવા જમીનમાં અને જે જગા સદરહુ પ્રકારના અધીકાર કાયમ રહેવા દઇને રાખેલા જંગલ સારૂ ૩૮ મી કલમ પ્રમાણે જુદી કાઢી રાખી હશે તે જમીનમાં અને જે બીજી વખતે કોઇ દુમાલા જમીન બાબત સદરહુ પ્રકારના અધીકાર વીદ્યમાન હશે તે બીજી સઘળી વખતે સદરહુ અધીકાર ચલાવવાનું નીયમન કલેકટર અથવા સરકાર ફરમાવે તે બીજા અમલદારે સામાન્ય રીતે અથવા કોઇ વીશેષ પ્રસંગે જે કાનુન વખતે વખતે કરી હશે તે કાનુન પ્રમાણે થશે. સદરહુ પ્રકારનો કોઇ પણ અધીકાર ચલાવવાની રીત બાબત અથવા વખત બાબત

કાંઇ તકરાર ઉત્પન્ન થાય તે પ્રસંગે કલેકટર અથવા સદરહુ પ્રકારનો બીજો અમલદાર ફેંસલો કરશે તે આખરનો છે એમ સમજવું જોઇએ.

**૪૫. જમીન મહેસુલ–**બધી જમીન પછી તે ખેતીના કામમાં વાપરવી કે બીજા કામમાં વાપરવી હોય, તથા તે ગમે ત્યાં હોય તો પણ આ આકટમાં આગળ ઠરાવેલી કાનુન પ્રમાણે જમીન મહેસુલ સરકારને આપવાને પાત્ર છે, માત્ર સરકાર સાથે કરેલા કોઇ પણ વીશેશ કરારના ઠરાવ પ્રમાણે અથવા જે વખતે જે કાયદો ચાલુ હોય તે કાયદાના ઠરાવ પ્રમાણે જે જમીનને બીલકુલ માફી હશે તે જમીન પાત્ર નથી.

પણ જમીન ગમે તે હકથી ધારણ કરેલી હોય તોપણ તે કોઇ જમીન ઉપર જ્યારે જ્યારે તથા જ્યાં સુધી સરકારની ગરજ પ્રમાણે મહેસુલ લેવાની જરૂર હશે ત્યારે ત્યારે તથા ત્યાં સુધી તે સઘળી જમીન ઉપર મેહેસુલ લેવું એવું ફરમાવવાના કાયદા કરનારી મંડળીના અધિકારને આ આકટના કોઇ પણ ઠરાવ ઉપરથી બાધ આવશે એવું સમજવું નહી.

**૪૬.** જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદા પ્રમાણે દુમાલા જમીનના કોઇ પણ ધારણ કરનારનો હક જો કાંઈ ભાડાની જમીન ઉપર અથવા નવા થએલા બેટ ઉપર અથવા નદીએ તજેલાં તળીયાં ઉપર પહોંચે તો, જમીન મહેસુલ આપવાની જે ગ્યોગ્યતા તે ગ્યોગ્યતાના સંબંધી તે સઘળી ભાઢાની જમીન અથવા બેટ અથવા નદીનાં તળીયાં જે અસલ દુમાલા જમીન ઉપરથી તેના ધારણ કરનારને પાત્ર થશે તે અસલથી ધારણ કરેલી જમીનને જે વીશેશ અધીકાર અથવા સરત અથવા બંધી લાગુ હશે તે અધીકારને અથવા સરતને અથવા બંધીને તે ભાઢાની જમીન અથવા નવા થએલા બેટ અથવા નદીએ તજેલાં તળીયાં પાત્ર થશે; પણ સદરહુ પ્રકારની કોઈ ભાઢાની જમીનનું અથવા બેટનું અથવા નદીનાં તળીઆનું ક્ષેત્રફળ અડધા એકર કરતાં વધતું થાય ત્યાં સુધી અથવા વધારે ન હોય તો અને તે શીવાય વળી સદરહુ અસલ ધારણ કરેલી જમીનનાં ક્ષેત્રફળના એકદસાંશના કરતાં પણ વધતુ થાય ત્યાં સુધી અથવા વધારે ન હોય તો સદરહુ પ્રકારની જમીન બાબત અથવા બેટ બાબત અથવા તળીયાં બાબત મેહેસુલ લેવાનો અધીકાર નથી.

**૪૭.** જમીનનો કોઇ ધારણ કરનારો તે ધારણ કરેલી જમીન બાબત મહેસુલ આપતો હશે એવા દરએક ધારણ કરનારને અડધા એકરના કરતાં ઓછો નહી હોય એવો તે જમીનનો કાંઇ ભાગ પાણીના પુરથી તણાઇ ગયો હોય તો ગવરનર ઇનકાંઉસીલ આ બાબત વખતે વખતે કાનુન કરશે તે કાનુનને અનુસરીને ધારાના આકારમાં કાંઇ ઓછું થવું જોઇએ એ બાબતનો હક છે.

**૪૮.** (૧) આ આકટના ઠરાવોની રૂઇએ કોઇપણ જમીન ઉપર લેવાનો ધારો તે જમીનનો ઉપયોગ **(અ)** ખેતીનાં મકાન માટે, **(બ)** ઇમારતોનાં કામ માટે, **(ક)** ખેતી અથવા ઇમારત સિવાયના બીજાં કામ માટે, કરવાનો હોય તે મુજબ પ્રસંગ પ્રમાણે આકારવો. અથવા આકાર્યો છે એમ સમજવું.

(૨) જ્યારે કોઈ ચોક્કસ ઉપયોગ કરવા માટે જેના ઉપર ધારો ઠરાવ્યો હોય તે જમીન બીજા કામમાં વાપરે તો આ આકટના ઠરાવની રૂએ આવી જમીન ઉપર તે ધારો ગમે તે મુદત માટે ઠરાવેલો હશે, તે મુદત પુરી નહીં થઇ હોય તોપણ ગ્યોગ્ય કાનુનોને અનુસરીને બદલીને જુદો દરે ઠરાવાને પાત્ર થશે. (૩) વગર ધારે આપેલી જમીન જે કારણ માટે તે આપી હોય તેથી બીજા કારણ માટે ઉપયોગ કરશે તો તે ધારાને પાત્ર થશે, (૪) કલેકટર અથવા સર્વે અમલદારને ગ્યોગ્ય કાનુનોને અનુસરીને દુમાલા ન હોય તેવી જે જમીન, મહેસુલ આપવાને પાત્ર હશે તે કેટલાંક ચોકસ કામમાં વાપરવાની મનાઇ કરવાને, અને જો કોઇ તે મના કરેલા કામમાં વાપરશે તો સંક્ષિપ્ત રીતે કામ ચલાવીને તેને કાઢી મૂકવાને અધિકાર છે.

**૪૯.** જ્યારે કોઇએક જમીનને જમીન મહેસુલ બદલ સઘળી અથવા થોડી નામની માફી હશે તોપણ તે જમીનના ધારણ કરનારની પાસેથી કાંઇ પણ વીશેશ અથવા વધારાનો બાબ અથવા *ફાઇન અથવા કર ગમે તે નામે લેવાની ચાલ પડી હશે અને તે વીશેશ અથવા વધારાનો બાબ અથવા ફાઇન અથવા કર વસુલ કરવામાં આવતો હશે તેથી સરકારનો કર પર્યાયથી બેઠોજ છે એવું હશે ત્યારે અથવા જ્યારે કોઇ એક જમીનને સામાન્યતઃ અથવા કોઈ પ્રસંગે ધારાની બીલકુલ અથવા થોડી માફી હશે તો પણ તે જમીન પ્રસંગો

---

* ફાઈન એટલે હરકોઇ સ્થાવર મીલકત વહીવટમાં લેવા સારૂ નવો પટો કરે ત્યારે તે મીલકતના ધણીને સેલાં પાઘડીના અથવા નજરાણાના રૂપીઆ આપે છે તે અથવા એના જેવો બીજો કાંઇ અવેજ.

પાત અથવા વીશેશ કારણ ઉપરથી ધારો આપવાને અથવા હરકાંઇ નામનો કાંઈ બાબ અથવા કર આપવાને પાત્ર હશે ત્યારે.

સદરહુ ધારો અથવા બાબ અથવા ફાઇન અથવા કર બદલીને તે જમીન ઉપર હંમેશાં આપવાનો વાર્ષીક ધારો ઠરાવવાનો અધીકાર છે પણ સદરહુ પ્રકારનો બદલીને ઠરાવેલો ધારો જે ધારાને અથવા બાબને અથવા ફાઇનને અથવા કરને બદલે ઠરાવ્યો હશે તે ધારાના અથવા બાબના અથવા ફાઇનના અથવા કરના યોગ્ય બદલા તરીકે જે રકમ કમીશનરને યોગ્ય લાગે તે રકમના કરતાં તે બદલીને ઠરાવેલો ધારો વધતો હોવો નહી જોઇએ અને તે જમીન બાબત માફીનો હક નહી હોત તો જે ધારાને તે જમીન સામાન્યતઃ પાત્ર હોત તે ધારાના કરતાં વધારે હોવો ન જોઇએ.

**૫૦.** સદરહુ પ્રકારનો જે કાંઇ બાબ અથવા ફાઇન અથવા કર કનીષ્ટ ધારણ કરનાર આજ સુધી આપતો હશે તે વરીષ્ટ ધારણ કરનારની પાસેથી લેવો એવું ઠરાવવામાં આવે ત્યારે તે કનીષ્ટ ધારણ કરનારની પાસેથી સદરહુ પ્રકારના બાબને અથવા ફાઇનને અથવા કરને બદલે ધારો ઠરાવ્યો હશે તે ધારાની રકમ વસુલ કરવાનો અધીકાર વરીષ્ટ ધારણ કરનારને છે.

**૫૧.** જમીનના કોઈ ભાગ ઉપર "વહેતા" એ નામથી અથવા બીજા કોઇ નામથી મેહેસુલ લેવાની ચાલ પડી હશે અને તે મહેસુલ તે ભાગની સાથે બીલકુલ અથવા થોડા ધારાની માફી હોય એવી બીજી જમીન ધારણ કરેલી હોવાને લીધે તે ભાગ ઉપર સામાન્યતઃ જે મેહેસુલ બેસાડવાનું હોય તેના કરતાં વધારે હશે ત્યારે જમીનના તે ભાગ ઉપર જેટલું બેસાડવું જોઇએ તે કરતાં વધારે બેસાડેલું મેહેસુલ આજ સુધી બીલકુલ અથવા થોડી માફીથી ધારણ કરેલી જમીન ઉપર બેસાડવાનો અધીકાર છે.

**૫૨.** જે જમીનના સંબંધમાં જમીન મહેસુલ આપવાનું સર્વતઃ માફ કર્યું નહી હોય અને જેના ઉપરનો ધારો ૧૦૨ જી અથવા ૧૦૬ ઠી કલમના ઠરાવો મુજબ ઠરાવ્યો નહી હોય તે સઘળી જમીન ઉપર જમીન મહેસુલ તરીકે લેવાની રકમનો આકાર, કલેકટરે ૨૧૪ મી કલમની રૂએ આ બાબત કરેલી કાનુનોને પાત્ર રહીને જે મુદ્દત ઠરાવવાનો તેને અધીકાર આપ્યો હશે તેટલી મુદત સુધી પોતાની નજરમાં આવે તે પ્રમાણે ઠરાવવો. અને સદરહુ પ્રકારના આકાર પ્રમાણે જે રકમો આપવાની થાય તે સદરહુ પ્રકારની સઘળી જમીન ઉપર લેવી જોઇએ. પણ એવું ઠરાવ્યું છે કે જે જમીનના સંબંધમાં જમીન મહેસુલ આપવાનું અંશતઃ તે માફ કર્યું હોય અથવા જમીન મહેસુલ આપવાની જેની પાત્રતાને વિશેષ સરત અથવા બંધી લાગુ હોય તે જમીનનો આકાર ઠરાવતી વખતે તથા તેનું મેહેસુલ લેતી વખતે જે હક્ક કાયદાસર રીતે વિદ્યમાન હશે તે સઘળા હક્ક તરફ; તે હકના પ્રકાર પ્રમાણે, લક્ષ આપવું જોઇએ. આ પહેલાં કલેકટરે ઠરાવેલો જમીન મેહેસુલનો જે કોઇ પણ ધારો ૫૨ મી કલમ મુજબ ઠરાવવાનો ઇરાદો હતો એવું વાજબી રીતે ધારી શકાય તે ધારો કાયદેસર છે અને આ આકટની ઉપર ગયેલી કલમ ઉપરથી સુધારેલી ૫૨ મી કલમ મુજબ ઠરાવ્યો છે એમ સમજવું જોઇએ, અને એવા ધારા પ્રમાણે જે રકમો આપવાની થાય તે યોગ્ય રીતે સુધારવામાં અથવા તેમાં ફેરફાર કરવામાં આવે ત્યાં સુધી તે લેવાનું ચાલુ રહેશે.

**૫૩.** ગવરનર ઇનકાઉન્સીલ જે નમુનો વખતે વખતે ઠરાવશે તે નમુના પ્રમાણે કલેકટરે એક પત્રક રાખવું જોઇએ, અને તેમાં જે જમીનનું દુમાલા જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવ પ્રમાણે સ્થાપીત થયું હશે અથવા કબુલ કર્યું હશે તે સઘળી જમીન દાખલ કરવી જોઇએ; અને સદરહુ પ્રકારની કોઈ દુમાલા જમીન સંબંધી આપેલી કોઈ સનંદ બીલકુલ ગુમ થઇ છે અથવા તેનો નાશ થયો છે એવું કલેકટરની ખાતરી થાય એ રીતે દરસવવામાં આવશે ત્યારે ૨૧૩ મી કલમ પ્રમાણે ગવરનર ઇનકાઉન્સીલે ઠરાવેલી કાનુનને અનુસરીને તથા ઠરાવેલી ફી આપશે તો સદરહુ પત્રક માંહેનો સહી સાથેનો ઉતારો મેળવવાનો હક જે માણસને છે, એવું કલેકટરને લાગશે તે માણસને તે ઉતારો આપવાનો અધીકાર તેને છે. સદરહુ પ્રકારના ઉતારાની પીઠ ઉપર જે સનંદ ગુમ થઇ છે અથવા જેનો નાશ થયો છે એવું કહેતા હોય તે સનંદને બદલે આ ઉતારો આપ્યો છે એવો શેરો કલેકટરે લખવો જોઇએ: અને તે ઉતારો સદરહુ સનંદ પ્રમાણેજ હક સાબીત કરવા બાબત યોગ્ય પુરાવો છે એમ સમજવું.

**૫૪.** જમીન મહેસુલ બાબત જમીનના દરએક ભાગના અથવા સરવે નંબરોના ધારાનો ઠરાવ

કરવો તે. તે મેહેસુલ બાબત જે માણસ ૧૩૬ મી કલમ પ્રમાણે સરકારને પ્રથમ જવાબદાર હશે તેની સાથે કરવો.

**૫૫.** ગવરનર ઇનકાઉન્સીલને એવું ફરમાવવાનો અધીકાર છે કે જે પાણી ઉપર હક સરકારનો હશે અને જે પાણી બાબત મુંબાઇના સન ૧૮૭૯ ના ઇરીગેસન આકટ પ્રમાણે કાંઇ આવકાર લેવા જોગ નહી હશે તે પાણીનો ઉપયોગ જમીન, ધારણ કરનારાએ તથા બીજા માણસે કરવા બાબત જે પીઆવો વખતે વખતે મંજુર કરવાનું ગવરનર ઇન્કાઉન્સીલને યોગ્ય લાગે તે પીઆવો કલેકટરે અથવા સરવેનું કામ જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારે અથવા ગવરનર ઇનકાઉન્સીલને યોગ્ય લાગે તે બીજા અમલદારે ઠરાવવો. સદરહુ પ્રકારનો પીઆવો જે મુદત સરકાર વખતે વખતે ઠરાવશે તે મુદતે ફરી ઓછો વત્તો થવાને પાત્ર છે તથા જમીન મહેસુલ પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

**૫૬.** જમીન બાબત મેહેસુલની બાકી કોઇ ધારણ કરનારની પાસે લેહેણી હશે તે તે ધારણ કરેલી જમીન ઉપર તથા તેના દરેક ભાગ ઉપર પહેલો બોજો છે એવું સમજવું અને તે બાકી આપવાને ચુકે તો ખાતુ અગર ધારણ કરેલી દુમાલા જમીન, તથા તે જમીન ઉપરનાં સઘળાં ઝાડ ઉપરના તથા પાક ઉપરના તથા ઈમારત ઉપરના તથા તે જમીનને ચોટેલી વસ્તુ ઉપરના અથવા તે જમીનને ચોટેલી કાંઇ વસ્તુ સાથે જાથુ જડેલું કાંઇ હશે તે ઉપરના ખાતાદારના અથવા ધારણ કરનારના સઘળા હક સુધાં સરકાર દાખલ થવાને પાત્ર થશે; પછી આપવાની બાકી રહેલી રકમો તે ખાતું અથવા ધારણ કરેલી દુમાલા જમીન વેચીને વસુલ કરવાનો કલેકટરને અધિકાર છે એટલે ખાતાની અથવા ધારણ કરેલી દુમાલા જમીનનું વેચાણ કરીને અથવા સદરહુ પ્રકારના ખાતાની અથવા ધારણ કરેલી દુમાલા જમીનની ૨૧૪ મી કલમ મુજબ આ બાબત કરેલી કાનુન પ્રમાણે બીજી બ્યવસ્થા કરવાનો અધિકાર તેને છે.

" અને જયારે એવા ખાતાની અથવા ધારણ કરેલી દુમાલા જમીનની બ્યવસ્થા ઉપર કહ્યા પ્રમાણે વેચાણ કરીને અથવા જમીન મેહેસુલ ન આપનાર માણસને પાછી આપીને, અથવા તે બીજા શખસને નામે કરી આપીને અથવા બીજી કોઇ રીતે કરી હશે ત્યારે, કલેકટર બીજી રીતે ફરમાવે નહી તો, તે ખાતા અથવા ધારણ કરેલી દુમાલા જમીનના સંબંધમાં સરકાર સીવાય બીજા જે કોઇ પણ સખસના લાભમાં તે વખત સુધી જે સત્તા પ્રકાર, હક, દેણાં, તથા ઈકવીટી ઉત્પન્ન કરેલાં હશે તેમાંથી તે ખાતું અથવા ધારણ કરેલી દુમાલા જમીન મુકત થઇ છે એમ સમજવું."

**૫૭.** મહેસુલ ન આપ્યાથી અથવા જે બીજી ચુકને લીધે કરેલી જમીન સરકાર દાખલ થાય છે તે બીજી ચુક કર્યા ઉપરથી કોઈ ધારણ કરલી જમીન, પાછલી કલમ પ્રમાણે અથવા જે વખતે જે કોઇ કાયદો ચાલુ હોય તે કાયદા પ્રમાણે સરકાર દાખલ થઈ હશે તો ધારણ કરેલી જમીનનો તાબડતોબ કબજો લેવાનો તથા તે ખરીદ કરનારના કબજામાં અથવા આ આકટના અથવા જે વખતે જે બીજો કોઈ કાયદો ચાલુ હોય તે બીજા કાયદાના ઠરાવ પ્રમાણે તે જમીન ધારણ કરવાનો હક બીજા માણસને હશે તેના કબજામાં આપવાનો અધીકાર કલેકટરને છે.

**૫૮.** જે જે મુલકી અમલદારને જમીન મેહેસુલના પૈસા પહોંચે તેણે તે બાબત લખેલી પહોંચ આપવી જોઇએ.

દુમાલા ગામના અથવા ગામના દુમાલા ભાગના દર એક વરીષ્ટ ધારણ કરનારને કનિષ્ટ ધારણ કરનાર ગણોતના અથવા જમીન મહેસુલના જે જે પૈસા આપે તે તે બાબત વરીષ્ટ ધારણ કરનારે લખેલી પહોંચ આપવી જોઇએ અને સદરહુ પ્રકારની દરેક પહોંચ ઉપર ગામનો તલાટી હોય તો તેણે મખાલશી કરવી જોઇએ.

**૫૯.** હરકોઇ માણસ ઉપર ઉપરની છેલી કલમના ઠરાવ તોડયાની સાબિતિ કલેકટરની રૂબરૂ સંક્ષેપ રીતે કામ ચલાવીને ચોકશી કર્યા પછી થાય તે માણસ પહોંચેલી જે રકમ બાબત યોગ્ય રીતે પહોંચ નહી આપી હોય તે રકમના ઘણામાં ઘણા ત્રણ ઘણા સુધી દંડને પાત્ર થશે અને તે દંડનો અડધો ભાગ બાતમી આપનાર હોય તો તેને કલેકટરની નજરમાં આવે તે પ્રમાણે આપવાનો અધિકાર છે. સદરહુ પ્રકારની ચોકશી કલેકટરની પાસે કાંઇ ફરીયાદી આવ્યા વગર કોઇ પણ વખતે ખુદ પોતે કરી શકશે.

## બાબ ૬ ઠો.

## દુમાલા નહી હોય તેવી જમીન આપવા બાબત, વાપરવા બાબત તથા તેનો કબજો છોડી દેવા બાબત.

**૬૦.** દુમાલા નહી હોય તેવી પડતર જમીન ખેડવા સારૂ રાખવાની જે કોઇ માણસની ઇચ્છા હશે તેણે તે ખેડવા માંડવા પહેલાં મામલતદારની અથવા મહાલકરીની લખેલી પરવાનગી લેવી જોઇએ.

**૬૧.** કાંઇ પણ વિશેષ કારણ સારૂ જુદી કહાડી રાખેલી કોઇ જમીન જે કોઇ માણસ હુકમ વગર તે ખેડતો હશે તે જમીન ધારો બેસાડેલા સરવે નંબરનો ભાગ હશે તો તે જેટલી મુદત સુધી ખેડશે તેટલી મુદત બદલ તે આખા નંબરનો ધારો આપવો જોઇએ. અને તેણે સદરહુ પ્રમાણે ખેડેલી જમીનનો આકાર થયેલો નહી હોય તો તેજ ગામમાંની તેવીજ તથા તેટલીજ તથા તેવાજ કામમાં વાપરેલી જમીન ઉપર સદરહુ મુદત બાબત ધારાની જેટલી રકમ લેવા લાયક થશે તેટલી રકમ આપવી જોઇએ.

અને તે જમીન તેણે ખેતીના કામ સારૂ લીધી હોય તો તે માણસ કલેક્ટરની નજરમાં આવે તે પ્રમાણે ઘણામાં ઘણુ પાંચ રૂપીયા સુધી દંડ અથવા એક વરસનો તેણે જે ધારો આપવાનો હશે તે ધારાની રકમના દસ પટ જેટલી રકમ સુધી દંડને પાત્ર થશે. અને ખેતીવાડીનું નહિ હોય તેવા કોઇ કામમાં તેણે જમીન વાપરી હશે તો ૨૧૪ મી કલમ પ્રમાણે આ બાબત કરેલી કાનુનમાં જે મર્યાદા ઠરાવી હશે તે મર્યાદા સુધી દંડને પાત્ર થશે.

હુકમ વગર ખેડેલી તથા ભોગવટામાં લીધેલી જમીન બાબત આપવાના ધારાની રકમ વિશે કલેક્ટર ઠરાવ કરશે તે આખરનો છે એવું સમજવું જોઇએ; અને ધારાની રકમ ઠરાવતી વખતે વરસના અધુરા ભાગ સુધી ખેડી હશે તથા ભોગવટામાં લીધી હશે તે આખા વરસ સુધી ખેડી છે તથા ભોગવટામાં લીધી છે એમ સમજવું જોઇએ.

સદરહુ પ્રકારની કોઇ જમીન જે માણસ હુકમ વગર ખેડતો હશે અથવા તેનો ભોગવટો કરતો હશે તેને સંક્ષેપ રીતે કામ ચલાવીને તે જમીનમાંથી કાહાડી મુકવાનો અધીકાર કલેક્ટરને છે, અને તે જમીન ઉપર કાંઇ ઇમારત અથવા બીજુ કાંઇ બાંધવામાં આવ્યુ હશે તે કલેક્ટરને યોગ્ય લાગે તેવી લખેલી નોટીસ આપ્યા પછી તે કાહાડી નાંખશે તે પણ સરકાર દાખલ થવા ને પાત્ર થાય છે.

આ કલમ પ્રમાણે સરકાર દાખલ થવાનો ઠરાવ કલેક્ટરે કરવો જોઇએ અને સદરહુ પ્રમાણે સરકાર દાખલ થએલી કોઇ પણ માલ મીલકતની કલેક્ટર ફરમાવે તે પ્રમાણે વ્યવસ્થા કરવી જોઇએ.

**૬૨.** ભોગવટો કરવાની પરવાનગી ૬૦ મી કલમ પ્રમાણે આપવામાં આવે છે તે પહેલાં દુમાલા નહિ હોય, તેવી જમીન બદલ કાંઈ કિંમત દાખલ પૈસા માગવાનો અથવા તે લીલામ કરીને વેચવાનો, અને સદરહુ જમીન આપવાની સાથે પોતાને યોગ્ય લાગે તે સરતો જોડવાનો અધિકાર, ગવર્નર ઈન કોંસિલ વખતે વખતે, જે કાનુન કરશે તે કાનુનને અનુસરીને કલેક્ટરને છે. આવી જમીન માટે કાંઇ કિંમત આપી હોય તો તેમાં ૪૦ મી કલમના ઠરાવ પ્રમાણે જે ઝાડો ખસુસ રાખી મુકેલાં નહિ હોય તેવાં સઘળાં ઝાડો ઉપરના સરકારના હકની કીંમત આવી જાય છે એમ સમજવું. અને તે કીંમત જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

**૬૩.** જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે જે કોઇ ભાગની જમીન સરકારની હશે તે જમીન, સરકારી મહેસુલના ફાયદા તરફ યોગ્ય લક્ષ આપીને વેચવાને હરકત નથી, એવું કલેક્ટરને લાગે ત્યારે, તેણે તે ભાગની જમીન જે કાંઠા કે કીનારા ઉપર થઇ હોય તે કાંઠા કે કીનારાના ખાતેદારને ( જો કોઇ હોય તો તેને ) આપવા માંડવી.

ઉપર લખ્યા પ્રમાણે આપવા માંડેલી જમીનની કીંમત તે જમીનના વાર્ષિક ધારાના ત્રણ ઘણા કરતાં વધારે હોવી જોઇએ નહિ. જો સદરહુ ખાતેદાર ઉપર કહેલી ( જમીન આપવાની ) માગણી કબુલ કરવાનું ના પાડે, તો લેવાની કિંમત બાબત કાંઇ પણ મર્યાદા ન રાખતાં તેની વ્યવસ્થા કરવાનો કલેક્ટરને અધિકાર છે.

આ કલમના કારણુ સારૂ ૩ જી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ જો તે કાંઠો અથવા કીનારો કબજા સહિત ગીરો મુકયો હોય તો ગીરો મુકનારને તેનો ખાતેદાર સમજવો જોઇએ.

**૬૪.** જ્યારે ભાઠાની જમીન કોઈ કાંઠા ઉપર અથવા કીનારા ઉપર થાય ત્યારે તે કાંઠાનો અથવા કીનારાનો ખાતાદાર હોય તો તે ખાતાદારને તે ભાઠાની જમીનનું ક્ષેત્રફળ એક એકર કરતાં વધારે ન હોય તો અથવા વધારે થાય ત્યાં સુધી ભાઠાની જમીનનો થોડી મુદત સુધી ઉપયોગ કરવાનો હક છે. ભાઠાની જમીનનું ક્ષેત્રફળ સદરહુ પરીણામના કરતાં વધારે થાય ત્યારે ઉપરની છેલી કલમના ઠરાવોને અનુસરીને એવી બ્યવસ્થા કરવાનું કલેકટરની પાસે રહે.

**૬૫. ખાતાદારનો હક**—ખેતીના કારણ માટે જેની ઉપર ધારો આકારવામાં આવતો હોય અથવા જે ધારણ કરવામાં આવતી હોય તેવી જમીનના ખાતાદારને પોતાને તથા તેના નોકરની તથા ખેડુતની તથા મુખત્યારની તથા બીજા કાયદાસર વારસ વકીલની મારફત ખેતીના કામ સંબંધી ઇમારત અથવા કુવા અથવા તળાવ બાંધવાનો અથવા તે જમીનની વધારે સારી રીતે ખેતી થવા સારૂ અથવા સદરહુ કામ સારૂ તેનો વધારે સગવડ ભરેલી રીતે વાપરી શકાય એટલા સારૂ તેની ઉપર બીજા કાંઇ સુધારા કરવાનો હક છે. પણ કોઇપણ ખાતાદારે ધારણ કરેલી જમીન અથવા તેનો કાંઈ ભાગ બીજા કોઇ કામમાં વાપરવાની તેની ઈચ્છા હશે તો નોંધેલા ખાતાદારે કલેકટરની પરવાનગી સારૂ પ્રથમ અરજી કરવી જોઇએ તેવી અરજી પહોંચ્યા પછી કલેકટરે તે પહોંચ્યાની લખેલી પહોંચ અરજદારને તાબડતોબ આપવી જોઇએ, અને ચોકસી કર્યા પછી તે અરજી મંજુર અથવા ના મંજુર કરવાનો અધીકાર કલેકટરને છે.

પણ સદરહુ પહોંચની તારીખથી ત્રણ મહીનાની અંદર અરજદારને કાંઈ જવાબ ના મળે તો કલેકટરે પરવાનગી આપી એમ સમજવું. આવી મુદત અરજી પોચ્યાની તારીખથી સાત દીવસની અંદર જો કલેકટર લખેલો પહોંચ મોકલે તો તે પહોંચની તારીખથી ગણવી બીજી બાબતમાં અરજી પહોંચ્યાની તારીખથી ગણવી વિશેશ પ્રસંગે કલેકટરે બીજી રીતે કરવા ફરમાવ્યું ન હોય તો સદરહુ પ્રકારની કોઇ અરજી ખાતાદારે કરેલી હોય તે વગર તે ધ્યાનમાં લેવી નહી. સદરહુ પ્રકારની કોઇ જમીન ખેતીને લાગતુ વળગતુ ન હોય તેવાં કોઇ કામમાં સદરહુ પ્રમાણે વાપરી હોય ત્યારે ૪૮ મી કલમના ઠરાવ પ્રમાણે જે કોઈ નવો ધારો લેવાનો અધીકાર હોય તે સિવાય વળી નજરાણાં માગવાનો અધિકાર કલેકટરને સરકારના સામાન્ય હુકમને અનુસરીને છે.

**૬૬.** સદરહુ પ્રકારની કોઇ જમીન કલેકટરની પરવાનગી પ્રથમ લીધા વગર અથવા ૬૫ મી કલમમાં ફરમાવેલી મુદત પુરી થયાની અગાઉ સદરહુ પ્રમાણે વાપરશે તો ખાતાદારને તથા કોઇ ખેડુતને અથવા તેના પેટામાં અથવા તે વીદ્યમાન ( જમીન ) ધારણ કરનાર બીજા માણસને સદરહુ પ્રમાણે વાપરેલી જમીનમાંથી તથા તે જમીન જે ખેતરોનો અથવા સરવે નંબરનો ભાગ હોય તે આખા ખેતરમાંથી અથવા સર્વે નંબરમાંથી સંક્ષેપ રીતે કામ ચલાવીને કલેકટર કહાડી મુકશે. અને ખાતાદારે જે મુદત સુધી તે જમીન સદરહુ પ્રમાણે વાપરી હશે તે મુદતનો ૪૮ મી કલમના ઠરાવ પ્રમાણે જે નવો ધારો લેવાનો અધીકાર હોય તે નવા ધારા સિવાય વળી સરકારના સામાન્ય હુકમને અનુસરીને જે દંડ લેવાનું કલેકટર ફરમાવે તે દંડ આપવાને પણ પાત્ર થશે.

જે કોઇ ખાતાદારનો જે ખેડુત અથવા ખાતાદારના પેટામાં અથવા તેના વીદ્યમાન ( જમીન ) ધારણ કરનાર જે બીજું કોઇ માણસ ખાતાદારના અનુમત વગર સદરહુ પ્રકારની કાંઇ જમીન સદરહુ પ્રકારના કાંઇ કામમાં વાપરશે અને તેથી કરીને સદરહુ નોંધેલા ખાતાદારને સદરહુ દંડ ને પાત્ર કરશે તો તે નુકશાન બદલ સદરહુ નોંધેલા ખાતાદારનો તે જવાબદાર થશે.

**૬૭.** આ બાબતમાં ગવર્નર ઇન કૌંસિલે કરેલી કોઇ પણ કાનુનોને પાત્ર કલેકટરે ઠરાવેલી તે સરતો અથવા બોલીથી ઉપર કહેલી પરવાનગી આપવાની ઉપરની છેલી બે કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી મના છે એમ સમજવું નહી.

**૬૮.** ખાતાદારને તે જમીનનો ઉપયોગ કરવાનો તથા તે ખેડવાનો હક તે સત્તા પ્રકારનો હક ફલાણી મુદત સુધી રહેશે એવી મુદતની મર્યાદા ઠરાવેલી હોય તો તે મુદત સુધી અથવા મુદતની મર્યાદા નહી હોય અથવા સર્વે સેટલમેન્ટ તે જમીનને લાગુ કર્યું હોય તે જાથુનો છે એમ સમજવું. પણ એવી શરતે કે આ આકટના અથવા આ આકટ પ્રમાણે કરેલી કાનુનના ઠરાવ પ્રમાણે અથવા બીજો કોઇ કાયદો તે વખતે ચાલુ

હોય તો તે બીજા કાયદા પ્રમાણે તે જમીન બાબત જમીન મેહેસુલની જે રકમ લેણી હશે તે તે આપ્યા કરશે તો અને તેના સત્તા પ્રકારને બીજી કાંઇ સરત અથવા બોલી કાયદેસર રીતે જોડેલી હશે તે પુરી કર્યા કરશે તો.

પણ એવું ઠરાવ્યું છે કે કલેકટર, આ બાબતમાં ગવર્નર ઇનકૌંસીલે કરેલી કાનુનોને અનુસરીને પોતે ઠરાવેલી તેટલી મુદત સુધી તથા તેવી શરતે કોઇપણ માણસને દુમાલા નહી હોય તેવી પડતર ( ભોગવટામાં નહી હોય તેવી ) કોઇપણ જમીન ખેડવા ( ભોગવટો કરવા ) સારૂ કોઇ પણ વખતે પરવાનગી આપે તે આ અથવા બીજી કોઈ પણ કલમના ઠરાવ ઉપરથી ગેરકાયદેસર થશે નહીં અથવા કદી પણ ગેરકાયદેસર થઇ હતી એમ સમજવું નહી, અને એવે કોઈ પણ પ્રસંગે સદરહુ ખાતુ, પછી તેને સર્વે સેટલમેન્ટ લાગુ કર્યો હોય અથવા ન કર્યો હોય તોપણ, એવી રીતે ઠરાવેલી મુદત સુધીજ અને એવી રીતે ઠરાવેલી ને પાત્ર રહીને ધારણ કરવું.

૬૯. દુમાલા નહી હોય તેવી સઘળી જમીનમાંથી ખાણ ઉપરનો તથા ખનીજ ઉતપન ઉપરનો સરકારનો હક ખસુસ રાખી મુકયો છે એવું આ કલમ ઉપરથી ફરમાવ્યું છે.

માત્ર એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની જમીનના કોઇ ખાતાદારને સદરહુ પ્રકારની ખાણ ઉપર અથવા ખનીજ ઉતપન ઉપરના કાંઇપણ હક હાલમાં હશે તેઓને આ કલમના કોઇપણ ઠરાવ ઉપરથી બાધ આવે છે એવું સમજવું નહીં.

૭૦. જો અધીકારવાળી કોર્ટ હુકમનામુ અથવા હુકમ કરીને એવું ઠરાવે કે ખાતાદાર બીજા કોઇ માણસના પેટામાંનો કનીષ્ટ ધારણ કરનારો છે, અથવા ખાતાનો હક બીજા કોઇ માણસનો છે, તે અથવા જો સદરહુ પ્રકારનું હુકમનામું અથવા હુકમ બજાવ્યાથી ખાતાદારની જમીનમાંનો હક સંબંધ વેચીને, અથવા બીજી રીતે બીજા માણસને પ્રાપ્ત કરી આપ્યો હશે તો, તે બીજા માણસે તે હુકમનામાની અથવા હુકમની દાખલાવાળી નકલ અથવા વેચાણ બાબત કોર્ટનું સર્ટીફીકેટ અથવા બીજાને પ્રાપ્ત કરી આપ્યાનો દાખલો હાજર કરે તો તે બીજો માણસ ખાતાદાર છે એમ સમજવું જોઇએ. અને તે પ્રમાણે તેની સાથે વહીવટ કરવો જોઇએ; અને નોંધેલા ખાતાદારનું નામ હોય તે નોંધમાં પ્રસંગને અનુસરીને ફેરફાર કરવાની જરૂર હોય તે કરવા બાબત કલેકટરને લખેલી અરજી કરી હોય તો તે ફેરફાર કરવો જોઇએ.

જે ખાતુ કલેકટરની પ્રથમ મંજુરી મેળવ્યા વગર બીજાને નામે કરી શકાતું ન હોય તે ખાતુ, દીવાની કોરટે બીજાને પ્રાપ્ત કરી આપ્યું હોય અથવા કરવાનો હુકમ કર્યો હોય તે બદલ અથવા તે ખાતુ અથવા હક બીજાને પ્રાપ્ત કરી આપ્યા બાબત દીવાની કોર્ટનું હુકમનામું અથવા હુકમ થયો હોય તે બદલ એવી મંજુરી આપવામાં આવી ન હોય એવે પ્રસંગે,

(અ) એવું ખાતુ અથવા હક કોઇ પણ કોર્ટની પ્રોસેસને પાત્ર થવાં ન જોઇએ, અને તે બીજાને પ્રાપ્ત કરી આપ્યાનો સદરહુ પ્રમાણે કરેલો ઠરાવ રદ અને ગેરકાયદેસર થવો જોઇએ, અને

(બ) તે કોર્ટને કલેકટરની સહી સીક્કાનો નીચેની મતલબનો એટલે એવું ખાતુ તેની પ્રથમથી મંજુરી મેળવ્યા વગર પ્રાપ્ત થઇ શકતો નથી અને એવી મંજુરી આપવામાં આવી નથી એ મતલબનો દાખલો મળે એટલે તે કોરટે એવા ખાતા ઉપર અથવા તેના સંબંધમાં કરેલી કોઇ પણ જપ્તી અથવા બીજી પ્રોસેસ દુર કરવી અથવા એવા ખાતા અથવા હકનું અથવા તે સંબંધમાં જે વેચાણ કર્યું હોય તે રદ કરવું.

૭૧. મી કલમ રદ કરી છે.

૭૨. જો કોઇ ખાતાદાર જે હિંદુ અથવા મુસલમાન અથવા બૌધ હોય તે મૃત્યુપત્ર કર્યા વગર તથા મશહુર વારસ વગર મરણ પામે તો તે ખાતાદારનું ખાતું કલેકટરે આ આકટના ઠરાવને અનુસરીને અથવા સરકાર દાખલ—થએલાં ખાતાં જમીન મહેસુલ વસુલ કરવા સારૂ વેચવા બાબત તે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે બીજા કાયદાના ઠરાવોને અનુસરીને વેચવું જોઇએ અને મૃત્યુપત્ર કર્યા વગર તથા મશહુર વારસ વગર મરણ પામનાર હિંદુની અથવા મુસલમાનની અથવા બૌધની માલમીલકત બાબત જે કાયદો તે વખતે અમલમાં હોય તે સદરહુ ખાતાને લાગુ છે એમ સમજવું નહીં; પણ મૈયતની પાસે સરકારની જમીન મહેસુલની બાકી લહેણી હશે તે સઘળીબાકી તથા સદરહુ વેચાણનો સઘળો ખરચ સદરહુ વેચાણની ઉપજમાંથી બાદ કરીને જે બાકીની ઉપજ રહેશે તેને માત્ર તે કાયદો લાગુ છે એમ સમજવું.

૭૩. ખાતું ૫૬ મી કલમ માંહેના ઠરાવોને અને સત્તા પ્રકારને કાયદેસર રીતે જોડેલી કોઇ પણ શરતોને અનુસરીને તથા કાયદા ઉપરથી બીજી રીતે ઠરાવ્યું હોય તે સિવાયને પ્રસંગે વારસોની તરફ ચાલવા

જોગ તથા બીજાને કરી આપવા જોગ માલમીલકત છે એમ સમજવું.

**૭૩. અ.** (૧) ઉપરની કલમમાં ગમે તે ઠરાવ્યું હોય તે છતાં, કોઇ પણ પ્રદેશમાં અથવા ગામમાં ૧૦૩ જી કલમની રૂએ અસલ સરવે સેટલમેન્ટ દાખલ કર્યાની અગાઉ પ્રસિદ્ધ કરેલા જાહેરનામા ઉપરથી સરકાર એવું ઠરાવે કે તે પ્રદેશને અથવા ગામને આ કલમના ઠરાવ લાગુ છે તે પ્રદેશમાંના અથવા ગામમાંનાં ખાતા અથવા તેમાંની જમીનમાંનો ખાતાદારનો હક એવા જાહેરનામાની તારીખ પછી, કલેકટરની અગાઉથી મંજુરી લીધા વગર બીજાને નામે કરી આપી શકાશે નહી.

(૨) સરકાર, મુંબઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસીદ્ધ કરીને એવા પ્રદેશના અથવા ગામના કોઇ પણ ભાગને અથવા કોઈ પણ શખસને અથવા કોઇ વરગના શખસને આ કલમના અમલમાંથી બાતલ કરવાને મુખત્યાર છે.

**૭૪.** ખાતેદારને ૩૧ મી માર્ચ પહેલાં અથવા ગવર્નર ઇન કૌંઉન્સીલ વખતો વખત ઠરાવે તેવી બીજી કોઇ તારીખ પહેલાં મામલતદાર અથવા મહાલકરીને લેખી નોટીસ આપીને પોતાની જમીનનું રાજીનામું આપવાને એટલે તે સરકારના લાભમાં આપી દેવાને અધિકાર છે પણ બીજાના લાભમાં તે વખતે જે હકો હશે તે વિદ્યમાન રહેશે. આવું રાજીનામું ચાલુ વર્ષની આખરથી અમલમાં આવશે.

પરંતુ કોઇ પણ જમીનનો ભાગ, આખા સર્વે નંબરના પેટાભાગ કરતાં ઓછો હોય તો તેનું રાજીનામું આપી શકાશે નહીં.

**૭૫.** મી કલમ રદ કરી છે.

**૭૬.** છેલી કલમના ઠરાવ બને તેટલા દુમાલા જમીન ધારણ કરનારાઓને લાગુ થશે પણ એવું ઠરાવ્યું છે કે;—

**( અ )** ૪૯ મી કલમના ૧ લા પારેગ્રાફમાં કહેલા પ્રકારે સઘળી અથવા થોડી ધારાની માફીથી ધારણ કરેલી કોઇ જમીનના કોઇ ભાગનો બદલીને ઠરાવેલો ધારો સદરહુ કલમના ઠરાવ પ્રમાણે ઠરાવવામાં આવે ત્યાંસુધી તે ભાગનું સદરહુ પ્રમાણે રાજીનામુ આપવાનો અધીકાર નથી. અને

**( બ )** જે જમીન ઉપર જે મેહેસુલ સામાન્ય રીતે લઇ શકાય તેના કરતાં વધારે મહેસુલ ૬૧ મી કલમમાં કહેલો પ્રકાર હોવાથી લેવામાં આવતું હશે તેવી જમીનનું કોઈ માણસ રાજીનામુ આપે તો તે જમીનની સાથે સઘળી અથવા થોડી ધારાની માફીવાળી જે બીજી જમીન ધારણ કરેલી હશે તેનું પણ તેણે રાજીનામુ આપ્યું એમ સમજવું.

**૭૭.** કોઈ માણસ જમીનનું રાજીનામુ આપે તથા તે જમીન ઉપર જવાનો મારગ તેણે પોતાની પાસે રાખેલી બીજી જમીનમાંથી હોય તો સદરહુ પ્રમાણે રાખેલી જમીનમાંથી જવાનો હક, રાજીનામુ આપેલી જમીનનો આગળ જે ધારણ કરનારો થશે તેની તરફ ચાલશે.

**૭૮.** ૭૪ મી કલમના કોઇ ઠરાવ ઉપરથી હેઠળ લખેલી વાતને બાધ આવે છે એમ સમજવું નહી, એટલે—

**( અ )** જે ગામની જમીનના મેહેસુલ બાબત સઘળા ભાગીયા કાયદા પ્રમાણે અથવા ગામના ચાલ પ્રમાણે એકત્ર જવાબદાર હશે તે ગામના કોઇ ભાગની જવાબદારીને, અથવા:

**( બ )** જે કોઇ પટા ઉપરથી ખસુસ કરેલા જે બીજા દસ્તાવેજ ઉપરથી સરકારમાંથી જમીન ધારણ કરી હશે અથવા હવે પછી ધારણ કરવામાં આવશે તે પટાની, અથવા બીજા દસ્તાવેજની બંધીની અથવા સરતની યોગ્યતાને,

**૭૯.** મી કલમ રદ કરી છે.

**૭૯. ( અ )** જે કોઈપણ શખસ—

( અ ) જેનો જે કોઇ પણ જમીનનો ઉપયોગ કરવાનો અથવા જે ખેડવાનો ( ભોગવટો કરવાનો ) હક આ આકટના કોઇ પણ ઠરાવ ઉપરથી બંધ થયો હશે તે જમીન અથવા,

**( બ )** જે જમીન કલમ ૭૩ ( **અ** ) ની રૂયે કલેકટરની પ્રથમ મંજુરી લીધા વગર અથવા તે સત્તા પ્રકારને ૬૨ મી, ૬૭ મી અથવા ૬૮ મી કલમના ઠરાવોની રૂયે કાયદેસર રીતે જોડેલી કોઈ પણ શરતની રૂયે બીજાને કરી આપવાનો અધિકાર નહી હશે તે જમીન,

હુકમ વગર ખેડતો હશે અથવા ગેરકાયદેસર રીતે તેના કબજામાં હશે તે માણસને કલેક્ટર સંક્ષિપ્ત રીતે કામ ચલાવીને કહાડી મુકવાને મુખત્યાર છે.

**ખાતુ સરકાર દાખલ ન થવા બાબતના ઇલાજ.**

**૮૦.** ખાતા બાબત જમીન મેહેસુલ આપવાનું હોય તે ખાતાદારે ન આપ્યાને લીધે ૫૬ મી કલમના ઠરાવ પ્રમાણે અથવા જે વખતે જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદાના ઠરાવ પ્રમાણે ખાતુ સરકાર દાખલ ન થાય એટલા માટે જમીન મેહેસુલની જે રકમો દેવી હોય તે સઘળી સદરહુ પ્રકારના ખાતાદારની તરફથી આપવાનો અધિકાર કોઇ પણ હિતસંબંધ ધરાવનાર માંણુસને છે, અને તે રકમો લેવાનો અધિકાર કલેક્ટરને છે.

અને આવે કોઇ પણ પ્રસંગે જે સખસે ઉપર કહ્યા પ્રમાણે જમીન મહેસુલ આપ્યું હશે તે સખસને, કલેક્ટરને જે જમીન મહેસુલનો કાંઈ પણ ભાગ બીજા સખસોએ યોગ્ય રીતે ભરવો જોઇએ એમ લાગે તે જમીન મહેસુલનો ભાગ વસુલ કરવા માટે, તે ૮૬ મી કલમની રૂએ મદદ આપવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે હક સંબંધ વાળા માણસનો હક યોગ્ય હકુમતવાળી કોરટમાં સદરહુ પ્રકારના માણસની દરમીયાન થએલી કોઇ ફરીયાદીમાં સાબેત થાય તે હકને આ કલમના ઠરાવ પ્રમાણે જે કરવાનો અધીકાર આપ્યો છે અથવા જે કરયું હશે તે ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહીં.

**૮૧.** મી કલમ રદ કરી છે.

**આ બાબના કેટલાએક ઠરાવ મોકુફ રાખવા.—૮૨.** મુંબઇના ગેઝીટમાં જાહેરનામુ પ્રસીદ્ધ કરીને હેઠળ લખ્યા પ્રમાણે વખતે વખતે કરવાનો અધીકાર ગવર્નર ઇન કૌઉસીલને છે એટલે,—

( **અ** ) ૬૦ મી અથવા ૭૪ મી કલમનો અથવા આ બેઉ કલમોનો અમલ હરકોઇ ઠરાવેલા પ્રદેશમાં સામાન્ય અથવા કાંઇ વિશેષ વર્ગના અથવા વરગોના ખેતી કરનાર બાબત અથવા ખાતાદાર બાબત મોકુફ કરવાનો અને

( **બ** ) સદરહુ પ્રકારનું કાંઇ જાહેરનામુ રદ કરવાનો.

ઉપરની (**અ**) રકમ પ્રમાણે કરેલુ કાંઇ જાહેરનામુ જે મુદત સુધી કોઇ પ્રદેશમાં અમલમાં હશે તે મુદતમાં જે ઠરાવનો અમલ મોકુફ કર્યો હશે તે ઠરાવને બદલે જે કાનુન કમીશનર વખતે વખતે ફરમાવસે તે કાનુન ચાલશે.

---

## બાબ ૭ મો.

### વરીષ્ટ તથા કનીષ્ટ ધારણ કરનારા બાબત.

**ખેડુતના—હક. ૮૩.** ખેડુત તરીકે કોઇ માણુસના કબજામાં બીજા કોઇ માણસે જમીન આપી હશે અથવા ખેડુત તરીકે કોઇ માણુસ બીજા માણસની પરવાનગીથી અથવા તેણે ન કહ્યાને લીધે જમીનનો કબજો ધારણ કરતો હશે અથવા લેતો હશે અથવા પોતાની પાસે રાખતો હશે તે, તે જમીન તેઓની દરમીયાન જે ગણોતની અથવા નોકરીની કબુલાત થઇ હોય તે ગણોત બદલ ધારણ કરે છે, અથવા તે નોકરી બદલ ધારણ કરે છે એમ સમજવું. અથવા સદરહુ પ્રકારની કબુલાયત બાબત ખાત્રી પુરવક પુરાવો ન હોય ત્યારે સ્થાનીક રીવાજ પ્રમાણે આપવાના ગણોત બાબત અથવા કરવાની નોકરી બદલ ધારણ કરે છે એમ સમજવું; અથવા સદરહુ પ્રકારની કબુલાયાત અથવા રીવાજ ન હોય તો તે પ્રકરણની સઘળી હકીકત તરફ લક્ષ આપતાં જે ગણોત વ્યાજબી તથા યોગ્ય જણાય તે ગણોતે ધારણે કરે છે એમ અનુમાન કરવું જોઇએ.

અને ખેડ પુરાતન વખતથી હોવાના સબબને લીધે તે કયારે શરૂ થઈ તે બાબત ખાત્રી પુર્વક પુરાવો મળતો નહી હોય અને તે ખેડ કેટલી મુદત સુધી ચાલુ રાખવી તે મુદત જમીનદાર તથા ખેડુતની દરમીઆન અથવા જેના સંબંધથી તે દરેક આશામી દાવો કરતો હશે તેઓની દરમીયાન ઠરાવી હશે તો તે મુદત બાબત ખાત્રી પુર્વક કાંઇ પુરાવો નહી હશે અથવા સદરહુ ખેડુતની મુદત બાબત કાંઇ સ્થાનીક રીવાજ નહી હશે ત્યારે તે ખેડ, સદરહુ પ્રકારના જમીનદારના તથા તેના સંબંધી જેઓને હક પ્રાપ્ત થાય છે તેઓની સત્તા પ્રકારની મુદત જેટલીજ છે એવું ખેડુતનો પ્રતક્ષ જમીનદાર હોય તેની વિરૂદ્ધ અનુમાન કરવું જોઇએ.

અને જે માણસના કબજામાં જમીન હોય તે માણસ તે જમીનદારની ચાકરી કરતો હોય અથવા તેને ગણોત આપતો હોય, તે માણસને તે કબજો કયા નાતાથી મળ્યો અથવા તે કબજો કયા નાતાથી ધારણ કરે છે, અથવા રાખે છે તે નાતા બાબત ખાત્રીનો પુરાવો ન હોય ત્યારે ખેડૂત તરીકે તેના કબજામાં જમીન છે એવું અનુમાન કરવું જોઇએ.

પણ એમ સમજવું ન જોઇએ કે ખેડુતે આપવાનું ગણોત, અથવા કરવાની ચાકરી, વધારવા વિષેનો અથવા પ્રથમનું ઠરાવેલું અથવા ઉપર કહ્યા પ્રમાણે યોગ્ય રીતે વધારેલું ગણોત ન આપ્યા બાબત અથવા નોકરી ન કર્યા બાબત ખેડુતને જમીનમાંથી કાઢી મુકવા વિશેના જમીનદારને જે હક છે તેને, કબુલાત ઉપરની અથવા રીવાજ ઉપરની અથવા બીજી રીતે હોય તો આ કલમના કોઈ ઠરાવ ઉપર બાધ આવશે નહિ.

**૮૪.** એક વરસની ખેડ ઉલટ પુરાવો ન હોય ત્યારે ખેડવાની એક મોસમના છેડાથી ખેડવાની આગલી મોસમના છેડા સુધી ચાલે છે એવું અનુમાન કરવું જોઇએ. ખેડવાની મોસમ માર્ચ મહિનાની ૩૧ મી તારીખે પુરી થાય છે એવું અનુમાન કરવું જોઇએ.

એક વરસની ખેડ બંધ કરવી હોય તો ખેડ જે સાલની આખરે બંધ થશે એવું જણાવવાનું હશે તે ખેડની સાલની આખર અગાઉ નિદાન ત્રણ મહિના આગમચ લખેલી સુચના જમીનદાર ખેડુતને અથવા ખેડુતે જમીનદારને આપવી જોઇએ, સદરહુ પ્રકારની સુચના ઇ પરીશીષ્ટમાં લખેલા નમુના પ્રમાણે જોઇએ અથવા તેવા મચકુરની જોઇએ.

**અ** (૧) જ્યારે જ્યારે વરીષ્ટ ધારણ કરનારે સરકારને આપવાના જમીન મહેસુલની કાંઇ પણ કારણસર સર્વાંશે અથવા થોડે અંશે તેહકુબી અથવા માફી આપવામાં આવે ત્યારે કલેકટર સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ પ્રમાણે ચાલીને, કનિષ્ટ ધારણ કરનારે અથવા ધારણ કરનારાઓએ તેવા વરીષ્ટ ધારણ કરનારને સદરહુ જમીન સંબંધમાં આપવાના ગણોતની અથવા જમીન મહેસુલની હેઠળ જણાવ્યા મુજબની રકમ સુધીની પ્રસંગ પ્રમાણે તેહેકુબી અથવા માફી આપવાને મુખત્યાર છે. એટલે કે,

**(અ)** જે જમીન સંબંધી સરકારને પુરેપુરો આકાર આપવાનો હોય તે જમીન બાબતમાં, સદરહુ વરિષ્ટ ધારણ કરનારાએ આપવાના જમીન મહેસુલની જેટલી રકમની તેહેકુબી અથવા માફી સરકારે આપી હોય તેટલી રકમથી બમણી કરતાં વધે નહીં તેટલી રકમ સુધીની, તથા

**(બ)** જે જમીનના સંબંધમાં પુરેપુરા આકાર કરતાં ઓછું જમીન મહેસુલ સરકારને આપવાનું હોય તે જમીનની બાબતમાં, એવી જમીનના સંબંધમાં સરકારને પુરેપુરો આકાર ભરવાનો હોત તો કલેકટરના ધારવા પ્રમાણે સરકાર વરિષ્ટ ધારણ કરનારને જેટલી રકમની તહેકુબી અથવા માફી આપત તેટલી રકમની બમણી કરતાં વધે નહીં તેટલી રકમ સુધીની.

(૨) જે જમીનના સંબંધમાં વરિષ્ટ ધારણ કરનારને કાંઇ પણ જમીન મહેસુલ આપવાનું ન હોય તેવી જમીનની બાબતમાં, જ્યારે જ્યારે તેની પડોશની બીજી કોઈ પણ જમીનના સંબંધમાં સરકારને આપવાના જમીન મહેસુલની કાંઇ પણ કારણ સારૂ સર્વાંશે અથવા થોડે અંશે તહેકુબી અથવા માફી આપી હોય ત્યારે ત્યારે, કલેકટર સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ મુજબ ચાલીને, કનિષ્ટ ધારણ કરનારે અથવા ધારણ કરનારાઓએ પ્રથમ જણાવેલી જમીનનું જે ગણોત અથવા જમીન મહેસુલ વરીષ્ટ ધારણ કરનારને આપવાનું હોય તેની પ્રસંગ પ્રમાણે તેહેકુબી અથવા માફી એવી જમીનનાં સંબંધમાં સરકારને પુરેપુરો આકાર આપવાનો હોય તો પોતાના ધારવા પ્રમાણે વરીષ્ટ ધારણ કરનારને સરકાર જેટલી રકમની તહેકુબી અથવા માફી આપત તેટલી રકમની બમણી કરતાં વધે નહી તેટલી રકમ સુધી આપવાને મુખત્યાર છે.

(૩) પેટા કલમ (૧) તથા (૨) ની રૂએ કાંઇ પણ કોર્ટમાં સવાલ ઉઠાવવો નહિ.

(૪) કોઇ કનિષ્ટ ધારણ કરનારને અથવા ધારણ કરનારાઓને જેની માફી આપી હશે. એવું કોઇ પણ ગણોત અથવા જમીન મહેસુલ વરિષ્ટ ધારણ કરનાર, વસુલ કરશે. અથવા કોઇ કનિષ્ટ ધારણ કરનાર અથવા ધારણ કરનારાને જેની તેહકુબી આપી હશે તે ગણોત અથવા જમીન મહેસુલ તેહેકુબીની મુદ્દત વીત્યા પહેલાં વસુલ કરશે તો, એવા વરીષ્ટ ધારણ કરનારાઓને જે જમીન મહેસુલની માફી અથવા તહકુબી આપી હશે તે સઘળું જમીન મહેસુલ વરીષ્ટ ધારણ કરનારાએ તાબડતોડ પાછું આપી દેવું પડશે; અને જે ગણોત અથવા જમીન મહેસુલ એવી રીતે વસુલ કર્યું હશે તે પાછાં મેળવવાના કનિષ્ટ ધારણ કરનાર અથવા ધારણ

કરનારાઓના હકને બાધ આવશે નહિ.

(૫) કનિષ્ટ ધારણ કરનાર અથવા ધારણ કરનારાઓને જે ગણોત અથવા જમીન મહેસુલની માફી આપી હોય તે ગણોત અથવા જમીન મહેસુલ વસુલ કરવા માટે અથવા તેને જે કોઇપણ ગણોત અથવા જમીન મહેસુલની તેહેકુબી આપી હોય તે ગણોત અથવા જમીન મહેસુલ તેહેકુબીની મુદત દરમિયાન વસુલ કરવા માટે કોઇ વરિષ્ટ ધારણ કરનાર કા. ૮૬ તથા ૮૭ મુજબ મદદ મેળવવા સારૂ અરજી કરશે, તો તે સ્વિકારવામાં આવશે નહીં, તેનાથી તે માટે કાંઈ પણ ફરીયાદ માંડી શકાશે નહીં તથા તે માટે દિવાની કોર્ટના કોઇ પણ હુકમનામાની બજાવણી કરવામાં આવશે નહિં. પણ જ્યારે કોઇ કનિષ્ટ ધારણ કરનારે અથવા ધારણ કરનારાઓએ આપવાના ગણોત અથવા જમીન મહેસુલની તુહકુબી આપી હોય ત્યારે, જે મુદત દરમિયાન તે તહેકુબી ચાલુ રહી હોય તે મુદત, એવું ગણોત અથવા જમીન મહેસુલ વસુલ કરવા માટે ફરીયાદ માંડવા સારૂ જે મુદત ઠરાવેલી હોય તેમાંથી બાદ કરવી.

(૬) જે કોઈ પણ જમીનના સંબંધમાં ગણોત સર્વાંશે, અથવા અંશતઃપાકના હિસ્સાના રૂપમાં આપવામાં આવતું હોય તે જમીનની બાબતમાં વરિસ્ટ ધાર કરનાર રિવાજ અથવા કબુલતથી ઠરાવેલા પાકનો હિસ્સો લેશે તો તે કૃત્ય આ કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી ગેરકાયદેસર થશે નહીં.

(૭) **ખુલાસો—**જે કોઇ જમીન ઉપર ૮ મા ભાગના ઠરાવની રૂએ અથવા ૧૧૨ મી કલમ પ્રમાણે હાલ કરેલા કોઇપણ સર્વે સેટલમેન્ટની રૂએ આકાર બેસાડયો ન હોય તે જમીનના સંબંધમાં, આકાર એ સંજ્ઞામાં આ કલમનાં કારણ સારૂ તે તે જગાના રિવાજ અથવા રસમથી આપવાના ગણોત અથવા જમીન મહેસુલનો સમાસ થાય છે.

(૮) આ કલમના ઠરાવ સીધમાં આવેલી કોઇ પણ જમીનને લાગુ પડશે નહીં.

**૮૫.** (૧) વંશપરંપરાના પટેલ તથા વંશપરંપરાના તલાટી જે દુમાલા ગામમાં હોય તે ગામના દરેક વરિષ્ટ ધારણ કરનારાએ અથવા જે ગામમાં વંશપરંપરાના પટેલ તથા વંશપરંપરાના તલાટી હોય, તે ગામના દુમાલા ભાગના દરેક વરિષ્ટ ધારણ કરનારે, કનિષ્ટ ધારણ કરનારાઓ પાસેથી તેનાં ગણોત અથવા જમીન મહેસુલ બાબતનાં લેણાં, આવા પટેલ અને તલાટી મારફતે લેવાં.

(૨) જ્યારે આવો પટેલ અને તલાટી આવાં વરિષ્ટ ધારણ કરનારની ગણોત અથવા જમીન મહેસુલ બાબતની લ્હેણી થયેલી કોઇ પણ રકમ તેની વતી વસુલ કરવાને ચુકે, ત્યારે આવા વરિષ્ટ ધારણ કરનારને કલેકટરની અગાઉથી મંજુરી લઇને, તે લેણું તે કનિષ્ટ ધારણ કરનારની પાસેથી વસુલ કરવાનો હક પ્રાપ્ત થશે.

(૩) જ્યારે આવા કોઇ પણ પટેલે અથવા તલાટીએ આવા વરિષ્ટ ધારણ કરનારની વતી કોઇ પણ રકમ વસુલ કરી હોય અને તેને તે, તે બાબતનો હિસાબ આપવાને ચુકે, ત્યારે વરિષ્ટ ધારણ કરનારની લખેલી અરજી ઉપરથી, કલેકટરને આવા પટેલ અથવા તલાટી કનેથી આવી રકમ જમીન મહેસુલની ચડેલી બાકી તરીકે વસુલ કરવાનો અધિકાર છે.

(૪) જ્યારે આવો કોઈ પણ વરિષ્ટ ધારણ કરનાર કાંઈ ગણોત અથવા જમીન મહેસુલ કોઈ પણ કનિષ્ટ ધારણ કરનારની પાસેથી આવા પટેલ અથવા તલાટી મારફત ન માગતાં અથવા ન લેતાં બીજી રીતે માગશે કે લેશે, ત્યારે તેની ઉપર કલેકટરની સમક્ષ સંક્ષેપ રીતે ચોકશી થઇને સાબીતી થશે તો તે, એવી રીતે માગેલી કે લીધેલી રકમથી ત્રણ ગણી કરતાં વધારે ન હોય તેટલી રકમના દંડને પાત્ર થશે.

**વરિષ્ટ ધારણ કરનારાઓનાં લેણાં વસુલ કરવાં—***૮૬ કનિષ્ટ ધારણ કરનારની પાસેથી અથવા વરીષ્ટ ધારણ કરનારાએ ધારણ કરેલી જમીનના સહભાગીઆની પાસેથી ગણોત અથવા જમીન મેહેસુલ

---

*૮૬ તથા ૮૭ મી કલમ મુજબના અધિકાર મામલતદાર અને મહાલકરીને આપવાને, અને તેમના ઠરાવ ઉપર અપીલ સાંભળવાને તાલુકાના ઈનચાર્જ આસિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટરને અધિકાર આપવાને કલેકટર મુખત્યાર છે. મદદને માટે જુદા જુદા કનિષ્ટ ધારણ કરનારા સામે એકજ અરજી બસ છે.

અરજદાર (વાદી)ની ગેરહાજરીમાં કાઢી નાંખેલી અરજી, જો તે હાજર ન થવા બાબત પુરતુ કારણ બતાવે તો ફરીથી દાખલ કરવી. પણ તે વરસ દહાડાની અંદર આવેલી હોવી જોઈએ.

ખેડુત ( પ્રતીવાદી ) અરજી આપ્યા પછી મરી જાય તો તેના વારસનું નામ દાખલ કરવા અરજદારને કહેવું અને સદરહુ વારસને નવી નોટીસ આપવી.

વરીષ્ટ ધારણ કરનારને મળવાનું હોય, વસુલ કરવાનું હશે અને વરિષ્ટ ધારણ કરનારે કલેકટરને લેખી અરજી કરી હશે ત્યારે જમીન મહેસુલ સરકારે વસુલ કરવા સારૂ આ આકટના ૧૧ મા બાબમાં જે કાનુન ૧૩૭ મી કલમમાં છે તે સિવાય ) તથા જે રીત કહી છે તે કાનુન પ્રમાણે તથા રીત પ્રમાણે પુરવોપાય તથા બીજી તજવીજ યોજવામાં આવે અને તેથી કરીને ગણોત તથા જમીન મહેસુલ વસુલ થવામાં મદદ મળે એ બાબતનો હક વરિષ્ટ ધારણ કરનારને પ્રાપ્ત થશે.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની અરજીમાં જે મુલકી સાલમાં અથવા ખેડની જે સાલમાં સદરહુ ગણોત અથવા જમીન મહેસુલ દેવાનું થયું હોય તે સાલમાં કરવી જોઇએ.

**ટીપ**—પાછલા વરસોનું ગણોત વસુલ આપવાનો આ કાયદાનો ઉદ્દેશ નથી.

*૮૭. (૧) ૮૬ મી કલમ પ્રમાણે કલેકટરને અરજી કર્યા પછી તેણે તે બાબત લખેલી નોટીસ તે પ્રકરણની ચોકશી કરવા સારૂ દીવસ ઠરાવીને કનીષ્ટ ધારણ કરનારને અથવા સહભાગીયાને અપાવવી જોઇએ સદરહુ પ્રમાણે ઠરાવેલે દીવસે તેણે સંક્ષેપ રીતે ચોકશી કરવી જોઇએ અને તેની પાસે પુરાવો હોય તે ઉપરથી ગણોતની અથવા જમીન મહેસુલની જે રકમ કાયદાસર રીતે ( દેવાની હોય તો ) દેવી છે એવું તેને લાગે તે વસુલ કરવા સારૂ વરીષ્ટ ધારણ કરનારને મદદ આપવાનો હુકમ કરવો જોઇએ.

(૨) પણ કલેકટરને એવું દેખાઇ આવે કે પક્ષકારની દરમ્યાન તકરાર છે તે ગુંચવણ ભરેલી અથવા કઠણ પ્રકારની છે તો તે તેની નજરમાં આવે તે પ્રમાણે માગેલી મદદ આપવાની ના કહેવાને, અથવા જે જમીન સંબંધી તકરાર હોય તેની, ઉપરના આ આકટના ૮મા બાબના ઠરાવ પ્રમાણે અથવા ૧૧૨ મી કલમ પ્રમાણે બહાલ કરેલા સરવે સેટલમેંટની વખતે આકાર ઠર્યો હોય તો સદરહુ જમીન ઉપર સદરહુ પ્રમાણે ઠરાવેલા આકાર જેટલીજ મદદ આપવાને મુખત્યાર છે.

(૩) આ કલમ ઉપરથી એમ ન સમજવું કે કોઇ પક્ષકારને જે રકમ પોતાને હજી મળવાની છે, અથવા દેવી હતી તેના કરતાં જે વધારે રકમ તેની પાસેથી લોધી છે એવું પ્રસંગ પ્રમાણે કોઈ પક્ષકારને લાગે તે રકમ પ્રતીપક્ષકારની પાસેથી વસુલ કરવા સારૂ બેઉ પઇકી હરકોઇ પક્ષકારને દીવાની કોરટમાં જવાની મના છે.

(૪) આ કલમ ઉપર પસાર કરેલા કોઈપણ હુકમ ઉપર માત્ર એકજ અપીલ થઇ શકશે.

**દુમાલા જમીનના ધારણ કરનારાઓને વિશેશ અધિકાર આપવા બાબત—૮૮.** દુમાલા જમીનના કોઇ ધારણ કરનારને કમીશન હરકોઇ વખતે આપીને તે કમીશનમાં લખેલી જમીન બાબત હેઠળ લખેલા સઘળા અથવા તેઓ પઇકી કોઇ અખત્યાર આપવાનો અધિકાર કમિશનરને છે. એટલે:—

( અ ) જમીન મહેસુલ અથવા ગણોત તેને મળવાનું હોય તે આપવા બાબત તારણ માગવાનો અને તે ન આપે તો કલમ ૧૪૧ થી તે ૧૪૩ સુધીની કલમો પ્રમાણે જે પુર્વોપાય કરવાનો અધીકાર કલેકટરને છે તે પુર્વોપાય કરવાનો;

( બ ) સદરહુ પ્રકારનું જમીન મેહેસુલ અથવા ગણોત આપવાને ચુકનારાં માણસોની માલ મિલકત જપ્ત કરવાનો;

( ક ) જમીન મેહેસુલ અથવા ગણોત તેને મળવાનું હશે તે કઇ કઇ વખતે તથા કેટલે કેટલે હફતે આપવાનું થશે તે વખતે વખતે ઠરાવવાનો;

( ડ ) ૬૫ તથા ૬૬ મી કલમ પ્રમાણે કલેકટરનો અધીકાર ચલાવવાનો

( ઇ ) ૭૪ માં કલમ પ્રમાણે રાજીનામુ આપવાની સુચના લેવાનો, અને તે કલમમાં ઠરાવ્યા પ્રમાણે કઇ તારીખ સુધી તે સુચના લેવામાં આવશે તે તારીખ ઠરાવવાનો.

---

( સાંથ ) મદદની અરજી રૂબરૂમાં આપવી જોઇએ એમ નથી, ટપાલમાં મોકલે તોપણ ચાલે છે.

આવા કામમાં વકીલો, પક્ષકારો અથવા કબુલ કરેલા મુખત્યારો સિવાય કોઇને કોરટમાં કામ કરવા દેવામાં આવશે નહિ. અને અપીલોમાં વકીલો પોતાના પક્ષકારના તરફથી કાયદાસર રીતે ઉભા રહી શકે નહી.

સાંથને નામે વ્યાજ વસુલ કરવા માટે મદદ આપવી નહી.

ગીરો રાખનારે પોતાનું નામ મુલકી દફતરોમાં નોંધાવ્યું નહી હશે, તો તેનો હક કબુલ કરવાની મામલતદાર ના પાડી શકે.

તપાસ શરૂ થવાના દિવસ વિષે વરિષ્ટ ધારણ કરનારને નોટીસ મફત મોકલવી મામલતદારના હુકમ ઉપર દિવાની કોરટમાં જવાને બાધ નથી.

હુકમોની અમુક મુદતની અંદરજ બજાવણી થવી જોઇએ એમ નથી.

( ફ ) ૧૨૨ મી કલમમાં સરવે અમલદારો સારૂ જે રીત ઠરાવી છે તે રીતે હદ નીશાન યથાસ્થીત રાખવા બાબત તથા તેની મરામત કરવા બાબત તજવીજ કરવાનો:

પણ એવું ઠરાવ્યું છે કે (ક) રકમથી તે (ફ) રકમ સુધીની રકમમાં કહેલા અધિકાર, જે જમીનને સરવે સેટલમેન્ટ ૨૧૬ મી કલમના ઠરાવ પ્રમાણે લાગુ કર્યું હશે તે જમીનના ધારણ કરનારાઓને માત્ર આપવા.

૮૯ સદરહુ પ્રકારનું દરએક કમીશન ક પરીશીષ્ટમાં લખેલા નમુના પ્રમાણે જોઇએ તથા કમિશનરની મરજીમાં આવે ત્યારે રદ થવાને પાત્ર છે અને કમીશનરને યોગ્ય લાગે તો ખુદ દુમાલા જમીનના ધારણ કરનારને અને તેજ પ્રમાણે તેના એક અથવા વધારે મુખત્યારોનો પણ આપવાનો અધિકાર છે.

૯૦. સદરહુ પ્રકારનું કોઇ કમીશન ધારણ કરનાર ગણોત અથવા જમીન મેહેસુલ આપવાને ચુકનારની માલ મિલકત જપ્ત કરશે તો તેણે તેવું કર્યા બાબત તાબડતોબ કલેકટરને રીપોર્ટ કરવો જોઇએ. માગેલી જે રકમ સારૂ જપ્તી કરી હોય તે રકમ કલેકટરને યોગ્ય લાગે તે ચોકશી કર્યાં ઉપરથી વ્યાજબી છે એવું તેની નજરમાં આવે તો તેણે તે માલ મિલકત વેચવા બાબત હુકમ કરવો જોઇએ અને વેચાણનું કામ ૧૬૫ મી કલમથી તે ૧૮૬ મી કલમ સુધીની કલમોમાંના ઠરાવ પ્રમાણે થવું જોઇએ. પણ કમીશન ધારણ કરનારને સન ૧૮૩૦ ના ૧૩ મા કાયદા પ્રમાણે દિવાની હકુમત આપેલી હોય તથા ખુદ પોતાના અથવા પોતાના મુખત્યારના હુકમનામા બજાવવાનો અધીકાર આપેલો હોય તો વેચાણનું કામ તેણે કરવું. કલેકટરે તથા તેના તાબામાંના અમલદારોએ કરવું નહી.

૯૧. સઘળાં જપ્તીનાં પ્રોસેસો હેઠળ લખેલે પ્રસંગે બંધ થવાં જોઇએ એટલેઃ—

મેહેસુલ ન આપનારની પાસે માગેલી રકમ તેણે વીશેશ કરીને આપી હોય અથવા આપવાને કહાડી હોય તો. અથવા કમીશન ધારણ કરનારને અથવા તેના મુખત્યારોને અથવા કલેકટરને ડ પરીશીષ્ટમાં કહેલા અથવા તેવા મજકુરના નમુના પ્રમાણે ખાત્રીનો તે જામીન આપે તો.

અને સદરહુ પ્રકારના કોઈ કમીશનનો કોઇ ધારણ કરનાર સદરહુ પ્રમાણે પૈસા આપ્યા પછી અથવા લે એમ કહ્યા પછી અથવા સદરહુ પ્રકારનો જામીન આપ્યા પછી અથવા લે એમ કહ્યા પછી કાંઇ જપ્તીના પ્રોસેસનું કામ પોતે અથવા પોતાના મુખત્યારની મારફત ચલાવશે તો તે ધારણ કરનાર કલેકટરની રૂબરૂ સંક્ષેપ રીતે ચોકશીમાં સાબિત થયા પછી સદરહુ પ્રકારનાં જપ્તીનાં પ્રોસેસ, ઉપરથી મેહેસુલની જે રકમ વસુલ કરવાનું ધારતો હશે તે રકમના ઘણામાં ઘણા ત્રણ ઘણા સુધી દંડને પાત્ર થશે.

૯૨. સદરહુ પ્રકારના કમીશન ઉપરથી આપેલો અધીકાર ચાલુ સાલના તથા તેની પ્રત્યક્ષ પાછલી સાલના મેહેસુલના અથવા ગણોતના પૈસા જપ્તીથી વસુલ કરવાના કામને લાગુ છે પણ પાછલી સાલના મેહેસુલના અથવા ગણોતના પૈસા જપ્તીથી વસુલ કરવાના કામને લાગુ નથી.

૯૩. સદરહુ પ્રકારનું કોઇ કમીશન ધારણ કરનારો મેહેસુલ બદલ અથવા ગણોત બદલ રકમ માગતો હશે તે માગવાની અગાઉ કનીષ્ટ ધારણ કરનારાએ જે મેહેસુલ અથવા ગણોત આપ્યું હશે તેના કરતાં અથવા જે દેણાનો તેણે લખેલો કરાર કર્યો હશે તેના કરતાં વધારે જપ્તીથી તેણે વસુલ કરવું નહી; જો તકરાર પડે તો કલેકટરે સંક્ષેપ રીતે ચોકશી કરવી જોઇએ. તથા વ્યાજબી હોય તે રકમ ઠરાવવી જોઇએ. અને આ પ્રમાણે જે રકમ વ્યાજબી છે એવું ઠરાવવામાં આવે તેના કરતાં વધારે અવેજ કમીશન ધારણ કરનારાએ જપ્તીથી વસુલ કરવો નહી.

જે રકમ કાયદા સર રીતે જપ્તીથી વસુલ કરવાનો અધીકાર છે તેના કરતાં વધારે અવેજ જે માણસની પાસેથી જપ્તીથી વસુલ કર્યો હોય તેને કલેકટરની રૂબરૂ સંક્ષેપ રીતે ચોકશી થઇને તે વાતની સાબિતી કમીશન ધારણ કરનારા ઉપર થાય તો સદરહુ પ્રકારના વધારે અવેજની રકમની ત્રણ ઘણી રકમ નુકશાન બદલ વસુલ કરવાનો હક છે. અને કમીશન ધારણ કરનારની પાસે જે રકમ સદરહુ પ્રમાણે લેણી થશે તે જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરવાનો અધીકાર છે.

૯૪. દુમાલા જમીન ધારણ કરનારને પાછલી કલમના કોઇ ઠરાવ ઉપરથી એવી મના નથી કે તેણે જમીનનો ફરીથી આકાર ઠરાવવા બાબતનો પોતાનો હક અથવા જે પુરેપુરી રકમ પોતાને આપવાને કોઈ કનીષ્ટ ધારણ કરનાર વ્યાજબી રીતે પાત્ર છે એવું તેને લાગતુ હોય તે રકમના કરતાં ઓછો અવેજ તે

આપતો હશે તે બાબત ફરીથી ઠરાવ કરવા બાબતનો પોતાનો હક સાબિત કરવા સારૂ યોગ્ય અધિકારવાળી કોરટમાં તેણે દાવો કરવો નહી. અથવા સદરહુ પ્રકારની કોઇ ફરીઆદીમાં હુકમનામું થયું હોય તે હુકમનામા પ્રમાણે જે રકમ આપવી યોગ્ય છે એવું ઠરાવ્યું હોય તે રકમ આ આકટમાં પાછળ કહેલી રીતે વસુલ કરવી નહી.

**૯૪. અ** (૧) દુમાલા ગામનો વરીષ્ટ ધારણ કરનાર એસીસ્ટંટ કલેકટરને લેખી અરજી કરીને પોતાનું જે ગણોત અથવા જમીન મહેસુલ લેણું હોય તે મહેસુલના માગણા તરીકે પોતાની અરજીમાં લખેલી મુદત દરમ્યાન વસુલ કરવું એવી માગણી કરવાને અધિકાર છે.

(૨) કલેકટર પોતાની મરજીમાં આવે તો તેની દાદ મંજુર કરવાને મુખત્યાર છે. આવે પ્રસંગે નીચેના ઠરાવો લાગુ પડે છે. (અ) મંજુર કરેલી મુદત દરમ્યાન અથવા તે અગાઉનાં છ વર્ષ દરમ્યાન લેણું થયું હોય કે થાય એવું ગણોત કે જમીન મહેસુલની જમીન ઉપર ઠરાવેલ ધારાના કરતાં વધારે ન હોય તેટલે સુધી મંજુર કરેલી મુદત દરમ્યાન મુલકી અધિકારીઓના હુકમની રૂએ મહેસુલના માગણાં તરીકે વસુલ કરી શકાશે.

(બ) મંજુર થયેલી કે તેથી અગાઉની મુદત દરમ્યાન તેની પડોશમાંની દુમાલા ન હોય તેવી જમીન સંબંધમાં સરકારનું જમીન મહેસુલ મુલતવી કે માફી કાધું હોય ત્યારે તેને મળતી મુદત દરમ્યાન વરીષ્ટ ધારણ કરનારનું લેણું થાય તેટલા ગણોત અથવા જમીન મહેસુલનું પ્રમાણ કે તેથી ઓછું પ્રમાણ તહેકુબ રાખવાને કે માફ કરવાને કલેકટરને અધિકાર છે.

(ક) જ્યારે તહેકુબ કે માફી કનીષ્ટ ધારણ કરનારને આપી હોય ત્યારે વરિષ્ટ ધારણ કરનારે આપવાનું જમીન મહેસુલ તેટલા પ્રમાણમાં પ્રસંગ પ્રમાણે તેહેકુબ કરવું કે માફ કરવું.

(ડ) રકમ (અ) ની રૂએ ઉપર પ્રમાણે વસુલ કરેલી રકમની બાકીમાંથી વસુલ કરવાનું ખર્ચ બાદ કરી જે વધે તે વરીષ્ટ ધારણ કરનારને આપવું.

---

## બાબ ૮ મો.

### સર્વે ધારા અને જમીન મહેસુલનું સેટલમેંટ.

**૯૫.** જમીન મેહેસુલનો ઠરાવ કરવા સારૂ, તથા જમીન સંબંધી હકનો દાખલો રાખવા સારૂ, તથા તે કાયમ રાખવા સારૂ, અથવા તેવાજ બીજા કાંઇ કારણ સારૂ ઇલાકાના હરકોઇ ભાગના હરકોઇ જમીનની સરવે કરવાનું ફરમાવવાનું ગવરનર ઇનકાંઉન્સીલને જ્યારે યોગ્ય લાગે ત્યારે તે પ્રમાણે ફરમાવવાનો અધીકાર ગવનર ઇનકાંઉન્સીલને છે. અને સદરહુ પ્રકારની સરવેને રેવન્યુ સરવે કહેવી. સદહુ પ્રકારની સરવે કોઇ ગામની અથવા કસ્બાની અથવા શહેરની એકંદર જમીનને અથવા ગવરનર ઇનકાઉન્સીલ ફરમાવે તે જમીનને જ લાગુ કરી શકાશે. અને જે જમીનને સરવે સેટલમેંટ લાગુ કરવા યોગ્ય નથી એવું લાગે તે જમીન તે સેટલમેન્ટમાંથી કહાડી નાંખવાનો અધીકાર સદરહુ પ્રકારની સરવે કરનારા અમલદારને ગવરનર ઇનકાઉન્સીલના હુકમને અનુસરીને છે.

સદરહુ પ્રકારની દરએક રેવન્યુ સરવે ઉપરનો સત્તાધીકાર ગવનર ઇનકાંઉન્સીલની પાસે રહેશે તથા તેઓએ તે ચલાવવો.

**૯૬.** સદદહુ પ્રકારની કોઇ સરવે ચલાવવા સારૂ અથવા તેમાં કામ કરવા સારૂ મોકલેલા સરવે અમલદારને એવો અધીકાર છે કે તેણે સાધારણ નોટીસ અથવા સમન કરીને જમીન ધારણ કરનારાઓને તથા જે માણસોનો જમીનમાં સંબંધ હોય તે સઘળા માણસોને જાતે અથવા જેઓને બરાબર સમજાવ્યું હોય તથા મુદ્દાના સઘળા સવાલોનો ઉત્તર જેનાથી આપી શકાય એવા કાયદાસર મુખત્યારની મારફતે હાજર થવાનું કહેવું, અને તાલુકાના તથા ગામના જે અમલદારોને પોત પોતાના હુદ્દાના નામથી પોતપોતાના થાણામાં તથા હુદ્દા ઉપર કાયદા ઉપરથી અથવા રીવાજ ઉપરથી ચાકરી કરવી પડે તેઓને હાજર થવાનું કહેવું અને સરવેના કામમાં તેઓની યોગ્યતા પ્રમાણે મદદ તથા નોકરી કરવી એવું ફરમાવવું.

**૯૭.** જે જમીનની સરવે હોય તે જમીનની માપણી અથવા પ્રતીબંધ કરવાના કામમાં નીશાનવાળા તમે આપીને મદદ કરો એવું જમીનના સઘળા ધારણ કરનારાઓને તથા જે બીજા માણસોનો જમીનના

સંબંધમાં હકહોય તે બીજા માણસોને કહેવાનો અધીકાર સરવે અમલદારને છે અને આ કામ સારૂ અથવા સરવેના કામ સંબંધી તેવાજ બીજા કામ સારૂ મજુર રાખવાની જરૂર પડે ત્યારે તે મજુરો બાબત ખર્ચ થાય તેનો તથા સઘળા સાદડ ખર્ચનો આકાર સર્વે કરેલી જમીન ઉપર કરવો અને મેહેસુલના લેહેણા પ્રમાણે તે વસુલ કરવો.

**૯૮.** આ કલમમાં આગળ ઠરાવ્યું છે તેટલે સુધી ખારેજ કરીને ખેતીનાજ કામ સારૂ ઉપયોગ કરેલી જમીનનું સરવે નંબર કરવું, તે નંબર સરવે કમીશનર સરકારની મંજુરીથી દરેક જીલ્લામાં જુદી જુદી પ્રતની જમીન સારૂ ક્ષેત્રફળનું ઓછામાં ઓછું જે પ્રમાણ વખતે વખતે ઠરાવશે તેના કરતાં ઓછા ક્ષેત્રફળનું કરવું નહી, ક્ષેત્રફળના ઓછામાં ઓછા સદરહુ પ્રમાણો ઠરાવ્યાં હોય તેઓનો દાખલો દરેક તાલુકામાં મામલતદારની કચેરીમાં રાખવો જોઇએ. તથા તે સઘળે યોગ્ય વખતે લોકોને જોવા સારૂ મળવો જોઇએ.

**ટીપઃ**—ગુજરાતમાં જરાયત માટે એકર અને બગાયત અને ક્યારી માટે ાા એકર સુધી ઓછામાં ઓછું ક્ષેત્રફળ સર્વે નંબરના પેટાભાગ કરવા માટે મંજુર કર્યું છે.

ક્ષેત્રફળનાં ઓછામાં ઓછાં પ્રમાણ સદહુ પ્રમાણે ઠરાવ્યાં હોય તે પ્રમાણના કરતાં ઓછા ક્ષેત્રફળના જે સરવે નંબર અગાઉ કરવામાં આવ્યા હશે, અથવા સરવે કમીશનરે આ બાબત સામાન્ય રીતે અથવા કોઇ વિશેષ પ્રસંગે હુકમ આપ્યો હશે તે હુકમથી જે તેવા પ્રકારનાં કરવામાં આવશે તે સરવે નંબરોને આ ઠરાવ લાગુ થનાર નથી અને કોઇ સરવે નંબર જમીનનાં દફતરોમાં જુદોજ દાખલ કર્યો હશે તેનું ગમે તેટલું ક્ષેત્રફળ હોય તો પણ તે હુકમથી કર્યું છે એમ સમજવું.

**૯૯.** મી કલમ રદ થઇ છે.

**૧૦૦.** કોઇ સરવેનો ચાર્જ જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને એવો અધીકાર છે કે ૨૧૪ મી કલમ પ્રમાણે આ બાબત કરેલી કાનુનને અનુસરીને તેણે ૯૫ મી કલમ પ્રમાણે કરેલા હુકમના સ્થાનીક અમલમાંની જે જમીનને જમીન મેહેસુલની સઘળી માફી નહી હોય તે સઘળી જમીન ઉપર પોતાની નજરમાં આવે તે પ્રમાણે જમીન મેહેસુલનો આકાર ઠરાવવો અને સદરહુ પ્રકારના આકાર પ્રમાણે જે રકમો લેહેણી હોય તે સદરહુ પ્રકારની સઘળી જમીન ઉપર ૧૦૨ જી કલમના ઠરાવને અનુસરીને વસુલ કરવી જોઇએ.

સદરહુ પ્રકારનો આકાર ઠરાવતી વખતે ૫૨ મી કલમના વિશેશ ઠરાવમાં જે કરવાનુ કહ્યુ છે તે ઉપર લક્ષ આપવુ જોઈએ.

પણ જે જમીનને જમીન મેહેસુલ આપવાની સઘળી માફી હશે તે જમીનનો અથવા જે જમીન ૯૫ મી કલમ પ્રમાણે સર્વે સેટલમેન્ટમાંથી ખસુસ કહાડી નાંખી હશે તે જમીનનો યોગ્ય કમાલ આકાર ઠરાવવાની તથા તે નોંધી રાખવાની અથવા સદરહુ પ્રકારની જે જમીનની સર્વે કરી હશે તે સઘળી જમીનના સરવે નંબર કરવાની સદરહુ સરવે અમલદારને આ કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી મના છે એમ સમજવું નહી,

**૧૦૧** પાછલી કલમ પ્રમાણે આકાર કરવાના અધીકારમાં ખેતીવાડીના કામ સારૂજ ઉપયોગ કરેલી જમીન હોય ત્યારે પ્રત્યક્ષ તે જમીન ઉપર આકાર કરવાના અધીકારનો અથવા ઇરીગેશનના જે સાધનો બાબત ૫૫ મી કલમ પ્રમાણે અથવા મુંબઇના સન ૧૮૭૯ ના ઇરીગેશન આકટ પ્રમાણે પીઆવો લેવામાં આવતો ન હોય, તે સાધન ઉપર પીઆવાના અથવા આ બાબના રૂયે આકાર કરવાના અથવા જે બીજી કોઇ રીતે સરકાર મંજુર કરે તે બીજી રીતે આકાર કરવાના અધીકારનો સમાસ થાય છે.

**૧૦૨.** સર્વેનો ચાર્જ જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારે ઠરાવેલો આકાર સરકારની મંજુરી વગર વસુલ કરવો નહી સદરહુ પ્રકારના આકાર પોતાને યોગ્ય લાગે તે ફેરફાર કરીને ખેતીવાડીના કામ સારૂ જ ઉપયોગ કરેલી જમીન હોય ત્યારે ઘણામાં ઘણા ત્રીશ વરસની મુદત સુધી તથા બીજી સઘળી જમીન બાબત ઘણામાં ઘણા નવાણુ વરસની મુદત સુધી કાયમ રાખ્યા છે એવું જાહેર રીતે ફરમાવવાનો અધીકાર ગવર્નર ઇનકાઉન્સીલને છે.

**૧૦૩.** જ્યારે ૧૦૦ મી અને ૧૦૧ મી કલમો મુજબ ઠરાવેલો ધારો લેવાનું ૧૦૨ જી કલમની રૂયે મંજુર કર્યું હોય અને તે બાબતની નોટીસ આ અર્થે ગવર્નર ઇનકાઉન્સીલે કરેલી કાનુનો મુજબ આપી

હોય ત્યારે જે જમીનોના સંબંધમાં ધારો મંજુર કર્યો હોય તે જમીનના સંબંધમાં સેટલમેન્ટ દાખલ કર્યું છે એમ ગણવું.

**૧૦૪.** અસલ અથવા ફરી આકારેલું સરવે સેટલમેન્ટ જે સાલમાં ઉપરની છેલી કલમ પ્રમાણે ચાલુ કરવામાં આવશે તે સાલમાં જે જમીનનો નવો ઠરેલો આકાર અગાઉના કરતાં વધારે હશે તે સઘળી જમીનના જુના તથા નવા આકારમાંના તફાવતની છુટ આપવી જોઇએ અને નવો બેસાડેલો આકાર આગલી સાલથી માત્ર લેવો જોઇએ.

અસલ અથવા ફરી આકારેલું સર્વે સેટલમેન્ટ જે સાલમાં ચાલુ કરવામાં આવશે તે સાલ પછીની સાલમાં જે કોઇ ખાતાદાર તેણે ધારણ કરેલા સરવે નંબર પૈકી કોઇ સરવે નંબરના અથવા તેના પેટા વિભાગના સદરહુ પ્રકારના નવા આકાર ઉપરથી બેસાડેલા વધારાના દરથી નારાજ થાય તો તે સદરહુ પ્રકારના નંબર અથવા પેટા વિભાગ કલમ ૭૪ માં કહેલી રીતે માર્ચ મહીનાની ૩૧ મી તારીખે અથવા તે તારીખની અગાઉ છોડી દેતો, તેને સદરહુ પ્રમાણે બેસાડેલા વધારાની છુટ મળવી જોઇએ,

**૧૦૫.** ૧૦૨ જી કલમમાં ફરમાવ્યા પ્રમાણે આકાર ઠરાવવો તે કેવળ સાધારણ જમીન મેહેસુલને લાગે છે એમ સમજવું અને તે આકાર ઉપરથી એમ સમજવું કે નીશાળ તથા ગામના જીલ્લાના રસ્તા તથા પુલ તથા તળાવ તથા કુવા તથા મુસાફરો સારૂ ધર્મશાળા તથા એવાંજ બીજાં કામ, એવાં સ્થાનીક સુધારાનાં કામ સારૂ જે બાબ બેસાડવાનો અધીકાર ગવર્નર ઇન કાઉન્સીલને જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે હશે તે બાબ અથવા ૫૫ મી કલમના ઠરાવ પ્રમાણે અથવા ઇરીગેશન આકટ પ્રમાણે પીઆવો બેસાડવાનો અધીકાર છે તે પીઆવો લેવાને હરકત થશે.

**૧૦૬.** નવેશરથી રેવન્યુ સરવે કરવાનું અથવા તે સરવેને સહાયકારક કાંઇ કામ કરવાનું હરકોઇ વખતે ફરમાવવાનો અધિકાર ગવર્નર ઇનકાઉન્સીલને છે પણ ૧૦૨ જી કલમના ઠરાવ પ્રમાણે જે મુદત અગાઉ ઠરાવેલી હશે તે મુદત પુરી થાય ત્યાં સુધી વધારેલો આકારમાં અમલમાં આવનાર નથી. પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઇ પણ પ્રદેશની જમીનની એકંદર પ્રત બીજી વખતે કરવામાં આવી હોય, અથવા જ્યારે કોઇપણ પ્રદેશની પ્રથમ કરેલી પ્રત આખરની સમજવી એવું સરકારે મંજુર કર્યું હોય ત્યારે, સદરહુ પ્રદેશને આકાર ફરી તપાસીને ઠરાવવા સારૂ તેવી પ્રત ફરીથી કરવામાં આવશે નહી.

**૧૦૭.** જમીન મેહેસુલનો આકાર ફરી તપાશીને ઠરાવતી વખતે જમીનની કીંમત, તથા જો જમીન ખેતીના કામમાં લગાડી હોય તો ખેતીથી થનારો નફો ધ્યાનમાં લેવામાં આવશે. પણ એવું ઠરાવ્યું છે કે આ આકટ પ્રમાણે, અથવા સન ૧૮૬૫ ના મુંબઇના ૧ લા આકટ પ્રમાણે અગાઉ કરેલું કાંઇ સરવે સેટલમેન્ટ ચાલુ હશે તે મુદતમાં કોઇ પણ જમીનમાં તે જમીનના ખાતાદારે પોતાના ખર્ચથી કાંઇ સુધારો કર્યો હોય તો તે સુધારાના સબબથી સદરહુ જમીનની કીંમતમાં, અથવા સદૃહુ જમીનના ખેતીથી થનારા ફાયદામાં કાંઇ વધારો થયો હશે તો તે વધારો, સદરહુ જમીનનો આકાર ફરી તપાસીને ઠરાવતી વખતે ગણવામાં આવશે નહી.

**૧૦૮.** જમીન મેહેસુલનો આકાર કરવાને અથવા તપાસીને ફરી આકાર કરવાને પ્રસંગે દરએક સરવે નંબરનું ક્ષેત્રફળ તથા આકાર તથા ઠરાવવામાં આવે એવી બીજી કોઇ વિગતો એ જેમાં બતાવેલા હોય એવું એક પત્રક તથા બીજા કાગળ પત્ર સરકાર વખતે વખતે હુકમ કરે તે હુકમ પ્રમાણે તઇઆર કરવા એ સરવે અમલદારનું કામ છે તે પત્રકને “ સેટલમેંટ પત્રક ” કહેવું.

**૧૦૯** અને **૧૧૦** કલમો રદ કરી છે.

**૧૧૧.** કોઇ દુમાલા ગામ અથવા ઇસ્ટેટ સરકારી અમલદારના વહીવટમાં થોડી મુદત સુધી આવે ત્યારે તેમાંની જમીન સરવે સેટલમેન્ટ ઉપરથી ઠરાવેલા દરે અથવા બીજા દર તેને વ્યાજબી લાગે તે બીજા દર ઠરાવીને તે બીજા દરે ખેડવા સારૂ આપવાનો ભોગવટામાં ન હોય તેવી જમીન પટે આપવાનો અને દુમાલા નહી હોય તેવી જમીનનો વહીવટ કરવા બાબતની કાનુન જેટલી લાગુ થાય તેટલી તે લાગુ કરીને તથા સદરહુ ગામ અથવા ઇસ્ટેટ સરકારી અમલદારના વહીવટમાં હોય ત્યાં સુધી તેના મહેસુલનો બીજી રીતે વહીવટ કરવાનો અધીકાર કલેકટરને છે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના ગામના અથવા ઇસ્ટેટના વરીષ્ટ ધારણ કરનારાએ જમીન સંબંધી કાંઇ લખેલી કબુલત કરી આપી હશે તે કબુલત ઉપરથી તે જમીન ઉપરના

સરકારના કાયદાસર હકને નુકશાન થતુ નહી હોય તેટલે અંશે તે કબુલાયત .આ કલમ પ્રમાણે ચલાવેલાં કાંઇ કામથી નીરઆધીત રહેશે.

**૧૧૨.** ગરનર ઇનકાઉન્સીલના હુકમ ઉપરથી કરેલાં તથા બહાલ કરેલાં તથા મંજુર કરેલાં જમીન મહેસુલનાં સરવે સેટલમેન્ટો જે હાલ ચાલુ હશે તે અમલમાં રહેશે તથા અમલમાં છે એવું આ કલમ ઉપરથી ખુલ્લુ કહેવામાં આવે છે પણ તેઓને આ આકટના ઠરાવ લાગુ થશે.

**૧૧૩.** સરકારને મહેસુલ આપતી હોય તેવી ઇસ્ટેટોની વહેંચણી કરવામાં થયેલો ખર્ચ, જે ભાગીદારોની માગણી ઉપરથી વહેંચણી કરી હોય તેમની પાસેથી મહેસુલના માગણા તરીકે વસુલ કરવાનો કલેકટરને અધિકાર છે.

**૧૧૪.** જે ખોતી ઇસ્ટેટમાં રેવન્યુ સર્વે ચાલુ કરી હશે તે ખોતી ઇસ્ટેટના ( અથવા કોઇ તાલુકદારી ઇસ્ટેટના ) એક અથવા વધારે સહભાગીઆ સદરહુ ઇસ્ટેટની વહેંચણ કરવાને કબુલ હોય તો તે સહભાગીઆના પરસ્પર હક પ્રમાણે સદરહુ ઇસ્ટેટના ભાગ કરવાનો તથા તે સહભાગીઆને સદરહુ પ્રકારના ભાગ આપવાનું ઠરાવવાનો અધીકાર કલેકટરને અથવા આ બાબત તેણે યોગ્ય રીતે અધીકાર આપેલા બીજા કોઇ અમલદારને છે.

પણ એવું ઠરાવ્યું છે કે હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોયા વગર સદરહુ પ્રકારની વહેંચણ કરવી નહી એટલે **(અ)** ઇસ્ટેટમાં પોત પોતાનો હક કેટલે સુધી છે એ બાબત સઘળા સહભાગીઆ કબુલત થએલા હોયા વગર અને; **(બ)** સદરહુ પ્રકારની વહેંચણ થવા બાબત કબુલ હોય એવા ભાગીઆના ભાગનો અથવા કબુલ હોય એવા ભાગીઆઓના ભાગોનો આકાર આખા ઇસ્ટેટના આકારના નીમે કરતાં વધારે હોયા વગર.

સદરહુ પ્રકારને પ્રસંગે વહેંચણ કરવાનો ખરચ વહેંચણ કરેલા ઇસ્ટેટના સઘળા સહભાગીઆઓની પાસેથી મહેસુલના માગણા પ્રમાણે વસુલ કરવો જોઇએ.

**૧૧૫.** મી કલમ રદ થઇ છે.

**૧૧૬.** જ્યારે વાવેતર કરવા લાયક જમીનનો કોઇ ભાગ ૬૫ મી કે ૬૭ મી કલમના ઠરાવોની રૂયે ખેતી સિવાયના બીજા કામો માટે વાપરવાની પરવાનગી આપી હોય અને જમીનનો કોઇ ભાગ ૩૮ મી કલમની રૂયે મુદ્દામ જુદો કાઢી મુકયો હોય અથવા ૪૮ મી કલમ પ્રમાણે ધારામાં ફેરફાર કર્યો હોય કે તે લીધો હોય ત્યારે તેનો કલેકટરની મંજુરી લઇને જુદો નંબર પાડવાનો અધિકાર છે.

**૧૧૭.** ૧૧૬ મી કલમના કોઈ ઠરાવ ઉપરથી સને ૧૮૬૨ ના મુંબાઇના ૫ મા આકટના ઠરાવોને બાધ આવતો નથી.

**૧૧૭. અ** (૧) સર્વે નંબરના જમીન ઉપરના જે હક મેળવવામાં આવે તે ધ્યાનમાં લઇને અથવા બીજા કારણ સર જરૂર પડે તેટલા પેટા વિભાગ કરવાનો કોઇ પણ વખતે અધિકાર છે.

(૨) સર્વે નંબરના પેટા વિભાગ કરવાનું તથા તેનો ધારો ઠરાવવાનું કામ ગવર્નર ઇન કૌંસિલ જે કાનુનો કરે તે મુજબ કરવું. પણ ઠરાવ્યું છે કે કોઇ પણ સર્વે નંબર કે પેટા વિભાગના ધારાની કુલ રકમ ૧૦૨ જી કલમની રૂયે જે મુદત માટે ધારો ઠરાવ્યો હોય તે મુદત દરમ્યાન ૪૮ મી કલમ મુજબ ધારો ફેરફારને પાત્ર હોય તે સીવાય વધારવી નહિ.

(૩) આવા પેટા વિભાગનું ક્ષેત્રફળ તથા ધારો જમીનના દફતરોમાં દાખલ કરવાં.

**૧૧૭ બ.** જે સર્વે નંબરના કોઇ પેટા વિભાગનું ૭૪ મી કલમ મુજબ રાજીનામું આપ્યું હોય કે, જમીન મહેસુલ આપવાની કસુર કરવાથી સરકાર દાખલ થયો હોય તો તે સર્વે નંબરને કલેકટરે બીજા પેટા વિભાગના ખાતેદારોને પોતાને યોગ્ય લાગે તેવી કીંમતે આપવાની માગણી કરવી. જો તે સઘળા ના પાડે તો પછી પોતાને યોગ્ય લાગે તેવો નિકાલ કરવો.

પણ ઠરાવ્યું છે કે સદરહુ પેટા વિભાગનો ભોગવટો કરવામાં આવે ત્યાં સુધી અથવા આખા સર્વે નંબરનું રાજીનામું આપે ત્યાં સુધી અથવા બેમાંથી એક બાબત પહેલી બને ત્યાં સુધી તે પેટા વિભાગનો ધારો તે સર્વે નંબરના બીજા પેટા વિભાગોના ખાતેદાર પાસેથી, તેમના પોતાના પેટા વિભાગો માટે જે ધારો લેણો થતો હોય તેની રકમના પ્રમાણમાં લેવો.

જો એવા પેટા વિભાગનો કોઈ પેટા વિભાગ કબજાગીરો આપ્યો હોય તો ગીરો આપનારાને ૩ જી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ આ કલમના કારણ સારૂ તેને ખાતેદાર ગણવા.

## બાબ ૯ મો.

### હદ ઠરાવવી તથા હદ નિશાન બાંધવા તથા ઠીકઠાક રાખવાં.

**૧૧૮.** બ્રીટીશ સરકારના મુલકમાંના ગામની હદ સરવે અમલદારોએ અથવા આ કારણ સારૂ સરકાર જે બીજા અમલદારને નીમશે તે બીજા અમલદારોએ ઠરાવવી જોઇએ તથા તે સંબંધી સઘળી તકરારનો નીકાલ કરવો જોઇએ તથા સદરહુ અમલદારોએ હેઠળ લખેલી કાનુનો પ્રમાણે ચાલવું જોઇએ.

કાનુન ૧—લગતાં હોય એવાં કોઇ પણ બે અથવા વધારે ગામના પટેલ તથા બીજા અમલદાર અને દુમાલા ગામ હોય ત્યારે તેનો ધારણ કરનાર અથવા યોગ્ય રીતે અધીકાર આપેલો તેનો મુખત્યાર તેઓના ગામની પરસ્પર સામાઇક હદ ફલાણી લીટી પ્રમાણે છે એમ આપ ખુશીથી કબુલ કરે ત્યારે હદ ઠરાવનારા અમલદારે સદરહુ પક્ષકારની પાસેથી તે પ્રમાણે કબુલાયત લખાવી લેવી અને પછી કબુલ કરેલી રીત પ્રમાણે હદ ઠરાવવી અને આ પ્રમાણે કોઇ ગામની હદ ઠરી એટલે તે આખરની ઠરી એમ સમજવું પણ તે કબુલાયત કપટથી અથવા ધમકી આપીને અથવા કાયદા વીરૂદ્ધ બીજો કાંઈ ઇલાજ કરીને લીધી એવું સદરહુ અમલદારને દેખાઈ આવે તોજ માત્ર તે આખરની ઠરી એમ સમજવું નહી.

કાનુન ૨—પટેલ તથા ગામના બીજા અમલદાર અને દુમાલા ગામ હોય તો તે ગામનો ધારણ કરનાર અથવા યોગ્ય રીતે અધીકાર આપેલો તેનો મુખત્યાર ઉપરની કાનુનમાં કહેલી રીતે પોત પોતાના ગામની હદ ઠરાવવાને રાજી ન થાય અથવા કબુલાયત લીધી તે કપટથી અથવા ધમકી આપીને અથવા કાયદા વીરૂદ્ધ બીજા કાંઇ ઇલાજ કરીને લીધી એવું સદરહુ અમલદારને દેખાઇ આવે તો, અથવા કાંઇ તકરાર ચાલુ હોય તો તકરારી જમીનની સદરહુ અમલદારે સરવે કરીને તેનો નકશો કરવો અને તે નકશામાં તકરાર કરનાર પક્ષકાર જે જમીન બાબત દાવો કરતા હોય તે જમીન તથા તે સંબંધી સઘળી વીગત બતાવવી અને સદરહુ પક્ષકારના દાવાની રીત પ્રમાણે ચોકશી કરવી અને પછી તે મુકદમાનો ચુકાદો કરવો. સંબંધવાળા ગામો પઇકી એક ગામ દુમાલા હોય તો સરવે અમલદાર સરવે સુપરીન્ટેન્ડેન્ટ ન હોય તો તેણે કરેલો ચુકાદો સરવે સુપરીન્ટેન્ડેન્ટે મંજુર કરવો જોઇએ અને ચુકાદો બીજા કોઇ અમલદારે કર્યો હોય તો તે કારણ સારૂ સરકાર જે બીજા અમલદારને નીમે તે બીજા અમલદારે મંજુર કરવો જોઇએ.

**૧૧૯.** સરવેની વખતે ખેતરની અથવા ધારણ કરેલી જમીનની હદ બાબત તકરાર ન હોય તથા તે બરોબર છે એવું ગામના અમલદાર તે વખતે હાજર હોય તે કહે તો ધારણ કરનારાએ અથવા ભોગવટો કરનારા માણસે બતાવ્યા પ્રમાણે હદ ઠરાવવી અને તકરાર હોય તો અથવા સદરહુ ધારણ કરનારા અથવા ભોગવટો કરનારા માણસ હાજર ન હોય તો સરવે અમલદારે જમીનનાં દફતરો પ્રમાણે અને ગામના અમલદારના તથા લગતી જમીનના ધારણ કરનારના કહેવાથી ભોગવટો સાબિત થાય તે પ્રમાણે અથવા સરવે અમલદાર જે બીજો પુરાવો અથવા માહીતી મેળવી શકે તે પુરાવા ઉપરથી અથવા માહીતી ઉપરથી તે હદ ઠરાવવી.

જે ખેતરની અથવા ધારણ કરેલી જમીનની સરવે થઇ નહી હોય તે ખેતરની અથવા જમીનની હદ બાબત તકરાર ઉત્પન્ન થાય તો સરવે પુરી થયા પછી હરકોઈ વખતે કોઇ સરવે નંબરની કે તેના પેટવિભાગની હદ બાબત તકરાર ઉત્પન્ન થાય તો તેનો નિકાલ કલેકટરે કરવો જોઇએ; અને જમીનના દફતરોમાંથી અગાઉ ઠરાવેલી હદ બાબત ખાત્રી થાય તેવો પુરાવો મળતો હોય તો કલેકટરે સરવેના દફતરો પ્રમાણે નીકાલ કરવો અને તેવો ખાત્રીનો પુરાવો ન મળતો હોય તો જે બીજો પુરાવો તે મેળવી શકે તે પુરાવા પ્રમાણે નીકાલ કરવો.

**૧૨૦.** હદની તકરારમાં જે પક્ષકારોનો સંબંધ હોય તે પક્ષકાર તકરારનો નીકાલ પંચ કમીટીની મારફત કરવાને રાજી હોય અને તે પ્રમાણે લખેલી અરજી કરે તો અરજી ન કરી હોય ત્યારે હદ ઠરાવવી એ જે અમલદારનું કામ હોય તે અમલદારે નીરદીષ્ટ કરેલી મુદતમાં ઓછામાં ઓછા ત્રણ માણસોની કમીટી નીમી આપવાનું સદરહુ પક્ષકારોને કહેવું અને સદરહુ પ્રમાણે નીમેલી કમીટી અથવા તે કમીટીના આસામી પૈકી

નીમે કરતાં વધારે આશામી સદરહુ અમલદાર મુદત નીમે તે મુદતમાં ફેંસલો કરે અને તે ફેંસલો સદરહુ અમલદાર મંજુર કરે એટલે અથવા તે અમલદાર સરવે સુપરીન્ટેન્ડેન્ટના દરજ્જા કરતાં ઓછા દરજ્જાનો સરવે અમલદાર હોય તો સરવે સુપરીનટેન્ડેન્ટ મંજુર કરે એટલે, આખરનો થશે.

પણ એવું ઠરાવ્યું છે કે પંચનો નિવાડો અથવા પંચને સોંપેલાં કામ પૈકી કાંઇ કામ સીવીલ પ્રોસીજર કોડના બીજા પરિશિષ્ટના ૧૪ મા પેરેગ્રાફમાં કહેલા કાંઇ પણ કારણ સારૂ તેજ પંચની પાસેથી ફરીથી વિચાર કરવા સારૂ મોકલવાનો અધીકાર સદરહુ અમલદારને અથવા સરવે સુપ્રીન્ટેન્ડેન્ટને છે.

સદરહુ રીતે નીમેલી કમીટી નીરદીષ્ટ કરેલી મુદતમાં તકરારનો નીકાલ કરવાને ચુકે અને મુદત વધારવાનું સદરહુ અમલદારને અથવા સદરહુ અમલદાર સરવે સુપ્રીન્ટેન્ડેન્ટના દરજ્જા કરતાં ઓછા દરજ્જાનો સરવે અમલદાર હોય તો સરવે સુપ્રીન્ટેન્ડન્ટને યોગ્ય ન લાગે તો આ આકટમાં કહેલી બીજી રીતે તે તકરારનો નીકાલ કરવો એ સદરહુ અમલદારનું કામ છે.

**૧૨૧.** (૧) આ બાબ માંહેલા પાછલા ઠરાવો પૈકી કોઇ પણ ઠરાવ પ્રમાણે હદનો ઠરાવ થાય તે હેઠળ લખેલી વાતને નિર્ણયકારક છે એમ સમજવું.

( **અ** ) હદની લીટીની અથવા દર નીશાનની ખરી જગોનો અને

( **બ** ) ઠરેલી હદની બેઉ બાજુ ઉપરની જમીન ધારણ કરનારના તેઓએ દરએક ધારણ કરેલી જમીનમાં નીવાડાની જમીન આવે છે કે નથી આવતી એવું ઠરાવ્યું હશે તે નીવેડાની જમીન સંબંધી હકના.

(૨) જ્યારે આવી રીતે હદ નક્કી કરવામાં આવે ત્યારે જે કોઈ પણ જમીન ધારણ કરનારના કબજામાં તેણે ધારણ કરેલી જમીનને જે જમીન લાગુ નથી એમ નિકાલ કરવામાં આવ્યો હોય તેવી કોઇ પણ જમીન ખોટી રીતે હશે ત્યારે તેને કોઇ પણ વખતે જમીનમાંથી સંક્ષિપ્ત રીતે કામ ચલાવીને કાઢી મૂકવાને કલેકટરને અધિકાર છે.

## હદ નીશાન.

**૧૨૨.** જે સરવે અમલદારને સરવે સુપ્રીન્ટેન્ડેન્ટ અથવા સેટલમેન્ટ ઓફીસરે અધીકાર આપ્યો હશે તેને ગામ અથવા સરવે નંબર અથવા સર્વે નંબરના પેટાવિભાગ પછી તે સરવે નંબર ખેડેલાં હોય કે પડતર હોય તેઓના હદ નીશાન નીરદીષ્ટ કરવાનો અથવા બંધાવવાનો અથવા અંકાવવાનો અથવા ટકાવી રખાવવાનો અથવા તેમની મરામત કરાવવાનો અને તે બાબત ખરચ થાય તે ધારણ કરનાર ઉપર અથવા જે બીજા માણસોનો તેમાં હક સંબંધ હશે તે બીજા માણસો ઉપર નાખવાનો અધીકાર છે.

જમીન ધારણ કરનારાઓને તેઓનાં હદ નીશાન બાંધવાનું, આંકવાનું, ટકાવી રાખવાનું, અથવા તેઓની મરામત કરવાનું જાહેરનામું જે જમીનની સરવે ચાલતી હશે તે જમીન જે ગામની હશે તે ગામના ચોરામાં અથવા બીજી પ્રસિદ્ધ જગાએ લગાડવું: અને તે જાહેરનામામાં સરવે નંબર કે તેના પેટાવિભાગના ધારણ કરનારાએ પોતપોતાનાં સરવે નંબરનાં કે તેના પેટાવિભાગનાં હદ નીશાન નીરદીષ્ટ મુદતમાં બાંધવાં, આંકવાં, ટકાવી રાખવાં, અથવા તેઓની મરામત કરવી એવું તેઓને ફરમાવેલું જોઇએ, અને સદરહુ પ્રમાણે ફરમાવ્યા મુજબ તેઓ કરવાને ચુકે ત્યારે સરવે અમલદારે તે બાંધવા, આંકવાં અથવા તેઓની મરામત કરવી અને તેઓ બાબત થયેલો સઘળો ખરચ આ કલમમાં પાછળ ઠરાવ્યા પ્રમાણે નાંખવો.

સદરહુ રીત પ્રમાણે સામાન્ય જાહેરનામું લગાડયું એટલે જે જમીનને તે સરવે લાગુ હશે તે જમીનની હદ માંહેના કોઇ સરવે નંબરમાં કે તેના પેટાવિભાગમાં જે જે માણસનો કાંઇ હક સંબંધ હશે. તે તે દરએક માણસને બરોબર તથા પુરતી નોટીસ આપી એમ સમજવું.

હદ નિશાન, સરવે સુપ્રીન્ટેન્ડેન્ટ આ બાબતમાં ૨૧૪ મી કલમની રૂયે કરવામાં આવેલી કાનુનોને પાત્ર રહીને જમીનનો તથા હવાના પ્રકાર પ્રમાણે ઠરાવે તેવા પ્રકારનાં હોવાં જોઇએ; અને તેવી રીતે બાંધવાં, આંકવાં, ટકાવી રાખવાં જોઇએ અથવા તેઓની મરામત કરવી જોઇએ અને તેટલાં મ્હોટાં તથા તેવા પદાર્થોનાં હોવાં જોઇએ,

**૧૨૩.** ધારણ કરેલી જમીનનાં હદ નીશાન યથાસ્થીત રાખીને તેઓની સારી મરામત રાખવા બાબત અને તેઓમાં ફેરફાર થવાની અથવા જગા ઉપરથી તેઓને હલાવ્યાથી અથવા તેઓની મરામત ન રાખ્યાથી

તે બાબત મુલકી અમલદારોએ વ્યાજબી રીતે જે ખર્ચ કર્યો હશે તે સઘળા બાબત દર એક જમીન ધારણ કરનાર જવાબદાર છે, ગામના હદ નીશાનનો નાશ અથવા હુકમ વગર તેમાં ફેરફાર ન કરવા દેવો એ ગામના અમલદારો તથા નોકરોનું કામ છે.

**૧૨૪** કોઇ પણ જીલ્લામાં સરવે સેટલમેન્ટ ચાલુ કરવામાં આવ્યું એટલે હદ નીશાનનો ચારજ કલેકટર પાસે જશે. અને તે બાંધવા બાબત, આંકવા બાબત, યથાસ્થીત રાખવા બાબત અને તેઓની મરામત કરવા બાબત તજવીજ કરવી એ તેનુ કામ છે અને કલમ ૧૨૨ મી ઉપરથી સરવે અમલદારને આપેલો અધિકાર આ કારણ સારૂ કલેકટરને પ્રાપ્ત થશે.

**૧૨૫.** હદ નીશાન જાણી જોઇને કહાડી નાંખ્યાની અથવા જગા ઉપરથી હલાવ્યાની અથવા તેને નુકશાન કર્યાની કલેકટરની રૂબરૂ અથવા સરવે અમલદારની રૂબરૂ અથવા માહાલકરીની રૂબરૂ સંક્ષેપ રીતે ચોકશી થઇને કોઇ માણસ ઉપર સાબિતી થશે તે માણસ સદરહુ પ્રમાણે કહાડી નાંખેલા અથવા જગા ઉપરથી હલાવેલા અથવા નુકશાન કરેલા દરેક નીશાન બાબત ઘણામાં ઘણા પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

આ કલમ પ્રમાણે કરેલો દરએક દંડનો અડધો ભાગ બાતમી આપનાર હોય તો તેને આપવાનો ઠરાવ કરવાનો અધીકાર દંડ કરનાર અમલદારને છે અને રહેલા અરધા ભાગમાંથી તે નીશાન દુરસ્ત કરવાનો ખરચ લેવાનો અધીકાર છે.

---

## બાબ ૧૦ મો.

### ગામનાં તથા કસબાનાં તથા શહેરનાં ગભાણ માંહેની જમીન બાબત-ગભાણ કરવાં.

**૧૨૬.** જમીનના ધારણ કરનારના હક વીદ્યમાન હશે તે સઘળા હક તરફ લક્ષ આપીને સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ પ્રમાણે ચાલીને કઇ જમીન ગામના અથવા કસબાના અથવા શહેરના ગભાણમાં છે એ ઠરાવવાનો અને તેઓની હદ ઠરાવવાનો તથા તે હદમાં વખતે વખતે ફેરફાર કરવાનો અધીકાર કલેકટરને અથવા સરવે અમલદારને છે.

### જમીન મેહેસુલની માફી.

**૧૨૭.** સને ૧૮૫૨ નો ૧૧ મો આકટ તથા સને ૧૮૮૩ નો મુંબાઇનો ૨ જો તથા સાતમો આકટ એ દરેક જે મુલકને લાગુ છે તે મુલકમાં તે આકટ જે કસબામાં અથવા શહેરમાં હક બાબતની ચોકશી સન ૧૮૬૮ ના મુંબાઇના ચોથા આકટના ઠરાવ પ્રમાણે થઈ છે, તે કસબાના અથવા શહેરના ગભાણની હદમાં એવી જમીન હશે કે જેનો આજ સુધી ખેતીનાજ કામ સારૂં ઘણુ કરીને ઉપયોગ કરવામાં આવ્યો હશે તે સઘળી જમીનને લાગુ છે, તથા હંમેશાં લાગુ હતા એમ સમજવું, પણ સદરહુ આકટોના ઠરાવ સદરહુ પ્રકારના કોઇ કસબાનાં અથવા શેહેરનાં ગભાણની હદ માંહેની બીજી કોઈ જમોનને લાગુ છે એમ સમજવું નહી.

**૧૨૮.** જે કસબામાં તથા શહેરમાં હક બાબતની ચોકશી સને ૧૮૬૮ ના મુંબઇના ૪ થા આકટના ઠરાવ પ્રમાણે થઇ છે તે કસબાનાં તથા શહેરનાં ગભાણ માંહેની જે જમીનનો આજ સુધી ખેતીનાજ કામ સારૂ ઘણું કરીને ઉપયોગ કરવામાં આવ્યો છે તે જમીન સિવાય જે બીજી જમીનને જમીન મેહેસુલની હાલ માફી હશે તે હેઠળ લખ્યા પ્રમાણે વાત હશે તો ચલાવવામાં આવશે, એટલે:—

૧ **લી**—જો સદરહુ પ્રકારની જમીન. જે સર્વે આ કલમના કારણ સારૂ સરકાર કબુલ કરે છે તેની સર્વે કોઇ કસબાની અથવા શહેરની અગાઉના વખતમાં થયેલી હશે, તે કસબામા અથવા શહેરમાં હશે, અને તે જમીન તે સર્વેના નકશામાં અથવા બીજા કાગળ પત્રમાં જમીન મેહેસુલ આપવાની સઘળી અથવા થોડી માફીથી ધારણ કરેલી છે એવું દર્શાવેલું હશે તો.

**૨ જી**—જો સદરહુ પ્રકારની જમીન સદરહુ પ્રકારના કસબાને અથવા શહેરને મુંબાઇનો સને ૧૮૬૫ નો ૧ લો આકટ અથવા સને ૧૮૬૮ નો ૪ થો આકટ લાગુ કર્યાનો અગાઉ જમીન મહેસુલ આપવાની સઘળી અથવા થોડી માફીથી પાંચ વરસથી ઓછી નહી હોય એવી મુદત સુધીમાં ધારણ કરેલી હશે તો:

**૩. જી**—સદરહુ પ્રકારની જમીન, મહેસુલ આપવાની સઘળી અથવા થોડી માફીથી જમીન ધારણ કરવી એવી સનંદ આપવાનો અથવા એવા દેણા બાબત મંજુરીનો લેખ આપવાનો અધિકાર જે અમલદારને હતો

એવું સરકાર કબુલ કરે છે તે અમલદારની સનંદ ઉપરથી અથવા મંજુરીના લેખ ઉપરથી જમીન મહેસુલ આપવાની સઘળી અથવા થોડી માફીથી ધારણ કરેલી હશે તો, પછી ધારણ કરી તે ગમે તેટલા વરસ ધારણ કરેલી હોય તો પણ ચીંતા નહી.

**૧૨૯.** ઉપરની છેલી કલમ પ્રમાણે માફીના દાવાનો કલેકટરે સંક્ષેપ રીતે ચોકશી કરીને નીકાલ કરવો અને તેનો ઠરાવ આખરનો છે એમ સમજવું.

**૧૩૦.** જે કસબાને તથા શહેરને ૧૨૮ મી કલમ લાગુ છે તે કસબામાં તથા શહેરમાં જે જમીનનો આજ સુધી ખેતીનાજ કામ સારૂ ઉપયોગ કરવામાં આવ્યો છે તે જમીન શીવાય બીજી જે જમીનનો ભોગવટો તે જમીન જે કસબામાં અથવા શહેરમાં હશે તે કસબાને અથવા શહેરને મુંબાઇનો સને ૧૮૬૫ નો ૧ લો અથવા ૧૮૬૮ નો ૪ થો આકટ લાગુ કર્યાની અગાઉ બે વરસના કરતાં ઓછી મુદત સુધી અધીકાર વગર કર્યો હશે તે બીજી જમીનના ધારણ કરનાર તે જમીન ઉપર જમીન મહેસુલ આકાર્યું હશે તે ઉપરાંત તે જમીનની કીંમત પણ આપવાને પાત્ર થશે. સદરહુ કિંમત ૬૨ મી કલમના ઠરાવ પ્રમાણે ઠરાવવી જોઇએ.

## પરચુરણ.

**૧૩૧.** કોઇ ગામનાં અથવા કસબાનાં અથવા શહેરનાં ગભાણમાંની જે જમીનનો ખેતીનાજ કામ સારૂ ધાણું કરીને ઉપયોગ કરવામાં આવતો હશે તે જમીન શીવાય બીજી જમીનની ૯૫ મી કલમ પ્રમાણે સરવે અથવા ૧૦૬ ઠી કલમ પ્રમાણે નવેસરથી સરવે કરવાનું ફરમાવવાનું ગવરનર ઇનકાઉન્સીલને દરકોઇ વખતે યોગ્ય લાગે તો તેવી સરવે કરવી તે તથા તે સંબંધી સઘળા કામનો બંદોબસ્ત કરવો તે આ આકટના ૮ મા તથા ૯ મા બાબના ઠરાવ પ્રમાણે કરવો જોઇએ પણ એવું ઠરાવ્યું છે કે જે કસબામાં અથવા શહેરમાં બે હજાર લોકો કરતાં વધારે લોકોની વસ્તી હોય તે કસબાની અથવા શહેરની સદરહુ પ્રકારની કોઇ સરવેને સદરહુ બાબની ૯૬ મી અથવા ૯૭ મી અથવા ૧૦૧ મી અથવા ૧૦૪ થી અથવા ૧૧૮ મી કલમના કોઇ પણ ઠરાવ લાગુ છે એમ સમજવું નહી.

**૧૩૨.** જે કસબામાં અથવા શહેરમાં બે હજાર લોકોના કરતાં વધારે લોકોની વસ્તી હોય તે કસબાના અથવા શહેરના ગભાણની ઉપરની છેલી કલમના ઠરાવ પ્રમાણે સરવે કરવામાં આવે ત્યારે ઘરના ગભાણનો દર એક ધારણ કરનાર સરવે બાબત એક ફી આપવાને પાત્ર થશે: તે ફીનો આકાર આ બાબત સરકાર વખતે વખતે જે કાનુન કરશે તે કાનુન પ્રમાણે કલેકટરે કરવો જોઇએ: પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ ફી કોઇ પણ પ્રસંગે દરેક ઘરના ગભાણ અથવા તેના જુદા ધારણ કરેલા કોઇ પણ ભાગ માટે દશ રૂપીઆ કરતાં વધારે હોવી નહી જોઇએ, સદરહુ સરવેની ફી તે કસબાના અથવા શહેરના ગભાણની અથવા જાહેર ખબરમાં બતાવેલા તે કસબાના અથવા શહેરના ભાગની, સરવે પુરી થયા પછી: કલેકટર આ બાબત પ્રસીદ્ધ જાહેર ખબર આપે તે જાહેર ખબરની તારીખથી ૭ મહીનાની અંદર આપવી જોઇએ.

**૧૩૩.** સદરહુ પ્રકારના ઘરના ગભાણના દર એક ધારણ કરનારે સદરહુ સરવેની ફી આપ્યા પછી, તેને કલેકટરની પાસેથી હ પરીશીષ્ટના નમુના પ્રમાણે અથવા તેવાજ કોઇ નમુના પ્રમાણે એક અથવા વધારે સનંદો બીજા કાંઇ પણ ખરચ પડયા વગર મળવાનો હક પ્રાપ્ત થશે: તેણે ધારણ કરેલી જમીનનો વીસ્તાર તથા સરત આ સનંદમાં નકશાથી તથા વરણન લખીને દાખલ કરવી જોઇએ,

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારનો ધારણ કરનાર સરવેની ફી આપતી વખતે, અથવા ઉપરની છેલી કલમ પ્રમાણે કલેકટરે પ્રસીદ્ધ જાહેર ખબર આપી હોય તે જાહેર ખબરની તારીખથી ૭ મહીનાની અંદર સદરહુ પ્રકારની સનંદ અથવા સનંદો મળવા સારૂ અરજી ન કરે તો દર એક સનંદ બદલ ધણામાં ધણા એક રૂપીઆ સુધી વળી બીજી ફી આપવાનું તેને કહેવાનો અધીકાર કલેકટરને છે.

સદરહુ પ્રકારની સનંદ ઉપર ઇંડીઆના સેક્રેટરી ઓફ સ્ટેટ ઇનકાઉન્સીલ એઓની તરફથી સહી કરી આપવા બાબત જે અમલદારને વખતે વખતે કાયદાસર રીતે અધીકાર આપ્યો હશે તે અમલદારે સદરહુ પ્રકારની દર એક સનંદ ઉપર ઇંડીઆના સેક્રેટરી ઓફ સ્ટેટ ઇનકાઉન્સીલની તરફથી સહી કરી આપવી જોઇએ.

**૧૩૪.** કોઇ ગામનાં અથવા કસબાનાં અથવા શહેરનાં ગભાણ માંહેની જે જમીનનો આજ સુધી ખેતીનાજ કામ સારૂ ધણું કરી ઉપયોગ કરવામાં આવેલો છે તથા જે બાબત સરકાર તથા ધારણ કરનાર એની

દરમ્યાન જે વખતે જે કાયદો ચાલુ હશે તે કાયદા પ્રમાણે સમરી સેટલમેન્ટ થયું હશે: તે જમીન બીજા કોઇ કામમાં વાપરશે તો તે જમીન તેજ પરદેશમાં તેવાંજ કામમાં વાપરેલી દુમાલા નહી હોય તેવી જમીન સારૂ જે દર ઠરાવ્યો હશે તે દરનો એક અષ્ટમાંશ પણ સદરહુ પ્રકારની શમરી સેટલમેન્ટની શરત પ્રમાણે જે સલામી લેવાની હશે તે શલામી શીવાય આપવાને પાત્ર થશે.

**૧૩૫.** કોઇ ગામના અથવા કસબાનાં અથવા શહેરનાં ગભાણુ માંહેની કાંઇ જમીન બાબત કલેકટરે ૩૭ મી અથવા ૧૨૯ મી કલમ પ્રમાણે કરેલો કાંઇ હુકમ રદ કરવા બાબત દીવાની કોર્ટમાં કરેલી કાંઇ ફરીઆદ તે હુકમની તારીખથી એક વરસની અંદર કરી નહી હોય, તો તે ફરીઆદ મુદત બહાર છે એવો જવાબ આપ્યો ન હોય તોપણ કહાડી નાંખવી જોઇએ.

---

## બાબ ૧૦ अ. હકના પત્રક બાબત,

**૧૩૫. अ.** ગવર્નર ઇન કૌંસિલ ગવર્નમેન્ટ ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે આ બાબનો, અથવા કોઈ નિર્દીષ્ટ કરેલા સ્થાનિક પ્રદેશમાં અથવા કોઇપણ જમીનોના કે કોઇ પણ વર્ગના ગામો કે કોઇપણ વર્ગની જમીનના સંબંધમાં કે સામાન્ય રીતે અમલ થશે નહિ.

**૧૩૫ ब** ( ૧ ) દરેક ગામમાં હકનું પત્રક રાખવું અને તે પત્રકમાં નિચેની વિગતો હોવી જોઇએ.

( अ ) તેમાં જે જમીન ધારણ કરનારા, ખાતેદારો, ધણીઓ, ગીરો રાખનારા હોય અથવા જમીન ગણોતના કે મહેસુલના અસાઇનીઓ હોય ( ખેડુતો સિવાયના ) તે સઘળા સખસોનાં નામ:

( ब ) એવા સખસોનો પોતાનો કેવો તથા કેટલો હિત સંબંધ છે તે અને તે રી સરત તથા જવાબદારીને પાત્ર છે તે: ( क ) એવા કોઇપણ સખસોએ અથવા સખસોને આપવાનું ગણોત અથવા મહેસુલ:

( ड ) ગવર્નર ઇન કૌંસીલ આ અર્થે કાનુનો કરીને ફરમાવે તેવી બીજી વિગત.

( ૨ ) પણ ઠરાવ્યું છે કે, સદરહુ વિગતો કાયમના ખેડના સંબંધમાં, તેમ બીજા જે કોઇ વર્ગની ખેડને આ કલમના ઠરાવ લાગુ પડે છે એવું ગવર્નર ઇન કૌંસિલ ફરમાવે તેવા કોઇ પણ વર્ગની ખેડના સંબંધમાં હકના પત્રકમાં દાખલ કરવી.

**૧૩૫ क** ( ૧ ) જે કોઇ પણ સખસ વારસાની રૂઇએ, પરંપરાની રૂયે, વહેંચણની રૂયે, ખરીદીની રૂયે, ગીરોની રૂયે, બક્ષીસની રૂયે, પટાની રૂયે, અથવા બીજી કોઇ રીતે જમીનના ધારણ કરનાર તરીકે, ખાતેદાર તરીકે, ધણી તરીકે, ગીરો રાખનાર તરીકે, જમીનદાર તરીકે, ખેડુત તરીકે, અથવા તેના ગણોત કે મહેસુલના અસાયની તરીકે કોઇ પણ હક સંપાદન કરે, તેણે એવો હક સંપાદન કર્યાનો રીપોર્ટ એવી રીતે સંપાદન કર્યાની તારીખથી ત્રણ મહીનાની અંદર તલાટીને મ્હોઢેથી કે લખીને કરવો જોઇએ, અને તેને તલાટીએ તે બાબત લેખીત પહોંચ આપવી જોઇએ.

પણ જો તે સગીર કે ન લાયક થયેલો હોય તો તેના વાલીએ કે તે મીલકત જેની પાસે હોય તેણે તલાટીને તેવો રીપોર્ટ કરવો જોઇએ.

પણ નોંધેલા દસ્તાવેજની રૂયે જે માણસ હક સંપાદન કરતો હોય તેણે એવો રીપોર્ટ કરવાની જરૂર નથી.

**ખુલાસો—૧** ઉપર કહેલા હકોમાં સાનગીરોનો સમાસ થાય છે પણ તેમાં ૧૮૮૨ ના મિલકત તબદીલ કરવાના એકટની ૧૦૭ ની કલમમાં બતાવેલા પ્રકારના ઇઝમેન્ટનો અથવા ગીરો થતો ન હોય તેવા કોઇ બોજાનો સમાસ થતો નથી.

**ખુલાસો—૨** જે સખસ ગીરો છોડાવે અથવા તેના લાભમાં પટો પુરો થતો હોય તે સખસ હક સંપાદન કરે છે એમ સમજવું.

**૧૩૫. ( ड ) (૧)** તલાટીએ ફેરફારના રજીસ્ટરમાં આ પ્રમાણે કરવામાં આવેલો રીપોર્ટ દાખલ કરવો. તેમ કોઈ હક સંપાદન કરવામાં આવ્યો છે એમ માનવાનું તેને કારણ હોય પણ તેને આ કલમ પ્રમાણે રીપોર્ટ મળ્યો ન હોય તો તે હક સંપાદન થયાના સંબંધમાં પણ તેણે નોંધ કરવી.

( ૨ ) જ્યારે તલાટી ફેરફારના રજીસ્ટરમાં નોંધ કરે ત્યારે તેણે તેજ વખતે તે નોંધની પુરેપુરી નકલ

ચોરામાં નજરે પડે તેવી જગોએ ચોટાડવી, અને તેમાં જેનો હિત સંબંધ જણાય તેને લેખી ખબર આપવી.

( ૩ ) જ્યારે આવી નોંધના સંબંધમાં તલાટીને કોઇ મ્હોંઢેથી કે લેખીતવાર વાંધો બતાવે ત્યારે તેણે તેની વિગત તકરારી રજીસ્ટરમાં નોંધવી.

( ૪ ) તકરારી રજીસ્ટરમાં નોંધેલા વાંધાનો નિકાલ કરનારા હુકમો ગવર્નર ઇન કૌંસીલે ઘડેલા કાનુનોની રૂયે ફરમાવવામાં આવે તેવા અમલદારોએ કરવા અને તે ફેરફારના રજીસ્ટરમાં નોંધવા.

( ૫ ) ફેરફારના રજીષ્ટરમાંથી હકના પત્રકમાં કરવાની નોંધ આ અર્થે ગવર્નર ઇન કૌંસિલ તરફથી જે કાનુનો ઘડવામાં આવે તેને પાત્ર કરવી. પણ ફેરફારના રજીષ્ટરની અંદરની નોંધ બાબત રીતસર દાખલો આપવામાં આવે નહી ત્યાં સુધી તે નોંધ હકના પત્રકમાં દાખલ કરવી નહીં.

( ૬ ) ફેરફારના રજીષ્ટરની નોંધ તપાસી જો તે ખરી માલુમ પડે તો, અથવા સુધારો કરવામાં આવે ત્યાર પછી તે બાબત મામલતદારના અવલ કારકુનથી ઉતરતા દરજ્જાનો ન હોય તેવા મુલકી અમલદારે દાખલો આપવો.

( ૭ ) આ કલમના ઠરાવો કાયમની ખેડના સંબંધમાં અને કા. ૧૩૫ બ ની પેટા કલમ (૨) મુજબના જાહેર નામાની અંદર લખેલી કોઇ પણ ખેડના સંબંધમાં પણ લાગુ પડશે. પણ આ કલમના ઠરાવો બીજી ખેડના સંબંધમાં લાગુ પડશે નહીં; અને તે ખેડ ખેડના રજીષ્ટરમાં દાખલ કરવી.

**૧૩૫.** ઇ. જે જે કોઈ પણ સખસના હક હિત સંબંધ કે જવાબદારી આ બાબ મુજબ કોઇપણ પત્રક અથવા રજીષ્ટરમાં નોંધવાં પડે છે અથવા નોંધેલાં હોય છે તે સખસ, આ પત્રક લખવા કે તપાસી જોવામાં રોકાયલા કોઇપણ મુલકી અમલદાર કે તલાટીના હુકમ ઉપરથી એવા હુકમની તારીખથી ૧ મહીનાની અંદર તે પત્રક કે રજીસ્ટર ઉપજાવી કહાડવા સારૂ, કે તપાસી જોવાસારૂ જરૂરની હોય એવી જે ખબર અથવા દસ્તાવેજ તેની જાણમાં અથવા કબજામાં કે અખત્યારમાં હોય તેવી સઘળી ખબર અથવા દસ્તાવેજો તેની તપાસ માટે પુરાં પાડવાને અથવા હાજર કરવાને બંધાયલો છે.

( ૨ ) આવી ખબર કે દસ્તાવેજ રજુ કરનારને તે બાબતની લેખી પહોંચ આપવી જોઇએ અને દસ્તાવેજ ઉપર તે હાજર કર્યાની વાત તથા તારીખ લખીને તે નીચે તે મંગાવનાર મુલકી અમલદારે સહી કરવી જોઇએ.

**૧૩૫ ફ.** જે કોઇ સખસ કા. ૧૩૫ (ક) માં ફરમાવ્યા પ્રમાણે રીપોર્ટ કરવામાં અથવા ક. ૧૩૫ ઇ માં ફરમાવ્યા પ્રમાણે ખબર આપવામાં અગર દસ્તાવેજ હાજર કરવામાં ગફલત કરશે તે સખસની પાસેથી કલેકટરની નજરમાં આવે તે પ્રમાણે વધુમાં વધુ ૨૫ રૂપીયા સુધીની ફી લેવામાં આવશે અને તે રકમ જમીન મહેસુલની ચડેલી બાકી પ્રમાણે વસુલ કરી શકાશે.

**૧૩૫ ગ.** આ અર્થે ગવર્નર ઇન કાઉન્સીલે ઘડેલી કાનુનોને પાત્ર (અ) આ બાબ મુજબના કોઇપણ પત્રક અથવા રજીસ્ટર અથવા તેના સંબંધમાં જોઇતા નકશા અથવા પ્લાન તૈયાર કરવાના કે સુધારવાના કારણ સારૂ કોઇપણ મુલકી અમલદાર અથવા તલાટી ૯૬ મી અને ૯૭ મી કલમો મુજબના સર્વે અમલદારના, ૯૭ મી કલમની રૂયે કામે લગાડેલા મજુરોના ખર્ચ આકારવાના અધિકાર શિવાયના કોઇપણ અધિકાર ચલાવવાને મુખતિયાર છે. અને (બ) અસિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટર અથવા સર્વે અમલદારથી ઉતરતા દરજ્જાનો ન હોય એવો કોઇ પણ મુલકી અમલદાર આવા નકશા અથવા પ્લાન તૈયાર કરવાનો અથવા સુધારવાનો ખર્ચ તથા આવા નકશા તથા પ્લાનો જે જમીનને લગતા હોય તે ઉપરની દેખરેખના ખર્ચ તથા કારકુનના કામના ખર્ચ સુદ્ધાંતનો સઘળો સાહિલવાર ખર્ચ આકારવાને મુખતિયાર છે. અને તેવો ખર્ચ મહેસુલના માગણા તરીકે વસુલ કરવો.

**૧૩૫ હ.** (૧) જે કોઇ પણ પ્રદેશને આ બાબ લાગુ પડે છે તે પ્રદેશમાં આવેલી જમીનને લગતી આમાં હવે પછી વ્યાખ્યા કર્યા પ્રમાણેની દરેક ફરિયાદ અથવા અરજીની વાદી અથવા અરજદાર તે ફરિયાદ અથવા અરજીને એવી જમીનને લગતી હકના પત્રકમાંની ફેરફારના રજીસ્ટરમાંની, અથવા ખેડના રજીસ્ટરમાંની કોઇ પણ નોંધની દાખલાવાળી નકલ જોડવી જોઇએ.

(૨) જો વાદી કે અરજદાર કોઇ પણ કારણસર તેમ કરવાને ચુકે તો કોર્ટ ઠરાવે તે મુદતની અંદર તેવી

નકલ રજુ કરવી: અને એવી દાખલાવાળી નકલ એવી રીતે જોડવામાં કે રજુ કરવામાં નહીં આવે તો, ફરીઆદ અરજી અથવા અરજી કાઢી નાંખવી, પણ તે કાઢી નાંખ્યાથી તેવી દાખલાવાળી નકલ સાથે નવી અરજી કરવાને બાધ આવશે નહિં.

(૩) આવી કોઇ નોંધની નકલ દાખલ કરવામાં આવી હોય તેવા કોઇ મુકદમાનો નિકાલ થઇ ગયા પછી કોર્ટે એવી નોંધમાં માલમ પડતી કોઈ પણ ચુક તથા હુકમનામાં અથવા હુકમના કારણસર તેમાં જે કાંઈ ફેરફાર કરવાની જરૂર હોય તે કલેકટરને લખી જણાવવાં અને એવા લખાણની નકલ પત્રક સાથે સામેલ કરવી. એવી બાબતમાં કલેકટરે, હકના પત્રકમાં, કે ફેરફારના રજીસ્ટરમાં દાખલ કરવાની જરૂર હોય એવા કોઇ પણ હકના સંબંધમાં જેટલે સુધી ચુકાદો કર્યો હોય તેટલે સુધી એવા હુકમનામાના અથવા ચુકાદાની રૂયે તે નોંધ સુધરાવવી. આ ઠરાવ અપીલ કોર્ટને પણ લાગુ પડશે.

(૪) આ કલમમાં—

(અ) ફરીઆદ—આ શબ્દનો અર્થ જે ફરીયાદને સન ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાના અથવા સને ૧૯૦૬ ના મામલતદારની કોર્ટોના આકટના ઠરાવ લાગુ પડતા હોય તે ફરીયાદ એવો થાય છે.

(બ) અરજી એ શબ્દના અર્થ, (૧) ફરીયાદમાં હુકમનામાની અથવા હુકમની બજાવણી માટેની અરજી;

(૨) સને ૧૯૦૮ ના દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે કોર્ટના અભિપ્રાય માટે મુકદમો નિવેદન કરવાનું કરારનામું દાખલ કરવા માટેની અરજી;

(૩) સદરહુ કાયદાના પરિશિષ્ટ ના ૧૭ મા પેરાની રૂયે વાદી ઉપર સોંપવાનું કરારનામું દાખલ કરવાની અરજી.

(૪) સદરહુ પરિશિષ્ટના ૨૦ મા પેરાગ્રાફની રૂયે નિવાડો દાખલ કરવા માટેની અરજી.

(૫) સને ૧૮૭૯ ના ખેડુતના એકટ પ્રમાણે કોન્સીલેટરને કરવાની અરજી.

(૬) જે બાબતની અરજીને આ કલમ લાગુ પાડવાનું ગવર્નર ઇન કૌંસિલ ફરમાવે તેવી અરજી

(ક) જે હુકમનામા કે બીજી બાબતના સંબંધમાં અરજી કરી હોય તે જમીનને લગતો હોય તો તે અરજી જમીનને લગતી છે એમ ગણવું.

(ડ) જે ફરીયાદ, હુકમનામું અથવા બીજી બાબત જમીનને લગતી હોય તેમાં આ સંજ્ઞાના સામાન્યપણાને કાંઇ પણ બાધ ન આવે તેવી રીતે જમીનના ગણોત અથવા ખેડ હકને લગતી ફરીયાદ, હુકમનામા અથવા બીજી બાબતનો સમાસ થાય છે એમ સમજવું.

**૧૩૫ (આઇ)** જે મદદ માટે દાવો કરનાર કોઇ પણ વરીષ્ટ ધારણ કરનારા દાવાને હકના પત્રકમાં, ફેરફારના રજીસ્ટરમાં અથવા ખેડના રજીસ્ટરમાં યોગ્ય રીતે કરેલી નોંધ અથવા નોંધો જોડેલી ન હોય તો તેને ૮૭ મી કલમમાં ગમે તે ઠરાવ્યું હોય તોપણ તે કલમની રૂયે મદદ આપવાની કલેકટરે ના પાડવી.

**૧૩૫ (જે.)** હકના પત્રકમાંની નોંધ તથા ફેરફારના રજીસ્ટરમાંની દાખલાવાળી નોંધ, તે ખરી નથી એવું સાબીત કરવામાં આવે ત્યાં સુધી, તેને બદલે નવી નોંધ કાયદાસર રીતે દાખલ કરવામાં આવે ત્યાં સુધી ખરી છે એવું અનુમાન કરવું.

**૧૩૫ (કે.)** હકના પત્રકમાંની, ફેરફારના રજીસ્ટરમાંની તથા ખેડના રજીસ્ટરમાંની નોંધની દાખલાવાળી નકલો માટેની અરજી તલાટીને, મહાલકારીને અથવા મામલતદારને કરવાનો અધિકાર છે, અને તેવી નકલો આપવાનો તેમને અધિકાર છે.

**૧૩૫ (એલ).** (૧) આ બાબની રૂયે રાખવામાં આવતા કોઇ પણ પત્રકમાં અથવા રજીસ્ટરમાં નોંધ કરાવવાના અથવા એવી કોઈ પણ નોંધ કહાડી નંખાવવાના, અથવા સુધરાવવાના હક સંબંધમાં સેક્રેટરી ઓફ સ્ટેટ ઉપર અથવા સરકાર ઉપર કે સરકારના કોઈ પણ અમલદાર ઉપર ફરીયાદ ચાલશે નહિ. તેમ ૧૩ મા બાબના ઠરાવો આ બાબ મુજબના કોઇ પણ ચુકાદા અથવા હુકમને લાગુ પડશે નહિ.

(૨) હકનાં પત્રક તથા ફેરફારના રજીસ્ટરમાંની નોંધના ખરાપણા બાબત, તપાસ કરવાનું કામ અને તેની કિંમતો તપાસી જોવાનું કામ ગવર્નર ઇન કાઉન્સીલ વખતો વખત આ અર્થે કાનુનો કરીને ઠરાવે તેવા મુલકી અમલદારો તે ઠરાવે તેવી રીતે અને તેટલા દરજ્જે અથવા તે ઠરાવે તેવી અપીલને પાત્ર કરવું.

## બાબ ૧૧ મો.

### જમીન મેહેસુલ તથા મેહેસુલનાં બીજાં લેણાં વસુલ કરવા બાબત જમીન મેહેસુલ બાબતની જવાબદારી.

**૧૩૬.** (૧) દુમાલા નહિ હોય તેવી જમીનની બાબતમાં ખાતેદાર, દુમાલા જમીનની બાબતમાં વરીષ્ટ ધારણ કરનાર, જમીનના સંબંધમાં લેણું હોય તે સઘળા જમીન મહેસુલની બાકી સુદ્ધાં સરકારમાં ભરવાને પ્રથમ જવાબદાર છે. જે સહ ખાતેદારો કે ધારણ કરનારાઓ આ કલમની રૂયે પ્રથમ જવાબદાર હોય તેઓ એકઠા અથવા છુટા છુટા જવાબદાર ગણાશે.

(૨) જે કોઇ સખસ આ કલમની રૂયે પ્રથમ જવાબદાર હોય તે કસુર કરે તો ઉપર જણાવ્યા પ્રમાણેની ચઢેલી બાકી સુદ્ધાંનું જમીન મહેસુલ જે કોઇ સખસના કબજામાં જમીન હોય તેની પાસેથી વસુલ કરવાનો અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે, આવો સખસ ખેડુત હોય તો તેની પાસેથી વસુલ કરવાની રકમ જે વર્ષે સદરહુ માગણું વસુલ કર્યું હોય તે વરસના માગણા કરતાં વધારે હોવી જોઇએ નહિ.

વળી ઠરાવ્યું છે કે જ્યારે જમીન મહેસુલ માટે પ્રથમ જવાબદાર ન હોય એવા કોઇ સખસ પાસેથી આ કલમની રૂયે વસુલ કરવામાં આવે ત્યારે જે સખશ પ્રથમ જવાબદાર હોય તેને તેણે યોગ્ય રીતે જે કાંઈ રકમ આપી હોય તે રકમ તેને મજરે આપવામાં આવશે, અને તેની પાસેથી વસુલ કરેલી રકમ જે સખસ પ્રથમ જવાબદાર હોય તેની સાથેના તેના હિસાબમાં મજરે મળવાનો તેને હક થશે.

### જમીન મહેસુલ બાબત સરકારનાં માગણાંની અગ્રદેયતા.

**૧૩૭.** જે પૈસા વસુલ કરવાનો અધીકાર આ બાબના ઠરાવ પ્રમાણે છે તે પૈસા બાબતનું લેહેણું: કોઇ જમીન ઉપર અથવા તેના ધારણ કરનાર ઉપર ગીરવી ઉપરથી અથવા ફેંસલા ઉપરથી અથવા હુકમનામા ઉપરથી અથવા હુકમનામુ બજાવવાના હુકમ ઉપરથી અથવા જપ્તી ઉપરથી અથવા બીજા કાંઇ પણ ઉપરથી બીજું કાંઇ કરજ અથવા દેવું અથવા દાવો હશે તેના કરતાં અગ્રદેય થશે.

**૧૩૮.** ખેતીના કામમાં ઉપયોગ કરેલી જમીનના ચાલતી સાલના મહેસુલનો બીજી રીતે ફડચો નહી કર્યો હોય તો તે મહેસુલ આપવાને પાત્ર હશે તે જમીનના પાકમાંથી બીજા સઘળા દાવાઓની અગાઉ સઘળે પ્રસંગે વસુલ કરવાનો અધીકાર છે.

### જમીન મહેસુલ ક્યારે લેવાનો અધીકાર છે.

**૧૩૯.** જમીન મહેસુલ જે મુલકી સાલ બદલ દેવું હોય તે સાલને પેહેલે દિવસે અથવા તે દિવસ પછી હરકોઇ વખતે તે વસુલ કરી શકાશે પણ ૧૪૦ મીથી ૧૪૪ મી કલમ સુધીની કલમોમાંના ઠરાવ પ્રમાણે પુરવો—પાયની તજવીજની જે પ્રસંગે જરૂર લાગી હશે તે પ્રસંગ શીવાય બીજે પ્રસંગે આ આકટમાં આગળ ઠરાવ છે તે પ્રમાણે જે તારીખો ઠરાવવામાં આવશે તે તારીખોએ માત્ર પૈસા માગવા.

### જમીન મહેસુલ નિરભય કરવા સારૂ પુરવેપાયની તજવીજ.

**૧૪૦.** જ્યારે કોઇ જમીનનો પાક, દીવાની કોર્ટના કે સરકારી બીજા અધિકારીના હુકમથી કે ખાનગી કબુલતથી વેચ્યો હશે, ધરેણે મુકયો હશે કે બીજી રીતે બ્યવસ્થા કરી હશે ત્યારે તે જમીન સંબંધી ચાલુ સાલનું લેણું આપવામાં આવે ત્યાં સુધી તે પાક અથવા પાકનો તે ભાગ સદરહુ જમીનમાંથી કાઢી લઇ જવાની મના કરવાનો કલેકટરને અધિકાર છે. પછી તે આપવામાં ઠરાવેલી મુદત આપી હોય કે ન હોય તેની હરકત નથી પણ તે પાક જે વરસમાં અટકાવી રાખ્યો હશે તેજ વરસના લેણા કરતાં વધારે રકમ બદલ કોઈ પણ પ્રસંગે અટકાવી રાખવો નહિ.

**૧૪૧.** પાક ઉપરનું સરકારનું લીયન અમલમાં આણીને જમીન મહેસુલ નીરભય રીતે મળે એવું કરવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધીકાર કલેકટરને છે એટલેઃ—

**(અ)** જમીન મહેસુલ આપવાને પાત્ર હોય તેવી કોઇ જમીન ઉપર થએલો પાક કલેકટરને અથવા આ બાબત તેણે નીમેલા બીજા કોઇ અમલદારને લખેલી નોટીસ પ્રથમ આપવામાં આવે ને તે નોટીસ પહોંચ્યાની પહોંચ તેની પીઠ ઉપર લખીને તે પાછી આપવામાં આવે ત્યાં સુધી કાપવો નહી એવું ફરમાવવું.

(બ) સદરહુ પ્રકારનો પાક જે જમીન ઉપરથી કાપ્યો હોય તે જમીન ઉપરથી અથવા જે જગાએ તે મુકયો હોય તે જગામાંથી તે પાક કલેકટરની અથવા સદરહુ પ્રકારના બીજા કોઇ અમલદારની લખેલી પરવાનગી વગર કાહાડી લઈ જવો નહી એવું ફરમાવવું.

(ક) સદરહુ પ્રકારનો કાંઇ પાક ગેરકાયદેસર રીતે કાપવાની અથવા કાહાડી લઇ જવાની મના કરવા સારૂ તેની ઉપર રખવાળદાર રાખવાનો અને કલેકટરનાં એસ્ટાબ્લીશમેન્ટમાંના પટાવાળાને જે દરે પગાર મળતો હશે તે દરના કરતાં વધારે નહી હોય એવો જે દર કલેકટરને યોગ્ય લાગે તે દર પ્રમાણે સદરહુ રખવાળને મહેનતાણા બદલ જરૂર હોય તે રકમ જે જમીનનો સદરહુ પ્રકારનો પાક હોય તે જમીન બાબત જમીન મેહેસુલની બાકી પ્રમાણે વસુલ કરવી.

**૧૪૨.** ઉપરની છેલી કલમની (અ) રકમ પ્રમાણે અથવા (બ) રકમ પ્રમાણે કલેકટરે જે હુકમ કરવો તે સરકારને મહેસુલ આપનારી ગામની જમીનના સઘળા ધારણ કરનારાઓને એકંદર રીતે કર્યો હશે તો ચાલશે. અથવા ધારણ કરનાર આશામીઓનેજ માત્ર કર્યો હશે તો ચાલશે.

હુકમ એકંદર રીતે કર્યો હોય તો તે ગામમાં દાંડી પીટાવીને તથા હુકમની નકલ ગામના ચોરામાં અથવા બીજી કોઇ સાર્વજનીક ઇમારત ઉપર લગાવીને જાહેર કરવો જોઇએ તે ધારણ કરનાર આશામીઓને કર્યો હોય તો તેની નોટીસ સંબંધવાળા દરેક ધારણ કરનાર ઉપર બજાવવી જોઇએ.

જે કોઇ સદરહુ પ્રકારનો કાંઈ હુકમ સદરહુ પ્રમાણે જાહેર કર્યા પછી અથવા તેની ઉપર તેવી નોટીસ બજાવ્યા પછી અમાન્ય કરશે અથવા જે કોઇ સદરહુ પ્રકારનો હુકમ અમાન્ય કરવામાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાના અરથ પ્રમાણે મદદ કરશે તે કલેકટરે સંક્ષેપ ચોકશી કર્યા પછી સાબિત થશે તો જે પાક બાબત ગુન્હો કર્યો હશે તે પાક જે જમીનનો હશે તે જમીન મેહેસુલની રકમના ઘણામાં ઘણા બમણા સુધી દંડને પાત્ર થશે.

**૧૪૩.** પાક કાપવાની અથવા રાખી મુકવાની મુદત કલેકટરે ઉત્પન્નની ખરાબી થાય એવી અયોગ્ય રીતે લંબાવવી નહી અને આપવા અથવા મેહેસુલનો ફડચો પાક રાખી મુકયા પછી બે મહિનાની અંદર ન કરે તો તેણે પાક ઉપરની જપ્તી ઉઠાડીને આ બાબમાં કહેલી બીજી કોઈ રીતે મેહેસુલ વસુલ કરવાના કામમાં લાગવું જોઇએ અથવા જે મેહેસુલ લહેણુ હોય તે અને કાયદાસર સઘળો ખરચ વસુલ થવા સારૂ જંગમ માલના વેચાણને આ બાબના જે ઠરાવ લાગુ હશે તે ઠરાવ પ્રમાણે વેચવા સારૂ પાકનો જે ભાગ પોતાને યોગ્ય લાગે તે લઇને બાકીના પાક ઉપરની જપ્તી ઉઠાવવી જોઇએ.

**૧૪૪.** ધારણ કરેલી જમીન આખુ ગામ હશે અથવા ગામનો ભાગ હશે ને તે જમીનનું જમીન મેહેસુલ જેમ જેમ લેહણુ થતું જશે તેમ તેમ તે ભાગીઆઓમાં ટંટા હોવાને લીધે અથવા બીજા કારણોને લીધે આપવામાં આવશે નહી એવું લાગવાનો સબબ છે એવુ કલેકટરને લાગશે તો તે ગામ અથવા ગામનો તે ભાગ જપ્ત કરાવવાનો અને ખુદ પોતાના વહીવટમાં લેવાનો અથવા આ કામ સારૂ જે કોઈને તે મુખત્યાર નીમશે તે મુખત્યારના વહીવટમાં લેવરાવવાનો તેને અધીકાર છે.

૧૬૦ મી કલમના ઠરાવ સદરહુ પ્રમાણે જપ્ત કરેલાં કોઇ ગામને અથવા ગામના ભાગને લાગુ થશે અને સદરહુ પ્રકારની જપ્તીનો તથા વહીવટનો ખરચ તથા જમીન મેહેસુલ આપવાનું હોય તે તથા રેવન્યુ સરવે ૧૧૧ મી કલમના ઠરાવ પ્રમાણે ચાલુ કરી હોય તો તે ચાલુ કરવાનો ખરચ બાદ કરીને જપ્ત કરેલી જમીનની ફાજલ ઉત્પન્ન રહે તે સઘળી મળવાનો જે માણસને અથવા માણસોને હક હશે તેને અથવા તેઓને છેલ્લે સરવાળે મળવા સારૂ અનામત રાખવી અથવા કમીશનરના હુકમને અનુસરીને કલેકટર ફરમાવે તે પ્રમાણે સદરહુ માણસને અથવા માણસોને વખતે વખતે આપવી જોઇએ.

**૧૪૫.** ઉપરની છેલી પાંચ કલમો ઉપરથી પુરવોપાયની જે તજવીજો કરવાનો અધીકાર આપ્યો છે તે હેઠળ લખ્યા પ્રમાણે થાય તો છોડી દેવી જોઇએ એટલે મેહેસુલ આપવા બાબત જે જે માણસ પ્રથમ જવાબદાર હોય તે માણસ અથવા પ્રથમ જવાબદાર હોય તે માણસો મેહેસુલ આપવાને ચુકે તો તે આપવા બાબત જે કોઈ માણસ જવાબદાર થશે તે માણસ સદરહુ પ્રમાણે તજવીજ છોડી દેવાની વખત સુધી કલેકટરે કાયદેસર રીતે કાંઈ ખરચ કર્યો હોય તે ખરચ જો આપે અને આ આંકટમાં આગળ

ઠરાવ કર્યો છે તે ઠરાવ પ્રમાણે મહેસુલ આપવાની વખતે તે આપવા બાબત અથવા તે હફતે હફતે આપ-વાનું હોય તો હફતે હફતે આપવા બાબત કલેકટરની ખાત્રીનું તારણ આપે તો છોડી દેવી જોઇએ.

## જમીન મહેસુલ આપવા બાબતનું નીયમન.

**૧૪૬.** પાછલી ૧૪૦ મીથી તે ૧૪૪ મી સુધીની કલમોના ઠરાવ પ્રમાણે જમીન મેહેસુલ વસુલ કર-વામાં આવશે તે સિવાય બીજે પ્રસંગે જમીન મહેસુલ સરકારના હુકમ ઉપરથી વખતે વખતે ઠરાવ્યું હશે તે વેળાએ તથા તે હફતે તથા તે માણસોને તથા તે જગોએ આપવું જોઇએ.

## મેહેસુલ ન આપનારા.

**૧૪૭.** કોઇ પણ રકમ સદરહુ પ્રમાણે આપી નહી હોય તો તે વખત પછી જમીન મેહેસુલની બાકી થાય છે અને તે આપવા બાબત જે માણસો જવાબદાર હશે તે જવાબદારી ૧૩૬ મી કલમના ઠરાવ પ્રમાણે હોય અથવા બીજી કોઇ કલમના ઠરાવ પ્રમાણે હોય તે માણસો મેહેસુલ ન આપનારાં થાય છે.

**૧૪૮.** જો જમીન મહેસુલ ઠરાવેલી મુદતની અંદર આપવામાં ન આવે તો ગવર્નર ઇન કૌંસિલના હુકમ પ્રમાણે વખતે વખતે જે પરિમાણ ઠરાવ્યું હોય તે પરિમાણ પ્રમાણે એવા હપ્તા ઉપર અને આગલા વર્ષોની બાકી કાંઇ હોય તો તે ઉપર દંડ તરીકે અથવા વ્યાજ તરીકે જે બોજો નાંખવાનો અધિકાર હશે તે બોજો નાંખવાનો અને મહેસુલ ન આપનાર સખસ પાસેથી ચાલુ સાલ બદલ જમીન મહેસુલની જે બાકી લેણી હોય તે સઘળી બાકી એકદમ વસુલ કરવાની તજવીજ કરવાનો કલેકટરને કાયદાસર રીતે હક થશે.

પણ ઠરાવ્યું કે સરકારના હુકમથી જે હપ્તો ભરવાનું તેહકુબ કર્યું હોય તેવા કોઇ હપ્તા ઉપર તે જે મુદત માટે ભરવાનું તેહકુબ કર્યું હશે તે મુદતના સંબંધમાં એવો કોઇ પણ બોજો નાંખવો નહિ.

**ટીપ**—ઘણામાં ઘણો જે બાકી હોય તેના એક ચતુર્થાંશ કરતાં વધારે દંડ કરવો નહી.

**૧૪૯.** હીસાબનું પત્રક કલેકટરે અથવા આસીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે સહી કરેલું હોય તે આ બાબના કારણ સારૂ જમીન મેહેસુલની રકમો બાકી લેહેણી છે એ વિશે તથા મેહેસુલ ન આપનારો કોણ છે એ વીશે નીર્ણયકારક પુરાવો છે એમ સમજવું.

સદરહુ પ્રકારનુ સહી કરેલું પત્રક પહોંચ્યા પછી કોઇ પણ જીલ્લાના કલેકટરને બીજા કોઇ જીલ્લાના કલે-કટરનું લેણું પોતાનાજ જીલ્લામાં લેણી થએલી રકમો પ્રમાણે આ બાબના ઠરાવ મુજબ વસુલ કરવાની તજ-વીજ કરવાનો અધિકાર છે. મુંબાઇના કલેકટરે સહી કરેલાં આવાંજ હીસાબનાં પત્રક મુંબાઇના કલેકટરની સહી કરીને મોકલ્યાં હોય તો તે ઉપરથી આ આકટ પ્રમાણે જીલ્લાના કલેકટરે સહી કરેલું પત્રક હોય તે પ્રમાણે તજવીજ કરવાનો અધીકાર છે.

## બાકીનું વસુલ.

**૧૫૦.** જમીન મેહેસુલની બાકી હેઠળ લખેલા પ્રોસેસથી ( મારગથી ) વસુલ કરવાનો અધીકાર છે:—

**(અ)** મેહેસુલ ન આપનાર ઉપર ૧૫૨ મી કલમ પ્રમાણે માગણાની લખેલી નોટીસ બજાવીને

**(બ)** જે ખાતા બદલ અથવા ધારણ કરેલી દુમાલા જમીન બદલ બાકી લેણી હશે તે ખાતું અથવા ધારણ કરેલી દુમાલા જમીન ૧૫૩ મી કલમ પ્રમાણે સરકાર દાખલ કરીને.

(ક) મેહેસુલ ન આપનારનો જંગમ માલ ૧૫૪ મી કલમ પ્રમાણે જપ્ત કરીને તથા વેચીને.

(ડ) મેહેસુલ ન આપનારની સ્થાવર મીલકત ૧૫૫ મી કલમ પ્રમાણે વેચીને.

(ઇ) મેહેસુલ ન આપનારને ૧૫૭ મી તથા ૧૫૮ મી કલમ પ્રમાણે પકડીને તથા કેદમાં રાખીને.

(ફ) ધારણ કરેલી દુમાલા જમીન આખુ ગામ અથવા ગામનો ભાગ હોય તે પ્રસંગે સદરહુ ગામ અથવા ગામનો ભાગ ૧૫૯ મીથી તે ૧૬૩ મી કલમ સુધીની કલમો પ્રમાણે જપ્ત કરીને.

**૧૫૧.** ઉપર કહેલા પ્રોસેસનો ઉપયોગ ચાલુ શાલની તથા તેમજ પાછલી શાલોની પણ બાકી વસુલ કરવા સારૂ કરવો પણ ૧૩૭ મી તથા ૧૩૮ મી કલમ ઉપરથી અગ્રેદયતા આપી છે ચાલુ સાલના લેણા-નેજ માત્ર લાગુ છે.

પણ એવું ઠરાવ્યું છે કે ચાલુ સાલમાં વસુલ કરવાનો કાંઇ પણ પ્રોસેસ શરૂ કર્યો હશે તે તેજ શાલમાં પુરેપુરો બજાવવામાં ન આવે તો પણ તે પ્રોસેસને ઉપર કહેલી અગ્રતા મળવી જોઇએ.

## માગવાની નોટીસ.

***૧૫૨.** જે તારીખે બાકી લેણી થાય તે તારીખને આગલે દીવસે અથવા તે આગલા દીવસ પછી માગવાની નોટીસ કરવાનો અધીકાર છે.

સદરહુ પ્રકારની નોટીસ કરવા બાબતની કાનુન વખતે વખતે કરવાનો અધીકાર કમીશનરને છે અને મેહેસુલ ન આપનારની પાસેથી મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરવાનો ખરચ ગવરનર ઇન કાઉન્સીલની મંજુરીથી કમીશનરે ઠરાવવો અને સદરહુ પ્રકારની નોટીસ કયા અમલદારે કરવી તે ફરમાવવું.

## ખાતુ અથવા ધારણ કરેલી દુમાલા જમીન સરકાર દાખલ થવી.

**૧૫૩.** જે ખાતા બાબત અથવા ધારણ કરેલી જે દુમાલા જમીન બાબત જમીન મેહેસુલની બાકી લહેણી હોય તે ખાતુ અથવા ધારણ કરેલી દુમાલા જમીન સરકાર દાખલ થઇ એવું ઠરાવીને કહેવાનો અને તે ૫૬ મી તથા ૫૭ મી કલમના ઠરાવ પ્રમાણે વેચવાનો અથવા તેની બીજી વ્યવસ્થા કરવાનો અને ઉત્પન્ન આવે તો તે મહેસુલ ન આપનારને ખાતે જમે કરવાનો અધીકાર કલેકટરને છે.

પણ એવું ઠરાવ્યું છે કે કલેકટરે એવું કોઇ પણ ખાતુ અથવા ધારણ કરેલી દુમાલા જમીન સરકાર દાખલ થઇ છે એવું નીચે પ્રમાણે કર્યા શીવાય તથા નીચે લખેલી મુદ્દત વીતી જાય ત્યાંસુધી ઠરાવવું નહી એટલે

(અ) એવી રીતે ઠરાવ કરતાં પહેલાં એવો ઠરાવ કરવાના ઇરાદાની જાહેર ખબર, તથા લેખી જાહેર ખબર, સ્થાવર મીલકતના વેચાણના સંબંધણાં કલમો ૧૬૫ તથા ૧૬૬ માં જે રીત ઠરાવી છે તે રીતે પોતે કાહાડયા શીવાય, અને.

(બ) સદરહુ જાહેર ખબરમાંની કોઇ પણ જાહેર ખબર ૧૬૬ મી કલમમાં ફરમાવ્યા પ્રમાણે ચોહોડયાની મોડામાં મોડી તારીખથી નિદાન ૧૫ દીવસની મુદ્દત વીતી જાય નહી ત્યાં સુધી

સરકાર દાખલ થઈ છે એવું ઠરાવવું નહી.

## મેહેસુલ ન આપનારની માલ મીલકતનું વેચાણ.

**+૧૫૪.** મેહેસુલ ન આપનારનો જંગમ માલ જપ્ત કરાવવાનો તથા વેચવાનો અધિકાર પણ કલેકટરને છે.

સદરહુ પ્રકારની જપ્તી, કમીશનર સરકારના હુકમથી વખતે વખતે ફરમાવે તે અમલદારોએ અથવા તે વર્ગના અમલદારોએ કરવી જોઇએ.

**૧૫૫.** જે જમીન બાબત બાકી લેણી હોય તે જમીન શીવાય બીજી કોઇ સ્થાવર મીલકતમાં મેહેસુલ ન આપનારનો હક તથા દાવો તથા સંબંધ હોય તે પણ વેચવાનો અધિકાર કલેકટરને છે.

**૧૫૬.** હુકમનામુ બજાવવા સારૂ જપ્તી અથવા વેચાણ થવાની જે માલ મીલકતને દીવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપરથી માફી છે તે સઘળી માલ મીલકતને ઉપરની છેલી બે કલમો પછકી હરકોઇ કલમ પ્રમાણે જપ્તી અથવા વેચાણ થવાની પણ માફી છે એમ સમજવું.

ફલાણી માલ મીલકતને માફી મળવાનો સદરહુ પ્રમાણેનો હક છે એ બાબતનો કલેકટરનો જે ફેંસલો તે આખરનો છે એમ સમજવું.

## પકડવું તથા કેદમાં રાખવું.

**×૧૫૭.** બાકી લેણી થયા પછી હરકોઇ વખતે મેહેસુલ ન આપનારને પકડવાનો તથા તેને કલેકટરની અથવા મામલતદારની અથવા માહાલકરીની કચેરીમાં દશ દીવસ સુધી અટકાવી રાખવાનો અધીકાર છે, પણ

---

* માગણાની નોટીસ બાકી લેણી થયાની તારીખથી દશ દિવસ થાય ત્યાં સુધી કાઢવી નહી. બાકી પાંચ રૂપીઆ કરતાં વધુ ન હોય તો ચાર આના અને બીજી બાબતમાં આઠ આના નોટીસ ફી તરીકે લઇ શકાય. આવી નોટીસ ફી માફ પણ થઇ શકે છે.

\+ જપ્તી મામલતદારના કારકુન, તળાટી અથવા પટેલે કરવી. અથવા કલેકટર જે માણસને અધિકાર આપે તેણે કરવી.

× સીવીલ પ્રોસીજરકોડ પ્રમાણે નીચેનાં વાનાં જપ્ત તથા વેચાણને પાત્ર થશે નહી,

(અ) હુકમનામાના દેણદારનાં, તેની સ્ત્રીનાં, તથા છોકરાઓનાં જરૂરીઆતનાં પહેરવાનાં વસ્ત્ર, (બ) કારીગરોના ઓજાર અને દેણદાર ખેડુત હોયતો તેની ખેતીવાડીનાં હથીયાર તથા ખેડુત તરીકે તેને પોતાની ઉપજીવીકા મેળવવા માટે જે ઢોર તથા બી

જે મેહેસુલ લહેણું હોય તે તથા દંડ અથવા વ્યાજ તથા પકડવાનો તથા માગવાની નોટીસ કરી હોય તો તેનો ખરચ તથા તેને અટકાવી રાખવાની મુદતમાંનો તેનો પેટ ખરચ સદરહુ મુદતની અંદર આપે તો તેને ત્યાર પછી અટકાવી રાખવો નહી.

મેહેસુલ ન આપનારની પાસે રકમ લેણી હોય તે દસ દીવસ થયા પછી આપવામાં ન આવે તો અથવા દસ દીવસની અંદર હરકોઇ દીવસે કલેકટરને યોગ્ય લાગે તો ક પરીશીષ્ટના નમુના પ્રમાણે વારંટ કરીને તે વારંટ સહિત તેને જીલાની દીવાની તુરંગમાં કેદમાં રાખવા સારૂ મોકલવાનો અધીકાર કલેકટરને છે.

પણ એવું ઠરાવ્યું છે કે કોઇ પણ મેહેસુલ ન આપનારને તેની પાસે મેહેસુલની બાકી લહેણી હોય તે બાકી, જેટલી રકમના કરજ બાબત દીવાની કોરટનું હુકમનામુ બજાવવા સારૂ કેદમાં રાખવાની જે મુદત કાયદા પ્રમાણે ઠરાવેલી હોય, તે મુદત કરતાં વધારે મુદત સુધી કેદમાં રાખવો નહી.

*૧૫૮. ૧૫૭ મી કલમમાં પકડવાનો અધીકાર આપ્યો છે તે કયા અમલદારોએ અથવા કયા વર્ગના અમલદારોએ ચલાવવો એ ગવર્નર ઇન કાઉન્સીલની મંજુરીથી વખતે વખતે ફરમાવવાનો અને પકડવા બાબતનો ખરચ તથા મેહેસુલ ન આપનારને અટકાયતમાં અથવા કેદમાં રાખ્યો હોય ત્યારે તેને સરકારે આપવાની પેટ ખરચી રકમ ઠરાવવાનો પણ અધીકાર કમીશનરને છે.

## ગામોની જપ્તી.

**૧૫૯.** ધારણ કરેલી જે જમીન બાબત બાકી લહેણી હોય તે જમીન આખુ ગામ હોય અથવા ગામોનો ભાગ હોય અને અગાઉ કહેલા વસુલ કરવાના બીજા પ્રોસેસ પૈકી કોઇ પ્રોસેસ અમલમાં લાવવા યોગ્ય નથી એવું લાગે તો કલેકટરને એવો અધિકાર છે કે તેણે કમીશનરની અગાઉથી મંજુરી લઇને તે ગામ અથવા ગામોનો ભાગ જપ્ત કરાવવો તથા તેનો વહીવટ તેણે પોતે કરવો અથવા આ કારણ સારૂ તેણે નીમેલા મુખત્યાર પાસે કરાવવો.

**૧૬૦.** સદરહુ પ્રમાણે જપ્ત કરેલાં કોઇ ગામની અથવા ગામના ભાગની જમીન સરકારમાં પાછી આવશે; અને તેના વરીષ્ટ ધારણ કરનારનાં અથવા ભાગીયાઓ પૈકી કોઇ ભાગીયાઓ અથવા તે જમીન ઉપર કાંઇ પણ બોજો અથવા જવાબદારી હશે અથવા તે જમીનમાં જે વરીષ્ટ ધારણ કરનારને અથવા ભાગીઆનો

---

કોર્ટની નજરમાં જરૂર જણાય તે ઢોર તથા બી (ક) ખેડુતની માલકીના અને તેનાં તાબામાં હોય તેવા તેના ઘરનો અને બીજી ઇમારતોનો સામાન, (ડ) હિસાબનો ચોપડો, (ઇ) નુકશાનીને વાસ્તે ફરીયાદ કરવાનો માત્ર હક, (ફ) નતીકી નોકરીનો કાંઇ હક, (ગ) સરકારના લશકરી તથા મુલકી પેન્શનરને કરી આપેલી નેમણુંક તથા બક્ષીસ (ગ્રેજ્યુઇટી) તથા રાજકિય પેન્સન, (હ) જ્યારે કોઈ સરકારી અમલદારનો અથવા રેલવેના નોકરનો પગાર દર માસે વીસ રૂપીઆથી વધારે ન હોય ત્યારે તે પગાર અને જ્યારે દર માસે રૂ. ૨૦) થી વધારે પગાર હોય પણ રૂ. ૪૦) થી વધારે નહી હોય તો રૂ. ૨૦. તથા બીજે પ્રસંગે પગારનો અડધો ભાગ (આઇ) જે લોકોને નેટીવ આર્ટીકલ્સ ઑફ વાર લાગુ પડે છે તેમનો પગાર એલાવન્સ, (જે) મજુરોનો તથા ઘરના નોકરોનો મુસારો (કે) જીવતો રહેવાથી ઉત્તરાધિકાર મળવાની ઉમેદ હોય તે અથવા બીજે અવલંબી કે શકય હોય તેવો હક્ક અથવા સંબંધ, (બ) ભવીષ્યની ખોરાગી પોશાકીનો હક, (મ) ૧૮૬૧ ના કાંઉસિલ એકટ પ્રમાણે કરેલા કોઇ કાયદાથી કાંઇપણ હક્ક હુકમનામાની બજાવણીમાંથી જપ્તી કરવાને કે વેચાણ કરવાને મુક્ત કીધો હોય તે હક. (ન) બીજી જે જંગમ મિલકત કાયદેસર વેચાણ કરવાને પાત્ર ઠરાવી નહી હોય તે જંગમ મિલકત.

હવે પછી સબ ડીવીઝનલ કામદારની પરવાનગી સિવાય, ખાટલા, બાળકનાં ધોડીયાં, ઘરકામને લગતાં વાસણો, ઘંટી અને એવી જાતની બીજી ચીજો જપ્ત કરવી નહી.

૧ પકડવાનો અધીકાર આસીસ્ટંટ કે ડીપોટી કલેકટરને કલેકટરે આપ્યો હોય તો તેમના હુકમથી કામ કરનારા અમલદારોએ ચલાવવો.

૨ પકડવાનો ખર્ચ જે રકમ વસુલ કરવા પકડયો હોય તે રકમ રૂ. ૨૫ થી વધારે ન હોય તો ચાર આના, રૂ. ૨૫ થી વધારે પણ રૂ. ૧૦૦ થી વધારે ન હોય તો આઠ આના, ૧૦૦ થી વધારે પણ રૂ. ૫૦૦ થી વધારે ન હોય તો એક રૂપિયો, રૂ. ૫૦૦ થી વધારે પણ રૂ. ૧૦૦૦ થી વધારે ન હોય તો બે રૂપિયા, રૂ. ૧૦૦૦ થી વધારે પણ રૂ. ૫૦૦૦ થી વધારે ન હોય તો ચાર રૂપિઆ અને રૂ. ૫૦૦૦ થી વધારે હોય તો આઠ રૂપિઆ લેવા.

**પકડેલા શખસનો પેટ ખરચ નીચે પ્રમાણે લેવો.**

જો તે યુરોપીઅન હોય તો રૂ. ૧-૦-૦ થી રૂ. ૧-૮-૦ સુધી યુરોપીઅન કે પોર્ટુગીઝના વંશનો કોઇ દેશી હોય તો રૂ. ૦-૬-૦ થી રૂ. ૧-૦-૦ સુધી અને બીજી કોઈ બાબતમાં રૂ. ૦-૩-૦ થી રૂ. ૦-૧૨-૦ સુધી.

હક સંબંધ હશે તે વરીષ્ટ ધારણ કરનાર ઉપર અથવા ભાગીઆ ઉપર કાંઇ બોજો અથવા જવાબદારી હશે તેઓથી તે જમીનને સરકારી મેહેસુલના સંબંધથી નુકશાન થનાર નથી.

અને જપ્ત કરેલી જમીનનો વહીવટ કલેકટર તે જમીનના વરીષ્ટ ધારણ કરનારને પાછો આપે ત્યાંહાં સુધી તેનો વરીષ્ટ ધારણ કરવાને અથવા સઘળા ભાગીઆઓને એક કોરે મુકીને તે જપ્ત કરેલી જમીનનો વહીવટ કરવાનો તથા તે જમીનથી ઉત્પન્ન થનારૂ સઘળુ ગણોત તથા નફો લેવાનો અધીકાર કલેકટરને અથવા સદરહુ પ્રમાણે નીમેલા મુખત્યારને છે.

**૧૬૧.** જપ્ત કરેલી જમીનની ઉત્પન્નમાંથી સદરહુ પ્રકારની જપ્તીનો તથા વહીવટનો ખરચ તથા ચાલુ સાલનું મેહેસુલ તથા રેવન્યુ સરવે આ આકટની ૧૧૧ મી કલમના ઠરાવ પ્રમાણે ચાલુ કરી હોય તો તે રેવન્યુ સરવેનો ખરચ જતાં ફાજલ ઉત્પન્ન રહે તે સઘળી સદરહુ બાકીનો ફડચો કરવામાં વાપરવી.

**૧૬૨.** જપ્તી પછીના આગષ્ટ મહીનાની ૧ લી તારીખથી બાર વરસની અંદરની હરકોઇ વખતે વરીષ્ટ ધારણ કરનારાએ સદરહુ પ્રમાણે જપ્ત થએલાં ગામની અથવા ગામના ભાગની જપ્તી ઉઠાડીને તેનો વહીવટ પાછો મેળવવો જોઇએ એવી કલેકટરને અરજી કરી હોય તો કલેકટરે હેઠળ લખ્યા પ્રમાણે હોય તો તે જપ્તી ઉઠાડીને તે વરીષ્ટ ધારણ કરનારને વહીવટ પાછો આપવો.

સદરહુ પ્રકારની અરજી કરવામાં આવશે તે વખતે બાકીનો ફડચો થયો છે એવું જો દેખાઇ આવે તો અથવા સદરહુ વરીષ્ટ ધારણ કરનારની પાસે બાકી લેહેણી હોય તો તે આપવાને રાજી હોય અને તે બાબત કલેકટર જે મુદત ઠરાવે તે મુદતમાં તે તે પ્રમાણે તે બાકી જો આપે તો

વરીષ્ટ ધારણ કરનારાએ ગામ અથવા ગામોનો ભાગ પાછો મળવા બાબત જે સાલમાં અરજી કરી હશે તે સાલમાં સઘળી બાકી તથા ખરચ અદા કરીને ફાજલ ઉત્પન્ન રહી હોય તો તે કલેકટરે તે વરીષ્ટ ધારણ કરનારને સ્વાધીન કરવી જોઇએ પણ સદરહુ પ્રકારની ફાજલ ઉત્પન્ન પાછલી સાલોની હોય તો તેની વ્યવસ્થા કરવાનું સરકાર તરફ રહેશે.

**૧૬૩.** સદરહુ પ્રમાણે જપ્ત કરેલું ગામ અથવા ગામોનો ભાગ પાછો મળવા બાબત સદરહુ બાર વરસની મુદતમાં અરજી કરવામાં નહી આવે તો અથવા સદરહુ પ્રકારની અરજી કર્યા પછી વરીષ્ટ ધારણ કરનારની પાસે તે વખતે બાકી લેણું હોય તો તે આપવા બાબત કલેકટરે ઠરાવેલી મુદતમાં વરીષ્ટ ધારણ કરનારો તે આપવાને ચુકે તો પછી સદરહુ ગામ અથવા ગામનો ભાગ સરકારનો થશે. અને તે વરીષ્ટ ધારણ કરનારાએ અથવા ભાગીઆ પઇકી કોઇ ભાગીઆએ અથવા તેના અથવા તેઓની અગાઉ જે માણસોને હક હતો તેઓ પઇકી કોઇ માણસોએ ઉત્પન્ન કરેલા જે બોજા અથવા સદરહુ પ્રકારના વરીષ્ટ ધારણ કરનાર ઉપર અથવા ભાગીઆઓ પઇકી કોઇ ભાગીઆ ઉપર કોઈ પણ રીતે હોય તે બોજા તે ગામને અથવા ગામના ભાગને લાગુ રહેશે નહી પણ જમીન જે સખસોના વસ્તુતઃ કબજામાં હશે તેઓના હકને નુકશાન થનાર નથી.

## ચાલુ હોય તે કામ બંધ કરવાં.

**૧૬૪.** અટકાયત અથવા કેદમાં રાખેલો મહેસુલ ન આપનાર કલેકટર આગળ અથવા આ કારણ સારૂ કલેકટરે જે બીજા માણસોને નીમ્યા હોય તે માણસની આગળ અથવા મહેસુલ ન આપનારો તુરંગમાં હોય તો તે તુરંગ જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારની આગળ ડ પરીશીષ્ટના નમુના પ્રમાણે તારણ કલેકટરની અથવા સદરહુ પ્રકારના બીજા માણસની અથવા અમલદારની ખાતરીનું આપે તો તેને તાબડતોબ છોડી મુકવો જોઇએ અને વસુલ કરવાના કાંઇ પણ પ્રોસેસ બજાવવાનું હરકોઈ વખતે બંધ કરવું જોઇએ.

અને જે કોઈ માણસ ઉપર આ બાબ પ્રમાણે કામ ચલાવ્યું હશે તે માણસનું સદરહુ પ્રકારનું કામ ચલાવનારા અમલદારને માગેલી રકમ અમારી તકરાર છે એવું કહીને આપવાનો અધીકાર છે અને સદરહુ પ્રમાણે રકમ આપ્યા પછી કામ ચલાવવાનું બંધ કરવું જોઈએ.

## વેચાણ બાબત કામ ચલાવવાની રીત.

**૧૬૫.** આ બાબના ઠરાવ પ્રમાણે જંગમ અથવા સ્થાવર મીલકતના વેચાણ કરવા બાબતનો હુકમ કર્યો હોય ત્યારે વેચાણ કરવાની જાહેર ખબરમાં વેચાણનો વખત તથા જગા લખીને અને જંગમ માલનું વેચાણ

હોય ત્યારે તે વેચાણ મંજુર થવું જોઇએ કે નહી તે લખીને સરકારને મેહેસુલ આપનારી જમીન વેચવાની હોય ત્યારે તેની ઉપરનું આકાર કરેલું મહેસુલ કેટલુ છે તે તથા કલેકટરને જે બીજી તપસીલ જરૂરની લાગે તે લખીને જીલ્લાની દેશી ભાષામાં જાહેર ખબર કલેકટરે આપવી જોઇએ.

સદરહુ પ્રકારની જાહેર ખબર સ્થાવર મીલકતના વેચાણ બાબતની હોય તો તાલુકાના થાણામાં, તથા જે ગામમાં તે સ્થાવર મીલકત હોય તે ગામમાં દાંડી પીટાવીને આપવી (અને) જંગમ માલના વેચાણ બાબત હોય તો જે ગામમાં સદરહુ પ્રકારનો માલ પકડયો હોય તે ગામમાં તથા જે બીજી જગા કલેકટર ફરમાવે તે બીજી જગાએ દાંડી પીટાવીને આપવી.

**૧૬૬.** સ્થાવર મીલકતનું વેચાણ કરવાનું હોય તે વેચાણ બાબત તથા તેની વખત બાબત તથા જગા બાબત લખેલી જાહેર ખબર હેઠળ લખેલી જગા પૈકી દરેક જગાએ લગાડવી જોઇએ એટલે જીલ્લાના કલેકટરની કચેરી, અને જે તાલુકામાં અથવા મહાલમાં તે સ્થાવર મીલકત હોય તે તાલુકાના મામલતદારની અથવા તે મહાલના મહાલકરીની કચેરી, અને જે જગામાં તે સ્થાવર મીલકત હોય તે ગામનો ચોરો અથવા બીજી કોઇ સાર્વજનીક ઇમારત, અને મેહેસુલ ન આપનારનું રહેવાનું ઠેકાણુ.

જંગમ માલ હોય ત્યારે લખેલી જાહેર ખબર મામલતદારની અથવા મહાલકરીની કચેરીમાં અને જે ગામમાં તે માલ પડયો હોય તે ગામના ચોરામાં અથવા બીજી કોઈ સાર્વજનીક ઇમારત ઉપર લગાડવી જોઇએ.

કલેકટરને યોગ્ય લાગે તે બીજી કોઇ રીતે વેચવાની કોઇ જાહેર ખબર તે પછી જંગમ માલ બાબત હોય તે પ્રસીદ્ધ કરવાનો પણ અખત્યાર કલેકટરને છે.

**૧૬૭.** વેચાણ કલેકટર ફરમાવે તે માણસે લીલામ કરીને કરવાં જોઇએ.

સદરહુ પ્રકારનું વેચાણ રવીવારે અથવા સરકારે મંજુર કરેલા બીજા સાધારણ દિવસે કરવું નહી અથવા સદરહુ જાહેર ખબર પૈકી કોઇ જાહેર ખબર ઉપરની છેલી કલમ પ્રમાણે છેલે જે દીવસે લગાડી હશે, તે દીવસથી સ્થાવર મીલકત હોય ત્યારે ઓછામાં ઓછા ત્રીસ દિવસ થાય ત્યાં સુધી, અથવા જંગમ માલ હોય ત્યારે સાત દિવસ થાય ત્યાંહાં સુધી કરવું નહી.

કોઇ પુરતા કારણ ઉપરથી વખતે વખતે આગલા કોઇ દીવસ સુધી વેચાણ મોકુફ રાખવાનો અધીકાર છે.

**૧૬૮.** ઉપરની છેલી ત્રણ કલમના કોઇ ઠરાવ સડી જનારા પદાર્થના વેચાણને લાગુ નથી, આ બાબત કલેકટરે સામાન્ય અથવા વીશેષ હુકમ વખતે વખતે કર્યો હોય તે હુકમને અનુસરીને સદરહુ પ્રકારના પદાર્થ બને તેટલી થોડી ઢીલથી લીલામ કરીને વેચવા જોઇએ.

**૧૬૯.** જે બાકી બાબત માલ મીલકત વેચવાની હોય તે બાકી તથા મહેસુલ ન આપનારની પાસે જે બીજા ખરચ કાયદાસર રીતે લહેણા હોય તે સઘળા ખર્ચ, વેચાણ સારૂ જે દીવસ ઠરાવ્યો હોય તે દીવસની અગાઉ હરકોઈ વખતે મેહેસુલ ન આપનાર, અથવા તેની તરફથી કોઇ માણસ જમીન મેહેસુલ લહેણું હોય તે લેવા બાબત જે માણસને ૧૪૬ મી કલમ પ્રમાણે નીમ્યો હોય તે માણસને અથવા વેચાણ કરવા બાબત નીમેલા અમલદારને આપે, તો અથવા ૧૬૪ મી કલમ પ્રમાણે તે તારણ આપે તો વેચાણ બંધ કરવું જોઇએ.

**૧૭૦.** સડી જનારા પદાર્થના વેચાણનું કામ જે અમલદાર ચલાવતો હશે તેણે તે વેચાણ એકદમ કાયમનાં કરવાં. જંગમ માલનાં બીજાં સઘળાં વેચાણનું કામ જે અમલદાર ચલાવતો હશે તેણે તે વેચાણ આ બાબત કલેકટરે સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ફરમાવ્યું હોય તે પ્રમાણે કાયમનાં કરવાં, અથવા મંજુરી ઉપર રાખીને કરવાં મંજુરી ઉપર રાખીને વેચાણ કર્યાં હોય ત્યારે તે વેચાણ કોણે મંજુર કરવાં તે કલેકટરે ફરમાવવું જોઇએ.

**૧૭૧.** વેચાણ કરનાર અમલદારે વેચાણ કાયમતું કર્યું હોય ત્યારે દરએક લાટની કીંમત વેચાણ વખતે આપવાનું સદરહુ અમલદાર ફરમાવે તે વખતે આપવી જોઇએ. અને તે પ્રમાણે નાણું આપવામાં નહી આવે તો તે માલ મીલકત ફરીથી તાબડતોબ લીલામ કરીને વેચવી જોઇએ. ખરીદીનું નાણું આપ્યા પછી વેચાણ કરનારા અમલદારે તે બાબત પહોંચ આપવી જોઇએ, અને તે વેચાણ સઘળાં માણસો વિરૂદ્ધ સંકેત રહીત થશે.

**૧૭૨.** વેચાણ મંજુરી ઉપર રાખ્યું હોય ત્યારે જે માણસ ખરીદદાર થયો એવું કહેવામાં આવશે તેને તેણે માગણી કરેલી રકમના દર સેંકડે પચીસ ટકા તાબડતોબ અનામત રાખવાનું કહેવું અને સદરહુ રકમ અનામત મુકવામાં ન આવે તો તે માલ તાબડતોબ ફરીથી લીલામ કરીને વેચવો જોઇએ. ખરીદીના પૈસાની પુરેપુરી રકમ ખરીદદારે વેચાણ મંજુર થવાનું. જે દિવસે તેને જણાવવામાં આવે તે દિવસને બીજે દીવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇએ. અથવા તે દિવસ રવિવાર હોય અથવા સરકારે મંજુર કરેલો બીજો રજાનો દિવસ હોય તો તે દિવસ પછી કચેરીનો જે પહેલો દિવસ હોય તે દિવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇએ. ખરીદીના પઇસાની સદરહુ પુરેપુરી રકમ આપ્યા પછી તે બાબત ખરીદદારને પહોંચ આપવી જોઇએ અને તે વેચાણ સઘળા માણસો વીરૂદ્ધ સંકેત રહીત થશે.

**૧૭૩.** સ્થાવર મિલકતના વેચાણને સઘળે પ્રસંગે જે માણસ ખરીદદાર થયો એવું કહેવામાં આવે તેને તેણે માગણી કરેલી રકમના દર સેંકડે ૨૫ ટકા તાબડતોબ અનામત મુકવાનું કહેવું જોઇએ અને સદરહુ પ્રકારની રકમ અનામત મુકવામાં ન આવે તો તે મિલકત તાબડતોબ ફરી લીલામ કરીને વેચવી જોઇએ.

**૧૭૪.** ખરીદીના પૈસાની પુરેપુરી રકમ ખરીદદારે, સ્થાવર મિલકતનું વેચાણ જે દીવસે થયું હોય તે દીવસથી પંદરમે દીવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇએ, અથવા સદરહુ પંદરમો દીવસ રવીવાર હોય અથવા સરકારે મંજુર કરેલો બીજો રજાનો દીવસ હોય તો તે પંદર દીવસ પછી કચેરીનો જે પહેલો દીવસ હોય તે દીવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇએ.

**૧૭૫** માલ મીલકતના ( તે પછી જંગમ હોય કે સ્થાવર હોય ) ખરીદીના પૈસાની પુરેપુરી રકમ ઠરાવેલી મુદતમાં ભરવામાં નહી આવશે તો અનામતની રકમમાં વેચાણનો ખરચ અદા કરવા પછી બાકી રહેશે તે સરકાર દાખલ થવી જોઇએ અને માલ મીલકત ફરીથી લીલામ કરીને વેચાવી જોઇએ; અને ખરીદીના પઇસા ન આપનાર ખરીદદારનો તે માલ મિલકત ઉપરનો અથવા જે રકમે તે માલ મિલકત આગળ વેચાય તે રકમના કોઇ પણ ભાગ ઉપરનો સઘળો દાવોવો ડુબશે.

**૧૭૬** છેલે સરવાળે જે વેચાણ કરવામાં આવશે તેની ઉત્પન્ન, કીંમતના પઇસા ભરવાને ચુકનારો સદરહુ પ્રકારના ખરીદદારે માગણી કરેલી કીમતના કરતાં ઓછી હોય, તો તેની પાસેથી જમીન મેહેસુલની બાકી પ્રમાણે વસુલ કરવાનો અધિકાર કલેકટરને છે.

**૧૭૭** ખરીદીના પૈસા ન ભરાયા બદલ, અથવા મેહેસુલ વેચાણ આગલા દિવસ સુધી મોકુફ કર્યા પછી માલ મીલકતનું જે જે ફરી વેચાણ કરવામાં આવે તે તાબડતોબ ન કર્યું હોય ત્યારે, અસલ વેચાણ બાબત જે રીત કહી છે તે રીતે નવેસરથી જાહેર ખબર આપ્યા પછી કરવું જોઇએ.

**૧૭૮** સ્થાવર મીલકતનાં વેચાણની તારીખથી ત્રીસ દીવસની અંદર હરકોઇ વખતે તે વેચાણ હેઠળ લખેલા સબબથી રદ કરવા બાબત કલેકટરને અરજી કરવાનો અધીકાર છે.

એટલે તે વેચાણ જાહેર ખબર આપવાના કામમાં, અથવા તે વેચાણ કરવામાં કાંઇ મુદ્દાની ગેરચાલ અથવા ચુક અથવા કપટ થયું છે એવા સબબ ઉપરથી અરજી કરવાનો અધીકાર છે;

પણ આગલી કલમમાં જુદો ઠરાવ છે તે ખારેજ કરીને સદરહુ પ્રકારની ગેરચાલને લીધે અથવા ચુકને લીધે કાંઈ વેચાણ રદ કરવું તે અરજદારનું વાસ્તવિક નુકશાન થયું છે એવું તે. કલેકટરની ખાત્રી પુર્વક સાબિત ન કરે તો તે સબબને લીધે વેચાણ રદ કરવું નહી.

અરજી મંજુર કરવામાં આવે તો તે કલેકટરે વેચાણ રદ કરવું જોઇએ તથા નવેસરથી વેચાણ કરવાનું ફરમાવવું જોઇએ.

**૧૭૯.** ઉપરની છેલી કલમમાં કહેલી સદરહુ પ્રકારની અરજી કરવામાં ન આવે તો અથવા સદરહુ પ્રકારની અરજી કરી હોય તે ના મંજુર કરી હોય તે વેચાણની તારીખથી ત્રીસ દીવસ પછી મંજુર કર્યું છે એવો હુકમ કલેકટરે કરવો જોઇએ. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની અરજી કરવામાં ન આવી હોય તોપણ અથવા જે અરજી કરવામાં આવી હોય તથા ના મંજુર કરવામાં આવી હોય તેમાં લખેલા સબબ સિવાય બીજા સબબ ઉપરથી તે વેચાણ રદ કરવું જોઇએ એવું માનવાનો કલેકટરને સબબ હોય તો પોતાનાં કારણો લખી મુકીને તે વેચાણ રદ કરવાનો અધીકાર તેને છે.

૧૮૦ કોઇ માલ મિલકતનું વેચાણ મંજુર કરવામાં ન આવે અથવા રદ કરવામાં આવે ત્યારે ખરીદદારે મુકેલા અથવા વેચાણના ભરેલા પઇસા જેમ હોય તેમ પાછા મળવાનો તેને હક છે.

૧૮૧. કોઇ જમીનનું વેચાણ પાછળ કહેલી રીતે મંજુર થયા પછી સદરહુ જમીન જે માણસ ખરીદદાર થયો એવું કહેવામાં આવશે. તેના કબજામાં કલેકટરે આપવી જોઇએ અને તેનું નામ મહેસુલ આપનારના નામને બદલે ખાતાદાર અથવા ધારણ કરનાર તરીકે જમીનના દફતરમાં દાખલ કરવું જોઇએ અને તેને દાખલો આપવો તે દાખલામાં કહેલી જમીન તેણે ખરીદ કરી છે એવું તેમાં લખવું જોઇએ.

૧૮૨. વેચાણની વખતે જે માણસ વાસ્તવીક ખરીદદાર થયો એવું કહેવામાં આવ્યું હોય તે માણસનું નામ દાખલામાં લખવું જોઇએ અને માંહો માંહેની સમજુત ઉપરથી દાખલા વા ખરીદદારના નામનો જે ઉપયોગ કર્યો હતો તોપણ દાખલાવાળા ખરીદદાર શીવાય બીજા માણસની તરફથી ખરીદ કરી એવા સબબ ઉપરથી દાખલાવાળા ખરીદદાર ઉપર દીવાની કોર્ટમાં કોઇ ફરીઆદી થાય તો તે કહાડી નાંખવી.

૧૮૩. આ બાબ પ્રમાણે કરેલું જંગમ માલનું વેચાણ પકુ થાય એટલે તથા સ્થાવર મિલકતનું વેચાણ મંજુર થાય એટલે વેચાણની ઉપર વેચાણના ખરચનો ફડચો કરવા તથા સદરહુ પ્રકારનું વેચાણ મંજુર થયાની તારીખે મહેસુલ ન આપનારની પાસે જે કાંઇ બાકી લેહેણી હોય તથા જે જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરવાનો અધીકાર હોય તે આપવામાં વાપરવી જોઇએ.

અને ફાજલ અવેજ રહ્યો હોય તો તે જે માણસની મીલકત વેચી હોય તે માણસને આપવો જોઇએ.

† સરકારના હુકમ પ્રમાણે કમીશનર વખતે વખતે જે દર તથા કાનુન મંજુર કરે તે દર પ્રમાણે વેચાણના ખરચનો આકાર કરવો જોઇએ.

૧૮૪. સદરહુ ફાજલ અવેજ જે માણસની માલ મીલકત વેચી હોય તેના કોઇ લેણદારને દીવાની કોરટના હુકમ વગર આપવો નહી.

૧૮૫. ૧૩૬ મી કલમમાં ગમે તે ઠરાવ્યું હોય તે છતાં જે માણસનું નામ હક બાબતના દાખલામાં ખરીદદાર તરીકે લખ્યું હશે તે માણસ તે જમીનના સંબંધમાં વેચાણની તારીખ પહેલાં કોઈ પણ મુદત બાબત લેણાં થયેલાં જમીન મહેસુલ માટે જવાબદાર થશે નહિ.

૧૮૬. આ બાબતના ઠરાવ પ્રમાણે જપ્ત કરેલા જંગમ માલ બાબત ત્રીજા માણસે દાવો કર્યો હોય તો કલેકટરે માફક મુદતની નોટીસ આપીને તેની સંક્ષેપ ચોકશી કરીને તેનો દાવો મંજુર અથવા ના મંજુર કરવો જોઇએ એ દાવો સઘળો અથવા થોડો મંજુર કર્યો હશે તો તે માલની તે પ્રમાણે તજવીજ કરવી જોઇએ દાવો જેટલે સુધી મંજુર કરવામાં આવશે તેટલે સુધી તે ખારેજ કરીને તે માલ વેચવો જોઇએ તથા ખરીદદારનો હક સઘળાં કારણ સારૂ પુરતો છે એમ સમજવું જોઇએ અને ઉત્પન્નની વ્યવસ્થા આ આકટમાં પાછળ કહ્યા પ્રમાણે કરવાનો અધીકાર છે.

## આ બાબના ઠરાવ લાગુ કરવા.

*૧૮૭. જમીન મહેસુલ તથા સઘળા પ્રકારની સલામી તથા નજરાણા તથા વારસાની રૂઇએ માલ મીલકત પ્રાપ્ત થાય છે તે બદલ આપવાનો કર, તથા માલમિલકત બીજાને પ્રાપ્ત કરી આપવા બાબતનો કર, તથા દંડ તરીકે સરકાર દાખલ થયેલો અવેજ, અને સઘળા પ્રકારના બાબ, તથા જમીનની ઉત્પન્ન, તથા વેતનો તથા ફી, તથા ખરચ, તથા ગુનેગારીઓ, તથા દંડ, અને આ આકટ પ્રમાણે અથવા આ આકટ ઉપરથી રદ કરેલા કોઇ આકટ પ્રમાણે અથવા કાયદા પ્રમાણે અથવા જમીન મહેસુલ સંબંધી જે વખતે જે કોઇ આકટ અમલમાં હોય તે આકટ પ્રમાણે આપવાના અથવા વસુલ કરવાના ખરચ બાબત, જે રકમો લહેણી હોય તે સઘળી.

અને કસ્ટમ ડયુટીના, અથવા બીજી કાંઈ જગાતના, અથવા કરના, અથવા મહેસુલના બીજા કોઇ બાબના

---

† વેચાણનો ખર્ચ જંગમ મીલકત હોય તો, બે આના, અને સ્થાવર મીલકત હોય તો, ચાર આના; અથવા વેચાણની રકમના ટકે આ ભેમાંથી જે વધારે હોય તે લેવો.

* ઇરિગેશનની પરચુરણ ઉપજ ઉપર લોકલ ફંડ લેવાય નહિ.

ઇજારા બાબત કોઇ ઇજારદાર પાસે પૈશા લેણુ હશે તે પૈશા, અને સદરહુ પ્રકારનો કોઈ ઇજારદાર પોતાની કબુલત કે સરત પ્રમાણે પૈશાની જે વીશેશ ગુનેગારીને પાત્ર થશે તે સઘળી પૈસાની ગુનેગારીઓ.

અને આકાર તરીકે અથવા મહેસુલના લેણુ તરીકે અથવા જમીન મહેસુલની બાકી તરીકે જે રકમો લેવાનો અધીકાર છે એવું આ આકટમાં અથવા જે વખતે જે બીજો કોઇ આકટ અથવા કાયદો અમલમાં હોય તે આકટમાં અથવા કાયદામાં કહ્યું હશે તે પણ સઘળી રકમો.

આ બાબના પાછલા ઠરાવ પ્રમાણે વસુલ કરવી જોઇએ અને આ બાબના પાછલા સઘળા ઠરાવો લાગુ કરી શકાય તેટલે સુધી તેને લાગુ કરવા જોઇએ.

અને જે માણુસો આ આકટના અથવા આ આકટ ઉપરથી કર ઠરેલા કોઇ આકટના અથવા કાયદાના ઠરાવ પ્રમાણે અથવા પૈશાની કાંઇ રકમ બાબત સદરહુ પ્રકારના કોઇ ઇજારદારના જામીન થયા હોય તે માણુસો પોતાના જામીન ખતની સરત પ્રમાણે જે રકમ બાબત પાત્ર થયા હશે તે રકમ અથવા તેનો કાંઇ ભાગ આપવાને ચુકશે તો મહેસુલ ન આપનારા પ્રમાણે આ બાબના ઠરાવ મુજબ તેઓની ઉપર કામ ચલાવવું યોગ્ય થશે. અને આ બાબના પાછલા સઘળા ઠરાવો લાગુ કરી શકાય તેટલે સુધી તેવા માણુસોને લાગુ કરવા જોઇએ.

અને સદરહુ પ્રકારનો ઇજારો પાછો લેવામાં આવ્યો હોય તો ઇજારદારને અગાઉ જે પૈસા કોઇ પણ માણુસને આપ્યા હોય તે તેને મજરે મળવાનો હક નથી એમ સમજવું,

અને જે કોઇ માણુસને સરકાર તરફથી પૈસાની કોઇ પણ બક્ષીસ કાંઇ પણ ખેતીવાડીના કામ માટે એવી બોલીએ મળી હોય કે તે શખસ તે બક્ષિસની સરતોમાંની કોઇપણ સરત પ્રમાણે ન ચાલે તો તેણે તે પાછી આપવી પડશે, તે શખસ આવી કોઈ સરત પ્રમાણે ચાલવાનો તથા બક્ષિસની રકમ સરકારને પાછી આપવાને ચુકે તો, તેની સામે આ બાબના ઠરાવોની રૂએ મહેસુલ ન આપનારા તરીકે કામ ચલાવી શકાશે. અને આ બાબના પાછળના સઘળા ઠરાવો લાગુ થાય ત્યાં સુધી લાગુ કરવા જોઇએ.

## મુલકી અમલદારોની કામ ચલાવવાની રીત.

**૧૮૮.** હુદ્દાના સઘળા કૃત્યો કરવામાં તથા કામો ચલાવવામાં મુલકી અમલદાર ખસુસ કાયદામાં ઉલટો ઠરાવ ન હોય તો તે જે અમલદારના તાબામાં હશે તે અમલદારના હુકમને તથા નીરબંધને પોતાનાં કામ કરવાની જગા બાબત તથા વખત બાબત તથા રીત બાબત પાત્ર છે એમ સમજવું.

**૧૮૯.** મુલકી ખાતામાં મામલતદારના અવલ કારકુનના દરજા કરતાં ઓછા દરજાનો નહી હોય એવા અથવા સરવે ખાતામાં આસીસ્ટંટ સરવે સુપ્રીન્ટેન્ડેન્ટના દરજ્જા કરતાં ઓછા દરજ્જાનો નહિ હોય એવા તે તે ખાતાના દરેક મુલકી અમલદારને જે ચોકશી કરવાનો કાયદેસર રીતે અધીકાર હોય તે ચોકશીમાં જે માણસે હાજર થવું અવશ્ય છે એવું તે અમલદારને લાગે તે માણસની પક્ષકાર પ્રમાણે જબાની લેવા સારૂ અથવા સાહેદ તરીકે તેની સાહેદી આપવા સારૂ અથવા દસ્તાવેજ હાજર કરવા સારૂ તેને સમન કરવાનો અધીકાર તે દરેક અમલદારને છે. દસ્તાવેજ હાજર કરવા સારૂ સમન કરવા તે કેટલાએક વીશેષ નીરદીષ્ટ કરેલા દસ્તાવેજ હાજર કરવા સારૂ અથવા સમન કરેલા માણુસના કબજામાંના કાંઇ વીશેષ પ્રકારના સઘળા દસ્તાવેજ હાજર કરવા સારૂ કરી શકાશે. સદરહુ પ્રમાણે સમન જે માણુસોને કર્યો હશે તે સઘળા માણુસોએ સદરહુ પ્રકારનો અમલદાર ફરમાવે તે પ્રમાણે જાતે અથવા અધીકાર આપેલા મુખત્યારની મારફતે હાજર થવું જોઇએ પણ એવું ઠરાવ્યું છે કે દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૩૨ મી તથા ૧૩૩ મી કલમ માંહેની માફી આ કલમ પ્રમાણે હાજર થવા સારૂ કરેલા હુકમને લાગુ થશે.

અને સદરહુ પ્રમાણે સમન જે માણુસોને કર્યો હશે તે સઘળા માણુસોની જે વિષય બાબત જબાની લેવામાં આવશે અને સાક્ષી લેવામાં આવશે તે વિષય બાબત તેઓ ખરેખર કહેવાને બંધાયેલા છે.

અને ફરમાવ્યું હોય તે દસ્તાવેજ તથા બીજી જણસ હાજર કરવાને બંધાયેલા છે.

**૧૯૦.** દરેક સમન લખેલો જોઇએ અને તેની બે પ્રતો જોઇએ તથા તે જે કારણ સારૂ કર્યો હોય તે કારણ તેમાં લખવું જોઇએ તથા તે કરનારા અમલદારે તેની ઉપર સહી કરવી જોઇએ અને તેની પાસે સીક્કો હોય તો તે સીક્કો પણ તે સમન ઉપર મારવો જોઇએ.

અને તે સમન જે માણુસને તે કરયો હશે તેને સમનની નકલ આપવાને કહાડીને અથવા નકલ આપીને અથવા તે મળતો ન હોય તો તેની નકલ તેને હમેશની રહેવાની જગાએ હરકોઇ પ્રસીદ્ધ ભાગ ઉપર લગાવીને બજાવવો જોઇએ.

તેની હમેશની રહેવાની જગ્યા બીજા જીલ્લામાં હોય તો તે સમન તે જીલ્લાના કલેકટર ઉપર ટપાલમાં મોકલવો અને તેણે તે આ કલમની પાછલી રકમ પ્રમાણે બજાવવો જોઇએ.

**૧૯૧.** આ આકટ પ્રમાણે નોટીસ બજાવવી તે દરેક બીજી રીતનો ખસુસ ઠરાવ ન હોય તો જે માણુસ ઉપર બજાવવાની હોય તે માણુસને અથવા જે માણુસ ઉપર તે બજાવવાની હોય તેનો મુખત્યાર હોય તો તે મુખત્યાર તે તેની નકલ આપવાને કહાડીને અથવા આપીને બજાવવી જોઇએ.

અથવા સદરહુ પ્રકારની નોટીસ જો જમીન બાબત હોય તો તે જમીન ઉપરની હરકોઇ પ્રસિદ્ધ જગાએ નોટીસની નકલ લગાડીને બજાવવી જોઇએ.

સદરહુ પ્રકારની નોટીસમાં લખેલાં કોઇ માણુસનાં નામમાં અથવા હુદ્દામાં કાંઇ ચુક હોવાથી ખરેખર ગેરઇનસાફ થયો ન હોય તો તે ચુકને લીધે સદરહુ પ્રકારની કોઇ પણુ નોટીસ રદ થાય છે એમ સમજવું નહી.

**૧૯૨.** કોઇ પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકસીમાં સાહેદોએ હાજર થવું એવી કોઇ પક્ષકારની ઇચ્છા હોય તો સાક્ષીઓને માટે સમન કાઢવાની અરજ કરનાર અશામીઓ માટે દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદામા કહેલી રીતે તેણે કામ ચલાવવું જોઇએ.

## પદ્ધતીવાર ચોકશી.

**૧૯૩.** પદ્ધતીવાર ચોકશીમાં સાહેદી લેવી તે તપાસ અથવા ચોકસી કરનારા અમલદારે અથવા તેની રૂબરૂ તથા તે સાંભળી શકે એવી રીતે તથા તેની ખુદની દેખરેખ હેઠળ તથા તેના હુકમ પ્રમાણે જીલામાં જે ભાષા ઘણું કરીને ચાલતી હોય તે ભાષામાં પુરેપુરી લખી લેવી જોઇએ તથા તેની ઉપર તેણે સહી કરવી જોઇએ.

જે પ્રકરણમાં ચોકશી કરનારો અમલદાર પુરેપુરી સાહેદી ન લખી લે તે પ્રકરણમાં તેણે દર એક શાહેદ જે કહે તેના સારાંશની યાદી તે સાહેદ સવાલના જવાબ જેમ દેતો જાય તેમ તેમ લખવી જોઇએ અને સદરહુ પ્રકારની યાદી સદરહુ પ્રકારના અમલદારે પોતે લખીને તેની ઉપર સહી કરવી જોઇએ અને તે યાદી તે પ્રકરણુના કાગળ પત્રનો ભાગ થશે.

સદરહુ પ્રકારના અમલદારથી ઉપર કહ્યા પ્રમાણે યાદી લખી શકાતી ન હોય તો તેનાથી કેમ લખી શકાતી નથી તેનો સબબ તેણે લખી મુકવો જોઇએ.

શાહેદી ઇંગરેજીમાં આપી હોય ત્યારે તે તે ભાષામાં સદરહુ પ્રકારના અમલદારે પોતાને હાથે લખવી જોઇએ, અને જીલ્લામાં જે ભાષા ચાલતી હોય તે ભાષામાં ઘણું કરીને લેવી.

ચાલતી હોય તે ભાષામાં તેની સહીનું ભાષાંતર કરવું જોઇએ અને તે પ્રકારનાં કાગળ પત્રોના ભાગ તરીકે તે ભાષાંતર તેમાં રાખવું જોઇએ.

**૧૯૪.** પદ્ધતીવાર ચોકશી કર્યા પછી ફેંસલો કરનારા અમલદારે ફેંસલો પોતાના હાથે લખવો જોઇએ તથા જે કારણુ ઉપરથી તે કર્યો હોય તે પુરેપુરાં કારણો લખવાં જોઇએ.

## સંક્ષેપ ચોકશી.

**૧૯૫.** સંક્ષેપ ચોકશી કરનારા અમલદારે પોતે સદરહુ પ્રકારની ચોકશી જેમ જેમ ચાલે તે પ્રમાણે ચાલેલાં કામની યાદી પોતાના હાથે ઇંગ્રેજીમાં અથવા જીલ્લાની ભાષામાં લખવી જોઇએ અને તેમાં જે પક્ષકારોનો સંબંધ હોય તે પક્ષકારોએ કહેલી મુદ્દાની વાત તથા સાહેદી પુરાવાના મુખ્ય ભાગ તથા ફેંસલો તથા તેનાં કારણુ તે યાદીમાં લખવાં જોઇએ.

પણુ એવું ઠરાવ્યું છે કે કાંઈ પણુ ચોકશી સંક્ષેપ જોઇએ એવું આ આકટમાં ફરમાવ્યું હોય તે ચોકશી પદ્ધતીવાર ચોકશીને જે કાનુન પ્રમાણે ચલાવવી યોગ્ય છે એવું સદરહુ અમલદારને લાગે તો તે પ્રમાણે ચલાવવાનો અધીકાર તેને હરકોઈ વખતે છે.

**૧૯૬.** આ આકટ પ્રમાણે કરેલી પદ્ધતીવાર ચોકસી અથવા સંક્ષેપ ચોકશી હિંદુસ્તાનના ફોજદારી

કાયદાની ૧૯૩ મી ૨૧૯ મી તથા ૨૨૮ મી કલમના અર્થ પ્રમાણે "ઇનતસ કામ" છે એમ સમજવુ અને પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશી કરનારા કોઇ અધીકારીની કચેરી સદરહુ પ્રકારની ચોકસીના કારણુ સારૂ દીવાની કોરટ છે એમ સમજવું.

પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકસીમાં ચલાવેલુ દરએક કામ તથા ફેંસલો ખુલી રીતે કરવો જોઇએ અને પક્ષકારોને અથવા અખત્યાર આપેલા મુખત્યારોને હાજર થવા બાબત યોગ્ય નોટીસ મળવી જોઇએ.

**૧૯૭.** જે ચોકશી પદ્ધતીવાર અથવા સંક્ષેપ જોઇએ એવું આ આકટમાં ફરમાવ્યું નહી હોય અથવા જે કોઈ મુલકી અમલદારને પોતાનાં કાયદેસર કામ બજાવવા સારૂ કોઇ પ્રસંગે કરવાની જરૂર લાગે તે ચોકસી ગવરનર ઇનકાઉન્સીલે અથવા સદરહુ પ્રકારની ચોકશી કરનારા અમલદારના વરીષ્ટ અધીકારીએ સદરહુ પ્રકારની ચોકશીને લાગુ હોય એવી જે સામાન્ય અથવા વિશેષ કાનુન ઠરાવી હોય તે કાનુન પ્રમાણે અને સદરહુ પ્રકારની કાનુન ઉપરથી જેટલે સુધી નીરબંધ હોય તેટલે સુધી તે નીરબંધ પાળીને સઘળી મુખ્ય વાતનો નીર્ણય કરવા સારૂ તથા સાર્વજનીક કલ્યાણ વૃદ્ધી ગત કરવા સારૂ જે રીત તેની નજરમાં યોગ્ય લાગે તે રીતો ચલાવવી જોઇએ.

**૧૯૮.** જે મુકદમાની પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશી કરવામાં આવશે તે સઘળા મુકદમામાં ફેંસલાની તથા હુકમની તથા તેઓનાં કારણુની, તથા પુરાવાના કાગળ પત્રોની સહીવાળી નકલો તથા ભાષાંતરો પક્ષકારોને આપવાં જોઇએ અને જે અસલ દસ્તાવેજનો પુરાવા સારૂ ઉપયોગ કર્યો હશે તે અસલ દસ્તાવેજ જે માણસોએ હાજર કર્યો હશે તેઓ અથવા તેઓના સંબંધી જે માણસો દાવો કરતા હશે તે માણસો તે દસ્તાવેજ બાબત યોગ્ય રીતે અરજી કરે તો તે માણસોને તે પાછા આપવા જોઇએ પણ નકલ વીગેરે સારૂ જે ખરચ લેવાનો સરકારે વખતે વખતે અધીકાર આપ્યો હશે તે ખરચ આપવો પડશે.

**૧૯૯.** મેહેસુલ ન આપનારને અથવા બીજા કોઇ માણસને પકડવાનો અધીકાર છે એવો ઠરાવ આ આકટમાં કર્યો હોય ત્યારે તે માણસને પકડવાનું ફરમાવવાનો અધીકાર જે કોઇ અમલદારને હશે તેણે કરેલા વારંટ ઉપરથી પકડવો.

**૨૦૦.** હરકોઇ મુલકી અમલદારને હરકોઇ વખતે તથા વખતે વખતે જે કોઇ જમીન અથવા ઘર કે વાડી સરકારની હોય અથવા ખાનગી આશામીઓની હોય અને જેની ઉપર જમીન મેહેસુલ પુરેપુરૂ બેસાડયું હોય અથવા જેને જમીન મેહેસુલની થોડી અથવા સઘળી માફી હોય તે જમીનમાં અથવા ઘરવાડીમાં જ્યારે જરૂર હોય ત્યારે માપણીના અથવા હદ ઠરાવવાના અથવા હદ તપાશી જોવાના અથવા જમીનની પ્રત ઠરાવવાના અથવા આકાર ઠરાવવાના કારણ સારૂ અથવા આ આકટના ઠરાવ પ્રમાણે અથવા જમીન મેહેસુલ સંબંધી જે વખતે જે બીજો કોઈ કાયદો અમલમાં હોય તે બીજા કાયદાના ઠરાવ પ્રમાણે પોતાના હોદ્દાનું કામ કાયદાસર રીતે ચલાવવા સંબંધી બીજા કાંઇ કારણસારૂ જવાનો અધીકાર છે પણ એવું ઠરાવ્યું છે કે જે ઇમારત માણસને રહેવાના ઘર તરીકે વાપરવામાં આવતી હશે તેવી કોઈ ઇમારતમાં તેનો વહીવટદાર રાજી ન હોય તો સદરહુ પ્રમાણે પેસવાની અગાઉ ઓછામાં ઓછા સાત દીવસ આગમચ સદરહુ ઇમારતમાં નોટીસ આપ્યા વગર તેમાં કદી પેસવું નહી.

વળી એવું ઠરાવ્યું છે કે સઘળા પ્રકારની ઇમારત બાબત તેઓના વહીવટદારના જાત સંબંધી તથા ધર્મ સંબંધી વીચાર તરફ યોગ્ય લક્ષ આપવું જોઇએ.

**૨૦૧.** જીલ્લામાં ઘણું કરીને કઇ ભાષા ચાલે છે એમ સમજવું એ આ આકટના કારણુ સારૂ ઠરાવવાનો અધીકાર ગવરનર ઇન કાઉન્સીલને છે.

**૨૦૨.** જ્યારે જ્યારે આ આકટમાં અથવા જે વખતે બીજા કોઈ આકટ અમલમાં હોય તે આકટમાં એવું ઠરાવ્યુ હોય કે કોઇ માણસના કબજામાં જમીન ગેરવ્યાજબી રીતે હોય તેને તે જમીનમાંથી કહાડી મુકવાનો અધીકાર કલેકટરને છે અથવા તેને તે જમીનમાંથી કલેકટરે કાહાડી મુકવો જોઇએ ત્યારે ત્યારે સદરહુ પ્રમાણે કાહાડી મુકવાનું કામ હેઠળ લખેલી રીતે ચલાવવું જોઇએ એટલે:

જે માણસના અથવા માણસોના કબજામાં જમીન હશે તેની ઉપર અથવા તેઓની ઉપર નોટીસ પોચ્યાથી ફલાણી મુદતમાં જમીન છોડી દેવી એવી નોટીસ યોગ્ય લાગે તે મુદત નીમીને બજાવવી, અને

સદરહુ પ્રકારની નોટીસ માન્ય કરવામાં નહી આવે તો જે માણસ જમીન છોડી દેવાની ના કહે તેને કહાડી મુકવો અથવા કહાડી મુકવા સારૂ તાબામાંના કામદારને મોકલવો, અને

સદરહુ પ્રકારના કોઇ માણસને કાહાડી મુકનાર અમલદારને કોઇ માણસ હરકત અથવા અડચણ કરે તો તે પ્રકરણની વાત વિષે કલેકટરે સંક્ષેપ ચોકશી કરવી જોઇએ અને હરકત અથવા અડચણ કોઇ વાજબી કારણ વગર કરી અને તે હરકત અથવા અડચણ હજુ ચાલુ છે એવી કલેકટરની ખાત્રી થાય તો સદરહુ પ્રકારના માણસને પકડવાનુ વારંટ કરવાનો અને તે હાજર થયા પછી તેને સદરહુ પ્રકારની હરકત અથવા અડચણ આગળ ચાલુ રહેવાનુ બંધ કરવા સારૂ ઘણામાં ઘણા ત્રીશ દીવસ સુધીની જે મુદત જરૂર હોય તે મુદત સુધી પોતાની અથવા કોઇ મામલતદારની અથવા મહાલકરીની કચેરીમાં બંદોબસ્તથી અટકાયતમાં રાખવાનો અથવા અ ઇ પરીશીષ્ટના નમુના પ્રમાણે વારંટ સાથે તેને જીલ્લાની દીવાની તુરંગમાં કેદ કરવા સારૂ મોકલવાનો અધીકાર કલેકટરને છે પણ સદરહુ પ્રકારની હરકત બાબત અથવા અડચણ બાબત શીક્ષા કરવાનો જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદા પ્રમાણે સદરહુ માણસ ઉપર કામ ચલાવવાનો બાધ આવનાર નથી.

---

## બાબ ૧૩ મો.

### અપીલો તથા તપાસ.

**૨૦૩.** આ આકટમાં અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તેમાં ખસુશ કાંઇ ઉલટો ઠરાવ નહી હોય ત્યારે આ આકટ પ્રમાણે અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે મુલકી અમલદારે કરેલા કોઇ ફેંશલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ તે અમલદારના અંતર વરીષ્ટ અમલદારને ત્યાં ચાલશે પણ સદરહુ પ્રકારનો ફેંશલો અથવા હુકમ તાબાના અમલદારના ફેંશલા ઉપર અથવા હુકમ ઉપર થએલી અપીલમાં કરેલો હોય કે ન હોય તો પણ ચીંતા નથી.

**૨૦૪.** કમીશનરે અથવા સર્વે કમીશનરે કોઇ ફેંશલો અથવા હુકમ કર્યો હોય તે ઉપર ગવર્નર ઇનકાઉન્સીલમાં અપીલ ચાલશે પણ કમીશનરના અથવા સર્વે કમીશનરના તાબામાંના કોઇ અમલદાર પાસે અપીલ થઇ ને તે અપીલમાં થએલા ફેંશલા ઉપર અથવા હુકમ ઉપર કમીશનરે અથવા સર્વે કમીશનરે અપીલમાં ફેંશલો અથવા હુકમ કર્યો હશે તેની ઉપર માત્ર અપીલ ચાલનાર નથી.

**૨૦૫.** જે ફેંસલા બાબત અથવા હુકમ બાબત ફરિયાદ હોય તે ફેંસલો અથવા હુકમ કલેકટરના અથવા સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટના દરજ્જા કરતાં ઓછા દરજ્જાના તે દરેક ખાતાના અમલદારે કર્યો હોય તો સાઠ દીવસ થયા પછી અપીલ ચાલશે નહી અથવા આ શીવાય બીજા કોઇ પણ પ્રકારના ફેંસલા ઉપર અથવા હુકમ ઉપર નેવુ દીવસ થયા પછી અપીલ ચાલશે નહી.

સદરહુ મુદત ગણતી વખતે જે ફેંશલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય તે ફેંશલાની અથવા હુકમની નકલ તૈયાર કરવામાં લાગેલો વખત ગણવો નહી.

**૨૦૬.** અપીલ કરવા સારૂ ઠરાવેલી મુદતમાં અપીલ ન કરવાનું અપીલ કરનારને પુરતું કારણ હતુ એવી તે જે અમલદારને ત્યાંહાં અથવા ગવનર ઇન કાઉન્શીલમાં અપીલ કરી હશે તે અમલદારની અથવા ગવનર ઉન કાંઉન્શીલની ખાત્રી કરશે તો સદરહુ પ્રકારની મુદત પછી આ બાબ પ્રમાણે અપીલ લેવાનો અધીકાર છે. અપીલ લેવા બાબત આ કલમ પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલ ચાલશે નહી.

**૨૦૭.** અપીલ કરવા વીશેની આ બાબતમાં ઠરાવેલી કોઇ પણ મુદતનો છેલો દીવસ જ્યારે જ્યારે રવીવારે અથવા સરકારે મંજુર કરેલા બીજા રજાને દિવસે આવે ત્યારે રજાની આખર પછીનો જે દીવસ તે દીવસે સદરહુ પ્રકારનો છેલો દીવસ સમજવો.

**૨૦૮.** દરએક અપીલ અરજીની સાથે જે ફેંસલા 'ઉપર અથવા હુકમ ઉપર અપીલ હશે તે ફેંશલો અથવા હુકમ જોઇએ અથવા તેની સહી વાળી નકલ જોઇએ.

**૨૦૯.** તાબાના અમલદારના જે ફેંશલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય તે ફેંશલા અથવા હુ-

કમ રદ કરવાનો, ફેરવવાનો તેમાં કંપેશ કરવાનો અથવા તે મંજુર કરવાનો અધીકાર અપીલ અધીકારીને છે અથવા તેને અવસ્ય લાગે તેવી વળી વધારે તપાસ કરવા બાબત અથવા તેવો વળી વધારે પુરાવો લેવા બાબત તે તાબાના અમલદારને ફરમાવવાનો અધીકાર તેને છે અથવા સદરહુ પ્રકારનો વળી વધારે પુરાવો ખુદ પોતે લેવાનો તેને અધીકાર છે.

**૨૧૦.** જે કોઈ પ્રકરણમાં અપીલ ચાલતી હોય તે પ્રકરણમાં આપીલનો ફેંશલો થાય ત્યાંહાં સુધી તાબાના અમલદારનો ફેંશલો અથવા હુકમ બજાવવાનું મોકુફ રાખવું એવું ફરમાવવાનો અધીકાર અપીલ અધીકારીને છે.

**૨૧૧.** ગવર્નર ઇનકાઉન્સીલને અને મુલકી ખાતામાં આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના અથવા સર્વે ખાતામાં સર્વે સુપ્રીન્ટેન્ડેન્ટના દરજ્જા કરતાં ઓછા દરજ્જાના નહી તેવા કોઇપણ મુલકી અધીકારીને એવો અધીકાર છે કે તેણે તાબામાંના મુલકી અમલદારે કરેલો કોઇ ફેંશલો અથવા હુકમ કાયદાસર અથવા યથાયોગ્ય છે કે નહી અને તે અમલદારે ચલાવેલાં કામ નીયમને અનુસરીને છે કે નહી એ બાબત પોતાની ખાત્રી કરી લેવા સારૂ તે અમલદારે કરેલી ચોકશીના અથવા ચલાવેલા કામના કાગળ પત્ર મંગાવીને તપાસવા

જે બાબતમાં પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશી થઇ નહિ હોય તે બાબતમાં પોતાના તાબામાંના કોઈ પણ અમલદારે ચલાવેલાં કામ સદરહુ રીતે મંગાવીને તપાસવાનો અધીકાર હેઠળ લખેલા અમલદારોને છે એટલે મામલતદાર તથા મહાલકારી તથા આસીસ્ટંટ સરવે સુપ્રીનટેન્ડેન્ટ તથા આસીસ્ટંટ સેટલમેન્ટ ઓફીસર.

જો કોઇ પ્રકરણમાં ગવરનર ઇન કૌંસીલનો અથવા સદરહુ પ્રકારના અમલદારને લાગે કે સદરહુ પ્રમાણે મંગાવેલા કોઈ ફેંસલામાં અથવા કામમાં કંપેસ કરવું જોઇએ અથવા તે રદ કરવું જોઇએ. અથવા ફેરવવું જોઇએ તો તે બાબત તેને યોગ્ય યોગ્ય લાગે તે હુકમ કરવાનો અધીકાર તેને છે.

પણ એવું કરાવ્યું છે. કે જે બાબતમાં કાયદેસર તપાસ ચલાવવામાં આવી હોય તે બાબતમાં આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે આવો હુકમ જાતે કરવો નહીં. પણ તેણે તે સંબંધી કાગળ પત્રો પોતાના અભિપ્રાય સાથે કલેકટરને મોકલવા અને કલેકટરે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ તે બાબતમાં કરવો.

**૨૧૨.** કોઇ ફેંસલો અથવા હુકમ આખરનો છે એવું આ આકટમાં જ્યાં જ્યાં કહ્યું હોય ત્યાં ત્યાં તે તે શબ્દનો અર્થ સદરહુ પ્રકારના ફેંસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ ચાલશે નહી એવો સમજવો.

તે પ્રકારના કાંઇ ફેંસલામાં અથવા હુકમમાં ઉપરની છેલી કલમના ઠરાવ પ્રમાણે કંપેશ કરવાનો અથવા ફેરવવાનો અધીકાર ફકત ગવરનર ઇન કાઉન્સીલને છે.

---

## બાબ ૧૪ મો.

### પરચુરણ.

**૨૧૩.** સઘળા નકશા તથા સરવેના કાગળપત્ર તથા ગામના સઘળા હીસાબ તથા જમીનનાં સઘળાં પત્રકો ગવરનર ઇન કાઉન્સીલ આ બાબત વખતે વખતે જે કાનુન તથા ફી ઠરાવે તે કાનુનને અનુસરીને તથા તે ફી આપે તો યોગ્ય વખતે લોકોને જોવા સારૂ ખુલાં રાખવાં જોઇએ અને સદરહુ પ્રકારના નકશામાંના, પત્રકમાંના તથા હીસાબમાંના દાખલા સહીત ઉતારા અથવા દાખલાવાળી તેની નકલો જે માણસો માગે તે સઘળા માણસોને તે આપવી.

**૨૧૪.** (૧) ગવરનર ઇન કાઉન્સીલને મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ આકટના કારણ અને હેતુ પારપાડવાને આ આકટ જે બાબતમાં અમલમાં લાવવાનો હોય તે બાબતમાં, અથવા જે બાબતો માટે તેની અંદર ખાસ ઠરાવ કર્યો ન હોય તેવી બાબતોમાં સઘળા સખસોને માર્ગ સુચવવાને આ આકટના ઠરાવોની વિરૂદ્ધ ન હોય એવી કાનુનો કરવાનો અધીકાર છે તથા તે વખતે વખતે બદલવાનો અથવા રદ કરવાનો અધીકાર છે.

(૨) ખાસ કરીને અને ઉપર જણાવેલા અધિકારના સાધારણ સ્વરૂપને બાધ ન આવે તેવી રીતે સદરહુ પ્રકારની કાનુનો નીચેની બાબતો માટે ઘડવાનો અધિકાર છે.

(અ) મુલકી અમલદારોની નિમણુકનું અને તેમના અધિકાર તથા કામ ચલાવવાનું નિયમન કરવા બાબત.

(બ) જમીન ઉપર જમીન મહેસુલ આકારવાનું અને આવા આકારવાના કામમાં ફેરફાર કરવાનું, તે ફરી તપાસવાનું અને જમીન મહેસુલ વસુલ કરવાનું નિયમન કરવા બાબત.

(क) ૩૭ મી કલમ મુજબની તપાસ અને હુકમોની બાબતમાં આપવાની નોટીસ ઠરાવવા બાબત.

(ड) જમીન મહેસુલ આપવાને પાત્ર હોય તેવી દુમાલા ન હોય તેવી જમીન કયા કામમાં વાપરવાનો, અને કયા કામમાં ન વાપરવાનો અધિકાર છે તે ઠરાવવા બાબત અને ખેતીને લગતી જમીન ખેતીને લગતાં નહિ હોય તેવાં બીજાં કામમાં વાપરવાની પરવાનગી આપવાનું નિયમન કરવા બાબત.

(इ) સરકાર પ્રાપ્ત થયેલી જમીન અને બીજી મિલ્કતની વ્યવસ્થાનું નિયમન કરવા બાબત.

( एफ ) સરકાર દાખલ થયેલી જમીનની વ્યવસ્થાનું નિયમન કરવા બાબત.

( ग ) ભોગવટામાં ન હોય અને દુમાલા ન હોય તેવી જમીન કઇ સરતે બોલીએ અને કેટલી મુદત સુધી આપી શકાય તે ઠરાવવા બાબત.

(ह) ૬૧ મી કલમ મુજબ લેવાનો દંડ ઘણામાં ઘણો કેટલો લેવો તે ઠરાવવા બાબત.

(आइ) સર્વેનું અને જમીન મહેસુલનું સેટલમેન્ટનું કામ ચલાવવાનું નિયમન કરવા બાબત અને સેટલમેન્ટ દાખલ કરતા પહેલાં ૧૦૩ જી કલમ મુજબ આપવાની નોટીસ ઠરાવવા બાબત.

(जे) કલમ ૧૧૮ અ ની રૂએ સર્વે નંબરના પેટા વિભાગ કરવાનું અને કરેલા પેટા વિભાગના ધારો ઠરાવવાનું નિયમન કરવા બાબત.

(के) હદ નિશાન કરવાનું, આંકવાનું, ઠીકઠાક રાખવાનું અને તેની મરામત કરવાનું નિયમન કરવા બાબત.

(एल) હકના પત્રકનો, ફેરફારના રજીસ્ટરનો, તકરારી બાબતોનાં રજીસ્ટરોનો, અને ખેડનાં રજીસ્ટરો સંગ્રહ કરવા, તેમને જાળવી રાખવા અને તેમને સુધારવાનું નિયમન કરવા બાબત, તેમનો કેવા નમુનામાં સંગ્રહ કરવો તે અને સદરહુ પત્રકો અને રજીસ્ટરો કયા અમલદારે તપાસવાં અને સુધારવાં તે ઠરાવવા બાબત.

(म) તલાટીઓ અને મુલકી અમલદારોએ સર્વે અમલદારના અધિકાર ચલાવવાનું અને કલમ ૧૩૫ ગ ની રૂએ થયેલો ખર્ચ આકરવાનું નિયમન કરવા બાબત.

(न) ૧૩ મા બાબ પ્રમાણે અપીલો શા નમુના પ્રમાણે તથા શી રીતે તૈયાર કરવી તથા આપવી તે ઠરાવવા બાબત.

(ओ) આ આકટનાં કારણ સારૂ કેવાં પત્રકો, રજીસ્ટરો, હિસાબ, નકશા, અને પ્લાન રાખવાં, તે કઇ રીતે કેવા નમુના પ્રમાણે તૈયાર કરવાં અને રાખવાં તે ઠરાવવા બાબત.

(૩) આ કલમ મુજબની કાનુનો કરવાનો અધિકાર એવી કાનુનો અગાઉથી પ્રસિદ્ધ કરવાની સરતને પાત્ર રહેશે.

**૨૧૫.** ૨૧૪ મી કલમની રૂએ કોઇપણ કાનુન કરતી વખતે ગવર્નર ઇન કૌંસિલને એવું ઠરાવવાનો અધિકાર છે કે તે કાનુન તોડનાર સખસને, તે તોડયાનાં બીજાં ગમે તે પરિણામ આવે તે ઉપરાંત માજીસ્ટ્રેટ પાસે ગુન્હાની સાબિતીનો ઠરાવ થયે ઘણાંમાં ઘણી એક મહીના સુધીની કેદની અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની અથવા બેઉ શિક્ષા કરવામાં આવશે.

**૨૧૬.** ૧૧૧ મી કલમમાં તથા આ કલમમાં આગળ ઠરાવ્યું છે તે ખારેજ કરીને આ આકટના ૮ માથી તે ૧૦ મા સુધીના બાબ માંહેના ઠરાવ કોઇ પણ દુમાલા ગામને લાગુ થશે નહી. માત્ર દુમાલા ગામની હદ ઠરાવવાના અથવા તે સંબંધી કાંઇ પણ તકરારનો નીકાલ કરવાના કામને લાગુ કરી શકાશે પણ સદરહુ બાબ માંહેના ઠરાવ હેઠળ લખ્યું છે તેને લાગુ થશે એટલેઃ—

(અ) કોઇ પણ દુમાલા ગામની હદમાં દુમાલા નહી હોય તેવી જે જમીન હશે તે સઘળી જમીનને.

(બ) જે ગામનો કોઇ નીરણીત ભાગ દુમાલા હશે પણ જેનો બાકીનો ભાગ દુમાલા નહી હશે તે ગામોને,

(ક) જે દુમાલા ગામના ધારણ કરનારાઓને મેહેસુલની કાંઇ રકમ મળવાનો હક હશે પણ તે રકમના કરતાં વધારે મેહેસુલ હશે તો તે વધારે અવેજ સરકારનો થાય છે એવું હશે તે દુમાલા ગામોને.

પણ સદરહુ બાબના સઘળા અથવા કાંઇ પણ ઠરાવ સદરહુ પ્રકારના કોઈ ગામને લાગુ કરવા એવી સદરહુ પ્રકારના કોઇ ગામના ધારણ કરનારાએ લખેલી અરજી કરી હોય તો તે પ્રમાણે લાગુ કરવા એવો હુકમ કરવાનો અધીકાર કમીશનરને છે.

**૨૧૭.** સરવે સેટલમેન્ટ ઉપરની છેલી કલમના અથવા જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવ પ્રમાણે કોઇ દુમાલા ગામમાં ચાલુ કરવામાં આવ્યું હોય ત્યારે તે સેટલમેન્ટ જે જમીનને લાગુ હશે તે સઘળી જમીનના ધારણ કરનારાઓને દુમાલા નહી હોય તેવા ગામના જમીન ધારણ કરનારાને આ આકટના ઠરાવ પ્રમાણે જે હક છે તથા જે જવાબદારી લાગુ છે તે હક તેઓના વહીવટ માંહેની જમીનના સંબંધથી છે તથા જવાબદારી તેઓને લાગુ થશે એમ સમજવું અને દુમાલા ન હોય તેવા ગામોમાં જમીન ધારણ કરનારા સંબંધી આ આકટના સઘળા ઠરાવ તેઓને બને ત્યાં સુધી લાગુ થશે.

**૨૧૮.** આ આકટના જે કોઇ ઠરાવ શબ્દો ઉપરથી દુમાલા નહી હોય તેવી જમીનને અથવા દુમાલા નહી હોય તેવી જમીનના ધારણ કરનારાઓને માત્ર લાગુ છે તે કોઇ ઠરાવ ઉપર દુમાલા જમીનને અથવા દુમાલા જમીનના ધારણ કરનાઓના હકને અથવા સદરહુ પ્રકારની કોઈ જમીન બાબત સરકારના હકને બાધ આવે છે એમ સમજવું નહી અને આ આકટના કોઇ ઠરાવ શબ્દો ઉપરથી કેવળ બીન દુમાલા જમીન સંબંધી હશે તે ઠરાવના દુમાલા જમીનના ધારણ કરનારના હીત તરફ અથવા તેની વીરૂદ્ધ કાંઇ પણ અનુમાન ઉત્પન્ન થાય છે એમ સમજવું નહી.

---

## લેન્ડ રેવન્યુ કોડની કલમ ૨૧૩ ઉપર થયેલી રૂલ.

### ૧—જોવું.

**૧.** જે દસ્તાવેજો, નકશા, રજીસ્ટરો, હિસાબ તથા કાગળપત્રો જોવાના હક બાબત સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવાના આકટ ૩ ની ૯૧ મી કલમમાં, તથા સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસુલના કાયદાની ૨૧૩ મી કલમમાં ઠરાવ કર્યા છે. તે દસ્તાવેજો, નકશા, રજીસ્ટરો, હિસાબ તથા કાગળપત્રો અને બીજા સાર્વજનીક દસ્તાવેજ વીધમાનકાળે જે કોઇ કાયદો અમલમાં હશે તે કાયદાના ઠરાવ મુજબ કોઇપણ માણસને જોવાનો હક છે તે બીજા સઘળા સાર્વજનીક દસ્તાવેજો જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારની કચેરીમાં તે, આ બાબત આ કાનુનમાં આગળ ફી ઠરાવી છે તે ફી આપેથી રવીવાર તથા *પબ્લિક હોલિડે સિવાય દરરોજ કચેરીના મામૂલ વખતમાં જોવા સારૂ ખુલ્લા રહેશે. પણ એવું ઠરાવ્યું છે કે ગામના જે અમલદારોને સ્વાધીન ઉપર કહેલા કોઇ પણ દસ્તાવેજ, નકશા રજીસ્ટર, હિસાબ અથવા બીજા સાર્વજનીક દસ્તાવેજ હશે તે ગામના અમલદારે તે જોવા દેવા બદલ કાંઇ પણ ફી લેવી નહી.

**૨.** પાછલી કાનુનમાં કહેલી બાબતમાં માત્ર ખારેજ કરીને કોઇ પણ સાર્વજનીક દસ્તાવેજ જોવા દેવામાં આવશે નહીં.

### ૨. ઉતારા તથા નકલ.

**૩.** ૧ લી કાનુનમાં કહેલા દસ્તાવેજો સિવાય બીજા કોઈ પણ દસ્તાવેજની દાખલો ન લખેલી નકલ અથવા દાખલો ન લખેલો તેમાંનો ઉતારો મળનાર નથી, અને આ કાનુન પ્રમાણે તૈયાર કરેલો હોયા વગર બીજી રીતે પણ મળનાર નથી.

જે કોઇપણ સાર્વજનીક દસ્તાવેજ જોવાનો હક જે કોઈ માણસને ૧ લી કાનુન પ્રમાણે હશે તેને જે કોઇ સાર્વજનીક દસ્તાવેજ યોગ્ય રીતે જોવાને મળ્યો હશે તે દસ્તાવેજની અથવા તેના કોઇપણ ભાગની નકલ ખુદ પોતે કરવાનો, અથવા નકલ કરવાને ખુદ પોતાનું માણસ લગાડવાનો અધીકાર છે. પણ આ પ્રમાણે કરેલી કોઇપણ નકલ ઉપર કોઇપણ સરકારી અમલદારે દાખલો લખવો નહીં.

**૪.** ૧ લી કાનુનમાં કહેલો કોઇપણ સારવજનીક દસ્તાવેજ જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારે તે દસ્તાવેજની નકલ સારૂ, અથવા તેના કોઇપણ ભાગની નકલ સારૂ કોઈ માણસ અરજી કરશે તે નકલ

---

* પબ્લિક હોલિડે એટલે જે દિવસે સરકારી કચેરીઓમાં રજા હોય છે તે દિવસ.

બાબત આ કાનુનમાં આગળ ઠરાવેલી ફી આપશે તો તેને નકલ કરાવીને પોતાની સહી કરીને દાખલાવાળી નકલ આપવી જોઇએ પણ એવું ઠરાવ્યું છે કે ગામના અમલદારને સ્વાધીન જે કોઇ સાર્વજનીક દસ્તાવેજ હશે તેની નકલ સારૂ કરવાની દરએક અરજી, જે મામલતદારના અથવા મહાલકરીના તાબામાં સદરહુ અમલદાર હશે, તે મામલતદારને અથવા માહાલકારીને કરવી જોઇએ અને તેણે તે નકલ ગામના તલાટી પાસે તૈયાર કરાવવી જોઇએ. સદરહુ દરએક નકલ ગામના તલાટીએ અસલ દસ્તાવેજની સાથે મુકાબલો કરીને પછી તે બરોબર હોવા બદલ તેણે તેની ઉપર સહી કરવી જોઇએ, અને તેની ઉપર દાખલો લખીને અરજદારને તે આપવા સારૂ સદરહુ મામલતદાર ઉપર અથવા મહાલકરી ઉપર મોકલવી જોઇએ. ગામના કોઇપણ અમલદારે કોઇપણ નકલ ખરી નકલ છે એવો તેની ઉપર પોતે દાખલો લખવો નહીં, અથવા એવી કોઈપણ નકલ મળવા બાબતની અરજી લેવી નહીં, અથવા અરજી ઉપરથી નકલ આપવી નહીં.

૫. ૧ લી કાનુનમાં કહેલા સાર્વજનીક દસ્તાવેજો સિવાય બીજા સાર્વજનિક દસ્તાવેજોની, અથવા તેઓના ભાગોની દાખલાવાળી નકલો બાબત જે કોઇ માણુસ અરજી કરશે અને તે નકલો બાબત આ કાનુનમાં આગળ ઠરાવેલી ફી આપશે તો તેને તે નકલો, ઉપરની છેલ્લી કાનુન માંહેના વિશેષ ઠરાવને અનુસરીને આપવાનો અધિકાર તે દસ્તાવેજો જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારને છે, પણ એવું ઠરાવ્યું છે કેઃ—

( અ ) સદરહુ પ્રકારની કોઇપણ અરજી જે અમલદારને કરી હોય તેણે, તે અરજીનો નિકાલ કરવામાં સરકારના તથા પોતે જે અમલદારના તાબામાં હોય તે અમલદારના હુકમ પ્રમાણે ચાલવું જોઇએ, અને શકની બાબતમાં તે અરજીનો નિકાલ કરવાની અગાઉ પોતાના પ્રત્યક્ષ ઉપરીને હુકમ થવા સારૂ લખી મોકલવું જોઇએ.

( બ ) કોઈપણ સરકારી પત્ર બ્યવહારની અથવા સરકારી લૉ ઓફીસરે આપેલા અનુમતની અથવા જે કોઇ હુકમમાં અથવા ઠરાવમાં સદરહુ પ્રકારનું કાંઇ અનુમત હશે તે હુકમની અથવા ઠરાવની નકલ કલેકટરના તાબા માંહેના કોઇ પણ અમલદારે તે કલેકટરની અગાઉથી મંજુરી લીધા વગર અથવા કોઇ પણ સર્વેના અમલદારે સર્વે કમીશનરની અગાઉથી મંજુરી લીધા વગર આપવી નહી.

( ક ) જે કોઇપણ કાગળપત્ર અથવા નકસા સરકારના હુકમથી છાપ્યા હશે અથવા શિલા છાપથી છાપ્યા હશે અને પ્રસિદ્ધ કર્યા હશે તેની નકલ આપવી નહી.

( ડ ) કોઈપણ દસ્તાવેજની નકલ આપવી જે બાબતમાં સરકારને અપકારક છે એ ખુલ્લું હોય તે બાબતમાં દસ્તાવેજની નકલ આપવી નહી.

૫. અ કોઇ સરકારી કામદારને ખાતા તરફથી (ડીપાર્ટમેન્ટલ) ચોકશીથી દંડ કર્યો હશે, ઓછા પગાર ઉપર મોકલ્યો હશે સસપેન્ડ કર્યો હશે, અથવા બરતરફ કર્યો હશે તો તેના મુકરદમામાં લખેલા છેલ્લા ઠરાવની ખરી નકલ ફી વગર મળવાનો તેને હક છે.

૬. આ કાનુન પ્રમાણે આપવાની તથા વેલ્યુપેબલ પોષ્ટ સિવાય બીજી રીતે સ્વાધીન કરવાની દરએક દાખલાવાળી નકલ ઉપર અથવા ઉતારા ઉપર તે નકલ બાબત અથવા ઉતારા બાબત જે અમલદાર ફી લેશે તેણે હેઠળ લખેલા નમુના પ્રમાણે શેરો લખવો જોઇએ ( એટલે ):—

" આ દાખલાવાળી નકલ બાબત ફીના રૂ. ——— આના ——— પોહોંચ્યા. તારીખ મી માહે સને ૧૯ ( સહી ) અ. બ. "

૭. આ કાનુન મુજબ આપવાની સઘળી દાખલાવાળી નકલ ઉપર જે દાખલો લખવો તે ઈંડીઆના પુરાવા બાબતના આકટની ૭૬ મી કલમમાં કહેલા નમુના પ્રમાણે હોવો જોઇએ.

### ૩—શોધ.

૮. જ્યારે કોઇ પણ સાર્વજનિક દસ્તાવેજ અથવા કોઈ પણ સાર્વજનિક દસ્તાવેજનો ભાગ જોવા સારૂ અથવા તેની નકલ સારૂ અરજી કરી હોય તથા જે દસ્તાવેજ જોઇતો હશે તેનો નંબર, તારીખ તથા પ્રકારની તપશીલ તે અરજીમાં સ્પષ્ટ લખેલી નહિ હશે અથવા તે અરજીમાં જે તપશીલ લખેલી હશે તે બરોબર નહી હશે, અને તેથી તે દસ્તાવેજ જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારને તે દસ્તાવેજ શોધી કાઢવા સારૂ પોતાના દફતરમાં શોધ કરવાની જરૂર પડશે ત્યારે તે શોધવા બાબત આ કાનુનમાં આગળ કહેલા દરે ફી,

દસ્તાવેજ અથવા તેનો ભાગ જોવા બાબત અથવા તેની નકલ કરવા બાબત અરજી કરી હશે તે દસ્તાવેજ સદરહુ અમલદારે તપાસ્યા પછી તે દસ્તાવેજ તેને જોવા દીધો ન હોય અથવા નકલ આપી ન હોય તો પણ, તે અરજદારે આપવી જોઇએ; પણ એવું ઠરાવ્યું છે કે ગામના અમલદારે સદરહુ પ્રકારની કાંઇ ફી લેવી નહી.

## ૪—ફી.

૯. આ કાનુન મુજબ હેઠળ લખેલી ફી રોકડી લેવી જોઇએ.

( એટલે );—

ફી લેવાની તેનું કોષ્ટક.

| | |
|---|---|
| ( ૧ ) ગામના અમલદાર શિવાય બીજા કોઇ પણ અમલદારે ૧ લી કાનુન પ્રમાણે કરવા દીધેલી દરએક તપાસ બદલ. ... ... ... ... ... | ૮ આના. |
| ( ૩ ) આ કોષ્ટકની ૩ જી કલમમાં ન આવનારા સાર્વજનીક દસ્તાવેજની દરએક દાખલાવાળી નકલ બદલ:— | |
| (અ) અસલ દસ્તાવેજ ઇંગ્રેજીમાં હશે તો દર ૧૦૦ શબ્દે અથવા ૧૦૦ શબ્દોના અંશે... ... ... | ૨ આના. |
| (બ) અસલ દસ્તાવેજ દેશી ભાષામાં હશે તો દર ૧૦૦ શબ્દે અથવા ૧૦૦ શબ્દોના અંશે ... ... | ૧½ આનો. |
| ( ક ) અસલ દસ્તાવેજ તક્તા પ્રમાણે લખેલા હોય તો પછી તે ઇંગ્રેજીમાં હોય કે દેશી ભાષામાં હોય. ... | (અ) તથા (બ) રકમમાં અનુક્રમે લખેલા દરની બમણી. |
| ( ૩ ) દુમાલાના પત્રકમાંથી મુંબઇના જમીન મેહેસુલના કાયદાની ૫૩ મી કલમ મુજબ આપેલા દરએક દાખલાવાળા ઉતારા બદલ. ... ... ... | દુમાલા થયેલા મેહેસુલની રકમને દર રૂપિયે ૧ આનો, પણ કોઇપણ બાબતમાં તે ફી ૧૦ રૂપિયાથી વધારે હોવી નહિ જોઇયે અથવા ૮ આનાથી ઓછી હોવી નહિ જોઇએ. (પણ ખોવાઇ ગએલી અથવા નાશ થયેલી સનંદ સન ૧૮૬૮ ના આકટ ૪ પ્રમાણે અથવા લે. રે. કોડની કલમ ૧૩૩ પ્રમાણે આપવામાં આવી હોય તો જો તેને કલમ ૧૩૨ ના પારેગ્રાફ ૨ પ્રમાણે માફી મળી નહી હોત તો કલમ ૧૩૨ જે રકમ લેવાની થાત તેની નીમે કીંમત લેવી. ) |
| ( ૪ ) સર્વે નંબરના અથવા સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલા હિસ્સાના અથવા ખેતરના નકશાની અથવા સાધારણ (વગર રંગેલા) નકશાની અથવા કોઇપણ સ્થાવર મીલકતના નકશાની દરએક દાખલાવાળી નકલ બદલ. ... ... ... ... | ૧ રૂપિયો. |
| ( ૫ ) આ કોષ્ટકની ( ૪ થી કલમમાં ન આવનારા નકશાની અથવા નકશાના કોઇપણ ભાગની દરએક દાખલાવાળી નકલ બદલ ... ... ... ... | જે અમલદાર તે નકલ ઉપર દાખલો લખી આપશે તે અમલદાર પંદર રૂપિયા કરતાં વધારે નહી હોય અને એક રૂપિયા કરતાં ઓછી નહી હોય એવી જે ફી ઠરાવશે તે ફી; પણ ઠરાવ્યુ છે કે પાંચ રૂપિયા કરતાં વધારે કાંઇ પણ ફી કલેક્ટરના તાબા માંહેના કોઇપણ અમલદારે તે કલેક્ટરની પરવાનગી વગર તથા સર્વે અમલદારે સર્વે કમીશનરની પરવાનગી વગર લેવી નહી. |

( ૬ ) ગામના અમલદાર સિવાય બીજા કોઇપણ અમલદારે કરેલી દરએક શોધ બદલ. ... ... ... } જે જે વરસનાં દફતરો શોધવામાં આવે તે દરએક વરસ બદલ એક રૂપીયો.

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઇ પણ ફી વેલ્યુપેબલ પોષ્ટની મારફત વસુલ કરવાની જરૂર હોય ત્યારે તે ફી ઉપરાંત ટપાલ હાંસલ તથા ટપાલની ફી લેવી જોઇએ. અને જ્યારે એવી ફી ટપાલ હાંસલ તથા ટપાલની ફીની રકમમાં આનાનો કાંઇ અપુર્ણાંક હોય ત્યારે તેને બદલે પુરો આનો લેવો જોઇએ.

**૧૦.** પાછલા કોષ્ટક પ્રમાણે આપવાની દરએક ફી અગાઉ આપવી જોઇએ અથવા તેમ ફરમાવવામાં આવે તો વેલ્યુપેબલ પોષ્ટ મારફત આપવી જોઇએ.

**૧૧.** આ પ્રમાણે પોહોંચેલી સઘળી ફીની રકમ, જે ઓફીસરને સ્વાધીન દફતરો હશે તે ઓફીસરે આ કારણ સારૂ એક જુદી બુક રાખી ને તેમાં દાખલ કરવી જોઇએ, અને નંબર ૩૩૫૬ તારીખ ૧૧ મી નવેંબર સને ૧૮૭૪ ના ફિન્યાનશિયલ ડિપાર્ટમેન્ટમાંના સરકારના ઠરાવ મુજબ, અથવા હવે પછી સરકારનો બીજો કાંઇ હુકમ થશે તે મુજબ *શેકશન રાઇટરોને દાખલાવાળી નકલોની તથા ઉતારાની બાબતમાં આપેલી રકમ સદરહુ રકમમાં બાદ કરીને રહેશે તે દર મહિનાની આખરે અગાઉ છેક નજીકની સરકારી ટ્રેઝરીમાં મોકલવી જોઇએ.

## ૫–પરચુરણ.

**૧૨.** ગામના અમલદારને ૧ લી કાનુન પ્રમાણે કરવાની અરજી બારેજ કરીને આ કાનુન મુજબ કરવાની બીજી દરએક અરજી લખીને કરવી જોઇએ. અને તે અરજીમાં

( દસ્તાવેજની ) નકલ ઉતારો અથવા તરજુમો જે પોષ્ટઓફીસ મનીઓર્ડર ઓફીસ પણ હોય એવી કોઇ પણ પોષ્ટ ઓફીસમાં વેલ્યુપેબલ પોષ્ટથી મોકલવાની વિનંતી કરવાનો અધિકાર છે.

**૧૩.** સદરહુ પ્રકારની દરએક અરજી જે અમલદારને આપી હશે તે અમલદારે તેની ઉપર નંબર નાંખીને તે ફાઇલ કરવી જોઇએ. અને તેની ઉપર જે તારીખે તે પહોંચી તે તારીખ, તે અરજી આપતી વખતે અથવા આગળ કોઈપણ વખતે ફી પહોંચી હોય તો તેની રકમ તથા જે તારીખે તથા જે રીતે તે અરજીનો નિકાલ કર્યો હોય તે તારીખ તથા રીત એવી વિગતે મજકુરનો શેરો લખવો અને તેના ઉપર પોતાની સહી કરવી જોઇએ.

**૧૪.** સન ૧૮૭૩ ના હિંદુસ્તાનના નોંધવાના આકટની ૯૦ મી કલમ મુજબ, અથવા સન ૧૮૭૯ ના મુંબાઇની જમીન મેહેસુલના કાયદાની ૨૧૩ મી કલમ મુજબ અવા જે બીજા કાયદા પ્રમાણે ( દસ્તાવેજ ) જોવાનો હક કોઇ માણસને આપ્યો હશે તે કાયદા મુજબ કરેલી કોઇ અરજી હશે તેનો વિચાર કરવાનો હક છે માટે તે અરજી કબુલ કરવાની અગાઉ હેઠળ લખેલી વાત તરફ વિશેષ લક્ષ આપવું જોઇએ, એટલે જે સાર્વજનિક દસ્તાવેજ બાબત તે અરજી કરી હશે તે સાર્વજનીક દસ્તાવેજ, જે કાયદાના આધાર ઉપરથી તે કરી હશે તે કાયદો લાગુ છે એવો દસ્તાવેજ છે કે નહિ, એ વાત ઉપર અને દસ્તાવેજ જોવાનો હક હોય એવું માણસ અરજદાર છે કે નહિ એ વાત ઉપર ( અને એટલા માટે ઈંડીઆના પુરાવાના આકટની ૭૫ મી કલમ મુજબ તેને નકલ જોઇતી હશે તો તેને નકલ મળવાનો હક છે એવું માણસ છે કે નહિ એ વાત ઉપર ) વિશેષ લક્ષ આપવું જોઇએ.

**૧૫.** આ કાનુન માંહેના કોઇ પણ ઠરાવ ઉપરથી સ્ટાંપ આકટના અથવા કોર્ટ ફીના આકટના કોઇપણ ઠરાવને બાધ આવે છે એમ સમજવું નહીં. કોઇપણ અરજી બદલ, અથવા આ કાનુન પ્રમાણે કરેલી અથવા આપેલી નકલ બદલ અથવા ઉતારા બદલ જે સ્ટાંપ ડયુટી અથવા કોર્ટ ફી લેવાનો અધીકાર હશે તે સ્ટાંપ ડયુટી અથવા કોર્ટ ફી ૯ મી કાનુનમાં કહેલી ફી સિવાય વળી બીજી છે એમ સમજવું. અને સદરહુ પ્રકારની દરએક અરજી બાબત, નકલ બાબત, અથવા ઉતારા બાબત સ્ટાંપ આકટમાં તથા કોર્ટ ફીના આકટમાં કહેલું સઘળું યોગ્ય રીતે કરવામાં આવે એ વાત ઉપર લક્ષ આપવું જોઇએ.

**૧૬.** આ કાનુન માંહેના સાર્વજનીક દસ્તાવેજ શબ્દનો અર્થ સન ૧૮૭૨ ના ઈંડિયાના પુરાવાના ૧ લા આકટમાં ( તે આકટની ૭૪ મી કલમ જુઓ, ) જે અર્થ કર્યો છે તેજ અર્થ સમજવો.

**૧૭.** આ કાનુન માંહેના કોઇ પણ ઠરાવ મુંબઈ શહેરને અથવા કોઇ પણ દિવાની અથવા ફોજદારી કોર્ટને લાગુ છે એમ સમજવું નહી.

---

*શેકશન રાઇટર એટલે નકલ કરનારા. સરકારી નોકરે નકલ કરવા બદલ પૈસા લેવા નહી; કારકુનો કચેરીના વખત બહાર ખાનગી માણસોને નકલો કરી આપે તો તે બદલ લખાઈના દર પ્રમાણે ફી લેવાનો તેઓને હરકત નથી. નકલો વિગેરે કરી આપવાની તલાટીઓને પરવાનગી છે.

# જમીન મેહેસુલના કાયદાની કલમ ૨૧૪ ની રૂએ કરેલ કાનુનો.

## ૧—પ્રથમ નિયમો.

**૧.** આ કાનુનોને તથા હુકમોને જમીન મેહેસુલના કાયદાની કાનુનો કહેવી.

**૨.** આ કાનુનોમાં તથા હુકમોમાં વિષય ઉપરથી અથવા, આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો,—

(અ) સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મેહેસુલના કાયદામાં વ્યાખ્યા કરેલા શબ્દોનો તથા સંજ્ઞાનો તે કાયદામાં જે જે અર્થ કર્યો છે તે તે અર્થ છે એમ સમજવું; અને

(બ) "બાબ" અને "કલમ" એટલે સદરહુ કાયદાનો અનુક્રમે બાબ અને કલમ છે એમ સમજવું.

## ૨.—મુલકી અમલદારોએ તારણ આપવું.

[ કલમ ૨૩ મી તથા ૨૧૪ (ઐ). ]

**૩.** હેઠળ લખેલા મુલકી અમલદારોએ, તેઓનાં નામની સામે લખેલી રકમોનું, હોદ્દા ઉપર રજુ થવાની અગાઉ, તારણ આપવું જોઇએ, એટલે:—

| | રૂપિયા. |
|---|---|
| ૧. હેડ એકોંટંટ ... ... ... ... ... ... ... } | ૫,૦૦૦ |
| ૨. મામલતદાર ... ... ... ... ... ... ... } | |
| ૩. મમલતદારના અવલ કારકુન... ... ... ... ... ... | ૧,૦૦૦ |
| ૪. મામલતદારના તીજોરી કારકુન ... ... ... ... ... | ૫૦૦ |
| ૫. તીજોરી સ્વાધીન હોય તે માહાલકરી ... ... ... ... ... | ૧,૫૦૦ |
| ૬. એજન ———— નો અવલ કારકુન ... ... ... ... ... | ૫૦૦ |
| ૭. તીજોરી સ્વાધીન ન હોય તે મહાલકરી .. ... ... ... | ૫૦૦ |
| ૮. પુનાનો ( ટ્રેઝરર ) તીજોરી વાળો ... ... ... ... ... | ૮૦,૦૦૦ |
| ૯. કાનડા, કુલાબા તથા રત્નાગિરીના ટ્રેજરર ... ... ... ... | ૨૦,૦૦૦ |
| ૧૦. બીજા સઘળા ટ્રેજરર ... ... ... ... ... ... | ૪૦,૦૦૦ |
| ૧૧. કાનડા તથા રત્નાગિરીના ટ્રેઝરરના અવલ કારકુન ... ... ... | ૧,૦૦૦ |
| ૧૨. ટ્રેઝરરોના બીજા સઘળા અવલ કારકુન ... ... ... ... | ૨,૦૦૦ |
| ૧૩. પુનાના ટ્રેઝરરનો દુયમ કારકુન ... ... ... ... ... | ૨,૦૦૦ |
| ૧૪. ઉપરના કારકુનો સિવાય બીજા કારકુન, જેમને હજુર અથવા માલલતદાર કચેરીઓમાં શરાફનાં કામ ઉપર રાખ્યા હશે તે ... ... ... ... ... | ૧,૦૦૦ |
| ૧૫. એજન-એજન-મહાલકરીઓની કચેરીઓમાં રાખ્યા હશે તે... ... ... | ૫૦૦ |
| ૧૬. જેનો પગાર ૨૦ રૂપિયા કરતાં વધારે હોય એવા સિંધ પ્રાંત માંહેના તપેદાર ... | ૫૦૦ |
| ૧૭. સિંધ પ્રાંત માંહેના બીજા તપેદાર ... ... ... ... ... | ૩૦૦ |
| ૧૮. ૧૬ મી કલમ પ્રમાણે જે પગારદાર પટેલ અથવા તલાટીનું વાર્ષિક લવાજમ ૫૦ રૂપિયા કરતાં વધારે હોય તે પટેલ અથવા તલાટી. | રૂ. ૨૦૦, અથવા એવા અમલદારના એક વરસના લવાજમની રકમ; આમાંથી જે રકમ ઓછી હોય તે. |
| ૧૯. નકલો કરવાની, રજુઆત કરવાની, સોધવાની તથા તપાસ કરવાની ફીનું રજીસ્ટર લખવાનું કામ જે કારકુનો અથવા કલાર્કો કરતા હોય અને તે કામ માટે મુલકી કોર્ટમાં ભરેલા પૈસા જેના તાબામાં રહેતા હોય તે કારકુનો અથવા કલાર્કો ... ... ... ... ... ... | ૨૦૦ |

પણ એવું ઠરાવ્યું છે કે, નંબર ૩ અને ૧૪ માં નીરદીષ્ટ કરેલા અમલદારોની બાબતમાં, તેઓએ આપવાના તારણની રકમ, કમિશનર પાંચ હજાર રૂપિયા કરતાં વધારે ન હોય એવી જે રકમ પોતાને યોગ્ય જણાય તેટલી રકમ સુધી, વધારી શકશે.

**૪.** જેણે તારણ આપ્યું ન હોય એવા કોઇ પણ શખસની ૩ જી કાનુનમાં નીરદીષ્ટ કરેલા કોઇપણ હોદ્દા ઉપર નીમણુક કરવામાં આવે તે પ્રસંગે તેને ગમે તેટલી મુદતને માટે તે હોદ્દા ઉપર નીમ્યો હોય તો પણ તેણે પોતાના હોદ્દા ઉપર રજુ થયા પહેલાં નીર્દિષ્ટ કરેલી રકમ સુધીનું તારણ, અથવા કલેકટર તે બાબતમાં જે ઓછી રકમનું તારણ વાજબી તથા પુરતુ ગણે તે આપવું જોઇએ.

**૫.** (૧) જે કોઇપણ અમલદારે ૩ જી કાનુનમાં કહેલી કોઈ પણ રકમનું તારણ આપ્યું હશે, તે અમલદારને જેના સંબંધમાં ૩ જી કાનુનની રૂએ સદરહુ રકમ કરતાં વધારે રકમનું તારણ આપવાની જરૂર પડે એવા કોઇ પણ હોદ્દા ઉપર હંગામી રીતે નીમે તો તેને તે હોદ્દા ઉપર ઘણું કરીને ત્રણ મહીના કરતાં વધારે મુદત સુધી રહેવાનો સંભવ છે એવું કલેકટરને ન જણાય તો તેને ઘણું કરીને વધારે તારણ આપવા વિશે કહેવું નહી.

(૨) કાનુન ૩ માં કહેલા ગમે તે હોદ્દાનું કામ કરવાને નીમેલો જે અમલદાર તેને તે હોદ્દા ઉપર ત્રણ મહીના કરતાં વધારે મુદત સુધી રહેવાનો સંભવ છે એમ કલેકટરને જણાય ત્યારે તેવા દરેક અમલદારે, હોદ્દા ઉપર રજુ થવાની અગાઉ તે બદલ ૩ જી કાનુનમાં કહેલી પુરેપુરી રકમનું તારણ આપવું જોઇયે.

**૬.** (૧) જે અમલદારે તારણ આપવું જોઇએ તેણે, તેની મરજીમાં આવે તો પોતાનાં તારણની રકમ બદલ સરકારી વ્યાજની નોટ અનામત મુકવી, અથવા તે બાબત ખત લખી આપવું.

(૨) જો તે ખત લખી આપે તો તેણે, જામીન આપવાના તે, તારણની રકમ ૧,૦૦૦ રૂપિયા કરતાં વધારે ન હોય તો તેની મરજીમાં આવે તે પ્રમાણે તેણે એક અથવા વધારે જામીન આપવા, અને, જો તારણની રકમ ૧,૦૦૦ રૂપિયા કરતાં વધારે હોય તો, જામીન બે કરતાં ઓછા નહિ જોઇએ.

**૭.** (૧) જેણે તારણ આપવું જોઇએ એવો કોઇપણ અમલદાર જે કચેરીમાં ચાકરી કરતો હશે તે કચેરીના મુખ્યને, જે તારણ અવશ્ય છે તે યોગ્ય રીતે આપ્યું છે કે નહિ એ અને પ્રથમ આપ્યું હશે તે વખતે, અને ત્યારપછી પણ હવે તારણની જરૂર નથી એમ થાય ત્યાંહાં સુધી તે સારૂ તથા પુરતું છે કે નહિ એ જોવા બાબત જવાબદાર ગણવામાં આવશે.

(૨) આ કારણ સારૂ કચેરીના મુખ્યે, તે તારણ જ્યારે પ્રથમ આપવા કહાડયું હશે ત્યારે, અને તે કબુલ કર્યાં પછી પણ દર વર્ષે એક વખત સંભાળથી, બારીકીથી એ બાબત ચોકશી કરવી જોઇએ અને તે પુરતુ છે કે કેમ એ બાબત પોતાની ખાતરી કરી લેવી જોઇએ, અને જો સદરહુ મુખ્યોને તે પુરતું ન લાગે તો જે અમલદારનો સંબંધ હોય તે અમલદારને બીજું વધારે અથવા નવું તારણ આપવાનું તેણે ફરમાવવું જોઇએ.

(૩) ઘણા અમલદારોની વતી એકજ માણસને જામીન ન લેવા બાબત ધ્યાનમાં રાખવું જોઇએ, પછી સદરહુ અમલદાર એકજ કચેરી અથવા ખાતાના હોય કે ન હોય.

**૮.** (૧) કલેકટરે, પોતાના જીલ્લા માંહેના દરેક અમલદારે ૩ જી અથવા ૪ થી કાનુનની રૂએ આપેલા સઘળા તારણનું એક રજીષ્ટર, કમીશનર વાર્ષિક ફેરી ઉપર હોય તે વખતે તેના તરફથી બારીકીથી તપાસવા માટે રાખવું જોઇએ, અને દરસાલ તારીખ ૧ લી અકટોબર અથવા તેની પહેલાં એવા સઘળા તારણો સારાં તથા પુરતાં હોવા બદલનો દાખલો કમીશનરને મોકલવો જોઇએ.

(૨) પેટા કાનુન (૧) ની રૂઇએ ઠરાવેલા રજીષ્ટરમાં, કમીશનર વખતે ફરમાવે તેવી વિગત દાખલ કરવી.

## ૩—જે જમીન વિગેરે સરકારી મિલકત હશે તેની વ્યવસ્થા.

( કલમ ૩૭, ૫૨, ૬૨, અને ૨૧૪ (એ.) )

### (૧) ખાતાં આપવાં.

### (અ) સામાન્ય.

**૯.** જે જમીન અને તેમાંના અથવા તે ઉપરના અથવા તે સંબંધી જે સઘળા હક સરકારી માલ-

મિલકત હશે તે જમીનની તથા તે સઘળા હકની વ્યવસ્થા આ ભાગમાં ઠરાવેલી કોઇપણ રીતે કરવાનો અધિકાર કલેક્ટરને છે; પણ સરકારની સ્પષ્ટ મંજુરી અગાઉથી લીધા વગર બીજી કોઇ પણ રીતે સદરહુ પ્રકારની વ્યવસ્થા કરવાનો તેને અધિકાર નથી.

માત્ર એટલું ઠરાવ્યું છે કે:—

**(અ)** ખારી જમીનના અથવા જે જમીન ખારા પાણીથી કોઇ કોઇ વાર રવી જતી હોય તેવી જમીનના ખાતાની વ્યવસ્થા ઘણું કરીને તે જમીનમાં મીઠું પકવવાની જરૂર છે કે કેમ અથવા તેની જરૂર લાગવાનો સંભવ છે કે કેમ તે બાબત પહેલેથી મીઠા ખાતાને પુછ્યા વગર કરવી નહીં અને

**(બ)** જીલ્લાના કલેક્ટરના હાથમાંની અમુક પડતર જમીનમાં મીઠું પકવવાની જરૂર છે અથવા જરૂર લાગવાનો સંભવ છે એવી સૂચના સૉલ્ટ રેવન્યુ કલેક્ટર તરફથી આવેથી તે જમીનનો તે કામ સારૂ ઉપયોગ કરવાને બિલકુલ હરકત નથી એમ જીલ્લાના કલેક્ટરને દેખાઇ આવે તો તેને તે જમીન સૉલ્ટ ડીપાર્ટમેન્ટને સ્વાધીન કરવાનો અખત્યાર છે; અને ને જમીન આ પ્રમાણે સ્વાધીન કર્યા પછી, તે વાત કલેક્ટરે ગામના રજીષ્ટરમાં દાખલ કરવાને ખેતીના કામ માટે ઉપયોગ કરવાની જમીન પ્રમાણે તે જમીન ઉપર બેસાડેલા ધારાની જે નોંધ તે રજીષ્ટરમાં હોય તે રદ કરાવવી.

પછી તે જમીન, સરકારના સામાન્ય હુકમને અનુસરીને, તે સૉલ્ટ કલેક્ટરના હાથમાં રહેશે. અને સદરહુ યોગ્ય લાગે તે સરતે અને તેવી મુદત સુધી તે જમીન મીઠું પકવવાના કામ સારૂ ભાડે આપવાનો અથવા તેનો તે કારણ સારૂ ઉપયોગ કરવા માટે બીજી વ્યવસ્થા કરવાનો તે કલેક્ટરને અખત્યાર છે.

## (બ) મહેસુલ માફીનાં ખાતાં.

**૧૦.** મેહેસુલ માફીથી ધારણ કરેલી જમીન તરીકે ગણવામાં આવેલી જે કોઇ પણ જમીનની કીંમત સો રૂપિયા કરતાં વધારે ન હોય, અને તે ખાતું બીજી કોઇ પણ રીતે વેચ્યા કરતાં મેહેસુલ માફીથી વેચવામાં આવે તો સરકારને તેમજ લાગતા વળગતા પક્ષકારોને દેખાઇતી રીતે સગવડ ભરેલું હોવાને લીધે વધારે પસંદ કરવા જોગ છે એમ દેખાય તે જમીન શિવાયની બીજી કોઇ પણ જમીનનું ખાતું હિંદુસ્તાન સરકારની અગાઉથી મંજુરી લીધા વગર કોઇપણ ખાનગી શખસને, કોઇપણ ખાનગી કારણ માટે, મેહેસુલ હમેશને માટે માફ કરીને વેચવું નહિ; અને આ કાનુનોમાં બીજી રીતે ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, કોઇપણ જમીનનું ખાતું ગવરનર ઇન કાઉન્સીલની અગાઉથી મંજુરી લીધા વગર, મહેસુલ માફ કરીને કોઇ પણ મુદત સારૂ વેચવું નહિ.

**૧૧.** મેહેસુલ માફીથી ધારણ કરેલી જમીન તરીકે ગણવામાં આવેલી જે કોઇપણ જમીનની કીંમત, આમાં નીચે લખેલા કોઇપણ કારણના સંબંધમાં આમાં નીચે લખેલી રકમ કરતાં વધારે હોય ત્યારે તે જમીનનું ખાતું, હિંદુસ્તાન સરકારની અગાઉથી મંજુરી લીધા વગર એવા કારણ સારૂ મેહેસુલ હમેશને માટે અથવા કોઇ મુદતને માટે માફ કરીને આપવું નહિ.

| જમીન આપવાનું કારણ. | હિંદુસ્તાન સરકારની મંજુરી વગર જે રકમ કરતાં વધારે કીંમતની જમીન આપવી નહિ તે રકમ. |
|---|---|
| (૧) લોકલ અથવા મ્યુનિસીપાલ ફંડના ખરચે:— | |
| (અ) નિશાળો અથવા કોલેજો,<br>(બ) ઇસ્પીતાલો,<br>(ક) દવાખાનાં. અને<br>(ડ) બીજા સાર્વજનીક કામ. બાંધવાના ગભાણ સારૂ, | રૂપિયા ૩,૦૦૦ |

| | |
|---|---|
| (૨) બીજા કોઇપણ સાર્વજનિક કારણ માટે અથવા સરકાર ઉપયોગી નોકરી સારૂ કોઇ પણ ખાનગી શખસને. | રૂપિયા ૫૦૦ |
| (૩) રૈયત ઉપયોગી નોકરી માટે ખાનગી શખસને | રૂપિયા ૧૦૦ |

**૧૨.** જે કોઇ પણ જમીન મેહેસુલ માફીથી ધારણ કરેલી જમીન તરીકે ગણવામાં આવે તે જમીનની કીંમત સો રૂપિયા કરતાં વધારે ન હોય ત્યારે તેવી જમીનનું ખાતું ધર્મ સંબંધી, દાનધર્મ સબંધી ઇમારતો સારૂ અથવા સંસ્થા સારૂ મેહેસુલ માફીથી આપવાનો કમીશનરને અધીકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, રેલવે સ્ટેશનોની પાસેની જમીનનાં ખાતાં ખાનગી શખસોને ધર્મશાળા બાંધવા સારૂ મેહેસુલ માફીથી આપવાના હશે તો તે એવી ધર્મશાળા બાંધ્યા પછી તે ધર્મશાળા લાગતી વળગતી લોકલ બોર્ડને અથવા મ્યુનીસીપાલીટીને સ્વાધીન કરવાની નહી હશે તો આપવાં નહિ.

**૧૩.** (૧) ૧૨ મી કાનુન પ્રમાણે આપેલી કોઇપણ જમિનનો ગેરઉપયોગ કરવામાં ન આવે એટલા માટે જેને જમીન આપી હશે તેને કલેકટરે વખતે વખતે સરકાર ઠરાવે તેવા નમુનાની સનંદ આપવી જોઇયે. ૧૨ મી કાનુનમાં કહ્યું નહિ હોય તેવાં કોઇ કારણ સારૂ જો સરકારની મંજુરી લઇને, મેહેસુલ માફીથી જમીનનું ખાતું આપ્યું હશે તો કલેકટરે આપવાની સનંદનો નમુનો સરકાર તરફથી ખાસ ઠરાવી આપવામાં આવશે.

(૨) આ કાનુન પ્રમાણે આપેલી દરએક સનંદ ૫૮ મી કાનુનમાં કહેલા પત્રકમાં નોંધવી જોઇએ.

(૩) સદરહુ પ્રકારની સનંદોનો સરત વિરૂદ્ધ વહિવટ ન કરવા દેવા બાબત અથવા તે ઉડાવવા ન દેવા બાબત કલેકટરે તથા તેના તાબામાંના સઘળા મુલકી અમલદારોએ યોગ્ય સાવધગિરી રાખવી જોઇએ.

**૧૪.** (૧) ધારવાડ જીલ્લામાં, જ્યારે જ્યારે ભોગવટામાં ન હોય તે જમીન તેવા કારણોને સારૂ આપવા જેવી હોય ત્યારે ત્યારે, કલેકટર, ત્રીસ રૂપિયાથી વધારે નહી એટલા વાર્ષિક મેહેસુલના જમીનના ખાતા જે શેત સનદી પોતાના હમેશના વાર્ષિક રોકડ મેહેનતાણાને બદલે ધારણ કરવાને ખુશી હશે તેને મેહેસુલ માફીથી આપવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, જે જમીનની કીંમત ૫૦૦ રૂપિયાથી વધારે હોય તેવી જમીન સદરહુ પ્રમાણે આપવી નહી.

(૨) આ કાનુનની રૂઇએ જમીન આપી હોય ત્યારે જે શખસને જમીન આપી હોય તેને સનંદ કરી આપવાની જરૂર નથી, પણ એવું સ્પષ્ટ સમજવું કે, તે જમીનનું ખાતું મેહેસુલ માફીથી આપેલું છે તે માત્ર શેત સનંદીની નોકરી ધ્યાનમાં લેઇને આપેલું છે, અને તે જમીન જોઇયે ત્યારે પાછી લેવાનો સરકારને અધીકાર છે.

**૧૫.** (૧) ૧૨ મી કાનુનમાં ઠરાવ્યું છે તે શિવાય બીજી રીતે સરકારની અગાઉથી મંજુરી લીધા વગર કોઇ પણ જમીનનું ખાતું મ્યુનીસિપાલીટીને અથવા લોકલબોર્ડને મહેસુલ માફીથી આપવું નહી, અને સરકારી કોઇ પણ જમીન માંહેના અથવા જમીન ઉપરના અથવા જમીન સંબંધી હક સરકારની અગાઉથી મંજુરી લીધા વગર મ્યુનીસીપાલીટીએ અથવા લોકલબોર્ડે ચલાવવા નહી.

(૨) દરએક બાબતમાં જે શરતો કરવાનું સરકારને યોગ્ય લાગશે તે શરતોને પાત્ર એવી મંજુરી આપવામાં આવશે.

(૩) પણ બીજા માણસોને જે શરતે ખાતાં આપવામાં આવે છે તેજ શરતે મ્યુનીસીપાલીટીને અથવા લોકલબોર્ડને ખાતાં આપવાની આ કાનુનના કોઇ પણ ઠરાવ ઉપરથી મના કરી છે એવું સમજવું નહી.

**૧૬.** (૧) કાનુનો ૧૧ થી ૧૫ માંની કોઇપણ કાનુનની રૂયે આપવાનું દરેક ખાતું, વિશેષ પ્રસંગે, જે કાંઈ વધારે શરતો નાંખવામાં આવે તે ઉપરાંત હેઠળની શરતોને પાત્ર આપવું જોઇએ, એટલેઃ—

**(અ)** સદરહુ મિલકત જે એક અથવા વધારે નિરદીષ્ટ કરેલા કામ માટે આપી હશે, તે કામ શિવાય

બીજા એકાદા કામ સારૂ તે મિલકતનો ઉપયોગ કર્યો હશે અથવા સાર્વજનીક કામ માટે તે મિલકત સરકારને જોઇતી હોય તો, તે મિલકત સરકાર પાછી લઇ શકશે; અને

**(બ)** તે મિલકત સરકાર **(અ)** શરતની રૂઇયે હરકોઇ વખતે પાછી લઇ લે તો તેને માટે આપવાના બદલાની રકમ, તે જમીન આપતી વખતે સરકારને જે કાંઇ રકમ આપવામાં આવી હશે તે રકમ, અને તે જમીન લેનારે તે ઉપર, પરવાનગીથી જે ઇમારતો બાંધી હોય અથવા બીજું કામ કર્યું હોય તે બદલ થએલો ખરચ અથવા તે જમીન પાછી લેતી વખતે તે ઇમારત અથવા કામની કીંમત ( આ બેમાંથી જે રકમ ઓછી હશે તે ગણવી ) મળીને જે રકમ થાય તેના કરતાં વધારે રકમ આપવી નહી.

(૨) જેને જમીન આપવાની હોય તેના વહીવટમાં તે જમીન અગાઉથી હોય અને તે ઉપરનું મહેસુલ માફ કરવામાં આવે ત્યારે, વિશેષ પ્રસંગે, જે કાંઇ વધારે શરત ઠરાવવામાં આવે તે ઉપરાંત હેઠળની સરત દાખલ કરવી જોઇયે, એટલે, જે એક અથવા વધારે વિશેશ કામ માટે માફી આપી હોય તે શિવાય બીજા કોઇ કામને માટે તે જમીનનો જો ઉપયોગ કરે તો, ફક્ત ખેતીના કામ સારૂ લીધી હોય અને ખેતીનો સબંધ ન હોય એવા કામમાં વગર હુકમે ઉપયોગ કર્યો છે એમ સમજીને ૪૮ મી કલમની રૂઇયે તે જમીન જે આકારને પાત્ર થશે તે શિવાય સદરહુ જમીન કલમ ૬૬ ના ઠરાવની રૂઇએ કલેકટર તે બાબતમાં જે દંડ ઠરાવે તે દંડને પાત્ર થશે.

## (ક) ખેતીના કામ સારૂ ખાતાં.

**૧૭.** (૧) જે કોઈ પણ પડતર સર્વે નંબર ફલાણાં કારણ સારૂ યોજેલો નહી હશે તે ખેતીના કામ માટે, કલેકટરે ઠરાવેલી કીંમત આપેથી અથવા કાંઇ પણ ચાર્જ લીધા વગર, સદરહુ કલેકટરને યોગ્ય લાગે તે માણસને આપવાનું અથવા કલેકટરે વેચાણ પોતાની મંજુરી ઉપર રાખીને, જાહેર લિલામથી, સૌથી વધારે કીંમતે માગણી કરનારને વેચવાનું કલેકટરની મરજી ઉપર છે.

(૨) અમુક કિંમતની હેઠળ તે ખાતું વેચવું નહી એવું કલેકટરે અગાઉ ઠરાવ્યું હોય અને સદરહુ કોઇ પણ લિલામમાં છેલી માગણી કરેલી રકમ તે ઠરાવેલી કીંમત કરતાં ઓછી ન હોય, ત્યારે વેચાણ કાયમ કરવાનો અધીકાર કલેકટરે, તેની નજરમાં આવે તો, મામલતદારને અથવા મહાલકરીને આપવો.

**૧૮.** કાનુન ૧૭ મુજબ વ્યવસ્થા કરેલા સર્વે નંબરનો આકાર ઠરાવેલો નહી હોય ત્યારે ( સરવે કમીશનરને પુછી મંગાવ્યા પછી ) કલેકટરે તેજ ગામમાં અથવા પડોશના ગામમાં તેવી જમીન ઉપર જે દર ઠરાવ્યા હોય તેજ દરે આકાર ઠરાવવો; સદરહુ પ્રમાણે ઠરાવેલો આકાર જે ગામમાં તે જમીન આવેલી હોય તે ગામના ચાલુ સરવે સેટલમેંટની બાંહેધરી જે મુદત સારૂ આપી હશે તે મુદત સુધી અમલમાં રહેશે, અને ત્યારપછી તે સદરહુ ગામનું સામાન્ય સેટલમેંટ થશે ત્યારે દર વખતે ફરી તપાસને પાત્ર થશે.

**૧૯.** જ્યારે એમ માલમ પડે કે કોઈ પણ સરવે નંબર ખેડાણ કરવામાં આવે તો ઘણો ખરચ થાય એવું છે ત્યારે અથવા બીજાં ખાસ કારણોથી એમ કરવું ઇષ્ટ લાગે ત્યારે કલેકટરને એવો અધીકાર છે કે તેણે તે નંબર ( આપવાની એકંદર જમીન ઉપરનો આકાર સો રૂપિયા કરતાં વધારે હોય ત્યારે કમીશનરની અગાઉથી મંજુરી લઇને ) અમુક મુદત સુધી મેહેસુલ માફીથી અને ત્યારપછીની બીજી મુદત સુધી કમી આકારે આપવો, અને ઉપર કહેલા ખરચને લીધે અથવા બીજાં કારણને લીધે તે નંબરના ખાતાને જે ખાસ સરતો જોડવાનું તેને યોગ્ય લાગે તે શરતો જોડીને તે સરવે નંબરનું ખાતું મહેસુલ માફીથી અથવા કમી આકારે અમુક મુદત સુધી આપવું.

પણ એવું ઠરાવ્યું છે કે, સદરહુ મુદત અથવા મુદતો વિત્યાબાદ સરવે સેટલમેન્ટ લાગુ કરેલું હશે તે જમીનને તે વખતે જે કાનુન લાગુ કરી હશે તે કાનુન પ્રમાણે સદરહુ સરવે નંબર ઉપર પુરો ધારો બેસાડી શકાશે.

**૨૦.** મીઠું પકવવાના કામ સારૂ જેની જરૂર નથી, અથવા તે કામ સારૂ જેની જરૂર પડવાનો સંભવ નથી એવી ખારી જમીનનું અથવા જે જમીન ખારાં પાણીથી કોઇ કોઇવાર રલી જતી હોય તેવી જમીનનું ખાતું, નવ સાધ્ય કરવા સારૂ, તે કમીશનરની મંજુરીને પાત્ર હેઠળ લખેલી ઘણામાં ઘણી શરતોએ અને કોઇ

વિશેશ બાબતમાં તે શરતોમાં ફેરફાર કરવાનું યોગ્ય લાગે તો તેવો ફેરફાર કરીને આપવાનો અધીકાર કલેક્ટરને છે:—

**(અ)** પેહેલા દશ વરસ સુધી કાંઇ પણ મહેસુલ બેસાડવું નહી.

**(બ)** ઉપલી દશ વરસની મુદ્દત પછીનાં વીસ વરસ સુધી આપેલી સઘળી જમીન ઉપર બીજા વીસ વરસ સુધી, દર એકરે ચાર આના પ્રમાણે મેહેસુલ લેવું; પછી તે જમીન નવસાધ્ય કરી હોય કે ન હોય.

**(ક)** ત્રીસ વરસને છેડે તે જમીન ઉપર, સરવે સેટલમેન્ટ લાગુ કરેલી જમીન સારૂ વિદ્યમાનકાળે જે કાનુનો અમલમાં હશે તે કાનુનો પ્રમાણે જમીન મહેસુલ બેસાડીને લેવું.

**(ડ)** તે જમીનનો જે કોઇ પણ ભાગ સાર્વજનીક રસ્તા સારૂ લીધો હોય તેને મહેસુલની માફી આપવી જોઇએ.

**(ઇ)** જો દશ વરસની આખર સુધીમાં તે જમીનનો અડધો ભાગ તથા વીશ વરસની આખર સુધીમાં સઘળી જમીન ખેતીના કામ સારૂ ઉપયોગ કરવાને યોગ્ય થાય એવા પ્રકારે નવસાધ્ય કરી ન હોય તો, અથવા નવસાધ્ય કરવાનું કામ બે વરસની અંદર યોગ્ય તત્પરતાથી ચલાવવામાં આવ્યું નહી હશે તો, અથવા રકમ (ક) અમલમાં આવે ત્યાં સુધી ઉપર કહ્યા પ્રમાણે એક વખત નવસાધ્ય કરેલી જમીન ખેતીના કામ સારૂ ઉપયોગ કરવાને યોગ્ય થાય એવી સ્થિતિમાં રાખવામાં ન આવે તો સદરહુ આપેલું ખાતું કલેકટરની નજરમાં આવે તે પ્રમાણે રદ કરી શકાશે.

**(ફ)** એવી નવસાધ્ય કરેલી જમીનનો ખેતી શિવાય બીજા કામમાં ઉપયોગ કરે તો ઉપર નિરદીષ્ટ કરેલી મુદ્દત પૈકી એકાદી મુદ્દત પુરી થઇ ન હોય તોપણ કાનુન ૫૬ ની રૂએ તે જમીનની વ્યવસ્થા કરી શકાશે.

**૨૧.** કોઇ પણ નદીના તળીઆની જમીનનો ઉપયોગ કરવામાં આવતો હશે એની અને જેનો સમાવેશ સરવે નંબરમાં કર્યો નહી હોય એવી જમીનનું ખાતું ૪૬ મી કાનુનમાં બીજી રીતે ઠરાવેલું છે તે શિવાય વરસો વરસ એક વરસની મુદ્દત સારૂ અથવા કલેકટરને યોગ્ય લાગતી હોય તેવી બીજી વધારે મુદ્દત સારૂ સૌથી વધારે રકમે માગણી કરનારને જાહેર લિલામ કરીને વેચવું; અને માગણી કરનારને જણાવવું જોઇએ કે ૫૪ મી કાનુન પ્રમાણે તે જમીન જમીન-મહેસુલ આપવાને પાત્ર થશે નહિ.

## (ડ) ખેતી સિવાય બીજા કારણ સારૂ ખાતાં.

**૨૨.** ઘરનાં-ગભાણસારૂ અથવા ખેતી શિવાય બીજાં કારણ માટે લોકોને જમીનની જરૂર છે એમ જ્યારે જ્યારે કલેકટરને લાગે ત્યારે એવી જમીનનું ખાતું સામાન્યતઃ લીલામ કરીને સૌથી વધારે રકમે માગણી કરનારને વેચવું; પણ કલેકટરની નજરમાં આવે તો એવી જમીનનું ખાતું પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે ખાનગી બંદોબસ્તથી પોતે ઠરાવેલી કીંમત લઇને અથવા મફત આપી દેવાનો તેને અધિકાર છે.

**૨૩.** ૨૨ મી કાનુન પ્રમાણે કરવાનું લિલામ, સામાન્યતઃ સદરહુ જમીન જે કસબામાં અથવા ગામમાં હોય તે ગામમાં અથવા કસબામાં કરવું જોઇએ, અને એવું વેચાણ મંજુર કરવાનો અધીકાર મામલતદારને અથવા મહાલકરીને આપવાને કલેકટર મુખત્યાર છે.

**૨૪.** જે વિશેષ બાબતમાં સરકારની મંજુરી લઇને કલેકટર જુદો હુકમ કરે તે બાબત શિવાય, અથવા હિલ સ્ટેશનોમાંના ઘરનાં ગભાણની બાબતમાં સરકારે હેઠળની કાનુનોની વિરૂદ્ધ હોય એવી વિશેષ કાનુન કરી હોય તે બાબત સિવાય ઘરના ગભાણના ખાતાની હેઠળ લખેલી કાનુનો પ્રમાણે વ્યવસ્થા કરવી જોઇએ:-

**૧.** ૬૮ મી કલમના પહેલા પારેગ્રાફમાંના ઠરાવને પાત્ર, સદરહુ પ્રકારના ખાતાં હમેશને માટે આપવાં જોઇએ, દરેક બાબતમાં ૬૯ મી કલમના ઠરાવને પાત્ર ખાતાનો ફકત હક આપવો જોઇએ, જમીન ઉપરની માલકીનો પૂર્ણ હક આપવો નહિ.

**૨.** જમીનનો અગાઉ આકાર ઠરાવવામાં ન આવ્યો હોય ત્યારે, કલેકટરે ( કરેલા અંદાજ પ્રમાણેની ) ઘરના ગભાણની કિંમત ઉપર વ્યાજનો બજાર ભાવ ધ્યાનમાં લઇને જેટલા ટકા સરકાર વખતે વખતે સામાન્ય હુકમ કરીને ફરમાવશે તેટલા ટકા જેટલી રકમનો આકાર કલેકટરે બેસાડવો જોઇએ;

પણ એવું ઠરાવ્યું છે કે ૫૬ મી કાનુનની રૂએ જે કોઇ પણ પ્રદેશ માટે આકારનો જે પ્રમાણે દર ઠરાવ્યો હોય તે પ્રદેશમાં કલેકટરે સામાન્યતઃ તેજ દરે આકાર ઠરાવવો જોઇએ.

૩. જ્યારે જમીનનો આકાર ફક્ત ખેતીના કામ સારૂ અગાઉથી ઠરાવ્યો હશે ત્યારે, કાનુન ૫૬ (૨ થી ૪) ના ઠરાવોને અનુસરીને તે આકાર બદલવો જોઇએ.

૪. રકમ ૨ અથવા ૩ ની રૂયે સામાન્યતઃ જે મુદતને માટે આકાર બેસાડવો હોય તે મુદત, જમીનનો ભોગવટો કરવાની પરવાનગી આપ્યાની તારીખ અથવા પ્રત્યક્ષ ભોગવટો શરૂ કર્યાની તારીખ આ બેમાંથી જે અગાઉની હોય તે તારીખથી ૫૦ વરસ સુધીની હોવી જોઇએ, એવી મુદત વિત્યાબાદ અને આ બાબતમાં સરકાર વખતે વખતે ફરમાવે તેટલી વધારે મુદત પછી, સદરહુ આકાર મુંબઇનો જમીન મેહેસુલનો કાયદો અને તેની રૂયે કરેલી વિદ્યમાનકાળે અમલમાં હોય તે કાનુનો તથા હુકમને અનુસરીને ફરી તપાસવાને પાત્ર થશે.

૫. જ્યારે આકાર કાનુન ૪ ની રૂયે ૫૦ વરસની મુદત સુધી બેસાડયો હોય, ત્યારે તે મુદતનો આકાર દર સાલ આપવાને બદલે, ખાતેદારે કલેકટરની સંમતીથી ૨૫ વરસના આકારની ઉધડ રકમ એકદમ આપીને તોડજોડ કરવી અથવા સરકાર વખતે વખતે જે બીજી શરત ઠરાવે તે શરત પ્રમાણે તેનું રૂપ બદલવું અને એવી ઉધડ રકમ આપ્યા બદલ અથવા રૂપાંતર કર્યા બદલની નોંધ ૩૧ મી અથવા ૩૨ મી કાનુનની રૂયે તે ખાતા બદલ જે પટો અથવા કબુલત લેવાની હોય તેમાં અથવા તેની હેઠળ કરવી.

૬. જે કસબામાંની તથા જે બીજી જગા ઘણી મોટી હોય અથવા જેનું મહત્વ વધતું હોય તેવી બીજી જગાઓમાંની જમીનનું ખાતુ, તેવી જમીન ઉપર જે ઇમારત બાંધવી હોય તેના પ્રકાર સંખ્યા, તથા કદના સંબંધમાં સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમની રૂયે કલેકટર જે શરતો ફરમાવે તે શરતોને પાત્ર આપવું; અને કાનુન ૫૬, રકમ (૩) માં કહેલા ઓછા આકારનો દર, આકાર બેસાડતાં, લાગુ કરવામાં આવે ત્યારે આ બાબતમાં વખતે વખતે ઠરાવવામાં આવે તે નમુના પ્રમાણે ખાતેદારે સરકારને લેખી કબુલત આપવી જોઇએ.

**૨૫.** (૧) કાનુન ૨૪ (૬) માં કહેલા પ્રકારની જમીનનુ ખાતું જ્યારે આપવાનું હોય ત્યારે પ્રથમતઃ એવી જમીનના જુદા જુદા સગવડ પડતાં નિશાન કરીને લાટ કરવા તથા તેના નકશા તૈયાર કરવા જોઇએ, તે એવી રીતે કરવા કે જે લોકો ખાતાદાર થવાની ઇચ્છા રાખતા હોય તેઓને સ્પષ્ટ રીતે જણાય કે કઇ કઇ જગો આપવાની છે.

(૨) નકશામાં રસ્તા સારૂ તથા આવવા જવાના માર્ગ સારૂ તથા પવન તથા અજવાળુ આવવા સારૂ યોગ્ય ઠરાવ કરવા જોઇએ, અને આરોગ્યતા રાખવા સંબંધી ગોઠવણ ઉપર પુરતું ધ્યાન આપવું જોઇએ.

**૨૬.** કોઇ પણ કારણ સારૂ જ્યારે જ્યારે જુનું ગામનું ગભાણ છોડી દેવાનું નક્કી કર્યું હોય, અને તેને બદલે ગામનું ગભાણ નવું ઠરાવ્યું હોય ત્યારે ત્યારે ૨૫ મી કલમમાં કહેલી રીતે નવું ગભાણ સંભાળથી આંકી કહાડવું જોઇએ અને તેનો નકશો કરવો જોઇએ, અને ૬૦ મી કલમ પ્રમાણે કોઇપણ લાટનો ભોગવટો કરવાની પરવાનગી આપવાની અગાઉ લાટ લેનારા દરએક નોંધેલા ખાતાદારની પાસેથી આ પુરવણીના નમુના પ્રમાણે એક કબુલત કરાવી લેવી જોઇએ.

જ્યાં બિલકુલ નવું ગામનું ગભાણ ઠરાવ્યું હોય, અથવા જે ગભાણ હોય તેમાં કાંઇ વધારો કર્યો હોય, ત્યારે સદરહુ પ્રકારના નવા અથવા વધારો કરેલા ગભાણની હદ ઠરાવવા સારૂ ૨૫ મી કાનુનના ઠરાવ પ્રમાણે ચાલવું, પરંતુ તેમાંના લાટ આપવા તે ઘરના ગભાણ આપવાને જે સામાન્ય કાનુનો લાગુ હશે તે કાનુનો પ્રમાણે આપવા.

**૨૮.** ઘરના ગભાણ સિવાય ખેતી વગરના બીજા કામ માટે દુમાલા નહિ હોય એવી જમીનનાં ખાતાં આપવામાં આવે ત્યારે કલેકટરે સરકાર ફરમાવે તે શરત તે ખાતાને જોડવી જોઇએ, અથવા સરકારનો કાંઇ હુકમ ન હોય તો કલેકટરને યોગ્ય લાગે તેવી શરતો જોડવાને કલેકટર મુખત્યાર છે, પણ તેમાં ફેરબદલ કરવાનો અધીકાર કમીશનરને છે; અને ખેતીના કામ સારૂ તે જમીનનો આકાર અગાઉ ઠરાવ્યો હશે ત્યારે, અને સરકાર બીજો હુકમ ન કરે તો, એવી જમીન ઉપરનો કર ૫૬ મી કાનુન માંહેના ઠરાવને અનુસરીને બદલવો જોઇએ, સદરહુ જમીનનો આકાર અગાઉ ઠરાવ્યો ન હોય, તો તેજ ઠરાવોના તત્વોને બને ત્યાં સુધી અનુસરીને કલેક્ટરે તેજ રીતે બેસાડવો જોઇએ.

## ( ઇ ) સઘળાં ખાતાં.

**૨૯.** જમીનના જે ખાતાને ઉપરની કોઈપણ કાનુન લાગુ નહિ હશે, અને જે બાબત સરકારે ખાસ હુકમ કરેલા નહિ હશે તે ખાતુ, કમિશનરના નિબંધને અનુસરીને કલેકટરને યોગ્ય લાગે તે રીતે, તે મુદત સારૂ, અને તે ખાસ શરતોને ( જો કાંઈ હોય તો ) અનુસરીને આપવું.

**૩૦.** કોઈ ખાતુ જાહેર લિલામથી વેચવામાં આવે ત્યારે કલેકટરને યોગ્ય લાગે તો, તેણે ફલાણી કીમતથી ઓછી કીંમતે વેચવા નહી એવી કીંમત ઠરાવવી.

**૩ .** (૧) જ્યારે જ્યારે જમીનનું ખાતું વિશેષ શરતોએ આપ્યું હોય પછી આવી શરતો આકારની રકમ બાબત હોય અથવા કાનુન ૩૨ ની પેટા કાનુન (૨) માં ઠરાવેલી બાબત શિવાયની બીજી બાબતમાંના સત્તા પ્રકારની શરતો બાબત હોય, ત્યારે ત્યારે કલેકટરે તે ખાતું આપ્યાની શરતો સ્પષ્ટપણે નિરદીષ્ટ કરીને એક લેખી પટ્ટો આપવો.

(૨) એવો દરએક પટ્ટો સરકારે મંજુર કરેલા નમુના પ્રમાણે હોવો જોઇએ, અને સદરહુ પ્રમાણે કોઇ યોગ્ય નમુનો પહેલેથીજ મંજુર કરેલો ન હોય તો, પટ્ટો કરી આપવાની અગાઉ સરકારને લખી મોકલીને મંજુર કરેલો નમુનો મંગાવી લેવો.

(૩) આ કાનુન પ્રમાણે કરી આપેલી દરેક પટ્ટાની ડુપ્લિકેટ *નકલ રાખવી જોઇએ.

**૩૨.** (૧) ૩૧ મી કાનુન પ્રમાણે પટો નહિ કરી આપ્યો હોય એવો દરેક બાબતમાં, જે શખસ નોંધેલો ખાતાદાર થવાનો હોય તેની પાસેથી (બ) પુરવણીના નમુના પ્રમાણે એક કબુલત લખાવી લેવી, અને એવી દરેક કબુલત ઉપર બે આબરૂદાર સાહેદોએ તથા જે ગામની જમીન બાબત તે કબુલત હોય તે ગામના પટેલે તથા તલાટીએ સદરહુ નમુનાની હેઠળ છાપેલા મજકુરના શેરા લખવા જોઇયે; અને સદરહુ કબુલત જે મામલતદાર અથવા મહાલકારી કરાવી લે તે, આ કાનુનમાં ઉપર કહ્યા પ્રમાણે તે કબુલત ઉપર યોગ્ય શેરા કર્યા હશે તો પણ, તે ઉપર સહી કરનારાની ઓળખ વિશેની તથા તેમને ખાતાદાર કરવામાં આવે તો તેઓ જમીન મહેસુલ આપવાને જવાબદાર ગણવા જોગ હોવા વિશેની તપાસ કરવાની યોગ્ય કાળજી લીધા બદલ જવાબદાર ગણવામાં આવશે.

પણ હંમેશને માટે એવું ઠરાવ્યું છે કે, ૨૬ મી કાનુન પ્રમાણે અ પુરવણીના નમુના પ્રમાણેની કબુલત લીધી હશે, ત્યારે સદરહુ પ્રકારની કબુલત લેવાની જરૂર નથી.

(૨) જ્યારે જમીનનું ખાતું એવી સરતે આપ્યું હોય કે ખાતાદારે તે ખાતું કલેકટરની મંજુરી સિવાય બીજા કોઈ માણસને કોઇપણ પ્રકારે નામે કરી આપવું નહિ, ત્યારે બ પુરવણીનો નમુનો તેની બીજી રકમ ઉપર આપેલી ટીપ પ્રમાણે બદલવો.

**૩૩.** (૧) દરએક તલાટીની ફરજ છે કે તેણે, તેના ગામના કોઇપણ ખાતાદારે અથવા તેના ગામમાંની કોઇ જમીનનો જે શખસ ખાતેદાર થવાનો હોય તે શખસે ૨૬ મી કાનુન પ્રમાણે અથવા ૩૨ મી કાનુન પ્રમાણે જે કબુલનની જરૂર હોય તેવી કબુલત લખી આપવાને કહ્યું હોય. તો કોઇપણ જાતની ફી અથવા ખરચ લીધા વગર તે લખી આપવી.

(૨) જે તલાટી એવી કોઇપણ કબુલત લખી આપે તેણે તે કબુલતની ડાબી બાજુના હેઠળના ખુણા ઉપર "લખનાર" આ શબ્દની પછી પોતાની સહી કરવી.

**૩૪.** (૧) ખાતાદાર થવાની ઇચ્છા રાખનાર શખસ ભોગવટો શરૂ કરી શકે એટલા માટે ૬૦ મી કલમ પ્રમાણે મામલતદારે અથવા મહાલકરીએ જે લેખી પરવાનગી આપવી જોઇયે તે ક પુરવણીના નમુના પ્રમાણે હોવી જોઇયે.

(૨) પ્રસંગ પ્રમાણે ૩૧ મી, ૩૨ મી અથવા ૨૬ મી કાનુન પ્રમાણે પટો કબુલત યોગ્ય રીતે કરી આપવામાં આવે નહિ ત્યાં સુધી સદરહુ પ્રકારની કોઇપણ પરવાનગી આપવી નહિ.

## ( ફ ) વિશેષ કાનુનો.

**૩૫.** (૧) મ્યુનિસિપલ ડિસ્ટ્રિકટમાં જે ઘરનાં ગભાણ તથા જે ખુલ્લી જમીનના કડકા, સાર્વજનિક

*અસલ પ્રમાણે બીજી સહી શિક્કાવાળી નકલ.

ઉપયોગ સારૂ આપ્યાં નહિ હોય અથવા મ્યુનિસિપાલીટીને તબદીલ કરી આપ્યાં નહિ હોય તે ગભાણ તથા કડકા સન ૧૯૦૧ ના મુંબઈના ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ આકટની ૫૦ મી કલમની પેટાકલમ (૨) મુજબ સરકારે ખાસ પોતે રાખી મુક્યા છે.

સઘળે ઠેકાણે એક સરખી નહિ હોય એવી સ્ટ્રિટમાંનાં અથવા રસ્તામાંનાં ઘર અને માર્ગની દરમિયાન જમીનના જે નાના નાના કડકા હશે તેમને સદરહુ નિબંધ લાગુ નથી. તે કડકા ઉપર કોઈ ખાનગી માણસનો હક્ક ન હોય તો, તે સદરહુ સ્ટ્રિટના ભાગ છે અને મ્યુનિસિપાલિટીને પ્રાપ્ત થયાં છે એમ સમજવું. પણ ઘરોની દરમિયાન જે જુદી જુદી જગા ખુલ્લી હશે તે, આડ ભરી લીધેલી નહિ હોય તો, પણ સરકારે મ્યુનિસિપાલિટીને આપી નહિ હશે તો, મ્યુનિસિપાલિટીને પ્રાપ્ત થશે નહિ.

(૨) જ્યારે જમીનના કોઈપણ કડકા ઉપર હક્ક બાબત મ્યુનિસીપાલીટી તથા સરકાર વચ્ચે તકરાર ઉત્પન્ન થાય, ત્યારે કલેકટરે સદરહુ તકરારનો નિકાલ ઉપર કહેલા ધોરણને અનુસરીને કરવાની કોશિશ કરવી. જો કલેકટરને શક પડે અથવા તેનો નિકાલ મ્યુનિસિપાલિટી કબુલ ન કરે તો તે બાબત કમીશનર તરફ હુકમ સારૂ મોકલવી.

**૩૬.** સરકારે બીજી રીતે ખાસ ફરમાવ્યું હોય તે સિવાયને પ્રસંગે ૧૭ થી ૩૪ સુધીની ૧૮ કાનુનોમાં કોઈપણ ઠરાવ અમદાવાદ, ( સરસપુર, દરિયાપુર, કાજીપુર, હિરપુર અને અસારવા પરાં સુદ્ધાં ) ભરુચ, સુરત, રાંદેર, વલસાડ અને ગોધરા કસબા તથા શહેરોમાંના ગભાણની જે જમીનને, સન ૧૮૬૮ ના મુંબઈના ચોથા આકટની રૂએ અથવા ૧૩૧ મી કલમની રૂએ સિટી સર્વે લાગુ કરવામાં આવી હોય, તે જમીનના, અથવા બીજા કોઈપણ કસબાને અથવા શહેરને સરકાર આ કાનુન મુંબઈ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને લાગુ કરશે, તેના ગભાણમાંની કોઈપણ જમીનના ખાતા આપવાને, લાગુ પડશે નહી. એવી બાબતમાં ઉપર કહેલો પ્રસંગ બાદ કરીને, કલેકટરે હેઠળના નિયમોને અનુસરીને ખાતાં આપવાં જોઈએ.

૧. જ્યારે જ્યારે ઘરના ગભાણનો ધારણ કરનાર પોતાના ગભાણની નજીકની સરકારી જમીનનો નાનો કડકો લેવા ઈચ્છતો હોય અને તે કડકાની વ્યવસ્થા જુદા ગભાણ તરીકે વાજબી રીતે કલેકટર કરી શકતો ન હોય ત્યારે ત્યારે, કલેકટર તેવો કડકો પોતાને યોગ્ય લાગે તો ૧૦ મી કાનુનમાં વિરૂદ્ધ ઠરાવ હોય તો પણ, સદરહુ ગભાણ જે જે સત્તા પ્રકારથી તે ધણી ધારણ કરતો હોય તથા ભોંયભાડાનાં અથવા આકારના જે દર ( જો કાંઈ હોય તો ) તે આપતો હોય તેજ સત્તાપ્રકારનો તથા તેજ દરને પાત્ર, તેને વેચાતો આપવાને મુખ્ત્યાર છે.

૨. સદરહુ શેહેરો અથવા કસબામાંના કોઈપણ શહેર અથવા કસબાના ગભાણમાંની વિશેશ કારણ સારૂ આપેલી ન હોય એવી ભોગવટામાં ન લીધેલી કોઈ જમીનનું ખાતું કલેકટર પોતાની નજરમાં આવે તે પ્રમાણે પોતાને યોગ્ય લાગે તે માણસને ફક્ત ખેતીવાડીના કામકાજ સારૂ અથવા બીજા કામ સારૂ આપવાને મુખત્યાર છે. પણ ૧ લા નિયમમાં ઠરાવ્યું છે તે શીવાયને પ્રસંગે, કલેકટરે—

(અ) એવી કોઈ પણ જમીનની સપાટી ઉપરના ધણીપણાનો હક વેચવો નહી, અથવા

(બ) અનુક્રમે નિયમો ૪, ૫ અને ૬ માં ઠરાવેલી મુદત કરતાં કાંઈ પણ વધારે મુદત સુધી તેનું ખાતું આપવું નહિ.

૩. કોઈપણ જમીનનું ખાતું સાધારણ રીતે હરાજીથી વધારેમાં વધારે કિંમતે માગણી કરનારને વેચવું પરંતુ કલેકટરની મરજીમાં આવે તો તે ખાતું ખાનગી ગોઠવણથી વેચવાનો તેને અખત્યાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે, કલેકટરે ઘરના ગભાણ માટેની જમીનનું ખાતું, ખાસ પ્રસંગ શિવાય, દર ચોરસ વારે ૧ રૂપિયાથી ઓછી કિંમતે વેચવું નહિ.

૪. ઘરના ગભાણની જમીનનું ખાતું જે નમુનો સરકાર મંજુર કરશે તે નમુના પ્રમાણે આ કારણ સારૂ દરએક કસબા અથવા શેહેર સારૂ જે તારીખ સરકાર ઠરાવશે તે તારીખે પુરી થનારી મુદત સુધીના લેખી પટાથી દર વર્ષે દર ચોરસ વારે બે પાઈ લેખેની ભોંય ભાડે આપવામાં આવશે.

૫. જે જમીન આખરે ઘરના ગભાણ સારૂ વાપરવાનો ઈરાદો હોય પણ જે તરત તે કારણ સારૂ આપવાનું કલેકટરને યોગ્ય જણાતું નહિ હોય તે જમીનનું ખાતું કોઈપણ બાબતમાં સાત વર્ષ કરતાં

વધારે ન હોય એટલી ટુંકી મુદ્દતને માટે દર વર્ષે દર ચોરસ વારે એક આના લેખેનું ભોંય ભાડું ઠરાવીને જે નમુના સરકાર મંજુર કરે તે નમુના પ્રમાણે લેખી પટાથી ભાડે આપવાને કલેકટર મુખત્યાર છે.

૬. ફક્ત ખેતીનાંજ કામ સારૂ આપવાની જમીનનું ખાતું કલેકટરે માત્ર એક વર્ષની મુદ્દત માટે આપવું. આ નિયમ પ્રમાણે જે શખસ જમીનનો નોંધેલો ખાતાદાર થવાનો હોય તે દરેક શખસની પાસેથી પુરવણી (ખ) ના નમુના પ્રમાણે તેમાં જરૂરનો ફેરફાર કરીને એક કબુલત લખાવી લેવી, અને એ પ્રમાણે લખાવી લીધેલી દરેક કબુલતને ૩૨ મી કાનુનના ઠરાવ લાગુ પડશે.

૭. ખાતાદાર થવાનો ઇરાદો રાખનાર શખસ પોતાના ખાતાનો ભોગવટો શરૂ કરી શકે એટલા માટે ૬૦ મી કલમ મુજબ જે લેખી પરવાનગી જોઇએ છે તે, જીલ્લાના કલેકટર સિવાય અથવા કલમ ૧૦ ની રૂએ કલેકટરે આ બાબતમાં જેને અધિકાર આપ્યો હોય એવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર સિવાય બીજા અધિકારીએ, અથવા પ્રસંગ પ્રમાણે નિયમ ૪, ૫ અથવા ૬ ની રૂએ પટો અથવા કબુલત યોગ્ય રીતે લખી આપવામાં આવે નહીં ત્યાં સુધી, આપવી નહિ. એવી પરવાનગી પુરવણી ક ના નમુનામાં જરૂર હોય તેવો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે આપવી.

## ( ૨ ) નાના હકની વ્યવસ્થા કરવા બાબત.

**૩૭.** (૧) સરકારી ઝાડનું ઉત્પન્ન દર વર્ષે લીલામથી વેચવાનો અધિકાર છે.

(૨) જ્યારે કલમ ૪૧ ની રૂએ એવા કોઇપણ ઝાડનું વેચાણ કરવામાં આવે, ત્યારે તેનું વેચાણ લીલામથી અથવા કલેકટર ફરમાવે તે પ્રમાણે બીજી રીતે કરવું જોઇએ.

***૩૮.** જે પડતર જમીન સરકારની હોય અને જેને સર્વેસેટલમેંટ લાગુ કર્યું હોય કે નહિ હોય અને જેનો આકાર ઠર્યો હોય કે નહિ હોય તેવી સઘળી પડતર જમીનમાં થનારૂં અને જે જમીન ( ઢોરો મફત ચારવા સારૂ ગામને આપી હોય તે જમીન સિવાય ) ઘણું કરીને ઢોર ચારવા સારૂ અથવા ઘાસ સારૂ રાખી હોય તેવી સઘળી જમીનમાં થનારૂ ઢોર માટેનું અથવા બીજું ઉત્પન્ન જાહેર લિલામ કરીને અથવા કલેકટરને યોગ્ય લાગે તેવી બીજી રીતે વરસો વરસ અથવા પાંચ વરસથી વધારે નહિ એવી કોઇ પણ મુદતને માટે કાંતો ખેતરવાર અથવા લતાવાર અને કલેકટર ઠરાવે તેવે વખતે વેચવાનો અધીકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, ખરીદદારનો સદરહુ જમીન ઉપર હક, હેઠળ લખેલાં કોષ્ટકમાં કહેલા જીલ્લાઓ તથા પ્રગણાઓ વાસ્તે જે જુદી જુદી તારીખો તેમની સામે આપી છે તે તારીખોએ બિલકુલ બંધ થશે; માત્ર આ પ્રમાણે ઠરાવેલી મુદત કોઇ વિશેષ પ્રસંગે વધારવાની કલેકટરને જરૂર જણાઇને તે એવી મુદત એક મહિના કરતાં વધારે નહિ હોય એટલી મુદત સુધી વધારે તો જુદી વાત છે:—

| જીલ્લો. | પડતર આકાર ઠરાવેલી જીરાયત જમીન. | પડતર આકાર ઠરાવેલી કયારી જમીન. | રાખી મુકેલાં કુરણ (બીડ) તથા આકાર ન ઠરાવેલી પડતર જમીન. |
|---|---|---|---|
| બીજાપુર ... ... | ૩૧ મી માર્ચ | ૩૧ મી માર્ચ. | ૧ લી મે |
| સતારા ... ... | એજન... | એજન ... | એજન. |
| બેલગામ ... ... | એજન... | ૧ લી ડિસેંબર | એજન. |
| ધારવાડ ... .. | એજન... | એજન ... | એજન. |
| કાનડા ... ... | એજન... | ૧ લી અકટોબર | એજન. |
| દક્ષણ માંહેના બીજા જીલ્લા... | એજન... | ૩૧ મી માર્ચ | એજન. |
| કોકણ માંહેના જીલ્લા ... | એજન... | એજન ... | ૩૧ મી ડિસેંબર સુધી કાપવા સારૂ અને ચોમાસા સુધી ચારવા ચારૂ. |
| ગુજરાત માંહેના જીલા ... | એજન... | એજન ... | ૧ લી મે. |

*સરકારી જમીનમાંથી રેતી, મુરમ, મટોડી, કાંકરી, વિગેરે લઈ જવાની રી નીચે પ્રમાણે ઠરાવી છે.

૧૦૦ ઘનફુટે ઇમારતી પથ્થર, બદલ ૦–૮–૦ બેલાસ્ટ ( રેલવે સડકપર નાંખવાની માટી રેતી વિગેરે, ) તથા કાંકરી બદલ ૦–૨–૦ અને ખેડાણ પુરાવા સરખા ખાસ કામમાં વાપરવામાં આવે તો ૦–૪–૦, અને રેતીને માટે ૦–૧–૦ લેવો.

**૩૯.** સરકારની મિલકત હોય એવી માટી, પથ્થર, કંકર, રેતી, મુરમ અથવા બીજી કોઇ વસ્તુ પોતાને યોગ્ય લાગે તે મુદત સુધી, તેટલી અને તે શરતે કહાડી લઇ જવાના હકની વ્યવસ્થા. કલેક્ટર પોતાની નજરમાં આવે તે પ્રમાણે, જાહેર લિલામથી વેચીને કે બીજી રીતે કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, સદરહુ પ્રકારનું વેચાણ અથવા બીજી વ્યવસ્થા, ૪૦ મી તથા ૪૧ મી કાનુનો ઉપરથી જે વિશેષ હક આપ્યો છે તે વિશેષ હક્ક રાખીને કરવી જોઇએ.

(૨) જ્યારે સદરહુ હક, જાહેર લિલામથી વેચવાનો ન હોય, ત્યારે આ કાનુન પ્રમાણે કલેક્ટરે ઠરાવવાની કીંમત ઉધડી રકમ હોવી જોઇએ અથવા ખોદેલી જમીનના દરેક ઘનફુટે અમુક ચોકસ રકમ હોવી જોઇએ, અથવા એકાદી રેલવે કંપનીને બાલાસ્ટ ( ખડી ) ખોદી કાહાડવા સારૂ જમીન જોઇતી હશે તે પ્રસંગે જે રેલવે લાઈન સારૂ બાલાસ્ટ લેવામાં આવે તે લાઇનના દર મૈલે અમુક રકમ હોવી જોઇએ અથવા કલેક્ટરને યોગ્ય લાગે તેવી બીજી રીતે ઠરાવવી. ( કા. ૩૮ નીચે જુઓ ફુટનોટ. )

**ટીપ**—રેતી, કાંકરી તથા ખાણોની ફી લેવામાં આવે છે તે લોકલ ફન્ડ ખાતે આપવાની છે. ધર્મ સંબંધી કામમાં લગાડવાની ખાણની ફીની રૂ. ૧૦૦ સુધી છુટ આપવાનો કલેક્ટરને અને તે ઉપરાંત કમીશનરને અધીકાર છે.

**૪૦.** (૧) આ કાનુનમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે,

(અ) કોઇપણ શખસને ખુદ પોતાના ખરેખરા ઘર કામ સારૂ અથવા ખેતીનાં કામ સારૂ અને

(બ) કોઇપણ કુંભાર અથવા ઈંટ તથા નળીઆં બનાવનારને ખરેખર તેના પોતાના વેપારના કામ સારૂ તથા ઘરકામ સારૂ તથા ખેતીનાં કામ સારૂ.

જે ગામમાં તે રહેતા હોય તે ગામની હદની અંદર, માટી, પથ્થર કંકર, રેતી; મુરમ અથવા બીજી કોઇ વસ્તુ દરીઆના તળીઆમાંથી અથવા ખાડી, નદી તથા નાળાંના તળીઆમાંથી અથવા આકર ઠરાવ્યા વગરની જે પડતર જમીન વિશેષ કારણ સારૂ ન હોય તેવી કોઇપણ જમીનમાંથી, મુલકી પટેલની લેખી પરવાનગી અગાઉથી લઇને ફી આપ્યા વગર; લઇ જવાનો અધીકાર છે.

(૨) જે કોઇપણ બાબતમાં.

(અ) માટી ખોદવાથી કોઇપણ કીંમતી ઇમારતનું અથવા કોઈપણ વિશેષ અથવા સાર્વજનીક કારણ સારૂ જોઇતી કોઇપણ જમીનનું નુકસાન અથવા નાશ થવાનો સંભવ હોય અથવા

(બ) કુંભારો અથવા ઈંટ અથવા નળીયાં બનાવનારા આ પદાર્થનો મોહોટો વેપાર ચલાવતા હોય, તે બાબતમાં એવા પદાર્થો સદરહુ પ્રમાણે કાહાડી લઈ જવા સારૂ મામલતદારની અગાઉથી મંજુરી જોઇએ; અને એવી આબત ઉપર લખેલી બાબત પૈકી એક બાબત છે એમ મુલકી પટેલને માલમ પડે, ત્યારે તેણે તે પદાર્થો કહાડી લઈ જવાની પરવાનગી બાબતની અરજી મામલતદારને હુકમ માટે મોકલવી.

(૩) જ્યારે મામલતદારને એમ જણાય કે એવો કોઈપણ પદાર્થ કાહાડવાથી કોઇ કીંમતી ઇમારતોનું અથવા કોઇપણ ખાસ અથવા સાર્વજનીક કારણો સારૂ જોઇતી કોઇપણ જમીનનું નુકશાન અથવા નાશ થવાનો સંભવ છે ત્યારે, તેણે પોતાની તરફ પેટા કાનુન (૨) મુજબ મોકલેલી અરજીની બાબતમાં અથવા બીજી રીતે જેના ઉપર પોતાનું લક્ષ ખેંચાયું હોય એવી બાબતમાં; એવું નુકશાન અથવા નાશ થતો અટકાવવાને જરૂર હોય તેટલે સુધી મંજુરી આપવાની ના કહેવી જોઇએ અને એવાં કારણો સારૂ, તેણે નિરદિષ્ટ કરેલી કોઇપણ જગાએથી અથવા તેણે નિર્દીષ્ટ કરેલી જગા સિવાય બીજી કોઈપણ જગાએથી એવા પદાર્થો કહાડવાની મનાઇ કરવાનો તેને અધિકાર છે.

(૪) જ્યારે મામલતદારને એમ જણાય કે, કોઇપણ કુંભારે અથવા ઈંટ અથવા નળીયાં બનાવનારાએ ચલાવેલો વેપાર એટલો મોટો અને ફાયદા કારક છે કે, તે ઉપર આગળ લખ્યા પ્રકારનો બોજો બેસાડવો યોગ્ય તથા વાજબી થશે ત્યારે; પોતાની તરફ પેટા કાનુન (બ) મુજબ મોકલેલી અરજીની બાબતમાં અથવા બીજી કોઇપણ રીતે પોતાની નજરે કોઇપણ બાબતમાં, કાનુન ૩૯ મુજબ આ બાબતમાં કલેક્ટરે જે દર ઠરાવ્યો હશે તે દર પ્રમાણે ફી આપે તોજ માત્ર પરવાનગી આપવાનો તેને અધીકાર છે.

(૫) કલેકટરને એવો અધીકાર છે કે, પોતાની અગાઉથી મંજુરી લીધા વગર જે બાબતમાં મામલતદારે અથવા મુલકી પટેલે પરવાનગી આપવી નહિ એવી મના કરવાનું તેને યોગ્ય જણાય તે બાબતમાં તેણે તે પ્રમાણે મના કરવી. અને એવી કોઇપણ બાબતમાં પરવાનગી મળવા સારૂ મુલકી પટેલની પાસે આવેલી તે અરજી તે પટેલે કલેકટરના હુકમ માટે મામલતદાર તરફ મોકલવી જોઇએ.

(૬) પેટાકાનુન (૧) ની રૂઇએ જ્યારે મુલકી પટેલની પરવાનગી માગી હોય અને તે તેણે આપવાની ના કહી હોય અથવા પેટા કાનુન (૨) અથવા (૫)ની રૂએ સદરહુ અરજી મામલતદાર પાસે તેણે મોકલી ન હોય ત્યારે મામલતદાર તરફ અપીલ કરવાનો અધીકાર છે એમ સમજવું.

(**ટીપ**—ગભાણની જમીનમાંથી માટી લઇ જવાની મના છે.)

**૪૧.** કોઇ પણ શખસને મુલકી પટેલની મંજુરી લઇને ગામના તળાવમાંથી તેને જોઇતી હોય તેટલો માટી, પથ્થર, કંકર, રેતી, મુરમ, અથવા બીજી વસ્તુ, કાંઇ પણ કીંમત ન આપતાં મફત લેવાનો અધીકાર છે, પણ તેણે બાંધેલાં તળાવની પાળમાંથી જે પથ્થર અંદર પડયા હોય તે લઇ જવા નહિ, અને સદરહુ કોઈ તળાવના બાંધ કામના પાયાથી દશ હાથની અંદર કાંઇ પણ ખોદાણ કરવું નહી.

## (૩) પરચુરણ.

**૪૨.** આ કાનુનો પ્રમાણે અથવા જમીન મહેસુલના કાયદાના ઠરાવોમાંના કોઇપણ ઠરાવ પ્રમાણે જે વેચાણ લીલામથી કરવાનાં હોય તે દરેક વેચાણ બને ત્યાં સુધી, જમીન મહેસુલના કાયદાની કલમો ૧૬૫, ૧૬૬, ૧૭૦ થી તે ૧૭૭ સુધી, બેઉ સુદ્ધાં, તથા ૧૮૦ પ્રમાણે કરવાં. કલમો ૧૬૫ અને ૧૬૬ ની રૂઇએ કહાડવાનાં લીલામનાં જાહેરનામાં તથા લેખ, નોટીસ, પુરવણી કોઇપણ એક નમુના પ્રમાણે હોવાં જોઇએ. માત્ર તેમાં જરૂરનો ફેરફાર કરવો હોય તો તે કરવો જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે, હેઠળનાં વેચાણ કરતી વખતે, એટલેઃ—

(**અ**) પડતર જમીનમાં ઢોર ચારવાના હક્કનું અને તેમાંનું લીલું ઘાસ લેવાના અથવા કાપવાના હકનું.

(**બ**) નિરદિષ્ટ કરેલાં સરકારી ઝાડોનાં ફળ અમુક મુદત સુધી લેવાના હકનું, અને

(**ક**) સુકા લાકડાનું.

વેચાણ કરતી વખતે, કલેકટર વખતે વખતે આ બાબતમાં જે સામાન્ય અથવા ખાસ હુકમ કરે તે પ્રમાણે કામ કરવું જોઇએ. કલમો ૧૬૫ અને ૧૬૬ માં ઠરાવેલી રીત પ્રમાણે કામ કરવું નહિ.

## ૪—વિશેષ કારણ સારૂ જમીન આપવી તે.

( કલમ ૩૮. )

**૪૩.** મુડદાં દાટવા તથા બાળવાની જગા, ગામનાં ગોંદરા, અને ગામના ધોબી તથા કુંભાર સારૂ જમીન, ગામના લોકોને તેની વાજબી જરૂર હોય તે પ્રમાણે, મફત કહાડી આપવી.

## ૫—ભાઠાની જમીન તથા પાણીથી તણાઇ ગયલી જમીન.

( કલમો ૪૭ તથા ૨૧૪ (ઔં. )

**૪૪.** જ્યારે એકાદી ધારણ કરેલી જમીનની કાંઈ પણ હદ એકાદી નદીનો, ખાડીનો, નાળાનો અથવા દરીઆનો કાંઠો અથવા કિનારો હોય ત્યારે એવી જમીન ધારણ કરનારને, ધારણ કરેલી જમીન દુમાલા નહી હોય તેવી બાબતમાં ૪૬ મી કાનુન પ્રમાણે કાયદેસર રીતે કરવામાં આવે તે હુકમને પાત્ર, એવા કાંઠા સુધી અથવા કિનારા સુધી તે જમીનનો ઉપભોગ તથા ઉપયોગ કરવાની પરવાનગી આપવામાં આવશે, પછી એવા કાંઠાની અથવા કિનારાની હદ વખતે આઘી પાછી થાય તોપણ હરકત નહિ.

**૪૫.** ગામના અમલદારોની ફરજ છે કે તેમણે મામલતદારના અથવા મહાલકરીના તથા કલેકટરના અથવા તાલુકાના ઇનચાર્જ આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના હુકમને અનુસરીને, ભાઠાં થઈ જવાને તથા પાણીથી તણાઇ જવાને પાત્ર હોય તેવી ધારણ કરેલી દરએક જમીનમાં ભાઠાં થઇ જવાથી તથા તણાઇ જવાથી જે ફેરફાર થયા હોય તેમની વખતે વખતે ચોકસી કરીને તે નોંધી રાખવા.

**૪૬.** (૧) જે નવી થયેલી ભાઠાની જમીનને અથવા બેટને, અથવા જે નદીએ તજેલાં તળીયાંને ૪૬મી

અથવા ૬૪મી કલમના ઠરાવ લાગુ થતા હોય તે નવી થએલી ભાડાની જમીનનું અથવા બેટનું, અથવા તળીયાનું ક્ષેત્રફળ સદરહુ કલમોમાં જે હદ કહી છે તે હદથી વધે, ત્યારે ગામના અમલદારોએ મામલતદારને રીપોર્ટ કરવો, અને મામલતદારે તેની વ્યવસ્થા, સદરહુ કલમોમાં કહેલી રીતે કલેકટરના અથવા આસિસ્ટંટ કલેકટરના હુકમ મુજબ કરવી જોઇએ.

(૨) જે નવી થએલી ભાડાની જમીનને તથા બેટને અને નદીએ તજેલાં તળીઆંને સદરહુ કલમોના ઠરાવ લાગુ થતા ન હોય તેઓની વ્યવસ્થા, સરકારી પડતર જમીનને જે કાનુનો તથા હુકમ લાગુ હોય તે મુજબ કરવાનો કલેકટરને અધીકાર છે.

૪૭. (૧) જમીન પાણીથી તણાઇ ગયાના સબબથી આકાર ઓછો કરવા બાબતના જે દાવા ૪૭ મી કલમ પ્રમાણે કરવામાં આવે તેનો ઇનસાફ તથા નિકાલ જે અમલદાર વારસીક જમાબંધી કરતો હોય તેણે કરવો.

(૨) જ્યારે જ્યારે આવા પ્રકારના દાવા કબુલ કરવામાં આવે, ત્યારે ત્યારે મહેસુલમાં અયોગ્ય રીતે ટોટો ન આવે માટે જે ગામમાં જમીન પાણીથી તણાઈ ગઇ હોય તેજ અથવા બીજા કોઈપણ ગામમાં જો કાંઇ ભાડાની જમીન વધી હોય તો તે શોધી કાહાડીને તેની ઉપર આકાર ઠરાવવાની તજવીજ રાખવી.

ટીપ—ધારણ કરેલી જમીન એટલે સર્વે નંબર કે તેના ભાગ પૈકી પાણીથી તણાઇ ગયેલી જમીન અડધા એકરથી ઓછી નહી હોય તથા ધારણ કરેલી જમીનના એક દશાંશ કે તેથી વધારે હશે તોજ માત્ર ધારો કમી કરવામાં આવશે.

## ૬—જે કામમાં દુમાલા નહી હોય તેવી જમીન લગાડવાની મનાઈ છે તેવાં કામો.

( કલમો ૪૮, ૬૫ તથા ૨૧૪ (ક) તથા ઔં. )

૪૮. ફક્ત ખેતીનાજ કામ સારૂ આકાર ઠરાવેલા કોઇ સર્વે નંબરમાં જે જમીન ખેડવા જોગ ન હોય એવી રીતે ખાતામાં દાખલ કરેલી હશે તે જમીન સદરહુ નંબરના ખાતાદારને અથવા તેની મારફત દાવો કરનારા કોઇ બીજા શખસને ધણું કરીને વધારે આકાર આપ્યા વગર ખેડવાનો અધીકાર છે; પણ આ પ્રમાણે ખેડ કરવાની હેઠળની બાબતોમાં મના છે, એટલેઃ—

( અ ) જ્યારે એવી જમીનમાં રસ્તો હોય અથવા કબુલ કરેલી પગવાટ હોય અથવા જે તળાવનું પાણી જમીનને પાવા માટે અથવા લોકોને પીવા માટે અથવા ઘર કામ માટે વપરાતુ હોય તેવું તળાવ હોય ત્યારે.

( બ ) જ્યારે એવી જમીન મુડદાં દાટવા અથવા બાળવા તરીકે વાપરવામાં આવતી હોય ત્યારે.

( ક ) જ્યારે એવી જમીન ગામના કુંભારના ઉપયોગ સારૂ અથવા બીજાં કારણ સારૂ આપેલી હોય ત્યારે પણ એવું ઠરાવ્યું છે કે, જ્યારે સદરહુ તળાવ પીત કરવા સારૂ વાપરવામાં આવતું હશે અને જે ખાતાદારની જમીનમાં હશે તેના એકલાની ભોગવટા માંહેની જમીનને તેમાંથી પાણી પાવામાં આવતું હશે અથવા તે તળાવનું તળીયું ખેડવાનો હક ખાતાદારને ખસુસ આપ્યો હશે ત્યારે આ બીના સદહહુ તળાવને લાગુ પડશે નહી.

૪૯. દુમાલા નહી હોય તેવી જમીનના ખાતાદારે એવી જમીન અથવા તેનો કોઇ પણ ભાગ અથમ સોલ્ટ રેવન્યુના કલેકટરની તથા તે પછી જિલ્લાના કલેકટરની અગાઉથી લેખી પરવાનગી મેળવ્યા શિવાય મીઠું પકવવાના કામમાં વાપરવી નહી. જે કોઈ પણ બાબતમાં એવી પરવાનગી આપવામાં આવી હોય તો તે બાબતમાં જીલ્લાના કલેકટરને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અખત્યાર છેઃ—

( અ ) અરજદારે પોતાના ખાતાના હકનું રાજીનામું આપીને મીઠાના મહેસુલનો કલેકટર સરકારના સામાન્ય હુકમ મુજબ ઠરાવે તેવી સરતોએ પોતાના નામનો પટો કરી લઇને તે ખાતાની જમીન મીઠા ખાતાને હવાલે કરી આપવાની કબુલાત કરી આપવાનું તે અરજદારને કહેવાનો અખત્યાર છે અથવા.

( બ ) તે ખાતાદારેઃ—

(૧) વગર હુકમે જમીન કામમાં લગાડયાની બાબતમાં ૬૫ મી કલમ મુજબ લેવાજોગ દંડની રકમના એક દશાંશથી વધારે નહી હોય એવી જે રકમ કલેકટરને વાજબી લાગે તે ભરેથી અને

(૨) હેઠળ કહ્યા પ્રમાણે કબુલત કરી આપેથી.

તેને તેના ખાતાના હકનું રાજીનામું આપવાનું ન કહેતાં અરજીમાં માગ્યા પ્રમાણે તે જમીનનો ઉપયોગ કરવાની પરવાનગી આપવાનો અખત્યાર છે. તે કબુલત એવી કેઃ—

(અ) ચાલુ આકાર તથા લોકલફંડને બદલે, સરકારના સામાન્ય તથા વિશેષ હુકમ મુજબ મીઠાના મહેસુલના કલેકટર તરફથી આપવામાં આવે તે લાઇસેન્સમાં જે રકમ અથવા જે દર બેસાડવામાં આવે તે રકમ અથવા તે દર પોતે આપશે તથા એવી રીતે ઉપયોગમાં લીધેલી જમીનના સંબંધમાં એવી લાઇસેન્સમાંની સઘળી શરતો પાળશે. અને

(બ) તે જમીનનો અથવા તેના કોઇ ભાગનો મીઠું પકવવામાં ઉપયોગ કરવામાં આવતો નથી અથવા ઉપયોગ કરવાનું બંધ થયું છે એવું મીઠાના મેહેસુલનો કલેકટર જ્યારે જ્યારે જાહેર કરે ત્યારે ત્યારે, તે જમીનનો મીઠું પકવવાના કામમાં ઉપયોગ કરવાને પરવાનગી આપવામાં આવી હોય તેની તરત અગાઉ જે સર્વેના આકારને પાત્ર હતી તે આકારને તે તાબડતોબ પાત્ર થશે.

**૫૦.** કલમ ૬૫ અને કાનુન ૪૯ માં ઠરાવ્યું છે તે બાદ કરીને, માત્ર ખેતીનાજ કારણ માટે જેનો આકાર ઠરાવ્યો હોય અથવા જે ધારણ કરી હોય એવી જમીનના કોઇ પણ ખાતાદારે અને એવા કોઈપણ ખાતાદારની મારફત દાવો કરનાર કોઈપણ શખસે, (અ) એવી જમીન, કલેકટરના મત પ્રમાણે, ખેતી કરવા માટે નાલાયક થાય અથવા ઘણી બગડી જાય એવી રીતે, અથવા (બ) વેપારના અથવા ફાયદાના કારણ સારૂ અથવા તેના પોતાના ખરેખરા ઘરગુતી અથવા ખેતીના કારણ શિવાય બીજા કોઈ પણ કારણ સારૂ, ખોદવી નહી અથવા તેમાંથી માટી છુટા પથ્થરા શિવાય બીજા પથ્થરા કંકર, રેતી, મુરમ અથવા તેની સપાટી ઉપરનો કાંઇ પણ બીજો પદાર્થ કહાડી લઇ જવો નહી અથવા તે જમીનનો બીજી રીતે કાંઇ ઉપયોગ કરવો નહિ.

**૫૧.** ઘરના ગભાણ તરફ આકાર કરેલી અથવા ધારણ કરેલી જમીનના કોઇ પણ ખાતાદારે અથવા *હિલસ્ટેશનમાંનું ઘરનું ગભાણ પટે લેનારાએ, અને એવા ખાતાદારની અથવા પટે લેનારની મારફત દાવો કરનારે કલમ ૬૨ અથવા ૬૭ ની રૂઇએ અથવા બીજી રીતે તેના ખાતાને જોડેલી અથવા તેના પટામાં ઠરાવેલી શરતોના કોઇ પણ વિશેષ પાત્રને રહીને, કોઇ પણ કારણ સારૂ, કલેકટરની; અથવા હિલસ્ટેશનની બાબતમાં એવા હિલસ્ટેશનના સુપરીન્ટેન્ડેન્ટની, અગાઉથી લેખી પરવાનગી લીધા વગર, અને સદરહુ કલેકટરને અથવા સુપરીન્ટેન્ડેન્ટને દરેક બાબતમાં જે શરત ( ખોદાણ કરવા બદલ અથવા માટી વિગેરે કહાડી લઇ જવા બદલ ફી આપવાની શરતો સુદ્ધાં ) કરવાનું યોગ્ય લાગે તે શરતોને અનુસર્યા વગર, ખોદાણ કરવું નહી, અથવા માટી, સપાટી ઉપરના છુટા પથરા શિવાય બીજા પથ્થરા કંકર, રેતી, મુરમ અથવા તેની સપાટી ઉપરનો બીજો કાંઈ પણ પદાર્થ કહાડી લઇ જવો નહી.

**૫૨.** કોઇ પણ શહેરનાં, કસબાનાં અથવા ગામનાં ગભાણ માંહેની દુમાલા નહી કરેલી જમીન કલેકટરની અગાઉથી લેખી મંજુરી મેળવ્યા વગર ઇમારતનો પાયો નાખવાનાં, કુવો ખોદવાનાં તથા અનાજ સારૂ ખાડા ખોદવાના કારણ શિવાય બીજા કોઇ પણ કારણ સારૂ ખોદવી નહી. જ્યારે ઉપર કહેલાં કારણ શિવાય બીજાં કાંઇ પણ કારણ સારૂ સદરહુ પ્રકારની કોઇ જમીન ખોદવાની પરવાનગી કલેકટરે આપી હોય ત્યારે સદરહુ ખોદાણ દરએક બાબતમાં કલેકટરને જે શરતો એવા ખોદાણ બદલ ફી આપવાની શરત સુદ્ધાં ઠરાવવાનું યોગ્ય લાગે તે શરતોને અનુસર્યા વગર કરવું નહી.

**૫૩.** અમદાવાદ ( સરસપુર, દરિયાપુર, કાજીપુર, રાયપુર, હિરપુર અને અસારવાનાં પરાં સુદ્ધાં ) ભરૂચ, સુરત, રાંદેર, વલસાડ અને ગોધરા શહેરોનાં તથા કસબાઓનાં અથવા મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સરકાર જે બીજા કોઇ પણ શહેરને અથવા કસબાને આ કાનુન લાગુ કરે તે શહેરનાં અથવા કસબાનાં ગભાણમાંની જે કોઇ પણ જમીનને સને ૧૮૬૮ ના મુંબાઇના ૪ થા આક્ટની રૂયે અથવા કલમ ૧૩૧ ની રૂયે સીટી સરવે લાગુ કરેલી હોય તે જમીન ખેતીવાડી શિવાયના કામમાં લેવા માટે, અથવા કલમ

*માથેરાન, મહાબળેશ્વર જેવા શિતળ ડુંગર ઉપરનું થાણું.

૧૧૬ મુજબ સદરહુ પ્રમાણે કામમાં લીધેલી જમીનમાં હદ નિશાન કરીને તેને જુદો નંબર આપવા માટે પરવાનગી મળવા સારૂ ૬૫ મી કલમ મુજબ કરેલી અરજી, જે જમીનના સંબંધમાં તે અરજી હોય તે જમીનનું ક્ષેત્રફળ બસો ચોરસ વારના કરતાં ઓછું હોય તો, કલેકટરે મંજુર કરવી નહી.

## ૭. જમીન મહેસુલનો આકાર.

( કલમો ૪૮, ૫૨, ૧૦૦ તથા ૨૧૪ (ડ). )

### (૧).—સરવે ન કરેલી જમીન.

**૫૪.** જેના સંબંધમાં ૨૧ મી કાનુનમાં ઠરાવ કર્યો છે એવી કોઇ પણ નદીનાં તળીયાંની જમીન ઉપર લેવાના જમીન મહેસુલનો, તે કાનુન પ્રમાણે લિલામમાં તેના ખાતાની જે કિંમત ઉપજી હોય તેમાં સમાવેશ થયો છે એમ સમજવું.

### (૨) સરવે કરેલી જમીન.

**૫૫.** ખેતીના કામ સારૂ ઉપયોગમાં લેવાનો સંભવ હોય એવી જમીનની મુલકી સરવેનું કામ ચલાવતી વખતે, સરકારે બીજી વખતે ફરમાવ્યું ન હોય તો હેઠળ લખેલા નિયમ પ્રમાણે ચાલવું.

૧. (અ) ગામના હિસાબમાં જુદા નામથી દાખલ કરેલું દરેક ખાતું કલમ ૯૮ મુજબ એવી જમીનના સંબંધમાં સરવે નંબર સારૂ ઠરાવેલા ઓછામાં ઓછા ક્ષેત્રફળ કરતાં ઓછું ન હોય તો, જુદી માપણી તથા પ્રત કરવી જોઇએ અને તેનો સરવે નંબર કરવો જોઇએ.

(બ) ગામના હિસાબમાં જુદા નામથી દાખલ કરેલું દરેક ખાતું ૯૮ મી કલમની રૂએ એવી જમીનના સંબંધમાં સરવે નંબર સારૂ ઠરાવેલા ઓછામાં ઓછા ક્ષેત્રફળ કરતાં ઓછું હોય તો, સરવે કમીશનરે બીજી રીતે હુકમ કર્યો ન હોય તે પ્રસંગે, તેની જુદી માપણી તથા પ્રત કરવી જોઇયે અને ઉપર જુદો આકાર બેસાડવો જોઇએ, અને તેની હદ, હદ નિશાનીથી જુદી બતાવવી જોઇએ અને સરવે કમીશનરને, હરકોઈ વખતે, સાધારણ હુકમ કરીને, અથવા હરકોઇ ચોકસ બાબતના સંબંધમાં અથવા ચોકસ વર્ગની બાબતોના સંબંધમાં એમ ફરમાવવાનો અધિકાર છે કે માપણી વિગેરે કરવાનું કામ, તે બાબત સાથે સબંધવાળા પક્ષકારો તરફથી અરજી આવ્યા વગર તથા તે અરજીની સાથે તે કામમાં થાય તે સઘળો ખરચ અથવા સરવે કમીશનર ફરમાવે તેટલો તેનો ભાગ અગાઉથી આપ્યા વગર અને આપવામાં આવે ત્યાં સુધી શરૂ કરવું નહી.

આ પ્રમાણે હદ નિશાનથી હદ બતાવેલા સરવે નંબરોના જે ભાગ કબુલ કરવામાં આવ્યા હોય તે ભાગને "પેટા સરવે નંબર કહેવા, પણ તે સરવે કબુલ કરેલા ભાગ છે એમ સઘળાં કારણો સારૂ સમજવામાં આવશે.

૨. જ્યારે એકાદુ ખાતું બે અથવા વધારે સહ ખાતાદારોએ ભાગમાં ધારણ કરેલું હોય અને સદરહુ ખાતાદારો પૈકી દરેક ખાતાદારનું જુદું ખાતું હોય અને તે દરેક ખાતાદાર તે આખા ખાતા માટે આપવાના જમીન મેહેસુલ પૈકી પોતાના ભાગનું જમીન મહેસુલ તે ખાતામાં ભરતો હોય, પરંતુ તે દરેક ખાતાદારનો યોગ્ય ભાગ આખા ખાતામાંથી કાયમનો જુદો પાડયો નહી હોય ત્યારે તે આખા ખાતાનો એક સરવે નંબરમાં સમાવેશ કરવો જોઇએ. અને દરેક સહ ખાતાદારનો તેમાંનો ભાગ, તે સરવે નંબરના કબુલ કરેલા ભાગ તરીકે દફતરમાં દાખલ કરવો જોઇએ, અને તે ભાગ તે આખા સરવે નંબરના પ્રમાણમાં કેટલા આના છે તે ગણીને તે આના તથા તે ભાગનો આકાર પણ લેખી રાખવો જોઇએ.

૩. સરવે કમીશનર દરએક સરવે સારૂ જે નમુનો ઠરાવે તે પ્રમાણે એક બુક રાખીને તેમાં સઘળી માપણી નોંધવી. સદરહુ બુકોમાં માપણી નોંધવામાં આવે એટલે તે બુકો તે સરવેના દફતર તરીકે રાખી મુકવી જોઇયે.

૪. માપણીનાં કામ સારૂ તાબાના સર્વે અમલદારોએ કરેલી અસલ માપણી સર્વે કમિશનરને યોગ્ય લાગે તેવી રીતે તથા તેટલી હદ સુધી માપણી ખાતા ઉપરના અમલદારોએ તપાસવી જોઇયે.

૫. સર્વે કમીશનર હુકમ કરે તે પ્રમાણે ગામના નકશા તૈયાર કરીને તેમાં દરએક સર્વે નંબર દાખલ કરવો જોઇએ, સદરહુ નકશામાં દરએક સરવે નંબરનાં હદ નિશાનનાં ઠેકાણાં પણ બતાવવાં જોઇએ.

૬. આકાર ઠરાવવાનાં કામ સારૂ સઘળી જમીનની પ્રત, તેના ફળવંતપણાના પ્રમાણમાં બાંધવી. પ્રતના નંબર તથા આનામાં ગણવાની તેમની જુદી જુદી કીંમત. કરેલી સરવે જે પ્રદેશને લાગુ હોય તેની જુદી જુદી સ્થિતિની પ્રમાણે તથા ખેડના પ્રમાણે સરવે કમિશનરના હુકમ મુજબ ઠરાવવી જોઇએ.

૭. દરએક પ્રતબંધી કરનારાએ ( કલાસરે ) એક ફીલ્ડ બુક રાખવી અને તેમાં દરએક સર્વે નંબરની તથા પેટા સર્વે નંબરની પોતે કરેલી પ્રતબંધીની વિગત, અને એવો સરવે નંબર તથા પેટા નંબર અમુક પ્રતમાં ગણવો જોઇએ એમ તેને લાગ્યાથી તે પ્રતમાં તેણે જે કારણથી ગણ્યો હોય તે કારણ લખવું જોઇએ, સદરહુ ફીલ્ડ બુક જે સર્વે સબંધી હોય તે સર્વેના કાયમ દફતર તરીકે રાખવી.

૮. પ્રતબંધી કરવા સારૂ નીમેલા તાબાના અમલદારોએ કરેલી અસલ માપણીનું નીમતાણું સરવે કમિશનર ફરમાવે તેવી રીતે તથા તેટલી હદ સુધી પ્રતિબંધી કરવાના ખાતા ઉપરના અમલદારે કરવું. સદરહુ નીમતાણું સ્વતંત્ર રીતે કરવું. એટલે, નીમતાણું પુરૂં કરવામાં આવે ત્યાં સુધી અને તેનું આખરનું પરિણામ આવે ત્યાંહાં સુધી અસલ પ્રતબંધી કરનારે પ્રતબંધી સંબંધી કરેલું કામ અથવા તેનો તે સંબંધી લેખ બિલકુલ ન જોતાં કરવું. અને પછી અસલ પ્રતબંધીનો આકાર તથા નીમતાણાનો આકાર મેળવીને તેનું જે પરિણામ આવે તે જુદુ જુદું લખવું.

૯. આકારનો દર સરકાર મંજુર કરે એટલે, દરેક સરવે નંબર અથવા પેટા સરવે નંબર ઉપર એવા સરવે નંબરની અથવા પેટા સરવે નંબરની જમીનની પ્રતબંધીની જે કીંમત હોય તે પ્રમાણે આકાર બેસાડવો;

૧૦. ઉપરના સર્વેના નિયમોમાં જે પરચુરણ બાબતો વિશે ઠરાવ કર્યો ન હોય તે બાબતોનો નીકાલ દરએક સરવેમાં સરકારના સામાન્ય નિયમને અનુસરીને સરવે કમિશનરને જે સામાન્ય અથવા વિશેષ હુકમ કરવાનું વખતે વખતે યોગ્ય લાગે તે પ્રમાણે કરવો.

### ૩. સામાન્ય.

**૫૬.** દુમાલા કરેલી જે જમીન ઉપર ફકત ખેતીનાંજ કામ સારૂ આકાર બેસાડેલો હોય અથવા જે ફકત એવાજ કારણુ માટે ધારણ કરેલી હોય તે જમીન પછીથી ખેતી સિવાયના બીજા કોઇ કામમાં ઉપયોગમાં લેવામાં આવે, ત્યારે એ પ્રમાણે ઉપયોગમાં લીધેલી જમીનનો આકાર, મીઠુ પકવવાનાં કામમાં લગાડેલી જમીન ( એવી જમીન બદલ ૪૯ મી કાનુનમાં વિશેષ ઠરાવ કર્યો છે ) બાદ કરીને, અથવા સરકારે બીજી રીતે ફરમાવ્યું ન હોય તો, ૪૮ મી કલમના બીજા પારેગ્રાફના ઠરાવ મુજબ બદલીને કલેકટરે હેઠળ લખેલા નિયમોને પાત્ર ઠરાવવો તથા તેમાં ફેરફાર કરવો:—

૧ નિયમ ૨ અથવા ૩ માં જે જગા બદલ ઠરાવ હોય તે જગા સિવાય બીજી સઘળી જગામાં હેઠળ લખેલા દરે આકારની જે રકમ થાય તેના કરતાં વધારે નહિ હોય એવી જે રકમ કલેકટરને યોગ્ય લાગે તે રકમનો આકાર બેસાડવો જોઇએ.

સદરહુ જમીન જે ગામ, કસબા અથવા શહેરમાં હોય તે ગામ,
કસબા અથવા શહેર ૭૧ મી કાનુન પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ લા વર્ગમાં દાખલ કરેલું હોય તો | દર એકરે રૂ. ૧૦ | અથવા ખેતીનાં કામ સારૂ બેસાડેલા આકારથી દસ ગણા રૂપિયા, આમાંથી જે વધારે હોય તે. |
| ૨ જા ,, ,, ,, | રૂ. ૫, | અથવા એજન પાંચગણા, એજન. |
| ૩ જા ,, ,, ,, | રૂ. ૨, | અથવા એજન ત્રણગણા, એજન. |

સદરહુ જમીન જે ગામ, કસબા અથવા શહેરમાં હોય તે ગામ, કસબો અથવા શહેર, ૭૧ મી કાનુન પ્રમાણે ૫ મા વર્ગમાં દાખલ કરેલું હોય તો સાધારણ રીતે આકારમાં કાંઇ ફેરફાર કરવો નહિ.

૨. ઘરના ઘભાણની ઘણી માગણી હોવાને લીધે અથવા બીજા કોઇપણ વિશેષ કારણને લીધે સરકાર જે પ્રદેશને અથવા સ્થળને, મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, આ નિયમ લાગુ કરે તેવા કોઇ પણ પ્રદેશમા અથવા સ્થળમાં સદરહુ જમીન હોય તો ( ખેતી સિવાયના બીજા કોઇ હંગામી કારણ માટે તે જમીન લીધી હશે. અથવા તેનો ઉપયોગ કર્યો હશે અને તેની વ્યવસ્થા સરકારના સામાન્ય અથવા

વિશેષ હુકમને અનુસરીને ૧ લા નિયમ મુજબ કરી શકાય એમ હોય તે સિવાયની બાબતોમાં ) એવી માગણીને લીધે તે જમીનની ( કલેકટર અડસટા મુજબ ) જે કીંમત ઉત્પન્ન થવા જોગ હોય તે પ્રમાણમાં તે આકારમાં ફેરફાર કરવો જોઇએ.

આ નિયમ મુજબ જુદા જુદા પ્રદેશમાં લેવાના આકારનો પ્રમાણ દર વખતે સરકારની અગાઉથી મંજુરી લઇને, ઠરાવવાનો કલેક્ટરને અધિકાર છે. એવો દર ઠરાવતી વખતે સદરહુ પ્રદેશમાંની અથવા બીજા લતામાંની સરકારી પડતર જમીનના અથવા ઇનામી જમીનના ઘરના ગભાણ સારૂ થયેલા પ્રત્યક્ષ વેચાણ ઉપરથી માલમ પડતો સરાસરી બજાર ભાવ લક્ષમાં લેવો જોઇએ, અને એવા બજાર ભાવમાંથી સરાસરી ખેતી વાડીના કારણ માટેની કીંમત, જે જમીનની ઇમારત માટે માપણી ન હોય તે જમીનના તે જીલ્લામાં થયેલા વેચાણની કિંમતના આધારે ઠરાવવી જોઇએ. આ બન્ને સરાસરી કિંમત વચેના તફાવત ઉપર સરકાર ચાલુ વ્યાજના દરના પ્રમાણમાં જે ટકા ઠરાવે તે સાધારણ રીતે આકારનો ઠરાવેલો દર હોવો જોઇએ, અને આવે પ્રસંગે ખેતીવાડીનો આકાર માફ કરવામાં આવશે કોઇપણ પ્રદેશ માટે સરકારની મંજુરીથી ઠરાવેલા પ્રમાણના દર વિશેષ કારણ વગર ( એવાં કારણો લખી મુકવાં જોઇયે ) મુકીને બીજો દર બેસાડવો નહિ. પણ વિશેષ વગ પડતે ઠેકાણે આવેલા ગભાણની બાબતમાં અથવા ખેતીના કારણ સારૂ ભારે આકાર બેસાડેલી જમીનની બાબતમાં કમીશનરની મંજુરી લઇને, ( સદરહુ પ્રમાણે દર કરતાં ) વધારે અથવા ઓછો દર બેસાડવાનું કલેકટરની મરજી ઉપર છે; ઉપરની બીજી બાબતમાં ( ખેતી સારૂ ભારે દર બેસાડેલી જમીનની બાબતમાં ઘરના ગભાણ માટે તે જમીનના અંદાજેલા બજાર ભાવમાંથી તે જમીનની અંદાજેલી ખેતીની કીંમત બાદ કરીને સદરહુ સ્થાનિક કીંમત ઠરાવવી જોઇએ. અને એ પ્રમાણે ઠરાવેલી સ્થાનીક કીંમત ઉપરના ટકા ખેતીના કામ સારૂ બેસાડેલા આકાર ઉપરાંત લેવા જોઇએ.

આ નિયમની રૂએ વ્યવસ્થા કરેલી જમીનની બાબતમાં પુરવણી ઈમાં આપેલા નમુના પ્રમાણે અથવા બને ત્યાં સુધી તે નમુના માફકના નમુના પ્રમાણે કલેકટરે ખાતાદારને સનંદ આપવી જોઇએ.

૩. આસપાસના કસબામાં વધેલી વસ્તી ઓછી થવા માટે ઇમારત બાંધવાને વિશેષ ઉત્તેજન આપવું ઈષ્ટ છે એવું જે કોઈ પણ પ્રદેશના સંબંધમાં જરૂરનું દેખાય અને જે પ્રદેશને અથવા જગાને મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સરકાર આ નિયમ લાગુ કરે તે પ્રદેશમાં અથવા જગામાં, ઘરના ગભાણ સારૂ ઉપયોગમાં લીધેલી જમીનની બાબતમાં નિયમ બેની રૂએ બેસાડવાના આકારને દર, સરકાર સામાન્ય હુકમ ફરમાવે તે પ્રમાણે ઓછો કરવો જોઇએ, માત્ર આ બાબતમાં વખતે ઠરાવવામાં આવે તે નમુના પ્રમાણે કલમ ૬૭ મુજબ ખાતાદારે સરકારને કબુલત લખી આપવી જોઇયે.

૪. ઘરના ગભાણ માટે ઉપયોગમાં લીધેલી જમીનની બાબતમાં, બદલેલા આકાર જેટલી જગામાં ઈમારત હશે તેટલી જગા ઉપરજ માત્ર ન લેતાં ઇમારતના કંપાઉન્ડની અંદરની સઘળી જમીન ઉપર લેવો જોઇએ, પણ રહેવાના ઘરની આસપાસ ખુલ્લી જગા રાખવાનું યોગ્ય જણાયાથી સરકાર જે કોઇ પણ પ્રદેશ બદલ મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ બાબતમાં સામાન્ય હુકમ કરીને ફરમાવે તે પ્રદેશમાં, ઇમારત હેઠળની જમીન ઉપર, ખેતીના કર કરતાં ઓછો નહિ હોય એવો જે ઓછો કર સરકાર વખતે વખતે ઠરાવે તે લેવો જોઇએ.

૫. બદલેલો આકાર સાધારણ રીતે જે મુદત સુધી બેસાડવો જોઇએ તે મુદત, નીયમ ૧ લાની બાબતમાં, ખેતીવાડી સીવાય બીજા કારણ સારૂ ઉપાયોમાં લીધેલી જમીનના સર્વે સેટલમેન્ટ સાથે પુરી થાય છે એમ સમજવું, અને નીયમ, ૨ અથવા ૩ ની અંદર આવનારી બાબતમાં, ખેતી સીવાય બીજા કામ માટે સદરહુ જમીનનો ઉપયોગ કરવાની પરવાનગી આપ્યાની તારીખથી અથવા જ્યારે પરવાનગી આપી ન હોય ત્યારે સદરહુ પ્રમાણે ઉપયોગ કરવાની શરૂઆત થયાની તારીખથી ૫૦ વર્ષ સુધી છે એમ સમજવું.

પણ એવું ઠરાવ્યું છે કે નીયમ ૨ અથવા ૩ ની અંદર આવનારી બાબતમાં જે મુલકી સાલમાં, પ્રસંગ પ્રમાણે પરવાનગી આપી હોય, અથવા ઇમારત બાંધવાની અથવા બીજો ઉપયોગ કરવાની શરૂઆત થઈ હોય તે મુલકી સાલ માટે વધારેલો આકાર લેવો નહી. પણ નવેંબરની ૧ લી તારીખની અગાઉ પરવાનગી આપી હોય અથવા ઇમારત બાંધવાની અથવા બીજો ઉપયોગ કરવાની શરૂઆત કરી હોય તો તે વધારેલો આકાર લેવો.

સદરહુ મુદત પુરી થયા પછી. અને આ બાબતમાં વખતે વખતે સરકાર ફરમાવે તે તે બીજી મુદતે, મુંબાઇના જમીન મહેસુલના કાયદા મુજબ અને તેની રૂએ જે કાનુનો અને હુકમો વિદ્યમાન કાળે અમલમાં હોય તે મુજબ સદરહુ બેસાડેલા આકારમાં ફેરફાર કરી શકાશે.

૬. બદલેલો આકાર નિયમ ૫ ની રૂએ ૫૦ વર્ષની મુદત સુધીનો ઠરાવેલો હોય તો તે મુદતનો આકાર દર સાલ આપવાને બદલે, ખાતાદાર કલેકટરની મંજુરીથી ૨૫ વર્ષનો આકાર સામટો આપીને તોડજોડ કરવા મુખત્યાર છે, અથવા વખતે વખતે સરકાર જે બીજી સરત મંજુર કરે તે શરતે તે આકાર આપવો અને એવી સામટી રકમ આપ્યા બદલ અથવા રૂપાંતર કર્યા બદલ એક ટીપ, નિયમ ૨ અથવા ૩ ની રૂએ ખાતા બદલ આપેલી સનંદમાં અથવા લખેલી કબુલતમાં અથવા તેને છેડે લખી મુકવી જોઇયે.

૭. કલમ ૬૭ ની રૂએ બીજી કોઇ પણ રીતે વિશેષ બાબતમાં વ્યવસ્થા કરવાના સરકારના અધીકારને સદરહુ નિયમના કોઈપણ મજકુરથી બાધ આવે છે એમ સમજવું નહિ; અને જે કોઇપણ બાબતમાં સદરહુ નિયમ લાગુ પડશે નહિ, અથવા તે લાગુ કરવાનું કલેકટરને યોગ્ય જણાશે નહિ તે બાબત, તેણે કમિશનરની મારફત સરકારના હુકમ માટે મોકલવી.

**૫૭.** (૧) ૫૬ મી કાનુનમાંનો કોઇપણ મજકુર, ( સરસપુર, દરિયાપુર, કાજીપુર, રાયપુર, હીરપુર તથા અસારવા પરાં સુદ્ધાં ) અમદાવાદ, ભરૂચ, સુરત, રાંદેર, વલસાડ તથા ગોધરા શહેરો તથા કસબામાંના ગભાણમાંની અથવા જે કોઈ પણ કસબાને અથવા શહેરને મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સરકાર આ કાનુન લાગુ કરશે તે કસબાના અથવા શહેરના ગભાણમાંની જે કોઇ પણ જમીનને સન ૧૮૬૬ ના મુંબઇના ૪ થા આકટની રૂએ અથવા કલમ ૧૩૧ મુજબ સિટી સરવે લાગુ કરી હશે, તે જમીનને લાગુ થશે નહિ એમ સમજવું.

(૨) સદરહુ ગભાણમાં, ઉપર કહેલા કામમાં વાપરેલી જમીન ઉપર દર ચોરસ વારે ૨ પૈ પ્રમાણે દર બેસાડવો.

## ૮—દુમાલા જમીનનું પત્રક.

( કલમો ૫૩ તથા ૨૧૪ આઇ. )

**૫૮.** ૫૩ મી કલમ પ્રમાણે રાખવાનું દુમાલા જમીનનું પત્રક ૬ પુરવણીના નમુના પ્રમાણે રાખવું જોઇએ.

**૫૯.** સરકાર શિવાય બીજા કોઇએ જમીન દુમાલા કરી આપવી નહિ નવી દુમાલા કરી આપેલી દરેક જમીનની બાબતમાં હેઠળ લખેલી શરતો લખીને અથવા તે મજકુરની શરતો લખીને સરકારનો ખાણ તથા ખનીજ ઉત્પન્ન ઉપરનો હક સ્પષ્ટપણે રાખી મુકવો જોઇએ, એટલે:—

"આ જમીન સઘળી ખાણો તથા ખનીજ પદાર્થ ઉપર સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇંડીયા ઇનકાઉન્સિલનો જે હક છે તે રાખીને, અને આવી ખાણનું કામ ચલાવવા સારૂ તથા ખનીજ પદાર્થ શોધવા સારૂ જવાની સઘળી વાજબી સગવડ સહિત પુરેપુરી છૂટ મળવાની તેને જે હક છે તે રાખીને આપી છે."

## ૯—સરકાર દાખલ થયેલી જમીનની વ્યવસ્થા.

( કલમો ૫૬ તથા ૨૧૪ (ઇ) તથા (આઇ). )

**૬૦.** જમીન મહેસુલ નહિ આપનારે ધારણ કરેલી જમીન સરકાર દાખલ કર્યા પછી તે જમીન, કલેકટરની અગાઉથી લેખી પરવાનગી લીધા વગર કોઇપણ રીતે બીજા કોઈ પણ શખસને નામે કરીશ નહી એવી શરતે તેને પાછી આપવાનું અથવા બીજા કોઇ શખસને આપવાનું જ્યારે કલેકટરને યોગ્ય લાગે ત્યારે જમીન મહેસુલની બાકી વસુલ કરવા સારૂ બાબ ૧૧ માં જે બીજા ઉપાય ઠરાવ્યા છે તે પૈકી કે કોઇ પણ ઉપાય લીધા વગર, તે જમીન સરકાર દાખલ કરી છે એવો ઠરાવ કરીને, સદરહુ રીતે, પ્રસંગ પ્રમાણે, જમીન મહેસુલ નહી આપનારને અથવા બીજા આશામીને આપવાનો કલેકટરને અધિકાર છે.

**૬૧.** ૬૦ મી કાનુન લાગુ પડતી ન હોય ત્યારે ચઢેલી બાકી ૧૧ મા બાબમાં જે ઉપાય ઠરાવ્યા છે તે ઉપાયથી સહજ વસુલ થઇ શકે એમ નથી એમ કલેકટરને જણાયા વગર, ધારણ કરેલી જમીન સરકાર દાખલ કરવી નહી.

**૬૨.** જે ધારણ કરેલી જમીન બાબત જમીન મહેસુલ લહેણું હશે તેમાં બે અથવા વધારે સર્વે નંબર હશે, અથવા જુદો જુદો આકાર ઠરાવેલા જમીનના બે અથવા વધારે ભાગ અથવા ઇસ્ટેટ હશે, અને એવી બાકીની એકંદર રકમ, એવા નંબરો, ભાગ અથવા ઇસ્ટેટ પૈકી ફક્ત એક અથવા વધારે વેચ્યાથી વસુલ થઇ શકશે એમ કલેકટરને લાગે, તો એવા નંબરો, ભાગ અથવા ઇસ્ટેટો પૈકી એવો માત્ર એકજ અથવા અમુકજ નંબર, ભાગ અથવા ઇસ્ટેટ સરકાર દાખલ કરવાનો કલેકટરને અધિકાર છે.

૬૩. જો મેહેસુલ ન ભરનારો એવી ઇચ્છા બતાવે કે તેની સરકાર દાખલ થયેલી ધારણ કરેલી જમીન નીચેના સબબસર વેચવા કહાડવી, એટલે:—

(અ) સદરહુ જમીન મેળવવા સારૂ, તેને, સરકારને, અથવા વરિષ્ટ ધારણ કરનારને, અથવા તેની અગાઉના ધારણ કરનારને, અવેજ આપવો પડયો હતો અથવા

(બ) સદરહુ જમીન સરકાર પાસેથી અથવા વરિષ્ટ ધારણ કરનાર પાસેથી અથવા અગાઉના ધારણ કરનાર પાસેથી તેને મળી તે પછી તેમાં સુધારો કરવામાં આવ્યો છે.

તો, કલેકટરે તે વિષે ચોકસી કરવી અને મેહેસુલ ન ભરનારની અરજ ઉપરથી કલેકટરને યોગ્ય લાગે તો તેણે સદરહુ ધારણ કરેલી જમીન વેચવા કહાડવી.

**૬૪.** કાનુન ૬૩ ની હેઠળ આવનારી એકાદી સરકાર દાખલ થયેલી ધારણ કરેલી જમીન એકાદા સર્વે નંબરનો કબુલ કરેલો ભાગ હોય, તો તે સર્વે નંબરના કબુલ કરેલા બીજા ભાગોના ધારણ કરનારાઓને કલમ ૯૯ (બ)માં જે અનુક્રમ ઠરાવ્યો છે તે અનુક્રમમાં કલેકટરે પોતાની નજરમાં યોગ્ય જણાય તેટલી કિંમતે પ્રથમ વેચવા માંડવી જો તેમાંનો કોઇપણ તે જમીન ખરીદ ન કરે, તો પછી કલેકટરે તે જમીનની વ્યવસ્થા ૬૩ મી કાનુનમાં કહ્યા પ્રમાણે કરવી.

**૬૫.** કાનુનો ૬૨ તથા ૬૩ માં બીજી રીતે ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, સરકાર દાખલ થયેલી ધારણ કરેલી જમીનો, હેઠળ લખેલી બાબતોમાં વેચવા કાહાડવી નહિ: પણ હેઠળ લખેલી બાબતો પૈકી જે બાબત હેઠળ તે આવતી હોય તે પ્રમાણે તેમ વ્યવસ્થા કરવી, એટલે:—

(અ) ખેતીની સ્થિતી સાધારણ રીતે નિકૃષ્ટ થવાને લીધે અથવા વેચવા કાહાડેલી ધારણ કરેલી જમીન જે જાતની હોય તે જાતની જમીનનો ખપ ન હોવાને લીધે અથવા પડોશની જમીન ધારણ કરનારાઓ મિલાપી થઇ જવાને લીધે, અથવા બીજા કોઇ પણ વિશેષ કારણને લીધે વેચાણની વખતે કોઇ માગણી કરવા આવશે નહિ, અથવા સૌથી વધારેમાં વધારે માગણી કરેલી રકમ ધારણ કરેલી જમીનની અમુક કિંમતની હેઠળ તે વેચવી નહિ એવી જે કિંમત ઠરાવી હોય તે કિંમત કરતાં અથવા તેની વાસ્તવિક કિંમત કરતાં ઘણીજ ઓછી આવશે તેમ કલેકટરને જણાય તો, તેણે તે જમીન (ભોગવટામાં નહિ લીધેલી) જમીન તરીકે દફતરમાં દાખલ કરાવવી, અને તેવી ( ભોગવટામાં નહિ લીધેલી ) જમીનની વ્યવસ્થા બાબત જે કાનુનો તથા હુકમો અમલમાં હોય તે મુજબ તેની વ્યવસ્થા કરવાનો હુકમ કરવો.

(બ) ૩૮ મી કલમમાં કહેલા કોઇપણ કારણ સારૂ તાબડતોબ અથવા કલેકટરને યોગ્ય લાગે તે મુદતની અંદર સદરહુ ધારણ કરેલી જમીન પૈકી જમીન જોઇશે એવો સંભવ છે, એવું કલેકટરને લાગે તો, તેણે સદરહુ કારણ સારૂ તે જમીન કાયદેસર રીતે જુદી કરી રાખવાની એકદમ તજવીજ કરવી.

(ક) જે ખાતાની બાબતમાં કલેકટરને એમ લાગે કે પોતાની અગાઉ લેખી પરવાનગી લીધા વગર તે ખાતું કોઇ પણ રીતે બીજા કોઇપણ શખસને નામે ન કરી આપે એ શરતે તે ખાતું મેહેસુલ નહિ ભરનારને પાછું આપવું યોગ્ય છે, તે ખાતાની બાબતમાં કલેકટરે કાનુન ૩૨, પેટા કાનુન (૨) માં કહ્યા પ્રમાણે દુરસ્ત કરેલી પુરવણી બના નમુના પ્રમાણે કબુલત લખી લીધા પછી, તે ખાતું, પ્રસંગ પ્રમાણે, મેહેસુલ નહિ ભરનારને પાછું આપવાનો અથવા ઉપર કહેલા બીજા માણસને આપવાનો હુકમ કરવો.

(ડ) સરકારની ચહડેલી જમીન મેહેસુલની બાકી માટે સરકાર દાખલ થયેલી જે ધારણ કરેલી દુમાલા જમીનની બાબતમાં કલેકટરને એમ લાગે કે, તે જમીન પ્રત્યક્ષ ધારણ કરનારના અથવા ખેડુતના તાબામાં ખાતા તરીકે રેહેવા દેવી યોગ્ય છે, અથવા તે દુમાલા નહિ હોય એવી પડતર જમીન સમજીને વેચાણ ન કરતાં બીજી રીતે તેની વ્યવસ્થા કરવી યોગ્ય છે, ત્યારે તે જમીનની બાબતમાં તેણે તેવી જાતની જમીનના

સંબંધમાં અમલમાં હોય એવી કાનુનો પ્રમાણે તથા હુકમ પ્રમાણે તે જમીન ખાતા તરીકે સદરહુ ધારણ કરનાર પાસે અથવા ખેડુત પાસે રેહેવા દેવાનો અથવા દુમાલા નહિ હોય તેવી જમીન સમજીને તેની બીજી રીતે વ્યવસ્થા કરવાનો હુકમ કરવો.

(ઘ) વરિષ્ટ ધારણ કરનારના ચહડેલા ગણોતની અથવા જમીન મેહેસુલની જે બાકી વસુલ કરવા માટે ૮૬ મી તથા ૮૭ મી કલમો મુજબ મદદ આપવામાં આવે, તે બાકી માટે સરકાર દાખલ થયેલી ધારણ કરેલી જે દુમાલા જમીનની બાબતમાં કલેકટરને એમ જણાય કે, તે જમીન સદરહુ વરિષ્ટ ધારણ કરનારને નામે કરી આપવા યોગ્ય છે, તે બાબતમાં તે જમીન ૫૬ મી કલમની રૂએ કલેકટર હુકમ કરે તેવા ( કાંઇ હોય તો ) સત્તાપ્રકારને, હકને, ચાર્જને અથવા ઇકવીટીસને પાત્ર તે વરિષ્ટ ધારણ કરનારને નામે કરી આપવાનો કલેકટરે હુકમ કરવો.

(ङ) જે કોઇપણ બીજી બાબતમાં સરકાર દાખલ થયેલી ધારણ કરેલી જમીનની વ્યવસ્થા વેચાણ શિવાય બીજીરીતે કરવી યોગ્ય છે એમ કલેકટરને જણાયાથી તેણે તેમ કરવાને સરકારની મંજુરી મેળવી હોય તે બાબતમાં તેણે તે જમીનની વ્યવસ્થા કરવા માટે જે વિશેષ હુકમ સરકારે ફરમાવ્યો હોય અથવા મંજુર કર્યો હોય તે હુકમને અનુસરીને તે જમીનની વ્યવસ્થા કરવી.

**૬૬.** કાનુન ૬૫ માં ન આવનારી બાબતોમાં, સરકાર દાખલ થયેલી ધારણ કરેલી જમીનની ચહડેલી બાકી વસુલ કરવા માટે, ૬૮ મી કાનુનના ઠરાવોને પાત્ર વેચવા કહાડવી જોઇએ.

**૬૭.** (૧) પડતર ( બીન કબજાની ) દુમાલા નહિ હોય તેવી જમીનના વેચાણને જે કાનુનો તથા હુકમો લાગુ હોય તે કાનુનો તથા તે હુકમો ૧૧ મા બાબના ઠરાવને જેટલે સુધી મળતા આવતા હોય તેટલે સુધી, સરકાર દાખલ થયેલી ધારણ કરેલી જમીનનું એવી જમીન તરીકે જે વેચાણ કરવાનું તે દરેક વેચાણને લાગુ કરવા; અને ૩૧ થી તે ૩૩ સુધીની કાનુનોના ઠરાવ એવા દરેક વેચાણને લાગુ થશેજ,

અને જો હરકોઇ સરકાર દાખલ થયેલી જમીનના વેચાણ વખતે કલેકટરને એમ લાગે કે—

(अ) એવા વેચાણ વખતે લીલામમાં બોલાયલી કિંમત શુદ્ધભાવથી બોલવામાં આવતી નથી, અથવા

(ब) સરકારની અથવા વરિષ્ટ ધારણ કરનારની જે બાકી લેહેણી રહેશે તે ખર્ચ સુદ્ધાં પુરેપુરી આપ્યા વગર ધારણ કરેલી જમીન પાછવાડેથી મળવા સારૂ એકમત થયો છે, અથવા

(क) એવા વેચાણની જાહેર ખબર પ્રસિદ્ધ કરવામાં અથવા વેચાણ ચલાવવામાં એવું કાંઇ ગેરશિસ્તપણું અથવા ભુલ અથવા કપટ થયું છે કે તેને લીધે ઘણું કરીને સૌથી વધારે બોલાયલી રકમ વસુલ કરવાને હરકત હઇ છે અથવા બીજી રીતે એકાદા શખસને ઘણું નુકશાન થયું છે, તો એવું વેચાણ તેણે ૧૭૯ મી કલમની રૂએ સાધારણતઃ રદ્દ કરવું.

**૬૮.** (૧) સરકાર દાખલ થયેલી કોઇપણ ધારણ કરેલી જમીન જે બાકી માટે સરકાર દાખલ થયેલી હોય તે બાકી, તથા તે ન આપનારા માણસ પાસે કાયદાસર રીતે લેહણો થયેલો સઘળો ખરચ, આ કાનુનની રૂએ કોઇપણ વેચાણ અથવા બીજી વ્યવસ્થા થયાની પેહેલાં હરકોઇ વખતે આપવામાં આવે, તો અથવા સદરહુ બાકી તથા ખરચ વાજબી મુદતની અંદર આપવા સારૂ કલેકટરની ખાત્રી થાય એવું તારણ આપવામાં આવે તો, તે જમીન પાછી આપવી કે કેમ તે કલેકટરની મરજી ઉપર છે,

પણ એવું ઠરાવ્યું છે કે ચાકરીને પેટે ધારણ કરેલી નહિ હોય એવી, કાનુન ૬૫, રકમ (ક) માં કહેલી કોઇપણ ધારણ કરેલી દુમાલા જમીન દાખલ થયેલી હોય તે જમીન સરકારની અગાઉથી મંજુરી લીધા વગર પાછી આપવી નહિ.

(૨) વતનદારે ચાકરીને પેટે ધારણ કરેલી દુમાલા જમીન સરકાર દાખલ થઇ હોય તે પ્રસંગે, તેનું લેણું થયેલું જમીન મેહેસુલ વતનદાર અશક્ત હોવાના કારણથીજ આપવામાં ચુકયો છે એવી કલેકટરની ખાત્રી થાય તો, સદરહુ જમીનના જેટલા કડકાના ખાતાની કિંમત, વસુલ કરવાની બાકી જેટલી થવાનો સંભવ હોય તેટલો કડકો સદરહુ જમીનમાંથી બાદ કરવાનો, તથા તેની વ્યવસ્થા ૬૩ થી તે ૬૭ સુધીની કાનુનોમાંથી જે કાનુનો લાગુ પડે તે પ્રમાણે કરવાનો, અને બાકીની જમીન મેહેસુલ નહિ ભરનારને પાછી આપવાનો, અથવા એવી સઘળી જમીન મેહેસુલ ન ભરનારને પાછી આપવાનો, અને લેહેણા થયેલા જમીન મેહેસુલની

બાકી નજરમાં આવે તો મુકી દેવાનો, અને આયંદે તે આપવામાં આવે તે માટે પોતાને યોગ્ય જણાય એવી ગોઠવણ કરવાનો કલેકટરને અધિકાર છે.

**૬૯.** જ્યારે કોઇ ધારણ કરેલી જમીન ઉપર લેણું થયેલું જમીન મહેસુલ આપવામાં કસુર કર્યાના સબબથી તે જમીન સરકાર દાખલ થઇ હોય (અને) તે વેચવામાં આવી ન હોય ત્યારે, મહેસુલ ન આપનારની ઉપર જબરીની બીજી વધારે તજવીજ કર્યા વગર તે લેણી બાકી સામાન્યતઃ માફ કરવી પણ આનો હેતુ એવો નથી કે મહેસુલ ન આપનારની પાસે લેહણી થયેલી બાકી બીજા ઉપાયથી વસુલ કરવાનો હક, તેણે ધારણ કરેલી જમીન સરકાર દાખલ કરી હોય તથા વેચ્યા સિવાય બીજી રીતે તેની વ્યવસ્થા કરી હોય તોપણ બિલકુલ છોડી દેવો. વિશેષ બાબતોમાં હક કમિશનરની મંજુરીથી બજાવવાનો કલેકટરને અધીકાર છે.

**૧૦—૬૧ મી કલમ પ્રમાણે લેવાના દંડની હદ.**

( કલમો ૬૧ અને ૨૧૪ ફ). )

**૭૦.** જ્યારે જમીન હુકમ વગર ભોગવટામાં લઇને ખેતીવાડીને લગતું નહિ હોય તેવા કોઇ કામમાં વાપરી હોય, ત્યારે ૬૧ મી કલમ પ્રમાણે પ્રમાણે લેવાના દંડની હદ, જો તે જમીન પ્રવેશ કરનારના કાયદાસર ભોગવટામાં હોઇને કલેકટરની પરવાનગી વગર તેજ કામ સારૂ તેણે વાપરી હોત તો ૬૬ મી કલમ પ્રમાણે જે દંડની રકમ લઇ શકાત તેની બમણી હોવી જોઇએ

**૧૧.—દુમાલા નહિ હોય તેવી જમીન અસલ ખેતીવાડીને લગતાં કામમાં વાપરી હોય તે, શિવાય બીજાં કામમાં વાપરી હોય ત્યારે લેવાનો દંડ.**

( કલમો, ૬૫, ૬૬ અને ૨૧૪ (આઇ.) )

**૭૧.** ૬૫ મી કલમ પ્રમાણે લેવાના દંડની રકમ ઠરાવવાના કારણ સારૂ કમિશનરોએ મુંબાઇ સરકારી ગેઝીટમાં વખતે વખતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને પોતપોતાના ભાગમાંના ગામ, કસબા તથા શહેરના પાંચ વર્ગો કરવા. પાંચ વર્ગો પૈકી પહેલા ચાર વર્ગોમાં દરએક જીલ્લાનાં કયાં કયાં ગામ નાંખ્યાં છે તેમનાં નામ એવાં જાહેરનામામાં પ્રસિદ્ધ કરવાં; પહેલાં ચાર વર્ગોમાં દાખલ કર્યાં ન હોય એવા “ તાલુકા માંહેના બીજાં સઘળાં ગામો ” પાંચમા વર્ગમાં આવશે, માટે તે નામ દઇને નિરદિષ્ટ કરવાની જરૂર નથી.

**૭૨.** જે કોઇ પણ બાબતમાં—

**(અ)** જમીન ઘરના ગભાણમાં લીધેલી હોય. અથવા

**(બ)** કુંભારે, અથવા ઈંટો તથા નળીયાં બનાવનારે પોતાના ખાતાની જમીનમાંનું કાંઇ પણ દ્રવ્ય ખરેખર પોતાના ધંધાના કારણ સારૂ વાપર્યું છે એવું કલેકટરને જણાય, અથવા તેવી રીતે પોતાનો ધંધો વધારે સગવડથી ચલાવી શકાય એટલા માટે તેણે પોતાની જમીન ઉપર ઝુંપડુ અથવા ઈમારત બાંધી હોય અને તેથી કરીને તે જમીનનો ખેતીના કામ સારૂ કાયમનો નાશ થયો ન હોય અથવા તેને ઘણું નુકશાન થયું ન હોય, તે બાબતમાં કલેકટરે ૬૫ મી કલમ પ્રમાણે દંડ લેવો નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે, ૪૮ મી કલમનો ૨ જો પારેગ્રાફ લાગુ પડતો ન હોય એવા લત્તામાં, ખેતી શિવાયના બીજા કોઇપણ કામમાં જમીન લીધેલી હોય તે તારીખથી બીજું રિવિઝન સેટલમેન્ટ થાય તે તારીખ સુધી જે બીજો આકાર લીધો હોય તે આકાર અને ખેતીના કામ સારૂ બેસાડેલો આકાર એ વચેના તફાવત કરતાં વધારે નહિ હોય એટલો દંડ લેવાનો કલેકટરને અધિકાર છે.

**૭૩.** બીજી બાબતોમાં ૬૫ મી કલમ મુજબ લેવાના દંડનો દર, કાનુન ૭૧ ની રૂએ વિદ્યમાનકાળે સદરહુ પ્રકારના જાહેરનામાથી પહેલા ચાર વર્ગમાં દાખલ કરેલાં ગામમાં, કસબામાં તથા શહેરમાં ઘણુંકરીને હેઠળ પ્રમાણે હોવો જોઇયેઃ—

ખેતીવાડીને લગતું નહિ હોય તેવાં કોઇ કામમાં ખરેખર જેટલી જમીન વાપરી હશે તેટલીના,

| | | |
|---|---|---|
| દર એકરે | ૧ લા વર્ગ | રૂ. ૨૫૦ |
| ,, | ૨ જો વર્ગ | રૂ. ૧૫૦ |
| ,, | ૩ જો વર્ગ | રૂ. ૧૦૦ |
| ,, | ૪ થો વર્ગ | રૂ. ૫૦ |

એને તેજ દરે એક એકરના અંશ બદલ પ્રમાણમાં જે દંડનો દર આવે તે પ્રમાણે દંડ લેવો જોઇયે.

એવા જાહેરનામાથી પાંચમા વર્ગમાં દાખલ કરેલાં ગામમાં કસબામાં તથા શેહેરમાં ઘણું કરીને દંડ લેવો નહિ. પણ એવું ઠરાવ્યું છે કે ઉપરની કાનુનમાં અને ૭૧ મી કાનુનમાં ગમે તે ઠરાવ હોય તોપણ, રેલવે સ્ટેશનોની, મ્હોટા કસ્બાઓની લશ્કરી છાવણીઓની તથા સરકારને યોગ્ય લાગે તે બીજાં ઠેકાણાંની આસપાસની જે હદ મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સરકાર વખતે વખતે ઠરાવે તે હદમાંની જમીન બાબત જમીન મહેસુલના કાયદાની ૬૫ મી કલમ પ્રમાણે લઈ શકાય તે દંડની રકમ, એવી રીતે નિર્દિષ્ઠ કરેલા પ્રદેશમાં દર એકરે ૫,૦૦૦ રૂપિયા કરતાં વધારે ન હોય એવા દરે કલેકટરે પોતાની નજરમાં આવે તે પ્રમાણે ઠરાવવી.

**૭૪.** ૫૬ મી કલમ મુજબ લઇ શકાય તે દંડ કલેકટરે પોતાની નજરમાં આવે તે પ્રમાણે ઠરાવવો, પણ તે દંડ ૬૫ મી કલમ પ્રમાણે જે દંડ પોતે કરી શકે તેના પાંચ ઘણા કરતાં વધારે હોવો ન જોઇયે. આ કાનુનના કારણ સારૂ,

**(અ)** ૭૧ મી કાનુનમુજબ પ્રસિદ્ધ કરેલા જાહેરનામાથી પાંચમા વર્ગમાં દાખલ ગામ, કસબા અથવા શેહેર ચોથા વર્ગમાં દાખલ કરેલા છે એમ સમજવું; અને

**(બ)** ૭૨ મી કાનુનની રકમ (અ) અથવા (બ) માં કાંઇ પણ આવેલી બાબતમાં ઠરાવવાનો દંડ, ૭૩ મી કાનુનના ૧ લા વર્ગની રૂએ કલેકટરે જે દંડ લેવાનો હોય તે દંડ છે એમ સમજવું.

**૭૫.** જે પ્રસંગ અપવાદનો અથવા અસાધારણ છે એવું સરકારને લાગશે તે પ્રસંગે, કલેકટરે ઠરાવવાના દંડની રકમ, ( પછી તે ૬૫ મી કલમ પ્રમાણે હોય કે ૬૬ મી કલમ પ્રમાણે હોય, ) ઉપરની કાનુનોમાં ગમે તે ઠરાવ હોય તોપણ, સરકારને યોગ્ય લાગે તે દરે સરકાર તરફથી વિશેષ રીતે ઠરાવવામાં આવશે.

## ૧૨—ખાતાનું રાજીનામું આપવું.

[ કલમો ૭૪ તથા ૨૧૪ ( ઐ ). ]

**૭૬.** ૭૪ મી કલમ મુજબ જે ખાતાનું રાજીનામું આપવા બાબત મામલતદારને અથવા મહાલકારીને લેખી નોટીસ આપવી જોઇયે તે પુરવણી ગ માંહેના કોઇપણ એક નમુના પ્રમાણે હોવી જોઇયે.

**૭૭.** ખાતાનું રાજીનામું આપીને જે તે બીજા માણસને પ્રાપ્ત કરી આપ્યું હશે તો એવા બીજા માણસોએ અથવા તે માણસનો કોઇ મુખ્ય હોય તો તેણે કરી આપવાની લેખી કબુલત પુરવણી બ ના નમુના પ્રમાણે હોવી જોઇયે. માત્ર કાનુન ૩૧ મુજબ તે ખાતાના સંબંધમાં પટો કરી આપ્યો હોય તો તે કબુલત, એવા પટાના નમુનામાં કાંઇ ફેરફાર કરવાનો જરૂરનો હોય તો તે કરીને, તે નમુના પ્રમાણેની હોવી જોઇયે.

**૭૮.** કાનુનો ૭૬ તથા ૭૭ પ્રમાણે આપેલી દરએક નોટીસ તથા કબુલત ઉપર બે પ્રતિષ્ઠિત સાહેદોએ સદરહુ નમુના પૈકી દરએકની હેઠળ લખેલા મજકુરનો શેરો લખવો જોઇયે, અને જે મામલતદાર અથવા માહલકરી એવી કોઇ પણ નોટીસ અથવા કબુલત લેશે તેને,

**(અ)** એવી નોટીસ ઉપર અથવા કબુલત ઉપર આમાં ઉપર કહ્યા મુજબ યોગ્ય રીતે શેરો થયો હશે તોપણ, તે ઉપર સહી કરનારા માણસની ઓળખાણ વીશે, અને

**(બ)** સદરહુ ખાતું બીજાને નામે કરી આપવા જેવું છે એ વિષે, અથવા કલેકટરની મંજુરી શિવાય અથવા વિશેષ શરત શિવાય તે બીજાને નામે કરી આપવા જેવું ન હોય ત્યારે એવી મંજુરી મેળવેલી છે અથવા એવી શરતો પ્રમાણે યોગ્ય રીતે વહિવટ થયો છે એ વિશે.

ખાત્રી કરી લેવાની યોગ્ય કાળજી રાખવા માટે જવાબદાર ગણવામાં આવશે. પણ એવું ઠરાવ્યું છે કે, જ્યારે આવી નોટીસ અને કરારનામું મામલતદાર અથવા મહાલકરીને બદલે સબરજીસ્ટ્રાર આગળ કરવામાં આવ્યું હશે ત્યારે, તેના ઉપર સહી કરનારા સખસોના ઓળખાણ સંબંધી ખાત્રી કરી લેવા વિષે ઘટતી સંભાળ લેવા બાબત સબ—રજીસ્ટ્રાર જવાબદાર રહેશે અને તેણે, આવી નોટીસ અને કરારનામું, તે તેની રૂબરૂમાં કરવામાં આવ્યું છે એવા શેરા સાથે મામલતદાર અથવા મહાલકરી ઉપર મોકલવું જોઇએ.

**૭૯.** ૭૪ મી અથવા ૭૬ મી કાનુન પ્રમાણે મળેલી સઘળી નોટીસ તથા કબુલત તે જે વર્ષે આપી હોય અથવા લખી આપી હોય તે વર્ષ પુરૂં થઇને બીજું એક વર્ષ પુરૂં થાય ત્યાં સુધી ગામના તલાટીના દફતરે તેની જુદી જુદી ફાઇલ કરીને રાખવી જોઇયે અને ત્યારપછી તે મામલતદારના અથવા મહાલકરીના દફતરમાં રાખવી જોઇયે.

**૮૦.** (૧) કોઇપણ તલાટીને તેના ગામનો કોઇપણ ખાતાદાર અથવા તેના ગામનો કોઇ ખાતાદાર જમીનનું રાજીનામું આપીને તે જમીન જે માણસને નામે કરી આપે તે માણસ ૭૬ મી અથવા ૭૭ મી કાનુન પ્રમાણે જરૂરની હોય એવી નોટીસ અથવા કબુલત લખી આપવાનું કહે ત્યારે તે તલાટીનું કામ છે કે તેણે કોઇ પણ જાતની ફી અથવા ચાર્જ લીધા વગર તે લખી આપવી.

(૨) જે તલાટી સદરહુ પ્રકારની નોટીસ અથવા કબુલત લખી આપે તેણે એવી નોટીસ અથવા કબુલતની ડાબી બાજુના ખુણા ઉપર "લખનાર" આ શબ્દની પછી પોતાની સહી કરવી જોઇએ.

કલમ **૮૧** ને **૮૨** રદ કરી છે.

**૮૩** (૧) જ્યારે કોઇ કસ્બા અથવા શહેરના ગભાણને સરવે લાગુ કરી હોય ત્યારે કલમ ૧૩૨ ની રૂએ આપવાની ફી સાધારણ રીતે એવી ઠરાવવી કે એવા ગભાણના સંબંધમાં આપવાની કુલ રકમથી તેની સરવેનો ખર્ચ પૂરો થાય.

(૨) ઘરના દરેક ગભાણની અથવા જુદા ધારણ કરેલા તેના કોઇ ભાગની કિંમત ઠરાવવામાં, કલેકટરે પેટા કાનુન (૧) ના ઠરાવને, અને સદરહુ ગભાણની અથવા તેના ભાગની જગા, કિંમત, ભાડુ, અને ક્ષેત્રફળને ધ્યાનમાં લેવાં, પરંતુ એવી ફી કલમ ૧૩૨ ની રૂએ ઠરાવેલી વત્તામાં વત્તી ફી કરતાં વધારે હોવી જોઇએ નહિ.

## ૧૪ જમીન મહેસુલ વસુલ કરવું.

( કલમો ૧૪૬ તથા ૨૧૪ એ. )

**૮૪.** જમીન મહેસુલના સઘળા પૈસા, જે ગામમાં એવું મહેસુલ દેવું હોય તે ગામના અમલદારોને ભરવા જોઇએ; પણ એવું ઠરાવ્યું છે કે, કલેકટરની મંજુરીથી, વિશેષ બાબતમાં, એવા પૈસા જે જીલ્લા માટે હોય તે જીલ્લાની સરકારી તીજોરીમાં અથવા બીજા કોઇ પણ જીલ્લાની સરકારી તીજોરીઓમાં ભરવાનો અધિકાર છે.

**૮૫.** ફક્ત ખેતીના કામ સારૂ આકાર ઠરાવેલી જમીનના સંબંધમાં આપવાનું જમીન મહેસુલ. સરખે અથવા લગભગ સરખે હફતે હેઠળ લખેલી તારીખોએ ભરવું જોઇએ, એટલે:—

(અ) સિંધ પ્રાંતમાં, ખરીફની ખેતી બદલ ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે અને એપ્રિલની ૧૫ મી તારીખે, અને રબીની ખેતી બદલ જુનની ૧૫ મી તારીખે અને જુલાઇની ૧૫ મી તારીખે:

(બ) રત્નાગીરી તથા કાનડા જીલ્લાઓમાં તથા કુલાબા જીલ્લામાંનાં ખોતી ગામોમાં, ડિસેંબરની ૧૫ મી તારીખે, ફેબ્રુઆરીની ૧ લી તારીખે, માર્ચની ૧૫ મી તારીખે અને મેની ૧ લી તારીખે;

(ક) થાણા તથા કુલાબા જીલ્લાઓમાં ( કુલાબા જીલ્લામાંનાં ખોતીગામ બાદ કરીને ) જાનેવારીની ૧ લી તારીખે તથા ફેબ્રુઆરીની ૧૬ મી તારીખે; ( ક ડ ) કાનડા જીલ્લામાં ફેબ્રુઆરીની ૧ લી તથા એપ્રીલની ૧ લી તારીખે.

(ડ) બીજા જીલ્લાઓમાં;—

૮૬ મી કાનુનમાં ૧ લા વર્ગમાં દાખલ કરેલાં ગામોમાં ડિસેંબરની ૫ મી તારીખે તથા જાનેવારીની ૫ મી તારીખે.

સદરહુ કાનુન પ્રમાણે ૨ જા વર્ગમાં દાખલ કરેલાં ગામમાં જાનેવારીની ૫ મી તારીખે તથા માર્ચની ૫ મી તારીખે.

સદરહુ કાનુન પ્રમાણે ૩ જા વર્ગમાં દાખલ કરેલાં ગામોમાં ફેબ્રુઆરીની ૫ મી તારીખે તથા એપ્રિલની ૫ મી તારીખે.

પણ એવું ઠરાવ્યું છે કે,—

(૧) જે જીલ્લામાં અથવા જીલ્લાના જે કોઇપણ ભાગમાં સદરહુ તારીખો સગવડ ભરેલી નથી એવું દેખાય, ત્યારે તે જીલ્લામાં અથવા જીલ્લાના તે ભાગમાં મોસમની સ્થિતિ પ્રમાણે તથા સદરહુ જીલ્લામાંના અથવા જીલ્લાના ભાગમાંનાં ગામની હકિકત પ્રમાણે તથા જે પાક ઘણું કરીને વાવવામાં આવતો હોય તેના પ્રકાર પ્રમાણે જે બીજી તારીખો કલેકટરને યોગ્ય લાગે તે બીજી તારીખો કમિશનરની મંજુરી લઇને ઠરાવવાનો તેને અધિકાર છે.

(૨) જ્યારે આકારની કુલ એકંદર રકમ ૪ રૂપિયા અથવા તેથી ઓછા રૂપિયા હશે, ત્યારે જો કલેકટર તે પ્રમાણે હુકમ કરશે તો, તે પહેલા હફતાની તારીખે એકી રકમે આપવી પડશે.

(૩) જે માણસની પાસે વરસનું મહેસુલ લેણું થયું હશે તેની ઇચ્છા કોઇપણ પ્રસંગે હફતાને બદલે એકદમ આપવાની હશે તો તેને તેમ કરવાનો અધિકાર છે.

**૮૬. ૮૫** મી કાનુનની (૬) રકમનાં કારણ સારૂ, જે જીલ્લાને તે રકમ લાગુ હોય તે જીલ્લાના કલેકટરે, જે કમિશનરના તાબામાં તે કલેકટર હોય તે કમિશનરની મંજુરી લઇને, સદરહુ જીલ્લા માંહેના કોઇ ગામોના હેઠળ કહ્યા પ્રમાણે ત્રણ વર્ગ કરવા જોઇએ.

**૧ લા વર્ગમાં,** ઘાટ ઉપરના જીલ્લામાંનાં ખરીફનાં ગામ તથા જ્યાં મહેસુલ ખસુસ જલદી વસુલ થવાની તજવીજ કરવી જરૂરની હોય ત્યાંનાં ખરીફ ગામ દાખલ કરવાં જોઇયે.

**૨ જા વર્ગમાં,** ગુજરાતનાં ખરીફનાં ગામ તથા જ્યાં સદરહુ પ્રમાણે ખસુસ તજવીજ કરવાની જરૂર ન હોય ત્યાંના ખરીફનાં ગામ દાખલ કરવાં જોઇએ.

**૩ જા વર્ગમાં,** સામાન્યતઃ રબીનાં ગામ દાખલ કરવાં જોઇએ.

૮૭ કાનુનો ૮૫ અને ૮૬ ના ઠરાવ જે જમીન મહેસુલને લાગુ નહિ હોય તેવું જમીન મહેસુલ સાધારણ રીતે એક હફતે, દરએક બાબતમાં જે તારીખ નીમવાનું કલેકટરને યોગ્ય લાગે તે તારીખે આપવું જોઇએ; પણ વિશેશ બાબતમાં કલેકટરને એવો અધિકાર છે કે તેણે, પોતાની નજરમાં આવે તો, એવું મહેસુલ બે અથવા વધારે હફતે, પોતે નીમે તે તારીખોએ આપવાની છુટ આપવી.

૮૮ (૧) ૧૫૨ મી કલમ પ્રમાણે કરવાની માગણાની નોટીસ હ પુરવણીના નમુના પ્રમાણે હોવી જોઇએ.

(૨) જમીન ધારણ કરનારાઓએ જે તારીખોએ પોતાના હફતા ભરવા જોઇએ તે તારીખોની તેઓને વખતે વખતે ચેતવણી આપવા માટે અને માગણાની નોટીસ અથવા બીજી કોઇ સખ્તીની તજવીજ કર્યા વગર મહેસુલ જલદીથી વસુલ કરવા સારૂ ખુદ પોતાની વગ ચલાવવા માટે સદરહુ પ્રકારના ગામના અમલદારને કલેકટર જવાબદાર ગણશે, અને આ કામ બજાવવાને જે કોઇ ગામનો અમલદાર ચુકશે તેને બીજાને દાખલો મળે તેવા પ્રકારની શિક્ષા કરવી જોઇએ.

**૮૯.** ગામના અમલદારો જે મામલતદારોને અથવા મહાલકરીઓને તાબે હોય તેમને જે જમીન ધારણ કરનારા પોતાના હફતા વખતસર આપશે નહિ એમ માનવાનો સદરહુ પ્રકારના ગામના અમલદારોને સબબ હશે.

તે જમીન ધારણ કરનારાઓનાં નામ, ૧૪૦ મીથી તે ૧૪૫ મી કલમો સુધીની કલમોમાં ઠરાવેલી પૂર્વોપાયની તજવીજો કરવાની જરૂર હશે તે યોગ્ય વખતે કરી શકાય એ હેતુથી લખી મોકલવાં જોઇએ; અને જે બાબતમાં જમીનનો આકાર ન આપ્યાને લીધે તેમાંનો પાક દિવાની કોર્ટે જપ્ત કર્યો હોય તે બાબત વિશે તેણે તાબડતોબ રિપોર્ટ કરવો જોઇયે.

## ૧૫.—સર્વે સેટલમેંટનો વહિવટ કરવા બાબત તથા હદના નિશાન ટકાવી રાખવા બાબત.

[ કલમ ૨૧૪ (ગ). ]

### (૧) સર્વે સેટલમેંટનું જાહેરનામું.

**૯૦.** (૧) જ્યારે ૧૦૨ જી કલમ પ્રમાણે સરકાર તરફથી સર્વે સેટલમેંટ કરવાની મંજુરી મળી હોય, ત્યારે જે જિલ્લાને અથવા જિલ્લાના ભાગને તે સેટલમેંટનું લાગુ થતું હોય તે જિલ્લામાં અથવા જિલ્લાના ભાગમાં આઇ પુરવણીના નમુના પ્રમાણેનું જાહેરનામું પ્રસિદ્ધ કરવું, અને જ્યારે ગવરનર ઇનકૌન્સિલે પોતાને

જરૂર લાગે તે ફેરફાર કરીને આ પ્રમાણે નાંખેલો આકાર અમુક વર્ષની મુદતસુધી કલમ ૧૦૨ મુજબ જાહેર કર્યો હોય, ત્યારે તે વાત મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેર કરવી.

(૨) જે કોઈ પણ તાલુકાના કેટલાક ભાગમાં સેટલમેંટ ઠરાવ્યું હોય તે તાલુકાના બીજા ભાગમાં સેટલમેંટ દાખલ કરવામાં આવે ત્યારે તે તાલુકાના જે ભાગ બાબત પ્રથમ સેટલમેંટ થયું હોય તે ભાગમાં જે મુદત સુધીનું સેટલમેંટ થયું હશે તે મુદત પૈકી જેટલી મુદત બાકી રહી હશે તેટલીજ મુદત માટે માત્ર બાંહેધરી આપવી.

(૨) ઝાડ.

**૯૧.** (૧) ઝાડો ઉપરનો સરકારનો હક ૪૦ મી કલમના બીજા પારેગ્રાફ પ્રમાણે કેટલે સુધી સાધારણતઃ આપ્યો છે તે ૯૦ મી કાનુનની પેટા કાનુન (૧) પ્રમાણે કરવાનાં જાહેરનામામાં નિર્દિષ્ટ કરવું જોઇએ. સદરહુ પ્રમાણે સાધારણતઃ આપેલો હક હેઠળ લખેલાં ઝાડો શિવાય બીજાં સઘળાં ઝાડોને ઘણું કરીને લાગુ થશે એટલે:—

(અ) રસ્તાની બાજુ ઉપર સરકારે અથવા સરકારના હુકમથી રોપેલાં સઘળાં ઝાડો;

(બ) સાગ, સીસમ તથા સુખડ;

(ક) જે ઝાડોની ઉપજની આજસુધી સરકારે વ્યવસ્થા કરી હોય તે ઝાડો.

(૨) ઝાડના ઝુંડ, દેવળની આસપાસનાં તથા છાવણીની આસપાસનાં જે ઝાડો, ઝુંડો હોવા બાબત કલેકટરે ઠરાવ કર્યો હોય તે ઝાડો, અને સાગ, સીસમ અથવા સુખડ શિવાય બીજાં ઝાડો કોઇપણ કારણસર વિશેષ મહત્વનાં અથવા ઉપયોગનાં હશે તે ઝાડો સેટલમેંટની વખતે ખસુસ રાખી મુકવામાં આવશે અને તે ખસુસ રાખી મુકયા બાબતની સેટલમેંટના દફતરમાં નોંધ કરવામાં આવશે.

(૩) સદરહુ વર્ગો પૈકી હરકોઈ વર્ગનાં જે ઝાડો ખાતાદારને અગાઉથી ખસુસ સોંપી દીધેલાં હશે અથવા તેણે ખરીદ કર્યાં હશે તે ઝાડો ઉપરના, અથવા સાર્વજનિક જમામાં જે ઝાડો ઉભાં હશે તે ઝાડો ઉપરના હકને આ કાનુન ઉપરથી અથવા ૯૦ મી કાનુનની પેટા કાનુન (૧) ની રૂએ પ્રસિદ્ધ કરેલા કોઇ જાહેરનામા ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

**ટીપ:**—માલીકીના હક વગર ચાકરીઆત જમીન ધારણ કરનારનો પોતાની જમીનમાંનાં ઝાડોપર, માલીક પ્રમાણે કે ખાતેદાર પ્રમાણે હક છે એમ કહી શકાશે નહિ.

**૯૨.** ૯૧ મી કાનુનમાં ગમે તે ઠરાવ હશે તોપણ, જ્યારે સરકારને સઘળાં ઝાડો ઉપરનો અથવા સદરહુ કાનુનમાં કહેલી જાતનાં ઝાડ શિવાય બીજી જાતનાં ઝાડો ઉપરનો પોતાનો હક ખસુસ રાખી મુકવો યોગ્યછે એવું પોતાને લાગશે, ત્યારે સરકાર તે પ્રમાણે હક રાખી મુકવાને મુખત્યાર છે.

**૯૩.** કાનુનો ૯૪ તથા ૯૫ માંના ઠરાવોને અનુસરીને ભોગવટામાંનાં અને ભોગવટા માટે આપવામાં આવે તે જમીનમાંનાં ઝાડોની વ્યવસ્થા હેઠળના નિયમ પ્રમાણે કરવી જોઇયે:—

(૧) જે ઝાડો ઉપરના સરકારના હક રાખી મુકેલા હશે તે ઝાડો પૈકી સરકાર વખતે વખતે ફરમાવે તેટલાં અથવા તેટલી જાતનાં ઝાડો જંગલ ખાતાને સ્વાધીન કરવાં. ભોગવટામાંહેના નંબરોમાંના જે ઝાડો ઉપર જંગલખાતાનો કાંઇ નિબંધ અથવા લીયન હોય તે સઘળા નંબરોની યાદી કરી મુકવી; આ નંબરોમાંનાં ઝાડો જંગલખાતાંએ કાપી લઇ જવાનો બંદોબસ્ત કલેકટરને પુછીને કરવો; અને જે જે નંબરોમાંનાં ઝાડો કાપી લઇ જવામાં આવે તે તે નંબરોમાં આગળ જંગલ ખાતાનો કાંઇ સંબંધ રહ્યો નથી એવું દફતરમાં લખી મુકવું.

૨. રાખી મુકેલાં જે ઝાડો જંગલખાતાને સ્વાધીન કરેલાં નહિ હોય તે સઘળાં કલેકટરને સ્વાધીન રહેશે અને તે ઝાડોની અથવા તેમની ઉપજની વ્યવસ્થા કલેકટરે વખતે વખતે યોગ્ય લાગશે તે રીતે કરવાનો તેને અધિકાર છે.

૩. જે તાલુકામાં જંગલની હદ ઠરાવવાનું કામ પુરૂં થયું હશે તે તાલુકામાં, જ્યારે કોઇપણ રાખી મુકેલાં જંગલમાં જેનો સમાવેશ કરેલો નહિ હોય તેવા કોઇ જંગલવાળા અથવા કિંમતી ઝાડવાળા કોઈપણ પડતર નંબરના ખાતાનો હક કોઇપણ માણસને આપ્યો હોય ત્યારે, તેવી જમીન જંગલ સારૂ રાખવા કરતાં

વાવેતર કરવા સારૂ આપવી ઠીક છે એવું કલેકટરને લાગે તો તેમાંનું જંગલ અથવા ઝાડો પૈકી જે ઝાડો તેને યોગ્ય લાગે તે ઝાડો, તેને યોગ્ય લાગે તે કિંમતે, ખાતાદારને આપવા માંડવાને કલેકટર મુખત્યાર છે. જો તે ખરીદવાને ખાતાદાર કબુલ હશે, તો તેની પાસેથી કલેકટરે કિંમત વસુલ કરીને જમીન મેહેસુલ ખાતે જમે કરવી જોઇયે.

૪. જે તાલુકામાં જંગલ રાખી મુકેલી જગાની હદ ઠરાવવાનું કામ પુરૂં થયું નહિ હોય તે તાલુકામાં, કલેકટરને, પોતાને યોગ્ય લાગે તો, જે કોઇપણ જમીનમાં જંગલ અથવા કિંમતી ઝાડો હોય તેનું ખાતું આપવાની અગાઉ કન્સરવેટર ઓફ ફૉરેસ્ટરસની સલાહ લેવી; અને એવી કોઇપણ જમીનનું ખાતું જો કોઇ માણસને આપવામાં આવે, તો તેને ૩ જી કાનુનના ઠરાવ લાગુ થશે:

પણ એવું ઠરાવ્યું છે કે કિંમતી જાતનાં નિર્દિષ્ટ કરેલાં ઝાડ કાપવાં નહિ, અને જો તે જમીન જંગલ સારૂ જોઇશે એવો સંભવ હોય તો તેનું ખાતું કોઈપણ પ્રસંગે આપવું નહિ.

૫. સર્વે સેટલમેંટ પહેલ વેહેલુંજ દાખલ કર્યા પછી હરકોઈ વખતે એકાદા સર્વે નંબરનું ખાતું જ્યારે આપ્યું હશે, ત્યારે ૯૧ મી કાનુનની પેટા કાનુન (૧) ની રકમ (ક) માં નિર્દિષ્ટ કરેલા પ્રકારનાં ઝાડ રાખી મુકવાનાં ઝાડમાંથી બાદ કરવાં, અને તે ૬૨ મી કલમના બીજા પારેગ્રાફના ઠરાવ મુજબ ખાતાની સાથે આપવાં.

૬ જ્યારે કોઇ સર્વે નંબરમાંનાં રાખી ન મુકેલાં ઝાડ ઉપરનો હક તથા સદરહુ નંબરનું ખાતું એકી વખતે સરકારના અધિકારમાં હોય, ત્યારે સદરહુ ઝાડ જે શખસને તે ખાતું મળે તે શખસનેજ હમેશ આપવાં, બીજા કોઇ શખસને આપવાં નહિ.

૭ એકાદા સર્વે નંબરમાંનાં ઝાડ ઉપરનો સરકારનો હક એક વખત ખાતાદારને આપ્યો એટલે, અથવા રાખી મુકેલાં સઘળાં ઝાડ—

(અ) ખાતું આપતી વખતે, અથવા

(બ) તે આપ્યા પછી, અથવા

(ક) સિંધ પ્રાંતમાં, તે આપવાની અગાઉ, અથવા

(ડ) સિંધ પ્રાંત શિવાય બીજે ઠેકાણે તે આપવાની અગાઉના પાંચ વર્ષની અંદર,

કાડી લઈ જવામાં આવે એટલે, સદરહુ ખાતાદારનું ખાતું ચાલે ત્યાં સુધી, તે નંબરમાં ત્યારપછી જે કાંઇ ઝાડ થાય અથવા જુનાં મુળીઆમાંથી અથવા ઠુંઠામાંથી ઉગી નીકળે તેમની ઉપર સરકારનો હક રહેશે નહિ.

**૯૪.** (૧) કાનુન ૯૩ માંના કોઇપણ ઠરાવ થાણા, કુલાબા તથા રત્નાગિરી જિલ્લામાંની વરકસ જમીનને તથા કાનડા જિલ્લામાંની બેટ જમીનને, અથવા નાસીક જિલ્લાના દિંડોરી તાલુકામાંની અથવા પેંઠ તાલુકામાંની કોઈ પણ દુમાલા નહિ હોય તેવી જમીનને, અથવા પંચમહાલ જિલ્લાના ગોધરા તાલુકા માંહેના ઓઢ તથા નાલાના કાંઠા ઉપરની કોઇપણ જમીનને. અથવા અહમદનગર જિલ્લાના પારનેર, રાહુરી, સંગમનેર, તથા આકોલા તાલુકામાંની હાંસિયામાં નિર્દિષ્ટ કરેલી નદીના કાંઠા ઉપર ભોગવટામાંની જમીનમાં નદીની બાજુએ જે કોઇપણ જાંબુના ઝાડ હશે તેને લાગુ થાય છે એમ સમજવું નહિ.

(૨) સદરહુ જમીનમાંનાં જે ઝાડો ઉપર સરકારનો હક રાખી મુક્યો છે તે ઝાડો કલેકટરની સલાહથી જંગલખાતા તરફથી અથવા તે ખાતાના હુકમથી વખતે વખતે કાપવા માટે મળી શકશે.

(૩) એવા પ્રકારનું એકાદું ઝાડ અથવા તેનું ઇમારતી લાકડું વેચ્યાથી એવી રીતે કાપેલા ઝાડના મૂળીઆમાંથી અથવા ઠુંઠીઆમાંથી બીજા ફણગા ઉગી નિકળે તે ઉપર લેનારને હક પ્રાપ્ત થશે એમ સમજવું નહિ. સદરહુ ઝાડ ઉપર રાખી મુકેલો સરકારનો હક્ક તે ઝાડમાંથી બીજા ફણગા ઉગે તેને પણ લાગુ પડે છે.

**૯૫.** (૧) અને, હવેલી, પુરંધર તથા જુન્નર તાલુકા અને અંબેગામ પેટામાંહેનાં જંગલોની મંજુર થયેલી હદની અંદરની ભોગવટાની સઘળી જમીન સરકારમાં લેવાનું કામ પુરૂં થાય ત્યાં સુધી ૯૩ મી કાનુન માંહેના કોઇ પણ ઠરાવ સદરહુ હદની અંદર દુમાલા નહિ થયેલી જમીનમાં ઉગેલાં સાગના ઝાડોને લાગુ પડે છે એમ સમજવું નહિ.

(૨) એવી કોઈપણ જમીનમાંનાં સાગનાં ઝાડ કલેકટરની સલાહથી જંગલ ખાતા તરફથી અથવા તે ખાતાના હુકમથી વખતે વખતે કાપવા માટે મળી શકશે, અને એવી કોઇપણ જમીનમાંનું એકાદું સાગનું ઝાડ અથવા તેનું ઇમારતી લાકડું વેચ્યાથી તે પ્રમાણે કાપેલા ઝાડના મુળીઆમાંથી અથવા ઠુંઠીઆમાંથી બીજા ફણગા ઉગે તે ઉપર લેનારને હક પ્રાપ્ત થશે એમ સમજવું નહિ. પણ સાગના ઝાડ ઉપર રાખી મુકેલા સરકારનો હક તે ઝાડમાંથી ઉગી નીકળે તે ફણગાને પણ લાગુ પડે છે.

## (૩)—સહ ખાતાદારોના નામની નોંધ.

૯૬, કોઈ પણ સર્વે નંબરના નોંધેલા ખાતાદારના સહ–ખાતાદારનાં નામ, અને તે ખાતા માંહેના સદરહુ દરએક સહ–ખાતાદારનો જેટલી આની ભાગ હોય તે ભાગ, તે સર્વે નંબરના નોંધેલા ખાતાદારનાં નામ તથા ભાગની સાથે દફતરમાં નોંધવાની કલેકટરને અથવા સર્વેનું કામ ચાલતું હોય ત્યારે કોઈ સર્વે અમલદારને લખીને અરજી કરી હોય તો તેમાં તે પ્રમાણે નોંધવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ કોઇપણ નોંધ ઉપરથી—

(અ) સદરહુ નંબરના જમીન મહેસુલ માટે જે ખાતાદાર સરકારને અથવા માંહોમાંહે જવાબદાર હોય તે જવાબદારીને બાધ આવવો નહિ જોઇએ, અથવા

(બ) તે નોંધ જે ભાગ સંબંધી હોય તે ભાગ સદરહુ સર્વે નંબરનો કબુલ કરેલો હિસ્સો થાય છે એમ સમજવું નહિ,

## (૪)—હદ નિશાન બરાબર રાખવા તથા તેની મરામત કરવી.

૯૭. કોઇ જીલ્લામાં સર્વે સેટલમેંટ દાખલ કર્યા પછી સર્વેના સુપ્રિન્ટેન્ડન્ટે, સરવે ડિપાર્ટમેંટે અથવા તે ડિપાર્ટમેન્ટના હુકમથી બાંધેલાં અથવા ઠેરાવેલાં હદ નિશાન કયે કયે ઠેકાણે છે તથા કેટલાં મોટાં છે તથા કેવા પ્રકારનાં છે તે એક નકશામાં તથા પત્રકમાં બતાવીને તે કલેકટરને આપવું જોઇએ, કે જેથી કરીને સદરહુ હદ નિશાન યથાસ્થિત રાખવા સારૂ તથા તેની મરામત કરવા સારૂ ૧૨૪ મી કલમ પ્રમાણે જે તજવીજ કરવી જોઇએ તે કરી શકાય.

૯૮. (૧) હદ નિશાન માટીનાં કર્યાં હોય ત્યારે તેની મરામત કરવા સારૂ તેની આસપાસની માટી ખોદી કહાડવાની મના છે.

(૨) સદરહુ પ્રકારનાં હદ નિશાનની મરામત કરવા સારૂ માટી ખોદી કહાડયાથી ખાડા પડશે તેમાં પાણી ભરાઇને તે હદ નિશાનને નુકશાન નહિ થવા દેવા સારૂ દરએક હદ નિશાનની આસપાસ બે હાથ પહોળી જમીન કાયમ રાખી મુકવી જોઇએ,

૯૯. (૧) સઘળા જમીન ધારણ કરનારાઓએ પોતાનાં હદ નિશાનની દશ દિવસની મુદતમાં મરામત કરવી એમ ફરમાવનારૂં ૧૨૨ મી કલમના ૨ જા પારેગ્રાફની રૂયે સામાન્ય જાહેરનામું ઘણું કરીને દરેક ગામ માટે દર વરસે અકટોબર મહિનામાં પ્રસિદ્ધ કરવું જોઇએ.

(૨) હેઠળ લખેલાં હદ નિશાન મરામત કર્યા વગરનાં સમજવાં અને તે પ્રત્યેકના સંબંધમાં હેઠળ કરેલી રીતે મરામત કરવી જોઇએ, એટલે:—

(અ) જે કોઇ પણ બાંધ એક આના કરતાં ઓછો ઉંચો, પાંચ આના કરતાં ઓછો લાંબો, તથા તળીયેથી ૨½ આના કરતાં ઓછો પહોળો હોય તેવો કોઇ પણ બાંધ.

મરામતનો પ્રકાર—સદરહુ બાંધ પુરેપુરા ક્ષેત્રફળનો નાંખવો જોઇએ, એટલે, ૧½ આનો ઉંચો, ૫ આના લાંબો તથા તળીએથી ૨½ આના પહોળો.

(બ) જે બાંધની મરામત સારૂ બાંધની પાસેથી બે હાથની અંદર માટી ખોદી કાહાડયાથી બાંધની મજબુતાઈ ઓછી થઇ હોય એવો કોઇપણ બાંધ ( કાનુન ૯૮ જુઓ ).

મરામતનો પ્રકાર—ખોદેલા ખાડા પુરી દેવા જોઇએ.

(ક) જે બાંધ યોગ્ય ઠેકાણેથી ઘણેજ દુર હોય અથવા એવી રીતે મરામત કરેલા અથવા નાંખેલા હોય કે જેથી કરીને લાઇન ખોટી છે એમ જણાય તેવા કોઇ પણ બાંધ.

મરામતનો પ્રકાર—બાંધ તેની યોગ્ય જગાએ કરવો જોઇએ.

પણ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે, સરવે નંબરની હદની રેષા ઉપર વચમાં આવેલાં નિશાન નકશામાં બતાવેલી જગાએ બરાબર મુકેલાં હોતાં નથી. વાસ્તે, એવા નિશાનની સંખ્યા ખરી હોય, તો બાંધમાં કાંઇ ફેરફાર કરવો નહિ.

(ડ) ૧½ હાથથી ઓછી લંબાઇનો તથા ત્રણ આંગળથી ઓછી જાડાઇનો કોઈ પથ્થર.

મરામતનો પ્રકાર—બરાબર કદનો પથ્થર ડાટવો જોઇએ.

(ઇ) જમીન ઉપર આવેલો અથવા જમીનમાં ⅔ કરતાં ઓછો ઉંડો પુરેલો તથા છુટા પડેલો પથ્થર.

મરામતનો પ્રકાર—સદરહુ પથ્થર ફરીથી પુરવો જોઇએ અથવા મજબુત બેસાડવો જોઇએ.

(ફ) યોગ્ય ઠેકાણે ન હોય એવા પથ્થર.

મરામતનો પ્રકાર—પથ્થરનું યોગ્ય સ્થળ બરાબર નક્કિ કરવું જોઇએ.

(ગ) બાંધને બદલે વગર હુકમે બેસાડેલો એક અથવા વધારે પથ્થર.

મરામતનો પ્રકાર—બાંધ કરવો જોઇયે.

(હ) જે કોઈ પણ બાંધ ઉપર અથવા તેની આસપાસ કોઇપણ પ્રકારનો જંગલી ઝાડપાલો એટલો બધો ઉગ્યો હોય કે, છેક પાસેના બાંધ ઉપરથી અથવા પથ્થર પાસેથી સેહેજ રીતે નજરે પડે નહિ એવો બાંધ અથવા પથ્થર.

મરામતનો પ્રકાર—તે પથ્થર અથવા બાંધ ઉપર લખ્યા પ્રમાણે સેહેજ રીતે નજરે પડે એવી રીતે તે ઝાડપાલો કહાડી નંખાવીને જગા સાફ કરવી જોઇયે.

( આઈ ) નકશામાં કાયમ નિશાની તરીકે બતાવેલો એક આનાથી ઓછી ઉંચાઇનો તથા તળીયેથી ૨ આનાથી ઓછી પહોળાઇનો કોઇ પણ સરબાંધ અથવા અખંડ બાંધ,

મરામતનો પ્રકાર—સદરહુ બાંધ સઘળે ઠેકાણેથી પુરેપુરો એક આનો ઉંચાઇનો તથા તળીયેથી ૨ આના પહોળાઇનો કરવો જોઇએ. પણ આ પ્રમાણે સરબાંધ ન કરતાં તેને બદલે બાંધ તથા પથ્થર નાંખવાની ખાતાદાર પોતાની મરજી બતાવે, તો તે પ્રમાણે બાંધ તથા પથ્થર નાંખીને નકશામાં પણ તે પ્રમાણે દુરસ્તી કરવી જોઇએ.

**ટીપ**—કોઇપણ જમીન ધારણ કરનારને પોતાના નંબરની હદની રેષાની અંદર સરબાંધ બાંધવાનો અધિકાર છે. પણ એવા સરબાંધ હદ નિશાન સમજાશે નહિ. કારણ તે હદની રેષા ઉપર હોતો નથી. તે તદ્દન નાંખ્યો નથી એમ સમજીને હદ નિશાન કરવાં જોઇએ.

પણ જો હદની રેષા ઉપર સરબાંધ અથવા બીજા કાયમ નિશાન કરેલા માલમ પડે અને તે નકશામાં બતાવેલા ન હોય, તથા તે કાયમ નિશાન સમજવા એવી ખાતાદારની મરજી હોય, તો તે બદલ હુકમ મળવા માટે સર્કલ ઇન્સ્પેકટરે અથવા તલાટીએ હુકમ કરવો જોઇએ, ખાતાદારની તેવી મરજી ન હોય તો, એવી જગાના બાંધ તથા પથ્થર નાશ થયેલા હોય તો તે ફરીથી નાંખવા જોઇએ.

(જે) ઉપર લખ્યા પ્રમાણે નકશામાં કાયમ નિશાન તરીકે બતાવેલા જે સરબાંધની અથવા બીજા બાંધની મરામત કરવા માટે સાર્વજનીક રસ્તા ઉપરની માટી ખોદી લીધી હશે તેવા સરબાંધ અથવા બાંધ.

મરામતનો પ્રકાર—નુકસાન થયેલા રસ્તાની મરામત જમીન ધારણ કરનારાએ અથવા તેને ખરચે કરવી જોઇયે.

( કે ) નકશામાં બતાવેલી જે કોઇ વાડ અથવા બીજું કાયમનું નિશાન એક સરખું ન હોવાને લીધે અથવા મરામત ન થયાને લીધે કાયમના નિશાન જેવું ન હોય તે વાડ અથવા નિશાન.

મરામતનો પ્રકાર.—જે મરામત કરવી પડે તે બદલ હુકમ મળવા માટે રિપોર્ટ કરવો જોઇયે.

(લ) જે હદની પટ્ટી ખેડી હોય અથવા જેમાં વાવેતર કર્યું હોય તે.

મરામતનો પ્રકાર.—બનેલી હકીકતનો સર્કલ ઇન્સ્પેકટરે અથવા તલાટીએ હુકમ મળવા માટે રિપોર્ટ કરવો જોઇયે.

**ટીપ**—કુંદા તથા હરીયાળીના વેલા ખેડેલી જમીનમાં પથરાય નહિ માટે તે જમીન સાફ રાખવાના ખરા હેતુથી જે પટ્ટી ખોદી હોય તે પટી મરામત ન કરેલું હદ નિશાન છે એમ સમજવું નહિ.

(અ) જતાં રહેલાં નિશાન.

મરામતનો પ્રકાર—નવાં નિશાન કરવાં.

પણ એવું ઠરાવ્યું છે કે, જે પ્રસંગે હદ નિસાન એકાદો માટીનો બાંધ હોય અને તે બાંધ નાળાના અથવા નદીના પુરને લીધે મરામત સ્થિતિમાં રાખી શકાતો ન હોય તે પ્રસંગે ડિસ્ટ્રિકટ ઈન્સ્પેકટરની મંજુરીથી તે રદ્દ કરવો અને તેને બદલે બે પથ્થરા બેસાડવા; માત્ર તે બાંધ એક બે સાંકળ પાછળ હઠાવ્યાથી તે કાયમ રેહેવાની સારી આશા હોય, તો તેવી રીતે પાછો હઠાવવો. શંકાની બાબતમાં. તે બાંધ પાસે એક પથ્થર બેસાડવો, એટલે રેલથી કદી બાંધ ધોવાઇ જાય તોપણ તેની કાયમની જગા તે પથ્થરના નિશાનથી સમજાશે.

## ૧૬—અપીલ.

( કલમ ૨૨૪ (ઙ) )

**૧૦૦.** (૧) જે અધિકારી પાસે અપીલ ચાલતી હોય તે અધિકારીને દરએક અપીલ, અરજીના રૂપમાં કરવી જોઇયે, અને તે મુખતેસર, સમજાય એવી અને વિનયપૂર્વક ભાષામાં લખવી જોઇયે, અને તેની ઉપર અપીલ કરનારની અથવા તેના યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારની સહી અથવા નિશાની હોવી જોઇયેઃ—

અપીલ કરનારનું તથા તેના બાપનું નામ, તેનો ધંધો તથા રેહેવાની જગા અથવા ઠામ ઠેકાણું; અરજી લખનારનું નામ તથા ઠામ ઠેકાણું; અને, જો બને તો, જે હુકમ ઉપર અથવા ઠરાવ ઉપર અપીલ હોય તે હુકમની અથવા ઠરાવની તારીખ અને તે જે અમલદારે કર્યો હશે તેનું નામ તથા હોદ્દો.

(૩) સદરહુ અરજીમાં અપીલ કરનારને હોતાની અપીલની પુષ્ટીમાં જે બાબત લખવાની હશે તે ટુંકમાં તથા લંબાણ કર્યા વગર લખવી જોઇયે; અને જે હુકમ ઉપર અથવા ઠરાવ ઉપર અપીલ કરી હશે તે બાબત અપીલ કરનારને વાંધો લેવાનું જે કારણ હશે તે પણ લખવું.

**૧૦૧.** (૧) જે અધિકારી પાસે અપીલ ચાલતી હશે તે અધિકારીને અપીલ કાંતો ખુદ જાતે આપવી, અથવા ટપાલ મારફત તેની ઉપર મોકલવી.

(૨) જ્યારે અપીલ ટપાલ મારફત મોકલી હોય ત્યારે જે લખોટામાં તે અપીલ બીડી હશે તેની ઉપર હંમેશાં પુરેપુરૂં ટપાલનું હાંસલ અગાઉથી આપવું જોઇએ.

**૧૦૨.** કાનુનો ૧૦૦ અથવા ૧૦૧ પૈકી કોઇપણ કાનુનના ઠરાવ ઉપર કોઇપણ અગત્યની બાબતના સંબંધમાં દુર્લક્ષ થયું હશે તો, અપીલના ગુણ દોષની ચોકશી કર્યા વગર તે નામંજુર કરી શકાશે.

## ૧૭—શિક્ષા.

( કલમ ૨૧૫ )

**૧૦૩.** હેઠળ લખેલી સામાન્ય કાનુનો તોડવામાં આવશે અને તે તોડયાની વાત માજીસ્ટ્રેટની આગળ સાબિત થશે, તો હેઠળ લખ્યા પ્રમાણે શિક્ષા થશે.

(૧) જે કોઈ શખસ યોગ્ય અધિકાર વગર, જમીનમાંની માટી, પથ્થર, કંકર, રેતી અથવા મુરમ અથવા બીજી કાંઈપણ વસ્તુ ખોદી કાહાડીને અથવા લઇ જઇને કાનુન ૪૦, ૪૧, ૫૦ અથવા ૫૧ તોડશે તેને,

એક મહિના સુધીની કેદની અથવા પાંચશે રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૨) જે કોઇ શખસ યોગ્ય અધિકાર વગર, મના કરેલી રીતથી અથવા મના કરેલા કામ સારૂ જમીન કામે લગાડીને, ઉપયોગમાં લઇને અથવા ખાડા કરીને કાનુન ૪૮, ૪૯, ૫૦ અથવા ૫૨ તોડશે તેને, ૫૦૦ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૩) જે કોઇ શખસ માટીના કોઇ પણ હદ નિશાનથી બે હાથની અંદર જમીન ખોદીને ૯૮ મી કાનુન તોડશે, તેને ૧૦ રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

(૪) જે કોઇ શખસ ગામનો અમલદાર હશે ને તે, કાનુન ૩૨, ૩૩, ૪૦, ૪૧, ૪૫, ૪૬, ૭૯, ૮૦, ૮૮, અથવા ૯૮ હેઠળ લખ્યા પ્રમાણે તોડશે, એટલે,

(અ) સદરહુ કોઇ પણ કાનુન ઉપરથી જે કોઇ દસ્તાવેજ અથવા કોઇ પણ દસ્તાવેજની નકલ અથવા ઉતારો મફત તૈયાર કરી આપવાને બંધાયાં હોય તે દસ્તાવેજ અથવા દસ્તાવેજની નકલ અથવા ઉતારો તૈયાર કરવા સારૂ કાંઇ ફી લેશે અથવા વસુલ કરશે; અથવા

(બ) સદરહુ કોઇ પણ કાનુન પ્રમાણે જે પરવાનગી આપવાનો તેને અધિકાર હોય, પરંતુ જે બાબત કાંઇપણ ફી કાયદાસર રીતે તેનાથી લઇ શકાય નહિ એવી કાંઇપણ પરવાનગી આપવા બદલ કાંઇપણ ફી લેશે.

તેને એક મહિના સુધીની કેદની અથવા પાંચશો રૂપિયા સુધીની દંડની શિક્ષા થશે.

(ક) સદરહુ કોઇપણ કાનુનમાં કહેલી રીતે, કાંઇપણ દસ્તાવેજ અથવા કોઇપણ દસ્તાવેજની નકલ અથવા ઉતારો તૈયાર કરવાની અથવા તેની ઉપર સહી કરવાની અથવા દાખલો લખવાની ના કહેશે અથવા ગફલત કરશે, અથવા

(ડ) સદરહુ કોઇ પણ કાનુન ઉપરથી જે કાંઇ રીપોર્ટ અથવા જે કાંઇ કામ તેને કરવું જોઇએ તે રીપોર્ટ અથવા તે કામ કરવાની ગફલત કરશે તેને પાંચસો રૂપિયા સુધીના દંડની શિક્ષા થશે.

---

## હકના પત્રકના નિયમો.

હકના પત્રકના આ નિયમો રત્નાગિરી જીલ્લા સિવાયના તમામ ગામોને લાગુ પડે છે. પણ વાંટાની, તાલુકદારી જમીનને તેમજ ખોટી, માલેકી, તથા ભાગદારી જમીનને માટે આ નિયમોમાં ખાસ ફેરફાર કરેલો છે.

હકના પત્રકમાં વારસાઇથી, મ્હોંઢાની કબુલતથી, નોંધેલા કે વગર નોંધેલા દસ્તાવેજથી, અથવા બીજી રીતેના જમીનના માલીકોના, કબજેદારોના, ગીરો રાખનારાના, ખેડુતોના, વિગેરેના જમીન ઉપરના સઘળા ખાનગી હકોની વિગત આપવામાં આવે છે. તેમાં સરવે નંબરના અનુક્રમ મુજબ દરેક માણસના કબજાવાર નોંધ કરવામાં આવે છે.

ગામ તળીયાની જે જમીનની માપણી થઇ હોય છે તથા આકાર કર્યો હોય છે તેની પણ આમાં નોંધ કરવામાં આવે છે.

મુલકી હીસાબો આ પત્રક ઉપરથી તૈયાર થતા હોવાથી આ પત્રક હક નોંધનું તથા સરકાર લેણાનું પત્રક થાય છે.

પ્રથમ જેમ જમીન કબજામાં ન હોય અને ખાતું ચાલતું હતું એવું હાલ નથી. નમુના નં. ૮ માં જેનું ખાતું ચાલે છે તેવો કબજેદાર તેજ ખાતેદાર છે. જમીનનો ખરેખરો કબજો હોયા વગર કોઇપણ માણસનું ખાતું પાડી શકાશે નહીં. દરેક કબજેદાર પોતાનું જમીન મહેસુલ પરભાર્યું ભરી શકવાને હવે જવાબદાર છે. ઇનામી જમીન ધારણ કરનાર પૈકી જુડી ભરવાને કયો માણસ જવાબદાર છે તે હકના પત્રક ઉપરથી જણાઇ આવે છે.

સરવે નંબરોના પેટા વિભાગના આકાર અને ક્ષેત્રફળ તેની માપણી કરી ચોક્કસ ક્ષેત્રફળ અને આકાર ઠરાવવાનું લેન્ડરેકર્ડ ખાતેથી પુરૂ થતા સુધી હાલ ફાળવણી કરીને લખવો.

કબજા સાથેના હકો ઉપરાંત આ પત્રકમાં કબજા સિવાયના ગીરોની, સાનખતની, જાથુ ખેડની તથા જમીનમાંના બીજા હકો તથા હીતની, અને એક જુદા નમુનામાં ખેડુતોની નોંધ કરવામાં આવે છે. જેથી આ પત્રક હકો નકી કરવાના સંબંધમાં ઘણું ઉપયોગી છે.

કોઇપણ માણસ નવો હક પ્રાપ્ત કરે તો તેણે તે હક પ્રાપ્ત કર્યાની તારીખથી ત્રણ મહીનાની અંદર તે બાબત તલાટીને રીપોર્ટ કરવો. પણ રજીસ્ટર દસ્તાવેજથી હક પ્રાપ્ત કર્યો હોય તો તેને તેમ કરવાની જરૂર નથી. અને તે સિવાયના જો ઉપર પ્રમાણે મુદત અંદર ખબર ન આપે તો પચીસ રૂપીઆ સુધી ફી આપવાને પાત્ર થાય છે.

આ કાયદો લાગુ થયો હોય તેવા ગામોની જમીનને લગતા દાવાના કામમાં વાદીએ દાવાવાળી જમીનને લગતી હકના પત્રકમાંની નોંધની ખરી નકલ રજુ કરવી જોઇએ.

તેમજ પેટા વિભાગના નકશા તૈયાર થયા પછી જે જમીનનો દસ્તાવેજ રજીસ્ટર કરાવવાનો હોય તે જમીનનો નકશો દસ્તાવેજ સાથે રજુ કર્યા સિવાય તે નોંધાવી શકાય નહિં.

તલાટીએ આ પત્રકના હકની નોંધ કરવા માટે પોતાના ગામમાં તેના હકોના ફેરફાર થયાની તપાસ કરતા રહેવું, તેમજ લોકોએ પણ નવા સંપાદન કરેલા હકોના રીપોર્ટ કરવામાં તત્પર રહેવું.

હકના પત્રકના ત્રણ ભાગ પાડેલા છે. ગામનો નમુનો નં. ૬–૭ અને ૧૨. તેમાં ગમે ત્યારે કાઢી મૂકી શકાય તેવા ખેડુતોના ખેડ હક નમુના નં. ૧૨ માં નોંધાય છે. તેમાં પાકની હકીકત પણ નોંધાય છે તે પાંચ વરસ સુધી ચલાવવાનું છે.

બીજા સઘળા પ્રકારના હક નમુના નં. ૬ માં નોંધવાના છે. તે પત્રક પાંચ વરસ ચાલવાનું છે. અને તેમાં પ્રાંત ઓફીસર સાહેબના હુકમ વગર કાંઇ પણ ફેરફાર થઇ શકતો નથી. જેથી નવા સંપાદન કરેલા હકો પાંચ વરસ સુધી ફેરફારના પત્રક નમુના નંબર ૭ માં નોંધાય છે, અને તેમાં તકરાર હોય તો લાગતા વળગતાને નોટીસ આપી તકરારી રજીસ્ટર ભરવું તેનો મામલતદાર નીકાલ કરે તે પ્રમાણે નોંધ કરવી.

તકરાર ન હોય તો કરેલી નોંધ સરકલ ઇન્સપેક્ટર અને ચઢતા દરજ્જાના અમલદારોએ તપાસ કર્યા પછી કાયમ થાય છે, અને આમાં પાંચ વરસ સુધીમાં ફેરફાર થયેલા નવીન હકો પાંચ વરસ પછી નમુના નં. ૬ ફરીથી લખવામાં આવે ત્યારે તેમાં દાખલ કરવા.

નમુનો નંબર ૭ ફેરફારનું રજીસ્ટર લખવા સંબંધી તલાટીએ દસ્તાવેજના ઉતારા ઉપરથી, હક સંપાદન કર્યાના ખાનગી માણસોના રીપોર્ટ ઉપરથી તથા પોતાની ખાનગી બાતમી ઉપરથી જ્યારે હકના સંબંધમાં ફેરફાર થાય ત્યારે તેણે તે ફેરફાર રજીસ્ટરમાં દાખલ કરવા.

તેમાં સબ રજીસ્ટરોને ત્યાંથી આવેલા ઉતારા ઉપરથી તેણે નમુના નં. ૭ માં જોઇતી નોંધ કરી તેનો અનુક્રમ નંબર તે પત્રકના છેલા કોષ્ટકમાં લખવો, અને તેમાં કોઇ પક્ષકાર હોવાનું તલાટીને જણાય તો તેણે તેમને નોટીસ આપી અને નંબર ૭ માં કરેલા નોંધની નકલ, તથા તેમાં હીત સંબંધવાળાએ પોતાની તકરાર એક માસમાં જાહેર કરવા સંબંધીની નોટીસ જાહેર જગ્યાએ ચોટાડવી. તેમ તેવા માણસોને મોઢેથી પણ ખબર આપવી. અને તેમની કબુલાત લઇ દફતરમાં રાખવી. પછી કોઇ તકરાર ઉઠાવે તો તે તકરારી રજીસ્ટરમાં લખી લેવી.

દસ્તાવેજમાં જમીન સંબંધી ભૂલ હોય તો તેણે અસલ દસ્તાવેજ મંગાવીને ખરી હકીકત હોય તે તેના ઉપર લખી તે ઉપર તારીખ નાંખી સહી કરી પાછો આપવો.

ફેરફારના રજીસ્ટરમાં નોંધ કરતી વખતે નમુના નંબર ૬ માં ફેરવી આગલી નોંધો તપાસવી. તેમાં નવી સરતે આપેલી જમીન કલેકટરની પરવાનગી વગર તબદીલ કરવામાં આવી હોય તો તેવી, મામલતદારનો હુકમ મેળવવાની જરૂર હોય તેવા કોઇ પ્રસંગમાં તેમજ જેણે હક આપ્યો હોય તેનું નામ, હકના પત્રકમાં ન હોવ તો તેવી નોંધો તકરારી રજીસ્ટરમાં દાખલ કરવી.

મૈયત કબજેદારોની અને તેમના પછી કબજો ધારણ કરનારા તેમના વારસાની એક યાદી તલાટીએ નીચેના નમુના પ્રમાણે ગામે રાખવી. તેમાં

૧ અનુક્રમ નંબર, ૨ મૈયત કબજેદારનું નામ, ૩ જે તારીખે મરણ નીપજ્યું તે તારીખ, ૪ નં. ૮ માંના જુના ખાતેદારનો નંબર, ૫ જમીન જેના કબજામાં હોય તેવા સ્થાનાપન્નોનાં નામ, ૬ નમુના નં. ૭ માંની તથા તકરારી રજીસ્ટરમાંની નોંધનો નંબર આ પ્રમાણેનાં કોષ્ટકો પાડી એક પત્રક ભરવું.

જ્યારે કોઈ કબજેદાર કે સગીર કબજેદારનો વાલી મરણ પામે ત્યારે તેના મરણ પછી જમીન કોના પ્રત્યક્ષ કબજામાં છે તે તલાટીએ પટેલની મદદથી શોધી કહાડવું. ઇનામી જમીન બાબત ઇનામદારને જાહેર કરવાની ફરજ છે.

જો મીલકતના જુદા જુદા ભાગ જુદા જુદા સખસોના કબજામાં ગયા હોય તો તેમનાં નામ કો. ૫ માં લખી તે કયા ભાગ ધારણ કરે છે તે નં. ૭ માં બતાવવું.

પણ કોઇ તકરાર ન હોય તો તલાટીને નોંધ કરવાનો અધિકાર છે.

જ્યારે વારસાઇની બાબતમાં કે જમીન કોના પ્રત્યક્ષ કબજામાં છે તેનો વાંધો હોય તો તકરારી રજીસ્ટરમાં નોંધ કરવી જેથી તેનો મામલતદાર નીકાલ કરે તે પ્રમાણે નોંધ કરવી.

નોંધ્યા વગરના દસ્તાવેજો અથવા મોઢાની કબુલતથી હક સંપાદન થયો હોય તો પણ તેને માટે નોંધેલા

દસ્તાવેજના સંબંધમાં કરવામાં આવતી તજવીજ કરીને તેવા હક તલાટીએ નોંધવા, અને તકરારી રજીસ્ટરમાં નોંધ કરવી.

હક સંપાદન કર્યાનો રીપોર્ટ ન મળે અને તેવી તલાટીને ખબર મળે તો તેણે પૂરેપૂરી તપાસ કરી હકના પત્રકમાં તેવી નોંધ કરવી, અને તે નોંધની નકલ જાહેર જગ્યાએ ત્રણ મહીના સુધી ચોટાડી રાખવી. અને તેવા માણસોએ ત્રણ માસની અંદર હક સંપાદન કર્યાનો રીપોર્ટ ન કર્યો હોય તો તલાટીએ તેની નીચેના પત્રકમાં નોંધ કરવી.

૧ ગામના નમુના નં. ૭ માંની નોંધનો નંબર, ૨ હક સંપાદન કરનારનું નામ, ૩ ફી વસુલ લેવા સંબંધી થયેલો હુકમ, ૪ ફી વસુલ કરી રોજમેળમાં જમાં કર્યાની તારીખ.

આ પ્રમાણેનું પત્રક ભરવું. તેમજ જેના કબજામાં તેવો કોઇ દસ્તાવેજ હોય અને દસ્તાવેજ રજુ કરવાની તલાટી તેને નોટીસ આપે છતાં જો તે માણસ તે દસ્તાવેજ એક મહીનાની મુદતની અંદર રજુ ન કરે તો તે સંબંધી પણ આ પત્રકમાં નોંધ કરવી.

પાંચ રૂપિયા સુધી ફી લેવાનો હુકમ કરવાનો મામલતદારને અધિકાર છે. તે ઉપર ફી લેવા જેવું જણાય તો તેણે પ્રાંત ઓફીસરને રીપોર્ટ કરવો. અને જે ઉપજ વસુલ લેવાનું આવે તે હુકમ રજીસ્ટર સાથે સામેલ રાખી તલાટીએ પરચુરણ ઉપજ તરીકે ફી વસુલ કરી નં. ૪ માં પકડવી. આ પત્રક જુલાઇ આખરે દફતરે રાખી લેવું. અને જો કોઇ નોંધ બાકી હોય તો તેને નવા પત્રકમાં ઉતારી લેવી. આવા હુકમ ઉપર કોઇને અપીલ કરવી હોય તો તેણે આ પત્રકની નકલ તથા નમુના નં. ૭ માંની નોંધની નકલ માટે ફી આપવી. આવી ફી તલાટીએ રાખી લેવી. આવી દરેક નોંધ બદલ ૩ પાઇ છાપેલા ફારમ માટે, અને ૦—૦—૯ પાઈ નકલ ફી લેવાની છે.

ગીરો છોડાવવાની બાબતમાં પણ જો મુદત અંદર ખબર ન આપે તો ફી લેવી જોઇએ. આવી બાબતમાં તલાટીએ ખાસ ધ્યાનમાં રાખતા રહેવું.

દીવાની કોર્ટનાં હુકમનામાં, રાજીનામાં, કબુલતો તેમજ બીજા આવા ફેરફારો થયાની ખબર મળે કે તુરત નોંધ કરવી.

આ પત્રક સંબંધી પટેલે તલાટીને મદદ કરવી અને દરેક નોંધ નીચે તલાટીની સહી તળે પટેલે સહી કરવી અને ખોટી નોંધ ન થાય તેની સાવચેતી રાખવી.

તલાટી કે સરકલ ઇન્સ્પેકટરોની નોટીસો તથા હુકમો લાગતાવળગતા સખસો ઉપર બજાવવાનું, લોકોની જરૂર પડે તો બોલાવી ભેગા કરવાનું, અને હક નોંધ સંબંધી માહીતીનો લોકોમાં ફેલાવો કરી તેમની જવાબદારીઓ સમજાવવાનું પટેલનું કામ છે.

ત્રણ મહીનાની અંદર લોકો પોતાના હક સંપાદન કર્યાનો તલાટીને રીપોર્ટ કરે તે તથા હકના પત્રકમાં જરૂર પડે તેવા દસ્તાવેજ તલાટીને જરૂર પડે તો એક મહીનાની અંદર રજુ કરવાની લોકોને સમજુત આપવી. તેમ દરેક કબજેદાર પોતાની કબજાની જમીનનું જમીન મહેસુલ ભરે તેવી તેમને તાકીદ આપવી જોઇએ.

હકના પત્રક સંબંધી સર્કલ ઇન્સપેકટરોએ તલાટીઓ ફેરફારનું રજીસ્ટર બરોબર લખે તથા લોકો પોતાની જોખમદારી બરોબર સમજે તેની તપાસ રાખવી તેમજ દરેક કરેલ નોંધ ખરી હોવા બાબત તેણે ખાત્રી કરી પોતાની ટુંકી સહી કરવી જોઇએ. તેમજ હકનું પત્રક રોજનું રોજ ભરાય છે કે કેમ તેની ખાત્રી કરવી જોઇએ. અને નોંધો દાખલ કરવાની રહી ન જાય તેની ખાત્રી કરતા રહેવું જોઇએ.

કબજેદાર મરણ પામે અને ફેરફાર થાય તેની ખાત્રી કરવા નં. ૮ ના સાંકળીયા સાથે જન્મ મરણના પત્રકનો મુકાબલો કરી તપાસ કરવી. બીજા ગામના કબજેદારો પૈકી લોકોને પૂછી મરણની ખાત્રી કરવી.

કોઇપણ નંબર ઉપરનો બોજો વધ્યો હોય તો કબજેદારોને પુછી ખાત્રી કરવી.

રજીસ્ટ્રેશન ખાતેથી આવેલા ઉતારા તથા કમી જાસ્તીનાં પત્રકો અને તગાવી બાબતના દસ્તાવેજો તપાસી જોવા.

તકરારી બાબતોની નોંધ કરવામાં આવી છે કે નહીં તેની તપાસ કરવી તેમજ તલાટીએ લીધેલા દસ્તાવેજો પાછા આપ્યા છે કે કેમ? વારસાના કેસ બાબત તપાસ કરવી, તુલની પહાણી વખતે ખેડ હકની તપાસ

કરવી અને ઈનામી જમીનના ફેરફાર બાબતની નકલો તલાટીએ તાલુકે મોકલેલ છે કે નહીં તેની તપાસ કરવી જોઇએ.

ઇનામી જમીનના સાત વર્ગ પાડવામાં આવ્યા છે. તે દરેક ગામમાં વર્ગ ૨ માં બતાવેલી ફુદડીથી નીશાન કરેલી અને નિશાન નહી કરેલી એવા બે ભાગ પાડવામાં આવ્યા છે.

વર્ગ ૨ પૈકી ફુદડીથી નિશાન કર્યા વગરની જમીન સંબંધમાં જે ફેરફાર થાય તે ખાલસા જમીનના સંબંધમાં થયેલા ફેરફારના જે નિયમો પ્રમાણે દાખલ કરવામાં આવે છે તેજ નિયમો પ્રમાણે દાખલ કરવાના છે.

માર્ચ, જુન, સપ્ટેંબર અને ડીસેંબર માસની આખરે તલાટીએ નમુના નં. ૭ નાં ત્રણ છુટાં ફારમ લઇ તેમાંના એકમાં વર્ગ. ૩–૪–૬ અને ૭ માંની જમીન બાબત પાછલા ત્રણ માસમાં જે ફેરફાર થયા હોય તેની નકલ કરવી.

બીજા ફારમમાં વર્ગ ૧–૨ અને ૫ માંની જમીનના સંબંધી થયેલા ફેરફારની નકલ કરવી.

ત્રીજા ફારમમાં સરકારી અમલદારોએ આપેલા હુકમથી નવી આપેલી અગર ખાલસા કરેલી વર્ગ ૧ થી ૭ સુધીમાં આવનારી તમામ જમીન દાખલ કરવી. પણ વર્ગ ૨ પૈકીની જે જમીન સામે ફુદડીથી નીશાન કરેલું નથી તે સંબંધી ફેરફારની નકલ ન કરવી.

આ પ્રમાણે ત્રણ ફારમો તલાટીએ ઉપર પ્રમાણે દર ત્રણ માસે મામલતદાર તરફ મોકલવાં. જો તેવો ફેરફાર ન હોય તો રીપોર્ટ કરવો. તેમાંથી મામલતદારે ૧ લું ફારમ પ્રાંત સાહેબ તરફ બીજું અને ત્રીજું કલેકટર તરફ રવાના કરવું.

આ પ્રમાણે ફેરફાર બાબત કાંઇ હરકત નથી એવો પ્રાંત સાહેબનો હુકમ આવે તો તેની નોંધ તલાટીએ નં. ૭ ના શેરાના આસનમાં કરવી પણ હરકત જણાવે તો તેવી નોંધ તકરારી રજીસ્ટરમાં નોંધવી.

---

ફેરફારનું રજીસ્ટર ૩૧ મી માર્ચે બંધ કરી તે પછી થયેલા ફેરફાર નવા રજીસ્ટરમાં નોધવા. ૩૧ મી માર્ચ પહેલાં આવેલા દસ્તાવેજો જુના રજીસ્ટરમાં નોધવા.

હકના પત્રકની પાંચ વરસની મુદત દરમીયાન ફેરફારના રજીસ્ટરમાંની ઘણી નોંધો ઉપરી અમલદારોએ તપાસી ખરાપણુ બાબત સહીઓ કરેલી હોવીજ જોઇએ અને તેમાં કાંઇ ભુલ રહેલી નથી એમ પ્રાંત ઓફીસરને જણાય ત્યારે તેણે તે તમામ ફેરફારોને હકના કાયમના રજીસ્ટરમાં ઉતારી લેવા હુકમ કરવો.

મોડામાં મોંડાં ફેરફારનાં રજીષ્ટરો ૩૧ મી માર્ચ પછી અને મોડામાં મોડું ૧૫ મી મે સુધીમાં ફરી લખવાને રજીષ્ટરો તૈયાર હોવાં જોઇએ. ત્યાર પછી તલાટીએ એવી નોટીસ પ્રસિદ્ધ કરવી કે આ નોટીસની તારીખથી એક માસ સુધી દરેક માણસને જોવા માટે ફેરફારનું રજીષ્ટર ખુલ્લું રહેશે. ત્યાર પછી તેમાંની સઘળી નોંધો હકના પત્રકમાં દાખલ કરવામાં આવશે આવી નોટીસ મોડામાં મોડી ૧ લી જુને પ્રસિદ્ધ કરવી જોઇએ.

તે પછી તલાટીએ ગામનો નમુનો નં. ૭ તપાસી તેમાંની નોંધનો અનુક્રમ નંબર નમુના નં. ૬ ના ૧૨ મા કોષ્ટકમાં અને જો એકજ નોંધના સંબંધમાં વધુ ફેરફારો હોય તો નમુના નં ૭ ના ૩ જા ૪ થા કોષ્ટકમાં દાખલ કરવામાં આવેલો છે કે કેમ તે જોવું, અને સરકલ ઇન્સપેક્ટરે તેનો નિમતાણો લેવો પછી નમુના નં. ૭ ની દરેક નોંધ તલાટીએ તપાસવી અને પછી થયેલી નોંધોને લીધે રદ થઇ હોય તેવી દરેક નોંધનો અનુક્રમ નંબર, નંબર ૭ ના ત્રીજા કોષ્ટકમાંથી કાઢી નાંખ્યો છે કે નહી તેની ખાત્રી કરવી પછી નમુના નં. ૬ ની દરેક નોંધ તપાસવી જો તેમાં કાંઇ ભુલ જણાય તો તેના સંબંધમાં નોંધ કરવી.

ત્યાર પછી નોટીસનો મહીનો પુરો થાય ત્યાં સુધી નમુનો નં, ૬ લખવાની સમજુતીનો કાળજીપૂર્વક અભ્યાસ કરવો અને તેની તપાસ સરકલ ઇન્સપેક્ટરે અને મામલતદારે પણ કરવી.

જુન મહીનામાં પત્રક લોકોને જોવા માટે ખુલ્લું રાખવું જો તેમાં તકરારો ઉઠે તો તકરારી રજીષ્ટરમાં દાખલ કરવી તેનો મામલતદારે નવું પત્રક મંજુર થતા પહેલાં નિકાલ કરવો.

આવી તકરારોનો જે નોંધો સાથે સંબંધ હોય તે નોંધો નમુના નં. ૬ માં દાખલ કર્યા સિવાય રહેવા દેવી અને સઘળા અનુક્રમ નંબરો પેનસીલથી લખવા અને છેવટનું પત્રક મંજુર થઇ સહી થાય ત્યારે તે ઉપર અનુક્રમ નંબર સહીથી લખવા.

હક્કના પત્રકની નોંધ જુલાઈની ૧ લી તારીખ સુધીમાં સઘળા રજીસ્ટરો તલાટીએ તાલુકે લઇ જવાં ત્યાં સર્કલ ઇન્સપેક્ટર અને મામલતદારની દેખરેખનીચે હકનું પત્રક ફરી લખવાનું કામ નીચે પ્રમાણે શરૂ કરવું.

નમુના નં. ૬ ની નોંધો તપાસી જતાં જ્યાં ફેરફાર કરવાનો ન હોય તે જેમની તેમ રહેવા દેવી. જેના સંબંધમાં ફેરફાર થયો હોય તેવી નોંધો નમુના નં. ૬ નાં છુટાં પાનાં ઉપર પેન્સીલથી ફરી લખવી, અને જુની નોંધ ઉપર લીટી દોરવી. ( પેન્સીલથી છેકવું).

પેટા વિભાગોમાં એક કરતાં વધુ ફેરફારો થયા હોય તો છેલો ફેરફાર સમજાવવા સારૂ વચ્ચગાળાની હકીકત જણાવવાની જરૂર લાગે તો નવી નોંધમાં તેવી નોંધો કરતાં કાળજી રાખવી જોઇએ. નોંધો પાસે ન લખવી. તે પછી પાકી નકલ કરી સરકલ ઇન્સપેક્ટરે તેની દરેક નોંધ તપાસવી અને મામલતદારે ૧૦ ટકા જેટલો નિમતાનો લેવો.

આ પ્રમાણે આ પત્રક ફરીથી લખવાનું કામ પુરૂં થાય ત્યારે હકનું નવું પત્રક ખરૂં હોવા બાબતનો પ્રાંત ઓફીસરે તેમાં દાખલો લખવો પછી તેને અમલમાં મુકવો.

આ પત્રકના સંબંધમાં તૈયાર કરેલા કાગળો કે ટાંચણો જોવાનો કે નકલ માગવાનો લોકોને હક નથી.

---

## માપણીની રૂલ.

હેઠળ બતાવેલા આકારની જમીનના ટુકડામાં તુલ આવ્યું હોય તો તેનું ક્ષેત્રફળ નીચે પ્રમાણે કહાડવું.




$$\text{રીત—પાયો } अ\,ब \times \frac{अ\,ड \times ब\,क}{२} = \text{ક્ષેત્રફળ કહાડતી વખતે}$$

( ड क ) બાજુના લંબાઇ હિસાબમાં બિલકુલ ગણવી નહિ.

કોઇ પણ સપાટીવાળી ભુમિતિમાંથી આકૃતિના પૃષ્ટના માપને ક્ષેત્રફળ કહે છે.

જમીનની સરવે કરવામાં નીચેના વિષયો ( બાબતો ) આવે.

૧ લંબાઇની માપણી એટલે સીધી લીટીની માપણી, ૨ કોણ માપણી, એટલે દિશા કાઢવા માટે ખુણાની માપણી. ૩ પૃષ્ટફળની માપણી એટલે ક્ષેત્રફળ કાઢવા માટે સપાટીની માપણી, ૪ નકશા કાઢવા.

સાંકળની લંબાઇ ૩૩ ફુટ, એટલે ૧૧ વાર સાંકળ લાંબી હોય છે તેને ૧૬ કડીઓ ( આના ) છે દરેક કડીની લંબાઇ ૨$\frac{1}{16}$ ફુટ લાંબી હોય છે. કોઇપણ ખેતર ત્રણ બાજુથી ઓછી બાજુનું હોઇ શકે નહિ.

ડાયગનલ એટલે કર્ણ લીટી.

રેકટીલીનીઅલ આકૃતિની જેટલી બાજુ હોય તેટલા ત્રિકોણ પડી શકે.

મુંબઈ ઇલાકાની રેવન્યુ સરવેમાં નીચેના યંત્રોનો ઘણો ખરો ખપ પડે છે.

૧ સાંકળ—લંબાઇના માપને માટે, ૨ લાકડાની પાટી—સાંકળ બરોબર છે કે કેમ તે જોવા સારૂ, ૩ શંકુ—કાટખુણાના માપ સારૂ, ૪ સ્કેલપટી અને કંપાસ—નકશા દોરવા માટે ૫ એરીઆકોમ્બ નંબરોના ક્ષેત્રફળ કાઢવા માટે કામમાં આવે છે.

સાંકળ પકડનાર સીધા ચાલ્યા જાય તેની ખાત્રી રહે માટે સરવેઅરે તેની પાછળ જવું અને તેણે તેઓને બન્ને ઝુંડાઓની સીધી લીટીમાં રહેતાં શીખવવું.

ગામના નકશાનું મામુલ સ્કેલ એક ઈંચમાં ૨૦ સાંકળ છે.

ડ્રૉઇંગ કંપાસને એક સાધાની આસપાસ ફરે એવાં બે પાંખીઆં હોય છે, તેથી કરીને પાંખીઆના છેડાઓ એક બીજાથી જોઇએ તે અંતરે રાખી શકાય છે. તે અંતરોનું માપ લેવામાં તથા એક જગાએથી બીજી જગાપર મુકવાના તથા કમાન અને વર્તુલો કાઢવાના કામમાં આવે છે.

શંકુ એ છ ચોરસ ઈંચ લાકડાનો ચોરસ કકડો છે અને તે દોઢ ઈંચ જાડો હોય છે અને પાંચ ફુટ લાંબા લાકડાપર જડેલો હોય છે એ લાકડાને બીજે છેડે, જમીનમાં સીધો ખોસી રાખવા માટે લોઢાની અણીવાળી ખોળી જડેલી હોય છે.

સ્કેલપટી કાર્ડબોર્ડના, લાકડાના અથવા દાંતના ચપટા કકડાની બનેલી હોય છે, અને તેની સીધી કોર હોય છે આ પ્રથમ ભાગના દશ સરખા વિભાગ કરેલા હોય છે અને આ વિભાગોપરથી સ્કેલનું નામ આપવામાં આવે છે, આ સ્કેલ જમીન અને નકશાનું પ્રમાણ બતાવવામાં આવે છે.

એક એકરમાં ૪૮૪૦ ચોરસ યાર્ડ હોય છે અને તેના ગુંઠા અને આનામાં ભાગ પાડવામાં આવે છે.

સાં. આં.
૧૬ ૪

દાખલો—નીચેના ખેતરનું ક્ષેત્રફળ નિચે પ્રમાણે નીકળી શકે.




સાં. આં. સાં. સાં. આં. સાં. આં. આં. સાં. આં. સાં આં.
૧૧–૧૨ + ૧૦ = ૨૧–૧૨ ૧૦–૧૨ + ૦–૧૦ + ૧૪–૮ = ૨૫–૧૪

સાં. આં. સા· આં. સાં. આં. પ્રતીઆ. ગું. આં. પ્રતીઆના
૨૧–૧૨ × ૨૫–૨૪ = ૨૮૧–૬ –૪ =એકર ૭–૧–૬–૪ જવાબ.

લંબાઇના માપનું કોષ્ટક.

૧૨ ઈંચ = ૧ ફુટ.
૩ ફુટ = વાર ( યાર્ડ )
૧૧ વાર = ૧ સાંકળ.
૧૬૦ સાંકળ = ૧ માઇલ.

ચોરસ માપનું કોષ્ટક.

૧૬ ચોરસ કડી* = ૧ આનો.
૧૬ આના = ૧ ગુંઠો.
૪૦ ગુંઠા = ૧ એકર.
૬૪૦ એકર = ૧ ચોરસ માઇલ

એરીઆકોમ્પનું આ યંત્ર પીતળ અથવા કાર્ડ બોર્ડના ચોકડાનું હોય છે તેના ઉપર દોરીઓ સીધી સમાંતર ભરેલી હોય છે જે નંબરના ક્ષેત્રફળનો નકશો કાઢવો હોય તે નકશાના સ્કેલ પ્રમાણે આ દોરીઓ ગોઠવેલી હોય છે. એકર માપવાને મોટા, અને ગુંઠાનું માપ બતાવવાને નાના ભાગ પાડયા હોય છે.

કોઇ પણ ત્રીકોણની બે બાજુ ભેગી લઇએ તો તે તેની ત્રીજી બાજુ કરતાં વધારે લાંબી થાય છે. કોઈપણ ચોખુણના બે સામસામાના ખુણા સીધી લીટીથી જોડીએ તો તેના બે ત્રીકોણમાં ભાગ પડે છે, અને ખુણા સાંધનાર સીધી લીટીને કર્ણ લીટી કહે છે. માપવાની સીધી લીટીના જે બીંદુથી માપણી શરૂ કરવામાં આવે છે. તેને આરંભ બીંદુ અને તે સીધી લીટીના છેડાને અંત્ય બીંદુ કહે છે. આ બંને બીંદુઓ આગળ એકેકો ઝુંડો ખોસવો, અને એક બીજો આ બેની બરોબર શિસ્તમાં આવે એવી રીતે વચમાં ખોસવો. આ ઝુંડા બરાબર સીધા ઉભા રાખવા.

ખેતરના નકશા કાઢતી વખતે પાનાના મથાળાંને ઉત્તર દિશા ગણવી. એટલે પાનાનો નીચલો ભાગ દક્ષિણ દિશા થશે, જમણી બાજુ પૂર્વ અને ડાબી બાજુ પશ્ચિમ થશે, આ દિશાઓ આશરે કાઢેલી કહેવાશે.

**સાધારણ સમજ**—વસલા બે જાતના ગણવામાં આવે છે. ૧ ચોક અને ૨ ત્રીકોણ.

૧. ચોક વસલાનું બાંધ માપ કાઢવું હોય ત્યારે, મોટી પહોળાઇમાંથી નાની પહોળાઇ બાદ કરવી અને જે વધે તેનો વર્ગ કરવો તથા લાંબીના આંકડાનો વર્ગ કરવો, બંનેના વર્ગનો સરવાળો કરી મુળનો આંકડો જોવો જે આવશે તે બાંધ માપ સમજવું.

* કડી=લીંક.

૨. ચોક વસલાની લંબાઇ કહાડવી હોય ત્યારે, ઉપર પ્રમાણે મોટી પહોળાઇમાંથી નાની પહોળાઇ બાદ કરી જે વધે તેનો વર્ગ કરવો. અને બાંધ માપનો વર્ગ કરવો. તે બંનેની બાદબાકી કરી મુળ જોવું જે આવે તે લાંબી સમજવી.

૩. ચોક વસલાની પહોળાઇ કહાડવી હોય તો લાંબીનો તથા બાંધ માપનો વર્ગ કરી તેની બાદબાકી કરવી જે બાકી રહે તેનું મુળ જોવું પછી જે બાજુનું માપ કહાડવું હોય તે બાજુ પાસેથી બીજી પહોળાઇ કરતાં કમી અગર જાસ્તી છે. એ સ્પષ્ટ ધ્યાનમાં લઇ જો પહોળાઈ જાસ્તી હશે તો આવેલો વર્ગ તે પહોળાઈમાં મેળવવો એટલે મોટી પહોળાઇ નીકળશે અને જો કહાડવાની પહોળાઇ કમી હશે તો આવેલો વર્ગ મોટી બીજી પહોળાઇમાંથી બાદ કરવો એટલે જે આવશે તે નાની પહોળાઇ સમજવી.

૪. ત્રીકોણ વસલાની લંબાઈ કહાડવી હોય તો. પહોળાઇના અને બાંધ માપના આંકડાનો વર્ગ કરી બાદબાકી કરવી પછી તે બાકી રહેલી રકમનું મુળ જોવું જે આવશે તે લાંબી સમજવી.

૫. ત્રીકોણ વસલાની પહોળાઇ કહાડવી હોય ત્યારે ઉપર પ્રમાણે બાંધ માપ તથા લાંબીનો વર્ગ કરી બાદબાકી કર્યા પછી વધેલી રકમનું મુળ જોવું જે આવશે તે પહોળાઇ સમજવી.

ત્રીકોણ વસલાનું બાંધ માપ કહાડવું હોય ત્યારે લાંબી અને પહોળાઇના વર્ગનો સરવાળો કરવો. અને તેનું મુળ જોવું જે આવશે તે બાંધ માપ સમજવું

દ્રષ્ટાંતો— આ અ બ ક ખેતરનું ક્ષેત્રફળ નીચે પ્રમાણે માપણી કરી કાઢવું.




અ બ ક ત્રણ ખુણા આગળ ત્રણ ગુંડા રાખવા. ક ખુણાથી દોરેલો ક પ લંબ જ્યાં આગળ અ બ ને મળે તે પ જગ્યા ધારી અ પ અંતર સાંકળથી માપવું. બ આગળ એક નિશાન કરવું અને અ પ અંતર નોંધી લેવું. પ બ નું અંતર માપીને નોંધી લેવું.

આ આકૃતિનું ક્ષેત્રફળ અ બ લંબાઇને પ ક એ ગુણી ૨ એ ભાગવાથી અથવા અ બ લંબાઇને નીમે ક પ એ ગુણવાથી આવે છે. જેમકે—

અ બ=૨૪ સાંકળ છે તેનું અરધું કરવાથી =૧૨ સાંકળ થાય તેને પ ક ૧૬ સાંકળે ગુણવા.

પ ક=૧૬ સાંકળ છે | ૧૨×૧૬=૧૯૨ ગુંઠા $\frac{૧૯૨}{૪૦}$=એ. ૪–૩૨ ગુંઠા ક્ષેત્રફળ થાય.

૨ ચોખુણનું ક્ષેત્રફળ કાઢવામાં અ બ પાયાની લંબાઇ ૨૫ સાંકળ છે અને અ ડ લંબની પહોળાઇ ૧૨ સાંકળ છે તેમજ બ ક લંબની લંબાઇ ૧૮ સાંકળ છે એટલે પાયાને, બંને લંબના સરવાળાનું નિમે કરી તે રકમે ગણુવા, જેમકે—

ડ ક
સાં. ૧૨ સાં. ૧૮
અ બ
સાં. ૨૫

લંબ અ ડ ૧૨+લંબ બ ક ૧૮=૩૦ તેનું નિમે ૧૫ સાંકળ ગુણ્યા × અ બ પાયો ૨૫ સાંકળ=૩૭૫ ગુંઠા એટલે એ. ૯–૧૫ ગુંઠા થાય.

૩ કોઇ પણ ખેતરની માપણી કરી ક્ષેત્રફળ કાઢવું હોય તો સામ સામા ખુણા લીટીથી જોડી ખાંચા અને ખુણાઓ તથા વાંક ઉપરથી ઓફસેટ કાઢી તે ખેતરના ત્રિકોણ અને ચોખુણ ( ટ્રેપીઝીયા ) આકૃતિના ભાગ પાડી નાંખવા પછી દરેક ત્રીકોણ અને ચોખુણનું માપ પહેલી અને બીજી આકૃતીમાં બતાવ્યા પ્રમાણે કાઢવું આ બધાનો સરવાળો આવશે તે ક્ષેત્રફળ.

## માપણી સારૂ સમજુતી.

૧. માપણી શરૂ કરતાં પહેલાં બરોબર જગોએ ઝંડા ગોઠવવા અને ઝંડાના ખાડ ઉપર નીશાની રાખવી.

૨. નંબરની આકૃતિને બરોબર મલતુ આવે એવું ટીપણુ મોટા માપ ઉપર અંદર માપના આંકડા લખી શકાય એવું કાઢવું ઉત્તર બાજુ પાનાની ટોચ ઉપર રાખવી. વળી ટીપણુના લાગુ નંબરો, તેમજ પગ રસ્તો હદે પકડેલો રસ્તો, નદી, વહેળો, વિગેરે નંબરની અંદર કે લાગુ આવતો હોય તે બતાવવો.

૩. સાધારણુ રીતે નંબરના દુરના કર્ણ ( ખુણા ) થી સીસ્ત કરવી.

૪. મેજપટીથી સાંકળ તપાસી જોવી.

૫. સીસ્તની સામી બાજુના છેડા તરફના ઝંડાની નજીકમાં સીસ્તનો ઝંડો મુકાવવો. તે ઝંડાના ખાડ આગળ પથ્થર કે માટીના ઢેપાં મુકી નિશાની રાખવી કે જેથી નીશાનવાળો ખાડો અવળો જાય તો જણાઇ આવે.

૬. સાંકળ ખેંચનાર માણુસ જે આગળના છેડા ઉપર હોય તેને દસે ખીલા તમારી જાતે ગણી આપવા.

૭. સાંકળને ચાર ચાર આનાને અંતરે ત્રણુ જુદાં નિશાન રાખો મધ્યનું નીસાન કે જે અડધી સાંકળ જણાવનારૂ છે તે, બીજાં બે નીશાન કે જે એકજ જાતનાં રાખવાં જોઇએ. તેનાં કરતાં જુદી જાતનાં રાખો

૮. જ્યારે સાંકળ ભરતા હો ત્યારે સાંકળની પાછળ પાછળ ચાલો અને જે બાજુ એ માપ લેતા હો તે તરફ સાંકળ સીધી ચલાવો.

૯. દરેક માપ લીધા પછી આગલા તથા પાછલા દરેક સાંકળવાળા પાસે કેટલા ખીલા છે તે તપાસો, પછી તમામ ખીલા ભેગા કરીને નવું માપ શરૂ કરતાં પહેલાં આગળ સાંકળ તાણનાર માણસ પાસે દસ ખીલા છે એમ ખાતરી કરો. આ ખાતરી સાંકળવાળાના એક હાથમાંથી એકે એકે બીજા હાથમાં ખીલા મુકાવીને કરવી કે જેથી તમે દરેક ખીલા જોઇ શકો. અથવા તમામ ખીલા ભેગા કરીને નવું માપ શરૂ કરતાં પહેલાં આગળ સાંકળ તાણુનાર માણુસ પાસે દસ ખીલા છે એમ ખાત્રી કરો, આ ખાતરી સાંકળવાળાના એક હાથમાંથી એકે એકે બીજા હાથમાં ખીલા મુકાવીને કરવી કે જેથી તમે દરેક ખીલા જોઇ શકો અથવા તમામ ખીલા જમીન ઉપર ફેંકાવી પછી એકે એકે લેઇ એક હાથમાંથી બીજા હાથમાં મુકાવવા કે જેથી તમે દરેક ખીલા જોઇ શકો.

૧૦. તમારા સાંકળવાળા બદલતા નહિ એટલે કે આગળવાળો આગળ રાખવો અને પાછળવાળાને પાછળજ રાખવો.

૧૧. સીસ્ત ઉપરથી માપણી શરૂ કરો અને દરેક બાજુની પોહોળાઇનાં માપ જેમ જેમ વાંક આવે તેમ તેમ લેતા જાઓ. શંકુ મારેલી જગો ઉપર પથર અથવા માટીના ઢગલાની નીશાની રાખો.

૧૨. શંકુ હંમેશાં સાંકળની નજીકનો આનો પુરો થાય ત્યાં રાખવો, અને સાંકળની અગાડી શંકુ લઇ જવો નહિ.

૧૩. તમે એક લાઇન ઉપર સાંકળ ભરાવતા હો, કે જ્યાં તમારી સામે આગળની બાજુ ઉપર બે ઝંડા હોય અને વાંક કાયમ કરવા શંકુ મારવો હોય તો તમે સીધી લાઇનમાં છો એમ ખાત્રી કરવા તમારી પાછળનો શંકુ જોવો નહિ પણુ તમારી સાથે જે બે ઝંડા છે, તે જોવા, તોપણુ શક પડે તો તેવી વખતે પાછલો ઝંડો જોવો જોઇએ.

૧૪. બધા વાંકના માપ લીધા પછી બાંધ માપ ભરાવવા.

તમામ મોટાં ઝાડ અથવા ઝાડોનો જથો, કુવા, દેવલ, વિગેરે નંબરમાં બતાવવા અને છેલા બે ( કુવા દેવળ ) તથા નંબરમાં વહેળો કોતર અથવા રસ્તો પેટામાં હોય તેનો ખરાબો બાદ કરો.

૧૬. જો નંબરમાં બે પોત હોય તો સિસ્તના કયા બીંદુ આગળથી બંને સામાન્ય હદ જુદી પડે છે તે નીચે પ્રમાણે શોધી કાહાડવું.

હદ તુટવાની જગો વાળી બીંદુ અંદર આવી જાય એવી રીતે સીસ્ત ઉપર તમારી સાંકળ લંબાવો અને એક ઝંડાવાળાને સાંકળ ઉંપર બે પગ મુકી ઉભો રાખો, પછી સામાઇક હદની લીટીના એક છેડાના નીશાન પાસે તમે જાતે જાઓ અને ત્યાંથી તે લીટીના સામેની બાજુના ઝંડા તરફ જુઓ. અને બંને નીશાનદાર બરોબર આવે ત્યાં સુધી તેને થોડો સાંકળ ઉપર આમ તેમ ખસેડો હવે જે જગો ઉપર તે આવશે તેજ હદ તુટવાનું બીંદુ થશે. આ વિશે પાકી ખાત્રી કરવા સારૂ સીસ્ત ઉપર તે બીંદુની જેમ બને તેમ નજીકમાં શંકુ

મારો આ પ્રમાણે જે કરવું તે હમેશના રીવાજ મુજબ સીસ્ત ઉપરનાં બંને ઝંડા જોઇને કરવું પછી શંકુ જે જગ્યો ઉપર લાગેલો છે તે સ્થળ ફેરવ્યા સિવાય શંકુ એવી રીતે ફેરવવો કે જેથી સામાઇક હદના એક છેડાનું નીશાન શંકુના ચોકઠાની લીટીમાંથી જણાય એમ કરવાથી શંકુ એક પણ બાજુ ઉપર ફેરવ્યા સિવાય સામાઇક હદની લીટી ઉપરની બીજી બાજુનું નીશાન શંકુની ફાટમાંથી જણાય તો જે જગોએ શંકુ લાગેલો છે તેજ બીંદુથી હદ તુટે છે એમ સમજવું. જો છેવટ કહેલું નીશાન ના દેખાય તો જ્યાં સુધી સામાઇક હદના બંને છેડાના નિશાન એકી વખતે બરોબર જણાય ત્યાં સુધી શંકુ થોડો થોડો વારે ઘડી ફેરવશો. આ પ્રમાણે જ્યારે બંને નીશાન દેખાય ત્યારે શંકુ બરાબર બીંદુ ઉપરે લાગેલો છે. એમ સમજવું અને તે બીંદુએ રીતસર નીશાની કરવી.

---

## સરવૈની રૂલ.

### રીવીઝન માપણીમાં નીચે પ્રમાણે કામ કરવાનું છે.

૧ મોટા નંબરના નાના નંબર કરવાનું. ૨ ભેગા હિસ્સા જુદા પાડવાનું, ૩ મુળ સરવૈ પછી જે ફેરફાર થએલા છે અને તે પ્રમાણે હજુર સરવૈયરે ફેરફાર ન કર્યો હોય તે ફેરફાર કરી દુરસ્ત કરવાનું કામ, ૪ જે ભૂલ માલુમ પડે તે દુરસ્ત કરવાનું કામ.

**મોટા નંબરના નાના નંબર કરવા બાબત.**—વગર કબજાના ખેડવા લાયક સરવઇ નંબર જો કે સાર્વજનીક-જેવાં કે ગૌચરણ, એવાં કામ માટે જુદાં કાઢેલાં નથી તેના નીચે પ્રમાણે નંબર કરવાના છે પણ નવા નંબર જેમ બને તેમ યોગ્ય આકૃતિના કરવા અને ત્રીકોણ આકૃતિના ન થાય એની સંભાળ રાખવી જોઇએ. **કાળી જમીન**—નવ એકર ઉપરાંતથી પંદર એકર સુધીના બરાબર કદના બે નંબર કરવા. એકવીશ એકર સુધીના ત્રણ નંબર કરવા. **ગોરાડુ**—૭ એકર ઉપરાંતથી ૧૦ એકર સુધીના બરાબર કદના બે નંબર કરવા. ચૌદ એકર સુધીના ત્રણ નંબર કરવા. **ક્યારી જમીન**—ત્રણ એકર ઉપરાંતથી પાંચ એકર સુધીના બરાબર કદના બે નંબર કરવા. પાંચ એકર ઉપરાંતથી સાત એકર સુધીના ત્રણ નંબર કરવા.

**ભેગા હિસ્સા હોય તે જુદા કરવા બાબત.**—હાલના સરવઇ નંબરમાં એક કરતાં વધારે હિસ્સેદાર હોય ને ગામના દફતરે જુદા લખાતા હોય તો દરેક **જરાયતના** હિસ્સા એક એકર કરતાં ઓછો ન હોય તો, અને **ક્યારીબગાયતનો** વીશ ગુંઠા કરતાં ઓછો ન હોય તો જુદા નંબર કરવા, જો એ કરતાં ઓછા ક્ષેત્રફળના હોય તો તેના પોત નંબર કરવા અને બીજા એવા નજીકના પોત નંબર સાથે સામેલ કરવા.

**નોટ**—ઘણા સહ ભાગીઆ લખીતવાર આવા હિસ્સા જુદા માપવા અરજી કરે તે સિવાય જરાયત નંબરમાં જુદા કરવાના નથી.

**પરચુરણ માપણી-વાડા જમીન**—જ્યાં વાડા જમીન દસ ગુંઠા અથવા તે ઉપરાંતની જુદી મપાઈન હોય ને તેનો આકાર આવતો હોય કે નહિ. તોપણ જુદા નંબર કરવા હાલના વાડા નંબર દશ ગુંઠા કરતાં ઓછા ક્ષેત્રફળના હોય પછી તેનો આકાર આવતો હોય કે નહિ, તો પણ કબજે દારની માગણી સિવાય રદ કરવા નહિ.

### ઓરીજીનલ સરવે બાબત.

માપણીનું કામ બનતાં સુધી શંકુ સાંકળથી ચલાવવું, સાંકળથી માપણી કરવામાં ½ આનાની ઘરછોડ મુકવી. તે એવી રીતે કે ખરેખરી લંબાઇ કે પહોળાઇ ધારો કે ૧૦ સાંકળને ૧॥ આનો છે, તો તેને બદલે ૧૦ સાંકળ ને એક આનો લેવો; તેમ જ્યાં ૧૦ સાંકળ ને ૧॥। આના હોય ત્યાં ૧૦ સાકળ અને ૨ આના લેવા.

જમીન ત્રણ જાતની છે. જરાયત, બાગાયત, અને ક્યારી.

**જરાયત**—જે જમીનમાં બાગાયતની જણુસ અથવા ડાંગર ( ભાત )નું વાવેતર કોઇ વખત થએલું નહી હોય તે જમીન વાવેતર અગર પડતર હોય તો પણ જરાયત સમજવી.

**ક્યારી**—જે જમીનમાં ક્યારડાની પાળી છે તથા પાણી પાવાનો આસરો હોય તથા પાળી હોય પણ જ્યારે વાવેતર થાય ત્યારે ઘણું કરીને ડાંગરનું અથવા ડાંગરના ધરનું વાવેતર થાય તે જમીન ક્યારડા સમજવી.

**બગાયત**—જે જમીનમાં કુવા તથા પાકી ઢેકુડી તથા ઝીલથી તથા પાટ સ્થળ વીગેરેથી પાણી લઇને બાગાયતની જણુસ કરવાનો વહીવટ હોય તે જમીન બગાયત સમજવી.

---

# મામલતદારોની કોર્ટોનો આક્ટ.

## ( કબજા હકનો કાયદો. )

### સને ૧૯૦૬ નો મુંબઇનો આકટ નંબર ૨.

૧. આ આકટને સને ૧૯૦૬ નો મામલતદારોની કોર્ટોનો એકટ કહેવો. તે મુંબઇ શહેર તથા એડન સિવાય આખા મુંબઇ ઇલાકાને લાગુ પડશે.

૨. સને ૧૮૭૬ નો મામલતદારોની કોર્ટોનો એકટ આ ઉપરથી રદ કર્યો છે.

૩. (અ) "મામલતદાર" એ શબ્દમાં જે કોઇપણ મુલકી અમલદાર, મામલતદારનો, મુખત્યારકારનો, અથવા મહાલકરીનો અધિકાર વિધમાન કાળે ચલાવતો હશે તેનો, અને ગવર્નર ઇનકૌંસિલ જે કોઇપણ બીજા માણસને આ આકટ મુજબના મામલતદારના અધિકાર ચલાવવા સારૂ ખાસ અધિકાર આપશે તેનો સમાસ થાય છે એમ સમજવું. અને

(બ) "વાદી 'તથા' પ્રતિવાદી" એ શબ્દોમાં. (૧) એવા વાદી અથવા પ્રતીવાદી તરફથી કામ ચલાવવા સારૂ યોગ્ય રીતે નિમાયલા પ્લીડરનો, અને (૨) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૩૭ મી કલમમાં વ્યાખ્યા કરેલા પ્રકારના વાદીના અથવા પ્રતિવાદીના કબુલ કરેલા મુખત્યારનો સમાસ થાય છે.

૪. (૧) ગવર્નર ઇનકૌંસિલ, મુંબઇ સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને કોઇપણ તાલુકામાં આ આકટની રૂએ જોઇન્ટ મામલતદાર નિમવાને મુખત્યાર છે, એવા જોઇન્ટ મામલતદારે પોતાને મામલતદાર તરફથી જે ફરિયાદીઓ મળે તેમનોજ ફક્ત નિકાલ કરવો જોઇએ. એટલીજ વાત બાદ કરીને તેને મામલતદારના અધિકાર પ્રમાણેનાજ અધિકાર તથા તેની હકુમત જેવીજ હકુમત આપવી જોઇએ. (૨) આ આકટ મુજબની જે કોઇ પણ ફરિયાદમાંની ફરિયાદ અરજી ૭ મી કલમની રૂએ મામલતદાર પાસે રજુ કરી હશે તે ફરિયાદ જોઇન્ટ મામલતદાર તરફ નિકાલ થવા સારૂ મોકલવાનો અને એવી જે કોઇપણ ફરિયાદનો નિકાલ કરવાને જોઇન્ટ મામલતદાર, મરણ પામ્યાને લીધે, મંદવાડને લીધે અથવા બીજા કોઇપણ કારણને લીધે અસમર્થ હશે તે ફરિયાદ પોતાની ફાઇલ ઉપર પાછી લઇ લેવાનો મામલતદારને આ ઉપરથી અધિકાર આપ્યો છે. (૩) ગવર્નર ઇનકૌંસિલ પેટા કલમ (૧) મુજબના પોતાના અધિકાર કમિશનરને સોંપી દેવાને મુખત્યાર છે.

૫. (૧) દરેક મામલતદારે કોરટમાં પ્રમુખસ્થાને બેસવું જોઇએ, તે કોર્ટને મામલતદારની કોર્ટ કહેવી, અને મુલકની જે હદ ગવર્નર ઇનકૌઉન્સીલ વખતો વખત ઠરાવે તે હદમાં, તે કોરટને કલમો ૬ તથા ૨૬ ના ઠરાવોને પાત્ર નિચે લખેલો અધિકાર છે, એટલે 'કાયદા પ્રમાણે' કામ ચલાવ્યા વગર બીજી રીતે જે કોઇપણ માણસ પાસેથી ખેતીની અથવા ચરવાની જમીનનો અથવા જગાનો અથવા ઝાડનો, પાકનો અથવા માછલી મારવાની જગાનો કબજો લઇ લીધો હશે, અથવા ખેતીના કામ સારૂ વાપરવામાં આવતા કોઇપણ કુવાના, તળાવના, નહેરના અથવા કુદરતી અથવા કૃત્રિમ કાંસના પાણીનો ઉપયોગ કરવાનું છીનવી લીધું હશે, તે માણસને, અથવા દાવો કરેલી મિલકતનો અથવા ઉપયોગનો એવી ફરિયાદ માંડતાં પહેલાંનાં બાર વર્ષની અંદર અગાઉનો ધણી અથવા અંશતઃ ધણી ન હોય અથવા એવા ધણીનો અથવા અંશતઃ ધણીનો કાયદેસર વારસ વકીલ ન હોય એવા કોઇપણ બીજા માણસના કોઈપણ ભોગવટાની અથવા બીજા હકની મુદત પુરી થયાને લીધે જે કોઇપણ માણસને તેનો કબજો મળવાનો અથવા ઉપયોગ કરવાનું પાછું મળવાનો હક પ્રાપ્ત થયો હશે તે માણસને, સદરહુ પ્રકારનો કબજો તાબડતોબ આપવાનો અથવા સદરહુ પ્રકારનો ઉપયોગ કરવાનું પાછું આપવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, જે કોઇ પણ બાબતમાં મામલતદારને એમ લાગે કે એવા કોઇ ભોગવટાની

અથવા બીજા હક્કની મુદત પુરી થઇ છે એટલાજ કારણને લીધે એવી કોઇ પણ મિલકતનો કબજો મલવાનો અથવા એવો કોઇ પણ ઉપયોગ કરવાનું પાછું મલવાનો હક જે માણસને પ્રાપ્ત થયો હશે તેને તે મિલકતનો કબજો આપવો અથવા તે ઉપયોગ કરવાનું પાછું આપવું અન્યાયનું કામ થશે અથવા ગેરવ્યાજબી રીતે જુલમનું કામ થશે તો, અથવા જો તેને એમ લાગે કે એકાદિ દિવાની કોર્ટ એવા મુકદમાનો ઇન્સાફ વધારે યોગ્ય રીતે કરી શકશે તો, તે પોતાની નજરમાં આવે તે પ્રમાણે, સદરહુ કહેલો અધિકાર પોતે ચલાવતો નથી એમ કહેવાને મુખત્યાર છે, પણ એવી રીતે ના પાડવાનાં કારણ પોતે લખી મુકવાં જોઇએ.

(૨) સદરહુ કોર્ટને તેજ ઠરાવોને પાત્ર રહીને, સદરહુ હદની અંદર, કોઇ પણ ખેતીની અથવા ચરવાની જમીનના અથવા જગાના, અથવા ઝાડના, પાકના અથવા માછલી મારવાની જગાના કોઇ પણ માણસના કબજાને, અથવા ખેતીના કામ સારૂ વાપરવામાં આવતા કોઇ પણ કુવાના, તલાવના, નહેરના અથવા કુદરતી અથવા કૃત્રિમ કાંસના પાણીનો કોઇ પણ માણસને ઉપયોગ કરવાને અથવા ત્યાં જવાના રસ્તાનો અથવા મામુલ માર્ગનો ઉપયોગ કરવાને કાયદા પ્રમાણે કામ ચલાવ્યા વગર બીજી રીતે હરકત અથવા અડચણ કરી હશે અથવા સદરહુ પ્રમાણે હરકત અથવા અડચણ કરવાનો યત્ન કર્યો હશે, ત્યારે એવી હરકત અથવા અડચણ વળી કરતો નહિ અથવા કરવાનો યત્ન કરતો નહિ એવી તાકીદ, જે માણસે એવી હરકત અથવા અડચણ કરી હશે અથવા કરવાનો યત્ન કર્યો હશે તેને આપવાનો અધિકાર છે.

(૩) ફરિયાદનું કારણ જે તારીખે ઉત્પન્ન થયું હશે તે તારીખથી ૭ મહિનાની અંદર ફરિયાદ કરી ન હોય તો. મામલતદારની કોર્ટે તે ફરિયાદ લેવી નહિ.

(૪) જે તારીખે કબજો કહાડી લીધો હોય અથવા છીનવી લીધો હોય અથવા ભોગવટાની અથવા બીજા હક્કની મુદત પુરી થઇ હોય તે તારીખે, અથવા જે તારીખે હરકત અથવા અડચણ અથવા યત્ન કરેલી હરકત અથવા અડચણ પ્રથમ શરૂ થઈ હોય તે તારીખે, ફરિયાદનું કારણ ઉત્પન્ન થયું છે એમ સમજવું.

**ખુલાસો**—કોઇપણ સહધણીને સહમિલકત ઉપર જે હક્ક હશે તે હક્ક તેણે ચલાવ્યો હોય તો, આ કલમના અર્થ પ્રમાણે બીજા સહધણીનો અથવા ધણીઓનો કબજો કહાડી લીધો અથવા તેના અથવા તેમના કબજાને હરકત કરી એમ થતું નથી.

**દૃષ્ટાંત**—(૧) **અ** પોતાનું ખેતર એક અથવા વધારે વરસની નિયમિત મુદત સુધી વાવેતર કરવા સારૂ **બ** ને ગણોતે આપે છે. **બ** તે મુદત પુરી થયા પછી કબજો છોડી દેવાનો ના કહે છે. **બ** સદરહુ મિલકતનો એવી ફરિયાદ માંડતાં પહેલાંનાં બાર વર્ષની અંદર અગાઉનો ધણી અથવા અંશતઃ ધણી અથવા એવા ધણીનો અથવા અંશતઃ ધણીનો કાયદેસર વારસ વકીલ ન હોય તો; સદરહુ મુદત પુરી થયાની તારીખથી ૭ મહીનાની અંદર કોઇ પણ વખતે મામલતદારની કોર્ટમાં કબજો મળવા સારૂ **અ** ફરિયાદ કરી શકે છે.

**દૃષ્ટાંત**—(૨) **બ, અ** નો એક વર્ષનો ખેડુત છે, સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસુલના કાયદાની ૮૪ મી કલમની રૂએ નોટીસ આપવાની **અ** ને જરૂર છે. તે પ્રમાણે તે, તે વખતે ચાલતા ભોગવટાના વર્ષની આખરની નિદાન ત્રણ મહિનાની અગાઉ **બ** ને જમીન છોડી દેવાની નોટીસ આપે છે, આવતા વર્ષની શરૂઆતમાં **બ** છોડી દેવાની ના કહે છે. **બ** સદરહુ મિલકતનો એવી ફરિયાદ માંડતાં પહેલાંનાં બાર વરસની અંદરનો અગાઉનો ધણી અથવા અંશતઃ ધણી, અથવા એવા ધણીનો અથવા અંશતઃધણીનો કાયદેસર વારસ વકીલ ન હોય તો, તે વરસ શરૂ થયાથી ૭ મહીનાની અંદર કોઇ પણ વખતે **અ** મામલતદારની કોર્ટમાં **બ** ઉપર ફરિયાદ કરી શકે છે.

**દૃષ્ટાંત**—(૩) **અ, બ** ને પોતાના કુવાના અથવા પોતાના કાંસના પાણીનો નિયમિત મુદત સુધી ઉપયોગ કરવાસારૂ પરવાનગી આપે છે તે મુદત પુરી થયા પછી **બ, અ** ની સંમતિ વગર તે કુવામાંથી અથવા કાંસમાંથી પાણી લેવાનું ચાલુ રાખે છે. **બ** તે પાણીના ઉપયોગનો ફરિયાદ માંડતાં પહેલાંના બાર વરસની અંદરનો અગાઉનો ધણી અથવા અંશતઃધણી અથવા એવા ધણીનો અથવા અંશતઃધણીનો કાયદેસર વારસ વકીલ ન હોય તો, **બ** ને પાણી લેવાનું બંધ કરવાની તાકીદ મળવા સારૂ **બ** ઉપર મામલતદારની કોર્ટમાં સદરહુ મુદત પુરી થયા પછી ૭ મહિનાની અંદર હરકોઇ વખતે ફરિયાદ કરવાનો અધિકાર **અ** ને છે.

**દ્રષ્ટાંત**—(૪) **અ** તથા **બ** ની જમીનો કાંસને અથવા વહેલીયાને લગતી અથવા એવાજ કૃત્રિમ કાંસને અથવા વહેલીયાને લગતી છે, તેનો ઉપયોગ **બ** એકલોજ માત્ર આજ સુધી કરતો આવ્યો છે **અ** તેમાંથી પાણી લે છે. **અ** ને તેમ કરવાની મના કરવા બાબત તાકીદ થવા સારૂ. **અ** એ પાણી લેવાનું શરૂ કર્યાની તારીખથી ૭ મહિનાની અંદર હરકોઇ વખતે મામલતદારની કોરટમાં ફરિયાદ કરવાનો અધિકાર બને છે.

**ટીકા**—દાવો જેના કબજામાં પ્રત્યક્ષ કબજો હોય તે લાવી શકે. દાવો લાવતા પહેલાં માલીક ગુજરી જાય તો તેના વારસ ઉપર દાવો લાવી શકાય. રહેવાના ઘરોની બાબતમાં મામલતદારને અખત્યાર નથી. પણ વાદીની જમીનમાંથી વાડ પ્રતિવાદી પાડી નાંખે તો મામલતદાર દરમ્યાનગીરી કરી શકે છે. જમીનમાંથી માટી લેવાના હક બાબત મામલતદારને અધિકાર નથી. પ્રતિવાદીએ વાવેતર કર્યું છે તે સબબથી તરત કબજો આપવાની ના પાડી શકાય નહિં. કબજો એટલે મિલ્કતનો ભોગવટો વાદી પોતાની જમીનમાં દીવાલ ચણતો હોય અને પ્રતિવાદી હક જણાવી હરકત કરતો હોય તો મામલતદારને હકુમત છે. તકરારી ગીરોની બાબતમાં પણ હકુમત નથી.

**૬.** કલેકટર પક્ષકારોને યોગ્ય નોટીસ આપ્યા પછી, એકાદિ ફરિયાદ પોતાના જીલ્લામાંના કોઇપણ મામલતદારની કોરટમાંથી પોતાના જીલ્લામાંના બીજા કોઇ પણ મામલતદારની કોરટમાં લેખી હુકમથી મોકલવાને મુખત્યાર છે, અને જે મામલતદારની કોરટમાં, તે ફરિયાદ મોકલવામાં આવી હોય તેણે એવી ફરિયાદના સંબંધમાં પોતાની હકુમત ચલાવવી, પણ ૨૧ મી કલમની રૂયે જે કોઇ પણ હુકમ ગામના કામદારોને કરવાના હોય તે હુકમ એવા કામદાર જે મામલતદારના તાબામાં હોય તે મામલતદારે કરવા.

**૭.** આ આક્ટ પ્રમાણે કરવાની સઘળી ફરિયાદો ફરિયાદ અરજી કરીને શરૂ કરવી, તે અરજી વાદીએ ભર કોર્ટમાં મામલતદારને આપવી, અને તેમાં હેઠળ લખેલી વિગત લખીનેકરવી, **અ** વાદીનું નામ, ઉમર, ધર્મ, જાત, ધંધો, તથા રહેવાનું ઠેકાણું, (**બ**) પ્રતિવાદીનું નામ, ઉમ્મર, ધર્મ. જાત, ધંધો તથા રહેવાનું ઠેકાણું. (ક) જે મિલકતનો કબજો અથવા ઉપયોગ કરવાનું માગ્યું હશે તે મિલકતનો પ્રકાર તથા ઠેકાણું, અથવા જે તાકીદ આપવાની હશે તેનો પ્રકાર જેમ હોય તેમ, (ડ) જે તારીખે ફરિયાદનું કારણ ઉત્પન્ન થયું તે તારીખ, (ઇ) જે હકીકત ઉપરથી ફરિયાદનું કારણ ઉત્પન્ન થયું તે હકીકત, અને (ફ) વાદીના દસ્તાવેજ હોય તો તેમની અથવા તેના સાહેદો હોય તો તેમની યાદી, અને દરેક સાહેદ શો શો પુરાવો આપશે તે, અને ૧૪ મી કલમ પ્રમાણે નીમેલે દહાડે તથા જગાએ હાજર થવા સારૂ તેવા સાહેદોને સમન કરવાના છે કે વાદી તેઓને તે દહાડે તથા જગાએ હાજર કરશે તે.

**ટીકા**—દાવા અરજી તથા અપીલો ઉપર આઠ આનાની કોર્ટ ફી સ્ટેમ્પ ચોડવો જોઇએ.

**૮.** જ્યારે, ફરિયાદ અરજીના રૂપમાં ન હોય એવી કોઇ અરજી મામલતદારને રજુ કરવામાં આવે, અને તે અરજીનો વિષય ૫ મી કલમમાં સમાઈ જાય છે એમ દેખાય ત્યારે, મામલતદારે, આ આક્ટ મુજબ શી શી દાદ મળી શકે છે તેનો પ્રકાર તે અરજી કરનારને સમજાવવો, અને તે અરજદાર એવી રીતે દાદ મેળવવાની ઇચ્છા દેખાડે તો, મામલતદારે તે ઇચ્છા તે અરજી ઉપર લખવી, અને ત્યાર પછી તે અરજી ૭ મી કલમની રૂયે રજુ કરેલી ફરિયાદ અરજી છે એમ ગણવું.

**૯.** જ્યારે ફરિયાદ અરજીમાં ૭ મી કલમમાં નિરદિષ્ટ કરેલી વિગતો લખી ન હોય અથવા તેમાં નકામું લંબાણ કર્યું હોય, ત્યારે, મામલતદારે વાદીની સોગન ઉપર તાબડતોબ જબાની લેવી, અને ૭ મી કલમમાં કહેલી જે વિગતો ફરિયાદ અરજીમાં સ્પષ્ટ રીતે અને ખરેખરી લખેલી ન હોય તે તેની પાસેથી જાણી લેવી. અને તે જબાની, તે ફરિયાદ અરજી ઉપર શેરાના રૂપમાં અથવા તેને જોડેલી પુરવણીના રૂપમાં લખી રાખવી. અને પછી તે લેખી જબાની તે ફરિયાદ અરજીનો એક ભાગ છે એમ ગણવું. જ્યારે વાદી ૭ મી કલમમાં લખેલી વિગતોમાંની કોઇપણ વિગત મેળવવા માટે મુદત માગે, ત્યારે મામલતદારે, સઘળી બાબતોનો એકંદર વિચાર કરતાં જે મુદત યોગ્ય લાગે તે તેને આપવી.

**૧૦.** ફરિયાદ અરજી રજુ કરવામાં આવી હોય અને તેના સંબંધમાં, જરૂર હોય તો ૯ મી કલમમાં કહેલી રીતે વ્યવસ્થા કરવામાં આવી હોય ત્યારે, મામલતદારે વાદીને તે અરજી ઉપર પોતાની રૂબરૂ ભર કોર્ટમાં સહી કરવાનું અને તેના ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ હેઠળ લખેલી રીતે અથવા તેવા મજકુરનો કરવાનું ફરમાવવું.

"હું અ, બ, વાદી, એકરાર કરૂં છું કે આ ફરિયાદ અરજીમાં જે લખ્યું છે તે મારી ઉત્તમ માહિતગારી તથા સમજણ પ્રમાણે ખરૂં છે."

**ટીકા**—વાદી એ શબ્દમાં તેના વકીલનો અથવા કબુલ કરેલા મુખત્યારનો સમાવેશ થાય છે.

**૧૧.** (૧) ફરિઆદ અરજી ઉપર સહી તથા ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ યોગ્ય રીતે કર્યો છે એવો શેરો મામલતદારે તે ફરિયાદ અરજી ઉપર લખવો.

(૨) વાદીને લખતાં આવડતું નહિ હોય ત્યારે ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ તેની તરફથી ભર કોર્ટમાં બીજા પાસે લખાવવો, અને તેના ખરાપણા બાબત તેણે પોતાનાં નામ આગળ પોતાની નિશાની કરવી, અને એવે પ્રસંગે મામલતદારે લખવું કે વાદીના કહ્યાથી મારી રૂબરૂ ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ કર્યો છે અને વાદીએ પોતાની નિશાની મારી રૂબરૂ કરી છે.

**૧૨.** જ્યારે (અ)વાદી કલમ ૯ પ્રમાણે સોગન ઉપર જબાની આપવાની ના કહે અથવા, (બ) વાદી ૯ મી કલમ પ્રમાણે સોગન ઉપર જબાની આપવાને ખુશી હોય અથવા તેણે તેવી જબાની આપી હોય, પણ ૭ મી કલમમાં લખેલી વિગત ૯ મી કલમમાં કહેલી મુદતની અંદર આપવાની ના કહે, અથવા બીલકુલ આપેજ નહિ, અથવા, (ક) (૧) ફરીઆદ અને અરજી ઉપરથી એમ દેખાય કે દાવો કરેલી મિલકત અથવા ઉપયોગ ૫ મી કલમમાં લખેલા પ્રકારનો નથી. અથવા (૨) ફરિયાદ અરજી આપ્યાની અગાઉ છ મહિનાથી વધારે મુદત ઉપર ફરીયાદનું કારણ ઉત્પન્ન થયું હતું, અથવા (ડ) વાદી, ફરીયાદ અરજી ઉપર કલમો ૧૦ તથા ૧૧ પ્રમાણે સહી અથવા તેના ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ કરવાનું ના કહે ત્યારે મામલતદારે તે ફરીયાદ અરજી ના મંજુર કરવી.

**૧૩.** ફરિયાદ અરજીનો વિષય પોતાની હકુમતમાં નથી એવું મામલતદારની નજરમાં આવે તો તે અરજી યોગ્ય કોર્ટમાં આપવા સારૂ તેણે પાછી આપવી.

**૧૪.** (૧) ફરિયાદ અરજી લેવા લાયક હોય તો મામલતદારે તે લઇને ફાઇલ કરવી. તેણે પછી તે મુકદમાના ઈન્સાફ સારૂ એક સગવડ ભરેલો દિવસ તથા જગા નીમવી, અને અ પરિશિષ્ટના નમુના પ્રમાણેની નોટીસ વાદીને ખરચે પ્રતિવાદી ઉપર કાઢવી. પછી તેણે વાદીને નિમેલે દહાડે તથા જગાએ, પોતાના દસ્તાવેજ તથા સાહેદો ( જો હોય તો ) સાથે લઇને હાજર થવાનું ફરમાવવું. (૨) મુકદમાના ઇન્સાફ સારૂ તારીખ ઠરાવવી તે, જે તારીખ નોટીસ કરી હોય તે તારીખથી દસ દિવસની અંદરની તથા પંદર દિવસ પછીની ઠરાવવી નહિ પણ મામલતદાર પુરતાં કારણ સર તેમ ન કરવાને મુખત્યાર છે. અને તે પ્રસંગે તેણે તે કારણો પોતાને હાથે નોંધી મુકવાં. (૩) મુકદમાના ઇન્સાફ સારૂ જગા ઠરાવવી તે, કાંતો મામલતદારની કચેરી ઠરાવવી અથવા મામલતદારના મત પ્રમાણે જે બીજી જગા પક્ષકારોને સગવડ ભરેલી હોય તે ઠરાવવી.

**૧૫.** (૧) જે દિવસ તથા જગા નીમી હશે તે દિવસે તથા તે જગાએ પોતાના સાહેદોએ હાજર રહેવા સારૂ તેઓને સમન કરવા એવું હરકોઈ પક્ષકાર કહે તો તે કામ સારૂ મામલતદારે સમન આપવા. (૨) કોઇ સાહેદ એવે વખતે હાજર થવાને ચૂકે અને સમન પ્રમાણે હાજર થવાનું તેને બની આવે એવી મુદતમાં આવ્યો છે એમ સાબિત થાય અને તે એવી રીતે હાજર ન થયો તેનો યોગ્ય સબબ બતાવવામાં ન આવે તો, મામલતદાર, એવા સાહેદને પકડવા સારૂ વારંટ કહાડવાનાં પોતાનાં કારણ લખીને વારંટ કહાડવાને મુખત્યાર છે. (૩) સાહેદોને આ પ્રમાણે હાજર કરવામાં થયેલો ખર્ચ આપવા બાબતનું નિયમન, સબોર્ડીનેટ સીવીલ કોર્ટમાં સાહેદોને હાજર કરાવવાના સંબંધમાં વખતે વખતે અમલમાં હોય તે કાનુનો પ્રમાણે કરવું.

**ટીકા**—સાક્ષીઓને ભથ્થાં સી. પ્રો. કો. ઓ. ૧૬ ની રૂલ ૨ તથા ૪ મુજબ આપવા.

**૧૬.** (૧) નિમેલે દિવસે તથા જગાએ વાદી હાજર થવાનો અથવા પોતાના દસ્તાવેજ હોયતો તે રજુ કરવાને અથવા પોતાના સાહેદો હોય તો તેમને હાજર કરવાની તજવીજ કરવાનું ચુકશે. તો મામલતદારે પ્રતિવાદી હાજર થાય કે ન થાય તોપણ પ્રતિવાદી દાવો કબુલ કરે તે સિવાયને પ્રશંગે, ફરિયાદ અરજી ખર્ચ સુદ્ધાં કહાડી નાંખવી. (૨) કલમ ૧૪, પેટા કલમ (૧)માં ફરમાવ્યા પ્રમાણે વાદી હાજર થાય પણ પ્રતિવાદી હાજર ન થાય, અને પ્રતિવાદી ઉપર યોગ્ય રીતે નોટીસ બજાવીને, અને નોટીસમાં ઠરાવેલે દિવસે પ્રતિવાદી હાજર થઇ શકે તથા જવાબ દઇ શકે એવા પુરતા વખતમાં તે બજાવી છે એવી પોતાની આગળ પડેલા પુરાવા ઉપરથી મામલતદારની

ખાત્રી થાય તો, તેણે ફરિયાદ અરજીની એક તરફી ચોકશી કરીને નિકાલ કરવો. પણ એવું ઠરાવ્યું છે કે, પેટા કલમ (૧) ની રૂએ ફરિયાદ અરજી કહાડી નાંખ્યાની અથવા પેટા કલમ (૨) પ્રમાણે એક તરફી નીકાલ કર્યાની તારીખથી ૨૦ દિવસમાં કોઇ પણ વખતે કોઇ પક્ષકાર હેઠળ લખ્યા પ્રમાણે મામલતદારની ખાત્રી કરશે, એટલે પ્રસંગ પ્રમાણે, કાંઇ લાચારીની હકીકતથી મારાથી હાજર થવાયું નહી, અથવા મારા દસ્તાવેજ રજુ કરાયા નહિ અથવા મારા સાહેદો હાજર કરી શકાયા નહિ એવી ખાત્રી કરશે. તો મામલતદારને અરજદારને ખર્ચે પ્રતિ પક્ષકાર ઉપર બ પરિશિષ્ઠના નમુના પ્રમાણેની નોટીસ કરવાનો, અને પ્રતિ પક્ષકારનું કહેવું સાંભળ્યા પછી અરજદાર કહે છે તે પ્રમાણે તેને હાજર રહેવામાં ખરેખરો અટકાવ થયો હતો એવી પોતાની ખાત્રી થાય તો, પોતે તે વખતે ઠરાવે તે જગાએ તથા વખતે તે મુકદમાની ફરી ચોકશી કરવાનો અધિકાર છે. વળી એવું ઠરાવ્યું છે કે, વાદીને, પ્રતિવાદીનો ખર્ચ આપીને પોતાની ફરીયાદ પાછી ખેંચી લેવાનો ઉપરના કોઈ પણ ઠરાવો ઉપરથી બાધ આવતો નથી.

**૧૭.** (૧) જ્યારે ૧૬ મી કલમની પેટા કલમ (૨) માં લખેલે પ્રસંગે, મામલતદારની પોતાની આગળ પડેલા પુરાવા ઉપરથી પ્રતિવાદી ઉપરની નોટીસ યોગ્ય રીતે અને તેમાં લખેલે દિવસે તથા જગાએ પ્રતિવાદી હાજર થઇને જવાબ દઇ શકે એટલી પુરતી મુદતની અંદર બજાવવામાં આવી છે એવી ખાત્રી ન થાય ત્યારે, તેણે તે મુકદમાનું કામ મુલતવી રાખવું, અને પ્રતિવાદી ઉપર ૧૪ મી કલમની પેટા કલમ (૧) પ્રમાણે નવી નોટીસ કહાડવી.

(૨) જે સાહેદોને યોગ્ય રીતે સમન કર્યો હોય અથવા જેને પકડવા માટે ૧૫ મી કલમની પેટા કલમ (૨) ની રૂઇએ વારંટ કહાડયું હોય તે સાહેદ ઠરાવેલે દહાડે તથા જગાએ હાજર થવાને ચુકશે તો, મામલતદાર, હાજર હોય તે લોકોની સાહેદી ઉપરથી પોતાને એમ દેખાય કે તેમ કરવા સારૂ પુરતું કારણ છે તો તે સાહેદને જબરીથી હાજર કરવામાં આવે ત્યાં સુધી ફરિયાદની ચોકશી કરવાનું કામ વખતે વખતે મુલતવી રાખવાને મુખત્યાર છે.

(૩) મામલતદાર, બીજા કોઇ પણ પુરતા કારણસર ( આ કારણ તેણે લખી રાખવાં ) એવા કામનો ઈન્સાફ પોતાને યોગ્ય લાગે તેટલી મુદત સુધી મુલતવી રાખવાને મુખત્યાર છે, પણ તે મુદત મામુલ પ્રસંગે દશ દિવસથી વધારે હોવી ન જોઇએ.

(૪) આ કલમ પ્રમાણે જે તારીખ ઉપર કામ મુલતવી રાખ્યું હોય તે તારીખને ચોકશી સારૂ મુળની ઠરાવેલી તારીખ હોય તે પ્રમાણે તે તારીખને ૧૫ મી તથા ૧૬ મી કલમોનો ઠરાવ લાગુ પડશે.

**૧૮.** (૧) જો એકાદા સગીરનો કુદરતી અથવા યોગ્ય રીતે નિમાયલો વાલી હોય તો, તેને ફરિયાદ કરવાનો, અથવા તેના ઉપર ફરિયાદ કરવાનો અધિકાર છે.

(૨) મામલતદાર, કામ ચાલતું હોય ત્યારે કોઇપણ વખતે, જે શખસને દાવો કરેલી મિલકતનો અથવા ઉપયોગનો અથવા એવા કોઇપણ ભાગનો કબજો અથવા ભોગવટો તબદીલ કરી આપ્યો હશે તે શખસનું નામ, અથવા મુદ્દાનો પરિપુર્ણ રીતે અને ઉત્તમ રીતે ઠરાવ કરવાનું કોર્ટને બની આવે તેટલા માટે જેને પક્ષકાર તરીકે દાખલ કરવાની જરૂર હોય તે શખસનું નામ, તે મુકદમાની હકીકત ઉપરથી, જરૂર હોય તે પ્રમાણે, વાદી અથવા પ્રતિવાદી તરીકે દાખલ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ શખસને તેની સંમતી વગર વાદી તરીકે દાખલ કરવો નહિ. વળી એવું ઠરાવ્યું છે કે, ફરિયાદ ચાલતી હોય તે દરમિયાન જેને નામે મિલકત વિગેરે તબદીલ કરી આપી હોય તેવા શખસ સિવાયના બીજા જે શખસનું નામ સદરહુ પ્રમાણે ઉમેર્યું હોય તેની બાબતમાં સદરહુ ફરિયાદ ૫ મી કલમની પેટા કલમ (૩) ના કારણ સારૂ, એવા શખસનું નામ જે તારીખે ઉમેર્યું હોય તે તારીખે માંડવામાં આવી છે એમ સમજવું.

(૩) ફરિયાદ ચાલતી હોય તે દરમિયાન કોઇપણ પક્ષકાર મરણ પામે તે પ્રસંગે, (૧) એવાં મરણની તારીખ પછી એક મહિનાની અંદર અરજી કરવામાં આવે તો, મામલતદારે તે મૈયત પક્ષકારનો કાયદાસર વારસ વકીલ કોણ છે તે સંક્ષિપ્ત ચોકસી કરીને ઠરાવવું અને એવા વારસ વકીલનું નામ દફતરમાં તેણે દાખલ કરવું. (૨) જો એવી અરજી કરવામાં ન આવે તો, તે ફરિયાદ બંધ પડશે.

(૪) જ્યારે મામલતદાર કોઇપણ શખસનું નામ પ્રતિવાદી તરીકે ઉમેરવાનો હુકમ કરે અથવા મૈયત પ્રતિવાદીના કાયદેસર વારસ વકીલ તરીકે કોઇપણ શખસનું નામ દફતરમાં દાખલ કરે ત્યારે, તેણે એવા શખસ ઉપર ૧૪ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણેની નોટીસ કાહાડવી, અને ઇન્સાફનું કામ એવી નોટીસમાં લખેલે દિવસે ચાલશે.

**૧૯.** નીમેલે દહાડે અથવા જે દિવસ ઉપર કામ મુલતવી રાખ્યું હોય તે દહાડે મામલતદારે, ૧૬ મી કલમના ઠરાવોને પાત્ર. પોતાની રૂબરૂ જે પુરાવો ત્યાંને ત્યાં હોય તે સઘળો, સાંભળવો તથા હેઠળ લખેલા મુદ્દાઓનો ઇન્સાફ કરવા માંડવું એટલે:—

**अ.** જો વાદી એમ કહેતો હશે કે મારો અમુક મિલકતનો કબજો ગેરકાયદેસર રીતે તોડવામાં આવ્યો છે અથવા અમુક ઉપયોગ કરવાનું છીનવી લેવામાં આવ્યું છે, તો;—

(૧) દાવો કરેલી મિલકતનો અથવા ઉપયોગનો કબજો અથવા ઉપભોગ વાદીની પાસે અથવા તેના વતી કોઇ માણસની પાસે અથવા જેની મારફત તે દાવો કરેલો હોય તેની પાસે, ફરિયાદ ફેલ થયાની અગાઉના ૭ મહિનાની અંદર કોઇપણ વખતે હતો કે કેમ;

(૨) ફરિયાદની વખતે પ્રતિવાદીનો કબજો છે કે કેમ, અને હોય તો તેણે તે કબજો કાયદા પ્રમાણે યોગ્ય રીતે કામ ચલાવ્યા વગર બીજી રીતે લીધો છે કે કેમ;

**ब.** જો વાદી એમ કહેતો હશે કે અમુક મિલકત બાબત અથવા ઉપયોગ બાબત પ્રતિવાદીનો સત્તા પ્રકાર અથવા બીજો હક્ક પુરો થયાને લીધે તે મિલકતનો કબજો કરવાનો તથા તે ઉપયોગ કરવાનું પાછું મળવાનો મારો હકક છે તો;

(૧) વાદી પાસેથી અથવા જે માણસની મારફતે વાદી દાવો કરતો હોય તે માણસ પાસેથી પ્રાપ્ત થયેલા હક્કથી તે મિલકતનો કબજો અથવા તે ઉપયોગનો ઉપભોગ પ્રતિવાદી કરે છે કે કેમ;

(૨) ફરિયાદ ફૈલ કર્યાની અગાઉના ૭ મહિનાની અંદરના હરકોઇ વખતે એવો હક્ક પુરો થયો છે કે કેમ,

(૩) સદરહુ પ્રતિવાદી જે માણસ દાવો કરેલી મિલકતનો અથવા ઉપયોગનો ફરિયાદ માંડયાની અગાગઉનાં બાર વર્ષની મુદતની અંદર અગાઉનો ધણી અથવા અંશતઃ ધણી હોય તે માણસ સિવાય તથા એવા અગાઉના ધણી અથવા અંશતઃ ધણીના કાયદેસર વારસ વકીલ સિવાય બીજો કોઇ માણસ છે કે કેમ;

**क.** જો વાદી એમ કહેતો હશે કે તે મિલકતનો કબજો અથવા ઉપયોગનો ઉપભોગ હજી સુધી મારી પાસે છે, પણ મારા કબજાને અથવા ઉપયોગને પ્રતિવાદી હરકત અથવા અડચણ કરે છે અથવા હરકત અથવા અડચણ કરવાનો તેણે યત્ન કર્યો છે, તો;—

(૧) દાવો કરેલી મિલકતનો અથવા ઉપયોગનો કબજો અથવા ઉપભોગ વાદીની પાસે અથવા તેની વતી કોઇપણ માણસની પાસે ખરેખર છે કે કેમ ?

(૨) તેના સદરહુ પ્રકારના કબજાને અથવા ઉપભોગને પ્રતિવાદી હરકત અથવા અડચણ કરે છે કે કેમ અથવા પ્રતિવાદીએ હરકત અથવા અડચણ કરવાનો યત્ન કર્યો છે કે કેમ;

(૩) ફરિયાદ ફૈલ થયાની અગાઉના ૭ મહિનાની અંદર, સદરહુ પ્રકારની હરકત અથવા અડચણ અથવા સદરહુ પ્રકારની યત્ન કરેલી હરકત અથવા અડચણ પ્રથમ શરૂ થઇ છે કે કેમ; ?

(૨) મામલતદારને તેમ કરવું જરૂરનાં કારણસર યોગ્ય લાગે તો તેને પક્ષકારોને યોગ્ય નોટીસ આપીને તથા તેમની સમક્ષ, જે કોઇપણ શખસને સમન કર્યો ન હોય અથવા હાજર કર્યો ન હોય તે શખસને સાહેદ તરીકે સમન કરીને તેની જબાની લેવાનો અને જે દસ્તાવેજ એમાંના એકે પક્ષકારે માગ્યો અથવા હાજર કર્યો ન હોય તે માગવાનો અને સાબિત કરાવવાનો અધિકાર છે, અને પોતાને યોગ્ય લાગે, તો તકરારી મિલકત પક્ષકારની રૂબરૂ અથવા તેમને યોગ્ય નોટીસ આપ્યા પછી જાતે જઇને તપાસવાનો અધિકાર છે.

(૩) મામલતદારે, દરેક સાહેદની જબાની લેવાતી જાય તેમ તેમ તેની જબાનીની મતલબનું પોતાને હાથે ટાંચણ કરવું. અથવા તે ઉપર સહી કરવી અને પોતાના ઠરાવનાં કારણો ટુંકમાં લખવાં.

(૪) સદરહુ મુદ્દા બાબતનો મામલતદારનો ઠરાવ વાદીની તરફેણમાં હોય ત્યારે મુકદમાની હકીકત પ્રમાણે હુકમ કરવાનું મામલતદારને અવશ્ય લાગે અને જે પોતાને ૫ મી કલમની રૂયે મળેલા અધિકારની બહાર ન

હોય તે હુકમ તેણે કરવો, અને તેનો ઠરાવ પ્રતિવાદીની તરફેણમાં હોય ત્યારે, તેણે ફરિયાદી કાહાડી નાંખવી. સદરહુ બે પ્રસંગો પૈકી કોઇપણ પ્રસંગે ફરિયાદનો ખર્ચ, બજાવણીના ખર્ચ સુદ્ધાં, જેની વિરૂદ્ધ નીકાલ થાય તેણે આપવો.

**ટીકા**—જમીનના માલીકે પોતાની જમીન ભાડુતોને ભાડે આપી હોય તે પોતાના ભાડુતનો કબજો છીનવી લે તો તેની ફરીઆદ મામલતદાર કોર્ટમાં લાવવાનો હક નથી.

**૨૦.** માામલતદારનો દરએક હુકમ. પછી તે ફરિયાદ અરજી ના મંજુર કરવા બાબતનો કે પાછી આપવા બાબતનો હોય અથવા દાવો મંજુર કરવા બાબત કે ના મંજુર કરવા બાબત હોય તે હુકમ મામલતદારે તે અરજી ઉપર લખવો તથા ભરકોરટમાં, તેજ દીવસે અથવા બીજે કોઈ પણ દીવસે વાંચવો, અને એવા બીજા દીવસની યોગ્ય નોટીસ તેણે તે પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી, અને તે હુકમના કારણો તેણે ટુંકમાં દફતરમાં લખવાં.

**૨૧.** (૧) મામલતદારનો નીકાલ કબજો આપવા બાબત અથવા ઉપયોગ કરવાનું પાછું આપવા બાબત હોય તો તે નીકાલ તેણે ગામના કામદારોને અથવા પોતાના તાબામાંના કોઇ પણ અમલદારને અથવા બીજા કોઈ માણસને પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરીને અમલમાં આણવો. પણ એવું ઠરાવ્યું છે કે, આ આકટમાં ગમે તે ઠરાવ હોય પણ, જ્યારે મામલતદારે જમીનનો કબજો આપવાનો નીકાલ કર્યો હોય તે વખતે એવી જમીનમાં પ્રતિવાદીએ અથવા તેના ખર્ચે વાવેલું તુલ ઉભું હોય અને મામલતદારની ખાત્રી થાય કે તે શુદ્ધ બુદ્ધિથી વાવવામાં આવેલું છે, ત્યારે મામલતદાર એવી જમીનનો કબજો માગનાર વાદીને તે કબજો નિચે લખ્યું છે ત્યાં સુધી નહિ આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને જો પ્રતિવાદી તે મતલબની અરજી કરે અને ફરિયાદીનો ખર્ચ આપવા સારૂ પુરતુ તારણ આપે અથવા કોર્ટમાં પુરતી રકમ અનામત મુકે, તો મામલતદારે તેવો હુકમ કરવોજ જોઇએ.

(અ) એવા તુલનો એવી વખતે જે બજાર ભાવ હોય તે ભાવે મામલતદારના હુકમની રૂયે તેની જે કિંમત ઠરાવવામાં આવે તે કિંમતે વાદીને તે તુલ લેવાનું કબુલ કરે ત્યાં સુધી, એવી કિંમતમાં પ્રતિવાદીએ સરકારના ધારાના હફતાની જે રકમ ચાલુ વરસ માટે ભરી હોય તે રકમનો સમાવેશ થશે, અથવા (બ) જ્યારે સદરહુ વાદી ઉપરની કીંમતે તુલ લેવાને નારાજ હોય, ત્યારે પ્રતિવાદીને તે તુલ એકઠા કરવા સારૂ જેટલો વખત પુરતો હોય તેટલો વખત વીતે ત્યાં સુધી—આ પેટા કલમના વિશેષ ઠરાવની રકમ ( અ ની રૂયે કરેલી કીંમત મામલતદારની મારફત પ્રતિવાદીને આપવી. અને તે વાદી પાસેથી જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરી શકાશે.

(૨) મામલતદારનો નીકાલ તાકીદ આપવા બાબત હોય, તો તેણે તે તાકીદ ક પરિશીષ્ટના નમુના પ્રમાણે તૈયાર કરાવવી ને પ્રતિવાદી હાજર હોય તો, તેને ત્યાંજ આપવી, અથવા આપવા તે હાજર ન હોય તો તેની ઉપર બજાવવા સારૂ ગામના કામદારોની પાસે અથવા પોતાના તાબા હેઠળના કોઇ પણ માણસની પાસે મોકલવી.

(૩) મામલતદાર ખર્ચ અપાવવાનો ઠરાવ કરે, ત્યારે તે ખર્ચ બજાવણીના ખર્ચ સુદ્ધાં તે આપવાનો જે પક્ષકારને હુકમ કર્યો હોય તેની પાસેથી જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરી શકશે.

(૪) પેટા કલમ (૨) ની રૂયે આપેલી તાકીદ ન માનનાર શખસને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૮ મી પ્રમાણે શિક્ષા કરી શકાશે.

**૨૨.** ૨૩ મી કલમની પેટા કલમ (૨) ના અને કલમ ૨૪ ના ઠરાવોને પાત્ર જે પક્ષકારને મામલતદાર કબજો આપશે અથવા ઉપયોગ કરવાનું પાછું આપશે અથવા જેના લાભમાં તાકીદ હુકમ આપશે, તે પક્ષકાર કબજો અથવા ઉપયોગ કહાડી લેવામાં આવશે ત્યાં સુધી તે કબજો અથવા ઉપયોગ રહેશે. પણ એવું ઠરાવ્યું છે કે, જે પક્ષકારથી વિરૂદ્ધ મામલતદારનો નીકાલ થયો હશે, તે પક્ષકારને જેટલી મુદત સુધી કોઈ મિલકતનો કબજો મળ્યો નહિ હોય અથવા કોઇ ઉપયોગનો ઉપભોગ કરવા દીધો નહિ હોય તે મુદતની દરમિયાનની ઉપજ યોગ્ય દીવાની કોર્ટમાં ફરિયાદ કરીને વસુલ કરવાને તે પક્ષકારને આ કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી હરકત આવે છે એમ સમજવું નહિ. વળી એવું ઠરાવ્યું છે કે, કોઇ પણ મિલકતના કબજા બા-

બત અથવા ૨૧ મી કલમની પેટા કલમ (૧) ના વિશેષ ઠરાવની રૂયે જેની વ્યવસ્થા કરી હોય એવા તુલ ઉપરના હક બાબત અથવા તેની કીંમત બાબત મામલતદારે કરેલો નીકાલ કોઇ પણ દિવાની કોર્ટમાં તેના પક્ષકારોની અથવા તેઓના સંબંધથી દાવો કરનારા બીજા માણસોની દરમિયાન આગળ કાંઇ ફરિયાદ થાય તેમાં અથવા બીજું કામ ચાલે તેમાં નિરૂતર છે એવું સમજવું નહિ.

**૨૩.** (૧) આ આકટ પ્રમાણે મામલતદારે કરેલા કોઇ પણ હુકમ ઉપર અપીલ ચાલશે નહિ.

(૨) પણ કલેકટર આ આકટ મુજબની ફરિયાદના કાગળ પત્ર મંગાવીને તપાસવાને મુખત્યાર છે, અને જો તેને એમ લાગે કે એવી ફરિયાદમાં ચલાવેલું કોઇ પણ કામ કે કરેલો કોઇ પણ ઠરાવ અથવા હુકમ ગેરકાયદેસર છે. અથવા અયોગ્ય છે તો, તે આ આકટને વિરૂદ્ધ ન હોય એવો તથા પોતાને યોગ્ય લાગે એવો હુકમ પક્ષકારોને યોગ્ય નોટીસ આપ્યા પછી કરવાને મુખત્યાર છે.

(૩) જ્યારે કલેકટર આ આકટ પ્રમાણે કોઇ પણ કામ ચલાવે ત્યારે તે આ આકટ પ્રમાણેની કોરટ છે એમ સમજવું.

**૨૪.** મુંબઇની હાઇકોરટ મુંબઇ ઇલાકાના બીજા ભાગોમાં મામલતદારોની કોરટો ઉપર જે અધિકાર ચલાવે છે તેજ અધિકાર, સિંધના જ્યુડિશીયલ કમિશનરની કોરટ સિંધ પ્રાંતમાંની મામલતદારોની કોરટો ઉપર ચલાવવાને મુખત્યાર છે.

**૨૫.** જે કોઇ પણ વાદીને આ આકટ મુજબની ફરીયાદ અરજી અમુક મુદ્દાની બાબતમાં ખોટી છે એવું માલુમ હોય અથવા લાગતું હોય અથવા ખરી છે એવું લાગતું નહિ હોય તે અરજી ઉપર સહી કરશે તથા તેના ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ કરશે તેણે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હો કર્યો છે એવું સમજવું.

**૨૬.** આ આકટની રૂયે નીચે લખેલા પ્રકારની ફરિયાદ ચાલશે નહિ,

**અ** સરકારનો જે કોઇ પણ અમલદાર વિદ્યમાન કાળે અમલમાં હોય એવા કોઈ પણ કાયદાની રીતે યોગ્ય રીતે નિમાયલા મેનેજર અથવા પાલન કરનાર તરીકે કામ કરતો હોય તે સિવાયને પ્રસંગે તેણે પોતાના હુદ્દાની રૂયે કરેલા અથવા કર્યાનું કહેવામાં આવતા કોઇ પણ કૃત્યના સંબંધમાં સરકાર સામેની અથવા એવા અમલદાર સામેની ફરિયાદ, અથવા.

(**બ**) કોઇ પણ કબજો છોડાવ્યાની, કબજો પાછો મળવાની અથવા તેને હરકત કર્યાની જે બાબત, આ આકટની રૂયે અથવા કોઇ પણ દિવાની કોરટમાં, અથવા સન ૧૮૮૯ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૧૨ મા બાબની રૂયે, અગાઉ ચાલેલા જે કામમાં વાદી અથવા તેની પહેલાંનો હિત સંબંધ ભોગવનાર શખસ પક્ષકાર હોય તે કામનો વિશય હોત તે બાબત સંબંધી ફરીયાદ.

---

## નરવાદારી અથવા ભાગીદારોનો કાયદો.

### ( સને ૧૮૬૨ નો એકટ ૫ મો )

**૧** ભાગદારી અથવા નરવાના ગામના ભાગનો પેટાનો ભાગ મંજુર કર્યો હોય તે સિવાય તે ભાગનો બીજો કંઇ પેટા ભાગ, દીવાની કોર્ટના હુકમથી જપ્ત થવાને, કે વેચાવાને લાયક નથી. અને ઘરથારની જમીન કે ઇમારત બાંધવાની જમીન, કે ઘરવાડો, સદરહુ પ્રકારના જે ભાગના અંગતું કે મંજુર કરેલા પેટા ભાગના અંગતું હોય તેને, ભાગથી કે પેટાના ભાગથી જુદું પડે એવી રીતે સદરહુ કોર્ટનો કોઇ પણ હુકમ બજાવવો નહિ.

**ટીકા**—ભાગ અથવા ટુકડો જે મંજુર કરેલો નથી તે જપ્તીમાં મુકી શકાતાં નથી પણ આખો ભાગ મુકી શકાય છે નરવાનો આખો ભાગ કે તેનો પેટા ભાગ જે મંજુર કરેલો છે તે વેચી શકાય છે સરકારી દફતરે નરવાનાં જેટલાં ખાતાં ચાલતાં હોય તેટલાંજ નરવાના મંજુર કરેલા ભાગ સમજવા. મંજુર કર્યા વગરનો નરવાનો પેટાભાગ દીવાની કોર્ટના હુકમથી જપ્તીમાં લઇ શકાય નહીં તેમ વેચી શકાય નહીં.

**૨.** જ્યારે હરકોઇ ભાગદારી કે નરવાના ગામના પેટા ભાગ મંજુર કર્યા હોય તે સિવાય તે ભાગનો બીજો કંઇ હીસ્સો, જપ્ત કરવાનો, કે વેચવાનો કે સદરહુ પ્રકારના ભાગના અંગની કે મંજુર કરેલા પેટાના ભાગના અંગની કંઇ ઘરથારની જમીન કે ઇમારત બાંધવાની જમીન ( ગભાંણુ ) કે ઘરવાડો હોય તે જપ્તી કરવાના કે તે વેચવાનો કોઇ દીવાની કોર્ટનો હુકમ થયો હોય, ત્યારે તે ભાગદારી કે નરવાનું ગામ જે જીલ્લામાં હોય તે જીલ્લાના કલેક્ટરને કે બીજા મુખ્ય રેવન્યુ અમલદારને, તે મુકરદમાનો પક્ષકાર નહિ હોય તોપણ, સદરહુ રકમ રદ કરીને આ આકટના ઠરાવો અમલમાં લાવવાને માટે દિવાની કોર્ટને અરજ કરવાને અધિકાર છે. અને મુકરદમાને આ એક્ટ લાગુ છે. એવું સદરહુ પ્રમાણે દરખાસ્ત કરતી વખતે, જીલ્લાના કલેક્ટરે અથવા બીજા મુખ્ય રેવન્યુ અમલદારે હાજર કરેલા પુરાવા ઉપરથી, કોર્ટની નજરમાં આવે તો તે હુકમ કોર્ટે રદ કરવો, અને આ એકટના ઠરાવ અમલમાં લાવવા કોર્ટના હુકમનામા ઉપર જે પ્રમાણે અપીલ ચાલે છે, જે પ્રમાણે સદરહુ પ્રકારની દરખાસ્ત ઉપર સદરહુ કોર્ટ હુકમ કરશે, તે ઉપર અપીલ ચાલશે.

**ટીકા**—નરવાની જમીનની પેટા ભાગદારોમાં વહેંચણી થઇ શકે છે. વહેંચણીના હુકમનામાની બજાવણીને આ કલમ લાગુ નથી,

**૩.** હરકોઇ ભાગીદારી કે નરવાદારી ગામના ભાગનો પેટાનો ભાગ મંજુર કર્યો હોય, તે સિવાયનો બીજો કંઇ હીસ્સો, બીજાને કરી આપવો, અથવા ઘરેણે મૂકવો, કે બીજી રીતે તે ઉપર કરજ લાગુ કરવું કે તેને જોખમમાં નાંખવો તે કાયદેસર નથી, અથવા સદરહુ પ્રકારના ભાગના અંગની કે મંજુર કરેલા પેટાના ભાગની અંગની, ઘરથારની જમીન, કે ઇમારત બાંધવાની જમીન, કે ઘરવાડો, હોય તેને ભાગથી કે તે ભાગના મંજુર કરેલા પેટાના ભાગથી જુદુ પાડીને, બીજાને કરી આપવું. અથવા વખત લખી આપીને સોંપવું, અથવા ઘરાણે મુકવું, કે તે ઉપર બીજી કોઇ રીતે કરજ લાગુ કરવું, કે તે જોખમમાં નાંખવું તે કાયદેસર નથી.

આ કલમના ઠરાવ વિરૂદ્ધ બીજાને કરી આપ્યું હોય, કે ખત લખી આપીને સોંપ્યું હોય, કે ઘરાણે મુકયું હોય, કે તે ઉપર કરજ લાગું કર્યું હોય, કે તેને જોખમમાં નાંખ્યું હોય તો તે રદ છે, એમ સમજવું. અને જો ભાગદારી કે નરવાના નામના ભાગનો પેટાનો ભાગ, મંજુર કર્યો હોય તે સિવાય તે ભાગનો બીજો કંઇ હીસ્સો, અથવા તે ભાગના અંગની કે મંજુર કરેલા પેટા ભાગના અંગની ઘરથારની જમીન, કે ઇમારત બાંધવાની જમીન એટલે ગભાંણુ કે ઘરવાડો, આ કલમના ઠરાવ વિરૂદ્ધ ફલાણા માણસના કે માણસોના કબજામાં છે, એવું યોગ્ય રીતે ચોકસી કર્યા પછી જીલ્લાના કલેકટરની કે મુખ્ય રેવન્યુ અમલદારની નજરમાં આવે તો, સંક્ષેપ રીતે કામ ચલાવીને તે માણસનો કે માણસોનો કબજો દુર કરવાનો, અને પોતાની નજરમાં જેનો હક આવતો હોય તેને તે કબજો આપવાનો, જીલ્લાના કલેકટરને કે બીજા મુખ્ય રેવન્યુ અમલદારને અધિકાર છે.

અને આવી બાબતમાં કલેકટર જે હુકમ કરે, તે કાયદેસર છે કે નહીં, તેના કાયદાસરપણા બાબત ચોકસી કરવાની ફરીયાદ સદરહુ પ્રકારનો હુકમ બજાવ્યાની તારીખથી ત્રણ માસમાં કરવી જોઇએ.

**ટીકા**—આ કલમ ખાનગી રીતે થતા વેચાણ કે ગીરોને લાગુ પડે છે. આ એકટ અમલમાં આવતા પહેલાં થયેલા નરવાના મંજુર કર્યા સિવાયના ટુકડાના વેચાણ, ગીરો, કે પટા કાયદેસર સમજવા તેમ આ આકટ પહેલાંના જાથુ ખેડુતે ખેડ હક વેચાણ આપ્યો હોય તો તે પળી શકે છે. આ કલમ પ્રમાણે નરવાની જમીન ના મંજુર કર્યા સીવાયના ભાગનું વીલ, બક્ષીસ કે ટ્રસ્ટ થઇ શકે નહિ. પણ જો કોઇ દત્તક લે, તો દત્તક લીધેલો છોકરો તેના ખાતા પૈકીની જમીન ભોગવી શકે છે ખાતાની જમીનનો પેટા ભાગદાર પોતાના ભાગની જમીન વેચાણ કે ગીરો આપી શકતો નથી, પણ તે તેના ખા ખા પૈકીના બીજા પેટા ભાગદારને આપી શકે છે. નરવાનો મંજુર કર્યા વગરનો ભાગ વેચાણ કે ગીરો કોઈ રાખે અને તે પછી કબજો ન મળવાથી, દાવો કરે તો તે રદ કરવામાં આવે છે. કારણ વેચાણ કે ગીરો આ કલમ પ્રમાણે રદ બાતલ છે. એક માણસ નરવાનો મંજુર કર્યા વગરનો ભાગ વેચાણ કે ગીરો રાખીને તે આપનારનેજ ગણુવત લખી લઇ ખેડવા આપે, પછી તે કબજો ન આપે તો, તેના વેચાણ કે ગીરો ખત રદ બાતલ હોવાથી દાવો રદ થાય છે, નરવાનો મંજુર કર્યા વગરનો ભાગ અએ બ પાસે ગીરો રાખી, ક ને ખેડવા આપી, પછી જો ક તેને જમીનનો કબજો કે દાણુ ન આપતો હોય તો અ દાવો કરે, તેમાં જો કે ગણુવત નરવાના મંજુર કરેલા

ભાગનું ન હોવાથી રદ બાતલ છે, પણ ક એ તે જમીન ખેડી છે, તેથી તેની ઉપજ અ ને આપવા તે જવાબદાર છે. જેથી તે જમીન અ ને આપવાને અને ખેડે ત્યાં સુધી ઉપજ આપવાને બંધાયલો છે. વેચાણ વીગેરે કલેકટરજ રદ કરી શકે છે તેમ નથી પણ દીવાની કોર્ટ પણ રદ કરી શકે છે. કલેકટરને આ કલમ પ્રમાણે વેચાણ રદ કરી કબજો પાછો અપાવવાને મુદતનો બાધ આવતો નથી. કલેકટરના હુકમ ઉપર દીવાની કોર્ટમાં દાવો હુકમની તારીખથી ૩ માસની અંદર કરી શકાય છે. વેચાણ કે ગીરો વીગેરે રાખનાર પાસે જ્યારે કલેકટરે કબજો લઇ લીધો હોય ત્યારે તેણે વેચાણ વીગેરે માટે આપેલો અવેજ પાછો મેળવવા, કબજો ગયો ત્યારથી ૩ વરસની અંદર દીવાની કોર્ટમાં કરી શકાય છે. તેવા દાવામાં ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી એકટની ૫૫ મી કલમ પ્રમાણે વેચાણ આપનાર, રાખનારની સાથે બંધાય છે કે તેને વેચવાનો હક છે. પણ નરવાનો મંજુર કર્યા વગરનો ટુકડો વેચવાને તેને હક નથી, છતાં તે વેચે છે તો તે ઉપરની કલમથી વેચાણ રાખનારના લાભમાં ઉત્પન્ન થતો કરાર તોડે છે. તેથી તેના ઉપર કરાર તોડયા બદલ દાવો લાવી શકાય તે દાવો વેચાણ ખત રજીસ્ટર્ડ થયાની તારીખથી ૬ વરસમાં કરવાને રજીસ્ટર વગરનું હોયતો ૩ વરસમાં કરવો. વળી તેમાં "આ જમીન આજ રોજ તમારે કબજે હવાલે સોંપી છે, તેમાં જો કોઇ હેલો હરકત કરે તેનો અમો તથા અમારા વારસો જવાબ દઇએ" આવો કરાર લખેલો હોય છે તેથી તે વેચાણ કે ગીરો રાખનારને કબજો મળ્યા પછી તેનો કબજો જતો રહ્યો હોય તો તેને લાગુ પડે છે તેમજ કોન્ટ્રાકટ એકટની ૬૫ મી કલમ પ્રમાણે જમીનનો કબજો લઇ લે છે ત્યારે કરાર રદ થાય છે, ત્યારે તે કરારના પક્ષકારો તેઓએ એક બીજાની પાસેથી જે કંઇ લીધું હોય તે પાછું આપવાને બંધાયલા છે. આ એકટનું ઉલ્લંઘન કરીને કરેલો કરાર ૬૫ મી કલમમાં આવી જાય છે. તેથી તે કલમના આધારે વેચાણ વિગેરે આપનાર, પોતે લીધેલા પૈસા પાછા આપવા બંધાયલા છે. પણ ટ્રસ્ટ એકટની કલમ ૮૪ પ્રમાણે ગેરકાયદેસર કરારનો કોઇપણ પક્ષકાર પોતે જે કંઇ બીજાને આપ્યું હોય તે બીજા પાસેથી, (૧) જ્યારે કરાર પ્રમાણે પક્ષકારોનું વર્ત્તન થયું ન હોય ત્યારે, અને (૨) કરાર ગેરકાયદેસર છે, એવું તે કરાર કરતી વખતે જાણતા ના હોય ત્યારે એવા સંજોગો સિવાય પાછુ માગી શકતો નથી. આમાં પૈસા લઇ દસ્તાવેજ થાય છે એટલે ૧ લો અપવાદ લાગુ પડતો નથી પણ બીજા અપવાદમાં કેસ આવતો હોય તો વેચાણ વીગેરે રાખનાર પૈસા પાછા માગી શકે. બીજા અપવાદ પ્રમાણે પૈસા માગનારની કરાર કરતી વખતે શુદ્ધ દાનત હોવી જોઇએ. તેથી જો વેચાણ રાખનાર પોતે જે જમીન રાખે તે જો નરવાનો મંજુર કર્યા વગરનો ભાગ છે. એમ જાણીને રાખતો હોય તો તેની શુદ્ધ દાનત નથી એમ કહી શકાય, અને જ્યારે શુદ્ધ દાનતથી તે કેસ બીજા અપવાદમાં આવતો નથી જેથી વેચાણ વિગેરે રાખનારનો પૈસા પાછા લેવાનો દાવો રદ કરવો જોઇએ ( ૧૯. અલ્હા. પા. ૩૫ પી. જે ૮૮ પા. ૯ ) નરવાના મંજુર કર્યા વગરના ભાગનું ગીરો કરવામાં કે જાથુના પટે આપવામાં આવ્યું હોય, અને ગીરો રાખનાર કે ખેડુતના કબજામાં તે જમીન ૧૨ વરસ ઉપરાંતથી કબજામાં હોય, તો તેનો ગીરો પુરતો અને ખેડુત તરીકેનો પૂર્ણ હક થઇ જાય છે એટલે તે કાયદેસર ગીરોદાર કે ખેડુત છે એમ સમજવું. નરવાનો મંજુર કર્યા વગરનો ભાગ વેચાણ રાખ્યો હોય અને તે વેચાણ થયા બાદ ૧૨ વરસ ઉપરાંતનો કબજો થઇ ગયો હોય તો તેનો કબજો પાછો લઇ શકાતો નથી.

**૪. સદરહુ પ્રકારના હરકોઇ ગામનો ભાગ, કે ભાગનો મંજુર કરેલો પેટાનો ભાગ, તથા તે ભાગના અંગની, કે પેટાના ભાગના અંગની, ઘરથારની જમીન, તથા ઇમારતની જમીન એટલે ગભાંણ તથા ઘરવાડો એ બધું મળીને તે બાબત સદરહુ પ્રકારનો હુકમ આપીને, તે અમલમાં લાવવાનો અધિકાર બીજી રીતે કાયદા ઉપરથી હોય, તો તેવો હુકમ આપીને તે અમલમાં લાવવાની, આ એકટના કોઇપણ ઠરાવથી મના થાય છે એમ સમજવું નહિ.**

**ટીકા**—આ કલમ પ્રમાણે નરવાનું આખું ખાતું, તેના અંગના ગભાણ સાથે જપ્તીમાં મુકી શકાય છે. ખેડુતનું ઘર જો નરવાના આખા ભાગ સાથે હોય તો જપ્તીમાં મુકી શકાય છે.

**૫. સદરહુ પ્રકારના કોઇ ગામનો ભાગ, કે ભાગનો મંજુર કરેલો પટાનો ભાગ, ઘરથારની જમીન, અથવા ઇમારતની જમીન એટલે ગભાણ, કે બીજું જે કંઇ તેના અંગનું હોય તે સુદ્ધાંત, બીજાને કરી આપવાનો, કે ખત લખી આપી બીજાને સોંપવાનો, કે ઘરેણે મુકવાનો, કે તે ઉપર કરજ લાગુ કરવાનો, કે તેને**

જોખમમાં નાંખવાનો અધિકાર; બીજી રીતે કાયદા ઉપરથી હોય, તો તે પ્રમાણે બીજાને કરી આપવાની, કે ખત લખી આપી બીજાને સોંપવાનો કે ધરેણે મુકવાની કે તે ઉપર કરજ લાગુ કરવાની, કે તેને જોખમમાં નાંખવાની, આ એકટના કોઇ ઠરાવ ઉપરથી મના થાય છે, એમ સમજવું નહિ. ભાગદારી કે નરવાના ગામના ભાગ, કે ભાગના મંજુર કરેલા પેટાના ભાગ છે, તેના વળી હીસ્સા નહીં પડે તથા ભાગના અંગની કે ભાગના મંજુર કરેલા પેટાના ભાગની અંગની ધરથારની જમીન, અથવા ઇમારત બાંધવાની જમીન એટલે ગભાણુ, અથવા બીજો ધરવાડો હોય, તે તે ભાગથી કે મંજુર કરેલા પેટાના ભાગથી જુદું નહીં પડે એવી આ એકટની મતલબને ઉદ્દેશ છે.

૬. (૧) જ્યારે ભાગદારી કે નરવાદારી વહીવટ પ્રમાણે ધારણ કરેલી કોઇપણ જમીન, સને ૧૯૧૦ નો ભાગદારી કે નરવાદારી વહીવટનો એકટ શરૂ થતા પહેલાં કે પછી, તે વહીવટ પ્રમાણે ધારણ કરવામાં આવતી બંધ પડી હોય, ત્યારે તે જમીન અમુક દર્શાવેલી તારીખથી પાછી ભાગદારી કે નરવાદારી વહીવટ મુજબ ધારણ કરવી એવું જાહેર કરવાનો ગવર્નર ઇન કૌંસિલને અધિકાર છે, અને એવું જાહેર કરવામાં આવે ત્યારે, આ એકટના ઠરાવો એવી જાહેર ખબરમાં જણાવેલી તારીખથી સદરહુ જમીનને લાગુ પડશે.

પણ એવું ઠરાવ્યું છે કે, જ્યારે કોઇ પણ જમીનના સંબંધમાં આ કલમની રૂએ જાહેર ખબર કાઢવામાં આવી હોય, ત્યારે ૧–૨–૩ કલમોના ઠરાવો, સદરહુ જમીન જે મુદત સુધી ભાગદારી કે નરવાદારી વહીવટ પ્રમાણે કરવામાં આવી ના હોય, તે મુદત દરમિયાન કરેલા કોઈ પણ દુમાલા, એસાઇન્મેન્ટ, ગીરો, ચાર્જ કે બોજાના સંબંધમાં લાગુ પડશે નહિ.

(૨) પેટા કલમ (૧) માં જણાવેલી જાહેર ખબર મુંબાઇ સરકારી ગેઝેટમાં જાહેરનામું છાપીને આપવી જોઇએ. તથા અમુક નિર્દિષ્ટ કરેલી તારીખે તેવી જાહેર ખબર આપવાના સરકારના ઇરાદાની નોટીસ તે જાહેર ખબર પ્રસિદ્ધ કરવામાં આવે તેની પહેલાં એક મહિના અગાઉ મુંબાઈ સરકારી ગેઝીટમાં આપવી જોઇએ. અને એવી રીતે નીર્દિષ્ટ કરેલી તારીખથી ઓછામાં ઓછા એક અઠવાડીઆ અગાઉ હિત ધરાવનાર સખસોમાંનો કોઇપણ સખસ, કાંઇ સુચના કે હરકત રજુ કરશે, તો તે ઉપર સરકાર યોગ્ય વિચાર કરશે.

**ટીકા**—આ કલમ સને ૧૯૧૦ ના સુધારાના કાયદાથી દાખલ કરી છે.

---

## ગુજરાતના તાલુકદારો બાબતનો આકટ.

### ( સને ૧૮૮૮ નો ૬ ઠો. )

૧. (૧) આ આકટને સને ૧૮૮૮ નો ગુજરાતના તાલુકદારો બાબતનો કાયદો કહેવો (૨) તે અમદાવાદ, ખેડા, ભરૂચ અને પંચમહાલ જીલ્લાઓનેજ લાગુ પડે છે.

**૨. અ** 'તાલુકદાર' એ શબ્દમાં ઠાકોરનો, મેવાસીનો, કસબાતીનો, તથા નાયકનો અને જે મુળ ગામેતી પ્રત્યક્ષ સરકાર પાસેથી જમીન ધારણ કરતો હોય તે મૂળ ગામેતીનો સમાવેશ થાય છે.

**બ 'નોંધેલા તાલુકદાર'** એનો અર્થ જે કોઈ એકના એક તાલુકદારનું નામ, કે તાલુકદારી એસ્ટેટના કેટલાક સહભાગીદારો પૈકી જે સૌથી વડા કે મુખ્ય તાલુકદારનું નામ સરકારી દફતરમાં સદરહુ પ્રકારની એસ્ટેટ ધારણ કરનાર તરીકે કે સદરહુ એસ્ટેટ ધારણ કરનારા જુદા જુદા સહ ભાગીદારોના વારસ વકીલ તરીકે કાયદેસર નોંધ્યું હશે તે એકનો એક તાલુકદાર કે તે સૌથી વડો કે મુખ્ય ભાગીદાર.

ક 'જમા' એટલે તાલુકદારે સરકારમાં આપવાનું જમીન મહેસુલ.

ડ 'બીજાને નામે કરી આપવું' એટલે માલકીપણું બીજાને નામે કરી આપવું.

'બોજો' આ શબ્દમાં ધરાણીઆ હકનો, ચાર્જનો, બીજાની વસ્તુનો ઉપભોગ કરવાના હકની દેણુગીનો તથા સામાન્ય ખેડુતના કે જેને નામે કરી આપ્યું હોય તે માણુસના કે તાલુકદારના હિતસંબંધ સિવાયના બીજા કંઇ પણ હિત સંબંધનો સમાવેશ થાય છે. "બોજાવાળો" આ શબ્દમાં જે માણુસને બોજાનો હક સ્વાધિન થાય તે માણુસ.

(૩) ૨ જા ભાગમાં તાલુકદાર એ શબ્દમાં દુમાલા નહીં હોય એવી જે એસ્ટેટોનું જમીન મહેસુલ

ધારાથી ઠરાવ્યું હોય તે એસ્ટેટોના કોઇ પણ વર્ગના ધારણ કરનારાઓને તે સદરહુ ઠરાવો લાગુ પાડવાનું યોગ્ય લાગે તે ધારણ કરનારાઓનો સમાસ થાય છે.

૪ જમીન મહેસુલના કાયદાના જે ઠરાવો રેવન્યુ સર્વેને લાગુ પડે એવા હશે તે ઠરાવો મુજબ તાલુકદારી એસ્ટેટની રેવન્યુસર્વે કરવાનું ફરમાવવાને સરકારને અધિકાર છે.

૫ તે કાયદાની ૧૦૮ મી કલમ મુજબ સર્વે અમલદારે સદરહુ પ્રકારની કોઇપણ સર્વે કરતી વખતે તૈયાર કરેલા સેટલ મેન્ટ પત્રકમાં કે સરકાર બીજી રીતે ફરમાવે નહીં તો સદરહુ કલમમાં નિર્દિષ્ટ કરેલી વિગતને બદલે હેઠળ લખેલી વિગત હોવી જોઇએ.

( અ ) દરેક સર્વે નંબરનું ક્ષેત્રફળ તથા આકાર, ( બ ) નોંધેલા તાલુકદારનું નામ, તેના સહ ભાગીદારો હોય તો તે દરેકનાં નામ અને તેમાં દરેકનો હિત સંબંધ કેટલે સુધી છે, તે ( ક ) જો એસ્ટેટ અવિભકત હશે તો;—(૧) સઘળા સહભાગીદારોને સામાન્ય હશે એવાં સાધનથી જે નફો મળે તે, તેઓમાં કઇ રીતે વહેંચવો તે રીત (૨) દરેક સહભાગીદારે જમાનો, પોલીસ ચાર્જનો, તથા વિદ્યમાન કાળે જે કોઇ પણ બીજા ચાર્જને સહભાગીદારો સામાન્ય રીતે પાત્ર હોય તે બીજા ચાર્જનો જે ભાગ આપવાનો હોય તે ભાગ (૩) સહભાગીદારોએ ખેડુતો પાસેથી કંઇ ( ગણોત ) ઉઘરાવવું તે રીત; ( ડ ) જો એસ્ટેટની વહેંચણી થઇ હશે અને સહ ભાગીદારો પોતપોતાના ભાગ જુદા જુદા ધારણ કરતા હશે તો; (૧) દરેક જુદો ભાગ કેટલો છે તે, તથા તેની વિગત. (૨) સદરહુ દરેક ભાગના જુદા જુદા પેટા ભાગીદારો જો કોઇ હોય તો તેઓની બાબતમાં, જ્યારે કોઇ એસ્ટેટ અવિભકત હોય ત્યારે સઘળા સહભાગીદારોના બાબતમાં જે વિગત આપવાની જરૂર છે તેજ વિગત; (ઈ) એસ્ટેટ અથવા તેનો કોઈ પણ ભાગ જે માણસને નામે આપ્યો હોય, તે દરેક માણસનું નામ તથા વર્ણન તેમજ તે એસ્ટેટ અથવા તેનો કોઇ ભાગ ઉપરનાં દરેક બોજાવાળા માણસનું નામ તથા વર્ણન તથા દરેકના હિત સંબંધનો પ્રકાર તથા વિસ્તાર, અને તેમાં હેઠળ લખેલી વાતો સ્પષ્ટ કરીને હોવી જોઈએ (૧) સદરહુ પ્રકારનો હિત સંબંધ જેટલા કુલ ક્ષેત્રફળ ઉપર લાગુ હોય તે ક્ષેત્રફળ;

(૨) જે માણસને નામે કરી આપ્યું હોય તે દરેક માણસે તથા દરેક બોજા વાળાએ આપવાનું અથવા તેણે લેવાનું જો કાંઇ ભાડુ કે જમીન મહેસુલ હોય તો તેની રકમ તથા પ્રકાર; (૩) સદરહુ હિત સંબંધનો આધાર એટલે તે બક્ષીસ છે, કરાર છે, રિવાજ છે કે બીજું કાંઇ છે; (૪) નોકરીની અથવા બીજી જે કોઇ સરતો ઉપર સદરહુ હિત સંબંધનો આધાર હશે તે સરતો; (૫) સરકાર વખતે વખતે જે બીજી વિગતો ફરમાવે તે બીજી વિગતો.

૬. (૧) સદરહુ પત્રકમાં બાબત ૫ મી કલમ મુજબ નોંધવાની છે તે સંબંધી તકરાર પડે તો તેનો નિકાલ સર્વે અમલદારને જો લાગે કે તે તકરારનો આખરનો નિકાલ કોઇ હકુમત વાળી કોર્ટ કરી ચૂકી છે, તો તે પત્રકમાં, તે ઠરાવ મુજબ નોંધ કરવી જોઇએ.

૭. (૧) તાલુક દારી એસ્ટેટોનું સર્વે સેટલ મેન્ટ પુરૂં થયા પછી સદરહુ પત્રક તથા તેના બીજા કાગળ પત્રો કલેકટરે રાખવા જોઇએ અને તેની એકેક નકલ દરેક નોંધેલા તાલુકદારને મફત મળવાનો હક છે, પણ નકલ કરામણ ફી આપવી પડશે. (૨) તે પત્રક કે કાગળપત્રો જ્યાં સુધી સર્વે અમલદારના તાબામાં હોય ત્યાં સુધી તે સર્વે અમલદારે અને ત્યાર પછી કલેકટરે, જે ફેરફાર થાય તે સઘળા તથા તે પત્રકમાં તથા કાગળ પત્રમાં નોંધેલા હક તથા હિત સંબંધ પૈકી કોઇપણ હક અથવા હિત સંબંધને અસર કરતી દરેક વાત તેમાં નોંધાવવી જોઇએ. તેમ તેમાં કાંઇ હસ્તદોષની કે બીજી ભૂલ થઇ હોય અને તે હિત સંબંધવાળા કબુલ કરતા હોય તે બીજી ભુલ કોઇપણ વખતે સુધારવી કે સુધરાવવી જોઇએ.

૮. કોઇ સર્વે અમલદારનો કે કોઇ કલેકટરનો હુકમ કલમ ૬ ઠી કે ૭ મી મુજબ કરેલો કોઇપણ ઠરાવ કે હુકમ રદ કરવા માટે સરકાર ઉપર કે સરકારના કોઇ અમલદાર ઉપર કોઈપણ ફરિયાદ ચાલશે નહિં.

(૨) પરંતુ તે પત્રક કે બીજા કાગળપત્રો સુધારવા સારૂ સર્વે અમલદારને સર્વે સેટલમેન્ટ પુરૂ થયું હોય ત્યારે કે કલેકટરને પક્ષકારોએ પોતપોતાની દરમ્યાન યોગ્ય હકુમત વાળી કોઈ કોર્ટ પાસેથી મેળવેલા હરકોઇ આખરના હુકમનામાની સહીવાળી નકલ સાથે રાખી યોગ્ય રીતે અરજી કરેથી સદરહુ હુકમનામા મુજબ તે

પત્રક તથા બીજા કાગળપત્રો સદરહુ સર્વે અમલદારે કે કલેક્ટરે વખતે વખતે સુધારવાં જોઇએ. (૩) પક્ષકારોની કે તેઓના સંબંધથી દાવો કરનારા બીજા માણસોની દરમ્યાન દિવાની કાંઇ ફરિયાદ થાય તેમાં કલમ ૬ ઠી કે ૭ મી મુજબ કોઇ સર્વે અમલદારે કે કલેક્ટરે કરેલો ઠરાવ કે હુકમ તેમાં ઠરાવેલી કાંઈ પણ બાબત સંબંધી નિર્ણયકારક પુરાવો છે, એમ ગણાશે નહિ.

૯. સદરહુ પત્રકમાં તથા બીજા કાગળ પત્રોમાં કરેલા દરેક ફેરફારથી અસર થતા પક્ષકારો પૈકી દરેકને તે બાબતની ખબર કંઇપણ ઢીલ કર્યા સિવાય સદરહુ ફેરફાર કરનાર અમલદારે આપવી.

## વહેંચણી બાબત.

૧૦. (૧) કોઇ તાલુકદારી એસ્ટેટના કોઇ ભાગ ઉપર તેનો હક છે એમ ઠરાવનારૂં કોઇ યોગ્ય હકુમત વાળી કોર્ટનું આખરનું હુકમનામું જે સખસે મેળવ્યું હોય, તે દરેક સખસને તથા જે સહભાગીદારનું નામ સહભાગીદાર તરીકે ૫ મી કલમ મુજબ તૈયાર કરેલા સેટલમેન્ટ પત્રકમાં નોંધ્યું હોય, તે દરેક સહભાગીદારને તથા સદરહુ પત્રક તૈયાર થતા સુધીમાં, ઉપર કહેલા કોઇપણ ભાગ ઉપરના જે સખસના હક બાબત તેજ એસ્ટેટમાંના કોઇ ભાગ ઉપર દાવો કરનાર બીજા કોઇપણ સખસે તકરાર લીધી નહીં હોય, તે દરેક સખસને પોતાનો ભાગ બાકીની એસ્ટેટમાંથી છુટો પડાવવાનો તથા તે ભાગ એક જુદી એસ્ટેટ તરીકે ધારણ કરવાનો હક છે. (૨) સદરહુ પ્રકારના કોઇપણ બે કે વધારે સહભાગીદારોને અથવા સખસોને પોતાના ભાગ બાકીની એસ્ટેટમાંથી છુટા પડાવવાનો તથા તે ભાગો એક જુદી એસ્ટેટ તરીકે એકઠા ધારણ કરવાનો હક છે.

૧૧. વહેંચણ કરવા બાબતની અરજી તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરને અથવા આ અર્થે ગવર્નર ઇન કૌંસિલ જે કોઇ બીજા અમલદારને નીમે તે અમલદારને કરવી જોઇએ.

૧૨. (૧) વહેંચણ કરવા બાબતની અરજી આવ્યા ઉપરથી તે દેખીતી રીતે વાંધો લેવા લાયક નહીં હોય તો તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે, તે અરજી જે એસ્ટેટ બાબત હોય તે એસ્ટેટ જે તાલુકામાં આવી હોય તે તાલુકાના મામલતદારની કચેરીમાં તથા જે ગામમાં તે આવી હોય તે ગામમાં પ્રસિદ્ધ ઠેકાણે અથવા સદરહુ એસ્ટેટની અંદર આવી જતા ગામો પૈકી દરેક ગામમાં, જેમ હોય તેમ, તે અરજી બાબતનું જાહેરનામું ચોહોડી પ્રસિદ્ધ કરવું જોઇએ.

(૨) વળી તેણે જણાયલા સહભાગીદારો પૈકી જે ભાગીદાર અરજી કરવામાં સામેલ થયો નહીં હોય, તે દરેક સહભાગીદારના ઉપર એક નોટીસ બજાવવી અને તે નોટીસમાં મુકરર કરેલે દિવસે પોતાની રૂબરૂ તે સહભાગીદારો પૈકી જે કોઇને સદરહુ વેંચાણ કરવા બાબત કાંઈ હરકત હશે તેણે જાતે અથવા કોઇ યોગ્ય અધિકારવાળા મુખત્યાર મારફત હાજર થઇ તે હરકત કહેવાનું ફરમાવવું. અને તે મુકરર કરેલો દિવસ તે નોટીસ કહાડયાની તારીખથી ત્રીસ દિવસ કરતાં ઓછો તથા સાઠ દિવસ કરતાં વધારે હોવો જોઇએ.

૧૩. કાંઇપણ કારણને લીધે કોઇપણ સહભાગીદારની ઉપર નોટીસ હાથોહાથ બજાવી શકાય નહીંતો તે ઘરમાં રહેતો હોય તેના પ્રસિદ્ધ ભાગ ઉપર તેની એક નકલ ચોઢીને બજાવવી. એવો હુકમ તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર કે ઉપર કહેલા બીજા અમલદારે કરવો.

૧૪. મુકરર કરેલે દિવસે કે તે પહેલાં કોઇપણ ભાગીદારે વેંચાણ બાબત કાંઇપણ હરકત લીધી હોય અને તે હરકત ધ્યાનમાં લીધા પછી તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરના કે ઉપર કહેલા બીજા અમલદારના અભિપ્રાયમાં એમ આવે કે વહેંચણ ન કરવા દેવાનું કે કાંઈ કરવાની ના કહેવાનું સબળ કે પુરતું કારણ છે, તો તે અરજી નામંજુર કરવાનો તેને અધિકાર છે. તેમ કરવાનાં કારણો તેણે દફતરમાં નોંધવાં.

૧૫. (૧) સદરહુ હાલતમાં વહેંચણ સંબંધી અરજદારના હક બાબત કાંઇપણ સવાલ અથવા ટાઇટલ બાબત કાંઇપણ સવાલ અથવા ટાઇટલ બાબત બીજો કાંઇપણ સવાલ ઉઠે અને તેનો કોઇ યોગ્ય અધિકારવાળી કોર્ટ તરફથી નિકાલ થઇ શકયો નહીં હોય તો તે સવાલનો કોઇ યોગ્ય અધિકારવાળી કોર્ટથી નિકાલ થતાં સુધી સદરહુ અરજી મંજુર કરવાની ના કહેવાને, અથવા તે વખતે એવી કોર્ટમાં સદરહુ સવાલનો નિકાલ થવાનો સંભવ હોય એવી કાંઇ ફરિયાદ ચાલતી નહી હોય તો તે હરકતના ગુણદોષ તપાસવાને તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર મુખત્યાર છે.

(૨) હરકતના ગુણદોષ તપાસવામાં આવે તે પ્રસંગે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરે અથવા ઉપર કહેલા

બીજા અમલદારે જરૂરની ચોકશી કર્યા પછી તથા જે પુરાવો આપવામાં આવે તે લીધા પછી તે બાબતનો ઠરાવમાં, વહેંચણ થવા માટે અરજ કરનાર પક્ષકાર અથવા પક્ષકારોના તથા એસ્ટેટના બીજા કોઇ સહભાગીદારો હોય તો તેઓના હિતસંબંધ કેવા પ્રકારના તથા કેટલે સુધીના છે તે જણાવવું. અને તે ચોકશીનો ખર્ચ તથા વહેંચણનો ખર્ચ કોણે અને શા પ્રમાણમાં આપવો તે ફરમાવવું. અને એ ખર્ચ જમીન મહેસુલની બાકી તરીકે વસુલ કરી શકાશે.

(૩) સદરહુ પ્રકારની કોઇપણ ચોકશી કરતી વખતે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે સને ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદામાં અવલ ફરિયાદોની તજવીજ કરવા બાબત જે રીત ફરમાવી છે તેજ રીતે કામ ચલાવવું. અને સદરહુ કાયદાના ૪૭ મા બાબના ઠરાવો જેટલે સુધી અવલ ફરિયાદમાં કહેલા ફેંસલાની ફરી તપાસને લાગુ પડે છે તેટલે સુધી સદરહુ ઠરાવો તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે કરેલા ઠરાવને લાગુ પડશે. સદરહુ તપાસમાં ઉત્પન્ન થતો કોઇપણ સવાલ પક્ષકારોની સંમતિથી લવાદીપર સોંપવાને તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર મુખત્યાર છે. અને સદરહુ સોંપણને તેજ કાયદાના લવાદો સંબંધી ઠરાવેલા ઠરાવ લાગુ પડશે એમ સમજવું.

૧૬. (૧) ૧૫ મી કલમ મુજબ તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરના અથવા ઉપર કહેલા બીજા અમલદારના કોઇ પણ ઠરાવ ઉપર અથવા તેના કોઇપણ ભાગ ઉપર અપીલ, જાણે સદરહુ પ્રકારનો ઠરાવ જે કોર્ટના ઠરાવ ઉપર અપીલ સાંભળવાનો ડિસ્ટ્રીકટ કોર્ટને અધિકાર હશે તે કોર્ટનું હુકમનામું હોય તે પ્રમાણે ડિસ્ટ્રિકટ કોર્ટમાં ચાલશે.

(૨) સદરહુ પ્રકારની અપીલ થયા ઉપરથી તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરને અથવા ઉપર કહેલા બીજા અમલદારને તે અપીલનો નિકાલ થતાં સુધી વહેંચણ કરવાનું બંધ રાખવા બાબત હુકમ કરવાને તે ડિસ્ટ્રીકટ કોર્ટ મુખત્યાર છે.

૧૭. (૧) જ્યારે વહેંચણ કરવાનો ઠરાવ થયો હોય ત્યારે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે પક્ષકારોની નજરમાં આવે તો જાતે વહેંચણ કરવાનું તેમની ખુશી ઉપર રાખવું; તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે ઠરાવેલી મુદતની અંદર વહેંચણ કરવાને તે પક્ષકારો કબુલ ન થાય, અથવા તેઓ વહેંચણ ન કરે તો તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે પંડે વહેંચણ કરવી. અથવા તેને યોગ્ય લાગે તો વહેંચણ કરવા સારૂ તે પક્ષકારોએ નિમેલા લવાદોને સદરહુ કામ સોંપવું.

(૨) સદરહુ વહેંચણ કરવામાં તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરને અથવા ઉપર કહેલા બીજા અમલદારને તથા તેના હુકમ મુજબ કામ કરનાર હરકોઇ સખસને જે એસ્ટેટની વહેંચણ કરવાની હશે તેની હદ ઠરાવવા સારૂ, જમીનની સર્વે કરવા સારૂ તથા બીજાં કારણ સારૂ તે એસ્ટેટમાં પેસવા બાબત જે અધિકાર સર્વે અમલદારોને સન ૧૮૭૯ ના મુંબઇના જમીન મહેસુલના કાયદાથી આપ્યા છે તેજ અધિકાર છે.

૧૮. (૧) વહેંચણ પુરી થાય એટલે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે તે મંજુર કરવાનો હુકમ કરવો. (૨) સદરહુ પ્રકારનો હુકમ કર્યા પછી, તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે તે વાતનું જાહેરનામું, જે એસ્ટેટના ભાગ કર્યા હોય તે એસ્ટેટ જે તાલુકામાં આવી હોય તે તાલુકાના મામલતદારની કચેરીમાં તથા જે ગામમાં, તે આવી હોય તે ગામમાં, અથવા સદરહુ એસ્ટેટમાં આવી જતા ગામો પૈકી દરેક ગામમાં, જેમ હોય તેમ, કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોહોડી પ્રસિદ્ધ કરવું જોઇએ. અને તે વહેંચણ સદરહુ જાહેરનામાની તારીખ પછીના જુન મહિનાની પહેલી તારીખ અને અકટોબર મહિનાની પહેલી તારીખની દરમ્યાન બીજી જે તારીખ તાલુકાદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર સદરહુ એસ્ટેટમાં ખેડાણ હંમેશ કઇ રૂતુમાં થાય છે તે ઉપર નજર રાખી ઠરાવે તે તારીખે તથા તે તારીખથી અમલમાં આવશે.

૧૯. કોઇપણ સહભાગીદારને ભાગે આવેલો ભાગ અથવા તેનો કોઇપણ ટુકડો તે સહભાગીદારને કોઇપણ દિવાની કોર્ટે, કોઇ હુકમનામાની બજાવણીમાં એવો ભાગ અથવા ટુકડો જે રીતે તેને સ્વાધિન

કરવાનો સન ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીતના કાયદા મુજબ હુકમ કરી શકે તે રીતે સ્વાધિન કરવાનો ઉપર કહેલી તારીખ પછી કોઇ પણ વખતે જો જરૂર પડે તો હુકમ કરવાને તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર અથવા ઉપર કહેલો બીજો અમલદાર મુખત્યાર છે.

(૨) તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરના અથવા ઉપર કહેલા બીજા અમલદારના હુકમની બજાવણી કરવાનું સોંપ્યું હોય તે અમલદારને કોઇપણ સખસ હરકત અથવા અડચણ કરે, અથવા કોઇ સહભાગીદારને ભાગે આવેલા ભાગનો અથવા તે ભાગના કોઇ પણ ટુકડાનો કબજો મેળવતાં તેને કાંઇ હરકત અથવા અડચણ થાય તો સન ૧૮૭૯ ના મુંબાઇના જમીન મહેસુલના કાયદાની ૨૦૨ જી કલમ પ્રમાણે કરેલા કોઇ હુકમની બજાવણી કરવામાં જે હરકત અથવા અડચણ થઈ હોય તેનાં વ્યાજબીપણાં બાબત તપાસ કરવાનાં કારણ સારૂ તથા તે હરકત અથવા અડચણ આગળ ચાલુ રહેવાનું બંધ કરવા સારૂ સદરહુ કલમથી કલેકટરને જે પ્રમાણે ચાલવાનો અધિકાર આપ્યો છે, તે પ્રમાણે તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે ચાલવું.

**૨૦.** તાલુકદાદી સેટલમેન્ટ ઓફીસરના અથવા ઉપર કહેલા બીજા અમલદારના વહેંચણ મંજુર રાખવાના ઠરાવ ઉપર અપીલ કમીશનરને સદરહુ પ્રકારની વહેંચણીની મંજુરીના હુકમની તારીખથી એક વર્ષની અંદર કરી હશે તો ચાલશે.

**૨૧.** કોઇ તાલુકદારી એસ્ટેટની વહેંચણ કરવા માટેની કંઇ પણ ફરિયાદ અથવા અરજી કોઇ પણ દિવાની કોર્ટે લેવી નહીં. પણ એવું ઠરાવ્યું છે કે, મલિકા માઆઝમની ન્યાય ખાતાની મુંબાઇની હાઇકોર્ટની હકુમતની આ કલમ માંહેના કોઈ પણ મજકુરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

## મહેસુલી વહીવટ.

### તાલુકદારની જમા.

**૨૨.** જો કોઇ તાલુકદારની એસ્ટેટ અથવા તેના કોઈ પણ ભાગ ઉપરનું જમીન મહેસુલ સર્વતઃ અથવા અંશતઃ માફ થએલ નહીં હોય તથા જમીન મહેસુલ આપવાની તેની પાત્રતાને વિશેષ શરતો અથવા બંધીઓ લાગુ નહી હોય તો સદરહુ પ્રકારની એસ્ટેટ અથવા તેના ભાગ બાબત સરકારને આપવાની જમા, જો તે એસ્ટેટને અથવા તેના ભાગને સર્વે સેટલમેન્ટ લાગુ કર્યું હોય તો, સદરહુ એસ્ટેટમાં અથવા તેના સદરહુ ભાગમાં આવેલી જમીનોના સર્વે આકારોની એકંદર રકમમાંથી સરકારે પ્રત્યેક પ્રસંગે કાંઈ રકમ બાદ કરવાનું ફરમાવ્યું હોય તો તે રકમ બાદ જતાં જે રહે તે છે એમ સમજવું.

(૨) સદરહુ પ્રમાણે નક્કી થએલી જમાની રકમ ત્રીસ વરસથી વધારે નહી એવી અમુક મુદત સુધી કાયમ રહેશે, એમ જાહેર કરવાનો અધિકાર આલીજા ગવર્નર ઇન કૌંસિલને છે.

**૨૩.** (૧) કોઇપણ તાલુકદારની જમાની રકમ બાબત અત્યાર સુધીમાં જે કોઈપણ કબુલાયત તેણે કરી હોય અથવા તેની સાથે થઇ હોય અને જે અદ્યાપિ સુધી અમલમાં હોય તે કબુલાયતનાં અથવા સરકારે કે સરકારના હુકમ મુજબ કોઇ મુદત સુધી જમાની રકમ બાબત જે કાંઇ સેટલમેન્ટ કર્યું હોય અને જે અદ્યાપિ સુધી અમલમાં હોય તે સેટલમેન્ટનાં કાયદેસરપણાને આ આકટ માંહેના કોઇ પણ મજકુરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

(૨) સદરહુ પ્રકારની દરેક કબુલાયતનો તથા સેટલમેન્ટનો અમલ જાણે આ આકટ પાસ નહી થયો હોય તેવી રીતે થશે.

**૨૪.** (૧) નોંધેલો તાલુકદાર પોતાના ગામની જમા બાબત સરકારના પ્રથમ જવાબદાર છે, અને જો ભાગીદારો હોય તો તે જમા માટે સઘળા સહભાગીદારો એકામતે તથા એકાજતે જવાબદાર છે.

(૨) જો નોંધેલો તાલુકદાર જમા આપવા બાબત કાયદેસર રીતે ઠરાવેલી કાનુનો પ્રમાણે જમાં આપવાને ચુકે તો તે જમા તેના કોઇ પણ સહ ભાગીદારો હોય તો તેમની પાસેથી અથવા કબજા સહિત કોઇપણ ધરેણે લેનારે ધારણ કરેલી મિલકતના સંબંધમાં અથવા કનિષ્ટ ધારણ કરનારના કે સખસના વાસ્તવિક કબ-

જામાં તે એસ્ટેટ અથવા તેનો કોઈ પણ ભાગ હોય તેણે ધારણ કરેલી મિલ્કતના સંબંધમાં જેટલી જમા લહેણી હોય તેટલી જમા સદરહુ મુજબ કબજા સહિત ધરેણે લેનાર પાસેથી અથવા સદરહુ કનિષ્ટ ધારણ કરનાર કે સદરહુ સખસ પાસેથી વસુલ કરવાનો અધિકાર છે.

(૩) જમા સદરહુ પ્રકારના કોઇ પણ સહ ભાગીદાર પાસેથી કબજા સહિત ધરેણે લેનાર પાસેથી, કનિષ્ટ ધારણ કરનાર કે બીજા સખસ પાસેથી વસૂલ કરવામાં આવે ત્યારે તાલુકદારને મહેસુલ આપવાના ઠરાવેલા કે મામૂલ વખતે કે તે વખત પછી જે પૈસા તાલુકદારને તેણે આપ્યા હોય તે સઘળા તેને મજરે આપવા. અને તેની પાસેથી જે રકમ વસુલ કરવામાં આવસે. તે તાલુકદારની સાથે તેનો જે હિસાબ હશે તેમાં મજરે મળવાનો તેને હકછે.

**૨૫.** (૧) જ્યારે વહેંચણ થઇ હોય અને તાલુકદારી એસ્ટેટ જુદી જુદી ધારણ કરવામાં આવતી હોય ત્યારે તે એસ્ટેટ જે જુદા ભાગમાં વહેંચાઈ હોય તે દરેક ભાગની બાબતમાં આપવાની જમા કલેક્ટરે નક્કી કરવી જોઇએ અને ત્યાર પછી એવો દરેક ભાગ ૨૪ મી કલમનાં કારણો સારૂ જુદી એસ્ટેટ છે એમ સમજવું.

(૨) પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ એસ્ટેટ જે જુદા જુદા ભાગોમાં વહેંચાઇ હોય તે જુદા જુદા ભાગોની બાબતમાં આપવાની એકંદર જમા, તે આખી એસ્ટેટ જો હજુ અવિભક્ત રહી હોત તો તેના ઉપર જે જમા આપવી પડત તેના કરતાં વધારે હોવી ન જોઇએ.

**૨૬.** (૧) કોઇપણ તાલુકદારી એસ્ટેટના ભાગીદારો વચ્ચે તકરાર પડ્યાના સબબથી અથવા કાંઇ બીજા કારણથી અલીજા ગવર્નર ઇન કૌંસિલને એમ જણાય કે દેશની સુલેહને જોખમ પહોંચવાનું અથવા કનિષ્ટ ધારણ કરનારાઓના સુખને હાની થવાનું કારણ છે, તો સદરહુ એસ્ટેટને જમા કરાવીને વહીવટ પોતાના હાથમાં લેવો, અથવા આ કારણ સારૂ પોતે જે કોઇ એજંટ નીમે તેને તે વહીવટ સોંપવો એમ કલેકટરને ફરમાવવાને ગવર્નર ઇન કૌંસિલ મુખત્યાર છે; અને એવો હુકમ સરકારે જે કારણો ઉપરથી ફરમાવ્યો હોય તેની નકલ મળવા બાબત હરકોઇ નોંધેલો તાલુકદાર કે સહભાગીદાર અરજ કરે એટલે કલેકટરે તે નકલ તેને આપવી.

(૨) ઉપર કહ્યાના પ્રમાણે જમ કરીને કોઇ પણ એસ્ટેટ વહિવટમાં લીધી હોય ત્યારે, તેના ભાગદારો અથવા તે પૈકી એક અથવા વધારે ભાગદાર સદરહુ એસ્ટેટનો વહિવટ પાછો મળવા બાબત જીલ્લા માજીસ્ટ્રેટને હરકોઇ વખતે અરજી કરવાને મુખત્યાર છે; અને ઉપર કહ્યા પ્રમાણેની ધાસ્તી રાખવાને હવે કાંઇ પણ કારણ નથી એમ તે અરજદારો જીલ્લા માજીસ્ટ્રેટની ખાત્રી થાય એવી રીતે સાબિત કરશે તો તે એસ્ટેટનો વહીવટ તાલુકદારને પાછો સોંપવાનો હુકમ કરવાને જીલ્લા માજીસ્ટ્રેટ મુખત્યાર છે.

**૨૭.** (૧) કમિશનરની મંજુરી લઇને તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરને કે સરકારે નિમેલા બીજા કોઇ અમલદારને જે એસ્ટેટની વહેંચણી થતી હોય તે એસ્ટેટ તે વહેંચણ પૂરી થતાં સુધી પોતાના વહિવટમાં લેવાનો અધીકાર છે.

(૨) પરંતુ એમ ઠરાવ્યું છે કે, આ કલમ મુજબ મંજુરી મળવા સારૂ કમિશનરને લખાણ કરતા પહેલાં તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે તેમ કરવાનો પોતાનો ઇરાદો છે. એ બાબતની યોગ્ય નોટીસ પક્ષકારોને આપવી, તથા પક્ષકારો પૈકી કોઇ પણ પક્ષકાર સદરહુ લખાણ વિરૂદ્ધ હરકતનો કંઇ પણ લખેલો મજકુર તેની આગળ રજુ કરે, તે તેણે પોતાના લખાણ સાથે કમિશનરને ધ્યાનમાં લેવા સારૂ મોકલવો.

**૨૮.** (૧) સરકારની મંજુરીથી, તાલુકદારી સેટલમેન્ટ ઓફીસરને કે આ કામ સારૂ સરકારે નિમેલા બીજા કોઇપણ અમલદારને, તાલુકદારની લખેલી અરજ ઉપરથી, સદરહુ તાલુકદારની એસ્ટેટ તાબામાં લઇને કબુલ થએલી મુદ્દત સુધી સદરહુ એસ્ટેટ પોતાના વહિવટમાં રાખવાનો અધિકાર છે; પરંતુ એવું ઠરાવ્યું છે કે તાલુકદારી એસ્ટેટના અવિભકત ભાગના સંબંધમાં એવી કોઇ અરજી હોય તે લેવામાં આવશે નહીં. તેમજ સહભાગીદારોએ ધારણ કરેલી એસ્ટેટના સંબંધમાં તે અરજી હોય ત્યારે તે સઘળા સહભાગીદારની સંમત્તિ સિવાય તે લેવામાં આવશે નહિ.

(૧) અ હિંદુ ધર્મશાસ્ત્ર મુજબ અવિભક્ત કુટુંબમાંના સહભાગીદાર સિવાયનો તાલુકદારી એસ્ટેટના કોઇ પણ સહભાગીદાર આવી એસ્ટેટમાંના પોતાના ભાગના સંબંધમાં પેટા કલમ (૧) મુજબ અરજી કરવાને મુખત્યાર છે.

(૨) હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે અથવા બીજી રીતે અવિભક્ત કુટુંબમાંના સહભાગીદારો તાલુકદારી એસ્ટેટ ધારણ કરતા હોય તેવી દરેક બાબતમાં આખી એસ્ટેટનો એકંદર ઓછામાં ઓછો પોણા ભાગ જેટલો હિત સંબંધ ધારણ કરનારા સહભાગીદારોની સહીની અરજી, પેટા કલમ (૧) ના કારણ સારૂ, એવી એસ્ટેટના સંબંધમાં તાલુકદારે કરેલી અરજી છે એમ સમજવું.

પણ પ્રથમ એવું ઠરાવ્યું છે કે, એવી કોઈ અરજી ઉપર સહીઓ કરનારા સહભાગીદારોનો એકંદર હિત સંબંધ આખી એસ્ટેટના પોણા ભાગ જેટલો થાય છે કે નહીં તે વિશે ગવર્નર ઇન કૌંસિલને શક પડે, તે પેટા કલમ (૧) પ્રમાણે આવી કોઇપણ અરજીને મંજુરી આપવી નહીં. અને બીજું એવું ઠરાવ્યું છે કે, તે અરજી ઉપર સહી કરનારા સહભાગીદારો સિવાયના બીજા કોઇપણ સહભાગીદારને પોતાના ભાગનો હિસ્સો પડાવવાનો આ આક્ટના કોઇપણ મજકુર ઉપરથી હરકત આવે છે એમ સમજવું નહિં.

**૨૯.** (૧) ઉપરની છેલ્લી ત્રણ કલમો માંહેની ગમે તે કલમ મુજબ કોઇપણ તાલુકદારી એસ્ટેટ સરકારી અમલદારોએ પોતાના વહિવટમાં લીધી હોય, ત્યારે સને ૧૮૭૯ ના મુંબાઇના જમીન મહેસુલના કાયદાની ૧૬૦ મી કલમના ઠરાવ તેને લાગુ પડશે.

(૨) પરંતું એવું ઠરાવ્યું છે કે, કલમ ૨૬ મુજબ એસ્ટેટના વહીવટ કરનાર સરકારી અમલદારે સદરહુ એસ્ટેટમાંની કોઈપણ જમીનના સંબંધમાં કાંઇપણ તબદીલી કરી હોય, અથવા કોઇપણ કબુલાત કરી હોય તે તબદીલી કે કબુલાત, તે જે તારીખે કરવામાં આવે તે તારીખથી પાંચ વર્ષ કરતાં વધારે મુદત સુધી નહીં જોઇએ. અને ૨૭ મી કલમ મુજબ એસ્ટેટના વહિવટ કરનાર સરકારી અમલદારે સદરહુ પ્રમાણે કાંઇ તબદીલી અથવા કાંઇ કબુલત કરી હોય તે, જે મુલકી સાલમાં સદરહુ અમલદારના વહિવટનું કામ પુરૂં થાય તે સાલની આખર પછી અમલમાં રહેશે નહિં. પણ સદરહુ એસ્ટેટની વહેંચણ પુરી થાય તે વખતે જે સહભાગીદારના ભાગમાં સદરહુ જમીન આખરે આવે તે સહભાગીદાર તે તબદીલી કે કબુલાત મંજુર કરે તે જુદી વાત છે.

(૩) સદરહુ પ્રકારના વહીવટની દરમ્યાન જે કાંઇ ફાજલ વસુલ આવે તો તેમાંથી ચાલુ સાલનું જમીન મહેસુલ તથા તેની સઘળી બાકીની રકમ તથા તે એસ્ટેટને રેવન્યુ સર્વે લાગુ કરવાનું ચોથી કલમ મુજબ ગવર્નર ઇન કૌંસિલ ફરમાવે અથવા તેમણે ફરમાવ્યું હોય તો રેવન્યુ સર્વે તે એસ્ટેટને લાગુ કરવામાં જે ખર્ચ થાય તે સુદ્ધાં વહીવટનો ખર્ચ બાદ કરતાં જે બાકી રહે તે સઘળા સહભાગીદારોમાં તેમના પોતપોતાના ભાગના પ્રમાણમાં તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે અથવા ઉપર કહેલા બીજા અમલદારે પોતાને જે જે મુદત યોગ્ય લાગે તે તે મુદતે વહેંચી આપવું જોઇએ.

**૨૯. (અ)** (૧) જે તાલુકદારની એસ્ટેટ સરકારી અમલદારોએ ૨૬ મી અથવા ૨૮ મી કલમની રૂએ પોતાના વહીવટ હેઠળ લીધી હોય તે તાલુકદાર, વહિવટ કરનારા અમલદારની સંમત્તિ વગર, પોતાની મિલ્કત ઉપર અથવા તેના કોઇપણ ભાગ ઉપર કોઇપણ બોજો તબદીલ કરવાને અથવા ઉત્પન્ન કરવાને અથવા તેમાંનો અથવા તેમાં કોઇપણ હિત સંબંધ તબદીલ કરવાને અથવા ઉત્પન્ન કરવાને, અથવા જે કરાર ઉપરથી પોતાના ઉપર નાણાંની જવાબદારી આવી પડે એવો કોઈપણ કરાર કરવાને ન લાયક છે, એમ સમજવું. અને એવો વહિવટ ચાલુ હોય તે દરમ્યાન કરેલું કોઇપણ કરજ આપવા સારૂ જે વચન એવો વહિવટ પુરો થયા પછી કર્યું હોય તે વચન ઉપરથી, અથવા એવો વહિવટ ચાલુ હોય તે દરમ્યાન કરેલું જે કોઇ પણ વચન કે કરાર એવો વહિવટ પુરો થયા પછી કાયમ કરી આપ્યું હોય તે ઉપરથી તેના ઉપર બોજો નાંખવાની ફરિયાદ કોઇપણ દિવાની કોર્ટમાં આણી શકાશે નહિ. પછી એવા વચન માટે કે કાયમ કરી આપવા માટે નવો મોં બદલો લીધો હોય કે ન હોય તેની હરકત નહીં.

(૨) પણ પેટા કલમ (૧) ના કોઇપણ ઠરાવ ઉપરથી એવા કોઇપણ તાલુકદારને લગ્નનો કરાર કરવાને બાધ આવે છે એમ સમજવું નહીં. પણ એવું ઠરાવ્યું છે કે, એવા તાલુકદારને જે કાયદો લાગુ હોય

તે કાયદો જોતાં તથા તેનો દરજ્જો તથા તેની સ્થિતિ જોતાં વહિવટ કરનાર અમલદાર જે રકમ યોગ્ય છે એવો લેખી ઠરાવ કરે તે રકમ સિવાય બીજી કોઇપણ નાણાં સંબંધી જવાબદારી એવા તાલુકદારે એવા કરારના સંબંધમાં માથે લેવી નહીં.

(૩) એવા કોઇપણ તાલુકદારના મરણ પછી ( અંતિજ ) મિલ્કત અથવા તેના કોઇપણ ભાગના વારસા બાબત વાંધો ઉઠે, ત્યારે વહિવટ કરનાર અમલદાર ગવર્નર ઇન કૌંસિલની મંજુરી લઇને, દાવો કરનારાઓ-માંનો કોઇપણ એક જણ પોતાનો દાવો એકાદી યોગ્ય અધિકારવાળી દિવાની કોર્ટમાં સાબિત કરે ત્યાં સુધી તે મિલ્કત પોતાની દેખરેખ હેઠળ રાખવાને, અથવા સઘળા દાવા કરનારા વિરૂદ્ધ ઇન્ટર પ્લીડરની ફરિયાદ માંડવાને મુખત્યાર છે, અને (બ) તેની મિલ્કત ઉપર કરજ તથા જવાબદારીનો બોજો ચાલુ હોય, ત્યારે વહિવટ કરનાર અમલદાર, ગવર્નર ઇનિ કૌંસિલની મંજુરી લઇને, એવું કરજ તથા જવાબદારી પતી જાય ત્યાં સુધી, સદરહુ મિલ્કત પોતાની દેખરેખ હેઠળ રાખવાને મુખત્યાર છે.

૨૯. (બ) જ્યારે એકાદી તાલુકદારી એસ્ટેટ સરકારી અમલદારોએ ૨૬ મી અથવા ૨૮ મી કલમની રૂઇએ પોતાના વહિવટમાં લીધી હોય, ત્યારે વહિવટ કરનારા અમલદાર, મુંબાઇ સરકારી ગેઝેટમાં અને ગવર્નર ઇન કૈંસિલ સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ફરમાવે તેવી બીજી રીતે, એક નોટીસ અંગ્રેજીમાં તથા દેશી ભાષામાં પ્રસિદ્ધ કરવાને મુખત્યાર છે: અને તે નોટીસમાં તેણે લખવું કે, એવા તાલુકદાર સામે થવા તેની મિલ્કત સામે જે કોઇ પણ સખસ દાવો કરતો હોય તેણે પોતાનો દાવો તે નોટીસ પ્રસિદ્ધ થયાની તારીખથી છ મહીનાની અંદર મને લખી મોકલવો. (૨) જયારે વહીવટ કરનાર અમલદારની ખાત્રી થાય કે પેટા કલમ (૧) પ્રમાણે પ્રસિદ્ધ કરેલી નોટીસ મુજબ ચાલવાને કોઇ દાવો કરનાર અશક્ત હતો, ત્યારે તે સદરહુ નોટીસમાં લખેલી મુદત પુરી થયા પછી કોઇપણ વખતે તેવો દાવો રજુ કરવા દેવાને મુખ-ત્યાર છે; પણ કોઇ પણ કાયદામાં, કરારમાં, હુકમનામામાં કે ઠરાવમાં વિરૂદ્ધ લખાણુ હોય તો પણ, એવા દાવા ઉપર એવી મુદત પુરી થયાની તારીખ પછી તે દાવો રજુ થાય ત્યાં સુધી વ્યાજ ચઢતું બંધ રહેશે. (૩) ( સરકારના દાવા સિવાયનો ) એવા તાલુકદાર સામેનો અથવા તેની મિલ્કત સામેનો જે દાવો પેટા કલમ (૧) ની રૂઇએ પ્રસિદ્ધ કરેલી નોટીસ પ્રમાણે વહિવટ કરનાર અમલદારને લખી મોકલવામાં આવ્યો નહીં હોય અથવા પેટા કલમ (૨) પ્રમાણે રજુ કરવા દેવામાં આવ્યો ન હોય તે દરેક દાવો કલમ ૨૯ (૩) પેટા કલમ (૨) રકમ (ક)માં તથા મુદત બાબતના આકટમાં ઠરાવ્યું છે તે સિવાયને પ્રસંગે, સઘળાં કારણુ સારૂ તથા સઘળે પ્રસંગે, પછી એવા વહિવટની દરમ્યાન અથવા ત્યાર પછી ( દાવો કરનારે અથવા તેની માર્ફતે દાવો કરનાર કોઇ પણ સખસે એવા કોઇ પણ દાવાના સંબંધમાં આણેલી કોઇ ફરીયાદમાં અથવા કામમાં પેટા કલમ (૧) પ્રમાણે પ્રસિદ્ધ કરેલી નોટીસ પ્રમાણે વહિવટ કરવાને તે અશક્ત હતો એવી કોર્ટની ખાત્રી કરીને સાબિત ન કરે તો ) યોગ્ય રીને અદા કરવામાં આવ્યો છે એમ સમજવું.

૨૯. (ક) (૧) વહીવટ કરનાર અમલદાર લેખી હુકમથી એવું ફરમાવવાને મુખ્ત્યાર છે કે કલમ ૨૯ બ પટા કલમ (૧) માં પ્રસિદ્ધ થયેલી નોટીસ પ્રમાણે દાવો રજુ કરનાર દરેક દાવેદારે એવા હુકમમાં જે યોગ્ય મુદત ઠરાવવામાં આવી હોય તે મુદતની અંદર તેની પુરેપુરી હકીકત રજુ કરવી. અને તે પોતાના દાવાનો આધાર જે દસ્તાવેજ ઉપર રાખતો હોય તે સઘળા દસ્તાવેજ ( તેમજ પોતાના હીસાબના ચોપડામાં ની નોંધ ) તથા એવા દરેક દસ્તાવેજની ખરી નકલ રજુ કરવી જોઇએ. પણ એવું ઠરાવ્યું છે કે, જે બદલ હુકમનામું અથવા ઠરાવ થયો હોય એવી રકમ બદલ સદરહુ દાવો હોય, ત્યારે એવો દાવો કરનાર પ્રસંગ પ્રમાણે, એવા હુકમનામાની સહી સીક્કાવાળી નકલ તથા એવું હુકમનામું જે કોર્ટે કર્યું હોય અથવા જે કોર્ટ બજાવતી હોય તે કોર્ટે એવા હુકમનામાની રૂઇએ કેટલી રકમ વસુલ કરવા લાયક છે તે બાબત આપેલો દાખલો, અથવા ઠરાવની ખરી નકલ તથા તેની રૂઇએ કેટલી રકમ વસુલ કરવા જોગ છે તે બાબતની કૈફિ-યત એવા વહિવટ કરનારની આગળ રજુ કરશે તે બસ થશે, અને જ્યારે સદરહુ દાવા બાબત ઠરાવ કરવાનું કામ કોઈ પણ કોર્ટમાં ચાલતું હોય અથવા તે લવાદ ઉપર સોંપ્યો હોય, ત્યારે સદરહુ દાવો કરનાર, પ્રસંગ પ્રમાણે, ફરિયાદ અરજીની સહી સીકકાવાળી નકલ અથવા લવાદનામાની ખરી નકલ રજુ કરશે તો બસ થશે.

(૨) વહીવટ કરનાર અમલદારે એવી રીતે રજુ કરવામાં આવેલા દરેક અસલ દસ્તાવેજ ઓળખી શકાય તે સારૂ તેની ઉપર નીશાની કરીને અને તેની નકલ ખરી છે તેની ખાત્રી કરીને તે નકલ પોતાની પાસે રાખવી, અને અસલ દસ્તાવેજ દાવો કરનારને પાછો આપવો. (૩) જ્યારે કોઇપણ દસ્તાવેજ દાવો કરનારના કબજામાં અથવા નિબંધ હેઠળ હોય અને તે પેટા કલમ (૧) ની રૂઇએ કરેલા હુકમ પ્રમાણે હાજર ન કરે ત્યારે, તે દસ્તાવેજ એવા દાવો કરનારે અથવા તેની વતી દાવો કરનાર કોઇપણ સખસે એવો દસ્તાવેજ જે દાવાને લગતો હોય તે દાવાના સંબંધમાં માંડેલી ફરિયાદમાં એવો દસ્તાવેજ જે તાલુકદારની એસ્ટેટ વહિવટમાં હોય તે તાલુકદારની વિરૂદ્ધ, એવો વહિવટ ચાલુ હોય તે દરમ્યાન અથવા ત્યાર પછી, પુરાવામાં લઇ શકાશે નહિ, પણ જો એવો દાવો કરનાર કોર્ટની ખાત્રી થાય એવી રીતે સાબિત કરે કે એવો દસ્તાવેજ એવા હુકમમાં ફરમાવ્યા મુજબ હાજર કરવાનું મારા અધિકારની બહાર હતું તો તે દાખલ કરી શકશે.

**૨૯.** (ડ) (૧) કલમો ૨૯ બ તથા ૨૯ કના ઠરાવોને અનુસરી તે રજુ કરવામાં આવેલા સઘળા દાવા દાખલ કર્યા પછી વહિવટ કરનાર અમલદારે એવા દાવા બાબત ચોકસી કરવી, અને તેમાંના કયા દાવા પ્રમાણે, સર્વતઃ કે અંશતઃ દાખલ કરવા જોઇએ અથવા સર્વતઃ કે અંશતઃ રદ કરવા જોઇએ તે વાતનો નિકાલ પેટા કલમ (૩)ના ઠરાવોને પાત્ર કરવો અને પોતે કરેલો નિકાલ હિત સંબંધ વાળા દરેક દાવો કરનારને લખી મોકલવો.

(૨) જ્યારે વહિવટ કરનાર અમલદારે પેટા કલમ (૧) ની રૂઇએ કોઇ પણ દાવો દાખલ કર્યો હોય, ત્યારે તેને એવા દાવાની રકમ ઘટાડવાની, અથવા આયંદે આપવાના વ્યાજના દરમાં ઘટાડો કરવાની, અથવા તે બંન્ને બાબતની લેખી સુચના તે દાવો કરનાર ઉપર મોકલવાનો અધિકાર છે; અને જો એવી સુચના અથવા તેમાં ફેરફાર કરેલી સુચના સદરહુ દાવો કરનાર કરે તો, અને તેની કબુલત છેવટે વહિવટ કરનાર અમલદારે, અથવા ગવર્નર ઇન કૌંસિલ, સામાન્ય કે વિશેષ હુકમ કરીને આ અર્થે નિમે એવા આસિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટરના દરજ્જાથી ઉતરતા દરજ્જાનો ન હોય એવા કોઈ પણ મુલ્કી અમલદારે દફતરમાં નોંધીને તે ઉપર સાખ કરી હોય તો તે ઉપરથી સદરહુ દાવો કરનાર પુર્ણપણે બંધાશે. પણ એવું ઠરાવ્યું છે કે, જો વહિવટ બંધ થયા પછી, ઉપર કહ્યા પ્રમાણે ઘટાડેલા દાવાનો કોઇ પણ ભાગ પત્યા વગર રહ્યો હોય, તો સદરહુ દાવો કરનારને પત્યા વગર રહેલો ભાગ અને ઘટાડેલો દાવો એ બે વચ્ચે જે પ્રમાણ હોય તેટલુંજ પ્રમાણ પેટા કલમ (૧) ની રૂઇએ દાખલ કરવામાં આવેલો અસલ દાવો તથા જે રકમ વચ્ચે હોય તે રકમ વસુલ કરવાનો હક છે એમ સમજવું.

(૩) પેટા કલમ (૨) ના ઠરાવોને પાત્ર, આ કલમમાંના કોઇ પણ મજકુરનો એવો અર્થ કરવો નહીં કે જેથી જેની એસ્ટેટ વહિવટમાં લીધેલી હોય એવા તાલુકદાર સામેનો, અથવા તેની જે મિલકત વહિવટ કરનાર અમલદારને યોગ્ય રીતે સોંપવામાં આવી હોય તે મિલકત સામેનો દાવો વસુલ કરવા સારૂ દિવાની કોર્ટમાં ફરિયાદ માંડવાને હરકત આવે. પણ એવું ઠરાવ્યું છે કે આ કલમની રૂઇએ વહીવટ કરનાર અમલદારે કરેલો નિકાલ એવી કોઇ પણ ફરિયાદમાં પ્રતિવાદીની સામે સાબિત કરવો નહીં.

**૨૯ ઈ.** (૧) કલમ ૨૯ બ, પેટા કલમ (૧) ની રૂઇએ નોટીસ પ્રસિદ્ધ કરવામાં આવે એટલે, જેની એસ્ટેટ વહિવટમાં લીધી હોય એવા તાલુકદારની સામે અથવા તેની મિલકતની સામે કોઇ પણ હુકમનામાની બજાવણીનું કામ હુકમનામા મુજબ દાવો યોગ્ય રીતે રજુ કરવામાં આવ્યો છે, એવો વહિવટ કરનાર અમલદારનો દાખલો હુકમનામું ધારણ કરનાર રજુ કરે નહીં ત્યાં સુધી, અથવા હુકમનામાની સહી સીક્કાવાળી નકલ તથા એવા દાખલા મારેતી લેખી અરજી વહિવટ કરનાર અમલદારને મળે તે તારીખથી એક મહિનો પુરો થાય ત્યાં સુધી, શરૂ કરવું નહીં, અથવા ચાલુ રાખવું નહીં.

(૩) એવા તાલુકદાર સામે અથવા તેની મિલકત સામે હુકમનામું ધારણ કરનાર કોઇ પણ સખસને વહિવટ કરનાર અમલદાર પાસેથી પેટા કલમ (૧) મુજબનો દાખલો વગર ખર્ચે મળવાનો હક છે. (૩) જે હુકમનામાની બજાવણીનું કામ દાવો યોગ્ય રીતે રજુ નહીં કર્યાના કારણને લીધે તહકુબ કર્યું હોય, અથવા

થોડા વખત માટે બંધ કર્યું હોય, તે હુકમનામાની બજાવણીની દરખાસ્ત માટે સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટની રૂઇએ, અથવા દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ ૨૩૦ ની રૂઇએ ઠરાવેલી મુદત ગણતી વખતે, કલમ ૨૯ (બ), પેટા કલમ (૧) ની રૂઇએ પ્રસિદ્ધ કરેલી નોટીસની તારીખથી અથવા એવું હુકમનામું એવી નોટીસ પ્રસિદ્ધ થયા પછી કરવામાં આવ્યું હોય, તો તેની તારીખથી દાવો યોગ્ય રીતે રજુ કર્યાની તારીખ સુધીની મુદત બાદ કરવી જોઇએ.

**૨૯.** (ફ) (૧) જ્યારે કલમ (ડ) ની રૂઇએ સઘળા દાવાની તપાસ કરવામાં આવી હોય, ત્યારે વહીવટ કરનાર અમલદારે જેની એસ્ટેટ વહીવટમાં લીધી હોય, એવા તાલુકદારના કરજ તથા બીજા દેવાની એક યાદી ગવર્નર ઇન કૌંસિલને મોકલવી અને ગવર્નર ઇન કૌંસિલ જ્યારે સદરહુ મિલ્કત છુટી કરવાની કોઈપણ આશા ન રહે, એવી રીતે ગુંથાઇ ગઇ હોય ત્યારે, અથવા બીજા કોઇપણ પુરતા કારણને લીધે મુંબાઇ સરકારી ગેઝીટમાં એક હુકમ પ્રસિદ્ધ કરીને એવું ફરમાવવાને મુખત્યાર છે કે, એવા હુકમમાં ઠરાવેલી તારીખે એવી એસ્ટેટનો વહિવટ પાછો ખેંચી લેવામાં આવશે.

(૨) સદરહુ ઠરાવેલી તારીખે, (અ) સદરહુ વહીવટની મુદત પુરી થશે. (બ) તે એસ્ટેટના સંરક્ષણ સારૂ અથવા લાભ સારૂ વહિવટ કરનાર અમલદારે જે કાંઇ પણ કરાર કર્યા હશે તેમને પાત્ર તે એસ્ટેટનો કબજો તેના ધણીને પાછો આપવામાં આવશે, અને (ક) કલમ ૨૯ (બ), પેટા કલમ (૩) માં હવાલો આપેલા દાવા પાછા તાજા થશે.

(૩) પેટા કલમ (૨) રકમ (ક) ની રૂઇએ તાજા થએલા દાવાઓ વસુલ કરવાનો તથા અમલમાં આણવાની ફરિયાદોને લાગુ કરવાની મુદત ગણતી વખતે, સદરહુ વહિવટ જેટલી મુદત સુધી ચાલુ રહ્યો હોય તેટલી મુદત બાદ કરવી.

**૨૯.** (ગ) આ આકટ જે પ્રદેશને લાગુ હોય તે આખા પ્રદેશ માટે અથવા તેના કોઇ ભાગ માટે તાલુકદારી સેટલમેન્ટ આફીસરને કોર્ટ ઓફ વૉર્ડસ તરીકે નિમવાનું જાહેરનામું સન ૧૯૦૫ ના મુંબાઇના કોર્ટ ઓફ વૉર્ડસના આકટની ૩ જી કલમના વિશેષ ઠરાવની રકમ (ક) ની રૂઇએ પ્રસિદ્ધ થાય એટલે, સદરહુ સન ૧૯૦૫ ના મુંબાઇના કોર્ટ ઓફ વૉર્ડસના આકટના ઠરાવો આ આકટમાંના કોઇપણ ઠરાવને બાધ નહી આવે તે રીતે અને તેની સાથે બંધ બેસતા હોય તેટલે સુધી, જે કોઇપણ એસ્ટેટ સદરહુ તાલુકદારી સેટલમેન્ટ ઓફિસરે કલમ ૨૬ અથવા ૨૮ ની રૂઇએ પોતાના વહિવટમાં લીધી હોય, અથવા જે હવે પછી લે તે એસ્ટેટને અથવા તેના સંબંધમાં, જાણે તે એસ્ટેટ તેની દેખરેખ હેઠળ એવી કોર્ટ ઓફ વૉર્ડસ તરીકે હોય તે પ્રમાણે લાગુ પડશે, અને જે તાલુકદારની એસ્ટેટ વહીવટમાં લીધી હોય તે તાલુકદાર તે આકટના અર્થ પ્રમાણે સરકારી વૉર્ડસ છે એમ સમજવું.

## પોલીસ અમલદારો તથા તાબાના નોકરો.

**૩૦.** (૧) ગવર્નર ઇન કૌંસિલને વખતે વખતે હેઠળ લખ્યા પ્રમાણે કરાવવાનો અધિકાર છે, એટલે:—

(અ) તાલુકદારી એસ્ટેટમાંનાં દરેક ગામમાં કયા કયા પોલીસ અમલદારોની તથા તાબાના નોકરોની જરૂર છે તે ઠરાવવાનો; (બ) તે પોલીસ અમલદારો તથા તાબાના નોકરો કોણે તથા કઇ કઇ સરતોએ નીમવા તથા તેમને શિક્ષા કરવી તથા બરતરફ કરવાને ઠરાવવાનો; (ક) દરેક પોલીસ અમલદારને તથા પોલીસ ખાતાના દરેક નોકરને શું મહેનતાણું આપવું તે ઠરાવવાનો;

(૨) પોલીસ બાબતનો ખર્ચ સરકાર વખતે વખતે ઠરાવે તેવે વખતે તાલુકદારે આપવો જોઇએ, અને સદરહુ પ્રમાણે આપવાની કોઇપણ રકમ જે વખતે તે દેવી થાય તે વખતે તાલુકદાર આપવાને ચુકે તો સદરહુ રકમ જાણે જમાનો ભાગ હોય તેવી રીતે જમા ઉપરાંત સદરહુ તાલુકદાર પાસેથી વસુલ કરી શકાશે.

(૩) જો વહેંચણ થઇ હોય અને એસ્ટેટ જુદી જુદી ધારણ કરવામાં આવતી હોય તો સદરહુ ખર્ચ તે એસ્ટેટ જે જુદા જુદા ભાગમાં વિભકત થઇ હોય તે તે ભાગોના ધારણ કરનારાઓએ તે એસ્ટેટમાં તેમના પોત પોતાના ભાગના પ્રમાણમાં આપવી પડશે. તથા તે પ્રમાણે તેમની પાસેથી વસુલ કરી શકાશે.

## પરચુરણ.

*૩૧ (૧) કોઇ તાલુકદારે આ આકટ અમલમાં આવ્યા પછી પોતાની એસ્ટેટ અથવા તેના કોઇ પણ ભાગ ઉપર તાલુકદારી સેટલમેન્ટ ઑફિસરની અથવા આ કલમનાં કારણુ સારૂ ગવર્નર ઇન કૌંસિલ જે બીજો અમલદાર નિમે તે બીજા અમલદારની અગાઉથી લેખી સંમતિ લીધા સિવાય કંઇ પણ બોજો નાંખ્યો હોય તે સદરહુ તાલુકદારની સ્વાભાવિક હયાતી પછીના કોઇ પણ વખતે કાયદેસર ગણાશે નહીં અને તાલુકદારના મરણુ પછી એવા તાલુકદાર અથવા તેના કાયદેસર વારસ વકીલ સામે ઉપર કહેલી મંજુરીથી નાંખેલા અથવા આ આકટ અમલમાં આવે તે પહેલાં નાંખેલા બોજા સંબંધી મેળવેલા હુકમનામા સિવાયના બીજા કોઇપણુ હુકમનામાની બજાવણીમાં તે તાલુકદારી એસ્ટેટ અથવા તેનો કોઇ પણુ ભાગ જપ્ત કરવા સારૂ વેચવા સારૂ અથવા સ્વાધિન કરવા સારૂ ચલાવેલું કોઇ પણુ કામ, અથવા એવી એસ્ટેટ અથવા ભાગના કબજા અથવા માલકીપણાને બાધ કરે એવી બીજી કોઈપણુ પ્રોસેસ, એવી મંજુરી વગર ચલાવવી નહીં અથવા ચાલુ રાખવી નહીં.

(૨) આ આકટ અમલમાં આવ્યા પછી કોઇ તાલુકદારી એસ્ટેટ અથવા તેનો કોઈ પણુ ભાગ અથવા તેમાંનો કાંઇ પણુ હિસ્સો અથવા હિત સંબંધ ગવર્નર ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લીધા સિવાય બીજાને નામે કરી આપ્યો હશે તો તે કાયદેસર ગણાશે નહીં. અને એ મંજુરી આપવી તે જે પ્રદેશ બીજાને નામે કરી આપ્યો હોય, તે પ્રદેશને સંબંધે જમાના તથા ગામ ખર્ચનાં તથા પોલીસ ખર્ચના દેવા થએલા ભાગની સઘળી જવાદારી ત્યાર પછી સદરહુ તાલુદદારને શિર નહીં પણુ જેને નામે કરી આપ્યું હોય તેને શિર રહેશે એવી સરત કર્યાં સિવાય આપવી નહીં.

૩૨. (૧) ૩૧ મી કલમ મુજબ આપેલી કોઇપણુ સંમતીથી અથવા મંજુરીથી સન ૧૮૬૩ ના મુંબાઇના ૭ મા આકટની ૩ જી કલમ મુજબના સરકારના હકને કાંઇ બાધ આવે છે એમ સમજવું નહીં.

---

* તાલુકદારે જે દેવું કર્યું હોય તે તેના વારસોને તાલુકદારની હયાતિ બાદ બંધનકારક નથી તે બાબતની તાલુકદારોને ખબર આપવા માટે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબે નીચે પ્રમાણેનું એક જાહેરનામું તા. ૩૧-૭-૧૯૦૫ ના રોજ બહાર પાડયું છે.

"ગુજરાત પ્રાંતના તાલુકદારી એસ્ટેટોના તાલુકદાર, મેવાસદાર, કસ્બાતી તથા ઠાકોરોને આ જાહેરખબરથી ખબર આપવામાં આવે છે કે તાલુકદારી એકટની ૩૧ મી કલમ પ્રમાણે કોઇપણ તાલુકદાર, મેવાસદાર, કસ્બાતી, કે નાયકે તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર સાહેબની મંજુરી લીધા વગર આ કાયદો અમલમાં આવ્યો તે પછી એટલે ૨૫ મી માર્ચ ૧૮૮૯ પછી પોતાની એસ્ટેટ અથવા તેનો કાંઈ ભાગ ગીરો કે વેચાણ કોઇપણ શાહુકારને કરી આપેલો હોય અને લખી આપનાર તાલુકદાર ગુજરી ગયો હોય તો ગુજરનારે પોતાની ઈસ્ટેટનો જે ભાગ ગીરો લખી આપ્યો હોય, તે ભાગ ગુજરનારના વારસોને ઈસ્ટેટમાં પાછો લેવાનો હક પ્રાપ્ત થાય છે, અને તે જમીન ઉપર લખાવી લેનારનો કાંઈ હક રહેતો નથી અને ગીરોવાળી જમીન ગુજરનારના વારસને પાછી મળી શકે છે. માટે જે કોઇ તાલુકદાર આ પ્રમાણે જમીન ગીરો મુકયા બાદ ગુજરી ગયો હોય તેના વારસોને આથી ખબર આપવામાં આવે છે કે ગુજરનારે લખી આપેલી જમીન બાબતનો કયારે દસ્તાવેજ કરી આપેલો તેનો દાખલો મામલતદાર પાસે રજુ કરવો કે તેમના તરફથી એકંદર દાખલો અમારા તરફ આવેથી જમીનનો કબજો પાછો લઇ તેના યોગ્ય વારસને સોંપવા તજવીજ થશે."

"(૨) જો દસ્તાવેજ લખી આપવામાં બાપની હયાતીમાં દીકરા કે દીકરાના દીકરાનું નામ દાખલ કરાવી તેમની સહીઓ દસ્તાવેજમાં લીધેલી હોય તોપણુ કાયદા પ્રમાણે તે બંધનકારક થતો નથી. માટે જો આવી રીતે કોઇપણુ દસ્તાવેજ થએલો હોય અને તે પૈકી બાપ ગુજરી ગયો હોય તો તે લખી આપેલી મીલ્કત પાછી લેવાનો હક દીકરાને પ્રાપ્ત થાય છે માટે તેવા કેસોનો દાખલો પણુ મામલતદારને આપવો. કેટલાક કેસોમાં એવું બનેલું છે કે, અમુક મીલ્કત ઉપર સામાન્ય રીતે હક ધરાવનાર એકથી વધારે ભાગીદાર મળી ગીરો અગર બીજી રીતના દસ્તાવેજો એકટ અમલમાં આવ્યા પછી કરી આપેલા જણાય છે, અને લખી આપનાર પૈકી કેટલાક ગુજરી ગયા છતાં લખી આપેલી મિલ્કત લખાવી લેનારના કબજામાં ગેરકાયદેસર રહેલી છે, આવા કેસોમાં પણુ ગુજરનારના વારસને પોતાના હક પુરતી મિલ્કત પાછી મેળવવાનો હક પ્રાપ્ત થાય છે. માટે તેવા કેસોને દાખલો પણુ મામલતદારને આપવો. મજકુર એકટ અમલમાં આવ્યા પહેલાં થએલા ગીરો દસ્તાવેજનો હીસાબ કરી એકટ પછી, એકટની કલમ ૩૧ મુજબ મંજુરી વગર નવા ગીરો દસ્તાવેજ થયા હોય તે પણ લખી આપનાર તાલુકદારના ગુજર્યા બાદ ઉપર પ્રમાણે રદબાતલ છે માટે તેના દાખલા પણુ આપવા."

(૨)* અને ૩૧ મી કલમ માંહેનો કોઇપણ મજકુર કોઇપણ ઠાકોરની જે મિલ્કતને સન ૧૮૮૧ ના ભરૂચ તથા ખેડાના કરજદાર એસ્ટેટોના આકટની ૨૮ મી કલમ લાગુ પડતી હશે, તેને લાગુ પડશે નહીં અથવા તેથી કોઇપણ ઠાકોરની સ્થાવર મિલ્કતના સદરહુ આકટની ૨૪ મી કલમ મુજબના વહિવટદારના અધિકારને બાધ આવે છે એમ સમજવું નહિં.

**૩૩.** (૧) સન ૧૮૭૯ ના મુંબાઇના જમીન મહેસુલના કાયદાની કલમ ૩૮ થી ૪૦ બને સુદ્ધાં, ૪૪, ૬૦ થી ૬૭ બંને શુદ્ધાં ૭૬, ૮૨, ૮૫, ૧૧૬, ૧૧૭ અ, ૧૨૭, થી ૧૩૪ બંને સુદ્ધાં, ૧૩૬, ૧૬૩, ૨૧૬, તથા ૨૧૭ માંહેનો કોઇપણ મજકુર જે એસ્ટેટને આ આકટ લાગુ છે તેને લાગુ પડતો નથી એમ સમજવું.

**૩૪.** સદરહુ સને ૧૮૬૨ ના મુંબઇના ૬ ઠા આકટની ૧ લી કલમ પ્રમાણે કોઇ પણ નવો ઠરાવ આ આકટ જે તારીખે અમલમાં આવે તે તારીખથી ૭ મહિના વીતી ગયા પછી કોઇ પણ વખતે કરવો જોઇએ.

---

## સહકારી મંડળીઓ બાબતનો આકટ.

---

### ( સને ૧૯૧૨નો આકટ નંબર ૨ જો. )

૧. આ આકટને સન ૧૯૧૨ નો સહકારી મંડળીઓ બાબતનો આકટ કહેવો ને તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

૨. નોંધાયલી મંડળી—એટલે આ આકટની રૂયે નોંધાયલી મંડળી.

૩. સ્થાનિક સરકાર કોઇ પણ સખસને સહકારી મંડળીઓના રજીસ્ટ્રાર તરીકે નીમવાને મુખત્યાર છે.

૪. જે મંડળીનો હેતુ પોતાના સભાસદોના આર્થિક હિતને માટે સહકારી નિયમો પ્રમાણે ઉત્તેજન આપવાનો હોય તે મંડળી, અથવા કોઇ મંડળીના કામકાજમાં સગવડ આપવાના હેતુથી સ્થાપવામાં આવેલી હોય એવી કોઇપણ મંડળીને નિયમિત જોખમદારી સાથે કે તે વગર આ આકટની રૂયે નોંધવાનો અધિકાર છે.

૫. જ્યારે એકાદી મંડળીના સભાસદોની જોખમદારી શેરો કાઢીને નિયમિત કરી હોય ત્યારે, નોંધાયલી મંડળી સિવાયના બીજા કોઇ સભાસદે તે મંડળીની મુડીનો જે હિસ્સો કાનુનોમાં ઠરાવવામાં આવે તે કરતાં વધારે ધારણ કરવો નહીં. તે મંડળીના એક હજાર કરતાં વધારે રૂપિયાની કીમતના શેરોમાં કાંઇ પણ હિત સંબંધ રાખવો નહીં કે દાવો કરવો નહીં.

૬. જેનો એકાદ સભાસદ નોંધાયલી મંડળી હોય, એવી મંડળી સિવાયની બીજી જે કોઇ મંડળીને આ આકટની રૂયે નોંધવી હોય ત્યારે, તેમાં અઢાર વર્ષની ઉપરની ઉમરના ઓછામાં ઓછા દસ સખસો હોય નહીં તો, તથા તે મંડળીનો હેતુ પોતાના સભાસદોને ધીરવા માટે નાણું ઉભાં કરવાનો હોય તે પ્રસંગે એવા સખસો એકજ ગામ, કસ્બા કે ગામોના એકજ સમુદાયમાં રહેતા ન હોય તો, કે રજીસ્ટ્રાર બીજી રીતે ફરમાવે તે સિવાય, એકજ જાતના, વર્ગના, ન્યાતના કે ધંધાના હોય નહીં તો નોંધવી નહીં નિયમીત જોખમવાળી જે દરેક મંડળી આ આકટની રૂયે નોંધાયલી હોય તેના નામની છેડે 'લીમીટેડ' એ શબ્દ હોવો જોઇએ.

૭. આ આકટના કારણો સારૂ અમુક સખસ ખેડુત છે કે નહીં, કે અમુક કસ્બા, ગામ કે સમુદાયનો રહેવાસી છે કે નહી, કે અમુક સખસ ચોકસ જાત, વર્ગ કે ધંધાનો છે કે નહીં એ બાબત તકરાર ઉઠે તો તેનો રજીસ્ટ્રારે નિકાલ કરવો જોઇએ. તે નિકાલ આખરનો સમજવો.

૮. નોંધાવાના કારણો સારૂ રજીસ્ટ્રારને નોંધવા માટે યોગ્ય રીતે અધિકાર મળેલા દસ સખસોએ સહી કરીને અરજી કરવી.

---

*ટીકા—બીજી જમીન માફક ગામ તળીયું પણ દરબારની મિલ્કત છે. જ્યારે ખેડુત ગામ છોડી જાય ત્યારે તેના ઘરનો કાટમાળ દરબારનીજ મીલ્કત છે. દરબારની મરજી સીવાય કોઇપણ માણસ તેમના ગામમાં કોઇપણ જગો ધારણ કરી શકતો નથી. તાલુકદારો પોતાની મરજીમાં આવે તે દરથી પોતાની જમીન ખેડવા આપે તેવો તેમનો હક છે અને રૈયતનું ધારણત્વ તાલુકદારની મરજીને આધીન છે. તાલુકદારી ગામમાં પોલીસ પટેલ તાલુકદાર નીમે અને તેનેજ કલેકટર સનંદ આપે. જમીનનો કબજો રાખવા બદલ નજરાણો લેવાનો દસ્તુર છે. ( અમ. ગે. પા. ૧૮૪ તથા પી. રી. પા. ૧૩ )

૯. રજીસ્ટ્રારની ખાત્રી થાય કે કોઇ મંડળીએ આ આકટના ઠરાવો તથા કાનુનો પાળી છે તો પોતાને યોગ્ય લાગે તો તે મંડળી તથા તેના પેટા કાયદા નોંધવાને મુખત્યાર છે.

૧૦. રજીસ્ટ્રારે સહી કરેલો નોંધ્યા બાબતનો દાખલો, તે મંડળી યોગ્ય રીતે નોંધવામાં આવી છે એ બાબતનો નિર્ણયકારક પુરાવો છે એમ સમજવું.

૧૧. નોંધાયલી મંડળીના પેટા કાયદાનો કોઈ પણ સુધારો આ આકટ મુજબ નોંધાય નહી ત્યાં સુધી કાયદેસર ગણવો નહીં.

૧૨. નોંધાયલી મંડળીનો કોઇ સભાસદ સદરહુ કાનુનો કે પેટા કાયદા મુજબ આપવાના પૈસા આપે નહીં ત્યાં સુધી તે સભાસદના હક ચલાવી શકશે નહીં.

૧૩. દરેક સભાસદને એવા સભાસદ તરીકે તે મંડળીના કામકાજમાં એકજ મત આપવાનો અધિકાર છે.

૧૪. કોઈ સભાસદ નોંધાયલી મંડળીની મુડીમાં જે શેર કે હીત સંબંધ ધારણ કરતો હોય તે શેર કે હીત સંબંધ તબદીલ કરી આપવો હોય તો આ આકટના ઠરાવથી જે સરતો ઠરાવવામાં આવે તેને પાત્ર તેમ હોવા જોઇએ.

૧૫. નોંધાયલી મંડળીનું કાનુનો મુજબ નોંધાયલું હોય એવું એક ઠેકાણું હોવું જોઇએ. તે ઠેકાણે સઘળી નોટીસો કે કાગળપત્રો મોકલવાનો અધિકાર છે. ઠેકાણામાં ફેરફાર થાય તેની રજીસ્ટ્રારને નોટીસ આપવી જોઇએ.

૧૬. દરેક નોંધાયલી મંડળીએ આ આકટની તથા તે સંબંધી કાનુનો તથા પેટા કાયદાની એક નકલ નોંધાયલે ઠેકાણે વગર ફીએ જોવા મુકવી જોઇએ.

૧૭. દરેક નોંધાયલી મંડળીનો હિસાબ દર વર્ષે એક વખત રજીસ્ટ્રારે ઓડિટ કરવો જોઇએ.

૧૮. કોઇ એક મંડળી નોંધ્યાથી તે જે નામથી નોંધાઇ હશે તે નામની એક સનંદી મંડળી બનશે એમ સમજવું ને તેનો એક સમાઇક શિક્કો રહેશે. તેને મિલ્કત ધારણ કરવાનો, કરાર કરવાનો, દિવાની ફરિયાદો કે બીજાં કામો કરવાનો તેમાં બચાવ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે.

૧૯ જમીન મહેસુલનાં નાણાં સંબંધમાં સરકારનો કે ગણોત તરીકે વસુલ કરવા લાયક નાણાં સંબંધમાં જમીનના ધણીનો જે હક હોય તેને પાત્ર રહીને નોંધાયલી મંડળીને કોઇ પણ સભાસદ પાસેથી કે માજી સભાસદ પાસેથી (અ) વડી કે ખાતર ખરીદ કરવા માટે ધીરેલા પૈસાના સંબંધમાં, તે મંડળીનું જે કાંઈ લેણું થયું હશે તે પુરૂ પાડયાની તારીખથી ૧૮ મહીનાની અંદર કોઇપણ વખતે તેના પાક ઉપર કે ખેતીવાડીના બીજા ઉત્પન્નમાંથી કે ઢોર કે ઢોરને માટે ખાસ, ખેતીવાડીના ધંધાનાં ઓજાર કે સાંચા કામ પુરાં પાડયાં હોય તેના સંબંધમાં તે ખરીદેલા કે કાચા માલમાંથી તૈયાર કરેલી કોઇ વસ્તુમાંથી વસુલ કરવાનો બીજા લ્હેણદારો કરતાં પહેલો હક છે.

૨૦. મંડળીના જે કોઈ પણ સભાસદ કે માજી સભાસદ પાસે નોંધાયલી મંડળીનું કાંઈ લ્હેણું હોય તે સભાસદની મુડિમાંના શેર ઉપર કે હિત સંબંધ ઉપર કે અનામત મુકેલી રકમ ઉપર કે તેને આપવાના કોઈ ડિવિડન્ટ ઉપર, બોનસ ઉપર કે નફા ઉપર તે મંડળીનો બોજો રહેશે ને તે મંડળી તેવા સભાસદને નામે જમે કરેલી કે તેને આપવાની કોઈ પણ રકમ કે કોઇ પણ લેણું વસુલ કરવા સારૂ મજરે લેવાને મુખત્યાર છે.

૨૧ ૨૦ મી કલમના ઠરાવોને પાત્ર એકાદા સભાસદનો નોંધાયલી મંડળીની મુડીમાં જે શેર કે હિત સંબંધ હોય તે એવા સભાસદે જે કાંઇ કરજ કર્યું હોય કે જોખમદારી હોરી હોય તેના સંબંધમાં ન્યાયની કોર્ટે કરેલા કોઇ પણ હુકમનામાની રૂએ જપ્ત કરી શકાશે નહિ કે વેચી શકાશે નહીં.

૨૨. સભાસદનાં મરણ બાદ તેના શેરને હિત સંબંધ આ અર્થે કાનુનો પ્રમાણે નિમાયલા સખસને તબદીલ કરવાને કે મરનારના વારસ વકીલ તરીકે હક હોય તે સખસને તબદીલ કરવાને કે તેની જે કીંમત ઠરે તેટલી રકમ આપવાને મુખત્યાર છે,

૨૩. નોંધેલી મંડળીનો માજી સભાસદ જે તારીખથી સભાસદ બંધ થયો હોય તે તારીખે મંડળીનું જે કરજ હોય તે કરજ બદલની તેની જોખમદારી પોતે એવી રીતે જે તારીખથી સભાસદ તરીકે બંધ થયો હોય તે તારીખથી બે વર્ષ સુધી ચાલશે.

૨૪. નોંધાયલી મંડળીના મૈયત સભાસદની ઈસ્ટેટ જે તારીખે તે મરણ પામ્યો હોય તે તારીખે તે મંડળીનું જે કરજ હશે તે બદલ તેના મરણની તારીખથી એક વર્ષ સુધી જોખમદાર રહેશે.

૨૫. કોઈ પણ મંડળીએ રાખેલું સભાસદોનું કે શેરોનું રજીસ્ટર કે યાદી, તેમાં જેનું નામ સભાસદ તરીકે દાખલ કર્યું હોય તે તારીખનો કે તે જે તારીખે બંધ પડયો તે તારીખનો પ્રથમ દર્શનીય પુરાવો ગણવો.

૨૬. કામકાજ દરમીયાન નોંધાયલી મંડળીની નિયમિત રીતે રાખેલી બુકમાંની નોંધની નકલનો, કોઈ પણ ફરીયાદમાં એવી નોંધ હોયાના પ્રથમ દર્શનીય પુરાવા તરીકે ગણવી જોઇએ.

૨૭. સને ૧૯૦૮ના નોંધવા બાબતના આક્ટની ૧૭ મી કલમની પેટા કલમ ૧ ની હકમ બ ને ક નો કોઇ મજકુર, નોંધેલી મંડળીની માલ મિલ્કત સ્થાવર હોય તો તે મંડળીના ભાગ બાબતના કોઇ પણ દસ્તાવેજનો કે મંડળીનું કાઢેલું ડિબેંચર કે શેરને લગતા દસ્તાવેજોને લાગુ પડશે નહીં.

૨૮. ગવર્નર જનરલ ઇન કૌંસિલ, કોઇપણ નોંધાયલી મંડળીના નફા ઉપર કે નફામાંથી મળેલા ડીવીડન્ટ ઉપર લેવાનો આવકનો કર માફ કરવાને, તેણે કરી આપેલા લેખી દસ્તાવેજ ઉપર અમલમાં હોય એવા કોઈ કાયદાની રૂયે પડનારી સ્ટાંપડયુટી માફ કરવાને મુખત્યાર છે.

૨૯. નોંધાયલી મંડળીએ, સભાસદ સિવાય બીજા કોઇ સખસને નાણું કરજે આપવું નહીં. પણ રજીસ્ટ્રારની સંમત્તિથી બીજી નોંધાયલી મંડળીને નાણાં ધીરી શકે છે.

૩૦. નોંધાયલી મંડળીએ સભાસદો ન હોય એવા કોઇ સખસો પાસેથી પૈસા અનામત કે કર જે લેવા તે કાયદેસર ઠરાવેલી હદ સુધીજ અને તે અનુસરીનેજ લેવા.

૩૧. નોંધાયલી મંડળીની તેના સભાસદ સિવાય બીજા સખસો સાથેની લેવડદેવડ, સ્થાનિક સરકાર કાનુનો કરીને ઠરાવે તે મનાઇ અને બંધનને પાત્ર કરવી.

૩૨. નોંધાયલી મંડળી પોતાનું નાણું. (અ) સરકારી સેવીંગ્સ બેંકમાં કે ટ્રસ્ટ એક્ટની ૨૦ કલમમાં લખેલી કોઇ સિક્યુરીટીમાં કે. બીજીનોંધાયલી મંડળીના શેરોમાં તેના તારણ ઉપર કે રજીસ્ટ્રારે પસંદ કરેલી બેંકમાં કે પરવાનગી આપી હોય તેવી બીજી કોઇ રીતે રોકવાને કે અનામત મુકવાને મુખત્યાર છે.

૩૩. એકાદી નોંધાયલી મંડળીના ફંડનો કાઇ પણ ભાગ તેના સભાસદોમાં, બોનસ તરીકે કે ડીવીડન્ટ તરીકે કે બીજી રીતે વહેંચી આપવો નહીં. પણ નફાનો ૪ થો ભાગ રીઝર્વ ફંડ ખાતે લઇ ગયા પછી બાકીના નફામાંથી મળી શકે તેવા પાછળના વર્ષોના નફામાંથી કાનુનોમાં હદ જેટલી રકમો ઠરાવેલી સરતોની રૂયે સભાસદોમાં આપવાનો અધિકાર છે.

૩૪. નોંધાયલી મંડળી રજીસ્ટ્રારની મંજુરીથી નફાનો ¼ ભાગ રીઝર્વ ફંડ ખાતે લઈ ગયા પછી બાકીના નફાના ૧૦ ટકા જેટલી રકમ ધર્માર્થના કાયદા પ્રમાણેના કોઇ પણ ધર્માર્થ કામમાં આપવાને મુખત્યાર છે.

૩૫. રજીસ્ટ્રાર પોતાની મેળે કોઈ પણ નોંધાયલી મંડળીની રચના કામકાજ ને નાણાં સંબંધી સ્થિતિ માટે ચોકસી કરવાને મુખત્યાર છે.

૩૬. નોંધેલી મંડળીના માંગનારની અરજી ઉપરથી સદરહુ મંડળીની બુકો રજીસ્ટ્રારે તપાસવી જોઇએ.

૩૭. ક. ૩૫ ને ૩૬ ની રૂયે તપાસ કે ચોકસી કરવામાં આવે ત્યારે તેનો ખર્ચ મંડળીને કે તે વીમા કરનાર સભાસદોને કે માગનારને માથે ફાળો પડે તો નાંખવાનો અધિકાર છે.

૩૮. ૩૭ મી કલમ પ્રમાણે ખર્ચની રકમ માજીસ્ટ્રેટને અરજી કરીને તેની જંગમ મિલ્કત જપ્ત કરી તથા વેચીને વસુલ કરવાનો અધિકાર છે.

૩૯. ૩૫ ને ૩૬ મી કલમ પ્રમાણે તપાસ કર્યા પછી અથવા નોંધાયલી મંડળીના સભાસદોમાંના ¾ ની અરજી આવેથી રજીસ્ટ્રારનો મત થાય કે તે મંડળીનુ કામ બંધ કરી નાંખવું જોઇએ તો તે મંડળીની નોંધ રદ કરવાનો તેને અધિકાર છે. તે ઉપર બે મહીનાની અંદર સ્થાનિક સરકાર પાસે અપીલ ચાલી શકશે.

૪૦. જે મંડળીમાં દસ સભાસદો હોવા જોઇએ તેમાં તેથી ઓછા સભાસદો થયા છે તેવી રજીસ્ટ્રારની ખાત્રી થાય તો તે મંડળીની નોંધ લેખી હુકમ કાઢીને રદ કરવાને મુખત્યાર છે.

૪૧. જ્યારે કોઇ મંડળીની નોંધ રદ કરી હોય ત્યારે તે મંડળી તેવા હુકમની તારીખથી સનદી મંડળી તરીકે ચાલુ રહેવાને બંધ પડશે.

૪૨. (૧) જ્યારે ૩૯ મી કે ૪૦ મી કલમની રૂએ મંડળીની નોંધ રદ કરવામાં આવે ત્યારે રજીસ્ટ્રાર એકાદ લાયક માણસને તે મંડળીનો લિક્વીડેટર નીમવાને મુખત્યાર છે. (૨) તે લિક્વીડેટરને, તે મંડળીની વતી ફરિયાદ માંડવાનો કે તેમાં બચાવ કરવાનો, તેની માલમતામાં સભાસદોએ કેટલી વર્ગણી આપવી તે ઠરાવવાનો, મંડળી ઉપરના દાવાની ચોકસી કરવાનો, ને ખર્ચ કોણે આપવો તે ઠરાવવાનો ને મંડળીનું કામ આટોપી દેવા સારૂ મંડળીની માલમતા એકઠી કરી વહેંચી આપવાના પોતાને જરૂર જણાય તે હુકમ કરવાનો અધિકાર છે. (૩) આ કલમના હેતુ પાર પાડવા સારૂ લિકિવડેટરને દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં જે રીત ઠરાવી છે તેજ રીતે સમન કરવા તથા દસ્તાવેજ હાજર કરવાની ફરજ પાડવાનો અધિકાર છે. (૪) લીકવીડેટરના હુકમ ઉપર અપીલ ડિસ્ટ્રીકટ કોર્ટને કરવી. (૫) લીકવીડેટરે કરેલા હુકમ દીવાની કોર્ટના હુકમનામા પ્રમાણે બજાવવા. (૬) ઉપર ઠરાવ્યું છે તે સિવાયને પ્રસંગે આ આકટની રૂએ નોંધાયલી મંડળીનું કામ બંધ કરી નાંખવા સંબંધી કોઈપણ દીવાની કોર્ટને કાંઇ હકુમત નથી એમ સમજવું.

૪૩. સ્થાનિક સરકાર કોઇપણ નોંધાયલી મંડળી માટે આ આકટનો ઉદ્દેશ પાર પાડવા માટે કાનુનો કરવાને મુખત્યાર છે.

૪૪. કા. ૩૭ ની રૂએ સરકારને અપાવેલા ખર્ચ સુદ્ધાં નોંધાયલી મંડળી પાસે કે તેના સભાસદ પાસે સરકારની જે રકમો લેણી હોય તે સઘળી રકમો જમીન મહેસુલની ચઢેલી બાકી તરીકે વસુલ કરવાનો અધિકાર છે.

૪૫. સ્થાનિક સરકાર વિશેષ હુકમ કાઢીને, ને નાંખે તે સરતોને પાત્ર કોઈપણ મંડળીને આ આકટની નોંધવા બાબતની પાળવાની શરતોમાંથી બાતલ કરવાને મુખત્યાર છે.

૪૬. સ્થાનિક સરકાર, હુકમ કાઢીને કોઇપણ નોંધાયલી મંડળીને આ આકટના ઠરાવમાંથી બાતલ કરવાને મુખત્યાર છે.

૪૭. નોંધાયલી મંડળી સિવાય કોઇપણ માણસે "સહકારી" શબ્દ જેનો ભાગ હોય તેવા નામ કે સંજ્ઞા વડે સરકારની પરવાનગી લીધા વગર વેપાર કે ધંધો ચલાવવો નહીં. આ કલમ વિરૂદ્ધ વર્તનારને ૫૦ રૂપીયા દંડ થશે. પણ જો આ આકટ અમલમાં આવતા પહેલાં જો કોઇ તે શબ્દ કે સંજ્ઞાવડે વેપાર કરતો હોય તેને આ ઠરાવ લાગુ પડશે નહીં.

૪૮. કંપની એકટના ઠરાવ નોંધાયલી મંડળીને લાગુ પડશે નહીં.

૪૯. હાલમાં જે મંડળી ૧૯૦૪ ના આંટ વધારનારી સહકારી મંડળી બાબતના આકટ રૂએ નોંધાયલી હોય તે આ આકટની રૂએ નોંધાયલી છે એમ ગણાશે.

૫૦. ૧૯૦૪ નો સહકારી મંડળીઓ બાબતનો કાયદો રદ કર્યો છે.

---

## સાર્વજનિક રસ્તા અને પુલો ઉપર વેરો લેવાનો કાયદો.

---

ક્યા રસ્તા ઉપર કે પુલ ઉપર ટોલ લેવો તે ઠરાવવાને સરકારને અધિકાર છે. ઠરાવેલા રસ્તા કે પુલ ઉપર ટોલ માગ્યા છતાં જે માણસ તે ન આપે તો તે ગાડા કે જાનવર ઉપરનો માલ જપ્ત કરવો. ટોલની રકમ પુરતો માલ ન હોય તો તે ગાડું કે જાનવર જપ્ત કરવાં. જો ચોવીસ કલાકમાં ટોલ વસુલ ન થાય તો તે બાબતનો ઉપરી અમલદારને રીપોર્ટ કરવો તે પછી બીજે દીવસે ઉપરી અમલદારે આવીને સદરહુ માલ જાહેર લીલામથી વેચવાની નોટીસ કહાડવી. આ પ્રમાણે જપ્તીનો માલ વેચાતા પહેલાં જો તે ટોલની બમણી રકમ અને થએલો ખર્ચ આપે તો જપ્તી ઉઠાવી લેવી. પરંતું લશ્કર, લઢાઇનો સામાન, પોલીસ ઓફીસર અને પોલીસના હવાલામાં હોય તે માણસો ટોલ આપવામાંથી બાતલ છે. આ પ્રમાણે ટોલના નાકેદારોને મદદ કરવાની પોલીસ અમલદારની ફરજ છે.

નાકા ઉપર ટોલના દરનું પાટીયું લટકાવી રાખવું. તેમ તેમાં ટોલ ન આપવાથી શું શિક્ષા થાય છે તે પણ જણાવવું. ગેરકાયદે ટોલ માગનારનો બસેં રૂપીઆ સુધી દંડ થશે.

---

# મુંબાઇનો સાર્વજનિક હોડીઘાટ બાબતનો કાયદો.

## ( સને ૧૮૬૮ નો એક્ટ ૨ જો. )

૧. આ આક્ટને સાર્વજનિક હોડીઘાટ બાબતનો કાયદો કહેવો.

૨. મુંબાઇ ઇલાકામાં કયો હોડીઘાટ સાર્વજનિક છે તે, તથા નવો સાર્વજનિક હોડીઘાટ સ્થાપવો હોય તો તે કે બંધ કરવો હોય તો તે સરકાર એક જાહેરનામું કાઢીને ઠરાવશે.

૩. આવા હોડીઘાટ ઉપર થઇને પસાર થનારા સઘળા ઉતારૂઓ પાસે, ગાડાં, વાહન, ઢોર કે વેપારના માલ બદલ સરકારે મંજુર કરેલા દર મુજબ ટોલ લેવામાં આવશે. પરંતું, નોકરી ઉપરના સોલ્જરોને, નોકરી ઉપરના પોલીસ અમલદારોને, પોલીસને સ્વાધીનમાં હોય તેવા માણસને, અને સરકારે જે સખસોને ખાસ બાતલ કર્યા હોય તે સખસોને આ વેરામાંથી બાતલ કરવામાં આવ્યા છે. સઘળા ખાતાના પટાવાળા, આબકારી ઇન્સ્પેક્ટરો વિગેરે બાતલ છે.

૪. આ પ્રમાણેનો ટોલ ( વેરો ) વસુલ કરવા માટે ટોલકીપર રાખવાને સરકાર મુખત્યાર છે.

૫. કોઇપણ સાર્વજનિક હોડીઘાટનો દર વરસે કે અમુક સાત વરસ સુધીનો ઇજારો કે કોન્ટ્રાકટ આપવાને સરકાર મુખત્યાર છે.

૬. ઇજારદાર કે કંન્ટ્રાકટરનો દરેક નોકર લોકોની સહીસલામતી માટે જે જે કૃત્ય કરવું જોઇએ તે કરવાને બંધાએલો છે.

૭. જે દર મુજબ વેરો લેવાનો હોય તે દર એક પાટીઆ ઉપર લખીને કે છાપીને તે પાટીયું હોડી ઘાટ પાસે પ્રસિદ્ધ જગાએ લટકાવી રાખવું જોઇએ.

૮. જે કોઇ ટોલકીપર, કે કોન્ટ્રાકટર કે ઇજારદાર આ કલમ વીરૂદ્ધ ચાલશે તો તેનો દશ રૂપીઆ સુધી દંડ થશે.

૯. જે કોઇ વેરો વસુલ કરનાર, કંટ્રાક્ટર કે ઇજારદાર ગેરકાયદે ટોલ વસુલ કરશે તો તે પચાસ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

૧૦. જે કોઇ ટોલ વસુલ કરનાર, કંટ્રાકટર, ઇજારદાર કે તેનો નોકર યોગ્ય કારણ વગર ઉતારૂને નકામી વાર ખોટી કરશે તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૧. જે કોઇ માણુસ વ્યાજબી ટોલ આપવાની ના કહેશે કે ટોલ આપવાનું ઉડાવશે તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૧૨. મુંબાઇ શહેર માટે વડો પોલીસ માજીસ્ટ્રેટ, અને બીજા ઠેકાણે ડીસ્ટ્રીકટનો કલેકટર દરેક સફર વખતે હોડીમાં કેટલા ઉતારૂ બેસાડવા તથા કેટલો માલ ભરવો તે બાબતના નિયમો સરકારી હુકમ અનુસાર કરવાને મુખત્યાર છે. આ પ્રકારે કરેલી રૂલોનો ભંગ કરનાર તેથી થતું નુકશાન ભરી આપવાને જવાબદાર છે.

૧૩. સરકારના ખાસ પરવાના વગર જે માણુસ મુંબાઇ શહેરના કોઇ ભાગમાંથી સામે કાંઠે કે બીજા કોઇ નજીકના સામા ટાપુએ, ઉતારૂ, વાહન કે જાનવર ભાડા માટે લઈ જશે તેનો પાંચસેં રૂપીઆ સુધી દંડ થશે. શહેરમાં એક ભાગમાંથી બીજા ભાગમાં લઈ જવા લાવવાને બાધ નથી. તેમજ જે કોઈ માણુસ ખાસ પોતાને માટે કે પોતાના કુટુંબને માટે કે દોસ્તોને માટે કે ચાકરને માટે ખાસ હોડી ભાડે કરે, તેને તથા હોડી ભાડે આપનારને આ કલમથી બાધ આવતો નથી.

૧૪. હોડીઘાટથી ત્રણ માઇલની અંદર જે કોઇ માણુસ, કલેકટરની ખાસ પરવાનગી વગર, ઉતારૂ જાનવર, વાહન કે માલ, હોડીમાં ભાડુ લઇને લાવશે કે લઇ જશે તેનો પાંચસેં રૂપીઆ સુધી દંડ થશે.

૧૫. જે પુલ ઉપર થઇને જવા આવવા બદલ ઉતારૂઓને કોઇ કાયદેસર ટોલ આપવો પડતો હોય, તેવા પુલની ત્રણ માઇલની અંદર જે કોઇ ઉતારૂ, માલ કે જાનવર હોડી મારફતે લઈ જશે, લાવશે, કે જે કોઇ ઉતારૂને પાલખી કે ડોળીમાં લાવશે કે લઈ જશે તેનો પાંચસો રૂપીઆ સુધી દંડ થશે.

૧૬. આ આકટ વિરૂદ્ધના ગુન્હાની ચોકસી કરી સજા કરવાને મુંબાઇમાં પોલીસ માજીસ્ટ્રેટને અને મુંબાઈ બહાર જીલ્લામાં કોઇપણ માજીસ્ટ્રેટને અધિકાર છે.

# હીંદુસ્તાનનો ખુસ્કી જકાત બાબતનો કાયદો.

( સને ૧૮૫૭ નો ૨૯ મો )

૧. આ આકટને ખુસ્કીની જકાત બાબતનો કાયદો કહેવો.

૪. પર મુલકમાં ખુસ્કી એટલે જમીનને રસ્તે જે માલ જાય અથવા ત્યાંથી આવે તેની ઉપર જકાત લેવાનાં નાકાં બેસાડવાં.

'પર મુલકમાં' દીવ, દમણ, ગોવા, જવ્હાર, ગાયકવાડનો, કાઠીયાવાડનો, વાંસદા ધરમપુરનો, કે બીજા દેશી રાજાઓનો મુલક સમજવો.

૭. સુર્યાસ્ત પછીથી સુર્યોસ્ત થતા પહેલાં ગેરકાયદે લઇ જવામાં આવેલો માલ સરકાર દાખલ કરવામાં આવશે.

૮. માલ લઇ જવાની પરવાનગી માટે અરજી કરવી. તે અરજીમાં માલની વીગત, ગાંસડીઓની નિશાની, નંબર વર્ણન, અને માલની કીંમત બાબત એકરાર લખવો જોઇએ.

૯, અરજીમાં માલની ખોટી વિગત લખી હશે તો, જે માલ અરજીમાં દાખલ નહીં હશે તે સઘળો માલ સરકાર દાખલ થશે.

૧૦. જે કીંમત પ્રમાણે જકાત લેવાની હોય તે માલની કીંમત સરકારે સરકારી ગેઝીટમાં છપાવીને ઠરાવવી જોઇએ.

૧૧, જે જકાત માલની કીંમત ઠરાવી ન હોય તેના ઉપર બજાર ભાવે જકાત લેવામાં આવશે.

૧૨. જે માલ ઉપર બજાર ભાવ પ્રમાણે જકાત લેવાની હોય તે માલની કીંમત એકરારમાં ઓછી લખી હોય તો, નાકાનો અમલદાર તે માલ એકરાર કરેલી કીંમતે સરકાર તરફથી ખરીદ કરવાને મુખત્યાર છે.

૧૩. મુસાફરના પોતાના પ્રત્યક્ષ ઉપયોગમાં આવતા સામાન ઉપર જકાતની માફી છે.

૧૪. જકાત ભર્યા બાબતનો દાખલો તેને આપવો જોઇએ. આ દાખલો જે કોઇ કસ્ટમ ખાતાનો અમલદાર જોવા માગે ત્યારે બતાવવો જોઇએ. દાખલા વગરનો માલ સરકાર દાખલ થવાને પાત્ર થશે.

૧૫. ખોવાયલા દાખલાની બીજી નકલ એક રૂપીઆથી તે દશ રૂપીઆ સુધીની ફી લઇને કમીશ્નરને આપવાનો અધિકાર છે.

૧૬. નાકા ઉપરનો અમલદાર જકાતી માલ, જકાત લીધા વગર જવા દેશે તો તેને છ મહીના સુધીની કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બેઉની સજા થશે.

૧૭. જે કોઇ નાકા ઉપરનો અમલદાર હેરાન કરવા સારૂ માલ બગાડશે, અટકાવી રાખશે તો તે ઉપરની કલમ મુજબ સજાને પાત્ર થશે.

૧૮. જે કોઇ જાણી જોઇને અમલદારને કામ કરતાં હરકત કરે તેને છ મહીના સુધી કેદની અને હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની સજા થશે.

૧૯. જે કોઈ માણસ એ અમલદારને લાંચ આપવાનું કહેશે તેને ઉપરની કલમ પ્રમાણે સજા થશે.

# તોડા ગીરાસ હકનો કાયદો.

( સન ૧૮૮૭ નો ૭ મો )

૩. તોડા ગીરાસ—એટલે સરકાર તરફથી કે દુમાલા જમીનના ધારણ કરનારે કે તેના તરફથી ગીરાસ, વોલ, તોડાગીરાસ એ નામે કોઇ પણ માણસને નીમેલે વખત આપવાની રોકડ રકમ સમજવી. દરેક તોડા ગીરાસ હક બ્રીટીશ રાજ્યમાં તે હક પામનારના વંશમાં સીધી લીટીના પુરૂષ વારસોને વંશપરંપરા જારી રહી શકે છે. તેના વારસો ન હોય તો તે હક, પહેલ વહેલા પામનારના ભાઇના પુરૂષ વંશમાં સીધી લીટીના પુરૂષ વારસોને વંશપરંપરાજારી રહી શકે છે.

૪. તોડાગીરાસ હક કે તેનો કાંઇ ભાગ, કે તેનો હીત સંબંધ તે હક પામનાર કોઇ માણુસે ગીરો મુકયો હોય, તેના ઉપર કાંઈ બોજો નાંખ્યો હોય કે તે બીજાને નામે કરી આપ્યો હોય તો તે વ્યવસ્થા સદરહુ હક પામનારની કુદરતી હયાતી પછી નકામી થઇ પડે છે. એટલે હકદાર પોતાની જીંદગી સુધીનો હકજ માત્ર વેચી શકે કે ગીરો મુકી શકે છે.

૫. આ હક હુકમનામું બજાવવામાં જપ્તી કે વેચાણ ને પાત્ર નથી. પણ જ્યારે તે ગીરો મુકયો હોય ત્યારે તે જપ્ત કરી શકાય છે પણ તે ગીરો મુકનારે પણ પછી એ હક ખાતે જે નાંણાં લેણાં થાય તે ઉપર જપ્તી થઇ શકે નહીં.

૬. આ કાયદો અમલમાં આવતા પહેલાં જે હક બીજાને નામે કરી આપ્યો હશે તેને આ કાયદો લાગુ નથી.

---

## સરકારી કાગળનાં ચલણી નાણાં બાબતનો કાયદો.

### ( સને ૧૯૧૦ નો આકટ ૨ જો. )

૧. આ આકટને સને ૧૯૧૦ નો હિંદુસ્તાનનો કાગળનાં ચલણી નાણાં બાબતનો કાયદો કહેવો તે આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૨. ચલણી નોટ એટલે પાંચ, દસ, કે પચાસ રૂપિયાની કે સરકાર જણાવે તે કીંમતની નોટ.

૩. ચલણી નોટો આપવા સારૂ કાગળનાં ચલણી નાંણાંનું એક સરકારી ખાતું ચાલુ રહેશે.

૪. કાગળનાં ચલણી નાંણાંનો એક હેડ કમિશનર નામનો અમલદાર તે ખાતાનો ઉપરી થશે.

૫. નોટો આપવાનાં, ( જેમાં કલકત્તા, મદ્રાસ, મુંબાઇ, રંગુન, લાહોર, કાનપોર તથા કરાંચી એ સાત શહેરો આવવા જોઇએ. ) સર્કલો કચેરીઓ અને ચલણી એજન્સીઓ સ્થાપવાનો ઇંડિયા સરકારને અધિકાર છે.

૬. એવું નોટો આપવાનું સર્કલ હેડ કમિશનરના હવાલામાં રહેશે.

૭. કમિશનરો હેડ કમિશનરોના તાબામાં રહેશે.

૮. આ આકટ પ્રમાણે અમલદારોને ગવર્નર જનરલ ઇનકૌંસિલે નીમવા.

૯. આ આકટ પ્રમાણે ઠરાવેલી કિંમતની ચલણી નોટો હેડ કમિશનરે તૈયાર કરી રાખવી અને કમિશનરોને તથા ચલણી એજંટોને તે પુરી પાડવી.

૧૦. હેડ કમિશનર કે બીજા જે કમીશનરને અધિકાર આપ્યો હોય તેનું નામ દરેક નોટની હેઠળ હોવું જોઇએ. તે નામ તે નોટ ઉપર યંત્ર વડે છાપવાનો અધિકાર છે. તે છાપેલું નામ ખરી અને કાયદાસર સહી છે એમ સમજવું.

૧૧. સર્કલ જેના હવાલામાં હોય તેવા અમલદારોએ રૂપા અથવા સોનાનાં નાણાંને બદલ ચલણી નોટો આપવી.

૧૨. ચલણી એજંટોએ રૂપા અથવા સોનાનાં નાણાંને બદલે ચલણી નોટો આપવી.

૧૩. જેના હવાલામાં સર્કલ હોય તેવા અમલદારોએ કાયદેસર અવેજ ન હોય એવા સોનાનાં નાંણાંને બદલે, એક રૂપિયાના ૭'×૫૩૩૪૪ ગ્રેન વજનના ચોખા સોનાને દરે, સરકારી તીજોરીઓને ચલણી નોટો આપવી.

૧૪. જો હિંદુસ્તાનનો સેક્રેટરી ઓફસ્ટેટ ઈનકૌંસિલ હિંદુસ્તાનમાં કહાડવાની નોટોની કિંમત જેટલું સોનાનું નાણું અથવા સોનું, અથવા ચાંદી અથવા ૨૨ મી કલમમાં લખેલા પ્રકારની સિકયુરીટીઓ, એવી નોટોના પૈસા વગર હરકતે આપવાનું બની આવે તે સારૂ, પોતાના હવાલમાં રાખી મુકવાનું બની આવે તે સારૂ, પોતાના હવાલામાં રાખી મુકવાનું કબુલ કરે તો, તેણે પોતાને હવાલે રાખેલાં નાંણાંની કીંમત જેટલી રકમની ચલણી નોટો કહાડવી એવું ફરમાવવાને ગવર્નર જનર ઇનકૌંસિલ મુખત્યાર છે.

૧૫. સર્વ સાધારણ ચલણી નોટ બ્રિટિશ હિંદુસ્તાન માંહેની કોઇ પણ જગાએ કાયદેસર અવેજ છે એમ સમજવું. અને બીજી કોઇ પણ ચલણી નોટ જે સર્કલમાંથી તે આપી હશે તેમાંની કોઇ પણ જગાએ આપવા માંડી હોય તે તે નોટમાં લખેલી રકમ જેટલો કાયદેસર અવેજ છે એમ સમજવું.

૧૬. ચલણી નોટો અવેજ નોટો આપવાની કોઇ પણ કચેરીમાંથી મળશે.

૧૭. ચલણી એજન્સીમાથી આપેલી ચલણી નોટો, તે એજન્સી જે સર્કલમાં હોય તે સર્કલમાં નોટો આપવા માટે નિમેલા શહેરમાંથી આવી છે એમ સમજવું.

૧૮. નોટો આપવાની કચેરી બંધ કરવામાં આવે ત્યારે તેમાંથી આપેલી ચલણી નોટો બીજી કચેરીમાંથી આપવામાં આવી છે એમ ગણવું એવું ગવર્નર જનરલ ઇન કૌંસિલ ફરમાવી શકે છે.

૧૯. કોઇપણ વખતે ફરતી ચલણી નોટોનો એકંદર અવેજ, સદરહુ નોટોનો અવેજ આપવા કે વાળવા સારૂ, વિદ્યમાન કાળે હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ કે ગવર્નર જનરલ ઇન કૌંસિલે પોતાની પાસે રાખી મુકેલા, સોવેરીન, અડધા સોવેરીન, રૂપિયા, અડધા તથા સોનું એનો જે એકંદર એવેજ થાય ને અવેજ ચાંદી કે સિક્યુરીટીઓ ખરીદવામાં જે અવેજ રોકયો પોય તે અવેજ કરતાં વધારે હોવો જોઇએ. નહી અને સદરહુ નોટો હિંદુસ્તાન સરકારતી આંટ ઉપર તેમજ સદરહુ નાંણું સોનું, રૂપું, તથા સિક્યુરીટીઓના તારણ ઉપર આપવામાં આવી છે એમ સમજવું.

૨૦. જે નાણું, સોનું કે રૂપુ રાખી મૂકયું હોય તેની વ્યવસ્થા કરવાને ગવર્નર જનરલ ઇન કૌંસિલને અધિકાર છે.

૨૧. જે નાણું તથા સોનું કે રૂપુ, રાખી મુકેલા અવેજના ભાગ તરીકે રાખી મૂકયું હોય તે સ્ટેટ સેક્રેટરી, ગવર્નર જનરલને મોકલે કે ગવર્નર જનરલ, સ્ટેટ સેક્રેટરીને મોકલે તો તે સદરહુ જવા આવવાની મુદત દરમ્યાન તે રાખી મુકેલા અવેજના ભાગ તરીકે ગણાશે.

૨૨. સિક્યુરીટીઓ, ગ્રેટબ્રિટન અને આયર્લંડના સંયુક્ત રાજ્યની, કે હિંદુસ્તાન સરકારની કે હિંદુસ્તાનના મહેસુલ ઉપર બોજો નાંખેલી હોવી જોઇએ. અને તેની કીંમત વીસ કરોડ રૂપીઆ કરતાં વધારે હોવી ન જોઇએ.

૨૩. આ આકટ પ્રમાણે ખરીદ કરેલી હિંદુસ્તાનની સીક્યુરિટિઓ, હેડ કમિશનરે કે કલકત્તાની કે ગવર્નર જનરલ ઇન કૌંસિલ ફરમાવે તેવા કોઇ ટંકશાળના માસ્તરે ટ્રસ્ટ તરીકે પોતાની પાસે રાખવી.

૨૪. હિંદુસ્તાનની સિક્યુરીટીઓ વેચીને તેને બદલે બીજી લેવાનો, ગવર્નર જનરલ ઇન કૌંસિલના હુકમથી હેડ કમિશનરને અધિકાર છે.

૨૫. સિક્યુરીટી ઉપરના વ્યાજનો હિસાબ, ગવર્નર જનરલ ઇન કૌંસિલને હેડ કમીશનરે મોકલવો.

૨૬. બ્રિટિશ હિંદુસ્તાનમાંના કોઇપણ માણસે શાહજોગ વગર મુદતનું કોઇપણ બીલ ઓફ એકસચેંજ, હુંડી, વાયદા ચીઠી, કે નાણું આપવા બાબતનો લેખ લખી આપવો નહીં કે સ્વીકારવો નહીં.

૨૭. જે કોઇ ૨૬ મી કલમનું ઉલ્લંઘન કરશે તેનો પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ, જે બીલ કે હુંડી બાબત ગુન્હો કર્યો હશે તે લેખની રકમ જેટલા દંડની શિક્ષા કરશે.

૨૮. કાગળનાં ચલણી નાણાંના ખાતાના હિસાબની તારીજ હેડ કમિશનરે દર મહિને ચાર વખત તૈયાર કરી ઇંડિયા ગેઝેટમા છપાવીને જાહેર કરવી.

૨૯. આ આકટનાં કારણો તથા હેતુ પાર પાડવા માટે કાનુનો કરવાને ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ ને અધિકાર છે.

---

## સ્થાનિક અધિકારીઓને કરજે નાણું આપવા બાબતનો કાયદો એકત્ર કરીને સુધારવા બાબતનો આકટ.

---

( સન ૧૯૧૪ નો આકટ ૯ મો. )

૧. (૧) આ આકટને 'સન ૧૯૧૪નો સ્થાનિક અધિકારીઓએ કરજ કાઢવા બાબતનો આકટ કહેવો.'

(૨) તે સોંથલ પરગણાં સુદ્ધાં આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ પડે છે.

૨. આ આકટમાં " સ્થાનિક અધિકારી " આ શબ્દનો અર્થ જે કોઇપણ શખસને કોઇપણ લોકલ

ફંડ ઉપર અથવા મ્યુનિસિપલ ફંડ ઉપર સત્તાધિકાર ચલાવવાનો અથવા તેનો વહિવટ કરવાનો હક્ક કાયદાસર રીતે હશે અથવા જે કોઇપણ શખસને કોઇપણ સ્થાનિક પ્રદેશમાં કાંઇપણ બાબ, રેટ, ડયુટી અથવા કર બેસાડવાનો હક્ક કાયદાસર રીતે હશે તે શખસ એવો થાય છે.

"ફંડ" આ શબ્દનો હરકોઇ સ્થાનિક અધિકારીના સંબંધથી ઉપયોગ કર્યો હશે ત્યારે તે શબ્દમાં, જે લોકલ ફંડ અથવા મ્યુનિસિપલ ફંડ ઉપર સત્તાધિકાર ચલાવવાનો અથવા તેનો વહિવટ કરવાનો સદરહુ પ્રકારના અધિકારીને કાયદાસર રીતે હક્ક હશે તે લોકલફંડ અથવા મ્યુનિસિપલ ફંડનો, અને જે કંઈ બાબ, રેટ, ડયુટી અથવા કર બેસાડવાનો સદરહુ અધિકારીને કાયદાસર રીતે હક્ક હશે તે બાબ. રેટ, ડયુટી અથવા કર બેસાડવાનો અને સદરહુ અધિકારીને પ્રાપ્ત થયેલી કાંઇ પણ માલ મિલકતનો સમાસ થાય છે.

"ઠરાવેલું" એ શબ્દનો અર્થ આ આકટની રૂએ કરેલી કાનુનો ઉપરથી ઠરાવેલું એવો થાય છે; અને

"કામ" એ શબ્દમાં સર્વેનો સમાસ થાય છે પછી તે બીજા કોઇ કામને લગતી હોય કે ન હોય તેની હરકત નથી.

૩. (૧) કોઈ સ્થાનિક અધિકારીને નિચે લખેલાં કામોમાંના કોઇ પણ કામ કરવા સારૂ, તેના ફંડના હરકોઈ ભાગના તારણ ઉપર ઠરાવેલી શરતોને પાત્ર કરજ કાઢવાનો અધિકાર છે એટલેઃ—

(૧) જે કોઇપણ કામ કરવાનો તેને કાયદાસર રીતે અધિકાર હોય તે કામ કરવા સારૂ.

(૨) દુકાળ અથવા મોંઘવારીના વખતમાં મદદ આપવા સારૂ અને મદદનાં કામ સ્થાપીને ચાલુ રાખવાનાં કારણ સારૂ;

(૩) કોઇ પણ ભય ભરેલો મરકીનો રોગ શરૂ ન થવાનાં અથવા તેનો ફેલાવો અટકાવવાનાં કારણ સારૂ;

(૪) રકમો (૨) તથા (૩) માં લખેલાં કામોમાંના કોઇપણ કામ સાથે સંબંધ ધરાવતી હોય અથવા અનુષંગિક હોય તેવી કોઇપણ તજવીજ કરવા સારૂ:

(૫) કાયદા પ્રમાણે અગાઉ કરજે લીધેલા પૈસા પાછા આપવા સારૂ:

પણ એવું ઠરાવ્યું છે કે રકમ (૫) માંના કોઈપણ ઠરાવ ઉપરથી કોઇ સ્થાનિક અધિકારીને પોતે તે કલમની રૂએ કરજે કાહાડેલા પૈસા પાછા આપવા સારૂ એવી કોઈપણ મુદત ઠરાવવાનો અધિકાર મળતો નથી કે જે મુદત, અગાઉ કરજે કાહાડેલા પૈસા પાછા આપવા સારૂ ઠરાવેલી મુદત ગણતાં, કરજ ફેડવા સારૂ વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઈપણ કાયદા ઉપરથી અથવા કાયદાની રૂએ વત્તામાં વત્તી જે મુદત ઠરાવી હોય તે કરતાં વધી જાય.

(૨) આ કલમમાંના કોઇપણ ઠરાવ ઉપરથી કોઇપણ સ્થાનિક અધિકારીને નિચે પ્રમાણે કરવાનો અધિકાર મળે છે એમ સમજવું નહી, એટલેઃ—

(અ) વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદાની રૂએ જે કોઇપણ કારણસર પોતાનું ફંડ વાપરવાનો અધિકાર ન હોય તે સારૂ પૈસા કરજે કાઢવાનો અથવા ખરચવાનો, અથવા

(બ) બાર મહીના કરતાં વધારે ન હોય એવી કોઇપણ મુદતની અંદર જેના પૈસા પાછા આપી શકાય એવાં બીલો અથવા વાયદા ચિઠ્ઠીઓ કહાડી પૈસા કરજે લેવાનો.

૪. (૧) હેઠળ લખેલી વાતો બાબત આ આકટને અનુસરતી હોય એવી કાનુનો કરવાનો અધિકાર ગવર્નર ઈન્ કૌન્સિલને છેઃ—

(૧) જે ફંડના તારણ ઉપર પૈસા કરજે કાઢી શકાય તે ફંડના પ્રકાર બાબત.

(૨) જે કામ સારૂ પૈસા કરજે કાઢી શકાય તે કામ બાબત;

(૩) પૈસા કરજે કાઢવા સારૂ પરવાનગી મેળવવાની અરજી કરવાની રીત બાબત:

(૪) એવાં કરજ બાબત જે ચોકસી કરવી જોઇએ તે ચોકસી બાબત અને તે ચોકસી કરવાની રીત બાબત;

(૫) અરજીની અને ચલાવેલા કામની વિગત અને તે બાબતમાં થયેલા હુકમ કયે પ્રસંગે અને કેવા નમુના પ્રમાણે પ્રસિદ્ધ કરવા તે બાબત;

(૬) ગવર્નર જનરલ ઇન્ કૌંસિલની અગાઉ મંજુરી લીધા વગર સ્થાનિક સરકાર કયે પ્રસંગે નાણું કરજે આપવાને મુખત્યાર છે તે બાબત અને કયે પ્રસંગે સદરહુ પ્રકારની મંજુરી અગાઉથી લેવી જોઇએ તે બાબત;

(૭) સ્થાનિક સરકાર શિવાય બીજા શખસો પાસેથી કરજ કાઢવાનો સ્થાનિક અધિકારીઓને સ્થાનિક સરકાર કયે પ્રસંગે અધિકાર આપી શકે તે બાબત અને એવા કરજના સંબંધમાં ગવર્નર જનરલ ઇન્ કૌંસિલની મંજુરી અગાઉથી કયા પ્રસંગે લેવી જોઇએ તે બાબત;

(૮) જે શરતથી પૈસા કરજે લેવા હોય તે શરતો લખી રાખવાની અને અમલમાં લાવવાની રીત બાબત;

(૯) પૈસા ધીરવાની અથવા કરજે કાઢવાની રીત અને વખત બાબત;

(૧૦) કરજ કાઢીને જે કોઇપણ કામો કર્યાં હોય તેની તપાસ કરવા બાબત;

(૧૧) કરજ જે હપ્તે (જો કોઇ હોય તો) પાછું આપવું જોઇએ તે હપ્તા બાબત; કરજ ઉપર લેવાનાં વ્યાજ બાબત, તથા કરજ પાછું આપવાની તથા તે ઉપર વ્યાજ આપવાની રીત તથા વખત બાબત;

(૧૨) જે ફંડ કરજનું તારણ થનાર હશે તે ફંડને ખાતે તે કરજ કાડવાના ખરચ તરીકે જે રકમ ઉધારવાની હોય તે રકમ બાબત;

(૧૩) એવા ફંડની જપ્તી બાબત, અને તેની વ્યવસ્થા કરવાની અથવા તે વસુલ કરવાની રીત બાબત;

(૧૪) કરજનો હિસાબ રાખવા બાબત;

(૧૫) કરજની ખરચ્યા વગર રહેલી બાકી સ્થાનિક અધિકારીનું દેવું કોઇપણ રીતે ઓછું કરવામાં આવે તે અધિકારીને જે કોઇપણ કામ કરવાનો કાયદેસર રીતે અધિકાર હોય તે કામ કરવામાં ઉપયોગમાં લેવા બાબત, અને એવો ઉપયોગ કરવા માટે જરૂર હોય તે મંજુરી બાબત;

અને આ આકટ અમલમાં લાવવાનાં કામને લગતી સઘળી વાતો બાબત.

(૧) ગવર્નર જનરલ ઇન્ કૌંસિલ, પોતાને યોગ્ય લાગે તેવી શરતો તથા બંધનોને પાત્ર, પેટા કલમ (૧) મુજબ કાનુનો કરવાના પોતાના સઘળા અથવા કોઇપણ અધિકાર, કોઇ સ્થાનિક સરકારને અથવા સામાન્ય રીતે સ્થાનિક સરકારોને સોંપવાને મુખત્યાર છે,

(૩) આ આકટની રૂએ કરેલી સઘળી કાનુનો જો તે ગવર્નર જનરલ ઇન્ કૌંસિલે કરી હોય તો, ઇંડિયા ગેઝેટમાં, અથવા જો તે સોંપેલા અધિકાર ચલાવીને સ્થાનિક સરકારે કરી હોય તો, સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવા જોઇયે; અને તે એવી રીતે પ્રસિદ્ધ થયા પછી તેમનો અમલ, જાણે તે આકટમાં લખી હોય તે પ્રમાણે થશે.

**૫.** આ આકટના ઠરાવો પ્રમાણે કરજે કાઢેલા કોઇપણ પૈસા અથવા તેનું કાંઇ વ્યાજ અથવા ખરચ આપવો થયો હોય તે, એવા પૈસા જે શરતે ધીરેલા હોય તે શરત પ્રમાણે ન આપવામાં આવે તો. સ્થાનિક સરકારે પોતે તે પૈસા ધીર્યા હોય તો તે સરકારને, જે ફંડના તારણ ઉપર તે ધીર્યા હોય તે ફંડ જપ્ત કરવાનો અધિકાર છે; અને જો સ્થાનિક સરકારે પોતે પૈસા ધીર્યા ન હોય તો તે સરકારે, પૈસા ધીરનારની અરજી ઉપરથી જે ફંડના તારણ ઉપર તે પૈસા ધીર્યા હોય તે ફંડ જપ્ત કરવું. સદરહુ પ્રમાણે જપ્તી કર્યા પછી, જપ્ત કરેલાં ફંડનો વહિવટ, સ્થાનિક સરકારે વહિવટ કરવા સારૂ જે અમલદારને નીમ્યો હોય તે અમલદાર શિવાય બીજા કોઇ માણસે કોઇ રીતે કરવો નહીં; પણ જપ્તી થઇ ન હોય તો કરજ કાઢનારા તે ફંડના સબંધમાં જે કામ કરત તે સઘળાં કામ કરવાનો અધિકાર તે અમલદારને છે, અને જે ઉપજે તે કરજ વાળવામાં અને તે કરજનું વ્યાજ તથા ખરચ દેવો થયો હોય તે વાળવામાં, અને જપ્તી કરવામાં અને ત્યારપછી કામ ચલાવવામાં જે ખરચ થયો હોય તે વાળવામાં વાપરવાનો અધિકાર તે અમલદારને છે;

પણ એવું ઠરાવ્યું છે કે જપ્ત કરેલાં ફંડ જે કાંઇ દેવા માટે કાયદા પ્રમાણે અગાઉ ધરણે મુકયાં હશે તે દેવું સદરહુ પ્રકારની જપ્તીથી ડુબશે નહીં અથવા તેને હરકત થશે નહીં; પણ તે ફંડોની ઉપજનો કાંઇ ભાગ જે કરજના સંબંધમાં આવી જપ્તી થઇ હશે તે કરજ વાળવામાં વાપર્યા પહેલાં તે ઉપજમાંથી પહેલાંનું સઘળું દેવું આપવું જોઇયે.

**૬.** (૧) સન ૧૯૧૦ ના હિંદુસ્તાનના કાગળનાં ચલણી નાણાં બાબતના આકટની ૨૬ મી કલમના ઠરાવોને પાત્ર, ૧ લા પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલા સ્થાનિક અધિકારીઓ, તથા ગવર્નર જનરલ ઇન્ કૌંસિલ જે બીજા કોઇપણ સ્થાનિક અધિકારીને, ઇન્ડીયા ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, આ કલમના ઠરાવો લાગુ કરે તે સ્થાનિક અધિકારી ગવર્નર જનરલ ઇન્ કૌંસિલની અગાઉથી મંજુરી લઇને, પોતે વિદ્યમાનકાળે અમ-

લમાં હોય એવા કોઇપણ કાયદાની રૂયે જે કોઇપણ કારણ સારૂ પૈસા કાયદેસર રીતે કરજે કાઢી શકે તે કારણુસર, બાર મહિના કરતાં વધારે ન હોય એવી કોઇપણ મુદતની અંદર જેના પૈસા પાછા આપી શકાય એવાં બીલો અથવા વાયદાચિઠ્ઠીઓ કાઢીને, પૈસા કરજે કાઢવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે એવી રીતે કાઢવામાં આવે તે બીલો અથવા વાયદાચિઠ્ઠીઓની રકમ, એવા સ્થાનિક અધિકારીએ વિદ્યમાનકાળે કરજે કાઢેલા બીજા પૈસાની રકમ સુદ્ધાં એવા અધિકારીને એકંદર જેટલી રકમ સુધીનું કરજ કાઢવાનો કાયદા ઉપરથી અધિકાર હોય તેના કરતાં વધારે હોવી જોઇએ નહિ.

(૨) ગવર્નર જનરલ ઇન્ કૌંસિલ, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને, આ કલમની રૂયે પૈસા જે શરતોએ કરજે કાઢી શકાય અથવા પાછા આપી શકાય તે શરતોનું નિયમન કરવાને મુખત્યાર છે.

૭. આ આકટમાં અથવા આકટની રૂયે જે ઠરાવ કર્યો હોય તે શિવાય બીજી રીતે હરકોઇ સ્થાનિક અધિકારીએ કોઇપણ કારણ સારૂ, પોતાના ફંડ ઉપર પૈસા કરજે કાઢવા નહીં; અને આ આકટ પસાર થયા પછી તે કારણસારૂ બીજી કોઇ રીતે કરવામાં આવેલો કોઇપણ કરાર રદ્દ બાતલ થશે.

પણ એવું ઠરાવ્યું છે કે આમાંના કોઇપણ ઠરાવ ઉપરથી એમ સમજવું નહીં કે,—

(અ) કોઇ વિશેષ આકટ હમણાં અથવા હવે પછી અમલમાં હશે તે ઉપરથી પૈસા કરજે કાઢવાનો જે અધિકાર જે કોઇપણ સ્થાનિક અધિકારીને હશે તે અધિકાર તે અધિકારીને ચલાવવાની મના છે; અથવા

(બ) જે કોઇપણ કારણસારૂ કોઈપણ સ્થાનિક અધિકારીનું ફંડ વાપરવાનો કાયદા ઉપરથી અધિકાર હોય એવા કારણસારૂ વાપરવાના પૈસાનું બ્યાજ આપવાની હામી આપીને તે સ્થાનિક અધિકારીને તેનાં ફંડ ઉપર બોજો નાંખવાના એવા કોઈપણ આકટ ઉપરથી આપેલા અધિકારને બાધ આવે છે.

૮. સેક્રેટરી ઑફ સ્ટેટ ઇન્ કૌંસિલે સને ૧૮૭૧ ના સપ્ટેમ્બર મહિનાની ૫ મી તારીખની અગાઉ હરકોઇ પૈસા કોઇપણ સ્થાનિક અધિકારીને કરજે આપ્યા હશે તે તથા તેની ઉપર આપવું થયેલું બ્યાજ વસુલ કરવા સારૂ ૫ મી કલમમાં કહેલા ઇલાજ કરવાનો હક્ક સદરહુ સેક્રેટરી ઑફ સ્ટેટ ઇન કૌંસિલને છે.

૯. બીજા પરિશિષ્ટમાં નિર્દિષ્ટ કરેલા કાયદા તેના ૪ થા આસનમાં લખ્યું છે તેટલે સુધી રદ્દ કર્યા છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કાયદાઓમાંના કોઇપણ કાયદાની રૂયે કરેલી સઘળી અરજીઓ, એકરાર, અધિકાર આપનારા લેખ, જમીઓ, કરજો અને કાનુનો આ આકટની રૂયે કર્યા છે એમ સમજવું.

## સરકારી નોકરોની વર્તણુક બાબતની કાનુનો.

**સને ૧૯૦૪. ( આજ સુધી સુધારેલી ).**

પૈસા કરજે કાઢવાના સંબંધમાં, માનપત્ર લેવાના સંબંધમાં તથા બીજી બાબતોના સંબંધમાં સરકારી નોકરોએ કેવી રીતે વર્તવું તે બાબતની ગવર્નર જનરલ ઇન કૌંસિલની કાનુનો તથા હુકમો નીચેની કાનુનોને પુરવણી તરીકે છાપેલા કાયદાઓમાં તથા વખતો વખત કાઢવામાં આવેલા સંખ્યાબંધ ઠરાવોમાં, વટહુકમોમાં તથા ઠરાવોમાં સમાયલા છે. આથી કરીને સદરહુ હુકમોનું રૂપ પુરાણું તથા ગુંચવાડા ભરેલું થઇ પડેલું છે, સબબ હિંદુસ્તાન સરકારે તેમની મતલબ કાનુનોના રૂપમાં ઘડી કાહાડીને તે કાનુનો સરકારી નોકરોની સમજુતી સારૂ પ્રસિદ્ધ કરવાનું ઇષ્ટ ધાર્યું છે.

અર્થ. ૧—આ કાનુનોમાં—

(અ) "સરકારી નોકર" એ શબ્દોમાં જે કોઇ શખસ સરકારમાં છેક હલકા પ્રકારના ( પટાવાળા જેવા ) હુદ્દા શિવાય બીજો કોઇ પણ સિવિલ હુદ્દો ધારણ કરતો હોય અથવા ચલાવતો હોય તેવા દરેક શખસનો સમાવેશ થાય છે.

(બ) "હિંદુસ્તાનનો દેશી" એ સંજ્ઞાનો અર્થ જે કોઇ શખસ એશીઆની અમિશ્રિત ઓલાદનો હોઇને હિંદુસ્તાનમાં જાથુ રહેતો હોય તે શખસ એવો થાય છે.

૨—બક્ષિસ. કોઇપણ સરકારી નોકર, હિંદુસ્તાન સરકારની અગાઉથી સંમતિ મેળવ્યા વગર, સાક્ષાત

અથવા પર્યાયથી, પોતાની તરફથી અથવા બીજા કોઇ શખસની તરફથી હિંદુસ્તાનના કોઇ પણ દેશી પાસેથી કોઈપણ બક્ષિસ, ગ્રેચ્યુઇટી અથવા ઇનામ, અથવા કોઇ બક્ષીસ, ગ્રેચ્યુઇટી અથવા ઇનામ લેવાનું વચન કબુલ કરવાને મુખત્યાર નથી.

કોઇ સરકારના અથવા આડમિનિસ્ટ્રેશનના ઉપરીને અથવા કોઈ પોલીટીકલ ઓફીસરને કોઇપણ દેશી રાજા અથવા હાકીમ પાસેથી જે નજરાણું સરકારના તોશાખાનામાં રાખવામાં આવતું હોય અને જેને બદલે સરકારને ખરચે પાછું નજરાણું આપવામાં આવતું હોય એવું નજરાણું લેવાનો અધિકાર છે. તેજ પ્રમાણે કોઇ પણ સરકારી નોકરને ફુલ અથવા ફળની અથવા એવીજ જાતની હલકી કિંમતની બીજી વસ્તુ આદર સત્કારાર્થે ભેટ તરીકે લેવાનો અધિકાર છે. છતાં આવી ભેટ આપવાનો રિવાજ અટકાવવો જોઇએ.

જ્યારે ભારી કિંમતની બક્ષીસ ના કબુલ કર્યાથી અપમાન આપવા જેવું થાય તેમ હોય ત્યારે હિંદુસ્તાન સરકાર વિશેષ હુકમ કરીને બીજી રીતે ફરમાવે તે શિવાયને પ્રસંગે, તે બક્ષીસ સરકારમાં આપી દેવી જોઇએ.

૩.—કોઇપણ સરકારી નોકરને, સ્થાનિક સરકારની અગાઉથી સંમતી લીધા વગર, કોઇ પણ માનપત્ર અથવા જતી વેળાનું આશિર્વચન પત્ર અથવા કાંઇ પણ ટેસ્ટીમોનિયલ ( સુનામપત્ર ) લેવાનો અથવા પોતાના માનમાં જે કોઇ પણ સાર્વજનીક સભા અથવા સમારંભ થાય તેમાં હાજર થવાનો અધિકાર નથી: તેજ પ્રમાણે તેને, બીજા કોઇ પણ સરકારી નોકરની અથવા જે શખસે થોડા વખત અગાઉ સરકારી નોકરી છોડી દીધી હોય તેની નોકરીની જે પીછાણ કરવામાં આવે તેમાં એવીજ રીતે ભાગ લેવાનો અધિકાર નથી.

પણ સદરહુ કાનુનને નીચેના અપવાદ છે:—

(અ) કોઈ પણ સરકાર અથવા આડમિનિસ્ટ્રેશનના ઉપરીને માનપત્ર લેવાનો અધિકાર છે.

(બ) કોઇ પણ સરકારી નોકર કોઇ પણ સાર્વજનીક મંડળીની વિનંતી ઉપરથી, જે છબી, મુખવટો ( બસ્ટ ) અથવા પુતળું તેને ભેટ આપવાનો ઇરાદો ન હોય તે પડાવવા માટે અથવા તૈયાર કરાવવા માટે બેસે તો હરકત નથી.

(ક) કોઇ પણ સરકારી નોકર, બીજા કોઇ પણ સરકારી નોકરની નોકરીની પીછાણમાં એકાદી સ્કોલરશિપ ( પાંડિત્યવેતન ) અથવા બીજી કોઇ સાર્વજનીક અથવા ધર્માર્થે સંસ્થા સ્થાપવામાં ખરચવા સારૂ અથવા એવા સરકારી નોકરને ભેટ આપવાનો ઇરાદો ન હોય એવી છબી, મુખવટો અથવા પુતળું પડાવવામાં અથવા તૈયાર કરાવવામાં ખરચવા સારૂ ફંડ ઉભું કરવામાં ભાગ લેશે તો હરકત નથી. પણ તેને સદરહુ કારણ સારૂ ઉઘરાણું કરવાનો અધિકાર નથી.

(ડ) કોઇ સરકારી નોકર, પોતે નોકરી છોડી જાય ત્યારે અથવા જે જીલ્લા અથવા થાણામાં પોતે હોય તે જિલ્લો અથવા થાણું છોડી જાય ત્યારે તેના તરફની અથવા તેવાજ સંજોગોમાં બીજા કોઇ સરકારી અમલદાર તરફની લાગણી દર્શાવવા સારૂ જે ખાનગી વિદાયગિરીનો સમારંભ તેના ખાનગી મિત્રો તરફથી કરવામાં આવે તેમાં ભાગ લેશે તો હરકત નથી.

૩—અ. કોઇપણ સાર્વજનીક ઇમારતનો પાયો નાંખવાના અથવા તે ખુલ્લી મુકવાના સમારંભને પ્રસંગે કોઇપણ સરકારી નોકરને કોઇપણ લેલો, કુંચી અથવા તેના જેવી બીજી વસ્તુ આપવામાં આવે તો તેને તે સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી મેળવ્યા શિવાય લેવાનો અધિકાર નથી.

૪—કોઈ વૈદ્યકીય અમલદારે વૈદ્યકીય રીતે બજાવેલી સેવાની પીછાણમાં કોઇ પણ શખસ અથવા મંડળી તેને જે કાંઇ બક્ષિસ, ગ્રેજ્યુઇટી અથવા ઇનામ શુદ્ધ બુદ્ધિથી આપે તે લેવાનો તે વૈદ્યકીય અમલદારને અધિકાર છે. માત્ર તેમ કરવામાં તેણે વૈદ્યકીય ખાતાની તે બાબત જે કાનુનો હોય તેમને અનુસરવું જોઇએ.

૫—કોઈ પણ સરકારી નોકરને કોઇ પણ હેતુ પાર પાડવા સારૂ કાંઇ પણ ઉઘરાણું અથવા પૈસાની મદદ, સ્થાનિક સરકારની અગાઉથી સંમતિ લીધા વગર, કોઈ પણ દેશી રાજા અથવા હાકેમ પાસેથી અથવા કોઇ પણ દેશી રાજા અથવા હાકેમના એજંટ પાસેથી માગવાનો અથવા લેવાનો અધિકાર નથી.

૬—સરકારી નોકરોને પોતામાંના એક નોકરને બાકીના નોકરોના લાભ માટે સરકારી હોદ્દાનું રાજીનામું અપાવવા સારૂ તેની સાથે નાણાં સંબંધી કાંઇ પણ ગોઠવણ કરવાનો અધિકાર નથી. જો આ કાનુનનો

ભંગ કરવામાં આવશે તો એવા રાજીનામાને લીધે જે કાંઇ પણ નિમણુંક થઈ હશે તે રદ કરવામાં આવશે, અને ગોઠવણ કરનારા પક્ષકારોમાંના જે આસામીઓ હજુ નોકરીમાં હશે તેમને, પ્રસંગ પ્રમાણે, સેક્રેટરી ઓફ સ્ટેટના અથવા સરકારના હુકમ આવે ત્યાં સુધી, સસ્પેન્ડ કરવામાં આવશે.

૭—કોઇ પણ ગેઝીટેડ ઓફિસરને પોતાના અધિકાર માંહેના સ્થાનિક પ્રદેશમાં જે કોઇ પણ શખસ જમીન ધારણ કરતો હશે તેને પૈસા ધીરવાનો અધિકાર નથી, તેમજ તેને, જોઈન્ટ સ્ટોક બેન્ક અથવા જુની પહેડી સાથેના વ્યવહારના મામુલ ક્રમ શિવાયને પ્રસંગે, પોતાના હોદ્દાની રૂએ પોતાના અધિકારમાં હોય અથવા સદરહુ અધિકારીના સ્થાનિક પ્રદેશમાં રહેતો હોય, જમીન ધારણ કરતો હોય અથવા ધંધો કરતો હોય એવા કોઇ પણ શખસની પાસેથી પૈસા કરજે લેવાનો અથવા બીજી રીતે તેની સાથે નાણાં સંબંધી જવાબદારીમાં ઉતરવાનો અધિકાર નથી.

જ્યારે એકાદા ગેઝીટેડ ઓફિસરને એવી જાતના હોદ્દા ઉપર નીમવામાં અથવા બદલવામાં આવે કે જેથી જે શખસની પાસેથી તેણે પૈસા કરજે લીધા હોય અથવા બીજી રીતે જેની સાથે તે નાણાં સંબંધી જવાબદારીમાં ઉતર્યો હોય તે શખસ પોતાના હોદ્દાની રૂયે પોતાના અધિકારમાં આવસે અથવા એવા અધિકારીના પ્રદેશમાં રહેશે અથવા સ્થાવર મિલકત ધારણ કરશે અથવા ધંધો ચલાવશે, ત્યારે તે અમલદારે તે હકીકત મામુલદારાએ સરકારને તાબડતોબ જણાવવી જોઈએ.

આ પેરેગ્રાફમાં લખેલા હુકમ નોન–ગેઝીટેડ ઓફીસરોને પણ લાગુ પડશે. પણ તેમની બાબતમાં તેમની કચેરીના ઉપરી અમલદારે તે હુકમનો અમલ કરતી વખતે અપવાદને પ્રસંગે છુટ મુકવાને હરકત નથી. નોન–ગેઝીટેડ ઓફીસરોએ બીજા પેરેગ્રાફમાં લખેલો રીપોર્ટ પોતાની કચેરીના ઉપરીને કરવો જોઈએ.

૮—જ્યારે હિંદુસ્તાનનો દેશી નહોય એવો કોઈ સરકારી નોકર જે થાણામાં, જીલ્લામાં અથવા બીજા સ્થાનિક પ્રદેશમાં પોતે નીમાયો હોય તે થાણા, જીલ્લા અથવા સ્થાનિક પ્રદેશમાં રહેનારા. સ્થાવર મિલકત ધારણ કરનારા અથવા ધંધો કરનારા કોઇપણ હિંદુસ્તાનના દેશી પાસેથી કોઈપણ ઘર, હાથી, ઘોડા, વાહન અથવા બીજી કીમતી વસ્તુ ખરીદવાનો ઇરાદો રાખતો હોય અથવા તેને તે વેચવાનો ઇરાદો રાખતો હોય, ત્યારે તેણે પોતાનો ઇરાદો તથા તે બાબતની હકીકત તથા પ્રસંગ પ્રમાણે જે કિંમત આપવાની અથવા લેવાની હોય તે કીંમત કમિશનરને અથવા સ્થાનિક સરકાર ફરમાવે તેવા કોઇપણ બીજા અધિકારીને લખી જણાવવાં જોઇયે. જ્યારે એવી રીતે લખી જણાવવામાં આવે ત્યારે તે કમિશનર અથવા આ અર્થે સ્થાનિક સરકારે અધિકાર આપેલો બીજો અમલદાર દરખાસ્ત રજુ થયે પોતાને વ્યાજબી લાગે તેવા હુકમ કાઢવાને મુખત્યાર છે. પણ આ હુકમ જે લેવડદેવડ નિયમીત રીતે ધંધો કરનાર સાથે શુદ્ધબુદ્ધિથી કરી હોય તેને લાગુ પડશે નહિ.

કોઈપણ સરકારી નોકર જે થાણા, જીલ્લા અથવા બીજા સ્થાનિક પ્રદેશ માટે નિમાયો હોય તે થાણું, જીલ્લો અથવા પ્રદેશ પોતે છોડી જવાની તૈયારીમાં હોય ત્યારે તેને, કોઇપણ અધીકારીને રીપોર્ટ કર્યા વગર પોતાનું રાચરચીલું, ઘરસંસારનો સામાન, ઢોરઢાંકર તથા તેવીજ બીજી જણસો, તેની યાદી સામાન્ય લોકોમાં વહેંચીને વેચવાનો અથવા તે જાહેર લીલામ કરાવીને વેચવાનો અધિકાર છે.

*ટીપ*:—કમિશનરને અથવા આવી અરજીનો નિકાલ કરવાનો અધિકાર હોય તેવા બીજા અમલદારને પોતાને તેમ કરવું યોગ્ય લાગે તો કોઇપણ અરજી સરકારને તે બાબત સલાહ અથવા હુકમ મેળવવાને મોકલવાની છુટ છે એમ સમજવું. યોજેલી લેવડદેવડમાં કમિશનર અથવા આ અર્થે અધિકાર મળેલો બીજો અમલદાર પોતેજ હીત ધરાવતો હોય તેવે પ્રસંગે તેણે તે બાબત સરકારનો હુકમ મેળવવાને લખી મોકલવું જોઇયે.

૯—જે સરકારી નોકર ઇંડીયન સીવીલ સર્વિસનો આસામી હોય અથવા મિલિટરી (લશ્કરી) અમલદાર હોય તેને કોઇપણ દેશી રાજા અથવા હાકેમના મુલકમાં કોઇપણ સ્થાવર મિલકત ધારણ કરવાનો અથવા સંપાદન કરવાનો અધીકાર નથી.

જે સરકારી નોકર હિંદુસ્તાનનો દેશી ન હોય પણ ઇંડિયન સિવિલ સર્વિસનો આસામી હોય અથવા મિલિટરી અમલદાર હોય અથવા જે એવો કોઇપણ હોદ્દો ધારણ કરતો હોય કે તે હોદ્દો સામાન્યતઃ ઇંડિયન

સિવિલ સર્વિસના આસામી અથવા મિલિટરી અમલદારો ધારણ કરતા હોય તેને, પોતે જે પ્રાંતમાં નોકરીએ હોય તે પ્રાંતમાં અથવા જે પ્રાંતના રાજ્યકારભાર સાથે પોતાનો સંબંધ હોય તે પ્રાંતમાં ( પછી એવી નોકરી અથવા સંબંધ કાયમનાં હોય કે થોડા વખતના હોય તેની હરકત નહી ) કાંઇપણ સ્થાવર મિલકત, સાક્ષાત અથવા પર્યાયથી ધારણ કરવાનો અથવા સંપાદન કરવાનો અધિકાર નથી.

હિંદુસ્તાનનો જે દેશી ઇંડિયન સિવિલ સર્વિસનો આસામી હોય અથવા ઈંડિયન સિવિલ સર્વિસના આસામીઓ સારૂ સામાન્યત: રાખી મુકેલો કોઇપણ હોદ્દો ધારણ કરતો હોય તેને, તથા પ્રોવિન્શિયલ અથવા સબોર્ડિનેટ સિવિલ સર્વિસમાંના કોઇપણ સરકારી નોકરને, પોતે સરકારી નોકરીમાં દાખલ થયો તે વખતે જે કોઇપણ સ્થાવર મિલકત તે ખરેખર ધારણ કરતો હશે તે ધારણ કર્યા કરવાનો અધિકાર છે, અને તેને ત્યાર પછી કોઈપણ સ્થાવર મિલકત વંશપરંપરાની રૂએ અથવા વારસાની રૂએ, મૃત્યુ પત્રની રૂયે અથવા સ્થાનીક સરકારની અથવા આ અર્થે સ્થાનિક સરકાર તરફથી વિશેષ રીતે અધિકાર આપવામાં આવે એવા ખાતાઓના ઉપરીઓની અગાઉથી મંજુરી લઈને, ખરીદીની અથવા બક્ષિસની રૂયે સંપાદન કરવાનો અધિકાર છે.

પણ એવી સ્થાવર મિલકત જે જીલ્લામાં અથવા બીજા સ્થાનિક પ્રદેશમાં આવેલી હશે તે જીલ્લામાં અથવા પ્રદેશમાં તેનાથી નોકરી રહેવાશે નહિ.

કોઇપણ સરકારી નોકર કોઇપણ સ્થાવર મિલકત પોતાને રહેવાના કારણ સારૂ શુદ્ધ બુદ્ધિથી ધારણ કરશે અથવા સંપાદન કરશે તો હરકત નથી.

૧૦—દરેક સરકારી નોકરે અથવા સરકારી નોકરી માટે ઉમેદવારી કરનારાએ, જે સ્થાવર મિલકત તે પોતે, અથવા તેની સ્ત્રી, અથવા તેની સાથે રહેનારો, અથવા તેના ઉપર આશરો રાખનારો તેના કુટુંબનો કોઇપણ આસામી વખતો વખત ધારણ કરે અથવા સંપાદન કરે તે સઘળી સ્થાવર મિલકત બાબતનો એકરાર માસુલદ્વારાએ સરકારને કરવો જોઈએ.

એવા એકરારમાં તે મીલકત કયા જીલ્લામાં અથવા કયા દેશી રાજાના અથવા હાકેમના મુલકમાં છે તે લખવું જોઇએ. અને તે ઉપરાંત સરકાર, સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને જે વધારે માહિતી માગે તે પણ તેમાં લખવી જોઇએ.

૧૧—સરકારી નોકરને ૯ મી કાનુન ઉપરથી સ્થાવર મીલકતમાં નાણું રોકવાની જે પરવાનગી આપી છે તે શિવાય બીજી રીતે પોતાનું નાણું એવી રીતે રોકવાનો અધિકાર નથી કે જેથી જે બાબતોની સાથે તેનો હોદ્દાનો સંબંધ હોય એવી બાબતોમાં તેને એવો ખાનગી સંબંધ પ્રાપ્ત થાય કે જેથીકરીને સ્થાનિક સરકારના મત પ્રમાણે તેની ફરજ અદા કરવામાં તેને ગુંચવણમાં આવવાનો તથા તે પર અસર કરવાનો સંભવ પ્રાપ્ત થાય.

આ શરતને પાત્ર, તેને ખાણ ખોદવાની અથવા ખેતીવાડીને લગતી સુદ્ધાં કોઇપણ કંપનીમાં શેર (ભાગ) ધારણ કરવાનો અથવા સંપાદન કરવાનો અધિકાર છે; માત્ર એવી કંપનીનો હેતુ દેશના સાધનોની વૃદ્ધિ કરવાનો હોવો જોઈએ: પણ એવી કંપનીનું કામ જે કોઇપણ જીલ્લામાં ચાલતું હોય તે જીલ્લામાં તેને નોકરીમાં રાખવો નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે આ કાનુન, સરકારી નોકરોએ સને ૧૯૦૪ ના દસમા આકટની રૂએ નોંધાયલી આંટ વધારનારી સહકારી મંડળીમાં નાણાં રોકવાના સંબંધમાં અથવા અનામત મુકવાના સંબંધમાં જેટલે દરજ્જે તે લાગુ પડે છે તેટલે દરજ્જે સ્થાનિક સરકારે કરેલા કોઇપણ સામાન્ય અથવા વિશેષ નિર્બંધ અને છુટને પાત્ર રહીને નીચેનાં બંધનોને લઈને વાંચવી:—

( અ ) કાનુન ૯ ના બીજા પારેગ્રાફમાં જણાવેલા વર્ગના સરકારી નોકરોએ, તેઓને જે પ્રાંતમાં નોકરીએ રાખવામાં આવ્યા હોય તે પ્રાંતની અંદર, આવી રીતે નાણાં રોકવાં નહીં.

( બ ) કાનુન ૯ ના ત્રીજા પારેગ્રાફમાં જણાવેલા વર્ગના સરકારી નોકરોએ, તેઓને સ્થાવર મીલકત રાખવાને અથવા મેળવવાને પરવાનગી હોય તે સિવાયને પ્રસંગે, આવી રીતે નાણાં રોકવાં નહીં અથવા અનામત મુકવાં નહીં.

( ક ) બીજા સઘળા વર્ગના સરકારી નોકરોને આવી રીતે નાણાં રોકવાની તથા અનામત મુકવાની છુટ છે.

૧૨. સરકારી નોકરોને નાણું રોકવાની બાબતમાં સટ્ટો કરવાનો અધિકાર નથી.

આ સામાન્ય કાનુન લાગુ કરતી વખતે, જેમાં ખનીજ પદાર્થ હોવાનું ધારવામાં આવતું હોય એવી જમીન કંપનીઓને વેચાતી આપી દેવાના ઇરાદાથી ખરીદ કરવી તે, તથા જેમની કિંમતમાં વારે ઘડીએ વધઘટ થતી હોય એવી સીક્યુરીટીઓ ખરીદવી તથા વેચવી તે, નાણું રોકવાની બાબતમાં સટ્ટો કરવા જેવું છે એમ ગણવામાં આવશે.

૧૩. રજા ઉપર હોય અથવા પ્રત્યક્ષ નોકરી ઉપર હોય એવા ગેઝીટેડ ઓફીસરને, સેક્રેટરી ઓફ સ્ટેટની વિશેષ મંજુરી વગર, કોઇ પણ બેંક અથવા બીજી કંપની ઉભી કરવાના, નોંધવાના અથવા તેનો વહીવટ કરવાના કામમાં ભાગ લેવાનો અધિકાર નથી.

આ કાનુન, જે કોઇ પણ સરકારી નોકર, હીંદુસ્તાન સરકારની સમંતીથી એવી રેલવે કંપનીની નોકરીમાં દાખલ થાય કે જે રેલવે કંપની તે સરકારે આપેલી સનદ પ્રમાણે કામ કરતી હોય તે સરકારી નોકરને અથવા જે એસોસિએશન ( મંડળી ) નફાને માટે નહીં પણ એકમેકને જણસો પુરી પાડવા માટે સ્થાપવામાં આવી હોય તથા ચલાવવામાં આવતી હોય તે એસોસિએશનનો કોઇ સરકારી નોકર વહીવટ કરે અને તે વહીવટ કરવાથી તેના હુદ્દાને લગતાં કામમાં ખલલ પોંહોંચે એમ ન હોય ત્યારે એવી રીતે વહિવટ કરનારા સરકારી નોકરને, અથવા ( તેજ શરતને પાત્ર ) જે કોઇ પણ સરકારી નોકર સન ૧૯૦૪ ના ૧૦ મા આકટની રૂએ નોંધવામાં આવેલી આંટ વધારનારી સહકારી મંડળીના વહિવટમાં સ્થાનિક સરકારની સામાન્ય અથવા વિશેષ મંજુરીથી ભાગ લેતો હોય તે સરકારી નોકરને લાગુ પડતી નથી.

કલકત્તા મદ્રાસ અથવા મુંબઇ ખાતેના સરકારી સોલીસીટરો, સરકારી વકીલો, સરકારી પ્રોસીક્યુટરો (સરકારી ફોજદારી ધારાના હિમાયતીઓ ), ડાંયેસીશન રજીસ્ટ્રારો તથા કોરોનરો કોઇ બેંક અથવા બીજી કંપનીના ડિરેકટરો તરીકે કામ કરી શકશે; માત્ર એવી રીતે કામ કરવાથી તેમની સરકારી ફરજ બજાવવામાં ખલલ પડવી ન જોઇએ, અને એવી બેંક અથવા કંપનીના લાભ સરકારના લાભની વિરૂદ્ધ હોવા ન જોઇએ.

૧૪. સરકારી નોકરને, સ્થાનિક સરકારની અગાઉથી સંમતિ મેળવ્યા વગર પોતાની સરકારી ફરજ શિવાય બીજો કોઇ પણ વેપાર કરવાનો અથવા બીજો કાંઈ પણ ધંધો કરવાનો અધીકાર નથી.

તોપણ એકાદો સરકારી નોકર કોઇ કોઈ વખત, સાહીત્યને લગતું અથવા હુનરને લગતું કોઇ પણ કામ માથે લેવાને મુખત્યાર છે; માત્ર તેમ કરવાથી તેની સરકારી ફરજ બજાવવામાં ખલલ પડવી ન જોઇએ. પણ સરકાર પોતાની મરજીમાં આવે તો જે કોઇ પણ ધંધો સરકારના મત પ્રમાણે ઇષ્ટ ન હોય તે ધંધો કરતો તેને અટકાવવાને અથવા તે ધંધો છોડી દેવાનું તેને ફરમાવવાને મુખત્યાર છે.

૧૫. (૧) જ્યારે કોઇ સરકારી નોકરને નાદાર ઠરાવવામાં અથવા જાહેર કરવામાં આવ્યો હોય, અથવા જ્યારે એવા નોકરના, પગારનો અડધો ભાગ હંમેશ જપ્ત કરવામાં આવતો હોય અથવા બે વર્ષ કરતાં વધારે મુદત સુધી જાયુ જપ્તીમાં હોય, અથવા એટલી રકમ માટે જપ્ત કરવામાં આવ્યો હોય કે જે રકમ, મામુલ પ્રસંગે, બે વર્ષની મુદતની અંદર ફેડાય એમ ન હોય, ત્યારે તેને, નોકરીમાંથી કાઢી મુકવાને પાત્ર છે એમ સમજવું.

(૨) જ્યારે એવા સરકારી નોકરને સેક્રેટરી ઓફ સ્ટેટ તરફથી હોયા વગર અથવા તેની સંમતિ વગર નોકરીમાંથી કાહાડી મુકાય એમ ન હોય ત્યારે, જો તેને નાદાર જાહેર કરવામાં આવ્યો હોય તો તે વાતનો રિપોર્ટ સેક્રેટરી ઓફ સ્ટેટને કરવોજ જોઇએ, અને જો તેના પગારનો અડધો ભાગ જપ્ત કરવામાં આવ્યો હોય તો તે વાતનો રિપોર્ટ સેક્રેટરી ઓફ સ્ટેટને કરવાનો અધિકાર છે. અને સેક્રેટરી ઓફ સ્ટેટનો હુકમ આવે ત્યાં સુધી તેને નોકરીમાંથી સસ્પેંડ કરવો.

( ૩ ) બીજા કોઈ પણ સરકારી નોકરની બાબતમાં એવી વાતનો રીપોર્ટ સ્થાનિક સરકારને અથવા વિશેષ અથવા સામાન્ય હુકમ કરીને તે સરકારનો જે તાબા હેઠળનો અધિકારી ઠરાવવામાં આવે તેને કરવો જોઇએ.

(૪) જ્યારે કોઇ અમલદારના પગારનો અડધો ભાગ જપ્ત કરવામાં આવ્યો હોય ત્યારે રીપોર્ટમાં નીચેની વિગત લખવી જોઇએ; તેના પગારના પ્રમાણમાં કરજ કેટલું છે; તે કરજને લીધે કરજદારની સરકારી નોકર તરીકેની લાયકાતમાંથી કેટલો ઘટાડો થાય છે; કરજદાર કરજમાંથી છુટો થઇ શકે એમ છે કે કેમ, અને સંજોગો જોતાં જે વખતે તે વાત સરકારની જાણમાં આણવામાં આવી તે વખતે તે જે હુદ્દો ધારણ કરતો હોય તે હુદ્દા ઉપર અથવા બીજા કોઇ સરકારી હુદ્દા ઉપર તેને રાખવો ઇષ્ટ છે કે કેમ.

(૫) આ કાનુન મુજબની દરેક બાબતમાં, સદરહુ નાદારી અથવા કરજાઉપણું એવા સંજોગોને લીધે થયું હતું કે જે સંજોગો સદરહુ કરજદાર, સામાન્ય ડહાપણ વાપરતાં, ચેતી શક્યો ન હતો અથવા જેના ઉપર તેનો નિર્બંધ ન હતો અને તે નાદારી અથવા કરજાઉપણું તે કરજદારની ઉડાઉ અથવા લફંગી ટેવોને લીધે થયું નથી એ વાત સાબીત કરવાનો બોજો તે કરજદાર ઉપર છે એમ સમજવું.

**૧૬.** સરકારી નોકરને જે કોઇ પણ દસ્તાવેજ અથવા ખબર તેની સરકારી ફરજ બજાવતી વખતે મળી હોય અથવા જે તેણે પોતાની સરકારી ફરજ બજાવતી વખતે તૈયાર કર્યો હોય અથવા એકઠી કરી હોય (પછી તે હુદ્દાને લગતા સાધનો દ્વારા હોય અથવા બીજી રીતે હોય) તે તેને આ અર્થે સ્થાનિક સરકાર તરફથી સામાન્ય અથવા વિશેષ અધિકાર મળ્યો હોય તે શિવાયને પ્રસંગે, બીજા ખાતાના સરકારી નોકરોને, અથવા સરકારી ન હોય એવા શખસોને અથવા છાપાવાળાઓને. પ્રત્યક્ષ અથવા આડકતરી રીતે જણાવવાનો અધિકાર નથી.

**૧૭.** સરકારી નોકરને, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લીધા વગર, કોઇપણ વર્તમાન પત્રનો અથવા બીજાં મુદતે મુદતે પ્રસિદ્ધ થનારા પત્રનો સર્વતઃ અથવા અંશતઃ માલેક થવાનો અથવા તે ચલાવવાનો અથવા તેના અધિપતિપણાના અથવા વહીવટ ચલાવવાના કામમાં ભાગ લેવાનો અધિકાર નથી.

આવી મંજુરી આપવી તે, જે વર્તમાનપત્ર અથવા બીજું મુદતે મુદતે પ્રસિદ્ધ થતું પત્ર રાજકીય ન હોય તેજ પત્રની બાબતમાં આપવી, અને એવી મંજુરી કોઇપણ વખતે સ્થાનિક સરકારની નજરમાં આવે તો પાછી ખેંચી લેવાનો અધિકાર છે.

**૧૮.** ૧૬ મી કાનુનના ઠરાવોને પાત્ર, કોઇપણ સરકારી નોકર છાપામાં નનામાં લેખ લખી મોકલવાને મુખત્યાર છે, પણ તેમ કરતી વખતે તેણે નીયમીત તથા વાસ્તવીક હદની અંદર રહીને તકરાર ચલાવવી જોઇએ; અને જો તેનો છાપા સાથેનો સંબંધ સરકારના હિતની વિરૂદ્ધ હોય તો સ્થાનિક સરકારને તેનો એવી રીતે લેખ લખી મોકલવાનો અધિકાર છીનવી લેવાનો અધિકાર છે. અમુક સરકારી નોકરનો છાપા સાથેનો સંબંધ સરકારના હીતની વિરૂદ્ધ છે કે નહીં તે બાબત શંકા ઉત્પન્ન થવાનું કારણ હોય, ત્યારે તે વાત હુકમ માટે ગવર્નર જનરલ ઇનકૌંસિલને લખી મોકલવી જોઇએ.

આ બાબત સંબંધી વિદ્યમાન કાળે જે રેગ્યુલેશનો અમલમાં હોય તેમનો અમલ આ કાનુનમાંના કોઇ પણ ઠરાવ ઉપરથી નીયમીત થશે નહી અથવા તેને બાધ આવશે નહીં.

**૧૯.** સરકારે પસંદ કરેલા કોઇ પણ નીયમ બાબત અથવા સરકારે ભરેલા કોઇ પણ પગલા બાબત અથવા સરકારની રાજનીતીને લગતી વાત ઉપર લોકો વીવેચન કરતા હોય અથવા જે વીવેચનનો વિષય થવાનો સંભવ હોય તે વાત બાબત કોઇ પણ સરકારી નોકરને, પોતાને નામે પોતાનો અભિપ્રાય લોકોને લખીને મોકલવાનો અથવા તે, ભાષણદ્વારા અથવા બીજી રીતે જાહેર કરવાનો અધિકાર નથી.

**૧૯. અ.** (અ) સરકારી નોકરે જાહેરમાં પોતાના નામથી લેખ લખીને અથવા જાહેર મેળાવડામાં ભાષણ કરીને અથવા વ્યાખ્યાન આપીને પારકા દેશના રાજ્ય ચલાવવાના ધોરણ સબંધી અથવા તેના કારભાર સબંધી લેખકના અથવા ભાષણ કર્તાના સરકારી દરજ્જાને લઇને, તેવા દેશને ગુસ્સો ઉપજાવે અથવા બ્રીટીશ અથવા હીંદુસ્તાન સરકારને અને તેવા દેશની વચ્ચેના સબંધમાં ગુંચવણ ઉત્પન્ન કરે તેવો અભીપ્રાય આપવો નહીં અથવા તેવી તેના વિરૂદ્ધ ટીકા કરવી નહીં.

(બ) પારકા દેશના કારભાર વીશેની કોઇ પણ બાબતનું પોતાના નામથી લખાણ પ્રસિદ્ધ કરવાનો ઇરાદો હોય તેવા સઘળા સરકારી નોકરોએ તેનાં પ્રુફ હીંદુસ્તાન સરકારને સાદર કરવાં.

**ખુલાસો**—દાખલો આપવા માટે અથવા સરખામણી કરવા માટે પારકા દેશના કારભારનો ફક્ત ઉલ્લેખ કર્યો હોય તો મુદ્દ સાદર કરવાની જરૂર નથી.

**૨૦.** સરકારી નોકરને હીંદુસ્તાનમાંની અથવા હીંદુસ્તાનના કારભારને લગતી કોઈ પણ રાજકીય ચળવળમાં ભાગ લેવાનો અથવા તેની મદદ માટે પૈસા ભરવાનો અધિકાર નથી; તેમજ જે રાજકીય સભામાં હાજર થવાથી તેની હાજરીનો ખોટો અર્થ ઉઠાવવાનો અથવા તેનું સરકારી ઉપયોગીપણું ઘટી જવાનો સંભવ હોય તે સભામાં તે હાજર થવાનો અધિકાર નથી. અમુક સરકારી નોકર, જે પગલું ભરવાનો હોય તેથી આ કાનુનના ઠરાવનો ભંગ થશે કે કેમ તે બાબત શંકા લાવવાનું કારણ હોય ત્યારે, તેણે તે બાબત હુકમ થવા માટે જે સ્થાનિક સરકારના અથવા જે સરકારી નોકરના તરત તાબા હેઠળ પોતે હોય તે સરકારને અથવા નોકરને લખી મોકલવી જોઇયે.

**૨૧.** સરકારી નોકરીનાં સરકારી કૃત્ય ઉપર અથવા ચાલ ચલણ ઉપર બદનક્ષી ભરેલા હુમલા કરવામાં આવે તેની સામે બચાવ કરવા સારૂ, તે સરકારી નોકરને, સ્થાનિક સરકારની અગાઉથી સંમતિ મેળવ્યા વગર કોઇ પણ કોર્ટમાં અથવા છાપામાં જવાનો અધિકાર નથી. કોર્ટમાં જવાની સંમતી આપતી વખતે સ્થાનિક સરકારે દરેક પ્રસંગે નીચેની બાબતનો, એટલે, તે કામનો ખરચ તેણે પોતે ખમવો અથવા તે સરકારી નોકરે તે કામ પોતાને ખરચે ચલાવવું કે કેમ તે બાબતનો, અને જો તે પોતાને ખરચે કામ ચલાવે તો તેની તરફમાં ઠરાવ થાય તે પ્રસંગે સરકાર તેનો સઘળો ખરચ અથવા થોડો ખરચ આપશે કે કેમ તે બાબતનો નીકાલ કરવો.

સરકારી નોકરને પોતાના ખાનગી કૃત્ય અથવા ચાલચલણ સામે બચાવ કરવાનો જે હક છે તે આ કાનુનના કોઇ પણ ઠરાવ ઉપરથી નિયમિત થાય છે અથવા તેને તેથી બાધ આવે છે એમ સમજવું નહીં.

---

## તગાવી બાબતનો કાયદો.

---

### ( સને ૧૮૮૭ નો આક્ટ નંબર ૧૯. )

ખેતી સંબંધી સુધારો કરવા સારૂ સરકારે પૈસાનું કરજ આપવા બાબત નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

**૩.** કલેક્ટર એટલે જીલ્લાનો મહેસુલનો કલેક્ટર સમજવો.

**૪.** ખેતીનો સુધારો કરવા એટલે કુવા, તળાવ અને ખેતીના કામ સારૂ કામે લગાડેલાં માણસોના ઉપયોગ સારૂ પાણી ભરી રાખવાનાં અથવા પાણી પુરૂ પાડવાનાં બીજાં કામ બાંધવા, પીત કરવા સારૂ જમીન તૈયાર કરવા, નદીના અથવા એવા બીજા જળાશયથી જમીનને નવસાધ્ય કરવા, અને જમીનનો કાયમનો સુધારો કરવા વિગેરે કારણો માટે નાણું ધીરવામાં આવે છે.

**૬.** આ આક્ટ પ્રમાણે ધીરેલું કરજ ધીર્યાની તારીખથી અથવા છેલ્લો હપતો આપ્યાની તારીખથી જે મુદત ઠરાવવામાં આવે તે મુદત અંદર પાછું વાળવું જોઇએ.

**૭.** સદરહુ કરજ કલેક્ટર જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરી શકે છે.

કરજ લેવાની અરજી કરતી વખતે જે જમીન તારણમાં આપવાની હોય તે તથા જામીન આપવાના હોય તો તે અરજીમાં બતાવવા, જેથી પુરતું તારણ લઇ કરજ ધીરવામાં આવે છે.

---

## તગાવી બાબતનો કાયદો.

---

### ( સને ૧૮૮૪ નો આક્ટ ૧૨ મો. )

**૪.** આ આક્ટ પ્રમાણે દુઃખ પરીહાર કરવા માટે ( જેમકે આગથી કે રેલથી, ઘરાં નાશ પામે તે માટે ) બી અથવા ઢોર ખરીદ કરવા સારૂ અને સને ૧૮૮૩ ના આક્ટમાં કહેલાં નહીં હોય પણ ખેતીના કામની સાથે સંબંધ હોય એવાં બીજાં કોઇ પણ કામ સારૂ જમીનના માલીકોને તથા વહીવટ કરનારાઓને કરજ આપી શકાય છે.

૫. અને તેવું કરજ તથા વ્યાજ ખર્ચ સુદ્ધાં જે માણસને કરજ આપ્યું હોય તેની પાસે અથવા તેના જામીન પાસે જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરી શકાશે.

---

# લોકલફંડ બાબતનો એક્ટ.

---

## સને ૧૮૮૪ નો આકટ ૧ લો. ( મુંબઇનો )

૪. જમીન મહેસુલના આકાર ઉપર દર રૂપીએ એક આના પ્રમાણે સરકાર લોકલફંડ વસુલ કરે છે. તેમાંથી એક આને ચાર પાઈ ગુજરાતી નિશાળોના ઉપયોગમાં, અને આઠ પાઇ રસ્તા, તળાવ, કુવા વિગેરે બાંધકામોમાં વાપરે છે. લોકલફંડનો વહીવટ જીલ્લા સારૂ જીલ્લા લોકલબોર્ડે અને તાલુકા સારૂ તાલુકા લોકલબોર્ડે કરવો.

૧૦. જેઓ ૪૮ રૂપીઆથી ઓછો નહી હશે એવો જમીન મહેસુલનો આંકડો સરકારમાં ભરતા હશે, તેઓ, જેને પાંચ હજાર રૂપીઆ કરતાં ઓછી નહીં હોય એટલી સ્થાવર મિલકત હશે તે, જેઓની વરસ દહાડે પાંચસેં રૂપીઆની ઉપજ હશે તે, જે પેન્શનરનું પેન્શન દર માસે પચાસ રૂપીઆથી ઓછું નહી હોય તે. ઓનરરી મેજીસ્ટ્રેટો, મુલકી અને પોલીસ પટેલો, અથવા સરકાર ઠરાવે તે બીજા તાલુકામાં રહેનારા સખસો તાલુકા લોકલબોર્ડના મેમ્બર તરીકે ચુંટી કહાડવાને લાયક છે.

૧૧. કોઈ પણ સ્ત્રી, જેની ઉમર ૨૧ વરસથી ઓછી હોય તે પુરૂષ, જીલ્લા અથવા સબોર્ડીનેટ જડજ હોય તે, જેને ફોજદારી રાહે શિક્ષા થઇ હોય તે, જે લોકલ બોર્ડના તાબાનો નોકર હોય તે, આવી બોર્ડનો મેમ્બર થઇ શકે નહીં.

૧૪. સદરહુ મેમ્બરોએ ત્રણ વરસ સુધી હોદ્દો ધારણ કરવો.

૨૧. તાલુકા લોકલ બોર્ડના મેમ્બર થવાને લાયક હોય તેઓની, તથા મત આપનારાઓની એવી બે યાદી કલેકટરે તૈયાર કરાવી ચુંટણી કરવાની તારીખની અગાઉ બે મહીના આગમજ દરેક ગામના ચોરે અને કચેરીના પ્રસિદ્ધ ભાગ પર લગાવી પ્રસિદ્ધ કરવી.

૨૪. ચુંટણી કરતી વખતે જેના મત વધારે પડે તેને મેમ્બર નીમ્યો એમ સમજવું. આવી ચુંટણીમાં કોઇ લાયક સખસ ચુંટી કહાડવામાં આવ્યો નહીં હોય તો તાલુકા બોર્ડ માટે કલેકટરે અને જીલ્લા બોર્ડ માટે કમીશનરે એવા લાયક સખસને સરકારની પસંદગીથી નીમવો જોઇએ.

૨૬. ચુંટી કહાડેલા મેમ્બરોનાં નામ સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવાં.

૨૭. સદરહુ મેમ્બરો પૈકી એક આસામીને અધ્યક્ષ તરીકે ચુંટી કહાડવો, અને તેની નીમણુંક સરકારે કરવી.

૨૮. તેવા અધ્યક્ષે બોર્ડની સભાઓમાં અધ્યક્ષ સ્થાને બેસવું અને બોર્ડના ઉપજ ખર્ચના કારભાર ઉપર નજર રાખવી.

૩૦. લોકલ બોર્ડે પોતાના તાબાના પ્રદેશમાં લોકલ ફંડમાંથી નીચે પ્રમાણે તજવીજ કરવી. ૧ રસ્તા તથા રાહદારીનાં બીજાં સાધનો બાંધવા અને તેની મરામત કરવવી. હોસ્પીટલો, બજાર, ધર્મશાળા તથા બીજી સાર્વજનીક ઇમારતો બાંધવી અને તેની મરામત કરાવવી, સાર્વજનીક તળાવ, કુવા તથા પાણીનાં કામ બાંધવાં અને તેની મરામત કરાવવી, કનિષ્ટ પ્રતિની નિશાળો સારૂ યોગ્ય જગાની સગવડ કરી આપવી, તથા તે જોવી અને ચાલુ રાખવી. કનિષ્ટ પ્રતિની વિદ્યાની વૃદ્ધિ તથા પ્રસાર કરવો, શિળી કહાડવાનું કામ તથા આરોગ્યતા સારૂ જરૂરની તજવીજ કરવી, બોર્ડના રસ્તાની બાજુ ઉપર ઝાડ રોપવાં.

૫૦. લોકલબોર્ડના અધ્યક્ષે તથા બીજા એક મેમ્બરે સહી કરેલા ચેક સીવાય લોકલફંડનું નાણું સરકારી ટ્રેઝરીમાંથી આપવું નહીં.

૫૫. તાલુકા લોકલબોર્ડે મંજુર કરેલું દરેક બજેટ એસ્ટીમેટ જીલ્લા લોકલબોર્ડને મંજુરી સારૂ મોકલવું.

૬૨. લોકલબોર્ડનાં કામો તપાસવાનો તથા દેખરેખ રાખવાનો કલેકટરને અધિકાર છે.

૭૦. લોકલબોર્ડના મેમ્બરનો, અમલદારનો, અથવા નોકરનો, બોર્ડના હુકમથી કરવામાં આવતું હોય તે કામમાં, કે બોર્ડની સાથે કરેલા કોઇ પણ કરારમાં કાંઇ પણ ભાગ અથવા હીત સંબંધ હશે તો તે ફોજદારી કોર્ટમાં સાબીત થયેથી પાંચસે રૂપીઆ સુધી દંડને પાત્ર થશે.

**૭૧.** લોકલબોર્ડનો દરેક મેમ્બર, જીલ્લા બોર્ડે રાખેલો દરેક અમલદાર તથા નોકર હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૨૧ મી કલમના અર્થ પ્રમાણે સરકારી નોકર છે એમ સમજવું.

## ઇનકમટેક્ષ એકટ સને ૧૮૮૬ નો આકટ ૨ જો.

**ખેતી સિવાય બીજા દ્વારથી મળેલી આવક ઉપર કર નાંખવા નીચે પ્રમાણે ઠરાવ્યું છે.**

૩. " કલેકટરનો અર્થ જીલ્લાની મહેસુલનો કારભાર જે અમલદારને શિર હશે તે અથવા આ આકટમાં જણાવેલા કામને માટે કલેકટર નીમે તે અમલદાર.

**૪.** નીચેની આવકો સિવાયની આવકો ઉપર આગળ લખ્યા મુજબ કર આપવો પડશે.

**૫.** ખેતીવાડીમાં વપરાતી જમીનમાંથી મળતું ગણોત અથવા મહેસુલ, ખેતીવાડીની પેદાસનું કરેલું વેચાણ, જે વહાણની કંપનીને બ્રીટીશ ઇન્ડીઆની બહારની સનંદ મળી હોય અને જેનું વેપારનું મથક ઇંડિઆની બહાર હોય. અને હીંદી સમુદ્રની હદ બહાર દરિઆઇ વેપારમાં ગુંથાયાં હોય તે વહાણની કંપનીનો કંઇ પણ નફો, સાર્વજનિક કે ધર્મ સંબંધી કામોને માટેજ વપરાતી મિલકતમાંથી મળેલી આવક, સ્ટોકનોટ ઉપરનું કાંઇપણ વ્યાજ, અને જેની ઉપજ ૧૦૦૦ રૂપિઆ કરતાં ઓછી હોય તે. કરને પાત્ર નથી.

**૭.** સરકારી અમલદારો અને પેન્શનરોની બાબતમાં તે જે કરને પાત્ર હોય તેવી રકમ તેના પગાર, પેન્શન કે ગ્રેજ્યુઇટીમાંથી ઓછી કરવી જોઇએ.

**૯.** કંપની અને ખાનગી કામ લેનારાઓનાં નોકરો અને પેન્શનરોની બાબતમાં તે જે કરને પાત્ર હોય તે કર, પગાર, પેન્શન કે ગ્રેજ્યુઇટીનો કોઇપણ ભાગ તેને જે વખતે મળે તે વખતે તેણે આપવો.

**૧૧.** દરેક કંપનીના અમલદારે દર વર્ષે માર્ચની ૩૧ મી તારીખ સુધીમાં પોતાને નક્કી નફો મળ્યો હોય તે બતાવનારૂં પત્રક તા. ૧૫ એપ્રીલ સુધીમાં કલેકટરને મોકલવું.

**૧૨.** કંપનીઓના અમલદારોને હીસાબ બતાવવાની ફરજ પાડવાનો કલેકટરને અધિકાર છે.

**૧૪–૧૫.** ૩૧ મી માર્ચે પુરા થતા વર્ષમાં મળેલી આવક ઉપર કરનો આકાર કલેકટરે ઠરાવવો જોઇએ.

**૧૬.** જે માણસોની ૨૦૦૦ રૂપીઆની અંદરની વાર્ષિક આવક હોય તેની દરવરસે ટીપ તૈયાર કરાવવી. તેમાં નામ તથા કેટલી રકમ આપવાની તે લખવું. અને તે કર બતાવેલી તારીખથી ૬૦ દીવસની અંદર આપવાની અથવા તે તારીખથી ૩૦ દિવસની અંદર કર ઓછો કરવા કલેકટરને અપીલ કરવાની નોટીસ તે ટીપ સાથે જોડીને ફાઇલ કરવી. વળી ટીપ તથા નોટીસ લાગતા વળગતાને ખબર આપવા પ્રસિદ્ધ કરવી જોઇએ.

**૧૭.** ૨૦૦૦ રૂપિઆ અને તેની ઉપરના આવકવાળા માણસોને ઉપર પ્રમાણેની નોટીસ બજાવવી જોઇએ.

**૧૮.** જે સખસો ૧૭ મી કલમ મુજબ નોટીસ બજાવવાને પાત્ર હોય તેમને તે બજાવ્યા ઉપરાંત તેમનું નામ ૧૬ મી કલમ મુજબ ટીપમાં દાખલ કરવાનો કલેકટરને અધિકાર છે.

**૨૦.** બાળકની, સ્ત્રીની, ગાંડા કે મુઢ માણસની મીલકત ઉપરનો કર, તેના વાલી, ટ્રસ્ટી કે કમિટી ઉપર નાંખવો જોઇએ.

**૨૧.** જે માણસ બ્રિટીશ ઇન્ડિઆમાં ન રહેતો હોય તેના ઉપર તેના એજંટને નામે કર નાંખવો.

**૨૪.** જ્યારે કોઇ ઇમારત તેના ધણીના કબજામાં હોય ત્યારે તે આવકનું એક સાધન છે એમ ગણી તેનું એક વર્ષને માટે જેટલું ભાડુ આવે તેટલી રકમના ⅚ જેટલી રકમ ઉપરના કરને પાત્ર થશે.

**૨૫.** આ આકટ મુજબ ઠરાવેલા કરના આકારની વિરૂદ્ધ ૧૬ મી કલમમાં બતાવેલી જાહેર ખબરમાં બતાવેલા વખતની અંદર કોઇપણ માણસ કલેકટરને અરજી ગુજારી શકે.

**૨૬.** કલેકટરે મુકરર કરેલે દીવસે અરજી સાંભળવી અને વ્યાજબી લાગે તેવો હુકમ કરવો.

**૨૭.** ફરી તપાસને માટે કોઇ માણસની અરજી ઉપરથી પોતાને વ્યાજબી લાગે તો કમીશનર તે બાબતની લેખી હકીકત માગી શકે અને જેવો ગમે તેવો હુકમ કહાડી શકે.

**૨૯.** દર વર્ષે જુનની ૧ લી તારીખે કર આપવો જોઇએ.

૩૭. આ આક્ટ મુજબના કરની બમણી રકમ કરતાં વધારે ન હોય એવી રકમ જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરી શકાશે. જે વરસને માટે આ આક્ટ મુજબ રકમ આપવાની હોય તે વરસના છેલ્લા દિવસથી ત્રણ મહિના પુરા થયા પછી તે રકમ વસુલ કરવાને માટે કંઇ પણ કામો શરૂ થઇ શકે નહિ.

૩૮. જો કોઇ માણસ કર આપવામાં, અથવા ૧૦ મી ૧૧ મી કે ૧૨ મી કલમ પ્રમાણે લેખી હકીકતો પત્રકો કે હીસાબો મોકલવાને ચુકશે તો તેને જે દીવસને માટે કસુર કરી હશે તે દરેક દિવસને માટે રૂ. ૧૦ સુધી દંડ થશે.

૩૯. આ આક્ટ મુજબનો કર કહાડી નાંખવા, કે ઓછો કરવા દિવાની કોર્ટમાં ફરીઆદ ચાલશે નહિ. આ આક્ટની રૂયે કરની રકમ પાછી મેળવવાનો દાવો એક વરસની અંદર કરવો.

૪૦. આ આક્ટ મુજબના કલેક્ટરના અને કમીશનરના સઘળા અધિકાર સ્થાનિક સરકાર બીજા જે અમલદારને નીમે તે ચલાવી શકશે.

૪૧. જે અમલદાર કલેક્ટરનો બધો, અથવા કંઇ અધિકાર ચલાવતો હોય તે અમલદાર કોઈપણ માણુસને નોટીસ આપીને નીચેની બાબતો મોકલવાની ફરજ પાડી શકે, અ જે ઘરનો પોતે ઉપયોગ કરતો હોય અથવા ભાડે આપ્યું હોય તે ઘરમાં રહેનારા દરેક માણસનું નામ, પોતાની ચાકરીમાં રાખેલો જે માણસ દર મહિને તાસી રૂપીઆ પાંચ આના ચાર પાઇ અથવા દર વરસે હજાર કે તેથી વધારે રકમનો પગાર કમાતો હોય તેનું નામ અને રહેવાની જગ્યા.

## નીચે પ્રમાણે કર આકારવામાં આવે છે.

૧. પગાર અને પેન્શનો.

| | |
|---|---|
| બ્રિટીશ ઇન્ડીઆમાં રહેનારા કોઇપણ માણસને બ્રિટિશ ઇન્ડિઆમાં અપાતો કંઇ પગાર વિગેરે | જો આવકનો આંકડો દર વરસે ૨૦૦૦ કે તેથી વધારે અથવા દર માસે રૂપિઆ ૧૬૬–૧૦–૮ અથવા વધારે થાય તો દર રૂપિએ પાંચ પાઇ. |
| સરકારની સાથે મૈત્રી રાખનારા રાજા કે સંસ્થાનના મુલકમાં રહેનાર બ્રિટીશ સરકારની રૈયતને સરકારથી અપાતો કંઇપણ પગાર વિગેરે: | જો આવકનો આંકડો દર વરસે ૨૦૦૦ કરતાં ઓછો અથવા દર મહિને રૂ. ૧૬૬–૧૦–૮ કરતાં ઓછો થાય તો દર રૂપીએ ચાર પાઇ. |

૨. કંપનીના નફા ઉપર દર રૂપિએ એક આનો.

૩. સિકયુરિટી ઉપર વ્યાજની પેદાશ ઉપર દર રૂપીએ એક આનો, પણુ ૨૦૦૦ કરતાં ઓછી છે અને તેથી દર રૂપીએ ચાર પાઇ દર લેવો એવું કલેકટરની સહીવાળુ સરટીફીકેટ સીકયુરીટીનો માલીક રજુ નહિ કરે તો વ્યાજ ૨૦૦૦ થી ૫૦૦૦ ની અંદર ઉપર દર રૂપીએ પાંચ પાઇ લેવી.

૪. ઉપરની આવકમાં નહિ આવી જાય તેવી આવકનું સાધન જો રૂ. ૧૦૦૦ કરતાં વાર્ષીક ઉપજ ઓછી નહિ. પણુ ૧૨૫૦ થી ઓછી આકારવામાં આવે તો કર રૂ. ૨૦ થશે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| વાર્ષિક આવક રૂ. | ૧૨૫૦ | કરતાં ઓછી નહિ પણુ રૂ. | ૧૫૦૦ | થી ઓછી | આકારવામાં આવે તો રૂ. | ૨૮ |
| ,, | ૧૫૦૦ | ,, | ૧૭૫૦ | | ,, | ૩૫ |
| ,, | ૧૭૫૦ | ,, | ૨૦૦૦ | | ,, | ૪૨ |

જો વાર્ષિક ઉપજ ૨૦૦૦ અથવા ઉપરની અને ૫૦૦૦ ની અંદર આકારવામાં આવે તો આવકના દરેક રૂપિઆ ઉપર પાંચ પાઇ.

આવક ૫૦૦૦ થી ઉપર અને ૧૦૦૦૦ કરતાં ઓછી હોય તો દર રૂપીએ છ પાઇ
,, ૧૦૦૦૦ ,, ૨૫૦૦૦ ,, ,, નવ પાઇ
,, ૨૫૦૦૦ ઉપર હોય તો દર રૂપીએ એક આનો.

# મતાદાર બાબતનો એકટ.

## ( સન ૧૮૮૭ નો મુંબઇનો આકટ નં. ૬. )

**ઉદ્દેશ**—મતાદારોની ચાકરીનું નિયમન કરવા સંબંધી વિશેષ ઠરાવો કરવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

**૨. મતાદારનું કુટુંબ**—એ શબ્દોનો અર્થ જે કુટુંબમાં ગામના પટેલનો હોદ્દો વંશપરંપરાનો હોય એવું કોઇ કુટુંબ. "મતાદાર" આ શબ્દનો અર્થ ૫મી કલમ મુજબ રાખેલા રજીષ્ટરમાં મતાદાર કુટુંબના જે આશામીનું નામ દાખલ થયું હોય તેવા કોઇ આશામી. મતાદારનો વારસ કોણ છે. તે ઠરાવતી વખતે પરંપરાગત જેષ્ટપણાના વારસનો નિયમ તે મતાદાર કુટુંબમાં ચાલુ છે એમ ગણવું જોઇએ.

૩. "વતન" આ શબ્દનો અર્થ ગામના સઘળા તથા દરેક મતાં થાય છે અને મતાદાર કુટુંબનો આશામી વતનદાર છે એમ સમજવું.

**૫.** મતાદારોની ચાકરી કરવાના રજીષ્ટરમાં કલેકટરે દરેક ગામનું રજીષ્ટર નીચે પ્રમાણે રાખવું. ૧ મતાદાર કુટુંબોની સંખ્યા, ૨ પટેલનો હોદ્દો ધારણ કરવાનો હોય એવા મતાદારનું નામ, ૩ પટેલના હુદ્દા ઉપરનો હક્ક, સદરહુ વારસ વકીલ મતાદારોને જે વારાફરતા ક્રમમાં સ્વાધીન રહેવાનો હોય તે વારાફરતો ક્રમ. ૪ પટેલોની સંખ્યા. ૫ મતાદારની ચાકરીઆત જમીનનું વર્ણન, ૬ રોકડું તથા બીજી નીમણુંકો વિગેરે બાબતો આવવી જોઇએ.

૬. પટેલનો હોદ્દો ધારણ કરવાનો હક સામાન્યતઃ દરેક મતાદાર કુટુંબને છે, પરંતુ એકજ મતાદાર કુટુંબને અંગે ખાસ હક છે એવું જાહેર કરવાને સરકાર મુખત્યાર છે.

૭. મતાદાર કુટુંબના દરેક માણસનું નામ ૫ મી કલમ પ્રમાણે તૈયાર કરેલાં રજીષ્ટરમાં કલેકટરે દાખલ કરવું.

**૮–૯.** મતાદાર મરી જાય તો તેના વારસ તરીકે એક મતાદારનું નામ નોંધવામાં આવશે. મૈયત મતાદારને નામે રજીસ્ટરમાં નોંધેલો તે મતામાંનો હિસ્સો હયાત વારસ વકીલ મતાદારને મળવો જોઇએ.

**૧૧.** મતાદારોને શિરસ્તા મુજબ જે કર્તવ્ય કર્મો કરવાનાં હોય તે કર્તવ્યો કલેકટર ફરમાવશે ત્યારે દરેક મતાદાર કરવાને બંધાયલો છે અને ગામના ઠરાવ બંધ તથા બીજા ગામના જે કાગળો ઉપર મતાદારોએ સહી કરવી એવો શિરસ્તો હોય તે ઉપર સહી કરવાનો તેનો વિશેષ હક્ક છે.

**૧૪.** જે ગામના સંબંધમાં ગવર્નર ઇન કૌંસિલ ૬ ઠી કલમની રૂયે જે કુટુંબો જાહેર કર્યા હોય તેઓ પૈકી દરેક કુટુંબના વારસ વકીલને પટેલનો હુદ્દો ધારણ કરવાનો હક તે ઠરાવમાં નક્કી કરેલા ક્રમ મુજબ સ્વાધિન થશે. અને બીજા કોઇપણ મતાદારને તેમાં ભાગ મળશે નહિ.

**૧૫.** બીજી દરેક બાબતમાં હુદ્દો ધારણ કરવાનો હક મતાદાર કુટુંબે વારાફરતી ભોગવવો.

**૧૬.** વારાનો ક્રમ ઠરાવવા કલેકટરે સદરહુ ગામના મતાદારોને પોતાની રૂબરૂ ભેગા થવા ફરમાવવું. મતાદારોનો મોટો ભાગ વારાનો ક્રમ કબુલ રાખવામાં ચુકે તો કલેકટરે તે ચીઠ્ઠી નાંખીને ઠરાવવો.

**૧૭.** જે ગામને ક.–૧૫ લાગુ પડતી હોય તે ગામમાં પટેલનો હુદ્દો ખાલી પડેથી તે જગો પુરવાને જે મતાદાર કુટુંબના આસામીનો વારો હોય એવાને ચુંટી કાઢવાનો સદરહુ ગામના મતાદારો ઉપર પ્રમાણે ચુંટી કાઢવાને ચુકે તો હુદ્દો ધારણ કરવાનો હક સદરહુ કુટુંબના વારસ વકીલ મતાદારને સ્વાધીન રહેશે.

**૧૯.** વારસ વકીલ મતાદારે સામાન્યતઃ જાતેજ વહીવટ કરવો જોઇએ જો જાતે વહીવટ કરવાની ના કહે તો હોદ્દો ધારણ કરવાના હકનો વારો બીજા સખસને પ્રાપ્ત થશે.

**૨૦.** જો વારસ વકીલ મતાદાર હુદ્દા માટે નાલાયક હોય અથવા તેની જાતે વહીવટ કરવાની ઇચ્છા ન હોય અથવા એક અથવા વધારે બીજા વહીવટદારોની જરૂર હોય તો ગુમાસ્તો નીમવાનો તેને અધિકાર છે, સદરહુ ગુમાસ્તાને કાઢી મુકવા મતાદાર અરજ કરે અને તેમ કરવાનું પાકુ કારણ કલેકટરને જણાય તો તેને કાઢી મુકવાને કલેકટર મુખત્યાર છે. નાલાયક મતાદારને ગુમાસ્તો નીમવાનો હક પ્રાપ્ત થશે નહીં.

૨૧. જ્યારે ગુમાસ્તાની નીમણુંક કરવાની હોય ત્યારે કલેકટરે વીસ દીવસની તે મતાદારને નોટીસ આપવી, તે મુદત દરમીઆન તેણે જે માણસ મતાદાર કુટુંબનો આસામી હોય અને હુદ્દાને માટે લાયક હોય તેને નીમવો.

૨૨. તેમ કરવાને ચુકે તો કલેકટરે ગુમાસ્તો નીમવો, ગુમાસ્તો મતાદાર કુટુંબનો આસામી હોવો જોઇએ પણ એવા કુટુંબનો કોઇ પણ સખસ વહીવટ કરવાને રાજી ન હોય તો કોઇ પણ બીજા સખસને નીમવાનો અધિકાર છે.

૨૩. જો કોઇ મતાદાર અઢાર વર્ષથી ઓછી ઉમરનો હોય અથવા કાયદાસર રીતે નાલાયક હોય ત્યારે તેને બદલે તેના વાલીને કામ કરવાનો અધીકાર છે.

૨૪. એકના એક વારસ વકીલ મતાદારના હુદ્દાની મુદત તેની હયાતી સુધી હોવી જોઇએ અને ચુંટી કાઢેલા વહીવટદારના હુદ્દાની મુદત પાંચ વરસની, અથવા મતાદારોનો મોટો ભાગ બીજી જેટલી લાંબી મુદત ઠરાવે તેટલી મુદત સુધી હોવી જોઇએ.

૨૫. ચુંટણી ન થાય ત્યારે મતાદારોની સંખ્યા નવથી વધારે હોય, ત્યારે પાંચ વરસ, સંખ્યા ચારથી વધારે અને નવથી ઓછી હોય ત્યારે સાત વરસ, અને સંખ્યા ચારથી વધારે ન હોય ત્યારે દસ વરસ સુધી હુદ્દો ધારણ કરવાનો હક રહેશે.

૨૬. ગુમાસ્તા નીમવા તે તેમના મુખ્યની હુદ્દાની મુદત સુધી નીમવા.

૨૭. ૧૫ મી કલમ લાગુ પડતી હોય તે ગામમાં વારસ વકીલ મતાદારના હુદ્દાની મુદતના છેલ્લા વરસમાં જાતે વહીવટ કરવા દેવામાં આવશે નહી તેમ નવો ગુમાસ્તો નીમાશે નહીં.

૨૮. થોડી મુદત માટે કામ ચલાઉ વહીવટદારોની કલેકટરે નીમણુંક કરવી.

૨૯. વહીવટદારોએ પોતાની ગેરહાજરીને અથવા માંદગીને પ્રસંગે બદલી તરીકે યોગ્ય આસામીને મુકવા જોઇએ.

૩૦. સ્ત્રીઓ, અઢાર વર્ષથી ઓછી ઉમરનો સખસ, જે સખસ સાઠ વરસનો હોય, જે સખસ ગાંડો, મનનો નબળો, બહેરો, આંધળો, અને અપંગ હોય તે સખસ, ખરાબ ચાલનો તથા વહીવટ કરવાને નાલાયક હોય તે સખસ, ફોજદારી રાહે દંડ કેદની સજા પામેલો, અને હુદ્દા ઉપરથી ૩૧ મી કલમ પ્રમાણે દુર કરેલો સખસ અને સરકારે કેળવણી સંબંધી પરીક્ષા ઠરાવી હોય તે પરીક્ષા પસાર નહીં થયો હોય તે જે સખસ જમીન મહેસુલ જાણી જોઇને ન આપ્યાના સબબને લીધે હું હુદ્દાને માટે અયોગ્ય છે તે સખસ, તેવા સખસો પટેલના હુદ્દાને માટે નાલાયક છે એમ સમજવું.

૩૦. (૧) કોઈ મતાદાર ખરાબ ચાલનો હોવાનું ઠરાવ્યું હોય કે નાલાયક હોય તેને વહીવટદારની ચુંટણી કરવામાં મત આપવાનો અથવા ગુમાસ્તો નીમવાનો હક છીનવી લેવામાં આવશે.

૩૧. જે મતાદાર પોતાના કર્તવ્ય કર્મો કરવાને ગફલત કરે તો તેને દરેક ગુન્હા બદલ તેના વાર્ષીક વેતનના ઘણામાં ઘણા ચોથા ભાગ સુધીની દંડની શિક્ષા કરવાનો કલેકટરને અધિકાર છે. તેમજ તેને સસ્પેન્ડ કરવાની અને સરકારની મંજુરી લઇને તેને હુદ્દા ઉપરથી દુર કરવાનો કલેકટરને અધિકાર છે. તેમજ તેને દુર કર્યો હોય ત્યારે તેની હયાતી લગીનો હક સંબંધ જપ્ત કરી ખાલસા કરવાનો ગવર્નર ઇન કૌંસિલને અધિકાર છે.

૩૨. વહીવટદાર ઉપર ફોજદારી કામ ચાલતું હોય તે દરમ્યાન તેને સસ્પેન્ડ કરવાનો કલેકટરને અધિકાર છે અને તે પુરૂ થયા પછી ફોજદારી કોર્ટનો ઠરાવ પોતાના ધ્યાનમાં લેવાનો કલેકટરને અધિકાર છે.

## હિંદુસ્તાનના બંદરો બાબતનો આક્ટ.

### ( સને ૧૯૦૮ નો આકટ નંબર ૧૫ મો. )

૭. કાન્સરવેટરની નીમણુંક સરકારે કરવી. પલાવણી તથા દોરડાં કાપવાનો બંદરની હદની અંદર અડચણકારક ચીજો હોય તે કહાડી નાંખવાનો ભાગેલા વહાણને બહાર કડાવવાનો, વહાણ ઉપર જવાનો તથા વહાણ બદલ ફી વીગેરે વસુલ કરવા ઈમારતમાં પેસવાનો, કોઇપણ વહાણના માસ્તર પાસે આગ ન લાગવા

દેવા સારૂ અથવા હોલવવા સારૂ ખલાસીઓ માગવાનો, અધિકાર કોન્ઝરવેટરને છે, કોઇપણ બંદરમાં સ્થાનિક સરકારના હુકમથી ઘાલેલાં બોયાં બીકીન તથા મુરીંગ કોઇ માણસે કાયદાસર કારણ વગર ઉચકવું નહિ તેમ તેને નુકસાન કરવું નહિ. તેમ કરશે તો નુકશાની આપવા ઉપરાંત બે હજાર રૂપિઆના દંડની અથવા બે વર્ષની કેદની શિક્ષા થશે.

**૨૦.** જે માણસ કોઇ પણ બંદરમાં કોઈ વહાણને, તેના ધણીની પરવાનગી વગર તેના મુરીંગમાંથી જાણી જોઇને છુટું કરશે કે કહાડશે તેને બસે રૂપિઆ સુધી દંડની અથવા છ મહિના સુધી કેદની શિક્ષા થશે.

**૨૧–૨૨.** જે કોઈ વહાણનો માસ્તર નિરમ અથવા કચરો કોઇ પણ બંદરમાં અયોગ્ય રીતે કાયદાસર કારણ વગર નાંખશે તેનો તેમજ મના કરેલી હદમાં કોન્ઝરવેટરના હુકમ વિરૂદ્ધ વહાણને ચોપડશે કે તેમાંની ગંદવાડ બાળી નાંખશે તેને દરેક ગુન્હા બદલ પાંચસો રૂપિઆ સુધી દંડની શિક્ષા થશે.

**૨૩–૨૬.** જે માણસ મના કરેલી હદમાં વહાણ ઉપર કાચો ડામર, રાળ વિગેરે સળગી ઉઠે તેવો પદાર્થ ઉકાળશે, તેમજ પોતાના વહાણને બાંધેલી પલાવણી કે હાજર સુરજ આથમ્યા પછી બહાર રાખશે તેને દરેક ગુન્હા બદલ બસો રૂપીઆ સુધી દંડ થશે.

**૨૭.** જે માણસ બંદરમાં કાયદાસર કારણ વગર કોઇપણ અગ્નિ શસ્ત્ર છોડશે તેનો પચાશ રૂપિઆ સુધી દંડ થશે. પણ સંકટની સુચના કરવા સારૂ બંદુકનો ખાલી બાર કરશે તેનો દંડ થશે નહિ.

**૨૮.** જે વહાણનો માસ્તર, વહાણમાં આગ લાગતી હોય તે વેળા તે હોલવવાની તજવીજ કરવાનું વર્જ્ય કરશે તેને છ મહીના સુધીની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીની દંડની અથવા બંનેની શિક્ષા થશે.

**૨૯.** કાન્સરવેટરની પરવાનગી વગર ખોવાયલા સ્ટોર સારૂ બંદરના તળીયામાં શોધ કરશે તેનો સો રૂપિઆ સુધી દંડ થશે.

**૩૦.** બંદરના કાંઠાના કે કીનારાના કોઇ પણ ભાગમાંથી કાન્સરવેટરની પરવાનગી વગર જે કોઇ માણસ ખડક, પથરા, જાડી રેતી. કાંકરા, રેતી અથવા માટી કહાડી નાંખશે અથવા લઇ જશે તેનો નુકશાની આપવા ઉપરાંત સો રૂપિઆ સુધી દંડ થશે.

**૩૧.** પૈલટ વગર અથવા હાર્બર માસ્તરની પરવાનગી વગર વહાણો એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાં નહિ.

**૩૩.** બંદરોનું દેણું ત્રીજા પરિશિષ્ટ પ્રમાણે નીચે પ્રમાણે લેવું. માછલી મારવાની હોડીઓ સિવાય મુંબઇનાં દશ ટનનાં તથા તેથી વધારે ટનનાં સમુદ્રમાં જનારાં વહાણોનાં દર ટને ચાર આના એક મહીનામાં એકજ વખત આપવા. બંદરોના બે વર્ગ પાડયા છે તેમાં ઉત્તર વર્ગમાં—ઘોઘાથી અરનાલા સુધી અને દક્ષીણ વર્ગમાં વાંદબાથી ભટકળ સુધીના દશ ટનનાં તથા તેથી વધારે ટનનાં સમુદ્રમાં જતાં વહાણો માટે ઘણામાં ઘણા ત્રણ આના ત્રીસ દીવસમાં એકજ વખત આપવા કરાંચીના ત્રણ મહીનામાં દર ટને ચાર આના અને એડનના એક મહીનામાં દર ટને ત્રણ આના આપવા.

**૩૪.** બંદરનાં દેણાં સ્થાનિક સરકાર ફેરફાર કરવાને મુખત્યાર છે.

**૩૬.** બંદરનાં દેણાંની ફી વિગેરેનો હિસાબ રાખવા કોઇ અમલદારની સ્થાનિક સરકારે નિમણુંક કરવી.

**૩૮.** અને તેને તેણે બંદરનાં દેણાંની વિગેરે બદલ પહોંચ આપવી.

**૩૯.** બંદરની હદની અંદર વહાણ આવ્યા પછી ચોવીશ કલાકની અંદર વહાણનો માસ્તર કાન્સર વેટરને વહાણ આવ્યાનો રીપોર્ટ કરવાને ચુકશે તો તેનો સો રૂપિઆ સુધી દંડ થશે.

**૪૨–૪૩.** વહાણનો માસ્તર બંદરનું દેણું વિગેરે આપવાને ના કહેશે તો તે વહાણ વિગેરે જપ્ત કરવાને દેણું આપવામાં આવે ત્યાં સુધી અટકાવી રાખવાને, અને પાંચ દીવસમાં ન આપે તો તે વેચવાને પ્રાપ્ત થશે. તેમજ તે ન આપે ત્યાં સુધી વહાણ માટે પોર્ટ ક્લિયરન્સ આપશે નહીં.

**૪૫.** બંદર દેણાં વિગેરે આપવાનું ઉડાવવા બદલ સદરહુ રકમની પાંચ ગણી રકમ સુધીના દંડની શિક્ષા થશે.

**૪૬–૪૭.** નિરમ ભરેલા વહાણ બદલ બંદરે દેણું પોણા ભાગ કરતાં વધારે લેવું નહિ. અને જે વહાણો માલ અથવા ઉતારૂ ઉતરતાં અથવા લેતાં નહિ હોય તેનું બંદરે દેણું અડધા ભાગ કરતાં વધારે લેવું નહીં.

૪૮. કોઇ પણ વિહાર—નૌકા બાબત અથવા તોફાનથી વહાણ પાછાં આવે તે બાબત બંદરે દેણું લેવાનો અધિકાર નથી.

૫૧. જે વહાણનો માસ્તર વહાણનો નંબર અને નામ જણાવવાની સિગ્નલ ચઢાવશે નહિ તેને એક હજાર રૂપીઆ સુધીના દંડની શિક્ષા થશે.

૫૪. સ્થાનિક સરકારે કરેલી કાનુન તથા હુકમ જે સખસ માન્ય નહી કરે તેનો દરેક ગુન્હા બદલ સો રૂપિઆ સુધી દંડ થશે.

૬૨. બંદરમાં કાયદા વિરૂદ્ધ વહાણ તથા વાવટા વિગેરે ચઢાવશે તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૬૬. કાન્સરવેટરના અધિકાર તેના આસસ્ટંટોને છે.

## દેશી ઉતારૂ લઇ જનારાં વહાણો બાબતનો એકટ.

### સને ૧૮૮૭ નો આકટ નંબર ૧૦ મો. ( ઇંડિઆનો ).

૨. આ આકટ આખા બ્રિટીશ ઇંડિઆને લાગુ છે.

૬. સરકારે નિમ્યા સિવાયના બીજા કોઇ પણ બંદરમાંથી ઉતારૂ લઇ જનારાં વહાણે રવાનાં થવું નહિ. તેમ તેવા બંદરે ઉતારૂને ઉતરવા નહિ તેમ લેવા નહિ.

૭. જે વહાણ સદરહુ પ્રમાણે રવાના થાય તે વહાણના માસ્તરે આ અરથે નિમેલા અમલદારને ઉપડી જતા અગાઉ ચોવીસ કલાકની અંદર તે બાબત સુચના આપવી.

૯—૧૦—૧૧. અ અને બ બે દાખલા માસ્તર પાસે હોવા સિવાય સફર કરવી નહિ. અ દાખલામાં—વહાણ દરીઓ જવા લાયક છે તથા તે ઉપર જોઇતાં માણસ તથા સામાન છે અને તેમાં હવા સારી પેઠે જવા આવવાનું સાધન છે, અને જેટલા ઉતારૂ લઇ શકે તેની સંખ્યા લખવી. બ દાખલામાં સફર વચ્ચેનાં બંદરો. તેમ તે ઉપર જોઇએ તેટલા અમલદાર અને ખલાસીઓ છે તે વિગેરે બાબત હોવી જોઇએ.

૧૮. સારી હવાની મોસમમાં નાની સફર કરનારા વહાણમાં વચ્ચેના માળના દરેક ઉતારૂને ઉપયોગ કરવા જોગ છ ચોરસ ફુટ તથા છત્રીસ ઘનફુટ અને ઉપરના માળમાં ચાર ચોરસ ફુટ, જગા જોઇએ. તોફાની હવાની મોસમમાં વચ્ચેના માળમાં દરેક ઉતારૂને ઉપયોગ કરવા જોગ બાર ચોરસ ફુટ તથા બોતેર ઘનફુટ, અને ઉપરના માળ ઉપર ચાર ચોરસ ફુટ જગા જોઇએ.

૨૧. મોટી સફર કરનારા સઢના જોરથી ચાલનારા વહાણમાં દરેક ઉતારૂને ઉપયોગ કરવા જોગ વચ્ચેના માળમાં બાર ચોરસ ફુટ તથા બોતેર ઘનફુટ જગા જોઇએ.

૨૨—૨૬—૨૭. બ્રિટીશ હીંદુસ્તાનમાંના બંદરની અથવા બંદરે લાલ સમુદ્રમાંના, કોઇ પણ બંદરે અથવા બંદરથી ઉતારૂ લઇ જનારૂં વહાણ ઘણું ખરૂં વરાળના જોરથી ચાલનારૂં હોવું જોઇએ. તેમ તેમાં સો કરતાં વધારે ઉતારૂ હોય તો પરવાનો મળેલો એક વૈદ્યકીય અમલદાર તેમાં હોવો જોઇએ, અને તેઓએ એડન બંદર કરવું.

૩૧. કોઇ વહાણ કાયદા વિરૂદ્ધ રીતે રવાને થશે, અથવા કાયદા વિરૂદ્ધ તે ઉપર ઉતારૂ લેશે તો તે વહાણના માસ્તરને સો રૂપિઆ સુધીની દંડની અથવા એક મહીના સુધીની કેદની અથવા એ બંનેની શિક્ષા થશે.

૩૬. ઠરાવ્યા પ્રમાણે ખોરાક, ઇંધણાં અને પાણી ઉતારૂઓને પુરો પાડવાને વ્યાજબી સબબ સિવાય જે માસ્તર ચુકશે. તો જે ઉતારૂને નુકશાન થયું હશે તે દરેક ઉતારૂ બદલ વીસ રૂપિઆ સુધી દંડ થશે.

૩૭. તેમજ વહાણ ઉપર જોઇએ તે સંખ્યાથી વત્તા ઉતારૂઓ હોય તો જેટલાં વત્તાં હશે તે દરેક ઉતારૂ બદલ વીસ રૂપિઆ સુધી દંડ થશે.

૩૯. ઉતારૂએ જે જગાએ ઉતરવાને કરાર કર્યો હોય તે જગા સિવાય તેની સંમતિ લીધા વગર અથવા વ્યાજબી કારણ વગર બીજી જગાએ તેને ઉતારશે તો તે માસ્તરને દરેક ગુન્હા બદલ બસો રૂપિઆ સુધી દંડની અથવા એક મહિના સુધીની કેદની અથવા એ બેઉ શિક્ષા થશે.

**૫૧.** ઉતારૂ લઇ જનાર કોઇ વહાણ બ્રિટિશ હિંદુસ્તાન માંહેના જે બંદરે પહોંચે તે બંદરના મુખ્ય અમલદારે તે વહાણ બાબત અને ઉતારૂઓ બાબત–જે બંદરેથી તે વહાણે સફર શરૂ કરી હોય તે બંદરના અને જે જગાએથી સદરહુ ઉતારૂઓ ચઢયાં હોય અને જે બંદરે ઉતરવાનાં હોય તે બંદરના અમલદાર ઉપર પોતાને યોગ્ય લાગે તેવો મજકુર મોકલવો.

---

## જમીન લેવા બાબતનો આકટ. (ઈંડિયા.)

### ૧૮૯૪ નો આકટ ૧ લો.

**૧.** આ આકટ આખા બ્રિટિશ ઇંડિઆને લાગુ છે.

**૪.** સાર્વજનિક કામ સારૂ જરૂર પડવાનો સંભવ હોય તેવી જમીન બાબત સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરવું તથા લાગતાવળગતાને તેની ખબર આપવી અને જે અમલદારને અધિકાર આપ્યો હોય તેને તે જમીનમાં જવાનો, માપણી કરવાનો, ખોદવાનો તથા પાક વીગેરે કાપી સાફ કરાવવાનો અધીકાર છે; પણ તે પહેલાં સાત દિવસ અગાઉ તેના ધણીને નોટીસ આપવી.

**૫.** તે અમલદારે તે જમીનમાં જતી વખતે નુકશાનનો બદલો આપવો.

**૬.** સાર્વજનિક કામ સારૂ અથવા કોઇ કંપની સારૂ તે જમીન જોઈએ છે એવો ઠરાવ સરકારના સેક્રેટરીની સહીથી કરવો.

**૭.** ઠરાવ થયા પછી કલેકટરે જમીન લેવાનો બંદોબસ્ત કરવો.

**૯.** તે જમીન કબજે લેવાનો સરકારનો ઈરાદો છે અને તેનું નુકશાન લેવા માટે દાવા કરવાની નોટીસ હીત સંબંધ વાળા માણસોને કલેકટરે અપાવવી.

**૧૧.** ઠરાવેલે દિવસે કલેકટરે નુકશાનનો બદલો કેટલો કોને કોને આપવો તે ઠરાવવું.

**૧૬.** ફેંસલો કર્યા પછી જમીન કબજે લેવાનો અધિકાર છે.

**૧૭.** રેલવે સારૂ જ્યારે એકદમ જમીન જોઇતી હોય ત્યારે નોટીસ પ્રસીદ્ધ થયા પછી કલેકટરે તે જમીન ઉપર જઇને કબજો લેવો, પરંતુ કબજો લેવાનો પોતાનો ઇરાદો તેના ધણીને અડતાળીસ કલાકની નોટીસ આપીને જણાવવો.

**૧૮.** કલેકટરનો ફેંસલો જે માણસ કબુલ ન કરે તેણે તે કામનો નિકાલ થવા સારૂ કોર્ટને લખી મોકલવા કલેકટરને અરજી કરવી. ફેંસલાની તારીખથી છ અઠવાડીઆની અંદર એવી અરજી કરવી.

**૧૯.** એ ઉપરથી કલેકટરે જમીન સંબંધી, તથા ઠરાવેલી નુકશાનની રકમ બાબત, મજકુર કોર્ટને લખી મોકલવો.

**૨૦ થી ૨૨.** તે ઉપરથી કોર્ટે નોટીસ કાઢી ઠરાવેલે દિવસે તજવીજ કરવી.

**૨૩.** નુકશાનનો બદલો ઠરાવતી વખતે, જમીનની બજાર કીંમત, તે ઉપરના પાકથી કે ઝાડથી નુકશાન થયું હોય તે, જમીન જુદી પાડવાથી થયેલું નુકશાન, તેથી તેની કમાઇને નુકશાન થયું હોય તો તે, પોતાની રહેવાની જગા બદલવાથી ખર્ચ થયો હોય તો તે, અને તેમ કીધાથી જે બીજું ખરેખર નુકશાન થયું હોય તો તે ઉપર કોર્ટે વિચાર કરવો જોઇએ.

**૨૫.** નુકશાનીના દાવાની રકમ કલેકટરે ઠરાવેલી રકમ કરતાં કમી અને દાવો કરેલી રકમ કરતાં વધારે ઠરાવવી નહિ.

**૩૧.** કલેકટરે નુકશાનનો બદલો જેનો હક હોય તેને આપવો, અને તકરાર હોય તો તે રકમ કોર્ટમાં અનામત મુકવી. અને તે જમીન ઉપરનો ધારો માફ કરવાનો કલેકટરને અધિકાર છે.

**૩૫.** પડતર તથા ખેડાણુ જમીનનો થોડી મુદત સુધી ઉપભોગ કરવાની જરૂર જણાય ત્યારે ત્રણ વર્ષ કરતાં વધારે નહિ એવી મુદત સુધી નુકશાનીનો બદલો આપીને ઉપભોગ કરવાનો કલેકટરને હુકમ કરવાને સરકાર મુખત્યાર છે.

૪૬. જે કોઇ સખસ જાણી બુઝીને પછી તથા ૮ મી કલમમાં કહ્યા પ્રમાણે કૃત્ય કરવામાં હરકત કરશે તેને એક મહીના સુધી કેદની અથવા પચાસ રૂપિઆ સુધી દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

૪૭. કલેકટરને આ આકટ અન્વયે જમીનનો કબજો લેતાં અટકાવ અથવા હરકત કરવામાં આવે ત્યારે તે જો માજીસ્ટ્રેટ હોય તો તેણે જબરીથી સદરહુ જમીન પોતાને સ્વાધિન કરી લેવી જોઇએ, અને જો તે માજીસ્ટ્રેટને હોય તો માજીસ્ટ્રેટને અરજી કરવી જેથી તે માજીસ્ટ્રેટે જબરીની તે જમીન કલેકટરને સ્વાધિન કરાવવી.

૪૯. ઘર અથવા ઇમારતનો કંઇ ભાગ લેવો હોય ત્યારે તેનો ધણી તે આખું ઘર તથા ઇમારત આપવાનું કહે તો તે ભાગ લેવા સારૂ આ આકટના ઠરાવ અમલમાં લાવવા નહિ.

---

## સુતરાઉ માલ ઉપર જકાત બેસાડવા બાબતનો આકટ.

(સને ૧૮૯૬ નો આકટ નં. ૨ જો.)

૧. આ આકટ આખા બ્રિટીશ ઇંડિઆને લાગુ છે.

૬. બ્રિટિશ હીંદુસ્તાનમાંની દરેક મીલમાં બતાવેલાં સઘળાં સુતર ઉપર એવા માલની કીંમતના દર સેંકડે ૩॥ ટકા લેખે એવી મીલમાં જકાત બેસાડીને વસુલ કરવી.

૮. મીલના ધણીએ બનાવેલા સુતરનું માસીક પત્રક કલેકટરને મોકલવું.

૯. નોટીસની મુદતની અંદર ન ભરેલો જકાત બદલ બમણી જકાત લેવાનો કલેકટરને અધિકાર છે.

૧૬. મીલ તપાસવાનો અને કાગળ પત્રોની તથા હિસાબની નકલો લેવાનો કલેકટરને અધીકાર છે.

૧૮. જકાતી સુતર પારકે બંદરે મોકલવું હોય ત્યારે કલેકટરે સરટીફીકેટ આપવું.

૧૯. આ પ્રમાણે સરટીફીકેટ આપવામાં આવે ત્યારે માલ ઉપરની જકાત માફ થશે.

૨૫. આ આકટની રૂયે કરેલી કાનુન તોડશે તો પાંચસે રૂપિઆ સુધી દંડ થશે. આ આકટની રૂયે કોઇ પણ અધિકાર કલેકટર અથવા બીજો જે અમલદાર ચલાવતો હોય ત્યારે તેને ઇરાદાપુર્વક હરકત કરશે તો છ મહિના સુધીની કેદની અથવા હજાર રૂપિઆ સુધી દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

૨૯. માલની પરિક્ષા કરવા સારૂ નમુના લેવાનો કલેકટરને અધિકાર છે.

૩૭. પારકા મુલકમાંથી બ્રિટીશ હિંદુસ્તાનમાં આવનારા સુતર તથા સુતરની બનેલી જણસો ઉપર તારીફના આકટ પ્રમાણે જકાત લેવામાં આવશે.

---

## હિંદુસ્તાનનો નાણાં બાબતનો આકટ.

(સને ૧૯૦૬નો આકટ નં. ૩ જો.)

૧. આ આકટ આખા બ્રિટીશ ઇંડિઆને લાગુ છે.

૨. "રેમેડી" એ શબ્દનો અર્થ પ્રમાણ વજનના તથા પ્રમાણ કસના કરતાં વત્તુ ઓછું થવું તે.

૪. રૂપિઓ, અડધો, પાવલી, અને બેઆની એટલાંજ રૂપાનાં નાણાં ટંકશાળમાં પાડવાં જોઇએ.

૫. સરકારી રૂપિઆનું વજન એકસો એંસી ગ્રેન ટ્રોય હોવું જોઇએ, તેમાં ચોખ્ખું રૂપું અગીઆર બારોંસ અથવા એકસો પાંસઠ ગ્રેન અને ભેળ એક બાર ઔંસ અથવા પંદર ગ્રેન હોવું જોઇએ. રૂપાનાં બીજાં નાણાંનું વજન પણ આજ પ્રમાણે હોવું જોઇએ.

૭. નીચે લખેલું જ નીકલનું નાણું ટંકશાળમાં પાડવું જોઇએ, "એકઆની" એક આનીનું પ્રમાણ વજન સાઠ ગ્રેન હોવું જોઇએ.

૮. નીચે લખેલાં જ કાંસાનાં નાણાં ટંકશાળમાં પાડવાં જોઇએ;—પૈસો, અડધો પૈસો અને પૈ.

૯. પૈસાનું વજન પંચોતેર ગ્રેન ટ્રોય હોવું જોઇએ, અને બીજાં કાંસાનાં નાણાંનું વજન તેજ પ્રમાણે હોવું જોઇએ, કાંસાનું નાણું, તાંબુ, કથીર, અને જસત જેમાં મિશ્ર હોય એવી ધાતુનું પાડવું જોઇએ.

૧૦. નાણું પાડવાનું ફરમાવવાનો, અને તેનું કદ તથા છાપ ઠરાવવાનો અધીકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

૧૧. સોનાનું નાણું, એક સોવેરનના પંદર રૂપીઆના દરે કાયદાસર અવેજ છે એમ સમજવું.

૧૬ થી ૨૦. જે સખસને સ્થાનિક સરકારે અધિકાર આપ્યો હોય તે સખસને રૂપાનાં ઓછાં થયલાં, અથવા બેડોલ કરેલાં અથવા ખોટાં બનાવેલાં રૂપાનાં નાણાં કાપવાનો અધિકાર છે. કાપેલા કડકા ધણીને પાછા આપવા અથવા તે બદલ ઠરાવેલા દરે તેને પૈસા આપવા.

---

## હીંદુસ્તાનનો તારીફનો આકટ.

---

(સન ૧૮૯૪ નો આકટ નં૦ ૮ મો)

**ઉદ્દેશ**—સમુદ્ર રસ્તે માલ જાય આવે તેની ઉપર જકાત લેવાનો ઠરાવ કરવો યોગ છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. આ આકટ આડન તથા પેરીમ સિવાય આખા બ્રિટીશ ઇંડિઆને લાગુ છે.

૪. પ્રાચીન બંદરથી બહાર મોકલેલાં મરી ઉપર દર ખાંડીએ નવ રૂપિઆ સુધી જકાત લેવી. હેઠળ લગેલા સંસ્થાન અથવા મુલકમાંથી ખુશકીને રસ્તે બહાર જનારા માલ ઉપર કસ્ટમની જકાત આ આકટને જોડેલા બીજા, ત્રીજા તથા ચોથા પરિશિષ્ટમાં ઠરાવેલા દરે લેવી, અને એવા સંસ્થાન અથવા મુલકમાં ખુશકીને રસ્તે આવનારા માલ ઉપર કસ્ટમની જકાત પાંચમા પરિશીષ્ટમાં ઠરાવેલા દરે લેવી.

હીંદુસ્થાનમાંનાં પારકાં યુરોપિઅન સંસ્થાનો અને જે મુલકને પારકો મુલક ઠરાવ્યો હશે તે મુલક.

**પરિશિષ્ટ બીજું—જે જણસો ઉપર જકાત માફ કરી છે તે જણસો.**

૧. **ખાવા પીવાની જંણસો તથા તમાકુ**—૧ હોપ્સ, ૨ મીઠું, સરકારે કરેલી કાનુનો મુજબ બનાવવાની કોઇ પણ ક્રિયામાં વાપરવા સારૂ આપેલું. ૨ કાચા પદાર્થો તથા નિમજ મુખ્યત્વે કરીને તૈયાર નહીં કરેલી જણસો, ૩ ચામડાં તથા કાતડાં, કાચાં અથવા મીઠું દીધેલાં, ૪ તેલ કાડવાનાં બીયાં, ૫ રૂ, કાચુ, ૬ ઉન કાચું, ૭ ખાતર, ૮ લાકડાં. ચીંથરાં, કે કાગળ બનાવવાની ચીજોનો મેંદો, ૯ સરકારી નોકરે પોતાના ખાનગી ઉપયોગ માટે આયાત કરેલા યુનિફોર્મ તથા તેના એકાઉન્ટમેન્ટ. ૧૦ હથિયાર. તથા યુદ્ધ સામગ્રી તથા લશ્કરી સ્ટોરના વર્ગો, ૧૧ મરકી અટકાવવાનો રસ, ૧૨ કિવનાઇન તથા સિંકોનાના બીજા અલ્ક લોઇડો, ૧૩ ખેતીવાડીનાં ઓજારો, જે મનુષ્ય કે જનાવરની શકિતથી વાપરી શકાય તેવાં બનાવ્યાં હોય તે, ૧૪ ડેરીને લગતાં ઓજારો, ૧૫ ઉતારૂઓના પોતાના ધંધા રોજગાર સારૂ આણેલાં ઓજારો, ૧૬ પાણી કહાડવાનાં યંત્રો, કોલાં, તેલની ઘાણીઓ ને તેના ભાગો, ૧૭ રૂ કાંતવાની સુતરાઉ કાપડ વણવાની મિલના ધણીએ આયાત કરેલું સાંચા કામ, ૧૮ રૂની જણસો તૈયાર કરવાના કામમાં વાપરવાની ચીજો, ૧૯ સુતરાઉ કાપડ વણવાના કામમાં વાપરવાનાં એવાં ડ્રોઇંગને ઇન-ફ્રેમ, ૨૦ હિંદુસ્તાન સરકારના રૂપાના, નિકલના બ્રોન્ઝના તથા તાંબાનાં ચાલુ શિક્કાઓ, ૨૧ સોનાની લગડી તથા નાણું, ૨૨ પેકેટ, બુક કે પાર્સલ પોસ્ટ મારફતે આયાત કરેલાં ટ્રેક, કેટલોગ, કે જાહેર ખબરના સર્ક્યુલરો. ૨૩ રૂ નું ટિવસ્ટ કે સુતરને ઉનના શીવવાના તથા રફુ કરવાના દોરા, ૨૪ જુટના બનાવેલ, જુના કે વાપરેલા કોથળા, ૨૫ કળા કૌશલ્યનાં સાર્વજનિક જગાએ મુકવાનાં બાવલાં કે સ્મારકો માટેના પદાર્થો, ૨૬ છાપેલી બુકો, પુઠાં સુદ્ધાં નકશા, પ્લાન, ત્રફ, ગાયનનાં સુર સંબંધી પુસ્તકો, હસ્ત લેખ, ૨૭ સુતરાઉ કાપડ વણવામાં કે ગાંસડી બાંધવામાં વાપરવાની હોય એવી હેઠળની જણસો, એની લાઇન બ્લ્યુ, સોડા બાય સલ્ફેટ, ચીનાઇ માટી, મેગ્નેશિયમ કલોરાઇડ, ઝીંક કલોરાઇડ, ડ્રેસાસીન, એ સ્વમ સોલ્ટ, વરિના, ફ્લાલીનની ટીપ, ગ્લોબર સોલ્ટ, ગ્લુટીના, ગ્લિસરાઇન સબસ્ટિટયુટ, હેલ્ડ વાનિશ, લોઢાના હુપ, પોલાદના હુપ, ગાંસડીઓ માટેના રિવેટ, સીવવાની સોયો, આરની લાહી, આરનું મીણ, સોડા એશ, સ્ટાર્ચ અને લેલ્વેટ પલ્પ, ૨૮ જીવતાં સઘળી જાતનાં જનાવરો ૨૯ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર સંબંધી નમુનાની જણસો, પ્રાચીન શિકકા અને ચાંદ સુદ્ધાં.

**ભાગ ૨ જો જકાતના ખાસ દરને પાત્ર હોય એવી જણસો.**

૧. **ખાવા પીવાની જણસો તથા તમાકુ**—૩૦ મીઠું દીધેલી માછલી, લીલી કે સુકી ૮૨ઙ્ગે રતલના બંગાળી મણે-ઈંડિયા સરકાર બાર આના કરતાં વધારે ન હોય એવો જે દર ઠરાવે તે, **દારૂ**–૩૧ એલ, બીર, અને પોર્ટર–ઇમ્પીરીયલ ગ્યાલને કે ૬ કવાર્ટની બાટલીઓ ૪ા આના, ૩૨ કેસાઇડર કે અનાજનો તૈયાર કરેલો ફીણુ આવે તેવો બીજો દારૂ. ૩૩ પીવા સારૂ નાલાયક કર્યો હોય તે ગાળેલો દારૂ,–કીંમત ઉપર ૭ા ટકા, ૩૪ સુગંધી કરેલો ગાળેલો દારૂ–ઇમ્પીરીયલ ગ્યાલને રૂ ૧૮–૧૨, ૩૫ દારૂ, કોર્ડિયલ, મિક્ષ્ચર કે ગાળેલા દારૂવાળી બીજી બનાવટો–(અ) કસ કાઢવાના નથી એમ જણાય તેવી રીતે દાખલ કરેલો–ઇમ્પીરીયલ ગ્યાલને રૂ: ૧૪–૧૦–૦ અને (બ) જો કસ કાઢ્યા હોય તો–ઇમ્પીરીયલ ગ્યાલને રૂ, ૧૧–૪–૦ ૩૬ બીજી બધી જાતનો ગાળેલો દારૂ–રૂ, ૧૧–૪–૦ ૩૭ વાઇન–જેમાં ૪૨ ટકા કરતાં વધારે પ્રુફ ગાળેલો દારૂ ન હોય એવા ચળકતા વાઇન–(ક) ઇમ્પીરીયલ ગ્યાલને રૂ. ૪–૬–૦ અને ૪૨ ટકા કરતાં વધારે હોય તો રૂ, ૧–૧૨–૦. **ખાંડ**, ૩૮ મીઠાઈ સિવાય સઘળી જાતની ખાંડ, ગોળ તથા સાકરાઇન–કીંમત ઉપર ૧૦ ટકા. ૩૯ મીઠું. નં ૨ ની રૂએ માફી આપી ન હોય તે ૮૨ઙ્ગે રતલના બંગાળી મણે–પકવેલા મીઠા ઉપર લેવાનો દર, **તમાકુ**–૪૦ તૈયાર ન કરેલો તમાકુ રતલે ૧ રૂપીઓ. ૪૧ સિગાર કે સિગારેટો–કીંમત ઉપર ૫૦ ટકા. ૪૨ બીજી સઘળી જાતનો તૈયાર કરેલો તમાકુ રતલે રૂ ૧–૮–૦ ૪૩ વિલાયતી કોલસા, કોક અને પેટંટ ફ્યુએલ–ટકને ૦–૮–૦

**તેલ** ૪૪. પેટ્રોલીયમ–ઇમ્પીરીયલ ગ્યાલને ૧ા આનો ૪૫–નં ૧૦ માં નિર્દિષ્ટ કરેલી માફીને પાત્ર–(૧) પીસ્તોલ સિવાયનાં બીજાં અગ્નિશસ્ત્રો, એરગન, રાઇફલ શુદ્ધાં–દરેકે રૂ. ૫૦–(૨) તેઓની સારૂ એકવડી કે બેવડી નળીઓ–રૂ. ૩૦–(૩) પીસ્તોલ રૂ. ૧૫–૦ (૪) તેની નળીઓ કે એકવડી કે બેવડી રૂ. ૧૦–૦ (૫) અગ્નિશસ્ત્રો માટે વાપરવાની મેન, ગેસગન તથા રાઇફલ શુદ્ધાં રૂ. ૮–૦ (૬) બંદુકના કુંદા અને બ્રીચ બ્લોક રૂ, ૫–૦ (૭) રિવોલ્વર સિલિન્ડરો રૂ, ૨–૮–૦ (૮) એકશન બ્રીચ બોલ્ટ તથા તેમનાં માથાં રૂ. ૧–૮–૦ (૯) પેચ વાળાં હથિઆરો માટે કારતુસો કરવાનાં, ભરવાનાં કે બંધ કરવાનાં યંત્રો રૂ. ૧૦–૦ (૧૦) પેચ વાળાં હથિયારો માટે કારતુસોને ટોટી ચડાવવાનાં યંત્રો રૂ. ૨–૮–૦ ઉપર પ્રમાણે અથવા નં. ૧ થી ૧૦ માટે કીંમત ઉપર ૨૦ ટકા, એમાંથી જે વધારે હોય તે ૪૬ તોપો, રાઇફલો, બંદુકો, પિસ્તોલો માટે તથા શિકાર સારૂ બંદુકનો દારૂ કીંમત ઉપર ૨૦ ટકા ૪૭ નં. ૧૦ માંની માફીને પાત્ર, ૪૫ મા નંબરની નોંધમાં હોય તે સિવાયનાં હથિઆરો–સેંકડે ૨૦ ટકા, ૪૮ અફીણુ તથા તેના આલ્કલોઇડો ૮૦ તોલાના શેરે રૂ. ૨૪–૦; ૪૯ રૂપું લગડી કે નાણું બીજી રીતે નિર્દિષ્ટ નહિં કરેલું ઔંસે ૦–૪–૦ ૫૦ રૂપાનાં વાસણો તાર તથા સઘળી બનાવટો કીંમત ઉપર સેંકડે ૧૦ ટકા;

**ભાગ ૩ જો–જે જણસોની કીંમત ઉપર દર સેકડે ૨ા ટકા પ્રમાણે જકાત લેવાની હોય તે જણસો** ૫૨ અનાજ તથા કઠોળ, દાળ શુદ્ધાં, પણ લોટ સિવાય ૫૩, સરકો, પીપમાં, ૫૪ લોઢું કે પોલાદ જુનું, ૫૫ બાળવાનાં લાકડાં ૫૬ હીરાકસી, ૫૭ રેલ્વે કંપનીએ આણેલાં તાર યંત્ર સંબંધી હથિઆરો ને સંચા ૫૮ યંત્રો–પ્રાઇમમુવરો, બોઇલરો કે લોકોમોટીવ એંજીનો સ્ટીમરોલરો, આગના બંબા, ૫૯ લોઢાના એંગ્લ–ગજ, સળીઆ, પાટ, દેગ, ૬૦ લોઢા કે પોલાદનાં લંગર, સાંકળ, થાંભલા, પુલનો સામાન, છાપરા માટે નાના હુપ, પટા, ખીલા, નળ. પાટા, ખુરશી, પત્રાં, વાડ કરવાના તાર ૬૭. પોલાદના એંગલ–ગજ, સળીઆ, ગઠ્ઠા, ૬૨ સીસાનાં પત્રાં, ચાની પેટીઓ સારૂ. ૬૩ રેલ્વેનો સામાન ૬૪ બીબાં કે શિલા છાપનો સામાન–પ્રેસ. ટાઇપ શાહી વીગેરે, ૬૫ રેકસ, ૬૬ દેશમાંના બંદરોમાં ફરનારાં વહાણુ, આગબોટો, હોડીઓ. ૬૭ ચાની પેટીઓ.

**ભાગ ૪ થો કીંમત ઉપર ૭ા ટકાની જકાતને પાત્ર છે તે જણસો.**

૬૮ માછલી, ૬૯ ફીશમો, ૭૦ ફળો ને ભાજી પાલો, ૭૧ લોટ, ૭૨ ખોરાકી સામાન તથા કરીઆણું, ૭૩ તેજાનો, ૭૪ મીઠાઇ, ૭૫ ચાહ, ૭૬ કૉફી, ૭૭ બીજી સઘળી જાતની ખાવા પીવાની જણુસો, ૭૮, ગુંદર, રેઝીન ને લાખ, ૭૯ કાચી ધાતુ, ૮૦ પેટ્રોલીયમ સિવાયનાં જનાવરનાં સાર, મીનરલ ( ખનીજ ) કે વનસ્પતિનાં તેલ, ૮૧ બીઆં, ૮૨ ચરબી, મીણુ, ૮૩ રેશમના કે શણુના વણુવાના પદાર્થ, ૮૪ ઇમારતી લા·

કડાં, ૮૫ નેતર, ૮૬ કોડી તથા શીપ, ૮૭ હાથીદાંત, ૮૮ ઝવેરાતને મોતી, ૮૯ બીજા કાચા પદાર્થો, ૯૦ પોશાક, ડ્રેપરી, બુટને શુઝ શુદ્ધાં. ૯૧ બારી પદાર્થ એટલે સુરંગ ફોડવાનો દારૂ, ૯૨ ગાડીઓ ને ગાડાં, મોટરકાર, મોટર સાઇકલ, બાઇસીકલ ને બીજી સઘળી જાતનાં વાહનો, ૯૩ રસાયણો, વસાણાં ને ઓસડો સઘળી જાતનાં, ૯૪ ક્લૉક, વૉચ ને તેના ભાગો, ૯૫ કટલરી, ૯૬ ઇલેકટ્રો પ્લેટેડ સામાન, ૯૭ લોઢાનો સામાન, તથા ઓજારો, ૯૮ બીજી સઘળી જાતનાં ઓજારો, ૯૯ રંગવાનાં કે ચામડાં કેળવવાનાં પદાર્થ, રંગ કે રંગનારનો સામાન, ૧૦૦ ફર્નિચર, ટેબલ, ખુરસી, કબાટ વીગેરે, ૧૦૧ કાચ ને કાચનાં સઘળી જાતનાં ચીનાઇ કે જપાનીઝ વાસણો, માટીનાં કે ચીનાઇ વાસણો, ૧૦૨ ચામડાં તથા કાતડાં, કેળવેલાં ચામડાં, ૧૦૩ હાથની કે જનાવરની મહેનતથી ચલાવવાના યંત્રો, ૧૦૪ સઘળી જાતનું લોઢું ને તેની બનાવેલી ચીજો, ૧૦૫ લોઢાને પોલાદ સિવાયની સઘળી જાતની ધાતુઓ ને તેનો બનાવેલો સામાન, ૧૦૬ કાગળ ને તેની બનાવેલી જણસો, પોસ્ટ બોર્ડ, કાર્ડ બોર્ડ, સ્ટેશનરી, હાથે લખવાની બુકો, લેબલો વીગેરે, ૧૦૭ યાર્ન ને વણેલું કાપડ, શણની, હેમ્પની કે જ્યુટની બનાવેલી જણસો ૧૦૮ કળા કૌશલ્યની જણસો, ૧૦૯ બ્રશ ને બ્રુ, ૧૧૦ બાંધવાના કે ઇંજીનિયરીંગ કામનો સામાન, ઈંટો, સીમેન્ટ, ચાક, માટી, ચુનો, નળીઆં વીગેરે, ૧૧૧ મીણબત્તીઓ, ૧૧૨ નાનાં મોટાં રેસાનાં બનાવેલાં દોરડાં, ૧૧૩ દારૂખાનું, ૧૧૪ વહાણનો સામાન—સઢ વીગેરે, ૧૧૫ હાથીદાંતની જણસો, ૧૧૬ જડાવ દાગીના ને ઝવેરાત તથા સોનાની જણસો, ૧૧૭ દીવાસળી, ૧૧૮ સાદડી, ૧૧૯ ઓળ, ૧૨૦ ઓઇલ કલોથ, ૧૨૧ પેકીંગ—એંજીન બોઇલરનું, ૧૨૨ સુગંધી પદાર્થ, ૧૨૩ પીચ, તાર, ને ડામર, ૧૨૪ પાલિશ અને કમ્પોઝીશન, ૧૨૫ છાપ, કોતરકામ ને ફોટોગ્રાફ, પિકચર કાર્ડ શુદ્ધાં, ૧૨૬ મોટર કે મોટર સાઈકલ કે ટાયર માટે રબ્બર કે રબ્બરની જણસો, ૧૨૭ બીડી પીનારની તમાકુ સિવાયની જણસો, ૧૨૮ સાબુ, ૧૨૯ સ્ટાર્ચ, અને ફરીના, ૧૩૦ પથ્થર અને આરસ કે તેની જણસો, ૧૩૧ શણગાર સજવાની સામગ્રી, ૧૩૨ રમકડાં ને રમવાનાં પાનાં, ૧૩૩ છત્રીઓ, ૧૩૪ બીજી જણસો, ૧૩૫ પરવાળાં, ૧૩૬ ઘાસચારો ને ભુસુ, ૧૩૭ બીજી જણસો.

### નિકાસ માલની તારીફ.

૧ જયુટ—કાચુ જયુટ—કટકા—૪૦૦ રતલની ગાંસડીએ રૂ. ૧—૪—૦ બીજી જાતનું રૂ. ૪—૮—૦ ૨ જયુટની બનાવેલી જણસો—ગુણ પાટ કોથળા વીગેરે ૨૨૪૦ રતલના ટને રૂ. ૨૦ અને હેશિયનના રૂ. ૩૨ ૩ ચોખા—૮૨$\frac{2}{7}$ રતલના ઇંડિયન મણે ૦—૩—૦ અને ચ્હા ૧૦૦ રતલે રૂ. ૧—૮—૦

## જળ માર્ગની કસ્ટમની ડયુટી ( જકાત ) લેવા સંબંધી કાયદો.

### સન ૧૮૭૮ નો આક્ટ ૮ મો.

**૧.** આ આક્ટ આખા બ્રિટિશ ઇંડિઆને લાગુ છે.

**૧૦.** કસ્ટમના અમલદારોને જુરીનું અથવા મરણનાં કારણની ચોકસી કરવાનું અથવા આસેસરનું કામ કરવાની ફરજ પાડવી નહિ.

**૧૧.** બંદરો તથા ડકા તથા મોડલીઓ નીમવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

**૧૪—૧૫.** સરકારી વખાર નીમવાનો તથા ખાનગી વખારોને લેસન્સ આપવાનો કસ્ટમના મુખ્ય અધિકારીને અધિકાર છે.

**૧૮.** હેઠલ લખેલી રકમોમાં કહેલો માલ બ્રિટિશ ઇંડિઆમાં ખુશ્કીને રસ્તે અથવા જળ માર્ગે લાવવો નહિ એટલે—ગ્રંથ સ્વામિત્વ બાબત કાયદો તોડીને છાપેલું પુસ્તક ખોટો બનાવટનો શિક્કો, કોઇ બીભત્સ પુસ્તક, ચોપાનીયું, અને ફોસ્ફરસની દીવાસળીઓ, ચિત્ર અથવા નકસો, જે પદાર્થ ઉપર નામ અથવા ડાહામી કહાડેલું નિશાન હશે તે. જે માલ ઉપર વેપારના માલનું ખોટું વર્ણન કરવામાં આવ્યું હોય તે માલ. જે માલ ઉપર લંબાઇના યાર્ડની છાપ મારી ન હોય તે માલ,

૧૯. કોઇ ઠરાવેલા પ્રકારનો માલ, બ્રિટીશ ઇંડીયામાં કે તેના કોઈ નક્કી કરેલા ભાગમાં જળ માર્ગે કે ખુશ્કીના રસ્તે લાવવાની કે તેમાંથી લઈ જવાની મના કે મર્યાદા કરવાનો અધિકાર ગવર્નર જનરલ ઇન કૌંસિલને છે.

૨૦. હેઠળ લખેલા માલ ઉપર કસ્ટમની ડયુટી લેવી એટલે;—કસ્ટમના બંદરમાં કોઇ પારકે બંદરેથી જળ માર્ગે આણેલા કે મોકલેલા માલ ઉપર, અફીણ, મીઠાં અને મીઠું દીધેલી માછલી ઉપર, પણ સદરહુ પ્રકારની ડયુટી સરકારના માલ ઉપર લેવી નહી.

૨૪. જે સામાન ખરેખર વાપરવાનો હોય તે ડયુટી લીધા વગર પસાર કરવાનો કસ્ટમના કલેકટરને અધિકાર છે.

૨૫. આ દેશમાં ઉત્પન્ન થએલો માલ ફરીથી આણ્યો હોય ત્યારે તે જાણે પ્રથમ આણ્યો હોય તેમ તેની ઉપર ડયુટી લેવી. પણ જો તે ત્રણ વરસની અંદર પાછો આણ્યો હોય, અને જે માણસે જેના તરફ મોકલ્યો હોય તે માણસ તરફ તે માલનું સ્વામિત્વ ચાલતું આવ્યું છે એવી ખાત્રી થાય તો તે માલ ડયુટી આપ્યા વગર આવવા દેવો.

૨૭. ધણીએ નાંખી દીધેલો માલ તથા ભાગેલાં વહાણ ઉપરનો માલ તણાઇ આવ્યો હોય તે માલ બંદરમાં લાવશે તો તેવા માલ ઉપર જે ડયુટી પડત તેટલી જ ડયુટી પડશે.

૨૮. ગામઠી અન્ન સામગ્રી તથા સ્ટોર, ડયુટી આપ્યા વગર વહાણ ઉપર ચઢાવવાનો અધિકાર છે.

૩૩. બગડેલા માલ બાબત છુટ આપવી.

૪૦. ખરચ ભુલથી લીધો હોય અથવા આપ્યો હોય તે, ત્રણ મહિનાની અંદર દાવો કર્યા વગર પાછો આપવો નહિ.

૫૩. બંદરમાં આવનારા વહાણના માસ્તરે ઠરાવેલી જગાની બહાર અથવા નીચે વહાણ લંગાર્યા પછી ચોવીસ કલાકની અંદર પેલટની અથવા કસ્ટમના અમલદારને મ્યુનિફેસ્ટ આપવી જોઇએ.

૫૭. મ્યાનિફેસ્ટ વિગેરે આપ્યા વગર તથા વહાણ આવ્યાનું નોંધાવ્યા વગર માલ ઉતારવા દેવો નહિ.

૬૦. મ્યાનિફેસ્ટ વિગેરે આપવાનો અધિકાર વહાણના માસ્તરને છે.

૬૧. વહાણ બહાર જવાનું છે, એમ નોંધવા બાબતનો હુકમ, બહાર મોકલવાનો માલ, વહાણ ઉપર ચઢાયાની અગાઉ લેવો.

૬૨. પોર્ટકિલયરન્સ વગર વહાણ હંકારી જવું નહિ.

૬૭. વહાણ ઉપર કસ્ટમના અમલદારને મોકલવાનો અધિકાર છે.

૬૯. કસ્ટમના અમલદારોને વહાણના સઘળા ભાગમાં જવાની છુટ છે તથા માલ ઉપર મહોર કરીને તે સંભારી રાખવાનો અધિકાર છે. તેમ તેને ઝાડો લેવાનો તથા તાળા ફોડવાનો અધિકાર આપવાને કસ્ટમના કલેકટરને અધિકાર છે.

૭૨. માલ પરવાનગી વગર બહાર અથવા તહેવારને દીવસે અથવા ઠરાવેલા કલાકની દરમીઆનના વખત સિવાય બીજી વખતે વહાણ ઉપરથી ઉતારવો નહિ.

૭૩. ડંકા સીવાય બીજે ઠેકાણેથી માલ વહાણ ઉપર ચઢાવવો નહી અથવા ઉતારવો નહી.

૭૭. પાણીને રસ્તે આણેલો માલ તાબડતોબ જમીન ઉપર ઉતારવો અથવા વહાણ ઉપર ચઢાવવો.

૭૮. સદરહુ પ્રકારનો માલ પરવાનગી વગર બીજી હોડીમાં ચઢાવવો નહી.

૭૯. માલની જે હોડીને લેસન્સ આપ્યું નહીં હોય તેઓને ફરવાની મના કરવાનો અધિકાર છે.

૮૧. યોગ્ય પરવાનગી મળી હોય તો વહાણ ઉપરનો માલ ઉતારવા માંડવાનો અધિકાર છે.

૮૨. માલ મ્યાનિફેસ્ટમાં દાખલ કર્યા વગર વહાણમાંથી ઉતારવો નહિ.

૮૬. જ્યાં માલ આણ્યો હોય ત્યાંજ ખપ થવા સારૂ નોંધાવવો અથવા વખારમાં ભરી રાખવો.

૮૮. બગડી જાય તેવો માલ વેચવાનો હુકમ કરવાનો કસ્ટમ કલેકટરને અધિકાર છે.

૯૭. ખાનગી વખારમાં કસ્ટમના અમલદારે જવાની છુટ છે.

૯૮. તેમજ વખારમાં મુકેલા પ્યાકેજ ઉઘડાવીને તપાસવાનો અધિકાર છે.

**૧૦૫.** એક બંદરથી બીજે બંદર માલ લઇ જવા અધિકાર છે.

**૧૨૨.** વખારમાં ભરી રાખેલો માલ ખોવાઇ જાય તો અથવા તો નાશ થાય તો ડયુટી માફ કરવાનો અધિકાર છે.

**૧૨૩.** અને તે તોટો મળવા બાબત અથવા નુકશાન મળવા બાબત કસ્ટમના અમલદાર અથવા વખાર વાળાએ જાણી જોઇને કાંઇ કૃત્ય કર્યાને લીધે તેમ થયું એવું સાબીત કરે તો માલના ધણીને દાવો કરવાનો હક છે. વખારવાળો વજન બાબત અથવા માપ બાબત જવાબદાર છે.

**૧૬૩.** કાંઠે કાંઠે ફરનારાં વહાણ ઉપરનો માલ એકસૈસની ડયુટી આપવાને પાત્ર હોય તો તે પરવાનગી વગર ઉતારવો નહિ.

**૧૬૭** ક. ૧૮ તથા ૧૯ ના ઠરાવ વિરૂદ્ધ જે માલ અંદર લાવશે કે બહાર મોકલશે, તે માલ સરકાર દાખલ થવાને પાત્ર થશે. અને ગુન્હેગારને તે માલની કીંમતના ત્રણગણા સુધી અથવા એક હજાર રૂપીઆ સુધી દંડને પ્રાપ્ત થશે.

---

## હિંદુસ્તાનના જંગલનો આકટ–ફૉરેસ્ટ એકટ.

---

**( સન ૧૮૭૮ નો આકટ ૭ મો. )**

**૧.** મુંબઇ ગવર્નર અને લોવર પ્રાવિન્સ તથા વાવ્ય પ્રાંતના તથા પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર અને અયોદ્ધા તથા સેંટ્રલ પ્રાવિન્સના તથા આસામના ચીફ કમીશનર એ દરેક જે મુલક ઉપર રાજકારભાર ચલાવે છે તે મુલકમાં આ આકટ અમલમાં આવશે.

**૩.** જંગલો રાખવાનો અધિકાર સ્થાનિક સરકારને છે.

**૮.** ફોરેસ્ટ સેટેલમેન્ટ ઓફીસરને હરકોઈ જમીન ઉપર જવાને તેની સર્વે કરવાને અને ફરીયાદીનો ઇન્સાફ કરવામાં દીવાની કોર્ટના અધિકાર ચલાવવાને અધિકાર છે.

**૨૪.** રાખેલાં જંગલ માંહેનો માર્ગ તથા પાણીનો પાટ બંધ કરવાનો ફોરેસ્ટ ઓફીસરને અધિકાર છે.

**૨૫.** જે કોઇ માણસ મના કરી હશે તેવો પ્રદેશ નવો સાફ કરશે, રાખેલા જંગલને આગ લગાડશે, અથવા તેમાં જોખમ થાય તેવી રીતે વસ્તેવ પેટવશે, અથવા ઠરાવેલી મોસમ સિવાય બીજી મોસમમાં વસ્ટેવ પેટવશે, રાખશે કે લઇ જશે, અતિ ક્રમણ કરશે, ઢોર ચારશે, ઢોરને અતિ ક્રમણ કરવા દેશે, કોઇ ઝાડ કે સુતાર કામનાં લાકડાં કાપવામાં કે ખેંચી લઇ જવામાં ગફલત કરીને કાંઇ નુકશાન કરશે, કાંઇ ઝાડ કાપશે, છેદશે. બાળશે કે તેની છાલ કે પાંદડાં તોડશે અથવા નુકશાન કરશે, ખાણ ખોદી પથ્થર કાઢશે કે ચુનો પકવશે કે કોયલા તૈયાર કરશે અથવા જંગલનું કાંઇ ઉત્પન્ન એકઠું કરશે, વાવેતર કરવા સારૂ જમીન સાફ કરશે અથવા ખોદશે, ઠરાવેલી કાનુન તોડીને હાથી પકડશે, કે શિકાર કરશે, માછલી મારશે. પાણી ઝેરી કરશે. અથવા પાંજરૂં મુકશે, તેને નુકશાનીના બદલા સિવાય છ મહીના સુધી કેદની શીક્ષા અથવા પાંચસો રૂપિઆ સુધી દંડ અથવા એ બેઉ શિક્ષા થશે.

**૨૭.** રાખેલા જંગલની જમીન સંબંધી સરકારના હકક કોઇ ગામના લોકોને સોંપી દેવાનો તથા તે રદ કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે. આ પ્રમાણે સોંપી દીધેલા જંગલોને ગામનાં જંગલો કહેવા.

**૨૮.** જે જંગલની જમીન રાખેલા જંગલમાં સામેલ કરી નહિ હોય પણ જે સરકારની મિલકત હશે તે જંગલને આ બાબના ઠરાવ લાગુ છે એવું સ્થાપીત કરવાનો સ્થાનિક સરકારને અધિકાર છે. આવા જંગલને સંરક્ષણ કરેલું જંગલ કહેવું.

**૨૯.** સ્થાનિક સરકારને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધિકાર જાહેરનામું પ્રસિદ્ધ કરીને છે;–ઝાડ રાખી મુકવાનો, જંગલ બંધ કરવાનો, જંગલનું ઉત્પન્ન એકઠું કરવા વિગેરેની મના કરવા બાબતનો, અને જમીન ખોદવાની અથવા સાફ કરવાની મના કરવા બાબતનો.

**૩૨.** ૨૯મી કલમ પ્રમાણે કરેલું જાહેરનામું તોડીને જે સખસ, ઝાડ, કાપશે, ખાણ ખોદી પથ્થર કા-

હશે કે ચુનો પકવશે, કોયલા તૈયાર કરશે, જંગલનું ઉત્પન્ન એકઠું કરશે, વાવેતર સારૂ જમીન ખોદશે કે કરશે, આગ લગાડશે, વસ્તેવ પેટવશે, પેટવેલો વસ્તેવ સળગતો મુકી જશે, નુકશાન થાય તેવી રીતે ઝાડ કાપશે કે લાકડાં ખેંચી જશે, કે ઝાડને નુકશાન કરશે તેને ૭ મહિના સુધીની કેદની અથવા પાંચશેં રૂપિઆ સુધી દંડની અથવા એ બેઉની શિક્ષા થશે,

૩૯. સુતાર કામનાં લાકડાં ઉપર ડયુટી બેસાડવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

૪૩. ડીપોમાં જંગલના ઉત્પન્નને નુકશાન થયા બાબત સરકાર તથા ફોરેસ્ટ ઓફીસર જવાબદાર નથી.

૪૪. ડિપોમાં આફતને પ્રસંગે સઘળાં માણસોએ મદદ કરવી અવશ્ય છે.

૪૫. કેટલીએક જાતના સુતાર કામનાં લાકડાં ઉપર હક્ક સાબેત કરવામાં આવે ત્યાં સુધી તે સરકારનો માલ છે એમ સમજવું તથા તે પ્રમાણે તે એકઠાં કરવાનો અધિકાર છે.

૫૨. જંગલ સંબંધી ગુન્હો કરવામાં વાપરેલાં હથીયારો, ઢોર, ગાડાં વિગેરે માલ પકડવાનો અધિકાર ફોરેસ્ટ ઓફીસરને અથવા પોલીસના ઓફીસરને છે.

૬૩. જે કોઇ સખસ ઝાડ ઉપરની તથા સુતાર કામના લાકડાં ઉપરની નિશાની ખોટી બનાવટની કરશે, છેકી નાંખશે, તથા હદ નિશાનીમાં ફેરફાર કરશે તેને બે વરસ સુધી કેદની અથવા દંડની અથવા બેઉની શિક્ષા થશે.

૬૫. ગુન્હાનો ઇન્સાફ કરવાનો અધિકાર, અધિકાર આપેલા પહેલા વર્ગના માજીસ્ટ્રેટને છે.

૭૨. ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે ફોરેસ્ટ ઓફીસરો સરકારી નોકર છે.

૭૪. ફોરેસ્ટ ઓફીસરોએ વેપાર કરવો નહી. આ આક્ટ પ્રમાણે જમીન જોઇતી હોય ત્યારે તે જમીન, જમીન લેવા બાબતના આક્ટ પ્રમાણે સાર્વજનિક કામ સારૂ જોઇએ છીએ એમ સમજવું.

---

# વતન એક્ટ.

## મુંબઇનો વંશ પરંપરાના હુદ્દાઓ બાબતનો એક્ટ.

---

### સન ૧૮૭૪ નો આક્ટ ૩ જો.

૩. આ આક્ટનો ૬–૭–૮ અને ૯ મો ભાગ પટેલ તથા કુલકર્ણી ( તલાટી ) ના દરજ્જા કરતાં નીચા દરજ્જાના વંશ પરંપરાના હુદ્દાઓને અથવા વતનને લાગુ નથી.

૫. સરકારની મંજુરી વગર વતનદારે અથવા તેના વારસે હરકોઇ વતન, અથવા વતનનો ભાગ અથવા તેમાંનો હક સંબંધ પોતાની હયાતી કરતાં વધારે મુદત માટે જે માણસ તેજ વતનનો વતનદાર નહીં હોય તેવા કોઈ પુરૂષને અથવા પુરૂષના હિત સારૂ વેચવો નહીં, અથવા ઘરેણે મુકવો નહી અથવા બીજી રીતે દુમાલા કરી દેવો નહિ. કે પટે આપવો નહિ. મરદ માલિકની વિધવા સિવાયની દરેક સ્ત્રી આસામીને તે કુટુંબનો વારસો લેવાને લાયક હોય તેવા મરદ આસામીની પાછળ રાખવી, હરકોઈ વતનમાં અથવા તેના ભાગમાં વિધવાનો હક સંબંધ તેની હયાતીની મુદત સુધી અથવા તેનું લગ્ન થતા સુધી છે, એમ સમજવું.

૬. વતનના સંરક્ષણ સારૂ ફરીઆદી કરવાનો અધિકાર કલેકટરને છે.

૭. મહેનતાણા દાખલ જે વતન કહાડી આપ્યું હોય તે વતન સરકારની મંજુરી વગર દુમાલા કરી શકાશે નહિ,

૮. વતનની માલ મિલકત વહિવટદાર સિવાય બીજા માણસના કબજામાં ગઈ હોય તો તે વહીવટદારના મહેનતાણાં બાબત અવેજ આપવાને પાત્ર થશે.

૯. (૧) વતનદાર સિવાય બીજા કોઇ માણસના કબજામાં વતન અથવા તેનો કાંઈ ભાગ કોર્ટના હુકમ સિવાય કે કલેકટરની મંજુરી વગર આ આક્ટ અમલમાં આવતાં પહેલાં ગયો હસે, ત્યારે તે રદ કરવાનો, તથા તે વતન ઉપર જે વતનદારનો અગાઉ હક હતો, તેને તે વતન, અથવા તેની ઉપજ ખાય તેવો હુકમ કરવાનો તથા તેની ઉપજ વસુલ કરીને વતનદારને આપવાનો અધિકાર કલેકટરને છે. (૨) વતનનો ભાગ જમીન હોય તો દુમાલાભાડુ વસુલ કરવાનો અધિકાર કલેકટરને છે.

૧૦. વહીવટદારનાં મહેનતાણાં દાખલ કહાડી આપેલી, વતનની માલમિલકત ઉપરની જપ્તી, કલેક્ટરનો દાખલો આવ્યા પછી દિવાની કોર્ટે કહાડી નાંખવી ને વેચાણનો હુકમ રદ કરવો.

૧૧. આ આકટ ઠર્યા પછી વતનની માલમિલકત દુમાલા કરી આપી હશે તે દુમાલા રદ બાતલ છે. એવું ઠરાવવાનો અધિકાર કલેકટરને છે. ૧૦ મી અથવા ૧૧ મી કલમ પ્રમાણે કરેલો હુકમ જે મિલકતને લાગુ પડતો હોય તે મિલકતનો કબજો એકદમ પાછો લેવો.

૧૨. ૮ મી ૯ મી તથા ૧૧ મી કલમના ઠરાવ અમલમાં લાવવા બાબત સંક્ષેપ રીતે કામ ચલાવીને જમીનનો કબજો કહાડી લેવાનો અથવા ભાડુ વસુલ કરવાનો કલેક્ટરને અધિકાર છે.

૧૩. મહેનતાણા દાખલ કહાડી આપેલુ વતન કોર્ટના પ્રોસેસને પાત્ર નથી.

## ભાગ ૩ જો વતન બાબત.

૧૫. વતન ધારણ કરનારાની લખેલી સંમતિથી તેને તથા તેના વારસનો ચાકરી કરવાની પાત્રનામાંથી કલેક્ટર અને તે વતન ધારણ કરનારો જે સરતો કબુલ કરશે તે સરતો પ્રમાણે નિરંતર મુકત કરવાને અધિકાર કલેક્ટરને છે.

૧૬. ગામના નોકરો પાસેથી મામુલ પ્રમાણે ચાકરી લેવાનો જે હક કોઇ આસામીનો કે ગામના લોકોનો હોય તે હકને આ આકટ ઉપરથી બાધ આવતો નથી.

૧૭. દુમાલા ગામમાંથી અવેજ આપવો હોય તેની રકમ ઠરાવવાનો અધિકાર કલેકટરને છે.

૧૮. જ્યારે પટેલ કે કુલકર્ણી કરતાં ઓછા દરજ્જાના વતનદારોની વતનની મીલમિલકત લોકોની પાસેથી બારોબાર રોકડા અથવા એનજીનસી અવેજ લેવાનો હક હોય ત્યારે તે માણસની અરજી ઉપરથી તે હકનો તથા કર્તવ્ય કર્મોનો પ્રકાર તથા માન અને તે હકનો અવેજ આપવાને કયા માણસો અથવા કુટુંબો પાત્ર છે તે વાતનો લખેલો ઠરાવ પંચ પાસે કરાવી લેવાનો અધિકાર કલેકટરને છે. સાત દાડામાં પંચ ઠરાવ નહીં કરશે તો કલેકટરે જાતે ઠરાવ કરવો.

## ભાગ ૪ થા. નવાં વતનો કરવા બાબત.

૨૨. અસલનું વતન નહીં હોય ત્યારે નવું વતન કરવાનો અને તે પ્રમાણે કરતી વખતે પોતાને યોગ્ય જણાય તેવી સરકારી માલમિલકત કહાડી આપવાનો અધિકાર સરકારને છે. વતન અથવા વતનનો કોઇ ભાગ સરકારમાં આવ્યો હોય અથવા દંડ બાબત ખાલસા કર્યો હોય, અથવા વતન ધારણ કરવાનો હરકોઇ વિશેશ કુટુંબને હક નહીં હોય ત્યારે પોતાને યોગ્ય જણાય તે માણસને તે વતનનો ભાગ કહાડી આપવાનો અધિકાર સરકારને છે.

## ભાગ ૫ મો વહીવટદારોનું મહેનતાણું.

૨૩. આ આકટ મુજબ નીમેલા વહીવટદારોનાં વાર્ષિક વેતનો કલેકટરે ઠરાવવાં, તે કારણ સારૂ વતનની માલમિલકત કહાડી આપવાનો અધિકાર કલેકટરને છે,

## ભાગ ૬ ઠો. વારસ વકીલ વતનદાર.

૨૪. વંશપરંપરાના હુદ્દાના કર્તવ્ય કર્મો વારસ વકીલ વતનદારોએ, ગુમાસ્તાઓએ અથવા બદલીઓએ કરવાં

૨૫ વારસ વકીલ વતનદાર ઠરાવવા અને રજીષ્ટરમાં દાખલ કરવા.

૨૮. વારસ વકીલ વતનદાર દાખલ કુટુંબના મુખ્યનું નામ રજીસ્ટરમાં દાખલ કરવું. અને વારાફરતી ચાકરી કરવાનો વહીવટ છે એવું સાબિત થાય તો તેમણે શા અનુક્રમ પ્રમાણે કામ કરવું તે અનુક્રમ કલેક્ટરે ઠરાવવો.

૨૯. કેટલાએક કુટુંબ એક મુળ પુરૂષમાંથી થયલાં નહીં હોય તેવે પ્રસંગે જુદાં જુદાં કુટુંબનાં મુખ્યોનાં નામો રજીષ્ટરમાં દાખલ કરવાં તથા વારાફરતી ચાકરી કરવાનો વાહેવટ સ્થાપવો.

૩૧. વારસ વકીલ વતનદાર કોણ એ બાબત કુટુંબના મુખ્યો કબુલ થશે તો તે કબુલાત પ્રમાણે રજીષ્ટર તૈયાર કરવું.

૩૨. વતનની માલમિલકત મુકી દીધી હોય તોપણ ચાકરી કરવાનો હક રહેશે.

૩૪. આ આકટ ઠર્યા પછી દત્તક લઇને વારસ કરવામાં આવે ત્યારે દત્તવિધાન બાબત ત્રણ મહીનાની

અંદર તે વતનદારે અથવા તે મરણ પામ્યો હોય તો તે દત્તક વારસે કલેક્ટરને રીપોર્ટ કરવો, અને કલેક્ટરે તે વારસનું નામ તે પ્રમાણે રજીસ્ટરમાં દાખલ કરવું.

**૩૫.** દત્તવિધાનની નોટીસ યોગ્ય રીતે આપવામાં નહિ આવે તો વારસાનું સર્ટીફીકેટ હાજર કર્યા વગર, અથવા તેના ખરાપણા બાબત કોર્ટનું આખરનું હુકમનામું હાજર કર્યા વગર તે દત્તવિધાન કલેક્ટરે કબુલ કરવું નહિ.

**૩૬.** વારસ વકીલ વતનદારના મરણ બાબત પટેલ તલાટીએ કલેક્ટરને રીપોર્ટ કરવો એ પટેલનું તથા તલાટીનું કર્તવ્યકર્મ છે. રીપોર્ટની ખાત્રી થયા પછી તે મરી ગએલા વતનદારની જગાએ તે વતનદારના વડા દીકરાનું, અથવા જે બીજો પાસેનો વારસ હોય તેનું નામ વતનદાર દાખલ કલેક્ટરે રજીષ્ટરમાં દાખલ કરવું.

**૩૭.** નાની ઉમરના વતનદારનાં કર્તવ્ય કર્મો તેના વાલીએ કરવાં.

## ભાગ ૭ મો ચાકરીની મુદતો.

**૩૮.** વારસ વકીલ વતનદારે ચાકરી કરવાની મુદત હેઠળ લખ્યા પ્રમાણે જોઇએ. ચાકરી એકજ વખતે હોય તો ચાકરીની મુદત હયાતી સુધીની જોઇએ અને વારા ફરતી હોય તો તે મુદત કલેક્ટરે ઠરાવવી, પણ આ મુદત પાંચ વર્ષ કરતાં ઓછી અથવા દશ વર્ષ કરતાં વધારે હોવી ન જોઇએ.

**૩૯.** ઠરેલી મુદત પુરી થયા પહેલાં તે વતનદાર ગુજરી જાય તો બાકી રહેલી મુદત સુધી ચાકરી કરવાનો હક તેના વારસને છે.

**૪૦.** વારા ફરતી કામ કરવાના વતનમાં વારો કરવાનો હક કોઇ વતનદારનો આવે ત્યારે તે નક્કી કરવા સારૂ રજીષ્ટરમાં જે વતનદારોનાં નામ હોય તેમને એક મુદતે કલેક્ટરે નોટીસ કાઢી બોલાવવા અને તે બધામાંથી ત્રણ ચતુર્થાંશથી ઓછા નહી હશે તેમણે જેનો વારો હશે તેને ચુંટી કહાડવો.

**૪૧.** વારસ વકીલ વતનદારો, વહીવટદાર જમીન આપેતો વહીવટ કરવાનો હક જે વારસ વકીલ વતનદારને હોય તેને ચાકરી કરવા બાબતના તથા ગુમાસ્તો નીમવા બાબતના આ આકટના ઠરાવ લાગુ થશે.

## ભાગ ૮ મો તથા ૯ મો વહીવટ કરનારા વતનદારો તથા તેઓના ગુમાસ્તા બાબત.

**૪૨.** વારસ વકીલ વતનદારોએ હુદ્દાનાં કર્તવ્યકર્મો પોતાની જાતે કરવાં, પણ ગુમાસ્તો નીમવાની પરવાનગી તેને આપવાનો અધિકાર કલેક્ટરને છે.

**૪૫.** વારસ વકીલ વતનદાર અથવા તેણે જે ગુમાસ્તો નીમ્યો હોય તે સખસ અઢાર વર્ષથી ઓછી અથવા ૬૦ વર્ષ કરતાં વધારે વર્ષનો હોય તેને, જાહેર રીતે ખરાબ ચાલનો ઠરાવ્યો હોય તેને, દંડ કે કેદની શીક્ષા થયેલ હોય તેને, ગાંડો કે મનનો નબળો હોય અથવા બહેરો આંધળો કે અપંગ હોય તેને, અને હુદ્દાના કર્તવ્યકર્મો બરાબર રીતે કરવાને શરીરની અથવા મનની અશક્તિને લીધે કે બીજા ઉદ્યોગને લીધે ના લાયક છે. તેમ જમીન મહેસુલ ન આપ્યાને માટે તે નાલાયક છે એમ માનવાને કલેક્ટરને પાકુ કારણ જણાતું હોય તો તેની પાસેથી ચાકરી લેવાની ના કહેવાનો કલેક્ટરને અધિકાર છે.

**૪૬.** જ્યારે વારસ વકીલ વતનદાર અથવા તેનો ગુમાસ્તો વહીવટ કરવાને ના લાયક હોય ત્યારે કલેક્ટરે તેને હુદ્દા ઉપરથી કાઢી મુકી પોતે ગુમાસ્તો નીમવો.

**૪૭.** ના લાયકી દુર થયા પછી વારસ વકીલ વતનદારને ચાકરી કરવાનો હક છે.

**૪૮.** ગુમાસ્તો મરી જાય કે તેને નામંજુર કરવામાં આવે કે તે વહિવટ કરતો બંધ થાય ત્યારે બીજો ગુમાસ્તો નીમવાનો અધીકાર છે.

**૫૨.** વંશપરંપરાના હુદ્દાનાં કર્તવ્ય કર્મો બાઇ માણસે કરાશે નહીં, પણ ગુમાસ્તો નીમવાને તે મુખત્યાર છે.

**૫૩.** આ આકટ મુજબ નીમેલો ગુમાસ્તો જે વારસ વકીલ વતનદારનું કામ વહીવટ કરવાનું હોય તે વારસ વકીલ વતનદાર જે કુટુંબનો હોય તેજ કુટુંબનો આસામી જોઇએ, જો તેવા કુટુંબનો કોઇ અસામી એવા કોઇ ચાકરી કરવાને લાયક અને રાજી હોય તો તે સખસને ઉપર કહ્યા પ્રમાણે નીમવાની જો કોઇ વારસ વતનદાર ના કહે તો કલેક્ટરે તેવી નીમણુંક કરવી.

૫૪. ગુમાસ્તાની નીમણુક પાંચ વરસની હોવી જોઇએ.

૫૮. વહીવટદાર દગલબાજીથી ખોટા દફતર બનાવે કે બીજી મોટી ગેરવર્તણુક કરે તો તેને સરકારની મંજુરીથી દુર કરવાનો અધિકાર કલેકટરને છે.

૬૦. જો કોઇ વારસ વકીલ વતનદારને અથવા તેના ગુમાસ્તાને અથવા અવેજીને તે સેમન કોર્ટ કરતાં કનિષ્ટ નહિ હોય એવી કોઇ ફોજદારી કોર્ટ તેના હુદ્દાના લગતાં કર્તવ્યકર્મો કરવા સંબંધી અથવા ૨ જા પરિશિષ્ટમાં દર્શાવેલા ગુન્હામાં કોઈ ગુન્હાનો અથવા એવા ગુન્હામાં મદદગારી કરવાનો તકસીરવાર ઠરાવ્યો હોય અને એવો ઠરાવ પછીથી ફેરવ્યો નહિ હોય, ત્યારે તેનું વતન જપ્ત કરીને ખાલસા કરવાનું ફરમાવવાનો અધિકાર સરકારને છે.

ભાગ ૧૦ મો—વંશ પરંપરાના હલકા દરજજા બાબત.

૬૩. પટેલ તથા કુલકર્ણીના દરજ્જા કરતાં નીચા દરજ્જાના ગામના વંશ પરંપરાનાં હુદ્દાઓનેજ આ ભાગ લાગુ છે.

૬૪. કલેકટર હેઠળ લખ્યા પ્રમાણે કરવાને મુખત્યાર છે;—વતનદાર અશામીઓનાં નામ રજીષ્ટરમાં દાખલ કરવાં, તેમનાં કર્તવ્યકર્મો તથા જવાબદારી ઠરાવવી, તેમજ તે કરવા સારૂ જરૂર હોય તો તેટલા માણસો નીમવાનું ઠરાવવું, તેઓની કસુરથી વતન જપ્ત કરવાં, અને વહીવટ કરનારા માણસો નીમવા બાબત, તેમના મહેનતાણાં બાબત, ચાકરીની મુદત બાબત, શીક્ષા બાબત, આ આકટમાં ઠરાવ કર્યો નહિ હશે તે વાતો બાબત હુકમ કરવો.

ભાગ–૧૧ રજીષ્ટર.

૬૫. આ આકટના કારણ સારૂ કલેકટરે રજીષ્ટર તૈયાર કરીને રાખવું ચાકરી કરવી પડતી હોય તે જમીનનું અને નીમણુંકોનું એક રજીષ્ટર જોઇએ બીજું ચાકરી કરવી પડતી નહીં હોય તેનું જોઇએ.

ભાગ–૧૨ પરચુરણ.

૬૯. ગમે તે પ્રકારના વતનદાર હોય પણ ચાકરી કરવાની તેઓની પાત્રતા હોય તેનો બદલો થયો નહીં હોય તો તે સઘળા જણાને સિરસ્તા પ્રમાણે અથવા કાયદાસર ચાકરી કરવી પડશે.

૭૦. વતનનાં દફતર એ સરકારની મિલકત છે.

૭૧. ગામના કાગળ પત્રો ઉપર સહી કરવાનો અધિકાર વતનદારને છે.

ભાગ–૧૩ અપીલો તથા કામ ચલાવવાની રીત.

૭૩ ૩ જા, ૫ મા, ૬ ઠા, તથા સાતમા ભાગ પ્રમાણે હુકમ કરવા હોય તે લખેલી ચોકસી કરીને પછી કરવા.

૭૪. કલેકટરે ચલાવેલા કામ ઉપર રેવન્યુ કમીશનરનો સામાન્ય નિબંધ રહેશે.

૭૫. ૧૦ મા ભાગ પ્રમાણે ચોકશી કરવાનો અધિકાર મામલતદારને અથવા મહાલકરીને છે પણ તેનો ફેંસલો કલેકટરે કરવો.

૭૭. આસિસ્ટંટ કલેકટર કે ડેપ્યુટીકલેકટરે કરેલા ઠરાવ ઉપર એકજ અપીલ ચાલશે, અને તે હુકમની તારીખથી સાઠ દહાડામાં કલેકટરને ત્યાં કરવી, કલેકટના ઠરાવ ઉપર હુકમની તારીખથી નેવુ દહાડામાં કમીશનરને ત્યાં અપીલ ચાલશે, હુકમની નકલ તૈયાર કરતાં જેટલી મુદત લાગે તેટલી મુદત ગણતી વખતે મુકી દેવી.

૭૮. અપીલની અરજી સાથે હુકમની નકલ જોઇએ. જેને અપીલ કરી હોય તેને અપીલ સંક્ષેપ રીતે ના મંજુર કરવાનો અધિકાર છે.

૭૯. ચલાવેલુ કામ મંગાવવાનો અધિકાર સરકારને છે.

૮૪. જે અધિકાર રેવન્યુ કમીશનર અથવા કલેકટર આ આકટ પ્રમાણે ચલાવી શકે તે અધિકાર ખાસ સટાળી કહાડેલા કોઇ અમલદારને અથવા દુમાલા કરેલા ગામના સંબંધમાં એવા ગામના ધારણ કરનાર વિગેરેને સોંપવાનો અને વંશપરંપરાના ગામના અમલદારોને બે રૂપિઆ સુધી દંડ કરવાનો અધિકાર મામલતદાર અથવા મહાલકરીને આપવાનો અધિકાર ગવર્નર ઈનકૌંઉસિલને છે.

( પરિશિષ્ટ–૨ )

ફોજદારી કાયદાની ૧૨૧, ૧૨૧ અ, ૧૨૨, ૧૨૪ અ ૧૨૫, ૧૩૦, ૨૦૧ ૨૧૨, ૨૧૩ અને ૨૧૬ મી કલમો પ્રમાણે શિક્ષા થઇ શકે તેવા ગુન્હા.

# મુંબઇનો ઇરીગેશન આક્ટ.

## સન ૧૮૭૯ નો આક્ટ ૭ મો.

**ઉપદેશ**—મુંબાઈ ઇલાકામાં નહેર બાંધવા તે ચાલુ રાખવા તથા તેઓનું નિયમન કરવા બાબતના, તેમાંથી પાણી આપવા બાબતના તથા સદરહુ પ્રમાણે આપેલાં, પાણી બાબત પીઆવો લેવા બાબતને વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવેલું છે,

૧. આ આક્ટ મુંબઇ શહેર સિવાય આખા મુંબઈ ઇલાકાને લાગુ છે.

૫. પાણી નહેરના કારણ સારૂ વાપરવાનું હશે ત્યારે જાહેરનામું કરવું.

૬. પાણી સદરહુ પ્રમાણે વાપરવાનાં કારણ સારૂ કનાલ ઓફીસરોને ગમે તે જગા ઉપર જવાનો, પ્રતિબંધ કાઢી નાંખવાનો, કાંસ બંધ કરવાનો, અને જરૂરનું સઘળું કામ કરવાનો અધિકાર છે.

૧૧. નહેરની ઉપર થઇને પેલી તરફ જવા આવવાનાં, અને નિરૂપયોગી પાણી કાઢી નાંખવાનાં સાધન જરૂરનાં લાગે તે સરકારે કરવાં.

૧૬. ખાનગી બંદોબસ્ત કરીને નવી નીક બાંધવી.

૧૭. પોતાથી નવી નીક બાંધી શકાતી નહિ હશે ત્યારે કનાલ ઓફીસરની પાસે નવી નીક બંધાવવા બાબત અરજી કરવાનો અધિકાર છે.

૨૨. માલેક સિવાય બીજા માણસે નીકમાંથી પાણી મળવા સારૂ માલિકની સાથે ખાનગી બંદોબસ્ત કરવો અથવા પાણી લેવાનો અધિકાર મળવા વિષે અથવા પોતાને સમાઇક માલીક તરીકે ઠરાવવા વિષે કનાલ ઓફીસરને અરજી કરવી.

૨૪. નીક સારૂ લીધેલી જમીનનો ઉપયોગ બીજા કારણ સારૂ કરવાનો અધિકાર નથી.

૨૬. નીક ઉપર હક્ક સંબંધ હોય એવા માણસના પરસ્પર હક બાબતની અને પાત્રતા બાબતની તકરારનો નિકાલ કનાલ ઓફીસરે કરવો.

૨૭. કોઈ પણ નહેરમાંથી જે માણસની પાણી લેવાની ઇચ્છા હશે તેણે તે મજકુરની લખેલી અરજી અધિકારવાળા કનાલ ઓફીસરને કરવી. અરજી સરકારે ઠરાવેલા નમુના પ્રમાણે કરવી જોઇએ. અને જમીનને પાણી પાવાના કારણ સિવાય બીજાં કારણ સારૂ કનાલ ઓફીસરને સરકારની મંજુરીથી પાણી આપવાનો અધિકાર છે.

૨૮. યોગ્ય કારણ સિવાય કોઇ પણ નીકને, અથવા પાણી મળવાનો જે જે કોઇ માણસને હક હશે તેને, પાણી આપવાનું બંધ કરવું નહિ.

૨૯. નહેરનું પાણી એક અથવા વધારે પાકને વાસ્તે જમીનને પાવાને આપવામાં આવતું હશે ત્યારે સદરહુ પાણીનો ઉપયોગ કરવાની પરવાનગી તે પાક તૈયાર થાય ત્યાં સુધી માત્ર ચાલુ રહેશે. અને તે પાકને માત્ર લાગુ છે.

૩૦. પાણી આપવા બદલના કરાર જે મિલકતને પાણી આપ્યું હશે તે મિલકતની સાથે બીજાને પ્રાપ્ત કરી આપી શકાશે. પણ પાણીનો ઉપયોગ કરવાનો હક્ક બીજે કોઇ પણ પ્રસંગે કનાલ ઓફીસરની પરવાનગી સીવાય બીજાને કરી આપવાનો અધીકાર નથી.

૩૧. જે નુકશાન આ આક્ટ મુજબ અમલ ચલાવતાં થયું હશે તે અને જે બાબતમાં ખરેખરૂં થયેલું નુકશાન ઠરાવી શકાતું હશે એવી સઘળી બાબતમાં બદલો આપવો. પાણી મળતું હશે તે બંધ થયાથી કે ઓછું થયાથી પીઆવામાં છુટ આપવાનો અધિકાર છે.

૩૨ નુકશાની વિષેની ફરીઆદ નુકશાન શરૂ થયાના વખતથી બાર મહિના પછી સાંભળવી નહિ.

૩૮. નુકશાનીના બદલા વિષેની માગણી કલેક્ટર પાસે કરવી.

૪૨. પાણી મળવાને હરકત થઇ હોય તો મહેસુલની માગણી ઓછી કરવી.

૪૪. નહેરનું પાણી આપવા બદલ પીઆવા સરકારે ઠરાવવા.

૪૭. હુકમ વગર પાણીનો ઉપયોગ કરવા બદલના, અથવા પાણી નકામુ વહેવા દેવા બદલના સઘળા ચાર્જ વસુલ કરવા તે, દંડ લેઇને વળી પીઆવા પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

૫૭. પીઆવો ક્યારે કોને આપવો તે સરકાર ઠરાવશે. પીઆવાની બાકી, તથા નીકના માલીકનું લેણું ભાડું, જમીન મહેસુલની બાકી પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

૬૧. જે કોઇ સખસ કોઇ પણ નહેરને નુકશાન કરશે, નહેરના પાણીને બગાડશે, કોઇ નિશાનીનો કે પાણી માપવાના યંત્રનો નાશ કરશે, નહેરના કોઈ પણ કામ, કે કાંસ ઉપર જનાવર કે ગાડી લઇ જશે, કે ઢોર ચારશે અને સરકારે કરેલી કાનુનો તોડશે વિગેરે કૃત્યો કરશે તેને પચાસ રૂપિઆ સુધી દંડની, અથવા એક મહિના સુધી કેદની અથવા એ બંનેની શિક્ષા થશે.

૬૨. નહેરની મજબુતીને જોખમ કરવા વગેરે બદલ બસેં રૂપીઆ સુધી દંડની અથવા ૭ મહિના સુધી કેદની અથવા એ બંનેની શિક્ષા થશે.

૬૪. નહેર ઉપર રાખેલા માણસો અપરાધીઓને કેદ કરવાને મુખત્યાર છે.

૬૬. આ આકટ મુજબ કરેલા ગુનાની બાતમી આપનારને દંડ બક્ષીસ તરીકે આપવો.

૬૭. ૧૩, ૧૮, ૨૫, ૩૦, ૪૫, ૪૬, અને ૪૮ મીં કલમ મુજબ કનાલ ઓફીસરે કરેલા હુકમ ઉપર, તે હુકમની તારીખથી ત્રીસ દીવસની અંદર કલેકટર આગળ અપીલ ચાલશે. કલેકટરે ચલાવેલા કામ ઉપર કમિશનરની દેખરેખ રહેશે.

૭૧. આ આકટના ઠરાવ જે નહેર, કાંસ કે તળાવ મ્યુનિસિપાલીટીનું હશે તેને લાગુ નથી.

---

## મુંબઇનો જીલ્લામાં સીતળા કાઢવા બાબતનો આકટ.

---

### સને ૧૮૯૨ નો આકટ નંબર ૧ લો.

ઉદ્દેશ—[1]ઇન્નિ ઓકયુલેશનના ચાલની મના કરવાનું તથા છોકરાને [2]સીતળા કાઢવાની જરૂર પાડવાનું વિગેરે જે અર્થે યોગ્ય છે તે અર્થે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૨. આ આકટની ૩૩ મી કલમ આખા મુંબઇ ઇલાકાને લાગુ છે અને બાકીનો ભાગ મુંબઇ શહેર તથા કરાંચી શહેર સીવાય આખા મુંબઈ ઇલાકાને લાગુ છે.

૫. સેનીટરી કમિશનરે સીતળા કાઢવાના કામ સારૂ સરકલ કરવા, પ્રત્યેક સરકલ સારૂ એક શીતળા કાઢનાર નીમવો. શીતળા કાઢનારને નોકરી ઉપરથી કહાડી મુકવાનો અધિકાર સેનેટરી કમિશનરને છે.

૯. સીતળા કાઢવાના પ્રદેશની હદની અંદર જન્મેલા છોકરાંની બાબતમાં તેના જન્મ પછી ૧૨ મહિનાની અંદર, અને સદરહુ હદની અંદર રહેવાને આણેલાં નિર્ભય ન થયેલાં છોકરાંની બાબતમાં, જો તે છોકરાંની ઉમર નવ મહિના કરતાં ઓછી હોય તો તેમના જન્મ પછી ૧૨ મહિનાની અંદર, અને નવ મહિના કરતાં વધારે ઉમ્મર હોય, પરંતુ ચૌદ વર્ષ કરતાં ઓછી હોય, તો સદરહુ હદમાં તેમને આણ્યા પછી ત્રણ મહિનાની અંદર તેવાં દરેક છોકરાંને તેના મા કે બાપે અથવા પાલન કરનારે સીતળા કઢાવવા. પોતાની પાસે આણેલાં સઘળાં છોકરાંને સીતળા કાઢવાને સરકારી સીતળા કાઢનાર બંધાયેલો છે.

૧૦. એક વખત સીતળા કઢાયા પછી તે પછીના બીજા અઠવાડીઆમાં સીતળા કાઢનાર પાસે તે છોકરાને ફરીથી તપાસવા સારૂ લઇ જવું. સીતળાના દાણા ન ઉઠે તો શીતળા કાઢનાર ફરમાવે તો ફરીથી શીતળા કઢાવવા.

૧૪. શીતળા કાઢવા તે ઘણું કરીને છોકરાની મા કે બાપ અથવા પાલન કરનાર કહે તેના ચેપથી કાઢવા જોઇએ. પણ જનાવરોનો ચેપ તુરત મળી શકે તેમ ન હોય તો. માણસના ચેપથી સીતળા કાઢવા. જે છોકરૂં તંદુરસ્તવાળું દેખાતું ન હોય અથવા જેના માબાપ રોગીષ્ટ હોય તેવાં છોકરાંનો ચેપ લેવો નહિં.

---

૧. પોતાની મેળે નિકળેલા સીતળાના ફોલ્લાનો ચેપ લઇ સીતળા કહાડવો તે.

૨. ગાયના આંચળ પાસેના સીતળાના ફોલ્લાનો ચેપ લઈ કહાડેલા સીતળા.

૧૫. શીતળા કાઢવાના સરકારી સ્થળમાં સીતળા કાઢયા બદલ અથવા સરટીફીકેટ બદલ ફી લેવી નહિ.

૨૨. જે સખસ સ્વાભાવિક નિકળેલો સીતળાના ચેપથી ઇન ઑકયુલેશન કરીને, અથવા કોઈ પણ માણસના શરીરમાં બીજા કોઇ ઉપાયથી સીતળાનો રોગ જાણી જોઇને ઉત્પન્ન કરશે. અથવા ઈનૉકયુલેશન કર્યા પથી એકાદા સીતળા કાઢવાના સ્થળમાં દાખલ થશે તે સખસને ત્રણ મહીના સુધીની કેદની અથવા બસો રૂપિઆ સુધીના દંડની અથવા બંનેની શિક્ષા થશે.

૨૩. સીતળા કાઢવાના કામ ઉપરનો સુપ્રીન્ટેન્ડેન્ટ એકાદા માજીસ્ટ્રેટને એવી ખબર આપે કે અમુક પ્રદેશમાંનું ચૌદ વર્ષ કરતાં કમી ઉમરનું નિર્ભય ન થયેલું છોકરૂં છે. અને તે છોકરાને સીતળા કઢાવવા સારૂ તેની મા કે બાપને અથવા પાલન કરનારને મેં નોટીસ આપ્યા છતાં સદરહુ નોટીસનો અનાદર કરવામાં આવ્યો છે. તો તે ઉપરથી સદરહુ માજીસ્ટ્રેટને ચોકસી કર્યા પછી તે છોકરૂં નિભય થયેલું નથી એવું લાગે તો તે છોકરાને અમુક માજીસ્ટ્રેટ મુખત્યાર છે, સદરહુ વખત બે મહિના કરતાં વધારે હોવો ન જોઇએ. સદરહુ હુકમ નહિ માનશે તો તેનો પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૨૪. ઉપરની કલમ પ્રમાણે સમન કર્યા છતાં છોકરૂં હાજર નહિ કરશે તો તેને ત્રણ મહિના સુધીની આશાન કેદની અથવા એક હજાર રૂપીઆ સુધી દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

૨૫. જે કોઇ સખસ શીતળા કઢાવવા સારૂ અથવા કઢાવ્યા પછી તપાસવા સારૂ છોકરાને લઇ જવામાં યોગ્ય સબબ સિવાય ગફલત કરશે, અથવા સીતળા કાઢેલા છોકરાંથી સીતળા કાઢનારને ચેપ લેવા દેશે નહિ. તેને દરેક ગુન્હા બદલ પચાસ રૂપીઆ સુધી દંડ થશે.

૨૭. જે કોઇ સરકારી સીતળા કાઢનાર ગેરકાયદેસર ફી અથવા મહેનતાણું સ્વિકારશે તેને ઇ. પી. કો. કલમ ૧૬૧ મુજબ શિક્ષા થશે.

૨૮. આ આકટ મુજબના ગુન્હા સાંભળવાનો અધિકાર પહેલા અથવા બીજા વર્ગના માજીસ્ટ્રેટને છે.

૩૬. તુરંગ વિગેરેમાં કેદીઓને તથા બીજાઓને સીતળા કાઢવાનો અધિકાર છે.

# ભાગ ૩ જો.

## દીવાની વિષયને લગતા કાયદાઓ.

# સીવીલ પ્રોસીજર કોડ.

### દિવાની ન્યાયાધિકારી કોર્ટોનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા એકત્ર કરવાનો તથા સુધારવાનો આકટ.

(સને ૧૯૦૮ નો આકટ નંબર ૫ મો)

દિવાની ન્યાયાધિકારી કોર્ટોનું કામ ચલાવવાની રીતબાબતના કાયદા એકત્ર કરવા તથા સુધારવા યોગ્ય છે; માટે આ ઉપરથી નીચે પ્રમાણે ઠરાવ્યું છેઃ—

**પ્રારંભનો વિષય.**

૧ (૧) આ આકટને સને ૧૯૦૮ નો દિવાની કામ ચલાવવાની રીત બાબતનો કાયદો કહેવો;

(૨) તે સન ૧૯૦૯ ના જાનેવારી મહિનાની પેહેલી તારીખે અમલમાં આવશે; અને (૩) આ કલમ તથા કલમો ૧૫૫ થી ૧૫૮ આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છેઃ બાકીનો કાયદો, શેડયુલ્ડ ડિસ્ટ્રિકટો શિવાય આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે:

૨. વિષયમાં અથવા પૂર્વાપર સંબંધમાં કંઇ બાધ ન આવે તો, આ આકટમાં નીચેના શબ્દોનો અર્થ નીચે પ્રમાણે કરવોઃ—

(૧) "કાયદો" આ શબ્દમાં કાનુનોનો સમાવેશ થાય છે.

(૨) "હુકમનામું" એટલે જે ઠરાવ ઉપરથી, ઠરાવ કહેનારી કોર્ટ પુરતો, ફરિયાદમાં તકરારી હોય એવી સઘળી અથવા કોઇ પણ બાબતના સંબંધમાં પક્ષકારોના હક્કોનો નિર્ણય કારક રીતે નિકાલ થતો હોય તે ઠરાવ પદ્ધતિ પ્રમાણે કહેવો, અને તે પ્રાથમીક અથવા આખરનું હોઇ શકે. હુકમનામું એ શબ્દમાં ફરિયાદ અરજી નામંજુર કરવાનો તથા ૪૭ મી અથવા ૧૪૪ મી કલમ પ્રમાણેની કોઇ પણ તકરારના નિકાલનો સમાવેશ થાય છે. પણ તેમાં નીચેની બાબતોનો સમાવેશ થતો નથી, એટલે,—

(અ) હુકમ ઉપરની અપીલ માફક જે કોઇ પણ ઠરાવ ઉપર અપીલ ચાલતી હોય તે ઠરાવનો, અથવા

(બ) કસુર માટે કાઢી નાંખવાના કોઇ પણ હુકમનો.

ખુલાસો—ફરિયાદનો પૂર્ણ રીતે નિકાલ કરી શકાય તે પેહેલાં વધારે કામ ચલાવવાનું હોય છતાં હુકમનામું કર્યું હોય ત્યારે, તે હુકમનામું પ્રાથમીક છે એમ સમજવું; પણ જ્યારે એવા ઠરાવ ઉપરથી ફરિયાદનો પૂર્ણ રીતે નીકાલ થતો હોય ત્યારે તે આખરનું છે એમ સમજવું કોઇ પણ હુકમનામું કેટલેક અંશે પ્રાથમીક ને કેટલેક અંશે આખરનું હોઇ શકે;

(૩) "હુકમનામાવાળો" એટલે, હુકમનામું અથવા બજાવી શકાય તેવો હુકમ જેની તરફેણમાં થયો હોય એવો કોઇ શખસ સમજવો:

(૪) "ડિસ્ટ્રિક્ટ" એટલે, અવલ હકુમતવાળી મુખ્ય દિવાની કોર્ટ (જેને આમાં આગળ ડિસ્ટ્રિક્ટ કોર્ટ એવું નામ આપ્યું છે તે) ની હકુમતની સ્થાનિક હદ સમજવી, અને તેમાં હૈકોર્ટની સાધારણ અવલ દિવાની હકુમતની સ્થાનિક હદનો સમાવેશ થાય છે;

(૫) "પરરાજ્યની કોર્ટ" એટલે, જેની સત્તા બ્રિટિશ હિંદુસ્તાનમાં ન હોય, અને જે ગવર્નર જનરલ ઇન કૌંસિલે સ્થાપેલી અથવા ચાલુ રાખેલી ન હોય, એવી બ્રિટિશ ઇંડિયાની હદ બહારની કોર્ટ સમજવી;

(૬) "પરરાજ્યનો ફેંસલો" આ સંજ્ઞાનો અર્થ પરરાજ્યની કોર્ટનો ફેંસલો એવો થાય છે;

(૭) "સરકારી પ્લીડર" એ સંજ્ઞામાં, આ કાયદામાં જે કામો સરકારી પ્લીડરે કરવાં એમ સ્પષ્ટ રીતે કહેલું હોય તેવાં બધાં અથવા તેમાંનાં કંઇ કામ કરવા સારૂ સ્થાનિક સરકારે જે કોઇ અમલદારને નિમ્યો હોય તેનો તેમજ એવા સરકારી પ્લીડરના હુકમ પ્રમાણે કામ કરનારા કોઇ પણ પ્લીડરનો સમાવેશ થાય છે.

(૮) "જડજ" એટલે દિવાની કોર્ટનો અધ્યક્ષસ્થાને બેસનાર અમલદાર સમજવો.

(૯) "ફેંસલો" આ શબ્દનો અર્થ હુકમનામાનાં અથવા હુકમનાં કારણનું જડજે કરેલું બયાન એવો સમજવો.

(૧૦) "હુકમનામાનો દેણદાર' એટલે જેની વિરૂદ્ધ હુકમનામું અથવા બજાવી શકાય એવો હુકમ થયો હેય તેવા કોઇ શખસ સમજવો.

(૧૧) "કાયદેસર વારસ વકીલ" એ સંજ્ઞાનો અર્થ જે શખસ કાયદા પ્રમાણે કોઇ મૈયત શખસની ઈસ્ટેટનો વારસ વકીલ હોય તે શખસ એવો થાય છે, અને તે સંજ્ઞામાં જે કોઇ પણ શખસ મૈયતની ઈસ્ટેટનો કારભાર જોતો હોય તે શખસનો તથા જ્યારે કોઇ પક્ષકાર વારસ વકીલ તરીકે ફરિયાદ કરે અથવા જ્યારે કોઇ શખસના ઉપર વારસ વકીલ તરીકે ફરીયાદ થાય ત્યારેએવી રીતે ફરીયાદ કરનાર અથવા જેના ઉપર ફરિયાદ થઇ હોય તે પક્ષકારના મરણ પછી જે શખસને તે ઇસ્ટેટ પ્રાપ્ત થાય તે શખસનો સમાસ થાય છે.

(૧૨) મિલકતની "દરમ્યાનની ઉપજ" એટલે, તે મિલકતનો ગેરવ્યાજબી કબજો રાખનાર માણસને તેની જે ખરેખરી ઉપજ મળી હોય તે, અથવા સાધારણ ઉપયોગથી તે જે ઉપજ મેળવી શકત તે ઉપજ તથા તે ઉપજનું વ્યાજ; પણ તેમાં ગેરવ્યાજબી કબજો રાખનારે કરેલા સુધારાથીથયેલા નફાનો સમાવેશ થતો નથી;

(૧૩) "જંગમમિલકત" એમાં ઉગતા તુલનો સમાવેશ થાય છે;

(૧૪) "હુકમ" એટલે હુકનામું નહિ હોય એવો દિવાની કોર્ટનો કોઈ નિર્ણય પદ્ધતિ પ્રમાણે કર્યો તે.

(૧૫) "પ્લીડર" એટલે, કોર્ટમાં બીજાને હાજર થવાનો અને તેનો પક્ષ લઇને બોલાવવાનો જેને હક્ક મળ્યો હોય તેવો કોઈ પણ શખસ સમજવો, અને તેમાં એડવોકેટ, વકીલ અને હૈકોર્ટના અટર્નીનો સમાવેશ થાય છે;

(૧૬) "ઠરાવેલું" એટલે કાનુનો ઉપરથી ઠરાવેલું.

(૧૭) "સરકારી અમલદાર" એટલે. નીચે લખેલા પ્રકારો પૈકી કોઇ પણ પ્રકારમાં સમાવેશ થાય એવો કોઇ સખસ સમજવો એટલે—

(અ) દરેક જડજ;

(બ) ઇંડિયન સિવિલ સર્વિસનો દરેક આસામી;

(ક) મલીક મુઆઝમની લશ્કરી અથવા આરમારી ફોજમાંનો અથવા ઇંડિયન મરીન સર્વિસમાંનો હરએક સનંદી અથવા ગેઝીટેડ અમલદાર સરકારની નોકરી કરતો હોય ત્યાં સુધી;

(ડ) ન્યાયની કોર્ટનો હરેક અમલદાર, જેનું કામ, પોતાના હોદ્દાને લીધે, કાયદાની અથવા હકીકતની કોઇ બાબત ઉપર તજવીજ કરવાનું કે રિપોર્ટ કરવાનું હોય, અથવા કોઇ લેખ કરવાનું કે કોઇ લેખના ખરાપણા વિશે સહી કરવાનું કે તે લેખ રાખવાનું હોય, અથવા કાંઇ મિલકત પોતાના હવાલામાં લેવાનું કે તેની વ્યવસ્થા કરવાનું હોય, અથવા ન્યાયની બાબતની કંઇ પ્રોસેસ બજાવવાનું હોય, અથવા કોર્ટમાં કંઇ સોગન આપવાનું કે અર્થ સમજાવવાનું કે

બંદોબસ્ત રાખવાનું હોય તે, તથા તે કામ માંહેનું કોઇપણ કામ કરવાને કોઇ ન્યાયની કોરટે મુદ્દામ અખતીયાર આપેલો હરકોઇ શખસ.

(ઇ) કોઇ શખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અધિકાર જે હોદ્દાને લીધે મળે તેવો હોદ્દો ધરાવનાર હરકોઇ શખસ,

(ફ) સરકારનો હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદ્દાને લીધે, ગુન્હા અટકાવવાનું, ગુન્હાની ખબર આપવાનું, ગુન્હેગારોને તેઓનો ઇન્સાફ થવા સારૂ કોર્ટોમાં હાજર કરવાનું, અથવા લોકોની તંદુરસ્તી, સલામતી કે અનુકૂળતા સંભાળવાનું હોય તે;

(ગ) હરએક અમલદાર, જેનું કામ, પોતાના હોદ્દાને લીધે, સરકારની વતી કોઈ માલમિલકત લેવાનું સ્વીકારવાનું, રાખવાનું કે ખરચવાનું હોય, અથવા સરકારની વતી માપણી કરવાનું કે જમાબંદી કરવાનું કે કરાર કરવાનું હોય, અથવા મહેસુલ બાબતની કોઇપણ પ્રોસેસ બજાવવાનું હોય, અથવા સરકારના પૈસા સંબંધી લાભની કંઇ બાબતની તજવીજ કરવાનું કે તે વિષે રિપોર્ટ કરવાનું હોય અથવા સરકારના પૈસા સંબંધી લાભ બાબતનો કાંઇ લેખ કરવાનું, તેના ખરાપણા વિષે સહી કરવાનું કે તે લેખ રાખવાનું હોય અથવા સરકારના પૈસા સંબંધી સંભાળને માટે કરેલા કોઇ કાયદા તોડાતા અટકાવવાનું હોય તે અને

(હ) હર એક અમલદાર જે સરકારની ચાકરીમાં હોય કે સરકારનો પગાર ખાતો હોય, અથવા જેને કંઇ સરકારી કામ કરવા સારૂ કમિશન મળતું હોય તેઃ

(૧૮) "કાનુનો" એટલે પહેલા પરિશિષ્ટમાં દાખલ કરેલી અથવા કલમ ૧૨૨ ની રૂએ અથવા કલમ ૧૨૫ ની રૂએ કરેલી હોય તે કાનુનો તથા નમુના.

(૧૯) "કોરપોરેશનનો શેર" એ સંજ્ઞામાં સ્ટોકનો, ડિબેન્ચર સ્ટોકનો, ડિબેન્ચરોનો અથવા બોન્ડોનો સમાવેશ થાય છે એમ સમજવું.

(૨૦) "સહી કરેલું" એ સંજ્ઞામાં ફંસલો અથવા હુકમનામું બાદ કરીને બીજા ઉપર છાપ મારેલાનો સમાવેશ થાય છે.

૩. આ કાયદાનાં કારણ સારૂ ડિસ્ટ્રિકટ કોર્ટ હઇ કોર્ટના તાબા હેઠળ છે, અને ડિસ્ટ્રિક કોર્ટથી હલકા દરજ્જાની દરેક દિવાની કોર્ટ તથા પ્રત્યેક સ્માલકાજ કોર્ટ, હાઈ કોર્ટના અને ડિસ્ટ્રિકટ કોર્ટના તાબા હેઠળ છે એમ સમજવું.

૪. (૧) કોઇપણ વિશેષ ઠરાવ વિરૂદ્ધ ન હોય ત્યારે, આ કાયદામાંના કોઇપણ ઠરાવ ઉપરથી હાલ અમલમાં હોય એવો કોઇ વિશેષ અથવા સ્થાનિક કાયદો અથવા વિદ્યમાન કાળે અમલમાં હોય એવા બીજા કોઈપણ કાયદા ઉપરથી અથવા તેની રૂએ આપેલી કોઇપણ વિશેષ હકુમત અથવા સત્તા અથવા ઠરાવેલી કામ ચલાવવાની કોઇપણ વિશેષ પદ્ધતિ મર્યાદિત થાય છે અથવા તેને બીજી રીતે બાધ આવે છે એમ સમજવું નહિ.

(૨) વિશેષ કરીને અને પેટા કલમ (૧) માં જે સામાન્ય ઠરાવ કહ્યો છે તેને બાધ ન આવે તે રીતે, આ કાયદામાંનો કોઇપણ ઠરાવ, વિદ્યમાન કાળે અમલમાં હોય એવા કોઈપણ કાયદા ઉપરથી જમીનદારને અથવા જમીનના ધણીને ખેતીવાડીની જમીનનું ગણોત એવી જમીનના ઉત્પન્નમાંથી વસુલ કરવાનો જે ઇલાજ છે તે ઇલાજ મર્યાદિત થાય છે અથવા તેને બીજી રીતે બાધ આવે છે એમ સમજવું નહી.

૫. (૧) કોઇપણ રેવન્યું કોર્ટોને લાગુ હોય એવા કોઇપણ ખાસ કાયદામાં કામ ચલાવવાની કોઇ બાબતો વિષે મુદલ ઠરાવ ન હોય અને તે બાબતોમાં આ કાયદાના ઠરાવો સદરહુ કોર્ટોને લાગુ હોય ત્યારે, સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરી એમ ફરમાવવાને મુખત્યાર છે કે સદરહુ ઠરાવોના જે ભાગ આ કાયદા ઉપરથી વિશેષ રીતે લાગુ કર્યા નહિ હશે તે સદરહુ કોર્ટોને લાગુ પડશે નહિ, અથવા તે ભાગ સ્થાનિક સરકાર ઉપર કહ્યા મુજબ મંજુરી લઇને મુકરર કરે એવા ફેરફારો સહિત માત્ર લાગુ પડશે.

(૨) પેટા કલમ (૧) માંના 'રેવન્યુ કોર્ટ' એ શબ્દોનો અર્થ ખેતીના કારણ માટે વપરાતી જમીનના ગણોત, મેહેસુલ અથવા ઉપજ સંબંધી ફરિયાદો અથવા બીજાં કામ અથવા કામો દાખલ કરવાની કોઇપણ

સ્થાનિક કાયદાની રૂયે જેને હકુમત હોય એવી કોર્ટ થાય છે; પરંતુ એવી ફરીયાદોનો ઇન્સાફ દિવાની કોર્ટનો સમાવેશ સદરહુ શબ્દોમાં થતો નથી.

૬. બીજી રીતે ખાસ ઠરાવ્યું હોય તેટલું બાદ કરીને કોઇ કોર્ટની સાધારણ હકુમતની પૈસા સંબંધી મર્યાદા ( જો હોય તો તે ) કરતાં કોઇ ફરીયાદના વિષયની રકમ કે કિંમત વધી જતી હોય, તો આ આકટ-માંના કોઇપણ ઠરાવ ઉપરથી તેવી ફરીયાદો ઉપર તે કોર્ટને હકુમત મળતી નથી એમ સમજવું.

૭. (૧) સને ૧૮૮૭ ના પ્રોવિન્સિયલ સ્મોલકોઝ કોર્ટો બાબતના આકટની રૂયે સ્થાપેલી કોર્ટોને અથવા તે આકટની રૂયે સ્મોલકોઝ કોર્ટની હકુમત ચલાવનારી કોર્ટોને નીચેના ઠરાવ લાગુ પડશે નહિ. એટલે:—

(અ) આ કાયદાનો જે ભાગ—

(૧) સ્મોલકોઝ કોર્ટોની હકુમતમાંથી બાતલ કરેલી ફરિયાદોને લાગુ હોય, અથવા.

(૨) એવી ફરીયાદોમાં હુકમનામામાંની બજાવણીને લાગુ હોય.

(૩) સ્થાવર મિલકત ઉપર કરવાની હુકમનામાંની બજાવણીને લાગુ હોય, તે ભાગ; અને

(બ) નીચેની કલમો, એટલે:—

કલમ ૯. કલમ ૯૧ તથા ૯૨. કલમો ૯૪ તથા ૯૫, તાકીદના હુકમને અથવા વચગાળેના હુકમને લાગુ હોય તેટલે સુધી; અને કલમો ૯૬ થી ૧૧૨ તથા ૧૧૫, લાગુ પડશે નહિ.

૮. કલમો ૨૪, ૩૮ થી ૪૧, ૭૫, (અ), (બ) તથા (ક), ૭૬, ૭૭ તથા ૧૫૫ થી ૧૫૮ માં તથા સને ૧૮૮૨ ના પ્રેસિડેન્સિ સ્મોલકોઝ કોર્ટ આકટમાં ઠરાવ્યું છે તે સિવાયને પ્રસંગે, આ કાયદાના મુખ્ય ભાગમાં લખેલા ઠરાવો, કલકત્તા, મદ્રાસ, તથા મુંબઇ શહેરમાં સ્થાપેલી કોઇપણ પ્રેસિડેન્સી સ્મોલકોઝ કોર્ટ-માંની કોઇપણ ફરીયાદમાં અથવા કામમાં લાગુ પડશે નહિ.

# ભાગ ૧ લો.

## સામાન્ય રીતે ફરિયાદો વિશે.

### કોર્ટોની હકુમત તથા નિર્ણિતવાત ( રેસ જ્યુડિકેટા ) વિશે.

૯. જે ફરીયાદો સાંભળવાની કોર્ટોને વિશેષ રીતે અથવા ગર્ભિત રીતે મનાઇ કરી હોય તે સિવાયની બધી દિવાની ફરીયાદોનો (આ કાયદામાં જે ઠરાવો છે તેમને અનુસરીને) ઇનસાફ કરવાની હકુમત કોર્ટોને છે.

ખુલાસો:—જે ફરિયાદમાં મિલકતના અથવા કામ કરવાના હક વિશે તકરાર હોય તે દિવાની ફરી-યાદ કહેવાય. પછી તે હકનો તમામ આધાર ધર્મ સંબંધી ક્રિયા અથવા વિધિ બાબતની તકરારોના નિર્ણય ઉપર હોય તેની ચીંતા નહિ.

ટીકા:—આ કલમ હાઇકોર્ટને લાગુ પડે છે. પણ ઇલાકાની સ્મોલકોઝ કોર્ટને લાગુ પડતી નથી. ગેર-કાયદેસર કરારની રૂએ પૈસા આપ્યા હોય તો તે પાછા મળી શકે નહી. ( ૨૪. કરી. એ. ડી, ૭૪૨ ) જાણી-બુજીને વેસ્યાને તેનો ધંધો ચલાવવાને મકાન ભાડે આપ્યું હોય, તેનું ભાડું લેવાનો દાવો ચાલી શકતો નથી. લગનના અવેજ માટે દાવો ચાલી શકે છે.

૧૦. કોઇ ફરીયાદમાં જે તકરારી બાબત હોય તેજ પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી બાબત કોઈ પહેલાં માંડેલી ફરીયાદમાં હોય, અને તે પહેલાં માંડેલી ફરીયાદના તેના તેજ પક્ષકારો વચ્ચે અથવા જે પક્ષકારો તરફથી તેઓ અથવા તેઓમાંનો કોઇ પોતાને હક મળેલો કહેતો હોય અને તેજ હકથી વાદ કરતો હોય તેમની વચ્ચે, તેજ કોર્ટમાં, અથવા તે દાદ આપવાની હકુમત હોય તેવી બ્રિટિશ ઇંડિયામાંની બીજી કોઇ કોર્ટમાં, અથવા બ્રિટિશ ઈંડિયાની હદની બહાર ગવર્નર જનરલ ઇન કાઉન્સિલે સ્થાપેલી અથવા ચાલુ રાખેલી અને તેવીજ હકુમતવાળી કોઇ કોર્ટમાં, અથવા મલિક મુઆઝમ ઇન કૌન્સિલની રૂબરૂ,—ચાલુ હોય તો, પછીની ફરીયાદનો કોર્ટ ઇનસાફ કરવા માંડવો નહિ.

**ખુલાસો.**—કોઇ ફરિયાદ પરરાજ્યની કોર્ટમાં ચાલૂ હોય તેટલા ઉપરથી તેજ દાવાના કારણને આધારે કરેલી ફરિયાદનો ઇનસાફ કરવાની બ્રિટીશ ઇંડિયાની કોર્ટોને મનાઇ નથી.

**૧૧.** એકજ હક્કથી વાદ ચલાવનારા તેના તેજ પક્ષકારોની દરમ્યાન અથવા જે પક્ષકારોની તરફથી તેઓ કે તેઓમાંનો કોઇ પોતાનો હક્ક મળેલો કહેતો હોય તેમની દરમ્યાન પહેલાં ચાલેલી કોઇ ફરિયાદમાં જે બાબત પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી હોય તેજ બાબત કોઈ પાછળની ફરિયાદમાં અથવા મુદ્દામાં પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી હોય, અને તે પાછળની ફરિયાદ અથવા જે ફરિયાદમાં તે મુદ્દો પાછળથી નીકળ્યો હોય તે ફરિયાદ સાંભળવાના યોગ્ય અખત્યારવાળી કોર્ટે તે પ્રથમની ફરિયાદની ચોકશી કરી આખરનો નિકાલ કર્યો હોય, તો તેવી પાછળની ફરિયાદની અથવા તેવા મુદ્દાની કોઇ કોર્ટે તજવીજ કરવી નહીં.

**ખુલાસો ૧.**—" પહેલાં ચાલેલી કોઇ ફરિયાદમાં " એ સંજ્ઞાનો અર્થ જે ફરિયાદનો નિકાલ ચાલુ ફરિયાદ પહેલાં થયો હોય તે ફરિયાદ એવો સમજવો; પછી તે એવી ચાલુ ફરિયાદ પહેલાં માંડવામાં આવી હોય કે ન હોય તેની હરકત નહીં.

**ખુલાસો ૨.**—આ કલમનાં કારણસારૂ, કોઇ કોર્ટને યોગ્ય અધિકાર છે કે નહિ તે વાતનો નિકાલ એવી કોર્ટના ઠરાવ સામે અપીલ કરવાના હકને લગતા ઠરાવો ઉપર ધ્યાન આપ્યા વગર કરવો.

**ખુલાસો ૩.**—ઉપર બાબત દર્શાવી તે પ્રથમની ફરિયાદમાં એક પક્ષકારે છે એમ કહેવી જોઇયે, અને સામા પક્ષકારે સ્પષ્ટરીતે કે ગર્ભિતરીતે તે કબુલ અગર નાકબુલ કરવી જોઇયે.

**ખુલાસો ૪.**—તેવી પ્રથમની ફરિયાદમાં દાવો માગવાના અથવા જવાબ આપવાના એક કારણ તરીકે જે બાબત બતાવી શકાત અને જે બતાવવી જોઇતી હતી, તે બાબત તે ફરિયાદમાં પ્રત્યક્ષ અને વસ્તુતઃ તકરારી બાબત છે એમ સમજવું.

**ખુલાસો ૫.**—ફરિયાદ અરજીમાં જે દાદ માગી હોય પણ જે હુકમનામામાં સ્પષ્ટ રીતે ન અપાવી હોય તે દાદ, આ કલમના કારણ સારૂ, આપવાની ના પાડી છે એમ સમજવું.

**ખુલાસો ૬.**—કોઇ સાર્વજનિક હક્ક વિષે અથવા પોતાનો અને બીજાઓનો મળીને એકઠો દાવો રાખેલા કોઇ ખાનગી હક્ક વિશે કોઇ શખસો શુદ્ધબુદ્ધિથી કોર્ટમાં વાદ ચલાવતા હોય ત્યારે તે હક્કની સાથે લાગતા વળગતા બધા શખસો, આ કલમનાં કારણસારૂ, તે વાદ ચલાવનારા શખસો તરફથી હક્ક રાખનાર શખસો છે એમ ગણવું.

**૧૨.** જ્યારે દાવાના કોઇપણ ચોકસ કારણના સંબંધમાં જાસ્તી ફરિયાદ માંડવાનો વાદીને કાનુનો ઉપરથી પ્રતિબંધ હોય ત્યારે. આ કાયદો લાગુ હોય એવી કોઇપણ કોર્ટમાં એવા દાવાના કારણના સંબંધમાં ફરિયાદ માંડવાનો તેને હક્ક પ્રાપ્ત થશે નહિ.

**૧૩.** પરરાજ્યના જે કોઇ ફેંસલાથી કોઈ બાબતનો નિકાલ એકજ હક્કથી વાદ ચલાવનાર તેના તેજ પક્ષકારોની દરમ્યાન અથવા જે પક્ષકારોની તરફથી તેઓ કે તેઓમાંનો કોઇ પોતાને હક મળેલો કહેતો હોય તેમની દરમ્યાન પ્રત્યક્ષ થઇ ગયો હોય તે ફેંસલો તે બાબતના સંબંધમાં નિરૂત્તર થશે એમ સમજવું; પણ નીચેને પ્રસંગે તેમ થશે નહિ, એટલેઃ—

(અ) તે ફેંસલો યોગ્ય અધિકારવાળી કોર્ટે કર્યો નહિ હોય ત્યારે;

(બ) તે ફેંસલો કામના ગુણદોષ તપાસીને આપ્યો નહિ હોય ત્યારે;

(ક) કામના કાગળ જોતાંજ એમ જણાય કે દેશદેશના અરસપરસ વ્યવહારના કાયદા (ઇન્ટરનેશનલ લૉ) ની ભૂલ ભરેલી સમજથી અથવા બ્રિટિશ ઇંડિયાનો કાયદો જે મુકદમામાં લાગુ પડતો હોય તેમાં તે લાગુ પાડવાની ના કહીને તે ફેંસલો કરેલો હોય ત્યારે;

(ડ) તે ફેંસલો જે કામમાં મેળવ્યો હોય તે કામ વાસ્તવિક ન્યાયથી ઉલટું હોય ત્યારે;

(ઇ) તે કપટથી મેળવેલો હોય ત્યારે;

(ફ) બ્રિટિશ ઇંડિયામાં અમલમાં હોય એવો કોઇ કાયદો તોડીને તેને આધારે કરેલો દાવો તેમાં સાબિત ઠરાવ્યો હોય ત્યારે.

**૧૪.** પરરાજ્યના ફેંસલાની સહી સીકાવાળી નકલ દેખાતી હોય એવો કોઇ દસ્તાવેજ હાજર કરવામાં

આવે ત્યારે. લેખ ઉપરથી વિરૂદ્ધ પ્રકારે નજરે ન આવે તો, તે ફેંસલો યોગ્ય હકુમતવાળી કોર્ટે કર્યો હતો એનું અનુમાન કોર્ટે કરવું. પરંતુ કોર્ટને હકુમત નહોતી એ વાત સાબિત કરીને તે અનુમાન રદ્દ થઇ શકશે.

## ફરિયાદ કરવાની જગા વિષે.

**૧૫.** પ્રત્યેક ફરિયાદ, તેનો ઇનસાફ કરવાનો સૌથી નીચેના દરજ્જાની જે કોર્ટને અખત્યાર હોય તે કોર્ટમાં કરવી.

**૧૬.** કોઇપણ કાયદામાં પૈસાની અથવા બીજી મર્યાદા ફરમાવેલી હોય તે ઉપર નજર રાખીને—

(અ) ભાડું, ગણોત અથવા ઉપજ સાથે અથવા તે વગર સ્થાવર મિલકત પાછી લેવાની દરેક ફરિયાદ,

(બ) સ્થાવર મિલકતની વેહેંચણ કરવાની દરેક ફરિયાદ,

(ક) ગીરો મુકેલી અથવા બોજો નાંખેલી સ્થાવર મિલકતની બાબતમાં તે ઉપરનો ગીરો છોડવવાનો હક્ક બંધ કરવાની, તે વેચવાની અથવા તે ઉપરનો ગીરો હક્ક છોડવવાની દરેક ફરિયાદ,

(ડ) સ્થાવર મિલકતમાંનો અથવા તે ઉપરનો બીજો કોઇ હક્ક અથવા સંબંધ નક્કી કરવાની દરેક ફરિયાદ,

(ઇ) સ્થાવર મિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવા બાબતની દરેક ફરિયાદ,

(ફ) ખરેખર કબજે કરેલી કે ટાંચ મારેલી જંગમમિલકત પાછી લેવાની દરેક ફરિયાદ,

એ ફરિયાદો, જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે મિલકત હોય, તે કોર્ટમાં કરવી:

પરંતુ પ્રતિવાદીના કબજામાં હોય અથવા તેની વતી બીજાના કબજામાં હોય તેવી સ્થાવર મિલકત સંબંધી કંઇ દાદ મેળવવાની, અથવા તે સ્થાવરમિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવાની ફરિયાદ કરવાની હોય તે, જો માગેલી દાદ કોર્ટના હુકમ પ્રમાણે પ્રતિવાદી જાતે વર્તવાથી તમામ મળી શકે એમ હોય તો, જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે મિલકત હોય તે કોર્ટમાં અથવા જે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે પ્રતિવાદી ખરેખર ને આપ ખુશીથી રહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય તે કોર્ટમાં કરી શકાય.

**ખુલાસો.**—આ કલમમાં "મિલકત" એનો અર્થ બ્રિટિશ ઇંડિયામાં હોય તે મિલકત એવો સમજવો.

**૧૭.** જ્યારે જુદી જુદી કોર્ટોની હકુમતમાં આવેલી સ્થાવર મિલકત બાબત અથવા સ્થાવરમિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવા બાબત દાદ મળવાની ફરિયાદ હોય ત્યારે, તે ફરિયાદ, જે કોઇપણ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે મિલકતનો કંઇપણ ભાગ આવેલો હોય તે કોર્ટમાં થઇ શકે:

પરંતુ ફરિયાદના વિષયની કિંમત બાબતનો તમામ દાવો તે કોર્ટ સાંભળી શકે એવો હોવો જોઇએ.

**૧૮.** (૧) ફલાણી સ્થાવરમિલકત બે અથવા વધારે કોર્ટોમાંની કઇ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં છે એ વાત અનિશ્ચિત હોવાનું જ્યારે કહેવામાં આવે ત્યારે, જો સદરહુ કોર્ટમાંની કોઇપણ કોર્ટની એવી ખાત્રી થાય કે એ પ્રમાણે કહેવામાં આવેલા અનિશ્ચિતપણા વિશે કાંઇ આધાર છે, તો તે મતલબનો મજકુર નોંધવાનો તથા ત્યાર પછી સદરહુ મિલકત સંબંધી કોઇપણ ફરિયાદ દાખલ કરવાનો તથા તેનો નિકાલ કરવાનો તે કોર્ટને અધિકાર છે; અને સદરહુ ફરિયાદમાં તે કોર્ટનું હુકમનામું તે મિલકત તેની હકુમતની સ્થાનિક હદમાં હોય તો જેવી રીતે અમલમાં આવે તેવી રીતે અમલમાં આવશે.

પરંતુ સદરહુ ફરિયાદ એવી હોવી જોઇએ કે બન્ને તેનો પ્રકાર તથા કિંમત જોતાં તેના સંબંધમાં સદરહુ કોર્ટ હકુમત ચલાવવાને યોગ્ય હોય.

(૨) જ્યારે પેટા કલમ (૧) પ્રમાણે મજકુર નોંધવામાં આવ્યો ન હોય, અને સદરહુ મિલકત જ્યાં આવેલી છે તે ઠેકાણે હકુમત ધારણ નહિ કરનારી કોર્ટે તે મિલકત સંબંધી ફરિયાદમાં હુકમનામું અથવા હુકમ કર્યો છે એવી હરકત અપીલ અથવા રિવિઝન કોર્ટ રૂબરૂ લેવામાં આવી હોય ત્યારે, જો સદરહુ અપીલ અથવા રિવિઝન કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે સદરહુ ફરિયાદ કરતી વખતે સદરહુ મિલકતના સંબંધમાં કઇ કોર્ટને હકુમત છે તે બાબત અનિશ્ચિતપણું હોવાનો કાંઇપણ વાજબી સબબ ન હતો, અને તેથી કરીને અન્યાય થયો નથી તો તે કોર્ટે સદરહુ હરકત ચાલવા દેવી નહિ.

**૧૯.** જ્યારે જાતને અથવા જંગમ માલ મિલકતને કરેલી નુકસાનીના બદલા વાસ્તે ફરિયાદ હોય ત્યારે, જો તે નુકસાન એક કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં કર્યું હોય અને પ્રતિવાદી બીજી કોર્ટની હકુમતની સ્થા-

નિક હદમાં રહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય, તો વાદી તે કોર્ટો પૈકી પોતાની નજરમાં આવે તે કોર્ટમાં ફરિયાદ કરી શકે.

**દૃષ્ટાંત.**

(અ) અ દિલ્હીનો રહેનાર છે, તે બ ને કલકત્તામાં મારે છે, તો અ ના ઉપર બ દિલ્હીમાં અથવા કલકત્તામાં ફરિયાદ કરી શકે.

(બ) અ દિલ્હીનો રહેનાર છે, તે બ ની આબરૂને હાની પોંચે એવો મજકુર કલકત્તામાં પ્રસિદ્ધ કરે છે. અ ના ઉપર બ કલકત્તામાં અથવા દિલ્હીમાં ફરિયાદ કરી શકે.

**૨૦.** ઉપર કહેલી મર્યાદા ઉપર નજર રાખીને, દરેક ફરિયાદ એવી કોર્ટમાં કરવી કે જેની હકુમતની સ્થાનિક હદમાં—

(અ) ફરિયાદ શરૂ થતી વખતે પ્રતિવાદી અથવા જો પ્રતિવાદી એક કરતાં વધારે હોય તો દરેક પ્રતિવાદી ખરેખરા અને આપખુશીથી રહેતા હોય, અથવા ધંધો ચલાવતા હોય, અથવા કમાઇને વાસ્તે જાતે કામ કરતા હોય; અથવા.

(બ) ફરિયાદ શરૂ થતી વખતે જો એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય તો તે પૈકી કોઇ પ્રતિવાદી ખરેખરો અને આપ ખુશીથી રહેતો હોય, અથવા ધંધો ચલાવતો હોય, અથવા કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય; પરંતુ આવે પ્રસંગે કોર્ટની પરવાનગી મેળવવી જોઇયે, અથવા જે પ્રતિવાદીઓ ઉપર કહ્યા પ્રમાણે રહેતા ન હોય, કે ધંધો ચલાવતા ન હોય, કે કમાઇને વાસ્તે જાતે કામ કરતા ન હોય તેમની તે ફરિયાદ માંડવામાં માન્યતા હોવી જોઇએ; અથવા

(ક) દાવાનું કારણ સર્વતઃ અથવા અંશતઃ ઉત્પન્ન થયું હોય.

**ખુલાસો ૧ લો.**—જ્યારે, કોઇપણ માણસનું કાયમનું રહેવાનું ઘર એક ઠેકાણે હોય, અને માત્ર કંઇ હંગામી કામ સારૂ તેનો બીજે ઠેકાણે પણ મુકામ હોય, ત્યારે તેનો હંગામી મુકામ હોય ત્યાં કંઇ દાવાનું કારણ ઉત્પન્ન થાય તે બાબતમાં, તે બંને ઠેકાણે રહે છે એમ ગણવું.

**ખુલાસો ૨ જો.**—કોઇ કારપોરેશન બ્રિટિશ ઇંડિયામાંની પોતાની એકની એક અથવા મુખ્ય ઓફિસમાં ધંધો ચલાવે છે એમ ગણવું, અથવા જે ઠેકાણે તેના તાબાની આફિસ પણ હોય તે ઠેકાણે ઉત્પન્ન થતા દાવાના કારણની બાબતમાં તે તેવે ઠેકાણે ધંધો ચલાવે છે એમ ગણવું.

**દૃષ્ટાંતો.**

(અ) અ કલકત્તામાં વેપાર કરે છે. બ દિલ્હીમાં ધંધો ચલાવે છે. બ પોતાના કલકત્તાના આડતીયાની મારફતે અ ની પાસેથી માલ ખરીદ કરે છે, અને તે માલ ઇસ્ટઇંડિયા રેલવે કંપનીને સ્વાધીન કરવાને અ ને કહે છે; અ તે પ્રમાણે કલકત્તામાં માલ સ્વાધીન કરે છે અ માલની કિંમતને વાસ્તે બ ના ઉપર જ્યાં દાવાનું કારણ બન્યું છે ત્યાં, એટલે, કલકત્તામાં, અથવા જ્યાં બ ધંધો ચલાવે છે ત્યાં, એટલે, દિલ્હીમાં ફરિયાદ કરી શકે.

(બ) અ સિમલામાં, બ કલકત્તામાં અને ક દિલ્હીમાં રહે છે. અ. બ. ક. બનારસમાં એકઠા થયા, અને ત્યાં બ અને ક એ, જ્યારે ધણી માગે ત્યારે એકમતે દેવા એવી વાયદાચિઠ્ઠી ( પ્રામિસરી નોટ ) લખી આપીને તે અ ને સ્વાધીન કરી. અ જ્યાં દાવાનું કારણ બન્યું ત્યાં, એટલે, બનારસમાં બ અને ક ના ઉપર ફરિયાદ માંડી શકે. વળી તે જ્યાં બ રહે છે ત્યાં, એટલે, કલકત્તામાં, અથવા જ્યાં ક રહે છે ત્યાં, એટલે, દિલ્હીમાં, તેમના ઉપર ફરિયાદ માંડી શકે; પરંતુ તે બન્ને પ્રસંગે, તે ઠેકાણે ન રહેનારો પ્રતિવાદી હરકત લે તો કોર્ટની રજા વગર ફરિયાદ ચલાવી શકાય નહિ.

**૨૧.** ફરિયાદ કરવાની જગા સંબંધી કોઇપણ હરકત અવલ કોર્ટમાં બનતી પહેલી તકે અને જે બાબતમાં મુદ્દા ઠરાવવામાં આવતા હોય તે દરેક બાબતમાં મુદ્દા ઠરાવવામાં આવે ત્યારે અથવા તે પહેલાં લેવામાં આવી ન હોય અને એથી અન્યાય થયો ન હોય તો, તે હરકત કોઇપણ અપીલ કોર્ટે અથવા રિવિઝન કોર્ટે લેવા દેવી નહિ.

**૨૨.** જ્યારે કોઇપણ ફરિયાદ બે અથવા વધારે કોર્ટોમાંની કોઇપણ એક કોર્ટમાં માંડી શકાય એમ હોય

અને તે એવી કોર્ટોમાંની એકાદી કોર્ટમાં માંડી હોય ત્યારે, કોઇપણ પ્રતીવાદી બીજા પક્ષકારોને નોટીસ આપ્યા પછી, બની શકે તેટલી વહેલામાં વહેલી જોગવાઇએ અને મુદ્દા ઠરાવવામાં આવના હોય તે દરેક બાબતમાં એવા મુદ્દા ઠરાવવામાં આવે ત્યારે અથવા તે પહેલાં, સદરહુ ફરિયાદ બીજી કોઇ કોર્ટમાં મોકલવા માટે અરજ કરી શકે; અને જે કોર્ટને એવી અરજ કરી હોય તે કોર્ટે, સદરહુ બીજા પક્ષકારો કંઇ હરકત લે તો તેનો વિચાર કર્યા પછી, હકુમતવાળી કોર્ટો પૈકી કઇ કોર્ટમાં તે ફરિયાદ ચલાવવી એનો નિર્ણય કરવો.

**૨૩.** (૧) જ્યારે હકુમતવાળી એવી અનેક કોર્ટો એકજ અપીલ કોર્ટોના તાબામાં હોય ત્યારે, ૨૨ મી કલમ મુજબની અરજી તે અપીલ કોર્ટને કરવી.

(૨) જ્યારે એવી કોર્ટો જુદી જુદી અપીલ કોર્ટોના પણ એકજ હાઇ કોર્ટના તાબામાં હોય, ત્યારે સદરહુ અરજી સદરહુ હાઇકોર્ટને કરવી.

(૩) જ્યારે એવી કોર્ટો જુદી જુદી હાઇ કોર્ટોના તાબામાં હોય ત્યારે, જે કોર્ટમાં ફરિયાદ આણી હોય તે કોર્ટ જે હાઇ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં હોય તે હાઇ કોર્ટને સદરહુ અરજી કરવી.

**૨૪.** (૧) પક્ષકારો પૈકી કોઇની અરજી ઉપરથી તથા પક્ષકારોને નોટીસ આપીને તથા તેમનામાંથી જેમને કંઇ જણાવવાનું હોય તેમનું સાંભળીને અથવા પોતાનીજ મેળે તેવી નોટીસ આપ્યા શિવાય, હાઇકોર્ટ અથવા ડિસ્ટ્રીક્ટ કોર્ટ, ફરિયાદ ચાલતાં ગમે તે વખતે,—

(અ) પોતાની આગળ ચાલતી કોઇપણ ફરિયાદ અથવા અપીલ અથવા બીજું કામ, પોતાના તાબાની અને એવી ફરિયાદ અથવા અપીલ અથવા કામનો ઇન્સાફ કરવાનો અથવા નિકાલ કરવાનો અધિકાર હોય તે કોર્ટમાં ઇનસાફ અથવા નિકાલ થવા સારૂ મોકલવાને, અથવા

(બ) પોતપોતાના તાબાની કોઇ કોર્ટમાં ચાલતી કોઇપણ ફરિયાદ અથવા અપીલ અથવા બીજું કામ કાઢી લઇને—

(૧) તેનો પોતેજ ઇન્સાફ અથવા નિકાલ કરવાને, અથવા

(૨) પોતાના તાબાની અને એવી ફરિયાદ અથવા અપીલ અથવા કામનો ઇન્સાફ અથવા નિકાલ કરવાનો અધિકાર હોય તેવી કોઇપણ કોર્ટમાં ઇન્સાફ અથવા નિકાલ કરવા સારૂ તે મોકલવાને, અથવા

(૩) જે કોર્ટમાંથી તે પાછું ખેંચી લેવામાં આવ્યું હોય તે કોર્ટમાં તેનો ઇનસાફ અથવા નિકાલ થવા સારૂ પાછું મોકલવાને,

મુખત્યાર છે.

(૨) જ્યારે કોઇપણ ફરિયાદ અથવા કામ પેટા કલમ (૧) ની રૂએ બીજી કોર્ટમાં મોકલવામાં આવ્યું હોય અથવા બીજી કોર્ટમાંથી પાછું ખેંચી લેવામાં આવ્યું હોય ત્યારે, તે ફરિયાદનો ત્યાર પછી ઇનસાફ કરનારી કોર્ટ, મોકલવાનો હુકમ કર્યો હોય તે પ્રસંગે તે હુકમમાં જે વિશેષ ફરમાન કર્યું હોય તેને પાત્ર, તેનો ફરી ઇનસાફ કરવાને અથવા જેટલું કામ ચાલ્યા પછી તે મોકલવામાં આવી હોય અથવા પાછી ખેંચી લેવામાં આવી હોય તેટલા કામ પછી આગળ કામ ચલાવવાને મુખત્યાર છે.

(૩) આ કલમનાં કારણ સારૂ, એડિશનલ અને આસિસ્ટંટ જડજોની કોર્ટો, ડિસ્ટ્રિક્ટ કોર્ટના તાબાની કોર્ટો છે એમ ગણવું.

(૪) આ કલમ પ્રમાણે સ્મૉલકૉઝ કોર્ટમાંથી મોકલાવેલી અથવા કાઢી લીધેલી કોઇ ફરિયાદનો ઇનસાફ કરનારી કોર્ટ, તે ફરિયાદની બાબતમાં, સ્મોલકોઝ કોર્ટ છે એમ ગણવું.

**૨૫.** (૧) જ્યાં એકજ જડજ અધ્યક્ષસ્થાને બેસતો હોય એવી હાઇ કોર્ટમાં ચાલતી કોઇપણ ફરિયાદ, અપીલ અથવા બીજા કામનો કોઇપણ પક્ષકાર એવી હરકત લે કે એવા જડજે તે ફરિયાદ અથવા અપીલ અથવા બીજું કામ સાંભળવું નહિ, એને સદરહુ જડજની એવી ખાતરી થાય કે સદરહુ હરકત માટે વાજબી સબબ છે ત્યારે, તેણે ગવર્નર જનરલ ઇન્ કૌંસિલને રીપોર્ટ કરવો, અને તે એવી ફરિયાદ, અપીલ અથવા બીજું કામ, ઇંડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને બીજી કોઇપણ હાઇ કોર્ટમાં મોકલવાને મુખત્યાર છે.

(૨) એવી કોઇપણ ફરિયાદ, અપીલ અથવા બીજું કામ જે કોર્ટમાં પ્રથમ માંડયું હોય તે કોર્ટે એવે પ્રસંગે જે કાયદો લાગુ કરવો જોઇતો હતો, તેજ કાયદો એવી રીતે મોકલાવેલી ફરિયાદ, અપીલ અથવા બીજા કામને લાગુ પડશે.

### ફરિયાદો માંડવા વિશે.

**૨૬.** પ્રત્યેક ફરિયાદ, ફરિયાદઅરજી આપીને અથવા ઠરાવવામાં આવે તેવી બીજી રીતે માંડવી.

### સમન કરવા તથા (દસ્તાવેજોની) શોધ લાવવા વિશે.

**૨૭.** ફરિયાદ યોગ્ય રીતે માંડવામાં આવે તે પ્રસંગે. પ્રતિવાદીને હાજર થઇને દાવાનો જવાબ આપવાનો, સમન કાઢવાનો તથા તે ઠરાવેલી રીતે બજાવવાનો અધિકાર છે.

**૨૮.** (૧) બીજા પ્રાંતમાં બજાવવા સારૂ મોકલવાનો સમન, સદરહુ પ્રાંતમાં અમલમાં હોય એવી કાનુનોમાં ઠરાવવામાં આવે તે કોર્ટને તથા તે રીતે મોકલવાનો અધિકાર છે.

(૨) જે કોર્ટને એવો સમન મોકલવામાં આવે તે કોર્ટે, સમન પોચે એટલે, જાણે પોતેજ તે સમન કાઢયો હોય તેવી રીતે તજવીજ કરવી, અને પછી તેના સંબંધમાં કાંઇ કામ ચાલ્યું હોય તો તેના લખાણ સહિત તે સમન જે કોર્ટે કાઢયો હોય તે કોર્ટમાં પાછો મોકલવો.

**૨૯.** બ્રિટિશ ઇંડિયાની હદ્દ બહારની કોઇપણ દિવાની કે મુલકી કોર્ટે કાઢેલા સમન બ્રિટિશ ઇંડિયામાંની કોર્ટમાં મોકલવાનો અને બ્રિટિશ ઇંડિયાની કોર્ટે કહાડેલા સમન પ્રમાણે તે બજાવવાનો અખત્યાર છે;

પણ એવું ઠરાવ્યું છે કે, એવા સમન કાઢનારી કોર્ટો ગવર્નર જનરલ ઇન કૌંસિલના હુકમથી સ્થાપેલી અથવા ચાલુ રાખેલી હોવી જોઇયે, અથવા ગવર્નર જનરલ ઇન કૌન્સિલે, ઇંડિયા ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ કલમના ઠરાવ સદરહુ પ્રકારની કોર્ટોને લાગુ છે એમ જાહેર કરેલું હોવું જોઇયે.

**૩૦.** ઠરાવવામાં આવે તેવી શરતોને તથા મર્યાદાને પાત્ર, કોર્ટ ગમે તે વખતે, પોતાની મેળે અથવા કોઇપણ પક્ષકારની અરજી ઉપરથી નીચે પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલે,—

(અ) સવાલનામું આપવા તથા તેનો જવાબ દેવા સંબંધી, દસ્તાવેજો તથા હકીકતો કબુલ કરવા સંબંધી, તથા પુરાવા તરીકે રજુ કરી શકાય એવા દસ્તાવેજો અથવા બીજી મહત્વની વસ્તુનો શોધ લાવવા સંબંધી, તથા તે જોવા, હાજર કરવા, અટકાવી રાખવા તથા પાછા આપવા સંબંધી સઘળી બાબતોમાં જરૂરના અથવા યોગ્ય હોય એવા હુકમ કરવાને;

(બ) જે શખસોને જબાની આપવા અથવા દસ્તાવેજો રજુ કરવા અથવા ઉપર કહેલા પ્રકારની બીજી વસ્તુઓ રજુ કરવા હાજર થવાની જરૂર હોય તે શખસોને સમન કરવાને;

(ક) કોઇ પણ હકીકત સોગનનામું આપીને શાબિત કરવાનું ફરમાવવાને, મુખત્યાર છે.

**૩૧.** કલમો ૨૭, ૨૮ તથા ૨૯ ના ઠરાવો, સાક્ષી આપવાના સમનને અથવા દસ્તાવેજ અથવા બીજી મહત્વની વસ્તુઓ રજુ કરવાના સમનને લાગુ પડશે.

**૩૨.** ૩૦ મી કલમની રૂયે જેના ઉપર સમન કાઢયો હોય તે શખસને હાજર થવાનું ફરમાવવાને અને તે કારણ સારૂ નીચે પ્રમાણે કરવાને કોઇપણ કોર્ટ મુખત્યાર છે, એટલે.—

(અ) તેને પકડવાનું વારંટ કાઢવાને,

(બ) તે મિલકત જપ્ત કરીને વેચવાને અને

(ક) તેને વત્તામા વત્તા ૫૦૦ રૂપિયા સુધીનો દંડ કરવાને,

(ડ) હાજર રહેવા સારૂ જામીન આપવાનું ફરમાવવાને અને તે હાજર ન થાય તો તેને દિવાની તુરંગમાં મોકલવાને

### ફેંસલા અને હુકમનામા વિશે.

**૩૩.** કોર્ટે, મુકદમાની સુનાવણી થયા પછી, ફેંસલો કહી સંભળાવવો, અને એવા ફેંસલાને અનુસરીને હુકમનામું હોવું જોઇયે.

### વ્યાજ વિષે.

**૩૪.** (૧) જ્યારે અને જેટલે સુધી હુકમનામું પૈસા આપવા બાબતનું હોય ત્યારે અને તેટલે સુધી કોર્ટે જે મુદ્દલ રકમ અપાવવાનો ઠરાવ કર્યો હોય તેનું ફરિયાદ માંડયા પહેલાંની કંઇ પણ મુદતનું વ્યાજ અપાવ્યા ઉપરાંત, ફરિયાદની તારીખ સુધીનું વ્યાજ અપાવ્યા ઉપરાંત, ફરિયાદની તારીખથી તે હુકમનામાની તારીખ સુધીનું પોતાને વાજબી લાગે તે દરથી તે મુદ્દલ રકમ ઉપર વ્યાજ અપાવવાનો હુકમનામામાં હુકમ

કરવાને કોર્ટ મુખત્યાર છે, વળી તેની સાથે આ પ્રમાણે કુલ રકમ ઠરાવવામાં આવે તેનું હુકમનામાની તારીખથી વસુલની તારીખ સુધીનું, અથવા તેમના પહેલાંની કોર્ટને યોગ્ય લાગે તે તારીખ સુધીનું, કોર્ટ વ્યાજબી ધારે તે દરથી વ્યાજ અપાવવાનો હુકમનામામાં હુકમ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે.

(૨) ઉપર કહ્યા પ્રમાણેની કુલ રકમનું હુકમનામાની તારીખથી વસુલની તારીખ સુધીનું અથવા તેની પહેલાંની બીજી કોઇ તારીખ સુધીનું વધારે વ્યાજ આપવા સંબંધી જ્યારે સદરહુ પ્રકારના હુકમનામામાં ઠરાવ ન હોય ત્યારે, તે કોર્ટે એવું વ્યાજ અપાવ્યું નથી એમ સમજવું, અને તેને માટે જુદી ફરિયાદ ચાલશે નહિ.

**ખરચવિશે.**

**૩૫.** (૧) ઠરાવવામાં આવે તેવી શરતો તથા મર્યાદાને પાત્ર તથા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇપણ કાયદાના ઠરાવોને પાત્ર, સઘળી ફરિયાદોનો તથા તેમને લગતો ખરચ અપાવવો તે કોર્ટની મરજી ઉપર છે, અને એવો ખરચ કોણે આપવો, કઇ મિલકતમાંથી આપવો અને કેટલો આપવો તે ઠરાવવાનો અને તે કારણ સારૂ જરૂરના સઘળા હુકમ કરવાનો કોર્ટને પુર્ણ અધિકાર છે. સદરહુ ફરિયાદનો ઇનસાફ કરવાની કોર્ટને હકુમત ન હોય એટલા ઉપરથી સદરહુ અધિકાર ચલાવવાને હરકત આવે છે એમ સમજવું નહીં.

(૨) જ્યારે ( કોઇ ફરિયાદનો ) ખરચ તેના નિકાલને અનુસરતી રીતે ન આપવાનું કોર્ટ ફરમાવે, ત્યારે તેણે પોતાનાં કારણ લખવાં.

(૩) ખરચ ઉપર દર વરસે દર સેંકડે ૭ ટકા સુધીના દરનું વ્યાજ અપાવવાને કોર્ટ મુખત્યાર છે, અને તે વ્યાજ ખરચમાં ઉમેરવું અને તે પ્રમાણે વસુલ કરવું.

---

# ભાગ ૨ જો.

---

## બજાવણી વિશે.

**સામાન્ય.**

**૩૬.** હુકમનામાની બજાવણી સંબંધી આ કાયદાના ઠરાવો, લાગુ પડે ત્યાંસુધી, હુકમની બજાવણીને લાગુ પડે છે એમ સમજવું.

**૩૭.** 'હુકમનામું કરનારી કોર્ટ' આ અથવા એવાજ અર્થના શબ્દો હુકમનામાંની બજાવણીના સંબંધમાં વાપર્યા હોય ત્યારે, વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી કાંઇપણ બાધ આવતો ન હોય તો, તેમાં.—

(અ) બજાવવાનું હુકમનામું અપીલ સંબંધી હકુમત ચલાવીને કરવામાં આવ્યું હોય ત્યારે, અવલ ઇનસાફ કરનારી કોર્ટનો, અને

(બ) અવલ ઇનસાફ કરનારી કોર્ટનું અસ્તિત્વ બંધ થયું હોય અથવા તે બજાવવાની તેની હકુમત બંધ થઇ હોય ત્યારે, જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદ, એવું હુકમનામું બજાવવાની દરખાસ્ત કરતી વખતે થઇ હોત તો તેનો ઇનસાફ કરવાની હકુમત જે કોર્ટને હોત તે કોર્ટનો,

સમાવેશ થાય છે એમ સમજવું.

**કઇ કોર્ટોથી હુકમનામાં બજી શકે તે વિશે.**

**૩૮.** કોઈપણ હુકમનામું, જે કોર્ટે તે કર્યું હોય તે કોર્ટથી, અથવા જે કોર્ટને સારૂ મોકલ્યું હોય તે કોર્ટથી બજી શકે.

**૩૯.** (૧) હુકમનામું કરનારી કોરટ, હુકમનામાવાળાની અરજ ઉપરથી, નીચે લખેલે પ્રસંગે, તે હુકમનામું બીજી કોર્ટને બજાવવા સારૂ મોકલવાને મુખત્યાર છે:—

(અ) જેના ઉપર હુકમનામું થયું હોય તે શખસ તે બીજી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં ખરેખર અને ખુશીથી રહેતો હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય તો, અથવા

(બ) હુકમનામું કરનારી કોર્ટને હકુમતની સ્થાનિક હદમાં, તે હુકમનામું પુરૂં થાય એટલી તે શખસની મિલકત ન હોય, અને તે બીજી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તેની મિલકત હોય તો, અથવા

(ક) હુકમનામું કરનારી કોર્ટની હકુમતની સ્થાનિક હદની બહારની સ્થાવર મિલકત વેચવાને અથવા સ્વાધીન કરવાને હુકમનામામાં ફરમાવ્યું હોય તો અથવા,

(ડ) હુકમનામું કરનારી કોર્ટને બીજા કોઈ કારણથી એમ લાગે કે તે બીજી કોર્ટે હુકમનામું બજાવવુ જોઇએ તો; આ કારણ કોર્ટે લખી રાખવું જોઇએ.

(૨) હુકમનામું કરનારી કોર્ટ પોતાને મનથી તે હુકમનામું બજાવવા સારૂ પોતાના તાબાની કોઇ યોગ્ય અધિકારવાળી કોર્ટને મોકલવાને મુખ્ત્યાર છે.

**૪૦.** જ્યારે હુકમનામું બીજા પ્રાંતમાંની કોર્ટમાં બજાવવા સારૂ મોકલવાનું હોય ત્યારે, એવા પ્રાંતમાં અમલમાં હોય તેવી કાનુનોમાં ઠરાવ્યા પ્રમાણેની કોર્ટમાં મોકલવું તથા ઠરાવેલી રીતે તે બજાવવું.

**૪૧.** બજાવણી સારૂ જે કોર્ટને હુકમનામું મોકલ્યું હોય તે કોર્ટે, તે બજાવ્યાની વાત, અથવા તે બજાવવાનું ન બને તો જે હકીકતોને લીધે તે બજાવવાનું ન બન્યું હોય તે હકીકતો, હુકમનામું કરનારી કોર્ટને લખી જણાવવી.

**૪૨.** જે કોર્ટને હુકમનામું બજાવવા સારૂ મોકલ્યું હોય તે કોર્ટને હુકમનામું બજાવવામાં, જાણે તે મોકલેલું હુકમનામું પોતેજ કર્યું હોય તો તે બજાવવામાં પોતાને જે અખત્યાર હોય તેજ અખત્યાર ગણાશે આવું હુકમનામું બજાવવામાં હરકત કરનારા અથવા હુકમ માનનારા સઘળા સખસોને તે કોર્ટ, જાણે તે હુકમનામું પોતેજ કર્યું હોય તે રીતે શિક્ષા કરશે. અને તે હુકમનામું બજાવવામાં તે કોર્ટના હુકમોને, જાણે તે હુકમનામું પોતેજ કર્યું હોય તેવી રીતે, અપીલ સંબંધી નિયમો લાગુ પડશે.

**૪૩.** બજાવણી સંબંધી ઠરાવો લાગુ ન હોય એવા બ્રિટિશ હિંદુસ્તાનના કોઇપણ ભાગમાં સ્થપાયલી દિવાની કોર્ટનું અથવા કોઇપણ પરરાજ્યના અથવા સંસ્થાનના મુલકમાંની ગવર્નર જનરલ ઇન્ કૌંસિલના હુકમથી સ્થપાયલી અથવા ચાલુ રાખવામાં આવેલી કોઇ કોર્ટનું હુકમનામું, તે કરનારી કોર્ટની હકુમતમાં બજી શકે નહીં તો, આ કાયદામાં ઠરાવ્યું છે તે રીતે બ્રિટિશ ઇંડિયાની કોઇપણ કોર્ટની હકુમતમાં બજાવી શકાય.

**૪૪.** ગવર્નર જનરલ ઇન્ કૌન્સિલ, ઇંડિઆ ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, મલીક મુઆઝમ સાથે દોસ્તીમાં હોય તેવા કોઇ દેશી રાજાના અથવા સંસ્થાનના મુલકમાંની, અને ગવર્નર જનરલ ઇન્ કૌન્સિલના હુકમથી સ્થપાયલી અથવા ચાલુ રાખેલી ન હોય તેવી કોઇ દિવાની અથવા મુલકી કોર્ટોનાં હુકમનામાં અથવા એવા વર્ગનાં કોઇપણ હુકમનામાં, જાણે તે બ્રિટિશ ઇન્ડીઆમાંની કોર્ટોએ કર્યાં હોય તે રીતે, બ્રિટિશ ઇન્ડીઆમાં બજાવી શકાય એવું ઠરાવવાને મુખ્ત્યાર છે.

**૪૫.** આ ભાગની ઉપરની કલમોમાંના જે ઠરાવોમાં એક કોર્ટને હુકમનામું બીજી અથવા સંસ્થાનના મુલકોમાંની ગવર્નર જનરલ ઇન્ કૌંસિલના હુકમથી સ્થપાયલી અથવા ચાલુ રાખવામાં આવેલી જે કોઇપણ કોર્ટને ગવર્નર જનરલ ઇન્ કૌંસિલે, ઇન્ડિયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને. આ કલમ લાગુ પાડી હોય તે કોર્ટને હુકમનામું બજાવવા સારૂ મોકલવાનો અધિકાર બ્રિટિશ ઇન્ડિયામાંની કોઇપણ કોર્ટને મળે છે એવો સદરહુ ઠરાવોનો અર્થ કરવો.

**૪૬.** (૧) હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી, હુકમનામું કરનારી કોર્ટ પોતાને યોગ્ય લાગે ત્યારે, એવું હુકમનામું બજાવવાનો અધિકાર હોય તેવી બીજી કોઇપણ કોર્ટ ઉપર પ્રીસેપ્ટ કાઢીને હુકમનામાના દેણદારની જે મિલકત સદરહુ પ્રીસેપ્ટમાં લખી હોય તે જપ્ત કરવાનું ફરમાવવાને મુખ્ત્યાર છે.

(૨) જે કોર્ટ ઉપર પ્રીસેપ્ટ મોકલી હોય તે કોર્ટે સદરહુ મિલકત, હુકમનામાની બજાવણીમાં મિલકત જપ્ત કરવા સંબંધી જે રીત ઠરાવી છે તે રીતે, જપ્ત કરવા માંડવી.

પણ એવું ઠરાવ્યું છે કે પ્રીસેપ્ટ મુજબ ચલાવવાનું જપ્તીનું કામ, જપ્તીની મુદત હુકમનામું કરનારી કોર્ટના હુકમ ઉપરથી વધારી ન હોય તો અથવા એવી જપ્તીની મુદત પુરી થતાં પહેલાં જપ્તી કરનારી કોર્ટને હુકમનામું મોકલવામાં આવ્યું ન હોય અને હુકમનામાવાળાએ એવી મિલકત વેચવા માટે હુકમ મળવા સારૂ અરજી કરી ન હોય તો, બે મહિના કરતાં વધારે મુદત સુધી ચાલુ રહેવું નજોઇએ.

## હુકમનામું બજાવનારી કોર્ટે નિકાલ કરવાની તકરારો.

**૪૭.** (૧) જે ફરિયાદ ઉપરથી હુકમનામું થયું હોય તે ફરિયાદના પક્ષકારો વચ્ચે અથવા તેમના વારસ વકીલો વચ્ચે હુકમનામું બજાવવા વિશે, અથવા તેમાંથી છુટા થવા વિશે અથવા તેની ભરપાઈ વિશે જે તકરારો ઉત્પન્ન થાય તે સઘળીનો નિર્ણય હુકમનામું બજાવનારી કોર્ટે કરવો. તેમને વાસ્તે જૂદી ફરિયાદ નહીં ચાલે.

(૨) કોર્ટને, મુદત સંબંધી અથવા હકુમત સંબંધી જે હરકત લેવામાં આવે તેને પાત્ર, આ કલમ મુજબ ચાલેલા કામને ફરિયાદ તરીકે ગણવાનો અથવા ચાલેલી ફરિયાદને કામ તરીકે ગણવાનો, અને જરૂર હોય તો કાંઇપણ વધારાની કોર્ટ ફી આપવાનું ફરમાવવાનો અધિકાર છે.

(૩) કોઈપણ શખસ પક્ષકારનો વારસ વકીલ છે કે નહિ એ વિશે કાંઇપણ તકરાર ઉત્પન્ન થાય ત્યારે, એવી તકરારનો નિર્ણય આ કલમનાં કારણ સારૂ કોર્ટે કરવો જોઇએ.

**ખુલાસો.**—આ કલમનાં કારણ સારૂ, જે વાદીની ફરિયાદ કાહાડી નાંખી હોય તે વાદી અને જે પ્રતિવાદી સામેની ફરિયાદ કાઢી નાંખી હોય તે પ્રતિવાદી ફરિયાદના પક્ષકાર છે.

## બજાવણીની મુદત વિશે.

**૪૮.** (૧) જ્યારે મનાઈ હુકમ આપવાનું ન હોય એવું હુકમનામું બજાવવાને દરખાસ્ત કરી હોય ત્યારે, નીચેની તારીખથી એટલે—

(૧) જેની બજાવણી કરવા માગી હોય તે હુકમનામાની તારીખથી, અથવા.

(૨) હુકમનામામાં અથવા ત્યાર પછીના કોઇ હુકમમાં એમ ફરમાવ્યું હોય કે ફલાણી તારીખે અથવા ફલાણી તેને તેજ પાછી આવનારી મુદતે કાંઇ પૈસાનું ભરણું કરવું અથવા કાંઇ મિલકત સ્વાધીન કરવી, ત્યારે દરખાસ્ત કરનાર જે પૈસાને અથવા મિલકતને વાસ્તે હુકમનામું અમલમાં લાવવા માંગતો હોય તે પૈસાનું ભરણું કરવાને અથવા તે મિલકત સ્વાધીન કરવાને ચુકયાની તારીખથી.

બાર વરસ થઇ ગયા કેડે નવી દરખાસ્ત ઉપરથી તેજ હુકમનામું બજાવવાનો હુકમ કરવો નહી,

(૨) આ કલમના કોઇ પણ મજકુર ઉપરથી—

(અ) સદરહુ બાર વરસ વીતી ગયા પછી રજુ કરેલી દરખાસ્તની તારીખ પહેલાનાં લાગલાંજ બાર વરસમાં કોઇ પણ વખતે હુકમનામાના દેણદારે દગાથી અથવા બળજોરીથી હુકમનામાની બજાવણી થવા દીધી ન હોય, ત્યારે સદરહુ દરખાસ્ત ઉપરથી હુકમનામાની બજાવણી કરવાનો હુકમ કરવાને કોર્ટને અટકાવ થશે એમ સમજવું નહીં; અથવા.

(બ) સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટના બીજા પરિશિષ્ટની ૧૮૦ મી આર્ટીકલનો અમલ થતો બંધ પડે છે અથવા તેમાં બીજી રીતે બાધ આવે છે એમ સમજવું નહિ.

## હુકમનામું ચલાવી લેનાર તથા કાયદેસર વારસ વકીલ વીશે.

**૪૯.** મુળ હુકમનામાવાળા ઉપર હુકમનામાનો દેણદાર જે કંઇ હક (ઇકિવટીઝ) (હોય તો તે) અમલમાં લાવત તેને પાત્ર, હુકમનામું લેનારને તે હુકમનામું મળ્યું છે એમ ગણાશે.

**૫૦.** (૧) હુકમનામાની પુરેપુરી ભરપાઇ થાય તે પહેલાં હુકમનામાનો દેણદાર ગુજરી જાય ત્યારે, મૈયતના કાયદેસર વારસ વકીલ ઉપર તે બજાવવા સારૂ હુકમનામાનો માલીક હુકમનામું કરનારી કોર્ટને દરખાસ્ત કરવાને મુખત્યાર છે.

(૨) જ્યારે એવા કાયદેસર વારસ વકીલની ઉપર હુકમનામું બજાવ્યું હોય ત્યારે, તે વારસ વકીલના હાથમાં આવેલી મૈયતની યોગ્ય વ્યવસ્થા કરી નહીં હોય, તેટલી મિલકત પુરતોજ તે જવાબદાર થશે; અને આ જવાબદારી નકકી કરવા સારૂ હુકમનામું બજાવનારી કોર્ટ, પોતાને મનથી અથવા હુકમનામાવાળાની અરજ ઉપરથી, પોતાને યોગ્ય લાગે તેવો હિસાબ એવા કાયદેસર વારસ વકીલપાસે હાજર કરાવવાને મુખત્યાર છે.

## બજાવણીમાં કામ ચલાવવાની રીત વિશે.

**૫૧.** ઠરાવવામાં આવે તેવી શરતો તથા મર્યાદાને પાત્ર, કોર્ટ હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી તે હુકમનામું નીચે પ્રમાણે બજાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે, એટલે—

(અ) જે કોઇ મિલકત સ્વાધીન કરવાનું હુકમનામામાં સ્પષ્ટ કર્યું હોય તે મિલકત સ્વાધીન કરીને,

(બ) કોઇ પણ મિલકત જપ્ત કરીને વેચીને અથવા જપ્ત કર્યા વગર વેચીને,

(ક) પકડીને તથા તુરંગમાં કેદ કરીને,

(ડ) વસુલદાર નીમીને, અથવા,

(ઇ) આપેલી દાદના પ્રકાર પ્રમાણે જે બીજી રીત કરવી જોઇયે તે રીતે.

**૫૨.** (૧) કોઇ મૈયત શખ્સના કાયદેસર વારસ વકીલ તરીકે કોઇ પક્ષકાર ઉપર હુકમનામું થયું હોય, અને તે હુકમનામું મૈયતની મિલકતમાંથી પૈસા આપવા એવું હોય, ત્યારે એવી કોઇ પણ મિલકત જપ્ત કરી તથા વેચીને તે બજાવી શકાય.

(૨) એવી મિલકત હુકમનામાના દેણદારના કબજામાં રહી ન હોય અને મૈયતની જે મિલકત પોતાના ( હુકમનામાંના દેણદારના ) કબજામાં આવેલી શાબિત થાય તે મિલકત પોતે બરાબર રીતે કામે લગાડી છે એમ તે કોર્ટની ખાત્રી ન કરે ત્યારે, જાણે તેની જાત ઉપરજ તે હુકમનામું થયું હોય તે રીતે, જેટલી મિલકતના સંબંધમાં તે સદરહુ પ્રમાણે કોર્ટની ખાત્રી કરી ન શકયો હોય તેટલી મિલકત પુરતું, તે હુકમનામું તેના ઉપર બજાવી શકાય.

**૫૩.** ૫૦ મી તથા ૫૨ મી કલમોનાં કારણ સારૂ, છોકરાના અથવા બીજા વારસના હાથમાંની મૈયત વડીલનું કરજ આપવાને હિંદુ કાયદા પ્રમાણે જવાબદાર હોય અને જેના સંબંધમાં હુકમનામું થયું હોય તે મિલકત મૈયતની મિલકતજ છે અને તે તેના છોકરાના અથવા વારસના હાથમાં તેના કાયદેસર વારસ વકીલ તરીકે આવેલી છે એમ સમજવું.

**૫૪.** (૧) જેના ઉપર સરકારને ધારો આપવા માટે આકાર બેસાડેલો હોય એવી અવિભકત ઇસ્ટેટની વેહેંચણ બાબત અથવા એવી ઇસ્ટેટમાંના કોઇ હિસ્સાનો જુદો કબજો લેવા બાબત સદરહુ હુકમનામું હોય ત્યારે, તે ઇસ્ટેટની વેહેંચણ કરવાનું અથવા તે હિસ્સો જુદો પાડવાનું કામ, એવી ઇસ્ટેટોની વેહેંચણ બાબત અથવા તેમના હિસ્સાનો જુદો કબજો લેવા બાબત કોઇ પણ કાયદો વિદ્યમાનકાળે અમલમાં હોય તો તે કાયદા પ્રમાણે કલેકટરે અથવા તેના તાબામાંના જે કોઇ પણ ગેઝીટેડ અમલદારને આ અર્થે તેણે નીમી આપ્યો હોય તેણે કરવું જોઇયે.

### પકડવા તથા કેદ કરવા વિશે.

**૫૫.** (૧) હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને કોઇ પણ દિવસે અને કોઇ પણ કલાકે પકડી શકાય, અને પકડયા પછી બને તેટલો જલદી કોર્ટની રૂબરૂ તેને આણવો. અને કેદ કરવાનો હુકમ કરનારી કોર્ટ જે ડિસ્ટ્રિકટમાં હોય તે ડિસ્ટ્રિકટની દિવાની તુરંગમાં તેને કેદ કરી શકાય અથવા તેવી દિવાની તુરંગમાં જોઇએ તેવી સગવડ ન મળે તો, તે ડિસ્ટ્રિકટની કોર્ટો જે શખસોને કેદ કરવાનો હુકમ કરે તેમને કેદમાં રાખવા સારૂ સ્થાનિક સરકાર જે કોઇ બીજી જગા નીમે ત્યાં કેદ કરી શકાય:

(અ) પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે કે, આ કલમ પ્રમાણે પકડવા સારૂ સૂર્યાસ્ત પછી અને સૂર્યોદય પેહેલાં રહેવાના ઘરમાં પેસવું નહીં.

(બ) વળી એવું ઠરાવ્યું છે કે કોઇ પણ રહેવાના ઘરમાં હુકમનામાનો દેણદાર રહેતો હોય અને તે તે ઘરમાં જવાની ના કહે અથવા તેમાં પેસવાને હરકત કરે તે શિવાયને પ્રસંગે એવા રહેવાના ઘરનો કોઇ પણ બાહારનો દરવાજો ફોડવો નહીં: પણ પકડવાનો અખ્ત્યાર મળેલો અમલદાર કોઇ રહેવાના ઘરમાં યોગ્ય રીતે દાખલ થયો હોય તો પછી જે ઓરડામાં હુકમનાંમાનો દેણદાર મળશે એવું માનવાનું તેને કારણ હોય તે ઓરડાનાં બારણાં તોડીને ઉઘાડવાને તે મુખત્યાર છે.

(ક) વળી એવું પણ ઠરાવવામાં આવ્યું છે કે, તે ઓરડામાં હુકમનામાની દેણદાર નહીં હોય તેવી કોઇ સ્ત્રી ખરેખર રહેતી હોય અને તે દેશ રિવાજ પ્રમાણે લોકોમાં બહાર ન દેખાતી હોય તો, તે પકડવાનો અખ્ત્યાર મળેલા અમલદારે તેને ખબર આપવી કે તમને ત્યાંથી જવાની છુટ છે, અને તે સ્ત્રીને જવાને યોગ્ય વખત આપ્યા પછી તથા જતા રહેવાને યોગ્ય સુગમતા આપ્યા પછી, પકડવા સારૂ તે ઓરડામાં જવાને તે મુખ્ત્યાર છે.

(ડ) વળી એવું પણ ઠરાવ્યું છે કે જે હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને પકડયો હોય તે હુકમનામું

પૈસા આપવા બાબતનું હોય અને હુકમનામાનો દેણદાર પોતાને પકડનાર અમલદારને પકડવાનું ખરચ તથા હુકમનામાની રકમ આપે ત્યારે તે અમલદારે તેને એકદમ છોડી મુકવો.

(૨) સ્થાનિક સરકાર, સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું આપીને એવું જાહેર કરવાને મુખ્ત્યાર છે કે જે કોઇ શખસને અથવા જે કોઇ વર્ગના શખસોને એકદમ કેદ કરવાથી લોકોમાં બ્હીક પ્રસરશે અથવા તેમને અગવડ થશે તે શખસ અથવા તે વર્ગના શખસો આ અર્થે સ્થાનિક સરકારે જે રીત ઠરાવી હોય તે રીત શિવાય બીજી રીતે હુકમનામાની બજાવણીમાં પકડવાને પાત્ર નથી.

(૩) પૈસા આપવા બાબતનું હુકમનામું બજાવવામાં આ કલમ પ્રમાણે હુકમનામાના દેણદારને પકડીને કોર્ટની રૂબરૂ આણ્યો હોય, ત્યારે કોર્ટ તેને ખબર આપવી કે, નાદાર ઠરવા સારૂ અરજ કરવાને તને અખ્ત્યાર છે, અને જો તારી અરજીના મજકુર બાબત કપટ બુદ્ધિનું કંઇ કૃત્ય તેં નહીં કર્યું હોય, અને વિદ્યમાનકાળે અમલમાં હોય એવા નાદારીના કાયદાના ઠરાવો પ્રમાણે તું અમલ કરશે, તો તારો છુટકો થશે

(૪) જ્યારે હુકમનામાનો દેણદાર નાદાર ઠરવા સારૂ અરજ કરવાનો પોતાનો ઇરાદો જણાવે, અને એક મહિનાની અંદર એવી અરજ કરીશ એવી અને તે દરખાસ્તને લગતા અથવા જેની બજાવણીમાં તેને પકડયો હોય તે હુકમનામાને લગતા કોઇપણ કામમાં બોલાવશો ત્યારે હાજર થઇશ એવી કોર્ટને ખાત્રી લાયક જામીનગીરી આપે ત્યારે, કોર્ટ તેને કેદમાંથી છુટો કરવો; અને એ રીતે અરજ કરવામાં અથવા હાજર થવામાં તે કસુર કરે તો, જામીનગીરીની રકમ વસુલ કરવાનું ફરમાવવાને અથવા તે હુકમનામાની બજાવણીમાં તેને દિવાની તુરંગમાં મોકલવાને કોર્ટ મુખ્ત્યાર છે.

**૫૬.** આ ભાગમાં ગમે તે મજકુર હોય તોપણ, પૈસા આપવાનું હુકમનામું બજાવવામાં સ્ત્રીને પકડવાનો અથવા દિવાની તુરંગમાં અટકાયતમાં રાખવાનો કોર્ટે હુકમ કરવો નહિ.

**૫૭.** હુકમનામાના દેણદારની પદવી, જાત તથા તેના દેશ રીવાજ પ્રમાણે ખોરાકીને સારૂ આપવાની માસિક રકમના ચઢતા ઉતરતા દર વખતે વખતે ઠરાવવાને સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

**૫૮.** (૧) હુકમનામું બજાવવામાં જે દરેક શખસને દિવાની તુરંગમાં અટકાવી રાખ્યો હોય તેને--

(અ) પચાસ રૂપીઆ કરતાં વત્તી રકમ આપવાનું હુકમનામું હોય, ત્યારે ૭ માસની મુદત સુધી, અને

(બ) બીજે કોઇપણ પ્રસંગે, ૭ અઠવાડીઆની મુદત સુધી,

એવી રીતે અટકાયતમાં રાખવો:

પણ એવું ઠરાવ્યું છે કે નીચેની બાબતમાં, પ્રસંગ પ્રમાણે, ૭ માસની અથવા ૭ અઠવાડીઆની સદરહુ મુદત વિત્યા પેહેલાં, તેને એવી અટકાયતમાંથી છોડી મુકવો જોઇએ:--

(૧) તેને અટકાયતમાં રાખવા વિશેના વારંટમાં કહેલી રકમ જે અમલદારને સ્વાધીન દિવાની તુરંગ હોય તેને ભરે ત્યારે; અથવા

(૨) તેની સામેનું હુકમનામું બીજી રીતે પુરેપુરૂં ભરપાઇ થાય ત્યારે; અથવા

(૩) જે શખસની દરખાસ્તથી તેને એવી અટકાયતમાં રાખ્યો હોય તે શખસની અરજ ઉપરથી; અથવા

(૪) જે શખસની દરખાસ્ત ઉપરથી તેને એવી અટકાયતમાં રાખ્યો હોય તે શખસ ખોરાકીની રકમ ભરવાનું ચુકે ત્યારે;

વળી એવું પણ ઠરાવ્યું છે કે રકમ (૨) અથવા રકમ (૩) ની રૂએ એવી અટકાયતમાંથી કોર્ટના હુકમ વગર તેને છોડી મુકવો નહીં.

(૨) આ કલમ પ્રમાણે હુકમનામાના દેણદારને અટકાયતમાંથી છોડી મુક્યો એટલાજ કારણ ઉપરથી તે પોતાના કરજમાંથી છુટો થતો નથી, પરંતુ જે હુકમનામું બજાવવામાં તેને દિવાની તુરંગમાં અટકાવી રાખ્યો હોય તે હુકમનામા ઉપરથી ફરી પકડાવાને તે પાત્ર થશે નહીં.

**૫૯.** (૧) હુકમનામાના દેણદારને પકડવાનું વારંટ કાઢયા પછી કોઇપણ વખતે કોર્ટ, તેને ભારે મંદવાડ થયાના સબબથી, તે વારંટ રદ્દ કરવાને મુખ્ત્યાર છે.

(૨) હુકમનામાના દેણદારને પકડવામાં આવ્યો હોય ત્યારે, તેને દિવાની તુરંગમાં રાખવા જેવી તેની તબીયત નથી એમ કોર્ટને લાગે તો તેને છોડી મુકવાને કોર્ટ મુખ્ત્યાર છે.

(૩) જ્યારે હુકમનામાંના દેણદારને દિવાની તુરંગમાં મોકલવામાં આવ્યો હોય ત્યારે, તેને

(અ) ઉડતો અથવા ચેપીરોગ ચાલુ છે એ સબબથી સ્થાનિક સરકાર, અથવા

(બ) તેને કંઇપણ ભારે મંદવાડ હોવાના સબબથી કેદમાં મોકલનાર કોર્ટ અથવા જે કોઇપણ કોર્ટના તાબામાં સદરહુ કોર્ટ હોય તે કોર્ટ,

તે તુરંગમાંથી છોડી દેવાને મુખ્ત્યાર છે.

(૪) આ કલમ પ્રમાણે છોડી મુકેલા હુકમનામાના દેણદારને ફરીથી પકડવાનો અધિકાર છે, પરંતુ તેને દિવાની તુરંગમાં અટકાવી રાખવાની એકંદર મુદત કલમ ૫૮ માં ઠરાવેલી છે તે કરતાં વધી જવી નહિ જોઇએ.

## જપ્તી વિશે.

**૬૦.** (૧) હુકમનામું બજાવવામાં નીચેની મિલકત જપ્ત કરીને વેચવાને પાત્ર છે, તે એ કે:—જે હુકમનામાના દેણદારની માલકીની હોય અથવા જેની અથવા જેના ઉત્પન્નની વ્યવસ્થા કરવાની સત્તા તેને હોય અને તે સત્તા પોતાને માટે વાપરી શકે તે જમીન, ઘર અથવા બીજી ઇમારતો, માલ, પૈસા, બેંકનોટ, ચેક, બીલ ઓફ એકસ્ચેંજ, હુંડી, વાયદાચીઠ્ઠી (પ્રામિસરી નોટ), સરકારી સિક્યુરીટી, બોંડ અથવા પૈસાની બીજી સિક્યુરીટી, કરજ, કોરપોરેશનના શેર, તથા હવે પછી ઠરાવ્યું છે તે શિવાય વેચાય એવી બીજી બધી સ્થાવર અથવા જંગમ મિલકત; પછી તે ગમે તો હુકમનામાના દેણદારના નામ ઉપર હોય કે તેને માટે અથવા તેની વતી સોંપી દીધાને લીધે બીજા શખસની પાસે હોય;

પરંતુ નીચેનાં વાનાં સદરહુ જપ્તી કે વેચાણને પાત્ર થશે નહીં, (તે એકે):—

(અ) હુકમનામાનો દેણદાર, તેની સ્ત્રી તથા છોકરાં, એઓનાં જરૂરીઆત પેહેરવાનાં વસ્ત્ર, રાંધવાનાં વાસણ તથા પથારીનું સાહિત્ય, અને ધર્મસંબંધી રીવાજને અનુસરીને કોઈ સ્ત્રી પોતાના જે દાગીના તજી શકે નહીં તે દાગીના;

(બ) કારીગરોનાં ઓજાર, અને હુકમનામાનો દેણદાર ખેડુત હોય ત્યારે તેનાં ખેતીવાડીનાં હથીઆર, તથા ખેડુત તરીકે તેને પોતાની ઉપજીવિકા મેળવવા માટે જે ઢોર તથા અનાજનાં બી કોર્ટની નજરમાં જરૂર જણાય તે ઢોર તથા અનાજના બી, અને ખેતીના ઉપજનો અથવા કોઇપણ જાતની ખેતીના ઉપજનો જેટલો ભાગ જવાબદારીને પાત્ર નથી એમ તરત હેઠળની કલમના ઠરાવોની રૂએ ઠરાવ્યું હોય તેટલો ભાગ;

(ક) ખેડુતની માલકીનાં અને ખેડુત તરીકે તેના પોતાના તાબામાં હોય તેવાં તેનાં ઘર અને બીજી ઈમારતો (તથા તેના સામાન તથા ગભાણસુદ્ધાં તથા તેને લગતી અને તેનાં ઉપભોગ માટે જરૂરની હોય એવી જમીન સુદ્ધાં);

(ડ) હિસાબના ચોપડા;

(ઇ) નુકસાનીને વાસ્તે ફરિયાદ કરવાનો માત્ર હક્ક;

(ફ) જાતીકી નોકરીનો કંઇ હક્ક;

(ગ) સરકારી પેન્શનરોને આપેલી અથવા આ બાબત ગવર્નર જનરલ ઇન્ કૌંસિલે ઇંડિયા ગેઝીટમાં જાહેર કરેલા કોઈપણ સર્વિસ ફેમીલી પેન્શન ફંડમાંથી આપવાની નેમણુક તથા ગ્રાચ્યુઇટી તથા રાજકીય પેનશન;

(હ) જ્યારે કોઇ સરકારી અમલદાર અથવા રેલવે કંપનીનો અથવા સ્થાનિક અધિકારીનો નોકર રજા ઉપર ગેરહાજર હોય ત્યારે (તેના પગાર કરતાં ઓછી રકમનું તેને મળતું) સઘળું એલાવન્સ;

(આઇ) રકમ (હ) માં લખેલા પ્રકારના કોઇપણ સરકારી અમલદાર અથવા નોકર કામગીરી ઉપર હોય ત્યારે તેનો નીચેની હદ સુધીનો પગાર અથવા પગાર જેટલું અલાવન્સ, એટલે—

(૧) પગાર દરમાસે વીસ રૂપિયાથી વધારે ન હોય ત્યારે, તે આખો પગાર

(૨) પગાર દર માસે વીસ રૂપિયાથી વધારે અને ચાલીસ રૂપિયાથી વધારે ન હોય ત્યારે, દર માસે વીસ રૂપિયા; અને

(૩) બીજે કોઇ પણ પ્રસંગે, પગારનો નીમે ભાગ;

(જે) જે લોકોને હિંદુસ્તાનની આર્ટીકલ્સ ઓફ વૉર લાગુ પડે છે તેમનો પગાર તથા અલાવન્સ;

(કે) જે કોઇપણ ફંડને સને ૧૮૯૭ નો પ્રોવિડન્ટ ફંડો બાબતનો આક્ટ વિદ્યમાનકાળે લાગુ હોય તે ફંડમાંની અથવા તેમાંથી મળતી જે સઘળી ફરજીયાત થાપણો તથા બીજી રકમો જપ્તીને પાત્ર નથી એમ સદરહુ આક્ટમાં ઠરાવ્યું હોય તેટલે સુધી તે સઘળી થાપણો તથા રકમો;

(લ) મજુરોનો તથા ઘરના નોકરોનો ઐનજીનસી અથવા રોકડો આપવાને મુસારો;

(મ) જીવતો રહેવાથી ઉત્તરાધીકાર મેળવવાની ઉમેદ હોય તે, અથવા બીજો કેવળ અવલંબી કે શકય હોય તેવો હક અથવા સંબંધ;

(ન) ભવિષ્યની ખોરાકી પોશાકીનો હક;

(ઓ) સને ૧૮૬૧ તથા સને ૧૮૯૨ ના ઇન્ડિયન કૌન્સિલો બાબતના આકટોની રૂએ જે કોઇ અલાવન્સ હુકમનામાની બજાવણીમાં જપ્ત થવાને અથવા વેચવાને પાત્ર નથી એમ ઠરાવ્યું હોય તે અલાવન્સ, અને

(પી) હુકમનામાનો દેણદાર જમીન મેહેસુલ આપવાને પાત્ર હોય ત્યારે, એવા મેહેસુલની ચહેલી બાકી વસુલ કરવા સારૂ જે કોઇપણ જંગમ મિલકત વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદાની રૂએ વેચાણમાંથી બાતલ કરી હોય તે મિલકત.

**ખુલાસો.**—(ગ), (હ), (આઇ), (જે), (લ), તથા (ઓ) એ રકમોમાં કહેલાં નાનાં, તે ખરેખર આપવાને પાત્ર થાય તે પહેલાં અથવા પછી પણ જપ્તી કે વેચાણને પાત્ર થશે નહીં.

(૨) આ કલમ માંહેના કોઇપણ મજકુર ઉપરથી—

(અ) ભાડાને વાસ્તે થએલું હુકમનામું બજાવવવામાં ઘર અથવા બીજી ઇમારતો (તથા તેનો સામાન તથા ગભાણુ તથા તેમના ભોગવટા સારૂ જરૂરની હોય તેવી જમીનો) જપ્તી કે વેચાણમાંથી બાતલ થાય છે એમ સમજવું નહીં, અથવા

(બ) લશ્કરના આક્ટના અથવા તેના જેવા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇપણ કાયદાના ઠરાવોને બાધ આવે છે એમ સમજવું નહિ.

**૬૧.** સ્થાનિક સરકાર ગવર્નર જનરલ ઇન કૌન્સિલની અગાઉથી મંજુરી લઇને તથા સ્થાનિક સરકારી ગેઝેટમાં સામાન્ય અથવા વિશેષ હુકમ પ્રસિદ્ધ કરીને એવું ઠરાવવાને મુખત્યાર છે કે ખેતીવાડીની ઉપજનો જે ભાગ અથવા ખેતીવાડીની કોઇપણ વર્ગની ઉપજનો જે ભાગ જમીનનું યોગ્ય રીતે વાવેતર કરવા માટે અને હુકમનામાના દેણદારના તથા તેના કુટુંબના ગુજરાન માટે આવતી કાપણી સુધી બંદોબસ્ત કરવા સારૂ જરૂરનો હોય એમ સ્થાનિક સરકારને દેખાય તે ભાગ, સઘળા ખેડુતોની અથવા કોઇપણ વર્ગના ખેડુતોની બાબતમાં હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવાને અથવા વેચવાને પાત્ર થશે નહિ.

**૬૨.** (૧) જંગમ મિલકત પકડવાનું ફરમાવ્યું હોય અથવા સત્તા આપી હોય તેવી આ કાયદા પ્રમાણે આપેલી કોઇ પ્રોસેસ બજાવનાર સખસે સૂર્યાસ્ત પછી અને સૂર્યોદય પહેલાં કોઇપણ રહેવાના ઘરમાં પેસવું નહીં.

(૨) કોઇપણ રહેવાના ઘરમાં હુકમનામાનો દેણદાર રહેતો હોય અને તે એવા ઘરમાં આવવાની ના કહે અથવા તેમાં પેસવાની કોઇપણ રીતે ના કહે તે શિવાયને પ્રસંગે એવા ઘરનો કોઇપણ બહારનો દરવાજો ફોડવો નહિ; પણ એવી કોઇપણ પ્રોસેસ બજાવનારો અમલદાર એવા રેહેવાના ઘરમાં યોગ્ય રીતે દાખલ થયો હોય, ત્યારે જે ઓરડામાં તેવી મિલકત છે એમ માનવાનું તેને કારણ હોય તે ઓરડાનું બારણું ફોડવાને તે મુખત્યાર છે.

(૩) જ્યારે દેશ રિવાજ પ્રમાણે લોકોમાં બહાર ન દેખાતી હોય એવી સ્ત્રી જો એવા ઘરના કોઇ ઓરડામાં ખરેખર રીતે હોય, ત્યારે પ્રોસેસ બજાવનાર સખશે તે સ્ત્રીને ખબર આપવી કે, તમને ત્યાંથી જવાની છુટ છે, અને તે સ્ત્રીને જવાને યોગ્ય વખત આપ્યા પછી તથા જતા રહેવાને યોગ્ય સુગમતા આપ્યા પછી તે મિલકત પકડવાને વાસ્તે તે ઓરડામાં જવાને તે મુખત્યાર છે, પરંતુ તેણે તે મિલકત છાનીમાની ખસે નહીં એટલા માટે, આ ઠરાવોથી વિરૂદ્ધ ન હોય એવી બધી સાવચેતી રાખવી.

**૬૩.** (૧) કોઇ કોર્ટની સંભાળમાં ન હોય એવી મિલકત એક કરતાં વધારે કોર્ટોના હુકમનામાની બજાવણીમાં જપ્ત થઇ હોય ત્યારે, તે કોર્ટોમાં સૌથી ઉંચા દરજ્જાની જે કોર્ટ હોય તે કોર્ટે અથવા તે કોર્ટોના

દરજ્જામાં કંઇ તફાવત ન હોય ત્યારે જે કોર્ટના હુકમનામાની રૂએ તે મિલકત ઉપર પ્રથમ જપ્તી થઇ હોય તે કોર્ટે તે મિલકત લેવી અથવા વસુલ કરવી જોઇએ અને તે ઉપરના કોઇ દાવાનો તથા તેની જપ્તીમાં લીધેલી હરકતનો નિર્ણય કરવો.

(૨) એવાં હુકમનામાનું એક હુકમનામું બજાવનારી કોર્ટે ચલાવેલું કોઇપણ કામ આ કલમમાંના કોઇ પણ મજકુર ઉપરથી ગેરકાયદેસર થાય છે એમ સમજવું નહીં.

**૬૪.** જ્યારે જપ્તી કરી હોય ત્યારે, જપ્ત કરેલી મિલકત અથવા તેમાંનો કાંઇપણ હિતસંબંધ ખાનગી આપી દેશે અથવા સ્વાધીન કરશે તો અને હુકમનામાંના દેણદારને એવી જપ્તી વિરૂદ્ધ કાંઇ લેહેણું અથવા ડિવિડન્ટ અથવા બીજા પૈસા સ્વાધીન કરશે તો તે વ્યવહારને, જપ્તી ઉપરથી અમલમાં લાવી શકાય એવા બધા દાવાની સામે નિરર્થક ગણાશે.

**ખુલાસો.**—આ કલમનાં કારણો સારૂ, જપ્તી ઉપરથી અમલમાં લાવી શકાય એવા દાવાની અંદર અવેજ કાળે પડતો વેહેંચવા બાબતના દાવાનો સમાસ થાય છે.

## વેચાણ વિશે.

**૬૫.** જ્યારે સ્થાવર મિલકત એકાદા હુકમનામાની બજાવણીમાં વેચવામાં આવે ત્યારે તે મિલકત વેચાણ પાકું થાય તે તારીખથી નહિ, પણ વેચાણની તારીખથી ખરીદદારને પ્રાપ્ત થઇ છે એમ સમજવું,

**૬૬.** (૧) વાદીની વતી અથવા જે બીજા માણસની મારફત વાદી દાવો કરતો હોય તેની વતી ખરીદી કરી હતી એ સબબથી ઠરાવેલી રીતે કોર્ટે સરટિફિકેટ આપ્યું હોય એવા ખરીદીની રૂએ દાવો કરનાર કોઇપણ શખસ ઉપર ફરિયાદ ચાલશે નહીં.

(૨) ઉપર પ્રમાણે સરટિફિકેટ આપેલા કોઇપણ ખરીદદારનું નામ દગાથી અથવા ખરા ખરીદદારની સંમતી વગર સરટિફિકેટમાં ઘાલ્યું છે એવું જ્ઞાપિત કરાવવાની ફરિયાદને, અથવા સરટિફિકેટમાં લખેલા ખરીદદારને મિલકત વેચેલી છે એવું દેખાય છે તોપણ તેના ખરા માલેકની સામા કોઇ ત્રીજા શખસનો દાવો અદા કરવાને તે મિલકત પાત્ર છે એવા સબબથી તે મિલકત સામા કામ ચલાવવાના એવા ત્રીજા શખસના હકને, આ કલમની કોઇ વાતથી પ્રતિબંધ થાય છે એમ સમજવું નહીં.

**૬૭.** કોઈ સ્થાનિક હદમાં જમીનના કોઇ જાતના હક્ક સંબંધ એવા અનિશ્ચિત અથવા અનિર્ણીત હોય કે તેમની કિંમત ઠરાવવી અશક્ય થાય, એવું સ્થાનિક સરકારની નજરમાં આવે ત્યારે, સ્થાનિક સરકાર ગવર્નર જનરલ ઇન કૌન્સિલની અગાઉથી મંજુરી લઇને, સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેવી સ્થાનિક હદમાં, પૈસા આપવા બાબતનાં હુકમનામાં બજાવવામાં જમીનમાંના કોઇ પણ વર્ગના હકક વેચવાની બાબતમાં શરતો નાંખીને વખતે વખતે નિયમ કરવાને મુખત્યાર છે.

## સ્થાવર મિલકત સામાં હુકમનામાં બજાવવાનો અધિકાર કલેકટરને સોંપવા બાબત.

**૬૮.** ગવર્નર જનરલ ઇન કૌન્સિલની અગાઉથી મંજુરી લઇને સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપીને નીચે પ્રમાણે ઠરાવ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, એટલે:—કોઇપણ સ્થાનિક હદમાં, કોર્ટે કંઇ સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હોય તેવાં કામોમાં હુકમનામાંની બજાવણીનું કામ, અથવા કોઈ વિશેષ જાતનાં તેવાં હુકમનામાંની બજાવણીનું કામ, અથવા કોઈ વિશેષ જાતની સ્થાવર મિલકત કે સ્થાવર મિલકતમાંનો હક્ક સંબંધ વેચવાનું જે હુકમનામામાં ફરમાવ્યું હોય તે હુકમનામાંની બજાવણીનું કામ,—કલેકટરને મોકલવું.

**૬૯.** ઉપરની છેલ્લી કલમની રૂએ હુકમનામાની બજાવણી જે કામમાં મોકલી હોય તે સઘળાં કામોને ત્રીજા પરિશિષ્ટના ઠરાવ લાગુ પડશે.

**૭૦.** (૧) સ્થાનિક સરકાર ઉપરના ઠરાવોને અનુસરતી હોય એવી કાનુનો નીચેની બાબતો સારૂ કરવાને મુખત્યાર છે, એટલે:—

(અ) કોર્ટમાંથી કલેકટરને ત્યાં હુકમનામું મોકલવા બાબત, તથા તે બજાવવામાં કલેકટરની અને તેના

તાબાના માણુસોની કામ ચલાવવાની રીત નિયમસર કરવા બાબત, તથા કલેકટરની પાસેથી કોર્ટને હુકમનામું પાછું મોકલવા બાબત;

(બ) એવું હુકમનામું કલેકટર તરફ બજાવવા માટે મોકલવામાં આવ્યું ન હોત તો તે બજાવવામાં કોર્ટ જે અધિકાર ચલાવી શકત તે સર્વે અથવા તેમાંના કોઇપણ અધિકાર કલેકટરને અથવા કલેકટરના તાબાના કોઇપણ ગેઝેટેડ અમલદારને આપવા બાબત;

(ક) સદરહુ હુકમનામું કલેકટર તરફ મોકલવામાં આવ્યું ન હોય તો, તે કોર્ટે કરેલા હુકમ ઉપર અથવા તેવા હુકમના સંબંધમાં અપીલ કર્યા ઉપરથી થયેલા હુકમ ઉપર આ કાયદાની રૂએ અથવા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કાયદાની રૂએ જેવી રીતે અપીલ કોર્ટને અપીલ થઇ શકત તથા રિવિજન (તપાસણી ) કોર્ટથી તે હુકમની જેવી રીતે તપાસણી થઇ શકત તેવીજ રીતે બનતાં સુધી કલેકટરે અથવા કલેકટરના તાબાના કોઈપણ ગેઝેટેડ અમલદારે કરેલા હુકમ ઉપર, અથવા એવા હુકમના સંબંધમાં અપીલ કર્યાથી થયેલા હુકમ ઉપર, વરિષ્ટ મુલકી અધિકારીઓને અપીલ કરવાની તથા તે અધિકારીઓથી તે હુકમોની તપાસણી થવાની સત્તા છે એવું ઠરાવવા બાબત;

(૨) પેટા કલમ (૧) ની રૂએ કરેલી કાનુનો ઉપરથી કલેકટરને અથવા કલેકટરના તાબાના કોઇપણ ગેઝેટેડ અમલદારને અથવા અપીલ સાંભળનાર અથવા તપાસણી કરનાર અધિકારીને આપેલો અખત્યાર, સદરહુ કોર્ટથી અથવા સદરહુ કોર્ટના હુકમનામા અથવા હુકમના સંબંધમાં અપીલ સાંભળવાની કે તપાસણી કરવાની જે હકુમત જે કોર્ટને હોય તે હકુમત ચલાવતાં તે કોર્ટથી ચલાવી શકાશે નહીં.

**૭૧.** ૬૮ મી કલમ પ્રમાણે કલેકટર તરફ મોકલેલું હુકમનામું બજાવવામાં કલેકટર તથા તેના તાબાના માણુસો ન્યાયખાતાનું કામ ચલાવે છે એમ સમજવું.

**૭૨.** (૧) જે સ્થાનિક હદમાં કલમ ૬૮ પ્રમાણે પ્રસિદ્ધ કરેલો ઠરાવ વિદ્યમાનકાળે અમલમાં ન હોય તેવી સ્થાનિક હદમાં જપ્ત કરેલી મિલકત જમીન અથવા જમીનમાંનો કંઇ હિસ્સો હોય, અને કલેકટર કોર્ટને એવું જણાવે કે, તે જમીન અથવા હિસ્સાનું જાહેર વેચાણ હરકત ભરેલું છે, તથા તે જમીન કે હિસ્સો કોઇ થોડી વખત કોઇને આપવાથી, યોગ્ય મુદતમાં હુકમનામું પુરૂં થાય તેમ છે, ત્યારે તે જમીન અથવા હિસ્સો વેચવાનું કામ ચલાવ્યાને બદલે કલેકટરે ભલામણ કરી હોય તે રીતે હુકમનામું પુરૂં થાય તેવો બંદોબરત કરવાનો કલેકટરને અખ્ત્યાર આપવાને કોર્ટ મુખ્ત્યાર છે.

(૨) આવે દરેક પ્રસંગે કલમો ૬૯ થી ૭૧ સુધીના ઠરાવો તથા તેમની રૂએ કરેલી કાનુનોના ઠરાવો લાગુ પડી શકે તેટલા લાગુ પડે છે એમ સમજવું.

### અવેજ વહેંચી આપવા વિશે.

**૭૩.** (૧) જ્યારે કોર્ટની પાસે વસુલ થયેલો અવેજ હોય અને તે અવેજ એવી રીતે વસુલ થતાં પેહેલાં એક કરતાં વધારે શખસોએ તેજ હુકમનામાના દેણદારની ઉપર પૈસા આપવા બાબતનાં હુકમનામામાં બજાવવાને દરખાસ્તો કરી હોય, અને તે હુકમનામાં પુરાં થયાં ન હોય ત્યારે, વસુલ કરવાનું ખરચ બાદ કરીને બાકીનો અવેજ ફાળે પડતો તે બધા શખસોને વેહેંચી આપવો;

પરંતુ એવું ઠરાવ્યું છે કેઃ—

(અ) ગીરો હક અથવા બીજો બોજો કાયમ રાખીને કંઇ મિલકત વેચાઇ હોય ત્યારે, તે વેચાણથી કંઇ વધારો રહે તેમાંથી હિસ્સો લેવાનો ગીરોદારને અથવા જેનો બોજો હોય તેને હકક રહેશે નહીં,

(બ) હુકમનામું બજાવવામાં વેચવાને પાત્ર જે મિલકત હોય તેના ઉપર ગીરો હક અથવા બીજો બોજા હોય ત્યારે, ગીરો રાખનારની અથવા બોજાવાળાની સંમતીથી, ગીરો હક અથવા બોજો રાખ્યા શિવાય તે મિલકત વેચવાનો અને વેચેલી મિલકત ઉપર ગીરો રાખનારનો અથવા બોજાવાળાનો જે હક હોય તેજ હક તેને વેચાણમાંથી ઉપજેલી રકમ ઉપર આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે;

(ક) કોઇ પણ સ્થાવર મિલકત ઉપરનો બોજો કાઢીનાંખવા માટે તેનું વેચાણ જે હુકમનામામાં ફરમાવ્યું હોય તે હુકમનામાની બજાવણીમાં તે મિલકત વેચી હોય, ત્યારે વેચાણની ઉપજ હેઠળ લખેલી બાબતમાં વાપરવીઃ—

**પેહેલી**—વેચાણનો ખરચ આપવામાં;

**બીજી**—હુકમનામાની રૂએ જે લેહેણું હોય તે આપવામાં;

**ત્રીજી**—ત્યાર પછીના કાંઇ બોજા હોય તો; તે બાબત જે મુદ્દલ તથા વ્યાજ દેવું હોય તે આપવામાં; અને

**ચોથી**—હુકમનામાના દેણદારની વિરૂદ્ધ પૈસા આપવા બાબતના હુકમનામાના જે ધારણ કરનારાઓએ સદરહુ મિલકતનું વેચાણ થયાની અગાઉ પોતાનાં હુકમનામાં બજાવવા સારૂ સદરહુ વેચાણ ફરમાવનારૂં હુકમનામું જે કોર્ટે કર્યું હોય તે કોર્ટને દરખાસ્ત કરી હોય અને જેમનાં હુકમનામાંની ભરપાઇ થઇ ન હોય, તેમને ફાળે પડતી વેહેંચી આપવામાં.

(૨) આ કલમની રૂએ ફાળે પડતો વેહેંચી આપવા જોગ સદરહુ સઘળો અવેજ અથવા તેનો કંઇ ભાગ લેવાને જે શખસ હક્કદાર ન હોય તેને તે આપવામાં આવે ત્યારે, તે અવેજ પાછો ભરવાની તે શખસને જરૂર પાડવા સારૂ તે શખસ ઉપર કોઇપણ હક્કદાર શખસ ફરિયાદ કરી શકે.

(૩) આ કલમમાં કહેલી કોઇ વાતથી સરકારના કોઇપણ હક્કને બાધ આવે છે એમ સમજવું નહિ.

**બજાવણીમાં હરકત થાય તે વિશે.**

**૭૪.** જ્યારે કોર્ટની ખાત્રી થાય કે સ્થાવર મિલકત કબજામાં લેવાનું હુકમનામું ધારણ કરનારને અથવા એકાદા હુકમનામાની બજાવણીમાં વેચાયલી સ્થાવર મિલકત ખરીદ કરનારને તે મિલકત કબજામાં લેવામાં તે હુકમનામાના દેણદારે અથવા હુકમનામાના દેણદારની વતી કોઇ બીજા શખસે હરકત કરી છે અથવા અટકાવ કર્યો છે અને તે હરકત અથવા અટકાવ કંઇ વાજબી કારણવગર કર્યો હતો ત્યારે, તે હુકમનામાવાળાની અથવા ખરીદદારની અરજ ઉપરથી, તે દેણદારને અથવા તે બીજા શખસને એવા ગુન્હા માટે ત્રીસ દિવસ સુધીની દિવાની તુરંગમાં અટકાવી રાખવાનો હુકમ કરવાને તથા વળી મિલકતનો કબજો તે હુકમનામાવાળાને અથવા ખરીદદારને આપવો એવું ફરમાવવાને કોર્ટ મુખ્ત્યાર છે.

---

# ભાગ ૩ જો.

---

## પ્રસંગોપાત ઉત્પન્ન થનારાં કામો વિશે.

### કમિશન વિશે.

**૭૫.** ઠરાવવામાં આવે તેવી શરતો તથા મર્યાદાને પાત્ર, કોર્ટ નીચેનાં કામ સારૂ કમિશન કાઢવાને મુખ્ત્યાર છે:—

(અ) કોઇપણ શખસોની જબાની લેવાને;

(બ) સ્થાનિક તપાસ કરવાને;

(ક) હિસાબ તપાસવા અથવા નક્કી કરવાને, અથવા

(ડ) હિસ્સા પાડવાને.

**૭૬.** (૧) કમિશન કાઢનારી કોર્ટ જે પ્રાંતમાં આવેલી હોય તે શિવાયના પ્રાંતમાં આવેલી હાઇ કોર્ટ શિવાયની બીજી જે કોઇપણ કોર્ટની હકુમતની જગામાં જે શખસની જબાની લેવાની હોય તે શખસ રહેતો હોય તે કોર્ટ ઉપર કમિશન મોકલવાનો અખ્ત્યાર છે.

(૨) પેટા કલમ (૧) ની રૂએ કોઇ શખસની જબાની લેવાનું કમિશન જે કોર્ટને મળ્યું હોય તે પ્રત્યેક કોર્ટે તે કમિશનને અનુસરીને તે શખસની જબાની લેવી અથવા લેવડાવવી, અને સદરહુ કમિશન બરાબર રીતે બજાવ્યા પછી તે કમિશન મુજબ લીધેલા પુરાવા સુધાંત તે જે કોર્ટમાંથી નિકળ્યું હોય તે કોર્ટમાં પાછું મોકલવું, પરંતુ કમિશન કાઢવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું હોય ત્યારે એવા હુકમની શરતોને અનુસરીને તે પાછું મોકલવું.

૭૭. બ્રિટિશ ઇંડિયામાં ન હોય એવી કોઇપણ જગામાં રહેનારા શાહેદની જબાની લેવા સારૂ કમિશન કાઢવાને બદલે વિનંતી પત્ર લખવાનો કોર્ટને અધિકાર છે.

૭૮. શાહેદોની જબાની લેવાના કમિશન બજાવવા તથા પાછા મોકલવા બાબતના ઠરાવો નીચે કહેલી કોર્ટોએ કાઢેલા કમિશનને લાગુ પડશે—

(અ) જે કોર્ટો બ્રિટિશ ઇંડિયાની હદની બહાર હોય, અને જે મલીક મુઆઝમના અથવા ગવર્નર જનરલ ઇન્ કૌન્સિલના હુકમથી સ્થાપેલી હોય અથવા ચાલુ હોય તે કોર્ટોએ, અથવા

(બ) બ્રિટિશ ઇંડિયા શિવાયના બ્રિટિશ શહેનશાહાતના કોઇપણ ભાગમાં આવેલી કોર્ટોએ, અથવા

(ક) મલીક મુઆઝમની સાથે તે વખતે દોસ્તીમાં હોય તેવા કોઇ પરરાજ્યની કોર્ટોએ,

---

# ભાગ ૪ થો.

---

## ખાસ પ્રસંગોની ફરિયાદો વિશે.

### સરકારે અથવા સરકારના ઉપર કરવાના અથવા સરકારી અમલદારોએ અથવા તેમના ઉપર હુદ્દાની રૂએ કરવાની ફરિયાદો વિશે.

૭૯. (૧) સરકારે કરવાની ફરિયાદો હિંદુસ્થાનના સ્ટેટ સેક્રેટરી ઇન્ કૌન્સિલના નામથી કરવી, અને સરકાર ઉપરની ફરિયાદો હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન્ કૌન્સિલ ઉપર કરવી.

(૨) આ કલમના કોઇપણ મજકુર ઉપરથી, સને ૧૮૧૩ ના ઇસ્ટ ઇંડિયા કંપનીના આકટની ૧૧૧ મી કલમમાં કહેલો અધિકાર ચલાવીને ઍડવોકેટ જનરલે આપવાની કોઇપણ માહિતી મર્યાદિત થાય છે અથવા તેને બીજી રીતે બાધ આવે છે એમ સમજવું નહિ.

૮૦. હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન્ કૌન્સિલ ઉપર, અથવા કોઇ સરકારી અમલદાર ઉપર તેણે પોતાના હોદ્દાની રૂએ કંઇ કૃત્ય કર્યાનું કહેવાતું હોય તે કૃત્યના સંબંધમાં કોઇપણ જાતની ફરિયાદ કરવી હોય તો, તેને લખેલી નોટીસ આપ્યા પછી લાગલા બે માસ વીતે ત્યાં સુધી ફરિયાદ માંડી શકાશે નહીં, તે નોટીસમાં દાવાનું કારણ, તથા વાદીનું નામ વર્ણન તથા રહેવાનું ઠેકાણું તથા જે દાદ તે માંગતો હોય તે દાદ જણાવવી; અને તે નોટીસ આપવાની તે, સદરહુ સ્ટેટ સેક્રેટરી ઇન્ કૌન્સિલ ઉપરની હોય તો, સ્થાનિક સરકારના સેક્રેટરીને સ્વાધીન કરવી અથવા તેની આફિસમાં મુકી આવવી, કે તે ડિસ્ટ્રિકટના કલેકટરને સ્વાધીન કરવી અથવા તેની આફિસમાં મુકી આવવી; અને જો તે સરકારી અમલદાર ઉપરની હોય તો, તે અમલદારને સ્વાધીન કરવી અથવા તેની આફિસમાં મુકી આવવી; અને તેવી નોટીસ સદરહુ પ્રમાણે કરી છે અથવા મુકેલી છે એ મજકુર ફરિયાદ અરજીમાં લખવો જોઇએ.

૮૧. કોઈ સરકારી અમલદારે પોતાના હોદ્દાની રૂયે કાંઇ કૃત્ય કર્યાનું કહેવાતું હોય એવા કૃત્યના સંબંધમાં તે અમલદાર ઉપર કોઇપણ ફરિયાદ માંડી હોય તેમાં—

(અ) હુકમનામું બજાવવામાં પ્રતિવાદીને પકડવામાં આવે અથવા તેની મિલકત જપ્ત થાય તે શિવાય બીજી રીતે તે પકડવાને અથવા તેની મિલકત જપ્ત થવાને પાત્ર થશે નહિ, અને

(બ) કોર્ટની એવી ખાત્રી થાય કે, સરકારી કામને હરકત થયા વગર પ્રતિવાદી નોકરી ઉપરથી ગેરહાજર રહી શકતો નથી તો, જાતે હાજર થવાનું કોર્ટે તેને માફ કરવું.

૮૨. (૧) હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ ઉપર અથવા ઉપર કહેલા પ્રકારના કંઇ કૃત્ય સંબંધી સરકારી અમલદાર ઉપર હુકમનામું થાય તો, કઇ મુદતમાં તે હુકમનામુ પુરૂં કરવું એ વાત તે હુકમનામામાં દર્શાવવી; અને તે દર્શાવેલી મુદતમાં હુકમનામું પુરૂં કરવામાં ન આવે તો, સ્થાનિક સરકારનો હુકમ મળવા સારૂ તે બાબતનો કોર્ટે રિપોર્ટ કરવો.

(૨) આવું કોઇ હુકમનામું સદરહુ રિપોર્ટની તારીખથી ત્રણ માસની મુદત સુધીમાં પુરૂં ન થાય તો, પછી તે બજાવવાનો હુકમ કરવો.

**પરરાજ્યના લોકો કરે તે ફરિયાદો વિશે, તથા પરદેશી અને દેશી રાજ્યકર્તાઓ કરે તે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો વિશે.**

**૮૩.** (૧) ગવર્નર જનરલ ઇન કૌન્સિલની પરવાનગીથી બ્રિટિશ ઇંડિયામાં રહેતો દુશ્મનીમાં હોય એવો પરરાજ્યનો કોઇ માણસ અને મિત્રાચારીમાં હોય એવો પરરાજ્યનો માણસ, જાણે તે મલીક મુઆઝમની રૈયત હોય તે પ્રમાણે, બ્રિટિશ ઇંડિયાની કોર્ટમાં ફરિયાદ કરવાને મુખ્ત્યાર છે.

(૨) દુશ્મનીમાં હોય એવો પરરાજ્યનો કોઇ પણ માણસ એવી પરવાનગી વગર બ્રિટિશ ઇંડિયામાં રહેતો હોય અથવા પારકા દેશમાં રહેતો હોય તેણે એવી કોર્ટમાં ફરિયાદ કરવી નહિ.

**ખુલાસો.**—ગ્રેટબ્રિટન તથા આયર્લૉંડના સંયુક્ત રાજ્ય સાથે જે પરરાજ્ય લડાઇ ચલાવતું હોય તેના મુલકમાં રહેતો હોય, અને તે મુલકમાં વેપાર ધંધો ચલાવવા સારૂ મલીક મુઆઝમના એકાદા સ્ટેટ સેક્રેટરીની સહીનો અથવા હિંદુસ્તાન સરકારના કોઇ સેક્રેટરીની સહીનો પરવાનો લીધા વગર તે દેશમાં વેપાર ધંધો ચલાવતો હોય તે શખસ, પેટા કલમ (૨) નાં કારણ સારૂ દુશ્મનીમાં હોય એવો પરરાજ્યનો પારકા દેશમાં રહેનારો શખસ ગણાશે.

**૮૪.** (૧) પરદેશી રાજ્ય બ્રિટિશ ઇંડિયાની કોઇપણ કોર્ટમાં ફરિયાદ કરવાને મુખ્ત્યાર છે:

પણ એવું ઠરાવ્યું છે કે મલીક મુઆઝમે અથવા ગવર્નર જનરલ ઇન કૌન્સિલે તે રાજ્ય કબુલ કરેલું હોવું જોઇએ.

વળી એવું ઠરાવ્યું છે કે એવા પરદેશી રાજ્યના મુખ્યને અથવા એવા રાજ્યના કોઇપણ અમલદારને તેના હુદ્દાની રૂએ પ્રાપ્ત થયેલો ખાનગી હક્ક અમલમાં લાવવાનો સદરહુ ફરિયાદનો હેતુ હોવો જોઇયે:

(૨) મલીક મુઆઝમે અથવા ગવર્નર જનરલ ઇન કૌન્સિલે પરદેશી રાજ્ય કબુલ કર્યું છે અથવા નથી કર્યું એ વાત દરેક કોર્ટે ન્યાયાધિકારની રૂએ ધ્યાનમાં લેવી જોઇએ.

**૮૫.** (૧) કોઇ સત્તાધિકારી રાજાના અથવા રાજ્ય ચલાવનાર રજવાડાના કહેવાથી અથવા એવા રાજા અથવા રજવાડા તરફથી કામ કરવાને સરકારની નજરમાં યોગ્ય આવે એવા કોઇ પણ શખસના કહેવાથી તેની વતી કોઇ ફરિયાદ ચલાવવા સારૂ અથવા તેનો જવાબ કરવા સારૂ સરકારના હુકમથી મુદ્દામ નીમેલા શખસો કબુલ કરેલા મુખ્ત્યારો ગણાશે, અને આ કાયદા પ્રમાણે હાજર થવાનું, કામ કરવાનું અને અરજો કરવાનું કામ તે રાજાની અથવા રજવાડાની વતી તેઓ કરી શકશે; પછી તે રાજા અથવા રજવાડા બ્રિટિશ સરકાર સાથે ગમે તો તાબેદારીની અથવા બીજી રીતની દોસ્તીમાં હોય, અને તે ગમે તો બ્રિટિશ ઇંડિઆમાં અથવા તેની બહાર રહેતા હોય.

(૨) આ કલમ પ્રમાણે કરવાની નીમણુક, કોઇ એક દર્શાવેલી ફરિયાદને માટે અથવા કેટલીક દર્શાવેલી ફરિયાદોને માટે અથવા વખતે વખત સદરહુ રાજા અથવા રજવાડા તરફથી જે ફરિયાદો સામુ બચાવ કરવો પડે તે સર્વ ફરિયાદોને માટે કરવાનો અધિકાર છે.

(૩) આ કલમ પ્રમાણે નિમાયલો કોઇ શખસ જાણે સદરહુ પ્રકારની ફરિયાદ અથવા ફરિયાદોમાં પોતેજ એક પક્ષકાર હોય તેમ સદરહુ ફરિયાદ અથવા ફરિયાદોમાં હાજર થવા માટે, અરજો કરવા માટે, તથા કામ કરવા માટે બીજા શખસોને અખ્ત્યાર આપવા અથવા નિમવા મુખ્ત્યાર છે.

**૮૬.** (૧) સદરહુ પ્રકારના કોઇ રાજા અથવા રજવાડા ઉપર અને પરદેશી સંસ્થાનના કોઇ એલચી અથવા વકીલ ઉપર કોઇ પણ યોગ્ય હકુમતવાળી કોર્ટમાં હિંદુસ્થાન સરકારના એક સેક્રેટરીની સહીથી ગવર્નર જનરલ ઇન કૌંસિલની સંમત્તિનો દાખલો આણી તે ફરિયાદ કરી શકાય પણ એવા સંમત્તિના દાખલા વગર ફરિયાદ કરી શકાય નહિ.

(૨) સદરહુ સંમત્તિ કોઇ દર્શાવેલી ફરિયાદ માટે અથવા કેટલીક દર્શાવેલી ફરિયાદો માટે અથવા કોઇ દર્શાવેલા વર્ગ અથવા વર્ગોની સઘળી ફરિયાદો માટે આપી શકાય, અને તે સંમત્તિમાં કોઇ ફરિયાદ અથવા કોઇ વર્ગની ફરિયાદોના સંબંધમાં સદરહુ રાજા, રજવાડા એલચી અથવા વકીલ ઉપર કઈ કોર્ટમાં ફરિયાદ ચલાવાય, તે નિર્દિષ્ટ કરવામાં આવે; પણ નિચે પ્રમાણે હકીકત છે એમ સરકારને ન દેખાય તો તે સંમતિ આપવી નહિ, એટલે:—

(અ) તે રાજા. રજવાડા, એલચી અથવા વકીલ ઉપર ફરિયાદ કરવા ઇચ્છનાર શખસ ઉપર તે રાજા, સરદાર, એલચી અથવા વકીલે તે કોર્ટમાં ફરિયાદ માંડી છે, અથવા

(બ) તે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે રાજા, રજવાડો, એલચી અથવા વકીલ પોતે અથવા બીજાની મારફતે વેપાર છે. અથવા

(ક) તે રાજા, રજવાડો, એલચી, અથવા વકીલના કબજામાં સદરહુ હદની અંદર આવેલી કોઇ સ્થાવર મિલકત છે અને એવા કબજા સંબંધી અથવા તે મિલકત ઉપર જે નાણાંનો બોજો હોય તે નાણાં સંબંધી તેના ઉપર ફરિયાદ કરવાની છે.

(૩) તેવા કોઇ રાજા, રજવાડા, એલચી અથવા વકીલને આ કાયદા પ્રમાણે પકડવામાં આવશે નહી, અને સદરહુ કહ્યા પ્રમાણે દાખલા સુધાંની ગવર્નર જનરલ ઇન કૌંસિલની સંમતિ શિવાય તેવા કોઇપણ રાજાની, રજવાડાની, એલચીની, અથવા વકીલની મીલકત ઉપર કોઈ હુકમનામું બજાવવામાં આવશે નહી.

(૪) ગવર્નર જનરલ ઈન કૌંસિલ ઈંડિયા ગેઝીટમાં જાહેર ખબર આપીને તે જાહેર ખબરમાં કહેલા રાજા, રજવાડા, એલચી, અથવા વકીલના સંબંધી જે જે કામો ઉપરની પેટા કલમો પ્રમાણે અનુક્રમે ગવર્નર જનરલ ઇન કૌંન્સિલને તથા હિંદુસ્થાન સરકારના કોઇ એક સેક્રેટરીને સોંપવામાં આવ્યા છે તે તે કામો ગવર્નર જનરલ ઇન કૌંસિલના નિર્બંધને પાત્ર રહીને કોઇ સ્થાનિક સરકારને તથા તે સરકારના કોઇપણ સેક્રેટરીને કરવાનો અધિકાર આપવાને મુખ્ત્યાર છે.

(૫) સ્થાવર મિલકતના ભાડુત તરીકે કોઈપણ શખસ, સદરહુ મિલકત જે રાજા, રજવાડા, એલચી અથવા વકીલ પાસેથી તે ધારણ કરતો હશે અથવા ધારણ કરવાનો દાવો કરતો હશે તે રાજા, રજવાડા એલચી અથવા વકીલ ઉપર આ કલમમાં કહેલી છે એવી સંમતિ શિવાય ફરિયાદ કરવાને મુખ્ત્યાર છે.

૮૭. કોઈ સત્તાધિકારી રાજા અથવા રાજ્ય ચલાવનાર રજવાડા પોતાના રાજ્યના નામથી ફરિયાદ કરવાને મુખ્ત્યાર છે અને તેના ઉપરની ફરિયાદ તે નામથી કરવીઃ

પરંતુ ઉપરની કલમમાં કહેલી સંમતિ આપતી વખતે સદરહુ કોઇપણ રાજા અથવા રજવાડા ઉપર કોઇ એજંટના નામથી અથવા બીજા કોઇ નામથી ફરિયાદ કરવી એમ હુકમ કરવા, પ્રસંગ પ્રમાણે, ગવર્નર જનરલ ઇન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર મુખ્ત્યાર છે.

### ઇન્ટરપ્લીડર ( વિરૂદ્ધ હકકોનો નિર્ણય કરવાની તિરાહિત કરે તે ફરિયાદ ) વિશે.

૮૮. જ્યારે કાંઇ કરજ, પૈસાની રકમ અથવા બીજી જંગમ અથવા સ્થાવર મિલકતમાં જે શખસ ખરચ અથવા બોજા શિવાય બીજા કાંઇપણ સંબધ માટે હક્ક કહેતો ન હોય અને જે તે કરજ, પૈસાની રકમ અથવા જંગમ અથવા સ્થાવર મિલકત ખરા હકદારને આપવાને અથવા સ્વાધીન કરવાને તૈયાર હોય, તેની પાસેથી તે કરજ વિગેરે લેવાનો બે અથવા વધારે શખસો એક બીજાને વિરોધ આવે એવી રીતે હક્ક કરતાં હોય ત્યારે તે કરજ, વિગેરે કોને આપવું અથવા સ્વાધીન કરવું એ બાબત અને પોતાને નુકસાન થાય તે લેવા બાબત બધા હક્કદાર ઉપર ઇન્ટર પ્લીડરની ફરિયાદ કરવાને તે શખસ મુખત્યાર છેઃ

પરંતુ જે ફરિયાદમાં બધા પક્ષકારોના હક્કોનો બરોબર રીતે નિર્ણય થઇ શકે તેવી કોઇ ફરિયાદ ચાલુ હોય તો, એવી ઇન્ટર પ્લીડરની કોઇપણ ફરિયાદ કરવી નહીં.

---

# ભાગ ૫ મો.

---

## વિશેષ કામો વિશે.

### લવાદી ઉપર સોંપવાનું.

૮૯. (૧) સને ૧૮૯૯ ના હિંદુસ્તાનના લવાદી બાબતના આકટ ઉપરથી અથવા વિદ્યમાનમાળે અમલમાં હોય એવા બીજા કોઇ કાયદા ઉપરથી બીજી રીતે ઠરાવ્યું છે તે બાદ કરીને ફરિઆદમાં હુકમ કરીને

અથવા બીજી રીતે, લવાદી ઉપર સોંપવાના સઘળા લેખને તથા તે મુજબ ચલાવેલાં સઘળાં કામને બીજા પરિશિષ્ટમાં લખેલા ઠરાવો લાગુ પડશે.

(૨) સદરહુ બીજા પરિશિષ્ટના ઠરાવો આ કાયદો શરૂ થયો તે વખતે ચાલુ હોય તે લવાદીને લાગુ પડશે નહિ, પણ આ કાયદો શરૂ થાય તે પહેલાં કરેલા કરાર અથવા લખાણ મુજબની સદરહુ તારીખ પછીની લવાદીને લાગુ પડશે.

## વિશેષ હકીકત (કેસ) વિશે.

૯૦. જ્યારે કોઇપણ શખસો કોર્ટના અભિપ્રાય સારૂ કોઇપણ હકીકત લખવાની લેખી કબુલત કરે ત્યારે કોર્ટ તે હકીકતોનો ઠરાવેલી રીતે ઇન્સાફ કરીને નિર્ણય કરવો.

## સાર્વજનીક બાબતો સંબંધી ફરિયાદો વિશે.

૯૧. (૧) લોકોપકારક કૃત્યની બાબતમાં એડવોકેટ જનરલ અથવા જે બે અથવા વધારે શખસોએ એડવોકેટ જનરલની લેખી સંમતી લીધી હોય તે શખસો વિશેષ નુકશાન થયું ન હોય તો પણ, સાબીત કરાવવા સારૂ તથા તાકીદનો હુકમ મળવા સારૂ અથવા તે કૃત્યની હકીકતને યોગ્ય હોય એવી બીજી દાદ મળવા સારૂ ફરિયાદ માંડવાને મુખ્ત્યાર છે.

(૨) આ કલમમાંના કોઇપણ ઠરાવ ઉપરથી, ફરિયાદ કરવાનો જે કોઈ હક તે કલમના ઠરાવથી સ્વતંત્ર હશે તે હક મર્યાદિત થાય છે અથવા તેને બીજી રીતે બાધ આવે છે એમ સમજવું નહિ.

૯૨. (૧) ધર્માદાય અથવા ધર્મ સંબંધી સાર્વજનિક કામ સારૂ સ્પષ્ટ અથવા ગર્ભિતરીતે ઉત્પન્ન થએલો કંઇ જુમ્મો ( ટ્રસ્ટ ) તોડયો છે એમ કહેવામાં આવતું હોય ત્યારે, અથવા તેવા કોઇ જુમ્માનો (ટ્રસ્ટનો) વહિવટ કરવા સારૂ કોર્ટના હુકમથી જરૂર જણાય ત્યારે, આડવોકેટ જનરલ અથવા ટ્રસ્ટમાં જેમનો સંબધ હોય અને જેમણે આડવોકેટ જનરલની લખેલી સંમતી મેળવી હોય તેવા બે અથવા વધારે શખસો, ટ્રસ્ટનો વિષય બધો અથવા થોડો ઘણો જે અવલ હકુમતની મુખ્ય દિવાની કોર્ટની અથવા આ અર્થે સ્થાનિક સરકારે અધિકાર આપેલી બીજી કોઇપણ હકુમતની સ્થાનિક હદમાં હોય તે મુખ્ય દિવાની કોર્ટમાં અથવા તે બીજી કોર્ટમાં નીચે પ્રમાણેનું હુકમનામું મેળવવા સારૂ તકરારી અથવા બીજા પ્રકારની ફરિયાદ કરવાને મુખ્ત્યાર છે, એટલેઃ—

(અ) કોઇપણ ટ્રસ્ટીને કહાડી મુકવાનું;

(બ) એકાદો નવો ટ્રસ્ટી નિમવાનું;

(ક) ટ્રસ્ટીને કોઇપણ મિલકત પ્રાપ્ત થવાનું;

(ડ) હિસાબ તથા ચોકસી કરવાનું;

(ઇ) ટ્રસ્ટની મિલકતનો કેટલો હિસ્સો અથવા કેટલો હિત સંબંધ તે ટ્રસ્ટનો અમુક હેતુ પાર પાડવા સારૂ આપવો તે ઠરાવવાનું;

(ફ) ટ્રસ્ટની બધી મિલકત અથવા તેનો કોઇપણ ભાગ ભાડે આપવાનો, વેચવાનો ઘરાણે મુકવાનો, અથવા બદલવાનો અખ્ત્યાર આપવાનું;

(ગ) યોજના કરી આપવાનું; અથવા

(હ) કામના સ્વરૂપ પ્રમાણે જોઇયે તેવી જાસ્તી અથવા બીજી કંઈ દાદ આપવાનું.

(૨) સને ૧૮૬૩ ના ધર્મ સંબંધી દેણગી બાબતના આકટની ૧૪ મી કલમમાં ઠરાવ્યું છે તે બાદ કરીને, પેટા કલમ (૧) માં લખેલી દાદમાંની કોઈપણ દાદ જે ફરીઆદમાં માગી હોય તે ફરીઆદ, સદરહુ પેટા કલમના ઠરાવોને અનુસર્યા શિવાય બીજી રીતે, તે પેટા કલમમાં લખેલા કોઇપણ ટ્રસ્ટના સંબંધમાં માંગવી નહિ.

૯૩. આડવોકેટ જનરલને કલમો ૯૧ તથા ૯૨ માં જે અખ્ત્યાર આપેલા છે તે ઇલાકાના મુખ્ય શેહેર બહાર સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને કલેકટર પણ ચલાવે, અથવા સ્થાનિક સરકાર આ કામને વાસ્તે નીમે તેવો કોઇ અમલદાર ચલાવે.

# ભાગ ૬ ઠો.

## પુરવણી કામ ચલાવવા વિશે.

**૯૪.** ન્યાયના હેતુનો ભંગ ન થાય તે માટે, કોર્ટે, નીચે પ્રમાણે કરવાનું ઠરાવ્યું હોય તો તે પ્રમાણે કરવાને મુખ્ત્યાર છે, એટલે—

(અ) પ્રતીવાદીએ હાજર રહેવા સારૂ જામીન શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ તેને પકડીને કોર્ટમાં લાવવાનું વારંટ કાઢવાને અને જામીન સંબંધી કોઇપણ હુકમ પ્રમાણે તે ન ચાલે તો તેને દીવાની તુરંગમાં મોકલવાને;

(બ) પ્રતિવાદીની માલકીની કોઇપણ મિલકત હાજર કરવાનો જામીન આપવાનું અને તે મિલકત કોર્ટના અખ્ત્યાર હેઠળ મુકવાનું પ્રતિવાદીને ફરમાવવાને અથવા કોઇપણ મિલકત જપ્ત કરવાનો હુકમ કરવાને;

(ક) થોડા વખત માટેનો તાકીદનો હુકમ કાઢવા અને તે હુકમ પ્રમાણે ચાલવામાં ન આવે તો તે હુકમ તોડનાર શખસને દીવાની તુરંગમાં મોકલવાને અને તેની મિલકત જપ્ત કરીને વેચવાનો હુકમ કરવાને;

(ડ) કોઇપણ મિલકતનો વસુલદાર ( રીસીવર ) નીમવાને અને એવા વસુલદારનું કામ તેની મિલકત જપ્ત કરીને તથા વેચીને બજવાવવાને;

(ઇ) કોર્ટને વાજબી તથા યોગ્ય દેખાય એવા બીજા દરમ્યાનના હુકમ કરવાને.

**૯૫.** (૧) જે ફરિયાદમાં સદરહુ છેલ્લા કલમની રૂએ કોઇને પકડયો હોય અથવા જપ્તી કરી હોય અથવા થોડા વખત માટેનો તાકીદનો હુકમ આપ્યો હોય તે ફરિયાદમાં,—

(અ) કોર્ટને એવું જણાય કે, તે પકડવાની અથવા જપ્તીની અથવા તાકીદના હુકમની અરજ અપૂર્તા કારણ ઉપરથી કરવામાં આવી હતી, અથવા;

(બ) વાદીની ફરિયાદ નિષ્ફળ જાય અને કોર્ટને એવું જણાય કે ફરિયાદ કરવાનું વાજબી અથવા સંભવિત કારણ નહોતું,

ત્યારે પ્રતિવાદી કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે, અને સદરહુ કોર્ટ એવી અરજી કરવામાં આવે એટલે પકડવાથી અથવા જપ્તીથી પ્રતિવાદીને જે ખરચ અથવા નુકસાન થયું હોય તેના બદલામાં પોતાને યોગ્ય જણાય તેટલી એક હજાર રૂપીયા સુધીની રકમ વાદી પાસેથી પ્રતિવાદીને અપાવવાનો હુકમ કરવાને મુખ્ત્યાર છે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે કોર્ટે પોતાની પૈસા સંબંધી હકુમતની હદ કરતાં વધારે રકમ આ કલમ ઉપરથી અપાવવી નહીં.

(૨) આવી કોઇપણ અરજીનો નીકાલ કરવાનો હુકમ થયા પછી સદરહુ કેદ બાબત અથવા જપ્તી બાબત અથવા તાકીદના હુકમ બાબત નુકસાનીનો બદલો લેવાની કોઇપણ ફરિયાદ ચાલશે નહીં.

# ભાગ ૭ મો.

## અપીલો વિષે.

### અવલ હુકમનામા ઉપરની અપીલો વિશે.

**૯૬.** (૧) આ કાયદાના મુખ્ય ભાગમાં અથવા તે તે વખતે અમલમાં હોય તેવા બીજા કોઇ કાયદામાં બીજી રીતે સ્પષ્ટપણે ઠરાવ્યું ન હોય તો, અવલ હકુમતવાળી કોર્ટોના ઠરાવો ઉપર અપીલો સાંભળવાને જે કોર્ટોને અખ્ત્યાર છે તે કોર્ટોમાં, એવી અવલ હકુમત ચલાવનારી કોર્ટોનાં હુકમનામાં ઉપર અપીલ ચાલશે.

(૨) એક તરફી થયેલા અવલ હુકમનામા ઉપર અપીલ ચાલી શકશે.

(૩) જે હુકમનામું કોર્ટે પક્ષકારોની સંમત્તિથી કર્યું હશે તે ઉપર અપીલ ચાલશે નહિ.

૯૭. આ કાયદો શરૂ થયાની તારીખ પછી કરેલા પ્રાથમિક હુકમનામાથી જેને નુકસાન થયું હોય એવો કોઇ પક્ષકાર એવા હુકમનામા ઉપર અપીલ ન કરે ત્યારે, આખરના હુકમનામા ઉપર જે કોઇપણ અપીલ થાય તેમાં એવા પ્રાથમિક હુકમનામાના વાજબીપણા બાબત તે તકરાર લઇ શકશે નહિ.

૯૮. (૧) બે અથવા વધારે જડજોની બેન્ચે અપીલ સાંભળી હોય ત્યારે, તે જડજોના અભિપ્રાય પ્રમાણે અથવા તે જડજો પૈકી વધારે જણના બહુમત થાય તો તે બહુમત પ્રમાણે અપીલનો નિકાલ કરવો.

(૨) જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામામાં ફેરફાર કરવાના અથવા તે રદ્દ કરવાના ફેંસલા સાથે તેવા બહુ મત મળતા ન આવે ત્યારે, તે હુકમનામું કાયમ રાખવું.

પરંતુ જે કોર્ટમાં બે કરતાં વધારે જડજો હોય તે કોર્ટના બે જડજોની અપીલ સાંભળનારી બેન્ચ મળેલી હોય અને સભામાં બેઠેલા જડજોનો કાયદાના મુદ્દાની બાબતમાં જુદે જુદો અભિપ્રાય થાય, ત્યારે કાયદાના જે મુદ્દાની બાબતમાં તેઓનો મતભેદ હોય તે મુદ્દો તેમણે લખી રાખવો અને પછી તેજ મુદ્દા ઉપર બીજા જડજોમાંના એક અથવા વધારે જડજો આગળ અપીલની સુનાવણી થવી જોઇએ, અને તે અપીલ જે જડજોએ પ્રથમ સાંભળી હોય તેમના સુદ્ધાં તે અપીલની સુનાવણી જેટલા જડજોએ કરી હોય તેમના બહુમત ( થાય તો તે ) પ્રમાણે તે મુદ્દાનો નિકાલ કરવો.

૯૯. મુકદ્દમાનાં ગુણદોષને અથવા કોર્ટની હકુમતને બાધ ન આવે એવી રીતે ફરિયાદમાં ખોટા પક્ષકારો જોડાયા હોય અથવા દાવાનાં કારણ ખોટાં જોડયાં હોય, અથવા તેમાં ચાલેલા કામમાં કંઈ ભુલ અથવા ખામી હોય, અથવા તેમાં કંઇ ગેરશીસ્ત કામ થયું હોય, કંઇ લાગતું વળગતું ન હોય તો, તે સબબ ઉપરથી અપીલમાં કોઇપણ હુકમનામું રદ્દ કરવું નહીં, અથવા તેમાં કંઇ મહત્વનો ફેરફાર કરવો નહીં અથવા કોઇ કામ પાછું મોકલવું નહીં.

## અપીલમાંનાં હુકમનામા ઉપરની અપીલો વિશે.

૧૦૦. (૧) આ કાયદાના મુખ્ય ભાગમાં અથવા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇ કાયદામાં બીજી રીતે ખાસ ઠરાવ્યું ન હોય તો, હૈ કોર્ટના તાબાની કોઇ કોર્ટે અપીલમાં કરેલાં સઘળાં હુકમનામાં ઉપર નીચેનાં કારણો પૈકી કોઇપણ કારણને લીધે તે હૈ કોર્ટને અપીલ ચાલશે, તે કારણ એ કે—

(અ) કોઇ કાયદાથી અથવા જે રિવાજ કાયદા જેટલો બળવાન હોય તે રિવાજથી ફેસલો ઉલટો હોય;

(બ) કાયદાના અથવા જે રિવાજ કાયદા જેટલો બળવાન હોય તે રિવાજના કોઇઅગત્યના મુદ્દાનો ફેંસલામાં નિર્ણય કર્યો ન હોય:

(ક) આ કાયદામાં અથવા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇ કાયદામાં કામ આવવાની જે રીત કહેલી છે તે રીતમાં એવી મોટી ભુલ અથવા ખામી રહી હોય, કે જેથી ગુણદેષ ઉપર મુકદ્દમાનો ફેંસલો આપવામાં વખતે ભુલ અથવા ખામી રહી હોય.

(૨) અપીલમાં કરેલા એક તરફી હુકમનામા ઉપર આ કલમની રૂએ અપીલ ચાલી શકશે.

૧૦૧. કલમ ૧૦૦ માં ઠરાવ્યાં છે તે શિવાયનાં બીજાં કારણસર બીજી અપીલ ચાલશે નહીં.

૧૦૨. સ્મોલકૉઝ કોર્ટો જેનો ઇનસાફ કરી શકે એવા પ્રકારની કોઇપણ ફરિયાદમાં, અસલ ફરિયાદના વિષયની રકમ અથવા કિંમત પાંચસો રૂપિયા કરતાં વધારે ન હોય ત્યારે બીજી અપીલ ચાલશે નહિ.

૧૦૩. કોઇપણ બીજી અપીલમાં હૈ કોર્ટ, દફતરમાંનો પુરાવો પુરતો હોય તો, એવી અપીલના નિકાલ માટે હકીકતના જે મુદ્દાનો નિર્ણય કરવાની જરૂર હોય પણ જેનો નિચલી અપીલ કોર્ટે નિર્ણય કર્યો નહિ હોય તે મુદ્દાનો નિર્ણય કરવાને મુખ્ત્યાર છે.

## હુકમો ઉપરની અપીલો વિશે.

૧૦૪. (૧) નીચેના હુકમો ઉપર અપીલ ચાલશે, અને આ કાયદાના મુખ્ય ભાગમાં અને વિદ્યમાનકાળે અમલમાં હોય એવા બીજા કોઇ કાયદામાં સ્પષ્ટ રીતે બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે બીજા કોઇ પણ હુકમો ઉપર અપીલ ચાલશે નહીં, એટલે—

(અ) લવાદી રદ્દ કરવાના હુકમ ઉપર, જ્યારે લવાદનો નિવાડો કોર્ટે આપેલી મુદતમાં પુરો થયો ન હોય ત્યારે;

(બ) સ્પેશિયલ કેસના નમુના પ્રમાણે લખી મોકલેલા લવાદના નિવાડા ઉપર કરેલા હુકમ ઉપર;

(ક) લવાદના નિવાડામાં ફેરફાર અથવા દુરસ્તી કરવા વિશેના હુકમ ઉપર;

(ડ) લવાદી ઉપર સોંપવાની કબુલાત ફાઇલ કરવાના અથવા ફાઇલ ન કરવાના હુકમ ઉપર;

(ઇ) લવાદી ઉપર સોંપવાની કબુલત થઇ હોય ત્યારે ફરિયાદ બંધ પાડવાના અથવા બંધ પાડ્યાની ના કહેવાના હુકમ ઉપર;

(ફ) કોર્ટે વચમાં પડયા શિવાય થયેલી લવાદીમાં કરેલો નિવાડો ફાઇલ કરવાના અથવા ફાઇલ કરવાની ના કહેવાના હુકમ ઉપર;

(ગ) કલમ ૯૫ ની રૂએ કરેલા હુકમ ઉપર;

(હ) દંડ કરવાના અથવા કોઇ પણ શખસને હુકમનામાની બજાવણીમાં પકડવાનું અથવા દિવાની તુરંગમાં રાખવાનું હોય તે શિવાય બીજે પ્રસંગે તે શખસને પકડવાનું અથવા તુરંગમાં રાખવાનું ફરમાવવાના આ કાયદાના કોઇપણ ઠરાવ પ્રમાણે કરેલા હુકમ ઉપર:

(આઇ) કાનુનો પ્રમાણે કરેલા જે હુકમ ઉપર અપિલ ચાલશે એવું સદરહુ કાનુનોમાં સ્પષ્ટ રીતે ઠરાવ્યું હોય તે હુકમ ઉપર;

(૨) આ કલમ પ્રમાણે અપીલમાં થએલા કોઇપણ હુકમ ઉપર અપીલ ચાલશે નહી.

**૧૦૫.** (૧) બીજી રીતે ખાસ ઠરાવ્યું હોય તે શિવાય, કોઇ કોર્ટે પોતાની અવલ હકુમત કિંવા અપીલ હકુમત ચલાવતાં કરેલા કોઇ હુકમ ઉપર અપીલ ચાલશે નહીં; પરંતુ કોઇ હુકમનામા ઉપર અપીલ થઈ હોય ત્યારે, તેવા કોઇ હુકમમાં કંઇ ભુલ, ખામી, કે ગેરશિસ્તપણું હોવાને લીધે મુકદમાના ફેંસલામાં કંઇ કમી જાસ્તી થતું હોય તો અપીલની યાદીમાં હરકત લેવાના એક કારણ તરીકે તે ભુલ, ખામી કે ગેરશિસ્તપણું લખવાને હરકત નથી.

(૨) પેટા કલમ (૧) માં ગમે તે ઠરાવ હોય તો પણ, આ કાયદાની શરૂઆત પછી કરેલા પાછા મોકલવાના જે ઠરાવ ઉપર અપીલ ચાલતી હોય તે ઠરાવથી નારાજ થયેલો કોઇપણ પક્ષકાર તે ઉપર અપીલ ન કરે ત્યારે, તેના વાજબીપણા વિશે તેનાથી ત્યાર પછી કાંઇપણ તકરાર લેવાશે નહીં.

**૧૦૬.** કોઇપણ હુકમ ઉપર અપીલ ચાલતી હોય ત્યારે તે અપીલ, જે ફરિયાદના સંબંધમાં તે હુકમ થયો હોય તે ફરિયાદના હુકમનામા ઉપર જે કોર્ટને અપીલ ચાલે તે કોર્ટને, અથવા ( હૈ કોર્ટ શિવાયની ) કોઇ કોર્ટે અપીલ હકુમત ચલાવતાં તેવો હુકમ કર્યો હોય ત્યારે હૈ કોર્ટને ચાલશે.

## અપીલ સંબંધી સામાન્ય ઠરાવ.

**૧૦૭.** (૧) અપીલ કોર્ટને ઠરાવવામાં આવે તે શરતોને તથા બોલીને પાત્ર—

(અ) મુકદ્દમાનો આખરનો નિકાલ કરવાનો,

(બ) મુકદ્દમો પાછો મોકલવાનો,

(ક) મુદ્દા કાઢીને તે ઇનસાફ થવા સારૂ મોકલવાનો,

(ડ) વધારે પુરાવો લેવાનો અથવા એવો પુરાવો લેવાનું ફરમાવવાનો, અધિકાર છે.

(૨) ઉપર કહ્યા પ્રમાણે પાત્ર રહીને અપીલ કોર્ટને અવલ હકુમતવાળી કોર્ટોમાં માંડેલી ફરિયાદો સંબંધી તે કોર્ટોને આ કાયદા ઉપરથી જે અખ્ત્યાર આપ્યા છે તથા તે કોર્ટોને જે કામ સોંપ્યાં છે તેજ અખ્ત્યાર છે, અને તેને બનશે તેટલે સુધી તેજ કામો કરવાં પડશે.

**૧૦૮.** અસલ હુકમનામાં ઉપરની અપીલ સંબંધી આ ભાગના ઠરાવ બનતાં સુધી જે અપીલો—

(અ) અપીલનાં હુકમનામાં ઉપર હોય, અને

(બ) આ કાયદાની રૂએ અથવા બીજા જે કોઇપણ વિશેષ અથવા સ્થાનિક કાયદામાં કામ ચલાવવાની બીજી રીત ઠરાવી ન હોય તેની રૂએ કરેલા હુકમ ઉપર હોય; તે અપીલોને લાગુ પડશે.

## કિંગ ઈન કૌંસિલને અપીલો.

**૧૦૯.** બ્રિટિશ ઇંડિયાની કોર્ટો ઉપર અપીલ કરવા બાબત મલીક મુઆઝમ ઇન કૌંસિલ વખતે વખતે

જે નિયમો કરે તેમને અનુસરીને તથા આ આક્ટના આગળ લખેલા ઠરાવોને અનુસરીને, નીચે લખેલાં હુકમનામાં અથવા હુકમ ઉપર, એટલે—

(અ) હૈ કોર્ટે અથવા અપીલ લેવાની આખરની હકુમતવાળી બીજી કોઇ કોર્ટે અપીલમાં કરેલા દરેક હુકમનામા અથવા આખરના હુકમ ઉપર,

(બ) હૈ કોર્ટે અવલ દિવાની હકુમત ચલાવીને કરેલા દરેક હુકમનામા અથવા આખરના હુકમ ઉપર; અને

(ક) મલીક મુઆઝમ ઇન કૌન્સિલને અપીલ કરવા લાયક કામ છે એવું સરટિફિકેટ આમાં હવે પછી ઠરાવ કર્યા છે તે પ્રમાણે મળ્યું હોય ત્યારે તે કામના દરેક હુકમનામા અથવા હુકમ ઉપર,

મલીક મુઆઝમ ઇન કૌન્સિલને અપીલ ચાલશે.

**૧૧૦.** (૧) કલમ ૧૦૯ ની રકમો (અ) તથા (બ) માં કહેલા દરેક મુકદ્દમામાં અવલ કોર્ટમાં કરેલી ફરિયાદના વિષયની રકમ અથવા કિંમત દશ હજાર રૂપિયા અથવા તે કરતાં વધારે હોવી જોઇયે, અને મલીક મુઆઝમ ઇન કૌન્સિલમાં કરવાની અપીલમાં જે તકરારી વિષય હોય તેના વિષયની રકમ અથવા કિંમત પણ તેજ રકમ જેટલી અથવા તેથી વધારે હોવી જોઇયે,

અથવા તેટલી રકમની કે કિંમતની મિલકતનો અથવા મિલકત સંબંધી કંઇ દાવો અથવા તકરાર હુકમનામામાં અથવા આખરના હુકમમાં સ્પષ્ટ રીતે કે ગર્ભિતરીતે હોવાં જોઇયે;

અને જે હુકમનામા ઉપર અથવા આખરના હુકમ ઉપર અપીલ કરવામાં આવે તે હુકમનામામાં અથવા હુકમમાં તે હુકમનામું અથવા હુકમ કરનારી કોર્ટના તરત નીચલી કોર્ટનો ઠરાવ બાહાલ રાખ્યો હોય ત્યારે, અપીલ કરવામાં કાયદાની કંઇ સંગીન તકરાર આવવી જોઇયે.

**૧૧૧.** કલમ ૧૦૯ માં ગમે તે કહેલું હોય તે છતાં—

(અ) સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હૈ કોર્ટો બાબતના આક્ટ પ્રમાણે સ્થપાયલી હૈ કોર્ટના એક જડજે કરેલા અથવા ડિવિઝન કોર્ટના એક જડજે કરેલા હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર, અથવા તે હૈ કોર્ટના બે કે વધારે જડજોએ હુકમનામું અથવા હુકમ કર્યો હોય અથવા એવી હૈ કોર્ટના બે કે વધારે જડજો મળીને થએલી ડિવિઝન કોર્ટના બે કે વધારે જડજોએ હુકમનામું અથવા હુકમ કર્યો હોય અને તે જડજોની સરખી સંખ્યાના બે પક્ષ થયા હોય તથા ઉભય પક્ષમાં જુદા મત પડયા હોય અને તે સંખ્યા હૈ કોર્ટના તે વખતના જડજોની સઘળી સંખ્યાના અડધ કરતાં વત્તી ન હોય ત્યારે તે બે અથવા વધારે જડજોએ કરેલા હુકમનામા અથવા હુકમ ઉપર, અથવા

(બ) કલમ ૧૦૨ પ્રમાણે જે કોઈપણ હુકમનામા ઉપર બીજી અપીલ ચાલતી ન હોય તેના ઉપર,

મલીક મુઆઝમ ઇન્ કૌન્સિલને અપીલ ચાલશે નહીં.

**૧૧૨.** (૧) આ કાયદામાં કહેલી કોઇ વાતથી એમ સમજવું નહીં કેઃ—

(અ) મલીક મુઆઝમ ઈન્ કૌન્સિલને કરેલી અપીલો દાખલ કરવાના અથવા નામંજુર કરવાના અથવા બીજી કોઈપણ રીતે કામ કરવાના સંબંધમાં મલીક મુઆઝમની મરજીમાં આવે તે પ્રમાણે સંપૂર્ણ રીતે અને પ્રતિબંધ રહિત ચાલવાના અધિકારને હરકત થાય છે; અથવા

(બ) મલિક મુઆઝમ ઇન્ કૌન્સિલને અપીલો આપવા વિશે, અથવા પ્રીવિકૌન્સિલની જ્યુડિશિયલ કમિટીની રૂબરૂ તે અપીલો ચલાવવા વિશે તે જ્યુડિશિયલ કમિટીએ જે કંઇ નિયમો કર્યા હશે અને જે વિદ્યમાનકાળે અમલમાં હશે તેમાં કંઇ કમી જાસ્તી થાય છે.

(૨) આમાં લખેલી કંઈ વાત ફોજદારી અથવા આડમીરલ્ટી અથવા વાઇસ આડમીરલ્ટીની હકુમતની બાબતને લાગુ પડતી નથી અથવા પ્રાઈઝ કોર્ટના કંઇ હુકમો અથવા હુકમનામાં ઉપર અપીલો થાય તેને લાગુ પડતી નથી એમ સમજવું.

# ભાગ ૮ મો.

## હકીકત લખી મોકલવા વિશે, ફરી તપાસ વિશે તથા તપાસણી વિશે.

**૧૧૩.** ઠરાવવામાં આવે તેવી શરતો તથા મર્યાદાને પાત્ર, કોઇપણ કોર્ટ કોઇ મુકદમાની હકીકત લખી કાઢીને તે હાઇકોર્ટના અભિપ્રાય સારૂ મોકલવાને મુખ્ત્યાર છે, અને તે હાઇકોર્ટ પોતાનો યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખ્ત્યાર છે.

**૧૧૪.** ઉપર કહ્યા પ્રમાણે પાત્ર રહીને, કોઇપણ શખસની નજરમાં એમ આવે કેઃ--

(અ) જે હુકમનામા અથવા હુકમ ઉપર આ કાયદાની રૂએ અપીલ ચાલતી હોય પણ તેવી અપીલ ન કરી હોય તે હુકમ અથવા હુકમનામાથી,

(બ) જેના ઉપર આ કાયદાની રૂયે અપીલ ન ચાલતી હોય તેવા હુકમનામા અથવા હુકમથી, અથવા

(ક) સ્માલકોઝ કોર્ટે અભિપ્રાય સારૂ લખી મોકલેલી હકીકત ઉપરથી કરેલા ફેંસલાથી,

મને બરોબર ઈન્સાફ મળ્યો નથી, તે શખસ જે કોર્ટે તે હુકમનામું કે હુકમ કરેલો હોય તેને તેની ફરી તપાસને વાસ્તે અરજ કરવાને મુખ્ત્યાર છે, અને તે કોર્ટ તે બાબત પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખ્ત્યાર છે.

**૧૧૫.** હાઇકોર્ટના તાબાની કોઇપણ કોર્ટે જે કોઈપણ ફરિયાદ અથવા કામનો ફેંસલો કર્યો હોય અને જેના ઉપર અપીલ ચાલતી ન હોય તે ફરિયાદ અથવા કામના કાગળ, તે હાઇકોર્ટ મંગાવવાને મુખ્ત્યાર છે, અને જો--

(અ) એવી તાબાની કોર્ટને કાયદા પ્રમાણે જે હકુમત મળી ન હતી તે હકુમત વાપરી છે એમ દેખાય તો, અથવા

(બ) એવી રીતે જે હકુમત મળી હોય તે એવી તાબાની કોર્ટે વાપરી નથી એમ દેખાય તો, અથવા

(ક) એવી તાબાની કોર્ટે પોતાની હકુમત વાપરવામાં ગેરકાયદાસર અથવા ભારે અનિયમિત રીતે કામ કર્યું છે એમ દેખાય તો,

સદરહુ કોર્ટ તે મુકદમામાં પોતાને યોગ્ય દેખાય એવો હુકમ કરવાને મુખ્ત્યાર છે.

# ભાગ ૯ મો.

## સનંદી હાઇકોર્ટો વિશે વિશેષ ઠરાવ.

**૧૧૬.** સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇકોર્ટો બાબતના આક્ટ પ્રમાણે જે હાઇકોર્ટો સ્થપાઇ હોય અને જે હવે પછી સ્થપાય તેમનેજ માત્ર આ ભાગ લાગુ પડે છે.

**૧૧૭.** આ ભાગમાં અથવા ૧૦ મા ભાગમાં અથવા કાનુનોમાં ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, આ કાયદાના ઠરાવો સદરહુ હાઇકોર્ટોને લાગુ પડે છે એમ સમજવું.

**૧૧૮.** જ્યારે એવી કોઇપણ હાઇકોર્ટે પોતાની અવલ દિવાની હકુમત ચલાવીને કરેલું હુકમનામું, ફરિયાદમાં થએલા ખરચની આકારણી કરીને આંકડો નક્કી કર્યા પહેલાં, બજાવવું જરૂર છે એમ તેની નજરમાં આવે ત્યારે એવો હુકમ કરવાને તે મુખ્ત્યાર છે કે ખરચ શિવાયનું બાકીનું હુકમનામું લાગલુંજ બજાવવું; અને ખરચ પુરતું હુકમનામું, ખરચનો આંકડો આકાર કરીને નક્કી થતાંજ બજાવવું.

**૧૧૯.** આ કાયદામાં કહેલી કોઇ વાતથી, કોર્ટ પોતાની અવલ દિવાની હકુમત ચલાવતી હોય ત્યારે ત્યાં ભાષણ કરવાનો અથવા સાક્ષી તપાસવાનો અખ્ત્યાર પોતાની સનંદથી મળેલો અધિકાર ચલાવીને કોર્ટે જે શખસને આપ્યો હોય તે શિવાયના કોઇ શખસને બીજા શખસની વતી કોર્ટમાં ભાષણ કરવાનો અથવા સાક્ષી

તપાસવાનો અખ્ત્યાર મળે છે એમ, અથવા આડવોકેટ, વકીલ અને અટર્ની વિશે નિયમ કરવાની હાઇકોર્ટને જે સત્તા છે તે સત્તામાં ઓછું વતું થાય છે એમ સમજવું નહીં.

**૧૨૦.** (૧) હાઇકોર્ટને પોતાની અવલ દિવાની હકુમત ચલાવતાં આ કાયદાના નીચેના ઠરાવો લાગુ પડશે નહીં એમ સમજવું, તે એ કે—કલમો ૧૬, ૧૭, તથા ૨૦.

(૨) હાઇકોર્ટ નાદારી કોર્ટ તરીકે હકુમત ચલાવતી હોય ત્યારે એવી હાઇકોર્ટના કોઇપણ જડજને આ કાયદાની કંઇ વાત લાગુ પડશે નહીં એમ સમજવું.

# ભાગ ૧૦ મો.

## કાનુનો વિશે.

**૧૨૧.** પહેલા પરિશિષ્ટમાંની કાનુનો આ ભાગના ઠરાવોને અનુસરીને રદ્દ કરવામાં અથવા બદલવામાં ન આવે ત્યાં સુધી, જાણે તે આ કાયદાના મુખ્ય ભાગમાં સામેલ હોય તેવી રીતે તેમનો અમલ ચાલશે.

**૧૨૨.** સને ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇકોર્ટો બાબતના આકટની રૂએ સ્થપાયલી હાઇકોર્ટો તથા પંજાબ અને દક્ષિણ બ્રહ્મદેશની ચીફ કોર્ટો, ખુદ પોતાનું કામ ચલાવવાની રીત બાબત તથા પોતાની દેખરેખ હેઠળ દિવાની કોર્ટોનું કામ ચલાવવાની રીત સંબંધી કાનુનો વખતો વખત, પ્રથમ છાપી પ્રસિદ્ધ કરીને, કરવાને, અને એવી કાનુનોની રૂએ, પહેલા પરિશિષ્ટમાંની સઘળી અથવા કોઈપણ કાનુન રદ્દ કરવાને, બદલવાને અથવા તેમાં વધારો કરવાને મુખ્ત્યાર છે.

**૧૨૩.** (૧) કલકત્તા, મદ્રાસ, મુંબઇ, અલાહાબાદ, લાહોર તથા રંગુન શેહેરમાં એક કમિટી નીમવી અને આ કમિટીને કાનુન કરનારી કમિટી કહેવી.

(૨) એવી દરેક કમીટીમાં નીચેના શખસો હોવા જોઇયે, એટલે:—

(અ) જે શહેરમાં એવી કમિટી નીમી હોય તે શેહેરમાં સ્થાપેલી હૈ કોર્ટના ત્રણ જડજો; આમાંના નિદાન એક જડજે ડિસ્ટ્રકટ જડજ તરીકે અથવા ( પંજાબ અથવા બ્રહ્મદેશમાં ) ડિવિઝનલ જડજ તરીકે ત્રણ વર્ષ સુધી કામ કરેલું હોવું જોઇયે.

(બ) તે કોર્ટમાં કામ કરનારો એક બેરિસ્ટર,

(ક) તે કોર્ટમાં યાદીમાં નામ દાખલ થયેલો ( બેરિસ્ટર ન હોય એવો ) એક એડવોકેટ અથવા વકીલ અથવા પ્લીડર:

(ડ) તે હાઇ કોર્ટના તાબામાંની એકાદી દિવાની કોર્ટનો એક જડજ, અને

(ઈ) કલકત્તા, મદ્રાસ તથા મુંબઇ શેહેરમાં એક અટર્ની.

(૩) એવી દરેક કમીટીના મેમ્બરોની નીમણુક ચીફ જસ્ટીસે અથવા ચીફ જડજે કરવી, અને તેણે તે મેમ્બરોમાંના એકને પ્રેસિડંટ નીમવો.

પણ એવું ઠરાવ્યું છે કે જો સદરહુ ચીફ જસ્ટીસ અથવા ચીફ જડજ એવી કમીટીનો પોતાનેજ મેમ્બર નીમે તો મેમ્બર તરીકે નીમાયલા બીજા જડજો એજ હોવા જોઇયે, અને એવો ચીફ જસ્ટીસ અથવા ચીફ જડજ તે કમિટીનો પ્રેસીડંટ હોવો જોઈયે.

(૪) એવી કોઇપણ કમિટીના દરેક મેમ્બરે ચીફ જસ્ટીસ અથવા ચીફ જડજ આ અર્થે ઠરાવે તેટલી મુદ્દત સુધી હુદ્દો ધારણ કરવો અને જ્યારે કોઇપણ મેમ્બર હુદ્દો છોડી જાય, રાજીનામું આપે, મરણ પામે અથવા જે પ્રાંતમાં તે કમિટી નીમાઇ હોય તે પ્રાંતમાં રહેતો બંધ પડે અથવા એવી કમિટીના મેમ્બર તરીકે કામ કરવાને અશક્ત થાય ત્યારે, સદરહુ ચીફ જસ્ટીસ અથવા ચીફ જડજ બીજા કોઇ સખસને તેની જગાએ મેમ્બર નીમવાને મુખ્ત્યાર છે.

(૫) એવી દરેક કમિટીનો એક સેક્રેટરી હોવો જોઇયે, અને તેની નિમણુક ચીફ જસ્ટીસે અથવા ચીફ

જડજે કરવી, અને, પ્રસંગ પ્રમાણે, ગવર્નર જનરલ ઇન કૌંસિલ અથવા સ્થાનિક સરકાર આ અર્થે ઠરાવે તે મહેનતાણું તેને મળવું જોઇયે.

**૧૨૪.** પહેલા પરિશિષ્ટમાંની કાનુનો રદ કરવા બાબતની, અથવા તેમાં ફેરફાર અથવા વધારો કરવા બાબતની અથવા નવી કાનુનો કરવા બાબતની કોઇપણ દરખાસ્ત બાબત દરેક કાનુન કરનારી કમિટીએ, એવી કમિટી જે શેહેરમાં નીમાઇ હોય તે શેહેરમાં સ્થાપવામાં આવેલી હાઈ કોર્ટને રિપોર્ટ કરવો, અને ૧૨૨ મી કલમ પ્રમાણે કોઇપણ કાનુનો કરતાં પહેલાં સદરહુ હાઈ કોર્ટે એવા રિપોર્ટ ઉપર વિચાર કરવો.

**૧૨૫.** ૧૨૨. મી કલમમાં નિર્દિષ્ટ કરેલી હાઇ કોર્ટો શિવાયની હાઇ કોર્ટ', તે કલમની રૂયે આપેલા અધિકાર ગવર્નર ઈન કૌંસિલ ઠરાવે તેવી રીતે તથા તેવી શરતોને પાત્ર, ચલાવવાને મુખ્ત્યાર છેઃ

પણ એવું ઠરાવ્યું છે કે એવી કોઇપણ હાઇ કોર્ટ, બીજી કોઇપણ હાઇ કોર્ટે કરેલી કાનુનો પોતાની હકુમતની સ્થાનિક હદમાં પ્રથમ છાપી પ્રસિદ્ધ કરીને લાગુ કરવાને મુખ્યાર છે.

**૧૨૬.** ઉપરના ઠરાવોની રૂયે કરેલી કાનુનો પ્રથમ નીચે લખેલા અધિકારીઓએ મંજુર કરવી જોઇયે એટલે:

(અ) સને ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇ કોર્ટો બાબતના આકટની રૂયે સ્થપાયલી એકાદી હાઈ કોર્ટે એવી કાનુન કરી હોય તો, સદદહુ આકટની ૧૫ મી કલમ મુજબ કરેલી કાનુનના સંબંધમાં સદરહુ કલમ પ્રમાણે જે અધિકારીની મંજુરી જોઇયે છે તે અધિકારીએ;

(બ) બીજી કોઇપણ કોર્ટે એવી કાનુન કરી હોય તો, સ્થાનિક સરકારે,
મંજુર કરવી જોઈયે.

**૧૨૭.** ઉપરના ઠરાવો પ્રમાણે કરેલી તથા મંજુર કરેલી કાનુનો, પ્રસંગ પ્રમાણે ઇંડિયા ગેઝીટમાં અથવા સ્થાનિક સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ કરવી જોઈએ, અને તે એવી રીતે પ્રસિદ્ધ કર્યાની તારીખથી અથવા બીજી જે કોઈપણ તારીખ નિર્દિષ્ટ કરવામાં આવે તે તારીખથી તે કાનુનો જે હાઇ કોર્ટે કરી હોય તે હાઇ કોર્ટની હકુમતની હદમાં તેમનો અમલ જાણે તે પહેલા પરિશિષ્ટમાં સમાયલી હોય તે પ્રમાણે થશે.

**૧૨૮.** (૧) એવી કાનુનો આ કાયદાના મુખ્ય ભાગના ઠરાવોથી વિરૂદ્ધ હોવી ન જોઇયે, પણ તે ઠરાવોને પાત્ર, તે કાનુનોમાં, દિવાની કોર્ટોમાં કામ ચલાવવાની રીત સંબંધી કોઈપણ બાબતો વિશે ઠરાવ કરી શકાય.

(૨) વિશેષ રીતે, અને પેટા કલમ (૧) ની રૂયે આપેલા કોઇપણ સામાન્ય અધિકારને બાધ ન આવે તે રીતે, સદરહુ કાનુનોમાં નીચેની સઘળી અથવા કોઇપણ બાબતો માટે ઠરાવ કરી શકાય, એટલે;—

(અ) સમન, નોટીસ તથા બીજી પ્રોસેસ ટપાલ મારફત અથવા બીજી રીતે સામાન્યતઃ અથવા કોઇપણ નિર્દિષ્ટ પ્રદેશમાં બજાવવા બાબત તથા તેવી બજાવણીના પુરાવા બાબત;

(બ) જીવતાં જનાવર તથા બીજી જંગમ મિલકત જપ્તીમાં હોય ત્યારે તે રાખવા બાબતના તથા તેમની રખેવાલી બાબત, એવી રાખણ તથા રખેવાલી માટે લેવાની ફી બાબત, એવાં જનાવર તથા મિલકતના વેચાણ બાબત તથા એવા વેચાણના ઉત્પન્ન બાબતઃ

(ક) વિરૂદ્ધ હક તરીકે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત બાબત અને હકુમતનાં કારણ સારૂ એવી ફરિયાદોની કિંમત આંકવા બાબત;

(ડ) કરજ જપ્ત કરીને વેચવાને બદલે અથવા તે ઉપરાંત કરેલા ગારનીશી સંબંધી તથા બોજો નાંખવા સંબંધી હુકમમાં કામ કેવી રીતે ચલાવવું તે બાબત;

(ઇ) ફરિયાદમાં પક્ષકાર હોય કે ન હોય એવા કોઇપણ સખસ ઉપર ફાળા માટે અથવા હમી માટે પ્રતિવાદી દાવો કરે ત્યારે, કામ ચલાવવાની રીત બાબત;

(ફ) નીચે લખેલી ફરિયાદોમાં સંક્ષિપ્ત રીતે કામ ચલાવવા બાબત; એટલે:—

(૧) સ્પષ્ટ અથવા ગર્ભિત કરાર ઉપરથી; અથવા વસુલ કરવાની રકમ ચોક્સ નકી કરેલી રકમ હોય અથવા દંડ શિવાયનું કરજ હોય ત્યારે એકાદા કાયદા ઉપરથી; અથવા મુખ્ય ઉપરનો દાવો એકાદા કરજના અથવા તોડજોડ કરેલા માંગણાના સંબંધમાં હોય ત્યારે હમી ખત ઉપરથી; અથવા ટ્રસ્ટ ઉપરથી; ઉત્પન્ન થનારૂં જે કરજ અથવા પૈસાની ઠરાવેલી રકમ પ્રતિવાદી પાસેથી લેણી નીકળે તે કરજ અથવા રકમ વ્યાજ સુદ્ધાં અથવા વગર વ્યાજે માત્ર વસુલ કરવા સારૂ વાદીએ જે ફરિયાદમાં માંગણું કર્યું હોય તેવી ફરિયાદોમાં અથવા

(ર) જે ખેડુત ( ગણોતીઆ ) ની મુદત ખલાસ થઈ ગઇ હોય અથવા છોડી દેવાની નોટીસ ઉપરથી યોગ્ય રીતે પુરી થઇ હોય અથવા ગણોત ન આપ્યાને લીધે જપ્ત થવાને પાત્ર થઇ હોય તેની વિરૂદ્ધ અથવા એવા ખેડુતની મારફત દાવો કરતા હોય તે સખસો વિરૂદ્ધ જમીનદારે ગણોત અથવા દરમિયાનના ઉત્પન્નનું માંગણું કરીને અથવા તેવું માંગણું કર્યા વગર સ્થાવર મિલકત પાછી મળવા સારૂ માંડેલી ફરિયાદોમાં;

(ગ) સમન કાઢવા સંબંધી કામ ચલાવવાની રીત બાબત;

(હ) ફરિયાદો, અપીલો તથા બીજાં ચલાવેલાં કામ એકત્ર કરવા બાબત;

(આઇ) સદરહુ કોર્ટના કોઇપણ રજિસ્ટ્રારને, પ્રોથોનોટરીને અથવા માસ્તરને અથવા બીજા કોઇપણ અમલદારને ન્યાય સંબંધી અંશતઃ ન્યાય સંબંધી તથા ન્યાય સંબંધી ન હોય એવાં કામ સોંપવા બાબત; અને

(જે) દિવાની કોર્ટોનું કામ ચલાવવા સારૂ જરૂરના હોય અથવા ઇષ્ટ હોય એવા સઘળા નમુના, રજિસ્ટરો, બુકો, નોંધો અને હિસાબો બાબત.

**૧૨૯.** આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં, સને ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇકોર્ટો બાબતના આક્ટની રૂએ સ્થાપન થયલી હરકોઇ હાઇકોર્ટ પોતાની અવ્વલ દિવાની હકુમત ચલાવતી હોય ત્યારે તેનું પોતાનું કામ ચલાવવાની રીતનું નિયમન કરવા સારૂ પોતાને યોગ્ય લાગે એવી અને જે સનદની રૂએ પોતાની સ્થાપના થઇ હોય તે સનદને (લેટર્સ પેપંટ) અનુસરતી હોય એવી કાનુનો કરવાને મુખત્યાર છે. અને આમાં ગમે તે કહ્યું હોય તેથી આ કાયદાની શરૂઆત વખતે અમલમાં હોય એવી કાનુનોના કાયદેસરપણાને બાધ આવશે નહિ.

**૧૩૦.** સન ૧૮૭૧ ના હિંદુસ્તાનના હાઇકોર્ટો બાબતના આક્ટ મુજબ નહિ સ્થપાયલી કોઈપણ હાઈકોર્ટ, સ્થાનિક સરકારની પ્રથમ મંજુરી મેળવીને, કામ ચલાવવાની રીત શિવાય બીજી હરકોઈ બાબતના સંબંધમાં, હેઠળ લખેલી કાનુનો, એટલે, સદરહુ આક્ટની કલમ ૧૫ પ્રમાણે સદર્હુ પ્રમાણે સ્થપાયેલી કોઇ કોર્ટ સદર્હુ પ્રકારની કોઈ બાબતમાં ઇલાકાના મુખ્ય શહેરની હદમાં નહિ હોય એવા પોતાની હકુમત નિચેના મુલકના કોઇ ભાગને સારૂ કરી શકે, તેવી કોઇપણ કાનુનો કરવાને મુખત્યાર છે.

**૧૩૧.** કલમ ૧૨૯ અથવા ૧૩૦ મુજબ કરેલી કાનુનો પ્રસંગ પ્રમાણે, ઇંડિયા અથવા સ્થાનિક સરકારી ગેઝીટમાં છાપી પ્રસિદ્ધ કરવી, અને તે છાપીને પ્રસિદ્ધ કર્યાની તારીખથી અથવા બીજી જે તારીખ નિર્દિષ્ટ કરવામાં આવે તે તારીખથી તેમનો કાયદા પ્રમાણે અમલ થશે.

---

# ભાગ ૧૧ મો.

---

## પરચુરણ.

**૧૩૨.** (૧) દેશના રીવાજ અને રીતભાત પ્રમાણે જે સ્ત્રીઓને લોકોમાં હાજર થવાની જરૂર પાડવી ન જોઇએ, તેઓને કોર્ટમાં જાતે હાજર થવાની માફી આપવી જોઇએ.

( ૨ ) પરંતુ જે કોઇપણ બાબતમાં સ્ત્રીઓને પકડવાની આ કાયદાથી મના કરી ના હોય તેવી બાબતમાં દિવાની પ્રોસેસ બજાવવામાં તેવી સ્ત્રીઓને પકડવાની માફી કરી છે એમ આ કલમમાં કહેલી કોઇ વાતથી સમજવું નહીં.

**૧૩૩.** (૧) કોઇ સખસનો દરજ્જો એવો હોય કે તેને કોર્ટમાં હાજર થવાની માફી કરવી જોઇએ એમ સ્થાનિક સરકારની નજરમાં આવે તો, સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેર ખબર આપીને તે શખસને કોર્ટમાં જાતે હાજર થવાની માફી આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

( ૨ ) આ પ્રમાણે માફી મળેલા શખસોનાં નામ અને તેમનાં રહેવાનાં ઠેકાણાં વખતે વખતે સ્થાનિક સરકારે હાઇકોર્ટને લખી મોકલવાં; અને તેવા શખસોની એક યાદી તે કોર્ટમાં રાખવી, તથા હાઇકોર્ટના તાબાની પ્રત્યેક કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તેવા જે શખસો રહેતા હોય તેમની યાદી તે તાબાની કોર્ટમાં રાખવી.

( ૩ ) આ પ્રમાણે માફી મળેલો કોઇ શખસ, મને કોર્ટમાં હાજર થવાની માફી મળી શકે એમ કહે, અને તેટલા માટે કમીશનથી તેની શાહેદી લેવાની જરૂર પડે તો, તે કમીશનનો ખરચ તેણે આપવો. પણ તેની શાહેદી લ્યો એમ કહેનાર તે ખરચ ભરે તો તેમ ન કરવું.

**૧૩૪.** કલમો ૫૫, ૫૭, તથા ૫૯ માંના ઠરાવો, બનતાં સુધી, આ કાયદા ઉપરથી પકડેલા સઘળા સખસોને લાગુ પડશે એમ સમજવું

**૧૩૫.** (૧) જડજ, માજીસ્ટ્રેટ અથવા ન્યાયના કામ બાબતનો બીજો કોઇ અમલદાર પોતાની કોર્ટમાં જતો હોય ત્યારે, અથવા કોર્ટમાં અધ્યક્ષસ્થાનને બેઠો હોય ત્યારે, અથવા કોર્ટમાંથી પાછો આવતો હોય ત્યારે તેને દિવાની પ્રોસેસથી પકડી શકાય નહીં.

( ૨ ) કોઇ ન્યાય સભાની રૂબરૂ કોઇ વિષય ચાલુ હોય અને તે વિષયમા તે ન્યાય સભાની હકુમત હોય અથવા પોતાને હકુમત છે. એમ તે શુદ્ધબુદ્ધિથી માનતી હોય ત્યારે, તે વિષયના પક્ષકારોને, તેઓના પ્લીડરોને, મુખ્ત્યારોને, રેવેન્યુ એજંટોને, કબુલ કરેલ મુખ્ત્યારોને અને સમનમાં કહ્યા પ્રમાણે વર્તનારા તેઓના શાહેદોને, તે વિષયના કામ સારૂ તે સદરહુ ન્યાય સભામાં જતા હોય, અથવા હાજર રહ્યા હોય તે વખતે, અને ત્યાંથી પાછા આવતા હોય તે વખતે કાર્યનો તિરસ્કાર કર્યાને લીધે કહાડેલી પ્રોસેસ શિવાય બીજી કોઇ દિવાની પ્રોસેસથી પકડવાનું બાતલ કર્યું છે.

( ૩ ) હુકમનામાના દેણદારને તાબડતોબ બજાવવાના હુકમની રૂયે પકડવામાંથી માફી મળવાનો અથવા હુકમનામાની બજાવણીમાં તુરંગમાં કેદ શા વાસ્તે કરવો નહિ તેનું કારણ બતાવવા સારૂ પોતે હાજર થાય તે વખતે પકડવામાંથી માફી મળવાનો કોઈ પણ પેટા કલમ (૨) માંના કોઇ પણ મજકુર ઉપરથી હક મળે છે એમ સમજવું નહીં.

**૧૩૬.** (૧) હુકમનામાની બજાવણી સંબંધી ન હોય એવા આ કાયદાના કોઇ પણ ઠરાવ પ્રમાણે કોઇ સખસને પકડવો અથવા કાંઇ પણ મિલકત જપ્ત કરવી એમ દરખાસ્ત કરવામાં આવે અને જે કોર્ટને તે દરખાસ્ત કરી હોય તેની હકુમતની સ્થાનિક હદની બાહાર તે સખસ રહેતો હોય અથવા તે મિલકત હોય ત્યારે તે કોર્ટ પોતાની નજરમાં આવે તો પકડવાનું વારંટ કાઢીને અથવા જપ્તીનો હુકમ કરીને જે ડિસ્ટ્રીકટ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ સખસ રહેતો હોય અથવા સદરહુ મિલકત હોય તે ડિસ્ટ્રીકટ કોર્ટને તે વારંટની અથવા હકુમતની નકલ, તથા પકડવાના કે જપ્ત કરવાના ખરચની આશરે રકમ, મોકલવાને મુખ્ત્યાર છે.

(૨) તે નકલ અને રકમ મળે એટલે તે ડિસ્ટ્રીકટ કોર્ટે પોતાના અમલદાર મારફતે, અથવા પોતાના તાબાની કોર્ટ મારફતે તે શખસને પકડાવવો અથવા તે જપ્તી કરાવવી. અને જે કોર્ટે તે સખસને પકડવા બાબત અથવા તે મિલકત જપ્ત કરવા બાબત વારંટ અથવા હુકમ કાહાડયો હોય તે કોર્ટને તેને પકડયાની અથવા જપ્ત કર્યાની ખબર કરવી.

( ૩ ) આ કલમ પ્રમાણે જે કોર્ટે કોઇને પકડયો હોય તે કોર્ટે તે પકડેલા સખસને પકડવાનું વારંટ કાહાડનારી કોર્ટમાં મોકલવો જોઇયે. પણ તે વારંટ કહાડનારી કોર્ટમાં શા માટે નહીં મોકલવો જોઇયે તે વિષેની પકડનારી કોર્ટની ખાત્રી થાય એવાં કારણો તે બતાવે, અથવા તે વારંટ કહાડનારી કોર્ટમાં હાજર થવા બાબત અથવા સદરહુ કોર્ટ તેની વિરૂદ્ધ જે હુકમનામું કરે તે ભરપાઈ કરવા બાબત પુરતો જામીન આપે તો, પકડનારી કોર્ટે તેને છોડી દેવો.

(૪) જ્યારે આ કલમ પ્રમાણે પકડવાનો સખસ અથવા જપ્ત કરવાની જંગમ મિલકત બંગાળાના ફોર્ટ વિલિયમની ( કલકત્તાની ) અથવા મદ્રાસની અથવા મુંબઇની ન્યાયાધિકારી હાઇકોર્ટની અથવા દક્ષિણ બ્રહ્મદેશની ચીફ કોર્ટની સાધારણ અવલ દીવાની હકુમતની સ્થાનિક હદમાં હોય ત્યારે, પકડવાના વારંટની જપ્ત કરવાના હુકમની નકલ, તથા પકડવાના અથવા જપ્ત કરવાના ખરચની આશરે રકમ, કલકત્તા, મદ્રાસ, મુંબઇ અથવા રંગુન જે હોય ત્યાંની સ્માલકાજકોર્ટને મોકલવી અને તે કોર્ટ સદરહુ નકલ અને રકમ પોહોંચેથી પોતે ડિસ્ટ્રિકટ કોર્ટ હોય એમ અમલ કરશે.

**૧૩૭.** (૧) આ કાયદો શરૂ થાય તે વખતે હાઇકોર્ટના તાબાની કોઇ પણ કોર્ટની જે ભાષા હોય તેજ ભાષા સ્થાનિક સરકાર બીજી રીતનો હુકમ કરે ત્યાંસુધી તે બાબતની કોર્ટમાં ચાલુ રહેશે.

( ૨ ) આવી કોઇપણ કોર્ટની કઇ ભાષા ગણવી અને એવી કોર્ટને કરવાની અરજી તથા એવી કોર્ટમાં ચાલતું કામ કેઇ લીપીમાં લખવું એ ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

( ૩ ) જ્યારે એવી કોઇ પણ કોર્ટમાં પુરાવો લખવા શિવાય બીજું કાંઇ પણ લખવાનું આ કાયદામાં ફરમાવ્યું હોય અથવા છુટ આપી હોય ત્યારે એવું લખાણ અરજીમાં હશે તો ચાલશે, પણ જો કોઇ પણ પક્ષકાર અથવા તેનો પ્લીડર ઇંગ્રેજી જાણતો ન હોય તો તેની અરજી ઉપરથી તેનો કોર્ટની ભાષામાં તરજુમો તેને પુરો પાડવો, અને એવા તરજુમાનો ખર્ચ આપવા બાબત કોર્ટ પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

**૧૩૮.** (૧) સ્થાનિક સરકાર સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને એવું ફરમાવવાને મુખ્ત્યાર છે કે જે જડજ સદરહુ જાહેરનામામાં નિર્દિષ્ટ કરેલો હોય, અથવા જેને તેમાં કરેલું વર્ણન લાગુ પડતું હોય તેવા કોઇ પણ જડજે અપીલ થઇ શકે એવા મુકદમાઓમાં જબાની અંગ્રેજી ભાષામાં અને ઠરાવેલી રીતે લખી લેવી.

( ૨ ) પેટાકલમ (૧) મુજબના ફરમાન પ્રમાણે ચાલવાને કોઇપણ પુરતા કારણથી જડજ અટકયો હોય ત્યારે, તેણે તે કારણ દફતરમાં લખવું, તથા જડજ મોંઢેથી બોલે તેમ બીજો લખે એવી રીતે બીજા પાસે સદરહુ જબાની ખુલ્લી કોર્ટમાં લખાવવી.

**૧૩૯.** આ કાયદા પ્રમાણે કોઇપણ સોગનનામું કરવાનું હોય, તો તેમાં—

(અ) કોઇ કોર્ટ અથવા માજીસ્ટ્રેટ, અથવા

(બ) તે કામને વાસ્તે હાઇકોર્ટે નીમેલો કોઇ અમલદાર અથવા બીજો શખસ, અથવા

(ક) તે કામને વાસ્તે સ્થાનિક સરકારે સામાન્ય રીતે કે વિશેષ રીતે જે બીજી કોઈ કોર્ટને અધિકાર આપે તે કોર્ટે નીમેલો કોઈ અમલદાર,

સોગનનામું કરનારને સોગન આપી શકે.

**૧૪૦.** (૧) આડમીરલ્ટી ( દરીઆઇ ) અથવા વાઇસ આડમીરલ્ટી સંબંધી સાલ્વેજ ( વહાણ અથવા તેમાંનો માલ જોખમમાંથી બચાવવાને જે મદદ કરે તેનું મેહેનતાણું ) ટાવેજ ( પાગડ બાંધીને લાવવા બાબતનું મેહેનતાણું ) અથવા કોલીશન ( વહાણનું અરસ્પરસ અથડાવવું ) બાબતના દાવામાં કોર્ટ, પછી તે ગમે તો અવ્વલ કે અપીલ હકુમત ચલાવતી હોય તો પણ પોતે ફરમાવે તે રીતે અથવા ઠરાવવામાં આવે તે રીતે પોતાને મદદ કરવા સારૂ, પોતાને યોગ્ય લાગે તો, બે લાયક આસેસરોને સમન કરવાને મુખ્ત્યાર છે, અને તે દાવાના કોઇ પક્ષકારની અરજ ઉપરથી તેણે તેમ કરવુંજ જોઇયે. અને તે આસેસરોએ હાજર રહીને તે પ્રમાણે મદદ કરવી જોઇયે.

(૨) સદરહુ પ્રમાણેના પ્રત્યેક આસેસરને હાજર રહેવા બદલ કોર્ટ ફરમાવે અથવા ઠરાવવામાં આવે તેટલી ફી મળશે; અને તે ફી કોર્ટ ફરમાવે તે અથવા ઠરાવેલા પક્ષકારે આપવી પડશે.

**૧૪૧.** દિવાની હકુમતવાળી કોઇપણ કોર્ટમાંનાં બધાં કામોમાં, આ કાયદામાં ફરિયાદોના સંબંધમાં કહેલી કામ ચલાવવાની રીત જેટલી લાગુ પડે તેટલી લાગુ પાડીને કામ ચલાવવું.

**૧૪૨.** આ કાયદાની રૂયે કોઇપણ શખસ ઉપર બજાવવાની અથવા આપવાની સઘળી નોટીસો તથા હુકમ લેખી હોવા જોઇયે.

**૧૪૩.** આ કાયદાની રૂયે કાઢેલી નોટીસ અથવા સમન અથવા પત્ર ટપાલમાં મોકલવાના હોય અને તે બાબત ટપાલનો ખરચ લેવાનો હોય ત્યારે, તે ખરચ તથા તે નોટીસ અથવા સમન અથવા પત્ર રજીસ્ટર કરીને મોકલવાની ફી, એવી નોટીસ, સમન અથવા પત્ર મોકલતાં પહેલાં ઠરાવેલા વખતની અંદર ભરવાં જોઇયે;

પણ એવું ઠરાવ્યું છે કે સ્થાનિક સરકાર ગવર્નર જનરલ ઇન્ કૌંસિલની અગાઉથી મંજુરી લઇને, એવો ટપાલ ખરચ અથવા ફી, અથવા તે બન્ને માફ કરવાને અથવા તેને બદલે લેવાની કોર્ટની ફીનો દર ઠરાવવાને મુખત્યાર છે.

**૧૪૪.** (૧) એકાદુ હુકમનામું બદલવામાં અથવા રદ કરવામાં આવે ત્યારે અને તેટલે સુધી, પહેલી કોર્ટે, પૂર્વસ્થિતિ પ્રાપ્ત થઇને અથવા બીજી રીતે કોઈપણ લાભ મેળવવાનો હક્ક હોય તે પક્ષકારની અરજી ઉપરથી, તે પૂર્વ સ્થિતિ એવી રીતે પ્રાપ્ત કરાવી અપાવવી જોઇયે કે તેથી કરીને, જે હુકમનામું અથવા તેનો

જે ભાગ ફેરવવામાં અથવા રદ્દ કરવામાં આવ્યો હોય તે હુકમનામું અથવા તે ભાગ થયો ન હોત તો પક્ષકાર જે સ્થિતિમાં હોત તે સ્થિતિમાં બનતાં સુધી આવે; અને આ કારણ સારૂ સદરહુ કોર્ટ, એવી રીતે બદલવાથી અથવા રદ કરવાથી જે હુકમ કરવા અગત્યના હોય તે કરવાને તેમજ ખરચ પાછો આપવા સારૂ તથા વ્યાજ, નુકસાની વળતર તથા દરમિયાનનું ઉત્પન્ન આપવા સારૂ વાજબી રીતે અનુસંગીક હોય તે હુકમ પણ કરવાને મુખત્યાર છે.

(૨) પેટા કલમ (૧) ની રૂયે અરજી કરીને જે કોઇપણ પૂર્વસ્થિતિ પ્રાપ્ત થઇ શકે અથવા બીજી દાદ મળી શકે તે મળવા સારૂ કોઇપણ ફરિયાદ માંડવી નહિ.

**૧૪૫.** જ્યારે કોઇપણ શખસ જામીન તરીકે—

(અ) કોઇપણ હુકમનામું અથવા તેનો કોઇપણ ભાગ અદા કરવાને, અથવા

(બ) હુકમનામાની બજાવણીમાં લીધેલી કોઇપણ મિલકત પાછી આપવા સારૂ, અથવા

(ક) કોઇ પણ ફરિયાદમાં અથવા તે ઉપરથી ચાલેલા કોઇ પણ કામમાં, થયલા કોર્ટના હુકમની રૂયે પૈસા આપવાને અથવા કોઇ પણ સખસ ઉપર નાંખેલી શરત પુરી કરવાને,

જવાબદાર થયો હોય ત્યારે, તે જેટલે સુધી જાતે જવાબદાર થયો હોય તેટલે સુધી તે હુકમનામું અથવા હુકમ, હુકમનામાં બજાવવા સારૂ આ કાયદામાં ઠરાવેલી રીતે, તેની સામે બજાવી શકાશે; અને એવો સખસ, અપીલનાં કારણ સારૂ, ૪૭ મી કલમના અર્થ મુજબ પક્ષકાર છે એમ સમજવું;

પણ એવું ઠરાવ્યું છે કે દરેક બાબતમાં કોર્ટને પુરતી લાગે તેવી લેખી નોટીસ જામીનને આપવી જોઇયે.

**૧૪૬.** આ કાયદામાં અથવા વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઈ પણ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જ્યારે કોઇ પણ સખસ કોઇ કામ ચલાવી શકે અથવા અરજ કરી શકે અથવા કોઇ પણ સખસ વિરૂદ્ધ કોઇ પણ કામ ચેલાવી શકાય અથવા અરજ કરી શકાય ત્યારે, એવું કામ અથવા એવી અરજી એવા સખસની વતી અથવા મારફત દાવો કરનાર કોઇ પણ સખસ કરી શકે અથવા તેની વિરૂદ્ધ કરી શકાય એમ સમજવું.

**૧૪૭.** જે જે ફરિયાદોમાં કોઇ નાલાયક સખસ પક્ષકાર હોય તે તે ફરિયાદોમાં કોઇ પણ કામના સંબંધમાં આપેલી સંમતિ અથવા કબુલત ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ જો કોર્ટની ખાસ રજાથી આપી હોય તો, એવો સખસ એવી કોઇ પણ નાલાયકીવાળો ન હોય અને તેણે એવી સંમત્તિ અથવા કબુલત આપી હોય તે પ્રમાણે તે સંમત્તિ અથવા કબુલત અમલમાં આવશે અને તેનું પરિણામ થશે.

**૧૪૮.** આ કાયદામાં ઠરાવેલું અથવા આ કાયદાની રૂયે કરવાનું કોઇ પણ કામ કરવા સારૂ કોઇ પણ મુદ્દત કોર્ટે નક્કી કરી હોય અથવા આપી હોય ત્યારે, તે કોર્ટ, પોતાની નજરમાં આવે તે પ્રમાણે, એવી અસલ નકી કરેલી અથવા આપેલી મુદત પુરી થઈ ગઇ હોય તો પણ તે વખતો વખતે વધારવાને મુખ્ત્યાર છે.

**૧૪૯.** કોર્ટની ફી સંબંધી વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદા ઉપરથી કોઇ પણ દસ્તાવેજના સંબંધમાં ઠરાવેલી સઘળી અથવા થોડી કોર્ટ ફી આપવામાં આવી ન હોય ત્યારે કોર્ટ, પોતાની નજરમાં આવે તે પ્રમાણે ફરિયાદ ચાલતી હોય તેવા કોઇપણ વખતે, જે સખસ એવી ફી આપવાને જવાબદાર હોય તે સખસને પ્રસંગ પ્રમાણે, સઘળી અથવા થોડી ફી આપવા દેવાને મુખ્ત્યાર છે, અને તે કોર્ટ ફી એવી રીતે આપવામાં આવે એટલે, જે દસ્તાવેજના સંબંધમાં તે આપવાની થઇ હોય તે દસ્તાવેજ થયો હોય તે વખતે તે આપવામાં આવી હોત તો તેની જેવી અસર અથવા પરિણામ થાત તેવીજ અસર અથવા પરિણામ તેનું થશે.

**૧૫૦.** બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જ્યારે કોઇપણ કોર્ટનું કામ બીજી કોર્ટમાં મોકલવામાં આવ્યું હોય ત્યારે, જે કોર્ટમાંથી એવું કામ મોકલ્યું હોય તે કોર્ટને આ કાયદાની રૂયે જે અધિકાર છે અથવા જે કામ કરવાનું છે તેજ અધિકાર તથા તેજ કામ કરવાનો અખત્યાર જે કોર્ટમાં તે કામ મોકલ્યું હોય તે કોર્ટને છે એમ સમજવું.

**૧૫૧.** ન્યાયનો હેતુ પાર પાડવા સારૂ અથવા કોર્ટની પ્રોસેસનો ગેરઉપયોગ થતો અટકાવવા સારૂ જરૂરના હોય એવા હુકમ કરવાનો કોર્ટને જે નૈસર્ગિક અધિકાર છે તે આ કાયદાના કોઇપણ મજકુર ઉપરથી મર્યાદિત થાય છે અથવા તેને બીજી રીતે બાધ આવે છે એમ સમજવું નહિ.

**૧૫૨.** ફેંસલા, હુકમનામાં અથવા હુકમમાં હસ્તદોષ સંબંધી અથવા ગણિત સંબંધી ભુલો અથવા તેમાં જે કાંઈ ચુક આકસ્મિક દોષથી અથવા કસુરથી થઇ હોય તે ચુક કોર્ટ પોતાની મેળે અથવા કોઇપણ પક્ષકારની અરજી ઉપરથી કોઇપણ વખતે સુધારવાને કોર્ટ મુખત્યાર છે.

**ટીકા**–હુકમનામા ઉપર અપીલ થઇ હોય અને તેમાં અપીલમાં ફેરફાર થયો હોય તો તે હુકમનામામાં સુધારો થઇ શકતો નથી.

**૧૫૩.** એકાદી ફરિયાદમાંના કોઇપણ કામમાં કાંઇ ખામી અથવા ભુલ થઇ હોય તે કોર્ટ ગમે તે વખતે અને ખરચ સંબંધી અથવા બીજી બાબત સંબંધી પોતાને યોગ્ય લાગે તેવી સરતે સુધારવાને મુખત્યાર છે; અને એવા કામમાં જે ખરી તકરાર અથવા મુદ્દો ઉત્પન્ન થયો હોય અથવા જે તેના ઉપર આધાર રાખતો હોય તે નક્કી કરવા સારૂ સઘળા જરૂરના સુધારા કરવા.

**૧૫૪** આ આક્ટ શરૂ થતી વખતે કોઈ પણ પક્ષકારને અપીલ કરવાનો જે વિદ્યમાન હક્ક પ્રાપ્ત થયો હોય તેને આ કાયદામાંના કોઇ પણ મજકુર ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

**૧૫૫.** ચોથા પરિશિષ્ટમાં લખેલા કાયદા તે પરિશિષ્ટના ૪ થા આસનમાં કહ્યું છે તેટલે સુધી આ ઉપરથી સુધાર્યા છે.

**૧૫૬.** પાંચમા પરિશિષ્ટમાં લખેલા કાયદા તે પરિશિષ્ટના ચોથા આસનમાં કહ્યું છે તેટલે સુધી આ ઉપરથી રદ કર્યા છે.

**૧૫૭.** સને ૧૮૫૯ ના ૮ મા આક્ટની રૂયે અથવા દિવાની કામ ચલાવવાની રીત બાબતના કોઈપણ કાયદાની રૂયે અથવા તે કાયદો સુધારનારા કોઇપણ આક્ટની રૂયે અથવા આ ઉપરથી રદ કરેલા બીજા કોઇપણ કાયદાની રૂયે પ્રસિદ્ધ કરેલાં જાહેરનામાં, કરેલા ઠરાવ તથા કાનુનો, નીમેલી જગાઓ, ફાઇલ કરેલી કબુલતો, ઠરાવેલા દર, તૈયાર કરેલા નમુના, કરેલી નીમણુકો અને આપેલા અધિકાર, આ કાયદાને અનુસરતા હોય તેટલે સુધી, જાણે તે આ કાયદાની રૂયે અને આ અર્થે અખત્યાર આપેલા અધિકારની રૂયે અનુક્રમે પ્રસિદ્ધ કર્યા હોત, કરેલા હોત, નીમેલા હોત, ફાઇલ કરેલા હોત, ઠરાવેલા હોત, તૈયાર કરેલા હોત, અને આપેલા હોત તો તે જેવી રીતે અમલમાં આવત તથા તેની અસર થાત તેવી રીતે તે અમલમાં આવશે અને તેની અસર થશે એમ સમજવું.

**૧૫૮.** આ કાયદાની શરૂઆત પહેલાં પસાર કરેલા કોઇપણ કાયદામાં અથવા કાઢેલા કોઇપણ જાહેરનામામાં જે કાંઇપણ હવાલો સને ૧૮૫૯ ના ૮ મા આક્ટ ઉપર અથવા દિવાની કામ ચલાવવાની રીત બાબતના કોઇપણ કાયદા ઉપર અથવા તે સુધારનારા કોઈપણ આક્ટ ઉપર અથવા આ ઉપરથી રદ કરેલા બીજા કોઇપણ કાયદા ઉપર અથવા તેના કોઇપણ બાબ અથવા કલમ ઉપર આપ્યો હશે તે, બનતાં સુધી આ આક્ટ ઉપર અથવા તેને મળતા તેના ભાગ અથવા કલમ અથવા કાનુન ઉપર આપ્યો છે એમ સમજવું.

# પેહેલું પરિશિષ્ટ.

## ઑર્ડર ૧ લો.

### ફરિયાદના પક્ષકારો વિશે.

૧. એકજ કામના અથવા વ્યવહારના અથવા અનેક કામના અથવા વ્યવહારના સંબંધમાં અથવા એકજ કામ અથવા વ્યવહાર ઉપરથી અથવા ઘણા કામો અથવા વ્યવહાર ઉપરથી ઉત્પન્ન થતો દાદ માગવાનો કોઇપણ હક જે શખસોનો છે એમ કહેવામાં આવતું હોય તે બધા શખસોને, તેઓ જુદી જુદી ફરિયાદ માંડે તો, તે સઘળાને સામાન્ય એવો કોઇપણ કાયદાનો અથવા હકીકતનો સવાલ ઉભો થવાનો સંભવ હોય તે પ્રસંગે, વાદી તરીકે એકજ ફરિયાદમાં સામીલ કરી શકાય; પછી તે હક ગમે તો બધાનો મળીને હોય, કે પૃથક પૃથક હોય કે એકનો નહીં તો બીજાનો એમ હોય તેની ચિંતા નહીં.

૨. જ્યારે કોર્ટને એમ જણાય કે કેટલાક શખસોને વાદી તરીકે દાખલ કરવાથી ફરિયાદનો ઇન્સાફ કરવાના સંબંધમાં અડચણ થવાનો અથવા વિલંબ લાગવાનો સંભવ છે, ત્યારે કોર્ટને વાદીની મરજી પ્રમાણે કામ ચલાવવાનો અથવા જુદો જુદો ઇન્સાફ કરવાનો હુકમ કરવાનો અથવા યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવાનો અધિકાર છે.

૩. જેમની વિરૂદ્ધ એકજ કામના અથવા વ્યવહારના અથવા અનેક કામના અથવા વ્યવહારના સંબંધમાં અથવા એકજ કામ અથવા વ્યવહાર ઉપરથી અથવા અનેક કામ અથવા વ્યવહાર ઉપરથી ઉત્પન્ન થનારો દાદ માગવાનો, બધાનો મળીને અથવા પૃથક પૃથક અથવા એકનો નહીં તો બીજાનો એ રીતે પ્રાપ્ત થનારો, કોઇપણ હક્ક છે એમ કહેવું હોય તે બધા શખસોને તેમની વિરૂદ્ધ જુદી જુદી ફરિયાદો કરવામાં આવે ત્યારે તે બધાને સામાન્ય એવો કોઇપણ કાયદાનો અથવા હકીકતનો સવાલ નિકળવાનો સંભવ હોય તે પ્રસંગે પ્રતિવાદી તરીકે સામીલ કરી શકાય.

૪. ફરિયાદ અરજીમાં કંઇ દુરસ્તી–કર્યા વગર, ફેંસલો—

(અ) વાદીઓ પૈકી જે એક અથવા વધારે અસામીઓ કંઇ દાદના હકદાર માલમ પડે તેની અથવા તેમની તરફમાં તે અથવા તેઓ જેટલી દાદના હકદાર ઠરે તેટલી દાદનો;

(બ) પ્રતિવાદીઓમાંના જે એક અથવા વધારે આસામીઓ જવાબદાર માલમ પડે તેની અથવા તેમની વિરૂદ્ધ તેમની પોતપોતાની જવાબદારી પ્રમાણે, આપી શકાય.

૫. દરેક પ્રતિવાદીનો, તેના ઉપર માંડેલી કોઇપણ ફરીયાદમાં માંગેલી સઘળી દાદની બાબતમાં સંબંધ હોવો જોઇએ એમ સમજવું નહીં.

૬. કોઇપણ એક કરારથી કંઇ શખસો પૃથક પૃથક અથવા એકમતે અને પૃથક પૃથક જવાબદાર થતા હોય, ત્યારે વાદીની મરજીમાં આવે તો તે બધાને અથવા તેમાંના કોઇને એકજ ફરિયાદમાં પક્ષકાર તરીકે સામીલ કરવાને વાદી મુખ્ત્યાર છે. એક કરારથી પૃથક પૃથક અથવા એકમતે અને પૃથક પૃથક જવાબદાર થતા સખસોમાં, બિલ ઓફ એકસચેંજ હુંડી તથા વાયદા ચિટ્ઠી ( પ્રામિસરી નોટ ) ના પક્ષકારોનો સમાવેશ થાય છે.

૭. જે શખસ પાસેથી દાદ મેળવવાનો પોતાને હક છે તે શખસ કયો તે બાબત વાદીને સંશય હોય ત્યારે, તે પ્રતિવાદીઓમાંનો કયો પ્રતિવાદી જવાબદાર છે તથા તે કેટલે દરજ્જે જવાબદાર છે તેનો નિર્ણય સઘળા પક્ષકારો વચ્ચે થાય તેટલા સારૂ બે અથવા વધારે પ્રતિવાદી સામીલ કરવાનો વાદીને અધિકાર છે.

૮. (૧) કોઇએક ફરીયાદમાં એકજ સંબંધવાળા ઘણા શખસો હોય ત્યારે, કોર્ટની પરવાનગી લેઇને, તેવા સંબંધવાળા બધા શખસોની વતી અથવા તેમના હિત સારૂ વાદી અથવા પ્રતિવાદી થવાને અથવા જવાબ કરવાને એવી ફરિયાદમાં તે શખસોમાંનો કોઇ એક અથવા વધારે શખસો મુખ્ત્યાર છે. પણ આવે પ્રસંગે, તે ફરિયાદ માંડયાની નોટીસ એવા બધા શખસોને, વાદીના ખરચથી પ્રત્યેક કામમાં કોર્ટ ફરમાવે તે

પ્રમાણે, જાતે પોંચાડવી, અથવા શખસોની સંખ્યા કે બીજા કોઇ કારણને લીધે, તે રીતે નોટીસ પોંચાડવાનું વાજબી રીતે જોતાં બને તેમ ન હોય તો, તે બાબત પ્રસિદ્ધ જાહેર ખબર આપીને આપવી.

(૨) જે કોઇ શખસની વતી અથવા જેના હિત સારૂ પેટા કાનુન (૧) મુજબ ફરિયાદ માંડી હોય અથવા જવાબ કર્યો હોય તે શખસને એવી ફરીયાદમાં પોતાને પક્ષકાર કરવા સારૂ કોર્ટને અરજી કરવાનો અધિકાર છે.

**૯.** ખોટી રીતે પક્ષકાર સામીલ કરવાને લીધે અથવા જે પક્ષકારને સામીલ કરવાના હોય તેને સામીલ નહીં કરવાને લીધે કોઇ ફરિઆદ નિષ્ફળ જવાની નહીં. અને દરેક ફરિયાદમાં પોતાની આગળ ખરેખરા જે પક્ષકાર હોય તેમના હકક તથા સંબંધ તંટાના વિષયને જેટલા લાગુ પડે તેટલા પુરતું કામ ચલાવવાને કોર્ટ મુખ્ત્યાર છે.

**૧૦.** (૧) જે શખસને વાદી કરવો ન જોઇયે તેનું વાદી તરીકે નામ દાખલ કરીને ફરિયાદ કરી હોય, અથવા ખરેખરા વાદીના નામથી ફરિયાદ કરી છે કે નહીં એનો સંશય હોય ત્યારે, વાજબી જણાય એવી શરતો કરીને, ફરિયાદની કોઇપણ પાયરીએ કોઇ બીજા શખસ અથવા શખસોને વાદીને બદલે વાદી કે વાદીઓ તરીકે દાખલ કરવાનો, અથવા તેમનામાં સામીલ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે; પરંતુ તંટાની ખરેખરી બાબતનો નિર્ણય કરવાને તેમ કરવું જરૂરનું છે, તથા શુદ્ધબુદ્ધિથી ભુલ થઇને એ રીતે ફરિયાદ માંડવામાં આવી છે, એમ કોર્ટની ખાત્રી થાય તો એ રીતે હુકમ કરવો.

(૨) કોર્ટ ચલાવેલા કામ દરમ્યાન કોઇપણ વખતે, કોઇપણ પક્ષકારની અરજી ઉપરથી કે અરજી શિવાય, પોતાને વાજબી લાગે એવી શરતો કરીને એવો હુકમ કરે કે—વાદી અથવા પ્રતિવાદી તરીકે અયોગ્ય રીતે સામીલ કરેલા કોઇ પક્ષકારનું નામ કાઢી નાંખવું તથા ફરિયાદમાં નીકળનારી બધી તકરારનો પૂર્ણ રીતે અને કાર્યસાધક ચોકશી કરીને નિર્ણય કોર્ટથી થઇ શકે એટલા સારૂ, કોર્ટની રૂબરૂ જેની હાજરીની જરૂર જણાય તેનું અથવા વાદી કે પ્રતિવાદી તરીકે જેનું નામ દાખલ કરવું જોઇતું હતું તેનું નામ સામીલ કરવું.

(૩) કોઈપણ શખસને તેની પોતાની સંમતિ શિવાય, ઇષ્ટમિત્ર શિવાય ફરિયાદ કરનારા વાદી તરીકે અથવા કોઇપણ પ્રકારે નાલાયક થયલા વાદીના ઇષ્ટમિત્ર તરીકે, સામીલ કરવો નહીં.

(૪) પ્રતિવાદી સામીલ કરવામાં આવે ત્યારે, જો કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જરૂર હોય તે રીતે ફરીયાદ અરજી દુરસ્તી કરવી અને સમનની તથા ફરીયાદ અરજીની દુરસ્ત કરેલી નકલો નવા પ્રતિવાદીને તથા, કોર્ટને યોગ્ય લાગે તો, મુળ પ્રતિવાદી ઉપર બજાવવી.

(૫) સને ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદતના આકટની કલમ ૨૨ ના ઠરાવને પાત્ર કોઇપણ શખસનું નામ પ્રતિવાદી તરીકે સામીલ કરવામાં આવે તેની વિરૂદ્ધ ચલાવાનું કામ, સમન પોંચે ત્યારથીજ માત્ર શરૂ થયું એમ સમજવું.

**૧૧.** પોતાને યોગ્ય જણાય તે શખસને ફરિયાદ ચલાવવાનું કામ સોંપવાને કોર્ટ મુખ્ત્યાર છે.

**૧૨.** (૧) એક કરતાં વધારે વાદીઓ હોય ત્યારે તેમાંનો કોઇ, પોતામાંના કોઇ એક અથવા વધારેને, ચાલતા કોઇ કામમાં પોતાની તરફથી હાજર થવાનો, પોતાનો પક્ષ લઇને બોલવાનો, અથવા પોતાની તરફથી કામ કરવાનો અખ્ત્યાર આપી શકે; અને તેજ પ્રમાણે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે, તેમાંનો કોઇ પોતામાંના કાઈ એક અથવા વધારેને સદરહુ પ્રમાણે કોઈ કામમાં પોતાની તરફથી હાજર થવાનો, પોતાનો પક્ષ લઇને બોલવાનો, અથવા પોતાની તરફથી કામ કરવાનો અખત્યાર આપી શકે.

(૨) તે અખ્ત્યાર લખેલો જોઇયે અને તે ઉપર અખ્ત્યાર આપનાર પક્ષકારની સહી હોવી જોઇએ અને તે કોર્ટમાં દાખલ કરવો જોઇયે.

**૧૩.** જોઇયે તેટલા આસામીઓને પક્ષકારો તરીકે સામીલ કરેલા નથી અથવા ભલતાજ શખસોને પક્ષકારો તરીકે સામીલ કર્યા છે, એ કારણને લીધે જેટલી હરકતો લેવાની હોય તેટલી બધી, હરકતનું કારણ પાછળથી ઉત્પન્ન થાય, તે પ્રસંગ શિવાય, બની શકે તેટલી વહેલામાં વહેલી, અને મુદ્દા ઠરાવવામાં આવે છે તેવી સઘળી બાબતોમાં મુદ્દા ઠરાવવામાં આવે તે વખતે અથવા તે પહેલાં લેવી, અને તેવી કોઇ હરકત એ રીતે નહીં લીધી હોય તો તે દુર કરી છે એમ સમજવું.

# ઓર્ડર ૨ જો.

---

## ફરિયાદ તૈયાર કરવા વિશે.

૧. પ્રત્યેક ફરિયાદ, બને ત્યાં સુધી, એવી રીતે તૈયાર કરવી કે તેથી પેટાની બાબતો ઉપર આખરનો ઠરાવ કરવાનું કારણ મળી આવે, અને તેથી તે બાબતોનો વધારે વાદ ચાલતો અટકે.

૨. (૧) પ્રત્યેક ફરિયાદમાં દાવાના કારણ સંબંધી જે દાવો માંગવાનો હક્ક વાદીને હોય તે તમામ દાવો આવવો જોઇયે; પરંતુ કોઇ કોર્ટની હકુમતમાં ફરિયાદ લાવવાને માટે પોતાના દાવાનો કંઇ ભાગ છોડી દેવાને વાદી મુખ્ત્યાર છે.

(૨) જ્યારે વાદી, પોતાના દાવાના કાંઈ ભાગ વિશેની ફરિયાદ કરવી રહેવા દે અથવા તે ભાગ બુદ્ધિ પૂર્વક છોડી દે, ત્યારે એ પ્રમાણે રહેવા દીધેલા અથવા છોડી દીધેલા ભાગ વિશેની ફરિયાદ વાદી પછીથી આણી શકશે નહીં.

(૩) એકજ દાવાના કારણની બાબતમાં એક કરતાં વધારે દાદ મેળવવાનો જે શખસને હક્ક હોય તે શખસ, સદરહુ બધી દાદ અથવા તે પૈકી કોઈપણ દાદ મેળવવા વિશે ફરિયાદ કરવાને મુખ્ત્યાર છે: પરંતુ, કોર્ટની પરવાનગી મેળવી હોય તે શિવાયને પ્રસંગે, સદરહુ દાદો માંગવાની ફરિયાદ કરવાનું વાદી છોડી દે તો, એવી રીતે છોડી દીધેલી કોઈપણ દાદ બદલ પછીથી ફરિયાદ ચાલી શકશે નહીં.

**ખુલાસો**—આ કાનુનના કારણ સારૂ, ખત, અને તે પ્રમાણે વર્તવાને પેટા તારણ તરીકે જે દસ્તાવેજ કરી આપ્યો હોય તે તથા તેવા ખત ઉપરથી ઉત્પન્ન થતો એક પછી એક હક અનુક્રમે દાવાનું માત્ર એકજ કારણ છે એમ સમજવું.

### દૃષ્ટાંત.

**દરસાલ** રૂ. ૧,૨૦૦ ભાડુ કરીને અ એ બ ને ઘર આપ્યું. સને ૧૯૦૫, ૧૯૦૬ તથા ૧૯૦૭ એ ત્રણ સાલનું ભાડું લેણું થયું છતાં તે મળ્યું નહીં, ફક્ત સને ૧૯૦૬ ની સાલના ભાડા બદલ અ એ બ ઉપર ૧૯૦૮ માં ફરિયાદ કરી; તો પછીથી સને ૧૯૦૫ અથવા ૧૯૦૭ ની સાલના ભાડા બદલ બ ઉપર અ ની ફરિયાદ ચાલશે નહીં.

૩. (૧) બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, એકજ ફરિયાદમાં, વાદી, તેના તેજ પ્રતિવાદી વિરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ, દાવાનાં ઘણાં કારણ એકત્ર કરી શકે; અને જે ફરિયાદમાં તેના તેજ પ્રતિવાદી વિરૂદ્ધ અથવા તેના તેજ પ્રતિવાદીઓ મળીને તેઓની વિરૂદ્ધ જે કોઇ વાદીઓના સમાઇક હક્ક સંબંધ હોય તે વાદીઓ તેવા દાવાનાં સદરહુ પ્રકારનાં કારણ એકજ ફરિયાદમાં એકત્ર કરી શકે.

(૨) દાવાનાં કારણ એકજ ફરિયાદમાં એકત્ર કર્યાં હોય ત્યારે, તે ફરિયાદ માંડયાની તારીખે ફરિયાદના વિષયોની એકંદર કિંમત અથવા રકમ ઉપર, તે ફરિયાદ સાંભળવાને કોર્ટની હકુમત છે કે નહીં તેનો આધાર રહેશે.

૪. સ્થાવર મિલકત લેવાની ફરિયાદમાં , કોર્ટની રજા વગર, બીજા કોઇ દાવાનું કારણ સામીલ કરવું નહીં; પરંતુ—

(અ) દાવાવાળી મિલકત સંબંધી અથવા તેના કોઇ ભાગ સંબંધી ચડેલા ભાડાના અથવા તે સંબંધી દરમ્યાનની ઉપજના દાવા;

(બ) જે કરારની રૂએ તે મિલકત કે તેનો કંઇ ભાગ તાબામાં હોય તે કરાર તોડયાથી થએલા નુકસાનના દાવા; તથા

(ક) જે દાવાઓમાં માંગેલી દાદ તેજ દાવાના કારણ ઉપર આધાર રાખતી હોય તે દાવા, તેમાં સામીલ કરવાને હરકત નથી,

પણ એવું ઠરાવ્યું છે કે ગીરો છોડવાનો હક્ક બંધ કરવાની અથવા ગીરો હક્ક છોડવાની ફરિયાદમાં

ગીરો મિલકત પોતાના કબજામાં સ્વાધીનકરવાનો હુકમ માંગવામાં કોઇપણ પક્ષકારને આ કાનુન માંહેના કોઇપણ ઠરાવ ઉપરથી મના છે એમ સમજવું નહી.

૫. મૃત્યુ પત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે કોઇ દાવો કરે અથવા તે તરીકે તેના ઉપર દાવો થાય તેમાં, પોતાના જાતીકા હક્કથી કરે તે અથવા તે હક્કથી તેના ઉપર કરવામાં આવે તે દાવા સામીલ કરવા નહી. પરંતુ મૃત્યુ પત્ર ચલાવનાર તરીકે અથવા મૈયતની મિલકતના વહિવટ કરનાર તરીકે અથવા વારસ તરીકે જે ઇસ્ટેટ વિશે વાદીએ ફરિયાદ કરી હોય કે પ્રતિવાદીના ઉપર ફરિયાદ થઇ હોય તે ઇસ્ટેટના સંબંધમાં છેલ્લા કહેલા દાવા ઉત્પન્ન થયા છે એમ કહેવામાં આવતું હોય અથવા જે મૈયતનો તે વારસ વકીલ હોય તેની સાથે મળીને તે હક્કદાર થાય કે તેના ઉપર જવાબદારી પડે એવા તે ( છેલ્લા કહેલા ) દાવા હોય, તો તે સામીલ કરી શકાય.

૬. જ્યારે દાવાનાં કોઇપણ કારણ એક ફરિયાદમાં એકત્ર કર્યાં હોય તે દાવાનો એકઠો ઈન્સાફ કે નીકાલ કરવો સોઇવાર નથી એમ કોર્ટને જણાય તે પ્રસંગે જુદો જુદો ઇન્સાફ કરવાનો હુકમ કરવાને અથવા યોગ્ય જણાય તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૭. ભલતાજ દાવાનાં કારણો સામીલ કર્યાંની જે હરકતો લેવાની હોય તે સઘળી હરકતો, હરકતનું કારણ પાછળથી ઉત્પન્ન થાય તે શિવાયને પ્રસંગે બની શકે તેટલી વેહેલામાં વેહેલી અને મુદ્દા ઠરાવવામાં આવે તે સઘળી બાબતોમાં મુદ્દા ઠરાવવામાં આવે તે વખતે અથવા તે પેહેલાં લેવી. અને તેવી કોઇ હરકત એ રીતે નહીં લીધી હોય, તો તે મુકી દીધી છે એમ સમજવું.

---

## ઓર્ડર ૩ જો.

---

### કબુલ કરેલા મુખ્ત્યારો અને પ્લીડરો.

૧. કોઇ કોર્ટમાંની ફરિયાદના કોઇ પક્ષકારને તે કોર્ટમાં હાજર થવાની, કામ કરવાની અથવા અરજ કરવાની કાયદા પ્રમાણે જરૂર હોય અથવા અખ્ત્યાર મળ્યો હોય, તે હાજર થવાનું, અરજ કરવાનુ અને કામ કરવાનું, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ કાયદાની રૂયે બીજી રીતે સ્પષ્ટપણે ન ઠરાવ્યું હોય તો પક્ષકાર પોતે જાતે અથવા પોતાના કબુલ કરેલા મુખ્ત્યાર મારફત, અથવા પોતાની વતી કામ કરવાને યોગ્ય રીતે નીમેલા કોઇ પ્લીડર મારફત કરી શકે.

પરંતુ પક્ષકારને જાતે હાજર થવાને કોર્ટ ફરમાવે, તો તેમ પક્ષકારે જાતે હાજર થવું પડશે.

૨. પક્ષકારોના જે કબુલ કરેલા મુખત્યારોથી સદરહુ પ્રમાણે હાજર થવાનું, અરજ કરવાનું અને કામ કરવાનું કરી શકાય તે નીચે પ્રમાણે છે—

(અ) પક્ષકારોએ પોતાની વતી હાજર થવાનો, અરજ કરવાનો અને કામ કરવાનો અખત્યાર જેમાં આપ્યો હોય તેવાં મુખત્યાર નામાં જેમની પાસે હોય તે શખસો;

(બ) કોર્ટની હકુમતની જે સ્થાનિક હદમાં હાજર થવાનું, અરજ કરવાનું કે કામ કરવાનું હોય, તે હદમાં રહેતા ન હોય એવા પક્ષકારોની વતી અને તેમને નામે વેપાર અથવા ધંધો ચલાવનારા શખસો તે વેપાર અથવા ધંધાને લગતી બાબતમાંજ, અને તે પણ સદરહુ પ્રમાણે હાજર થવાનો અને કામ કરવાનો અખત્યાર મુદ્દામ બીજા કોઇ મુખત્યારને આપ્યો ન હોય ત્યારે.

૩. (૧) પક્ષકારના કબુલ કરેલા મુખત્યારને જે પ્રોસેસો પોંચાડવામાં આવે તે, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જાણે તે પક્ષકારને હાથોહાથ પોંચાડી છે એમ સમજવું.

(૨) ફરિયાદના પક્ષકારને પ્રોસેસ પોંચાડવાને આ કાયદામાં જે ઠરાવો કરેલા છે તેજ તેના કબુલ કરેલા મુખત્યારને પોંચાડવામાં લાગુ પડશે.

૪. (૧) કોઇપણ શખસ તરફથી હાજર થવા સારૂ, અરજ કરવા સારૂ અથવા કામ કરવા સારૂ પ્લીડર નીમવો તે લેખથી નીમવો અને તે લેખપર એવા શખસે અથવા તેના કબુલ કરેલા મુખ્ત્યારે અથવા આ અર્થે કામ કરવાને મુખત્યારનામા ઉપરથી યોગ્ય રીતે અધિકાર આપેલા બીજા કોઇ શખસે સહી કરવી જોઇએ.

(૨) એવી દરેક નિમણુંક પ્લીડર કબુલ કરે ત્યારે, તેનો લેખ કોર્ટમાં દાખલ કરવો, અને તે લેખ દાખલ થયો એટલે, પ્રસંગે પ્રમાણે અસીલ અથવા પ્લીડરની સહીનો બીજો લેખ કોર્ટમાં દાખલ કરીને કોર્ટની પરવાનગીથી તે પહેલો લેખ રદ્દ થાય ત્યાં સુધી, અથવા અસીલ કે પ્લીડર ગુજરી જાય ત્યાં સુધી, અથવા અસીલ વિશેના ફરિયાદના બધા કામનું છેવટ આવે ત્યાં સુધી, તે અમલમાં છે એમ સમજવું.

(૩) સન ૧૮૬૧ ના હિંદુસ્તાનના હાઇ કોર્ટો બાબતના આકટની રૂએ સ્થાપન થએલી કોઇપણ હાઈ કોર્ટના, અથવા કોઇપણ ચીફ કોર્ટના કોઇપણ આડવોકેટને, અને કોઇપણ બીજી હાઇ કોર્ટનો જે કોઇપણ એડવોકેટ બારીસ્ટર હોય તેને કામ કરવાનો અખત્યાર આપ્યાનો કંઇ લેખ હાજર કરવાની જરૂર નથી.

૫. કંઇ પ્રોસેસ-પછી તે પક્ષકારને જાતે હાજર થવા સારૂ હોય કે નહીં-પક્ષકારના પ્લીડરને પોંચાડી હોય, અથવા તે પ્લીડરની આફિસમાં કે હમેશના રહેવાના ઘરમાં મુકી હોય તો, જે પક્ષકારનો તે પ્લીડર છે તે પક્ષકારને તે યોગ્ય રીતે પોંચાડી તથા જણાવી છે એમ અનુમાન કરવું; અને તે બધા કામ સારૂ, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જાણે તે પક્ષકારને હાથોહાથ આપી છે અથવા પોંચાડી છે એમ સમજવું.

૬. (૧) કાનુન ૨ માં કબુલ કરેલા મુખ્ત્યાર લખ્યા છે તે શિવાય કોર્ટની હકુમતમાં રહેનારા કોઇપણ શખસને પ્રોસેસ લેવા સારૂ મુખત્યાર નીમી શકાય.

(૨) એ નિમણુંક વિશેષ અથવા સાધારણ હશે તો પણ ચાલશે, અને તે મુખ્યની સહી સુધાંતના લેખી દસ્તાવેજથી કરવી જોઇએ, અને તે દસ્તાવેજ અથવા તે નિમણુંક સાધારણ હોય તો તેની સહી સુધાંતની નકલ કોર્ટમાં દાખલ કરવી.

## ઑર્ડર ૪ થો.

### ફરિયાદો માંડવા વિશે.

૧. (૧) પ્રત્યેક ફરિયાદ, ફરિયાદ અરજી કોર્ટને અથવા કોર્ટ તે બાબતને વાસ્તે નીમે તે અમલદારને આપીને માંડવી.

(૨) દરેક ફરિયાદ અરજી, ઑર્ડર ૬ તથા ૭ માંની કાનુનો જેટલે સુધી તેને લાગુ પડે તેટલે સુધી તે પ્રમાણે હોવી જોઇયે.

૨. દિવાની ફરિયાદોનું રજિસ્ટર એ નામની એક બુક રાખીને તેમાં દરેક ફરિયાદની વિગતો કોર્ટે નોંધાવવી; અને ફરિયાદ અરજીઓ જે અનુક્રમ પ્રમાણે મંજુર થાય તે અનુક્રમ પ્રમાણે તે નોંધોના પ્રત્યેક વર્ષમાં નંબર પાડવા.

## ઑર્ડર ૫ મો.

### સમન કાઢવા તથા પોંચાડવા વિશે.

#### સમન કાઢવા વિશે-

૧. ફરિયાદ અરજી યોગ્ય રીતે માંડયા પછી સમનમાં લખેલે દિવસે હાજર થઇ જવાબ આપવા સારૂ પ્રતિવાદીને સમન કાઢવાનો અધિકાર છેઃ—

પરંતુ ફરિયાદ અરજી આપવામાં આવે તે વખતેજ પ્રતિવાદી હાજર થઇને વાદીનો દાવો કબુલ કરે, ત્યારે સદરહુ સમન કાઢવો નહીં.

(૨) જે પ્રતિવાદીને પેટા કાનુન (૧) મુજબ સમન કાઢવો હોય તે—

(અ) જાતે, અથવા

(બ) કામની બરાબર સમજણ પાડેલા તથા ફરિયાદ બાબત જરૂરીઆત સવાલોના જવાબ દઇ શકે તેવા પ્લીડરની મારફતે, અથવા

(ક) તેવા બધા સવાલોના જવાબ દઇ શકે એવા કોઈ બીજા શખસને પ્લીડર સાથે રાખીને તે પ્લીડરની મારફતે,

હાજર થવાને મુખત્યાર છે.

(૩) આવા દરેક સમન ઉપર જડજે અથવા તેણે નીમેલા અમલદારે સહી કરવી, તથા કોર્ટના શિક્કાથી શિક્કો કરવો.

૨. ફરિયાદ અરજીની એક નકલ, અથવા, જો રજા આપવામાં આવે તો, ટુંકી હકીકતની એક નકલ સદરહુ પ્રત્યેક સમન સાથે રાખવી.

૩. (૧) જ્યારે પ્રતિવાદીને જાતે હાજર રાખવાનું કોર્ટને કારણ જણાય ત્યારે સમનમાં લખેલે દિવસે પ્રતિવાદીએ જાતે કોર્ટમાં હાજર થવું એમ સમનમાં ફરમાવવું.

(૨) જ્યારે તેજ દિવસે વાદીને જાતે હાજર રાખવાનું કોર્ટને કારણ જણાય ત્યારે તે પ્રમાણે હાજર થવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૪. કોઇપણ પક્ષકાર—

(અ) કોર્ટની સાધારણ અવલ હકુમતની સ્થાનિક હદમાં, અથવા

(બ) તે હદની બહાર પણ કોર્ટના મકાનથી ૫૦ મૈલ કરતાં થોડા અથવા (પક્ષકારનું રહેવાનું ઠેકાણું અને કોર્ટ બેસે છે તે ઠેકાણું એ બેની વચ્ચે જે અંતર હોય તેના પાંચ શષ્ટાંશ અંતરમાં આગગાડી અથવા આગબોટ ચાલતી હોય અથવા બીજું ઠરાવેલું સાર્વજનિક વાહન ફરતું હોય તો) કોર્ટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં થોડા અંતર ઉપર,

રહેતો ન હોય તો, તેને જાતે હાજર થવાનો હુકમ કરવો નહીં.

૫. સમન કાઢવો તે માત્ર મુદ્દાજ ઠરાવવા સારૂ કે ફરિયાદનો આખર નિકાલ કરવા સારૂ કાઢવો, એ વાતનો સમન કરતી વખતે કોર્ટે ઠરાવ કરવો: અને તે ઠરાવ પ્રમાણે સમનમાં જણાવવું.

પરંતુ સ્મોલકોઝ કોર્ટ સાંભળી શકે એવી પ્રત્યેક ફરિયાદમાં, ફરિયાદના આખર નિકાલનો સમન કરવો.

૬. કોર્ટમાં ચાલુ કામ કેટલું છે, પ્રતિવાદીને રહેવાનું ઠેકાણું કેટલું દુર છે, અને તેને સમન પોંચાડવાને કેટલી મુદ્દત લાગશે, એ બહુ લક્ષમાં લેઇને પ્રતિવાદીને હાજર થવાનો દિવસ ઠરાવવો; અને તે એવી રીતે ઠરાવવો કે ઠરાવેલે દિવસે હાજર થઇને જવાબ આપવાને પ્રતિવાદીને પુરતો વખત મળે.

૭. હાજર થઈને જવાબ આપવાના સમનમાં પ્રતિવાદીને એમ ફરમાવવું કે, તમે તમારા પોતાના મુકદ્દમાની પુષ્ટીમાં જેના ઉપર આધાર રાખવા ધારતા હોય તેવા જે સઘળા દસ્તાવેજ તમારા કબજામાં અથવા અખ્ત્યારમાં હોય તે તમારે હાજર કરવા.

૮. જ્યારે ફરિયાદના આખર નિકાલનો સમન કર્યો હોય, ત્યારે તેમાં પ્રતિવાદીને એમ ફરમાવવું કે, તમારા મુકદ્દમાની પુષ્ટીમાં જે સાક્ષીઓની શાહેદી ઉપર તમે આધાર રાખવા ધારતા હો તે સાક્ષીઓ તમારે હાજર થવાનો જે દિવસ ઠરાવ્યો છે તે દિવસે હાજર કરવા.

## સમન પોંચાડવાનું.

૯. (૧) જે કોર્ટમાં ફરિયાદ માંડી હોય તે કોર્ટની હકુમતમાં પ્રતિવાદી રહેતા હોય ત્યારે, અથવા સદરહુ હકુમતમાં રહેનાર કોઇ જણને સમન લેવાનો અખત્યાર આપી તેનો મુખત્યાર નિમ્યો હોય ત્યારે, કોર્ટ બીજી રીતે ફરમાવે તે શિવાયને પ્રસંગે, તે સમન પોંચાડવા સારૂ યોગ્ય અમલદારને આપવો અથવા મોકલવો, અને પછી તે સમન તેણે જાતે અથવા તેના હાથ નીચેના કોઇ નોકરે પોંચાડવો.

(૨) સદરહુ યોગ્ય અમલદાર જે કોર્ટમાં ફરિયાદ માંડી હોય તે શિવાયની બીજી કોર્ટનો અમલદાર હોઇ શકે, અને સદરહુ પ્રકારનો અમલદાર હોય ત્યારે, સદરહુ સમન, ટપાલની મારફત અથવા કોર્ટ ફરમાવે તેવી બીજી કોઇ રીતે તેને મોકલવાનો અધિકાર છે.

૧૦. સમન પોંચાડવો તે એવી રીતે કે, જડજની અથવા તે કામને વાસ્તે જડજે નીમેલા અમલદારની સહીવાળી તથા કોર્ટના શિક્કાથી શિક્કો કરેલી સમનની નકલ આપવી અથવા આપવા માંડવી.

**૧૧.** બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જ્યારે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે, પ્રત્યેક પ્રતિવાદીઓને સમન પોંચાડવો.

**૧૨.** બની શકે ત્યાં સુધી, ખુદ પ્રતિવાદીને સમન પોંચાડવો, પરંતુ તેણે સમન લેવાનો અખત્યાર આપીને કોઈ મુખત્યાર નીમ્યો હોય, ત્યારે તે મુખત્યારને સમન પોંચાડયો હોય તો બસ થશે.

**૧૩.** (૧) કંઇ ધંધા અથવા કામ સંબંધી કોઇ શખસ ઉપર ફરિયાદ હોય, અને જે કોર્ટમાંથી સમન કાઢવામાં આવે તે કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે શખસ રહેતો ન હોય ત્યારે, સમન પોંચાડતી વખતે તે હદમાં તે શખસની વતી તે ધંધો જાતે ચલાવનાર અથવા કામ કરનાર જે વહિવટદાર કે મુખત્યાર હોય, તેને સમન પોંચાડયાથી તે સમન બરોબર પોંચ્યો એમ સમજવું.

(૨) આ કાનુનનાં કારણ સારૂ વાહાંણનો માસ્તર તેના માલકનો અથવા નોરે માંડનારનો મુખત્યાર છે એમ સમજવું.

**૧૪.** જ્યારે સ્થાવર મિલકત સંબંધી દાદ મેળવવાને અથવા સ્થાવર મિલકતને કરેલા નુકસાનનો બદલો લેવાની ફરિયાદમાં, ખુદ પ્રતિવાદીને સમન પોંચાડી શકાતો ન હોય, અને સમન લેવાનો અખત્યાર આપીને પ્રતિવાદીએ કોઈ મુખત્યાર નીમ્યો ન હોય ત્યારે, તે મિલકત પ્રતિવાદીના જે મુખત્યારના હવાલામાં હોય તેને સમન પોંચાડી શકાય.

**૧૫.** જ્યારે કોઇ ફરિયાદમાં પ્રતિવાદી મળતો ન હોય અને પોતાની વતી સમન લેવાનો અખત્યાર આપીને તેણે કોઇ મુખત્યાર નીમ્યો ન હોય ત્યારે, તેની સાથે રહેનારા તેના કુટુંબમાંના કોઇ પાકી ઉમરના મરદને સમન પોંચાડી શકાય.

**ખુલાસો:**—આ કાનુનનાં કારણ સારૂ ચાકર કુટુંબનો માણસ છે એમ સમજવું નહિ.

**૧૬.** જ્યારે સમન પોંચાડનાર અમલદાર સમનની નકલ પ્રતિવાદીને હાથોહાથ અથવા તેની વતી કોઇ મુખત્યારને કે બીજા શખસને આપે અથવા આપવા માંડે ત્યારે, તેને અસલ સમન પાછળ સમન પોંચ્યાનો શેરો લખીને તે ઉપર, જેને એવી રીતે નકલ આપી અથવા આપવા માંડી હોય તેની સહી માગવી.

**૧૭.** પ્રતિવાદી અથવા તેનો મુખત્યાર અથવા ઉપર કહ્યા પ્રકારનો બીજો શખસ પોંચ્યા બાબતના શેરા ઉપર સહી કરવાની ના કહે, ત્યારે અથવા જ્યારે સમન પોંચાડવા જનાર અમલદારે સઘળી યોગ્ય તથા વાસ્તવીક હોંશિયારી વાપર્યા છતાં તેને પ્રતિવાદી જડે નહીં, અને તેની વતી સમન લેવાને અખત્યાર આપેલો તેનો કોઈ મુખત્યાર ન હોય, તેમ જેને સમન પોંચાડી શકાય તેવો કોઇ બીજો શખસ ન હોય ત્યારે, સમન પોંચાડવા જનાર અમલદારે પ્રતિવાદી હમેશ જે ઘરમાં રહેતો હોય અથવા ધંધો ચલાવતો હોય અથવા ફાયદા માટે જાતે કામ કરતો હોય તે ઘરને બહારને બારણે અથવા કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર સમનની એક નકલ ચોઢવી, અને પછી અસલ ઉપર શેરો લખીને અથવા અસલ સાથે શેરો જોડીને તે અસલ સમન જે કોર્ટે કાઢયો હોય તે કોર્ટમાં પાછો મોકલવો; તે શેરામાં, સદરહુ રીતે નકલ ચોઢી છે તે વાત તથા જે હકીકતોને લીધે તેણે તેમ કર્યું હોય તે હકીકતો જણાવવી અને જે શખસે તે ઘર ઓળખાવ્યું હોય તથા જેના દેખતાં નકલ ચોહડી હોય એવો કોઇ શખસ હોય તો તેનું નામ તથા પત્તા લખવાં.

**૧૮.** કાનુન ૧૬ પ્રમાણે સમન પોંચાડયો હોય તેવે બધે પ્રસંગે સમન પોંચાડનાર અમલદારે, સમન ક્યારે પોંચાડયો અને તે શી રીતે પોંચાડયો એ વિશેનો અને જેને સમન પોંચાડવાનો હોય તેને ઓળખનાર તથા સમન આપ્યાની અથવા આપવા માંડયાંની વાત જોનાર શખસ (જો કોઇ હોય તો) તેના નામનો તથા પત્તાનો શેરો અસલ સમન ઉપર કરવો કે બીજા પાસે કરાવવો, અથવા તે શેરો અસલ સાથે જોડવો કે જોડાવવો.

**૧૯.** કાનુન ૧૭ પ્રમાણે સમન પાછો આવે ત્યારે, જો સદરહુ કાનુનની રૂયે કરેલા શેરાના ખરાપણા વિશે સમન પોંચાડવા જનાર અમલદારે સોગનનામા ઉપર એકરાર કર્યો ન હોય ત્યારે, સમન પોંચાડવા જનાર અમલદારની તેણે કરેલા કામ સંબંધી કોર્ટે સોગન ઉપર જબાની લેવી અથવા બીજી કોર્ટ પાસે એવી રીતે તેની જબાની લેવડાવવી, અને જો તે શેરાના ખરાપણા વિશે સદરહુ રીતે એકરાર કર્યો હોય તો, સદરહુ કોર્ટને સદરહુ પ્રમાણે જબાની લેવાનો અથવા બીજી કોર્ટ પાસે લેવડાવવાનો અધિકાર છે. અને તે બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવી વધારે તપાસ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને પછી સમન બરોબર રીતે મળ્યો છે એમ કોર્ટે જણાવવું, અથવા પોતાને યોગ્ય લાગે તે રીતે સમન પહોંચાડવાનો હુકમ કરવો.

**૨૦.** (૧) કોર્ટની ખાત્રી થાય કે,—પોતાને સમન ન પોંચે એ હેતુથી પ્રતિવાદી ચુકવા ચુકવી કરે છે, અથવા બીજા કોઇ સબબથી હંમેશની રીતે સમન બજી શકે તેમ નથી એમ માનવાનું કારણ છે,—ત્યારે સમનની એક નકલ કોર્ટના મકાનમાં કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને એક નકલ, પ્રતિવાદી છેલ્લો કયા ઘરમાં રહેતો હતો અથવા ધંધો ચલાવતો હતો અથવા ફાયદા માટે જાતે કામ કરતો હતો એ જાણ્યામાં હોય તો, તે ઘરના કોઇ પ્રસિદ્ધ ઠેકાણે પણ ચોઢવી એવો, અથવા કોર્ટની નજરમાં બીજી જે રીતે યોગ્ય જણાય તે રીતે સમન પોંચાડવાનો કોર્ટે હુકમ કરવો.

(૨) કોર્ટના હુકમથી સમન બીજી રીતે પોંચાડયો હોય ત્યારે તે જાણે ખુદ પ્રતિવાદીને પોંચાડયો છે એમ ગણવામાં આવશે.

(૩) બીજી રીતે સમન પોંચાડવાનો કોર્ટે હુકમ કર્યો હોય ત્યારે, પ્રસંગ પ્રમાણે જરૂર હોય તેટલી મુદત પ્રતિવાદીને હાજર થવા સારૂ કોર્ટે ઠરાવવી.

**૨૧.** જે કોર્ટે સમન કાઢયો હોય તે કોર્ટ તે સમન, તે પ્રાંતની અંદર અથવા બહાર, પ્રતિવાદીનું રહેવાનું ઠેકાણું હાઇકોર્ટ શિવાયની બીજી જે કોર્ટની હકુમત હોય તે કોર્ટમાં, પોતાના કોઇ અમલદાર સાથે અથવા ટપાલ મારફતે મોકલવાનો અધિકાર છે.

**૨૨.** કલકત્તા, મદ્રાસ, મુંબઇ, અને રંગુન એ શહેરોની હદની બહાર સ્થપાયેલી કોઇ કોર્ટે કાઢેલો કોઇ સમન સદરહુ કોઇ હદમાં પોંચાડવો હોય ત્યારે જે સ્મોલકાજ કોર્ટની હકુમતમાં તે સમન પોંચાડવો હોય તે સ્મોલ કાજ કોર્ટને તે મોકલવો.

**૨૩.** જે કોર્ટને સમન કાનુન ૨૧ અથવા ૨૨ મુજબ મોકલવામાં આવે તે કોર્ટે, સમન પોંચે એટલે જાણે પોતેજ તે સમન કાઢયો હોય તેવી રીતે તજવીજ કરવી. અને પછી તેના સંબંધમાં જે કાંઇ કામ ચલાવવામાં આવ્યું હોય તેનું જો કંઇ લખાણ થયું હોય, તો તે સહિત તે સમન, પ્રથમ જે કોર્ટે કાઢયો હોય, તે કોર્ટમાં પાછો મોકલવો.

**૨૪.** પ્રતિવાદીને કોઈ તુરંગમાં કેદ કર્યો હોય ત્યારે, સમન પ્રતિવાદીને પોંચાડવા સારૂ તે તુરંગ જેના તાબામાં હોય તે અમલદારને આપવો અથવા તેના ઉપર ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલવો.

**૨૫.** જ્યારે પ્રતિવાદી બ્રિટિશ ઈંડિયાની બહાર રહેતો હોય, અને સમન લેવાને અખત્યાર આપેલો કોઈ તેનો મુખત્યાર બ્રિટિશ ઈંડયામાં ન હોય ત્યારે, પ્રતિવાદી રહેતો હોય તે ઠેકાણાનું સરનામું કરીને તેને સમન મોકલવો અને તે ઠેકાણું તથા કોર્ટ બેસતી હોય તે ઠેકાણું એ બેની વચ્ચે ટપાલનો સંબંધ હોય તો તે સમન ટપાલ મારફતે રવાના કરવો.

**૨૬.** જ્યારે—

(અ) મલીક મુઆઝમને અથવા ગવર્નર જનરલ ઇન કૌંસિલને મળેલી પરમુલકની હકુમત ચલાવીને જે કોઇ પરમુલકમાં પ્રતિવાદી રહેતો હોય તે પરમુલકની અંદર પોલીટીકલ એજંટ નિમાયલો હોય, અથવા એકાદી કોર્ટ સ્થાપવામાં અથવા ચાલુ રાખવામાં આવેલી હોય અને તે પોલીટીકલ એજંટને અથવા કોર્ટને આ કાયદાની રૂયે કોઇ કોર્ટે કાઢેલો સમન પોંચાડવાનો અધિકાર આપ્યો હોય ત્યારે, અથવા

(બ) ગવર્નર જનરલ ઇન કૌંસિલે ઈન્ડીયા ગેઝીટમાં જાહેરનામું છાપીને એવું પ્રસિદ્ધ કર્યું હોય કે સદરહુ રીતે કાઢેલો કોઇપણ સમન એવા કોઇ મુલકમાં આવેલી અને ઉપર જણાવ્યા પ્રમાણેની હકુમત ચલાવીને સ્થાપેલી અથવા ચાલુ રાખેલી ન હોય તે કોર્ટ પોંચાડી શકે,

ત્યારે તે સમન પ્રતિવાદીને પોંચાડવા સારૂ એવા પોલીટીકલ એજંટ ઉપર અથવા કોર્ટ ઉપર ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલી શકાય; અને આ કાયદામાં પાછળ બતાવી છે તે રીતે પ્રતિવાદીને સમન પોંચાડયો છે એવો પોતાની સહી સુદ્ધાનો શેરો લખીને તે પોલીટીકલ એજંટ અથવા તે કોર્ટનો જડજ અથવા બીજો અમલદાર તે સમન પાછો મોકલે તો, તે શેરો તે સમન પોચાડયાનો પુરાવો છે એમ સમજવું જોઇયે.

**૨૭.** જ્યારે પ્રતિવાદી સરકારી અમલદાર હોય ( પણ તે મલિક મુઆઝમની લશ્કરી અથવા દરિઆઇ ફોજનો અથવા મલિક મુઆઝમની ઇન્ડીઅન મરીન સર્વીસના ન હોય ) અથવા કોઇ રેલ્વે કંપનીનો અથવા

સ્થાનિક અધિકારીનો નોકર હોય ત્યારે, પ્રતિવાદી જે આફિસમાં નોકર હોય તે આફિસના મુખ્ય અમલદારને સમનની એક નકલ પ્રતિવાદીને પોંચાડવા સારૂ મોકલવાથી ઘણી અનુકુળતાથી તે સમન પોંચાડી શકશે એમ કોર્ટને જણાય તો, તે રીતે બજાવવા સારૂ તે સમન તે અમલદારને મોકલવાને કોર્ટ મુખત્યાર છે. અને તેની સાથે તે સમનની એક નકલ પ્રતિવાદીને રાખવા સારૂ મોકલવી.

૨૮. જ્યારે પ્રતિવાદી સોલજર હોય ત્યારે, તેને સમન પોંચાડવા સારૂ તેના કમાન્ડિંગ ઓફિસર ઉપર કોર્ટે તે સમન મોકલવો, તથા તેની સાથે તે સમનની એક નકલ પ્રતિવાદીને રાખવા સારૂ મોકલવી.

૨૯. (૧) જ્યારે ૨૪ મી અથવા ૨૮ મી કાનુનની રૂએ પોંચાડવા સારૂ કોઇ શખસને સમન આપ્યો હોય અથવા મોકલ્યો હોય, ત્યારે તે શખસ તે સમન જો બની શકે તો પોંચાડવાને અને પ્રતિવાદીની લેખી કબુલાત સાથે તથા પોતાની સહી સાથે તે પાછો મોકલવાને બંધાયેલો છે, અને સદરહુ સહી તે સમન પોંચાડયાના પુરાવા તરીકે ગણાશે.

(૨) જ્યારે કોઇપણ કારણને લીધે તે સમન પોંચાડી શકાય એમ ન હોય ત્યારે, તે સમન કોર્ટને પાછો મોકલવો અને તેની સાથે એવા કારણની તથા સમન પોંચાડવા સારૂ લીધેલાં પગલાંની વિગતવાર કેફિયત મોકલવી, અને એવી કેફિયત તે સમન ન પોંચાડયાના પુરાવા તરીકે ગણાશે.

૩૦. (૧) આમાં અગાઉ ગમે તેમ કહ્યું હોય તે છતાંએ, કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે સમનને બદલે પત્ર લખવો જોઇયે એવો પ્રતિવાદીનો મર્તબો છે ત્યારે, જડજની અથવા તે કામને વાસ્તે જડજ નીમે તે અમલદારની સહી સુધાંતનો પત્ર સમનને બદલે મોકલવાને કોર્ટ મુખ્યાર છે.

(૨) સમનમાં જે જે વિગતો લખવી જોઇએ તે બધી વિગતો પેટા કાનુન (૧) ની રૂયે બદલે લખેલા પત્રમાં લખવી અને પેટા કાનુન (૩) માં ઠરાવ્યું છે તેને અનુસરીને બધી રીતે તે પત્ર સમન તરીકે ગણવો.

(૩) સમનને બદલે સદરહુ પ્રમાણે પત્ર લખવામાં આવે ત્યારે, તે ટપાલ મારફતે અથવા કોર્ટ પસંદ કરે તે મુદ્દામ માણસની સાથે અથવા કોર્ટને યોગ્ય લાગે એવી બીજી કોઈ રીતે, પ્રતિવાદીને મોકલવાનો—અધિકાર છે; પણ સમન લેવાનો અખ્ત્યાર આપેલો પતિવાદીનો કોઈ મુખ્ત્યાર હોય, ત્યારે તે મુખ્ત્યારને તે પત્ર આપવાને અથવા મોકલવાને હરકત નથી.

---

## ઓર્ડર ૬ ઠો.

### સાધારણત: પ્લીડિંગ વિશે.

૧. "પ્લીડિંગ" એટલે ફરિયાદ અરજી અથવા લેખી કેફીયત.

૨. દરેક પ્લીડિંગમાં, તકરાર કરનારો પક્ષકાર, પ્રસંગ પ્રમાણે, પોતાના દાવાના અથવા બચાવના સંબંધમાં જેના ઉપર આધાર રાખતો હોય એવીજ માત્ર મુદ્દાની હકીકત ટુંકમાં લખવી જોઇયે અથવા હોવી જોઇયે, પણ તેમાં, જે ઉપરથી તે હકીકત સાબિત કરવાની હોય તે પુરાવો લખવો નહી, અને જરૂર હોય ત્યારે, તેના પારેગ્રાફ કરીને તેને એક પછી એક અનુક્રમમાં નંબર આપવા જોઇયે. તારીખો, રકમો તથા નંબર આંકડાથી બતાવવા જોઈયે.

૩. આ પુરવણીમાંના નમુના લાગુ પડતા હોય ત્યારે, તેમનો, અને તે લાગુ પડતા ન હોય ત્યારે બની શકે ત્યાં સુધી તેવીજ જાતના બીજા નમુનાનો, સઘળી પ્લીડિંગ સારૂ ઉપયોગ કરવો.

૪. જે બાબતોમાં તકરાર કરનારો પક્ષકાર કોઇપણ ગેરસમજુતીની, કપટની, વિશ્વાસઘાતની, બુદ્ધિપૂર્વક કસૂરની, અથવા ગેરવ્યાજબી દાબની વાત ઉપર આધાર રાખતો હોય તેવી સઘળી બાબતોમાં તથા બીજી જે બાબતોમાં ઉપર જણાવેલા નમુનામાં નિર્દિષ્ટ કરેલી વિગતો ઉપરાંત વધારે વિગત લખવી જરૂર હોય ત્યારે તે સઘળી બાબતોમાં, પ્લીડિંગમાં ( જરૂર હોય તો તારીખ તથા રકમો સહિત ) વિગત લખવી જોઇયે.

૫. સદરહુ દાવાના અથવા બચાવના પ્રકાર બાબત વધારે સારી હકીકત, અથવા કોઇપણ પ્લીડિંગમાં લખેલી કોઈપણ વાત બાબત વધારે તથા વધારે સારી વિગત, ખરચ તથા બીજી બાબતના સંબંધમાં વાજબી હોય તે શરતે, લખી આપવાનો હુકમ કરવાનો સઘળે પ્રસંગે અધિકાર છે.

૬. જે કોઇ અગાડીની શરત પુરી કરવાના અથવા પાળ્યાના સંબંધમાં તકરાર કરવાની હોય તે શરત, પ્રસંગ પ્રમાણે, વાદીએ અથવા પ્રતિવાદીએ પોતાની પ્લીડિંગમાં સ્પષ્ટ રીતે નિર્દિષ્ટ કરવી જોઇયે; અને તેને અનુસરીને વાદીના અથવા પ્રતિવાદીના દાવાને જરૂરની સઘળી અગાડીની શરતો પુરી કર્યાની અથવા પાળ્યા બાબતની ખાત્રી તેની પ્લીડિંગમાં ગર્ભીત રીતે દર્શાવવી જોઇયે.

૭. કોઇપણ પ્લીડિંગમાં સુધારો કરવાનો હોય તે શિવાયને પ્રસંગે તેમાં તે પ્લીડિંગ કરનારા પક્ષકારની અગાડીની વિરૂદ્ધ હોય એવા દાવાનો કોઇપણ નવો મુદ્દો કાઢવો નહીં, અથવા તેવી કોઈપણ વાત બન્યાનું લખવું નહીં.

૮. જ્યારે કરાર થયો છે એમ કોઇપણ પ્લીડિંગમાં જણાવ્યું હોય ત્યારે, તે કરાર થયાની વાત વિરૂદ્ધ પક્ષ માત્ર ના કબુલ કરે તો, કરાર થયાનું જણાવ્યું હોય તે કરાર ખરેખર થયો નથી એમ અથવા જે ઉપરથી તે થયાનું અનુમાન થઈ શકે એવી મુદ્દાની બાબત નાકબુલ કરી છે એટલુંજ માત્ર સમજવું. અને એવા કરારનું કાયદેસરપણું અથવા કાયદા પ્રમાણે પુરતાપણું ના કબુલ કર્યું છે એમ સમજવું નહી.

૯. જ્યારે જ્યારે કોઇપણ દસ્તાવેજનો મજકુર મહત્વનો હોય ત્યારે ત્યારે તે દસ્તાવેજના અથવા તેના કોઈ ભાગના ચોક્કસ શબ્દો મહત્વના હોય તે શિવાયને પ્રસંગે, કોઇપણ પ્લીડિંગમાં તે સઘળા દસ્તાવેજનો અથવા તેના કોઇ ભાગનો ઉતારો ન કરતાં તેની મતલબ બનતાં સુધી ટુંકમાં લખી હોય તો બસ થશે.

૧૦. જ્યારે જ્યારે કોઇપણ શખસની દૂષબુદ્ધિ વિશે અથવા તેના કપટના ઇરાદા વિશે અથવા તેની માહીતી વિશે અથવા મનની બીજી સ્થિતિ વિશે ઉલ્લેખ કરવાનું મહત્વનું દેખાય ત્યારે, જે પ્રસંગો ઉપરથી તેનું અનુમાન કરી શકાય તેનું વર્ણન નહીં કરતાં તે હકીકત બન્યાનું જણાવવું બસ થશે.

૧૧. કોઇપણ શખસને કોઈપણ હકીકતની, બાબતની અથવા વસ્તુની નોટીસ મળી છે એમ કહેવું મહત્વનું હોય ત્યારે ત્યારે, તેવી નોટીસનો નમુનો અથવા તેની ચોક્કસ શરતો અથવા જે પ્રસંગો ઉપરથી તેવું અનુમાન કરવાનું હોય તે તે મહત્વનું ન હોય તો, એવી નોટીસની વાત બનેલી હકીકત તરીકે જણાવી હોય તો બસ થશે.

૧૨. જ્યારે જ્યારે ઘણા કાગળો અથવા ઘણી વાતચીત ઉપરથી અથવા બીજી રીતે કેટલાક પ્રસંગો ઉપરથી કોઇપણ શખસો વચ્ચે કોઇપણ કરાર અથવા સંબંધ થયાનું અનુમાન કરવાનું હોય ત્યારે ત્યારે, એવા કરાર અથવા સંબંધને ખરી હકીકત તરીકે જણાવી હોય તો બસ થશે, અને એવા કાગળો, વાતચીત, અથવા પ્રસંગોની વિગત ન જણાવતાં સાધારણ રીતે તેનો ઉલ્લેખ કર્યો હોય તો બસ થશે. અને એવે પ્રસંગે એ પ્રમાણે પ્લીડિંગ કરનારો શખસ એવી હકીકતો ઉપરથી અનુમાન થતા એકથી વધારે કરારો અથવા સંબંધો પર વૈકલ્પિક રીતે આધાર રાખવા માગતો હોય, તો તેને વૈકલ્પિક રીતે તે કરાર અથવા સંબંધ દાખલ કરવાનો અધિકાર છે.

૧૩. એમાંના કોઇપણ પક્ષકારને, જે કોઇપણ મુદ્દાની હકીકત તેની તરફની છે એવું કાયદા ઉપરથી અનુમાન થઈ શકે તેવી હકીકત, અથવા જે સાબિત કરવાનો બોજો સામાવાળા ઉપર હોય અને જે પહેલાંથી સ્પષ્ટ રીતે નાકબુલ કરી ન હોય ( જેમ કે, વાદી બિલ ઓફ એકસચેન્જના મોબદલાને મુખ્ય મુદ્દો ગણીને તે મોબદલા સારૂ ફરિયાદ ન કરતાં ફક્ત તે બિલ ઉપરથીજ ફરિયાદ કરે ત્યારે તે બિલનો મોબદલો ) તેવી હકીકત પોતાની પ્લીડિંગમાં દાખલ કરવાની ગરજ નથી.

૧૪. દરેક પ્લીડિંગ ઉપર પક્ષકારે તથા તેનો કોઇ પ્લીડર હોય તો તેણે સહી કરવી જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે પ્લીડીંગ કરનારો પક્ષકાર ગેરહાજર હોવાના કારણથી, અથવા બીજા સબળ કારણથી પ્લીડિંગ ઉપર સહી કરી શકે તેમ નહીં, હોય ત્યારે, તેની તરફથી તે ઉપર સહી કરવા સારૂ અથવા ફરિયાદ કરવા સારૂ અથવા બચાવ કરવા સારૂ તેણે જે કોઇ શખસને યોગ્ય રીતે અધિકાર આપ્યો હોય તે તે ઉપર સહી કરી શકે.

૧૫. (૧) વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇપણ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, દરેક પ્લીડિંગ ઉપર તેની નીચે પ્લીડિંગ કરનારા પક્ષકારે અથવા પક્ષકારોમાંના એકે અથવા મુકદમાની હકીકતથી જે બીજો કોઇ શખસ વાકેફ છે એમ કોર્ટની ખાત્રી લાયક સાબિત થયું હોય તે શખસે પ્લીડિંગના ખરાપણા બાબતનો દાખલો લખવો જોઇયે.

(૨) ખરાપણાનો દાખલો લખનાર શખસે, કયો મજકુર પોતાની જાણ પ્રમાણે ખરો છે એવો દાખલો લખ્યો છે અને કયો મજકુર મળેલી ખબર ઉપરથી તથા ખરો છે એમ માન્યા ઉપરથી દાખલો લખ્યો છે. તે, પ્લીડિંગમાંના પારેગ્રાફને નંબર આપીને તથા તે નંબર ઉપર હવાલો આપીને નિર્દિષ્ટ કરવું જોઇયે.

(૩) ખરાપણાનો દાખલો લખી આપનારા શખસે તે ઉપર સહી કરવી જોઇયે, અને તે ઉપર જે તા-રીખે તથા જે જગાએ સહી કરી હોય તે તારીખ તથા જગા લખવી જોઇયે.

**૧૬.** ફરિયાદ ચાલતી હોય ત્યારે ગમે તે વખતે, કોઇપણ પ્લીડિંગમાં જે કોઇ બાબત જરૂરની ન હોય અથવા નિંદા ભરેલી હોય અથવા જેને લીધે ફરિયાદનો વાજબી ઇનસાફ થવામાં હરકત થાય અથવા ત્રાસ પડે અથવા વિલંબ થાય એમ હોય તે બાબત છેકી નાંખવાનો અથવા સુધારવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

**૧૭.** ફરિયાદ ચાલતી હોય ત્યારે ગમે તે વખતે, એમાંના કોઇપણ પક્ષકારને પોતાનાં પ્લીડિંગ, યોગ્ય હોય તેવી રીતે તથા તેવી શરતે ફેરવવા અથવા સુધારવા દેવાનો કોર્ટને અધિકાર છે, અને આ પ્રમાણે જે સુધારો કરવાનો હોય તે સઘળો, પક્ષકારો વચ્ચે તકરારના ખરા મુદ્દા શું છે તે ઠરાવવાના કારણ સારૂ જરૂર હોય તે પ્રમાણે કરવો જોઇએ.

**૧૮.** કોઇપણ પક્ષકારે સુધારો કરવાનો હુકમ મેળવ્યો હોય છતાં તે હુકમમાં જણાવેલી મુદ્દતની અંદર અથવા તે હુકમમાં કાંઇપણ મુદ્દત ઠરાવી નહીં હોય તો તે હુકમની તારીખથી ૧૪ દિવસની અંદર, સદરહુ પ્રમાણે સુધારો કરે નહીં તો તેને, પ્રસંગ પ્રમાણે, ઉપર જણાવ્યા પ્રમાણે નિમેલી મુદ્દત અથવા સદરહુ ૧૪ દિવસની મુદ્દત પુરી થાય તે પછી, કોર્ટ તે મુદ્દતમાં વધારો ન કરે તો, સુધારો કરવાની પરવાનગી આપવી નહિ.

---

## ઑર્ડર ૭ મો.

### ફરીયાદ અરજી વિશે.

**૧.** ફરિયાદ અરજીમાં નીચેની વિગતો આવવી જોઇએ, એટલે:—

(અ) જે કોર્ટમાં ફરિયાદ આણી હોય તે કોર્ટનું નામ;

(બ) વાદીનું નામ, વર્ણન અને રહેવાનું ઠેકાણું;

(ક) નિશ્ચય થઇ શકે ત્યાંસુધી પ્રતિવાદીનું નામ, વર્ણન તથા રહેવાનું ઠેકાણું;

(ડ) વાદી અથવા પ્રતિવાદી સગીર હોય અથવા ગાંડા જેવો હોય તો તે મતલબની હકીકત;

(ઇ) જે હકીકતથી દાવાનું કારણ બનતું હોય તે હકીકત; તથા તે કારણ ક્યારે ઉત્પન્ન થયું તે;

(ફ) કોર્ટની હકુમત છે એમ જણાવનારી હકીકત;

(ગ) વાદી માંગતો હોય તે દાદ;

(હ) વાદીએ સામો દાવો મજરે આપ્યો હોય અથવા પોતાના દાવાનો કંઇ ભાગ છોડી દીધો હોય તે પ્રસંગે તે મજરે આપેલી અથવા છોડી દીધેલી રકમ, અને

(આઇ) બને ત્યાંસુધી હકુમતના તથા કોર્ટની ફીના કારણ સારૂ ફરિયાદના વિષયની કિંમત.

**૨.** જ્યારે વાદી પૈસા વસુલ કરવાની તજવીજ કરતો હોય, ત્યારે માંગેલી ખરેખરી રકમ ફરિયાદ અર-જીમાં લખવી જોઇએ.

પણ જ્યારે દરમ્યાનની ઉપજની અથવા વાદી પ્રતિવાદી વચ્ચે રજુઆત ન થએલો હિસાબ નક્કી કરીને જે બાકી લેહેણી નિકળે તે લેવાની વાદી ફરિયાદ કરે, ત્યારે દાવાની, રકમનો અજમાસ કાઢીને તે રકમ ફરિયાદ અરજીમાં લખવી જોઇયે.

**૩.** ફરિયાદનો વિષય સ્થાવર મિલકત હોય, ત્યારે તે ઓળખાવી શકાય તેટલું તેનું વર્ણન ફરીયાદ અર-જીમાં લખવું, અને તે મિલકત ચતુઃસિમાથી અથવા જમાબંદીના કે મોજણીના દફતરમાંના નંબરથી ઓળ-ખાતી હોય તે પ્રસંગે, તે ચતુઃસિમા અથવા નંબર ફરિયાદ અરજીમાં લખવા.

૪. વાદી વારસ વકીલ તરીકે ફરિયાદ કરે ત્યારે, ફરિયદના વિષયમાં તેને પ્રત્યક્ષ ચાલુ હક્ક સંબંધ છે એમ ફરિયાદ અરજીમાં દર્શાવવું જોઇએ એટલુંજ નહીં, પરંતુ તે બાબતની ફરિયાદ માંડવાને જે (કાંઇ) જરૂરની તજવીજ કરવી જોઇએ તે તેણે કરી છે તે પણ દર્શાવવું જોઇએ.

૫. ફરિયાદના વિષયમાં પ્રતિવાદીનો હિત સંબંધ છે, અથવા તેમાં મ્હારો હિતસંબંધ છે એમ પ્રતિવાદી કહે છે એમ અને વાદીની માગણીનો જવાબ દેવાને પ્રતિવાદી પાત્ર છે એમ ફરિયાદ અરજીમાં દર્શાવવું જોઇએ.

૬. મુદતના કાયદામાં જે મુદત કહી હોય તે મુદત વીતી ગયા પછી ફરિયાદ કરી હોય તે પ્રસંગે, તે કાયદો લાગુ ન પડવાનું કારણ ફરિયાદ અરજીમાં બતાવવું.

૭. જે કાંઇ દાદ અથવા તેને બદલે બીજું જે કાંઇ વાદી માંગતો હોય તે દાદ અથવા તે બીજું દરેક ફરિયાદ અરજીમાં સ્પષ્ટ રીતે લખવું, અને સાધારણ અથવા બીજી દાદ માંગવાની જરૂર નથી; કારણ તે માંગેલી હોય તે પ્રમાણેજ, કોર્ટને યોગ્ય લાગે તેટલે સુધી આપવાનો હંમેશ અધિકાર છે. અને આજ નિયમ પ્રતિવાદીએ પોતાની લેખી કેફીયતમાં માંગેલી કોઇપણ દાદને લાગુ છે એમ સમજવું.

૮. જુદા જુદા મુદ્દા ઉપર આધાર રાખતા હોય એવા અનેક જુદા જુદા હકના અથવા દાવાના કારણના સંબંધમાં વાદી દાદ માંગતો હોય ત્યારે, તે મુદ્દા, બની શકે તેટલે સુધી, જુદા જુદા તથા સ્પષ્ટ રીતે લખવા.

૯. (૧) વાદીએ ફરિયાદ અરજીની સાથે કોઇપણ દસ્તાવેજો હાજર કર્યા હોય તો તેમની યાદી તેણે ફરિયાદ અરજી નીચે શેરાથી લખવી, અથવા તે યાદી ફરિયાદ અરજી સાથે જોડવી. અને ફરિયાદ અરજી મંજુર કરવામાં આવે તો, જેટલા પ્રતિવાદીઓ હોય તેટલી ફરિયાદ અરજીની નકલો સાદા કાગળ ઉપર વાદીએ આપવી. પરંતુ ફરિયાદ અરજી લંબાણ હોવાના સબબથી, અથવા પ્રતિવાદીઓ ઘણા હોવાના સબબથી, અથવા બીજા કોઇ પુરતા કારણને લીધે, તેવી નકલોને બદલે,–દાવો કર્યો હોય તેના પ્રકારની અથવા ફરિયાદમાં માંગેલી દાદની–ટુંકી હકીકતની પ્રતિવાદીઓ હોય તેટલી નકલો હાજર કરવાની વાદીને કોર્ટ રજા આપે તો, વાદીએ તેવી ટુંકી હકીકતની નકલો હાજર કરવી.

(૨) વારસ વકીલ તરીકે વાદીએ ફરિયાદ કરી હોય, અથવા તે તરીકે પ્રતિવાદીએ કે પ્રતિવાદીઓ પૈકી કોઇ ઉપર ફરિયાદ થઇ હોય, ત્યારે શા સંબંધથી વાદીએ ફરિયાદ કરી છે અથવા પ્રતિવાદી ઉપર ફરિયાદ થઇ છે તે એ હકીકતમાં જણાવવું.

(૩) આ હકીકત ફરિયાદ અરજીની સાથે મળતી કરવાને માટે કોર્ટની રજાથી વાદી તે હકીકત દુરસ્ત કરવાને મુખત્યાર છે.

(૪) કોર્ટના મુખ્ય કારભારીને તે યાદ અને નકલો અથવા હકીકત તપાસતાં એમ માલમ પડે કે તે બરાબર છે તો તેણે તેમના ઉપર સહી કરવી.

૧૦. (૧) ફરિયાદઅરજી, ફરિયાદ ચાલતાં ગમે તે વખતે, તે જે કોર્ટમાં માંડવી જોઇતી હતી તે કોર્ટમાં આપવા સારૂ, પાછી આપવી.

(૨) ફરિયાદઅરજી પાછી આપતી વખતે જડજે તેના ઉપર પોતાને હાથે શેરો કરવો. તેમાં, ફરિયાદઅરજી કોણે આપી. તે કઇ તારીખે આપી, તે કઇ તારીખે પાછી આપી, એ અને તે પાછી આપવાનાં કારણ, ટુંકામાં લખવાં.

૧૧. નીચેને પ્રસંગે ફરિયાદ અરજી નામંજુર કરવી:—

(અ) તે ઉપરથી દાવાનું કારણ જણાતું ન હોય ત્યારે;

(બ) માગેલી દાદની કમી કિંમત બાંધી હોય, અને કોર્ટે ઠરાવેલી મુદતમાં કિંમતનો આંકડો દુરસ્ત કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે ત્યારે;

(ક) માગેલી દાદની બરોબર કિંમત બાંધી હોય, પણ કમી સ્ટાંપ મારેલા કાગળ ઉપર ફરિયાદઅરજી લખી હોય, અને કોર્ટે ઠરાવેલી મુદતમાં જોઇતો સ્ટાંપ કાગળ પુરો કરી આપવાનું કહ્યા છતાં વાદી તેમ ન કરે ત્યારે;

(ડ) ફરિયાદઅરજીમાં લખેલા કોઇપણ મજકુર ઉપરથી એમ જણાય કે કોઇ કાયદા ઉપરથી ફરિયાદ ચલાવાને પ્રતિબંધ થાય છે ત્યારે.

૧૨. ફરિયાદ અરજી નામંજુર કરવામાં આવે ત્યારે, તેવી મતલબનો હુકમ તથા તે હુકમ કરવાનાં કારણ જડજે લખી રાખવાં.

૧૩. આમાં ઉપર કહેલા કોઇપણ કારણને લીધે ફરિયાદઅરજી નામંજુર કરી હોય ત્યારે, તેટલાજ ઉપરથી તેજ દાવાનાં કારણની બાબતમાં નવી ફરિઆદઅરજી આપવાને વાદીને હરકત નથી.

**ફરિયાદ અરજીમાં જે દસ્તાવેજો પર આધાર રાખવામાં આવતો હોય તે દસ્તાવેજો વિષે.**

૧૪. (૧) પોતાના કબજામાં અથવા અખ્ત્યારમાં હોય તેવા દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે ત્યારે, ફરિયાદ અરજી આપતી વખતે તેણે તે દસ્તાવેજ કોર્ટમાં હાજર કરવો. અને તેજ વખતે ફરિયાદ અરજી સાથે દાખલ કરવા સારૂ તે દસ્તાવેજ અથવા તેની નકલ તેણે આપવી.

(૨) પોતાના દાવાની પુષ્ટીમાં પુરાવાતરીકે કોઇ બીજા દસ્તાવેજો ઉપર (પછી તે તેના કબજામાં અથવા અખ્ત્યારમાં હોય કે ન હોય) વાદી આધાર રાખતો હોય ત્યારે, ફરિયાદઅરજીમાં સામીલ કરવાની અથવા તેની સાથે જોડવાની યાદમાં તેવા દસ્તાવેજો બતાવવા.

૧૫. તેવો કોઇ દસ્તાવેજ વાદીના કબજામાં કે અખ્ત્યારમાં ન હોય, ત્યારે બની શકે તો તેણે જણાવવું કે તે કોના કબજામાં અથવા અખ્ત્યારમાં છે.

૧૬. જ્યારે વેચાય એવા દસ્તાવેજની રૂએ કોઇ ફરિયાદ કરી હોય અને તે દસ્તાવેજ ખોવાયો છે એવું સાબિત કરવામાં આવે, અને તે દસ્તાવેજ ઉપરથી બીજા કોઈ શખસનો હક ઠરે તેને નુકશાની ભરી આપવાની કોર્ટની ખાત્રીલાયક વાદી હામી આપે ત્યારે, ફરિયાદ અરજી આપતી વખતે વાદીએ તે દસ્તાવેજ કોર્ટમાં હાજર કર્યો હોત તથા તેની નકલ ફરિયાદઅરજી સાથે દાખલ થવા આપી હોત, તો જે રીતે કોર્ટ હુકમનામું કરત તે રીતે હુકમનામું કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૭. (૧) સન ૧૮૯૧ ના પેઢીવાળાના ચોપડા પુરાવામાં લેવાના આકટમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, જે દસ્તાવેજ ઉપરથી વાદી ફરિયાદ કરે તે દુકાનના ચોપડામાંનો અથવા હિસાબમાંનો લખેલો મજકુર હોય, અને તે ચોપડો તેના કબજામાં અથવા અખ્ત્યારમાં હોય, ત્યારે ફરિયાદ અરજી દાખલ કરતી વખતે તે ચોપડો અથવા હિસાબ હાજર કરવો, અને તેની સાથે જે લખેલા મજકુર ઉપર વાદી આધાર રાખતો હોય તેની નકલ તેણે હાજર કરવી.

(૨) કોર્ટે અથવા આ કામને વાસ્તે કોર્ટ નીમે તે અમલદારે, તે દસ્તાવેજની ઓળખ રહેલાસારૂ લાગલીજ તેનાઉપર નિશાની કરવી; અને નકલ તપાસીને અસલસાથે મુકાબલ કર્યાપછી તથા તે નકલ બરાબર છે એમ જણાય તો તે ઉપર ખરી છે એવો દાખલો તે ઉપર લખવો અને વાદીને ચોપડો પાછો આપવો અને નકલ દાખલ કરાવવી.

૧૮. (૧) ફરિયાદઅરજી કોર્ટમાં આપતી વખતે વાદીએ જે દસ્તાવેજ કોર્ટમાં હાજર કરવો જોઇએ, અથવા ફરિયાદઅરજીમાં સામીલ કરવાની કે ફરિયાદઅરજી સાથે જોડવાની યાદમાં તે દાખલ કરવો જોઇયે, તે તેણે તે પ્રમાણે હાજર કર્યો ન હોય અથવા દાખલ કર્યો ન હોય, તો પછી ફરિયાદની સુનાવણી વખતે કોર્ટની રજાશિવાય તેની તરફના પુરાવામાં તે લેવામાં નહીં આવે.

(૨) પ્રતિવાદીના સાક્ષીઓની ઉલટ તપાસણીને વાસ્તે હાજર કરેલા—અથવા પ્રતિવાદીએ કંઇ તકરાર બતાવી હોય તેના જવાબમાં હાજર કરેલા અથવા સાક્ષીની ફક્ત યાદદાસ્ત તાજી કરવાને વાસ્તે તેના હાથમાં આપેલા—દસ્તાવેજોને આ કાનુનની કોઇપણ વાત લાગુ પડતી નથી.

---

## ઑર્ડર ૮ મો.

### લેખી કેફીયત તથા સામા દાવાવિશે.

૧. પ્રતિવાદીને, ફરિયાદની પહેલી સુનાવણી વખતે અથવા તે પેહેલાં અથવા કોર્ટ પરવાનગી આપે તે વખતની અંદર, પોતાના બચાવની લેખી કેફિયત આપવાનો અધિકાર છે, અને તે આપવાને કોર્ટ ફરમાવે, તો તેણે તે આપવી જોઇયે.

૨. પ્રતિવાદીએ, પોતાની પ્લીડિંગમાં, ફરિયાદ ચાલે તેમ નથી અથવા કરેલું કામ કાયદા પ્રમાણે રદ્દ છે અથવા રદ્દ થવા જોગ છે એવું બતાવનારી સઘળી બાબતો, અને બચાવનાં જે કારણો દાખલ કરવામાં ન આવે તો વિરૂદ્ધ પક્ષને ગોટાળામાં પડવાનો સંભવ હોય અથવા ફરિયાદ અરજી ઉપરથી ઉભા થતા ન હોય એવા, દાખલા તરીકે, કપટ, મુદત, ફારગતી, પૈસા અદા કરવા, શરત પુરી કરવી એવા હકીકતના મુદ્દા અથવા ગેરકાયદેસરપણું બતાવનારી બાબતો ઉત્પન્ન થાય તેવાં સઘળાં કારણો દાખલ કરવાંજ જોઇયે.

૩. વાદીએ જણાવેલાં કારણોનો પ્રતિવાદી પોતાની લેખી કૈફિયતમાં સામાન્ય રીતે ઇનકાર કરે તો બસ થશે નહીં, પણ નુકસાનની બાબત સિવાય, દાખલ કરેલી જે જે બાબતોનું ખરાપણું તે કબુલ કરતો ન હોય તે દરેકનું જુદું જુદું વિવેચન કરવું જોઇયે.

૪. જ્યારે ફરિયાદ અરજીમાં લખેલી કોઈ હકીકતનો પ્રતિવાદી ઇનકાર કરે, ત્યારે તેણે તે ઇનકાર ઉડાઉ રીતે ન કરતાં મુદ્દાના પ્રશ્નનો જવાબ આપવો જોઇયે. દાખલા તરીકે, પૈસાની અમુક રકમ તેણે લીધી એમ કહેવામાં આવે ત્યારે, તેણે તે ચોકસ રકમ લીધી નથી એવો ઈનકાર કરશે તો ચાલશે નહીં; પણ તેણે તે રકમ અથવા તેનો કોઇપણ ભાગ લીધાનો ઈનકાર કરવો જોઇયે, અથવા તેણે કેટલી રકમ લીધી તે લખવું જોઇયે. અને જુદા જુદા પ્રસંગોને લીધે એકાદ વાત બન્યાનું કહેવામાં આવે, ત્યારે તે વાત તથા તે પ્રસંગો ઈનકાર કર્યા એટલે બસ થશે નહીં.

૫. ફરિયાદ અરજીમાં જે દરેક હકીકત લખી હોય તે, પ્રતિવાદીની પ્લીડિંગમાં ખાસ રીતે અથવા અવસ્ય ગર્ભિત રીતે ના કબુલ કરી ન હોય, અથવા કબુલ કરવામાં આવી નથી એમ જણાવવામાં આવ્યું ન હોય તો તે, નાલાયક શખસના સંબંધમાં હોય તે શિવાયને પ્રસંગે, અંગીકાર કરવામાં આવી છે એમ સમજવું.

પરંતુ કોર્ટની નજરમાં યોગ્ય જણાય તો, કોર્ટ એવી રીતે અંગીકાર કરેલી કોઇપણ હકીકત, તે અંગીકાર શિવાય બીજી કોઇ રીતે, સાબીત કરી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૬. (૧) જ્યારે પૈસા વસુલ કરવાની ફરિયાદમાં, વાદી પાસેથી પ્રતિવાદી કાયદાપ્રમાણે લેઇ શકે તેવી નક્કી કરેલી પૈસાની કોઇ રકમનો, કોર્ટના અધિકારમાંની પૈસા સંબંધી હદની બાહર નહીં હોય એવો, વાદીની માગણી સામે પ્રતિવાદી સામો દાવો કરવા માગતો હોય, અને વાદીએ કરેલી ફરિયાદમાં બન્ને પક્ષકારોનું જે સ્વરૂપ હોય તેજ વાદી ઉપરના પ્રતિવાદીના આ દાવામાં બંને પક્ષકારોનું સ્વરૂપ હોય ત્યારે, પ્રતિવાદી ફરિયાદની પહેલી સુનાવણી વખતે, સામા દાવામાં માંગવાના લેહેણાની વિગત સુધાંતની લેખી કૈફિયત આપવાને મુખત્યાર છે. પરંતુ તેવી કૈફિયત પહેલી સુનાવણી પછી કોર્ટ પરવાનગી ન આપે તો આપવાનો પ્રતિવાદીને અધિકાર નથી.

(૨) સામી ફરિયાદમાંની ફરિયાદ અરજી પ્રમાણેજ સદરહુ લેખી કેફીયતથી કાર્ય થશે, એટલે, તેની એકજ ફરિયાદમાં મૂળ દાવો અને સામા દાવાનો આખર ફેંસલો કોર્ટથી આપી શકાશે; પરંતુ તેથી, હુકમનામાથી કોઇ પ્લીડરને જે ખરચ મળવા જેવો થતો હોય તેના સંબંધમાં હુકમનામામાં અપાવેલી રકમ ઉપરના તે પ્લીડરના હક્ક (લીયન) ને હરકત થશે નહીં.

(૩) પ્રતિવાદીએ લેખી કેફીયત આપવા સંબંધી કાનુનો, સામા દાવાના જવાબ તરીકે આપેલી લેખી કૈફિયતને લાગુ છે.

**દૃષ્ટાંત.**

(અ) અ ૨,૦૦૦ રૂપિયાનું મૃતલેખાર્પિતદાન બ ને કરે છે, અને ક ને બાકીનું મૃતલેખાર્પિતદાન લેનાર તથા મૃત્યુપત્ર ચલાવનાર નીમે છે. બ ગુજરી જાય છે અને બ ની માલમિલકતનો વહિવટ કરવાનુ ડ સરટિફિકેટ લે છે. જામીનદારી તરીકે ડ ને વાસ્તે ૧,૦૦૦ રૂપિયા ક આપે છે, પછી મૃતલેખાર્પિતદાનને વાસ્તે ક ઉપર ડ ફરિયાદ કરે છે. ત્યારે મૃતલેખાર્પિતદાનની ફરિયાદમાં ૧,૦૦૦ રૂપિયાના લેહેણાનો સામોદાવો ક કરી શકે નહીં: કારણ કે ૧,૦૦૦ રૂપિયા આપવાની બાબતમાં ક નું તથા ડ નું સ્વરૂપ છે તેજ સ્વરૂપ તેમનું મૃતલેખાર્પિતદાનની બાબતમાં નથી.

(બ) અ મૃત્યુપત્ર કર્યા વગર અને બ નો કરજદાર રહીને ગુજરી જાય છે. અ ની માલમિલકતનો વહિવટ

કરવાનું સરટિફિકેટ ક લે છે, અને તે માલમિલકતનો કંઇ ભાગ ક ની પાસેથી બ ખરીદ કરે છે. બ ઉપર ક ખરીદીના પૈસાની ફરિયાદ કરે, તેમાં બ પોતાના લેહેણાનો સામો દાવો ન કરી શકે; કારણ કે, ક નાં જુદાં જુદાં બે સ્વરૂપ છે; એક તો બ ને વેચાણ આપનાર તરીકે, જે સ્વરૂપથી તે બ ના ઉપર દાવો કરે છે; અને બીજું અ ના વારસ વકીલ તરીકે.

( ક ) અ બિલ ઓફ એક્સચેંજ ઉપરથી બ ના ઉપર ફરિયાદ કરે છે. બ એમ કહે છે કે મારા માલનો વિમો ઉતારવાને અ એ ગેરવાજબી રીતે ગફલત કરી છે અને તે નુકસાનીના બદલાનો જવાબદાર છે. તે નુકસાનીના બદલાનો જવાબદાર છે. તે નુકસાનીના બદલાને વાસ્તે હું સામો દાવો કરૂં છું. આ રકમ નક્કી કરેલી નથી તેથી તેનો સામો દાવો ચાલી શકે નહી.

(ડ) અ રૂ. ૫૦૦ ની બીલ આફ એક્સ્ચેંજ ઉપરથી બ ના ઉપર ફરિયાદ કરે છે. બ ની પાસે અ ના ઉપર મેળવેલો રૂ, ૧,૦૦૦ નો ફેંસલોછે. બન્ને દાવા નક્કી કરેલી પૈસાની માગણીના છે, માટે તે સામસામા અપાવી શકાય.

(ઇ) હક્ક અથવા સત્તા વગર બ એ પ્રવેશ કર્યા બદલ તેના ઉપર આ નુકસાનીના બદલાની ફરિયાદ કરે છે. અએ લખી આપેલી રૂ. ૧,૦૦૦ ની પ્રોમીસરી નોટ ( વાયદાચીઠી ) બની પાસે છે. તે રકમ સદરહુ ફરિયાદમાં અ ને જે રકમ મળે તેમાં બ મજરે માગે છે. બ એ રકમ મજરે લેઈ શકે. કારણ કે અ ને નુકસાનીનો બદલો મળે એટલે બંનેની પૈસા સંબંધી માગણીની રકમ નક્કી થાય છે.

(ફ) અ ને બ રૂ. ૧,૦૦૦ ની ફરિયાદ ક ના ઉપર કરે છે, ત્યારે ફક્ત અ ની પાસે માગતો હોય તે લેહેણાનો ક સામો દાવો ન કરી શકે.

(ગ) અ રૂ. ૧,૦૦૦ ની ફરિયાદ બ ને ક ઉપર કરે છે. તેમાં અ પાસે બ એકલો માગતો હોય તે લેહેણાનો બ થી સામો દાવો ન થાય.

(હ) બ ને ક ની પંત્યાળાની પેઢીમાં અ ને રૂ. ૧,૦૦૦ દેવું છે. ક ને પાછળ મુકી બ ગુજરી જાય છે. જુદા સ્વરૂપથી ક પાસે અ ના રૂ. ૧,૫૦૦ લેહેણા છે, તેને વાસ્તે ક ઉપર અ ફરિયાદ કરે છે, આમાં ક થી રૂ. ૧,૦૦૦ ના લેહેણાનો સામો દાવો થઇ શકે.

૭. જ્યારે પ્રતિવાદી, જુદી જુદી અને ચોકસ હકીકતનો આધાર જેને હોય એવા બચાવ અથવા સામા દાવાના અનેક જુદાં જુદાં કારણો ઉપર આધાર રાખતો હોય ત્યારે, તે બનતાં સુધી જુદાં જુદાં તથા સ્પષ્ટ રીતે લખવાં જોઇયે.

૮. ફરિયાદ માંડયા પછી અથવા સામા દાવાની માંગણી કરીને લેખી કેફિયત આપી હોય ત્યાર પછી બચાવનું જે કાંઈ કારણ ઉભું થયું તે, પ્રસંગ પ્રમાણે, વાદી અથવા પ્રતિવાદીને લેખી કેફિયતમાં દાખલ કરવાનો અધિકાર છે.

૯. પ્રતિવાદીએ લેખી કેફિયત આપ્યા પછી સામા દાવાના બચાવ તરીકે ન હોય એવી બીજી કોઇ પણ પ્લીડિંગ, કોર્ટની પરવાનગી વગર તથા કોર્ટને યોગ્ય લાગે તે શરતો શિવાય રજુ કરવી નહીં. પરંતુ કોર્ટ, કોઇ પણ વખતે, કોઇ પણ પક્ષકાર પાસેથી લેખી કેફિયત માગવાને, અને તે આપવાનો વખત ઠરાવવાને મુખત્યાર છે.

૧૦. જે પક્ષકાર પાસેથી સદરહુ પ્રમાણે લેખી કેફિયત માગી હોય તે પક્ષકાર કોર્ટે ઠરાવેલી મુદતમાં તે કેફિયત આપવાને કસુર કરે તો તેના વિરૂદ્ધ ફેંસલો કહેવાને અથવા ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

---

## ઑર્ડર ૯ મો.

### પક્ષકારોએ હાજર થવા વિશે તથા ન થવાના પરિણામ વિશે.

૧. પ્રતિવાદીને હાજર થઇને જવાબ દેવાનો સમનમાં જે દિવસ ઠરાવ્યો હોય, તે દિવસ પ્રક્ષકારોએ જાતે અથવા પોતપોતાના પ્લીડરોની મારફતે કોર્ટના મકાનનાં હાજર રહેવું; અને આગળનો એક દિવસ ઠરાવીને તે ઉપર ફરિયાદની સુનાવણી કોર્ટ મુલતવી ન રાખે, તો ફરિયાદની સુનાવણી તેજ વખતે કરવી જોઇએ.

૨. જ્યારે સદરહુ રીતે ઠરાવ્યો હોય તે દિવસે એમ માલુમ પડે કે; સમન પોંચાડવાને જે કોર્ટ ફી, તથા ટપાલ ખરચ ( જો હોય તો ) લાગવો જોઇયે તે ભરવાને વાદી ચુકયો તેથી સમન પ્રતિવાદીને પોંચાડયો નથી, તો તે ફરિયાદ કાઢી નાંખવાને કોર્ટ મુખત્યાર છે :

પરંતુ એવું ઠરાવ્યું છે કે પ્રતિવાદીને સમન પોંચાડયો ન હોય તોપણ, તેણે હાજર થઇ જવાબ દેવા સારૂ જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે પ્રતિવાદી જાતે હાજર રહે તો, અથવા મુખત્યારની મારફત હાજર થવાની તેને પરવાનગી હોય ત્યારે, મુખત્યારની મારફતે હાજર રહે તો, સદરહુ પ્રકારનો હુકમ કરવો નહીં.

૩. જ્યારે ફરિયાદ સુનાવણી સારૂ નીકળે ત્યારે એમાંથી કોઇ પણ પક્ષકાર હાજર ન થાય, ત્યારે ફરિયાદ કાઢી નાંખવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકારછે.

૪. જ્યારે કાનુન ૨.અથવા ૩ પ્રમાણે ફરિયાદ કાઢી નાંખવામાં આવે ત્યારે, (મુદતના કાયદાને અનુસરીને ) વાદી નવી ફરીયાદ આણવાને અથવા ફરિયાદ કાઢી નાંખવાનો હુકમ રદ કરવાનો હુકમ મળવા માટે અરજી કરવાને મુખત્યાર છે. અને સમન કાઢતાં પહેલાં ઠરાવેલી મુદતમાં ભરવાની અથવા આપવાની કોર્ટ ફી તથા ટપાલ ખરચ ( હોય તો ) ન ભરવાનો કે પોતે ગેરહાજર રહ્યો હોય તો, હાજર ન થવાનો, જેમ હોય તેમ, પુરતો સબબ હતો,—એમ વાદી કોર્ટની ખાત્રી કરે વા, કોર્ટે તે ફરિયાદ કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવાનો હુકમ કરવો. અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવસ નીમવો.

૫. (૧) જ્યારે કોઈ સમન પ્રતિવાદી ઉપર અથવા ઘણા પ્રતિવાદીઓ પૈકી એક પ્રતિવાદી ઉપર કાઢયો હોય ને તે પોંચ્યા શિવાય પાછો આવે, અને સમન પોંચાડનાર અમલદારોએ સમન પાછો મોકલ્યાની વાત, સાધારણ રીતે કોર્ટને જે અમલદાર લખી જણાવતો હોય તે અમલદારે તે કોર્ટને નવી રીતે લખી મોકલ્યાની તારીખથી એક વર્ષ સુધી વાદી નવો સમન કાડવા સારૂ અરજ ન કરે, તથા જે પ્રતિવાદીને સમન પહોંચાડયો ન હોય તે પ્રતિવાદીનું રહેવાનું ઠેકાણું શોધી કહાડવાની પોતાથી બની તેટલી કોશિષ કરી છે, અથવા સદરહુ પ્રતિવાદી પ્રોસેસની બજાવણી ચુકાવે છે એવી કોર્ટની ખાત્રી ન કરે, ત્યારે સદરહુ પ્રકારના પ્રતિવાદી ઉપરની ફરિયાદ કાહાડી નાંખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) એવે પ્રસંગે ( મુદતના કાયદાને અનુસરીને ) વાદી નવી ફરિયાદ આણવાને મુખત્યાર છે.

૬. (૧) જ્યારે ફરિયાદ સુનાવણી સારૂ નીકળે ત્યારે વાદી હાજર થાય અને પ્રતિવાદી હાજર ન થાય ત્યારેઃ—

(અ) જો સમન યોગ્ય રીતે પોંચાડયો છે એમ શાબિત થાય તો એક તરફી કામ ચલાવવાને કોર્ટ મુખત્યાર છે;

(બ) સમન યોગ્ય રીતે પોંચાડયો છે એમ શાબિત ન થાય, તો પ્રતિવાદી ઉપર બીજો સમન કાઢીને તે પોહોચાડવાનું કોર્ટે ફરમાવવું;

(ક) પ્રતિવાદીને સમન પોચ્યો, પણ સમનમાં ઠરાવેલે દિવસે તથા કલાકે હાજર થઇને જવાબ આપવાને જેટલી જોઇએ તેટલી મુદ્દતની અંદર તે પોચ્યો નથી, એમ શાબિત થાય તો, કોઈ આગળનો દિવસ નીમીને તે દિવસ ઉપર ફરિયાદની સુનાવણી કોર્ટે મુલતવી રાખવી, અને તે દિવસની નોટીસ પ્રતિવાદીને આપવી એમ ફરમાવવું.

(૨) જ્યારે વાદીની કસુરને લીધે યોગ્ય રીતે અથવા પુરતા વખતમાં સમન પોંચાડવામાં ન આવ્યો હોય, ત્યારે સુનાવણી મુલતવી રાખવાથી થએલો ખરચ વાદીએ આપવો એમ કોર્ટે હુકમ કરવો.

૭. કોર્ટે ફરિયાદની એક તરફી સુનાવણી અમુક દિવસ ઉપર મુલતવી રાખી હોય અને તે સુનાવણીની વખતે અથવા તે પેહેલાં પ્રતિવાદી હાજર થાય અને પ્રથમ હાજર ન થવાનું સબળ કારણ બતાવે ત્યારે, ખરચની અથવા બીજી રીતની કોર્ટ ફરમાવે તે શરતે હાજર થવા સારૂ ઠરાવેલે દિવસે તે હાજર થયો હોત તો તેનો જવાબ જે રીતે સાંભળ્યો હોત તે રીતે ફરિયાદનો જવાબ તેની પાસેથી સાંભળી શકાય

૮. જ્યારે ફરીઆદ સુનાવણી સારૂ નીકળે ત્યારે પ્રતિવાદી હાજર થાય અને વાદી હાજર ન થાય ત્યારે કોર્ટે ફરિયાદ કાઢી નાંખવાનો હુકમ કરવો જોઇએ. પરંતુ પ્રતિવાદી દાવો અથવા તેનો કંઇ ભાગ કબુલ કરે તો, તે કબુલત ઉપરથી પ્રતિવાદી વિરૂદ્ધ કોર્ટે હુકમનામું કરવું, અને દાવાનો માત્ર એક ભાગ કબુલ કર્યો હોય, ત્યારે બાકીના ભાગ પુરતી ફરિયાદ કાઢી નાંખવી.

૯. (૧) જ્યારે ૮ મી કાનુન પ્રમાણે તમામ ફરિયાદ અથવા તેનો કંઇ ભાગ કાઢી નાંખવામાં આવ્યો હોય, ત્યારે દાવાના તેજ કારણ સંબંધી વાદીની નવી ફરિયાદ ચાલશે નહીં; પરંતુ કાઢી નાંખ્યાનો હુકમ રદ્દ કરાવવા સારૂ અરજ કરવાને વાદી મુખત્યાર છે; અને ફરિયાદ સુનાવણીને વાસ્તે નિકળી ત્યારે કોઇ પુરતા કારણને લીધે પોતાથી હાજર થવાનું બન્યું નહીં, એમ વાદી કોર્ટની ખાત્રી કરે તો, ખરચ અથવા બીજી રીતની પોતાને યોગ્ય લાગે તે શરતો કરીને કોર્ટે ફરિયાદ કાઢી નાંખ્યાનો હુકમ રદ્દ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવા સારૂ દિવસ નીમવો.

(૨) આ કાનુન પ્રમાણે કરવાનો હુકમ, વાદીએ પોતાની અરજી વિશેની નોટીસ વિરૂદ્ધપક્ષને પોંચાડી ન હોય તો, કરવો નહીં.

૧૦. જ્યારે એક કરતાં વધારે વાદીઓ હોય, અને તેમાંનો એક અથવા વધારે હાજર થાય અને બીજા હાજર ન થાય, ત્યારે હાજર થએલા વાદી અથવા વાદીઓની અરજ ઉપરથી, જાણે બધા વાદીઓ હાજર થયા હોય તે રીતે ફરિયાદનું કામ આગળ ચલાવવાની પરવાનગી આપવાને અથવા પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૧. જ્યારે એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તેમાંનો એક અથવા વધારે હાજર હોય અને બીજા હાજર ન હોય, ત્યારે ફરિયાદનું કામ આગળ ચલાવવું. અને હાજર ન થયા હોય તે પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓની બાબતમાં ફેંસલો આપતી વખતે, યોગ્ય જણાય તેવો હુકમ કોર્ટે કરવો.

૧૨. જ્યારે જે કોઇ વાદી અથવા પ્રતિવાદીને જાતે હાજર થવાનો હુકમ કર્યો હોય તે જાતે હાજર ન થાય, અથવા તે પ્રમાણે હાજર ન થવાનું કોર્ટની ખાત્રી લાયક પુરતુ કારણ ન બતાવે ત્યારે હાજર ન થનારા વાદી તથા પ્રતિવાદી પ્રત્યેકને લાગુ પડે એવા જે ઠરાવ પાછળ ગએલી કાનુનોમાં લખેલા છે તે બધા વાદીને અથવા પ્રતિવાદીને અનુક્રમે લાગુ પડશે.

### એક તરફી હુકમનામાં રદ્દ કરવા વિષે.

૧૩. કોઇ કામમાં પ્રતિવાદી વિરૂદ્ધ એક તરફી હુકમનામું થયું હોય ત્યારે, તે રદ્દ કરવાનો હુકમ કરાવવા સારૂ તે હુકમનામું કરનારી કોર્ટને તે પ્રતિવાદી અરજ કરવાને મુખત્યાર છે; અને જો તે કોર્ટની ખાત્રી કરે કે સમન યોગ્ય રીતે પોંચાડવામાં આવ્યો ન હતો, અથવા ફરિયાદ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઇ પુરતા સબબને લીધે પોતે હાજર થઇ શકયો નહીં, તો ખરચ વિશે કોર્ટમાં રકમ ભરવા વિશે અથવા બીજી રીત વિશે કોર્ટને યોગ્ય લાગે તે શરતો કરીને, હુકમનામું પ્રતિવાદીના સંબંધમાં હોય તેટલે સુધી રદ્દ કરવાનો કોર્ટે હુકમ કરવો અને ફરિયાદનું કામ આગળ ચલાવવા સારૂ દિવસ નીમવો;

પણ એવું ઠરાવ્યું છે કે એવું હુકમનામું એવા પ્રતિવાદી પુરતું રદ્દ ન કરી શકાય એવું હોય ત્યારે તે બીજા સઘળા અથવા કોઇ પણ પ્રતિવાદી પુરતું રદ્દ કરવાનો અધિકાર છે.

૧૪. સદરહુ પ્રકારની કોઇ પણ અરજની નોટીસ વિરૂદ્ધ પક્ષકારને પોંચાડી ન હોય તો એવી અરજી ઉપરથી હુકમનામું રદ્દ કરવું નહીં.

---

## ઑર્ડર ૧૦ મો.

### કોર્ટે પક્ષકારોની જબાની લેવા વિશે.

૧. ફરિયાદની પહેલી સુનાવણી વખતે ફરિયાદ અરજીમાં અથવા વિરૂદ્ધ પક્ષકારે (જો કોઇ) લેખી કેફીયત આપી હોય તો તેમાં હકીકતની બાબતો જણાવેલી હોય, અને જે પક્ષકારની વિરૂદ્ધ તે બાબતો હોય તે પક્ષકારે સ્પષ્ટ રીતે અથવા અર્થ ઉપરથી અવસ્ય સમજાય એ રીતે તે કબુલ અથવા ના કબુલ કરી ન હોય, તો તે બાબતો કબુલ છે કે નાકબુલ છે એ વાત દરેક પક્ષકારથી અથવા તેના પ્લીડરથી કોર્ટે નકી કરી લેવી. આવી કબુલતો તથા નાકબુલતો કોર્ટે દફતરમાં લખવી.

૨. જે પક્ષકાર જાતે હાજર થયો હોય, અથવા જે કોર્ટમાં હાજર હોય તેની અથવા ફરિયાદની બાબતના કોઈ મુદ્દાના સવાલનો જવાબ દેઈ શકે તેવો કોઈ શખસ તે પક્ષકારની સાથે કે તેના પ્લીડરની સાથે

આવ્યો હોય તેની ફરિયાદની પહેલી સુનાવણી વખતે અથવા ત્યાર પછીની કોઇ સુનાવણી વખતે મોંઢાના સવાલ કરીને જબાની લેવાને કોર્ટ મુખત્યાર છે: અને કોર્ટને યોગ્ય લાગે તો, તે જબાની લેતાં કોઇ પણ પક્ષકાર સુચવે તેવા કોઇ પણ સવાલ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૩. તે જબાનીની મતલબ જડજે પોતે લખી લેવી અને તે દફતરનો એક ભાગ ગણવો.

૪. (૧) જે પક્ષકાર પ્લીડરની મારફતે હાજર થયો હોય તેનો પ્લીડર અથવા ૨ જી કાનુનમાં જણાવેલા પ્રકારનો પ્લીડરની સાથે આવેલો શખસ ફરિયાદ સંબંધી કોઇ મુદ્દાના સવાલનો જવાબ આપવાની ના કહે, અથવા તેનાથી જવાબ ન આપી શકાય અને કોર્ટના અભિપ્રાયમાં એમ આવે કે જે પક્ષકાર તરફથી તે પ્લીડર છે તે પક્ષકારે તે સવાલનો જવાબ આપવો જોઇએ, અને તે પક્ષકારને જાતે પુછવાથી તે જવાબ આપી શકશે એવું સંભવે છે, ત્યારે ફરિયાદની સુનાવણી આગળના એક દિવસ ઉપર મુલતવી રાખીને તે દિવસે તે પક્ષકારે જાતે હાજર થવું એમ ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) આ પ્રમાણે ઠરાવેલે દિવસે તે પક્ષકાર કાયદેસર કારણ વિના જાતે હાજર ન થાય ત્યારે, તેના વિરૂદ્ધ ફેસલો આપવાને અથવા ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

---

## ઑર્ડર ૧૧ મો.

### શોધ લાવવા તથા જોવા વિશે.

૧. કોઇ પણ ફરિયાદમાં વાદી અથવા પ્રતિવાદી કોર્ટની રજા લઇને, વિરૂદ્ધ પક્ષકારને અથવા એવા પક્ષકારમાંના એક અથવા વધારેને પુછવા સારૂ કોઇ પણ વખતે લખેલા સવાલનામાં આપવાને મુખત્યાર છે. અને એવા સવાલનામાં આપવામાં આવે ત્યારે એવા શખસોમાંના દરેકે કયા કયા સવાલનો જવાબ દેવાનો છે એ તે નીચે ટીપમાં જણાવવું; પરંતુ એવું ઠરાવ્યું છે કે તેમ કરવા સારૂ હુકમ મેળવ્યા વગર કોઇપણ પક્ષકારે એકજ શખસને એક કરતાં વધારે સવાલનામાં આપવાં નહીં: વળી એમ પણ ઠરાવવામાં આવે છે કે જે સવાલ ફરીયાદમાંની કોઇપણ તકરારને લગતા ન હોય તે, એકાદ સાક્ષીની મ્હોની ઉલટ તપાસમાં આવ્યા હોય તોપણ તે લાગુ નથી એમ સમજવું જોઇયે.

૨. સવાલનામાં આપવાની પરવાનગી માટે અરજી કરતી વખતે જે અમુક સવાલનામાં આપવાનો ઇરાદો હોય તે કોર્ટને સાદર કરવાં જોઇયે. એવી અરજીનો નિકાલ કરતી વખતે જે પક્ષકારે જે સવાલનામાં આપવાનું યોજ્યું હોય તે પક્ષકાર તકરારી બાબતો સંબંધી અથવા તેમાંની કોઇપણ બાબત સંબંધી જે હકીકત આપવાનું કહે અથવા જે કબુલત કરવાનું કહે અથવા જે દસ્તાવેજો આપવાનું કહે તે વિશે કોર્ટે વિચાર કરવો જોઇયે. અને ફરિયાદનો વાજબી રીતે નિકાલ કરવા સારૂ અથવા ખરચનો બચાવ થવા સારૂ કોર્ટને જરૂરનાં જણાય એટલાંજ સવાલનામાં બાબત પરવાનગી આપવી જોઇએ.

૩. ફરિયાદના ખરચનો ઠરાવ કરતી વખતે, કોઇપણ પક્ષકારની અરજ ઉપરથી, સદરહુ સવાલનામાં આપવા ઘટારત હતાં કે નહીં તે બાબતની ચોકશી કરવી જોઇયે, અને ચોકશી સારૂ અરજી કરવામાં આવ્યા ઉપરથી અથવા અરજી કરવામાં આવ્યા વગર ટેક્સિંગ ઑફિસરને અથવા કોર્ટને એમ લાગે કે, તે સવાલનામાં વિનાકારણ અથવા હેરાન કરવાસારૂ અથવા અમસ્તુ લંબાણ કરીને આપ્યાં છે, તો સદરહુ સવાલનામાંને લીધે તથા તેમના જવાબોને લીધે જે ખરચ થાય તે દરેક પ્રસંગે જેનો દોષ હોય તે પક્ષકારે આપવો પડશે.

૪. સવાલનામાં ક. પુરવણીમાંના નમુના નંબર ૨ માં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને તે નમુના પ્રમાણે હોવાં જોઇયે.

૫. જ્યારે ફરિયાદનો કોઇ પક્ષકાર, જેને અથવા જેના ઉપર પોતાને નામે અથવા કોઇપણ અમલદારને અથવા બીજા શખસને નામે ફરિયાદ માંડવાનો કાયદા પ્રમાણે અધિકાર હોય એવી એકાદી કૉરપોરેશન અથવા લોકોની મંડળી (પછી તે સંસ્થાપિત હો કે ન હોય) હોય ત્યારે, તેની કોર્પોરેશનના અથવા મંડ-

બીના કોઇપણ સભાસદને અથવા અમલદારને સવાલનામું આપવાની પરવાનગીનો હુકમ મેળવવા સારૂ કોઇપણ વિરૂદ્ધ પક્ષકાર અરજ કરવાને મુખત્યાર છે, અને તે પ્રમાણે હુકમ કરવાનો અધિકાર છે.

**૬.** અમુક સવાલનામુ નિંદાયુક્ત છે, અથવા લગતું નથી અથવા ફરિયાદના કામ સારૂ શુદ્ધબુદ્ધિથી કર્યું નથી, અથવા જે બાબત ચોકસી કરવામાં આવે છે તે બાબત ફરિયાદની તે પાયરીએ જોઇયે તેટલી જરૂરની નથી, એ સબબથી અથવા બીજા કોઈ પણ સબબથી તે સવાલનામાનો જવાબ આપવામાં જવાબ તરીકે આપેલા સોગનનામામાં હરકત લેવાનો અધિકાર છે.

**૭.** અમુક સવાલનામું ગેરવાજબી રીતે અથવા હેરાન કરવા સારૂ આપેલું છે એવા સબબ ઉપરથી તે રદ્દ કરવાનો, અથવા તે લંબાણુ, ત્રાસદાયક, વગર જરૂરતું અથવા નિંદાયુક્ત હોવાના સબબ ઉપરથી કાઢી નાંખવાનો અધિકાર છે; અને આ કારણસારૂ કરવાની કોઇપણ અરજી સવાલનામું પહોંચાડયા પછી સાત દિવસની અંદર કરવી જોઇયે.

**૮.** સવાલનામાનો જવાબ દશ દિવસની અંદર અથવા કોર્ટ રજા આપે તેટલી વધારે મુદતની અંદર સોગનનામુ કરીને ફાઇલ કરવો જોઇયે.

**૯.** સવાલનામાના જવાબ દાખલ કરેલું કોઇપણ સોગનનામું ક પુરવણીમાંના નમુના નંબર ૩ માં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને તે નમુના પ્રમાણે હોવું જોઇએ.

**૧૦.** સવાલનામાના જવાબ દાખલ કરેલા કોઇપણ સોગનનામાના સંબંધમાં હરકત લેવી નહિ, પણ અપુરતું હોવાની હરકત લીધી હોય એવું કોઇપણ સોગનનામું પુરતું છે કે નહી તે કોર્ટે ઠરાવવું જોઇએ.

**૧૧.** જ્યારે જે શખસને સવાલ પુછેલો હોય તે કોઈ શખસ જવાબ દે નહીં, અથવા અધુરો જવાબ દે ત્યારે, તમે જવાબ દો, અથવા પુરો જવાબ દો એમ—જે પ્રસંગ હોય તે પ્રમાણે, હુકમ કરવાસારૂ કોર્ટને અરજ કરવાને સવાલ કરનારો પક્ષકાર મુખત્યાર છે. અને સોગનનામાથી અથવા મોંઢાની જબાનીથી કોર્ટ જે ફરમાવે તે રીતે તમારે જવાબ આપવો અથવા પુરો જવાબ આપવો એમ હુકમ કરવાનો અધિકાર છે.

**૧૨.** કોઈ ફરિયાદની કોઇ તકરારી બાબત સંબંધી જે દસ્તાવેજો ફરિયાદના કોઈ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હાલ અથવા પેહેલીથી હોય તે દસ્તાવેજોની સોગનઉપર શોધ લગાડવાનો તે પક્ષકારને હુકમ કરવાસારૂ કોર્ટને, સોગનનામું ફાઇલ કર્યા વગર, અરજ કરવાનો અધિકાર તે ફરિયાદના બીજા કોઇ પણ પક્ષકારને છે. તેવી અરજી સાંભળ્યા પછી, જો કોર્ટની એમ ખાત્રી થાય કે સદરહુ પ્રમાણે શોધ લગાડવાની જરૂર નથી અથવા ફરિયાદની તે પાયરીએ જરૂર નથી, તો તે અરજી નામંજુર કરવાનો અથવા તે મુલતવી રાખવાનો અથવા સાધારણ રીતે સઘળા દસ્તાવેજના સંબંધમાં અથવા અમુક વર્ગના દસ્તાવેજ પુરતો, પોતાની નજરમાં યોગ્ય લાગે તેવો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ ફરિયાદનો વાજબી રીતે નિકાલ કરવા સારૂ અથવા ખરચનો બચાવ કરવા સારૂ શોધ લગાડવાનો હુકમ કરવાની જરૂર નથી એમ કોર્ટને લાગે ત્યારે અને તેટલે સુધી એવો હુકમ કરવો નહીં.

**૧૩.** જે પક્ષકાર વિરૂદ્ધ ઉપરની છેલ્લી કાનુનમાં કહેલા પ્રકારનો હુકમ કર્યો હોય તે પક્ષકારે કરેલા સોગનનામામાં, જે દસ્તાવેજો તે હુકમમાં લખેલા હોય તેમાંનો કોઇ દસ્તાવેજ હાજર કરવાને સોગનનામું કરનારને હરકત હોય તો, તે દસ્તાવેજ કયો તે લખવું જોઇયે, અને તે સોગનનામું ક પુરવણીમાંના ૫ મા નમુનામાં પ્રસંગ પ્રમાણે જરૂર પડે તેવા ફેરફાર કરીને તે પ્રમાણે હોવું જોઇયે.

**૧૪.** કોર્ટમાં કોઈ ફરિયાદ ચાલુ હોય તે દરમિયાન કોઈપણ વખતે, તે ફરિયાદમાં જે તકરારી બાબત હોય તે સંબંધી જે દસ્તાવેજો ફરિયાદના કોઇ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય તે પૈકી જે દસ્તાવેજો તે પક્ષકારે હાજર કરવા વાજબી છે એમ કોર્ટને જણાય તે દસ્તાવેજો સોગન ઉપર હાજર કરવા સારૂ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે, અને તે દસ્તાવેજો હાજર કરવામાં આવે એટલે પોતાને વાજબી જણાય તે રીતે તેમની વ્યવસ્થા કરવાને કોર્ટ મુખત્યાર છે.

**૧૫.** ફરિયાદની દરેક પક્ષકારને, કોઇ બીજા પક્ષકારની પ્લીડિંગમાં અથવા સોગનનામામાં જણાવેલા કોઇપણ દસ્તાવેજ પોતાને અથવા પોતાના પ્લીડરને જોવા સારૂ હાજર કરવા તથા પોતાને કે પોતાના પ્લીડરને તેની નકલો કરી લેવા દેવી, એવી લેખી નોટીસ કોઇપણ વખતે તે બીજા પક્ષકારને આપવાનો, અધિકાર

છે એમ સમજવું; અને સદરહુ નોટીસ જે પક્ષકાર માન્ય ન કરે તેને તે ફરિયાદમાં પોતાના તરફથી તે દસ્તાવેજ પુરાવામાં આપવાની પછીથી છુટ મળશે નહીં. પરંતુ પોતે ફરિયાદમાં પ્રતિવાદી છે અને તે દસ્તાવેજ માત્ર તેના પોતાનાજ હક વિશે છે એવી અથવા તે નોટીસ માન્ય ન કરવાનું કોર્ટને પુરતું જણાય એવું બીજું કાંઈ કારણ અથવા સબબ હતો એવી, કોર્ટની ખાત્રી કરે તો, તે દસ્તાવેજ તેને, ખરચના તથા બીજી બાબતના સંબંધમાં કોર્ટને વાજબી લાગે તે શરતથી, પુરાવામાં આપવા દેવાનો કોર્ટને અધિકાર છે.

૧૬. કોઈ પણ પક્ષકારની પ્લીડિંગમાં અથવા સોગનનામામાં જણાવેલા કોઇપણ દસ્તાવેજ હાજર કરવા સારૂ તે પક્ષકારને આપવાની નોટીસ ક પુરવણીના ૭ મા નમુનામાં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તો તેટલો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે હોવી જોઇએ.

૧૭. જે પક્ષકારને એવી નોટીસ આપી હોય તે પક્ષકારે, તે નોટીસ પહોંચે ત્યારથી ૧૦ દિવસમાં, તે નોટીસ આપનાર પક્ષકારને સામી નોટીસ આપવી અને સદરહુ દસ્તાવેજો અથવા તે પૈકી જે દસ્તાવેજો હાજર કરવાની એને હરકત ન હોય તેવા દસ્તાવેજો તેના પ્લીડરની ઓફીસમાં, અથવા પેઢીવાળાના ચોપડાના સંબંધમાં અથવા બીજા હિસાબના ચોપડાના સંબંધમાં અથવા કોઇ પણ વેપાર અથવા ધંધાના કારણ સારૂ હંમેશ ઉપયોગમાં આવતા હોય એવા ચોપડાના સંબંધ, તે ચોપડા જ્યાં હમેશ કબજામાં રાખવામાં આવતા હોય તે ઠેકાણે, નોટીસ પહોંચ્યા પછી ત્રણ દિવસમાં અમુક વખતે જોવા મળશે એમ તેમાં લખવું જોઇયે, અને તેમાંનો કોઇ પણ દસ્તાવેજ હાજર કરવાને તેને હરકત હોય તો. કયો દસ્તાવેજ હાજર કરવાને હરકત છે તથા હરકતનાં કારણ શાં છે એ પણ તે નોટીસમાં જણાવવું. આ નોટીસમાં ક પુરવણીના ૫ મા નંબરના નમુનામાં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તેટલો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે હોવી જોઇયે.

૧૮. (૧) જ્યારે ૧૫ મી કાનુન પ્રમાણે જે પક્ષકારને નોટીસ પહોંચાડી હોય તે પક્ષકાર દસ્તાવેજ કયે વખતે તપાસવા સારૂ મળશે તે બાબતની સદરહુ પ્રકારની નોટીસ નહીં આપે અથવા દસ્તાવેજ તપાસવા દેવામાં હરકત લે, અથવા તે જોવા સારૂ તેના પ્લીડરની ઓફિસ શિવાય બીજું ઠેકાણું નીમે, ત્યારે જે પક્ષકારને તે દસ્તાવેજ જોવાની મરજી હોય તે પક્ષકારની અરજી ઉપરથી તે દસ્તાવેજ પોતાને યોગ્ય લાગે તેવી જગાએ તથા તેવી રીતે જોવા દેવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે, પણ એવું ઠરાવ્યું છે કે ફરિયાદનો વાજબી નિકાલ થવા સારૂ અથવા ખરચનો બચાવ થવા સારૂ જોવા દેવાનો હુકમ કરવાની જરૂર નથી એમ કોર્ટને લાગે તો અને તેટલે સુધી એવો હુકમ કરવો નહીં.

(૨) દસ્તાવેજો જોવા બાબતની જે પક્ષકારની વિરૂદ્ધ અરજી કરવાની હોય તે પક્ષકારની પ્લડિંગમાં વિગતવાર હેવાલમાં અથવા સોગનનામામાં જે જે દસ્તાવેજોનો હવાલો આપ્યો હોય તે સિવાય દસ્તાવેજો અથવા તે પક્ષકારે કરેલા સોગનનામામાં જે દસ્તાવેજો બહાર પાડયા હોય તે સિવાયના દસ્તાવેજો જોવા દેવાની કોઇ પણ અરજી સોગનનામાને આધારે કરવી જોઇયે. અને તે સોગનનામામાં કયા દસ્તાવેજો જોવાને જોઇયે છે તે, દસ્તાવેજો જોવાનો અરજ કરનાર પક્ષકારને હક છે તે, તથા તે દસ્તાવેજો વિરૂદ્ધ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં છે તે વાત લખવી જોઇયે. ફરિયાદનો વ્યાજબી રીતે નીકાલ થવા સારૂ અથવા ખરચનો બચાવ થવા સારૂ એવા દસ્તાવેજો જોવા દેવાનો હુકમ કરવાની જરૂર નથી એમ કોર્ટને લાગે તે પ્રસંગે અને તેટલે સુધી કોર્ટે એવો હુકમ કરવો જોઇએ નહીં.

૧૯. (૧) જ્યારે કોઇપણ ધંધાના ચોપડા જોવા દેવાની અરજી કરવામાં આવે, ત્યારે કોર્ટ પોતાને યોગ્ય લાગે તો, અસલ ચોપડા જોવાનો હુકમ કરવાને બદલે એવો હુકમ કરવાને મુખત્યાર છે કે તેમાંની અમુક નોંધની નકલ આપવી અને તેના ઉપર જે માણસે તે નકલ અસલ નોંધની સાથે સરખાવી હોય તે માણસે તેના ખરાપણા બદલ સોગન ઉપર લેખ લખવો, અને એવા સોગનનામામાં, તે અસલ ચોપડામાં કાંઇ છેકછુક, બે લીટીઓ વચ્ચે લખેલો કાંઇ મજકુર, અથવા ફેરફાર છે કે નહીં અને હોય તો શું શું છે તે લખવું જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની નકલ આપેલી હોય તોપણ, તે નકલ જે ચોપડામાંથી કરી હોય તે ચોપડો જોવા દેવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) જ્યારે દસ્તાવેજ જોવા દેવાનો હુકમ મળવા સારૂ અરજી કરવામાં આવે તે દસ્તાવેજ ન દેખાડ-

વાનો હક છે એમ કહેવામાં આવે ત્યારે તે હક કાયદેસર છે કે નહીં, તેનો નિર્ણય કરવા સારૂ તે દસ્તાવેજ જોવાનો કોર્ટને અધિકાર છે.

(૩) કોર્ટ કોઇ પણ વખતે; ફરીયાદના કોઇપણ પક્ષકારની અરજી ઉપરથી, અને દસ્તાવેજ બાબતનું સોગનનામું કરવાનો હુકમ થયો હોય અથવા ન હોય, અથવા તે સોગનનામું આપ્યું હોય અથવા ન હોય તો પણ, બીજા કોઈપણ પક્ષકારને, તે અરજીમાં લખેલો કોઇપણ એક અથવા વધારે ચોકસ દસ્તાવેજ તેના કબજામાં અથવા અખત્યારમાં છે કે નહીં અથવા કોઇપણ વખતે હતો અથવા હતા કે નહીં અથવા તે તેના કબજામાં ન હોય તો તે તેની પાસેથી કયારે ગયો અથવા ગયા અને તેનું શું થયું તે બાબત સોગનનામું આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે. આવી અરજીની સાથે સોગંનનામું હોવું જોઇયે, અને તેમાં એવું લખેલું હોવું જોઇએ કે તેને કરનારની સમજ પ્રમાણે તે અરજી જે પક્ષકારની સામા કરી હોય તે પક્ષકારના કબજામાં અથવા અધિકારમાં તે અરજીમાં લખેલો અથવા લખેલા દસ્તાવેજ છે, અથવા અમુક વખતે હતો અથવા હતા. અને તે દસ્તાવેજ ફરિયાદમાંની તકરારી બાબતો સંબંધી અથવા તેમાંની અમુક બાબત સંબંધી છે.

**૨૦.** જે પક્ષકાર પાસેથી કોઇ જાતના દસ્તાવેજોની શોધ કાઢવાનું અથવા તે જોવાનું હોય તે પક્ષકાર તેવી શોધ અથવા થોડી શોધ થવાને કે તે દસ્તાવેજો અથવા તેમાંના કોઇપણ દસ્તાવેજો જોવા દેવાની હરકત લે, અને કોર્ટની એવી ખાત્રી થાય કે, તે શોધ કાઢવાનો અથવા જોવાનો હક ફરિયાદમાંની કોઇ તકરારી બાબત અથવા મુદ્દા ઉપર આધાર રાખે છે, અથવા એવી ખાત્રી થાય કે બીજા કોઇ કારણને લીધે શોધ કાઢવાના કે જોવાના હક વિશે ઠરાવ કર્યા પહેલાં તે તકરારી બાબત કે મુદ્દાનો નિર્ણય કરવા જોઇએ છીએ, ત્યારે કોર્ટ તે તકરારી બાબત અથવા મુદ્દાનો નિર્ણય પ્રથમ કરવો એવો હુકમ કરવાને અને શોધ કાઢવા અથવા જોવા વિશેની વાતનો નિકાલ બાકી રાખવાને, મુખ્ત્યાર છે.

**૨૧.** સવાલનામાનો જવાબ દેવા સારૂ અથવા દસ્તાવેજોની શોધ કાઢવા સારૂ અથવા તે જોવા દેવા સારૂ કોઇ પક્ષકારને હુકમ કરવામાં આવે છતાં તે માન્ય ન કરે ત્યારે, જો તે પક્ષકાર વાદી હોય તો, તે કામ ચલાવતો નથી એમ ગણીને તેની ફરિયાદ કાઢી નાંખવાને તે પાત્ર થશે; અને જો તે પ્રતિવાદી હોય તો, તેણે જે કંઇ જવાબ આપ્યો હોય તે કાઢી નાંખવાને, તથા તેણે જવાબ ન આપ્યો હોત તો તે જે સ્થિતિમાં હોત તે સ્થિતિમાં રહેવાને પાત્ર થશે; અને સવાલ કરનાર અથવા શોધ કાઢવાનો અથવા જોવાનો પ્રયત્ન કરનાર પક્ષકાર તેવી મતલબનો હુકમ થવા સારૂ કોર્ટને અરજ કરવાને મુખ્ત્યાર છે, અને કોર્ટ તે પ્રમાણે હુકમ કરવાને મુખ્ત્યાર છે.

**૨૨.** કોઇપણ પક્ષકારને, ફરિયાદનો ઇનસાફ થતો હોય તે વખતે, સવાલનામાના વિરૂદ્ધ પક્ષકારે આપેલા જવાબમાંના કાંઇ જવાબ અથવા કોઇ આખો જવાબ દાખલ ન કરતાં તેમાંના કોઇ એક અથવા વધારે જવાબનો અથા કોઇ જવાબના કોઇ પણ ભાગનો પુરાવામાં ઉપયોગ કરવાનો અધિકાર છે: પણ હમેશને માટે એવું ઠરાવ્યું છે કે કોર્ટને સદરહુ સઘળા જવાબ જોવાનો અધિકાર છે, અને જો કોર્ટને એમ જણાય કે તેમાંના દાખલ કરેલા જવાબ સાથે બીજા કોઈપણ જવાબનો એવો સંબંધ છે કે તે જવાબોનો તે બીજા જવાબ શિવાય ઉપયોગ કરવો દુરસ્ત નથી, તો તે બીજા જવાબ દાખલ કરવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

**૨૩.** આ ઓર્ડર સગીર વાદી તથા પ્રતિવાદીને તથા નાલાયક મનુષ્યોના ઇષ્ટ મિત્ર તથા ફરિયાદ પુરતા વાલીને લાગુ પડે છે એમ સમજવું.

---

## ઓર્ડર ૧૨ મો.

### કબુલાત વિશે.

**૧.** ફરિયાદના કોઇ પણ પક્ષકારને, બીજા કોઇ પક્ષકારનો સઘળો મુકદ્દમો અથવા તેનો કોઈ ભાગ ખરો હોવાનું પોતાને કબુલ છે એવી નોટીસ પોતાની પ્લીડિંગથી અવા બીજા લેખથી આપવાનો અધિકાર છે.

**૨.** એમાંના કોઇપણ પક્ષકારને, વાજબી હરકતો હોય તે સઘળી બાદ કરીને, કોઇપણ દસ્તાવેજ ખરો છે એમ કબુલ કરવાનું બીજા પક્ષકારને કહેવાનો અધિકાર છે, અને એવી નોટીસ આપ્યા પછી, તે દસ્તા-

વેજ કબુલ નહીં કરે અથવા ગફલત કરે તો, તેવો દસ્તાવેજ સાબિત કરવાનો ખર્ચ ફરિયાદનો નિકાલ ગમે તે થાય તો પણ, કોર્ટ બીજી રીતનો હુકમ ન કરે તો, સદરહુ પ્રમાણે ના કબુલ કરનાર અથવા ગફલત કરનાર પક્ષકારે આપવો જોઇએ. અને સદરહુ પ્રમાણેની નોટીસ આપી ન હોય તો, કોઇ દસ્તાવેજ સાબિત કરવાનો ખરચ અપાવવો નહીં, પણ એવી નોટીસ ન આપ્યાથી કોર્ટના મત પ્રમાણે ખરચનો બચાવ થાય તેમ હોય તો તે ખરચ અપાવવાને હરકત નથી,

૩. દસ્તાવેજ કબુલ કરવાનું કહેવાનું નોટીસ ક પુરવણીમાંના ૯ મા નંબરના નમુનામાં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને તે નમુના મુજબ હોવી જોઇએ.

૪. કોઇપણ પક્ષકાર, કોઈપણ સામા પક્ષકારને, સુનાવણી માટે નીમેલા દિવસ પહેલાં નવ દિવસથી ઓછી નહીં એટલી મુદ્દતમાં, લેખી નોટીસ આપીને, તેમાં લખેલી કોઇપણ ચોકસ હકીકત અથવા હકીકતો ફક્ત ફરિયાદનાં કારણ સરૂ કબુલ કરો એમ કહેવાને મુખત્યાર છે. અને એવી નોટીસ પોંચાડયા પછી છ દિવસની અંદર, અથવા કોર્ટ વધારે મુદ્દત આપે તો તે મુદ્દતની અંદર, તે હકીકત અથવા હકીકતો કબુલ કરવાની ના કહે અથવા ગફલત કરે તો, સદરહુ હકીકત અથવા હકીકતો સાબિત કરવાનો ખરચ, ફરિયાદનો ગમે તે નિકાલ થાય તોપણ, કોર્ટ બીજી રીતનો હુકમ નહીં કરે તો, સદરહુ પ્રમાણે ના કબુલ કરનાર અથવા ગફલત કરનાર પક્ષકારે આપવો જોઇએ, પણ એવું ઠરાવ્યું છે કે, એવી નોટીસને અનુસરીને જે કાંઇ કબુલત કરી હોય તે તે ચોકસ ફરિયાદનાં કારણ સારૂજ માત્ર કરી છે એમ સમજવું, અને તેનો ઉપયોગ સદરહુ પક્ષકારની વિરૂદ્ધ બીજે કોઇ પ્રસંગે અથવા નોટીસ આપનાર પક્ષકાર શિવાય બીજા કોઇપણ શખસની તરફેણમાં કરવો નહીં: વળી એવું પણ ઠરાવ્યું છે કે, સદરહુ પ્રમાણે આપેલી કોઇપણ કબુલત વાજબી હોય એવી શરતોએ, કોઈપણ પક્ષકારને કોઇપણ વખતે સુધારવા દેવાને અથવા ખેંચી લેવાદેવાને કોર્ટ મુખત્યાર છે.

૫. હકીકતો કબુલ કરવાનું કહેવાની નોટીસ તથા હકીકતની કબુલતો, અનુક્રમે, ક પુરવણીના નમુના નંબર ૧૦ તથા ક પુરવણીના નમુના નંબર ૧૧ માં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને તે તે નમુના મુજબ હોવી જોઇએ.

૬. કોઈપણ પક્ષકાર, ફરિયાદની કોઈપણ પાયરીએ, જ્યારે પ્લીડીંગથી અથવા બીજી રીતે, હકીકત કબુલ કરી હોય ત્યારે, તેવી કબુલત ઉપરથી જે ફેંસલો અથવા હુકમ તેને મેળવવાનો હક હોય તે ફેંસલો અથવા હુકમ, ફરિયાદના પક્ષકારો વચ્ચે બીજી તકરારનો નિર્ણય થતાં સુધી નહી શોભતાં, કરવા સારૂ કોર્ટને અરજી કરવાને મુખત્યાર છે. અને એવી અરજી કરવામાં આવે એટલે, કોર્ટને વાજબી લાગે તેવો હુકમ કરવાને અથવા તેવો ફેંસલો આપવાને કોર્ટ મુખત્યાર છે.

૭. દસ્તાવેજ અથવા હકીકત કબુલ કરવા સારૂ આપેલી કોઇપણ નોટીસની રૂએ કરેલી કબુલતો સંબંધી પુરાવાની જરૂર હોય તો, તે કબુલતો ઉપર કરવી. સહી યોગ્ય રીતે કરી છે એમ પ્લીડર અથવા તેનો કારકુન સોગનનામું કરે તો, તે તે બાબતનો પુરતો પુરાવો છે એમ સમજવું.

૮. દસ્તાવેજો હાજર કરવાનું કહેવાની નોટીસ ક પુરવણીના નમુના નંબર ૧૨ માં પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને તે નમુના મુજબ હોવી જોઇએ; દસ્તાવેજો હાજર કરવાનું કહેવા સારૂ કરેલી કોઈપણ નોટીસ પોંચાડયા બાબત તથા તે ક્યારે પોંચાડી તે બાબત પ્લીડર અથવા તેનો કારકુન શોગંનનામું કરે તો તે સોગંનનામું તથા તે દસ્તાવેજ હાજર કરવાનું કહેવાની નોટીસની નકલ, દરેક પ્રસંગે, તે નોટીસ પોંચાડયાનો તથા તે સદરહુ વખતે પોંચાડયાનો પુરતો પુરાવો છે એમ સમજવું,

૯. કબુલ કરવાનું અથવા હાજર કરવાનું કહેવાની નોટીસમાં, જેમની જરૂર નહીં હોય એવા દસ્તાવેજો નિર્દિષ્ટ કર્યા હોય તો, તેને લીધે થનારો ખરચ એવી નોટીસ કરનાર પક્ષકારે ખમવો જોઇએ.

---

## ઓર્ડર ૧૩ મો.

### દસ્તાવેજો હાજર કરવા, અટકાવી રાખવા તથા પાછા આપવા વિશે.

૧. (૧) પક્ષકારોના કબજામાં અથવા અખ્ત્યારમાં હોય એવો દરેક પ્રકારનો જે દસ્તાવેજી પુરાવો

પોતપોતાના કબજામાં અગત્યનો હોવાથી તેના ઉપર આધાર રાખવાનો તેમનો ઇરાદો હોય, અને જે પુરાવો કોર્ટમાં પ્રથમ દાખલ થઇ ગયો ન હોય તે તમામ દસ્તાવેજી પુરાવો તથા જે દસ્તાવેજો હાજર કરવાને કોર્ટે હુકમ કર્યો હોય તે સર્વ દસ્તાવેજો, પક્ષકારોએ અથવા તેમના પ્લીડરોએ ફરિયાદની પહેલી સુનાવણી વખતે હાજર કરવા.

(૨) એવી રીતે હાજર કરેલા દસ્તાવેજો કોર્ટે લેવાઃ પરંતુ તેમની સાથે હાઇ કોર્ટ ફરમાવે તેવા નમુના પ્રમાણે તૈયાર કરેલી તેની ખરી યાદ હોવી જોઇયે.

૨. કોઇપણ પક્ષકારના કબજામાં અથવા અખ્ત્યારનો હોય તેવો દસ્તાવેજી પુરાવો પેટા કાનુન (૧) ના ઠરાવ પ્રમાણે હાજર કરવો જોઇતો હતો એવું છતાં તે હાજર કર્યો ન હોય તો, તે દસ્તાવેજી પુરાવો, તે હાજર ન કરવાનું કોર્ટની ખાત્રી લાયક સબળ કારણ બતાવ્યા વગર તે કામની પછીની કોઇપણ સુનાવણી વખતે લેવો નહીં. અને એવો કોઈપણ પુરાવો કોર્ટ લે તો, કોર્ટે તે લેવાનાં કારણો લખી રાખવાં જોઇયે.

૩. કોર્ટની નજરમાં એમ આવે કે કોઇ દસ્તાવેજ લખતો નથી અથવા બીજી રીતે અગ્રાહ્ય છે તો તે દસ્તાવેજ ફરિયાદની કોઇપણ પાયરીએ ના મંજુર કરવાને કોર્ટ મુખ્ત્યાર છે, પણ તે ના મંજુર કરવાનાં કારણ તેણે લખી રાખવાં.

૪. (૧) ફરિયાદની અંદર પુરાવામાં લીધેલા દરેક દસ્તાવેજ ઉપર, તુરત હેઠળની પેટા કાનુનના ઠરાવોને અનુસરીને, હેઠળ લખેલી વિગત લખવી, એટલેઃ—

(અ) ફરિયાદનો નંબર તથા સરનામું;

(બ) દસ્તાવેજ હાજર કરનાર શખસનું નામ;

(ક) તે હાજર કર્યાની તારીખ, અને

(ડ) તે સદરહુ રીતે પુરાવામાં લીધાની વાત.

અને તે ઉપર જડજે આખી અથવા ટુંકી સહી કરવી.

(૨) જ્યારે સદરહુ રીતે પુરવામાં લીધેલો દસ્તાવેજ ચોપડામાં, ખાતામાં અથવા દફતરમાં લખેલો મજકુર હોય અને તુરતની હેઠળની કાનુન મુજબ અસલને બદલે તેની નકલ રજુ કરવામાં આવી હોય ત્યારે તે નકલ ઉપર સદદહુ જણાવેલી વિગતો લખવી અને તે ઉપર જડજે પોતાની આખી અથવા ટુંકી સહી કરવી.

૫. (૧) સન ૧૮૯૧ ના પેઢીવાળાના ચોપડા પુરાવામાં લેવાના આકટમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, ફરિયાદની અંદર પુરાવામાં લીધેલો દસ્તાવેજ ચાલુ ઉપયોગમાં હોય એવી લેટર બુકમાં અથવા દુકાનના ચોપડામાં અથવા બીજા ખાતામાં લખેલો મજકુર હોય ત્યારે, જે પક્ષકારની તરફથી તે બુક અથવા તે ખાતું હાજર કરવામાં આવ્યું હોય તે પક્ષકાર તે લખેલા મજકુરની નકલ આપવાને મુખ્ત્યાર છે.

(૨) જ્યારે સદરહુ પ્રકારનો દસ્તાવેજ સરકારી કચેરીમાંથી અથવા સરકારી અમલદારે હાજર કરેલા સરકારી દફતરમાં લખેલો મજકુર હોય, અથવા કોઇ ચોપડામાં અથવા ખાતામાં લખેલો મજકુર હોય અને તે ચોપડો અથવા ખાતું જે પક્ષકાર તરફથી હાજર કરવામાં આવ્યું હોય તે પક્ષકાર શિવાયનો બીજો કોઇ શખસ તેનો ધણી હોય તો, તેની નકલ,

(અ) સદરહુ દફતર, ચોપડો અથવા ખાતુ એકાદા પક્ષકાર તરફથી હાજર કરવામાં આવ્યું હોય ત્યારે તે પક્ષકારે, અથવા

(બ) સદરહુ દફતર, ચોપડો અથવા ખાતું કોર્ટે પોતાની મેળે કાઢેલા હુકમ પ્રમાણે હાજર કરવામાં આવ્યું હોય ત્યારે બંન્ને પક્ષકારોએ અથવા કોઇપણ પક્ષકારે,

આપવી એવું ફરમાવવાને કોર્ટ મુખ્ત્યાર છે.

(૩) આ કાનુનના ઉપલા ઠરાવની રૂયે એકાદા મજકુરની નકલ આપવામાં આવી હોય ત્યારે, સદરહુ કોર્ટે, ૭ મા ઓર્ડરની ૧૭ મી કાનુનમાં કહેલી રીત પ્રમાણે સદરહુ નકલ તપાસાવ્યા પછી, ( અસલ સાથે ) મુકાબલ કરાવ્યા પછી, અને તે ઉપર તે ખરી હોવાનો દાખલો લખાવ્યા પછી, સદરહુ મજકુર ઉપર નિશાની કરવી, અને જે ચોપડામાં, ખાતામાં અથવા દફતરમાં તે લખેલો હોય તે ચોપડો, ખાતું અથવા દફતર તે હાજર કરનાર શખસને પાછું અપાવવું.

૬. જ્યારે એમાંથી કોઇપણ પક્ષકારે પુરાવા તરીકે જેના ઉપર આધાર રાખ્યો હોય એવો દસ્તાવેજ પુરાવામાં લેવા લાયક નથી એમ કોર્ટની નજરમાં આવે ત્યારે, કાનુન ૪ ની પેટા કાનુન (૧) ની રકમો (અ) (બ) તથા (ક) માં કહેલી વિગતનો તથા તે ના મંજુર કર્યાં વિશેનો મજકુર તેના ઉપર લખવો, અને તે શેરા ઉપર જડજે પોતાની આખી અથવા ટુંકી સહી કરવી.

૭. (૧) પુરાવામાં લીધેલો દરેક દસ્તાવેજ, અથવા કાનુન ૫ મુજબ અસલને બદલે નકલ રજુ કરવામાં આવી હોય ત્યારે તે નકલ, ફરિયાદના દફતરમાં દાખલ કરવી.

(૨) પુરાવામાં નહીં લીધેલા દસ્તાવેજો સદરહુ દફતરમાં દાખલ કરવા નહીં, અને જે જે પક્ષકારે તે હાજર કર્યા હશે તેને તે પાછા આપવા.

૮. આ ઓર્ડરની ૫ મી અથવા ૭ મી કાનુનમાં અથવા ૭ મા ઓર્ડરની ૧૭ મી કાનુનમાં ગમે તે ઠરાવ હોય તોપણ, જો કોર્ટને પુરતું કારણ જણાય તો, કોર્ટની રૂબરૂ કોઇપણ ફરિયાદમાં હાજર કરેલો કોઈ દસ્તાવેજ અથવા ચોપડો કોર્ટને યોગ્ય લાગે તેટલી મુદત સુધી અને તેવી શરતોથી અટકાવીને કોર્ટના કોઇ અમલદારના હવાલામાં રાખવો એમ ફરમાવવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૯. (૧) ફરિયાદમાં પક્ષકાર હોય અથવા ન હોય એવા જે કોઇપણ માણસની એવી મરજી હોય કે તેણે ફરિયાદમાં હાજર કરેલો અને દફતરે દાખલ થયલો કોઇ દસ્તાવેજ પોતાને પાછો મળવો જોઇએ તેને કાનુન ૮ પ્રમાણે તે દસ્તાવેજ અટકાવી રાખ્યો ન હોય તો, તે દસ્તાવેજ હેઠળ લખ્યા પ્રમાણે પાછો મળવાનો હક્ક છેઃ—

(અ) જે ફરિયાદ ઉપર અપીલ થઇ શકતી ન હોય ત્યારે, તેવી ફરિયાદનો નિકાલ થયા પછી, અને

(બ) જે ફરિયાદ ઉપર અપીલ થઇ શકે તેવી ફરિયાદ હોય તે પ્રસંગે, અપીલ કરવાની મુદત વીતી ગઇ છે તોપણ અપીલ કરી નથી એવી કોર્ટની ખાતરી થાય ત્યારે, અથવા અપીલ થઇ હોય તો તે અપીલનો નિકાલ થઇ ગયો હોય ત્યારે;

પરંતુ જો દસ્તાવેજ પાછો લેવાની અરજ કરનાર શખસ, તે દસ્તાવેજની સહી સુદ્ધાંતની નકલ અસલ દસ્તાવેજને ઠેકાણે મુકવા સારૂ યોગ્ય અમલદારને આપે અને અસલ દસ્તાવેજ હાજર કરવાનું તેને કહેવામાં આવે એટલે તેમ કરવાનું તે માથે લે, તો આ કાનુનમાં ઠરાવેલી મુદત પહેલાં કોઇપણ વખતે તે દસ્તાવેજ પાછો આપી શકાયઃ

વળી એવું ઠરાવ્યું છે કે હુકમનામું થવાથી જે દસ્તાવેજ આખો રદ અથવા નકામો થયો હોય તે પાછો આપવો નહીં.

(૨) જે દસ્તાવેજ પુરાવામાં દાખલ કર્યો હોય તે પાછો આપતી વખતે તે પાછો લેનાર શખસે પોંચ આપવી.

૧૦. (૧) કોર્ટ પોતાની મેળે, અને ફરિયાદના કોઈ પક્ષકારની અરજ ઉપરથી, પોતાની મરજીમાં આવે તો, પોતાના દફતરમાંથી અગર બીજી કોઈ કોર્ટમાંથી બીજી કોઇ ફરિયાદના અથવા કામના કાગળ મંગાવીને જોવાને મુખ્ત્યાર છે.

(૨) આ કાનુન પ્રમાણે કરેલી પ્રત્યેક અરજની સાથે ( કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો ) સોગનનામું આપવું તે સોગનનામું આપવું તે સોગંનનામામાં જે ફરિયાદમાં તે અરજ કરી હોય તે ફરિયાદમાં તે કાગળો શી રીતે જરૂરના છે, તથા તે કાગળોની કે તે પૈકી અરજદારને જોઇએ તેટલા તેના ભાગની યોગ્ય રીતે સહી સુધાંતની નકલો ઘણી ઢીલ અથવા ખરચ કર્યા વગર મળે તેમ નથી, અથવા ઇનસાફ થવા સારૂ અસલ હાજર કરવાની જરૂર છે,—એ લખવું.

(૩) પુરાવાના આક્ટ પ્રમાણે જે દસ્તાવેજ ફરિયાદમાં અગ્રાહ્ય હોય, તે દસ્તાવેજ કોર્ટ પુરાવામાં વાપરી શકે એમ આ કાનુનની કોઇપણ વાતથી સમજવું નહીં.

૧૧. દસ્તાવેજો સંબંધી આમાં જે ઠરાવો છે તે, પુરાવા તરીકે હાજર કરી શકાય એવા બીજા બધા સાકાર પદાર્થોને લાગુ પડે તેટલે સુધી લાગુ પડશે.

---

# ઓર્ડર ૧૪ મો.

## મુદ્દા ઠરાવવા વિશે તથા કાયદાના મુદ્દા ઉપરથી અથવા કબુલ કરવામાં આવેલા મુદ્દા ઉપરથી ફરિયાદનો નિકાલ કરવા વિષે.

૧. (૧) હકીકતનો અથવા કાયદાનો કોઇ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કહે, અને બીજો તે ના કબુલ કરે ત્યારે મુદ્દા નિકળે.

(૨) ફરિયાદ કરવાનો હક બતાવવાને વાસ્તે કાયદાના અથવા હકીકતના જે વિચારમાં લેવાના મજકુરો વાદીએ સ્પષ્ટ રીતે કહેવા જોઇયે, અથવા પ્રતિવાદીએ પોતાના બચાવ સારૂ કહેવા જોઇયે, તે જરૂરના વિચારમાં લેવાના મજકુરો સમજવા.

(૩) કોઇ જરૂરનો વિચારમાં લેવાનો મજકુર એક પક્ષકાર ખરો છે એમ કહે અને બીજો તે ના કબુલ કરે ત્યારે તેવા પ્રત્યેક જરૂરના વિચારમાં લેવાના મજકુરને વાસ્તે જૂદો મુદ્દો ઠરાવવો.

(૪) મુદ્દા બે જાતના હોય છેઃ (અ) હકીકતના મુદ્દા, (બ) કાયદાના મુદ્દા.

(૫) ફરિયાદની પહેલી સુનાવણી વખતે ફરિયાદ અરજી, તથા લેખી કેફિયત હોય તો તે, વાંચીને તથા જરૂર જણાય તે પ્રમાણે પક્ષકારોની જબાની લેઇને કોર્ટે નક્કી કરવું કે હકીકતના, અથવા કાયદાના કયા જરૂરના વિચારમાં લેવાના મજકુર વિશે પક્ષકારોમાં તફાવત છે, અને પછી જે મુદ્દા ઉપર મુકદ્દમાના ખરા નિવેડાનો આધાર કોર્ટને જણાતો હોય તે મુદ્દા કાઢીને દફતરમાં નોંધવા.

(૬) ફરિયાદની પહેલી સુનાવણી વખતે પ્રતિવાદી કંઇ જવાબ ન આપે ત્યારે, કોર્ટે મુદ્દા કાઢીને નોંધવા જોઇએ એમ આ કાનુનમાં કહેલી કોઇ વાતથી સમજવું નહીં.

૨. જ્યારે એકજ ફરિયાદમાં કાયદા તથા હકીકત બંનેના મુદ્દા નિકળતા હોય અને કોર્ટની નજરમાં એમ આવે કે માત્ર કાયદાના મુદ્દા ઉપરથીજ મુકદ્દમાનો નિકાલ થાય તેમ છે, તો કોર્ટે પ્રથમ કાયદાના મુદ્દાની ચોકશી કરવી, અને તેમ કરવાને વાસ્તે જો યોગ્ય જણાય તો કાયદાના મુદ્દાનો નિર્ણય થઇ રહે ત્યાંસુધી હકીકતના મુદ્દા ઠરાવવાનું મુલતવી રાખવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૩. નીચેનાં બધાં અથવા તેમાંનાં કોઇ એક સાધન ઉપરથી મુદ્દા કાઢવાને કોર્ટ મુખ્ત્યાર છે, એટલેઃ—

(અ) પક્ષકારોએ અથવા તેમની વતી હાજર હોય તે શખસોએ સોગન ઉપર કહેલી હકીકત, અથવા તે પક્ષકારોના પ્લીડરોએ કહેલી હકીકત;

(બ) પ્લીડીંગમાં કહેલી હકીકત, અથવા ફરિયાદમાં સવાલનામાં આપેલાં હોય તેના જવાબમાં કહેલી હકીકત;

(ક) બેમાંથી કોઇ પક્ષકારે હાજર કરેલા દસ્તાવેજોમાંનો મજકુર.

૪. જ્યારે કોર્ટની રૂબરૂ હાજર ન હોય એવા કોઇ શખસની જબાની લીધા શિવાય, અથવા ફરિયાદમાં હાજર કર્યો ન હોય એવો કોઇ દસ્તાવેજ જોયા વગર મુદ્દા બરોબર રીતે કાઢી શકાશે નહીં, એમ કોર્ટની નજરમાં આવે ત્યારે, કાંઇ આગળનો દિવસ ઠરાવીને તે ઉપર મુદ્દા કાઢવાનું બંધ રાખવાને તથા (વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇપણ કાયદાને પાત્ર) સમન અથવા બીજી પ્રોસેસ કાઢીને કોઇ શખસને હાજર રહેવાની જરૂર પાડવાને અથવા જેના કબજા અથવા અખ્ત્યારમાં કોઇ દસ્તાવેજ હોય તેને તે હાજર કરવાની જરૂર પાડવાને, કોર્ટ મુખ્ત્યાર છે.

૫. (૧) હુકમનામું કરતાં પહેલાં કોઈપણ વખતે, કોર્ટને યોગ્ય જણાય તે શરતો કરીને મુદ્દા દુરસ્ત કરવાને અથવા જાસ્તી મુદ્દા કાઢવાને કોર્ટ મુખ્ત્યાર છે. અને પક્ષકાર વચેના તકરારનો નિર્ણય કરવાને મુદ્દામાં દુરસ્તી કરવાની અથવા જાસ્તી મુદ્દા કાઢવાની જરૂર હોય તો સદરહુ રીતે દુરસ્તી કરવી અથવા જાસ્તી મુદ્દા કાઢવા.

(૨) કોઇ મુદ્દા ખોટી રીતે કાઢ્યા છે અથવા દાખલ કર્યા છે એમ કોર્ટને જણાય તો, તે મુદ્દા હુકમનામું કરતાં પહેલાં કોઇપણ વખતે કમી કરવાને પણ કોર્ટ મુખ્ત્યાર છે.

૬. ફરિયાદના પક્ષકારો, પોતાની વચે હકીકતની અથવા કાયદાની અમુક બાબતનો ઠરાવ કરવાનો છે એમ એક મત થાય, તો તેઓ તે એક મુદ્દાના આકારમાં જણાવે, અને એવું લખેલું કરારનામું કરે કેઃ—

(અ) તે મુદ્દાનો કોર્ટે હા કે નાનો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી, અથવા કોટ ઠરાવે તે અથવા કોર્ટ ફરમાવે તે રીતે ઠરે તે રકમ પક્ષકારે બીજા પક્ષકારને આપવી, અથવા તેમાંના એકને કરારમાં બતાવેલી કંઇ જવાબદારી અથવા હક્ક છે એમ ઠરાવવું.

(બ) તે મુદ્દાનો કોર્ટે હા કે નાનો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલી તથા ફરિયાદમાંની તકરારી મિલકત પક્ષકારો પૈકી એક પક્ષકારે બીજા પક્ષકારને આપવી અથવા તે બીજો પક્ષકાર ફરમાવે તે રીતે આપવી; અથવા

(ક) તે મુદ્દાનો કોર્ટે હા કે નાનો ઠરાવ કરેથી કરારનામામાં બતાવેલું તથા તકરારી બાબતને લગતું કોઈ વિશેષ કામ એક અથવા વધારે પક્ષકારે કરવું કે કરવાથી દુર રહેવું.

૭. જ્યારે પોતાને યોગ્ય જણાય તેવી તપાસ કર્યા પછી કોર્ટની ખાત્રી થાય કેઃ—

(અ) પક્ષકારોએ કરારનામું યોગ્ય રીતે કરેલું છે,

(બ) સદરહુ એક મત થયેલી બાબતનો ઠરાવ થવામાં તેમનો ખરેખરો સંબંધ છે, અને

(ક) તે ચોકશી કરીને ઠરાવ થવા લાયક છેઃ—

ત્યારે કોર્ટે તે મુદ્દો દફતરમાં દાખલ કરીને તેની ચોકશી કરવી, તથા જાણે તે મુદ્દો પોતેજ કાઢયો હોય તે રીતે તેના ઉપર પોતાનો ઠરાવ કે ચુકાદો લખવો;

અને તે મુદ્દાના ઠરાવ અથવા ચુકાદા ઉપરથી કરારનામાની શરતો પ્રમાણે કોર્ટે ફેંસલો કહી સંભળાવવો અને આ રીતે આપેલા ફેંસલાને અનુસરીને હુકમનામું કરવું.

## ઓર્ડર ૧૫ મો.

### પેહેલી સુનાવણિ વખતે ફરિયાદનો નિકાલ કરવા વિસે.

૧. જ્યારે ફરિયાદની પેહેલી સુનાવણી વખતે એમ જણાય કે કાયદાની અથવા હકીકતની કોઇ બાબતમાં પક્ષકારોને તકરાર નથી. તે પ્રસંગે એકદમ ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૨. એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય અને તેમાંના કોઇને વાદી સાથે કાયદાની અથવા હકીકતની કોઇ બાબતમાં તકરાર ન હોય તે પ્રસંગે તે પ્રતિવાદીની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં એકદમ ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખ્ત્યાર છે, અને પછી ફરિયાદ માત્ર બાકીના પ્રતિવાદીઓ વિરૂદ્ધજ ચાલશે.

૩. (૧) જ્યારે કાયદાની અથવા હકીકતની કોઇ બાબત વિશે પક્ષકારો વચે તકરાર હોય, અને આમાં પાછળ ઠરાવ કર્યો છે તે રીતે કોર્ટે મુદ્દા કાઢયા હોય ત્યારે, જો કોર્ટની ખાત્રી થાય કે ફરિયાદનો ફેંસલો કરવાને બસ થાય તેટલા મુદ્દા ઉપર જે પુરાવો અથવા દલીલો પક્ષકારો એકદમ આપે તે કરતાં વધારે જોઇતી નથી, તથા તેજ વખતે ફરિયાદ આગળ ચલાવવાથી ગેર ઇનસાફ થાય તેમ નથી, તે પ્રસંગે તે મુદ્દાનો ઠરાવ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે. અને તે મુદ્દા ઉપરનો ઠરાવ નિકાલ કરવાને વાસ્તે બસ હોય, તો તે પ્રમાણે ફેંસલો કહી સંભળાવવાને કોર્ટ મુખ્ત્યાર છે; પછી ગમે તો માત્ર મુદ્દા ઠરાવવાને વાસ્તે સમન કાઢયો હોય કે ફરિયાદના આખર નિકાલને વાસ્તે કાઢયો હોય તેની ચિંતા નહીં.

પણ માત્ર મુદ્દા ઠરાવવાને વાસ્તે સમન કાઢયો હોય ત્યારે, પક્ષકારો અથવા તેમના પ્લીડરો હાજર હોવા જોઇયે અને તેમાંના કોઇએ હરકત લેવી ન જોઇયે.

(૨) જો તે ઠરાવ નિકાલ કરવાને વાસ્તે બસ ન હોય, ત્યારે કોર્ટે ફરિયાદની આગળની સુનાવણી મુલતવી રાખવી, અને મુકદ્દમામાં જોઇયે તેવો વધારે પુરાવો અથવા તેવી વધારે દલીલો હાજર કરવાને દિવસ મુકરર કરવો.

૪. ફરિયાદનો આખર નિકાલને વાસ્તે સમન કાઢયો હોય, અને તેમાંથી એક પક્ષકાર પોતે જે પુરાવા ઉપર આધાર રાખતો હોય તે પુરાવો પુરતા કારણ શિવાય, હાજર કરવાને ચુકે ત્યારે, કોર્ટ એકદમ ફેંસલો કહી સંભળાવવાને અથવા પોતાને યોગ્ય લાગે તો મુદ્દા કાઢીને દફતરમાં દાખલ કર્યા પછી, તે મુદ્દા ઉપર પોતાનો ઠરાવ અથવા બીજો ચુકાદો આપવાને વાસ્તે જરૂર હોય તે પુરાવો હાજર કરવા સારૂં ફરિયાદ મુલતવી રાખવાને મુખ્ત્યાર છે.

# ઑર્ડર ૧૬ મો.

## સાક્ષીઓને સમન કરવા તથા તેમણે હાજર રહેવા વિશે.

૧. ફરિયાદ માંડવામાં આવે પછી ગમે તે વખતે કોર્ટને અથવા બાબતને વાસ્તે કોર્ટ નિમે તે અમલદારને અરજ કરીને, શાહેદી આપવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને જે શખસોની હાજરીની જરૂર હોય, તેમના ઉપર સમન કઢાવવાને પક્ષકારો મુખ્ત્યાર છે.

૨. (૧) સમન કરેલા શખસને જે કોર્ટમાં બોલાવવો હોય તે કોર્ટ સુધી તેને આવવાના તથા ત્યાંથી પાછા જવાના તથા એક દિવસ હાજર રહેવાના વાટ ખરચ તથા બીજા ખરચને સારૂ જેટલી રકમ કોર્ટની નજરમાં બસ જણાય તેટલી રકમ, સમનને વાસ્તે અરજ કરનાર પક્ષકારે સમન નિકળ્યા પહેલાં અને ઠરાવવામાં આવે તે મુદતની અંદર કોર્ટમાં ભરવી.

(૨) આ કાનુનની રૂયે આપવાની રકમ ઠરાવતી વખતે કોર્ટ, કાબેલ માણસ તરીકે પુરાવો આપવાને સમન કરીને બોલાવેલા કોઇપણ માણસની બાબતમાં, પુરાવો આપવામાં તથા તે કજીઆને માટે જરૂરનું હોય એવું કાબેલ માણસનું કામ કરવામાં જે વખત જાય તે માટે વાસ્તવીક મેહેનતાણું અપાવવાને મુખત્યાર છે.

(૩) તે કોર્ટ હાઇ કોર્ટના તાબાની હોય ત્યારે, સદરહુ ખરચનું પ્રમાણ ઠરાવતી વખતે, તેના સંબંધમાં કરેલી કોઇપણ કાનુનો ઉપર ધ્યાન રાખવું.

૩. એ પ્રમાણે કોર્ટમાં ભરેલી રકમ જેના ઉપર સમન કાઢેલો હોય તેને સમન હાથોહાથ પોંચાડી શકાય ત્યારે, તે શખસને સમન બજાવતી વખતે આપવા માંડવી.

૪. (૧) કોર્ટની અથવા આ બાબતમાં કોર્ટ નિમે તે અમલદારની નજરમાં એવું આવે કે કોર્ટમાં ભરેલી રકમ સદરહુ ખરચ અથવા વાજબી મેહનતાણું પુરૂં પાડવાને બસ નથી, ત્યારે કોર્ટ એવા કારણસર જરૂર જણાય તેટલી વધારે રકમ સમન કરેલા શખસને આપવી એવું ફરમાવવાને, અને તે આપવામાં કસુર હોય તો, સમન કઢાવનાર પક્ષકારની જંગમ મિલકત જપ્ત કરી વેચીને તે રકમ વસુલ કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે; અથવા સમન કરેલા શખસને શાહેદી લીધા વગર રજા આપવાને, અથવા સદરહુ પ્રમાણે વસુલ કરવું તથા સાક્ષીને સદરહુ પ્રમાણે રજા આપવી એ બન્ને વાનાં કરવાને, મુખ્ત્યાર છે.

(૨) જ્યારે સમન કરેલા શખસને એક દિવસ કરતાં વધારે મુદત રાખવાની જરૂર પડે ત્યારે કોર્ટ, વખતે વખતે જે પક્ષકારની અરજ ઉપરથી સમન કાઢ્યો હોય તેને તે વધારે મુદત સુધી રહેવાનો ખરચ પુરો પડે તેટલી રકમ કોર્ટમાં ભરવાનું ફરમાવવાને, અને તે રકમ ભરવામાં કસુર થાય, તો તે પક્ષકારની જંગમ મિલકત જપ્ત કરી વેચીને તે રકમ વસુલ કરવાનું ફરમાવવાને, અથવા સમન કરેલા શખસની શાહેદી લીધા વગર તેને રજા આપવાને, અથવા સદરહુ પ્રમાણે વસુલ કરવું તથા સાક્ષીને રજા આપવી એ બન્ને વાનાં કરવાને, મુખત્યાર છે.

૫. શાહેદી પુરવાસારૂ અથવા દસ્તાવેજ હાજર કરવાસારૂ હાજર રહેવાના પ્રત્યેક સમનમાં તેણે ક્યારે અને કયે ઠેકાણે હાજર રહેવું એ લખવું; વળી, શાહેદી પુરવાસાર તેણે હાજર રહેવાનું છે કે દસ્તાવેજ રજુ કરવા સારૂ છે. કે તે બન્ને વાસ્તે તેણે હાજર રહેવાનું છે એ પણ લખવું, તથા સમન કરેલા સાક્ષીને કોઇ અમુક દસ્તાવેજ હાજર કરવા બોલાવવો હોય, તો તે દસ્તાવેજનું સમજાય એમ બરાબર વર્ણન સમનમાં લખવું.

૬. કોઇ પણ શખસને શાહેદી પુરવાનો સમન ન કરતાં દસ્તાવેજ હાજર કરવાનો સમન થઇ શકે; અને જે શખસને માત્ર દસ્તાવેજ હાજર કરવાનો સમન કર્યો હોય, તે જાતે આવીને દસ્તાવેજ હાજર ન કરતાં બીજા પાસે હાજર કરાવે, તો તેણે સમન માન્ય કર્યો એમ સમજવું.

૭. કોર્ટમાં હાજર હોય એવા કોઇ શખસને શાહેદી પુરવાનું કહેવાને અથવા તેજ વખતે અને તેજ ઠેકાણે તેના કબજામાં કે અખ્ત્યારમાં હોય તેવા દસ્તાવેજ હાજર કરવાનું કહેવાને, કોર્ટ મુખ્ત્યાર છે.

૮. આ આરડરની રૂએ કરેલો દરેક સમન બને ત્યાં સુધી પ્રતિવાદીને સમન પોંચાડવાને જે રીત કહી

છે તે રીતે પોંચાડવો, અને પોંચ્યાની શાબિતી વિશે ૫ મા ઓરડરમાં જે કાનુનો છે તે આ કાનુન પ્રમાણે પોંચાડેલા દરેક સમનને લાગુ પડશે.

**૯.** સમન કરેલા શખસને હાજર રહેવાને સમનમાં જે વખત લખ્યો હોય, તે વખતથી હંમેશાં દરેક બાબતમાં એટલી મુદત પહેલાં સમન પોંચાડવો, કે તેથી તેને તૈયારી કરવાનો તથા જે જગાએ હાજર રહેવાનું હોય તે જગાએ જવાનો પુરતો વખત મળે.

**૧૦.** (૧) જ્યારે શાહેદી પુરવાને અથવા દસ્તાવેજ હાજર કરવાને હાજર રહેવા સારૂ જે કોઇ શખસને સમન કર્યો હોય, તે શખસ તે સમન પ્રમાણે હાજર થવાને કે તે દસ્તાવેજ હાજર કરવાને ચુકે ત્યારે, કોર્ટે, સમન પોંચાડનાર અમલદારના સર્ટીફીકેટની નીચે સોગનનામું કરીને ખરાપણાનો એકરાર કરવામાં આવ્યો ન હોય તો તે સમન પોંચાડયો છે કે નથી, પોંચાડયો તે બાબત તે અમલદારની સોગન ઉપર જબાની લેવી અથવા બીજી કોર્ટ પાસે લેવડાવવી, અને જો એવી રીતે એકરાર કરવામાં આવ્યો હોય, તો સદરહુ કોર્ટને સદરહુ પ્રમાણે જબાની લેવાનો અથવા બીજી કોર્ટ પાસે લેવડાવવાનો અધિકાર છે.

(૨) સદરહુ શાહેદી લેવી અથવા દસ્તાવેજ હાજર થવા જરૂરના છે એમ, તથા એવા શખસે, કાયદાસર કારણ વગર, એવા સમન પ્રમાણે હાજર થવામાં અથવા તે દસ્તાવેજ હાજર કરવામાં કસુર કરી છે અથવા તેણે જાણી બુજીને સમન પોતાના ઉપર બજવા દીધો નથી એમ, માનવાનું કોર્ટને કારણ દેખાય ત્યારે, કોર્ટ, અમૂક દિવસે અને અમૂક જગાએ શાહેદી પુરવા અથવા દસ્તાવેજ હાજર કરવા તમારે હાજર રહેવું એમ જાહેરનામામાં લખીને એક જાહેરનામું કાઢવાને મુખત્યાર છે અને તે જાહેરનામાની નકલ તે શખસ હમેશ રહેતો હોય તે ઘરને બહારને બારણે અથવા કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી.

(૩) તે જાહેરનામું કાઢવાને બદલે અથવા તે કાઢતી વખતે અથવા ત્યાર પછી કોઇ પણ વખતે, કોર્ટ, પોતાની નજરમાં આવે તો, એવા શખસને પકડવાનું જામીનવાળું અથવા જામીન વગરનું વારંટ કાઢવાને મુખત્યાર છે, અને પોતાની નજરમાં યોગ્ય આવે તેટલી તેની મિલકત જપ્ત કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; પણ જપ્તીના ખરચ કરતાં તથા કાનુન ૧૨ પ્રમાણે દંડ કરવામાં આવે તેની રકમ કરતાં વધારે મિલકત જપ્ત કરવી નહી.

પરંતુ કોઇ સ્માલ કાજ કોર્ટે સ્થાવર મિલકતની જપ્તીનો હુકમ કરવો નહીં.

**૧૧.** જ્યારે, એવો શખસ, પોતાની મિલકત જપ્ત થયા પછી કોઇ પણ વખતે હાજર થઈને કોર્ટની ખાત્રી કરી આપે કે—

(અ) સદરહુ સમન પ્રમાણે ચાલવાને, કાયદાસર કારણ વગર, જાણી જોઇને હું ચુકયો નહોતો અથવા તે સમન ન બજે એ હેતુથી જાણી બુજીને નાસી ગયો નહોતો, અને

(બ) ઉપરની છેલ્લી કાનુનની રૂયે કહાડેલા જાહેરનામામાં લખેલે વખતે તથા ઠેકાણે હાજર થવામાં તે ચુકયો હોય ત્યારે, એવા જાહેરનામાની મને વેળાસર ખબર પડી નહોતી,

ત્યારે કોર્ટે તેની મિલકત ઉપરથી જપ્તી ખસેડવાનો હુકમ કરવો તથા જપ્તીના ખરચ બાબત પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવો.

**૧૨.** એવો શખસ હાજર ન થાય, અથવા હાજર થયા છતાં ઉપર પ્રમાણે કોર્ટની ખાત્રી ન કરે, ત્યારે તેની સંસારી હાલત તથા મુકદ્દમાની બધી હકીકત ઉપર ધ્યાન રાખીને ૫૦૦ રૂપીયા કરતાં વધારે નહીં એવો કોર્ટને યોગ્ય લાગે એટલો તેનો દંડ કરવાને કોર્ટ મુખત્યાર છે. તથા સદરહુ રીતે દંડ થયો હોય તો તે રકમ અને જપ્તીને લીધે થએલો બધો ખરચ વસુલ કરવા સારૂ તેની મિલકત અથવા તેનો કંઇ ભાગ જપ્ત કરવાનો તથા વેચવાનો હુકમ કરવાને, અથવા જો તે કાનુન ૧૦ ની રૂયે અગાઉ જપ્ત થઈ ગયાં હોય તો તે વેચવાનો હુકમ કરવાને, કોર્ટ મુખત્યાર છેઃ

પરંતુ એવો શખસ સદરહુ દંડ તથા ખરચની રકમ કોર્ટમાં ભરે ત્યારે તે મિલકત ઉપરથી જપ્તી ખસેડવાનો કોર્ટે હુકમ કરવો.

**૧૩.** હુકમનામાની બજાવણીમાં મિલકત જપ્ત કરવા બાબતના તથા વેચવા બાબતના ઠરાવો લાગુ પડવા જેવા હોય તેટલે સુધી તે જે માણસની મિલકત આ ઓર્ડરની રૂએ જપ્ત કરવામાં આવે તે માણસ હુક-

મનામાનો દેણદાર હોય તે પ્રમાણે, આ ઓર્ડર મુજબની કોઇપણ જપ્તી તથા વેચાણને લાગુ પડે છે એમ સમજવું.

૧૪. હાજર થવા તથા હાજર રહેવા વિશે આ કાયદાના ઠરાવને તથા વિદ્યમાનકાળે અમલમાં હોય તેવા કોઈપણ કાયદાને અનુસરીને ફરિયાદના પક્ષકાર શિવાય બીજા કોઇ શખસની જબાની લેવાની કોઇપણ વખતે કોર્ટને જરૂર જણાય, અને ફરિયાદના કોઇ પક્ષકારે તેને સાક્ષી તરીકે બોલાવ્યો ન હોય ત્યારે કોર્ટ, પોતાની મેળે, તે શખસને સાક્ષી તરીકે શાહેદી પુરવા સારૂ અથવા તેના કબજામાંનો દસ્તાવેજ હાજર કરવા સારૂ એક દિવસ ઠરાવી તે દિવસનો સમન કઢાવીને સાક્ષી તરીકે તેની જબાની લેવાને અથવા તે દસ્તાવેજ હાજર કરવાનું તેને કહેવાને મુખત્યાર છે.

૧૫. ઉપર છેલ્લું કહ્યું છે તેને અનુસરીને, ફરિયાદમાં હાજર થઇને શાહેદી પુરવાનો જેને સમન થયો હોય, તેણે તે કામને વાસ્તે સમનમાં લખેલે ઠેકાણે અને વખતે હાજર રહેવું, અને દસ્તાવેજ હાજર કરવાને જેના ઉપર સમન થયો હોય તેણે સદરહુ વખતે તથા ઠેકાણે તે હાજર કરવા સારૂ હાજર રહેવું અથવા બીજા પાસે તે હાજર કરાવવો.

૧૬. (૧) જે શખસને સદરહુ પ્રમાણે સમન થએલો હોય તથા જે હાજર રહેલો હોય તેણે કોર્ટ બીજી રીતે ફરમાવે નહીં તો ફરિયાદનો નિકાલ થાય ત્યાંસુધી દરેક સુનાવણી વખતે હાજર રહેવું જોઇએ.

(૨) એમાંનો કોઇપણ પક્ષકાર અરજ કરે અને જરૂરનો સઘળો ખરચ (જો કાંઇ હોય તો) કોર્ટમાં આપવામાં આવે ત્યારે, તેવી રીતે સમન કરેલા અને હાજર રહેલા કોઇપણ શખસને ત્યાર પછી તરતની અથવા બીજી કોઇપણ સુનાવણી વખતે અથવા તે ફરિયાદીનો નિકાલ થાય ત્યાંસુધી હાજર રહેવા માટે તારણ આપવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે. અને એવી રીતનું તારણ આપે નહીં તો દિવાની તુરંગમાં કેદ કરવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

૧૭. સમન પ્રમાણે જે કોઇ શખસ હાજર થયો હોય તે શખસ, ૧૬ મી કાનુનનું ઉલ્લંઘન કરીને કાયદેસર કારણ વગર, જતો રહે તેને કાનુનો ૧૦ થી ૧૩ ના ઠરાવો લાગુ પડે તેટલે સુધી લાગુ પડશે એમ સમજવું.

૧૮. જ્યારે વારંટની રૂએ પકડેલા કોઈ શખસને કોર્ટની રૂબરૂ પહેરામાં આણ્યો હોય ત્યારે, પક્ષકારોની અથવા તે પૈકી કોઇની ગેરહાજરીને લીધે, જે સાહેદી પુરવા સારૂ અથવા જે દસ્તાવેજ હાજર કરવા સારૂ તેના ઉપર સમન બજાવ્યો હોય તે શાહેદી ન પુરી શકે અથવા તે દસ્તાવેજ હાજર ન કરી શકે તો કોર્ટને યોગ્ય લાગે તે જગાએ ને તે વખતે હાજર થવા સારૂ યોગ્ય જામીન અથવા બીજું તારણ આપવાનું ફરમાવવાને તથા તે જામીન કે તારણ આપેલી તેને છુટો કરવાને કોર્ટ મુખ્ત્યાર છે, અને એવો જામીન અથવા તારણ નહીં આપે તો તેને દીવાની તુરંગમાં કેદ કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૯. કોઇપણ શખસ—

(અ) કોર્ટની સાધારણ અવલ હકુમતની સ્થાનિક હદમાં, અથવા

(બ) તે હદની બહાર પણ કોર્ટના મકાનથી ૫૦ મૈલ કરતાં ઓછા અંતર ઉપર કોઇ ઠેકાણે, અથવા ( તેનું રહેવાનું ઠેકાણું અને કોર્ટ બેસે છે તે ઠેકાણું એ બે વચ્ચે જે અંતર હોય તેના પાંચ શષ્ટાંશ અંતરમાં આગગાડી અથવા આગબોટ અથવા બીજું મંજુર થયેલું વાહન ચાલતું હોય તો ) કોર્ટના મકાનથી ૨૦૦ મૈલ કરતાં ઓછે અંતરે—રહેતો ન હોય, તેને શાહેદી પુરવા સારૂ જાતે હાજર રહેવાને ફરમાવવું નહિ.

૨૦. જ્યારે કોર્ટમાં હાજર હોય એવા ફરિયાદના કોઇ પક્ષકારને શાહેદી પુરવાનું અથવા ત્યાં ને ત્યાં તેજ વખતે તેના ખરેખરા કબજામાં કે અખ્ત્યારમાં હોય એવો કોઇ દસ્તાવેજ હાજર કરવાનું કોર્ટ ફરમાવે, અને કાયદાસર સબબ વિના, તે તેમ કરવાને ના પાડે ત્યારે, કોર્ટની નજરમાં આવે તો તેના વિરૂદ્ધ હુકમનામું કરવાને કે, ફરિયાદની બાબતમાં પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૨૧. જ્યારે ફરિયાદના કોઇ પક્ષકારને શાહેદી પુરવા કે દસ્તાવેજ હાજર કરવા સારૂ કહેવામાં આવે ત્યારે, સાક્ષીઓ વિશેના નિયમો તેને જેટલા લાગુ પડી શકે તેટલા લાગુ પડશે એમ સમજવું.

## ઓર્ડર ૧૭ મો.

### મુલત્વી રાખવા વિષે.

૧. (૧) કોર્ટ પુરતુ કારણુ દેખાડવામાં આવે તો, ફરિયાદની કોઇપણ સુનાવણી વખતે. પક્ષકારોને અથવા તેમાંના કોઇને મુદ્દત આપવાને તથા ફરિયાદની સુનાવણી વખતે વખતે મુલતવી રાખવાને મુખ્ત્યાર છે,

(૨) આમ કરવામાં આવે તે દરેક પ્રસંગે કોર્ટે ફરિયાદની આગળ સુનાવણી કરવાનો દિવસ ઠરાવવો, અને મુલતવી રાખવાને લીધે જે ખરચ થાય તેની બાબતમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે:

પરંતુ એક વખત પુરાવો સાંભળવાનું કામ શરૂ થાય એટલે કોર્ટમાં હાજર હોય તે બધા સાક્ષીઓની જબાની લેવાઇ રહે ત્યાં સુધી, ફરિયાદની સુનાવણી પ્રત્યેક દિવસે ચાલુ રાખવી. પણ સુનાવણી બીજા દિવસ પછી મુલતવી રાખવાની જરૂર છે એમ કોર્ટને જણાય તો, તેમ કરવાનાં કારણ દફતરમાં લખીને, તે સુનાવણી મુલતવી રાખી શકે.

૨. જ્યારે જે દિવસ ઉપર ફરિયાદની સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે પક્ષકારો અથવા તેમાંના કોઇ હાજર થવાને ચુકે ત્યારે, ૯ મા ઓર્ડરમાં આ અર્થે જે રીતો ફરમાવેલી છે તેમાંની એક રીતે ફરિયાદનો નિકાલ કરવાને, અથવા પોતાને યોગ્ય જણાય તેવો બીજો કોઇ હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૩. ફરિયાદના જે પક્ષકારને મુદ્દત આપી હોય તે, જેને વાસ્તે મુદ્દત આપી હોય તે કરવાને-એટલે પોતાનો પુરાવો હાજર કરવાને અથવા પોતાના સાક્ષીઓને હાજર રાખવાને અથવા ફરિયાદ આગળ ચલાવવાને જરૂરનું હોય એવું બીજું કાંઇ કૃત્ય કરવાને-કસુર કરે, ત્યારે તે કસુર છતાંએ લાગલોજ ફરિયાદનો ચુકાદો કરવાને કોર્ટ મુખ્ત્યાર છે.

---

## ઓર્ડર ૧૮ મો.

### ફરિયાદની સુનાવણી તથા શાક્ષીઓની જબાની વિશે.

૧. શરૂ વાત કરવાનો હક્ક વાદીનો છે, પરંતુ વાદીએ કહેલી હકીકતો કબુલ કરીને પ્રતિવાદી એવી તકરાર લે કે,-કાયદાની કંઇ બાબતને લીધે અથવા પોતે જણાવેલી વધારે હકીકતોને લીધે વાદી માગે છે તેમાંની કંઇ દાદ તેને મળવાનો હક્ક નથી,-તો શરૂવાત કરવાનો હક્ક પ્રતિવાદીનો થાય છે-

૨. (૧) ફરિયાદની સુનાવણીને વાસ્તે જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસે, અથવા સુનાવણી જે દિવસ ઉપર મુલતવી રાખી હોય તે દિવસે, શરૂવાત કરવાનો જે પક્ષકારને હક્ક હોય તે પક્ષકારે પોતાનો મુકદ્દમો કહી બતાવવો; અને જે મુદ્દા શાબિત કરવાને તે બંધાએલો હોય તેની પુષ્ટીમાં તેણે પોતાનો પુરાવો હાજર કરાવવો.

(૨) પછી સામા પક્ષકારે પોતાનો મુકદમો કહી બતાવવો અને પોતાનો કંઇ પુરાવો હોય તો તે આણવો; અને પછી તેને સામાન્ય રીતે આખા મુકદ્દમા વિષે કોર્ટ આગળ ભાષણ કરવાનો હક છે.

(૩) પછી શરૂઆત કરનાર પક્ષકારને સામાન્ય આખા મુકદ્દમા વિષે પ્રત્યુત્તર આપવાનો હક છે.

૩. ઘણા મુદ્દા હોય અને તેમાંના કેટલાક શાબિત કરવાનો બોજો સામા પક્ષકાર ઉપર હોય ત્યારે શરૂવાત કરનાર પક્ષકાર, પોતાની નજરમાં આવે તો તે મુદ્દા ઉપર પોતાનો પુરાવો આણે, અથવા સામો પક્ષકાર જે પુરાવો આણે તેના જવાબ તરીકે તે રાખી મુકે. અને જો તે પુરાવો રાખી મુકે તો, સામા પક્ષકારે પોતાનો બધો પુરાવો આણ્યા પછી તે મુદ્દા ઉપર શરૂવાત કરનાર પક્ષકાર પુરાવો આણવાને મુખ્ત્યાર છે; અને પછી શરૂવાત કરનાર પક્ષકારે આવી રીતે જે પુરાવો આણ્યો હોય તે ઉપર સામો પક્ષકાર વિશેષ ઉત્તર આપે; પરંતુ શરૂવાત કરનાર પક્ષકારને પછીથી સામાન્ય રીતે આખા મુકદ્દમા ઉપર પ્રત્યુત્તર આપવાનો હક્ક થશે.

૪. જે સાક્ષીઓ હાજર હોય તેમની શાહેદી ખુલ્લી કોર્ટમાં જડજની રૂબરૂ જડજ પોતે ફરમાવે એ રીતે અને તેની નિરિખાની નીચે મોઢાના સવાલ પૂછીને લેવી.

**૫.** અપીલ થઇ શકે એવા મુકદમાઓમાં પ્રત્યેક સાક્ષીની શાહેદી કોર્ટની ભાષામાં જડજે અથવા જડજની રૂબરૂ તેના પોતાના ફરમાવ્યા મુજબ અને તેની નિધેબાની નીચે લખી લેવી. તે ઘણું કરીને સવાલ જવાબના રૂપમાં નહીં પણ એક હકીકતના રૂપમાં લખી લેવી. અને પૂરી થઇ રહે એટલે જડજની તથા સાક્ષીની રૂબરૂ વાંચી સંભળાવવી. અને જરૂર પડે તો જડજે તે સુધારવી, તથા તેના ઉપર સહી કરવી.

**૬.** જે ભાષામાં સાક્ષીએ શાહેદી પુરી હોય તેનાથી જુદી ભાષામાં તે લખી લીધી હોય, અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા સાક્ષી સમજતો ન હોય તો. લખી લીધેલી શાહેદી, જે ભાષામાં તે આપી હોય તે ભાષામાં તેને સમજાવવી.

**૭.** ૧૩૮ મી કલમ મુજબ લખી લીધેલી સાહેદી ૫ મી કાનુનમાં ઠરાવેલા નમુના પ્રમાણે હોવી જોઈયે અને તે કાનુન પ્રમાણે લખી લીધેલી શાહેદી પ્રમાણેજ તે વાંચી સંભળાવીને તે ઉપર સહી કરવી, અને પ્રસંગ પ્રમાણે જરૂર પડે તો તેનું ભાષાંતર કરી સમજાવવી અને સુધારવી.

**૮.** જ્યારે જડજ પોતે શાહેદી લખી ન લે ત્યારે પ્રત્યેક સાક્ષીની શાહેદી લેવાતી જાય તેમ તે સાક્ષીની જબાનીની મતલબનું એક ટિપ્પણ જડજે કરવું જોઈએ. અને તે ટિપ્પણ જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવો.

**૯.** જ્યારે કોર્ટની ભાષા અંગ્રેજી ન હોય પણ જે જાતે હાજર થએલા ફરિયાદના બધા પક્ષકાર તથા પ્લીડરની મારફતે હાજર થએલા પક્ષકારોના પ્લીડરો, અંગ્રેજી ભાષામાં પુરેલી શાહેદી અંગ્રેજીમાં લખી લેવાને હરકત ન લે તો, જડજ તે અંગ્રેજીમાં લખી લેવાને મુખ્ત્યાર છે.

**૧૦.** કોઇ મુકરરર સવાલ જવાબ, અથવા કોઇ સવાલ ઉપરની કંઇ હરકત લખી લેવાનું કંઈ વિશેષ કારણ જણાય તો, પોતાનીજ મેળે, અથવા કોઇ પક્ષકારની અથવા તેના પ્લીડરની અરજ ઉપરથી તે લખી લેવાને કોર્ટ મુખ્ત્યાર છે.

**૧૧.** જ્યારે સાક્ષીને કોઇ સવાલ પુછવાની કોઇ પક્ષકાર અથવા તેનો પ્લીડર હરકત લે અને કોર્ટ તે સવાલ પુછવા દે તો, તે સવાલ જવાબ, હરકત, હરકત કરનાર શખસનું નામ તથા તે ઉપરનો કોર્ટનો ઠરાવ એ બધું જડજે લખી લેવું.

**૧૨.** કોઇ સાક્ષીની જબાની અપાતી વખતની વર્તણુંક વિશે જણાય તેવો શેરો દફતરમાં લખવાને કોર્ટ મુખત્યાર છે.

**૧૩.** જે મુકદમાઓ ઉપર અપીલ થઇ શકે નહીં તે મુકદમાઓમાં સાક્ષીઓની શાહેદી લેવાતી જાય તેમ તે સાક્ષીની જબાનીની મતલબનું ટિપ્પણ જડજે પોતાને હાથે કરવું, અને તે ટિપ્પણ જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી તથા તેને દફતરનો એક ભાગ ગણવું.

**૧૪.** (૧) આ ઓર્ડર પ્રમાણે સદરહુ મુજબ કરવાનું ટિપ્પણ જડજથી ન થઇ શકે તેમ હોય ત્યારે તે ન થઇ શકવાનું કારણ તેને દફતરમાં લખાવવું, અને જડજ મોંડેથી બોલે તેમ બીજો લખે એવી રીતે બીજા પાસે તે ટિપ્પણ ખુલ્લી કોર્ટમાં લખાવવુ.

(૨) આ પ્રમાણે કરેલા પ્રત્યેક ટિપ્પણને દફતરનો ભાગ ગણવો.

**૧૫.** (૧) જ્યારે કોઇ જડજ મૃત્યુના, બદલીના અથવા બીજા કારણને લીધે કોઇપણ ફરિયાદની ચોકસી પુરી કરી શકે નહીં ત્યારે, તેની પછી થનાર નવા જડજને, ઉપરની કાનુનોની રૂયે, જે શાહેદી લખી લીધેલી હોય અથવા ટિપ્પણ લખાવ્યું હોય તે શાહેદી અથવા ટિપ્પણ સદરહુ કાનુનો પ્રમાણે જાણે પોતે લખી લીધી હોય અથવા લખાવ્યું હોય તે પાયરીથી આગળ ચલાવવાનો અધિકાર તેને છે.

(૨) ૨૪ મી કલમની રૂયે બીજી કોર્ટને મોકલેલી ફરિયાદમાં લીધેલી સાહેદીને પેટા કાનુન ૧ નો ઠરાવ જેટલે સુધી લાગુ થાય તેટલે સુધી લાગુ છે એમ સમજવું.

**૧૬.** (૧) જ્યારે કોઇ સાક્ષી કોર્ટની હકુમતની બહાર જવાનો હોય, અથવા તેની શાહેદી લાગલીજ લેવાનું બીજું પુરતું કારણ કોર્ટની ખાત્રી લાયક બતાવવામાં આવે ત્યારે, ગમે તે પક્ષકારની કે સાક્ષીની અરજ ઉપરથી, ફરિયાદ થયા પછી કોઈપણ વખતે પાછળ ઠરાવેલી રીતે તે સાક્ષીની શાહેદી લેવાને કોર્ટ મુખ્ત્યાર છે.

(૨) જ્યારે સદહું શાહેદી પક્ષકારોનાં દેખતાં લાગલીજ ન લેવાય ત્યારે; જુબાની લેવા સારૂ દિવસ ઠરાવીને તે દિવસની કોર્ટને યોગ્ય લાગે તેવી નોટીસ પક્ષકારોને આપવી.

(૩) આ રીતે લીધેલી શાહેદી સાક્ષીને વાંચી સંભળાવવી, અને તે શાહેદી બરાબર છે એમ તે કબુલ કરે તો તે ઉપર તેણે સહી કરવી, અને જરૂર જણાય તો જડજે તે સુધારવી અને તે ઉપર પોતાની સહી કરવી અને પછી તે ફરિયાદની કોઇપણ સુનાવણી વખતે વાંચવાનો અધિકાર છે.

૧૭. જેની જુબાની લેવાઇ હોય તેવા કોઇ સાક્ષીને ફરિયાદ ચાલતાં કોઇપણ વખતે શાહેદી પુરવા પાછો બોલાવીને ( વિદ્યમાનકાળે અમલમાં હોય એવા પુરાવાના આકટને પાત્ર ) કોર્ટને યોગ્ય લાગે તેવા સવાલ તેને કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૮. જે કોઇપણ મિલકત અથવા વસ્તુના સંબંધમાં કંઇપણ સવાલ ઉત્પન્ન થાય તે મિલકત અથવા વસ્તુ ફરીયાદ ચાલતાં કોઇપણ વખતે જોવાનો કોર્ટને અધિકાર છે.

## ઑર્ડર ૧૯ મો.

### સોગનનામાં વિષે.

૧. કોઇપણ વખતે પુરતું કારણ હોય તો, કોર્ટને યોગ્ય જણાય તે સરતો કરીને, કોઇ વિશેષ હકીકત અથવા હકીકતો સોગનનામાથી સાબિત કરવી અથવા કોઇ સાક્ષીનું સોગનનામું સુનાવણી વખતે વાંચવું, એવો હુકમ કરવાને કોઇપણ કોર્ટ મુખત્યાર છે:

પરંતુ કોર્ટને એમ જણાય કે, એમાંથી એક પક્ષકાર શુદ્ધબુદ્ધિથી કોઇ સાક્ષીને ઉલટ તપાસણી કરવા સારૂ બોલાવવા માગે છે, અને તે સાક્ષી હાજર કરાય તેમ છે, તો તે સાક્ષીને સોગનનામાથી સાહેદી આપવાનો અખત્યાર મળે તેવો હુકમ ન કરવો.

૨. (૧) કોઇપણ અરજ ઉપર સોગનનામું કરીને સાહેદી આપી શકાય; પરંતુ સાહેદી આપનારની ઉલટ તપાસણી કરવા સારૂ તેને હાજર રાખવાની એમાંથી કોઇ પક્ષકાર અરજ કરે, તો તે પ્રમાણે હાજર રહેવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) કોર્ટમાં જાતે હાજર રહેવાની સાક્ષી આપનારને માફી ન મળી હોય, અથવા કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, તેણે સદહું પ્રમાણે કોર્ટમાં હાજર રહેવું.

૩. (૧) સાહેદી આપનાર પોતાની જાતીકી માહીતીથી સાબિત કરી શકે તેટલીજ હકીકતો સોગનનામામાં લખવી. પરંતુ ફરિયાદ ચાલતાની દરમ્યાનની અરજોમાં, પોતે માનતો હોય તે મજકુરનાં જો યોગ્ય કારણ બતાવવામાં આવે તો તેવો મજકુર દાખલ થઇ શકે.

(૨) જે સોગનનામામાં અમસ્તી સાંભળેલી બાબતો લખી હોય અથવા દલીલ ભરેલી બાબત લખી હોય, અથવા દસ્તાવેજની નકલો કે તેમાંના ઉતારા લખ્યા હોય તેવા પ્રત્યેક સોગનનામાનો ખરચ (કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો ) તે ફાઇલ હાજર કરનાર પક્ષકારે આપવો.

## ઑર્ડર ૨૦ મો.

### ફેંસલા અને હુકમનામાં વિશે.

૧. મુકદ્દમો સાંભળી લીધા પછી કોર્ટે તેજ વખતે અથવા કોઇ આગળને દિવસે, ખુલી કોર્ટમાં ફેંસલો કહી સંભળાવવો. જો આગળને દિવસે ફેંસલો કહી સંભળાવવો હોય તો તે દિવસની યોગ્ય ખબર પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી.

૨, પોતાની પહેલાં થઇ ગએલા જડજે ફેંસલો લખ્યો હોય પણ તે કહી સંભળાવ્યો ન હોય તો, તે ફેંસલો કહી સંભળાવવાને જજ મુખત્યાર છે.

૩. ફેંસલો કહી સંભળાવતી વખતે ખુલી કોર્ટમાં જડજે તે ઉપર તારીખ નાંખીને સહી કરવી; તે ઉપર એક વખત સહી કરી એટલે ૧૫૨ મી કલમમાં ઠરાવેલા પ્રસંગ અથવા ફેંસલાની ફરી તપાસ કરવાની હોય

તે પ્રસંગ શિવાય તે ફેંસલામાં કંઇ ફેરફાર કરવો નહીં કે કંઇ વધારવું નહીં.

૪. (૧) સ્મૉલકૉઝ કોર્ટોના ફેંસલામાં, નિર્ણય કરવાની બાબતો તથા તે ઉપરનો ઠરાવ, એ કરતાં વધારે લખવાની જરૂર નથી.

(૨) બીજી કોર્ટોના ફેંસલામાં મુકદ્દમાની સંક્ષેપમાં હકીકત, નિર્ણય કરવાની બાબતો, તે ઉપરના ઠરાવ, અને તે ઠરાવનાં કારણ, એટલું આવવું જોઇયે.

૫. મુદ્દા કાઢવામાં આવ્યા હોય તેવી ફરિયાદોમાં પ્રત્યેક જુદા મુદ્દા ઉપર કોર્ટે પોતાનો ઠરાવ અથવા નિવેડો તથા તેનાં કારણો લખવાં. પરંતુ ફરિયાદના નિવેડાને વાસ્તે એક અથવા વધારે મુદ્દા ઉપરનો ઠરાવ બસ હોય તો, બધા મુદ્દાઓ ઉપર ઠરાવ તથા કારણ લખવાની જરૂર નથી.

૬. (૧) હુકમનામું ફેંસલાની સાથે મળતું આવવું જોઇયે ફરિયાદના નંબર, પક્ષકારોનાં નામ તથા વર્ણન, અને દાવાની વિગત તેમાં આવવી જોઇએ; તથા જે દાદ અપાવી હોય તે અથવા ફરિયાદનો જે બીજો ચુકાદો કર્યો હોય તે તેમાં સ્પષ્ટ રીતે લખવો.

(૨) ફરિયાદમાં થએલા ખરચની રકમ, તથા તે ખરચ કયા પક્ષકારે કઈ મિલકતમાંથી તથા શા પ્રમાણમાં આપવો, એ પણ હુકમનામામાં લખવું.

(૩) એક પક્ષકારે બીજા પક્ષકારને આપવાનો ખરચ, તે પક્ષકારને તે બીજા પક્ષકાર પાસેથી જે રકમ લેણી થયાનું કબુલ કરવામાં અથવા ઠરાવવામાં આવે, તે રકમમાં મજરે આપવો એમ ફરમાવવાનો કોર્ટને અધિકાર છે.

૭. જે તારીખે ફેંસલો કહી સંભળાવ્યો હોય તે તારીખ હુકમનામા ઉપર નાંખવી, તથા ફેંસલા પ્રમાણે હુકમનામું લખેલું છે એવી પોતાની ખાત્રી કરીને જડજે તે હુકમનામા ઉપર સહી કરવી.

૮. જ્યારે કોઇ જડજ ફેંસલો આપ્યા પછી પણ હુકમનામાપર સહી કર્યા વગર પોતાનો હુદ્દો ખાલી કરે, ત્યારે એવા ફેંસલા પ્રમાણે તૈયાર કરેલા હુકમનામાં ઉપર સહી કરવાનો તેની પછીના જડજને, અથવા જો તે કોર્ટ કહાડી નાંખવામાં આવી હોય તો જે કોર્ટના તાબામાં તે કોર્ટ હોય તે કોર્ટના જડજને સહી કરવાનો અધિકાર છે.

૯. ફરિયાદનો વિષય સ્થાવર મિલકત હોય; ત્યારે એવી મિલકત ઓળખવાને બસ થાય, તેટલું તેનું વર્ણન તે હુકમનામામાં હોવું જોઇયે અને તે મિલકત ચતુઃસીમાથી અથવા જમાબંદીના કે મોજણીની દફતરમાંના નંબરથી ઓળખાતી હોય, ત્યારે તે ચતુઃસીમા અથવા નંબર હુકમનામામાં લખવા.

૧૦. જ્યારે ફરિયાદ જંગમ મિલકત બાબત હોય, અને તે મિલકત અપાવવાનું હુકમનામું થાય ત્યારે, તે મિલકત ન આપી શકાય તો તેને બદલે આપવાની પૈસાની રકમ પણ તેમાં લખવી.

૧૧. (૧) હુકમનામું રૂપીયા આપવા સંબંધી હોય ત્યારે અને તેટલે સુધી કોર્ટ, પુરતું કારણ હોય તો, જે કરારની રૂએ તે પૈસા આપવાના હોય તે કરારમાં ગમે તે લખ્યું હોય તોપણ, હુકમનામામાં અપાવેલી રકમ આપવાનું મુલતવી રાખવાનો હુકમ કરવાને અથવા વ્યાજ સાથે અથવા વગર વ્યાજે હપ્તાથી રૂપીયા આપવાનો હુકમ, હુકમનામું કરતી વખતે કરવાને મુખત્યાર છે.

(૨) એવું કોઇ હુકમનામું થયા પછી, કોર્ટ હુકમનામાના દેણદારની અરજ ઉપરથી તથા જેના લાભમાં હુકમનામું થયું હોય તેની સમ્મતિથી, પોતાની નજરમાં આવે તો, હુકમનામામાં અપાવેલી રકમ આપવાનું મુલતવી રાખવાનો હુકમ કરવાને, અથવા વ્યાજ આપવા વિશે, પ્રતિવાદીની મિલકત જપ્ત કરવા વિશે, અથવા તેની પાસેથી જામીન લેવા વિશે, અથવા બીજી કોઇ બાબત વિશે પોતાને યોગ્ય લાગે તે શરતો કરીને, હુકમનામામાં અપાવેલી રકમ હપ્તાથી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૧૨. (૧) જ્યારે સ્થાવર મિલકત પાછી કબજામાં લેવા વિશે તથા ભાડું કે દરમીઆનની ઉપજ સારૂ ફરિયાદ હોય ત્યારે, કોર્ટને—

(અ) તે મિલકતનો કબજો આપવાનો.

(બ) સદરહુ મિલકતનું ભાડું અથવા દરમ્યાનની ઉપજ, ફરિયાદ માંડતા પહેલાંની મુદતમાં ચઢેલાં હોય

તે ભાડું અથવા દરમ્યાનની ઉપજ આપવાનો અથવા એવા ભાડા બાબત અથવા દરમ્યાનની ઉપજ બાબત ચોક્સી કરવાના હુકમવાળું,

(ક) ફરિયાદ માંડયા પછી—

(૧) તે હુકમનામાવાળાને કબજો મળે,

(૨) હુકમનામાનો દેણદાર હુકમનામાવાળાને કોર્ટની મારફત નોટીસ આપીને કબજો છોડી દે, અથવા

(૩) હુકમનામાની તારીખથી ત્રણ વરસ પુરાં થાય,

એમાંનો જે કોઇ બનાવ પેહેલો બને ત્યાં સુધીની મુદ્દત માટેના ભાડાના અથવા દરમ્યાનની ઉપજના સંબંધમાં ચોકસી કરવાના હુકમવાળું.

હુકમનામું કરવાનો અધિકાર છે.

(૨) જ્યારે રકમ (બ) અથવા રકમ (ક) ની રૂએ ચોકસી કરવાનો હુકમ કર્યો હોય ત્યારે, સદરહુ ભાડા તથા દરમ્યાનની ઉપજની રકમ બાબત આખરનું હુકમનામું, એવી ચોકસીના નિકાલને અનુસરીને કરવું.

**૧૩.** (૧) જ્યારે કોઇ મિલકતનો હિસાબ લેવાની તથા કોર્ટના હુકમનામા પ્રમાણે તે મિલકતનો યોગ્ય વહિવટ કરવાની ફરિયાદ હોય ત્યારે, આખરનું હુકમનામું કરતાં પહેલાં કોર્ટે પ્રારંભનું હુકમનામું કરીને તેમાં પોતાને યોગ્ય લાગે એવા હિસાબ લેવાનું તથા એવી ચોકશી કરવાનું ફરમાવવું તથા પોતાને યોગ્ય લાગે તેવા બીજા હુકમો કરવા.

(૨) મૈયત થએલા કોઇ શખસની મિલકતનો વહિવટ કોર્ટ મારફત થતો હોય તેમાં તે શખસનાં સાબિત કરી શકાય તેવાં કરજ અને જવાબદારી પૂરેપુરાં અદા કરવાને માટે તે મિલકત અપૂર્તી જણાય તો, નાદાર તરીકે જાહેર કરેલા શખસોની ઇસ્ટેટની બાબતમાં સદરહુ વહીવટની ફરિયાદ જેમાં ચાલુ હોય તે કોર્ટની સ્થાનિક હદની અંદર, તે વખતે જે નિયમ ચાલુ હોય તેજ નિયમ, તારણવાળા અથવા તારણ વગરના લેણદારોના પોતપોતાના હકોના સંબંધમાં, તથા સાબિત કરી શકાય તેવાં દેવાં અને જવાબદારીના સંબંધમાં અને અનુક્રમે વર્ષાસન તથા ભાવી અને અવલંબી જવાબદારીઓની કિંમત કરવાના સંબંધમાં પાળવા જોઇયે; અને આવા કોઇપણ પ્રસંગે, મિલકતમાંથી પૈસા મળવાનો જે શખસોનો હક્ક હોય તે તમામ શખસોને સદરહુ પ્રારંભના હુકમનામાના કામમાં કોર્ટમાં આવીને આ કાયદાની રૂએ તે મિલકત ઉપર તેમને અનુક્રમે જે હક્ક હોય તે માગવાનો અખત્યાર છે.

**૧૪.** મિલકતના કોઈ અમુક વેચાણમાં અગ્રક્રયાધિકારનો હક્ક કોર્ટ હુકમનામામાં અપાવે અને ખરીદીની રકમ કોર્ટમાં ભરી ન હોય, ત્યારે હુકમનામામાં.—

(અ) એક દિવસ જણાવીને લખવું કે તે દિવસ પહેલાં અથવા તે દિવસે તે રકમ ભરવી, તથા

(બ) એવો ઠરાવ કરવો કે, એવી ખરીદીની રકમ તથા હુકમનામામાં વાદીના ઉપર ખરચ નાંખ્યો હોય તો તે ખરચ (અ) રકમમાં કહેલે દિવસે અથવા તે પેહેલાં કોર્ટમાં ભરે તો, પ્રતિવાદીએ તે મિલકતનો કબજો વાદીને આપવો અને તે ઉપર તેનો સત્તાધિકાર સદરહુ પ્રમાણે પૈસા ભર્યા તે તારીખથી ઉત્પન્ન થયો એમ સમજવું; પરંતુ આ ખરીદીના પૈસા તથા ખરચ ( કાંઇ હોય તો ) સદરહુ પ્રમાણે ન ભરે, તો ફરિયાદ ખરચ સુદ્ધાં કાઢી નાંખવી.

(૨) જ્યારે કોર્ટે અગ્રક્રયાધિકાર સંબંધી સામસામા દાવાનો ઠરાવ કર્યો હોય, ત્યારે હુકમનામામાં એવો હુકમ કરવો કે—

(અ) જ્યારે તથા જેટલે સુધી, તે હુકમનામામાં અપાવેલા દાવા સમાન પ્રમાણમાં હોય ત્યારે તથા તેટલે સુધી, પેટા કાનુન (૧) ના ઠરાવોને અનુસરીને ચાલનાર દરેક અગ્રક્રયાધિકારવાળા શખસનો દાવો, કોઇપણ અગ્રક્રયાધિકારવાળા શખસે સદરહુ ઠરાવોને અનુસરીને ચાલવામાં કસૂર કર્યાથી, તેણે તેવી કસૂર કરી ન હોત તો તેનો જે કાંઇપણ ફાળે પડતા હિસ્સા સંબંધી દાવો અમલમાં આવી શકત તે હિસ્સા સુદ્ધાં, તે મિલકતના ફાળે પડતા હિસ્સાના સંબંધમાં અમલમાં આવશે; અને

(બ) જ્યારે તથા જેટલે સુધી તે હુકમનામામાં અપાવેલા દાવા સમાન પ્રમાણમાં ન હોય ત્યારે તથા

તેટલે સુધી વરિષ્ટ અગ્રક્રયાધિકારવાળો શખસ સદરહુ ઠરાવને અનુસરીને ચાલવામાં કસૂર ન કરે તો અને ત્યાં સુધી, કનિષ્ઠ અગ્રક્રયાધિકારવાળા શખ્સનો દાવો અમલમાં આવશે નહિ.

**૧૫.** જ્યારે પંત્યાળું તોડવાની અથવા પંત્યાળાનો હિસાબ લેવાની ફરિયાદ હોય ત્યારે કોર્ટ આખરનું હુકમનામું કરતાં પહેલાં પક્ષકારના ભાગનું પ્રમાણ ઠરાવવાનું તથા જે દિવસે પંત્યાળું તુટશે અથવા તુટ્યું એમ ગણાશે તે દિવસ ઠરાવવાનું અને પોતાને યોગ્ય લાગે તેવા હિસાબ લેવાનું તથા બીજાં કૃત્ય કરવાનું પ્રારંભનું હુકમનામું કરવાને મુખત્યાર છે.

**૧૬.** મુખ્ય તથા મુખત્યારની વચ્ચે પૈસા સંબંધી લેણદેણનો હિસાબ લેવાની ફરિયાદમાં, તથા જે ફરિયાદો વિશે આ કાયદામાં પાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી બીજી કોઈ પણ ફરિયાદમાં, કોઇ પક્ષકારને મળવાની કે કોઇ પક્ષકાર પાસેથી મળવાની રકમ નક્કી કરવા સારૂ હિસાબ લેવાની જરૂર હોય ત્યારે, કોર્ટને આખરનું હુકમનામુ કરતાં પહેલાં પોતાને યોગ્ય લાગે તેવા હિસાબ લેવાનું પ્રારંભનું હુકમનામું કરવાને અખત્યાર છે.

**૧૭.** કોર્ટ, હિસાબ લેવાનું ફરમાવવા બાબતનું હુકમનામું કરીને અથવા કોઇપણ પછીનો વિશેષ હુકમ કરીને, કઇ રીતે હિસાબ લેવો અથવા તે બાબતના ઓચરીયાં લેવા તે ફરમાવવાને અને મુખ્યત્વે કરીને, હિસાબ લેતી વખતે, સદરહુ હિસાબ જે ચોપડામાં હોય તે ચોપડામાં લખેલી બાબતોના ખરાપણા વિષે તે ચોપડા પ્રથમ દર્શનીય પુરાવો છે એમ સમજવું તથા હિતસંબંધ હોય એવા પક્ષકારોને સલાહ આપવામાં આવે તે પ્રમાણે તે બાબત હરકત લેવાની ને પક્ષકારોને છુટ છે એમ ફરમાવવાને મુખત્યાર છે.

**૧૮.** જ્યારે કોર્ટ મિલકતની વેહેંચણ બાબત અથવા તે માંહેના હિસ્સાનો જુદો જુદો કબજો આપવા બાબત હુકમનામું કરે, ત્યારે—

(૧) જો તથા જેટલે સુધી, તે હુકમનામું સરકારને મેહેસુલ આપવાને પાત્ર હોય તેવી ઇસ્ટેટ બાબત હોય, તો અને તેટલે સુધી તે હુકમનામામાં, તે મિલકતમાં હિતસંબંધ હોય એવા જુદા જુદા પક્ષકારોના હક ઠરાવવા, પણ તે હુકમનામામાં એમ ફરમાવવું કે કલેકટરે, અથવા કલેકટરના તાબામાંના જે કોઈ ગેઝીટેડ અમલદારને, આ સંબંધમાં કલેકટર નિમે તેણે, સદરહુ ઠરાવને તથા ૫૪ મી કલમના ઠરાવોને અનુસરીને, એવી વહેંચણી કરી આપવી અથવા એવો કબજો જુદો પાડી આપવો;

(૨) જો તથા જેટલે સુધી એવું હુકમનામું બીજી કોઇપણ સ્થાવર મિલકત સંબંધી અથવા જંગમ મિલકત સંબંધી હોય, તો અને તેટલે સુધી, તે કોર્ટ, જાસ્તી ચોકસી કર્યા શિવાય સદરહુ વહેંચણી કરવાનું અથવા હિસ્સો જુદો પાડી આપવાનું કામ સગવડ ભરેલી રીતે થઈ શકે એમ ન હોય, તો પ્રારંભનું હુકમનામું કરીને તેમાં તે મિલકતમાં હકસંબંધ હોય એવા જુદા જુદા પક્ષકારોના હક ઠરાવવાને, અને જરૂર જણાય તેવા બીજા હુકમ કરવાને મુખત્યાર છે.

**૧૯.** (૧) વાદીના દાવાની સામે પ્રતિવાદીએ કરેલો સામો દાવો આવ્યો હોય ત્યારે, વાદીની કેટલી રકમ લેણી થઇ તથા પ્રતિવાદીની કેટલી રકમ લેણી થઇ તે હુકમનામામાં લખવું, અને તે હુકમનામું બેમાંથી જે પક્ષકારનું જેટલું લેહેણું દેખાતું હોય તેટલું વસુલ કરવાનું કરવું.

(૨) જે ફરિયાદમાં સામા દાવાની માંગણી કરી હોય તે ફરિયાદમાં કરેલા હુકમનામાને, સામા દાવાની માંગણી કરી નહીં હોત તો અપીલના જે ઠરાવો લાગુ પડત, તેજ ઠરાવો લાગુ પડશે એમ સમજવું.

(૩) આ કાનુનના ઠરાવ, સામો દાવો ૮ મા ઑર્ડરની ૬ ઠો કાનુન મુજબ કબુલ કરવા જોગ હોય અથવા બીજી રીતે કબુલ કરવા જોગ હોય તોપણ, લાગુ પડશે એમ સમજવું.

**૨૦.** ફેંસલાની તથા હુકમનામાની સહી સાથેની નકલો સારૂ કોર્ટને અરજ કરવામાં આવે તો પક્ષકારોને, તેમને ખરચે આપવી જોઇયે.

---

## ઑર્ડર ૨૧ મો.

### હુકમનામાં તથા હુકમની બજાવણી વિશે.

**૧.** (૧) હુકમનામા ઉપરથી જે પૈસા ભરવાના તે સર્વ નીચે પ્રમાણે ભરવા, એટલે:—

(અ) જે કોર્ટનું કામ હુકમનામું બજાવવાનું હોય તે કોર્ટમાં; અથવા

(બ) કોર્ટની બહાર હુકમનામાવાળાને; અથવા

(ક) જે કોર્ટે હુકમનામું કર્યું હોય તે કોર્ટ ફરમાવે તેવી બીજી કોઇ રીતે.

(૨) પેટા કાનુન (૧) ની રકમ (અ) ની રૂએ કોઇપણ પૈસા ભર્યા હોય ત્યારે તે તે પ્રમાણે ભર્યાની નોટીસ હુકમનામાવાળાને આપવી જોઇયે.

૨. (૧) જ્યારે કોઇપણ જાતના હુકમનામા ઉપરથી ભરવાના કાંઇપણ પૈસા કોર્ટોની બહાર આપ્યા હોય, અથવા હુકમનામાવાળાનું મન માને એવી બીજી રીતે હુકમનામાનો બધો અથવા થોડો ઘણો તોડ કર્યો હોય ત્યારે, જે કોર્ટનું કામ તે હુકમનામું બજાવવાનું હોય તે કોર્ટને તે ભર્યાની અથવા તોડ કર્યાની વાત હુકમનામાવાળાએ જાહેર કરવી જોઇયે, અને કોર્ટે તે ભરણું અથવા તોડ દાખલ કરવો જોઇયે.

(૨) હુકમનામાનો દેણદાર પણ, એવું ભરણું અથવા તોડ કર્યાની ખબર કોર્ટને આપીને એવી અરજ કરી શકે કે, તે ભરણું અથવા તોડ જાહેર કર્યો એવું કાં દાખલ ન કરવું તેનું કારણ કોર્ટ નીમે તે દિવસે બતાવવા સારૂ હુકમનામાવાળાને નોટીસ કાઢો; અને એવી નોટીસ પહોંચાડવા પછી, હુકમનામાવાળો સદરહુ ભરણું અથવા તોડ જાહેર કર્યો એવું કાં દાખલ ન કરવું તેનું કારણ બતાવવાને ચુકે, તો કોર્ટે સદરહુ ભરણું અથવા તોડ દાખલ કરવો જોઇયે.

(૩) જે કાંઇપણ ભરણું અથવા તોડ ઉપર કહ્યા પ્રમાણે જાહેર કરેલો અથવા દાખલ કરેલો નહીં હશે તે, હુકમનામું બજાવનારી કોઇપણ કોર્ટે કબુલ કરવો નહીં.

## હુકમનામાં બજાવનારી કોર્ટો વિશે.

૩. જ્યારે સ્થાવર મિલકત એક ઇસ્ટેટ અથવા સત્તા પ્રકાર હોય અને તે બે અથવા વધારે કોર્ટોની હકુમતની સ્થાનિક હદમાં હોય ત્યારે, તેવી કોર્ટોમાંની કોઇ એક કોર્ટને, તે સઘળી ઇસ્ટેટ અથવા સત્તા પ્રકાર જપ્ત કરીને વેચવાનો અધિકાર છે.

૪. જ્યારે ફરિયાદ અરજીમાં લખ્યા પ્રમાણેની જેની કિંમત બે હજાર રૂપિયા કરતાં વધારે ન હોય અને જે, તેનો વિષય જોતાં, વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદાની રૂએ, પ્રેસિડેન્સી સ્મૉલકોઝ કોર્ટના અથવા પ્રોવિન્શિયલ સ્મૉલકોઝ કોર્ટના સાંભળવામાંથી બાતલ કરી ન હોય એવી ફરિયાદમાં હુકમનામું થયું હોય, અને જે કોર્ટે તે હુકમનામું કર્યું હોય, તે કોર્ટની એવી મરજી હોય કે તે કલકત્તા, મદ્રાસ, મુંબઇ અથવા રંગુનમાં બજાવવું ત્યારે, ૬ ઠી કાનુનમાં કહેલી નકલો અને સર્ટીફિકેટ, પ્રસંગ પ્રમાણે, કલકત્તા, મદ્રાસ, મુંબઇ અથવા રંગુનની સ્મૉલકૉઝ કોર્ટને મોકલવાને તે કોર્ટ મુખ્ત્યાર છે; અને તે પ્રમાણે મોકલવામાં આવે એટલે તે સ્મૉલકોઝ કોર્ટે જાણે તે હુકમનામું પોતેજ કર્યું હોય તે રીતે બજાવવું.

૫. જ્યારે, જે કોર્ટને હુકમનામું બજાવવા મોકલવું હોય તે કોર્ટ, જે કોર્ટે હુકમનામું કર્યું હોય તે કોર્ટ જે જિલ્લામાં હોય તેજ જિલ્લામાં હોય ત્યારે, હુકમનામું કરનારી કોર્ટે તે હુકમનામું એવી બીજી કોર્ટને પરભાર્યું મોકલવું. પણ જ્યારે જે કોર્ટને હુકમનામું બજાવવા મોકલવું હોય તે કોર્ટ બીજા જિલ્લામાં હોય ત્યારે જે કોર્ટે હુકમનામું કર્યું હોય તે કોર્ટે જે જિલ્લામાં હુકમનામું બજાવવાનું હોય તે જિલ્લાની ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં તે મોકલવું જોઇયે.

૬. બજાવવા સારૂ હુકમનામું મોકલનારી કોર્ટે, નીચે લખેલા કાગળો મોકલવા, એટલે:—

(અ) હુકમનામાની નકલ;

(બ) હુકમનામું કરનારી કોર્ટની હકુમતમાં બજાવણી કરીને હુકમનામું પુરૂં થયું નથી, અથવા, થોડું હુકમનામું બજ્યું હોય ત્યારે, હુકમનામું કેટલું પુરૂં થયું છે અને તેના કેટલો ભાગ બજાવ્યા વગરનો છે, એ વિશેનું સરટિફિકેટ; અને

(ક) હુકમનામું બજાવવા સારૂ કરેલા કોઇપણ હુકમની નકલ, અને, એવો હુકમ ન કર્યો હોય તો, તેવી મતલબનું સરટિફિકેટ.

૭. જે કોર્ટને સદરહુ પ્રમાણે હુકમનામું મોકલ્યું હોય તે કોર્ટે હુકમનામાની કે બજાવવાના હુકમની, અથવા તેની નકલોની વધારે સાબિતી કંઇ વિશેષ કારણસર માગી ન હોય તો એવી સાબિતી વગર તે કોર્ટે

એવી નકલો ને સરટિફિકેટ દાખલ કરાવવાં; અને એવાં કાંઇ વિશેષ કારણો હોય તો તે જડજે લખી રાખીને તે ઉપર પોતાની સહી કરવી.

૮. સદરહુ નકલો એ પ્રમાણે દાખલ થાય એટલે, તે હુકમનામું અથવા તે હુકમ જે કોર્ટને બજાવવા સારૂ મોકલ્યાં હોય તે કોર્ટ ડિસ્ટ્રીકટ કોર્ટ હોય ત્યારે તે હુકમનામું અથવા હુકમ તે ડિસ્ટ્રકટ કોર્ટ બજાવે, અથવા તે હુકમનામું અથવા હુકમ યોગ્ય અધિકારવાળી કોઈ તાબાની કોર્ટને બજાવવા સારૂ મોકલી શકાય.

૯. જે કોર્ટને બજાવવા સારૂ હુકમનામું મોકલ્યું હોય તે કોર્ટ હાઈ કોર્ટ હોય ત્યારે, જાણે તે કોર્ટે પોતાની સાધારણ અવલ દિવાની હકુમત ચલાવતાં તે હુકમનામું કર્યું હોય તે રીતે તે કોર્ટે તે હુકમનામું બજાવવું.

## બજાવણીની દરખાસ્ત વિશે.

૧૦. જ્યારે હુકમનામાવાળાની તે હુકમનામું બજાવવાની ઇચ્છા હોય ત્યારે, તેણે હુકમનામું કરનારી કોર્ટને, અથવા, તે કામને વાસ્તે જો કોઇ અમલદાર નીમ્યો હોય તો તે અમલદારને, અથવા પાછળ ગએલા ઠરાવો પ્રમાણે બીજી કોર્ટને હુકમનામું મોકલ્યું હોય તો તે કોર્ટને કે તેના યોગ્ય અમલદારને, દરખાસ્ત કરવી જોઇયે.

૧૧. (૧) પૈસાની રકમ આપવા બાબતનું હુકમનામું થયું હોય, ત્યારે હુકમનામું કરતી વખતે હુકમનામાવાળાએ મોંઢેથી દરખાસ્ત કરી હોય તો, કોર્ટ, હુકમનામાનો દેણદાર કોર્ટની હદમાં હોય તો, વારંટ તૈયાર કરતાં પહેલાં તેને પકડીને હુકમનામું તાબડતોબ બજાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) પેટા કાનુન (૧) માં ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, હુકમનામું બજાવવાની દરેક દરખાસ્ત લખેલી કરવી, અને અરજદારે અથવા જે શખસને કામની હકીકતની માહિતગારી છે એમ કોર્ટને ખાત્રીપૂર્વક સાબિત થયું હોય એવા કોઇ બીજા શખસે તે દરખાસ્ત ઉપર સહી કરીને તેના સાચાપણાનો એકરાર કરવો, તથા તેમાં નીચેની વીગતો આસન પાડીને લખવી:—

(અ) ફરિયાદનો નંબર;

(બ) પક્ષકારોનાં નામ;

(ક) હુકમનામાની તારીખ;

(ડ) હુકમનામા ઉપર કંઇ અપીલ થઇ છે કે નહીં તે;

(ઇ) હુકમનામું થયા પછી તકરારી બાબત વિષે પક્ષકારો વચે માંહોમાંહે કાંઇ રકમ આપવામાં આવી છે કે નહીં અથવા બીજી કંઇ ગોઠવણ થઇ છે કે નહીં, અને એવી રીતે થયું હોય તો તે કેટલે સુધી થયું છે તે;

(ફ) હુકમનામું બજાવવાને વાસ્તે પહેલાં કંઈ દરખાસ્તો કરી છે કે નહીં, કરી હોય તો શી શી અને તે કઇ કઇ તારીખે કરી તથા તેમનું પરિણામ શું થયું તે;

(ગ) હુકમનામા ઉપર મુદલ તથા તે ઉપર (જો કાંઇ) વ્યાજ ચઢ્યું હોય તો તેમની કેટલી રકમ છે તે અથવા હુકમનામામાં બીજી જે દાદ આપવી હોય તે, તથા જે હુકમનામું બજાવવાનું હોય તે હુકમનામાની તારીખ પહેલાં અથવા પછી સામું હુકમનામું થયું હોય તો તેની વિગત;

(હ) કંઇ ખરચ અપાવ્યો હોય તો તેની રકમ;

(ઐ) જેના ઉપર હુકમનામું બજાવવાનું હોય તે શખસનું નામ; અને

(જ) કોર્ટની મદદ કઇ રીતે જોઇએ છીએ તે, એટલે,—

(૧) હુકમનામામાં લખેલી કોઈ પણ વિશેષ મિલકત સ્વાધિન કરવી,

(૨) કોઇપણ માલમિલકત જપ્ત કરીને વેચવી અથવા જપ્ત કર્યાં વગર વેચવી,

(૩) કોઇપણ શખસને પકડીને તુરંગમાં રાખવો.

(૪) વસુલદાર નીમવો;

(૫) જે દાદ અપાવી હોય તે દાદના સ્વરૂપને જરૂર હોય તેવો બીજો પ્રકાર.

(૩) જે કોર્ટને પેટા કાનુન (૨) ની રૂયે દરખાસ્ત કરી હોય તે કોર્ટને હુકમનામાની સહી સીક્કાવાળી નકલ હાજર કરવા અરજદારને ફરમાવવાનો અધિકાર છે.

**૧૨.** કોઈ હુકમનામાના દેણુદારની કંઇ જંગમ મિલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય, પરંતુ તે મિલકત તેના કબજામાં ન હોય ત્યારે, હુકમનામાવાળાએ જપ્ત કરવાની મિલકતની જોઇએ તેટલા બરોબર વર્ણનવાળી યાદ તે દરખાસ્ત સાથે આપવી.

**૧૩.** કોઇ હુકમનામાના દેણુદારની કંઇ સ્થાવર મિલકત જપ્ત કરવાની દરખાસ્ત કરી હોય ત્યારે, તે દરખાસ્ત નિચે:—

(અ) તે મિલકત ઓળખવાને બસ થાય એવું તેનું વર્ણન અને જમાબંદી અથવા મોજણીના કાગળ પત્રમાં આપેલી હદ ઉપરથી અથવા નંબર ઉપરથી તે મિલકત ઓળખી શકાય તે પ્રસંગે તે હદ અથવા નંબર લખવાં જોઇયે; અને

(બ) હુકમનામાના દેણુદારનો તે મિલકતમાં હિસ્સો અથવા હક્ક સંબંધ હોય તેની તપસીલ, દરખાસ્ત કરનાર ખરેખરી રીતે માનતો હોય અને તપાસ કરતાં તેનાથી નક્કી થઇ શકી હોય તે પ્રમાણે આપવી.

**૧૪.** કલેકટરની ઓફિસમાં નોંધાએલી જમીન જપ્ત કરવા માટેની દરખાસ્ત કરી હોય ત્યારે, તે જમીનના કે તેના મેહેસુલના માલીક તરીકે, અથવા વેચી શકાય એવા તેમાં હક્ક સંબંધ રાખનાર તરીકે, અથવા તે જમીનનું મેહેસુલ આપવાને જવાબદાર તરીકે ક્યા શખસોનાં નામ નોંધ્યાં છે તે, તથા નોંધેલા માલીકોના હિસ્સા શા છે એ બતાવનારો, તે આફિસના રજીસ્ટરમાંથી સહી સીક્કાવાળો ઉતારો હાજર કરવાનું દરખાસ્ત કરનારને ફરમાવવાનો કોર્ટને અધિકાર છે.

**૧૫.** (૧) એક કરતાં વધારે શખસોની તરફેણમાં એકઠું હુકમનામું થયું હોય ત્યારે, તેમાંના કોઇએક શખસ અથવા વધારે શખસો હુકમનામામાં કોઇપણ ઉલટી શરત ન હોય તો, તે બધાના હિતને વાસ્તે, અથવા તેમાંનો કોઇ મરી ગયો હોય તો બાકીના જીવતા તથા મૈયતના કાયદાસર વારસ વકીલના હિતને વાસ્તે, સદરહુ આખું હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે.

(૨) જ્યારે આ કાનુનની રૂએ કરેલી દરખાસ્ત ઉપરથી હુકમનામું બજાવવા દેવાનું પરતું કારણ કોર્ટને જણાય ત્યારે, દરખાસ્તમાં જે શખસો સામિલ થયા ન હોય તેમના હક્ક જાળવવા સારૂ જરૂર જણાય તેવો હુકમ કોર્ટે કરવો.

**૧૬.** પોતાનો હક્ક બીજાને આપી દેવાના વખત (અસાઇન્મેન્ટ) થી અથવા કાયદાના અમલથી, કોઇ હુકમનામાની માલકી, અથવા જો કોઇ હુકમનામું બે અથવા વધારે શખસોની તરફેણમાં એકઠું થયું હોય તો કોઇપણ હુકમનામાવાળાનો તે હુકમનામામાંનો હક્ક સંબંધ હુકમનામાવાળા પાસેથી બીજા કોઇ શખસને મળે તો, જેને તે મળ્યો હોય તે હુકમનામું કરનારી કોર્ટને તે બજાવવાની દરખાસ્ત કરવાને મુખત્યાર છે; અને જાણે તે હુકમનામાવાળાએ તે દરખાસ્ત કરી હોય તે રીતે અને તેજ સરતોથી તે હુકમનામું બજી શકે:

પરંતુ પોતાનો હકક બીજાને આપી દેવાના લખત (અસાઇનમેન્ટ) થી હુકમનામું અથવા ઉપર કહ્યા પ્રમાણેનો હકક સંબંધ બીજાને તબદીલ કરી આપ્યો હોય, ત્યારે તે આપનારને તથા હુકમનામાના દેણુદારને તે દરખાસ્ત વિશેની લખેલી નોટીસ આપવી. અને તે હુકમનામાનો બજાવણીને વાસ્તે તેમની હરકતો (જો કંઇ હોય તો) કોર્ટ સાંભળે ત્યાં સુધી તે હુકમનામું બજાવવું નહીં:

વળી, બે અથવા વધારે શખસો ઉપરનું પૈસા બાબતનું હુકમનામું હોય અને તે તેઓમાંના એકને તબદીલ કરી આપ્યું હોય તો તે બાકીનાઓ ઉપર બજાવવું નહીં.

**૧૭.** (૧) ૧૧ મી કાનુનની પેટા કાનુન (૨) માં ફરમાવ્યા પ્રમાણે હુકમનામું બજાવવાની દરખાસ્ત મળ્યા પછી કોર્ટે, ૧૧ મી થી ૧૪ મી કાનુનોના ઠરાવ પ્રમાણે જે કરવું જોઇએ તે કર્યું છે કે નહીં તેની ખાત્રી કરવી જોઇયે; અને તે પ્રમાણે કર્યું ન હોય, તો દરખાસ્ત નામંજુર કરવાને અથવા તેમાં જે ખામી હોય તે તેજ વખતે ત્યાંજ, અથવા કોર્ટ નીમે તે વખતની અંદર દુરસ્ત કરવા દેવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) જ્યારે પેટા કાનુન (૧) ના ઠરાવોની રૂએ દરખાસ્ત દુરસ્ત કરવામાં આવે, ત્યારે તે દરખાસ્ત કાયદા પ્રમાણેની દરખાસ્ત છે એમ અને તે જે તારીખે પ્રથમ કરવામાં આવી હોય તે તારીખે કરવામાં આવી છે એમ સમજવું.

(૩) આ કાનુન પ્રમાણે કરેલી પ્રત્યેક દુરસ્તી ઉપર જડજે પોતાની આખી અથવા ટુંકી સહી કરવી.

(૪) દરખાસ્ત મંજુર થાય ત્યારે, કોર્ટે તે દરખાસ્ત મળ્યાનો શેરો અને જે તારીખે દરખાસ્ત કરી હોય તે તારીખ યોગ્ય રજીસ્ટ્રરમાં દાખલ કરવી, અને આમાં હવે પછી લખેલા ઠરાવોને પાત્ર, દરખાસ્તના સ્વરૂપ પ્રમાણે હુકમનામું બજાવવાની તજવીજ કરવી.

પરંતુ પૈસા આપવાનું હુકમનામું હોય ત્યારે, જપ્ત કરેલી મિલકતની કિંમત બને તેટલી હુકમનામાની રૂએ લેણી નીકળતી રકમ સાથે મળતી આવવી જોઇએ.

૧૮. (૧) તેના તેજ પક્ષકારો વચ્ચે કરેલા અને એકજ કોર્ટ બજાવી શકે એવાં પૈસાની બે રકમો આપવા બાબતનાં જુદી જુદી ફરિયાદમાં સામસામાં થએલાં હુકમનામાંની બજાવણી સારૂ તે કોર્ટને દરખાસ્ત કરવામાં આવે, ત્યારે—

(અ) જો બંને રકમો સરખી હોય તો, બંને હુકમનામાં ઉપર ભરપાઇ થયાનું લખવું જોઇએ, અને

(બ) જો બન્ને રકમો સરખી ન હોય તો, જે હુકમનામાવાળાની પાસે વધારે રકમનું હુકમનામું હોય તેજ હુકમનામું બજાવી શકે અને તે ઓછી રકમ બાદ કરતાં બાકી રહે તેટલીજ રકમને સારૂ તે હુકમનામું બજાવી શકે, અને ઓછી રકમના જેટલી ભરપાઇ થયાનું વધારે રકમના હુકમનામામાં લખવી તેમજ ઓછી રકમનું હુકમનામું પણ ભરપાઇ થયાનું લખવું.

(૨) એવાં હુકમનામાં પૈકી એક હુકમનામાની માલકી બેમાંથી એક પક્ષકારને કોઇએ લખી આપી હોય ત્યારે, આ કાનુન લાગુ પડશે એમ સમજવું, તથા માલકી લેનારે હુકમનામાની રૂએ આપવાના કરજની બાબતમાં તેમજ મુળ માલકી સોંપનારે હુકમનામાની રૂએ આપવાના કરજની બાબતમાં પણ આ કાનુન લાગુ પડે છે એમ સમજવું.

(૩) (અ) જે ફરિયાદોમાં હુકમનામા થયાં હોય તે પૈકી એકનો હુકમનામાવાળો બીજીમાં હુકમનામાનો દેણદાર ન હોય, અને પ્રત્યેક પક્ષકારનું બને ફરિયાદોમાં એકજ સ્વરૂપ ન હોય તો, અને

(બ) એવાં હુકમનામાને આધારે લેહેણી રકમો નક્કી ન હોય તો, આ કાનુન લાગુ પડતી નથી એમ સમજવું.

(૪) જે હુકમનામું કેટલાએક શખસો પર જુદી જુદી તથા એકઠી રીતે થયું હોય તે હુકમનામાનો માલીક એવા શખસોમાંના ફક્ત એક કે વધારેની તરફેણમાં પોતાની વિરૂદ્ધ થયેલા હુકમનામાના સંબંધમાં સામસામું હુકમનામું ગણવાને મુખત્યાર છે,

## દૃષ્ટાંતો.

(અ) અ ની પાસે બ ઉપરનું રૂ. ૧,૦૦૦ નું હુકમનામું છે. આગળ ઉપરના કોઇ દિવસે અમુક માલ અ સ્વાધીન ન કરે તો, રૂ. ૧૦૦૦ આપવા એવું અ ઉપરનું હુકમનામું બ પાસે છે. આ કાનુન પ્રમાણે બ થી પોતાનું હુકમનામું સામસામા હુકમનામા તરીકે ગણી શકાય નહીં.

(બ) અ ને બ એ સહ વાદીઓ ક ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામું મેળવે છે. અને બ ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામું ક મેળવે છે. આ કાનુન પ્રમાણે ક થી પોતાનું હુકમનામું સામસામા હુકમનામા તરીકે ગણી શકાય નહીં.

(ક) બ ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામું અ મેળવે છે. ક જે બ નો એક ટ્રસ્ટી છે તે, બ ની વતી અ ઉપર રૂ. ૧,૦૦૦ નું હુકમનામું મેળવે છે. આ કાનુન પ્રમાણે બ થી ક નું હુકમનામું સામસામા હુકમનામા તરીકે ગણી શકાય નહીં.

(ડ) ફ એ મેળવેલા હુકમનામાની રૂએ અ, બ, ક, ડ, અને ઇ એકઠા અને જુદા જુદા ૧૦૦૦ રૂપીઆ આપવાને જવાબદાર છે. એકલા ફ પર અ ૧૦૦ રૂપીઆનું હુકમનામું મેળવે છે, અને જે કોર્ટમાં સદરહુ સામાયિક હુકમનામું બજાવવાનું કામ ચાલે છે તે કોર્ટને તે હુકમનામું બજાવવા સારૂ દરખાસ્ત કરે છે. આ કાનુનની રૂએ પોતાના સામાયિક હુકમનામાને સામસામા હુકમનામાં તરીકે ગણવાને ફ મુખત્યાર છે.

૧૯. જે એકજ હુકમનામામાં બંને પક્ષકારો એક બીજા પાસેથી પૈસાની રકમો લેવાને હક્કદાર ઠરાવ્યા હોય, તે હુકમનામાની બજાવણી સારૂ કોર્ટને દરખાસ્ત કરી હોય ત્યારે,

(અ) જો બંને રકમો સરખી હોય તો, બંને રકમની ભરપાઇ હુકમનામા ઉપર લખવી; અને

(બ) જો બન્ને રકમો સરખી ન હોય તો, જે પક્ષકારને વધારે રકમ લેવાનો હક હોય તે પક્ષકાર ઓછી રકમ બાદ કરતાં બાકી રહે તેટલીજ રકમને સારૂ તે હુકમનામું બજાવી શકે, અને ઓછી રકમ જેટલી ભરપાઇ હુકમનામાં ઉપર લખવી.

૨૦. કાનુન ૧૮ તથા ૧૯ માના ઠરાવ ગીરો અથવા બોજો અમલમાં આણવા માટે વેચાણ કરવા બાબતના હુકમનામાને લાગુ છે એમ સમજવું.

૨૧. કોર્ટ પોતાની નજરમાં આવે તો હુકમનામાના દેણદારની જાન અને મિલકત એ બન્ને ઉપર એકજ વખતે બજાવણીનો હુકમ કરવાની ના પાડવાને મુખત્યાર છે.

૨૨. (૧) જ્યારે—

(અ) હુકમનામાની તારીખથી એક કરતાં વધારે વરસ પછી, અથવા (બ) હુકમનામાના પક્ષકારના કાયદેસર વારસ વકીલ ઉપર, બજાવણીની દરખાસ્ત કરી હોય ત્યારે, જે શખસની ઉપર બજાવણીની દરખાસ્ત કરી હોય તે પક્ષકારને હુકમનામું કરનારી કોર્ટે નોટીસ કહાડવી અને તેમાં તારીખ ઠરાવીને એમ લખવું કે તમારા ઉપર હુકમનામું શા માટે ન બજાવવું તેનું કારણ તે તારીખે તમારે બતાવવું.

પણ એવું ઠરાવ્યું છે કે જે પક્ષકાર ઉપર હુકમનામું બજાવવાની દરખાસ્ત કરી હોય તે પક્ષકાર વિરૂદ્ધ છેલ્લો હુકમ કોઇ પહેલાંની બજાવણીની દરખાસ્ત ઉપર કર્યો હોય તે તારીખથી, એક વરસમાં દરખાસ્ત કરી હોય તો હુકમનામાની તારીખ અને તે બજાવવાની દરખાસ્તની તારીખ વચ્ચે એક વરસ કરતાં વધારે મુદત વીતી ગઇ છે તે સબબથી, અથવા વારસ વકીલ ઉપરની દરખાસ્તમાં, તેજ શખસના ઉપર બજાવણીની કોઇ પહેલાંની દરખાસ્ત ઉપરથી તેના ઉપર હુકમનામું બજાવવાનો કોર્ટે હુકમ કાઢયો હોય તો, હુકમનામાના દેણદારના કાયદાસર વારસ વકીલ ઉપરની દરખાસ્ત છે એ સબબથી તેવી નોટીસ આપવાની જરૂર નથી.

(૨) પણ એવી નોટીસ કહાડવાથી અયોગ્ય ઢીલ થશે અથવા ન્યાયનો હેતુ પાર પડશે નહિ એમ પોતાને કાંઇ કારણસર લાગે તો ( તે કારણો લખી મુકવાં ), સદરહુ કોર્ટને ઉપરની પેટા કાનુનોમાં ઠરાવેલી નોટીસ કહાડયા વગર હુકમનામાની બજાવણીમાં કોઇ પણ પ્રોસેસ કહાડવાની ઉપરની પેટા કાનુન ઉપરથી મના છે એમ સમજવું નહિ.

૨૩. (૧) જ્યારે ગઇ છેલ્લી કાનુન પ્રમાણે જેને નોટીસ કાઢી હોય તે શખસ હાજર ન થાય, અથવા હુકમનામું શા માટે ન બજાવવું તેનું કોર્ટની ખાત્રી લાયક કારણ ન બતાવે, ત્યારે કોર્ટે તે હુકમનામું બજાવવાનો હુકમ કરવો.

(૨) જ્યારે એવો શખસ હુકમનામું બજાવવાને કંઇ હરકત બતાવે, ત્યારે કોર્ટે તે હરકત ધ્યાનમાં લેવી અને પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવો.

૨૪. (૧) જ્યારે પાછળની કાનુનો પ્રમાણે પ્રથમની તજવીજો ( કાંઇ હોય તો ) તે સર્વ કર્યા પછી, પ્રોસેસ ન કાઢવાનું કાંઇ કારણ કોર્ટને નહીં જણાય તો હુકમનામું બજાવવાને કોર્ટે પ્રોસેસ કાઢવી.

(૨) એવી દરેક પ્રોસેસ ઉપર જે તારીખે તે કાઢી હોય તે તારીખ લખવી, તથા જડજે અથવા તે કામને વાસ્તે કોર્ટે નીમે તે અમલદારે સહી કરવી તથા કોર્ટના શિક્કાથી શિક્કો કરવો અને તે બજાવવાને યોગ્ય અમલદારને સ્વાધીન કરવી.

(૩) એવી દરેક પ્રોસેસમાં એક દિવસ મુકરર કરી લખવું કે, તે દિવસ અથવા તે પહેલાં તે પ્રોસેસ બજાવવામાં આવશે.

૨૫. (૧) પ્રોસેસ બજાવવાને જે અમલદારે સોંપી હોય તેણે તે ઉપર શેરો કરવો. તેમાં કઇ તારીખે અને કઇ રીતે તે બજાવી તે લખવું; તથા પ્રોસેસ પાછી લાવવાને મોડામાં મોડો દિવસ તેમાં લખ્યો હોય તે વીતી ગયો હોય તો ઢીલ થવાનું કારણ લખવું; અથવા પ્રોસેસ ન બજાવી હોય તો તે કેમ બજાવવામાં ન આવી તેનું કારણ લખવું; અને તે શેરા સહિત કોર્ટમાં તે પાછી મોકલવી.

મારાથી પ્રોસેસ બજાવી શકાય તેમ નથી એવી મતલબનો શેરો તે અમલદારે કર્યો હોય ત્યારે, જે અશક્તતા જણાવવામાં આવી હોય તે બાબત કોર્ટે તેની જુબાની લેવી, અને યોગ્ય લાગે તો તે અશક્તતા વિશે સાક્ષીઓને સમન કાઢી જુબાની લેઇને કોર્ટે પરિણામ દફતરમાં લખવું.

### બજાવણી બંધ રાખવા વિશે.

**૨૬.** (૧) જે કોર્ટને હુકમનામું બજાવવા સારૂ મોકલ્યું હોય તે કોર્ટને પુરતું કારણ દેખાડવામાં આવે તો તે કોર્ટે યોગ્ય મુદતસુધી તે હુકમનામું બજાવવું બંધ રાખવું, એટલા માટે કે જે કોર્ટે તે હુકમનામું કર્યું હોય તે કોર્ટ પાસે, અથવા તે હુકમનામા બાબત કે તેની બજાવણી બાબત જે કોર્ટને અપીલ હકુમત હોય તે કોર્ટ પાસે, બજાવણી બંધ રાખવાને હુકમ કરાવવાસારૂ, અથવા તે અવલ કે અપીલ કોર્ટ પોતે બજાવણીનો હુકમ કાઢ્યો હોત ત્યારે કે તે કોર્ટને બજાવણીની દરખાસ્ત કરવામાં આવી હોત ત્યારે તે અવલ કે અપીલ કોર્ટે કે તે કોર્ટને બજાવણીની દરખાસ્ત કરવામાં આવી હોત ત્યારે તે અવલ કે અપીલ કોર્ટે હુકમનામા બાબત કે બજાવણી બાબત બીજો જે હુકમ કરી શકત તે કરાવવા સારૂ હુકમનામાનો દેણદાર તે અવલ કે અપીલ કોર્ટને અરજ કરી શકે.

(૨) જ્યારે બજાવવાના કામમાં હુકમનામાના દેણદારને પકડ્યો હોય અથવા તેની મિલકત જપ્ત કરી હોય ત્યારે, સદરહુ હુકમને વાસ્તે કરેલી અરજનો નિકાલ થતાં સુધી જે કોર્ટે બજાવવાનો હુકમ કાઢ્યો હોય તે કોર્ટ પ્રતિવાદીને છોડાવાના અથવા મિલકત પાછી આપવાને હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) બજાવણી બંધ રાખવાનો, અથવા મિલકત પાછી આપવાનો, અથવા હુકમનામાના દેણદારને છોડી દેવાનો હુકમ કરતાં પહેલાં હુકમનામાના દેણદાર પાસે પોતાને યોગ્ય લાગે તેવું તારણ માગવાને, અથવા પોતાને યોગ્ય લાગે તેવી તેની સાથે સરતો કરવાને કોર્ટ મુખત્યાર છે.

**૨૭.** કાનુન ૨૬ પ્રમાણે હુકમનામાના દેણદારની મિલકત પાછી આપવાનો, અથવા તેને છોડી દીધાનો હુકમ કર્યો હોય અને તેથી બજાવણીને વાસ્તે મોકલેલું હુકમનામું બજાવવામાં તે મિલકત ફરી ધરવાને અથવા તે શખસને ફરી પકડવાને હરકત નથી.

**૨૮.** હુકમનામું કરનારી કોર્ટનો અથવા ઉપર લખેલા પ્રકારની અપીલ કોર્ટનો તે હુકમનામું બજાવવાની બાબતમાં જે હુકમ થાય તે, જે કોર્ટને હુકમનામું બજાવવા મોકલ્યું હોય તે કોર્ટે માન્ય કરવો.

**૨૯.** કોઇ કોર્ટમાં હુકમનામું થયું હોય અને તેજ કોર્ટમાં તે હુકમનામાના માલીક ઉપર, જેની વિરૂદ્ધ તે હુકમનામું થયું હોય તેની ફરિયાદ ચાલતી હોય, ત્યારે ચાલુ ફરિયાદનો નિકાલ આવે ત્યાંસુધી તારણ સંબંધી અથવા બીજી બાબતો સંબંધી પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરી તે હુકમનામું બજાવવું બંધ રાખવાને કોર્ટ મુખત્યાર છે.

### બજાવણી કેવી રીતે કરવી તે વિશે.

**૩૦.** પૈસા આપવાનું ઠરમાવ્યું હોય તે પ્રત્યેક હુકમનામું તથા બીજી કોઇ દાદને બદલે અપાવેલી પૈસાની રકમ આપવાનું હુકમનામું હુકમનામાના દેણદારને દિવાની તુરંગમાં કેદ કરીને, અથવા તેની મિલકત જપ્ત કરી તથા વેચીને, અથવા તે બંને વાનાં કરીને અમલમાં લાવી શકાય.

**૩૧.** (૧) જ્યારે કંઇ ખાસ જંગમ મિલકત વિશે, અથવા ખાસ જંગમ મિલકતના હિસ્સા વિશે હુકમનામું હોય ત્યારે, તે હુકમનામું આ પ્રમાણે અમલમાં લાવી શકાય:—એટલે બને તો તે જંગમ મિલકત કે તેનો હિસ્સો જપ્ત કરીને જે પક્ષકારને તે આપવાનું ઠરાવ્યું હોય તેને સ્વાધીન કરવો, અથવા તે પક્ષકાર પોતાની વતી સ્વાધીન લેવાને જે શખસને નીમે તેને સ્વાધીન કરવો; અથવા હુકમનામાના દેણદારને દિવાની તુરંગમાં રાખવો અથવા તેની મિલકત જપ્ત કરવી, અથવા બંને વાનાં કરવાં.

(૨) જ્યારે પેટા કાનુન (૧) પ્રમાણે કરેલી કોઇ જપ્તી છ મહિનાસુધી અમલમાં રહેલી હોય ને હુકમનામાનો દેણદાર હુકમનામા પ્રમાણે ન વર્ત્યો હોય, અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય ત્યારે સદરહુ પ્રકારની મિલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથી જંગમ મિલકત સ્વાધીન કરવાને બદલે કંઇ રકમ આપવાનું હુકમનામામાં ઠરાવ્યું હોય તેવી બાબતોમાં, હુકમનામાવાળાને તે ઠરાવેલી રકમ અપાવવાને તથા બીજી બાબતમાં કોર્ટને યોગ્ય લાગે

તેટલી બદલાની રકમ અપાવવાને કોર્ટ મુખત્યાર છે, અને જો કાંઇ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે ત્યારે તેને કોર્ટે આપવી.

(૩) જ્યારે હુકમનામાનો દેણદાર હુકમનામું માન્ય રાખીને સદરહુ હુકમનામાંની બજાવણીનો જે ખરચ આપવાને તે બંધાયલો હોય તે સઘળો ખરચ આપે ત્યારે, અથવા જ્યારે જપ્તીની તારીખથી ૬ માસની આખરે સદરહુ મિલકત વેચવા બાબત દરખાસ્ત ન થઇ હોય ત્યારે અથવા દરખાસ્ત થઇ હોય પણ તે નામંજુર કરી હોય ત્યારે, જપ્તીનો અમલ બંધ થશે.

૩૨. (૧) કરાર વિશેષ રીતે પૂરો કરવા બાબત અથવા લગ્નના હક્ક પાછા મળવા બાબત અથવા તાકીદ આપવા બાબત જે પક્ષકાર ઉપર હુકમનામું થયું હોય, તે પક્ષકારને તે હુકમનામા પ્રમાણે વર્તવાને તક મળ્યા છતાં, જાણી જોઇને તે પ્રમાણે ન વર્ત્યો હોય તો, તેને દિવાની તુરંગમાં રાખીને અથવા તેની મિલકત જપ્ત કરીને અથવા તે બન્ને વાનાં કરીને અમલમાં આણવાનો અધિકાર છે.

( ૨ ) વિશેષ રીતે કરાર પુરો કરવાનું અથવા તાકીદ આપવાનું જે પક્ષકારના ઉપર હુકમનામું થયું હોય તે પક્ષકાર કોઇ કોરપોરેશન હોય ત્યારે તે હુકમનામું તે કોરપોરેશનની મિલકત જપ્ત કરીને અથવા કોર્ટની પરવાનગીથી તેના ડાયરેકટરોને અથવા મુખ્ય અમલદારોને દિવાની તુરંગમાં રાખીને, અથવા કેદ અથવા જપ્તી એ બન્ને કરીને તે હુકમનામું અમલમાં લાવી શકાય.

(૩) જ્યારે પેટા કાનુન ( ૧ ) અથવા ( ૨ ) પ્રમાણે કરેલી કોઇ જપ્તી એક વરસસુધી અમલમાં રહેલી હોય ને જો હુકમનામાંનો દેણદાર હુકમનામા પ્રમાણે ન વર્ત્યો હોય અને હુકમનામાવાળાએ જપ્ત કરેલી મિલકત વેચવી એવી દરખાસ્ત કરી હોય ત્યારે તે મીલકત વેચવાનો અધિકાર છે; અને વેચવાથી જે ઉપજે તેમાંથી કોર્ટને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ હુકમનામાવાળાને આપવાને કોર્ટ મુખત્યાર છે. અને જો કાંઇ બાકી વધે તો તે બાકી હુકમનામાનો દેણદાર અરજ કરે ત્યારે તેને કોર્ટે આપવી જોઇએ.

(૪) જ્યારે હુકમનામાનો દેણદાર હુકમનામાં પ્રમાણે વર્તીને સદરહુ હુકમનામાની બજાવણીનો જે ખર્ચ આપવાને તે બંધાયલો હોય તે સઘળો ખરચ આપે ત્યારે, અથવા જ્યારે જપ્તીની તારીખથી એક વરસની આખરે સદરહુ મિલકત વેચવા બાબતની દરખાસ્ત ન થઇ હોય અથવા થઇ હોય તો તે નામંજુર કરી હોય ત્યારે, સદરહુ જપ્તીનો અમલ બંધ થશે.

(૫) જ્યારે વિશેષ રીતે કરાર પુરો કરવાના અથવા તાકીદ આપવાના હુકમનામા પ્રમાણે વર્તવામાં ન આવ્યું હોય ત્યારે તે કોર્ટને ઉપર કહેલી સઘળી અથવા કોઇ પણ રીતને બદલે અથવા તે ઉપરાંત જે કાંઇ પણ કામ કરવાની જરૂર હોય તે કામ બની શકે ત્યાંસુધી, હુકમનામાવાળાને અથવા કોર્ટ નિમે તે બીજા શખસને હુકમનામાના દેણદારને ખરચે, કરવાનું ફરમાવવાનો અધિકાર છે: અને એવું કામ કરવામાં આવે એટલે, જે ખરચ થયો હોય તે કોર્ટ ફરમાવે તે રીતે ઠરાવીને જાણે તેનો હુકમનામામાં સમાસ થયેલો હોય તેવી રીતે વસુલ કરી શકાશે.

### દૃષ્ટાંત.

અ, એક મુફસલ માણસ એક ઘર બાંધે છે, જેથી બ ની હવેલી ન રહેવા લાયક થાય છે. અ ને તુરંગમાં કેદ કર્યા છતાં અને તેની મીલકત જપ્ત કર્યા છતાં તે સદરહુ ઘર પાડી નાંખવા બાબત બ એ તેના ઉપર મેળવેલું હુકમનામું પાળવાને ના પાડે છે. બ ની હવેલીની કીંમતમાં જે ઘટાડો થયો છે તે ઘટાડો અ ની મીલકત વેચવાથી જે રકમ વસુલ થશે તેથી પુરો થશે એમ કોર્ટને લાગતું નથી. બ સદરહુ ઘર પાડી નાંખવા માટે કોર્ટને અરજી કરવાને અને એવી રીતે પાડી નાંખવાનો ખરચ અ પાસેથી બજાવણી સંબંધી ચાલેલા કામમાં વસુલ કરવાને મુખત્યાર છે.

૩૩. (૧) કાનુન ૩૨ માં ગમે તે ઠરાવ્યું હોય તોપણ, કોર્ટ લગ્નના હક્ક પાછા મળવાનું હુકમનામું કરતી વખતે અથવા ત્યાર પછી કોઇ પણ વખતે, એવો હુકમ કરવાને મુખત્યાર છે કે તુરંગમાં કેદ કરીને હુકમનામું બજાવવું નહિ.

(૨) જ્યારે કોર્ટે પેટા કાનુન (૧) ની રૂએ હુકમ કર્યો હોય અને હુકમનામાંવાળી વહુ હોય તો, કોર્ટ એવો હુકમ કરવાને મુખત્યાર છે કે આ અર્થે જે મુદત ઠરાવવામાં આવે તે મુદતની અંદર તે

હુકમનામું માનવામાં ન આવે, તો હુકમનામાના દેણદારે હુકમનામાંવાળીને વ્યાજબી હોય એવી રકમ મુદતે મુદતે આપવી, અને જો પોતાને યોગ્ય લાગે તો તે એવો હુકમ કરવાને મુખત્યાર છે કે હુકમનામાના દેણદારે હુકમનામાવાળાને સદરહુ મુદતે મુદત આપવાની રકમના સંબંધમાં કોર્ટની ખાત્રી થાય એવું તારણ આપવું.

(૩) પૈસા મુદતે મુદતે આપવા બદલ પેટા કાનુન (૨) ની રૂએ કરેલા કોઇ પણ હુકમમાં પૈસા આપવાની મુદતમાં ફેરફાર કરીને અથવા રકમમાં વધારો ઘટાડો કરીને તેમાં વખતે વખતે ફેરફાર કરવાને અથવા સુધારો કરવાને, અથવા ઉપર કહ્યા પ્રમાણે જે પૈસા આપવા બાબત હુકમ કર્યો હોય તે સઘળા પૈસાના સંબંધમાં અથવા તેના કોઇ પણ ભાગના સંબંધમાં તે હુકમ થોડા વખત સુધી મોકુફ કરવાને અને પોતાને યોગ્ય લાગે તેમ તે સર્વાંશે અથવા થોડે અંશે પાછો તાજો કરવાને કોર્ટ મુખત્યાર છે.

(૪) આ કાનુનની રૂએ જે પૈસા આપવાનો હુકમ કર્યો હોય તે પૈસા, પૈસા આપવાના હુકમનામાની રૂએ આપવાના પૈસા હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધિકાર છે.

**૩૪.** (૧) જ્યારે કોઇ લેખ કરી આપવા બાબત, અથવા વેચાય એવા દસ્તાવેજ પાછળ શેરો કરી આપવા બાબત હુકમનામું હોય, અને હુકમનામાનો દેણદાર હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે કરવાને ગફલત કરે અથવા ના પાડે તો, હુકમનામાવાળો હુકમનામાની શરતો પ્રમાણે લેખ અથવા શેરાનો મુસદો તૈયાર કરીને તે કોર્ટને આપવાને મુખત્યાર છે.

(૨) તે ઉપરથી, તે મુસદો તથા એક લેખી નોટીસ કોર્ટે હુકમનામાંના દેણદારને પહોંચડાવવી: તે નોટીસમાં મુદત ઠરાવીને એમ લખવું કે તમારે તે મુસદા વિશે કંઇ હરકતો લેવી હોય તો સદરહુ મુદતની દરમ્યાન લેવી.

(૩) જ્યારે હુકમનામાનો દેણદાર તે મુસદાના સંબંધમાં હરકત લે, ત્યારે તેની હરકતો સદરહુ પ્રમાણે ઠરાવેલી મુદતની દરમ્યાન લખીને જણાવવી, અને કોર્ટે પોતાને યોગ્ય લાગે તેવો મુસદો મંજુર કરવા બાબતનો અથવા તેમા ફેરફાર કરવા બાબતનો હુકમ કરવા.

(૪) વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદા પ્રમાણે સ્ટાંપ જોઇતો હોય તો યોગ્ય સ્ટાંપવાળા કાગળ ઉપર, તે મુસદામાં જે કાંઇ ફેરફાર કરવાનું કોર્ટે ફરમાવ્યું હોય તે ફેરફાર કરીને તે મુસદાની એક નકલ કરીને તે હુકમનામાવાળાએ કોર્ટને આપવી જોઇએ. અને સદરહુ રીતે આપેલા દસ્તાવેજ ઉપર જડજે અથવા તે કામને વાસ્તે નીમવામાં આવે તે અમલદારે સહી કરવી.

(૫) આ કાનુનની રૂયે લેખ ઉપર સહી અથવા વેચાય એવા લેખ ઉપર શેરો નીચેના નમુના પ્રમાણે કરી શકાય એટલે:—

"અ. બ. ઉપર ઇ. ફ. એ કરેલી ફરિયાદમાં અ. બ. ની વતી ક. ડ. ની કોર્ટના જડજ ( અથવા જે હોય તે પ્રમાણે )".

અને જે પક્ષકારને લેખ કરી અથવા વેચાય એવા લેખ ઉપરનો શેરો કરી આપવા હુકમ કરેલો હોય, તેજ પક્ષકારે તે લેખ અથવા શેરો કરી આપ્યો હોય તે પ્રમાણે તે લેખ અથવા શેરો ગણાશે.

(૬) સદરહુ દસ્તાવેજ વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કાયદા ઉપરથી નોંધવાની જરૂર હોય તો અથવા હુકમનામાવાળો તે નોંધાવવાને ઇચ્છતો હોય તો, તે મુસદો અથવા નકલ કોર્ટે અથવા આ અર્થે કોર્ટ નિમે એવા અમલદારે નોંધાવવી, અને નોંધવાનો ખરચ આપવા બાબત પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને તે મુખત્યાર છે.

**૩૫.** (૧) કંઇ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય ત્યારે, તેનો કબજો જે પક્ષકારને આપવાનો ઠરાવ થયો હોય તે પક્ષકારને તે મિલકત સ્વાધીન કરવી, અથવા તે પક્ષકાર પોતાની વતી કબજો લેવાને જે શખસને નીમે તે શખસને તે સ્વાધીન કરવી, અને જરૂર પડે તો, જે શખસ તે મિલકત ખાલી કરવાને હુકમનામા પ્રમાણે બંધાએલા છતાં તેમ કરવાને ના પાડે તેને કહાડીને કબજો આપવો.

(૨) સ્થાવર મિલકતનો સામાયિક કબજો આપવાનું હુકમનામું હોય ત્યારે તેવો કબજો તે મિલકતના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર વારંટની એક નકલ ચોડીને અને હુકમનામાની મતલબ કોઇ પણ યોગ્ય જગાએ ડાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે જાહેર કરીને સ્વાધીન કરવો જોઇએ.

(૩) કોઇ પણ ઇમારતનો અથવા ઘેરી લીધેલી જગાનો કબજો સ્વાધીન કરવાનો હોય અને તે ઇમારત અથવા જગા જેના કબજામાં હોય તે શખસ હુકમનામાથી બંધાયેલો હોય તે છતાં તે ઇમારતમાં અથવા જગામાં કોઇને બીનહરકતે જવા ન દે, ત્યારે કોર્ટ પોતાના અમલદારોની મારફત, દેશના રિવાજ પ્રમાણે લોકોમાં બહાર દેખાતી ન હોય એવી કોઇ પણ સ્ત્રીને ત્યાંથી જતાં રહેવાની વાજબી સુચના તથા સવડ કરી આપ્યા પછી, કોઇ પણ તાળું ઉઘાડવાને અથવા આગળીઓ કહાડવાને અથવા કોઇ પણ બારણું ઉઘાડવાને અથવા હુકનામાવાળાને કબજો આપવા સારૂ જરૂર હોય એવું બીજું કોઇ પણ કૃત્ય કરવાને મુખત્યાર છે.

૩૬. ભાડુતના ભોગવટામાંની અથવા જેને મિલકતનો ભોગવટો રાખવાનો હક્ક હોય અને તે ભોગવટો રાખવાનો હક્ક છોડી દેવાને હુકમનામા ઉપરથી બંધાએલો ન હોય તેવા બીજા શખસના કબજામાંની કોઇ સ્થાવર મિલકત સ્વાધીન કરવાનું હુકમનામું હોય ત્યારે તે સ્વાધીન કરવાનો કોર્ટે હુકમ કરવો, તે એવી રીતે કે–તે મિલકત ઉપર કોઇ પ્રસિદ્ધ ઠેકાણે વારંટની એક નકલ ચોઢવી, અને કોઇ સોઇવાર ઠેકાણે ઢાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે, તે મિલકત સંબંધી હુકમનામાની મતલબ ભોગવટો કરનારને પ્રસિદ્ધ કરવી.

## પકડવા વિશે તથા દિવાની તુરંગમાં કેદ કરવા વિશે.

૩૭. (૧) આ કાનુનોમાં ગમે તે મજકુર હોય તોપણ, જ્યારે દરખાસ્ત, હુકમનામાંના દેણદારને પકડીને તથા દિવાની તુરંગમાં કેદ કરીને પૈસા આપવાના હુકમનામાની બજાવણી બાબત હોય તથા તે મુજબ સદરહુ દેણદાર પકડાવાને પાત્ર હોય, ત્યારે સદરહુ માણસને પકડવાનું વારંટ કાઢવાને બદલે, કોર્ટ તેના ઉપર એક નોટીસ કાઢીને એમ ફરમાવવાને મુખત્યાર છે કે તે નોટીસમાં નિર્દિષ્ટ કરેલી તારીખે તેણે કોર્ટની રૂબરૂ હાજર થઇને હુકમનામાની બજાવણીમાં તેને દિવાની તુરંગમાં શા માટે મોકલવો નહિ તેનું કારણ બતાવવું.

(૨) સદરહુ નોટીસ પ્રમાણે હુકમનામાનો દેણદાર હાજર નહિ થાય, તો કોર્ટે હુકમનામાવાળો તેમ કહે તો તેને પકડવાનું વારંટ કાઢવું.

૩૮. હુકમનામાના દેણદારને પકડવાના પ્રત્યેક વારંટમાં, તે વારંટ બજાવવાને જે અમલદારને સોંપ્યું હોય તેને એવું ફરમાવવું કે,—જે રકમ આપવાનો હુકમનામાના દેણદારને હુકમ થયો છે તે રકમ, તથા તેનું જે વ્યાજ ને ખરચ ( હોય તો ) આપવાને તે જવાબદાર હોય તે જલદી ભરવામાં ન આવે તો, જેટલી બને તેટલી ઉતાવળથી હુકમનામાના દેણદારને કોર્ટની રૂબરૂ આણવો.

૩૯. (૧) હુકમનામાના દેણદારને કેદ કર્યો હોય ત્યારથી તેને કોર્ટની રૂબરૂ આણી શકાય ત્યાં સુધીની તેની ખોરાકી સારૂ, જડજને જે રકમ બસ લાગે તે રકમ હુકમનામાવાળો કોર્ટમાં ભરે નહીં તો અને ભરે નહીં ત્યાં સુધી હુકમનામાની બજાવણીમાં કોઇ હુકમનામાના દેણદારને પકડવો નહીં.

(૨) હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને દીવાની તુરંગમાં મોકલવામાં આવે ત્યારે ૫૭ મી કલમની રૂએ ઠરાવેલા દર પ્રમાણે જેટલી માસિક રકમ મળવાને તે યોગ્ય હોય તેટલી માસિક રકમ અથવા તેવા દર ઠરાવવામાં ન આવ્યા હોય તો, જે વર્ગમાં તે હોય તે વર્ગને વાસ્તે કોર્ટને બસ લાગે તેટલી રકમ તેની ખોરાકી બદલ કોર્ટે ઠરાવવી.

(૩) જે પક્ષકારની અરજ ઉપરથી હુકમનામાંના દેણદારને કેદ કર્યો હોય તે પક્ષકારે, દરેક મહિનાની પહેલી તારીખ પહેલાં કોર્ટે ઠરાવેલી માસિક રકમ માસિક ભરણું કરીને અગાઉથી આપવી.

(૪) પહેલું ભરણું, ચાલુ માસના જેટલા દીવસ બાકી રહ્યા હોય તેટલા દિવસને માટે, હુકમનામાના દેણદારને તુરંગમાં મોકલ્યા પહેલાં કોર્ટના યોગ્ય અમલદારને કરવું. અને ત્યાર પછીનાં કાંઈ ભરણાં ( જો હોય તો ) જે અમલદારને સ્વાધીન તુરંગ હોય તેને કરવાં.

(૫) તુરંગમાં હોય તેવા હુકમનામાના દેણદારની ખોરાકી સારૂ હુકમનામાવાળાએ જે રકમો આપી હોય તે ફરિયાદનું ખરચ ગણાશે. પરંતુ તે આપેલી કોઇ રકમને વાસ્તે હુકમનામાના દેણદારને તુરંગમાં રખાશે નહીં અથવા પકડાશે નહીં.

૪૦. (૧) જ્યારે હુકમનામાના દેણદાર કાનુન ૩૭ ની રૂયે કાઢેલી નોટીસ મુજબ કોર્ટની રૂબરૂ હાજર થાય, અથવા કોઇ હુકમનામાના દેણદારને પૈસા આપવાના હુકમનામાની બજાવણીમાં પકડ્યા પછી કોર્ટમાં આણ્યો હોય, અને હુકમનામાનો દેણદાર ગરીબાઇને લીધે અથવા બીજા પુરતા કારણોને લીધે હુકમનામાની રકમ આપવાને અથવા તે રકમ હપતે હપતે આપવાની હોય તે બાબતમાં, તે હુકમનામાના કોઇ પણ હપતાની રકમ આપવાને અશક્ત છે એમ કોર્ટને લાગે ત્યારે, સદરહુ કોર્ટ પોતાને યોગ્ય લાગે તેવી કોઇ પણ શરતોએ, તેને પકડવાની તથા કેદમાં રાખવાની દરખાસ્ત નામંજુર કરવાને, અથવા તેને છોડી મુકવાને, હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) પેટા કાનુન (૧) મુજબ હુકમ કરવાની આગમજ નિચે લખેલી બાબતોમાંની કોઇ પણ બાબત સંબંધી હુકમનામાવાળાની કહેલી હકીકત ધ્યાનમાં લેવાનો કોર્ટને અધિકાર છે, એટલે:—

(અ) જે નાણાં સારૂ હુકમનામાનો દેણદાર ભરોસાના સંબંધને લીધે હિસાબ આપવાને બંધાએલો છે તે નાણાં માટે તે હુકમનામું છે;

(બ) જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદ માંડયાની તારીખ પછીથી હુકમનામાના દેણદારે તે હુકમનામાની બજાવણીમાં હુકમનામાવાળાને હરકત કરવાના અથવા ઢીલ કરવાના હેતુથી અથવા હરકત અથવા ઢીલ થાય એવી રીતે, પોતાની મિલકતમાંનો કોઇ પણ ભાગ બીજાને નામે કરી આપેલો છે, અથવા છુપાવેલો છે, અથવા ખસેડેલો છે અથવા સદરહુ તારીખ પછીથી પોતાની મિલકતના સંબંધમાં પોતે કુબુદ્ધિનું કાંઇ પણ બીજું કૃત્ય કરેલું છે;

(ક) હુકમનામાના દેણદારે પોતાના બીજા લેણદારોમાંના કોઇ એક લેણદારને કંઇ પણ અયોગ્ય લક્ષ્ય આપ્યું છે;

(ડ) હુકમનામાંની રકમ અથવા તેનો કોઇ પણ ભાગ આપવાને તેની પાસે સાધન છતાં અથવા હુકમનામું થયું ત્યારથી તે આપવાને તેની પાસે સાધન મળી આવ્યાં છતાં તે આપવાને હુકમનામાંના દેણદારે ના પાડી છે અથવા તે આપવામાં તેણે ગફલત કરી છે;

(ઇ) હુકમનામાની બજાવણી કરવામાં હુકમનામાવાળાને હરકત કરવાના અથવા ઢીલ કરવાના હેતુથી અથવા હરકત અથવા ઢીલ થાય એવી રીતે હુકમનામાનો દેણદાર નાસી જશે અથવા તે કોર્ટની હુકમત છોડી દેશે એવો સંભવ છે.

(૩) પેટા કાનુન (૨) માં કહેલી બાબતોમાંની કોઇ પણ બાબત વિશે વિચાર ચાલતો હોય તે વખતે, કોર્ટ પોતાની નજરમાં આવે તો, હુકમનામાના દેણદારને દિવાની તુરંગમાં અટકાવી રાખવાનો હુકમ કરવાને, અથવા કોર્ટના અમલદારના પહેરામાં તેને રાખવાને, અથવા કોર્ટને જરૂર હોય ત્યારે હાજર થઇશ એવી રીતના કોર્ટના ખાત્રી લાયક જામીન તે આપે તો તે ઉપરથી તેને છોડી મુકવાને મુખત્યાર છે.

(૪) આ કાનુન મુજબ છોડી મુકેલા હુકમનામાના દેણદારને ફરીથી પકડી શકાય.

(૫) પેટા કાનુન (૧) ની રૂયે કોર્ટ હુકમ ન કરે, ત્યારે હુકમનામાના દેણદારને પ્રથમથી પકડવામાં આવ્યો ન હોય તો તેને તે કોર્ટે પકડાવવો, અને આ કાયદાના બીજા ઠરાવોને પાત્ર રહીને, તેને દિવાની તુરંગમાં મોકલવો.

## મિલકતની જપ્તી.

૪૧ જ્યારે હુકમનામું પૈસાની રકમ ભરવા સારૂ હોય ત્યારે, હુકમનામાવાળાનું કંઇ કરજ આપવાનું છે કે કેમ અથવા કેટલું કરજ આપવાનું છે તથા હુકમનામાના દેણદારની કંઇ બીજી મિલકત છે કે કેમ અથવા હુકમનામું ભરપાઇ કરવાનું બીજું કંઇ સાધન છે કે કેમ અને તે બીજી મિલકત તથા સાધન કયાં કયાં છે તે બાબત—

(અ) હુકમનામાના દેણદારની, અથવા (બ) કારપોરેશનના સંબંધમાં તેના કોઇ અમલદારની, અથવા (ક) બીજા કોઇ શખસની, મોહોડાની જબાની લેવાનો હુકમ કરવા સારૂ કોર્ટને અરજી કરવાનો અધિકાર હુકમનામાવાળાને છે; તથા એવા હુકમનામાના દેણદારને અથવા એવા અમલદારને અથવા બીજા શખસને હાજર રહેવાનો તથા તેની જુબાની લેવાનો તથા કોઇપણ ચોપડા અથવા દસ્તાવેજો હાજર કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૪૨. ભાડાની અથવા દરમ્યાનની ઉપજની અથવા બીજી કોઇ બાબતની ચોકસી કરવાનું હુકમનામામાં ફરમાવ્યું હોય, ત્યારે પૈસાની કેટલી રકમ તેણે આપવી એ નક્કી થયા પહેલાં, પૈસા બાબતના સાધારણ હુકમનામાંની પેઠે, તેના મિલકત જપ્ત કરી શકાય.

૪૩. જ્યારે જપ્ત કરવાની મીલકત કોઇ હુકમનામાના દેણદારના કબજામાંની ખેતીવાડીના ઉત્પન્ન શિવાયની જંગમ મિલકત હોય ત્યારે, ખરેખરો કબજો લેઇને તેની જપ્તી કરવી, અને જપ્તી કરનાર અમલદારે તે મિલકત પોતાનીજ સંભાળમાં અથવા પોતાના હાથ નીચેના કોઇ શખ્સની સંભાળમાં રાખવી, અને તેની યોગ્ય સંભાળને માટે તે જવાબદાર થશે; પરંતુ કબજે લીધેલી મિલકત જલદીથી અને સ્વાભાવિક રીતે આપોઆપ બગડી જાય એવી હોય અથવા તેને સંભાળવાનું ખરચ તેની કીંમત કરતાં કદાચ વધારે થાય તેમ હોય, ત્યારે તે એકદમ વેચી નાખવાને તે જપ્તી કરનાર અમલદાર મુખત્યાર છે.

૪૪. (૧) જપ્ત કરવાની મિલકત ખેતીનું ઉત્પન્ન હોય, ત્યારે જપ્તીના વારંટની એક નકલ,—

(અ) એવું ઉત્પન્ન ઉગતો પાક હોય તે પ્રસંગે, જે જમીનમાં તે પાક હોય તે ઉપર, અથવા

(બ) એવું ઉત્પન્ન કાપીને એકઠું કર્યું હોય તે પ્રસંગે, જે ખળામાં અથવા અનાજના પાર નાંખવાની અથવા તેના જેવી જે જગામાં અથવા ઘાસ ભરવાની જે જગામાં અથવા જગા ઉપર તે ઉત્પન્ન મુકયું હોય તે જગામાં અથવા તે જગા ઉપર ચોહોડીને, અને બીજી એક નકલ હુકમનામાનો દેણદાર જે ઘરમાં હરહમેશ રહેતો હોય તે ઘરના બહારના બારણા ઉપર અથવા કોઇ બીજા પ્રસિદ્ધ ભાગ ઉપર, અથવા, કોર્ટની પરવાનગી લઇને, જે ઘરમાં તે કામ ધંધો કરતો હોય અથવા કમાઇ સારૂ જાતે કામ કરતો હોય અથવા જ્યાં તે છેલ્લો રહ્યાનું અથવા કમાઇ સારૂ જાતે કામ કર્યાનું માલમ પડયું હોય તે ઘરના બહારના બારણા ઉપર અથવા બીજા કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચ્હોડીને જપ્તી કરવી, અને પછી તે ઉત્પન્ન કોર્ટના તાબામાં ગયું છે એમ સમજવું જોઇએ.

૪૫ (૧) જ્યારે ખેતીનું ઉત્પન્ન જપ્ત કર્યું હોય ત્યારે, કોર્ટે તેની રખેવાળી સારૂ પોતાને પુરતી લાગે તે તજવીજ કરવી જોઇએ, અને એવી તજવીજ કોર્ટ કરી શકે તેટલા સારૂ ઉભો પાક જપ્ત કરવા બાબતની દરેક અરજીમાં તે પાક કઇ વખતે લણવામાં અથવા એકઠો કરવામાં આવવાનો સંભવ છે તે લખવું જોઇએ

(૨) જપ્તીના હુકમમાં અથવા પછીના કોઇ પણ હુકમમાં આ અર્થે કોર્ટ જે સરતો ઠરાવે તે સરતોને પાત્ર રહીને, હુકમનામાનો દેણદાર સદરહુ ઉત્પન્નની રખેવાળી કરવાને, તે લણવાને, એકઠું કરવાને તથા ભરવાને અને તે પકવવા સારૂ અથવા તેનું જતન કરવા સારૂ જરૂરનું બીજું કોઇપણ કામ કરવાને મુખત્યાર છે; અને જો હુકમનામાનો દેણદાર એવાં સઘળાં કામ અથવા તેમાંનું કોઇ પણ કામ કરવામાં કસુર કરશે તો, હુકમનામાવાળો કોર્ટની પરવાનગીથી તથા તેવાજ પ્રકારની સરતોને પાત્ર રહીને, તે સઘળાં કામ અથવા તેમાંનું કોઇ પણ કામ પોતે જાતે અથવા આ અર્થે જે કોઇ સખસને તે નીમે તે શખ્સની મારફત કરવાને મુખત્યાર છે; અને હુકમનામાવાળાએ કરેલો ખરચ જાણે તેનો હુકમનામામાં સમાસ થતો હોય અથવા તેનો ભાગ હોય તે રીતે હુકમનામાના દેણદાર પાસેથી વસુલ કરી શકાશે.

(૩) ઉભા પાક તરીકે જપ્ત કરેલું ખેતીનું ઉત્પન્ન ફક્ત કાપીને જમીનથી જુદું પાડયું હોય તેટલાજ કારણ ઉપરથી તે જપ્તીમાં નથી અથવા તેને ફરીથી જપ્ત કરવાની જરૂર છે એમ સમજવું નહિ.

(૪) ઉભો પાક જપ્ત કરવાનો હુકમ, તે પાક જે વખતે લણવામાં અથવા એકઠો કરવામાં આવવાનો સંભવ હોય તે વખત પહેલાં ઘણી મુદત આગમચ કરવામાં આવ્યો હોય, ત્યારે કોર્ટ પોતાને યોગ્ય લાગે તે મુદત સુધી તે હુકમ બજાવવાનું કામ તહકુબ રાખવાને મુખત્યાર છે, અને પોતાની નજરમાં આવે તો જપ્તીના હુકમની બજાવણી થાય ત્યાં સુધી તે પાક ત્યાંથી લઇ જવાની મનાઇનો બીજો હુકમ કરવાને મુખત્યાર છે.

(૫) જે ઉભો પાક, તેની જાતને લીધે, ભરવાજોગ ન હોય તે, જે વખતે તે લણવા અથવા એકઠો કરવા જોગ થવાનો સંભવ હોય તે વખત અગાઉ વીસ દીવસ કરતાં વધારે લાંબી કોઇ પણ મુદતે આ કાનુનની રૂયે જપ્ત કરવો નહિ.

૪૬. (૧) હેઠળ લખેલી બાબતોમાં, એટલે:—

(અ) વેચી શકાય એવા લેખ ઉપર ન હોય તેવું લહેણું હોય, (બ) કોઇ કૉરપોરેશનના ભંડોળના શેર હોય, (ક) કોઇ કોર્ટમાં અથવા કોર્ટની સંભાળ તળે રાખેલી મિલકત શિવાયની, હુકમનામાંના દેણદારના કબજામાં ન હોય તેવી બીજી જંગમ મિલકત હોય ત્યારે લખેલા હુકમથી મનાઇ કરીને જપ્તી કરવી, અને તે મનાઇ હુકમમાં નીચે પ્રમાણે લખવું, એટલે

(૧) લેહેણું હોય ત્યારે, કોર્ટનો બીજો હુકમ થતાં સુધી દેણદારે આપવું નહીં તથા લેહેણદારે તે લેવું નહિ; (૨) શેર હોય ત્યારે, જે શખસના નામ ઉપર તે શેર ચાલતો હોય તે શખસે શેર બીજાના નામ ઉપર ચઢાવી આપવો નહીં, અથવા તે ઉપર નફાનોફાળો ( ડીવીડેન્ડ ) લેવો નહિ.

(૩) સદરહુ બાતલ કર્યા શિવાયની બીજી જંગમ મિલકત હોય ત્યારે, તે જેના કબજામાં હોય તે શખસે તે મિલકત હુકમનામાંના દેણદારને આપવી નહિ.

(૨) તે મનાઇના હુકમની એક નકલ કોર્ટના મકાનમાં કોઇ પ્રસિદ્ધ ઠેકાણે ચોઢવી, અને તેની એક બીજી નકલ લેહેણાની બાબતમાં દેણદારને મોકલવી; શેરની બાબતમાં કંપની અથવા કૉરપોરેશનના યોગ્ય અમલદારને મોકલવી; અને ( સદરહુ પ્રમાણે બાતલ કરી છે તે શિવાયની ) બીજી જંગમ મિલકતની બાબતમાં, જે શખસના કબજામાં તે હોય તે શખસને મોકલવી.

(૩) પેટા કાનુન (૧) ની રકમ (૧) પ્રમાણે જેને મનાઇ થઇ હોય તે દેણદાર પોતાનું દેવું કોર્ટમાં ભરી શકે; અને તે પ્રમાણે ભર્યું એટલે તે લેવાને હક્કદાર શખસને આપવાથી તેનો જેવી રીતે છુટકો થાત, તેવો છુટકો થશે.

૪૭. જ્યારે જપ્ત કરવાની મિલકત, હુકમનામાંના દેણદારની તથા બીજાની સહમાલકીની જંગમ મિલકતમાં તે હુકમનામાના દેણદારનો હિસ્સો અથવા હિતસંબંધ હોય, ત્યારે તેની જપ્તી હુકમનામાંના દેણદારને નોટીસ આપીને કરવી, અને તે નોટીસમાં તેને ફરમાવવું કે તમારે તે હિસ્સો અથવા હિતસંબંધ બીજાને નામે કરી આપવો નહિ અથવા તેના ઉપર કોઇ પણ રીતે બોજો નાંખવો નહિ.

૪૮. (૧) જ્યારે જપ્ત કરવાની મિલકત સરકારી અમલદારનો અથવા રેલવે કે સ્થાનિક અધિકારીના નોકરોનો પગાર અથવા નિમણુક હોય ત્યારે, હુકમનામાંનો દેણદાર અથવા પગાર આપનાર અમલદાર કોર્ટની સ્થાનિક હકુમતમાં હોય અથવા ન હોય તોપણ, કોર્ટ એવો હુકમ કરવાને મુખત્યાર છે કે કલમ ૬૦ ના ઠરાવોને પાત્ર, એવા પગારમાંથી અથવા નિમણુંકમાંથી કોર્ટ હુકમ કરે તે પ્રમાણે એકી વખતે અથવા માસિક હપ્તે તે રકમ કાપી લેવી; અને એવા હુકમની નોટીસ સરકાર આ સંબંધમાં, પ્રસંગ પ્રમાણે, ઇંડિયા ગેઝીટમાં અથવા સ્થાનિક સરકારી ગેઝીટમાં જાહેરનામાદ્વારા જે અમલદારને નીમે તેને મળ્યા પછી, સદરહુ પ્રકારના પગાર અથવા નિમણુક આપવાનું જે અમલદારનું અથવા બીજા શખસનું કામ હોય, તેણે પ્રસંગ પ્રમાણે તે હુકમ પ્રમાણે નીકળતી રકમ અથવા માસિક હપ્તા કાપી લઇને કોર્ટને મોકલવા જોઇએ.

(૨) જ્યારે એવા પગારનો અથવા એવી નિમણુકનો જપ્ત કરવા જોગ ભાગ એકાદ અગાડીના તથા ભરપાઇ ન થએલા જપ્તીના હુકમની રૂએ અગાડીથીજ કાપી લઇને કોઇ કોર્ટને મોકલવામાં આવતો હોય ત્યારે આ અર્થે સરકારે નિમેલા અમલદારે તે પછીનો હુકમ તે કરનારી કોર્ટને તાબડતોબ પાછો મોકલવો તથા તેની સાથે અમલમાં હોય એવી જપ્તીની સઘળી તપસીલ મોકલવી જોઇએ.

(૩) આ કાનુનની રૂએ કરેલો દરેક હુકમ, પેટા કાનુન (૨) ના ઠરાવોની રૂએ પાછો મોકલવામાં ન આવ્યો હોય તો તે બીજી નોટીસ અથવા પ્રોસેસ શિવાય, પ્રસંગ પ્રમાણે સરકાર અથવા રેલવે કંપની અથવા સ્થાનિક અધિકારી ઉપર, તે હુકમનામાનો દેણદાર આ કાયદો જે સ્થાનિક હદમાં તે તે વખતે લાગુ હોય તે હદની અંદર હોય ત્યાં સુધી, અને તે એવી હદની બહાર હોય પણ જો તેને મલિક મુઆઝમના હિંદુસ્તાનના મહેસુલમાંથી અથવા બ્રિટીશ હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં કામ કરતી રેલવે કંપનીના ફંડમાંથી અથવા બ્રિટીશ હિંદુસ્તાનમાંના સ્થાનિક અધિકારીના ફંડમાં અપાતો પગાર અથવા નિમણુક મળતી હોય તો બંધન કર્તા થશે; અને આ કાનુનનું ઉલ્લંઘન કરીને જે કોઇ પણ રકમ આપવામાં

આવશે તે બાબત પ્રસંગ પ્રમાણે સરકાર અથવા રેલવે કંપની અથવા સ્થાનિક અધિકારી જવાબદાર ગણાશે.

૪૯. (૧) આ કાનુનમાં બીજી રીતે ઠરાવ્યુ છે તે શિવાયને પ્રસંગે પંત્યાળાની માલકીની મિલકત તે પંત્યાળાની પેઢી ઉપર અથવા તે પેઢીના ભાગીદારો ઉપર એવા ભાગીદારો તરીકે કરેલા હુકમનામાં શિવાય બીજા હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવી અથવા વેચવી નહિ.

(૨) એકાદા ભાગીદાર વિરૂદ્ધના હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી તે ભાગીદારના તે પંત્યાળાની મિલકતમાંના તથા નફામાંના હિતસંબંધપર તે હુકમનામાની રકમ આપવાનો બોજો રાખવાનો હુકમ કરવાને, અને તેજ અથવા તે પછીના હુકમમાં, ( અગાડીથીજ જાહેર કરેલા અથવા નિકળના ) નફાના તે ભાગીદારના હિસ્સાના સંબંધમાં તથા તે પંત્યાળાના સંબંધમાં તેને જે કાંઇ પણ બીજા પૈસા મળતા હોય તેના સંબંધમાં વસુલદાર નિમવાને અને એવા ભાગીદારે તે હુકમનામાવાળાના લાભમાં બોજો રાખ્યો હોય તો જેવા હિસાબ આપવાનું તથા જેવી ચોકશી કરવાનું ફરમાવવામાં આવત તથા સદરહુ હકક સંબંધ વેચવાનો હુકમ અથવા બીજા હુકમો કરવામાં આવત તેવા હિસાબ આપવા બાબત તથા તેવી ચોકશી કરવા બાબત ફરમાવવાને તથા તેવા બીજા હુકમ કરવાને અથવા તે પ્રકરણની હકીકત જોતાં જરૂર હોય તેવા હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) બીજા ભાગીદાર અથવા ભાગીદારો કોઇ પણ વખતે, સદરહુ પ્રમાણે બોજાવાળો હિતસંબંધ છોડવાને, અથવા તે હિતસંબંધ વેચવાનો હુકમ કરવામાં આવ્યો હોય તે પ્રસંગે તે વેચાતો લેવાને મુખત્યાર છે.

(૪) પેટા કાનુન (૨) ની રૂએ હુકમ થવા સારૂ કરેલી દરેક અરજી હુકમનામાના દેણદાર ઉપર તથા તેના ભાગીદારો ઉપર અથવા તેઓ પૈકી જે ભાગીદાર બ્રિટીશ હિંદુસ્તાનમાં હોય તે ભાગીદાર ઉપર પહોંચાડવી જોઇએ.

(૫) હુકમનામાના દેણદારના કોઇ પણ ભાગીદારે પેટા કાનુન (૩) ની રૂએ કરેલી દરેક અરજી હુકમનામુ ધારણ કરનાર ઉપર અને હુકમનામાંના દેણદાર ઉપર અને જે બીજા ભાગીદારો તે અરજીમાં સામીલ થયા ન હોય અને બ્રિટિશ હિંદુસ્તાનમાં હોય તે ભાગીદારો ઉપર પહોંચાડવી જોઇએ.

(૬) પેટા કાનુન (૪) અથવા (૫) ની રૂયે અરજી પહોંચાડયાથી તે સઘળા ભાગીદારોને પહોંચાડી એમ સમજવું જોઇએ, અને એવી અરજી ઉપર કરેલા સઘળા હુકમો એજ પ્રમાણે પહોંચાડવા જોઇએ.

૫૦ (૧) જ્યારે હુકમનામુ એકાદી પેઢી વિરૂદ્ધ થયું હોય ત્યારે બજાવણીનો હુકમ:—

(અ) પંત્યાળાની કોઇ પણ મિલકત ઉપર; (બ) જે કોઇ પણ શખસ ૩૦ મા ઓર્ડરની ૬ ઠી અથવા ૭ મી કાનુન મુજબ પોતાને નામે હાજર થયો હોય અથવા જેણે પોતે ભાગીદાર હોવા બાબત પ્લીડીંગ ઉપરથી કબુલ કર્યું હશે અથવા જેને ભાગીદાર ઠરાવ્યો હશે તે શખસ ઉપર; (ક) જે કોઇ પણ શખસ ઉપર ભાગીદાર તરીકે જુદો સમન બજાવ્યો હોય અને જે હાજર થયો હોય તે શખસ ઉપર આપવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ પેટા કલમ માંહેના કોઇ પણ મજકુર ઉપરથી, સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર બાબતના આકટની ૨૪૭ મી કલમના ઠરાવ મર્યાદિત થાય છે અથવા તેને બાધ આવે છે એમ સમજવું નહિ.

(૨) જ્યારે હુકમનામાવાળો, પેટા કાનુન (૧), રકમો (બ) તથા (ક) માં કહેલા પ્રકારના શખસ શિવાયનો બીજો કોઇ પણ શખસ સદરહુ પેઢીમાં ભાગીદાર હોવાને લીધે તેના ઉપર હુકમનામુ બજાવવાનો મને હક છે એમ કહે ત્યારે તેને હુકમનામું કરનારી કોર્ટને, પરવાનગી મળવા માટે અરજી કરવાનો અધિકાર છે, અને તે કોર્ટ જવાબદારી બાબત તકરાર કરી ન હોય ત્યારે દાવાના કોઇ પણ મુદ્દાનો જે રીતે ઇનસાફ કરીને નીકાલ કરી શકાય તેવી રીતે એવા શખસની જવાબદારી બાબત ઇનસાફ કરીને નીકાલ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) જ્યારે કોઈ પણ શખસની જવાબદારીનો પેટા કાનુન (૨) મુજબ ઇનસાફ કરીને નીકાલ કર્યો હોય ત્યારે તેના ઉપર કરેલો હુકમનો હુકમનામા પ્રમાણે અમલ થશે. અને તે હુકમ હુકમનામાં પ્રમાણેજ અપીલ સંબંધી અથવા બીજી બાબતો સંબંધી શરતોને પાત્ર થશે.

(૪) પંચવાળાની કોઇ પણ મિલકત વિરૂદ્ધ થએલું હુકમનામું બાદ કરતાં એકાદી પેઢી વિરૂદ્ધ થયેલા હુકમનામા ઉપરથી તેમાંના કોઇ પણ ભાગીદાર ઉપર હાજર થઇને જવાબ દેવાનો સમન બજાવ્યો ન હોય તો, તે ભાગીદાર ૠણમુક્ત થાય છે કે જવાબદાર થાય છે એમ અથવા તે હુકમનામું તેને બીજી કોઇ રીતે લાગુ પડે છે એમ સમજવું નહિ.

**૫૧.** જ્યારે મિલકતમાં, કોર્ટમાં અનામત મુકેલો ન હોય અથવા સરકારી અમલદારના કબજામાં ન હોય, એવો વેચાય એવો લેખ હોય ત્યારે ખરેખર કબજો લેઇને તે જપ્ત કરવો, અને તે લેખ કોર્ટમાં આણવો તથા કોર્ટનો બીજો હુકમ થાય તે પ્રમાણે તજવીજ કરવા સારૂ તે રાખવો.

**૫૨.** જ્યારે જપ્ત કરવાની મિલકત કોઇ કોર્ટના અથવા સરકારી અમલદારના કબજામાં હોય, ત્યારે તે કોર્ટ અથવા અમલદારને નોટીસ આપીને જપ્તી કરવી; તે નોટીસમાં નોટીસ કરનાર કોર્ટે એમ લખવું, કે અમારો બીજો હુકમ થાય તે પ્રમાણે તે મિલકતની અથવા તે ઉપર કંઈ વ્યાજ કે ડીવીડેન્ડ આપવાનું થાય તેની તજવીજ કરવાને તે આપની પાસે રાખશોઃ—

પરંતુ જ્યારે એવી મિલકત કોઇ કોર્ટના કબજામાં હોય ત્યારે, અસાઇન કર્યાના સબબથી જપ્ત કર્યાના સબબથી, અથવા બીજા કોઇ સબબથી હુકમનામાના દેણદાર શિવાય બીજો કોઇ શખસ તે મિલકતમાં પોતાનો હક્ક સંબંધ છે એમ કહે, અને તે શખસ તથા હુકમનામાવાળો એ બેની વચ્ચે તે મિલકતની માલકીના હક્ક વિશે, અથવા પહેલો હક્ક કોનો છે એ વિશે તકરાર પડે ત્યારે તેનો નિવેડો કોર્ટે કરવો.

**૫૩.** (૧) જપ્ત કરવાની મિલકત પૈસા આપવાનું અથવા ગીરો અથવા બોજો અમલમાં આણવા સારૂ વેચાણ કરવા બાબતનું હુકમનામું હોય, ત્યારે જપ્તી કરવી તે હેઠળ લખ્યા પ્રમાણે કરવી, એટલેઃ—

(અ) તે હુકમનામામાં એકજ કોર્ટે કર્યાં હોય તો, તે કોર્ટના હુકમ ઉપરથી કરવી, અને (બ) જે હુકમનામું જપ્ત કરવાનો પ્રયત્ન હશે તે હુકમનામું બીજી કોર્ટે કર્યું હોય તો, જે હુકમનામું બજાવવાનો પ્રયત્ન હોય તે હુકમનામું કરનારી કોર્ટે, તે બીજી કોર્ટને લેખી નોટીસ આપીને તે નોટીસમાં—

(૧) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોર્ટ નોટીસ રદ કરે અને તે રદ કરે ત્યાં સુધી, અથવા

(૨) જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામાવાળો અથવા તેનો હુકમનામાનો દેણદાર, નોટીસ મળે તે કોર્ટે કરેલું હુકમનામું બજાવવાની દરખાસ્ત નોટીસ મળે તે કોર્ટને ન કરે તો અને તે કરે ત્યાં સુધી, તે બીજી કોર્ટે પોતાનું હુકમનામું તહકુબ કરવું એવી વિનંતી કરવી જોઇએ.

(૨) જ્યારે એકાદી કોર્ટ પેટા કાનુન (૧) ની રકમ (અ) ની રૂએ હુકમ કરે અથવા તેને તે પેટા કાનુનની રકમ (બ) ની પેટા રકમ (૨) મુજબની દરખાસ્ત મળે, ત્યારે તેણે હુકમનામું જપ્ત કરનાર લેણદારની અથવા તેના હુકમનામાના દેણદારની દરખાસ્ત મળે ત્યારે જપ્ત કરેલું હુકમનામું બજાવવાનું કામ ચલાવવું, અને તેથી જે ઉપજે તે, જે હુકમનામું બજાવવાને યત્ન હોય તે હુકમનામું પુરૂં કરવામાં કામે લગાડવું.

(૩) પેટા કાનુન (૧) માં જણાવેલા પ્રકારનું બીજું કોઇપણ હુકમનામું જપ્ત કરીને જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામાવાળો જપ્ત કરેલા હુકમનામાવાળાનો વારસ વકીલ છે અને એવું જપ્ત કરેલું હુકમનામું તેનો ધારણ કરનાર જે કોઇ પણ કાયદેસર રીતે બજાવી શકે તે રીતે તે બજાવવાનો તેને હક છે એમ સમજવું.

(૪) હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવાની મિલકત, પેટા કાનુન (૧) માં કહેલા પ્રકારના હુકમનામા શિવાય બીજું કંઇ હુકમનામું હોય ત્યારે, જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામું કરનારી કોર્ટે જે હુકમનામું જપ્ત કરવાનો યત્ન હોય તે હુકમનામાવાળાને લેખી નોટીસ આપીને જપ્તી કરવી તે નોટીસમાં તેને એવી મનાઇ કરવી કે સદર હુકમનામું તમારે બીજાને નામે કરી આપવું નહીં, અથવા તેના ઉપર કંઇ, પ્રકારનો બોજો નાંખવો નહીં; અને તે હુકમનામું કોઇ બીજી કોર્ટે કર્યું હોય ત્યારે, જે હુકમનામું જપ્ત કરવાનો યત્ન હોય તે હુકમનામું, તે નોટીસ મોકલનારી કોર્ટ તે રદ કરે ત્યાંસુધી તમારે બજાવવું નહીં એવી નોટીસ તે બીજી કોર્ટને પણ મોકલવી.

(૫) આ કાનુન પ્રમાણે જપ્ત થએલાં હુકમનામાંના ધારણ કરનારાએ, એવું હુકમનામું બજાવનારી કોર્ટને વાજબી રીતે જોઇએ તે માહિતી અને મદદ આપવી.

(૬) બીજું હુકમનામું જપ્ત કરીને જે હુકમનામું બજાવવાનો યત્ન હોય તે હુકમનામાવાળાની દરખાસ્ત ઉપરથી, આ કલમની રૂએ જપ્તીનો હુકમ કરનારી કોર્ટે એવા હુકમની નોટીસ જપ્ત થએલા હુકમનામાથી બંધાયલા હુકમનામાના દેણદારને આપવી; અને તે હુકમનામાનો દેણદાર સદરહુ હુકમની નોટીસ મળ્યા પછી તે હુકમની વિરૂદ્ધ કોર્ટ મારફત અથવા બીજી રીતે જપ્ત થએલા હુકમનામાના પૈસા ભરે અથવા તોડ કરે, તો જપ્તી અમલમાં હોય ત્યાં સુધી, કોઇ પણ કોર્ટે તે કબુલ કરવું નહીં.

૫૪. (૧) મિલકત સ્થાવર હોય ત્યારે મનાઇ હુકમ કરીને તે જપ્ત કરવી. તે મનાઇ હુકમમાં એવી મનાઇ કરવી કે હુકમનામાના દેણદારે તે મિલકત બીજાને તબદીલ કરવી નહીં અથવા તેના ઉપર કંઇ પ્રકારનો બોજો નાંખવો નહીં, અને કોઇ પણ શખસે એવી રીતે બીજાને તબદીલ કરવાથી અથવા તેના ઉપર કંઇ પ્રકારનો બોજો નાંખવાથી કાંઇપણ લાભ લેવો નહીં.

(૨) તે મિલકત ઉપર અથવા તેની પાસે કોઇ ઠેકાણે, તે હુકમ દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે પ્રસિદ્ધ કરવો, અને તે હુકમની એક નકલ તે મિલકતના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી અને ત્યાર પછી કોર્ટના મકાનના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોઢવી અને મિલકત સરકારને મેહેસુલ ભરવું પડે એવી જમીન હોય ત્યારે, જે ડિસ્ટ્રિક્ટમાં તે જમીન હોય તે તે ડિસ્ટ્રીક્ટના કલેક્ટરની કચેરીમાં પણ તે હુકમની એક નકલ ચોઢવી.

૫૫. જ્યારેઃ—

(અ) ખરચ સુદ્ધાંત હુકમનામામાં અપાવેલી રકમ તથા કંઇ મિલકત જપ્ત કરવાને લીધે થયેલું ખરચ ખરા જાત કોર્ટમાં ભરવામાં આવે, અથવા (બ) હુકમનામાની ભરપાઇ કોર્ટની મારફતે બીજી રીતે થાય, અથવા તે થયાનો કોર્ટને દાખલો આપવામાં આવે, અથવા (ક) હુકમનામું કાઢી નાંખવામાં કે રદ કરવામાં આવે,

ત્યારે જપ્તી ઉઠાડવામાં આવી છે એમ સમજવું, અને સ્થાવર મિલકતની બાબતમાં, જો હુકમનામાના દેણદારની તેવી ઇચ્છા હોય તો જપ્તી ઉઠાવ્યાની વાત તેને ખરચે જાહેર કરવી અને એવા જાહેરનામાની એક નકલ ઉપરની કાનુનમાં ઠરાવેલી રીતે ચોઢવી.

૫૬. જપ્ત કરેલી મિલકત નાણું અથવા ચલણી નોટો હોય ત્યારે, જપ્તી ચાલુ હોય તે દરમ્યાન કોઇ પણ વખતે, તે નાણું અથવા નોટો, અથવા હુકમનામાની ભરપાઇ થવાને બસ હોય તેટલો તેનો ભાગ, હુકમનામા પ્રમાણે તે લેવાને જે હકદાર હોય તે પક્ષકારને આપવો એમ ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

૫૭. જ્યારે કોઇ પણ મિલકત એકાદા હુકમનામાની બજાવણીમાં જપ્ત કરવામાં આવી હોય, પણ તે હુકમનામું ધારણ કરનારની કસુરથી કોર્ટ બજાવણીની દરખાસ્તનું કામ આગાડી ચલાવવાને અશક્ત હોય ત્યારે, તેણે કાંતો તે દરખાસ્ત કાઢી નાંખવી અથવા કાંઇ પણ પુરતાં કારણસર તે કામ આગલી તારીખ ઉપર મુલતવી રાખવું. એવી દરખાસ્ત કાઢી નાંખવામાં આવે ત્યારે તે જપ્તી બંધ પડશે.

## દાવા તથા હરકતની તજવીજ.

૫૮. (૧) હુકમનામું બજાવવામાં જપ્ત કરેલી કોઇ મિલકત એ જપ્તીને પાત્ર નથી એમ કહીને તે મિલકત ઉપર કોઇ દાવો કરે અથવા તેની જપ્તીમાં કંઇ હરકત લે, તો દાવેદાર અથવા હરકત કરનારની જુબાની લેવાની બાબતમાં તથા બીજી બધી બાબતમાં જાણે તે દાવેદાર અથવા હરકત કરનાર ફરિયાદનો પક્ષકાર હોય એવા અખત્યારથી, તે દાવાની અથવા હરકતની કોર્ટે તજવીજ કરવી; પરંતુ કોર્ટના વિચારમાં એમ આવે કે તે દાવો અથવા હરકત કરવામાં ઇરાદાપૂર્વક વિનાકારણ ઢીલ કરવામાં આવી છે તો પછી તેવી તજવીજ કરવી નહીં.

(૨) જે મિલકતને વાસ્તે દાવો અથવા હરકત કરી હોય તે વેચવાને જાહેરનામું પ્રગટ થયું હોય ત્યારે, વેચાણનો હુકમ કરનાર કોર્ટ, તે દાવાની અથવા હરકતની તજવીજ થઇ રહે ત્યાંસુધી તે વેચાણ મુલતવી રાખવાને મુખત્યાર છે.

૫૯. જપ્તીને દિવસે જપ્ત કરેલી મિલકતમાં પોતાનો કંઇ સંબંધ હતો, અથવા તે પોતાના કબજામાં હતી, એવું બતાવવાને દાવેદારે કે હરકતદારે પુરાવો આપવો જોઇએ.

૬૦. સદરહુ તજવીજ કરવાથી કોર્ટની ખાત્રી થાય કે દાવામાં અથવા હરકતમાં જણાવેલા કારણને લીધે, જપ્તી કરી તે વખતે તે મિલકત હુકમનામાના દેણદારના કબજામાં, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઇ શખસના કબજામાં, અથવા તેને ભાડું આપનાર કુળ કે બીજા શખસના કબજામાં નહોતી, અથવા જપ્તી કરી તે વખતે હુકમનામાના દેણદારના કબજામાં હતી ખરી, પરંતુ તે કબજો તેને પોતાને સારૂ અથવા પોતાની મિલકત તરીકે નહોતો પણ કોઇ બીજા શખસને વાસ્તે અથવા તેના ટ્રસ્ટી દાખલ હતો, અથવા થોડોક પોતાને વાસ્તે અને થોડોક કોઇ બીજા શખસને વાસ્તે હતો, ત્યારે કોર્ટે બધી અથવા પોતાને યોગ્ય લાગે તેટલી મિલકત ઉપરથી જપ્તી દુર કરવાનો હુકમ કરવો.

૬૧. જપ્તી કરતી વખતે તે મિલકત હુકમનામાના દેણદારના કબજામાં બીજા કોઇ શખસની વતી નહીં પણ તેની પોતાની મિલકત તરીકે હતી, અથવા તેની વતી ટ્રસ્ટી દાખલ કોઇ બીજા શખસના કબજામાં હતી, અથવા તેને ભાડું આપનારા કોઇ કુળ કે બીજા શખસના તાબામાં હતી એવી કોર્ટની ખાત્રી થાય ત્યારે, કોર્ટે દાવો નામંજુર કરવો.

૬૨. જેનો કબજો ન હોય એવા કોઇ શખસનો ધરાણીઆ હક્ક અથવા બીજું લીયન તે મિલકત ઉપર છે એવી કોર્ટની ખાત્રી થાય, અને જપ્તી ચાલુ રાખવી યોગ્ય લાગે ત્યારે, તે ધરાણીયા હક્ક અથવા બીજું લીયન કાયમ રાખીને જપ્તી ચાલુ રાખવાને કોર્ટ મુખત્યાર છે.

૬૩. જ્યારે કાંઇ દાવો અથવા હરકત કરવામાં આવે ત્યારે, જે પક્ષકાર વિરૂદ્ધ હુકમ કર્યો હોય તે પક્ષકાર, ટંટાની મિલકતમાં પોતે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ કરવાને મુખત્યાર છે; પરંતુ આવી ફરિયાદ જો થાય તો તેનો નિકાલ થાય તેને પાત્ર, સદરહુ હુકમ નીરૂત્તર ગણાશે.

## સામાન્યત: વેચાણ વિશે.

૬૪. પોતે જપ્ત કરેલી અને વેચાવાને પાત્ર હોય એવી કોઇ મિલકત, અથવા હુકમનામાની ભરપાઇ સારૂ જરૂર જણાય તેટલો તે મિલકતનો ભાગ વેચવાનો અને વેચાણથી જે ઉપજે તે અથવા તેનો પુરતો ભાગ, હુકમનામા પ્રમાણે લેવાને જે પક્ષકાર હક્કદાર હોય તે પક્ષકારને આપવાનો, હુકમ કરવાને હુકમનામું બજાવનારી કોઇ પણ કોર્ટ મુખત્યાર છે.

૬૫. બીજી રીતે ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે, હુકમનામાં બજાવવામાં વેચાણ કરવું પડે તે દરેક વેચાણ કોર્ટના કોઇ અમલદારે અથવા કોર્ટ આ અર્થે નીમે તેવા બીજા કોઇ સખસે કરવું અને તે વેચાણ ઠરાવેલી રીતે જાહેર લીલામથી કરવું.

૬૬. (૧) હુકમનામાંની બજાવણીમાં કોઇ મિલકત જાહેર લીલામથી વેચવાનો હુકમ કર્યો હોય ત્યારે, કોર્ટે કરવા ધારેલા વેચાણનું જાહેરનામું તે કોર્ટની ભાષામાં કઢાવવું.

(૨) એવું જાહેરનામું હુકમનામાવાળાને તથા હુકમનામાના દેણદારને નોટીસ આપ્યા પછી તૈયાર કરવું અને તેમાં વેચવાનો વખત તથા ઠેકાણું જણાવવું, તથા નીચેનો મજકુર બની શકે તેટલી સ્પષ્ટ રીતે અને ચોકસાઇથી તેમાં જણાવવો.

(અ) વેચવાની મિલકત; (બ) વેચવાની મિલકત, સરકારને મહેસુલ ભરનારી ઇસ્ટેટમાંનો અથવા તેના કંઇ ભાગમાંનો હક્ક સંબંધ હોય તો, તે ઇસ્ટેટ અથવા તેના ભાગ ઉપર ઠરાવેલો જમાબંદી આકાર;

(ક) મિલકત ઉપર કંઇ બોજો હોય તો તે;

(ડ) જે રકમ લેવાને વાસ્તે વેચવાનો હુકમ કર્યો હોય તે; અને (ઇ) મિલકતની કિંમત તથા સ્વરૂપનો વિચાર આવવાને ખરીદનારને જે બીજી બાબતો જાણવાની જરૂર છે એમ કોર્ટને જણાય તેવી દરેક બાબત.

(૩) આ કાનુન મુજબ વેચાણ કરવાના હુકમ માટેની દરેક અરજીની સાથે એક પત્રક જોડવું જોઇએ અને પ્લીડીંગ ઉપર સહી કરવાની તથા તે ખરૂં હોવાનો એકરાર કરવાની આમાં આગળ જે રીત ઠરાવી છે તે રીતે એવા પત્રક ઉપર સહી કરવી તથા તે ખરૂં હોવાનો એકરાર કરવો, અને જાહેર-

નામામાં :પેટા કાનુન (૨) મુજબ જે જે બાબતો લખવાની છે તે તે બાબતો એવો એકરાર કરનાર શખસને માલમ હોય અથવા તે નક્કી કરી શકે એમ હોય તેટલે સુધી એવા પત્રકમાં લખવી જોઇએ.

(૪) સદરહુ જાહેરનામામાં જણાવવાની બાબતો નક્કી કરવા સારૂ જરૂર લાગે તેવા કોઇ શખસને સમન કાઢવાને તથા તેવી કોઇ બાબતો વિશે તેની જુબાની લેવાને તથા તે બાબતો વિશે તેના કબજામાં કે અખત્યારમાં હોય તેવા દસ્તાવેજો હાજર કરવાનો તેને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૬૭. (૧) દરેક જાહેરનામું બનતાં સુધી ૫૪ મી કાનુનની પેટા કાનુન (૨) માં ઠરાવેલી રીતે કરવું તથા પ્રસિદ્ધ કરવું.

(૨) સ્થાનિક સરકારી ગેઝીટમાં અથવા કોઇ સ્થાનિક વર્ત્તમાનપત્રમાં અથવા તો બન્નેમાં તે જાહેરનામું પ્રસિદ્ધ કરવાને કોર્ટ ફરમાવે ત્યારે તેમ કરવું, અને તે રીતે પ્રસિદ્ધ કરવાનો ખરચ તે વેચાણનો ખરચ ગણવો.

(૩) જ્યારે મિલકત જુદી જુદી વેચવા સારૂ તેના લૉટ કર્યા હોય ત્યારે, એક દરેક લૉટ સારૂ જુદું જુદું જાહેરનામું કાઢવાની જરૂર નથી, પણ જો કોર્ટના મત પ્રમાણે તે વેચાણની યોગ્ય નોટીસ બીજી રીતે આપી શકાય તેમ ન હોય તો તેમ કરવું.

૬૮. કાનુન ૪૩ ના વિશેષ ઠરાવમાં કહેલી જાતની મિલકત શિવાયની બીજી મિલકતની બાબતમાં આ કાયદા પ્રમાણેનું કોઇ પણ વેચાણ,–હુકમનામાનો દેણદાર લેખી સંમતી ન આપે તો, સ્થાવર મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા ત્રીસ દિવસ વિત્યા વગર ન કરવું, અને જંગમ મિલકત હોય ત્યારે ઓછામાં ઓછા પંદર દિવસ વિત્યા વગર ન કરવું; અને એ મુદ્દત વેચાણનો હુકમ કરનાર જડજની કોર્ટના મકાનમાં જાહેરનામું ચોઢવાની તારીખથી ગણવી.

૬૯. (૧) કોર્ટની નજરમાં આવે તો તે આ કાયદા પ્રમાણે કોઇ વેચાણ કોઇ નિર્દિષ્ટ કરેલા દિવસ તથા કલાક સુધી મુલતવી રાખે; અને સદરહુ પ્રકારના વેચાણનું કામ ચલાવનાર અમલદારની નજરમાં આવે તો, વેચાણ મુલતવી રાખવાનાં પોતાનાં કારણ લખીને તે વેચાણ મુલતવી રાખે; પરંતુ કોર્ટના મકાનમાં અથવા મકાનની હદમાં વેચાણ કરવામાં આવે તો, કોર્ટની રજા વગર સદરહુ પ્રમાણે મુલતવી રાખવું નહિ.

(૨) પેટા કાનુન (૧) પ્રમાણે જ્યારે સાત દિવસ કરતાં વધારે મુદ્દત સુધી વેચાણ મુલતવી રાખ્યું હોય ત્યારે, ૬૭ મી કાનુન પ્રમાણે નવું જાહેરનામું કાઢવું જોઇએ, પણ હુકમનામાનો દેણદાર તે પ્રમાણે ન કરવાને કબુલ હોય તો તેમ કરવું નહીં.

(૩) લીલામમાં ભાગ (લૉટ) ત્રણ વાર થયા પહેલાં લહેણું તથા ખરચ ( વેચાણના ખરચ સુદ્ધાં ) વેચાણ કરનાર અમલદારને આપવા માંડે અથવા જે કોર્ટે વેચાણનો હુકમ કર્યો હોય તે કોર્ટમાં તે લેહેણાની અને ખરચની રકમ ભરી છે એમ તે અમલદારની ખાત્રી થાય એવી સાબિતી આપવામાં આવે, તો સદરહુ પ્રમાણેનું પ્રત્યેક વેચાણ બંધ રાખવું.

૭૦. જે મુકદમામાં હુકમનામું બજાવવાનું કામ કલેકટરને ત્યાં મોકલ્યું હોય તે મુકદમાને કાનુનો ૬૬ થી ૬૯ સુધીના ઠરાવ લાગુ પડે છે એમ સમજવું નહીં.

૭૧. ખરીદદાર કસુર કરે તે કારણને લીધે ફરી વેચાણ કરવું પડે તેથી જે કંઇ ઓછી કિંમત ઉપજે તે, તથા તે ફરી વેચાણને લીધે થએલો સઘળો ખરચ, વેચાણનું કામ ચલાવનાર અમલદારે અથવા બીજા શખસે, પ્રસંગ પ્રમાણે, કોર્ટને અથવા કલેકટરને અથવા કલેકટરના તાબાના અમલદારને લખી જણાવવો, અને હુકમનામાવાળાની અથવા હુકમનામાના દેણદારની અરજ ઉપરથી, પૈસા બાબતનું હુકમનામું બજાવવાને જે ઠરાવ છે તે પ્રમાણે, કસુર કરનાર ખરીદદાર પાસેથી તે વસુલ કરી શકાશે.

૭૨. (૧) જે હુકમનામાની બજાવણીમાં મિલકત વેચાતી હોય તે હુકમનામાવાળાએ, કોર્ટની સ્પષ્ટ પરવાનગી લીધા વગર, તે મિલકતની માગણી કરવી નહીં, કે તે ખરીદવી નહીં.

(૨) સદરહુ પરવાનગીથી હુકમનામાવાળો ખરીદ કરે ત્યારે, હુકમનામા ઉપરનું લેહેણું અને ખરી-

દીની રકમ ૭૩ મી કલમના ઠરાવોને પાત્ર, એક બીજામાં મજરે લેવાનો અધિકાર છે, અને હુકમનામું બજાવનારી કોર્ટે આખા હુકમનામાની અથવા તેના ભાગની તે પ્રમાણે ભરપાઈ લખવી.

(૩) હુકમનામાવાળો, સદરહુ પ્રકારની પરવાનગી વગર પોતે અથવા બીજા શખસની મારફત ખરીદ કરે ત્યારે, કોર્ટે હુકમનામાના દેણદારની અથવા વેચાણથી જેના હિતસંબંધને બાધ આવતો હોય તેવા કોઇ બીજા શખસની અરજી ઉપરથી, પોતાને યોગ્ય લાગે તો હુકમ કરીને સદરહુ વેચાણ રદ કરવાને મુખત્યાર છે; અને એવી અરજી અને હુકમનો ખરચ તથા ફરીથી વેચાણ કરવાથી કિંમતમાં જે કાંઇ ઓછું ઉપજે તે રકમ અને તે વેચાણ સંબંધી સઘળો ખરચ હુકમનામાવાળાએ આપવો પડશે.

૭૩. કોઇ પણ વેચાણને લગતું કંઇ કામ જેણે કરવાનું હોય તે અમલદારે અથવા બીજા શખસે વેચાએલી મિલકતનો કંઇ પણ હક્ક સંબંધ; ઉઘાડી રીતે અથવા પરબાર્યો માગવો નહીં, કે મેળવવો નહીં, કે મેળવાનો યત્ન કરવો નહીં.

## જંગમ મિલકતના વેચાણ વિશે.

૭૪. ( ૧ ) જ્યારે વેચવાની મિલકત ખેતીવાડીનું ઉત્પન્ન હોય ત્યારે, વેચાણ નીચેની જગ્યાએ કરવું, એટલે:—

(અ) જો તે ઉત્પન્ન ઉગતું તુલ હોય તો, એવું તુલ જ્યાં ઉગતું હોય તે જમીન ઉપર અથવા તેની પડોસમાં, અથવા

(બ) જો એવું ઉત્પન્ન લણવામાં અથવા એકઠું કરવામાં આવ્યું હોય તો, ખળામાં અથવા તેની પાસે અથવા જે જગાએ અનાજ ઝુડવામાં આવતું હોય તે જગામાં અથવા તેની પાસે અથવા તેના જેવા બીજે ઠેકાણે અથવા જે ગંજીમાં અથવા ગંજી ઉપર તે મુકયું હોય ત્યાં અથવા તેની પાસે:

પણ એવું ઠરાવ્યું છે કે જો તે ઉત્પન્ન સૌથી નજીકના, લોકોની આવજાવાળી કોઇ જગાએ વેચવાથી વધારે ઉપજશે એમ કોર્ટનો અભિપ્રાય થાય તો, તે જગાએ વેચવાનો કોર્ટ હુકમ કરી શકે.

(૨) જ્યારે એવા ઉત્પનનું લીલામ કરતી વખતે-

(અ) લીલામ કરનાર શખસના મત પ્રમાણે તેની વાજબી કિંમત બોલવામાં આવી નથી, અને

(બ) તે ઉત્પન્નનો ધણી અથવા તેની વતી કામ કરવાનો જેને અધિકાર હોય તે શખસ બીજા દીવસ સુધી અથવા વેચાણની જગાએ બજાર ભરાતો હોય તો તે બજારના દિવસ સુધી તે લીલામ મુલતવી રાખવાની અરજ કરે,

ત્યારે તે લીલામ તે પ્રમાણે મુલતવી રાખવું અને ત્યાર પછી તે ઉત્પન્ન બદલ જે કિંમત બોલવામાં આવે તે કિંમતે પુરૂં કરવું.

૭૫. (૧) જ્યારે વેચવાની મિલકત ઉગતું તુલ હોય અને તે તુલ તેનું સ્વરૂપ જોતાં ભરી મુકવા જેવું હોય પણ હજુ તે ભરી મુકયું ન હોય ત્યારે, વેચાણનો દિવસ એવી રીતે ઠરાવવો કે તે દિવસ પહેલાં તે ભરી મુકી રાખવા સારૂ તૈયાર થઇ શકે, અને એવું તુલ કાપીને અથવા એકઠુ કરીને ભરી મુકવાસારૂ તૈયાર થાય તે પહેલાં તેનું વેચાણ કરવું નહિ.

(૨) જ્યારે તે તુલ તેનું સ્વરૂપ જોતાં ભરી મુકવા જેવું ન હોય ત્યારે, તે કાપીને એકઠું કરવામાં આવે તે પહેલાં તે વેચી શકાય, અને તેના ખરીદ કરનારને તે જમીન ઉપર જવાનો અને તેની સંભાળ રાખવાસારૂ તથા કાપવા અથવા એકઠું કરવા સારૂ તથા જરૂરનું હોય એવું સઘળું કામ કરવાનો હક્ક પ્રાપ્ત થશે.

૭૬. વેચવાની મિલકતમાં વેચાય એવો દસ્તાવેજ અથવા કોઇ કારપોરેશનનો શેર હોય ત્યારે; જાહેર લીલામથી વેચાણ કરવાનું ફરમાવ્યાને બદલે; તેવો દસ્તાવેજ અથવા શેર દલાલની મારફતે વેચવાનો અખત્યાર આપવાને કોર્ટ મુખત્યાર છે.

૭૭. (૧) જંગમ મિલકત જાહેર લીલામથી વેચી હોય ત્યારે, પ્રત્યેક ભાગ (લૉટ) ની કિંમત વેચાણ વખતે અથવા ત્યાર પછી વેચાણ કરનાર અમલદાર અથવા બીજો શખસ ફરમાવે કે તરત આપવી, અને તે આપવામાં કસુર થાય તો તે મિલકત લાગલીજ ફરીને લીલામમાં મુકીને વેચવી.

(૨) વેચાણની રકમ ભરે એટલે, વેચાણ કરનાર અમલદારે અથવા બીજા શખ્સે તેની પોંચ આપવી, અને તે વેચાણ પાકું થશે.

(૩) વેચવાની જંગમ મિલકત માલનો કાંઇ હિસ્સો હોય અને તે માલ હુકમનામાના દેણદારનો તથા તેના સહમાલિકનો હોય, અને બે અથવા વધારે શખ્સો જેમાંનો એક શખ્સ એવો સહમાલિક હોય તેઓ એવી મિલકત માટે અથવા લાટ માટે એક સરખીજ રકમની માગણી કરે ત્યારે, સહમાલિકની માગણીનેજ માગણી ગણવી.

૭૮. જંગમ મિલકતનું વેચાણ પ્રસિદ્ધ કરવામાં અથવા તેવા વેચાણનું કામ ચલાવવામાં કંઇ ગેરશિસ્તે કામ થયું હોય તેટલા ઉપરથી તે વેચાણ ખોટું થશે નહીં; પરંતુ તે ગેરશિસ્તપણાને લીધે કોઇ શખ્સનું કોઇ બીજા શખ્સને હાથે નુકસાન થાય તો તેના ઉપર નુકસાનીનો બદલો લેવાની ફરિયાદ માંડવાને તે નુકસાન ખમનારો શખ્સ મુખત્યાર છે; અથવા ( તે બીજો શખ્સ વેચાણ લેનારજ હોય તો ) તે ખાસ મિલકત આપવી અને તે ન આપે તો નુકસાનીનો બદલો આપવો એવી ફરિયાદ કરવાને, તે નુકસાન ખમનારો શખ્સ મુખત્યાર છે.

૭૯. (૧) વેચેલી મિલકત જંગમ મિલકત હોય, અને તે ખરેખર જપ્ત કરવામાં આવી હોય, ત્યારે તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી.

(૨) વેચેલી મિલકત જંગમ મિલકત હોય અને તે હુકમનામાના દેણદાર શિવાય બીજા કોઇ શખ્સના કબજામાં હોય, ત્યારે તે મિલકત ખરીદદારને સ્વાધીન કરવી. તે એવી રીતે કે કબજાવાળા શખ્સને નોટીસ આપવી, ને તેમાં એવી મનાઇ કરવી કે ખરીદદાર શિવાય બીજા કોઇ શખ્સને તમારે એવી મિલકતનો કબજો આપવો નહીં.

(૩) વેચેલી મિલકતમાં, જેને માટે વેચાય એવો લેખ તારણ ન હોય એવું કરજ હોય, અથવા કોઇ કોરપોરેશનનો શેર હોય, ત્યારે તે મિલકત કોર્ટના લેખી હુકમથી કબજામાં આપવી અને તેમાં લેણદારને એવી મનાઇ કરવી કે તમારે તે કરજ અથવા તેનું વ્યાજ લેવું નહીં; તથા દેણદારને એવી મનાઇ કરવી કે ખરીદદાર શિવાય કોઇપણ શખ્સને તમારે તે કરજ અથવા વ્યાજ આપવું નહીં, અથવા જેના નામ ઉપર શેર હોય તે શખ્સને એવી મનાઇ કરવી કે તમારે ખરીદદાર શિવાય કોઇ પણ શખ્સને નામે કોઇ રીતે તે શેર ચઢાવી આપવો નહીં, અથવા તેના કંઇ ડિવિડન્ડ કે વ્યાજના રૂપીઆ લેવા નહીં: અને એવી કોરપોરેશનના મેનેજર, સેક્રેટરી અથવા બીજા યોગ્ય અમલદારને એવી મનાઇ કરવી કે, તમારે ખરીદદાર શિવાય કોઇ પણ શખ્સને નામે તેનો શેર ચઢવા દેવો નહીં અથવા ખરીદદાર શિવાય કોઈ પણ શખ્સને ઉપર કહેલા ડિવિડન્ટ કે વ્યાજના રૂપીઆ આપવા નહીં.

૮૦. (૧) વેચાય એવો લેખ અથવા કોઇ કોરપોરેશનનો શેર બીજાને નામે ચઢાવી આપવામાં, જે પક્ષકારના નામ ઉપર તે લેખ અથવા શેર ચાલતો હોય તેનો દસ્તાવેજ અથવા શેરો જોઇતા હોય ત્યારે, જરૂરનો દસ્તાવેજ અથવા શેરો કરવાને તે જડજ અથવા તે આ અર્થે જે અમલદારને નીમે તે અમલદાર મુખત્યાર છે. અને એવી રીતે કરેલો દસ્તાવેજ અથવા શેરો જાણે તે પક્ષકારે કર્યો હોય તે પ્રમાણે અમલમાં આવશે.

(૨) આવો લેખ અથવા શેરો નીચેના નમુના પ્રમાણે કરાય એટલે:—

"અ. બ. ઉપર ઇ. ફ. એ કરેલી ફરિયાદમાં અ. બ. ની વતી ક. ડ. ની કોર્ટના જડજ (અથવા જે હોય તે"

(૩) એવા વેચાય એવા લેખ અથવા શેર બીજાને નામે ચડતા સુધી, તેનું ચડેલું વ્યાજ કે ડિવિડન્ડ લેવા સારૂ તથા તે બાબતની પાવતી ઉપર સહી કરવા સારૂ કોઇ શખ્સને હુકમ કરીને નીમવાને કોર્ટ મુખત્યાર છે; અને સદરહુ પ્રમાણે સહી કરેલી કોઇ પણ પોહોંચ જાણે તે પોહોંચ ઉપર પક્ષકારે પોતેજ સહી કરી હોય તે પ્રમાણે તે કાયદેસર ગણાશે તથા અમલમાં આવશે.

૮૧. જેને વાસ્તે પાછળ ઠરાવ કરવામાં આવ્યો ન હોય એવી કોઇ જંગમ મિલકતની બાબતમાં

ખરીદદારને અથવા તે કહે તેને તે મિલકતનો હક્ક પ્રાપ્ત થયો છે એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; અને તે પ્રમાણે તે મિલકતનો હક્ક પ્રાપ્ત થશે.

### સ્થાવર મિલકતના વેચાણ વિશે.

૮૨. હુકમનામામાં બજાવણીમાં સ્થાવર મિલકના વેચાણનો હુકમ કરવાને સ્માલકૉઝ કોર્ટ શિવાયની બીજી કોઇ પણ કોર્ટ મુખત્યાર છે.

૮૩. (૧) સ્થાવર મિલકત વેચવાનો હુકમ થયો હોય ત્યારે, જો હુકમનામાનો દેણદાર કોર્ટની એવી ખાત્રી કરી આપે કે, તે મિલકત અથવા તેનો કઇ ભાગ અથવા તેની બીજી કોઇ ભાગ અથવા તેની બીજી કોઇ સ્થાવર મિલકત ગીરો મુકવાથી કે ભાડે આપવાથી કે ખાનગી રાહે વેચવાથી હુકમનામાની રકમ જેટલા રૂપીઆ ઉભા થશે એમ માનવાનું કારણ છે ત્યારે હુકમનામાનો દેણદાર તે રકમ મેળવી શકે એટલા સારૂ તેની અરજ ઉપરથી, કોર્ટને યોગ્ય જણાય તેવી શરતે તથા તેટલી મુદત સુધી, વેચવાનો હુકમ કર્યો હોય તેવી મિલકતનું વેચાણ મુલતવી રાખવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) આવે પ્રસંગે કોર્ટે હુકમનામાના દેણદારને એક સરટીફીકેટ આપવું. તેમાં મુદત નાંખીને તેને એવો અખત્યાર આપવો કે, તેમાં લખેલી મુદતની અંદર અને ૬૪ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તે છતાં પણ તેણે કરવા ધારેલું ગીરો, ભાડાચિઠી કે વેચાણ કરવું:

પરંતુ તે ગીરો, ભાડાચિઠી, અથવા વેચાણને લીધે જે રૂપીયા આપવાના તે હુકમનામાના દેણદારને ન આપતાં ૭૨ મી કાનુનના ઠરાવની રૂએ એવા પૈસા મજરે લેવાનો હુકમનામાવાળાને હક હોય તે શિવાયની બાબતમાં, કોર્ટમાં ભરવા. વળી એવું ઠરાવ્યું છે કે, આ કાનુન પ્રમાણે કરેલું કોઇ પણ ગીરો, ભાડાચિઠી અથવા વેચાણ કોર્ટ કાયમ કરે ત્યાં સુધી તે પાકું થશે નહીં.

(૩) એવી મિલકત ઉપરનો ગીરા હક અથવા બોજો અમલમાં લાવવા માટેના વેચાણના હુકમનામાની બજાવણીમાં વેચવાનો હુકમ કર્યો હોય તેની મિલકતના વેચાણને આ કાનુનમાંનો કોઇ પણ મજકુર લાગુ પડે છે એમ સમજવું નહિ

૮૪. (૧) સ્થાવર મિલકતના પ્રત્યેક વેચાણ વખતે જે શખ્સ ખરીદદાર ઠરે તેણે તેમ કર્યા પછી તરતજ પોતાની ખરીદીની રકમમાંથી સેંકડે પચીસ ટકા વેચાણ ચલાવનાર અમલદારને અથવા બીજા શખસને અનામત ભરવા; અને તે રીતે રૂપીયા ન ભરે તો, તે મિલકત લાગલીજ ફરી લીલામ કરીને વેચવી.

(૨) જ્યારે હુકમનામાવાળો ખરીદદાર હોય અને તેને ૭૨ મી કાનુનની રૂએ એવી રકમ મજરે લેવાનો હક હોય ત્યારે, કોર્ટ આ કાનુનના ઠરાવ અમલમાં ન આણવાને મુખત્યાર છે.

૮૫. (૧) મિલકતના વેચાણ પછી પંદરમે દિવસે કોર્ટ બંધ થાય તે અગાઉ ખરીદદારે ખરીદીની પુરેપુરી રકમ કોર્ટમાં ભરવાની ભરવી. પણ એવું ઠરાવ્યું છે કે એવી રીતે કોર્ટમાં રકમ ગણતી વખતે ૭૨ મી કાનુનની રૂએ ખરીદદારને જે રકમ મજરે લેવાનો હક હોય તે રકમ તેમાંથી બાદ કરવાનો તેને લાભ મળશે.

૮૬. તરત ઉપરની કાનુનમાં કહેલી દરમ્યાન ભરણું નહીં થાય તો, તે અનામતમાંથી વેચાણનો ખરચ બાદ કરીને બાકી રકમ, કોર્ટની નજરમાં તેમ આવે તો, દંડ દાખલ સરકારમાં વસુલ થશે, અને તે મિલકત ફરી વેચવામાં આવશે; અને કસુર કરનારા ખરીદદારનો તે મિલકત ઉપર કે તે ફરી વેચવાથી ઉપજેલા રૂપીયાના કંઇ ભાગ ઉપર કંઇ દાવો રહેશે નહીં.

૮૭. ખરીદીની રકમ ભરવાને જે મુદત ઠરાવી છે તે દરમ્યાન તે રકમ ભરવાથી સ્થાવર મિલકતનું જે ફરી વેચાણ કરવું પડે તે નવું જાહેરનામું કાઢીને કરવું. તે જાહેરનામું પહેલાં વેચાણને વાસ્તે આમાં આગળ ઠરાવી છે તેટલી મુદતનું અને તે રીતે કાઢવું.

૮૮. વેચવાની મિલકત, અવિભક્ત સ્થાવર મિલકતનો હિસ્સો હોય, અને એવી મિલકતની અથવા લાટની કોઇ માગણીમાં બે અથવા વધારે શખસો અનુક્રમે એકજ રકમ બોલે ને તેમાં એક જણ સહહિસ્સેદાર હોય, ત્યારે તે માગણી તે સહહિસ્સેદારની માગણી ગણાશે.

૮૯. (૧) હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકત વેચવામાં આવી હોય ત્યારે, જે કોઇ પણ શખસ તે મિલકતનો માલિક હોય અથવા એવા વેચાણની પહેલાં સંપાદન કરેલા સત્તાધિકારની રૂએ કાંઇ

હિતસંબંધ ધારણ કરતો હોય તે શખસ કોર્ટમાં હેઠળ લખેલાં કામ સારૂ નીચેની રકમ અનામત મુકેથી સદરહુ વેચાણ રદ કરવાની અરજી કરવાને મુખત્યાર છે:—

(અ) ખરીદીના પૈસાના સેંકડે પાંચ ટકા જેટલી રકમ ખરીદનારને આપવા સારૂ, તે રકમ, અને

(બ) જે રકમ વસુલ કરવા માટે વેચાણ કરવાનો હુકમ થયો હોય તેવી રકમ વેચાણના જાહેર-નામામાં નિર્દિષ્ટ કરેલી હોય તેમાંથી, સદરહુ હુકમનામાવાળાને એવા વેચાણના જાહેરનામાની તારીખ પછીથી જે કંઇ રકમ મળી હોય તે રકમ બાદ કર્યા પછી બાકી રહે તે હુકમનામાવાળાને આપવા સારૂ તેટલી રકમ.

(૨) જ્યારે કોઇ પણ શખસ પોતાની સ્થાવર મિલકતનું વેચાણ રદ કરવા સારૂ ૯૦ મી કાનુન મુજબ દરખાસ્ત કરે ત્યારે તેને તે પોતાની દરખાસ્ત પાછી ખેંચી ન લે તો આ કાનુન મુજબ દરખા-સ્ત કરવાનો અથવા દરખાસ્તનું કામ આગળ ચલાવવાનો હક્ક રહેશે નહિ.

(૩) વેચાણના જાહેરનામામાં જેનો સમાવેશ ન કર્યો હોય એવા ખરચ તથા વ્યાજના સબંધમાં હુકમનામાના દેણદારની જે કંઇ પાત્રતા હોય તેમાંથી તે દેણદાર મુક્ત થાય છે એવો આ કાનુન માહેના કોઇ પણ મજકુરનો અર્થ કરવો નહિ.

૯૦. (૧) હુકમનામાની બજાવણીમાં કોઇ પણ સ્થાવર મિલકત વેચવામાં આવી હોય, ત્યારે હુક-મનામાવાળો અથવા જે કોઇ શખસનો અવેજની ફાળે પડતી વહેંચણીમાં હિસ્સો મેળવવાનો હક હોય અથવા જેના હિતસંબધને તે વેચાણથી બાધ આવતો હોય તે શખસ વેચાણ કરવાની વાત પ્રસિદ્ધ કરવામાં અથવા વેચાણ ચલાવવામાં ભારે ગેરશિસ્ત કામ ચાલ્યું છે અથવા દગલબાજી થઇ છે એ સબ-બથી વેચાણ રદ કરવાની કોર્ટને અરજી કરી શકે; પણ તે ભારે ગેરશિસ્તે કામ ચાલ્યાથી અથવા દગલ-બાજી થયાથી અરજદારને ખરેખરૂં નુકશાન થયું છે, એમ હકીકત પુરવાર કર્યાથી કોર્ટની ખાત્રી ન થાય તો ગેરશિસ્તપણાના અથવા દગલબાજીના સબબથી કોઇ પણ વેચાણ રદ કરવું નહિ.

૯૧. હુકમનામાની બજાવણીમાં થયેલા વેચાણ વખતનો ખરીદદાર, વેચેલી મિલકતમાં હુકમનામાના દેણદારનો વેચાય એવો કંઇ હક્ક સંબંધ ન હતો. એ સબબથી વેચાણ રદ કરવા સારૂ કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.

૯૨. (૧) જ્યારે ૮૯ મી, ૯૦ મી અથવા ૯૧ મી કાનુનમાં કહ્યા પ્રમાણે અરજ કરવામાં ન આવે, અથવા જ્યારે તેવી અરજ થયા છતાં નામંજુર કરવામાં આવે ત્યારે કોર્ટે તે વેચાણ કાયમ કરવાનો હુકમ કરવો, અને ત્યાર પછી તે વેચાણ પાકું થશે.

(૨) જ્યારે તેવી અરજ કરવામાં આવી હોય અને તે મંજુર થાય અને કાનુન ૮૯ ની રૂયે અરજી કરવામાં આવે તે પ્રસંગે તે કાનુનની રૂયે જે કોઇ અનામત રકમ મુકવાની હોય તે વેચાણની તારીખથી ત્રીસ દિવસની અંદર મુકવામાં આવે, ત્યારે કોર્ટે વેચાણ રદ કરવાનો હુકમ કરવો. પરંતુ એવી અરજીની સાથે જેમને લાગતું વળગતું હોય તે સઘળા શખસોને નોટીસ આપ્યા વગર તેવો હુકમ કરવો નહિ.

(૩) આ કાનુન પ્રમાણે જે કોઇ પણ શખસની વિરૂદ્ધ એવો હુકમ થયો હોય તે શખસથી તે હુકમ રદ કરાવવાની ફરિયાદ થશે નહિ.

૯૩. કાનુન ૯૨ પ્રમાણે સ્થાવર મિલકતનું વેચાણ રદ થાય ત્યારે જે કોઇ શખસને ખરીદીની રકમ આપી હોય તેની પાસેથી, વ્યાજ સુધાં અથવા વગર વ્યાજે જેમ કોર્ટ ફરમાવે તેમ પોતાની ખરીદીની રકમ પાછી લેવાનો હુકમ મળવાને ખરીદદાર હકદાર થશે.

૯૪. સ્થાવર મિલકતનું વેચાણ પાકું થયા પછી વેચેલી મિલકત તથા વેચાણ વખતે જે શખસ ખરીદદાર ઠર્યો હોય તેનું નામ નિર્દિષ્ટ કરીને કોર્ટે સર્ટિફીકેટ આપવું. તે સર્ટિફીકેટમાં વેચાણ પાકું થયાના દિવસની તારીખ નાંખવી.

૯૫. વેચાએલી સ્થાવર મિલકત હુકમનામાના દેણદાર કબજામાં અથવા તેની વતી બીજા કોઇ શખસના કબજામાં અથવા તે મિલકતની જપ્તી થયા પછી હુકમનામાના દેણદારે ઉત્પન્ન કરેલા હકથી કબજો રાખનાર કોઇ શખસના કબજામાં હોય, અને તે વીશે સર્ટિફીકેટ કાનુન ૯૪ પ્રમાણે આપવામાં આવ્યું હોય ત્યારે, ખરીદદારની અરજ ઉપરથી કોર્ટે તેનો કબજો આપવાનો હુકમ કરવો, તે એવી રીતે

કે, ખરીદદારને અથવા ખરીદદાર પોતાની વતી કબજો લેવાને જે કોઇ શખસને નીમે તેને તે મિલકતનો કબજો આપવો, અને જરૂર પડે તો જે કોઇ શખસ તે મિલકત ખાલી કરવાનો કહે તેને કાઢી મુકવો.

૯૬. વેચેલી મિલકત ભાડુતના અથવા જેને તેનો કબજો રાખવાનો હક્ક હોય તેવા બીજા શખસના કબજામાં હોય, અને તે વિશે સર્ટિફીકેટ કાનુન ૯૪ પ્રમાણે આપવામાં આવ્યું હોય, ત્યારે ખરીદદારે કરેલી અરજી ઉપરથી કોર્ટે તે અપાવવાનો હુકમ કરવો, તે એવી રીતે કે, તે મિલકત ઉપર કોઇ પ્રસિદ્ધ ઠેકાણે વેચાણના સર્ટિફિકેટની નકલ ચોહોડવી અને કોઇ કોઇવાર પ્રસિદ્ધ ઠેકાણે દાંડી પીટીને અથવા દસ્તુર પ્રમાણે બીજી રીતે કબજેદારને જાહેર કરવું કે હુકમનામાના દેણદારનો હક્કસંબંધ ખરીદદારને તબદીલ કરેલો છે.

**હુકમનામાવાળાને અથવા ખરીદનારને કબજો લેવામાં અટકાવ થાય તે વિશે.**

૯૭. (૧) સ્થાવર મિલકતનો કબજો આપવા બાબતના હુકમનામાવાળાને અથવા હુકમનામું બજાવવામા એવી કોઇ પણ મિલકત વેચી હોય તેના ખરીદનારને તે મિલકતનો કબજો લેવામાં કોઇ શખસ અટકાવ અથવા હરકત કરે ત્યારે તે હુકમનામાવાળાને અથવા ખરદીદારને એવો અટકાવ અથવા હરકત બદલ કોર્ટને અરજ કરીને ફરિયાદ કરવાનો અધિકાર છે.

(૨) તે બાબતની તજવીજ કરવા સારૂ કોર્ટે એક દિવસ ઠરાવવો, અને જે શખસની સામે ફરિયાદ કરવામાં આવી હોય તેને તેનો જવાબ દેવા સારૂ સમન કરવો.

૯૮. (૧) તે હરકત અથવા અટકાવ કાંઇ પણ વાજબી કારણ શિવાય હુકમનામાના દેણદારે અથવા તેની ઉસ્કેરણીથી બીજા કોઇ શખસોએ કર્યો હતો એવી કોર્ટની ખાત્રી થાય ત્યારે, કોર્ટે અરજદારને મિલકતનો કબજો આપવા સારૂ હુકમ કરવો જોઇએ અને મિલકતનો કબજો લેવામાં અરજદારને હજીએ હરકત અથવા અટકાવ થાય તો કોર્ટે અરજદારની અરજ ઉપરથી, તે દેણદારને અથવા તે બીજા શખસને ત્રીશ દિવસ સુધી દિવાની તુરંગમાં રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૯૯. મારી પોતાની વતી અથવા હુકમનામાના દેણદાર શિવાયના બીજા કોઇની વતી તે મિલકત મારા કબજામાં છે, એવો શુદ્ધ બુદ્ધિથી દાવો રાખીને ( હુકમનામાના દેણદાર શિવાય ) બીજા કોઇ શખસે અટકાવ અથવા હરકત કરી છે એવી કોર્ટની ખાતરી થાય ત્યારે કોર્ટે સદરહુ અરજ કાઢી નાંખવાનો હુકમ કરવો.

૧૦૦. (૧) સ્થાવર મિલકતનો કબજો મળવાના હુકમનામાના ધણીએ અથવા એવી મિલકત હુકમનામાની બજાવણીમાં વેચી હોય ત્યારે તે ખરીદનારે હુકમનામાના દેણદાર શિવાય બીજા કોઇ પણ શખસના કબજામાંથી તેનો કબજો લીધો હોય, ત્યારે તે શખસ કોર્ટને અરજ કરીને ફરિયાદ કરવાને મુખત્યાર છે.

(૨) તે બાબતની તજવીજ કરવા સારૂ કોર્ટે એક દિવસ ઠરાવવો, અને જે શખસની સામે ફરિયાદ કરવામાં આવી હોય તેને તેનો જવાબ દેવા સારૂ સમન કરવો.

૧૦૧. જ્યારે કોર્ટની ખાતરી થાય કે અરજદારની પોતાની વતી અથવા હુકમનામાના દેણદાર શિવાય બીજા શખસની વતી તે મિલકત અરજદારના કબજામાં હતી ત્યારે તે મિલકતનો કબજો અરજદારને આપવાનો કોર્ટે હુકમ કરવો જોઇએ.

૧૦૨. જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદ માંડયા પછી હુકમનામાના દેણદારે જે શખસને સ્થાવર મિલકત તબદીલ કરી આપી હોય તેણે તે મિલકતનો કબજો સોંપવાના હુકમનામાની બજાવણીમાં કરેલી હરકતને અથવા અટકાવને અથવા એવા કોઇ પણ શખસનો કબજો લેઇ લીધાની વાતને કાનુન ૯૮ અથવા ૧૦૧ માંનો કોઇ પણ ઠરાવ લાગુ પડશે નહિ એમ સમજવું.

૧૦૩. હુકમનામાનો દેણદાર ન હોય એવા જે કોઇ પક્ષકારની વિરૂદ્ધ કાનુન ૯૮, ૯૯ અથવા ૧૦૧ ની રૂએ હુકમ કરવામાં આવે તે પક્ષકાર મિલકતનો તુરત કબજો લેવાના જે હક્કનો તે દાવો રાખતો હોય તે હક્ક ઠરાવવાની ફરિયાદ માંડવાને મુખત્યાર છે. પરંતુ તેવી ફરિયાદ કરી હોય તો તેમાં જે નિકાલ થાય તેને અનુસરીને સદરહુ પ્રમાણે કરેલો હુકમ નિરુત્તર ગણાશે.

## ઓર્ડર ૨૨ મો.

### પક્ષકારોનાં મરણ, લગ્ન, અને તેમની નાદારી વિશે.

૧. વાદીના અથવા પ્રતિવાદીના મરણ પછી જો ફરીયાદ કરવાનો હક પહોંચતો હોય તો તે મરણથી ફરિયાદ બંધ પડશે નહિ.

૨. જ્યાં એક કરતાં વધારે વાદીઓ અથવા પ્રતિવાદીઓ હોય, અને તેઓમાંનો કોઇ મરી જાય અને એકલા બાકી રહેલા વાદી અથવા વાદીઓને વાસ્તેજ અથવા એકલા બાકી રહેલા પ્રતિવાદી કે પ્રતિવાદીઓની ઉપરજ ફરિયાદ કરવાનો હકક પહોચતો હોય ત્યારે દફતરમાં તેવી મતલબનું લખાણ કોર્ટે કરાવવું, અને બાકી રહેલા વાદી અથવા વાદીઓની અરજ ઉપરથી અથવા બાકી રહેલા પ્રતિવાદી કે પ્રતિવાદીઓની ઉપર તે ફરિયાદનું કામ આગળ ચાલશે.

૩. (૧) જ્યારે બે અથવા વધારે વાદીઓ હોય અને તેમાંનો કોઇ પણ મરી જાય, અને એકલા બાકી રહેલા વાદી અથવા વાદીઓને વાસ્તેજ ફરિયાદ કરવાનો હક પહોંચતો ન હોય, અથવા વાદી એકજ હોય તો તે અથવા એકજ જીવતો રહેલો વાદી મરણ પામે અને ફરિયાદ કરવાનો હક ચાલુ રહે ત્યારે, કોર્ટને અરજી કરવામાં આવેથી મરનાર વાદીના કોઇ કાયદેસર વારસ વકીલને પક્ષકાર ઠરાવવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવું.

(૨) કાયદામાં જે મુદત ઠરાવી હોય તે મુદતમાં પેટા કાનુન (૧) ની રૂએ અરજ નહિ કરી હોય ત્યારે ફરિયાદ મૈયત વાદીના સંબંધમાં હોય તેટલે સુધી બંધ પડવી જોઇએ, તથા પ્રતિવાદી અરજ કરે તો તે ફરિયાદનો જવાબ કરવામાં પ્રતિવાદીને જે ખરચ થયો હોય તે આપવાને કોર્ટ મુખત્યાર છે અને આ ખરચ મૈયત વાદીની માલમિલકતમાંથી વસુલ કરવો જોઇએ.

૪. (૧) બે અથવા વધારે પ્રતિવાદીઓ પૈકી એક જ ગુજરી જાય, અને એકલા બાકી રહેલા પ્રતિવાદી અથવા પ્રતિવાદીઓ ઉપરજ ફરિયાદ કરવાનો હકક પહોંચતો ન હોય ત્યારે, અથવા એકનો એક પ્રતિવાદી અથવા બીજા મરતાં બાકી રહેલો એકનો એક પ્રતિવાદી ગુજરી જાય અને ફરિયાદ કરવાનો હકક ચાલુ રહેતો હોય ત્યારે કોર્ટે તે બાબત અરજી કરવામાં આવે એટલે મૈયત પ્રતિવાદીના કાયદેસર વારસ વકીલને પક્ષકાર કરીને ફરિયાદનું કામ આગળ ચલાવવું.

(૨) જે કોઇ પણ શખસને સદરહુ પ્રમાણે પક્ષકાર કર્યો હોય તે મૈયત પ્રતિવાદીના કાયદેસર વારસ વકીલ તરીકે તેના સ્વરૂપને યોગ્ય હોય એવો કોઇ પણ જવાબ આપવાને મુખત્યાર છે.

(૩) જ્યારે કાયદા ઉપરથી ઠરાવેલી મુદતમાં પેટા કાનુન ૧ પ્રમાણે અરજી કરવામાં ન આવે ત્યારે મૈયત પ્રતિવાદી સામેની ફરિયાદ બંધ પડવી જોઇએ.

૫. જ્યારે અમુક માણસ મૈયત વાદીનો અથવા મૈયત પ્રતિવાદીનો કાયદેસર વારસ વકીલ છે કે નહિ એવો સવાલ ઉઠે, ત્યારે એવા સવાલનો નિકાલ કોર્ટે કરવો.

૬. ઉપરની કાનુનોમાં ગમે તે ઠરાવ હોય તે છતાં, દાવાનું કારણ ચાલુ રહે કે ન રહે તોપણ સુનાવણી પુરી થયા પછી અને ફેંસલો કહી સંભળાવતાં પહેલાં કોઇ પણ પક્ષકારનું મરણ થયાને લીધે ફરિયાદ બંધ પડશે નહીં. પણ એવું મરણ થયું હોય તે છતાં તે દાવામાં ફેસલો આપી શકાશે અને તે ફેંસલો તે પક્ષકારના મરણ અગાઉ આપ્યો હોય તે પ્રમાણેજ તેનો અમલ થશે તથા પરિણામ થશે એમ સમજવું.

૭. (૧) સ્ત્રી વાદી અથવા પ્રતિવાદી હોય તેનું લગ્ન થવાથી ફરિયાદ બંધ પડશે નહીં, પરંતુ લગ્ન થયા છતાં એ ફરિયાદનું કામ ચાલીને ફેંસલો થાય; અને સ્ત્રી પ્રતિવાદી ઉપર હુકમનામું થાય ત્યારે તે, તે એકલીના ઉપર હુકમનામું બજી શકે.

(૨) પોતાની સ્ત્રીએ કરેલા દેણાનો કાયદા પ્રમાણે ધણી જવાબદાર હોય ત્યારે, કોર્ટની રજાથી ધણીના ઉપર પણ હુકમનામું બજી શકે; અને સ્ત્રીની તરફનો ફેંસલો થાય તો, તે હુકમનામાના વિષયમાં ધણીને કાયદા પ્રમાણે હકક પહોંચતો હોય તો, તેવી રજાથી ધણીની દરખાસ્ત ઉપરથી પણ હુકમનામું બજાવવાનો હુકમ થઇ શકે.

૮. (૧) વાદીના લેહેણદારના લાભને માટે જે ફરિયાદ, તેનો અસાઇની અથવા વસુલદાર ચલાવી શકે તેવી ફરિયાદમાં વાદી નાદાર ઠરે તેથી તે ફરિયાદ બંધ પડશે નહીં; પરંતુ તે ફરિયાદ ચલાવવાને અથવા (બીજા કોઇ પણ વિશેષ કારણને લીધે) કોર્ટ બીજી રીતે ફરમાવે તે શિવાયને પ્રસંગે, કોર્ટ હુકમ કરે તે મુદતમાં તેના ખરચનો જામીન આપવાને તે અસાઇની અથવા વસુલદાર ના પાડે તો હરકત થશે.

(૨) તે અસાઇની અથવા વસુલદાર ફરિયાદ ચલાવવાને તથા સદરહુ પ્રમાણે હુકમમાં કહી હોય તેટલી મુદતમાં જામીન આપવાને ગફલત કરે અથવા ના પાડે ત્યારે, વાદી નાદાર થયો છે એ સબબથી ફરિયાદ કાઢી નાંખવાની અરજ કરવાને પ્રતિવાદી મુખત્યાર છે; અને કોર્ટ ફરિયાદ કાઢી નાંખવાનો તથા તેનો જવાબ કરવામાં પ્રતિવાદીને થએલો ખરચ તેને અપાવવાનો હુકમ કરવાને મુખત્યાર છે. તે ખરચ વાદીની માલમિલકત ઉપર લેહેણા તરીકે સાબીત કરવો.

૯. (૧) આ ઓર્ડર પ્રમાણે ફરિયાદ બંધ પડે અથવા કાઢી નાંખવામાં આવે ત્યારે તેના તેજ દાવાના કારણ ઉપરથી નવી ફરિયાદ ચાલશે નહીં.

(૨) વાદી અથવા મેયત વાદીના કાયદેસર વારસ વકીલપણાનો દાવો રાખનાર શખસ અથવા નાદાર વાદીનો અસાઇની અથવા વસુલદાર બંધ થયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરાવવા સારૂ અરજ કરવાને મુખત્યાર છે; અને કોઇ પુરતાં કારણને લીધે તેનાથી ફરિયાદ ચલાવાઇ નહોતી એમ સાબીત થાય તો, ખરચ અને બીજી રીતની પોતાને યોગ્ય લાગે તેવી સરતો કરીને બંધ પાડયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ કોર્ટે રદ કરવો.

(૩) સને ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટની ૫ મી કલમની પેટા કાનુન ૨ મુજબ કરેલી અરજીઓને લાગુ પડે છે એમ સમજવું.

૧૦. (૧) ફરિયાદ ચાલુ હોય તેવામાં તેમાંનો કંઇ હક્ક સંબંધ બીજાને અસાઇન કરી આપવામાં આવ્યો હોય, ઉત્પન્ન કરવામાં આવ્યો હોય કે મળ્યો હોય તેવે બીજે પ્રસંગે, તે હક્ક સંબંધ જે શખસની પાસે આવ્યો હોય અથવા જેને મળ્યો હોય તે શખસથી અથવા તે શખસના ઉપર કોર્ટની રજાથી ફરિયાદ ચાલી શકે.

(૨) કોઇ હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે દરમિયાન તે હુકમનામાની જમી ઉપરથી, એવી જમા મેળવનાર શખસને પેટા કાનુન ( ૧ ) ના લાભ મળવાનો હક્ક પ્રાપ્ત થાય એવો હિત સંબંધ છે એમ સમજવું.

૧૧. આ ઓર્ડર અપીલોને લાગુ કરતી વખતે બનતાં સુધી "વાદી" એ શબ્દમાં અપેલેન્ટનો અને 'પ્રતિવાદી એ શબ્દમાં' 'રીસ્પોન્ડેન્ટનો અને 'ફરિયાદ' એ શબ્દમાં "અપીલ" નો સમાવેશ થાય છે એમ સમજવું.

૧૨. કાનુનો ૩, ૪ તથા ૮ માંનો કોઇ પણ ઠરાવ હુકમનામાની અથવા હુકમની બજાવણીમાં ચાલતા કામને લાગુ પડશે નહીં.



## ઓર્ડર ૨૩ મો.

### ફરિયાદો કાઢી લેવા તથા માંડી વાળવા વિશે.

૧. (૧) ફરિયાદ કર્યા પછી કોઇ પણ વખતે વાદી સઘળા અથવા કોઇ પણ પ્રતિવાદી ઉપરની ફરિયાદ કાઢી લેવાને અથવા પોતાના દાવાનો કાંઇ ભાગ છોડી દેવાને મુખત્યાર છે.

(૨) જ્યારે કોર્ટની ખાતરી થાય કે—(અ) રીતીસર કરવામાં કંઇ ખામી હોવાને લીધે ફરિયાદ નિષ્ફળ થવી જોઇએ, અથવા ( બ ) વાદીને ફરીયાદના વિષય સારૂ અથવા દાવાના ભાગ સારૂ નવી ફરિયાદ આણવાની છુટ આપવાનાં પુરતાં કારણ છે, ત્યારે કોર્ટ પોતાને યોગ્ય લાગે તેવી શરતો કરીને એવી ફરિયાદના વિષયના અથવા દાવાના એવા ભાગના સંબંધમાં નવી ફરિયાદ આણવાની છુટ આપીને

વાદીને તે ફરિયાદ કાઢી લેવાની અથવા એવો ભાગ છોડી દેવાની રજા આપવાને મુખત્યાર છે.

(૩) પેટા કાનુન (૨) માં કહેલી રજા શિવાય વાદી ફરિયાદ કાઢી લે અથવા પોતાના દાવાનો કંઇ ભાગ છોડી દે ત્યારે, કોટ ઠરાવે તે ખરચનો તે જવાબદાર થશે, અને તેજ વિષય સંબંધી અથવા તેજ ભાગ સંબંધી નવી ફરિયાદ આણવાનો તેને પ્રતિબંધ થશે.

(૪) ઘણા વાદીઓમાંના એકને બીજા વાદીઓની સંમતિ શિવાય તે ફરિયાદમાંથી નિકળી જવા દેવાનો આ કાનુનની કોઇ વાતથી કોર્ટને અખત્યાર મળે છે એમ સમજવું નહીં.

૨. તરત ઉપરની કાનુન પ્રમાણે રજા મળ્યાથી કોઇ નવી ફરિયાદ કરવામાં આવે તેમાં જાણે પ્રથમની ફરિયાદ આણીજ નહોતી તે રીતે, મુદતનો કાયદો વાદીને લાગુ પડશે.

૩. જ્યારે કોર્ટની ખાતરી થાય એવી રીતે સાબિત થાય કે કોઇપણ કાયદેસર કરારનામું અથવા સમજુત કરીને કોઇ ફરિયાદનો તમામ અથવા થોડો ઘણો તોડજોડ થયો છે અથવા પ્રતિવાદી ફરિયાદના તમામ કે થોડા ઘણા વિષય સંબંધી વાદીનું મન મનાય, ત્યારે તે કરારનામું, સમજુત અથવા મન મનાવવું દફતરમાં દાખલ કરવાનો કોર્ટે હુકમ કરવો. અને ફરિયાદને લાગુ પડે તેટલું તેમાં જે હોય તે પ્રમાણે હુકમનામું કરવું.

૪. હુકમનામાની અથવા હુકમની બજાવણીમાં ચલાવેલાં કોઇ પણ કામને આ ઓર્ડરમાંહેનો કોઇ પણ મજકુર લાગુ પડશે નહિ એમ સમજવું.

---

## ઓર્ડર ૨૪ મો.

### કોર્ટમાં ભરણું કરવા વિશે.

૧. લેહેણું અથવા નુકસાન લેવાની કોઇ ફરિયાદમાં ફરિયાદ ચાલતાં કોઇ પણ વખતે, જે રકમથી દાવો પુરેપુરો પતી રહેશે એમ પ્રતિવાદીને લાગતું હોય, તે રકમ કોર્ટમાં અનામત મુકવાને પ્રતિવાદી મુખત્યાર છે.

૨. એવી અનામત મુકવાની લેખી નોટીસ કોર્ટની મારફત પ્રતિવાદીએ વાદીને આપવી, અને તે અનામત મુકેલી રકમ (કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો) વાદીને તેની અરજ ઉપરથી આપવી.

૩. પ્રતિવાદીએ અનામત મુકેલી કોઇ રકમથી દાવો પુરેપુરો પતતો હોય કે કંઇ ઓછું પડતું હોય તોપણ, તે અનામત મુક્યાની નોટીસ વાદીને મળે તે તારિખથી તે મુકેલી રકમ ઉપર વાદીને કંઇ વ્યાજ અપાવવામાં નહીં આવે.

૪. (૧) એવી અનામત મુકેલી રકમથી પોતાના દાવાનો માત્ર કંઇ ભાગ પત્યા દાખલ તે રકમ વાદી સ્વીકારે ત્યારે બાકીને વાસ્તે પોતાની ફરિયાદ ચલાવવાને તે મુખત્યાર છે. અને પ્રતિવાદીએ અનામત મુકેલી રકમથી વાદીનો દાવો પુરેપુરો પત્યો છે, એમ કોર્ટ ઠરાવ કરે ત્યારે, અનામત મુક્યા પછી થએલો ફરિયાદનો ખરચ તથા તે પહેલાંનો વાદીના દાવાની વધારાની રકમથી થએલો ખરચ હોય તે વાદીએ આપવો.

(૨) એવી અનામત મુકેલી રકમમાંથી પોતાનો દાવો પુરેપુરો પત્યા દાખલ તે રકમ વાદી સ્વીકારે ત્યારે, તે મતલબનું તેણે કોર્ટને લખીને આપવું; અને તે લખેલું દાખલ કરીને તે પ્રમાણે કોર્ટે ફેંસલો કહી સંભળાવવો; અને દરેક પક્ષકારનો ખરચ કોણે આપવો એ ફરમાવવામાં તે કજીઆમાં કયો પક્ષકાર વધારે ઠપકો આપવા જેવો છે એ વાત કોર્ટે વિચારમાં લેવી.

#### દૃષ્ટાંતો.

(અ) અ ને બ ના રૂ. ૧૦૦ દેવા છે. રૂપિયાની ઉઘરાણી ન કરતાં તથા ઉઘરાણી કરવાથી જે ઢીલ થશે તેથી પોતાને કંઇ ગેરફાયદો થશે એમ માનવાનું કારણ ન છતાં તે રકમને વાસ્તે અ ના ઉપર બ ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી અ તે રૂપિયા કોર્ટમાં ભરે છે. બ તે રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે, તો એ કોર્ટે તેને કંઇ ખરચ અપાવવો ન જોઇએ. કેમકે તેની તરફનો વાદ વિનાકારણ હતો એમ અનુમાન થાય છે.

(ખ) દૃષ્ટાંત (અ) માં કહેલી હકીકતો છતાં અ ના ઉપર બ ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી અ દાવામાં વાંધો લે છે. ત્યારપછી અ કોર્ટમાં તે રકમ ભરે છે, બ તે રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે. આમાં કોર્ટે બ નો ખરચ પણ અપાવવો જોઇએ. કેમકે વાદ ચલાવવો જરૂર હતો એમ અ ની વર્તણુક બતાવે છે.

(ક) અ ને બ ના રૂ. ૧૦૦ દેવા છે, અને તે રકમ ફરિયાદ થયા શિવાય આપવાને તે ખુશી છે. બ રૂ. ૧૫૦ માગે છે, અને તેટલી રકમની અ ઉપર ફરિયાદ કરે છે. ફરિયાદ દાખલ થયા પછી અ રૂ. ૧૦૦ કોર્ટમાં ભરે છે, અને બાકીમાં રૂ. ૫૦ આપવાની તેની જવાબદારી બદલ માત્ર તે વાંધો લે છે. બ તે સો રૂપિયાની રકમ પોતાનો દાવો પુરેપુરો પત્યા તરીકે સ્વીકારે છે, કોર્ટે તેને અ નો ખરચ આપવાનો હુકમ કરવો.

## ઑર્ડર ૨૫ મો.

### ખરચને વાસ્તે જામીન વિશે.

૧. (૧) એકનો એક વાદી અથવા (બેથી વધારે વાદીઓ હોય ત્યારે) બધા વાદીઓ બ્રિટીશ ઇંડિયાની બહાર રહેનારા છે, અને તે વાદી પાસે અથવા તે બે અથવા વધારે વાદીઓ પૈકી કોઇની પાસે ફરિયાદની મિલકત શિવાય પુરતી સ્થાવર મિલકત બ્રિટિશ ઇંડિયામાં નથી, એમ ફરિયાદનું કામ ચાલતાં કોઇ વખતે કોર્ટને જણાય ત્યારે, પોતાને મનથી અથવા કોઇ પ્રતિવાદીને થએલો તથા હવે પછી થવાનો સંભવ હોય તે બધો ખરચ આપવાના જામીન, મુદ્દત ઠરાવીને તે ઠરાવેલી મુદ્દતની અંદર આપવા વાદી અથવા વાદીઓને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) કોઇ શખસ એવે પ્રસંગે બ્રિટિશ ઇંડિયા છોડીને જાય કે તે ઉપરથી ખરચ આપવાનું તેને કહેવામાં આવે ત્યારે તે મળવાનો નહીં એવો વાજબી સંભવ જણાય ત્યારે તે પેટા કાનુન (૧) ના કારણ સારૂ બ્રિટિશ ઇંડિયાની બહાર રહેનારો ગણાશે.

(૩) પૈસા આપવા માટેની જે ફરિયાદમાં સ્ત્રી વાદી હોય તે ફરિયાદમાં કોઇ પણ પ્રતિવાદીની અરજ ઉપરથી જો કોર્ટની એમ ખાત્રી થાય કે સદરહુ વાદી પાસે ફરિયાદની મિલકત શિવાય પુરતી સ્થાવર બ્રિટિશ ઇંડિયામાં નથી, તો કોર્ટ ફરિયાદનું કામ ચાલતાં કોઇ પણ વખતે તેવોજ હુકમ કરવા મુખત્યાર છે.

૨. (૧) ઠરાવેલી મુદ્દતમાં એવા જામીન આપવામાં ન આવે ત્યારે. કોર્ટે તે ફરિયાદ કાઢી નાંખવાનો હુકમ કરવો. પણ તેવી ફરિયાદમાંથી નીકળી જવાની વાદીને અથવા વાદીઓને રજા આપવામાં આવે તો તેમ કરવું નહીં.

(૨) જ્યારે આ કાનુન પ્રમાણે ફરિયાદ કહાડી નાંખવામાં આવે ત્યારે, વાદી તે કહાડી નાંખવાનો હુકમ રદ કરવાનો હુકમ મેળવવા અરજી કરવા મુખત્યાર છે, અને જો કોર્ટની ખાત્રીપૂર્વક સાબિતી થાય કે ઠરાવેલી મુદ્દતની અંદર જામીન આપવામાં કાંઇ પુરતા કારણથી તેને અટકાવ થયો હતો તો સદરહુ કોર્ટે સદરહુ હુકમ જામીન, ખરચ અથવા બીજી રીતની પોતાને યોગ્ય લાગે તે શરતો કરીને રદ કરવો, અને ફરિયાદનું કામ આગળ ચલાવવાનો દિવસ નિમવો.

(૩) પણ એવી અરજીની નોટીસ પ્રતિવાદીને પહોંચાડી ન હોય તો સદરહુ હુકમ રદ કરવો નહિ.

## ઑર્ડર ૨૬ મો.

### કમિશન વિશે.

### સાક્ષીઓની જુબાની લેવાનું કમિશન.

૧. કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં રહેનારા જે શખસોને કોર્ટમાં હાજર રહેવાની આ કાયદા પ્રમાણે માફી મળી હોય, અથવા મંદવાડ કે નબળાઇને લીધે જે કોર્ટમાં હાજર રહી શકે એવા ન હોય, તેની સવાલનામાથી અથવા બીજી રીતે જુબાની લેવા સારૂ કોઇ પણ કોર્ટ કોઇ પણ ફરિયાદમાં કમિશન કાઢવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૨. પોતાની મેળે, કે ફરિયાદનો કોઇ પક્ષકાર અથવા જેની સાહેદી લેવી હોય તે સાક્ષી સોગનનામાને આધારે અથવા બીજી રીતે અરજ કરે ત્યારે સાક્ષીની જુબાની લેવા સારૂ કમિશન કાઢવાનો હુકમ કરવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૩. કમિશન કાઢનારી કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં રહેનારા કોઇ શખસની જુબાની લેવાનું કમિશન, તે બજાવવાને માટે કોર્ટને જે કોઇ શખસ લાયક લાગે તેના ઉપર મોકલી શકાય.

૪. (૧) કોઈ પણ ફરિયાદમાં નીચેના શખસોની જુબાની લેવાનુ કમિશન કાઢી શકેઃ—

(અ) પોતાની હકુમતની સ્થાનિક હદની બહાર રહેનારા કોઇ શખસની; (બ) જે તારીખે તેની જુબાની કોર્ટમાં લેવાની હોય તે પહેલાં તે હદ છોડી જવાનો હોય તે શખસની; અને (ક) સરકારનો જે દિવાની અથવા લશ્કરી અમલદાર કોર્ટની અભિલાષા પ્રમાણે સરકારી કામમાં ખલેલ પહોંચ્યા શિવાય હાજર થઇ શકે નહીં તેની.

(૨) એ કોર્ટ શિવાયની બીજી જે કોઇ કોર્ટની હકુમતની સ્થાનિક હદમાં તે શખસ રહેતો હોય તે કોર્ટ ઉપર અથવા કમિશન કાઢનારી કોર્ટને જે પ્લીડરને અથવા બીજા શખસને નીમવાનું યોગ્ય લાગે તેના ઉપર તે કમિશન મોકલવાનો અખત્યાર છે.

(૩) આ કાનુન પ્રમાણે કોઇ કમિશન કાઢતી વખતે કોર્ટે ફરમાવવું કે, તે કમિશન પોતાને ત્યાંજ પાછું મોકલવાનું છે કે કોઇ તાબાની કોર્ટમાં પાછું મોકલાનું છે.

૫. બ્રિટિશ ઇંડિયાની બહાર કોઇ ઠેકાણે રહેનારા કોઇ શખસની જબાની લેવા સારૂ કમિશન કાઢવાની જે કોર્ટને અરજ કરવામાં આવી હોય તે કોર્ટની ખાતરી થાય કે તે શખસની શાહેદી જરૂરની છે ત્યારે તે કમિશન અથવા વિનંતીપત્ર કાઢવાને કોર્ટ મુખ્ત્યાર છે.

૬. કોઇ શખસની જુબાની લેવાનું કમિશન જે કોર્ટને મળ્યું હોય તે પ્રત્યેક કોર્ટે કમિશનને અનુસરીને તે શખસની જુબાની લેવી અથવા લેવરાવવી.

૭. કમિશન બરાબર રીતે બજાવ્યા પછી તે કમિશન મુજબ લીધેલા પુરાવા સુધાંત તે, જે કોર્ટમાંથી નિકળ્યું હોય તે કોર્ટમાં પાછું મોકલવું. પરંતુ કમિશન કાઢવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું હોય ત્યારે તે ફરમાવ્યા મુજબ તે પાછું મોકલવું. અને તે કમિશન તથા તે ઉપર કરેલો રિપોર્ટ તથા કમિશન પ્રમાણે લીધેલો પુરાવો ( તરત નીચેની કાનુનના ઠરાવને બાધ ન આવે એ રીતે ) તે ફરિયાદના દફતરનો ભાગ ગણવો.

૮. કમિશન ઉપરથી લીધેલો પુરાવો જે પક્ષકારની વિરૂદ્ધ તે આણ્યો હોય તેની સંમતિ શિવાય ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવો નહીં, પરંતુઃ—

(અ) શાહેદી આપનાર શખસ કોર્ટની હકુમત બહાર હોય, અથવા મરી ગયો હોય; અથવા મંદવાડ કે નબળાઇને લીધે જાતે સાહેદી આપવાને હાજર રહી શકતો ન હોય અથવા કોર્ટમાં જાતે હાજર થવાની માફી મળી હોય તો અથવા કોર્ટના અભિપ્રાય પ્રમાણે સરકારી કામમાં ખલેલ પહોંચ્યા શિવાય હાજર થઇ શકે નહીં તેવો સરકારનો કોઇ દિવાની અથવા લશ્કરી અમલદાર હોય તો અથવા (બ) રકમ (અ) માં કહેલી બાબતો પૈકી કોઇની સાબિતી ન લેવી એમ કોર્ટની નજરમાં આવે, અને જે કારણને લીધે કમિશનથી સાહેદી લેવામાં આવી હોય તે કારણ બંધ થયું છે એવી સાબિતી છતાંએ કોઇ શખસની સાહેદી ફરિયાદમાં પુરાવા દાખલ વાંચવાને કોર્ટ અખત્યાર આપે તો, તેવી સંમતિની જરૂર નથી.

## સ્થાનિક તજવીજ કરવા સારૂ કમિશન.

૯. જે કોઇ ફરિયાદમાં ટંટાની કોઇ બાબત સ્પષ્ટ કરવા સારૂ અથવા કોઇ મિલકતની બજાર કિંમત કે કોઇ દરમ્યાનની ઉપજ કે નુકસાન કે વાર્ષિક ચોખો નફો નક્કી કરવા સારૂ સ્થાનિક તજવીજ કરવી કોર્ટને જરૂરની અથવા યોગ્ય લાગતી હોય, તે ફરિયાદમાં કોર્ટ પોતાને યોગ્ય લાગે તેવા શખસ ઉપર કમિશન મોકલવાને મુખત્યાર છે, અને તેનો કોર્ટને રિપોર્ટ કરવો; પરંતુ આવું કમિશન કયા શખસોને આપવું એ વિશે સ્થાનિક સરકારે કંઇ નિયમ કર્યા હોય ત્યારે તે નિયમો પ્રમાણે કોર્ટે ચાલવું પડશે.

**૧૦.** (૧) પોતાને જરૂર જણાય તેવી સ્થાનિક તપાસ કર્યા પછી તથા પોતે લીધેલો પુરાવો લખી લીધા પછી કમિશનરે તે પુરાવો તથા તેની સાથે પોતાનો લખેલો રિપોર્ટ પોતાની સહી કરીને કોર્ટમાં મોકલવો.

(૨) કમિશનરનો રિપોર્ટ તથા તેણે લીધેલો પુરાવો ( પણ રિપોર્ટ શિવાયનો પુરાવો નહીં ) એ ફરિયાદમાં પુરાવો ગણાશે; તથા તે દફતરનો ભાગ ગણાશે; પરંતુ કમિશનરને સોંપેલી અથવા તેના રિપોર્ટમાં કહેલી કોઇ બાબત વિશે, અથવા તેના રિપોર્ટ વિશે અથવા તેની તજવીજ કરવાની રીત વિશે કોર્ટ અથવા કોર્ટની રજાથી ફરિયાદનો કોઇ પક્ષકાર ખુલ્લી કોર્ટમાં ખુદ કમિશનરની જુબાની લેવાને મુખત્યાર છે.

(૩) જ્યારે કમિશનરનાં કામકાજથી કોર્ટને સંતોષ ન થાય ત્યારે પોતાને યોગ્ય લાગે એવી જાસ્તી તપાસ કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

## હિસાબ તપાસવાના કમિશન.

**૧૧.** જે કોઇ ફરિયાદમાં હિસાબ તપાસવાની કે નક્કી કરવાની જરૂર હોય તે ફરિયાદમાં પોતાને યોગ્ય લાગે તેવા શખસને તે તપાસ અથવા નક્કી કરવાનું ફરમાવીને તેના ઉપર કમિશન મોકલવાને કોર્ટ મુખત્યાર છે.

**૧૨.** (૧) જરૂર જણાય તેવા કામના કાગળ તથા જરૂર જણાય તેવા તપસીલવાર હુકમો કોર્ટ કમિશનરને આપવા, અને તપાસ કરવામાં કમિશનર જે કામ ચલાવે તેજ માત્ર તેણે મોકલવું, કે તપાસને વાસ્તે તેને સોંપેલી બાબત ઉપર તેણે પોતાનો અભિપ્રાય પણ લખી મોકલવો, એ વિણ તે હુકમોમાં સ્પષ્ટ રીતે જણાવવું.

(૨) કમિશનર આગળ ચાલેલું કામ તથા તેનો રિપોર્ટ ( હોય તો ) તે ફરિયાદમાં પુરાવામાં લેવાશે. પરંતુ તે કામથી કોર્ટને નારાજી થવાનું કારણ હોય તો જરૂર હોય તેવી જાસ્તી તપાસ કરવાનું કોર્ટ ફરમાવવું.

## ભાગ પાડવાનાં કમિશન.

**૧૩.** ભાગ પાડવાનું પ્રાથમિક હુકમનામું થયું હોય ત્યારે ૫૪ મી કલમમાં જે બાબત વિશે ઠરાવ ન કર્યો હોય તે બાબતમાં એવા હુકમનામામાં ઠરાવેલા હક પ્રમાણે ભાગ પાડવા સારૂ અથવા જુદું કરવા સારૂ પોતાને યોગ્ય જણાય તે શખસ ઉપર કમિશન મોકલવાને કોર્ટ મુખત્યાર છે.

**૧૩.** ભાગ પાડવાનું પ્રાથમિક હુકમનામું થયું હોય ત્યારે, ૫૪ મી કલમમાં જે બાબત વિશે ઠરાવ ન કર્યો હોય તે બાબતમાં, એવા હુકમનામામાં ઠરાવેલા હક પ્રમાણે ભાગ પાડવા સારૂ અથવા જુદું કરવા સારૂ પોતાને યોગ્ય જણાય તે શખસ ઉપર કમિશન મોકલવાને કોર્ટ મુખત્યાર છે.

**૧૪.** (૧) કમિશનરે જરૂર હોય તેવી તપાસ કર્યા પછી કમિશન કાઢવાના હુકમમાં ફરમાવ્યા હોય તેટલા તે મિલકતના હિસ્સા પાડવા, અને તે હિસ્સા પક્ષકારોને વેંચી આપવા, અને જો હિસ્સાની કિંમત બરોબર કરવા સારૂ એક બીજાને આપવાની રકમ ઠરાવવાનો સદરહુ હુકમમાં અખત્યાર આપ્યો હોય તો તેમ કરવાને તે મુખત્યાર છે.

(૨) પછી કમિશનરે રિપોર્ટ તૈયાર કરીને તે ઉપર સહી કરવી, અથવા ( કમિશન એક કરતાં વધારે શખસ ઉપર કાઢયું હોય અને તે એકમત ન થઇ શકે તો ) જુદા જુદા રિપોર્ટ કરવા. તેમાં દરેક પક્ષકારનો હિસ્સો ઠરાવવો અને દરેક હિસ્સો ( જો સદરહુ હુકમમાં તે રીતે ફરમાવ્યું હોય તો ) માપણી તથા ચતુઃસીમાથી ઓળખાવવો. તે રિપોર્ટ અથવા રિપોર્ટો કમિશનની સાથે જોડીને કોર્ટને મોકલવા; અને તે રિપોર્ટ અથવા રિપોર્ટો વિશે પક્ષકારો જે કંઇ હરકત લે તે સાંભળ્યા પછી કોર્ટે તે કાયમ કરવો, ફેરવવો અથવા રદ કરવો.

(૩) જ્યારે કોર્ટ તે રિપોર્ટ અથવા રિપોર્ટો કાયમ કરે અથવા ફેરવે ત્યારે તેણે તે પ્રમાણે હુકમનામું કરવું; પણ જ્યારે કોર્ટ તે રદ કરે ત્યારે તેણે કાંતો નવું કમિશન કાઢવું અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવો.

## સામાન્ય ઠરાવ.

**૧૫.** જે પક્ષકારની અરજ ઉપરથી અથવા જેના લાભને માટે કમિશન કાઢયું હોય તેણે કમિશનના ખરચને વાસ્તે કોર્ટને વાજબી લાગે તે ( જો કોઇ હોય તો ) રકમ કોર્ટ નીમે તે વખતની અંદર

કોર્ટમાં ભરવી, એવો આ ઓર્ડર પ્રમાણે કોઇ કમિશન કાઢ્યા પહેલાં હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૬. કમિશનર નીમવાના હુકમમાં બીજી રીતે ફરમાવ્યું ન હોય તો આ ઓર્ડર પ્રમાણે નીમેલો કોઇ કમિશનર નીચે પ્રમાણે કરવાને મુખત્યાર છે, એટલેઃ—

(અ) પક્ષકારોની પોતાની તથા તેઓ અથવા તેઓમાંનો કોઇ જે સાક્ષીને હાજર કરે તેની, તથા પોતાને સોંપેલી બાબતમાં જે કોઇ બીજા સખસને બોલાવીને તેની સાહેદી લેવી કમિશનરની નજરમાં યોગ્ય જણાય તે શખસની શાહેદી લેવાને; (બ) તજવીજ કરવાની બાબતને લાગુ પડે તેવા દસ્તાવેજો અને બીજી વસ્તુઓ મંગાવીને તપાસવાને; (ક) હુકમમાં કહેલી કોઇ જમીન અથવા ઇમારતમાં કોઇ પણ વાજબી વખતે દાખલ થવાને.

૧૭. (૧) સાક્ષીઓને સમન કાઢવા બાબત, તેમના હાજર રહેવા બાબત, તેમની જુબાની બાબત તથા તેમના ભથા બાબત અને તેમને શિક્ષા કરવા બાબત, આ કાયદામાં જે ઠરાવો છે તે ઓર્ડર પ્રમાણે સાહેદી આપવાનું અથવા દસ્તાવેજ હાજર કરવાનું જે શખસોને કહ્યું હોય તેમને લાગુ પડશે. પછી જે કમિશનની બજાવણીમાં તેમને એ રીતે કહ્યું હોય તે કમિશન બ્રિટિશ ઇંડિયાની હદની અંદરની કે તે હદની બહારની કોઇ કોર્ટે કાઢ્યું હોય તેની ચિંતા નહીં, અને આ કલમનાં કારણ સારૂ કમિશનર એ દિવાની કોર્ટ ગણવામાં આવશે.

(૨) જેની હકુમતની સ્થાનિક હદમાં શાહેદ રહેતો હોય એવી (હૈ કોર્ટ શિવાયની) કોઇ કોર્ટને કમિશનર પોતે એવા કોઇ સાહેદને અથવા તેની ઉપર પ્રોસેસ કાઢવાનું જરૂરનું જુવે તેની ઉપર તે કહાડવા સારૂ અરજી કરવાને મુખત્યાર છે, અને એવી કોર્ટ પોતાની નજરમાં આવે તો પોતાને જરૂરનું અને યોગ્ય જણાય તેવું પ્રોસેસ કાઢવાને મુખત્યાર છે.

૧૮. (૧) આ ઓર્ડર પ્રમાણે કમિશન કાઢવામાં આવે ત્યારે, કોર્ટે ફરમાવવું કે ફરિયાદના કમિશનરની રૂબરૂ પક્ષકારોએ પોતે અથવા પોતપોતાના મુખત્યારો કે પ્લીડરોની મારફતે કમિશનરની રૂબરૂ હાજર થવું.

(૨) સઘળા અથવા કોઇ પણ પક્ષકારો એ પ્રમાણે હાજર ન થાય ત્યારે, કમિશનર તેમની ગેરહાજરીમાં કામ ચલાવે.

## ઑર્ડર ૨૭ મો.

### સરકાર કરે તે અથવા સરકાર ઉપર થાય તે અથવા સરકારી અમલદાર પોતાના હુદ્દાની રૂએ કરે અથવા તેમના ઉપર થાય તે ફરિયાદો વિશે.

૧. હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલે કરવાની અથવા હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ ઉપર કરવાની ફરિયાદોમાં, ફરિયાદ અરજી અથવા લેખી કેફીયત ઉપર સહી કરવી તે આ અર્થે સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમથી નીમે તે શખસે કરવી, અને તેના ખરાપણાની સહી કરવા સારૂ જે શખસને સરકાર નીમે અને જે શખસ મુકદમાની હકીકત જાણતો હોય તે શખસે તેના ખરાપણાની સહી કરવી.

૨. કોઇ ન્યાયના કામ બાબત સરકારની વતી કામ કરવાને જેમને નોકરીને લીધે અથવા બીજી રીતે અખત્યાર મળ્યો હોય તેવા શખસો, કબુલ કરેલા મુખત્યારો ગણાશે; અને સરકારની વતી આ કાયદા પ્રમાણે હાજર થવાનું, કામ કરવાનું અને અરજો કરવાની તે તેઓ કરશે.

૩. હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલે કરવાની અથવા તેમના ઉપર કરવાની ફરીયાદમાં વાદીનું અથવા પ્રતિવાદીનું નામ, વર્ણન અને રહેવાનું ઠેકાણું ફરિયાદ અરજીમાં ઘાલવાને બદલે "હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ" એ શબ્દો લખ્યા એટલે બસ થશે.

૪. કોઇ કોર્ટનો સરકારી પ્લીડર અથવા સ્થાનિક સરકાર આ અર્થે કોઇ કોર્ટ માટે નીમે તેવો બીજો કોઇ શખસ તે કોર્ટમાંથી સદરહુ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ ઉપર નિકળેલી પ્રોસેસો લેવા સારૂ સરકારનો મુખત્યાર ગણાશે.

૫. સદરહુ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલને ફરિયાદ અરજીનો જવાબ દેવા સારૂ કોર્ટે દિવસ ઠરાવવો તેમાં, યોગ્ય અમલદારોની મારફતે સરકારને જરૂરનું લખાણુ કરવા સારૂ તથા તે સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલની અથવા સરકારની વતી હાજર થઇને જવાબ દેવા સારૂ સરકારી પ્લીડર ઉપર લખાઇ આવવાને જોઇએ તેટલી વાજબી મુદત આપવી. અને કોર્ટની નજરમાં આવે તો તે મુદત વધારવાને તે મુખત્યાર છે.

૬. ફરિયાદ સંબંધી જરૂરી બાબત સવાલોના જવાબ દેઇ શકે એવો શખસ કોઇ કામમાં સદરહુ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલ તરફથી સરકારી પ્લીડરની સાથે આવ્યો ન હોય તો, તે શખસને હાજર રહેવાનું ફરમાવવાને પણ કોર્ટ મુખત્યાર છે.

૭. (૧) જ્યારે પ્રતિવાદી અમલદાર હોય અને સમન મળ્યા પછી તેની નજરમાં એમ આવે કે, ફરિયાદ અરજીનો જવાબ આપવા અગાઉ મારે સરકારમાં લખાણુ કરવું જોઇએ, ત્યારે તે પ્રમાણે સરકારને લખવાને તથા યોગ્ય અમલદારોની મારફતે હુકમ થઇ આવવાને જેટલી મુદતની જરૂર હોય તેટલી સમનમાં ઠરાવેલી મુદતમાં વધારી આપવા સારૂ કોર્ટને અરજ કરવાને તે મુખત્યાર છે.

(૨) એવી અરજ કરવામાં આવે ત્યારે કોર્ટની નજરમાં જરૂર જણાય તેટલી મુદત કોર્ટે વધારી આપવી જોઇએ.

૮. (૧) સરકારી અમલદાર ઉપરની ફરિઆદનો જવાબ કરવાનું કામ સરકાર માથે લે ત્યારે સરકારી પ્લીડરે, ફરિયાદ અરજીનો હાજર થઇને જવાબ દેવા સારૂ પોતાને અખત્યાર મળ્યા પછી કોર્ટને અરજ કરવી, અને તે અરજ થાય એટલે કોર્ટે તેના અખત્યાર વિશેની નોંધ દિવાની ફરિયાદોના રજીસ્ટરમાં કરાવવી.

(૨) પ્રતિવાદીને ફરિયાદ અરજીનો હાજર થઇને જવાબ આપવા સારૂ નોટીસમાં જે દિવસ ઠરાવ્યો હોય, તે દિવસે અથવા તે પહેલાં સરકારી પ્લીડર પેટા કાનુન (૧) પ્રમાણે અરજ ન કરે તો ખાનગી પક્ષકારો વચ્ચે ફરિયાદ હોય તે રીતે કામ ચલાવવું; પરંતુ હુકમનામું બજાવવામાં પ્રતિવાદીને પકડવામાં આવે અથવા તેની મિલકત જપ્ત થાય તે શિવાય બીજી રીતે તેને પકડવો નહીં અથવા તેની મિલકત જપ્ત કરવી નહીં.

---

## ઑર્ડર ૨૮ મો.

### લશ્કરી માણસોએ તથા તે માણસો ઉપર કરવાની ફરિયાદો.

૧. (૧) લશ્કરી હોદ્દાથી સરકારની ખરેખર નોકરી બજાવતો હોય તેવો કોઇ અમલદાર અથવા સોલજર ફરિયાદનો પક્ષકાર હોય, અને જાતે ફરિયાદ ચલાવવા સારૂ અથવા તેનો જવાબ કરવા સારૂ કોઇ પણ શખસને અખત્યાર આપવાને તે મુખત્યાર છે.

(૨) તે અખત્યાર આપવો તે લખીને આપવો, અને તે લેખ ઉપર તે અમલદારે અથવા સોલજરે,–(અ) પોતાના કમાંડિંગ ઓફીસરની સમક્ષ સહી કરવી; અથવા તે પક્ષકાર પોતેજ કમાંડિંગ ઓફીસર હોય તો તેના હાથ નીચેના પહેલા અમલદારની સમક્ષ સહી કરવી; અથવા (બ) તે અમલદાર કે સોલજર લશ્કરી સ્ટાફની નોકરીમાં કામ કરતો હોય તો, જે ઓફીસમાં તે નોકર હોય તેના મુખ્યની અથવા બીજા ઉપરી અમલદારની સમક્ષ સહી કરવી. સદરહુ કમાંડિંગ ઓફીસરે અથવા બીજા અમલદારે તે અખત્યારપત્ર ઉપર મખલસી કરવી, અને તે પછી તે અખત્યારપત્ર કોર્ટમાં દાખલ કરવું.

(૩) તે લેખ કોર્ટમાં ઉપર પ્રમાણે દાખલ થયો એટલે, તે અખત્યારનામું બરોબર રીતે લખી આપ્યું છે તે વાતનો તથા તે લખી આપનાર અમલદારને કે સોલજરને જાતે ફરિયાદ ચલાવવાને કે તેમાં જવાબ કરવાને ગેરહાજર રહેવાની રજા મળી નહીં, એ વાતનો તે કમાંડિંગ ઓફીસરની અથવા બીજા અમલદારની સહી એ પુરતો પુરાવો ગણવો.

**ખુલાસો:**—આ ઓર્ડરમાં "કમાંડિંગ ઓફીસર" એટલે તે અમલદાર અથવા સોલજર જે કોઇ રેજીમેન્ટમાં, કોરમાં, ડીપાર્ટમેન્ટમાં અથવા ડીપોમાં હોય, તે રેજીમેન્ટ, કોર, ડીપાર્ટમેન્ટ અથવા ડીપો ઉપર તે તે વખતે ખરેખર હુકમ ચલાવનાર અમલદાર સમજવો.

૨. પોતાની તરફથી ફરિયાદ ચલાવવાને અથવા જવાબ કરવાને કોઇ અમલદારે અથવા સોલજરે જેને અખત્યાર આપ્યો હોય તે શખસ, અખત્યાર આપનાર અમલદાર અથવા સોલજર હાજર હોય અને કામ કરી શકે તે રીતે, જાતે તે ફરિયાદ ચલાવવાને કે જવાબ કરવાને મુખત્યાર છે; અથવા તે અમલદારની કે સોલજરની વતી ફરિયાદ ચલાવવા સારૂ કે જવાબ કરવા સારૂ પ્લીડર નીમવાને મુખત્યાર છે.

૩. કાનુન ૧ પ્રમાણે કોઇ અમલદારે અથવા સોલજરે અખત્યાર આપેલા કોઇ શખસને અથવા ઉપર કહ્યા પ્રમાણે તે શખસે તે અમલદારને કે સોલજરને બદલે અથવા તેમની વતી કામ કરવાને નીમેલા પ્લીડરને પહોંચાડેલી પ્રોસેસો, જાણે તે પક્ષકારને હાથોહાથ પહોંચાડી હોય એમ સમજવું.

## ઓર્ડર ૨૯ મો.

### કોરપોરેશન તરફની અને તેના ઉપરની ફરિયાદો.

૧. કોરપોરેશને કરેલી અથવા તેના ઉપર કરેલી ફરિયાદોમાં, તે કોરપોરેશનની તરફથી તેના સેક્રેટરીને અથવા મુકદ્દમાની હકીકત બાબત જમાની આપવાને શક્તિવાન હોય એવા તેના ડીરેક્ટરને અથવા બીજા મુખ્ય અમલદારને તે કોરપોરેશનની વતી કોઇ પણ પ્લીડીંગ ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવાનો અધિકાર છે.

૨. પ્રોસેસ પહોંચાડવાનું નિયમન કરવા સંબંધી કાયદાના કોઇ પણ ઠરાવ હોય તેને પાત્ર, કોરપોરેશન ઉપર ફરિયાદ હોય ત્યારે, નીચે પ્રમાણે સમન પહોંચાડી શકાય:—

(અ) તે કોરપોરેશનના સેક્રેટરીને, કોઇ પણ ડિરેક્ટરને અથવા બીજા મુખ્ય અમલદારને. (બ) તે કોરપોરેશનની રજીસ્ટર કરાવેલી ઓફીસમાં સમન મુકી આવવો અથવા પોસ્ટ મારફત મોકલવો અથવા એવી રજીસ્ટર કરાવેલી ઓફીસ ન હોય તો તે કોરપોરેશન જે ઠેકાણે કામ ચલાવતી હોય તે ઠેકાણે મુકી આવવો અથવા મોકલવો.

૩. સદરહુ કોર્ટ, ફરીયાદ ચાલતી હોય તે વખતે કોઇપણ વખતે, તે કારપોરેશનના કોઇ ડિરેક્ટરને, સેક્રેટરીને કે ફરીયાદ સંબંધી જરૂરના સવાલોનો જવાબ દેઇ શકે એવા બીજા મુખ્ય અમલદારને જાતે હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે.

---

## ઓર્ડર ૩૦ મો.

### પેઢીઓએ તથા જે શખસો પોતાના નામ શિવાય બીજાના નામથી ધંધો કરતા હોય તેમણે કરવાની અથવા તેમના ઉપર કરવાની ફરિયાદો વિશે.

૧. (૧) કોઇપણ બે અથવા વધારે શખસો પોતે ભાગીઆ છે એમ દાવો કરતા હોય અથવા ભાગીઆ તરીકે જવાબદાર હોય અને બ્રિટિશ ઇંડિયામાં ધંધો કરતા હોય તેઓ દાવાનું કારણ ઉત્પન્ન થયું તે વખતે જે પેઢી (હોય તો તે) ના ભાગીઆ હોય તે પેઢીના નામે ફરિયાદ કરે; અથવા તેમના ઉપર તે પેઢીના નામથી ફરિયાદ થાય; અને ફરિયાદનો કોઇ પણ પક્ષકાર, એવી કોઇ પણ બાબતમાં, દાવાનું કારણ ઉત્પન્ન થયું તે વખતે જે શખસો એવી પેઢીમાં ભાગીઆ હોય તેમનાં નામ તથા રહેવાનાં ઠેકાણાંની યાદી પોતાને મળવા માટે અને તે યાદીના ખરાપણા વિશે કોર્ટ ઠરાવે તે રીતે એકરાર થવા માટે કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે.

(૨) જ્યારે કોઇ શખસો પેટા કાનુન (૧) પ્રમાણે પોતાની પેઢીના નામથી ભાગીઆ તરીકે ફરિયાદ કરે અથવા તેમના ઉપર એવી રીતે ફરિયાદ થાય ત્યારે, આ કાયદા પ્રમાણે જે કોઇ પણ પ્લીડીંગ અથવા

બીજા દસ્તાવેજ ઉપર વાદીએ અથવા પ્રતિવાદીએ સહી કરવાની હોય અથવા તેના ખરાપણાવિશે એકરાર કરવાનો હોય અથવા તે ખરા હોવા બાબતનો દાખલો આપવો હોય તે "પ્લીડીંગ" અથવા દસ્તાવેજની બાબતમાં, તે ઉપર એવા શખસોમાંનો કોઇ પણ શખસ સહી કરશે અથવા તેના ખરાપણાનો એકરાર કરશે અથવા તે ખરા હોવાનો દાખલો લખશે તે બસ થશે.

૨. (૧) જ્યારે કોઇ ફરિયાદ ભાગીયાઓએ પોતાની પેઢીના નામથી કરી હોય ત્યારે વાદીઓએ અથવા તેમના પ્લીડરે, કોઇ પણ પ્રતિવાદીની અથવા તેની વતીની લેખી માગણી થયેથી, જે પેઢીની વતી તે ફરિયાદ માંડી હોય તે પેઢીના સઘળા ભાગીઆઓનાં નામ તથા તેમના રહેવાનાં ઠેકાણાં તાબડતોબ લખી જણાવવાં જોઇએ.

(૨) જ્યારે એવા વાદીઓ અથવા તેમનો પ્લીડર પેટા કાનુન (૧) પ્રમાણે કરવામાં આવેલી માગણી પ્રમાણે ચાલવાને ચુકે ત્યારે, તે ફરિયાદનું સઘળું કામ કોર્ટ ઠરાવે તેવી શરતોએ બંધ રાખવાની અરજી કરવામાં આવે એટલે તે સદરહુ પ્રમાણે બંધ કરવાનો કોર્ટને અધિકાર છે.

(૩) જ્યારે સદરહુ ભાગીઆઓનાં નામ પેટા કાનુન (૧) માં લખેલી રીતે જણાવવામાં આવે ત્યારે જાણે એવા નામ ખુદ ફરિયાદ અરજીમાં લખ્યાં હોય તે પ્રમાણે તે ફરિયાદનું કામ આગળ ચાલશે અને તેના સંબંધમાં તેવાંજ સઘળાં પરિણામ સઘળી બાબતોમાં આવશે, પણ એવું ઠરાવ્યું છે કે ઉપર કહ્યું છે છતાં એવું સઘળું કામ સદરહુ પેઢીને નામે ચાલશે.

૩. જ્યારે કોઇ શખસો ઉપર તેમની પેઢીના નામથી ફરીયાદ માંડવામાં આવે ત્યારે સમન કોર્ટ ફરમાવે તે પ્રમાણે,—

(અ) સદરહુ ભાગીઆઓમાંના એક અથવા વધારે ભાગીઆ ઉપર બજાવવો, અથવા

(બ) એવી ભાગીદારીનું કામ બ્રિટિશ ઇંડિયામાં જે મુખ્ય ઠેકાણે ચાલતું હોય તે ઠેકાણે એવી ભાગીદારીનું કામ એવી બજાવણી વખતે જેના નિર્બંધ અથવા વહિવટ હેઠળ હોય તે શખસ ઉપર બજાવવો અને આવી રીતે કરેલી બજાવણી, એવા રીતે ફરિયાદ માંડેલી પેઢી ઉપર યોગ્યરીતે બજાવણી થઇ છે એમ ગણાશે. પછી એવા સઘળા અથવા કોઇ પણ ભાગીઆ બ્રિટિશ ઇંડિયામાં હોય કે તેની બહાર હોય તેની હરકત નથી; પણ એવું ઠરાવ્યું છે કે જે ભાગીદારી વાદીની જાણ પ્રમાણે ફરિયાદ માંડતાં પહેલાં છુટી થઇ ગઇ હોય તે ભાગીદારીની બાબતમાં, બ્રિટિશ ઇંડિયામાં રહેનારા જે જે ભાગીઆને પાત્ર કરવાનો પ્રયત્ન હોય તે દરેક ભાગીઆ ઉપર એવો સમન બજાવવો જોઇએ.

૪. (૧) સને ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર બાબતના આક્ટની ૪૫ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ, જ્યારે ઉપરના ઠરાવો પ્રમાણે બે અથવા વધારે શખસો પેઢીના નામથી ફરિયાદ માંડી શકે અથવા તેમના ઉપર એવી રીતે ફરિયાદ મંડાઇ શકે અને તેમાંનો કોઇ પણ એક જણ, તે ફરિયાદ માંડતા પહેલાં અથવા તે ચાલુ હોય તેવામાં મરણ પામે ત્યારે મૈયતના વારસ વકીલને તે ફરિયાદના પક્ષકાર તરીકે સામેલ કરવાની જરૂર નથી,

(૨) મૈયતના વારસ વકીલને—

(અ) એવી ફરિયાદમાં પક્ષકાર કરવાસારૂ અરજ કરવાનો, અથવા (બ) બાકી રહેલા એક અથવા વધારે શખસો ઉપર કંઇ હક બજાવવાનો હક્ક હોય તેને પેટા કાનુન (૧) માંના કોઇ પણ મજકુર ઉપરથી બાધ આવે છે અથવા તે મર્યાદિત થાય છે એમ સમજવું નહિ.

૫. જ્યારે સમન એકાદી પેઢી ઉપર કાઢયો હોય અને તે કાનુન ૩ માં ઠરાવ્યા પ્રમાણે બજાવવામાં આવ્યો હોય ત્યારે તે જેના ઉપર બજાવ્યો હોય તે દરેક શખસને એવી બજાવણી વખતે નોટીસ આપીને ખબર આપવી કે તેના ઉપર તે સમન ભાગીઆ તરીકે બજાવ્યો છે કે ભાગીદારીના ધંધા ઉપર નિર્બંધ રાખનાર અથવા તેના વહીવટ કરનાર તરીકે બજાવ્યો છે કે તે બન્ને સંબંધથી બજાવ્યો છે, અને જો એવી નોટીસ નહિ આપવામાં આવે તો, જેના ઉપર તે બજાવ્યો હોય તે શખસના ઉપર તે ભાગીઆ તરીકે બજાવ્યો છે એમ સમજવું.

૬. જ્યારે કોઇ શખસોના ઉપર તેમની પેઢીના ભાગીઆ તરિકે ફરિયાદ માંડવામાં આવી હોય ત્યારે, તેમણે પોતપોતાના નામથી જાતે હાજર થવું, પણ તે છતાં ત્યાર પછીનું સઘળું કામ તે પેઢીના નામથી ચાલશે.

૭. જ્યારે એકાદો સમન ૩ જી કાનુનમાં ઠરાવેલી રીતે, જે શખસ ભાગીદારીના ધંધા ઉપર નિર્બંધ રાખતો હોય અથવા તેનો વહિવટ કરતો હોય તેના ઉપર બજાવવામાં આવ્યો હોય ત્યારે, જે પેઢી ઉપર ફરિયાદ માંડી હોય તે પેઢીનો તે ભાગીઓ ન હોય તો તેને હાજર થવાની જરૂર નથી.

૮. જે કોઇ પણ શખસ ઉપર ૩ જી કાનુન પ્રમાણે ભાગીઆ તરીકે પ્રોસેસ બજાવી હોય તે શખસ વાંધો લઇને હાજર થઇ શકે કે હું ભાગીઓ નથી, પણ આવી રીતે હાજર થવાથી વાદીને એવી પેઢી ઉપર બીજી રીતે સમન બજાવવામાં અને જ્યારે કોઇ પણ ભાગીઓ હાજર ન થાય ત્યારે હાજર થવામાં ચુકયાથી તે પેઢી ઉપર હુકમનામું મેળવવામાં બાધ આવે છે એમ સમજવું નહિ.

૯. આ ઑર્ડર એકાદી પેઢી તથા તેમાંના એક અથવા વધારે ભાગીઆ વચ્ચેની, એ ફરિયાદને તથા જેમાં એક અથવા વધારે શખસો સામાન્ય રીતે ભાગીયા હોય તેવી પેઢીઓ વચ્ચેની ફરિયાદોને લાગુ પડશે. પણ આવી ફરિયાદોમાં કોર્ટની પરવાનગી વગર બજાવણીનું કામ કાઢવામાં આવશે નહિ, અને એવું કામ કાઢવા સારૂ કોર્ટને અરજી કરવામાં આવે એટલે વાજબી લાગે તેવા હિસાબ લેવાનો તથા ચોકસી કરવાનો તથા હુકમ આપવાનો અધિકાર છે.

૧૦. જે કોઇ પણ શખસ પોતાના નામ અથવા અટક કરતાં જુદાં નામ અથવા અટકથી ધંધો કરતો હોય તે શખસના ઉપર એવા નામ અથવા અટકથી, જાણે તે નામ અથવા અટક પેઢીનું નામ હોય તે રીતે ફરિયાદ થઇ શકે, અને મુકદમાની હકીકત જોતાં બની શકે એમ હોય એટલે સુધી આ ઑર્ડર મુજબની સઘળી કાનુનો તેને લાગુ પડશે.

---

## ઑર્ડર ૩૧ મો.

### ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર અને મૈયતની મિલકતનો વહિવટ કરનાર કરે તે તથા તેમના ઉપર થાય તે ફરિયાદો વિશે.

૧. ટ્રસ્ટીને, મૃત્યુપત્ર ચલાવનારને અથવા મૈયતની મિલકતના વહિવટ કરનારને જે મિલકતનો હકક પ્રાપ્ત થયો હોય તે મિલકત સંબંધી બધી ફરિયાદોમાં, તે મિલકતમાં હિતસંબંધવાળા શખસોની તથા ત્રાહેતની વચ્ચે ટંટો હોય ત્યારે, તે હિતસંબંધવાળા શખસોની વતી તે ટ્રસ્ટી મૃત્યુપત્ર ચલાવનાર અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર વારસવકીલ તરીકે હાજર થયેલો ગણાશે અને સાધારણ રીતે તેમને ફરિયાદના પક્ષકાર કરવાની જરૂર નથી, પરંતુ કોર્ટને યોગ લાગે તો તેમને અથવા તેમાંના કોઇને તેવા પક્ષકાર થવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૨. ટ્રસ્ટી મૃત્યુપત્ર ચલાવનાર અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનાર ઘણા હોય ત્યારે, તેમાંના એક અથવા વધારે ઉપરની ફરિયાદમાં તે બધાને પક્ષકાર કરવા; પરંતુ જે મૃત્યુપત્ર ચલાવનારાઓએ મૃત્યુલેખ કરનારનું મત્યુપત્ર સાબિત કર્યું ન હોય તેમને તથા બ્રિટિશ હિંદુસ્તાનની બહાર જે ટ્રસ્ટી મૃત્યુપત્ર ચલાવનારા અને મૈયતની મિલકતના વહિવટ કરનારા હોય તેમને પક્ષકાર કરવાની જરૂર નથી.

૩. ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનારી અથવા મૈયતની મિલકતનો વહિવટ કરનારી પરણેલી સ્ત્રી ફરિયાદ કરે તેમાં અથવા તેના ઉપર ફરિયાદ થાય તેમાં કોર્ટ બીજી રીતે ન ઠરાવે તો, તેના ધણીએ પક્ષકાર થવું નહિ.

---

## ઑર્ડર ૩૨ મો.

### સગીર તથા દીવાના એઓની તરફની અને તેમના ઉપરની ફરિયાદો વિશે.

૧. સગીરે કરવાની પ્રત્યેક ફરિયાદ તેના નામથી કોઇ શખસે કરવી, અને તેને તે ફરિયાદમાં સગીરનો દૃષ્ટમિત્ર કહેવો.

૨. (૧) ઇષ્ટમિત્ર વગર સગીરે અથવા તેની વતી કોઇએ ફરિઆદ અરજી દાખલ કરી હોય ત્યારે જે પ્લીડરે અથવા બીજા શખસે ફરિઆદઅરજી આપી હોય તેની પાસેથી ખરચ અપાવીને ફરિઆદઅરજી દાખલમાંથી કાઢી નાંખો એવી અરજ પ્રતિવાદી કરવાને મુખત્યાર છે.

(૨) તે અરજની નોટીસ તે શખસને આપવી, અને તેની કંઇ હરકત હોય તો તે સાંભળ્યા પછી તે કામમાં પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૩. (૧) ફરિયાદનો પ્રતિવાદી સગીર હોય ત્યારે તેના સગીરપણાની ખાત્રી થયા પછી તે સગીરને વાસ્તે જવાબ દાખલ કરવાને અને મુકદમો ચલાવવામાં તેની વતી સામાન્ય રીતે કામ કરવાને કોર્ટે કોઈ લાયક શખસને તે સગીરનો તે ફરિયાદ પુરતો વાલી નીમવો.

(૨) સગીરને નામે અને સગીરની વતી, અથવા વાદીએ અરજ કરવાથી; ફરિયાદ પુરતો તેનો વાલી નીમવાનો હુકમ મળી શકે.

(૩) ફરિયાદમાંની તકરારી બાબતોમાં સગીરથી ઉલટો લાભ સુચવેલા વાલીને નથી, તથા તે વાલી તરીકે નીમવાને લાયક છે એ વાત ખરી કરી બતાવનારા સોગનનામાથી તે અરજને પુષ્ટી આપવી.

(૪) આ કાનુન મુજબની અરજી ઉપરથી હુકમ કરવાનો હોય તે, સગીરને અથવા એવા સગીરનો વાલી નીમવાનો અથવા ઠરાવવાનો જેને અધિકાર હોય તે અધિકારીએ નીમેલા અથવા ઠરાવેલા વાલીને, અથવા એવો વાલી ન હોય તે પ્રસંગે, એવા સગીરના બાપને અથવા બીજા કુદરતી વાલીને અથવા જ્યારે બાપ અથવા બીજો વાલી ન હોય ત્યારે, એવો સગીર જેની સંભાળમાં હોય તેને, નોટીસ આપ્યા વગર તથા આ પેટા કાનુન મુજબ જેના ઉપર નોટીસ બજાવી હોય તેની વતી જે હરકત લેવામાં આવે તે સાંભળ્યા વગર કરવો નહીં.

૪. (૧) ઉમરે પહોંચેલો અને પાકી સમજનો હોય એવો કોઇ શખસ સગીરના ઇષ્ટમિત્ર અથવા ફરિયાદ પુરતાવાલી તરીકે કામ કરી શકે; પરંતુ તે સગીરના લાભથી તેનો લાભ ઉલટો ન હોવો જોઇએ, અને તે ઇષ્ટમિત્રની બાબતમાં પ્રતિવાદી, અને ફરિયાદ પુરતા વાલીની બાબતમાં વાદી ન હોવો જોઇએ.

(૨) જ્યારે કોઈ યોગ્ય અધિકારીએ સગીરનો વાલી નીમ્યો હોય અથવા ઠરાવ્યો હોય ત્યારે, જો કોર્ટને કાંઇ પુરતાં કારણસર ( આ કારણ તેણે લખી રાખવાં ) એમ જણાય કે બીજા કોઇ શખસને એવા સગીરના વાલી તરીકે–પ્રસંગ પ્રમાણે–કામ કરવાની રજા આપવાથી, અથવા નીમવાથી વાદીને લાભ થશે તો તે શિવાયને પ્રસંગે, એવા વાલી શિવાય બીજા કોઇ શખસે સગીરના ઇષ્ટમિત્ર તરીકે કામ કરવું નહીં અથવા તેને ફરિયાદ પુરતો વાલી નીમવો નહીં.

(૩) કોઇ પણ શખસને તેની સંમત્તિ વગર ફરિયાદ પુરતો વાલી નીમવો નહીં.

(૪) ફરિયાદ પુરતા વાલી તરીકે કામ કરવાને યોગ્ય તથા ખુશી હોય એવો કોઇ શખસ ન હોય તો, કોર્ટને પોતાના કામદારો પૈકી કોઇને એવા વાલી તરીકે નીમવાનો અધિકાર છે; અને તેને એવું ફરમાવવાનો અધિકાર છે કે એવો કામદાર પોતાની ફરજ બજાવતાં જે કાંઇ ખરચ કરે તે ખરચ કાંતો તે ફરિયાદના પક્ષકારોએ અથવા તેમાંના એક અથવા વધારે પક્ષકારોએ આપવો અથવા તે કોર્ટમાં હોય એવા જે ફંડમાં તે સગીરનો હિતસંબંધ હોય તેમાંથી આપવો, અને તે મુકદમાની હકીકત તથા ન્યાય જોતાં યોગ્ય દેખાય તે પ્રમાણે તે ખરચ અદા કરવા બાબત અથવા આપવા બાબત હુકમ કરવાને તે કોર્ટ મુખત્યાર છે.

૫. (૧) સગીરના વતી ( ૧૦ મી કાનુનની પેટા કાનુન (૨) મુજબની અરજ શિવાયની ) દરેક અરજી કોર્ટને કરવી તે તેના ઇષ્ટ મિત્રે કરવી અથવા તેના ફરિયાદ પુરતા વાલીએ કરવી.

(૨) કોઇ સગીરની વતી કોઇ ઇષ્ટ મિત્ર અથવા ફરિયાદ પુરતો વાલી ( જે હોય તે ) હાજર થયા વગર કોઇ ફરિયાદમાં અથવા કોર્ટને કરેલી કોઇ અરજ ઉપરથી કંઇ હુકમ થયો હોય, અને તે હુકમમાં અથવા તે હુકમ ઉપરથી તે સગીરનો કોઇ રીતે સંબંધ હોય અથવા તેને લાગતું વળગતું હોય તો તે હુકમ રદ થઇ શકે; અને જે પક્ષકારની અરજથી તેવો હુકમ કરવામાં આવ્યો હોય તેના પ્લીડરને તે

સગીરપણાની વાત માલમ હોય અથવા વાજબી રીતે માલમ પડી હોત એમ હોય તો, તે પ્લીડર પાસેથી ખરચ અપાવીને તે હુકમ રદ થઇ શકે.

૬. (૧) ઇષ્ટમિત્રે અગર ફરિયાદ પુરતા વાલીએ કોર્ટની રજા વગર સગીરની વતી કાંઇ પણ નાણાં અથવા બીજી જંગમ મિલકત—

(અ) હુકમનામું અથવા હુકમ થતાં પહેલાં તોડજોડ કરીને લેવી નહિ, અથવા (બ) સદરહુ સગીરના લાભમાં થયેલા હુકમનામા મુજબ અથવા હુકમ મુજબ લેવી નહિ.

(૨) જ્યારે સદરહુ ઇષ્ટમિત્રને અગર ફરિયાદ પુરતા વાલીને, યોગ્ય અખત્યાર હોય એવા અધિકારીએ સદરહુ સગીરની મિલકતનો વાલી નિમ્યો અગર ઠરાવ્યો ન હોય અથવા એ પ્રમાણે નિમ્યો અગર ઠરાવ્યો હોય તથાપિ કોર્ટને માહિત હોય એવા કોઇ પણ કારણને લીધે તે સદરહુ નાણાં અથવા બીજી જંગમ મિલકત લેવાને નાલાયક હોય તે પ્રસંગે, જો કોર્ટ તેને સદરહુ મિલકત લેવા વિશે રજા આપે તો એવી મિલકતની ખરાબી ન થાય તે સારૂ તથા તેનો યોગ્ય માર્ગે ઉપયોગ થાય તે સારૂ કોર્ટે પોતાને જરૂર જણાય એવું તારણ માગવું અને એવા હુકમ કરવા.

૭. (૧) જે ફરિયાદમાં કોઇ ઇષ્ટ મિત્ર તરીકે કે વાલી તરીકે કામ કરતો હોય તે ફરિયાદની બાબતમાં તે ઇષ્ટમિત્રે અથવા ફરિયાદ પુરતા વાલીએ તે કામમાં સ્પષ્ટ રીતે લખેલી કોર્ટની રજા શિવાય તે સગીરની વતી કંઇ કબુલાયત અથવા તોડજોડ કરવી નહિ.

(૨) એવી રીતે લખેલી કોર્ટની રજા શિવાય કરેલી કોઇ કબુલાયત અથવા તોડજોડ સગીર શિવાયના બીજા બધા પક્ષકારો વિરૂદ્ધ નિરર્થક કરવા યોગ્ય થશે એમ સમજવું.

૮. (૧) કોર્ટ બીજી રીતે હુકમ ન કરે તો, પોતાની જગાએ દાખલ કરવાસારૂ કોઇ લાયક શખસ પ્રથમ મેળવ્યા વગર, અને થઇ ગએલા ખરચને વાસ્તે તારણ આપ્યાવગર કોઈ ઇષ્ટમિત્ર નિકળી શકશે નહીં.

(૨) નવો ઇષ્ટમિત્ર નીમવાસારૂ કરેલી અરજીને સોગનનામાથી પુષ્ટી આપવી; અને જે શખસનું નામ સુચવ્યું હોય તે લાયક છે તથા સગીરથી ઉલટો તેનો લાભ નથી એવું તે સોગનનામામાં બતાવવું.

૯. (૧) સગીરના ઇષ્ટમિત્રનું હિત તે સગીરના હિતથી વિરૂદ્ધ હોય ત્યારે, અથવા સગીરથી ઉલટો જેનો લાભ હોય તેવા પ્રતિવાદી સાથે તે ઇષ્ટમિત્રને એટલું લાગતું વળગતું હોય કે તે ઉપરથી સગીરનો લાભ તેનાથી બરોબર સચવાશે એવો સંભવ ન હોય ત્યારે, અથવા તે પોતાનું કામ બજાવે નહીં ત્યારે, અથવા ફરિયાદ ચાલતી હોય તેવામાં તે બ્રિટિશ ઇંડિયામાં રહેતો બંધ થાય ત્યારે. અથવા બીજા કોઇ પુરતા કારણને લીધે, તેને દુર કરવાસારૂ કોઇ પ્રતિવાદી અથવા સગીરની વતી કોઈ શખસ અરજ કરવાને મુખત્યાર છે. અને બતાવેલું કારણ બસ છે એ વિશે કોર્ટની ખાત્રી થાય તો ઇષ્ટમિત્રને તે પ્રમાણે દુર કરવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે, અને ખરચ બાબત પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ ઇષ્ટમિત્ર, વાલી નિમવાને અગર ઠરાવવાને અખત્યાર હોય એવા અધિકારીએ નિમેલો અગર ઠરાવેલો વાલી ન હોય, અને સદરહુ પ્રમાણે નિમેલા અગર ઠરાવેલા કોઇ વાલીની તે ઇષ્ટમિત્રની જગોએ નિમાવાની ખુશી હોય અને તે સારૂ પોતે અરજી કરે ત્યારે, સદરહુ વાલીને સદરહુ સગીરના ઇષ્ટમિત્રની જગોએ નિમવા નહિ, એમ કોર્ટને કાંઇ કારણસર (તે કારણો લખી રાખવાં) લાગતું હોય તે શિવાયને પ્રસંગે, તે કોર્ટે સદરહુ ઇષ્ટમિત્રને કામ ઉપરથી દુર કરવો અને ત્યાર પછી તે ફરિયાદમાં થઇ ગયેલા ખરચને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી સરતોએ સદરહુ અરજદારને તે કોર્ટે ઇષ્ટમિત્ર તરીકે નીમવો.

૧૦. (૧) સગીરનો ઇષ્ટમિત્ર પોતાનું કામ છોડે અથવા તેને દુર કરવામાં આવે અથવા તે ગુજરી જાય ત્યારે, તેની જગાએ ઇષ્ટમિત્ર નીમવામાં આવે ત્યાંસુધી આગળ કામ ચલાવવું બંધ રાખવું.

(૨) તે સગીરનો પ્લીડર યોગ્ય મુદતમાં નવો ઇષ્ટમિત્ર નીમવાની તજવીજ ન કરે ત્યારે, સગીર સાથે અથવા તકરારી બાબત સાથે સંબંધ હોય તેવો કોઇ શખસ નવો ઇષ્ટમિત્ર નીમવા સારૂ કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે; અને પોતાને યોગ્ય લાગે તે શખસને ઇષ્ટમિત્ર નીમવાને કોર્ટ મુખત્યાર છે.

૧૧. ( ૧ ) ફરિયાદ પુરતો વાલી પોતાનું કામ છોડી દેવાની ઇચ્છા બતાવે અથવા તે પોતાનું કામ ન કરે, અથવા બીજું પુરતું કારણ જણાવવામાં આવે ત્યારે, કોર્ટ તેને છોડી દેવાની રજા આપવાને અથવા તેને દુર કરવાને તથા ખરચ બાબત પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે.

(૨) ફરિયાદ પુરતો વાલી ફરિયાદ ચાલતાં પોતાનું કામ છોડી દે, ગુજરી જાય અથવા કોર્ટ તેને દુર કરે ત્યારે, કોર્ટે તેની જગાએ નવો વાલી નીમવો.

**૧૨.** (૧) સગીર વાદીએ અથવા જે સગીર ફરિયાદનો પક્ષકાર ન હોય તેની વતી કંઇ અરજ ચાલુ હોય તેણે, ઉમરે પહોંચે એટલે, ફરિયાદનું અથવા અરજનું કામ ચલાવવું કે નહીં એ વાત પસંદ કરવી.

(૨) જ્યારે એવો સગીર અમુક ફરિયાદનું અથવા અરજનું કામ ચલાવવાનું પોતે પસંદ કરે ત્યારે, ઇષ્ટમિત્રને કાઢી નાંખીને પોતાના નામથી કામ ચલાવવાની પોતાને રજા મળવાને હુકમ કરાવવા સારૂ તેણે અરજ કરવી.

(૩) આવે પ્રસંગે ફરિયાદનું અથવા અરજનું મથાળું, ત્યારથી નીચે પ્રમાણે વંચાય એવી રીતે સુધારવું:— "અ. બ. માજી સગીર તેનો ઇષ્ટમિત્ર ક. ડ. હતો પરંતુ હમણાં તે ઉમરમાં આવેલો હોવાથી."

(૪) ફરિયાદનું અથવા અરજનું કામ છોડી દેવાનું તે પસંદ કરે, અને તે એકલોજ વાદી અથવા એકલોજ અરજ કરનાર હોય ત્યારે, પ્રતિવાદીએ અથવા વિરૂદ્ધ પક્ષકારે કરેલો ખરચ અથવા તેના ઇષ્ટ-મિત્રે આપેલો હોય તે ખરચ પાછો આપીને તે ફરિયાદ અથવા અરજ કાઢી નાંખવાનો હુકમ કરાવવા સારૂ તેણે અરજ કરવી.

(૫) આ કલમની રૂએ કરવાની કોઇ અરજ એક તરફી થઇ શકે; પરંતુ ઇષ્ટમિત્રને છુટો કરવાનો અને સગીર વાદીને પોતાના નામથી કામ આગળ ચલાવવાની રજા આપવાનો હુકમ ઇષ્ટમિત્રને નોટીસ આપ્યા વગર કરવો નહિ.

**૧૩.** (૧) સગીર સહ–વાદી ઉમરે પહોંચ્યા પછી ફરિયાદ નાકબુલ કરવાની ઇચ્છા રાખે ત્યારે, સહ–વાદી તરીકે પોતાનું નામ કાઢી નાંખવાને તેણે અરજ કરવી. અને તે જરૂરનો પક્ષકાર નથી એમ કોર્ટને જણાય તો. ખરચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી સરતો કરીને, ફરિયાદમાંથી તેનું નામ કોર્ટે કાઢી નાંખવું.

(૨) આ કલમની રૂએ કરેલી અરજની નોટીસ ઇષ્ટમિત્ર ઉપર, કોઇપણ સહ–વાદી ઉપર તેમજ પ્રતિવાદી ઉપર બજાવવી.

(૩) આ અરજનો સઘળા પક્ષકારોનો ખરચ અને ત્યાં સુધીમાં ફરિયાદમાં ચાલેલા બધા અથવા કંઇ કામનો ખરચ કોર્ટ ફરમાવે તે શખસોએ આપવો.

(૪) અરજદાર ફરિયાદમાં જરૂરનો પક્ષકાર હોય ત્યારે, તેને પ્રતિવાદી કરવાને કોર્ટ ફરમાવવા મુખ્ત્યાર છે.

**૧૪.** (૧) કોઇ સગીર ઉમરે પહોંચ્યા પછી, જો તે એકલોજ વાદી હોય તો, પોતાને નામે ઇષ્ટ-મિત્રે કરેલી ફરિયાદ ગેરવાજબી અથવા અયોગ્ય છે એવા સબબથી તે ફરિયાદ કાઢી નાંખવાને તે અરજ કરવાને મુખત્યાર છે.

(૨) સદરહુ અરજની નોટીસ લાગતા વળગતા બધા પક્ષકારો ઉપર બજાવવી. અને તેની ગેરવા-જબીપણા અથવા અયોગ્યપણા વિશે કોર્ટની ખાત્રી થયા પછી, તે અરજ મંજુર કરવાને તથા ફરિયાદમાં કંઇ કામ ચાલ્યું હોય તેનો અને તે અરજ સંબંધી બધા પક્ષકારનો ખરચ આપવાનો તે ઇષ્ટમિત્રને હુકમ કરવાને અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**૧૫.** જે શખસો દિવાના ઠરેલા હોય તેમની બાબતમાં અને જે શખસો સદરહુ પ્રમાણે દિવાના ઠરેલા ન હોય તોપણ પોતાના મનની સ્થિતી બરાબર ન હોવાથી અથવા માનસિક દુર્બળતાથી પોતાની તરફથી અથવા પોતાની ઉપર થયેલી ફરિયાદમાં પોતાના લાભનું રક્ષણ કરવાને અસમર્થ છે એમ કોર્ટને તપાસની અંતે માલમ પડે તે શખસોની બાબતમાં ૧ થી ૧૪ સુધીની કાનુનોમાંના ઠરાવો જેટલે સુધી લાગુ પડી શકે તેટલેસુધી લાગુ પડશે એમ સમજવું.

**૧૬.** કોઇ સત્તાધિકારી રાજાએ અથવા રાજ્ય ચલાવનાર સરદારે પોતાનાં સંસ્થાનના નામથી ફરિયાદ કરી હોય અથવા તેના ઉપર તેના સંસ્થાનના નામથી ફરિયાદ થઇ હોય, અથવા ગવર્નર જનર

રલ ઇન કૌંસીલના અથવા કોઇ સ્થાનિક સરકારના હુકમથી કોઇ એજંટના નામથી અથવા બીજા કોઇ શખસના નામથી તેના ઉપર ફરિયાદ થઇ હોય તેને, આ ઓર્ડરમાં કહેલી કાંઇ વાત લાગુ પડે છે એમ સમજવું નહિ. અથવા તે વાત ઉપરથી સગીરે અથવા ગાંડા માણસે અથવા બીજા ચિત્તભ્રમ થયેલા માણસોએ કરેલી અથવા તેની ઉપર કરવાની ફરિયાદમાં વિદ્યમાનકાળે અમલમાં હોય એવા કોઇ સ્થાનિક કાયદાના ઠરાવોને બાધ આવે છે અથવા તેમાં કાંઇ વધું ઓછું થાય છે એમ સમજવું નહીં.

---

## ઓર્ડર ૩૩ મો.

### નાદારોની ફરિયાદો.

**૧.** નીચેના ઠરાવોને અનુસરીને કોઇ પણ ફરિયાદ નાદાર આણી શકે.

**ખુલાસો:**—આવી ફરિયાદ કરવામાં ફરિયાદ અરજીને વાસ્તે કાયદામાં ઠરાવેલી ફી ભરવા જેટલાં કોઇ શખસ પાસે પુરતાં સાધન ન હોય, અથવા જ્યાં તેની ફી ન ઠરાવી હોય ત્યાં ફરિયાદના વિષય તથા તેનાં જરૂરીયાત પહેરવાનાં વસ્ત્ર શિવાય તેની માલિકીની સો રૂપિયાની મિલકત ન હોય, ત્યારે તે શખસ 'નાદાર' કહેવાય.

**૨.** નાદાર તરીકે ફરિયાદ કરવાની પરવાનગીની દરેક અરજમાં, ફરિયાદમાંની ફરિયાદ અરજીઓમાં જે વિગતો લખવાની કહી છે તે લખવી. અરજદારની સ્થાવર અથવા જંગમ જે કંઇ મિલકત હોય તેનું તેની આશરે કિંમત સુદ્ધાંતનું એક પત્રક તેની સાથે જોડવું, અને પ્લીડીંગ ઉપર સહી કરવા વિશે તથા તેના સાચાપણાના એકરાર કરવા વિશે પાછળ જે રીત કહી છે તે રીતે તે ઉપર સહી તથા સાચાપણાના એકરાર કરવા.

**૩.** આ કાનુનોમાં ગમે તેમ કહેલું હોય તે છતાંએ, અરજદારે પોતે જાતે કોર્ટને અરજ આપવી, પરંતુ કોર્ટમાં હાજર થવાની તેને માફી મળી હોય તો તે અરજ બાબત બધા અગત્યના સવાલોના જવાબ દેઇ શકે તેવો યોગ્ય રીતે અખત્યાર મળેલો મુખત્યાર તે અરજ આપી શકે, અને જે ધણીનો તે મુખત્યાર હોય તે ધણી જાતે હાજર થયો હોત ત્યારે તે ધણીની જે રીતે જુબાની લેઇ શકાય તે રીતે તે મુખત્યારની જુબાની લેવાય.

**૪.** (૧) અરજ રીતસર લખીને બરાબર રીતે આપી હોય ત્યારે પોતાને યોગ્ય લાગે તો દાવાના ગુણદોષ વિશે તથા અરજદારની મિલકત વિશે અરજદારની અથવા અરજદારને મુખત્યાર મારફતે હાજર થવાને રજા આપી હોય ત્યારે તેના મુખત્યારની જબાની લેવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) મુખત્યારે અરજ આપી હોય ત્યારે પોતાને યોગ્ય લાગે તો ગેરહાજર હોય તેવા સાક્ષીની જુબાની જે રીતે લેવાય છે તે રીતે, કમિશન મારફત અરજદારની જુબાની લેવી, એમ હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

**૫.** કોર્ટને એવું માલમ પડે કે, (અ) નાદાર તરીકે ફરિયાદ કરવાની અરજી કાનુનો (૨) તથા (૩) માં ઠરાવ્યા પ્રમાણે તૈયાર કરીને રજુ કરી નથી, અથવા (બ) અરજદાર નાદાર નથી, અથવા (ક) અરજ આપ્યા પહેલાંના લાગલાજ બે માસની અંદર અરજદારે દગલબાજીથી અથવા નાદાર તરીકે ફરિયાદ કરવાની પરવાનગી મેળવવા માટે અરજ કરી શકે તે વિચારથી કંઇ મિલકત વેચી દીધી છે, અથવા (ડ) અરજદારે લખેલી બાબતો ઉપરથી દાવાનું કારણ ઉત્પન્ન થાય છે એમ જણાતું નથી, અથવા (ઇ) કરવા ધારેલી ફરિયાદના વિષયના સંબંધમાં તેણે કોઇ એવો કરાર કર્યો છે કે તેથી તે વિષયમાં બીજા કોઇ શખસનો હિતસંબંધ ઉત્પન્ન થયો છે, ત્યારે કોર્ટે તેની નાદાર તરીકે ફરીયાદ કરવાની અરજ નામંજુર કરવી.

**૬.** કાનુન ૫ માં કહેલા કોઇ સબબથી અરજ નામંજુર કરવાનું કંઇ કારણ કોર્ટને જણાય નહિ ત્યારે પોતાની નાદારી સાબીત કરવામાં અરજદાર જે પુરાવો આપે તે લેવાને તથા તેની ગેરસાબિતિમાં

જે પુરાવો આપવામાં આવે તે સાંભળવાને કોર્ટે એક દિવસ ઠરાવવો. ( તે દિવસ બાબતની ચોખ્ખા દશ દિવસ પહેલાં સામા પક્ષકારને તથા સરકારી પ્લીડરને નોટીસ આપવી. )

૭. (૧) તે પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા ત્યારપછી અનુકુળ પડે તેટલું જલદી, એમાંથી ગમે તે પક્ષકારે હાજર કરેલા ( જો કોઇ હોય તો ) સાક્ષી કોર્ટે તપાસવા અને અરજદારની અથવા તેના મુખત્યારની શાહેદી લેવાને કોર્ટે તપાસવા અને અરજદારની અથવા તેના મુખત્યારની સાહેદી લેવાને કોર્ટ મુખત્યાર છે. અને તેમની સાહેદીની મતલબનું એક ટિપ્પણ કોર્ટે કરવું.

(૨) સદરહુ અરજ તથા આમાં ઠરાવ્યા પ્રમાણે કોર્ટે લીધેલો ( કોઇ હોય તો ) પુરાવો વાંચવાથી કાનુન ૫ માં કહેલી કોઇ હરકતો અરજદારને લાગે છે કે નહીં એ વિશે પક્ષકારો જે દલીલો કહે તે પણ કોર્ટે સાંભળવી.

(૩) પછી અરજદારની નાદાર તરીકે ફરિયાદ કરવાની અરજ કોર્ટે મંજુર રાખવી અથવા મંજુર રાખવાને ના પાડવી.

૮. અરજ મંજુર રાખવામાં આવે ત્યારે તેના ઉપર નંબર પાડીને તે નોંધવી, અને ફરિયાદમાં તે ફરિયાદ અરજી તરીકે ગણવી, અને સાધારણ રીત પ્રમાણે માંડેલી ફરિયાદ તરીકે બધી રીતે તે ફરિયાદનું કામ આગળ ચાલશે; પરંતુ કોઇ અરજી બાબત, કે વકીલની નેમણુક બાબત કે ફરિયાદને લગતા બીજા કામ બાબત ( પ્રોસેસ બજાવવાને જે ફી આપવી પડે તે શિવાય ) કંઇ કોર્ટ ફી વાદીને આપવી પડશે નહિ.

૯. પ્રતિવાદીની અથવા સરકારી પ્લીડરની અરજ ઉપરથી તે બાબતની ચોખ્ખા સાત દિવસની લખેલી નોટીસ વાદીને આપીને નીચે લખેલે પ્રસંગે વાદી નાદાર નથી એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; તે પ્રસંગો એ કે (અ) ફરિયાદ ચાલતાં તેની વર્તણુક અઘટિત અથવા સંતાપકારક છે એવો તેના ઉપર દોષ આવે તો; (બ) નાદાર તરીકે તેણે ફરિયાદ ચાલુ ન રાખવી જોઇએ એવાં સાધન તેની પાસે છે એમ જણાય તો, અથવા (ક) ફરિયાદના વિષયના સંબંધમાં તેણે કોઇ એવો કરાર કર્યો હોય કે તેથી તે વિષયમાં બીજા કોઇ શખસનો હિતસંબંધ ઉત્પન્ન થયો હોય તો.

૧૦. ફરિયાદમાં વાદી જીતે ત્યારે નાદાર તરીકે ફરિયાદ કરવા ન દીધો હોત તો તેને કેટલી કોર્ટ ફી ભરવી પડત તેનો કોર્ટે હિસાબ ગણવો, અને હુકમનામામાં જે પક્ષકારને તે રકમ આપવાનું ફરમાવ્યું હશે તેની પાસેથી તે રકમ સરકાર વસુલ કરશે અને તે રકમ દાવાના વિષય ઉપરનો પહેલો બોજો ગણાશે.

૧૧. વાદી ફરિયાદમાં હારે અથવા તે નાદાર નથી એમ ઠરે અથવા (અ) પ્રતિવાદી હાજર થઇને જવાબ આપવા સારૂ કાઢેલો સમન બજાવવા સારૂ જે કોઇ ફી અથવા બીજો ટપાલનો ખરચ ( જો હોય તો તે ) વાદીએ ન આપ્યાને લીધે તે સમન પ્રતિવાદી ઉપર બજ્યો ન હોવાના કારણસર અથવા (બ) ફરિયાદની સુનાવણી પોકારવામાં આવે તે વખતે વાદી હાજર ન થવાના કારણસર, ફરિયાદ કાઢી નાંખવામાં અથવા પાછી ખેંચી લેવામાં આવે ત્યારે નાદાર તરીકે ફરિયાદ કરવાની રજા ન મળી હોત તો જે કોર્ટ ફી વાદીને ભરવી પડત તે ભરવાને સારૂ વાદીને અથવા ફરિયાદમાં સહ-વાદી કર્યો હોય તેને કોર્ટે હુકમ કરવો.

૧૨. ૧૦ મી, અથવા ૧૧ મી કાનુન પ્રમાણે જે કોર્ટ ફી લેવાની હોય તે ભરવા સારૂ હુકમ થવા માટે કોર્ટને કોઇ પણ વખત અરજ કરવાનો સરકારને હક છે.

૧૩. ૧૦ મી, ૧૧ મી અથવા ૧૨ મી કાનુન મુજબ સરકાર અને કોઇ પણ પક્ષકાર વચ્ચે ઉત્પન્ન થતી બાબતો ૪૭ મી કલમના અર્થ મુજબ તે ફરિયાદના પક્ષકારો વચ્ચે ઉત્પન્ન થતી બાબતો છે એમ ગણવું.

૧૪. ૧૦ મી ૧૧ મી અથવા ૧૨ મી કાનુન મુજબ હુકમ કરવામાં આવે ત્યારે કોર્ટે હુકમનામાની નકલ કલેકટરને તાબડતોબ મોકલાવવી.

૧૫. અરજદારને નાદાર તરીકે ફરિયાદ કરવાની રજા ન આપવાનો હુકમ કર્યા પછી ફરિયાદ કરવાના તેના તેજ હક્ક પરથી તેવી જાતની ફરી અરજી તેનાથી થશે નહિ. પરંતુ નાદારીમાં ફરિયાદ કર-

વાની રજા મળવા સારૂ તેણે જે અરજ કરી હોય તેની સામે થવામાં સરકારને અથવા સામા પક્ષકારને ખરચ થયો હોય ( તો ) તે, એ અરજદાર પ્રથમ આપે તો તેને તેજ હક્કથી હમેશની રીતે ફરિયાદ કરવાને છુટ મળશે.

૬૬. નાદારીમાં ફરિયાદ કરવાની રજાને વાસ્તે કરેલી અરજનો નાદારીની તપાસનો ખરચ તે ફરિયાદનો ખરચ ગણાશે.

---

## ઓર્ડર ૩૪ મો.

### સ્થાવર મિલકતના ગીરો બાબતની ફરિયાદો વિશે.

૧. આ કાયદાના ઠરાવોને પાત્ર, ગીરોના તારણમાં અથવા ગીરો છોડવવાના હક્કમાં હિતસંબંધ હોય એવા સઘળા શખસોને એવા ગીરો સંબંધી હરકોઇ ફરિયાદમાં પક્ષકારો તરીકે સામેલ કરવા જોઇએ.

**ખુલાસો:**—પછીનો ગીરો રાખનાર અગાઉના ગીરો રાખનારને ફરિયાદમાં પક્ષકાર કર્યા વગર, ગીરો છોડવવાનો હક્ક રદ કરાવવા બાબતની અથવા વેચાણ કરાવવા બાબતની ફરિયાદ કરી શકે, અને અગાઉના ગીરો રાખનારને પાછળનું ગીરો છોડવવા બાબતની ફરિયાદમાં સામેલ કરવાની જરૂર નથી.

૨. ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરિયાદમાં વાદીની તરફેણમાં ફેંસલો થાય તો, કોર્ટે હુકમનામું કરીનેઃ—

(અ) આમાં હવે પછી કહેલે દિવસે ગીરો સંબંધી મુદ્દલ તથા વ્યાજ બાબત તથા ફરિયાદનો વાદીને કાંઇ ખરચ અપાવ્યો હોય તો તે બાબત તેને કેટલી રકમ દેવી થશે તેનો હિસાબ લેવાનું ફરમાવવું જોઇએ, અથવા (બ) એવા હુકમનામાની તારીખે આ પ્રમાણે કેટલી રકમ દેવી નિકળી છે તે ઠરાવીને જણાવવી જોઇએ; ( ક ) અને તે હુકમનામામાં એવું ફરમાવવું જોઇએ કે, સદરહુ પ્રમાણે દેવી નીકળેલી રકમ, કોર્ટમાં જણાવ્યાની તારીખથી છ મહિનાની અંદરની જે તારીખ કોર્ટ ઠરાવે તે તારીખે, પ્રતિવાદી કોર્ટમાં ભરે એટલે વાદીએ પોતાની પાસે અથવા પોતાના તાબામાં હોય તે ગીરો મિલકત સબંધી સઘળા દસ્તાવેજ પ્રતિવાદીને અથવા પ્રતિવાદી નિમે તે શખસને સ્વાધીન કરવા જોઇયે, અને તે મિલકત ગીરો રહિત તથા તેના ઉપર વાદીએ અથવા વાદીની વતી દાવો કરનારાઓએ અથવા બીજાની પાસેથી નીકળેલા હક ઉપરથી વાદી દાવો કરતો હોય ત્યારે જેની વતી તે દાવો કરતો હોય તે શખસે જે બોજા ઉત્પન્ન કર્યા હશે તે સઘળા બોજા વગર તે મિલકત વાદીએ પ્રતિવાદીને તબદીલ કરી આપવી જોઇએ; અને વળી તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાની જરૂર હશે તો તેના કબજામાં આપવી જોઇએ, પણ ( ડ ) તેમાં એવું પણ ફરમાવવું જોઇએ કે એવી રકમ કોર્ટ નીમે તે દિવસે અથવા તેની અગાઉ પ્રતિવાદી ભરશે નહીં તો, તે મિલકત છોડવવાનો પ્રતિવાદીનો સર્વ પ્રકારનો હક બિલકુલ જતો રહેશે.

૩. (૧) જ્યારે સદરહુ પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા તેની અગાઉ, સદરહુ પ્રકારની દેવી નિકળતી ઠરાવેલી રકમ તથા ૧૦ મી કાનુનમાં કહેલા પ્રકારનો પાછલથી થયેલો ખરચ પ્રતિવાદી કોર્ટમાં ભરે એટલે કોર્ટે હુકમનામું કરીને તેમાં––

(અ) પ્રાથમિક હુકમનામાની સરતો પ્રમાણે જે દસ્તાવેજો આપી દેવાને વાદી બંધાયલો હોય તે દસ્તાવેજો આપી દેવાને વાદીને ફરમાવવું જોઇએ, અને જરૂર હોય તો, (બ) સદર હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે ગીરો મિલકત પાછી તબદીલ કરી આપવાનું તેને ફરમાવવું જોઇએ, અને વળી, જરૂર હોય તો, (ક) તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો તેને હુકમ કરવો જોઇએ.

(૨) એવી રકમ એવી રીતે ભરવામાં ન આવે ત્યારે, કોર્ટે, વાદી તે બાબત અરજ કરે તો ગીરો મિલકત છોડવવાનો પ્રતિવાદીનો તથા તેના સંબંધી અથવા તેની તરફથી દાવો કરનાર સઘળા શખસોનો સર્વ હક્ક પુર્ણપણે જતો રહ્યો છે એવું હુકમનામું કરવું જોઇયે અને તેમાં જરૂર હોય તો તે

મિલકત વાદીના કબજામાં આપવાનો હુકમ કરવો જોઇએ; પરંતુ એવું ઠરાવ્યું છે કે યોગ્ય કારણ બતાવવામાં આવે તો કોર્ટને કાંઈ સરત કરવાનું પોતાને યોગ્ય લાગે તો તેવી શરતે, તે રકમ ભરવા સારૂ નિમેલો દિવસ વખતે વખતે તહકુબ કરવાનો અધિકાર છે.

( ૩ ) પેટા કાનુન ( ૨ ) ની રૂએ હુકમનામું કરવામાં આવે એટલે તારણવાળું કરજ વળી ગયું એમ સમજવું.

૪. ( ૧ ) વેચાણ કરવા બાબતની ફરિયાદમાં વાદીની તરફેણમાં ફેંસલો થાય તો, કોર્ટે ૨ જી કાનુનની (અ), ( બ ) તથા (ક) રકમોમાં કહેલી મતલબનું હુકમનામું કરીને તેમાં એવો પણ હુકમ કરવો કે, પ્રતિવાદી સદરહુ હુકમનામામાં લખ્યા પ્રમાણે રકમ ભરવાને ચુકે તો, ગીરો મિલકત અથવા તેનો જોઇએ તેટલો ભાગ વેચવો; અને વેચાણના પૈસા ( તેમાંથી વેચાણનો ખરચ બાદ કરીને ) કોર્ટમાં ભરવા, અને વાદીના લેહેણા તરીકે જે રકમ સદરહુ પ્રમાણે ઠરાવેલી હશે તે તથા ત્યાર પછીનું વ્યાજ તથા ખરચ પતાવીને જે કાંઇ બાકી વધે તે પ્રતિવાદીને અથવા તે લેવાનો હક હોય એવા કોઇ પણ બીજા આસામીને આપવી જોઇએ.

( ૨ ) ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરિયાદમાં વાદીની તરફેણમાં ફેંસલો થાય. અને ગીરો વેચાણની શરતે કરેલું ગીરો ન હોય તો, વાદીના અથવા ગીરોની રકમમાં અથવા ગીરો છોડવવાના હકમાં હિતસંબંધ હોય એવા કોઇ પણ શખસના કહેવા ઉપરથી કોર્ટને ( ગીરો છોડવવાનો હક રદ કરવા બાબતનું હુકમનામું કરવાને બદલે ), ઉપર કહેલા હુકમનામા જેવુંજ હુકમનામું પોતાને યોગ્ય લાગે તે શરતોએ અને તેમાં, વેચાણનો ખરચ અદા કરવા સારૂ તથા તે સરતો પુરી કરવાનું સુરક્ષિત કરવા સારૂ કોર્ટ ઠરાવે તેવી યોગ્ય રકમ કોર્ટમાં અનામત મુકવી એવી સરત દાખલ કરીને કરવાનો અધિકાર છે.

૫. (૧) જ્યારે ઠરાવેલે દિવસે અથવા તેની અગાઉ પ્રતિવાદી ઉપર પ્રમાણે ઠરાવેલી દેવી નીકળનારી રકમ, તથા ૧૦ મી કાનુનનાં કહેલા પ્રકારનો પાછળથી થયેલો ખરચ, કોર્ટમાં ભરે ત્યારે, કોર્ટે હુકમનામું કરીને તેમાં;—

(અ) પ્રાથમિક હુકમનામાની સરતો પ્રમાણે જે દસ્તાવેજો આપી દેવાને વાદી બંધાયલો હોય તે દસ્તાવેજો આપી દેવાને વાદીને ફરમાવવું જોઇએ, અને જરૂર હોય તે, ( બ ) સદરહુ હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે ગીરો મિલકત પાછી તબદીલ કરી આપવાનું તેને ફરમાવવું જોઇએ, અને વળી જરૂર હોય તો; (ક) તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો તેને હુકમ કરવો જોઇએ.

(૨) એવી રકમ એ પ્રમાણે ભરવામાં ન આવે ત્યારે કોર્ટે, વાદી અરજ કરે તો ગીરો મિલકત અથવા તેનો જરૂર હોય એટલો ભાગ વેચવાનો અને તે વેચાણના ઉત્પન્નની વ્યવસ્થા ૪ થા કાનુનમાં કહ્યા પ્રમાણે કરવા બાબત હુકમનામું કરવું.

૬. એવા કોઇ પણ વેચાણનું નક્કી ઉત્પન્ન વાદીની લહેણી નીકળતી રકમ વાળી દેવા જેટલું ન હોય ત્યારે બાકીની રકમ વેચેલી મિલકતમાંથી વસુલ કરવાના કરતાં બીજી રીતે પ્રતિવાદી પાસેથી કાયદેસર રીતે વસુલ થઇ શકે એમ હોય તો, કોર્ટને તે રકમ બદલ હુકમનામું કરવાનો અધિકાર છે.

૭. ગીરો છોડાવવા બાબતની ફરિયાદમાં વાદીની તરફેણમાં ફેંસલો થાય તો કોર્ટે હુકમનામું કરીને;

(અ) આમાં હવે પછી કહેલે દિવસે ગીરોની મુદ્દલ રકમ તથા વ્યાજ બાબત અને ફરિયાદનો કાંઇ ખરચ અપાવ્યો હોય તો તે ખરચ બાબત પ્રતિવાદીને કેટલી રકમ દેવી નીકળશે તેનો હિસાબ લેવાનું ફરમાવવું જોઇએ, અથવા (બ) એવા હુકમનામાની તારીખે આ પ્રમાણે કેટલી રકમ દેવી નીકળી છે તે ઠરાવીને જણાવવી જોઇએ; અને તે હુકમનામામાં એવું ફરમાવવું જોઇએ કેઃ—(ક) સદરહુ પ્રમાણે દેવી નીકળેલી રકમ કોર્ટમાં જણાવ્યાની તારીખથી છ મહિનાની અંદરની જે તારીખ કોર્ટ ઠરાવે તે તારીખે વાદી કોર્ટમાં ભરે એટલે પ્રતિવાદીએ ગીરો મિલકત બાબત પોતાની પાસે અથવા પોતાના તાબામાં જે દસ્તાવેજ હોય તે સઘળા દસ્તાવેજ વાદીને અથવા વાદી નીમે તે શખસને સ્વાધીન કરવા જોઇએ, અને તે મિલકત, ગીરો રહિત તથા તેની ઉપર પ્રતિવાદીએ, અથવા તેના સંબંધથી દાવો કરનારા કોઇ શખસે,

અથવા પ્રતિવાદી બીજાની તરફથી મળેલા હક ઉપરથી દાવો કરતો હોય તો તે જેના સંબંધથી દાવો કરતો હોય તેમણે જે બોજા ઉત્પન્ન કર્યા હશે તે સર્વ બોજા રહિત, પ્રતિવાદીએ વાદીને પાછી તબદીલ કરી આપવી જોઇએ, અને ગીરો મિલકત વાદીના કબજામાં આપાવાની જરૂર હોય તો તેણે તે તેના કબજામાં આપવી જોઇએ; પણ તેમાં એવું પણ ફરમાવવું જોઇએ કે; ( ક ) કોર્ટ નીમે તે દિવસે અથવા તેની અગાઉ એવી રકમ ભરવામાં ન આવે તો, ( તે ગીરો સાદું અથવા ભોગવટા ગીરો ન હોય તો ) વાદીના તે મિલકત છોડાવી લેવાના સર્વ પ્રકારના હક બિલકુલ જતા રહેશે, અથવા ( તે ગીરો વેચાણની સરતથી કરેલું ગીરો ન હોય તો, ) તે મિલકત વેચવી.

૮. (૧) જ્યારે સદરહુ પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા તેની અગાઉ, સદરહુ પ્રકારની દેવી નિકળતી ઠરાવેલી રકમ તથા ૧૦ મી કાનુનમાં કહેલા પ્રકારનો પાછળથી થયેલો ખરચ પ્રતિવાદી કોર્ટમાં ભરે એટલે કોર્ટે હુકમનામું કરીને તેમાં—

(અ) પ્રાથમિક હુકમનામાની સરતો પ્રમાણે જે દસ્તાવેજો આપી દેવાને પ્રતિવાદી બંધાયલો હોય તે દસ્તાવેજો આપી દેવાને પ્રતિવાદીને ફરમાવવું જોઇએ અને જરૂર હોય તો; (બ) સદરહુ હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે ગીરો મિલકત પાછી તબદીલ કરી આપવાનું તેને ફરમાવવું જોઇએ, અને જરૂર હોય તો, (ક) તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો તેને હુકમ કરવો જોઇએ.

(૨) એવી રકમ એવી રીતે ભરવામાં ન આવે તથા ગીરો સાદું અથવા ભોગવટા ગીરો ન હોય ત્યારે કોર્ટે પ્રતિવાદી તે બાબત અરજી લાવે તો વાદીનો તથા તેની તરફથી અથવા તેના સંબંધથી દાવો કરતા હોય એવા સઘળા શખસોને ગીરો છોડવવાનો સર્વ હકક બીલકુલ જતો રહ્યો છે એવું હુકમનામું કરવું જોઇએ, અને તેમાં જરૂર હોય તો તે મિલકત પ્રતિવાદીના કબજામાં આપવાનો હુકમ કરવો જોઇએ.

(૩) પેટા કાનુન (૨) ની રૂએ હુકમનામું કરવામાં આવે એટલે તારણવાળું કરજ વળી ગયું એમ સમજવું.

(૪) એવી રકમ સદરહુ પ્રમાણે ભરવામાં આવી ન હોય તથા ગીરો વેચાણની સરતને પાત્ર ન હોય ત્યારે પ્રતિવાદી તે બાબત અરજી કરે તો કોર્ટે હુકમનામું કરવું કે ગીરો મિલકત અથવા તેનો જરૂર હોય તેટલો ભાગ વેચવો જોઇએ તથા વેચાણના પૈસામાંથી વેચાણ સંબંધી થયેલો સર્વ ખરચ બાદ કરીને બાકી રહે તે પૈસા કોર્ટમાં ભરીને પ્રતિવાદીને દેવી નીકળેલી રકમ ભરવામાં વાપરવા અને તેમાંથી સીલક બાકી રહે તો તે વાદીને અથવા લેવાનો હક હોય એવા બીજા શખસને આપવી; પરંતુ એવું ઠરાવ્યું છે કે સબળ કારણ બતાવવામાં આવે એટલે કોર્ટને કાંઇ સરત કરવાનું યોગ્ય લાગે તો તે સરતે પ્રતિવાદીએ એવી રકમ ભરવા સારૂ નીમેલો દિવસ વખતે વખતે તહકુબ રાખવાનો અધિકાર છે.

૯. આમાં ઉપર ગમે તે ઠરાવ હોય તો પણ ૭ મી કાનુનમાં હવાલો આપેલો હિસાબ લીધા પછી એમ માલમ પડે કે પ્રતિવાદીનું કાંઇ પણ લહેણું નીકળતું નથી અથવા તેને વધારે રકમ પહોંચી છે તો કોર્ટે હુકમનામું કરીને તેમાં ફરમાવવું કે જરૂર હોય તો પ્રતિવાદીએ તે મિલકત પાછી તબદીલ કરી આપી તે વાદીનું જે લહેણું નીકળતું દેખાતું હોય તે તેને આપવું; અને ગીરો મિલકત જરૂર હોય તો વાદીના કબજામાં આપવી.

૧૦. ગીરો છોડવાનો હક રદ કરવાની બાબતમાં અથવા વેચાણની બાબતમાં અથવા ગીરો છોડવવાની બાબતમાં ગીરો રાખનારને આપવાની રકમ કોર્ટ આખરે ઠરાવે તે વખતે, ગીરો છોડવવાનો હક રદ કરવા બાબતનું અથવા વેચાણ કરવા બાબતનું અથવા ગીરો છોડવવા બાબતનું હુકમનામું થયાની તારીખથી તે રકમ ખરેખર આપવામાં આવે ત્યાં સુધી ગીરો રાખનારને ફરિયાદ સંબંધી યોગ્ય રીતે થયેલો ખરચ ગીરોની રકમમાં ઉમેરવો જોઇએ; માત્ર એવો ખરચ મળવાનો પોતાનો હક જતો રહે એવી રીતે ગીરો રાખનાર ચાલ્યા હોય તો તેને ખરચ અપાવવો નહિ.

૧૧. જ્યારે કોઇ મિલકત જુદી જુદી રકમ માટે જુદા જુદા શખસોને ત્યાં ગીરો મુકી હોય ત્યારે, કોઇ પણ વચમાંનો ગીરો રાખનાર પોતાની અગાઉના કોઇ પણ ગીરો રાખનારના હક છોડવવા સારૂ તથા પોતાની પછીના જે ગીરો રાખનાર હોય તેમનો તથા ગીરો મુકનારનો ગીરો છોડવવાનો હક બંધ કરવા સારૂ ફરિયાદ માંડી શકે.

**૧૨.** જે કોઇ પણ મિલકતનું વેચાણ કરવાનો આ ઓર્ડરની રૂએ હુકમ થયો હશે તે મિલકત ઉપર અગાઉના ગીરોનો બોજો હોય ત્યારે, કોર્ટને અગાઉના ગીરો રાખનારની સંમતિથી, તે મિલકત સદરહુ ગીરોના બોજા વગર વેચવાનો હુકમ કરવાનો અખત્યાર છે; માત્ર એવા અગાઉના ગીરો રાખનારનો તે વેચેલી મિલકતમાં જે હિતસંબંધ હોય તેટલોજ હિતસંબંધ તે વેચાણના ઉત્પન્નમાં તેને આપવો જોઇએ.

**૧૩.** (૧) એવા પ્રકારના વેચાણનું ઉત્પન્ન કોર્ટમાં આણીને તેની વ્યવસ્થા હેઠળ લખ્યા પ્રમાણે કરવી જોઇએ, એટલે પ્રથમતઃ વેચાણ ખાતે અથવા જે કાંઇ વેચાણ કરવાની કોશીશ કરી હોય તે ખાતે જે વાજબી ખર્ચ થયો હોય તે તમામ ખર્ચ આપવો જોઇએ; પછી અગાઉના કોઇ પણ ગીરોવાળાનું અગાઉના ગીરો ખાતે જે કાંઇ પણ દેવું હોય તે તથા તેના સંબંધમાં જે વાજબી ખરચ થયો હોય તે આપવો જોઇયે; પછી જે ગીરોને લીધે વેચાણનો હુકમ થયો હશે તે ગીરો ઉપર લહેણું થયેલું સઘળું વ્યાજ ચુકાવી આપીને જે ફરિયાદમાં તે વેચાણ કરવા બાબતનું હુકમનામું થયું હશે તે ફરિયાદનો ખરચ આપવો જોઇએ; પછી તે ગીરો સંબંધી દેવો હોય તે મુદ્દલ રકમ આપવી જોઇએ; અને છેવટે, કાંઇપણ બાકી રહે તો તે, વેચેલી મિલકતમાં પોતાનો હિતસંબંધ હોવાની સાબિતી કરનારા આસામીને આપવી જોઇએ, અથવા એવા આસામી એક કરતાં વધારે હોય તો, તેઓના પોતપોતાના તેમાં જે હિતસંબંધ હોય તે પ્રમાણે અથવા તેઓ સઘળાની એક એકઠી પહોંચ લઇને તેઓને તે આપવી જોઇએ.

(૨) આ કાનુનના અથવા ૧૨ મી કાનુનના કોઇ પણ ઠરાવ ઉપરથી સને ૧૮૮૨ ના મિલકત તબદીલ કરવા બાબતના આકટની ૫૭ મી કલમથી આપેલા અધિકારને બાધ આવે છે એવું સમજવું નહિ.

**૧૪.** (૧) જ્યારે ગીરો રાખનારે ગીરોની રૂએ નીકળતો દાવો ભરપાઇ થવા સારૂ પૈસા મળવા માટેનું હુકમનામું મેળવ્યું હોય ત્યારે તેને ગીરો અમલમાં આણવાને માટે વેચાણ કરવાની ફરિયાદ માંડયા શિવાય બીજી રીતે ગીરો મીલકત વેચવાનો હક નથી એમ સમજવું અને ઓર્ડર ૨ કાનુન ૨ માં ગમે તે ઠરાવ હોય તોપણ તેને એવી ફરિયાદ માંડવાનો અધિકાર છે.

(૨) પેટા કાનુન (૧) માં ઠરાવેલું કાંઈપણ સને ૧૮૮૨ નો મિલકત તબદીલ કરવા બાબતનો આકટ જે કોઇ પણ મુલકને લાગુ કર્યો નહિ હશે તે મુલકને લાગુ નથી એમ સમજવું.

**૧૫.** ગીરોમિલકતના વેચાણ સંબંધી અથવા તે ઉપરનો ગીરો હક છોડવવા સંબંધી આ ઓર્ડરમાં કહેલા સઘળા ઠરાવ બને ત્યાં સુધી, જે મિલકત સને ૧૮૮૨ ના મિલકત તબદીલ કરવા બાબતના આકટની ૧૦૦ મી કલમના અર્થ પ્રમાણે બોજાને પાત્ર હશે તે મિલકત લાગુ પડશે એમ સમજવું.

---

## ઑર્ડર ૩૫ મો.

### ઇન્ટરપ્લીડર (વિરૂદ્ધ હકોનો નિર્ણય કરવાની તિશહિત કરે તે ફરિયાદ ) વિશે.

૧. ઇન્ટરપ્લીડરની પ્રત્યેક ફરિયાદમાં, જે જે બીના ફરિયાદ અરજીઓમાં લખવાની જરૂર છે તે શિવાય નિચે પ્રમાણે બીજી વધારે બીનાઓ લખવી:—

(અ) તકરારી વિષયમાં વાદી ફક્ત ખરાજત અથવા ખરચ શિવાય બીજી રીતનો કંઇ સંબંધ માગતો નથી. (બ) એ પ્રતિવાદીઓએ જુદા જુદા માગેલા હક; અને (ક) વાદી અને કોઈ પ્રતિવાદી વચ્ચે મીલાપીપણું નથી.

**૨.** દાવો કરેલી વસ્તુ કોર્ટમાં ભરાય એવી અથવા કોર્ટની સંભાળમાં રખાય એવી હોય ત્યારે, વાદીને તે ફરિયાદમાં કોઇ પણ હુકમ મેળવવાનો હકક પ્રાપ્ત થાય તે પહેલાં તેણે તે ભરવાનું અથવા કોર્ટની સંભાળમાં રાખવાનું તેને કહેવાય.

૩. ઇન્ટરપ્લીડરની ફરિયાદમાંના પ્રતિવાદીઓ પૈકી કોઇ પ્રતિવાદી તે ફરિયાદના વિષયની બાબતમાં વાદી ઉપર ખરેખર ફરિયાદ કરે ત્યારે, જે કોર્ટમાં વાદી ઉપરની ફરિયાદ ચાલતી હોય તે કોર્ટે, ઇન્ટરપ્લીડરની ફરિયાદ જે કોર્ટમાં માંડી હોય તે કોર્ટ તરફથી ખબર મળે એટલે તે વાદી ઉપરનું કામ બંધ રાખવું, અને બંધ કરેલી ફરિયાદમાં થએલા તેના ખરચનો તેજ ફરિયાદમાં ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે; પરંતુ તે ફરિયાદમાં ખરચનો ઠરાવ ન કર્યો હોય તો અને તેટલે સુધી ખરચ, ઇન્ટરપ્લીડરની ફરિયાદમાં થએલા તેના ખરચમાં ઉમેરી શકાય.

૪. (૧) પહેલી સુનાવણી વખતે કોર્ટ નીચે પ્રમાણે કરી શકે : એટલે

(અ) દાવો કરેલી વસ્તુની બાબતમાં પ્રતીવાદીઓ પ્રત્યે વાદીની બધી જવાબદારીમાંથી તેને દુર કરીને તેને ખરચ અપાવવાનો, તથા તે ફરિયાદમાંથી તેનું નામ કાઢી નાંખવાનો ઠરાવ કરે; અથવા

(બ) ઇનસાફ કે સુગમતાને સારૂ નીચે પ્રમાણે કરવાની જરૂર છે એમ કોર્ટને લાગે તો, ફરિયાદનો આખર નિકાલ થતાં સુધી બધા પક્ષકારોને રહેવા દે.

(૨) દાવો રાખેલી વસ્તુના હકનો નિર્ણય કરી શકાય તેવી રીતની પક્ષકારોની કબુલતો અથવા બીજો પુરાવો છે એમ કોર્ટને જણાય ત્યારે, દાવો રાખેલી વસ્તુ ઉપર હકનો તે નિર્ણય કરે.

(૩) જ્યારે પક્ષકારોની કબુલતો ઉપરથી દાવો રાખેલી વસ્તુના હકનો નિર્ણય કોર્ટ કરી શકે એમ ન હોય ત્યારે, તે નીચે પ્રમાણે ફરમાવી શકે—

(અ) પક્ષકારો વચ્ચે એક અથવા વધારે મુદ્દા ઘડવા અને તેમનો ઇનસાફ કરવો, અને

(બ) અસલ વાદીને બદલે અથવા તે ઉપરાંત કોઇ પણ હકદારને વાદી કરવો, અને ત્યાર પછી તેણે કરેલ ફરિયાદનો ઇનસાફ સાધારણ રીતે કરવા માંડવો.

૫. મુખ્યની અથવા જમીનના માલીકની મારફત દાવો રાખતા ન હોય એવા બીજા શખસોની સામે, તે મુખ્યને અથવા જમીનના માલીકને વાદ કરવાની જરૂર પાડવા સારૂ, મુખત્યાર પોતાના મુખ્ય ઉપર અથવા ભાડુત માલીક ઉપર ફરિયાદ કરી શકે એમ આ ઓર્ડરની કોઇ વાતથી સમજવું નહિ.

દૃષ્ટાંતો. (અ) અ એક ઝવેરાતની પેટી પોતાના મુખત્યાર તરીકે બ પાસે અનામત મુકે છે. અ એ મારી પાસેથી એ ઝવેરાત ગેરવાજબી રીતે લીધું છે એમ કહીને ક તે બ પાસેથી માગે છે. અ તથા ક ના ઉપર બ ઇન્ટરપ્લીડરની ફરિયાદ માંડી શકે નહીં. (બ) અ એક ઝવેરાતની પેટી પોતાના મુખત્યાર તરીકે બ પાસે અનામત મુકે છે. પછી ક ને અ લખે છે કે મારી પાસે તમારૂં લેહેણું છે તેમાં તે ઝવેરાત તારણ કરી આપું છું. ત્યાર પછી અ કહે છે કે ક નું કરજ અદા કરેલું છે. અને ક તે વાત નાપાડે છે. તે બન્ને બ ની પાસેથી ઝવરાત માંગે છે. આમાં અ તથા ક ની ઉપર ઇન્ટરપ્લીડરની ફરિયાદ કરવાને બ મુખત્યાર છે.

૬. બરોબર રીતે ફરિયાદ માંડી હોય ત્યારે દાવો રાખેલી વસ્તુ ઉપર બોજો રાખીને અથવા બીજી કોઇ અમલમાં આવે એવી રીતે વાદીને તેનો ખરચ આપવાનો ઠરાવ કરવાને કોર્ટ મુખત્યાર છે.

---

## ઑર્ડર ૩૬ મો.

### વિશેષ હકીકત (કેસ) વિશે.

૧. હકીકતની અથવા કાયદાની કોઇ તકરારનો ચુકાદો થવામાં પોતાનું લાગતું વળગતું છે એમ જે પક્ષકારો દાવો રાખતા હોય તે એક લેખી કરારનામું કરે તે કરારનામામાં તેમણે તે તકરાર હકીકત (કેસ) તરીકે કોર્ટના અભિપ્રાય સારૂ લખવી, તથા તેમાં એવો ઠરાવ કરવો કે તે તકરાર વિશે કોર્ટનો નિર્ણય થએથી:—

(અ) પક્ષકારોએ ઠરાવેલા અથવા કોર્ટ ઠરાવે તેટલા રૂપિઆ તેઓમાંના એક જણે બીજાને આપવા ; અથવા

(બ) કરારનામામાં લખેલી કંઇ સ્થાવર કે જંગમ મિલકત તેઓમાંના એક જણે બીજાને આપવી અથવા (ક) કરારનામામાં દર્શાવેલું બીજું કંઇ વિશેષ કામ તેઓમાંથી એક અથવા વધારેજણે કરવું; અથવા ન કરવું.

(૨) આ કાનુન પ્રમાણે કોર્ટને લખી આપેલી પ્રત્યેક હકીકતના ( કેસના ) અનુક્રમે નંબર પાડીને પારેગ્રાફ કરવા, અને તેમાં કાઢેલી તકરારનો નિર્ણય કરવા સારૂ કોર્ટને જે હકીકતોની તથા દસ્તાવેજોની જરૂર પડે તે હકીકતો અને દસ્તાવેજો તેમાં સંક્ષેપમાં જણાવવા.

**૨.** કંઇ મિલકત આપવા બાબત અથવા કંઇ વિશેષ કામ કરવા કે ન કરવા બાબત કરારનામું હોય ત્યારે, જે મિલકત આપવાની હોય તેની અથવા જે મિલકત સાથે કરારનામામાં દર્શાવેલું કામ નિસબત રાખતું હોય તેની કિંમતનો આંકડો કરારનામામાં અટકળે લખવો.

**૩.** (૧) ઉપર કહેલા નિયમો પ્રમાણે કરારનામું તૈયાર કર્યું હોય તો, તે કરારનામાના વિષયની જે રકમ અથવા કિંમત હોય તેટલીજ રકમ અથવા કિંમતવાળા વિષયની ફરિયાદ સાંભળવાની જે કોર્ટને હકુમત હોય તે કોર્ટમાં તે કરારનામું દાખલ થઇ શકે.

(૨) એ પ્રમાણે કરારનામું ફાઇલ થાય એટલે જે પક્ષકારો લાગતા વળગતાપણાનો દાવો રાખતા હોય તે પૈકી એક અથવા વધારેને વાદી અથવા વાદીઓ ગણીને તથા બીજા કે બીજાઓને પ્રતિવાદી કે પ્રતિવાદીઓ ગણીને, તેમની વચ્ચે ફરિયાદ હોય તે પ્રમાણે, તે કરારનામા ઉપર નંબર પાડીને તે નોંધવું, અને જે શખસે અથવા શખસોએ તે કોર્ટમાં આપ્યું હોય તે શિવાયના તે કરારનામું કરનારા બીજા સઘળા શખસોને નોટીસ આપવી.

**૪.** કરારનામું ફાઇલ થાય ત્યારે તે કરારનામું કરનારા સઘળા શખસો ઉપર કોર્ટની હકુમત ચાલશે, અને કરારનામામાં લખી આપેલી વાત તેમને બંધનકારક થશે.

**૫** (૧) સાધારણ રીતે કરેલી ફરિયાદ માફક તે કેસ સુનાવણીને વાસ્તે રાખવો, અને આ કાયદાના ઠરાવો આ ફરિયાદને લાગુ પડે તેટલા લાગુ પાડવા.

(૨) પક્ષકારોની જુબાની લીધા પછી અથવા પોતાને યોગ્ય લાગે તેવા બીજા પુરાવા લીધા પછી કોર્ટની ખાત્રી થાય કેઃ—

(અ) તે પક્ષકારોએ બરોબર રીતે કરારનામું કરેલું છે, (બ) તે કરારનામામાં લખેલી તકરારમાં તેઓ શુદ્ધબુદ્ધિથી હક્કસંબંધ ધરાવનારા છે, અને (ક) તે નિર્ણય કરવાલાયક છે, ત્યારે સાધારણ ફરિયાદ માફક તે ઉપર કોર્ટ ફેંસલો કહી સંભળાવવો અને તે પ્રમાણે કહેલા ફેંસલાને અનુસરતું હુકમનામું કરવું.

---

## ઑર્ડર ૩૭ મો.

### વેચાય એવા લેખ ઉપરથી સંક્ષિપ્ત કામ ચલાવવાની રીત વિશે.

**૧.** આ ઓર્ડર ફક્ત નીચે કહેલી કોર્ટોને લાગુ પડે છે, એટલેઃ—

(અ) ફોર્ટ વિલ્યમ, મદ્રાસ અને મુંબઇની ન્યાયાધિકારી હૈ કોર્ટોને; (બ) દક્ષિણ બ્રહ્મદેશની ચીફ કોર્ટને; (ક) સિંધના જ્યુડિશિયલ કમિશનરની કોર્ટને; તથા (ડ) જે બીજી કોર્ટોને સને ૧૮૮૨ ના દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૫૩૨ થી ૫૩૭ સુધીની કલમોના ઠરાવો અત્યાર આગમજ લાગુ કર્યા હોય તે કોર્ટોને.

**૨.** (૧) આ ઓર્ડર પ્રમાણે કામ ચલાવવાની વાદીની ખુશી હોય તો, બીલ્સ ઓફ એક્સચેન્જની, હુંડીઓની, અથવા વાયદા ચીઠીઓ ( પ્રોમીસરી નોટ ), ની બધી ફરિયાદો ઠરાવેલા નમુના પ્રમાણે ફરિયાદ અરજી આપીને માંડી શકાય; પરંતુ સમન કાઢવો તે પુરવણી બ માં કહેલા નમુના નંબર ૪ પ્રમાણે, અથવા વખતો વખત ઠરાવવામાં આવે તેવા બીજા નમુના પ્રમાણે કાઢવો.

(૨) જે મુકદમામાં ફરિયાદ અરજી અને સમન અનુક્રમે ઉપર કહેલા પ્રમાણે કરેલા હોય તેમાં હાજર થઇને જવાબ કરવા સારૂ આમાં હવે પછી કહ્યું છે તે રીતે પ્રતિવાદીએ જડજની રજા લીધા વગર, તેણે હાજર થવું નહીં અથવા ફરિયાદનો જવાબ કરવો નહીં, અને તે પ્રમાણે રજા લેવામાં તે કસુર કરે,

અથવા રજા પ્રમાણે હાજર થઇને જવાબ કરવામાં કસુર કરે તો ફરિયાદ અરજીમાં લખેલી વિગતો તેણે કબુલ કરી છે એમ સમજાશે, અને સમનમાં લખેલી રકમથી વધારે ન હોય એવી કોઇ રકમનું, તથા ( કંઇ દર લખ્યો હોય તો તે ) લખેલા દર પ્રમાણે હુકમનામાની તારીખ સુધીના વ્યાજનું તથા ખરચને બદલે જે રકમ અગાઉથી ઠરાવવામાં આવે તે સુદ્ધાંતનું હુકમનામું મેળવવાને વાદી હકદાર થશે; પરંતુ ખરચને વાસ્તે ઠરાવેલી રકમ કરતાં વાદી વધારે માગે તો બીજા કામમાં થાય છે તે રીતે ખરચનો આંકડો નક્કી કરીને તે સુધાંતનું હુકમનામું મેળવવાને વાદી હકદાર થશે, અને તે હુકમનામું લાગલુંજ બજાવી શકશે.

૩. (૧) પ્રતિવાદી અરજ કરે એટલે કોર્ટે સાગનનામું કરવામાં આવ્યેથી હાજર થઇને ફરિયાદમાં બચાવ કરવાની રજા આપવી, સદરહુ સોગનનામામાં જે ઉપરથી માલેકને મોબદલો સાબિત કરવાની ફરજ પડે એવી કંઇ હકીકતો અથવા અરજીની પુષ્ટીમાં કોર્ટને બસ લાગે એવી બીજી હકીકતો જણાઇ આવવી જોઇએ.

(૩) બચાવ કરવાની રજા, બીનસરતે, અથવા કોર્ટમાં પૈસા ભરવાની બાબતમાં, જામીનની બાબતમાં, મુદ્દા તૈયાર કરીને નોંધવાની બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તે શરતો કરીને આપવાનો અખત્યાર છે.

૪. હુકમનામું થયા પછી વિશેષ પ્રસંગ હોય તો, હુકમનામું રદ કરવાને અને જરૂર પડે તો બજાવવાનું કામ બંધ રાખવાને અથવા રદ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને સમન પ્રમાણે હાજર થઇને ફરિયાદનો જવાબ કરવાનો પ્રતિવાદીને રજા આપવાનું કોર્ટને વાજબી લાગે તો, કોર્ટને યોગ્ય લાગે તે શરતોથી, તે રજા આપવાને કોર્ટ મુખત્યાર છે.

૫. આ ઓર્ડર પ્રમાણે ચાલતા કોઇ કામમાં, જે બીલ, હુંડી અથવા ચીઠી ઉપર ફરિયાદનો આધાર હોય તે લાગલીજ કોર્ટના કોઇ અમલદારની પાસે રાખવાનો હુકમ કરવાને, તથા વળી તે કામના ખરચને વાસ્તે વાદી જામીન આપે ત્યાં સુધી બધું કામ બંધ રાખવાનો હુકમ કરવાને, કોર્ટ મુખત્યાર છે.

૬. બીલ ઓફ એક્સચેન્જ અથવા વાયદા ચીઠી નકારવાથી, તેના માલેકનો તે બીલ અથવા ચીઠીની રકમ લેવા સારૂ આ ઓર્ડર પ્રમાણે જે ઇલાજ ચાલે તેજ ઇલાજ, તે નકારવાને લીધે, તે નકાર્યાબદલ અથવા ભરણું ન કર્યાબદલ નોંધ કરાવવામાં અથવા બીજી રીતે તેને જે ખરચ લાગ્યો હોય તે ખર્ચ લેવાને ચાલશે.

૭. આ ઓર્ડરમાં જે ઠરાવ કરેલા છે તે શિવાય, સાધારણ રીત પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની જે રીત છે તેજ આ ઓર્ડર પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત સમજવી.

---

# ઓર્ડર ૩૮ મો.

## ફેંસલો થતાં પહેલાં પકડવા તથા જપ્તી કરવા વિશે.

### ફેંસલો થતાં પહેલાં પકડવાનું.

૧. ૧૬ મી કલમની રકમો (અ) થી (ડ) સુધીમાં લખેલા પ્રકારની ફરિયાદ શિવાયની બીજી કોઇ ફરિયાદમાં કામ ચાલતાં કોઇ પણ વખતે સોગનનામાથી અથવા બીજી રીતે કોર્ટની ખાત્રી થાય કે:—

(અ) વાદીને ઢીલ થાય એ હેતુથી, અથવા કોર્ટની કોઇ પ્રોસેસ ટાળવાના હેતુથી અથવા પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજતાં હરકત પડે કે ઢીલ થાય એ હેતુથી, (૧) પ્રતિવાદી સંતાઇ પેઠો છે અથવા તેણે કોર્ટની હકુમતની સ્થાનિક હદ છોડી છે, અથવા (૨) પ્રતિવાદી સંતાઇ પેસવાનો છે અથવા કોર્ટની હકુમતની સ્થાનિક હદ છોડવાનો છે, અથવા (૩) પ્રતિવાદીએ પોતાની બધી કે થોડી ઘણી મિલકત કોઇને વેચી કે આપી દીધી છે અથવા કોર્ટની હકુમતની સ્થાનિક હદમાંથી ખસેડી છે; અથવા (બ) પ્રતિવાદી એવા પ્રસંગોમાં બ્રિટીશ ઇંડિયા છોડવાનો છે કે તે ઉપરથી ફરિયાદમાં પ્રતિવાદી ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં વાદીને હરકત કે ઢીલ પડશે અથવા પડે એવો વાજબી સંભવ રહે છે, ત્યારે હાજર થવા માટે જામીન પ્રતિવાદીએ શા માટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ પ્રતિવાદીને પકડવાનું તથા કોર્ટની રૂબરૂ આણવાનું વારંટ કાઢવાને કોર્ટ મુખત્યાર છે, પણ એવું ઠરાવ્યું છે કે

વાદીનો દાવો પુરો કરવાને જે રકમ પુરતી છે એમ વારંટમાં લખ્યું હોય તે રકમ એવું વારંટ બજાવનારા અમલદારને પ્રતિવાદી આપે તો તેને પકડવો નહિ; અને એવી રકમ એવી ફ્રિયાદનો નીકાલ થાય અથવા કોર્ટનો બીજો હુકમ થાય ત્યાં સુધી કોર્ટે અનામત રકમ તરીકે પોતાને પાસે રાખવી.

૨. (૧) તે કારણ પ્રતિવાદી ન બતાવે ત્યારે કોર્ટે તેને એવો હુકમ કરવો કે, તમારા ઉપરનો દાવો અદા થવાને બસ થાય એટલા પૈસા અથવા બીજી મિલકત તમે કોર્ટમાં અનામત રાખો અથવા ફ્રિયાદ ચાલશે છે ત્યાં સુધી અને ફ્રિયાદમાં તમારા ઉપર જે હુકમનામું થાય તે બજી રહે અથવા પતી રહે ત્યાં સુધી કોઇ પણ વખતે તમને બોલાવવામાં આવે ત્યારે હાજર થવાના તમે જામીન આપો, અથવા તે કોર્ટે ઉપરની કાનુનના વિશેષ ઠરાવની રૂએ જે રકમ પ્રતિવાદીએ આપી હોય તે રકમના સંબંધમાં પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવો.

(૨) પ્રતિવાદીને હાજર કરવાને થયેલા દરેક જામીને એવી રીતે લખી આપવું કે, જો પ્રતિવાદી તે રીતે હાજર નહિ થાય તો ફ્રિઆદમાં જે રકમ આપવાનો પ્રતિવાદીને હુકમ થશે તે રકમ હું આપીશ.

૩. (૧) પ્રતિવાદીને હાજર કરવાને થએલો જામીન, જે કોર્ટમાં પોતે જામીન થયો હોય તે કોર્ટને કોઇ પણ વખતે પોતાની જવાબદારી રદ કરવાની અરજ કરી શકે.

(૨) આવી અરજ થાય ત્યારે, કોર્ટે પ્રતિવાદીને હાજર થવાનો સમન કરવો, અથવા કોર્ટ પોતાને યોગ્ય લાગે તો પહેલેથીજ તેને પકડવાનું વારંટ કાઢવાને મુખત્યાર છે.

(૩) એવા સમન અથવા વારંટ પ્રમાણે પ્રતિવાદી હાજર થાય એટલે, અથવા પોતે પોતાની ખુશીથી આવીને હાજર થાય ત્યારે કોર્ટે જામીનને ફરમાવવું કે તમે જામીનીમાંથી છુટા થયા છો અને નવો જામીન લાવવાને પ્રતિવાદીને કહેવું.

૪. કાનુન ૨ અથવા કાનુન ૩ પ્રમાણેનો કોઇ હુકમ પ્રતિવાદી માન્ય ન કરે ત્યારે ફ્રિયાદનો નિકાલ થતાં સુધી અથવા પ્રતિવાદી વિરૂદ્ધ હુકમનામું કરવામાં આવ્યું હોય ત્યારે તે હુકમનામું ભરપાઇ થાય ત્યાં સુધી પ્રતિવાદીને દિવાની તુરંગમાં મોકલવાને કોર્ટ મુખત્યાર છે; પરંતુ આ કાનુન પ્રમાણે કોઈ શખસને ગમે તેમ હોય તો એ છ માસ કરતાં જાસ્તી મુદત તુરંગમાં અટકાવી રાખવો નહિ, અથવા ફ્રિયાદના વિષયની રકમ કે કિંમત પચાસ રૂપિયા કરતાં વધારે ન હોય તો છ અઠવાડીયાં કરતાં વધારે મુદત અટકાવી રાખવો નહિ. વળી એવું પણ ઠરાવ્યું છે કે, કોઇ શખસે એવા હુકમ પ્રમાણે ચાલ્યા પછી તેને આ કાનુન પ્રમાણે તુરંગમાં અટકાવી રાખવો નહીં.

## ફેંસલો થતાં પહેલાં જપ્તી કરવાનું.

૫. (૧) કોઇ પણ ફ્રિયાદ ચાલતાં કોઇ પણ વખતે સોગનનામાથી અથવા બીજી રીતે કોર્ટની ખાત્રી થાય કે, પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજાવવામાં હરકત અથવા ઢીલ થાય એ ઇરાદાથી પ્રતિવાદી

(અ) પોતાની બધી અથવા થોડી ઘણી મિલકતની વ્યવસ્થા કરવાનો છે, અથવા (બ) કોર્ટની હકુમતની સ્થાનિક હદની બહાર પોતાની સઘળી થોડીઘણી મિલકત ખસેડવાનો છે. ત્યારે તે મિલકત અથવા તેની કીંમત અથવા હુકમનામું પુરૂં કરવા જેટલા તેનો ભાગ માગવામાં આવે ત્યારે હાજર કરીને કોર્ટની વ્યવસ્થા તળે મુકવા સારૂ તે હુકમમાં લખેલી રકમના જામીન કોર્ટ ફરમાવે તે મુદતની દરમીયાન આપવાનું અથવા તેણે જામીન શા સારૂ ન આપવા તેનું હાજર થઇને કારણ બતાવવાનું પ્રતિવાદીને ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો, જપ્ત કરવાની મિલકત અને તેની અટકળે કિંમત વાદીએ જણાવવી જોઇએ.

(૩) આ પ્રમાણે લખેલી મિલકત પૈકી તમામ મિલકત અથવા તેનો કાંઇ ભાગ સરતથી જપ્ત કરવાનું હુકમમાં ફરમાવવાને પણ કોર્ટ મુખત્યાર છે.

૬. (૧) કોર્ટે ઠરાવેલી મુદતમાં પ્રતિવાદી ફરમાવેલા જામીન ન આપે અથવા પોતે જામીન શા સારૂ ન આપવા તેનું તે કારણ ન બતાવે, ત્યારે લખેલી મિલકત અથવા ફ્રિયાદમાં જે હુકમનામું થાય તે પુરૂં કરવાને બસ જણાય તેટલો તે મિલકતનો ભાગ જપ્ત કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) પ્રતિવાદી તેવું કારણ બતાવે અથવા ફરમાવેલા જામીન આપે, ત્યારે જો લખેલી મિલકત અથવા તેનો કંઇ ભાગ જપ્ત થયો હોય તો કોર્ટે તે જપ્તી ઉઠાવવાનો હુકમ કરવો અથવા પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવો.

૭. બીજી રીતે સ્પષ્ટ ઠરાવ્યું હોય તે શિવાયને પ્રસંગે જપ્તી કરવી તે હુકમનામું બજાવવામાં મિલકત જપ્ત કરવાની જે રીત કહેલી છે તે રીતે કરવી.

૮. ફેંસલો થતાં પહેલાં જપ્ત થએલી મિલકત ઉપર કંઇ દાવો કરવામાં આવે ત્યારે તેની તજવીજ, પૈસા બાબતનું હુકમનામું બજાવવામાં જપ્ત થએલી મિલકત ઉપરના દાવાની તજવીજને વાસ્તે આમાં પાછળ જે રીત ફરમાવી છે તે રીતે કરવી.

૯. ફેંસલો થતા પહેલાં જપ્તી કરવાનો હુકમ કર્યો હોય ત્યારે ફરમાવેલા જામીન તથા જપ્તીના ખરચનો જામીન પ્રતિવાદી આપે ત્યારે અથવા ફરિયાદ કાઢી નાંખવામાં આવે ત્યારે કોર્ટે જપ્તી દુર કરવાનો હુકમ કરવો.

૧૦. ફેંસલો થતાં પહેલાંની જપ્તીથી, ફરિયાદમાં પક્ષકાર ન હોય તે શખસોના જપ્તી પહેલાંના જે હક્ક હોય તેને હરકત થશે નહિ, તથા પ્રતિવાદી વિરૂદ્ધ હુકમનામું ધારણ કરનાર શખસને તે હુકમનામું બજાવવામાં તે જપ્તીમાંની મિલકત વેચવાની દરખાસ્ત કરવાને પણ પ્રતિબંધ થશે નહિ.

૧૧. આ ઓર્ડરના ઠરાવોને આધારે મિલકત જપ્તીમાં હોય, અને વાદીની તરફમાં પાછળથી હુકમનામું થાય, ત્યારે તે હુકમનામું બજાવવા દરખાસ્ત કરવામાં આવેથી તે મિલકત ફરી જપ્ત કરવાની અરજી કરવાની જરૂર નથી.

૧૨. ખેડુતના કબજામાં હોય એવી ખેતીવાડીને લગતી કોઈ પણ ઉપજ જપ્ત કરવા સારૂ અરજ કરવાનો આ ઓર્ડર માંહેના કોઇ પણ ઠરાવ ઉપરથી વાદીને અધિકાર પ્રાપ્ત થાય છે એમ અથવા એવી ઉપજ જપ્ત કરવાને અથવા હાજર કરવાને ફરમાવવાનો કોર્ટને અધિકાર મળે છે એમ સમજવું નહિ.

---

## ઓર્ડર ૩૯ મો.

### કામચલાઉ તાકીદ અને દરમ્યાનના હુકમો વિશે.

### કામચલાઉ તાકીદ.

૧. કોઇ પણ ફરિયાદમાં સોગનનામાથી અથવા બીજી રીતે એવું સાબત થાય કેઃ—

(અ) ફરિયાદનો કોઇ પક્ષકાર ફરિયાદમાંની કોઇ પણ તકરારી મિલકતનો નાશ કરશે, અથવા તેને કંઇ નુકશાન કરશે અથવા તે કોઇને આપી દેશે અથવા એકાદા હુકમનામાની બજાવણીમાં તે ગેરવાજબી રીતે વેચાશે એવી દેહશત છે, અથવા (બ) પોતાના લેહેણદારોને દગો દેવાને ઇરાદે પ્રતિવાદીએ પોતાની મિલકત ખસેડવાની અથવા વ્યવસ્થા કરી નાંખવાની બીક બતાવી છે, અથવા તેમ કરવાના વિચારમાં તે છે, ત્યારે હુકમ કરીને કોર્ટ એવી કામચલાઉ તાકીદ આપે કે તારે તે કૃત્ય કરવું નહીં અથવા તે ફરિયાદનો નિકાલ થતાં સુધી અથવા બીજો હુકમ થતાં સુધી તે મિલકતનો નાશ થતો હોય તે તેને નુકશાન થતું હોય તે, તે બીજાને આપી દેવાતી હોય તે, વેચાતી હોય તે, ખસેડાતી હોય તે, અથવા તેની વ્યવસ્થા થતી હોય તે બંધ રાખવાને તથા અટકાવવાને સારૂ પોતાને યોગ્ય લાગે તેવો બીજો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૨. (૧) કરાર તોડવાથી અથવા કોઇ પણ જાતની બીજી નુકશાની કરવાથી પ્રતિવાદીને અટકાવવાની ફરિયાદ હોય તેમાં નુકશાનીનો બદલો માગ્યો હોય કે નહિ તો પણ ફરિયાદ કર્યા પછી કોઇ પણ વખતે ફેંસલો થતાં પહેલાં કે ફેંસલો થયા પછી, પ્રતિવાદીએ જેને માટે ફરિયાદ કરી હોય તે કરાર તોડવો નહિ અથવા હોય તે નુકશાન કરવું નહિ, અથવા તેજ કરારમાંથી ઉત્પન્ન થતું અથવા તેજ મિલકત કે હક્ક સંબંધી તેવી જાતનું કંઇ નુકશાન કરવું નહીં કે કંઇ કરાર તોડવો નહિ. એવી પ્રતિવાદીને અટકાવવાની કામચલાઉ તાકીદ કરવા સારૂ કોર્ટને અરજ કરવાને વાદી મુખત્યાર છે.

(૨) તે તાકીદ કેટલી મુદત સુધી અમલમાં રાખવી તે વિશે, હિસાબ રાખવા વિશે, જામીન આપવા વિશે, અને બીજી બાબત વિશે પોતાને યોગ્ય લાગે તેવી સરતો કરીને તે તાકીદ હુકમ કરી આપવાને કોર્ટ મુખત્યાર છે.

(૩) એવી કોઇ પણ સરત ન માનવામાં આવે અથવા તેનો ભંગ કરવામાં આવે તો, તાકીદનો હુકમ કરનારી કોર્ટ એવી રીતે ન માનનાર અથવા ભંગ કરનાર શખસની મિલકત જપ્ત કરવાનો હુકમ કરવાને તેમજ એવા શખસને ૭ મહિનાથી વધારે નહિ એવી કોઇ મુદત સુધી દિવાની તુરંગમાં રાખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. પણ જો દરમિયાન તે કોર્ટ તેને છોડી મુકવાનો હુકમ કરે તો તેમ કરવું.

(૪) આ કાનુન પ્રમાણે કરેલી કોઈ જપ્તી એક વરસ કરતાં વધારે મુદત અમલમાં રહેશે નહિ. એક વરસની આખરે એવું વર્તન અથવા કસુર ચાલુ હોય તો જપ્ત કરેલી મિલકત વેચી શકાશે. અને જે ઉપજે તેમાંથી પોતાને યોગ્ય લાગે તેટલી બદલાની રકમ અપાવવાને કોર્ટ મુખત્યાર છે. અને જો કંઇ બાકી રહે તો તે મળવાનો જેને હકક હોય તેને કોર્ટે આપવી.

૩. તાકીદનો હુકમ આપ્યા પહેલાં હંમેશાં તાકીદની અરજ વિશેની નોટીસ વિરૂદ્ધ પક્ષકારને આપવાનું કોર્ટે ફરમાવવું, પરંતુ ઢીલ થવાથી તાકીદ આપવાનો હેતુ ધુળ મળશે એમ જણાય તો તેવી નોટીસ આપવાની જરૂર નથી.

૪. તાકીદના હુકમથી જે કોઇ પક્ષકાર નારાજી હોય તેની તે વિશેની અરજ ઉપરથી, તાકીદનો કોઇ પણ હુકમ કાઢી લેવાને, તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ્દ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૫. કોરપોરેશનને આપેલી તાકીદ તે કોરપોરેશનને બંધનકારક છે એટલુંજ નહીં પણ તે કોરપોરેશનના કે કંપનીના જે મેંબરોનાં અને અમલદારોનાં જાતીકાં કામ અટકાવવાનું તે તાકીદમાં માગ્યું હોય તે બધા મેંબરોને તથા અમલદારોને પણ તે બંધનકારક છે.

## દરમ્યાનના હુકમ.

૬. કોઇ ફરિયાદના વિષયની અથવા એવી ફરિયાદમાં ફેંસલો થતાં પહેલાં જપ્ત કરેલી, કોઇ પણ જંગમ મિલકત જલદી અને સ્વાભાવિક રીતે પોતાની મેળે બગડી જાય એવી હોય અથવા જે બીજા કોઇ પણ વાજબી અને પુરતાં કારણને લીધે તાબડતોબ વેચવાનું ઇષ્ટ દેખાતું હોય તો, ફરિયાદના કોઇ પક્ષકારની અરજ ઉપરથી તે વેચવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. અને તે હુકમમાં જે શખસનું નામ લખ્યું હોય તે શખસે કોર્ટને યોગ્ય લાગે તે રીતે અને તેવી સરતોથી તે વેચવી.

૭. (૧) ફરિયાદના કોઇ પણ પક્ષકારની અરજ ઉપરથી અને પોતાને યોગ્ય લાગે તે સરતોથી નીચે પ્રમાણે કરવાને, એટલે—

(અ) તે ફરિયાદનો વિષય હોય એવી અથવા જે બાબત તેમાં કોઈ પણ તકરાર ઉઠે એમ હોય તેવી કોઇ મિલકત અટકાવી રાખવાનો, સાચવી રાખવાનો, અથવા નજરે જોવાનો હુકમ કરવાને, (બ) તે ફરિયાદના બીજા કોઈ પક્ષકારના કબજામાં કંઇ જમીન અથવા ઇમારત હોય તે જમીન ઉપર અથવા ઇમારતમાં સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પૈકી કોઇ કારણ સારૂ કોઇ શખસને જવાનો અખત્યાર આપવાને, અને (ક) સદરહુ તમામ કારણ સારૂ અથવા તે પૈકી કોઈ કારણ સારૂ, પુર્ણ માહીતી અથવા પુરાવો મળે એટલા માટે જરૂર અથવા યોગ્ય જણાય તેવા કંઇ નમુના લેવાનો, અથવા કંઇ અવલોકન કરવાનો અથવા પ્રયોગ કરવાનો અખત્યાર આપવાને કોર્ટ મુખત્યાર છે.

(૨) પ્રોસેસ બજાવવા વિશે કહેલા છે તે ઠરાવો, પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર કરીને, આ કાનુન પ્રમાણે જવાનો અખત્યાર આપેલા શખસોને લાગુ પડશે.

૮. (૧) ફરિયાદ માંડયા પછી કોઇ પણ વખતે પ્રતિવાદીને નોટીસ આપીને કાનુન ૬ અથવા કાનુન ૭ પ્રમાણે હુકમ કરાવવાની અરજ કરવાને વાદી મુખત્યાર છે.

(૨) તેવો હુકમ મેળવવાને વાસ્તે પ્રતિવાદીએ અરજ કરવાની હોય તો, ( અરજદાર ) હાજર થયા પછી કોઇ પણ વખતે વાદીને લેખી નોટીસ આપીને તે અરજ કરવાને પ્રતિવાદી મુખત્યાર છે.

૯. સરકારમાં મેહેસુલ ભરનારી જમીન વિશે અથવા જમીન ઉપરના વેચાય એવા સત્તા-પ્રકાર વિશે ફરિયાદ હોય અને જેના કબજામાં તે જમીન અથવા સત્તા-પ્રકાર હોય તે શખસ સરકારનું મેહેસુલ અથવા સત્તા-પ્રકારના માલેકની ચહેલી સાંથ, જે હોય તે આપવાને ચુકે અને તેને લીધે તે જમીન અથવા સત્તા-પ્રકાર વેચવાનો હુકમ થાય ત્યારે, તે જમીનમાંના અથવા સત્તા-પ્રકારમાંના હક્ક સંબંધનો દાવો રાખતો હોય એવો ફરિયાદનો બીજો કોઇ પણ પક્ષકાર વેચાણ પહેલાંનું ચહેલું મેહેસુલ અથવા સાંથ આપે એટલે (કોર્ટની નજરમાં આવે તો જામીન લેઇને અથવા વગર જામીને) તે જમીનનો અથવા સત્તા-પ્રકારનો કબજો તેને લાગલોજ આપી શકાય; અને આ પ્રમાણે ભરેલી રકમ કોર્ટને યોગ્ય લાગે તે દરના વ્યાજ સુદ્ધાંત કસુર કરનારે આપવી એમ પોતાના હુકમનામામાં ઠરાવવાને, અથવા ફરિયાદમાં હુકમનામું થાય તેમાં કંઇ હિસાબ નક્કી કરવાનું ફરમાવવામાં આવે તો, હિસાબમાં આ પ્રમાણે ભરેલી રકમ કોર્ટ ફરમાવે તે દરથી વ્યાજ સુદ્ધાં મજરે ધરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૦. પૈસા વિશે અથવા સ્વાધીન કરી શકાય એવી બીજી કોઇ વસ્તુ વિશે ફરિયાદ હોય, અને ફરિયાદનો કોઇ પક્ષકાર કબુલ કરે કે,-કોઈ બીજા શખસની વતી ટ્રસ્ટી દાખલ મારી પાસે તે પૈસા અથવા વસ્તુ છે, અથવા તે કોઇ બીજા શખસની છે કે તે બીજા શખસની લેહેણી છે ત્યારે,-કોર્ટ ત્યાર પછી બીજો હુકમ કરે તેને પાત્ર તે કોર્ટમાં અનામત મુકવાનો અથવા જામીન લેઇને કે વગર જામીને છેવટ કહેલા શખસને આપવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

---

## ઓર્ડર ૪૦ મો.

### વસુલદારની નીમણુક.

૧. (૧) જ્યારે કોર્ટને વાજબી તથા સગવડ ભરેલું જણાય ત્યારે કોર્ટ હુકમ કરીનેઃ--

(અ) કોઇ પણ મિલકતનો વસુલદાર હુકમનામું થયા પહેલાં અથવા પછી, નીમવાને; (બ) જે શખસના કબજામાં અથવા હવાલામાં તે મિલકત હોય તેની પાસેથી તે કબજો અથવા હવાલો લેઇ લેવાને: (ક) તે વસુલદારના કબજામાં, હવાલામાં અથવા વહિવટમાં સોંપવાને, અને ( ડ ) ફરિયાદ આણવા વિશે, ફરિયાદનો જવાબ કરવા વિશે, તથા મિલકતના પૈસા કરવા વિશે, વહિવટ વિશે, રક્ષણ કરવા વિશે, સાચવી રાખવા વિશે, અને સુધારવા વિશે, તથા તે મિલકતનું ભાડું અને ઉત્પન્ન વસુલ કરવા વિશે, તથા તે ભાડું અને ઉત્પન્ન કામે લગાડવા તથા ખરચવા વિશે, તથા લખેલા દસ્તાવેજો કરી આપવા વિશે, માલેકને પોતાને જે અખત્યાર હોય તે અથવા તે પૈકી કોર્ટને યોગ્ય લાગે તે અખત્યાર તે વસુલદારને આપવાને મુખત્યાર છે.

(૨) મિલકત જેના કબજામાં અથવા હવાલામાં હોય તેનો કબજો અથવા હવાલો લેઇ લેવાનો ફરિયાદના કોઇ પણ પક્ષકારને હાલ હક્ક ન હોય તો તેની પાસેથી કબજો અથવા હવાલો લેઇ લેવાને આ કાનુનની કોઇ વાતથી કોર્ટને અખત્યાર મળતો નથી.

૨. વસુલદારને મહેનતાણા બદલ આપવાની રકમ સામાન્ય અથવા વિશેષ હુકમ કરી નક્કી કરવાને કોર્ટ મુખત્યાર છે.

૩. એ પ્રમાણે નીમેલા પ્રત્યેક વસુલદારેઃ-(અ) તે મિલકત બાબત તેના હાથમાં જે આવે તેનો બરોબર હિસાબ આપવા સારૂ ( કોર્ટ જામીન લે તો ) કોર્ટને યોગ્ય લાગે તેવા જામીન આપવા, (બ) કોર્ટ ફરમાવે તે તે મુદતે અને તેવા નમુનામાં પોતાનો હિસાબ સાદર કરવો, (ક) પોતાની પાસે જે બાકી લેહેણી નિકળે તે કોર્ટ ફરમાવે તે રીતે આપવી, અને (ડ) પોતાની જાણી જોઇને કરેલી કસુરથી અથવા મોટી ગફલતને લીધે મિલકતને જે નુકસાન થાય તેનો તે જવાબદાર થશે. જ્યારે વસુલદારઃ-

૪. (અ) કોર્ટ ફરમાવે તેવી મુદતે તથા તેવા નમુના પ્રમાણે પોતાનો હિસાબ આપવાને ચુકે, અથવા (બ) પોતાની પાસે બાકી લેહેણી રકમ નીકળે તે કોર્ટ ફરમાવે તે રીતે આપવાને ચુકે અથવા ( ક ) જાણી જોઇને કરેલી કસુરથી અથવા ભારી ગફલતથી મિલકતને નુકસાન કરે, ત્યારે કોર્ટ તેની

મિલકત જપ્ત કરીને વેચવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને તેની ઉપજેલી રકમ, તેની પાસે નીકળતી રકમ અથવા તેણે એવી રીતે કરેલું નુકસાન ભરી લેવામાં વાપરવાને તે મુખત્યાર છે, અને (કંઇ) બાકી વધે તો તે વસુલદારને આપવું જોઇએ.

૫. તે મિલકત સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય, અથવા જે જમીનનું મેહેસુલ આપી દીધેલું કે છોડી દીધેલું હોય એવી જમીન હોય, અને કોર્ટની નજરમાં એમ આવે કે કલેકટરે વહિવટ કરવાથી લાગતાવળગતા લોકોને ફાયદો થશે ત્યારે કલેકટરને તેની સંમતિથી તે મિલકતનો વસુલદાર નીમવાને કોર્ટ મુખત્યાર છે.

---

## ઓર્ડર ૪૧ મો.

### અવલ હુકમનામા ઉપરની અપીલો વિશે.

૧. અપીલ કરવી તે યાદીના રૂપમાં કરવી અને તે ઉપર અપેલન્ટે અથવા તેના પ્લીડરે સહી કરવી, અને તે કોર્ટને અથવા કોર્ટ આ અર્થે નીમે તે અમલદારને આપવી; અને જે હુકમનામા ઉપર અપીલ કરી હોય તે હુકમનામાની નકલ તથા ( અપીલ કોર્ટ ચલાવી ન લે તો ) જે ફેંસલા ઉપર તે હુકમનામું આધાર રાખતું હોય તે ફેંસલાની નકલ તે યાદીની સાથે જોડવી. તે યાદમાં જે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામા ઉપર હરકત લેવાનાં કારણો, સંક્ષેપમાં કલમવાર લખવાં; તેમાં કંઇ દલીલ અથવા હકીકત લખવી નહીં; અને તે કારણો ઉપર અનુક્રમે નંબર પાડવા.

૨. અપીલની યાદીમાં લખ્યું ન હોય એવું હરકત લેવાનું બીજું કોઇ કારણ કોર્ટની રજા વગર અપીલ કરનારે કાઢવું નહીં, અથવા બીજા કોઇ હરકત લેવાના કારણની પુષ્ટીમાં તેનું કંઇ સાંભળવું નહીં; પરંતુ અપીલનો નિકાલ કરવામાં અપીલની યાદીમાં લખ્યાં હોય અથવા આ કાનુન પ્રમાણે કોર્ટની રજાથી લીધા હોય તે શિવાયનાં બીજાં કારણનો વિચાર કરવાની અપીલ કોર્ટને મનાઈ નથી, પણ એવું ઠરાવ્યું છે કે, અપીલ કરનારે જે કારણ લખ્યું ન હોય તે કારણ ઉપર મુકદ્દમો લઢાવાની નુકસાન પામેલા પક્ષકારને પુરતી તક ન મળી હોય તો, કોર્ટે તેવા કારણ ઉપર પોતાના ફેંસલાનો આધાર રાખવો નહીં.

૩. (૧) પાછળ બતાવી તે રીતે અપીલની યાદ લખી ન હોય ત્યારે તે નામંજુર થઇ શકે, અથવા કોર્ટ ઠરાવે તે મુદતમાં દુરસ્ત કરવા સારૂ અપીલ કરનારને પાછી અપાય, અથવા ત્યાંને ત્યાં તેજ વખતે તે દુરસ્ત થઇ શકે.

(૨) કોઇ યાદ કોર્ટ નામંજુર કરે ત્યારે તે નામંજુર કરવાના સબબ કોર્ટે લખવા.

(૩) અપીલની યાદ દુરસ્ત કરવામાં આવે ત્યારે, જડજે અથવા આ કામ સારૂ જડજ નીમે તે અમલદારે તે દુરસ્તી ઉપર પોતાની આખી અથવા ટુંકી સહી કરવી.

૪. કોઇ ફરિયાદમાં એક કરતાં વધારે વાદીઓ અથવા પ્રતિવાદીઓ હોય, અને જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે હુકમનામું બધા વાદીઓને અથવા બધા પ્રતિવાદીઓને લાગુ પડે એવા કોઇ કારણ ઉપરથી આપ્યું હોય ત્યારે વાદીઓમાંથી અથવા પ્રતિવાદીઓમાંથી ગમે તે એક જણ આખા હુકમનામા ઉપર અપીલ કરવાને મુખત્યાર છે. અને પછી બધા વાદીઓના કે પ્રતિવાદીઓના, જેના હોય તેના લાભમાં તે હુકમનામું ફેરવવાને અથવા તેમાં ઓછું વત્તું કરવાને અપીલ કોર્ટ મુખત્યાર છે.

### ચલાવેલું કામ અને બજાવણીનું કામ બંધ રાખવા બાબત.

૫. (૧) અપીલ કરવામાં આવે એટલે તે ઉપરથી જે હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર અપીલ કરવામાં આવી હોય તે હુકમનામા અથવા હુકમની રૂએ ચાલેલું કામ, અપીલ કોર્ટ ફરમાવે તેથી વધારે પ્રમાણમાં બંધ થશે નહિ. તેમજ હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તેટલાજ કારણ

ઉપરથી તે હુકમનામું બજાવવાનું કામ બંધ થશે નહીં; પરતુ પુરતું કારણ હોય તો એવા હુકમનામાની બજાવણીનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને અપીલ કોર્ટ મુખત્યાર છે.

(૨) જેના ઉપર અપીલ થઇ શકે તેવા હુકમનામાની, તેના ઉપર અપીલ કરવાની ઠરાવેલી મુદત વીત્યા અગાઉ, બજાવણી બંધ રાખવાની અરજ કરવામાં આવે, ત્યારે હુકમનામું કરનારી કોર્ટ પુરતા કારણ બતાવવામાં આવે તો બજાવવાનું કામ બંધ રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(૩) હુકમ કરનારી કોર્ટની નીચે પ્રમાણે, એટલે (અ) હુકમ નહીં કરવામાં આવે તો બજાવવા-નું કામ બંધ રાખવાની અરજ કરનાર પક્ષકારને ખરેખરૂં નુકસાન થાય તેમ છે; (બ) અરજ કરવામાં ગેરવાજબી ઢીલ કરેલી નથી; અને (ક) જે હુકમનામું અથવા હુકમ અરજ કરનારને આખરે બંધનકારક થાય તે હુકમનામું અથવા હુકમ બરાબર રીતે પુરો કરી આપવાને તે અરજદારે તારણ આપેલું છે: એવી ખાત્રી થયા વગર પેટા કાનુન ૧ અથવા પેટા કાનુન ૨ પ્રમાણે બજાવણીનું કામ બંધ કરવાનો હુકમ કરવો નહીં.

(૪) પેટા કાનુન (૩) માં ગમે તે ઠરાવ હોય તે છતાં, સદરહુ કોર્ટ અરજની સુનાવણી પુરી થાય ત્યાંસુધી બજાવણીનું કામ બંધ કરવાનો એકતરફી હુકમ કરી શકે.

૬. (૧) જે હુકમનામાના ઉપર અપીલ ચાલુ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કરવામાં આવે ત્યારે, હુકમનામું કરનારી કોર્ટને અપેલેન્ટ પુરતું કારણ બતાવે તો, હુકમનામું બજાવવામાં જે મિલકત લેવામાં આવે અથવા લેવામાં આવી હોય તે પાછી આપવાને, અથવા તે મિલકતની કિંમત આપવાને, અને અપીલ કોર્ટથી હુકમનામું અથવા હુકમ થાય તે બરોબર રીતે પુરો કરવાને, તારણ આ-પવાનું હુકમનામું કરનારી કોર્ટે ફરમાવવું, અથવા તેવા કારણ ઉપરથી હુકમનામું કરનારી કોર્ટને તેવું તારણ લેવાનું ફરમાવવાને અપીલ કોર્ટ મુખત્યાર છે.

(૨) હુકમનામું બજાવવામાં અથવા સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હોય, અને તે હુકમ-નામા ઉપર અપીલ ચાલુ હોય ત્યારે હુકમનામાના દેણદારે એવો હુકમ કરનારી કોર્ટને અરજ કરવાથી, તારણ આપવા વિષેની અથવા બીજી રીતની હુકમનામું કરનારી કોર્ટને યોગ્ય લાગે તેવી સરતો કરીને અપીલનો નિકાલ થતાં સુધી વેચાણ બંધ રાખવું.

૭. કાનુનો ૫ તથા ૬ માં કહેલું છે તેવું તારણ હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌંસિલ પાસેથી, અથવા કોઇ સરકારી અમલદારે કંઇ કામ પોતાના હોદ્દાને લીધે કર્યું છે એમ કહીને તે કામબદ્દલ તેના ઉપર ફરિયાદ કરી હોય, ત્યારે ( ફરિયાદનો જવાબ કરવાનું સરકારે માથે લીધું હોય તો ) તે અમલદાર પાસેથી માગવું નહીં.

૮. જ્યારે એકાદી અપીલ હુકમનામા ઉપર નહીં પણ એવા હુકમનામાની બજાવણીમાં કરેલા હુકમ ઉપર કરવામાં આવે અથવા કરી હોય તે પ્રસંગે કાનુનો ૫ તથા ૬ ઉપરથી આપેલા અધિકાર ચલાવી શકાશે.

### અપીલ મંજુર થયા પછી કામ ચલાવવાની રીત.

૯. (૧) અપીલની યાદ મંજુર કરવામાં આવે એટલે અપીલ કોર્ટે અથવા તે કોર્ટના યોગ્ય અ-મલદારે તેના ઉપર અપીલ આપ્યાની તારીખનો શેરો કરવો, અને અપીલ નોંધવા સારૂ એક ચોપડી રાખી તે ચોપડીમાં તે અપીલ નોંધવી.

(૨) તે ચોપડીને અપીલનું રજિસ્ટર કહેવું.

૧૦. (૧) રેસ્પોન્ડન્ટને હાજર થઇને જવાબ આપવાનું ફરમાવતાં પહેલાં અથવા ત્યારપછી રેસ્પોન્ડન્ટની અરજ ઉપરથી, અપીલ કોર્ટની નજરમાં આવે તો, અપીલના ખરચના અથવા અવલ ફરિ-યાદના ખરચના અથવા તે બંનેના ખરચના અપેલેન્ટ પાસેથી જામીન માગવાને અપીલ કોર્ટ મુખત્યાર છે; પરંતુ કોઇ કામમાં અપેલેન્ટ બ્રિટિશ ઇંડિયાની બહાર રહેતો હોય, અને જે મિલકત ( જો કંઇ હોય તો તે ) બાબત અપીલ હોય તે શિવાય તેની કંઈ પુરતી સ્થાવર મિલકત બ્રિટિશ ઇંડિયામાં ન હોય, તો તે કામમાં હમેશ કોર્ટે ખરચના જામીન માગવા.

(૨) કોર્ટ હુકમ કરે તેટલી મુદતમાં તે જામીન આપવામાં ન આવે ત્યારે, કોર્ટે તે અપીલ નામંજુર કરવી.

**૧૧.** (૧) અપેલટ કોર્ટ તે કામના કાગળપત્ર મંગાવવાનું દુરસ્ત ધારે તો તે મંગાવ્યા પછી અને અપેલેન્ટ અથવા તેનો પ્લીડર કહે તે સાંભળવાની મુદત ઠરાવ્યા પછી અને તે મુદતે હાજર થાય તો તે પ્રમાણે તેનું કહેવું સાંભળ્યા પછી, અપીલ કોર્ટને યોગ્ય લાગે તો, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને તે અપીલ વિશેની નોટીસ મોકલ્યા વગર, અને રેસ્પોન્ડન્ટને અથવા તેના પ્લીડરને નોટીસ પહોંચાડયા વગર, તે અપીલ કાઢી નાંખવાને મુખત્યાર છે.

(૨) ઠરાવેલે દિવસે અથવા સુનાવણી જે બીજા દિવસ ઉપર મુલતવી રહે તે દિવસે અપીલની સુનાવણી પોકારવામાં આવે ત્યારે અપેલેન્ટ હાજર ન હોય તો કોર્ટને અપીલ કાઢી નાંખવાનો હુકમ કરવાનો અધિકાર છે.

(૩) આ કાનુન મુજબ અપીલ કાઢી નાંખ્યાનો ઠરાવ જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ તે કોર્ટને લખી જણાવવો જોઇએ.

**૧૨.** (૧) કાનુન ૧૧ પ્રમાણે અપેલેન્ટ કોર્ટ અપીલ કાઢી ન નાંખે તો, તે અપેલેન્ટ કોર્ટે અપીલ સાંભળવાનો એક દિવસ મુકરર કરવો.

(૨) કોર્ટમાં ચાલુ કામ કેટલું છે, રેસ્પોન્ડેન્ટને રહેવાનું ઠેકાણું કેટલું દુર છે, અને અપીલની નોટીસ પહોંચાડવાને કેટલી મુદત લાગશે તે ઉપર વિચાર કરીને તે દિવસ એવી રીતે ઠરાવવો કે જેથી તે દિવસે હાજર થઇને અપીલનો જવાબ આપવાને રેસ્પોન્ડેન્ટને પુરતો વખત મળે.

**૧૩.** (૧) અપીલ કાનુન ૧૧ પ્રમાણે કાઢી નાંખવામાં આવી ન હોય ત્યારે જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને, તે અપીલ વિશેની નોટીસ અપેલેન્ટ કોર્ટે મોકલવી.

(૨) જે કોર્ટનાં દફતર એપેલેન્ટ કોર્ટમાં રખાતાં નથી તે કોર્ટના હુકમનામા ઉપર અપીલ હોય ત્યારે જે કોર્ટને તે નોટીસ મળે તે કોર્ટે બની શકે તેટલી ઝડપથી તે ફરિયાદમાંના બધા જરૂરી કાગળો અથવા અપેલેન્ટ કોર્ટે નામ લેઇને મંગાવેલા કાગળો મોકલી દેવા

(૩) જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટમાંના કોઇ કાગળોની નકલ કરી રાખવા એમાંથી કોઇ પક્ષકાર માગતો હોય તો, તે કાગળોનાં નામ સુધાંત તે કોર્ટને લખેલી અરજ કરવાને તે મુખત્યાર છે, અને તેવા કાગળોની નકલો તે અરજદારને ખરચે કરીને તેને આપવી.

**૧૪.** (૧) ૧૨ મી કાનુન પ્રમાણે ઠરાવેલા દિવસની નોટીસ અપેલેન્ટ કોર્ટના મકાનમાં ચોઢવી, અને તેની એક નોટીસ અપેલેન્ટ કોર્ટે, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને મોકલવી અને હાજર થઇને જવાબ દેવાસારૂ પ્રતિવાદીને સમન પહોંચાડવા વિશે જે રીત કહી છે તે રીતે તે નોટીસ રેસ્પોન્ડેન્ટને અથવા અપીલ કોર્ટમાંના તેના પ્લીડરને પહોંચાડવી; અને તે સમનને તથા તે પહોંચાડવા સંબંધી કામને લાગુ પડે તેવા બધા ઠરાવો આ નોટીસ પોંચાડવા સંબંધી કામને લાગુ પડશે.

(૨) જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને નોટીસ મોકલ્યાને બદલે, ઉપર કહેલા નિયમ પ્રમાણે અપીલ કોર્ટ પોતે રેસ્પોન્ડેન્ટને અથવા તેના પ્લીડરને તે નોટીસ પહોંચડાવવાને મુખત્યાર છે.

**૧૫.** રેસ્પોન્ડેન્ટની નોટીસમાં એવું જણાવવું કે જો તમે સદર્હુ પ્રમાણે ઠરાવેલે દિવસે અપીલ કોર્ટમાં હાજર નહીં થાઓ તો અપીલ એક તરફી સાંભળવામાં આવશે.

## સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.

**૧૬.** (૧) સદર્હુ પ્રમાણે ઠરાવેલ દિવસે અથવા બીજા જે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે અપીલની તરફેણમાં અપેલેન્ટ જે કહે તે સાંભળવું.

(૨) પછી કોર્ટ એકદમ અપીલ કહાડી ન નાંખે તો અપીલની વિરૂદ્ધ રેસ્પોન્ડેન્ટ જે કહે તે સાંભળવું જોઇએ, અને એવી બાબતમાં અપેલેન્ટને જવાબ આપવાનો હક્ક પ્રાપ્ત થશે

૧૭. (૧) સદરહું પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા બીજા જે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે અપેલેન્ટ જાતે અથવા પોતાના પ્લીડર મારફતે અપીલની સુનાવણી પોકારવામાં આવે ત્યારે હાજર ન થાય ત્યારે અપીલ કાઢી નાંખવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

(૨) અપેલેન્ટ હાજર થાય અને રેસ્પોન્ડેન્ટ હાજર ન થાય ત્યારે તેની ગેરહાજરીમાં અપીલ સાંભળવી.

૧૮. સદરહું પ્રમાણે ઠરાવેલે દિવસે અથવા બીજા જે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખી હોય તે દિવસે એવું માલમ પડે કે, કોર્ટે ઠરાવેલી મુદતમાં નોટીસ પહોંચાડવાને જોઇએ તે ખરચની રકમ અપેલેન્ટે ભરી નહીં એટલા માટે રેસ્પોન્ડેન્ટને નોટીસ પહોંચી નથી, ત્યારે અપીલ કાઢી નાંખવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે; પરંતુ એવું ઠરાવ્યું છે કે રેસ્પોન્ડેન્ટને નોટીસ ન પહોંચાડી હોય તોએ, સદરહું પ્રમાણે અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલે દિવસે સુનાવણી પોકારવામાં આવે ત્યારે જો રેસ્પોન્ડેન્ટ હાજર થાય તો ઉપર પ્રમાણે હુકમ કરવો નહીં.

૧૯. કાનુન ૧૧ ની પેટા કાનુન (૨) અથવા કાનુન ૧૭ અથવા કાનુન ૧૮ પ્રમાણે કોઇ અપીલ કાઢી નાંખવામાં આવે ત્યારે તે અપીલ ફરી ફાઇલ ઉપર લેવા સારૂ અપેલેન્ટ કોર્ટને અરજ કરવાને અપેલેન્ટ મુખત્યાર છે, અને જો એવું સાબિત કરવામાં આવે કે, અપીલ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઈ પુરતા સબબને લીધે અપેલેન્ટથી હાજર રહેવાયું નહિ અથવા સદરહું પ્રમાણે જોઇએ તે રકમ ભરાઇ નહીં ત્યારે ખરચની અથવા બીજી બાબતમાં જે સરતો તેના ઉપર નાંખવી કોર્ટને યોગ્ય લાગે તે સરતોથી અપીલ ફરી ફાઇલ ઉપર લેવાને કોર્ટ મુખત્યાર છે.

૨૦. સુનાવણી વખતે કોર્ટને એવું જણાય કે, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ છે તે કોર્ટમાં કોઇ શખસ ફરિયાદનો પક્ષકાર હતો, પણ અપીલમાં તેને પક્ષકાર કર્યો નથી, અને અપીલના નિવેડામાં તેનો સંબંધ છે, ત્યારે આગળનો કોઈ દિવસ ઠરાવીને તે દિવસ ઉપર સુનાવણી મુલતવી રાખવાને અને તે શખસને રેસ્પોન્ડેન્ટ કરવાનું ફરમાવવાને કોર્ટ મુખત્યાર છે.

૨૧. અપીલની એકતરફી સુનાવણી થઇને રેસ્પોન્ડેન્ટ વિરૂદ્ધ ફેંસલો કહી સંભળાવ્યો હોય ત્યારે તે અપીલ ફરી સાંભળવા સારૂ અપેલેન્ટ કોર્ટને અરજ કરવાને રેસ્પોન્ડેન્ટ મુખત્યાર છે, અને નોટીસ યોગ્ય રીતે પહોંચાડી ન હતી અથવા અપીલ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઇ પુરતા સબબને લીધે પોતાથી હાજર રહેવાયું નહિ, એમ કોર્ટની ખાત્રી રેસ્પોન્ડેન્ટ કરી આપે તો ખરચની અથવા બીજી બાબતમાં જે સરતો તેના ઉપર નાંખવી કોર્ટને યોગ્ય લાગે તે સરતોથી અપીલ ફરી સાંભળવાને કોર્ટ મુખત્યાર છે.

૨૨. (૧) કોઇ રેસ્પોન્ડેન્ટે હુકમનામાના કોઈ ભાગ ઉપર અપીલ કરી ન હોય તોએ સુનાવણી વખતે નીચલી કોર્ટમાં તેના વિરૂદ્ધ ઠરાવ કર્યો હોય તેવા કોઇ પણ કારણ ઉપર હુકમનામાનું તે પ્રતિપાદન કરે એટલુંજ નહિ પણ અપીલ કરીને હુકમનામામાં જે વિરૂદ્ધ હરકત તે લઈ શકયો હોત તે હરકત લેવાને તે મુખત્યાર છે; પરંતુ અપીલની સુનાવણીને વાસ્તે ઠરાવેલા દિવસની નોટીસ તેને અથવા તેના પ્લીડરને જે દિવસે પહોંચાડી હશે તે દિવસથી એક મહિનાની અંદર અથવા અપેલેટ કોર્ટ જે વધારે મુદત આપવાનું યોગ્ય ધારે તે મુદતની અંદર તે હરકત તેણે અપેલેટ કોર્ટમાં ફાઇલ કરી હોવી જોઇએ.

(૨) તે વિરૂદ્ધ હરકત લેવી તે યાદીના રૂપમાં લેવી, અને કાનુન ૧ માં અપીલની યાદીના નમુના તથા મજકુર વિશે જે ઠરાવો છે તે તેને લાગુ પડશે.

(૩) એવી તકરારથી જેને વાંધો હોય એવા પક્ષકારે અથવા તેના પ્લીડરે તેની નકલ મળ્યાની આપેલી લેખી પહોંચ સદરહુ હરકતની સાથે રિસ્પોન્ડન્ટ ફાઇલ ન કરે તો, અપેલટ કોર્ટે એવી હરકત દાખલ કરવામાં આવ્યા પછી બનતી તાકીદે તેની એક નકલ એવા પક્ષકારને અથવા તેના પ્લીડરને રિસ્પોન્ડન્ટને ખરચે પહોંચાડાવવી.

(૪) જે મુકદમામાં કોઇ પણ રિસ્પોન્ડેન્ટે આ કાનુન મુજબ હરકતની યાદ ફાઇલ કરી હોય તે મુકદમામાં અસલ પાછી ખેંચી લેવામાં આવે અથવા કસુરને લીધે કાઢી નાંખવામાં આવે ત્યારે, આ પ્ર-

માણે બને તોપણ એવી રીતે દાખલ કરેલી હરકત સદરહુ કોર્ટ યોગ્ય ધારે એવી નોટીસ બીજા પક્ષકારોને આપ્યા પછી તે સાંભળવાનો તથા તેનો નીકાલ કરવાનો અધિકાર છે.

(૫) નાદારની અપીલો સંબંધી ઠરાવો આ કાનુન મુજબની હરકતને લાગુ પાડી શકાય તેટલે સુધી તે તેને લાગુ પડશે.

૨૩. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટે કંઇ પ્રારંભની બાબત ઉપરથી ફરિયાદનો નિકાલ કર્યો હોય, અને તે હુકમનામું અપીલમાં રદ થાય ત્યારે, અપીલ કોર્ટ પોતાને યોગ્ય જણાયેથી, હુકમ કરીને તે કામ પાછું મોકલવાને મુખત્યાર છે. અને આ પ્રમાણે પાછા મોકલેલા કોઇ કામમાં, અમુક એક અથવા વધારે મુદ્દાની ચોકસી કરવી એમ ફરમાવવાને પણ મુખત્યાર છે. અને તેણે પોતે કરેલા ફેંસલા તથા હુકમની નકલ જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને મોકલવી અને એવું ફરમાવવું કે દિવાની ફરિયાદોના રજીસ્ટરમાં તે ફરિયાદનો જે મુળ નંબર પડયો હોય તે નંબર ઉપર તેને પાછી દાખલ કરીને તેનો નીકાલ કરવા સારૂં તજવીજ કરવી. અને મૂળ ઇનસાફ વખતે કાંઇ પુરાવો દાખલ થયો હોય તો તે સઘળા વાજબી અપવાદોને પાત્ર તે પાછા મોકલેલા કામના ઇનસાફમાં પુરાવો ગણાશે.

૨૪. અપીલ કોર્ટને ફેંસલો કહી સંભળાવવાને વાસ્તે દફતરમાં પડેલો પુરાવો બસ હોય ત્યારે, જરૂર હોય તો મુદ્દા ફરી ઠરાવીને અપીલ કોર્ટે તે ફરિયાદનો આખરનો નિર્ણય કરવો; પછી જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ કરી હોય તે કોર્ટે, અપીલ કોર્ટ જે કારણ ઉપરથી ફેંસલો કરે તે કરતાં જુદાજ કારણ ઉપરથી બધો ફેંસલો આપ્યો હોય તેની ચિંતા નથી.

૨૫. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટે કોઇ મુદ્દો કાઢવો અથવા તેનો તપાસ કરવો, અથવા હકીકતની કોઇ તકરારનો નિર્ણય કરવો છોડી દીધો હોય, અને ગુણદોષ ઉપરથી ફરિયાદનો ખરો નિકાલ કરવા સારૂ તે મુદ્દો કાઢવો અથવા તેનો તપાસ કરવો અથવા હકીકતની તકરારનો નિર્ણય કરવો અગત્યનો છે એમ અપીલ કોર્ટને લાગે, ત્યારે જરૂર જણાય તો ચોકસીને વાસ્તે મુદ્દા કાઢવાને તથા જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટ તરફ ચોકસી સારૂ તે મુદ્દા મોકલવાને અપીલ કોર્ટ મુખત્યાર છે. અને આવે પ્રસંગે જરૂર હોય તે જાસ્તી પુરાવો લેવાને તે કોર્ટને ફરમાવવું; અને તે કોર્ટે તે મુદ્દાની ચોકસી કરવી, અને અપીલ કોર્ટને તે પુરાવો તથા તે મુદ્દા ઉપરનો પોતાનો ઠરાવ તથા તેનાં કારણો મોકલવાં.

૨૬. (૧) તે ઠરાવ તથા પુરાવો તે ફરિયાદના દફતરનો ભાગ ગણાશે; અને એમાંનો ગમે તે પક્ષકાર અપીલ કોર્ટ ઠરાવે તે મુદતમાં, તે ઠરાવ ઉપરની પોતાની હરકતોની યાદ આપવાને મુખત્યાર છે.

( ૨ ) તે યાદ આપવાને વાસ્તે એવી રીતે ઠરાવેલી મુદત વીત્યા પછી અપીલ કોર્ટે અપીલનો નિર્ણય કરવો.

૨૭. (૧) અપીલના પક્ષકારોને અપીલ કોર્ટમાં મોંઢાનો કે દસ્તાવેજી જાસ્તી પુરાવો હાજર કરવાનો હક્ક નથી; પરંતુ (અ) જે પુરાવો લેવો જોઇએ તે લેવાને, જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટે ના કહી હોય તો, અથવા (બ) ફેંસલો પોતાથી આપી શકાય તેટલા માટે કોઇ પાકા કારણને લીધે તે પુરાવો હાજર કરવા દેવાને અથવા તે દસ્તાવેજ લેવાને અથવા સાક્ષીની જુબાની લેવા દેવાને અપીલ કોર્ટ મુખત્યાર છે.

(૨) અપીલ કોર્ટ જાસ્તી પુરાવો લેવા દે ત્યારે તે લેવાનાં કારણ તે કોર્ટે પોતાના દફતરમાં લખવાં.

૨૮. જ્યારે જાસ્તી પુરાવો લેવાની રજા આપવામાં આવે ત્યારે, અપીલ કોર્ટ પોતે તે પુરાવો લે, અથવા જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટને કે બીજી કોઇ તાબાની કોર્ટને એવું ફરમાવે કે તમારે એવો પુરાવો લેવો અને તે લેવાય એટલે અપીલ કોર્ટને મોકલવો.

૨૯. જાસ્તી પુરાવો લેવાને ફરમાવવામાં આવે અથવા રજા આપવામાં આવે ત્યારે જે બાબતો વિશે પુરાવો લેવાનો હોય તે બાબતો સ્પષ્ટ રીતે અપીલ કોર્ટે જણાવવી, અને તે જણાવેલી બાબતો પોતાના દફતરમાં નોંધવી.

## અપીલના ફેંસલા વિશે.

૩૦. અપીલ કોર્ટે પક્ષકારોનું કહેવું સાંભળીને, તથા મુકદમામાં કોઇ પણ કાગળ, ( પછી તે અપીલમાંનો હોય અથવા જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટમાંનો હોય તે ) જોવાની જરૂર જણાય તો તે જોઇને, ખુલ્લી કોર્ટમાં તેજ વખતે અથવા કોઇ આગળને દિવસે ફેંસલો કહી સંભળાવવો. કોઇ આગળને દિવસે ફેંસલો કહી સંભળાવે તો તે દિવસની નોટીસ પક્ષકારોને અથવા તેમના પ્લીડરોને આપવી.

૩૧. અપીલ કોર્ટનો ફેંસલો લખેલો હોવો જોઇએ અને તેમાં નીચેની વિગતો લખવીઃ—

(અ) નિર્ણય કરવાની બાબતો; (બ) તે ઉપરનો ઠરાવ; (ક) તે ઠરાવનાં કારણો; અને (ડ) જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું રદ કર્યું હોય અથવા તેમાં ફેરફાર કર્યો હોય ત્યારે, અપેલેન્ટને શી દાદ મળવાનો હક્ક છે તે; અને ફેંસલો કહી સંભળાવતી વખતે જે તારીખે તે કહી સંભળાવ્યો હોય તે તારીખ નાંખીને તેના ઉપર જડજે અથવા તે ફેંસલા સાથે મળતા આવતા હોય તે જડજોએ સહી કરવી.

૩૨. જે કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટનું હુકમનામું કાયમ રાખવાનો, તેમાં ફેરફાર કરવાનો, અથવા તે રદ કરવાનો ફેંસલો થઇ શકે; અથવા અપીલમાં કેવા નમુનાનું હુકમનામું કરવું, કે અપીલમાં કેવા પ્રકારનો હુકમ કરવો એ વિશે અપીલના પક્ષકારો એકમત થાય તો, તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ કરવાને અપીલ કોર્ટ મુખત્યાર છે.

૩૩. અપીલ કોર્ટને જે કોઇ પણ હુકમનામું અથવા હુકમ કરવો જોઇતો હતો તે હુકમનામું અથવા હુકમ કરવાનો હક છે તેમજ મુકદમાની હકીકત પ્રમાણે જે બીજું હુકમનામું અથવા હુકમ કરવો જોઇએ તે કરવાનો પણ અધિકાર છે, અને એવી અપીલ એવા હુકમનામાના કાંઇ ભાગના સંબંધમાં હોય તોપણ આ અધિકાર ચલાવવાનો અખત્યાર છે, અને તે અધિકાર કોઇ પણ રિસ્પોન્ડન્ટે અથવા પક્ષકારે કાંઇ પણ અપીલ અથવા હરકત દાખલ કરી ન હોય તો પણ તેના લાભમાં ચલાવવાનો અખત્યાર છે.

દૃષ્ટાંત—ક્ષ. અથવા હ. પાસેથી લેણા નીકળતા પૈસાની રકમ માટે આ દાવો કરે છે, અને તે બન્ન સામે માંડેલી ફરિયાદમાં ક્ષ. સામે હુકમનામું મેળવે છે. ક્ષ. અપીલ કરે છે, અને અ. તથા હ. રીસ્પોન્ડન્ટ છે. અપીલ કોર્ટ ક્ષ. ના લાભમાં ઠરાવ કરે છે. તેને હ. ની સામા હુકમનામું કરવાનો અધિકાર છે.

૩૪. અપીલ એક કરતાં વધારે જડજોએ સાંભળી હોય ત્યારે, કોર્ટના ફેંસલાથી કોઇ જડજનો મત જુદો પડે તો અપીલમાં શો હુકમ અથવા નિકાલ કરવાનો તેના મનમાં આવે છે, એ તેણે લખવું; અને તે બાબતનાં કારણ લખવાને તે મુખત્યાર છે.

## અપીલમાંના હુકમનામા વિશે.

૩૫. (૧) જે તારીખે ફેંસલો કહી સંભળાવ્યો હોય તે તારીખ અપીલના હુકમનામામાં લખવી.

(૨) અપીલનો નંબર અને અપેલેન્ટ તથા રેસ્પોન્ડેન્ટનાં નામ ને વર્ણન હુકમનામામાં લખવાં, અને જે દાદ અપાવી હોય તે અથવા અપીલનો જે બીજો નિર્ણય કર્યો હોય તે તેમાં સ્પષ્ટ રીતે લખવો.

(૩) વળી અપીલમાં કેટલો ખરચ થએલો છે તે, તથા તે ખરચ અને ફરિયાદનો ખરચ કોણે અથવા કઇ મિલકતમાંથી શા પ્રમાણમાં આપવો તે પણ હુકમનામામાં લખવું.

(૪) જે જડજ અથવા જડજોએ હુકમનામું કર્યું હોય તે જડજ અથવા જડજોએ તેના ઉપર સહી કરીને તારીખ નાંખવી; પરંતુ એક કરતાં વધારે જડજો હોય અને તેમનામાં મતભેદ પડે, ત્યારે કોર્ટના ફેંસલાથી જે જડજનો અભિપ્રાય જુદો હોય તેણે હુકમનામા ઉપર સહી કરવાની કંઇ જરૂર નથી.

૩૬. પક્ષકારો અપીલ કોર્ટને અરજ કરે તો તેમને ખરચે, અપીલમાં થએલા ફેંસલાની અને હુકમનામાની તેમના ખરાપણા વિષેની સહી સુધાંતની નકલો તેમને આપવી.

૩૭. ફેંસલાની અને હુકમનામાની એક નકલ ઉપર અપીલ કોર્ટની અથવા તે કોર્ટ આ કામને વાસ્તે નીમે તે અમલદારની તેના ખરાપણા વિષે સહી લેઇને તે નકલ જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું કરનારી કોર્ટને મોકલવી, અને તે ફરિયાદના અસલ: કામ સાથે દાખલ કરવી, અને દિવાની ફરિયાદના રજીસ્ટરમાં અપીલ કોર્ટનો ફેંસલો નોંધવો.

---

## ઑર્ડર ૪૨ મો.

### અપીલનાં હુકમનામાં ઉપરની અપીલ વિશે.

૧. ૪૧ મા ઑર્ડરમાંની કાનુનો લાગુ પડે તેટલે સુધી અપીલમાં થયેલાં હુકમનામાં ઉપરની અપીલોને લાગુ પડશે એમ સમજવું.

---

## ઑર્ડર ૪૩ મો.

### હુકમો ઉપરની અપીલો વિશે.

૧. ૧૦૪ થી કલમના ઠરાવ પ્રમાણે, નીચેના હુકમો ઉપર અપીલ ચાલશે, એટલે:—

(અ) યોગ્ય કોર્ટમાં આપવા સારૂ ફરિયાદ અરજી પાછી આપવા વિશેનો ૭ મા ઑર્ડરની ૧૦ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (બ) પક્ષકાર વિરૂદ્ધ ફેંસલો કહી સંભળાવતાં ૮ મા ઑર્ડરની ૧૦ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (ક) ફરિયાદ કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવાનો હુકમ ફરમાવવા સારૂ ( અપીલ થાય એવા કામોમાં ) કરેલી અરજ નામંજુર કરવાનો ઑર્ડર ૯ ની કાનુન ૯ પ્રમાણે કરેલો હુકમ; (ક) ફરિયાદ કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવાનો હુકમ ફરમાવવા સારૂ ( અપીલ થાય એવા કામોમાં ) કરેલી અરજ નામંજુર કરવાનો ઑર્ડર ૯ ની કાનુન ૯ પ્રમાણે કરેલો હુકમ; (ડ) એકતરફી કરેલું હુકનામું રદ કરવાનો હુકમ ફરમાવવા સારૂ ( અપીલ થાય એવા કામમાં ) કરેલી અરજી નામંજુર કરવાનો ઑર્ડર ૯ ની કાનુન ૧૩ મુજબ કરેલો હુકમ; (ઇ) પક્ષકાર વિરૂદ્ધ ફેંસલો કહી સંભળાવતાં ૧૦ મા ઑર્ડરની ૪ થી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (ફ) ૧૧ મા ઑર્ડરની ૨૧ મી કાનુન મુજબ કરેલો હુકમ; (ગ) મિલકત જપ્ત કરવા બાબત ૧૬ મા ઑર્ડરની કાનુન ૧૦ પ્રમાણે કરેલો હુકમ; (હ) પક્ષકાર વિરૂદ્ધ ફેંસલો કહી સંભળાવતાં ૧૬ મા ઑર્ડરની ૨૦ મી કાનુન મુજબ કરેલો હુકમ; (આઇ) કોઇ ખતના અથવા શેરાના ખરડામાં લીધેલી હરકતો ઉપરથી ૨૧ મા ઑર્ડરની કાનુન ૩૪ પ્રમાણે કરેલો હુકમ; (જ) વેચાણ રદ કરવા બાબત અથવા રદ કરવાની ના કહેવા બાબત ૨૧ મા ઑર્ડરની ૭૨ મી અથવા ૯૨ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (કે) દાવો બંધ પડયાનો અથવા કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવાની ના કહેવા બાબત ૨૨ મા ઑર્ડરની ૯ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (એલ) રજા આપવા બાબત અથવા રજા આપવાની ના પાડવા બાબત ૨૨ મા ઑર્ડરની ૧૦ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (એમ) કબુલત, તોડજોડ અથવા ભરપાઇની નોંધ કરવાનો અથવા નોંધ કરવાની ના કહેવાનો ૨૩ મા ઑર્ડરની ૩ જી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (એન) ફરિયાદ કાઢી નાંખ્યાનું રદ કરવાનો હુકમ મળવા સારૂ ( અપીલ થાય તેવાં કામમાં ) કરેલી અરજી નામંજુર કરવાનો ૨૫ મા ઑર્ડરની ૨ જી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (ઓ) ગીરોના પૈસા ભરવાની મુદત વધારવાની ના કહેવાનો ૩૪ મા ઑર્ડરની ૩ જી અથવા ૮ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (પી) ઇન્ટરપ્લીડરની ફરિયાદોમાં ૩૫ ઑર્ડરની કાનુનો ૩, ૪ અથવા ૬ પ્રમાણે કરેલો હુકમ; (ક્યુ) ૩૮ મા ઑર્ડરની કાનુન ૨, ૩ અથવા ૬ પ્રમાણે કરેલો હુકમ; (આર) ૩૯ મા ઑર્ડરની કાનુન ૧, ૨, ૪ અથવા ૧૦ પ્રમાણે કરેલો હુકમ: (એસ) ૪૦ મા ઑર્ડરની કાનુન ૧ અથવા ૪ પ્રમાણે કરેલો હુકમ; (ટી) ૪૧ મા ઑર્ડરની ૧૯ મી કાનુન પ્રમાણે અપીલ ફરી ફાઇલ ઉપર લેવાની અથવા ૪૧ મા ઑર્ડરની કાનુન ૨૧ પ્રમાણે અપીલ ફરી ફરી સાંભળવાની ના કહેવાનો હુકમ; (યુ) અપીલ કોર્ટના હુકમનામા ઉપર અપીલ થઇ શકે એમ હોય તે પ્રસંગે મુકદમો પાછો મોકલવા વિશે ૪૧ મા ઑર્ડરની ૨૩ મી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (વી) હે કોર્ટ શિવાય બીજી કોઇ કોર્ટે સર્ટિફીકેટ

આપવાની ના કહેવાનો ૪૫ મા ઑર્ડરની ૬ ઠી કાનુન પ્રમાણે કરેલો હુકમ; (ડબલ્યુ) ૪૭ મા ઑર્ડરની ૪ થી કાનુન પ્રમાણે ફરી તપાસ કરવાની અરજી મંજુર કરવાનો હુકમ.

૨. ૪૧ મા ઑર્ડરની કાનુનો, લાગુ પડે તેટલે સુધી હુકમો ઉપરની અપીલોને લાગુ પડશે એમ સમજવું.

---

## ઑર્ડર ૪૪ મો.

### નાદારીમાં અપીલ કરવા વિશે.

૧. અપીલ કરવાનો જે કોઇ શખસને હક્ક હોય, અને અપીલની અરજીને વાસ્તે જે ફી જોઇએ તે આપવાની જેને તાકાત ન હોય તે શખસ અપીલની યાદી સાથે અરજી આપી શકે; અને એવી અરજી રજુ કરવાની બાબત સુદ્ધાં સઘળી બાબતોમાં, જે ઠરાવો નાદારે કરવાની ફરિયાદમાં લાગુ પડે છે તે ઠરાવો લાગુ પડી શકે તેટલે સુધી તેમને અનુસરીને, તેને નાદારીમાં અપીલ કરવાની રજા આપી શકાય; પરંતુ તે અરજ અને જે હુકમનામા તથા ફેંસલા ઉપર અપીલ કરી હોય તે હુકમનામું અને ફેંસલો વાંચવાથી જો કોર્ટની નજરમાં એમ આવે કે,—જે હુકમનામા ઉપર અપીલ કરી છે તે હુકમનામું કાયદાથી ઉલટું કે કાયદા જેટલો બળવાન હોય એવા રિવાજથી ઉલટું અથવા બીજી રીતે ભૂલ કરેલું કે ગેરવાજબી છે એમ ધારવાનું કંઇ કારણ જણાતું નથી, તો કોર્ટે તે અરજ નામંજુર કરવી.

૨. અરજદારની નાદારી વિશેની તજવીજ અપીલ કોર્ટ કરે અથવા કોર્ટના ઠરાવ ઉપર અપીલ થઇ હોય તે કોર્ટના હુકમ ઉપરથી કરે.

પરંતુ જે કોર્ટમાં હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોર્ટમાં અરજદારને નાદાર તરીકે ફરિયાદ અથવા અપીલ કરવા દીધી હોય તો, અપીલ કોર્ટને નાદારી વિશેની તજવીજ કરવાનું ફરમાવવા સારૂ વિશેષ કારણ જણાયા વિના, તેની નાદારી બાબતની ફરી તજવીજ કરવાની કંઇ જરૂર નથી.

---

## ઑર્ડર ૪૫ મો.

### મલિક મુઆઝમ ઇન કૌન્સિલને કરવાની અપીલો વિશે.

૧. આ ઑર્ડરમાં, વિષયમાં અથવા પૂર્વાપર સંબંધમાં કંઇ વિરૂદ્ધ ન હોય તો, 'હુકમનામું' એ શબ્દમાં આખરના હુકમનો સમાવેશ થાય છે.

૨. મલીક મુઆઝમ ઇન્ કૌન્સિલને અપીલ કરવાની જેની ઇચ્છા હોય તેણે, જે કોર્ટના હુકમનામા ઉપર તે નાખુશી બતાવતો હોય તે કોર્ટને અરજી આપીને અરજ કરવી.

૩. (૧) પ્રત્યેક અરજીમાં અપીલનાં કારણો લખવાં, તથા કલમ ૧૧૦ માં કહ્યાં છે તે પ્રમાણે મુકદ્દમાની રકમ, કિંમત કે પ્રકાર છે એવું અથવા બીજી રીતે તે મુકદ્દમો મલીક મુઆઝમ ઇન કૌન્સિલને અપીલ કરવા લાયક છે એવું સર્ટિફિકેટ માગવું.

(૨) આવી અરજી મળે એટલે, સદરહુ પ્રમાણે સર્ટિફિકેટ શા માટે ન આપવું તેનું કારણ બતાવવા સારૂ સામા પક્ષકાર ઉપર કોર્ટે નોટીસ બજાવવા સારૂ હુકમ કરવો જોઇએ.

૪. કિંમત આંકવાનાં કારણ સારૂ, જે ફરિયાદોમાં નક્કી કરવાની તકરારો વાસ્તવિક રીતે તેની તેજ હોય અને જેનો નિકાલ તેના તેજ ફેંસલામાં થયો હોય તે ફરિયાદો એકત્ર કરી શકાય; પણ જે ફરિયાદોનો નીકાલ જુદા જુદા ફેંસલાથી થયો હોય તે ફરિયાદોમાં નીકાલ કરવાની તકરારો વાસ્તવિક રીતે તેની તેજ હોય તોપણ તે એકત્ર કરી શકાય નહિ.

૫. અવલ કોર્ટમાંની ફરિયાદના વિષયની રકમ અથવા કિંમત બાબત અથવા મલિક મુઆઝમ ઇન્ કૌન્સિલને કરવાની અપીલના તકરારી વિષયની રકમ અથવા કિંમત બાબત પક્ષકારો વચ્ચે વાંધો ઉઠે તો ૨ જી કાનુનની રૂયે જે કોર્ટને સર્ટિફીકેટ માટે અરજી કરી હોય તે કોર્ટ પોતાને યોગ્ય લાગે તો, એનો વાંધો અવલ કોર્ટને રિપોર્ટ કરવા સારૂ લખી મોકલવાને મુખત્યાર છે. અને તે અવલ કોર્ટે

એવી રકમ અથવા કિંમત ઠરાવવા સારૂ કામ ચલાવવું અને તેણે પોતાનો રિપોર્ટ તથા પોતે લીધેલો પુરાવો લખી મોકલનાર કોર્ટને મોકલવો.

૬. જ્યારે એવું સર્ટિફિકેટ આપવાની ના કહેવામાં આવે ત્યારે તે અરજી કાઢી નાંખવી.

૭. (૧) જ્યારે સર્ટિફિકેટ આપવામાં આવે ત્યારે જે હુકમનામા બાબત તકરાર હોય તે હુકમનામાની તારીખથી ૭ માસ, અથવા સર્ટિફિકેટ આપવામાં આવે ત્યારથી ૭ અઠવાડીઆ, એ બેમાંથી જે તારીખ છેલી આવે તેની અંદર અરજદારે:—

(અ) રેસ્પોન્ડેન્ટના ખરચને વાસ્તે જામીન આપવા, તથા (બ) નીચેના ચાર પ્રકારના કાગળો શિવાય, એટલે:—(૧) મલીક મુઆઝમ ઇન્ કૌન્સિલના જે હુકમ તે તે વખતે અમલમાં હોય તે હુકમમાં જે પદ્ધતિના દસ્તાવેજો બાતલ કરવાનું ફરમાવ્યું હોય તે દસ્તાવેજો; (૨) જે કાગળો બાતલ કરવાને પક્ષકારો એકમત થાય તે કાગળો; (૩) કોર્ટે તે કામને સારૂ અખત્યાર આપેલા અમલદારને જે હિસાબ અને હિસાબના ભાગો જરૂર વગરના લાગે, અને પક્ષકારોએ જે મુદ્દામ સામીલ કરવાને માગ્યા ન હોય તે હિસાબ તથા હિસાબના ભાગો અને ( ૪ ) હાઇકોર્ટ બાતલ કરવાનું ફરમાવે તેવા બીજા દસ્તાવેજો એ શિવાય ફરિયાદના બધા દફતરનો તરજુમો કરવા સારૂ, તેની નકલ ઉતારી લેવા સારૂ, અનુક્રમણિકા કરવા સારૂ, અને એક ખરી નકલ મલીક મુઆઝમ ઇન્ કૌન્સિલને મોકલવા સારૂ ખરચવાને જે રકમ જોઇએ તે અનામત મુકવી.

( ૨ ) ઉપર બાતલ કર્યા છે તે શિવાયના દફતરના કાગળોની નકલ હિંદુસ્તાનમાં છપાવવાનું અરજદાર પસંદ કરે ત્યારે, પહેલી પેટા કાનુનમાં કહેલી મુદતની દરમ્યાન, તે નકલ છાપવાના ખરચ આપવા સારૂ જે રકમ જોઇએ તે પણ તેણે અનામત મુકવી.

૮. કોર્ટને સંતોષ થાય તેવી રીતે એવા જામીન આપવાનું કામ પુરૂં થાય અને રકમ અનામત મુકાઇ રહે ત્યારે, કોર્ટે:—

( અ ) અપીલ મંજુર કરી છે એમ ઠરાવવું, ( બ ) તે બાબતની નોટીસ રેસ્પોન્ડેન્ટને આપવી, ( ક ) ઉપર બાતલ કર્યા છે તે શિવાયના દફતરની ખરી નકલ, કોર્ટનો શિક્કો કરીને મલીક મુઆઝમ ઇન્ કૌન્સિલને મોકલવી, અને ( ડ ) ફરિયાદના કોઇ કાગળોની ખરાપણાની સહી સિક્કાંતની એક અથવા વધારે નકલોને વાસ્તે ગમે તે પક્ષકાર અરજ કરે, અને તે તૈયાર કરવાનો વાજબી ખરચ આપે તો તે નકલો તેને આપવી.

૯. ઉપર પ્રમાણે જે કોઇ જામીનને કબુલ કર્યો હોય તે અપીલ મંજુર કર્યા પહેલાં કોઇ પણ વખતે કારણ દેખાડવામાં આવે તો, રદ કરવાને તથા તે વિશે વધારે હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૦. અપીલ મંજુર કર્યા પછી, પરંતુ સદરહુ બાતલ કર્યા શિવાયના દફતરની નકલ મલીક મુઆઝમ ઇન્ કૌન્સિલને મોકલ્યા પહેલાં કોઇ પણ વખતે, તે જામીન અપૂર્ણ માલમ પડે, અથવા સદરહુ બાતલ કર્યા શિવાયના દફતરનો તરજુમો કરવા સારૂ, તે ઉતારી લેવા સારૂ, છાપવા સારૂ, તેની અનુક્રમણિકા કરવા સારૂ, અથવા નકલ મોકલવા સારૂ જાસ્તી રકમ ભરવી જોઇતી હોય, ત્યારે કોર્ટ ઠરાવે તે મુદતમાં બીજો અને પુરતો જામીન આપવા અથવા તે મુદતમાં જોઇતી રકમ ભરવા અપેલેન્ટને હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૧. તે હુકમ માન્ય કરવામાં અપેલેન્ટ કસુર કરશે, ત્યારે કામ ચાલતું બંધ થશે; અને તે બાબતમાં મલીક મુઆઝમ ઇન કૌન્સિલનો હુકમ થયા વગર અપીલનું કામ આગળ ચાલશે નહીં. અને તેની દરમ્યાન જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હશે તેની બજાવણી બંધ રહેશે નહિ.

૧૨. ઉપર બાતલ કરેલી છે તે શિવાયની દફતરની નકલ મલીક મુઆઝમ ઇન કૌન્સિલને મોકલી ચુકયા પછી અપેલેન્ટે કાનુન ૭ પ્રમાણે અનામત મુકેલી રકમમાંથી કંઇ બાકી રહી હોય તો તે અપેલેન્ટ પાછી લેવાને મુખત્યાર છે.

૧૩. ( ૧ ) કોઇ અપીલ મંજુર કરવાની સર્ટિફીકેટ આપી હોય તે છતાંએ, કોર્ટ બીજી રીતે ન ફરમાવે તો જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું બીનસરતે બજાવવું.

( ૨ ) ફરિયાદમાં જેનો હિતસંબંધ હોય તે પક્ષકાર કંઇ વિશેષ કારણ બતાવે અથવા બીજી રીતે કોર્ટને કંઇ કારણ જણાય ત્યારે, કોર્ટ પોતાને યોગ્ય લાગે તો નીચે પ્રમાણે કરવાને, એટલે—

( અ ) કોઇ તકરારી જંગમ મિલકત અથવા તેનો કંઇ ભાગ અટકાવી રાખવાને, અથવા ( બ ) અપીલમાં મલીક મુઆઝમ ઇન કૌન્સિલ જે હુકમ કરે તે પ્રમાણે બરોબર રીતે વર્ત્તવા સારૂ કોર્ટને યોગ્ય લાગે તેવા રેસ્પોન્ડેન્ટની પાસેથી જામીન લેઇને, જે હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું બજાવવાની રજા આપવાને, અથવા ( ક ) જેના ઉપર અપીલ થઇ હોય તે હુકમનામા પ્રમાણે અથવા અપીલમાં મલીક મુઆઝમ ઇન કૌન્સિલ જે હુકમ કરે તે પ્રમાણે, બરોબર રીતે વર્ત્તવા સારૂ કોર્ટને યોગ્ય લાગે તેવા અપેલેન્ટ પાસેથી જામીન લેઇને, જેના ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું બજાવવું બંધ રાખવાને, અથવા ( ડ ) કોર્ટની મદદ માગનાર કોઇ પક્ષકાર ઉપર વસુલદાર નીમીને અથવા બીજી રીતે પોતાને યોગ્ય લાગે તેવી સરતો ઠરાવવાને અથવા અપીલના વિષય સંબંધી બીજા હુકમો ફરમાવવાને મુખત્યાર છે.

૧૪. ( ૧ ) અપીલ ચાલુ હોય તેવામાં કોઇ પણ વખતે એમાંથી કોઇ પણ પક્ષકારે ઉપર પ્રમાણે આપેલા જામીન પુરતા નથી એમ માલમ પડે, ત્યારે બીજા પક્ષકારની અરજ ઉપરથી, જાસ્તી જામીન માગવાને કોર્ટ મુખત્યાર છે.

( ૨ ) કોર્ટ માગે તેવા જાસ્તી જામીન આપવામાં કસુર થાય ત્યારે,—

( અ ) જો મૂળ જામીન અપેલેન્ટે આપેલા હોય તો, અપેલેન્ટે જાણે તે જામીન આપ્યો ન હોય એ રીતે રેસ્પોન્ડેન્ટની અરજ ઉપરથી જેના ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું બજાવવાનો હુકમ કાઢવાને કોર્ટ મુખત્યાર છે; ( બ ) જો મુળ જામીન રેસ્પોન્ડેન્ટે આપેલા હોય તો, હુકમનામાની બધી આગળ ચાલતી બજાવણી બની શકે તેટલી અટકાવવી. અને જે જામીન પુરતા નથી એમ માલમ પડે તે આપતી વખતે પક્ષકારો પોત પોતે જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં તેમને લાવવા, અથવા અપીલના વિષય સંબંધી પોતાને યોગ્ય લાગે તેવી રીતે ફરમાવવું.

૧૫. ( ૧ ) મલીક મુઆઝમ ઇન કૌન્સિલનો કોઇ હુકમ બજાવવાની જેની ઇચ્છા હોય તેણે જે કોર્ટની મારફત મલીક મુઆઝમને અપીલ કરી હોય તે કોર્ટને અરજી આપીને દરખાસ્ત કરવી અને તે અરજીની સાથે અપીલમાં જે હુકમનામું અથવા હુકમ કરેલો હોય અને જે બજાવવાનો હોય તેની, ખરાપણા વિષે સહી સુદ્ધાંતની નકલ સામીલ કરવી.

( ૨ ) તે કોર્ટે મલીક મુઆઝમનો હુકમ, જે પહેલાં હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું કરનારી કોર્ટને મોકલવો, અથવા મલીક મુઆઝમ પોતાના તે હુકમમાં ફરમાવે તેવી બીજી કોર્ટને મોકલવો, અને ( એમાંથી ગમે તે પક્ષકારની અરજ ઉપરથી ) તે હુકમ બજાવવાની જરૂર હોય તેવા હુકમો કરવા. અને જે કોર્ટને સદરહુ હુકમ ઉપર કહ્યા પ્રમાણે મોકલ્યો હોય તેણે, પોતે કરેલા અસલ હુકમનામાં બજાવવામાં જે રીત તથા ઠરાવો લાગુ પડે છે તે તે રીત તથા ઠરાવો પ્રમાણે તે હુકમ બજાવવો.

( ૩ ) તે હુકમમાં બ્રિટિશ ચલણી નાણાંમાં આપવાને ઠરાવેલી કંઇ રકમ હિંદુસ્તાનમાં આપવાની હોય ત્યારે, વિલાયત સરકારની તથા હિંદુસ્તાન સરકારની નાણાં સંબંધી લેણદેણ બરાબર કરવા સારૂ મલીક મુઆઝમની તીજોરીના લાર્ડસ કમીશનરોના અનુમતથી હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી ઇન કૌન્સિલે સદરહુ હુકમ થયાની તારીખે વટાવનો જે દર ઠરાવ્યો હોય તે પ્રમાણે તે આપવાની રકમની ગણત્રી કરવી.

૧૬. મલીક મુઆઝમ ઇન કૌન્સિલનો હુકમ જે કોર્ટ બજાવે તે કોર્ટે તે બજાવણી સંબંધી કરેલા હુકમો ઉપર, તે કોર્ટે પોતાનાં હુકમનામાં બજાવવા બાબત જે હુકમો કરે તેના ઉપર જે રીતે અપીલ ચાલે અને જે નિયમો લાગુ પડે તેજ રીતે અને તેજ નિયમો પ્રમાણે અપીલ ચાલશે.



# ઓર્ડર ૪૬ મો.

## હકીકત લખી મોકલવા વિશે.

૧. જે ફરિયાદમાં અથવા અપીલમાં હુકમનામા ઉપર અપીલ ન હોય તે ફરિયાદની અથવા અપીલની સુનાવણી વખતે અથવા તે પહેલાં, અથવા તેવું કોઇ હુકમનામું બજાવતી વખતે, કાયદા સંબંધી અથવા કાયદા પ્રમાણે અમલ થતા રીવાજ સંબંધી કંઇ તકરાર નિકળે, અને તે બાબત ફરિયાદની અથવા અપીલની ચોકસી કરનારી કોર્ટને અથવા હુકમનામું બજાવનારી કોર્ટને વાજબી શંકા ઉત્પન્ન થાય ત્યારે પોતાની મેળે અથવા કોઇ પક્ષકારની અરજ ઉપરથી તે મુકદ્દમાની હકીકત તથા તેમાં જે બાબત શંકા ઉત્પન્ન થઇ હોય તે બાબત લખી કાઢીને, તે બાબત ઉપરના પોતાના અભિપ્રાય સુધાંત, હૈ કોર્ટનો ઠરાવ થવા સારૂ તે મોકલવાને કોર્ટ મુખત્યાર છે.

૨. સદરહુ પ્રમાણે હાઇકોર્ટને લખી મોકલ્યું હોય તે છતાંએ, મુકદ્દમાનું કામ બંધ રાખવાને અગર આગળ ચલાવવાને કોર્ટ મુખત્યાર છે, અને જે બાબત હાઇકોર્ટને લખી મોકલી હોય તે બાબત હાઇકોર્ટનો અભિપ્રાય લખાઇ આવશે તે પ્રમાણે હુકમનામું અથવા હુકમ ફરશે એવી સરતથી કોઇ હુકમનામું અથવા હુકમ કરવાને પણ કોર્ટ મુખત્યાર છે; પરંતુ જે મુકદમામાં સદરહુ પ્રમાણે લખી મોકલ્યું હોય તેમાં લખી મોકલેલી બાબત વિષે હાઇકોર્ટના ફેંસલાની નકલ આવે નહીં ત્યાંસુધી, હુકમનામું અથવા હુકમ બજાવવો નહીં.

૩. પક્ષકારો હાજર થઇને પોતાનું કહેવું સાંભળવાની ઇચ્છા બતાવે તો હાઇકોર્ટે તેમનું કહેવું સાંભળીને સદરહુ પ્રમાણે પુછેલી વાતનો ઠરાવ કરવો. અને લખી મોકલનાર કોર્ટને પોતાના ફેંસલાની એક નકલ રજીસ્ટ્રારની સહીથી મોકલવી. અને તે કોર્ટે તે નકલ મળે એટલે હાઇકોર્ટના ઠરાવને અનુસરીને તે કામનો નિકાલ કરવો.

૪. હાઇકોર્ટના ઠરાવ સારૂ મુકદ્દમો મોકલવાને લીધે જો કંઇ ખરચ થાય તો તે મુકદ્દમાનો ખરચ ગણાશે.

૫. ૧ લી કાનુન પ્રમાણે હાઇકોર્ટને કોઇ મુકદ્દમો લખી મોકલ્યો હોય ત્યારે, તે મુકદ્દમો દુરસ્ત કરવા સારૂ પાછો મોકલવાને હાઇકોર્ટ મુખત્યાર છે, અને જે મુકદ્દમામાંથી હાઇકોર્ટને લખી મોકલવાની બાબત નિકળી તે મુકદ્દમામાં લખી મોકલનારી કોર્ટે કંઇ હુકમનામું અથવા હુકમ કર્યો હોય તેમાં ફેરફાર કરવાને, તે રદ્દ કરવાને અથવા કાઢી નાંખવાને તથા પોતાને યોગ્ય લાગે તેવા હુકમ કરવાને હાઇકોર્ટ મુખત્યાર છે.

૬. (૧) જે કોર્ટમાં ફરિયાદ કરી હોય તે કોર્ટને, તે ફરિયાદ કોઇ સ્માલકાજ કોર્ટથી સાંભળી શકાય એવી છે કે નહીં એ વિશે ફેંસલો આપ્યાની અગાઉ કોઇ પણ વખતે શંકા ઉત્પન્ન થાય ત્યારે તે કોર્ટ તે ફરિયાદના સ્વરૂપ સંબંધી શંકાનાં પોતાનાં કારણોની વિગત સાથે તે કામનું દફતર હાઇકોર્ટને મોકલવાને મુખત્યાર છે.

(૨) એવું દફતર તથા કારણોની વિગત આવેથી હાઇકોર્ટ તે કોર્ટને હુકમ કરી એમ ફરમાવવા મુખત્યાર છે કે તેણે તે ફરિયાદનું કામ આગળ ચલાવવું અથવા બીજી ફલાણી કોર્ટ તે ફરિયાદ સાંભળવાને યોગ્ય છે એવું પોતાના હુકમમાં જાહેર કરે તે કોર્ટમાં સદરહુ ફરિયાદ અરજી રજુ કરવા સારૂ પાછી આપવી.

૭. (૧) અમુક ફરિયાદ સ્માલકાજ કોર્ટથી સાંભળી શકાય એવી છે અથવા એવી રીતે સાંભળી શકાય એવી નથી એમ પોતાના તાબામાંની કોઇ કોર્ટે ભુલથી ઠરાવ્યાને લીધે તેને કાયદા પ્રમાણે સોંપવામાં આવેલી હકુમત ચલાવી નથી અથવા એવી રીતે સોંપવામાં ન આવેલી હકુમત ચલાવી છે એવી ડિસ્ટ્રિક્ટ કોર્ટની ખાત્રી થાય ત્યારે, તે ડિસ્ટ્રિક્ટ કોર્ટ તે ફરિયાદના સ્વરૂપ સંબંધી સદરહુ તાબાની કોર્ટનો વિચાર ભુલ ભરેલો ગણવાનાં પોતાનાં કારણોની વિગત સાથે તે કામનું દફતર હાઇકોર્ટને મોકલવા મુખત્યાર છે, અને કોઇ પક્ષકાર માગે તો તેણે તેમ કરવુંજ જોઇયે.

(૨) એવું દફતર તથા કારણોની વિગત આવેથી હાઇકોર્ટ તે મુકદમા સંબંધી પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવા મુખત્યાર છે.

(૩) આ કલમ પ્રમાણે હાઇકોર્ટને લખી મોકલેલા હરકોઈ મુકદમામાં, હુકમનામા પછી ચલાવેલા કોઇ પણ કામના સંબંધમાં, હકીકત જોતાં પોતાને યોગ્ય અને વાજબી લાગે તેવો હુકમ કરવા હાઇકોર્ટ મુખત્યાર છે.

(૪) આ કાનુનનાં કારણો માટે ડિસ્ટ્રિક્ટ કોર્ટ પોતાના તાબાની કોર્ટ પાસે જે દફતર અથવા ખબર માગે તે તેણે આપવી જોઇએ.

---

# ઓર્ડર ૪૭ મો.

## ( ફેંસલાની ) ફરી તપાસ વિશે.

૧. (૧) કોઇ શખ્સની નજરમાં એમ આવે કેઃ—

(અ) જે હુકમનામા અથવા હુકમ ઉપર અપીલ કરવાની છુટ હોય, પણ તેવી અપીલ ન કરી હોય તે હુકમ અથવા હુકમનામાથી;

(બ) જેના ઉપર અપીલ કરવાને છુટ ન હોય તેવા હુકમનામાં અથવા હુકમથી; અથવા (ક) સ્માલકાજ કોર્ટે અભિપ્રાય સારૂ મોકલ્યા ઉપરથી કરેલા ફેંસલાથી; મને બરોબર ઇનસાફ મળ્યો નથી, તથા હુકમનામું કે હુકમ કરતી વખતે યોગ્ય મહેનત કર્યા છતાં એ મારા જાણવામાં નહોતો તે, અથવા મારાથી હાજર ન થઇ શક્યો તે, નવો અને અગત્યનો પુરાવો અથવા મજકુર જડી આવ્યો છે તે કારણથી, અથવા બીજા કોઇ પુરતા કારણથી પોતાના ઉપર હુકમનામું કે હુકમ થએલો હોય તેની ફરી તપાસ કરાવવાની જેની ઇચ્છા હોય તે શખ્સ, હુકમનામું અથવા હુકમ કરનારી કોર્ટને ફેંસલાની ફરી તપાસને વાસ્તે અરજ કરવાને મુખત્યાર છે.

(૨) કોઇ એક પક્ષકારે હુકમનામા ઉપર કરેલી અપીલ ચાલુ હોય તે છતાંએ, તે હુકમનામા અથવા હુકમ ઉપર પોતે અપીલ કરી ન હોય તેવો બીજો કોઇ પક્ષકાર ફેંસલાની ફરી તપાસસારૂ અરજ કરવાને મુખત્યાર છે; પરંતુ સદરહુ અપીલનાં કારણ અપીલ કરનારને તથા આ અરજ કરનારને સામાન્ય હોય, અથવા ફરી તપાસની અરજ કરનાર રેસ્પોન્ડેન્ટ હોય અને તેથી જે મજકુરને લીધે તે ફરી તપાસની અરજ કરે છે તે અપીલ કોર્ટને તે બતાવી શકે એમ હોય, તો તે પ્રમાણે ફરી તપાસની અરજ ન થઇ શકે.

૨. (૧) લી કાનુનમાં કહ્યા પ્રમાણે નવો તથા અગત્યનો મજકુર કે પુરાવો જડયાના સબબ શિવાય, અથવા હુકમનામું જોતાંજ કંઇ હસ્તદોષની અથવા ગણીતની દેખાઇતી ભુલ જણાયાના સબબ શિવાય બીજા કોઈ સબબથી, હાઇકોર્ટ શિવાયની બીજી કોઇ કોર્ટના હુકમનામા અથવા હુકમની ફેર તપાસણીની અરજ, જે જડજે એવું હુકમનામું કર્યું હોય અગર હુકમ કર્યો હોય તે જડજનેજ કરી શકાય; પણ જે જડજે એવું હુકમનામું અથવા હુકમ કર્યો હોય તેણે ૪ થી કાનુનની પેટા કાનુન (૨) ના વિશેષ ઠરાવ (અ મુજબ નોટીસ કાઢવાનો હુકમ) કર્યો હોય તો, એવી અરજનો નીકાલ તેની જગ્યાએ આવનાર બીજાને કરવાનો અધિકાર છે.

૩. અપીલ તૈયાર કરવાના નમુના વિષેના ઠરાવો પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે ફેરફાર સહિત ફરી તપાસની અરજોને લાગુ પડશે.

૪. (૧) ફરી તપાસ કરવાનું પુરતું કારણ નથી એમ કોર્ટની નજરમાં આવે, ત્યારે કોર્ટે તે અરજ નામંજુર કરવી.

(૨) કોર્ટનો અભિપ્રાય એમ થાય કે ફરી તપાસની અરજ મંજુર કરવી જોઇએ, ત્યારે તેણે તે મંજુર કરવી; પરંતુ (અ) જે હુકમનામાની અથવા હુકમની ફરી તપાસ સારૂ અરજ થઇ હોય તે હુકમનામાની પુષ્ટિમાં સામા પક્ષકારને જે કહેવાનું હોય તે હાજર થઇને કહેવા સારૂ તેને પ્રથમ નોટીસ આપ્યા વગર તે અરજ મંજુર કરવી નહીં; તથા (બ) હુકમનામું અથવા હુકમ કરતી વખતે મારા જાણવામાં નહોતો અથવા હું આપી શકું તેમ નહોતો તેવો નવો પુરાવો અથવા મજકુર જડી આવ્યો છે

એવો સબબ લગાડીને ફરી તપાસની અરજ કરી હોય તો, તે સબબની ખરેખરી સાબીતી વગર તે અરજ મંજુર કરવી નહીં.

૫. જે હુકમનામાની અથવા હુકમની ફરી તપાસ કરવાની અરજ કરી હોય, તે હુકમનામું અથવા હુકમ કરનાર જડજ અથવા જડજો, અથવા તેમાંનો કોઇ જડજ ફરી તપાસની અરજ કોર્ટમાં આપતી વખતે તેજ કોર્ટમાં હોય, અને-તે અરજ આપ્યા પછીના લાગલાજ છ માસની મુદ્દત સુધીમાં, ગેરહાજરી અથવા બીજા કારણથી, અરજીમાં બતાવેલા હુકમનામા અથવા હુકમ ઉપર વિચાર કરવાને તેને અથવા તેમને અડચણ ન હોય તો,–તે જડજે અથવા જડજોએ અથવા તેમાંના કોઇએ તે અરજ સાંભળવી, અને કોર્ટમાં બીજા કોઈ જડજે અથવા જડજોએ તે સાંભળવી નહીં.

૬. ( ૧ ) એક કરતાં વધારે જડજો ફરી તપાસની અરજ સાંભળે અને કોર્ટના મત સરખા વહેંચાઇ જાય તો તે અરજ નામંજુર કરવી.

( ૨ ) એક તરફ વધારે મત પડે ત્યારે વધારે મત પ્રમાણે ઠરાવ કરવો.

૭. ( ૧ ) અરજ નામંજુર કરવાના કોર્ટના હુકમ ઉપર અપીલ ચાલશે નહીં; પરંતુ તે અરજ મંજુર કરવાના હુકમ સામે નીચેનાં કારણોથી હરકત લેઇ શકાશે. તે એ કે:—

( અ ) તે અરજ ૨ જી કાનુનના ઠરાવથી ઉલટી છે, ( બ ) તે અરજ ૪ થી કાનુનના ઠરાવથી ઉલટી છે, અથવા ( ક ) ફરી તપાસની અરજ કરવાને વાસ્તે ઠરાવેલી મુદ્દત વીતી ગયા પછી અને પુરતા કારણ વગર તે કરી છે; એવી હરકત, અરજ મંજુર કરવાના હુકમ ઉપર એકદમ અપીલ કરીને અથવા ફરિયાદમાં જે છેવટનું હુકમનામું અથવા હુકમ થાય તેના ઉપરની અપીલ દરમ્યાન લઇ શકાય.

( ૨ ) અરજદારે હાજર થવામાં કસુર કરવાને લીધે અરજ નામંજુર કરી હોય ત્યારે, નામંજુર કરેલી અરજ પાછી ફાઇલ ઉપર લેવાનો હુકમ કરવા સારૂ અરજ કરવાને તે અરજદાર મુખત્યાર છે, અને તે અરજ સુનાવણીને વાસ્તે નિકળી તે વખતે કોઇ પુરતા કારણને લીધે હાજર થઇ શકાયું નહીં એમ કોર્ટના સંતોષપૂર્વક સાબિત થાય ત્યારે,—ખરચ અને બીજી બાબતને વાસ્તે પોતાને યોગ્ય લાગે તેવી સરતો કરીને તે અરજી પાછી ફાઇલ ઉપર લેવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે, અને તે અરજની સુનાવણીનો એક દિવસ તેણે નિમવો.

( ૩ ) સદરહુ અરજની લેખી નોટીસ સામા પક્ષકારને પહોંચાડયા વગર (૨) જી પેટા કાનુન પ્રમાણે હુકમ કરવો નહીં.

૮. ફરી તપાસની અરજ મંજુર કરવામાં આવે એટલે, તે બાબતની નોંધ રજિસ્ટરમાં લખવી, અને પછી મુકદ્દમાની લાગલીજ ફરી ચોકસી કરવાને અથવા ફરી ચોકસી કરવા વિશે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૯. ફરી તપાસની અરજ ઉપરથી કરેલા હુકમની અથવા ફરી તપાસ ઉપરથી કરેલા હુકમનામા અથવા હુકમની ફરી તપાસ કરવાની અરજ ચાલશે નહિ.

---

## ઑર્ડર ૪૮ મો.

### પરચુરણ.

૧. (૧) આ કાયદા પ્રમાણે કાઢેલી પ્રત્યેક પ્રોસેસ, કોર્ટે બીજી રીતે ન ફરમાવે તો, જે પક્ષકારની વતી તે કાઢેલી હોય તે પક્ષકારને ખરચે પોંચાડવામાં આવશે.

(૨) પહોંચાડવાને વાસ્તે જે કોર્ટ ફી લાગતી જોઇએ તે પ્રોસેસ નિકળ્યા પહેલાં કોર્ટ નીમે તે વખતની અંદર આપવી જોઇએ.

૨. જે હુકમો, નોટીસો તથા બીજા દસ્તાવેજો કોઇ પણ શખસને આ કાયદા પ્રમાણે આપવાના અથવા પહોંચાડવાના હોય તે હુકમો, નોટીસો અને બીજા દસ્તાવેજો સમન પહોંચાડવાને માટે કહેલી છે તે રીતે પોંચાડવા.

૩. પુરવણીમાં આપેલા નમુના, પ્રત્યેક મુકદમાની હકીકત પ્રમાણે જોઇએ તેવો ફેરફાર કરીને, જે કામમાં ઉપયોગમાં લેવાનું તેમાં કહેલું છે તે કામમાં વાપરવા.

## ઑર્ડર ૪૯ મો.

### સનંદી હાઇકોર્ટો વિશે.

૧. પોતાની અવલ દીવાની હકુમત ચલાવતાં અને લગ્ન સંબંધી, મૃત્યુપત્ર સંબંધી અને મૃત્યુપત્ર ન કરનારા મૈયત સંબંધી હકુમત ચલાવતાં, પ્રતિવાદીઓ ઉપરના સમન, બજાવણીનાં વારંટ ( રિટ ) અને રૈસ્પોન્ડન્ટને નોટીસો શિવાય બીજી હાઇકોર્ટે કાઢેલી, દસ્તાવેજ હાજર કરવાની નોટીસો, સાક્ષી સમન અને બીજી હરેક ન્યાયના કામની પ્રોસેસ, ફરિયાદના અટર્ની અથવા તેણે રાખેલા શખસો અથવા હાઇકોર્ટ કંઇ નિયમ કે હુકમ કરીને ફરમાવે તેવા બીજા શખસો પહોંચાડી શકે.

૨. સનંદી હાઇકોર્ટોએ પુરાવો લેવા બાબત અથવા ફેંસલા તથા હુકમ દફતરમાં લખવા બાબત આ કાયદો અમલમાં આવતી વખતે જે કાનુનો અમલમાં હોય તેમને આ પરિશિષ્ટમાંના કાંઇ પણ મજકુર ઉપરથી બાધ આવે છે અથવા બીજી રીતે તેમને હરકત આવે છે એમ સમજવું નહિ.

૩. કોઇ પણ સનંદી હાઇકોર્ટને પોતાની સાધારણ અથવા અસાધારણ અવલ દિવાની હકુમત ચલાવતાં નીચેની કાનુનો લાગુ પડશે નહીં:—

( ૧ ) ૭ મા ઓર્ડરની કાનુન ૧૦, તથા કાનુન ૧૧, ની રકમો ( બ ) તથા ( ક ); ( ૨ ) ૧૦ મા ઓર્ડરની કાનુન ૩; ( ૩ ) ૧૬ મા ઓર્ડરની કાનુન ૨; ( ૪ ) ૧૮ મા ઓર્ડરની કાનુનો ૫, ૬, ૮, ૯, ૧૦, ૧૧, ૧૩, ૧૪, ૧૫ અને ૧૬; ( પુરાવો લેવાની રીત બાબત હોય તેટલે સુધી ); ( ૫ ) ૨૦ મા ઓર્ડરની કાનુનો ૧ થી ૮; અને ( ૬ ) ૩૩ મા ઓર્ડરની કાનુન ૭ ( યાદી કરવા બાબત હોય તેટલે સુધી ), અને ઓર્ડર ૪૧ ની કાનુન ૩૫, એવી કોઇ પણ હાઇકોર્ટ પોતાની અપીલ સંબંધી હકુમત ચલાવતી હોય ત્યારે તેને લાગુ પડશે નહીં.

---

## ઓર્ડર ૫૦ મો.

### પ્રોવિન્શિયલ સ્માલકાઝ કોર્ટો વિશે.

૧. નીચે લખેલા ઠરાવો સને ૧૮૮૭ ના પ્રોવિન્શિયલ સ્માલકાઝ કોર્ટો બાબતના આક્ટની રૂયે સ્થાપેલી કોર્ટોને અથવા સદરહુ આક્ટની રૂયે સ્માલકાઝ કોર્ટની હકુમત ચલાવનારી કોર્ટોને લાગુ પડશે નહીં એટલે:—

( અ ) આ પરિશિષ્ટમાંનો જેટલો ભાગ—

( ૧ ) સ્માલકાઝ કોર્ટની હકુમતમાંથી બાતલ કરેલી ફરિયાદોને અથવા એવી ફરિયાદોમાંના હુકમનામાની બજાવણીને;

( ૨ ) સ્થાવર મિલકત સામેના હુકમનામાની બજાવણીને અથવા પંત્યાળાની મિલકતમાંના ભાગીદારના હિત સબંધને;

(૩) મુદ્દા ઠરાવવાની બાબતને લાગુ હોય તેટલો ભાગ; અને (બ) નીચે લખેલી કાનુનો તથા હુકમો, એટલે:—ઓર્ડર ૨, કાનુન ૧ ( ફરિયાદ તૈયાર કરવા વિશે ); ઓર્ડર ૧૦, કાનુન ૩ ( પક્ષકારોની જુબાનીનું દફતર ); ઓર્ડર ૧૫ ( ફેંસલો તાબડતોબ કહી સંભળાવવા બાબત ૪ થી કાનુનમાં ઠરાવ છે તે બાદ કરીને ); ઓર્ડર ૧૮. કાનુનો ૫ થી ૧૨ ( પુરાવા વિશે ); ઓર્ડરો ૪૧ થી ૪૫ ( અપીલ વિશે ); ઓર્ડર ૪૭, કાનુનો ૨, ૩, ૫, ૬, ૭ ( ફરી તપાસ વિશે ); ઓર્ડર ૫૧.

---

## ઓર્ડર ૫૧ મો.

### પ્રેસિડેન્સી સ્માલકાઝ કોર્ટો વિશે.

૧. ૫ મા ઓર્ડરની ૨૨ મી તથા ૨૩ મી કાનુનોમાં, ૨૧ મા ઓર્ડરની કાનુનો ૪ તથા ૭ માં, અને ૨૬ મા ઓર્ડરની ૪થી કાનુનમાં, અને સને ૧૮૮૨ ના પ્રેસિડેન્સી સ્માલકાઝ કોર્ટો બાબતના આક્ટમાં ઠરાવ્યું છે તે શિવાયને પ્રસંગે, આ પરિશિષ્ટ, કલકત્તા, મદ્રાસ તથા મુંબઇ શેહેરોમાં સ્થાપેલા કોઇ પણ સ્માલકાઝ કોર્ટમાંની કોઇ પણ ફરિયાદ અથવા કામને લાગુ પડશે નહિ.

---

# મુદત બાબતનો આકટ.

## ( સને ૧૯૦૮ નો આકટ નંબર ૯ મો. )

**ફરિયાદ કરવાની મુદત ઠરાવવા બાબતનો તથા બીજાં કારણો બાબતનો આકટ એકત્ર કરીને સુધારવા બાબતનો આકટ.**

જે અર્થે ફરિયાદ કરવાની તથા કોર્ટને અપીલ કરવાની તથા કેટલીકએક અરજીઓ કરવાની મુદત ઠરાવવા બાબતનો કાયદો સુધારવો તથા એકત્ર કરવો યોગ્ય છે, તથા જે અર્થે કબજા ઉપરથી ઇઝમેંટનું તથા બીજી માલમિલકતનું ધણીપણું સંપાદન કરવા બાબતની કાનુનો કરવી યોગ્ય છે, તે અર્થે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

### ભાગ ૧ લો.

### પ્રથમ નિયમો.

૧. (૧) આ આકટને "સને ૧૯૦૮ નો હિંદુસ્તાનનો મુદત બાબતનો આકટ" કહેવો.

(૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે; અને

(૩) આ કલમ અને ૩૧ મી કલમ તાબડતોબ અમલમાં આવશે. આ આકટનો બાકીનો ભાગ સને ૧૯૦૯ ના જાનેવારી મહિનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

૨. આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો—

(૧) "અરજદાર" આ શબ્દમાં, જે કોઇ પણ માણસની તરફથી અથવા જે કોઇ પણ માણસની મારફતે અરજદારને અરજી કરવાનો હક પ્રાપ્ત થાય છે તે માણસનો સમાસ થાય છે.

(૨) "બિલ ઓફ એકસચેન્જ" આ શબ્દમાં હુંડીનો તથા ચેકનો સમાસ થાય છે.

(૩) "બોંડ" ( ખત ) આ શબ્દમાં હેઠળ લખેલા દસ્તાવેજનો સમાસ થાય છે. એટલે ફલાણું એક નિર્દિષ્ટ કરેલું કૃત્ય પ્રસંગ પ્રમાણે કરવામાં આવ અથવા ન કરવામાં આવે તો જવાબદારી રદ થશે એવી સરતે જે દસ્તાવેજ ઉપરથી કોઇ માણસ બીજા માણસને નાણું આપવાની જવાબદારી લે તે દસ્તાવેજનો સમાસ થાય છે.

(૪) "પ્રતિવાદી" આ શબ્દમાં જે કોઇ પણ માણસની તરફથી અથવા જે કોઇ પણ માણસની મારફતે પોતાની ઉપર ફરિયાદ થવાની પાત્રતા પ્રતિવાદીને પ્રાપ્ત થાય છે તે માણસનો સમાસ થાય છે.

(૫) "ઇઝમેન્ટ" આ શબ્દમાં કરાર ઉપરથી ઉત્પન્ન ન થનારા એવા જે હક ઉપરથી બીજાની જમીનમાંથી માટી અથવા જમીનમાં ઉગનારા અથવા તેને ચોટેલા અથવા તેની ઉપર રહેનારા કાંઇ પદાર્થ લઇ જવાનો અને પોતાના કામમાં લગાડવાનો અધિકાર કોઇ માણસને પ્રાપ્ત થાય છે તે હકનો સમાસ થાય છે;

(૬) "પાકો મુલક" આ શબ્દનો અર્થ બ્રિટિશ હિંદુસ્તાન શિવાય બીજો કોઇ મુલક એવો સમજવો;

(૭) "શુદ્ધબુદ્ધીથી:" જે કાંઇ કૃત્ય યોગ્ય રીતે સંભાળીને અને ધ્યાન રાખીને કર્યું નહિ હોય તે "શુદ્ધબુદ્ધિથી" કર્યું છે એમ સમજવું નહિ.

(૮) "વાદી" આ શબ્દમાં, જે કોઇ માણસની તરફથી અથવા જે કોઇ માણસની મારફતે ફરિયાદ કરવાનો હકક વાદીને પ્રાપ્ત થાય છે તે માણનો પણ સમાસ થાય છે;

(૯) "વાયદાચિઠી" આ શબ્દનો અર્થ જે કાંઇ દસ્તાવેજ ઉપરથી તે દસ્તાવેજ કરી આપનાર,

પૈસાની નિર્દિષ્ટ કરેલી રકમ તે દસ્તાવેજમાં ઠરાવેલે વખતે અથવા લાગે ત્યારે અથવા તે દસ્તાવેજ દેખાડે એટલે આપવાનું પૂર્ણપણે કબુલ કરે છે તે દસ્તાવેજ એમ સમજવો.

(૧૦) " ફરિયાદ " આ શબ્દમાં અપીલનો અથવા અરજીનો સમાસ થતો નથી;

(૧૧) " ટ્રસ્ટી " (એટલે જુમ્મેદાર) આ શબ્દમાં બીનામીદાર, અથવા જે ગીરવી રાખનારનો બજો ગીરવીનું નાણું આપ્યા પછી પણ રહ્યો હોય તે ગીરવી રાખનાર, અથવા જે અપકૃત્ય કરનારનો હકક નહિ હોય ને કબજે હોય તે અપકૃત્ય કરનારનો સમાસ થતો નથી,

---

## ભાગ ૨ જો.

### ફરિયાદો તથા અપીલો અને અરજીઓ કરવાની મુદત.

૩. ફરિયાદ કરવાની, અપીલ કરવાની અને અરજી કરવાની જે મુદત ૧ લા પરિશિષ્ટમાં કહી છે તે મુદત વીતી ગયા પછી જે ફરિયાદ, અપીલ અને અરજી કરવામાં આવશે તે દરેક મુદત વીતી ગઇ છે એવો જવાબ આપ્યો નહિ હોય તોપણ, ૪ થી ૨૫ સુધીની ( બન્ને સુદ્ધાં ) કલમોના ઠરાવોને પાત્ર, કહાડી નાંખવી જોઇએ.

**ખુલાસો**—સાધારણ પ્રસંગે યોગ્ય અમલદારને ફરિયાદ અરજી આપી એટલે ફરિયાદ કરી એવું થાય છે. નાદારની બાબતમાં, નાદારીમાં ફરિયાદ કરવાની પરવાનગી મળવા બાબતની તેણે અરજી કરી એટલે તેણે ફરિયાદ કરી એવું થાય છે. અને, જે કંપનીનું કામકાજ કોર્ટની મારફત આટોપવામાં આવતું હોય તે કંપનીની ઉપર દાવો હોય, તે પ્રસંગે દાવો કરનારે પોતાનો દાવો ઓફિશિયલ લિકિવડેટરને પ્રથમ મોકલ્યો તે વખતે તેણે ફરિયાદ કરી એવું થાય છે.

૪. કોઇ ફરિયાદ સારૂ, અપીલ સારૂ અથવા અરજી સારૂ કહેલી મુદત જે દિવસે કોર્ટ બંધ હોય તે દિવસે પુરી થતી હોય ત્યારે, તે ફરિયાદ અથવા અપીલ અથવા અરજી, જે દિવસે કોર્ટ પાછી ઉઘડે તે દિવસે કરવાનો અધિકાર છે.

૫. કોઇ પણ અપીલ, અથવા ફેંસલાની ફરી તપાસ સારૂ અથવા અપીલ કરવાની પરવાનગી મળવાસારૂ કોઇ પણ અરજી, અથવા તે વખતે અમલમાં હોય એવા કોઇ પણ કાયદા અથવા કાનુન ઉપરથી આ કલમ જે કોઈ પણ બીજી અરજીને લાગુ કરવામાં આવે તે અરજી, તેના સંબંધમાં જે મુદત કહી છે તે મુદતની અંદર નહિ કર્યાનું પુરતું કારણ હતું એવી અપેલેંટ અથવા અરજદાર કોર્ટની ખાત્રી કરે ત્યારે તેવી મુદત પછી પણ તે અપીલ અથવા અરજી મંજુર કરવાનો અધિકાર છે.

**ખુલાસો**—ઠરાવેલી મુદત નક્કી કરવામાં અથવા ગણવામાં અપીલ કરનારની અથવા અરજદારની, હાઇકોર્ટના કોઇ પણ હુકમને લીધે અગર વહિવટને લીધે અગર ફેંસલાને લીધે ગેરસમજુત થઇ હતી એ વાત, આ કલમના અર્થ મુજબ પુરતું કારણ છે એમ માનવાને હરકત નથી.

૬. (૧) ફરિયાદ કરવાનો અથવા હુકમનામાની બજાવણી સારૂ અરજી કરવાનો હકક હોય તે માણસ જે વખતથી મુદત ગણવાની હોય તે વખતે સગીર અથવા ચળી ગએલો અથવા દિવાનો હોય ત્યારે, તેને, તે નાલાયકી દુર થયા પછી, ૧ લા પરિશિષ્ટના ૩ જા આસનમાં તેના સંબંધમાં કહેલા વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવત તેટલી મુદતમાં તે ફરિયાદ અથવા અરજી કરવાનો અધિકાર છે.

(૨) જે વખતથી મુદત ગણવાની હોય તે વખતે તેને સદરહુ પ્રકારની બે નાલાયકી હોય ત્યારે અથવા તેની નાલાયકી દુર થયાની અગાઉ તેને બીજી કોઇ નાલાયકી આવી હોય ત્યારે, તેને તે બેઉ નાલાયકી દુર થયા પછી સદરહુ પ્રમાણે ઠરાવેલા વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવત તેટલી મુદતમા તે ફરિયાદ કરવાનો અથવા તે અરજી કરવાનો અધિકાર છે.

(૩) એવા શખસના મરણ સુધી સદરહુ નાલાયકી ચાલુ રહે ત્યારે, તેના કાયદાસર વારસ વકીલને, તેના મરણ પછી સદરહુ પ્રમાણે ઠરાવેલી વખતથી જે મુદત બીજે પ્રસંગે આપવામાં આવી હોત તેટલી મુદતમાં તે ફરિયાદ કરવાનો અથવા તે અરજી કરવાનો અધિકાર છે.

(૪) સદરહુ મરણની તારીખે એવા વારસ વકીલને સદરહુ પ્રકારની કાંઇ નાલાયકી હોય ત્યારે, પેટા કલમ (૧) તથા (૨) ના નિયમો લાગુ પડશે એમ સમજવું.

**દૃષ્ટાંતો**—(અ) હોડીના ભાડા બાબત ફરિયાદ કરવાનો હક અને તે ન્હાની ઉમરમાં હોય ત્યારે પ્રાપ્ત થાય છે. સદરહુ પ્રમાણે હક્ક પ્રાપ્ત થયા પછી ચાર વરસે તે ઉમરમાં આવે છે. ઉમરમાં આવ્યાની તારીખથી ત્રણ વરસની અંદર ગમે તે વખતે પોતાની ફરિયાદ કરવાનો તેને અધિકાર છે. (બ) **ઝ** ને તેની ન્હાની ઉમરમાં ફરિયાદ કરવાનો હક પ્રાપ્ત થાય છે. તે હક્ક પ્રાપ્ત થયા પછી પણ પોતાની ન્હાની ઉમરમાંજ **ઝ** ગાંડો થાય છે. જે તારીખે **ઝ** નું ગાંડાપણું જાય તથા ન્હાની ઉમર પુરી થાય તે તારીખથી તેના સંબંધમાં મુદત શરૂ થાય છે. (ક) **ક્ષ** ને તેની ન્હાની ઉમરમાં ફરિયાદ કરવાનો હક્ક પ્રાપ્ત થાય છે તે ઉમરમાં આવતાં અગાઉ મરણ પામે છે, તથા તેનો સ્થાનાપન્ન તેનો ન્હાની ઉમરનો છોકરો **ય** થાય છે. **ય** ઉમરમાં આવ્યાની તારીખથી તેના સંબંધમાં મુદત શરૂ થાય છે.

૭. સામાયીક રીતે ફરિયાદ કરવાનો અથવા હુકમનામાની બજાવણી કરવા સારૂ અરજી કરવાનો હક હોય એવા કેટલાક માણસોમાંના કોઇ એકને સદરહુ પ્રકારની કોઇ નાલાયકી હોય અને સદરહુ પ્રકારના માણસના અનુમત વગર ફારગતી અપાતી હોય ત્યારે, તે સઘળાના સંબંધમાં મુદત ચાલુ થાય છે એવું સમજવું. પણ સદરહુ પ્રકારની ફારગતી અપાતી નહિ હોય ત્યારે, બીજાઓના અનુમત વગર સદરહુ પ્રકારની ફારગતી આપી શકવાને તેઓ પૈકી એક લાયક થાય ત્યાંસુધી અથવા સદરહુ નાલાયકી દુર થાય ત્યાંસુધી તેઓ પૈકી કોઇના સંબંધમાં પણ મુદત ચાલુ થતી નથી.

**દૃષ્ટાંતો**—(અ) **અ** એક પેઢીનું કરજ કરે છે. તે પેઢીના **બ**, ક તથા ડ ભાગીઆ છે. **બ** ગાંડો છે, તથા ક ન્હાની ઉમરનો છે. **બ** તથા ક ના અનુમત વગર ડ તે કરજની ફારગતી આપી શકે છે. **બ** તથા ક, તથા ડ ના સંબંધમાં મુદત ચાલુ થાય છે. (બ) **અ** એક પેઢીનું કરજ કરે છે. તે પેઢીના ઇ, ફ તથા ગ ભાગીઆ છે. ઇ તથા ફ ગાંડા તથા **ગ** ન્હાની ઉમરનો છે. છ અથવા ફ નું ગાંડાપણું જાય ત્યાં સુધી અથવા **ગ** ઉમરમાં આવે ત્યાંસુધી તેઓ પૈકી કોઇના સંબંધમાં મુદત ચાલુ થતી નથી.

૮. ૬ ઠી અથવા ૭ મી કલમના કોઇ ઠરાવ અગ્રક્રયાધિકારના હક્ક અમલમાં લાવવા બાબતની ફરિયાદોને લાગુ નથી, અથવા તે કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી નાલાયકી દુર થાય ત્યારથી અથવા જે માણસને નાલાયકી હતી તે માણસ મરણ પામે ત્યારથી જે મુદતમાં કોઇ પણ ફરિયાદ કરવી જોઇએ અથવા અરજી કરવી જોઇએ તે મુદત ત્રણ વરસ કરતાં વધારે વધે છે એવું સમજવું નહિ.

(અ) **અ** નાની ઉમરનો હોય ત્યારે મૃત્યુલેખાર્પિતદાન બાબત ફરિયાદ કરવાનો હકક તેને પ્રાપ્ત થાય છે, તે હકક પ્રાપ્ત થયા પછી અગીયાર વરસે તે ઉમરમાં આવે છે. **અ** ને સામાન્ય કાયદા પ્રમાણે ફરિયાદ કરવા સારૂ માત્ર એકજ વરસ રહ્યું છે, પણ ૬ ઠી કલમ પ્રમાણે તથા આ કલમ પ્રમાણે તેને બીજાં બે વરસ આપવામાં આવશે એટલે કે તે ઉમરમાં આવ્યાની તારીખથી જે મુદતમાં તેને ફરિયાદ કરવાનો અધિકાર છે તે મુદત એકંદર ત્રણ વરસની થાય છે. (બ) વંશપરંપરાનો હોદ્દો મળવા સારૂ ફરિયાદ કરવાનો હકક અને પ્રાપ્ત થાય છે તે તે વખતે ગાંડો છે. તે હકક પ્રાપ્ત થયા પછી ૭ વરસે **અ** નું ગાંડપણ દુર થઇને તે ઠેકાણે આવે છે. **અ**નું ગાંડાપણું ગયાની તારીખથી જે મુદતમાં તે ફરિયાદ કરી શકે છે તે મુદત સાધારણ કાયદા રૂયે તેને ૭ વરસની છે. તે મુદત ૬ ઠી કલમની સાથે આ કલમ વાંચતાં તે ઉપરથી વધતી નથી. (ક) ખેડુતની પાસેથી કબજો મળવા સારૂ જમીનદાર તરીકે ફરિયાદ કરવાનો હકક **અ** ને પ્રાપ્ત થાય છે. તે વખતે તે દિવાનો છે. તે હકક પ્રાપ્ત થયા પછી **અ** ત્રણ વરસે મરણ પામે છે, અને તેના મરણની તારીખ સુધી તેનું દિવાનાપણું રહે છે. **અ** ના મરણની તારીખથી જે મુદતમાં **અ** ના હકક સંબંધનો વારસ વકીલ ફરિયાદ કરી શકે તે મુદત સાધારણ કાયદાની રૂયે નવ વરસની છે. તે મુદત, વારસ વકીલની પાસે વારસ વકીલપણું આવ્યું ત્યારે તે પોતે નાલાયકીમાં હોય તે શિવાયને પ્રસંગે, ૬ ઠી કલમની સાથે આ કલમ વાંચતાં તે ઉપરથી વધતી નથી.

૯. મુદત એકવાર ચાલુ થઇ ત્યાર પછી ફરિયાદ કરવાની નાલાયકી અથવા અસમર્થપણું આ-બ્યાથી તે બંધ પડતી નથી, પણ એવું ઠરાવ્યું છે કે, લેણુદારની ઇસ્ટેટનો મરણોત્તર વહિવટ ચલાવવાની સનંદ તેના દેણુદારને આપી હોય ત્યારે, એવો વહિવટ ચાલુ હશે ત્યાંસુધી, તે કરજ વસુલ કરવા સારૂ ફરિયાદ કરવાની જે મુદત કહી છે તે મુદત ચાલુ રહેવાનું મોકુફ રહેશે.

૧૦. આ આકટમાં આગળ ગમે તે ઠરાવ્યું હોય તોપણ, કાંઇ વિશેષ કારણ સારૂ કોઇ માણસની પાસે માલમિલકત ટ્રસ્ટમાં આવી હોય તે માણસ ઉપર અથવા તેના કાયદાસર વારસવકીલો ઉપર અથવા આસૈનીઓ ઉપર ( જે કિંમતદાર મોબદલા બદલ અસૈનીઓ નહિ હોય ) તેના અથવા તેઓના હાથ-માંથી તે માલમિલકત અથવા તેની ઉપજ, લેવા સારૂ, અથવા એવી માલમિલકતનો અથવા ઉપજનો હિસાબ લેવા સારૂ ફરિયાદ કરવાને, ગમે તેટલી મુદત થઇ ગઇ હોય તોપણ હરકત થતી નથી એમ સમજવું.

૧૧. (૧) પારકા મુલકમાં થયલા કરારો ઉપરથી બ્રિટિશ હિંદુસ્તાનમાં ફરિયાદો કરવામાં આવે તેઓને આ આકટમાંના મુદત બાબતના નિયમ લાગુ છે.

(૨) પારકા મુલકમાં થયલા કરાર ઉપરથી બ્રિટિશ હિંદુસ્તાનમાં જે ફરિયાદ કરવામાં આવે તે ફરિયાદના જવાબમાં તે પારકા મુલકના મુદતના નિયમની હરકત, હેઠળ લખ્યા પ્રમાણે હકીકત ન હોય તો ચાલશે નહીં એટલે કે, તે નિયમ ઉપરથી તે કરાર નહિ સરખો થયો નહિ હોય તથા તે નિયમમાં કહેલી મુદત દરમ્યાન પક્ષકારોની તે મુલકમાં સ્થાઇક રહ્યા નહિ હોય તો, તે નિયમની હરકત ચાલશે નહિ.

---

## ભાગ ૩ જો.

### મુદત ગણવા બાબત.

૧૨. (૧) હરકોઇ ફરિયાદ, અપીલ અથવા અરજી કરવાની જે મુદત કહી હોય તે ગણતી વખતે જે દહાડાથી તે ગણવાની હોય તે દહાડો બાદ કરવો.

(૨) અપીલ કરવાની તથા અપીલ કરવાની પરવાનગી બાબત અરજી કરવાની તથા ફેંસલાની ફરી તપાસ સારૂ અરજી કરવાની જે મુદત કહી છે તે મુદત ગણતી વખતે જે ફેંસલા બાબત તકરાર હોય તે ફેંસલો જે દિવસે કહી સંભળાવ્યો હોય તે દિવસ અને જે હુકમનામા ઉપર અથવા શિક્ષાના ઠરાવ ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય અથવા જે હુકમનામાની અથવા શિક્ષાના ઠરાવની અથવા હુકમની ફરી તપાસ થવી જોઇએ એવી માગણી હોય તે હુકમનામાની અથવા શિક્ષાના ઠરાવની અથવા હુકમની નકલ મળવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત બાદ કરવી.

(૩) હુકમનામા ઉપર અપીલ હોય અથવા હુકમનામાની ફરી તપાસ થવી જોઇએ એવી માગણી હોય ત્યારે જે ફેંસલા ઉપરથી તે હુકમનામું કર્યું હોય તે ફેંસલાની નકલ મળવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત પણ બાદ કરવી.

(૪) નિવાડો ( પંચનો ) રદ કરવા સારૂ અરજી કરવાની જે મુદત કહી છે તે ગણતી વખતે, ( પંચના ) નિવાડાની નકલ મળવા સારૂ જેટલી મુદતની જરૂર હોય તેટલી મુદત બાદ કરવી.

૧૩. હરકોઇ ફરિયાદ કરવાની જે મુદત કહી હોય તે ગણતી વખતે પ્રતિવાદી જેટલી મુદત મુધી બ્રિટીશ હિંદુસ્તાનમાંથી તથા બ્રિટીશ હિંદુસ્તાન બહારનો જે મુલક સરકારના અમલ હેઠળ હોય તે મુલ-કમાંથી ગેરહાજર હોય તેટલી મુદત બાદ કરવી.

૧૪. (૧) હરકોઇ ફરિયાદ કરવાની જે મુદત કહી હોય તે ગણતી વખતે, વાદી અવલ કોર્ટમાં અથવા અપીલ કોર્ટમાં તેજ પ્રતિવાદી ઉપર બીજી દિવાની ફરિયાદ યોગ્ય તત્પરતાથી ચલાવતો હોય તે ફરિયાદને જેટલી મુદત લાગી હોય તેટલી મુદત હેઠળ લખ્યા પ્રમાણે હકીકત હોય તો બાદ કરવી; એટલે ઉપર કહેલી તે બીજી ફરિયાદ ફરિયાદનાં જે કારણ ઉપરથી પહેલી ફરિયાદ કરી હોય તેજ કારણ ઉપરથી કરી હોય તથા હકુમત ન હોવાને લીધે અથવા તેવા પ્રકારનાં બીજાં કારણને લીધે જે કોર્ટથી તે ફરિયાદ

ધ્યાનમાં લઇ શકાતી ન હોય તેવી કોર્ટમાં પ્રમાણિકપણે તે ફરિયાદ ચલાવી હોય તો તે મુદત બાદ કરવી.

(૨) કોઇ અરજી કરવાની જે મુદત કહી હોય તે મુદત ગણતી વખતે અરજદાર અવલ કોર્ટમાં અથવા અપીલ કોર્ટમાં તેજ ન્યાય મળવા સારૂ તેજ પક્ષકાર ઉપર જેટલી મુદત સુધી બીજું દિવાની કામ યોગ્ય તત્પરતાથી ચલાવતો હોય તેટલી મુદત, તે બીજું કામ હકુમતમાં ખામી હોવાને લીધે અથવા તેવા પ્રકારનાં બીજાં કારણને લીધે જે કોર્ટથી ચલાવી શકાય નહીં એવી કોર્ટમાં પ્રમાણિકપણે ચલાવતો હોય ત્યાર બાદ કરવી.

**ખુલાસો. ૧.**—જેટલી મુદત સુધી આગળની ફરિયાદ અથવા અરજી ચાલુ હતી તે મુદત બાદ કરતી વખતે જે દિવસે તે ફરિયાદ અથવા અરજી કરી તે દિવસ તથા જે દિવસે તે ફરિયાદનું અથવા અરજીનું કામ પુરૂં થયું તે દિવસ એ બેઉ દિવસ ગણવા.

**ખુલાસો. ૨.**—આ કલમના કારણ સારૂ અપીલ સામે હરકત લેનારો વાદી અથવા અરજદાર કામ ચલાવતો હતો એમ ગણવું જોઇએ.

**ખુલાસો ૩.**—આ કલમના કારણ સારૂ ખોટી રીતે પક્ષકારો અથવા ફરિયાદનાં કારણો સામેલ કર્યાં હોય એ હકુમતમાં ખામી હોવા જેવા પ્રકારનાંજ કારણ છે એમ ગણવું જોઇએ.

**૧૫.** (૧) કોઇ ફરિયાદ કરવાની અથવા હુકમનામું બજાવવાની દરખાસ્ત કરવાની મુદત કહી હોય તે ગણતી વખતે, તે ફરિયાદ કરવાનું અથવા હુકમનામું બજાવવાનું કામ જે તાકીદ ઉપરથી અથવા હુકમ ઉપરથી બંધ રહ્યું હોય તે તાકીદ અથવા હુકમ જેટલી મુદત સુધી ચાલુ રહેશે તેટલી મુદત તથા જે દિવસે તે તાકીદ અથવા હુકમ કર્યો હોય તે દિવસ તથા જે દિવસે તે તાકીદ અથવા તે હુકમ રદ કર્યો હોય તે દિવસ બાદ કરવો.

(૨) તે તે વખતે અમલમાં હોય એવા કોઇ પણ કાયદાના ઠરાવ ઉપરથી જેની નોટીસ આપવામાં આવી હોય એવી કોઇ પણ ફરિયાદ કરવાની જે મુદત ઠરાવી હોય તે ગણતી વખતે તે નોટીસની મુદત બાદ કરવી.

**૧૬.** હુકમનામું બજાવવા સારૂ કરેલા વેચાણમાં જે ખરીદદાર હોય તેને કબજો મેળવવાની ફરિયાદ કરવી પડે તે ફરિઆદ બાબત જે મુદત કહી હોય તે મુદત ગણતી વખતે તે વેચાણ રદ કરવા બાબતનું કામ જેટલી મુદત સુધી ચલાવવામાં આવ્યું હોય તેટલી મુદત બાદ કરવી.

**૧૭.** (૧) જે અમુક માણસ જીવતો હોત તો તેને ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો હક્ક હોત તે માણસ તેવો હકક પ્રાપ્ત થયા પહેલાં મરણ પામે ત્યારે તે ફરિયાદ અથવા તે અરજી કરવાની મુદત, તે મરનારનો કોઇ કાયદેસર વારસ વકીલ તે ફરિયાદ અથવા તે અરજી કરવાને લાયક થાય ત્યારથી ગણવી.

(૨) અમુક માણસ જીવતો હોત તો તેની ઉપર ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો જેને હકક પ્રાપ્ત થયો હોત તે માણસ તેવો હકક પ્રાપ્ત થયા પહેલાં મરણ પામે ત્યારે તે ફરિયાદ અથવા અરજી કરવાની મુદત વાદી જેની ઉપર એવી ફરિયાદ અથવા અરજી કરી શકે એવો કોઇ તે મૈયતનો કાયદાસર વારસ વકીલ જે વખતે થાય તે વખતથી ગણવી.

(૩) અગ્રક્રયાધિકાર અમલમાં આણવા બાબતની અથવા સ્થાવર મિલકતનો અથવા વંશપરંપરાના હોદ્દાનો કબજો મળવા બાબતની ફરિયાદોને પેટા કલમ (૧) તથા (૨) નો કોઇ ઠરાવ લાગુ નથી.

**૧૮.** કોઇ માણસને ફરિયાદ કરવાનો અથવા અરજી કરવાનો હકક હોય ને તેને તે હકક હોવાનું કપટથી માલમ પડવા દીધું નહિ હોય અથવા જે અધિકાર ઉપરથી તે હકક હોય તે અધિકાર તેને કપટથી માલમ પડવા દીધો નહિ હોય ત્યારે, અથવા સદરહુ પ્રકારનો હકક સાબિત કરવાને જે દસ્તાવેજની જરૂર હોય તે દસ્તાવેજ તેનાથી કપટથી સંતાડયો હોય ત્યારે હેઠળ લખેલાં માણસો ઉપર એટલે (અ) જે માણસે કપટ કર્યું હોય, અથવા કપટ કરવામાં જેણે મદદ કરી હોય તે માણસ અથવા માણસ ઉપર અથવા (બ) તે માણસના સંબંધથી જે કોઇ માણસ અપ્રમાણિકપણે તથા કિંમતી બદલો આપ્યા શિવાય બીજી રીતે દાવો કરતો હોય તે માણસ ઉપર ફરિયાદ કરવાની અથવા અરજી કરવાની મુદત ગણવી તે

એવા કપટથી જે માણસને નુકશાન થયું હોય તે માણસને કપટ પહેલવહેલું જ્યારે સમજાયું હોય તે વખતથી અથવા સંતાડેલા દસ્તાવેજની બાબતમાં તે દસ્તાવેજ હાજર કરવાનું અથવા હાજર કરાવવાનું સાધન તેને પ્રથમ જ્યારે પ્રાપ્ત થયું હોય તે વખતથી ગણવી.

૧૯. (૧) કોઇ માલમિલકત બાબત અથવા હકક બાબત કોઇ પણ ફરિયાદ અથવા કોઇ પણ અરજી કરવાની જે મુદત કહી હોય તે મુદત પુરી થયાની અગાઉ તે માલમિલકત બાબતની અથવા હકક બાબતની જવાબદારીનું અંગીકરણ લખવામાં આવેલું હોય ને તે માલમિલકત બાબત અથવા હકક બાબત જે આસામી ઉપર દાવો હોય તે માણસે અથવા જે માણસના સંબંધથી તેને અધિકાર અથવા જવાબદારી પ્રાપ્ત થઇ હોય તે માણસે તે લેખ ઉપર સહી કરી હોય ત્યારે અંગીકરણના લેખ ઉપર જે વખતે સદરહુ પ્રમાણે સહી થઇ તે વખતથી નવી મુદત ગણવી.

(૨) અંગીકરણના લેખ ઉપર તારીખ ભરી ન હોય ત્યારે, કઇ વખતે તે લેખ ઉપર સહી થઇ એ બાબત મ્હોડાનો પુરાવો આપવાનો અધિકાર છે; પણ સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટના ઠરાવોને પાત્ર તે લેખમાંના મજકુર બાબત મ્હોડાનો પુરાવો લેવો નહિ.

**ખુલાસો ૧.**—અંગીકરણના લેખમાં, માલમિલકતનો અથવા હકકનો બરોબર પ્રકાર લખેલો નહિ હોય, અથવા અવેજ આપવાનો સ્વાધીન કરવાનો, પુરો કરવાનો અથવા ઉપભોગ કરવાનો વખત હજુ આવ્યો નથી એવું તેમાં લખ્યું હોય અથવા અવેજ આપવાની, સ્વાધીન કરવાની, પુરો કરવાની અથવા ઉપભોગ કરવા દેવાની ના તેમાં હોય, અથવા કાંઇ રકમ મજરે લેવાનો દાવો તેમાં સામેલ કર્યો હોય તે છતાં અથવા માલમિલકત ઉપર અથવા હકક ઉપર જે માણસનો અધિકાર હોય તે માણસ સિવાય બીજા માણસના નામનો તે લેખ હોય તો પણ તે અંગીકરણનો લેખ આ કલમનાં કારણ સારૂ પુરતો છે એમ સમજવાને હરકત નથી.

**ખુલાસો ૨.**—આ કલમના કારણ સારૂ "સહી કરી" આ શબ્દોનો અર્થ, જાતે અથવા આ બાબતમાં યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યાર મારફત સહી કરી એવો સમજવો.

**ખુલાસો ૩.**—આ કલમનાં કારણ સારૂ, હુકમનામાની અથવા હુકમની બજાવણી થવા સારૂ કરેલી અરજી હકક બાબતની અરજી છે એમ સમજવું.

૨૦. (૧) કરજનું અથવા મૃત્યુલેખાર્પિત દાનનું વ્યાજ ઠરાવેલી મુદત પુરી થયા પહેલાં, તે કરજ અથવા મૃતલેખાર્પિત દાન આપવાને જે માણસ પાત્ર હોય તેણે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારે વ્યાજ એવું સમજીને આપ્યું હોય ત્યારે અથવા કરજના મુદ્દલનો ભાગ, ઠરાવેલી મુદત પુરી થયા પહેલાં દેણદારે અથવા આ બાબત યોગ્ય રીતે અધિકાર આપેલા તેના મુખત્યારે આપ્યો હોય ત્યારે નવી મુદત અવેજ આપ્યો તે વખતથી ગણવી. પણ એવું ઠરાવ્યું છે કે, કરજના મુદ્દલનો ભાગ આપ્યો હોય તે પ્રસંગે, અવેજ આપ્યાની વાત અવેજ આપનારા માણસના ખુદના હાથના લેખ ઉપરથી દેખાઇ આવવી જોઇએ.

(૨) ગીરવી મુકેલી જમીન ગીરવી રાખનારના કબજામાં હોય ત્યારે તે જમીનનુ ભાડું અથવા ઉપજ પહોંચી હોય તે પેટા કલમ (૧) ના કારણ સારૂ અવેજ આપ્યા પ્રમાણે સમજવી.

**ખુલાસો**—કરજ આ શબ્દમાં કોર્ટના હુકમનામાની રૂયે અથવા હુકમની રૂયે અદા કરવાના પૈસાનો સમાસ થાય છે.

૨૧. (૧) ૧૯ મી તથા ૨૦ મી કલમોમાં "યોગ્ય રીતે અધિકાર આપેલો મુખત્યાર" આ સંજ્ઞામાં નાલાયકીવાળા શખસની બાબતમાં તેના કાયદેસર પાલન કરનારનો કમીટિનો અથવા મેનેજરનો અથવા એવા પાલન કરનારે કમીટિએ અથવા મેનેજરે અંગીકરણના લેખ ઉપર સહી કરવા માટે અથવા પૈસા આપવા માટે યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારનો સમાસ થાય છે.

(૨) કેટલાએક સામાયીક કરાર કરનારાઓ પૈકી અથવા ભાગીઆઓ પૈકી અથવા મૃત્યુપત્ર ચલાવનારાઓ પૈકી અથવા ગીરવી રાખનારાઓ પૈકી એક આસામી હેઠળ લખેલા સબબથી એટલે તેઓ પૈકી બીજા કોઇ એકે અથવા અધિકે અથવા તેઓ પૈકી બીજા કોઇ એકના અથવા અધિકના મુખત્યારે

અંગીકરણના લેખ ઉપર સહી કરી અથવા અવેજ આપ્યો હોય એટલાજ કારણ ઉપરથી સદરહુ કલમના કોઇ ઠરાવ ઉપરથી પાત્ર થાય છે એમ સમજવું નહિ.

૨૨. (૧) ફરિયાદ માંડયા પછી વાદી અથવા પ્રતિવાદી બદલીને નવો દાખલ કર્યો હોય અથવા કોઇ નવા વાદી અથવા પ્રતિવાદીને સામેલ કર્યો હોય ત્યારે તેની બાબતમાં તે ફરિયાદ તેને જે વખતે સદરહુ પ્રમાણે પક્ષકાર કર્યો હોય તે વખતથી થઇ એવું સમજવું.

(૨) ફરિયાદ ચાલુ હોય તે વખતે કાંઇ હિતસંબંધ અસાઇન કર્યાને લીધે અથવા પ્રાપ્ત થયાને લીધે જ્યારે પક્ષકારને સામેલ કર્યો હોય અથવા બદલીને નવો દાખલ કર્યો હોય ત્યારે અથવા વાદીને પ્રતિવાદી કર્યો હોય અથવા પ્રતિવાદીને વાદી કર્યો હોય ત્યારે તે પ્રસંગોને પેટા કલમ (૧) નો મજકુર લાગુ પડશે નહિ.

૨૩. કરાર તોડવાનું કૃત્ય સતત ચાલુ હોય તે પ્રસંગે અને કરાર ઉપર અવલંબિત ન હોય એવું નુકશાન કરવાનું કૃત્ય સતત ચાલુ હોય તે પ્રસંગે, જે મુદત દરમિયાન કરાર તોડવાનું કૃત્ય અથવા નુકશાન કરવાનું કૃત્ય ( પ્રસંગ પ્રમાણે જેમ હોય તેમ ) ચાલુ હોય તે મુદતની દર એક ક્ષણે નવી મુદત શરૂ થાય છે.

૨૪. જે કૃત્યથી, કાંઇ વિશેષ નુકશાન વસ્તુતઃ થયા વગર ફરિયાદનું કારણ ઉત્પન્ન થતું નથી એવાં કૃત્ય બાબત નુકશાનનો બદલો મળવા વિશેની ફરિયાદ હોય તે પ્રસંગે જે વખતે સદરહુ નુકશાન થયું હોય તે વખતથી મુદત ગણવી.

**દૃષ્ટાંત**—અ. એક ખેતરની ઉપલી સપાટીનો ધણી છે. બ. એ ખેતરની જમીનના નીચલા પડનો ધણી છે. બ. ખેતરની સપાટીને કંઇ પણ પ્રત્યક્ષ દેખીતું નુકશાન કર્યા વગર તે જમીનમાંથી કોયલા ખોદી કાઢે છે, પણ છેલ્લે સરવારે સપાટી નીચે બેસી જાય છે, અ એ બ ઉપર કરવાની ફરિયાદને પ્રસંગે સપાટી નીચે બેસી ગયાની તારીખથી મુદત શરૂ થાય છે.

૨૫. આ આકટના કારણ સારૂ સઘળા દસ્તાવેજો ગ્રિગોરિયન ક્યાલેન્ડરને ઉદ્દેશીને કર્યા છે. એમ સમજવું.

**દૃષ્ટાંતો**—(અ) એક હિંદુ ફક્ત દેશી મિતી નાખીને ચાર મહિને અવેજ આપીશ એવી વાયદા-ચિઠી લખી આપે છે. તે ચિઠી ઉપરથી ફરિયાદ કરવાની મુદત તે મિતીથી ગ્રિગોરીયન ક્યાલેન્ડરના કાલ-માન પ્રમાણે ગણેલા ચાર મહિના પુરા થાય તે વખતથી શરૂ થાય છે. (બ) એક હિંદુ ફક્ત દેશી મિતી નાખીને એક વરસમાં નાણું પાછું આપીશ એવું ખત લખી આપે છે. તે ખત ઉપરથી ફરિયાદ કરવાની મુદત તે મિતીથી ગ્રિગોરિયન ક્યાલેન્ડરના કાલમાન પ્રમાણે ગણેલું એક વરસ જે વખતે પુરૂં થાય તે વખ-તથી શરૂ થાય છે.

---

## ભાગ ૪ થો.

### કબજા ઉપરથી ધણીપણું પ્રાપ્ત થવું.

૨૬. (૧) કોઇ ઇમારતમાં તથા ઇમારતને સારૂ અજવાળું અથવા હવા આવવી તથા તેનો ઉપયોગ થવો આ વાતનો ઉપભોગ ઇઝમેન્ટ તરીકે તથા હક્ક તરીકે ખાડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે ઇમારત સાથે કર્યો હોય ત્યારે અને હરકોઇ માર્ગનો અથવા પાણીના પાટનો ( પાણી જવાના માર્ગનો ) અથવા કોઇ પાણી વાપરવાનો અથવા બીજા કાંઇ ઇઝમેન્ટનો ( તે વિધિપક્ષે હોય કે નિષેધપક્ષે હોય ) ઉપભોગ, તે બાબત દાવો કરનારા કોઇ માણસે ઇઝમેન્ટ તરીકે તથા હક્ક તરીકે ખાડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે તથા ઉઘાડી રીતે કર્યો હોય ત્યારે, સદરહુ પ્રમાણે અજવાળું અથવા હવા આવવી તથા તેનો ઉપયોગ થવો એ બાબતનો હક્ક અથવા સદરહુ પ્રકારના માર્ગનો અથવા પાણીના પાટનો અથવા પાણી વાપરવાનો અથવા બીજા ઇઝમેન્ટનો હક્ક અનિર્બંધ તથા અપરિહાર્ય થશે એમ સમજવું.

ઉપર વીસ વીસ વરસની મુદતો કહી છે તેમાંની દરેક મુદત, જે દાવાને તે મુદત લાગુ હશે તે દાવા બાબતની જે ફરિયાદમાં તકરાર હશે તે ફરિયાદ કર્યાની અગાઉનાં બે વરસની અંદર પુરી થનારી મુદત છે એમ સમજવું.

(૨) પેટા કલમ (૧) ની રૂએ જે મિલકત ઉપર હક્ક કર્યો હોય તે મિલકત સરકારની હોય ત્યારે, તે પેટા-કલમમાં "વીસ વરસ" આ શબ્દોને બદલે " સાઠ વરસ " આ શબ્દો દાખલ કર્યા હોય તે પ્રમાણે તે પેટા કલમ વાંચવી.

**ખુલાસો:**—દાવો કરનાર શિવાય બીજા કોઇ માણસના કૃત્યથી હરકત થઇ હોય તે કારણથી કબજો અથવા ઉપભોગ ખરેખાત બંધ પડયા વગર અને તે હરકત બાબતની તથા તે હરકત કરનારા અથવા કરવા અધિકાર આપનારા માણુસ બાબતની ખબર દાવો કરનારને પડયા પછી એક વરસ સુધી તે હરકત ખમ્યા વગર અથવા કબુલ કર્યા વગર કોઇ પણ કૃત્ય આ કલમના અર્થ પ્રમાણે ખાડો છે એમ સમજવું નહિ.

**દ્રષ્ટાંતો**-(અ) માર્ગના હક્કને હરકત કર્યા બાબત સન ૧૯૧૧ ના વરસમાં ફરિયાદ થઇ છે. પ્રતિવાદી હરકત કબુલ કરે છે, પણ માર્ગનો હક્ક કબુલ કરતો નથી. વાદી એવું સાબિત કરે છે કે, તેણે ઇઝમેંટ તરીકે તથા હકક તરીકે તે હકક બાબતના અધિકારનો દાવો કરીને તે હકકનો ઉપભોગ, સન ૧૮૯૦ ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારીખથી સન ૧૯૧૦ ના જાન્યુઆરી મહિનાની ૧ લી તારીખ સુધી ખાડો પડયા વગર બિનહરકતે તથા ઉઘાડી રીતે કર્યો છે. વાદીને હુકમનામું મળવાનો હકક છે. (બ) તેવીજ એક ફરિયાદમાં વાદી સાબીત કરે છે કે તે હકકનો મેં વીસ વરસ સુધી વગર હરકતે તથા ઉઘાડી રીતે ઉપભોગ કર્યો છે. અને પ્રતિવાદી એવું સાબિત કરે છે કે તે હકકનો ઉપભોગ કરવા સારૂ વાદીએ વીસ વરસની અંદર એક પ્રસંગે મ્હારી પરવાનગી માગી હતી. તે ફરિયાદ કહાડી નાંખવી જોઇએ.

૨૭. કોઇ ઇઝમેંટ જે કોઇ પણ જમીન ઉપર અથવા પાણી ઉપર અથવા જે કોઇ પણ જમીન-માંથી અથવા પાણીમાંથી ભોગવાતું હોય અથવા મળતું હોય તે જમીન અથવા પાણી, હયાતી સુધીના હકક સંબંધ ઉપરથી અથવા હકક સંબંધ આપ્યા પછીની તારીખથી ત્રણ વરસ કરતાં વધુ મુદતના હકક સંબંધ ઉપરથી ધારણ કરેલું હોય ત્યારે, સદરહુ પ્રકારનો હકક સંબધ અથવા મુદત ચાલુ હોય ત્યારે જેટલા વખત સુધી સદરહુ પ્રકારનાં ઇઝમેંટનો ઉપભોગ થયો હોય તેટલો વખત વીસ વરસની મુદતમાંથી હેઠળ લખેલે પ્રસંગે બાદ કરવો, એટલે કે, સદરહુ પ્રકારનો હકક સંબંધ અથવા મુદત પુરી થયા પછી તે જમીન ઉપર અથવા પાણી ઉપર જે માણસનો અધિકાર હોય તે માણસે તે હકક સંબંધ અથવા મુદત પુરી થયા પછી ત્રણ વરસમાં તે દાવા બાબત તકરાર કરી હોય તો બાદ કરવો.

**દ્રષ્ટાંત**-(બ) ની જમીનમાંથી જવાનો મને હકક છે એવું જ્ઞાપિત થવા બાબત આ ફરિયાદ કરે છે. મેં પચીસ વરસ સુધી તે હક્ક ભોગવ્યો છે એવું અ સાબીત કરે છે, પણ તે પચીસ વરસ માંહેનાં દસ વરસ સુધી ક નામની એક હિંદુ વિધવાનો તે જમીન ઉપર હયાતી લગી હકક સંબંધ હતો અને ક મરણ પામ્યા પછી બ નો તે જમીન ઉપર હકક પ્રાપ્ત થયો અને ક મરણ પામ્યા પછી બે વરસની અંદર અ ના તે હકક સંબંધના દાવા બાબત મેં તકરાર કરી એવું બ સાબિત કરે છે. ત્યારે આ ફરિયાદ કાહાડી નાંખવી જોઇએ, કારણ આ કલમના ઠરાવ પ્રમાણે અ એ પદર વરસ સુધીજ ઉપભોગ કર્યાની વાત સાબિત કરી છે.

૨૮. કોઇ માલમિલકતનો કબજો લેવા સારૂ કોઇ માણસને ફરિયાદ કરવી હોય તેની મુદત આ આકટ ઉપરથી ઠરાવી છે તે મુદત પુરી થયા પછી તે માલમિલકત ઉપરનો તેનો હકક નહિ સરખો થઇ જાય છે એવું સમજવું.

# ભાગ ૫ મો.

## કાયમ રાખવા બાબત તથા રદ કરવા બાબત.

૨૯. (૧) આ આક્ટના કોઇ પણ ઠરાવ ઉપરથી-(અ) સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના કરાર બાબતના આકટની ૨૫ મી કલમને બાધ આવે છે એમ સમજવું નહિ; (બ) હવે અથવા હવે પછી બ્રિટિશ હિંદુસ્તાનમાં અમલમાં હોય એવા કોઇ પણ વિશેષ અથવા સ્થાનિક કાયદાથી હરકોઇ ફરિયાદની, અપીલની અથવા અરજીની વિશેષે કરીને કહેલી મુદતને બાધ આવે છે અથવા બદલાય છે એમ સમજવું નહિ.

(૨) આ આકટનો કોઇ પણ ઠરાવ હિંદુસ્તાનના તલાક બાબતના આકટ પ્રમાણે કરેલો ફરિયાદને લાગુ છે એમ સમજવું નહીં.

(૩) ૨૬ મી તથા ૨૭ મી કલમો અને ૨ જી કલમમાંની 'ઇઝમેંટ' ની વ્યાખ્યા સન ૧૮૮૨ નો હિંદુસ્તાનનો ઇઝમેંટનો આકટ વિદ્યમાનકાળે જે મુલકોને લાગુ હોય તેમાં ઉત્પન્ન થનારા મુકદ્દમાઓને લાગુ નથી એમ સમજવું નહીં.

૩૦. આ આકટમાં ગમે તે કહ્યું હોય તોપણ, કોઇ પણ ફરિયાદ કરવાની આ આકટમાં કહેલી મુદત સન ૧૮૭૧ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટમાં કહેલી મુદત કરતાં ઓછી હોય તે ફરિયાદ, આ આકટ પસાર થયા પછીના બે વરસની અંદર અથવા સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટમાં એવી ફરિયાદ કરવા સારૂ કહેલી મુદતની અંદર, એટલે એમાંની જે મુદત પેહેલી પુરી થતી હોય તે મુદતની અંદર કરવાનો અધિકાર છે.

૩૧. (૧) આ આકટમાં અથવા સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટમાં ગમે તે કહ્યું હોય તોપણ, બીજા પરિશિષ્ટમાં કહેલા મુલકોમાં ગીરવી રાખનારે ગીરો છોડાવવાનો હક્ક રદ કરવા સારૂ કરવાની ફરિયાદ અથવા વેચાણ કરવા સારૂ કરવાની ફરિયાદ, આ આકટ પસાર થયા પછીના બે વરસની અંદર અથવા જે નાણાં બાબત તારણ આપ્યું હોય તે નાણાં લહેણાં થાય તે તારીખથી સાઠ વર્ષની અંદર, એટલે, એમાંની જે મુદત પેહેલી પુરી થતી હોય તે મુદતની અંદર, કરવાનો અધિકાર છે. અને સદરહુ મુલકોમાં સદરહુ સાઠ વર્ષની મુદતની અંદર કરેલી તથા આ આકટ પાસ થયાની તારીખે અવલ કોર્ટમાં અથવા અપીલ કોર્ટમાં ચાલુ હોય એવી કોઇ પણ ફરિયાદ બાર વરસના મુદતના સબબથી કહાડી નાખવી નાહ.

(૨) અગાઉ કહેલા મુલકોમાં ગીરો છોડવવાનો હક્ક રદ કરવા બાબતનો અથવા વેચાણ કરવા બાબતનો ગીરો રાખનારનો દાવો સન ૧૯૦૭ ના જુલાઇ મહિનાની ૨૨ મી તારીખ પછી તથા આ આકટ પસાર થયા પેહેલાં, ૧૨ વરસની મુદત ઉપરથી સઘળો અથવા થોડો, અવલ કોર્ટમાં અથવા અપાલ કોર્ટમાં, કહાડી નાંખ્યો હોય અથવા તે કોર્ટમાંથી ખેંચી લીધો હોય તે દાવો જે કોર્ટે, તે કહાડી નાંખ્યો હશે અથવા જે કોર્ટમાંથી તે ખેંચી લીધો હશે તે કોટને લેખી અરજ કરેથી તે મુકદમો પાછો ફાઇલ ઉપર લેવાનો અધિકાર છે, માત્ર એટલુંજ કે એવી અરજ આ આકટ પસાર થયાની તારીખથી છ મહિનાની અંદર કરવી જોઇએ: અને તે મુકદ્દમો એવી રીતે પાછો ફાઇલ ઉપર લીધા પછી પેટા કલમ (૧) ના ઠરાવો તેને લાગુ પડશે.

૩૨. ત્રીજા પરિશિષ્ટમાં કહેલા કાયદા તે પરિશિષ્ટ ૪ થા આસનમાં નિર્દિષ્ટ કર્યું છે તેટલે સુધી રદ કર્યા છે.

---

# પહેલું પરિશિષ્ટ.

## પહેલો ભાગ ફરિયાદો.

આ આકટ મુજબ ફરિઆદો કેટલી મુદતની અંદર કરવી તે મુદતો તથા જે વખતથી મુદત ચાલુ થાય છે તે વખત નીચે પ્રમાણે ઠરાવ્યો છે.

## વિભાગ ૧ લો.

### નીચેની ફરીયાદો કરવાની મુદત ત્રીસ દિવસની ઠરાવી છે.

૧. પડતર જમીન ઉપરના દાવાના સન ૧૮૬૩ ના આકટ પ્રમાણે રેવન્યુ બોર્ડે કરેલા નિવેડા બાબત તકરાર કરવા સારૂ;-નિવેડાની નોટીસ વાદીને આપવામાં આવે ત્યારથી મુદત ગણવી.

## વિભાગ ૨ જો.

### નીચેની ફરિયાદો કરવાની મુદત નેવુ દિવસની ઠરાવી છે.

૨. બ્રિટિશ ઇંડિઆમાં કોઇ આકટ ચાલુ હોય તે વખતે તે આકટ પ્રમાણે ફલાણું કૃત્ય છે એમ કહેતા હોય, તે કૃત્ય કર્યા બદલ અથવા ન કર્યા બદલ નુકશાનનો બદલો મળવા સારૂ;-કૃત્ય અથવા કસુર કરવામાં આવે ત્યારથી.

## વિભાગ ૩ જો.

### નીચેની ફરીઆદો કરવાની મુદત છ મહિનાની ઠરાવી છે.

૩. સન ૧૮૭૭ ના વિશેષ ન્યાયના આકટની ૯ મી કલમ પ્રમાણે સ્થાવર મિલકતનો કબજો પાછો લેવા બાબત;-કબજો લઇ લેવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૪. કામ કરતારા અને તેઓને કામે રાખનારની તકરારો પડે તે બાબતના સન ૧૮૬૦ ના આકટની ૧ લી કલમ પ્રમાણે;-જે પગાર બાબત કે ભાડા બાબત દાવો હોય તે પગાર અથવા ભાડુ અથવા કિંમત આપવાની થાય ત્યારથી મુદત ગણવી.

૫. દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂયે સંક્ષિપ્ત રીતે કામ ચલાવવું હોય ત્યારે, કરજ આપવાનું થાય ત્યારથી અથવા મિલકત પાછી લેવાની હોય ત્યારથી મુદત ગણવી.

## વિભાગ ૪ થો.

### નિચેની ફરીઆદો કરવાની મુદત એક વરસની ઠરાવી છે.

૬. દંડ બાબત, અથવા ગુન્હેગારી બાબત કોઇ સ્ટાટુટ પ્રમાણે અથવા આકટ પ્રમાણે, પેટાની કાનુન પ્રમાણેઃ—દંડનો અથવા ગુન્હેગારીનો પેચ આવે ત્યારથી મુદત ગણવી.

૭. ઘરના ચાકરના અથવા કારીગરના, અથવા મજુરના પગાર બાબત જે વિષે આ પરિશીષ્ટના ૪ થા આર્ટિકલમાં ઠરાવ કરેલા નહિ હોય તે વિષેઃ—પગાર જ્યારથી દેવો થાય ત્યારથી મુદત ગણવી.

૮. હોટેલના, ટાવરના, અથવા લોજીંગ હાઉસના કીપરે ખાવા પીવાની જણસ આપવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૯. રહેવાનાં ભાડાં બાબતઃ—ભાડું આપવાનું થાય ત્યારથી મુદત ગણવી.

૧૦. અગ્રક્રયધિકાર ( એટલે બીજાના કરતાં પહેલાં ખરિદ કરવાનો અધિકાર ) અમલમાં લાવવાઃ–
ખરીદદાર વેચેલી મિલકતનો કબજો લે ત્યારથી અથવા વેચાણનો દસ્તાવેજ નોંધવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૧૧. જે માણસ વિરૂદ્ધ નીચેનો કોઇ પણ હુકમ થયો હોય તેણે હુકમ માંહેની માલમિલકત ઉપર પોતાનો હક સાબીત કરવા સારૂં. હુકમની તારીખની તુદત ગણવી.

(૧) હુકમનામાની બજાવણીથી જપ્ત કરેલી મીલકતના સંબંધમાં જે હરકત લીધી હોય તેની બાબત સી. પ્રો. કોડ મુજબ કાઢેલો હુકમ, અને (૨) પ્રેસીડેન્સી સ્માલકોઝ કોર્ટસ આકટની ૨૮ મી કલમની રૂયે કાઢેલો હુકમ.

૧૧. अ સ્થાવર મિલકતનો કબજો મેળવવાનું હુકમનામું ધારણ કરનારે, અથવા ખરીદદારે તે મિલકતનો કબજો સોંપવામાં કરેલા પ્રતિબંધ બાબતની અરજી ઉપર કરેલા હુકમ વિરૂદ્ધ, તે હુકમમાં જણાવેલી મિલકત ઉપર પોતાનો હાલના કબજાનો હક સાબીત કરવા સારૂ કોઇ સખસે કરેલી;–હુકમની તારીખથી મુદત ગણવી.

૧૨. હેઠળ લખેલાં પૈકી કોઇ વેચાણ રદ કરવા બાબતની:—

अ દિવાની કોર્ટનું હુકમનામું બજાવવા સારૂ કરેલું વેચાણ.

ब. કલેક્ટરના કે બીજા રેવન્યુ ઓફીસરના હુકમનામા પ્રમાણે અથવા હુકમ પ્રમાણે કરેલું વેચાણ.

क. સરકારી મહેસુલની ચઢેલી બાકી બાબત અથવા સદરહુ પ્રકારની ચઢેલી બાકી પ્રમાણે વસુલ કરવા જોગ કોઇ માંગણી બાબત કરેલું વેચાણ.

ड. ભાડાની ચાલુ બાકી બાબત પટણી તાલુકાનું કરેલું વેચાણ:—વેચાણ કાયમ કરવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૧૩. ફરિઆદ સિવાય બીજા કોઇ ચલાવેલાં કામમાંનો દિવાની કોર્ટનો ફેંસલો અથવા હુકમ ફેરવવા કે રદ કરવા બાબત:—આખરના ફેંસલાની કે હુકમની તારીખથી મુદત ગણવી.

૧૪. સરકારી અમલદારે પોતાના હુદ્દાના સબબથી કાંઇ કૃત્ય અથવા હુકમ કર્યો હોય, તે કૃત્ય અથવા હુકમ રદ કરવા બાબત:—તે કૃત્યની અથવા હુકમની તારીખથી મુદત ગણવી.

૧૫. સરકારી મહેસુલની ચઢેલી બાકી બાબત રેવન્યુ ઓફીસરે કાંઇ સ્થાવર મિલકતની જપ્તી કરી હશે કે તે બીજાને કરી આપી હશે તે રદ કરવા સરકાર ઉપર કરવાની;–જપ્તી કે પટો કરવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૧૬. મહેસુલની ચઢેલી બાકી બાબત કે તે પ્રમાણે વસુલ થઇ શકે તેવા બીજા લેણા બાબત રેવન્યુ અધિકારીએ કરેલા દાવાનો નિકાલ કરવા સારૂ તકરાર કરીને પૈસા આપ્યા હોય તો પાછા લેવા સરકાર ઉપર કરવાની;–નાણું ભરવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૧૭. સાર્વજનિક કામ સારૂ જમીન લીધી હોય તેનો બદલો મળવા સારૂ સરકાર ઉપર કરવાની;–બદલાની રકમ ઠરાવ્યાની તારીખથી મુદત ગણવી.

૧૮. જમીન લેવાનું કામ પુરૂ થયું નહિ હોય ત્યારે બદલા બાબત તેવી જ ફરિઆદ;—ના કબ્જા તારીખથી મુદત ગણવી.

૧૯. ખોટી રીતે કેદ કર્યા બાબતનો બદલો મળવા બાબતની;–કેદ પુરી થાય ત્યારથી મુદત ગણવી.

૨૦. સન ૧૮૫૫ ના કાયદેસર વારસ વકીલોએ કરવાની ફરિયાદ બાબતના આકટ પ્રમાણે એકઝીક્યુટરોએ, આડમિનીસ્ટ્રેટરોએ અથવા વારસ વકીલોએ કરવાની;—મરણની તારીખથી મુદત ગણવી.

૨૧. પ્રાણઘાતક, અકસ્માત બાબતના આકટ પ્રમાણે વારસ વકીલોએ, એકઝીક્યુટરોએ, અને આડમિનીસ્ટ્રેટરોએ કરવાની;–મરણ પામેલા માણસના મરણની તારીખથી મુદત ગણવી.

૨૨. શરીરને થયલાં બીજાં કાંઇ નુકશાન બાબતનો બદલો મળવા સારૂ નુકશાન કરવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૨૩. અદાવતથી ફોજદારીમાં કામ ચલાવ્યું હોય તે બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ,–વાદી બીનતકસીરવાર છે એવો ઠરાવ થાય ત્યારથી, અથવા ફરીઆદીનો બીજી રીતે છેડો આવે ત્યારથી મુદત ગણવી.

૨૪. લાઇબલ બાબત ( આબરૂ લેનારો મજકુર પ્રસિદ્ધ કર્યા બાબત ) નુકશાનનો બદલો મળવા સારૂ;–લાઇબલ પ્રસિદ્ધ કરવામાં આવે ત્યારથી ગણવી.

૨૫. આબરૂ લેનારો મજકુર બોલ્યા બાબત નુકશાનનો બદલો મળવા સારૂ;–તે શબ્દ બોલવામાં આવે ત્યારથી અથવા તેથી નુકશાન થાય ત્યારથી.

૨૬. વાદીના ચાકરને અથવા છોકરીને રીટબાથી ચાકરીનું નુકશાન થયા બાબતનો બદલો મળવા સારૂ;–નુકશાન થાય ત્યારથી મુદત ગણવી.

૨૭. વાદીની સાથે કરેલો કરાર તોડવાને કોઇ માણસને પ્રવૃત્ત કરવા બાબત બદલો મળવા સારૂ;–કરાર તોડયાની તારીખથી મુદત ગણવી.

૨૮. કાયદા વિરૂદ્ધ અથવા ગેરરીતેની, અથવા વધારે જંગમ માલની જપ્તી કર્યા બાબતનો બદલો મળવા સારૂ, જપ્તીની તારીખથી ગણવી.

૨૯. કાયદાપર પ્રોબેટ ઉપરથી જંગમ માલ ગેરવ્યાજબી રીતે કબજ કર્યા બાબતનો બદલો મળવા સારૂ;–કબજ કર્યાની તારીખથી મુદત ગણવી.

૩૦. માલ ખોયા બાબત, કે તેને નુકશાન કર્યા બાબતનો બદલો મળવા સારૂ હુંડીભાડાવાળા ઉપર;–માલ ખોવાય, અથવા તેને નુકશાન લાગે ત્યારથી મુદત ગણવી.

૩૧. માલ ન પહોંચ્યા બાબત પહોચાડવામાં ઢીલ કર્યા બાબતનો બદલો મળવા સારૂં હુંડીભાડા-વાળા ઉપર,–માલ જ્યારે પહોંચાડવો જોઇતો હતો ત્યારથી મુદત ગણવી.

---

## વિભાગ ૫ મો.

### નીચેની ફરીઆદો નીચે કહેલા વખતથી બે વરસની મુદતની અંદર કરવી.

૩૨. કોઇ વિશેષ કારણ સારૂ માલનો ઉપયોગ કરવો હોય ને તે માલ બીજા કામમાં વાપરે તો તેની ઉપર;–બીજા કામમાં માલ વાપર્યાની વાત પહેલ વહેલી જણાય ત્યારથી મુદત ગણવી.

૩૩–૩૪–૩૫ સન ૧૮૫૫ ના કાયદેસર વારસ વકીલોએ કરવાની ફરીયાદ બાબતના આકટ પ્રમાણે એકિસકયુટરની ઉપર;–અથવા આડમિનિસ્ટ્રેટર કે રેપ્રિઝેનટેટીવ ઉપર કરવાની,–અપકૃતી કરવામાં આવે ત્યારથી.

૩૬. જે વાત કરારને લાગુ નહિ હોય, તથા જે વિષે આ આકટમાં ખસુસ ઠરાવ કર્યો નહિ હોય એવું કાંઇ ગેરકાયદેસર કૃત્ય કરવા બાબતના કે કાંઇ કાયદાસર કૃત્ય અયોગ્ય રીતે કરવા બાબતના, કે જે કરવાની અવશ્ય હોય તે વર્જ કરવા બાબતના બદલા બાબત; તે વાત બને ત્યારથી ગણવી.

---

## વિભાગ ૬ ઠો.

### નીચેની ફરીયાદો નીચે લખેલા વખતથી ત્રણ વરસની મુદતની અંદર કરી શકાશે.

૩૭–૩૮. માર્ગને અથવા પાણીના પાટને અટકાવ કર્યા બાબતના કે પાણીના પાટને બીજી તરફ વાળ્યા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂ,–અટકાવ કર્યાની તારીખથી મુદત ગણવી.

૩૯. સ્થાવર મિલકત ઉપર અતિક્રમણ કર્યા બાબતના નુકસાનનો બદલો મળવા સારૂ,–અતિક્રમણ કરવાની તારીખથી મુદત ગણવી.

૪૦. કોપીરાઇટનો ( ગ્રંથ સ્વામિત્વનો ) હકક અથવા કાંઇ અનન્ય આજ્ઞાધિકાર તોડવા બાબત-ના નુકશાનનો બદલો મળવા સારૂ,–તોડવાની તારીખથી.

૪૧. વ્યર્થ નુકશાન ( મિલકતનું ) કરવાનો પ્રતિબંધ કરવા બાબત,–નુકશાન થવાનો પ્રારંભ થાય ત્યારથી મુદત ગણવી.

૪૨. ગેરવ્યાજબી રીતે મળેલી તાકીદ ઉપરથી નુકશાન થયું હોય તે બાબતનો બદલો મળવા સારૂ,–તાકીદ બંધ થાય ત્યારથી મુદત ગણવી.

૪૩. જે માણસને એકઝીકયુટરે કે આડમિનિસ્ટ્રેટરે વસીઅતનામામાં લખેલું દાન આપ્યું હોય તે માણસની પાસેથી તે અવેજ પાછો અપાવવા બાબત સન ૧૮૬૫ ના વારસા બાબતના આકટની કા. ૩૨૦ તથા ૩૨૧ મી પ્રમાણે કરવાની અથવા ૧૮૮૧ ના પ્રોબેટના આકટની ૧૩૯ મી કે ૧૪૦ મી કલમ પ્રમાણે કરવાની,–દાન આપ્યાની તારીખથી મુદત ગણવી.

૪૪. પોતાના પાલન કરનારા ( વાલી ) એ કરેલી મિલકતની તબદીલ રદ કરવા બાબત જે વાર્ડ ( સગીર ) પુખ્ત ઉમરમાં આવ્યો હોય તેણે કરવાની,–તે પુખ્ત ઉમરમાં આવે ત્યારથી મુદત ગણવી.

૪૭. ક્રીમીનલ પ્રોસીજર કોડના ૧૨ મા બાબ પ્રમાણે અથવા સન ૧૯૦૬ ના મામલતદાર કોર્ટના એક્ટ પ્રમાણે કરેલા હુકમ પ્રમાણે જેને જરૂર હોય તેણે તે હુકમમાં લખેલી મિલકત પાછી લેવા બાબતની;–કામના આખરના હુકમની તારીખથી મુદ્દત ગણવી.

૪૮–૪૯. જે વિશેષ જંગમ માલ ખોલ ખોવાયો હશે, ચોરીથી મેળવ્યો હશે, જેનો બદદાનતથી ખોટો ઉપયોગ કર્યો હશે, અથવા તેનું રૂપાંતર કર્યું હશે તે વિશે અથવા બીજા વિશેષ જંગમ માલ સારૂ કે તે ગેરવ્યાજબી અટકાવી રાખવા બાબતના નુકશાનનો બદલો મળવા સારૂઃ–અટકાવી રાખનારનો કબજો ગેરકાયદેસર થાય ત્યારથી મુદત ગણવી.

૫૦. જનાવરનાં, વાહનનાં, હોડીનાં અથવા ઘરગતુ સામાનનાં ભાડાં બાબતઃ—ભાડું આપવાનું થાય ત્યારથી મુદત ગણવી,

૫૧. માલ સ્વાધિન કરવા હોય તેને પેટે નાણું આપ્યું હોય તેની બાકી બાબતઃ—માલ આપવો જોઇએ ત્યારથી મુદત ગણવી.

૫૨–૫૩. વેચેલા કે સ્વાધિન કરેલા માલની કિંમત બાબત, જ્યારે નાણું આપવાની મુદત ઠરાવી નહીં હોય તો માલ આપ્યાની તારીખથી અને તે નાણું આપવાની મુદત જ્યારે પુરી થયા પછી આપવાનું હોય તો નાણું આપવાની મુદત જ્યારે પુરી થાય ત્યારથી મુદત ગણવી.

૫૫. વાદીએ પ્રતિવાદીને વેચેલાં ઝાડની અથવા ઉછરતા પાકની કિંમત બાબત નાણું ક્યારે આપવું તેની મુદત ઠરાવી ન હોય તો, વેચાણની તારીખથી મુદત ગણવી.

૫૬. પ્રતીવાદીના કહેવાથી વાદીએ કરેલા કામની કિંમત બાબત–નાણું આપવાની મુદત ઠરાવી ન હોય તો, કામ કરવામાં આવે ત્યારથી ગણવી.

૫૭. નાણું ધીર્યું હોય તે બાબત નાણું લેવાનું હોય તે બાબત–નાણું ધીરવામાં આવ્યું ત્યારથી મુદત ગણવી.

૫૮. નાણું ધીરનારે નાણાં બાબત ચેક આપ્યો હોય ત્યારે;–તેવી જ ફરિયાદ;–ચેકનું નાણું આપવામાં આવ્યું ત્યારથી મુદત ગણવી.

૫૯. નાણું માગે ત્યારે આપવું એવી કબુલતથી નાણું ધીર્યું હોય તે બાબત–નાણું ધીરવામાં આવ્યું ત્યારથી મુદત ગણવી.

૬૦. નાણું માગે ત્યારે આપવાનું થશે એવી કબુલતથી નાણું મુક્યું હોય, તેમજ ઘરાકનું નાણું તેના સાહુકારના હાથમાં એવી રીતે આપવા લાયક હોય તે બાબતઃ–ઉઘરાણી કરી હોય ત્યારથી મુદત ગણવી.

૬૧. પ્રતિવાદીની વતી રૂપીઆ ભર્યા હોય તે બાબત–વાદીને રૂપીઆ મળવાના હોય તે રૂપિઆ બાબત, નાણું આપ્યું હોય ત્યારથી મુદત ગણવી.

૬૩. પ્રતીવાદી પાસે વાદીનું નાણું લેણું હોય તેના વ્યાજના રૂપિઆ મળવાના હોય તે બાબતઃ–વ્યાજ આપવાનું થાય ત્યારથી મુદત ગણવી.

૬૪. વાદી પ્રતિવાદીની વચ્ચે નક્કી થયેલા હિસાબ ઉપરથી પ્રતિવાદીની પાસે વાદીના રૂપિઆ લેણા નિકળ્યા હોય તે બાબત વાદીને રૂપિઆ મળવાના હોય તે બાબત—પ્રતિવાદીએ કે તેના મુખત્યારે સહી કરેલા લેખ ઉપરથી હિસાબ નક્કી થાય ત્યારથી, પણ કરજ આગળ ફલાણી વખતે વાળવું એવી તેજ વખતે લખેલી કબુલત થઇને તેની ઉપર સહી થઇ હોય તો તે વખત આવે ત્યારથી મુદત ગણવી.

૬૫. નિર્દિષ્ટ કરેલે વખતે, કે નિર્દિષ્ટ કરેલી અનિશ્ચિત વાત બને ત્યારે કોઇ વાતે કરવાનો કરાર હોય તે તોડયા બાબતના નુકશાનના બદલા સારૂઃ–વખત આવે ત્યારથી કે વાત બને ત્યારથી મુદત ગણવી.

૬૬–૬૭. જે સિંગલ બાંડમાં નાણું આપવા બાબત દિવસ નિર્દીષ્ટ કર્યો હોય તે ઉપરથી નિર્દીષ્ટ કરેલા દિવસથી અને દિવસ નિર્દીષ્ટ કર્યો નહીં હોય તો બાંડ કરી આપ્યાની તારીખથી મુદત ગણવી.

૬૮. જે બાંડમાં સરત હોય તે બાંડ ઉપરથી,–સરત તોડવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૭૧. ફલાણી વિશેષ જગાએ અવેજ આપવાને સીકારેલાં બિલ ઑફ એક્સચેંજ ઉપરથીઃ–તે જગાએ તે બીલ દેખાડવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૭૭. ફોરેન બીલ ન કર્યાને લીધે પ્રોટેસ્ટ કરીને નોટીસ આપો હોય તે ન કરેલાં ફોરેન બીલ ઉપરથી;-નોટીસ આપવામાં આવે ત્યારથી મુદત ગણવી.

૭૮. નહિ નીકારીને જે બિલ ઓફ એક્સચેંજ ન કર્યું હોય તે બીલ જેણે લખ્યું હોય તેની ઉપર જેને અવેજ મળવાનો હોય તે સીકારવાની ના કહ્યાની તારીખથી મુદત ગણવી.

૮૧. જામીને, મુખ્ય દેણદાર ઉપર કરવાની-જામીન લેણદારને અવેજ આપે ત્યારથી મુદત ગણવી.

૮૨. એક જામીને સામાયીક જામીન ઉપર કરવાની;-જામીન પોતાના હિસ્સા કરતાં વધારે અવેજ આપે ત્યારથી મુદત ગણવી.

૮૪, અહર્નિએ, અથવા વકીલે ફરિઆદના અથવા મિશેષ કામના પોતાના ખર્ચ બાબત કરવાની, ખર્ચ ક્યારે આપવો તેવી કબુલત ન થઇ હોય તો;-સદરહુ અહર્નિ વકીલ ફરિઆદ કે કામ ચલાવવાનું બંધ કરે ત્યારથી.

૮૫. માંહોમાંહે ઉઘાડ તથા ચાલુ ખાતા ઉપરથી બાકી દેવો હોય તે બાબતની ફરિઆદ:-જ્યારે પક્ષકારોની દરમિઆન માંહોમાંહે ઉઘરાણી થઇ હોય ત્યારે કબુલ કરેલી, કે સાબીત કરેલી છેલ્લી રકમ જે વરસમાં ખાતામાં દાખલ કરેલી હશે તે વરસની આખરથી સદરહુ વરસ ખાતામાં હોય તે પ્રમાણે ગણવું.

૮૬. જે રકમનો વિમો ઉતરાવ્યો હોય તે રકમ, મરણનો કે નુકસાન થયાનો પુરાવો વિમાવાળાને આપ્યા પછી કે પહોંચ્યા પછી તાબડતોબ આપવી પડતી હશે. ત્યારે વિમાના ખત ઉપરથી-મરણનો કે નુકસાનનો પુરાવો વિમાવાળાને આપ્યો હોય ત્યારથી મુદત ગણવી.

૮૮. હિસાબ લેવા સારૂ આડતિઆ ઉપર:—હિસાબ આપવાની ના કહે ત્યારથી કે આડત બંધ થાય ત્યારથી.

૯૦. ગફલત બાબત કે ગેરચાલ બાબત મુખ્યે મુખત્યાર ઉપર કરવાની બીજી ફરિઆદ-ગફલતની કે ગેરચાલની વાદીને ખબર પડે ત્યારથી.

૯૧. જે દસ્તાવેજ બાબત બીજી રીતનો ઠરાવ કરેલો નહિ હોય તે રદ કરવા કે બાતલ કરવા બાબત; તે રદ કરવાનો ને બાતલ કરવાનો અધિકાર જે વાત ઉપરથી વાદીને પ્રાપ્ત થાય તે વાતની તેને ખબર પડે ત્યારથી.

૯૨. જે દસ્તાવેજ આપ્યો, અથવા નોંધાવ્યો તે દસ્તાવેજ ખોટો બનાવટનો છે એવું સાબિત થવા સારૂ;—આપ્યાની કે નોંધાવ્યાની વાદીને ખબર પડે ત્યારથી.

૯૪. વાદી દિવાનો હોય ત્યારે જે માલમિલકત તેણે બીજાને કરી આપી હોય તે માલમિલકત બાબત, વાદી દીવાનો હતો તે ઠેકાણે આવ્યા પછી;—તેને માલમિલકત બીજાને કરી આપ્યાની ખબર પડે ત્યારથી.

૯૫. કપટથી મેળવેલું હુકમનામું રદ કરવા બાબત, અથવા કપટની કે, ચુકના સબબથી બીજો ન્યાય મળવા સારૂ-જે માણસને નુકસાન થયું હોય તેને તે કપટ, કે ચુક માલમ પડે ત્યારથી.

૯૬. ચુકના સબબથી ન્યાય મળવા સારૂ-ચુક વાદીને માલમ પડે ત્યારથી.

૯૭. જે વિદ્યમાન બદલા સારૂ નાણું આપ્યું હોય તે બદલો આગળ જતાં ડુબ્યો હોય તો તે નાણાં બાબત:-બદલો ડુબ્યાની તારીખથી.

૯૮ ટ્રસ્ટ તોડયાથી થયેલું નુકશાન મરનાર ટ્રસ્ટીના કુલ એકંદર ઇસ્ટેટમાંથી ભરી લેવા બાબત, નુકસાન થયાની તારીખથી.

૧૦૦. મરનાર ટ્રસ્ટીની ઇસ્ટેટ ઉપર ફાળાનો દાવો અમલમાં લાવવા બાબત, સામાયીક ટ્રસ્ટીએ કરવાની-ફાળો માનવાનો હક્ક પ્રાપ્ત થાય ત્યારથી.

૧૦૧. દરિઆપારના લોકોના પગાર બાબત; જે સફર બદલ પગાર મળવાનો હોય તે સફરની આખરથી.

૧૦૨. જે પગાર બાબત આ પરિશીસ્ટમાં ખસુસ બીજી રીતે ઠરાવ કર્યો નહિ હોય તે પગાર બાબત.-તે પગાર જ્યારે દેવાનો થાય ત્યારથી.

૧૦૩ ( મુઅજ્જલ બાબત ) એટલે તુરત માગી લેવાય તવી મેહેર બાબત મુસલમાને કરવાની, મહેર આપવાની ના કહેવામાં આવે કે લગ્ન સંબંધ તુટે ત્યારથી.

૧૦૫. ગીરવી રાખનારને વધારે ઉપજ પહોંચી હોય તે, ગીરવી નાણું વળ્યા પછી પાછી લેવા બાબત ગીરવી મુકનારે કરવાની;–ગીરવી મુકેલી મીલકતનો કબજો ગીરવી મુકનાર પાછો લે ત્યારથી.

૧૦૬. બંધ થયેલા પંત્યાળાના નફાના હિસાબ બાબત તથા હિસ્સા બાબત કરવાની–બંધ થયાની તારીખથી.

૧૦૭. અવિભક્ત કુટુંબના સામાયિક ઇસ્ટેટના વહિવટદારે તે ઇસ્ટેટ ખાતે નાણું આપ્યું હોય તે નફો લેવા સારૂ તે વહીવટદારે કરવાની;—નાણું આપ્યાની તારીખથી.

૧૦૮. પટે રાખનારે પટાની સરત વિરૂદ્ધ ઝાડ કાપ્યાં હોય તેની કીમત બાબત પટો આપનારાએ કરવાની;—ઝાડ કાપ્યાં હોય ત્યારથી.

૧૦૯. વાદીની સ્થાવર મિલકતની ઉપજ પ્રતિવાદીએ અન્યાયથી લીધી હોય તે ઉપજ બાબત;—ઉપજ લેવામાં આવે ત્યારથી.

૧૧૦. ભાડાની ચડેલી બાકી બાબત, –ચડેલી બાકી દેવી થાય ત્યારથી. ખરિદીનું નાણું દેવું રહેતું હોય તેમને આપવા સારૂ સ્થાવર મિલકત વેચનારે કરવાની;—વેચાણ પુરૂ કરવા ઠરાવેલા વખતથી અથવા તે કબુલત કર્યાની તારીખથી

૧૧૨. કોઇ સ્ટાટ્યુટ પ્રમાણે નોંધેલી કંપનીના કૉલ બાબત.—કાળ આપવાનો થાય ત્યારથી.

૧૧૩. કરાર વિશેષ રીતે પુરો કરવા બાબત; તે પુરો કરવાની ના કહે ત્યારથી.

૧૧૪. કરાર રદ કરવા સારૂ; તે રદ કરવાનો હક જે વાત ઉપરથી વાદીને પ્રાપ્ત થયો હોય તે વાત તેને પ્રથમ માલમ પડે ત્યારથી.

૧૧૫. જે સ્પષ્ટ અથવા ગર્ભિત અર્થનો કરાર લખેલો કે નોંધેલો નહિ હોય તે કરાર તોડવા બાબતના નુકસાનના બદલા સારૂ; કરાર તોડવામાં આવે ત્યારથી.

---

## વિભાગ ૭ મો.

### નીચેની ફરિઆદો નીચે કહેલા વખતથી છ વરસની મુદતની અંદર ચાલી શકશે.

૧૧૬. લખેલો કરાર નોંધેલો હોય તે તોડ્યા બાબતના નુકશાનના બદલા સારૂં; તે વ્યાજ વગર નોંધેલા કરાર ઉપરથી ફરિઆદીની મુદત ચાલુ થાય ત્યારથી.

૧૧૮. દત્ત વિધાન થયાનું કહેવામાં આવતું હોય, તે રદ બાતલ છે અથવા ખરેખર તે કદી થયુંજ નથી એવું સાબીત કરી લેવા સારૂં; દત્ત વિધાન થયાનું કહેવામાં આવતું હોય તેની વાદીને ખબર પડે ત્યારથી.

૧૧૯. દત્ત વિધાન કાયદાસર છે એવું સાબિત કરી લેવા સારૂ;–દત્તક છોકરાને દત્તકપણાના સબંધથી જે હક્ક હશે તે હક્કને હરકત થાય ત્યારથી.

૧૨૦. જે ફરીઆદ કરવાની મુદત આ પરિશીષ્ટમાં બીજે કોઇ ઠેકાણે ઠરાવી નહી હોય તે ફરીયાદ;–ફરીયાદ કરવાનો હક પ્રાપ્ત થાય ત્યારથી.

---

## વિભાગ ૮ મો.

### નીચેની ફરીયાદોની મુદત નીચે બતાવેલા વખતથી બાર વરસની ઠરાવી છે.

૧૨૧. બ્રિટિશ ઇંડિઆમાં કરાવી લીધેલા ફેંસલા ઉપરથી, અથવા મુચરકા ઉપરથી, કરવાની;–ફેંસલાની અથવા મુચરકાની તારીખથી.

૧૨૩. વસિઅતનામું કરનારાએ, વસિઅતનામું કરીને આપેલા દાવા બાબત, અથવા શેષ ધનના હિસ્સા બાબત અથવા વસિઅતનામું કર્યા વગર કોઇ મરણ પામ્યું હોય તેની માલમિલકતની વહેંચણના હિસ્સા બાબત,–મૃત્યુ લેખાર્પિત દાન અથવા હિસ્સો આપવાનો અથવા સ્વાધિન કરવાનો થાય ત્યારથી.

૧૨૪. વંશપરંપરાના હુદ્દાના કબજા સારૂ,—વાદીનો વિરોધપૂર્વક હુદ્દાનો કબજો પ્રતીવાદી લે ત્યારથી.

૧૨૫. કોઇ હિંદુ અથવા મુસલમાન સ્ત્રી ફરીઆદ કરવાની તારીખે મરણ પામે તો જમીનનો કબજો જે હીંદુ અથવા મુસલમાનને પ્રાપ્ત થાય, તેણે, તે સ્ત્રીએ જમીન બીજાને કરી આપી હોય તો તે કરી આપવાનું તે જીવતી છે ત્યાંસુધી, અથવા તે પાછી લગ્ન કરે ત્યાં સુધી કાયમ રહે અને ત્યાર પછી રદ છે એવું સ્થાપિત થવા સારૂ કરવાની ફરિઆદ;—બીજાને કરી આપ્યાની તારીખથી.

૧૨૬. વડિલોપાર્જીત મિલકત બાપે બીજાને કરી આપી હોય તે કરી આપવાનું રદ કરવા સાર;-મિતાક્ષરાના નિયમ જે હિંદુને લાગુ હોય તે હિંદુએ કરવાની:-મિલકત જેને કરી આપી હશે તે, તેનો કબજો લે ત્યારથી.

૧૨૭. અવિભક્ત કુટુંબની મિલકતમાંથી જે માણસને બાતલ કર્યું હશે, તે માણસે તે મિલકતમાંના હિસ્સાનો હક અમલમાં લાવવા સારૂ કરવાની;-બાતલ કર્યાની વાત વાદીને માલમ પડે ત્યારથી.

૧૨૮. અન્ન વસ્ત્રની ચઢેલી બાકી બાબત હિંદુએ કરવાની;-ચઢેલી બાકી આપવાની થાય ત્યારથી.

૧૨૯. અન્ન વસ્ત્ર બાબતનો હક સ્થાપીત થવા સારૂ હિંદુએ કરવાની;-હક નથી એવું કહેવામાં આવે ત્યારથી.

૧૩૦. વસુલમાફીની જમીન પાછી લેવા સારૂ, અથવા તેની ઉપર આકાર બેસાડવા સારૂ:-જમીન પાછી લેવાનો અથવા આકાર બેસાડવાનો હક પ્રથમ પ્રાપ્ત થાય ત્યારથી.

૧૩૧. મુદતે મુદતે જે હકક પાછો મળવાનો હોય તે સાબીત કરવા બાબતની;—તે હકનો ઉપભોગ કરવાની વાદીને પ્રથમ ના કહેવામાં આવે ત્યારથી,

૧૩૨. જે નાણાંનો ચાર્જ સ્થાવર મિલકત ઉપર હશે તે નાણું અપાવવા બાબતની,—જે નાણાં બાબત ફરિઆદ હોય તે નાણું આપવાનું થાય ત્યારથી.

૧૩૫. ગીરવી મુકેલી સ્થાવર મિલકતનો કબજો લેવા સારૂ ગીરવી રાખનારે, બાદશાહી સનંદ ઉપરથી સ્થાપેલી નહિ હોય તેવી કોર્ટમાં કરવાની ફરિયાદ;—કબજા બાબતનો ગીરવી મુકનારનો હક જ્યારે પુરો થાય ત્યારથી.

૧૩૬. સ્થાવર મિલકત ઘર મેળે વેચી તે તારીખે તે મિલકતનો કબજો વેચનાર પાસે નહિ હોય ત્યારે, જેણે ઘર મેળે વેચાતી લીધી હોય તેણે તે મિલકતના કબજા સારૂ કરવાની;—વેચનારને કબજો લેવાનો હક જ્યારે પહેલ વહેલો પ્રાપ્ત થાય ત્યારથી.

૧૩૭. હુકમનામું બજાવવા સારૂ કરેલા વેચાણની તારીખે હુકમનામાના દેણદારનો કબજો નહિ હોય ત્યારે તે વેચાણમાંથી ખરીદનારે કરવાની તેવીજ ફરિયાદ;—દેણદારને કબજા બાબત જ્યારે પહેલવહેલો હક પ્રાપ્ત થાય ત્યારથી.

૧૩૯. ખેડુત પાસેથી કબજો પાછો લેવા સારૂ જમીનદારે કરવાની;—ઉપભોગ કરવાનો અધિકાર પુરો થાય ત્યારથી.

૧૪૧. કોઇ હિંદુ અથવા મુસલમાન સ્ત્રી મરણ પામી હોય ત્યારે સ્થાવર મિલકતના કબજા બાબત જે હિંદુને અથવા મુસલમાનને હકક હોય તેણે કરવાની તેવીજ ફરિયાદ;—તે સ્ત્રી મરણ પામે ત્યારથી.

૧૪૨. સ્થાવર મિલકતનો કબજો વાદીની પાસેથી લઇ લીધો હોય અથવા તેણે છોડયો હોય, તે મિલકતના કબજા સારૂ;—તે કબજો લઇ લેવાની કે છોડી દેવાની તારીખથી.

## વિભાગ ૯ મો.

### નીચેની ફરિયાદો કરવાની મુદત નીચે લખેલા વખતથી ત્રીસ વરસની ઠરાવી છે.

૧૪૫. જંગમ માલ અનામત મુકયો હોય, અથવા ગીરવી મુકયો હોય, તે પાછો લેવા બાબત તે અનામત રાખનાર ઉપર, અથવા ગીરવી રાખનાર ઉપર કરવાની,—તે અનામત મુકયાની તારીખથી.

૧૪૬. ગીરવી મુકેલી સ્થાવર મિલકતનો કબજો ગીરવી મુકનારની પાસેથી લેવા સારૂ, ગીરવી

રાખનારાએ બાદશાહી સનંદ ઉપરથી સ્થાપેલી કોર્ટમાં કરવાની;—ગીરો મીલકતના કરજ બાબત મુદ્દલને કે વ્યાજને પેટે છેલવેલું કાંઇ ભરવામાં આવ્યું ત્યારથી.

૧૪૬. આ જે કોઇ સ્થાનિક અધિકારી પાસેથી સાર્વજનિક સ્ટ્રીટ કે રસ્તાનો કબજો લઇ લીધો હોય તે અધિકારીએ કરવાની;—કબજો લઇ લીધાની તારીખથી.

## વિભાગ ૧૦ મો.

### નીચેની ફરિયાદો નીચે કહેલા વખતથી સાઠ વરસની ઠરાવી છે.

૧૪૭. ગીરવી મુકનારનો ગીરો છોડવવાનો હક રદ કરવા સારૂ, અથવા વેચાણ સારૂ, ગીરવી રાખનારે કરવાની,—ગીરોને આધારે ધીરેલું નાણું જ્યારે આપવાનું થાય ત્યારથી.

૧૪૮. ગીરવી મુકેલી સ્થાવર મિલકતનો કબજો છોડવવા સારૂ, અથવા પાછો લેવા સારૂ ગીરવી રાખનાર ઉપર કરવાની,—કબજો છોડવવાનો અથવા પાછો લેવાનો હક પ્રાપ્ત થાય ત્યારથી.

૧૪૯. ઇંડિઆના સેક્રેટરી ઓફ સ્ટેટ ઇન કૌન્સિલે અથવા એઓની તરફથી કરવાની કોઇ ફરીઆદ:—ખાનગી માણસે કરવાની તેવીજ ફરીયાદ બાબત;—આ આકટ ઉપરથી મુદત ચાલુ થાય ત્યારથી.

---

# બીજો ભાગ.

---

## અપીલો.

### નીચેની અપીલો કરવાની મુદત તેની સામે બતાવેલા વખતમાં કરવી.

૧૫૦. સેસન જડજે કરેલા મોતની શિક્ષાના ઠરાવ ઉપર સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની;—શિક્ષાના ઠરાવની તારીખથી **સાત દિવસમાં.**

૧૫૧. કલકત્તા, મદ્રાસ અને મુંબાઇની હાઇકોર્ટે ઇન્સાફની પૈકી કોઇ હાઇ કોર્ટ, પંજાબની મુખ્ય કોર્ટ, અને લોઅર બરમાની મુખ્ય કોર્ટે અસલ ફરીયાદ લેવાની પોતાની હકુમત ચલાવીને કરેલા હુકમનામા ઉપર અથવા હુકમ ઉપર કરવાની;—હુકમનામાની અથવા હુકમની તારીખથી **વીસ દિવસમાં.**

૧૫૨. સને ૧૯૦૮ ના દીવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે ડીસ્ટ્રીકટ જડજને કરવાની;—જે હુકમનામા કે હુકમ ઉપર અપીલ હોય તે હુકમનામાની કે હુકમની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૫૩. મલિક મુઆઝમ ઇન કૌંસિલને અપીલ કરવાની પરવાનગી આપવાની ના પાડવાની કોર્ટે કર્યાના હુકમ ઉપર હાઇકોર્ટને તેજ કાયદાની કલમ પ્રમાણે કરવાની;—તે હુકમની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૫૪. હાઇકોર્ટ સિવાય બીજી કોઇ કોર્ટને સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની;—શિક્ષાના ઠરાવની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૫૭. બીનતકસીર છે એવા ઠરાવના ફેંસલા ઉપર સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે કરવાની,—ફેંસલાની તારીખથી **છ મહિનામાં.**

---

# ત્રીજો ભાગ.

---

## અરજીઓ.

### નીચેની અરજીઓ તેની સામે ઠરાવેલી મુદતમાં કરવી.

૧૫૮. પંચનો નિવેડો રદ કરવા બાબત સન ૧૯૦૮ ના સી. પ્રો. કોડ પ્રમાણે કરવાની;—પંચનો નિવેડો કોર્ટમાં ગુજારવામાં આવે ત્યારથી દશ દિવસમાં.

૧૫૯. તેજ કાયદાની ૧૫૮ (૨) (૬) માં જણાવ્યા પ્રમાણે જ્યારે સંક્ષિપ્ત કામ ચલાવી શકાય એવા દાવામાં હાજર થઇને જવાબ કરવાની પરવાનગી મળવા સારૂ કરવાની;—સમન બજાવવામાં આવે ત્યારથી દશ દિવસમાં.

૧૬૦. અરજી સુનાવણી સારૂ નીકળી ત્યારે અરજદાર ગેરહાજર હોવાથી નામંજુર કરેલી ફરી તપાસની અરજી, ફરીથી ફાઇલ ઉપર લેવા સારૂ તેજ કાયદા પ્રમાણે હુકમ થવા સારૂ કરવાની—અરજી નામંજુર કરવામાં આવે ત્યારથી **પંદર દિવસમાં.**

૧૬૧. જીલ્લા સ્માલકોઝ કોર્ટ, અથવા તે કોર્ટની હકુમત મળેલી કોર્ટ તે હકુમત બજાવતી હોય ત્યારે તે કોર્ટે કરેલો ફેંસલો ફરી તપાસવા સારૂ કરવાની;—હુકમની તારીખથી **પંદર દિવસમાં.**

૧૬૩. કસુરને લીધે કે ખર્ચને સારૂ તારણ નહિ આપ્યાને લીધે (ફરીઆદ વિગેરે) કહાડી નાંખી હોય તે કહાડી નાંખ્યાનો હુકમ રદ કરવા સારૂ હુકમ થવા બાબત વાદીએ કરવાની,—કહાડી નાંખ્યાની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૬૪. એકતરફી થયેલો ફેંસલો રદ કરવાનો હુકમ થવા સારૂ પ્રતીવાદીએ કરવાની હુકમનામાની તારીખથી, અથવા સમન્સ યોગ્ય રીતે બજાવ્યો નહીં હોય તો અરજદારને હુકમનામાની ખબર મળે ત્યારથી **ત્રીસ દિવસમા.**

૧૬૫. સ્થાવર મિલકતનો કબજો જે માણસની પાસેથી લઇ લીધો હોય, અને જે હુકમનામા-વાળાના, કે તે વેચાણના ખરીદનારના કબજો મળવાના હક બાબત, જે માણસ તકરાર કરતો હોય તેણે સને ૧૯૦૮ ના સી. પ્રો. કોડ પ્રમાણે કરવાની;—કબજો લઇ લીધાની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૬૬. હુકમનામું બજાવવા સારૂ વેચાણ કીધું હોય તે સી. પ્રો. કોડ પ્રમાણે રદ કરવા સારૂ;—વેચાણની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૬૭. જે સ્થાવર મિલકત બાબત હુકમનામું થયું હોય, અથવા જે હુકમનામું બજાવવા સારૂ તે વેચી હશે તેનો કબજો આપવાને હરકત અથવા અટકાવ કર્યા બાબત;—હરકત અથવા અટકાવની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૬૮. આગળ કામ ચલાવવામાં આવ્યું નહિ હોય તેથી અપીલ કાઢી નાંખી હોય તે પાછી લેવા બાબત,—કહાડી નાંખ્યાથી તારીખની **ત્રીસ દિવસમાં.**

૧૬૯. અપીલની એકતરફી ચોકસી કરી હોય તેની ફરી ચોકસી થવા સારૂ કરવાની;—અપીલના હુકમનામાની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૭૦. નાદારીમાં અપીલ કરવાની પરવાનગી સારૂ, જે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામાની તારીખથી **ત્રીસ દિવસમાં.**

૧૭૧. ફરિઆદ અથવા અપીલ બંધ થયાનો હુકમ રદ કરવા સારૂ,—સને ૧૯૦૮ના સી. પ્રો. કોડ પ્રમાણે કરવાની,—બંધ થયાના હુકમની તારીખથી **સાઠ દિવસમાં.**

૧૭૨. ફરિયાદ અથવા અપીલ કાઢી નાંખ્યાનો હુકમ રદ કરવા સારૂ,—સી. પ્રો. કોડ પ્રમાણે, એસાઇનીએ, નાદાર વાદીના રીસીવરે, અપેલંટે કરવાની;—કાઢી નાખ્યાના હુકમની તારીખથી **સાઠ દિવસમાં.**

૧૭૩. બાજે પ્રસંગે ફેંસલાની ફરી તપાસ થવા સારૂ;—હુકમની તારીખથી **નેવુ દિવસમાં.**

૧૭૪. હુકમનામાની રકમ હપતે હપતે આપવા બાબત,—હુકમનામાની તારીખથી **છ મહિનામાં.**

૧૭૬. સીવીલ પ્રોસીજર કોડ પ્રમાણે મૈયતવાદીના કે મૈયત અપેલેન્ટના કાયદેસર વારસ વકીલને પક્ષકાર તરીકે દાખલ કરવાની;—મરણની તારીખથી **છ મહિનામાં.**

૧૭૭. સી. પ્રો. કોડ પ્રમાણે મૈયત પ્રતિવાદીના, કે મૈયત રીસ્પોન્ડન્ટના કાયદેસર વારસને પક્ષકાર કરવાની;—મરણની તારીખથી **છ મહિનામા.**

૧૭૮. લવાદને સોંપેલી કોઇ ફરિઆદનો નિવેડો કોર્ટમાં ફૈલ કરવા સારૂ કરવાની;—પંચના નિવેડાની તારીખથી **છ મહિનામાં.**

૧૭૯. સી. પ્રો. કોડ પ્રમાણે સરટીફીકેટ મેળવવાની ખાયેસ રાખનાર સખસે મલીક મુઆઝમ ઇન કૌસિલને કરવાની,—હુકમનામાની તારીખથી છ મહિનામાં.

૧૮૧. જે અરજીઓ બાબત મુદત ઠરાવી નહિ હોય તે અરજીઓ, અરજી કરવાનો હક પ્રાપ્ત થાય ત્યારથી ત્રણ વરસમાં.

૧૮૨. કોઇ પણ દિવાની કોર્ટનું હુકમનામું અથવા હુકમ જે બાબત ૧૮૩માં નંબરમાં ઠરાવ કરેલો નથી, અથવા સી. પ્રો. કોડમાં ઠરાવ કરેલો નથી તે હુકમનામું અથવા હુકમ બજાવવા સારૂ કરવાની;—હુકમનામાની તારીખથી ત્રણ વરસમાં, અથવા હુકમનામાની નકલ નોંધી હોય ત્યારે છ વરસમાં.

૧૮૩. બાદશાહી સનંદ ઉપરથી સ્થાપેલી કોઇ કોર્ટે પોતાની અસલ અવલ સાધારણ દિવાની હકુમત ચલાવીને કરેલો કાંઇ ફેસલો, અથવા હુકમનામું, અથવા હુકમ અથવા મલિકા મુઆઝમ ઇન કૌન્સિલનો હુકમ અમલમાં લાવવા બાબત કરવાની;—ફેંસલો અથવા હુકમનામું, અથવા હુકમ અમલમાં આણાવવાનો હાલનો હક જે માણસથી છોડી દેવાતો હોય તે માણસને તે હક પ્રાપ્ત થાય ત્યારથી બાર વરસ.

---

# પરીશીષ્ટ ૨ જું.

(કા. ૩૩ જુઓ ) મદ્રાસ ઇલાકો, મુંબાઇ ઇલાકો, ફોર્ટ વિલયમના ઇલાકામાંના બંગાલ ડીવીઝનનો સંબલપુર જીલ્લો, આગ્રા તથા આઉધના સયુક્ત પ્રાંત, બ્રહ્મદેશ, મધ્યપ્રાંત, અજમેર અને મેરવારા.

---

# હિંદુસ્તાનનો વારસા બાબતનો કાયદો.

---

## સન ૧૮૬૫ નો ૧૦ મો.

વસીઅતનામું કર્યા વગર કે કરીને ગુજરી જનાર માણસોના વારસા બાબત નિયમો ઠરાવવાનો આ કાયદાનો હેતુ છે.

૨ अ બંગાળા ઇલાકાના મુલક મધ્યે, અને મુંબઇ તથા મદ્રાસની હાઇકોર્ટની અસલ દિવાની ફરિઆદ લેવાની હકુમતની હદમાં, હિંદુ, જૈન, સીખ, અથવા બોધ વસિઅતનામું કરે તેને આ આકટ લાગુ છે. ब બંગાળા ઇલાકાની બહાર તથા મુંબઇ અને મદ્રાસ શહેર બહાર સદરહુ પ્રકારના વસીઅતનામા, તે મુલકની હદમાંની સ્થાવર મિલકતનાં હશે તેને જે કલમો લાગુ છે તેમાંની કેટલીક નીચે આપી છે.

૪૬ સગીર કે ગાંડો ન હોય એવો કોઇ પણ માણસ, પોતાની મિલકતની વ્યવસ્થા વીલ કરીને કરી શકે છે.

૪૮ કોઇ પણ વીલ, દગલબાજીથી, જોરજુલમથી, કે આજીજીથી મેળવેલું હોય તો તે નિરર્થક છે.

૪૯ કોઇ પણ વીલ ગમે તે વખતે રદ કરી શકાય છે તેમજ બદલી પણ શકાય છે.

૫૦ વસિઅતનામું કરનાર માણસે વસિઅતનામા ઉપર પોતાની સહી અથવા બીજી કાંઇ નિશાની કરવી જોઇએ, અથવા તે ભણેલો ન હોય તો તેના કહેવાથી તેની હાજરીમાં તેની વતી બીજા કોઇ માણસે સહી કરવી જોઇએ. તેમ વસિઅતનામા ઉપર બે કે વધારે સાહેદોએ સાખ કરવી જોઇએ, સદરહુ સાખ કરનાર સાહેદોએ, વસિઅતનામુ કરનારને સહી અથવા બીજી કાંઇ નિશાની કરતાં, અથવા બીજાની પાસે સહી કરાવતાં, નજરે જોવું જોઇએ, અને વસીઅતનામું કરનાર સખસની રૂબરૂ દરેક સાહેદોએ પોતાની સાખ કરવી જોઇએ.

---

# હિંદુ ધર્મ શાસ્ત્ર ( હિંદુ લૉ. )

આ શાસ્ત્રમાં નિચે પ્રમાણે વિષયોનું વર્ણન કરેલું છે. ૧ લગ્ન, ૨ દત્તક, ૩ સગીર ઉમ્મર, ૪ મિલકત, ૫ ઉત્તરાધીકાર, ૬ સ્ત્રી ધન, ૭ દાય વિભાગ અને પરચુરણ વિષય.

ઉપરના વિષયોની તકરારનો નિવેડો આ શાસ્ત્રને આધારે થાય છે.

## લગ્ન બાબત.

એટલે સ્ત્રી પુરૂષનું જોડાવું, સ્ત્રી પુરૂષના જોડાયા પછી બે અંગનું એક અંગ થાય છે, લગ્ન કરવું એ શાસ્ત્ર પ્રમાણે ઘણુંજ જરૂરનું છે. જો કોઇ પુરૂષ વાંઢો ( કુંવારો ) રહે તો ધર્મ શાસ્ત્ર પ્રમાણે તે ધર્મ ક્રીયા કરી શકતો નથી તેથી મિલકતના હક સંબંધમાં લગ્નનો વિષય પ્રથમ ઉપયોગનો છે. લગ્નની આઠ જાતી છે. ૧ બ્રહ્મ, ૨ દૈવ, ૩ આર્ષ, ૪ પ્રજાપ્રત્ય, ૫ અસુર, ૬ ગાંધર્વ, ૭ રાક્ષસ, અને ૮ પિશાચ.

( ૧ ) જ્યારે બધો ખર્ચ કન્યાના પિતાને ખમવાનો હોય છે ત્યારે તે જાતીના લગ્નને બ્રહ્મ જાતીનું લગ્ન કહે છે. ( ૨ ) જ્યારે વિપ્ર હોમ કરતો હોય ત્યારે તેને કન્યા આપવામાં આવે અને લગ્ન થાય તેને દૈવ લગ્ન કહે છે. ( ૩ ) જ્યારે ગાય અને બળદના બદલામાં કન્યા આપી લગ્ન કરવામાં આવે ત્યારે તે આર્ષ લગ્ન કહેવાય છે. ( ૪ ) સંતાન પ્રાપ્તિના હેતુથી પ્રજાપ્રત્ય જાતીનું લગ્ન કરવામાં આવે છે. ( ૫ ) અસુર જાતીનું લગ્ન કન્યાના બાપને શુલ્ક ( પૈસા ) આપી કરવામાં આવે છે, શાસ્ત્ર પ્રમાણે કન્યાને વેચવું એ દોષ ભરેલું છે. ( ૬ ) સ્વયંવર લગ્ન તે ગાંધર્વ જાતીનું લગ્ન ગણાય છે. ( ૭ ) કન્યાને જોરજુલમથી પકડી જઇ લગ્ન કરવામાં આવે તેને રાક્ષસ જાતીનું લગ્ન કહે છે. ( ૮ ) રાત્રીના વખતે કન્યાને શયનગૃહમાંથી ચોરી લઇ જઇ પછીથી તેની જોડે લગ્ન કરવામાં આવે તેને પિશાચ લગ્ન કહે છે.

( ૧ ) હાલમાં બે જાતનાં એટલે બ્રહ્મને અસુર જાતનાં લગ્ન કાયદેસર ગણાય છે. ગંધર્વ લગ્ન વિષે જુદા જુદા ઇલાકામાં જુદો જુદો મત છે. બંગાળામાં તે કાયદેસર ગણાય છે. મદ્રાસમાં જો તે લગ્ન અમુક ક્રીયાઓ સાથે કરવામાં આવે તો કાયદેસર ગણાય છે. અને અલ્હાબાદમાં તે કાંઇ પણ રીતે કાયદેસર ગણાતું નથી. મુંબાઇમાં કંઇ ચોકસ જણાતું નથી, એટલે મુખ્ય બે જાતનાં લગ્ન હાલમાં ચાલે છે. એવો નીયમ નથી કે સારા માણસો ફક્ત બ્રહ્મ વિવાહથીજ પરણી શકે, અને શુદ્ર લોકો અસુર વિવાહથી પરણી શકે. ગમે તેવી જાતનો માણસ આ બે પૈકી કોઇ પણ જાતના લગ્નથી પરણી શકે છે, પરંતુ કાયદાનું અનુમાન એવું છે કે સારા લોકોનો વિવાહ બ્રહ્મ લગ્નથી થયેલો હશે અને શુદ્ર લોકોનો વિવાહ અસુર લગ્નથી થયો હશે.

લગ્ન થતા પહેલાં વિવાહ એટલે લગ્નનો કરાર કરવામાં આવે છે. તો જો વરનો બાપ કે કન્યાનો બાપ વિવાહ તોડે તો તેની જવાબદારી કેટલી હોવી જોઇએ. લગ્નનો કરાર એટલે વિવાહનો અમલ કોર્ટ કરાવી શકતી નથી. ( જેમ કે ધારો કે કન્યાના બાપે વિવાહ તોડયો. વરનો બાપ કન્યાના બાપ ઉપર તેની છોડીનું વિવાહના કરાર પ્રમાણે લગ્ન કરાવવા દાવો કરે. આવા દાવામાં પોતે કોઇ પણ રીતે મદદ કરી શકે નહીં. ) પરંતુ જો કોઇ માણસ વિવાહનો કરાર તોડે તો, તેવા માણસ ઉપર નુકસાનીનો દાવો બીજી તરફનો માણસ કરે તો આવા કેસમાં કોર્ટ વાતનો કરાર તોડયો તેની નુકસાની અપાવી શકે.

વિવાહનો કરાર જો કાંઇ પણ યોગ્ય કારણ સારૂ તોડવામાં આવ્યો હોય જેવાં કે મરણ, રાંડવો, ન મટે એવો રોગ, તો બન્ને પક્ષકારો વચ્ચે જે કોઇ જણસો વીગેરે આપવામાં આવ્યું હોય તે જેણે આપ્યું હોય તે પાછું લઇ શકે છે.

આ ઉપર બતાવેલી કલમો અસુર લગ્નને લાગુ પડતી નથી. અસુર લગ્નમાં વરનો બાપ કે કન્યાનો બાપ કંઇ પણ પોતાના લાભને વાસ્તે લે છે. અસુર લગ્નનો કરાર ઉપર નુકસાનીનો દાવો લાવી શકાય નહીં. અસુર લગ્નમાં જે કંઇ પણ પૈસા આપવાનો કરાર કર્યો હોય તે પૈસા જો સામાવાળો ના આપતા હોય તો તે વિષે દાવો ચાલે નહિ. વળી જો પૈસા આપી દીધા હોય તો તે પાછા લેવા પણ દાવો ચાલે નહિ.

કન્યાને તેનો બાપ, દાદો, ભાઇ, કાકો, મામો, પુરૂષ જાતિના પીત્રાઇઓ, અને જો આવા સગા ના તો તેની મા એકના અભાવે બીજા એમ અનુક્રમે પરણાવી શકે છે. જો પુખ્ત ઉમર થતા સુધીમાં કન્યાને પરણાવવામાં ન આવે તો પછી તે કન્યા ત્રણ વર્ષ સુધી સબુર ખમી પોતાને માટે વર પસંદ કરવાને લાયક થાય છે. વરને પોતાની પરણેત સ્ત્રીને તાબે લેવાનો હક જ્યાં સુધી તે કન્યા પુખ્ત ઉમરની ન થઇ હોય ત્યાં સુધી નથી. પણ વર પોતાની સ્ત્રી સગીર હોય તો પણ તેનો કબજો કન્યાના લાભને વાસ્તે માગી શકે.

કાયદાસર ખોડ, અસાધ્ય રોગ કે બીજી સગાઇને લીધે અથવા કન્યાના મરણને લીધે લગ્ન કરવામાં ન આવે, તો તેણીને પ્યારને માટે જે બક્ષીસ આપી હોય તે પાછી લેવાનો તેના ધણીને હક છે.

લગ્નની બે ક્રિયા છે. ૧ પાણીગ્રહણ અને લગ્નની પરિપૂર્ણતા. વિવાહ એ બરોબર અને પુર્ણ થયેલું લગ્ન ગણવું ન જોઇએ. પાણીગ્રહણ લગ્ન થયાની બરોબર છે. પ્રથમ પુનર્લગ્ન કરવાની મનાઇ હતી પણ હવે સને ૧૮૫૬ ના ૧૫ મા આક્ટ પ્રમાણે છુટ છે. લગ્ન કરતી વખતે જે ક્રિયાઓ કરવામાં આવે છે તેમાં મુખ્ય ક્રિયા સપ્તપદી એટલે કે વર કન્યાએ પાણીગ્રહણ ( હાથ ઝાલી ) કરી મંગળ ફેરા ફરવા તે છે. લગ્નની સંપૂર્ણતા ફક્ત કન્યાદાન કરવું, કબુલ રાખવું, અને સપ્તપદી નામની ક્રિયા કરવી તેજ છે. ત્યાર પછી લગ્નનો કરાર ન ભાગે તુટે તેવો થઇ જાય છે. જો ધણી નીચ જાતનો છે એમ માલમ પડે, અને ગર્ભાધાન નામની ક્રિયા કરવામાં ન આવી હોય તો કન્યા પ્રાયશ્ચિત કરે એટલે તેને પુનર્લગ્ન કરવાની છુટ છે. જો સ્ત્રી નીચ જાતની માલમ પડે તો ધણીએ પ્રાયશ્ચિત કરવું જોઇએ અને તેણીને ખોરાકી આપી જુદી કહાડવી જોઇએ. લગ્નની વખતે તે કન્યાના બાપ તરફથી વરને જે દાન મળે છે તે તેની સ્વોપાર્જીત મિલકત છે અને તેજ પ્રમાણે લગ્નની વખતે કન્યાને દાન મળે છે તે તેનું સ્ત્રી ધન છે.

પુરૂષે પોતાની સ્ત્રીને જે કંઇ બક્ષીસ કરી દીધું હોય તેજ સ્ત્રીનું સ્ત્રી ધન થઇ શકે છે. જો પુરૂષે તેની સ્ત્રીને કંઇ પણ જણસ ભાવ બક્ષીસ કરેલું ન હોય ને મરી જાય તો તે મિલકત સ્ત્રીનું સ્ત્રી ધન થઇ શકતી નથી પણ તે તેના વારસોને જાય છે. સ્ત્રી પુખ્ત ઉમરની થાય ત્યાં સુધી પોતાના મા બાપના કુટુંબમાં રહી શકે છે.

વર કન્યા પરણ્યા પછી કદાપી વરનું મોત થાય તો કન્યાને રંડાપો આવે છે, અને તેણીનો વારસાનો હક, અથવા તેણીના ધણીના કુટુંબના માણસો પાસેથી ભરણપોષણ લેવાનો હક થાય છે. પણ ધણી વિભક્ત હોય અને પોતાના ધણીને પુત્ર ન હોય તો તે સ્ત્રીને પોતાના ધણીના વારસ તરીકે વારસો લેવાનો હક થાય છે. પરંતુ હીંદુ લગ્ન હિંદુ શાસ્ત્ર પ્રમાણે તોડી શકાતુ નથી પરંતુ જો નાતનો રીવાજ હોય તો તોડી શકાય છે. તેથી બીજો સવાલ એ ઉઠશે કે લગ્ન તોડવાનો ધારો કાયદેસર ગણાય કે કેમ, કાંનટ્રાન્ટ એક્ટની કા. ૨૨ પ્રમાણે જે છુટક છેડા, વર અને વહુ બન્નેની સંમત્તિથી થાય છે તેજ કાયદેસર ગણાય છે. ન્યાતનું પંચ કે, ધણી, વર અને વહુ બન્નેની સંમતિ વગર લગ્નના છુટા છેડા કરી શકતા નથી.

જો કોઇ બદચાલ ચાલતી હોય તેને કાંઇ પણ ભરણપોષણ આપવાને ધણી કે તેના સગા બંધાયલા નથી. ભરણ પોષણ લેવાનો હક અને પોતાના મરણ પછી વારસ થવાનો હક જો તેની બદચાલ માફ કરવામાં ના આવી હોય તો તેના પતિવ્રતા ઉપર આધાર રાખે છે. ધણીને, જારની પાસેથી પોતાની સ્ત્રીની બદચાલને માટે નુકશાન લેવાનો હક નથી.

લગ્નનો કરાર પાળવાને દરેક જણ બંધાયલા છે, લગ્ન એ ભાગે તુટે નહિ એવો કરાર છે. જ્ઞાતિ એક હોય તો પણ સગા સગાની અંદર કોઇ પુરૂષ પોતાની માના ચાર પેઢી સુધીના સગાઓની અને

પોતાની છઠ્ઠી પહેડીના બાપ તરફના વડીલોની વંશજ સ્ત્રીને પરણી શકતો નથી, નાતના ધારા પ્રમાણે કાકા, ભાઇ, બેન અને તેઓના વંશજોના સાથે લગ્ન થઇ શકતું નથી. કોઇ પુરૂષ પોતાની મા, વડીઆઇ, સાસુ, ઓરમાન માં, ઓરમાન વડીઆઇ, દીકરી, દીકરીની અથવા દીકરાની દીકરી, દીકરા, વહુ, આંગળીઆટ છોકરી, બેન, દુધ બેન, ભત્રીજી, માશી, ફોઇ, મામી કાકી અને પોતાને ઉછેરનારા એઓને પરણી શકતો નથી.

લગ્નની ક્રિયા, માગશર, માહ, ફાગણ, વૈશાક, જેઠ અને અશાડ માસમાં થઇ શકે છે. સીંહસ્ત વર્ષમાં એટલે બારે વર્ષે એક વર્ષ આવે છે તેમાં લગ્ન કરવાની મનાઇ છે. દત્તક છોકરો લગ્નની બાબતમાં અને સગાઇની બાબતમાં જન્મેલા છોકરાના જેવોજ છે. કારણ તે પોતાના નવા કુટુંબમાં તેમજ પોતાના પ્રથમના કુટુંબમાં પણ પરણી શકતો નથી. શાસ્ત્ર પ્રમાણે સ્ત્રીના ગુન્હાના મહત્વમુજબ તેને શિક્ષા કરવાની પોતાના ધણીને છુટ છે. હિંદુ શાસ્ત્ર પ્રમાણે યોગ્ય કારણસર ધણી સ્ત્રીને શિક્ષા કરી શકે છે. પણ આ નિયમ કાયદાઓના આધારે નથી. હાલમાં સ્ત્રી જો સગીર હોય અને ધણીના રક્ષણ નીચે રહેતી હોય તો તેને સુધારવાને માટે જેમ શિક્ષક કે બાપ નિશાળીઆને તેમજ છોકરાને, તેમને સુધારવાને શિક્ષા કરી શકે છે તેમ તે શિક્ષા કરી શકે. જો પુખ્ત ઉમરની સ્ત્રી થઇ હોય તો ધણીને તેને શિક્ષા કરવાનો હક નથી. ભારે જારકર્મની બાબતમાં સ્ત્રીને ઘરમાંથી બહાર કાઢી તેનો ત્યાગ કરી શકાય. સ્ત્રી જાતે કોઇ દિવસ સ્વતંત્ર નથી; તેના બાળપણામાં તેના બાપના તાબામાં, યુવાનીમાં પોતાના પતિના તાબામાં, પતિ ન હોય તો છોકરાના, અને છોકરો ન હોય તો જે પુરૂષોની પાસેથી તેનો ભરણપોષણ લેવાનો હક છે તે માણસના તાબામાં, અને તે ન હોય તો રાજાના તાબામાં છે. સ્ત્રીનું કામ ઘરની વ્યવસ્થા કરવાનું, રસોઇ તૈયાર કરવાનું તથા છોકરાઓનું પાલણપોષણ કરવાનું છે. સ્ત્રીની ફરજ છે કે પતિવ્રતા હોવું જોઇએ.

પ્રથમ પરણેલી સ્ત્રી પાટવી કહેવાય છે. અને પોતાના ધણીના મરણ પછી દત્તક વિગેરે ક્રિયા કરવાનો હક તેનો છે, તે કુટુંબમાં આગેવાન કહેવાય છે.

જો દંપતિમાંથી કોઇને નાત બહાર મુકવામાં આવે તો દંપતિ સમાગમ બંધ પડે છે ( નાત બહાર મુકવાથી વારસાનો હક જતો નથી ) જો ધણીને નાત બહાર મુકવામાં આવે તો તેની સ્ત્રીને પોતાની મિલકત લઇ જુદા રહેવાનો હક છે, બદચાલ સિવાય જુદા થવાનાં બીજાં કારણો છે તે નિચે પ્રમાણે;- પુરૂષ કે સ્ત્રીના કબજાના દાવાને નિચેના કારણોથી બચાવ થઇ શકે છે. (૧) ધર્મનો ફેરફાર, (૨) મારઝુડ, (૩) મીસકોન્ડકટ—એટલે ધણીની સ્ત્રી પ્રત્યે એવી વર્તણુક હોય કે વ્યાજબી રીતે કોઇ સાધારણ માણસને પણ યોગ્ય લાગે નહિ. (૪) રાંડવો, (૫) અસાધ્ય રોગ, (૬) ન્યાત બહાર. પણ આવા કેસમાં કોર્ટ એવું હુકમનામું કરી શકે. જો ધણી ન્યાતમાં પેસે તો તેને સ્ત્રીનો કબજો મળે એટલે આવી સરતે કોર્ટ હુકમનામું કરી આપે.

પણ આ બાબતમાં એક વાત ધ્યાનમાં રાખવાની છે. પ્રતિવાદી વાદીની ખોડ વાદીના દાવાના બચાવમા બતાવી શકે. પણ પ્રતિવાદી પોતાનીજ ખોડ વાદીના દાવાના બચાવમાં બતાવી શકે નહિ જેમકે એક પુરૂષે સ્ત્રી કબજે લેવા દાવો કર્યો તેમાં સ્ત્રીએ કહ્યું કે તેને એવો રોગ છે કે જો તેને તેનો ધણી સંભોગ કરે તો ધણીને રોગ થાય તેમ છે. પણ કોર્ટે એવો ઠરાવ કર્યો કે તે ધણીને જોવાનું છે અને સ્ત્રીને જોવાનું નથી. આવા કેસમાં સ્ત્રી કંઇ બચાવ કરી શકે નહિ.

**વધારે સ્ત્રી કરવાનો ચાલ.**—સ્ત્રી વંધ્યા હોય અથવા દશ વર્ષ સુધી પુત્રીનેજ જન્મ આપતી હોય, અથવા કાંઇ અસાધ્ય રોગ થયો હોય, અથવા ધણી ખરચાળુ, ભુંડી, નુકશાનકારક કે છાકટી હોય તો અથવા સ્ત્રીની સંમતી હોય તો પુરૂષને ફરી લગ્ન કરવાનો હક છે. સ્પષ્ટ રીતે શુદ્ર જાતિમાં સ્ત્રીના છાકટાપણાથી પુરૂષને ફરીથી લગ્ન કરવાનો સંપુર્ણ હક છે. જ્યારે સ્ત્રી તરફથી પોતાના ધણીને ફરી લગ્ન કરવાની સંમતિ આપવામાં આવે ત્યારે તેનો પતિ સ્ત્રીધનની સાથે પુનર્લગ્નના ખર્ચની બરોબર બદલો આપવાને બંધાયેલો છે. આવા બદલાને માટે સ્ત્રી દાવો આણી શકે છે, પરંતુ આવી વખતે સ્ત્રીની બદચાલ તે સારો બચાવ છે. બ્રાહ્મણને ચાર, ક્ષત્રીને ત્રણ, વણિકને બે અને શુદ્રને એક સ્ત્રી પરણવાને માટે

શાસ્ત્રમાં ઠરાવ છે. હાલમાં તો એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી લાવવાનો ચાલ વધી પડયો છે. કંસારાની ન્યાતમાં જો જોરજુલમથી છુટાછેડા બૈરી મેળવી શકતી હોય અથવા તો ન્યાતમાં અરજ કરવાથી પંચ લોકો બૈરીને છુટી કરી શકતા હોય તો તે રીવાજ કાયદેસર નથી તેથી છુટાછેડા રદ બાતલ છે કારણ કે ધણીની અને બૈરીની બંનેની મરજી સિવાય છુટાછેડા થઇ શકતા નથી.

હિંદુ શાસ્ત્રની અંદર છેડાછુટકા કરવાનો કાંઇ ઠરાવ નથી, પણ હાલમાં કેટલીએક નીચ જાતીમાં એટલે, કણબી, કાછીઆ વિગેરેમાં છેડાછુટકા થઇ શકે છે. અને છેડાછુટકા થયા પછી એ લોકો નાતરે જાય છે.

વિધવા પોતાના ધણીની મરણ ક્રીયા એટલે શ્રાદ્ધ, વિગેરે જો મરનારને પુત્ર, પૌત્ર, ભાઇ અથવા ભત્રીજો ન હોય તો તે કરી શકે છે. વિધવા સ્ત્રીએ ધર્મક્રીયા કરવી, શિયલવ્રત પાળવું, બ્રાહ્મણ જમાડવા, દાન આપવું અને બધી જાતનો વીકાર કાઢી નાંખી તિર્થયાત્રા કરવી. વિધવા સ્ત્રી પોતાનો ધણી મરી જાય તે વખતે જો ખરાબ કામ કરતી હોય તો તેને વારસો મળી શકતો નથી. પણ વારસો મળ્યા કેડે જો સ્ત્રી ખરાબ કામ કરતી હોય તો તેને મળેલો વારસો કોઇ લઇ શકતું નથી.

સ્ત્રીને નાત બહાર મુકવાથી તેના વારસાને કોઇ પણ રીતનો બાધ નડી શકતો નથી. ફક્ત ખરાબ ચાલ તેજ તેના હકને વારસો મળતી વખતે નુકસાન કરતા નીવડે છે. વિવાહનો કરાર તોડયા બાબત તે છોકરાના બાપ પાસેથી નુકશાની કોર્ટ અપાવશે. ધણી જીવતો છતાં હાજર નહિ હોવાના કારણથી કુટુંબના નિર્વાહ સારૂ યોગ્ય કારણસર સ્ત્રીએ કરેલું કરજ ધણી અથવા દીકરાએ આપવું પણ ગેરવ્યાજબી હોય તો આપવું નહિ.

## દત્તક બાબત.

**દત્તક કરવાનો હેતુઃ**—દત્તક લેવાથી માબાપ નર્કમાં જતાં બચે છે, દત્તક છોકરો અથવા તેના વંશજો તેઓને માટે મરણ ક્રીયા, સુતક અને શ્રાદ્ધ સપીંડદાન કરે તેથી તેઓને ભવિષ્યમાં સુખ પ્રાપ્ત થાય છે, અને આ દુનિયામાં દત્તક થનાર છોકરાના દાન કરવાથી, બ્રાહ્મણને જમાડવાથી, યાત્રાઓ કરવાથી અને બીજાં સુકામ કરવાથી, દત્તક માબાપનું સુનામ રહે છે. તે દત્તક લેવાનો હેતુ છે. ત્રણ્ય, દત્તક, કૃત્રિમ, દ્યામુસ્યાન આ ચાર દત્તકની જાતિ છે. હાલમાં ફક્ત દત્તક અમલમાં છે, ભત્રિજાનું દ્યામુસ્યાન દત્તક મંજુર છે, બીજા સખસનું મંજુર નથી.

પ્રથમ સપીંડ તથા સગો હોય તેને દત્તક લેવો, તેમાં ભાઇનો છોકરો પ્રથમ ગણેલો છે, તેને અભાવે સપીંડ સગોત્ર અને તેને અભાવે અસપીંડ સગોત્ર, અને તેને અભાવે અસગોત્ર સપીંડ, પરંતુ એવું જરૂરનું નથી કે ભાઇનો છોકરો હોય એટલે બીજા કોઇ પણ સગપણ વગરનાને દત્તક લેનારો દત્તક ન લઇ શકે, બેનનો છોકરો તથા છોકરીનો છોકરો દત્તક લઇ શકાતા નથી. પણ કેટલીક જ્ઞાતિઓમાં જ્ઞાતિઓના રિવાજથી બેનના છોકરા તથા છોકરીના છોકરાને દત્તક લઇ શકાય છે. કાયદાનો તત્વ એવો છે કે દત્તક લેનાર જે છોકરો દત્તક લેવાનો હોય તે છોકરાની માની કુંવારી અવસ્થામાં તેને પરણી શકે તેમ હોય તો તેવા છોકરાને દત્તક લઇ શકાય. જેષ્ટપુત્રને પણ દત્તક આપી શકાય છે. કાકો, મામો, ભાઈ એઓને દત્તક લેવા નહિ; સાળાને દતક લઇ શકાય છે. દત્તક થનારો એકજ જ્ઞાતીનો હોવો જોઇએ, અને એકજ જ્ઞાતીનો ન હોય તો તે દત્તક લેનારનો વારસ થઇ શકતો નથી પણ ફક્ત તેને ભરણ પોષણ લેવાનો હક છે. દત્તક છોકરાની વધારેમાં વધારે ઉમ્મર પાંચ વર્ષની કહેલી છે, પણ ગમે તેટલી ઉમર હોય તો પણ દત્તક થઇ શકે એવું કેટલાકનું માનવું છે. જે સખસ પરણેલો હોય અગર કુંવારો હોય અને જો તેને સંતતી ન હોય તો બીજાનો દત્તક છોકરો લઇ શકે છે. એકનો એક છોકરો દત્તક લઇ શકાય છે. અનાથ છોકરાને, અને માબાપ વગરના છોકરાને દત્તક લઇ શકાતો નથી, અનૌરસ છોકરો દત્તક આપી શકાતો નથી, પરંતુ જો દત્તક છોકરાના ફાયદાને માટે હોય તો દત્તક આપવાને અડચણ નથી.

### નિચેના માણસો દત્તક લઇ શકે છે.

માણસ કે તેની સંમતીથી તેની સ્ત્રી.

હવે માણસમાં કોણ.

(૧) હીંદુ જૈન પણ દત્તક લઇ શકે. (૨) છોકરા, છોકરાના છોકરા, છોકરાના છોકરાના છોકરા વગરના દત્તક લઇ શકે. (૩) કુંવારો પણ લઇ શકે. (૪) ગર્ભવન્તી સ્રીવાળો લઇ શકે. (૫) સગીર કે જેને સમજણી ઉમર આવી હોય તે અને (૬) જેને વારસો મળવાનો હક નથી એવા કેટલાક રોગવાળા માણસો દત્તક લઇ શકે.

સ્રી–ધણીના જીવતાં સ્રીએ દત્તક લેવા માટે ધણીની મરજી મેળવવી જોઇએ. ધણીના મરી ગયા પછી સ્રી દત્તક લઇ શકે, પણ ખાસ ધણીએ પ્રતિબંધ ના કર્યો હોય તો લઇ શકે. જો ધણીએ અમુક છોકરાને દત્તક લેવાનું કહ્યું હોય તો પણ, સ્રી બીજા છોકરાને, બતાવેલો છોકરો મળી શકતો ના હોય તો દત્તક લઇ શકે, પણ જો ખાસ ધણીએ કહ્યું કે અમુક છોકરો દત્તક લેવો અને બીજો ના લેવો તો તેજ છોકરો લઇ શકાય અને બીજો લઇ શકાય નહિ.

## નીચેની સ્રીઓને દત્તક લેવાનો અધિકાર છે.

(૧) સગીર સ્રી જો પોતાના ધણીએ સત્તા આપી હોય તો.

(૨) સગીર સ્રી પોતાના ધણીની સત્તા ના હોય તો પુખ્ત ઉમરના થતાસુધી દત્તક લઇ શકતી નથી.

(૩) મોટી ઉમરની સ્રી જો કે તેનો ધણી મરી ગયો ત્યારે સગીર હતો તો પણ,

(૪) વ્યભિચારી સ્રી લઇ શકતી નથી. પણ જો તે શુદ્ધ થાય તો લઇ શકે.

(૫) સ્રી શોકમાં હોય ત્યારે એટલે ધણીનું મડદુ ઘરમાં પડયું હોય તે વખતે.

(૬) માથાના વાળ મુડાયા પહેલાં પણ સ્રી દત્તક લઇ શકે છે.

(૭) બીજી સ્રીઓ હોય તો નીચેના અનુક્રમ પ્રમાણે લઇ શકે.

(૧) જો ધણીની ખાસ સત્તા એકને હોય તો તે સત્તાવાળી સ્રી બીજીની મરજી હો કે ના હો તો પણ દત્તક લઇ શકે. (૨) જો સત્તા ધણીએ બધાને આપી હોય તો મોટી વહુ લઇ શકે. અને જો તે ના કહેતી હોય તો નાની દત્તક લઇ શકે. (૩) જો સત્તા કોઇ પણ રીતે ના આપી હોય તો મોટી સ્રી એકલી કરી શકે. નાની સ્રી મોટીની મરજી વગર કરી શકે નહિ. પણ જો મોટી સ્રી ખરાબ ચાલ ચાલતી હોય તો નાની સ્રી કરી શકે.

(૮) એકત્ર કુટુંબમાં જો ધણી ગુજરી ગયો હોય તો સસરાની કે દીયર જેઠની મરજી વગર સ્રી દત્તક લઇ શકતી નથી.

(૯) નાતરે ગએલી સ્રીને દત્તક લેવાની સત્તા નથી.

કિસબણનો ધંધો ચલાવનાર સ્રી, છોકરીને દત્તક લઇ શકે છે.

## નિચેના માણસો દત્તક આપી શકે.

બાપ અને તેની મરજીથી મા.

બાપઃ—

(૧) બાપ સ્રીની મરજી વગર દત્તક આપી શકે. દાદો, ભાઇ કે કોઇ બીજાને દતક આપવાની સત્તા નથી.

(૨) બાપ મુસલમાન થાય તો પણ દતક આપવાની સત્તા છે.

માઃ—

(૧) બાપના જીવતાં તેની મરજીથી દત્તક આપી શકે.

(૨) બાપના મરણ બાદ જો બાપે ચોખ્ખી ના, ના કહી હોય તો મા દત્તક આપી શકે.

(૩) જો પોતાના ધણીએ સત્તા આપેલી હોય તો નાતરે ગયેલી સ્રીને પોતાના પહેલા ધણીનો છોકરો દતક આપવાનો હક છે. વળી મુંબઇ હાઇકોર્ટના હાલનો અભિપ્રાય એવો છે કે સત્તા ના હોય તો પણ હક્ક છે.

## નિચેના માણસોને દત્તક લઇ શકાય.

(૧) એકજ જાતનો.

(૨) એક જાતનો પણ જુદા તડનો હોય તો પણ લઇ શકાય.

(૩) પરણેલો લઇ શકાય.

(૪) એકનો એક છોકરો લઇ શકાય.

(૫) મા કે બાપ વાળો.

(૬) છોકરો જે દત્તક લે તેના કરતાં નાનો હોવો જોઇએ.

(૭) છોકરો દત્તક માના કરતાં નાનો હો કે મોટો હો તો પણ ચાલે.

(૮) છોકરાની માને કુંવારી અવસ્થામાં દત્તક લેનારો પુરૂષ કે જો દત્તક લેનારી સ્ત્રી હોય તો તેનો ધણી પરણી શકે તેમ ના હોય તો તેને દત્તક લઇ શકાય નહિ. પણ આ નિયમ હમણાં સાધારણ રીતે બધા કેસોમાં લાગુ પડતો નથી. હાલમાં આ નિયમ ફક્ત છોડીનો છોકરો, બેનનો છોકરો, માસીનો છોકરો એટલાનેજ માટે લાગુ પાડેલો છે. બીજાઓને માટે લાગુ પાડતા નથી. એટલે આ નિયમ અમુક કેસ વગર નકામો છે. કેટલીક ન્યાતોમાં બેનનો ને છોડીનો છોકરો દત્તક લેવાનો રીવાજ છે.

## દત્તક લેવામાં નિચેની ક્રિયા થવી જોઇએ.

(૧) આપવું ને લેવું.

(૨) દત્ત હોમ, બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈસ્યમાં જરૂરનો છે.

(૩) લેખી કરારની જરૂર નથી.

(૪) શુદ્રમાં દત્ત હોમની જરૂર નથી.

(૫) પણ જો એક ગામમાં દત્તક લેનાર અને દતક છોકરો હોય તો દત્ત હોમની કાંઇ પણ જાતીમાં જરૂર નથી.

## સ્વાભાવિક કુટુંબ સંબંધ તથા દત્તક છોકરાના હક અને ધર્મ.

દત્તક થનારો છોકરો જે કુટુંબમાં જન્મ્યો હોય તે કુટુંબમાંથી બાતલ થઇ વારસાના તમામ હક ખોઇ દત્તક લેનારના કુટુંબમાં જાણે જન્મ્યો હોય એમ ગણાય છે, અને ઔરસ પુત્રની માફક વારસા ઉપરના સરવે હક દત્તક લેનારના કુટુંબમાં તેને પ્રાપ્ત થાય છે. સ્વાભાવિક અને દત્તક કુટુંબના શાસ્ત્રની મનાઇ કરેલા સગામાં દત્તક છોકરાનું લગ્ન થઇ શકતું નથી, તેમજ દત્તક થયા પછી તેને પુત્ર નહિ હોય તો પોતાના તથા દત્તક કુટુંબના સખસો જાણે તેજ કુટુંબમાં જન્મેલ ન હોય તે પ્રમાણે પ્રતિબંધ કરેલા સખસોને દત્તક થનાર દત્તક લઇ શકતો નથી. દત્તક થયા પછી દત્તક નહિ થયો હોત ને જે સખસોને શાસ્ત્રથી દત્તક લેવાનું પ્રતિબંધ થાત તેઓને પણ દત્તક લઇ શકતો નથી. દત્તક થયા પછી કાંઇ પણ કારણને લીધે તેનું દત્તક વિધાન રદ થાય તો તેનો પોતાના જનક કુટુંબમાં વારસા ઉપર કાંઇ હક રહેતો નથી. પણ દત્તક કુટુંબમાંથી તેને ભરણપોષણ મળે છે. પણ સર ઞેડી સાહેબના મત પ્રમાણે તેના સ્વાભાવિક જનક કુટુંબમાં વારસા ઇત્યાદીના હક જતા નથી. દત્તક લીધા પછી પુત્ર જન્મે તો મિલકતમાંથી તે ઔરસ પુત્રને જેટલું મળે તેનો ચોથો હિસ્સો દત્તક પુત્રને મળે છે. શુદ્ર જાતીમાં દત્તક લીધેલા છોકરાના અને પાછળથી જન્મેલા છોકરાના દત્તક હક સરખા છે.

જો દત્તક છોકરો બાપના મિલકતનો વારસ થયો હોય અને પછી પોતે નિર્વંશ મરી જાય તો તે મિલકતના વારસ તેના દત્તક બાપના સ્વાભાવિક વારસો થાય છે. પોતાનો સગો બાપ પણ વારસ થતો નથી. અને જો પોતપોતાની વિધવા સ્ત્રી પણ મુક્યા સિવાય મરી જાય તો પોતાની દત્તક મા વારસ થાય છે. એક વખત દત્ત વિધાન થયું એટલે ફરીને રદ થઇ શકતું નથી. જ્યારે દત્ત વિધાન તેત્રીસ વર્ષ સુધી કબુલ રાખવામાં આવે તો એમ અનુમાન થાય છે કે દત્તક છોકરાને દત્તક આપવાને લાયક માણસની સંમત મેળવવામાં આવી છે.

## સગીર ઉમર.

હિંદુ શાસ્ત્રનો સાધારણ નિયમ એવો છે કે સતરમું વરસ બેસે અને સોળમું વરસ પુરૂ થાય એટલે તે સખસ પુખ્ત ઉમ્મરનો થયો એમ કહેવાય. પણ સવાલ ઉઠશે કે જો બાપ કે મા કે સગીરમાંથી કોઇ પણ ધર્મ (પોતાનો) ધારી પારકા ધર્મનો આશ્રય લે તો વાલીપણાનો હક મળે છે. તે નીચેથી જણાશે:—

૧ બાપ—બાપનો ધર્મ તેજ છોકરાનો ધર્મ. તેથી જો બાપ ક્રીશ્રીયન કે મુસલમાન થઇ જાય પણ મા મુળ ધર્મમાંજ રહી હોય તોપણ બાપ પોતાના છોકરાને પોતાની સાથે લઇ શકે છે. બાપનો જે ધર્મ હોય તેજ ધર્મ કાયદા પ્રમાણે છોકરાંનો ધારી શકાય તો તેથી કરીને આવા કેસનો માનો કંઇ પણ હક હોતો નથી. પરંતુ બાપ વટલાઇ ગયા પછી પોતાનાં છોકરાંને ઘણા વરસ મુળ ધર્મમાં રહેવા દે, એટલે પોતાના હીંદુ ભાઇ ભાંડુમાં રહેવા દે તો બાપનો છોકરાં ઉપર કંઇ હક ચાલતો નથી. વળી જો બાપ ખરાબ ધંધો કરતો હોય તો પણ તેને છોકરાનું વાલીપણું લેવાનો હક નથી.

૨ મા—મા ધર્મ ભ્રષ્ટ થાય તો તેને છોકરાં ઉપર કંઇ અધિકાર નથી. કારણકે ઉપર બતાવ્યા પ્રમાણે બાપનો ધર્મ તે છોકરાંનો ધર્મ અને એમ કરીને મુળ ધર્મમાં રહેલાં છોકરાંને માને પોતાની સાથે રાખવાનો હક નથી. પણ જો છોકરાં માની સાથે વટલાયા પછી ઘણા વખત રહ્યાં હોય અને ત્યાં રહીને નવા ધર્મનાં બીજ તેઓનાં મગજમાં ઉતરેલાં હોય તો આવાં છોકરાંને તેઓની મા પાસેથી છોકરાનાં હીંદુ સગાં લઇ શકતાં નથી.

૩ છોકરો—છોકરા ઉપર મા બાપની સત્તા છે. અને તેથી જો છોકરૂં વટલાઇ ગયું હોય તો પણ તેના ઉપર તેના માબાપોનો હક છે. તેથી જો કોઇ છોકરૂ ક્રીશ્રીયન થઇ ગયું હોય તો તેને તાબે લેવા માબાપ દાવો કરી શકે છે પણ નીચે બતાવેલા સંજોગોમાં છોકરાના હીંદુ સગાઓને કબજાની દાદ મળી શકતી નથી.

( अ ) મા કે બાપ વેશ્યાનો અગર ખરાબ ધંધો કરતા હોય. ( ब ) છોકરૂં ધમ ફેર કર્યા પછી ભણી હુશીયાર થતું હોય અને નવા ધર્મનાં તત્વો બરાબર મનમાં ઠસી ગયાં હોય અને નવા ધર્મમાં રહેવાથી તેને વધારે ફાયદો ભવિષ્યમાં થાય એવો હોય તો, ( क ) જો છોકરાની વય પુખ્ત ઉમરની થઇ ગઇ હોય તો ત્યાર પછી મા બાપને કાંઇ દાદ મળી શકે નહિ.

---

## સગીર ઉમ્મર.

### હિંદુસ્તાનનો પુખ્ત ઉમરનો સન ૧૮૭૫ નો ૯ મો આક્ટ.

આ આક્ટ લગ્ન, પેહેરામણી, તલાક અને દત્તકની બાબતમાં લાગુ નથી તેમ ' રાણી સાહેબ"ની રયતનો કોઇ પણ જાતિના રીવાજોને તથા ધર્મ અથવા ધર્મની ક્રિયાઓને આ આક્ટ લાગુ નથી.

૩ જે સગીર ઉમરનો સખસ કોર્ટ ઑફ વૉર્ડસની હકુમતમાં હોય તે સખસ જ્યારે પુરી એકવીશ વર્ષની ઉમ્મરનો થાય ત્યારે તે મોટી ઉમ્મરનો છે એમ સમજવું. બીજો કોઇ પણ સખસ:—બ્રિટિશ ઇંડિઆમાં રહેનાર જ્યારે તેમની ઉમ્મર પુરી અરાઢ વર્ષની થાય છે ત્યારે તેઓ પુખ્ત ઉમ્મરના થાય છે એમ સમજવું.

૪ ઉમ્મર ગણવામાં જન્મનો આખો દિવસ ગણવો.

× × × ×

**જ્યારે છોકરાનો બાપ જીવતો** હોય ત્યારે તેનો વાલી તેનો બાપ થઇ શકે, અને બાપ ગુજરેલો અથવા ગાંડછાને લીધે નાલાયક હોય તો તેની મા થઇ શકે છે. ઓરમાન મા પણ સમજવી, તેના કાકાના તથા ભાઇના કરતાં માને વાલી થવાનો સારો હક છે. મા ન હોય તો તેનો મોટો ભાઇ, મોટો ભાઇ ન હોય તો, તેના બાપના સગાઓ અને બાપના સગાઓ ન હોય તો તેની માના સગાઓ વાલી થઇ શકે છે. દુરના સગાઓ કરતાં પાસેના સગાઓનો વધારે હક છે. છેવટે કોઇ સગો ન હોય તો રાજા, તેનો પાલણકર્તા, અને મીલકતનો રક્ષણ કર્તા થઈ શકે છે. વાલી ઠરાવવાનો હક રાજાને છે.

**સ્ત્રીઓ**—કોઈ પણ સ્ત્રી જ્યાં સુધી પરણેલી નથી ત્યાં સુધી ગમે તો તે સગીર ઉમરની હોય યા પુખ્ત ઉમરની હોય તોપણ તે પોતાના બાપના તાબામાં છે, અને બાપ ન હોય તો બાપના નજીકના સગાઓના તાબામાં છે. તેના લગ્ન પછી પોતાના ધણીના તાબામાં છે, ધણી ન હોય તો પોતાના પુત્ર, પુત્ર ન હોય તો પૌત્ર, પૌત્ર ન હોય તો પરપૌત્ર, અને તે બધા ન હોય તો, પોતાના ધણીના વારસોના અને જ્યારે ધણી તરફનું કોઇ સગુ ન હોય તો પોતાના બાપ તરફના સગાઓના તાબામાં છે, કોઇ ન

હોય તો રાજા તેની સંભાળ લે છે, ગમે તેવી જાતની સ્ત્રીને કરાર કરવાનો હક છે પણ તેની જવાબદારી કેટલી છે તે જોવાનું છે.

**હક અને જવાબદારી**—સગીર ઉમરનો સખસ મોટી ઉમ્મરનો થાય ત્યાં સુધી પોતાના વાલીની પાસેથી હીસાબ લેવાને લાયક નથી. તે કરાર અથવા કાયદેસર કોન્ટ્રાકટ કરી શકતો નથી, તેને કેળવણીને સારૂ અથવા જરૂરીયાત કામને માટે પૈસા ધીરવામાં આવ્યા હોય તો તેને માટે સગીર જાતે નહિ પણ તેની મિલકત જવાબદાર છે, તે ખાનગી અપકૃત્ય જેમકે અતિક્રમણ, પ્રવેશ અને હુમલા કરે તેને માટે તે જવાબદાર છે. સગીર ઉમરના સખસે બક્ષીસ આપી હોય તો તે નામંજુર છે.

---

## મિલકત બાબત.

**મિલકતની જાતિ**—(૧) આઠ છે; વડીલોપાર્જીત અથવા પીત્રાર્જીતા એટલે જે મિલકત બાપ અથવા દાદાએ મેળવેલી હોય અને વારસાના હકથી માલેક મેળવે છે તે.

૨. સ્વોપાર્જીત, જે મિલકત પોતાની મહેનતથી, અને વડીલોપાર્જીત મિલકતની મદદ સિવાય પોતે મેળવે છે તે, જેવી કે જ્ઞાનથી પ્રાપ્ત કરેલી, મિત્રે આપેલી, લગ્નથી મેળવેલી, બરદાસ્ત કરવાથી પ્રાપ્ત કરેલી, અને રણસંગ્રામ, નોકરી, વ્યાપાર, ખેતીવાડી અને ધુતમાં સંપાદન કરેલી મિલકત.

૩. સ્થાવર મિલકત આ શબ્દમાં જમીનનો, ઇમારતનો અને જમીનની ઉપજના વર્ષાશન, વેચાણ, બક્ષીસ, અથવા જાથુ પટાથી મળેલા જાથુ હકનો સમાવેશ થાય છે. જાથુ હક મળવાની દસ્તુરાઇ જેને નિબંધ કહે છે તેનો પણ સમાવેશ થાય છે.

૪. જંગમ મિલકત,-સ્થાવર મિલકત સીવાયની બીજી સઘળી મિલકત, **ગીરો અને અમુક મુદતના પટા** અને જે ઉપજ જંગલી જનાવર પક્ષીઓ ઇત્યાદીને જાથુ મિલકતની સાથે સંબંધ છે તેનો પણ સમાવેશ થાય છે.

૫. સ્ત્રી ધન,-એટલે સ્ત્રીની ખાસ મિલકત એ વિષે આગળ કહેવામાં આવશે.

૬. દેવ દ્રવ્ય-દેવસ્થાનની મિલકત.

૭. વિભક્ત અથવા ઇલાયદી મિલકત-પોતાને મળેલી હોય અને પોતાના સહભાગીઆઓને જેનો ભાગ મળવાનો હક ન હોય તે મિલકત.

૮. અવિભક્ત અથવા કુટુંબી જે મિલકત મજીઆરી છે તે.

મિલકત ઉપર ત્રણ જાતીના બોજા છે. ૧ વ્યાજબી દેવું, મૃત્યુ લેખાર્પિત દાન, ૨ માસીઓ, છમાસી, વરસી, લગ્ન, અને ઉપનય ઇત્યાદી ક્રીયાઓ, અને ૩ ભરણપોષણના હકદારોને માટે ભરણપોષણ, વારસો અમુક બોજાની સાથે મળે છે.

# હિંદુના વારસોને કરજમાંથી છોડાવવા બાબતનો આકટ.

## સન ૧૮૮૬ નો આકટ ૭ મો.

૧. કોઇ માણસ મરનાર હિંદુનો છોકરો, અથવા છોકરાનો છોકરો હોય તેટલાજ સબબથી તેની ઉપર તે મરનાર હિંદુના કરજ બાબત ફરિઆદ ચાલશે એમ સમજવું નહિ.

૨-૩. તેમ મરનાર માણસની માલ મિલકત મળી હોય તે ધણી, છોકરો અથવા છોકરાનો છોકરો કે વારસ છે એટલાજ સબબથી તે માલ મિલકતની રકમ કરતાં તે ધણીને પોતાના બાપદાદાના વત્તા કરજનો જવાબ દેવો પડતો નથી.

૪. જે માણસ હિંદુ વિધવાની સાથે પરણે છે તેને તે લગ્નના સબબથી તેણીના પહેલા અથવા હરકોઇ આગલા મરનાર ધણીના કરજનો જવાબ દેવો પડતો નથી.

૫. અવિભક્ત હિંદુ કુટુંબના એક માણસે કાંઇ કરજ જાણે અવિભક્ત કુટુંબેજ કર્યું હોય તેવી રીતે કર્યું હોય તો, તે કરજ કર્યાની વખતે અવિભક્ત કુટુંબનું જે માણસ જન્મ્યું નહિ હોય અથવા એકવીશ વર્ષ કરતાં ઓછી ઉમ્મરનું હોય તે માણસને જાતે તે કરજ વાળવું પડશે નહિ.

* * * * *

**મરનાર હિંદુની મિલકત**—તેના દેવા પેટે એટલે બધે સુધી સાનમાં નથી કે તેનો વારસ ચાહિત સખસને તે આપી શકે નહિ. કોઇ સખસની વિધવા પોતાના પતિના કરજને માટે જવાબદાર નથી, જો તેનો પતિ કાંઇ આસ્થા મુકી મરી ગયો હોય તો, તેણીના ગુજરાનને સારૂ રહે કે ન રહે તો પણ દેવું પ્રથમ આપવું જોઇએ. બધા વારસોને આ નિયમ લાગુ છે, અવિભક્ત કુટુંબના દેવાને માટે કુટુંબનો વહિવટ કરનાર સખસ જવાબદાર છે. પણ તે કુટુંબના બીજા સખસોની સાથે જવાબદાર છે. જેના કબજામાં મરનારની મિલકત આવે છે તે માણસ મરનારના કરજ સારૂ પ્રથમ જવાબદાર થાય છે. જરૂરી કામને સારૂ જો સ્ત્રી દેવું કરે તો, તેને માટે તેનો ધણી જવાબદાર છે. વિધવા સ્ત્રીએ જે કાંઇ કરજ કર્યું હોય તે કરજને માટે તેના વારસો જવાબદાર નથી. જો જરૂરીઆત કામને સારૂ એટલે કે ભરણપોષણ તથા પોતાના ધણીનું દેવું આપવાને માટે કરજ કહાડવામાં આવ્યું હોય તો તેઓ જવાબદાર છે. વિધવા સ્ત્રીનો ફક્ત જીંદગી પર્યંત સુધીનો હક જે મિલકત પોતાના ધણીના વારસામાં લે છે તે ઉપર છે. જનોઇ દેવાને સારૂ અને કુંવારા ( છોકરા અથવા છોકરી )ઓને પરણાવવાને સારૂ જે ખર્ચ કરવામાં આવે તે પણ મજીઆરી મિલકત ઉપર બોજો છે.

## ભરણપોષણ બાબત.

**સ્ત્રી;**—પરણી ત્યારથી ભરણપોષણનો હક છે. પુખ્ત ઉમરની થાય ત્યાં સુધી તેને પીયર રહેવાનો હક છે છતાં તે ભરણપોષણ માગી શકે છે.

તેણે પતિવ્રતા રહેવું જોઇએ–અને જો ના રહે તો ભરણપોષણનો હક નથી. જો કાંઇ પણ યોગ્ય કારણ વગર ધણીથી જુદી રહે તો પણ તેને તેનો હક નથી. ધણી પોતાની સ્ત્રીને પોતે ગરીબ હો કે પૈસાદાર હો તો પણ પાળવાને બંધાયલો છે. સ્ત્રી પોતાના ધણીની સંમતીથી બદચાલ ચાલતી હોય, અગર બદચાલની માફી મળી હોય તો પતી તે સ્ત્રીને પાળવા બંધાયલો છે.

**મા;**—તે પતિવ્રતા હોવી જોઇએ, છોકરો ગરીબ હો કે પૈસાદાર હો તો પણ માને પાળવી જોઇએ. સવાલ ઉઠે કે બાપ જીવતો હોય ત્યારે માને પાળવાને છોકરો બંધાયલો છે કે કેમ ? પણ એ તો ચોક્કસ છે કે મા રાંડયા પછી તેને પાળવાનો બોજો છોકરાને માથે પડે છે.

**બાપ;**—ઘરડા બાપને પાળવાનો બોજો છોકરા ઉપર પડે છે. છોકરો ગરીબ કે પૈસાદાર હોય પણ પાળવાને બંધાયલો છે.

**બેન;**—લગ્ન ના થયું હોય ત્યાં સુધી ભાઇ પાળવાને બંધાયલો છે કે કેમ ? જો બાપ તરફથી મીલકત મળેલી હોય તો તેને પાળવી જોઇએ, અને જો ના મળેલી હોય તો ભાઇ ઉપર કંઇ બોજો નથી. જો બાપની મીલકત ઘણીજ હોય તો બેન ફક્ત લગ્ન થતા સુધીનું ભરણપોષણ અને લગનનું ખર્ચ માગી શકે, પણ જો મીલકત થોડી હોય તો ફક્ત ભરણપોષણ અને લગનના ખરચ બદલ વધારામાં વધારે તે આખી મીલકતનો ચોથો ભાગ માગી શકે.

**છોડી;**—મીલકત હો કે ના હો તો પણ લગ્ન થતા સુધી બાપ છોડીને પાળવાને બંધાયલો છે. ધારો કે છોડી પરણાવ્યા પછી રાંડી તો રાંડયા પછી તેને ખોરાકી પોષાકી માટે પોતાના બાપ ઉપર અથવા તો બાપની મીલકત ખાનારા ઉપર કંઇ પણ ભરણપોષણનો હક છે કે કેમ તે બાબત મુંબઇ ઇલાકામાં એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે તેને તે બાબત કંઇ પણ હક નથી, છોડી પવિત્ર કે અપવિત્ર એ સવાલ ઉઠતો નથી.

**છોકરાની વહુ:**—જો છોકરો વહુ મુકીને મરી ગયો હોય તો તેની સ્ત્રીને ભરણપોષણનો કેટલો હક છેઃ–જો સ્ત્રીનો ધણી મજીયારી મીલકત મુકીને મરી ગયો હોય તો સસરો પાળવાને બંધાયલો છે. પણ જો બધી મીલકત સસરાની જાતની રળેલી હોય અને તેમાં તેના છોકરાનો કંઇ પણ હક

ના હોય તો તેની સ્ત્રીનો કંઇ પણ હક ભરણપોષણ માટે નથી. પણ વડીલોપાર્જીત મીલકત સસરાના હાથમાં હોય તો તે પાળવાને બંધાયલો છે. પણ જો સસરો મરી જાય અને તેની પોતાની રજેલી મીલક્ત તેના વારસોના હાથમાં જાય તો તે વારસો ઉપર વિધવા સ્ત્રીનો હક છે. પણ તેણે પતિવ્રતા રહેવું જોઇએ.

**બીજી કોઇ કુટુંબની સ્ત્રી:**—મજીયારી મીલકત મુકીને પોતાનો ધણી મરી ગયો હોય તો હક છે. નહિ તો હક નથી.

**રાખનાં છોકરાં**—શુદ્રમાં તે બીજા છોકરાઓ સાથે ભાગ લે છે. પણ ઉંચી ન્યાતોમાં તો તેને ફક્ત ભરણપોષણનો હક છે. પણ રાખના છોકરાના છોકરાનો કંઇ હક નથી.

**રાખની છોડી**—કંઇ પણ જાતનો હક નથી.

**છોકરો**—બાપ છોકરાને પાળવાને બંધાયલો છે. પણ આ બંધન છોકરો પુખ્ત ઉમરનો થાય ત્યાં સુધીનું છે.

**કુટુંબના મુખ્યે** તેના આખા કુટુંબનું ભરણપોષણ કરવું એ તેની ફરજ છે અને તે એક કુટુંબી મીલકત ઉપર બોજો છે. પોતાની સ્ત્રીનું અને પોતાની સંતતીનું તેણે ફક્ત ભરણપોષણ કરવું. એટલુંજ નહિ પણ પોતાના બાપનું, પોતાના બાપની વિધવાનું, વહુવાનું, વડીઆઇનું, કુંવારી બેનનું, વિધવા બેનનું, અનૌરસ પુત્રનું, અને તેની માનું, અને જે સખસ કાયદેસર વારસો લેવાને નાલાયક છે તે સખસોનું તથા તેમની વિધવા સ્ત્રીઓ અને છોકરીઓનું પોષણ કરવાને પોતે બંધાયલો છે. જે સગીર ઉમ્મરની સ્ત્રી પોતાના પીયરમાં રહેતી હોય તેનું પણ ભરણપોષણ કરવાને માટે તેનો ધણી બંધાયલો છે. પોતાના છોકરાની વિધવા અને પુત્રીઓનું ભરણપોષણ કરવાને માટે તે બંધાયલો છે. જો કોઇ સ્ત્રી પોતાના ધણીથી વ્યાજબી કારણસર જુદી રહે તો, તેના ધણીએ તેનું ભરણપોષણ કરવું જોઇએ. તેણીના ધણીના મરણ પછી કુટુંબના ફંડમાંથી ભરણપોષણ લેવાનો તેનો હક છે. પરંતુ તેની સારી ચાલ હોવી જોઇએ. હિંદુ વિધવાનો, પોતાના ધણીની જે જમીન પોતાના છોકરાને વારસામાં આવેલી હોય તે જમીનમાંથી ભરણપોષણ લેવાનો પોતાનો હક છે. અને આ હક હુકમનામાની બજાવણીમાં અથવા બીજી રીતે વેચી શકાતો નથી. ક્રી. પ્રો. કોડ પ્રમાણે કોઇ પણ સ્ત્રીને માટે ભરણપોષણ કરવાનો હુકમ કર્યો હોય અને પાછળથી તેનો ધણી જો એમ સાબિત કરી આપે કે તે સ્ત્રી છીનાળુ કરે છે તો માજીસ્ટ્રેટ તે હુકમ રદ કરી શકે છે. ભરણપોષણ એટલે ખોરાકી, પોષાકી અને રહેવાને માટે આપેલું ઘર સમજવું. બાપ મુઆ પછી છોકરાઓ જુદા પડે તો તેઓએ માનો સરખો હિસ્સો પાડવો.

### પરહસ્ત દાન.

બાપે પોતાના છોકરાની સાથે વહેંચણ કરેલી ન હોય તો જે સ્થાવર મિલકત વડિલોપાર્જીત હોય તેનું પણ છોકરાઓની સંમતિ સિવાય પરહસ્ત દાન બાપ કરી શકતો નથી. છોકરા ન હોય તો છોકરાના છોકરાની સંમતિની જરૂર છે, અને છોકરાના છોકરા ન હોય તો તેમના છોકરાની સંમતિની જરૂર છે. બાપ જંગમ મિલકત ગમે તો તે વડીલોપાર્જીત હોય યા સ્વોપાર્જીત હોય તો પણ તેનું, અને પોતાની સ્વોપાર્જીત મિલકતનું છોકરાઓની સંમતિ સીવાય ફક્ત, જરૂરની બાબતમાં જેમકે ફરજનાં કામ, હેતની બક્ષીસો, કુટુંબનું ભરણપોષણ, દુઃખમાંથી છુટવા વિગેરે બાબતમાં તેનું પરહસ્ત દાન કરી શકે છે. હેતની બક્ષીસો કોઇ મિલકતના પ્રમાણમાં જોઇએ, કોઇ સખસને સંતતિ ન હોય એટલે કે પુત્ર, પૌત્ર અને પરપૌત્ર ન હોય તો સ્થાવર મિલકતનું પણ બીજા વારસોની સંમતિ સીવાય પણ તે પરહસ્ત દાન કરી શકે છે. હિંદુ સખસ વીલ અથવા બક્ષીસ પત્ર પણ કરી શકે છે. બીજા છોકરાના લાભમાં—વડીલોપાર્જીત મિલકતનું વીલ થઇ શકતું નથી. પણ સ્વોપાર્જીત મિલકતનું વીલ એક છોકરાના લાભમાં પણ થઇ શકે. વડીલોપાર્જીત મિલકત વીલથી અથવા બક્ષીસથી પોતાના છોકરાને વારસામાંથી બાતલ કરી બાપ આપી શકતો નથી. જે મિલકતનું કોઇ હિંદુ સખસ પરહસ્ત દાન કરી શકે છે તેજ મિલકતનું તે વિલ કરી શકે છે. હિંદુશાસ્ત્રમાં વીલ કરવાનો અધિકાર આપેલો નથી, કારણ કે હિંદુશાસ્ત્રમાં દુરના દુર સગાઓ વારસ થઈ શકે છે. હિંદુ શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ વિલ કરવામાં આવ્યું હોય તો તે નામંજુર છે. જેટલે દરજ્જે હિંદુ સખસ બક્ષીસ કરી શકે છે તેટલા દરજ્જા સુધી હિંદુ સખસ વીલ પણ કરી શકે

છે. કોઇ હિંદુ સખસ પોતાના એક છોકરાને વધારે, અને બીજા છોકરાને ઓછી, વડીલોપાર્જીત મિલકત આપી શકતો નથી. અને વહેંચણ કરતી વખતે છોકરાઓમાં ભીન્નતા રાખવી નહિ, અને કોઇ છોકરાને પુરતું કારણ ન છતાં ભાગમાંથી બાતલ કરવો નહિ. જ્યારે મરનારને પુત્ર ન હોય તો તેની વિધવા સ્ત્રી વારસ થાય છે. પણ તેણીનો ફક્ત તેમાં જીવતાં સુધીનો હક સંબંધ છે. પણ મરનારના ફાયદાને માટે, અથવા જરૂરી ગુજરાનને માટે. કુટુંબની આબરૂ સાચવવાને માટે અને આફતની વખતે કુટુંબને માટે તે મિલકતનું વેચાણ, ગીરો અથવા દાન કરી શકે છે. નહિ તો તેણીને તે મિલકત બક્ષીસ, ગીરો કે વેચાણ કરવાનો બીલકુલ હક નથી. કોઇ હિંદુ વિધવાને તેના ધણીએ તેની હયાતીમાં સ્થાવર મિલકત આપી હોય, અને તે તેના સ્વાધિનમાંનું સ્ત્રીધન થતું હોય તોપણ તેને તે પરહસ્તગત કરવાને અધિકાર નથી, વંશપરંપરા ગોરપદુ જે પોતાના પછી થનાર સખસોને વેચાણ આપવામાં આવ્યું હોય તો તે મંજુર રાખવા લાયક છે. ગાંડા માણસો, સગીર ઉમ્મરના માણસો, ઘડપણ, રોગ, ધમકી, કામ (પ્યાર) અથવા ધિક્કાર વિગેરે મનોવિકારના દાબથી નાલાયકી ઉત્પન્ન થતી હોય તેવા સખસો પરહસ્ત દાન કરવાને નાલાયક છે. હીંદુ વિધવા સ્ત્રીને વડીલોપાર્જીત ઘરમાં રહેવાનો હક છે, અને તેમાંથી તેને કોઇ કાઢી શકે નહિ.

## ઉત્તરાધિકાર.

કોઇ હિંદુ સખસ મજીઆરામાં મરી જાય તો સ્વોપાર્જીત મિલકત સિવાય મજીઆરી મિલકત તેના બાકીના પાછળ રહેનાર અવિભક્ત કુટુંબના સખસોને મળે છે. જો છોકરા હોય તો છોકરા અને તે ન હોય તો પાછળ રહેનાર અવિભક્ત સખસોને વારસો મળે છે. જો કોઇ સ્ત્રીનો ધણી અવિભક્ત મરી જાય તો તે સ્ત્રીનો ફક્ત ભરણપોષણ લેવાનો હક છે. મૃત્યુથી વારસો ઉત્પન્ન થાય છે. મોતના બે વર્ગ છે. ૧. જાણીતું, અને ૨. અનુમાની. જ્યારે કોઇ માલિકની ઘણી મુદત સુધી ખબર સાંભળી યા તેની ભાળ લાગી ન હોય, અથવા પોતાની ખુશીથી સંસાર ત્યાગ કરી વેરાગી થાય તેના મોત વિષે અનુમાન થાય છે. મરણનું અનુમાન તે માણસની ઉમ્મરના પ્રમાણ ઉપર આધાર રાખે છે. કોઇ પણ માણસની સાત વરસ સુધી બીલકુલ ભાળ લાગી ન હોય તો તેના મરણનું અનુમાન થાય છે.

## વારસા બાબત.

માલીકના મુઆ પછી તેના રક્ત સંબંધ અને સગપણના સંબંધથી બીજા માણસોને તેની મિલકત મળે છે તે મિલકતને વારસો કહે છે. મિલકત ઉપર પ્રમાણે જે સખસને મળે તે વારસ કહેવાય છે. વારસાના હક સંબંધ છ પ્રકારના છે. લોહીના સગા, દત્તક સંબંધ, લગ્ન સંબંધ, ગુરૂ સંબંધ, કોઇ મંડળીના માણસોનો પરસ્પર સંબંધ, અને રાજા રૈયતનો સંબંધ. મરનારની પછવાડે જે માણસને પિન્ડ મુકવાનો અધિકાર છે. તેનો પ્રથમ હક વારસા ઉપર ગણવામાં આવ્યો છે.

વારસો લેવાને અયોગ્ય પુરૂષો—નપુષક, બહેરાઓ, આંધળા, લંગડો લુલો, મુગો, કોઇ પણ ઈંદ્રિની ખામીવાળો યા અસાધ્ય રોગથી પીડીત, કોહોડીઓ વિગેરે; ગાંડો, બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈસ્યના અનૌરસ પુત્રો, વ્યભિચારી અને કુકર્મી વિધવાઓ, નૈષ્ઠિક બ્રહ્મચારી અથવા સન્યાસી, અશક્તતા હોવાને લીધે જેને વારસો મળવાને પ્રતિબંધ છે તેનો હિસ્સો જે માણસને મળે તેણે તેનું પોષણ કરવું, પણ પતિત, સન્યાસી, ભ્રષ્ટ તથા તેના છોકરાનું પોષણ કરવું નહિ નાલાયક પુરૂષોના નીષ્કલંકી છોકરાઓ પોતાનો હિસ્સો લઇ શકે છે. વડીલોપાર્જીત મિલકતનો આવા માણસના ઔરસ છોકરાઓ પણ ભાગ લઇ શકે છે. ખુની માણસ જે માણસનું ખુન કરે તેનો વારસો લઇ શકે નહિ.

**ઉત્તરાધિકાર**—હિંદુ વારસાના ત્રણ વર્ગ છે. ૧ સપિંડ, સમાનોદક અને બંધુ. સપીંડના બે વર્ગ છે. પાસેના અને દુરના સપીંડ. સાધારણ રીતે એક લોહીની સાધારણ ઉત્પત્તિ તે ઉતરતી તથા ચઢતી અને પડખાની છ પેઢી સુધીના સંબંધી સપીંડ ગણાય છે. કોઇ એકાદા પુર્વજથી સંબંધનું સામાન્ય લોહી ગણાતું હોય તે પ્રથમ વર્ગના સપીંડ ગણાય છે, અને જેઓ ફક્ત પિન્ડદાનથીજ મરનારની સાથે સંબંધી છે તેઓ બીજા વર્ગના સપીંડો છે, ચોથી પેઢીવાળો વારસને પિંડ પાણી આપી શકે છે, પરંતુ પાંચમાને એ બાબત સંબંધ નથી. મરનારની ત્રણ ઉતરતી અને પડખાની બે પહેડીનાનો સમા-

તેશ પાસેના અથવા પહેલા વર્ગના સપીન્ડમાં થાય છે. એકજ વડીલથી ઉતરેલા છ પેઢીમાંના સગાઓ પિંડદાન કરી શકે છે. મરનારની સાત પેઢીના સગાને દશ દહાડાનું સુતક આવે. જો ચૌદ પેઢીની અંદરનો સગો હોય તો સાડાત્રણ દહાડાનું સુતક આવે છે અને એકવીશ પેઢી ઉપરાંતનો સગો હોય તો ફક્ત સ્નાન આવે છે. શ્રાદ્ધ ક્રિયા કરવાનો અધિકાર નિર્ણય સીંધું પ્રમાણે પુત્રના અભાવે નીચે લખેલા સખસોને છેઃ—પૌત્ર, પરપૌત્ર, દત્તક પુત્ર, વિધવા, ભાઇ ભત્રીજા, બાપ, મા, બેન, બેનનો છોકરો અને બીજા ગોત્ર સપિન્ડ અને છેવટે પુરોહિત અથવા આચાર્યને છે. શ્રાધ ક્રિયા કરવાના ઉપર વારસાનો હક આધાર રાખતો નથી.

**પહેલા વર્ગના સપિંડ.**—(૧) પુત્ર, પૌત્ર, પરપૌત્ર, વિધવા, પુત્રી, દોહિત્રી **મા, બાપ,** ભાઇ, ભત્રીજો, બાપની મા, બેન, બાપનો બાપ અને સાવકા ભાઇ, કાકા, કાકાના છોકરા, બાપના બાપની મા, બેન, બાપનો બાપ અને સાવકા ભાઇના છોકરા, કાકાનો કાકો અને કાકાના કાકાનો છોકરો ઉપર કહેલા સપીન્ડ અનુક્રમે વારસ થાય છે, જેમકે પુત્રના અભાવે પૌત્ર, પૌત્રના અભાવે પરપૌત્ર, ઇત્યાદી જ્યાં સુધી પહેલા વર્ગના સપીંડ હોય ત્યાં સુધી બીજા વર્ગના સપીંડ વારસ થઇ શકતા નથી.

**બીજા વર્ગના સપિંડ.**—મરનારની છઠ્ઠી સીધી પેઢીના વડીલો અને વંશજો અને તેઓની છઠ્ઠી પેઢી સુધીના પડખાના પુરૂષો બીજા વર્ગના સપિન્ડમાં આવે છે. દુરના સગા કરતાં પાસેના સગાનો પ્રથમ હક વારસો લેવાનો છે. બીજી પેઢીના પિત્રાઇ હોય ત્યાં સુધી પીત્રાઇને વારસો મળતો નથી.

**સમાનોદક**—આમાં સપિંડ પછી છઠ્ઠી પેઢી સુધીના સીધા પુરૂષ વંશજો તથા વડીલો અને તેઓના છઠ્ઠી પેઢી સુધીના પડખાના મર્દ સખશો આવી જાય છે. જો માણસો ખાત્રીપુર્વક બતાવી શકે કે અમે એકજ પુર્વજથી ઉતરેલા છીએ તેઓનો પણ સમાનોદકમાં સમાસ થાય છે. સપીંડ ન હોય તો સમાનોદકને વારસો મળે છે.

**બંધુ.**—જે સંબંધીઓ ભિન્ન ગોત્રમાંથી ઉત્પન્ન થયેલા હોય, અને જેઓ મરનારના કુળના સપીંડ નહિ હોય પરંતુ પીંડદાનથી જોડાયલા હોય તેઓને બંધુ કહે છે. સમાનોદક ન હોય તો વિભક્ત પુરૂષની મિલકત બંધુ એટલે ભિન્ન ગોત્ર સપીંડને મળે છે. બંધુના ત્રણ વર્ગ છે. પહેલા વર્ગને આત્મબંધુ કહે છે. એમાં ફોઇના છોકરા, માશીના છોકરા, અને મામાના છોકરા આવી જાય છે. બીજા વર્ગને પિતૃ બંધુ કહે છે;–એમાં બાપની ફોઇના છોકરા, બાપની માશીના છોકરા, અને બાપના મામાના છોકરા આવી જાય છે, ત્રીજા વર્ગને માતૃ બંધુ કહે છે. અને એમાં માની ફોઇના છોકરા, માની માશીના છોકરા, અને માના મામાના છોકરા આવી જાય છે. અને જે ગોત્ર જ નથી એવા બધા સપીન્ડો પણ બંધુ તરીકે વારસો લઇ શકે છે. એ લોકો મરનારના નજીકપણા પ્રમાણે વારસાના અધિકારી થાય છે.

ઉપર જે વારસનો અનુક્રમ બતાવ્યો છે તે એક બીજાના અભાવે વારસ થાય. કોઇ સખસને વારસામાં મિલકત મળે એટલે પછી તેના પોતાના વંશમાં તે મિલકત ઉતરે છે.

**અવિભક્ત કુટુંબના વારસ.**—હિંદુઓના વારસોમાં પ્રથમ વારસ તેના ઔરસ પુત્ર છે અને ઔરસ પુત્ર ન હોય તો દત્તક પુત્ર તેનો વારસ થાય છે. પુત્ર એ શબ્દમાં પૌત્ર અને પરપૌત્રનો સમાવેશ થાય છે. પરપૌત્રનો પુત્ર પરપૌત્રની માફક વારસ થઇ શકતો નથી. પુત્ર અને પરપૌત્ર થડ દીઠ વારસો લે છે. જે છોકરાઓ બાપથી જુદા હોય તેઓને છોડી દઇ તે સાથે રહેલા હોય તેઓને અગર જે જુદા રહેલા હોય તે પછી જેઓ જન્મેલા હોય તેઓને વારસો મળે છે. ઉપર કહેલ વંશજો ન હોય તો અવિભક્તિની મિલકત તેના સહભાગીઆઓને જાય છે. ભાઇઓમાંથી કોઇનો વંશ જાય અથવા કોઇ ગોસાંઇ થઇ જાય તો તેની બૈરીના સ્ત્રીધન સિવાયની તમામ મિલકત તેના બીજા ભાઇઓને લેવાનો હક છે. બાપના ખર્ચે છોકરાને ભણાવવામાં આવ્યો હોય તો તેની મેળવેલી મિલકત વિભક્ત ગણાય નહીં.

વિધવાને ફક્ત ભરણપોષણ લેવાનો હક છે.

અવિભક્ત કુટુંબ વિષે વધારે હકીકત દાય વિભાગમાં આવશે ત્યાં જોવી.

**સંસૃષ્ટિ.**—એકવાર વિભાગ પાડી જુદા થઇ પોતાની મિલકત બીજા સાથે સમાયીક રાખી હોય, અથવા મિલકત નહિ હોય તો, જે દ્રવ્ય મળે તે એકઠું રાખવાનો જે વારસોએ નિશ્ચય કર્યો હોય તેઓ

સંસૃષ્ટિ કહેવાય છે. બાપ, ભાઇ, કાકા અને ભત્રિજાઓ સાથે સંસૃષ્ટ થઇ શકાય. સંસૃષ્ટિ થયા પછી એક જણ મર્ણ પામે તો તેની મિલકત પુત્ર, પૌત્ર, અને પરપૌત્રને અને તેના અભાવે બીજા સંસૃષ્ટ ભાગીદારને મળે છે પણ મરનારની વિધવા વારસ થતી નથી. વિધવાઓને ફક્ત ખોરાકી મળે છે.

શુદ્ર જ્ઞાતિ સિવાય અનૌરસ પુત્રનો જો કે તેને ભરણપોષણ લેવાનો હક છે તોપણ વારસો લેવાનો હક નથી.

વડીલોની મર્ણક્રીયા કરવામાં છોકરીના છોકરાઓ, છોકરાઓ જેવા ગણાય છે. મરનાર વડીલની સાથે દોહિત્રનો છોકરાના છોકરા જેવો મર્ણની ક્રિયા કરવાનો સંબંધ છે, તેથી તેઓને વારસો લેવાનો પણ હક છે. છોકરાના છોકરાઓ માથા દીઠ વારસો લે છે. છોકરીના છોકરાના છોકરાઓ હિંદુ શાસ્ત્ર પ્રમાણે વારસ નથી. છોકરીઓમાં પ્રથમ કુંવારી છોકરીઓ વારસ થાય છે તેના અભાવે પરણેલી પણ ગરીબ છોડી, અને તેના અભાવે વિધવા પુત્રીઓ વારસ થાય. છોડીનો સધન છોડી કરતાં વારસો લેવાનો પહેલો હક છે. દોહિત્રી વારસ થઇ શકતી નથી. દોહિત્રના અભાવે દોહિત્રના વંશજોના ઉત્તરાધિકાર બંધ પડે છે. પુત્ર, પૌત્ર, પરપૌત્ર, સ્ત્રી, છોકરી, દોહિત્ર અને માબાપને અભાવે મરનારની મિલકત તેના સગા ભાઇને મળે છે, સગા ભાઇના અભાવે મરનારની મિલકત ભત્રીજાને મળે છે, અને તે બધાના અભાવે બાપની મા વારસ થાય છે. બાપની મા પછી બેન લે છે. આત્મબંધુ, માત્ર બંધુ ઇત્યાદીના અભાવે મરનારની મિલકત આચાર્યને લેવાનો અધિકાર છે અને તેના અભાવે શિષ્યને લેવાનો અધિકાર છે.

ગોસાઇ, યતિ અથવા નૈષ્ટક બ્રહ્મચારીના વારસો ગુરૂ, સદ્‌ગુણી ચેલો, ધર્મ ભાઇ અથવા ગુરૂનો બીજો ચેલો અનુક્રમે થાય છે.

**જૈન**—શ્રી પુજ પાસેથી ધન નીકળે તો તેના માલેક સંઘ છે.

**નાનકશાઇની** મિલકત તેના ગુરૂ અગર ચેલાને લેવાનો અધિકાર છે. વૈરાગીના વારસ બાબત તેઓના પંથના રીવાજ પ્રમાણે થવું જોઇએ.

## સ્ત્રીધન બાબત.

સ્ત્રીધન—એટલે જે ધન ઉપર કેવળ સ્ત્રીનું હિત રહેલું છે તે ધનને સ્ત્રીધન કહે છે. તેની જાતિ—૧ બાપે આપેલું, ૨ માએ આપેલું, ૩ ધણીએ સ્વતંત્ર આપેલું, ૪ ભાઇએ આપેલું, ૫ વિવાહ વખતે મળેલું, ૬ બીજું લગ્ન કરતી વખતે પહેલી સ્ત્રીને ધણી જે આપે છે તે, ૭ કન્યાને સાસરે લઇ જતી વખતે મળે તે, ૮ લગન થયા પછી ધણીને ઘેર કિંવા માંહરામાં ભાઇ પાસેથી તથા માબાપ અથવા સગાંઓ પાસેથી મળેલું, ૯ સાસુ સસરાએ પ્રીતિથી આપેલું, ૧૦ મુલ લઇને કન્યા આપવામાં આવે છે તે, ૧૧ લગન થયા પછી જે આપવામાં આવે છે તે, ૧૨ લગ્ન વખતે વરકન્યા એક આસને બેસે છે તે વારે જે મળ્યું હોય તે. તેમજ મામા, કાકા, માશી, વિગેરેએ લગ્ન સમયે હોમ કરતી વખતે જે આપેલું હોય તે, અને જે મિલકત સ્ત્રીને પોતાના બાપ તરફથી લગ્ન થયા પછી મળે છે તે, તેણીની ખાસ મિલકત છે. હિંદુ સ્ત્રીના શરીર ઉપર જે ઘરેણાં હોય તે તેણીનું સ્ત્રીધન છે.

## સ્ત્રીધન ઉપર વારસાનો હક.

સ્ત્રીધનના વારસામાં બે જાત છે. એક મિતાક્ષરા પ્રમાણે અને બીજો મયુખ પ્રમાણે. મુંબઇ તળ અને આખા ગુજરાતમાં મયુખ પ્રમાણે ચાલે છે, અને રત્નાગીરી, મહારાષ્ટ્ર અને ઉત્તર કોકણમાં મિતાક્ષરા પ્રમાણે ચાલે છે. મિતાક્ષરા પ્રમાણે નીચે પ્રમાણે;—સ્ત્રીના મરણ ઉપર તેનું સ્ત્રીધન તેણીની છોકરીને જાય છે, છોકરીના મરણ પછી બીજી મિલકતની માફક તે છોકરીના વારસને જાય છે, આવી મિલકત જો કોઈ કુંવારી સ્ત્રી મુકી મરી ગઇ હોય તો તે મિલકતના વારસ તેણીના ભાઇ, બાપ, અને તેણીની મા અનુક્રમે વારસ થાય છે. છોકરીઓ વિગેરે ન હોય તો વારસનો હક તેઓના સંબંધથી છોકરાઓને જાય છે. છોકરીઓ અને તેની પ્રજાના અભાવે છોકરાઓ, છોકરાના છોકરાઓ ઇત્યાદિ વારસ થાય છે. પ્રજાના અભાવે એટલે છોકરી અથવા બીજો કોઇ ત્રણ પેઢીએ પુત્ર, પૌત્ર ન હોય તો વારસાના નિયમ આ છે.—એટલે બ્રહ્મ, અથવા દેવ, આર્ષ અને પ્રજાપત્ય એ નિર્દોષ વિધીથી જે સ્ત્રીનું

લગ્ન થયેલું હોય તે સ્ત્રી નિર્વંશ મરી ગઇ હોય તો તેની મિલકત તેના ધણીને પહોંચે છે, પણ તેણીની પ્રજા હોય તો, તેણીની પ્રજાને તે પહોંચે છે. જો અસુર અથવા બીજા અયોગ્ય લગ્ન વિધીથી લગ્ન થયું હશે તો તેનું ધન જો તે નિર્વંશ મરે તો મા તથા બાપને મળે છે, એમાં બાપ કરતાં માનું અધિષ્ટપણું છે. માબાપના અભાવે માબાપના પાસેના સગાઓ વારસ થાય છે. ધણી અને માબાપના અભાવે વારસાનો અનુક્રમ, માશી, મામી, કાકી, ફોઇ, સાસુ અને જેઠાણીને પહોંચે છે. સુલ્ક ( છોકરીને પરણાવતી વખતે જે પૈસા લેવામાં આવે છે તે ) અથવા ફી જે છે, તે સગા ભાઇને પહોંચે છે. સ્ત્રીધન જંગમ હો કિંવા સ્થાવર હો તો પણ તેનું દાન, વેચાણ અથવા બક્ષિસ આપવાને સ્ત્રીને પૂર્ણ અધિકાર છે. જે સ્ત્રીને પોતાના ધણીની તરફથી કે પોતાના છોકરા તરફથી જે કાંઇ સ્થાવર મિલકત મળેલી હોય તે સ્થાવર મિલકતનું પરહસ્ત દાન કરવાને તેણીને અધિકાર નથી. ફક્ત તેણીના જન્મ સુધી ઉપયોગ કરવાનો અધિકાર છે. ધણીને બહુ જ સંકટ વખત સિવાય પોતાની સ્ત્રીનું સ્ત્રીધન વાપરવાનો બીલકુલ હક નથી.

મયુખ પ્રમાણે નીચે પ્રમાણે છે,—તેમાં ત્રણ જુદી જુદી જાત પ્રમાણે ત્રણ જાતના વારસાના નિયમો છે.

૧ લગ્ન વખતની બક્ષાંસોના વારસો મિતાક્ષરા પ્રમાણે છે.

૨ લગ્ન પહેલાં અને લગ્ન પછી ગમે ત્યારે સગા તરફથી બક્ષીસમાં મળેલી મિલકતના વારસો નીચે પ્રમાણેઃ—

છોકરા, છોકરી, ( કુંવારી સાથે ), છોકરા, પરણેલી છોકરી જે વિધવા નથી તે સાથે, છોકરાના છોકરાના છોકરા અને તે બધાના અભાવે મિતાક્ષરા પ્રમાણે વારસો પહોંચે છે.

૩ ઉપર રકમ (૧) તથા (૨) માં બતાવ્યા વગરની તમામ મિલકત જેવી કે બાપ તરફથી વારસામાં મળેલી, જાતની રળેલી, ભરણપોષણ માટે મળેલી વીગેરેનો વારસો નીચે પ્રમાણે પહોંચે છે.

છોકરો, છોકરાનો છોકરો, છોકરાના છોકરાનો છોકરો, છોડી, છોડીનો છોકરો, અને તે બધાના અભાવે મિતાક્ષરા પ્રમાણે વારસો પહોંચે છે.

હાલમાં જે બ્રાહ્મણ વીગેરેની ન્યાતોમાં પલ્લુ આપવાનો રીવાજ છે તે પલ્લુ પ્રમુખના પહેલા કલાસ પ્રમાણે વારસામાં જાય છે. તે કાંઇ પણ રીતે સુલ્ક કહી શકાશે નહીં.

## દાય વિભાગ.

હિંદુ શાસ્ત્રમાં અવિભક્ત કુટુંબની બાબતમાં એક અનુમાન છે કે કુટુંબની બધી મિલકત અવિભક્ત છે, અને આવી મિલકતનો કાંઇ ભાગ ઇલાયદા પોતાની મિલકત છે. એમ સ્થાપન કરવાનો બોજો જે સખસ દાવો રાખતો હોય તેને શિર છે. મિલકતની વ્યવસ્થા ત્રણ રીતે થાય છેઃ—૧. વિભાગથી, ૨. પરહસ્તદાન અથવા બક્ષીસથી, અને ૩ વિલથી. આ વિભાગમાં વિભાગ વિશે કહેવામાં આવશે.

**એકત્ર રહેતું કુટુંબઃ**—એકત્ર કુટુંબ અવિભકત યા સંસૃષ્ટ હોય છે. અવિભકત કુટુંબમાં મુળ પુરૂષ અને તેના વંશજો તથા મુળ પુરૂષથી ઉતરેલા વંશજો ઔરસ એક પીંડના અથવા કાયદાસર દત્તક લીધેલા પુત્રો હોવા જોઇએ. પણ શુદ્રોમાં અનૌરસ પુત્રો ઔરસ પુત્રોના હક જેવા સરખા હકના માલીક છે. ત્રણ પેઢી સુધીજ એકત્ર રહેનાર અને કુટુંબનો વડીલ અથવા અમુક શાખાના મુળ પુરૂષથી વંશનો હક પહોંચે છે. ફક્ત મરદાનેજ ભાઇઓ ભાઇના પુરા હિસ્સા મળી શકે છે, પણ ધણી ધણીઆણી, મા, દાદી અને છોકરાઓનો વારસો લેવાનો ગુપ્ત એટલે અપુર્ણ હક રહેલો છે તે, વિભાગ થયેથી અમલ પકડે છે. જો કોઇ સગો ભાઇ અવિભક્ત મરી જાય તો તેનો ભાગ તેના પુત્રને આપવો. એકત્ર સ્થિતિનો નાશ અવિભક્ત મિલકતની વહેંચણી કરી દરેક સહવારસ પોતાનો મુકરર કરેલો હિસ્સો લે એટલે થાય છે. વહેંચણી કરતી વખતે બાપના અથવા બીજા વડીલના કરજના વિભાગ લેણદારોની અનુમતિથી પાડવા જોઇએ. વહેંચણી થયા પછી કરેલા કરજ અને બોજાઓ જે સખસો કરજ કરે છે અને બોજાઓ માથે લે છે તેજ સખસોને બંધનકારક છે. દીકરા, દીકરાના દીકરાઓ અને તેઓના દીકરાઓ વડીલો-

પાર્જીત અવિભક્ત મિલકતમાં બાપ પાસેથી જો વ્યાજબી કારણ હોય અથવા બાપની ઇચ્છા હોય તો ભાગ લઇ શકે છે.

**વિભાગ**—જો વહેંચણી કરતી વખતે મા ગર્ભવંતા હોય તો જ્યાં સુધી તેને પ્રસવ થાય ત્યાં સુધી વહેંચણી મોકુફ રાખવી. પણ ખબર ન હોય અને વહેંચણ કરતી વખતે ગર્ભસ્થાનની અંદર હોય એવા છોકરાનો પછીથી જન્મ થાય તો, તે છોકરાનો હિસ્સો પોતે પોતાના ભાઇઓ પાસેથી જાણે વહેંચણી કરતી વખતે જન્મેલો હતો તે પ્રમાણે તે પોતાનો હિસ્સો પુરો કરાવી લઇ શકે છે. પણ જો છોકરાની હયાતી વહેંચણ કરતી વખતે ગર્ભસ્થાનમાં ન હોય અને પછીથી જન્મે તો તેનો બાપના હિસ્સામાંથી ભાગ લેવાનો હક છે. અથવા જે ભાઇઓ બાપની સાથે સંસૃષ્ટ થયેલા છે તેઓના સાથે તે ભાગ લે છે. જ્યારે પછીથી જન્મેલા કે સંતુષ્ટ થયેલા છોકરાઓ ન હોય ત્યારે વિભક્ત થયેલા છોકરાઓ બાપના હિસ્સાના વારસ થાય છે.

નાતરાની ઓરતથી જે છોકરાં થયાં હોય તે ન્યાતના રીવાજ પ્રમાણે ઔરસ છે, અને તે વારસાના હક અને હિસ્સાની બાબતમાં લગ્ન થયેલા છોકરા બરાબર છે.

એકત્ર મિલકતમાંથી સહવારસનો વારસાના વિભાગ લેવાના હક વિષે વિભાગ માગવાનો હક ફક્ત જેઓ વારસ છે તેમને છે. સ્ત્રીઓને ભરણપોષણ લેવાનો હક છે તેથી તેઓ એકત્ર મિલકતમાંથી હિસ્સો માગી શકતી નથી.

વહેંચણ એકવાર કરવામાં આવે એટલે તે આખરની છે.

**વિભાગ કરવાની રીત**—વડીલોપાર્જીત જંગમ યા સ્થાવર મિલકતની વ્હેંચણી બરોબર એક સરખી હોવી જોઇએ, બાપને બમણો હિસ્સો લેવાનો હક નથી.

યજમાન વૃત્તીના વારસા વિષે કંઇ હીંદુ લૉ પ્રમાણે બીજી મીલકતના વારસા કરતાં ભેદ નથી. બીજી મીલકતની પેઠે એ પણ કાયદામાં મુકરર કરેલા વારસો લે છે.

સ્વપારજીત મીલકતની બાબતમાં માનિતી સ્ત્રીના છોકરાને વધારે અને બીજાઓને ઓછું અથવા એક વહાલા છોકરાને વધારે અને અળખામણા છોકરાઓને ઓછું એવી રીતે વહેંચણી કરવાને કોઇ હિંદુ સખસને અધિકાર નથી. છોકરાઓ પોતાની માના પ્રમાણ સિવાય એટલે કે ગમે તો એક માના છોકરા હોય યા ન હોય તો પણ તેઓને માથાદીઠ હિસ્સો મળે છે, તેઓના હિસ્સા માતૃ ભાગ પ્રમાણે થતા નથી. છોકરાઓ સિવાય બીજા સહવારસો થડ દીઠ વારસો લે છે એટલે કે જેની તરફથી તેઓ દાવો રાખે છે તેનો હિસ્સો તેઓ લે છે. જુદા જુદા ભાઇઓની અંદર તેઓના બાપના પ્રમાણે વ્હેંચણી થાય છે.

**વિભાગ કરવાનો કાળ**—વડીલોપાર્જીત મિલકતના વિભાગ પાડવાના ચાર કાળ ઠરાવ્યા છે. (૧) વિભાગ પાડવાની પિતાની ઇચ્છા હોય ત્યારે, (૨) પિતા જીવતા છતાં સંતતી થવાની આશા ન હોય અને માને સ્ત્રી ધર્મ આવતો બંધ થયો હોય ત્યારે પિતા ખુશી નહિ છતાં પણ પુત્રની ઇચ્છાથી, (૩) માને સ્ત્રી ધર્મ આવતો હોય અને પિતાની ઇચ્છા વિભાગ પાડવાની ન હોય અને મિલકત ઉડાવી દેતો હોય અથવા તે અસાધ્ય રોગથી પીડીત હોય તો પુત્રની ઇચ્છાથી અને (૪) પિતાના મરણ પછી વડીલોપાર્જીત મિલકતની વ્હેંચણી માની અનુમતિ સિવાય મુંબઇમાં થઇ શકે છે. બાપ અને દીકરા વડાલની તરફથી નિયમસર મળેલા ઘર અને જમીનમાં સરખા હીસ્સેદાર છે. પણ જે ધન બાપે પોતે મેળવેલું છે તે ધનમાં જો બાપ નાખુશ હોય તો છોકરાઓ પોતાના હકથી હીસ્સો લેવાને નાલાયક છે. વડીલોપાર્જીત મિલકતની વહેંચણી કરવાને પિતામહની સામે દાવો આણી શકાય નહિ, જો બાપ જીવતો હોય તો.

**વિભાજ્ય અને અવિભાજ્ય મિલકત**—અવિભક્ત કુટુંબમાંની મીલકતમાંથી ખર્ચ કરી તથા ગુજરાન ચલાવી મેળવેલું વિદ્યાદાન, મેળવનારના મરણ પછી કુટુંબની મિલકત ગણાય છે, અને તે મીલકત ઉપર તેની વિધવાનો હક નહિ પહોંચતાં કુટુંબના ભાગીદારોને મળે છે.

વિદ્યાધન નીચે પ્રમાણે છે.—(૧) તકરારી બાબતનો માંહોમાંહે નિકાલ કરવાથી મળેલું ઇનામ,

(૨) વિદ્યાભ્યાસ કરાવવામાં મળેલું ઇનામ યા દ્રવ્ય, (૩) ગોરપદામાં મળેલું દ્રવ્ય, (૪) એકાદી વિદ્યા સંબંધી વાદવિવાદમાં નીકળેલા સવાલને જવાબ સંતોષકારક પુરો કરી આપવાથી મળેલું દ્રવ્ય, (૫) કોઇ પણ વાક્યના શબ્દાર્થનો વહેમ દુર કરી આપવાથી મળેલું દ્રવ્ય, (૬) પોતાની વિદ્વતાની પ્રસીદ્ધ થવાથી મળેલું દ્રવ્ય, (૭) એકાદી વખતે વીદ્વતા સરખાવવામાં મળેલું દ્રવ્ય, (૮) શ્રેષ્ટ રીતે વંચકથી મળેલું દ્રવ્ય, (૯) કળા કૌશલ્ય હોંશીયારીમાં મળેલું દ્રવ્ય, (૧૦) અને અમુક પ્રકારના ખેલમાં જીતવાથી, યા સ્તુતીપાત્ર રમતથી મળેલું ઇનામ, તથા,—

યુદ્ધમાં જીત મેળવ્યાથી તેની બહાદુરીને યોગ્ય જે ઇનામ મળ્યું હોય તે, તથા યુદ્ધ થયા પછી અથવા પહેલાં લુંટમાં મળેલી મીલકત તે મેળવનારનું સૌર્યધન કહેવાય છે, માટે તે વિભાગથી બાતલ છે પણ જ્યારે સૌર્યધન મજીઆરી મીલકતના સાધનથી જેમકે રથ, શાસ્ત્ર વડે—વીગેરેથી પ્રાપ્ત કર્યું હોય તો તેના ભાગ પાડી શકાય છે. સૌર્યધન મેળવનારને બે હીસ્સા મળે છે, અવીભાજ્ય દ્રવ્યની વ્યવસ્થા એવી રીતે કરવી કે બધા ભાગીઆઓને ઘણામાં ઘણો ફાયદો મળી શકે.

રસ્તા, માર્ગ, કુવા, ટાંકાં, બાંધ વિગેરે બધાઓએ મજીયારાં રાખવાં, યજમાનવૃતી અથવા વતનની ઉપજ વહેંચી લેવી, અથવા વારા ફરતી ચલાવવી, પુજા અને બળીદાનની જગાઓ વિભાજ્ય ન હોવાથી ભાગીઆઓએ જુદા થયા પછી તેના વારા બાંધી પુજા કરવી. જો દેવની એક મૂર્તિ હોય તો જ્યેષ્ટ પુત્રને લેવા દેવી. ઘણી મૂર્તિઓ હોય તો મુખ્ય દેવ જ્યેષ્ટ પુત્રે રાખવા બાકીના વહેંચી લેવા. દેવ ખર્ચ માટે કાંઇ મીલકત કહાડી મુકી હોય તો બધા સખસે વારા ફરતી પુજા કરી તેનું ઉત્પન્ન લેવું. ચોપડીઓ, હથીઆર અને હુન્નરના ઓજાર રાચરચીલાં વીગેરે જે સખસો સારી રીતે તેનો ઉપયોગ કરી શકે તે સખસો ઘણું કરીને લે છે, ને બાકી મીલકતના બીજા ભાગ લે છે. રાજ્ય અને પ્રાચીન જમીન. દારી વડીલ છોકરાને લેવાનો હક છે. અને તેના વિભાગ થઇ શકતા નથી. પણ ન્હાના છોકરાઓને ભરણપોષણ લેવાનો હક છે. અને કુટુંબના મહેલમાં અથવા બીજે ઠેકાણે રહેવાનો તેઓનો હક છે એમ જણાય છે. કુટુંબની આબરૂ પ્રતિષ્ઠા રાખવાને માટે ખસુસ કરીને જમીન આપવામાં આવી હોય તે તથા સરકારે જે જમીન આપેલી હોય તે વડીલ છોકરાને મળે છે. લગ્ન સમયે જે માણસને તેની સ્ત્રીની સાથે જે કાંઇ બક્ષીસ મળી હોય તે માણસની જોડે એકત્ર મીલકતમાંથી લગ્નનું ખર્ચ કરવામાં આવ્યું હોય તો પણ તેની સ્વતંત્ર માલીકીની છે. તેમજ લગ્ન સમયે અસુર લગ્નમાં જે વરકન્યાના બાપને અથવા તેના સગાને બક્ષીસ આપી હોય તે પણ અવિભાજ્ય મીલકત છે.

જે વસ્ત્રને હંમેશાં ધારણ કરતો હોય, જે ઘરેણાંને હંમેશાં પહેરતો હોય, જે વાહન ઉપર હમેશાં બેસતો હોય, તે વસ્ત્ર, તે અલંકાર, અને તે વાહન તેની જ પાસે રહેવા દેવું, પણ તે કમજાસ્તી કીંમતના હોય તો વહેંચી લેવાં, જાનવર વીગેરે ન્યુનાધીક હોવાને લીધે વિભાગ પાડવામાં હરકત હોય તો, વડીલ ભાઇ પાસે રહેવા દેવાં. પણ જે માણસો જાનવર વેચવાથી નીર્વાહ ચલાવતા હોય તેઓએ વિભાગ પાડી લેવા. કુવા વીગેરે જળાશય ન્યુનાધીક હોય તો તેના વીભાગ કરવા નહીં, પણ સર્વ ભાગીદારે અનુક્રમે ઉપયોગ લેવા, પીતાનાં વસ્ત્ર આદી જે હોય તે તેના શ્રાધ સરાવનાર બ્રાહ્મણને આપી દેવાં. રાંધેલું અન્ન, ઘર, જમીન અને જમીન ઉપર આવવા જવાના રસ્તા અથવા બીજી જે વસ્તુ ધર્માર્થે સંકલ્પ કરી હોય તેના પણ વિભાગ પાડવા નહી. સ્ત્રીઓ ( સહવારસની સ્ત્રીઓ )ના વીભાગ થઇ શકતા નથી.

**નીચે લખેલી મીલકત** વિભાજ્ય છે. ૧ દક્ષીણ મહારાષ્ટ્ર દેશમાં ઇનામી મીલકત. ૨ મુંબઇમાં વતન, ૩ એકત્ર પ્રાપ્ત કરેલી જાગીર, ૪ ટોડાગ્રાસ, ૫ સ્વતંત્ર મીલકત નહીં પણ ઇલાયદા રહી પેદા કરેલી મીલકત, ૬ રાજાની ખાનગી મીલકત, ૭ જે જંગમ યા સ્થાવર મીલકત કુટુંબી મીલકતના ઉપયોગથી મેળવેલી હશે તે, ૮ કુટુંબી મીલકતથી ખરીદ કરેલી કાંઇ મીલકત, ૯ ધાર્મીક કામને માટે જે જમીન આપેલી હોય તેનો વહીવટ વ્હેંચી શકાય છે. તે જમીનના વિભાગ થઇ શકતા નથી. તે જમીન વેચી શકાતી પણ નથી. ખર્ચ ખુંટણ કહાડતાં જે કાંઇ બચે તેના વિભાગ થઇ શકે છે. ૧૦ કીંમતવાન લુગડાં લત્તાં જેવાં કે તેહેવાર વિગેરે શુભ અવસરે પહેરવાના પોશાક, ઘરેણાં ગાંઠાં વિગેરે મઝીયારાં છે, ૧૧ કુટુંબની આબરૂ પ્રતીષ્ટા રાખવાને માટે જે જમીન આપવામાં આવી હોય તેમાંથી જમીન વિગેરે ખરીદ

કરવામાં આવે તેના વિભાગ થઇ શકે છે. ૧૨ વર્ષાશન જે સખસને મળ્યું હોય તેના છોકરાઓ વચ્ચે તેવર્ષાસનના વિભાગ થઇ શકે છે. ૧૩ જે મીલકત સ્થાવર યા જંગમ કુટુંબની મીલકત મદદ સીવાય કોઇ સહવારસે મેળવેલી હોય તો તે મીલકત તેજ સહવારસની છે. અને તેના ભાઇઓનો અથવા બીજા સહવારસોનો કાંઇ હક નથી. ૧૪ દોસ્તદાર તરફથી જે કાંઇ બક્ષીસ મળી હોય તે બક્ષીસ મેળવનારની સ્વતંત્ર માલકીની મીલકત છે.

**વિભાગ વિષેનો પુરાવો.**—વિભક્તપણું સાબિત કરવાને માટે ફારગતીની જરૂર નથી. બીજા કોઇ પણ મજકુરની પેઠે વિભાગ પણ સાબિત કરાય. પણ લખેલી ફારગતી થયેલી હોય તો તે બહુ સરસ પુરાવો છે. વહેંચણના દસ્તાવેજમાં દર્શાવ્યા પ્રમાણે હરેક હિસ્સેદારને પોતાનો જુદો કબજો મળ્યો નથી ત્યાં સુધી ફક્ત તે દસ્તાવેજ ઉપરથી કુટુંબ વિભક્ત છે એમ સમજવું નહિ. હિંદુ કુટુંબની પ્રથમ સ્થિતિ એકત્ર છે એમ અનુમાન થાય છે, આવું અનુમાન સહવારસોના જુદા જુદા કૃત્ય બતાવવાથી રદ થઇ શકે છે. જુદી જુદી રસોઇ થઇ જુદુ જમણુ થતુ હોય તો તેથી કરીને વિભાગ થયા તેવું સાબિત થતું નથી. જો ભાઇઓ અવિભક્ત હોય તો રાંડેલી વહુને મિલકતમાંથી અન્ન વસ્ત્ર મળશે. એકત્ર ખાવાથી અવિભક્તપણાની નિર્ણયકારક સાબિતી નથી. જેઓની પેદાશ, ખર્ચ અને દોલત જુદાં જુદાં છે, અને જેઓ એક એકમાં આપ લે કરી વેપાર કરે છે તે નિઃસંશય વિભક્ત કહેવાય. ધણી, સ્ત્રી, બાપ અને છોકરો વિભાગ થયા પહેલાં એક બીજાને માટે જામીન થઇ શકતા નથી. જ્યારે ખરેખર વિભાગ કરવામાં આવે ત્યારે ધાર્મિક ફરજો પણ દરેકને માટે જુદી જુદી થાય છે. કુટુંબની એકત્ર મિલકતમાં પ્રત્યેક જણનો જુદો જુદો કબજો હોવાને લીધે તેઓ જુદા છે. લાગલાગટ દશ વર્ષ સુધીનો કબજો હશે તો વિભાગનો પુરાવો થઇ ચુકયો એમ સમજવું. ઉપજના વિભાગ પાડવાથી કુટુંબનું વિભકતપણું થઇ શકતું નથી. અવિભકત ભાઇની નિઃપુત્ર વિધવા પોતાના ધણીનો હિસ્સો લેઇ શકતી નથી તેમજ જુની બાયડીની છોડી પોતાના પિતાના ભાગ પડાવી શકતી નથી. જે માણસ મિલકત વિભકત છે એમ કહે તેને શીર તે સાબિત કરવાનો બોજો છે.

## પરચુરણ.

સાધારણ હિંદુ શાસ્ત્રના વારસાના નિયમથી જુદો કુટુંબનો રીવાજ સ્થાપન્ન કરવાને તે (રીવાજ) ઘણો જુનો અને અચળ છે એમ સાબેત કરવાની જરૂર છે. સારી રીતે સ્થાપન્ન થયેલા રીવાજનો અમલ કાયદા જેટલો છે. કોઈ હિંદુ કુટુંબમાં અમુક વારસાનો નિયમ છે એમ સાબેત થયેલું હોય અને તે પુરાતન, એક સરખો અને વ્યાજબી છે અને હિંદુ શાસ્ત્રના મુખ્ય મુળતત્વોની વિરૂદ્ધ નથી તે ધ્યાનમાં લેવાને ના કહેવી ન જોઇએ. કુટુંબની જાગીર વડીલ છોકરાને ઉતરે અને તેના નાના અને બીજા છોકરાઓનો ફકત ભરણ પોષણનોજ હક રહે એ રીવાજને કદી પુષ્ટી આપી શકાય નહિ. મુંબઇ ઇલાકાના ઠાકોર અને સરકારોમાં ચાલતા આવા રીવાજને જુદો નિયમ લાગુ પડશે.

## બક્ષીસ.

કુટુંબનું પોષણ કરતાં બાકી રહે તે મિલકત બક્ષીસ થઇ શકે, જે સખસો કાયદાસર વારસ થવાને શરીરની કીંવા મનની અશક્તતા ધરાવતો હોય તેમને બક્ષીસ આપવાને પ્રતિબંધ છે. વિધવાએ બક્ષીસ આપી હોય તો તેમાં વાલીની અથવા વારસની સંમત્તિની જરૂર જણાય છે



# મુસલમાની શરેહ.

મુસલમાની લોકોનો દિવાની કાયદો હિંદુઓની પેઠે બેશક ધર્મને લગતો છે, કાયદાના બે મોટા શાખા સંપ્રદાય છે. એક સુની અને બીજો શિયા. સુનીનો મત હિંદુસ્તાનના ઘણા ભાગમાં ચાલે છે, અને શિયાનો પંથ લખનોરમાં ચાલે છે.

**વારસા બાબતમાં**--સ્થાવર અને જંગમ અથવા બાપ દાદાની અને આપ કમાઇની મિલકતમાં કાંઇ ભેદ નથી, શ્રેષ્ટત્વના કારણથી કાંઇ જેષ્ટ હક મળતો નથી. મિલકતનો વારસો લેવામાંથી બાયડી-ઓને બાતલ કરવામાં આવી નથી. તેમ મિલકતપર સ્વાધીન કરવાનો સંપુર્ણ અખત્યાર છે. કોઇ માણસની મિલકત તેના મુઆ પછી તેના હયાત વારસોને મળે છે પણ પ્રતિનિધીત્વનો હક ચાલતો નથી, કેમકે નજદીકનાં સગાં હોય તો દુરનાં સગાં વારસામાંથી બાતલ થાય છે. વારસોમાંથી કોઇ પણ કાંઇ અર્થ માટે પોતાના ભાગના વારસા ઉપરથી હાથ ઉઠાવી શકે છે. તોપણ વહેંચણ કરતી વખતે તેને વારસામાં ગણવો જોઇએ; નહિ તો બીજા ભાગીદારના હિસ્સામાં ફેર પડે. અનૌરસ સંતતિને તેમની મા અને મા ભણીનાં સગાં તરફથીજ વારસો મળી શકે છે. વારસનો જન્મ થવોજ જોઇએ એમ નથી, પણ જે સખસને વારસો લેવાનો તે દાવો કરે છે તેના મરણ પહેલાં જો તે ગર્ભમાં હોય, અને પછી જીવતો જન્મ્યો હોય, તો કાયદા સંબંધી કાર્યને માટે બસ છે. સામાન પાયરીનાં સ્ત્રી અને પુરૂષોને જ્યારે સંઘાતે વારસો મળે છે, ત્યારે સ્ત્રીનો ભાગ પુરૂષના ભાગ કરતાં અડધો છે. આ નિયમ આંગળીયાટ ભાઇઓ અને બેનોની ( જેમની મા એક અને બાપ જુદા જુદા ) બાબતમાં લાગુ પડતો નથી. બાકી બીજી સર્વ બાબતમાં લાગુ પડે છે. મનુષ્ય વધ થવાથી વારસો મળવાનો અટકાવ થાય છે. વહેંચણ થાય નહિ ત્યાં લગી મિલકત મરનારની ગણાય છે. તેથી તેના મુવા પછી તેમાં કાંઇ વધારો થાય તો તે એ મિલકતનો ભાગ ગણાય છે.

## સુનિના મત પ્રમાણે ઉત્તરાધિકાર.

ગુજરી ગયેલા સખસની મિલકતનો વારસો લેવાને સાત હકદાર છે, ૧ કાયદાસર હિસ્સેદાર, ૨ શેષાધિકારી, ૩ દુરનાં સગાં, ૪ કરારથી ઠરાવેલો ઉત્તરાધિકાર, ૫ માની લીધેલો સગો, સર્વસ્વમૃતદાન ગ્રાહી, ૭ સરકાર.

**૧. કાયદાસર હિસ્સેદાર**---એટલે ગુજરી ગયેલાના અમુક સગાઓ જેઓને વાસ્તે કાયદામાં કેટલાક મુકરર ભાગ ઠરાવેલા છે તે.

**૨. શેષાધિકારી**—એટલે કાયદાસર હિસ્સેદારના હક પતાવ્યા પછી બાકી રહેલી મિલકત લેવાને મરનાર જે બીજાં સગાંનો હક પહોંચે છે તેમને શેષાધિકારી કહે છે.

**૩. દુરનાં સગાં**—એટલે જેઓ કાયદાસર વારસ નથી અને શેષાધિકારી પણ નથી એવાં ગુજરનારનાં સર્વ સગાંને દુરનાં સગાં કહે છે.

**૪. કરારથી ઠરાવેલો ઉત્તરાધિકાર**—એટલે આ ત્રણ વર્ગનાં સગાં ન હોય તો વારસો કરારથી ઠરાવેલા ઉત્તરાધિકારને મળે છે તે.

**૫. માની લીધેલો સગો**—એટલે કોઇ પરાયો માણસ જે પોતાના સગા જેવો છે એવું ગુજરનારે માન્યું હોય અને એ રીતનું તેનું માનવું પાછળથી કદી ફર્યું ન હોય એવો સખસ ઉત્તરાધિકારી થાય છે.

**૬. સર્વ સ્વમૃતદાન ગ્રાહી**—એટલે જેને ગુજરનારે પોતાની બધી મિલકતનું વસિયતનામાથી દાન આપ્યું હોય તે છે. પણ મરનારના સગામાંથી કોઇ પણ જીવતું હોય તો મરનાર આવું દાન કરી શકતો નથી.

**૭. સરકાર દાખલ થવું**—એટલે ઉપર લખેલા સખસોમાંનો કોઇ પણ ન હોય તો મિલકત સરકાર દાખલ થાય છે.

## ૧ કાયદાસર હિસ્સેદાર.

આ હિસ્સેદાર ( મરનારનાં સગાં ) બાર છે. તેમાં પુરૂષ ચાર, અને સ્ત્રીઓ આઠ છે તેમાં પુરૂષ વર્ગમાં—૧ બાપ, ૨ ખરો દાદો, ૩ આંગળીયાટ ભાઇ, અને ૪ વર; સ્ત્રીઓમાં—૧ દીકરી, ૨ દીકરી ગમે તેટલી ઉતરતી પેઢીએ, ૩ સગી બેન, ૪ ઓરમાન બહેન, ૫ આંગળીયાટ બેન, ૬ મા, ૭ ખરી દાદી અને, ૮ વહુ.

તમામ હિસ્સેદારોને એકજ વખતે સંગ્રાતે હિસ્સા મળતા નથી. બાપ, મા, વર, વહુ અને દીકરીઓને હમેશાં કાંઈ પણ ભાગ મળવાનો હક છે. બાકીના સાત હિસ્સેદાર પોતાના કરતાં ગુજરનારનાં વધારે પાસેનાં સગાંની હયાતીના વારસામાંથી બીલકુલ અથવા થોડા બાતલ થવાને પાત્ર છે. માની હયાતીના કારણથી આંગળોયાટ ભાઇ અને બેન વારસમાંથી બાતલ થતાં નથી. બાતલ થવાનો આ નિયમ શેષાધિકારીઓને પણ લાગુ પડે છે. કાયદાસર હિસ્સેદારનો જે હિસ્સા ઉપર હક પહોંચે છે તે નીચે મુજબ.

હિસ્સા આ પ્રમાણે હોય છે, $\frac{1}{2}$, $\frac{1}{4}$, $\frac{1}{8}$, $\frac{2}{3}$, $\frac{1}{3}$, અને $\frac{1}{6}$.

૧ **વરને** જો મરનાર બાયડીને છોકરાં અથવા દીકરાઓનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં હોય તો $\frac{1}{4}$, અને જો બીલકુલ ન હોય તો $\frac{1}{2}$ મળે છે.

૨ **વહુને**—જો મરનાર ધણીને છોકરાં, અથવા છોકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં હોય તો $\frac{1}{8}$, અને જો બીલકુલ ન હોય તો $\frac{1}{4}$ હિસો મળે છે; જો એક કરતાં વધારે વહુ હોય તો તેમણે સર્વે ઠરાવેલો હિસ્સો સરખે ભાગે વહેંચી લેવો જોઇએ.

**દીકરીઓને**:—જો મરનાર સખસને દીકરા ન હોય તો, એક દીકરીને $\frac{1}{2}$, અને બે અથવા વધારે દીકરીઓ વચ્ચે $\frac{2}{3}$,

૪. **દીકરાની દીકરીઓ**;—જો મરનાર સખસને દીકરીઓ અને દીકરાના દીકરા ન હોય તો દીકરાની દીકરીઓને, દીકરીઓ માફક વારસો મળે છે. એટલે એક દીકરીને $\frac{1}{2}$. અને બે અથવા વધારે દીકરીઓ હોય તો $\frac{2}{3}$: જો દીકરા અથવા દીકરાના દીકરા ન હોય, પરંતુ માત્ર એક દીકરી હોય તો, દીકરીની દીકરીને $\frac{2}{3}$ ભાગ, જે બે અથવા વધારે દીકરીઓ લેત તેમાંથી $\frac{1}{2}$ ભાગ જે એ એક દીકરી લેશે, તે બાદ કરતાં જે રહે તેટલો હિસ્સો મળશે. એટલે $\frac{1}{6}$, દીકરાના દીકરા સાથે તેઓ શેષાધિકારી થાય છે, જો એક કરતાં વધારે દીકરીઓ હોય તો દીકરાની દીકરીને કાંઇ મળતું નથી.

૫ **બાપને**–જો મરનારને દીકરા અથવા દીકરાના દીકરા ગમે તેટલી ઉતરતી પેઢીના હોય તો $\frac{1}{6}$ પણ દીકરા વિગેરે ન હોય તો બાપ શેષાધિકારી થાય છે.

૬ **માને**–જો મરનારને છોકરૂં હોય અથવા દીકરાનું છોકરૂં ગમે તેટલી ઉતરતી પેઢીનું હોય અથવા બે કે વધારે ભાઇઓ અને બહેનો હોય પછી તેઓ પુર્ણ રક્તનાં હોય અથવા અર્ધ રક્તનાં હોય તો $\frac{1}{6}$, પણ જ્યારે ધણી અથવા ઓરત અને માબાપ મુકીને કોઇ ગુજરી ગયું હોય ત્યારે ઓરત, અથવા ધણીના હિસ્સા આપ્યા પછી જે બાકી રહે તેનો $\frac{1}{3}$ માને મળે છે. બીજી બધી બાબતમાં પણ $\frac{1}{3}$ મળે છે. ઓરમાન મા કાયદામાં મા ગણાતી નથી.

૭ **ખરો દાદો**—મરનારને બાપ ન હોય અને જે હકીકત છતાં બાપને વારસો મળે છે તેવી જ હકીકત હોય ત્યારે ખરા દાદાને બાપનો હિસ્સો મળે છે એટલે $\frac{1}{6}$ હિસ્સો મળે છે.

૮ **ખરી દાદી**—મરનારને મા ન હોય તો તેને $\frac{1}{6}$ મળે છે. માની હયાતીના કારણથી બાપની મા અને માની માને વારસો મળતો નથી, પણ બાપની હયાતીના કારણથી તો માત્ર બાપની મા વારસામાંથી બાતલ થાય છે.

૯ **સગી બેનો**–મરનારને છોકરાં અથવા દીકરાના છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં અને બાપ અથવા ખરો દાદો અને સગો ભાઇ, એઓ ન હોય ત્યારે સગી બેનોને દીકરીઓની પેઠે મળે છે; એટલે એક બેન હોય તો તેને $\frac{1}{2}$, બે અથવા વધારે બેનો હોય તો તેઓ વચ્ચે $\frac{2}{3}$ ભાઇઓ સાથે સગી બેનો શેષાધિકારી થાય છે.

૧૦ **ઓરમન બેનો**–મરનારને સગી બેનો ન હોય અને જે હકીકત છતાં સગી બેનોને વારસો

મળે છે તેવી હકીકત હોય ત્યારે તેમને સગી બેનોનો હિસ્સો મળે છે, એટલે એક ઓરમાન બેન હોય તો તેને ½, અને બે અથવા વધારે ઓરમાન બેનો હોય તો તેઓ વચ્ચે ⅔, પરંતુ જો એક સગી બેન હોય તો ⅔ માંથી ½ બાદ કરતાં જે બાકી રહે તેટલો હિસ્સો તેમને મળે છે એટલે ⅙.

**૧૧ આંગળીયાટ ભાઇઓ અને બેનો**—મરનારને છોકરાં ન હોય અથવા છોકરાનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં ન હોય, અને બાપ અને ખરો દાદો ન હોય, ત્યારે જો એક હોય તો ⅙ અને બે અથવા વધારે હોય તો ⅓ મળે છે, આ વર્ગના હિસ્સેદારોમાં સ્ત્રી પુરૂષમાં ભેદ રાખ્યા વગર પુરૂષને સ્ત્રીના જેટલુંજ મળે છે.

N. B. બધા હીસ્સેદારોનો હીસ્સાનો સરવાળો એક કરતાં વધી જાય તો બધામાંથી પ્રમાણસર કમી થાય.

**૧૨ શેષાધિકારી**—શેષાધિકારી બે પ્રકારનાં છે. એક સગાઇથી અને એક વિશેષ કારણથી. સગાઇથી થયેલા શેષાધિકારીના ત્રણ વર્ગ થઇ શકે, ૧ પોતાનાજ હકથી, ૨ જેઓ બીજાની સાથે શેષાધિકારી થાય છે તે, અને બીજા કોઇના હકથી થયેલા.

પહેલા વર્ગમાં ગુજરનારની સાથેના જેના સગપણની ઓળમાં કોઇ બાયડી આવી જતી નથી, એવો હરેક પુરૂષ આવે છે. તેમના પણ વળી ત્રણ વિભાગ થઇ શકે. ૧ ઉતરતી પેઢીના; ૨ ચઢતી પેઢીના, ૩ શાખા સંબંધી; ઉતરતી પેઢીના શેષાધિકારી, એઓ ગુજરનારના સીધાવંશની નર જાતીની પ્રજા છે. એટલે દીકરો, દીકરાનો દીકરો, દીકરાના દીકરાનો દીકરો, ઇત્યાદિ, ગમે તેટલી ઉતરતી પેઢીના, જ્યાં લગી પાસેની પેઢીમાં કોઇ હોય ત્યાં લગી દુરની પેઢીવાળાનો હક પહોંચતો નથી. ચઢતી પેઢીના, શેષાધિકારી, એઓ ગુજરનારના બાપ ભણીના પુર્વજો છે, એટલે બાપ, દાદો, દાદાનો બાપ, ઇત્યાદિ જ્યાં સુધી પાસેની પેઢીવાળો હોય ત્યાં લગી દુરની પેઢીવાળાનો હક પહોંચતો નથી.

**શાખા સબંધીમાં**—પ્રથમ બાપની પ્રજા આવે છે. એટલે મરનારના ભાઇઓ અને તેમના દીકરા ગમે તેટલી ઉતરતી પેઢીના. પછી દાદાની સંતતી આવે છે, એટલે મરનારના કાકા અને તેમના દીકરા આધામાં આધી પેઢીના. ત્યાર પછી દાદાના બાપની સંતતી અને તેમના દીકરા ગમે તેટલી ઉતરતી પેઢીના આવે છે અને એ રીતે તેથી આઘેના પુર્વજો વિષે સમજવું. છેક પાસેના સગાનો હક તેથી દુરના સગા કરતાં પહેલો પહોંચે છે અને સરખા પાયરીવાળામાં અર્ધરક્તના સગાં કરતાં પુર્ણ રકતના સગાનો હક અધિક પહોંચે છે.

**સગાઇના** કારણથી થયેલા બીજા વર્ગમાં શેષાધિકારી એઓ અમુક સ્ત્રીયો છે કે જેમને પોતાના સરખી પાયરીના પુરૂષો ન હોય ત્યારે કાયદાસર હિસ્સો લેવાનો હક છે, તોપણ તેઓ એવા પુરૂષો હોય ત્યારે તેમની સાથે શેષાધિકારી થાય છે. દીકરીઓ, દીકરાની દીકરીઓ, સગી બહેનો, અને ઓરમાન બેનો એ આ પ્રકારના શેષાધિકારી છે.

**ગુજરનારની** એક અથવા વધારે દીકરીઓની હયાતીમાં તેની બેનો ત્રીજા વર્ગના શેષાધિકારીમાં આવે છે.

**કોઇ છોડાવેલો** ગુલામ મરી જાય અને તેની પાછળ નર જાતિનો કોઇ શેષાધિકારી ન હોય તો તે ગુલામનો મુક્ત કરનાર અથવા મુક્ત કરનારી વિશેષ કારણથી શેષાધિકારી થાય છે. શાથી કે મરનારના હિસ્સેદારને તેમજ નારી જાતિની શેષાધિકારીને આવી બાબતમાં વારસો મળતો નથી.

**૩. દુરનાં સગાં**—કાયદાસર હિસ્સેદાર અને શેષાધિકારીમાંનું કોઇ પણ ન હોય તો વારસો દુરનાં સગાંને મળે છે. તેના ચાર વર્ગ થઇ શકે, ૧ દીકરીઓનાં અને દીકરાની દીકરીઓનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં, પછી તેઓ પુરૂષ હો કે સ્ત્રી હો. ૨ ખોટા દાદા અને ખોટી દાદી. ગમે તેટલી ચઢતી પેઢીયે, ૩ સગી અને આંગળીઆટ તથા ઓરમાન બેનનાં છોકરાં અને ભાઇની દીકરીઓ ગમે તેટલી ઉતરતી પેઢીની, અને આંગળીઆટ ભાઇના દીકરા. ૪ બાપની બેનો, આંગયાળીટ કાકા, અને મામા તથા માશીયો તથા તેમનાં છોકરાં.

આ વર્ગમાંના દરેક વર્ગવાળા પોતાનાથી ઉતરતા વર્ગવાળાને વારસામાંથી બાતલ કરે છે. દરેક વર્ગવાળા સખસોમાંથી વારસો લેવાનો વધારે હક કોનો છે તે સંબંધી ધોરણ આ પ્રમાણે છે. ૧ પાસેના

સગાં હોય ત્યાં લગી દુરનાં સગાનું પહોંચતું નથી ૨ વારસ નથી એવા કોઇ સખસના હકથી દાવો રાખતો હોય તેઓના કરતાં કોઇ વારસની તરફથી દાવો રાખનારનો હક અધિક ગણાય છે.

૩ પૂર્ણ રક્તવાળાં સગાં હોય તો અર્ધ રક્તવાળાં સગાં વારસામાંથી બાતલ થાય છે. ૪ પુરૂષની તરફથી વારસાનો હક રાખનારાને સ્ત્રીની તરફથી હક રાખનારા કરતાં બમણું મળે છે. ૫ માની ભણીથી વારસાનો દાવો રાખનારા કરતાં બાપની ભણીથી વારસાનો દાવો રાખનારને બમણું મળે છે. ૬ વારસાનો દાવો રાખનારમાં નરનારીના ભેદને લીધે તેમના વારસા લેવાના હકમાં કે તેમના હિસ્સાના વિસ્તારમાં કાંઇ ન્યુનાધિક થતું નથી.

**પરચુરણ**—જે સખસની ભાળ લાગતી ન હોય એવા માણસની મિલકત ૯૦ વર્ષ લગી અનામત રહેવા દેવી, બે અથવા વધારે સખસો એકજ વખત ગુજરી જાય અને પ્રથમ કોણ ગુજરી ગયું તે નક્કી થતું ન હોય તો સર્વે એકજ વખતે ગુજરી ગયા અને મરનારની પાછળ જે જીવતા રહ્યા તેમને તેનો વારસો એવી રીતે વહેંચી આપવો જોઇએ કે મુળ માલિકની સાથે જે વચલા વારસો ગુજરી ગયા તે જાણે જન્મ્યાજ નહોતા.

## શિયા સંપ્રદાય.

આ મત પ્રમાણે ઉત્તરાધિકારની વ્યવસ્થા કરવાનાં ત્રણ ધોરણ છે. ૧ લગ્ન, ૨ રક્ત સંબંધ, અને ૩ વિલ. લગ્નના કારણથી થયેલાં વારસ વર અને વહુ છે. તેઓ બધી બાબતોમાં સુની લોકની પેઠે પોતાના હિસ્સા લે છે. એક લોહીના વારસ ન હોય તો વહુની તમામ મિલકત તેનો વર લે છે પણ એવીજ હકીકત હોય ત્યારે વહુનો તો માત્ર પોતાના કાયદાસર હિસ્સા ઉપર હક પહોંચે છે અને શેષ ધન સરકારમાં જાય છે.

૨ એક લોહિના વારસના ચાર વરસ થઇ શકે. **પહેલા** વર્ગમાં બે ભાગ છે. ૧ માબાપ અને ૨ છોકરાં અને છોકરાંનાં છોકરાં ગમે તેટલી ઉતરતી પેઢીનાં. **બીજા** વર્ગમાં પણ બે ભાગ છે. ૧ માબાપના બાપ, તેમનાં માબાપ અને બીજા પૂર્વજો ગમે તેટલી ચઢતી પેઢીનાં અને ૨ ભાઇઓ અને બેનો અને તેમનાં વંશજ ગમે તેટલી ઉતરતી પેઢીના. **ત્રીજા** વર્ગમાં કાકા અને મામા, ફોઇઓ અને માસીયો અને ગમે તેટલી આધી પેઢીના તેમના વંશજ આવે છે. **ચોથા** વર્ગમાં બાપના અને માના કાકા અને મામા, ફોઇઓ અને માશીયો અને ગમે તેટલી ઉતરતી પેઢીના તેમજ વંશજ આવે છે. **આ ચાર** વર્ગોમાંનો પ્રત્યેક પોતાનાથી ઉતરતી પેઢીને વારસામાંથી બાતલ કરે છે પરંતુ વર્ગના એક ભાગથી બીજો ભાગ બાતલ થતો નથી. **સરખો પાયરીના** સગામાં પૂર્ણ રક્તનાં સગાં હોય તો અર્ધરકતનાં સગાનું કાંઇ પહોંચતું નથી. **વારસો** અથવા તેઓ જેની તરફથી વારસના કારણથી તે દાવો કરે છે, તે માણસો નરનારી હોવાના કારણથી, સુનીવાળા સંપ્રદાયમાં ભેદ રાખવામાં આવે છે તેવો ભેદ શિયા સંપ્રદાયમાં રાખવામાં આવતો નથી. **પ્રત્યેક વર્ગ**માં પાસેનો સગો પોતાનાથી વેગળાનાં સગાને વારસામાંથી બાતલ કરે છે. **કાયદેસર** હીસ્સેદારો સુની લોકના પ્રમાણેજ છે.

## વીલ.

પુખ્ત ઉમ્મરનો માણસ; કોઇપણ માણસના લાભમાં વીલ કરી શકે છે પણ તે માણસ હયાતીમાં હોવો જોઇએ. બક્ષીસમાં જેમ હયાતી, બક્ષીસ કરતી વખતે જોવાની છે, તેમ આ બાબતમાં હયાતી વીલ કરનારના મરણ વખતે જોવાની છે.

વીલ કરનારની પાસે કબજો હોવાની આ કેસમાં ખાસ જરૂર નથી.

જેના લાભમાં વીલ કરવામાં આવ્યું હોય તેણે તે વીલના લાભ ગ્રહણ કરવા જોઇએ પણ જો આ માણસ કંઇ હા, અગર ના કહેતો હોય નહિ તો, અનુમાનજ થશે કે તેણે તે સ્વિકાર્યું છે.

બક્ષીસની પેઠે જીંદગી પર્યંતની મિલકત વીલથી થઇ શકતી નથી. આખી મિલકત આપી શકાય. પારકા માણસના લાભમાં વીલ હોય તો ૩ે પળે પણ વારસો કબુલ કરે તો આખુ મળે. પણ જો વીલ વારસના લાભનું હોય તો વારસને બીલકુલ મળતુ નથી પણ જો બીજા વારસો હા કહે તો તે આખુ છે. મુસાનો નિયમ આમાં લાગુ પડતો નથી. મુસાના નિયમ માટે જુઓ બક્ષીસ.

## બક્ષીસ.

ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી એક્ટ લાગુ પડતો નથી તેથી મુસલમાની સરેહ પ્રમાણે બક્ષીસ થઇ શકે. પુખ્ત ઉમરનો માણસ એટલે ૧૮ વરસનો અને કોઇક બતાવેલા કેસમાં

૨૧ (પુખ્ત ઉમ્મરનો કાયદો) વરસનો માણસ.

જીવતા માણસને અથવા ગર્ભમા હોય તેને, બક્ષીસ આપી શકે છે. નીચેની મિલકત બક્ષીસ આપી શકાય.

હયાતીમાં હોય તે મીલકત.

જે મીલકતની કીમત થઇ શકતી હોય તેવી અમુક મીલકત,

જે મીલકત બક્ષીસ આપનારના કબજામાં હોય તે, કારણ કે બક્ષીસ આપતી વખતે કબજો આપવામા આવે છે પણ જે મીલકતનો કબજો હોઇજ શકે નહિ તેમાં કબજાની જરૂર નથી.

બક્ષીસ આપનારે નીચે પ્રમાણે કરવું જોઇએ;—

બક્ષીસ લેનારને અથવા તો તે સગીર હોય તો તેના વાલીને કબજો આપવો જોઇએ.

પણ જો તે પોતાની સ્ત્રી હોય તો પોતે રાખે તેમાં કઇ વાંધો નથી. જો વાલી પોતાના હાથ નીચેના સગીરને આપે અને પોતે કબજો રાખે તો વાંધો નહી.

જો બક્ષીસ આપનારની કઇ પણ મીલકત બક્ષીસ આપેલી મીલકત ઉપર હોય તો બક્ષીસ કાયદેસર ગણાતુ નથી.

બક્ષીસ લેનારે બક્ષીસનું ગ્રહણ કરવું જોઇએ.

બક્ષીસમાં નિચેના હક પેદા કરી શકાય;—

જીંદગી પર્યંતના હકનું બક્ષીસ થઇ શકતું નથી. એટલે કે અ માણસ પોતાની મીલકત બે માણસને જીવતાં સુધી ભોગવવા આપે અને પછી બ ના મરણ બાદ ક ને લેવાનુ બક્ષીસ કરે તો તે ખોટું છે આવા કેસમાં બ માણસ સંપુર્ણ મીલકત લઇ લે છે.

મીલકત જુદી કરીને આપવી જોઇએ. જો એક મીલકત બે જણાને સઇયારી આપે તો તે ખોટું. અથવા તો જો અ માણસ પોતાનો વગર વહેંચાયલો ભાગ કોઇને આપે તો તે ખોટું. અમુક ચોકસ કરેલો ભાગ બક્ષીસમા આપવો જોઇએ, આ નિયમના અપવાદ નીચે પ્રમાણે.

(૧) મોટી જમીનદારીમા જેમાં વહેંચણ થઇ શકતી નથી, પણ જમીનની આવક ફક્ત ખવાય છે. (૨) વીલમાં (૩) વકફમા, (૪) જ્યારે બક્ષીસ લેનારો તેજ મીલકતમા ભાગીઓ હોય તો. (૫) જો વગર વહેંચાયલી મીલકતનો પછીથી વેચીને બક્ષીસ લેનારો કબજો લે તો, આ નીયમનો મુસાનો નીયમ કહે છે.

બક્ષીસ બધી મીલકતનું થઇ શકે—પણ મરણ વખતની બક્ષીસ વીલથી આપેલી મીલકત જેવી છે. પણ મરણ વખત કોને કહેવા એ સવાલ ઉઠશે. જે માણસને મનમાં મોતનું ભય આવી ગયું હોય અને આવી સ્થાતીમાં જો કઇ બક્ષીસ કરે તો તે મરણ વખતની બક્ષીસ કહેવાય. પણ માણસ હમેશાં માંદો રહેતો હોય અને આવા માણસ બક્ષીસ કરે તો કઇ નહી. કારણ કે હમેશા માંદા રહેનારને મરણનો ભય છે એવું કહી શકાય નહી. પણ હમેશાના મંદવાડ કરતાં કંઇ વધ્યું હોય, એવા સંજોગોમાં કહે તો, મરણ વખતની બક્ષીસ કહેવાય.

## ધર્માદય.

(૧) મુસલમાની સરેહ પ્રમાણે આને (વકફ) કહે છે. વકફમાં નીચેના નીયમો લાગુ પડે છે. (૧) વકફ એટલે દેવની સેવાને અર્થે કાઇ મિલકત અપણ કરવી. (૨) વકફ નિચેનો માણસ કરી શકે;—પુખ્ત ઉમરનો માણસ (પુખ્ત ઉમરના કાયદા પ્રમાણે) મુસલમાની સરેહ પ્રમાણે પાકી ઉમરનો માણસ પણ હાલમાં પુખ્ત ઉમરનો કાયદો લાગુ પડે છે નિચેની મિલકત વકફ તરીકે આપી શકાય છે;—(૩) સ્થાવર મીલકત, વકફ હંમેશને માટે રહેવાનું છે તેથી જંગમ મીલકતનુ વકફ થઇ શકતું નથી. પણ હાલમાં પૈસાનુ વકફ કરાવવા દેવામાં આવે છે. તેમ છતાં પણ કેટલીક વસ્તુઓ જેનો જલદીથી નાશ થાય તેમ છે તેનું વકફ થઇ શકતું નથી. (૪) વકફની ક્રીયામાં અમુક શબ્દોની કાંઇ જરૂર નથી, પણ શબ્દોમાંથી એવો અર્થ નીકળવો જોઇએ કે ફલાણી મીલકત મુસલમાની સરેહ પ્રમાણેના ધર્માદાના કામો માટે બક્ષીસ કર-

વામાં આવી છે. (૫) નીચેના કામો માટે વકફ થઇ શકે,—જે ધર્માદા કામો હમેશાં ટકે એવાં હોય તેને માટે જે કામો મુસલમાની સાહેબથી ધર્માદા ગણાય તેવાં જેવાં કે, ગરીબ માટે જાત્રા માટે (લોકોને) લગ્ન લોકોનાં દેવલ માટે, કોઇ મોટા માણસની મસીદ ઉપર આવી રીતે. (૬) વકફ કરનારે તેણે વકફ કરતી વખતે કબજો વિગેરે આપી દેવું જોઇએ અને પોતે કંઇ પણ હક રાખવો જોઇએ નહિ. (૭) વકફ કંઇ પણ સરત વગર કરવો જોઇએ. (૮) નવા વકફ એકટ પ્રમાણે વકફ કરનાર પોતાને ને પોતાના વંશજોનો વહીવટનો હક રાખી શકે.

**ધર્માદા ધન**—બીજી મીલકત સાટે બદલામાં આપી શકાય નહિ, પણ આ બદલામાં ધર્માદા ધનના કાયદાની વાત હોય, અને રાજ કર્તાનો અનુમત હોય તો, એ પ્રમાણે થઇ શકે. ધર્માદા ધનના ઉઘાડા કાયદા સિવાય તે ત્રણ વરસ કરતાં વધારે મુદતને માટે ઇજારે આપી શકાતું નથી. અર્પણ કરનારની ધારણાના તાત્પર્ય પ્રમાણે સદા અમલ કરવો જોઇએ. વંશજોના ગુજરાનને માટે આપેલા ધર્માદયમાંથી જે લાભ ઉત્પન્ન થાય તે એ વંશજો વચ્ચે સરખે ભાગે વહેંચી આપવો જોઇએ ધર્માદા ધનના ધર્મ કામના તપાસ રાખનારની જગો સ્ત્રીને મળી શકતી નથી, પરંતુ તે વ્યવહારિક કામની તપાસ રાખનારી થઇ શકે.

## કરાર વિષે.

**દેવું અને ગીરો**—વારસો પોતાના વડીલોના દેવાને સારૂ માત્ર તેમણે મિલકત મુકી હોય તેટલે દરજ્જે જવાબદાર પોતાના લેણદારોને નુકશાન થાય એવી રીતે પોતાના મરણ વખતે પોતાની મિલકત વસિઅતનામાથી અથવા બીજી રીતે પરહસ્તગત કરી શકતો નથી.

લેણદારો હોય તોપણ, કોઇપણ માણસ પોતાની મીલકત વેચાણ અથવા ગીરો મુકી શકે છે. આવા કેસમાં લેણદારોનો ફકત ઉપાય એટલોજ છે કે તેઓએ એવું સાબીત કરવું જોઇએ કે તેઓના દેવાદારે પોતાની મીલકત લેણદારોમાંથી ઉગારવા માટે બીનઅવેજે ગીરો અથવા વેચાણ કરી છે અથવા તો જો, અવેજ આપવામાં આવ્યો હોય તો વેચાણ ગીરો રાખનારે લેણદારોને ઠગવા વાસ્તે રોકડા પૈસા આપી દેવાદારને નસાડી મુક્યો છે. ( ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી એકટ કલમ ૫૩.)

દેવાદાર વીલ કરે તો લેણદારો પોતાના લેણા પૈસા વીલથી લેનાર પાસેથી વસુલ કરી શકે છે.

દેવાદાર બક્ષીસ કરે તો લેણદારો પોતાના લેણા પૈસા બક્ષીસ કરેલી મીલકતથી વસુલ કરી શકે છે પણ આ હકનો ઉપયોગ કરવાને માટે એવું સાબીત કરવું જોઇએ કે બક્ષીસ કરતી વખતે બક્ષીસ કરનારની પાસે પોતાના લેણદારોને આપવા જેટલી મીલકત હતી નહીં.

દેવાદાર મરી ગયા પછી જો તેના છોકરાઓ અથવા વારસો મીલકતનો કબજો કરી મીલકત વેચી ખાય તો લેણદારોનો તે મીલકત વેચાતી રાખવા ઉપર કંઇ પણ હક નથી. પણ જો વેચાણ રાખનારા વારસોનો અભિપ્રાય લેણદારોને ઠગવાનો છે એવું જાણીને વેચાણ રાખે તો તેઓ લેણદારોને પૈસા આપવા બંધાયલા છે–કલમ ૩૯ ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી એકટ.

**૧ મરતી** વખતે કબુલ કરેલા કરજ કરતાં તન્દુરસ્તીના સમયમાં કાઢેલું કરજ પ્રથમ ચુકવી આપવું જોઇએ. હુંડી શીકરાયાં એટલે જેની પાસે હુંડી હોય તેને હુંડી લખનાર જવાબદાર નથી. **મહોડાના** કરારની રૂઇનો દાવો લેખન દસ્તાવેજથી મજબુત કરેલા દાવાના જેટલોજ વજનદાર છે. **વ્યાજ** લેવામાં કાયદામાં મનાઇ છે. પણ આ પ્રતિબંધ હાલની કાયદા બાંધનારી સભાએ રદ કર્યા જેવો છે.

## સંસારનાં સગાંવહાલાં.

**લગ્ન અને માબાપ**—લગ્નના કરારમાં માગણી અને કબુલત અવશ્ય જોઇએ. **લગ્નની સરતો**—કરાર કરનાર પક્ષકારોમાં સારા નરસાની સમજણ, તેઓની પુર્વાવસ્થા, અને સ્વતંત્રતા. પહેલી સરત પાળવામાં આવી ન હોય એટલે પક્ષકારોમાં સારાનરસાની સમજણ ન હોય તો લગ્નનો કરાર ઘર મુળથીજ રદ છે. જો પાછલી બે સરતો પાળવામાં આવી ન હોય તો એ કરાર રદ થઇ શકે એવો છે; પણ કરાર કરનાર પક્ષકારના વાલી અથવા મુરબ્બીની સમ્મતિ હોય તો હરકત નથી. વળી એવી એક સરત છે કે આમાં કાયદાસર અયોગ્યતા ન જોઇએ. દરેક પક્ષકારે બીજાનો કરાર જાણવો જોઇએ. એ કરારના સાક્ષી જોઇએ. અને માગણી અને સ્વિકાર એક જ વખતે અને એકજ જગ્યાએ થવાં જોઇએ. લગ્નના

કરારની વ્યવહારિક અસર એ થાય છે કે વહુને મહેર, ખોરાકી પોશાકી અને રહેઠાણનો હક મળે છે, અને તેથી એ પક્ષકારોની વચ્ચે સગાઇની મના કરેલી પાયરી અને વારસના પરસ્પર હક ઉત્પન્ન થાય છે. સ્વતંત્ર માણસ ચાર બાયડીઓ કરી શકે, પણ ગુલામ બેજ કરી શકે. કોઈ પુરૂષ પોતાની મા, વડીઆઇ, સાસુ, ઓરમાન મા, ઓરમાન વડીઆઇ, દીકરાની અથવા દીકરીની દીકરી, દાકરાની વહુ, આંગળીઆટ છોકરી, બહેન, દુધબહેન, ભત્રીજી, માશી, ફોઇ, મામી, કાકી અને પોતાને ઉછેરનારી એઓને પરણી શકતો નથી. વળી જે બે ઓરતો વચ્ચે અન્યોઅન્ય પણ એવું સગપણ થતું હોય કે જો તેમાંથી એક પુરૂષ હોત તો તેઓનું એક બીજા સાથે લગ્ન થઇ શકત નહિ, એવી બે ઓરતોને કોઇ પુરૂષ એકજ વખતે પરણે તો તે કાયદાસર નથી. કોઇ મનુષ્ય પોતાના ગુલામ સાથે લગ્ન કરી શકતો નથી. ખ્રિસ્તી, યાહુદી, અને બીજા ધર્મના સખસો જેઓ એક ઇશ્વરને માનતા હોય તેઓની સાથે મુસલમાન સગાઈ કરી શકે. પરણવાનો કરાર મ્હોડાનો અથવા દસ્તાવેજી ગમે તેવો હોય તો પણ તે કરારની રૂયે પરણવાની જરૂર પાડી શકાતી નથી. કરાર તોડવામાં આવે તો લગ્નની બક્ષીસ, અથવા તે બદલ જે કાંઈ આપવામાં આવ્યું હોય તે પાછું આપવું જોઇએ. ધણી કે વહુ એક બીજાના સામે કબજાનો દાવો કરે તો બચાવ આ છે. ( ૧ ) ઘાતકીપણું. ( ૨ ) મીસકોન્ડકટ, લગ્નના કરાર પ્રમાણે ના ચાલતાં ઘણીજ ખરાબ વર્તણુક રાખે, ( ૩ ) વરવહુ વચ્ચે છેટા રહેવાનો કરાર થયો હોય તો, ( ૪ ) તલાક, ( ૫ ) ધર્મ ભેદ, ( ૬ ) જો મહેર આપી ના હોય તો ઉપરના કારણોથી બચાવ થઇ શકે. કોઇ સ્ત્રીપૂરૂષ ઘણા દિવસ લાગટ વરવહુ પેઠે એકઠાં રહ્યાનું સાબિત થાય તો, તેઓનું લગ્ન થયું એવું અનુમાન સાક્ષીઓ વગર કરવામાં આવશે નહિ. તથાપિ સઘળા લગ્ન વખતે સાક્ષીઓ હાજર રાખવાની જરૂર છે. કોઈ યુવાવસ્થામાં આવેલી સ્ત્રી પોતાની નજરમાં આવે તેની સાથે પોતાનું લગ્ન કરવાનો કરાર કરી શકે છે, અને જો એ જોડું સરખું હોય તો વાલીને વચમાં પડવાનો હક નથી. જો એ જોડું સરખું ન હોય તો એ લગ્ન રદ કરવા સારૂ વચમાં પડવાનો વાલીનો હક છે. યુવાવસ્થામાં આવેલી નથી એવી કોઇ સ્ત્રી પોતાના વાલીની સમ્મતિ વગર પોતાનું લગ્ન કરવાનો કરાર કાયદા પ્રમાણે કરી શકતી નથી. અને એ કરાર વાલીની સમ્મતી હોય તોજ મંજુર ગણાય, પરંતુ સદરહુ બન્ને બાબતોમાં વાલીએ સંતાનનો જન્મ થતા પહેલાં વચમાં પડવું જોઇએ. કોઇ બાળકને માટે તેના બાપે અથવા દાદાએ કરેલો લગ્નનો કરાર મંજુર અને બંધનકારક છે. અને તે બાળક પાકી ઉમરે પહોંચેથી તે કરાર રદ કરવા ચહાય તો તે તેમ કરી શકતું નથી. પરંતુ જો એવો કરાર બીજા કોઈ વાલીએ કર્યો હોય તો જે બાળકને વિષે તે કરાર કરવામાં આવ્યો હોય તે બાળક પોતે પાકી ઉમ્મરનું થયેથી એ લગ્ન રદ કરી શકે છે, તથાપિ એટલો વિલંબ ન થવો જોઇએ કે જેથી બાળકે એ કરાર કબુલ કર્યો એવું સમજાય. જ્યાં બાપ તરફનો વાલી ન હોય ત્યાં મા તરફનાં સગાં બાળકનું લગ્ન કરે અને મા તરફનો વાલી ન હોય તો તેમને ઠેકાણે સરકાર એ કામ કરે. મહેર લગ્નના કરાર સાથેજ વળગેલી છે. મહેર બે જાતની છે—( ૧ ) લગ્ન થતી વખતે આપવાની, અને (૨) તલાક વખતે અથવા તો બન્નેમાંથી એકના મરણ વખતે. મહેર લગ્ન સંપૂર્ણ થયેથી લેણી થાય છે, અથવા બંનેમાંથી એક પક્ષકારનું મરણ થયેથી અથવા તલાક આપેથી વહેમથી થાય છે. જ્યારે મહેરનો આંકડો નક્કી ઠરાવ્યો ન હોય ત્યારે, તે સ્ત્રીના બાપના કુળની સ્ત્રીઓને જે મહેર મળી હોય તેની સરાસરી કાઢતાં જે આંકડો આવે, તેટલી મહેર મળવાનો તેનો હક છે. રક્ત સંબંધના કારણથી જે કાંઇ વાતની મના કરવામાં આવી છે તે વાતની ઉછેરના કારણથી પણ મના કરવામાં આવી છે પણ લગ્નની બાબતમાં અપવાદ છે. જેમ કે, કોઇ પુરૂષ પોતાની બેહેનની દુધમાને અથવા પોતાના દુધદીકરાની બહેનને, અથવા પોતાના દુધભાઇની બહેનને પરણી શકે. કોઇ ધણી પોતાની સ્ત્રીની કાંઇ કુચાલ વગર અથવા કાંઇ કારણ બતાવ્યા વગર તેને તલાક આપી શકે. પરંતુ તલાક ફેરવી ન શકાય એવી થતા પહેલાં તલાક ત્રણ વખત આવવી જોઇએ, અને દરેક વખતની વચમાં એક માસની મુદત વિતવી જોઇએ, અને આ વચલી મુદતમાં ધણી તે સ્ત્રીને ખુલ્લી રીતે અથવા ગર્ભિત રીતે પાછી સંગ્રહે તો તલાકનો અમલ થાય નહીં. કોઈ ધણી પોતાની બાયડીને ત્રણ વખત ફેરવી ન શકાય એવી રીતે તલાક આપ્યા પછી તેની સાથે પતિભાવે રહી શકતો નથી. પરંતુ તે સ્ત્રી કોઇ બીજા

સખસને પરણે અને મોત અથવા તલાકના કારણથી તેનાથી જુદી પડે તો, તે સ્ત્રી અને તેનો આગલો ભર્થાર દંપતિ ભાવે રહી શકે; પણ જો તે સ્ત્રી આગલા ધણીથી માત્ર એક કે બે તલાકથી જુદી પડી હોય તો ફરી મેળો સારૂ સદરહુ રીતે કરવાની જરૂર નથી. જો કોઇ ધણી પોતાના મરણાવસરે પોતાની સ્ત્રીને તલાક આપે, અને તે સ્ત્રી પોતાનું ફરી લગ્ન કર્યા પહેલાં જે મુદત લગી તપાસ ઉપર રહેવાને બંધાયલી છે તે મુદત વિત્યા પહેલાં જો તે ધણી ગુજરી જાય તો વારસો લેવાનો તે સ્ત્રીનો હક છે. તલાક આપેલી સ્ત્રી તપાસ ઉપર હોય તે મુદતમાં ખોરાકી પોશાકી અને રેદાણ મળવાનો સ્ત્રીનો હક છે. ધણીએ એવી પ્રતિજ્ઞા લીધી હોય કે, મારે મારી સ્ત્રીથી અલગ રહેવું, અને ચાર માસની મુદત લગી તે પ્રતિજ્ઞા તુટી ન હોય તો ફેરવી ન શકાય તેવી તલાક આપ્યા બરોબર છે. વહુ પોતાના ધણીની સમ્મતિ હોય તો લગ્નના બંધનમાંથી તેની પાસેથી પોતાનો છુટકો ખરીદ કરવાને મુખત્યાર છે. ધણી પોતાની ઓરત વ્યભિચારીણી છે એવું કહી તેને તજવી એવા સોગન ખાય અને તે વખતે એ ઓરતના ગર્ભમાં જે છોકરૂં હોય તે વિષે તે એવીજ રીતે કહે કે એ છોકરૂં મારા પેટનું નથી તો તે છોકરૂં અનૌરસ છે એમ ગણાશે. ધણી નામરદ છે એવું સાબિત થયું હોય, તો તે વાત ઓરતે તલાક લેવાને કરેલો દાવો કબુલ કરવાનો વળી એક સબબ છે. લગ્ન થયા પછી છ મહિને જે છોકરૂં અવતર્યું હોય તે તમામ કાર્યને માટે વરનું છોકરૂં ગણાય છે. તેમજ ધણીના મરણ પછી અથવા તલાક આપ્યા પછી બે વરસની અંદર જન્મેલું છોકરૂં પણ એ ધણીનું છોકરૂં ગણાય છે. કોઇ સખસની લુંડીને પેટે અવતરેલું પહેલું છોકરૂં તે સખસનું છોકરૂં ગણાય છે, પરંતુ જો તે સુખસ બાપ થવાનો દાવો કર્યા પછી જો એની એજ સ્ત્રીને બીજું છોકરૂં થાય, અને તે સખસ એ બાળકનો હું બાપ છું એવું કહે નહિ તો પણ તે બીજા બાળકનો તે બાપ છે, એવું સાબિત ગણવામાં આવશે. જો કોઇ માણુસ એવું કબુલ કરે કે ફલાણો સખસ મારો દીકરો છે. અને તેમની વચ્ચે આવું સગપણ હોય એ વાત અશકય છે એવું ખુલી રીતે કશાથી જણાતું ન હોય તો તે બાપ છે એવું નક્કી ગણવામાં આવશે.

**વાલીપણા વિષે**–પુરૂષ અને સ્ત્રી બેઉની બાબતમાં કાચી ઉમ્મર સોળમું વર્ષ પુરૂ થતા સુધી ગણાય છે. પણ જો યુવાવસ્થાનાં ચિન્હ વહેલાં નજરે પડે તો ત્યારથી પાકી ઉમ્મર ગણાય. કોર્ટ ઓફ વાર્ડસની સંભાળ નીચેનાં બાળકની બાબતમાં કાચી ઉમ્મર અઢારમું વર્ષ પુરૂ થતાં લગી ચાલે છે. **વાલી** બે પ્રકારના છે. સ્વાભાવિક, અને વસિઅતનામાથી ઠરાવેલા. **વળી વાલીના** બીજા બે ભેદ છે. (૧) નજીકના અને (૨) દુરના. નજીકના વાલીમાં બાપ, દાદો, તેઓનું વસિઅતનામું અમલમાં લાવનાર, અને એ વસિઅતનામું અમલમાં લાવનારનું વસિઅતનામું અમલમાં લાવનાર એઓ છે. તેમનું વાલીપણું તેમની સંભાળ નીચેના બાળકની કેળવણી અને લગ્ન સંબંધી બાબતોમાંજ ચાલે છે. વધારે નજીકના વાલીઓની સત્તા તેમની સંભાળ નિચેના બાળકને ફાયદો થાય એવા કામ માટે તે બાળકની મિલકત ઉપર છે. આવા વાલી ન હોય તો આ સત્તા વેગળાના વાલીને મળતી નથી; પણ કાજકર્તાને મળે છે. **માની તરફનાં** સગાં એ સઉથી ઉતરતા દરજ્જાનાં વાલી ગણાય છે. લગ્ન અને કેળવણીની બાબતોમાં તેમના વાલીપણાનો હક માત્ર જ્યારે બાપ તરફનાં સગાં અથવા મા ન હોય ત્યારે જ ચાલે છે. **દીકરો** સાત વર્ષનો થતા લગી, અને દીકરી સ્ત્રી ધર્મમાં આવતાં લગી તેમની રક્ષાનો માને હક છે. મા પરાયા માણુસને પરણે તો તેનો સદરહુ હક જતો રહે છે. પણ તે પાછી વિધવા થયેથી એ હક તેને પાછો મળે છે. તે કોઇ પાસેનાં સગાં સાથે પરણે તો તેના વાલીપણાના હક જતા નથી. બાપની તરફનાં સગાંને બાળકની મિલકતનો વારસો લેવાનો જેમ નજદીકનો હક, તે પ્રમાણે તેઓને એ બાળકની કેળવણી અને તેના લગ્ન બાબતોમાં વાલીપણાનો હક મળે છે, કોઇ વાલીએ પોતાની સંભાળ નીચેના બાલકના પોષણ અથવા કેળવણી માટે જરૂરિઆત કરજ કાઢયું હોય તે, એ બાળકે પોતે પાકી ઉમરનો થયેથી વાળી આપવું જોઇએ. બાળક બક્ષીસ લઇ શકે છે. બાળકની સ્થાવર મિલકત સંબંધી વાલીનાં કાર્ય બાળકની ઉપર બંધનકારક નથી. પરંતુ જો તે કાર્ય જરૂરિયાત અર્થનાં હોય અથવા બાળકના ફાયદા માટે હોય તો, બાળકના ઉપર બંધનકારક છે. બાળકની જંગમ મિલકત સંબંધી વાલીનાં કાર્ય બાળક

ઉપર બંધનકારક છે. પણ જો તે કાર્યમાં દેખીતો કાંઇ દગો ન હોય તો, બાળકો બીજાની મિલકત અથવા લાભને જાણી જોઇને નુકશાન અથવા હાનિ કરે તો તેઓ દિવાની કાયદાની રૂએ જવાબદાર છે.

## સફીલનો હક.

( પ્રીએમ્પશન )

એક મીલકત વેચાતી હોય તે કોઇક માણસ રાખે, મીલકતના પાડોસીઓને તે મીલકત ઘણીજ ફાયદાકારક હોય પણ તેનો ધણી તેને તેમને વેચાતી આપતો ના હોય આવા સંજોગોમાં પાડોશીને સદ્દરહુ વેચાણ થયેલી મીલકત વેચાણ રાખનારની પાસેથી તેના વેચાણ કીમત આપી પાછી લેવાનો હક છે. કયા સંજોગોમાં આવો હક પ્રાપ્ત થાય છે, તે જોવાનું છે.

### સફીલદારી.

(૧) મુસલમાનોને આ કાયદો લાગુ પડે છે, વળી કેટલીક જગ્યાએ હિંદુઓને પણ લાગુ પડે છે, જેથી જ્યાં આગળ હિંદુઓમાં આવા હકનો રીવાજ પડયો હોય ત્યાં આગળ આવો હક હિંદુઓ ભોગવી શકે છે. ગુજરાતમાં હિંદુઓમાં આવો રીવાજ છે.

(૨) નિચેના માણસો સફીલનો દાવો લાવી શકે; --

**अ** મીલકતનો ભાગીદાર **ब** વેચાણ થયેલી મિલકતનો કંઇ પણ બોજો પોતાની મિલકત ઉપર હોય તે અથવા તો પોતાની મિલકતનો કંઇ પણ બોજો વેચાણ થયેથી મિલકત ઉપર હોય તેને અથવા તો બંને મિલકતોને કોઇ પણ મિલકત ઉપર સમાન હક હોય તેને **क** પાડોશી. **अ** વાળાનો પહેલો હક **ब** વાળો, **अ** વાળો હક ભોગવવાને ઇચ્છા રાખતો ના હોય તો અને, **ब** વાળો જો **अ** વાળો, અને **ब** વાળો હક ભોગવવાને ઇચ્છતા ના હોય તો.

(૩) રકમ (૨) માં બતાવેલો માણસ જે મિલકતના અંગથી વેચાણ થયેલી મિલકત ઉપર સફીલદારીનો હક માગે છે તે માણસ તે મિલકતનો માલીક હોવો જોઇએ. ગીરોદાર, ભાડુઆત હક ભોગવી શકે નહિ.

(૪) સફીલનો હક વેચાણ થાય ત્યારે ભોગવાય એટલે પાડોસીની જમીન અથવા જે જમીનમાં ભાગીદાર હોય અને તે જમીન જ્યારે વેચાણ થતી હોય ત્યારેજ આવો હક પ્રાપ્ત થાય છે.

(૫) આવો હક ભોગવવાને નિચે પ્રમાણેની ક્રિયાઓ કરવી.

(अ) વેચાણ થયાની ખબર પડી કે તરતજ એકદમ વગર વિલંબે જે માણસ સફીલનો હક ભોગવતો હોય તેણે બોલવું જોઇએ કે વેચાણ થયેલી મિલકત ઉપર મારો સફીલનો હક છે અને તે રાખવાને હું ખુશી છું.

(ब) ઉપર પ્રમાણે વેચાણ થવાની ખબર મળ્યા પછી તરતજ આવી માગણી કર્યા પછી વ્યાજબી વખતે તેજ માણસે સાક્ષીઓ બોલાવી વેચાણ થયેલી મિલકત ઉપર અથવા તો વેચાણ રાખનારને ઘેર અથવા તો વેચાણ આપનારને ઘેર બીજી માગણી કરવી જોઇએ કે, " વેચાણ થયેલી મિલકત ઉપર મારો સફીલનો હક છે અને તે મિલકત જેટલી રૂપીએ વેચાણ રખાઇ હોય તેટલા રૂપિઆ આપી રાખવા હું ખુશી છું. આવી રીતની પહેલી માગણી મેં કરી છે. આ બાબત સાક્ષીઓને સરત રાખવા.

(૬) ઉપર બતાવેલી માગણી હક ભોગવવા ઇચ્છનાર માણસ જાતે અથવા તો તેનો મુખત્યાર પણ કરી શકે.

(૭) માગણીઓ પ્રમાણે જો માગણીઓ કરનારને વેચાણ કરનારને વેચાણ રાખનારે પાછું ના આપે તો તેને દાવો કરવો પડે છે. એ દાવાને ૧૨ માસની મુદત છે. તે મુદત વેચાણ રાખનારે કબજો લીધો હોય ત્યાંથી ચાલે છે.

(૮) સફીલનો હક મોટી જમીનદારીઓમાં લાગુ પડતો નથી.

(૯) વેચાણ થયેલી બધી મિલકત ઉપર સફીલનો હક ભોગવવો જોઇએ, કોઇ માણસ વેચાણ થયેલી મિલકત પૈકી કોઇ અમુક ભાગ ઉપર સફીલનો હક ભોગવી શકે નહિ.

(૧૦) જો વેચાણ દસ્તાવેજમાં ખરી કીંમત ના લખતાં વધારીને ખોટી કિંમત લખી હોય તો ખરી કિંમત આપી હક ભોગવવાનો હક છે.

# હિંદુસ્તાનનો સ્ટાંપ એકટ.

## સન ૧૮૯૯ નો આકટ નંબર ૨ જો.

**ઉદ્દેશ**—ખોટા દસ્તાવેજ થતા અટકાવવા માટે સરકારથી દસ્તાવેજ લખવાના કાગળો પુરા પાડવા અને તે બદલ યોગ્ય લાગત લેવાને નિચે પ્રમાણે ઠરાવ્યું છે.

૧. આ આકટ આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૨. બીલ ઓફ એક્સચેંજ, એ શબ્દોમાં હુંડી વિગેરેનો સમાવેશ થાય છે. 'લીસ' આ શબ્દમાં પટાનો, કરારનો અને કબુલાયતનો સમાસ થાય છે, 'બાંડ' (ખત)–એ શબ્દમાં જે લેખ ઉપરથી એક માણુસ બીજા કોઇ માણસને પૈસા; અનાજ વિગેરે આપવાની જવાબદારી પોતાને માથે એવી સરતે લે કે, પ્રસંગ પ્રમાણે અમુક નિર્દિષ્ટ કરેલું કામ કરવામાં આવે, અથવા ન આવે તો તે જવાબદારી રદ થશે એ લેખનો સમાવેશ થાય છે.

૧૪. એક સ્ટામ્પ ઉપર એકજ લેખ જોઇએ.

૧૭. ડયુટી પડવા જોગ લેખ ઉપર તે કરી આપતી વખતે સ્ટામ્પ મારવો.

૨૯. આડમિનિસ્ટ્રેશન બાંડ, ગીરો મુકવા બદલ કબુલત, બાંડ, ડિબેન્ચર, વધારે બોજો, ગીરોખત, વાયદા ચીઠી, ફારગતી, જામીનખત અને વ્યવસ્થા પત્રની બાબતમાં લેખ લખનારે, કરનાર અથવા કરી આપનાર માણસે સ્ટામ્પ ડયુટી આપવી, અને વિમાની પાલીસીને પ્રસંગે–(વીમો ઉતારનારે) પાલીસી આપનારે, લીસના સામા લેખને પ્રસંગે લીસ આપનારે, અદલાબદલીના લેખને પ્રસંગે સરખે હિસ્સે, વહેંચણના લેખને પ્રસંગે તે લેખના પક્ષકારોએ અને વેચાણના સરટીફીકેટને પ્રસંગે–તે સરટીફીકેટ જે મિલકત સંબંધી હશે તે મિલકતના ખરીદદારે ડયુટી આપવી જોઇએ.

૩૦. વીસ રૂપિઆ કરતાં વધારે રકમની પહોંચ, હુંડી, ચેક, કે જંગમ મિલકત લેનારા સખસે તેની ઉપર સ્ટાંમ્પ ચોઢવો જોઇએ.

૩૩. પોલીસ અમલદાર સિવાય જે સરકારી અમલદાર પાસે યોગ્ય સ્ટામ્પ વગરનો લેખ રજુ કરવામાં આવે તો, તે તેણે અટકાવી રાખવો જોઇએ.

૩૫. યોગ્ય સ્ટામ્પવાળા નહિ હોય એવા લેખ પુરાવામાં લેવા નહિ. તેમ તે ઉપરથી કામ ચલાવવું નહિ અથવા તે નોંધવા નહિ, પણ જે ડયુટી પડવા જોગ હોય તે ડયુટી આપે, તથા પાંચ રૂપિઆ દંડ આપે, અથવા ડયુટીની રકમની દશગણી રકમ પાંચ રૂપિઆ કરતાં વધારે થતી હોય તો, તે ડયુટીની દશગણી જેટલી રકમ આપવામાં આવે એટલે તે પુરાવામાં લેઇ શકાશે. વગર સ્ટામ્પની પહોંચ બદલ તે પહોંચ આપનાર એક રૂપિઆનો દંડ ભરે તો તે પુરાવામાં લઇ શકાશે.

૩૮–૩૩ મી કલમ પ્રમાણે યોગ્ય સ્ટામ્પ વગરનો અટકાવી રાખેલો લેખ અટકાવી રાખનાર અમલદારે કલેકટર પાસે મોકલવો.

૪૦. જ્યારે ૩૮ મી કલમ પ્રમાણે અટકાવી રાખેલો લેખ કલેકટર ઉપર આવે ત્યારે તેણે તે લેખ જેટલી ડયુટી પડવા જોગ હોય તે ડયુટીની રકમ, અને પાંચ રૂપિઆ દંડ અથવા યોગ્ય ડયુટીની રકમની દશગણી રકમ એ બેમાંથી જે વધારે હોય તે રકમ આપવાને ફરમાવવું.

૪૧. જ્યારે અકસ્માતથી, ચુકથી કે ઘણીજ જરૂરીના સબબથી યોગ્ય સ્ટામ્પ માર્યો નહિ હોય, ત્યારે તે બાબત એક વરસની અંદર કલેકટરને જાહેર કરવું.

૪૯. અમુક કારણોસર બગડેલા સ્ટાંપનો અવેજ પાછો આપવાને કલેકટને અધિકાર છે.

૫૦. એવા બગડેલા સ્ટાંપનો અવેજ પાછો લેવા માટે બગડેલા લેખની તારીખ પછી છ મહિનાની અંદર કલેકટરને અરજી કરવી જોઇએ.

૫૩ બગડેલા સ્ટાંમ્પનો અવેજ પાછો લેવાની અરજી ઉપરથી કલેકટરે ચોકસી કરી તેટલીજ કીંમતના બીજા સ્ટામ્પ અથવા તો દરેક રૂપીએ એક આનો કમીશન કાપી લઇને બાકીના પૈસા પાછા આપવા હુકમ કરવો.

---

# પરિશિષ્ટ ૧ લું.

## લેખ ઉપર સ્ટામ્પ ડયુટી.

**કયા દસ્તાવેજ અથવા લેખ ઉપર કેટલી ડયુટી જોઇએ તે નીચેના કોષ્ટકમાં જોવાથી જડી આવશે.**

| લેખનો પ્રકાર. | સ્ટાંપ ડયુટી. |
|---|---|
| **૧. પહોંચ**—વીસ રૂપિઆ કરતાં વધારે રકમના અથવા કીંમતના કરજની (પેઢીવાળાની તપાસ બુક સિવાય બીજી) કોઇ પણ બુકમાં અથવા જુદા કાગળ ઉપર દેણદાર અથવા દેણદાર તરફથી લખેલી અથવા સહી કરેલી હશે અને તે બુક અથવા કાગળ લેણદારના કબજામાં રાખ્યો હશે ત્યારે માત્ર તે પહોંચમાં તે કરજ આપવાનો કોઇ પણ વાયદો અથવા વ્યાજ આપવા બદલ અથવા કોઇ પણ માલ અથવા બીજી મિલકત સ્વાધિન કરવા બદલ કોઇ પણ મજકુર હોવો જોઇએ નહિ. | એક આનો. (હાલ પોષ્ટની ટીકીટ વાપરનાને મંજુ થયું છે.) |
| **૨. આડમિનિસ્ટ્રેશન બાંડ** ( માલમિલકતનો વહીવટ કરવા વિષેનું ખત ) એમાં સન ૧૮૬૫ ના હિંદુસ્થાનના વારસા બાબતના આકટની ૨૬૬ મી કલમ મુજબ, સન ૧૮૭૩ ના સરકારી સેવીંગ્સબેંકના આકટની ૬ ઠી કલમ મુજબ, સન ૧૮૮૧ ના પ્રોબેટ બાબતના તથા વહિવટ ચલાવવા બાબતના આકટની ૭૮ મી કલમ મુજબ અથવા સન ૧૮૮૯ ના વારસાના સર્ટીફીકેટના આકટની ૯ મી અથવા ૧૦ મી કલમ મુજબ આપેલા બાંડનો સમાવેશ થાય છે. | |
| **અ.** રકમ ૧૦૦૦ રૂપિઆ કરતાં વધારે નહિ હોય ત્યારે. | તે રકમના બોંડ ઉપર ( નં. ૧૫ ) જે ડયુટી પડે છે તે. |
| **બ.** બીજે કોઇ પણ પ્રસંગે. | પાંચ રૂપિઆ. |
| **૩. દત્તકપત્ર,** એટલે જેમાં દત્તવિધાનની નોંધ હોય અથવા જેના ઉપરથી દત્તક લેવાનો અધિકાર ( આપ્યો) હોય અથવા આપ્યાનું જણાતું હોય એવો ( મૃત્યુપત્ર સિવાયનો બીજો ) કોઇ પણ લેખ. | દશ રૂપિઆ. |
| **એડવોકેટ**—એડવોકેટ દાખલ નોંધ જુઓ ( નં. ૩૦ ) | |
| **૪ એફિડેવિટ**—એમાં સમ ખાવાને બદલે પ્રતિજ્ઞા અથવા એકરાર કરવાનો કાયદા ઉપરથી અધિકાર હોય તે સખસોએ કરેલી પ્રતિજ્ઞા અથવા એકરારનો સમાવેશ થાય છે. | એક રૂપિઓ. |
| **માફી**—નીચેની એફીડેવીટ અથવા લેખી કરાર જ્યારે, **( અ )** હિંદુસ્તાનના લશ્કરી આઇન પ્રમાણે નામ દાખલ થવાની સરત તરીકે કર્યો હશે ત્યારે, **(બ)** પ્રત્યક્ષ કોઇ પણ કોર્ટમાં અથવા કોઇ પણ કોર્ટના અમલદાર આગળ ફાઇલ અથવા ઉપયોગ કરવાના કારણ સારૂ કર્યો હશે ત્યારે, અથવા **( ક )** કોઇપણ માણુસ કોઇપણ પેન્સન અથવા ધર્માદા નેમણુક લેવાને શક્તિવાન થાય તેટલાજ કારણ સારૂ કર્યો હશે ત્યારે સ્ટામ્પ ડયુટીની માફી છે. | |

**૫ કબુલાત અથવા કબુલાતની યાદી.**

અ કોઇ પણ બીલ ઓફ એક્સચેંજના વેચાણ સંબંધી હશે તો — બે આના.

( એ ) કોઇ પણ સરકારી સિક્યુરિટીના અથવા સંસ્થાપિત કંપની માંહેના અથવા બીજી એક વ્યક્તિ ભૂતમંડળી માંહેના શેરના વેચાણ સંબંધી હશે ત્યારે. — એક આનો.

( બ ) તે બાબત બીજી રીતનો ઠરાવ કર્યો ન હોય તો... — આઠ આના.

**નીચેની કબુલાત અથવા કબુલાતની યાદીને સ્ટામ્પ ડયુટીની માફી છે** ( અ ) માલ અથવા વેપારની જણસનાજ ફક્ત વેચાણ બાબત અથવા વેચાણ સંબંધી હશે, અને તે ૪૩ મા નંબર પ્રમાણે ડયુટી પડવા જોગ ચીઠી અથવા યાદી નહિ હશે તે, ( બ ) કોઇપણ લોન સારૂ અથવા લોન સંબંધી હિંદુસ્તાન સરકારને આપેલા ટેંડરના નમુના પ્રમાણે કરી હશે તે, ( ક ) સન ૧૮૭૪ ના યુરોપિઅન વેગ્રનસી આકટની ૧૭ મી કલમ પ્રમાણે કરેલી હોય તે.

**લીસ કરી આપવા વિષેની કબુલાત લીસ જુઓ ( નં. ૩૫ ).**

૬ **રાસ્તગીરો** ( ઇકિવટેબલ માર્ટગેજ ) દાખલ કબુલાત, એટલે સત્તાધિકારનાં ખતો, ( ટાઇટલ ડીડ ) અથવા બીજું કીંમતી તારણ અનામત રાખીને અથવા જંગમ મિલકત રાખીને ધીરેલાં નાણાં પાછાં મળવાના બંદોબસ્ત સારૂ કરેલી કબુલાત દર્શાવનારો કોઇપણ લેખ—

( અ ) જ્યારે એવાં નાણાં તે લેખની તારીખથી ત્રણ મહિના કરતાં વધારે હોય, પણ એક વર્ષ કરતાં વધારે ન હોય, એવી મુદતે પાછાં આપવાનાં હોય ત્યારે. — તેટલીજ રકમના બિલ ઓફ એકસચેંજ (નં. ૧૩ બ) ઉપર જે ડયુટી પડે છે તે.

( બ ) જ્યારે એવાં નાણાં તે લેખની તારીખથી. ત્રણ મહિના કરતાં વધારે મુદતે પાછા આપવાના ન હોય ત્યારે... — તેટલીજ રકમના બીલ ઓફ એકસ ચેંજ (નં.૧૩ બ) ઉપર પડનારી ડયુટીની અડધી ડયુટી.

**માફી**—ગીરો ખત નીચે આપેલી માફી જુઓ ( નં. ૪૦ )

૭ **અધિકાર ચલાવીને કરેલું એપોઇન્ટમેંટ,** તે પછી ટ્રસ્ટીઓનું હોય અથવા સ્થાવર કે જંગમ મિલકતનું હોય અને મૃત્યુપત્ર નહિ હોય એવા કોઇ પણ લેખથી કર્યું હોય ત્યારે. — પંદર રૂપિઆ.

૮ **આકારેલી કીંમત,** ફરિઆદ ચાલતી હોય તે દરમિઆન કોર્ટના હુકમ મુજબ આકારવાની તે સિવાય બીજી રીતેઃ—

( અ ) રકમ ૧૦૦૦ રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે. — એવી રકમના બાંડ પર (નં. ૧૫) જેટલી ડયુટી પડે છે. તેટલી.

( બ ) બીજે કોઇપણ પ્રસંગે... — પાંચ રૂપિઆ.

**નીચેની કીંમતને માફી છે**—( અ ) જે કિંમત માત્ર એકજ પક્ષકારની માહિતી સારૂ આકારેલી હોય અને જે કબુલાતને લીધે અથવા કાયદાના અમલને લીધે પક્ષકારોને કોઇ પણ રીતે માન્ય કરવાની જરૂર ન હોય તે.

( બ ) જમીનદારને ગણોત તરીકે આપવાની રકમ ઠરાવવા સારૂ પાકની આકારેલી કીંમતને સ્ટામ્પડયુટી માફી છે.

૯ **એપ્રેંટીસશિપડીડ** ( શિખવા સારૂ રહેવાના કરાર બદલનું ખત ) એમાં કોઇ પણ પેશો, ધંધો અથવા કામ શિખવા સારૂ કોઇ પણ ધણીના હાથ નિચે મુકેલા કોઇ પણ એપ્રેન્ટિસ (શિખાઉ) કારકુન અથવા

નોકરની ચાકરી સંબંધી અથવા તેને શિખવવા સંબંધી આર્ટીકલ્સ ઑફ ક્લાર્ક શિપ ( નં. ૧૧ ) નહિ હોય એવા દરેક લેખનો સમાવેશ થાય છે.... | પાંચ રૂપિઆ.

**માફી**—જે અપ્રેંટિસશિપનો લેખ સન ૧૮૫૦ ના અપ્રેન્ટિસ આકટ મુજબ માજીસ્ટ્રેટે કરી આપ્યો હશે, અથવા જે ઉપરથી કોઇ પણ માણસને કોઇ પણ સાર્વજનિક ધર્માદા સંસ્થાએ અથવા તેના પૈસાને ખર્ચે અપ્રેન્ટિસ રાખ્યો હશે તેને સ્ટામ્પ ડયુટી માફ છે.

**૧૦ કંપનીની આર્ટીકલ્સ ઑફ એસોસિએશન.** ... | પચીસ રૂપિઆ

**માફી**—નફા વાસ્તે ન સ્થાપેલી તથા સન ૧૮૮૨ ના હિંદુસ્તાનના કંપનીના આકટની ૨૬ મી કલમ મુજબ રજીષ્ટર કરેલી કોઇ પણ એસોશિએશનની આર્ટિકલ્સને સ્ટાંપડયુટી માફ છે.

કંપનીનું મેમોરેન્ડમ ઓફ એસોસિએશન ( નં. ૩૯ ) પણ જુઓ.

**૧૧ આર્ટીકલ્સ ઓફ કલાર્કશિપ અથવા કરાર**—જે ઉપરથી કોઇ સખસ કોઇ પણ હાઇકોર્ટમાં એટર્નિ દાખલ રજુ થવા સારૂ કલાર્કનું કામ કરવાને પ્રથમ બંધાય છે તે. ... | બસોપચાસ રૂપિઆ.

**અસૈનમેંટ**—પ્રસંગ પ્રમાણે, કન્વેયન્સ ( નં. ૨૩ ) તબદિલી ( નં. ૬૨ ) અને લીસની તબદીલી ( નં. ૬૩ ) જુઓ.

**અટર્ની**—અટર્ની દાખલ નોંધ ( નં. ૩૦ ) તથા મુખત્યારનામું નં. ૪૮ જુઓ.

**દત્તક લેવાનો અધિકાર પત્ર**—દત્તક પત્ર ( નં. ૩ ) જુઓ.

**૧૨ નિવાડો એટલે ફારઆદ**—ચાલતી હોય તે દરમિઆન કોર્ટના હુકમથી પ્રકરણ સોંપવામાં આવે છે તે સિવાય બીજીરીતે પ્રકરણ સોંપવામાં આવ્યાથી, વિભાગ કરવા વિષેનો હુકમ ફરમાવવા બાબતનો નિવાડો ન હોય એવો લવાદે અથવા સરપંચે કરેલો કોઇ પણ લેખી ઠરાવ.

( અ ) જે મિલકત સંબંધી તે નિવાડો હોય તેની તે નિવાડો હોય તેની તે નિવાડામાં લખેલી રકમ અથવા કિંમત ૧૦૦૦ રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે ... ... ... ... | એટલીજ રકમના બોંડ ઉપર (નં. ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી.

( બ ) બીજે કોઇ પણ પ્રસંગે ... ... ... | પાંચ રૂપિઆ.

**માફિ**—સન ૧૮૭૩ ના મુંબઇના ડિસ્ટ્રિક્ટ મ્યુનિસીપલ આકટની ૮૧ મી કલમ મુજબનો, અથવા સન ૧૮૭૪ ના મુંબઇના વંશ પરંપરાના હોદ્દાઓ બાબતની આકટની ૧૮ મી કલમ મુજબના નિવાડાને સ્ટામ્પ ડયુટીની માફી છે.

**૧૩ બીલ ઓફ એકસચેંજ, હુંડી અને પ્રોમેસરી નોટ**—( કલમ ૨ ( ૨ ) તથા ( ૩ ) માં વ્યાખ્યા કર્યા પ્રમાણેનું બાંડ ન હોય એવું, અથવા બેંકનોટ અથવા ચલણી નોટ:—

( અ ) માગે કે તરત પગાર કરવાનું હોય ત્યારે ... | એક આનો.

( બ ) માગે કે તરત નહિ, પણ બીજી રીતે પગાર કરવાનું હોય, પણ તેની તારીખથી અથવા તે દેખાડયા પછી એક વર્ષ કરતાં વધારે ન હોય, એટલી મુદતે પગાર કરવાનું હોય ત્યારે.—

| | એકજ લખ્યું હોયતો. | બંને સેટ લખ્યા હોય તો તે સેટના દરેક ભાગ ઉપર. | ત્રણનો સેટ લખ્યોહોય તો તે સેટના દરેક ભાગ ઉપર. |
|---|---|---|---|
| બિલની અથવા નોટની રકમ ૨૦૦ રૂપિઆ કરતાં વધારે ન હોય તો. | ૦—૩—૦ | ૦—૨—૦ | ૦—૧—૦ |
| તે ૨૦૦ રૂ. કરતાં વધારે હોય, પણ ૪૦૦ રૂ. કરતાં વધારે નહીં હોય તો. | ૦—૬—૦ | ૦—૩—૦ | ૦—૨—૦ |
| તે ૪૦૦ ,, ૬૦૦ ,, | ૦—૯—૦ | ૦—૫—૦ | ૦—૩—૦ |
| તે ૬૦૦ ,, ૧૦૦૦ ,, | ૦—૧૫—૦ | ૦—૮—૦ | ૦—૫—૦ |
| તે ૧૦૦૦ ,, ૧૨૦૦ ,, | ૧—૨—૦ | ૦—૯—૦ | ૦—૬—૦ |
| તે ૧૨૦૦ ,, ૧૬૦૦ ,, | ૧—૮—૦ | ૦—૧૨—૦ | ૦—૮—૦ |
| તે ૧૬૦૦ ,, ૨૫૦૦ ,, | ૨—૪—૦ | ૧—૨—૦ | ૦—૧૨—૦ |
| તે ૨૫૦૦ ,, ૫૦૦૦ ,, | ૪—૮—૦ | ૨—૪—૦ | ૧—૮—૦ |
| તે ૫૦૦૦ ,, ૭૫૦૦ ,, | ૬—૧૨—૦ | ૩—૬—૦ | ૨—૪—૦ |
| તે ૭૫૦૦ ,, ૧૦૦૦૦ ,, | ૯—૦—૦ | ૪—૮—૦ | ૩—૦—૦ |
| તે ૧૦૦૦૦ ,, ૧૫૦૦૦ ,, | ૧૩—૮—૦ | ૬—૧૨—૦ | ૪—૮—૦ |
| તે ૧૫૦૦૦ ,, ૨૦૦૦૦ ,, | ૧૮—૦—૦ | ૯—૦—૦ | ૬—૦—૦ |
| તે ૨૦૦૦૦ ,, ૨૫૦૦૦ ,, | ૨૨—૮—૦ | ૧૧—૪—૦ | ૭—૮—૦ |
| તે ૨૫૦૦૦ ,, ૩૦૦૦૦ ,, | ૨૭—૦—૦ | ૧૩—૮—૦ | ૯—૦—૦ |
| અને ૩૦૦૦૦ રૂપિઆ ઉપરના દર ૧૦૦૦૦ રૂપિએ અથવા ૧૦૦૦૦ રૂપિઆના ભાગે. | ૯—૦—૦ | ૪—૮—૦ | ૩—૦—૦ |

| | |
|---|---|
| ( ક ) તારીખ પછી અથવા જોયા પછી એક વર્ષ કરતાં વધારે મુદતે પગાર કરવાનું હોય ત્યારે.... ... ... | તે રકમના બોંડ ઉપર (નં. ૧૫) જેટલી ડયુટી પડે તેટલી. |
| **૧૪ બિલ ઑફ લેડિંગ** ( એમાં બિલ ઑફ લેડિંગનો સમાવેશ થાય છે ) **ટીપ** જો બીલ ઑફ લેડિંગ કટકે કટકે લખ્યું હશે તો તે બદલનો યોગ્ય સ્ટામ્પ સેટમાંના દરેક ભાગ ઉપર હોવા જોઇએ. | ચાર આના. |
| **માફી—( અ )** જ્યારે બિલ ઑફ લેડિંગમાં લખેલો માલ સન ૧૮૮૯ ના હિંદુસ્તાનના બંદરો બાબતના આકટમાં કરેલી વ્યાખ્યા પ્રમાણેના કોઇ પણ બંદરની હદ માંહેની બીજી કોઇ પણ જગાએ સ્વાધિન કરવાનો હશે ત્યારે તે.... ... ... | માફી. |
| (બ) જ્યારે બિલ ઑફ લેડિંગ બ્રિટીશ હિંદુસ્તાનની બહાર કર્યું હશે અને બ્રિટિશ હિંદુસ્તાનમાં સ્વાધીન કરવાની મિલકત બાબતનું હશે ત્યારે તે.... ... ... ... | માફી. |
| **૧૫ બોંડ** ( કલમ ૨ (૫)માં વ્યાખ્યા કર્યા પ્રમાણેનું ) ડિબેંચર ( નંબર ૨૭ ) ન હોય એવું, તથા જે બાબત આ આકટમાં અથવા સન ૧૮૭૦ ના કોર્ટ ફીના આકટમાં બીજી રીતે ઠરાવ કર્યો ન હોય એવું;— તેની રકમ અથવા કિંમત ૧૦ રૂપીઆ કરતાં વધારે ન હોય ત્યારે... | બે આના. |

| | | | | |
|---|---|---|---|---|
| તે ૧૦ રૂ. કરતાં વધારે હોય પણ ૫૦ રૂ. કરતાં વધારે ન હોય ત્યારે. | | | | ચાર આના. |
| તે ૫૦ | કીતો | ૧૦૦ | કીતો | આઠ આના. |
| તે ૧૦૦ | કીતો | ૨૦૦ | કીતો | એક રૂપિઓ. |
| તે ૨૦૦ | કીતો | ૩૦૦ | કીતો | એક રૂપિઓ આઠ આના. |
| તે ૩૦૦ | કીતો | ૪૦૦ | કીતો | બે રૂપિઆ. |
| તે ૪૦૦ | કીતો | ૫૦૦ | કીતો | બે રૂપિઆ આઠ આના. |
| તે ૫૦૦ | કીતો | ૬૦૦ | કીતો | ત્રણ રૂપિઆ. |
| તે ૬૦૦ | કીતો | ૭૦૦ | કીતો | ત્રણ રૂપિઆ આઠ આના. |
| તે ૭૦૦ | કીતો | ૮૦૦ | કીતો | ચાર રૂપિઆ. |
| તે ૮૦૦ | કીતો | ૯૦૦ | કીતો | ચાર રૂપિઆ આઠ આના. |
| તે ૯૦૦ | કીતો | ૧૦૦૦ | કીતો | પાંચ રૂપિઆ. |

અને આડમિનિસ્ટ્રેશન બાંડ ( નં-૨), બાટમરી બાંડ ( નં. ૧૬ ). કસ્ટમ્સ બાંડ ( નં-૨૬ ), ઇંડેમનિટી બાંડ ( નં-૩૪ ), રિસ્પોન્ડેનસિયા બાંડ ( નં-૫૬ ) સિક્યુરિટી બાંડ ( નં-૫૭ ) જુઓ.

**માફી-જ્યારે-બાંડ-( અ )** સન ૧૮૭૬ ના બંગાલાના ઇરીગેશન બાબતના આકટની નીમણુક મુજબ કરેલી કાનુનો પ્રમાણે નિમેલા મુખીઓ તે આકટ પ્રમાણે પોતાનું કર્તવ્ય કર્મ યોગ્ય રીતે કરવા સારૂ કર્યું હોય ત્યારે તે. ... ... ... ... માફી.

**(બ)** કોઇ પણ માણસે ધર્મના દવાખાના અથવા હૉસપિટલ અથવા લોકોપયોગી બીજાં કોઇ પણ કામ સારૂ ખાનગી ઉઘરાણાની સ્થાનિક ઉપજ દર મહિને અમુક રકમ કરતાં કમી થશે નહિ એવી હામી આપવા સારૂ કર્યું હોય ત્યારે તે ... માફી.

**૧૬ બાટમરી બાંડ,** એટલે સમુદ્રમાં જનારા વહાણનો મારતર પોતાનું વહાણ સહી સલામત રાખી શકે એટલા માટે અથવા તે આગળ સફરે જઇ શકે એટલા માટે તે વહાણના તારણ ઉપર જે લેખ ઉપરથી પૈસા કરજે કહાડે છે તે લેખ — તેટલીજ રકમ બદલના બાંડ ઉપર ( નં. ૧૫ ) જેટલી ડયુટી પડે છે તેટલી.

**૧૭ રદ કરવાનો લેખ**—અગાઉ કરી આપેલો કોઇ પણ લેખ જે ઉપરથી રદ કર્યો હોય તે સુદ્ધાં, જો તે ઉપર સાખ કરી હોય તથા તે બાબત બીજી રીતે ઠરાવ કર્યો ન હોય તો ... પાંચ રૂપિઆ.

**ફારગતી** ( નં. ૫૫ ). વ્યવસ્થા પત્ર રદ કરવાનો લેખ ( નં. ૫૮ બ ) લીસ છોડી દેવાનો દસ્તાવેજ ( નં. ૬૧ ) ટ્રસ્ટ રદ કરવાનો લેખ ( નં. ૬૪ બ ) પણ જુઓ.

**૧૮ વેચાણનો દાખલો** ( જુદા જુદા લાટમાં હરાજ કરીને વેચેલી દરેક મિલકત બાબતનો ), દિવાની અથવા રેવન્યુ કોર્ટે અથવા કલેકટરે અથવા બીજા કોઈ રેવન્યુ આફીસરે જાહેર લીલામ કરીને વેચેલી કોઇ પણ મિલકતના ખરીદદારને આપેલો

**( અ )** ખરિદીના પૈસા ૧૦ રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે. ... બે આના.

**( બ )** ,, ૧૦ રૂપિઆ કરતાં વધારે હોય ૨૫ રૂપિઆથી વધારે ન હોય ત્યારે. ... ચાર આના.

| | |
|---|---|
| ( ક ) બીજે કોઇ પણ પ્રસંગે. | ખરિદીના પૈસાની રકમ જેટલા અવેજ બદલના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી. |
| **૧૯ દાખલો અથવા બીજો દસ્તાવેજ**—તેના ધારણ કરનારનો અથવા કોઇ પણ માણસનો, કોઇ પણ સંસ્થાપિત કંપની માંહેના અથવા બીજી એક વ્યક્તિ ભૂત મંડળી માંહેના અથવા કોઇ પણ સંસ્થાપિત મંડળીના અથવા બીજી એક વ્યક્તિ ભૂત મંડળીના કોઇ પણ **શેરો** વિષે, સ્ક્રિપવિષે ( ભંડોળના ભાગના દાખલા વિષે ) અથવા સ્ટાક ( ભંડોળ ) વિષે હક અથવા સત્તાધિકાર છે એવું અથવા એવી કંપની માંહેના અથવા મંડળી માંહેના અથવા એવી કંપનીના અથવા મંડળીના શેરોનો સ્ક્રિપનો અથવા સ્ટોકનો ધણી થવાનો હક અથવા સત્તાધિકાર છે એવું દર્શાવનારો... | એક આનો. |
| શેરોનો લેટર ઑફ એલોટમેન્ટ ( નં-૩૬ ) પણ જુઓ. | |
| **૨૦ ચાર્ટર પારટી,** એટલે વહાણ અથવા તેનો કોઇ પણ નિર્દિષ્ટ કરેલો મુખ્ય ભાગનો રમાડનારનાં ( ચાર્ટરરનાં ) નિર્દિષ્ટ કરેલાં કારણ સારૂ જે લેખ ઉપરથી નોરે આપ્યો હશે તે લેખ ( પાગડ બાંધીને લઇ જનારી આગબોટ ભાડે લેવાની કબુલાત સિવાય ) પછી તેમાં શિક્ષા બદલ ઠરાવ હોય અથવા ન હોય ... | એક રૂપિઓ. |
| **૨૧ ચેક** ( કલમ ૨ (૭)માં વ્યાખ્યા) કર્યા પ્રમાણેનો ... | એક આનો. |
| **૨૨–તોડ જોડનું ખત,** એટલે જે લેખ કોઇ દેણદારે કરી આપ્યો હોય અને જે ઉપરથી તે પોતાની મિલકત પોતાના લેણદારના હિતસારૂ કન્વે કરી આપે છે, અથવા જે ઉપરથી તે લેણદારોના લેણાની તોડજોડનો અવેજ અથવા વહેંચણી તેઓને મળવાનો બંદોબસ્ત કરવામાં આવે છે, અથવા તે દેણદારનું કામ ઇન્સપેક્ટરોની દેખરેખ હેઠળ અથવા લેટર્સ પ્રમાણે તેના લેણદારોના હિત સારૂ ચલાવવા વિષે જે ઉપરથી ઠરાવેલું હોય છે તે લેખ ... | દશ રૂપિઆ. |
| **૨૩ કન્વેયન્સ**—( કલમ ( ૧૦)માં વ્યાખ્યા કર્યા પ્રકારનું ), જે બદલ ૬૨ મા નંબર મુજબ ડયુટી કહી હોય અથવા માફી આપી હોય એવી તબદીલી ન હોય એવું;— | |
| એવા કન્વેયન્સના અવેજની જે રકમ અથવા કિંમત તેમાં લખી હોય તે ૫૦ રૂપિઆ કરતાં વધારે ન હોય તો ... | આઠ આના. |

| | | |
|---|---|---|
| તે ૫૦ રૂ. કરતાં વધારે હોય પણ | ૧૦૦ રૂ. વધારે ન હોય તો | એક રૂપિઓ. |
| ,, ૧૦૦ ,, | ૨૦૦ ,, | બે રૂપિઆ. |
| ,, ૨૦૦ ,, | ૩૦૦ ,, | ત્રણ રૂપિઆ. |
| ,, ૩૦૦ ,, | ૪૦૦ ,, | ચાર રૂપિઆ. |
| ,, ૪૦૦ ,, | ૫૦૦ ,, | પાંચ રૂપિઆ. |
| ,, ૫૦૦ ,, | ૬૦૦ ,, | છ રૂપિઆ. |
| ,, ૬૦૦ ,, | ૭૦૦ ,, | સાત રૂપિઆ. |
| ,, ૭૦૦ ,, | ૮૦૦ ,, | આઠ રૂપિઆ. |
| ,, ૮૦૦ ,, | ૯૦૦ ,, | નવ રૂપિઆ. |
| ,, ૯૦૦ ,, | ૧૦૦૦ ,, | દશ રૂપિઆ. |

| | |
|---|---|
| અને ૧૦૦૦ રૂપિઆ ઉપરના દર ૫૦૦ રૂપિઆ અથવા તેના કોઇ પણ ભાગે | પાંચ રૂપિઆ. |
| **માફી**—સન ૧૮૪૭ ના હિંદુસ્તાનના ગ્રંથ સ્વામિત્વ બાબતના (કૉપીરાઇટના) આકટની ૫ કલમ મુજબ મજકુર દાખલ કરીને ગ્રંથ સ્વામિત્વ સોંપી દેવાનો લેખ ... | માફી. |
| **કલ્પંત્યાળાનું ખત** પંત્યાળું (નં. ૪૬ ) જુઓ | |
| **૨૪ નકલ અથવા ઉતારો**—જે ખરી નકલ અથવા ઉતારો હોવા બદલ કોઇ પણ સરકારી અમલદારે અથવા તેના હુકમ ઉપરથી સહી કરી હોય અને જે કોર્ટની ફીનો જે કાયદો વિદ્યમાન કાળે અમલમાં હોય તે કાયદા મુજબ ફી પડવા જોગ નહિ હશે તે. | |
| ( ૧ ) જો તેનો અસલ ડયુટી પડવા જોગ નહિ હશે અથવા તે ઉપર પડવા જોગ ડયુટી એક રૂપિઆ કરતાં વધારે નહિ હશે તો. | આઠ આના. |
| ( ૨ ) બીજે કોઇ પ્રસંગે. | એક રૂપિઓ. |
| **માફી**—( અ ) કોઇ પણ કાગળની નકલ જે કોઇ પણ સરકારી કચેરીના દફતરમાં રાખવા સારૂ અથવા કોઇ પણ સરકારી અમલદારે કરવાની અથવા આપવાની જરૂર છે એમ કાયદામાં સ્પષ્ટપણે કહ્યું હોય તે. | માફી. |
| ( બ ) નકલો;—( ૧ ) સન ૧૮૮૬ ના જન્મ મરણ તથા લગ્ન છુટા છેડા નોંધવાના આકટની ૮ મી કલમની રૂએ આપેલી રજીષ્ટરોમાંની દાખલાવાળી નકલોમાંની નોંધોની, ( ૨ ) સદરહુ આકટની ૨૫ મી કલમની રૂએ જન્મ, તથા મરણના કોઇ પણ રજીસ્ટ્રારે આપેલી રજીસ્ટ્રાર બુકમાંની નોંધોની, અથવા ( ૩ ) કોઇ સોલજરે, સોલ્ટરે, અથવા વગર સનંદી અથવા નાના અમલદારે માગ્યા ઉપરથી સદરહુ આકટની ૩૫ મી કલમની રૂએ આપેલી રજીસ્ટરોમાંની તથા દફતરોમાંની નોંધોની. ... | માફી |
| ( ક ) સરકારી ચાપ્લેન, સબસીડાઇઝડ અથવા સબસીડાઇઝડ પૈસાની મદદ જેઓને મળતી હોય અથવા મળતી ન હોય એવા પાદ્રીઓના અને ડાયોસેસનના અથવા લગ્નોનાં રજીસ્ટરોના દાખલાવાળી સોલજર,-સેલર અથવા વગર સનંદી અથવા નાના અમલદારોને આપેલી બાપ્તીસ્મા સંબંધી અથવા લગ્ન સંબંધી રજીસ્ટરોમાંની નકલો અથવા તેમાંના ઉતારા. ... | માફી. |
| **૨૫ સામો લેખ અથવા ડુપ્લિકેટ.** ડયુટી પડવા જોગ હશે એવા અને જે બાબત યોગ્ય ડયુટી આપી હશે એવા કોઇ પણ લેખનો,— | |
| **(અ)** અસલ લેખ ઉપર જે ડયુટી પડવા જોગ હોય તે એક રૂપિઆ કરતાં વધારે ન હોય તો ... | અસલ લેખ ઉપર જેટલી ડયુટી પડવા જોગ હશે તેટલી ડયુટી. |
| **(બ)** બીજે કોઇ પણ પ્રસંગે ... | એક રૂપિઓ. |
| **માફી**—ખેડુતને આપેલા જે કોઇ પણ લીસની ડયુટી માફ હશે તેનો સામો લેખ. | માફી. |
| **૨૬ કસ્ટમ્સબાંડ** ( અ ) રકમ ૧૦૦૦ રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે ... | એટલીજ રકમના બાંડ ઉપર (નં. ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી ડયુટી. |
| **(બ)** બીજે કોઇ પણ પ્રસંગે. .... | પાંચ રૂપિઆ. |

૨૭ ડિબેંચર (ગીરો બાબત હોય અથવા ન હોય), જે બજારમાં વેચવા લાયક સીક્યુરીટી હોય અને જે શેરો લખીને અથવા તબદીલીનો જુદો લેખ કરીને સ્વાધિન કરીને તબદીલ કરવા જોગ હોય તે — તેટલીજ રકમના બૉંડ ઉપર (નં. ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી.

**ખુલાસો**—ડિબેન્ચર આ શબ્દમાં ડીબેંચરને જોડેલા કોઇ પણ વ્યાજના કુંપનોનો સમાવેશ થાય છે. પણ ડયુટી આકારતી વખતે આવા કુંપનોની રકમ ગણવી નહિ.

**માફી**—જે નોંધેલા ગીરો ખત ઉપર તેની રૂએ કહાડવાના ડિબેંચરોની પુરી રકમ બદલ યોગ્ય સ્ટામ્પ હોય તથા જેને યોગે કોઇ સંસ્થાપિત કંપની અથવા એક વ્યક્તિ ભૂત મંડળી ડીબેંચરો ધારણ કરનારાઓના હિત સારૂ પોતાની મીલકત સર્વાંશે અથવા કોઇ અંશે ટ્રસ્ટીઓને સ્વાધિન કરે છે તે ગીરો ખતના મચકુર પ્રમાણે તે કરજ કાઢનારી કંપનીએ અથવા મંડળીએ કહાડેલું ડિબેંચર પણ એવું ઠરાવ્યું કે એવા કહાડેલાં ડીબેંચરો સદરહુ ગીરો ખતના મચકુર પ્રમાણે કહાડેલાં છે એવું નિર્દિષ્ટ કરેલું હોવું જોઇએ.

વળી **બાંડ** (નં. ૧૫) તથા **કલમો** ૮ અને ૫૫ જુઓ.

**કોઇ પણ ટ્રસ્ટ બાબત જ્ઞાપન**—ટ્રસ્ટ (નં. ૬૪) જુઓ.

૨૮ **માલ બાબતનો ડિલિવરી આરડર.** એટલે કોઇ પણ ગોદીમાં અથવા બંદરમાં હોય તેવો અથવા જે વખારમાં માલ ભાડે ભરી રાખવામાં આવે છે તે વખારમાં હોય તેવો અથવા કોઇ પણ ડંકા ઉપર હોય તેવો માલ લેવાને હક્ક જે લેખ ઉપરથી તે લેખમાં લખેલા માણસને અથવા તેના આસાનને અથવા તે લેખ ધારણ કરનારાને મળે છે, અને જે ઉપર તે માલ ઉપરનું સ્વામિત્વ વેચવાના અથવા તબદીલ કરવાના પ્રસંગે તે માલના માલેક અથવા તેની તરફથી સહી કરી હશે એવો લેખ તે માલની કિંમત વીસ રૂપિઆ કરતાં વધારે હોય ત્યારે. — એક આનો.

**સત્તાધિકારના ખત** (ટાઇટલ ડીડસ) અનામત મુકવાનો દસ્તાવેજ, રાસ્તગીરો બાબત કબુલાત (નં. ૬) જુઓ. **પંત્યાળુ તોડવાનો લેખ**—પંત્યાળુ (નં. ૪૬) જુઓ.

૨૯ **છુટાછેડા બાબતનો લેખ**—એટલે જે લેખ ઉપરથી કોઇ પણ માણસ પોતાનો વિવાહ સંબંધ તોડે છે તે. — એક રૂપીઓ.

**સ્ત્રી** ધન બાબત **લેખ,** વ્યવસ્થા પત્ર (નં. ૫૮) જુઓ.

**ડુપ્લિકેટ**—સામો લેખ (નં. ૨૫) જુઓ.

૩૦ સનંદ ઉપરથી અથવા સન ૧૮૮૪ ના કાયદાના હિમાયતીઓ બાબતના આક્ટ ઉપરથી કોઇ પણ હાઇ કોર્ટનો આપેલો અધિકાર ચલાવીને તે કોર્ટની યાદીમાં આડવોકેટ, વકીલ અથવા અટર્ની તરીકે કરેલી નોંધ.

(અ) આડવોકેટ અથવા વકીલની બાબતમાં. — પાંચસો રૂપિઆ.

(બ) આટર્નીની બાબતમાં. — બસો પચાસ રૂપિઆ.

**માફી**—કોઇ હાઇ કોર્ટની યાદીમાં જેનું નામ અગાઉ દાખલ થયું હોય તેની એવા આડવોકેટ, વકીલ અથવા અટર્ની તરીકે કોઇ પણ હાઇ કોર્ટની યાદીમાં કરેલી નોંધ.

| | |
|---|---|
| **રાસ્તગીરો**—રાસ્તગીરો દાખલ કબુલાત (નં. ૬) જુઓ. | |
| **૩૧ મિલકત અદલ બદલ કરવાનો લેખ.** | તે લેખમાં વત્તામાં વત્તી કીંમતની જે મિલકત લખી હશે તેની કીંમતના જેટલા અવેજના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી. |
| **ઉતારો**—નકલ (નં. ૨૪) જુઓ. | |
| **૩૨—વધારે બોજા બદલનો લેખ,** એટલે ગીરો મિલકત ઉપર વધારે બોજો નાંખવા વિશેનો કોઇ પણ લેખ. | |
| **(અ)** જ્યારે અસલગીરો ૪૦ મા નંબરની (અ) રકમમાં કહેલા પ્રકારનું (એટલે કબજા સાથેનું) હશે ત્યારે. | તે લેખ ઉપરથી નાંખેલા વધારે બોજાની રકમ જેટલા અવેજના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી |
| **(બ)** જ્યારે એવું ગીરો ૪૦ મા નંબરની (બ) રકમમાં કહેલા પ્રકારનું (એટલે કબજા સિવાયનું) હશે ત્યારે. | |
| (૧) વધારે બોજા બદલનો લેખ કરી આપતી વખતે મિલકતનો કબજો તે લેખ મુજબ આપ્યો હોય અથવા આપવાનું કબુલ કર્યું હોય તો. | એવા બોજાની (અસલ ગીરો તથા અગાઉના કોઇ વધારે બોજા સુદ્ધાં) એકંદર રકમ જેટલા અવેજના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી ડયુટીમાંથી તે અસલ ગીરો ઉપર તથા વધારે બોજા ઉપર અગાઉથીજ આપેલા ડયુટી બાદ કરીને જે રહે તે. |
| (૨) કબજો ઉપર કહ્યા પ્રમાણે આપ્યો ન હોય તો. | તે લેખ ઉપરથી નાંખેલા વધારેના બોજાની રકમના બાંડ ઉપર (નં. ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી. |
| **૩૩ બક્ષિસ પત્ર**—વ્યવસ્થા પત્ર (નં. ૫૮) અથવા મૃત્યુ પત્ર અથવા તબદીલી (નં. ૬૨) ન હોય એવું. | તે લેખમાં લખેલી કીંમત જેટલા અવેજના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી. |
| **ભાડે રાખવા બદલ કબુલાત** અથવા નોકરી બદલ કબુલાત—કબુલાત (નં. ૫) જુઓ. | |
| **૩૪ ઇન્ડેમનિટીબાંડ.** | તેટલી જ રકમના જામીન ખત ઉપર (નં. ૫૭) જેટલી ડયુટી પડે છે તેટલી |
| **ઇન્સપેકટરશિપ ડીડ** તોડ જોડનું ખત (નં. ૨૨) જુઓ. | |
| **વિમો**—વિમાની પોલિસી (નં. ૪૭) જુઓ. | |
| **૩૫ લીસ,** એમાં અંદર લીસનો અથવા પેટા લીસનો તથા ભાગે અથવા પેટા ભાડે આપવાની કોઇ પણ કબુલાતનો સમાવેશ થાય છે;— | |
| **(અ)** તે લીસ ઉપરથી ભાડું ઠરાવ્યું હશે અને કાંઇ પણ પ્રિમિયમ આપ્યું અથવા સ્વાધિન કર્યું ન હશે ત્યારે,— | |
| (૧) તે લીસ એક વર્ષ કરતાં ઓછી મુદતનું છે એમ દેખાતું હશે ત્યારે. | તે લીસ મુજબ જે રકમ આપવાની અથવા સ્વાધીન કરવાની હોય તે સઘળી રકમ બદલના બાંડ ઉપર (નં. ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી. |

(૨) તે લીસ એક વર્ષ કરતાં ઓછી નહિ પણ ત્રણ વર્ષ કરતાં વધારે નહિ એવી મુદતનું દેખાતું હશે ત્યારે.

ઠરાવેલા સરાસરી વાર્ષીક ભાડાની રકમ અથવા કીમત બદલના બાંડ ઉપર (નં. ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી

(૩) તે લીસ ત્રણ વર્ષ કરતાં વધારે મુદતનું દેખાતું હશે ત્યારે.

ઠરાવેલા સરાસરી વાર્ષીક ભાડાની રકમ જેટલા અવેજ બદલના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી.

(૪) તે લીસ કોઇ પણ નિયમીત મુદતનું દેખાતુ ન હોય ત્યારે.

જો લીસ પહેલાં દશ વર્ષ સુધી ચાલે તો તે માટે જે સરાસરી વાર્ષિક ભાડું આપવામાં અથવા સ્વાધિન કરવામાં આવે તેની રકમ જેટલા, અથવા કિંમત જેટલા અવેજ માટેના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી.

(૫) તે લાસ હમેશનું દેખાતું હોય ત્યારે.

તે લીસના પહેલા પચાસ વર્ષ બદલ જે ભાડું આપવામાં અથવા સ્વાધિન કરવામાં આવે તેની સઘળી રકમના એક પંચમાસ જેટલા અવેજ બદલના કન્યવેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી.

(બ) ફાઇન અથવા પ્રિમિયમ સારૂ અથવા ધીરેલા પૈસા સારૂ લીસ આપ્યું હશે અને ભાડા બદલ ઠરાવ લખ્યો નહિ હશે ત્યારે.

તે લીસમાં તે ફાઇનની અથવા પ્રિમિયમની અથવા ધીરેલા પૈસાની રકમ અથવા કીંમત લખી હશે તેટલી રકમ અથવા કીંમત જેટલા અવેજ માટેના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી એવું ફાઇન અથવા પ્રિમિઅમની અથવા કિંમત જેટલા અવેજ માટેના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી.

(ક) ફાઇન અથવા પ્રિમિઅમ સારૂ અથવા પૈસા સારૂ લીસ આપ્યું હશે અને વળી તેમાં ભાડા બદલ ઠરાવ લખ્યો હશે ત્યારે.

એવું ફાઇન અથવા પ્રિમિઅમ અથવા એવા પૈસા આપ્યા ન હોય અથવા સ્વાધિન કર્યા ન હોય તો તે લીસ ઉપર જે ડયુટી પડે તે અને તે ઉપરાંત તે લીસમાં ફાઇનની અથવા પ્રિમિઅમની અથવા પૈસાની જે રકમ અથવા કિંમત લખી હશે તેટલી રકમ અથવા કિંમત જેટલા અવેજ માટેના કન્વેયન્સનો તે (નં. ૨૩) જેટલી ડયુટી પડે છે તેટલી. પણ એવું ઠરાવ્યું છે કે કીંમત પ્રમાણે લીસ ઉપર જે સ્ટામ્પની જરૂર હોય તેટલો સ્ટામ્પ લીસ કરી આપવા વિષેની કબુલાતને માર્યો હશે અને તે કબુલાત પ્રમાણે પછીથી તે લીસ કરી આપવામાં આવ્યું હશે, ત્યારે તે લીસ ઉપરની ડયુટી આઠ આનાથી વધારે હોવી જોઇએ નહિ.

**માફી (અ)** આ કોઇ પણ ખેડુતની બાબતમાં તથા ખેતીના કારણ સારૂ કાંઇ પણ દાઇન અથવા પ્રિમિઅમ આપ્યા સિવાય અથવા સ્વાધિન કર્યા સિવાય કરી આપેલું લીસ ( એમાં ખાવાના અથવા પીવાના પદાર્થ ઉત્પન્ન કરવા બાબતના ઝાડના લીસનો સમાવેશ થાય છે. ) જ્યારે નિયમિત મુદત લખી હોય અને તે મુદત એક વર્ષથી વધારે ન હોય ત્યારે, અથવા જ્યારે ઠરાવેલું સરાસરી વાર્ષિક ભાડું સો રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે.
માફી.

( બ ) સન ૧૮૭૫ ના બ્રહ્મદેશના માછલી મારવાની જગા બાબતના આક્ટ મુજબ અથવા સન ૧૮૮૯ ના ઉત્તર બ્રહ્મદેશના જમીન તથા મહેસુલ બાબતના કાયદા મુજબ આપેલું માછલી મારવાની જગાનું લીસ.
માફી.

**૩૬ લેટર ઓફ્ એલૉટમેન્ટ**-( શેરો વહેંચી આપવાનું પત્ર ) કોઇ પણ કંપની માંહેના અથવા કર વધારેલી કંપની માંહેના શેરોનો, અથવા કોઇ પણ કંપનીએ કહાડવાના લોન બાબતના શેરોનો.
એક આનો.

**દાખલો**—અથવા બીજો દસ્તાવેજ ( નં. ૧૯ ) જુઓ.

**૩૭ ભલામણ પત્ર**—એટલે જે કોઈ લેખ ઉપરથી એક માણસ બીજા માણસને, જે માણસ સારૂ તે લેખ લખ્યો હશે તેને ઉધાર આપવાનો અધિકાર આપે છે તે લેખ.
એક આનો.

**લેટર ઓફ્ ગ્યારંટી**—કબુલાત ( નં. ૫ ) જુઓ.

**૩૮ લેટર ઓફ્ લાઇસન્સ**—એટલે લેણદારે પોતાનાં માગણાં અમુક મુદત સુધી મોકુફ રાખવાં અને દેણદારને પોતાની નજરમાં આવે તેમ તેનું કામ ચલાવવા દેવું એવી રીતની દેણદાર અને તેના લેણદાર વચ્ચે થયેલી કોઇ પણ કબુલાત.
દશ રૂપિઆ.

**૩૯ કંપનીનું મેમોરેન્ડમ ઓફ્ એસોસીએશન.**

( અ ) તેની સાથે સન ૧૮૮૨ ના હિંદુસ્તાનના કંપનીના આક્ટની ૩૭ મી કલમ મુજબ આપેલી આર્ટિકલ્સ ઑફ એસોસિએશન હોય તો.
પંદર રૂપિઆ.

( બ ) તેની સાથે તે આર્ટિકલ્સ ન હોય તો.
ચાલીસ રૂપિઆ.

**માફી**—જે એસોસિએશન ફાયદા સારૂ સ્થાપેલી ન હોય અને જે સને ૧૮૮૨ ના હિંદુસ્તાનના કંપનીના આક્ટની ૨૬ મી કલમ મુજબ રજીસ્ટર કરેલા હોય એવી કોઇ પણ એસોસિએશનનું મેમોરેન્ડમ.
માફી.

**૪૦ ગીરોખત**—સત્તાધિકારના ખત અનામત રાખવા બાબત જે ગીરો બાબત ( નં. ૬ ) બાટમરી બાંડ ( નં. ૧૬ ) પાકનું ગીરો ( નં. ૪૧ ) રિસ્પાંડેન્શિયા બાંડ ( નં. ૫૨ ) અથવા જામીન ખત ( નં. ૫૭ ) ન હોય તેઃ—

( અ ) તે ખતમાં લખેલી મિલકતનો અથવા તે મીલકતનો કોઇ પણ ભાગનો કબજો ગીરો મુકનારે આપ્યો હશે અથવા આપવાની કબુલાત કરી હશે ત્યારે.
તે ખતની રકમ જેટલા અવેજના કન્વેયન્સ ( નં. ૨૩ ) ઉપર જેટલી ડ્યુટી પડે છે તેટલી.

( બ ) તે કરતી વખતે સદરહુ પ્રમાણે કબજો આપ્યો ન હોય અથવા આપવાની કબુલાત કરી ન હોય ત્યારે.
તે ખતની રકમના બોંડ (નં. ૧૫) ઉપર જેટલી ડ્યુટી પડે છે તેટલી.

**ખુલાસો**—જે કોઇ ગીરો રાખનારને ભાડું વસુલ કરવા સારૂ મુખત્યારનામું અથવા ગીરો મુકેલી મીલકતનું અથવા તેના ભાગનું લીસ આપતો હોય તે આ નંબરના અર્થ મુજબ કબજો આપે છે એમ સમજવું.

**( ક )** તે ખત પેટા તારણ અથવા મદદગારી તારણ અથવા વધારે તારણ અથવા બદલે આપેલું તારણ હોય અથવા તે સદરહુ કારણ સારૂ વીશેષ બંદોબસ્ત કરવાના હેતુથી કરેલું હોય અને મુખ્ય અથવા મુળ તારણ ખત ઉપર યોગ્ય સ્ટામ્પ લગાડેલો હોય ત્યારેઃ—

૧૦૦૦ રૂપીઆ કરતાં વધારે નહીં હોય એવી દરેક રકમે. — આઠ આના.

અને ૧૦૦૦ રૂપીઆ ઉપરાંત દર ૧૦૦૦ રૂપીએ અથવા તેના ભાગે. — આઠ આના.

**માફી**—( ૧ ) સન ૧૮૮૩ ના જમીન સુધારવા બાબતના કરજના આક્ટ મુજબ અથવા સન ૧૮૮૪ ના ખેડુતોને કરજ આપવા બાબતના આક્ટ મુજબ તગાવી લેનાર માણસોએ અથવા તે માણસોના જામીનોએ તે તગાવી ફેડવા સારૂ તારણ દાખલ કરી આપેલો લેખ. — માફી.

( ૨ ) બીલ ઓફ એક્સચેંજ સાથે હોય એવો લેટર ઑફ હૈપાર્સીકેશન. — માફી.

( ૩ ) માલ ગીરો મુકવાનો લેખ તે ઉપર સાખ કરી ન હોય તો. — માફી.

**૪૧ પાકનું ગીરો ખત**—એમાં કોઇ પાક ગીરો મુકીને પછી તે પાક એ પ્રમાણે ગીરો મુકતી વખતે વિદ્યમાન હોય કે નહિ, એવા ગીરો ઉપર ધીરેલું કરજ અદા કરવાના બંદોબસ્ત સારૂ કરેલી કબુલાત દર્શાવનારા કોઇ પણ લેખનો સમાવેશ થાય છે;—

**( અ )** કરજે ધીરેલું નાણું તે લેખની તારીખથી ત્રણ મહિના કરતાં વધારે નહિ હોય એવી મુદતની અંદર પાછું આપવાનું હોય ત્યારેઃ—

૨૦૦ રૂપિઆ કરતાં વધારે નહિ એવી દરેક રકમ ઉપર. — એક આનો.

અને ૨૦૦ રૂપિઆ કરતાં વધારે હોય એવી દર ૨૦૦ રૂપીઆની રકમે અથવા તેના ભાગે. — એક આનો.

**( બ )** એવું કરજે ધીરેલું નાણું તે લેખની તારીખથી ત્રણ મહિના કરતાં વધારે પણ એક વર્ષ કરતાં વધારે ન હોય એવી મુદતની અંદર પાછું આપવાનું હોય ત્યારેઃ—

૧૦૦ રૂપિઆ કરતાં વધારે નહિ હોય એવી દરેક રકમે. — બે આના.

અને ૧૦૦ રૂપિઆ કરતાં વધારે હોય એવી દર ૧૦૦ રૂપિઆની રકમે અથવા તેના ભાગે. — બે આના.

**૪૨ નોટરી પબ્લિકના લખાણ,** એટલે પોતાના હોદાનું કામ કરતી વખતે નોટરી પબ્લિકે અથવા નોટરી પબ્લિક તરીકે કાયદેસર રીતે કામ કરનાર બીજા કોઇ પણ માણસે કરેલો અથવા સહી કરેલો, પ્રોટેસ્ટ (નં. ૫૦) ન હોય એવો કોઇ પણ લેખ, શેરો, ચીઠી, સાખ, દાખલો અથવા નોંધ. — એક રૂપિઓ.

**૪૩ ચીઠી અથવા યાદી**—દલાલે અથવા એજંટે પોતાના મુખ્યને ખાતે વીસ રૂપીઆ કરતાં વધારે કિંમતનો કોઇ પણ માલ. — બે આના.

વીસ રૂપીઆ કરતાં વધારે કીંમતનો કોઇ પણ સ્ટોક અથવા બજારમાં વેચવા જોગ સિક્યુરીટી વેચાતી લીધાનું અથવા વેચ્યાનું જણાવવા વિષે તે મુખ્યને દલાલે અથવા એજંટે મોકલેલી... ... ... — સ્ટોક કે સિક્યુરીટીની કીંમતના દર ૧૦૦૦૦ રૂપીઆ કે તેના ભાગ ઉપર એક આનો.

| | |
|---|---|
| **૪૪ નોટ ઓફ્ પ્રોટેસ્ટ**–વહાણના માસ્તરે કરેલી ... ... | |
| વહાણના માસ્તરે કરેલો પ્રોટેસ્ટ ( નં. ૫૧ ) જુઓ. | આઠ આના. |
| **પૈસા આપવાનો હુકમ**—બિલ ઓફ્ એક્સચેંજ ( નં. ૧૩ ) જુઓ. | |
| ૪૫ **વહેંચણનો લેખ**—( કલમ ૨ ( ૧૫ ) માં વ્યાખ્યા કરેલા પ્રકારનો. ) | મિલકતમાંથી જુદા કરેલા હિસ્સા અથવા હિસ્સાઓની કિંમતની રકમના બાંડ (નં. ૧૫) જેટલી ડ્યુટી પડે છે તેટલી. |
| ૪૬ **પંચ્યાણું**—( અ ) પંચ્યાળાનો લેખઃ-- | |
| ( ૧ ) પંચાળાની થાપણ ૫૦૦ રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે. | બે રૂપિઆ આઠ આના. |
| ( ૨ ) બીજે કોઇ પણ પ્રસંગે .. ... ... | દશ રૂપિઆ. |
| ( બ ) પંચ્યાળુ તોડવાનો લેખ .. ... ... | પાંચ રૂપિઆ. |
| ૪૭ **વિમાની પાલીસી**—( અ ) સમુદ્રનો વિમો ( કલમ ૭ જુઓ. )— | |
| ( ૧ ) કોઇ પણ સફર બાબત અથવા સફર ઉપર;— | |
| (૧) સલામતી અથવા અવેજ તે પાલીસી ઉપરથી વિમો ઉતારેલી રકમ ઉપર સેંકડે બે આનાના અથવા ⅛ દર કરતાં વધારે ન હોય ત્યારે. | એક આનો. |
| (૨) બીજી કોઇ પણ બાબતમાં તે પાલીસી ઉપરથી વિમો ઉતારેલી રકમના દર હજાર રૂપિઆની પુરી રકમ બદલ અને હજાર રૂપીયાના કોઇ પણ ભાગ બદલ. | બે આના. |
| **( ૨ ) મુદત બાબત**—(૩) તે પાલીસી ઉપરથી વિમો ઉતારેલી રકમના દશ હજાર રૂપિઆની પુરી રકમ બદલ અને હજાર રૂપીઆના કોઇ પણ ભાગ બદલ,— | |
| વિમો ૭ મહિના કરતાં વધારે ન હોય એવી કોઇ પણ મુદતનો ઉતાર્યો હોય ત્યારે. | બે આના. |
| વિમો છ મહિના કરતાં વધારે અને બાર મહિના કરતાં વધારે નહિ હોય એવી મુદતનો ઉતાર્યો હોય ત્યારે. | ચાર આના. |
| **(બ) આગનો વિમો.** (૧) અસલ પાલીસીની બાબતમાં,–૧૦૦૦ રૂપીઆ કરતાં વધારે ન હોય એવી વિમો ઉતારેલી દરેક રકમે, અને તેમજ ૧૦૦૦ રૂપિઆ ઉપરના દર ૧૦૦૦ રૂપિયે અથવા તેના કોઇ પણ ભાગે;– | |
| (૧) મુદત એક મહિના કરતાં વધારે ન હોય ત્યારે. | બે આના. |
| (૨) મુદત એક મહિના કરતાં વધારે પણ ત્રણ મહિના કરતાં વધારે ન હોય ત્યારે. | ત્રણ આના. |
| (૩) મુદત ત્રણ મહિના કરતાં વધારે, પણ છ મહિના કરતાં વધારે ન હોય ત્યારે. | ચાર આના. |

(૪) મુદત ૭ મહિના કરતાં વધારે હોય ત્યારે.

છ આના.

(૨) જે પાલીસી ૭ મહિનાની અથવા તે કરતાં કાંઇ પણ ઓછી મુદતની આપેલી હોઇને જે બદલ અને તે અગાઉ નવી કરી આપી હોય તો તે બદલ પાલીસી પ્રથમથીજ ૭ મહિના કરતાં વધારે મુદતની આપી હોત તો જેટલી ડયુટી પડવા જોગ હોત તેટલી ડયુટી અગાઉથી આપી નહિ હોય એવી પાલીસી ચાલુ રાખવા સારૂ નવી કરી આપવા બાબત.

એવી નવી કરી આપેલી પાલીસી જે રકમની અને જે મુદતની હોય તે રકમ અને મુદતની અસલ પાલીસી બાબત જેટલી ડયુટી આપવી પડત તેટલી ડયુટી.

( ક ) અકસ્માત તથા મંદવાડ બાબતનો વિમો.

( અ ) રેલ્વે ઉપરના અકસ્માત બાબત ફક્ત એકવાર મુસાફરી માટે ચાલનારો.

એક આનો.

માફી—કોઇ પણ રેલ્વેમાં વચલા અથવા ત્રીજા વર્ગમાં પ્રવાસ કરનારા ઉતારૂના સંબંધમાં ઉતાર્યો હોય ત્યારે.

માફી.

(બ) બીજે કોઇ પણ પ્રસંગે કોઇ પણ એકજ અકસ્માત અથવા મંદવાડ બાબત આપવાની વત્તામાં વત્તી રકમ ૧૦૦૦ રૂપિયાથી વધારે ન હોય તો તે બાબત, અને તેમજ એવી રકમ ૧૦૦૦ રૂપિઆ કરતાં વધારે હોય તો, દર ૧૦૦૦ રૂપિઆ બાબત અથવા તેના ભાગ બાબત.

(ડ) જીંદગીનો વીમો અથવા જે બદલ સ્પષ્ટપણે ઠરાવ કર્યો નથી એવો બીજો વીમો, આ નંબરના (છ) ભાગમાં કહ્યા છે તેવા ફરીથી ઉતારેલા વીમા સિવાય.

૧૦૦૦ રૂપિઆ કરતાં વધારે નહિ હોય એવો વીમો ઉતારેલી દરેક રકમ બદલ અને તેમજ ૧૦૦૦ રૂપિઆ ઉપર વીમો ઉતારેલા દર ૧૦૦૦ રૂપિઆ બદલ અથવા તેના ભાગ બદલ—

( ૧ ) એકજ પ્રત હોય ત્યારે.

છ આના.

( ૨ ) બે પ્રતો હોય તો દરેક બદલ.

ત્રણ આના.

માફી—પોસ્ટ ખાતાના જીંદગીના વિમા બાબત હિંદુસ્તાન સરકારના અધિકારની રૂએ કરેલી કાનુનો મુજબ હિંદુસ્તાનના પોસ્ટ ઓફીસના ડાયરેક્ટર જનરલે આપેલી જીંદગીના વીમાની પાલીસી. ... ...

માફી.

છ—સમુદ્રના વિમાની પાલીસી અથવા આગના વિમાની પાલીસી જે વિમાની કંપનીએ આપી હોય તે કંપની, અસલ વિમા ઉપરથી ઉતારેલી રકમનો અમુક ભાગ તે વિમાના સંબંધમાં આપવાની હામી અથવા જામીનગીરી તરીકે બીજા કોઇ પણ કંપની સાથે ફરીથી વીમો ઉતરાવે ત્યારે ... ... ... ... ... ... ...

અસલ વિમાના સંબંધમાં આપવાની ડયુટીની ¼ ડયુટી, પણ તે એક આનાથી ઓછી અથવા એક રૂપિયાથી વધારે હોવી જોઇએ નહીં.

સાધારણ માફી—વિમાની પાલીસી આપવા વિષેનો લેટર ઓફ કવર અથવા એન્ગેજમેંટ, પરંતુ એવું ઠરાવ્યું છે કે તે પાલીસી માટે આ આકટમાં જે સ્ટાંપ કહ્યો છે તે સ્ટામ્પ લેટર ઉપર અથવા એન્ગેજમેંટ ઉપર હોય, સિવાય તે ઉપરથી કંઇ પણ દાવો કરી શકાશે નહિ તેમજ તેમાં લખેલી પાલીસી આપવાની ફરજ પાડવા સિવાય બીજા કોઇ પણ કારણ સારૂ તે ચાલશે નહીં.

૪૮ મુખત્યારનામું—કલમ ૨ (૨૧) માં વ્યાખ્યા કરેલા પ્રકારનું પ્રાકસી (નં. ૫૨) ન હોય તે.—

(અ) એકજ વ્યવહારના સંબંધમાં એક અથવા વધારે દસ્તાવેજ નોંધાવવાનાજ કેવળ કારણુ સારૂ, અથવા એવા એક વધારે દસ્તાવેજ કરી આપવાનું કબુલ કરવાના કારણુ સારૂ કર્યું હશે ત્યારે ... આઠ આના.

(બ) સન ૧૮૮૨ ના પ્રેસીડેન્સી સ્મોલકોઝ કોર્ટ એકટ મુજબ ફરિયાદોમાં અથવા ચલાવેલા કામમાં જોઇતું હશે ત્યારે ... આઠ આના.

(ક) રકમ (અ) માં કહેલી બાબત સિવાય બીજા એકજ વ્યવહારમાં કામ કરવા સારૂ એક અથવા વધારે માણુસને તે ઉપરથી અધિકાર આપવાનો હશે ત્યારે ... એક રૂપિઓ.

(ડ) એક કરતાં વધારે વ્યવહારમાં અથવા સામાન્યતઃ એકામતે અથવા પ્રત્યેકને કામ કરવા સારૂ પાંચ કરતાં વધારે નહિ એટલા માણુસોને તે ઉપરથી અધિકાર આપવાનો હશે ત્યારે ... પાંચ રૂપીઆ.

(ઇ) એક કરતાં વધારે વ્યવહારમાં અથવા સામાન્યતઃ એકાજતે એકામતે અથવા પ્રત્યેકને કામ કરવા સારૂ પાંચ કરતાં વધારે પણુ દસ કરતાં વધારે નહીં એટલા માણુસોને તે ઉપરથી અધિકાર આપવાનો હશે ત્યારે... ... દશ રૂપિઆ.

(ફ) તે અવેજ સારૂ આપ્યું હશે તથા તે ઉપરથી કોઇ પણુ સ્થાવર મિલકત વેચવાનો અધિકાર અટર્નિને આપવાનો હશે ત્યારે — તે અવેજની રકમના કન્વેયન્સ ઉપર (નં. ૨૩) જેટલી ડ્યુટી પડે છે તેટલી.

(જ) બીજે કોઇ પણુ પ્રસંગે ... અધિકાર આપેલા દરેક માણુસ દીઠ એક રૂપિઓ.

ખુલાસો—એકજ પેઢીના એક કરતાં વધારે માણુસો આ નંબરના કારણુ સારૂ એકજ માણુસ છે એમ સમજવું.

**૪૯ વાયદા ચીઠી**-(કલમ ૨ (૨૨) માં વ્યાખ્યા કરેલા પ્રકારની)... પ્રસંગ પ્રમાણે, માગે એટલે અવેજ આપવા જોગ અથવા માગે ત્યારે અવેજ આપવો એ સિવાય બીજી રીતે અવેજ આપવા જોગ બીલ ઓફ એકસચેંજ (નં. ૧૩ બ) ઉપર જેટલી ડ્યુટી પડે છે તેટલી.

**૫૦ બિલનું અથવા ચિઠીનું પ્રોટેસ્ટ**—એટલે બિલ ઓફ એકસચેંજ અથવા વાયદા ચીઠ્ઠી સીકારવાની ના કહેવા બદલ નોટરી પબ્લીક અથવા નોટરી પબ્લિક તરીકે કાયદાસર રીતે કામ કરનાર બીજા કોઇ માણુસે કરેલો કોઇ પણુ લેખી એકરાર... ... એક રૂપિઓ.

**૫૧ વહાણુના માસ્તરનું પ્રોટેસ્ટ,**—એટલે તોટાના હિસાબની વ્યવસ્થા થવાના અથવા સરકારી ગણતરી થવાના હેતુથી તેણે તે વહાણુની સફરની વિગતનો જે કોઇ પણુ એકરાર લખ્યો હોય તે, અને વહાણુમાં માલ ન ચઢાવ્યા બાબત અથવા વહાણુમાંથી માલ ન ઉતાર્યા બાબત ચાર્ટરર અથવા કન્સૈની વિરૂદ્ધ તેણે જે એકરાર કર્યો હશે તે, જ્યારે એવા એકરાર ઉપર નોટરી પબ્લીક અથવા નોટરી પ્રબ્લિક તરીકે કાયદાસર રીતે કામ કરનાર બીજા માણુસે સાખ કરી હશે અથવા દાખલો લખ્યો હશે ત્યારે ... એક રૂપિઓ.

વહાણુના માસ્તરે કહેલી નોટ ઓફ પ્રોટેસ્ટ (નં. ૪૪) પણુ જુઓ.

**૫૨ પ્રોકસી**—(મત આપવાનો અધિકાર પત્ર) જીલ્લા અથવા સ્થાનિક બોર્ડના અથવા મ્યુનિસિપલ કમીશનરોની મંડળીના સભાસદોની કોઇ

પણ એક ચુંટણીમાં, અથવા (અ) જે સંસ્થાપિત અથવા એક વ્યક્તિ ભૂત મંડળીના સ્ટાકના અથવા ફંડના શેર કર્યા હશે અને તે તબદીલ કરી અપાતાં હશે તેના સભાસદોની, (બ) સ્થાનિક અધીકારીઓની, અથવા (ક) કોઇ પણ સંસ્થાના પ્રોપ્રાએટરોની (માલીકોની) અથવા સભાસદોની, અથવા તેના ફંડોના વર્ગણીદારોની કોઇ પણ એક સભામાં માન આપવાનો અધીકાર કોઇ પણ માણસને આપવા વિષેનો ... | એક આનો.

૫૩ પહોંચ જે કંઇ પણ નાણાંની અથવા બીજી મિલકતની રકમ અથવા કિંમત વીસ રૂપિઆ કરતાં વધારે હોય તેની ... | એક આનો.

માફી-પહોંચ (અ) યોગ્ય સ્ટાંમ્પવાળા, અથવા ત્રીજી કલમ માંહેના વિશેષ ઠરાવ મુજબ માફી હોય એવા (સરકારની તરફથી કરી આપેલા લેખ) કોઇ પણ લેખમાં લખેલા અવેજના પૈસા પહોંચ્યાનું, અથવા તે લેખમાં લખેલા કોઇ પણ મુદ્દલ પૈસા, વ્યાજ અથવા વર્ષાસન, અથવા મુદ્દતે મુદ્દતે આપવાનો બીજો અવેજ પહોંચ્યાનું, કબુલ કરવા બાબતની તે લેખની પાછળ અથવા તે લેખમાં લખેલી, ... ... ... | માફી.

(બ) અવેજ વગર કાંઇ પણ પેસા આપ્યા બદલના. ... | માફી.

(ક) સરકારી મહેસુલનો આકાર ઠરાવ્યો હોય એવી જમીન બાબત અથવા (મદ્રાસ અને મુંબઇ ઇલાકામાં) ઇનામી જમીન બાબત ખેડુતોએ કંઇ પણ ગણોત આપ્યા બદલની ... ... | માફી.

(ડ) મલિકા મુઆઝમના લશ્કર માંહેના અથવા મલિકા મોઆઝમના હિંદુસ્તાનના લશ્કર માંહેના બિનસનંદી અમલદારો અથવા સિપાઇઓ જ્યારે તેઓ અમલદાર દાખલ અથવા સિપાઇ દાખલ ચાકરી કરતા હશે ત્યારે તેઓએ અથવા પોલીસ સ્વારોએ (મૈન્ડેટ પોલીસ કોન્સ્ટેબલોએ) પગાર અથવા નિમણુક પહોંચ્યા બદલ આપેલી ... ... | માફી.

(ઇ) ફેમીલી સર્ટીફીકેટો ધારણ કરનારાઓએ આપેલી માત્ર એવા પ્રસંગે પહોંચમાંની રકમ જે માણસના પગારમાંથી અથવા નિમણુકમાંથી સોંપી આપી હશે તે માણસ સદરહુ બે લશ્કરો પૈકી કોઇ પણ એક લશ્કરનો બિનસનંદી અમલદાર હશે અથવા સિપાઇ હશે અને સદરહુ પ્રકારના સંબંધથી ચાકરી કરતો હશે... ... ... ... | માફી.

(ફ) જે માણસોને સદરહુ પ્રકારની બિનસનંદી અમલદારો અથવા સીપાઇઓ તરીકે તેમની ચાકરી બાબત પેન્સન અથવા નિમણુંક મળતાં હશે અને જેઓ બીજા કોઇ પણ સંબંધથી સરકારની ચાકરી કરતા નહિ હશે તેમણે તે પેન્સન બદલ અથવા નિમણુક બદલ આપેલી... ... | માફી.

(ગ) પોતે વસુલ કરેલી જમીન મહેસુલ બદલ અથવા કર બદલ મુખીએ અથવા અમલદારે આપેલી... ... ... | માફી.

(હ) કોઇ પણ પેઢીવાળા પાસે પૈસા અથવા પૈસાની સિક્યુરિટી અનામત મુકી હોય અને તેનો હિસાબ આપવાનો હોય તે પૈસા બદલ અથવા સિક્યુરિટી બદલ આપેલી ... ... ... | માફી.

પરંતુ એવું ઠરાવ્યું છે કે જે માણસને તે પૈસાનો અથવા સિક્યુરિટીનો હિસાબ આપવાનો તે માણસ સિવાય બીજા કોઇ માણસ પાસેથી અથવા કોઇ માણસને હાથે તે પૈસા અથવા સિક્યુરિટી પહોંચ્યા એવું તે પહોંચમાં લખેલું ન હોવું જોઇએ. ... ... ... | માફી.

વળી એવું ઠરાવ્યું છે કે આ માફી કોઇ પણ સંસ્થાપિત કંપની અથવા બીજી એક વ્યક્તિભૂત મંડળીના અથવા તેવી જે કંપની અથવા મંડળી સ્થાપન કરવાનું યોજ્યું હોય અથવા ઇરાદો કર્યો હોય તેના શેર વહેંચી આપવાના પત્ર બદલ અથવા પત્ર ઉપરથી, અથવા તેના સ્ક્રિપના અથવા શેરના કોલ બાબત, અથવા જે ડિબેંચર: બજારમાં વેચવા જોગ સિક્યુરિટી હોય તે બાબત ભરેલી અથવા અનામત મુકેલી રકમની પહોંચને અથવા પાવતીને લાગુ નથી. ... ... ...

૫૪ ગીરો મુકેલી મિલકતનું રીકન્વેયન્સ—(અ) જે અવેજને માટે મિલકત ગીરો મુકી હશે તે ૧૦૦૦ રૂપીઆ કરતાં વધારે ન હોય તો.... ... ... ... ... — રીકન્વેયન્સમાં જે અવેજ લખ્યો હશે તેટલા અવેજની રકમના કન્વેયન્સ (નં. ૨૩) ઉપર જેટલી ડયુટી પડે છે તેટલી.

(બ) બીજે કોઇ પ્રસંગે ... ... ... — દસ રૂપિઆ.

૫૫ ફારગતી—એટલે જે કોઇ પણ લેખ ઉપરથી કોઇ માણસ બીજા માણસ ઉપરના અથવા કોઇ પણ નિર્દિષ્ટ કરેલી મિલકત ઉપરના દાવા છોડી દે છે તે,—(અ) દાવાની રકમ અથવા કિંમત ૧૦૦૦ રૂપિઆથી વધારે ન હોય તો... ... ... ... — ફારગતીમાં એવી જે રકમ અથવા કીંમત લખી હશે તેના બાંડ (નં. ૧૫) ઉપર જેટલી ડયુટી પડે છે તેટલી,

(બ) બીજે કોઇ પણ પ્રસંગે. ... ... ... ... — પાંચ રૂપિઆ.

૫૬ રેસ્પાંડેન્સિયા બાંડ—એટલે વહાણ ઉપર ચઢાવેલા અથવા ચઢાવવાના માલ ઉપર કરજે કાઢેલા પૈસા બાબત જે ઉપરથી બંદોબસ્ત કર્યો હશે અને તે માલ જે બંદરે આખર હોય તે બંદરને પહોંચે તો તે પૈસા પાછા આપવાનો જેમાં ઠરાવ હોય તેવો કોઇ પણ લેખ. ... — તે કરજ કાઢેલી રકમના બાંડ ઉપર ( નં. ૧૫ ) જેટલી ડયુટી પડે છે તેટલી.

કોઇ પણ ટ્રસ્ટ અથવા વ્યવસ્થા પત્ર રદ કરવાનો લેખ—વ્યવસ્થા પત્ર ( નં. ૫૮ ); ટ્રસ્ટ ( નં. ૬૪ ) જુઓ.

૫૭ જામીનખત અથવા ગીરો ખત—કોઇ પણ હોદ્દાનું કામ યોગ્ય રીતે કરવા વિષેના અથવા હોદ્દાના સબબથી જે પૈસા અથવા બીજી મિલકત મળે તેનો હિસાબ આપવા વિષેના તારણ તરીકે કરી આપ્યું હશે તે, અથવા કરારની યોગ્ય બજાવણી થવા સારૂ જામીને કરી આપ્યું હશે તે;— ... ... ... ... ... ...

(અ) રકમ ૧૦૦૦, રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે ... — તે રકમના બાંડ (નં ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી.

(બ) બીજે કોઇ પણ પ્રસંગે ... ... ... — પાંચ રૂપિઆ.

માફી—બાંડ અથવા બીજો લેખ—(અ) સન ૧૮૭૬ ના બંગાળાના ઇરીગેશન આકટની ૯૯ મી કલમ મુજબ કરેલી કાનુનો પ્રમાણે નિમેલા મુખીઓએ તે આકટ પ્રમાણેનું પોતાનું કામ યોગ્ય રીતે કરવા સારૂ કર્યો હોય ત્યારે. ... ... ... ... — માફી.

(બ) ધર્મના દવાખાના અથવા હૉસ્પિટલ અથવા લોકોપયોગી બીજા કોઇ પણ સંસ્થા સારૂ ખાનગી ઉઘરાણાની સ્થાનિક ઉપજ દર મહિને અમુક રકમ કરતાં કમી થશે નહીં, એવી હામી આપવા સારૂ કોઇ પણ માણસે કર્યો હોય ત્યારે, ... ... ... — માફી.

| | |
|---|---|
| ( ક ) સન ૧૮૭૯ ના મુંબઇના ઇરિગેશન આક્ટની ૭૦ મી કલમ મુજબ મુંબઇના ગવર્નર ઇન કૌંસિલે ઠરેલી કાનુનો પૈકી કાનુન નંબર ( અ ) ની રૂયે કર્યો હોય ત્યારે ... ... ... | માફી. |
| ( ઠ ) સન ૧૮૮૩ ના જમીનના સુધારા બાબતના કરજના આક્ટ મુજબ તગાવી લેનાર સખસોએ અથવા તે માણસોના જામીનોએ સદરહુ તગાવીનો અવેજ પાછો આપવા સારૂ તારણ બદલ કર્યો હોય ત્યારે. ... | માફી. |
| ( ઇ ) કોઇ પણ હોદ્દાનું કામ યોગ્ય રીતે બજાવવા સારૂ અથવા તે હોદ્દાના સબબથી જે પૈસા અથવા બીજી મિલકત મળે તેનો યોગ્ય રીતે હિસાબ આપવા સારૂ સરકારી અમલદારોએ અથવા તેમના જામીનોએ કર્યો હોય ત્યારે. ... ... ... ... | માફી. |
| **૫૮ વ્યવસ્થા પત્ર ( અ )**—વ્યવસ્થા પત્રનો લેખ ( સ્ત્રી ધન બાબતના ખત સુદ્ધાં. ) | એવા પત્રમાં લખ્યા મુજબ વ્યવસ્થા કરેલી મિલકતની રકમ અથવા કિંમત જેટલા અવેજના બાંડ ઉપર ( નં. ૧૫) જેટલી ડયુટી પડે છે તેટલી પણ એવું ઠરાવ્યું છે કે વ્યવસ્થા કરવાની કબુલત ઉપર જેટલો સ્ટામ્પ વ્યવસ્થાપત્ર ઉપર જોઇએ તેટલો સ્ટામ્પ માર્યો હોય અને એવી કબુલાત મુજબ પાછળથી વ્યવસ્થાપત્ર તૈયાર કર્યું હોય ત્યારે એવા પત્ર ઉપરની ડયુટી આઠ આનાથી વધારે હોવી ન જોઇએ. |
| **માફી**—( અ ) મુસલમાનો વચ્ચે થયેલા લગ્નને પ્રસંગે કરી આપેલું મહેરનું ખત. ... ... ... ... | માફી. |
| (બ) હલદંશ, એટલે જેમાં કોઇ પણ કિંમત નિર્દિષ્ટ કરેલો ન હોય તથા જે બદલ ૧૦ રૂપિયા ડયુટી જારી હોય એવા ધર્મ સંબંધી કારણો સારૂ બ્રહ્મદેશ માંહેના કોઇ બૌદ્ધ ધર્મવાળાએ કરી આપેલું સ્થાવર મિલકતનું કોઇ પણ વ્યવસ્થાપત્ર. | માફી. |
| (બ) વ્યવસ્થાપત્ર રદ કરવાનો લેખ ... ... | રદ કરવાના લેખમાં સંબંધવાળી મિલકતની જે રકમ અથવા કીંમત લખી હોય તેટલા અવેજના બાંડ (નં. ૧૫) ઉપર જેટલી ડયુટી પડે છે તેટલી, પણ તે દશ રૂપિઆ કરતાં વધારે ન જોઇએ. |
| ટ્રસ્ટ (નં. ૬૪) પણ જુઓ. | |
| **૫૯ શાહજોગ શેર વારંટો**—સન ૧૮૮૨ ના હિંદુસ્તાનના કંપનીના આક્ટ મુજબ કહાડેલાં. | એવા વારંટમાં નિર્દિષ્ટ કરેલા શેરોની નોમિનલ રકમ જેટલા અવેજના કન્વેયન્સ (નં.૨૩) ઉપર જેટલી ડયુટી પડે તેના દોઢ ગણી ડયુટી. |
| **માફી**—સન ૧૮૮૨ ના હિંદુસ્તાનના કંપની આક્ટની ૩૦ મી | |

કલમને અનુસરીને કોઈ કંપનીએ કહાડેલા જે શેરવારંટો સદરહુ ડયુટીની તોડ જોડ તરીકે હેઠળ લખેલી રકમ સ્ટામ્પ રેવન્યુના કલેકટરને આપવામાં આવેથીજ માત્ર અમલમાં આવવાના હોય તે,—

( અ ) કંપનીની ભરાયેલી સઘળી થાપણ ઉપર સેંકડે દોઢ ટકો, અથવા

( બ ) જે કોઇ પણ કંપનીએ સદરહુ ડયુટી અથવા તોડજોડની રકમ પુરેપુરી ભરી હોય, તે કંપની પાછળથી સદરહુ ભરાયલી થાપણમાં વધારે શેર વારંટો કહાડીને વધારો કરે તો આ પ્રમાણે વધારેલી થાપણ ઉપર સેંકડે દોઢ ટકો.

**સ્ક્રિપ** દાખલો (નં. ૧૯) જુઓ.

૬૦ **શિપીંગ આર્ડર** માલ કોઇ પણ વહાણ ઉપર લઇ જવાનો અથવા લઇ જવા સંબંધી — એક આનો.

૬૧ **લીસ છોડી દેવાનો દસ્તાવેજ**—( અ ) તે લીસ ઉપર પડવા જોગ ડયુટી પાંચ રૂપિઆ કરતાં વધારે ન હોય ત્યારે ... — લીસ ઉપર જેટલી ડયુટી પડવા જોગ હશે તેટલી ડયુટી.

( બ ) બીજે કોઇ પણ પ્રસંગે ... — પાંચ રૂપિઆ.

**માફી**—લીસ છોડી દેવાનો દસ્તાવેજ, જ્યારે તે લીસ ઉપર ડયુટી માફ કરી હશે ત્યારે;—

૬૨ **તબદીલી**—( અવેજ સહિત અથવા અવેજ વગર ) ( અ ) કોઇ પણ સંસ્થાપિત કંપની માંહેના અથવા બીજી કોઇ એક વ્યક્તિભુત મંડળી માંહેના શેરોની. — શેરની કિંમત જેટલા અવેજના કન્વેયન્સ (નં. ૨૩) ઉપર પડવા જોગ ડયુટીની એક દ્વિતિયાંશ ડયુટી.

( બ ) ૮ મી કલમમાં જે ડિબેંચરોના સંબંધમાં ઠરાવ કર્યો છે તે ડિબેંચરો સિવાય, બજારમાં વેચવા જોગ સિક્યુરીટીવાળા બીજા ડિબેંચરોની, પછી તે ડીબેંચર ઉપર ડયુટી પડવા જોગ હોય અથવા ન હોય. — ડિબેંચરના મુખ્ય પૃષ્ટ ઉપર લખેલી રકમ જેટલા અવેજના કન્વેયન્સ ( નં. ૨૩ ) ઉપર પડવા જોગ ડયુટીની એક દ્વિતીયાંશ ડયુટી.

( ક ) જે બદલ બાંડ, ખત, અથવા વિમાની પાલિસી ઉપરથી બંદોબસ્ત કર્યો હોય એવા હિત સંબંધની;—

( ૧ ) એવા બાંડની, ગીરો ખતની, અથવા પાલિસિની ડયુટી પાંચ રૂપિઆ કરતાં વધારે ન હોય તો. — તે બાંડ, ગીરો ખત અથવા વિમાની પાલિસી ઉપર પડવા જોગ ડયુટી.

( ૨ ) બીજે કોઇ પણ પ્રસંગે ... — પાંચ રૂપિઆ.

( ડ ) સન ૧૮૭૪ ના એડમિનિસ્ટ્રેટર જનરલના આક્ટની ૩૧ મી કલમ મુજબ કોઇ પણ મિલકતની ... — દશ રૂપિઆ.

( ઇ ) એક ટ્રસ્ટી પાસેથી બીજા ટ્રસ્ટીને, અથવા ટ્રસ્ટી પાસેથી બેનીફીશ્યરી ( હિતાધિકારી ) ને અવેજ વગર કરેલી કોઇ પણ ટ્રસ્ટની મિલકતની.... ... — પાંચ રૂપિઆ, અથવા આ નંબરથી (અ)થી (ક) સુધીની રકમો ઉપરથી જે ઓછી રકમ પડવા જોગ હોય તે.

**માફી**—શેરો લખીને કરેલી તબદીલી—

(અ) બિલ ઓફ એક્સચેંજ, ચેક અથવા વાયદા ચીઠ્ઠીની ... — માફી.

| | |
|---|---|
| (બ) બાબિલ ઓફ લેડીંગ, ડિલીવરી આર્ડર, માલ બદલના વારંટ, અથવા માલ ઉપરના સત્તાધિકારના બીજા વેપાર સંબંધી દતાવેજની... | માફી. |
| (૬) વિમાની પાલીસીની. ... ... | માફી. |
| (ક) હિંદુસ્તાન સરકારની સિક્યુરિટીઓની ... | માફી. |
| કલમ ૮ પણ જુઓ. | |
| **૬૩ લીસની તબદીલી**—એસાઇન્મેટથી કરેલી હોય અને પેટા-લીસથી કરેલી ન હોય એવી. ... ... | તબદીલીના અવેજની જે રકમ હોય તે રકમ જેટલા અવેજના કન્વેયન્સ (નં. ૨૩) ઉપર જેટલી ડયુટી પડે છે તેટલી. |
| **માફી**—જેના ઉપરની ડયુટી માફ હોય એવા કોઇ પણ લીસની તબદીલી ... ... ... ... | માફી. |
| **૬૪ ટ્રસ્ટ**—(અ) કોઇ પણ મિલકતના અથવા મિલકત સંબંધી ટ્રસ્ટનું સ્થાપન, મૃત્યુપત્ર ન હોય એવા કોઇપણ લખાણ ઉપરથી કરેલું. | હિત સબંધવાળી મિલકતની જે રકમ અથવા કિંમત તે લેખમાં લખી હોય તેના જેટલા અવેજના(બાંડ નં. ૧૫) ઉપર જેટલી ડયુટી પડે છે તેટલી પણ તે પદર રૂપિયાથી વધારે ન જોઇએ. |
| (બ) કોઇ પણ મિલકતનુ અથવા મિલકત સંબંધી ટ્રસ્ટ, મૃત્યુપત્ર ન હોય એવા કોઇ પણ લખાણ ઉપરથી રદ કરવું. | હિત સબંધવાળી મિલકતની જે રકમ અથવા કીંમત તે લખમા લખ્યા હોય તેના અવજના બાંડ (નં. ૧૫) ઉપર જેટલી ડયુટી પડે છે તેટલી, પણ તે દસ રૂપિઆ કરતાં વધારે ન જોઇએ. |
| વ્યવસ્થાપત્ર (નં. ૫૮) પણ જુઓ. | |
| આકારેલો કીંમત (નં. ૮) જુઓ. | |
| વકિલ—વકીલ તરીકે નોંધ (ન. ૩૦) જુઓ. | |
| **૬૫ માલ બાબતનું વારંટ**– એટલે જે કોઇ પણ લેખ ઉપરથી, તેમાં નામથી લખેલા માણસનો અથવા તેના અસૈનોના અથવા તે ધારણ કરનારાનો, કોઇ પણ ગોદીમાં અથવા વખારમાં અથવા ડંકા ઉપર હશે એવા કોઇ પણ માલ ઉપર સ્વામિત્વનો હક્ક છે એમ દેખાતું હોય તે લેખ; ઉપર, સદરહુ માલ જે માણસના તાબામાં હશે તે માણસે અથવા તે માણસની તરફથી સહી કરેલી હોવી જોઇએ અથવા દાખલો લખેલો હોવો જોઇએ | ચાર આના. |

# ટૉર્ટ યાને અપકૃત્ય શાસ્ત્ર.



**અપકૃત્ય**—એ શબ્દ એટલે **અપ** એટલે નઠારૂં અને કૃત્ય એટલે કામ. એટલે ખરાબ કામ. કાયદા વિરૂદ્ધ જે કૃત્ય કરવાથી કે કાયદેસર જે કૃત્ય કરવાની ફરજ હોય તે ન કરવાથી બીજા માણસના સ્થાપિત હકોનુ ઉલ્લંઘન થાય કે તેને નુકસાન થાય તો તેવું કૃત્ય કરનાર કે ન કરનાર પોતાની વર્તણુંકનું જે સ્વભાવિક અને કાયદેસર પરિણામ થાય તેને માટે જવાબદાર છે. અને એવી જવાબદારી જે કૃત્ય કરવાથી ઉત્પન્ન થાય છે તે કૃત્યને 'અપકૃત્ય' કહે છે. કોઇની મિલ્કતનો શરીરનો સ્વતંત્રતાને કે આબરૂના હકનું ઉલંઘન જે માણસ કરે તો તે કૃત્ય અપકૃત્ય સમજવું.

**મુળતત્ત્વ**—એ શબ્દમા—બીજાના હકનું ઉલંઘન કરનાર દરેક માણસ પોતાના કૃત્ય કે કસુરથી નિપજતા સ્વાભાવિક કે કાયદેસર પરીણામને માટે જવાબદાર છે

ઇજા અને નુકસાન એ બે વસ્તુ અપકૃત્યમાં હોય છે. ઇજા થયેલીજ હોવી જોઇએ, અને નુકશાન ઘણે ભાગે હાજરજ હોય છે. ઇજા વગર માત્ર નુકશાન માટે દાવો ચાલી શકતો નથી પરંતુ નુકસાન વગર માત્ર ઇજા માટે દાવો ચાલી શકે છે કેમકે ઇજા શબ્દ નુકસાનનો ભાવાર્થ બતાવે છે. જો કાંઇ હકનું ઉલંઘન થાય તો કાયદો નુકસાનનું અનુમાન કરી શકે છે. કારણ કે ઇજા એટલે સ્થાપિત હકનું ઉલંઘન એવો અર્થ છે. ફોજદારી ગુન્હામાં ગેરકાયદેસર કૃત્ય અને સાર્વજનિક નુકસાન હોય છે જ્યારે અપકૃત્યમાં ગેરકાયદેસર કૃત્ય અને ખાનગી શખસોને નુકશાન થયેલુ હોય છે. ફોજદારી ગુન્હાથી જનસમુદને હાનિ પહોંચે છે, અને મુલ્કની વ્યવસ્થામાં ભંગાણ પડે છે જેથી તેવા ગુન્હા આખી પ્રજા વિરૂદ્ધ માનવામાં આવે છે. અને એવા ગુન્હાને સાર્વજનિક અપરાધ પણ કહે છે. અને તેથી સઘળી પ્રજાને કાંઇ નુકસાન ભરી અપાતું નથી તેથી ગુન્હાનો અટકાવ થાય એવી પીનલ કોડમાં શિક્ષા ઠરાવેલી છે. અપકૃત્યમાં દીવાની કોર્ટથી નુકસાન અપાવવામાં આવે છે. જે ગુન્હામાં જ્યારે કોઇ માણસને કાંઇ ખાનગી નુકશાન થાય છે ત્યાંરે તે કૃત્ય, ગુન્હો અને અપકૃત્ય બન્ને થાય છે એટલે એવા ગુન્હાને માટે ફોજદારી અને દીવાની બન્ને ઇલાજો લઇ શકાય છે જેમકે ચોરી, વ્યથા તથા લોકાપકારક કૃત્ય એવા ગુન્હામાં બંને ઇલાજ લઇ શકાય છે

અપકૃત્યમાં તે કરનારનો ઇરાદો કે હેતુ જોવામાં આવતો નથી. માત્ર પરિણામ ઉપરથી તેનું અનુમાન કરવામાં આવે છે.

ઘણે ભાગે નુકસાની મેળવવાના દીવાની દાવા બે પ્રકારના હોય છે. ( ૧ ) કરાર તોડવાથી ઉત્પન્ન થતા દાવા અને ( ૨ ) અપકૃત્યથી ઉત્પન્ન થતા દાવા.

માત્ર કરાર તોડવાથી આવા દાવાઓ ઉત્પન્ન થતા નથી, પરંતુ કોઇએ કોઇને ઇજા નહીં કરવી જોઇએ એવો એક નીતિનો મુખ્ય નિયમ છે, અને તેને તોડવાથી પણ આવા અપકૃત્યના દાવા ઉત્પન્ન થઇ શકે છે. આવા કૃત્યને 'ટૉર્ટ' કહે છે.

જે કામમાં સ્પષ્ટ વચન આપ્યું હોય અને તે ઉપરથી કાયદેસર જવાબદારી ઉત્પન્ન થતી હોય, તો તેવા કામમાં કરાર તોડવાનો દાવો કરી શકાય છે. પરન્તુ જે કામમાં આપેલી હકીકતથી અમુક કામ કરવાને દુનીઆદારીના સર્વમાન્ય નિયમો કે વિશેષ કાયદાથી ફરજ ઉત્પન્ન થતી હોય તેવા કામમાં અપકૃત્યનો દાવો કરવો જોઇએ.

કરારમાં સ્પષ્ટ વચન આપેલું હોય છે અને અપકૃત્યમાં વચન હોતુ પણ નથી અને હોય છે તો ગર્ભિત હોય છે.

કરારના કાયદાની ૧૧ મી કલમથી સગીર કરાર કરવાને નાલાયક છે અને જો તેમ છતાં પણ તેણે કરાર કર્યો હોય તો તે તેને માટે જવાબદાર થઇ શકતો નથી. પરંતુ અપકૃત્ય માટે—જેમકે હુમલો, આબરૂ વિરૂદ્ધ લખાણ કરવું વીગેરે માટે સગીર નુકશાન આપવાને માટે જવાબદાર થઇ શકે છે.

અપકૃત્યના નીચે પ્રમાણે તેની જાતી અને ગુણ પ્રમાણે ત્રણ વર્ગ થઇ શકે છે.

જેમકે ( ૧ ) જે કૃત્ય કે કસુરથી કાયદેસર હકનું ઉલ્લંઘન થાય તેવાં કૃત્ય કે કસુર; ( ૨ ) સાર્વજનિક ફરજ અદા કરવામાં કસુરથી ઉત્પન્ન થતાં અપકૃત્ય, પણ તેવી કસુરથી વિશેષ નુકસાન થયેલું હોવું જોઇએ અને (૩) ખાનગી ફરજ અદા કરવામાં કસુરથી ઉત્પન્ન થતાં અપકૃત્ય; આ વર્ગમાં વિશેષ નુકસાનની જરૂર નથી, કેમકે કાયદો નુકસાનનું અનુમાન કરી શકે છે.

પ્રથમ વર્ગનાં અપકૃત્ય નીચે પ્રમાણે છે.

૧ શારીરિક અપકૃત્ય, ૨ ગેરકાયદે કેદ કે અટકાવ કરવો કે પકડવું. ૩ દ્વેષપૂર્વક અપરાધી ઠરાવવું. ૪ દ્વેષપૂર્વક પકડવું. ૫ આબરૂ વિરૂદ્ધ લખાણ. ૬ નિંદા. ૭ સાર્વજનિક હોદ્દાને માટે ચુંટણી વખતે મત આપવાનો અધિકાર. ૮ તેવા હોદ્દાને માટે ચુંટણીમાં ઉમેદવાર થવાનો હક. ૯ હોદ્દા કે પદ્દીના હકનું ઉલ્લંઘન. ૧૦ વિરૂદ્ધ કબજો. ૧૧ ગેરકાયદે પ્રવેશ. ૧૨ માલકી હકની નિંદા. ૧૩ ટ્રેડમાર્કના હકનું ઉલ્લંઘન. ૧૪ ગ્રંથ સ્વામિત્વના હકનું ઉલ્લંઘન. ૧૫ નવી શોધના હકનું ઉલ્લંઘન. ૧૬ ખાનગી કાગળ પત્રોના સ્વામિત્વનું ઉલ્લંઘન. ૧૭ નામના સ્વામિત્વ હકનું ઉલ્લંઘન. ૧૮ સંબંધથી પ્રાપ્ત થયેલા હકનું ઉલ્લંઘન. ૧૯ પારકા માલનો બીગાડ કે ગેરઉપયોગ અને ૨૦ દ્વેષપૂર્વક ફોજદારી ફરીઆદ-એ સર્વે પહેલા વર્ગનાં અપકૃત્ય છે. જેમકે:—

૧ શારીરિક અપકૃત્ય એટલે હુમલો કરવો કે માર મારવો, જેમકે બીજાના ઉપર લાકડી કે હથિયાર ફેંકવું, પાણી રેડવું, ધુળ નાંખવી, બીજાના ઉપર થુંકવું, વીગેરેનો સમાવેશ થાય છે.

પરંતુ-વિદ્યાર્થિ કે નાની ઉમ્મરનાં છોકરાંને સુધારવાના હેતુથી સાધારણ શિક્ષા કરે, ધોલ મારે કે ધીમેથી સોટી મારે તે કાંઇ અપકૃત્ય નથી.

મનુષ્ય વધ એ પણ અપકૃત્ય છે. જ્યારે કોઇ સખસ કે કંપનીની ગફલતથી, કસુરથી કે ગેરકાયદેસર કૃત્યથી બીજા સખસનું મૃત્યુ થયું હોય તો તે મરનાર માણસના સ્ત્રી, ધણી, માબાપ કે તેનાં છોકરાં નુકસાનીનો દાવો લાવી શકે. જે ઇજાથી મૃત્યું થયુ હોય તે ઇજા એવી હોવી જોઇએ કે તેને માટે મરનાર જીવતો હોય તો પોતે પણ દાવો લાવી શકે. આવા દાવા મૃત્યુ થયા પછી બાર મહીનાની અંદર ચાલી શકે છે.

૨ ગેરકાયદે કેદ, અટકાવ કે પકડવું; એટલે, વારંટ વોના કોઇ માણસને અટકાવનં રાખવો, સરીયામ રસ્તામાં બળ વાપરીને કોઇ માણસને રોકી રાખવો, વારંટ પાસે રાખ્યા વિના પકડે કે પકડયા પછી વારંટ માગ્યા છતાં બતાવે નહીં તો તે પકડનાર જવાબદાર થાય છે. કોઇ માણસ ક ને બદલે ખ ને તે ક છે એમ કહી પકડાવે તો તે જવાબદાર છે. કોઇ માજીસ્ટ્રેટ કારકુન પાસે જુબાનીઓ લેવરાવે અને તે આધારે આરોપીને સજા કરે તો તે જવાબદાર છે. અધિકારની રૂએ કરેલું કામ જો શુદ્ધબુદ્ધિથી કર્યું હોય તો તે અપકૃત્ય નથી. જે કોઇ જડજ, માજીસ્ટ્રેટ કે કલેકટર કઇ કામ યોગ્ય સંભાળ અને શુદ્ધબુદ્ધિથી એટલે યોગ્ય અકકલ, સંભાળ અને સાવચેતીથી જે કામ કરે તેના ઉપર દીવાની રાહે ઇલાજ ચાલી શકતો નથી.

૩ દ્વેષપુર્વક અપરાધી ઠરાવવું-શુદ્ધબુદ્ધિ હોવા છતાં પણ જો કાંઇ ભૂલ થઇ હોય તો તેથી જડજ જવાબદાર થતો નથી.

૪ દ્વેષપુર્વક પકડવું-આમાં ઇરાદો કે હેતુ હોવો જોઇએ. દ્વેષ બે પ્રકારના છેઃ —એક કાયદાપૂર્વક કે જેમાં ગેરકાયદે કૃત્ય ઇરાદાપૂર્વક કે વ્યાજબી કારણ કે બ્હાના વિના કરવામાં આવે છે અને બીજું વાસ્તવિક દ્વેષ કે જેમાં પોતાની જાતની ઇર્ષા હોય છે.

૫ આબરૂ વિરૂદ્ધ લખાણ—એટલે કોઇ અસત્ય, અને આબરૂ જાય એવો મજકુર છાપીને લખીને ચીન્હ કરીને, કે છબી ચીતરીને પ્રસિદ્ધ કરવામાં આવે, અને તેથી તેના ઉપર ધિક્કાર કે કંટાળો ઉત્પન્ન થાય કે લોકોમાં હાંસી થાય એવું કાંઇ કૃત્ય આવા દાવામાં-દાવા અરજીનાં જે શબ્દો નુકસાનકારક હોય તે બતાવવા જોઇએ તેમ લખાણ ગર્ભીત હોય તો દ્વેષપૂર્વક કરેલું છે એવું સાબીત થવું જોઇએ. પ્રસિદ્ધ

કરનાર કંઇ લખાણ પોતાના હાથમાંથી બીજાને આપે અને તે ઉપરથી પોતાની સત્તા ખુવે એટલે તે લખાણ પ્રસિદ્ધ થયું એમ જાણવું.

૬ નિંદા—એટલે મોઢેથી ગાળ દેવી, કે કોઇની આબરૂને હાનીકારક શબ્દો બોલવા તે પણ જો વાસ્તવિક નુકસાન થયું હોય તો જવાબદારી ઉત્પન્ન થાય છે. દૃષ્ટાંત–ફલાણો માણસ અમુક ચોરી કરનાર છે. ફલાણો વેપારી જુઠાં કાટલાં અને ગજ રાખે છે. કોઇ અમુક વૈદ 'ઉટવૈદ' છે એવું કહેવું, અમુક વકીલે કે બારીસ્ટરે પોતાના અસીલને ઠગ્યા છે. કોઇ ધર્માચાર્ય અનીતિવાન છે, અમુક સરકારી નોકર લાંચ લે છે વિગેરે કહેવાથી કહેનાર માણસની જવાબદારી ઉત્પન્ન થાય છે. પણ તું ચોર છે. ધુતારો છે કે અનીતિવાન છે એમ કહેવાથી ખાસ નુકસાન સાબીત કર્યા શિવાય જવાબદારી ઉત્પન્ન થતી નથી.

૭ સાર્વજનિક હોદ્દાને માટે ચુંટણી વખતે મત આપવાનો અધિકાર કે

૮ તેવા હોદ્દાને માટે ચુંટણીમાં ઉમેદવાર થવાનો હક જો મત લેનાર અધિકારી દ્વેષપૂર્વક એમાંના કોઇ પણ હકનું ઉલ્લંઘન કરે તો તે જવાબદાર થાય છે.

૯ હોદ્દાને પદ્દિના હકનું ઉલ્લંઘન જેમકે ગામ ગોર, ગ્રામોપાધ્યાય, કુળગુરૂ, કુળ શુકલ, ગામ જોશી વીગેરેના લાગાઓ, જે કોઇ બીજો સખસ કામ કરીને લઇ જાય તેના ઉપર, તે કુળગોર વિગેરેના દાવા ચાલી શકે. આવા દાવા માત્ર નુકસાની મેળવવા માટે થઇ શકે છે. પણ તેવાં કામ કરતા રોકવાનો દાવો ચાલી શકતો નથી કેમકે કોઇની મરજી વિરૂદ્ધ અમુક માણસ પાસેજ કામ કરાવવું. એવી કોઇને ફરજ પાડી શકાતી નથી.

૧૦ વિરૂદ્ધ કબજો—એટલે અ એક જમીનના ટુકડાનો હકદાર માલીક છે, પણ તે જમીન બાર વર્ષ ઉપરાંત બના કબજા વહીવટમાં આવી હોય અને અ ને કાંઇ પણ ભાડું બાર વર્ષ સુધીમાં બએ આપ્યું ન હોય અગર અએ કાંઇ માલકી હક ભોગવ્યો ન હોય અને બએ અના માલકી વીરૂદ્ધ વર્તન ચલાવ્યું હોય તો બ વિરૂદ્ધ કબજાના હકથી તે જમીનનો માલીક થઇ જાય છે. માટે હકદાર માલીકનો કબજો તુટે કે કબજો તોડવાની તારીખથી બાર વર્ષની મુદતમાં હકદાર માલીકે દાવો કરવો જોઇએ. દાવાદારે પોતાના હકના લેખ ઉપર આધાર રાખવો જોઇએ; પ્રતીવાદીના હકના નબળાપણા ઉપર આધાર રાખવો નહીં. ભાડુત પાસેથી કબજો લેવાનો દાવો કરવામાં આવે, ત્યારે વાદીએ માલકી હક સાબીત કરવાની જરૂર નથી. કેમકે ભાડે આપનારનો માલકી હક નહોતો એવી ભાડુત તકરાર ઉઠાવી શકતો નથી.

૧૧. ગેરકાયદેસર પ્રવેશ—કબજાના હકના ઉલ્લંઘનથી ગેરકાયદે પ્રવેશ થઇ શકે છે. જેમકે કબજેદારની ગેરહાજરીમાં કોઇ સખસ તેની જમીનનો કબજો કરી બેસે, તો તે વાતની મૂળ કબજેદારને ખબર ન પડે ત્યાં સુધી પ્રવેશ કરનારનો કબજો ગણાતો નથી, કેમકે કબજેદારને ખબર થતાં સુધી તેના હકને બાધ આવતો નથી. તેમજ ગેરકાયદે પ્રવેશ કરનારનો કબજો ગણાતો નથી. કેમકે ખરો કબજેદાર તેને ખસેડી શકે છે. પરંતુ ખરો કબજેદાર સુસ્ત થઇને બેસી રહે તો પછી કાયદેસર ઇલાજ લીધા સીવાય તે પ્રવેશ કરનારને ખસેડી શકતો નથી, તેમજ કોઇ સખસે ગેરકાયદેસર પ્રવેશ કરેલો હોય, ને પછી ખરો હકદાર પ્રવેશ કરે, તો તે મૂળ કબજેદાર ગણાય છે. જો તે ગેરકાયદે પ્રવેશ કરનાર પોતાનો કબજો રાખી રહે તો તેની વિરૂદ્ધ તે દાવો લાવી શકે છે, અને ગેરકાયદે પ્રવેશ બદલ નુકસાની મેળવી શકે છે. કબજો એટલે—જે સખસના વહીવટમાં જમીન હોય અને તેની તાત્કાળીક વ્યવસ્થા કરવાની તેને સત્તા હોય, અને તેથી બીજાના અધિકારને પ્રતિબંધ થતો હોય, તો તે જમીન તે સખસના કબજામાં છે એમ સમજવું. હદની ભીંત, અથવા બે જમીન વચ્ચેની દીવાલ જેની જમીન ઉપર બાંધેલી હોય તેની માલકીની ગણાય છે. જો બંનેની જમીન ઉપર બાંધેલી હોય તો તે બંનેની માલકીની હોઇ શકે છે. વાડમાં જે ઝાડો હોય તે પણ જેની માલકીની વાડ હોય તેની માલકીનાં ગણાય છે. એક પાડોશીના ઝાડનાં મૂળ બીજા પાડોશીની જમીનમાં જાય તો એ મૂળ તે કાઢી નાંખી શકે છે. એક પાડોશીના ઝાડની ડાળીઓ બીજા પાડોશીની જમીનમાં જઇને તેને વચુંછો લગાડે તો એ ડાળીઓ તે કાપી શકે છે. પણ વીસ વરસ ઉપરાંતથી તેવી ડાળીઓ પડતી હશે તો તે કાપી શકે નહીં.

ચાલુ પ્રવેશ થાય તો તે અટકાવવાને તાકીદ હુકમ મેળવવાનો દાવો લાવી શકાય છે. પથ્થરના ઢગલા કરવા, થાંભલા દાટવા, લોઢાની પાટી જડવી એના કૃત્યથી ચાલુ ગેરકાયદેસર પ્રવેશ થઈ શકે છે.

સહકબજેદારોમાંનો એક જમીનમાંથી માટી ખોદી જાય તો તેના ઉપર બીજો ગેરકાયદે પ્રવેશનો દાવો લાવી શકે છે. મજીઆરી જમીનમાં બીજા ભાગીદારોની સંમતિ સિવાય એક ભાગીદાર ઘર બાંધે તો અસલ સ્થિતિમાં તે જમીન રાખવાનો બીજો ભાગીદાર દાવો કરી શકે છે. મિલકતને કાયમનું નુકસાન થયું હોય તો માલીક હકદાર દાવો લાવી શકે છે. પરવાનગીથી પ્રવેશ કરવામાં આવે તો દાવો ચાલી શકે નહીં. નીચેનાં દ્રષ્ટાંતોમાં પ્રવેશ માટે કાયદેસર પરવાનગી સમજવી. જેમકે, અ લેણા પૈસાની ઉઘરાણી સારૂ કે દેવા પૈસા આપવા સારૂ, ભાડુત મીલકતને નુકસાન કરતો હોય તો તે જોવા સારૂ મૂળ માલીકને પ્રવેશ કરવાનો, ( ક ) ભાડાની મુદત પુરી થયા પછી મૂળ માલીકને પ્રવેશ કરવાનો, ( ડ ) ઉપદ્રવ ઓછો કરવાને માટે કે ( ઇ ) ભારે ગુન્હો થતો અટકાવવાને માટે, કે ( ફ ) ભયમાંથી જીવનું જોખમ અટકાવવાને માટે કે ( હ ) પાડોશીના ખેતરમાં પોતાનું ઝાડ ઉથલી પડે તો તે લેવા જવાને પ્રવેશ કરવો તે કાયદેસર પરવાનગી સમજવી.

૧૨. માલકી હકની નીંદા એટલે મીલકતમાંના બીજાના હકને નુકસાનકારક જુઠી અને દ્વેષ ભરેલી બીના પ્રસિદ્ધ કરવી તે.

૧૩. ટ્રેડમાર્કના હકનું ઉલ્લંઘન એટલે અમુક ચિન્હ કે નિશાનવાળો માલ અ નો બનાવેલો છે એવી શાખ બંધાઇ ગઇ હોય, અને બ તેવું ચિન્હ કે નિશાન, પોતાનો માલ અ નો બનાવેલો છે એમ જાણી લોકો લે, એવા હેતુથી વાપરે ત્યારે બ એ અ ના હકનું ઉલ્લંઘન કર્યું એમ સમજવું.

૧૪. ગ્રંથસ્વામિત્વના હકનું ઉલ્લંઘન કૉપીરાઇટના આકટ મુજબ ગ્રંથકર્ત્તા કે પ્રસિદ્ધ કર્તાનેજ અમુક મુદત સુધી પોતાના ગ્રંથની નકલો છપાવવાનો ને વેચવાનો હક મળે છે, તે હકનું ઉલ્લંઘન, તે ગ્રંથની નકલ કરવાથી કે તત્વ કાઢી લઇ બીજો ગ્રંથ બનાવી મૂળ ગ્રંથ નકામો પડી જવાથી કે તેમજ પુસ્તકનું નામ તેજ પાડવાથી થાય છે એમ સમજવું.

૧૫. **નવી શોધના હકનું ઉલ્લંઘન,** એટલે પોતે કરેલી શોધ અમુક મુદત સુધી વાપરવાનો હક પેટંટના કાયદાથી મળે છે. તે હકનું ઉલ્લંઘન કે તે શોધની નકલ કરવાથી તેને મળતી શોધ કરવાથી કે તે શોધનું જે ધોરણ હોય તેનો ઉપયોગ કરવાથી થાય છે.

૧૬ ખાનગી કાગળ પત્રોના સ્વામિત્વના હકનું ઉલ્લંઘન-ગ્રંથ જ્યાં સુધી પ્રસિદ્ધ ન થયો હોય, ત્યાંસુધી તેની માલકી ગ્રંથ લખનારની છે, અને તે પોતાના ઉપયોગ સારૂ રાખી મૂકવો કે બીજાને બતાવવો એ તેની મરજીની વાત છે. તેથી લેખી ગ્રંથો માલીકની પરવાનગી વગર પ્રસિદ્ધ કરવાથી અપકૃત્ય થાય છે. કોઇના ઉપર ખાનગી પત્ર લખ્યો હોય તે પણ લખનારની માલકીનો ગણાય છે. જેનાં ઉપર લખ્યો હોય તેને તે પ્રસિદ્ધ કરવાની છુટ નથી. પ્રસિદ્ધ કરવાથી અપકૃત્ય થાય છે.

૧૭. નામના સ્વામિત્વના હકનું ઉલ્લંઘન અમુક પુસ્તક એક પ્રખ્યાત ગ્રંથકારનું બનાવેલું ન છતાં, તે તેનું બનાવેલું છે એમ કહીને કોઇ વેચે તો તે વેચનારે અપકૃત્ય કર્યું એમ સમજવું. કોઇ આબરૂદાર કે પૈસાદાર માણસ અમુક કંપનીનો ડીરેકટર ન હોય છતાં તે, તેનો ડાયરેક્ટર છે એમ પ્રસિદ્ધ કરવું તે પણ અપકૃત્ય છે.

૧૮ સંબંધથી પ્રાપ્ત થએલા હકોનું ઉલ્લંઘન-જેમકે અ અને બ ની વચ્ચે થએલા કરારમાં ક દ્વેષપૂર્વક બને સમજાવી કરાર તોડાવે તો તેથી અ ને નુકસાન થાય તે માટે ક એ અપકૃત્ય કર્યું એમ સમજવું. વળી અ જાણી જોઇને કે ઇરાદાપૂર્વક બ ચાકરને નસાડી મૂકે કે પોતે રાખીને શેઠ અને ચાકરના સંબંધમાં ભંગાણ પાડે, અને તેથી શેઠને નુકસાન થાય તો અ અપકૃત્યનો બદલો આપવાને જવાબદાર થાય છે એમ સમજવું.

૧૯ **પારકા માલનો બીગાડ કે ગેરઉપયોગ**—એટલે કોઇનાં કુતરાં, ઢોર વીગેરે પાળેલાં જાનવરને માર મારવાથી આ અપકૃત્ય થાય છે. તેમ દુધમાં પાણી મેળવવામાં આવે તોપણ અપકૃત્ય થાય છે.

૨૦ દ્વેષપૂર્વક ફોજદારી ફરીઆદ-માત્ર લેણું વસુલ કરવાના ઇરાદાથી કંઇ પણ વાજબી કારણ સીવાય, ફોજદારી ફરીઆદ કરવી એ અપકૃત્ય છે. પરંતુ ખરા ગુન્હેગારની વિરૂદ્ધ ફરીઆદ સ્પષ્ટ દ્વેષથી કર્યાં છતાં તે અપકૃત્ય નથી.

## બીજા વર્ગનાં અપકૃત્ય

વિશેષ નુકશાન થાય એવી જનસમુહ પ્રત્યે ફરજનું ઉલ્લંઘન જેવાં કે

૧ સાર્વજનિક રસ્તાના રીપેરમાં કસુર થવાથી થતાં અપકૃત્ય.

૨ જંગલી કે પાળેલાં પ્રાણીને રાખવામાં કસુર કરવાથી અપકૃત્ય થાય છે, જેમકે કોઇ માણસ કરડકણો કુતરો પોતાના ઘરના આવવાના રસ્તામાં એવી રીતે રાખે કે ત્યાં દીવસના કાયદેસર કામ સારૂ આવનારને તે કરડે, તો તે કુતરાનો માલીક જવાબદાર થાય છે. પરંતુ માલીક પોતાના મકાનના રક્ષણ સારૂ રાત્રીએ પોતાના મકાનમાં કુતરાને છુટો મૂકવાને માટે મુખત્યાર છે.

૩ સ્થાવર મિલકતના ઉપભોગમાં કસુર થવાથી થતાં અપકૃત્ય, જેવાં કે જમીનના માલીકે તેને એવી રીતે વાપરવી કે તેથી બીજાને નુકસાન ન થાય. એવો ન્યાય શાસ્ત્રનો ધોરી નિયમ છે. જેમકે અ પોતાની જમીનમાં ગંદકીનું પાણી ભરી મૂકે ને તેથી પડોશીની આરોગ્યતાને હાની પહોંચે તો અ જવાબદાર થાય છે. વળી ક જો પોતાની જમીનમાં પાડોશીને ઇજા થાય તેવો ધંધો ચલાવે ને તેથી ઇજા થાય તો તે જવાબદાર છે. વળી બ નું ઘર પડવા સરખું થયું છે તે જાણ્યા છતાં જો બ તે ઘર ભાડે આપે અને અ જાણીને તે રાખે અને ઘર પડી જાય અને ક ને વાગે તો બ અને અ બન્ને જવાબદાર છે.

૪ વિશેષ કાયદાથી ઉત્પન્ન થતી સાર્વજનિક ફરજ અદા કરવામાં કસુરથી થતાં અપકૃત્ય-રેલ્વે, ટેલીગ્રાફ, પોસ્ટના કાયદા, મ્યુનીસીપાલીટી કે લોકલ બોર્ડના આકટોમાં બતાવેલી ફરજો કે જવાબદારી અદા કરવામાં કસુર કરવી તે.

૫ સાર્વજનિક ઉપદ્રવ-દ્રષ્ટાંત-સાર્વજનિક રસ્તા ઉપર કોઇ કારખાનામાંથી ઉપદ્રવકારક ધુમાડો કાઢવો; સાર્વજનિક રસ્તામાં ખાઇ ખોદવી, વહાણોની આવજા કરી શકે એવી સાર્વજનિક નદીમાં વહાણ આડું રાખી અટકાવ કરવો તે.

ઉપદ્રવ એટલે કોઇને દુખ થાય, અગવડ થાય કે નુકસાન થાય એવું કૃત્ય કરવું તે. ઉપદ્રવ બે પ્રકારના છે, એક સાર્વજનિક એટલે જેઓને સંબંધ હોય તેવા બધા લોકોને જે ઉપદ્રવથી નુકસાન થાય તે. સાર્વજનિક ફરજમાં કસુર કરવાથી સાર્વજનિક ઉપદ્રવ થાય છે, અને ખાનગી ઉપદ્રવ ખાનગી ફરજમાં કસુર કરવાથી થાય છે. સાર્વજનિક ઉપદ્રવનો સામાન્ય ઇલાજ ફોજદારી ફરીઆદ છે. પરંતુ તેથી જો કોઇને વિશેષ નુકસાન થાય તો તેનો દિવાની દાવો પણ ચાલી શકે. ગમે તેટલી મુદતથી સાર્વજનિક ઉપદ્રવ જારૂ હોય છતાં લાંબી મુદતને લીધે તે કાયદેસર થઇ શકતો નથી.

૬ કબજે લેવાનો અધિકાર ગેરકાયદે વાપરવો. ઢોર અતિક્રમણ કરે કે નુકસાન કરે તો તેમને ડબામાં પુરવાનો અધિકાર ડબા એક્ટ જેને નુકશાન થયું હોય તેને આપે છે, પણ તે અધિકાર ગેરકાયદે વાપરવામાં આવે તો અપકૃત્ય થયું કહેવાય. પોતાની જમીનમાં ચરતાં કે નુકસાન કરતાં ઢોરને પકડી ડબામાં લઇ જવાનો હક છે પણ તેને ઇજા કરવાનો કોઇને હક નથી. ઇજા કરે તો ઇજા કરનાર અપકૃત્યનો જવાબદાર થઇ શકે. ત્રાહીતની જમીનમાં ચરતાં ઢોર ડબામાં પૂરનાર જવાબદાર થાય છે.

## ત્રીજા વર્ગનાં અપકૃત્ય

ખાનગી ફરજ અદા કરવામાં કસુર કરવાથી કોઇને વિશેષ નુકસાન થાય તે બાબત.

**૧ ધંધાદારી માણસોની કસુરથી ઉત્પન્ન થતાં અપકૃત્ય**-વૈદ કે ડાકટરોની પોતાના દરદીના સંબંધમાં યોગ્ય ચતુરાઇ વાપરવાની કે તેની યોગ્ય સંભાળ રાખવાની ફરજ છે. પણ જો તેઓથી એવી ચતુરાઇ કે સંભાળના અભાવથી કે કસુરથી કોઇને નુકસાન થાય તો તેણે અપકૃત્ય કર્યું એમ સમજવું.

**૨ વાહનદારની કસુરથી ઉત્પન્ન થતાં અપકૃત્ય**—ઉતારૂઓને માટે વાહન ભાડે ફેરવનારા

અને તેમના નોકરો યોગ્ય ચતુરાઇવાળા હોવા જોઇએ. તેઓની ફરજ છે કે યોગ્ય સંભાળ, ખબરદારી કે અગમચેતી રાખવી. એ ફરજમાં કસુર કરવાથી ઉતારૂઓને નુકસાન થાય તો તેઓ જવાબદાર થાય છે. વાહનદારો ભાડુ આપનાર બધા ઉતારૂને જો તેમની ગાડીમાં જગા હોય તો બેસાડવાને બંધાયલા છે, પરંતુ શકવાળા માણસને બેસાડવાની તે ના કહી શકે છે.

૩ સંબંધના કારણથી ઉત્પન્ન થતી ખાનગી ફરજમાં કસુર થવાથી થયેલાં અપકૃત્ય—ચાકરોની સલામતી માટે તમામ વાજબી સાવચેતી રાખવાનો શેઠનો ફરજ છે, તેમાં જો તે કસુર કરે અને તેથી જો ચાકરને ઇજા થાય તો શેઠ જવાબદાર થાય છે તેવીજ રીતે ગૃહસ્થ અને મેમાનનો સંબંધ છે. ગૃહસ્થની ફરજ છે કે તેણે મેમાનની યોગ્ય સંભાળ રાખવી જોઇએ.

**૪ હાનીકારક ખોરાક વેચવાથી ઉત્પન્ન થતાં અપકૃત્ય**—વેપારી જો હાનીકારક ખોરાક વેચે અને તેથી કોઇ ગ્રાહકને ઇજા થાય તો તે વેપારી જવાબદાર થાય છે.

**૫ ઠગાઇથી ઉત્પન્ન થતાં અપકૃત્ય**—જેમકે કપટથી અ એક ભરેલી બંદુક, બ તે વાપરવાનો છે એમ જાણ્યા છતાં તે ભરેલી છે એવી ખબર આપ્યા વગર તેને વેચે, અને તેથી તે બંદુક ફુટે અને બ ના છોકરાને ઇજા થાય તો અ જવાબદાર થાય છે.

૬ કોઇપણ વસ્તુ મફત આપનારની કે ઉછીતી આપનારની, મફત કે ઉછીતી આપેલી ચીજમાં કંઇ ખામી હોય તેની ખબર કરવાની ફરજ છે.

એક તોફાની ઘોડો તેની ખરાબ ટેવની ખબર આપ્યા વગર જો કોઇ અ ને ભાડે કે મફત વાપરવાને આપે અને તે જો ઇજા કરે તો તે માણસ જવાબદાર છે.

૭ ખાનગી ઉપદ્રવ—કોઇ કૃત્ય એવું હોય કે તેથી માત્ર પાસે રહેનારાઓને ઇજા થાય, પણ દુર રહેનારાઓને ઇજા ન થાય, પણ વખતે આનંદ ઉત્પન્ન થાય એવું કોઇ કૃત તે ખાનગી ઉપદ્રવ સમજવો.

દૃષ્ટાંત—ચુનાની ભઠી કરવી, ચમારની કુંડીઓ કરવી, કુંભારનો નીમાડો બાળવો, જાજરૂ કે ખાળકુવો કરવાથી કોઇના રહેવાના ઘરમાં દુર્ગંધ પેસે ને તેથી તે ઘર રહેવાને નાલાયક થાય. કે રહેવાના ઘરની પાસે ઇંટો કે ચુનો બાળવામાં આવે તેનો ધુમાડો તેમાં પેસે ને તેથી તે ઘર રહેવાને નાલાયક થાય; તેમજ ઘાંટા પાડીને ગાયન કરવું તે પણ પાડોશીને ઉપદ્રવ કરનાર છે. રાત્રે ઘર આગળ રણશીંગુ ફુકવું કે બીજો ઘોંઘાટ કરવો કે ગાયન કરીને, દારૂખાનું ફોડીને ઘોંઘાટ કરતા લોકોનું ટોળું ભેગું કરવું, તે સઘળા ખાનગી ઉપદ્રવો ગણાય છે.

વીસ વર્ષની મુદત સુધી ઉપદ્રવ જારૂ રહ્યો હોય તો તે કરવાનો હક થાય છે. વીસ વર્ષની અંદરનો ઉપદ્રવ બંધ કરી શકાય છે.

**૮ પાણીના હકનું ઉલ્લંઘન**—જેની જમીનમાં થઇને પાણી જતું હોય તેને તે પોતાના કોઇ પણ વાજબી ઉપયોગમાં લેવાનો હક છે, પરંતુ તેવાજ હક તેની ઉપરવાળા કે નીચેવાળાઓને પણ છે. તેને હરકત થાય તેવી રીતે વાપરવાથી અપકૃત્ય થાય છે. પાણીમાં કોઇને માલકી હક નથી, જમીનના કબજા પ્રમાણે તે ઉપરના પાણીનો હક પ્રાપ્ત થાય છે.

**૯ ટેકાના હકનું ઉલ્લંઘન**—ક પોતાની જમીનમાં બની જમીનની એટલી નજીક ખાડો ખોદે કે બની જમીન તેમાં તુટી પડે તો ક અપકૃત્ય કરે છે. તેવીજ રીતે ક પોતાની જમીનમાં પોતાના પાડોશી બની જમીનની છેક થડમાં એક કુવો ખોદે છે. બ પણ પોતાની જમીનમાં કુવો ખોદે છે, તેથી કના કુવાનું પાણી સુકાઇ જાય છે તો તેમાં કનો બના ઉપર દાવો ચાલી શકે નહીં.

સપાટીનો માલીક જમીન ખેડાવે એ એનો વાજબી ધંધો કહેવાય, પરંતુ ખેડાણને માટે જરૂર હોય તે કરતાં અધિક ખેડીને તેમાં મોટાં બાકોરાં પાડે તો તે અપકૃત્ય કરે છે. સપાટીનો માલીક જમીન ખેડાવે એ એનો વાજબી ધંધો કહેવાય, પરંતુ ખેડાણને માટે જરૂર હોય તે કરતાં અધીક ખેડીને તેમાં મોટાં બાકોરાં પાડે તો તે અપકૃત્ય કરે છે.

સપાટીનો માલીક સપાટી એટલી બધી ખસેડે કે નીચેની જમીનમાં પાણી ભરાઇ જાય તો તે અપ-

કૃત્ય કરે છે. જ્યારે જમીનનો માલીક જમીનની સપાટીનો હક પોતે રાખી સપાટી નીચેની જમીન બીજાને આપે ત્યારે ઉપર લખેલાં બે અપકૃત્યો બને છે.

કને એક બીજાના ટેકાની જરૂર પડે એવાં બે ઘર જોડા જોડ છે. ક તેમાંથી એક ઘર બને વેચાણ આપે છે; બન્ને માલીકોને અરસ્પરસ ટેકાનો હક રહે છે.

એક માણસ નબળું ઘર બાંધીને પાડોશીની ઇમારતના ટેકાનો હક મેળવી શકતો નથી, પરંતુ પાટડી, મોભ કે એવું બીજું કંઇ સાહિત્ય પાડોશીની દીવાલમાં ટેકા સારૂ મૂક્યું હોય તો યોગ્ય મુદતના ઉપભોગથી તે રાખવાનો હક પ્રાપ્ત થાય છે.

૧૦ ઉપભોગના હકનું ઉલ્લંઘન—જેમકે કોઇ મકાનના લાભ સારૂ હવા કે અજવાળાનો હક પ્રાપ્ત થાય તે, તથા રસ્તા કે પાણીના વહનનો હક એ ભોગવટાના હક છે. જમીનની ઉપરની બાજુએથી હવા કે અજવાળું લેવાનો જમીનના માલીકનો હક છે, પરંતુ પાડોશીની મિલ્કતમાં થઇને હવા કે અજવાળું લેવાનો હક ભોગવટાનો હક છે, અને તે યોગ્ય મુદતના ભોગવટાથી પ્રાપ્ત થાય છે. એવો હક પ્રાપ્ત થવા પછી તેનો વાસ્તાવક અટકાવ થાય એવી રીતે તે જમીન ઉપર ઇમારત બાંધી શકાય નહીં અથવા બીજું કંઇ કૃત્ય થઇ શકે નહીં.

ભોગવટાનો હક પ્રાત થવાનાં સાધનો નીચે પ્રમાણે છેઃ--આપવાથી, કરારથી, યોગ્ય મુદતના ઉપભોગથી, અને કાયદાસર અનુમાનથી એ અનુમાન બે રીતે ઉત્પન્ન થાય છે. એક અગત્યના કારણથી અને બીજું મિલ્કત છુટી પડવાના કારણથી.

અ પોતાની જમીન ઉપર આવવાની બને રજા આપે એ પરવાનગી છે પણ તે હરકોઇ વખતે રદ કરી શકે છે. પોતાની જમીન ઉપર કંઇ કૃત્ય કરવાની, કે તે ઉપર આવી આરપાર પાણીનું વહન કાઢવાની, કે તે ઉપર થઇ જવાથી બને અ રજા આપે તો તે આપેલો હક છે.

પરવાનગીથી કાંઇ હકક પ્રાપ્ત થતો નથી. માલકી હક બદલાતો નથી કે કાંઇ ફેરફાર થતો નથી, ફાયદો એકે, પરવાનગીથી કરેલું કૃત્ય કાયદેસર ગણાય છે. આવી પરવાનગી હરકોઇ વખતે રદ થઇ શકે છે. આપેલા હકથી કાંઇ લાભ પ્રાપ્ત થાય છે એમાં પરવાનગીનો સમાસ થાય છે. આપેલો હક રદ થઇ શકતો નથી.

અને એક ખાનગી રસ્તા ઉપર થઇ જવાનો ભોગવટાનો હક પ્રાપ્ત થયો છે. તેથી તે રસ્તો દુરસ્ત રાખવાની તેની ફરજ છે. તે રસ્તો બગડે તો અ બાજુની જમીન ઉપર થઇ જઇ શકતો નથી, કેમકે તે તેણે દુરસ્ત રાખવા જોઇતો હતો.

સાર્વજનિક રસ્તો બગડે તો લોકો, પાસેની ગમે તે બાજુની જમીન ઉપર થઇ જઇ શકે છે, કારણ કે તેમનો જવાનો હક ભોગવટાનો હક કહેવાતો નથી ને તેઓની તે રસ્તો દુરસ્ત રાખવાની ફરજ નથી.

અના ખેતરમાં થઇ બને જવાનો માત્ર પગથી છે તો બથી તે રસ્તો ગાડી લઇ જઇ શકાય નહીં,

અમુક મુદતે કે અમુક મોસમમાં કે અમુક મેળાને દહાડે રસ્તો વાપરવાનો હક હોય તો તેથી બીજી રીતે તે રસ્તો વાપરી શકાય નહીં. ભોગવટાના હકના ઉલ્લંઘન માટે નુકસાની લેવાનો તથા કાયમ તાકીદ માગવાનો કે બેમાંથી ગમે તે પ્રકારનો દાવો લાવી શકાય છે.

**૧૧ ચતુરાઇની ખામીથી ઉત્પન્ન થતા અપકૃત્ય**—એક સુતાર એક ઘર બાંધવાનું માથે રાખે, તે બાંધવામાં એવી કસુર કરે, કે યોગ્ય સંભાળ કે ચતુરાઇ વાપરે નહીં કે તેથી ઘર ભયંકર સ્થિતિનું થાય તો સુતાર જવાબદાર થાય છે.

૧૨ ભાડુતના અપકૃત્યનો બીગાડમાં સમાસ થાય છે. જેમકે ભાડુત જો ઘરની એકાદ બારી બંધ કરે તો તે જવાબદાર થાય છે. ભાડુતની મિલ્કત અને ભાડે રાખેલી મીલ્કત જોડાજોડ હોય તો બન્નેની હદ જુદી જુદી રાખવી જોઇએ. ન રાખે તો ભાડુત જવાબદાર થાય છે.

**૧૩ કસુરથી ઉત્પન્ન થતાં અપકૃત્ય**—ન્યાયશાસ્ત્રનો ધોરી નિયમ છે કે, દરેક માણસે પોતાની મિલ્કત એવી રીતે વાપરવી, કે ભોગવવી કે જેથી બીજા માણસને કે બીજાની મિલ્કતને ઇજા થાય નહીં. દરેક માણસને પોતાની મિલ્કત ઉપર પાણી કે અગ્નિ રાખવાનો હક છે, પરંતુ તે હક ભોગવવામાં કસુર

કરવાથી તે પાણી કે અગ્નિ બીજાની મિલ્કતમાં પસરીને નુકસાન કરે તો તે કસુર કરનાર જવાબદાર થાય છે.

**દૃષ્ટાંત**—ક પોતાનું ઘર કસુરથી સળગાવે અને તે અગ્નિ તેના પાડોશીના ઘરમાં પસરીને નુકસાન કરે તો તે જવાબદાર છે. ઘણો પવન હોવા છતાં કોઇ ખેડુત પોતાના ખેતરમાં દેવતા સળગાવે ને તે દેવતા ઉડીને પાડોશીના ખેતરને નુકસાન કરે તો તે જવાબદાર છે. જો કોઇ પોતાની જમીનમાં કાયદેસર અધિકાર વગર વરાળયંત્ર રાખે ને તેમાંથી તણખા ઉડીને પાડોશીની મિલ્કતને નુકસાન થાય તો તે જવાબદાર છે.

**૧૪.** નિક્ષેપના સંબંધના અપકૃત્ય બાબત, **અનામત ચીજો**--કંઇ પણ બદલા વગર મુળ ઠરાવ પ્રમાણે જ્યારે જરૂર પડે ત્યારે નિક્ષેપતાને કે બીજા સખસને પાછી આપવા જે રીત રાખી હોય તે અનામત ચીજ કહેવાય છે. **ઉછીતી ચીજ**–ઉછીતી લેનારે પોતાના ઉપયોગ સારૂ ચીજ માગી લીધી હોય, તેના ઉપયોગના બદલામાં કશું આપવાનું ન હોય, અને લીધેલી ચીજ પાછી આપવાની હોય ત્યારે તે ઉછીતી લીધેલી ચીજ કહેવાય છે.

**બદલો**—ઉછીતી લીધેલી અને બદલો લીધેલી ચીજમાં ફેર છે. બદલામાં વાપરવા આપેલી ચીજ વપરાઇ જાય એવી હોય છે. તે લેનાર તેની તે ચીજ પાછી આપતો નથી, પણ તેટલીજ કીંમતની બીજી ચીજ પાછી આપે છે.

**ઘરેણીઆ ચીજો**—દેવું આપવાની કે વચન પુરૂ કરવાની જામીની સારૂ આપેલી ચીજ ઘરેણીઆ ચીજ કહેવાય છે. ઘરેણે મુક્યા પછી તે માલ ઉપર મારો હક નથી એમ કહી, દેવું આપ્યા સિવાય તે માલ તે પાછો મેળવી શકતો નથી. ઘરેણે મુકેલા માલમાં વધારો થાય તે પણ ઘરેણેજ ગણાય છે. ઘરેણે મુકેલી ચીજ વાપરી શકાય છે. પરંતુ વાપરવાથી બગડે એમ હોય તો તે વાપરી શકાતી નથી. અને વાપરવાથી જે નુકસાન થાય તેની જવાબદારી વાપરનારને શીર પડે છે. ઘરેણે મૂક્યાની તારાખથી ત્રીસ વર્ષમાં તે ચીજ પાછી લેવા દાવો કરવો જોઇએ. વચ્ચે કબુલત થઇ હોય, તો કબુલતની તારીખથી નવી મુદત ગણાય છે.

મફત કામ કરવામાં જવાબદારી ઉત્પન્ન થાય છે.

દૃષ્ટાંત—ક ને અમુક વખતે હુંડી સ્વીકારવા પોતાના શાહુકારને પૈસા મોકલવાના છે. તે પૈસા એક કાગળ સાથે પહોંચાડવા **ખ** ને સોંપે છે. **ખ** તે પ્રમાણે વખતસર પહોંચાડતો નથી તેથી નુકસાન થાય છે. **ખ** નુકસાનને માટે ક ને જવાબદાર થાય છે. (૨) એક કંપનીનો વહીવટ મફત કરવાનું ક કબુલ કરે છે. તેના વહીવટમાં કસુર થવાથી ભાગીદારને નુકસાન થાય તો ક જવાબદાર છે.

સાર્વજનિક વીશીવાળા ભાડુ લઇ માલ કબજે રાખનારા છે. દારૂનું પીઠું, કૉફી ગૃહ, ભોજનગૃહ, ખાનગી વીશી કે ધર્મશાળાઓ એ સાર્વજનિક વીશી નથી. જો મેમાનનો માલ સાર્વજનિક વીશીમાંથી જાય અને વીશીવાળાની કસુર ન હોય તો પણ તે જવાબદાર થાય છે.

**૧૫.** ઠગાઇથી ઉત્પન્ન થતાં અપકૃત્ય–કરાર એકટની કલમ ૧૭–૧૮ તથા ૧૦૯ થી ૧૧૮ જુવો. એક ઝવેરી એક પથ્થરને હીરો કહી વેચે તો તે જવાબદાર છે. (૨) જાહેર ખબરમાં જે ખરી હકીકત લખવી જોઇએ તે ન લખી હોય ને તેથી કોઇને નુકસાન થાય તો તે માટે જવાબદારી ઉત્પન્ન થાય છે.

**૧૬.** સરકારી અમલદારના કપટ કે કસુરથી ઉત્પન્ન થતાં અપકૃત્ય--કોર્ટના હુકમ અમલમાં લાવનાર દરેક અમલદાર તે હુકમો યોગ્ય રીતે અમલમાં લાવવા બંધાયલો છે, એટલે તેની ફરજ છે. એ ફરજ અદા કરવામાં કસુર કરે તો તે અમલદાર જવાબદાર થાય છે.

**૧૭.** વકીલની ફરજ અદા કરવામાં કસુરથી થતાં અપકૃત્ય—જો કોઇ વકીલ પોતાના અસીલનો દાવો બીનકાળજી કે બીનમાહીતીથી ચલાવે તો તે જવાબદાર છે. એક વકીલ પોતાના અસીલને બરાબર સમજ પાડ્યા વગર અસાધારણ કરાર કરવા દે તો તે જવાબદાર છે. પોતાના અસીલની જે હકીકત વકીલના જાણવામાં આવી હોય તે તેની વિરૂદ્ધ વાપરે તો તેની પાસેથી નુકસાની લઇ શકાય છે. વકીલે સામાન્ય તત્પરતા, ધંધાનું સાધારણ જ્ઞાન તથા ચતુરાઇ વાપરવી જોઇએ.

---

## વકીલો સંબંધી રેગ્યુલેશન.

૪૭-૪૮. જે સખસો વકીલાત કરવાને લાયક જણાય તેમને કોર્ટમાં વકીલાતનો ધંધો કરવાની સનંદ આપવામાં આવશે.

૫૦. વકીલાતનામું રજુ કર્યા સિવાય વકીલને કોઇ દાવામાં દાખલ થવા ન દેવો જોઇએ. જે પક્ષકાર વકીલને રોકે તેણે રીટેઇનરફીના આઠ આના આપવા જોઇએ. અને તે બદલ વકીલે તેની પોચ આપવી જોઇએ. આ પ્રમાણે ફી લીધા પછી જે કોઇ વકીલ સામા પક્ષકારનો વકીલ માત્ર, કે કામ કરવાને ના પાડે, કે કસુર કરે તો તેનો પાંચસે રૂપીઆ સુધી દંડ થશે. જો દાવાની રકમ અઢીસો રૂપીઆથી ઓછી હોય તો, દાવાની રકમથી બમણા રૂપીઆ દંડ થશે. અને ગંભીર હકીકત હશે તો તેને વકીલાત કરતો બંધ કરવામાં આવશે. જે કોર્ટમાં દાવો હોય તે કોર્ટ વકીલને ઉપલી કસુર માટે દંડ કરી શકશે.

૫૧. વકીલે, પોતાના અસીલ તરફથી જે હીસાબના કાગળો, કે દસ્તાવેજો મળે તેની લેખી પહોંચ આપવી, અને તેવા કાગળો જ્યારે અસીલ માગે ત્યારે પાછા આપવા. જો નહીં આપો તો તેનો રૂ. ૧૦૦ સુધી દંડ થશે.

૫૨. વાદી કે પ્રતીવાદી તરફથી દાવાનુ કામ ચલાવવા માટે, હુકમનામું થતા સુધી અને હુકમનામું થયા પછી તે ભરપાઇ થાય ત્યાં સુધીના કામ માટે વકીલને નીચે પ્રમાણે ફી મળી શકે છે.

દાવાની રકમ બે હજારથી વધારે ન હોય તો સેંકડે ત્રણ ટકા, અને બે હજારની ઉપર અને દશ હજારની અંદર સુધીને માટે સેંકડે બે ટકા ફી લેવી. દશ હજારની ઉપર અને વીસ હજારની અંદર હોય તો સેંકડે ૧ ટકો, અને વીસ હજાર ઉપરની રકમ માટે સેંકડે અડધો ટકો ફી મળશે. અપીલના કામમાં પણ ઉપર મુજબ ફી લેવાને તેનો હક છે. ઉપરની ફી કરતાં કાંઇ ઓછીવત્તી ફી લેવાના ખાસ ઠરાવને આથી કાંઇ બાધ આવતો નથી.

૫૩. એકથી વધુ વકીલ રોકી શકાય ખરા, પણ એકજ વકીલની ફી કોર્ટ અપાવી શકે છે. અસીલ કોર્ટને લેખી અરજી કરીને વકીલાતનામું પાછું લઇ શકે, પરંતુ વકીલે તેના અસીલની સંમ્મતિ વગર કે કોર્ટની ખાસ પરવાનગી વગર કામ કરતાં બંધ થવું ન જોઇએ.

૫૪. વકીલથી જો માંદગી કે કોઈ બીજા કારણસર કોર્ટમાં હાજર ન થવાય તો તેણે તેની લેખી ખબર કોર્ટને આપવી જોઇએ. આ પ્રમાણે લેખી ખબર આપ્યા વગર ગેરહાજર રહેનાર વકીલને સો રૂપીઆ સુધી દંડ થશે. વકીલ રાજીનામું આપે, બરતરફ થાય કે ગુજરી જાય તો કોર્ટ યોગ્ય લાગે ત્યાં સુધી કામ ચલાવવાનું મુલ્તવી રાખવું.

છેક અણીના વખતે વકીલ કામ ઉરાડી મૂકે, કે અસીલ પોતાનું કામ ચલાવી ન શકે કે અરજી ન મળી શકે તો ઈન્સાફની ખાતર કામ મુલ્તવી રાખવું.

કોઇ વકીલ ફોજદારી ગુન્હાનો તકસીરવાન ઠરે, ખરાબ ચાલનો નીકળે કે પોતાની ફરજ બતાવવામાં કસુર કરે તો તે અમુક વખતને માટે કે કાયમને માટે બંધ થવાને પાત્ર થશે.

૫૬ કોઇપણ વકીલના કૃત્યથી કોઇ પક્ષકારને કાંઇ નુકસાન થાય તો તે પક્ષકાર વકીલ સામે નુકસાનીનો દાવો લાવી શકે છે.

---

## મૈયત માણસનું લેણું વસુલ કરવા સર્ટીફીકેટ લેવા બાબતનો કાયદો.

વારસાના સંબંધમાં કરજ વસુલ કરવાનું કામ સરળ કરવા બાબત તથા મૈયત માણસના વારસ વકીલને કરજ ભરનારા પક્ષકારોનું રક્ષણ કરવું જે અર્થે યોગ્ય છે તે અર્થે નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

૪ પ્રોબેટ અથવા વહિવટ ચલાવવાની સનંદ અથવા ૧૮૭૪ ના આડમીનીસ્ટ્રેશન જનરલના આક્ટની ૩૬ તથા ૩૭ મી કલમની રૂયે આપેલાં સર્ટીફીકેટ, અથવા રદ થયેલા કોઇ કાયદાની રૂયે આપેલું અથવા ૧૮૨૭ના ૮ મા કાયદાની રૂયે આપેલું સર્ટીફીકેટ રજુ કર્યા વગર મૈયત માણસનું લેણું વસુલ કરવા બાબતની અરજી કોઇપણ કોર્ટ સાંભળવી નહીં, અને હુકમનામું કરવું નહિ.

૫. સર્ટીફીકેટ આપવાની હકુમત ડીસ્ટ્રીકટ કોર્ટને છે.

૬. સરટીફીકેટ માટેની અરજીમાં-મૈયત માણુસના મરણની વેળા, તેની રહેવાની જગા, તેના કુટુંબ તથા બીજા પાસેના સગાવહાલાનાં નામ અને ઠેકાણાં, જે હકકથી પોતે દાવો કરતો હોય તે હકક, સરટીફીકેટ આપવામાં હરકત નથી એવો મજકુર, અને જે કરજ તથા સિકયુરીટી માટે અરજી કરી હોય તે કરજ તથા સિકયુરિટીઓ, એટલી હકીકત આવવી જોઇએ.

૭. આવી અરજી આવ્યા ઉપરથી લાગતા વળગતાને નોટીસ આપી નીમેલી તારીખે કામ ચલાવીને અરજદારનો હક સાબિત થાય તો તેને સરટીફીકેટ આપવાનો કોર્ટે હુકમ કરવો જોઇએ.

૯ જે માણસને સરટીફીકેટ આપવામાં આવે તેની પાસેથી સરટીફીકેટ આપતા પહેલાં તારણ માગવાને કોર્ટ મુખત્યાર છે.

૧૪ માગેલા સરટીફીકેટ બદલ કોર્ટ ફી સ્ટેમ્પની આપવાની ફી જેટલી રકમ અરજી સાથે અનામત મુકવી જોઇએ.

૧૫ આ આકટની રૂએ આપેલું સરટીફીકેટ આખા બ્રિટીશ ઇન્ડીઆમાં ચાલશે.

૧૮ સરટીફીકેટ દગલબાજીથી મેળવ્યું હશે તો હકુમત વાળી કોર્ટે તે રદ કરવું.

૧૯ સરટીફીકેટ આપવાનો ડીસ્ત્રીકટ કોર્ટ ઇનકાર કરે તો હાઇકોર્ટમાં અપીલ ચાલશે.

૨૨ ગેર કાયદેસર સરટીફીકેટ ધારણ કરનારાને શુદ્ધબુદ્ધિથી નાણાં આપ્યાં હોય તો તે કાયદેસર છે.

---

# સગીરની જાત અને મીલકતના વાલી નીમવા બાબતનો કાયદો.

## હિંદુસ્તાનનો સન ૧૮૯૦ નો આકટ ૮ મો.

આ આકટ મુજબ સગીરની જાત અને મીલકતના વાલી નીમવા બાબત નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

૫ રાણીની વિલાયતી રૈયતની બાબતમાં વાલી નીમવાનો અધિકાર બાપ અને માને છે.

૭ વાલીપણા વિષે હુકમ કરવાને કોર્ટને અધિકાર છે.

૮ સગીરના વાલી થવાની ઇચ્છા રાખનાર તેના સગાની કે મિત્રની, અથવા જે પ્રદેશમાં સગીર રહેતો હોય તે ડીસ્ત્રીકટના કલેકટરની અરજી આવ્યા સિવાય ઉપરની કલમ પ્રમાણે હુકમ કરવો નહિ,

૯ અરજી લેવાનો અધિકાર તે સગીર જે ડીસ્ત્રીકટ કોર્ટની હદમાં રહેતો હોય તે ડીસ્ત્રીકટ કોર્ટને છે.

૧૦ અરજીમાં સગીરનું નામ, જાતી, ધર્મ, જન્મની તારીખ, રહેવાનું ઠેકાણું, સગીર સ્ત્રી હોય તો તે પરણેલી છે કે કેમ અને છે તો તેના ધણીનું નામ, ઉમર, સગીરની મીલકતનું વર્ણન તથા કીંમત અને તે કોના કબજામાં છે તે, તેના નજદીકના સગાનું નામ-ઠેકાણું, અને પોતાને વાલી તરીકે નીમવાનો જે આધાર હોય તે વિગેરે બાબતો લખી નીચે સહી કરી એકરાર કરવો.

૧૧ અરજી દાખલ કર્યા પછી કોર્ટે સુનાવણીનો દિવસ નક્કી કરી લાગતા વળગતાને નોટીસ આપવી તથા પ્રસિદ્ધ કરવી.

૧૨ સગીરને રજુ કરવા બાબત તથા દરમીઆન તેની જાત તથા મીલકતનાં રક્ષણ સારૂ હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

૧૩ હુકમ કરતા પહેલાં પુરાવો સાંભળવો જોઇએ.

૧૫ એકથી વધારે સહવાલી નીમવા અગર ઠરાવવાને કોર્ટ મુખત્યાર છે, તેમ સગીરના જાતના અને મિલકતના જુદા જાદા વાલી નીમવાનો અથવા ઠરાવવાનો અધિકાર છે.

૧૬ કોર્ટની હકુમત બહારની મીલકત માટે, વાલી નીમવા અથવા ઠરાવવા બાબતના હુકમની દાખલાવાળી નકલ રજુ કરેથી તેને યોગ્ય રીતે નીમ્યો છે એમ ગણીને હુકમ અમલમાં લાવવો.

૧૭ વાલી નીમવામાં કોર્ટે વાલીની ચાલ ચલગત, તથા સગીર સાથેના તેના સગપણ બાબત તરફ લક્ષ આપવું.

૧૮ કલેક્ટરને તેના હુદ્દાની રૂએ વાલી નીમ્યો હોય અગર ઠરાવ્યો હોય ત્યારે, તે હુકમ ઉપરથી વિદ્યમાનકાળે સદરહુ હુદ્દા ઉપર જે સખસ હોય તેને વાલી તરીકે કામ કરવાનો અધિકાર છે.

૧૯ કોર્ટ ઓફ વોર્ડ્સની દેખરેખ નીચે જે સગીરની મીલકત હોય તેની મીલકતનો વાલી તેમજ તેની જાતનો વાલી નીમવાને કોર્ટ ઓફ વોર્ડઝ લાયક હોય તે સગીરની, અને પરણેલી સગીર સ્ત્રીનો ધણી વાલી થવાને લાયક હોય તો તે સગીરની, જાતનો વાલી નીમવાને કોર્ટને અધિકાર પ્રાપ્ત થતો નથી.

૨૧ કોઇ પણ સગીર પોતાના સ્ત્રી અગર બાળક સિવાય કોઇ પણ સગીરનો વાલી થઇ શકશે નહિ.

૨૨ વાલીનું મહેનતાણું ઠરાવવાને કોર્ટને અધિકાર છે.

૨૪ વાર્ડની જાતના વાલીએ વાર્ડની રખવાળી કરવી જોઇએ તેમજ તેના ભરણપોષણ, તંદુરસ્તી, અને કેળવણી તરફ લક્ષ આપવું જોઇએ.

૨૫ વાર્ડ પોતાની જાતના વાલીની રખવાળીમાંથી જતો રહે, તો તેને પોતાના વાલીની રખવાળીમાં પાછા જવાનો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

૨૬ કોર્ટે નીમેલા વાલીએ કોર્ટની પરવાનગી સિવાય કોર્ટની હકુમતની હદ બહાર વાર્ડને લઇ જવો નહીં.

૨૭ વાર્ડની મિલકતના વાલીને મીલકતની વસુલાત, સંરક્ષણ અને હીત સંબંધી જે જે કૃત્ય કરવાને વાજબી લાગે તે તે કૃત્ય કરવાને અધિકાર છે.

૨૮ વાલીને વસીઅતનામાથી અગર બીજા દસ્તાવેજથી નીમ્યો હોય તે પ્રસંગે વાર્ડની સ્થાવર મિલકત ગીરો મુકવાનો અથવા તે ઉપર બોજો નાંખવાનો, અથવા વેચાણથી, બક્ષીસથી કે મોબદલાથી બીજાને નામે કરી આપવાનો સદરહુ વાલીનો અધિકાર સદરહુ દસ્તાવેજની મર્યાદાને પાત્ર રહેશે.

૨૯ પણ કલેક્ટર કે વસીઅતનામાંથી નીમેલા વાલી સિવાય બીજા સખસને કોર્ટે વાર્ડની મીલકતનો વાલી નીમ્યો હોય તો, તેણે કોર્ટની પરવાનગી મેળવ્યા સીવાય પોતાના વાર્ડની સ્થાવર મિલકતનો કાંઇ પણ ભાગ ગીરો, વેચાણ કે બક્ષીસ આપવો નહિ. તેમ તે ઉપર બોજો નાંખવો નહિ, અથવા બીજાને નામે કરી આપવો નહિ, અથવા પાંચ વર્ષથી વધારે મુદત સુધી તે મીલકતનો કાંઇ પણ ભાગ પટે આપવો નહિ.

૩૦ ઉપલી બે કલમો વિરૂદ્ધ મીલકત બીજાને નામે કરી આપવી હોય ત્યારે બીજા જે સખસને તેથી નુકશાન થયું હોય તેની અરજ ઉપરથી તે વ્યવસ્થા રદ થવાને પાત્ર છે એમ સમજવું.

૩૧ ૨૯ મી કલમ મુજબ કાંઇ પણ કૃત્ય કરવાની પરવાનગી જરૂરના પ્રસંગ સિવાય, અથવા વાર્ડને દેખીતો ફાયદો થતો હોય તે સિવાય બીજે પ્રસંગે આપવી નહિ.

૩૨ વાર્ડની મીલકતનો વહીવટ ચલાવતાં કોર્ટનો મત પુછવાનો હક કોર્ટે નીમેલા વાલીને છે. મીલકતનો વાલી કોર્ટે નીમ્યો હોય ત્યારે તેણે કોર્ટ માગે તો એક ખત, ફરમાવવામાં આવે તે પ્રમાણે જામીનો સાથે અગર તે વગર લખી આપવું. અને તેમાં વાર્ડની મીલકતનો બરાબર હીસાબ આપવાની કબુલત કરવી જોઇએ. અને પોતાને નીમે તે તારીખથી ૭ મહિનાની અંદર વાર્ડની મીલકત જે પોતાને મળી હોય તેનું એક પત્રક કોર્ટને આપવું જોઇએ.

૩૯ પોતાના ટ્રષ્ટનો ગેરઉપયોગ કરવા માટે કસુર કરવા બદલ, વાર્ડની સંભાળ લેવામાં ગફલત કરવા બદલ, દેવાળું કઢાવા બદલ, અથવા વાલીપણું બંધ પડવાથી, વાલીને દુર કરવાનો કોર્ટને અધિકાર છે.

૪૦ વાલી પોતાના હુદ્દાનું રાજીનામું આપેથી તેને છુટો 'કરવો.

૪૨ મરણ પામેલા, છુટા કરેલા અથવા દુર કરેલા વાલીની જગાએ બીજો વાલી નીમવાનો કોર્ટને અધિકાર છે.

૪૪ કોર્ટે નીમેલો વાલી ૨૬ મી કલમ વિરૂદ્ધ વાર્ડને કોર્ટની હકુમતની હદમાંથી ખસેડશે તો એક હજાર રૂપીઆ સુધી દંડ અથવા છ મહીના સુધી દીવાની તુરંગમાં કેદની શિક્ષાને પાત્ર થશે.

૪૫ જેના હવાલામાં સગીર હોય તે સગીરને ૧૨ મી કલમ પ્રમાણે હાજર કરવાને, અથવા તેને

૨૫ મી કલમ પ્રમાણે વાદીની રખવાળીમાં પાછા જવાને ફરજ પાડવામાં કસુર કરે, અથવા ૩૪ મી કલમ મુજબ પત્રક આપવામાં, અથવા હીસાબ બતાવવામાં કસુર કરે, અથવા પોતાની પાસે નીકળતું લેણું કોર્ટમાં ભરવાને કસુર કરે અથવા વાલીપણું બંધ થવાથી હીસાબ અથવા મીલકત સ્વાધિન કરવામાં કસુર કરે તો સદરહુ સખસ કોર્ટના હુકમથી ૧૦૦ રૂપીઆ સુધી દંડને પાત્ર થશે અને જ્યાં સુધી હુકમ ન માને ત્યાં સુધી દરેક દીવસ બદલ દશ રૂપીઆ સુધી દંડ આપવાને પાત્ર થશે. દંડની રકમ પાંચસોથી વધારે થવી ન જોઇએ અને તેમ કરવાને જ્યાં સુધી કબુલ ન કરે ત્યાં સુધી તે દિવાની તુરંગમાં રહેવાને પાત્ર થશે.

૪૭ ડીસ્ત્રીકટ કોર્ટે વાલી નીમવા બાબત અથવા નીમવાની ના પાડવા બાબત ૭ મી કા. મુજબ વાર્ડને વાલીની રખવાળીમાં પાછા જવા ફરમાવવા બાબત ૨૫ મી કલમ મુજબ, ૨૬ મી કલમ મુજબ કોર્ટની હકુમતની બહાર વાર્ડને ખસેડવાની પરવાનગી ન આપવા બાબત, ૨૮ મી અથવા ૨૯ મી કલમ મુજબ કોઇ કામ કરવાને વાલીને પરવાનગી ન આપવા બાબત, વાલીને દુર કરવા બાબત ૩૯ મી કલમ મુજબ, ૪૦ મી કલમ મુજબ વાલીને છુટો કરવાની ના પાડવા બાબત, અને ૪૪ મી અથવા ૪૫ મી કલમ મુજબ શીક્ષા કરવા બાબત હુકમ કર્યો હશે ત્યારે તે હુકમ ઉપર હાઇકોર્ટમાં અપીલ ચાલશે.

---

# મુંબઈનો કૉર્ટ ઑફ વૉર્ડસ આકટ.

## સન ૧૯૦૫નો આકટ નંબર ૧

૩ ૧૨ મી કલમના ઠરાવોને પાત્ર, કમીશનર કોર્ટ ઓફ વોર્ડસ છે એમ સમજવું. પણ ગવર્નર ઇન કૌંસિલ કમીશનરને બદલે કોઇ ખાસ અમલદારની કોર્ટ ઓફ વાર્ડસ તરીકે નીમણુંક કરવાને મુખત્યાર છે.

૪ નાલાયક થએલા જમીન ધારણ કરનારની મીલકતની દેખરેખ ગવર્નર ઇન કૌંસિલની પ્રથમ સંમતી લઇને કોર્ટ ઓફ વાર્ડસે પોતાને સ્વાધીન લેવી.

૫ સગીર, ડીસ્ટ્રીકટ કોર્ટે જે સ્ત્રીઓને પોતાની મીલકતનો કારભાર કરવાને નાલાયક ઠરાવી હોય તે સ્ત્રીઓ, જે સખસ શારીરિક કે માનસિક ખોડને લીધે, કે અશક્તતાને લીધે, અથવા જે ટેવથી તેમની મિલકતને ઇજા થવાનો સંભવ હોય એવી ટેવને લીધે પોતાની મીલકતનો વહીવટ કરવાને નાલાયક છે એમ ડીસ્ટ્રીકટ કોર્ટ ઠરાવે તે સખસો, અને દિવાની કોર્ટ ઠરાવે તે ગાંડા સખસો, ૪ થી કલમના કારણ સારૂ નાલાયક છે એમ સમજવું.

૬ જ્યારે સરકારી અમલદારને વાલી નીમવામાં આવે ત્યારે તેણે તે વાત કોર્ટ ઑફ વાર્ડસને જાહેર કરવી, અને પછી તે કોર્ટે તે સગીરની મીલકતની દેખરેખ ગવર્નર ઇનિ કૌંસિલની અગાઉથી સંમતિ લઇને પોતાને સ્વાધીન લેવાં.

૭ સરકારી અમલદાર સિવાય બીજા જે સખસને વસીઅતનામાની રૂએ અથવા બીજી રીતે વાલી નીમવામાં આવ્યો હોય તે પ્રસંગે ડીસ્ટ્રીકટ કોર્ટની સંમતી વગર સગીરની જાતની તથા મિલકતની દેખરેખ કોર્ટ ઓફ વાર્ડસે પોતાને સ્વાધિન લેવી નહિ.

૮ અવિભક્ત હિંદુ કુટુંબના સઘળા ભાગીદારો નાલાયક હોય તો મિલ્કતની દેખરેખ કમીશ્નર લઇ શકે છે.

૯ ગર્વનર ઇન કૌંસિલ જમીન ધારણ કરનારની અરજી ઉપરથી કોર્ટ ઓફ વાર્ડસને દેખરેખ સ્વાધિન લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૧૦ જ્યારે કલેકટરને એવી ખબર મળે કે ૫ મી કલમ મુજબ અમુક જમીન ધારણ કરનાર, અથવા તે મરી જવાથી તેનો વારસ નાલાયક થયો છે ત્યારે તેણે ડીસ્ટ્રીકટ કોર્ટને, તેની મીલકત કોર્ટ ઓફ વાર્ડ-

અને તાબે લઈને રક્ષણ કરવા સારૂં હુકમ કરવાને અરજી કરવી, તે ઉપરથી ડીસ્ટ્રીકટ કોર્ટે પોતાને યોગ્ય લાગે તેવો કોર્ટ ઓફ વોર્ડસને હુકમ કરવો.

૧૧ જ્યારે ૫ મી કલમ પ્રમાણે નાલાયક થયેલા જમીન ધારણ કરનારની મિલકત ઉપર દેખરેખ રાખવાનું કામ કોર્ટ ઓફ વાર્ડસ પોતાને સ્વાધિન લે ત્યારે તેની જાત ઉપર દેખરેખ રાખવાનું કામ ગવર્નર ઇન કૌંસિલની મંજુરી લઇને પોતાને સ્વાધિન લેવાનો અધિકાર છે.

૧૩ દેખરેખ સ્વાધિન લીધાની વાત તથા મંજુરીની તારીખ ગેઝીટમાં પ્રસિદ્ધ કરવી, એવી દેખરેખ સરકારના વાર્ડની સઘળી મિલકત ઉપર રાખવી જોઇએ.

૧૪ સરકારના વાર્ડ સામે જેમના દાવા હોય તેમને છ મહીનાની અંદર તે દાવા રજુ કરવા સારૂ, એક નોટીસ ગેઝીટમાં પ્રસિદ્ધ કરવી.

૧૫ દાવાની પુરેપુરી વીગત તથા દસ્તાવેજ રજુ કરવાનું દાવાદારને ફરમાવવાને કોર્ટ ઓફ વાર્ડસને અધિકાર છે.

૧૬ સદરહુ દાવાની તપાસ ચલાવી કોર્ટ ઓફ વાર્ડસે નીકાલ કરવો.

૧૮ સરકારના વાર્ડનું કરજ તથા દેવું, એટલું બધું વધી ગયું હોય કે તેમાંથી મુક્ત થવા સરખું ન હોય તો તેની જાત તથા મિલકત ઉપરની કોર્ટ ઓફ વાર્ડસની દેખરેખ કહાડી નાંખવામાં આવશે.

૧૯ કોર્ટ ઓફ વાર્ડસની ગવર્નર ઈન કૌંસિલની મંજુરી લઇને પોતાનો અધિકાર કલેક્ટરને અથવા આસીસ્ટંટ કે ડેપ્યુટી કલેકટરને સોંપેલા અધિકાર પાછા ખેંચી લેવાને મુખત્યાર છે. અને તેઓ પોતાને મળેલા અધિકાર મહાલકરીનાથી ઉતરતા દરજ્જાના ન હોય તેવા મુલકી અમલદાર મારફત ચલાવવાને મુખત્યાર છે.

૨૦ કોર્ટ ઓફ વાર્ડસ મેનેજર નીમવાને મુખત્યાર છે.

૨૧ આવો દરેક મેનેજર અથવા બીજો નોકર હીંદુસ્થાનના ફોજદારી કાયદાના ૯ મા ભાગના અર્થ પ્રમાણે સરકારી નોકર છે એમ સમજવું. સદરહુ મેનેજરોએ જામીન સહીત તારણ આપવું જોઇએ.

૨૨ કોર્ટ ઓફ વાર્ડસને વાર્ડની જાતની સંભાળ લેવા સારૂ વાલી નીમવાનો અધિકાર છે.

૨૩ મિલકતની યોગ્ય સંભાળ તથા વહીવટ સારૂ સઘળું કામ કરવાનો અધિકાર છે.

૨૪ વૉર્ડની રખવાળી, રહેઠાણ તથા સગીર હોય તો તેના શિક્ષણ બાબત યોગ્ય હુકમ કરવાને કમિશ્નર મુખત્યાર છે.

૨૫ વાર્ડના તથા તેના કુટુંબના ખર્ચની રકમ કેટલી આપવી તે કોર્ટ ઓફ વાર્ડસે ઠરાવવી.

૨૬ કોર્ટ ઓફ વાર્ડસે અથવા મેનેજરે વાર્ડની મીલકતનો વહીવટ પ્રમાણીકપણે જાને તે પોતાની હોય તે પ્રમાણે કરવા.

૨૭. કોર્ટ ઓફ વાર્ડસ તે વોર્ડના હિતાર્થે સરકારના વાર્ડની સઘળી અથવા થોડી મીલકત ગીરો અથવા ગણોતે આપવાને કે તેનો કોઇ પણ ભાગ વેચવાને કે અદલા બદલી કરવાને મુખત્યાર છે. દશ વર્ષ સુધીના ગણોતપટા માટે મંજુરીની જરૂર નથી, પણ સ્થાવર મિલકતના ગીરો વેચાણ માટે ગવર્નર ઇન કૌંસિલની મંજુરી જોઇએ. મિલકતના ૪ થા ભાગથી વધારે વેચાણ કે અદલાબદલી કરવો નહિ.

૨૮. કોર્ટ ઓફ વોર્ડસ જે માણસનો કબજો કરવાનો હક પુરો થયો હોય તેને લેન્ડ રેવન્યુ કોડની ૨૦૨ જી કલમ મુજબ કહાડી મુકવાને મુખત્યાર છે.

૨૯. પોતાની દેખરેખ હેઠળની મીલકતની ગણોતની ચડેલી બાકી કલેક્ટરના હુકમની રૂયે જમીન મહેસુલની ચડેલી બાકી પ્રમાણે વસુલ કરવાને કોર્ટ ઓફ વોર્ડસને અધિકાર છે.

૩૦. દેખરેખ હેઠળની મીલકત ચહડી ગયેલી જમીન મહેસુલની બાકી માટે વેચી શકાશે નહિ.

૩૧. વાર્ડની સામેની ફરીઆદ નોટીસ આપ્યા પછી બે મહીનાની અંદર દીવાની કોર્ટમાં આણવી નહિ.

૩૨. સરકારના વોર્ડોએ કરવાની અથવા તેમની સામે કરવામાં આવે તે ફરીઆદમાં કોર્ટ ઓફ વોર્ડસ અથવા તેનો મેનેજર ઇષ્ટમિત્ર અથવા વાલી થઇ શકે.

૩૪. સરકારના વોર્ડ ઉપરની પ્રોસેસો ઇષ્ટમિત્ર અથવા વાલી ઉપર બજાવવી.

**૩૫.** કોર્ટ ઓફ વોર્ડની ઉપર પ્રોસેસો ઇષ્ટમિત્ર અથવા વાલીએ વોર્ડની વતી ફરીઆદ કરવી નહિ.

**૩૭.** કોર્ટ ઓફ વોર્ડસની સંમતિ સિવાય સરકારનો વોર્ડ પોતાની મીલકત ઉપર કાંઇ પણ બોજો ઉત્પન્ન કરવાને નાલાયક છે.

**૩૮.** સરકારના વોર્ડે કોઈ પણ વસીઅતનામું સરકારની સંમતિ સીવાય કરવું નહિ.

**૪૦** જે મિલકત દેવામાંથી મુક્ત થઇ હોય તેની દેખરેખ કોર્ટ ઓફ વોર્ડસે પાછી ખેંચી લેવી. તેમ ૫ મી કલમ પ્રમાણે એવો નાલાયક થયેલો સખસ પોતાની મીલકતનો વહીવટ કરવાને લાયક થાય કે તરત કોર્ટ ઓફ વોર્ડસે પોતાની દેખરેખ પાછી ખેંચી લેવી. પણ ૫ મી કલમ પ્રમાણે એવો નાલાયક થયેલો સખસ પોતાની મીલકત પાછી મળે ત્યાર પછી કલેક્ટરની સંમત્તિ લીધા વગર એવી મીલકત ઉપર કંઈ પણ બોજો પોતાની હયાતી કરતાં વધારે મુદત સુધી ઉત્પન્ન કરવાને લાયક થશે નહિ.

**૪૧.** એવી દેખરેખ પાછી ખેંચી લેતાં પહેલાં સગીરની જાત તથા મીલકતનો વાલી નીમવા તે કોર્ટ ઓફ વોર્ડસને અધિકાર છે.

**૪૨.** દેખરેખ પાછી ખેંચી લીધાની વાત ગેઝીટમાં પ્રસિદ્ધ કરવી.

**૪૩.** આ આકટની રૂએ ડીસ્ટ્રીક્ટ કોર્ટે કરેલા હુકમ સિવાયના દરેક હુકમ ઉપર અપીલ ચાલશે.

---

# દક્ષિણના ખેડુતોને મદદ કરવા બાબતનો એકટ.

## સન ૧૮૭૯ નો આકટ ૧૭ મો.

### ( સુધારેલો દક્ષિણ રીલીફ એગ્રીકલચર એકટ. )

---

**ઉદ્દેશ.** કેટલાક ખેડુતો કરજમાં ડુબી ગયા છે તેમને મદદ કરવી યોગ્ય છે. વાસ્તે નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

**૧.** આ આકટની કલમ ૧૧, ૫૬, ૬૦ અને ૬૨ આખા બ્રિટિશ ઇંડિઆને લાગુ પડે છે અને બાકીના ભાગ પુના, સતારા, સોલાપુર અને અહમદનગર જીલ્લાઓને લાગુ પડે છે અને કલમ ૭, ૧૧ થી ૨૧ સુધી, તથા ૨૩, બાબ ૫. ૬, ૭ અને કલમ ૭૧ મુંબાઇ ઇલાકાને લાગુ છે. પણ આ આકટનો સઘળો ભાગ મુંબાઇ ઇલાકાના કોઇ પણ જીલ્લાને ગવર્નર જનરલ ઇન કૌંસિલની સંમતિ મેળવીને લાગુ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

**૨.** જે કોઈ પણ માણસ પોતે જાતે અથવા પોતાના નોકર કે ગણોતીઆ મારફત ખેતી દ્વારા સર્વાંશે અથવા મુખ્યત્વે કરીને પોતાનું ગુજરાન ચલાવતો હોય; અથવા જે જાતે સાધારણ ખેતીનું કામ કરતો હોય તેને ખેડુત કહેવો. જે ખેડુતે પોતાની સ્થિતિ બદલવાનો કાંઇ પણ ઇરાદો ન રાખતાં ઉપર કહ્યા પ્રમાણે પોતાનું ગુજરાન ખેતીદ્વારા ચલાવવાનું અથવા ખેતીનું કામ જાતે કરવાનું થોડી મુદત સુધી બંધ કર્યું હોય, અથવા વૃદ્ધાવસ્થાને લીધે કે શારીરિક અશક્તિને લીધે ખેતી કરી શકે નહિ તેને લીધે તે ખેડુત નથી એમ સમજવું નહિ, કોઇ પણ ગીરો રાખનાર કે સરકારી ધારાનો એસાઈની પોતાના એવા સંબંધને લીધે આ વ્યાખ્યા પ્રમાણે ખેડુત નથી.

**બાબ ૨ જો.**

૩ આ બાબના ઠરાવ નીચેની ફરીયાદોને લાગુ પડશે;—

એકાદા ખેડુતે હીસાબ સારૂ માંડેલી ફરિયાદો, પ્રતિવાદીને ધીરેલા પૈસા બદલ, વચે વેચેલા માલની કીંમત બદલ, લેણા પૈસા વસુલ કરવા બાબતની અને ગીરો મીલકત છોડાવવાની ફરીઆદો.

**૭.** ફરિઆદના સમન આખર નીકાલના કરવા અને પ્રતીવાદીની જુબાની કોર્ટે સાહેદ પ્રમાણે લેવી

**૧૦** જે ફરીઆદને આ બાબ લાગુ હોય તેમાં કોઇ પણ હુકમનામા ઉપર અપીલ ચાલશે નહીં.

**(અ)** જેમાં ખેડુત પક્ષકાર હોય એવી ફરીઆદમાં એમ કહેવામાં આવે કે ખેડુતે કરેલો વ્યવહાર એવા

પ્રકારનો હતો કે તે ઉપરથી ઉત્પન્ન થતી જવાબદારીનો ઇન્સાફ આ બાબની રૂએ કરવા લાયક છે ત્યારે કોર્ટને તે વાત નક્કી કરવા સારૂ મ્હોડે કરેલી કબુલતનો, કે વાતનો પુરાવો લેવાનો અધીકાર છે.

૧૧ ખેડુતો જ્યાં રહેતા હોય ત્યાંજ તેમની ઉપર ફરીઆદ માંડવી.

૧૨ પ્રતિવાદી ખેડુત હોય એવી ફરીઆદમાં લેણદારનું કેટલું લેણું છે તે બાબત તકરાર હોય તો કોર્ટ વાદી તથા પ્રતિવાદીને સાહેદ પ્રમાણે તપાસવા, અને તેમની વચ્ચે જે વ્યવહારથી તે ફરિઆદ ઉત્પન્ન થઇ હોય તે વ્યવહારથી તે ફરિઆદ ઉત્પન્ન થઇ હોય તે વ્યવહારની શરૂઆતથી તે પ્રકરણના ઇતીહાસની તથા તેના ગુણદોષની ચોકસી કરવી જોઇએ. અને તેવા ઇરાદાથી કે પ્રથમતઃ ફરીઆદમાં દગો ભૂલ, અકસ્માત ગેરવ્યાજબી દાવ વીગેરે બાબતોના સબબને લીધે કાંઇ બચાવ સરખો છે કે કેમ તે જોવું અને પક્ષકારો વચ્ચેના હિસાબ લેવો. જ્યારે દાવાની રકમ કબુલ કરવામાં આવે અને કોર્ટને કોઇ કારણને લીધે કબુલત ખરી લાગે ત્યારે કોર્ટને ઉપર પ્રમાણે ચોકસી કરવાની જરૂર નથી.

૧૩ પક્ષકારોની વચ્ચે ચક્રવૃદ્ધિ વ્યાજ આપવાની અથવા બીજી ગમે તેવી કબુલત થઇ હોય અથવા આગલી લેવડદેવડ બંધ કરીને નવી જવાબદારી ઉત્પન્ન કરી છે એવો કરાર થયો હોય તો પણ પક્ષકારોની વચ્ચેનો હીસાબ લેવડદેવડ શરૂ થઇ હોય ત્યારથી મુદ્દલ તથા વ્યાજનો જુદો જુદો લેવો.

૧૪ ગીરો મુકેલી મીલકત ગીરો રાખનાર અથવા મુકનાર સિવાય તેના બીજા ગણોતીઆના કબજામાં હોય અને ઉત્પન્ન કેટલું મળ્યું તે શોધી કહડાતું ન હોય તો કોર્ટે વ્યાજબી ગણોત ઠરાવીને તે ઉત્પન્ન તરીકે ગણીને ગીરો રાખનારને ખાતે જમા કરવું.

૧૫ ગીરોની રકમ આપવા સારૂ ઠરાવેલી મુદત આવી પહોંચી ન હોય, અથવા ગીરોનું કરજ પુરેપુરૂં ફેડયું ન હોય એટલાજ કે રદ કરવાના કારણને લીધે, ગીરો છોડાવવાનું હુકમનામું કરવાને કોર્ટે ના કહેવી નહિ.

અ ગીરો છોડવવાના રદ દરેક હુકમનામામાં, જે પૈસા આપવાના હોય તે કયે દિવસે આપવા તે કોર્ટે ઠરાવવું, પણ તે દિવસ હુકમનામાની તારીખથી છ મહિનાની અંદર હોવો ન જોઇએ.

બ (૧) ગીરો મુકનારે જે રકમ આપવી તે કોર્ટને યોગ્ય દેખાય તેવા હપ્તાથી આપવી એવો હુકમ કરવાને કોર્ટને અધિકાર છે. (૨) અથવા તે ગીરો મિલકતનો જેટલો ભાગ વેચવાની જરૂર લાગે તેટલો જ ભાગ માત્ર કોર્ટે વેચવાનો હુકમ કરવો જોઇએ. (૩) અથવા ગીરો રાખનાર પોતાની મુદલ રકમ વ્યાજ સાથે વસુલ કરી શકે, એટલી વધારે મુદત સુધી તે મિલકત તેના કબજામાં રહેવા દઇને ગીરો મુકનારે તે દેવી થયેલી રકમ અદા કરી લેવી, અને એવી મુદત પુરી થાય એટલે તે મિલકત તેના કબજામાં રહેવા દઇને ગીરો મુકનારે તે દેવી થયેલી રકમ અદા કરી લેવી, અને એવી મુદત પુરી થાય એટલે તે મિલકત ગીરો મુકનારને પાછી આપવી એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે. ( ૪ ) અથવા ગીરો મુકનારે આપવાની રકમ, ગીરો મિલકતના ઉત્પન્નમાંથી વસુલ કરી લેવાને ગીરો રાખનારને કોર્ટના મત પ્રમાણે, જેટલી મુદ્દત બસ થાય તેટલી મુદત સુધી તે મિલકત તેના કબજામાં રહેવા દેવી, અને એવી મુદત પુરી થાય એટલે ગીરો મુકેલી મિલકત ગીરો મુકનારને પાછી આપવી.

ક (૧) ગીરો મુકેલી મિલકતનો કબજો મળવા બાબતની ફરીઆદમાં કોર્ટને યોગ્ય લાગે તો તે મિલકતના કબજા બાબત હુકમનામું ન કરતાં એવો હુકમ કરવો કે ગીરો મુકનારે આપવાની રકમ હપતે, હપતે આપવી, (૨) અને એવા હુકમની રૂએ લેણી થયેલી રકમ આપવામાં ન આવે તો ગીરો મુકેલી સઘળી મિલકત અથવા તેનો કોઇ ભાગ ગીરો રાખનારના કબજામાં આપવો.

ड ગીરોની રૂએ મુદલ તથા વ્યાજની જે રકમ અપાયા વગર રહી હશે તેનો હિસાબ મળવા બાબત ફરીઆદ કરવાને ખેડુત મુખત્યાર છે.

૧૬. લેણદારે ખેડુતને આપેલા પૈસાનો તથા પોતે લેણદારને આપેલા પૈસાનો હીસાબ માગવા સારૂ, અને ખેડુતને લેણદારનું હજુ સુધી કાંઈ દેવું હોય તો તે કેટલું છે, તે ઠરાવી હુકમનામું મળવા સારૂ ફરિઆદ આણવાનો અધિકાર ખેડુતને છે.

૧૭. [illegible]નામામાં લેણી રકમ ઠરાવવા ઉપરાંત સદરહુ રકમ હપતે હપતે આપવાનો હુકમ

કરવાનો કોર્ટને અધિકાર છે. અને એવા હપ્તાની રકમ કોર્ટમાં ભરવાનો વાદીને અધિકાર છે, અને તેમ કરવામાં ચુકે તો પ્રતીવાદીને હુકમનામું બજાવવાનો અધિકાર છે.

૧૮ ૧૬ મી કલમની રૂયે કરેલી ફરીઆદમાં વાદી, પ્રતિવાદીના હકની ભરપાઇ જે રકમથી થાય તે રકમ કોર્ટમાં અનામત મુકવાને મુખત્યાર છે. તે અનામત રકમની નોટીસ કોર્ટે પ્રતીવાદીને આપવી જોઇએ. નોટીસ પહોંચ્યાની તારીખથી પ્રતિવાદીને વ્યાજ મળશે નહિ.

૨૦ એકાદા ખેડુતની સામે થયેલા હુકમનામાની રકમ હપતે હપતે હપતે આપવી, એવો હુકમ કોર્ટ કોઇ પણ વખતે કરવાને મુખત્યાર છે.

૨૧. કોઇ પણ ખેડુતને પૈસા બાબતના હુકમનામાની બજાવણીમાં પકડવો નહિ. અથવા તેને કેદ કરવો નહિ, પછી તે હુકમનામું આ આકટ અમલમાં આવ્યા પહેલાં થયું હોય કે પછી થયું હોય.

૨૨. કોઇ પણ હુકમનામું બજાવવા સારૂ, ખેડુતની સ્થાવર મિલકત જપ્ત કરવી નહિ, અથવા વેચવી નહિ, પણ જે કરજના સંબંધમાં તે હુકમનામું હશે તે કરજ આપવા સારૂ જો સદરહુ સ્થાવર મિલકત ગીરો મુકી હશે તો જુદી વાત છે. ઉભા પાકને જંગમ મિલકત સમજવી, ખેડુત ઉપર હુકમનામું કરતી વખતે કોર્ટ કલેકટરને એવો હુકમ કરવાને મુખત્યાર છે કે કલેકટરે જે મિલકત ઉપર હુકમનામાના દેણદારનો કબજા હક હોય, તથા જે મિલકત તેના ગુજરાન સારૂ જરૂરની ન હોય તે મિલકત વત્તામાં-વત્તા સાત વર્ષની મુદત સુધી કબજામાં લેવી.

એ ખેડુતની સ્થાવર મિલકત લીલામથી વેચવામાં આવે, ત્યારે માગણી કરેલી રકમ કલેકટરને ઓછી જણાય, તો તે વેચાણ લીલામની તારીખથી ત્રીસ દિવસની અંદર રદ કરવાનો કલેકટરને અધિકાર છે.

૨૩ આ બાબના ઠરાવ ગામના મુનસફની કોર્ટોમાં ચાલનારા કામને લાગુ પડશે નહિ.

## બાબ ૪ થો-નાદારી બાબત.

૨૪. ખેડુતોને નાદાર ઠરાવવા બાબતની અરજોની વ્યવસ્થા સબોર્ડિનેટ જડજોએ કરવી.

૨૫. જે ખેડુતનું કરજ પચાસ રૂપીઆ કરતાં વધારે હોય તે પોતાને નાદાર ઠરાવવાને સબોર્ડિનેટ જડજને અરજી કરવાને મુખત્યાર છે.

૨૬. અને તે ઉપરથી કોર્ટની એમ ખાત્રી થાય કે તે નાદારીમાં આવી પડયો છે તો તેણે તે ખેડુતને નાદાર ઠરાવવો.

૨૭. કોર્ટના નાજર સિવાય બીજા સખસને રીસીવર નીમવો નહિ. અને કોઈ પણ રીસીવરને કમીશન મળશે નહિ.

૨૯. નાદારની સ્થાવર મિલકત રિસીવરને સ્વાધીન થશે નહિ. પણ લેણદારના લાભ માટે સાત વર્ષ સુધીની કોઇ પણ મુદત સુધી તેનો વહીવટ કરવાને કલેકટરને અધિકાર છે.

૩૧ ઉપરની કલમ પ્રમાણે જેની વ્યવસ્થા કરી હોય એવી મિલકત વેચવા, ગીરો મુકવા કે તે ઉપર બીજો બોજો નાંખવા નાદારને અધિકાર નથી.

## બાબ ૫ મો-ગામના મુનસફ બાબત.

૩૪. સ્થાનિક સરકારના ગામના પટેલને કે બીજા વજનદાર માણસને ગામના મુનસફ તરીકે નિમવાને મુખત્યાર છે.

૩૫. આવા દરેક મુનસફે દાવાની રકમ દશ રૂપીઆ કરતાં વધારે ન હોય તેની ચોકસી કરી નીકાલ કરવો; ગામ મુનસફે તપાસ કરવા લાયક ફરીઆદની સુનાવણી બીજી કોઇ પણ કોર્ટે કરવી નહિ. અને જેમાં પોતાનો હિત સંબંધ હોય તેનો ઈન્સાફ કરવો નહિ.

૩૬. ગામના મુનસફે કરેલું હુકમનામું ડીસ્ટ્રીકટ જડજ રદ કરવાને મુખત્યાર છે.

## બાબ ૬ ઠો-લવાદી બાબત.

૩૮. પોલીસ અમલદાર સિવાય બીજા કોઇ પણ માણસને ત્રણ વર્ષની મુદત સુધી લવાદ નીમવાનો સ્થાનિક સરકારને અધિકાર છે. આવા લવાદે ખેડુતોને લાગુ પડતાં હોય એવાં કામ આ આકટની રૂયે ચલાવવાં.

૩૯. જ્યારે એવો ખેડુત પક્ષકાર હોય અને તેવા હુકમનામાની બજાવણી સારૂ દરખાસ્ત નાંખવાનો વિચાર હોય ત્યારે તે પક્ષકારોમાંનો કોઈ પણ પક્ષકાર તેમની વચ્ચે આપસથી સમાધાન કરાવી આપવાની અરજ સદરહુ લવાદને કરવાને મુખત્યાર છે.

૪૧. જ્યારે પક્ષકારો હાજર થાય ત્યારે લવાદે તેમને માંહોમાંહે સમજુત કરવાને કહેવું.

૪૩. લવાદે સાહેદો વીગેરેની હકીકત સાંભળી લેવી, અને પક્ષકાર આખરનો નીકાલ કરવાને કબુલ કરતા હોય તો તેણે તે કબુલ લખી લેવી જોઇએ.

૪૪. કબુલત ઉપરથી મુકદ્દમાનો આખરનો નીકાલ થતો હોય ત્યારે તેની અસલ પ્રત સબોર્ડિનેટ જડજને મોકલવી. તે કોર્ટને તે કબુલાત વ્યાજબી જણાય તો તેણે એક મહીનાની મુદત પુરી થયા પછી તે કબુલત ફાઇલ કરવી.

૫૦. આ આકટની રૂયે ચલાવેલાં કામ ડીસ્ત્રીકટ જડજે તપાસવાં.

## બાબ ૭ મો–દેખરેખ તથા તપાસણી.

૫૧. લવાદ પાસેથી અથવા સબોર્ડીનેટ જડજ પાસેથી મુકદમો કાઢી લેવાનો, અથવા સબોર્ડિનેટ જડજની સાથે ન્યાય સભા ( બેંચ ) તરીકે બેસવાનો ડીસ્ટ્રીકટ જડજને અધિકાર છે.

## બાબ ૮ મો-ગામના રજીસ્ટ્રારોએ નોંધવા બાબત.

૫૫. ગામના રજીસ્ત્રારોને નીમવાને સરકારને અધિકાર છે.

૫૬. ગામના રજીસ્ત્રારની રૂબરૂ કરી આપ્યા સિવાય ખેડુતે કરી આપેલો દસ્તાવેજ કાયદેસર ગણાશે નહિ, અને તે પુરાવામાં લેવો નહિ.

૫૭. આવા દસ્તાવેજ ગામ–રજીસ્ત્રારે લખવા અથવા તેની દેખરેખ હેઠળ લખાવવા, અને તેની સમક્ષ તેની ઉપર ખેડુતની સહી કરાવવી જોઇએ, અને તે ઉપર ગામના રજીસ્ટ્રારે સાખ કરવી જોઇએ.

૫૮. ગામના રજીસ્ટ્રારે પોતાની રૂબરૂ કરી આપેલા દસ્તાવેજો પોતાના રજીસ્ટરમાં નોંધવા જોઇએ, અને તે બદલ તે ઉપર તારીખ નાંખી સહી કરવી જોઇએ.

૬૦. આ આકટની રૂયે દસ્તાવેજ નોંધ્યો એટલે તે હીંદુસ્તાનના નોંધવા બાબતના આકટની રૂયે નોંધ્યો છે એમ સમજવું.

૬૪. કોઇપણ ખેડુત કરજ પતાવવા સારૂ જે કોઇ સખસને પૈસા આપે તે સખસે તેને તે બદલ લેખી પહોંચ આપવી.

૬૬. ખેડુતને સાહુકારે એક પાસ બુકમાં વખતો વખત એકંદર હીસાબ ચાલુ તારીખ સુધી લખી આપવો, અને તે નીચે પોતાની સહી કરી આપવી.

૬૭. જે માણસ ૬૪ થી ૬૬ કલમ પ્રમાણે ચાલવાને ગફલત કરે તેને દરેક ગુન્હા બદલ ૧૦૦ રૂપીઆ સુધી દંડની શિક્ષા થશે.

૬૮. લવાદ અથવા ગામના મુનસફની સામે ચાલનારા મુકદમામાં કોઇ પણ પક્ષકાર તરફથી કોઇ પણ પ્લીડર, વકીલ અથવા મુખત્યારને કામ ચલાવવાની પરવાનગી આપવી નહિ.

૬૯. સબ જડજની કોર્ટમાં ખેડુતને વાસ્તે પ્લીડર નીમવાને કોર્ટને અધિકાર છે.

૭૦. ખેડુતની સ્થાવર મિલકતનો ગીરો, લીયન અથવા બોજો, તે ઉત્પન્ન કરનારાએ પોતાની સહીનો લેખી દસ્તાવેજ કરી આપીને ઉત્પન્ન કર્યો ન હોય તો તે કાયદેસર ગણાશે નહિ.

૭૧. હીસાબ લેતી વખતે વ્યાજ અપાવવું તે બંને પક્ષકારોએ પોતપોતાની વચ્ચે જે દર ઠરાવ્યો હોય, અને તે કોર્ટને ગેરવ્યાજબી દેખાતો ન હોય તે દરે, અથવા એવો દર ગેરવ્યાજબી લાગે તો કોર્ટને વ્યાજબી લાગે તે દર ઠરાવીને અપાવવું.

૭૩. ખેતીનું કેટલુંક ઉત્પન્ન જપ્ત થવાને પાત્ર નથી.

# સ્માલકોઝ કોર્ટ આકટ.

## સને ૧૮૮૭ નો આકટ નંબર ૯. ( ઈંડીઆ )

૧૫. આગળ બીજા પરિશીષ્ટમાં બતાવેલી ફરીયાદો સિવાય સઘળી દીવાની ફરીઆદો જેની કીંમત પાંચસે રૂપીઆથી વધારે ન હોય તેવી ફરીઆદો સ્માલકોઝ કોર્ટથી સાંભળી શકાશે. ૧ હજાર રૂપીઆથી વધારે ન હોય એવી ફરિઆદો સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકાર તે કોર્ટને આપી શકે છે.

૧૬. સ્માલ કોઝ કોર્ટથી સાંભળી શકાય તેવી ફરીઆદોનો ઇન્સાફ તે કોર્ટની હદમાં બીજી કોઇ પણ કોર્ટે કરવો નહિ.

૨૭. આ આકટમાં ઠરાવ્યું હોય તે સિવાય સ્માલ કોઝ કોર્ટ આ આકટના ઠરાવો પ્રમાણે કરેલું હુકમનામું અથવા હુકમ આખરનો છે એમ સમજવું.

### પરિશીષ્ટ ૨.

સ્મોલ કોઝ કોર્ટને નીચે લખેલી ફરીઆદો સાંભળવાનો અધિકાર નથી-

૧ સરકારે, કોર્ટે કે કોઇ સરકારી અમલદારે પોતાના હોદ્દાનું કામ બજાવતાં કાંઇ કૃત્ય કર્યું હોય તે સંબંધી ફરીઆદ.

૨ સ્થાવર મીલકતનો કબજો લેવા, વહેંચણ કરવા, ગીરો હક છોડવવા, ભાડું આકારવા, વસુલ કરવા, અને બીજો કોઈ હક નકકી કરવાની ફરીઆદો.

૩ વંશપરંપરાના હુદ્દાના હકસંબંધના કબજા બાબત, તેમજ તેની નીમણુંક અપાવવાની ફરીઆદો.

૪ ૧૮૭૦ ના જમીન લેવા બાબતના આકટ મુજબ આપેલા નુકસાનીના બદલામાંથી તેનો કોઇ પણ ભાગ વસુલ કરવા બાબત,

૫ કરાર પુરો કરવા અથવા રદ કરવા બાબતની, દસ્તાવેજ દુરસ્ત કરવા કે છેકી નાંખવા બાબત.

૬. તાકીદ મેળવવા બાબત.

૭ ટ્રસ્ટ બાબત.

૮ જાપીત કરવાનું હુકમનામું મેળવવા બાબત.

૯ કોર્ટ કે રેવન્યુ અધિકારીએ કરેલી જપ્તિ, વેચાણ કે ગીરો વીગેરે રદ કરવા બાબત.

૧૦ દિવાના વાદીએ બીજાને નામે કરી આપેલી મિલકત બાબત,

૧૧ નિવેડા બાબત તકરાર કરવા સારૂ.

૧૨ પરરાજ્યના ફેંસલા ઉપર અથવા બ્રિટિશ ઇંડિઆમાં મેળવેલા ફેંસલા ઉપર.

૧૩ સી. પ્રો. કોડની ૭૩મી કલમ પ્રમાણે અયોગ્ય રીતે વહેંચી આપેલો અવેજ પાછો મળવા બાબત.

૧૪ મૃત્યુપત્ર કે વહીવટ ચલાવનારે વસીઅતનામાંની રૂએ આપેલું દાન કે અવેજ પાછો અપાવવા બાબત,

૧૫ મરનાર માણુસની માલમીલકત બાબત,

૧૬. પંત્યાળા બાબત,

૧૭ મીલકતનો હિસાબ લેવા બાબત અને વહિવટ કરવા બાબત.

૧૮. વીમાના ખત ઉપર આપેલું પ્રીમીઅમ પાછું લેવા સારૂ.

૧૯ નુકસાનીનો બદલો મળવા બાબત.

૨૦ મહેર બાબત મુસલમાને કરવાની ફરીઆદ.

૨૧ લગનના હક પાછા મળવા, બાયડી પાછી લેવા, છુટાછેડા કરવા અને સગીરના કબજા બાબત.

૨૨ ખોરાકી પોષાકી બાબત.

૨૩ જમીન મહેસુલની બાકી વિગેરે આપવાની ફરિયાદ.

૨૪ કુટુંબના હીસાબે આપેલી રકમમાંથી ફાળો મળવાની ફરીઆદ.

૨૫ ગીરો મિલકત છોડાવવા સારૂ આપેલા પૈસાના સંબંધમાં ફાળો મળવા બાબત.

૨૬ જમીન મહેસુલની બાકી બાબત રેવન્યુ અધિકારીએ કરેલા દાવાનો નીકાલ કરવા સારૂ તકરાર કરીને પૈસા આપ્યા હોય તે પાછા લેવા બાબત સરકાર ઉપર ફરીઆદ.

૨૭. કાયદેસર જે ફરીઆદ સાંભળવાની મના હોય એવી તમામ ફરીયાદો,

---

# વારસાનું સરટીફીકેટ લેવા બાબતનો એકટ.

## સને ૧૮૨૭ નો ૮ મો ( મુંબાઇ )

૧ મરનાર માણસનો કોઇ વારસ હોય અને તકરાર ન હોય તો તેણે જીલ્લા કોર્ટની રજા લીધા વગર મરનારની મીલકતનો વહીવટ કરવો.

૨ પણ બે કે ત્રણ માણસ તે મીલકત ઉપર હક રાખતા હોય તો લોકોને વિશ્વાસ આવવા સારૂ ડીસ્ટ્રીક્ટ કોર્ટને સરટીફીકેટ લેવા અરજ કરવી. કોર્ટે અરજી લીધા પછી એક મુદત ઠરાવી તે બાબતનું જાહેરનામું કાઢવું.

૩ મુદતે તપાસ ચલાવી કોઇને તકરાર ન હોય તો સરટીફીકેટ આપવું.

૪ પણ જો કોઇ સરટીફીકેટ ન આપવાનું કારણ મુદતે બતાવે અને તે સાબીત થાય તો સરટીફીકેટ આપવું નહિ.

૫ સરટીફીકેટ આપતા પહેલાં મૃત્યુ પત્ર ખરૂ કરવું. પછી કોરટે તે મૃત્યુ પત્રની પીઠ ઉપર સરટીફીકેટ લખવું.

૭ જેને સરટીફીકેટ આપ્યું હોય તેજ વારસ સમજવો.

૯ મરનારની મિલકતના ઘણા વારસ હોય તો વારસ નક્કી થતા સુધી કોરટે વહીવટ કરનાર ઠરાવવો.

૧૦ કોઇ માણસ મૃત્યુ પત્ર કર્યા વગર મરી ગયો હોય અને તેનો વારસ કોણ છે તે જણાતું ન હોય તો કોરટે વહીવટ કરનાર ઠરાવવો, અને તે બાબત જાહેરનામું કાઢવું અને જો કોઇ માણસ હાજર થઇ પોતે વારસ છે એવું સાબીત કરે તો, વહીવટ કર્યાનો ખર્ચ મજરે લઇ મીલકત તેને હવાલે કરવાનો હુકમ કરવો.

**ટીકા**—વારસાનું સરટીફીકેટ સગીરને આપી શકાતું નથી.

---

# હીંદુ વિધવાના પુનર્લગ્ન બાબતનો એકટ. (ઈંડિઆ)

## સન ૧૮૫૬ નો ૧૫ મો.

૧ હિંદુમાં લગ્ન થયા પછી કોઇ સ્ત્રી ફરીથી લગ્ન ( પુનઃર્લગ્ન ) કરે તો તે કાયદા વિરૂદ્ધ છે, તથા તે લગનથી ઉત્પન્ન થયેલી પ્રજા અનૌરસ છે એમ સમજવું નહિ.

૨ કોઈ વિધવાનું ગુજરાન ચાલવા વગેરેનો પોતાના મૈયત ધણીની માલ મિલકત ઉપરનો તેનો તમામ હક તે મરી જાય અને જે પ્રમાણે બંધ થાય તેવીજ રીતે તેનું પુનર્લગ્ન થયું એટલે બંધ થશે, અને મરનારના બીજા જે સગાનો હક પહોંચતો હશે તે તે મિલકતનો ધણી થશે.

૩ મરનાર માણસની વિધવા સ્ત્રી પુનર્લગ્ન કરે અને તેના છોકરાનું પાલણ પોષણ કરવા સારૂ કોઇને નીમ્યો ન હોય તો, તેમનું પાલણ પોષણ કરવા સારૂ યોગ્ય માણસ નીમવાને ડીસ્ટ્રીક્ટ કોર્ટને અરજી કરવાનો, તેના મરનાર ધણીના બાપને, વડુવાને, માને, બાપની માને અથવા હરકોઇ કુટુંબીને છે. અને તે ઉપરથી તેનો વાલી નીમવાને કોર્ટને અધિકાર છે.

૪ કોઇ વિધવા સ્ત્રી સંતાન રહિત હોય તે સબબથી તેના ધણીની માલ મીલકત ઉપર તેનો દાવો ચાલશે નહિ.

૫ પાછલી કલમમાં ઠરાવ છે તે સિવાય કોઇ વિધવા સ્ત્રીનો કોઈ પણ માલ મિલકત ઉપર દાવો હશે તે તેનો પુનર્વિવાહ થયાના સબબથી ડુબશે નહિ. અને તેનું પહેલીવારનું લગ્ન હોત તો વારસા બાબત તેનો જેવો હક ચાલત તેવોજ હક ચાલશે.

૬. પ્રથમનું લગ્ન જે શબ્દોના ઉચ્ચારથી કે વિધીથી, કરારથી કાયદેસર ગણાય છે તેજ શબ્દોનો ઉચ્ચાર અથવા વિધી અથવા કરાર હીંદુ વિધવાના લગ્ન સમયે કર્યાથી તે પુનર્વિવાહ કાયદેસર થાય છે એમ સમજવું.

૭ પુનર્વિવાહ કરનારી વિધવા સ્ત્રી સગીર હોય અને તેનો પોતાનો પહેલો વર સાથે સમાગમ ન થયો હોય તો તે સ્ત્રીએ પોતાના પિતા કે માતા વગેરે નજીકના કુટુંબીની અનુમતિ વગર પુનર્વિવાહ કરવો નહિ, અને કરશે તો તે રદ કરવાને તેમજ તેવાને જાણી જોઇને જે મદદ કરશે તેને એક વર્ષ સુધીની કેદની અથવા દંડની અથવા એ બેકની શીક્ષા કરવાને ઇન્સાફની કોર્ટને અધિકાર છે પણ વરની સાથે સમાગમ થયા પછી લગ્ન રદ થશે નહિ. વિધવા સ્ત્રી પુખ્ત ઉમરની હોય અને તેનો વરની સાથે સમાગમ થયો હોય તો તેનો પુનર્વિવાહ કાયદાસર થવાને તેનીજ અનુમતી બસ છે એમ સમજવું.

---

# પારસી લોકોનાં લગ્ન તથા તલાક બાબતનો કાયદો.

## સને ૧૮૬૫ નો આકટ ૧૫ મો. ( ઇંડીઆ )

૨ અધ્યારૂ એ શબ્દમાં દસ્તુરનો તથા મોબેદનો સમાસ થાય છે.

### પારસી લોકોના લગ્ન બાબત.

૩ આ આકટ ચાલુ થયા પછી જે લગ્ન થાય તે હકદાર ગણવાં. પણ જે લગ્ન લોહીના ખેશીપણાના તથા લગ્નના ખેશીપણાના સબબને લીધે વરવહુને એક બીજા સાથે સગપણ હોય તો તે લગ્ન તેમજ લગ્ન કરાવનાર અધ્યારૂ સિવાય બીજા બે પારસી સાક્ષીઓની હજુરમાં તે અધ્યારૂએ પારસીઓમાં ચાલતી "આશિર્વાદ" ની ક્રિયા કરીને લગ્ન કરાવ્યાં નહિ હોય તો તે લગ્ન, અને જે જરથોસ્તી પુરૂષ અથવા સ્ત્રીની ઉમર ૨૧ વર્ષથી ઓછી હોય ત્યારે તેઓના બાપ અથવા વાલીની પરવાનગી મેળવ્યા સિવાય તેઓનાં લગ્ન થાય તો તે લગ્ન હકદાર ગણવાં નહિ.

૪ કોઇ પારસીએ પોતાની ઓરતની હયાતીમાં અથવા પારસણે પોતાના ખાવંદની હયાતીમાં કોર્ટના ઠરાવથી તલાક મેળવ્યા વગર લગ્ન કરવાં નહી. કરશે તો તે રદ બાતલ છે.

૫ અને ઉપલી કલમ વિરૂદ્ધ જે સખસ લગ્ન કરશે તેને ઇં૦ પી૦ કો૦ કા૦ ૪૯૩ મી અને ૪૯૫ મી કલમ મુજબ શિક્ષા થશે.

૬ લગ્ન થયા પછી તાબડતોબ અધ્યારૂએ તે બાબતનો એક દાખલો આપવો.

૮ તે દાખલા ઉપર તે અધ્યારૂએ તથા ધણીધણીઆણીએ અને તે સગીર હોય તો તેમના વાલીએ અને લગ્ન વખતે હાજર હોય તે બે સાક્ષીઓએ પોતાની સહીઓ કરવી પછી તે અધ્યારૂએ તે દાખલો બે રૂપીઆ ફી સાથે તે ઠેકાણાના રજીસ્ટ્રાર પાસે મોકલવો. રજીસ્ટ્રારે તે દાખલો નોંધવો અને લગ્નની નોંધ સરવે લોકોને જોવા સારૂ ઉઘાડી રાખવી. અને જે ધણી તેની નકલ માગે તેને બે રૂપીઆ ફીના લઇને નકલ આપવી.

૯ ૪ થી કલમ વિરુદ્ધ જે અધ્યારૂ જાણી જોઇને લગ્ન કરાવશે તેને છ મહિના સુધી આસાન કેદની અથવા બસેં રૂપિઆ સુધી દંડની અથવા એ બેઉ શિક્ષા થશે.

૧૦ છઠી કલમમાં કહેલી વાતો કરવાની અધ્યારૂ ગફલત કરશે તો તેને ત્રણ મહીના સુધી આસાન કેદની અથવા સો રૂપીઆ સુધી દંડની અથવા એ બેઉ શિક્ષા થશે.

૧૧ આવા દાખલા ઉપર જે બીજા માણસો સહી તથા સાહેદી નહિ કરશે તો તેઓને એવા દરેક ગુન્હા બદલ સો રૂપીઆ સુધી દંડ થશે.

૧૨. સદરહુ દાખલો જે માણસ જાણી બુજીને ખોટો કરી આપશે અથવા તે ઉપર સહી કે સાહેદી કરશે તેને ઇં. પી. કોડની ૩૬૬ મી કલમ મુજબ શિક્ષા થશે.

૧૩. કોઇ રજીસ્ટ્રાર છઠી કલમ પ્રમાણે દાખલો નોંધવાને ચુકશે તો તેને એક વર્ષ સુધી આસાન કેદની અથવા એક હજાર રૂપઆ સુધી દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

૧૪. કોઈ માણસ સદરહુ રજીષ્ટરનો કાંઇ ભાગ સંતાડશે, નાશ કરશે અથવા બદદાનતથી તેમાં ફેરફાર કરશે તો તેને બેમાંના ગમે તે પ્રકારની બે વર્ષ સુધીની કેદની અને જો તે રજીસ્ટર હશે તો તેને પાંચ વર્ષ સુધીની કેદની અને પાંચસે રૂપિયા સુધીની દંડની શિક્ષા થશે.

## લગ્ન બાબતના મુકદ્દમાની કોર્ટ વિષે.

૧૫. આ આકટ પ્રમાણે મુકદ્દમાની તજવીજ કરવા સારૂ કલકત્તા, મદ્રાસ અને મુંબાઈ એ દરેક ઇલાકાના મુખ્ય શહેરમાં એકેકી વિશેષ કોર્ટ સ્થાપવી.

૧૬. અને તેને પારસી લોકોના લગ્ન બાબતના મુકદ્દમાની મુખ્ય કોર્ટ કહેવી. હાઇકોર્ટના ચીફ જસ્ટીસે અથવા તે કોર્ટના બીજા જે જડજને નીમે તે જડજે તે કોર્ટના જડજનું કામ ચલાવવું, અને ઇનસાફ કરવામાં ૧૧ પ્રતિનિધીની મદદ મળશે.

૧૭. ઇલાકાના મુખ્ય શહેરો શિવાય જે ઠેકાણે ઉપર કહ્યા પ્રમાણે જે કોર્ટો સ્થાપી હોય તેને જીલ્લા કોર્ટ કહેવી, અને સદરહુ ઠેકાણે અસલ દીવાની ફરીઆદ લેવાની હકુમતવાળી મુખ્ય કોર્ટનો જે જડજ હોય તેજ એ કોર્ટનો જડજ છે એમ સમજવું. તેનો ઇન્સાફ કરવામાં સાત પ્રતિનિધીની મદદ મળશે.

૨૧. આ આકટના કારણ સારૂ પ્રતિનિધી નીમવા તે પારસી હોવા જોઇએ અને હાઇકોર્ટની મામુલ હકુમતની સ્થળ સીમામાં તેઓની સંખ્યા ત્રીશ કરતાં વધારે નહીં જોઇએ અને બહારના જીલ્લામાં વીસ કરતાં વધારે નહીં જોઇએ.

૨૨. પ્રતિનિધીની નીમણુંક હયાતી સુધી કરવી, પણ જો તે મરણ પામે, હુદ્દાનું રાજીનામું આપે, નાલાયક થાય અથવા તેના ઉપર કોઇ ફોજદારી ગુન્હો સાબીત થાય તો તેની જગાએ બીજા કોઇ પારસીને પ્રતિનિધી નીમવાનો અધિકાર સરકારને છે.

૨૩. આ પ્રતિનિધીઓને ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે સરકારી નોકર સમજવા.

૨૪. ૧૬ મી અને ૧૭ મી કલમ પ્રમાણે પ્રતિનિધી પસંદ કરવા, અને ૨૧ મી કલમ પ્રમાણે નીમેલા પ્રતિનિધીઓમાંથી જડજના હુકમ મુજબ પાળી પ્રમાણે નીમવા.

૨૬. પ્રતીવાદી જે કોર્ટની હદમાં રહેતો હોય તે કોર્ટને ફરીઆદ કરવી; અને જો તે બ્રિટીશ ઇંડિઆમાંથી ગયો હોય તો છેવટે જે ઠેકાણે તે રહેતો હોય તે ઠેકાણાની કોર્ટમાં તે ફરીઆદ કરવી.

## લગ્ન બાબતના મુકદ્દમા વિષે.

૨૭. કોઇ પારસી અથવા પારસેણ લગ્નની વખતે દિવાની અથવા હંમેશની ચળેલી હતી અને હજુ તે જારી છે એ વાત સાબીત થયેથી લગ્ન રદ બાતલ કે નિરૂપયોગી ઠરાવવાનો અખત્યાર છે. પણ લગ્નની વખતે પ્રતિવાદી દીવાનો છે એ વાદીના જાણવામાં હોય તો આ કલમ પ્રમાણે ફરીઆદ કરવી નહિ.

૨૮. વળી હરકોઈ સ્વાભાવિક કારણને લીધે જે લગ્નની પૂર્ણતા થઇ શકતી નહીં હોય તો તે લગ્ન ફરીઆદ કર્યેથી રદ બાતલ ઠરાવવાનો અધિકાર છે.

૨૯. કોઈ પુરૂષ પોતાની સ્ત્રીથી અથવા સ્ત્રી પોતાના પુરૂષથી સાત વર્ષની મુદત સુધી લાગલાગટ દુર ગેરહાજર રહે, અને ત્યાં સુધી તેમની હયાતી વિષે કશી ખબર ન મળે તો તે પુરૂષ અથવા સ્ત્રીની દરખાસ્તથી તેનાં લગ્ન ભાગવાનો અધિકાર છે.

૩૦. લગ્ન થયા પછી પોતાની ઓરતની બદફલીના સબબથી તલાક મળવાને પુરૂષ ફરીઆદ કરી શકે છે; અને લગ્ન થયા પછી પરણેલી અથવા વગર પરણેલી સ્ત્રી જે વેશ્યા નહિ હોય તેની સાથે છીનાળુ કરવાની અથવા જીવતી બાયડી ઉપર બીજી બાયડી કરીને તેની સાથે બદફેલી કરવાની અથવા

બદફેલી કરીને ઘાતકીપણાથી તેને મારકુટ કરવાની, અથવા બદફેલી કરીને બે વર્ષ અથવા તેથી વધારે મુદ્દત સુધી જાણી જોઇને તેને તજી મુકવાની, અથવા જબરદસ્તીથી તેની સાથે સંભોગ કરવાની, અથવા સૃષ્ટીક્રમ વિરૂદ્ધ સંભોગ કરવાની તકસીરમાં પોતાનો ધણી આવ્યો છે, એવા સબબથી હરકોઈ ઓરતને પોતાનાં લગ્ન ભાગીને તલાક મળવા ફરીઆદ કરવાને અધિકાર છે. જે માણસની સાથે બદફેલી (છીનાળું) કર્યાનું કહેતા હોય તેને સહ પ્રતીવાદી, વાદીએ કરવો અને ધણીએ ફરીઆદી કરી હોય તો બદફેલી કરનારે ફરીઆદીનો સઘળો અથવા થોડો ઘણો ખર્ચ આપવો એવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૩૧ જો ખાવંદ પોતાની ઓરતની સાથે ઘાતકીપણાથી ચાલ ચલાવે, માર મારે, મરદની ચાલને લીધે તેનો જાન ધાસ્તીમાં રહે, તેના શરીરને ઇજા પહોંચે, એવી તે ધાસ્તી રાખતી હોય, અથવા તેનો ખાવંદ હરકોઇ વેશ્યાને ઉઘાડી રીતે પોતાની ઓરતના ઘરમાં લાવે, અને રાખે તો તે ઓરતને ઇન્સાફની રીતે જુદી રહેવાનો દાવો કરવાનો હક છે.

૩૨ આવી ફરીઆદમાં કોર્ટની ખાત્રી થાય કે ફરીઆદમાં લખેલી બીના ખરી છે, તથા તેમાં જણાવેલો અપરાધ માફ કીધો નથી. અને તે મરદ તથા ઓરત સંપ કરીને તલાક લેવા આવ્યાં નથી; અરજદારે તે અપરાધ દરગુજર કીધો નથી; અને તે અપરાધમાં અરજદાર સામેલ નથી અને ફરીઆદી કરવામાં કોઇ અણઘટતી અથવા વગર કારણની ઢીલ થઇ નથી અને તે અરજીનું માગવું કબુલ નહીં રાખવાનો કાંઇ વ્યાજબી સબબ નથી. એવું હોય તો કોર્ટે તલાક આપવાનો અથવા ઇન્સાફની રીતે જુદાં પડીને રહેવાનો હુકમ કરવો, નહિ તો કરવો નહિ.

૩૩ મુકદમાનો નિકાલ થતાં સુધી જુદી રહેલી ઓરતના ગુજરાનને સારૂ તેના ખાવંદની પાસે તે ઓરતને દર માસે અથવા દર અઠવાડીએ તેની ઉપજના ⅕ લગી લવાજમો અપાવવાને કોર્ટ મુખત્યાર છે.

૩૪ જુદી રહેલા ઓરતના ગુજરાનને સારૂ એક રકમે અથવા દર માસે તેની હયાતી સુધીનાં લવાજમ આપવાનો બંદોબસ્ત કરવાને તેના ખાવંદને હુકમ કરવાને, અને જરૂર હોય તે સઘળાં માણસો પાસે યોગ્ય દસ્તાવેજ લખાવી લેવાને કોર્ટ મુખત્યાર છે. ખાવંદ હુકમ નહિ માનશે તો તે ઉપર નુકશાનની બાબત તે ઓરતની ફરીઆદી ચાલશે.

૩૫. ઓરતનાં ગુજરાનનાં લવાજમો ઓરતને અથવા તેના ટ્રસ્ટીને આપવાં એમ ઠરાવવાને કોર્ટ મુખત્યાર છે.

૩૬. જ્યારે ધણીએ પોતાની ઓરતને અગર ઓરતે પોતાના ધણીને તજી દીધો હોય, અને વ્યાજબી સબબ વગર તેઓ અરસપરસ ધણીધણીઆણી માફક રહ્યાં નહિ હોય ત્યારે તે ધણી અથવા ઓરત એક બીજા ઉપર પોતાનો સાથે ઓરત અથવા ધણી તરીકે રહેવાને ફરીઆદ કરી શકે છે, અને અરજ ના મંજુર કરવાને વ્યાજબી કારણ ન હોય તો કોર્ટે તે ઓરત તથા મરદને એક બીજા સાથે રહેવાનું હુકમનામું કરવું. જેની ઉપર હુકમનામું થયું હશે તે હુકમનામું નહિ માનશે તો તેને એક મહિના સુધી આસાન કેદની અથવા બસેં રૂપીઆ સુધી દંડની અથવા એ બેઉની શિક્ષા થશે.

૩૭. જ્યારે ધણી સોળ વર્ષની અંદરની ઉપરનો હોય અથવા ઓરત ચૌદ વરસની અંદરની ઉમ્મરની હોય ત્યારે લગ્ન અથવા લગ્નમાંથી જે કરાર નીકળે તે અમલમાં લાવવાની ફરીઆદી કરવી નહિં

૩૮. બન્ને પક્ષકારની ઇચ્છા હોય તો બારણાં ભીડીને ફરીઆદીનો ઇન્સાફ કરવો.

૩૯. ફરીઆદ અરજી તથા અપીલ ઉપર બત્રીસ રૂપીઆનો સ્ટામ્પ જોઇએ. અને બીજા જે દસ્તાવેજ તથા લેખ પુરાવામાં આપવા હોય તે ઉપર સ્ટાંમ્પ એકટ પ્રમાણે ફી જોઇએ.

૪૧ કાયદા બાબત તથા કામ ચલાવવાની રીત બાબત વાંધો પડે તેનો નિકાલ જડજે કરવો, પણ બનેલી હકીકતપરથી ફેંસલો કરવો હોય તો જે પ્રતિનીધીઓની રૂબરૂ મુકદમાનો ઇન્સાફ થાય તેઓમાંના ઘણા જણાના અનુમત પ્રમાણે કરવો.

૪૨ મુખ્ય કોર્ટનો અથવા જીલ્લા કોર્ટનો ચુકાદો કાયદા અથવા રિવાજ વિરૂદ્ધ થયો છે, અથવા કોઇ મુખ્ય બાબતની ભુલ યા ખામીને લીધે ચુકાદો કરવામાં ચુક પડી છે એ સબબથી તે ચુકાદા ઉપર ફેંસલાની તારીખથી ત્રણ મહિનાની અંદર હાઇ કોર્ટમાં અપીલ ચાલશે. બીજા સબબથી ચાલશે નહિ.

૪૩ અપીલની મુદત પુરી થઇ હોય, અને અપીલ કરી નહીં હોય, અથવા અપીલ કહાડી નાંખી હોય અથવા લગ્ન ભાંગવાનું અપીલના ફેંસલામાં ઠરાવ્યું હોય તો તે પક્ષકાર મરી ગયો હોત તો આગલાં લગ્ન ભાગ્યાં હોત તે પ્રમાણે તેને ફરીથી પોતાનાં લગ્ન કરવાની છુટ છે. તે પહેલાં નથી.

૪૪ મુકદમો ચાલુ હોય ત્યાં સુધી અને આખરનું હુકમનામું થયા પછી પક્ષકારનાં સગીર છોકરાંની સંભાળ બાબત, ગુજરાન બાબત તથા વિદ્યાભ્યાસ બાબત પોતાને યોગ્ય જણાય તેવો હુકમનામામાં ઠરાવ કરવાને કોર્ટને અધિકાર છે.

૪૫ જે ફરીઆદમાં ઓરતની બદફેલીને લીધે તલાક આપવાનું કે ઇન્સાફની રીતે જુદાં પડવાનું હુકમનામું કોર્ટ કરે તે ફરીઆદમાં લગ્નથી થયેલા છોકરાંઓના ફાયદા સારૂ ઓરતની માલ મીલકત અથવા તેનો કાંઇ ભાગ નીમી આપવાનો કોર્ટને અધિકાર છે.

૪૬ આ આકટ પ્રમાણે ગુન્હાનો ઇન્સાફ માજીસ્ત્રેટે કરવો.

૪૮ આ આકટ પ્રમાણે કરેલો દંડ જપ્તી કરીને વસુલ કરવો.

૪૯ ગુન્હેગાર દંડ ન આપે અને જોઇએ તેટલી માલ મિલકત જપ્તીમાં ન જડે તો તેને કેદમાં રાખવો

---

# વસીઅતનામું કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો કાયદો,

## સને ૧૮૬૫ નો ૨૧ મો ( હિંડીઆ )

૧. જે પારસી વસીઆતનામું કર્યા વગર મરણ પામે તેની માલ મીલકત તેની વિધવા સ્ત્રી અને છોકરાંને વહેંચી આપવી તેમાં દરેક છોકરાને વિધવાના ભાગ કરતાં બમણો ભાવ મળે એવી રીતે વહેંચવી.

૨. અને કોઇ પારસણ વસીઅતનામું કર્યા વગર મરણ પામે તો તેણીની માલ મીલકત તેણીના રંડાયલા ધણીને તથા છોકરાને એવી રીતે વહેંચી આપવી કે રંડાયલા ધણીને દરેક છોકરાના ભાગ કરતાં બમણો ભાગ મળે.

૩. કોઇ પારસી વસીઅતનામું કર્યા વગર મરણ પામે અને તેની વિધવા સ્ત્રી નહિ હોય તો તેની માલ મિલકત એવી રીતે વહેંચી આપવી કે દરેક છોકરાને દરેક છોકરીના ભાગ કરતાં ચોગણો ભાગ મળે.

૪. કોઇ પારસણ વસિયતનામું કર્યા વગર મરણ પામે અને તેનો રંડાયેલો ધણી નહીં હોય તો તેની માલ મિલકત છોકરાંઓને સરખે ભાગે વહેંચી આપવી.

૫. કોઇ પારસી અગર પારસણ વસિઅતનામું કર્યા વગર મરણ પામે ત્યારે તેની હયાતીમાં જે છોકરો અથવા છોકરી મરી ગઇ હોય તો તે મરનાર છોકરો અથવા છોકરી હયાત હોત અને વારસ તરીકે તેનો હિસ્સો પહોંચત તે હિસ્સો તે મરનાર છોકરા અથવા છોકરીના ફરજંદોને તથા રંડાયલા ધણીને અથવા વિધવાને પહોંચે.

૬. વસિઅતનામું કર્યા વગર કોઇ પારસી અથવા પારસણ મરણ પામે તેની વિધવા સ્ત્રી અથવા તેનો રંડાયેલો ધણી હોય, પણ સીધા વારસ એટલે તેની ઓલાદથી ઉતરતા વારસ નહીં હોય ત્યારે તે મરનારનાં મા અને બાપ જીવતાં હોય તો તે બે જણને અથવા તેમાંથી એક જણ મરી ગયું હોય તો બીજાને, તેની માલ મીલકતમાંથી અરધો ભાગ મળે, તેમાં તે બાપને માના કરતાં બમણો ભાગ મળે અને અર્ધો ભાગ તે વિધવા અથવા રંડાયલા ધણીને મળે, પણ તેનાં મા અને બાપ મરણની વખતે હયાત ન હોય તો તેના બાપની તરફનાં જે સગાં ( ૧ લા પરિશિષ્ટમાં લખેલે અનુક્રમે ) હોય તેઓને મા બાપ જીવતાં હોય અને જે અરધો ભાગ મળત તે અરધો ભાગ મળશે. પુરૂષ અને સ્ત્રી સરખી પદવીનાં સગાં હોય તો દરેક પુરૂષને સ્ત્રીના કરતાં બમણો ભાગ મળશે, બાપના સગા તરફનાં સગાં નહીં હોય તો મરનારની વિધવા સ્ત્રીને અથવા રંડાયલા ધણીને સઘળી માલ મીલકત મળે.

૭. વસિઅતનામું કર્યા વગર મરનાર પારસી અથવા પારસણની માલ મિલકત જો તેની વિધવા સ્ત્રી તથા તેનો રંડાયેલો ધણી નહીં હોય અને સિધાવારસ ( એટલે તેની ઓલાદથી ઉતરેલા વારસ ) પણ નહિ હોય તો બીજા પરીશીષ્ટમાં લખેલા અનુક્રમ પ્રમાણે જે નજીકનો સગો હોય તેને તેની સઘળી માલ મિલકત મળે, સગપણમાં સ્ત્રી અને પુરૂષ સરખાં પદવીનાં હોય તો પુરૂષને સ્ત્રી કરતાં બમણો ભાગ મળશે, સદરહુ પરિશીષ્ટમાં જેનું પહેલું નામ હોય તેને પ્રથમ મળે તે નહીં હોય તો બીજા નામવાળાને એમ એકના અભાવે બીજાને અનુક્રમે મળે

૮. વારસા બાબત સન ૧૮૬૫ નો ૧૦ મો આકટ છે તેનો ત્રીજો ભાગ, ૨૫ મી કલમ સિવાય બાકીનો ચોથો ભાગ, સઘળો પાંચમો ભાગ, અને ૪૩ કલમ પારસીઓને લાગુ નથી.

## પહેલું પરિશીષ્ટ.

૧ ભાઇઓ, તથા બેનો, મરનારનાં છોકરાં ગુજરી જનારની હયાતીમાં તેમાંથી કોઇ મરી ગયું હોય તો તેઓના સીધા વારસ ( તેઓની ઉતરતી ઓલાદ.) ૨ બપાવો અને બપાઇ. ૩ બપાવાના છોકરા છોકરીઓ, ગુજરી જનારની હયાતીમાં તેમાંથી જો કોઇ મરી ગયું હોય તો તેઓના સીધા વારસ. ૪ બપાવાનો બાપ અને બપાવાની મા. ૫ બપાવાના બાપના છોકરા તથા છોકરીઓ અને ગુજરી જનારની હયાતીમાં જો કોઇ મરણ પામ્યું હોય તો તેઓના સીધા વારસ.

## બીજું પરીશીષ્ટ.

૧ બાપ અને મા. ૨ ભાઇઓ અને બહેનો. ૩ બપાવો અને બપાઇ. ૪ બપાવાનાં છોકરાં. ૫ બપાવાનો બાપ અને મા. ૬ બપાવાનાં બાપનાં છોકરાં. ૭ માના પેટનાં ( એટલે મા એક અને બાપ જુદો. ) ભાઇઓ તથા બેનો. ૮ મમાવો અને મમાઇ. ૯ તેમનાં છોકરાં. ૧૦ દીકરાની વિધવા. ૧૧ ભાઇની વિધવા. ૧૨ બપાવાના દીકરાની વિધવા. ૧૩ મામાના દીકરાની વિધવા. ૧૪ મરનારની ગુજરી ગયેલી છોકરીઓનાં ખાવંદ. જો-નં.-૧૦-૧૧-૧૨-૧૩-૧૪ સ્ત્રીઓ તેમ પુરૂષે ગુજરનારની મરણની વખતે બીજી વારનાં લગ્ન કર્યાં નહીં હોય તો, ૧૫ મમાવાનો બાપ અને મા, ૧૬ તેનાં છોકરાં. ૧૭ બપાઇનો બાપ અને મા. ૧૮ બપાઇના બાપનાં છોકરાં. નં ૨-૪-૬-૭-૯-૧૬ અને ૧૮ માં લખેલાં માણસો ગુજરનારની હયાતીમાં મરી ગયાં હોય તો તેમના પછી તેઓના સીધા વારસ ( એટલે તેઓની ઉતરતી ઓલાદ ) ને તેમના પછી વારસો મળે.

---

# કોર્ટ ફીનો આકટ (ઈંડીઆ.)

### સન ૧૮૭૦ નો આકટ ૭ મો.

૧ આ આકટ આખા બ્રિટીશ ઇંડીયાને લાગુ પડે છે.

૭ આ આકટ પ્રમાણે હેઠળ લખ્યા પ્રમાણે ફી ગણવી;—

૧ પૈસા બાબતની ફરીયાદીમાં જેટલા રૂપીઆનો દાવો કર્યો હોય તેટલી રકમ પ્રમાણે ફી ગણવી.

૨ ગુજરાન બાબતના તથા આન્યુઇટી બાબતના દાવામાં એક વર્ષના જેટલા રૂપીઆનો દાવો કર્યો હોય તેથી દશ ગણી રકમ ઉપર ફી ગણવી,

૩ જંગમ માલ મિલકત બાબત, અવિભક્ત કુટુંબની માલ મિલકત બાબત, હિસ્સા સંબંધી હક અમલમાં લાવવા બાબત, તાકીદ થવા બાબત, ઇઝમેંટ બાબત, અને હીસાબ બાબતની ફરીઆદીમાં જે કીંમત અરજીમાં લખી હોય તે રકમ પ્રમાણે ફી લેવી.

૪ દાવાનો વિષય જમીન હોય તો તે જમીનનું જે મહેસુલ વરસો વરસ સરકારમાં આવતું હોય તેથી દશગણી રકમ ઉપર ફી લેવી. પણ મહેસુલની માફી હોય તો તે જમીનમાં અરજી આપ્યા તારીખના અગાઉના વારસે જે ચૈન ઉપજ આવી હોય તેથી પંદરગણી રકમ ઉપર ફી ગણવી મુંબઇ ઇલાકા બાબત જમીનની કીંમત નીચે પ્રમાણે સમજવી, ત્રીસ વરસ સુધીની મુદતને ઠરાવે જમીન રાખીને કુમાલ દર પ્રમાણે સરકાર ભરતા હોય તો ધારાની રકમથી પાંચગણી રકમ ઉપર પણ ધારાના કાયમ

ઠરાવે. ત્રીસ વર્ષ કરતાં વધારે મુદતને ઠરાવે જમીન રાખીને કમાલ દર પ્રમાણે સરકાર ધારો ભરતા હોય તો ધારાની રકમથી દશ ગણી રકમ ઉપર ફી લેવી, દાવાનો વિષય ઘર કે વાડી હોય તો તેની બજાર કીંમત ઉપર ફી લેવી. ઘરેણું મુકેલું છોડાવવા અથવા રદ કરવાની ફરીઆદમાં ગીરોની કીંમત પ્રમાણે ફી સમજવી, કરાર પુરો કરાવવાની ફરીઆદમાં કરારનામામાં લખેલી કીંમત પ્રમાણે તથા માલ મિલકતની રકમ પ્રમાણે ફી ગણવી.

નીચે લખેલા દસ્તાવેજો બાબત ફી બેસશે નહિ;—

૧ મુલકીખાતામાં ચાકરીએ નહિ હોય એવા લશ્કરી અમલદારે લખી આપેલું મુખ્તીઆરનામું.

૨ મુકદમાની પહેલી રજુઆત પછી કોર્ટે માગેલી લેખી હકીકત ઉપર

૩ ગામના મુનસફોને આપેલી ફરીઆદ અરજી.

૪ વિલનો, પ્રોબેટ તથા લેટર્સ ઓફ આડમિનીસ્ટ્રેશન અને ૧ લા પરીશીષ્ટના ૧૨ મા નંબરમાં કહેલો દાખલો જેમાં લખેલી મિલકત રૂ. ૧૦૦૦ ઉપર નહીં હોય ત્યારે.

૫ જમીન ઉપર ધારો બેસાડવા સંબંધી હરકોઇ બાબતમાં, તથા તે ઉપરનો હક સંબંધ ઠરાવવાની બાબતમાં ઠરાવ કરનારા રેવન્યુ આપીસરને અરજી આપી હોય તે ઠરાવ આખરનો મંજુર થયા પહેલાં આપશે તો.

૬ સરકારનું પાણી ખેતીવાડીના કામ સારૂ મળવા બાબત અરજી.

૭ વત્તી જમીન ખેડવાની પરવાનગી બાબતની અથવા જમીન મુકી દેવા બાબતની અરજી.

૮ જમીન મુકી દેવા બાબતની અથવા ભાડુ વધારવા બાબતની નોટીસ પહોંચાડવાની અરજી.

૯ જપ્તી કરવા બાબત મુખત્યારે અધિકાર પત્ર લખી આપ્યું હોય તે.

૧૦ સાહેદી પુરાવા કે દસ્તાવેજ હાજર કરવા સારૂ હાજર થવા બાબત સાહેદને સમન કરવાની પહેલવહેલી આપીડેવીટ કે દરખાસ્ત નહીં હોય તેવો કોઈ પુરાવાનો કાગળ હાજર કરવા કે ફાઇલ કરવા બાબત પહેલવહેલી અરજી.

૧૧ ફોજદારી કામમાં હાજર જામીન ખત, તથા ફરીઆદી કરવાનો કે સાહેદી પુરાવાના કે જાતે હાજર થવાના કે બીજા કશા બાબતના મુચરકા.

૧૨ હરકોઇ ગુન્હા બાબત પોલીસ અમલદારને, મુખીઓને અને ગામની પોલીસની આગળ અરજી કે ફરીઆદ કરવી હોય ત્યારે.

૧૩ કેદીની કે બીજુ જે માણસ કેદમાં કે કોર્ટના અટકાવમાં હોય તેની અરજી.

૧૪ ઇ. પી. કોડમાં બ્યાન કરેલા સરકારી નોકરોની, મ્યુનીસીપાલ ખાતાના અમલદારોની, રેલવે કંપનીના અમલદારોની અને નોકરોની ફરીઆદ.

૧૫ સરકારી રાન ( જંગલ ) નાં ઇમારતી લાકડાં કાપવાની રજા મળવાની કે એવા રાન બાબત બીજી કોઇ અરજી કરવી હોય ત્યારે.

૧૬ સરકારની પાસે રૂપીઆ લેણા હોય તે મળવા બાબતની અરજી

૧૭ ચોકીદારી પદોના ઠરાવ બાબત કે મ્યુનીસીપલ કર બાબત અપીલ કરવી હોય તેની અરજી.

૧૮ સાર્વજનિક કામ સારૂ મિલકત લેવા બાબત કાયદેસર નુકસાનનું વળતર મળવા સારૂ કરવાની.

૨૫ આ આક્ટ મુજબ ફી લેવાની તે સ્ટામ્પ વડે વસુલ કરવી.

૩૧ જે ગુન્હાને વાસ્તે પોલીસ અમલદારો વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હા સિવાય બીજા ગુન્હાની ફરીઆદીની અરજીમાં ફોજદારી કોર્ટોને કરેલી અરજીઓ બાબત જે ફી આપી હોય તે પાછી આપવી.

૩૪ નીચેના દસ્તાવેજોને સરકારના ખાસ ઠરાવથી માફી છે—નકામા સ્ટેમ્પ કાગળની કીંમત પાછી મળવા બાબતની અરજી, સરકારી વખારમાંથી મીઠું ખરીદ કરવાની અરજી, જમીનદાર અથવા ખેડુત પ્રતબંધી થતી હોય ત્યારે તે દફતરના કાગળોની નકલ માગે તો તે, સુલેહ રાખવા બદલ જામીન ખત, સહી શીક્કા વગરની નકલો, તગાવી મળવાની અરજી, વારંટ કેસના જજમેન્ટની કે જ્યુરીને કહી સંભળાવેલા તહોમતનામાની નકલ, કેદી કેદમાં હોય તો સમન કેસના જજમેંટની નકલ ક્રી. પ્રો. કોડ

**પ્રમાણે** ઓરત તથા બાળકના ગુજરાન બાબતના હુકમની નકલ ફોજદારી કેસમાં તહોમતનામાની નકલ, **રજીષ્ટર** કરવા આપેલો દસ્તાવેજ પાછો લેવાની અરજી, ચાલુ કામમાં સરકારી વકીલો, કે પોલીસ અમલદાર નકલો માગે તે નકલો, કોર્ટમાં હાજર કરેલા દસ્તાવેજો પાછા મળવા બાબતની અરજી, જમીન ખેડવા રાખવા માટેની અરજી, આકાર કરેલી જમીન ન લેવા માટેની અરજી, કમીટ કરેલા કેસમાં સાક્ષીદારોની યાદીની નકલ મળવા કરેલી અરજી.

સ્ટામ્પ વેચવા સંબંધી, તથા વેચનારને મહેનતાણું આપવા બાબતની કાનુનો કરવાને સરકારને અધિકાર છે. જે સ્ટાંમ્પ વેચનારો આ કલમ પ્રમાણે કરેલી કાનુનો તોડશે, તેમજ વગર નીમેલો જે સખસ સ્ટામ્પ વેચશે તેને છ મહિના સુધી કેદની, અથવા પાંચસો રૂપિઆ સુધી દંડની અથવા એ બંનેની શિક્ષા થશે.

## પરિશીષ્ટ ૧ લું. કીંમત પ્રમાણે ફી બેસશે તે.

દીવાની અથવા રેવન્યુ કોર્ટમાં આપવાની ફરીઆદોની અરજી અથવા અપીલની યાદી બાબતઃ—

દાવાની રકમ કે આંકેલી કીંમત રૂ. ૫ ઉપર નહિ હોય તો... ... ... છ આના.

દાવાની કીંમત રૂ. ૫ ઉપર હોય ત્યારે રૂ. ૧૦૦ સુધી, ઉપરના દર પાંચ રૂપિએ કે તેના ભાગે છ આના.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ,, | રૂ. ૧૦૦ | ,, | રૂ. ૧૦૦૦ | ,, | દર દશ | ,, | ,, બાર આના |
| ,, | રૂ. ૧૦૦૦ | ,, | રૂ. ૫૦૦૦ | ,, | દર સો | ,, | ,, પાંચ રૂપીઆ |
| ,, | રૂ. ૫૦૦૦ | ,, | રૂ. ૧૦૦૦૦ | ,, | દર બસોપચાસ | ,, | ,, દશ રૂપીઆ |
| ,, | રૂ. ૧૦૦૦૦ | ,, | રૂ. ૨૦૦૦૦ | ,, | દર પાંચસો | ,, | ,, પંદર રૂપીઆ |
| ,, | રૂ. ૨૦૦૦૦ | ,, | રૂ. ૩૦૦૦૦ | ,, | દર હજાર | ,, | ,, વીસ રૂપીઆ. |
| ,, | રૂ. ૩૦૦૦૦ | ,, | રૂ. ૫૦૦૦૦ | ,, | દર બે હજાર,, | | ,, વીસ ,, |

,, રૂ. ૫૦૦૦૦ ઉપર હોય, ત્યારે ઉપરના દર પાંચ હજાર રૂપીએ કે તેના ભાગે પચીસ રૂપિઆ ઉપર પ્રમાણે વધારામાં વધારે ત્રણ હજાર રૂપીઆ ફી બેસશે.

૪ ફેંસલાની ફરી તપાસ કરવાની અરજી હુકમનામાની તારીખથી નેવુમે દહાડે અથવા ત્યાર પછી આપી હોય તો ઉપલા કોષ્ટક પ્રમાણે ફી લેવી જોઇએ.

૫ પણ નેવુમા દહાડા પહેલાં આપી હોય તો ઉપરની ફીથી અડધી ફી ગણવી.

૬ જે ફેંસલો અથવા હુકમ હુકમનામું નહીં હોય તેની નકલ બાબત સદરહુ ફેંસલો હાઇ કોર્ટ સીવાય બીજી દીવાની કે રેવન્યુ કોર્ટે કર્યો હોય ત્યારે.

**અ** દાવાની રકમ પચાસ રૂપીઆ કે તેથી ઓછી હોય તો ચાર આના. **બ** સદરહુ રકમ પચાસ રૂપિઆ ઉપર હોય તો આઠ આના. **ક** સદરહુ ફેંસલો હાઇ કોર્ટે કર્યો હોય તો એક રૂપીઓ.

૭ સદરહુ ફેંસલો હુકમનામું હોય ત્યારે.

**અ** દાવાની રકમ પચાસ રૂપીઆ કે તેથી ઓછી હોય તો આઠ આના. **બ** અને પચાસ રૂપિઆ ઉપર હોય તો એક રૂપીઓ, સદરહુ હુકમનામું હાઇ કોર્ટે કર્યું હોય તો ચાર રૂપીઆ.

૮ જે દસ્તાવેજ ઉપર સ્ટામ્પ બેસતો હોય ને દસ્તાવેજ કહાડી લઇને તેની જગોએ તેની નકલ મુકે તો

**અ** અસલ દસ્તાવેજનો સ્ટામ્પ આઠ આના ઉપર નહીં હોય ત્યારે દસ્તાવેજ ઉપર જેટલો કર બેઠો હોય તેટલી ફી. **બ** બીજે હરકોઇ પ્રસંગે...આઠ આના.

૯. હિસાબની, પત્રકની અથવા રીપોર્ટની કે તેવા પ્રકારના કાગળની નકલ કે જેને માટે આ આક્ટમાં બીજી રીતે ઠરાવ કીધો નથી તેની દિવાની, ફોજદારી કે મુલકી કોર્ટમાંથી લેવી હોય ત્યારે દર ત્રણસો સાઠ શબ્દોએ અથવા તેના હર કંઇ ભાગે...આઠ આના.

૧૦. બંગાળાના સન ૧૮૫૮ ના ૪૦ મા આક્ટ મુજબ કે મુંબઇના સને ૧૮૬૪ ના ૨૦ મા આક્ટ પ્રમાણે નાની ઉમરના છોકરાંઓની તથા તેઓની માલ મિલકતનો વહિવટ કરવા સારૂ આપેલો

દાખલો—જો તેની કીંમત પાંચસો રૂપીઆ ઉપર નહિં હોયતો...પાંચ રૂપિઆ, પણ પાંચસે ઉપર પણ એક હજાર ઉપર નહીં હોયતો—દશ રૂપિઆ અને એક હજાર રૂપીઆ ઉપરના દર એક હજાર રૂપીઆ કે તેના ભાગે...પાંચ રૂપિઆ.

૧૧. *વિલનો, પ્રોબેટ અથવા લેટર્સ ઓવ આડમિનિસ્ટ્રેશન તેને વીલ જોડેલું હોય કે ન હોયતો—જે માલ મિલકત બાબત દાખલો આપ્યો હોય તેની રકમ એક હજાર રૂપિઆ ઉપર હોય તો...દર સેંકડે બે ટકા.

# પરિશીષ્ટ ૨ જાું.

## મુકરર કરેલી ફી.

૧. અરજી—अ નીચેની અરજીઓ ઉપર એક આનાની કોર્ટ ફી ટીકીટ જોઇએ.

अ કસ્ટમ ખાતાના અમલદારની અથવા માજીસ્ટ્રેટની હજુરમાં, સરકારની સાથે વહેવાર રાખનારા માણસને, તે વ્યવહારની સાથે સંબંધ રાખતા વિષયની અરજી કરવી હોય ત્યારે જે જમીનના ધારાનો ઠરાવ થોડી મુદતને વાસ્તે કીધો હોય તે જમીન સરકારની સાથે કબુલત કરીને જેણે રાખી હોય તેણે રેવન્યુ અમલદારને તે બાબત કરવાની અરજી, કોઇ જગાનું જતન તથા સુધરાઇ કરવા બાબ મ્યુનિસીપલ કમીશનરને કરવાની અરજી, ૫૦ રૂપીઆથી ઓછી રકમની કે કીંમતની ફરીઆદી ( સાંથની ) રેવન્યુ કલેક્ટરને કે મામલતદારને આપવી હશે ત્યારે, દિવાની ફોજદારી કે રેવન્યુ કોર્ટમાં, ફેંસલાની, હુકમનામાની, હુકમની, કે કોર્ટના બીજા દસ્તાવેજની નકલ સારૂ સદરહુ કોર્ટમાં આપવાની અરજી. ब નીચેની અરજીઓ ઉપર આઠ આનાની કોર્ટ ફી ટીકીટ જોઇએ.

પોલીસ અમલદારો જે ગુન્હાને વાસ્તે વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હા સિવાય બીજા કોઇ ગુન્હાની ફરીયાદ બાબત અરજી કોઇ ફોજદારી કોર્ટમાં આપવી હશે ત્યારે દીવાની. ફોજદારી કે રેવન્યુ કોર્ટમાં અરજી આપી હશે તે બાબત આ આકટમાં બીજી રીતે ઠરાવ કર્યો નહી હશે ત્યારે, મહેસુલ કે ભાડુ ( ગણોત ) અનામત મુકવું હશે ત્યારે. જમીનદારે ખેડુતને નુકશાનનું વળતર કેટલું આપવું તે કોર્ટ ઠરાવવા બાબત આપવાની અરજી.

क કમીશ્નરને આપવાની અરજી ઉપર એક રૂપિઆની અને, ड હાઇકોર્ટમાં આપવાની અરજી ઉપર બે રૂપિઆની ફી જોઇએ.

૨. નાદારીમાં ફરીઆદ કરવાની પરવાનગી બાબતની અરજી ઉપર...આઠ આના.

૩. નાદારીમાં અપીલ કરવાની પરવાનગી બાબતની અરજી, જો ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં. આપવી હશે તો એક રૂપિઓ, અને કમીશ્નરને કે હાઇકોર્ટને આપવી હશે ત્યારે બે રૂપિઆ.

### નીચેની અરજી ઉપર આઠ આનાની ફી જોઇએઃ—

૪. સન ૧૯૦૬ ના એક્ટ ૨ મુજબ કબજા બાબતની મામલતદાર કોર્ટને આપવાની અરજી અથવા અપીલની યાદી.

૫. તેમજ કબજા ભોગવટાનો હક સાબિત કરવાની અથવા ખોટા કરવા બાબતની ફરીઆદીની અરજી કે અપીલની યાદી.

૬ ફોજદારી કે દીવાની કામ ચલાવવાની રીત બાબતના એકટ મુજબ, કોર્ટને કે માજીસ્ટ્રેટને આપેલું જામીન ખત અથવા દસ્તાવેજ,

૭ તલાક આપવા બાબતની કાયદેસર કબુલત,

૮ ઇનકમટેક્ષ એકટ પ્રમાણે ઠરાવેલા આંકડા બાબત હરકત લેવાની અરજી.

---

* વિલ એટલે હરકોઇ સાવધ માણસે મૃત્યુ પત્ર કરીને કાયદેસર તે ઉપર સહી તથા સાક્ષી કરાવીને પ્રસિદ્ધ કરે છે તે મૃત્યુ પત્ર; પ્રોબેટ—એટલે. વિલ વિગેરે કોરટમાં સાબિત કરીને તે પ્રમાણે મરનાર માણસની માલમિલકતનો વહીવટ કરવા સારૂ અધિકાર પત્ર મળે છે તે; લેટર્સ ઓફ આડમિનિસ્ટ્રેસન એટલે—મરનારની માલ મિલકતનો વહિવટ કરવા સારૂ કોર્ટમાંથી અધિકાર પત્ર મળે છે તે.

૯ ઇનકમટેક્ષ એકટ મુજબ અપીલ કરવી હોય તો તે અપીલની ઉપર એક રૂપીઓ ફી જોઇએ.

૧૦ મુખ્તીઆરનામું અથવા વકીલાતનામું;

અ હાઇકોર્ટ સિવાય બીજી કોઇ દિવાની, ફોજદારી કે રેવન્યુ કોર્ટમાં હરકોઇ મુકદમો ચલાવવા સારૂ આપવું હશે ત્યારે, આઠ આના; બ કમિશનરને આપવું હોયતો—એક રૂપિઓ, ક અને હાઇકોર્ટમાં કે ચીફ કમીશનરની હજુરમાં આપવું હશે તો બે રૂપિઆની ફી જોઇએ.

૧૧ ફરીઆદી નામંજુર કરવાના હુકમ કે હુકમનામા ઉપર અપીલ નહીં હોય તે અપીલની યાદી;—હાઇકોર્ટ સિવાય બીજી કોઇ દિવાની કોર્ટમાં કે નિર્બંધ રાખનારા બીજા મુખ્ય રેવન્યુ અમલદાર સિવાય બીજી કોઇ રેવન્યુ કોર્ટમાં આપવી હશે તો આઠ આના, અને હાઇકોર્ટને કે ચીફ કમીશનરને આપવી હશે તો બે રૂપિઆ ફી જોઇએ.

**નીચેની અરજી ઉપર પાંચ રૂપિઆ ફી જોઇએ.**

૧૨ કાવિઅન ( એટલે પ્રોબેટ કે લેટર્સ ઓફ આડમિનીસ્ટ્રેશન નહીં આપવા બાબતની અરજી. )

૧૪ એતદ્દેશીય લોકો પોતાનો ધર્મ મુકી પારકા ધર્મમાં જાય તેઓનાં લગ્ન ભાગવા બાબતના એકટ પ્રમાણે કરેલી ફરીઆદીની અરજી.

૧૫ બાયડી કબજે લેવાની ફરીઆદોની અરજી કે અપીલની યાદી

**નીચેની અરજીઓ ઉપર દશ રૂપિઆનો સ્ટામ્પ જોઇએ.**

૧ બાદશાહી સનંદ ઉપરથી સ્થાયી નહીં હોય તેવી દીવાની કે રેવન્યુ કોર્ટનો સંક્ષેપ રીતે કરેલો ફેંસલો ફેરવવાની કે રદ કરવા બાબતની.

૨ જેનું મહેસુલ સરકારમાં આવતું હોય તે ઇસ્ટેટોના ધણીઓના નામોની નોંધ રજીસ્ટરમાંથી ફેરવવા બાબત કે રદ કરવા બાબતની.

૩ પંચનો ફેંસલો રદ કરવા બાબતની,

અને ૪ દત્તક રદ કરવા બાબતની, અરજીઓ.

૨૧ પારસી લોકોનાં લગ્ન તથા તલાક બાબતના એકટ મુજબ કરવાની ફરીઆદીની અરજી કે અપીલની યાદી ઉપર વિસ રૂપીઆ ફી જોઇએ.

**પ્રોસેસ ફી**—દિવાની, ફોજદારી કે રેવન્યુ કામમાં સમન, વારંટ કે નોટીસ બજાવવા સારૂ જે રકમ આપવી પડે છે તેને પ્રોસેસ ફી કહે છે. પ્રોસેસ ન બજે ને ફરી પ્રોસેસ કાઢવી પડે તો અડધી ફી, નીમેલે દીવસે કોર્ટ હાજર ન હોય તો ફરી પ્રોસેસ આપવી નહિ.

**દિવાની કામ માટે નીચે પ્રમાણે ફી લેવી.**

અ સમન્સ,: નોટીસ, અને જાહેરનામા માટે નીચે પ્રમાણે ફી બેસશે.

| | | | | |
|---|---|---|---|---|
| દાવાની રકમ કે આંકેલી કીંમત રૂ. ૨૫ કરતાં વધારે ન હોય તો | | | | બે આના |
| રૂ. ૨૫ | ની ઉપર અને | રૂ. ૧૦૦ ની | અંદર હોય તો | રૂ. ૦—૪—૦ |
| ,, ૧૦૦ | ,, | ,, ૫૦૦ | ,, | ,, ૦—૮—૦ |
| ,, ૫૦૦ | ,, | ,, ૧૦૦૦ | ,, | ,, ૧—૦—૦ |
| ,, ૧૦૦૦ | ,, | ,, ૫૦૦૦ | ,, | ,, ૨—૦—૦ |
| ,, ૫૦૦૦ ની ઉપર હોય તો ... | ... | ... | ... ... | ,, ૪—૦—૦ |
| જે દાવામાં રૂ. ૫ કોર્ટ ફી બેસે તે દાવામાં | ... | ... | ... | ,, ૦—૪—૦ |
| જેમાં રૂ. ૧૦ કોર્ટ ફી બેસે તેમાં | ... | ... | ... ... | ,, ૦—૮—૦ |

બ પકડવાના વારંટમાં, મનાઇ હુકમમાં અને જપ્તીના હુકમ માટે ઉપરની ફીથી બમણી સમજવી.

ક દરેક સમન્સ તથા નોટીસ બદલ ત્રણ આના અને તે બજ્યા સિવાય પાછી આવે તો ફરી બજાવવા માટે બે આના. ત્રણ દીવસથી વધારે દીવસ બેલીફ રોકવાનો હોય તો વધારાના દિવસનો પગાર પડશે.

**ફોજદારી કામમાં**—પોલીસ અખત્યારીના ગુન્હા બાબત ફી આપવી નહિ. લગ્ન સંબંધી, આબરૂ લેવા સંબંધી, અને કરાર તોડવા સંબંધીના ગુન્હા માટે;—દરેક સમન્સ કે નોટીસ માટે ચાર આના,

પકડવાના વારંટ માટે અને નાસી ગયેલા ગુન્હેગાર માટે જાહેરનામું કહાડવા માટે તેમજ જામીના વારંટ માટે એક રૂપિઓ ફી આપવી પડશે. બીજા ગુન્હાઓ માટે ઉપરની ફીનો ચોથો ભાગ સમજવો. સરકારી નોકરોએ પોતાની નોકરીની રૂએ કરેલી ફરીઆદોમાં ફી આપવી નહિ.

**રેવન્યુ કામ માટે**—દરેક સમન્સ અગર નોટીસ બદલ ત્રણ આના, અને વારંટ માટે છ આના.

**પરચુરણ કામમાં**—દસ્તાવેજના ખરાપણા માટે માજીસ્ટ્રેટ સહી કરી આપે તો કોર્ટ ફી ટીકીટનો એક રૂપિઓ, અને મુખત્યારના ખરાપણા માટે-હાઇકોર્ટના નાજર સહી કરે તો આઠ આના, અને સબોર્ડીનેટ કે ડીસ્ટ્રીકટ કોર્ટના નાજર સહી કરે તો ચાર આના, રોકડ ફી, અને તેટલોજ કોર્ટ ફી સ્ટામ્પ આપવો પડે, એફીડેવીટ માટે ઉપર પ્રમાણે કોર્ટ ફી ટીકીટ તથા રોકડ ફી આપવી પડશેઃ—

**દિવાની તેમજ રેવન્યુ કામ માટે સાક્ષીઓનું ભથ્થું**—નીચે પ્રમાણે રોકડું કોર્ટમાં આપવુંઃ-

**દરેક સાહેબ માટે**—યુરોપીયન અથવા ઇષ્ટ ઇંડિઅનને દર માઇલે છ આના પ્રમાણે ગાડી ભાડું અને દરરોજના ખોરાકીના રૂ. ૨-૮-૦ આપવા, પટેલ, વ્યાપારી, વકીલ અને એવાજ બીજા જે ઉંચ વર્ગના સાહેદ હોય તેને દરરોજના આઠ આનાથી એક રૂપીઆ સુધી; સરકારી નોકર, કારીગર અને એવાજ બીજા લોકોને દરરોજના છ આના, ખેડુત અને ખાનગી નોકરોને દરરોજના ચાર આના, ઉપરાંત રેલવેનો તથા જવા આવવાનો બીજો વ્યાજબી ખર્ચ આપવો.

**દિવાની** કેદમાં કોઇ દેણદારને મોકલવો પડે તો તેને ખોરાકીના—જો તે યુરોપિઅન હોય તો-દરરોજના રૂ. ૧ થી તે રૂ. ૧-૮-૦ સુધી, યુરોઝીઅન કે પોર્ટુગીઝ હોય તો-દરરોજ આઠ આનાથી એક રૂપિઆ સુધી અને બીજા લોકોને દરરોજના ત્રણ આનાથી બાર આના સુધી આપવા જોઇએ.

**ફોજદારી કામમાં**—યુરોપિઅન અને ઇષ્ટ ઇન્ડિઅન સાહેદને દર માઇલે છ આના ગાડીભાડાના તથા ખોરાકીના દરરોજના રૂ. ૨-૬-૦ સુધી; પટેલ, વેપારી, વકીલ અને તેવા દરજ્જાના બીજા ઉંચા વર્ગના લોકોને દરરોજના ખોરાકીના છ આના અને મુસાફરી ખર્ચ જુદો; ખેડુ તથા બીજા ખાનગી લોકોને દરરોજના ખોરાકીના ચાર આના અને મુસાફરી ખર્ચ જુદાં.

સેશન કોર્ટમાં કામ ચાલી શકે તેવા જામીન નહીં લેઇ શકાય તેવા અને જામીન લઇ શકાય તેવા, મુકદમામાં અને કોઇ અમલદારના હુકમથી ચાલેલા કામમાં કોર્ટને વ્યાજબી લાગે તો ઉપર પ્રમાણે મુસાફરી તથા ભથ્થાનો ખર્ચ સરકાર તરફથી આપવો.

**દિવાની** તથા ફોજદારી કામમાં તેમજ મામલતદાર એક્ટ મુજબ ચલાવેલા કબજાના કામમાં નકલ ફી તથા મુકાબલ ફી નીચે મુજબ આપવી.

| નકલ ફી. | મુકાબલ ફી. |
|---|---|
| અંગ્રેજી નકલમાં દર ૨૫ શબ્દે તથા તેના ભાગે છ પાઇ.<br>દેશીભાષામાં દર ૩૩ ,, ,, ,, | દર સો શબ્દે તથા તેના ભાગે અડધો આનો. |

**મુલકી કામમાં**—દર સો શબ્દે તથા તેના ભાગે એક આનો નકલ ફી તથા અરધો આનો મુકાબલ ફી આપવી.

---

# કોર્ટમાં સમ ખાવા બાબતનો એકટ.

## હિંદુસ્થાનનો સન ૧૮૭૩ નો એકટ ૧૦ મો.

૧ આ આકટ બ્રિટિશ ઇંડિઆને લાગુ છે. ( બાજી કલમ ૨૬ થઇ છે )

૩ આ આકટનો કોઈ પણ ઠરાવ કોર્ટ માર્શલથી ચાલેલા કામને લાગુ નથી.

૪ જે કોર્ટોને અથવા માણસોને કાયદેસર જુબાની લેવાનો અધિકાર છે તે કોર્ટો અથવા માણસો સમ ખવડાવવાને અથવા પ્રતિજ્ઞા કરાવવાને મુખત્યાર છે.

૫ જે કોર્ટને જુબાની લેવાનો કે પુરાવો લેવાનો અધિકાર છે તે કોર્ટમાં કાયદા પ્રમાણે જુબાની આપતાં સઘળા સાહેદોએ, સાહેદાની જુબાની તરજુમો કરીને સમજાવનારાએ, અને જુરરોએ જુબાની આપતી વખતે સમ ખાવા જોઇએ, ફોજદારી કામમાં તહોમતદારને સમ ખવસવવાની જરૂર છે એમ સમજવું નહીં.

૬ સાહેદ હિંદુ અથવા મુસલમાન હોય અને સમ ખાવાને હરકત હોય તો તેણે સમ ખાવાને બદલે પ્રતિજ્ઞા કરવી, બીજે પ્રસંગે તેણે સમ ખાવા.

૭ હાઇકોર્ટ જે રીતે ઠરાવે તે રીતે સમ ખવડાવવા કે પ્રતિજ્ઞા કરાવવી.

૮ તે જે જાતનો અથવા પંથનો હોય અને તે જાતના તથા પંથના લોકોને જે તરેહનો સમ ખાવાનો વહીવટ હોય તે તરેહના સમ ખવરાવવા તથા પ્રતિજ્ઞા કરાવવી.

૯ કોઇ પક્ષકાર કહેશે કે સામાવાળો અથવા ફલાણો સાહેદ ૮ મી કા. પ્રમાણે સમ ખાશે તો તે જે કહેશે તે મારે કબુલ છે, ત્યારે તે સમ તમે ખાશો કે નહિ એવું સામાવાળાને અથવા સાહેદને પુછવાને કોર્ટ મુખત્યાર છે.

૧૦ જો તે પક્ષકાર કે સાહેદ સમ ખાવાનું કબુલ કરે તો તેને સમ ખવરાવવા.

૧૧ મ્હારે કબુલ છે એ રીતે જે માણસે કહ્યું હોય તે માણસ બાબત તે જુબાની નક્કી પુરાવો છે.

૧૨ સમ ખાવાની ના કહે તો જબરજસ્તીથી સમ ખવરાવવા નહિ.

૧૩ સમ ખવડાવ્યા નહીં હોય અથવા કાંઇ ગેરચાલ થઇ હોય તેથી ચાલેલું કામ અને જુબાની કામમાં નહિ આવશે એવું સમજવું નહિ.

૧૪ પુરાવો આપતી વખતે જુબાની આપનારાં માણસને સાચે સાચું બોલવાની જરૂર છે.

---

# હિંદુસ્તાનનો કરારનો આકટ.

## ( સન ૧૮૭૨ નો આકટ ૯ મો. )

૨ કોઇ વસ્તુ કરવાની કે ન કરવાની ખુશી જણાવવી તેને **સુચના** કહે છે; સુચના કરે તે **વચન આપનાર** અને સુચના સ્વિકારે તે **વચન લેનાર** સમજવો. જે કબુલત કાયદાના જોરથી અમલમાં લાવી શકાય છે તેને કરાર કહે છે.

૧૦ કરાર કરવાને લાયક હોય એવા પક્ષકારોની રાજીખુશીથી આપેલી સંમતીથી કરેલી કબુલતો-ને કરાર સમજવા.

૧૧ લાયક ઉમરે પહોંચેલા, સાવધ બુદ્ધિવાળા અને કાયદેસર અશક્તતા ન હોય તેવા સર્વ સખસો કરાર કરવાને લાયક છે.

૧૯ કપટથી આપેલી સંમતીથી થયેલી કબુલતો નિરર્થક થવા યોગ્ય છે. ગેરવ્યાજબી દાબના યોગે કરી લીધેલા કરાર રદ્દ કરવા યોગ્ય થાય છે.

૨૦ હકીકત વિષે બંને પક્ષકારોની ચુક થઇ હોય તો તે કબુલતો નિરર્થક છે.

૨૧ કાયદા વિશેની ચુકને લીધે કરાર નિરર્થક થતો નથી.

૨૨ હકીકત વિષે કરારના એક પક્ષકારની ચુક થઇ હોય તો માત્ર તેજ કારણથી કરાર નિરર્થક થતો નથી.

૨૩ કોઇ કબુલતનો અવેજ કિંવા ઉદ્દેશ નીચે લખ્યા મુજબનો ન હોય તો તે કાયદેસર છે. કાયદામાં મનાઈ કરી હોય તેવો, જેમાં કપટ હોય તેવો, જે બીજા સખસના શરીરને કીંવા મિલકતને હાની કર્તા હોય; અને જેને કોર્ટ અનીતિનો અથવા રાજ્યનીતિ વિરૂદ્ધ ગણતી હોય, તેવો અવેજ કીંવા ઉદ્દેશ ગેરકાયદે છે.

૨૪ અવેજ તથા ઉદ્દેશ કાંઇ ભાગે ગેરકાયદે હોય તે કબુલાયત નિરર્થક છે.

૨૫ અવેજ સિવાયની કબુલત નિરર્થક છે; પણ તે લખેલી તથા નોંધેલી હોય તો કાંઇ વસ્તુ કરી હોય, તેનો બદલો આપવાનું વચન હોય તો, મુદતના કાયદાથી રદ થયેલું કરજ આપવાનું વચન હોય તો, તે કબુલાત કરાર થાય છે અને તે નિરર્થક થતી નથી.

૨૬ કાચી ઉમરના સખસો સિવાય બીજા સખસોના લગ્નમાં હરકત કર્ત્તા કબુલતો નિરર્થક છે.

૨૭ વેપારમાં હરકત કર્તા કબુલતો નિરર્થક છે.

૨૮ કાયદા મુજબ કામ ચલાવવામાં હરકત કર્ત્તા કબુલતો, જે કબુલતનો અર્થ નક્કી કરી શકાય નહીં તેવી કબુલતો નિરર્થક છે.

૩૦ અને સરત તરીકે કરેલી કબુલતો નિરર્થક છે પણ ઘોડાની સરતમાં જીતેલાં ઇનામો આપવાની કબુલત ગેરકાયદે નથી.

૪૦ કરારના પક્ષકારોએ પોતપોતાનાં વચનો પુરાં કરવાં જોઇએ. વચન આપનારે વચન પુરૂ કરવું જોઇએ.

૪૬ વચન પુરૂં કરવાનો વખત નીમ્યો ન હોય તો એવું વચન યોગ્ય મુદતમાં પુરૂં થવું જોઇએ.

૫૧ પરસ્પર વચન લેનાર પોતાનું વચન પુરૂ કરવાને તૈયાર તથા રાજી ન હોય તો વચન આપનારને પોતાનું વચન પુરૂ કરવાની ફરજ નથી.

૫૬ અશક્ય કૃત્ય કરવાની કબુલત નિરર્થક છે.

### આપેલા પૈસા કયા ઉપયોગમાં લેવા તે બાબત.

૫૯ દેણદાર સખસ કાંઇ રકમ આપતી વખત તે ફલાણા કરજ પેટે મજરે લેવી, એવું સ્પષ્ટ જણાવે તો તે રકમ તે કરજને પેટે મજરે લેવી જોઇએ.

૬૦ કયા કરજને પેટે રકમ મજરે લેવી એવું દેણદારે જણાવ્યું ન હોય તો આપેલી રકમ સાહુકારે પોતાને યોગ્ય લાગે તે કરજને પેટે મજરે લેવી.

૬૧ આવેલી રકમ કોઇ અમુક કરજને પેટે એમાંથી એકે પક્ષકારે મજરે પકડી ન હોય તો તે રકમ કરજોને પેટે મજરે લેવી.

### જે કરાર પુરો કરવાની જરૂર નથી તે વિષે.

૬૨ જે કરાર બદલ્યા હોય, રદ કર્યા હોય, કે જેમાં ફેરફાર કર્યો હોય તે કરારો પુરા કરવાની જરૂર નથી.

૬૩ વચન લેનાર વચન પુરૂ કરવાની વાત માંડીવાળી શકે છે.

૬૫ નિરર્થક કબુલત અથવા નિરર્થક થયલા કરારની રૂયે જે સખસને કાંઇ ફાયદો થયો હોય, તે સખસે તે ફાયદો જેની પાસેથી મળ્યો હોય તેને પાછો આપવો.

૬૭ વચન પુરૂ કરવાને જે યોગ્ય સાધન જોઇએ તે આપવામાં વચન લેનાર ગફલત કરે, તો તેને લીધે જેટલું વચન પુરૂ થવાનું રહ્યું હોય તેટલું પુરૂ કરવાની માફી થઇ એમ સમજવું.

### કરારથી ઉત્પન્ન થયેલા સંબંધો જેવા બીજા કેટલાએક સંબંધો વિષે.

૬૮ કરાર કરવાને જે અશક્ત છે તેને કિંવા તેના તરફથી બીજા કોઇને ખોરાકી પોશાકીની જરૂરી જણસો કોઇ બીજો સખસ પુરી પાડે તો, તેની કીંમત તેને સદરહુ અશક્ત સખસની મિલકતમાંથી મળવાનો તેનો હક છે.

૬૯ એક સખસે આપવાના પૈસા બીજો સખસ તે વાતમાં પોતાનો સંબંધ હોવાથી આપે તો તો આપનારને પૈસા પાછા મળવાનો હક છે.

૭૦ જ્યારે એક સખસ બીજા સખસને કાંઇ વસ્તુ આપે, પરંતુ તે પ્રમાણે મફત આપવું એવો તેનો ઇરાદો ન હોય, અને બીજા સખસે તે આપેલી વસ્તુનો ઉપભોગ કીધો હોય, ત્યારે તે બીજા સખસે તેનો બદલો પહેલા સખસને ભરી આપવો અથવા આપેલી વસ્તુ તેને પાછી આપવી.

૭૧ કોઇ સખસને બીજા કોઇનો કાંઇ માલ જડે અને તે પોતાના હવાલામાં લે તો નિક્ષેપીના

ઉપર જે જવાબદારી છે તે જવાબદારી તેના ઉપર છે.

૭૨ કોઇ સખસને ચુકથી અગર સખતીના કારણોથી પૈસા અગર કાંઇ વસ્તુ આપવામાં આવી હોય તે સખસે તે પૈસા અગર તે વસ્તુ પાછી આપવી જોઇએ.

**કરાર તોડયાના પરિણામ વિષે.**

૭૩ કરાર તોડયાથી ઉત્પન્ન થયેલો ટોટો કિંવા નુકસાનનો બદલો કરાર તોડનાર પાસેથી મળવાનો હક છે.

૭૪ કરાર તોડયો તો અમુક રકમ આપવી એવું જે કરારમાં ઠરાવ્યું હોય તે કરાર તોડયાથી નુકસાનીનો બદલો ઠરાવેલી રકમથી વધારે ન હોય તેટલો તેને મળવાનો હક છે.

૭૫ વ્યાજબી રીતે કરાર બંધ પાડનાર પક્ષકારને નુકસાનીનો બદલો ભરી લેવાનો હક છે.

**( માલના વેચાણ બાબત બાબ ૭ મો. )**

**વેચેલા માલ ઉપર માલકી ક્યારે ઉત્પન્ન થાય છે.**

૭૬ માલ એટલે જંગમ મિલકત.

૭૭ વેચાણ એટલે કીંમતના બદલામાં મિલકત આપવી તે.

૭૮ કાંઇ કીંમતે કોઇ મુકરર કરેલા માલની કીંમત આપવામાં, તથા સ્વીકારી, અને તેની સાથે કીંમત આપ્યાથી, કે માલ સ્વાધિન કર્યાથી કે બાંનુ આપ્યાથી વેચાણ થાય છે.

૭૯ જે વસ્તુ મુકરર કરવાની, બનાવવાની કે પુરી કરવાની હોય તે વસ્તુ વેચવાનો કરાર થયો હોય, ત્યારે તે વસ્તુ મુકરર કરવામાં આવે, બનાવવામાં આવે કે પુરી કરવામાં આવે ત્યાં સુધી ખરીદદારને તે વસ્તુ પ્રાપ્ત થતી નથી.

૮૪ વેચનાર માલ પસંદ કરીને કાઢે તો માલ મુકરર થયો એમ સમજવું.

૮૫ જંગમ મિલકત સ્થાવર મિલકત જોડે વેચી હોય ત્યારે સ્થાવર મિલકત ઉપર હક પ્રાપ્ત થાય તે પહેલાં જંગમ મિલકત ઉપરનું સ્વામિત્વ ઉત્પન્ન થતું નથી.

૮૬ જ્યારે માલ ઉપર ખરીદદારની માલકી થઇ હોય ત્યારે તે માલ નાશ થયાથી કે તેને નુકસાન થયાથી કાંઇ ટોટો થાય તો તે ખરીદદારે ખમવો જોઇએ.

૮૯ કરારથી કીંમત ઠરી ન હોય તો તે કોર્ટને યોગ્ય દેખાય તે કીંમત ખરીદદારે આપવી.

**સ્વાધીન કરવુ.**

૯૦ વેચેલો માલ ખરીદદારના કબજામાં જવાથી સ્વાધિન કરી શકાય છે.

૯૩ ખરીદદાર વિનંતી કરે ત્યાં સુધી માલ સ્વાધિન કરવાની ફરજ વેચનારને નથી.

૯૪ વેચતી વખતે માલ જે ઠેકાણે હોય તે ઠેકાણે સ્વાધિન કરવો.

**વેચનારનું લીયન.**

૯૫ વેચેલો માલ વેચનારના કબજામાં જ્યાં સુધી રહે અને તેની કીંમત આપવાની બાકી હોય ત્યાં સુધી વેચનારનું તે માલ ઉપર લીયન છે.

૯૬ કીંમત પાછળથી આપવાની હોય પણ સ્વાધિન કરવાનો વખત ન નીમ્યો હોય તો વેચનારનો લીયન નથી. માલ સ્વાધિન કર્યાની પહેલાં ખરીદદાર નાદાર થાય તો વેચનાર કીંમતને માટે માલ અટકાવી શકે છે.

૯૭ ઠરાવેલે વખતે કીંમત ન મળે તો, વેચનાર કીંમતને માટે માલ અટકાવી શકે છે.

**માલ રસ્તામાં જતા રોકવા બાબત.**

૯૯ જો ખરીદદાર નાદાર થાય અને માલની કીંમત પોતાને પહોંચી ન હોય તો, વેચનાર માલ ખરીદદાર તરફ જતાં રસ્તામાં રોકી શકે છે.

૧૦૧ ખરીદદાર માલ વેચી બીજાને સ્વાધિન કરે ત્યાં સુધી રોકવાનો હક જારી રહે છે.

૧૦૬ માલ રોકયાથી વેચનારને તેની કીંમત આપવામાં આવે ત્યાં સુધી માલ રાખવાનો તેનો હક થાય છે.

## ફરી વેચાણ.

૧૦૭ ખરીદદારે કરાર પુરો ન કર્યાથી, વેચનાર ખરીદારને પ્રથમ ખબર આપી તે માલ ફરી વેચી શકે છે, અને તેમાં ટોટો આવે તો પ્રથમના ખરીદદારે ભરી આપવો જોઇએ. પણ નફા ઉપર ખરીદદારનો હક નથી.

૧૦૮ વેચનારનો પોતાના માલ ઉપર જે હક હોય તેથી વધારે હક તે માલ ખરીદનારને તે આપી શકતો નથી.

૧૦૯ વેચનારનો હક કાયદેસર નહીં હોવાને લીધે ખરીદદારના હાથમાંથી વેચેલી વસ્તુ પાછી જાય તો ખરીદનારને તેથી જે ટોટો થાય તેનો જવાબદાર વેચનાર છે.

## ખાત્રી.

૧૧૦ માલ સારો છે, તથા અમુક જાતનો છે એવી ગર્ભિત ખાત્રી ધંધાના રીવાજ વડે સાબિત કરી શકાય છે.

૧૧૧ ખાવાનો પદાર્થ સારો છે એવી ગર્ભિત ખાત્રી આપી શકાય.

૧૧૨ નમુનો બતાવીને માલ વેચ્યો હોય તો નમુના પ્રમાણે સઘળો માલ છે એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

૧૧૩ અમુક નામનો માલ કહીને વેચ્યો હોય તો તેજ નામનો માલ છે એવી ગર્ભિત ખાત્રી આપી સમજવી.

૧૧૪ જ્યારે માલ કાંઇ જણાવેલા કામને સારૂ મંગાવ્યો હોય, ત્યારે આપેલો માલ તે કામને માટે ઉપયોગમાં આવે એવો છે એવી ગર્ભિત ખાત્રી કર્યાનું સમજવું.

૧૧૫ પ્રસિદ્ધ તથા મુકરર કરેલી જાતનો માલ વેચ્યાથી ખાત્રી આપી સમજવી નહીં.

૧૧૬ કપટ ન હોય તો, તથા જાત વિષે સ્પષ્ટ ખાત્રી આપવામાં આવી ન હોય તો તેમાંની છુપી ખામીઓ વિષે વેચનાર જવાબદાર નથી.

૧૧૭ ખાત્રી આપીને માલ વેચ્યો હોય, અને પછી ખાત્રી તોડયાથી ખરીદનારને જે નુકસાન થાય તેનો બદલો વેચનારે ભરી આપવો જોઇએ.

૧૧૮ જે માલ મુકરર નથી તે બદલ આપેલી ખાત્રી તુટે તો ખરીદનાર તે માલ ના લેવાને મુખત્યાર છે.

## પરચુરણ.

૧૧૯ મંગાવેલા માલ સાથે ન મંગાવેલો માલ મોકલે તો ખરીદદાર મોકલેલો માલ સ્વીકારવાની ના કહી શકે છે.

૧૨૦ ખરીદદાર માલ સ્વિકારવાની ગેરવ્યાજબી રીતે ના કહે તો વેચાણનો કરાર તેણે તોડયો એમ સમજવું.

૧૨૨ લીલામથી જથાબંધ માલ વેચવામાં આવે તે ઉપર જેને છેલ્લી માગણીએ આપવામાં આવે તેની માલીકી થાય છે.

૧૨૩ હરાજીમાં વેચનારે કીંમત વધારવા સારૂ બનાવટની માગણીઓ વાપરી હોય તો ખરીદારની ઇચ્છા ઉપરથી વેચાણ નિરર્થક થાય છે.

## હામિ તથા જામિનગીરી.

૧૨૪ જે કરાર ઉપરથી એક પક્ષકારની વર્તણુકથી બીજા પક્ષકારને ટોટો આવે તેથી તેને બચાવવાનું વચન આપે તે કરારને હામીનો કરાર કહે છે.

૧૨૫ હામી જેને આપી હોય તેના ઉપર દાવો થાય તો તેને દાવાના ખર્ચ સાથે નુકસાની મળવાનો હક છે.

૧૨૬ કોઇ ત્રાહીત સખસ પોતાનું વચન કીંવા જવાબદારી પુરી કરવામાં કસુર કરે તો તે પુરી કરવાના કરારને જામીનગીરીનો કરાર સમજવો. જામીનગીરી આપે તેને જામીન કહેવો.

૧૨૮ કરારમાં બીજી રીતનો ઠરાવ ન હોય તો જામીનની જવાબદારી મુખ્ય દેણદારની જવાબદારી જેટલીજ છે.

૧૨૯ જે જામીનગીરી કેટલાંક અનુક્રમવાર કાર્યોને લાગુ હોય તેને સ્થીર જામીનગીરી કહે છે.

૧૩૧ જામીન મર્ણ પામ્યાથી સ્થિર જામીનગીરી રદ થાય છે.

૧૩૩ કરારમાંની સરતોમાં ફેરફાર થયાથી જામીન છુટો થાય છે.

૧૩૪ મુખ્ય દેણદાર છુટયો અથવા મોકળો થયો તો જામીન મુક્ત થાય છે.

૧૩૫ માગનાર મુખ્ય દેણદાર સાથે ફડચો કરે અથવા તેને મુદત આપે અથવા દાવો ન આણવાનું વચન આપે તો જામીન છુટો થાય છે.

૧૩૬ મુખ્ય દેણદારને મુદત આપવાનો કરાર ત્રીજા સખસ જોડે કર્યો હોય તો જામીન છુટો થતો નથી.

૧૩૭ માગનાર દાવો માંડવાની ખામોશ રાખે તેથી જામીન છુટો થતો નથી.

૧૩૮ કેટલાએક સહ જામીનોમાંના એકને છુટો કર્યો તો બીજા છુટા થતા નથી.

૧૪૦ જામીને રૂપિઆ આપ્યા અગર કામ પુરૂ કર્યું તો માગનારના દેણદાર ઉપર જે હકો હોય તે હકો જામીનને પ્રાપ્ત થાય છે.

૧૪૧ માગનારને કરજની ખાત્રી સારૂ મિલકત વીગેરે જે હોય તેનો ફાયદો મળવાનો જામીનનો હક છે.

૧૪૨—૧૪૩ ગેરસમજુતી કરીને કે કોઇ વાત છુપાવી રાખીને મેળવેલી જામીનગીરી વ્યર્થ છે.

૧૪૫ જામીનને ટોટાથી બચાવવા સારૂ દેણદારનું ગર્ભિત વચન હોય છે એમ સમજવું.

૧૪૬ સહજામીનો સરખે ભાગે જવાબદાર છે.

૧૪૭ જો સહજામીનોએ જુદી જુદી રકમો આપવાની જવાબદારી લીધી હોય તો તેઓ પોતપોતાની જવાબદારીની હદ સુધી સરખે ભાગે રૂપિઆ આપવાને જવાબદાર છે.

## નિક્ષેપ વિષે.

૧૪૮ જ્યારે એક સખસ કાંઇ માલ કોઇ કામ સારૂ બીજા સખસને સ્વાધિન કરે અને તે એવા કરારથી કે કામ મજકુર પુર્ણ થાય એટલે તે માલ પાછો આપવો, અથવા સ્વાધિન કરનારના હુકમ પ્રમાણે તેની બીજી રીતે વ્યવસ્થા કરવી, ત્યારે એ પ્રમાણે માલ સ્વાધિન કરવો તેને નિક્ષેપ કહે છે, જે માલ સ્વાધિન કરે તેને નિક્ષેપી કહે છે, અને જેને માલ સ્વાધિન કરવામાં આવે તેને નિક્ષેપી કહે છે.

૧૪૯ કોઇ માલ નિક્ષેપીના અથવા તેના તરફથી બીજા કોઇ સખસના કબજામાં આપવાથી માલ સ્વાધિન કરી શકાય છે.

૧૫૦ નિક્ષિપ્ત માલમાં જે ખામી હોય તે જણાવવાનું કામ નિક્ષેપ્તાનું છે, અને પ્રકટ ન કરે તો તેથી નિક્ષેપીને જે નુકસાન થાય તેનો તે જવાબદાર છે. જો માલ ભાડાના સારૂ નિક્ષેપમાં આપ્યો હોય, તો દરેક પ્રકારના નુકસાનનો જવાબદાર નિક્ષેપ્તા છે.

૧૫૧ નિક્ષેપીએ પોતાના માલના જેટલી નિક્ષેપમાં આપેલા માલની સંભાળ લેવી જોઇએ.

૧૫૨ નિક્ષેપીએ કલમ ૧૫૧ માં કહ્યા જેટલી સંભાળ લીધી હોય ત્યારે નિક્ષેપ વસ્તુ ખોવાઇ જાય કીંવા તેનો નાશ થાય કીંવા તે બગડે તેનો નિક્ષેપ્ત જવાબદાર નથી.

૧૫૩ સરત વિરૂદ્ધ નિક્ષેપીએ કાંઇ કૃત્ય કર્યું હોય તો, નિક્ષેપનો કરાર રદ થાય છે.

૧૫૪ નિક્ષિપ્ત માલનો વગર અધિકારે ઉપયોગ કરે તો તેથી માલને જે નુકસાન થાય તેનો બદલો નિક્ષેપ્તાને મળવાનો હક છે.

૧૫૬ નિક્ષેપ્તાની સંમતિ સિવાય તેનો માલ નિક્ષેપીએ પોતાના માલ સાથે ભેળ્યો હોય, પણ જુદો કરી શકાય એવો હોય તો તે જુદો પાડવાનું ખર્ચ તથા તેથી જે નુકશાન થાય તે નિક્ષેપીએ ભોગવવું.

૧૫૭ અને જુદો પડાતો ન હોય તો માલ ગુમ થયાનો બદલો નિક્ષેપીએ ભરી આપવો.

૧૫૯ વાપરવા સારૂ જ્યારે કોઇએ કાંઇ વસ્તુ મફત ધીરી હોય ત્યારે ધીરનાર સખસ ગમે તે વખતે તે પાછી માગી શકે છે. પછી તે નિમેલા વખત સુધી કે નિમેલા કામ માટે ધીરી હોય તેની ચિંતા નહીં. પણ નીમેલા વખતની પહેલાં પાછા આપ્યાથી નફા કરતાં ટોટો તેને વધારે થાય તો, તે જાસ્તી ટોટો ધીરનાર સખસે ભરી આપવો.

૧૬૦ વખત પુરો થયાથી અથવા કામ પુરૂ થયાથી નિક્ષીપ્ત માલ પાછો આપવો જોઇએ.

૧૬૧ જો યોગ્ય વખતે માલ પાછો આપવામાં ન આવે તો.

૧૬૨ તે મુદત પછી તે માલ ખોવાઇ જાય કે નાશ થાય તેનો નિક્ષેપા જવાબદાર છે. નિક્ષેપ મફત કર્યો હોય તો તેની સમામી મણુંથી થાય છે.

૧૬૩ નિક્ષીપ્ત માલથી વધારો થયો હોય અથવા નફો થયો હોય તે નિક્ષેપાને મળવાનો હક છે.

૧૬૬ જે નિક્ષેપાનો હક ન હોય તેના સ્વાધિનમાં નિક્ષેપી શુદ્ધ બુદ્ધિથી માલ પાછો આપે તો તે બાબત નિક્ષેપી જવાબદાર નથી.

૧૬૭ નીક્ષીપ્ત માલ ઉપર ત્રીજા માણસનો હક:હોય તો તે સખસ તે બાબત કોર્ટને અર્જ કરી શકે છે.

૧૬૮ જે સખસને કાંઇ માલ જડે તે સખસે તે માલ સંભાળીને રાખવામાં તથા ધણીની શોધ કરવામાં પોતાની ખુશીથી મહેનત લીધી હોય, તથા ખર્ચ કર્યો હોય તેનો બદલો મળવાને માલીક ઉપર દાવો માંડવાનો તેનો હક નથી, પણ એવો બદલો મળે ત્યાં સુધી તેને તે માલ માલીક વિરૂદ્ધ અટકાવી રાખવાનો હક છે; પણ ખોવાયલો માલ પાછો લાવી આપવા બદલ કાંઇ ઇનામ આપવાનું કહ્યું હોય તો તે ઇનામ સારૂ દાવો માંડી શકે છે, અને ઇનામ મળતા સુધી તે માલ અટકાવી શકે છે.

૧૬૯ હમેશ વેચવામાં આવતી હોય એવી વસ્તુ જડે, ત્યારે માલીક મળતો ન હોય તો અથવા કાયદેસર થયેલા ખર્ચ માલીક આપતો ન હોય તો, તે સખસ વસ્તુ મજકુર વેચી શકે છે. પરંતુ જો તે વસ્તુનો નાશ થવાની. કે તેની કીંમતમાં ઘટાટો થવાની ધાસ્તી હોય અથવા તે વસ્તુને સંબંધે તે વસ્તુના ૩ૢ જેટલો કાયદેસર ખર્ચ તે વસ્તુ જડનારને થયો હોય તો તે સદરહુ મુજબ વેચી શકે છે.

૧૭૧ પેઢીવાળા, ફેકટરો, ડકકાવાળા, એટરનીઓ અને વિમા દલાલો એકંદર હીસાબની બાકીની ખાત્રી સારૂ નિક્ષેપમાં આપેલો માલ અટકાવી શકે છે.

## ધરેણે આપેલી વસ્તુનો નિક્ષેપ

૧૭૨ કોઇ કર્જ અદા કરવાના અથવા કોઇ વચન પુરૂ કરવાના તારણ દાખલ કંઇ માલનો નિક્ષેપ કર્યો હોય તે નિક્ષેપને ધરેણે કહે છે, એવા પ્રકારના નિક્ષેપાને ધરેણે આપનાર અને નિક્ષેપીને ધરેણે લેનાર કહે છે.

૧૭૩ ધરેણે લેનાર ધરેણે મુકેલો માલ કરજ વાળી લેવાને માટે, કીંવા વચન પુરૂ કરવા માટે, કરજના બ્યાજને માટે અને તે જાળવી રાખવા જે જરૂરી ખર્ચ લાગે તેને માટે અટકાવી શકે છે.

૧૭૪ જે કર્જને માટે માલ ધરેણે મુકયો હોય તે સિવાયના બીજા કર્જ અથવા વચનને સારૂ ધરેણે લેનાર માલ અટકાવી શકતો નથી.

૧૭૫ ધરેણે લેનારને જે વિશેષ ખર્ચ કરવો પડયો હોય તે ભરી લેવાનો તેનો હક છે.

૧૭૬ કરજ અદા કરવામાં કે વચન પુરૂ કરવામાં ધરેણે મુકનાર કસુર કરે તો ધરેણે લેનાર દાવો માંડી શકે છે. તથા ધરેણે મુકેલો માલ અટકાવી શકે છે, અથવા ધરેણે મુકનારને વેચાણની યોગ્ય ખબર આપીને તે માલ વેચી શકે છે. વેચાણમાં જે પૈસા લેણા હોય તેથી કમી પૈસા ઉપજે તો બાકીના પૈસા આપવાને ધરેણે મુકનાર પાત્ર છે; અને કરજ કરતાં વધારે ઉપજે તો ફાજલ આંકડો ધરેણે મુકનારને આપી દેવો.

૧૭૭ નીમેલે વખતે ઘરેણે આપનાર કર્જ અદા ન કરે કીંવા વચન પુરૂ ન કરે, તો પણ મુદત ગયા પછી વેચાણ થતા પહેલાં તે માલ છોડાવી શકે છે.

૧૭૮ જેના કબજામાં માલ અથવા માલ ઉપરના હક્કના દસ્તાવેજ હોય તેણે તે ઘરેણે મુક્યાં હોય તો તે કાયદેસર છે.

૧૭૯ જ્યારે ઘરેણે મુકનારનો હક અમુક મર્યાદા સુધીનોજ હોય ત્યારે તે હક જેટલું ઘરેણે મુકી શકાય.

**આડતીઆની નીમણુંક તથા તેના અધિકાર બાબત:—**

૧૮૨ કોઇ બીજા સખસને સારૂ કાંઈ પણ કૃત્ય કરવા સારૂ, અથવા ત્રીજા સખસો સાથેના વ્યવહારમાં કોઇ બીજા સખસના પ્રતિનિધી દાખલ કામ ચલાવવા સારૂ નીમેલા સખસને **આડતીઓ** સમજવો, જેને સારૂ કૃત્ય કરવામાં આવે તેને મુખ્ય કહેવો.

૧૮૩ પાકી ઉમરે પહોંચેલો અને સાવધ બુદ્ધિનો સખસ આડતીઓ નીમી શકે.

૧૮૪ તેમ પાકી ઉમરે પહોંચેલો સાવધ મનુષ્ય આડતીઓ થઇ શકે.

૧૮૫ આડત ઉત્પન્ન કરવા સારૂ અવેજની જરૂર નથી.

૧૮૬ આડતીઆનો અખત્યાર સ્પષ્ટ કીંવા ગર્ભિત હોઇ શકે છે.

૧૮૭ બોલેલા અથવા લખેલા શબ્દોથી જે અખત્યાર આપવામાં આવે તેને સ્પષ્ટ અખત્યાર કહેવો.

૧૮૮ જે આડતીઆને એકાદ કૃત્ય કરવાનો, કીંવા કાંઇ ધંધો ચલાવવાનો અખત્યાર હોય તો તે કૃત્ય કીંવા ધંધો ચલાવવા જે કાયદેસર કામ કરવાની જરૂર હોય તે સર્વે કરવાનો તેને અધિકાર છે.

૧૮૯ અણચિંતવ્યાં તાકીદનાં કામમાં સાધારણ સમજણવાળુ માણસ ખુદ પોતાના કામમાં તેવીજ બીના હોવાથી જે કૃત્ય કરે તે સર્વે, કૃત્ય પોતાના મુખ્ય ટોટામાંથી બચાવવા સારૂ કરવાનો અધિકાર આડતીઆને છે.

૧૯૦ જે કૃત્ય આડતીઆએ પોતે જાતે કરવાનું માથે લીધું હોય તે કરવાને બીજા સખસને તે નીમી શકતો નથી, પરંતુ વેપારના સાધારણ રીવાજ પ્રમાણે પેટા આડતીઓ નીમી શકાતો હોય તો તે આડતીઓ તે પ્રમાણે બીજા સખસને નીમી શકે છે.

૧૯૨ યોગ્ય રીતે નીમેલો હોય એવો આડતીઓ મુખ્યનો પ્રતિનિધી છે. પેટા આડતીઓ જે કૃત્ય કરે તેનો આડતીઓ મુખ્યનો જવાબદાર છે.

૧૯૬ કોઇ એક સખસ બીજા સખસને સારૂ તેના અધિકાર સિવાય કાંઇ કૃત્ય કરે તો તે બહાલ રાખવાને તે બીજો સખસ મુખત્યાર છે.

૧૯૮ કાયદેસર બહાલી આપવાને માટે માહિતી અવશ્ય જોઇએ.

**અખત્યાર રદ્દ કરવા વિષે.**

૨૦૧ મુખ્યે પોતાને આપેલો અખત્યાર રદ્દ કરવાથી, આડતીઆએ આડતનું કામ છોડી દીધાથી, આડતનું કામ પુરૂ થયાથી, મુખ્ય તથા આડતીઆ મધ્યેથી એક જણ મર્ણ પામ્યાથી, કે અસાવધ બુદ્ધિનો થવાથી, અથવા કાયદેસર મુખ્ય નાદાર ઠરેથી આડતની સમાપ્તિ થાય છે.

૨૦૨ જે વસ્તુ વિષે આડત છે તે વસ્તુમાં આડતીઆનો ફાયદા ગેરફાયદાનો સંબંધ હોય ત્યારે સ્પષ્ટ કરાર ન હોય તો તે સંબંધને નુકસાન પહોંચે એવી રીતે આડત મજકુર સમાપ્ત કરી શકાતી નથી.

૨૦૩ આડતીઆને આપેલો અધિકાર પોતે જવાબદારીથી બંધાય એવી રીતે વાપરવામાં આવ્યો હોય તે પહેલાં ગમે તે વખતે સદરહુ અધીકાર મુખ્ય રદ્દ કરી શકે છે.

૨૦૫ ઠરાવેલી મુદત પહેલાં પુરતાં કારણ સિવાય મુખ્ય આડત રદ્દ કરે તો મુખ્યે, અને આડતીઓ પુરતાં કારણ સિવાય આડતનું કામ છોડી દે તો આડતીઆએ નુકસાનનો બદલો ભરી આપવો જોઇએ.

૨૦૬ ઉપર પ્રમાણે આડત મુખ્ય રદ્દ કરે અગર આડતીઓ છોડી દે તો તેણે વિશેની ખબર એક બીજાને આપવી જોઇએ.

૨૦૮ આડતીઆને સંબંધે તથા ત્રીજા સખસોને સંબંધે આડતીઆનો અખત્યાર સમાપ્ત કર્યાની વાત તેઓના જાણવામાં આવે ત્યાંસુધી અખત્યાર સમાપ્ત થયો એમ જાણવું નહીં.

૨૧૦ આડતીઆનો અખત્યાર સમાપ્ત થયો એટલે તેણે નીમેલા સર્વે પેટા આડતીઆના અખત્યાર સમાપ્ત છે.

૨૧૧ મુખ્યના હુકમ પ્રમાણે આડતીઆએ પોતાનું કામ ચલાવ્યું, અને હુકમ હોય તો તેવા પ્રકારનું કામ ચલાવવાને જે રીવાજ હોય તે રીવાજ પ્રમાણે ચાલવું, જો તે બીજી રીતે ચાલે અને ટોટો થાય તેણે મુખ્યને ભરી આપવો.

૨૧૨ આડતીઆએ પોતાનું કામ ચલાવવામાં યોગ્ય ઉદ્યમ રાખવો, અને કુશળતા વાપરવી.

૨૧૩ મુખ્ય હિસાબ માગે ત્યારે આડતીઆએ હીસાબ આપવા.

૨૧૪ મુશ્કેલીના કામોમાં આડતીઆએ પોતાના મુખ્યને હકીકત લખવી, કહેવી એ તેની ફરજ છે.

૨૧૫ જ્યારે આડતીઓ મુખ્યની સંમતિ સીવાય આડતના કામમાં ખુદ પોતાની તરફથી કાંઇ ધંધો કરે ત્યારે તેમાં જો એવું માલમ પડે કે તેણે મુદ્દાની વાત બદદાનતથી છુપાવી છે, અથવા તે ધંધાથી ગેરફાયદો થયો છે. તો મુખ્ય તે કાર્ય નામંજુર કરવાને મુખત્યાર છે.

૨૧૬ મુખ્યના જાણ્યા વિના આડતીઆએ આડતના કામમાં પોતાના તરફથી ધંધો કર્યો તો તેથી જે નફો થાય તે માગવાનો મુખ્યને હક છે.

૨૧૭ મુખ્યને સારૂ આવેલી રકમોમાંથી, પોતાના લેણા પૈસા અથવા પોતાનું મહેનતાણું કાપી રાખવાનો આડતીઆને હક છે.

૨૧૮ મુખ્યને ખાતે જમાં થયલા પૈસા આડતીઆએ તેને આપવા એ તેની ફરજ છે.

૨૨૦ જે કામમાં આડતીઆએ ગેરવર્તણુંક કરી હોય તે કામમાં તેને મહેનતાણું મળવાનો હક નથી.

૨૨૧ પોતાની લેણી રકમો મળે ત્યાં સુધી મુખ્યનો માલ, તથા કાગળપત્રો અટકાવી રાખવાનો આડતીઆને હક છે.

૨૨૨ આડતીઆએ કરેલા કાયદેસર કૃત્યના પરિણામમાં તેને ટોટો થાય તો તે મુખ્યે ભરી આપવો જોઇએ.

૨૨૪ કાંઇ ગુન્હાનું કૃત્ય કરવા સારૂ આડતીઓ નીમ્યો હોય તો તે પ્રસંગે નીમનાર સખસ નુકસાનીનો જવાબદાર નથી.

૨૨૫ મુખ્યની ગફલતને લીધે આડતીઆને હાની થાય તો તે બાબત નુકસાનનો બદલો મુખ્યે આડતીઆને ભરી આપવો જોઇએ.

## ત્રીજા સખસો સાથે કરેલા કરારો ઉપર આડતની અસર.

૨૨૬ આડતીઆએ કરેલા કરારોને તથા કૃત્યોને તે જાણે મુખ્યે પોતેજ કર્યો હોય તેજ પ્રમાણે અમલમાં આણી શકાય છે. તથા પરિણામ કાયદેસર તેવાંજ થાય છે.

૨૨૭ જો આડતીઓ પોતાના અધિકાર બહાર કામ કરે તો અખત્યાર જેટલોજ ભાગ તે તથા તેનો મુખ્ય એ બેઉને સંબંધે ફરજ ઉત્પન્ન કર્તા થાય છે.

૨૨૮ આડતીઆએ જે પોતાના અધિકાર બહાર કર્યું હોય તે જો જુદું ન પડાય તો તે કૃત્ય કબુલ રાખવાની મુખ્યને ફરજ નથી.

૨૩૦ આડતીઆએ મુખ્યને માટે કરેલા કરારો આડતીઓ ખુદ જાતે અમલમાં લાવી શકતો નથી અને તેથી તે પોતે જાતે બંધાતો પણ નથી.

૨૩૧ આડતીઆએ કરાર કર્યો પણ કરાર કરનાર આડતીઓ છે એવું તે કરારનો બીજો પક્ષકાર ન જાણતો હોય તો તે કરાર તેનો મુખ્ય પુરો કરાવી શકે છે.

૨૩૨ આડતીઆને મુખ્ય સમજીને તેની સાથે કરેલો કરાર તેનો મુખ્ય પુરો કરાવી શકે છે.

૨૩૩ જ્યારે આડતીઓ પોતે જાતે જવાબદાર હોય ત્યારે તેની સાથે ધંધો કરનાર સખસ ખુદ તે આડતીઆને અથવા તેના મુખ્યને અથવા તે બંનેને જવાબદાર કરી શકે છે.

૨૩૫ પોતે બીજા સખસનો આડતીઓ છે. એવું કોઇ ત્રીજા સખસને ખોટું સમજાવીને તેની સાથે કાંઇ કૃત્ય કરે તેમાં ત્રીજા સખસને કાંઇ ટોટો થાય તો તેનો જવાબદાર તે મિથ્યા આડતીઓ છે.

૨૩૬ પોતે આડતીઓ છે. એવું ખોટું કહીને જે સખસ કરારમાં પક્ષકાર થાય તે સખસને કરાર પુરો કરાવવાનો હક નથી.

૨૩૭ આડતીઆએ વગર અધિકારે કરેલાં કૃત્યો અધિકારથી કર્યાં છે. એવી ધારણા મુખ્યએ ઉત્પન્ન કરી હોય તો તે કૃત્યોનો મુખ્ય જવાબદાર છે.

૨૩૮ મુખ્યનું કામ ચલાવવાને આડતીઆએ ગેરસમજુતી કે કપટ કર્યું હોય તો તેનું પરિણામ તે જાણે મુખ્યે કીધાં હોય તેજ પ્રમાણે થાય છે.

## પંત્યાળાં વિષે.

૨૩૯ જે સખસોએ પોતાની મિલકત, અથવા મહેનત અથવા કુશળતા કાંઇ ઉદ્યોગમાં એકત્ર કરવાની તથા તેથી જે નફો ઉત્પન્ન થાય તે પોતપોતામાં વહેંચી લેવાની કબુલત કરી હોય, તે સખસો મધ્યે જે સંબંધ છે તે સંબંધને પંત્યાળું સમજવું.

૨૪૦ જે સખસોએ પરસ્પર પંત્યાળું કર્યું હોય તે સખસોને એકંદર પેઢી એવું નામ આપ્યું છે. કર્જ આપનારાએ વ્યાજ મળવા કે નફાનો ભાગ મળવાના કરારથી કર્જ આપ્યું હોય તો તે ઉપરથી તે પંત્યાળો થતો નથી.

૨૪૧ પંત્યાળામાંથી છુટો પડનાર પંત્યાળાએ અથવા મરનાર પંત્યાળાના પ્રતિનીધીએ કાંઇ મિલકત પંત્યાળાના કામમાં વાપરવા સારૂ રહેવા દીધી હોય તો તેણે કર્જ ધીર્યું એવું સમજવું.

૨૪૨ નોકરને અથવા આડતીઆને નફામાંથી હિસ્સા તરીકે મહેનતાણું આપ્યું હોય તો તેથી તે પંત્યાળો થતો નથી.

૨૪૩ મરનાર પંત્યાળાની વિધવાને અગર બચ્ચાંને નફામાંથી વરસાસન મળતું હોય તો તેથી તેઓ પંત્યાળા થતા નથી.

૨૪૪ ગુડ–વીલ વેચનાર સખસને નફામાંથી કાંઇ ભાગ મળતો હોય તો તેથી તે પંત્યાળો થતો નથી.

૨૪૫ કોઇ સખસ પોતે અમુક પેઢીનો પંત્યાળો છે, એવી ધારણા બીજાના મનમાં ઉત્પન્ન કરે તો, તે સખસ બીજા સખસને તે પેઢીના પંત્યાળા તરીકે જવાબદાર છે એમ સમજવું.

૨૪૬ કોઇ સખસ પોતે પંત્યાળો છે એવી સમજુતી બીજાને કરવા દે તો, તે ત્રીજા સખસો તે પંત્યાળા તરીકે જવાબદાર છે.

૨૪૭ પંત્યાળો સગીર હોય તો તે જાતે જવાબદાર નથી પરંતુ તેનો હિસ્સો જવાબદાર છે.

૨૪૮ સગીર પંત્યાળો ઉમરે પહોંચ્યાથી પંત્યાળાની જવાબદારીને પાત્ર છે.

૨૪૯ પંત્યાળાના કરજ બાબત એવા દરેક સખસ જવાબદાર છે.

૨૫૦ એક પંત્યાળાની ગફલતને લીધે અથવા કપટને લીધે ત્રીજા સખસને નુકસાન થાય તો તે બદલ પ્રત્યેક પંત્યાળો તેનો જવાબદાર છે.

૨૫૨ જે કરાર ઉપરથી પંત્યાળાના હકો તથા જવાબદારી ઠરેલી હોય તે કરાર સર્વેની સંમતિથીં રદ કરી શકાય છે તથા ફેરવી શકાય છે.

૨૫૩ જુદી રીતે ઠરાવ ન હોય તો પંત્યાળાઓના પોતપોતાના હકો નીચે લખેલા નીયમોથી ઠરાવવામાં આવશે. પંત્યાળામાં લીધેલી મિલકતના સર્વે માલીક છે, ધંધામાં નફો ટોટો થાય તો સરખે હીસ્સે વેંચી લેવાનો, દરેક પંત્યાળાને ધંધાનો વહીવટ કરવામાં સામીલ થવાનો, અને તેનું કામ ઉદામ રાખીને કરવાનો હક છે.

૨૫૧ કોઇ પંત્યાળાએ દાવો કર્યા ઉપરથી નીચે લખેલે પ્રસંગે કોઇ પંત્યાળુ ભાંગી શકે છે; જ્યારે કોઇ પંત્યાળો અસાવધ બુદ્ધિનો થાય, કોઇ પંત્યાળો કાયદેસર નાદાર ઠરાવવામાં આવ્યો હોય, કોઇ પંત્યાળાનો નફા ટોટાનો સંબંધ કાયદા મુજબ ત્રીજા સખસ પાસે જતો હોય, કોઇ પંત્યાળો કરાર મુજબ

પોતાને ભાગ જે કરવાનું હોય તે કરવાને અશક્ત થાય, કોઇ પંત્યાળો કામકાજમાં ભારે ગેરવર્તણુક કર્યાનો તકસીરવાર હોય, અને પંત્યાળાનો ધંધો ચલાવ્યાથી માત્ર ટોટોજ થતો હોય ત્યારે.

૨૫૫ જે ધંધા વિષે પંત્યાળું કર્યું હોય તે ધંધો કરવાની કાયદેસર મનાઇ થાય તો પંત્યાળુ ભાંગી પડે છે.

૨૫૬ જે મુદતને માટે પંત્યાળુ કર્યું હોય તે મુદત થઇ ગયા પછી પંત્યાળું ચાલ્યું રાખ્યું તો પંત્યાળાઓના હકો અને ફરજો મુદત પુરી થતી વખતે જેવી હતી તેવીજ કાયમ રહે.

૨૫૭ પંત્યાળાઓને સર્વોત્કૃષ્ટ ફાયદો થાય એવા રીતે ધંધો ચલાવવો, તથા પરસ્પર ન્યાયથી તથા ઇમાનદારીથી વર્તવું. પંત્યાળા સંબંધીની સંપુર્ણ હકીકત તથા ખરા હિસાબ હરકોઇ પંત્યાળાને આપવા એ તેઓની ફરજ છે.

૨૫૮ જે પંત્યાળા સંબંધીના કાર્યમાં થયલા લાભનો હિસાબ પેઢાને આપવો જોઇએ.

૨૫૯ જે પંત્યાળો સંમતિ સિવાય પેઢીના ધંધા જોડે સ્પર્ધાવાળો બીજો ધંધો કરે તે પંત્યાળાએ તેમાં મેળવેલો નફો પેઢીને આપવો જોઇએ.

૨૬૧ કોઇ પંત્યાળો મરણ પામ્યા પછી જવાબદારી ઉત્પન્ન થઇ તો તેને વાસ્તે મરનારની મિલકત જવાબદાર નથી.

૨૬૩ પંત્યાળો ભાગ્યા પછી પંત્યાળાઓના હક અને ફરજો કાયમ રહે છે.

૨૬૫ પંત્યાળું સમાપ્ત થયા પછી પેઢીનો ધંધો આટોપીને બંધ કરવા સારૂ, તથા પેઢીનું કરજ અદા કરવાની તજવીજ કરવા સારૂ, તથા જે ફાજલ રહે તે વહેંચી આપવા સારૂ પ્રત્યેક પંત્યાળો ડીસ્ટ્રીકટ કોર્ટને અરજ કરી શકે છે.

---

# દસ્તાવેજો નોંધવા બાબતનો કાયદો એકત્ર કરવાનો આકટ.

## સને ૧૯૦૮ નો હિંદુસ્તાનનો નોંધવા બાબતનો આકટ.

### ભાગ ૧ લો—પ્રારંભનો વિષય.

૧ આ આકટને હિંદુસ્તાનનો નોંધવા બાબતનો આકટ કહેવો.

૨ સ્થાનિક સરકાર ગવર્નર ઇન કૌંસિલની અગાઉથી મંજુરી લઇને જે ડીસ્ટ્રીકટોને અથવા પ્રદેશને આ આકટ લાગુ નથી એવું ઠરાવશે તે સિવાય આખા બ્રિટીશ હિંદુસ્તાનને તે લાગુ છે. ( ૩ ) તે સન ૧૯૦૯ ના જાનેવારી મહિનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

### ભાગ ૨ જો-નોંધવાના ઍસ્ટાબ્લિશમેંટ બાબત.

૩ સ્થાનિક સરકારે પોતાના તાબાના મુલકને સારૂ ઇન્સ્પેકટર જનરલ ઓફ રજીસ્ટ્રેશન એ નામનો એક અમલદાર નીમવો.

૪ સિંધ પ્રાંતને સારૂ બ્રાંચ ઇન્સ્પેકટર જનરલ એ નામનો એક અમલદાર નીમવો.

૫ આ આકટના કારણ સારૂ સ્થાનિક સરકારે ડિસ્ટ્રીકટો તથા સબ ડિસ્ટ્રીકટો કરવી તથા તેની હદ ઠરાવવી.

૬ સ્થાનિક સરકાર સદરહુ ડિસ્ટ્રીકટના રજીસ્ટ્રાર તરીકે અને સબ ડિસ્ટ્રીકટના સબ રજીસ્ટ્રાર તરીકે પોતાને યોગ્ય જણાય તે માણસોને નિમવાને મુખત્યાર છે.

૭ (૧) સ્થાનિક સરકારે દરેક ડિસ્ટ્રીકટમાં રજીસ્ટ્રારની અને સબ ડિસ્ટ્રીકટમાં સબ રજીસ્ટ્રારની કચેરીઓ કહાડવી. (૨) સબ રજીસ્ટ્રારના કચેરી રજીસ્ટ્રારની કચેરી સાથે જોડી દેવાને સરકાર મુખત્યાર છે.

૮ નોંધવાની કચેરીઓના ઇન્સ્પેકટરો નીમવાને સરકારને અધિકાર છે.

૯ દરેક લશ્કરી છાવણી આ આક્ટના કારણ સારૂ સબ ડિસ્ટ્રીક્ટ અથવા ડિસ્ટ્રીક્ટ હોઇ શકશે, અને કેન્ટોન્મેંટ માજીસ્ટ્રેટ પ્રસંગ પ્રમાણે સબ રજીસ્ટ્રાર અથવા રજીસ્ટ્રાર છે એવું સમજવું.

૧૦ જે ડિસ્ટ્રીકટમાં ઇલાકાનું મુખ્ય શહેર હોય તે ડિસ્ટ્રીકટના રજીસ્ટ્રારની ગેરહાજરી હોય અથવા તેની જગા થોડી મુદત સુધી ખાલી પડે ત્યારે જે માણસને ઇન્સ્પેકટર જનરલ નીમશે ત્યારે તે, તે જગા સ્થાનિક સરકાર ભરી નાંખે નહિ ત્યાં સુધી રજીસ્ટ્રાર છે એવું સમજવું.

૧૧ રજીસ્ટ્રાર પોતાની કચેરી મુકીને પોતાના ડિસ્ટ્રીકટમાં કામગીરી ઉપર જાય ત્યારે તેની ગેર હાજરીમાં કામ કરવા સારૂ પોતાની ડિસ્ટ્રીકટમાંના હરકોઇ સબ રજીસ્ટ્રારને અથવા બીજા માણસને નીમવાને મુખત્યાર છે.

૧૨ ૧૦ મી ૧૧ મી અને ૧૨ મી કલમ પ્રમાણે કરેલી નિમણુંકો બાબત ઇન્સપેકટર જનરલે સ્થાનિક સરકારને રીપોર્ટ કરવો. ( ૩ ) આ આક્ટના ઠરાવ પ્રમાણે નીમેલા હરકોઇ માણસને કામ ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અથવા બરતરફ કરવાનો અને તેની જગા ઉપર બીજો માણસ નીમવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

૧૪ નોંધનારા અમલદારોના મહેનતાણા ઠરાવવાનો તથા તેઓના એસ્ટાબ્લિશમેંટ રાખવાની પરવાનગી આપવાનો સ્થાનિક સરકારને અધિકાર છે.

૧૫ રજીસ્ટ્રારોએ તથા સબ રજીસ્ટ્રારોએ શિક્કો વાપરવો.

૧૬ રજીસ્ટર બુકો તથા આગમાં બળે નહિ તેવી પેટીઓ સ્થાનિક સરકાર નોંધનારા દરેક અમલદારની કચેરી વાસ્તે પુરી પાડશે.

## ભાગ ૩ જો.

### નોંધવા લાયક દસ્તાવેજો.

૧૭ હેઠળ લખેલા દસ્તાવેજો નોંધાવવાજ જોઇએ.

અ. સ્થાવર મિલકતનાં બક્ષીસ પત્રો. ब મરણોત્તર વ્યવસ્થા કરવા બાબતના નહિ હોય એવા જે બીજા લેખો ઉપરથી હરકોઇ સ્થાવર મિલકતમાં સો રૂપીઆની તથા તે કરતાં વધારે રૂપીઆની કીંમતનો હક અથવા દાવો અથવા હિતસંબંધ હમણાં ઉત્પન્ન થતો હોય કે આગળ ઉત્પન્ન થવાનો હોય અથવા હમણાં સ્થાપિત થતો હોય કે આગળ સ્થાપિત થવાનો હોય, અથવા હમણાં બીજાને કરી આપવામાં આવતો હોય, કે આગળ બીજાને કરી આપવામાં આવવાનો હોય અથવા તે હમણાં નહિ સરખો થઇ જતો હોય કે આગળ નહિ સરખો થઇ જવાનો હોય તે લેખો, પછી તે હકનો અથવા દાવાનો અથવા હિતસંબંધનો હક પહોંચ્યો હોય કે નૈમિત્તીક હોય તે વાતની ચિંતા નથી. क સદરહુ પ્રકારનો કોઇ પણ હક, દાવો અથવા સંબંધ ઉત્પન્ન થવા બાબત, સ્થાપિત થવા બાબત, બીજાને કરી આપવા બાબત અથવા તેની હદ બંધાવવા બાબત તે અથવા તે નહિ સરખો થવા બાબત મેં બદલાનો અવેજ પહોંચ્યાનું અથવા આપ્યાનું મરણોત્તર વ્યવસ્થા કરવા બાબતના નહિ હોય તેવા જે લેખોમાં કબુલ કર્યું હોય તે લેખો; અને ड વરસોવરસના અથવા એક વરસ કરતાં વત્તી મુદતના અથવા વરસ દહાડાનું ભાડુ ઠરાવીને કરેલા સ્થાવર મિલકતના પટા; પણ એવું ઠરાવ્યું છે કે જે પટા કર્યા હોય તેની મુદત પાંચ વરસ કરતાં વત્તી નહિ હોય અને જેમાં ઠરાવેલું વરસનું ભાડુ પચાસ રૂપીઆ કરતાં વધતું નહિ હોય તે પટાને આ કલમનો ઉપરનો ભાગ લાગુ નથી એવું સ્થાનિક સરકારી ગેઝેટમાં હુકમ છપાવીને ઠરાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

( ૨ ) પેટા કલમ (૧) ની ब અને क રકમનો કોઈ પણ ઠરાવ હેઠળ લખેલા દસ્તાવેજોને લાગુ નથી એટલે કે;

(૧) હરકોઇ તોડ જોડના ખતને, (૨) હરકોઈ જોઇન્ટ સ્ટોક કંપનીના શેરો (ભાગ) બાબતના કોઇ પણ દસ્તાવેજને, (૩) જે કોઇ પણ ડિબેંચર એવી કોઇ કંપનીએ કહાડયું હશે અને જેના ઉપરથી

તેના ધારણ કરનારને સદરહુ કંપનીએ કોઈ નોંધેલા દસ્તાવેજ ઉપરથી પોતાની સઘળી સ્થાવર મિલકત અથવા તેનો કંઇ ભાગ ધરેણે આપ્યો હશે તે નોંધેલ દસ્તાવેજ ઉપરથી મળેલા તારણ બાબત હક પ્રાપ્ત થાય તે સિવાય, બીજી કોઇ રીતે સ્થાવર મિલકત ઉપર કાંઇ પણ હક દાવો અથવા હીત સંબંધ ઉત્પન્ન થતો ન હોય તે ડિબેંચર, (૪) સદરહુ કંપનીએ આપેલા ડિબેંચર ઉપર લખેલા શેરાને અથવા બીજાના નામ ઉપર ચઢાવી આપવાના લેખને અથવા (૫) જે કોઇ દસ્તાવેજ ઉપરથીજ સ્થાવર મિલકત ઉપર અથવા સ્થાવર મિલકતમાં સો રૂપિયાની તથા તેથી વધારે કિંમતનો કાંઈ હક, દાવો અથવા હિતસંબંધ ઉત્પન્ન થતો નહિ હોય, અથવા જ્ઞાપિત થતો નહિ હોય પણ જે ઉપરથી માત્ર હેઠળ લખ્યા પ્રમાણેનો હક ઉત્પન્ન થતો હોય એટલે જે બીજો કોઇ દસ્તાવેજ કરવામાં આવે ત્યારે તે ઉપરથી સદરહુ પ્રકારનો કોઇ હક, દાવો અથવા હિતસંબંધ ઉત્પન્ન થાય તેની મર્યાદા થાય અથવા તે નહીં જેવો થાય તે દસ્તાવેજ મળવાનો માત્ર હક ઉત્પન્ન થતો હોય તે દસ્તાવેજને અથવા, (૬) કોર્ટના હુકમનામા અથવા હુકમને અને નિવેડાને અથવા, (૭) સ્થાવર મિલકત બાબત સરકારે આપેલી કોઇ પણ સનંદને અથવા, (૮) રેવન્યુ ઓફીસરોએ કરેલી વહેંચણનો કોઇપણ લેખને અથવા, (૯-૧૦) ૧૮૮૩ ના જમીન સુધારવા બાબતના તથા ૧૮૮૪ ના ખેડુતોને કરજ આપવા વીશેના આકટ પ્રમાણે કરજ ધીરવા બાબતના કોઇ પણ હુકમને અથવા તેની સાથે હામી સારૂ આપેલા કોઇ પણ લેખને. (૧૧) કોઇ પણ ગીરોના દસ્તાવેજ ઉપર, ગીરોની આખી રકમ અથવા તેનો કાંઇ ભાગ આપ્યાનું કબુલ કરવાના કોઇ શેરાને અને કોઇ ગીરોની રૂયે લેણાં થતાં નાણાં આપ્યાની બીજી કોઇ એવી રસીદ કે જે ઉપરથી ગીરો બંધ પડતું ન હોય તે રસીદને અથવા, ( ૧૨ ) દિવાની અથવા મુલકી અમલદારે જાહેર લીલામથી વેચેલી કોઇ પણ મિલકતના ખરીદનારને આપેલા વેચાણના દાખલાને લાગુ નથી.

૩ છોકરો દત્તક લેવા બાબત અધિકાર આપનારાં જે પત્રો સન ૧૮૭૨ ના જાન્યુઆરી મહીનાની ૧ લી તારીખ પછી કરી આપ્યાં હશે તે અને એવા અધિકાર વસિઅતનામા ઉપરથી આપ્યો નહિ હશે ત્યારે તે પત્રો પણ નોંધાવવાં જોઇએ.

૧૮ આ કલમમાં હેઠળ લખેલા દસ્તાવેજોમાંનો હરકોઇ દસ્તાવેજ જોઈએ તો (મરજી હોય તો) આ આકટ પ્રમાણે નોંધાવવો.

अ બક્ષીસપત્ર અને વસિયાતનામાં સિવાય બીજા જે લેખ ઉપરથી કોઇ સ્થાવર મિલકત ઉપર અથવા મિલકતમાં સો રૂપિઆ કરતાં ઓછી કીંમતનો હક દાવો અથવા હિતસંબંધ હમણાં ઉત્પન્ન થતો હોય કે આગળ ઉત્પન્ન થવાનો હોય અથવા તે હમણાં નહિ સરખો થઇ જતો હોય કે આગળ નહિ સરખો થઈ જવાનો હોય તે બીજા લેખો; પછી તે હકનો, દાવાનો અથવા હિતસંબંધનો હક પહોંચ્યો હોય કે નૈમિત્તિક હોય તે વાતની ચિંતા નથી. ब સદરહુ પ્રકારનો કોઇ પણ હક, દાવો અથવા હિતસંબંધ ઉત્પન્ન થયા બાબત અથવા નહિ સરખો થયા બાબત મોબદલાનો અવેજ પહોંચ્યાનું અથવા આપ્યાનું જે લેખોમાં કબુલ કર્યું હોય તે લેખો. क ઘણામાં ઘણી એક વરસની મુદતના સ્થાવર મિલકતના પટા, અને જે પટાને ૧૭ મી કલમ ઉપરથી માફી આપી છે તે પટા. ड જંગમ માલ મિલકત ઉપર અથવા માલ મિલકતમાં કાંઇ પણ હક, દાવો અથવા હિતસંબંધ જે લેખો ઉપથી ઉત્પન્ન થતો હોય કે તે નહિ સરખો થઇ જતો હોય તે લેખોઃ इ વસીઆતનામાં, અને फ જે બીજા દસ્તાવેજો ૧૭ મી કલમ પ્રમાણે નોંધાવવાની જરૂર ન હોય તે સઘળા દસ્તાવેજો.

૧૯. જે ભાષા નોંધનારો અમલદાર સમજતો નહિ હોય અને જે ડિસ્ટ્રીકટની સામાન્ય ભાષામાં નહિ હોય તે ભાષાના દસ્તાવેજની ખરી નકલ ડીસ્ટ્રીકટની ભાષામાં રજુ ન કરે તો તે અમલદારે તે દસ્તાવેજ નોંધવાની ના કહેવી.

૨૦ જે દસ્તાવેજોમાં અંતર ઓળ હોય અથવા કોરી જગા મુકી હોય અથવા ચહેર્યું હોય અથવા ફેરફાર કર્યો હોય તે ઉપર સહી નહીં કરે તો, નોંધનાર અમલદાર તે દસ્તાવેજ નોંધવાની ના કહેવાને મુખત્યાર છે. અને તે ચહેર્યા બાબત એવા અમલદારે રજીષ્ટરમાં ટીપ કરવી.

૨૧ દસ્તાવેજમાં મિલકતનું વર્ણન ઘરોના નંબર અને તેની લગોલગના નંબરનું વર્ણન તે મિલકત ઓળખાય તેવું હોવું જોઇએ.

૨૨ ઘરો તથા જમીનોનું વર્ણન સરકારી નકસાનો અથવા સર્વેનો દાખલો આપીને લખવું.

## ભાગ ૪ થો.

## નોંધવા સારૂ આણી આપવાની મુદત.

૨૩ વસીઆતનામા સિવાયનો બીજો દસ્તાવેજ જે તારીખે થયો હોય તે તારીખથી ચાર મહિનાની અંદર નોંધાવવા સારૂ યોગ્ય અમલદારની પાસે તે આણી આપવામાં નહિ આવે તો તે નોંધવા સારૂ લેવો નહિ.

૨૫ દસ્તાવેજ નોંધવા સારૂ જે મુદત આ આકટમાં પાછળ કહી છે તે પુરી થતાં સુધી ઘણીજ જરૂરીનાં કારણને કોઇ દસ્તાવેજ નોંધવા સારૂ લીધે આણી આપવામાં આવ્યો નહિ હોય તો તે આણી આપતાં ઘણામાં ઘણા ચાર મહિના કરતાં વત્તી વાર લાગી નહિ હોય, તે પ્રસંગે રજીસ્ત્રાર એવો હુકમ કરવાને મુખત્યાર છે કે નોંધવાની યોગ્ય ફીથી ઘણામાં ઘણો દશગણો દંડ આપવામાં આવે તો તે દસ્તાવેજ અથવા તે નકલ નોંધવા સારૂ લેવી. સદરહુ પ્રકારની અરજી સબ રજીષ્ટ્રારને ત્યાં લઇ જઇને આપવાનો અધિકાર છે અને તેણે પોતે જે રજીષ્ટ્રારના તાબામાં હોય તે રજીષ્ટ્રાર ઉપર તાબડતોબ મોકલવી.

૨૬ બ્રિટીશ હિંદુસ્તાનની બહાર કરી આપેલા દસ્તાવેજો આ આકટમાં કહેલી મુદતની અંદર નોંધવા સારૂ આપ્યો નહિ હોય ત્યારે નોંધનારા અમલદારની ખાત્રી થાય કે તે લેખ સદરહુ પ્રમાણે કરી આપ્યો છે અને તે લેખ બ્રિટીશ હિંદુસ્તાનમાં આવી પહોંચ્યા પછી ચાર મહિનાની અંદર નોંધવાને આણી આપ્યો છે તો તે અમલદારને નોંધવાની યોગ્ય ફી આપવામાં આવેથી તે દસ્તાવેજ નોંધવા સારૂ લેવાનો અધિકાર છે.

૨૭ વસિઆતનામું ગમે તે વખતે નોંધવા સારૂ આણી આપવાનો અથવા આકટમાં આગળ કહેલી રીતે અનામત રાખવાનો અધિકાર છે.

## ભાગ ૫ મો.

## નોંધવાની જગા બાબત.

૨૮ જમીન બાબતનો દસ્તાવેજ તે જે મિલકત બાબતનો હોય તે મિલકત અથવા તેનો કાંઇ ભાગ જે સબ રજીષ્ટ્રારના સબ ડિસ્ટ્રીકટમાં હોય તે સબ રજીષ્ટ્રારની કચેરીમાં નોંધવા સારૂ આણી આપવાનો અધિકાર છે.

૩૦ (૧) પોતાના તાબાના સબરજીષ્ટ્રારને દસ્તાવેજ નોંધવાને અધિકાર છે તે દસ્તાવેજ નજરમાં આવે તો લઇને નોંધવાનો અધિકાર રજીષ્ટ્રારને છે. (૨) ૨૮ મી કલમમાં કહેલા પ્રકારનો હરકોઇ દસ્તાવેજ જે મિલકત બાબતનો હોય તે મિલકત બ્રિટિશ હિંદુસ્તાનના ગમે તે ભાગમાં હોય તો પણ તે વાત ઉપર નજર ન રાખતાં, જે ડિસ્ટ્રીકટમાં પ્રલાકાનું મુખ્ય શહેર હોય તે ડિસ્ટ્રીકટનો રજીષ્ટ્રાર તથા લાહોર ડિસ્ટ્રીકટનો રજીષ્ટ્રાર તે દસ્તાવેજ લઇને નોંધવાને મુખત્યાર છે.

૩૧ રહેવાની ખાનગી જગાએ જઇને દસ્તાવેજ નોંધવા સારૂ લેવાને અથવા અનામત રાખવા સારૂ લેવાને જે અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદાર તેમ કરવાને મુખત્યાર છે.

## ભાગ ૬ ઠો.

## નોંધવા સારૂ દસ્તાવેજ આણી આપવા બાબત.

૩૧ દસ્તાવેજ નંધાવવા સારૂ હેઠળ લખેલા માણસોએ આણી આપવો, એટલે કે,

अ તે દતાવેજ કરી આપનારા માણસે અથવા તે દસ્તાવેજ ઉપરથી જે માણસ દાવો કરતો હોય તે માણસે. ब તે માણસના વારસ વકીલે અથવા અસૈને, અથવા क તે માણસના અથવા વારસ વકીલના જે મુખત્યારને યોગ્ય રીતે અધિકાર આપ્યો હોય તે મુખત્યારે.

૩૩ ૩૨ મી કલમમાં કહેલા કારણ સારૂ જે મુખત્યારનામા ઉપર તેના ખરાપણા બાબત રજીસ્ટ્રારે, સબરજીસ્ટ્રારે, માજીસ્ટ્રેટે, પબ્લિક કોર્ટે, જડજે અથવા કોન્સલે, સહી કરી હોય તે મુખત્યારનામાં કબુલ કરવામાં આવશે.

૩૪ નોંધનારા અમલદારે દસ્તાવેજ કરી આપનારાં માણસો દસ્તાવેજ નોંધવા સારૂ જે મુદત આ આકટમાં કહી છે તે મુદતની અંદર નોંધનારા અમલદારની આગળ હાજર થાય નહિ તો નોંધવો નહિ. પણ ઘણાજ જરૂરના કારણને લીધે કે અનિવાર્ય અકસ્માતને લીધે હાજર નહિ થાય અને ઘણામાં ઘણી ચાર મહિના કરતાં વત્તી વાર લાગી નહિ હોય તો ૨૫ મી કલમ પ્રમાણે લેવાના દંડ ઉપરાંત વળી નોંધવાની યોગ્ય ફીથી ઘણામાં ઘણો દશગણો દંડ લઇને તે દસ્તાવેજ નોંધવાનો હુકમ કરવાનો અધિકાર છે.

## ભાગ ૭ મો.

### દસ્તાવેજ કરી આપનારા માણસો તથા સાહેદો હાજર થાય તેમ કરવા બાબત.

૩૬ દસ્તાવેજ કરી આપનારને અથવા સાહેદને હાજર કરવાની ઇચ્છા બતાવવામાં આવે ત્યારે નોંધનારા અમલદારે સરકાર હુકમ કરે તે અમલદારને તે માણસના ઉપર સમન્સ કાઢીને હાજર થવાને ફરમાવવું.

૩૭ સદરહુ અમલદારે તે માણસને હાજર કરવાનો સમન્સ કરવો.

૩૮ જે માણસ શરીરે અશક્ત હોય, જે દિવાની અથવા ફોજદારી પ્રોસેસ ઉપરથી તુરંગમાં હોય, અને જેને કોર્ટમાં હાજર થવાની કાયદેસર માફી હોય, તે માણસને નોંધવાની કચેરીમાં હાજર થવાનું ફરમાવવું નહિ. એવી બાબતમાં નોંધનારા અમલદારે તેવા માણસને ઘેર અથવા તુરંગમાં હોય તો ત્યાં જઇને જુબાની લેવી અથવા કમિશન કાઢવું.

## ભાગ ૮ મો.

### વસિઅતનામાં તથા દત્તક લેવાના અધિકાર પત્રો આણી આપવા બાબત.

૪૦ (૧) વસિઅતનામું કરનારને, અથવા તેના મરણ પછી હું મૃત્યુપત્ર ચલાવનારો છું એ રીતે જે માણસ તેના ઉપર દાવો કરતો હોય તેને, અને દત્તક લેવાનો અધિકારપત્ર કરી આપનારને, અને તે મરણ પામ્યા પછી જેને તે કરી આપ્યું હોય તેને અથવા દત્તપુત્રને તે નોંધવા સારૂ સબરજીસ્ટ્રારને ત્યાં આણી આપવાનો અધિકાર છે.

૪૧ અને તે વસિઅતનામું કરી આપનારા એકજ કે અધિકારપત્ર કરી આપનારાએજ કરી આપ્યું છે એવી નોંધનારા અમલદારની ખાત્રી થાય તો તે તેણે નોંધવું.

## ભાગ ૯ મો.

### વસિઆતનામા અનામત મુકવા બાબત.

૪૨ વસિઆતનામું કરનારો પોતાના વસિઅતનામાનો મ્હોરબંધ લખોટો કરીને તથા તેની ઉપર પોતાનું તથા પોતાનો મુખત્યાર હોય તો તેનું નામ તથા તે દસ્તાવેજનો પ્રકાર લખીને, તે વસિઅતનામું હરકોઇ રજીસ્ટ્રારને ત્યાં પોતાની જાતે અથવા યોગ્ય રીતે અનામત મુકવાને મુખત્યાર છે.

૪૪ ૪૨ મી કલમ પ્રમાણે અનામત મુકેલો મહોરબંધ લખોટો પાછો લેવા વસીઅતનામું કરનારો અરજી કરે તો તે પાછો આપવો.

## ભાગ ૧૦ મો.

### નોંધાવવાના તથા નહિ નોંધાવવાના ફળ બાબત.

૪૭ નોંધેલો દસ્તાવેજ નોંધાવ્યો નહિ હોત તો જે તારીખથી ચાલુ થતે તે તારીખથી ચાલુ થશે.

૪૮ મિલકત બાબતના નોંધેલા દસ્તાવેજોની આગળ તેજ મિલકત બાબતની બીજી મ્હોંડાની કબુલત હોય તો તે રદ પડશે.

૪૯ જે દસ્તાવેજ ૧૭ મી કલમ પ્રમાણે નોંધાવવોજ જોઇએ તે દસ્તાવેજ આ આકટના ઠરાવ પ્રમાણે નોંધાવ્યો નહિ હોય તો:—

અ તે દસ્તાવેજ તેમાં લખેલી કોઇ સ્થાવર મિલકતને લાગુ થશે નહિ. બ અથવા તે દસ્તાવેજ ઉપરથી દત્તક લેવાનો કાંઇ પણ અધિકાર મળશે નહિ. ક તે દસ્તાવેજ જે વ્યવહાર સદરહુ ગાલમિલકત-ને લાગુ હોય અથવા જે ઉપરથી સદરહુ અધિકાર મળતો હોય તે વ્યવહારના પુરાવામાં લેવામાં આવશે નહિ-

૫૦ જમીન બાબતના નોંધાવેલા દરેક દસ્તાવેજોની આગળ તેજ મિલકત બાબત નોંધાવ્યા વગ-રના બીજા જે દસ્તાવેજ હશે તે રદ થશે.

## ભાગ ૧૧ મો.

### નોંધનારા અમલદારોનાં કર્તવ્ય કર્મો તથા અધિકાર બાબત.

૫૨ નોંધનારા અમલદારે, નોંધવા સારૂ આણી આપેલા દસ્તાવેજ ઉપર આણી આપ્યાની તારીખ, વખત તથા જગા લખવી અને નોંધવા સારૂ આણી આપનારની સહી લેવી. અને તે આણી આપનારને તે દસ્તાવેજની પહોંચ આપવી.

૫૭ નોંધનારા અમલદારોએ કેટલીએક બુકો તથા અનુક્રમણીકા ગ્યગ્ય ફી આપેથી જોવા દેવી, તથા તે મજકુરની દાખલાવાળી નકલો આપવી.

૬૮ દરેક સબરજીસ્ટ્રારે રજીસ્ટ્રારની દેખરેખ હેઠળ રહીને તેના નિબંધ પ્રમાણે કામ ચલાવવાં.

૬૯ ઇન્સ્પેક્ટર જનરલને નોંધાવાની કચેરીઓની તપાસ રાખવાનો તથા કાનુનો કરવાનો અધિકાર છે.

## ભાગ ૧૨ મો.

### નોંધવાની ના કહેવા બાબત.

૭૧ મિલકત પોતાના સબ ડીસ્ટ્રીકટમાં નથી એ સબબ સિવાય બીજા સબબથી સબરજીસ્ટ્રાર દસ્તાવેજ નોંધવાની ના કહે તો તેણે ના કહેવાનો હુકમ કરે તો તેના સબબો દફતરમાં લખી મુકવા અને " નોંધવાની ના કહી " આ શબ્દો તે દસ્તાવેજ ઉપર લખવા. અને તેની નકલ દસ્તાવેજ કરી આપનાર અરજી કરીને માગે તો તેને મફત આપવી.

૭૨ દસ્તાવેજ કરી આપ્યાની ના કહેવાના સબબ સિવાય બીજા સબબ ઉપરથી તે નોંધવાની ના કહેવાના સબરજીસ્ટ્રારના હુકમ ઉપર તે હુકમની તારીખથી ત્રીસ દિવસની અંદર રજીસ્ટ્રારને ત્યાં અપીલ થઇ શકે.

૭૭ જો રજીસ્ટ્રાર, દસ્તાવેજ નોંધવાની ના કહે તો હુકમનામું થયા પછી ત્રીસ દિવસની અંદર દિવાની કોર્ટમાં ફરિઆદ થઇ શકે.

## ભાગ ૧૪ મો.

### શિક્ષા બાબત.

૮૧ જો કોઇ નોંધનારા અમલદારે નુકસાન કરવાના ઇરાદાથી અશુદ્ધ રીતે દસ્તાવેજની પછાડી શેરો લખ્યો હશે અથવા તેની નકલ કરી હશે અથવા તેનો તરજુમો કર્યો હશે અથવા તે નોંધ્યો હશે તો તેને સાત વરસ સુધીની કેદની શિક્ષા થશે અથવા દંડ અથવા બેઉ થશે.

૮૨ જે કોઇ માણસ આ આકટ પ્રમાણે કોઇ અમલદાર કામ ચલાવતો હશે તેની આગળ ખોટો મજકુર કહેશે, ખોટી નકલ અથવા ખોટો તરજુમો આપશે અથવા હું ફલાણો છું એ રીતે ખોટું કહેશે અને આ આકટમાં જે બદલ શિક્ષા ઠરાવી છે તેવી કોઇ વાનમાં મદદ કરશે તેને ઘણામાં ઘણા સાત વરસની કેદની શિક્ષા અથવા દંડ અથવા એ બેઉ શિક્ષા થશે.

૮૪ નોંધનારા અમલદારો સરકારી નોકર છે એવું સમજવું.

## ભાગ ૧૫ મો પરચુરણ.

૮૫ ( વસિઅતનામા સિવાય ) દસ્તાવેજો, પાછા માગવામાં આવ્યા વગર બે વરસ કરતાં વધી મુદત સુધી નોંધવાની કોઇ પણ કચેરીમાં પડી રહેશે તેનો નાશ કરવાનો અધિકાર છે.

૮૭ કોઇ પણ નોંધનારા અમલદારે પોતાના હુદ્દાના સબબથી કાંઇ વાત શુદ્ધ બુદ્ધિથી કરી હોય અથવા કરવાની ના કહી હોય તે બાબત તેની ઉપર ફરિઆદ અથવા દાવો થવાને તે અમલદાર પાત્ર થશે નહિ.

૮૮ સરકારી અમલદારોએ અથવા કેટલાએક સરકારી અધિકારીઓએ કરી આપેલા દસ્તાવેજો નોંધવા સારૂ પોતાની જાતે નોંધવાની કચેરીમાં હાજર થવાની તેમને જરૂર નથી એમ સમજવું.

૮૯ સન ૧૧૮૩ ના તથા સન ૧૮૮૪ ના આક્ટ મુજબ તગાવી આપી હશે તે બદલ તારણ-માં આપેલી મિલકત બાબતનું તારણ ખત તથા ૧૯૦૮ ના દિવાની કાયદા પ્રમાણે સર્ટીફીકેટ આપનારી દરેક કોર્ટે તે સર્ટીફીકેટની નકલ, તથા જાહેર લીલામથી વેચેલી મિલકત ખરીદનારને વેચાણનો દાખલો આપનાર દરેક મુલકી અમલદારે તે દાખલાની નકલ. તે મિલકત જે નોંધનારની હકુમતની હદમાં હોય તે અમલદારને મોકલવી અને તે અમલદારે તે નકલ પોતાની બુક નંબર ૧ માં ફાઇલ કરવી જોઇએ.

૯૦ હેઠળ લખેલા દસ્તાવેજોમાંનો કોઇ દસ્તાવેજ અથવા નકશાઓમાંનો કોઇ નકશો નોંધવાની જરૂર નથી.

अ જમીન મહેસુલનો ઠરાવ કરવાનું કામ કરનારા અમલદારે જે દસ્તાવેજો આપ્યા હોય અને તે દસ્તાવેજો તે ઠરાવના દફતરના ભાગ હોય તે દસ્તાવેજો. ब કોઇ પણ જમીનની માપણી કરવાનું કામ સરકારની તરફથી કરનારા હરકોઇ અમલદારે જે દસ્તાવેજો અથવા નકશા આપ્યા હોય અને તે માપ-ણીના દફતરનો ભાગ હોય તો તે, क પટવારીઓ, અથવા ગામનું દફતર તૈયાર કરનાર અમલદાર જે દસ્તાવેજ મુદતે મુદતે મુલકી કચેરીમાં ફાઇલ કરે છે તે. ड સનંદો તથા ઇનામપત્રો, અને જમીન અથવા જમીન ઉપરનો હક સંબંધ સરકારે કરી આપ્યો હોય તેવા મજકુરના દસ્તાવેજો. इ ખાતેદારોએ, ખાતાનું રાજીનામું આપવા બાબત આપેલી નોટીસો, પણ સદરહુ દસ્તાવેજો નોંધેલા છે એમ સમજવું.

## દસ્તાવેજો નોંધવાની, તથા શોધવાની તથા નકલ કરવાની ફી બાબત

### દસ્તાવેજો નોંધવા બાબત.

દસ્તાવેજમાં લખેલી રકમ અથવા હિસાબની એકંદર કિમત રૂ. ૫૦ થી વધારે હોય તો. ૦-૪-૦.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રકમ | રૂ. ૫૦ | થી વધારે પણ | રૂ. ૧૦૦ | ની અંદર હોય તો | રૂ. ૦—૮—૦ |
| ,, | રૂ. ૧૦૦ | ,, | રૂ. ૨૦૦ | ,, | રૂ. ૧—૦—૦ |
| ,, | રૂ. ૨૦૦ | ,, | રૂ. ૪૦૦ | ,, | રૂ. ૨—૦—૦ |
| ,, | રૂ. ૪૦૦ | ,, | રૂ. ૬૦૦ | ,, | રૂ. ૩—૦—૦ |
| ,, | રૂ. ૬૦૦ | ,, | રૂ. ૧૦૦૦ | ,, | રૂ. ૪—૦—૦ |
| ,, | રૂ. ૧૦૦૦ | ,, | રૂ. ૧૫૦૦ | ,, | રૂ. ૫—૦—૦ |
| ,, | રૂ. ૧૫૦૦ | ,, | રૂ. ૨૦૦૦ | ,, | રૂ. ૬—૦—૦ |
| ,, | રૂ. ૨૦૦૦ | ,, | રૂ. ૩૦૦૦ | ,, | રૂ. ૭—૦—૦ |
| ,, | રૂ. ૩૦૦૦ | ,, | રૂ. ૪૦૦૦ | ,, | રૂ. ૧૦—૦—૦ |
| ,, | રૂ. ૪૦૦૦ | ,, | રૂ. ૫૦૦૦ | ,, | રૂ. ૧૨—૦—૦ |
| ,, | રૂ. ૫૦૦૦ | ,, | રૂ. ૭૫૦૦ | ,, | રૂ. ૧૪—૦—૦ |
| ,, | રૂ. ૭૫૦૦ | ,, | રૂ. ૧૦૦૦૦ | ,, | રૂ. ૧૬—૦—૦ |
| ,, | રૂ. ૧૦૦૦૦ | ,, | રૂ. ૧૫૦૦૦ | ,, | રૂ. ૧૮—૦—૦ |
| ,, | રૂ. ૧૫૦૦૦ | ,, | રૂ. ૨૦૦૦૦ | ,, | રૂ. ૨૦—૦—૦ |

રૂ. ૨૦૦૦ ઉપરના દર એક હજારે અથવા એક હજારના કોઇ પણ ભાગ ઉપર રૂ. ૧—૦—૦ નોંધેલા દસ્તાવેજ બાબત અવેજ પહોંચ્યાની પાવતી નોંધવા માટે, જો તે દસ્તાવેજ નોંધવાની ફી રૂ. ૨—૦—૦ થી વધારે ન હોય તો રૂ. ૨—૦—૦ અને વધારે હોય તો પણ રૂ. ૨-૦-૦ ફી પડશે.

મુખ્તીઆરનામાની વસિઅતનામાં નોંધવાની, અને મહોરબંધ વસિઅતનામું અનામત મુકવાની તથા ઉઘાડી જોવાની તથા પાછો લેવાની દરેક બદલ રૂ. ૨—૦—૦ ફી પડશે.

૨ **દસ્તાવેજો** શોધવા બાબત—શોધવાની કે કાગળ જોવાની ફી દર વરસ બદલ રૂ. ૧–૦– લેવામાં આવશે.

૩ નકલ કરવાની ફી બાબત, નકલ કરવાની, તથા નકલ આપવાની ફી દર સો શબ્દે રૂ. ૦–૨–૬ અને નકશાની નકલ હોય તો રૂ. ૦–૮–૦ ફી બેસે.

૪ **પરચુરણ—કમિશન** કાઢવા બાબત–મંદવાડને લીધે હાજર ન થવાય તો પોતાના મુકામપર લઈ જવાની ફી રૂ. ૫—૦—૦ અને બીજે પ્રસંગે રૂ. ૧૦—૦—૦ ફી બેસે.

**ભાષાંતર** કરવા બદલ–રૂ. ૨—૦—૦ **મુખ્તીઆરનામા ઉપર સહી શિકકો કરવા બદલ વિશેષ** મુખ્તીઆરનામા ઉપર રૂ. ૧–૦–૦, કુલ મુખ્તીઆરનામા ઉપર રૂ. ૨–૦–૦, સમન્સ માટે રૂ. ૧—૦—૦, અને વારંટ માટે રૂ. ૧—૦—૦ ફી બેસે.

**નોંધેલા દસ્તાવેજ** મુદતસર લઇ ન જાય તો તે સંભાળી રાખવાની ફી, ત્રીજા મહિનાના દરેક દિવસ બદલ રૂ. ૦—૧—૦ ચોથા મહીનાના દરેક દિવસ બદલ રૂ. ૦—૨—૦ પણ વધારેમાં વધારે રૂ. ૫ થી વધારે ફી લઇ શકાય નહિ.

એકજ મિલકતના બે દસ્તાવેજમાં પહેલો લખાયલો દસ્તાવેજનો હક બીજા કરતાં અગ્રેસર છે પછી તે પેલો દસ્તાવેજ બીજા પછી રજીષ્ટર થયો હોય કે પહેલાં તોપણ.

---

# વહેંચણ કરવા બાબતનો કાયદો.

## (સન ૧૮૯૩ નો આકટ નંબર ૪ થો.)

૧ આ આકટ આખા બ્રિટીશ ઇંડિયાને લાગુ છે.

૨ વહેંચણુ બાબતની ફરીઆદમાં મિલકતના ભાગ પાડવાનો હુકમ કરવાને બદલે કોર્ટને યોગ્ય લાગશે તો તે વેચીને તેની કીંમત વેંચી આપવાને કોર્ટ મુખ્તીઆર છે.

૩ કોઇ હિસ્સેદાર હિસ્સો ખરીદ કરવાની પરવાનગી મળવા અરજી કરે તો તેને તે હીસ્સો આંકેલી કીંમત આપવાથી વેચવો. વધારે હીસ્સેદારો માગણી કરનાર હોય તો આંકેલી કીંમત કરતાં જે વધારે કીંમત આપવાનું કહે તેને વેચવાં.

૪ રહેવાના ઘરનો હીસ્સો જેને નામે ચઢાવી આપ્યો હશે તે વહેંચણ કરવા ફરીઆદ માંડે તે વખતે તે કુટુંબનો હીસ્સેદાર તે હીસ્સો ખરીદ કરવાને કબુલ કરે તો કોર્ટે આંકેલી કીંમત આપેથી તેને વેચવો.

૮ બીજા પ્રસંગે વેચાણ કરવું તે સીવીલ પ્રોસીજરમાં જે રીત ઠરાવી છે તે રીતે કરવું.

---

# ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી એક્ટ.

## ( મિલકત તબદીલ કરવા બાબતનો કાયદો. )

## ( સને ૧૮૮૨ નો આકટ નંબર ૪ થો. )

૧ આ આકટ મુંબાઇ ઇલાકાને તા. ૧ જાનેવારી ૧૮૯૩ ના રોજથી લાગુ થયો છે. અને પંજાબ તથા બ્રિટીશ બ્રહ્મદેશ સિવાય બાકીના સઘળા બ્રિટીશ ઇંડિઆને લાગુ છે. પણ તે સરકારી ઇનામોને લાગુ નથી, આ આકટની કલમ ૫૪ પેરા. ૨–૩ તથા કા. ૫૯–૧૦૭ તથા ૧૨૩ એ કલમોનો અમલ ઉપરની તારીખથી મુંબઇ ઇલાકાને લાગુ છે.

૩ " સ્થાવર મિલકત " એ શબ્દોમાં ઉભાં ઇમારતી લાકડાંનાં ઝાડ, તુલ, અથવા ઉગતા ઘાસનો સમાસ થાય છે.

૪ કરાર સંબંધી આ આકટના ઠરાવ કરાર બાબતના આકટના ભાગ છે એવું સમજવું, અને

આ આક્ટની કા. ૫૪ પેરેગ્રાફ ૨-૩ તથા કા. ૫૯, ૧૦૭, અને ૧૨૩ એ કલમો નોંધવા બાબતના એક્ટની પુરવણી કલમો છે એમ સમજવું.

## મિલકત તબદીલ કરી આપવા બાબત.

પછી તે જંગમ હોય કે સ્થાવર.

૫ મિલકત તબદિલ કરી આપવી એટલે જે કૃત્યથી કોઇ પણ જીવતો સખસ વિદ્યમાન કાળે અથવા ભવિષ્યમાં બીજા કોઇ એક અથવા અનેક જીવતા સખસોને અથવા પોતાને તથા બીજા એક અથવા અનેક જીવતા સખસોને મિલકત આપતો હશે તે કૃત્ય એવો થાય છે.

૬ કાયદેસર જુદી રીતે ઠરાવ્યું હોય તે સિવાયને પ્રસંગે કોઇ પણ જાતની મિલકત તબદીલ કરી આપવાનો અધિકાર છે. પણ નીચેની મિલકત તબદિલ કરી આપી શકાતી નથી.

अ છેક નજીકના વારસને કાંઇ ઇસ્ટેટ પ્રાપ્ત થવાનો સંભવિત હક, કોઇ સગાને તેના કુટુંબીના મરણ પછી વસીઅતનામા ઉપરથી વારસો મળવાનો હક, અથવા એવાજ બીજો સંભવિત હક. ब પાછળની સરતનો ભંગ કર્યા બદલ મિલકત પાછી મળવાનો કેવળ હક, તે મિલકતના ધણી સિવાય બીજા કોઇ પણ સખસને કરી અપાતો નથી. क કાંઇ સુખાધિકાર પ્રધાન સ્થળથી જુદો. ड ફક્ત ધણીએ જાતે ભોગવવાનો કોઈ પણ મિલકતમાંનો હિત સંબંધ. ई દગલબાજી બદલ અથવા ગેરકાયદેસર રીતે હાની કર્યા બદલ બદલો મળવાની ફરીઆદ કરવાનો કેવળ હક. फ કોઇ પણ સરકારી હુદ્દો, તથા સરકારી નોકરનો પગાર, તે લેણો થયો હશે તે પહેલા કે પછી. ग લશ્કરી તથા સીવીલ પેન્શનરોને કરી આપેલી નિમણુકો, તથા રાજકીય કારણ સારૂ કરી આપેલાં પેન્શન. ह મિલકત તબદિલ કરી આપવાનુ કામ (૧) હિત સંબંધના સ્વરૂપને પ્રતિકૂળ હશે તેટલે સુધી, (૨) અથવા કાંઇ ગેરવ્યાજબી કારણ સારૂ, (૩) અથવા જેને મિલકત તબદિલ કરી આપવાનું ગેરકાયદેસર હશે તેવા સખસની તરફથી કરી શકાતું નથી. (आइ) તબદિલ કરી ન શકાય એવો ભોગવટાનો હક જેને હોય એવા ખેડુતને, પટે રાખનારને કે ઇજારદારને પોતાનો હિતસંબંધ બીજાને આપવાનો અધિકાર નથી.

૭ જે સખસ કરાર કરવાને યોગ્ય હોઇને તબદિલ કરી શકાય એવી મિલકતનો ધણી હોય, અથવા એવી પારકી મીલકતની વ્યવસ્થા કરવાનો જેને અધિકાર હોય તે સખસને, મિલકત તબદીલ કરી આપવાનો અધિકાર છે.

૮ મિલકત તબદીલ કર્યાથી, તે મિલકતમાંનો સઘળો હિતસબંધ મિલકત જેને તબદીલ કરી આપી હશે તેને તરતજ પ્રાપ્ત થાય છે.

૯ લેખ થવોજ જોઇએ એવો જે બાબતોમાં કાયદાનો સ્પષ્ટ ઠરાવ નહિ હોય ત બાબતોમા મિલકત લેખ સિવાય તબદીલ કરી આપવાને હરકત નથી

૧૨ નાદાર થયેથી અથવા હિતસંબંધ બીજાને આપી દેવાની કોશિશ કરેથી હિતસંબંધ જતો રહેશે એવી સરતે કોઇ મિલકત તબદીલ કરી આપી હોય તો એવી શરત નિરર્થક છે એમ સમજવું.

૨૨ તબદીલ આપતી વખતે એકાદા વર્ગના જે સખસો અમુક ઉમરે પહોચે તેને માટે હિતસંબંધ ઉત્પન્ન કર્યો હોય તો તે વર્ગમાંના ઉમ્મરે ન પહોચેલા સખસોને તે હિસાબ સંબંધ નિર્દિષ્ટ થતો નથી.

૨૪ નિર્દિષ્ટ ન કરેલા વખતે ફલાણા સખસોમાંથી જે જીવતા હોય તેમને હિતસંબંધ પ્રાપ્ત થાય એવી સરત હોય તો; તે હિતસંબંધ બંધ પડતી વખતે હયાત હોય તેવા સખસોને મળશે.

૨૫ ઉત્પન્ન કરી આપેલો હિતસંબંધ કોઈ બોલી ઉપર આધાર રાખતો હોય, અને તે બોલી પુરી કરવી અશક્ય હોય, અથવા પુરી કરવાની કાયદામાં મના હોય તો તે હિતસંબધ નિરૂપયોગી થાય છે.

૩૫. મિલકત તબદીલ કરી આપવાનો અધિકાર ન હોય તે સખસ તે મિલકત તબદીલ કરી આપે અને તેજ કામમાં તે મિલકતના ધણીને કાંઇ પણ ફાયદો કરી આપે ત્યારે તે ધણીએ તે કામ મંજુર કરવું અથવા નામંજુર કરવું.

૩૭ વિભાગ થયા પછી કર્તવ્યતાનો ફાયદો હિસ્સા પ્રમાણે વહેંચી આપવો.

## સ્થાવર મિલકત તબદીલ કરી આપવા બાબત.

૩૮ જેનો પ્રકાર બદલાયા કરે એવી અમુક હકીકત હોય તોજ જે સખસને સ્થાવર મીલકતની વ્યવસ્થા કરવાનો અધિકાર હશે તે સખસ એવી હકીકત છે એમ કહીને તેવી મીલકત અવેજ લઇને તબદીલ કરી આપે તે પ્રસંગે, તબદીલ કરી લેનાર તેવી હકીકત હોવા વિષે પોતાની ખાત્રી થવા સારૂ યોગ્ય કાળજી રાખીને શુદ્ધ બુદ્ધિથી ચાલ્યો હોય તો, તેવી હકીકત હતી એવું, એક તરફથી તબદીલ કરી લેનાર, બીજી તરફથી તબદીલ કરી આપનાર તથા તબદીલ કરી આપવામાં જેનો સંબંધ હોય તે સખસો, એઓની વચમાં સમજાશે.

૩૯ સ્થાવર મિલકતના ઉત્પન્નમાંથી, ત્રીજા સખસને ગુજરાન મળવાનો, માબાપની હયાતીમાં અગાઉથી જે પૈસા મળે છે તે મળવાનો, અથવા લગ્નનો ખર્ચ મળવાનો હક હોય, અને તેવા હક ડુબાડવાના ઇરાદાથી તે મિલકત તબદીલ કરી આપવામાં આવી હોય તે પ્રસંગે, તે મિલકત તબદીલ કરી લેનારને તે ઈરાદાની ખબર હશે તો, અથવા તે મીલકત અવેજ સિવાય તબદીલ કરી આપી હશે તો, તે હક તેની વિરૂદ્ધ અમલમાં લાવવાનો અધિકાર છે. પણ તે મિલકત અવેજ લઇને તબદીલ કરી આપી હશે, અને તેને તે હકની ખબર નહીં હશે તો, તે હક તેની વિરૂદ્ધ અથવા તેના કબજામાંની તે મિલકત વિરૂદ્ધ અમલમાં લાવવાનો અધિકાર નથી.

૪૧ સ્થાવર મિલકતમાં જે સખસોનો હિતસંબંધ હોય તે સખસોની સંમતિથી કોઇ સખસ તે મિલકતનો દેખીતો ધણી હોય અને તે સખસ તે મિલકત કાંઇ અવેજ લઇને તબદીલ કરી આપે ત્યારે તે તબદીલ કરી આપનારને તબદીલ કરી આપવાનો અધિકાર નહોતો એ સબબ ઉપરથી તે નિરર્થક થવા યોગ્ય છે એમ સમજવું નહિ, માત્ર જેને મિલકત તબદીલ કરી આપી હશે તેણે તબદીલ કરી આપનારને તે કામ કરવાનો અધિકાર હોવા બાબત પોતાની ખાત્રી કરવા સારૂ યોગ્ય કાળજીથી શુદ્ધ બુદ્ધિથી વર્તવું જોઇએ.

૪૨ જ્યારે કોઈ સખસ સ્થાવર મિલકત તબદીલ કરી આપે પણ તે તબદીલ કરી આપવાનું કામ રદ કરવાનો અધિકાર પોતે રાખે, અને પછી તે મિલકત કાંઇ અવેજ લઇને બીજા કોઇ સખસને તબદીલ કરી આપે ત્યારે તે બીજા સખસને તબદીલ કરી આપવાના કામનો અમલ તે સખસના લાભમાં થઇને અગાઉનું તબદીલ કરી આપવનું કામ સદરહુ રાખેલા અધિકારના પ્રમાણમાં રદ થાય છે એમ સમજવું.

૪૩ અધિકાર વગરનો સખસ કાંઇ અવેજ લઇને મિલકત તબદીલ કરી આપે તે પ્રસંગે, તે મિલકત તબદીલ કરી લેનારની મરજીમાં આવે તો, તે તબદીલ કરી આપનારને સદરહુ કરાર ચાલુ હોય તે મુદતમાં કોઇ પણ વખતે તે મિલકતમાં જે કાંઇ સંબંધ પ્રાપ્ત થાય તે ઉપર તે તબદીલ કરી આપવાના કામનો અમલ કરી શકશે. આવે પ્રસંગે અવેજ આપીને તબદીલ કરી લેનારના હકને બાધ આવે છે એમ સમજવું નહિ.

૪૪ સ્થાવર મિલકતના બે અથવા વધારે સહમાલીકોમાંનો જે કોઇ એક માલીક તે મિલકતમાંનો પોતાનો હિસ્સો અથવા કાંઇ પણ હિતસંબંધ તબદીલ કરી આપ્યો હોય ત્યારે, તબદીલ કરી લેનારને એવી બાબતમાં તે મિલકતનો મજીઆરો કબજો મળવાનો હક, અથવા તેનો બીજો સામાઇક કે અંશતઃ ભોગવટો કરવાનો હક તથા તેની વહેંચણ કરાવવાનો હક તબદીલ કરી આપવાની તારીખે તે હિસ્સાને જે સરતો તથા જવાબદારીઓ લાગુ હશે તેને પાત્ર રહીને તે હક તેને પ્રાપ્ત થશે. અવિભક્ત કુટુંબની માલકીના એકાદા રહેવાના ઘરનો કાંઇ હિસ્સો જેને તબદીલ કરી આપ્યો હોય તે સખસને કુટુંબનો આસામી ન હોય ત્યારે, આ કલમના કોઇ ઠરાવ ઉપરથી તે સખસને તે ઘરનો મજીઆરો કબજો મળવાનો, કે બીજો સામાઇક કે અંશતઃ ભોગવટો કરવાનો હક પ્રાપ્ત થાય છે એવું સમજવું નહિ.

૪૫ બે અથવા વધારે સખસોને અવેજ લઇને મિલકત એકઠી તબદીલ કરી આપવામાં આવે ત્યારે, તે સખસો તે મજીઆરા પૈસામાં જેટજેટલો હિતસંબંધ હશે તેના સરખોજ હીત સંબંધ તે મિલકતમાં મળવો જોઇએ.

૪૭ મજીઆરી મિલકતમાંનો હિસ્સો સહમાલીક તબદીલ કરી આપે અને તે કામ પોતાના હિસ્સા

પૈકી અમુક હિસ્સાના સંબંધમાં અમલમાં આવશે એમ નિર્દિષ્ટ ન કરે ત્યારે, તે તબદીલ કરી આપનારાઓની વચમાં તે કામ તેમના હીસ્સાના પ્રમાણમાં અમલમાં આવશે.

૪૮ કોઇ સખસ એકજ સ્થાવર મિલકત જુદે જુદે વખતે તબદીલ કરી આપીને તે ઉપર જુદા જુદા હક ઉત્પન કરતો હોય, અને તે બધાનો પુરેપુરી રીતે સાથે અમલ કરી શકાય નહીં ત્યારે તે મિલકત જેમને અગાઉ તબદીલ કરી આપી હશે તેઓ કાંઇ વિશેષ સરતથી બંધાયા ન હોય તે પ્રસંગે. તેઓના હકને અગ્રેસર ગણવો.

૪૯ અવેજ લઇને તબદીલ કરી આપેલી મિલકતનો, તબદીલ કરી આપવાની તારીખે આગનો વિમો ઉતરાવ્યો હોય ત્યારે, તેનો નાશ થાય તો તે મિલકત તબદીલ કરી લેનાર સખસ, મિલકત તબદીલ કરી આપનારને પાલીસી ઉપરથી જે પૈસા મળે, તે સઘળા તે મિલકતને અગાઉની સ્થીતીમાં લાવવા સારૂ વાપરવાની ફરજ પાડી શકે છે.

૫૦ જે સખસ પાસેથી કોઇ સખસે શુદ્ધ બુદ્ધિથી કાંઇ સ્થાવર મિલકત ધારણ કરી હશે તે સખસને તે ધારણ કરનારા સખસે તે મિલકતનું ભાડું અથવા ઉત્પન્ન શુદ્ધ બુદ્ધિથી આપ્યું હોય તો, સદરહુ પ્રમાણે તે સખસને ભાડુ કે ઉત્પન્ન લેવાનો હક ન હતો એવું પાછળથી માલમ પડે તો પણ તેને ભાડુ કે ઉત્પન્ન ફરીથી આપવું નહિ પડે.

૫૧ કાંઇ સ્થાવર મિલકત જેને તબદીલ કરી આપી હશે તે સખસ તે મિલકત ઉપર પોતાનો પુર્ણું હક છે એમ સમજીને શુદ્ધ બુદ્ધિથી તેમાં કાંઇ સુધારો કરે, અને પછી તેના કરતાં વધારે મજબુત હકવાળો કોઈ સખસ તેને ત્યાંથી કાઢી મુકે ત્યારે તબદીલ કરી લેનાર સખસ તે સુધારાની કીમતનો અડસટો પોતાને આપવાની, અથવા તે મજરે ન લેતાં કાઢી મુકનારનો તે મિલકતમાંનો હિતસંબંધ બજાર ભાવે પોતાને વેચાતો આપવાની, તે કાઢી મુકનારને ફરજ પાડી શકે છે.

૫૨ બ્રિટીશ ઇંડિઆમાં અધિકારવાળી, અથવા બ્રિટીશ ઇંડિઆની બહાર ગવર્નર જનરલ ઇનકૌંસિલે સ્થાપેલી કોઇ પણ કોર્ટમાં કોઇ પણ સ્થાવર મિલકતના હકના સંબંધમાં તકરાર હોય એવી એકાદી તકરારી ફરીઆદ ચાલતી હશે તે દરમિઆન તે ફરીઆદના કોઇ પણ પક્ષકારે તે ફરીઆદમાં જે હુકમનામું કરવામાં આવે તે ઉપરથી તે મિલકતના બીજા કોઈ પક્ષકારના ઉત્પન્ન થનારા હકને બાધ આવે એવી રીતે, કોર્ટે અધિકાર આપ્યા સિવાય તે મિલકત તબદીલ કરી આપવી નહિ; અથવા તેની બીજી રીતે વ્યવસ્થા કરવી નહિ.

૫૩ તબદીલ કરી આપવાનું કામ, તે મિલકત અવેજ આપીને પહેલાં કે પછી તબદીલ કરી લેનાર સખસને, અથવા સહમાલીકોને કે તે મિલકતમાં જેનો હિતસંબંધ હોય એવા બીજા સખસોને, ઠગવાના ઇરાદાથી, અથવા તબદીલ કરી આપનાર સખસના લેહેણદારોને ડુબાવવાના, કે નાણું આપતાં વિલંબ લગાડવાના ઇરાદાથી કરવામાં આવે ત્યારે, તે કામ આ પ્રમાણે ઠગાયલા કે ડુબાડેલા કે જેને નાણું મળતાં વિલંબ થયો હોય એવા કોઇ પણ સખસની ઇચ્છા ઉપરથી નિરર્થક થવા યોગ્ય છે, તે મીલકત અવેજ સિવાય કે છેક થોડો અવેજ લઇને તબદીલ કરી આપી હોય તે પ્રસંગે તે કામ સદરહુ ઇરાદાથી કર્યું એવું અનુમાન કરવું; પણ શુદ્ધ બુદ્ધિથી અવેજ આપીને જે સખસે તે મિલકત તબદીલ કરી લીધી હશે તે સખસના હકને આ કલમના કોઇ ઠરાવ ઉપરથી બાધ આવે છે એમ સમજવું નહિ.

## સ્થાવર મિલકતના વેચાણ બાબત.

૫૪ વેચાણ એટલે આપેલા અથવા આપવાને કબુલ કરેલી અથવા અંશતઃ આપેલી કે આપવાને કીમતના બદલામાં માલિકી તબદીલ કરી આપવી તે. સો રૂપિઆની તથા તેના કરતાં વધારે કીંમતની સ્પૃશ્ય સ્થાવર મિલકતની બાબતમાં, અથવા ઉત્તરાધિકારના હકની અથવા બીજી અસ્પૃશ્ય વસ્તુની બાબતમાં, એવી રીતે તબદીલ કરી આપવાનું કામ ફક્ત નોંધેલા દસ્તાવેજથીજ કરવાનો અધિકાર છે. સો રૂપિઆથી ઓછી કીંમતની સ્પૃશ્ય સ્થાવર મિલકત નોંધેલા દસ્તાવેજ ઉપરથી, અથવા સ્વાધિન કરીને તબદીલ કરી આપવાનો અધિકાર છે. વેચનાર તે મિલકતનો કબજો ખરીદનારને આપે ત્યારે તે મીલકત સ્વાધિન કરવામાં આવી છે એમ સમજવું. વેચાણનો કરાર છે કે તે ઉપરથી તે વેચાણ પક્ષકારોએ એકએકની સાથે

નક્કી કરેલી શરતો મુજબ થવું જોઇએ, ફક્ત એવા કરાર ઉપરથીજ તેમાં હીતસંબંધ કે તેના ઉપર બોજો ઉત્પન્ન થતો નથી.

૫૬ કોઇ મિલકત ઉપર એક સમાઇક બોજો હોય અને તેમાંની એક મિલકત વેચી નાંખવામાં આવે ત્યારે ઉલટો કરાર ન હોય તો, ખરીદનારને તે બોજો વેચનારની વિરૂદ્ધ, તે બીજી મિલકતમાંથી જેટલે સુધી અદા કરી શકાય તેટલે સુધી તેમાંથી અદા કરવાનો હક છે.

## સ્થાવર મિલકત ગીરો મુકવા બાબત.

૫૮ ગીરો એટલે કરજે આપેલા પૈસા અદા કરવાનું કામ સુરક્ષીત કરવા સારૂ અમુક સ્થાવર મિલકતમાંનો એકાદો હિતસંબંધ તબદીલ કરી આપવાનું કામ. એવા તબદિલ કરી આપનારને ગીરો મુકનાર કહેવો, અને તબદીલ કરી લેનારને ગીરો રાખનાર કહેવો; જ્યારે ગીરો મુકનાર મિલકતનો કબજો સ્વાધીન કરી આપ્યા વગર ગીરોની રકમ આપવા ખુદ પોતે બંધાય, અને કરાર પ્રમાણે આપવામાં કસુર કરે તો તે મિલકતથી ગીરોની રકમ વસુલ કરી લેવા કબુલ કરે ત્યારે તે ગીરોને સાદુ ગીરો કહેવું. જ્યારે ગીરો મુકનાર ગીરો મુકેલી મીલકત એવી સરતે દેખીતી વેચાણ આપે કે, ગીરોની રકમ અમુક તારીખ પછી આપવામાં કસુર કરે તો તે વેચાણ નકી થશે, અથવા ગીરોની રકમ અદા કરવામાં આવે તો તે વેચાણ રદ થશે; અથવા તે ખરીદદારે વેચનારને તે મિલકત તબદીલ કરી આપવી, ત્યારે તે કામને વેચાણની સરતે કરેલું ગીરો કહેવું. જ્યારે ગીરો મુકેલી મીલકતનો કબજો સ્વાધિન કરીને, ગીરોની રકમ અદા કરતાં સુધી તે મિલકતનું ભાડું કે ઉત્પન્ન વ્યાજને બદલે કે ગીરોની રકમને પેટે તેણે લેવું એવો અખ્તીઆર આપે ત્યારે તે ગીરોને **ભોગવટા ગીરો** કહેવું. જ્યારે ગીરોની રકમ અમુક તારીખે આપવાને બંધાઇને મિલકત પુર્ણપણે તબદીલ કરી આપે, પણ એવી સરત કરે કે કબુલ કર્યા પ્રમાણે ગીરોની રકમ અદા કર્યા પછી તેણે તે મિલકત ગીરો મુકનારને પાછી તબદીલ કરી આપવી ત્યારે તે કામને ઇંગ્રેજી રીતનું ગીરો કહેવું.

૫૯ સુરક્ષિત કરવાની મુદ્દલ રકમ રૂ. ૧૦૦, અથવા તેથી વધારે હોય ત્યારે ગીરો મુકનારની સહી હોય તથા નિદાન બે સાક્ષીઓની સાખ હોય એવો નોંધેલો દસ્તાવેજ લખી આપીને માત્ર ગીરો કરી શકાય છે. સુરક્ષિત કરવાની મુદ્દલ રકમ રૂ. ૧૦૦ કરતાં ઓછી હોય ત્યારે કાંતો ઉપર કહ્યા પ્રમાણે સહી સાખવાળો દસ્તાવેજ લખી આપીને અથવા સાદુ ગીરો હોય તે સિવાયને પ્રસંગે મિલકત સ્વાધિન કરી આપીને ગીરો કરી શકાય છે. કલકત્તા, મદ્રાસ, મુંબાઇ, કરાંચી, તથા રંગુન એ શહેરોમાં, સ્થાવર મિલકત ઉપરના હક સંબંધી દસ્તાવેજ તે ઉપર તારણ ઉત્પન્ન કરવાના ઇરાદાથી કોઇ પણ લેણદારને અથવા તેના એજંટને સ્વાધીન કરી આપીને કરેલું ગીરો આ કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી ગેર કાયદેસર થાય છે એમ સમજવું નહિ.

## ગીરો મુકનારના હક તથા જવાબદારી.

૬૦ ગીરો મુકનાર ગીરોની રકમ યોગ્ય વખતે તથા યોગ્ય જગાએ ભરવા માંડે એટલે તેને, ગીરોખત પોતાને સ્વાધિન કરવાને, ગીરો મિલકતનો કબજો સ્વાધિન કરી લેવાને, પોતાને ખર્ચે ગીરોની મિલકત પોતાને કે પોતે કહે તો બીજાને તબદીલ કરી લેવાને, અથવા ગીરો રાખનારને તબદીલ કરી આપેલો કોઇ પણ હક રહ્યો નથી એવો લેખ કરી લેવાને અધિકાર છે.

૬૨ મિલકતના ભાડા તથા ઉત્પનમાંથી ગીરોની રકમ વસુલ કરી લેવાનો ગીરો રાખનારને અધિકાર આપ્યો હશે ત્યારે ગીરોની રકમ વસુલ કરી લેવામાં આવે એટલે, અથવા ભાડા અને ઉત્પન્નથી મુદ્દલ પૈસા ઉપરનું વ્યાજ વસુલ કરી લેવાનો ગીરો રાખનારને અધિકાર આપ્યો હશે તે પ્રસંગે રકમ ભરવાને મુદત ઠરાવી હશે તો તે મુદત પુરી થયા પછી મુદ્દલ રકમ ભરે ત્યારે તેને, તે મિલકત પાછી પોતાને કબજે લેવાનો અધિકાર છે.

૬૬ ગીરો મુકનાર પાસે કબજો હોય તે દરમિઆન તેની તરફથી તે મિલકત બગડવા દેવા બાબત તે ગીરો રાખનારનો જવાબદાર નથી.

## ગીરો રાખનારના હક તથા જવાબદારી.

૬૭ ઉલટો કરાર ન હોય ત્યારે ગીરો રાખનારને, ગીરોની રકમ લેણી થયા પછી, ગીરો મીલકત છોડાવવા બાબત હુકમનામુ થયાની અગાઉ, અથવા ગીરોની રકમ ભર્યાની અગાઉ કોઇ પણ વખતે ગીરો મુકનારનો મીલકત છોડાવવાનો હક બંધ પડવાનો હુકમ અથવા મિલકત વેચાવવાનો હુકમ કોર્ટ પાસેથી મેળવવાનો હક છે.

૭૦ ગીરોની તારીખ પછી ગીરો મીલકતમાં કાંઇ વધારો થાય તો તે ઉપર ગીરો રાખનારનો હક છે.

૭૨ ગીરો રાખનારની પાસે કબજે હોય ત્યારે તેને, તેનો યોગ્ય રીતે વહીવટ કરવા સારૂ અને તેનું ભાડુ અને ઉત્પન્ન વસુલ કરવા સારૂ, મિલકત નાશ પામતી, દંડમાં જતી, અથવા વેચાતી અટકાવવા સારૂ, તે ઉપરના ગીરો મુકનારના હકને ટેકો આપવા સારૂ, ગીરો મુકનાર વિરૂદ્ધ તે મિલકત ઉપરનો પોતાનો હક સાબિત કરવા સારૂ, અને ગીરો મિલકતના નોકરી આપવા લાયક પટા હશે ત્યારે, તે પટો તાજો કરી લેવા સારૂ જેટલા પૈસા ખરચવાની જરૂર હોય તેટલા પૈસા ખર્ચવાનો અધિકાર છે. અને ઉલટો કરાર ન હોય તો ખર્ચેલા પૈસા મુદ્દલ રકમમાં મેળવીને તે ઉપર તે મુદ્દલ રકમના વ્યાજના દરે અથવા દર ઠરાવ્યો નહીં હોય તો દરસાલ દર સેંકડે નવ ટકા પ્રમાણે વ્યાજ લેવાનો અધિકાર છે.

૭૪ અગાઉના ગીરો રાખનારનું લેહેણું આપવાનો પછવાડેના ગીરો રાખનારનો હક છે.

૭૬ ગીરો રાખનારની પાસે કબજે હોય ત્યારે તેણે તે મિલકત પોતાની હોય તેમ વહિવટ કરવો, અને તેનું ભાડુ તથા ઉત્પન્ન વસુલ કરવું. ઉત્પન્નમાંથી સરકાર મેહેસુલ ભરવું, મિલકતની મરામત કરાવવી; તેનો નાશ થાય તેવું કૃત્ય કરવું નહિ, પોતે ખર્ચેલી રકમનો હિસાબ રાખવો, ગીરો મુકનાર દેવી થયેલી રકમ આપે એટલે તેને ગીરો મીલકતમાંથી જે પૈસા મળ્યા હશે તેનો હિસાબ આપવો.

## કોર્ટમાં અનામત મુકવા બાબત.

૮૩ મુદ્દલ રકમ ભરવાની મુદત થયા પછી. ગીરો મુકનારને ગીરો બદલ લેણા પૈસા કોર્ટમાં અનામત મુકવાને અધિકાર છે, કોર્ટે તે બાબતની ગીરો રાખનારને નોટીસ આપવી, ને ત્યાર પછી ગીરો રાખનારને ગીરોખત કોર્ટમાં અનામત મુકીને પૈસા લેવાનો અધિકાર છે. અનામત મુકેલું ખત કોર્ટે ગીરો મુકનારને આપવું.

૮૪ ગીરોની રકમ આપવા માંડયાની તારીખથી અથવા કોર્ટમાં અનામત મુકયાની તારીખથી મુદ્દલ રકમ ઉપરનું વ્યાજ ચઢતું બંધ થશે.

## ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબત તથા વેચાણ કરાવવા બાબત.

૮૫ ગીરો મિલકતમાં હિતસંબંધ હોય એવા સઘળા આસામિઓને આ બાબ મુજબની ફરીઆમાં પક્ષકારો તરીકે દાખલ કરવા.

૮૬ ગીરો છોડવવાનો હક રદ કરાવવા બાબતની ફરીઆદમાં કરેલા હુકમનામામાં, ગીરો સંબંધી મુદ્દલ, વ્યાજ વિગેરે જે રકમ દેવી નીકળે તે રકમ કોર્ટમાં જણાવ્યાની તારીખથી છ મહિનાની અંદર જે તારીખ કોર્ટ ઠરાવે તે તારીખે પ્રતિવાદી વાદીને અથવા કોર્ટમાં ભરે. એટલે વાદીએ તે મિલકત, સંબંધી જે દસ્તાવેજ પોતાની પાસે હોય તે પ્રતીવાદીને આપવા, અને તે મિલકત, વાદીએ ઉત્પન્ન કરેલા બોજા વગર, પ્રતીવાદીને તબદીલ કરી આપવી; અને જો તે રકમ નીમેલે દીવસે અથવા તેની અગાઉ પ્રતીવાદી ભરશે નહિ તો, તે મિલકત છોડવવાનો પ્રતિવાદીનો સર્વ પ્રકારનો હક બીલકુલ જતો રહેશે, એવું ફરમાવવું જોઇએ.

૮૭ દેવી થયેલી રકમ ભરવામાં આવે તો મિલકત પ્રતીવાદીના કબજામાં અપાવવી. એવી રકમ ન ભરે તો કોર્ટે ગીરો છોડવવાનો હક રદ કરવા બાબતનો પક્કો હુકમ કરવો. અને કોર્ટે ગીરો મિલકત વાદીના કબજામાં અપાવવી.

૮૮ અથવા નજરમાં આવે તો તે વેચીને તેમાંથી વાદીના પૈસા અપાવીને જે કાંઇ વધે તે રકમ પ્રતીવાદીને આપવી.

૯૦ વેચેલી મિલકતમાંથી વાદીની રકમ વસુલ કરતાં બાકી રહે તો તે, બીજી રીતે વસુલ કરવા કોર્ટે હુકમ કરવો.

## ગીરો છોડવવા બાબત.

૯૧ ગીરો મુકનાર સિવાય હેઠળ લખેલા સખસોને ગીરો છોડાવવાનો હક છે. (૧) ગીરો મીલકત ઉપર જેનો હીતસંબંધ કે બોજો હોય તે સખસો, (૨) ગીરોની રકમ ભરવા જે જામીન થયો હોય તે સખસ, ( ૩ ) સગીર કે ગાંડા માણસનો વાલી. ગીરો મુકનારના હુકમનામાના લેણદારે તે મિલકત જપ્ત કરીને બજાવણી કરી હશે તે લેણદાર, ગીરો મીલકત વેચાવવા બાબત હુકમનામું મેળવ્યું હશે તે લેણદાર.

૯૨ ગીરો છોડાવવાની ફરીઆદમાં-હુકમનામું કરીને ગીરોની રકમ તથા ખર્ચ મળી દેવી રકમ કેટલી નીકળે તે ઠરાવીને, તે દેવી રકમ કોર્ટમાં જણાવ્યાની તારીખથી છ મહિનાની અંદર જે તારીખ કોર્ટ ઠરાવે તે તારીખે તે રકમ વાદી પ્રતીવાદીને આપે કે કોર્ટમાં ભરે, એટલે પ્રતીવાદીએ તે મિલકત સંબંધી તમામ દસ્તાવેજ વાદીને આપવા, અને મીલકત બોજા રહિત પ્રતિવાદીએ વાદીને પાછી તબદીલ કરી આપવી, અને નીમેલી તારીખે એવી રકમ ભરવામાં ન આવે તો (સાદુ કે ભોગવટાનું ગીરો ન હોય તો) તે મિલકત છોડવી લેવાના વાદીના હક બીલકુલ જતા રહેશે અથવા તે મિલકત વેચવાનો કોર્ટે હુકમ કરવો.

૯૩ સદરહુ રકમ તથા ખર્ચ ભરવામાં આવે એટલે મિલકત વાદીના કબજામાં આપવી.

૯૫ કેટલાએક સહગીરો મુકનારાઓમાંનો એક જણ ( ગીરો મિલકત છોડવી તેનો કબજો મેળવે, ત્યારે તેના બાકીના ) સહગીરો મુકનારાઓમાંના દરેકના તે મિલકતમાંના હિસ્સા ઉપર, તે દરેકને ઉપર કહ્યા પ્રમાણે ગીરો છોડવવાના કામમાં યોગ્ય રીતે થયેલા ખર્ચમાં જેટલો ભાગ આપવાનો હશે; તેટલો બોજો રહેશે.

૯૬ અગાઉના ગીરોનો બોજો હોય તો કોર્ટને અગાઉના ગીરો રાખનારની સંમત્તિથી, તે મિલકત સદરહુ ગીરોના બોજા વગર વેચવાનો હુકમ કરવાનો અખત્યાર છે.

૯૯ કોઇ ગીરો રાખનાર જ્યારે કોઇ દાવાની ભરપાઇ કરવા બાબતના હુકમનામાની બજાવણીમાં ગીરો મિલકત જપ્ત કરે ત્યારે, ૬૭ મી કલમ મુજબ ફરીઆદ કર્યા સિવાય બીજી રીતે તે મિલકત વેચાવવાનો હક પ્રાપ્ત થશે નહીં.

## સ્થાવર મિલકતના પટા બાબત.

૧૦૫ સ્થાવર મિલકતનો પટો એટલે-મિલકતનો ભોગવટો કરવાનો હક નિર્દીષ્ટ કરેલી મુદત સુધી અથવા હંમેશને માટે હેઠળ લખેલા અવેજના બદલામાં તબદીલ કરી આપવું તે, આપેલી કે આપવાને કબુલ કરેલી કીંમતના બદલામાં, મુદતે મુદતે અથવા ઠરાવેલા પ્રસંગે આપવાના પૈસાના બદલામાં, પાકના હિસ્સાના બદલામાં, નોકરીના બદલામાં, અથવા આપવાની કોઇ કીંમતી વસ્તુના બદલામાં તબદીલ કરી આપવું તે.

૧૦૭ વર્ષે વર્ષ સુધી ચાલવાનો અથવા એક વર્ષથી વધારે મુદત સુધી ચાલવાનો, અથવા જેમાં વાર્ષિક ભાડુ ઠરાવ્યું હોય એવો સ્થાવર મિલકતનો પટો માત્ર કોઇ નોંધેલો દસ્તાવેજ કરી આપીનેજ કરી શકાય છે. સ્થાવર મિલકતના બીજા સર્વ પટા નોંધેલા દસ્તાવેજથી અથવા મોઢાની કબુલત કરીને તથા કબજો આપીને કરવાનો અધિકાર છે.

## અદલાબદલી બાબત.

૧૧૮ જ્યારે બે આસામી એક બીજાને એક વસ્તુની માલકી બીજી વસ્તુની માલકી બદલ તબદીલ કરી આપે અને તે બેમાંની કોઇ પણ વસ્તુ કેવળ નાણું ન હોય અથવા બંને વસ્તુ કેવળ નાણું ન હોય ત્યારે તે કામને " અદલા બદલી " કહેવી. અદલા બદલી પુર્ણ કરવા માટે મિલકત તબદીલ કરી આપવાનું કામ, માત્ર એવી મિલકત વેચાણ કરીને તબદીલ કરી આપવા બાબત ઠરાવેલી રીતેજ કરી શકાશે.

૧૧૯. અદલાબદલીમાં મળેલી વસ્તુનો કબજો જેની પાસેથી છીનાવી લેવામાં આવ્યો હોય તેને નુકસાન ભરી લેવાનો અથવા આપેલી વસ્તુ પાછી મળવાનો હક છે.

૧૨૧. નાણાંની અદલાબદલી કરવામાં આવે ત્યારે તે કૃત્ય ઉપરથી દરેક પક્ષકાર પોતે આપેલું નાણું ખરૂં હોવાની ખાત્રી આપે છે એમ સમજવું.

### બક્ષીસ બાબત.

૧૨૨. બક્ષીસ એટલે એક સખસે બીજા કોઇ સખસને રાજીખુશીથી તથા કાંઇ પણ અવેજ લીધા વગર અમુક વિદ્યમાન સ્થાવર અથવા જંગમ મિલકત તબદીલ કરી આપવી તે, માત્ર તે મિલકત તેણે સ્વિકારવી જોઇએ. સદરહુ મિલકતનો સ્વિકાર બક્ષીસ આપનાર જીવતો હોય તથા તે મિલકત આપવાને શક્તિવાન હોય ત્યારે કરવો જોઇએ. બક્ષીસ લેનાર સખસ બક્ષીસ સ્વિકાર્યા અગાઉ મરી જાય તો તે બક્ષીસ નિરર્થક છે.

૧૨૩. સ્થાવર મિલકતની બક્ષીસ કરવાના કારણ સારૂં તે મિલકત, જેની ઉપર બક્ષીસ આપનારે પોતે સહી કરી હોય અથવા તેની તરફથી સહી થઇ હોય અને જેની ઉપર નિદાન બે સખસોએ સાખ કરી હોય એવા નોંધેલા દસ્તાવેજ ઉપરથી તબદીલ કરી આપવી જોઇએ. જંગમ મિલકતની બક્ષીસ તે મિલકત સદરહુ પ્રમાણે નોંધેલા તથા સહી કરેલા દસ્તાવેજથી, અથવા મિલકત સ્વાધિન કરીને તબદીલ કરી આપવાનો અધિકાર છે. વેચેલો માલ જેવી રીતે સ્વાધીન કરવાનો અખત્યાર છે તેવીજ રીતે સદરહુ મિલકત પણ સ્વાધિન કરવાનો અખત્યાર છે.

૧૨૪. વિદ્યમાન હોય તથા હવે પછી ઉત્પન્ન થવાની હોય એવી મિલકતની બક્ષીસ પાછલી જાતની મિલકતના સંબંધમાં નિરર્થક છે.

૧૨૬. બક્ષીસ આપનાર તથા લેનાર સખસો વચ્ચે, આપનારની મરજી ઉપર આધાર રાખતી ન હોય એવી કોઇ પણ નિર્દીષ્ટ કરેલી વાત બને તો તે બક્ષીસ તહકુબ રહેશે અથવા રદ થશે એવી કબુલત કરવાને મુખત્યાર છે. કોઇ બક્ષીસ ફક્ત બક્ષીસ આપનારની મરજીથી સઘળી અથવા અંશતઃ રદ કરી શકાશે એવી કબુલાત પક્ષકારો કરે તો તે બક્ષીસ પ્રસંગ પ્રમાણે સઘળી અથવા અંશતઃ નિરર્થક છે એમ સમજવું. તે કરાર જે બાબતોમાં રદ કરી શકાય છે તે બાબતો પૈકી,[1] અવેજ ન હોવાની અથવા પ્રાપ્ત નહિ થવાની બાબત સિવાય બીજી હરકોઇ બાબતોમાં બક્ષીસ રદ કરવાનો અધિકાર છે.

૧૨૮. બક્ષીસ આપનારની સઘળી મિલકત બક્ષીસ આપી હોય, ત્યારે તે આપતી વખતે આપનારને જે કાંઇ કરજ હોય તે સઘળું કરજ, તે બક્ષીસમાં આવેલી મિલકતના પ્રમાણમાં બક્ષીસ લેનાર સખસ જાતે આપવાને જવાબદાર છે એમ સમજવું.

૧૨૯. આ બાબના કોઇ પણ ઠરાવ અંતકાળ વખતે આપેલી જંગમ મિલકતની બક્ષીસને લાગુ પડશે નહિ, અને એવા કોઇ પણ ઠરાવ ઉપરથી મુસલમાની શરેહની કોઇ પણ કાનુનને અથવા ૧૨૩ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાયને પ્રસંગે, હીંદુ અથવા બુદ્ધ લોકોના કાયદાની કોઇ પણ કાનુનને બાધ આવે છે, એમ સમજવું નહિ.

### જે દાવા બાબત ફરિઆદ ચાલી શકે તે દાવો તબદીલ કરી આપવા બાબત.

૧૩૦ જે દાવા બાબત ફરિઆદ ચાલી શકે તેવો દાવો તબદીલ કરી આપનારાએ લેખી દસ્તાવેજ દ્વારાએ તબદીલ કરી શકાશે. જે દાવા બાબત ફરિઆદ ચાલી શકે તેવો દાવો તબદીલ કરી લેનારને તબદીલ કરી આપનારની સંમતી લીધા વગર તે દાવાના સંબંધમાં ફરિઆદ કરવાનો અધિકાર છે.

૧૩૧ તેવા દાવાની નોટીસ લેવી જોઇએ.

૧૩૨ ફરિઆદ ચાલી શકે એવો દાવો જેને તબદીલ કરી આપ્યો હોય તેણે તે દાવો તબદીલ ક્યાંની તારીખે તબદીલ કરનાર તેના સંબંધમાં જે જવાબદારીને તથા હકને પાત્ર થશે તે સર્વને પાત્ર તે દાવો લેવો જોઇએ.

૧૩૫ જે દાવા બાબત ફરિઆદ ચાલી શકે તે દાવો વેચવામાં આવે તો જેના ઉપર તે દાવો હોય તેણે ખરીદદારને, તે દાવાની કીંમત તથા વેચાણનું ખર્ચ અને જે દીવસે ખરીદદારે તે કીંમત આપી હશે તે દિવસથી તે કીંમતનું વ્યાજ આપ્યું એટલે તે પુર્ણ છુટો થશે.

૧૩૬ ન્યાયની કોઇ પણ કોર્ટ સાથે તેનો સંબંધ હોય એવા કોઇ પણ માણસે, કાયદાના હીમાયતીએ, અથવા અમલદારે, જે દાવા બાબત ફરિઆદ ચાલી શકે તેવો કોઇ દાવો ખરીદ કરવો નહિ.

૧૩૭ ઉપરની કલમોનો મજકુર સ્ટોકને, શેરોને અથવા ડીબેન્ચરોને અથવા જે દસ્તાવેજો કાયદેસર વેચાય એવા હોય તેમને અથવા માલ ઉપરના સત્તાધિકારના કોઇ પણ વેપારી દસ્તાવેજને લાગુ પડશે નહિ.

# મુંબઈની સીવીલ કોર્ટોનો એકટ,

## ( સન ૧૮૬૯ નો આકટ ૧૪. )

મુંબાઇ ઇલાકા માટે એક હાઇ કોર્ટ છે. તેની બે શાખા હોય છે. ઓરીજીનલ સાઇડ—એટલે દીવાની હકુમત ચલાવનારી શાખા અને બીજી અપેલેટ એટલે અપીલ સાંભળનારી શાખા.

૫ દરેક ડીસ્ટ્રીકટમાં એક ડીસ્ટ્રીકટ જડજ જોઇએ,

૬ ડીસ્ટ્રીકટ જડજે પોતાની ડીસ્ટ્રીકટના સદર સ્ટેશનમાં ડીસ્ત્રીકટ કોર્ટ ભરવી.

૧૨ ડીસ્ત્રીકટ જડજને અસલ દિવાની ફરીઆદ લેવાની, તથા સબોર્ડીનેટ કોર્ટના જે હુકમનામા ઉપર અપીલ ચાલે તે હુકમનામાઓ ઉપર અપીલ લેવાની સત્તા છે. ડીસ્ત્રીકટમાં જો જોઈંટ જડજ નિમવો પડે તો તે નિમવાનો. અને ડીસ્ત્રીકટ જડજની પેઠે સઘળો અખત્યાર તેને આપવાનો ગવર્નર ઇન કૌન્સિલને અધિકાર છે.

૧૪ ડીસ્ટ્રીકટ જડજને સારૂ એક અથવા વત્તા આસિસ્ટંટ જડજ નિમવાનો અધિકાર છે.

૧૬ આસિસ્ટંટ જડજને દસ હજાર રૂપયાથી ઓછી કીંમતના દાવા, ચુકવવાનો અને અપીલ સિવાયની બીજી પરચુરણ અરજીઓનો નિકાલ કરવાનો અધિકાર છે. દાવાની રકમ પાંચ હજાર રૂપિઆ ઉપર નહિ હશે તો હાઇ કોર્ટમાં અપીલ ચાલશે.

૧૭ ડીસ્ટ્રીકટ જડજ જે અપીલો આસિસ્ટંટ જડજને ત્યાં મોકલે તેનો ઇનસાફ કરવાનો તેને ગવર્નર ઇન કૌન્સિલ અધિકાર આપી શકે છે.

૨૧-૨૨ ડીસ્ટ્રીકટ કોર્ટના તાબાની દિવાની કોર્ટો માટે સબોર્ડિનેટ જડજો નિમવા.

૨૪ તેના બે વર્ગ છે. પહેલા વર્ગના સબોર્ડિનેટ જડજની હકુમત સઘળી અસલ ફરીઆદના મુકદમા ઉપર તથા દિવાની કામ ઉપર ચાલશે, બીજા વર્ગના સબોર્ડિનેટ જડજને પાંચ હજાર રૂપિઆની કીંમતની અંદરના દાવાનો નિકાલ કરવાનો અધિકાર છે. અને તે ઉપર ડીસ્ત્રીકટ જડજને અપીલ થશે. ડીસ્ટ્રીકટ જડજને ગમે તેટલી કીંમતના દાવાની અવલ ચોકશી કરી ફેંસલા આપવાનો અધિકાર છે. તેમ નીચલી કોર્ટોના ફેંસલા ઉપર અપીલ સાંભળવાનો અધિકાર છે. તેની હાઇકોર્ટમાં અપીલ ચાલશે.

૨૬ પાંચ હજાર રૂપિઆ ઉપરના દાવાનોજ ફેંસલો પહેલા વર્ગના જડજે આપ્યો હોય તો તે ઉપર હાઇકોર્ટમાં અપીલ ચાલશે. અને તેથી અંદર માટે ડીસ્ત્રીકટ જડજને અપીલ થશે.

૨૭ જે અપીલો ડીસ્ટીકટ જડજ પહેલા વર્ગના સબોર્ડિનેટ જડજ પાસે મોકલે તે અપીલોનો નીકાલ કરવાનો તેને અધિકાર આપવાને ગવર્નર ઇન કૌંસિલ મુખત્યાર છે.

૨૮ ન્હાના મુકદમાઓમાંનો અધિકાર સબોર્ડિનેટ જડજોને આપવાનો અધિકાર છે.

૩૨ જે ફરીઆદમાં સરકાર અથવા સરકારનો કોઇ અમલદાર પોતાના હુદ્દાની રૂયે પ્રતીવાદી હોય તે ફરીઆદી સબોર્ડિનેટ જડજે લેવી નહિ પણ તેણે તેવી અરજી આપનારને ડીસ્ત્રીકટ કોર્ટમાં મોકલવો.

૩૮ ડીસ્ત્રીકટ જડજને દિવાની કોર્ટના નોકરો નિમવાનો, અને તેજ પ્રમાણે તેમને દંડ કે બરતરફની શીક્ષા કરવાનો પણ તેને અધિકાર છે.

# પ્રોબેટ તથા વહિવટ ચલાવવાની સનંદો આપવા બાબતનો આકટ.

## (સન ૧૮૮૧ નો આકટ ૫ મો.)

**ઉદ્દેશ**—જે પ્રકરણોને સને ૧૮૬૫ નો હિંદુસ્તાનનો વારસા બાબતનો આક્ટ લાગુ નથી તે પ્રકરણોમાં મૈયત માણસની માલમિલકતને મૃત્યુ પત્રોના પ્રોબેટો, અને વહીવટ ચલાવવા બાબતની સનંદ આપવાનો ઠરાવ કરવો યોગ્ય છે, વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ આ આકટ આખા બ્રિટિશ ઈંડિઆને લાગુ છે.

૪ મૈયત માણસનું મૃત્યુ પત્ર ચલાવનારો, અથવા વહીવટ ચલાવનારો સઘળા કામમાં તેનો કાયદાસર વારસ વકીલ છે, તથા સઘળી માલમિલકત તેના હાથમાં આવશે.

૬ વસિઆતનામું કરીને જેને મૃત્યુ પત્ર ચલાવનારો નિમ્યો હશે તેનેજ પ્રોબેટ અપાશે.

૮-૧૩ જે માણસની નાની ઉમર હોય અથવા જેની અક્કલ ન હોય એવા કોઇ માણસને પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનંદ અપાશે નહિ.

૧૧ મૃત્યુ પત્ર ચલાવનારામાંથી જે જીવતો રહ્યો હોય તે વારસ વકીલ થાય છે.

૧૩-૧૪ પ્રોબેટ તથા વહીવટ કરવાની સનંદ જ્યારે આપી હશે ત્યારે જે તારીખથી તે વસીઅતનામું કરનારો મરી ગયો તે તારીખથી તે વસીઅતનામું ચાલું થયું એવું ઠરે છે. અને વહીવટ કરનારને સનંદ ઉપરથી મરનારના સઘળા હક મળશે.

૩૪ કોર્ટમાં મુકદમો ચાલતો હોય ત્યાં સુધી વહીવટ ચલાવવાની સનંદ આપવી નહિ.

૫૧ પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનંદ આપવાનો તથા રદ કરવાનો ડીસ્ટ્રીકટ જડજને અધિકાર છે.

૫૨ બિનતકરારના પ્રકરણોમાં આ કામ ચલાવવા સારૂ ડીસ્ટ્રીકટ જડજને ડેલીગેટ નીમવાનો અધિકાર છે.

૫૮ પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનંદ આપવાનો ડેલીગેટને પણ અધિકાર છે. પ્રોબેટ અથવા વહીવટ ચલાવવાની સનંદ આપી હોય તે ઇલાકામાં ગમે તે ઠેકાણે તે મરનારની માલમિલકત ઉપર ચાલશે.

૫૯ પણ તે માલમિલકતની કીંમત દશ હજાર રૂપીઆથી વધારે ન હોય તો તે ડીસ્ટ્રીકટ જડજે કે હાઇકોર્ટે આપેલ પ્રોબેટો અથવા વહીવટ ચલાવવાની સનંદો આખા બ્રિટીશ ઇંડીઆમાં અમલમાં આવશે.

૬૧ પ્રોબેટ અથવા વહીવટ ચલાવવાની સનંદ માગવાથી અરજી યોગ્ય રીતે કરી હોય અને તે ઉપર ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ હોય તો પ્રોબેટ અથવા વહીવટ ચલાવવાની સનંદ આપવાને તે અરજી બરાબર છે.

૬૨ પ્રોબેટ માગવાની અરજી અંગ્રેજી કે દેશી ભાષામાં કરવી અને તેની સાથે વસિઆતનામું જોડવું તથા અરજીમાં હેઠળ લખેલી વાતો લખવી. વસિઆતનામું કરનારાના મરણની વેળા, બાંધેલો દસ્તાવેજ તેનું છેલ્લું વસિઅતનામું તથા માલમિલકતનું વ્યવસ્થાપાત્ર છે, અથવા જેવી બાબત હોય તેવી લખવી તે ઉપર સહી સાખ બરોબર થઇ છે, અને અરજદારના હાથમાં કેટલી માલમિલકત આવવાનો સંભવ છે, અને જ્યારે પ્રોબેટ માગવા બાબત હોય ત્યારે વસિઅતનામામાં નિમેલો મૃત્યુપત્ર ચલાવનારો હુંજ અરજદાર છું. વળી અરજી ડિસ્ટ્રીકટ જડજને કરી હોય ત્યારે મૈયત ગુજરી ગયો ત્યારે તેની રહેવાની કાયમ જગા અથવા કાંઇ માલમિકત તે જડજની હકુમતની હદની અંદર હતી, અને તે અરજી ડીસ્ટ્રીકટ ડેલીગેટને કરી હોય, ત્યારે મૈયત ગુજરી ગયો ત્યારે તે સદરહુ ડેલીગેટની હકુમતની હદમાં રહેતો હતો એવો મજકુર લખવો જોઇએ.

૬૬ પ્રોબેટ અથવા વહીવટ ચલાવવાની સનંદ માગવાની અરજી ઉપર સહી તથા ખરાપણાની પ્રતિજ્ઞા જોઇએ.

૬૭ પ્રોબેટ લેવાની અરજી હોય તો વસિઅતનામાના સાહેદોમાંથી કોઈ સાહેદે તે અરજીના ખરા-પણા બાબત પ્રતિજ્ઞા કરવી જોઇએ.

૮૬ ડિસ્ટ્રીક્ટ જડજના હુકમ ઉપર હાઇકોર્ટમાં અપીલ થઇ શકે.

૯૦ મરનારની મિલકતનો વહિવટ કરવાનો મૃત્યુપત્ર ચલાવનારને, અથવા વહીવટ ચલાવનારને અધિકાર છે.

૯૭ મરનારની ઉત્તરક્રિયા તેની માલ મિલકતમાંથી મૃત્યુપત્ર ચલાવનારે કરવી જોઇએ.

૧૦૦ મરનારની મિલકત તથા લેણું વહીવટ ચલાવનારે ઉઘરાવીને એકઠું કરવું.

૧૦૧ થી ૧૦૪ તેમાંથી તેની ક્રીયા ખર્ચનું, મંદવાડનું, ખાવા પીવાનું, પ્રોબેટ કે સનંદ મેળવવાનું અને ખર્ચનું કરજ આપવું જોઇએ. અને ત્યાર પછી સર્વે કરજ આપવાં જોઇએ.

૧૪૬ મૃત્યુપત્ર ચલાવનારો અથવા વહીવટ ચલાવનારો માલમિલકતનું નુકસાન કરશે તે બાબતનું જોખમ તેને શિર છે.

---

# ઈલાકાનો નાદારીનો આકટ.

## સન ૧૯૦૭ નો આકટ ૩ જો.

૨ આ આકટ શેડયુલ્ડ ડિસ્ત્રીક્ટો સિવાય આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૩ ડિસ્ટીક્ટ કોર્ટો આ આકટ મુજબ હકુમત ચલાવનારી કોર્ટો છે. પણ સ્થાનિક સરકાર કોર્ટના તાબાની કોર્ટને આ આકટ મુજબ હકુમત આપી શકે છે.

૪ દેણદાર, બ્રિટીશ હિંદુસ્તાનની બહાર પોતાની મિલકત પોતાના લેણદારોના ફાયદા માટે ત્રીજા સખસને તબદીલ કરી આપે તો, બ્રિટીશ હિંદુસ્તાનમાં પોતાના લેણદારોને ડુબાવવાના ઇરાદાથી પોતાની મિલકત તબદીલ કરી આપે તો, પોતાના લેણદારોના પૈસા ડુબાવવાના ઇરાદાથી બ્રિટીશ હિંદુસ્તાનની બહાર જતો રહે તો, તે નાદાર ઠરાવવા અરજી આપે તો, અને હુકમનામાની બજાવણીમાં તેને કેદ કરવામાં આવે તો, તે નાદારીનું કૃત્ય કરે છે એમ સમજવું.

૫ કોઇ દેણદાર નાદારીનું કૃત્ય કરે, તો કોઇ પણ લેણદાર અથવા દેણદાર નાદારીની અરજી કર-વાને મુખત્યાર છે, અરજી ઉપરથી નાદાર ઠરાવવાનો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૬ (૨-૧) નાદારીની અરજી લેખી હોવી જોઇએ, (૨) અને તે અરજી દેણદાર જે પ્રદેશમાં રહેતો હોય તે પ્રદેશમાં જે કોર્ટ હકુમત ચલાવતી હોય તે કોર્ટને કરવી (૩) દેણદારને નીચે પ્રમાણે ન હોય તો નાદારીની અરજી કરવાનો હક નથી. અ તેનું કરજ ૫૦૦ રૂપિઆ જેટલું ન હોય તો, બ હુકમનામાની બજાવણીમાં તેને કેદ કર્યો ન હોય તો, ક અને હુકમનામાની બજાવણીમાં તેની મિલકત જપ્ત કરવાનો હુકમ કરવામાં આવીને તે અમલમાં ન હોય તો. (૪) લેણદારને દેણદાર વિરૂદ્ધ નીચે પ્રમાણે હકીકત ન હોય તો નાદારીની અરજી કરવાનો હક નથી;-(અ) સદરહુ લેણદારના દેવાની રકમ, અથવા વધારે લેણ-દારો હોય તો તે બધા લેણદારોના વેચાણની એકંદર રકમ પાંચસો રૂપિઆ ન હોય તો, દેવાનો ઘડચો કરી જે રકમ ઠરાવી હોય તે રકમ તાબડતોબ, અથવા અમુક ચોકસ વખતે આપવાની ન હોય તો, નાદારીનું કૃત્ય એવી અરજી કર્યાની તારીખ અગાઉના ત્રણ મહિનાની અંદર થયું ન હોય તો, નોંધાયલી કંપની વિરૂદ્ધ નાદારીની અરજી કરવી નહિ.

૭ આવી કરેલી અરજી કોર્ટની પરવાનગી વગર પાછી ખેંચી લેવી નહિ.

૧૧ દેણદારે કરેલી નાદારીની અરજીમાં નીચેની બાબતો લખવી જોઇએ; દેણદાર પોતાનું દેવું આપવાને અશક્ત છે એ વાત, રહેવાની જગા, જે હુકમનામા સારૂ તેને કેદ કર્યો હોય કે મિલકત જપ્ત કરી હોય તે હુકમનામાના સંબંધમાં એવો હુકમ કર્યો હોય તેની વીગત, તથા તેની સઘળી મિલકતની

કિંમત તથા વિગત. (૧) લેણુદારે કરેલી અરજીમાં દેણુદાર સંબંધી વિગતો લખવી, દેણુદારે જે તારીખે નાદારીનું કૃત્ય કર્યું હોય તે તારીખ, દાવાની રકમ તથા વિગત.

૧૬ દેણુદાર કોઇ પણ તોડજોડ કરવાને શક્તિવાન ન હોય તો કોર્ટે નાદારીનો હુકમ કરવો.

૧૮ નાદારીનો હુકમ કરતી વખતે કે પછી નાદારની મિલકતનો વસુલદાર નીમવાને કોર્ટ મુખત્યાર છે, અને એવી મિલકત વસુલદારને પ્રાપ્ત થશે.

૨૦ વસુલદારે દેણુદારની મિલકત તાકીદે વસુલ કરવી અને લેણુદારોને જે ફાળો મળવાનો હક હોય તે તેમને વહેંચી આપવો.

૨૩ વસુલદાર નીમવામાં ન આવે તે પ્રસંગે વસુલદારના સઘળા અધિકાર કોર્ટ ચલાવી શકશે.

૩૨ દેવાના વ્યાજની રકમ ઠરાવી ન હોય તો ૭ ટકા લેખે સાબિત કરવાને લેણુદાર મુખત્યાર છે.

૪૦ નાદારની મિલકતનો વહીવટ કરવા સારૂ નાદારને નિમવાને, અને તેને તે બદલ લવાજમ આપવાને કોર્ટ મુખત્યાર છે.

૪૧ દેણુદારોને વ્યાજ સાથે પુરેપુરી રકમ આપ્યા પછી તમામ ખર્ચ જતાં બાકી રહે તો તે લેવાને નાદારને હક છે.

૪૪ દેણુદાર નાદાર થયા પછી હરકોઇ વખતે છુટકારાના હુકમ સારૂ કોર્ટને અરજ કરવાને મુખત્યાર છે. અરજી ઉપરથી તપાસ કરતાં લેણુદારોની હરકતો ઉપર વિચાર કર્યા પછી કોર્ટ તેનો છુટકારો કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૫૩ છુટકારો ન થયેલો નાદાર સખસ પોતે નાદાર છે એવું જણાવ્યા સિવાય ૫૦ રૂપિઆ કરતાં વધારે રકમ ઉધારે લેશે તો તેને ૭ મહિના સુધીની કેદની અથવા એ બંનેની શિક્ષા થશે.

---

# ઈઝમેન્ટ એકટ.

## ( સને ૧૮૮૨ નો આકટ.

---

### ( સુખાધિકાર બાબતનો કાયદો. )

૧. આ આકટને સુખાધિકાર બાબતનો કાયદો કહેવો. તે મુંબાઇ ઇલાકાને લાગુ છે.

૨. આ આકટથી નીચેના હકમાં કમતરતા થશે નહિ. નદીઓ, નાળાં તથા તળાવના પાણીના કે નહેરમાં કે બીજા કોઇ બાંધ કામમાં વહેતા, જમાવ કરેલા કે રાખેલા કે વહેંચેલા પાણીના જમાવનો તે રાખવાનો કે તેની વહેંચણીનો બંદોબસ્ત કરવાનો સરકારનો કોઇ હક (આ સ્થાવર મિલકત કે કોઇ સાંપ્રદાયઇક કોઇ બીજો હક જે સરકારને અથવા તમામ લોકોને અથવા કોઇ સખસને હોય તે, (ક) આ આકટ અમલમાં આવતા પહેલાં જે હક પ્રાપ્ત થયો હોય કે ઉત્પન્ન થયો હોય તે.

૩. મુદતના આકટની ૨૬ ને ૨૭ સંબંધી કરેલાં સઘળા ઉલ્લેખો જે મુલકમાં આ આકટ લાગું પડે છે તે મુલકમાં આ આકટની કલમ ૧૫ ને ૧૬ મી સંબંધી કરેલા છે એમ વાંચવું.

૪. સુખાધિકાર–એટલે કોઇ જમીનના માલીકને કે કબજેદારને, માલીક કે કબજેદાર તરીકે તે જમીનના હિતકર ઉપભોગને માટે, પોતાની ન હોય એવી બીજા કોઇ જમીનમાં કે તે ઉપર કે તે સંબંધી કંઇ કૃત્ય કરવાનો કે કૃત્ય જારી રાખવાનો કે કંઇ કૃત્ય થતું અટકાવવાનો કે અટકાવ જારી રાખવાનો જે હકક હોય તેને સુખાધિકાર કહે છે.

પ્રધાન અને ગૌણુ સ્થળ તથા પ્રધાન અને ગૌણુપતિ–એ શબ્દમાં જે જમીનના હિતકર ઉપભોગ ને માટે સદરહુ હક હોય તે જમીન પ્રધાન સ્થળ કહેવાય છે. અને તેનો માલિક અથવા કબજેદાર ગૌણુ-પતિ કહેવાય છે.

ખુલાસો.—જમીન એ શબ્દમાં પૃથ્વીને નિરંતર વળગેલી વસ્તુનો હિતકર ઉપભોગ-એમાં સંભવિત સગવડ કે દુરનો લાભ એનો સમાસ થાય છે.

દૃષ્ટાંત.—(અ) અ ને અમુક ઘરના માલીક તરીકે, તે ઘરના હિતકર ઉપભોગને માટે, પોતાના પાડોશી બ ની જમીન ઉપર થઇને તે ઘરમાં જવા આવવાના માર્ગનો હક છે, આ સુખાધિકાર છે.

૫ સુખાધિકાર સતત તથા તુટક તેમ દસ્ય કે અદસ્ય હોય છે, મનુષ્ય કૃત્ય વગર જેનો વહીવટ જારી રહે છે તે સતત સુખાધિકાર છે અને જેનો વહીવટ કરવામાં મનુષ્ય કૃત્યની જરૂર પડે છે તે તુટક સુખાધિકાર છે. જેના અસ્તિત્વની કોઇ કાયમની નિશાની ન હોય એને તે તપાસતાં જણાઇ આવે તે દસ્ય સુખાધિકાર છે. અને જેની તે પ્રમાણે નિશાની હોતી નથી તે અદસ્ય સુખાધિકાર છે.

દ્રષ્ટાંત—( અ ) પોતાના પડોશી અ ની તરફથી હરકત થયા વગર બારીઓમાંથી અજવાળુ લેવાનો હક બ ના ઘરની સાથે રહેલો છે. આ સતત સુખાધિકાર છે, ( બ ) બ ની જમીન ઉપર થઇને જવા આવવાના માર્ગનો હક અ ના ઘરની સાથે રહેલો છે, આ તુટક સુખાધિકાર છે, ( ક ) બ ની જમીનમાં થઇને નળવાટે પોતાની જમીનમાં પાણી લાવવાનો અને મોરી વાટે પાણી કાઢવાનો હક અ ની જમીન સાથે રહેલો છે આ દસ્ય સુખાધિકાર છે કારણ કે તે જોઇ શકાય છે. (ડ) બ ને પોતાની જમીન ઉપર ઇમારત બાંધતાં અટકાવવાનો હક અ ના ઘરની સાથે રહેલો છે, આ અદસ્ય સુખાધિકાર છે.

૬ સુખાધિકર નિરંતરનો કે કેટલાંક વર્ષ સુધીનો કે બીજી કોઇ નિયમિત મુદ્દત સુધીનો હોઇ શકે; કે નિયમિત વખતે તેમાં અટકાવ થાય એવો હોઇ શકે, કે અમુક વખતે કે અમુક સ્થળે, અમુક કલાકની દરમ્યાન, કે કોઇ વિશેષ કારણસાર તેનો વહીવટ કરાય એવો હોઇ શકે, કે કોઇ નિર્દિષ્ટ કરેલો બનાવ કે કૃત્ય બને કે ન બને તે શરૂ થાય કે નિરર્થક થાય એવી શરતવાળો હોઇ શકે.

૭ નીચે કહેલા હરકોઇ હકના પ્રતિબંધરૂપ એટલે હરકત કર્તા સુખાધિકાર છે.

(અ) સ્થાવર મિલ્કતના પ્રત્યેક માલીકનો, તે મિલ્કતનો કે તેની તમામ પેદાશનો કે તેમાં થએલા વધારાનો ઉપભોગ કરવાનો કે તે આપી દેવાનો આખા હક, (બ) સ્થાવર મિલ્કતના પ્રત્યેક માલીકનો તે મિલ્કતની સ્થિતિથી નીપજતા સ્વાભાવિક લાભનો બીજાની હરકત વગર ઉપભોગ કરવાનો હક.

૮ જે સ્થળ ઉપર જવાબદારી રાખવાની હોય, તે સ્થળમાંનો પોતાનો હક સંબંધ કોઇ પણ સખસ જે પ્રસંગે અને જેટલો બીજાને આપી શકે તે પ્રસંગે અને તેટલે સુધી સુખાધિકાર સ્થાપવાને તે મુખત્યાર છે.

દ્રષ્ટાંત-ભરાયા વગરની ૨૦ વરસની મુદતના પટાની રૂએ બ ની જમીનનો અ ગણોતદાર છે, અને પટા પ્રમાણે પોતાનો હક સંબંધ બીજાને આપવાનો તેનો અખત્યાર છે, પટો રહે ત્યાંસુધી અથવા તે કરતાં કંઇ થોડી મુદત સુધી કાયમ રહે એવો સુખાધિકાર તે જમીન ઉપર સ્થાપવાને અ મુખત્યાર છે.

૯ આઠમી કલમના ઠરાવોને અનુસરીને, ગૌણસ્થળ ઉપરના ચાલુ સુખાધિકારનો ઉપયોગ કમી ના થાય, એવી રીતે ગૌણ સ્થળ ઉપર સુખાધિકાર સ્થાપવાને ગૌણપતિ મુખત્યાર છે. પરંતુ સદરહુ ઉપયોગ જેથી કમી થાય તેવો સુખાધિકાર પ્રધાન પતિની સંમતિ વગર ગૌણ સ્થળ ઉપર તે સ્થાપી શકતો નથી.

દૃષ્ટાંત—અ ને પોતાના ઘરના સંબંધમાં બ ની જમીન ઉપર થઇને જવા આવવાના માર્ગનો હક છે. પડોશના ખેતરના માલીક તરીકે ક ને તે માર્ગ ઉપર ઉગેલા ઘાસમાં પોતાનાં ઢોર ચરાવવાનો હક આપવાને બ મુખત્યાર છે; પરંતુ તેથી અ ના જવા આવવાના માર્ગના હકમાં હરકત થતી ન હોય તો.

૧૦ આઠમી કલમને અનુસરીને પટે લેનારના હક કમી ન થાય તેવો કોઇ પણ સુખાધિકાર પટે આપેલી મિલ્કત ઉપર સ્થાપવાને પટે આપનાર મુખત્યાર છે; તથા જેથી તારણ પુરતું અપુરતું નથાય એવો કોઇ સુખાધિકાર ગીરો આપેલી મિલ્કત ઉપર સ્થાપવાને ગીરો આપનાર મુખત્યાર છે. પરંતુ જે સુખાધિકારનો અમલ પટો પુરો થયેથી કે ગીરો છુટેથી થાય એવા સુખાધિકાર સિવાયનો બીજો કોઇ પણ સુખાધિકાર, પટે લેનારની કે ગીરો રાખનારની સંમતિ વગર પટે આપનાર કે ગીરો આપનાર તે મિલ્કત્ત ઉપર સ્થાપી શકતો નથી.

ખુલાસો—ગીરોની રૂએ વિદ્યમાન કાળે જે રકમ લેણી હોય તે રકમથી કું ઘણી વધારે ગીરો

આપેલી મિલકતની કીંમત ન હોય કે તે મિલકત ઇમારત હોય ત્યારે, ૧/૨ ગણી વધારે ન હોય તો આ કલમના અર્થ પ્રમાણે તે તારણ અપુરતું છે.

૧૧ પટે રાખનાર કે જેને બીજી સાપેસથી હક પ્રાપ્ત થયો હોય તે સખસ પોતે રાખેલી મીલકત ઉપર પોતાનો હક સંબંધનો અંત આવ્યા પછી અમલ થાય એવો, અથવા પટે આપનાર કે વરીષ્ટ માલીકનો હક કમા થાય એવો સુખાધિકાર સ્થાપી શકતો નથી.

૧૨ જે સ્થાવર મિલકતના હિતકર ભોગને માટે હક ઉત્પન્ન કર્યો હોય, તે મિલકતનો માલીક અથવા તેના તરફથી તે મિલકત જેના કબજામાં હોય તે સખસ સુખાધિકાર મેળવી શકે છે. સ્થાવર મિલકતનો પટે રાખનાર, પોતાની બીજી સ્થાવર મિલકતના હિતકર ઉપભોગને માટે, પોતાના પટામાંથી મિલકતમાં કે તે મિલકત ઉપર સુખાધિકાર મેળવી શકતો નથી.

૧૩ કોઇ પણ સખસ બીજા સખસને સ્થાવર મિલકત આપે કે મૃત્યુ પત્રમાં લખી આપે ત્યારે; ( અ ) જે વિષય આપ્યો હોય તેના હિતકર ઉપભોગને માટે, તે આપનારની બીજી સ્થાવર મિલ્કતમાંના સુખાધિકારની આવસ્યકતા હોય, તો જેને તે આપ્યો હોય તે સખસ તે સુખાધિકારનો હકદાર થાય છે. તેમજ ( બ ) સદરહુ સુખાધિકાર દ્રષ્ય અને સતત હોય, તથા આપ લે કે મૃત લેખાર્પિત દાન અમલમાં આવતી વખતે એ વિષયનો જેવી રીતે ઉપભોગ થતો હોય તેવી રીતે તેનો ઉપભોગ કરવાને તે સુખાધિકારની આવસ્યકતા હોય, ત્યારે ભિન્ન ઇરાદો દર્શાવ્યો ન હોય કે તે ગર્ભિત રીતે આવસ્ય જણાતો ન હોય તો જેને વિષય આપ્યો હોય તે અથવા મૃતલેખમાં આપવાનો ઠરાવ હોય તે સખસ સદરહુ સુખાધિકારનો હકદાર થાય છે. ક આપનારની કે મૃત્યુપત્ર કરનારની બીજી સ્થાવર મિલકતના ઉપભોગને માટે, જે વિષય આપ્યો હોય કે મૃત્યુપત્રમાં લખી આપ્યો હોય તે વિષયમાંના સુખાધિકારની તદન આવસ્યકતા હોય તો, આપનાર કે મૃત્યુપત્ર કરનારનો કાયદેસર વારસ વકીલ તે સુખાધિકારનો હકદાર થાય છે. તેમજ ઘણા સખસોની સામાયિક મિલ્કતની વહેંચણી થાય ત્યારે, તેનામાં કોઇ એકના હિસ્સા ઉપરનો સુખાધિકાર, તે પૈકી કોઈ બીજાના હિસ્સાના ઉપભોગને માટે તદન આવસ્યકતાનો હોય, તો તે સુખાધિકારનો તે બીજો હકદાર થાય છે.

કાયદાના અમલથી સ્થાવર મિલ્કત મળે ત્યારે જેની પાસેથી તે જેને મળે તે સખસો આ કલમના કારણ સારૂ અનુક્રમે આપનાર અને લેનાર ગણવા.

દૃષ્ટાંત—વેચતી વખતે ફક્ત ખેતીવાડીના કામમાં વપરાતું ખેતર બ ને અ વેચે છે. પાસેની અની જમીન ઉપર થઇને ગયા સિવાય, અથવા કોઇ પરાયાની જમીન ઉપર પ્રવેશ કર્યા સિવાય તે જમીનમાં જવાય તેમ નથી. ફક્ત ખેતીવાડીના કામ સારૂ અ ની પાસેની જમીન ઉપર થઇને વેચેલા ખેતરમાં જવા આવવાના માર્ગનો હક બ ને છે.

૧૪ ઉપરની કલમ પ્રમાણે આવસ્યકતાના માર્ગનો હક ઉત્પન્ન થાય ત્યારે, પ્રસંગ હોય તે પ્રમાણે, આપનારને મૃત્યુપત્ર કરનારના કાયદેસર વારસ વકીલને અથવા જે હિસ્સા ઉપર હક ભોગવાતો હોય તે હિસ્સાના માલીકને માર્ગ કાઢી આપવાનો હક છે. પરંતુ તે માર્ગ પ્રધાનપતિને વાજબી રીતે અનુકુળ પડતો હોવો જોઇએ. સદરહુ પ્રમાણે માર્ગ કાઢી આપવાનો જે સખસને હક છે તે તેમ કરવાને ના કહે કે ચુકે, તો પ્રધાનપતિ તે માર્ગ કાઢવાને મુખત્યાર છે.

૧૫ કોઇ ઇમારતમાં તથા ઇમારતને માટે અજવાળું કે, હવા આવવાનો તથા તે ઉપયોગમાં લેવાનો ઉપભોગ તે ઇમારતની સાથે, સુખાધિકાર તરીકે અને આડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે કર્યો હોય ત્યારે તથા કોઇ સખસની કૃત્રિમ દબાણવાળી જમીનને કે તે જમીનને વળગેલી વસ્તુઓને કે કોઇ બીજા સખસની જમીનનો કે તે જમીનને વળગેલી વસ્તુઓનો આધાર સુખાધિકાર તરીકે અને આડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે મળ્યો હોય ત્યારે, તથા માર્ગના હકનો કે બીજો કોઇ સુખાધિકારનો દાવો રાખનાર સખસે તે માર્ગનો હક કે બીજો કોઇ સુખાધિકાર, સુખાધિકાર તરીકે અને હકથી આડો પડયા વગર વીસ વરસ સુધી વગર હરકતે અને ખુલ્લી રીતે ભોગવ્યો હોય ત્યારે,

સદરહુ પ્રમાણે હવા કે અજવાળુ આવવાનો કે તે ઉપયોગમાં લેવાનો હક, આધારનો હક કે બીજો સુખાધિકાર પુર્ણ થશે.

સદરહુ વીસ વીસ વરસની પ્રત્યેક મુદત, જે ફરીઆદના કામમાં તે મુદતવાળા દાવા વિષે તકરાર ચાલે તે ફરીઆદ મંડાતા પહેલાંના બે વરસની અંદર પુરી થનારી મુદત છે એમ સમજવું.

**ખુલાસો ૧ લો**—જે મિલકત ઉપર હક ચલાવવાનો દાવો કર્યો હોય, તે મિલકતના માલીકની અથવા કબજાદારની સાથેના કરારની રૂયે ઉપભોગ કર્યો હોય, અને કરાર ઉપરથી એ સ્પષ્ટ હોય કે તે હક સુખાધિકાર તરીકે આપ્યો નથી. અથવા સુખાધિકાર તરીકે આપ્યો હોય તો, કોઇ નિયમિત મુદતને માટે તે આપેલો છે, અથવા અમુક સરત પુરી પડયાથી તે બંધ થાય, એવી સરતે આપેલો છે તો તે ઉપભોગ આ કલમના અર્થ પ્રમાણે ઉપભોગ ગણવો નહિ.

**ખુલાસો ૨ જો**—દાવો કરનાર સિવાયના બીજા કોઇ સખસના કૃત્યથી થયેલી હરકતને લીધે ઉપભોગ ખરેખર બંધ થયો ન હોય, તથા તે હરકતની અને હરકત કરનાર સખસની અથવા તે કરવાને અખત્યાર આપનાર સખસની ખબર દાવો કરનારને થયા પછી એક વરસ સુધી તે હરકત ખમી ના હોય અથવા માન્ય કરી ન હોય, તો આ કલમના અર્થ પ્રમાણે ખાડો પડયો છે એમ સમજવું.

**ખુ. ૩ જો**—પ્રધાનપતિ અને ગૌણપતિ વચ્ચેના કરારની રૂએ ઉપભોગ બંધ રહે તેથી આ કલમના અર્થ પ્રમાણે ખાડો પડયો છે એમ સમજવું નહિ.

**ખુ. ૪ થો**—પાણીમાં બગાડ કરવાના સુખાધિકારની બાબતમાં, તે બગાડ દીસી આવે તેમ ગૌણસ્થળને પહેલવહેલો હાનિકારક થાય ત્યારથી સદરહુ વીસ વરસની મુદત શરૂ થાય છે.

જે મિલકત ઉપર હક ચલાવવાનો દાવો આ કલમ મુજબ કર્યો હોય, તે મિલકત સરકારની હોય ત્યારે 'વીસ વરસ' એ શબ્દોને બદલે 'સાઠ વરસ' એ શબ્દો જાણે દાખલ કર્યા હોય એવી રીતે આ કલમ વાંચવી.

૧૬ પણ એવું ઠરાવ્યું છે કે, જે જમીન અથવા પાણી ઉપર કે તે થકી કોઇ સુખાધિકાર ભોગવ્યો હોય, કે મળ્યો હોય, તે જમીન અથવા પાણી હયાતી સુધીના હક સંબંધની રૂએ કે તેને લીધે, અથવા તે આપ્યાની તારીખથી ત્રણ વરસ કરતાં વધારે મુદત સુધીના હક સંબંધની રૂયે કે તેને લીધે કબજામાં હોય, ત્યારે તે હક સંબંધ અથવા મુદત જારી હોય તે દરમ્યાન જેટલા વખત સુધી તે સુખાધિકારનો ઉપભોગ કર્યો હોય, તેટલો વખત સદરહુ છેવટ કહેલી વીસ વરસની મુદત ગણવામાં બાદ કરવો; પરંતુ તે હક સંબંધ અથવા મુદત પુરી થયા પછી જે સખસને સદરહુ જમીન અથવા પાણીનો હક મળે તે સખસે તે હક સંબંધ અથવા મુદત પુરી થયા પછીનાં લાગલાં ત્રણ વરસમાં તે અધિકારના દાવા બાબત હરકત કરી હોય તો સદરહુ પ્રમાણે વખત બાદ કરવો.

**દૃષ્ટાંત**—**બ** ની જમીન ઉપર થઇને જવા આવવાના માર્ગનો મને હક છે. એમ ઠરાવવા સારૂ **અ** ફરીઆદ કરે છે, અને તે સાબીત કરે છે કે, પચીસ વરસ સુધી તે હક મેં ભોગવ્યો છે, પણ **બ** એવું બતાવે છે કે, તે પચીસ વરસમાંના દસ વરસ સુધી ક ને તે જમીનમાં હયાતી સુધીનો હક સંબંધ હતો, તથા ક ના મરણ પછી હું તે જમીનનો હકદાર થયો તથા ક ના મરણ પછી બે વરસમાં તે હક સંબંધી **અ** ના દાવા બદલ મેં તકરાર કરી હતી. આ ફરીઆદ કાઢી નાંખવી જોઇએ, કારણ કે આ કલમના ઠરાવ પ્રમાણે પંદર વરસ સુધીજ ઉપભોગ કર્યાની વાત **અ** એ સાબીત કરી છે.

૧૭ પંદરમી કલમ પ્રમાણે મેળવેલા સુખાધિકાર પ્રાચીન ભોગવટાથી મળેલા કહેવાય છે. અને તેમને પ્રાચીન ભોગવટાના હક એવું નામ આપવામાં આવે છે. નીચેના કોઇ પણ હક સદરહુ પ્રમાણે મેળવી શકાતા નથીઃ—

**અ** હકનો વિષય બિલકુલ, કે તે હક પ્રાપ્ત થાય તો જે મિલ્કત ઉપર જવાબદારી પડે તે મિલ્કત બિલકુલ નાશ થાય, એવી રીતનો હક. (**બ**) ઉઘાડી જમીનમાં અજવાળું અને હવા ખુલ્લી રીતે આવવા જવાનો હક. ક વહેળામાં વ્હેતું ન હોય કે ખાબોચીયા કે તળાવમાં હંમેશને માટે જમાવ થએલું ન હોય, એવા સપાટી ઉપરના પાણીનો હક. ડ કોઈ નિશ્ચિત વાટે જતું ન હોય એવા જમીન નીચેના પાણીનો હક.

૧૮ સુખાધિકાર સ્થાનિક રીવાજથી પ્રાપ્ત થઈ શકે છે. આવા સુખાધિકાર સાંપ્રદાયિક સુખાધિકાર કહેવાય છે.

**દૃષ્ટાંત**—કોઇ ઘરનો માલીક કે કબજેદાર પોતાના પડોશીના ખાનગી ભાગનો મલાઝો તુટે એવી રીતે પોતાના ઘરમાં નવી બારી મુકી શકે નહિ, એવો કોઇ શહેરનો સંપ્રદાય છે. તે શહેરમાં **બ** ના ઘરની જોડે **અ** ઘર બાંધે છે. આથી **અ** ના ઘરનો જે ભાગ સાધારણ રીતે જોવામાં આવતો નથી તે ભાગ ઉપર નજર પડે એમ **બ** પોતાના ઘરમાં નવી બારીઓ મુકે નહિ, એવો સુખાધિકાર **અ** ને પ્રાપ્ત થાય છે; તથા **અ** ના ઘરની બાબતમાં તેવોજ સુખાધિકાર **બ** ને પ્રાપ્ત થાય છે.

૧૯ પક્ષકારોના કૃત્યથી કે કાયદાના અમલથી પ્રધાન સ્થળ બીજાને આપવામાં આવે કે બીજાને મળે, ત્યારે વિરૂદ્ધ ઇરાદો જણાતો ન હોય તો તે આપ લેવાથી અથવા મળવાથી, જે સખસને તે સ્થળ આપ્યું હોય કે મળ્યું હોય તેને સુખાધિકાર પ્રાપ્ત થયો છે એમ સમજવું.

**દૃષ્ટાંત**—**અ**ની પાસે જમીન છે તે જમીનની સાથે જવા આવવાનો માર્ગનો હક રહેલો છે. **અ** તે જમીન **બ**ને ૨૦ વરસને માટે પટે આપે છે. પટો કાયમ રહે ત્યાં સુધી જવા આવવાના માર્ગનો હક **બ**ને તથા તેના કાયદેસર વારસ વકીલોને પ્રાપ્ત થાય છે.

૨૦ ગૌણસ્થળ સંબંધી પ્રધાનપતિ અને ગૌણપતિની દરમ્યાનમાં કોઈ કરારથી કે જે લેખ, કે હુકમનામામાં હવાલો આપેલો સુખાધિકાર સ્થાપન કર્યો હોય તેવો કોઇ લેખ કે હુકમનામું હોય તો તેમાંના ઠરાવથી કલમ ૨૧ થી તે ૩૧ સુધીમાં કહેલા નિયમો પ્રતિબંધમાં રહે છે. અને કોઇ સાંપ્રદાયિક સુખાધિકારને લગતી કંઇ બાબત આ નિયમોથી વિરૂદ્ધ હોય ત્યારે, કલમ ૨૧ થી ૩૧ સુધીમાં કહેલા નિયમો પ્રતિબંધમાં રહે છે અને કોઇ સાંપ્રદાયિક સુખાધિકારને લગતી કંઇ બાબત આ નિયમોથી વિરૂદ્ધ હોય ત્યારે કલમ ૨૧ થી ૩૧ સુધીમાં કહેલી કોઇ વાત તે બાબતને લાગુ પડશે નહીં.

૨૧ પ્રધાનસ્થળના ઉપભોગની સાથે સંબંધ ન હોય એવા કોઇ કારણ સારૂ સુખાધિકારનો વહીવટ કરવો ન જોઇએ.

**દૃષ્ટાંત**—(**અ**) **અ**ને **ય** ખેતરના માલીક તરીકે, **બ**ની જમીન ઉપર થઇને **ય**માં જવા આવવાના માર્ગનો હક છે. **ય**ની પેલી તરફ **અ**નું બીજું ખેતર **ઝ** છે. **ય**ના હિતકર ઉપભોગને માટે **ઝ**ના હિતકર ઉપભોગની જરૂર નથી. **ઝ**માં જવા આવવાને માટે તેણે તે સુખધિકારનો વહિવટ કરવો ન જોઇએ. (**બ**) **અ**ને અમુક ઘરના માલીક તરીકે, તે ઘરમાં જવા આવવાના માર્ગનો હક છે. તે ઘરમાં જવા આવવા માટે તે રસ્તાનો વહિવટ ફક્ત **અ**જ નહીં, પણ તેના કુટુંબનાં માણસો, તેના પરોણા, તેને ત્યાંના ઉતારૂ, તેના નોકર, તેને ત્યાં કામ કરવા આવનાર માણસો, તેને મળવા આવનાર માણસો, તથા તેના ઘરાક એ બધા કરી શકે, કેમકે પ્રધાન સ્થળના ઉપભોગની સાથે સંબંધ રાખતું આ કારણ છે. તેમજ, જો **અ** તે ઘર ભાડે આપે તો, ભાડું વસુલ કરવા સારૂ તથા ઘરની મરામત કરેલી છે કે નહીં તે જોવા સારૂ માર્ગના હકનો તે વહીવટ કરી શકે.

૨૨ ગૌણપતિને ઓછામાં ઓછો ભારે પડે એવી રીતે પ્રધાનપતિએ પોતાના હકનો અમલ કરવો જોઇએ અને પ્રધાનપતિને નુકશાન થયા વગર ગૌણસ્થળના નિયમિત ભાગમાં સુખાધિકાર વપરાઇ શકે ત્યારે, ગૌણપતિ કહેતો, તે પ્રમાણે નિયમિત ભાગમાં તે હક વાપરવો.

**દૃષ્ટાંત**—(**અ**) **અ**ને **બ**ના ખેતરમાં થઇને જવા આવવાના માર્ગનો હક છે. **અ**એ ગમે તે એક છેડાથી માર્ગમાં પેસવું જોઇએ, પણ વચેની કોઇ જગાએથી તેણે પેસવું ન જોઇએ.

૨૩ બાવીસમી કલમના ઠરાવો અનુસાર સુખાધિકારનો ઉપભોગ કરવાનો પ્રકાર અને જગા વખતે વખતે બદલવાને પ્રધાનપતિ મુખત્યાર છે. પરંતુ તે બદલવાથી ગૌણસ્થળ ઉપર કંઇ વધારે બોજો પડતો હોય તો તે બદલાય નહીં.

**અપવાદ**—માર્ગના હકવાળો પ્રધાનપતિ, પોતાનો માર્ગ જે તરફ હોય તે બદલવાથી ગૌણસ્થળ ઉપર કંઇ વધારે બોજો પડતો હોય તો પણ મરજીમાં આવે તેમ પોતાના માર્ગની દિશા બદલી શકતો નથી.

**દૃષ્ટાંત**—**અ**ને પોતાના ઘરના નેવાંનું વરસાદનું પાણી **બ**ની જમીનમાં પાડવાનો હક છે. જો

નેવાં વધારવાથી બની જમીન ઉપર તે વધારે બોજો નાંખે તો તે નેવ, વધારવાનો તેને હક નથી.

૨૪ સુખાધિકારનો પુરેપુરો ઉપભોગ સુરક્ષીત રાખવા સારૂ જે જે કૃત્યોની જરૂર હોય, તે તમામ કરવાનો ગૌણપતિ ઉપર પ્રધાનપતિનો હક છે, પરંતુ તે કૃત્યો એવે વખતે ને એવી રીતે કરવાં જોઇએ કે જેથી પ્રધાનપતિને હાનિ ન થતાં ગૌણપતિને જેમ બને તેમ ઓછી અગવડ થાય, અને તે કૃત્ય કરવાથી ગૌણસ્થળને કાંઇ નુકસાન થાય તો તે પ્રધાનપતિએ બને તેટલું મરામત કરીને આપવું જોઇએ.

સુખાધિકારનો પુરેપુરો ઉપભોગ સુરક્ષિત રાખવા સારૂ જે કૃત્યોની જરૂર હોય તે કૃત્યો કરવાનો હક તે સહાયકારી હક છે.

૨૫ સુખાધિકારીનો વહીવટ કરવા સારૂ કે તે જાળવી રાખવા સારૂ જરૂર હોય તેવાં બાંધકામ કરવાનું, મરામત કરવાનું કે બીજું કાંઇ કૃત્ય કરવાનું જે ખર્ચ થાય તે પ્રધાનપતિએ કરવું જોઇએ.

૨૬ કોઇ હસ્તકૃત કામવડે સુખાધિકારનો ઉપભોગ કરવાનો હોય ત્યારે તે કામની મરામત ન કરવાને લીધે ગૌણસ્થળને જે કાંઇ નુકસાન થાય તે ભરી આપવાને પ્રધાનપતિ જવાબદાર છે.

૨૭ પ્રધાન સ્થળના હિતને માટે કાંઇ પણ કૃત્ય કરવાને ગૌણપતિ બંધાયલો નથી. તથા સુખાધિકારના ઉપભોગમાં હરકત ન થાય એવી કોઇ પણ રીતે ગૌણસ્થળનો વહિવટ કરવાનો પ્રધાનપતિ વિરૂદ્ધ તેને હક છે પરંતુ સુખાધિકારને પ્રતિબંધ થાય એવું કે જેથી તેનો અમલ કરવામાં ઓછી સુગમતા થાય એવું કંઇ કૃત્ય તેણે કરવું ન જોઇએ.

દૃષ્ટાંત—અને એક ઘરના માલીક તરીકે બની જમીનમાં થઇને પાણી તથા ખાળની દુર્ગંધી કહાડવાનો હક છે. પાણી જવાનો રસ્તો સાફ કરવાને અથવા મોરી ઘસીને ચોખી કરવાને ગૌણપતિ તરીકે બ બંધાયલો નથી.

૨૮ સુખાધિકારની મર્યાદા કે તેના ઉપભોગ કરવાના પ્રકાર વિષે નીચેના ઠરાવો અમલમાં આવશે. જેમકે આવશ્યકતાનો સુખાધિકાર તે સ્થાપન થતી વખતે જે આવશ્યકતા હોય તેની સાથે સમવ્યાપક છે. બીજા કોઇ સુખાધિકારની મર્યાદા અને તેનો ઉપભોગ કરવાનો પ્રકાર નક્કી કરવાં તે, પક્ષકારોનો સંભવિત ઇરાદો કે જે હેતુને માટે હક સ્થાપનનો સંભવિત ઇરાદો કે જે હેતુને માટે હક સ્થાપન કે સંપાદન કર્યો હોય તે હેતુ જોઇને નકકી કરવાં. સદરહુ ઇરાદા વિષે તથા હેતુ વિષે પુરાવો ન હોય તો:—અ એક જાતના માર્ગના હકમાં બીજી કોઇ જાતના માર્ગના હકનો સમાવેશ થતો નથી. (બ) કોઇ બારીમાં, બારણામાં કે બીજા દ્વારમાં થઇને અજવાળું કે હવા આવવાનો હક, લખતથી કે મૃત્યુપત્રથી સ્થાપવામાં આવ્યો હોય તો તે લખત કરતી વખતે કે મૃત્યુપત્ર કરનાર ગુજરી જાય તે વખતે તે દ્વારમાં જેટલું અજવાળું કે હવા દાખલ થઇ શકે તેટલી તે હકની મર્યાદા સમજવી. ક કોઇ બારીમાં, બારણામાં કે બીજા દ્વારમાં થઇને અજવાળું કે હવા આવવાનો હક પ્રાચીન ભોગવટાથી મળ્યો હોય તો જે હેતુને માટે તે હક વપરાતો હોય તે બાજુ પર રાખીને, જે મુદતના ભોગવટાથી હક મળવાનું કાયદામાં ઠરાવ્યું હોય તે તમામ મુદતમાં તે દ્વારમાં જેટલું અજવાળું કે હવા આવવાનો પરિપાઠ હોય તેટલી તે હકની મર્યાદા સમજવી. (ડ) હવા કે પાણી બગાડવાનો હક પ્રાચીન ભોગવટાથી મળ્યો હોય, તો જેટલી મુદત સુધી વહીવટ કરવાથી હક ઉત્પન્ન થયો હોય તે મુદતની શરૂઆત વખતે બગાડની જે મર્યાદા હોય તે હકની મર્યાદા સમજવી. (ઈ) પ્રાચીન ભોગવટાના બીજા દરેક હકની મર્યાદા કે તેનો ઉપભોગ કરવાનો જે પરિપાઠ હોય તે ઉપરથી નકકી કરવો.

૨૯ પ્રધાન સ્થળમાં ફેરફાર કરીને કે વધારો કરીને પ્રધાનપતિ સુખાધિકાર વસ્તુતઃ વધારી શકતો નથી. પ્રધાન સ્થળના વધઘટના પ્રમાણમાં સુખાધિકારની વધઘટ થાય એવી રીતે સુખાધીકાર આપ્યો હોય અથવા મૃત્યુપત્રમાં ઠરાવ્યો હોય ત્યારે પાણીની જગાએ કાદવ, કચરો જામીને જમીન થવાથી પ્રધાન સ્થળમાં વધારો થાય તો તે પ્રમાણમાં સુખાધિકાર વધે છે. અને પાણી જમીન ઉપર થઇને જવાથી પ્રધાન સ્થળમાં ઘટાડો થાય તો તે પ્રમાણમાં સુખાધિકાર ઘટે છે. સદરહુ જણાવેલા પ્રસંગે પ્રધાન સ્થળની કે ગૌણસ્થળની મર્યાદામાં કંઇ ફેરફાર થવાથી સુખાધિકારમાં કાંઇ ઓછું વધતું નથી.

૩૦ પ્રધાન સ્થળ બે કે વધારે સખસોની વચ્ચે વહેંચાઇ જાય તો, પ્રત્યેક હિસ્સાની સાથે સુખાધિકાર જોડાએલો રહે છે; પણ ગૌણસ્થળ ઉપર વસ્તુતઃ બોજો વધે એવી રીતે જોડાતો નથી. પરંતુ એવું ઠરાવ્યું છે કે, કાંઇ લેખથી, હુકમનામાથી, કે મુલકી કામથી વિભાગ પડયા હોય તો તે લેખના, હુકમનામાના કે મુલકી કામના ઠરાવની સાથે તથા પ્રાચીન ભોગવટાના હકની બાબતમાં જે મુદતના ભોગવટાથી હક મળવાનું કાયદામાં ઠરાવ્યું હોય તે મુદતમાંના વહિવટની સાથે બેસતો આવે એવી રીતે તે જોડાએલો હોવો જોઇએ.

૩૧ સુખાધિકારનો વહીવટ હદથી વધારે કરવામાં આવે તો, ગૌણપતિને બીજા જે ઈલાજ કરવાનો હક હોય તેને હાનિ ન પહોંચતાં, ગૌણપતિ વહીવટમાં હરકત કરવાને મુખત્યાર છે; પણ તે હરકત ફક્ત ગૌણસ્થળ ઉપર કરવી જોઇએ. વળી એવું ઠરાવ્યું છે કે, હરકત કરવાથી સુખાધિકારના કાયદેસર ઉપભોગને નડતર થતું હોય તો તે વહિવટમાં હરકત થઈ શકે નહિ.

**દૃષ્ટાંત**—છ ફુટ લાંબી અને ચાર ફુટ પહોળી એવી ચાર બારીઓમાં **બ** ની જમીન ઉપર થઇને અજવાળું આવવાના ખુલ્લા માર્ગનો **અ** ને હક છે. તે બારીઓની સંખ્યા તથા કદ **અ** વધારે છે. જુની બારીઓમાં અજવાળું આવવાના માર્ગને હરકત કર્યા વગર નવી બારીઓમાં અજવાળું આવવાના માર્ગને હરકત કરવી અશક્ય છે. હદથી વધારે આ વહીવટમાં **બ** હરકત કરી શકતો નથી.

૩૨ પ્રધાન સ્થળના માલીકને કે કબજેદારને બીજા કોઇ સખસે હરકત કર્યા વગર સુખાધિકારનો ઉપભોગ કરવાનો હક છે.

**દૃષ્ટાંત**—**અ** ને ઘરના માલીક તરીકે, **બ** ની જમીન ઉપર થઇને જવા આવવાના માર્ગનો હક છે. **ક** ગેરકાયદેસર **બ** ની જમીનમાં પ્રવેશ કરે છે. અને **અ** ના માર્ગના હકમાં હરકત કરે છે, પ્રવેશ બદલ નહિ પણ હરકત કર્યા બદલ **ક** ના ઉપર નુકશાનીની ફરીઆદ **અ** કરી શકે.

૩૩ સુખાધિકારમાં અથવા તેના કંઇ સહાયકારી હકમાં હરકત થયા બદલ પ્રધાન સ્થળમાંના કંઇ હક સંબંધનો માલીક અથવા તે સ્થળનો કબજાદાર નુકશાની ભરી લેવાની ફરીઆદ માંડવાને મુખત્યાર છે; પરંતુ તે હરકતથી વાદીને વાસ્તવિક નુકસાન થયું હોય તો.

**ખુલાસો ૧ લો**—જે કૃત્યથી સુખાધિકારના પુરાવામાં બાધ આવીને અથવા પ્રધાન સ્થળની કીંમત વસ્તુતઃ ઘટી જઇને વાદીને નુકસાન થવાનો સંભવ હોય એવું કોઇ પણ કૃત્ય કરવું તે આ કલમના અર્થ પ્રમાણે વાસ્તવિક નુકશાન છે.

**ખુ. ૨ જો**—જે સુખાધિકારમાં હરકત થઇ હોય તે, ઘરની બારીઓ વિગેરે દ્વારા એ અજવાળું આવવાના ખુલ્લા માર્ગનો હક હોય ત્યારે, પહેલા ખુલાસામાં આવી ન જાય એવું અથવા વાદીના દૈહિક સુખમાં ભારે નડતર ન કરે એવું, અથવા ફરિયાદ માંડયા પહેલાં જે હિતકારક રીતે પોતાનો હંમેશનો ધંધો તે ચલાવતો હતો તે રીતે પ્રધાન સ્થળમાં ચલાવવાને અટકાવ ન થાય એવું કંઇ પણ નુકસાન આ કલમના અર્થ પ્રમાણે વાસ્તવિક નથી.

**ખુ. ૩ જો**—જે સુખાધિકારમાં હરકત થઇ હોય તે ઘરની બારીઓ વિગેરે દ્વારા આવવાની હવાના ખુલ્લા માર્ગનો હક હોય, ત્યારે કંઇ નુકસાન વાદીની તંદુરસ્તીને હાનીકારક ન હોય પણ તેના દૈહિક સુખમાં ભારે નડતર કર્તા હોય તો તે આ કલમના અર્થ પ્રમાણે વાસ્તવિક નુકસાન છે.

**દૃષ્ટાંત**—જે રસ્તા ઉપર થઇને **ક** ના ભાડુત તરીકે **બ** ને જવા આવવાના માર્ગનો હક છે, તે રસ્તામાં **અ** કાયમની અડચણ નાંખે છે. **ક** ને આ વાસ્તવિક નુકસાન છે. કેમકે **બ** પછી મળવાના તેના સુખાધિકારના હકના પુરાવાને તેથી બાધ આવી શકે. ( **બ** ) **અ** ને એક ઘરના માલીક તરીકે, **બ** ના ઘરની એક બાજુએ ચાલી જવાનો હક છે, જમીનથી આશરે દશ ફુટ ઉપર રસ્તામાં પડે તથા પગે ચાલીને જનારાઓને તે રસ્તો વાપરતાં કંઇ અગવડ ન થાય એવી રીતે **બ** ઓસરી બાંધે છે. અને આ વાસ્તવિક નુકસાન નથી.

૩૪ જે આધારનો પ્રધાનપતિને હક હોય તે આધારના સાધનો દુર કરવાથી, વાસ્તવિક નુકસાન ખરેખર રીતે થાય નહીં તો અને ત્યાં સુધી નુકસાન ભરી લેવાનો હક ઉત્પન્ન થતો નથી.

૩૫ વિશેષ ન્યાયના આકટની પર થી ૫૭ મી કલમના ઠરાવોને અનુસરીને (અ) સુખાધિકારમાં ખરેખર હરકત થઇ હોય તો, તે હરકત બદલ ૩ર થી ૩૬ પ્રમાણે નુકસાન મેળવી શકાય એમ હોય ત્યારે, અને (બ) હરકત કરવાની ફક્ત ધમકી આપી હોય અથવા કરવાનો ફક્ત ઈરાદો હોય તો જે કૃત્ય કરવાની ધમકી આપી હોય અથવા જે કરવાનો ઇરાદો હોય તે કૃત્ય કરવામાં આવે તો, સુખાધિકારમાં જરૂર હરકત પડવાની એમ હોય ત્યારે, તે સુખાધિકારમાં થતી હરકત બંધ કરવાની તાકીદ આપી શકાય.

૩૬ ચોવીસમી કલમમાં ઠરાવ કરેલા છે તે છતાં પણ સુખાધિકારમાં થએલી અન્યાય ભરેલી હરકત પ્રધાનપતિ પોતે દુર કરી શકતો નથી.

૩૭ જે સખસે સુખાધિકાર સ્થાપ્યો હોય તે સખસને સુખાધિકાર સ્થાપન થયાની પહેલાં બનેલાં કારણને લીધે ગૌણસ્થળમાં કાંઇ પણ હક ન રહે ત્યારે તે સુખાધિકાર નષ્ટ થાય છે.

**અપવાદ**—દશમી કલમ પ્રમાણે ગીરો આપનારે કાયદેસર રીતે સ્થાપેલા સુખાધિકારને આ કલમમાં કહેલી કંઇ વાત લાગુ પડતી નથી.

૩૮ પ્રધાનપતિ સ્પષ્ટ રીતે કે ગર્ભિત રીતે ગૌણપતિને સુખાધિકારથી છુટો કરે ત્યારે તે સુખાધિકાર નષ્ટ થાય છે. જે પ્રસંગે અને જેટલા પુરતું પ્રધાન સ્થળ, પ્રધાનપતિ બીજાને આપી શકે, તે પ્રસંગે તેટલાજ પુરતો તેનો છુટકો થઇ શકે છે. ગૌણસ્થળના માત્ર ભાગ પુરતો સુખાધિકાર છોડી શકાય છે.

**ખુલાસો ૧**—નીચેને પ્રસંગે સુખાધિકાર ગર્ભિત રીતે છોડેલો ગણાય છે.—

અ સુખાધિકારનો હવે પછીનો ઉપભોગ બંધ થાય એમ જેનું અવશ્ય પરિણામ નીપજે એવું કંઇ કાયમનું કૃત્ય ગૌણસ્થળ ઉપર કરવાનો સ્પષ્ટ અખ્તીઆર પ્રધાનપતિ આપે અને તે અખ્તીઆરની રૂએ તે કૃત્ય કરવામાં આવે ત્યારે, બ પ્રધાન સ્થળમાં કોઇ કાયમનો ફેરફાર એવી તરેહનો કર્યો હોય કે જેથી હવે પછી સુખાધિકારનો ઉપભોગ કરતા બંધ થવાનો પ્રધાનપતિનો ઇરાદો જણાઇ આવે ત્યારે.

**ખુલાસો ૨**—સુખાધિકારનો માત્ર વહિવટ ન કર્યો હોય તેટલા ઉપરથી તે કલમના અર્થ પ્રમાણે ગર્ભિત રીતે છોડી દીધેલો ગણાતો નથી.

**દ્દષ્ટાંત**—(અ, બ, તથા ક એક ઘરના સહમાલીક છે. તે ઘરને એક સુખાધિકાર જોડાએલો છે. બ તથા કની સંમતિ વગર અ સુખાધિકાર છોડી દે છે. આ છુટકો ફક્ત અ તથા તેના કાયદેસર વારસ વકીલની વિરૂદ્ધ અમલમાં આવી શકે છે. (બ) બને પોતાના ઘરના હિતકર ઉપભોગને માટે અની જમીન ઉપરનો સુખાધિકાર અ આપે છે. બ તે ઘર કને લખી આપે છે. પછી તે સુખાધિકાર છોડી દેવાનું બ જણાવે છે. આ છુટકો નકામો છે. (ક) બના ચોકમાં પોતાનાં નેવાં પાડવાનો હક અ ને છે. નેવાં પાડવામાં નડતર થાય એટલી ઉંચાઇ સુધી, તે ચોક ઉપર ચણતર કરવાને બ ને અ સ્પષ્ટ અખ્તીઆર આપે છે. બ તે પ્રમાણે ચણતર કરે છે. આથી જેટલું નડતર થાય તેટલા પુરતો અ નો સુખાધિકાર નષ્ટ થાય છે.

૩૯ સુખાધિકાર રદ કરવાનો અખત્યાર રાખ્યો હોય તે વાપરીને ગૌણપતિ તે રદ કરે ત્યારે તે સુખાધિકાર નષ્ટ થાય છે.

૪૦ નિર્યમિત મુદતને માટે સુખાધિકાર સ્થાપ્યો હોય અથવા કોઇ નિર્દિષ્ટ કરેલું કૃત્ય બને તો તે નિરર્થક થાય એવી સરતથી સુખાધિકાર સંપાદન કર્યો હોય ત્યારે તે મુદત વિતે અથવા સરત પુરી પડે એટલે તે સુખાધિકાર નષ્ટ થાય છે.

૪૧ આવશ્યકતાનો સુખાધિકાર આવશ્યકતાનો અંત આવ્યાથી નષ્ટ થાય છે.

**દ્દષ્ટાંત**—અ, બ ને એક ખેતર આપે છે. અ ની પાસેની જમીન ઉપર થઇને ગયા વગર તે ખેતરમાં જવાય તેવું નથી. પછીથી તે જમીનના જે ભાગ ઉપર થઇને પોતાના ખેતરમાં જઇ શકાય તેવો કંઇ ભાગ બ ખરીદ કરે છે. અ ની જમીન ઉપર થઇને જવા આવવાનો જે હક બ એ સંપાદન કર્યો હતો તે નષ્ટ થાય છે.

૪૨ કોઇ પણ વખતે અને કોઇ પણ પ્રસંગે સુખાધિકાર પ્રધાનપતિને લાભદાયક ન થાય ત્યારે તે નષ્ટ થાય છે.

૪૩ પ્રધાન સ્થળમાં કરેલા કાયમના કોઇ ફેરફારથી ગૌણુસ્થળ ઉપરનો બોજો વસ્તુતઃ વધતો હોય, અને સુખાધિકારના કાયદેસર ઉપભોગમાં નડતર નાંખ્યા વગર ગૌણુપતિથી તે ઘટાડી શકાતો હોય ત્યારે તે સુખાધિકાર નષ્ટ થાય છે. પરંતુ નીચેને પ્રસંગે તેમ થતું નથી.

(अ) પ્રધાન સ્થળના હિતકર ઉપભોગને માટે ગમે તેટલી હદ સુધી સુખાધિકારનો વહીવટ કરવો એવો ઇરાદો હોય તો, (ब) તે ફેરફારથી ગૌણુપતિને જે હાની થાય તે એટલી ક્ષુલ્લક હોય કે કોઇ વિચારવાન સખસ તે વિષે ખેદ ન કરે તો, અથવા (क) તે સુખાધિકાર આવશ્યકતાનો સુખાધિકાર હોય તો.

જે સુખાધિકારથી પ્રધાનસ્થળને આધાર મળવાનો હક પ્રધાનપતિને પ્રાપ્ત થયો હોય તેવા સુખાધિકારને આ કલમમાંહેનો કાંઇ પણ મજકુર લાગુ પડે છે એમ સમજવું નહિ.

૪૪ પ્રધાનપતીથી પોતાનો હક વધારે વાર ભોગવી શકાય નહીં એવી રીતે વરીષ્ટ સત્તાથી ગૌણુ સ્થળમાં કાયમનો ફેરફાર થાય ત્યારે તે સુખાધિકાર નષ્ટ થાય છે. પરંતુ, વરીષ્ટ સત્તાથી આવશ્યકતાનો જવા આવવાનો માર્ગ નષ્ટ થાય તો, ગૌણુસ્થળ ઉપર થઇને જવા આવવાનો બીજા માર્ગનો હક પ્રધાનપતિને તથા તે માર્ગને ચૌદમી કલમના ઠરાવોને લાગુ છે.

દૃષ્ટાંત--અ ની જમીનમાં થઇને વહેતી નદીમાં માછલાં પકડવાનો હક બ ને અમુક માલીક તરીકે અ આપે છે. નદી પોતાનો પ્રવાહ કાયમનો બદલી ક ની જમીનમાં થઇને વહે છે. બ નો સુખાધિકાર નષ્ટ થાય છે.

(ब) अ ને જે વાટે જવા આવવાના માર્ગનો હક છે, તે વાટે જવાનું ધરતીકંપથી હંમેશને માટે બંધ થઇ જાય છે. अ નો હક નષ્ટ થાય છે.

૪૫ પ્રધાન સ્થળ અને ગૌણુ સ્થળ એ બેમાંથી એક છેક નાશ પામે એટલે સુખાધિકાર નષ્ટ થાય છે.

દૃષ્ટાંત—સમુદ્રકાંઠે ઉંચા ખડકની તળેટી આગળ થઇને જતા રસ્તા ઉપર જવા આવવાના માર્ગનો હક अ ને છે. સમુદ્ર આગળ વધી આવવાથી રસ્તો હંમેશને માટે ધોવાઇ જાય છે. अ નો સુખાધિકાર નષ્ટ થાય છે.

૪૬ તમામ પ્રધાન સ્થળ તથા તમામ ગૌણુ સ્થળની પુર્ણ માલકી એકજ સખસને મળે તો સુખાધિકાર નષ્ટ થાય છે.

દૃષ્ટાંત—अ ને એક ઘરના માલીક તરીકે ब ના ખેતરમાં થઇને જવા આવવાના માર્ગનો હક છે. अ પોતાનું ઘર તથા ब પોતાનું ખેતર क ને ગીરો આપે છે પછી એ બંને ગીરો છોડાવવાના હક क રદ કરે છે. અને તમ કરીને ઘર તથા ખેતર એ બંનેનો પોતે પુરો માલીક થાય છે.

ब ના રસ્તા ઉપર થઇને જવા આવવાના માર્ગનો अ ને હક છે. એ રસ્તો ब સાર્વજનિક ઉપયોગમાં આપે છે. अના માર્ગનો હક નષ્ટ થતો નથી.

૪૭ ખાડો પડયા વગર વીસ વરસ સુધી સુખાધિકાર તરીકે તેનો ઉપભોગ બીલકુલ બંધ રહે એટલે સતત સુખાધિકાર નષ્ટ થાય છે. તેટલીજ મુદત સુધી સુખાધિકાર તરીકે તુટક સુખાધિકારનો ઉપભોગ ન કર્યો હોય, ત્યારે તે તુટક સુખાધિકાર નષ્ટ થાય છે. આ મુદત ગણુવાની તે, સતત સુખાધિકારની બાબતમાં, ગૌણુપતિએ તેનો ઉપભોગ કરવામાં જે દિવસે હરકત કરી હોય તે દિવસથી, અથવા પ્રધાનપતિએ તેનો ઉપભોગ કરવાનું જે દિવસથી અશક્ય કર્યું હોય તે દિવસથી ગણુવી; અને તુટક સુખાધિકારની, તો પ્રધાનપતિ તરીકે કોઇ સખસે છેક છેલો જે દિવસે ઉપભોગ કર્યો હોય તે દિવસથી ગણુવી

પણુ એવું ઠરાવ્યું છે કે, તુટક સુખાધિકારની બાબતમાં જો પ્રધાનપતિ તે સુખાધિકાર રાખવાના પોતાના ઇરાદાનો એકરાર સદરહુ મુદતની અંદર નોંધણીના આક્ટ મુજબ નોંધાવે તો તે નોંધણીની તારીખથી વીસ વર્ષની મુદત વીતે ત્યાં સુધી તે સુખાધિકાર નષ્ટ થશે નહિ. કોઇ સુખાધિકારનો ઉપભોગ કાયદા પ્રમાણે ફક્ત અમુક જગાએ, અથવા અમુક વખતે, અથવા અમુક કલાકોની વચ્ચે અથવા કોઇ ખાસ હેતુને માટે કરી શકાય એમ હોય ત્યારે, સદરહુ મુદતની દરમ્યાન બીજી જગાએ અથવા બીજે વખતે કે બીજા કલાકોની વચ્ચે કે બીજા કોઇ હેતુને માટે તેનો ઉપભોગ કરવાથી આ કલમ પ્રમાણે તે

નષ્ટ થતો બંધ રહેતો નથી. સદરહુ મુદતની દરમ્યાન ગૌણ સ્થળનો કબજો કોઇની પાસે નહોતો એ વાતથી કે સુખાધિકાર ભોગવી શકાય એમ નહોતું એ વાતથી, કે સુખાધિકારના સહાયકારી હકનો ઉપભોગ કર્યો હતો એ વાતથી, અથવા સુખાધિકારના અસ્તિત્વની માહિતિ પ્રધાનપતિને નહોતી એ વાતથી, અથવા તે પ્રમાણે કરવાના પોતાના હકના અજાણપણામાં તેણે તે ભોગવ્યો હતો એ વાતથી, આ કલમ પ્રમાણે સુખાધિકાર નષ્ટ થતો બંધ રહેતો નથી.

આ કલમ પ્રમાણે નીચેને પ્રસંગે પણ સુખાધિકાર નષ્ટ થતો નથી. (અ) પ્રધાનપતિ તથા ગૌણપતિની દરમ્યાનમાં કરારની રૂએ સુખાધિકારનો ઉપભોગ બંધ રાખ્યો હોય ત્યારે; (બ) પ્રધાન સ્થળ સહમાલીકોના કબજામાં હોય અને સહમાલીકોમાંનો કોઇ એક સદરહુ મુદતમાં તે સુખાધિકારનો ઉપભોગ કરે ત્યારે; ક સુખાધિકાર આવશ્યકતાનો સુખાધિકાર હોય ત્યારે.

એકજ સ્થળના લાભને માટે અનુક્રમે ઘણાં સ્થળો ઉપર જવા આવવાના માર્ગનો હક હોય, અને તે માર્ગ એક બીજાને લગતા હોય તો તે હક, આ કલમના કારણ સારૂ એકજ સુખાધિકાર ગણવો.

દૃષ્ટાંત—રાજ્યમાંથી **ક્ષ** તથા **જ્ઞ** સ્થળ ઉપર થઇને તથા તેમની દરમ્યાનના **ય** સ્થળ ઉપર થઇને પોતાને ઘેર જવા આવવાના માર્ગનો હક **અ** ને પોતાના ઘરની સાથે રહેલો છે. વીસ વરસ વીત્યા પહેલાં **ક્ષ** ઉપર થઇને જવા આવવાના માર્ગના પોતાના હકનો **અ** વહિવટ કરે છે. **ય** તથા **જ્ઞ** ઉપર થઇને જવા આવવાના માર્ગના તેના હક નષ્ટ થતા નથી.

૪૮ સુખધિકાર નષ્ટ થાય એટલે તેને સહાયકારી હક હોય તો તે પણ નષ્ટ થાય છે.

દૃષ્ટાંત—**બ** ના કુવામાંથી પાણી કાઢવાનો **અ** ને સુખાધિકાર છે. **બ** ની જમીન ઉપર થઇને તે કુવે જવા આવવાના માર્ગનો સહાયકારી હક **અ**ને છે. કા. ૪૭ પ્રમાણે પાણી કહાડવાનો હક નષ્ટ થાય છે. અને જવા આવવાના માર્ગનો હક પણ નષ્ટ થાય છે.

૪૯ ગૌણ સ્થળમાંના નિયમિત હક સંબંધને માટે તે સ્થળનો કબજો લેવાનો હક પ્રધાનપતિને થાય છે. ત્યારે, અથવા પ્રધાન સ્થળમાંના નિયમિત હક સંબંધને માટે તે સ્થળનો કબજો લેવાનો હક ગૌણપતિને થાય ત્યારે, સુખાધિકાર મોકુફ રહે છે.

૫૦ સુખાધિકાર જારી રાખો એમ કહેવાનો ગૌણપતિને હક નથી. તથા છવીસમી કલમમાં ઠરાવ કર્યા છે તે છતાં પણ, સુખાધિકાર નષ્ટ થવાને લીધે અથવા મોકુફ રહેવાને લીધે ગૌણસ્થળને થતા નુકશાનમાંથી બચાવવાને બહુ ખર્ચ કર્યા વગર ગૌણપતિ શક્તિવાન થાય એવી રીતની નોટીસ પ્રધાનપતિએ ગૌણપતિને આપી હોય તો, તે નુકસાન ભરી લેવાનો ગૌણપતિને હક નથી. સદરહુ નોટીસ ન આપી હોય તો સદરહુ પ્રમાણે નષ્ટ થવાને લીધે અથવા મોકુફ રહેવાને લીધે ગૌણસ્થળને જે નુકસાન થાય તે ભરી લેવાનો ગૌણપતિને હક છે.

દૃષ્ટાંત—**અ** સુખાધિકારનો વહીવટ કરતાં **બ**ના વહેળાનું પાણી પોતાની કેનાલ (નહેર) માં વાળે છે. ઘણાં વરસ સુધી તે વલણ જારી રહે છે અને તે મુદતની દરમીઆન તે વહેળાની તળેટીનો થોડો ભાગ પુરાઇ જાય છે. પછી **અ** પોતાનો સુખાધિકાર છોડી દે છે, અને વહેળા પ્રથમના માર્ગમાં આણે છે આને લીધે **બ**ની જમીન ઉપર પાણી ફરી વહે છે. એ રેલથી થયેલું નુકશાન ભરી લેવાની **અ** ઉપર **બ** ફરીયાદ કરે છે. તેમાં એવું સાબીત થયું છે કે, સુખાધિકાર છોડી દેવાના પોતાના ઇરાદાની **અ** એ **બ**ને એક માસ પહેલાં નોટીસ આપી હતી. **અ**ને બહુ ખર્ચ કર્યા વગર નુકસાન અટકાવવાને **બ** શક્તિવાન થાય એ માટે તે નોટીસ પુરતી હતી, તો ફરિયાદ કાઢી નાંખવી જોઇએ.

૫૧ નષ્ટ થયેલું સ્થળ વીસ વરસ વીત્યા પહેલાં, કાદવ કચરો જામવાથી પહેલાંના જેવું થાય ત્યારે તે નષ્ટ થયેલું સ્થળ ગૌણ ઇમારત હોય અને વીસ વરસ વીત્યા પહેલાં તેજ જમીન ઉપર તે ઇમારત ફરી બાંધવામાં આવે ત્યારે, અને ક નષ્ટ થયેલું સ્થળ પ્રધાન ઇમારત હોય અને વીસ વરસ વીત્યા પહેલાં, ગૌણ સ્થળ ઉપર વધારે બોજો ન પડે એવી રીતે, તેજ જગ્યાએ તે ઇમારત ફરી બાંધવામાં આવે ત્યારે, પીસતાળીસમી કલમ પ્રમાણે નષ્ટ થયેલો સુખાધિકાર સજીવન થાય છે. છેતાળીસમી કલમ પ્રમાણે નષ્ટ થએલા સુખાધિકાર, જે દેણગીથી અથવા મૃતલેખ દાનથી એકત્ર માલીકી થઇ હોય તે

યોગ્ય અધિકારવાળી કોર્ટના હુકમનામાથી રદ થાય એટલે સજીવન થાય છે. તેજ કલમ પ્રમાણે નષ્ટ થએલો આવશ્યકતાનો સુખાધિકાર બીજા કોઇ કારણને લીધે એકત્ર માલીકી બંધ થાય એટલે સજીવન થાય છે. મોકુફ રહેલો સુખાધિકાર ગુડતાળીસમી કલમ પ્રમાણે તે અધિકાર નષ્ટ થયા પહેલાં મોકુફ રહેવાનું કારણ દુર થાય તો સજીવન થાય છે.

**દ્રષ્ટાંત—ક**ના ખેતરમાં થઇને પોતાના ખેતરમાં જવા આવવાના માર્ગનો હક **અ**ને તે ખેતરના પુર્ણ માલીક તરીકે છે. **ક**ની પાસેથી વીસ વરસને માટે તે ખેતર **અ** પટે રાખે છે. તેમાં **અ** જ્યાં સુધી તે ખેતરનો પટે રાખનાર રહે ત્યાં સુધી સુખાધિકાર મોકુફ રહે છે. પણ **અ** તે પટે **ક**ને આપે કે **ક**ને પાછો સોંપે એટલે માર્ગનો હક સજીવન થાય છે.

૫૨ કોઇ સખસ પોતાની સ્થાવર મિલ્કતમાં અથવા સ્થાવર મિલ્કત ઉપર કંઈ કૃત્ય કરવાનો અથવા ચાલુ રાખવાનો હક બીજા કોઇને કે બીજા સખસો પૈકી મુકરર સંખ્યાને આપો અને તે હક ન હોય તો તે કૃત્ય ગેરકાયદેસર થાય એમ હોય તથા તે હક સુખાધિકાર ન થતો હોય કે મિલ્કતમાંનો કાંઇ હક સંબંધ ન થતો હોય ત્યારે તે હક પરવાનો કહેવાય છે.

૫૩ જે મિલ્કતને પરવાનો લાગુ હોય તેમાંનો પોતાનો હક સબંધ બીજો કોઇ સખસ જે પ્રસંગે અને જેટલો બીજાને આપી શકે તે પ્રસંગે તેટલે સુધીનો પરવાનો આપવાને તે મુખત્યાર છે.

૫૪ પરવાનો આપવાનો તે સ્પષ્ટ શબ્દોથી અથવા આપનારની વર્તણુંક ઉપરથી જણાઇ આવે એમ ગર્ભિત રીતે આપી શકાય તથા સુખાધિકાર ઉત્પન્ન કરવાની મતલબનો જે કરાર, તે કારણ સારૂ અનુપયોગી હોય તે પરવાનો ઉત્પન્ન કરવાના ઉપયોગમાં આવી શકે.

૫૫ કોઇ પણ હક સંબંધનો ઉપભોગ કરવા માટે, અથવા કોઈ હકનો વહીવટ કરવા માટે જે જે પરવાનાની આવશ્યકતા હોય તે બધા તે હક સબંધમાં અથવા હકમાં ગર્ભિત રીતે આવી જાય છે. આવા પરવાના સહાયકારી પરવાના કહેવાય છે.

**દ્રષ્ટાંત—અ** પોતાની જમીન ઉપર ઉગતાં ઝાડ **બ** ને વેચે છે તે જમીન ઉપર થઇને ઝાડ ઉપાડી લાવવાને **બ** હકદાર છે.

૫૬. જુદો ઇરાદો જણાવ્યો ન હોય અથવા ગર્ભિત રીતે અવશ્ય જણાતો ન હોય તો સાર્વજનિક ગમ્મતની જગાએ હાજર રહેવાનો પરવાનો પરવાનાદાર બીજાને આપવાને મુખત્યાર છે. પરંતુ સદરહુ પ્રસંગ સિવાય પરવાનાદારથી પરવાનો બીજાને આપી શકાય નહી. અથવા તેના નોકરોથી કે તેના આડતીયાથી તે પરવાનાનો ઉપયોગ કરી શકાય નહીં.

**દ્રષ્ટાંત—બ** ની મરજીમાં આવે ત્યારે **અ** ના ખેતરમાં થઇને ચાલવાનો હક **બ** ને **અ** આપે છે. **બ** ની કોઇ સ્થાવર મિલ્કતની સાથે તે હક જોડાએલો નથી. તે હક **બ** થી બીજાને આપી શકાય નહીં (**બ**) સરકારી જમીન ઉપર થોડી મુદતને માટે છાપરાં બાંધીને તે વાપરવાનો પરવાનો સરકાર **બ** ને આપે છે. સ્પષ્ટ રીતે વિરૂદ્ધ ઠરાવ ન હોય તો **બ** ના નોકર તે જમીન ઉપર છાપરાં બાંધવા સારૂ જઇ અને બાંધી શકે અને તેનો ઉપયોગ કરી શકે.

૫૭ પરવાનો જે મિલ્કતને લાગુ હોય તે મિલ્કતમાં પરવાનાદારની જાતને અથવા મિલ્કતને જોખમ ભરેલી થઇ પડે એવી કંઇ ખોડખાંપણ હોય અને તેની પરવાનો આપનારને માહીતી હોય, તથા પરવાનાદારને માહીતી ન હોય ત્યારે તેની ખોડખાંપણ પરવાનાદારને જણાવવાને પરવાનો આપનાર બંધાયલો છે.

૫૮ પરવાનો જે મિલ્કતને લાગુ હોય તે મિલ્કત પરવાનાદારની જાતને અથવા મિલ્કતને જોખમ ભરેલી થઇ પડે એવું કંઇ કૃત્ય ન કરવાને પરવાનો આપનાર બંધાયલો છે.

૫૯ પરવાનો જે મિલ્કતને લાગુ હોય તે મિલ્કત પરવાનો આપનારો બીજાને આપી દે, ત્યારે તે લેનારો સખસ તે મિલકત લેનાર તરીકે તે પરવાનાથી બંધાતો નથી.

૬૦ પરવાનો આપનાર માણસ પરવાનો રદ કરવાને મુખત્યાર છે, પરંતુ નીચેને પ્રસંગે તે પરવાનો રદ કરી શકાતો નથી.

અ પરવાનાની સાથે મિલકત આપી હોય, અને તે મિલકત આપ્યાની જ્ઞાત અમલમાં હોય તો, બ પરવાનાની રૂએ પરવાનાદારે કાયમનું કંઇ કામ કર્યું હોય અને તે કરવામાં ખર્ચ કર્યું હોય તો.

૬૧ સ્પષ્ટ રીતે કે ગર્ભિત રીતે પરવાનો રદ થઇ શકે છે.

**દૃષ્ટાંત**—(અ) અ નામનો એક ખેતરનો માલીક પોતાના ખેતરમાં થઇને જતો રસ્તો વાપરવાનો પરવાનો બ ને આપે છે. પછી પરવાનો રદ કરવાના ઇરાદાથી રસ્તા ઉપરના દરવાજે તે તાળું મારે છે. તો તેથી પરવાનો રદ થાય છે. (બ) અ પોતાના ખેતરમાં ઘાસની ગંજી કરવાને બને પરવાનો આપે છે. પણ પછી અ તે ખેતર ક ને ગણોતે કે વેચાણ આપે તો તે પરવાનો રદ થાય છે.

૬૨ નીચેને પ્રસંગે પરવાનો રદ થયેલો ગણાશે. અ જે મિલ્કતને પરવાનો લાગુ હોય તે મિલ્કતમાંનો પરવાનો આપ્યા પહેલાં બંધ થતો હોય તો, (બ) પરવાનાદાર સ્પષ્ટરીતે કે ગર્ભીતરીતે, પરવાનો આપનાર કે તેના વારસ વકીલને પરવાનાથી મુક્ત કરે તો, (ક) કોઇ નિયમિત મુદતને માટે કે અમુક કૃત્ય બને તો પરવાનો નિરર્થક થાય એવી સરતે પરવાનો આપ્યો હોય તો તે મુદત વીતે કે સરત પુરી થયે પરવાનો બંધ પડે છે. (ડ) જે મિલ્કતને પરવાનો લાગુ હોય, તે મિલ્કત નાશ થાય કે વરીષ્ટ સત્તાથી તેમાં કાયમનો ફેરફાર થાય કે જેથી પરવાનાદાર પોતાનો હક વધારે વખત વાપરી શકે નહીં ત્યારે; (ઈ) પરવાનો જે મિલ્કતને લાગુ હોય તે મિલ્કતની પુર્ણ માલીકીનો હક પરવાનાદારને મળે ત્યારે (ફ) કોઇ નક્કી કરેલા હેતુને માટે પરવાનો આપ્યો હોય અને તે હેતુ પાર પડે કે છોડી દેવામાં આવે કે અશક્ય થાય ત્યારે (ગ) કોઇ ખાસ હોદ્દો, નિમણુંક કે સ્વરૂપ ધરાવનાર તરીકે પરવાનો આપ્યો હોય તો તે હોદ્દો નિમણુંક કે સ્વરૂપનું અસ્તિત્વ બંધ થાવ ત્યારે, (આઇ) સહાયકારી પરવાનાની બાબતમાં જે હકસંબંધ કે હકની મદદને માટે તે હોય તો તે હકસંબંધ કે હકનું અસ્તિત્વ બંધ થાય ત્યારે પરવાનો બંધ પડે છે.

૬૩ પરવાનો રદ કરવામાં આવે ત્યારે પરવાનો જે મિલ્કતને લાગુ હોય તે મિલકત છોડી દેવાની તથા તે મિલ્કત ઉપર જે માલ મુકવાની તેને રજા મળી હોય તે લઇ લેવાની વ્યાજબી મુદત મળવાનો પરવાનાદારને હક છે.

૬૪ પરવાનો જો કંઇ મોબદલાને માટે આપવામાં આવ્યો હોય, અને જે હકને માટે પરવાનાદારે કરાર કર્યો હોય તે હકનો પરવાનાની રૂએ પુરેપુરો વહીવટ કર્યા પહેલાં પરવાનાદારની પોતાની કાંઇ કસુર વગર પરવાનો આપનારની પાસેથી નુકશાની ભરી લેવાનો તેને હક છે.

---

# કોર્ટોના વિશેષ અધિકાર બાબતનો કાયદો.

## (મુંબાઇનો સને ૧૮૨૭ નો રેગ્યુલેશન ૨ જો.)

### ન્યાત સંબંધી.

૨૧ કોઇ પણ કોર્ટ નાતના સવાલોમાં દરમીયાનગીરી કરશે નહીં પરંતુ કોઇપણ માણસને કે ન્યાતને આબરૂનું નુકસાન થતું હોય એવા કૃત્યને માટે નુકસાનીનો દાવો દાખલ કરી શકાશે. અને તેનો ઇન્સાફ કરવાને કોર્ટને હરકત નથી.

**ન્યાતના સવાલમાં**—ન્યાતને માટે રાંધવાના વાસણોનો ઉપયોગ કરવા દેવાના દાવાનો, ગેરવાજબી રીતે લગ્ન પ્રસંગે લગ્નની ફી, પાન કે નાળીએર લીધાં હોય તે બદલ હકદારે આણેલા દાવાનો, ખતીબ કે ઉપદેશકના હોદ્દાના હક સંબંધી દાવા, ન્યાતે અમુક જગાએ સ્થાપન કરેલી મૂર્ત્તિની પૂજા કરવાના હક બાબતના દાવા, ન્યાતના માગી લઇ ગયેલા રાંધવાના વાસણો પાછા લેવા બાબતના દાવાનો સમાસ થતો નથી. મુસલમાનોને આ કલમ લાગુ નથી.

વળી ન્યાતના સવાલમાં—ન્યાતમાંથી જુદા પડેલા માણસો ન્યાતની મિલ્કતમાંથી પોતાનો હિસ્સો લેવાનો દાવો કરે તો તે, દાવાનો, નાતના હોદ્દા ( ન્યાત પટેલ જેવા ) ને લગતા, તે હોદ્દાની ફરજો

બજાવવાના કે તે હોદ્દાના સબબથી મળતા માનઅકરામના દાવાનો, ન્યાત બહાર મુકેલા માણસને ન્યાતમાં પાછો દાખલ કરવા સંબંધી દાવાના, લગ્નવખતે ન્યાત રીવાજ પ્રમાણે પંચને આપેલા પૈસાની વ્યવસ્થા કરવા સારૂ ન્યાતના પટેલ કે પંચના કોઇ માણસ ઉપર કરેલા દાવાનો સમાસ થાય છે.

---

# દેણાની સાબીતી બાબત કાયદો.

## મુંબાઇનો સને ૧૮૨૭ નો ૫ મો.

૯ ખાતાની પુરેપુરી રકમ મળી નથી એ સાબીત કરવાનો બોજો પ્રતિવાદીને માથે છે.

૧૪ દેણદાર સાબીત કરે કે તેણે લેણદારને લેણી રકમ પુરેપુરી કે થોડી ઘણી આપવા માંડો હતી. તો તે આપવા માંડેલી રકમ ઉપર વ્યાજ ચઢતું બંધ થશે.

૧૫ જે મિલકત મુદલ કે વ્યાજને માટે ગીરો મુકી હોય તે મિલકત દેણાને માટે જવાબદાર છે. મિલકતમાંથી થતો નફો વ્યાજ પેટે ગણી શકાય છે. દીવાની કોર્ટમાં દાવો કરીને ગીરો મિલકત ગમે તે પક્ષકાર વેચાવીને દેણું પતાવી શકે છે. દેણા કરતાં કીંમત વધારે ઉપજે તો તે વધારાની રકમ લેના માલીકને આપવી જોઇએ.

### વિશેષ ન્યાય આપવા બાબતનો કાયદો

૧ વાદીએ માગેલી સ્થાવર કે જંગમ મિલકતનો કબજો અપાવવો. (૨) પ્રતીવાદીએ કરેલા કરારને પુરો કરાવવો. (૩) જે કામ ન કરવાનો પ્રતીવાદીએ કરાર કર્યો હોય તે કામ શરૂ કરે તો તે ન કરવાનો મનાઇ હુકમ કરવો; ( ૪ ) અંબેજ વગર કે બીજી રીતે પક્ષકારો નાહક, જેવા કે ઇઝમેંટનો, દસ્તાવેજ રદ કરાવવાનો, અને ( ૫ ) રીસીવરની નીમણુંક કરવાનો, આ પાંચ પ્રકારના દીવાની કોર્ટ વિશેષ ન્યાય આપી શકે છે.

---

# મુસલમાનોનો વકફ કાયદેસર ઠરાવવા બાબતનો આકટ

## (સન ૧૯૧૩ નો ૬ ઠો)

૧ ( ૧ ) આ આકટને સને ૧૯૧૩ નો મુસલમાનોનો વકફ કાયદેસર ઠરાવવા બાબતનો આકટ કહેવો. (૨) તે આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ છે.

૨ 'વકફ' એટલે મુસલમાન ધર્મ પાળનારા સખસે મુસલમાન કાયદાની રૂએ ધાર્મિક, પવિત્ર અથવા ધર્માદા ગણાતા કોઇ પણ કારણ માટે, કોઈ પણ મિલકત કાયમને માટે અર્પણ કરી એવા થાય છે.

'હનફી મુસલમાન' એટલે મુસલમાન ધર્મ પાળનાર જે સખસ મુસલમાન કાયદાના હનફી પંથના ફરમાન કે મત પ્રમાણે ચાલતો હોય તે.

૩ મુસલમાન ધર્મ પાળનાર કોઇ સખસ મુસલમાન કાયદાની રૂએ હોય તેવાં વકફ બીજાં કારણો સાથે નીચેનાં કારણ માટે કરશે તો તે કાયદાસર થશે.

અ પોતાના કુટુંબના, પોતાના છોકરાના અથવા પોતાના વંશજોના સર્વતઃ કે અંશતઃ ભરણપોષણ તથા ગુજરાન માટે; અને ( બ ) વકફ કરનાર હનફી મુસલમાન હોય તે પ્રસંગે, અર્પણ કરેલી મિલકતના ભાડા અને નફામાંથી પોતાની હયાતીમાં પોતાનાજ ગુજરાન તથા ભરણપોષણ માટે કે પોતાનું કરજ ફેડવા માટે પણ એવું ઠરાવ્યું છે કે, આવો બાબતોમાં આખરનો લાભ ખાસ રીતે કે ગર્ભિત રીતે, ગરીબ લોકોને માટે અથવા મુસલમાન કાયદાની રૂએ ધાર્મિક કે પવિત્ર કે ધર્માદા ગણાતા બીજા કોઇ કાયમના કામ માટે રાખી મુકેલો હોવો જોઇએ.

૪ આવો કોઇ પણ વકફ, તેમાં ગરીબ લોકોને સારૂ અથવા કાયમના કોઇ બીજા ધાર્મિક પવિત્ર

કે ધર્માદા કામ બાર રાખી મુકેલો લાભ વકફ કરનારનું કુટુંબ છોકરાં અથવા વંશજો નાબુદ થાય ત્યાં સુધી મુલતવી રાખવાનાજ માત્ર કારણસર, ગેરકાયદેસર થયેલો ગણાશે નહિ.

૫ આ આકટના કોઇ પણ ઠરાવથી, કોઇ પણ ચોકસ વર્ગ અથવા પંથના મુસલમાનોમાંના કોઇ પણ સ્થાનિક કે પ્રચલિત રિવાજ અથવા રસમને બાધ આવશે નહિ.

---

# હીંદુસ્તાનનો ટ્રસ્ટ તથા ટ્રસ્ટીઓ બાબતનો કાયદો.

## ( સને ૧૮૮૨ નો ૨ જો. )

૧ આ આકટને ટ્રસ્ટ એકટ કહેવો.

૨ 'ટ્રસ્ટ' એ શબ્દમાં જે ફરજ મિલ્કતના સ્વામિત્ર સાથે જોડેલી હોય, અને જે બીજા કોઇના હીતને માટે કે બીજા કોઇના કે માલીકના હીતને માટે, કે માલેક ઉપર રાખેલા કે તેણે કબુલ કરેલા વિશ્વાસ ઉપરથી કે તેણે જણાવીને કબુલ કરેલા વિશ્વાસથી ઉત્પન્ન થઈ હોય તે. એટલે વિશ્વાસ ઉપરથી ઉત્પન્ન થયેલી ફરજ એનું નામ ટ્રસ્ટ સમજવું.

'ટ્રસ્ટ કરનાર'—જે સખસ એવો વિશ્વાસ રાખે કે જણાવે તે; 'ટ્રસ્ટી'—એ શબ્દમાં જે સખસ એવો વિશ્વાસ કબુલ કરે તે 'હિતાધિકારી' જે સખસના હિતને માટે એવો વિશ્વાસ કબુલ કર્યો હોય તે. 'ટ્રસ્ટની મિલકત'—એટલે ટ્રસ્ટનો જે વિષય તે. એટલે જે વસ્તુના સંબંધમાં ટ્રસ્ટી થયો હોય તે વસ્તુ. 'વિશ્વાસઘાત' એટલે આ કાયદાથી ટ્રસ્ટીને માથે તેવા ટ્રસ્ટી તરીકે નાંખેલી કાંઇ ફરજ તોડવી તે.

આ આકટ, વકફ સંબંધી મુસલમાની શરેહના નિયમોને, અવિભક્ત કુટુંબના માણસોનો પરસ્પર સંબંધ લોક સંપ્રદાયના કાયદાથી કે તેમની જાતને લાગુ હોય એવા કાયદાથી નક્કી કરેલો હોય તેને, સાર્વજનિક કે ખાનગી ધર્માદા દાન કે દયાદાનને આ એકટ લાગુ નથી.

૩ કોઇ પણ કાયદેસર હેતુને માટે ટ્રસ્ટ ઉત્પન્ન કરી શકાય છે. નીચેના હેતુ કાયદેસર છે. (૧) જેની કાયદામાં મનાઇ કરી ન હોય, (૨) કાયદાનો ઠરાવ વ્યર્થ થઇ ન પડે તેવો કોઇ માન્ય કરેલો ઠરાવ, (૩) કપટ ન હોય તે, (૪) જે બીજાને હાનિકર્ત્તા ન હોય તે, અને (૫) જેને કોર્ટ રાજનીતિ વિરૂદ્ધ કે અનીતિનો ગણતી ન હોય તે.

૪ જે ટ્રસ્ટનો હેતુ ગેરકાયદેસર હોય તે ટ્રસ્ટ નિરર્થક છે.

૫ સ્થાવર મિલ્કત સંબંધી ટ્રસ્ટ, ટ્રસ્ટ કરનારની કે ટ્રસ્ટીની સહીવાળા નોંધેલા દસ્તાવેજથી કરવું જોઇએ. જંગમ મિલ્કત સંબંધી ટ્રસ્ટ નોંધેલા દસ્તાવેજથી અથવા મિલકતનું ધણીપણું ટ્રસ્ટીને આપી દઇને કરવું જોઇએ.

૬ ટ્રસ્ટ કરનાર વ્યાજબી નિશ્ચિત્તપણાથી (૧) શબ્દ કે કૃત્યવડે ટ્રસ્ટ ઉત્પન્ન કરવાનો પોતાનો ઇરાદો (૨) ટ્રસ્ટનો હેતુ. (૩) હિતાધિકારી, (૪) ટ્રસ્ટની મિલ્કત બતાવે તથા (૫) ટ્રસ્ટની મિલ્કત તબદીલ કરી આપે ત્યારે ટ્રસ્ટ ઉત્પન્ન થાય છે.

૭ (૧) કરાર કરવાને લાયક હોય તેવો સખસ, અને સગીર કે તેની તરફથી કોઇ સખસ ડીસ્ટ્રીકટ કોર્ટની પરવાનગીથી ટ્રસ્ટ ઉત્પન્ન કરી શકે છે.

૮ ટ્રસ્ટનો વિષય કોઇ ખાસ હિતસંબંધ ન હોવો જોઇએ પરંતુ હિતાધિકારીને તબદીલ કરી શકાય તેવી મિલ્કત હોવી જોઇએ.

૯ મિલ્કત ધારણ કરી શકે એવો કોઇ પણ સખસ હિતાધિકારી થઈ શકે છે હિતાધિકારી પોતાનો હક સંબંધ ટ્રસ્ટીને લખીને ત્યાગ કરી શકે છે.

૧૦ મિલ્કત ધારણ કરી શકે એવો કોઇ પણ સખસ ટ્રસ્ટી થઈ શકે છે. પણ જે ટ્રસ્ટમાં મરજીમાં આવે તે પ્રમાણે કરવાનું હોય, તેની બાબતમાં એવો સખસ કરાર કરવાને લાયક ન હોય તો, તે ટ્રસ્ટનો અમલ કરી શકતો નથી. કોઇ પણ સખસ ટ્રસ્ટ સ્વિકારવાને બંધાયલો નથી. શબ્દોથી કે કૃત્યથી ટ્રસ્ટ સ્વિકારાય છે. યોજેલો ટ્રસ્ટી, ટ્રસ્ટ સ્વિકારવાને બદલે તેનો હક યોગ્ય મુદતમાં ત્યાગ કરવાને મુખત્યાર

છે. એ કે જ્યારે સહટ્રસ્ટીઓમાંનો એક ટ્રસ્ટી હક ત્યાગ કરે તે તેથી, ટ્રસ્ટની મિલ્કત બીજાઓને મળે છે.

૧૧ ટ્રસ્ટનો હેતુ તથા ટ્રસ્ટ કરનારે કરેલી આજ્ઞાઓ પાળવાને ટ્રસ્ટી બંધાયલો છે; પરંતુ હિતાધિકારીને ખુલ્લી રીતે નુકસાનકારક હોય એવી કોઇ આજ્ઞા પાળવાની જરૂર નથી.

૧૨ ટ્રસ્ટીએ ટ્રસ્ટની મિલ્કતની સ્થિતિ વિષે તાકીદથી માહીતગાર થવું જોઇએ. ટ્રસ્ટની મિલ્કત પોતાના નામ ઉપર તબદીલ કરાવી લેવી જોઇએ. અને અપૂર્તા કે જોખમ ભરેલા તારણ ઉપર રોકેલા ટ્રસ્ટના પૈસા ઉપાડી લેવા જોઇએ.

૧૩ ટ્રસ્ટની મિલ્કત જાળવી રાખવાને માટે ટ્રસ્ટીએ વાજબી ફરીઆદો ચલાવવી જોઇએ તથા જવાબ આપવા જોઇએ અને જરૂર લાગે તેવા બીજા ઇલાજો લેવા જોઇએ.

૧૪ ટ્રસ્ટીએ હિતાધિકારીથી વિરૂદ્ધ સત્તાધિકાર, પોતાને કે બીજાને માટે ઉભો કરવો ન જોઇએ.

૧૫ ટ્રસ્ટીએ પોતાની મિલ્કતની માફકજ ટ્રસ્ટની મિલ્કતની સંભાળ રાખવી જોઇએ.

૧૬ ટ્રસ્ટીએ બગડી જાય તેવી મિલ્કતને બદલીને કાયમનો કે તત્કાળ લાભ મળે એવા પ્રકારની કરવી જોઇએ.

૧૭ ટ્રસ્ટીએ નિષ્પક્ષપાતપણે ચાલવું જોઇએ, અને મિલ્કતને થતી હાનિ અટકાવવી જોઇએ, તથા હિસાબ બરોબર અને ચોખ્ખો રાખવો જોઇએ.

૧૯ ટ્રસ્ટીએ મિલ્કત કેટલી છે ને કેવી સ્થિતિમાં છે તેની હિતાધિકારીને, તેની માગણી ઉપરથી પૂર્ણ કે બરોબર માહીતી આપવી જોઇએ.

૨૦ ટ્રસ્ટીએ, ટ્રસ્ટના પૈસા સરકારી સીક્યુરીટીઓમાં, ગેરન્ટીડ રેલ્વેના શેરોમાં કે ડીબેન્ચરોમાં કે મ્યુનીસીપલ ડીબેન્ચરોમાં કે કોઇ સ્થાવર મિલ્કતના પહેલા ગીરોમાં કે હાઇકોર્ટે અધિકાર આપ્યો હોય તેવી કોઈ બીજી સીક્યુરીટીઓમાં રોકવા જોઇએ.

ટ્રસ્ટી વિશ્વાસઘાત કરે ત્યારે નુકસાન ભરી આપવાને અને પૈસા રોકવામાં અયોગ્ય ઢીલ કરે તો તે માટે જવાબદાર છે.

૨૩ જે કોઇ ટ્રસ્ટી—( ૧ ) તેણે પોતે બ્યાજ લીધું હોય ત્યારે, ( ૨ ) પૈસા આપવામાં અયોગ્ય ઢીલ કરી હોય ત્યારે; બ્યાજ લેવું જોઇતું હતું છતાં ન લીધું હોય ત્યારે; બ્યાજ લીધું છે એમ અનુમાન કરાય ત્યારે સેંકડે ૭ ટકા લેખે સાદા બ્યાજ બદલ હિસાબ આપવાને; પૈસા રોકવામાં કે બ્યાજ કે નફાનો ફાળો વસુલ કરવામાં ચુક કરે ત્યારે; મિલ્કત કે તેનું ઉત્પન્ન વેપાર રોજગારમાં કામે લગાડે ત્યારે તે પોતે બ્યાજ આપવાને પાત્ર છે.

૨૪ કોઇ પણ ટ્રસ્ટી જવાબદારીને પેટે બીજી મિલ્કતની વ્યવસ્થાનો નફો થયો હોય તો, તે મજરે લઇ શકતો નથી.

૨૬ કોઈ પણ ત્રસ્ટી પોતાના પહેલા થઇ ગયેલા ટ્રસ્ટીની કસુર બદલ જવાબદાર નથી. તેમ સહ ત્રસ્ટીએ વિશ્વાસઘાત કર્યો હોય તો તે બદલ બીજો ટ્રસ્ટી જવાબદાર થતો નથી.

૨૭ જ્યારે સહટ્રસ્ટીઓ સાથે મળીને વિશ્વાસઘાત કરે, ત્યારે પ્રત્યેક ટ્રસ્ટી થએલા નુકશાનને માટે હિતાધિકારીના જવાબદાર થાય છે.

૨૮ જ્યારે કોઇ હિતાધિકારી, ટ્રસ્ટીને ખબર આપ્યા વગર કાંઇ મિલ્કત બીજાને આપે કે સ્વાધિન કરે, ત્યારે ત્રસ્ટી એવી મિલ્કતને માટે જવાબદાર નથી.

૨૯ જ્યારે હિતાધિકારીનો હકસંબંધ સરકાર દાખલ થાય ત્યારે સરકાર ફરમાવે તેવા સખસના હીતને માટે તે હકસંબંધ ધારણ કરવાને તે ટ્રસ્ટી બંધાએલો છે.

૩૦ ટ્રસ્ટીઓને ટ્રસ્ટના લેખના ઠરાવોને અનુસરીને જે પૈસા સ્ટોક, ફંડ કે સીક્યુરીટીઓ પોતપોતાને ખરેખર મળે, તેનોજ તેણે હિસાબ આપવો પડશે. અને તેમાંનો એક ટ્રસ્ટી બીજાને માટે જવાબદાર થશે નહીં.

૩૧–૩૫ ટ્રસ્ટનો લેખ તથા ટ્રસ્ટની મિલ્કત સંબંધી જેટલા દસ્તાવેજ હોય તેટલા પોતાના કબજામાં રાખવાનો, ટ્રસ્ટનો અમલ કરવામાં યોગ્ય રીતે કરેલું તમામ ખર્ચ વાળી લેવાનો કે આપવાનો;

હિતાધિકારીની ભૂલથી વધારે રકમ અપાઇ હોય તો તે ભરી લેવાનો; વિશ્વાસઘાતથી જેને લાભ મળ્યો હોય તેની પાસેથી નુકસાન ભરી લેવાનો; ટ્રસ્ટની મિલ્કતની વ્યવસ્થા કરવામાં કોર્ટનો અભિપ્રાય, સલાહ કે હુકમ લેવાનો; પોતે કરેલા વહીવટનો હિસાબ તપાસરાવી નક્કી કરાવવાનો અને હિતાધિકારીનું કાંઈ લેણું નીકળતું ન હોય તો; તે મતલબનો લેખ લખાવી લેવાનો ટ્રસ્ટીનો હક છે.

૩૬–૪૫ ત્રસ્ટના લેખમાં અધિકાર આપ્યા ઉપરાંત ત્રસ્ટની મિલ્કત વસુલ કરવા, સાચવવા કે ગુજરાન માટે યોગ્ય કૃત્ય કરવાનો, ત્રસ્ટની મિલકત એક વર્ષને માટે પટે આપવાનો, વેચવાનો અધિકાર આપ્યો હોય તો, જાહેર લીલામ કરીને કે લોટ કરીને કે ખાનગી કરારથી વેચવાનો, ખાસ સરતોથી વેચવાનો, વેચાતી લેવાનો કે ફરી વેચવાનો, વેચાણ કે ખરીદી પોતાની નજરમાં આવે તે વખતે કરવાનો, વેચેલી મિલ્કત બીજાને નામે કરી આપવાનો, વીસમી કલમમાં કહેલી કોઇ સીક્યુરીટીમાં પૈસા રોકવાનો પ્રકાર બદલવાનો સગીરને માટે ત્રસ્ટ કરેલું હોય ત્યારે, તે મિલ્કતની ઉપજ સગીરના ગુજરાન કે કેળવણી સારૂ કે ધર્મભક્તિના કે તેના લગ્ન કે ઉત્તરક્રિયાના વાજબી ખર્ચ સારૂ વાપરવાનો કે સગીરનો જો બીજો કોઇ વાલી હોય તો તેને આપવાનો, મિલ્કતનું ઉત્પન્ન સગીરના ઉપર મુજબના ખર્ચ માટે પુરતું ન હોય તો ડીસ્ટ્રીક્ટ કોર્ટની પરવાનગી લઇને તેની તમામ મિલ્કત કે તેનો ભાગ સગીરના ગુજરાન કે કેળવણી સારૂ વેચવાનો, પહોંચ લખી આપવાનો; કરજ કે મિલ્કત બાબત તોડજોડ કરવાનો, ઘણા ટ્રસ્ટીઓમાંનો એકાદ ત્રસ્ટી હક ત્યાગ કરે કે ગુજરી જાય તો બાકીનાએ ઉપર મુજબ અધિકાર ચલાવવાનો; ત્રસ્ટ અમલમાં લાવવાનું હુકમનામું થયું હોય ત્યારે હુકમનામાને અનુસરીને ત્રસ્ટીએ ચાલવાનો એ સર્વે અધિકારો ત્રસ્ટીઓને છે.

૪૬—જે ત્રસ્ટીએ ત્રસ્ટ સ્વિકાર્યું હોય, તે પછીથી તેનો ત્યાગ કરી શકતો નથી, પણ અવલ હકુમતની મુખ્ય દીવાની કોર્ટની પરવાનગીથી, હિતાધિકારી કરાર કરવાને લાયક થાય તો તેની સમ્મતિથી, કે ત્રસ્ટના લેખમાં ખાસ અખત્યાર આપ્યો હોય તો તેથી ત્રસ્ટનો ત્યાગ કરી શકાય છે.

૪૭–ત્રસ્ટી પોતાનું કામ કોઇ સહત્રસ્ટીને કે પરાયા સખસને સોંપી શકતો નથી; પણ ત્રસ્ટના લેખમાં તે પ્રમાણે સોંપવાનો ઠરાવ હોય તો, તેમ હંમેશની રીતે કામ ચલાવવાની સોંપણી કરી હોય તો, સોંપણી જરૂરની હોય તો અને કરાર કરવાને લાયક હિતાધિકારીએ સોંપણી કરવાની સમ્મતિ આપી હોય તો તે પ્રસંગે તે પોતાનું કામ બીજાને સોંપી શકે છે.

૪૮. ત્રસ્ટીઓ એક કરતાં વધારે હોય તો, બધાએ મળીને ત્રસ્ટ અમલમાં લાવવું.

૪૯ નજરમાં આવે તેમ કરવાનો ત્રસ્ટીને આપેલો અધિકાર તે વાજબી રીતે કે શુદ્ધ બુદ્ધિથી ન વાપરતો હોય તો મુખ્ય દિવાની કોર્ટ તે અધિકાર ઉપર નિબંધ રાખવાને મુખત્યાર છે.

૫૦ ત્રસ્ટ લેખમાં ફરમાવ્યું હોય તે સિવાય ત્રસ્ટી ત્રસ્ટ અમલમાં લાવવાની મહેનત કે વખતનો બદલો માગી શકતો નથી.

૫૧ પોતાના લાભ સારૂ ત્રસ્ટની મિલકત ત્રસ્ટી વાપરી શકતો નથી.

૫૨ વેચાણ કરવા માટેનો ત્રસ્ટી કે તેનો આડતીઓ ત્રસ્ટની મિલ્કત ખરીદી શકતો નથી.

૫૩ ત્રસ્ટી હિતાધિકારીનો હકસંબંધ પરવાનગી વગર ખરીદ કરી શકતો નથી. ખરીદ કરવા માટેનો ત્રસ્ટી પોતાને માટે ખરીદ કરી શકતો નથી કે ગીરો કે પટે રાખી શકતો નથી.

૫૪ સહત્રસ્ટીઓ પોતાનામાંના કોઇને ગીરો ઉપર કે અંગ ઉધાર ત્રસ્ટના પૈસા ધીરી શકતા નથી.

૫૫—૫૬ હિતાધિકારીના નીચે પ્રમાણે હક છે. એટલે; ત્રસ્ટની મિલકતના ભાડા અને ઉત્પન્ન ઉપર, ત્રસ્ટ કરનારના ઇરાદાનો વિશેષ રીતે અમલ કરાવવાનો, ત્રસ્ટની મિલકત પોતાને કે બીજાને તબદીલ કરાવવાનો, ત્રસ્ટનો લેખ, હિસાબ કે બીજા કાગળ જોવાનો અને તેની નકલ લેવાનો, પોતાનો હિત સંબંધ તબદીલ કરી આપવાનો; ત્રસ્ટ અમલમાં લાવવાની ફરીઆદ કરવાનો, યોગ્ય ત્રસ્ટીઓ પાસે યોગ્ય રીતે ત્રસ્ટનો વહીવટ કરાવવાનો, નાલાયક ત્રસ્ટીને દુર કરીને તેની જગાએ નવો ત્રસ્ટી નીમવાનો, ફરીઆદ માંડવાને, ત્રસ્ટીને તેનું કામ કરવાની ફરજ પાડવાનો તથા વિશ્વાસઘાત કરતાં અટકાવવાનો,

ટ્રસ્ટીએ ખોટી રીતે ટ્રસ્ટની મિલ્કત ખરીદ કરી હોય તો તે પાછી તબદીલ કરાવવાનો, ત્રીજા સખસોના હાથમાં ગયેલી મિલ્કત બદલ ફરીઆદ માંડવાનો, ટ્રસ્ટની મિલ્કત બદલીને જે મિલ્કત કરી હોય તે લેવાનો, અને મિલ્કતની ખોટી રીતે પોતાની મિલ્કત સાથે થતી સેળભેળ કરે ત્યારે પોતાની લેણી રકમ બદલ તમામ ફન્ડ ઉપર બોજો રાખવાનો અધિકાર છે.

૬૦ ટ્રસ્ટનો વહીવટ કરવામાં પૈસા લઇને કબજામાં રાખવા પડતા હોય તો ટ્રસ્ટીઓની સંખ્યા ઓછામાં ઓછી બેની હોવી જોઇએ.

૬૯ ટ્રસ્ટની ખબર વગર અવેજ આપીને શુદ્ધ બુદ્ધિથી જેણે મિલ્કત તબદીલ કરી લીધી હોય, તે મિલ્કતના સંબંધમાં હિતાધિકારીને કાંઇ હક પ્રાપ્ત થતો નથી.

૬૬ ટ્રસ્ટની મિલ્કત વેચીને તે પછી પોતેજ તે મિલ્કતનો કોઇ ટ્રસ્ટી માલીક થાય ત્યારે, તે મિલ્કત ફરીથી ટ્રસ્ટને પાત્ર છે.

૬૭ જે પંત્યાળાઓને વિશ્વાસઘાતની ખબર હોય તેઓ તે વિશ્વાસઘાત માટે એકમતે એકાજતે હિતાધિકારીઓ જવાબદાર થાય છે.

૬૮ ઘણા હિતાધિકારીઓમાંનો કોઇ એક ( ૧ ) વિશ્વાસઘાત કરવામાં સામીલ થાય, વિશ્વાસઘાતથી જાણી જોઇને કાંઇ લાભ મેળવે, વિશ્વાસઘાત છુપાવે, ટ્રસ્ટીને ઠગીને વિશ્વાસઘાત કરવા લલચાવે, ત્યારે તે હિતાધિકારી વિશ્વાસઘાતથી થએલું નુકસાન આપવાને જવાબદાર છે. અને નુકસાન ન આપે ત્યાં સુધી તેનો તમામ હિતસંબંધ અટકાવી રાખવાનો બીજા હિતાધીકારીઓનો હક છે.

૬૯ હિતાધિકારીના હક અને જવાબદારી મિલ્કત તબદીલ કરી લેનારને પ્રાપ્ત થાય છે.

૭૦ ટ્રસ્ટીનો હોદ્દો મરણ થવાથી કે તે દુર થવાથી ખાલી થાય છે. તેમજ ટ્રસ્ટ નષ્ટ થવાથી, કામ પુરૂ થવાથી ટ્રસ્ટના લેખમાં ઠરાવેલા સાધનોથી નવો ટ્રસ્ટી નીમવાથી, પોતાની કે હિતાધિકારીની સમ્મતિથી, કોર્ટથી ટ્રસ્ટી પોતાના હોદ્દા ઉપરથી દુર થઇ શકે છે.

૭૩ ટ્રસ્ટી દુર થવાને માટે દિવાની કોર્ટને અરજી કરવાને મુખત્યાર છે. ટ્રસ્ટી મરી જાય કે કામ કરવા નાલાયક કે અશક્ત થાય તો તેની જગાએ નવો ટ્રસ્ટી નીમવાનો બીજા ટ્રસ્ટીઓને અધિકાર છે. અને એવી નવી નીમણુક બદલીને અને તે ઉપર સહી કરીને કરવી.

૭૪ ટ્રસ્ટીની કોઇ જગા ખાલી પડે કે ટ્રસ્ટી નાલાયક થાય કે નવો ટ્રસ્ટી નીમવાનું અશક્ય માલુમ પડે તો હિતાધિકારી, ફરીઆદ માંડયા વગર નવો ટ્રસ્ટી નીમવા દિવાની કોર્ટને અરજી કરી શકે છે.

૭૭ હેઠળ લખેલે પ્રસંગે ટ્રસ્ટ ન થાય એ જેમ કે (અ) તેનો હેતુ પુર્ણપણે પુરો થાય ત્યારે. (બ) તેનો હેતુ ગેરકાયદેસર થાય ત્યારે. (ક) હેતુ પુર્ણ થવાને અશક્ય થાય ત્યારે, (ડ) સ્પષ્ટપણે રદ કર્યું હોય ત્યારે અને મૃત્યુપત્ર ઉપરથી ઉત્પન્ન કરેલું ટ્રસ્ટ, મૃત્યુપત્ર કરનારની ખુશીમાં આવે ત્યારે રદ કરી શકે છે.

૭૮ બીજે પ્રસંગે ટ્રસ્ટ નીચેને પ્રસંગે નષ્ટ કરી શકાય છે. (અ) હિતાધિકારીની સમ્મતિથી, (બ) ટ્રસ્ટ કરનારે લેખથી તે રદ કરવાની સત્તા રાખી હોય તો તે સત્તાના અમલથી (ક) કરજ આપવા ટ્રસ્ટ કર્યું હોય, અને લેણદારોને તે જણાવ્યું ન હોય તો ટ્રસ્ટ કરનારની ખુશીમાં આવે ત્યારે રદ કરી શકે છે.

---

# હિંદુઓએ મિલ્કતની વ્યવસ્થા કરવા બાબતનો આક્ટ.

## સને ૧૯૧૬ નો આક્ટ નંબર ૧૫ મો.

૧ આ આક્ટને ૧૯૧૬ નો હિંદુઓએ મિલ્કતની વ્યવસ્થા કરવા બાબતનો એક્ટ કહેવો. તે પ્રથમ મદ્રાસ ઇલાકા સિવાય આખા હિંદુસ્તાનને લાગુ છે.

૨ આ આક્ટમાં નિર્દિષ્ટ કરેલા નિબંધો ને ઠરાવોને પાત્ર રહીને, કોઇ પણ હિંદુએ કરેલી મિલ્કતની કોઇ પણ વ્યવસ્થા, પછી તે જીવતા માણસો વચ્ચે તબદીલીથી કરેલી વ્યવસ્થા કે વસીઅતનામાથી

કરેલી વ્યવસ્થા હોય તે જે સખસના લાભ માટે કરવામાં આવી હોય તે સખસે તે તારીખે જન્મેલો ન હતો એટલાજ માત્ર કારણસર રદ ગણાશે નહિ.

૩ બીજી કલમમાં જણાવેલા નિબંધો તથા સરતો હેઠળ પ્રમાણે છે, એટલે કે—

(અ) જીવતા માણસો વચ્ચે તબદીલીથી કરેલી વ્યવસ્થાની બાબતમાં મિલ્કત તબદીલ કરવાના આક્ટની કા. ૧૩-૧૪ તથા ૨૦ માં આપેલાં છે તે, અને (બ) વસીઅતનામાથી કરેલી વ્યવસ્થાની બાબતમાં સને ૧૮૬૫ ના હિંદુસ્તાનના વારસા બાબતના આક્ટની કા. ૧૦૦ તથા ૧૦૧ આપેલાં છે તે.

૪ જ્યારે મિલ્કતની કોઇ વ્યવસ્થા ૩જી કલમમાં ઉલ્લેખ કરેલા કોઇ પણ નિર્બંધને લીધે નિરૂપયોગી થાય ત્યારે એવી અગાઉની વ્યવસ્થા પછી અથવા તે નિરૂપયોગી થયા પછી જે કોઇ પણ વ્યવસ્થાનો અમલ કરવાનું ધાર્યું હોય એવી વ્યવસ્થા પણ નિરૂપયોગી થશે.

૫ જ્યારે ગવર્નર જનરલ ઇન કૌંસિલનો એવો અભિપ્રાય હોય કે ખોજાકોમ આ આક્ટના ઠરાવો પોતાને લાગુ પાડવાનું ઇચ્છે છે તો ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને એવું જાહેર કરવાને મુખત્યાર છે.

---

## સીવીલ પ્રાસીજર કોડનું પરિશિષ્ઠ—અનુસંધાન.

# કલેકટરોએ હુકમનામાં બજાવવા વિશે.

૧. (૧) હુકમનામાની બજાવણીનું કામ કલેકટરને ૬૮ મી કલમની રૂએ મોકલ્યું હોય ત્યારે કલેકટર.

(અ) હુકમનામાની રકમ ઉભી કરવા સારૂ હુકમનામાના દેણદારને બની શકે તેટલા માટે સ્થાવર મિલકતનું વેચાણ તહકુબ રાખવામાં આવે ત્યારે કોર્ટ જે રીતે કામ ચલાવત તે રીતે કામ ચલાવવાને, અથવા (બ) વેચવાનો હુકમ થયેલી તમામ મિલકત કે તેનો કાંઇ ભાગ હંમેશને વાસ્તે કે કાંઈ મુદતને વાસ્તે પ્રીમિયમ લેઇને, ભાડે આપીને, અથવા ગીરો મુકીને, હુકમનામાની રકમ ઉભી કરવાને, અથવા (ક) વેચવાને હુકમ થયેલી મિલકત અથવા જરૂર હોય તેટલો તેનો ભાગ વેચવાને મુખત્યાર છે.

૨. સ્થાવર મિલકતને વિશેષ રીતે લાગુ હોય તે કરારને લીધે જે હુકમનામામાં તે મિલકત વેચવાનું ફરમાવ્યું હોય તેવું હુકમનામું નહિ પણ પૈસા બાબતનું હુકમનામું હોય, એવું અને તે પુરૂં કરવામાં કોર્ટે સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હોય, એવું હુકમનામું બજાવવાનું કામ સદરહુ પ્રમાણે મોકલ્યું હોય ત્યારે, કલેકટરને જરૂર જણાય તેવી ચોકસી કર્યા પછી, હુકમનામાના દેણદારની કામમાં આવે તેવી તમામ સ્થાવર મિલકત વેચ્યા વગર તેની સઘળી જવાબદારી પતી જશે એમ માનવાનું તેને (કલેકટરને) કારણ હોય તો, આ આક્ટમાં આગળ ઠરાવ્યા પ્રમાણે કામ ચલાવવાને કલેકટર મુખત્યાર છે.

૩. (૧) પારેગ્રાફ (૨) માં કહેલા પ્રકારના કોઇ પણ પ્રસંગે કલેકટરે નોટીસ પ્રસિદ્ધ કરીને તે પ્રમાણે ચાલવવાને તે નોટીસ પ્રસિદ્ધ થયાની તારીખથી ૬૦ દિવસની મુદત આપવી, અને તેમાં જણાવવું કે.

(અ) હુકમનામાના દેણદાર ઉપરના પૈસા આપવા બાબતનું જે હુકમનામું તેની સ્થાવર મિલકત વેચીને બજાવી શકાય એવું હોય, અને તે પ્રમાણે બજાવવાને જે હુકમનામાવાળાની મરજી હોય તેવા પ્રત્યેક હુકમનામાવાળાએ, તથા પૈસા આપવા બાબતના જે હુકમનામાની બજાવણીમાં તે મિલકત વેચવાનું કામ ચાલુ હોય તેવા પ્રત્યેક હુકમનામાવાળાએ, હુકમનામાની નકલ તથા તે હુકમ નામા ઉપરથી વસુલ કરવા જોગ રકમ કેટલી છે તે બતાવનારૂં તે કરનારી અથવા બજાવનારી કોર્ટનું સર્ટિફીકેટ પોતાની (કલેકટરની) રૂબરૂ હાજર કરવું; (બ) સદરહુ મિલકત ઉપર કંઇ દાવો હોય એવા પ્રત્યેક સખસે તે દાવાની હકીકત કલેકટરને આપવી, તથા તેના પુરાવામાં કંઇ દસ્તાવેજ હોય તો તે હાજર કરવા.

(૨) જે કોર્ટે વેચવાનો અસલ હુકમ કર્યો હોય તે કોર્ટના મકાનના કોઇ પ્રસિદ્ધ ભાગમાં તથા કલેકટરને યોગ્ય લાગે તેવી બીજી જગાઓએ (જો કોઇ હોય તો) ચોઢીને સદરહુ નોટીસ પ્રસિદ્ધ કરવી અને એવા કોઇ હુકમનામાવાળાનું અથવા દાવો કરનારનું ઠેકાણું જાણીતું હોય, ત્યારે, સદરહુ નોટીસની નકલ તેને ટપાલ રસ્તે અથવા બીજી રીતે મોકલવી.

૪ (૧) સદરહુ મુદત પુરી થયે, હુકમનામાના દેણદારની અને હુકમનામાવાળા અથવા દાવો કરનારા (હોય તો તે) ની કાંઇ કહેવાની ઇચ્છા હોય તે સાંભળી લેવા સારૂ, અને સદરહુ હુકમનામાં તથા દાવાનું તથા હુકમનામાના દેણદારની સ્થાવર મિલકતનું સ્વરૂપ અને મર્યાદા બાબત પોતાની માહિતી કરી લેવા સારૂ જરૂર હોય તેવી ચોકસી ચલાવવાને કલેક્ટરે એક દિવસ નીમવો; અને તે સુનાવણી તથા ચોકસી વખતે મુલતવી રાખવાને તે મુખત્યાર છે.

(૨) કલેક્ટરને જાહેર કરેલા કોઇ હુકમનામા અથવા દાવા માટે હુકમનામાના દેણદારની જવાબદારીના ખરાપણા અથવા મર્યાદા બાબત, અથવા સદરહુ હુકમનામાંની કે દાવાની પરસ્પર અગ્રતાબાબત, અથવા સદરહુ હુકમનામાં કે દાવા પુરા કરવામાં એવી કોઇ મિલકતની જવાબદારી બાબત તકરાર ન હોય ત્યારે, કલેક્ટરે એક યાદી તૈયાર કરવી; તે યાદીમાં સદરહુ પ્રકારનાં હુકમનામાં પુરાં કરવા સારૂ વસુલ કરવાની રકમ, કયા અનુક્રમમાં તે હુકમનામાં તથા દાવા પુરા કરવાના છે તે, અને તે કારણસારૂ કામમાં આવે તેવી સ્થાવર મિલકત જણાવવી જોઇએ.

(૩) સદરહુ પ્રકારની કાંઇ તકરાર ઉત્પન્ન થાય ત્યારે, તે વિશેની યાદી તથા તે સંબંધી પોતાનો અભિપ્રાય લખીને, કલેક્ટરે તે તકરાર, વેચાણ કરવાનો હુકમ અમલ કરનારી કોર્ટને મોકલવો અને લખી મોકલ્યું હોય તેનો જવાબ આવતાં સુધી તે તકરારના વિષયસંબંધી કામ મુલતવી રાખવું. અને તકરારનો વિષય પોતાની હકુમતમાંહેનો હોય તો કોર્ટે તેનો નિકાલ કરવો, અથવા તકરારનો નિકાલ કરવાસારૂ તે કામ અખત્યારવાળી કોર્ટમાં મોકલવું, અને આખરનો ઠરાવ થાય તે કલેક્ટરને જણાવવો; પછી કલેક્ટરે તે ઠરાવ મુજબ ઉપર ઠરાવ્યા પ્રમાણે યાદી તૈયાર કરવી.

૫ પારેગ્રાફ ૩ તથા ૪ માં ફરમાવેલી નોટીસ પોતે કઢાડવાને બદલે તથા તેમાં ફરમાવેલી ચોકસી પોતે કરવાને બદલે, પોતાને ખબર હોય અથવા પોતાની આફીસના કાગળપત્રોમાંથી દેખાઈ આવે તેટલી હુકમનામાના દેણદારની તથા તેની સ્થાવર મિલકતની સ્થિતિ લખીને એક યાદી તૈયાર કરી તે યાદી ડિસ્ટ્રિક્ટ કોર્ટને મોકલવાનો કલેક્ટરને અધિકાર છે; અને પછી તે કોર્ટે પારેગ્રાફ ૩ તથા ૪ માં ફરમાવેલી નોટીસ કરવી, ચોકસી ચલાવવી અને યાદી તૈયાર કરવી, અને તે યાદી કલેક્ટરને મોકલવી.

૬ પારેગ્રાફ ૪ અથવા ૫ મુજબ ઉત્પન્ન થનારી કાંઇ તકરારનો કોર્ટે કરેલો કાંઈ ઠરાવ, તે માંહેના પક્ષકારોની વચ્ચે, હુકમનામાં પ્રમાણે અમલમાં આવશે, અને હુકમનામા પ્રમાણેજ તેની ઉપર અપીલ કરી શકાશે.

૭ (૧) પારેગ્રાફ ૪ તથા ૫ માં ઠરાવ્યા પ્રમાણે, વસુલ કરવાની રકમનો અને કામમાં આવવા જોગ મિલકતનો નિર્ણય કર્યાપછી કલેક્ટરને નીચે પ્રમાણે કરવાનો એટલે,—

(અ) કામમાં આવવા જોગ હોય તેવી તમામ મિલકત વેચ્યા શિવાય સદરહુ રકમ વસુલ થાય એમ નથી એવું જણાય, તો તે મિલકત વેચવાને કામે લાગવાનો, અથવા (બ) હુકમનામામાં કંઇ વ્યાજ અપાવ્યું હોય તો હુકમનામા પ્રમાણે વ્યાજસુદ્ધાં, અને હુકમનામામાં વ્યાજ અપાવ્યું ન હોય ત્યારે તે બાબતમાં પોતાને વાજબી જણાય તે દર પ્રમાણે વ્યાજ (જો હોય તો તે) સુદ્ધાં, સદરહુ રકમ સદરહુ પ્રમાણે વેચાણ કર્યાવગર વસુલ કરી શકાશે એવું જણાય તો, વેચાણ બાબત અસલ હુકમ થયો હોય તો પણ સદરહુ રકમ અને વ્યાજ હેઠળ લખેલી રીતે, એટલે—

(૧) સદરહુ તમામ મિલકત અથવા તેનો કાંઇ ભાગ પ્રીમિયમ લઇ, હમેશને વાસ્તે અથવા કંઇ મુદતને વાસ્તે ભાડે આપીને; અથવા (૨) તે તમામ મિલકત અથવા તેનો કાંઇ ભાગ ગીરો મુકીને; અથવા (૩) તે મિલકતમાંથી થોડી વેચીને; અથવા (૪) વેચાણના હુકમની તારીખથી વીસ વરસ કરતાં વધારે ન હોય એટલી મુદત સુધી તે તમામ મિલકત અથવા તેનો કંઇ ભાગ ઇજારે ખંડી આપીને કે પોતે તેનો વહિવટ કરીને અથવા બીજા પાસે તે કરાવીને; અથવા (૫) સદરહુ પ્રકારો પૈકી એક પ્રકારે થોડી અને બીજા એક અથવા વધારે પ્રકારે થોડી તજવીજ કરીને, ઉભું કરવાનો; અખત્યાર છે.

(૨) તે તમામ મિલકતનો અથવા તેના કાંઇ ભાગનો આ કલમ પ્રમાણે વહિવટ કરવાસારૂ તે મિલકતના ધણીના બધા અધિકાર ચલાવવાને કલેક્ટર મુખત્યાર છે.

(૩) કામમાં આવવા જોગ મિલકત અથવા તેનો કાંઇ ભાગ વધારે કિંમતે વેચાય એવું કરવા સારૂ, અથવા ભાડે કે વહિવટમાં આપવાના કામને વધારે યોગ્ય કરવા સારૂ, અથવા તે ઉપરનો બોજો પતાવવા માટે જે વેચાણ કરવાનું હોય તે વેચાણમાંથી તેને બચાવવા સારૂ કોઇ પણ બોજાવાળાને જે દાવો આપવાનો થયો હોય તેનો ફડચો કરવાનો. અથવા રકમ દેણી થઇ હોય કે ન હોય તોપણ કોઇ બોજાવાળાની દાવાની તોડજોડ કરવાનો; અને એવો ફડચો અથવા તોડજોડ કરવા માટે નાણાંની ત્રેવડ કરવા સારૂ પોતાને બસ લાગે તેટલો તે મિલકતનો ભાગ ગીરો મુકવાનો, ભાડે આપવાનો, અથવા વેચી નાંખવાનો કલેકટરને અખત્યાર છે. અને આ રકમ પ્રમાણે જે બોજાની તજવીજ કલેકટર કરવા ઇચ્છતો હોય એવા બોજા ઉપરની લેણી રકમ વિષે કાંઇ તકરાર ઉત્પન્ન થાય તો, પોતાના નામથી અથવા હુકમનામાના દેણદારના નામથી, હિસાબ લેવાની ફરિયાદ યોગ્ય કોર્ટમાં કરવાનો, અથવા સદરહુ તકરારનો નિકાલ થવા સારૂ તે દરએક પક્ષકારે નીમેલા એક એક લવાદ એવા બે લવાદોનો અથવા એવા લવાદો નીમે તે સરપંચને સોંપવાનું કબુલ કરવાનો તેને અખત્યાર છે.

(૪) આ પારેગ્રાફ પ્રમાણે કામ ચલાવતી વખતે, સ્થાનિક સરકાર આ કાયદાને અનુસરીને આ બાબત વખતે વખતે જે કાનુનો કરે તે કાનુનો પ્રમાણે કલેકટરે ચાલવું જોઇએ.

૮. ૭ મા પારેગ્રાફ પ્રમાણે ભાડાનો વ્યવહાર અથવા વહિવટ પુરો થયા પછી વસુલ કરવાની રકમ ઉત્પન્ન થઇ ન હોય, ત્યારે કલેકટરે તે વાત હુકમનામાના દેણદારને અથવા જેને હકસંબંધ હોય તેવા તેના વારસ વકીલને લખી જણાવવી, અને તેમાં એવું પણ જણાવવું કે આ નોટીસની તારીખથી ૭ અઠવાડિયાંની અંદર સદરહુ રકમ પુરી થવાને જરૂર હોય તેટલી બાકીની રકમ કલેકટરને નહિ ભરે તો સદરહુ માલ મિલકત અથવા તે રકમ પુરી થાય તેટલો તે મિલકતનો ભાગ વેચવાનું કામ કલેકટર ચલાવશે; અને સદરહુ ૭ અઠવાડિયાં પુરાં થઇ ગયા છતાં સદરહુ બાકીની રકમ આપી ન હોય તો તે મિલકત અથવા તેનો ભાગ કલેકટરે સદરહુ પ્રમાણે વેચવો.

૯. (૧) આ પરિશિષ્ટના ઠરાવ પ્રમાણે પોતાને આપેલો અખત્યાર ચલાવતાં તથા તેમાં કહેલાં કર્તવ્ય બજાવતાં કલેકટરના હાથમાં આવેલા સઘળા પૈસાનો તથા તેને થયેલા સઘળા ખરચનો હિસાબ તેણે, વેચાણનો અસલ હુકમ કરનારી કોર્ટને વખતે વખતે આપવો, અને બાકી રકમ કોર્ટ હુકમ કરે તે પ્રમાણે વ્યવસ્થા કરવા સારૂ તેણે પોતાની પાસે રાખવી.

(૨) આ ખરચમાં સદરહુ મિલકત અથવા તેના કંઇ ભાગ બાબત વખતે વખતે સરકારને જે કરજ અને જવાબદારી દેણી હશે તે, સદરહુ મિલકત અથવા તેના ભાગ બાબત વરિષ્ટ ધારણ કરનારને જે ગણોત (જો હોય તો) વખતે દેવું હશે તે, અને કલેકટર તે પ્રમાણે ફરમાવે તો તેણે સાહેદોને બોલાવ્યા હશે તેઓનો ખરચ, આ સઘળું આવે છે એમ સમજવું.

(૩) સદરહુ બાકી રહેલી કોર્ટે હેઠળ લખ્યા પ્રમાણે, એટલેઃ—

(અ) સદરહુ મિલકતની ઉપજમાંથી: હુકમનામાના દેણદારના કુટુંબનાં જે માણસોને (જો હોય તો) પોતાના ગુજારા સારૂ કાંઈ મળવાનો હક હોય તેઓ માંહેના દરએકની બાબતમાં કોર્ટને યોગ્ય લાગે તે રકમ આપીને તેઓના ગુજરાનની તજવીજ કરવામાં અને (બ) કલેકટરે પારેગ્રાફ ૧ પ્રમાણે કામ ચલાવ્યું હોય ત્યારે, જે અવલ હુકમનામાની બજાવણીમાં સ્થાવર મિલકત વેચવાનો હુકમ કર્યો હતો તે હુકમનામું પુરૂં કરવામાં અથવા ૭૩ મી કલમ પ્રમાણે કોર્ટ હુકમ કરે તે બીજા કામમાં અથવા ( ૬ ) ૨ પ્રમાણે કલેકટરે કામ ચલાવ્યું હોય ત્યારે,—

(૧) સદરહુ મિલકત ઉપરના બોજાઓનું વ્યાજ કમી કરવામાં (૨) હુકમનામાના દેણદારના ગુજરાનનું બીજું પુરતું સાધન ન હોય ત્યારે કોર્ટને યોગ્ય લાગે તે રકમ તેના ગુજરાન માટે આપવામાં અને (૩) મૂળ હુકમનામાવાળાના તથા સદરહુ નોટીસ પ્રમાણે જે ચાલ્યા હોય, અને જે રકમ વસુલ કરવાનો હુકમ કર્યો હોય તે: રકમમાં જેઓના દાવા ગણ્યા હોય, એવા બીજા કોઇ હુકમનામાવાળાઓના દાવા ફાળા પ્રમાણે આપવામાં કામે લગાડવી.

(૪) સદરહુ હુકમ જે હુકમનામાવાળાઓએ મેળવ્યો હોય તેઓનું પત્યા પહેલાં બીજા કોઇ: પૈસા આપવા બાબતના હુકમનામાવાળાને સદરહુ મિલકતમાંથી અથવા સિલક રકમમાંથી કાંઇ પણ મળવાનો હક નથી, અને કાંઇ બાકી રહી હોય તો તે હુકમનામાના દેણદારને અથવા કોર્ટ ફરમાવે તે બીજા સખસને આપવી.

૧૦. આ પરિશિષ્ટના ઠરાવ પ્રમાણે કલેક્ટર કોઇ મિલકત વેચે ત્યારે, તેણે સદરહુ મિલકતના પોતાને યોગ્ય લાગે તેવા એક અથવા વધારે લાટ ( ભાગ ) કરીને તે જાહેર લિલામ કરીને વેચવી, તથા તેને—

(અ) દરએક લાટ જેથી ઓછી કિંમતે વેચવો નહિ, તેવી વાજબી કિંમત ઠરાવવાનો, (બ) મિલકતની વાજબી કિંમત મેળવવા સારૂ જ્યારે વેચાણ મુલતવી રાખવાની તેને જરૂર જણાય ત્યારે તે મુલતવી રાખવાનાં પોતાનાં કારણ દફતરમાં લખી મુકીને તે વેચાણ યોગ્ય મુદત સુધી મુલતવી રાખવાનો (ક) વેચવા કાઢેલી મિલકત ખરીદ કરી લઇ પોતાને યોગ્ય લાગે તે જાહેર લીલામથી અથવા ખાનગી કરારથી ફરી વેચવાનો અખત્યાર છે.

૧૧. (૧) હુકમનામાના દેણદારની સ્થાવર મિલકતના અથવા તેના કાંઇ પણ ભાગના સંબંધમાં પારેગ્રાફ ૧ થી ૧૦ ઉપરથી કલેકટરને મળેલો અધિકાર તે ચલાવી શકે ત્યાં સુધી અથવા તેમાં કહેલાં કામ તે બજાવી શકે ત્યાંસુધી કલેકટરની લખેલી પરવાનગી શિવાય સદરહુ મિલકત અથવા તેનો કાંઇ ભાગ ગીરો મુકવાને અથવા તેની ઉપર બોજો નાંખવાને અથવા તે પટે આપવાને અથવા બીજાને આપવાને હુકમનામાના દેણદાર અથવા તેના હક સંબંધવાળા વારસ વકીલને અધિકાર નથી; તેમજ સદરહુ મિલકત ઉપર અથવા તેના કાંઇ ભાગ ઉપર પૈસા આપવા બાબતના હુકમનામાની બજાવણીમાં કોઇ દિવાની કોર્ટે પ્રોસેસ કાઢવી નહિ.

(૨) ઉપર કહેલી મુદતમાં, જે હુકમનામાની ભરપાઇ કરવાની તજવીજ પારેગ્રાફ ૭ પ્રમાણે કલેક્ટરે કરી હોય એવા કોઇ હુકમનામાની બાબતમાં હુકમનામાના દેણદાર ઉપર અથવા તેની મિલકત ઉપર કોઇ પણ દિવાની કોર્ટે કાંઇ પણ બજાવણીની પ્રોસેસ કાઢવી નહિ.

(૩) આ પારેગ્રાફના ઠરાવથી બાધ થતો હોય એવાં જે હુકમનામાંની બજાવણીને ( કાયદાની ) જે મુદત લાગુ હશે તે મુદત ગણતી વખતે સદરહુ ઠરાવને લીધે જે ઇલાજ થોડી મુદત સુધી હુકમનામાવાળાથી ચલાવી શકાશે નહિ, તે ઇલાજના સંબંધમાં ઉપર કહેલી મુદત બાદ કરવી.

૧૨. જે મિલકતનું વેચાણ કરવા વિશે હુકમ થયો હોય તે મિલકત એક કરતાં વધારે ડિસ્ટ્રિકટમાં હોય ત્યારે, પારેગ્રાફ ૧ થી ૧૦ માં કલેકટરને આપેલા અધિકાર તથા સોંપેલાં કામ, સ્થાનિક સરકાર સામાન્ય નિયમ કરીને અથવા વિશેષ હુકમ કરીને વખતે વખતે ફરમાવે તે પ્રમાણે સદરહુ ડિસ્ટ્રિકટના કલેકટરો પૈકી એક કલેકટરે ચલાવવાં અને બજાવવાં.

૧૩. પક્ષકાર તથા સાહેદોને હાજર થવાની તથા દસ્તાવેજ રજુ કરવાની ફરજ પાડવાનો અધિકાર દિવાની કોર્ટને છે તે પારેગ્રાફ ૧ થી ૧૦ માં આપેલો અધિકાર ચલાવતી વખતે કલેકટરને છે.

# ભાગ ૪ થો.

## ફોજદારી, રેવન્યુ અને દિવાની કોર્ટમાં કરવાની અરજીઓ, જવાબો અને દસ્તાવેજોના નમુના.

---

### દસ્તાવેજ અને અરજીઓ લખનારે ધ્યાનમાં રાખવાની સુચના.

દસ્તાવેજ લખનારે વેચાણ, ગીરો, બક્ષીસ કે કોઇ પણ દસ્તાવેજ ઉપર પુરતી કીંમતનો સ્ટાંપ હોવો જોઇએ. દરેક દસ્તાવેજ ઉપર કેટલો સ્ટાંપ જોઇએ તે આ પુસ્તકમાં આપેલા સ્ટાંપ એક્ટમાં જોઇ ખાત્રી કરવી, તથા રજીસ્ટર કરાવવા માટે "દસ્તાવેજો નોંધવાનો કાયદો" જોવો. કોઇ પણ દસ્તાવેજ લખતા પહેલાં તે જે કીંમતનો દસ્તાવેજ લખવાનો હોય તેના પુરતી કીંમતના સ્ટાંપવાળો દસ્તાવેજ છે કે કેમ તે જોઇ પછી દસ્તાવેજ લખવાની શરૂઆત કરવી.

દસ્તાવેજની છાપની નીચે ચાર પાંચ આંગળ જગ્યા સબ રજીસ્ટ્રારના શેરા માટે કોરી રાખી પછી તળેથી દસ્તાવેજ લખવાની શરૂઆત કરવી. દસ્તાવેજ ટુંકમાં તમામ મતલબ આવી જાય તેમ ચોખા અને સારા અક્ષરોથી લખવો. લાવેલા દસ્તાવેજ ઉપર પુરૂં ન લખી શકાય તો જોડે જાડા સારા કાગળ ઉપર સાંધણુ લખવું અને તે દસ્તાવેજ સાથે દોરાથી સાંધી લેવો.

દસ્તાવેજમાં બીલકુલ છેકાવું ન જોઇએ, માટે બરોબર કાળજી રાખી લખવો. છતાં કદાચ છેકાય તો, દસ્તાવેજ લખી રહ્યા પછી તળે, કઇ લીટીમાં કયા શબ્દો છેકાયા છે તે નીચે લખવું જોઇએ.

દસ્તાવેજ લખી રહ્યા પછી ડાબી બાજુએ દસ્તાવેજ લખી આપનારનું મતું કરાવવું, ને જમણી બાજુએ લખનારે લખાતંગ કરી સાખ કરવી તથા બે ચાર સારા માણસોની સાખો કરાવવી. લખનારે દસ્તાવેજ લખી આપનારને પુરેપુરો વાંચી સંભળાવવો અને મિલ્કતનું વર્ણન તથા હક તેના કહેવા મુજબ લખવા.

દસ્તાવેજ લખનારે સ્ટાંમ્પ એક્ટ અને રજીસ્ટ્રેશન એક્ટ વાંચી તે ઉપર લખી રાખવું જોઇએ.

વીલ અને ગણુવત કોરા કાગળ ઉપર લખાય છે. તેને માટે સ્ટાંપની જરૂર નથી.

---

### અરજીઓ લખનારને સુચના.

અરજીઓ કોરા કાગળ ઉપર સારા અક્ષરે ટુંકમાં સમજાય તેમ લખવી. દરેક અરજી ઉપર કેટલી કોર્ટ ફી ટીકીટ જોઇએ તે કોર્ટ ફી એક્ટમાં જોઇએ અને તે પ્રમાણે અરજી ઉપર ટીકીટો ચોટાડવી.

ઉપર ટીકીટ ચોટાડવાની જગ્યા કોરી રાખી પછી નીચેથી અરજી લખવાની શરૂઆત કરવી. દરેક અરજીમાં લખનારે લખાતંગ કરવાની જરૂર નથી.

---

### ફોજદારી અરજીઓ–મેજીસ્ટ્રેટને કરવાની અરજી.

મથાળુ—મહેરબાન ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ સાહેબ.

તાલુકે ______________________

ફરીઆદી ( નામ અ—બ ) જાત—ઉમ્મર—ધંધો–રહેવાસી,

તોહમતદાર ( નામ ક— ડ ) જાત ઉમ્મર—ધંધો—રહેવાસી.

ફોજદારી ફરીઆદ—ઈંડિઅન પીનલકોડ કલમ મુજબ

હું ફરીઆદી ( નામ ) અરજ કરૂં છું કે તહોમતદારે મારી સાથે ( જે બીના બની હોય તેની

વિગત જણાવવી ) અમુક વર્તણુંક ચલાવી તેથી મારી તેના ઉપર પીનલકોડની કલમ મુજબ ફરીઆદ છે.

મારા સાક્ષીઓ નીચે પ્રમાણે છે તેમને સમન કરી બોલાવી તોહોમતદાર ઉપર કામ ચલાવી શિક્ષા કરવા અરજ છે.

સાહેદનાં નામ તથા ઠેકાણાં નીચે લખવાં.

તારીખ સહી (ફરીઆદીએ સહી કરવી.)

## મહેરબાન ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ સાહેબ.

તાલુકે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફરીઆદી. | નામ. | જાત. | ઉમ્મર. | ધંધો. | રહેવાસી. |
| તહોમતદાર | નામ | જાત | ઉમ્મર | ધંધો | રહેવાસી. |

ફોજદારી ફરીઆદ-ઇંડિઅન પીનલકોડ કલમ મુજબ.

હું ફરીઆદણ બાઇ અ બ તે તહોમતદાર ક ડ ની ધણીઆણી અરજ કરૂં છું કે, મારૂં લગ્ન તહોમતદાર ક ડ સાથે મારા બાપે ચાર વર્ષ ઉપર કર્યું છે. તહોમતદાર આજ બે વર્ષથી મને તેડતો નથી અને હું ત્યાં જઉં છું તો મને મારે છે, અને કહાડી મુકે છે. તે મને બોલાવતો નથી તેમ અન્ન વસ્ત્ર પણ આપતો નથી. હાલ તેણે એક વર્ષ ઉપર બીજી કન્યા વેરે પરણ્યો છે. જેથી તે મને તેડતો નથી. તહોમતદાર અમુક ગામે અમુક વસ્તુનો વેપાર કરી વર્ષે દિવસે અમુક રકમ કમાય છે. ( અથવા નોકરી કરતો હોય તો તે લખી તેની કમાણી જણાવવી ) માટે હું અરજ કરૂં છું કે આપ સાહેબ તેના ઉપર કાયદેસર કામ ચલાવી મને દર મહીને રૂ. ૧૫ કે ૨૦ અગર જે આપ સાહેબને યોગ્ય લાગે તે રકમ તે મારા ધણી તહોમતદાર ક ડ પાસે મને મારા અન્ન વસ્ત્રને માટે દર મહીને અપાવવાનો હુકમ કરવા અરજ છે.

મારા સાક્ષી નીચે પ્રમાણે છે.

સાક્ષીઓનાં નામ ને ઠેકાણાં લખવાં.

તારીખ. **સહી-ફરીઆદણની.**

## મહેરબાન સેકન્ડ કલાસ માજીસ્ટ્રેટ સાહેબ

તાલુકે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ફરીઆદી | **અ બ** | નામ | જાત | ઉમ્મર | ધંધો | રહેવાસી. |
| તહોમતદાર | ક ડ | નામ | જાત | ઉમ્મર | ધંધો | રહેવાસી. |

ફોજદારી ફરીઆદ-ઇંડીઅન પીનલકોડની કલમ મુજબ.

હું ફરીઆદી **અ બ** અરજ કરૂં છું કે તહોમતવાળાએ મારી સાથે આવી વર્તણુંક ચલાવી છે ( જેવી હકીકત બની હોય તે લખવી ) માટે મારી તેની સામે અમુક ગુન્હાની ફરીઆદ પીનલકોડ કલમ પ્રમાણે છે. માટે મારા નિચે જણાવેલા સાક્ષીઓને સમન કરી બોલાવીને કામ ચલાવશો ને તહોમતદારને શિક્ષા કરવા અરજ છે.

સાક્ષીઓનાં નામ ને ઠેકાણાં લખવાં.

તારીખ **ફરીઆદીની સહી.**

## મહેરબાન ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ સાહેબ

તાલુકે ————

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફરીઆદી | નામ | જાત | ઉમ્મર | ધંધો | રહેવાસી. |
| તહોમતદાર | નામ | જાત | ઉમ્મર | ધંધો | રહેવાસી. |

ફોજદારી ફરીઆદ ઇંડીઅન પીનલકોડ કલમ મુજબ.

હું ફરીઆદી અરજ કરૂં છું કે તારીખ ના રોજ હું મારા ઘર આગળ બેઠો હતો તે વખતે તહોમતદારે ત્યાં આવીને મને કહ્યું કે, તમે રસ્તામાં કચરો કેમ નાંખો છો અને અમને અડચણ કરો છો, મેં કહ્યું કે કયાં કચરો નાંખ્યો છે, આવું જુઠું શું બોલો છો ! તે ઉપરથી તહોમતદારે મને મા બેન સમાણી ગાળો ભાંડી, અને હું કહેવા ગયો ત્યાં તો તેણે મને ગડદાપાટુનો માર માર્યો. પણ એવામાં બીજા માણસોએ વચ્ચે પડીને મને છોડાવ્યો માટે મારી તહોમતવાળા ઉપર તિરસ્કારની તથા વ્યથાની ફરીઆદ છે. તે વાત મારા નીચેના સાક્ષીઓથી સાબીત થશે તેમને હું નં. ૧–૨ ને મુદતે રજુ કરીશ. બાકીનાને સમન કરી બોલાવી કામ ચલાવીને તહોમતદારને શિક્ષા કરવા અરજ છે.

**સમન કરવાના સાક્ષી–નામ અને ઠેકાણું.**

.......................................................

તેમને સમન કરશો.

**રજુ કરવાના સાક્ષી નામ અને ઠેકાણાં.**

.......................................................

મુદતે હું રજુ કરીશ.

તારીખ **ફરીઆદીની સહી.** ————

સૂચના:—ફોજદારી અરજીમાં—જે મેજીસ્ટ્રેટને ફરીઆદ કરવી હોય તેનું મથાળું ઉપર મુજબ કરવું. તળે ફરીઆદીનું નામ-ઠામ લખવું. તે નીચે તહોમતદારનું લખવું. પછી “ હું ફરીઆદી અરજ કરૂં છું કે, આમ લખી જે હકીકત બની હોય તે ટુંકામાં મુદાસર જણાવવી કે તહોમતદારે મારી સાથે આવી વર્તણુંક ચલાવી માટે મારી તેના ઉપર અમુક ગુન્હાની ફરીઆદ છે. જે પછી સાક્ષીઓનાં નામ જણાવી તેમને સમન કરવા કે રજુ કરવાના છે તે જણાવી તળે તારીખ નાંખી ફરીઆદીએ સહી કરવી. કોગ્નીઝેબલ ગુન્હાની ફરીઆદ પોલીસ થાણાના અમલદારને થઇ શકે છે અને નૉન કૉગ્નીઝેબલ ગુન્હાની ફરીઆદ પરભારી માજીસ્ત્રેટ પાસે થઇ શકે છે. કોગ્નીઝેબલ અને નૉન કૉગ્નીઝેબલ ગુન્હાની સમજણ માટે ક્રીમીનલ પ્રોસીજરકોડ, પીનલકોડ અને ડીસ્ટ્રીકટ પોલીસ એકટ વાંચી જોવા.

# રેવન્યુ વિષયને લગતી ફરીઆદો.

### કલેકટરને કે મામલતદારને કરવાની ફરીઆદો.

મથાળું નંબર ૧.

## મહેરબાન કલેકટર સાહેબ બહાદુર

જીલ્લે ————

સાહેબની જનાબમાં મોજે (ગામ) તાલુકે (નામ) ના રહેવાસી (નામ) ની સલામ સાથે અરજ કરવાની કે:—

અહીં હકીકત લખવી ને જે દાદ માગવી હોય તે જણાવવી. વધુ માટે જમીનદારે કે ખેડુતે કાંઇ જમીન મહેસુલ સંબંધી કે જમીન સંબંધી અરજી આપવી હોય તે સંબંધી લૅન્ડ રેવન્યુકોડ જોવો.

નંબર ૨

**મહેરબાન મામલતદાર સાહેબ**

**તાલુકે ———**

સાહેબની જીનાબમાં મોજે (નામ) તાલુકે (નામ) નો રહેવાસી (નામ) અરજ કરૂં છું કેઃ—

આ પછી અહીં અરજીની મતલબ ટુંકમાં લખવી.

તળે તારીખ નાંખીને સહી કરવી.

---

નંબર ૩ **( કબજા માટે અરજી )**

**મહેરબાન મામલતદાર સાહેબ,**

**તાલુકે,**

વાદીનું નામ, ઉમ્મર,, ધર્મ, જાત, ધંધો, તથા રહેવાનું ઠેકાણું.
પ્રતીવાદીનું નામ, ઉમ્મર, ધર્મ, જાત, ધંધો, તથા રહેવાનું ઠેકાણું.

હું વાદી દાવો કરૂં છું કે—મારી મિલકતઃ( અહીં જે મિલકતનો કબજો અથવા જે તાકીદ આપવાની હશે તેનો પ્રકાર લખવા.)

જે તારીખે ફરીઆદનું કારણ ઉત્પન્ન થયું હોય તે, જે હકીકત ઉપરથી ફરીયાદનું કારણ ઉત્પન્ન થયું હોય તે તારીખ, અને વાદીના દસ્તાવેજ હોય તો તેમની અથવા તેના સાહેદો હોય તો તેની યાદી તથા દરેક સાહેદ શો શો પુરાવો આપે તે, તથા તેમને સમન કરવાના છે કે વાદીએ હાજર કરવાના છે તે લખવું. તે પછી તારીખ લખીને વાદીએ સહી કરવી.

આમાં પ્રાતવાદી પાસેથી જે મિલકતનો કબજો લેવો હોય તેનું વર્ણન પ્રથમ લખી પછી તે મિલકત પ્રતિવાદી પાસે ક્યારે અને કેવી રીતે ગઇ તેની હકીકત સાથે તારીખ લખી ટુંકમાં અરજી લખવી તળે સાહેદોનાં નામ લખી સહી ને તારીખ નાંખી અરજી આપવી.

---

નંબર ૪ **સાંથ કે ગણોત માટેની અરજી**

**મહેરબાન મામલતદાર સાહેબની કોર્ટમાં**

**તાલુકે.**

વરીષ્ટ ધારણ કરનાર ( વાદી ) નામ ઉમ્મર જાત ધંધો ને રહેવાસી

**વિરૂદ્ધ.**

કનિષ્ટ ધારણ કરનાર—પ્રતીવાદી, નામ ઉમ્મર જાત ધંધો ને રહેવાસી.

**સાંથ કે ગણોત વસુલ કરવાનો દાવો રૂ.**

હું મોજે તાલુકે નો રહેવાસી (નામ) અરજ કરૂં છું કે મોજે (નામ) માં મારી ખેતીની જમીન સરવે નંબર એકર આકાર વાળી મજકુર ગામના (પ્રતિવાદીનું નામ) ને દર સાલે સાંથના રૂપીઆ લેવાના કરી સાંથે આપેલી છે (તેમાં ગણુવત કર્યું હોય કે પટે આપી હોય કે મોં કબુલાતથી આપી હોય તે હકીકત લખવી) આ સાંથના રૂપીઆ કનીષ્ટ ધારણ કરનારે ચાલું સાલની મુદત ગયા છતાં હજુ સુધી આપ્યા નથી ને માગવા જઉં છું તો આપતોજ નથી માટે તેની ઉપર કામ ચલાવીને તે રૂપીઆ વસુલ કરી આપવાનો હુકમ કરવાની મહેરબાની કરશો. આ જમીનનું મહેસુલ મેં ભરી દીધું છે. દાવાની સાબીતી માટે ગણુવત મુદતે રજુ કરીશ તથા મારા નીચેના સાક્ષીઓને સમન કરી બોલાવશો જેથી મારો દાવો સાબીત થશે.

પ્રતિવાદી ઉપર કહાડવાની નોટીસ ફી તથા સાક્ષી ભથ્થાની રકમ રૂ. રજુ કરૂં છું તેમજ રેકર્ડના પત્રક ઉપરથી તલાટી પાસે લીધેલી નકલ આ સાથે રજુ કરૂં છું.

તારીખ—

**વરિષ્ટ ધારણ કરનારની સહી કરવી.**

**સૂચના:**—દાવો જ્યારે રૂ. ૫૦) ની અંદરનો હોય તો એક આનાની કોર્ટફી ટીકીટ અને રૂ. ૫૦ ની ઉપર હોય તો આઠ આનાની કોર્ટફી ટીકીટ અરજી ઉપર મથાળે ચોડવી જોઇએ.

આ અરજી ટપાલ માર્ગે પણ મોકલી શકાય છે. વધુ માટે લેન્ડ રેવન્યુ કોડની ક. ૮૭ જોવી. આવી અરજી તા. ૩૧ જુલાઇ અગાઉ મામલતદારને મોકલવી જોઇએ.

---

**નંબર. ૫**

**(ઇન્કમટેક્ષ માફ કરાવા કે ઓછા કરાવવાની અરજી)**

## મહેરબાન આસીસ્ટંટ (ડેપ્યુટી કે હજુર જે હશે તે) કલેકટર સાહેબ ઇન્ચાર્જ ડીવીઝન

**જીલ્લે**

સાહેબની જીનાબમાં મોજે તાલુકે નો રહેવાસી અ. બ.

(નામ) ની અરજ કે;—

મારા ઉપર સને એપ્રીલની ૧ લી તારીખે શરૂ થતા વરસને માટે ઇન્કમટેક્ષ રૂ. નો આકારવામાં આવ્યો છે.

છેલ્લા માર્ચની ૩૧ મી તારીખે પુરા થતા વર્ષને માટે અમુક ધંધો કે વેપારમાં અમુક અમુક મારી આવક અને ઉત્પન્ન થએલો નફો રૂ. હતો.

આ આવક અને નફો બાર મહીનાની અંદર થયો છે. ઉપરના વરસમાં મારે બીજી કાંઇ આવક કે નફો નહોતો, માટે હું અરજ કરૂં છું કે તેના ઉપર જે કર આકાર્યો છે તેમાં ઘટાડો કરી મારી આવકને નફાના પ્રમાણમાં કર આકારવો અથવા તે આવક કરને પાત્ર નથી માટે મારા ઉપર આકારેલો કર માફ કરવા અરજ છે.

તારીખ સહી ____________

હું અ. બ. ઉપલી અરજીમાં જણાવેલો અરજદાર એકરાર કરૂં છું કે, તે અરજીમાં જે લખ્યું છે તે મારા જાણવા અને માનવા પ્રમાણે સાચું છે. તારીખ ____________

**સહી.** ____________

**સૂચના**—આવી અરજી ઇન્કમટેક્ષ ઠરાવ્યાની તારીખથી એક માસની **અંદર તાલુકાના આસી-સ્ટંટ** કે ડીપોટી કલેકટરને અથવા અમદાવાદ ખેડા કે સુરત જેવા શહેરમાં હજુર ડીપોટી કલેકટરને કરવી.

---

# દીવાની—અરજીઓના નમુના.

નંબર ૧. *

## ધીરેલા પૈસા વિશે.

## બોરસદના મે. સે. ક. સબજડજ સા. ની કોર્ટમાં

**દીવાની ફરીઆદ નંબર.**

**अ, ब, રહેનાર......................................વાદી.**

**વિરૂદ્ધ.**

**क, ड. રહેનાર......................................પ્રતીવાદી.**

**દાવો રૂા૦**

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ--

૧. તારીખ માહે સને ૧૯ રોજ મેં રૂા. પ્રતિવાદીને ધીર્યા તે તારીખ માહે સને રોજ પાછા આપવાના હતા.

---

* **નોટ:**—બીજા સઘળા નમુના માટે નંબર ૧ મુજબ મથાળુ કરવું જોઇએ.

૨. પ્રતિવાદીએ તારીખ માહે સને ૧૯ રોજ રૂા. આપ્યા છે. તે શિવાય તેણે કંઇ આપ્યું નથી.

(મુદતનો કોઇ કાયદો લાગુ કરવાની માફી વાદી માગતો હોય તો લખવું કેઃ—)

૩. તારીખ માહે સને થી તારીખ માહે સને સુધી હું વાદી નાની ઉમરનો (અથવા દિવાનો) હતો.

૪. (દાવાનું કારણ ક્યારે ઉત્પન્ન થયું તે અને કોર્ટની હકુમત છે તે વાત લખવી.)

૫. ફરિયાદના વિષયની કિંમત હકુમતના કારણ સારૂ રૂપિયા અને કોર્ટ ફીના કારણ સારૂ રૂપિયા છે.

૬. તારીખ માહે સને ૧૯ થી દર સેંકડે ટકા પ્રમાણે વ્યાજ સહિત રૂા. મળવાનો વાદી દાવો કરે છે.

---

નંબર ૨.

## વધારે આપેલા પૈસા વિશે.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ ના રોજ આને તોલા પ્રમાણે શુદ્ધ રૂપાના પાસલા મેં ખરીદ કરવાનો અને પ્રતિવાદીએ વેચવાનો કરાર કર્યો.

૨. મેં એક ઇ. ફ. પાસે તે પાસલાની પરિક્ષા બદલ પ્રતિવાદીએ તેને પૈસા આપ્યા; અને સદરહુ ઇ. ફ. એ એવું કહ્યું કે તે પાસલામાંનો દરેક પાસલો ૧,૦૦૦ તોલા શુદ્ધ રૂપાનો છે, અને તેથી કરીને મેં પ્રતિવાદીને તે પાસલાના રૂપિયા આપ્યા.

૩. પાસલામાંના દરેક પાસલામાં માત્ર ૧,૨૦૦ તોલા શુદ્ધ રૂપું હતું અને આ બાબતની મને પૈસા આપતી વખતે ખબર નહોતી.

૪. આ રીતે વધારે અપાએલી કિંમતની રકમ પ્રતિવાદીએ પાછી આપી નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગવી હોય તે લખવી. )

નંબર ૩.

## મુકરર કિંમતે માલ વેચીને સ્વાધીન કર્યો હોય તે બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ ઇ. ફ. એ પ્રતિવાદીને (સો પીપ તેલનાં, અથવા આ સાથે જોડેલી યાદમાં કહેલો સામાન અથવા પરચુરણ સામાન) વેચીને સ્વાધીન કર્યો.

૨. તે માલ બદલ તે સ્વાધીન કરવામાં આવે એટલે ( અથવા તારીખ માહે સને રોજ, ફરીયાદ દાખલ કર્યા પહેલાંનો કોઇ દિવસ ) રૂ. આપવાનું પ્રતિવાદીએ વચન આપ્યું.

૩. તેણે તે રકમ આપી નથી.

૪. તારીખ માહે સન ૧૯ રોજ ઇ. ફ. મરણ પામ્યો. તેણે પોતાના છેવટના મૃત્યુપત્ર ઉપરથી પોતાના ભાઈને એટલે મને મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો છે.

(અહીંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો. )

૭. ઇ. ફ. નો મૃત્યુપત્ર ચલાવનાર તરીકે હું વાદી દાદ માગું છું (દાદ માગવી હોય તે લખવી).

---

નંબર ૪.

## વાજબી કિંમતે માલ વેચીને સ્વાધીન કર્યો હોય તે બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ ( ઘર શણગારનો પરચુરણ સામાન ) મેં

પ્રતિવાદીને વેચ્યો અને સ્વાધીન કર્યો પણ કિંમત વિશે કંઇ સ્પષ્ટ કરાર કરવામાં આવેલો નથી.

૨. તે સામાનની વાજબી કિંમત રૂ. હતી.

( અહીંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી ).

નંબર ૫.

## વાજબી કિંમતે કામ કર્યા બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, તારીખ માહે સને ૧૯ અને તારીખ માહે સને ૧૯ ની દરમ્યાન, મેં પ્રતિવાદીના કહેવાથી પ્રતિવાદીને સારૂ (નાનાં પ્રકારનાં ચિત્ર ( ડ્રૉઇંગ્સ ), નકશા ( ડીઝાઇન ) અને આકૃતિઓ તૈયાર કર્યા છે ) પરંતુ તે કામને વાસ્તે આપવાની રકમ વિષેનો કંઈ સ્પષ્ટ કરાર થયો નથી.

૨. તે કરવાની વાજબી કિંમત રૂ૦ હતી.

૩. પ્રતિવાદીએ તે આપેલી નથી.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી ).

નંબર ૬.

## ઉપભોગ તથા કબજા વિશે.

મેયત ક્ષ. ય. નું મૃત્યુપત્ર ચલાવનાર હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. પ્રતિવાદીએ સદરહુ ક્ષ. ય. ની રજાથી તારીખ માહે સને ૧૯ થી તારીખ માહે સને ૧૯ પર્યંત ( મહેલ્લામાંનું ઘર નંબર ) ઉપભોગમાં લીધું અને સદરહુ મકાનના ઉપભોગને બદલે શું આપવું તેનો કાંઇ કરાર થયો નથી.

૨. સદરહુ મકાનની સદરહુ મુદત પર્યંત ઉપભોગ કરવાની વાજબી કિંમત રૂ૦ થાય છે.

૩. પ્રતિવાદીએ તે આપ્યા નથી.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો ).

૬. સદરહુ ક્ષ. ય. ના મૃત્યુપત્ર ચલાવનાર તરીકે હું વાદી દાદ માગું છું ( જે દાદ માગી હોય તે લખવી ).

નંબર ૭.

## ભાડું લેવા વિષે જામીન ઉપરની.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ દર વરસે રૂ૦ ભાડું ઠરાવીને અને તે ભાડું ( દર મહિને ) આપવું એવો કરાર કરીને વરસની બોલીએ ( મહેલ્લામાં નંબરનું ઘર ) મારી પાસેથી એક ઇ. ફ. એ ભાડે રાખ્યું.

૨. સદરહુ ઘર તેની હદ સુધાંત સદરહુ ઇ. ફ. ને ભાડે આપ્યું, તેના બદલામાં પ્રતિવાદીએ એવો કરાર કર્યો કે, સદરહુ ભાડું બરોબર વખતો વખત મળશે એ બાબતનો હું જામીન થાઉં છું.

૩. સન ૧૯ ના માસનું ભાડું રૂ૦ થયું તે આપ્યું નથી.

( કરારનામાની સરત પ્રમાણે જામીનને નોટીસ આપવાની હોય તો, વધારવું કેઃ— )

૪. સદરહુ ભાડું મને પહોંચ્યું નથી એ બાબતની તારીખ માહે સને ૧૯ રોજ મેં પ્રતિવાદીને નોટીસ આપી અને ભાડું માગ્યું.

૫. તે પ્રતિવાદીએ આપ્યું નથી.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી ).

---

નંબર ૮.

## જમીન ખરીદ કરવાનો કરાર તોડયા બદલ.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મેં અને પ્રતિવાદીએ એક કરારનામું કર્યું જે અસલ દસ્તાવેજ આ સાથે જોડયો છે. ( અથવા તારીખ માહે સન ૧૯ રોજ, મેં અને પ્રતિવાદીએ અરસપરસ એવી કબુલાયત કરી કે ગામમાં ચાલીસ વીઘાં જમીન રૂ૦ માટે મારે પ્રતિવાદીને વેચવી અને પ્રતિવાદીએ તે મારી પાસેથી ખરીદ કરવી ).

૨. તારીખ માહે સને ૧૯ રોજ સદરહુ મિલકતનો હું કુલ માલીક હોવાથી ( અને તે મિલકત ઉપર કંઇ બોજો નથી એમ પ્રતિવાદીને જણાવ્યું હતું તે પ્રમાણે તે ઉપર કંઇ બોજો ન હોવાથી ) પ્રતિવાદી નક્કી કરેલી રકમ આપે એટલે જોઇએ તેવું તે મિલકતનું તબદીલી પત્ર કરી આપું છું એમ તે વખતે તેને કહ્યું ( અથવા પુરતો દસ્તાવેજ કરી આપીને તે મિલકત પ્રતિવાદીને તબદીલ કરી આપવાને હું તૈયાર તથા ખુશી હતો. હજી તેમ કરવા તૈયાર તથા ખુશી છું અને ખરીદી લે એમ મેં તેને કહ્યું ).

૩. પ્રતિવાદીએ તે રકમ આપી નથી.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી ).

---

નંબર ૯.

## વેચેલો સામાન સ્વાધીન ન કર્યા બદલ.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સન ૧૯ રોજ મેં અને પ્રતિવાદીએ અરસપરસ એવો ઠરાવ કર્યો કે પ્રતિવાદીએ ( આટાનાં ૧૦૦ પીપ તારીખ માહે સને ૧૯ રોજ ) મારે સ્વાધીન કરવાં. અને તે સ્વાધીન થાય એટલે તેની કિંમતના મારે રૂ૦ પ્રતિવાદીને આપવા.

૨. ( સદરહુ ) તારીખે સદરહુ સામાન તે સ્વાધીન કરે તો સદરહુ રકમ આપવાને હું તૈયાર અને ખુશી હતો તથા તે લે એમ મેં પ્રતિવાદીને કહ્યું.

૩. પ્રતિવાદીએ તે માલ સ્વાધીન કર્યો નથી તેથી કરીને તે સ્વાધીન થવાથી મને જે નફો મળત તે મારો ગયો.

( અહિંયા નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી ).

---

નંબર ૧૦

## ગેરવાજબી રીતે નોકરીમાંથી કહાડી મુકવા બદલ.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે અરસપરસ એવો કરાર થયો કે, મારે ( હિસાબ રાખનાર તરીકે અથવા મુકાદમ તરીકે અથવા જે હોય તે ) તરીકે પ્રતિવાદીની નોકરી કરવી અને પ્રતિવાદીએ મને તે તરીકે ( એક વરસ ) ની મુદત સુધી નોકર રાખવો અને મારી નોકરી બદલ મને ( મહિને ) રૂ૦ આપવા.

૨. તારીખ માહે સને ૧૯૧ રોજ હું સદરહુ પ્રમાણે પ્રતિવાદીની નોકરીમાં દાખલ થયો અને સદરહુ વરસની બાકીની મુદતમાં તે નોકરી જારી રાખવાને હું ત્યારથીજ અને હાલ પણ તૈયાર તથા રાજીછું. અને તેની પ્રતિવાદીને હંમેશાં ખબર છે.

૩. તારીખ માહે સને ૧૯૧ રોજ પ્રતિવાદીએ ગેરવાજબી રીતે મને નોકરી-માંથી રજા આપી, અને સદરહુ તરીકે મને નોકરી કરવા દીધી નહીં અથવા મારી નોકરી બદલ પગાર આપવાની ના કહી.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

નંબર ૧૧

## નોકરી કરવાનો કરાર તોડયા બદલ.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯૧ રોજ મારી અને પ્રતિવાદી વચ્ચે અરસપરસ એવો કરાર થયો કે મારે પ્રતિવાદીને ( વરસે ) રૂ૦ મેહેનતાણું આપીને નોકરીમાં રાખવો. અને પ્રતિવાદીએ મારી ( કારીગર ) તરીકે ( એક વરસ ) ની મુદત સુધી નોકરી કરવી.

૨. સદરહુ કરારનો પોતાનો ભાગ પુરો કરવાને હું હમેશ તૈયાર અને રાજી છું ( અને તારીખ માહે સને ૧૯ રોજ તે પ્રમાણે કરવાને મેં કહ્યું. )

૩. પ્રતિવાદી ઉપર કહેલી તારીખે ( મારી ) નોકરીમાં ( દાખલ થયો ) પણ પછીથી તારીખ માહે સને ૧૯ રોજ તેણે સદરહુ પ્રમાણે ( મારી ) નોકરી કરવાને ના કહ્યું.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

નંબર ૧૨

## ભાડુતે માલિક ઉપર કરવાની, વિશેષ નુકશાન થયું હોય તે સુદ્ધાંત.

હું. અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ રજીસ્ટર દસ્તાવેજથી ( મેહેલ્લામાં નંબર નું ઘર ) વરસની મુદત સુધી ભાડે આપ્યું. તેમાં મારી સાથે એવો કરાર હતો કે, મારે અને મારા કાયદેસર વારસ વગેરેએ તે ઘરનો સદરહુ મુદત સુધી સ્વસ્થપણે કબજો ભોગવવો.

૨. આ ફરીયાદ ચલાવવાનો મારો હક થવા માટે જે જે વાતો બનવાની જરૂર છે તે બધી પુરી પડી છે તથા બની છે.

૩. સદરહુ મુદતમાં તારીખ માહે રોજ એક ઇ.ફ. જે સદરહુ ઘરનો કાયદેસર માલીક હતો તેણે મને તે ઘરમાંથી કાયદેસર રીતે કાઢયો. અને હજીએ તે મને તે ઘરનો કબજો આપતો નથી.

૪. તેથી કરીને મને ( સદરહુ જગાએ દરજીનો ધંધો જારી રાખવામાં હરકત પડી, ત્યાંથી નીક-ળવામાં રૂ૦ ખરચ લાગ્યો અને તે નીકળવાથી ગ. હ. તથા ઐ. જે. ની મારી ઘરાકી ગઇ ).

અહિંયાં નમુના નંબર ૧ના ૪થા તથા ૫માં પારેગ્રાફમાંનો મજકુર લખવો, અને જે દાદ માગી હોય તે લખવી ).

---

નંબર ૧૩

## દગાથી મિલકત મેળવ્યા બદલ.

હું અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીને અમુક સામાન વેચવાનું મને મન

થાય એટલા માટે તેણે મને એમ સમજાવ્યું કે ( હું-એટલે પ્રતિવાદી-દાર છું અને મારી બધી જવાબદારી જતાં રૂ. નો આસામી છું. )

૨. તે ઉપરથી રૂ. ની કિંમતનો ( સુકો માલ ) પ્રતિવાદીને વેચવાનું ( તથા સ્વાધીન કરવાનું ) મને મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી ( અથવા ખોટાપણાની વિશેષ વાતો હોય તે લખવી ) અને તે ખોટી છે એમ પ્રતિવાદીને તે વખતે માલમ હતું.

૪. સદરહુ માલની કિંમત પ્રતિવાદીએ આપી નથી ( અથવા જો માલ સ્વાધીન ન કર્યો હોય તો ) સદરહુ માલ તૈયાર કરીને વહાણામાં ચઢાવતાં અને તે પાછો આણતાં ( મને રૂ. ખરચ લાગ્યો છે.)

નંબર ૧૪

## દગાબાજીથી બીજા શખસને ઉધાર અપાવ્યા બદલ.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ મને એમ સમજાવ્યું કે, એક ધ. ફ. દાર છે, અને તેની સાખ સારી છે, તથા તેની બધી જવાબદારી જતાં તે રૂ. ની આસામી છે, ( અથવા ધ. ફ. તે વખતે જવાબદારીવાળી નોકરીમાં છે તથા તે, સારી હાલતમાં છે, અને નિર્ભયપણે તેની સાખ ઉપર તેને માલ ધીરી શકાય તેવો છે. )

૨. તે ઉપરથી ધ. ફ.ને રૂ. કિંમતના ( ચોખા ) ( મહિના ઉધારે ) વેચવાને મારૂં મન થયું.

૩. સદરહુ સમજાવેલી વાતો ખોટી હતી અને તે ખોટી છે, એમ પ્રતિવાદી તે વખતે જાણતો હતો, અને મને ઠગવાના તથા દગો કરવાના હેતુથી (અથવા મને ઠગવાને અને નુકસાન કરવાને) તેણે એ વાતો સમજાવી હતી.

૪. ધ. ફ.એ ( સદરહુ માલની કિંમત સદરહુ ઉધારની મુદત વીતી તોએ આપી નહીં, અથવા ) સદરહુ ચોખાની કિંમત આપી નથી, અને મને તેનું પુરેપુરૂં નુકસાન થયું.

અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો, તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

---

નંબર ૧૫.

## વાહીની જમીનનું પાણી ગંદુ કર્યા બદલ.

હું, અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માં, નામની અમુક જમીનનો તથા તે જમીનમાંના કુવાના તથા તે કુવામાંના પાણીનો કબજો ભોગવટો હાલ મારો છે તથા હેઠળ કહેલી બધી વખતે હતો, તથા સદરહુ કુવાનો અને કુવામાંના સદરહુ પાણીનો ઉપયોગ અને લાભ લેવાનો હક્ક મારો હતો, તથા તે કુવામાં પાણીની આવક થવાને જે કંઇ પાણીના ઝરા અને વેહેળા વહીને કુવામાં આવતા હતા તે ઝરા તથા વેહેળાનું પાણી ગંદુ ન કરતાં અથવા ન બગાડતાં વહેતું રખાવવાનો હક મારો હતો.

૨. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ સદરહુ કુવો તથા તેમાંનું સદરહુ પાણી તથા કુવામાં વહી આવતા સદરહુ પાણીના ઝરા અને વહેળા ગેરવાજબી રીતે ગંદા કર્યા તથા બગાડયા.

૩. આ કારણને લીધે સદરહુ કુવાનું તે પાણી મેલું થયું તથા ઘરના અને બીજા જરૂરી કામને સારૂ બીનુપયોગી થયું, તથા સદરહુ કુવાનો અને પાણીનો ઉપયોગ અને લાભ હું અને મારૂં કુટુંબ લેતાં બંધ પડયાં.

(અહિંયાં નમુના નંબર ૧ના ૪થા તથા પાંચમા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી.)

---

નંબર ૧૬.

## અપકારક કારખાનું ચલાવ્યા બદલ.

હું અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. માંની નામની અમુક જમીન મારા કબજામાં છે અને હેઠળ કહેલી બધી વખતે મારા કબજામાં હતી.

૨. તારીખ માહે સને ૧૯ થી આજસુધી ધાતુનો કચરો ગાળવાનું કંઇ કારખાનું પ્રતિવાદીએ ચલાવ્યું છે, તેમાંથી ખરાબ અને રોગકારક ધુમાડો અને બીજી વરાળો તથા અપકારક પદાર્થ મોટા જથ્થામાં પ્રતિવાદીએ ગેરવાજબી રીતે કાઢયાં. તે ધુમાડો, વરાળ અને પદાર્થ સદરહુ જમીન ઉપર અને તે જમીનપર પ્રસર્યા અને હવા બગાડી તથા જમીનની સપાટી ઉપર ઠર્યાં.

૩. તેથી કરીને સદરહુ જમીન ઉપર મારાં ઝાડ, વાડ, ચાર અને પાક ઉગતો, તેને નુકસાન થયું અને કિંમતમાં તે ઉતરી ગયાં, તથા તે જમીનમાં મારાં જે ઢોર અને જીવધન હતું તે રોગી થઇને તેમાંથી કેટલાંક તો ઝેર લાગીને મરી ગયાં.

૪. તે કારણને લીધે, સદરહુ જમીનમાં એમ ન હોત તો હું જે રીતે મારાં ઢોર અને મેંઢાં ચરાવત તે રીતે, મારાથી ચરાવી શકાયું નહીં, તથા ત્યાંથી મારાં ઢોર, મેંઢાં અને ખેતીનાં જનાવર મારે લઇ જવાં પડયાં, તથા તેવી જમીન ન હોત ત્યારે તેનો જેવો લાભકારક અને આરોગ્યકારક ઉપયોગ ને ઉપભોગ હું લેત તેવો લઇ શકયો નહીં.

(અહિંયાં નમુના નંબર ૧ના ૪થા તથા ૫મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી.)

---

નંબર ૧૭

## રસ્તાનો હક અટકાવ્યા બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવુંછું કેઃ—

૧. ( ગામમાંનું એક ઘર ) મારા કબજામાં છે, અને હેઠળ કહેલે વખતે તે મારા કબજામાં હતું.

૨. મારે પોતાને તથા મારા નોકરોને ( વાહન સહીત અથવા પગે ) વરસના કોઇ પણ વખતે સદરહુ ( ઘરના ) થી અમુક ખેતરમાં થઇને સાર્વજનિક રાજમાર્ગ ઉપર જવાના, તથા તે રાજમાર્ગમાંથી સદરહુ ખેતરમાં થઇ સદરહુ ઘરમાં પાછા આવવાના રસ્તાનો મારા હક હતો.

૩. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ સદરહુ રસ્તો ગેરવાજબી રીતે અટકાવ્યો તેથી કરીને તે રસ્તે (વાહન સુધાંત અથવા પગે અથવા કોઇપણ રીતે ) હું જઇ શકયો નહીં ( અને ત્યારથી આજ સુધી તે રસ્તો ગેરવાજબી રીતે અટકાવ્યો છે. )

૪. ( કંઇ વિશેષ નુકસાન થયું હોય તો તે લખવું. )

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

---

નંબર ૧૮

## રાજમાર્ગ અટકાવ્યા બદલ.

૧. થી સુધી જતા સાર્વજનિક રાજમાર્ગમાં અટકાવ થાય એવી રીતે તે રસ્તામાં પ્રતિવાદીએ ગેરવાજબી રીતે ખાઇ ખોદીને માટી તથા પથરાનો ઢગલો કર્યો.

૨. તેથી કરીને સદરહુ ધોરી રસ્તે કાયદેસર રીતે જતાં હું સદરહુ માટી ને પથરા ઉપર (અથવા સદરહુ ખાઇમાં ) પડયો અને મારો હાથ ભાંગ્યો અને ઘણું દુખ ભોગવ્યું તથા લાંબી મુદત સુધી મારો ધંધો ચલાવાયો નહીં અને વૈદને બોલાવીને ઔષધોપચાર કરવામાં ખરચ થયો.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે લખવી. )

---

નંબર ૧૯

## નીકથી જમીનને પાણી પાવા સારૂ પાણી લેવાના હકકનો અટકાવ કર્યા બદલ.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. ઠેકાણાની વગેરે અમુક જમીન મારા કબજામાં છે અને હેઠળ નિર્દિષ્ટ કરેલે વખતે તે મારા કબજામાં હતી અને તે જમીનને નીકથી પાણી પાવા સારૂ અમુક વેહેળામાંથી કંઇ પાણી લેઇને તે ઉપયોગમાં લેવાનો મારો હક છે.

૨. તારીખ માહે રોજ પ્રતિવાદીએ સદરહુ વેહેળાનું પાણી ગેરવાજબી રીતે અટકાવીને તથા તે બીજી તરફ વાળીને, સદરહુ લખ્યા પ્રમાણે સદરહુ વેહેળામાંથી પાણી લેઇને તેનો મને ઉપયોગ કરવા દીધો નથી.

( અહિંયાં નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા દાદ માગી હોય તે લખવી. )

---

નંબર ૨૦.

## આગગાડીના રસ્તા ઉપર ગફલતથી થએલી ઇજા બદલ.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીઓ, જે ભાડું આપે તે બધા મુસાફરોને તથા એ બે ઠેકાણા વચ્ચે રેલવેથી લેઈ જનાર હતા.

૨. તે દિવસે સદરહુ આગગાડીના રસ્તા ઉપરની પ્રતિવાદીઓની ગાડીઓમાંની એક ગાડીમાં હું ઊતારૂ હતો.

૩. હું તે પ્રમાણે ઊતારૂ હતો તેવામાં સદરહુ રસ્તા ઉપર આગળ (અથવા સ્ટેશન પાસે, અથવા અને એ સ્ટેશનની વચ્ચે ) પ્રતિવાદીઓના નોકરોની ગફલત અને અપ્રવીણતાને લીધે ગાડીઓ સામસામી અથડાઇ તેથી કરીને મને ઘણી ઇજા થઇ ( મારો પગ ભાંગી ગયો, માથું ફુટયું વગેરે, અને કંઇ વિશેષ નુકસાન થયું હોય તો તે લખવું, જેમકે,—) અને વૈદ્યને બોલાવીને ઔષધોપચાર કરવામાં ખરચ થયો તથા (વેચનાર) તરીકે મારો પહેલાંનો ધંધો ચલાવવાને હું નિરંતરનો અશક્ત થયો.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી. )

( અથવા આ રીતેઃ—૨. તે દિવસે પ્રતિવાદીઓના આગગાડીના રસ્તા ઉપર કાયદેસર રીતે ચાલીને હું બીજી તરફ જતો હતો તે વખતે તે રસ્તા ઉપર અને તે રસ્તે તેમણે પોતાના નોકરોને હાથે એક એન્જીન ( વરાળયંત્ર ) અને તેને જોડેલી ગાડીઓની હાર એવી ગફલતથી અને અપ્રવીણતાથી ચલાવી અને હાથમાં રાખી કે તે એન્જીન અને હાર મારા ઉપર આવી પડીને અથડાઇ, તેથી કરીને, વિગેરે, પારેગ્રાફ ૩ માં લખ્યા પ્રમાણે.

---

નંબર ૨૧.

## ગફલતથી હાંકવાને લીધે થએલી ઇજા બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. હું વાદી મોચી છું અને ઠેકાણે ધંધો કરૂં છું. પ્રતિવાદી નો વેપારી છે.

૨. તા. સન ૧૯ ને રોજ સાંજના ત્રણ વાગ્યાને સુમારે કલકત્તા શેહેરમાં ચૌરંગીને રસ્તે દક્ષિણ તરફ હું ચાલતો હતો. મીડલટન નામની ગલી વટાવીને પેલી તરફ જવાની મને જરૂર પડી. તે ગલી ચૌરંગીને કાટખુણો કરીને મળે છે. આ ગલી હું વટાવતો હતો તેવામાં અને તેની પેલી તરફ ફરેસબંધી પગ રસ્તા ઉપર જઇ પહોંચું તેટલામાં પ્રતિવાદીની બે ઘોડા જોડેલી ગાડી જે નોકરોના હાથમાં

અને હવાલામાં હતી તે મીડલટન ગલીમાંથી ચોરંગી ઉપર ગફલતથી, એકાએક, ચેતાવ્યા વગર, ઉતાવળા અને ભયંકર વેગથી ફરી. તે ગાડીનો દાંડો (પોલ) મને લાગ્યો અને તેથી હું નીચે પડયો અને ઘોડાઓના પગ તળે હું ઘણો છુંદાયો.

૩. ધકકો લાગવાથી પડવાથી અને ચગદાવાથી મારો ડાબો હાથ ભાંગ્યો, અને મારે પડખે, બરડે, તેમજ અંદર હું જખમ થયો અને મને ઇજા થઇ અને તેથી કરીને હું ચાર માસ માંદો ને વેદનામાં રહ્યો, તથા મારો ધંધો ચલાવી શકયો નહીં, અને ઔષધોપચારનો તથા બીજો ખરચ થયો અને મારો ધંધો તથા નફો બુડયો.

(અહિંયા નમુના ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફમાંનો મજકુર લખવો તથા જે દાદ માગી હોય તે પણ લખવી.)

---

નંબર ૨૨.

## અદાવતથી ફોજદારી કામ ચલાવ્યા બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ (સદરહુ શેહેરના માજિસ્ટ્રેટ અથવા, જે હોય તે, ) પાસેથી ના આરોપ માટે પકડવાનું વારંટ પ્રતિવાદીએ કઢાવ્યું, અને તે ઉપરથી મને પકયો, અને (દિવસ અથવા કલાક ) કેદમાં રાખ્યો, ( અને છુટો થવા સારૂ રૂ૦ ના મેં જામીન આપ્યા ).

૨. પ્રતિવાદીએ તે કામ અદાવતથી અને વાજબી અથવા સંભવિત કારણ વગર કર્યું છે.

૩. તારીખ માહે સને ૧૯ રોજ સદરહુ માજીસ્ટ્રેટે પ્રતિવાદીની ફરિયાદ કાઢી નાંખી અને મને નિર્દોષ ઠરાવ્યો.

૪. જેમનાં નામ માહિત નથી એવા ઘણા શખસો, સદરહુ પકડવાની વાત સાંભળીને તથા હુ ગુન્હેગાર છું એમ ધારીને, મારી સાથે ધંધો કરતા બંધ થયા છે; અથવા, સદરહુ પકડવાને લીધે, એક ઇ. ક. ના કારકુન તરીકેની મારી જગા થઇ :અથવા તે કારણને લીધે મેં શારીરિક અને માનસિક વેદના ભોગવી અને મારો કામધંધો થઇ શકયો નહીં. તથા મારી સાખને ધકકો પોંચ્યો તથા સદરહુ કેદખાનામાં થી છુટો થવામાં અને સદરહુ આરોપની ફરીયાદ સામે મારો બચાવ કરવામાં મને ખરચ લાગ્યો.

(નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો તથા જે દાદ માગેલી હોય તે પણ લખવી).

---

નંબર ૨૩.

## જંગમ માલ ગેરવાજબી રીતે અટકાવી રાખ્યા બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ આ સાથે જોડેલી યાદીમાં કહેલો માલ (અથવા માલનું વર્ણન લખવું ) મારી માલકીનો હતો અથવા કબજે લેવાનો હક બતાવનારી હકીકતો જણાવવી). તેની અડસટે કિંમત રૂ૦ હતી.

૨. તે દિવસથી આ ફરિયાદ શરૂ થઇ ત્યાં સુધી પ્રતિવાદીએ તે માલ મને ન આપતાં અટકાવી રાખ્યો છે.

૩. ફરિયાદ શરૂ થયા પહેલાં એટલે તારીખ માહે સને ૧૯ રોજ મેં પ્રતિવાદી પાસેથી તે માલ માગ્યો પણ તેણે તે સ્વાધીન કરવાની ના કહી.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો ).

૬. મારી માગણી નીચે પ્રમાણે છે:—
(૧) સદરહુ માલનો કબજો અપાવો અથવા તે કબજો ન મળે તો રૂ૦ અપાવો.
(૨) તે માલ અટકાવી રાખ્યો માટે નુકસાનીના રૂ૦ અપાવો.

વાદી.

---

નંબર ૨૪.

## ચુકના સબબથી કરાર રદ કરવા બાબત.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ મને એમ જણાવ્યું કે, માં મારી (પ્રતિવાદીની) માલકીનો એક જમીનનો ટુકડો છે તે (દશ વિઘા) છે.

૨. તે ઉપરથી સદરહુ કહેલું ખરૂં માનીને સદરહુ ટુકડો રૂ૦ માટે ખરીદ કરવાનું મને મન થયું, અને કરારનામા ઉપર સહી કરી, તેની અસલ આ સાથે જોડી છે. પરંતુ તે જમીન મને તબદીલ કરી આપી નથી.

૩. તારીખ માહે સને ૧૯ રોજ તે ખરીદીની રકમને પેટે રૂ૦ મેં પ્રતિવાદીને આપ્યા.

૪. સદરહુ જમીનનો ટુકડો ખરેખર ફક્ત ( પાંચ વિઘા ) છે.

( નમુના નંબર ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો. )

હું નીચે પ્રમાણે માગણી કરૂં છું:—

( ૧ ) રૂ૦ તથા તારીખ માહે સને ૧૯ થી વ્યાજ અપાવો.

( ૨ ) સદરહુ ખરીદીનો કરાર પાછો સ્વાધીન કરાવીને તે રદ કરો.

---

નંબર ૨૫.

## અપકારક કૃત્ય કરતાં અટકાવવાની તાકીદ બદલ.

હું અ બ.; ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( કલકત્તામાં મેહેલ્લામાં નંબર ના ઘરનો ) હું સંપુર્ણ માલીક છું અને નીચે લખેલે બધે વખતે હતો.

૨. ( તેજ મેહેલ્લામાંની જમીનના એક ટુકડા ) નો સંપૂર્ણ માલીક પ્રતિવાદી છે અને નીચે લખેલે વખતે હતો.

૩. તારીખ માહે સને ૧૯ રોજ પ્રતિવાદીએ પોતાના સદરહુ ટુકડા ઉપર કસાઇખાનું બાંધ્યું અને હજી તે ચાલુ રાખે છે. અને તે દીવસથી હાલ સુધી ત્યાં હંમેશાં ઢોર અણાવીને મરાવ્યાં છે. ( અને લોહી તથા નાંખી દેવાનું અને કાહેલું માંસ તે મેહેલ્લામાં મારા સદરહુ ઘરની સામે નંખાવેલું છે ).

૪. ( સદરહુ કારણને લીધે સદરહુ ઘર છોડવાની મને જરૂર પડી છે અને તે ભાડે અપાતું નથી ).

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો ).

૭. પ્રતિવાદી જાસ્તી અપકારક કૃત્ય ન કરે અથવા કરવા દે નહિ માટે પ્રતિવાદીને તાકીદ આપીને અટકાવવાની મારી માગણી છે.

---

નંબર ૨૬.

## જંગમ માલ નાશ કરવાની દેહેશત આપી હોય તે પાછો લેવા બદલ તથા તાકીદ આપવા બદલ.

હું અ. બ.. ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. ( એક નામાંકિત ચિતારાએ કાઢેલી મારા વડવાની તસવીર ) મારી માલકીની છે અને નીચે

કહેલે બધે વખતે હતી. અને તેવી બીજી તસવીર હસ્તીમાં નથી. ( અથવા પૈસામાં કિમત આંકી શકાય એવી જાતની તે મિલકત નથી એમ બતાવનારી જે હકીકતો હોય તે લખવી. )

૨. તારીખ માહે સને ૧૯ રોજ તે સુરક્ષિત રાખવા સારૂ મેં પ્રતિવાદીને આપી.

૩. તારીખ માહે સને ૧૯ રોજ મેં પ્રતિવાદી પાસેથી માગી, અને તે રાખી મુકવા સારૂ જે વાજબી ખરચ થયો હોય તે લે એમ કહ્યું.

૪. પ્રતિવાદી તે મારે સ્વાધીન કરવાને ના પાડે છે. અને મને એવી દહેશત આપે છે કે, જો સ્વાધીન કરવાનું કહીશ તો તે હું છુપાવીશ, કોઇને આપી દેઇશ, કડકા કરી નાખીશ, અથવા તેને નુકસાન કરીશ.

૫. ( સદરહુ તસવીર ) જાય તો પૈસાની રકમ આપવાથી મને પુરો બદલો મળવાનો નહીં.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો ).

૮. મારી માગણી નીચે પ્રમાણે છે:—

૧. પ્રતિવાદીને તાકીદ આપીને તેને સદરહુ ( તસવીર ) કોઇને આપી દેતાં, નુકસાન કરતાં, અથવા છુપાવતાં અટકાવવો.

૨. તેની પાસેથી મને તે પાછી અપાવવી.

---

નંબર ૨૭

## ઇન્ટર પ્લીડર.

હું. અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. નીચે કહેલા હક્ક જે તારીખે જણાવવામાં આવ્યા તે પહેલાં ગ. હ. એ ( મિલકતનું વર્ણન કરવું ) મારી પાસે સુરક્ષિત રાખવા સારૂ મુકી.

૨. ( ગ. હ. એ તે મને લખી આપી તે એમ કહીને, તે આધારે ) પ્રતિવાદી ક. ડ. તેના ઉપર હક્ક જણાવે છે.

૩. ( પ્રતિવાદી ઇ. ફ. ને તે આપવી એવો સદરહુ ગ. હ. નો હુકમ છે તે ઉપરથી ) પ્રતીવાદી ઇ. ફ. પણ તે ઉપર હક્ક જણાવે છે.

૪. પ્રતિવાદીઓના પોતપોતાના હક્કો વિશે મને કંઈ માલમ નથી.

૫. ખરચ અને બોજા શિવાય સદરહુ મિલકત ઉપર મારો કંઇ હક્ક નથી, અને કોર્ટ ફરમાવશે તે સખસને તે આપવાને હું તૈયાર અને રાજી છું.

૬. બેમાંથી કોઇ પ્રતિવાદી સાથે મિલાપી થઇને આ ફરિયાદ આણી નથી.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો ).

૭. મારી માગણી નીચે પ્રમાણે છે:—

( ૧ ) પ્રતિવાદીઓને તાકીદ આપીને તે મિલકત વિશે મારા ઉપર કંઇ કામ ચલાવતાં અટકાવવા.

( ૨ ) સદરહુ મિલકત ઉપરના તેમના દાવા વિશે માંહોમાંહે વાદ ચલાવવાનું તેમને કહેવું.

( ૩ ) તે વાદ ચાલે ત્યાં સુધી સદરહુ મિલકત લેવાનો કોઇ સખસને અખત્યાર આપવો.

( ૪ ) તે ( સખસને ) મિલકત સ્વાધીન કર્યા પછી તે સંબંધી બન્ને પ્રતિવાદીઓની બધી જવાબદારીમાંથી મને મુક્ત કરવો.

---

નંબર ૨૮

## ( મૈયતની મિલકતનો ) વહિવટ થવા સારૂ લેણદારે પોતાની તથા બીજા લેણદારોની વતી કરવાની.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવુંછું કે:—

૧. મૈયત ચ. ફ. રહેનાર નો મરી ગયો તે વખતે તેની પાસે મારી ( અહીં લેહે-

ણાનું સ્વરૂપ લખવું તથા કંઇ જામીનગીરી હોય તો તે લખવી)—રકમ લેહેણી હતી, અને હજી તેની ઇસ્ટેટ ઉપર લેહેણી છે.

૨. સદરહુ ઇ. ૫. તારીખ માહે સને ૧૯ રોજ અથવા તે અરસામાં મરી ગયો. તેણે તારીખ માહે સને ૧૯ ને રોજ પોતાનું છેલ્લું મૃત્યુપત્ર કરીને ક. ડ. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નિમ્યો (અથવા પોતાની ઇસ્ટેટ જુમ્મા (ટ્રસ્ટ) માં મુકીને તેની મૃત્યુપત્રથી વ્યવસ્થા કરી વગેરે, અથવા મૃત્યુપત્ર કર્યા વગર મુઓ, જે પ્રમાણે હોય તે પ્રમાણે લખવું).

૩. સદરહુ ક. ડ. એ તે મૃત્યુપત્ર સાબીત કર્યું (અથવા વહિવટપત્ર તેને મળ્યું, વગેરે).

૪. સદરહુ ઇ. ફ. ની જંગમ મિલકત (અને સ્થાવર મિલકત અથવા સ્થાવર મિલકતની ઉપજ) પ્રતિવાદીએ પોતે કબજે કરી છે, અને મારૂં સદરહુ લેહેણું મને આપ્યું નથી.

(નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો).

૭. મારી એવી માગણી છે કે મૈયત ઇ. ફ. ની જંગમ (અને સ્થાવર) મિલકતનો હિસાબ લેવો, અને કોર્ટના હુકમનામા પ્રમાણે તેનો વહિવટ કરવો.

નંબર ૨૯.

## વિશેષ મૃત્યુ લેખાર્પિતદાન લેનારે મૈયતની મિલકતના વહિવટ બદલ કરવાના.

(નમુના ૪૧ માં આ પ્રમાણે ફેરફાર કરવો):—

(પહેલો પારેગ્રાફ છોડી દેવો અને બીજો પારેગ્રાફ શરૂ કરવો)

નો રહેનાર મૈયત ઇ. ફ. તા. માહે સને ૧૯ રોજ અથવા તે અરસામાં મરી ગયો. તેણે પોતાનું છેલ્લું મૃત્યુપત્ર તારીખ માહે સને ૧૯ ને રોજ કરીને ક. ડ. ને મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો. અને તે મૃત્યુપત્રથી મને (આ ઠેકાણે વિશેષ મૃત્યુલેખાર્પીતદાન હોય તે લખવું) આપ્યું.

પારેગ્રાફ ૪ ને ઠેકાણે લખવું કેઃ—

ઇ. ફ. ની જંગમ મિલકત પ્રતિવાદીના કબજામાં છે, અને બીજી વસ્તુઓની સાથે સદરહુ (આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેષ વસ્તુ આપી હોય તેનું નામ લખવું) પણ તેના કબજામાં છે.

પારેગ્રાફ ૭ ના શરૂઆતમાં જે લખ્યું છે તેને ઠેકાણે લખવું કેઃ—

મારી એવી માગણી છે કે, સદરહુ (આ ઠેકાણે મૃત્યુપત્રથી જે વિશેષ વસ્તુ આપી હોય તેનું નામ લખવું) મને આપવાનો પ્રતિવાદીને હુકમ કરો, અથવા વિગેરે.

નંબર ૩૦.

## મૃત્યુપત્રમાં જેને પૈસાની દેણગી આપવાનું લખ્યું હોય તેણે મૈયતની મિલકતના વહિવટ બદલ કરવાની.

(નમુના ૪૧ માં આ પ્રમાણે ફેરફાર કરવો):—

(પારેગ્રાફ ૧ છોડી દેવો અને પારેગ્રાફ ૨ ને બદલે લખવું કે).

નો રહેનાર મૈયત ઇ. ફ. તા. માહે સને ૧૯ રોજ અગર તે અરસામાં મરી ગયો. તેણે પોતાનું છેલ્લું મૃત્યુપત્ર તારીખ માહે સને ૧૯ ને રોજ કરીને ક. ડ. ને તે મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યો, અને તે મૃત્યુપત્રમાં મને રૂ૦ આપવા ઠરાવ્યા છે.

પારેગ્રાફ ૪ માં "લેહેણું" ને બદલે "મૃત્યુ લેખાર્પીતદાન" એમ લખવું.

## બીજો નમુનો.

હું. ઇ. ૫. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. અ. બ. રહેનાર ક. નો તારીખ ને રોજ મૈયત થયો તેણે તારીખ માહે સને ૧૯ રોજ પોતાનું છેલ્લું મૃત્યુપત્ર કરીને પ્રતિવાદીને તથા મ. ન. (જે મૃત્યુપત્ર કરનારની

હયાતીમાંજ મરણ પામ્યો તે ) ને મૃત્યુપત્ર ચલાવનાર નીમ્યા. અને પોતાની સ્થાવર અથવા જંગમ જે હોય તે મિલકત પોતાના મૃત્યુપત્ર ચલાવનારાઓ પાસે ટ્રસ્ટી દાખલ રાખવાનું મૃત્યુપત્રમાં લખ્યું, એવી રીતે કે તેનું ભાડું અને ઉત્પન્ન મારી હયાતી સુધી મને આપવું; અને મારા ગુજર્યા પછી મારો કોઇ છોકરો ૨૧ વરસની ઉમરે ન પહોંચે, અથવા છોકરી તેટલી ઉમરે ન પહોંચે કે તેનું લગ્ન ન થાય એમ બને તો,–ઉપર કહ્યું તે પ્રમાણે સંતતી વગર હું મરણ પામું તે વખતે, તે મૃત્યુપત્ર કરનાર મૃત્યુપત્ર કર્યા વગર ગુજરી ગયો હોત તો મૃત્યુપત્ર કરનારનો કાયદેસર વારસ જે કોઇ થાત તેને પોતાની સ્થાવર મિલકત આપવા સારૂ, અને મૃત્યુપત્ર કરનારનો છેક નજીકનો સગો જે કોઇ થાત તેને પોતાની જંગમ મિલકત આપવા સારૂ તે ટ્રસ્ટીઓના જુમ્મામાં છે એમ સમજવું.

૨. અને મૃત્યુપત્ર પ્રતિવાદીએ તારીખ માહે સને ૧૯ રોજ સાબિત કર્યું. મારૂં લગ્ન થયું નથી.

૩. મૃત્યુપત્ર કરનાર પોતાના મરણ વખતે સ્થાવર જંગમ મિલકતનો માલીક હતો; પ્રતિવાદીએ સ્થાવર મિલકતનું ભાડું લેવા માંડયું, અને જંગમ મિલકત પોતાના કબજામાં લીધી. તેણે સ્થાવર મિલકતનો કંઇ ભાગ વેચ્યો છે.

(નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો).

વાદી નીચે પ્રમાણે માગણી કરે છે:–

(૧) અ. બ. ની સ્થાવર મિલકતનો વહિવટ આ કોર્ટ મારફતે કરવો, અને તેમ કરવા સારૂ બધા યોગ્ય હુકમો કરવા અને હિસાબ લેવો.

(૨) મુકદમાના સ્વરૂપ પ્રમાણે જે બીજી અથવા વધારે દાદ જોઇએ તે આપવી.

---

નંબર ૩૧.

## જુમ્મા (ટ્રસ્ટ)નું કામ કરવા બદલ.

હું, અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કે:—

૧. પ્રતિવાદીનાં બાપ અને મા ઇ. ફ. તથા ગ. હ. એમનું લગ્ન થયું તે વખતે તા. માહે સન ૧૯ રોજ અથવા તે સુમારમાં ઠરાવપત્ર (સેટલમેન્ટ) કર્યું તેમાં (અથવા પ્રતિવાદી ક. ડ. ના. અને ઇ. ફ. ના બીજા લેહેણદારોના હિત સારૂ ઈ. ફ. ની ઇસ્ટેટ અને માલમતા તબદીલ કરી આપવાનો દસ્તાવેજ કર્યો તેમાં) નીમેલા ટ્રસ્ટીઓ પૈકી હું એક ટ્રસ્ટી છું.

૨. સદરહુ ટ્રસ્ટીના કામનો બોજો મેં અ. બ. એ પોતાના ઉપર લીધો છે, અને ઉપર કહેલા દસ્તાવેજથી જે સ્થાવર જંગમ મીલકત આપી તેનો (અથવા તેના ઉત્પન્નનો) કબજો મારી પાસે છે;

૩. ઉપર કહેલા દસ્તાવેજને આધારે મારો હિતસંબંધ છે એમ ક. ડ. કહે છે.

( નમુના નંબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો )

૬. સદરહુ સ્થાવર મિલકતના તમામ ભાડાનો તથા ઉપજનો (અને સદરહુ સ્થાવર મિલકતના કે તે પૈકી કંઇ ભાગના વેચાણના ઉત્પન્નનો, અથવા જંગમ માલનો અથવા તે જંગમ માલના કે તેના ભાગના વેચાણના ઉત્પન્નનો, અથવા સદરહુ ટ્રસ્ટનું કામ કરવામાં ટ્રસ્ટી તરીકે મને જે ઉત્પન્ન મળ્યું તેનો) હિસાબ આપવાની મારી ઇચ્છા છે; અને મારી અરજ એ છે કે ક. ડ. ની સમક્ષ અને સદરહુ ટ્રસ્ટના સંબંધમાં સોંપેલી ઇસ્ટેટના વહિવટમાં જેમનું હિત છે એમ કોર્ટ ફરમાવે તે બધા સખસોની સમક્ષ સદરહુ કામનો કોર્ટ હિસાબ લેવો, અને સદરહુ પ્રતિવાદી ક. ડ. ના હિત સારૂ અને સદરહુ પ્રમાણે જેમનું હિત હોય તે બીજા સખસોના હિતસારૂ સદરહુ ઇસ્ટેટનો વહિવટ કોર્ટ મારફતે થવો જોઇએ; અથવા, ક. ડ. એ તે વિરૂદ્ધ સારૂ કારણ બતાવવું.

"તાજા કલમ"—હિતાધિકારીની ફરિયાદ હોય ત્યારે, મૃત્યુલેખાર્પીતદાન લેનારે કરવાની ફરિયાદમાં પ્રસંગ પ્રમાણે જરૂરનો ફેરફાર કરીને તે નમુના પ્રમાણે ફરિયાદ અરજી તેયાર કરવી.

---

નંબર ૩૨

## ગીરો છોડાવવાનો હક બંધ કરવાની અથવા વેચવાની.

હું અ. બ., ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. પ્રતિવાદીની જમીનનો વાદી ગીરો રાખનાર છે.

૨. ગીરોની વિગત નિચે પ્રમાણે છેઃ—

( અ ) તારીખ; ( બ ) ગીરો મુકનાર તથા રાખનારનાં નામ; (ક) કેટલી રકમમાં ગીરો; ( ડ ) વ્યાજનો દર; (ઇ) ગીરોની મિલકત; ( ફ ) હમણા લેહેણી થયેલી રકમ; ( ગ ) જો વાદીનો સત્તાધિકાર બીજા પાસેથી પ્રાપ્ત થયેલો સત્તાધિકાર હોય તો જે તબદીલીથી અથવા પ્રાપ્તિથી તે દાવો કરતો હોય તે ટુંકમાં લખવું.

( જો વાદી પાસે કબજાગીરો હોય તો લખવું કે)·

૩. વાદીએ તારીખ માહે સને ૧૯ રોજ ગીરો મિલકતનો કબજો લીધો અને તે વખતથી તે કબજાગીરો રાખનાર તરીકે હીસાબ આપવાને તૈયાર છે.

(નમુના નંબર ૧ ના ૪થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવો).

૬. વાદીની માગણી નીચે પ્રમાણે છેઃ—

(૧) પૈસા અપાવો અથવા તેમ ન થાય તો (વેચાણ કરો અથવા) ગીરો છોડાવવાનો હક બંધ કરો ( અને કબજો અપાવો ).

( ઓર્ડર ૩૪, કાનુન ૬ લાગુ હોય તે પ્રસંગે ).

(૨) વેચાણની ઉપજ વાદીને આપવાની રકમની ભરપાઇ થવા જેટલી નથી એમ માલમ પડે તો, વાદીને બાકીની રકમ બદલ હુકમનામું થવા માટે અરજ કરવાની છુટ આપવી.

---

નંબર ૩૩

## ગીરો છોડાવવાની

હું અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કેઃ—

૧. વાદી જમીન ગીરો આપનાર છે તથા પ્રતિવાદી તે જમીન ગીરો લેનાર છે.

૨. ગીરોની વિગત નીચે પ્રમાણે છેઃ—

(અ) તારીખ; (બ) ગીરો આપનાર તથા ગીરો લેનારનાં નામ. (ક) કેટલી રકમમાં ગીરો; (ડ) વ્યાજનો દર; (ઇ) ગીરોની મીલકત. (ફ) જો વાદીનો સત્તાધિકાર બીજા પાસેથી પ્રાપ્ત થયેલો સત્તાધિકાર હોય તો જે તબદીલીથી અથવા પ્રાપ્તિથી તે દાવો કરતો હોય તે ટુંકમા લખવું.

( જો પ્રતિવાદી પાસે કબજા ગીરો હોય તો લખવું કે ).

૩. પ્રતિવાદીએ ગીરો મિલકતનો કબજો લીધો છે (અથવા તેને ભાડું કે ગણોત મળ્યું છે).

( નમુના નંબર ૧ના ૪થા તથા ૫મા પારેગ્રાફનો મજકુર લખવો ).

૬. વાદી સદરહુ મીલકત છોડવવાની અને તે તેને નામે પાછી ચઢાવવાની ( અને તેનો કબજો અપાવવાની) માગણી કરે છે.

---

નંબર ૩૪

## કરાર વિશેષ રીતે પુરો કરવા (વિશે નંબર ૧)

હું અ. બ. ઉપર કહેલો વાદી જણાવું છું કે;—

૧. તારીખ માહે સને ૧૯ રોજના અને સદરહુ પ્રતિવાદી ક. ડ. એ સહી કરેલા કરારનામામાં તેણે એવો કરાર કર્યો છે કે, તે કરારનામામાં વર્ણન કરેલી અને હવાલો આપેલી અમુક સ્થાવર મિલકત તેણે રૂ૦ માટે મારી પાસેથી ખરીદ કરવી (અથવા મને વેચવી),

૨. સદરહુ પ્રતિવાદીને, સદરહુ કરારમાં તેના ભાગનું જે વિશેષ રીતે કરવાનું છે તે પુરૂં કરી આપવા મેં કહ્યું, પણ તે પ્રમાણે તેણે કર્યું નથી.

૩. હું, વાદી તે કરારનામાનો મારો ભાગ વિશેષ રીતે પુરો કરવાને પ્રથમથી અને હજીએ તેયાર તથા રાજી છુ, અને ત વાતની પ્રતિવાદીને ખબર થયેલી છે.

( નમુના નબર ૧ના ૪થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવા ).

૬. મારી એવી માગણી છે ક, સદરહુ પ્રતિવાદીને સદરહુ કરાર વિશેષ રીતે પુરો કરવાનો, અને સદરહુ મિલકતના મને પુર્ણ કબજો આપવાને જરૂર હોય તે બધાં કૃત્ય કરવાનો ( અથવા સદરહુ મિલકતની તબદીલી તથા કબજો લેવાનો) અને ફરીયાદના ખરચ આપવાનો હુકમ કરો.

નબર ૩૫

## પંચ્યાળું.

હુ. અ બ. ઉપર કહેલો વાદી જણાવુ છુ કે—

૧. હુ અને સદરહુ પ્રતિવાદી ક. ડ. ગયા વરસથી (અથવા મહિનાથી) પંચ્યાળાની અમુક કલમો લખેલી છે તે પ્રમાણે (અથવા દસ્તાવેજ પ્રમાણે અથવા મોઢાની કબુલાયત પ્રમાણે) એકઠા ધધો ચલાવીએ છીએ.

૨. આ પ્રમાણે ભાગીદાર તરીકે મારી અને પ્રતિવાદીની વચે ઘણી તરેહના ટટા અને વાંધા ઉત્પન્ન થયા છે, તેથી કરી ભાગીદારોને ફાયદો થાય એવી રીતે પંચ્યાળામાં સદરહુ ધંધો ચલાવવાનું અશકય થયુ છે.

( અથવા પ્રતિવાદીએ પંચ્યાળાની કલમો નીચે પ્રમાણે તોડી છે—

, , , *

(નમુના નબર ૧ ના ૪ થા તથા ૫ મા પારેગ્રાફનો મજકુર લખવા ).

૫. મારી નીચે પ્રમાણે માગણી છે.—

(૧) પંચ્યાળું તોડી નાખવુ,

(૨) હિસાબ લેવો.

(૩) રસુલદાર નિમવા

નોટ* કલમ "—(મઇ પંચ્યાળ મ કલીને ' 'મ કરવાની ફરયાદમા પંચ્યાળુ તોડી નાંખવાની માગણી ન લખવી, પણ તે બદલે એક પારેગ્રાફ મુકીને તેમા તે પંચ્યાળું તુટયાની હકીકત જણાવવી).

---

# ડીસ્ટ્રીકટ જડજ કોર્ટમાં કરવાના દાવા કે અરજીઓના નમુના.

---

## અમદાવાદના ડીસ્ટ્રીકટ જડજ સાહેબના કોર્ટમાં.

નંબર ૧.

### મૈયતનું લેણું વસુલ કરવા સરટીફીકેટ લેવા બાબત.

(સને ૧૮૮૯ ના એકટ ૭ મુજબ).

*અરજી નબર સને ૧૯૦૩.

---

* અરજી ઉપર કોર્ટ ફી સ્ટેપ રૂ૦ ૫૦)ની અંદરની કીમતના લહેણા બદલ એક આનાનો કોર્ટ ફી સ્ટાપ. રૂ૦ ૫૦) અને તે ઉપરની કીમતના લહેણા બદલ આઠ આનાના કોર્ટ ફી ટીકીટ ઉપર અરજી કરવી જોઇએ. અરજી સાથે સેંકડે બે રૂપીઆ મુજબ અનામત મુકવી પડે છે. હાલમા આવી અરજ સબ જજને લેવાનો કેટલેક ઠેકાણે અધિકાર આપેલો હોય છે.

અરજદાર અ. જાત ઉ. ધંધો. રહેવાશી.

મૈયત ક. ના લેહેણાના સરટીફીકેટની બાબતમાં હું અરજદાર અ જણાવું છું કે,

૧. ક. તા. ૨૫-૪-૦૨ ને રોજે મરણ પામ્યો છે.

૨. મરણ વખતે મૈયત ક નું સાધારણ રહેવાનું ઠેકાણું એટલે આ કોર્ટની હકુમતમાં હતું. તેમજ તેમની મીલકત પણ આ કોર્ટની હકુમતમાં છે, અને તેઓ વગર વશીયત કરવે ગુજરી ગયા છે.

* * * * *

૪. હું અરજદાર મરનારનો છોકરો થાઉં છું, અને તેથી આ અરજી મેં કરી છે.

૫. આ અરજીને સદરહુ કાયદાની કલમ ૧ ની પેટા કલમ ૪ અથવા બીજી કોઇ કલમ કીંવા કાયદાનો બાધ આવતો નથીઃ—

૬. લહેણાની વિગતઃ—

**લહેણું.**

| અનુક્રમ નંબર. | દેવાદારનું નામ. | સરટીફીકેટ માટે આપેલી અરજીની તારીખે બ્યાજ સુદ્ધાંત લહેણી રકમ. | લહેણું નિર્ણય કરવા માટે કંઇ લખત થયું હોય તો તેનો પ્રકાર તથા તારીખ. |
|---|---|---|---|
| ૧ | અ. | રૂ. ૫૨૫-૦-૦ | સને ૧૯૫૪ ના માહા વદ ૨ ની મીતીના સામા દસ્તકની રૂએ. |

## સીક્યુરીટીઓ ( એટલે કીંમતી દસ્તાવેજો ).

| અનુક્રમ નંબર. | પ્રકાર. | | | | સરટીફીકેટ માટે આપેલી અરજીની તારીખે કિમતી દસ્તાવેજનો બજાર ભાવ. |
|---|---|---|---|---|---|
| | જે નંબર અથવા અક્ષરથી કીમતી દસ્તાવેજ ઓળખાતો હોય તે. | કીંમતી દસ્તાવેજનું શિરો નામ અથવા વર્ગ. | કીંમતી દસ્તાવેજની રકમ અથવા મુળ કીમત. | | |
| ૧ | ૩૮૬૬ થી ૩૮૭૩ | રંગુન આઇસ બજાર કુંપની લીમીટેડના શેર ૮, | દરેક શેર ૧ ના રૂ. ૨૫) લેખે. | | દરેક શેર ૧ ના રૂ. ૧૫૦) |

૭. આ અરજીની પુષ્ટિમાં આ બરોબર આ અરજીમાં લખેલી હકીકતથી જાણકાર એવા એ બે સદ ગૃહસ્થોની એફીડેવીટ રજુ કરી છે.

૮. માટે હું અરજદાર દાદ માંગું છું કેઃ—

[અ] અરજીમાં લખ્યા મુજબના લહેણાનું સરટીફીકેટ કાયદા અનવયે મને મળવાનો હુકમ ફરમાવશો.

[બ] આ કામની હકીકતમાં બીજી અથવા જે કોઇ દાદ કોર્ટને યોગ્ય લાગે તે અપાવો.

તા૦

અરજદારની સહી ______________

એકરાર આગળ અરજી મુજબ

અરજદારની સહી ______________

## અમદાવાદના ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોર્ટમાં.

નંબર ૨

## દીવાના સખસોની મીલકત તથા વાલી થવા બાબત.

( સન ૧૯૧૨ ના આક્ટ ૪ મુજબ )

અરજી નંબર સને ૧૯

દીવાના क તથા ख ની જાત તથા મીલકતની બાબતમાં:—

અરજદાર अ.

હું અરજદાર મજકુર જણાવું છું કે:—

૧. આ કોર્ટની હકુમતમાં મોજે બાદા પ્રા. ચોર્યાશીમાં क તથા ख એ ભાઇઓ કણબી ગ્નાતીનાં છે તેઓ પાસે આ કોર્ટની હકુમતમાં કેટલીક સ્થાવર અને જંગમ મીમલકત છે, તેઓ દીવાના છે અને પોતાની મીલકતનો વહીવટ કરી શકે એવા નથી, સ્થાવર મીલકતમાં જમીન રૂ. ૯૧૫) ની છે તથા ઘર વીગેરે છે તથા જંગમ માલ રૂ. ૪૨૦ નો છે.

૨. સદરહુ દીવાનાનો હું કાકો થાઉં છું તેથી આ અરજી મેં કરી છે.

૩. દીવાના મજકુર નજદીકના સગા નીચે મુજબ છે.

* * * *

૪. માટે મારી અરજ એવી છે કે સદરહુ દીવાના अ તથા ब દીવાનાં છે અને પોતાની મીલકતનો વહીવટ કરી શકે તેવા નથી એમ ઠરાવ કરી હમારો ખરચ અપાવો તથા તેની મીલકત હમારા કબજામાં લેવા હુકમ ફરમાવો કે તે મીલકતનો વહીવટદાર તથા દીવાના મજકુર જાતનો વાલી હમારા તરફથી નીમવામાં આવે.

તા૦

સહી ____________

એકરાર આગલી અરજી મુજબ

સહી ____________

---

## અમદાવાદ ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોર્ટમાં.

નંબર ૩.

## વારસા બાબત.

(સન ૧૮૬૫ ના એકટ ૪૦ મુજબ)

*અરજી નંબર સને ૧૯

મરનાર अના એસ્ટેટ બાબત.

અરજદાર

ब જાતના પારસી ઊ. વરસ ની ધંધો રહેવાશી;

હું ब અરજદાર મજકુર નમ્રતા પુર્વક જણાવું છું કે:—

૧. મારી મા અગર બાપ (જે સગપણ હોય તે) આ કોર્ટની હકુમતમાં મોજે વેશુ તાલુકે ચોર્યાસી જીલ્લે સુરતમાં પોતાના રહેવાના મકાનમાં તા. માહે સને ૧૯૦૩ ને રોજે વસીયતનામું કર્યા વિના ગુજરી ગયા છે ( વસીયતનામું કર્યું હોય તો તેમ લખવું )

ગ૪

---

* પારસી હોય ત્યારે સને ૧૮૬૫ના એકટ ૧૦ મુજબ અરજી ગણાય અને પારસી શિવાય મુસલમાન તેમજ વાણીઆ, બ્રાહ્મણો વીગેરે હોય તો સને ૧૮૮૧ના એકટ ૫ મુજબ અરજી ગણાય; અરજીની ઇમારત એકજ સમજવી:—

૨. મરનારના કુટુંબના વા બીજા નજદીકના સગાનાં નામ તથા ઠેકાણાં નીચે મુજબ.

* * * *

૩. હું અરજદાર મરનારનો વડો છોકરો (જે સગપણ હોય તે) થાઉં છું. મરનારના બીજા તમામ સગા મને વહીવટની સનંદ મળે તેમાં રાજી છે (રાજી ન હોય તો તેમ લખવું)

૪. મરનારની સ્થાવર જંગમ મીલકતની જુદી યાદી આ સાથે રજુ કરી છે. તે સિવાય મરનારની બીજી કાંઇ માલ મીલકત મારે હાથ આવવાનો સંભવ નથી (હોય તો તે પ્રમાણે લખવું)

૫. ઉપલી હકીકતમાં હું અરજદાર દાદ માગું છું કે મરનારની મીલકતની વહીવટની સનંદ મને આપવાનો હુકમ ફરમાવશો (જો વીલ ન કર્યું હોય તો લેટર્સ ઓફ એડમીનીસ્ત્રેશન આપવાનો હુકમ કરશો તેમ લખવું).

તા૦ માહે સને ૧૯૦૩

અરજદારની શહી.

હું અરજદાર બ મજકુર એકરાર કરૂં છું કે આ અરજીમાં લખેલો મજકુર મારા જાણ્યા પ્રમાણે સાચો છે તા૦ સદર

અરજદારની સહી.

---

## અમદાવાદ ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોર્ટમાં

નંબર ૪

### સગીરની મીલકત તથા જાતના વાલી નીમાવા બાબત.

(સને ૧૮૯૦ના આકટ ૮ મુજબ.)

અરજી નંબર સને ૧૯૦૩

અરજદાર અ. "જાતના" ઉ. આસરે વરસ ધંધો ઠેકાણું

સગીર બ ની જાત તથા મીલકતના વાલી નીમાવા બાબતઃ—

હું અરજદાર મજકુરની નમ્રતાપુર્વક અરજ એ છે જે,

૧ મરનાર ક સુરતમાં સને ૧૯૦૩ ના ડીસેમ્બર મહીનાની તા૦ ને રોજ નીચે લખેલા સગીર છોકરાને મુકી મરણ પામેલા.

૨. સગીરનું નામ જાત ધર્મ જન્મની તારીખ અને રહેવાનું ઠેકાણું.

૩. સગીરના બાપ ક નીચે મુજબની મીલકત મુકી ગુજરી ગયા છે

મીલકતની વિગત ( લખવી )

૪ સગીરના નજદીકના સગા નીચે પ્રમાણે

* * * *

૫ કાયદા પ્રમાણે અધીકારવાળા કોઈ પણ સખસે સગીરની જાત અથવા માલ મીલકતના વાલી તરીકેની કોઇની નીમણુંક કીધી નથી. તેમ સગીર મજકુરની જાત તથા માલ મીલકતના વાલી નીમાવવાને કોઇ પણ માણસે કોઇ દીવસ કંઇ અરજ કરવામાં આવી નથી.

૬. હું અરજદાર સગીર મજકુરનો સગો ભાઇ થાઉં ( જે સગપણ હોય તે બતાવવું ) અને સગીર મજકુરનું હીત જળવાય તેવી અને સમાધાનીથી વહેંચણ થઇ શકે અને મીલકતને ખરચના બોજામાં ઉતરવું પડે નહીં એવા કારણોથી ( જે પ્રકારનું અરજી કરવાનું કારણ હોય તે લખવું ) બધા વારસોની સંમતીથી સગીર મજકુરની માલ મીલકત તથા જાતના વાલી નીમાવવાને આ અરજી કરી છે માટે તે પ્રમાણે સગીરની જાત તથા મીલકતનો વાલી મને નીમવાનો હુકમ કરશો,

તા૦ માહે સને ૧૯ સહી

એકરાર આગળ અરજી મુજબ

તા૦ સદર સહી

---

## અમદાવાદ ડીસ્ત્રીક્ટ જડજ સાહેબની કોર્ટમાં

નંબર ૫

### જાુમ્મો (ટ્રસ્ટ ડીડ) રદ્દ કરવા બાબત

(સને ૧૮૮૨ ના એક્ટ ૨ મુજબ.)

*અરજી નંબર સને ૧૯૦૭

અરજદાર અ જાતના શ્રાવક ઉમર આસરે વરસ—ની ધંધો રહેવાશી

હું અ અરજદાર મજકુર નમ્રતાપુર્વક જણાવું છું કે.

૧. મરનાર મારા ધણી (સગપણ જે હોય તે બતાવવું) બ અને ક નામના બે ભાઇઓ એકત્ર હીંદુ કુટુંબના સખસો હતા. તેઓ રહેવામાં, ખાવાપીવામાં તથા ધંધા રોજગારમાં સર્વ વાતે એકત્ર હતા. તેમાંથી બ મારા ધણી ક ની પહેલાં પોતાની પાછળ બે છોકરા મુકી તા૦ ને રોજ અથવા તે અરસામાં ગુજરી ગયેલા છે.

૨. મારા ધણી બ ત્યાર બાદ પોતાની પાછળ એક છોકરો મુકીને ગુજરી ગયા છે, ત્યાર બાદ સરકાર દરબાર ન ચઢતાં હમારા એકત્ર કુટુંબની મીલકત હમે ઘરમેળે વ્હેંચી લીધી તે વખતે મારા છોકરાને હીસ્સે આવેલા મીલકત સચવાય તે સારૂ મારે એક ટ્રસ્ટડીડ કરવું, તે ઉપરથી તેજ તારીખે એક રજીસ્ટર્ડ ટ્રસ્ટડીડ મેં કીધું અને તે વખતે ડ. ઇ. એ રેહેવાશી નાને ટ્રસ્ટીઓ નીમી તે ટ્રસ્ટ ડીડમાં નીચે મુજબના ઠરાવો કીધા.

* * * *

૩. ઉપલી સરતો મુજબ સદરહુ ટ્રસ્ટીઓ વર્તતા નથી અને તેઓ તદન નાલાયક જણાય છે અને હવે તેમને વધારે વાર ટ્રસ્ટીમાં રાખવા એ તદન સગીરના હીતને જોખમ ભરેલું છે.

૪. ઉપલી તમામ હકીકતમાં હું અરજદાર મજકુર નમ્રતાપુર્વક જણાવું છું કે,—

(૧) સદરહુ ટ્રસ્ટડીડ કાયદા વિરૂદ્ધ તથા સગીરના હીતને જોખમ ભરેલું હોવાથી તે રદ છે એવો ઠરાવ કરો.

(૨) સદરહુ ટ્રસ્ટીઓ સગીરના ઇસ્ટેટનો ટ્રસ્ટી તરીકે કામ કરવાને તદન નાલાયક છે એવો ઠરાવ કરી તેને દૂર કરવાનો હુકમ ફરમાવશો.

(૩) અથવા કોર્ટની નજરમાં જે બીજી વાજબી દાદ અપાવવી મુનાશબ લાગે તે અપાવોઃ—

તા૦

અરજદારની સહી

એકરાર—(આગળની અરજી મુજબ)

અરજદારની સહી

---

## દીવાની કોર્ટમાં કરેલા દાવા કે અરજીઓના પ્રતિવાદીએ જવાબ આપવાના નમુના લેખી કેફીયત.

### સામાન્ય જવાબ.

૧ "નાકબુલ કરવા બદલ"—પ્રતિવાદી નાકબુલ કરે છે કે (હકીકત લખવી)

પ્રતિવાદી કબુલ કરતો નથી કે (હકીકત લખવી)

પ્રતિવાદી કબુલ કરે છે કે પણ કહે છે કે,

૨ "ધંધો ઉઠાવ્યા બદલ"—પ્રતિવાદી પેઢીમાં પ્રતિવાદી પોતે ભાગીદાર હોવાનું નાકબુલ કરે છે.

જે કરાર થયો એમ કહેવું હોય તે કરાર કર્યાનું અથવા વાદી સાથે કાંઇપણ કરાર કર્યાનું પ્રતિવાદી નાકબુલ કરે છે.

---

* હિંદુસ્થાનના ટ્રસ્ટ એક્ટની કલમ ૭૪ મુજબ.

વાદી કહે છે તે પ્રમાણે વાદી સાથે કરાર કર્યાનું અથવા તેની સાથે બીલકુલ કરાર કર્યાનું પ્રતિવાદી નાકબુલ કરે છે.

પ્રતિવાદી માલમતા છે એમ કબુલ કરે છે પણ વાદીનો દાવો કબુલ કરતો નથી.

ફરિયાદ અરજીમાં લખેલો માલ અથવા તેમાંનો કાંઇ માલ વાદીએ પ્રતિવાદીને વેચ્યાનું પ્રતિવાદી નાકબુલ કરે છે.

૩ "મુદત"—સન ૧૯૦૮ ના હિંદુસ્તાનના મુદત બાબતના આકટના ૧ લા પરિશિષ્ટથી આર્ટિકલ        અથવા આર્ટિકલો        ની રૂએ ફરિયાદને મુદતની હરકત છે.

૪ "હકુમત"—કોર્ટને ફરિયાદની ચોકસી કરવાનો અધિકાર નથી કારણ કે (કારણો લખવાં).

જે દાવાનું કારણ છે એમ કહેવું છે તે પતાવવા સારૂ તારીખ    માહે    સને    રોજ પ્રતિવાદીએ વાદીને એક હીરાની વીંટી આપી અને તે વાદીએ સ્વીકારી.

૪ "નાદારી"—પ્રતિવાદી કાયદાથી નાદાર ઠર્યો છે.

ફરિયાદ માંડયાની પહેલાં વાદી કાયદાથી નાદાર ઠર્યો અને ફરિયાદ માંડવાનો હક વસુલદારને પ્રાપ્ત થયો.

૫ "સગીરપણું"—જે કરાર થયો છે એમ કહેવું છે તે કરાર કરતી વખતે પ્રતિવાદી સગીર હતો.

૬ "કોર્ટમાં પૈસા ભર્યા બાબત"-પ્રતિવાદીએ, સઘળા દાવા માટે (અથવા માંગેલા પૈસાનો ભાગ રૂપિયા    માટે અથવા જેમ હોય તેમ) કોર્ટમાં    રૂપિયા ભર્યા છે અને તેનું એમ કહેવું છે કે આ રકમ વાદીનો દાવો (અથવા ઉપર લખેલા ભાગ) અદા કરવાને બસ છે.

૭ "વચન પુરૂં કરવાનું વર્જ કરવું"–જે વચન આપ્યું છે એમ કહેવું છે તે વચન તારીખ    માહે    રોજે વર્જીત કરવામાં આવ્યું હતું.

૮ "કરાર રદ કરવા બાબત"—વાદી અને પ્રતિવાદીની વચ્ચે કબુલાતથી કરાર રદ થયો હતો.

૯ "નિર્ણિત વાત"—( કઇ ફરિયાદમાંના તે લખવી ) હુકમનામાને લીધે વાદીના દાવાને હરકત આવે છે.

૧૦ "પ્રતિબંધ"—(જે કહેવાના સંબંધમાં પ્રતિબંધ માંગવામાં આવ્યો હોય તે લખવું ) નું ખરાપણું નાકબુલ કરવાને વાદીને પ્રતિબંધ છે કારણ ( જે હકીકત ઉપર પ્રતિબંધ ઉત્પન્ન થયાનો આધાર રાખવામાં આવતો હોય તે હકીકત લખવી).

૧૧ "ફરિયાદ માંડયા પછીના જવાબ કરવાના મુદ્દા"—ફરિયાદ કર્યા પછી એટલે તારીખ    માહે    રોજ (હકીકત લખવી).

---

નંબર ૧.

## માલ વેચ્યા તથા સ્વાધીન કર્યા બદલની ફરિયાદનો જવાબ.

૧. પ્રતિવાદીએ મજકુર માલ મંગાવ્યો નહોતો.

૨. પ્રતિવાદીએ મજકુર માલ સ્વાધીન કરવામાં આવ્યો નહોતો.

૩. તેની કિંમત રૂ.    નહોતી.

( અથવા )

૪. ૫. ૬. } રૂ.    શિવાયને માટે } ૧ ૨ ૩ પ્રમાણે.

૭. પ્રતિવાદીએ (અથવા પ્રતિવાદીના મુખત્યાર અ. બ. એ) વાદીને (અથવા તેના મુખત્યાર ક. ડ. ને) ફરિયાદ માંડયા પહેલાં તારીખ    માહે    સને ૧૯    રોજ દાવાની રકમ આપી દઇને દાવો અદા કર્યો છે.

૮. પ્રતિવાદીએ વાદીને ફરિયાદ માંડયા પછી તારીખ માહે સને ૧૯ ને રોજ દાવાની રકમ આપી દઇને દાવો અદા કર્યો છે.

---

નંબર ૨

## ખત ઉપરની ફરિયાદનો જવાબ.

૧. મજકુર ખત પ્રતિવાદીનું નથી.

૨. પ્રતિવાદીએ વાદીને ખતની સરત પ્રમાણેના દિવસે નાણાં આપ્યાં છે.

૩. પ્રતિવાદીએ વાદીને ખતમાં લખેલા દિવસ ફરિયાદ માંડયા પહેલાં ખતમાં લખેલી મુદ્દલ રકમ વ્યાજ સહિત આપી દીધી છે.

---

નંબર ૩.

## હામીદાર ઉપરની ફરિયાદનો જવાબ.

૧. ફરિયાદ માંડયા પહેલાં મુખ્યે નાણાં આપી દઇ દાવો અદા કર્યો છે.

૨. વાદીએ એક બંધનકારક કબુલાતની રૂએ મુખ્યને મુદત આપવાથી પ્રતિવાદી જવાબદારીથી મુક્ત થયો છે.

---

નંબર ૪.

## કરજ બાબતની કોઈ પણ ફરિયાદનો જવાબ.

૧. દાવાની રકમમાંથી રૂા. ૨૦૦, વાદીને પ્રતિવાદીએ વેચેલા તથા સ્વાધીન કરેલા માલ બદલ વાળી લેવાનો પ્રતિવાદીનો હક છે.

વિગત નીચે પ્રમાણે:—

તા. ૨૫ મી જાનેવારી ૧૯૦૭.........................રૂા. ૧૫૦

તા. ૧ લી ફેબ્રુવારી ૧૯૦૭.........................રૂા. ૫૦

કુલે રૂા. ૨૦૦

૨. સદરહુ સઘળી રકમ ( અથવા દાવાની રકમનો ભાગ, રૂ. ) ફરિયાદ પહેલાં પ્રતિવાદીએ આપવા માંડી હતી અને તે રકમ કોર્ટમાં આપી છે.

---

નંબર ૫.

## બેદરકારીથી હંકાર્યાથી ઇજા માટેની ફરિયાદનો જવાબ.

૧. ફરિઆદ અરજીમાં જણાવેલી ગાડી પ્રતિવાદીની હોવાનું તથા તે ગાડી પ્રતિવાદીના નોકરોના હવાલામાં અથવા નિબંધ હેઠળ હોવાનું પ્રતિવાદી નાકબુલ કરે છે. સદરહુ ગાડી કલકત્તાની સ્ટ્રીટમાં રહેનારા, ભાડુતી ઘોડાનો તબેલો રાખનારા જેઓને પ્રતિવાદીએ પોતાને ગાડી ઘોડા પુરા પાડવાનું સોંપ્યું છે તેઓની છે અને જે માણસના હવાલા તથા નિર્બંધ હેઠળ સદરહુ ગાડી હતી તે માણસ સદરહુ નો નોકર હતો.

૨. સદરહુ ગાડી મીડલટન સ્ટ્રીટ ઉપરથી બેદરકારીથી એકદમ અથવા ચેતવણી આપ્યા વગર અથવા ઝડપવાળી અથવા ભયંકર ગતિથી વાળેલી હોવાનું પ્રતિવાદી કબુલ કરતો નથી.

૩. પ્રતિવાદી કહે છે કે જો વાદીએ વાજબી સંભાળ તથા બાહોશી રાખી હોત તો તે ગાડીને

પોતા તરફ આવતી જોઇ શકત અને જોઇ શક્યો હોત અને તેની સાથે અથડાત નહીં અને અથડાઇ શકત નહીં.

૪. ફરિયાદ અરજીના ત્રીજા પારેગ્રાફમાં લખેલી બાબતો પ્રતિવાદી કબુલ કરતો નથી.

---

નંબર ૬.

## નુકસાન કરવા માટેની સઘળી ફરિયાદોનો જવાબ.

૧. જે જે કાર્યો (અથવા બાબતો ) ની ફરિયાદ કરવામાં આવી હોય તેનો ઇનકાર

---

નંબર ૭.

## માલ અટકાવી રાખવા માટેની ફરિયાદનો જવાબ.

૧. સદરહુ માલ વાદીની માલકીનો ન હતો.

૨. સદરહુ માલ જે લીયન માટે હકદાર હતો તે લીયન બાબત અટકાવી રાખવામાં આવ્યો હતો.

વિગત નીચે પ્રમાણેઃ—

તા. ૩ જી મે ૧૯૦૭, દાવો કરેલો માલ દિલ્હીથી કલકત્તા લઇ જવા માટેઃ—૪૫ મણ દર મણે રૂા. ૨ લેખે રૂા.

---

નંબર ૮.

## ગ્રંથસ્વામિત્વનો હક તોડવા બદલ ફરિયાદનો જવાબ

૧. વાદી ગ્રંથકર્તા ( એસાઇની વિગેરે ) નથી.

૨. સદરહુ પુસ્તક રજીસ્ટર થએલું નથી.

૩. પ્રતિવાદીએ હક તોડયો નથી.

---

નંબર ૯.

## માનપરની નિશાનીનો હક તોડવા બદલ ફરિયાદનો જવાબ

૧. સદરહુ ટ્રેડમાર્ક વાદીની નથી.

૨. સદરહુ નિશાની ટ્રેડમાર્ક નથી.

૩. પ્રતિવાદીએ હક તોડયો નથી.

---

નંબર ૧૦.

## અપકારક કૃત્યો સંબંધી ફરિયાદોનો જવાબ

૧. વાદીનો પ્રકાશનો ઉપભોગ અસલના વખતનો નથી ( અથવા તેના બીજા કહેવાતા લાંબા ભોગવટાથી મળેલા હક નાકબુલ કરવા ).

૨. પ્રતિવાદીની ઇમારતોથી વાદીના પ્રકાશને વાસ્તવિક રીતે અટકાવ થશે નહિ.

૩. પ્રતિવાદી અથવા તેના નોકરો પાણી બગાડતા હોવાનું ( અથવા જે માટે ફરીયાદ કરી હોય તે કરવાનું ) પ્રતિવાદી નાકબુલ કરે છે.

[ જે માટે ફરિયાદ કરવામાં આવી છે તે કરવાનો પ્રતિવાદીનો હક લાંબા ભોગવટાથી મળેલો હોય અથવા બીજી કોઇરીતે મળેલો હોય તો તેણે તેમ લખવું અને તે હકના આધારો એટલે કે લાંબા ભોગવટા અથવા બક્ષીસ અથવા બીજું શું તે લખવું ].

૪. વાદી અઘટિત વિલંબને માટે ગુન્હેગાર છે તેની વિગત નીચે પ્રમાણેઃ—

સને ૧૮૭૦ માં વાદીની મીલ ચાલુ થઇ.

સને ૧૮૭૧ માં વાદીએ કબજો લીધો.

સને ૧૮૮૩ માં પહેલી વખત ફરિયાદ કરી.

૫. વાદીના નુકસાની માટેના દાવાના સંબંધમા પ્રતિવાદી ઉપલા બચાવના મુદ્દા ઉપર આધાર રાખશે અને તે કહે છે કે જે કાર્યોની ફરીયાદ કરવામાં આવી છે તે કાર્યોથી વાદીને કાંઇ નુકશાન થયું નથી. ( જો બીજા મુદ્દા ઉપર આધાર રાખવાનો હોય તો તે લખવા જોઇએ જેવા કે થઇ ગએલા નુકશાન માટે મુદતની હરકત ).

---

નબર ૧૧.

## ગીરો છોડવવાનો હક બંધ કરવાની ફરીયાદનો જવાબ

૧. પ્રતિવાદીએ ગીરોખત કરી આપ્યું નથી.

૨. વાદીને ગીરો તબદીલ કરી આપ્યું નથી. ( જો એક કરતાં વધારે તબદીલી થયાનું કહેવું હોય તો જે નાકબુલ કરી હોય તે લખવું ).

૩. સને ૧૯૦૮ ના હિંદુસ્તાનના મુદત બાબતના આક્ટના બીજા પરિશિષ્ટના આર્ટીકલની રૂયે ફરીયાદને મુદતની હરકત છે.

૪. હેઠળ પ્રમાણે પૈસા ભરવામા આવ્યા છે, એટલે—

| | | | | | રૂપીઆ. |
|---|---|---|---|---|---|
| ( તારીખ લખવી ) | , ... | ... | ... | ... | ૧,૦૦૦ |
| ( તારીખ લખવી ) | , | ... | ... | ... | ૫૦૦ |

૫. વાદીએ તારીખ ના રોજ કબજો લીધો છે અને ત્યારથી તે ભાડું લે છે.

૬. વાદીએ તારીખ માટે ને રોજ કરજ આપી દીધું.

૭ તારીખ માહે ના દસ્તાવેજથી પ્રતિવાદીએ અ. બ. ને પોતાનો સઘળો હિતસંબંધ તબદીલ કરી આપ્યો છે.

---

નંબર ૧૨.

## ગીરો છોડાવવાની ફરીયાદનો જવાબ

૧. સન ૧૯૦૮ ના હિંદુસ્તાનના મુદત બાબતના આક્ટના બીજા પરિશિષ્ટની આર્ટિકલ ની રૂયે વાદીના ગીરો છોડાવવાના હકને મુદતની હરકત છે.

૨. વાદીએ મિજકતમાંનો સઘળો હિતસંબધ અ. બ. ને તબદીલ કરી આપ્યો છે.

૩. પ્રતિવાદીએ, તારીખ માહે ને રોજ કરેલા દસ્તાવેજથી ગીરોથી લીધેલા કરજ ઉપરનો તથા ગીરોની મિલકત ઉપરનો પોતાનો સઘળો હિતસંબંધ અ. બ. ને તબદીલ કરી આપ્યો છે.

૪. પ્રતિવાદીએ ગીરો મિલકતનો કબજો લીધો નથી અથવા તેનું ભાડું પણ લીધું નથી.

( જો થોડી મુદત સુધી પોતાનો કબજો હતો એમ પ્રતિવાદી કબુલ કરતો હોય તો તે મુદત તેણે લખવી, અને તે કબુલ કરતા હોય ત પછીની મુદતનો કબજો તેણે નાકબુલ કરવો. )

---

નંબર ૧૩

## વિશેષ રીતે કરાર પુરો કરવાની ફરીયાદનો જવાબ

૧. પ્રતિવાદીએ કબુલાયત કરી નથી.

૨. અ. મ. પ્રતિવાદીનો આડતીઓ ન હતો ( જો વાદીનું કહેવું એવું હોય તો. )

૩. વાદીએ હેઠળની સરતો પુરી કરી નથી.-- ( સરતો ).

૪. પ્રતિવાદીએ અંશતઃ પુરી કરવાની જે વાત (વિશે કહેવું હોય તે વાત) કરી નથી.

૫. હેઠળ લખેલી બાબતના કારણને લીધે, વચાણ કરવાની મિલકત ઉપર વાદીનો હક એવી તરેહનો નથી કે પ્રતિવાદી તે સ્વીકારવાને બંધાયલા હોય ( શા વાસ્તે તે લખવું. )

૬. હેઠળની બાબતના સંબંધમાં કબુલાયત અનિશ્ચીત છે ( બાબત લખવી. )

૭. ( અથવા ) વાદી ઢીલ કર્યા બદલ ગુન્હેગાર છે.
૮. ( અથવા ) વાદી કપટ અથવા ગેરસમજ કર્યા બદલ ગુન્હેગાર છે.
૯. ( અથવા ) કબુલત ગેરવાજબી છે.
૧૦. ( અથવા ) કબુલત ભુલથી કરવામાં આવી હતી.
૧૧. ( ૭ ), ( ૮ ), ( ૯ ), ( ૧૦ ) ( અથવા જે હોય તે ) સંબંધી હેઠળ લખેલી હકીકત છે.
૧૨. વેચાણની ૧૧ મી સરતની રૂએ ( અથવા એક બીજાની સંમતિથી ) કબુલાયત રદ્દ કરી હતી.

( જે બાબતમાં નુકસાની માગી હોય અને પોતે નુકસાની ભરી આપવાને જવાબદાર નથી એમ પ્રતિવાદી કહે તે બાબતમાં તેને કબુલાયત અથવા જે કરારનું ઉલ્લંઘન કર્યાનું કહેવું હોય તે નાકબુલ કરવું જોઇયે, અથવા જવાબ ઉત્તરપક્ષના જે મુદ્દા ઉપર તેનો આધાર હોય તે બતાવવો જોઇયે, એટલે, હિંદુસ્તાનનો મુદતનો કાયદો, અંગીકાર તથા બદપાઇ. ઠર્ગતી, કપટ, ઇત્યાદિ બતાવવાં જોઇયે. )

નંબર ૧૪.

## મૃત્યુલેખાર્પીત નાણાનું દાન લેનારે મૈયતની મિલકતના વહિવટ બાબત કરેલી ફરીઆદનો જવાબ.

૧. અ. બ. ના મૃત્યુપત્રમાં કરજનો બોજો હતો; તે મરણ પામ્યો ત્યારે નાદાર હતો, તેના મરણ વખતે કેટલીક સ્થાવર મિલકત ઉપર તેનો હક હતો; તે મિલકત પ્રતિવાદીએ વેચી અને તેના રૂ. નક્કી ઉપજ્યા; મૈયત પાસે કેટલીક જંગમમિલકત હતી જે પ્રતિવાદીએ વસુલ કીધી અને જેના રૂ. નક્કી ઉપજ્યા.

૨. તે સઘળી રકમો તથા સ્થાવર મિલકતના ભાડાની રકમ રૂ. ઉપજી તે પ્રતિવાદીએ ઉત્તરક્રિયા તથા મૃત્યુપત્ર સંબંધી ખર્ચ તથા મૈયતના કેટલાં એક કરજ આપવામાં વાપરી.

૩. પ્રતિવાદીએ હિસાબ તૈયાર કર્યો અને તેની એક નકલ તારીખ માહે સને ૧૯ રોજ વાદીએ મોકલી. અને વાદીએ કહાવ્યું કે જો ઓચરીયાં જોઇને હિસાબ મેળવવો હોય તો તે જોવાની તને છુટ છે પણ વાદીએ પ્રતિવાદીની માગણીનો લાભ લેવા ના પાડી.

૪. પ્રતિવાદી અરજ કરે છે કે વાદીએ આ ફરિયાદનું ખરચ આપવું જોઇએ.

નંબર ૧૫

## કાયદા પ્રમાણે રીતસર મૃત્યુપત્રનો પ્રોબેટ.

૧. મૈયતનું સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ સને ૧૮૬૫ ના હિંદુસ્તાનના વારસા બાબતના આકટ ( અથવા સને ૧૮૭૦ ના હિંદુ મૃત્યુપત્રના આકટ ) પ્રમાણે બરાબર કરવામાં આવ્યું હતું નહીં.

૨. જે વખતે સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ અનુક્રમે કરવામાં આવેલાં જણાય છે તે વખતે મૈયતનાં મનની, યાદદાસ્તી તથા સમજની શક્તિ બરાબર નહોતી.

૩. વાદી ( અને તેની સાથે કામ કરનારા બીજાઓ જેમનાં નામ હાલ પ્રતિવાદીને જણાયાં નથી તેઓ ) ની અયોગ્ય લાગવાથી સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ કરાવી લેવામાં આવ્યાં હતાં.

૪. સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ દગાથી કરાવી લેવામાં આવ્યું હતું; અને તે દગો, પ્રતિવાદીની હાલની માહિતી પ્રમાણે ( દગાનું રૂપ લખવું ) હતી.

૫. સદરહુ મૃત્યુપત્ર અને કોડીસીલ કરવામાં આવ્યાં તે વખતે તેમાં લખેલી બાબતોથી ( અથવા પ્રસંગ પ્રમાણે સદરહુ મૃત્યુપત્રના શેષ ભાગનાં મૃત્યુ લેખાર્પિતદાન બાબતની કલમના મજકુરથી ) મૈયત અજાણ હતો અને તેણે તે પસંદ કરી નહોતી.

૬. મૈયતે પોતાનું તારીખ ૧ લી જાનેવારી ૧૮૭૩ નું ખરૂં મૃત્યુપત્ર કરેલું છે, અને તે વડે પ્રતિવાદીને તેનો કુલ મૃત્યુપત્ર ચલાવનાર નિમ્યા છે.

પ્રતિવાદીની માગણી નીચે પ્રમાણે છેઃ—

(૧) વાદીએ રજુ કરેલાં સદરહુ મૃત્યુપત્ર તથા કોડીસીલ કોરટે ખોટાં ઠરાવવાં.

(૨) મૈયતનાં તારીખ ૧ લી જાનેવારી સન ૧૮૭૩ ના મૃત્યુપત્રની કોરટે કાયદા પ્રમાણે રીતસર પ્રોબેટ આપવી.

નંબર ૧

## અપીલની યાદ.

( ઓ. ૪૧, કા. ૧ )

હું સદરહુ સને ૧૯ ની ફરિયાદ નંબર માં ના તારીખ માહે સન ૧૯ ના હુકમનામાના ઉપરની કોર્ટને નીચેનાં કારણોથી અપીલ કરૂં છું. તે એ કેઃ—

(હકીકત ને કારણો લખવાં.)

## દરખાસ્ત (ઓ. ૨૧, કા, ૧૧.) દરખાસ્તનો નમુનો.

હું હુકમનામાવાળો નીચે વર્ણન કરેલા હુકમનામાંની બજાવણી માટે દરખાસ્ત કરૂં છું.

| ફરિયાદનો નંબર. | પક્ષકારોનાં નામ. | હુકમનામાની તારીખ. | હુકમનામા ઉપર અપીલ થઇ છે કે કેમ. | ભરણું અથવા તોડ કાંઇ થયેલો હોય તો. | આગળ કોઇ દરખાસ્ત કરી હોય તો તે, તેની તારીખ અને પરિણામસહિત. | હુકમનામા ઉપરની વ્યાજ સહીત લેણી રકમ અથવા તેમાં આપેલી બીજી દાદ કોઇ સામા હુકમનામાની વિગતો સહિત | ખરચ કાંઇ અપાવેલો હોય તો તેની રકમ. | કોની સામે બજાવવું. | કોર્ટની મદદ કઇ રીતે લેવા માગે છે તે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| સને ૧૮૯૮ નો ૭૮૯ | અ. બ. વાદી. ક. ડ. પ્રતિવાદી. | ૧૧ મી અકટોબર ૧૮૯૭. | નહિ. | કાંઇ નહિ. | તારીખ ૪ માર્ચ સન ૧૮૯૯ ની દરખાસ્ત ઉપરથી રૂ. ૭૨–૪–૦ દાખલ કર્યા. | મુદ્દલ રૂ. ૩૧૪–૮–૨ (હુકમનામાની તારીખથી વસુલ થયા સુધીનું દર વરસે દર સેંકડે છ ટકા પ્રમાણે વ્યાજ). | હુકમનામામાં અપાવેલો રૂ. ૪૭–૧૦–૪<br>ત્યાર પછી થએલો રૂ. ૮—૨—૦<br>કુલ રૂ. ૫૫—૧૨—૪ | પ્રતીવાદી ક. ડ. સામે. | [જ્યારે જંગમ મિલકતની જપ્તી અને વેચાણ કરાવવાનું હોય ત્યારે]<br>હું અરજ કરૂં છું કે કુલ રકમ રૂ. (ભરવાની તારીખ સુધી મુદ્દલ રકમ ઉપર વ્યાજ સહિત) અને આ બજાવણી લેવાનો ખરચ, સાથે જોડેલો યાદી પ્રમાણેની પ્રતિવાદીની જંગમ મિલકતની જપ્તી અને વેચાણ કરીને વસુલ કરવાં તથા મને આપવાં.<br>(જ્યારે સ્થાવર મીલકતની જપ્તી અને વેચાણ કરાવવાનું હોય ત્યારે).<br>હું અરજ કરૂં છું કે કુલે રકમ રૂ. (ભરવાની તારીખ સુધી મુદ્દલ રકમ ઉપર વ્યાજ સહિત) અને આ બજાવણી લેવાનો ખરચ, આ અરજીની નીચે નિર્દીષ્ટ કરેલી પ્રતિવાદીની સ્થાવર મિલકતની જપ્તી કરી તથા તેનું વેચાણ કરી વસુલ કરવાં તથા મને આપવાં. |

હું જણાવું છું કે આની અંદર જે લખ્યું છે તે મારા સંપુર્ણ જાણ્યા તથા માન્યા પ્રમાણે ખરૂં છે.

સહી હુકમનામું ધરાવનાર.

તારીખ માહે સને ૧૯૧

નંબર ૨

## નાદારીમાં અપીલ કરવાની અરજી.

( ઓ. ૪૪, કા. ૧ )

ઉપર કહેલો હું

આ સાથેના ઉપરની ફરિયાદમાં થએલાં હુકમનામા સામે અપીલ કરવાની રજા આપવામાં આવે.

મારી માલકીની સઘળી જંગમ અને સ્થાવર મિલકતની તેની અટકળે કિંમત સહિત પુરેપુરી અને ખરી યાદ આ સાથે જોડવામાં આવી છે.

તારીખ માહે સને ૧૯ ( સહી )

તા. ક. જ્યારે વાદીએ અરજી કરી હોય ત્યારે અવલ કોર્ટમાં નાદાર તરીકે ફરિયાદ કરવાની તેણે અરજ કરી હતી કે કેમ અને તેને તેમ કરવાની રજા મળી હતી કે કેમ તે લખવું.

---

## ઠરાવવાના મુદાના સંબંધમાં એકમત થવાનું પક્ષકારોનું કરારનામું.

( ઓ. ૧૪, કા. ૬ )

અમે ઉપલી ફરિયાદના પક્ષકારો અમારી વચ્ચે ઠરાવવાના હકીકતની ( અથવા કાયદાની ) બાબત વિષે એકમત થયા છીએ પણ સદરહુ ફરિયાદમાં એકઝીબીટ તરીકે ફાઇલ કરેલા, તારીખ માહે સને ૧૯૧૬ ના ખત ઉપર કરેલા દાવાને મુદતના કાયદાની હરકત આવે છે કે નહીં એ બાબતમાં અમારી વચ્ચે મતભેદ છે ( અથવા જે બાબત ઉપર મતભેદ હોય તે લખવી ); માટે

અમે પોતપોતાને માટે કરાર કરીએ છીએ કે, જો કોર્ટ આ બાબતનો ચુકાદો નકારમાં ( અથવા હકારમાં ) કરશે તો હું સદરહુ ને રૂપિયા ની રકમ ( અથવા તે ખત ઉપર કોર્ટ લેણી ઠરાવશે તેટલી રકમ ) આપીશ અને હું સદરહુ સદરહુ ખત ઉપરના મારા દાવાની સંપુર્ણ ભરપાઇ તરીકે સદરહુ રૂપિયા ની રકમ ( અથવા કોર્ટ લેણી ઠરાવે તેટલી રકમ ) સ્વીકારીશ ( અથવા એવા ચુકાદા ઉપરથી હું સદરહુ વિગેરે વિગેરે કરીશ અથવા નહીં કરૂં ).

સાક્ષીઓ વાદી

૧. પ્રતિવાદી

૨.

તારીખ માહે સને જડજ.

---

## કમીશન માટેની અરજીનો પત્ર.

( ઓ. ૨૬ કા. ૫ ).

( મથાળું: —ની કોર્ટના પ્રેસિડંટ તથા જડજો વિગેરે, અગર જેમ હોય તેમ ).

ની કોર્ટમાં હાલ ફરિયાદ ચાલે છે અને તે કામમાં અ. બ. વાદી અને ક. ડ પ્રતિવાદી છે; અને સદરહુ કામમાં વાદી એવો દાવો કરે છે કે

( દાવાનો સાર લખવો )

અને સદરહુ કોર્ટને એવું જણાવવામાં આવ્યું છે કે ન્યાયની ખાતર તથા પક્ષકારો વચ્ચે જે તકરારી બાબત છે તેના યોગ્ય નિકાલની ખાતર એવી બાબતો વિશે નીચેના શખસોની સોગન ઉપર જુબાની લેવાની જરૂર છે, એટલે

ઇ. ફ. રહેવાસી

ગ. હ. રહેવાસી

અને આઇ. જે. રહેવાસી

અને એવું દેખાય છે કે સદરહુ સાહેદો આપની નામદાર કોર્ટની હકુમતની અંદર રહે છે.

વાસ્તે હું સદરહુ કોર્ટનો

આપને અરજ કરવાની રજા લઉ છું અને આ ઉપરથી અરજ કરૂં છું કે ઉપરના કારણ સારૂ અને સદરહુ કોર્ટને મદદ મળે તે સારૂ આપ સદરહુ ના પ્રેસીડંટ તથા જડજો તરીકે અથવા આપમાંના એકે અથવા વધારે જણાઓએ સદરહુ સાહેદોને ( તથા સદરહુ વાદી તથા પ્રતિવાદીના મુખત્યારો આપને, નમ્ર લેખી વિનંતી કરીને જે બીજા સાહેદોને સમન કરીને બોલાવવાનું કહે તેમને ) આપ નીમો તથા તે વખતે તથા જગાએ આપના એક અથવા વધારે જણાની રૂબરૂ અથવા સાહેદોની જુબાની લેવા સારૂ આપની કોટની કામ ચલાવવાની રીત પ્રમાણે જે બીજા સખસોને અધિકાર હોય તેમની રૂબરૂ હાજર રહેવાને સમન કરશો અને આ વિનંતિપત્રની સાથે જે સવાલનામું છે તે પ્રમાણે ( અથવા મ્હોડેથી ) સદરહુ બાબતો વિશે તેમની જુબાની સદરહુ વાદી તથા પ્રતિવાદીના મુખત્યારોની સમક્ષ અથવા તેમનામાં જે આસામીઓ યોગ્ય નોટીસ પછી એવી જુબાની વખતે હાજર હોય તેમની સમક્ષ લેવડાવશો.

અને હું આપને વળી એવી વિનંતી કરૂં છું કે આપ સદરહુ સાહેદોના જવાબ લખાવી લેશો, અને એવી જુબાની વખતે જે ચોપડાઓ, પત્રો, કાગળો તથા દસ્તાવેજો રજુ કરવામાં આવ્યા હોય તે ઓળખાવવા માટે તેમના ઉપર યોગ્ય નીશાની કરાવશો, અને વળી આપને એવી વિનંતી કરૂં છું કે એવી જુબાનીના ખરાપણા વિશે તેના ઉપર આપની ન્યાયસભાના શિક્કાથી શિક્કો કરાવશો, અથવા આપની કામ ચલાવવાની રીતને અનુસરતી હોય એવી બીજી રીતે તેના ઉપર નિશાની કરાવશો અને તે જુબાની તથા બીજા સાહેદોની જુબાની લેવા સારૂ કોઇપણ લેખી અરજી કરવામાં આવે તો તે સુદ્ધાં સદરહુ કોર્ટને પાછી મોકલજો.

"ટીપ"—જો સદરહુ અરજી પરમુલકની કોર્ટને મોકલવામાં આવી હોય તો, ઉપરની છેલ્લી લીટીમાં " સદરહુ કોર્ટને " એ શબ્દોની પહેલાં " મલિકા મુઆઝમના સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ફોરેન ઑફીસ મારફત " એ શબ્દો ઉમેરવા અને તે શબ્દોની પછી "રવાના થવા સારૂ" એ શબ્દો ઉમેરવા.

---

# દસ્તાવેજના નમુના.

## વેચાણ ખતનો નમુનો.

### વેચાણ ખત રૂપીઆ નું.

૧ દરેક દસ્તાવેજમાં મથાળુ આ પ્રમાણે કરવું.

સંવત ના ( મહીનો ) સુદ ( તિથી ) ને વાર તારીખ માહે સને ને દીને મોજે તાલુકે ના રહેનાર નામ જાત ધંધો ઉમ્મર ( લખવાં ) જેમ એક ગામ વાસ્તે વ' ( નામ, જાત, ધંધો, ઉમર લખવાં. )

ઉપર પ્રમાણે મથાળું કરી નીચે પ્રમાણે વેચાણ દસ્તાવેજમાં હકીકત લખવી.

જત અમોએ તમારી પાસેથી રૂ. આજ રોજ લઇ અને તેના અવેજમાં ( ઘર કે જમીન જે વેચાણ આપી હોય તેની વિગત તથા કયા મહેલ્લામાં કે ક્યાં આવી તે લખવું પછી ) ડીસ્ટ્રીક્ટ અમદાવાદ, સબ ડીસ્ટ્રીક્ટ ( તાલુકો ) ના મોજે ( ગામ ) માં છે તે તમને વેચાણ આપ્યું છે તેના ખુંટની વિગત—( અહીં ઘર હોય તો તેથી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ દિશાએ કોનાં ઘર કે રાજમાર્ગ આવ્યો છે તે લખવું; ને જમીન હોય તો કોનાં ખેતરો આવ્યાં છે તે લખવું. ) તે પછી પહોળાઇ, લંબાઇના ગજ અને જમીન હોય તો સર્વે નંબર, એકર અને આકાર કે સનંદીયા હોય તો

સલામી લખવી. અને ઘરનું વેચાણ હોય તો એ ઘર જમીન, આમલા, ઈમારત, કાછા કુવા, ટાંકા, ચોક, પરસારી ક્રરવેશા સાથે તમોને ચાંદો સુરજ તપે ત્યાં સુધી વેચાણ આપ્યું છે ને તેમાં તમો વસો, વસાવો કે ભાડે, ગીરો, વેચાણ, કે બક્ષીસ કરો કે મન ફાવે તેવી રીતે તેનો ભોગવટો કરો તે સર્વ વાતે તમે માલીક છો. (એમ લખવું) કરા મહોઆરા છે કે આગવા, પાણી કઇ તરફ પડે છે. જવાનો હક ક્યાં થઇને છે વિગેરે તમામ હકો લખવા. (પણ જમીન હોય તો) તેમાંનાં તમામ ઝાડ બીડ તથા તેને લગતા તમામ હક સાથે તમોને જાવેચ્ચંદ્ર દિવાકરો વેચાણ આપી છે. તેનો ભોગવટો તમો વંશપરંપરા કરો, ખેડો, ખેડાવો, પડતર રાખો કે ગીરો કે બક્ષીસ કરો એ સર્વ વાતના તમો મુખત્યાર છો. અને આજથી તે (ઘર કે જમીન) અમારા કબજામાંથી છોડીને તમારા કબજામાં આપી છે. તે ઘર કે જમીન અમારા બાપ દાદાના માલકી કબજા ભોગવટાનુ (અથવા જો કોઇ પાસે વેચાણ રાખ્યું હોય તો તે અમુક પાસે અમે વેચાણ રાખેલુ તેના વેચાણ બન તમને સોંપીએ છીએ) (આવું લખવું) તે અમે તમોને વેચાણ આપ્યું છે. એ ઘર કે જમીન ઉપર કોઇનો કોઇ પણ પ્રકારનો હક દાવો નથી ને તદન નજોખમી તમોને વેચાણ આપી છે. તેમ છતા જો કોઇ હક દાવો કે હેલો હરકત કરે તો તેના અમે તથા અમારા વાલી વારસો જવાબ દઇએ અને તે અમારા ખર્ચે દુર કરી આપીએ સહી. આ વેચાણ ખત અમે અમારી રાજીખુશીથી અને અકકલ હોશીયારીથી કરી આપ્યુ છે. તે કબુલ મંજુર છે સહી.

અત્ર મતુ તત્ર ——— શાખ

(લખી આપનારે મતું કરવું.) ખત લખનારે લખીતગ અને બીજા બે ત્રણની સાખો કરાવવી

## ૨ કબજાગીરો ખત રૂ. નું.

મથાળું ૧ લા નમુનામાં બતાવ્યા પ્રમાણે કરવું. પછી

જત અમોએ તમારી પાસેથી નગદ રોકડા રૂ. અંકે લીધા તેના અવેજમાં અમારૂં (ઘર કે જમીન જે હોય તે) અમદાવાદ ડીસ્ટ્રીકટ એક (જીલ્લો) સબડીસ્ટ્રીકટ નડીઆદ (તાલુકે) ના ગામ મોજે (ગામ) માં છે તે તે કબજાગીરો આપી છે તેની વિગત. તેના ખુંટ નીચે પ્રમાણે (ચારે દિશાના ખુંટ લખવા)

ઉપર લખેલી મીલ્કત ઘર કે જમીન જે હોય તે જણાવવુ. તમોને ગીરો આપી છે, રૂપીયાનું વ્યાજ નહીં ને ગીરોવાળી જમીનની સાંથ નહીં કે ઘર હોય તો-ઘરનું ભાડું નહીં, આપે રૂપીએ ઘર કે જમીન છુટે તે લખવું. જો (અમુક વર્ષની બાંધણી કરી હોય તો "તેની બાંધણી વર્ષ ની કરી છે, તે પછી અમે રૂપીઆ આપીને તે મિલ્કત છોડાવીએ" એવું લખવું.)

આ મિલ્કત ઉપર કોઇનો હક દાવો નથી તેમ કોઇ બીજી જગ્યાએ તે ગીરો કે કોઇ બીજા બોજામાં નથી. તેમ છતાં કોઇ હકદાવો કરે તો તેનો જવાબ અમો દઇએ. આજથી તમોને આ (મીલ્કત) નો કબજો સોંપવામાં આવ્યો છે. જેથી તમારે એનો વહીવટ તમારી મરજીમાં આવે તે મારફ કરવો અગર બીજા કોઇ પાસે કરાવો કે સાંથે કે ભાડે આપો તે સર્વ વાતે તમે મુખત્યાર છો. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશિયારીથી ને તંદુરસ્તીમાં લખી આપ્યો છે. તે અમોને તથા અમારા વારસોને કબુલ મંજુર છે.

૧ અત્ર ——— મતુ ૧ અત્ર ——— સાખ

લખી આપનારે મતું કરવું ખત લખનારે લખીતંગ કરવું તથા બીજા સાક્ષીઓએ સાખ કરવી.

## સાનગીરો ખત.

કબજાગીરો માફકજ લખવું પણ તેમાં કબજાગીરો છે ત્યાં સાનગીરો લખવું અને જ્યાં મિલ્કત તમારે કબજે સોંપી છે ત્યાં—આ મિલ્કત તમને રૂપીયા પેટે સાંનમાં લખી આપી છે. અને મિલ્કત અમારે કબજે રાખી છે એવું લખવું.

---

## આડગીરો ખત.

પોતાને ત્યાં કોઇ મિલ્કત ગીરો હોય અને તે બીજાને ત્યાં પાછી જ્યારે ગીરો મુકવામાં આવે તે આડગીરો કહેવાય છે. તે દસ્તાવેજ માટે ઉપરના મથાળા પ્રમાણે મથાળું કરી પછી "જત આજરોજ રૂ. અંકે રોકડા લીધા છે તેના અવેજમાં ખેતર કે જમીન અમોએ ફલાણા માણુસ પાસેથી રૂ. માં ગીરો રાખેલી તે તમારે ત્યા આડગીરો મુકો છે એવું લખવું ને તળે મિલ્કતનું વર્ણન મૂળ ગીરો દસ્તાવેજ પ્રમાણે લખવું ને તેનો દસ્તાવેજ તમારે સ્વાધિન કર્યો છે. અમે રૂપીઆ આપી તે મિલ્કત છોડાવોશું વિગેરે હકીકત લખવી."

---

## ગીરો હકવેચાણનો દસ્તાવેજ.

મથાળું ૧ લા નંબરના ખત પ્રમાણે કરી તળે નિચે પ્રમાણે લખવું.

"જત અમોએ તમારી પાસેથી આજરોજ રૂ. અંકે પુરા કલ્દાર રોકડા લીધા છે. એના અવેજમા અમોએ (જેના પાસેથી રાખ્યુ હોય તેનું નામ) પાસેથી ઘર કે જમીન રૂપીયા અંકે માટે સંવત તારીખ માહે સને ના રોજ કબજા ભોગવટા સાથે ગીરો રાખેલું તે તમને ગીરોહક વેચાતુ આપ્યુ છે. (પછી તે મિલ્કતના ખુંટ તથા વર્ણન લખવું) તે મિલકત અમોએ જે સરતોએ ગીરો રાખી છે તે તમામ શરતોએ અમારો ગીરો હક વેચાણ આપ્યો છે. માટે હવેથી તે મિલ્કતના તમો હક તરીકે વહીવટ કરવાને મુખત્યાર છો. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી કરી આપ્યો છે તે અમારે તથા અમારા વાલી વારસોને કબુલ મંજુર છે તે સહી.

અત્ર મતુ અત્ર સાખ

લખી આપનારનું મતું સાક્ષીઓની તથા લખોતગવાળાની સાખ.

---

# વીલ.

## વીલ યાને વસીયતનામું.

સંવત ના (મહીનો સુદ કે વદ અને તિથી તથા વાર) તારીખ માહે સને ને દીને હું (નામ જાતે ઉમ્મર ધંધો રહેવાસી તાલુકે નો જત મારી વૃદ્ધાવસ્થા થવાથી અને હાલ મારી તબીયત સારી રહેતી નહીં હોવાથી તેમજ હવે મારી ક્ષણભંગુર દેહનો ભરૂંસો નથી માટે મારી તંદુરસ્તી અને હયાતીમાં શુદ્ધિ અને સાવધાનીમાં હું મારી તમામ સ્થાવર જંગમ મિલ્કતનું વીલ યાને વસીયતનામું નિચે પ્રમાણે કરૂં છું.

મારી સ્થાવર મિલકત નિચે પ્રમાણે છે.

(અહીં ઘર, જમીન વીગેરે જે સ્થાવર મિલ્કત હોય તે કયાં આવી, તેના ખુંટ, તથા હક વીગેરે લખવું. ઘર હોય તો મહેલો તથા લંબાઇ પહોળાઇ અને જમીન હોય તો સર્વે નંબર અને એકર આકાર જણાવવાં અને એક પછી એક એમ પેરા પાડી તમામ મિલ્કતનું વર્ણન આપવું)

પછી મારી જંગમ મીલકત—ઘરનું રાચરચીલુ, વાસણ કુસણ, દાગીના, ફરનીચર વીગેરે તમામ બતાવવું.

ઉપર જણાવેલી મિલકતનો હું મારી હયાતી સુધી મારો મનગમતો ઉપભોગ કરવાને તથા તેની આવક ખાવાને મુખત્યાર છું અને મારો દેહ છોડયા પછી, મારી તે તમામ મિલકત (મારી દીકરી કે દીકરા કે પીત્રાઇ જેને આપવી હોય તેનું નામ ઉમ્મર ઠેકાણું વીગેરે લખવું ) ને મળે તે માટે હું તેને હકદાર ઠરાવું છું. તેમાંથી મારા ક્રિયા ખર્ચમાં રૂ. અંકે ધર્માદામાં વાપરે અને બીજી તમામ મિલકતનો તેને મન ફાવે તેવો ઉપભોગ કરવો. આ વસીયતનામુ મેં મારી રાજી ખુશીથી તથા અકકલ હોંશીયારીથી ને બીનકેફથી તથા તંદુરસ્તીમાં તથા સાવધગીરીમાં કર્યું છે તે સહી.

અત્ર　　　　　મતુ　　　　　અત્ર　　　　　સાખ

## બક્ષીસ પત્ર.

સંવત　　ના ( મહીનો, સુદ કે વદ, તિથિ અને વાર )　　તા.　　માહે　　સને　　અંગ્રેજી દીને તાલુકે　　મોજે　　ના રહેવાસી　( નામ　　જાતે　　ઉમર　　ધંધો　　) જોગ, લી.　　નામ

ઉમ્મર, ધંધો, એક ગામ વાસ્તે વંજત તમો મારી પાસે ઘણા વખતથી રહોછો, અને મારી સેવા ચાકરી કરોછો અને તેથી મારી તમારા ઉપર અને તમારી મારા ઉપર ઘણીજ પ્રીતિ હોવાથી હું તમારા ઉપર ખુશી થઇ મારી મિલ્કત.

( જે મિલ્કત બક્ષીસ આપવી હોય તેનું વર્ણન. ક્યાંથી આવી, કેટલી, ખુંટ વગેરે લખવું. )

ઉપર બતાવેલી મારી મિલ્કત હુ તમને આ દસ્તાવેજથી બક્ષીસ આપું છું અને આજથી તમારા કબજા સ્વાધિનમાં સોપું છુ. અને તે મિલ્કત તમે મારા આપ્યા મુજબ બક્ષીસ તરીકે આજથી સ્વિકારી છે. માટે હવે એ મિલ્કતનો હું આજ સુધી જેવો માલીક હતો તે વાત મેં આજ રોજથી તેના માલીક થયા છે. જેથી તે મિલ્કતનો તમે તમારે મન ફાવે તેમ ઉપભોગ કરવાને અને વ્યવસ્થા કરવાને મુખત્યાર છો.

આ દસ્તાવેજ મેં મારી રાજી ખુશીથી તથા બીન કેફ અને શુદ્ધ બુદ્ધિથી લખી આપ્યો છે તે મારે કબુલ મંજુર છે.

અત્ર　　　　　મતુ　અત્ર　　　　　સાખ

બક્ષીસ આપનારનું મતુ.　　　　　૧　સાક્ષીઓની સાખ.

## વારસ સગીર હોય ત્યારે ટ્રસ્ટીઓ નીમવાનો દસ્તાવેજ.

સંવત ( માસ, તિથી, વાર ) તારીખ　　માહે　　સને　　અંગ્રેજી દને હું નામ　　જાત,　　ઉમ્મર　　ધંધો　　રહેવાસી　　( ગામ ) તાલુકે

નો જાહેર કરૂંછુ કે હાલ હું વૃદ્ધ થયોછું તથા મારૂં શરીર માંદુ રહે છે, અને મારી ઓરત

હજુ નાની ઉમ્મરની હોવાથી તેમજ મારી મિલ્કતની સંભાળ રાખી શકે તેવી નથી તેમજ મારો પુત્ર નામે　　હાલ　　ઉમ્મરનો સગીર છે જેથી મારી મિલ્કતની સંભાળ મારી હયાતીમાં અને હયાતી પછી છોકરો નામે　　લાયક ઉમ્મરનો થાય ત્યા સુધી બરોબર રહે અને મિલ્કત બરબાદ થાય નહિં તેને માટે મારી મિલ્કતના ટ્રસ્ટ ડીડનો આ દસ્તાવેજ કરૂંછું અને તેની વ્યવસ્થા કરવા નીચે પ્રમાણે ઠરાવ કરૂંછુ.

૧　મારી સ્થાવર મિલ્કત આશરે રૂ.　　ની નિચે પ્રમાણે છે.

( અહીં સ્થાવર મિલ્કતનું વર્ણન લખવું. )

૨　જંગમ મિલ્કત આશરે રૂ.　　ની છે તેનું વર્ણન.

અહીં જંગમ મિલ્કતનું વર્ણન લખવું. જેમાં કોઇ રૂપીયા રોકડા કોઇને ધીર્યા હોય કે બેંકમાં હોય કે તેનું વ્યાજ લેવાનું હોય તેવી રકમો બતાવવી.

૩ ઉપર પ્રકારની મારી સ્થાવર અને જંગમ મિલ્કતની વ્યવસ્થા કરવાને માટે મારા નીચે મુજબના મારા ભરૂંસાવાળા મિત્રો અને ગૃહસ્થોને ટ્રસ્ટીઓ તરીકે તેમની સંમત્તિ લઇને નીમ્યા છે.

ટ્રસ્ટીઓનાં નામ, જાત, ઉમ્મર, ધંધો તથા રહેવાસી વીગેરે હકીકત એક પછી એક નામવાર લખવી.

ઉપર જણાવેલી મિલ્કત મેં મારા ટ્રસ્ટીઓના કબજામાં સ્વાધિન કરાને આજે સોંપી છે. માટે તે મિલ્કતની ઉપજ સારી આવે અને તેની વ્યવસ્થા ઉત્તમ રીતે કરે એ મુજબ મારા ટ્રસ્ટીઓએ તેની વ્યવસ્થા કરવા સોંપી છે. તેનું જે ઉત્પન્ન આવે તેમાંથી મારાં સ્ત્રી તથા છોકરાં તથા કુટુંબના અન્ન વસ્ત્ર અને ભરણપોષણને માટે દર વર્ષે રૂ. અંકે આપવા અને જે ઉત્પન્ન વધે તે રકમમાંથી નવી જમીનો ખરીદવી કે તે રૂપીયા બેંકમાં મૂકવા. અને મારી વાર્ષિક આવકની વધે તેવી વ્યવસ્થા કરવી. તે ઉપરાંત મારા છોકરાઓનો વિદ્યાભ્યાસ કરવા તથા તેમને ઉંચી કેળવણી આપવા માટે વર્ષે દિવસે જે ખર્ચ થાય તે મારી મિલ્કતની ઉપજમાંથી આપવો અને જો કાંઇ લગ્ન કે મરણનું પ્રસ્તુત આવે તો તેનું ખર્ચ તેમાંથી કરવું.

જ્યારે મારો છોકરો લાયક ઉમ્મરનો થાય ત્યારે ઉપર જણાવેલી મારી મિલ્કત અને તેમાં જે વધારો થયો હોય તો તેની આવક સાથે તેને કબજે સોંપવી. અને ટ્રસ્ટીઓએ પછીથી પોતાની વ્યવસ્થા કરવાનો સઘળો હક તેને સોંપી દઈ પોતાનો હક ઉઠાવી દેવો.

સઘળા ટ્રસ્ટીઓએ મારા મિલ્કતની વ્યવસ્થાનું કામ સંપીને એકમતે કરવું. આ ટ્રસ્ટ દસ્તાવેજ મેં મારા રાજી ખુશીથી તથા અક્કલ હોંશીયારોથી કર્યો છે તે મારે કબુલ મંજુર છે.

અત્ર મતુ અત્ર સાખ

---

સૂચના—જો કોઇ વારસ ન હોય ને મિલ્કત ધર્માદામાં વાપરવા ટ્રસ્ટીઓ નીમવા હોય તો તેવું લખવું અને " તેમણે મિલ્કતના ઉત્પન્નમાંથી અમુક અમુક કામમાં દર વર્ષે ધર્માદા ખર્ચ કરવું " વીગેરે જણાવવું.

---

## દત્તક પત્ર

સંવત (માસ, તિથી, વાર) તારીખ માહે સને ને દીને તમો (જેને દત્તક લેવા હોય તેના બાપનું નામ, ઉમ્મર, જાત, ધંધો, રહેવાસી.) જોગ લી. (દત્તક લેનારનું નામ, જાત, ઉમ્મર, ધંધો ને રહેવાસી ) જત અમારે પુત્રની સંતતિ નથી, અને તમો મારા નજદીકના (સગા) જે સગાઇ હોય તે લખવી ) થાવ છો. તો મારી ઇચ્છા મારા વંશની વૃદ્ધિ સારૂ તમારા પુત્ર નામે ને દત્તક લેવાની છે અને ને પ્રમાણે મેં તેને દત્તક લેવાનો નક્કી ઠરાવ કરી દીધો છે જે તમે પણ તે પ્રમાણે તમારા પુત્ર નામે ને મને દત્તક આપવાને માટે કબુલ થયા છો, તેથી આજરોજ શાસ્ત્રાનુસાર દત્તવિધાનની ક્રિયા કરાવી તમોએ તમારા પુત્ર ને મને દત્તક આપ્યો છે અને મેં તેને આજથી મારા દત્તક તરીકે સ્વિકાર્યો છે. આ દત્તકનો લેખ અમે અમારી રાજીખુશીથી તથા અક્કલ હોંશીયારાથી કર્યો છે તે મારે કબુલ મંજુર છે સહી.

અત્ર મતુ તત્ર સાખ.

---

## ભાડા ચીઠી

મથાળું પહેલા નમુના પ્રમાણે કરવું. તે પછી જત અમોએ તમારી પાસેથી ઘર ૧ મહેલ્લા માં આવેલું મ્યુનીસીપલ નંબર વાળું ઓરડા, પરસાળને ચોક તથા ત્રણે માળ સુદ્ધાં આજ રોજથી ભાડે રાખ્યું છે તેના ભાડાના બાર માસના (કે એક માસના હોય તો તે લખવું ) રૂ. અંકે ઠરાવ્યા છે. તે તમને દર વર્ષે (કે દર ચઢે માસે—જેવી સરત હોય તે લખવી ) આપીએ.

તેનું મ્યુનીસીપાલટેક્ષ તમારે માથે છે તથા સંચશમણી અમારે માથે ને નળીઆં તમારે અપાવવાં ( અહીં જે જે સરતો કરી હોય તે લખવી ).

આ ભાડા ચીઠીની મુદ્દત વર્ષ ૧ ની કરી છે તે અમો સંવત ના ( મહીનો—તિથી—ને વાર ) ના રોજ બીનહરકતે ઘર તમારે કબજે સોંપીએ. ( અહીં જો ત્રણ વર્ષની કે પાંચ વર્ષની જે મુદ્દત માટે ભાડે રાખ્યું હોય તે મુદ્દત લખવી ).

આ ભાડા ચીઠી અમે અમારી રાજી ખુશીથી લખી આપી આજરોજથી ઘર ભાડે રાખ્યું છે તે અમારે કબુલ મંજુર છે.

અત્ર ———— મતુ અત્ર ———— સાખ

( ભાડે રાખનારનું મતુ ) ( સાક્ષીઓ કરાવવી )

---

## ગણવતપટો

સંવત ના ( માસ, તિથી, વાર ) તા૦ માહે સને અંગ્રેજી દીને ( જમીનદારનું નામ—જાત, ઉમ્મર રહેવાસી અને તાલુકો ) જોગ લી૦ ( સાંથે રાખનારનું નામ, જાત, ઉમ્મર, રહેવાસી, તાલુકો ) જત લખી આપુંછું કે મેં તમારૂં ખેતર ૧ સર્વે નંબર એકર આકારનું ( ક્યાં આવેલું છે તે તથા ખેતરનું નામ લખવું ) આજરોજથી સંવત ની ફસલ માટે ખેડવા સારૂ રાખ્યું છે. તેના વર્ષ ૧ ની સાંથના રૂ. અંકે ઠરાવીને સાંથે રાખ્યું છે. તેની મુદ્દત ( જે મુદ્દત માટે સાંથે રાખ્યું હોય તે લખવી, વર્ષ, ત્રણ વર્ષ કે પાંચ વર્ષ ) વર્ષ ૧ ની ઠરાવી છે. જે પુરી થયે સંવત ના વૈશાખ સુદ ૩ ના રોજ ખેતર તમારે કબજે સોંપાએ અને તેમાં અમે કાંઇ તકરાર કે વાંધો ઉઠાવીએ નહિં. તેની સાંથના રૂપીઆ સરકારના બે હપ્તા પ્રમાણે આપીએ. તે ન આપીએ તો તમે ખેતરના પાકમાંથી વાળી લ્યો અથવા મારી બીજી મિલ્કતમાંથી કાયદેસર ઇલાજે લઇ વસુલ કરો તેમાં અમો હરકત કરીએ નહીં. આ જમીનનો સરકાર ધારો તમારે ભરવો. તેમાં આવેલાં ઝાડ બીડને અમો સાચવીએ ને એમાં અમો કાંઇ હક દાવો કરીએ નહીં. તેમ ઝાડના ફળનો ઉપયોગ તમારે કરવો. આ જમીન અમે બીજાને પેટા ગણોતે ખેડવા આપીશું નહીં. આ જમીન ખેડીએ, કે ન ખેડીએ અથવા પડતર રહેશે કે પાકે કે ન પાકે તોપણ ઉપર પ્રમાણે તમોને સાંથના રૂપીઆ આપવા અમે કબુલ છીએ.

આ ગણવત મેં મારી રાજી ખુશીથી લખી આપ્યું છે તે અમારે કબુલ મંજુર છે.

અત્ર ———— મતુ અત્ર ———— સાખ

---

## છેડા છુટકાની ફારગતી યાને તલ્લાકનામું

સંવત ( માસ, તિથી, વાર ) તારીખ માહે સને ને અંગ્રેજી દીને તમો બાઇ ની દીકરી રહેવાસી મોજે તાલુકાની જોગ લી. નામ, ગામ. તાલુકો ના, જત તમો મારાં ધણીઆણી થાવ છો, પણ આજ કાલ કરતાં ઘણા લાંબા વખતથી આપણ બન્ને વચ્ચે અણબનાવ ચાલતો આવે છે. અને એક બીજાનાં મન ઉંચાં થએલાં છે. જેથી આપણો ધણી ધણીઆણી તરાકેનો સંબંધ ( પાંચ કે દસ ) વર્ષથી સુલેહ ભરેલી રીતે ચાલતો નથી. અને તેથી આપણે બંનેએ આજરોજ અંદરે અંદર સમજીને આપણા લગનની ગાંઠ આજથી તોડી છે. અને તેથી હવે તમો બીજો ધણી કરો કે ન કરો તે તમારી મરજી ઉપર છે. તેમજ હું હવે બીજીવાર લગ્ન કરૂં કે ન કરૂં તેમાં તમે હવે હરકત ઉઠાવો નહીં. આપણા લગન સંબંધી જે આપ લે થઇ હતી તે ઉપરથી આજરોજ મને રૂ. અંકે તમારા બાપ પાસેથી તમે અપાવીને આ ફારગતી કરી છે. જેથી હવે આપણે એક બીજાએ, એક બીજા ઉપરનો હક ઉઠાવી દીધો છે. અને તેની આ છુટાછેડાની ફારગતી યાને તલ્લાકનામું કર્યું છે. તે આપણે બંનેને કબુલ મંજુર છે તે સહી. આ ફારગતી મેં મારી રાજી ખુશીથી અને સાવધપણાથી લખી આપી છે.

———— સહી ———— સાખ

## વહેંચણનો દસ્તાવેજ.

સંવત (માસ, તિથી, વાર,) તારીખ માહે સને અંગ્રેજી દીને જત અમો (વહેંચણ કરનારનાં નામ, ઉમ્મર, ધંધો, જાત અને રહેવાસી) ચારે ભાઇ આજ સુધી એકત્ર કુટુંબમાં હતા તે રાજી ખુશીથી આજ રોજથી જુદા પડી, અમારી તમામ સ્થાવર અને જંગમ મિલ્કતની સહીઆરી જે મિલ્કત હતી તેની વહેંચણ કરીએ છીએ અને તે નીચે પ્રમાણેઃ–

અમો નામ———(મોટા ભાઇનું નામ)
ના ભાગમાં નીચે પ્રમાણે સ્થાવર અને જંગમ મિલ્કત આવી છે.

* * * * *

આ પછી દરેક ભાઇનું નામ લખી તળે તેના ભાગમાં જે મિલ્કત આવી હોય તે જણાવવી.

* * * * *

આ સિવાય આપણા બાપ જે વૃદ્ધ ઉમ્મરના છે તેમના ભરણપોષણને માટે નિચેની મિલ્કત સહીઆરી રહેવા દઇ તેમના કબજામાં સોંપી છે તેની વિગત નિચે પ્રમાણે (મિલ્કતનું વર્ણન)

* * * * *

આ મિલ્કત આપણા પિતા આપણા ચારેમાંથી જેના ભેગા રહે તેના કબજામાં રહે અને તેનું તે ઉત્પન્ન ખાય તથા તેમનું ભરણપોષણ કરે. પણ જુદા રહે તો પિતાજીના કબજામાં રહે ને તેનું તે ઉત્પન્ન ખાય, પણ તેમની જીંદગી બાદ તે મિલ્કત ચારે જણે વહેંચી લેવી તથા તેમનું ક્રિયા ખર્ચ ચારે જણાએ સહીઆરૂં કરવું.

ઉપર પ્રમાણે આપણ ચારે ભાઇઓના ભાગમાં જે જે મિલ્કત આવી છે તે સર્વ આપણે પોતપોતાને કબજે લીધી છે અને હવેથી જેના ભાગમાં જે મિલ્કત આવી છે તેના ઉપર તેનો સંપૂર્ણ કબજો અને માલીકી છે. વળી આપણે દેવાના રૂ. અંકે છે. તે સરખે હીસ્સે ચારે જણાએ આપવા, તથા લેણું રૂ. અંકે છે તે જેમ જેમ વસુલ થાય તેમ તેમ સરખે હીસ્સે વહેંચી લેવું.

આ વહેંચણ પત્ર આપણે ચારે ભાઇઓએ રાજી ખુશીથી અને સંપીને કર્યું છે. જે આપણે સર્વેને કબુલ મંજુર છે.

અત્ર ——————— મતુ તત્ર ——————— સાખ
ચારે ભાઇઓએ મતાં કરવાં. ચાર સારા માણસોની સાખો કરાવવી.

---

## ભાગીદારીનો કરાર

સંવત (માસ તિથિ વાર) તા. માહે સને ના અંગ્રેજી દીને જત અમો.

(દરેક ભાગીઆઓનાં નામ, ઉમ્મર, જાત, ધંધો ને રહેવાસી લખવાં.)

ચારે જણાએ (જે વેપાર કે પેઢી કરવાની હોય તેનું નામ) નો વેપાર ચારે ભાગીદારી કરી સહીયારો કરવો આજ રોજથી શરૂ કર્યો છે તેની સરતો નીચે પ્રમાણે ઠરાવી છે. (અહીં વેપારની, તેના ઉત્પન્નની, મુડીની, મહેનતની વીગેરે જે જે સરતો ઠરાવી હોય તે તથા દુકાનનું નામ કેવું આપવું, વહીવટ કોણે કરવો, અને નફો થાય તે કેવી રીતે વહેંચવો તથા કોનો કેટલો ભાગ તે સર્વે સરતો અહીં લખવી.)

ઉપર પ્રમાણેની સરતો આપણે બધાએ કબુલ કરીને આજ રોજથી તે ધંધો શરૂ કર્યો છે. તે આપણે સર્વેને કબુલ મંજુર છે.

અત્ર ______________ મતુ તત્ર ______________ સાખ

ભાગીદારોની સહીઓ સાખો.

---

## મિલ્કત ઉપરથી હક ઉઠાવવાની ફારગતી.

( સંવત માસ, તિથી, વાર ) તારીખ માહે સને ના અંગ્રેજી દીને (જેને લખી આપ્યું હોય તેનું નામ, ઉમ્મર, જાત, ધંધો ને રહેવાસી ) જોગ લી. ( લખી આપનારનું નામ, જાત, ધંધો, ઉમ્મર, રહેવાસી ) જત આપણી સ્થાવર અને જંગમ મિલ્કત જે સહીઆરી છે. ( અથવા દુકાન હોય તો લખવું કે આપણે અમુક ધંધાની દુકાન કરી હતી. તેનો નફો તોટો આજ સુધી આપણે વહેંચ્યું નથી. ) તેમાં આજથી મારા ભાગ પેટે રૂ. અંકે ઉચક રકમ ( અથવા જે મિલ્કત કે માલ ઉચક મળ્યો હોય તે જણાવવું ) આજ દીને તમે મને આપી છે. અને તે લઇ મેં તે સહીઆરી મિલ્કતમાંથી મારો હક યાને ભાગ ઉઠાવી લીધો છે. આજથી હવે તમો જે સહીયારી મિલ્કત હતી તેના સ્વતંત્ર માલીક થયા છો. હવે અમારો તે મિલ્કતમાં ભાગ કે કાંઇ હક રહ્યો નથી. અને હક સંબંધ તેમાંથી ઉઠાવી લીધા બાબતની આ ફારગતી લખી આપી છે તે અમારે કબુલ મંજુર છે. આ ફારગતી મેં મારી રાજી ખુશીથી ને શુદ્ધ બુદ્ધિથી લખી આપી છે તે સહી.

અત્ર ______________ મતુ તત્ર ______________ સાખ

હક ઉઠાવી લેનારનું મતું. સાખ કરાવવી.

---

## કરજ ખત.

( નમુના નંબર ૧ માં બતાવ્યા પ્રમાણે મથાળું કરી નીચે લખવું કે,— )

જત અમોએ તમારી પાસેથી આજ રોજ રૂ. અંકે રોકડા કલ્દાર લીધા છે તે તમો માગો ત્યારે દેવા એ રૂપીઆનું બ્યાજ દર વરસે, દર સેંકડે ટકા પ્રમાણે દીવાળી બાકી ઠરાવ્યું છે. તે પ્રમાણે આપીએ. આ ખત અમે અમારી રાજી ખુશીથી ઉપર પ્રમાણે રોકડા રૂપીયા લઇને લખી આપ્યું છે તે અમારે તથા અમારા વારસોને કબુલ મંજુર છે.

અત્ર ______________ મતુ તત્ર ______________ સાખ

---

## કુલ મુખત્યારપત્ર.

હું ( નામ, જાત, ધંધો, ઉમ્મર, રહેવાસી મોજે તાલુકે )નો. આ લેખ ઉપરથી તમો ( નામ, જાત, ધંધો, ઉમ્મર, રહેવાસી ) ને મારે સારૂ તથા મારે નામે, મારા તરફથી ,( જો એકજ બાબતમાં મુખત્યાર નીમ્યા હોય તે જે કામ માટે મુખત્યાર નીમ્યા હોય તે કામ લખવું. ને તમામ કામ માટે કુલ મુખત્યાર નીમ્યા હોય તો ) કોઇ પણ ફોજદારી કે દીવાની ફરીઆદ કે દાવાના કામમાં, કીંવા અપીલના કામમાં કે કોઇ પણ ઇન્સાફી કામમાં, હાજર રહેવા, ફરીઆદ કે દાવા કરવા કે તેના જવાબો આપવા કે મારા વતી સહીઓ કરવા કે કાગળપત્રો, કે હુંડીપત્રી લખવા, આપવા કે લેવા તથા મારા તરફથી દસ્તાવેજ કરાવવા, નોંધાવવા કે લખી આપવા કે બીજાં કોઇ પણ કામ જે હું જાતે કરી શકું તે સર્વે, અથવા જે કામ કરવાનો મને અધિકાર હોય તે સઘળાં કામો કરવા માટે તમને મેં મારા ખરા અને ભરૂંસાદાર મુખત્યાર પસંદ કરી અને નીમ્યા છે. આ વાતની સાક્ષીને સટે મેં મારે હાથે આજ તારીખ માહે સને તથા સંવત માસ, તિથી વારને રોજ મારી સહી કરી છે.

( સહી ) ______________

સાખ ______________